

શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૩૩ મું

વિ સં. ૧૯૫૬

# સમર્પણ

એકસો આઠ ગુણે ભર્યા, એકસો આઠ (૧૦૮) શ્રી રાજ;
એકસો આઠ પ્રકરણ તણા, પુષ્પે પૂજું આજ.
આત્મચારિત્રમય સૌરભે, મઘમઘતી આ માલ;
રાજચંદ્રના ચરણમાં, અર્પું થઈ ઉજમાલ.



('ચંદ્ર પ્રભુ મુખ ચંદ રે સખી દેખણ દે' એ રાગ)

જે ધર્મમૂર્ત્તિ સંત જ્ઞાનાવતારે રે,
પાવન અવનિ આ કરી અવતારે રે;
ભારત જ્યોતિર્ધાર જે આ કાળે રે,
વિરલ વિભૂતિ વિશ્વને ઉજાળે રે....જે ધર્મમૂર્ત્તિ૦

દિવ્ય જ્યોતિ આત્મચંદ્ર જે રાજચંદ્રે રે,
દિવ્ય આત્મગીતા ગાન ગાયુ સુછંદે રે;
સાક્ષાત્ જે પ્રયોગસિદ્ધ સમયસારે રે,
કર્યો જગત ઉપકાર ધર્મઉદ્ધારે રે....જે ધર્મમૂર્ત્તિ૦

કૃતિઓ જે સુકૃતી તણી જ જયંતિ રે,
કીર્ત્તિ કૌમુદી વિસ્તારતી જયવંતી રે;
આત્મકળા સોળે કળા વિકસંતી રે,
શાંત સુધારસ ધારને વરષંતી રે....જે ધર્મમૂર્ત્તિ૦

આત્માર્થ અમૃતપાન જેણે બોધ્યુ રે,
સત્ ધર્મનું સત્ તત્ત્વ જેણે શોધ્યુ રે;
મૂળમાર્ગ ઉદ્ધાર જેણે કીધો રે,
આત્મસિદ્ધિનો લાભ જેણે દીધો રે....જે ધર્મમૂર્ત્તિ૦

તે રાજચંદ્ર પદાબ્જમાં ઉલ્લાસે રે,
ગ્રંથ સમર્પ્યો એહ ભગવાનદાસે રે;
દિવ્ય ચરિત્ર રાજચંદ્રનું ગાવંતો રે,
જય જય જય રાજચંદ્ર! જગ જયવંતો રે....જે ધર્મમૂર્ત્તિ૦

મુંબઈ
૨૦૨૨, દ્વિ. શ્રાવણ શુદી પૂર્ણિમા.

ભગવાનદાસ.

# ભારતનો જ્યોતિર્ધર

(અનુષ્ટુપ્) રાજચંદ્ર ઉગ્યો દિવ્ય, ભારત ગગનાંગણે;
જ્યોતિ વિસ્તારતો સૌમ્ય, અખિલ વિશ્વમંડલે. ૧.
ધન્ય તે દેશ સૌરાષ્ટ્ર, ધન્ય ભારતભૂમિ આ;
રાજ કલ્પતરુ જન્મે, ધન્ય ગ્રામ વવાણિઆ. ૨.
ધન્ય તે શબ્દજિત્ તાત, ધન્ય તે માત દેવકી;
ચોવીશ ઓગણીસેંની, પૂર્ણિમા ધન્ય કાર્તિકી. ૩.

(ઉપજાતિ) આ વાણીઓ ગ્રામ વવાણિઆનો,
અપૂર્વ સત્ રત્નવણિક્ સુજાણો;
વ્યાપાર રત્નત્રયીનો અનન્ય,
કરી લહ્યો આતમલાભ ધન્ય. ૪.

(વસંતતિલકા) સાક્ષાત્ સરસ્વતી શું આ નરરૂપધારી?
વાચસ્પતિ અવનિમા શું ગયા પધારી?
એવા વિતર્ક જનના મનમાં લસંતા,
શ્રી રાજચંદ્ર વચનામૃતને સુણંતાં. ૫.

(માલિની) અપ્રતિમ પ્રતિભાથી પૂર્ણ શ્રી રાજચંદ્રે,
અમૃતમયી પ્રસારી જ્ઞાન જ્યોત્સ્ના સુછંદે;
તહિં સુજન ચકોરો ન્હાઈ આનંદ પામે,
સુમન કુમુદ કેરો પૂર્ણ ઉદ્બોધ જામે ૬.

(મન્દાક્રાંતા) બાલ્યાવસ્થા મહિં મરણ કો ભાળી સંવેગ વેગે,
જેને જાતિસ્મરણ ઉપજ્યુ પૂર્વ જન્મો જ દેખે,
એવી એવી સ્મૃતિ બહુ થઈ કર્મના બંધ છૂટ્યા,
ત્રુટ્યા જ્ઞાનાવરણ પડદા જ્ઞાન અંકૂર ફૂટ્યા. ૭.
જાગ્યો આત્મા વિણ પરિશ્રમે તત્ત્વસંસ્કારધારી,
તત્ત્વોદ્બોધે લઘુ વય છતા વૃદ્ધ જ્ઞાનાવતારી;
ને ભાવંતો જિન સ્વરૂપને ભાવિતાત્મા મહાત્મા,
આરોહ્યો આ સ્વરૂપપદની શ્રેણિએ દિવ્ય આત્મા. ૮.

(માલિની) શતમુખ પ્રતિભાના ઓજપુંજે લસંતા,
કવિ શતઅવધાની ભાવનાબોધવંતા,
દરશન સુમભાવી ગૂંથી જેણે રસાળા,
દિન ત્રણ મહિં વર્ષે સોળમે મોક્ષમાળા. ૯.

ષડ દરશન કેરો સાર જેમાં સમાવ્યો,
નવનીત શ્રુતઅબ્ધિ મંથી જેમાં જમાવ્યો;
અનુભવરસગંગા પ્રાપ્ત જે સુપ્રસિદ્ધિ,
અમૃત અવનિનું તે રાજની આત્મસિદ્ધિ. ૧૦.

પથ પર પદ બોધ્યો વીતરાગાનુસારી,
શ્રવણ મૂળ કરાવ્યો જિનનો માર્ગ ભારી;
ધન દિન લલકાર્યો ધર્મ સાચો ઉધાર્યો,
સુઅવસર અપૂર્વી દિવ્ય દષ્ટા સુગાયો. ૧૧.

કવિવર પર જ્યોતિર્ધારી શ્રીમદ્ અનેરો,
પરમ મરમ ભાખ્યો લોક પુરૂષ કેરો;
જિન પદ જન જોગી ઇચ્છતા તેહ ગાયો,
જિન પ્રવચન સિન્ધુ બિન્દુમાંહી સમાવ્યો. ૧૨.

(ત્રોટક) તપ તેજથી રાજ રવિ જગમાં,
સમતા થકી સૌમ્ય જ સોમ સમા;
શુભ મંગલમૂર્તિ ગુરુ બુધમાં,
પરબ્રહ્મ મંડન (મંદ ન) શુક્ર સમા. ૧૩.

(અનુષ્ટુપ્) શ્રીમદ્ જ્ઞાનશ્રીસંપન્ન, વંદ્ય જે બુધવૃન્દને;
ભગવાનૂદાસ તે વંદે, યોગીન્દ્ર રાજચંદ્રને. ૧૪.

(વંશસ્થ) સ્વયં પ્રકાશી સ્વરૂપે પ્રકાશતા,
સ્વયં સદા જે જયવંત વર્ત્તતા;
તે સંતના સંત મહત્ મહંતના,
શ્રી રાજને હો મનનંદ વંદના. ૧૫.

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા
એમ. બી. બી. એસ'



# 'રાજચંદ્ર' સુધાસિંધુના બિંદુ

**આત્મજ્ઞાન:** તે આત્મસ્વરૂપથી મહત્ એવું કંઈ નથી. એવો આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવજોગ ઉત્પન્ન થયો નથી, છે નહીં અને થવાનો નથી કે જે પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય.

જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત છે, પ્રગટ છે તે પુરુષ વિના બીજો કોઈ તે આત્મસ્વરૂપ યથાર્થ કહેવા યોગ્ય નથી; અને તે પુરુષથી આત્મા જાણ્યા વિના બીજો કોઈ કલ્યાણનો ઉપાય નથી. તે પુરુષથી આત્મા જાણ્યા વિના આત્મા જાણ્યો છે એવી કલ્પના મુમુક્ષુ જીવે સર્વથા ત્યાગ કરવી ઘટે છે.

દેહથી ભિન્ન સ્વપરપ્રકાશક પરમ જ્યોતિસ્વરૂપ એવો આ આત્મા, તેમાં નિમગ્ન થાઓ. હે આર્યજનો! અંતર્મુખ થઈ, સ્થિર થઈ, તે આત્મામાં જ રહો તો અનંત અપાર આનંદ અનુભવશો.

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરિહરું?
આપ આપકું ભૂલ ગયા, ઇનસે ક્યા અંધેર?
સુમર સુમર અબ હસત હૈ, નહિ ભૂલેંગે ફેર.
જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક;
નહિ જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક.
શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયં જ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું, કર વિચાર તો પામ.

卐

આત્માર્થ—

આત્મભ્રાંતિ સમ રોગ નહિં, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિં, ઔષધ વિચાર ધ્યાન.
રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો!
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.
જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિં આત્માર્થ.
જહાં રાગ અને વળી દ્વેષ, તહાં સર્વદા માનો કલેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ, સર્વ દુઃખનો છે ત્યાં નાશ.

વિશાળબુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેંદ્રિયપણું આટલા ગુણો જે આત્મામાં હોય તે તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે.

ત્યાગ વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહેજ સ્વભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે.

અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહ આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો. એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ.

**સમ્યગ્દર્શન:** અનંતકાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું તે જ્ઞાનને એક સમયમાત્રમાં જાત્યંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું તે કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર.

ભ્રાંતિનું કારણ એવું અસત્દર્શન તે આરાધવાથી પૂર્વે આ જીવે પોતાનું સ્વરૂપ તે જેમ છે તેમ જાણ્યું નથી. અસત્સંગ, નિજેચ્છાપણું, અને મિથ્યાદર્શનનું પરિણામ તે જ્યાંસુધી મટે નહીં ત્યાંસુધી આ જીવ કલેવરરહિત એવો શુદ્ધ અસંખ્યપ્રદેશાત્મક મુક્ત થવો ઘટતો નથી, અને તે અસત્સંગાદિ ટળવાને અર્થે સત્સંગ, જ્ઞાનીની આજ્ઞાનું અત્યંત અંગીકૃતપણું અને પરમાર્થસ્વરૂપ એવું જે આત્માપણું તે જાણવા યોગ્ય છે.

જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી.
ભિન્ન ભિન્ન મત દેખિયે, ભેદ દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, એ જ ધર્મ અનુકૂળ.
છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ.

卐

**મોક્ષમાર્ગ—**

મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા, તે પામે તે પંથ:
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ.
કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા;
નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે.
વચનામૃત વીતરાગના, પરમ શાંતરસ મૂળ;
ઔષધ જે ભવરોગના, કાયરને પ્રતિકૂળ.
ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિં વાર.
સુખધામ અનંત સુસંત ચહી, દિનરાત રહે તદ ધ્યાનમહીં;
પરશાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે.

જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે. આત્મા જે પ્રકારે અન્યભાવ પામે તે પ્રકાર અન્યરૂપ છે, ધર્મરૂપ નથી. × × જીવે ધર્મ પોતાની કલ્પના વડે અથવા કલ્પનાપ્રાપ્ત અન્ય પુરુષ વડે શ્રવણ કરવા જોગ, મનન કરવા જોગ કે આરાધવા જોગ નથી. માત્ર આત્મસ્થિતિ છે જેની એવા સત્પુરુષથી જ આત્મા કે આત્મધર્મ શ્રવણ કરવા જોગ છે, યાવત્ આરાધવા જોગ છે.

માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈજ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી સત્ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું, તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. આ જે વચનો લખ્યાં છે, તે સર્વ મુમુક્ષુને પરમ બાંધવરૂપ છે, પરમ રક્ષકરૂપ છે; અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમપદને આપે એવાં છે, એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષડ્દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે.

ॐ卐

# ધન્ય રે દિવસ આ અહો!

ધન્ય રે દિવસ આ અહો,
જાગી જે રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલ્લસી,
મટ્યો ઉદય કર્મનો ગર્વ રે......ધન્ય.
ઓગણીસસેં ને એકત્રીસે,
આવ્યો અપૂર્વ અનુસાર રે;
ઓગણીસસેં ને બેતાલિસે,
અદ્ભુત વૈરાગ્ય ધાર રે.......ધન્ય.
ઓગણીસસેં ને સુડતાલિસે,
સમકિત શુદ્ધ પ્રકાશ્યુ રે;
ત અનુભવ વધતી દશા,
નિજ સ્વરૂપ અવભાસ્યુ રે.......ધન્ય.
ત્યા આવ્યો રે ઉદય કારમો,
પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ,
તેમ વધે ન ઘટે એક રંચ રે.......ધન્ય.
વધતું એમ જ ચાલિયુ,
હવે દીસે ક્ષીણ કાંઇ રે;
ક્રમે કરીને રે તે જશે,
એમ ભાસે મનમાંહિ રે.......ધન્ય.
યથાહેતુ જે ચિત્તનો,
સત્ય ધર્મનો ઉદ્ધાર રે,
થશે અવશ્ય આ દેહથી,
એમ થયો નિર્ધાર રે.......ધન્ય.
આવી અપૂર્વ વૃત્તિ અહો,
થશે અપ્રમત્ત યોગ રે;
કેવળ લગભગ ભૂમિકા,
સ્પર્શીને દેહ વિયોગ રે.......ધન્ય.
અવશ્ય કર્મનો ભોગ છે,
ભોગવવો અવશેષ રે;
તેથી દેહ એક જ ધારિને,
જાશું સ્વરૂપ સ્વદેશ રે.......ધન્ય.

શ્રીમદ્ રાજચંદ્ર

ॐ नमः सिद्धम्

# પ્રસ્તાવના

દિવ્ય જ્યોતિ રાજચંદ્ર આ, ઉજાળતો શિવપંથ;
દિવ્ય ચંદ્રિકા જ્ઞાનની, વિશ્વ વિષે વરષંત.—**સ્વરચિત**

કાર્ત્તિકી પૂર્ણિમા સં. ૧૯૨૪!—જે પુણ્ય દિને ભારતના ગગનાંગણમાં દિવ્ય જ્યોતિ **રાજચંદ્ર**નો પ્રાદુર્ભાવ થયો, તેને ૨૦૨૪ના. કાર્ત્તિકી પૂર્ણિમાના પુણ્ય દિને શત વર્ષ પૂર્ણ થાય છે. વિશ્વની વિરલ વિભૂતિ જે ભારતના જ્યોતિર્ધર **રાજચંદ્ર** દિવ્ય જ્ઞાનચંદ્રિકા વર્ષાવી અખિલ વિશ્વમાં સૌમ્ય શાંત પ્રકાશ રેલાવી ગયા, તે **રાજચંદ્ર**ના જન્મને શતાબ્દિ જેટલો સમય વીતી ગયો,—અનંત કાલાબ્ધિમાં એક શતાબ્દિનો તરંગ ઉલ્લસી ગયો! આ જન્મશતાબ્દિના પરમ પુણ્ય પ્રસંગે આ પુણ્યશ્લોક પરમ લોકોત્તર પુરુષ **રાજચંદ્ર**નું તેના ગુણગણગૌરવને અનુરૂપ ચરિત્રસંકીર્ત્તનરૂપ સ્મારક રચતો આ **શ્રીમદ્ રાજચંદ્રશતાબ્દિ સ્મારક ગ્રંથ—અધ્યાત્મ રાજચંદ્ર** આજે સુજ્ઞ વાંચકોના કરકમળમાં મૂકતાં હું સાત્ત્વિક હર્ષ પામું છું; અને એક પરમ સાધુચરિત પરમ સત્પુરુષનું સદ્ભૂત ગુણગાથા ગાતું ચરિત્રાલેખન કરવાનો 'અપૂર્વ અવસર' મને પ્રાપ્ત થયો તે માટે પ્રશસ્ત ગૌરવ અનુભવું છું.

**પરમ મંગલમૂર્ત્તિ ૧૦૮ શ્રીમદ્ રાજચંદ્ર**ના પરમ મંગલ ગુણનું સ્મરણ કરાવતો આ અધ્યાત્મ રાજચંદ્ર ગ્રંથ અષ્ટોત્તર શત પ્રકરણ—એકસો આઠ પ્રકરણમાં આલેખવાનો આ ચરિત્રાલેખકે યત્કિંચિત્ પ્રયાસ કર્યો છે; એટલે જેનું **'અષ્ટોત્તર શત પ્રકરણ'** ઉપનામ યથાર્થ છે, એવો આ ગ્રંથ **શ્રીમદ્ રાજચંદ્ર**ના મુખ્યપણે અધ્યાત્મ ચરિત્રનું આલેખન કરતો હોવાથી,—ગુણનિષ્પન્ન નામને લઈ યથાર્થનામા **'અધ્યાત્મ રાજચંદ્ર'** છે.

**શ્રીમદ્ રાજચંદ્ર**ના ચરિત્ર સંબંધી કંઈક લખવાનો સ્વયંભૂ સંકલ્પ તો મ્હારા હૃદયમાં ઘણા વર્ષોથી ઊગ્યો હતો, પણ તે માત્ર મનોરથરૂપ જ હતો, અનુકૂળ અવકાશ-અભાવે તે કાર્યભૂત થઈ શક્યો ન હતો. જન્મશતાબ્દિનો સમય નિકટ આવતાં તે મનોરથરૂપ સંકલ્પ-બીજ અંકુરિત થયું અને આ જ તે શુભ સંકલ્પને કાર્યભૂત કરવાનો સમુચિત અવસર છે એમ જાણી આ કાર્ય મ્હારે હવે કરવું જ એવો દૃઢ આત્મનિશ્ચય થયો, અને ૧૯૬૪ના જુલાઈ માસના અરસામાં આ કાર્યનો મંગલ પ્રારંભ પણ મેં કરી દીધો. **શ્રીમદ્ રાજચંદ્ર** જેવી વિશ્વવંદ્ય વિભૂતિના ચરિત્રને પૂર્વપશ્ચાત્ભૂમિકાપૂર્વક સવિસ્તર વર્ણવ્યા વિના એમના અધ્યાત્મમય પવિત્ર ચરિત્રનો યથાર્થ ખ્યાલ આવે એમ નથી અને એને યથાયોગ્ય ન્યાય મળે એમ નથી, એવી મ્હારી પ્રથમથી જ વિચારણા હતી; એટલે આ વિચારણાને અનુરૂપ સવિસ્તર ચરિત્રસંકીર્ત્તનરૂપ આ તથારૂપ પ્રવૃત્તિમાં

હું સર્વાત્માથી પ્રવૃત્ત થયો. પ્રથમ તો કેટલાક પ્રકરણો આલેખવા એવી ધારણા હતી, પછી વિશેષ વિચારસ્ફુરણા થતાં એકાવન પ્રકરણો તો લખવા જ એવી ધારણા થઈ, પણ અગાધ ગુણરત્નાકર **શ્રીમદ્**ના અધ્યાત્મ ચરિત્રનું જેમ જેમ આત્મમંથન થતું ગયું, તેમ તેમ સંવેદાતું ગયુ કે આટલા પ્રકરણો પણ પર્યાપ્ત નથી, અને આ દિવ્ય આત્મજ્યોતિના અધ્યાત્મચરિત્ર સંબંધી હજુ ઘણું ઘણું રહી જાય છે. એટલે આ મંગલમૂર્ત્તિ પુરુષોત્તમના મંગલ ચરિત્રાલેખનનો એકસો આઠ પ્રકરણનો મંગલ મર્યાદાંક મેં નિર્ણીત કર્યો,—નહિં ન્યૂન નહિં અધિક (nothing more, nothing less); અને સંકલનાબદ્ધ આ એકસો આઠ પ્રકરણોની સુવ્યવસ્થિત યોજના નિશ્ચિત કરી, આ નિર્ણયને નિર્વાહિત કરીને આ અષ્ટોત્તરશતપ્રકરણ ગ્રંથ—**અધ્યાત્મ રાજચંદ્ર** ૧૯૬૫ના ડિસેંબરની ૨૪મી તારીખે—સં. ૨૦૨૨ના પોષ શુદ બીજ શુક્રવારના દિને પૂર્ણ કર્યો. આ છે ઉક્ત કારણસર વિસ્તારના ભય વિના લખેલા આ ગ્રંથના પ્રારંભ–પૂર્ણાહુતિનો ટૂંકો ઇતિહાસ. આમ મ્હારો સ્વયંભૂ સંકલ્પ–મનોરથ ફળીભૂત થયો તે કેવળ **શ્રીમદ્** સત્પુરુષના કૃપાપ્રસાદને આભારી છે.

અને આમ કાર્ત્તિકી પૂર્ણિમાના ધન્ય દિને જે દિવ્ય આત્મજ્યોતિ આજ શત વર્ષ પૂર્વે આ ભારતઅવનિને પાવન કરવા અવતરી હતી, તે **રાજચંદ્ર**ના દિવ્ય અધ્યાત્મચરિત્રનું દિગ્દર્શન કરાવતો આ સ્વલ્પ ભક્તિઅંજલિરૂપ **અધ્યાત્મ રાજચંદ્ર—અષ્ટોત્તરશતપ્રકરણ ગ્રંથ** આ ચરિત્રાલેખકે તે પરમ લોકોત્તર પુરુષની અનુપમ તત્ત્વકળાથી ગૂંથ્યો છે; એકસો આઠ ગુણથી પૂર્ણ ૧૦૮ **શ્રીમદ્ રાજચંદ્ર**ના ચરણકમળને આ એકસો આઠ પ્રકરણના પુષ્પોથી પૂજ્યા છે! આ ધર્મમૂર્ત્તિના શુદ્ધ આત્મચારિત્રમય ચરિત્રની શીલસૌરભથી મઘમઘતી આ એકસો આઠ પ્રકરણની મંગલમાલા ઉજમાલ થઈને **મંગલમૂર્ત્તિ રાજચંદ્ર**ના ચરણે સમર્પી છે!

એકસો આઠ ગુણે ભર્યા, એકસો આઠ (૧૦૮) શ્રી રાજ;
એકસો આઠ પ્રકરણ તણા, પુષ્પે પૂજું આજ.
આત્મચારિત્રમય સૌરભે, મઘમઘતી આ માલ;
રાજચંદ્રના ચરણમાં, અર્પું થઈ ઉજમાલ.—(સ્વરચિત)

આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથ **શ્રીમદ્ રાજચંદ્ર**ના મુખ્યપણે અધ્યાત્મ ચરિત્રનું આલેખન કરે છે, અને એમના આત્મદશાવિકાસનું દર્શન કરાવી આ **રાજચંદ્ર**ના અંતર્ગત પરમ પુરુષના–દિવ્ય આત્માના ષોડશ કળાએ પૂર્ણ અદ્ભુત વ્યક્તિત્વનું તાદૃશ તત્ત્વકળાપૂર્ણ ચિત્ર આલેખે છે—આલેખવા પ્રયત્ન કરે છે; **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનના અત્ર વિવક્ષિત ત્રણ મુખ્ય તબક્કામાં અને તેના આંતરૃતબક્કામાં **શ્રીમદ્**ની ઊર્ધ્વગામિની આત્મદશા કેમ વિકાસ પામતી ગઈ તેનું દિગ્દર્શનમાત્ર કરાવવા યથાશક્ય યત્કિંચિત્ પ્રયાસ કરે છે. પણ **શ્રીમદ્**ની અધ્યાત્મદશાનું સંપૂર્ણ યથાર્થ માપ અત્ર કરી શકાશે એવી ભ્રાંતિ રખેને કોઈ ન રાખે! અત્રે તો તેના એક અંશ માત્રની જ ઝાંખી કરાવી શકાશે. કારણ કે **શ્રીમદ્** જેવા પરમ આધ્યાત્મિક યોગી પુરુષનું યથાર્થ માપ તો તેમના

જેવી ઉચ્ચ અધ્યાત્મદશાને પામેલો તેવો વિશિષ્ટ જ્ઞાની યોગી પુરુષ જ કરી શકે, તેજ તેમને પૂર્ણ ન્યાય આપી શકે,—'તેહ જ એહનો જાણુંગ ભોક્તા, જે તુમ સમ ગુણ-રાયજી.' આ ચરિત્રાલેખક જેવા સામાન્ય મનુષ્યનું તેમ કરવાનું ગજું જ નથી. એટલે તેણે તો અત્રે સ્વશક્તિ વિચાર્યા વિના પ્રીતિ–ભક્તિથી પ્રેરિત થઈ આ એક માત્ર લુલો લંગડો પ્રયાસ જ કર્યો છે. આ લેખકના આત્મામાં **શ્રીમદ્**ની આત્મદશા સંબંધી જે કાંઈ ભાવ અનુભવાયો હોય તે તેટલો મન બરાબર ઝીલી ન શકે, અને મને ઝીલેલો ભાવ લેખિની બરાબર ઝીલી ન શકે, એટલે પોતાની મર્યાદાના પૂરા ભાનથી આ લેખકે **શ્રીમદ્**ની અધ્યાત્મદશાનો અંશ માત્ર ખ્યાલ આપી શકાશે એવા ભાવથી જ આ સાહસ કર્યું છે. **શ્રીમદ્**ની ખરેખરી આધ્યાત્મિક મહત્તાનો અનંતાંશ જો અત્ર આલિખિત થઇ શકયો હોય, તો તેમની વાસ્તવિક આધ્યાત્મિક મહત્તા આથી અનંતગુણવિશિષ્ટ છે એવો સીધો સાદો ત્રિરાશિનો હિસાબ સુજ્ઞ વિચક્ષણ વાંચક પોતાના આત્માનુભવની સાક્ષીથી મેળવી લ્યે! ખરેખર! **શ્રીમદ્** જેવા પરમ સત્–પરમ મહત પુરુષની મહત્તાનું માપ કરવું તે અંજલિથી સાગરજલનું માપ કરવા જેવું દુર્ઘટ કાર્ય છે. ખરેખર! **શ્રીમદ્** જેવા ખરેખરા પરમાર્થસત્ મેરુ સમા મહા–મહિમાવાન્ પરમ સમર્થ અધ્યાત્મયોગીને ઓળખવા કે આલેખવા પ્રયત્ન કરવો તે મેરુના ઉન્નત શિખરે આરોહણ કરતાં પણ મહાદુર્ઘટ કાર્ય છે. **શ્રીમદ્** જેવા સહસ્ર-મુખ પ્રતિભાથી શોભતા જ્ઞાનાવતાર સંતશિરોમણિને ઓળખાવવા કે આલેખવા પ્રયત્ન કરવો તે તેજોનિધિ ભાસ્કરને ઓળખાવવા દીપક આગળ ધરવા બરાબર છે! એટલે આમ **प्रांशुलभ्ये फले मोहादुद्बाहुरिव वामनः**—ઉંચા માણસને મળી શકે એવું ફલ લેવા હાથ ઉંચા કરતા વામન જેવી સાહસચેષ્ટા કરતા આ ચરિત્રાલેખકના આ નમ્ર પ્રયત્નમાં વિગતમત્સર ગુણદોષજ્ઞ સજ્જનોને જો કંઈ પણ સફળતા ભાસ્યમાન થાય, તો તે કેવળ પરમ ગુણનિધાન–પરમ કૃપાનિધાન **શ્રીમદ્** જેવા જ્ઞાની સત્પુરુષના કૃપાપ્રસાદને જ આભારી છે,—જેના પરમ સમર્થ વચનામૃતની અને અનુપમ પત્રસાહિત્યની પ્રબળ ભિત્તિના અવલંબન વિના તેનો આ પ્રયત્ન પ્રાંશુલભ્ય ફળ પ્રત્યે પંગુચેષ્ટા જેવો પણ ન બન્યો હોત!

આમ છે એટલે વિશ્વની આ વિરલ વિભૂતિના ચરિત્રાલેખનમાં આ ચરિત્રાલેખકને અતિશયોક્તિનો તો પ્રશ્ન કે ભય જ નથી, કારણ કે તે તો બની શકે એમ જ નથી, પણ ન્યૂનોક્તિનો જ ભય છે કે આવા પરમ સત્તમ–પરમ મહત્તમ પુરુષોત્તમ માટે રખેને કંઇક ન્યૂન લખાઈ જાય! એટલે આવા **શ્રીમદ્** જેવા અતીંદ્રિય જ્ઞાનીના આ ચરિત્રાલેખનમા ક્ષયોપશમની મંદતાથી જાણ્યે–અજાણ્યે કંઇ પણ ન્યૂનાધિક, અસમંજસ, અસમ્યક્, અયથાર્થ, અસંબદ્ધ, અયથાસૂત્ર લખાઇ જાય, અથવા શુદ્ધ સત્ આશયથી લખવા છતાં છદ્મસ્થતાથી કંઇ પણ આશયાંતર વા આશય વિરુદ્ધ સમજાય, કે કોઈનિ પણ કંઇ પણ મન દૂભાય એવું લાગે, તો તેનો દોષ આ લેખકને શિરે છે, અને તેની તે નમ્રભાવે ક્ષમાયાચના કરે છે. અત્રે જે કાંઇ ગુણ હોય તે પરમ પુરુષ–સત્પુરુષ **શ્રીમદ્**નો છે અને દોષ હોય તે આ ચરિત્રાલેખકનો છે એમ ગણી, હંસદૃષ્ટિ ગુણગ્રાહી સજ્જનો અત્ર સત્પુરુષના ગુણગણનું ગ્રહણ કરજો!

કાકદૃષ્ટિ સ્વયં નિંદ્ય, કૃશંતા ગુણદર્શને;
હંસદૃષ્ટિ સ્વયં વંદ્ય, હર્ષંતા ગુણદર્શને.
ગુણો જે કંઈ 'હ્યાં તે સકળ ગણજો સંતજનના,
અને દોષો કૈં તે સકલ પણ હું પામર તણા;
કરી દોષો દૂરે સુગુણ ચરજો હંસ સુમતિ !
અમીદૃષ્ટિ ધારી સુણો જ ભગવાનદાસ વિનતિ.—(સ્વરચિત)

આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથના હજુ થોડાક-લગભગ ૪૦ પ્રકરણ આલેખાયા હતા, ત્યારે **સદ્. શ્રી મણિભાઇ કલ્યાણજી શેઠને** આ ચારિત્રાલેખન હું કરી રહ્યો છું તે અનાયાસે સહજ જાણવામા આવતાં તે જોવાની જિજ્ઞાસા થઇ. માત્ર નમુનારૂપ બે-ચાર પ્રકરણ જોતાં જ તેમને અત્યંત ભાવઉલ્લાસ પ્રગટ્યો, અને પછી તો મ્હારી પાસેથી મગાવી જેટલા પ્રકરણ લખાયા હતા તે બધા તેઓ જોઇ ગયા અને જેમ જેમ નવા લખાતા જાય તેમ તેમ તેની શાહી હજુ સુકાઇ ન હોય ત્યાં તો તીવ્ર જિજ્ઞાસાથી મગાવી મગાવીને પૂર્ણરસથી-પરમ આત્મભાવોલ્લાસથી રોમાંચિત આનંદિત ભાવે તે વાંચતા ગયા. યાવત્ એકસો આઠે આઠ પ્રકરણ તેઓ વાંચી ગયા અને આ અધ્યાત્મ રાજચંદ્ર ગ્રંથના પ્રથમ વાંચક-પ્રથમ શ્રોતા બન્યા. શ્રી મણિભાઈને થોડાક જ-બેચાર પ્રકરણ અવલોકતાં જ એવો ભાવઉલ્લાસ પ્રગટ્યો કે આ ગ્રંથના પ્રકાશનનું શ્રેય પોતાને પ્રાપ્ત થાય એવી સહજ ભાવઊર્મિ થઇ, અને પોતાની આ પરમ પ્રશસ્ત ભાવનાને મૂર્ત્ત સ્વરૂપ આપવા તેઓએ—મને પૂછવાની પણ રાહ જોયા વિના—એક હજાર પ્રતનો બધો ખર્ચ પોતે ઊઠાવશે એવી ઉદાર ભાવનાથી **પરમશ્રુતપ્રભાવક મંડળ** દ્વારા આ પ્રકાશન કરવાનો નિર્ણય લેવરાવ્યો, અને તે લેવાયા પછી મને તેની જાણ કરી. કહેવા કરતાં કરી દેખાડવાના સિદ્ધાંતમાં માનનારા શ્રી મણિભાઇની આવી આ સદ્ભાવપૂર્ણ પરમાર્થપ્રેમમય ઇચ્છાજન્ય આ નિર્ણયને તેમની ઇચ્છાને માન આપી મેં સાભાર સહર્ષ માન્ય કર્યો. શ્રી મણિભાઈની આ સદ્ભાવપૂર્ણ પરમ પ્રશસ્ત ભાવના પરમ ધન્યવાદને પાત્ર છે! એક સાચા આત્માર્થી-સાચા મુમુક્ષુ ભક્તિમાન્ શ્રી મણિભાઇએ **શ્રીમદ્** જેવા પરમ સત્પુરુષનું આ ચરિત્રસંકીર્ત્તન સત્પુરુષ પ્રત્યેની પરમ ભક્તિથી-પરમ પ્રેમરંગથી મ્હારી પાસેથી હસ્તપ્રત મંગાવી મંગાવીને આદિથી અંત પર્યંત વાંચતાં અપૂર્વ આનંદલાભોલ્લાસ પામી— પરમ પ્રફુલ્લિત ચિત્તપ્રસન્નતા અનુભવી અપૂર્વ આત્મલાભ ઊઠાવ્યો, એટલું જ નહિં પણ પોતાને અપૂર્વ પ્રતીત થયેલ આ ચરિત્રસંકીર્ત્તનના પ્રકાશનનો શ્રેયલાભ **પરમશ્રુતપ્રભાવક મંડળ** દ્વારા પોતાને મળે એવો સમસ્ત પ્રબંધ કરી **શ્રીમદ્** સત્પુરુષ પ્રત્યે ને તેમના પવિત્ર ચરિત્ર પ્રત્યે પોતાનો ગુણપ્રમોદઅતિશય દાખવ્યો, તે માટે તેમને પુનઃ પુનઃ ધન્યવાદ! **શ્રીમદ્ રાજચંદ્રના** અધ્યાત્મચરિત્રનું સંકીર્ત્તન કરતા આ અધ્યાત્મ રાજચંદ્ર ગ્રંથનું જેમ બને તેમ શીઘ્ર-ત્વરિત પ્રકાશન થાય તે જોવાની **સદ્. મણિભાઈની** પરમ પ્રશસ્ત પૂર્ણ અંતરચ્છા હતી. પણ ભાવિના ગર્ભમાં જૂદું જ નિર્માણ હતું. આ ગ્રંથના હજુ ૯-૧૦ ફર્મા જ

છપાયા હતા,—અને આ જીવનના છેલ્લા અઠવાડીઆમાં વાંચીને પૂર્ણ કરેલા આ ગ્રંથના છેલ્લા છ પ્રકરણોના **શ્રીમદ્** પ્રત્યેના ભક્તિસંસ્કારો એમના હૃદયમાં રમ્યા કરતા હતા,—ત્યાં જ દુર્ભાગ્યે ઓચીંતા હૃદયરોગના હુમલાથી તેમનું અચાનક ૭ મી જાન્યુઆરી ૧૯૬૬—પોષ શુદ્ધ પૂર્ણિમાના દિને અવસાન થયું, અને જેની આવી સદ્ભાવપૂર્ણ તીવ્ર ઉત્કંઠા હતી એવા આ ગ્રંથના પ્રકાશનનું દર્શન કરવા તેઓ પામ્યા નહિં, એ જ વિધિની વિચિત્રતા ! ભાવિ !

શ્રી મણિભાઈના આ ગ્રંથપ્રકાશનશ્રેયમાં સંવિભાગ પ્રાપ્ત કરવા મ્હારા એક સન્મિત્ર આત્માર્થી મુમુક્ષુ ભાઈને પણ સહજ ભાવઊર્મિ થઈ આવી, અને તેમણે પણ આ ગ્રંથની પાંચસો પ્રત પોતાના તરફથી છપાય ને તેનો ખર્ચ પોતે ઊઠાવે એવી પરમાર્થપ્રેમથી અંતરેચ્છા વ્યક્ત કરી, એ અર્થે પરમશ્રુતપ્રભાવક મંડળ દ્વારા સમસ્ત ગોઠવણ પણ કરી પોતાની સદ્ભાવના દર્શાવી, તે માટે આ પરમાર્થપ્રેમી ખરેખરા આત્માર્થી ભાઈને પણ પુનઃ પુનઃ ધન્યવાદ! આમ જે પરમાર્થપ્રેમ, જે ઉલટ, જે ઉલ્લાસ, જે ઉત્સાહ, જે ઉમંગ, જે ઉછરંગ દાખવતા આ બન્ને આત્માર્થી પરમાર્થપ્રેમી મહાનુભાવોએ પરમ પરમાર્થ-પ્રેમમય નિઃસ્વાર્થ સમર્પણભાવનાથી પરમશ્રુતપ્રભાવક મંડળને આ પ્રકાશનકાર્ય અર્પણ કર્યું, તે માટે આ બન્ને પરમાર્થપ્રેમીઓ–શ્રી મણિભાઈ અને આ આત્માર્થી ભાઈ પરમ પ્રશંસાને પાત્ર છે.

અને આ બન્ને મહાનુભાવ મુમુક્ષુઓની જે આવી પરમ ઉદાર સમર્પણભાવનાથી આ ગ્રંથનું પ્રકાશનશ્રેય પરમશ્રુતપ્રભાવક મંડળને **(શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ–અગાસ સંચાલિત)** પ્રાપ્ત થવુ તે પણ સમુચિત જ છે. જે **પરમશ્રુતપ્રભાવક મંડળ** સંસ્થાનું **શ્રીમદ્** જેવી વિરલ વિભૂતિના વરદ હસ્તે સંસ્થાપન કરાયુ હોય, તે જ સંસ્થાને પોતાના સંસ્થાપક પરમ સત્પુરુષનું ચરિત્ર સંકીર્ત્તન કરતો એક મહાકાય ગ્રંથ—અને તે પણ શતાબ્દિ જેવા મહાન્ સંસ્મરણીય પ્રસંગે—પ્રકાશિત કરવાનો પરમ ધન્ય પ્રસંગ પ્રાપ્ત થાય તેના કરતા બીજો અપૂર્વ અવસર કયો હોઈ શકે? એટલે **શ્રીમદ્ રાજચંદ્ર સંસ્થાપિત** આ **પરમશ્રુતપ્રભાવક મંડળ** સંસ્થાએ અને તેના કાર્ય-વાહક **શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ–અગાસ**ના મહાનુભાવ ટ્રસ્ટીમંડળે જે ઉલટ ઉમંગ અને ઉત્સાહથી આ પ્રકાશનનું શ્રેયકાર્ય કર્યું તે માટે તેમને પુનઃ પુનઃ ધન્યવાદ!

આમ આ શતાબ્દિ જેવા પરમ ધન્ય પ્રસંગે આ **શ્રીમદ્ રાજચંદ્રશતાબ્દિ-સ્મારક ગ્રંથ અધ્યાત્મ રાજચંદ્ર** પ્રકાશન પામે છે. **શ્રીમદ્ રાજચંદ્ર**નું પુણ્ય નામ અને પુણ્ય ચરિત્ર તો નિરંતર સ્મરણીય છે, પણ આવા વિશિષ્ટ પ્રસંગે તો વિશેષે કરીને આ પરમ જગદ્ઉપકારી પરમ પુરુષના યથાશક્તિ યથાભક્તિ યથાવ્યક્તિ ગુણગાન કરી, તેમના જીવન અને કવન પરથી પ્રેરણામૃતનું પાન કરવું અને જગત્માં એમના આ દિવ્ય ચરિત્રામૃતની ને વચનામૃતની પ્રભાવના કરી આવા પરમ સત્પુરુષનો જયજયકાર ઉદ્ઘોષવો એ પ્રત્યેક ગુણાનુરાગીની પરમ પવિત્ર ફરજ થઈ પડે છે. અને આ ચરિત્રાલેખકે પણ યથાશક્તિ યથાભક્તિ તેમ કરવાનો આ યત્કિંચિત્ પ્રયાસ કર્યો છે. બાકી આવા પુણ્યશ્લોક પરમ લોકોત્તર પુરુષના આપણે ગુણગાન ગાઈએ કે ન

ગાઇએ, ચરિત્ર સંકીર્ત્તન કરીએ કે ન કરીએ, જયંતિઓ શતાબ્દિઓ કે અર્ધશતાબ્દિઓ ઉજવીએ કે ન ઉજવીએ, પણ તે તો પોતાની અમર સુકૃતિઓથી સદા જયવંત ને જીવંત જ છે. 'जयन्ति सुकृतिनो ते रससिद्धाः कवीश्वराः। नास्ति येषां यशःकाये जरामरणजं भयं॥' (ભર્તૃહરિ). સોળે કળાએ પૂર્ણ **શ્રીમદ્ રાજચંદ્ર**ની કીર્ત્તિકૌમુદી વિસ્તારતી—શાંતસુધારસ વર્ષાવતી અમૃતમાધુરી ભરી અમૃત કૃતિઓ (Immortal, nectarlike) એ જ એમની જયવંતી જયંતિઓ છે! ભવ્યજનોની આત્મકળાને સોળે કળાએ વિકસાવવાને સમર્થ આ પૂર્ણ આત્મચંદ્ર **રાજચંદ્રે** આ અમૃત કૃતિઓમાં સર્વત્ર આત્માર્થ અમૃતપાન જ બોધ્યુ છે અને સતધર્મનું સતતત્ત્વ શોધ્યુ છે, એ જ આ વિશ્વની વિરલ વિભૂતિનો વિશ્વ પર પરમ ઉપકાર છે. આવા વિશ્વકલ્યાણદર્શી વિશ્વવત્સલ **શ્રીમદ્**નું વિશ્વ સમસ્ત છે અને **શ્રીમદ્** સમસ્ત વિશ્વના છે.

કૃતિઓ જે સુકૃતી તણી જ જયંતિ રે,
કીર્ત્તિ કૌમુદી વિસ્તારતી જયવંતી રે;
આત્મકળા સોળે કળા વિકસંતી રે,
શાંત સુધારસ ધારને વરષંતી રે....જે ધર્મમૂર્ત્તિ સંત જ્ઞાનાવતારે રે.
આત્માર્થ અમૃતપાન જેણે બોધ્યું રે,
સતધર્મનું સતતત્ત્વ જેણે શોધ્યું રે....જે ધર્મમૂર્ત્તિ—(સ્વરચિત)

આવો પરમ વિશ્વકલ્યાણદર્શી ધર્મમૂર્ત્તિ **શ્રીમદ્ રાજચંદ્ર** જેવો જ્ઞાનાવતાર પુરુષ સેંકડો–હજારો વર્ષોમાં કોઇ વિરલો જ પાકે છે. આવા નિર્મલ ગુણમણિના રોહણાચલ ને મુનિજનના માનસહંસ **શ્રીમદ્** જેવા સંતશિરોમણિ મહાત્મા જગતમાં જડવા દુર્લભ છે. અને એટલે જ આજે સર્વ સંતસમાજ આ પુણ્યશ્લોક પુરુષની ગુણગણગાથા ગાય છે અને જયજયકાર પોકારે છે.

જે પુણ્યશ્લોક પુરુષના, પુણ્ય નામની આજ;
ગુણગણગાથા ગાય છે, સર્વે સંત સમાજ.—(સ્વરચિત).

આમ જે પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોક પુરુષનું પુણ્ય નામ એમના વિશ્વકલ્યાણકર કામને લઇ શાશ્વત યશનું ધામ બની અમર રહેવા સર્જાયેલું છે, તે **શ્રીમદ્ રાજચંદ્ર** વિશ્વમાં પરમ ધર્મામૃતની વૃષ્ટિ વર્ષાવનારા—શિવપંથને–મોક્ષમાર્ગને ઉજાળતી શાંત-સુધારસમયી દિવ્ય જ્ઞાનચંદ્રિકા રેલાવનારા પરમ અમૃત પુરુષ થઈ ગયા. આવા પુણ્ય-શ્લોક પુરુષના દેવદુર્લભ દિવ્ય ચરિત્રનું સંકીર્ત્તન કરવાનો મને આ 'અપૂર્વ અવસર' પ્રાપ્ત થયો તે માટે સ્વધન્યતા ચિંતવી, સર્વ સજ્જનોને આ '**અધ્યાત્મ રાજચંદ્ર**'માં નિમજ્જન કરી આ પવિત્ર ચરિત્રામૃતનું રસપાન કરવાનું સપ્રેમ આમંત્રણ કરૂં છું!

રાજચંદ્ર ગુણ ગાવતો, અધ્યાત્મ રાજચંદ્ર;
પદે પદે પોકારતો, જય જય જય રાજચંદ્ર!—(સ્વરચિત)

૫, ચોપાટી રોડ, મુંબઈ, ૭
૨૦૨૨, ચૈત્ર વદી પંચમી
૧૦–૪–૬૬

ડૉ. ભગવાનદાસ મનસુખભાઈ મહેતા,
એમ. બી. બી. એસ.

# પ્રકાશકનું નિવેદન

આ આશ્રમદ્વારા સંચાલિત શ્રી પરમશ્રુતપ્રભાવક મંડળ, શ્રીમદ્ રાજચંદ્ર જૈન શાસ્ત્રમાળા તરફથી આ 'અધ્યાત્મ રાજચંદ્ર' નામનો અમૂલ્ય ગ્રંથ અધ્યાત્મ અમૃત-પિપાસુ ભવ્યાત્માઓના કરકમળમાં મૂકતાં અત્યાનંદ થાય છે.

અધ્યાત્મમૂર્તિ શ્રીમદ્ રાજચંદ્રની માંગલિક જન્મશતાબ્દિના સુઅવસરે શતાબ્દિ-સ્મારક ગ્રંથ તરીકે શ્રીમદ્ રાજચંદ્રના અંતરંગ અચિંત્ય આત્માનુભૂતિભૂષિત અધ્યાત્મ જીવનનું યત્કિંચિત્ દિગ્દર્શન કરાવવા માટેનો આ અધ્યાત્મરસિક સાક્ષરરત્ન ડૉ. શ્રી. ભગવાનદાસ મહેતાનો સ્તુત્ય, સફળ અને અભ્યાસપૂર્ણ પ્રયાસ ખરેખર અભિનંદનીય છે.

આ ગ્રંથની એક હજાર પ્રત પરમશ્રુતપ્રભાવક મંડળની શ્રીમદ્ રાજચંદ્ર જૈન શાસ્ત્રમાળામાથી આ આશ્રમદ્વારા પ્રકાશિત થાય તેવી શ્રેયકારી શુભભાવના મોક્ષાર્થી અધ્યાત્મપ્રેમી સદ્ગત શેઠશ્રી મણિલાલ કલ્યાણજીભાઈને ઉદ્ભવી. તેમજ તે માટેની સર્વ આર્થિક સહાય આપવા તેમની ઉદાર ભાવના તેમણે દર્શાવી, જેથી આ ગ્રંથ આશ્રમ-દ્વારા પ્રગટ થાય છે. તે માટે તેમને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

આ ગ્રંથની વધારે પાંચસો પ્રત છપાવવાની શુભ આકાંક્ષા એક અધ્યાત્મરસિક ઉદારવૃત્તિવાન મુમુક્ષુ ભાઈને ઉદ્ભવી અને તદનુસાર તેમણે ઉદારવૃત્તિથી તે માટેની આર્થિક સહાય આપવા ભાવના દર્શાવી એ તેમની સ્વપર શ્રેયસ્કર પ્રશસ્ય ભાવના માટે તેમને પણ અત્રે ધન્યવાદ આપવો ઘટે છે.

પુણ્યાત્મા સદ્ગત શેઠશ્રી મણિલાલ કલ્યાણજીભાઈએ આ પહેલાં અગાઉ પણ પોતાનો પરમશ્રુતપ્રભાવક મંડળ પ્રત્યેનો પ્રેમ અને સદ્ભાવના તેમજ ઉત્કર્ષ માટે તત્પરતાપૂર્વક આતુરતા અનેકવાર દર્શાવી છે. જ્યારે પહેલાંના પરમશ્રુતપ્રભાવક મંડળનું ગ્રંથપ્રકાશન કાર્ય લગભગ અટકી ગયા જેવી સ્થિતિમાં આવી પડયું ત્યારે તે કામ આ આશ્રમ ઉપાડી લે અને પરમ કૃપાળુદેવ દ્વારા પ્રસ્થાપિત એ સંસ્થાનું કાર્ય તેમજ આશય જીવંત રહે, તથા સમૃદ્ધ બને તે માટે તેમણે પોતાનાથી બને તે બધા પ્રયાસ કરી તન મન ધનથી તેમા સેવા આપી તે કાર્યમાં સફળતા મેળવી છે, એ જ તેમનો પરમકૃપાળુદેવદ્વારા સંસ્થાપિત સંસ્થા પ્રત્યેનો અદ્ભુત પ્રેમ અને ભક્તિભાવ સૂચવે છે.

ખેદ એટલો જ છે કે તેમની આ ગ્રંથપ્રસિદ્ધિની ભાવના અનુસાર જ્યારે આ ગ્રંથ તૈયાર થઈ પ્રગટ થાય છે ત્યારે તેમનો પવિત્રાત્મા આપણી સમક્ષ વિદ્યમાન નથી, નહિ તો તેમની એ ભાવના સફળ થયેલી જોતા તેમને અત્યંત સાનંદ સંતોષ થાત. પરંતુ ભાવિ પ્રબળ છે !

આ સંસ્થા દ્વારા આજ સુધીમાં (૧) ગોમ્મટ્ટસાર જીવકાંડ, (૨) સ્વામિ કાર્તિકેયાનુપ્રેક્ષા, (૩) પરમાત્મપ્રકાશ, (૪) જ્ઞાનાર્ણવ, (૫) પ્રવચનસાર, (૬) પુરુષાર્થસિદ્ધિઉપાય, (૭) બૃહદ્ દ્રવ્યસંગ્રહ, (૮) અધ્યાત્મ રાજચંદ્ર આદિ ઉત્તમ સત્શ્રુતના અમૂલ્ય ગ્રંથો પ્રગટ થયા છે અને પંચાસ્તિકાય, ગોમ્મટસાર કર્મકાંડ આદિ છપાઇ રહ્યા છે.

સત્પુરુષોનું યોગબળ જગતનું કલ્યાણ કરો!

શ્રી પરમશ્રુતપ્રભાવક મંડળ
શ્રીમદ્ રાજચંદ્ર જૈન શાસ્ત્રમાળા
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
પોસ્ટ બોરીઆ, વાયા આણંદ
અક્ષય તૃતીયા, સં. ૨૦૨૩

લિ.
અધ્યાત્મરસિક
રાવજીભાઈ દેસાઈ



# ઉપોદ્ઘાત

" येनात्मानुध्यतात्मैव, परत्वेनैव चापरम् ।
अक्षयानंतबोधाय, तस्मै सिद्धात्मने नमः ॥"—શ્રી પૂજ્યપાદસ્વામી

વિશ્વ વિરલ વિભૂતિ જે, ભારત જ્યોતિર્ધાર;
દિવ્ય જ્યોતિ રાજચંદ્ર જે, ધન્ય! ધન્ય! અવતાર. (સ્વરચિત)

સંત–તત્ત્વજ્ઞોની ભૂમિ તરિકે સુપ્રસિદ્ધ આ ભારતભૂમિને પાવન કરી ગયેલા એક પરમતત્ત્વદષ્ટા **શ્રીમદ્ રાજચંદ્ર**નું દિવ્ય અધ્યાત્મચરિત્ર વર્ણવવાનો અત્ર '**અધ્યાત્મ રાજચંદ્ર**'માં ઉપક્રમ છે. આ પરમ અલૌકિક સાધુચરિત સત્પુરુષના પરમ અલૌકિક અદ્ભુત આત્મચારિત્રમય ચરિત્રનો માત્ર સ્થૂલ ઉપરછલો જ ખ્યાલ આપી શકાશે એવા આત્મશક્તિની મર્યાદાના પૂરા ભાન સાથે આ ચરિત્રાલેખકે આ પુણ્યશ્લોક પુરુષનું ચરિત્ર સંકીર્ત્તન કરવાનો આ નમ્ર પ્રયત્ન કર્યો છે.

લોકદૃષ્ટિપ્રધાન આ પ્રસિદ્ધિના જમાનામાં પ્રસિદ્ધિની ભૂરકી એટલી બધી છે કે ભલભલા મહાત્માઓ પણ તેની મોહિનીથી અંજાઈ જઈ તેના પડછાયાની પાછળ દોડી રહ્યા છે; ત્યારે અલૌકિક આત્મદૃષ્ટિસંપન્ન ખરેખરા આત્મપરિણત અધ્યાત્મમૂર્તિ **સ્વરૂપગુપ્ત શ્રીમદ્ રાજચંદ્ર** તો ગુપ્તતા જ ઇચ્છતા રહી—અધ્યાત્મનિમગ્ન થઈ સ્વયં પ્રસિદ્ધિથી દૂર જ ભાગતા રહ્યા,—એ જ એમનો મહિમાતિશય પોકારે છે; એ જ પરમ સત્તમ પરમ મહત્તમ સ્વરૂપગુપ્ત **શ્રીમદ્**નું પરમ સત્પણું–પરમ મહત્પણું પ્રકાશે છે. જ્ઞાનાર્ણવમાં કહ્યું છે તેમ—પરબ્રહ્મની વાતો વિસ્તારનારા તો જગત્માં અસંખ્ય હોય છે, પણ તેની સાક્ષાત્ પ્રાપ્તિ કરનારા તો દુર્લભ–વિરલા હોય. **શ્રીમદ્ રાજચંદ્ર** આવા વિરલા, પરબ્રહ્મની સાક્ષાત્ અનુભૂતિ કરનારા—પરબ્રહ્મના ભોગી વિરલા યોગી હતા. તેની સાક્ષી આ તેમના હૃદયદર્પણ સમી હાથનોંધના (Private Diary) આત્મસંવેદનશીલ અનુભવોદ્ગાર જ પૂરે છે—'કોઈ બ્રહ્મરસના ભોગી, કોઈ બ્રહ્મરસના ભોગી; જાણે કોઈ વિરલા યોગી, કોઈ બ્રહ્મરસના ભોગી.' અને તેવા સેંકડો આત્માનુભવોદ્ગારો તેની પુષ્ટિ કરે છે. આમ પરમ આત્માની સાક્ષાત્ પ્રાપ્તિ–સિદ્ધિ કરી—આત્મસિદ્ધિ કરી આત્મા સાક્ષાત્ અનુભવસિદ્ધ કર્યો છે એવા આત્મદષ્ટા **શ્રીમદ્** જેવા જોગીન્દ્ર જગત્માં ખરેખર! વિરલ જ છે. આવા દિવ્ય દૃષ્ટા જીવતા જાગતા જ્વલંત જોગીન્દ્રનું દિવ્ય જીવન જગતને બોધપ્રદ–રસપ્રદ થઈ પડે એવું અપૂર્વ દૈવત ધરાવે એમાં આશ્ચર્ય શું?

**શ્રીમદ્ રાજચંદ્ર**નું જીવન એ ખરેખરા અર્થમાં એક આત્માનું જીવન છે,—આત્મશુદ્ધિ અને આત્મસિદ્ધિને માટે સતત મથતા અને એમ અપૂર્વ આત્મપુરુષાર્થમય આત્મપરાક્રમથી સાક્ષાત્ આત્મસિદ્ધિને પામેલા એક પરમ ઉચ્ચ કોટિનાં દિવ્ય આત્માનું જીવન છે. **શ્રીમદ્**નું આ દિવ્ય આત્મજીવન સમજવા માટે પ્રથમ એમની જીવનદૃષ્ટિ

સમજવી જોઇએ, કારણ કે એ દૃષ્ટિ અનુસાર જ એમના ચારિત્રની અને ચરિત્રની
સૃષ્ટિ થઇ છે. ખરેખર! દૃષ્ટિ તેવી સૃષ્ટિ અને દર્શન તેવું સર્જન થાય છે. દૃષ્ટિ સમ્યક્
હોય તો દર્શન પણ સમ્યક્ હોય ને સર્જન પણ સમ્યક્ હોય; દૃષ્ટિ મિથ્યા હોય તો
દર્શન પણ મિથ્યા હોય ને સર્જન પણ મિથ્યા હોય. દેહ તે હું એ દૃષ્ટિ મિથ્યા-
દૃષ્ટિ છે, આત્મા તે હું એ સમ્યગ્દૃષ્ટિ છે. જગતમાં બે પ્રકારની દૃષ્ટિ પ્રવર્તે છે : દેહ
તે હું એવી દેહમાં આત્મદૃષ્ટિરૂપ દેહાત્મદૃષ્ટિ, અને આત્મા તે હું એવી આત્મામાં
આત્મદૃષ્ટિરૂપ આત્માત્મદૃષ્ટિ. આમ બે પ્રકારના અહં જગતમાં પ્રવર્તે છે. એક મ્યાનમાં
બે તલવાર રહી શકે નહીં તેમ એક આત્મામાં આ બે અહં સાથે રહી શકે નહીં;
એક અહં મરે તો બીજો જીવે, બીજો જીવે તો પહેલો મરે. બીજા બધા અહં આ
મુખ્ય કેન્દ્રસ્થ (Central) અહંના અનુજીવી છે—તેની પાછળ પાછળ જીવે છે કે મરે
છે. જગતમાં પ્રાયે દેહનો અહં મુખ્યપણે પ્રવર્તે છે; આત્મદ્રષ્ટા **શ્રીમદ્‌**ને દેહનો અહં
નષ્ટ થઈ આત્માનો અહં સ્પષ્ટ થયો છે. ભલભલા મહાત્માઓ પણ દેહાત્મબુદ્ધિરૂપ
અહંના સકંજામાંથી છૂટી શકતા નથી, પણ **શ્રીમદ્‌** તો એમાંથી સર્વથા છૂટી ગયા છે,
એ જ એમનું પરમ સત્પણું–પરમ મહત્પણું છે. હવે જગતમાં સર્વ કોઈ 'હું'ને માટે
—અહં ને મમને માટે પ્રવૃત્તિ કરે છે; જો 'હું'–અહં ખોટે સ્થળે મૂકાયો હોય તો
બધી પ્રવૃત્તિ ખોટી થાય છે, જો 'હું'–અહં સાચે સ્થળે મૂકાયો હોય તો બધી પ્રવૃત્તિ
સાચી થાય છે. એટલે જે દેહાત્મદૃષ્ટિનો અહં દેહમાં મૂકાયો છે, તેની સમસ્ત પ્રવૃત્તિ
દેહાર્થે જ થાય છે; અને જે આત્માત્મદૃષ્ટિનો અહં આત્મામાં મૂકાયો છે, તેની સમસ્ત
પ્રવૃત્તિ આત્માર્થે જ થાય છે. જીવોનું જીવન આ સાચી–ખોટી જીવનદૃષ્ટિ પ્રમાણે
સર્જાય છે, જીવોનું ચારિત્ર આ સમ્યક્–અસમ્યક્દૃષ્ટિ પ્રમાણે ઘડાય છે. ચારિત્ર વિનાનો
કોઈ જીવ નથી, પણ પરમાં જેની આત્મદૃષ્ટિ છે તે જીવ—પંચાસ્તિકાયમાં **શ્રીકુંદ-
કુંદાચાર્યજી**એ કહ્યું છે તેમ—પરચારિત્ર આચરે છે અને તે પરમાં પ્રવૃત્તિ કરતો
હોઇ પરસમયપ્રવૃત્તિ કરે છે; અને આત્મામાં જેની આત્મદૃષ્ટિ છે તે સ્વકચારિત્ર
(આત્મચારિત્ર) આચરે છે અને તે સ્વમાં–આત્મામાં પ્રવૃત્તિ કરતો હોઈ સ્વસમયપ્રવૃત્તિ
કરે છે. અને જેવું ચારિત્ર તેવું જ ચરિત્ર બને છે, એટલે પરચારિત્રીનું ચરિત્ર પરલક્ષી
હોઈ આત્મપ્રવૃત્તિમાં બ્હેરૂં–આંધળું–મૂંગું બની જાય છે અને સ્વકચારિત્રીનું ચરિત્ર
આત્મલક્ષી હોઈ પરપ્રવૃત્તિમાં બ્હેરૂં–આંધળું–મૂંગું બની જાય છે,—**શ્રી યશોવિજયજી
ઉપાધ્યાયજી**એ અધ્યાત્મોપનિષદ્‌માં કહ્યું છે તેમ—**आत्मप्रवृत्तावतिजागरूकः परप्रवृत्तौ
बधिरान्धमूकः।** **શ્રીમદ્‌**ની દૃષ્ટિ સતત આત્મા ભણી છે—સતત આત્મલક્ષી છે, એટલે
એમનું ચારિત્ર પણ આત્મલક્ષી બન્યું છે, અને આમાં જ—આત્મલક્ષી આત્મચારિત્રમાં
જ એમનું ચરિત્ર ચરિતાર્થ બન્યું છે. સતત આત્મલક્ષી **શ્રીમદ્‌**ના જીવનમાં આદિથી
અંતપર્યંત આ અલૌકિક આત્મદૃષ્ટિ વ્યાપક છે, અને એ જ એમની અનુપમ આત્મ-
ચારિત્રસૃષ્ટિનું રહસ્ય છે. આજન્મયોગી **શ્રીમદ્‌**માં આ અલૌકિક યોગદૃષ્ટિ–અધ્યાત્મદૃષ્ટિ
અદ્‌ભુતપણે પ્રગટી હતી—ઉત્તરોત્તર ખૂલતી ને ખીલતી ગઈ હતી, એ જ એમના

આટલા ત્વરિત અધ્યાત્મનિમજ્જનનું રહસ્યકારણ છે. આ અધ્યાત્મદૃષ્ટિના અનુસારે જ એમની આત્મપરિણતિ અને આત્મવૃત્તિ ઉત્તરોત્તર વિકાસ પામતી ગઈ હતી,—આ આત્મદૃષ્ટિ પ્રમાણે જ એમની આત્મચારિત્રસૃષ્ટિ સર્જાતી ગઈ હતી.

જે આ નિરંતર આત્મા ભણી દૃષ્ટિ ઠેરવી **શ્રીમદ્** પોતાનું ચારિત્રનિર્માણ કરી રહ્યા હતા, તે આ આત્મદૃષ્ટિ એ જ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનનો પાયો છે અને તેના ઉપર જ **શ્રીમદ્**ના ભવ્ય અધ્યાત્મજીવનપ્રાસાદનું નિર્માણ થયેલુ છે; આત્મા એ જ **શ્રીમદ્**ના જીવનનો ધ્રુવતારક છે, અને તેને અનુલક્ષીને જ **શ્રીમદ્**ની સમસ્ત પ્રવૃત્તિ છે; સમસ્ત દેહાર્થ કલ્પના પરિત્યજી એક શુદ્ધ આત્માર્થની સાધનામાં જ **શ્રીમદ્**નું આત્મસમર્પણ છે. 'અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે, જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવાયોગ્ય જાણી સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ એક આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ'—એ એમના જ જીવનસૂત્રને ચરિતાર્થ કરવામાં જ **શ્રીમદ્**ના આત્મચારિત્રમય ચરિત્રનું મૂળ સૂત્ર છે.

આમ આત્મદૃષ્ટા **શ્રીમદ્**ની આ જીવનવ્યાપક આત્મદૃષ્ટિને અનુલક્ષીને એમનો અધ્યાત્મજીવનવિકાસ કેમ થતો ગયો એ જ મુખ્યપણે દર્શાવવાનું આ ગ્રંથનું પ્રયોજન છે આ ગ્રંથનું નામ **'અધ્યાત્મ રાજચંદ્ર'** રાખવામા આવ્યું છે તે સહેતુક અને એ જ પરમાર્થપ્રયોજનભૂત છે કારણ કે અત્રે **શ્રીમદ્ રાજચંદ્ર**નું મુખ્યપણે અધ્યાત્મ ચરિત્ર આલેખવાનુ છે,—તે પરથી ઉપસી આવતું **શ્રીમદ્**ના આધ્યાત્મિક વ્યક્તિત્વનું સંકલનાબદ્ધ કળામય ચિત્ર આલેખવાનું છે, અને આ પરમ પુરુષ **શ્રીમદ્**ના અંતર્ગત પુરુષનું—**શ્રીમદ્**ના દિવ્ય આત્માનું દર્શન કરાવી, **શ્રીમદ્**ની અધ્યાત્મદશા ઉત્તરોત્તર કેવી વર્ધમાન થતી ગઈ તેનું દર્શન કરાવવાનું છે અને તે યત્કિંચિત્ કરાવતા આ ગ્રંથની વસ્તુનું દિગ્દર્શન કરવા **શ્રીમદ્ રાજચંદ્ર**ના અધ્યાત્મજીવનવિકાસક્રમનું સંક્ષેપમા દર્શન કરીએ.

**શ્રીમદ્**ના અધ્યાત્મજીવનનો સમગ્રપણે (as a whole, total) સામાન્ય વિચાર કરતા તેમના અધ્યાત્મજીવનવિકાસના મુખ્ય ત્રણ તબક્કા (stages, milestones) વા વિભાગ (broad divisions) અત્ર પાડવામા આવ્યા છે: (૧) સં ૧૯૪૧ થી ૧૯૪૬ સુધીનો સમય,—સં ૧૯૪૭ પહેલાનો સમય,—'ઓગણીસસેં ને સુડતાલીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે' તે પૂર્વનો સમય. (૨) સં ૧૯૪૭ થી ૧૯૫૩ના પૂર્વ ભાગ સુધીનો સમય,—'ઓગણીસસેંને સુડતાલીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે' ત્યારથી માંડી ૧૯૫૩ના ફા. વદ ૧૧ સુધીનો સમય. (૩) સં. ૧૯૫૩ના ઉત્તર ભાગથી ૧૯૫૭ના ચૈત્ર વદી ૫ સુધીનો સમય,—'ધન્ય રે દિવસ આ અહો!' એ જીવનધન્યતા કાવ્ય **શ્રીમદે** સંગીત કર્યું તે દિનથી (૧૯૫૩ ફા વ. ૧૨) જીવનના અંત પર્યંતનો સમય.—આ ત્રણ તબક્કામા **શ્રીમદ્**ની અધ્યાત્મદશાનો વિકાસ કેમ થતો ગયો તેનું અત્ર અનુક્રમે દર્શન કર્યું છે અને તેમના અધ્યાત્મજીવનવિકાસક્રમ પર યથાસ્થાને યથાસ્થિત પ્રકાશ

નાંખ્યો છે. **શ્રીમદ્‌નો જીવનવિકાસક્રમ** દર્શાવતા આ મુખ્ય તબક્કા લક્ષમાં રાખી **શ્રીમદ્‌ના** જીવનનો વિચાર-અભ્યાસ કરવામાં આવે એ તેમના જીવનનું પૂર્વાપર અવિરોધ સુસંગતપણું-સુસંબદ્ધપણું અને ઉત્તરોત્તર અધ્યાત્મદશાવિકાસપણું સમજવા માટે પરમ આવશ્યક છે; અને તે માટે કાળાનુક્રમે વર્ષવાર **શ્રીમદ્ રાજચંદ્ર** ગ્રંથનું મધ્યસ્થ અવલોકન કરવામાં આવે તે બહુ ઉપયોગી છે; તેમાં જ તેમનું અધ્યાત્મજીવન ઓતપ્રોત છે, ને તેમાં જ તેમનું ખરું ચરિત્ર-સ્વરૂપાચરણરૂપ ચરણ પ્રગટ છે. અને આ 'અધ્યાત્મ રાજચંદ્ર'માં પણ એમના જીવનનો આ ત્રણ તબક્કાના કાળાનુક્રમે યથાશક્ય અભ્યાસ કર્યો છે, અને તે તે તબક્કાને લગતા પ્રકરણો * આલેખ્યા છે.

તેમાં—સં. ૧૯૪૧થી ૧૯૪૬ સુધીના પ્રથમ તબક્કાને અત્રે બે આંતરતબક્કામાં વિભક્ત કરેલ છે: (૧) ૧૯૪૧ થી ૧૯૪૪ના પ્રારંભ સુધીનો સમય એ પહેલા તબક્કાનો પૂર્વભાગ અથવા પહેલો આંતરતબક્કો. (૨) ૧૯૪૪ના ઉત્તરભાગથી ૧૯૪૬ સુધીનો સમય તે પહેલા તબક્કાનો ઉત્તર ભાગ અથવા બીજો આંતરતબક્કો. અને અધ્યાત્મ-જીવનના બીજા તબક્કાને (સં. ૧૯૪૭ થી ૧૯૫૩ પૂર્વાર્ધ) પણ અત્રે આ બે સ્પષ્ટ વિભાગમાં વિભક્ત કરેલ છે: (૧) **સૌભાગ્ય પરના શ્રીમદ્‌ના પત્રોમાં શ્રીમદ્‌નું જીવનદર્શન.** (૨) **મૂળમાર્ગ ઉદ્ધાર અને જગતને આત્મસિદ્ધિનું દર્શન.** આમ આંતરતબક્કા-આતરવિભાગ મળી ઉક્ત ત્રણ તબક્કાના પાંચ વિભાગ થાય છે, અને આ પૂર્વે પ્રારંભમાં ઉપોદ્‌ઘાત પ્રકરણ ઉપરાંત અધ્યાત્મ જીવનની પૂર્વ ભૂમિકા (૧૯૨૪થી ૧૯૪૦: જન્મથી ૧૬ વર્ષની વય સુધી) એ અલગ વિભાગ આલેખ્યો છે તે પહેલા તબક્કામાં અંતર્ભૂત છે. એટલે આમ આંતરવિભાગ-આંતરતબક્કા સહિત ત્રણ તબક્કામાં **શ્રીમદ્ રાજચંદ્ર**નુ જીવનદર્શન કરાવતો—અધ્યાત્મ ચરિત્રનું એકસો આઠ પ્રકરણમાં સર્જન-નિર્માણ કરતો આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથ જાણે પંચમાળવાળો પંચભૂમિક પ્રાસાદ છે! તેમાં આંતરતબક્કા સહિત ત્રણ તબક્કારૂપ પંચ માળ છે, અને અધ્યાત્મ-જીવનની પૂર્વભૂમિકારૂપ વજ્રલેપ પાયાવાળું (foundation) ભૂમિતલ-ભોંયતળીયુ (Ground-floor) છે, અને તેના પાયામાં ઉપોદ્‌ઘાત પ્રકરણરૂપ સુવર્ણ પૂર્યું છે. આ ભૂમિતલમાં અને પ્રત્યેક માળમાં-પ્રત્યેક ભૂમિકામાં પ્રકરણમાળારૂપ ખંડ (વિશાળ ઓરડા, spacious halls) છે; અને આ પ્રત્યેક ખંડમાં આત્મપ્રતિભાસ પત્ર **રાજચંદ્ર**ની શબ્દશિલ્પમાં પ્રતિષ્ઠિત અખંડ આત્મપ્રતિમા બિરાજમાન દેખાય છે,—દિવ્ય આત્મવિભૂતિસંપન્ન **રાજચંદ્ર**ની શબ્દચિત્રમાં આલિખિત દિવ્ય ચૈતન્યમૂર્ત્તિ દર્શન દે છે, અને આ પ્રાસાદના પ્રદેશે પ્રદેશને ઉદ્યોતિત કરતી **રાજચંદ્ર**ની દિવ્ય આત્મજ્યોતિ ઝગારા મારે છે! એકસો આઠ ખંડરૂપ અષ્ટોત્તરશતપ્રકરણાત્મક આ પંચમાળિક-પંચભૂમિક અધ્યાત્મ રાજચંદ્ર-મહાપ્રાસાદની ઊર્ધ્વ ઊર્ધ્વ ભૂમિકામાં ઊર્ધ્વ ઊર્ધ્વ અધ્યાત્મવિકાસભૂમિકાએ

---

* અત્રે વિવિધ પ્રકરણોમાં શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથના છસો ઉપરાંત પત્રાંકોનો યથાસ્થાને આધારભૂત પૃથક્‌કરણાત્મક ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અત્રે અં. કે અંક એમ સંકેત કરેલ છે તે આ ગ્રંથનો પત્રાંક સમજવો. સામાન્ય સૂચના છે.

આરોહણ કરતા **રાજચંદ્રની** આ દિવ્ય આત્મજ્યોતિ ઉત્તરોત્તર પ્રવર્ધમાન સ્વરૂપ-તેજથી ઝળહળે છે. આમ અખંડ સંકલનાબદ્ધપણે **રાજચંદ્રની** દિવ્ય આત્મજ્યોતિનું દર્શન કરાવતા એકસો આઠ ખંડમાં વિભાજિત આ પંચભૂમિક પ્રાસાદની પંચ ભૂમિકા ને તેના અંતર્ગત ખંડનું નિર્માણ (architecture) આ કોષ્ટકાત્મક આકૃતિ પરથી સ્પષ્ટ થશે.

| પ્રાસાદભૂમિકા | | જીવનતબક્કો | વિભાગ | જીવનસમય સંવત | જીવનવર્ષ | પ્રકરણખંડ | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ઉ | ૫ | ૩ | અધ્યાત્મ જીવનનો ત્રીજો તબક્કો | ૧૯૫૩–૧૯૫૭ (ઉત્તર ભાગ) | ૨૯–૩૩ | ૧૬ | |
| ત્ત રા | ૪ | ૨ | મૂળમાર્ગ ઉદ્ધાર અને જગતને આત્મસિદ્ધિ દર્શન | ૧૯૪૭ થી ૧૯૫૩ (પૂર્વભાગ) | ૨૪ થી ૨૯ | ૧૮ | |
| ર્દ્ધ | ૩ | | સૌભાગ્ય પરના શ્રીમદ્દના પત્રોમાં શ્રીમદ્દનું જીવનદર્શન | | | ૨૫ | ૫૯ |
| પૂ | ૨ | ૧ | બીજો આંતરૂતબક્કો | ૧૯૪૪–૧૯૪૬ (ઉત્તરભાગ) | ૨૧–૨૩ | ૨૧ | |
| ર્વા | ૧ | | પહેલો આંતરૂતબક્કો | ૧૯૪૧–૧૯૪૪ (પૂર્વભાગ) | ૧૭–૨૦ | ૧૭ | |
| ર્દ્ધ | | | અધ્યાત્મ જીવનની પૂર્વભૂમિકા | ૧૯૨૪–૧૯૪૦ | ૧–૧૬ | ૧૧ | ૪૯ / ૧૦૮ |
| ઉપોદ્ઘાત પ્રકરણ | | | | | | | |

આ આકૃતિ પરથી સુજ્ઞ વિચક્ષણ વાચકને આ ગ્રંથની સમગ્ર યોજનાનો (construction, Plan) સંક્ષેપમા પૂર્ણ ખ્યાલ આવી જશે; અને આ પરથી ને ગ્રંથની વિષયસૂચિ પ્રત્યે દૃષ્ટિ કરવાથી સુજ્ઞ વાચક જોઈ શકશે કે—આ ગ્રંથના મુખ્ય બે ભાગ છે: **પૂર્વાર્દ્ધ** અને **ઉત્તરાર્દ્ધ**. **પૂર્વાર્દ્ધ**માં ૪૯ પ્રકરણ અને અધ્યાત્મ જીવનનો પહેલો તબક્કો આલિખિત છે; **ઉત્તરાર્દ્ધ**મા ૫૯ પ્રકરણ અને અધ્યાત્મ જીવનનો બીજો અને ત્રીજો તબક્કો આલિખિત છે. તેમા **પૂર્વાર્દ્ધ**ની યોજના (Plan) આ પ્રકારે—.

(૧) **ઉપોદ્ઘાત પ્રકરણ**—એ રૂપ 'સુવર્ણ' આ ગ્રંથના વજ્રલેપ પાયામાં મૂકયું છે. અપેક્ષાવિશેષે એકસો આઠ પ્રકરણની સંખ્યામાં નહિં ગણેલું આ ગ્રંથપ્રવેશક પ્રકરણ **શ્રીમદ્દ**ના જીવનનું સામાન્ય દિગ્દર્શન કરાવે છે. (૨) **અધ્યાત્મ જીવનની પૂર્વભૂમિકા**—તે પર વજ્રલેપ પાયાવાળી–દૃઢ પીઠિકાબંધરૂપ ઉન્નત વેદિકાવાળી

અધ્યાત્મ જીવનની પૂર્વભૂમિકા નિર્માણ થઈ છે. આ ભૂમિતલ-ભોંયતળીયારૂપ પૂર્વભૂમિકામાં ૧૧ પ્રકરણોરૂપ ૧૧ ખંડ છે. (૩) **અધ્યાત્મ જીવનના પહેલા તબક્કાનો પૂર્વભાગ—પ્રથમ આંતરતબક્કો**—(સં. ૧૯૪૧ થી ૧૯૪૪ પૂર્વભાગ સુધી)—આ પહેલા માળમાં-પહેલી ભૂમિકામાં પ્રકરણ ૧૧ થી ૨૮ સુધી ૧૭ પ્રકરણોરૂપ ૧૭ ખંડ છે. (૪) **અધ્યાત્મ જીવનના પહેલા તબક્કાનો ઉત્તરભાગ—બીજો આંતરતબક્કો** (સં. ૧૯૪૪ ઉત્તરભાગથી ૧૯૪૬ સુધી)—આ બીજા માળમાં-બીજી ભૂમિકામાં ૨૯ થી ૪૯ પ્રકરણ સુધી ૨૧ પ્રકરણ-ખંડ છે. આ પહેલો અને બીજો આંતરતબક્કો મળી **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનનો પહેલો તબક્કો (સં. ૧૯૪૧થી ૧૯૪૬) પૂર્ણ થાય છે અને અત્રે આ ગ્રંથનો કુલ ૪૯ પ્રકરણનો પૂર્વાર્ધ પણ પૂર્ણ થાય છે. અને **ઉત્તરાર્ધ**ની યોજના આ પ્રકારે—

**અધ્યાત્મ જીવનનો બીજો તબક્કો** (સં. ૧૯૪૭ થી ૧૯૫૩ ના ફા. વદ ૧૧ સુધી)—તેને અત્ર બે ભૂમિકામાં વિભક્ત કરેલ છે—(૫) **સૌભાગ્ય પરના શ્રીમદ્‌ના પત્રોમાં શ્રીમદ્‌નું જીવનદર્શન**—આ ત્રીજા માળમાં-ત્રીજી ભૂમિકામાં સૌભાગ્ય પરના **શ્રીમદ્**ના પત્રોનું મહામંથન કરી સાધાર પ્રમાણભૂત સાબીતીપૂર્વક (Documentary evidence) **શ્રીમદ્**ની ઊર્ધ્વગામિની અધ્યાત્મદશાનું દર્શન કરાવ્યું છે, અત્ર ૨૫ પ્રકરણોરૂપ ૨૫ ખંડ છે. (૬) **મૂળમાર્ગ ઉદ્ધાર ને જગતને આત્મસિદ્ધિનું દર્શન**—એ ચોથા માળમાં-ચોથી ભૂમિકામાં આર્ષદ્રષ્ટા રાજચંદ્રે જે મૂળમાર્ગઉદ્ધાર કર્યો છે,-મુમુક્ષુઓને મુનિઓને અને વ્યક્તિવિશેષોને યથાપાત્ર માર્ગદર્શન કરી મૂળમાર્ગઉદ્ધાર કર્યો છે, અને આ અવનિના અમૃત આત્મસિદ્ધિ શાસ્ત્રનું સર્જન કર્યું છે એટલું જ નહિં પણ સર્વત્ર ઉપદેશમાં આત્મસિદ્ધિ કેમ થાય તેનું જગતને અપૂર્વ માર્ગદર્શન આપી અનન્ય જગત્કલ્યાણ કર્યું છે,—તેનું દર્શન કરાવતા ૧૮ પ્રકરણ-ખંડ છે. (૭) **અધ્યાત્મજીવનનો ત્રીજો તબકકો** (સં ૧૯૫૩ ફા વ. ૧૨થી ૧૯૫૭ના ચૈત્ર વદ પંચમી સુધી)—અત્રે આ પ્રાસાદના આ પાંચમા માળમાં-પાંચમી ભૂમિકારૂપ શિખરભૂમિકામાં આ દિવ્ય આત્માની ઊર્ધ્વગામિની પરાકાષ્ઠા પામેલી આત્મદશાનું દર્શન કરાવતા આ દિવ્ય જ્યોતિના ઊર્ધ્વગમન પર્યંત ૧૬ પ્રકરણ-ખંડ છે. આમ આ ઉત્તરાર્ધમાં ૫૯ પ્રકરણ-ખંડ છે.

અને આમ પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ મળી કુલ એકસો આઠ ૧૦૮ પ્રકરણની મંગલ સંખ્યા આ **મંગલમૂર્ત્તિ** રાજચંદ્રનું ચરિત્ર નિર્માણ કરતા આ ગ્રંથપ્રાસાદની છે. આ છે અષ્ટોત્તરશતપ્રકરણાત્મક આ પૂર્ણ પ્રાસાદ **અધ્યાત્મ રાજચંદ્ર**ની સંકલનાબદ્ધ નિર્માણયોજના (architecture).

આમ ઉપોદ્ઘાત પ્રકરણરૂપ 'સુવર્ણ' પાયામાં નાંખી—અધ્યાત્મજીવનની પૂર્વભૂમિકારૂપ વજ્રલેપ દૃઢ ભૂમિકા બાંધી, તેના પર ઉત્તરોત્તર પંચભૂમિકારૂપ પંચમાળનું ગ્રંથ નિર્માણ કરતાં આ ચરિત્રાલેખકને સિદ્ધપ્રસાદથી આ ૧૦૮ પ્રકરણના મંગલ

પ્રાસાદનું સાંગોપાંગ નિર્માણ સંપૂર્ણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તે માટે તે પોતાની ધન્યતા ચિંતવે છે; અને **શ્રીમદ્ રાજચંદ્ર**ની દિવ્ય અધ્યાત્મચરિત્ર-વસ્તુનું દર્શન કરાવતી આ પ્રાસાદ-રૂપકઘટનાથી તેમાં સુગમ પ્રવેશરૂપ વાસ્તુ કરી સ્વાધ્યાયરૂપ નિવાસનો અમૃતાનંદ અનુભવો એમ સૌ-ભાગ્યવંત સજ્જનોને આમંત્રે છે !

અમૃતસિંધુ રાજનું, અમૃતબિંદુ માત્ર;
**દાસ ભગવાને** મંથી આ, ગૂંથ્યો ગ્રંથ સત્પાત્ર. **(સ્વરચિત)**

**શ્રીમદ્ રાજચંદ્ર** તો અમૃતસિંધુ છે. તેમાંથી માત્ર એક અમૃતબિન્દુ મંથીને આ ચરિત્રાલેખકે સોળે કળાએ પૂર્ણ આ લોકોત્તર પુરુષની ચરિત્રકળા આલેખતો આ સ્વલ્પ ભક્તિઅંજલિરૂપ ૧૦૮ પ્રકરણનો ચરિત્રગ્રંથ ગૂંથ્યો છે. પણ આ અગાધ ગુણરત્નાકરના અપાર ચરિત્રનો પાર કોણ પામી શકે? **શ્રીમદ્ રાજચંદ્ર** તો ખરેખર ! અમૃતસિંધુ—અમૃત સરોવર છે! આ સાર્વજનિક તીર્થરૂપ અમૃત સરોવરમાં જે કોઇ આત્માર્થી મજ્જન કરશે તે પણ આત્મશુદ્ધિ અને આત્મસિદ્ધિને પામી અવશ્ય અમૃતત્વને પામશે !

આવું જેનું પરમ મહિમાતિશયસંપન્ન અદ્ભુત લોકોત્તર ચરિત્ર છે, એવા આ પરમ લોકોત્તર પુણ્યશ્લોક પુરુષ-પરમ સતપુરુષ **શ્રીમદ્ રાજચંદ્ર** સ્વરૂપથી સત્ હોઇ સૂર્ય સમા સદા સ્વયં પ્રકાશમાન અને સદા જયવંત જ છે. તેમની નિર્વિકાર વીતરાગ સુખમુદ્રામાં, નિર્દોષ ચારિત્રમય ચરિત્રમાં અને નિર્મલ સહજ સ્વયંભૂ વચનામૃતમા સાધુચરિત **શ્રીમદ્**નું યથાર્થ આત્મજીવન પ્રત્યક્ષ પ્રતિબિંબિત છે. સ્વસ્વયોગ્યતા પ્રમાણે પાત્ર જીવો તે પ્રતિબિંબ ઝીલી આત્મપ્રકાશ પામે છે ને પામશે!

સ્વયં પ્રકાશી સ્વરૂપે પ્રકાશતા, સ્વયં સદા જે જયવંત વર્ત્તતા;
તે સંતના સંત મહત્ મહંતના, **શ્રી રાજને** હો મનનંદ વંદના. (સ્વરચિત)

૫, ચોપાટી રોડ, મુંબઈ ૭
૨૦૨૨, અક્ષયતૃતીયા
તા. ૨૩-૪-૬૬

**ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા,**
એમ. બી. બી. એસ.



# અમૃત સતપુરુષની અમૃત વાણી

શ્રીમદ્ વીતરાગ ભગવંતોએ નિશ્ચિતાર્થ કરેલો
એવો અચિંત્ય ચિંતામણિસ્વરૂપ,
પરમ હિતકારી, પરમ અદ્ભુત,
સર્વ દુઃખનો નિઃસંશય આત્યંતિક ક્ષય કરનાર,
પરમ અમૃતસ્વરૂપ
એવો સર્વોત્કૃષ્ટ શાશ્વત ધર્મ
જયવંત વર્તો, ત્રિકાળ જયવંત વર્તો.



અહો સત્પુરુષનાં વચનામૃત,
મુદ્રા અને સતસમાગમ !
સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર,
પડતી વૃત્તિને સ્થિર રાખનાર,
દર્શનમાત્રથી પણ નિર્દોષ
અપૂર્વ સ્વભાવને પ્રેરક,
સ્વરૂપપ્રતીતિ, અપ્રમત્ત સંયમ,
અને પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ સ્વભાવનાં કારણભૂત;—
છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી
અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર !
ત્રિકાળ જયવંત વર્તો !
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



અહો ! સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ—
અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવ—
અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો
એવા પરમકૃપાળુ સદ્ગુરુદેવ—
આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો.

શ્રીમદ્ રાજચંદ્ર



# અધ્યાત્મ રાજચંદ્ર

## વિષયાનુક્રમણિકા

## પૂર્વાર્દ્ધ





## વિભાગ બીજો

卐

## વિભાગ ત્રીજો

### અધ્યાત્મ જીવનનો પહેલો તબક્કો



## ઉત્તરાર્દ્ધ

### અધ્યાત્મ જીવનનો બીજો તબક્કો ૩૦૯–૬૩૬

(સં. ૧૯૪૭થી ૧૯૫૩નો પૂર્વભાગ: ૨૪મા વર્ષથી ૨૯મા વર્ષ સુધી)

### વિભાગ પહેલો

### ૫૦–૭૪ સૌભાગ્ય પરના શ્રીમદ્દના પત્રોમાં શ્રીમદ્દનું જીવનદર્શન ૩૦૯–૪૯૩



## અધ્યાત્મ જીવનનો બીજો તબક્કો

### વિભાગ બીજો

卐

## અધ્યાત્મ જીવનનો ત્રીજો તબક્કો ૬૩૭–૭૮૦

સં. ૧૯૫૩ના ફા. વ. ૧૨થી ૧૯૫૭ ચૈત્ર વદ ૫ : ૨૯મા વર્ષથી ૩૩મા વર્ષ સુધી)



ૐ
卐

ૐ

શ્રીમદ્ રાજચંદ્રશતાબ્દિસ્મારક ગ્રંથ અષ્ટોત્તરશતપ્રકરણ

# અધ્યાત્મ રાજચંદ્ર

(શ્રીમદ્ રાજચંદ્રનું અધ્યાત્મ ચરિત્ર)

## પૂર્વાર્દ્ધ

વિભાગ પહેલો –

## અધ્યાત્મ જીવનની પૂર્વ ભૂમિકા

(સં. ૧૯૨૪ થી ૧૯૪૦ : ૧૬ વર્ષની વય સુધી)

: લેખક :

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા,

એમ બી બી એસ

ॐ

# ચરિત્રકારના મંગલ-પ્રતિજ્ઞાદિ

દોહરા

વિશ્વ વિરલ વિભૂતિ જે, ભારત જ્યોતિર્ધાર;
પુણ્યશ્લોક **રાજચંદ્ર** જે, ધન્ય! ધન્ય! અવતાર; ૧

આત્મજ્યોતિ જે દિવ્ય તે, શત વર્ષ પૂર્વે આજ;
આ ભારતમાં અવતરી, જગદુદ્ધારણ કાજ; ૨

તે **રાજચંદ્રશતાબ્દિના**, પુણ્યસંસ્મરણ અર્થ;
અષ્ટોત્તરશત પ્રકરણ, ગૂંથું ગ્રંથ સદર્થ. ૩

એકસો આઠ ગુણે ભર્યા, એકસો આઠ (૧૦૮) **શ્રી રાજ**;
એકસો આઠ પ્રકરણતણા, પુષ્પે પૂજું આજ. ૪

આત્મચારિત્રમય સૌરભે, મઘમઘતી આ માલ;
**રાજચંદ્રના** ચરણમાં, અર્પું થઈ ઉજમાલ. ૫

ગુણરત્નાકર રાજના, અધ્યાત્મ ચરિત્રમાંહિ;
ડૂબકી મારી શોધીને, ચિંતારત્નો આંહિ; ૬

**અધ્યાત્મ રાજચંદ્રનું**, આ અધ્યાત્મ ચરિત્ર;
**દાસ ભગવાન** આ ભક્તિથી, ભાખે પૂર્ણ પવિત્ર. ૭

શાંત સુધારસ વરસતા, **રાજચંદ્રના** રસાલ;
દિવ્ય ચરિત્રથી ઉલ્લસશે, આનંદાબ્ધિ વિશાલ. ૮

દેવદુર્લભ આ રાજનું, દેવદુર્લભ ચરિત્ર;
ગાશે ધ્યાશે જેહ તે, થાશે પૂર્ણ પવિત્ર. ૯

卐

ॐ नमः सिद्धम्

ઉપોદ્ઘાત પ્રકરણ

૧

# વિશ્વની વિરલ વિભૂતિ

રાજચંદ્ર ઉગ્યો દિવ્ય, ભાસ્વત ગગનાંગણે,
જ્યોતિ વિસ્તારતો સૌમ્ય, અખિલ વિશ્વમંડલે. (સ્વરચિત)

**શ્રીમદ્ રાજચંદ્ર** વિશ્વની એક વિરલ વિભૂતિ થઈ ગયા. વિશ્વની વિશાલ રંગભૂમિ પર અનેક મહાપુરુષો—અનેક મહાત્માઓ ભૂતકાળમાં થઈ ગયા છે, વર્તમાનમાં થાય છે અને ભવિષ્યમાં થશે, પણ તે સર્વમાં પણ પરમ પુરુષો તો અતિ અતિ વિરલ જ થયા છે, થાય છે અને થશે. **શ્રીમદ્ રાજચંદ્ર** આ પરમ પુરુષોની મહામંડલીમાંના એક છે. સેંકડો-હજારો વર્ષોના ગાળામાં આવી યુગપ્રવર્તક વિરલ વિભૂતિઓ ક્વચિત્ જ જન્મે છે, **શ્રીમદ્ રાજચંદ્ર** આ વિરલ વિભૂતિઓમાંના એક યુગાવતાર યુગપુરુષ છે. પુણ્યશ્લોક **શ્રીમદ્**નું પુણ્યનામ વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિઓની મહામંડલીમાં ટંકોત્કીર્ણ સુવર્ણાક્ષરે અંકિત છે. આવી એક વિશ્વની મહાવિભૂતિના જીવનવૃત્ત સંબંધી યત્કિંચિત્ વક્તવ્ય કરવાનો અત્ર ઉપક્રમ છે. ખરેખર! **શ્રીમદ્** જેવા અલૌકિક લોકોત્તર પુરુષનું પરમ અદ્ભુત, અનુપમ, અલૌકિક આત્મજીવન આલેખવાની ચેષ્ટા કરવી તે આ મંદમતિ ચરિત્રાલેખકની કેવળ ધૃષ્ટતા વા દુઃસાહસ જ છે. ખરેખર! **શ્રીમદ્** જેવા મહત્ પુરુષની મહત્તાનું માપ કરવું તે અંજલિથી સાગરજલનું માપ કરવા જેવું દુર્ઘટ કાર્ય છે. છતાં કવિએ કહ્યું છે તેમ—'**जल्पति वा निजगिरा ननु पक्षिणोऽपि**' અથવા '**बालोऽपि किं न निजबाहुयुगं वितत्य विस्तीर्णतां कथयति स्वधियाम्बुराशेः**'—પક્ષીઓ પણ શું પોતાની ભાષામાં બોલતા નથી? બાલક પણ બે હાથ પહોળા કરી સમુદ્ર આવડો મોટો એમ કહેતો નથી?

**શ્રીમદ્જી** જેવા અતિશયવંત **જ્ઞાનાવતાર મહાત્મા** ખરેખર! 'Too good' અતિશય સંત અને 'Too great' અતિશય મહત્ છે, અને આવા પરમ સત્ અને પરમ મહત્ હોવાથી જ તેઓ ખરેખરા પરમ પૂજાર્હ—વિશ્વની પૂજાના પરમ પાત્ર જગદ્વંદ્ય છે. છતાં તે પરમ પૂજ્યપણું—પૂજાર્હપણું યથાર્થપણે પીછાનતાં લોકોને વખત લાગે છે, અને તેટલો તેમને પોતાને જ લાભઅંતરાય રહે છે. જગત્ વંદે કે નિંદે તેનું સમદર્શી સત્પુરુષોને કાંઈ પ્રયોજન નથી કે તેથી તેમને પોતાને કંઈ લાભ-અલાભ નથી. લાભ-અલાભ તો પોતપોતાના શુભાશુભ ભાવ પ્રમાણે વંદક-નિંદકને પોતાને જ છે. સ્વદેહમાં પણ નિઃસ્પૃહ-નિર્મમ એવા તે **શ્રીમદ્** જેવા અવધૂત વીતરાગ સત્પુરુષ તો વંદક-નિંદક બન્નેને સમ ગણે છે, અને સ્તુતિ-નિંદાથી નિરપેક્ષપણે નિષ્કારણ

કરુણાથી જગતનું કલ્યાણકાર્ય કરી ભાવના થાય છે. કારણ કે મહત્ પુરુષોનો જન્મ જગતના કલ્યાણઅર્થે હોય છે; સત્ પુરુષોની સમસ્ત વિભૂતિઓ પરોપકારાર્થ હોય છે,— **परोपकाराय सतां विभूतयः ।**

વિશ્વોપકારી પરમ પરોપકારી વિભૂતિઓમાં વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ ભગવાન્ તીર્થંકરો પરમોત્તમ ગણાય છે. તેમને માટે એમ કહેવાય છે કે પૂર્વ જન્મોમાં તેમણે 'સવિ જીવ કરું શાસનરસી' એવી પરમોદાત્ત ભાવના કરી હતી. જેમકે—'આ મોહાંધકારથી ગહન સંસારમાં પરિભ્રમણ દુઃખ પામી રહેલા આ બિચારા પ્રાણીઓને, હું આ (મને પ્રાપ્ત થયેલા) ધર્મરૂપ તેજપ્રકાશ વડે કરીને આ દુઃખમાંથી ગમે તેમ કરી યથાયોગપણે પાર ઉતારું, હું આ સર્વ જીવોને સદ્ધર્મશાસનરસિક કરું.'* આવી વિશ્વકલ્યાણકારી પરમોદાત્ત ભાવનાના ફલપરિપાકરૂપે તે તીર્થંકરો નિષ્કારણ કરુણાથી વિશ્વ પ્રત્યે પરમ પરોપકાર કરે છે. અને **શ્રીમદ્** પણ આવા પરમ કૃપાળુ—પરમ પરોપકારી નિષ્કારણકરુણારસસાગર ભગવાન્ તીર્થંકરોના સતશાસનના—શુદ્ધ આત્મધર્મરૂપ વિશ્વધર્મના યથાર્થપણે અનુસરનારા—ખરેખરા 'અનુયાયી' હોઇ,—તે પરમ આત્મકલ્યાણરૂપ શુદ્ધ સનાતન શાશ્વત મોક્ષમાર્ગના પરમાર્થરંગથી અસ્થિમજ્જા રંગાયેલા હોઈ, તે શુદ્ધ સનાતન આત્મધર્મરૂપ–વિશ્વધર્મરૂપ વીતરાગ શાસનની પરમોન્નતિ અંગે કેવી અંતરદાઝયુક્ત મહેચ્છા ધરાવતા હતા, તેની સાક્ષી તેમના આ ટંકોત્કીર્ણ વચનામૃતો જ પૂરે છે—

'હે નાથ! કાં ધર્મોન્નતિ કરવારૂપ ઇચ્છા સહજપણે સમાવેશ પામે તેમ થાઓ; કાં તો તે ઇચ્છા અવશ્ય કાર્યરૂપ થાઓ. ×× ઉન્નતિનાં સાધનોની સ્મૃતિ કરું છું.

'શાસન દેવિ! એવી સહાયતા કંઈ આપ જે વડે કલ્યાણનો માર્ગ હું બીજાને બોધી શકું, ખરા પુરુષો દર્શાવી શકે. સર્વોત્તમ નિર્ગ્રંથ પ્રવચનના બોધ ભણી વાળી આ આત્મવિરાધક પંથોથી પાછા ખેંચવામાં સહાયતા આપ! તારો ધર્મ છે કે સમાધિ અને બોધિમાં સહાયતા આપવી.

'કોઇ પણ જીવ પરમાર્થ પ્રત્યે માત્ર અંશપણે પણ પ્રાપ્ત થવાના કારણને પ્રાપ્ત થાય, એમ નિષ્કારણ કરુણાશીલ એવા **ઋષભાદિ** તીર્થંકરોએ પણ કર્યું છે, કારણ કે સત્પુરુષના સંપ્રદાયની સનાતન એવી કરુણાવસ્થા હોય છે કે સમય માત્રના અનવકાશે આખો લોક આત્માવસ્થા પ્રત્યે હો, આત્મસ્વરૂપ પ્રત્યે હો, આત્મસમાધિ પ્રત્યે હો, અન્ય

---

* " मोहान्धकारगहने संसारे दुःखिता बत ।
सत्त्वाः परिभ्रमन्त्युच्चैः सत्यस्मिन् धर्मतेजसि ॥
अहमेतानतः कृच्छ्राद्यथायोगं कथंचन ।
अनेनोत्तारयामीति वरबोधिसमन्वितः ॥
करुणादिगुणोपेतः परार्थव्यसनी सदा ।
तथैव चेष्टते धीमान् वर्धमानमहोदयः ॥
तत्तत्कल्याणयोगेन कुर्वन्सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति परं सत्त्वार्थसाधनम् ॥ "

શ્રીહરિભદ્રાચાર્યકૃત શ્રીયોગબિન્દુ

અવસ્થા પ્રત્યે ન હો, અન્ય સ્વરૂપ પ્રત્યે ન હો, અન્ય આધિ પ્રત્યે ન હો, જે જ્ઞાનથી સ્વાત્મસ્થ પરિણામ હોય છે, તે જ્ઞાન સર્વ જીવો પ્રત્યે પ્રગટ હો, અનવકાશપણે સર્વ જીવ તે જ્ઞાન પ્રત્યે રુચિપણે હો, એવો જેનો કરુણાશીલ સહજ સ્વભાવ છે, તે સંપ્રદાય સનાતન સત્પુરુષોનો છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર**, અં. ૬૩૭, ૬૯૩, ૩૫૫

અને આવા વિશ્વકલ્યાણ ભાવનારા નિષ્કારણકરુણારસસાગર હોવાથી, તેમજ દિવ્ય આત્મગુણસંપન્ન–જ્ઞાનશ્રીસંપન્ન સાક્ષાત્ જ્ઞાનાવતાર હોવાથી, **શ્રીમદ્ રાજચંદ્ર** 'પરમકૃપાળુ દેવ' અને 'શ્રીમદ્' આદિ ખરેખરા અર્થમાં–યથાર્થ ગુણનિષ્પન્ન નામને પામ્યા હતા.

આવા વિશ્વકલ્યાણદર્શી 'પરમ કૃપાળુ' **શ્રીમદ્**નું આત્મસ્પર્શી જીવન અને કવન વિશ્વમાં કોઈ પણ આત્માને સાચા આત્મકલ્યાણના માર્ગે ચઢાવી પરમ કલ્યાણકર થઈ પડે એવું છે. આજે જગત્માં ભલે જડવાદનો પવન જોરશોરથી ચાલી રહ્યો છે, પણ ગમે તેવા જડવાદીને પણ **શ્રીમદ્**નું (આત્મ) જીવન એક ખુલ્લા પડકારરૂપ ( open challenge ) છે, અને આત્માને નહિં માનનારા ગમે તેવા નાસ્તિકને પણ આત્માની પ્રગટ પ્રતીતિ કરાવી આસ્તિક બનાવે એવું અપૂર્વ દૈવત ધરાવે છે. અને **શ્રીમદ્**નું કવન તો આત્માના અગાધ ઊંડાણમાંથી સહજ સ્વભાવે સ્ફુરિત થતું આત્માનુભૂતિમય હોવાથી વિશ્વના કોઈ પણ આત્માના અંતરને સ્પર્શી જાય એવું આત્મસ્પર્શી છે. કારણકે મત–દર્શન–સંપ્રદાય આદિના આગ્રહથી પર વિશ્વગ્રાહી વિશાલ દૃષ્ટિવાળા **યોગીશ્વર શ્રીમદે** સર્વત્ર આત્માની મહાગીતાનું જ દિવ્ય સંગીત ગાયું છે, અને સર્વત્ર શુદ્ધ આત્માર્થના–આત્મકલ્યાણનો જ ડિંડિમ નાદથી ઉદ્ઘોષ કરી, માનાર્થઆદિ વિષનું વમન વા વિરેચન કરાવી પદે પદે આત્માર્થ અમૃતપાન જ કરાવ્યું છે, અને એટલે જ **શ્રીમદ્**નો ઉપદેશ મત–દર્શન–સંપ્રદાય–વાડા–જાતિ આદિના ભેદ વિના સર્વ કોઇને ગ્રાહ્ય થઈ શકે એવો સાર્વજનિક છે—સાર્વજનિક તીર્થરૂપ અમૃતસરોવરસ્વરૂપ છે. **શ્રીમદ્**નું જ વચનામૃત છે કે—

'જાતિ વેષનો ભેદ નહિં, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય.
જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી.'

અને આવા સંપ્રદાયથી પર, વિશ્વગ્રાહી વિશાલ દૃષ્ટિવાળા જગદ્ગુરુ કાંઈ એકલા ભારતના જ નથી, પણ સમસ્ત વિશ્વના છે. કારણકે સાચા તત્ત્વજ્ઞાનીઓને મત–દર્શનનો આગ્રહ કે વિકલ્પ હોતો નથી, તેઓ તેથી પર એવા સર્વસમન્વયકારી હોય છે. આ મહાત્મા તત્ત્વદૃષ્ટાઓ સમસ્ત વિશ્વને પોતાના કુટુંબરૂપ–પોતાના આત્મબંધુરૂપ માને છે. એવા તે વિશ્વવત્સલ હોય છે, **उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ।** એટલે સમસ્ત વિશ્વ એમનું છે, ને એ સમસ્ત વિશ્વના છે. આમ વિશ્વના શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાનીઓની પ્રથમ પંક્તિમાં બિરાજવાનું માન આ ભારતના જ્યોતિર્ધર **શ્રીમદ્ રાજચંદ્ર**ને પૂરેપૂરું

કાળ-મહાસાગરના વિશાળ તટના પટની રેતી પર અનંત પગલાં પડયાં છે અને ભૂંસાઈ ગયાં છે. માત્ર વિરલ વિભૂતિઓના પગલાંની ટંકોત્કીર્ણ મુદ્રાજ-છાપજ ચિરંકાળ સ્થિતિ કરવાને સમર્થ થાય છે. વિશ્વની વિશાળ રંગભૂમિ પર (arena of world-stage) વિવિધ આત્મ-પાત્રો પોતપોતાનો ભાગ ભજવવા આવે છે અને જાય છે. તેમાં કોઈનું નામનિશાન પણ રહેવા પામતું નથી, કોઈનું નામ થોડો વખત ચમકીને સ્વલ્પજીવી રહી કાળની અનંતતામાં વિલીન થઈ જાય છે. કોઈ ઐહિક કલ્યાણકારી યશસ્વીઓનું નામ ચિરકાળપર્યંત-લાંબા વખત સુધી સ્મરણીય એવું ચિરંજીવ બને છે, અને કોઈ પરમ પરમાર્થકલ્યાણકારી વિરલ વિભૂતિઓનું પ્રાતઃસ્મરણીય પુણ્ય નામ એમના વિશ્વકલ્યાણકર કામને લઈ શાશ્વત યશનું ધામ બની આકાલપ્રતિષ્ઠ રહેવાને-કાળના અસ્તિત્વ પર્યંત સ્થિતિ કરવાને સર્જાયેલું હોય છે. **શ્રીમદ્ રાજચંદ્ર** વિશ્વની આવી વિરલ વિભૂતિઓમાના એક છે આવી જગપાવનકર વિરલ વિભૂતિ માટે જરૂર ગાઈ શકાય કે—

"જગ પાવનકર તે અવતર્યા,
અન્ય માત ઉદરનો ભાર........જીવ્યું ધન્ય તેહનું.
જાણે સંત સલૂણા તેહને,
જેને હોય છેલ્લો અવતાર.... ...જીવ્યું ધન્ય તેહનું"



## ૨

## ભારતનો જ્યોતિર્ધર

અપ્રતિમ પ્રતિભાથી શોભતા રાજચંદ્રે,
અમૃતમયી પ્રસારી જ્ઞાન-જ્યોત્સ્ના સુછંદે.— (સ્વરચિત)

સંત-તત્ત્વજ્ઞોની ભૂમિ તરિકે આ ભારતભૂમિ પ્રસિદ્ધ છે. આ પુણ્યભૂમિ ભારતમાં અનેક સંત-મહંતો અને ભક્તોએ જન્મ લીધો છે. આ પવિત્ર ભૂમિ પર ગોવિંદે ગીતા ગાઈ છે. આ જ પવિત્ર ભૂમિ પર બુદ્ધે દયામય-કરુણામય બોધ પ્રકાશ્યો છે. આ જ પવિત્ર ભૂમિ પર 'મા હણુ! મા હણુ!' ઉપદેશનારા મહાવીરે 'અહિંસા પરમો ધર્મઃ'નો દિવ્ય ધ્વનિ ગજાવ્યો છે. અત્રે જે અલૌકિક સાધુચરિત સંતપુરુષનું દિવ્ય આત્મજીવન વર્ણવવાનો ઉપક્રમ કરાય છે, તે દિવ્ય દૃષ્ટા **શ્રીમદ્ રાજચંદ્ર** પણ આ જ પુણ્યભૂમિને પોતાના જન્મથી પાવન કરી ગયા છે. આવા અલૌકિક સંતના પરમ અદ્ભુત આત્મચારિત્રમય આત્મચરિત્રનો માત્ર સ્થૂલ ઉપરછલો જ ખ્યાલ જ આપી શકાશે, એવા પૂર્ણ ભાન સાથે આ **પુણ્યશ્લોક** પુરુષનું ચરિત્ર સંકીર્ત્તન કરતાં હું કૃતકૃત્યતા અનુભવું છું.

**શ્રીમદ્**નો જન્મ સંવત્ ૧૯૨૪ ના કાર્તિકી પૂર્ણિમાના દિને (૧૮૬૭ ના નવેંબરની ૯મી તારીખે) **વવાણીઆ**–મોરબી ગ્રામ મધ્યે થયો હતો ને તેમનો દેહોત્સર્ગ સંવત્ ૧૯૫૭ ના ચૈત્ર વદ પંચમીના દિવસે (૧૯૦૧ ના એપ્રિલની ૯મી તારીખે) **રાજકોટમાં** થયો. તેત્રીશ વર્ષની ભરયુવાન વયે જ એમની દિવ્ય જીવનલીલા સંકેલાઈ ગઈ. **પરંતુ** એટલા ટુંકા ગાળામાં પણ ભારતના આ મહાન્ તત્ત્વજ્ઞ, જગત્‌ને ઘણું આપી ગયા છે; ભારતના જ્યોતિર્ધર આ **રાજ–ચંદ્ર** અપૂર્વ જ્ઞાન–ચંદ્રિકા વર્ષાવી દિવ્ય તત્ત્વપ્રકાશ રેલાવી ગયા છે. તેત્રીશ યુગથી પણ ન થાય તેટલું કામ તેઓ તેત્રીશ વર્ષમાં કરી ગયા છે, અનંત ભવનું સાટું એક ભવમાં વાળી ગયા છે, પરમ આત્મકલ્યાણ સાધી આત્મકલ્યાણનો સાચો રાહ બતાવી જગત્ પર અપાર ઉપકાર કરી ગયા છે.

આવા આ **શ્રીમદ્** ભારત અવનિને પાવન કરી ગયેલા પુણ્યશ્લોક સાધુચરિત સત્પુરુષ થઈ ગયા ભારતના તત્ત્વજ્ઞાન–ગગનાંગણમાં ઊગેલા આ ભારતના જ્યોતિર્ધર '**રાજચંદ્ર**' અખિલ વિશ્વમંડલમાં પરમશાતસુધારસમયી દિવ્ય જ્યોતિ વિસ્તારી ગયા. ભારતના અને વિશ્વના મહાન્ તત્ત્વજ્ઞાનીઓની મહામંડલીમાં જેનું વિશિષ્ટ ગૌરવભર્યું સ્થાન સર્વદાને માટે સુવર્ણાક્ષરથી અંકિત છે, એવા **શ્રીમદ્ રાજચંદ્રજી** વર્તમાન યુગના એક પરમ અલૌકિક સંત પુરુષ થઈ ગયા. આવા સહસ્રમુખ પ્રતિભાથી શોભતા **શ્રીમદ્ રાજચંદ્ર**ને ઓળખાવવા કે આલેખવા પ્રયત્ન કરવો તે તેજોનિધિ ભાસ્કરને ઓળખાવવા દીપક આગળ ધરવા બરાબર છે.

તથાપિ અત્રે પ્રારંભમા એટલું તો કહેવું યોગ્ય છે કે **શ્રીમદ્** એક ઉચ્ચતમ કોટિના સત્પુરુષ–મહત્પુરુષ થઈ ગયા પણ ઘણી વખત એવું બને છે કે દુનિઆ પોતાના મહાન્‌માં મહાન્ પુરુષોને ખાસ કરીને તેમના જીવનકાળમા ઓળખતી નથી અને પાછળથી તેના નામને પૂજે છે! જીવતા પાણા મારે ને મૂઆ પછી પાણા પૂજે! 'શિવજી ચલા ગયા, ભભૂત લગાઓ!' અથવા 'The world is fifty years behind' 'દુનિયા પચાશ વર્ષ પાછળ છે' એ ઉક્તિ પણ અત્ર લાગુ પડે છે. એટલે કે મહાત્મા પુરુષો એટલી બધી ઉચ્ચ કક્ષાએ–દશાએ પ્હોંચેલા હોય છે, અને એમના આદર્શ–સંદેશ એટલા બધા ઉદાત્ત અને ઊર્ધ્વગામી હોય છે કે અપેક્ષાએ ઘણી પછાત એવી જનતા તેને તત્કાળ ઝીલી શકવાને અસમર્થ હોય છે, તથારૂપ યોગ્યતાવાળી હોતી નથી. એટલે **શ્રીમદ્** જેવા અધ્યાત્મદશાની પરાકાષ્ઠાને પામેલા પરમ મહત્ સત્પુરુષને તેમના સમયમાં કે પછી પણ બહિર્દષ્ટિ લોકો યથાર્થ સ્વરૂપે પીછાની ન શક્યા હોય તો તેમાં આશ્ચર્ય નથી; પણ સુભાગ્યે હવે કંઈ કંઈ પીછાન થતી જાય છે એ શુભ ચિહ્ન છે, અને તે તેમના પોતાના જ હિતમા છે જેમ જેમ આ મહાત્માની યથાર્થ પીછાન–ઓળખાણ સ્વરૂપદર્શન થતું જશે, તેમ તેમ તેમના પરમ ઉપકારનો જનતાને પરિચય થતો જશે; અને તે માટે બીજા કોઈના પ્રમાણપત્રની કે ભીફારસની જરૂર નથી, માત્ર તેમના વચનામૃતોનું મધ્યસ્થ ભાવે અવલોકન–અવગાહન જ આ માટે પર્યાપ્ત છે. અસ્તુ!

આ જાહેરાતનો–પ્રસિદ્ધિનો જમાનો છે, ભલભલા મહાત્માઓ પણ પ્રસિદ્ધિની

પાછળ દોડી રહ્યા છે; પણ ખરેખર આત્મપરિણત અધ્યાત્મમૂર્તિ **શ્રીમદ્** તો કેવળ અધ્યાત્મમાં નિમજ્જન કરનારા હોઈ સ્વયં પ્રસિદ્ધિથી દૂર જ રહ્યા, એ જ એમનું પરમ અદ્ભુત માહાત્મ્યપણું પ્રકાશે છે. આવા અધ્યાત્મનિમગ્ન **શ્રીમદ્**જીએ આધ્યાત્મિક ક્ષેત્રે આત્મિક સ્વરાજ્યની (આત્મરાજ્યની) સિદ્ધિનો અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવ્યો. એમ તો જગતમાં આત્માની 'વાતો' કરનારા કંઈક પડ્યા છે, પણ આત્માની સાક્ષાત્ પ્રાપ્તિ-સિદ્ધિ કરી—આત્મસિદ્ધિ કરી આત્મા સાક્ષાત્ અનુભવસિદ્ધ કર્યો છે, એવા **શ્રીમદ્** જેવા જોગીન્દ્ર જગતમાં ખરેખર! વિરલ જ છે; અને એટલે જ આવી સમર્થ વિરલ વિભૂતિનું–જીવતા જાગતા જ્વલંત જોગીન્દ્રનું જીવન સહજ સ્વભાવે જગતને બોધપ્રદ–રસપ્રદ થઈ પડે એવું સહજ સામર્થ્યવાળું અપૂર્વ દૈવત ધરાવે છે.

**શ્રીમદ્ રાજચંદ્ર**નું જીવન એ એક 'આત્મા'નું જીવન છે, આત્મશુદ્ધિ અને આત્મસિદ્ધિને માટે સતત મથતા અને એમ અપૂર્વ આત્મપરાક્રમથી સાક્ષાત્ આત્મસિદ્ધિને પામેલા એક પરમ ઉચ્ચ કોટિના દિવ્ય આત્માનું જીવન છે. એમ તો જગતમાં સર્વ કોઈનું જીવન આત્માનું જીવન છે, પણ સામાન્યપણે જગતજનોની દૃષ્ટિ બહિરાત્મ દૃષ્ટિ છે. એટલે દેહમાં આત્મબુદ્ધિની દૃષ્ટિ છે; પણ સતત આત્મલક્ષી **શ્રીમદ્**ની દૃષ્ટિ અંતરાત્મદૃષ્ટિ છે, એટલે નિરંતર આત્મામાં જ આત્મબુદ્ધિની દૃષ્ટિ છે. એટલે ખરેખરા પરમાર્થસત્ વિશિષ્ટ અર્થમાં **શ્રીમદ્**નું જીવન એ આત્માનું જીવન છે. **શ્રીમદ્** જ અદ્ભુત આત્મનિશ્ચયથી ગર્જે છે કે—

"પ્રથમ દેહદૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ;<br>હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ."

સામાન્યપણે જગજ્જીવોને દેહમાં આત્મદૃષ્ટિ છે, **શ્રીમદ્**ને સતત આત્મામાં જ આત્મદૃષ્ટિ છે. જગતમાં ઘણું કરી 'દેહ તે હું' એમ દેહનો અહં મુખ્યપણે પ્રવર્તે છે. **શ્રીમદ્**ને 'આત્મા તે હું'—સોહં એમ આત્માનો અહં મુખ્યપણે વર્તે છે. એક અહં મરે તો બીજો જીવે, બીજો જીવે તો પહેલો મરે. ભલભલા મહાત્માઓ પણ આ દેહાત્મબુદ્ધિરૂપ અહંના સકંજામાંથી છૂટી શકતા નથી, પણ **શ્રીમદ્** તો એમાંથી સર્વથા છૂટી ગયા છે, એ જ એમનું પરમ સત્પણું–પરમ મહત્પણું છે. **શ્રીમદ્**નો દેહનો અહં કેટલો વિલય પામ્યો હતો તે માટે એક જ ઉદાહરણ બસ થશે. **શ્રીમદ્** ઘણે સ્થળે પોતા માટે 'અમે'નો પ્રયોગ કરે છે, તે અંગે કોઈએ એક વખત પૂછેલ, તે વખતે **શ્રીમદે** 'અમે' શબ્દનો પોતે શું વિશિષ્ટ ખાસ પરમાર્થઅર્થમાં પ્રયોગ કરે છે તેનો સ્પષ્ટ ખુલાસો કર્યો હતો કે—'અમે' એટલે 'અ+મે'=મ્હારૂં નહિ અથવા હું નહિ તે 'અમે.' સર્વ અહંનું મૂલ આધારભૂત દેહાભિમાન **શ્રીમદ્**ને કેટલું ગલિત થયું હતું તેનું આ જગજ્જનું ઉદાહરણ છે. દૃગ્દૃશ્ય વિવેકમાં કહ્યું છે કે—'देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि । यत्र यत्र मनो याति, तत्र तत्र समाधयः ॥' અર્થાત્ દેહાભિમાન ગળી ગયે ને પરમાત્મા જાણવામાં આવ્યે જ્યાં જ્યાં મન જાય છે, ત્યાં ત્યાં સમાધિ જ છે. દેહાભિમાનત્યાગી પરમતત્ત્વદૃષ્ટા **શ્રીમદ્**ને આવી સહજ સમાધિ સહજ સ્વભાવભૂત બની ગઈ હતી.

એટલે મ્યાનથી તલવાર જેમ જૂદી છે, શરીરથી વસ્ત્ર જેમ જૂદું છે, ક્ષીરથી નીર જેમ જૂદું છે, તેમ દેહથી 'દેહી'–આત્મા જૂદો છે, એવો સતત અંતર્મુખ જાગૃત ઉપયોગ (સતત આત્મભાન) જેને વર્તતો હતો એવા **શ્રીમદ્** ખરેખરા પરમ આત્મજ્ઞાની 'પરમહંસ' હતા. ઉજાગરરૂપ તુર્યાવસ્થાને પામેલો **શ્રીમદ્**નો આ શુદ્ધાત્માનુભૂતિમય આત્મોપયોગ કેટલો બધો ઉજ્જાગૃત હતો–ઉત્કૃષ્ટ જાગૃતદશાને પામ્યો હતો, એ એમના વચનામૃતમાં અખંડ-પણે પ્રવહતી આત્મોપયોગી પરમાર્થધારા પરથી સહજપણે સુપ્રતીત થાય છે. આમ જેનો દેહાધ્યાસ સર્વથા છૂટી ગયો હતો એવા **શ્રીમદે** જીવનમાં ખરેખરા પરમાર્થઅર્થમાં અનાસક્ત યોગની અપૂર્વ સાધના કરી હતી, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કોટિની સ્થિતપ્રજ્ઞ દશા–જીવન્મુક્તદશા જીવનમાં સિદ્ધ કરી હતી, દેહ છતાં દેહાતીત એવી કાયોત્સર્ગદશા જીવનમાં આચરી દેખાડી હતી. **શ્રીમદ્** સ્વયં એક પત્રમાં [અં. ૨૫૫] લખે છે કે—'અમે દેહધારી છૈયે કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છૈયે.' **શ્રીમદ્**ની આ દેહ છતાં દેહાતીત એવી કાયોત્સર્ગદશારૂપ જીવન્મુક્તપણાની સુપ્રતીતિ એમના વચનામૃતમાં ડોકીઉં કરતાં કોઈ પણ સુજ્ઞ વિચક્ષણને થયા વિના રહે એમ નથી. **શ્રીમદ્**ની દશા જનક વિદેહી સમી હતી. સંસારમાં રહ્યા છતાં તેઓ સંસારથી જળકમળવત્ અલિપ્ત હતા. કોઈએ **શ્રીમદ્** માટે ગાયું છે તેમ—'જનક વિદેહીસેં રે'તે સંસારમેં, જ્ઞાની સમા-જમેં શુક સ્વરૂપા.'

આવા એક ભારતઅવનિને પાવન કરી ગયેલા અલૌકિક સંતના જીવન સંબંધી જનતા વિશેષ જાણવા ઇચ્છે એ સ્વાભાવિક છે. પણ **શ્રીમદ્** જેવા ખરેખરા પરમાર્થ-સત્ મેરુ સમા મહામહિમાવાન્ પરમ સમર્થ **અધ્યાત્મ યોગીને** ઓળખવા કે આલેખવા એ મેરુના ઉન્નત શિખરે આરોહવા કરતાં પણ મહાદુર્ઘટ કાર્ય છે. કારણ કે તથારૂપ અધ્યાત્મયોગીને ઓળખવા હોય, તથારૂપ આત્મચારિત્રીનું આત્મચરિત્ર આલેખવું હોય, તો 'ચર્મ ચક્ષુ' કામ નહિ આવે, આધ્યાત્મિક દૃષ્ટિ જ જોઇશે—કામ આવશે. જગત્ તો પ્રાયે બહિરાત્મદૃષ્ટિથી જ દેખતું હોઈ ભૂલાવામાં પડયું છે; **આનંદઘનજીએ** ભાખ્યું છે તેમ 'ચરમ નયણ કરી મારગ જોવતો રે ભુલ્યો સયલ સંસાર.' એટલે એક તો **શ્રીમદ્** જેવા પૂરા આધ્યાત્મિક યોગીનું સ્વરૂપ સમજાવું જ મુશ્કેલ, તો સમજાવવું શી રીતે? બીજું જે પુરુષ **यतो वाचो निवर्त्तन्ते**—જ્યાંથી વાચા પાછી વળે છે એવા આત્માનુભૂતિમય પરમ પદને પામ્યા છે, તે પુરુષને વાચાના ક્ષેત્રમાં આણવા કેમ? એટલે આવા પુરુષનું ચરિત્ર આલેખવાનું સાહસ કરવું તે ધૃષ્ટતા કિંવા દુઃસાહસ છે. તથાપિ આપી શકાય તો માત્ર સ્થૂલ ઉપરછલો જ ખ્યાલ આપી શકાશે એવા પૂરા ભાન સાથે આ પરમ પુરુષના બાહ્યાભ્યંતર જીવનસંબંધી યત્કિંચિત્ લખવાનું દુઃસાહસ કરવા માટે લેખકને તેમના સત્ચરિત્ર પ્રત્યેની ભક્તિજ પ્રેરે છે, **त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम्**, એટલે **प्रीत्यात्मवीर्यमविचार्य**—પ્રીતિથી આત્મવીર્ય–આત્મસામર્થ્ય વિચાર્યા વિના યથા-શક્તિ–યથાભક્તિ–યથાવ્યક્તિ આ ચરિત્ર આલેખવાની ધૃષ્ટતા કરૂં છું; 'ધીઠાઈ કરી મારગ સંચરૂં'—ચરિત્રાલેખનના વિકટ પંથે પગલાં પાડું છું.

આવા આ અલૌકિક સંતશિરોમણિના આપણે ગુણગાન ગાઈએ કે ન ગાઈએ,

ચરિત્ર સંકીર્ત્તન કરીએ કે ન કરીએ, જયંતિઓ શતાબ્દિઓ કે અર્ધશતાબ્દિઓ ઉજવીએ કે ન ઉજવીએ, પણ તે તો પોતાની અમર સુકૃતિઓથી સદા જયવંત ને જીવંત જ છે. **શ્રી ભર્તૃહરિએ** સાચું જ કહ્યું છે કે—સુકૃતી એવા તે રસસિદ્ધ કવીશ્વરો જયવંત છે, કે જેમની યશઃકાયમાં જરામરણજન્ય ભય નથી. '**जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः । नास्ति येषां यशःकाये, जरामरणजं भयं ॥**' ભર્તૃહરિની આ ઉક્તિ **શ્રીમદ્**ના સંબંધમાં અક્ષરશઃ ચરિતાર્થ થતી દેખાય છે. પોતાની એકએકથી સરસ ઉત્તમ કાવ્યમય સુકૃતિથી જયવંત એવા આ **શ્રીમદ્ કવીશ્વર** પોતાની યશઃકાયથી સદા જીવંત જ છે. **શ્રીમદ્ રાજચંદ્ર**ની કીર્ત્તિ-કૌમુદી વિસ્તારતી એમની એકેક ચિરંજીવ અમૃત ( Immortal nectarlike ) કૃતિ એટલી બધી અમૃતમાધુરીથી ભરી છે કે તેનું આકંઠ પાન કર્યા છતાં તૃપ્તિ થતી નથી. **શ્રીમદ્ રાજચંદ્ર**ના વચનામૃત શ્રવણ કરતાં જનના મનમાં વિતર્ક ઊઠે છે કે આ શું પુરુષરૂપધારી '**સાક્ષાત્ સરસ્વતી**' છે? કે આ શું અવનિમાં પધારી ગયેલા વાચસ્પતિ છે? અપ્રતિમ પ્રતિભાથી પૂર્ણ આ **રાજ-ચંદ્રે** એવી અમૃતમયી જ્ઞાનચંદ્રિકા પ્રસારી છે કે તેમાં સુજન-ચકોરો ન્હાઈ આનંદ પામે છે અને સુમન-કુમુદોનો પૂર્ણ ઉદ્બોધ જામે છે.

અપ્રતિમ પ્રતિભાથી પૂર્ણ આ રાજચંદ્રે, અમૃતમયી પ્રસારી જ્ઞાનજ્યોત્સ્ના સુછંદે;
તહિં સુજન ચકોરો ન્હાઈ આનંદ પામે, સુમન કુમુદ કેરો પૂર્ણ ઉદ્બોધ જામે. (સ્વરચિત)

ખરેખર! આ પુરુષરત્નને પામી ન્યાય ન્યાયપણું પામ્યો, કાવ્ય કાવ્ય બન્યુ, અલંકારને અલંકાર સાંપડ્યો, રસમાં સરસતા આવી, કરમાયેલી શ્રુતવલ્લરી નવપલ્લવિત થઈ, યોગ કલ્પતરુ ફલભારથી નમ્ર બન્યો, યુક્તિ આગ્રહમુક્ત થઈ, મુક્તિ જીવન્મુક્તપણે પ્રત્યક્ષ થઈ, ભક્તિમાં શક્તિ આવી, શક્તિમાં વ્યક્તિ આવી, ધર્મમાં પ્રાણ આવ્યો, સંવેગમાં વેગ આવ્યો, વૈરાગ્યમાં રંગ લાગ્યો, સાધુતાને સિદ્ધિ સાંપડી, શાસનનું શાસન ચાલવા લાગ્યુ, કલિકાલનું આસન ડોલવા લાગ્યુ, દર્શનને સ્વરૂપદર્શન થયુ, સ્પર્શજ્ઞાનને અનુકૂળ સ્થાન મળ્યુ, ચારિત્ર ચરિતાર્થ બન્યુ, વચનને કસોટી માટે શ્રુતચિંતામણિ મળ્યો, અનુભવને મુખ જોવા દર્પણ મળ્યું, તત્ત્વમીમાંસા માંસલ બની, દર્શનવિવાદો દુર્બલ થયા, વાડાના બંધન તૂટ્યાં, અખંડ મોક્ષમાર્ગ વિશ્વમાં વ્યાપી રહ્યો, અંધશ્રદ્ધાની આંધી દૂર થઈ, સતશ્રદ્ધાની જ્યોત પ્રગટી, કુગુરુની ઉત્થાપના થઈ, સાચા સદ્ગુરુની સંસ્થાપના થઈ, શુષ્કજ્ઞાનીઓની શુષ્કતા સુકાઈ, ક્રિયાજડોની જડતાની જડ ઉખડી અને ધર્મ તેના શુદ્ધ વસ્તુધર્મસ્વરૂપે પ્રસિદ્ધ થયો.

આવો મહાપ્રતિભાસંપન્ન સંસ્કારસ્વામી પરમ પ્રભાવક યુગાવતાર પુરુષ સેંકડો વર્ષોમાં કોઈ વિરલો જ પાકે છે. સહસ્રમુખ પ્રતિભાથી શોભતા **શ્રીમદ્ રાજચંદ્રજી** સહસ્રરશ્મિ તેજસ્વી સૂર્ય સમા છે. જે વિરલ વિભૂતિરૂપ મહા જ્યોતિર્ધરો ભારતના તત્ત્વજ્ઞાન-ગગનાંગણમાં ચમકી ગયા છે, તેમાં **શ્રીમદ્ રાજચંદ્રજી**નું સ્થાન સદાને માટે અમર રહેશે. એમની પ્રતિભા કેટલી અસાધારણ હતી અને એમની પ્રખર શ્રુતશક્તિવાળી બુદ્ધિમત્તા કેવી કુશાગ્ર હતી, એ તો એમની સ્વસમય-પરસમયની સૂક્ષ્મ વિવેકમય

તીક્ષ્ણ પર્યાલોચના પરથી સ્વયં જણાઈ આવે છે, અને આપણને કવિ કુલગુરુ સિદ્ધસેન દિવાકરનું ને સમંતભદ્રસ્વામીનું સહજ સ્મરણ કરાવે છે. એમની દૃષ્ટિવિશાલતા ને હૃદયની સરલતા કેટલી બધી અદ્ભુત હતી અને સર્વ દર્શન પ્રત્યેની એમની નિરાગ્રહી માધ્યસ્થ્યવૃત્તિ કેવી અપૂર્વ હતી, તે તો એમની સર્વ દર્શનોની તલસ્પર્શી નિષ્પક્ષપાત મીમાંસા પરથી પ્રતીત થાય છે, અને આપણને ષડ્દર્શનવેત્તા મહર્ષિ હરિભદ્રસૂરિની ને કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજીની યાદી તાજી કરે છે. અધ્યાત્મયોગ વિષયનો એમનો અનુભવઅભ્યાસ કેટલો બધો ઊંડો હતો અને આત્મજ્ઞાન–ધ્યાનની એમની અનુભૂતિ કેવી વિશિષ્ટ હતી, તે તો એમનાં અનુભવરસનિધાન વચનામૃતો પરથી સ્વયં સિદ્ધ થાય છે, અને આપણને મહર્ષિ કુંદકુંદાચાર્યજીનું ને યોગિરાજ આનંદઘનજીનું સ્મરણ પમાડે છે. એમની આત્મભાવના કેવી અનન્ય હતી અને એમનું ભાવિતાત્મપણું કેવું અતિશયવંત હતું, તે તો આત્માની મહાગીતારૂપ એમના વચનામૃતમાં અખંડપણે પ્રવહતી એક આત્મધારા પરથી વ્યંજિત થાય છે, અને આપણને મહર્ષિ અમૃત–ચન્દ્રાચાર્યજીની અને પૂજ્યપાદસ્વામી આદિની યાદી. આપે છે. આમ આ પરમ **મહાપ્રભાવક શ્રીમદ્**માં તે તે મહાસંતોના ગુણોનું અનુપમ સંગમસ્થાન પ્રાપ્ત થતું હોયની! એવો સહજ ભાસ સહૃદય તત્ત્વગવેષકોને થાય છે.

આવા પરમ ઉપકારી જગતકલ્યાણકર મહત્ પુરુષના ગુણગાનનો જે રસાસ્વાદ લે તે જ રસના છે, બાકી તો વિકથારૂપ કુથલી કરનારી વિરસના જ છે! આવા સંતના પવિત્ર ચરિત્રનું શ્રવણ કરે તે જ કર્ણ છે, બાકી તો વાયુતરંગને અથડાવાના કાણાં છે! આવા સત્પુરુષના સદ્બોધનું, મનન કરે તે જ મન છે, બાકી તો યત્રતત્ર ભ્રમણ કરનારું વાંદરું છે! **શ્રી યશોવિજયજી**ના શબ્દોમાં કહીએ તો ગિરુઆ ગુણવંતના ગુણ શ્રવણ કરતાં કાનમાં અમૃત ઝરે છે ને કાયા નિર્મલ થાય છે. "સુણતાં શ્રવણે અમી ઝરે, મોરી નિર્મલ થાયે કાયા રે....ગિરુઆરે ગુણ તુમ તણા." મહામુનિ **શ્રી દેવચંદ્રજી**એ સાચું જ ગાયું છે કે–"ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, રસનાનો ફલ લીધો રે, દેવચંદ્ર કહે મ્હારા મનનો સકલ મનોરથ સીધો રે." માટે ચાલો આપણે પણ આ ગુણનિધાન **શ્રીમદ્** સત્પુરુષનાં ગુણગાન કરી રસનાને રસમય કરીએ! સંત–ચરિત્રના શ્રવણથી કર્ણને પાવન કરીએ! સત્પુરુષના સદ્બોધચિંતનથી ચિત્તને સચેત કરીએ! ગિરુઆ ગુણવંતના ગુણ ગંગાજળમા નિમજ્જન કરી કાયાને નિર્મલ કરીએ! સાધુચરિત પુરુષના આત્મચારિત્રમય સત્ચરિત્રાલેખનથી લેખિનીને ધન્ય કરીએ! અને પ્રેરણા–અમૃતનું પાન કરી જીવનને ઉન્નત બનાવીએ!



महादिव्याकुक्षिरत्नं, शब्दजितवरात्मजम् ।
राजचन्द्रमहं वन्दे, तत्त्वलोचनदायकम् ॥

## પ્રકરણ પહેલું

# દિવ્ય જ્યોતિનો પ્રાદુર્ભાવ

"નિર્મલ ગુણમણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ;
ધન્ય તે નગરી રે! ધન્ય વેળા ઘડી! માત પિતા કુલ વંશ." –**શ્રીઆનંદઘનજી**

**કાર્તિકી પૂર્ણિમા, ૧૯૨૪**! આજના પુણ્ય દિને ભારતના ગગનાંગણમાં એક દિવ્ય જ્યોતિનો પ્રાદુર્ભાવ થયો. આજના મંગલ દિને મહાદિવ્યા **દેવબાઈના** કુક્ષિરત્નનો —**રાજચંદ્રનો** જન્મ થયો. આજના ધન્ય દિને **રવજી પંચાણની** એકોતેર પેઢીને તારનારો 'શબ્દજિતવરાત્મજ'—રવજીભાઈનો કુલદીપક પ્રગટ્યો. આજના પાવન દિને સંતભૂમિ સૌરાષ્ટ્રના એક ખૂણે આવેલું નાનકડું ગામડું **વવાણીઆ** પરમ પાવન તીર્થધામ બન્યું.

કાર્તિકી પૂર્ણિમાનો આ પુણ્ય દિન વિશ્વની વિરલ વિભૂતિઓના નામસંપર્કથી જાણે પાવન બનવાને સર્જાયો છે! ઇતિહાસપ્રસિદ્ધ અનેક વિરલ વિભૂતિઓએ પોતાના જન્મથી આ દિનને ધન્ય બનાવ્યો છે. જે પુણ્ય દિને **શ્રીમદ્ રાજચંદ્ર** જેવી દિવ્ય આત્મજ્યોતિનો પ્રાદુર્ભાવ થયો, તે જ પુણ્ય દિને મહાપ્રભાવક 'કલિકાલસર્વજ્ઞ' **શ્રી હેમચન્દ્રાચાર્યજીનો** પણ જન્મ થયો હતો; શિખધર્મસંસ્થાપક ગુરુ **નાનકનો** જન્મ પણ આ જ પુણ્ય દિને થયો હતો; દ્રાવિડ અને વાલિખિલ્લ આદિ અનેક પુરાણ-પ્રસિદ્ધ દિવ્ય આત્માઓ આજના પુણ્યદિને સિદ્ધાચલ પર અનુપમ સિદ્ધગતિ વર્યા હતા. આમ અનેક પુણ્યશ્લોક પુરુષોના નામ–પારસમણિના સ્પર્શથી આજનો દિન પુણ્ય બન્યો છે.

સત્પુરુષો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે વિચરે છે તે તે કાળ અને તે તે ક્ષેત્ર પણ ધન્ય બને છે; સંતની ચરણરેણુથી જે અવનિ પાવન બને છે, તે તે અવનિ પણ સાચા ગુણાનુરાગી ભક્તજનને મન પાવન તીર્થ બની જાય છે. એવા જગપાવનકર જ્યાં અવતરે છે તે ભૂમિ ધન્ય બને છે, તે કાળ ધન્ય બને છે. એટલે જ જગતનું પરમ કલ્યાણ કરનારા તીર્થંકર જેવી પરમ વિભૂતિઓના જીવનના જન્મઆદિ વિશિષ્ટ પ્રસંગો તો 'કલ્યાણક' દિન તરિકે સુપ્રસિદ્ધ છે; આવી વિભુતિઓ જે જે કાળને સ્પર્શે છે તે તે તે પુનિત વિભૂતિની સ્મૃતિના અનુસંધાનથી કાળતીર્થ બને છે, જે જે ક્ષેત્રને સ્પર્શે છે તે તે ક્ષેત્રતીર્થ બને છે, જે જે દ્રવ્યને સ્પર્શે છે, તે તે દ્રવ્યતીર્થ બને છે, અને જે જે ભાવને સ્પર્શે છે તે તે ભાવતીર્થ બને છે. અને એટલે જ આવા વિશ્વકલ્યાણકર તીર્થંકરના વિશ્વકલ્યાણકર માર્ગનો યથાર્થ બોધ કરનારો, સનાતન આત્મધર્મરૂપ–વિશ્વધર્મરૂપ 'સત્ય ધર્મનો ઉદ્ધાર' કરનારો **શ્રીમદ્ રાજચંદ્ર** જેવો દિવ્ય જ્યોતિર્મય **પુણ્યશ્લોક** પુરુષ જે કાર્તિકી પૂર્ણિમાના

ધન્ય દિને પ્રાદુર્ભાવ પામ્યો, તે ધન્ય દિન કાળતીર્થ બની ગયો; **રાજ**–કલ્પતરુના જન્મથી કલ્પનાતીત માહાત્મ્યને પામેલું ગ્રામ '**વવાણીઆ**' ક્ષેત્રતીર્થ બની ગયું; **રાજ**-પારસમણિના સ્પર્શથી જે જે દ્રવ્ય સ્પર્શાયુ તે તે મન–વચન–કાયયોગરૂપ દ્રવ્ય દ્રવ્યતીર્થ બની ગયુ; **રાજ**–ભાવચિંતામણિના સ્પર્શથી જે જે ભાવ સ્પર્શાયો તે તે ભાવતીર્થ બની ગયો. **આનંદઘનજીના** અમર શબ્દોમાં (મથાળે ટાંકેલા) કહિયે તો નિર્મલ ગુણમણિના રોહણાચલ ને મુનિજનના માનસહંસ એવા પરમ સત્પુરુષ જ્યાં જન્મે છે તે નગરીને–ગ્રામને ધન્ય છે! તે ઘડી–વેળાને ધન્ય છે! તે માત–પિતાને ધન્ય છે! તે કુલ–વંશને ધન્ય છે!

ધન્ય તે દેશ સૌરાષ્ટ્ર! ધન્ય ભારતભૂમિ આ!
રાજ કલ્પતરુ જન્મે, ધન્ય ગ્રામ વવાણિઆ!
ધન્ય તે શબ્દજિત્ તાત! ધન્ય તે માત દેવકી!
ચોવીશ ઓગણીસેંની, પૂર્ણિમા ધન્ય કાર્ત્તિકી!—(**સ્વરચિત.**)

આમ **વવાણીઆ** જેવું નાનું ગામડું ઇતિહાસપ્રસિદ્ધ પવિત્ર તીર્થધામ બન્યું. તેમા એક નાનું સરખું નિમિત્ત ભૂમિનું ભાગ્ય પલટાવવાને કેવું નિમિત્તભૂત બને છે તેનુ આ ઝળહળતું ઉદાહરણ પૂરૂં પાડે છે. વાત એમ બની કે **શ્રીમદ્‌ના** વડવા-પ્રપિતામહ દામજી પીતામ્બર મૂળ તો મોરબી તાબે મોરબીથી સાત ગાઉ દૂર આવેલા માણેકવાડા ગ્રામે રહેતા. જ્ઞાતિએ દશાશ્રીમાળી વણિક્ શ્રી દામજીભાઈનો કુલધર્મ **સ્થાનક**વાસી જૈન શ્વેતાંબર સંપ્રદાય હતો. તેમનું કુટુંબ ખાનદાન અને સ્થિતિસંપન્ન હતું. તેમની સંપત્તિ એટલી પુષ્કળ હતી કે તેમના પુત્રોમા તેના ભાગ ગણત્રીથી નહિં પણ ત્રાંમળીથી (મોટા વાટકાથી) પાડચા હતા. ત્યારે તેમના પાંચ પુત્રોમા વચલા પુત્ર **પંચાણભાઈને** પુત્રસંતતિ નહિં હોવાથી ભાઇભાગની વ્હેંચણીમાં તેમનો ભાગ ઓછો આવ્યો,–જેથી તેમને ઓછું આવ્યું, માઠું લાગ્યું ને તે બાપદાદાનું વતન માણેકવાડા છોડી વવાણીઆ ચાલ્યા આવ્યા. અને આમ વવાણીઆ ગ્રામ **શ્રીમદ્‌ના** પિતામહ પંચાણભાઇનુ વતન બનતાં તે અનુક્રમે કાળક્રમે **શ્રીમદ્‌નું** જન્મધામ બનવાનું મહા-ભાગ્ય પામ્યું. * પુણ્યવંતના જ્યાં પગલાં પડે છે ત્યા ઈતિ–ભીતિ નાશ પામે છે,—

* આ વવાણીઆના ઇતિહાસ અંગે શ્રીમદ્‌ના એક વિશિષ્ટ ચરિત્રલેખક સદ્. **શ્રી મનસુખભાઈ કિરતચંદે** 'જીવનરેખા'માં નોધ્યું છે કે—

"વવાણીઆ દ્રોણમુખ કહેવાય છે. તરી અને ખુશ્કી અર્થાત્ જળ અને સ્થળ બન્ને વાટે જ્યા વેપાર થઈ શકે તે 'દ્રોણમુખ' કહેવાય છે. વવાણીઆ બંદરના જમીનના કાંઠા ઉપર મોરબીની હકુમત છે વચ્ચમા કચ્છના અખાતની ખાડી છે, સામે કાંઠે કચ્છની હદ છે ખાડીની માલીકીનો દાવો કચ્છ કરે છે સામે કાંઠે જમીન પર પણ મોરબીની કેટલીક હકુમત છે. ખાડીના પાણીની માલીકી માટે કચ્છ મોરબીને વારંવાર તકરાર થતી, ધીંગાણા થતાં, વેપારને અટકાયત થઈ વેપાર પડી ભાગતો. પણ શ્રીમદ્ માતાની કુક્ષિએ આવ્યા તે અરસામાં સુલેહ થઈ અને સંવત ૧૯૨૩ના મહા-ફાગણ માસમાં બંદર પાછું સતેજ થઇ વેપાર ધમધોકાર ચાલવા માંડયો. આવું ત્યાંની હકીકતથી તથા તે વખતના ઇતિહાસથી જણાય છે."—**શ્રીમદ્ રાજચંદ્રની જીવનરેખા.**

'ઈતિ–ભીતિ વ્યાપે નહિં'; શ્રીપાળરાસમાં કહ્યું છે તેમ 'પુણ્યવંત જ્યાં પગ ધરે, પદ પદ ઋદ્ધિ રસાળ,' એવો સત્પુરુષોનો સહજ પુણ્યપ્રભાવ હોય છે.

**શ્રી પંચાણભાઈ**નો જન્મ સં. ૧૮૩૬માં થયો હતો. તેઓ વવાણીઆ ૧૮૯૨માં આવ્યા, અને ત્યાં આવી તેમણે વહાણવટાનો અને વ્યાજવટાનો ધંધો આદર્યો. તેઓ તથા તેમના સુશીલ પત્ની **શ્રી ભાણબાઈ** સરલચિત્ત ભદ્રમૂર્તિ ભક્તિમાન્ અને વાત્સલ્યવાન્ હતા. કુલધર્મ સ્થાનકવાસી જૈન છતાં શ્રીપંચાણભાઈ કૃષ્ણની ભક્તિ કરતા. તેમની પુત્રસંતતિ દુર્ભાગ્યે લાંબું જીવવા પામી નહિં એટલે તેઓ અપુત્ર તો હતા જ, અને તે અપુત્રપણાના કારણે ઓછો ભાગ મળતાં ખોટું લાગવાથી તેમણે ઉપરોક્ત પ્રકારે મૂળ વતન છોડ્યું હતું. એટલે પુત્ર માટેની તેમની ઝંખના ઓર જોરશોરથી વધી ગઈ. તેમની પુત્રેષણા એટલી બધી તીવ્ર બની ગઈ કે તેઓએ કોઈની સૂચનાથી વવાણીઆથી એક ગાઊ દૂર આવેલ 'રવીચી' માતાની માનતા માની ને લાભાંતરાય કર્મના દૂર થવાથી સુભાગ્યે તે પુત્રપ્રાપ્તિથી ફળવતી પણ બની, એટલે તેના નિમિત્તે આમ બનવા પામ્યું એમ સમજી 'રવીચી' માતાના સ્મરણાર્થે તે પુત્રનું નામ **'રવજી'** પાડ્યુ.

**રવજીભાઈ**નો જન્મ સં. ૧૯૦૨માં થયો. અનુક્રમે યુવાન વય થતાં સૌજન્ય-મૂર્તિ દયાર્દ્ર હૃદયવાળા ભદ્રાત્મા * **રવજીભાઈ**એ પિતાના ધંધાનું કાર્ય ઉપાડી લઈ ન્યાયનીતિપરાયણપણે સંભાળવા માડ્યું, અને તેમના લગ્ન માળીયાના ખાનદાન રાઘવજી શાહની સુપુત્રી **દેવબાઈ** સાથે થયા. **દેવબાઈ યથા નામા તથા ગુણાઃ**– તેમના નામ પ્રમાણે ગુણવાળા સાક્ષાત્ દેવી સમાન દિવ્યા હતા; સ્વભાવે સરલતાની અને ભદ્રતાની મૂર્તિ તથા વાત્સલ્યના ભંડાર હતા; સહજ સ્વભાવે ધર્મ પ્રત્યે અભિરુચિવાળા સુશીલ અને વિનયાદિગુણસંપન્ન હતા. વિનયમૂર્તિ **શ્રી દેવબાઈ**એ પોતાના સાસુ–સસરાની સેવા ઘણી ભક્તિથી કરી હતી, તેની એકનિષ્ઠ સેવાથી બન્ને ગુરુજનો અતિ પ્રસન્ન રહેતા અને સંતુષ્ટ થઈ અંતરથી શુભાશિષ્ આપતા. ગામલોકો કહે છે કે સાસુસસરાની આવી અનન્ય સેવાભક્તિના પ્રભાવે અને તેમની શુભાશિષ્થી **દેવબાઈ**ને આવું **શ્રીમદ્** જેવું દિવ્ય પુત્રરત્ન સાંપડ્યુ.

સં. ૧૯૨૪ના કાર્તિકી પૂર્ણિમાના પુણ્યદિને **દેવબાઈએ** દિવ્યાત્મા **રાજચંદ્રની** જનની બનવાનું મહાભાગ્ય પ્રાપ્ત કરી પુત્રવતીઓમાં અગ્રગામિપદ પ્રાપ્ત કર્યું. ખરેખર! અસાધારણ અતિશયવંત શક્તિવાળા મહાપુરુષોની જનની તો કોઈક જ હોય છે.

---

* **શ્રી રવજીભાઈ** દયાળુ હૃદયવાળા હતા. દીન દુઃખી પ્રત્યે તેમને ખૂબ દયા આવતી, તેમને ભોજન-વસ્ત્ર વગેરે આપતા; તેમજ સાધુસંત ફકીર પ્રત્યે પણ તેમને ઘણી આસ્થા હતી, તેમની સેવા–ભક્તિ ઊઠાવતા, ભોજનાદિ કરાવતા. વવાણીઆમાં ત્યારે એક ઓલિયા સંત ફકીર હતા, તેની રવજીભાઈએ ત્રણ વર્ષ સુધી ખૂબ સેવાભક્તિ ઊઠાવી, પ્રતિદિન તેના માટે ભોજનાદિ લઈ જતા. તે ઓલિયા સંતે જતી વખતે રવજીભાઈને ભવિષ્ય ભાખેલું કે તને એક મહાપ્રતાપી પરમ ભાગ્યશાળી પુત્ર થશે ને તે ૭૫ વરસનો થશે. આમાંની જન્મની વાત સાચી પડી, પણ દીર્ઘ આયુષ્યની વાત ન પડી, એ વાતનો રવજીભાઈના મનમા વસવસો રહી ગયો. આ સર્વ હકીકત રવજીભાઈ પોતે ઘણાને કહેતા, અને તેમની પાસેથી કર્ણોપકર્ણ આ વાત ચાલી આવે છે.

શ્રી ભક્તામરસ્તોત્રમાં કહ્યુ છે તેમ સેંકડો સ્ત્રીઓ સેંકડોગમે પુત્રોને જન્મ આપે છે, પણ ત્હારી ઉપમાને યોગ્ય પુત્ર અન્ય જનનીએ જણ્યો નથી; તારલા તો બધીય દિશાઓ ધારણ કરે છે, પણ મહાતેજસ્વી સહસ્રરશ્મિ સૂર્યને તો એક પૂર્વદિશા જ જન્માવે છે.

"स्त्रीणां शतानि शतशो जनयंति पुत्रान्, नान्या सुतं त्वदुपमं जननी प्रसूता।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं, प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम्॥"
—શ્રીભક્તામરસ્તોત્ર.

આ નવજાત બાળકનું શુભ નામ જન્મ–રાશિ–ગ્રહો અનુસાર લક્ષ્મીરામ (લક્ષ્મીચંદ) પાડવામા આવ્યુ; પાછળથી સવા માસની ઉમરે તેનું હુલામણું નામ 'રાયચંદ' પાડયુ, તે જ સંસ્કૃતરૂપ 'રાજચંદ્ર' બની કાયમ રહ્યુ, અને તે જ આગળ જતાં આ અદ્ભુત જ્ઞાનશ્રીસંપન્ન પુરુષનું 'શ્રીમદ્ રાજચંદ્ર' એવું ગુણનિષ્પન્ન નામ બની ગયુ, અને આ નામથી જ તેઓ જગતપ્રસિદ્ધ–વિશ્વવિખ્યાત બન્યા,—તે એટલે સુધી કે **રાજચંદ્ર** એટલે **શ્રીમદ્** અને **શ્રીમદ્** એટલે **રાજચંદ્ર**, એમ તે બન્ને શબ્દ પર્યાયરૂપ બની ગયા આમ અપૂર્વ આત્મપરાક્રમથી **'શ્રીમદ્ રાજચંદ્ર'** નામથી સુપ્રસિદ્ધ વિશ્વવિશ્રુત પુરુષોત્તમની જનની બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાથી માતાજી દેવબાઈ જેમ પરમ ધન્ય બની ગયા, તેમ આવી એક વિરલ વિભૂતિની જન્મદાત્રી જન્મભૂમિ બનવાથી ભારત માતા પણ પરમ ધન્ય ગૌરવાન્વિત બની ગઈ. આ ભારતની ભૂમિ 'વીરપ્રસૂ' કહેવાય છે તે યથાર્થ છે. 'વીર' એટલે માત્ર યુદ્ધક્ષેત્રમાં જ વીરતા દાખવે તે જ વીર એમ નથી, પણ જીવનના કોઇ પણ ક્ષેત્રમાં પરાક્રમ દાખવી જે સિદ્ધિ વરે છે તે વીર ગણાય છે પણ વીરના વિવિધ પ્રકારોમાં સર્વોત્કૃષ્ટ વીર તો આત્મસ્થાને વીરત્વ દાખવે તે છે. શ્રી **ઉત્તરાધ્યયન સૂત્રનું** કથન છે કે એકલા હાથે દશ લાખ સુભટનો પરાજય કરે એવા મળવા સુલભ છે, પણ એક સ્વાત્માનો વિજય કરનાર મળવો દુર્લભ છે, અને તે દશ લાખ સુભટને જીતનાર વીર કરતાં ક્યાંય ચઢી જાય છે. સાચું વીરપણું તો આત્મસ્થાને છે, અને આવું વીરપણું જે દાખવે છે, તે જ જગત્ આખાની પરમપૂજાના પાત્ર, પરમ પૂજ્ય–પરમ પૂજાર્હ છે. **શ્રી આનંદઘનજીની** વીરગર્જના છે કે—"વીરપણું તે આતમઠાણે, જાણ્યું તુમચી વાણે રે; ધ્યાન વિન્નાણે શક્તિ પ્રમાણે, નિજ ધ્રુવપદ પહિચાને રે....વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે." **શ્રીમદ્** આવું આત્મસ્થાને અનન્ય વીરત્વ દાખવનારા આત્મવીર હતા; અપૂર્વ આત્મપરાક્રમ વડે આત્મશત્રુનો વિજય કરી સાચું વીતરાગત્વ દાખવનારા ખરેખરા ધર્મવીર હતા; વીર વીતરાગમાર્ગે ગમન કરનારા આત્મપરાક્રમી વીરવર—પરમ પુરુષસિંહ હતા. જગતમાં કર્મક્ષેત્રે પરાક્રમ દાખવનારા તો ઘણાય થાય છે, પણ ધર્મક્ષેત્રે મહાપરાક્રમ દાખવનારા **શ્રીમદ્** જેવા મહા આત્મપરાક્રમી તો વિરલ જ થાય છે. આવી એક આત્મક્ષેત્રે અપૂર્વ વીરતા દાખવનારી દિવ્ય આત્મજ્યોતિ પોતાને આંગણે પ્રાદુર્ભાવ પામવાથી ભારતભૂમિ અને પ્રત્યેક ભારતવાસી પરમ ગૌરવ કેમ ન અનુભવે?



## પ્રકરણ બીજું

# આજન્મયોગી 'કુલયોગી'

'યોગિકુલે જાયા તસ ધર્મે, અનુગત તે કુલયોગીજી' —**યોગદૃષ્ટિસજ્ઝાય**

જ્ઞાનાવતાર **શ્રીમદ્ રાજચંદ્ર** જેવી દિવ્ય આત્મજ્યોતિ અદ્ભુત જ્ઞાનસંસ્કારોનો ચિન્તામણિરત્નનિધાન લઈને આ ભારતની અવનિ પર અવતાર પામી, તે કાંઈ અકસ્માત નથી—આકસ્મિક ઘટના નથી, પણ પૂર્વજન્મોમાં સાધેલી અપૂર્વ યોગસાધનાનું પરિપાક-ફળ છે. દેહજન્મની અપેક્ષાએ ભલે **રવજીભાઈ** અને **દેવબાઈ** તેમના પિતા-માતા હો, પણ સંસ્કારસંપન્ન આત્મજન્મની અપેક્ષાએ તો એમના ધર્મપિતા-ધર્મમાતાસ્થાને મહાન્ યોગિવરેન્દ્રો છે; દેહજન્મની અપેક્ષાએ **શ્રીમદ્નો** જન્મ ભલે પંચાણભાઈના કુલમાં થયો હો, પણ સંસ્કારજન્મની અપેક્ષાએ તો **શ્રીમદ્નો** જન્મ મહાન્ 'યોગિ-કુલ'માં જ થયેલો છે. એટલે અનેક જન્મોમાં યોગસંસ્કારોનો અમૂલ્ય વારસો લઈને અવતરેલા **શ્રીમદ્** યોગિકુલમાં જન્મેલા ખરેખરા 'કુલયોગી' છે, આજન્મયોગી (Born Yogi) છે. 'કુલયોગી' એટલે જેઓ યોગીઓના કુલમાં જન્મ્યા છે, એટલે કે જે યોગીના ધર્મને પામેલા છે, જે જન્મથી જ યોગી છે (Yogi by birth), આજન્મ યોગી છે તે. **ગીતામાં** × છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે તેમ—"ધીમંતોનો યોગીઓના જ કુલમાં જન્મ હોય છે; આવો આ જન્મ લોકને વિષે અત્યંત દુર્લભ છે; ત્યાં તે પૌર્વ-દેહિક (પૂર્વદેહ સંબંધી સાધેલો) બુદ્ધિસંયોગ પ્રાપ્ત કરે છે અને પછી હે કુરુનંદન! પુનઃ સંસિદ્ધિમાં યત્ન કરે છે." આ શ્લોકોનું વિશદ વિવેચન કરતાં **સંત જ્ઞાનેશ્વરજી** વદે છે કે—"જ્ઞાનરૂપ અગ્નિમાં હવન કરનાર, અધ્યાત્મ શાસ્ત્રમાં નિષ્ણાત અને પરબ્રહ્મરૂપ ગામના વતનદાર, જેઓ 'એકમેવાદ્વિતીયં'ના સિદ્ધાન્તમાં નિત્ય નિમગ્ન રહીને ત્રિભુવનનું રાજ્ય કરતા હોય છે, અને સંતોષરૂપ વનમાં કોકિલ સમાન મધુર ધ્વનિ કર્યા કરે છે, અને જેઓ વિચારવૃક્ષના મૂળમાં બેસીને બ્રહ્મરૂપ ફળનું નિત્ય સેવન કરતા હોય છે, એવા યોગીના કુળમાં તે યોગભ્રષ્ટ પુરુષ જન્મ ધારણ કરે છે." ઇ. આને જ **મહાન્ શ્રી હરિભદ્રસૂરિ*** 'કુલયોગી' શબ્દથી બિરદાવે છે—"જેઓ યોગીઓના કુલમાં જન્મ્યા છે અને જેઓ તે યોગીઓના ધર્મને અનુગત-અનુસરનારા છે, તેઓ કુલયોગીઓ કહેવાય છે."

---

× "अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥
तत्र त बुद्धिसयोग लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूय' ससिद्धौ कुरुनंदन ॥" —**ગીતા** અ. ૬ શ્લો. ૪૨-૪૩

* "ये योगिना कुले जातास्तद्धर्मानुगताश्च ये ।
कुलयोगिन उच्यन्ते गोत्रवन्तोऽपि नापरे ॥" —**યોગદૃષ્ટિસમુચ્ચય** શ્લો. ૨૧૦

આમ જે યોગીઓના કુલમાં જન્મ્યા છે અને યોગીઓના ધર્મને જે ઉપગત–પામેલા છે, તે કુલયોગી છે. અર્થાત્ જે જન્મથી જ યોગી છે, આજન્મયોગી છે તે કુલયોગી છે. મનુષ્યકુલમાં જન્મેલો જેમ જન્મથી જ મનુષ્યબાલ હોય છે, સિંહકુલમાં જન્મેલો જેમ જન્મથી જ સિંહશિશુ જ હોય છે, તેમ યોગિકુલમાં જન્મેલો જન્મથી જ 'જોગી' હોય છે. પૂર્વજન્મમાં યોગસાધના કરતાં કરતાં, આયુ પૂર્ણ થતાં જેનું ચ્યવન થયું છે, તેવા પૂર્વારાધક 'યોગભ્રષ્ટ' *પુરુષો આવા કુલયોગી (Born Yogis) હોઈ શકે છે. જેમ નૈસર્ગિક કવિત્વશક્તિવાળા મનુષ્યો આજન્મ કવિ (Born Poets) હોય છે,–(શ્રીમદ્ આવા આજન્મ કવિ– Born poet પણ હતા),— તેમ આવા નૈસર્ગિક યોગિત્વશક્તિવાળા મહાત્મા કુલયોગીઓ આજન્મ યોગી હોય છે. આવા યોગીઓને પૂર્વારાધિત યોગસંસ્કારની જાગ્રતિ સ્વયં સહેજે સ્ફુરિત થાય છે, જાતિસ્મૃતિ આદિ જ્ઞાનની પ્રાપ્તિ પણ હોય છે, પૂર્વે અધૂરા છોડેલ યોગની કડીનું અનુસંધાન શીઘ્ર વિના પ્રયાસે હોય છે. જેમ લાંબી મુસાફરીએ નીકળેલો મુસાફર વચ્ચમાં વિશ્રામસ્થાને વિસામો ખાય છે, રાતવાસો કરે છે, પણ થાક ઉતરી ગયા પછી તાજોમાજો થઈ તરત જ આગળ અખંડ પ્રયાણ ચાલુ રાખે છે, તેમ મોક્ષપુરીના પ્રવાસે નીકળેલો **યોગમાર્ગનો અખંડ પ્રવાસી** મુમુક્ષુ આયુપૂર્ણતારૂપ વિશ્રામસ્થાને વિશ્રાંતિ લે છે, ભવાંતરગમનરૂપ રાત્રીવાસ કરે છે, અને પાછો પુનર્જન્મરૂપ નવો અવતાર પામી, તાજોમાજો થઈને, અપૂર્વઉત્સાહથી યોગમાર્ગની મુસાફરી આગળ ચલાવે છે; અને આમ આ યોગમાર્ગના મુસાફરનું મુક્તિપુરી પ્રત્યેનું પ્રયાણ અખંડિત રહે છે. અર્થાત્ યોગીપુરુષનું યોગસાધનરૂપ આત્માર્થકાર્ય અત્રૂટપણે પૂર્ણતા પર્યંત વિના પ્રયાસે–સહજ સ્વભાવે ચાલ્યા જ કરે છે

"દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાંજે રે;
રયણીશયન જિમ શ્રમ હરે, સુરનર સુખ તિમ છાજે રે."

**શ્રી યશોવિજયજી કૃત યોગદૃષ્ટિસજ્ઝાય**

બીજાઓને–અન્ય પ્રાકૃત જનોને જે સંસ્કાર ઘણા ઘણા અભ્યાસે કંઇક જ–અલ્પ માત્ર જ થાય છે, તે આવા આજન્મ યોગીઓને વિના પરિશ્રમે સહજ સ્વભાવે ઉપજે છે ! અને તે પૂર્વજન્મનું **અસાધારણ યોગારાધકપણું** જ દર્શાવે છે,—જેનું વર્તમાનમાં પ્રગટ જ્વલંત ઉદાહરણ આપણા ચરિત્રનાયક પરમ યોગી **શ્રીમદ્ રાજચંદ્રજી**ના આ **સ્વસંવેદનરૂપ** આત્માનુભવગમ્ય સહજ ઉદ્ગાર પરથી સ્વયં સૂચિત થાય છે :—

'લઘુવયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કાં શોધ ?
જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય ?'

**—શ્રીમદ્ રાજચંદ્રજી**

* અત્રે 'યોગભ્રષ્ટ' શબ્દનો અર્થ યોગથી ભ્રષ્ટ થયેલો એમ નથી. પણ યોગની સાધના કરતાં આયુપૂર્ણતાદિ કારણે સાધના અધૂરે છોડી દેવી પડી એમ સાધનાથી ભ્રષ્ટપણું–ચ્યુતથવાપણું થવું એમ અર્થ સમજવાનો છે, અને એ જ અર્થમાં જૈનેતરોમાં આ શબ્દ વિશેષે પ્રચલિત છે.

ભૂતકાળમાં પણ જન્મથી જ અત્યંત અસાધારણ યોગસામર્થ્ય દાખવનારા અનેક મહાપુરુષોના ચરિત્રો પણ આ જ વાતની પુષ્ટિ કરે છે. જેમ કે—વીશ વર્ષની નાની ઉંમરમાં જ્ઞાનેશ્વરી જેવો અસામાન્ય ગ્રંથ લખનાર સંત **જ્ઞાનેશ્વર.** ઘોડીઆમાં રમતાં પણ જેને પૂર્વારાધિત મુનિભાવ સાંભરી આવ્યો હતો, તે મહાયોગી **વજ્રસ્વામી.** પાંચ વર્ષની લઘુવયમાં અસાધારણ બુદ્ધિચાપલ્ય દર્શાવનાર કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રાચાર્યજી** અને ધર્મધુરંધર **શ્રી યશોવિજયજી.** સંત **કબીરજી, રમણ** મહર્ષિ આદિના ચરિત્રો પણ એની સાક્ષી પૂરે છે. ખુદ **તીર્થંકર** ભગવંતો પણ જન્મથી જ મતિ-શ્રુત-અવધિ એ ત્રણ જ્ઞાનના ધારક હતા એ હકીકત પણ આજન્મયોગીપણું જ સૂચવે છે. આમ કુલયોગીઓના સેંકડો દાખલા આપી શકાય એમ છે,—જે પૂર્વજન્મના યોગાભ્યાસનું જ પરિણામ છે. આવા કુલયોગીઓને **યોગ સહજ સ્વભાવે સિદ્ધ** હોય છે. ઊંઘમાંથી આળસ મરડીને ઊઠતાં જ ગત રાત્રીના બનાવની પેઠે તેમને યોગ યાદ આવી જાય છે; અને પછી પ્રવૃત્તચક્રાદિ યોગભૂમિકાઓ ઝપાટાબંધ અત્યંત વેગે વટાવી જઈ તેઓ નિષ્પન્ન યોગદશાને-સિદ્ધદશાને પામે છે.

આ યોગીકુલમાં જન્મરૂપ જે કુલયોગીપણું કહ્યું તે અધ્યાત્મસંસ્કારની અપેક્ષાએ છે, અર્થાત્ તે **સંસ્કારજન્મરૂપ** છે. જેમ પુરુષનો બાહ્ય જન્મ સ્થૂલ સ્વરૂપે છે, તેમ યોગીપુરુષનો આ **આધ્યાત્મિક જન્મ** સૂક્ષ્મ સ્વરૂપે છે. વ્યવહારથી જેમ બાહ્ય વર્ણાદિસંપન્ન દેહનો જન્મ છે, તેમ પરમાર્થથી યોગસંસ્કારસંપન્ન આત્માનો જન્મ છે. બીજાધાનથી જેમ સ્થૂલ પુરુષ દેહનું સર્જન થાય છે, તેમ યોગ-બીજાધાનથી પુરુષના—આત્માના સૂક્ષ્મ સંસ્કારશરીરનું સર્જન થાય છે. બાહ્ય સ્થૂલ દેહનું બીજાધાન કરનારા જેમ બાહ્ય માતા-પિતા હોય છે, તેમ આ આધ્યાત્મિક સૂક્ષ્મ દેહનું સમ્યગ્દર્શનાદિ બીજાધાન કરનારા યોગીઓરૂપ માતા-પિતા છે. જેમ સ્થૂલ દેહમાં માતા-પિતાનો ગુણ-લક્ષણ વારસો ઉતરે છે, તેમ આ આધ્યાત્મિક સંસ્કારસ્વામી યોગીઓનો ગુણસંસ્કાર-વારસો તે સૂક્ષ્મ દેહમાં ઉતરે છે. જેમ 'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા' હોય છે, તેમ યોગી-પિતા જેવા આ યોગી-બાલ હોય છે. પરંતુ બાહ્ય જન્મ પુનર્જન્મનો હેતુ હોય છે, પણ આ આધ્યાત્મિક સંસ્કારજન્મ તો અપુનર્જન્મનો હેતુ હોય છે. વ્યાવહારિક જન્મ મૃતત્વનો-મરણનો હેતુ હોય છે, પણ આ પારમાર્થિક જન્મ અમૃતત્વનો—અમરપણાનો હેતુ હોય છે. અથવા તો બાહ્ય સ્થૂલ દેહે જન્મ એ પરમાર્થથી જન્મ જ નથી, પણ ભાવથી તો આત્માનું મૃત્યુ જ છે; આત્માનો ખરેખરો **પારમાર્થિક જન્મ** તો યોગસંસ્કારસંપન્નપણે જન્મવું તે જ છે. આવો આ પરમ ધન્ય પારમાર્થિક સંસ્કારજન્મ આ કુલયોગીઓને સાંપડ્યો હોય છે, અને જન્મથી જ તેઓ યોગીઓના ધર્મને પામેલા હોય છે.

આવા આ મહાનુભાવ **'કુલયોગીઓ'** ખરેખર! કુલયોગીઓ જ હોય છે. કુલવધૂ જેમ પોતાના કુલને છાજે એવું વર્ત્તન કરે છે—કુલીનપણું આચરે છે, કુલપુત્ર જેમ પોતાના કુલને લાંચ્છન ન લાગે એવું કુલીનતા યોગ્ય આચરણ કરે છે; તેમ કુલયોગી પણ પોતાના યોગિકુલને છાજે એવું ને દોષ-કલંકરૂપ ઝાંખપ ન લાગે એવું, યથાયોગ્ય કુલીન આચરણ

કરે છે. કુલપુત્ર જેમ બાપદાદાની આબરૂ વધારી—કુલને ઉજાળી સમાજમાં સુપ્રતિષ્ઠિત હોય છે; તેમ કુલયોગી પણ પોતાના યોગિકુલની પ્રતિષ્ઠા વધારી, કુલને અજવાળી, 'એકોતેર પેઢીને તારી' યોગીસમાજમાં સ્થાન પામી સ્વરૂપમાં સુપ્રતિષ્ઠિત હોય છે.

અને **શ્રીમદ્ રાજચંદ્રજી** તો પૂર્વ જન્મોમાં અનેક શુભ્ર સંસ્કારોનો ઉત્તમ જ્ઞાનવારસો લઈને અવતરેલા પરમોત્કૃષ્ટ કોટિના કુલયોગી-આજન્મયોગી છે, એ વસ્તુ તો એમના દિવ્ય આત્મજીવન પ્રત્યે સહજ દૃષ્ટિપાત કરતાં સહેજે શીઘ્ર સુપ્રતીત થાય છે. આવી જે દિવ્ય આત્મજ્યોતિ '**રાજચંદ્ર**'રૂપે પ્રાદુર્ભાવ પામી હોય, અપૂર્વ રત્નમંજૂષા લઈને આ અવનિમાં અવતરી હોય, તે દિવ્ય વિભૂતિની પરમોત્તમ જ્ઞાનસંસ્કારિતા માટે તો પૂછવું જ શું? જેણે આત્મસાધક અખિલ યોગચક્ર પૂર્વજન્મોમાં અપૂર્વ જોરશોરથી પ્રવૃત્ત કર્યું હતું, એવા **શ્રીમદ્** જેવા પૂર્વના **પ્રવૃત્તચક્રયોગી** વર્તમાનમાં 'કુલયોગી' આજન્મયોગી બની, આ જ વર્તમાન જન્મમાં **નિષ્પન્નયોગી-સિદ્ધયોગી** દશા સિદ્ધ કરવાનું પરમ આત્મપરાક્રમ દાખવે એમાં આશ્ચર્ય શું?



## પ્રકરણ ત્રીજું :

# બાલ્યકાળ

**'न वयः खलु तेजसो हेतुः'**

પંચાણકુલપંચાનન **રાજચંદ્ર** શુક્લપક્ષના ચંદ્રની જેમ દિન-પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો; અને સાથે સાથે માતા **દેવબાઈ**નો માતૃસુલભ નાનાપ્રકારનો મનોરથ પણ ઉલ્લસાયમાન થતો ચાલ્યો. ચંદ્રના દર્શનથી જેમ સમુદ્રની વૃદ્ધિ થાય, તેમ **રાજચંદ્ર**ના સુખદર્શનથી **રવજીભાઈ**ના હર્ષ-સમુદ્રની વૃદ્ધિ થવા લાગી. **રાજચંદ્ર**થી એક મોટી બ્હેન-શિવકોરબ્હેન હતી, પણ પુત્ર તો તે વખતે આ એકનો એક હતો, એટલે માતા-પિતાનું તેના પ્રત્યેનું વાત્સલ્ય અસીમ હતું. માતા-પિતાનો લાડકવાયો **રાજચંદ્ર** ખૂબ લાડપાડમાં ઉછરવા લાગ્યો.

અને દાદા **પંચાણભાઈ**નો તો **રાજચંદ્ર** ખૂબ ખૂબ લાડકવાયો હતો. કારણ કે મોટી વયે એમને પુત્રની (રવજીભાઈની) પ્રાપ્તિ થઈ; અને આ તો પુત્રના પુત્રની—પૌત્રની પ્રાપ્તિ; આ તો લોકદૃષ્ટિ પ્રમાણે 'વ્યાજનું વ્યાજ'. એટલે **રાજચંદ્ર** પ્રત્યેના એમના કુદરતી પ્રેમને કોઈ મર્યાદા જ નહોતી. નિર્દોષ બાળકના સ્વચ્છ અંતઃકરણમાં પ્રેમનું સહજ પ્રતિબિંબ પડે છે— નિર્દોષ બાળક જ્યાં પ્રેમ ભાળે ત્યાં સામો પ્રેમનો પ્રતિધ્વનિ કરે જ છે, આ સામાન્ય નિયમ પ્રમાણે બાલ **રાજચંદ્ર** પ્રત્યે દાદા પંચાણભાઈનો વિશિષ્ટ પ્રેમ હતો અને દાદા પંચાણભાઈ પ્રત્યે બાલ

**રાજચંદ્રને** પણ તેવો જ નૈસર્ગિક પ્રેમ હતો. એટલે કે લાડકવાયો **રાજચંદ્ર** તેમનો ખાસ હેવાયો હતો. એટલે **રાજચંદ્રને** બાલસુલભ નાના પ્રકારની ઇચ્છાઓની પૂર્તિઓનું, કે નિર્દોષ બાલહૃદયમાં ઊઠતી શંકાઓ-પૃચ્છાઓના સમાધાનનું, કે કોઈ પણ આપત્તિમાં 'સંકટ સમયે સાંકળ' ખેંચવાનું સ્થાન દાદા પંચાણભાઈ હતા.

અને જેને જેવો સંગ તેને તેવો રંગ, એ ન્યાયે શ્રી પંચાણભાઈના સંગનો રંગ **રાજચંદ્રને** લાગવા માંડયો; બાળક દેખે તેવું શીખે તેમજ કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે, તેમ બાળ **રાજચંદ્રની** કોમળ હૃદય-વલ્લરી દાદાના સંસ્કારને અનુકૂળપણે વળવા લાગી; દાદાના સંસ્કારની છાપ નિર્દોષ બાળહૃદયમાં અંકિત થતી ચાલી. શ્રી પંચાણભાઈનો કુલધર્મ સ્થાનકવાસી **જૈન** સંપ્રદાયનો હતો, તથાપિ તેમને શ્રી કૃષ્ણ પ્રત્યે ભકિત હતી, તેમ જ તેઓ વૈષ્ણવ ધર્મને અનુકૂળ શ્રદ્ધા ધરાવતા હતા, એટલે કુદરતી રીતે આ સંસ્કારોની છાપ **રાજચંદ્રના** હૃદયમાં પડી. આ અંગે પોતાની તેર વર્ષ સુધીની સમુચ્ચયવયચર્યામાં શ્રીમદે સ્વયં ઉલ્લેખ કર્યો છે કે—

'મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા, તેમની પાસે તે વયમાં કૃષ્ણકીર્તનનાં પદો મેં સાંભળ્યાં હતાં; તેમજ જૂદા જૂદા અવતારો સંબંધી ચમત્કારો સાંભળ્યા હતા. જેથી મને ભક્તિની સાથે તે અવતારોમાં પ્રીતિ થઈ હતી; અને રામદાસજી નામના સાધુની સમીપે મેં બાળ લીલામાં કંઠી બંધાવી હતી. નિત્ય કૃષ્ણનાં દર્શન કરવા જતો. વખતો વખત કથાઓ સાંભળતો, વારંવાર અવતારો સંબંધી ચમત્કારોમાં હું મોહ પામતો, અને તેને પરમાત્મા માનતો. જેથી તેનું રહેવાનું સ્થળ જોવાની પરમ જિજ્ઞાસા હતી.' ઇત્યાદિ. એક તરફથી **રાજચંદ્રના** હૃદયમાં આવા વૈષ્ણવધર્માનુકૂળ સંસ્કાર પડયે જતા હતા, તો બીજી તરફ એમના માતાજી **શ્રી દેવમા** તથા પિતાજી **રવજી બાપા** પોતાના કુળધર્મ જૈનધર્મનું દૃઢ પાલન કરતા હતા, એટલે તે સંસ્કારોની છાપ પણ બાલ–રાજહૃદયમાં અવ્યક્તપણે પડયા કરતી, તથાપિ તે વ્યક્તપણે અંકિત થઈ અંકુરિત કે દૃઢમૂલ બનવાને હજુ વાર હતી. ત્યારે તો પ્રથમ પ્રકારના સંસ્કારોનું પલ્લું નમતું હતું. આ અંગે વિશેષ હવે પછી વિચારશું.

**રાયચંદની** બાલવયની ચર્યા અંગે વિશેષ સામગ્રી ઉપલબ્ધ નથી, તથાપિ સામાન્યપણે માત્ર એટલું કહી શકાય એમ છે કે સાત વર્ષની વય તો **રાયચંદે** બાલસુલભ નિર્દોષ રમતગમતમાં વ્યતીત કરી હતી. વવાણીઆની આસપાસ થોડે થોડે અંતરે ગંગાય, વીરાસરી, સોનાસરી, રૂપાસરી, રેંટિયાસરી એ વગેરે નાની–મોટી અઢાર તલાવડીઓ આવેલી છે. ત્યા વારાફરતી એકેક તલાવડીએ બાલમિત્રો સાથે **રાયચંદ** ફરવા જતા ને આનંદકલ્લોલ કરતા. તત્કાલીન આ પોતાની નિર્દોષ દશાનું સ્મરણ કરતાં **રાજચંદ્ર** સ્વયં સમુચ્ચયવયચર્યામાં આ વસ્તુનો ઉલ્લેખ કરે છે—'સાત વર્ષ સુધી એકાંત બાળવયની રમતગમત સેવી હતી; એટલું મને તે વેળા માટે સ્મૃતિમાં છે કે વિચિત્ર કલ્પના (કલ્પનાનું સ્વરૂપ કે હેતુ સમજ્યા વગર) મારા આત્મામાં થયા કરતી હતી. રમતગમતમાં પણ વિજય મેળવવાની, અને રાજરાજેશ્વર જેવી ઉંચી પદવી મેળવવાની, પરમ જિજ્ઞાસા

હતી. વસ્ત્ર પહેરવાની, સ્વચ્છ રાખવાની, ખાવા પીવાની, સુવા બેસવાની બધી વિદેહી દશા હતી; છતાં હાડ ગરીબ હતું. તે દશા હજુ બહુ સાંભરે છે. અત્યારનું વિવેકી જ્ઞાન તે વયમાં હોત તો મને મોક્ષ માટે આટલી જિજ્ઞાસા રહેત નહીં. એવી નિરપરાધી દશા હોવાથી પુનઃ પુનઃ તે સાંભરે છે.' આમ જાણે ભાવિ કવિ-જીવનની આગાહી આપતી હોય એમ આ ચિત્રવિચિત્ર જગત્ સંબંધી નાનાપ્રકારની કલ્પનાના તરંગો કે તુરંગો તેના અંતરમાં ઊઠ્યા કરતા હતા! 'પુત્રના લક્ષણ પારણામાંથી જણાય' તેમ જાણે ભાવિ આંતરશત્રુઓ પર વિજય વરવાની આગાહી આપતી હોય એમ રમતગમતમાં પણ વિજય વરવાની તેની ઉત્કટ ઇચ્છા હતી! જાણે ભાવિ મોક્ષમાર્ગના વિજયી નેતા ને ધર્મ-રાજરાજેશ્વર બનવાની આગાહી કરતી હોય તેમ બાલક્રીડામાં પણ કોઈથી ગાંજ્યુ ન જાય એવું અપ્રતિહત રાજરાજેશ્વર પદ પામવાની **રાજચંદ્ર**ની મહત્ત્વાકાંક્ષા દર્શન દેતી હતી! જાણે ભાવિ દેહ છતાં દેહાતીત વિદેહી દશાની આગાહી કરતી હોય એમ વસ્ત્રપરિધાનમાં, આહારપાનમાં, શયનાસનમા અવધૂતની જેમ તેની વિદેહી દશા વર્ત્તતી હતી! જાણે ભાવિ નમ્રાતિનમ્ર પરમ નિર્માની-નિરહં-નિર્મમપણાની આગાહી કરતી હોય એમ તેની અંતરંગ માર્દવતાપૂર્ણ નરમાશ તેના કોમળ હૃદયની નૈસર્ગિક કુમાશ દાખવતી હતી!



## પ્રકરણ ચોથું

# જાતિસ્મૃતિ (જાતિસ્મરણજ્ઞાન)

બાલ્યાવસ્થા મહિં મરણ કો ભાળી સંવેગ રંગે,
જેને જાતિસ્મરણ ઉપજ્યુ પૂર્વજન્મો જ દેખે.—(સ્વરચિત)

બાલ્યકાળમાં જ—લઘુવયમાં જ **શ્રીમદ્**ને જાતિસ્મરણજ્ઞાન પ્રાપ્ત થયુ હતું એ સિદ્ધ હકીકત (fact) છે. જેમાં પૂર્વજન્મની કે પૂર્વજન્મોની સ્મૃતિ થાય છે તે જાતિસ્મૃતિ અથવા જાતિસ્મરણજ્ઞાન કહેવાય છે. જાતિસ્મરણજ્ઞાન એ મતિજ્ઞાનના ધારણા નામના ભેદનો એક પ્રકાર છે. જેને જાતિસ્મૃતિ થાય છે તેને પૂર્વભવ ગત રાત્રીના વૃત્તાંતની જેમ સ્મૃતિમાં આવે છે. રાત્રે શયન કરનારને પ્રાતઃકાળે ઊઠતાં આગલી રાતના બનાવની સ્મૃતિ જેમ તરત જ તાજી થઈ જાય છે, તેમ જાતિસ્મરણજ્ઞાનીને ભૂત ભવનો ભાવ સ્મૃતિપટમાં આલેખાયેલો સ્વાનુભવગોચર થાય છે.

**શ્રીમદ્**ને આ જન્મમાં જાતિસ્મરણનો પ્રથમ પ્રસંગ તેમની સાત વર્ષની વયે એટલે કે સં. ૧૯૩૧માં બનવા પામ્યો હતો. એમના જન્મસ્થાન વવાણીઆમાં **અમીચંદ**

નામનો એક રુષ્ટપુષ્ટ યુવાન હતો. તે બાલ **રાયચંદ** પ્રત્યે બહુ પ્રેમથી વર્તતો. તે યુવાન અકસ્માત્ સર્પદંશથી મૃત્યુ પામ્યો. અમીચંદ ગૂજરી ગયા એવા શબ્દ **રાજચંદ્રે** સાંભળ્યા. 'ગૂજરી જવું' એ શબ્દ આ પ્રથમ વાર જ સાંભળ્યો હોઈ બાલ **રાજચંદ્રે** દોડતા દોડતા આવીને બાલસુલભ મુગ્ધતાથી દાદા **પંચાણભાઈ**ને પૂછયુ—દાદા! ગૂજરી જવું તે શું ? બાલક ગભરાશે એમ જાણી દાદાએ સીધો જવાબ ટાળતાં કહ્યું—જા ! શિરામણ (બપોરનો નાસ્તો ) કરી લે; પણ આ બાલકે તો ફરી ફરી તે ને તે જ પ્રશ્ન આગ્રહથી પૂછવા માંડયો, એટલે છેવટે દાદાએ જવાબ આપ્યો—તે હવેથી બોલશે નહિ, ખાશે નહિ, પીશે નહિ વગેરે. એમાંથી જીવ નિકળી ગયો છે એટલે એને મસાણમાં બાળશે. એમ ગોળ ગોળ જવાબ આપ્યો. **શ્રીમદ્**ને એના જવાબથી સંતોષ ન થયો. પછી તે મૃતકને સ્મશાનમાં લઈ ગયા. કુતૂહલવૃત્તિથી પ્રેરિત થઈ **રાજચંદ્ર** પાછળ પાછળ છાનામાના સ્મશાનભૂમિએ ગયા, ને ત્યાં તળાવના કાંઠે બે શાખાવાળા બાવળના ઝાડ પર બેસી નિરીક્ષણ કર્યું, તો શબને બાળવાની વિધિ ચાલી રહી હતી. પોતાના પ્રીતિપાત્રને આવી રીતે બાળી નંખાતો જોતાં પ્રથમ તો એમને ધિક્કારની લાગણી થઈ કે આ લોકો તે કેવા ક્રૂર કે જે આવા સુંદર ને સારા માણસને બાળી નાંખે છે! પછી આ પરથી **શ્રીમદ્**ને તત્ત્વનો ઊહાપોહ થયો—આ શરીર તો એનું એ છે, એમાંથી ચાલ્યુ ગયુ શું ? એ કયુ તત્ત્વ છે ? એમ વિચાર કરતાં કરતાં જ જાણે પડદો ખસી ગયો ને એમને પૂર્વજન્મોનું ભાન થયું. પછી આગળ જતાં તેમણે જૂનાગઢનો ગઢ દીઠો ત્યારે પૂર્વજન્મોની ઓર વિશેષ સ્મૃતિ થઈ આવી હતી. એ હકીકત પણ નોંધાયેલી છે કે **શ્રીમદ્**ને (૯૦૦) પૂર્વ ભવોનું જ્ઞાન થયું હતું.

ઉપરોક્ત વસ્તુની પુષ્ટિમાં નિમ્નલિખિત હકીકત છે: એક કચ્છી ભાઈ પદમશી ઠાકરશી સં. ૧૯૪૨થી **શ્રીમદ્**ના સમાગમમાં આવેલા. તેમણે એક વખતે મુંબઇમાં ભૂલેશ્વર શાકમારકીટ પાસેના દિગમ્બર મંદિરમા **શ્રીમદ્**ને સીધો પ્રશ્ન પૂછયો હતો કે આપને જાતિસ્મરણજ્ઞાન છે એમ મેં સાભળ્યુ છે. તે બરાબર છે ? **શ્રીમદ્**જીએ કહ્યું—હા, એવું કાઈક છે, તેના આધારે આમ કહેવાયુ છે. એમ કહી ઉક્ત અમીચંદના પ્રસંગનું જેમ બન્યું હતું તેવું તાદશ્ય વર્ણન કરી દેખાડયું હતું; અને તે પછી જૂનાગઢનો ગઢ દેખતાં તે જાતિસ્મરણનું ઓર વિશેષપણું થયું હતું એ પણ કહ્યું હતું. બસ, આટલી સામાન્ય વાત કહી તેઓ ઊભા થઈ ગયા હતા, પણ આથી વિશેષ સ્પષ્ટતા કરી ન હતી. બીજા એક કચ્છી ભાઈ કલ્યાણજીભાઈને **શ્રીમદે** શ્રીમુખે કહેલું કે 'અમને આઠસો ભવનું જ્ઞાન છે.*' ખીમજીભાઇને **શ્રીમદે** પોતાના પૂર્વભવ સંબંધી સવિસ્તર કહેલું કે 'તમારો તો અમારા ઉપર ઉપકાર છે.' આ ચરિત્રલેખકના પૂ. પિતાશ્રીએ (સદ્. મનઃસુખભાઈ કિરતચંદ મહેતા) પણ એક વખત **શ્રીમદ્**ને સાક્ષાત્ સમાગમપ્રસંગમાં જાતિસ્મરણ બા. સીધો પ્રશ્ન કર્યો હતો, ત્યારે **શ્રીમદે** દઢતાથી અપૂર્વ આત્મનિશ્ચયથી જણાવ્યું હતું કે—'જાતિસ્મૃતિ થઈ શકે છે, અવધિજ્ઞાન છે.'

* આ પ્રમાણે શ્રી દામજીભાઈએ નોંધેલી હકીકત અનુસાર 'જીવનકળા'માં ઉલ્લેખેલ છે.

એમ કોઈ તથાપ્રકારના તથારૂપ જ્ઞાનનો ગુપ્ત ભેદ પામેલો સાક્ષાત્ અનુભવી પુરુષ જ કહી શકે તેવી પરમ દૃઢતાથી સુવિનિશ્ચિત જવાબ આપ્યો હતો; પણ અંગત અંગે વિશેષ સ્પષ્ટતા કરી નહોતી. આ અંગે વિશેષ યથાપ્રસંગે.

એક બે વાતો પરિચયીઓ પાસેથી કર્ણોપકર્ણ ચાલી આવે છે: એક તો આ જન્મની પૂર્વના ભવમાં તેઓ ઉત્તરમાં કોઈ રાજકુમાર હતા. આ બા.માં તેમના પત્રોમાં અર્ધસ્પષ્ટ મોઘમ નિર્દેશ દૃશ્ય થાય છે. જેમ કે—પત્રાંક ૨૧૨માં તેઓશ્રી પ્રકાશે છે—' પૂર્વકાળમાં ઉત્તર દિશામાં વિચરવા વિષેનું તેમના મુખથી શ્રવણ કર્યું. તો તે વિષે હાલ તો કંઈ લખી શકાય તેમ નથી, જો કે તેમણે તમને મિથ્યા કહ્યું નથી, એટલું જણાવી શકું છું.' તેમ જ એક બીજા પત્રમાં ( અંક ૪૮૫ ) તેઓશ્રી જણાવે છે કે—' આ અને તે પ્રથમનો બોધબીજહેતુવાળો દેહ તેમાં થયેલું વેદન તે મોક્ષકાર્યે ઉપયોગી છે. ' ઇત્યાદિ

આ બા મા કલ્પનાના કે અનુમાનના ઘોડા દોડાવવાની જરૂર નથી. કારણ કે આ બા. **શ્રીમદે** પોતે જ પ્રાયઃ મૌન ધરવાનુ ને વિશેષ સ્પષ્ટીકરણરૂપ વિવેચન નહિં કરવાનું ઉચિત ગણ્યું હતું, એટલે આ વસ્તુ વિશેષ ચર્ચવાનું અત્ર અસ્થાને છે. ખરેખર! **શ્રીમદ્** સાગરની જેમ એટલા બધા જ્ઞાનગંભીર હતા કે તેમણે તેમના પૂર્વ જન્મોના આ સ્વાનુભવસિદ્ધ જ્ઞાન સંબંધી વાત પ્રાયઃ કળાવા દીધી ન હતી; અને કોઈ વિચક્ષણ કળી જવા પામે તો ઉપરોક્ત એકાદ બે અપવાદ શિવાય કવચિત્ કોઈ ને પ્રસંગવશાત્ ' મોઘમ ' રીતે કિંચિત્ ઇશારો કર્યો હોય તે ભલે, પણ ત્યારે પણ તેની વિશેષ સ્પષ્ટતા તો તેમણે જેમ બને તેમ ટાળી હતી. એટલે એ વાત પ્રચારિત કરવાનો તો પ્રશ્ન જ ન્હોતો. કારણકે એ વાત પ્રચારિત તો જેને માનાદિની કામના હોય તે કદાચ કરે, પણ માનાદિની કામના તો **શ્રીમદે** ઘર પ્રથમથી જ નિર્મૂળ જ કરી હતી, એટલે એનો તો સર્વથા અનવકાશ જ હતો; બીજું એ વાત બીજાને કરવાનું પ્રાયઃ કાંઈ પ્રયોજન ન્હોતું; અને ત્રીજું કવચિત્ પરમાર્થઉપકારકારણે કાંઇ પ્રયોજન હોય તો પણ આવી આત્માનુભવગમ્ય ને પુરુષપ્રતીતિ-ગમ્ય વસ્તુનો અન્યને અનુભવ કે પ્રતીતિ કેમ કરાવી શકય? આ અંગે **શ્રીમદ્જીએ** જાતિસ્મરણજ્ઞાનવાન પાછળનો ભવ કેવી રીતે દેખે છે? તે પ્રશ્નના ઉત્તરમાં સાંગોપાંગ સંપૂર્ણ સમાધાન પ્રકાશેલ છે કે—

' નાનપણે કોઈ ગામ, વસ્તુ આદિ જોયાં હોય, અને મોટપણે કોઈ પ્રસંગે તે ગામાદિનું આત્મામાં સ્મરણ થાય છે, તે વખતે તે ગામાદિનું આત્મામાં જે પ્રકારે ભાન થાય છે, તે પ્રકારે જાતિસ્મરણજ્ઞાનવાનને પૂર્વભવનું ભાન થાય છે. કદાપિ આ ઠેકાણે એમ પ્રશ્ન થશે કે પૂર્વભવમાં અનુભવેલાં એવા દેહાદિનું આ ભવમાં ઉપર કહ્યું તેમ ભાન થાય એ વાત યથાતથ્ય માનીએ તોપણ પૂર્વભવમાં અનુભવેલાં એવા દેહાદિ અથવા કોઈ દેવલોકાદિ નિવાસસ્થાન અનુભવ્યાં હોય તે અનુભવની સ્મૃતિ થઈ છે, અને તે અનુભવ યથાતથ્ય થયો છે, એ શા ઉપરથી સમજાય? તો એ પ્રશ્નનું સમાધાન આ પ્રમાણે છે. અમુક અમુક ચેષ્ટા અને લિંગ તથા પરિણામ આદિથી પોતાને તેનું સ્પષ્ટ ભાન

થાય છે, પણ બીજા કોઈ જીવને તેની પ્રતીતિ થવા માટે તો નિયમિતપણું નથી. કવચિત્ અમુક દેશમાં અમુક ગામ અમુક ઘેર પૂર્વે દેહ ધારણ કર્યો હોય, અને તેનાં ચિહ્ન બીજા જીવને જણાવવાથી તે દેશાદિનું અથવા તેના નિશાનાદિનું કંઈ પણ વિદ્યમાનપણું હોય તો બીજા જીવને પણ પ્રતીતિનો હેતુ થવો સંભવે; અથવા જાતિસ્મૃતિજ્ઞાનવાન કરતાં વિશેષ જ્ઞાન છે તે જાણે. તેમજ જેને જાતિસ્મૃતિજ્ઞાન છે, તેની પ્રકૃત્યાદિને જાણતો એવો કોઈ વિચારવાન પુરુષ પણ જાણે કે આ પુરુષને તેવાં કંઇ જ્ઞાનનો સંભવ છે, અથવા જાતિસ્મૃતિ હોવી સંભવે છે, અથવા જેને જાતિસ્મૃતિ જ્ઞાન છે, તે પુરુષના સંબંધમાં કોઇ જીવ પૂર્વ ભવે આવ્યો છે, વિશેષ કરીને આવ્યો છે, તેને તે સંબંધ જણાવતાં કંઈ પણ સ્મૃતિ થાય તો તેવા જીવને પણ પ્રતીતિ આવે. '×—**શ્રીમદ્ રાજચંદ્ર**, અં. ૬૨૯.

અને એટલે જ **શ્રીમદ્‌ના** ગ્રંથમાં પણ આ બાબની વિશેષ સ્પષ્ટતા દેખવામાં આવતી નથી. પોતાની લખેલી આત્મકથાના પ્રારંભમાત્રરૂપ સમુચ્ચયવયચર્યામાં પણ તેનો નિર્દેશ સુદ્ધાં નથી, એ ખા. મૌન છે; છતાં આ આત્મકથાનો ઉપક્રમ કરતા પ્રસ્તાવનારૂપ પારિગ્રાફમાં કરેલ સામાન્ય નિર્દેશ પરથી એટલું સમજાય છે કે આ આત્મકથા જો લંબાવાનો અવકાશ કે પ્રસંગ બને તો આ બા. કદાચ વિશેષ લખવાની તેમની ધારણા હોય. ત્યાં તેમણે કરેલું સામાન્ય સૂચન આ પ્રકારે છે—'× × યદિ હું એમ સમજી શકું છું કે તે વયચર્યા જનસમૂહને ઉપયોગી, પુનઃ પુનઃ મનન કરવા યોગ્ય અને પરિણામે તેઓ ભણીથી મને શ્રેયનીપ્રાપ્તિ થાય તેવી છે. પણ મારી સ્મૃતિએ તે પરિશ્રમ લેવાની મને ચોકખી ના કહી હતી; એટલે નિરુપાયતાથી ક્ષમા ઇચ્છી લઉં છઉં. પરિણામિક વિચારથી તે સ્મૃતિની ઇચ્છાને દબાવી તે જ સ્મૃતિને સમજાવી તે વયચર્યા ધીરે ધીરે બનશે તો અવશ્ય ધવળપત્ર પર મૂકીશ.' સ્ફટિક સમા સ્વચ્છ હૃદયના **શ્રીમદ્‌નો** આ **૨૨** વર્ષ પૂર્વેની વયચર્યા આલેખવા સંબંધી આત્મકથા અંગેનો સામાન્ય નિર્દેશ છે. તેમજ સામાન્યપણે **શ્રીમદ્‌ના** કેટલાક પત્રોમાં કરવામાં આવેલા અનુભવજન્ય ઉદ્‌ગારોમાં પણ એમનું પૂર્વજન્મોનું જ્ઞાન ડોકીઉં કરી જાય છે, અને તે પરથી તેમના તથારૂપ અનુભૂત સુવિનિશ્ચિત જ્ઞાનની ઝાંખી થાય છે, એટલું જ નહિં પણ સુવિચક્ષણ જનને સુવિનિશ્ચિત સુપ્રતીતિ ઉપજે છે. દાખલા તરિકે—' પુનર્જન્મ છે,–જરૂર છે, એ માટે **અનુભવથી** હા કહેવામાં હું અચળ છું. × × ×' પુનર્જન્મ છે,–જરૂર છે, એ માટે હું અનુભવથી હા કહેવામાં અચળ છું,–એ વાકય પૂર્વ ભવના કોઇ જોગનું સ્મરણ થતી વખતે સિદ્ધ થયેલું લખ્યું છે. જેને પુનર્જન્માદિ ભાવ કર્યા છે, તે પદાર્થને કોઈ પ્રકારે જાણીને તે વાકય લખાયું છે.' ( **શ્રીમદ્ રાજચંદ્ર** અં. ૪૨૪.)

અને જાણે વર્તમાનમાં સાક્ષાત્ કરી રહ્યા હોય એમ પૂર્વ જન્મોના અનુભૂત ભાવોનું પરમ રોમાંચિત ભક્તિભાવે સ્મરણ કરતા **શ્રીમદ્‌ના** આ પરમ વિરલ–પરમ ધન્ય અસાધારણ સ્વયંભૂ અનુભવોદ્‌ગાર તો **શ્રીમદ્‌ની** અસાધારણ પૂર્વજન્મસ્મૃતિની

× વ્યાખ્યાનસાર –૨, અં. ૬ પૃ ૭૬૭ માં પણ **શ્રીમદ્‌જીએ** જાતિસ્મરણ અંગે વિશેષ મીમાંસા કરી છે.

કોઈ પણ સકર્ણને સુપ્રતીતિ કરાવવાને અને રોમાંચિત ભક્તિભાવ સ્ફુરાવવાને પરમ સમર્થ છે—.

'પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે.

'પૂર્વ કાળમાં જે જે જ્ઞાનીપુરુષના પ્રસંગે વ્યતીત થયા છે તે કાળ ધન્ય છે; તે ક્ષેત્ર અત્યંત અત્યંત ધન્ય છે; તે શ્રવણને, શ્રવણના કર્તાને અને તેમાં ભક્તિભાવવાળા જીવોને ત્રિકાળ દંડવત્ છે. તે આત્મસ્વરૂપમાં ભક્તિ, ચિંતન, આત્મવ્યાખ્યાની જ્ઞાની પુરુષની વાણી અથવા જ્ઞાનીનાં શાસ્ત્રો કે માર્ગાનુસારી જ્ઞાનીપુરુષનાં સિદ્ધાંત તેની અપૂર્વતાને પ્રણામ અતિ ભક્તિએ કરીએ છીએ. અખંડ આત્મધુનના એકતાર પ્રવાહપૂર્વક તે વાત અમને હજી ભજવાની અત્યંત આતુરતા રહ્યા કરે છે.' **શ્રીમદ્ રાજચંદ્ર**, અં. ૪૪૯, ૪૬૫ ઇત્યાદિ.

શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા પ્રખર વેદાંતી શાસ્ત્રજ્ઞ સાક્ષરરત્નને પરમ અદ્ભુત વિચક્ષણતાથી આગમથી અનુમાનથી અને અનુભવથી પુનર્જન્મની પ્રતીતિ કરાવતા સુપ્રસિદ્ધ પત્રોમા **શ્રીમદ્જી** લખે છે કે–'પુનર્જન્મ સંબંધી મારા વિચાર દર્શાવવા આપે સૂચવ્યુ તે માટે અહિં પ્રસંગ પૂરતું સંક્ષેપમાત્ર દર્શાવું છું :– અ. મારું કેટલાક નિર્ણય પરથી આમ માનવું થયું છે છે કે, આ કાળમાં પણ કોઈ કોઈ મહાત્માઓ ગત ભવને જાતિસ્મરણજ્ઞાન વડે જાણી શકે છે; જે જાણવું કલ્પિત નહીં પણ સમ્યક્ હોય છે. ઉત્કૃષ્ટ સમ્વેગ, જ્ઞાનયોગ અને સત્સંગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એટલે શું કે ભૂત ભવ પ્રત્યક્ષાનુભવરૂપ થાય છે. જ્યાં સુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યાં સુધી ભવિષ્યકાળનું ધર્મપ્રયત્ન શંકાસહ આત્મા કર્યા કરે છે; અને શંકાસહ પ્રયત્ન તે યોગ્ય સિદ્ધિ આપતું નથી. આ. 'પુનર્જન્મ છે'–આટલું પરોક્ષે–પ્રત્યક્ષે નિઃશંકત્વ જે પુરુષને પ્રાપ્ત થયુ નથી, તે પુરુષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી. પુનર્જન્મને માટે શ્રુતજ્ઞાનથી મેળવેલો આશય મને જે અનુભવગમ્ય થયો છે તે કંઈક અહીં દર્શાવી જઉં છું. ××× 'પુનર્જન્મ છે' તે યોગથી, શાસ્ત્રથી અને સહજરૂપે અનેક સત્પુરુષોને સિદ્ધ થયેલ છે.' (**શ્રીમદ્ રાજચંદ્ર** અં. ૪૦) આમ શ્રીમનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા ૫૦—૫૫ વર્ષની વયના વયોવૃદ્ધ સુપ્રતિષ્ઠિત વેદાંતી વિદ્વાન્‌ને પણ વીશ–એકવીશ વર્ષની વયના **શ્રીમદ્** જેવા જ્ઞાનવૃદ્ધ યુવાને જે અદ્ભુત વિચક્ષણતાથી આ બા. સુપ્રતીતિ કરાવી છે તે ખરેખર! અદ્ભુત છે.

ઘણી વખત ભલભલા વિદ્વાનોને–પંડિતમન્યોને પણ પોતે મુખથી કથન કરતાં છતાં, મોટી મોટી વાતો કરતાં છતાં, તત્સંબંધી મોટામોટા ગ્રંથો લખતાં છતાં, અંતઃપ્રતીતિનો અભાવ હોય છે; અને આ અંતઃપ્રતીતિના અભાવે તેમનો ધર્મપ્રયત્ન પણ સાશંક અથવા નિર્બળ હોય છે, એટલે તે પ્રાયે પરમાર્થે નિષ્ફળ જાય છે, '**संशयात्मा विनश्यति**' ના જેવી સ્થિતિ થાય છે. કારણ કે અંતઃપ્રતીતિના અભાવે તેમાં વેગ–સંવેગ (Impetus) મળતો નથી, પણ અંતઃપ્રતીતિના સદ્ભાવે તો સંવેગ–ખરો અંતર્વેગ–

આત્મવેગ મળે છે. ‘ જબ જાગેંગે આતમા તબ લાગેંગે રંગ. ’ **શ્રીમદ્**નો લઘુવયથી જે સંવેગાતિશય સ્થળે સ્થળે પ્રગટ દૃશ્યમાન થાય છે, તેનું રહસ્ય આ પૂર્વજન્મ-પ્રતીતિજન્ય આત્માનુભવ છે. દિન દિન પ્રતિ વર્ધમાન થતો જે આજન્મ પરમ વૈરાગ્ય તેમના વચનામૃતોમાં પદે પદે નિર્ઝરે છે તેનું રહસ્યકારણ આ જ સાક્ષાત્ આત્માનુભૂતિ છે. ખરેખરા મહાસંવેગરંગી મહામુનીશ્વરોને પણ દુર્લભ એવો **શ્રીમદ્**નો પરમ સંવેગાતિશય કેટલો બધો સર્વાતિશાયી ( Surpassing all ) છે, તે આ તેમના અંતરાત્માના ઊંડાણમાંથી નિકળી પડેલા સહજ સ્વયંભૂ ઉદ્‌ગારો પરથી સ્વયં ફલિત થાય છે—. ‘ અંતર્જ્ઞાનથી સ્મરણ કરતાં એવો કોઈ કાળ જણાતો નથી વા સાંભરતો નથી કે જે કાળમાં જે સમયમાં આ જીવે પરિભ્રમણ ન કર્યું હોય, સંકલ્પ–વિકલ્પનું રટન ન કર્યું હોય અને એ વડે ‘ સમાધિ ’ ન ભૂલ્યો હોય, નિરંતર એ સ્મરણ રહ્યા કરે છે, અને એ મહા વૈરાગ્યને આપે છે. × × વધારે શું કહેવું ? જે જે પૂર્વનાં ભવાંતરે ભ્રાંતિપણે ભ્રમણ કર્યું, તેનું સ્મરણ થતાં હવે કેમ જીવવું ? એ ચિંતના થઈ પડી છે. ફરી ન જ જન્મવું અને ફરી એમ ન જ કરવું એવું દૃઢત્વ આત્મામાં પ્રકાશે છે.’ ( **શ્રીમદ્ રાજચંદ્ર,** અં. ૧૧૫ ) ઇત્યાદિ.

**શ્રીમદ્‌જી**નો આવો અદ્‌ભુત સંવેગાતિશય આગળ જતાં ઉત્તરોત્તર વૃદ્ધિગત થતો ગયો હતો તે લઘુવયમાં ઉપજેલા જાતિસ્મરણજ્ઞાનનું સહજ સ્વાભાવિક ફલ હતું. કારણ કે જેને જાતિસ્મરણ ઉપજે છે તેને પ્રાયઃ સંવેગ–વૈરાગ્ય ઉપજ્યા વિના રહેતો નથી. કવચિત્ કોઈ મોહમૂઢ જીવ પૂર્વજન્મના સંબંધો ને સંબંધીઓના વિચારમાં પડી જઇ આર્ત્તધ્યાનમાં ચડી જાય તો તે જૂદી વાત છે; પણ જેને જ્ઞાનદૃષ્ટિ જાગે છે તે તો એવી સમ્યક્ વિચારધારા પર ચઢે છે કે—આ મ્હારા દેહધારી આત્માએ અનેક જન્મ ધારણ કર્યા, તેમાં મ્હારી જાતિ કઇ ? મ્હારૂં કુલ કયુ ? મ્હારો પર્યાય કયો ? અનેક ઓરડામાંથી એક દીવો લઇ જવામાં આવે તેમ આ મ્હારી આત્મજ્યોતિ કર્મપરવશપણે અનેક દેહોમાં લઇ જવામાં આવી છે, તેમાં કયો દેહ મ્હારો ગણવો ? કયુ નામ મ્હારૂં ગણવું ? કયું રૂપ મ્હારૂં ગણવું ? અનેક અનિયત અસ્થિર દેહોમાંથી પસાર થતો હું તો એક નિયત શાશ્વત આત્મા છું. ખરેખર ! દેહાદિથી ભિન્ન શુદ્ધ ચૈતન્ય જ મ્હારી જાતિ છે. એમ નિર્મલ તત્ત્વવિચારની શ્રેણીએ ચઢતાં તેને પુદ્‌ગલમય દેહાદિથી ભિન્ન ચૈતન્યમય આત્માના હોવાપણાની અને તેના નિત્યપણાની પ્રત્યક્ષ—સાક્ષાત્ આત્મપ્રતીતિ થાય છે, આત્મવિનિશ્ચયરૂપ સમ્યગ્‌દર્શન ઉપજે છે.

‘ આચારાંગ સૂત્રમાં (પ્રથમ શ્રુતસ્કંધ, પ્રથમાધ્યયનના પ્રથમ ઉદ્દેશે, પ્રથમ વાક્ય, કહ્યું છે કે—આ જીવ પૂર્વથી આવ્યો છે ? પશ્ચિમથી આવ્યો છે ? ઉત્તરથી આવ્યો છે ? દક્ષિણથી આવ્યો છે ? અથવા ઊંચેથી ? નીચેથી ? કે કોઇ અનેરી દિશાથી આવ્યો છે ? એમ જે જાણતો નથી તે મિથ્યાદૃષ્ટિ છે, જે જાણે તે સમ્યગ્‌દૃષ્ટિ છે. તે જાણવાનાં ત્રણ કારણો આ પ્રમાણે—(૧) તીર્થંકરના ઉપદેશથી, (૨) સદ્‌ગુરુના ઉપદેશથી, અને (૩) જાતિસ્મૃતિજ્ઞાનથી. અત્રે જાતિસ્મૃતિજ્ઞાન કહ્યું તે પણ પૂર્વના ઉપદેશની અનુસંધિ છે.

'ભવાંતરનું જો સ્પષ્ટ જ્ઞાન કોઈને થતું ન હોય તો આત્માનું સ્પષ્ટ જ્ઞાન પણ કોઈને થતું નથી એમ કહેવા તુલ્ય છે; તથાપિ એમ તો નથી. આત્માનું સ્પષ્ટ જ્ઞાન થાય છે, અને ભવાંતર પણ સ્પષ્ટ ભાસે છે. પોતાના તેમ જ પરના ભવ જાણવાનું જ્ઞાન કોઈ પ્રકારે વિસંવાદપણાને પામતું નથી.' **શ્રીમદ્ રાજચંદ્ર** અં. ૩૩૭-૬૬૦ (આત્મસિદ્ધિ ટીકા)

અને તે કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનના પ્રભાવે તેની આખી જીવનદૃષ્ટિ જ ફરી જાય છે. પ્રથમ અજ્ઞાનદશામાં જે દેહ તે હું એવી દેહદૃષ્ટિ હતી તેને સ્થળે જ્ઞાનદશા થતાં આત્મા તે હું એવી આત્મદૃષ્ટિ ખૂલે છે ને ખીલે છે; અને દૃષ્ટિ તેવી સૃષ્ટિ એ ન્યાયે એવી આત્મદૃષ્ટિ પ્રમાણે એ જ્ઞાનીની આત્માનુચરણરૂપ ચારિત્રસૃષ્ટિ સર્જાય છે. **શ્રીમદ્**ના જ આત્માના અગાધ ઊંડાણમાંથી નિકળેલા સ્વયંભૂ વચનોદ્ગાર છે કે—

'પ્રથમ દેહદૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ;
હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ.
લઘુ વયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કાં શોધ ?
જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય ?'

જાતિસ્મૃતિનો આ ફલિતાર્થ **શ્રીમદ્**ના અધ્યાત્મમય આત્મજીવનમાં ઉત્તરોત્તર ઓર સંવેગરંગથી ચરિતાર્થ બનેલો આપણે અનુક્રમે આ ગ્રંથમાં સાક્ષાત્ દેખશું. અત્રે તો **શ્રીમદ્**ના બાલ્યકાળનો વિષય—'**રાજાયન**'નો '**બાલકાંડ**' મુખ્યપણે પ્રસ્તુત છે, અને આ બાલ્યકાળમાં જ જાતિસ્મરણનો પ્રથમ પ્રસંગ બન્યો છે,—'ઓગણીસસેં ને એકત્રીસે આવ્યો અપૂર્વ અનુસાર રે' એ **શ્રીમદ્**ના શ્રીમુખે સંગીત થયેલ પરમ ધન્ય કાવ્યના પદ અનુસાર 'અપૂર્વ અનુસાર'નો બીજરૂપ કંઈક પ્રારંભપ્રસંગ અત્ર પ્રાપ્ત થયો છે, પરંતુ તે જાતિસ્મૃતિનો ઉત્તરોત્તર વિકાસ થઈ, તેનો જીવન્મુક્તદશારૂપ એક મહામોક્ષવૃક્ષરૂપે પરિપાક થવાનો તો હજુ અવકાશ છે.—ખરેખરો 'અપૂર્વ અનુસાર' આવવાનો મહાપ્રસંગ તો ઓગણીસોને એકતાલીસમા બનવા પામ્યો છે 'ઓગણીસસેં ને એકતાલિસે આવ્યો અપૂર્વ અનુસાર રે' એ પાઠાંતરરૂપ પદ પરથી આ સ્પષ્ટ સમજાય છે. અત્યારે તો તેનું બીજારોપણ થયું છે, એટલે એટલા પૂરતી જ એ જ વાત અત્રે પ્રસ્તુત છતાં જાતિસ્મરણને લગતી બીજી હકીકતો ( *facts, realities* ) પણ અત્રે **શ્રીમદ્**ના જાતિસ્મરણ સંબંધી સમગ્રપણે સુજ્ઞ વાચકને દૃષ્ટિમાં આવે એ દૃષ્ટિએ પ્રસંગથી આ પ્રકરણમાં જ સામાન્યપણે આલેખી છે. વિશેષ તો યથાસ્થાને આવશે જ. એટલે આ વિષયને અત્રેથી સંક્ષેપી બાલ્યકાળના બીજા બનાવોનું આલેખન કરી આ બાલ મહાત્માના જીવનરસપ્રવાહમાં આગળ વધીએ!



## પ્રકરણ પાંચમું :

# ત્વરિત અભ્યાસ

'वालस्यापि रवेः पादाः पतन्त्युवरि भूभृताम् ।'

આ જાતિસ્મરણજ્ઞાનના વૃત્તાન્ત પરથી સહજ સૂચિત થાય છે તેમ પૂર્વ જન્મોમાં ઉપાર્જેલ અપૂર્વ જ્ઞાનસંસ્કારોની રત્નમંજૂષા લઈને જે આવ્યા હતા, એવા **શ્રીમદ્‌ને** આ જન્મમાં શિક્ષણ-અભ્યાસ કેવા પ્રકારે ક્યારે ને કેટલો વખત થયો તે બા. **શ્રીમદ્‌નું** લોકોત્તર ચિત્ર ચરિત્ર આલેખવાનું હવે ક્રમપ્રાપ્ત થાય છે. પૂર્વે અભ્યસ્ત કરેલ જ્ઞાન-સંસ્કારનું બીજ **શ્રીમદ્‌ના** આત્મામાં ક્ષયોપશમ–લબ્ધિ શક્તિરૂપે પડેલું જ હતું, તેની વ્યક્તિ માટે માત્ર સ્વલ્પ નિમિત્તની જરૂર હતી; તેમના દિવ્ય આત્માનું ઉપાદાન એટલું બધું બળવાન હતું કે સહજ માત્ર નિમિત્તકારણ મળતાં તેમના અદ્‌ભુત ક્ષયોપશમને ઉત્તરોત્તર અંકુરાદિરૂપે આવિર્ભૂત થવામાં વાર ન લાગી; જે સંસ્કાર 'અતિ અભ્યાસે' –ઘણા ઘણા અભ્યાસે 'કાંઈક'–કિંચિત્ માત્ર 'થવો ઘટે'–થવા યોગ્ય હોય, તે **શ્રીમદ્‌ને** 'વિના પરિશ્રમ'–વિના પ્રયાસે–અનાયાસે સહજ લીલામાત્રમાં સ્ફુરી નિકળ્યો. ખરેખર! પૂર્વે ભણેલાને ભણવાનું તે તો માત્ર ઔપચારિક વિધિરૂપ અને શિક્ષક માત્ર સાક્ષીરૂપ હોય, એની સાક્ષી **શ્રીમદ્‌નું** પરમ આશ્ચર્યકારક અદ્‌ભુત ચરિત્ર પૂરું પાડે છે. લોકોત્તર પુરુષોના ચિત્તને જાણવાને કોણ સમર્થ થાય છે?–**लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति?**

લાડપાડમાં ઉછરેલા બાલ **રાયચંદને** સાત વર્ષની વયે પિતાજી **રવજીભાઈ** નિશાળે બેસાડવા લઈ ગયા, ભણાવવા માટે વવાણીઆની તાલુકા સ્કૂલમાં–ગામઠી નિશાળે લાવ્યા અને હેડ માસ્તરને વિજ્ઞપ્તિ કરી–માસ્તર સાહેબ! આ મ્હારો એકનો એક પુત્ર છે, તેને બરાબર ભણાવજો. ભાઈસા'બ! એને મારશો કે લડશો નહિં–આવી ખાસ ભલામણ કરી રવજીભાઈ ઘેર આવ્યા.

બાલ **રાયચંદની** અપૂર્વ સુખમુદ્રાએ માસ્તરના અંતરમાં કુદરતી પ્રેમ જગાડયો, અને તેમના હાથ નીચેના શિક્ષકને બોલાવીને તેમણે કહ્યું–લવજીભાઈ! આ બાળકને પ્રેમ રાખી ભણાવજો, જરા પણ લડશો કે મારશો નહિ. **લવજીભાઈએ** જાણ્યું કે આ સાહેબના કોઈ ખાસ સંબંધીનો પુત્ર હશે તેથી આમ ભલામણ કરે છે. પછી તેમણે પોતાના કલાસમાં–વર્ગમાં લઈ જઈ રાયચંદને પાસે બોલાવી પાટીમાં એકડે એકથી પાંચ સુધી આંકડા લખી આપ્યા અને કહ્યું–જા, રાયચંદ! કલાસમાં બેસી આ પાટીમાં લખી આપેલા પાંચ આંકડા ઘુંટી લાવ. રાયચંદ તો પાટી લઈને કલાસમાં બેસી આંકડાઓ તરફ એક નજરથી જોઈને વિચારમગ્ન થયો અને તરત જ શિક્ષક પાસે આવી બોલ્યો–'સાહેબ, આ તો મને આવડે છે.' એમ કહી પોતે લખી આપ્યા. શિક્ષકના મનમાં થયું કે ઘરમાં

* નિશાળે બેસાડવાને લગતી આ હકીકત શ્રી જવલબહેનની નોંધને આધારે અત્રે સાભાર આપી છે.

'ભવાંતરનું જો સ્પષ્ટ જ્ઞાન કોઇને થતું ન હોય તો આત્માનું સ્પષ્ટ જ્ઞાન પણ કોઇને થતું નથી એમ કહેવા તુલ્ય છે; તથાપિ એમ તો નથી. આત્માનું સ્પષ્ટ જ્ઞાન થાય છે, અને ભવાંતર પણ સ્પષ્ટ ભાસે છે. પોતાના તેમ જ પરના ભવ જાણવાનું જ્ઞાન કોઈ પ્રકારે વિસંવાદપણાને પામતું નથી.' **શ્રીમદ્ રાજચંદ્ર** અં. ૩૩૭-૬૬૦ (આત્મસિદ્ધિ ટીકા)

અને તે કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનના પ્રભાવે તેની આખી જીવનદૃષ્ટિ જ ફરી જાય છે. પ્રથમ અજ્ઞાનદશામાં જે દેહ તે હું એવી દેહદૃષ્ટિ હતી તેને સ્થળે જ્ઞાનદશા થતાં આત્મા તે હું એવી આત્મદૃષ્ટિ ખૂલે છે ને ખીલે છે; અને દૃષ્ટિ તેવી સૃષ્ટિ એ ન્યાયે એવી આત્મદૃષ્ટિ પ્રમાણે એ જ્ઞાનીની આત્માનુચરણરૂપ ચારિત્રસૃષ્ટિ સર્જાય છે. **શ્રીમદ્**ના જ આત્માના અગાધ ઊંડાણમાંથી નિકળેલા સ્વયંભૂ વચનોદ્ગાર છે કે—

'પ્રથમ દેહદૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ;
હવે દૃષ્ટિ થઇ આત્મમાં, ગયો દેહથી નેહ.
લઘુ વયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કાં શોધ?
જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય?'

જાતિસ્મૃતિનો આ ફલિતાર્થ **શ્રીમદ્**ના અધ્યાત્મમય આત્મજીવનમાં ઉત્તરોત્તર ઓર સંવેગરંગથી ચરિતાર્થ બનેલો આપણે અનુક્રમે આ ગ્રંથમાં સાક્ષાત્ દેખશું. અત્રે તો **શ્રીમદ્**ના બાલ્યકાળનો વિષય—**'રાજાયન'**નો **'બાલકાંડ'** મુખ્યપણે પ્રસ્તુત છે, અને આ બાલ્યકાળમાં જ જાતિસ્મરણનો પ્રથમ પ્રસંગ બન્યો છે,—'ઓગણીસસેં ને એકત્રીસે આવ્યો અપૂર્વ અનુસાર રે' એ **શ્રીમદ્**ના શ્રીમુખે સંગીત થયેલ પરમ ધન્ય કાવ્યના પદ અનુસાર 'અપૂર્વ અનુસાર'નો બીજરૂપ કંઇક પ્રારંભપ્રસંગ અત્ર પ્રાપ્ત થયો છે, પરંતુ તે જાતિસ્મૃતિનો ઉત્તરોત્તર વિકાસ થઈ, તેનો જીવન્મુક્તદશારૂપ એક મહામોક્ષવૃક્ષરૂપે પરિપાક થવાનો તો હજુ અવકાશ છે.—ખરેખરો 'અપૂર્વ અનુસાર' આવવાનો મહાપ્રસંગ તો ઓગણીસોને એકતાલીસમાં બનવા પામ્યો છે. 'ઓગણીસસેં ને એકતાલિસે આવ્યો અપૂર્વ અનુસાર રે' એ પાઠાંતરરૂપ પદ પરથી આ સ્પષ્ટ સમજાય છે. અત્યારે તો તેનું બીજારોપણ થયું છે, એટલે એટલા પૂરતી જ એ જ વાત અત્રે પ્રસ્તુત છતાં જાતિસ્મરણને લગતી બીજી હકીકતો (facts, realities) પણ અત્રે **શ્રીમદ્**ના જાતિસ્મરણ સંબંધી સમગ્રપણે સુજ્ઞ વાચકને દૃષ્ટિમાં આવે એ દૃષ્ટિએ પ્રસંગથી આ પ્રકરણમાં જ સામાન્યપણે આલેખી છે. વિશેષ તો યથાસ્થાને આવશે જ. એટલે આ વિષયને અત્રેથી સંક્ષેપી બાલ્યકાળના બીજા બનાવોનું આલેખન કરી આ બાલ મહાત્માના જીવનરસપ્રવાહમાં આગળ વધીએ!



તેમણે ટુંક વખતમાં-દોઢથી બે વર્ષમાં તે વખતના સાત ધોરણ શીઘ્ર પૂરા કરી, ઝપાટાબંધ કૂદાવી જઈ—તે જ 'પ્રથમ પુસ્તકનો બોધ' કર્યો હતો ! પોતે શિક્ષકના શિક્ષક બન્યા હતા ! **पुत्रादिच्छेत्पराभवं**ની જેમ **शिष्यादिच्छेत्पराभवं** એના જેવી ઘટના બની ગઈ! તે જાણે આ બાલ ભવિષ્યમાં **गुरूणां गुरुः** બનવાનો છે એનું જાણે સૂચન કરતી હોયની! બીજાઓને જે સાત ધોરણ પૂરા કરતાં સાત સાત વર્ષ લાગતા, તે આ બાલ મહાત્માએ લગભગ દોઢ વર્ષમાં કૂદાવી જઈ ત્વરિત અભ્યાસનો વિક્રમ–અદ્યાપિ અતૂટ Unbroken record નોંધાવ્યો હતો. **શ્રીમદે** આટલી ત્વરાથી અભ્યાસ પૂરો કર્યો તેથી રખેને કોઈ એમ ન સમજી લ્યે કે તેઓ અભ્યાસમાં બહુ મહેનતુ–અપ્રમાદી રહી આખો દિવસ 'ભણુ ભણુ ને લખ લખ' કર્યા કરતા એવા સતત અભ્યાસરત (studious)હશે; પણ ખરી રીતે તો એનાથી ઉલટી જ સ્થિતિ હતી. બાલ **રાયચંદ** અભ્યાસમાં પ્રમાદી –આળસુ હતા. પાઠ તો શિક્ષક 'વંચાવે તે જ વેળા વાંચી તેનો ભાવાર્થ કહી જતા.' એટલે તે સામી પુનઃ દૃષ્ટિ કરવાની નહીં ! એ વળી આ ત્વરિત અભ્યાસની બા.માં ઓર આશ્ચર્યકારક છે ! આ ઉપરથી **શ્રીમદ્**ની નવું નવું ગ્રહણ કરવાની ને ધારણ કરવાની શક્તિ કેવી અજબગજબ હશે તેનો કંઈક ખ્યાલ આવે છે !

દુષ્કરદુષ્કરકારક તરિકે સુપ્રસિદ્ધ **શ્રી સ્થૂલીભદ્રજી**ના ચરિત્રમાં તેમની ભગિનીઓના સંબંધમાં આને મળતું કાંઈ વર્ણન આવે છે. સ્થૂલીભદ્રજીને સેણા, વેણા, રેણા, ઇ. નામવાળી સાત બહેનો હતી. તેમાં તેઓની સ્મૃતિ બા.માં એમ હતું કે પ્રથમ સેણા કોઈ વાત એક વાર સાંભળે તો યાદ રહી જાય, બીજી વેણા બે વાર સાંભળે તો યાદ રહી જાય, ત્રીજી રેણા ત્રણ વાર સાંભળે તો યાદ રહી જાય,–એમ અનુક્રમે સાતમી સાતમી વાર સાંભળે તો યાદ રહી જાય,–એવો અધિકાર તે ચરિત્રમાં આવે છે. તેમ **શ્રીમદ્જી**ને જન્મથી જ તથાપ્રકારની સહજ ક્ષયોપશમલબ્ધિ હોવાનું આ સૂચન છે. તેને એકપાઠી લબ્ધિ કહે છે. જેને તે લબ્ધિ પ્રાપ્ત હોય તેને એક વખત જોતાં કે સાંભળતાં યાદ જ રહી જાય, આવડી જાય. **શ્રીમદ્**ની અદ્ભુત અવધાનશક્તિનું વર્ણન આગળ પર આવશે તે પરથી આ વસ્તુ ઓર આશ્ચર્યકારક પ્રતીત થશે. જ્ઞાન–ગંભીર **શ્રીમદ્** પૂર્વના પ્રબળ આરાધક ઉત્તમ ક્ષયોપશમી પુરુષ હતા, તથાપિ ગંભીરતાથી તે વાત અત્યારસુધી બીજાઓને કળાવા દીધી ન હતી. એટલે માતા–પિતા તો પિતૃસહજ ભાવથી પોતાનો પુત્ર ભણીગણી નિપુણ ને વ્યવહારકુશળ બને એ દૃષ્ટિથી તેના વ્યવહારશિક્ષણ અંગેનો પ્રબંધ કરવાની ઉલટ ધરાવે તે સહજ સ્વભાવિક છે.

પુત્રના લક્ષણ પારણામાંથી જણાય એ ન્યાયે ખરેખર ! પૂર્વના અપૂર્વ સંસ્કાર-સંપન્ન **શ્રીમદ્ની** બાલવયની અસાધારણ પ્રજ્ઞા એમના ભાવિ પ્રજ્ઞાપારમિતપણાની ગવાહી પૂરતી હતી ! એમની અતિશયવંત સ્મૃતિ ભાવિ સ્મૃતિઅતિશયના વિશ્વવિખ્યાતપણાની આગાહી કરતી હતી !—આગળ જતાં તો જે સ્મૃતિ **શ્રીમદે** સ્વયં લાક્ષણિક રીતે વ્યંગમાં કહ્યું છે તેમ ' ખ્યાતિ ભોગવવાથી કંઈક અપરાધી ' બનવાની હતી, તે સ્મૃતિ ત્યારે તો ખ્યાતિ નહીં ભોગવવાથી ' નીરપરાધી ' હોવાથી તે અપરાધનું (!) જાણે

તેને શીખડાવ્યુ હશે. એમ સમજી ૬ થી ૧૦, ૧૧ થી ૨૦, ૨૧ થી ૧૦૦ સુધી જે લખી આપે તે બધું પોતે પાટીમાં તરત લખી બતાવે અને જે બોલે તે બોલી બતાવે! છેવટે એકાથી ૧૦-૧-૧૦ના ઘડીયા સુધી શિક્ષકના લખવા પ્રમાણે લખી ગયા અને બોલવા પ્રમાણે બોલી ગયા! પછી અગીયારા ને બારાખડી લખી આપી તે પણ તરતજ લખી બતાવી!

આ બધું જોઈ શિક્ષક આશ્ચર્ય પામી ગયા! વળી ગૂજરાતી પહેલી ચોપડીના ૫-૬ પાઠ લખાવ્યા તો તે પ્રમાણે લખવાથી ને બોલવાથી તો તે વિશેષ તાજુબ થયા, અને રાયચંદને મોટા માસ્તર પાસે લઇ જઇ કહ્યું-સાહેબ, આ વિદ્યાર્થી મારા કલાસનો નથી, ઉપરના ધોરણનો છે. આ બાળકને ત્યારે મ્હારે શું ભણાવવું? ગમે તે કવિતા, પાઠ, ગણિત, અર્થ બતાવીએ તે જરા પણ ભૂલ કર્યા વિના તરતજ તે જ પ્રમાણે બોલી જાય છે. હેડમાસ્તર આ જાણી આશ્ચર્ય પામ્યા અને એક વિદ્યાર્થીને મોકલી તેમના પિતાને (રવજીભાઇને) બોલાવી પૂછયુ-રવજીભાઈ! આ તમારા બાળકને તમે ઘરમાં કાંઈ અભ્યાસ કરાવ્યો છે? રવજીભાઈએ કહ્યું—સાહેબ, પાટી ને પેન કાલે જ ખરીદી લાવ્યો છું. તે સાંભળી સુસંસ્કારી તે શિક્ષકને ચોક્કસ સમજાઈ ગયુ કે આ બાળક કોઈ પૂર્વનો આરાધક દેવાંશી પુરુષ છે. આમ સમજાયા પછી તેઓ તેમને પોતાની પાસે જ બેસાડતા. રાયચંદના બાળમુખે જ્ઞાન-ધ્યાન-વૈરાગ્યની કવિતાઓ બોલાવતા. આમ એક જ વર્ષમાં ચાર ધોરણનો અભ્યાસ કરી ગયા.

ચોથા ધોરણની પરીક્ષા લેવા માટે મોરબી સ્ટેટના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ પ્રાણલાલભાઇ આવ્યા હતા. સમજુ અને વિચક્ષણ પુરુષો કોઇના પરિચયમાં આવતાં તેને કળી જાય છે, તેમ પરીક્ષા લેતાં બાલ **રાજચંદ્ર**ની લાક્ષણિકતાનું પરીક્ષક સાહેબને કંઇક ભાન થાય છે, અને શાળાશિક્ષકને પૂછે છે-'આ વિદ્યાર્થી કોણ છે?' માસ્તરે કહ્યું-'સાહેબ, આ બાળક છે, પણ પૂર્વના સંસ્કાર લઇ આવેલ બાળયોગી અમે તેને સમજ્યા છીએ.' એમ જણાવી **રાજચંદ્ર**ની અદ્ભુત સ્મરણશક્તિ અને ત્વરિત અભ્યાસની શાળામા અનુભવેલી સઘળી વાત કહી. જે સાંભળી પરીક્ષક સાહેબને **રાયચંદ**ની સાથે વાત કરતા, તે કંઈ લંબાતાં તેમાંથી ધર્મવિષયની ચર્ચા નિકળી. વિવેકયુક્ત અને ગંભીર ભાવોનું બાલમુખે શ્રવણ થતાં તે બાલ પર સાહેબને બહુ હેત આવ્યુ, ને ઉલ્લાસમાં પોતાની સાથે ભોજનાર્થે તેને લઈ ગયા. તે બાલ રાયચંદે તે લઘુવયમાં રચેલ કવિતાઓ-જેમાંની કેટલીક છાપામાં પણ મોકલાઈ હતી—તે તેમને બતાવવામાં આવી. તે સઘળું જોઈ તેમને બહુ આશ્ચર્ય થયુ અને રાયચંદને કહ્યું-મોરબી આવવાનું થાય ત્યારે જરૂર મળવાનું રાખજે.

અભ્યાસકાળના **શ્રીમદ્**ના આ ચમત્કારિક ચિત્ર ચરિત્રની હકીકત તેમના જ તે વખતના શિક્ષક **શ્રી લવજીભાઈ** મોતીચંદ પાસેથી જેમ ઉપલબ્ધ થયેલ છે તેમ યથાવત્ આપેલ છે. એમાં ન્યૂનોક્તિ હોય તો ભલે પણ અતિશયોક્તિ લેશ પણ નથી અને સપ્રમાણતા પૂરેપૂરી છે. વિશેષ આશ્ચર્યકારક તો એ છે કે **શ્રીમદે** અભ્યાસ એટલી ત્વરાથી પૂરો કર્યો હતો કે જે શિક્ષકે તેમને 'પ્રથમ પુસ્તકનો બોધ' કર્યો હતો, તે જ શિક્ષકને

—અકૃત્રિમ પ્રીતિ, વાત્સલ્ય ભાવ–પરમ પ્રેમ ધરાવતો; સર્વથી તે એકત્વ–એકપણું ઇચ્છતો; તેના પોતાના જ શબ્દોમાં કહીએ તો—' સર્વમાં ભ્રાતૃભાવ હોય તો જ સુખ એ એને સ્વાભાવિક આવડ્યું હતું, લોકોમાં કોઇ પણ પ્રકારના જૂદાઇના અંકુરો જોતો કે તેનું અંતઃકરણ રડી પડતું.' સ્વાભાવિક ભદ્રિકપણું જ એણે સેવ્યુ હતું, માણુસ-જાતનો તે પરમ વિશ્વાસુ હતો. **રાયચંદની** આ પ્રકૃતિસરલતામાં ભાવિ પરમ સરલતાની મૂર્ત્તિ સમા ઋજુમૂર્ત્તિ **શ્રીમદ્ રાજચંદ્રનું** દર્શન થાય છે; એની સર્વ પ્રત્યે અભેદ એકતારૂપ પરમ પ્રેમાળતામાં સકળ જગત્ પ્રત્યે આત્મસમાનભાવે આત્મવત્સલભાવ દર્શાવનારા ભાવિ વિશ્વવત્સલ પરમ પ્રેમમૂર્ત્તિ **રાજચંદ્રનું** પૂર્વરૂપ પ્રગટ થાય છે,— **आत्मवत् सर्वभूतेषु ने वसुधैव कुटुम्बकम्** એવી ધર્મમૂર્ત્તિ **રાયચંદની** આગળ જતાં પરમ પરાકાષ્ઠાને પામેલી ભાવિ આત્મવર્ત્તનાનું બીજ અત્ર સ્પષ્ટ દેખાઈ આવે છે.

બાલ **રાયચંદની** વાક્છટા અદ્ભુત હતી, એના વાક્ચાતુર્યથી સર્વ કોઇ છક થઇ જતા—અંજાઈ જતા. ' વાતડાહ્યા ' **રાયચંદને** ડાહી ડાહી વાતો કરવાની ને કલ્પિત વાતો કરવાની બહુ ટેવ હતી. તે જાણે તેની કવિકલ્પનાશક્તિની આગાહી કરતી હતી ! આ જન્મમાં કોઈ પણ પ્રકારના અભ્યાસ વિના રાયચંદે આઠમા વર્ષે કવિતા રચી હતી. તે પાછળથી તપાસતાં કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે ' સમાપ ' હતી. પછી કેટલાક કાવ્યગ્રંથો તથા બોધગ્રંથો આડાઅવળા એણે વાંચ્યા હતા. એને સ્વાભાવિક સૃષ્ટિરચના પ્રત્યે પ્રીતિ હતી; એનો આ નિસર્ગપ્રેમ નૈસર્ગિક કવિહૃદય સૂચવતો હતો. નાનપણુના ધર્મસંસ્કારની બા.માં બાલ **રાયચંદના** બાલજીવનમાં બે સંસ્કારપ્રવાહ વહી રહ્યા હતા—પિતૃપક્ષ તરફથી વૈષ્ણવધર્મના ધર્મસંસ્કાર અને માતૃપક્ષ તરફથી જૈનધર્મના ધર્મસંસ્કાર,—આ બન્નેનું વિચિત્ર મિશ્રણ એમનામાં થઈ રહ્યું હતું. આ અંગે અલગ પ્રકરણમાં વિશેષ વિચારશું. સમુચ્ચયવયચર્યામા સ્ફટિક સમા સ્વચ્છ હૃદયના **શ્રીમદે** પરિપૂર્ણ નિખાલસતાથી તે વખતનુ પોતાનું સુંદર શબ્દચિત્ર આલેખ્યુ છે, તે ઉપરોક્ત સમસ્ત વસ્તુની ઓર પુષ્ટિ કરે છે—' સાત વર્ષથી અગીયાર વર્ષ સુધીનો કાળ કેળવણી લેવામાં હતો. આજે મારી સ્મૃતિ જેટલી ખ્યાતિ ભોગવે છે તેટલી ખ્યાતિ ભોગવવાથી તે કંઈક અપરાધી થઇ છે. પણ તે કાળે નિરપરાધી સ્મૃતિ હોવાથી એક જ વાર પાઠનું અવલોકન કરવું પડતું હતું; છતાં ખ્યાતિનો હેતુ નહોતો એટલે ઉપાધિ બહુ ઓછી હતી. સ્મૃતિ એવી બળવત્તર હતી કે જેવી સ્મૃતિ બહુજ થોડાં મનુષ્યોમાં આ કાળે આ ક્ષેત્રે હશે. અભ્યાસમા પ્રમાદી બહુ હતો; વાતડાહ્યો, રમતિઆળ અને આનંદી હતો. પાઠ માત્ર શિક્ષક વંચાવે તે જ વેળા વાચી તેનો ભાવાર્થ કહી જતો. એ ભણીની નિશ્ચિતતા હતી. તે વેળા પ્રીતિ, સરળ વાત્સલ્યતા મારામાં બહુ હતી, સર્વથી એકત્વ ઇચ્છતો; સર્વમાં ભ્રાતૃભાવ હોય તો જ સુખ એ મને સ્વાભાવિક આવડ્યું હતું. લોકોમાં કોઇ પણ પ્રકારના જૂદાઈના અંકુરો જોતો કે મારૂં અંતઃકરણ રડી પડતું. તે વેળા કલ્પિત વાતો કરવાની મને બહુ ટેવ હતી. આઠમા વર્ષમાં મેં કવિતા કરી હતી; જે પાછળથી તપાસતાં સમાપ હતી. અભ્યાસ એટલી ત્વરાથી કરી શક્યો હતો કે જે માણસે મને પ્રથમ પુસ્તકનો

પૂર્વપ્રાયશ્ચિત્ત ( advance repentance ) કરતી હતી ! સ્મૃતિની બળવત્તરતા એટલી બધી હતી કે તેવી સ્મૃતિ આ કાળમાં ભાગ્યે જ કોઇમાં જોવામાં આવે એવી અનન્યસદૃશ હતી. આવી અસાધારણ કુદરતી બક્ષીસ જેવી ( natural gift ) સ્મૃતિના મહાપ્રભાવને લીધે જ ઉપરમાં વર્ણવી દેખાડયું તેવું **શ્રીમદ્**નું એકપાઠીપણું હતું, એટલે પાઠ શિક્ષક વંચાવે તે જ વખતે સ્મૃતિપટમાં અંકાઈ જતો, ચિત્તભૂમિમાં જાણે ચોંટી જતો, અને યથાવત્ કડકડાટ બોલાઈ જતો. અને એટલે જ ફરીથી વાંચવાની તકલીફ લેવાની જરૂર નહોતી, તે સંબંધી ફીકર–ચિંતા કરવાની જરૂર નહોતી—નિશ્ચિતતા હતી, તેથી વાંચવાની બા.માં આળસુ ‘ પ્રમાદી ’ બનવાનું સહજ સ્વાભાવિક હતું.

આમ અભ્યાસની બા.માં **રાજચંદ્ર** પોતે નિશ્ચિત હતા, એટલું જ નહિં પણ તેમણે શિક્ષકને પણ એક પ્રકારે નિશ્ચિત કરી દીધા હતા. કારણ કે શિક્ષકના પરમ વિશ્વાસુ વડા વિદ્યાર્થી ( monitor ) તરીકે તે બધા વિદ્યાર્થીઓના લેસન (પાઠ) લેતા અને શિક્ષક તો આરામથી બેસી રહેતા ! એમ પણ કહેવાય છે કે દોઢ બે વરસમાં સાત ચોપડી પૂરી કરી તેઓ વવાણીઆની શાળામાં થોડો વખત આસિસ્ટંટ તરીકે રહ્યા હતા. તેમની શિખવવાની અદ્ભુત કળાથી તે વિદ્યાર્થીજગત્‌માં ખૂબ માનીતા થઈ પડયા હતા. ‘ સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ ’ એવી રૂઢ માન્યતાના તે જમાનામાં તેઓ વિદ્યાર્થીને કદી મારતા નહીં, પણ કાનની બૂટ પકડી સમજાવતા અથવા મીઠો મધુર ઠપકો આપતા.

અને આમ પોતે નિશ્ચિત અને શિક્ષકને પણ નિશ્ચિત કરનારા—‘નફકરા ’ આનંદ મસ્ત રહેનારા આ રમતીયાળ બાલ **રાયચંદનો** ઘણોખરો કાળ બાળોચિત રમતગમતમાં જતો. ક્રીડાપ્રિય **રાયચંદ** ખૂબ વિનોદી અને આનંદી હોઇ બધાયને આનંદ આનંદ કરાવતો. એટલે વિદ્યાર્થીજગત્‌નો તે પરમ માનીતો—વિદ્યાર્થીજગત્‌પ્રિય અગ્રેસર થઈ પડયો હતો. તે કેટલે સુધી તેનો દાખલો—એકવાર શિક્ષકે કોઈ કારણસર **રાયચંદને** સહજ ઠપકો આપ્યો. એમ તો **રાયચંદ** સ્વભાવથી જ ખૂબ વિનયી અને નમ્રસ્વભાવનો હતો, છતાં તે અદીનમનવાળો સ્વમાની હોઈ કોઈ પણ પ્રકારનો અન્યાય સહન કરી શકતો નહિં. એટલે શિક્ષકના ખોટા અન્યાયી ઠપકાથી તેને ખોટું લાગ્યું અને બીજે દિવસે નિશાળે જવાનું માંડી વાળ્યું. **રાયચંદ** નિશાળે ગયેલ નથી એમ બીજા વિદ્યાર્થીઓના જાણવામાં આવ્યું, એટલે તેઓ બધાય **રાયચંદની** પાસે આવ્યા. **રાયચંદ** વિદ્યાર્થીમંડલીને લઈ દૂર ખેતરમાં ચાલ્યા ગયા. શાળામાં ચકલું ય ફરકયું નહિં. એટલે શિક્ષકને તરતજ સમજાઈ ગયું કે **રાયચંદને** ગઇકાલે ઠપકો આપ્યો હતો તેનું આ પરિણામ છે. પોતાની ભૂલનું એમને ભાન થયું. પછી શોધતા શોધતા તે ખેતરમાં ગયા અને **રાયચંદને** નમી પડી ક્ષમા માગી, ફરી એમ નહિં થવાની ખાત્રી આપી; અને બધા વિદ્યાર્થીઓને મનાવીને નિશાળે લઈ ગયા. આમ સત્યઆગ્રહી બાલ **રાયચંદનો** આ નિર્દોષ સત્યાગ્રહરૂપ ભાવિ સત્‌પ્રાપ્તિવિજયનો પુરોગામી વિજય !

બાલ રાયચંદ સ્વભાવથી અત્યંત પ્રેમાળ અને સરળ હતો. સર્વ પ્રત્યે તે સરલ

કૃતિઓ પ્રત્યે યત્ર તત્ર દૃષ્ટિપાત કરી એમની કાવ્યસૃષ્ટિના દિગ્દર્શનદ્વારા આ બાલ-કવિબ્રહ્માના બાલ્યજીવનમાં ડોકીઉં કરશું.

આઠમા વર્ષમાં મેં કવિતા કરી હતી—જે પાછળથી તપાસતાં સમાપ હતી, તેમજ (તેરમા વર્ષમાં) રામ ઇત્યાદિકનાં ચરિત્રો પર કવિતા રચી છે,—એ **સમુચ્ચય-વયચર્યા**માં **શ્રીમદ્**ના પોતાના જ ઉલ્લેખ પરથી જણાય છે કે **શ્રીમદે** કવિતાલેખનનો મંગલ પ્રારંભ આઠમા વર્ષથી જ કર્યો હતો. ત્યારપછી ઉત્તરોત્તર એ સહજ નૈસર્ગિક કવિત્વશક્તિ વધતી જ ગઈ, અને વિકાસ પામતી પામતી સોળે કળાએ ખીલી ઊઠી. '**સાક્ષાત્ સરસ્વતી**'માં નોંધેલી હકીકત પ્રમાણે—'એમની એ ઈશ્વરી શક્તિ (કવિત્વ શક્તિ) આઠમે વરસે ઉપયોગમાં આવી ચૂકી હતી. એમણે એ વખતમાં નાના નાના વિષયો કવિતામાં સરળ ઢબથી ગોઠવ્યા હતા. નવા નવા વિષયો પકડી પ્રથમ વરસમાં એમણે આશરે ૫૦૦૦ શ્લોકો કર્યા હતા. દશ વરસની (નામની સમજણ આવે એવી) વયમાં એમના વિચારો એક સુઘડ અનુભવીને છાજે તેવા હતા. અગીયાર વર્ષની વયથી એમણે ચોપાનીયામાં વિષયો લખવા માંડયા હતા, તેમજ તે સંબંધી તેમણે યોગ્ય ઈનામો પણ સંપાદન કર્યાં હતાં. બાર વર્ષની વયમાં એમની કવિત્વશક્તિ રૂડી રીતે ખીલી નીકળી. નવા નવા વિષયો લખવા તેમને પસંદ હોવાથી એમણે ત્રણ દિવસમાં એક ઘડિયાળના ત્રણસેં શ્લોકો તર્કથી ઉપજાવી કાઢયા હતા.' ઇ. રામાયણ અને મહાભારત (નવ વર્ષની (?) કે તેર વર્ષની વયે) કાવ્યમા સંક્ષેપથી લખ્યા હતા, સ્ત્રી-કેળવણીની ઉપયોગિતા વિષે એક નિબંધ પણ લખ્યો હતો. ઉપરોક્ત કૃતિઓ પૈકી કોઈ ઉપલભ્ય નથી. **સ્ત્રીનીતિબોધક** ગરબાવલી-જેની ચાર ભાગ લખવાની યોજના હતી, તેનો પ્રથમ ભાગ રચી **શ્રીમદે** પોતે જ સં. ૧૯૪૦માં છપાવી પ્રસિદ્ધ કર્યો હતો, તે હાલ ઉપલભ્ય છે; તેમજ ૧૨ થી ૧૭ વર્ષ સુધીની અતિ લઘુવયમા પણ શ્રીમદે રચેલી જે પ્રૌઢ અર્થગંભીર કાવ્યકૃતિઓ તત્કાલીન સામયિકોમાં છપાયેલ હતી, તેની વિગતવાર સૂચિ **સદ્. શ્રીમન સુખભાઈ કિરતચંદ મહેતા** કૃત '**જીવનરેખા**'માં પરિશિષ્ટમાં આપી છે, તે અનુસાર ધર્મદર્પણ, ધર્મસદ્બોધરત્ન, સુબોધપ્રકાશ, વિજ્ઞાનવિલાસ, ચંદ્રકાંત, સૌરાષ્ટ્રદર્પણ આદિ માસિકોમાં તેમણે ધર્મ, દેશપ્રેમ, સ્ત્રીનીતિ-સુબોધ આદિ વિષયો પરત્વે પ્રાસ્તાવિક કાવ્યો લખેલ છે, તેમાંથી ઉપલભ્ય કેટલાકનું તેમજ સોળમા વર્ષ પૂર્વે લખાયેલ 'પુષ્પમાળા'નું અવલોકન હવે પછી કરશું.

આ ઉપરાત 'સાક્ષાત્ સરસ્વતી'કાર—વિનયચંદ પોપટભાઈ દફતરી જે તે વખતે **શ્રીમદ્**ના નિકટના સહવાસી અને વારંવાર પરિચયમા આવનારા હોઈ સમકાલીન (contemporary) બનાવોના સાક્ષી હતા, તેમણે 'સાક્ષાત્ સરસ્વતી' પુસ્તિકામાં શ્રીમદ્દની કેટલીક સાહિત્યસર્જના અને તેવી સર્જનાની ધારણા અંગે કેટલીક હકીકત નોંધી છે તે પ્રમાણે—'જૈનધર્મના અનાદિકાળથી ચાલતા આવેલા મહાનિયમોનું અનુસરણ કરીને એ ધર્મઆચાર્યરૂપનો મતમતાંતર રહિત ગ્રંથો ગુંથવાનો ભલો વિચાર છે. એવાં સાત શાસ્ત્રો એમણે રચવા વિચાર કર્યો છે કે એ સાત પુસ્તકો અભ્યાસવાથી

બોધ દેવો શરૂ કર્યો હતો, તેને જ ગુંજરાતી કેળવણી ઠીક પામીને તે જ ચોપડીનો પાછો મેં બોધ કર્યો હતો. ત્યારે કેટલાક કાવ્યગ્રંથો મેં વાંચ્યા હતાં. તેમજ અનેક પ્રકારના બોધગ્રંથો નાના આંડાઅવળા મેં જોયા હતાં; જે પ્રાયે હજુ સ્મૃતિમાં રહ્યા છે. ત્યાંસુધી મારાથી સ્વાભાવિક રીતે ભદ્રિકપણું જ સેવાયું હતું; હું માણસજાતનો બહુ વિશ્વાસુ હતો. સ્વાભાવિક સૃષ્ટિરચના પર મને બહુ પ્રીતિ હતી.' ઇત્યાદિ.



## પ્રકરણ છઠ્ઠું

# બાલવયનું સાહિત્યસર્જન

'जयंति सुकृतिनो ते रससिद्धाः कवीश्वराः' —ભર્તૃહરિ

અભ્યાસમાં જેની આવી આશુવેગી ત્વરિત ગતિ હતી એવા **'આશુપ્રજ્ઞ' રાજચંદ્ર** આજન્મ કવિ ( Born Poet ) હતા, નૈસર્ગિક કવિત્વશક્તિસંપન્ન હતા. અંગ્રેજી કહેવત છે તેમ 'Poets are born, not made'—કવિઓ જન્મે છે—ઉત્પાદાતા નથી. આજન્મ કવિ **શ્રીમદ્દનું** કવિહૃદય ખૂબ ખૂબ સંવેદનશીલ અને ઊર્મિપ્રધાન હતું, અતિઅતિ કોમળ અને કરુણામય હતું; એટલે લોકોના દુઃખ દેખી એમનું હૃદય ખૂબ ખૂબ દ્રવી ઊઠતું, અને એમનુ સંવેદનમય અનુકંપન એમના કરુણારસસાગર હૃદયમાથી સહજ ઊર્મિરૂપે ઊઠતા કરુણારસમય કાવ્ય—કલ્લોલોમાં ઠલવાતું. ખાસ કરીને તે સમયમાં પ્રવર્તી રહેલી સ્ત્રીઓની દુર્દશા, દેશની અવનતિ, કુસંપ, કુધારા આદિ અંગે એમનુ અંતર ખૂબ ઉકળી ઊઠયુ હતું અને તે અંગે તેમના હૃદય—હૃદમાંથી સહજ પ્રવાહરૂપે નિકળેલા કાવ્યસ્રોતમા એમની અંતર્વેદના ઉલ્લસી આવી હતી. જ્યારે દેશભકિત—દેશદાઝ અંગે ભાગ્યે જ કોઇ સંળવળતું ત્યારે જાણે કુધારા સામે 'કમર કસી' હોય એમ લેખિની —અસિનો મપી સાથે સમાગમ કરાવી તેમણે જે દેશભકિત—દેશદાઝ દર્શાવી છે તે ખરેખર! અનુપમ છે. એ પરમ આશ્ચર્યકારક છે કે—તેર—ચૌદ વર્ષ જેટલી લઘુવયમાં પણ એમની સુધારા માટેની ધગશ એટલી બધી બળવાન્ અને સાચી અંતર્દાઝવાળી હતી કે ભલભલા પ્રૌઢ સુધારકો પણ તેની બરોબરી ન કરી શકે; એમની દેશદાઝ એટલી બધી અસાધારણ ને નિર્દંભ નિષ્કામ હતી કે મોટામોટા દેશભકતો પણ તેની તુલના ન કરી શકે. એમની તત્કાલીન કાવ્યકૃતિઓ આની સાક્ષી પૂરે છે. આ સરલ સહજ સ્વયંભૂ કાવ્યઊર્મિઓમાં શ્રીમદ્દનું ઉગતું કવિત્વ અને વિકસતું વ્યક્તિત્વ ઝળકી ઊઠે છે, એટલું જ નહિ પણ તેમાં પ્રતિબિંબિત થતું તેમનું માનસ તત્સમયે તેમના જીવનપ્રવાહના વહનનું દર્શન કરાવે છે. એટલે એમની આ લઘુવયની

કૃતિઓ પ્રત્યે યત્ર તત્ર દૃષ્ટિપાત કરી એમની કાવ્યસૃષ્ટિના દિગ્દર્શનદ્વારા આ બાલ-કવિબ્રહ્માના બાલ્યજીવનમાં ડોકીઉં કરશું.

આઠમા વર્ષમાં મેં કવિતા કરી હતી—જે પાછળથી તપાસતાં સમાપ્ય હતી, તેમજ (તેરમા વર્ષમાં) રામ ઇત્યાદિકનાં ચરિત્રો પર કવિતા રચી છે,—એ **સમુચ્ચય-વયચર્યા**માં **શ્રીમદ્**ના પોતાના જ ઉલ્લેખ પરથી જણાય છે કે **શ્રીમદે** કવિતાલેખનનો મંગલ પ્રારંભ આઠમા વર્ષથી જ કર્યો હતો. ત્યારપછી ઉત્તરોત્તર એ સહજ નૈસર્ગિક કવિત્વશક્તિ વધતી જ ગઈ, અને વિકાસ પામતી પામતી સોળે કળાએ ખીલી ઊઠી. '**સાક્ષાત્ સરસ્વતી**'માં નોંધેલી હકીકત પ્રમાણે—'એમની એ ઈશ્વરી શક્તિ (કવિત્વ શક્તિ) આઠમે વરસે ઉપયોગમાં આવી ચૂકી હતી. એમણે એ વખતમાં નાના નાના વિષયો કવિતામાં સરળ ઢબથી ગોઠવ્યા હતા. નવા નવા વિષયો પકડી પ્રથમ વરસમાં એમણે આશરે ૫૦૦૦ શ્લોકો કર્યા હતા. દશ વરસની (નામની સમજણ આવે એવી) વયમાં એમના વિચારો એક સુઘડ અનુભવીને છાજે તેવા હતા. અગીયાર વર્ષની વયથી એમણે ચોપાનીયામાં વિષયો લખવા માંડયા હતા, તેમજ તે સંબંધી તેમણે યોગ્ય ઈનામો પણ સંપાદન કર્યાં હતાં. બાર વર્ષની વયમાં એમની કવિત્વશક્તિ રૂડી રીતે ખીલી નીકળી. નવા નવા વિષયો લખવા તેમને પસંદ હોવાથી એમણે ત્રણ દિવસમાં એક ઘડિયાળના ત્રણસેં શ્લોકો તર્કથી ઉપજાવી કાઢ્યા હતા.' ઇ. રામાયણ અને મહાભારત (નવ વર્ષની (?) કે તેર વર્ષની વયે) કાવ્યમા સંક્ષેપથી લખ્યા હતા, સ્ત્રી-કેળવણીની ઉપયોગિતા વિષે એક નિબંધ પણ લખ્યો હતો. ઉપરોક્ત કૃતિઓ પૈકી કોઈ ઉપલબ્ધ નથી. **સ્ત્રીનીતિબોધક** ગરબાવલી—જેની ચાર ભાગ લખવાની યોજના હતી, તેનો પ્રથમ ભાગ રચી **શ્રીમદે** પોતે જ સં. ૧૯૪૦માં છપાવી પ્રસિદ્ધ કર્યો હતો, તે હાલ ઉપલબ્ધ છે; તેમજ ૧૨ થી ૧૭ વર્ષ સુધીની અતિ લઘુવયમા પણ શ્રીમદે રચેલી જે પ્રૌઢ અર્થગંભીર કાવ્યકૃતિઓ તત્કાલીન સામયિકોમાં છપાયેલ હતી, તેની વિગતવાર સૂચિ **સદ્. શ્રીમનસુખભાઈ કિરતચંદ મહેતા** કૃત '**જીવનરેખા**'માં પરિશિષ્ટમાં આપી છે, તે અનુસાર ધર્મદર્પણ, ધર્મસદ્બોધરત્ન, સુબોધપ્રકાશ, વિજ્ઞાનવિલાસ, ચંદ્રકાંત, સૌરાષ્ટ્રદર્પણ આદિ માસિકોમાં તેમણે ધર્મ, દેશપ્રેમ, સ્ત્રીનીતિ–સુબોધ આદિ વિષયો પરત્વે પ્રાસ્તાવિક કાવ્યો લખેલ છે, તેમાંથી ઉપલબ્ધ કેટલાકનું તેમજ સોળમા વર્ષ પૂર્વે લખાયેલ 'પુષ્પમાળા'નું અવલોકન હવે પછી કરશું.

આ ઉપરાત 'સાક્ષાત્ સરસ્વતી'કાર—વિનયચંદ પોપટભાઈ દફતરી જે તે વખતે **શ્રીમદ્**ના નિકટના સહવાસી અને વારંવાર પરિચયમાં આવનારા હોઈ સમકાલીન (contemporary) બનાવોના સાક્ષી હતા, તેમણે 'સાક્ષાત્ સરસ્વતી' પુસ્તિકામાં શ્રીમદ્‌ની કેટલીક સાહિત્યસર્જના અને તેવી સર્જનાની ધારણા અંગે કેટલીક હકીકત નોંધી છે તે પ્રમાણે—'જૈનધર્મના અનાદિકાળથી ચાલતા આવેલા મહાનિયમોનુ અનુ-સરણ કરીને એ ધર્મઆચાર્યરૂપનો મતમતાંતર રહિત ગ્રંથો ગુંથવાનો ભલો વિચાર છે. એવાં સાત શાસ્ત્રો એમણે રચવા વિચાર કર્યો છે કે એ સાત પુસ્તકો અભ્યાસવાથી

સૂત્રસિદ્ધાંતનું ખરૂં જ્ઞાન અંતઃકરણમાં વસી શકે. નીતિ, ભક્તિ, અહિંસા, શીયળ અને અધ્યાત્મ સંબંધી એઓ ગ્રંથો ગુંથવા પ્રયત્ન કરે છે, તેમ કેટલાક ગુંથ્યા પણ છે. **મોક્ષમાળા** નામે એક સુંદર ગ્રંથ હમણા બહાર દેખાવ દેનાર છે. × × તે ત્રણ દિવસમાં રચ્યો હતો. × × જે મોક્ષમાળામાં ખરેખર મોક્ષનો માર્ગ મતભેદ વિના બોધ્યો છે અને જે મોક્ષમાળા સૂત્રસિદ્ધાંતનો ટોડો છે. **નમિરાજ** નામે એક સંસ્કૃતના મહાકાવ્યના નિયમાનુસારે એમણે ગ્રંથ રચ્યો છે. જેમાં શાંતરસ પ્રાધાન્ય રાખીને નવ રસની રેલંછેલ કરી મૂકી છે; જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વર્ગ સંબંધી ઉપદેશ કરી ફળમાં મોક્ષમાર્ગ મૂકી દીધો છે. એ પાંચ હજાર શ્લોકનાં પૂરનો ગ્રંથ એમણે છ દિવસમાં રચ્યો હતો. એ ગ્રંથ વાંચતાં દરેક મનુષ્યને એ દેવાંશી નરની કવિત્વશક્તિની લાલિત્યતાનું ભાન થાય છે. એ મહાત્માએ એક સાર્વજનિક સાહિત્યનો એક હજાર શ્લોકનો ગ્રંથ એક દિવસમાં રચ્યો છે, જે હમણા ધ્રાંગધ્રાના એક ડાકટર પ્રસિદ્ધ કરનાર છે. × × એક ધર્માચાર્યે એક હજાર રૂપિયા આપવાનું કહ્યું હતું કે મારા ધર્મના થોડાએક શ્લોકો કરી આપો, પરંતુ એથી એ દેવાંશી નરનું મન ચળ્યું નહોતું. ધન્ય છે એની જનેતાને ! વૈરાગ્યવિલાસ નામે જૈનધર્મનું એક ચોપાનિયુ હમણાં એઓ બહાર પાડે છે.' એક સમકાલીન નિકટ પરિચયીએ ઉલ્લેખેલ આ ગ્રંથો પૈકી એક માત્ર **મોક્ષમાળા** ગ્રંથ ઉપલબ્ધ છે અને **શ્રીમદ્**ની અમર કૃતિ તરીકે સુપ્રસિદ્ધ છે, એ અંગે એક અલગ જૂદા જ પ્રકરણમાં આપણે વિસ્તારથી વિચારશું; બાકીના ગ્રંથો અનુપલબ્ધ છે, એટલે એ અંગે લખી શકવાનું કંઈ સાધન નથી, પરંતુ એ ગ્રંથો અવશ્ય લખાયા હતા ને છપાવાની તૈયારીમાં હતા, એ સાક્ષાત્ જોનાર 'સાક્ષાત્ સરસ્વતી'કારના ઉલ્લેખ પરથી સ્પષ્ટ જણાય છે. કોઈ અજ્ઞાત કારણથી તે છપાવા રહી જવા પામ્યા હશે, એ અંગે કલ્પનાના ઘોડા દોડાવવા અસ્થાને છે. છતાં આ પરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે આ નાના મહાત્માના મનોરથો કેટલા મોટા હતા ! આ બાલ મહાત્માની લોકોપકારી યોજનાઓ કેવી મહાન્ હતી ! શાસ્ત્રસર્વસ્વરૂપ સર્વગ્રાહી સપ્ત શાસ્ત્રની એમની આ મહાન્ યોજના ફળીભૂત થઈ હોત વા તેનો લખાયેલો અંશ પણ ઉપલબ્ધ થયો હોત, તો લોકાકાશમાં દિવ્ય પ્રકાશ રેલાવતી તે, આકાશમાં સપ્તર્ષિની જેમ નિરંતર ચમકતી રહી, વિશ્વમાં અમર સ્થાન પામી હોત ! ઉપનિષદોરૂપ કામધેનુને દોહીને જે 'ગીતા'રૂપ નવનીત મંથવામાં આવ્યું, તે જેમ જગતમાં અમૃત બની ગયું, તેમ સૂત્રસિદ્ધાંતરૂપ કામધેનુના સંદોહરૂપ '**સપ્ત સિદ્ધાંત**'ની **શ્રીમદ્**ની આ મહાભવ્ય યોજના જો સાંગોપાંગ પાર ઉતરી હોત, તો તે જગતને તત્ત્વઅમૃતનું પાન કરાવનારી એક અમૃત કૃતિ બની જાત ! તેમજ–માત્ર છ દિવસમાં રચાયેલું ૫૦૦૦ શ્લોક પૂરનું મહાકાવ્ય જો ઉપલબ્ધ થયુ હોત, તો મહાકવિઓના મસ્તક ડોલાવે ને કવિત્વઅભિમાનીઓના માનનું મર્દન કરે એવી એક મહાન્ સાહિત્યકૃતિની જગતને ભેટ મળત ! આમ નિર્ધારિત છતાં અનિર્વાહિત વા અંશે નિર્વાહિત, અને ઉલ્લિખિત તેમજ લિખિત છતાં ગમે તે અજ્ઞાત કારણથી 'ગેરવલ્લે' ગયેલ કેટલીક સાહિત્યકૃતિઓ ઉપલબ્ધ ન થવા પામી તેટલો જગતને ગેરલાભ થયો વા લાભાંતરાય થયો, તેનો અત્ર ખેદ દર્શાવી

ઉપલબ્ધ કૃતિઓ પૈકી નીચેની કેટલીક કૃતિઓનું વિહંગાવલોકન કરશું: (૧) સ્ત્રીનીતિબોધક, (૨) પ્રાસ્તાવિક કાવ્યો; (૩) વિવિધરસવિષયક કાવ્યો; (૪) શજાને, (૫) પુષ્પમાળા. આમાં પ્રથમ ત્રણ કાવ્યકૃતિઓ પદ્યવિભાગમાં અને છેલ્લી બે ગદ્યવિભાગમાં સમાય છે. આનું અત્રે અનુક્રમે અવલોકન કરશું.

## સ્ત્રીનીતિબોધક

હાલ સ્ત્રીકેળવણી ઘણી આગળ વધી છે, પરંતુ જે જમાનામાં **શ્રીમદ્દ્જીએ** આ **સ્ત્રીનીતિબોધક** (ગરબાવલી) ગ્રંથ ૧૪-૧૫ વર્ષની વયે લખ્યો છે, તે જમાનામાં હજુ સ્ત્રીકેળવણીનો પ્રસાર થવાનો પ્રારંભ જ થયો હતો; તેમજ બાળલગ્ન-વૃદ્ધવિવાહ આદિ સામાજિક અનિષ્ટો પણ પૂર જોરશોરથી ચાલી રહ્યા હતા, અજ્ઞાનની ગર્તામાં ગબડી રહેલા લોકો રૂઢ ને મૂઢ રૂઢિ-વ્હેમો આદિની શૃંખલામાં જકડાયેલા હતા. ત્યારે કવિ નર્મદાશંકરે સુધારાનો પવન ફૂંકવાનો શરૂ કર્યો હતો, કવિ દલપતરામે નીતિવિષયક સરલ કવિતાઓ લખવાનો પ્રારંભ કર્યો હતો. લોકોમાં કુધારો બહુ વ્યાપક બન્યો હતો, તેને નિવારવા માટે પ્રચંડ પુરુષાર્થની જરૂર હતી. સ્ત્રીકેળવણી અંગેની દુર્દશા, કુધારા આદિ દેખી નિસર્ગકવિ **શ્રીમદ્નું** કરુણાર્દ્ર કવિહૃદય દ્રવી ઉઠ્યું હતું અને તેથી તેમણે પોતાનું ઊર્મિશીલ સંવેદન સ્ત્રીઉપયોગી સરલતમ ગરબીઓરૂપ આ સ્ત્રીનીતિબોધક ગેય કાવ્યોમાં ઢાલવ્યુ હતું. બે-ચાર ગૂજરાતી ભણેલી સ્ત્રીઓ પણ સરલતાથી સમજી શકે એવી સરલ સચોટ સહજ વેધક વાણીમાં આ સાહિત્યસર્જન તેમણે કર્યું છે. નવલરામની ગરબીઓ કરતાં પણ સરલતર ને મધુરતર આ ગેય કાવ્યોમાં તેમનો દેશપ્રેમ ને દેશહિત પદે પદે ઝળકે છે. આ ગ્રંથના મુખપૃષ્ઠ ( Title page ) પર જ તેમણે કાવ્યરસિકોના મસ્તક ડોલાવે એવો ભુજંગી છંદ મૂકયો છે તે આનું પ્રયોજનસર્વસ્વ દર્શાવે છે —

> 'થવા દેશ આબાદ સૌ હોંશ ધારો, ભણાવી ગણાવી વનિતા સુધારો;
> થતી આર્યભૂમિ વિષે જેહ હાનિ, કરો દૂર તેને તમે હિત માની.'

દેશપ્રેમથી છલકાતા ને દેશદાઝથી દ્રવતા હૃદયે કવિ **રાયચંદ્ર** ત્યાં જ પ્રારંભમાં કવે છે—કુધારાએ હિમ્મત ધરી બહુ હુમલો કરી ખરેખર ! વધારે વધારે જોર દર્શાવ્યું છે; સુધારાની સામે જેણે (કુધારે) હસીને કમર કસી છે અને જે નિત્ય નિત્ય કુસંપ લાવવાને ધ્યાન ધરે છે, તેને કાઢવાને માટે તમે સ્ત્રીકેળવણી આપો! બીજા જે બહુ નડે છે તે નઠારા કુચાલો-કુરિવાજો કાઢો! **રાયચંદ્ર** પ્રેમથી કહે છે—સ્વદેશી સુજાણ જનો હવે દેશહિત કેમ નહિ આદરે ? સજ્જનોના મન હરનારૂં મનહર છંદમાં સંગીત કરેલું ભાવવાહી કાવ્ય આ રહ્યું—

> 'કુધારે કરેલો બહુ હુમલો હિમ્મત ધરી, વધારે વધારે જોર દરશાવિયુ ખરે;
> સુધારાની સામી જેણે કમર કસી છે હસી, નિત્ય નિત્ય કુસંપ જે લાવવા ધ્યાન ધરે;
> તેને કાઢવાને તમે નાર-કેળવણી આપો, કુચાલો નઠારા કાઢો બીજા જે બહુ નડે;
> **રાયચંદ્ર** પ્રેમે કહે સ્વદેશી સુજાણ જનો, દેશહિત કામ હવે કેમ નહિ આદરે ?'

આની સીધી સાદી પ્રસ્તાવનામાં જ આ તેર–ચૌદ વર્ષનો બાલ મહાત્મા કેવી પ્રૌઢ ગંભીરતાથી અને સહૃદયતાથી વદે છે તે જુઓ!—'કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન; સરસ રીત છે એ જ કે, દ્યો માતાને જ્ઞાન.—ઉપરનો દોહરો વાંચી વાંચનાર વિચારશે કે એ દોહરો કેવો ઉપયોગી અને સુબોધક છે? એ દોહરાનો જો ખરો અર્થ વિચારીએ તો તેથી કેટલો બધો ફાયદો થાય? ઘણો જ. કહેવત છે કે માબાપ તેવાં છોકરાં. વળી બાપ કરતાં, છોકરાં પર માતાનાં લક્ષણની વધારે અસર થાય છે. આપણા ભરતખંડમાં હાલ સ્ત્રીકેળવણીનો સારો પ્રસાર થતો જાય છે. તેમજ વળી વાંચવાનો શોખ પણ વધતો જાય છે. જેથી કરીને સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો પ્રસિદ્ધ થવાની ઘણી અગત્ય છે; અને તે વિષે સર્વે સ્વદેશહિતેચ્છુઓ ધ્યાનમાં લેશે. × × માટે સ્ત્રીઓને પૂરી કેળવણી આપવી જોઈએ એવી મારી સ્વદેશીઓને નમ્રતાપૂર્વક ભલામણ છે. વળી સ્ત્રીઓ નહીં સુધારવાનું મોટું કારણ તો બાળલગ્ન જ છે. × × એ બાળલગ્નથી જ સ્ત્રીઓ કેટલીક બાબતમાં બિચારીઓ દુઃખ ભોગવે છે. એ કેટલું બધું દીલગીરી ભરેલું અને ખેદકારક છે. તે વિષે વિચાર કરવાની હું વાંચનારને વિનંતિ કરૂં છું.'

આ ગ્રંથના ત્રણ ભાગની યોજના હતી, તેમાંથી આ પ્રથમ ભાગ જ બહાર પાડેલો છે, આ પ્રથમ ભાગ સં. ૧૯૪૦માં–સન ૧૮૮૩માં 'બનાવી પ્રસિદ્ધ કરનાર' **શ્રીમદ્** (મહેતા **રાયચંદ રવજીભાઈ–વવાણીઆ બંદર**) પોતે જ હતા. આ પ્રથમ ભાગ પણ ચાર ભાગમાં વિભક્ત કરેલ છેઃ (૧) પ્રથમ વિભાગમાં પરમેશ્વર પ્રાર્થનાદિ અંગે, ક્ષણભંગુર દેહ અંગે, માતાની પુત્રીને શિખામણ અંગે, વખત નકામો નહીં ગાળવા અંગે, ઉદ્યમ અંગે—બધી મળીને ૮ ગરબીઓ છે; (૨) બીજા વિભાગમાં વિદ્યા, કેળવણી, સુગ્રંથ વાચવા, જ્ઞાન વધારવા, અને સારી શીખ સુણવા વિષે ૭ ગરબીઓ છે; (૩) ત્રીજા વિભાગમા સુધરવા, સદ્‌ગુણ સજવા, સુનીતિ સજવા, સત્ય, પરપુરુષત્યાગ અને વ્યભિચાર દોષ વિષે કુલ ૮ ગરબીઓ છે; (૪) સદ્‌ગણી સજ્જની અને સદ્‌બોધશતક છે. સ્ત્રીઓમાં પ્રચલિત લોકપ્રિય રાગોમાં–ઢાળોમાં ગરબીની સુંદર શૈલીથી સંગીત કરેલી આ હૃદય હલમલાવી મૂકે એવી સુમધુર ભાવવાહી કાવ્યકૃતિઓ ઉત્તમ ગેય ગુણ ધરાવે છે, વિષય અને પાત્રને અનુરૂપ ભાવથી ભરેલી ગંગાસ્રોત જેમ પ્રવહતી ભાષામાં આલેખાયેલી આ કાવ્યકૃતિઓમાં યમક–અનુપ્રાસાદિ તાણીતોષીને આણવા પડતા નથી પણ સહજ સરલપણે સ્વયં આવે છે, એટલું જ નહિં પણ માધુર્ય–પ્રસાદાદિ કાવ્યગુણો આપોઆપ ઝળહળે છે. વર્ત્તમાનમાં આ ગ્રંથ દુર્લભપ્રાય હોવાથી તેના નમુનારૂપ કેટલાક અવતરણો અત્રે ટાંકશું, જેથી સુજ્ઞ વાંચકને ચરિત્રનાયકના તત્કાલીન જીવનપ્રવાહનો કંઈક ખ્યાલ આવશે—

'દેશહિત દયાળુ કરાવ, નમું તને હેતે રે;
જેથી ઉપજે આનંદભાવ, નમું તને હેતે રે.
કાળ હરે છે સર્વને રે, કા તો સ્વર્ગ કાં તો નર્ક રે;
રાજાધિરાજ ગયા અરે રે, થયા એહ તો ગર્ક રે.

ક્ષણભંગુર આ જાણી તું તો દેહને, બેની! ભજજે ભાવ ધરી ભગવાન જો;
નથી ભરોસો પળનો એમ જ જાણજે, માટે મિથ્યા કરજે મા તોફાન જો.
રાજા રાણા ને પંડિત શાણા હતા, ચાલી નીકળ્યા મૂકીને ઘરબાર જો;
મૂરખ કે ડાહ્યા અમર દીઠા નહીં, માટે કરજે ઉર વિષે વિચાર જો૦ક્ષણભંગુર
હોય દાણા દળવા કાજ, ઘંટીની પાસે રે;
જો દળીયે તો પુરે આશ, ઘડતાં ખાશે રે.. અહો ઉદ્યમથી સહુ થાય.
નહિં તો દાણા છતાં હોય, કદાપિ ઘરમાં રે;
નહિં પેસવા કેરા તોય, તે ઉદરમાં રે....અહો.
વિદ્યા છે સુખરૂપ સારી રે, વિદ્યામાં છે ગુણ બહુ;
એ દિવ્ય ચક્ષુ દેનારી રે, વિદ્યામાં છે ગુણ બહુ.
હે કેળવણી, તારામાં મેં દીઠા બહુ બહુ ફાયદા;
તું તો નીતિથી રોજ પળાવે પરમેશ્વરના કાયદા.
તું આવી દેવ તણી દીકરી, ત્યાં લક્ષ્મી થઈ બેઠી કિંકરી;
તોડી તેં તો આળસ ઠીકરી....હે કેળવણી.
આવે સદ્‌બોધ તો અપારી રે, સુણજો શીખ સારી;
શીખ સુણ્યે સુધરશો સારી રે, સુણજો શીખ સારી.
અહા ! કહું નીતિ કેરી વાત, પ્રીતિથી સાંભળો રે લોલ.
બેની ! મૂકી જૂઠ પંચાત, કાઢો મન આમળો રે લોલ.
સત્ય યુગ કહેવાય, જ્યાં સત્ય છે રે લોલ.
કળિયુગ તો ગણાય, જ્યાં અસત્ય છે રે લોલ.
નથી સાચને જ આંચ, કહું છું ખરૂં રે લોલ.
કહે છે ડાહ્યા જનો પાચ, તે ધ્યાને ધરૂં રે લોલ.
માટે પરપુરુષને ભાઈ લેખજો રે લોલ. એથી મોટા તો પિતા સમ લેખજો રે લોલ,
ડાટ કૃષ્ણગીતથી જેમ છે વળ્યો રે લોલ. એથી વધી વ્યભિચાર કલેશ તો ભળ્યો રે લોલ.
સુણ સજ્જની તું અવગુણ જાણ, સારી ન નીતિ રે;
વ્યભિચારે દુઃખ પ્રમાણ, દુઃખની ભીતિ રે.
સજ્જની સારીના સુલક્ષણ સાભળી, તેવી થાવા કરજે રૂડાં કામ જો;
સદ્‌ગુણી થાવાનું જે તો ઇચ્છશે, શાણી નારી જાણો તેનું નામ જો....સજ્જની.
સુનીતિથી ચાલે તે તો સજ્જની, અનીતિ કેરૂં ન મળે જેને કામ જો;
અસત્યને અળગું જેણે પ્રીતે કર્યું, વળી તે તો નિત્ય ભજતી ભગવાન જો. સજ્જની.'

અને ધોળ રાગમાં સંગીત કરેલી ૧૦૦ કડીવાળી ૨૫ મી ગરબી—'**સદ્‌બોધ શતક**' તો ભર્તૃહરિના નીતિશતકની સ્મૃતિ કરાવે છે; તેમાં વિદ્યા, ગર્વત્યાગ, દેશહિત–દેશસેવા, પરપુરુષત્યાગ, નીતિથી ધનોપાર્જન, દયા, ધર્મ, સદ્‌બોધ, ધીરજ, નમ્રતા, વિનય, સદ્‌ગુણ, સત્સંગ, ઉદ્યમ, જ્ઞાન, પાતિવ્રત્ય, દાનઆદિ વિવિધ વિષયો

પર શિષ્ટ મિષ્ટ ભાષામાં ડહાપણના ભંડાર જેવો હૃદયંગમ સદ્બોધ આપ્યો છે,– જે કોઈ સાચા ભાવિતાત્મા મહાત્માના અંતરના ઊંડાણમાંથી નિકળતો હોય એમ સહજ ભાસ આપતો પ્રતિપદે સુભાષિતરૂપ છે. જેમકે—

'કરવું કામ વિચારીને, જેથી સતફળ થાય;
કામ વિચાર્યાથી કર્યે, નુકશાન ન ક્યાંય....વિશ્વપિતા વંદન કરૂં.
નીતિથી ચાલો સદા, એથી રીઝે ઈશ;
નીતિથી સુખ ઉપજે, નીતિ ગુણુ ગણીશ....વિશ્વપિતા.
શક્તિ વણુ નહિં આદરો, કોઈ વાર કો કામ;
ઘટતું કરશે કામ જે, તે સજ્જની ગુણુધામ....વિશ્વ.
હામથી રૂડાં કામને, પાર પાડજો નાર;
હિમ્મત કિમ્મત જાણજો, સમજી સારો સાર....વિશ્વ.
ગર્વ કદી નવ ધારવો, ગર્વ કર્યાથી ખાઇ;
રાજ તજી ચાલ્યો ગયો, સતફળ મળ્યુ ન કાંઈ....વિશ્વ.
ભરે કપટના જે ઘડા, તે લુચ્ચાની મિત્ર;
પરમેશ્વરની ચોર છે, ચાળા ચિત્ર વિચિત્ર....વિશ્વ.
શાહુકારની મેડીઓ, દેખી મૂર્ખ ગમાર;
પાડે છે નિજ ઝુંપડા, વાહ! વાહ! વિચાર....વિશ્વ.
હાર્યા રહેવાથી અરે, વાર્યા રહેવું ઠીક;
લુંટાણા પછી શી રહે, ચોર તણી રે બીક....વિશ્વ.
જીભ જુઓ નરમાશથી, રહી છે વચ્ચે દાંત;
ક્રોધ કરે જો કારમી, માર ખાય ધરી ખાત....વિશ્વ.
મોટા મોટા મહીપતિ, ચાલી ગયા છે ધીર;
રાજાધિરાજા તે હતા, હતા મહા શૂરવીર....વિશ્વ.
કાળ સહુને લઈ ગયો, આણી દયા નહિ ઉર,
તેજસ્વી પણ ચાલિયા, પૈસા નાસ્યા દૂર....વિશ્વ.
ઘણા સજ્જન ચાલિયા, ચાલ્યા રંક ને રાય;
આગળ પાછળ એ ગયા, નહિં એનો ઉપાય....વિશ્વ.
કરીને વિચાર તું વિગતે, કરજે સારાં કામ;
કીર્તિ મૂકી અહિં જજે, ખર્ચ સુઠામે દામ....વિશ્વ'

આ સદ્બોધશતકના અંતે બાલરવિના અરુણોદય જેમ ઉદય પામતો આપણો આ બાલ કવિ રાયચંદ અતિ વિનમ્ર ભાવે કવિતમાં ઉપસંહરે છે—

"વવાણીઆ-વાસી વળી વણિક જ્ઞાતિ વિચારો, વિશેષ વિનંતિ વદી પ્રણમું, છું પ્રેમથી;
ભૂલચૂક ક્ષમા કરો બુદ્ધિવાન નહિ બહુ, કર્યું કામ પ્રીત થકી પરમેશ રે'મથી;
વિબુધ વડેરો નહિ કવીશ્વર આપ નહીં, કાવ્ય કર્યું લેશ બુદ્ધિ સુંદર છે હેમથી.
સજ્જની સુબોધ અહો રાયચંદ હેતે કહે, ભજો પરમેશ સુખી થાશો એવા નેમથી."

આમ સંક્ષેપમાં જેનું અત્ર પ્રસંગથી દિગ્દર્શન કર્યું એવી આ બાલવયની **સ્ત્રીનીતિબોધક** કાવ્યકૃતિમાં બાલકવિ **રાયચંદનું** સન્નીતિથી ચળકતું, દેશપ્રીતિથી ઝળકતું, કરુણાથી મલકતું, ભક્તિથી છલકતું, વૈરાગ્યથી ધબકતું અને ભાવનાથી ભભકતું સ્ફટિક જેવું સ્વચ્છ હૃદય આરપાર દેખાઇ આવે છે.

લેખકે પોતે છપાવેલ આ સ્ત્રીનીતિબોધકને અંતે છપાયેલી જાહેરખબરમાં લખ્યું છે કે—'કાવ્યમાળા એ નામનું એક સુનીતિબોધક પુસ્તક મેંરચીને તૈયાર કરેલું છે, જેની અંદર એકસો ને આઠ કાવ્યો છે અને તેના ચાર ભાગ પાડેલા છે. તેનું કદ બસો પૃષ્ઠનું થશે. અગાઉથી ગ્રાહક થનાર પાસે રૂ. ૦–૧૦–૦ લેવામાં આવશે. નીતિદર્શક પુસ્તકોનો ફેલાવો થવાનો આધાર પ્રજા પર રહે છે.' આ ઉલ્લિખિત કાવ્યમાળા પ્રસિદ્ધ થઈ છે કે નહિં તે અંગેની કંઈ પણ માહિતી ઉપલબ્ધ નથી તેમજ તેની હસ્તપ્રત પણ ઉપલબ્ધ નથી. પણ 'મેં રચીને તૈયાર કરેલું છે' એ વગેરે સ્પષ્ટ શબ્દો પરથી એ ગ્રંથ લખાયેલો તો અવશ્ય હતો અને છપાવાની તૈયારીમાં પણ હતો, પણ કોઈ અજ્ઞાત કારણથી તે પ્રસિદ્ધ થવા નહિં પામ્યો હશે, વા તેમના બીજા ગ્રંથોની જેમ દુર્ભાગ્યે લુપ્ત થવા–ગુપ્ત થવા પામ્યો હશે, એ અંગે માત્ર કલ્પના કરવી રહી. જો મળ્યો હોત તો કાવ્યસાહિત્યમાં ભાત પાડે એવી એક વિશિષ્ટ કાવ્યપ્રસાદીની પ્રાપ્તિ થઈ હોત ! અસ્તુ !

## પ્રાસ્તાવિક કાવ્યો

આ 'સ્ત્રીનીતિબોધક' ઉપરાંત શ્રીમદે સં. **૧૯૩૭ થી ૧૯૪૧માં–૧૩ થી ૧૭ વર્ષની** વયમાં વિવિધ વિષયો પર પ્રાસ્તાવિક કાવ્યો રચ્યા હતા, તે તત્કાલીન સામયિકોમાં છપાયા હતા. તેની વિસ્તૃત સૂચિ તેમના એક ચરિત્રલેખક સદ્‌. **શ્રીમનઃસુખભાઈ કિરતચંદ મહેતાકૃત 'જીવનરેખા'**ના પરિશિષ્ટમાં આપેલ છે. તેમાંથી કેટલાક ઉપલબ્ધ કાવ્યો 'સુબોધસંગ્રહ'માં (અગાસઆશ્રમ પ્રકાશિત) છપાયા છે. આ વિવિધ-વિષયક પ્રાસ્તાવિક કાવ્યોમાં કેટલાક દેશહિત–સામાજસુધારણાને લગતા, કેટલાક સન્નીતિ-સદ્‌બોધને લગતા, કેટલાક દેશહિત–દેશદાઝને લગતા, કેટલાક શાંત-વીર-શૃંગાર આદિ કાવ્યરસને લગતા કાવ્યો છે. તે પ્રત્યે અત્રે યત્ર તત્ર દૃષ્ટિપાત કરી સંતોષ માનશું.

આ બાલ કવિએ 'કરો સુજાણ દેશહિત હેત રાખી આ સમે' એ ભાવવાહી ધ્રુવપંક્તિથી ગુંજતા **સ્વદેશીઓને વિનંતિ** કાવ્યમાં બાળલગ્ન, વહેમ, વિધવા, કુચાલ, અનીતિ, કન્યાકેળવણી, સંપ, સુગ્રંથ, કળા આદિ બા. સમાજસુધારણા અંગે પોકાર પાડયો છે; અને 'ઈશ રીઝશે આપ ઉપરે, રહેશે જગમાં અવિચળ નામ' એ ધ્રુવપંક્તિથી ધબકતા **હુન્નરકળા વધારવા વિષેના** કાવ્યમાં—'ભરતભૂમિનો અસ્ત થયેલો જે દેખાયે સૂરજ ચાર, તરત તેહનો ઉદય પામશે કળા થકી તો પ્રિય નિરધાર'–ઇત્યાદિ ભાવવાહી પંક્તિઓમાં ભારતમાં હુન્નરકળા વધારવા અંગે એક પ્રૌઢ અનુભવી દેશહિતચિંતકને છાજે એવા વિચાર દર્શાવ્યા છે. **શ્રીમંત જનોને શિખામણ**માં હુન્નર, વૈદ્યશાળા, કન્યાશાળા, પરમાર્થદાન આદિ અંગે શ્રીમંતોને બોધ આપી, 'પૈસો સારાં કામે ખર્ચે ધનાઢય સારો એને ધાર' એ ધ્રુવપંક્તિથી અત્યંત ભાવવાહી **ખરો શ્રીમંત કોણ**

એ કાવ્યમાં ઔષધશાળા, નિશાળ, કન્યાશાળા, પુસ્તકશાળા, હુન્નરકળા, દેશહિત આદિ સારાં કામમાં ધન અર્થવા–દાનનો પ્રવાહ વહાવવા શ્રીમંતોને ઉદ્બોધન કર્યું છે— 'પુણ્ય સાથ આવ્યાનું સમજી, દામની નહિં રાખે દરકાર; નાણું ચંચળ મનમાં સમજે, ધન્ય દીસે તેનો અવતાર.' દેશહિત ને દેશદાઝથી દ્રવતું શ્રીમદ્‌નું હૃદય **ધોળે દા'ડે ધાડ** એ ૧૮ દોહરાના કાવ્યમાં આધુનિકોએ આજે પણ ધડો લેવા યોગ્ય 'ધોળે દહાડે ધાડ'ના સત્તર જ્વલંત ઉદાહરણો માર્મિક કટાક્ષથી પોકારે છે—'ટેકે' છે—

'વૃથા જન્મ વેગે કરી, વાવે વિષનાં ઝાડ;
તે નર દેખે દૃષ્ટિએ, ધોળે દા'ડે ધાડ.
જે નગરીમાં નીકળે, પંડિત કવિની પાડ;
તે નગરીમાં લેખજો, ધોળે દા'ડે ધાડ.
કેસર હળદર એક જ્યાં, એક વિબુધ ભરવાડ;
પૂછયા વણ ત્યાં પેખજો, ધોળે દા'ડે ધાડ.
ખરો વૈદ્ય ખૂણે પડે, નાઈ તપાસે નાડ;
વાત વડી અન્યાયની, ધોળે દા'ડે ધાડ.
કર ડરથી કંપી જઈ, રૈયત નાખે રાડ;
તે રાજાના રાજ્યમાં, ધોળે દા'ડે ધાડ.
ગજવા–કાનૂન જ્યાં ગમ્યો, લાંચ આંચ વણસાડ;
ન્યાય નિત્ય વેચાય ત્યાં, ધોળે દા'ડે ધાડ.
સપ્તદશ દુહા સુણી, હરો દેશરંજાડ;
ટેકે ટળવા 'રાય' આ, ધોળે દા'ડે ધાડ.'

અને બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શૂદ્ર એ ચારે વર્ણની અવદશાનું સ્વભાવોક્તિથી તાદૃશ આબેહુબ શબ્દચિત્ર આલેખતા **'આર્યભૂમિના પુત્ર'** કાવ્યમાં—'દેશદુઃખ દિલ દાઝ થકી દિલ ઠાલવું,' એમ દેશદુઃખની દિલદાઝ–અંતર્દાઝ ઠાલવી, આ મહા દેશહિતસ્વી કવિએ તેવી જ સ્વભાવોક્તિથી આર્યપ્રજાની પડતીનો કરુણ ચીતાર તાદૃશ્યપણે રજૂ કરતા **'આર્યપ્રજાની પડતી'** કાવ્યમાં પોતાની હૈયાવરાળ પેટ ભરીને બહાર કાઢતાં આર્યપ્રજાને ભાવપૂર્ણ ઉદ્બોધન કર્યું છે.

(રોળાવૃત્ત) 'માન માટ કંઈ કોડ રૂપિઆ ખર્ચ ઉધારે,
પરમારથમાં પાંચ ખરચતાં ફાંફાં મારે;
કંઈ સ્વારથને માટ આબરૂ અળગી મૂકે,
છળ પ્રપંચ ને કપટ, દગો કરતાં નવ ચૂકે.
ગયુ જાતિ અભિમાન, દેશ અભિમાન ગુમાવ્યું,
દેશદુઃખની દાઝ, દયા ને શૂર ડુબાવ્યું;
બેપરવા થઈ પ્રજા સ્વાર્થમાં અંધાપાળી,
રાજન્યાય નવ જુએ, ગોરી બાજુ કે કાળી.

આવ્યું દેશ પર દુઃખ, રાજ પર પણ જે આવ્યું,
પણ તે જુએ ન લેશ, કરે સૌએ મન ફાવ્યું.
ઊગ્યા આથમ્યા તણું, નથી કંઈ ભાન કશાનું;
જન જાગી નવ જુએ, ભાન આવે પછી શાનું ?
આર્યપ્રજાની એથી અવદશા આજે આવી,
છે કોઇ માડીપૂત, શકે કો એ બદલાવી ?
ઊગ્યું તે આથમે, ફૂલ્યું તે કરમાવાનું,
ચઢયું પડે નિશ્ચયે, થવાનું તે થાવાનું;
થયું ન મિથ્યા થાય, થયું થાવાનું ભાવી,
હવે જાગીને જોઈ, દશા આ દો બદલાવી.

(લાવણી) જુઓ જુઓ સૌ આર્યજનો, અજ્ઞાન અને આળસ ત્યાગી;
ઘોર નીંદમાં અઘોરી ઊંઘો, જુઓ ઊંઘમાંથી જાગી.
ધન દોલતમાં પૂર્ણ હતા વળી, પંકાતા પરદેશ મહીં,
વિદ્યા હુન્નર આર્યતણું હતું, આર્યભૂમિ સમ કોઈ નહીં;
એ જ ભૂમિ ને એ જ આર્ય પણ, હાલહવાલ દીસે આજે;
આભ જમીન સમ અંતર આજે, જોઈ અંતર્ મારું દાઝે.
અરે હાય એ કયાં વાલ્મિક મનુ, વસિષ્ઠ વ્યાસ મુનિ કયાં છે ?
પરશુરામ ને દ્રોણ પતંજલ, વીર જ્ઞાનીઓ તે કયાં છે ?
રામ, કૃષ્ણ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, જનક, દ્રુપદ, રાજા કયાં છે?
અરે, હાય, એ ઉદ્યમ, શૂર, ધન, સત્ય ઉદ્દેશ ગયા કયાં છે ?'

સન્નીતિ–સદ્બોધને લગતા કાવ્યોમાં દૃષ્ટાંતિક દોહરા (૨૦), પ્રાસ્તાવિક દોહરા (૨૨), સદ્બોધસૂચક પ્રાસ્તાવિક કાવ્ય (૬૫) એ આદિ છે. જાણે કોઈ પ્રૌઢ ઋષિ જગતને પોતાના જ્ઞાનનું દાન કરતો હોય એમ આ કાવ્યો પદે પદે અનુભવના અર્ક જેવા ( Essence of experience ) અને ડહાપણના ભંડાર ( treasure of wisdom ) જેવા છે. જેમ કે—

'વણ વાપરતાં વિદ્વત્તા, ઝટપટ ઝાંખી થાય;
કાટ ચડે કરવાલને, જો પડતર રહી જાય.
અલ્પ શકિતના યોગથી, મહદ્ કાર્ય નવ થાય;
કોટ તૂટે ન ફટાકિયે, કારણ હીન ઉપાય.
પૂર્ણ પ્રયોજન શક્તિથી, મહદ્ કાર્ય ઝટ થાય;
મહા કોટ પણ કારમો, તોપે તુટયો જાય.
કામિની કરતા કાવ્યનું, ઉત્તમપણું અપાર;
હાડમાંસની કામિની, કાવ્ય સુધા સુખકાર.
ઊંડા તર્ક વિના અતિ, બિગડે કામ બનેલ;

પાયા વણનો ઝટ પડે, પ્રૌઢ અમૂલ્ય મહેલ. (દૃષ્ટાંતિક)
ભોજન ધાતુ ઔષધિ, દોસ્ત દાસ ઘર નાર;
વણ પરખ્યાં જે વાપરે; તે ખત્તા ખાનાર.
ઉદ્યમ જોબન બુદ્ધિ ને, પ્રવાસ દરિયો ભૂપ;
પ્રૌઢો પૈસો પામવા, એ ખટ સાધન રૂપ.
અરે! હંસ, કાં આવડો, દિલમાં થા દિલગીર?
હમણાં હરિ પહોંચાડશે, માન સરોવર તીર.
રે! બગ, ને રે! કાગડા, શું મનમાં મલકાવ?
દેવસભામાં તમ તણો, કોઇ ન પૂછે ભાવ.
રે મનમોહક કસ્તૂરી! ઉરમાં થા ન ઉદાસ;
વાંક ન એ આહીરનો, કરે કહાંથી ક્યાસ?
મુખભૂષણ ભાષણ ભલું, કરભૂષણ છે દાન;
નેત્રભૂષણ છે નેહ શુભ, કાનભૂષણ શ્રુતજ્ઞાન.
લક્ષ્મીભૂષણ છે ઘર અને, ઘરભૂષણ છે નાર;
નારભૂષણ આ ધારીએ, પતિભક્તિ પ્રિયકાર. (પ્રાસ્તાવિક)
મળતાં અમલ મદાંધને, ઝટ દઇને છકી જાય;
કહો કેમ લઘુ કૂપમાં, સાગર સાત સમાય?
હલકો જન છલકી જશે, અતિ મલતાં અધિકાર;
ટાટા કેમ ટકી શકે? ભીંત ઝીલશે ભાર.
અવળાં પણ સવળાં થશે, ઠોકર વાગ્યે ઠીક;
તપ્યા લોહને ટીપતાં, સુધરી જશે અધિક.
બે બોલોથી બાંધિયો, સર્વ શાસ્ત્રનો સાર;
પ્રભુ ભજો નીતિ સજો, પરઠો પરોપકાર.
દેશ ઉદય ઉપયોગનાં, વીર નરોના શિર;
પ્રસૂતા પીડા ટાળવા, સોંપે મપૂત શરીર.
વિધિએ વિરચ્યો ઠાઠ આ, ભૂલી ભાન હમેંક;
વિષધરને મણિ આપિયો, બુધને દીનતા છેક.
કાયા માયા ક્ષણિક છે, ઇન્દ્રધનુષ્યનો રંગ;
આકાશી કિલ્લા અને, મૃગજળ તણા તરંગ.
હોય સરસ પણ ચીજ તે, યોગ્ય સ્થળે વપરાય;
કેમ કટારી કનકની, પેટ વિષે ઘોંચાય? (સદ્બોધ સૂચક પ્રા.)'

**વિવિધ કાવ્યરસવિષયક કાવ્યો**-વિવિધ કાવ્યરસને લગતા કાવ્યોમાં—'શ્રીરામ કેરાં કામ કીધાં નામ રાખ્યું જગતમાં, સમરણ કરી જગનાથનું પ્રથમે પૂજાયા ભગતમાં' એવા 'મહાવીર શ્રી હનુમાન તમને વંદના મારી ઘણી' એ ધ્રુવપદથી ઝળકતા હનુમાન-

**સ્તુતિ કાવ્યમાં**, અને 'નીતિ પ્રીતિ નમ્રતા ભલી ભક્તિનું ભાન; આર્ય પ્રજાને આપશો, ભયભંજન ભગવાન. હર આળસ એદિપણું, હર અઘ ને અજ્ઞાન; હર ભ્રમણા ભારત તણી, ભયભંજન ભગવાન.' ઇ. અમર પંક્તિઓમાં 'ભયભંજન ભગવાન'ની ધ્રુવ-પંક્તિથી ગૂંજતા **પ્રભુપ્રાર્થના કાવ્યમાં**, અને 'જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને એ ધ્રુવપંક્તિથી ગર્જતા '**કાળ કોઇને ન મૂકે**' કાવ્યમાં શાંતરસની રેલંછેલ કરી છે.

'મુછ વાંકડી કરી ફાંકડા થઈ લીંબુ ધરતા તે પરે, કાપેલ રાખી કાતરા હર કોઈનાં હૈયાં હરે;
એ સાંકડીમાં આવિયા છટકયા તજી સહુ સોઇને, જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને.
છો ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા, બ્રહ્માંડમાં બળવાન થઇને ભૂપ ભારે ઉપજ્યા;
એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોઇને, જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને.'

**પ્રેમની કળા ન્યારી છે** એ વસંતતિલકા વૃત્તમાં સંગીત કરેલા ઉત્તમ કવિત્વપૂર્ણ કાવ્યમાં કાવ્યની વસંતઋતુ ખીલવા સાથે આ બાલ કવિ **રાજચંદ્ર**ની કાવ્યકળા પૂર્ણ-કળાએ ખીલી ઊઠી છે; 'છે પ્રેમ નેમ કળની પ્રિય વાત ન્યારી' એ ધ્રુવપંક્તિ લલકારતા આ કાવ્યમાં કવિએ પ્રેમની કળા ન્યારી—જૂદી છે એમ વિવિધ હૃદયંગમ દૃષ્ટાંતોથી દર્શાવી આપી શૃંગારરસ જમાવ્યો છે. જેમકે—

'શી ક્ષીરનીર રતિ તે વદને વદાશે, થાતાં વિયોગ જળનો પય ઉભરાશે;
સદ્યે સમાય પય એ મલતાં જ વારી, છે પ્રેમ નેમ કળની પ્રિય વાત ન્યારી.
છે લોહ તો જડ જુઓ નહિ જ્ઞાન તેને, ભેટે સુચુંબક કને પડતો સ્વ-નેને;
કેવી અહા! રતિ મતિ જડ તોય ધારી, છે પ્રેમ નેમ કળની પ્રિય વાત ન્યારી.
દેખો અહો! નિધિ તણો શશિ સાથ સ્નેહ, આકર્ષણે અતિ લહે ભરતી સ્વદેહ;
છોળે કરી છલકતો હદને વિસારી, છે પ્રેમ નેમ કળની પ્રિય વાત ન્યારી.
સદ્યે કરી સમજવા શુભ સ્નેહ ખૂબી, દૃષ્ટાંતરૂપ ચીતરી દૃઢ પ્રેમસૂફી;
આ **રાયચંદ** વણિકે અરજી ઉચારી, છે પ્રેમ નેમ કળની પ્રિય વાત ન્યારી.'

અને **વીરસ્મરણ** એ વીરરસપૂર્ણ કાવ્યમાં તો આ બાલકવિએ વીરરસની અદ્ભુત જમાવટ કરી છે; 'અરે! અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર' એ ધ્રુવપંક્તિથી અંતર્દાઝભર્યો ખેદપ્રદર્શક ચીત્કાર કાઢતા આ કાવ્યમાં ભારતભૂમિના આ ભડવીર કયાં ગયા? એવો હૃદયવેધક પોકાર પાડ્યો છે; અને મડદાને પણ ઉભા કરી દે—પૌરુષહીનને પણ પૌરુષ પ્રેરે એવો વીરરસ જમાવ્યો છે. Sir Walter Scottના Ballad વીરરસ કાવ્યની સ્મૃતિ કરાવે એવા આ વીરરસકાવ્યની કેટલીક કંડિકાઓ આ રહી—

'ઢાળ ઢળકતી ઝબક ઝબકતી, લઈ ચળકતી કર કરવાલ.
ખરેખરા ખૂંદે રણમાં ત્યાં, મૂછ મલકતી ઝગતું ભાલ;
વેરીને ઘેરી લેતા ઝટ, ભરતભૂમિના જે ભડવીર,
અરે! અરેરે! આજ ગયા કયાં? રઢિયાળા એવા રણધીર.

ખળભળ ખળભળ ખલક કરી દે, ખડગ ધરીને અડગ ખચીત,
ધક ધક ધક ધક નીક ચલાવે, રુધિર કેરી જે રણજીત;
દુશ્મનને ખૂબ ચાંપી ચાપે, છાતી ભેદી દે ભડવીર,
અરે અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
અરિ હણીને અખંડ એણે, નવે ખંડમાં રાખ્યું નામ,
ખંડ અનેક ધ્રુજાવે એવા, રણ જંગે ધીરજનાં ધામ;
ધન્ય ધન્ય તે જનની એની, ધન્ય ધન્ય વહાલા શૂરવીર,
અરે અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
પાણી પૂર્વજનું ખોનારા, જાગ્યા આવા જેને વંશ,
બાપનામના બોળી બેઠા, ધિક્ક ધિક્ક એના આ વંશ;
મરો બૂડીને નરો બાયલા, ઢાંકણીમાં નાખીને નીર,
આર્ય કીર્ત્તિને ઝાંખપ દીધી, તમને એનો બટ્ટો શિર.
હા! શિવ! હા શિવ! ગજબ થયો શો? અજબ થાઉં છું નીરખી આમ,
આર્ય પરાધીન દીન થયાથી, રહેતી નથી હૈયામાં હામ;
કાળજ કંપે જ્યાં કરુણાથી, સ્થિતિ અવલોકીને આમ,
ઢળું ધરણીએ મૂર્છા પામી, ભાખી હર, હર, હર, હર, રામ.
શું પ્રાચીન પૂર્વજ સંભારુ? આંખે આંસુ આવે વીર,
શી હિમ્મત એના હૈયાની, રે શાં એના નૌતમ નીર;
હાય! રામ આ ગતિ થઇ શી? હાય! હાય! શો કાળો કેર!
રાય હૃદય ફાટે છે હર! હર! નથી જોવાતી આવી પેર.'

આ વિવિધરસવિષયક કાવ્યો ઉપરાંત અવધાન સમયે શીઘ્ર રચેલા વિશિષ્ટ '**અવધાન કાવ્યો**'નું રસદર્શન અવધાનપ્રકરણમાં કરશું. આમ શ્રીનીતિબોધકથી માંડી શૂરવીર સ્મરણ પર્યંતની આ બાલવયની કાવ્યકૃતિઓના દિગ્દર્શન પરથી આ બાલ કવિના મનોરાજ્યનું અને આંતરૃજીવનપ્રવાહનુ દર્શન થાય છે; આ '**કવિ**' **રાજ–ચંદ્ર**ની કાવ્ય–કળા ઉત્તરોત્તર કેમ ઉદય પામતી ગઈ અને એનું વ્યક્તિત્વ ઊર્ધ્વ ઊર્ધ્વ ભૂમિકાઓને સ્પર્શતું કેમ વિકસતું ગયું તેનું ભાસન થાય છે. એટલે જ આ કથનવિકાસ સાથે એમના જીવનવિકાસનું સુજ્ઞ વાંચકને દર્શન થાય તે અર્થે, અને આ બાલવયની કૃતિઓ વર્ત્તમાનમાં લુપ્તપ્રાય જેવી વા વિસ્મૃતપ્રાય જેવી હતી તે જિજ્ઞાસુઓને સ્મૃતિગોચર થાય તે અર્થે, સ્થળસંકોચ છતાં અત્રે પ્રસંગથી તે તે કૃતિઓના વિપુલ અવતરણો અવતારવામાં સંકોચ અનુભવ્યો નથી, તે સુજ્ઞ વિજ્ઞ જનોને ક્ષંતવ્ય જણાશે. કારણ કે આ સમસ્ત પરથી આ બાલકવિના અદ્ભુત કવિત્વની અને ઉત્તમ કવિત્વની ઝાંખી થાય છે. ખરેખર! જાણમાં છે ત્યા સુધી સમગ્ર ભારતવર્ષના ઇતિહાસમા આટલી ૧૩–૧૪ વર્ષ જેટલી બાલવયે આવું કવિત્વ દર્શાવનારો આપણો આ બાલ કવિ રાજચંદ્ર એક અને અદ્વિતીય છે, **एकमेवाद्वितीयं** છે.

## પુષ્પમાળા આદિ

આ કાવ્યકૃતિઓ ઉપરાંત બાલવયના સાહિત્યસર્જનમાં ગદ્યકૃતિઓ પણ છેઃ (૧) રાજાઓને, (૨) પુષ્પમાળા આદિ. '**રાજાઓને**' આ ટુંકા લેખમાં રાજાએ આય-વ્યય બા., કર બા., ન્યાય નીતિ બા., સામાન્ય દિનચર્યા બા., સામાન્ય વ્યવહાર આચરણ નિયમ બા. કેવી રીતે વર્તવું એ અંગેની રૂપરેખા આ કવિ રાજચંદ્રે એક પ્રૌઢ રાજનીતિનિપુણ વિચક્ષણ આર્ષદ્રષ્ટા ઋષિને છાજે એવી ડહાપણના ભંડાર જેવી ઉત્તમ શૈલીથી આલેખી છે,—જે આજે અને સર્વકાળે પણ રાજ્યધુરા ધારણ કરનારાઓએ ધડો લેવા યોગ્ય છે. અને સોળમા વર્ષ પૂર્વે એકસો આઠ સૂત્રોથી ગૂંથેલી–એકસો આઠ મણકા પરોવેલી મંગલમયી **પુષ્પમાળા** તો પ્રથમ દર્શને જ જાણે કોઈ પ્રાચીન મહર્ષિ સૂત્રનિપાત કરતા હોય એવો ભાસ આપે છે! 'રાત્રિ વ્યતિક્રમી ગઈ, પ્રભાત થયો, નિદ્રાથી મુક્ત થયા, ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો' એ મંગલ સૂત્રથી પ્રારંભાતી અને 'લાંબી ટૂંકી કે ક્રમાનુક્રમ ગમે તે સ્વરૂપે આ મારી કહેલી, પવિત્રતાનાં પુષ્પોથી છવાયલી માળા પ્રભાતના વખતમાં, સાયંકાળે અને અન્ય અનુકૂળ નિવૃત્તિએ વિચારવાથી મંગળદાયક થશે. વિશેષ શું કહું?' એ અંત્ય સૂત્રથી પૂર્ણાહુતિ પામતી આ પુષ્પમાળામાં રાજાને–રંકને, બાલ–યુવાન–વૃદ્ધને, સ્ત્રીને–પુરુષને, ત્યાગીને–ભોગીને, વણિકને–વકીલને, શ્રીમંતને–ધીમંતને, સુખીને–દુઃખીને, કવિને–કળાકારને, સ્વામીને–સેવકને,–સર્વ કોઈને ઉદ્દેશીને સમુચિત બોધરૂપ માર્ગદર્શન આપી, પ્રાતઃકાળથી માંડી શયનકાળ પર્યંતની સંપૂર્ણ દિનચર્યાનું અનુપમ વિધાન કર્યું છે. ધર્મ, દયા, મૂળતત્ત્વ, પવિત્રતા, ન્યાયસંપન્નતા, સન્નીતિ, ભક્તિ, વૈરાગ્ય, બ્રહ્મચર્ય, સુશીલ આદિ વિવિધ વિષયો સૂત્રિત કરતી સુંદર સુમધુર શિષ્ટ ભાષામાં ગૂંથેલી આ સૂત્રમય પુષ્પમાલા પુષ્પની જેમ શીલ–સૌરભથી મઘમઘતી અને ભાવ–કોમલતાથી લસલસતી ખરેખરી 'પુષ્પમાલા' જ છે. 'મૂળતત્વમાં ક્યાંય ભેદ નથી, માત્ર દૃષ્ટિમાં ભેદ છે એમ ગણી આશય સમજી પવિત્ર ધર્મમાં પ્રવર્ત્તન કરજે. પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે, અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર. જીંદગી ટૂંકી છે અને લાંબી જંજાળ છે, માટે જંજાળ ટૂંકી કર તો સુખરૂપે જીંદગી લાંબી લાગશે. વાસ્તવિક સુખ માત્ર વિરાગમાં છે માટે જંજાળમોહિનીથી આજે અભ્યંતરમોહિની વધારીશ નહીં. આ સઘળાંનો સહેલો ઉપાય આજે કહી દઉં છું કે દોષને ઓળખી દોષને ટાળવા. ઈત્યાદિ સુવર્ણસૂત્રોથી શોભતી અક્ષરે અક્ષરે સુભાષિતમયી આ પુષ્પમાલા આબાલવૃદ્ધ સર્વ કોઈને મનન કરવા જેવી–ફરી ફરી ફેરવવા જેવી પ્રાતઃસ્મરણીય વા સાયંસ્મરણીય મંગલ માળા જ છે. આવા મંગલમય સાહિત્યના સ્રષ્ટા આર્ષદ્રષ્ટા આપણા આ બાલ કવિના જીવન પર પ્રકાશ નાંખતું બાલવયના સાહિત્યસર્જનનું આટલું દર્શન અત્ર પર્યાપ્ત છે.



## પ્રકરણ સાતમું

# બાલ્યવયના ધર્મસંસ્કાર

બાલ રાજચંદ્રની વ્યાવહારિક કેળવણી અંગે આપણે સામાન્ય વિચાર કર્યો. તે દરમ્યાન ધર્મસંસ્કારના બીજ પણ તેમની ચિત્તભૂમિમાં નિમિત્તાનુસાર પ્રગટતા જતા હતા. જાતિસ્મરણથી સૂચિત અવ્યક્ત પૂર્વ સંસ્કાર તો હતા જ, તેને વિશેષરૂપે આવિષ્કૃત કરવાને– પ્રગટ બ્હાર આણવાને સ્વલ્પ બાહ્ય નિમિત્તોની અપેક્ષા હતી. તે પ્રાપ્ત થતાં જેમ વ્યાવહારિક શિક્ષણમાં અકલ્પનીય ત્વરાથી એકદમ આગળ વધી ગયા, તેમ ધર્મસંસ્કારની બાબતમાં પણ તેવા તેવા નિમિત્તો મળતાં તેઓ અત્યંત વેગથી આગળ વધતા જ ગયા તે હવે આપણે જોશું.

આ બાલ મહાત્માના બાલ્ય જીવનનું અવલોકન કરતાં જણાય છે કે તેમાં પ્રથમથી જ બે આતરૂપ્રવાહો વ્યક્તાવ્યક્તપણે વહી રહ્યા હતા—એક તો વૈષ્ણવધર્મ-સંસ્કારનો, બીજો જૈનધર્મસંસ્કારનો. પિતૃપક્ષ તરફથી એમને વૈષ્ણવધર્મસંસ્કારની અને માતૃપક્ષ તરફથી જૈનધર્મસંસ્કારની પ્રાપ્તિ થવાનું સહજ બાહ્ય નિમિત્ત હતું. એમના વડવાઓનો મૂળ કુલધર્મ તો આપણે પૂર્વે જોયુ તેમ સ્થાનકવાસી–પ્રતિમા-વિરોધક જૈન શ્વેતામ્બર સંપ્રદાયનો હતો; પણ એમના પિતામહ શ્રીપંચાણભાઈને કોઈ નિમિત્તકારણવશાત્ વૈષ્ણવધર્મ પ્રત્યે અંગત અભિરુચિ થઇ, એટલે તે શ્રીકૃષ્ણભક્તિ કરતા, અને વૈષ્ણવધર્માનુકૂળ શ્રદ્ધા ધરાવતા. એમની આ અંગત ધર્મમાન્યતાનો વારસો કંઇક અંશે શ્રીરવજીભાઇમા ઉતર્યો. પરંતુ એમનો વિવાહસંબંધ જૈનધર્માનુયાયી–જૈનધર્મપ્રતિપાલક શ્રીદેવબાઇ સાથે થયો. ધર્મવ્યવહાર ભિન્ન છતાં તે વખતે વૈષ્ણવકુલધર્મવાળાનો જૈન-કુલધર્મવાળા સાથે ને જૈનકુલધર્મવાળાનો વૈષ્ણવકુલધર્મવાળા સાથે પરસ્પર વિવાહસંબંધ બંધાવાના ઘણા પ્રસંગ બનતા; પરસ્પર રોટી–બેટી વ્યવહાર ચાલુ હતો, તેમાં બાધ ન ગણાતો. એટલે જૈનધર્માનુયાયિની દૃઢધર્મા દેવબાઇનો રવજીભાઇ સાથે લગ્નસંબંધ જોડાતાં સંસર્ગયોગે રવજીભાઈને પોતાના મૂળ કુલધર્મ જૈનધર્મ પ્રત્યે પણ સદ્ભાવની થોડી ઘણી અસર થવા લાગી; છતાં રવજીભાઇનો પક્ષપાત હજુ વૈષ્ણવધર્મ પ્રત્યેનો હતો. એટલે આમ પિતૃપક્ષ તરફથી વૈષ્ણવધર્મસંસ્કારનો ને માતૃપક્ષ તરફથી જૈનધર્મસંસ્કારનો—એમ બે પ્રકારનો સંસ્કારપ્રવાહ બાલ રાજચંદ્રના પ્રારંભજીવનમાં વિચિત્ર મિશ્રણરૂપે વા સંગમરૂપે ભળ્યો. પણ પ્રથમ તો શૌચપ્રધાન–શૃંગારપ્રધાન વૈષ્ણવસંસ્કારોના પ્રવાહનું જોર હતું, એટલે કુમળું ઝાડ જેમ વાળીયે તેમ વળે એ ન્યાયે બાલ હૃદયમાં વૈષ્ણવ-સંસ્કારોની છાપ તે વખતે વિશેષ પડી

વળી દાદા પંચાણભાઈના લાડકવાયા રાજચંદ્રને દાદાનો સંસર્ગ પણ વિશેષ રહેતો, અને દાદા તો શ્રીકૃષ્ણભક્ત હતા, એટલે 'જેને જેવો સંગ તેને તેવો રંગ'

એ ન્યાયે તેના સંગથી બાલ રાયચંદને પણ કૃષ્ણભક્તિનો રંગ લાગ્યો અને શૌચાદિ વૈષ્ણવાચાર પ્રત્યે રુચિ થઈ. દાદાની પાસે કૃષ્ણકીર્ત્તનનાં પદો તેમણે સાંભળ્યા હતા, અવતારો સંબંધી ચમત્કારોમાં તેની પ્રીતિ થઈ, રામદાસજી નામના સાધુની પાસે બાળલીલામાં વૈષ્ણવધર્મના પ્રતીકરૂપ કંઠી પણ બંધાવી હતી. શૃંગારપ્રધાન વૈષ્ણવધર્મના સંસ્કારને લઇ બાલ હૃદયમાં ઊર્મિઓ ઊઠતી—તેના સંપ્રદાયના મહંત હોઈએ, સ્થળે સ્થળે ચમત્કારથી હરિકથા શ્રવણ કરતા હોઈએ તો કેવી મજા પડે? તેમજ વૈભવવિલાસની ઇચ્છા થતી. પ્રવીણસાગર જેવા શૃંગારપ્રધાન ગ્રંથ તેમણે તે અરસામાં વાંચ્યા, તે તેવા જ શૃંગાર ભાવના ને ઇચ્છાના પોષક બન્યા. આ અંગે **શ્રીમદ્** જ સ્વયં સમુચ્ચયવયચર્યામાં કથે છે—'મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા; તેમની પાસે તે વયમાં કૃષ્ણકીર્ત્તનનાં પદો મેં સાંભળ્યા હતા. જેથી મને ભક્તિની સાથે તે અવતારોમાં પ્રીતિ થઈ હતી; અને રામદાસજી નામના સાધુની સમીપે મેં બાળલીલામાં કંઠી બંધાવી હતી. નિત્ય કૃષ્ણનાં દર્શન કરવા જતો. વખતોવખત કથાઓ સાંભળતો, વારંવાર અવતારો સંબંધી ચમત્કારોમાં હું મોહ પામતો, અને તેને પરમાત્મા માનતો; જેથી તેનું રહેવાનું સ્થળ જોવાની પરમ જિજ્ઞાસા હતી. તેના સંપ્રદાયના મહંત હોઇએ, અને ત્યાગી હોઈએ તો કેવી મજા પડે? એ જ વિકલ્પના થયા કરતી. તેમજ કોઈ વૈભવી ભૂમિકા જોતો કે સમર્થ વૈભવી થવાની ઇચ્છા થતી. પ્રવીણસાગર નામનો ગ્રંથ તેવામાં મેં વાંચ્યો હતો; તે વધારે સમજ્યો નહોતો; છતાં સ્રીસંબંધી નાનાપ્રકારના સુખમાં લીન હોઈએ અને નિરુપાધિપણે કથા કથન શ્રવણ કરતા હોઈએ તો કેવી આનંદ દશા? એ મારી તૃષ્ણા હતી.'

આમ બાળ **રાજચંદ્ર**ના હૃદયમાં આવા વૈષ્ણવધર્માનુકૂળ સંસ્કાર પડચે જતા હતા, તો બીજી બાજુથી તેમના માતાજી તરફથી જૈનધર્માનુકૂળ સંસ્કારોની છાપ તેના અંતરમાં અવ્યક્તપણે પડતી હતી, તથાપિ તે વ્યક્તપણે અંકુરિત થઈ દૃઢમૂલ બનવાને ને મહાન્ તત્ત્વવિજ્ઞાનવૃક્ષરૂપે પરિણમવાને હજુ થોડો વિલંબ હતો; તે માટેની 'કાળલબ્ધિ' હજુ પરિપક્વ થઈ ન્હોતી; વૈષ્ણવસંસ્કારોની છાપ ભૂંસાઈ જઈ તેના સ્થાને જૈન-સંસ્કારો અંકિત થવાનો કાળ હજુ પાકયો ન્હોતો; તદનુકૂળ નિમિત્તોની પ્રાપ્તિનો જોગ હજુ હવે પછી થોડા વખતમા પ્રાપ્ત થવાનો હતો. ત્યારે તો શૌચપ્રધાન અને શૃંગાર-પ્રધાન વૈષ્ણવસંસ્કારોની અસરને લઈ જૈન પ્રત્યે ભાવની વાત તો દૂર રહો, ઉલટો અભાવ હતો, એક પ્રકારની સૂગ—જુગુપ્સા કે ઘૃણા હતી. આ વાતનો ઉલ્લેખ **શ્રીમદે** પોતાની ઉક્ત સમુચ્ચયવયચર્યામા પણ કર્યો છે—'× × જેથી જૈન લોકો ભણી મારી બહુ જુગુપ્સા હતી. × × તેમજ તે વેળા પ્રતિમાના અશ્રદ્ધાળુ લોકોની ક્રિયા મારા જોવામાં આવી હતી, જેથી તે મલિન ક્રિયાઓ લાગવાથી તેથી હું બીતો હતો, એટલે કે તે મને પ્રિય નહોતી' ઇત્યાદિ.

ઓછામા પૂરૂં,—વૈષ્ણવસંસ્કારથી જગતકર્તા સંબંધી તેમની માન્યતા દૃઢમૂલ થઈ હતી, તે તે વખતની ગૂજરાતી વાંચનમાળામાં આવતા જગતકર્ત્તા સંબંધી પાઠોથી

ઓર દૃઢ બની,—એટલે જગતકર્તા નહિં માનનાર જૈન પ્રત્યે તેમને ઘણી 'જુગુપ્સા'-સૂગ હતી; તેમજ ઉપર કહ્યું તેમ પ્રતિમાવિરોધક પ્રતિમાઅશ્રદ્ધાળુ (સ્થાનકવાસી) જૈનોની (કોઈ) ક્રિયા મલિન લાગવાથી તેમને ગમતી ન હતી. વવાણીઆના વાણીઆઓ પણ મુખ્યપણે આ પ્રતિમાઅશ્રદ્ધાળુ-પ્રતિમાવિરોધક સંપ્રદાયના અનુયાયી હતા, એટલે એ લોકોનો જ એમને પ્રસંગ પડતો હતો. બાલપણામાં શીઘ્ર વિદ્યાગ્રહણાદિ ચમત્કારને લીધે સમર્થશકિતવાળા નામાંકિત વિદ્યાર્થી ગણાતા **રાયચંદ**ની તેઓ પ્રશંસા કરતા. અને તેથી 'પોરહ' પામી-ઉત્કર્ષ આણી ભદ્ર હૃદયનો ભદ્રમૂર્ત્તિ **રાયચંદ** તેવા મંડળમાં બેસી બાળસુલભ નિર્દોષ ભાવથી વાક્ચાતુર્યાદિ પોતાની 'ચપળ શક્તિ'નું પ્રદર્શન કરતો. તેઓ કંઠી માટે **રાયચંદ**ની હાંસી ઉડાવતા,-મીઠી મશ્કરી કરતા, ત્યારે **રાયચંદ** દલીઓ આપી તેમનો પ્રતિવાદ કરતો. આ જ વસ્તુનું તાદૃશ્ય શબ્દચિત્ર **શ્રીમદે** લાક્ષણિક રીતે સમુચ્ચયવયચર્યામાં આલેખ્યું છે—'ગુજરાતી ભાષાની વાંચનમાળામાં જગતકર્ત્તા સંબંધી કેટલેક સ્થળે બોધ કર્યો છે; તે મને દૃઢ થઇ ગયો હતો, જેથી જૈન લોકો ભણી મારી બહુ જુગુપ્સા હતી. બનાવ્યા વગર કોઈ પદાર્થ બને નહીં. માટે જૈન લોકો મૂર્ખ છે, તેને ખબર નથી. તેમજ તે વેળા પ્રતિમાના અશ્રદ્ધાળુ લોકોની ક્રિયા મારા જોવામાં આવી હતી; જેથી તે મલિન ક્રિયાઓ લાગવાથી તેથી હું બીતો હતો, એટલે કે તે મને પ્રિય નહોતી. જન્મભૂમિકામાં જેટલા વાણીયાઓ રહે છે તે બધાની કુળશ્રદ્ધા ભિન્નભિન્ન છતાં કંઇક પ્રતિમાના અશ્રદ્ધાળુઓને જ લગતી હતી; એથી મને તે લોકોનો જ પાનારો હતો. પહેલેથી સમર્થ શક્તિવાળો અને ગામનો નામાંકિત વિદ્યાર્થી લોકો મને ગણતા; તેથી મારી પ્રશંસાને લીધે ચાહીને તેવા મંડળમાં બેસી મારી ચપળ શકિત દર્શાવવાનું હું પ્રયત્ન કરતો. કંઠીને માટે વારંવાર તેઓ મારી હાસ્યપૂર્વક ટીકા કરતા છતાં હું તેઓથી વાદ કરતો; અને સમજણ પાડવા પ્રયત્ન કરતો.' ઇત્યાદિ.

પણ હવે વળતા પાણી થવાની શરૂઆત થવાનો પ્રસંગ બન્યો. ધીરે ધીરે **રાયચંદ**ને જૈનધર્મના પ્રતિક્રમણસૂત્રાદિ પુસ્તકો વાંચવા મળ્યાં. તે પરમ પવિત્ર સૂત્રોમાં '**मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ**'—મ્હારે સર્વભૂતો પ્રત્યે મૈત્રી છે, મ્હારે કોઇ સાથે વૈર નથી, એમ સર્વ જગતજીવો સાથે મૈત્રીના પરમોત્તમ-પરમોદાત્ત વિચારો જોવામાં આવ્યા તે બાલ **રાયચંદ**ના નિસર્ગથી વિશ્વપ્રેમી હૃદયને હૃદયસ્પર્શી બની ગયા. જગતમાં સ્વભાવથી જ સર્વથી એકત્વ ઇચ્છતા, સર્વપ્રત્યે ભ્રાતૃભાવ ભાવતા, સર્વપ્રત્યે વાત્સલ્ય ભાવ ધરતા બાલ **રાયચંદ**ને આ વિચારોમાં પોતાના વિશ્વવત્સલ હૃદયભાવનો પ્રતિધ્વનિ જણાયો. એટલે અત્યારસુધી સંગદોષથી પોતે જૈન સંબંધી માની લીધેલી તેમની ભ્રાંત માન્યતાઓને ધરતીકંપનો આંચકો લાગ્યો. આમ તે તે પ્રતિક્રમણસૂત્રાદિ આત્મસ્પર્શી થઈ સત્યતત્ત્વગવેષક પરમ સરલહૃદયી **શ્રીમદ્**ના જીવનમાં પલટાનો પ્રારંભ આણનાર શુભ નિમિત્તરૂપ બની ગયા. એટલે તે તે જૈનસંસ્કાર પ્રત્યે **શ્રીમદ્**ની પ્રીતિ થઇ અને પ્રથમના વૈષ્ણવસંસ્કારમાં પણ રહી. આમ મિશ્ર સ્થિતિ થઇ. પછી ધીરે ધીરે જેમ જેમ આ જૈનશાસ્ત્રોનો પરિચયપ્રસંગ વધતો ગયો, તેમ તેમ જૈનમાર્ગાનુકૂળ વલણ વધતું

ગયું અને વૈષ્ણવમાર્ગાનુકૂળ વલણ ઘટતું ગયું; છતાં હજુ સ્વચ્છતા આદિ બાહ્ય (શૌચ) આચારવિચાર તેમને શૌચપ્રધાન વૈષ્ણવના પ્રિય હતા, અને જગતકર્ત્તાની શ્રદ્ધા હતી. તેવામાં કંઠી અકસ્માત્ ત્રૂટી ગઈ એટલે ફરીથી તેમણે તે બાંધી નહિં. તે વખતે તે બાંધવા–ન બાંધવાનું કંઈ કારણ ન હતું, પણ સહજ સ્વભાવે તેમ બની ગયુ. આ અંગે જેના વચનોમાં અક્ષરે અક્ષરે નિર્દંભ નિખાલસ સચ્ચાઇનો રણકાર રણકે છે એવા **શ્રીમદ્** પરમ ઋજુ નિખાલસ ભાવે લખે છે કે—' પણ હળવે હળવે મને તેમના પ્રતિક્રમણ સૂત્ર ઇત્યાદિક પુસ્તકો વાંચવા મળ્યાં. તેમાં બહુ વિનયપૂર્વક સર્વ જગતજીવથી મિત્રતા ઇચ્છી છે, તેથી મારી પ્રીતિ તેમાં પણ થઈ, અને પેલામાં પણ રહી. હળવે હળવે આ પ્રસંગ વધ્યો, છતાં સ્વચ્છ રહેવાના તેમજ બીજા આચારવિચાર મને વૈષ્ણવના પ્રિય હતા, અને જગતકર્ત્તાની શ્રદ્ધા હતી. તેવામાં કંઠી ત્રુટી ગઈ, એટલે ફરીથી મેં બાંધી નહીં. તે વેળા બાંધવા ન બાંધવાનું કંઈ કારણ મેં શોધ્યુ નહોતું. '

આમ બાલ **રાજચંદ્ર**ને તથાપ્રકારના સંસ્કારયોગે થોડો વખત વૈષ્ણવસંસ્કારનો ઉદય આવ્યો, પણ તે પણ હવે ધીરે ધીરે ક્ષણ ક્ષણ ઘટતી જતી સ્થિતિમાં આવી છેવટ અસ્ત પામી ગયો. જો કે પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો આત્મા નથી વૈષ્ણવ, નથી **જૈન**, કે નથી ઇતર કોઈ; અને આત્મા શુદ્ધ આત્મત્વ પામે એ જ સાચો ધર્મસંસ્કાર છે; પણ આ તો બાહ્ય સંસ્કારની અપેક્ષાએ વિવક્ષા થઈ. એટલે ક્રમે ક્રમે બાહ્ય શૌચ-પ્રધાન–શૃંગારપ્રધાન વૈષ્ણવસંસ્કારનું સ્થાન પરમ ભાવશૌચપ્રધાન–વૈરાગ્યપ્રધાન **જૈન**-સંસ્કાર લેતા ગયા. આમ **શ્રીમદ્**ના મૂળ જીવનપ્રવાહમાં આમૂલ પરિવર્ત્તન થઈ ગયું. તે એટલે સુધી કે વૈષ્ણવસંસ્કારનું નામનિશાન રહ્યું નહિં, સ્મૃતિશેષમાત્ર બની ગયા; અને **રાજચંદ્ર** વીતરાગમાર્ગના વજ્રલેપ દૃઢ પરમાર્થરંગથી અસ્થિમજ્જા એવા તો રંગાઈ ગયા કે, જે જગતકર્ત્તૃત્વવાદની અમાન્યતાના કારણે **જૈન** પ્રત્યે તેમને 'ઘૃણા' હતી, તે જ જગતકર્ત્તૃત્વવાદની અમાન્યતાનું સમર્થન કરી તેઓ જગતકર્ત્તૃત્વવાદનું સમર્થ નિરસન કરનારા કેવી રીતે બની ગયા, તે આપણે હવે પછીના જીવનમાં ક્રમે કરી અવલોકશું. લોલક પાછું પોતાને ઠેકાણે આવે–સ્વસ્થાને આંદોલે–' Pendulum swings back ' તે આનું નામ, અને આનું નામ જ મૂલ્યપરિવર્ત્તનથી થતું આમૂલ પરિવર્ત્તન. અને આ આમૂલપરિવર્ત્તન થયુ તે પણ કાંઈ મતની દૃષ્ટિથી કે કોઇપણ પ્રકારના મતાગ્રહથી નહિં, પણ કેવલ શુદ્ધ સત્‌ની દૃષ્ટિથી ને કેવળ શુદ્ધ સત્‌ગ્રહણની સત્યગ્રાહી નિષ્પક્ષપાત ન્યાયપ્રિયતાથી.

**શ્રીમદ્**ને વૈષ્ણવધર્મસંસ્કારના મૂળ નિમિત્તભૂત અને ઉત્તરોત્તર તેની પુષ્ટિના અવલંબનભૂત દાદા **પંચાણભાઇ** હતા, તેમનું અવસાન પણ લગભગ આ જ અરસામાં થયુ, તેની નોંધ પણ અત્ર પ્રસંગથી લેવી જોઈએ. સં ૧૮૩૬માં જન્મેલા (દાદા) **પંચાણભાઈ**નું અવસાન સં ૧૯૩૪માં તેમની ૯૮ વર્ષની વયે થયુ. ત્યારે બાલ **રાજચંદ્ર**ની. વય ૧૦ વર્ષની હતી; અને સ્મશાને જતાં આ બાલકે જ નનામીની આગળ ચાલી છાણી ઉપાડી હતી અને પોતાના પ્રિય દાદાને અગ્નિદાહ પણ પોતાના હાથે દીધો

હતો. રસ્તામાં નનામી લઇ જતી વેળાએ રાજચંદ્રને લાંબી શૂળ લાગી હતી, પરંતુ તત્ત્વવિચારનિમગ્ન રાજચંદ્રે તેની ઉપેક્ષા કરી તે વાત કોઈને કળાવા દીધી નહિં. સ્મશાનેથી ઘેર પાછા ફર્યા ત્યારે લંગડાતા લંગડાતા રાજચંદ્ર માતાજી પાસે આવ્યા. દેવમાએ પૂછ્યું—ભાઇ, પગમાં શું લાગ્યું છે? આમ કેમ લંગડાય છે? પછી માતાજીએ પગની પાની જોઈ તો લાંબી બાવળની શૂળ દીઠી, તે કાઢી અને પૂછ્યું—ભાઈ, શૂળ ક્યાંથી લાગી? મા, અહીંથી સ્મશાને જતાં રસ્તામાં લાગી. ભાઇ, ત્યાં કોઈને કેમ વાત કરી નહિં ને શૂળ કઢાવી નહિં? ત્યાં સુધી આ પીડા કેમ ખમાણી? જ્ઞાનગંભીર રાજચંદ્ર શું જવાબ આપે? અમીચંદના અવસાનપ્રસંગની જેમ તત્ત્વવિચારની ધારાએ ચઢતાં ત્યારે અવધૂતની જેમ સ્વદેહનું પણ ભાન ભૂલી ગયેલા રાજચંદ્ર મૌન રહ્યા.



## પ્રકરણ આઠમું

# સમુચ્ચયવયચર્યા

[શ્રીમદે સં. ૧૯૪૬ના કાર્તિકી પૂર્ણિમાના દિને—પોતાના ૨૩ મા જન્મદિને પોતાના જીવનનું સામાન્ય સિંહાવલોકન કરતાં, પોતાની ૧૩ વર્ષ સુધીની સમુચ્ચયવયચર્યાનું તાદશ્ય સુંદર શબ્દચિત્ર આલેખન કર્યું છે; તેમાંથી આગલા પ્રકરણોમાં યથાસ્થાને કટકે કટકે ઉલ્લેખ કરાયેલ છે; તથાપિ સુજ્ઞ વાંચકને તેનો સમગ્રપણે સાંગોપાંગ ખ્યાલ આવે એટલા માટે શ્રીમદ્‌ની મહાપ્રસાદીરૂપ આ સ્વહસ્તે આલેખાયેલું આત્મકથારૂપ (auto-biography) શબ્દચિત્ર પરમ અગત્યનું હોઈ અત્ર જેમ છે તેમ આખું એક પ્રકરણરૂપે અવતારીએ છીએ.]

સંવત ૧૯૨૪ના કાર્તિક શુદ ૧૫ રવિએ મારો જન્મ હોવાથી આજે મને સામાન્ય ગણતરીથી બાવીસ વર્ષ પુરાં થયાં. બાવીસ વર્ષની અલ્પ વયમાં મેં અનેક રંગ આત્માસંબંધમાં, મનસંબંધમાં, વચનસંબંધમાં, તનસંબંધમાં અને ધનસંબંધમાં દીઠા છે. નાના પ્રકારની સૃષ્ટિરચના, નાના પ્રકારના સંસારી મોજાં, અનંત દુઃખનું મૂળ એ બધાંનો અનેક પ્રકારે મને અનુભવ થયો છે. સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે, તે જાતિના અનેક વિચારો તે અલ્પવયમાં મેં કરેલા છે; મહાન ચક્રવર્તીએ કરેલા તૃષ્ણાના વિચાર અને એક નિસ્પૃહી મહાત્માએ કરેલા નિસ્પૃહાના વિચાર મેં કર્યા છે. અમરત્વની સિદ્ધિ અને ક્ષણિકત્વની સિદ્ધિ ખૂબ વિચારી છે. અલ્પ વયમાં મહત્ વિચારો કરી નાખ્યા છે, મહત્ વિચિત્રતાની પ્રાપ્તિ થઈ છે. એ બધાં બહુ ગંભીર ભાવથી આજે દૃષ્ટિ દઈ જોઉં છું, તો પ્રથમની મારી ઊગતી વિચાર શ્રેણી, આત્મદશા, અને આજને આકાશપાતાળનું અંતર છે; તેનો છેડો

અને આનો છેડો કોઈ કાળે જાણે મળ્યા મળે તેમ નથી; પણ શોચ કરશો કે એટલી બધી વિચિત્રતાનું કોઈ સ્થળે લેખનચિત્રન કર્યું છે કે કંઇ નહીં ? તો ત્યાં એટલું જ કહી શકીશ કે લેખનચિત્રન સઘળું સ્મૃતિના ચિત્રપટમાં છે. બાકી પત્રલેખિનિનો સમાગમ કરી જગતમાં દર્શાવવાનું પ્રયત્ન કર્યું નથી. યદિ હું એમ સમજી શકું છઉં કે તે વયચર્યા જનસમૂહને બહુ ઉપયોગી, પુનઃ પુનઃ મનન કરવા યોગ્ય અને પરિણામે તેઓ ભણીથી મને શ્રેયની પ્રાપ્તિ થાય તેવી છે. પણ મારી સ્મૃતિએ તે પરિશ્રમ લેવાની મને ચોકખી ના કહી હતી; એટલે નિરુપાયતાથી ક્ષમા ઇચ્છી લઉં લઉં. પરિણામિક વિચારથી તે સ્મૃતિની ઇચ્છાને દબાવી તે જ સ્મૃતિને સમજાવી તે વયચર્યા ધીરે ધીરે બનશે તો અવશ્ય ધવળપત્ર પર મૂકીશ.

**સમુચ્ચયવયચર્યા** તોપણ સંભારી જઉં છઉં :—

(૧) સાત વર્ષ સુધી એકાંત બાળવયની રમતગમત સેવી હતી; એટલું મને તે વેળા માટે સ્મૃતિમાં છે કે વિચિત્ર કલ્પના (કલ્પનાનું સ્વરૂપ કે હેતુ સમજ્યા વગર) મારા આત્મામાં થયા કરતી હતી. રમતગમતમાં પણ વિજય મેળવવાની, અને રાજ-રાજેશ્વર જેવી ઉંચી પદવી મેળવવાની પરમ જિજ્ઞાસા હતી. વસ્ત્ર પહેરવાની, સ્વચ્છ રાખવાની, ખાવાપીવાની, સુવાબેસવાની બધી વિદેહી દશા હતી; છતાં હાડ ગરીબ હતું. તે દશા હજુ બહુ સાંભરે છે. અત્યારનું વિવેકીજ્ઞાન તે વયમાં હોત તો મને મોક્ષ માટે ઝાઝી જિજ્ઞાસા રહેત નહી. એવી નિરપરાધી દશા હોવાથી પુનઃ પુનઃ તે સાંભરે છે.

(૨) સાત વર્ષથી અગિયાર વર્ષ સુધીનો કાળ કેળવણી લેવામાં હતો. આજે મારી સ્મૃતિ જેટલી ખ્યાતિ ભોગવે છે તેટલી ખ્યાતિ ભોગવવાથી તે કંઈક અપરાધી થઇ છે. પણ તે કાળે નિરપરાધી સ્મૃતિ હોવાથી એક જ વાર પાઠનું અવલોકન કરવું પડતું હતું; છતાં ખ્યાતિનો હેતુ નહોતો એટલે ઉપાધિ બહુ ઓછી હતી. સ્મૃતિ એવી બળવત્તર હતી કે જેવી સ્મૃતિ બહુજ થોડા મનુષ્યોમાં આ કાળે આ ક્ષેત્રે હશે. અભ્યાસમાં પ્રમાદી બહુ હતો; વાતડાહ્યો, રમતિઆળ અને આનંદી હતો. પાઠ માત્ર શિક્ષક વંચાવે તે જ વેળા વાંચી તેનો ભાવાર્થ કહી જતો. એ ભણીની નિશ્ચિંતતા હતી. તે વેળા પ્રીતિ, સરળ વાત્સલ્યતા પારામાં બહુ હતી, સર્વથી એકત્વ ઇચ્છતો; સર્વમાં ભ્રાતૃભાવ હોય તો જ સુખ એ મને સ્વાભાવિક આવડ્યું હતું. લોકોમાં કોઈપણ પ્રકારના જૂદાઈના અંકુરો જોનો કે મારૂં અંતઃકરણ રડી પડતું. તે વેળા કલ્પિત વાતો કરવાની મને બહુ ટેવ હતી. આઠમા વર્ષમા મેં કવિતા કરી હતી; તે પાછળથી તપાસતાં સમાપ હતી.

અભ્યાસ એટલી ત્વરાથી કરી શકયો હતો કે જે માણસે મને પ્રથમ પુસ્તકનો બોધ દેવો શરૂ કર્યો હતો, તેને જ ગુજરાતી કેળવણી ઠીક પામીને તે જ ચોપડીનો પાછો મેં બોધ કર્યો હતો. ત્યારે કેટલાક કાવ્ય ગ્રંથો મેં વાંચ્યા હતા. તેમજ અનેક પ્રકારના બોધગ્રંથો નાના આડાઅવળા મેં જોયા હતા, જે પ્રાયે હજુ સ્મૃતિમાં રહ્યા છે. ત્યાં સુધી મારાથી સ્વાભાવિક રીતે ભદ્રિકપણું જ સેવાયું હતું. હું માણસજાતનો બહુ વિશ્વાસુ હતો. સ્વાભાવિક સૃષ્ટિરચના પર મને બહુ પ્રીતિ હતી.

મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા; તેમની પાસે તે વયમાં કૃષ્ણકીર્ત્તનનાં પદો મેં સાંભળ્યાં હતાં; તેમજ જુદા જુદા અવતારો સંબંધી ચમત્કારો સાંભળ્યા હતા. જેથી મને ભક્તિની સાથે તે અવતારોમાં પ્રીતિ થઈ હતી; અને રામદાસજી નામના સાધુની સમીપે મેં બાળલીલામાં કંઠી બંધાવી હતી. નિત્ય કૃષ્ણનાં દર્શન કરવા જતો. વખતોવખત કથાઓ સાંભળતો, વારંવાર અવતારો સંબંધી ચમત્કારમાં હું મોહ પામતો, અને તેને પરમાત્મા માનતો; જેથી તેનું રહેવાનું સ્થળ જોવાની પરમ જિજ્ઞાસા હતી. તેના સંપ્રદાયના મહંત હોઇએ અને ત્યાગી હોઇએ તો કેટલી મજા પડે એ જ વિકલ્પના થયા કરતી. તેમજ કોઈ વૈભવી ભૂમિકા જોતો કે સમર્થ વૈભવી થવાની ઇચ્છા થતી. પ્રવીણસાગર નામનો ગ્રંથ તેવામાં મેં વાંચ્યો હતો; તે વધારે સમજ્યો નહોતો; છતા સ્રીસંબંધી નાના પ્રકારના સુખમાં લીન હોઇએ અને નિરુપાધિપણે કથા કથન શ્રવણ કરતા હોઇએ તો કેવી આનંદ દશા? એ મારી તૃષ્ણા હતી.

ગુજરાતી ભાષાની વાંચનમાળામાં જગતકર્ત્તા સંબંધી કેટલેક સ્થળે બોધ કર્યો છે; તે મને દૃઢ થઈ ગયો હતો, જેથી જૈન લોકો ભણી મારી બહુ જુગુપ્સા હતી. બનાવ્યા વગર કોઇ પદાર્થ બને નહીં. માટે જૈન લોકો મૂર્ખ છે, તેને ખબર નથી. તેમજ તે વેળા પ્રતિમાના અશ્રદ્ધાળુ લોકોની ક્રિયા મારા જોવામાં આવી હતી; જેથી તે મલિન ક્રિયાઓ લાગવાથી તેથી હું બીતો હતો, એટલે કે તે મને પ્રિય નહોતી.

જન્મભૂમિકામાં જેટલા વાણીયાઓ રહે છે તે બધાની કુળશ્રદ્ધા ભિન્ન ભિન્ન છતાં કંઈક પ્રતિમાના અશ્રદ્ધાળુને જ લગતી હતી; એથી મને તે લોકોનો જ પાનારો હતો. પહેલેથી સમર્થ શક્તિવાળો અને ગામનો નામાંકિત વિદ્યાર્થી લોકો મને ગણતા; તેથી મારી પ્રશંસાને લીધે ચાહીને તેવા મંડળમાં બેસી મારી ચપળ શકિત દર્શાવવાનું હું પ્રયત્ન કરતો. કંઠીને માટે વારંવાર તેઓ મારી હાસ્યપૂર્વક ટીકા કરતા છતા હું તેઓથી વાદ કરતો; અને સમજણ પાડવા પ્રયત્ન કરતો, પણ હળવે હળવે મને તેમના પ્રતિક્રમણસૂત્ર ઇત્યાદિક પુસ્તકો વાંચવા મળ્યાં. તેમાં બહુ વિનયપૂર્વક સર્વ જગતજીવથી મિત્રતા ઇચ્છી છે, તેથી મારી પ્રીતિ તેમાં પણ થઇ, અને પેલામાં પણ રહી. હળવે હળવે આ પ્રસંગ વધ્યો, છતાંસ્વચ્છ રહેવાના તેમજ બીજા આચાર–વિચાર મને વૈષ્ણવના પ્રિય હતા, અને જગતકર્ત્તાની શ્રદ્ધા હતી. તેવામાં કંઠી ત્રુટી ગઈ, એટલે ફરીથી મેં બાંધી નહી. તે વેળા બાંધવા ન બાંધવાનું કંઈ કારણ મેં શોધ્યુ નહોતું. આ મારી તેર વર્ષની વયની ચર્ચા છે. પછી હું મારા પિતાની દુકાને બેસતો, અને મારા અક્ષરની છટાથી કચ્છ દરબારને ઉતારે મને લખવા માટે બોલાવતા ત્યારે ત્યાં હું જતો. દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર કરી છે; અનેક પુસ્તકો વાંચ્યા છે, રામ ઇત્યાદિકનાં ચરિત્રો પર કવિતાઓ રચી છે, સંસારી તૃષ્ણાઓ કરી છે, છતાં કોઇને મેં ઓછો અધિકો ભાવ કહ્યો નથી કે કોઇને મેં ઓછું અધિકું તોળી દીધું નથી; એ મને ચોક્કસ સાંભરે છે.



પ્રકરણ નવમું

# ધારશીભાઈ અને હેમરાજભાઈના અદ્‌ભુત પ્રસંગો

**'गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ।'**

અસાધારણ બુદ્ધિપ્રભાવ અને સ્મૃતિઅતિશય દાખવનારા બાલ **રાયચંદ**ની ખ્યાતિ ચોતરફ પ્રસરવા લાગી, નિકટના કચ્છ પ્રદેશમાં તો તે વાયુવેગે પ્રસરી ગઈ; 'પરિમલ કસ્તૂરી તણોજી મહીમાંહે મહકાય',—કસ્તૂરીનો પરિમલ મહીમાં મહેકાયા વિના કેમ રહે? આ બાલ **રાયચંદ**ની ખ્યાતિ કચ્છના કોડાય ગ્રામના **હેમરાજભાઈ** અને નળિયા ગ્રામના **માલશીભાઈ** એમ બે કચ્છી સદ્‌ગૃહસ્થોના સાંભળવામાં આવી કે વવાણી· આમાં વાણીઆનો એક પુત્ર આવો ચમત્કારિક મહાબુદ્ધિશાળી છે અને તેથી કુદરતી પ્રેમ સ્ફુરતાં—પ્રમોદભાવ ઉપજતાં આવા બાલને વિદ્યામાં ઉત્તેજન આપવું એવા શુભ આશયથી તેઓને **રાયચંદ**ને મળવાની ભાવના થઈ; એટલે તે બન્ને વિદ્યાપ્રેમી ભાઈઓ સાંઢણી પર સવાર થઇ વવાણીઆ આવ્યા. ત્યાં તપાસ કરી તો જાણવામાં આવ્યું કે **રાયચંદ** મોરબી ગયેલ છે, એટલે તે પણ શોધતા શોધતા પાછળ પાછળ મોરબી આવવા નીકળ્યા.

અહીં મોરબી આવેલા **રાયચંદ**ને પોતાના મોસાળ રાજકોટ જવાનો વિચાર થયો. એટલે મોરબીમાં તેના સગાસંબંધીઓએ આ બાલકને એકલો કેમ જવા દેવાય એમ સમજી સારા સંગાથની શોધ કરવા માંડી તો મોરબીના મૅજીસ્ટ્રેટ (ન્યાયાધિકારી) **ધારશીભાઈ** રાજકોટ જવાના છે એમ ખબર પડયા; એટલે તેમને વિજ્ઞપ્તિ કરી—આ **રાયચંદ**ને રાજકોટ તેના મોસાળ જવું છે, આપ સાથે લઈ જશો? ધારશીભાઇએ ખુશીથી હા પાડી ને **રાજચંદ્ર**ને પોતાની સંગાથે લઇ રાજકોટ ભણી રવાના થયા. આ તરફ પેલા બે કચ્છીભાઈઓએ મોરબી આવી તપાસ કરી તો **રાજચંદ્ર** રાજકોટ તરફ રવાના થયાના વાવડ મલ્યા, એટલે તે બન્ને પણ પાછળ પડયા! અહો! કમળની સુગંધથી આકર્ષાઈને મધુકર તેની પાછળ પડે, તેમ પુરુષવરપુંડરીક **રાજચંદ્ર**ના વિદ્યાગુણસૌરભથી આકૃષ્ટ થઈ ઠેકાણે ઠેકાણે ભમતાં ભમતાં આ કચ્છથી નિકળેલા બે વિદ્યાપ્રેમી ભ્રમરો પણ રાજચંદ્ર–કમળનો પીછો પકડતા રાજકોટ અભિમુખ ચાલ્યા. અહો! કેવો વિદ્યાપ્રેમ! કેવો ગુણપ્રમોદ!

રાજકોટ જતાં માર્ગમાં **ધારશીભાઈ** સાથેના સહજ વાર્ત્તાલાપના પ્રસંગમાં તેજસ્વી **રાજચંદ્ર**ની પ્રતિભા છાની રહી નહિં. 'ચંદ છુપે નહિં બાદલ છાયો'. ન્યાયાધીશ ધારશીભાઇ તો બાલ **રાજચંદ્ર**ની અસાધારણ બુદ્ધિપ્રતિભા ને અદ્‌ભુત વાક્છટા

---

'જીવન કળા'માં 'ન્યાયાધીશ ઉપર નિષ્કામ ઉપકાર' એ પ્રકરણની થોડી વસ્તુનો આધાર અત્ર સાભાર લેવામાં આવ્યો છે.

દેખી છક થઈ ગયા, અને આશ્ચર્યચકિત થઈ ચિંતવવા લાગ્યા—આ દશ વર્ષ જેટલી લઘુવયનો બાલ કેવું અદ્ભુત બુદ્ધિચાતુર્ય દાખવે છે! કેવું સુંદર વચનમાધુર્ય બતાવે છે! કેવું પ્રૌઢ ગંભીર તત્ત્વચિંતન દર્શાવે છે! આમ વૃદ્ધવયના મનુષ્યો પણ ન કરી શકે એવી પ્રૌઢ ગંભીર વાર્તા આ જ્ઞાનવૃદ્ધ બાલના મુખે સાંભળી આશ્ચર્યમાં લીન થઈ ગયેલા ધારશીભાઈએ કહ્યું—રાયચંદભાઈ! રાજકોટમાં તમે અમારે ત્યાં ઉતરી અમારી સાથે જ રહેજો. રાયચંદે કહ્યું—ના, હું તો મ્હારા મામાને ત્યાં જ ઉતરીશ ને ત્યાંજ રહીશ. ધારશીભાઈએ બહુ આગ્રહ કર્યો ત્યારે **રાજચંદ્રે** કહ્યું—તમારે ત્યાં આવતો રહીશ, પણ રહીશ તો મામાને ત્યાં જ.

**રાજચંદ્ર** રાજકોટ પહોંચી મોસાળે ગયા, ત્યારે તેમના મામાએ પૂછયુ—ભાણા! કોની સાથે આવ્યો? **રાજચંદ્રે** કહ્યું—ધારશીભાઈ સાથે.

આમ **રાજચંદ્રના** મુખે ધારશીભાઈ રાજકોટ આવ્યાની ખબર પડતા બન્ને મામા અંદરઅંદર ગુસપુસ કરવા લાગ્યા કે આ ઠીક લાગ આવ્યો છે, આપણે તેમને (ધારશીભાઈને) 'ઠેકાણે કરી દેવા.' ભોજન કરતાં **રાજચંદ્રના** કાને આ શબ્દો પડયા. તે પરથી આ ચકોર બાલકે પ્રત્યુત્પન્ન ઔત્પત્તિકી બુદ્ધિથી વિચાર્યું—આ મામાઓને જરૂર કોઈ દુર્બુદ્ધિ છે અને તેઓ ધારશીભાઈનું કાટલું કાઢી નાંખવાનો કાંઈ વિચાર કરતા હોય એમ એમના આ શબ્દો પરથી જણાય છે. માટે મ્હારે ધારશીભાઈને ત્યાં જઈ અગાઉથી તેમને ચેતાવી દઈ બચાવી લેવાનું ઉપકારકાર્ય કરવું જોઈએ. એમ વિચારીને તે જમ્યા પછી ધારશીભાઈને ત્યાં ગયા અને પૂછયું—ધારશીભાઈ, તમારે મારા મામાઓ સાથે કોઈ પ્રકારનો સંબંધ છે? ધારશીભાઈ—કેમ પૂછવું પડયુ? રાયચંદ—કંઈ પ્રયોજન છે માટે પૂછું છું. ધારશીભાઈ—બીજો કોઈ જાતનો સંબંધ નથી, પણ કંઈક રાજખટપટ ચાલે છે તે અંગેનો સંબંધ છે. રાયચંદ—જો એમ છે તો તમારે સાવધાન રહેવું, ગાફેલ ન રહેવું, કારણ કે તમારા અંગે તેઓ લાગ આવે તો 'ઠેકાણે કરી દેવા'ની વાત કરતા હતા, માટે તમારે ગફલતમાં ન રહેવું, સાવચેત રહેવું. ધારશીભાઈ—પણ તમે કેમ જાણ્યુ કે તેઓ મારા અંગે જ આવી વાતનો વિચાર કરતા હતા? રાયચંદ—હું મોસાળ પહોંચ્યો ત્યારે તું કોની સાથે આવ્યો એમ મામાઓએ પૂછતાં મેં તમારૂં નામ આપ્યુ. તે પરથી બન્ને મામા તે અંગે અંદરઅંદર ગુસપુસ કરવા લાગ્યા, અને હું ભોજન કરતો હતો ત્યારે મને સંભળાય એવા ઊંચા અવાજે તેઓ બ્હાર તેવા પ્રકારની વાતો કરી રહ્યા હતા. ધારશીભાઈ—પણ રાયચંદભાઈ! તમારી હાજરીમાં તેવા પ્રકારની વાતો તેઓ કરે જ કેમ? રાયચંદ—આ તો બાળક છે, આ તે આમાં શું સમજે? એમ સમજીને તેઓ બેધડક વાતો કર્યે જતા હતા. પણ હું તો 'દાળમાં કંઈક કાળું છે' એમ વાતના આગળપાછળના પૂર્વાપર સંબંધથી તરત સમજી ગયો, એટલે તેઓ તેવી કાંઈ પેરવી કરે તે પૂર્વે તમને અગાઉથી વેળાસર ચેતાવવા અને મામાઓને દુષ્કૃત્યથી બચાવવા આવ્યો છું.

ધારશીભાઈ તો સ્ફટિક જેવા સ્વચ્છ હૃદયના આ બાળ મહાત્માની આવી, આ

નિખાલસ વાતથી આશ્ચર્યથી દિંગ થઈ ગયા, રાજખટપટની વાત સાથે મેળ મેળવતાં બધી બાજી બરાબર સમજી ગયા, અને નિષ્કારણ ઉપકારી આ બાલ મહાત્મા અંગે કૃતજ્ઞભાવે ચિંતવવા લાગ્યા—અહો ! આ બાળ મહાત્માની આ નિષ્કારણ ઉપકારિતા કેવી અદ્‌ભુત છે! નિષ્કામ ઉપકારબુદ્ધિ કેવી આશ્ચર્યકારક છે ! આવું ઉપકારકાર્ય કરી તેમણે મને ખરેખર ! આભારના ભારમાં દબાવી દીધો છે. ભલું થયું કે હું એમને મ્હારા સંગાથે અહીં લઈ આવ્યો, નહિં તો મને આવા મહાત્માના સંગનો અપૂર્વ લાભ કયાંથી મળત ? ધન્ય છે આ બાલ મહાત્માને ! ઇત્યાદિ પ્રકારે ચિંતવતાં ધારશીભાઈ આનંદથી રોમાંચિત થયા.

હવે આ તરફ તે બે કચ્છી ભાઈઓ રાજકોટ ભણી આવી રહ્યા હતા, તેનો ભાસ **શ્રીમદ્**ના જ્ઞાનમાં થયો. **શ્રીમદ્**માં લઘુવયથી અનેક પ્રકારની અદ્‌ભુત શક્તિઓ સ્ફુરી નિકળી હતી, તેમાં એક અતીંદ્રિય જ્ઞાનશક્તિ હતી, તેથી તેમના નિર્મલ જ્ઞાન–દર્પણમાં પ્રતિભાસમાન થયુ કે બે કચ્છી ભાઈઓ સાંઢણી પર સવાર થઈને લાંબો પંથ કાપતાં કાપતાં ઠેઠ કચ્છથી મારે માટે આવે છે; એટલે તેમણે ધારશીભાઈને કહ્યું—'કચ્છથી બે ભાઈઓ આવવાના છે, તેમના ઉતરવાની સગવડ તમારે ત્યાં બની શકશે?' ધારશીભાઈએ કહ્યું—'હા, ખુશીથી બની શકશે. હું તેમને માટે બધી સગવડ કરીશ.' પોતાને ધારશીભાઈએ તેમને ઘેર ઉતરવાનું આમંત્રણ આપ્યુ તે નકાર્યું અને પોતાને તેમજ ધારશીભાઈને અજાણ્યા સાવ અપરિચિત આગંતુક મહેમાનોને માટે પોતે સામેથી ઉતારો માંગ્યો! પોતાના માટે પ્રેમથી આટલો બધો પરિશ્રમ ઉઠાવી આવી રહેલા આ કચ્છી ભાઈઓને **શ્રીમદે** પોતાના 'મહેમાન' ગણ્યા, અને એ મહેમાનોને માટે પોતે બધી સગવડ કરવી જ જોઈએ એવી સૂક્ષ્મ વિવેકવાળી ઊંડી સમજણથી આ મહેમાનોને માટે આમ ઉતારાનો બંદોબસ્ત કર્યો, એટલું જ નહિં પણ તેઓ જે દિશામાં તે ભાઈઓનો આગમનમાર્ગ હતો તે માર્ગ ભણી સામા ગયા; અતિથિ સામે 'અભ્યુત્થાન'–ઊઠીને સામા જવું એ ગૃહસ્થનો ધર્મ ગણાય છે તેનું જાણે વિવેકથી 'મૂંગું' અનુસરણ કરતા હોય એમ આ પોતાના 'અતિથિઓનું' સ્વાગત કરવા સામા ગયા! સિંહશિશુ સમા સામે આવતા બાલ **રાયચંદ**ને દૂરથી દેખી **હેમરાજભાઈ**એ સહજ અનુમાન કર્યું—આ સામે આવી રહ્યો છે તે જેને માટે અમે આવી રહ્યા છીએ તે **રાયચંદ** તો નહિં હોયને ! આમ મનોમન સાક્ષીનો જાણે 'વાયરલેસ' મળ્યો હોય એમ તે ચિંતવે છે ત્યા પાસે આવ્યા એટલે શ્રીમદે તેમને નામ લઈને બોલાવ્યા–કેમ હેમરાજભાઈ! કેમ માલશીભાઈ!' તે બન્ને ભાઈઓ આશ્ચર્ય પામી વિચારમાં પડી ગયા—અહો ! આ અમારાં નામ કયાંથી જાણે છે? અમારા આવવાની ખબર તો અમે કોઈને આપી નથી ! આશ્ચર્યથી દિંગ થઈ ગયેલા તેઓ બોલી ઊઠયા—તમે જ શું રાયચંદભાઈ છો કે ? અમે આ જ વખતે આ જ રસ્તે આવીએ છીએ એમ તમે કેમ જાણ્યુ ? **શ્રીમદે** કહ્યું—'આત્માની અનંત શક્તિઓ છે, તે વડે અમે જાણીએ છીએ.' પૂર્વે કદી પણ પરિચિત નહિં છતાં તેમને **શ્રીમદે** નામથી સંબોધ્યા ત્યારે આશ્ચર્યથી દિંગ થઈ ગયેલા હેમરાજભાઈ ને માલશીભાઈએ કેવો અદ્‌ભુતભાવ અનુભવ્યો હશે !

પછી **શ્રીમદ્** પોતાના આ કચ્છી 'મહેમાનોને' ધારશીભાઈને 'ઉતારે' લઈ ગયા. ત્યાં ધારશીભાઈએ તેમની સ્નાન-ભોજનાદિ બધી સગવડ સાચવી સારી સરભરા કરી. ભોજનાદિ વિધિ પતાવી કચ્છી ભાઈઓએ **રાયચંદભાઈ** સાથે એકાંતે 'ખાનગી' વાત કરવાની ઇચ્છા દર્શાવી, એટલે ધારશીભાઈએ બતાવેલ એકાંત સ્થળે તેઓ **રાયચંદભાઈ** સાથે વાતમાં ગૂંથાયા. પ્રથમ **શ્રીમદ્**ની અસાધારણ સ્મૃતિશક્તિ અને અવધાનશક્તિ સાંભળેલી તે દેખવાની તેમની જિજ્ઞાસા થઈ; એટલે 'સંઘપટ્ટક' ગ્રંથની એક ગાથા તેઓ લાવ્યા હતા, તેના અક્ષરો લોમવિલોમ સ્વરૂપમાં આડાઅવળા **શ્રીમદ્**ને સંભળાવ્યા, તે સ્મૃતિમાં રાખી **શ્રીમદે** બરાબર ગોઠવીને આખો શ્લોક સળંગ કહી દેખાડયો. બન્ને ભાઈઓ ચમત્કૃતિ પામ્યા અને પોતાના મનમાં તો સમજી જ ગયા કે જેનો આવતાં વેંત જ અગાઉ પણ પરચો મળી ચૂકયો હતો એવી આ ચમત્કારિક શક્તિસંપન્ન વ્યક્તિને કાશી જઈ શું વિદ્યા ભણવાની હશે? માટે એ સંબંધી પ્રયત્ન નિષ્ફળ છે. છતા આપણે એ પ્રયોજન માટે જ અત્ર આવ્યા છીએ, તો એ વાત તો એની આગળ મૂકવી. એમ વિચારી તેમણે **રાયચંદ**ને કહ્યું—આપને કાશી વિદ્યાભ્યાસ માટે લઈ જવા અંગે ખાસ વિનંતિ કરવા અમે અહીં આવ્યા છીએ,-અમારા આગમનનું પ્રયોજન આ જ છે. માટે આપ હાલમા ભારતના પ્રસિદ્ધ વિદ્યાધામ કાશી પધારો. આપના માટે તેમજ આપના કુટુંબ માટે અમે બધી વ્યવસ્થા કરશું. માટે કૃપા કરી આપ અમારી સાથે પધારો ને અમારા પર ઉપકાર કરો. આમ અનેક પ્રલોભન-વિજ્ઞાપનાદિ કર્યા, પણ **રાયચંદે** ચોકખી ના પાડી કે 'અમારાથી આવવાનું નહિં બને' એટલે તેઓને ખાત્રી થઈ ગઈ કે આપણે ધાર્યું હતું તેમ આ બાલ આ બાબત સંમત નહિં થાય. એ તો ભણેલા જ છે, આ ભણેલાને કાશી જઇ શું ભણવાનું હતું? માટે આપણો પ્રયત્ન વ્યર્થ છે, આપણી દરખાસ્તને બરખાસ્ત કરવી પડશે.

પછી તે કચ્છી ભાઈઓ ધારશીભાઈ પાસે ગયા ને કહ્યુ—અમારી ધારણા પાર ન પડી, અમારા આવવાનું પ્રયોજન સાર્થક ન થયુ, અમારો આંટો નિષ્ફળ ગયો. ધારશીભાઇએ પૂછ્યુ—કયુ પ્રયોજન? કઈ ધારણા? હેમરાજભાઈએ બનેલી હકીકત નિવેદન કરી ને કહ્યું—અમે ખબર ન્હોતા આપ્યા છતાં જ્ઞાનબળથી જાણી પોતાની મેળે સામા આવ્યા! એટલું જ નહિં પણ પરમ આશ્ચર્યકારક તો એ છે કે અમારો પૂર્વે કદી પણ કંઈ પણ પરિચય નહિં છતાં એમણે અમને નામ લઈને બોલાવ્યા! અહીં આપને ત્યાં પોતાના જ મહેમાન જાણી બધી સગવડ કરાવી! ખરેખર! આ વિચક્ષણ બાલ મહાત્મા કોઈ અદ્‌ભુત અસાધારણ મહાપુરુષ છે. **ધારશીભાઈ**ને આ વૃત્તાન્ત સાંભળી સાનંદાશ્ચર્ય ઉપજ્યું ને પ્રથમ તો એમ થયું કે **રાયચંદભાઈ**ની આમાં ભૂલ થાય છે. વિદ્યાભ્યાસ અંગે આટલી બધી સગવડ કરી આપવા આ વિદ્યાપ્રેમી ભાઈઓ આટલી બધી જહેમત ઉઠાવી ઠેઠ કચ્છથી અહીં સુધી આવ્યા છે છતા **રાયચંદભાઈ** સંમત કેમ નથી થતા? પણ પછી એમને પણ સમજાઈ ગયું કે જે અદ્‌ભુત બાલ મહાત્મા આટલી લઘુવયમાં આવી અદ્‌ભુત શક્તિ ધરાવે છે, તેને વળી શીખવું શું?

આ તો શુકદેવજીની જેમ શીખીને જ અવતર્યા છે. વળી આટલો બધો જ્ઞાનગુણ છતાં કોઈને કળાવા ન દે વા કોઇથી કળાય નહિં એવી તેમની ગંભીરતા કેટલી બધી છે? ખરેખર! 'સાગરવરગંભીર' તે આનું નામ! એમ **શ્રીમદ્**ના જ્ઞાનાદિ ગુણનું અચિંત્ય માહાત્મ્ય તેમને ભાસ્યું.

**શ્રીમદ્**ને પાછું વવાણીઆ જવાનો વિચાર થયો. ત્યારે તેમને મોસાળમાંથી ભાતા માટે મીઠાઇનો એક ડબો ભરી આપ્યો હતો. તે લઈને **શ્રીમદ્** રજા લઇને ચાલ્યા, **ધારશીભાઈ**ની પણ રજા લીધી. **શ્રીમદ્** પાસે ગાડી ભાડા જેટલા પૈસા ન્હોતા એટલે એક કંદોઇને ત્યાં એ ભાતાની મીઠાઈ વેચી ભાડા પૂરતા પૈસા મેળવ્યા; પણ ધારશીભાઈ સાથે આટલો ગાઢ પરિચય થયા છતાં યાચના કરી નહિં, કે ઉછીની રાતી પાઇ પણ લીધી નહિં! અહો મહાસત્ત્વ **શ્રીમદ્**નું મહાસત્ત્વ! બીજાની ખાતર-પરોપકારાર્થે ભીખ માંગતા પણ શરમ નહિં, કચ્છી ભાઇઓ માટે જાતે ધારશીભાઇ પાસે ઉતારો માંગી મ્હેમાનોની બધી આગતાસ્વાગતા કરાવી, પણ પોતાની ખાતર એક પાઈ પણ માંગવા હાથ લાંબો કર્યો નહિં! પોતાને માટે નિઃસ્પૃહતાનો ભેખ છોડું નહિં, પણ બીજાને માટે ભીખ પણ માંગવી પડે તો માગું એ આનું નામ! અને આમાં જ **શ્રીમદ્**ની મહાનુભાવતા અને સૂક્ષ્મ વિવેકદૃષ્ટિસંપન્ન મહાગૌરવાન્વિતતા દેખાઈ આવે છે. આટલી નાની વયમાં પણ મહાસત્ત્વશાલી **શ્રીમદ્**ની નિસ્પૃહિતા કેટલી બધી અદ્‌ભુત હતી! દ્રવ્ય-ભાવ શુચિતા કેટલી બધી આશ્ચર્યકારક હતી! અદીનપણારૂપ મહાસત્ત્વશીલતા (spiritedness) કેટલી બધી અસાધારણ હતી!

## (૨)

## ધારશીભાઈની સત્ત્વપરીક્ષા

'નિર્ગ્રંથ શાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમ વૃદ્ધ ગણે છે.'— **શ્રીમદ્ રાજચંદ**, અં. ૬૪

ધારશીભાઇનો ઉપરોક્ત પ્રસંગ **શ્રીમદ્**ની ૧૦-૧૧ વર્ષની ઉમરે બનવા પામ્યો હશે. ત્યાર પછી ધારશીભાઈ જેમ જેમ **શ્રીમદ્**ના સમાગમમાં આવતા ગયા તેમ તેમ તેમનો **શ્રીમદ્** પ્રત્યેનો પૂજ્યભાવ દિનપ્રતિદિન વધતો ગયો; જેમ જેમ **શ્રીમદ્**ના જ્ઞાનાદિ અદ્‌ભુત ગુણનું અચિંત્ય માહાત્મ્ય તેમને ભાસવા લાગ્યુ, તેમ તેમ તેમનો **શ્રીમદ્** પ્રત્યેનો ભક્તિભાવ ક્રમે ક્રમે વૃદ્ધિ પામતો ગયો. એમ તો **શ્રીમદ્** ૧૫ વર્ષના ને ધારશીભાઇ ૪૫ વર્ષના; **શ્રીમદ્** એક સામાન્ય વણિક્‌પુત્ર ને **ધારશીભાઈ** ન્યાયાધીશ જેવો ઉંચો હોદ્દો ધરાવનાર સુપ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ, પણ **गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**—ગુણીઓમા ગુણો પૂજાસ્થાન છે, નહિં કે લિંગ (વેષ), નહિં કે વય. એટલે વય લઘુ છતા ગુણોને લઈ **શ્રીમદ્** ધારશીભાઇને પૂજ્ય થઇ પડયા. પ્રથમ તો ધારશીભાઈ **શ્રીમદ્**ને પોતાની સાથે ગાદી ઉપર સમાસને બેસાડતા, પણ જ્યારથી તેમને **શ્રીમદ્**ની આ જ્ઞાનાદિ મહત્તા ભાસી ગુરુત્વબુદ્ધિ ઉપજી ત્યારથી પોતે **'उच्चासणे समासणे'**—ઉચ્ચાસને વા સમાસને બેસવામાં ગુરુનો અવિનય જાણી તેઓ

પછી **શ્રીમદ્** પોતાના આ કચ્છી 'મહેમાનોને' ધારશીભાઈને 'ઉતારે' લઈ ગયા. ત્યાં ધારશીભાઈએ તેમની સ્નાન-ભોજનાદિ બધી સગવડ સાચવી સારી સરભરા કરી. ભોજનાદિ વિધિ પતાવી કચ્છી ભાઈઓએ **રાયચંદભાઈ** સાથે એકાંતે 'ખાનગી' વાત કરવાની ઇચ્છા દર્શાવી, એટલે ધારશીભાઈએ બતાવેલ એકાંત સ્થળે તેઓ **રાયચંદભાઈ** સાથે વાતમાં ગૂંથાયા. પ્રથમ **શ્રીમદ્**ની અસાધારણ સ્મૃતિશક્તિ અને અવધાનશક્તિ સાંભળેલી તે દેખવાની તેમની જિજ્ઞાસા થઈ; એટલે 'સંઘપટ્ટક' ગ્રંથની એક ગાથા તેઓ લાવ્યા હતા, તેના અક્ષરો લોમવિલોમ સ્વરૂપમાં આડાઅવળા **શ્રીમદ્**ને સંભળાવ્યા, તે સ્મૃતિમાં રાખી **શ્રીમદે** બરાબર ગોઠવીને આખો શ્લોક સળંગ કહી દેખાડયો. બન્ને ભાઈઓ ચમત્કૃતિ પામ્યા અને પોતાના મનમાં તો સમજી જ ગયા કે જેનો આવતાં વેંત જ અગાઉ પણ પરચો મળી ચૂકયો હતો એવી આ ચમત્કારિક શક્તિસંપન્ન વ્યક્તિને કાશી જઈ શું વિદ્યા ભણવાની હશે? માટે એ સંબંધી પ્રયત્ન નિષ્ફળ છે. છતા આપણે એ પ્રયોજન માટે જ અત્ર આવ્યા છીએ, તો એ વાત તો એની આગળ મૂકવી. એમ વિચારી તેમણે **રાયચંદ**ને કહ્યું—આપને કાશી વિદ્યાભ્યાસ માટે લઈ જવા અંગે ખાસ વિનંતિ કરવા અમે અહીં આવ્યા છીએ,-અમારા આગમનનું પ્રયોજન આ જ છે. માટે આપ હાલમાં ભારતના પ્રસિદ્ધ વિદ્યાધામ કાશી પધારો. આપના માટે તેમજ આપના કુટુંબ માટે અમે બધી વ્યવસ્થા કરશું. માટે કૃપા કરી આપ અમારી સાથે પધારો ને અમારા પર ઉપકાર કરો. આમ અનેક પ્રલોભન-વિજ્ઞાપનાદિ કર્યા, પણ **રાયચંદે** ચોકખી ના પાડી કે 'અમારાથી આવવાનું નહિં બને.' એટલે તેઓને ખાત્રી થઈ ગઈ કે આપણે ધાર્યું હતું તેમ આ બાલ આ બાબત સંમત નહિં થાય. એ તો ભણેલા જ છે, આ ભણેલાને કાશી જઈ શું ભણવાનું હતું? માટે આપણો પ્રયત્ન વ્યર્થ છે, આપણી દરખાસ્તને બરખાસ્ત કરવી પડશે.

પછી તે કચ્છી ભાઈઓ ધારશીભાઈ પાસે ગયા ને કહ્યું—અમારી ધારણા પાર ન પડી, અમારા આવવાનું પ્રયોજન સાર્થક ન થયુ, અમારો આંટો નિષ્ફળ ગયો. ધારશીભાઈએ પૂછયુ—કયુ પ્રયોજન? કઈ ધારણા? હેમરાજભાઈએ બનેલી હકીક્ત નિવેદન કરી ને કહ્યું—અમે ખબર નહોતા આપ્યા છતાં જ્ઞાનબળથી જાણી પોતાની મેળે સામા આવ્યા! એટલું જ નહિં પણ પરમ આશ્ચર્યકારક તો એ છે કે અમારો પૂર્વે કદી પણ કંઈ પણ પરિચય નહિં છતાં એમણે અમને નામ લઈને બોલાવ્યા! અહીં આપને ત્યાં પોતાના જ મહેમાન જાણી બધી સગવડ કરાવી! ખરેખર! આ વિચક્ષણ બાલ મહાત્મા કોઈ અદ્‌ભુત અસાધારણ મહાપુરુષ છે. **ધારશીભાઈ**ને આ વૃત્તાન્ત સાંભળી સાનંદાશ્ચર્ય ઉપજ્યું ને પ્રથમ તો એમ થયું કે રાયચંદભાઈની આમાં ભૂલ થાય છે. વિદ્યાભ્યાસ અંગે આટલી બધી સગવડ કરી આપવા આ વિદ્યાપ્રેમી ભાઈઓ આટલી બધી જહેમત ઉઠાવી ઠેઠ કચ્છથી અહીં સુધી આવ્યા છે છતાં **રાયચંદભાઈ** સંમત કેમ નથી થતા? પણ પછી એમને પણ સમજાઈ ગયું કે જે અદ્‌ભુત બાલ મહાત્મા આટલી લઘુવયમાં આવી અદ્‌ભુત શક્તિ ધરાવે છે, તેને વળી શીખવું શું?

આ તો શુકદેવજીની જેમ શીખીને જ અવતર્યા છે. વળી આટલો બધો જ્ઞાનગુણ છતાં કોઈને કળાવા ન દે વા કોઈથી કળાય નહિં એવી તેમની ગંભીરતા કેટલી બધી છે? ખરેખર! 'સાગરવરગંભીર' તે આનું નામ! એમ **શ્રીમદ્‌ના** જ્ઞાનાદિ ગુણનું અચિંત્ય માહાત્મ્ય તેમને ભાસ્યું.

**શ્રીમદ્‌ને** પાછું વવાણીઆ જવાનો વિચાર થયો. ત્યારે તેમને મોસાળમાંથી ભાતા માટે મીઠાઈનો એક ડબો ભરી આપ્યો હતો. તે લઈને **શ્રીમદ્** રજા લઈને ચાલ્યા, **ધારશીભાઈની** પણ રજા લીધી. **શ્રીમદ્** પાસે ગાડી ભાડા જેટલા પૈસા ન્હોતા એટલે એક કંદોઈને ત્યાં એ ભાતાની મીઠાઈ વેચી ભાડા પૂરતા પૈસા મેળવ્યા; પણ ધારશીભાઈ સાથે આટલો ગાઢ પરિચય થયા છતાં યાચના કરી નહિં, કે ઉછીની રાતી પાઈ પણ લીધી નહિં! અહો મહાસત્ત્વ **શ્રીમદ્‌નું** મહાસત્ત્વ! બીજાની ખાતર-પરોપકારાર્થે ભીખ માંગતા પણ શરમ નહિં, કચ્છી ભાઈઓ માટે જાતે ધારશીભાઈ પાસે ઉતારો માંગી મહેમાનોની બધી આગતાસ્વાગતા કરાવી, પણ પોતાની ખાતર એક પાઈ પણ માંગવા હાથ લાંબો કર્યો નહિં! પોતાને માટે નિઃસ્પૃહતાનો ભેખ છોડું નહિં, પણ બીજાને માટે ભીખ પણ માંગવી પડે તો માગું એ આનું નામ! અને આમાં જ **શ્રીમદ્‌ની** મહાનુભાવતા અને સૂક્ષ્મ વિવેકદૃષ્ટિસંપન્ન મહાગૌરવાન્વિતતા દેખાઈ આવે છે. આટલી નાની વયમાં પણ મહાસત્ત્વશાલી **શ્રીમદ્‌ની** નિસ્પૃહિતા કેટલી બધી અદ્‌ભુત હતી! દ્રવ્ય-ભાવ શુચિતા કેટલી બધી આશ્ચર્યકારક હતી! અદીનપણારૂપ મહાસત્ત્વશીલતા (spiritedness) કેટલી બધી અસાધારણ હતી!

## ( ૨ )

## ધારશીભાઈની સત્ત્વપરીક્ષા

'નિર્ગ્રંથ શાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમ વૃદ્ધ ગણે છે.'— **શ્રીમદ્ રાજચંદ્ર,** અં. ૬૪

ધારશીભાઈનો ઉપરોક્ત પ્રસંગ **શ્રીમદ્‌ની** ૧૦-૧૧ વર્ષની ઉમરે બનવા પામ્યો હશે. ત્યાર પછી ધારશીભાઈ જેમ જેમ **શ્રીમદ્‌ના** સમાગમમાં આવતા ગયા તેમ તેમ તેમનો **શ્રીમદ્** પ્રત્યેનો પૂજ્યભાવ દિનપ્રતિદિન વધતો ગયો; જેમ જેમ **શ્રીમદ્‌ના** જ્ઞાનાદિ અદ્‌ભુત ગુણનું અચિંત્ય માહાત્મ્ય તેમને ભાસવા લાગ્યું, તેમ તેમ તેમનો **શ્રીમદ્** પ્રત્યેનો ભક્તિભાવ ક્રમે ક્રમે વૃદ્ધિ પામતો ગયો. એમ તો **શ્રીમદ્** ૧૫ વર્ષના ને ધારશીભાઈ ૪૫ વર્ષના; **શ્રીમદ્** એક સામાન્ય વણિક્ પુત્ર ને **ધારશીભાઈ** ન્યાયાધીશ જેવો ઉંચો હોદ્દો ધરાવનાર સુપ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ; પણ **गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्ग न च वयः**—ગુણીઓમાં ગુણો પૂજાસ્થાન છે, નહિં કે લિંગ (વેષ), નહિં કે વય. એટલે વય લઘુ છતાં ગુણોને લઈ **શ્રીમદ્** ધારશીભાઈને પૂજ્ય થઈ પડયા. પ્રથમ તો ધારશીભાઈ **શ્રીમદ્‌ને** પોતાની સાથે ગાદી ઉપર સમાસને બેસાડતા, પણ જ્યારથી તેમને **શ્રીમદ્‌ની** આ જ્ઞાનાદિ મહત્તા ભાસી ગુરુત્વબુદ્ધિ ઉપજી ત્યારથી પોતે '**उच्चासणे समासणे**'—ઉચ્ચાસને વા સમાસને બેસવામાં ગુરુનો અવિનય જાણી તેઓ

**શ્રીમદ્**ને ઉચ્ચાસને ગાદી તકીએ બેસાડતા અને પોતે તેમની સન્મુખ વિનીત શિષ્યની જેમ વિનયાન્વિતપણે બેસતા અને ગુરુની જેમ તેમના પ્રત્યે પૂજ્ય ભાવથી સર્વ પ્રકારે વિનયથી વર્ત્તતા. એમાં **ધારશીભાઇ**એ ન તો એમ ચિંતવ્યું કે હું એક ઉંચો હોદ્દેદાર ન્યાયાધીશ છું અને આ તો એક સામાન્ય વણિક્પુત્ર છે; ન તો એમ ચિંતવ્યું કે હું ૪૫ વર્ષની વયનો વૃદ્ધ સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ છું અને આ તો એક ૧૫ વર્ષની વયનો અજાણ્યો કિશોર છે; પણ એમ ચિંતવ્યું કે આ ઉચ્ચ કોટિનો અસાધારણ 'વિદ્યાધર' છે ને હું તો એક સાધારણ વિદ્યાર્થી છું; આ એક જ્ઞાનવૃદ્ધ સ્વરૂપસુપ્રતિષ્ઠિત જ્ઞાની છે ને હું તો એક બાલ અલ્પજ્ઞ જિજ્ઞાસુ છું. આવા ભાવની વિચારણાથી માન મૂકી **ધારશીભાઇ**એ **શ્રીમદ્**નો શિષ્યભાવ ધાર્યો, અને **शाधि मां त्वां प्रपन्नं** એમ **શ્રીમદ્** સદ્ગુરુને શરણાપન્ન થયા. આ શિષ્યના સત્ત્વની કસોટી કરતો એક અદ્ભુત પ્રસંગ જો કે આગળ ઉપર બન્યો હતો તોપણ આ ધારશીભાઈને જ લગતો હોઇ આ પ્રકરણમાં આપશું. સર્વ મુમુક્ષુઓને ધડો લેવા યોગ્ય આ રસપ્રદ બોધપ્રદ પ્રસંગ* અત્રે જેમ છે તેમ વર્ણવશું.

ધારશીભાઇ મોરબીના ન્યાયાધીશ હતા, ત્યારે **શ્રીમદ્**ને ૧૪-૧૫ વર્ષની વયે મોરબી કાર્યપ્રસંગે ધારશીભાઈને ત્યાં જવાનું થયું હતું. **ધારશીભાઈ** શાસ્ત્રના અભ્યાસી હતા, એટલે સાધુ-મુનિરાજો તેમની સાથે શાસ્ત્રવિષયક ચર્ચાદિ કરતા. એક દિવસ સ્થાનકવાસી પૂ મહારાજ ધારશીભાઈને ત્યાં વહોરવા પધાર્યા. તે દિવસ રવિવારની રજાનો હોઇ તેમણે ધારશીભાઇને કહ્યું—બપોરે સ્થાનકે આવજો. શ્રીગાંગેય અણગારના ભાગા મને બરાબર સમજાતા નથી, આપણે વિચારશું. ધારશીભાઇએ હા પાડી. આ વાર્ત્તાલાપ ત્યા હાજર રહેલા **શ્રીમદે** સાંભળ્યો. ધારશીભાઇ જમીને બ્હાર ગયા; દરમ્યાન **શ્રીમદે** એક કોરો કાગળ લઇ તેમા 'ગાંગેય અણગારના ભાંગાનું અપૂર્વ રહસ્ય' એ મથાળા નીચે તે ભાંગાનું સ્વરૂપ સુગમ શૈલીમાં લખી, તે કાગળ એક નાની ચોપડીમા મૂક્યો ને પોતે ચાલ્યા ગયા. તેવામાં એક બકરી ઘરમાં આવીને તે ચોપડી મુખમા લેતી હતી ત્યાં ધારશીભાઈ આવી ચડ્યા. બકરીને હકાલતાં તેના મોઢામાંથી ચોપડી પડી ગઈ ને તે **શ્રીમદ્**ના લખાણવાળો કાગળ નીચે પડી ગયો. તે લઈ વાંચતાં ધારશીભાઇના આશ્ચર્યનો પાર રહ્યો નહિં, તે લખનાર પ્રત્યે બહુમાન સ્ફુર્યું, પરમાદર ઉપજ્યો, અને એકદમ ઉલ્લાસમાં આવી જઈ **રાયચંદભાઈ**ને તરત બોલાવી લાવવા પટાવાળાને આજ્ઞા કરી. તે બોલાવવા જાય છે, ત્યા રસ્તામાં જ ધીર ગંભીર ગતિથી ચાલ્યા આવતા **શ્રીમદ્** સામા મળ્યા. **શ્રીમદે** ઘરમાં પ્રવેશ કરતાં જ ધારશીભાઇએ **શ્રીમદ્**ને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા ને ચરણમાં પડી અવિનયની ક્ષમા માગી. પછી ધારશીભાઇએ પોતાની ગાદી ઉપર **શ્રીમદ્**ને બેસાડ્યા, બે હાથ જોડી શ્રીમુખે ગાંગેય અણગારના ભાંગાનું રહસ્ય સમજાવવા **શ્રીમદ્**ને વિનંતિ કરી. **શ્રીમદે** બે કલાક અપૂર્વ બોધ આપી માર્ગનું ભાન કરાવ્યું. **શ્રીમદ્**ની અમૃતવાણી સાંભળીને

* શ્રીઉજ્જવલ બ્હેને સંગૃહીત કરેલ હકીકતના સાભાર આધારે આ પ્રસંગ અત્ર વર્ણવ્યો છે.

ધારશીભાઇના રોમાંચ ઉલ્લસ્યાં. જીવન ધન્ય માન્યું. ત્યારથી ધારશીભાઇ **શ્રીમદ્‌ને** પોતાના તરણતારણ ગુરુસ્થાને માનવા લાગ્યા. એમ સમય પસાર થવા લાગ્યો, પણ ભક્તની પરીક્ષા તેની કસોટીમાં છે; તે અગ્નિપરીક્ષાનો સમય હવે નિકટમાં જ આવે છે.

એક દિવસે મધ્યાહ્ન વેળાએ ભર ઉન્હાળાના વખતમાં **શ્રીમદ્‌** ધારશીભાઈ સાથે ધર્મકથા કરતા દિવાનખાનામાં બેઠા છે. ત્યાં શ્રીમદે કહ્યું—ધારશીભાઈ, ફરવા જશું? ધારશીભાઈએ કહ્યું—જેવી આપની ઇચ્છા. એમ કહી શ્રીમદ્‌ની ઇચ્છાને આજ્ઞા માની ધારશીભાઈ તૈયાર થયા, ને ખરો બપોર હોવાથી હાથમાં છત્રી લીધી. ગુરુ–શિષ્ય બંને ફરવા નિકળી પડ્યા. એક છેડેથી દૃષ્ટિ નાંખતાં સામો છેડો દેખાય એવી એક માઇલ લાંબી સીધી લીટીમાં આવેલી મોરબીની બજારમાં આવતાં, શ્રીમદે કહ્યું—ધારશીભાઇ, જરા છત્રી ઉઘાડોને! શ્રીમદ્‌ના મુખમાંથી વચન નિકળતાં જ માથે ચઢાવી ધારશીભાઇએ છત્રી ઉઘાડી, અને પોતાના માથે જરા પણ ન રાખતાં બરાબર શ્રીમદ્‌ના મસ્તક પર ધરી રાખી. આમ મોરબીની ભર બજારમાં ધોરી રાજમાર્ગે ધર્મગોષ્ઠિ કરતાં કરતાં બન્ને ગુરુ–શિષ્ય ચાલ્યા જાય છે. ૫૦ વર્ષની પ્રૌઢ વયના અને ન્યાયાધીશ જેવી ઉચ્ચ પદવીએ પ્હોંચેલા ધારશીભાઇ જેવા સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ તે ૨૦–૨૨ વર્ષના દેખાતા શ્રીમદ્‌ જેવા નવયુવાનને છત્રી ધરી રાખે, એ દૃશ્ય બહિર્દૃષ્ટિ જનોને વિચિત્ર ને અયુક્ત લાગે, હસવા જેવું લાગે એમાં આશ્ચર્ય નથી. લોકો એકબીજાની સામું જોઈ હાંસી કરવા લાગ્યા—જોયો કળજુગનો પ્રભાવ! ખરેખર! જૂની આંખે નવા તમાસા! આવા વિદ્વાનને આ શું સૂજ્યુ? ધારશીભાઈની બુદ્ધિ બ્હેર મારી ગઇ લાગે છે કે ડાગળી ચસકી ગઇ લાગે છે, જેથી આ જુવાનીઆને ગુરુ માન્યા છે! પણ આ નવયુવાનની અંદર એક જ્ઞાનવૃદ્ધ આત્મા બેઠો છે તેનું જગતને ભાન નથી, એટલે તે ફાવે તેમ ટીકા કરે છે. ધારશીભાઈ તો એ સર્વની ઉપેક્ષા કરી લોકોની સામે દૃષ્ટિ પણ કરતા નથી, અને લોકલજ્જાની પરવાહ નહિં કરતાં પોતાના ધ્યાનમાં ને ધ્યાનમાં ગુરુને છત્રી ઓઢાડી ધર્મવાર્ત્તા કરતા કરતાં ચાલ્યા જાય છે. અને આમ અજ્ઞાની જગતને જેનું ભાન નથી એવું આ દેવદુર્લભ દૃશ્ય ત્યાં સર્જાઈ ગયુ! પછી ગામબ્હાર નિકળતાં શ્રીમદે કહ્યું—ધારશીભાઇ! હવે છત્રી બંધ કરો. ધારશીભાઈએ કહ્યું—સાહેબ, ગામબ્હાર તો વધારે તાપ લાગે. આપ કેમ ના પાડો છો? ભલે ઉઘાડી રહી. **શ્રીમદે** બોધ આપ્યો—કષાયનો તાપ આત્મામાંથી જવો જોઇએ. આ લોક ત્રિવિધ તાપથી આકુળવ્યાકુળ છે. જ્ઞાનીઓ જે એ સંસારના તાપથી મુક્ત થયા છે તેઓને તે જગતજીવોને એમ દુ:ખી દેખીને કરુણા આવે છે, અને દુ:ખમુક્ત કરવા ઉપદેશ આપે છે.

પછી શ્રીમદ્‌ નવલચંદભાઇને ઘેર પધાર્યા હતા અને ત્યાં સર્વ મુમુક્ષુઓની મધ્યે ધારશીભાઇની દૃઢતાની પ્રશંસા કરી હતી. ખરેખર! સત્ત્વની કસોટી કરનારી આવી અગ્નિપરીક્ષામાંથી સમુત્તીર્ણ થયેલા ધારશીભાઇની શ્રદ્ધાદૃઢતા કેવી અદ્‌ભુત હશે! ધન્ય એ ભક્ત! ધન્ય એ ભક્તિ!



પ્રકરણ દશમું

# 'આશુપ્રજ્ઞ' શ્રીમદ્‌ની ત્વરિત શ્રુતોપાસના

જાગ્યો આત્મા વિણુ પરિશ્રમે તત્ત્વસંસ્કારધારી,
તત્ત્વોદ્‌બોધે લઘુ વય છતાં વૃદ્ધ જ્ઞાનાવતારી. —(સ્વરચિત)

વવાણીઆ ગામમાં નામાંકિત બની ગયેલા અને સર્વ કોઈનું આકર્ષણ બની રહેલા બાલ **રાયચંદ**ની ખ્યાતિ દેશ-કાળની સીમાના બંધનો તોડી દિગ્‌દિગંતમાં પ્રસરવા લાગી. પુષ્પની સૌરભથી આકર્ષાઈને મધુકરો ચોમેરથી આવી પડે, તેમ વિદ્વાનો સંન્યાસીઓ સાધુઓ બાલ **રાયચંદ**નો સંપર્ક સાધી સમાગમ કરતા. કસ્તૂરીનો પરિમલ છાનો રહે નહિં,—'પરિમલ કસ્તૂરી તણોજી મહી માંહે મહકાય',—તેમ **રાયચંદ**ની કીર્તિ-કસ્તૂરીની સુવાસ કચ્છ-મોરબી આદિ આજુબાજુના વિસ્તારમાં તો એકદમ વાયુ-વેગે પ્રસરી ગઈ કે વવાણીઆમાં એક વાણીઆનો બાલપુત્ર આવો ચમત્કારિક મહા-પ્રજ્ઞાવાન્ મહાબુદ્ધિશાળી છે. તે વખતના કચ્છના દિવાન મણિભાઇ જશભાઇએ તો **રાયચંદ**ને કચ્છ પધારવાનું આમંત્રણ આપ્યું હતું, તેને માન આપી **રાયચંદ** કચ્છ ગયા હતા અને ત્યાં 'ધર્મ' વિષય ઉપર એક સુંદર ભાષણ કર્યું હતું. તેથી અત્યંત પ્રભાવિત થયેલા લોકોએ ધાર્યું કે આ તેજસ્વી બાલક આગળ જતાં મહાપ્રતાપી વિજયવાન્ થશે. ખરેખર! આ બાર તેર વર્ષનો નાનો બાલક ન હતો, પણ પૂર્વનો આરાધક હજારો વર્ષની વયનો જ્ઞાનવૃદ્ધ પુરાણ પુરુષ હતો!

તેરમા વર્ષ પછી **રાજચંદ્ર** તેમના પિતાની દુકાને બેસતા, પિતાને વ્યાપાર-કાર્યમાં મદદગાર થતા; તેમના અક્ષર સુંદર અને મરોડદાર છટાદાર હોવાથી કચ્છ દરબારના ઉતારે તેમને નકલો કરવા માટે બોલાવતા ત્યારે ત્યાં જતા. દુકાને બેસતાં પણ નિર્દોષ આનંદમૂર્ત્તિ **રાજચંદ્ર** અનેક પ્રકારે આનંદમાં કાળ નિર્ગમન કરતા, નાના પ્રકારની લીલાલહેર કરતા; અનેક પુસ્તકો વાંચતા, રામ ઇત્યાદિકના ચરિત્રો પર કવિતાઓ રચતા, સંસારી તૃષ્ણાઓ કરતા; છતાં વ્યાપારમાં પૂરેપૂરી નીતિમત્તા-પ્રમાણિકતા જાળવતા, કોઈને ઓછો અધિકો ભાવ કહેતા નહિં કે ઓછું અધિકું તોળતા નહિં. **શ્રીમદે** સ્વયં સમુચ્ચયવયચર્યામાં આ પ્રકારે ઉલ્લેખ્યું છે—'આ મારી તેર વર્ષની વયની ચર્યા છે. પછી હું મારા પિતાની દુકાને બેસતો, અને મારા અક્ષરની છટાથી કચ્છ દરબારને ઉતારે મને લખવા માટે બોલાવતા ત્યારે ત્યાં હું જતો. દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર કરી છે; અનેક પુસ્તકો વાંચ્યાં છે, રામ ઇત્યાદિકનાં ચરિત્રો પર કવિતાઓ રચી છે, સંસારી તૃષ્ણાઓ કરી છે, છતાં કોઈને મેં ઓછો અધિકો ભાવ કહ્યો નથી કે કોઇને મેં ઓછું અધિકું તોળી દીધું નથી; એ મને

ચોક્કસ સાંભરે છે.' **શ્રીમદે** સ્વયં આલેખેલું આ તે વખતનું પોતાનું શબ્દચિત્ર તેમના સ્ફટિક સમા સ્વચ્છ હૃદયનું પ્રતિબિંબ પાડે છે.

અત્રે પ્રશ્ન થવો સહજ છે કે **શ્રીમદ્‌**ને અભ્યાસ વધારવાને બદલે આટલી નાની વયમાં દુકાને કેમ બેસવું પડ્યું ? તેનો ઉત્તર તે વખતની કૌટુંબિક પરિસ્થિતિમાં છે. **પંચાણભાઈ**એ વવાણીઆમાં વહાણવટું આદર્યું, ત્યારે તેમની સ્થિતિ સારી હતી, પણ આગળ જતાં વવાણીઆ બંદર ભાંગી પડ્યું ને વેપારધંધો ત્રુટતો ચાલ્યો, એટલે પંચાણભાઈના ધંધાને પણ ધક્કો લાગ્યો અને સ્થિતિ પણ ઉત્તરોત્તર નબળી પડતી ગઈ. પછી **રવજીભાઈ**એ વવાણીઆમાં દુકાન પણ માંડી, ગામડા ગામના પ્રમાણમાં વ્યાપાર સાધારણ ચાલતો. તેમાં વળી તેમનો (રવજીભાઈનો) કુટુંબવિસ્તાર વધતો ચાલ્યો. **શ્રીમદ્‌**થી ત્રણ વર્ષ પૂર્વે જન્મેલ એક બ્હેન–શિવકોર બ્હેન તો હતા જ; **શ્રીમદ્‌**ના જન્મ પછી બીજી બે બ્હેનો—મીનાબ્હેન–ઝબકબ્હેનનો, પછી મનસુખભાઈનો અને પછી સૌથી નાના જીજીબ્હેનનો એમ અનુક્રમે જન્મ થયો. આમ બે પુત્રો અને ચાર પુત્રીઓનો કુટુંબપરિવાર રવજીભાઈનો હતો. ઉપરાંત વૃદ્ધ માતા–પિતા પણ હતા. એક બાજુથી આવા મોટા બહોળા કુટુંબપરિવારનો ઉદરનિર્વાહ કરવાનો મહાભાર તેમના પર આવી પડચો હતો અને બીજી બાજુથી આવકના સાધનો ઘટતા ગયા હતા. આવી વિષમ પરિસ્થિતિનો તેમને સામનો કરવો પડચો; કૌટુંબિક સ્થિતિ કેટલી બધી સાંકડી બની ગઈ હતી તેનો ખ્યાલ એક જ પ્રસંગ પરથી આવશે. પંચાણભાઈના ૧૯૩૪માં દેહત્યાગ પછી તે વખતના પ્રચલિત રૂઢિ–રિવાજ પ્રમાણે બાપદાદાની આબરૂ ને આગલો મોભો જાળવી રાખવા તેમનું કારજ કરવાની જરૂર પડી, ત્યારે કારજ કરવા માટે મહાદેવી **દેવમા**એ પોતાના અલંકારાદિ ઉતારી પોતાની મહાનુભાવતા દાખવી અપૂર્વ સ્વાર્થત્યાગ દર્શાવ્યો હતો. આ પ્રસંગ પરથી આડકતરી રીતે કુટુંબની આર્થિક ભીડનો કંઈક ભાસ થાય છે. આ વિષમ કૌટુંબિક પરિસ્થિતિનો ખ્યાલ **શ્રીમદ્‌**ના બાહ્ય સ્થૂલ જીવનની તેમજ આંતરજીવનની પશ્ચાદ્‌ભૂમિકા ( Back–ground ) વિચાર કરતાં દૃષ્ટિ સમક્ષ રાખવાની ખાસ જરૂર છે. મનુષ્ય ગમે તેટલો મહાન્ હોય તો પણ તેને અમુક પૂર્વ પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત પરિસ્થિતિની મર્યાદામાં વર્ત્તવું જ પડે છે, અને તે સંજોગોના વર્તુલમાં વર્ત્તીને જ પોતાનો આત્મવિકાસ સાધવાનું રહે છે. બાહ્ય સંજોગોની–બાહ્ય વાતાવરણની ( Environment ), જીવનઘડતર પર કંઈ ને કંઈ અસર થયા વિના રહેતી નથી, એટલે કેટલીકવાર ' Man is creature of circumstances '—મનુષ્ય સંજોગ–વશ પ્રાણી છે–મનુષ્યને સંજોગાધીન થવું પડે છે,–એ ઉક્તિ ચરિતાર્થ બને છે. એટલે **શ્રીમદ્‌**ને પણ પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત સંયોગોની મર્યાદામાં વર્ત્તવાનું હતું, પણ તે સંયોગોના વર્તુલમાં વર્ત્તીને પણ જે અપૂર્વ આત્મપરાક્રમથી તેમણે અપૂર્વ આત્મવિકાસ સાધ્યો એ જ એમનો અપૂર્વ મહિમાતિશય છે. આવી સાંકડી કૌટુંબિક પરિસ્થિતિના સંદર્ભમાં **શ્રીમદ્‌**ને નાની વયમાં જ અભ્યાસ છોડી દેવાનું અને પિતાની

દુકાને બેસવાનું આવી પડયું. પિતાને કામકાજમાં સહાયક બની તેમનો બોજો ઓછો કરવા અર્થોપાર્જનનો થોડો બોજો પોતે ઊઠાવવાની ફરજ બાલ **રાજચંદ્ર**ના માથે આવી પડી; અને તે ફરજ માતાપિતાના ઉપકારાદિ કારણે માથે ચઢાવવાનો પોતાનો ધર્મ સમજી લઘુવયમાં પણ ભારે સમજદાર **રાજચંદ્રે** સહર્ષ શિરસાવંદ્ય કરી.

અને દુકાને બેઠા બેઠા પણ **રાજચંદ્રે** વેપાર શો કર્યો? બાહ્ય વસ્તુઓનો વ્યાપાર કરવા સાથે એણે આંતરવસ્તુનો—આત્મવસ્તુનો વ્યાપાર વધારવા માંડયો, બાહ્ય દ્રવ્યની લેવડદેવડ સાથે એણે આંતરદ્રવ્યની લેવડદેવડનો વ્યાપાર વધાર્યો, દિનપ્રતિદિન શ્રુતજ્ઞાનની અનન્ય વૃદ્ધિનો વ્યાપાર આદર્યો. એમની જ્ઞાનપિપાસા એટલી બધી તીવ્ર હતી કે ખાનગીમાં તેમણે અભિનવ શ્રુતની ઉત્કટ ઉપાસના આદરી. પરમ આશ્ચર્યકારક ને અદ્ભુતાદદ્ભુતં તો એ છે કે આ જન્મમાં કદી પણ સંસ્કૃત–પ્રાકૃતનો અભ્યાસ નહિં છતા તેઓ માત્ર સવા વર્ષમાં સમસ્ત આગમોનું ઊંડું તલસ્પર્શી અવગાહન કરી ગયા! ભલભલા ઘણા વર્ષોના અભ્યાસી મહાપંડિતશિરોમણિઓ પણ ઘણા ઘણા દીર્ઘકાળે પણ જે જ્ઞાનસાધના ન કરી શકે, તેથી અનેકગણી અનંતગુણવિશિષ્ટ બળવાન્ જ્ઞાનસાધના **પ્રજ્ઞાનિધાન રાજચંદ્રે** લીલામાત્રમાં સ્વલ્પ સમયમાં સાધી લીધી. જે જ્ઞાનસંસ્કાર 'અતિ અભ્યાસે'–ઘણા ઘણા અભ્યાસે 'કાંઇ'–કિંચિત્‌માત્ર થવો ઘટે, તે સંસ્કારસ્વામી **રાજચંદ્રે** 'વિના પરિશ્રમે'–વગર પ્રયાસે ઘણો ઘણો સિદ્ધ કર્યો. મથી મથીને ઘણી ઘણી મહેનત કરે તોપણ જે શાસ્ત્રપારંગત ગીતાર્થપણું પ્રાપ્ત થવું મહામુનિઓને પણ પ્રાયે મહાદુષ્કર છે, તે ગીતાર્થપણું સ્વલ્પ સમયમાં સિદ્ધ કરી પરમ અર્થને ગીત કરનારા—સંગીતની જેમ આત્મામાં એકતાર વણી દેનારા ખરેખરા મહાગીતાર્થ **શ્રીમદ્**ની શ્રુતજ્ઞાનસંબંધિની આત્માનુભવદશાનો આ પ્રસંગ જો કે આત્મદશા વર્ધમાન થતાં આગળ ઉપર બનેલ છે, છતાં **શ્રીમદ્**ના આ શ્રુતજ્ઞાનના પ્રકરણમાં પ્રસંગથી તેનો નિર્દેશ કરશું: આગળ જતાં (સં. ૧૯૫૬માં) **શ્રીમદે** એક પત્રમાં આ સ્વાનુભવસિદ્ધ વચન લખ્યું છે—'એક શ્લોક વાંચતાં અમને હજારો શાસ્ત્રનું ભાન થઈ તેમાં ઉપયોગ ફરી વળે છે'—તે પરથી આ પરમ શ્રુતધર પુરુષની સર્વાતિશાયિની શ્રુતશક્તિ કેવી અગાધ હશે તેનો કંઈક ખ્યાલ આવે છે.

**શ્રીમદ્**નું આ આગમજ્ઞાન એટલું બધું અગાધ ને ઊંડું હતું, એટલું બધું તલસ્પર્શી અને તત્ત્વસ્પર્શી હતું કે તેમને તેનું તલેતલ ને રજેરજનું જાણપણું હતું, ઝીણામાં ઝીણી વિગત (Minutest details) એમના હૃદયગત હતી. આગળ જતાં—જે **अबुद्धा महाभागा** ઇ. સૂયગડાંગની બે ગાથાઓના પાઠની યથાર્થતા અંગે, ઠાણાંગ સૂત્રની ચોભંગીની ઘટમાનતા અંગે, **सिज्झंति बुज्झंति** ઇ. પદોની અદ્ભુત અર્થસંકલના અંગે, **संबुज्झहा जंतवो माणुसत्तं** ઇ. સૂયગડાંગ સૂત્ર ગાથાની પરમાર્થતા અંગે પરમ ભાવિતાત્મા **શ્રીમદે** જે અભૂતપૂર્વ સૂક્ષ્મતમ વિવેચન કર્યું છે તે પરથી આ વસ્તુસ્પષ્ટ જણાઈ આવે છે; અને **શ્રીમદ્**નું અસાધારણ (Extra-ordinary) શ્રુતજ્ઞાન કેટલું બધું અતિશાયી હશે, તેનો વિચક્ષણ વિદ્વજ્જનોને કંઈક ખ્યાલ આવે છે. ખરેખર! શ્રુતમાર્ગમાં

જેની પ્રજ્ઞા સંવેગાતિશયથી આશુગામિની હતી એવા '**આશુપ્રજ્ઞ**' **શ્રીમદ્**નું આગમ-અવગાહન એટલું બધું ત્વરિત હતું કે સામાન્ય પ્રાકૃત જનને તો તેની કલ્પના પણ આવવી અશક્ય છે. આવી અસાધારણ( Extra-ordinary ) ત્વરિત ગતિ પૂર્વજન્મોમાં ઉત્કટ જ્ઞાનોપાસના વિના અસંભવિત છે. એટલે પૂર્વ જન્મોમાં તેમના દિવ્ય આત્માએ અદ્‌ભુત જ્ઞાનારાધના કરી જ હોવી જોઈએ એમ આ પૂર્વના પ્રબળ આરાધક પુરુષનું દિવ્ય લોકોત્તર ચરિત્ર ડિંડિમ નાદથી પોકારે છે—ઉદ્‌ઘોષે છે; અને સકર્ણ-સહૃદય જનોના અંતઃકરણમાં તેનો પડઘો પડે છે. પૂર્વ જન્મોમાં સંસ્કારવારસો લઈને આવેલા આ દિવ્ય મહાત્માએ તે તે જન્મોમાં તે જ્ઞાનવારસાને ઓર બહલાવ્યો હશે એ પૂરેપૂરું સંભવિત છે, એમ આ જ્ઞાનાવતાર પુરુષના અદ્‌ભુત ચરિત્રનો વિચાર કરતાં સુવિચક્ષણ સુવિવેકી જનોના અંતરમાં ધ્વનિત થાય છે. અસ્તુ !

શ્રીમદ્‌ના બાલપણાના એક મિત્ર પોપટલાલ મનજી દેશાઈ પોતાના તત્કાલીન સંસ્મરણો ટાંકતાં લખે છે કે—'મારે સાહેબજી (શ્રીમદ્ રાજચંદ્ર) સાથે બાળપણાથી મૈત્રીનો સંબંધ હતો, તેમજ સગાંસંબંધીનો પણ સંબંધ હતો. તેઓશ્રી બાળપણથી જ ઘણા હોંશિયાર, મહાશાન્ત, તથા ઘણા જ વિદ્વાન્ ગણાતા હતા. ઘણા પુરુષો તેમની પાસે આવતા અને પ્રશ્ન પૂછતા. સાહેબજી તેઓના પ્રશ્નોનો ઉત્તર એવો સરસ આપતા કે જેથી આવેલા પુરુષો શાંત થઈને દંડવત્ નમસ્કાર કરી પાછા જતા. × × સાહેબજી પોતે સવારમાં સ્નાન કર્યા બાદ બે ત્રણ કલાક સુધી સૂત્રો વાંચતા, તે એવી રીતે કે એક પાનું લીધું, બીજું ફેરવ્યું એમ અનુક્રમે પાનાં ફેરવી જતા. જેમ ટ્રેન ચાલતી હોય તેમ બોલી જતાં. વળી સાહેબજીએ માત્ર ગુજરાતીનો જ અભ્યાસ કરેલો હતો, પણ ગમે તે ભાષામાં બોલી શકતા, વાંચી શકતા અને વિવેચન કરી શકતા. તેથી મને ઘણું જ આશ્ચર્ય લાગતું.' **શ્રીમદ્**ના સમકાલીન આ પોપટભાઈ દેશાઈના આ 'આંખો દેખા હાલ' જેવા આ કથનમાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. કારણ કે પૂર્વે ભણી ગયેલું સ્મૃતિમાં ફરી તાજું કરવું ( Revise ) જેમ સુલભ છે, તેમ પૂર્વે અભ્યસ્ત જ્ઞાન જન્મથી જ પ્રજ્ઞાતિશયસંપન્ન-સ્મૃત્યતિશયસંપન્ન **શ્રીમદ્**ને માત્ર 'પાનાં ફેરવી જતાં' સહજમાત્રમાં સ્મૃતિગોચર થઈ જવું સહજ સ્વાભાવિક છે.

વવાણીઆના મેઘજીભાઈ પટેલ સ્વામીનારાયણ ધર્મ પાળતા. તે અને બીજા એક પટેલ એક વખત **રાયચંદભાઈ** પાસે બેઠા હતા. ત્યારે વાર્ત્તાલાપપ્રસંગમાં મેઘજીભાઈએ સહજ પૂછ્યું—રાયચંદભાઈ ! આટલાં બધાં ધર્મના પુસ્તકો તમે વાંચી લીધાં હશે ? ત્યારે **રાયચંદભાઈ**એ કહ્યું—'બધાં અમારાં હૈયામાં છે.' આ મેઘજીભાઈ સ્વાનુભવથી કહેતા કે **રાયચંદભાઈ** જ્યારે બોલે ત્યારે એની વાણી એટલી બધી મીઠી હતી કે એવી મીઠી વાણી અમે હજુ સાંભળી નથી. હજુ બોલ્યા જ કરે એમ થતું. આવી હતી **શ્રીમદ્**ની અમૃતસ્રવિણી વાગ્લબ્ધિ !

જન્મક્ષેત્ર વવાણીઆમાં જેટલું ધર્મસાહિત્ય ઉપલબ્ધ હતું તેટલું તો **આશુપ્રજ્ઞ શ્રીમદ્** શીઘ્ર પી ગયા, પણ આટલાથી જ્ઞાનપિપાસુ **શ્રીમદ્**ની તૃષા છીપે એમ ન હતું,

આથી વિશેષ સાહિત્યની ગવેષણાર્થે અન્ય ક્ષેત્ર પ્રત્યે દૃષ્ટિ દોડાવવાની હતી. એટલે તે અર્થે કે વ્યવહારપ્રસંગે ૧૩મા વર્ષ પછી **શ્રીમદ્**નું મોરબી વારંવાર જવાનું થતું. ત્યાં તેઓ પોતાના ફૈબાને ઘેર રહેતા. તેની પાડોશમાં **વિનયચંદ દફતરી** નામે એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ રહેતા હતા, તેના વૃદ્ધ પિતાશ્રી **પોપટભાઈ** બહુ ધર્મિષ્ઠ હતા. તેમને **શ્રીમદ્** પ્રત્યે પ્રથમ દર્શને જ અપૂર્વ સ્નેહ જાગ્યો, તેથી **શ્રીમદ્** જ્યારે મોરબી પધારે ત્યારે તેમનો સમાગમ કરતા. તેઓ પોતાનો વખત જૈનાગમો વાંચવામાં ગાળતા. તેનો અપૂર્વ ભાવાર્થ **શ્રીમદ્** પાસેથી સાંભળી **શ્રીમદ્**ને બાળ સંત મહાત્મા તરીકે ઓળખ્યા હતા, તેથી તેમનું આદરમાન બહુ કરતા. વિનયચંદભાઈ મોરબીમાંથી તેમજ અમદાવાદ વગેરે સ્થળેથી પુસ્તકો મેળવી આપવામાં **શ્રીમદ્**ને સહાય કરતા. એ રીતે આ પિતા-પુત્ર બન્ને **શ્રીમદ્**ના ગુણજ્ઞ અંગત સ્નેહીઓ બન્યા હતા અને તેમનું ઘર **શ્રીમદ્**નું વાચનાલય, લેખનાલય અને પુસ્તકાલય બન્યુ હતું.

આવા આ જ્ઞાન-ધ્યાનરત બાલ રવિ જેમ ઉદય પામતા તેજોમૂર્તિ બાલ મહાત્મા અંગે તેમના બાલસ્નહી-બાલમિત્ર પૂર્વોક્ત પોપટભાઈ મનજી દેશાઈએ તે વખતના ઓર સંસ્મરણો પણ નોંધ્યા છે કે—'મોરબીમાં જેઠમલજી નામના સાધુ વિદ્વાન્ ગણાતા હતા. તેઓએ સાહેબજીને પ્રશ્ન પૂછ્યા. તે પ્રશ્નના ઉત્તર તેઓશ્રીએ તત્કાળ આપ્યા. સાધુએ વિચાર્યું કે જો આ આપણી સાથે રહે તો ઘણું સારું થાય. તેથી એક વખત તે સાધુએ કહ્યું કે આપ આ ઢુંઢક મતને દીપાવો. તેઓએ કહ્યું કે સત્ય વસ્તુ હશે તે જ કહેવાશે. × × કેટલાક જૈન લોકો એમ ધારતા કે આ તો કાંઈ બધાથી જુદી જ વાત કરે છે. પણ સાહેબજી તેઓને કહેતા કે મહાવીરે જે પ્રમાણે કહ્યું છે, તે જ પ્રમાણે કહેવાનું છે, અને તે સિવાય બીજા કોઈ પ્રકારે માર્ગ મળી શકવાનો નથી. અમારે કાંઈ મહાવીર વિરુદ્ધ કહીને અનંતો સંસાર વધારવો નથી. વિરુદ્ધ કહીને મને કાંઈ મળી જવાનું નથી. ×× સાહેબજીને ઘેર કોઈ સાધુ વહોરવા આવે તો પોતે પાસે રહીને વહોરાવતા, અને કહેતા કે જો તમે અવળી રીતે પ્રરૂપણા કરશો તો બૂરા હાલ થશે, સંસાર રખડવો પડશે, એમ ચોક્કસ યાદ રાખજો. × × સાહેબજીનું તેજ તેમજ કડપ એટલો બધો હતો કે, હું કોઈ દશ વાતો પૂછવા આવ્યો હોઉં અગર બીજા કોઈ આવ્યા હોય તો માંડ બે પૂછી શકે. કારણ સિવાય સાહેબજી બોલતા ન હતા. તેમજ બોલાવવામાં આવે તો પણ ટૂંકામાં જવાબ આપતા. સાહેબજી જે વખતે ધ્યાનમાં કે વિચારમાં હોય તે વખતે કોઈનાથી કાંઈ પણ બોલી શકાય નહીં, પણ જ્યારે નીચી દૃષ્ટિ ઊંચી કરી જુએ ત્યારે કંઈ કહેવું હોય તે કહી દઉં.' આમ જેને **શ્રીમદ્જી** વિનોદમાં 'વવાણીઆ સમાચાર' કહેતા એવા આ પોપટભાઈ તરફથી આપણને શ્રીમદ્ સંબંધી તે વખતના આ થોડા 'વવાણીઆ-સમાચાર' જાણવા મળે છે; અને તેમણે દોરેલા આ સમકાલીન શબ્દચિત્રમાં એક સાચા ભવભીરુ, નિર્ભય, સત્યપ્રિય-સત્યવક્તા, ભાવનાશીલ, જ્ઞાની-ધ્યાની-ધૂની-મૌની બાલ મહાત્માના દુર્ધર્ષ ભવ્ય વ્યક્તિત્વનું સ્પષ્ટ રેખાચિત્ર ઉપજી આવે છે.

## પ્રકરણ અગીયારમું

# ધર્મમંથનકાળમાં તત્ત્વમંથન

"पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥" —શ્રીહરિભદ્રસૂરિ

જૈનસૂત્રના સ્વલ્પ પરિચયથી પણ **શ્રીમદ્**ને સંસર્ગદોષથી જૈન સંબંધી પોતાના પૂર્વબદ્ધ ખ્યાલો (Prejudices) દૂર થતાં, સત્યગ્રાહી સત્યપ્રિય ન્યાયપ્રિય **શ્રીમદ્**નું જૈન સંબંધી વિશેષ વિશેષ જાણવાનું આકર્ષણ વધતું ગયું. એ આપણે આગલા પ્રકરણોમાં જોયું. મતની માન્યતાના આગ્રહથી જીવ જાણ્યે-અજાણ્યે સત્‌નો દ્રોહ કરી નાંખે છે, મતના આગ્રહથી જીવ 'મારૂં તે જ સાચું' એવી દૃષ્ટિરાગરૂપ માન્યતા જ રાખે છે, માટે મતાગ્રહને તિલાંજલિ આપી 'સાચું તે જ મારૂં' એવી સમ્યગ્‌દર્શનરૂપ સત્‌ગ્રહણની દૃષ્ટિ જ જીવે વિકસાવવા યોગ્ય છે,—એમ સત્યપ્રિય **શ્રીમદ્**ની પ્રથમથી જ જીવનદૃષ્ટિ હતી, તે ઉત્તરોત્તર ઓર વજ્રલેપ દૃઢ બળવત્તર બનતી ગઇ. એટલે મતની દૃષ્ટિથી નહી પણ 'સત્'ની દૃષ્ટિથી સત્ય તત્ત્વનું સ્વરૂપ શું છે, તે સત્ય તત્ત્વનું યથાર્થ પરમાર્થસ્વરૂપ દર્શાવનારૂં કયું દર્શન સત્ય છે, ને તે આત્મસાક્ષાત્‌કારરૂપ પૂર્ણસત્ય તત્ત્વદર્શન પમાડવાને કયો ધર્મ પરિપૂર્ણ સમર્થ ને પરિપૂર્ણ સત્ય છે, તેની મધ્યસ્થ નિષ્પક્ષપાત પરીક્ષા કરવાને સત્યતત્ત્વગવેષક ન્યાયપ્રિય પરીક્ષાપ્રધાની **રાજચંદ્ર**નું ચિત્ત વળ્યું; ષડ્‌દર્શનરૂપ મહાસમુદ્રનું નિજબુદ્ધિરૂપ મંથ વડે મંથન કરી તત્ત્વ-નવનીત વલોવવાનું ભગીરથ કાર્ય **શ્રીમદે** આદર્યું; અર્થાત્ તેરમા વર્ષથી સોળમા વર્ષ સુધીમાં ષડ્‌દર્શનની મધ્યસ્થ પર્યાલોચના કરવારૂપ ધર્મમંથનકાળ-તત્ત્વમંથનકાળ **પરીક્ષા-પ્રધાની શ્રીમદ્**ને પ્રાપ્ત થયો. વેદાંત-સાંખ્ય-યોગ-બૌદ્ધ-જૈન આદિ ષડ્‌દર્શનનું સ્વરૂપ દર્શાવનારા ઉપલભ્ય ગ્રંથોનું ઊંડું અવગાહન તેમણે સ્વલ્પ સમયમાં કરી નાંખ્યું. ષડ્‌દર્શનની તુલનાત્મક પરીક્ષા પરીક્ષાપ્રધાની **રાજચંદ્રે** ન્યાયના કાંટા પર કરી, ષડ્‌દર્શનના તત્ત્વને નિષ્પક્ષ ન્યાયમૂર્ત્તિની જેમ ન્યાયના કાંટે તોલ્યું.

**શ્રીમદ્ રાજચંદ્ર**, 'યાકિનીમહત્તરાસૂનુ' ષડ્‌દર્શનવેત્તા **શ્રી હરિભદ્રાચાર્ય**ની જેમ,—'મને વીર પ્રત્યે પક્ષપાત નથી ને કપિલાદિ પ્રત્યે દ્વેષ નથી, જેનું વચન યુક્તિમદ્-યુક્તિયુક્ત હોય તેનો પરિગ્રહ કરવા યોગ્ય છે,'—એવા નિષ્પક્ષપાત ન્યાયને અનુસરનારા હતા; 'આગ્રહી પુરુષ તો જ્યાં પોતાની મતિ અભિનિવિષ્ટ (અભિનિવેશ પામેલી-આગ્રહી) છે ત્યાં યુક્તિને લઈ જાય છે, પણ પક્ષપાત રહિતને તો જ્યાં યુક્તિ હોય છે ત્યાં મતિ નિવેશ કરે છે,'×—એ **શ્રી હરિભદ્રસૂરિ**ની સુપ્રસિદ્ધ ઉક્તિને જીવનમાં તથારૂપ આચરણથી ચરિતાર્થ કરનારા હતા. પરમ પ્રજ્ઞાતિશયને લીધે **પરમ**

પ્રતિભાસંપન્ન **શ્રીમદ્** ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કોટિના પરીક્ષાપ્રધાન પુરુષ હોઈ, આગમ અનુમાન ને અનુભવની કસોટીએ ચઢાવી તત્ત્વની યથાવત્ નિષ્પક્ષપાત પરીક્ષા કરવાને પરિપૂર્ણ સમર્થ હતા.

**શ્રીમદ્**ના આ પરીક્ષાપ્રધાનીપણાના ઝપાટામાં આત્માને નહિં માનનાર નાસ્તિક દર્શન (ચાર્વાક) પણ આવી ગયું ને એના ઝપાટામાં એકવાર **શ્રીમદ્** પણ આવી ગયા! પણ આ પરીક્ષાપ્રધાનીપણાના પરમ પ્રભાવે તેમાંથી અણીશુદ્ધ પાર ઉતરી જઇ શુદ્ધ આત્મવિજયી બન્યા. તે આ પ્રકારે—આત્મા જેવી કોઇ વસ્તુ છે નહિં, આ ભવ વિના બીજો ભવ છે નહિં, પુણ્ય નથી, પાપ નથી, પરલોક જેવું કે એવું તેવું કાંઈ છે નહિં, ઇ. પ્રકારે નાસ્તિકતાથી વિચારની શ્રેણી શરૂ કરતાં, એ તર્કને અનુકૂળ—અનુસરતો વિચાર કરતાં—એ તર્કને અનુકૂળપણે તત્ત્વવિચાર પર ચઢતાં, ખરેખરા અંતરંગ તત્ત્વજિજ્ઞાસુને તે તર્કનું મિથ્યાપણું સિદ્ધ થાય છે, દેહાદિથી ભિન્ન એવી કોઇ વસ્તુ —'આત્મા' છે એવું ભાન થાય છે અને આત્મધર્મનું મૂળ હાથ લાગે છે. આ અંગે **શ્રીમદ્**નું પોતાનું સ્વાનુભવસિદ્ધ વચન છે કે–'આ ભવ વિણ ભવ છે નહિં, એ જ તર્ક અનુકૂળ; વિચારતાં પામી ગયા, આત્મધર્મનું મૂળ.' તેમજ એક પત્રમાં (અં. ૮૨) **શ્રીમદ્જી** આ અંગે સ્પષ્ટ ઉલ્લેખે છે કે —'× × મોટી કલ્પના તે આ બધું શું છે? તેની હતી. તે કલ્પનાનું એકવાર એવું ફળ દીઠું કે પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી; સુખે રહેવું, અને સંસાર ભોગવવો એ જ કૃતકૃત્યતા છે. એમાંથી બીજી પંચાતમા નહીં પડતા ધર્મની વાસનાઓ કાઢી નાખી. કોઈ ધર્મ માટે ન્યૂનાધિક કે શ્રદ્ધાભાવપણું રહ્યુ નહીં. થોડો વખત ગયા પછી એમાંથી ઓર જ થયુ. × × કોઈ ઓર અનુભવ થયો અને જે અનુભવ પ્રાયે શાસ્ત્રમાં લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામા પણ નથી, તેવો હતો.' ઇ. આમ તત્ત્વમંથનકાળમાં એકવાર તો **શ્રીમદ્**ને નાસ્તિકતાનો વિચાર પણ આવી ગયો, પણ 'તત્ત્વવિચાર સુધારસ ધારા' આગળ ચાલતા અનુભવની કસોટીએ કસનારા પરીક્ષાપ્રધાની **શ્રીમદ્**ને તે વિચાર મિથ્યા જણાયો અને તેમાંથી આ આત્મધર્મનું મૂળ તેમને હાથ લાગ્યું ને **આત્માનો અમૃતાનુભવ** થયો.

આવા પરીક્ષાપ્રધાની પુરુષ કષ-છેદ-તાપ પરીક્ષાથી સુવર્ણની જેમ તત્ત્વની અગ્નિ-પરીક્ષા કરે અને તે અગ્નિપરીક્ષામાંથી શુદ્ધસુવર્ણવત્ જે સમુત્તીર્ણ થાય તેનો જ મુક્ત હૃદયે સ્વીકાર કરે એ સહજ સ્વાભાવિક છે એમાં આશ્ચર્ય શું? જેમકે—(૧) **કષ પરીક્ષા**— સોનાને જેમ પ્રથમ તો ઉપર ઉપરથી કસોટીપત્થર પર કસી જુએ છે, તેમ કોઈ એક ધર્મશાસ્ત્રના વિધિ-નિષેધ એક મોક્ષતત્ત્વને ગોચર અધિકારવાળા છે કે નહિં, તેની પરીક્ષા કરવી તે કષ પરીક્ષા છે. દાખલા તરિકે—'પ્રાણવધ આદિક,

× "आग्रही बत निनीषति युक्तिं, तत्र यत्र मतिरस्य निविष्टा ।
पक्षपातरहितस्य तु युक्तिर्यत्र तत्र मतिरेति निवेशं ॥"
—શ્રીહરિભદ્રસૂરિકૃત લોકતત્ત્વનિર્ણય

પાપસ્થાનોનો જે પ્રતિષેધ અને ધ્યાન-અધ્યયનાદિનો જે વિધિ, તે ધર્મનો કષ છે.'* (૨) છેદ પરીક્ષા—કદાચ સોનું ઉપર ઉપરથી તો બરાબર હોય, પણ અંદરમાં દગો કે સેળભેળ હોય, ઉપરમાં સોનાનો ઢોળ હોય ને અંદર પીત્તળ હોય તો શું ખબર પડે? એટલા માટે એનો છેદ ( Cross-section ) કરવામાં આવે છે, કાપ મૂકવામાં આવે છે, અને એમ કરતાં પોલ હોય તો પકડાઈ જાય છે. તેમ આ ધર્મશાસ્ત્રમાં જે વિધિ-નિષેધ બતાવ્યા છે તેનો યોગ-ક્ષેમ કરે એવી ક્રિયા એની અંદર કહી છે કે કેમ? આ છેદપરીક્ષા છે. અર્થાત્ 'જે બાહ્ય અનુષ્ઠાન વડે તે વિધિ-નિષેધ નિયમથી બાધિત ન થાય અને પરિશુદ્ધ સંભવે, તે પુનઃ ધર્મ બાબતમાં છેદ છે.' (૩) **તાપ પરીક્ષા**—કદાચ સોનું ઉપરની બન્ને કસોટીમાંથી પાર ઉતરે, તોપણ તેની પરીક્ષા હજુ પૂર્ણ થતી નથી, કારણ કે ભેળસેળ કરનારા એટલા બધા ચાલાક હોય છે કે સોનાની સાથે અણુએ અણુ બીજી ધાતુ ( alloy ) ભેળવી દે છે. આની પરીક્ષા સોનાને તપાવવાથી થાય; અગ્નિતાપથી સોનું ગાળવામાં આવે, તો તેની મેલાશની--અશુદ્ધિની ખબર પડે. તેમ પરીક્ષક ચોકસી પણ સર્વ નયનું અવલંબન કરતા વિચારરૂપ પ્રબલ અગ્નિ વડે કરીને ધર્મશાસ્ત્રની તાવણી કરે છે, ધર્મશાસ્ત્રને તાવી જુએ છે, અને તેમાં તાત્પર્યની અશુદ્ધિ કે મેલાશ છે કે નહિં તે તપાસે છે. આ તાપ પરીક્ષા છે. દાખલા તરિકે—'બંધાદિનો પ્રસાધક એવો જે જીવાદિ ભાવવાદ તે અહીં તાપ છે.—એઓથી (કષ-છેદ-તાપથી) સુપરિશુદ્ધ એવો ધર્મ ધર્મત્વને પામે છે.' આમ કષ-છેદ-તાપ વડે ધર્મ-શાસ્ત્રરૂપ સોનાની પરીક્ષા વિચક્ષણ પુરુષો કરે છે. અને તેવી તથારૂપ પરીક્ષા કરવાને **શ્રીમદ્** જેવા પરમ વિચક્ષણ પુરુષ પરમ સમર્થ હતા.

અને એટલે જ આમ મૂળ જિનાગમોનું તેમજ ષડ્દર્શનોનું ઊંડું અવગાહન કરતાં, નિષ્પક્ષપાત ન્યાયથી તુલનાત્મક તોલન કરતાં પરીક્ષાપ્રધાની **રાજચંદ્રને** જિન-દર્શનનું પૂર્વાપર અવિરુદ્ધ અવિસંવાદીપણું સુપ્રતીત થયુ. ધર્મવરચતુરન્તચક્રવર્તી જિન ભગવંતનું ધર્મચક્ર જ ઉભયલોકઉપકારિપણાએ કરીને તેમજ ત્રિકોટિપરિશુદ્ધતાએ કરીને 'વર'-પ્રધાન છે એવો આત્મનિર્ણય થયો; આદિ મધ્ય ને અંત એ ત્રિકોટિમાં પૂર્વાપર અવિરુદ્ધતારૂપ પરિશુદ્ધતા વડે કરીને, અથવા કષ-છેદ-તાપ એ ત્રિવિધ પરીક્ષારૂપ ત્રિકોટિગત પરિશુદ્ધતા વડે કરીને વીતરાગદર્શન જ પરિપૂર્ણ સત્ય છે એવો આત્મપ્રતીતિરૂપ પરીક્ષાપ્રધાનતાજન્ય સુવિનિશ્ચય થયો. કોઈપણ મત-દર્શનના આગ્રહ કે પક્ષપાત વિના અત્યંત મધ્યસ્થતાથી પ્રામાણિક ન્યાયમૂર્તિની જેમ ન્યાયતુલા બરાબર

---

* "पाणवहाईयाण पावट्ठाणाण जो उ पडिसेहो ।
झाणज्झयणाईणं, जा उ विही एस धम्मकसो ॥
बज्झाणुट्ठाणाण, जेण न बाहिज्जए तय नियमा ।
संभवइ य परिसुद्धं, सो पुण धम्ममि छेओत्ति ॥
जीवाइ भाववाओ, बधाइ पसाहगो इह तावो ।
एएहिं सुपरिसुद्धो, धम्मो धम्मत्तणमुवेइ ॥" —શ્રીહરિભદ્રસૂરિકૃત પંચવસ્તુ

જાળવીને, કેવળ શુદ્ધ તત્ત્વગવેષકપણે સ્વચ્છ અંતઃકરણથી પરીક્ષા કરતાં જોઈ જોઈને જોયું તો ભગવંત વીતરાગપ્રણીત ધર્મ જ આદિ મધ્ય ને અંત એ ત્રણે કોટિમાં, પહેલેથી તે છેલ્લે સુધી, અથથી તે ઇતિ સુધી પૂર્વાપર અવિરુદ્ધ ( most consistent ) અને સુસંવાદવાળો (most rational) પ્રતીત થયો. તેમજ સોનાની જેમ કષ–છેદ –તાપ એ ત્રિકોટિરૂપ ત્રિવિધ પરીક્ષાથી પણ તેમણે તત્ત્વની ચકાસણી કરી જોઈ, તો તે અગ્નિપરીક્ષામાંથી પણ ભગવાન્ વીતરાગપ્રણીત ધર્મ જ શુદ્ધ સુવર્ણવત્ સમુત્તીર્ણ થયો. આમ બન્ને પ્રકારે ત્રિકોટિપરિશુદ્ધતા વડે કરીને પરીક્ષાપ્રધાનીપણે પરીક્ષા કરતાં **ન્યાયમૂર્ત્તિ શ્રીમદ્**ના અંતરૂમાં નાદ ઊઠ્યો કે ભગવંત વીતરાગનું આ ધર્મચક્ર જ અન્ય અપેક્ષાએ 'વર'-પ્રધાન છે; અને તે જ અંતરૂનો નાદ—આપણે હવે પછી જોશું તેમ—તેમની પરમ **દર્શનપ્રભાવક** અમર કૃતિ **મોક્ષમાળા** (બાલાવબોધ)માં ડિંડિમ નાદથી ઉદ્ઘોષ્યો.

આમ **શ્રીમદ્** જિનદર્શનના–વીતરાગદર્શનના વજ્રલેપ દૃઢનિશ્ચયી બન્યા, આ ઉપરથી રખેને કોઈ એમ ન કલ્પી લ્યે કે **શ્રીમદ્** જિનદર્શનના આગ્રહી બન્યા; પરંતુ અત્ર એમ સ્પષ્ટ જાણી લ્યે કે સર્વત્ર અત્યંત નિરાગ્રહી બન્યા. કારણ કે આગ્રહ અને ગ્રહણ બન્ને જૂદી વસ્તુ છે, આગ્રહ અને ગ્રહણમાં મોટો તફાવત છે; કોઇ મતનો 'આગ્રહ' કરવો તે અભિનિવેશરૂપ ખેંચતાણ છે, પણ સત્ વસ્તુનું 'ગ્રહણ' કરવું તે સત્ય આત્મપ્રતીતિથી સત્ય વસ્તુનો મુક્ત કંઠે મુક્ત હૃદયે સ્વીકાર છે. **શ્રી યશોવિજયજી**એ રમુજી શૈલીમાં કહ્યું છે તેમ–મધ્યસ્થનું મનરૂપ વાછડું યુક્તિરૂપ ગાયને અનુસરે છે,—તેની પાછળ પાછળ જાય છે અને તુચ્છ આગ્રહવંતનું મનરૂપ વાંદરૂં તે યુક્તિ–ગાયને પૂંછડેથી ખેંચે છે!—'**मनोवत्सो युक्तिगवीं, मध्यस्थस्यानुधावति । तामाकर्षति पुच्छेन, तुच्छाग्रहमनःकपिः ॥**' આમ 'જ' એમ આગ્રહરૂપ એકાંતવાદ એ જ અન્ય દર્શનોનું દૂષણ છે અને નિરાગ્રહરૂપ અનેકાંતવાદ એ જ જિનદર્શનનું ભૂષણ છે. સ્યાદ્વાદી જિનદર્શન એ જ નિરાગ્રહ ને નિરાગ્રહ એ જ જિનદર્શન—એવા સર્વ સમન્વયકારી સ્યાદ્વાદની પરમ અદ્ભુત ચમત્કૃતિ છે, સર્વ દર્શનને પોતાના વિશાળ અંગમાં–પટમાં સમાવી લ્યે એવી એની અદ્ભુત વિશાલતા છે. કારણ કે અનેકાંતી જિનદર્શનનું સર્વદર્શનવ્યાપકપણું તેના સ્યાદ્વાદદર્શીપણાને લઈને છે. એટલે યથાયોગ્ય નયવિભાગ પ્રમાણે તે તે દર્શન પોતપોતાના નયની અપેક્ષાએ કથંચિત્–કોઇ અપેક્ષાએ સાચા છે એમ 'સ્યાત્' પદનો ન્યાસ કરીને તે સમાધાન–સમન્વય (Reconciliaton) કરે છે. આમ જિનદર્શન સર્વ દર્શનોમાં વ્યાપક (all-pervaiding) થાય છે ને સર્વ દર્શનો જિનદર્શનના અંગભૂત બને છે; પણ અન્ય દર્શનો એકાન્તવાદના આગ્રહરૂપ દૂષણથી દૂષિત હોવાથી એકદેશીય હોઇ સર્વદેશીય જિનદર્શનમાં વ્યાપક થઇ શકતા નથી. સાગરમાં સર્વ સરિતાઓ સમાય છે, પણ સરિતામાં સાગર સમાતો નથી; તેમ જિનદર્શન–સાગરમાં સર્વદર્શન–સરિતાઓ સમાય છે, પણ સર્વદર્શન–સરિતામાં જિનદર્શન–સાગર સમાતો નથી. આમ સર્વ

દર્શનોને પોતાના વિશાલ પટમાં સમાવવાને જિનદર્શન સમર્થ છે, કારણ કે સર્વથા સર્વત્ર નિરાગ્રહી એવી સર્વસમન્વયકારી પરમ ઉદાર અનેકાંત દૃષ્ટિને ઉપદેશતા જિન ભગવાનના ઉપદેશની રચના ત્રણે કાળમાં એવી પરમોત્તમ છે કે તેમાં સર્વ મતદર્શન હળીમળીને પોતપોતાની સંભાળ કરતા રહે છે.

'રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ;
ઇનમેં સબ મત રહત હે, કરતે નિજ સંભાળ.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

"જિનવરમાં દર્શન સઘળાં છે, દર્શન જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિની સાગર ભજનારે....
પડ દરિસણ જિન અંગ ભણીજે."—**શ્રી આનંદઘનજી**

અને શુદ્ધ આત્મદર્શનરૂપ જિનદર્શનની આવી સર્વનો સમાવેશ કરે એવી પરમ ઉદારતા અને વિશાલતા છે, એટલે જ સમ્યગ્દષ્ટિ યોગદૃષ્ટિસંપન્ન **શ્રીમદ્** જેવા યોગીઓને તો આ મ્હારૂં દર્શન ને આ ત્હારૂં દર્શન એવો દર્શનભેદ હૃદયમાં વસતો જ નથી. **મહાન્ શ્રી હરિભદ્રસૂરિએ** કહ્યું છે તેમ—'વિદ્વાનોને આ પોતાનો વા પારકો સિદ્ધાંત શો?'—**आत्मीयः परकीयो वा कः सिद्धांतः विपश्चिताम्।** તેઓ આવા મત-દર્શનના ભેદને લક્ષમાં લેતા નથી, તેને વજૂદ આપતા નથી. પ્રાકૃત જનોની જેમ તેઓ મત-દર્શનના આગ્રહમાં તણાઇ જતા નથી. તેઓ તો એક યોગમાર્ગને જ દેખે છે, યોગદર્શનને—આત્મદર્શનને જ દેખે છે. એક જ આત્મતત્ત્વના મૂળમાં એ સર્વ દર્શનો વ્યાપ્ત છે, માત્ર 'દૃષ્ટિ'નો જ ભેદ છે,—એમ તેઓ ખરા અંતઃકરણથી માને છે. તેઓ તો પડદર્શનને જિનદર્શનના અથવા શુદ્ધ આત્મદર્શનના અંગરૂપ જાણે છે, એટલે તેના ખંડનમંડનની કડાકૂટમાં ઉતરતા નથી, ઉલટા તે છએ દર્શનને સમ્યગ્-દૃષ્ટિથી આરાધે છે.

'ભિન્ન ભિન્ન મત દેખીએ, ભેદ દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, તે જ ધર્મ અનુકૂળ.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

"પડ દરશન જિન અંગ ભણીજે, ન્યાસ પડંગ જો સાધે રે';
નમિ જિનવરના ચરણ ઉપાસક, પડ દરશન આરાધે રે."**શ્રી આનંદઘનજી**

આમ પરીક્ષાપ્રધાનીપણે પરીક્ષા કરતાં **શ્રીમદ્**ને આત્મધર્મ જેનું મૂળ છે એવા આ સર્વદર્શનવ્યાપક શુદ્ધઆત્મદર્શનરૂપ જિનદર્શનની—વીતરાગદર્શનની શ્રદ્ધા વજ્રલેપ દૃઢ થઇ, અને જે આ પરીક્ષાપ્રધાન શ્રદ્ધા હોય છે તે આજ્ઞાપ્રધાન શ્રદ્ધા કરતાં અનંત-ગુણવિશિષ્ટ બળવાન્ હોય છે, એટલે બીજાઓમાં પણ તે બળવાન્ શ્રદ્ધા પ્રેરવાને સમર્થ હોય છે, અને એટલે જ આવા પરીક્ષાપ્રધાન શ્રદ્ધાવંત તે 'સત્ય ધર્મ'નો ઉદ્ધાર કરવાને

—વીતરાગમાર્ગનો પ્રભાવ પ્રવર્તાવવાને પરમ સમર્થ પ્રભાવક થાય છે આમ ધર્મ મંથનકાળમાં તત્ત્વમંથન કરતા **શ્રીમદ્‌ને** જિનદર્શનનો કેવો હાડોહાડ રંગ લાગ્યો,— વીતરાગદર્શનના વીતરાગ—અપૂર્વ વૈરાગ્યરંગથી **શ્રીમદ્** કેવા અસ્થિમજ્જા રંગાઈ ગયા તે આપણે જોયું આ તો બધી—'ઓગણીસસેં ને એકતાલીસે' આવ્યો અપૂર્વ અનુસાર રે'—એની અપૂર્વતૈયારીરૂપ છે, અને તેનુ ફળપરિપાકરૂપ ફળ હવે પછી આપણે અવલોકશુ





શ્રીમદ્ રાજચંદ્ર
( વર્ષ ૧૯ મું )



વિભાગ બીજો

# અધ્યાત્મ જીવનનો પહેલો તબક્કો

(સં. ૧૯૪૧ થી ૧૯૪૬ : ૧૭મા વર્ષથી ૨૩મા વર્ષ સુધી)

## પૂર્વ ભાગ : પહેલો આંતરતબક્કો

(સં. ૧૯૪૧ થી ૧૯૪૪નો પૂર્વ ભાગ : ૧૭મા વર્ષથી ૨૦મા વર્ષ સુધી)



# પ્રકરણ બારમું

# 'આવ્યો અપૂર્વ અનુસાર રે'

'ઓગણીસમેં ને એકતાલિસે આવ્યો અપૂર્વ અનુસાર રે' —શ્રીમદ્ રાજચંદ્ર

અપૂર્વ પૂર્વસંસ્કારને લીધે **શ્રીમદ્**ની પ્રજ્ઞા અસામાન્ય હતી, પ્રતિભા અસાધારણ હતી, સ્મૃતિ અદ્‌ભુતાદદ્‌ભુત હતી, **શ્રીમદ્**નુ આત્મબળ અલૌકિક હતુ, એ આત્મબળથી પ્રેરિત એમનુ મનોબળ (વિચારબળ)—વચનબળ અનન્ય હતુ એમની વિચારશક્તિ વિવેકશક્તિ, ગ્રહણશક્તિ, ધારણશક્તિ, અવધાનશક્તિ, અનુકરણશક્તિ વક્તૃત્વશક્તિ (વાગ્મિત્વ), કવિત્વશક્તિ, કલ્પનાશક્તિ, નવસર્જનશક્તિ એ આદિ અનેકવિધ ક્ષયોપશમશક્તિઓ પરમ આશ્ચર્યકારક હતી ટૂંકામા તેમનુ ઉપયોગબળ–યોગબળ અપૂર્વ હતુ એમના અંતરૂમા બે પ્રકારની વિચારધારાઓ પ્રવર્તતી હતી એક તરફ સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ કરેલા વિચારો જેવા વિચારો તરંગિત થતા હતા, તો બીજી તરફ સમર્થ નાસ્તિકોએ કરેલા વિચારો જેવા વિચારો પ્રસંગત થતા હતા, એક તરફ ચક્રવર્તી જેવા તૃષ્ણાના વિચારો ઉદ્‌ભવતા હતા, તો બીજી તરફ પરમ નિસ્પૃહી ત્યાગી મહાત્મા જેવા વિચારો પ્રભવતા હતા, એક તરફ વૈભવવિલાસના વિચારો વિલસતા હતા, તો બીજી તરફ વૈરાગ્યવિલાસના વિચારો ઉલ્લસતા હતા, એક તરફ કવચિત્ લોકાર્થ વિચારો આવી જતા હતા, તો બીજી તરફ શુદ્ધ આત્માર્થ લોકોત્તર વિચારો પ્રાય સ્થિર થતા હતા આમ નાના પ્રકારના વિચિત્ર વિષમ વિચારોનુ ધમસાણ **શ્રીમદ્**ના ચિત્તમા ચાલતું હતુ, વિરોધી પ્રતિસ્પર્ધી વિચારોનુ તુમુલ યુદ્ધ **શ્રીમદ્**ના અંતરૂમા મચતુ હતુ આ અંગે **શ્રીમદે** જ સ્વયં સમુચ્ચયવયચર્યાવાળા **'આત્મકથા' પત્રમાં** સ્વસંવેદન આલેખ્યુ છે કે—'બાવીસ વર્ષની અલ્પવયમા મે અનેક રંગ આત્મા સંબંધમા, મન સંબંધમા, વચન સંબંધમા, અને ધન સંબંધમા દીઠા છે નાના પ્રકારની સૃષ્ટિરચના, નાના પ્રકારના સંસારી મોજા, અનંત દુઃખનુ મૂળ એ બધાનો અનેક પ્રકારે મને અનુભવ થયો છે સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે, તે જાતિના અનેક વિચારો તે અલ્પવયમા મેં કરેલા છે, મહાન્ ચક્રવર્તીએ કરેલા તૃષ્ણાના વિચાર અને એક નિસ્પૃહી મહાત્માએ કરેલા નિસ્પૃહાના વિચાર મે કર્યા છે અમરત્વની સિદ્ધિ અને ક્ષણિકત્વની સિદ્ધિ ખૂબ વિચારી છે અલ્પ વયમા મહત્ વિચારો કરી નાખ્યા છે, મહત્ વિચિત્રતાની પ્રાપ્તિ થઈ છે એ સઘળુ બહુ ગંભીર ભાવથી આજે હું દૃષ્ટિ દઈ જોઉ છઉ, તો પ્રથમની મારી ઉગતી વિચારશ્રેણી, આત્મદશા અને આજને આકાશપાતાળનુ અંતર છે, તેનો છેડો અને આનો છેડો કોઈ કાળે જાણે મળ્યા મળે તેમ નથી' તેમજ બીજા એક સ્વસંવેદનરૂપ પત્રમા (અં ૮૯) તેઓ પોતાની સ્વસંવેદના પ્રકાશે છે કે—'નાનપણની નાની સમજણમા કોણ જાણે કયાયથી એ મોટી કલ્પનાઓ આવતી સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી,

અને સુખમાં પણ મહાલય, બાગ, બગીચા, લાડીવાડીનાં કંઇક માન્યાં હતાં. મોટી કલ્પના તે આ બધું શું છે? તેની હતી. તે કલ્પનાનું એકવાર એવું ફળ દીઠું કે પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી; સુખે રહેવું અને સંસાર ભોગવવો એ જ કૃતકૃત્યતા છે. એમાંથી બીજી પંચાતમાં નહીં પડતાં ધર્મની વાસનાઓ કાઢી નાંખી. કોઇ ધર્મ માટે ન્યૂનાધિક કે શ્રદ્ધાભાવપણું રહ્યું નહીં. થોડો વખત ગયા પછી એમાંથી ઓર જ થયું.' ઇત્યાદિ.

અત્રે 'એમાંથી ઓર જ થયું.' ઇ.—એ **શ્રીમદ્**ના શબ્દો એવું સ્પષ્ટ સૂચન કરે છે કે **શ્રીમદ્**ને કોઈ 'અપૂર્વ' આત્માનુભવ થયો, કોઇ અપૂર્વ આત્મપ્રતીતિ આવી પૂર્વની કોઈ અપૂર્વ આત્મસ્મૃતિ થઇ આવી. સદ્‌વૃત્તિઓ વર્ધમાન થઈ શુભ્ર–શુક્લ વૃત્તિઓ દિગ્‌વિજયી થઈ નાસ્તિકતાના વિચારો નષ્ટ થઈ સમર્થ તત્ત્વજ્ઞાનના વિચારો સ્પષ્ટ થયા; તૃષ્ણાતરંગના વિચારો વિલીન થઇ, પરમ ત્યાગી નિઃસ્પૃહતાના વિચારો આત્મસંલીન થયા; વૈભવવિલાસાદિ વિચારો વિલય થઈ, વૈરાગ્યવિલાસના વિચારો સમુદય પામ્યા; લોકાર્થ વિચારો સર્વનાશ થઈ આત્માર્થ લોકોત્તર વિચારો સર્વપ્રકાશ પામ્યા. ટુંકામાં થોડી ઘણી રહી સહી બાહ્યદૃષ્ટિ ઉન્મૂલન થઇ, પૂર્ણ આધ્યાત્મિક દૃષ્ટિ ઉન્મીલન પામી. દેહાર્થદૃષ્ટિનો વિયોગ થઈ, શુદ્ધ આત્માર્થદૃષ્ટિનો સંયોગ થયો. પૂર્વે કિંચિત્ ક્વચિત્ પરલક્ષી જીવન હવે સંપૂર્ણ સતત આત્મલક્ષી બન્યુ. **શ્રીમદ્**નો દિવ્ય આત્મા આત્માનુભવનો દિવ્ય આનંદ અનુભવવા લાગ્યો, પરમ નિઃસ્પૃહ ત્યાગવિચારમાં રમવા લાગ્યો, પરમ વૈરાગ્યરસતરંગિણીમાં ઝીલવા લાગ્યો. આમ **શ્રીમદ્**ના દિવ્ય આત્માને અપૂર્વ આત્મભાવ ઉલ્લસવા લાગ્યો.

જીવને અપૂર્વ ભાવનો ઉલ્લાસ થવો પરમ દુર્લભ છે. આ જીવે પૂર્વાનુપૂર્વ ભાવ તો પૂર્વે અનંતવાર ભાવ્યો છે, પણ અપૂર્વ ભાવ કદી ભાવ્યો નથી. યથાપ્રવૃત્તકરણ–અપૂર્વકરણ આદિ શાસ્ત્રપરિભાષા આ વસ્તુની પુષ્ટિ કરે છે. આ શાસ્ત્રપરિભાષા પરથી સ્પષ્ટ ફલિત થાય છે કે ગ્રંથિભેદ કરી સમ્યગ્‌દર્શન પામવા માટે જીવે અપૂર્વ આત્મપુરુષાર્થરૂપ અપૂર્વકરણાદિ સ્ફુરાવવા પડે છે, ત્યારે જ તેની પ્રાપ્તિ થાય છે. આવો અપૂર્વ આત્મપુરુષાર્થ **શ્રીમદે** પૂર્વજન્મોમા સ્ફુરાવ્યો હતો, અને તેથી જ તેમને ગ્રંથિભેદ થઇ ક્ષયોપશમ–ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ હતી: અને તે સમ્યક્ત્વ–ધારાના અપૂર્વ ઉલ્લાસમાં જ તેઓ પૂર્વે આઠમા ગુણસ્થાને દ્વિતીય અપૂર્વકરણ કરી ઉપશમશ્રેણી પર આરોહ્યા હતા, અને અગીયારમા ગુણસ્થાન સુધી પ્હોંચી ત્યાંથી પાછા પડ્યા હતા. આ અનુભૂત વસ્તુસ્થિતિ તેમના પોતાના પત્ર પરથી જ સાબીત થાય છે ઉપશમશ્રેણી બા. એમના **સૌભાગ્યભાઈ** પરના સુપ્રસિદ્ધ પત્રમાં–'આ નજરે જોયેલી, આત્માએ અનુભવેલી વાત છે'–એ શબ્દો આનું સ્પષ્ટ સૂચન કરે છે. તેમજ 'તે દશા શાથી અવરાઈ?' ઇ. પત્રોલ્લેખ પણ આનું માર્મિક સૂચન કરી ઉકત વસ્તુનુ ઓર સમર્થન કરે છે. આમ **શ્રીમદ્**ને પૂર્વે ગ્રન્થિભેદ થઈ વેદ્યસંવેદ્યપદ—ક્ષયોપશમવાળા ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ હતું અને ઉપશમશ્રેણી પર પણ આરોહણ પ્રાપ્ત

થયું હતું. વચલા ગાળામાં તે દશા ક્ષયોપશમની તરતમતા પ્રમાણે ક્વચિત્ મંદ ક્વચિત્ તીવ્રભાવને પામી હતી, એટલે આ જન્મમાં પણ તે ક્ષયોપશમભાવ અનુવર્તતો ચાલ્યો આવ્યો હતો.

અનંત જન્મના પરિભ્રમણમાં જીવે અનંતવાર પૂર્વાનુપૂર્વ સાધન પ્રાપ્ત કર્યું છે, પણ અપૂર્વ આત્મસાધનનો યોગ તેને કદી પૂર્વે પ્રાપ્ત થયો નથી. કારણ કે જે સ્વરૂપના લક્ષે સર્વ સાધન કરવાના છે તે સ્વરૂપલક્ષ તેને પૂર્વે કદી પ્રાપ્ત થયો નથી. એટલે એના બધા સાધન બાધન બની વંચક થઈ પડ્યા, વંચકયોગરૂપ—(યોગ વંચક) થઈ પડ્યા; સદ્‌ગુરુના સ્વરૂપઓળખાણરૂપ યોગાવંચક વિના—સદ્‌ગુરુના યોગ વિના સ્વરૂપલક્ષના અભાવે સર્વ પૂર્વ સાધન લક્ષ્ય વિનાના બાણની પેઠે ફળથી ચૂકવનારા વંચક–નિષ્ફળ ગયા છે. આમ અનંત કાળથી પૂર્વાનુપૂર્વ પ્રવૃત્તિ કરવાથી–યથાપ્રવૃત્તિ કરવાથી જીવનું પરિભ્રમણ ચાલુ રહ્યું છે, પણ સદ્‌ગુરુનો અપૂર્વ યોગ પ્રાપ્ત થતાં—સદ્‌ગુરુની સ્વરૂપઓળખાણ-રૂપ યોગાવંચક યોગ પ્રાપ્ત થતાં તે પરિભ્રમણના અંતનો પ્રારંભ થાય છે. કારણકે સાક્ષાત્ મૂર્તિમાન્ સત્પુરુષના અવંચક યોગે–સ્વરૂપઓળખાણથી સ્વરૂપલક્ષની ન ભૂંસાય એવી અચિંત્ય છાપ અંતરાત્મામાં પડે છે.

પૂર્વના અપૂર્વ આરાધક **શ્રીમદ્**ને તો અપૂર્વ પરમ સદ્‌ગુરુ યોગ પૂર્વે પ્રાપ્ત થયો હતો, અને તે અપૂર્વ યોગનો 'અનુસાર'–અનુસરતો ભાવ–અનુવર્તતો ભાવ આ વર્તમાન જન્મમાં પ્રાપ્ત થવાનો જોગ હાલ બન્યો હતો. અર્થાત્ **શ્રીમદ્**ને પૂર્વે તેવો અપૂર્વ યોગ લાધ્યો હતો, અને તે અપૂર્વ સદ્‌ગુરુ યોગે તેમણે અપૂર્વ મોક્ષસાધનયોગ સાધ્યો હતો, અપૂર્વ ભાવથી આરાધ્યો હતો, આ જન્મમાં તે અપૂર્વ આરાધનનો 'અનુસાર'— અનુસરણરૂપ ભાવ આવ્યો, અપૂર્વ ભાવનો અપૂર્વ અનુસાર આવ્યો, અને તે 'ઓગણીસસેં ને એકતાલીસે (એકત્રીસે) આવ્યો અપૂર્વ અનુસાર રે' એ ધન્ય પંક્તિથી **શ્રીમદે** પોતાની જીવનધન્યતા ગાનારા 'ધન્ય રે દિવસ આ અહો!' એ કાવ્યમાં અપૂર્વ ભાવોલ્લાસથી સંગીત કરેલ છે.

આ 'અપૂર્વ અનુસાર' એટલે શું? તેના ત્રણ અર્થ સંભવે છે: (૧) 'અપૂર્વ'– કદી પણ પૂર્વે પ્રાપ્ત નહિં એવો 'અનુસાર'–અનુસરણ ભાવ; (૨) 'અપૂર્વ'–પૂર્વે સમ્યગ્-દર્શનાદિ લાભથી અપૂર્વપણે અપૂર્વભાવ આરાધેલ હતો તેનો અનુસાર—અપૂર્વનો અનુસાર; (૩) 'અપૂર્વ–પૂર્વે જે અપૂર્વપણે અપૂર્વ ભાવ આરાધેલ હતો તેનો અપૂર્વ'– પૂર્વે કદી પણ ન આરાધેલ એવો ઉત્કટ–ઉદગ્ર–ઉત્કૃષ્ટ 'અનુસાર'—અનુસરણભાવ–તદનુકૂલ અનુચરણરૂપ ભાવ, તેને અનુકૂલ અનુસરવાપણું. આમ ત્રણ અર્થ સંભવે છે, સમર્થ છે, —એકબીજાના પૂરક ને પોષક સુઘટમાન છે.

**શ્રીમદ્**ના જીવન પ્રત્યે સહજ દૃષ્ટિપાત કરતાં પણ સ્પષ્ટ જણાઈ આવે છે કે તેઓ પૂર્વના પ્રબળ આરાધક, મહાબળવાન્ ક્ષયોપશમી, પરમ પ્રતિભાસંપન્ન પ્રજ્ઞા-નિધાન પુરુષ હતા; નૈસર્ગિક કવિત્વશક્તિવાળા આજન્મ કવિ (Born poet) આર્ષદ્રષ્ટા હતા, સહજસિદ્ધ યોગિત્વશક્તિવાળા આજન્મ યોગી (Born yogi) હતા, આજન્મ

વૈરાગી વિરક્તચિત્ત સંત હતા; ઉચ્ચગ્રાહી-સારગ્રાહી-ગુણગ્રાહી દૃષ્ટિવાળા, શીઘ્રગામી પ્રજ્ઞાવાળા **'આશુપ્રજ્ઞ'** હતા; અસાધારણ નિપુણ વિવેકસંપન્ન હતા. એમના સમકાલીન એક લેખકે—'સાક્ષાત્ સરસ્વતી'ના લેખકે લખ્યું છે તેમ 'નવું નવું શીખવાની, નવું નવું સાંભળવાની, નવું નવું મનન કરવાની અને નવું નવું સુંદર ભાષણ બોલવાની એમની ઉત્કૃષ્ટ ઇચ્છા એ દશ વરસની જ વયમાં હદપાર થઈ ગઈ હતી.' એટલે લઘુવયથી જ **શ્રીમદ્** નવું નવું દેખે તે શીઘ્ર શીખી લેતા, એટલું જ નહિં પણ હંસક્ષીરન્યાયે દોષ દૂર કરી ગુણ ગ્રહી જેનું અનુકરણ કરતા તેનાથી પણ તે. વિષયમાં શીઘ્ર આગળ વધી જતા. જેમ કે—અષ્ટાવધાન, શતાવધાન આદિ. નાનપણમાં જ સ્મૃતિઅતિશય આદિસંબંધમાં જે ચમત્કારો દાખવ્યા, ધર્મ-વ્યવહાર-દેશદાઝ-સંસાર સુધારો—પરમાર્થ આદિ અંગે કાવ્યોનું-સાહિત્યસૃષ્ટિનું સર્જન કર્યું, તે બધા આ તેમની નૈસર્ગિક ક્ષયોપશમશક્તિના સહજ ચમત્કારિક આવિષ્કારો હતા. પણ આ બધા ક્ષયોપશમના બાહ્ય ચમત્કારોથી **શ્રીમદ્**નો અંતરાત્મા સંતુષ્ટ ન હતો. આત્માર્થલક્ષી એમના અંતરમાં એમ વેદાતું હોવું જોઈએ કે આવા ક્ષયોપશમો તો કંઈક દીઠા, આ બધું તો પૂર્વાનુપૂર્વ છે, પૂર્વે આ જીવે અનંતીવાર કર્યું છે, અનંતવાર શ્રુતપૂર્વ છે, અનંતવાર પરિચિતપૂર્વ છે, અનંતવાર અનુભૂતપૂર્વ છે, આમાં અપૂર્વ કાંઈ નથી, અપૂર્વ કાંઈ જૂદું જ હોવું જોઈએ. આવું સંવેદન તેમના અંતરમાં થયા કરતું. આમ 'અપૂર્વ' શોધમાં તેઓ હતા જ, ત્યાં પૂર્વે કહ્યા પ્રમાણે યોગાનુયોગે (પ્રતિક્રમણ સૂત્રાદિ) વીતરાગશાસ્ત્રોનો એમને સુયોગ પ્રાપ્ત થયો. તેથી 'અપૂર્વ વાતનો-અપૂર્વ વાટનો' તેમને ભાસ થયો, અને તેનો 'અનુસાર'-અનુસરણરૂપ ભાવ ઉલ્લસ્યો. આ અંગે **શ્રીમદ્**ના એક સમર્થ ચરિત્રાલેખક **સદ્. શ્રી મનઃસુખભાઇ કિરતચંદ** મહેતાએ (આ લેખકના પૂ. પિતાશ્રીએ) સુંદર મીમાંસા કરી છે—

"ઉચ્ચ અભિલાષવાળું મન પોતાનો અપૂર્વ ઉચ્ચ આશય ફળીભૂત કરવા પગ વાળીને ન બેસે; સાચી ભાવના અને જિજ્ઞાસાપૂર્વક ખોજ કરે, અને એ ભાવના સિદ્ધ થાય જ. આમ સ્વયં અપૂર્વ વસ્તુની સિદ્ધિ, પરિતૃપ્તિ અર્થે ખોજના કરતાં યોગાનુયોગ વીતરાગશાસ્ત્રોનો યોગ થયો. **શ્રી મહાવીર**ના બોધેલ ઉત્તરાધ્યયન, દશવૈકાલિક આદિ પવિત્ર, પરમાર્થદર્શક, તત્ત્વબોધક સૂત્રો વાંચવામાં આવ્યાં. **શ્રી હરિભદ્રસૂરિ**નાં લોકતત્ત્વનિર્ણયાદિ, **શ્રી સિદ્ધસેન દિવાકર**ના સંમતિતર્ક આદિ વાંચવામાં આવ્યાં. સ્મૃતિ, પ્રતિભા અને ગ્રાહકશક્તિ અત્યંત સતેજ હોઇ તે એકવાર જ અને અલ્પ સમયમાં વંચાઈ સાંગોપાંગ બધું પૂર્વાપર સમજાઈ અંતઃસ્થ થઇ ગયું. અપૂર્વ વાતનો, અપૂર્વ વાટનો ખ્યાલ આવ્યો, તેને અનુસરવા પ્રયત્ન થયુ. આ વિ. ૧૯૪૧માં થયું. અને એ અંગે **શ્રીમદ્** કહે છે કે—'ઓગણીસસેં ને એકતાલિસે આવ્યો અપૂર્વ અનુસાર રે'".

—**શ્રીમદ્ રાજચંદ્રની જીવનરેખા.**

દુઃખ શું? દુઃખના મૂળ કારણો શું? દુઃખ કેમ મટે? તેની ચિકિત્સા કેમ થાય? ઇ. પ્રશ્નોનું યથાર્થ સમાધાન જીવને પૂર્વે પ્રાપ્ત થયુ નથી, તેથી અત્યાર સુધી

તેણે બધુંય પૂર્વાનુપૂર્વ કર્યા કર્યું છે, અપૂર્વ કાંઈ કર્યું નથી. 'જન્મ જરા ને મૃત્યુ' એ જ 'મુખ્ય દુઃખના હેતુ' છે, અને 'રાગ દ્વેષ અણહેતુ' તેના બે કારણ છે; 'વચનામૃત વીતરાગના, પરમશાંતરસમૂળ' એ 'ઔષધ છે ભવરોગના'—ભવરોગના અમોઘ ઔષધ છે. ભવરોગ નિવારવા માટે ચિકિત્સાશાસ્ત્રપ્રસિદ્ધ ચાર વાનાં જાણવાં જોઈએઃ પ્રથમ તો રોગ (Disease) શું ? એ જાણવું જોઈએ, આ રોગ હેય ત્યજવા યોગ્ય છે. બીજું રોગનો હેતુ (aetiology) શું ? એ જાણવું જોઈએ; આ હેયહેતુ છે. ત્રીજું આરોગ્ય (Normal healthy condition, cure) શું ? તેનું સ્વરૂપ જાણવું જોઈએ, આ હાન છે. અને ચોથું રોગનું ઔષધ (Therapeutic treatment) શું ? એ જાણવું જોઈએ ? આ હાનહેતુ છે. તેમ અત્રે (ભવરોગની બા.માં) (૧) અજીવ કર્મ અને તજ્જન્ય સંસાર એ રોગ છે, માટે હેય છે; (૨) હેય એવા આ કર્મરોગના હેતુ આશ્રવ અને બંધ છે, આ હેયહેતુ છે; (૩) આ કર્મરોગના હાનહેતુ—મટાડવાના ઉપાય સંવર અને નિર્જરા છે; (૪) અને કર્મરોગનું હાન—મટી જવું તે મોક્ષ અર્થાત્ આત્માનું આરોગ્ય છે. આવા પ્રકારે જીવના આ મહાભવરોગની અમોઘ ચિકિત્સા ભવવ્યાધિના ભિષગ્વરો વીતરાગોએ બતાવી છે. ઇત્યાદિ પ્રકારે બંધ–મોક્ષની તાત્ત્વિક સંકલનાપૂર્વક ભવરોગ–નિવારણનો મોક્ષરૂપ સન્માર્ગ વીતરાગશાસ્ત્રોના સહજ નિમિત્તમાત્રથી **'આશુપ્રજ્ઞ' શ્રીમદ્**ને શીઘ્ર સમજાઈ ગયો; અંતરાત્મામાં પ્રદેશે પ્રદેશે ઠસી ગયો; 'અપૂર્વ વાટ' તો આ જ છે એમ ચોક્કસ નિશ્ચય થયો, અને અનુસરવા યોગ્ય પણ આ જ એક અદ્વિતીય મોક્ષસન્માર્ગ છે એમ નિર્ધાર થયો; કાયાની માયાને વિસારી દઈ જે સ્વરૂપમાં શમાઈ ગયા એવા 'નિર્ગ્રંથનો પંથ' એ જ 'ભવઅંતનો ઉપાય છે' એમ અપૂર્વ આત્મવિનિશ્ચય **શ્રીમદ્**ના દિવ્ય આત્મામાં પ્રગટ્યો, અને તે 'અપૂર્વ' અનુસાર પ્રવર્ત્તવાને **શ્રીમદ્**નો દિવ્ય આત્મા ઉજમાળ બન્યો. વીતરાગ માર્ગનો દૃઢ ભાવરંગ એમને રોમે રોમે લાગી ગયો—અસ્થિમજ્જા હાડોહાડ વ્યાપી ગયો; વીતરાગમાર્ગનો—નિર્ગ્રંથ માર્ગનો વજ્રલેપ દૃઢ વિનિશ્ચય એમના અંતરૂમાં સ્થિર થયો. આ જ પરમ સદ્ગુરુના સાક્ષાત્ ચરણોપાસનના પૂર્વપ્રાપ્ત યોગનો 'આવ્યો અપૂર્વઅનુસાર'.



## પ્રકરણ તેરમું

# 'દર્શનપ્રભાવક' મોક્ષમાળાનું મંગલ સર્જન

દરશન સુપ્રભાવી ગૂંથી જેણે રસાળા,
દિન ત્રણમહિં વર્ષે સોળમે મોક્ષમાળા. (સ્વરચિત)

આ 'અપૂર્વ અનુસાર'નું પ્રથમ અમૃતફળ **શ્રીમદ્**ની અમૃત (Immortal, nectarlike) કૃતિ **મોક્ષમાળા** છે. તત્ત્વમંથનકાળમાં પ્રજ્ઞાનિધિ **શ્રીમદે** જે ષડ્દર્શનનું મધ્યસ્થ નિષ્પક્ષપાત પર્યાલોચન કર્યું, જિનાગમોનું—વીતરાગશાસ્ત્રોનું ઊંડું ત્વરિત અવગાહન કર્યું, કોઈ અપૂર્વ આત્માનુભવનું અનુભવન કર્યું, પૂર્વના કોઈ અપૂર્વ આરાધનનું અપૂર્વ અનુસંધાનરૂપ અનુસરણ કર્યું,—તેનો ફળપરિપાક **શ્રીમદ્**ના આ મહાન્ **'દર્શન–પ્રભાવક' મોક્ષમાળા** ગ્રંથમાં પ્રાપ્ત થાય છે. તત્ત્વજ્ઞાનકળાની સોળે કળાએ પરિપૂર્ણ **શ્રીમદ્ રાજચંદ્રે** આ અનુપમ ગ્રંથની અદ્ભુત ગૂંથણી અપૂર્વ પરિપૂર્ણ તત્ત્વકળાથી કરી છે; બુધજન–ચકોરો ન્હાઇને આનંદ પામે એવી પરમ અમૃતમયી જ્ઞાન–ચંદ્રિકા રેલાવી છે; વીતરાગદર્શનના દૃઢ ગાઢ રંગથી અસ્થિમજ્જા રંગાયેલા **શ્રીમદે** જગતના ચોકમાં વીતરાગદર્શનની મહાપ્રતિષ્ઠા કરી જિનદર્શનનો—વીતરાગદર્શનનો ડંકો વગાડ્યો છે; નિષ્પક્ષપાત ન્યાયમૂર્તિની જેમ સર્વદર્શનની મધ્યસ્થ પરીક્ષાપૂર્વક વીતરાગ–દર્શનની સર્વોપરિતા પ્રસ્થાપિત કરી જિનશાસનનો મહાપ્રભાવ વિસ્તાર્યો છે; અને આમ **સન્મતિતર્ક** જેમ 'દર્શનપ્રભાવક' ગ્રન્થ ગણાયો છે, તેમ જિનદર્શનની મહાપ્રભાવના કરનારો આ અપૂર્વ મોક્ષમાળા ગ્રન્થ **મહાદર્શનપ્રભાવક** ગ્રન્થ તરિકે સુપ્રસિદ્ધ થયો છે. સેંકડો વર્ષોના શાસ્ત્રઅભ્યાસી મહાપંડિતો કે મહાબહુશ્રુતો પણ વારંવાર વાચીને પણ જેની નકલ (Copy or Immitation) કરવાને પ્રાયે સમર્થ ન થાય, એવો આ તત્ત્વકલામય અપૂર્વ દર્શનપ્રભાવક ગ્રન્થ **જ્ઞાનાવતાર શ્રીમદે** પરમ પ્રૌઢ ગંભીર શાસ્ત્રશૈલીથી સોળ વર્ષની વયે માત્ર ત્રણ દિવસમાં જ ગૂંથ્યો છે એ મહાન્ આશ્ચર્યોનું આશ્ચર્ય છે, અદ્ભુતાદ્ભુત છે!

પોતાને જે કાંઈ જ્ઞાનનો લાભ પ્રાપ્ત થયો છે તેનો લાભ બીજા જીવોને પણ પ્રાપ્ત થાય એવી નિષ્કારણ કરુણાથી પરોપકારશીલ જ્ઞાનીઓ પોતાને પ્રાપ્ત જ્ઞાનનો અન્ય જીવોમાં વિનિયોગ થાય એવી સત્પ્રવૃત્તિ આદરે છે. તે જ પ્રકારે **શ્રીમદ્** જેવા મહાજ્ઞાનીને વીતરાગપ્રણીત મોક્ષ-માર્ગનું જે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રમય સમ્યક્ સત્ય સ્વરૂપ પોતાને સમજાયું–સંવેદાયું–અનુભવાયું, તેનો લાભ જગજ્જીવોને થાય એવી ઊર્મિ ઊઠે એ સહજ સ્વાભાવિક છે. એટલે આબાલવૃદ્ધ સર્વ કોઈને ઉપયોગી—ઉપકારી થઈ શકે એવો મોક્ષમાર્ગનું સ્વરૂપ દર્શાવનારો ગ્રંથ સરલ દેશભાષામાં ગૂંથવાનો સ્વયંભૂ વિચાર એમના હૃદયમાં સ્ફુર્યો. આ વિચારને પુષ્ટિ મળે એમ તેવો કોઈ ગ્રંથ સરલ

દેશભાષામાં લખાય એવી શ્રી રેવાશંકર જગજીવન ઝવેરીની પ્રેરણાનું અને શ્રી પોપટભાઇ દફતરીની વિજ્ઞપ્તિનું નિમિત્ત મળ્યું; એટલે પોતાની અંતરૂભાવનાને મૂર્તિમાન્ કરવા **શ્રીમદ્** તેવા પ્રકારે પ્રવર્ત્યા. **શ્રીમદ્‌ની 'જીવનરેખા'**માં **સદ્. શ્રી મનઃસુખભાઈ**એ લખ્યુ છે તેમ—'પ્રથમ **મોક્ષસુબોધ** નામના શતકની ('ગ્રંથારંભ પ્રસંગ રંગ ભરવા' ઇ.થી શરૂ થતા) પદરૂપે યોજના કરવી શરૂ કરી. તે શૈલી પણ જેને માટે એ કરવું હતું, તેની શક્તિ ગ્રહણ કરી શકે એમ ન લાગ્યું. એટલે એ અધૂરૂં રહેવા દઈ '**મુનિ-સમાગમ**'રૂપે મોક્ષમાળાનો એક લેખ લખવો શરૂ કર્યો. તેમાં પ્રથમ દર્શન પૂરૂં કર્યું. આ ગદ્યલેખ પણ—પ્રથમ પદ્યલેખની જેમ—પોતે ધારેલ હેતુ સફળ કરે એમ ન લાગ્યો, એટલે એ પણ અધૂરો રહેવા દીધો; અને આ છેવટે શિક્ષાપાઠરૂપે બાલાવબોધની યોજના મોક્ષમાળાની ત્રણ દિવસમાં કરી. આમ આ કાવ્ય તથા મુનિસમાગમ એ મોક્ષમાળાનાં પૂર્વરૂપ છે. મોક્ષમાળાની પ્રથમ જે જે શૈલી—ઇબારત ધ્યાનમાં આવી તેની વાનકી છે.' અને આમ એકાંત પદ્યરચનારૂપ **મોક્ષસુબોધ** અને ગદ્યરચનારૂપ **મુનિસમાગમ** એ બન્ને યોજના અસાધારણ ધર્મધગશથી શુદ્ધ આશયથી લખાયેલ છતાં રખેને તેની લેખનશૈલીને કોઇ મતાગ્રહ કે ધર્મઆગ્રહના અર્થમાં ન લઈ જાય એ અર્થે, અથવા વધારે પ્રૌઢ ગંભીર શૈલીથી આ વસ્તુ રજુ કરાય એ અર્થે, મોક્ષમાળાના એ બે પૂર્વરૂપ મુસદ્દા (Drafts) ઇષ્ટ ઉદ્દેશને સાધે એમ ન લાગવાથી **શ્રીમદે** પોતે જ રદ્દ કર્યા (Cancelled), પ્રસિદ્ધિયોગ્ય અભિપ્રેત ન માન્યા, એટલે છેવટે મોક્ષમાળાની એકસો આઠ (૧૦૮) શિક્ષાપાઠરૂપ યોજના જ અભિપ્રેત થઈ. આ મોક્ષમાળાની રચના **શ્રીમદે** સં. ૧૯૪૧ના ચૈત્ર માસમા મોરબીમાં પોપટભાઈ દફતરીના મકાનમાં બીજે માળે બેસીને ત્રણ દિવસમાં કરી. પછી તે લખાણ વવાણીઆ લઈ આવ્યા. તેવામાં ત્યાં ત્રણ સાધ્વીજી પધાર્યા. તેમની જિજ્ઞાસાથી તે પાઠોની સ્પષ્ટ અક્ષરે નકલ કરીને વાંચવા આપેલ. **શ્રીમદ્** ઉપાશ્રયે જઈ તે પાઠો તેમને સમજાવતા, પછી તુરત પાછા લાવતા. આમ મોક્ષમાળાની હસ્તપ્રતના (Manuscript) પ્રથમ દર્શન કરવાનું તેમજ **શ્રીમદ્‌ના** શ્રીમુખે તે શ્રવણ કરવાનું પરમ સદ્ભાગ્ય આ સાધ્વીજીઓને પ્રાપ્ત થયું.

આ '**મોક્ષમાળા**' ખરેખર! 'મોક્ષમાળા જ' છે, મુમુક્ષુને મોક્ષનો માર્ગ દર્શાવનારી યથાર્થ મોક્ષમાળા જ છે. ગ્રંથને જે આ ગૌરવપૂર્ણ નામ આપવામાં આવ્યું છે તે તેના 'મોક્ષ' જેવા મહત્ત્વપૂર્ણ મહાન્ વિષયને લઈ છે. તત્ત્વાર્થસૂત્રનું જેમ તેના વિષયને લઇ 'મોક્ષશાસ્ત્ર' નામ પ્રસિદ્ધ છે, તેમ મોક્ષ પ્રત્યે લઈ જનારી એકસૂત્રબદ્ધ ગ્રંથરચનાને લીધે આનું '**મોક્ષમાળા**' નામ યથાર્થ છે. મુક્તાફલની માળામા જેમ યથાસ્થાને ગોઠવાયેલા નાના મોટા સુંદર મૌક્તિકો એક સુવર્ણસૂત્રથી નિબદ્ધ થઈ સમગ્રપણે એક મુક્તામાળા બને છે; તેમ આ મુક્તા (મોક્ષ) ફલની માળામાં યથાસ્થાને કલાપૂર્ણપણે ગોઠવાયેલા પરમ સુંદર સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ અમૂલ્ય મૌક્તિકો (મુક્તાફલો) એક આત્મ-તત્ત્વરૂપ સુવર્ણસૂત્રથી નિબદ્ધ થઈ એક મુક્તામાળા–મોક્ષમાળા બની છે. મુક્તાફલની માળામાં કળાપૂર્ણપણે પરોવાયેલું–ગૂંથાયેલું એક એક મહામૂલ્યવાન્ મોતી જેમ યથાસ્થાને શોભે છે, તેમ આ મુક્તાફલની માળામાં-(મોક્ષમાળામાં) તત્ત્વકળાપૂર્ણપણે પરોવાયેલું–ગૂંથાયેલું એકે એક અમૂલ્ય તત્ત્વ–મૌક્તિક યથાસ્થાને વિરાજે છે. ઉત્તમ

તત્ત્વજ્ઞાન અને સતશીલ બોધનારૂં, મોક્ષમાર્ગનું સદ્બીજ રોપનારૂં, જ્ઞાન-ક્રિયાનું સમ્યગ્ સમન્વિતપણું નિરૂપનારૂં, આ પોતાનું નવસર્જન સમર્થ થશે એવા પૂરેપૂરા નિરભિમાન આત્મભાન સાથે **શ્રીમદે** આને મોક્ષમાળા એવું સાન્વય સમુચિત નામ આપવાનું સમુચિત માન્યુ છે, **'મોક્ષમાળા'** એવું ગ્રંથનું જે આ પરમ ગૌરવપૂર્ણ નામ રાખ્યુ છે, તે જ તેનું ગુણનિષ્પન્ન ગુણગણગૌરવ સૂચવે છે.

આ ગ્રંથની મુખમુદ્રામાં જ **શ્રીમદ્** સ્વયં શ્રીમુખે પ્રકાશે છે કે–'આ ગ્રંથ સ્યાદ્વાદ તત્ત્વાવબોધ વૃક્ષનું બીજ છે. તત્ત્વજિજ્ઞાસા ઉત્પન્ન કરી શકે એવું એમાં કંઈ અંશે દૈવત રહ્યું છે; એ સમભાવથી કહું છઉં. બહુ ઊંડા ઉતરતાં આ મોક્ષમાળા મોક્ષના કારણરૂપ થઈ પડશે. મધ્યસ્થતાથી એમાં તત્ત્વજ્ઞાન અને શીલ બોધવાનો ઉદ્દેશ છે.' તેમજ–ત્યાં જ તેઓશ્રીએ વિશેષ પ્રકાશ્યુ છે કે–'આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મુખ્ય હેતુ ઉછરતા બાળયુવાનો અવિવેકી વિદ્યા પામી આત્મસિદ્ધિથી ભ્રષ્ટ થાય છે, તે ભ્રષ્ટતા અટકાવી, તેમને આત્મહિત ભણી લક્ષ કરાવવાનો પણ છે.' આ પરથી આ આર્ષદૃષ્ટા મહર્ષિ સમા આ ગ્રંથકર્ત્તાનો આ ગ્રંથ ગૂંથવાનો ઉદાત્ત ઉદ્દેશ અને ઉત્તમ પ્રયોજન સ્વયં સ્પષ્ટ થાય છે. શુદ્ધ નિઃસ્પૃહ આત્માર્થ અર્થે–પરમાર્થ અર્થે પરમાર્થપ્રેમથી નિર્મલ જ્ઞાનદાન દેવું એ જ્ઞાનદાનેશ્વરી વક્તાનું (કર્ત્તાનું) અનંતર (Immediate) પ્રયોજન છે અને તેથી પોતાના આત્માને મહાન્ નિર્જરાનો લાભ પ્રાપ્ત થઈ અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ થાય એ પરંપર (Remote, Ultimate) પ્રયોજન છે; શુદ્ધ જિજ્ઞાસુ આત્માર્થ અર્થે વિનમ્ર વિનયાન્વિત શિષ્યબુદ્ધિથી નિર્મલ જ્ઞાનદાન લેવું એ શ્રોતાનું અનંતર પ્રયોજન છે, અને તે જ્ઞાનને અનુરૂપ સતશીલરૂપ આચરણથી—હેય-જ્ઞેય-ઉપાદેયના વિવેકરૂપે તે પ્રાપ્ત જ્ઞાનને 'ક્રિયામાં'–આચરણમા મૂકવાથી આત્માની મલવિશુદ્ધિ કરી અનુક્રમે મોક્ષપ્રાપ્તિ કરવી એ શ્રોતાનું પરંપર પ્રયોજન છે. નવકારવાળીની જેમ એકસો આઠ પાઠ ધરાવનારી આ **મંગલમયી મોક્ષમાળા (બાલાવબોધ)** ના પ્રયોજન અંગે કર્ત્તા પુરુષ **શ્રીમદ્** સં. ૧૯૪૫ના એક પત્રમાં (અં. ૬૯) સ્વયં લખે છે–'જિનેશ્વરનાં સુંદર માર્ગથી એમાં એક્કે વચન વિશેષ નાંખવા પ્રયત્ન કર્યું નથી. જેમ અનુભવમાં આવ્યુ અને કાળભેદ જોયો તેમ મધ્યસ્થતાથી એ પુસ્તક લખ્યુ છે.' તેમજ આગળ જતાં સં. ૧૯૫૫માં એક પ્રસંગે તેમણે આ પ્રયોજનને ઓર સ્પષ્ટ કરતા લખ્યુ છે–'જૈનમાર્ગને સમજાવવા તેમાં પ્રયાસ કર્યો છે. જિનોક્ત માર્ગથી કંઈપણ ન્યૂનાધિક તેમાં કહ્યું નથી. વીતરાગમાર્ગ પર આબાલવૃદ્ધની રુચિ થાય, તેનું સ્વરૂપ સમજાય, તેનું બીજ હૃદયમાં રોપાય તેવા હેતુએ બાલાવબોધરૂપ યોજના તેની કરી છે. તે શૈલી તથા તે બોધને અનુસરવા પણ એ નમુનો આપેલ છે. એનો પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે તે કોઈ* કરશે.' ( **શ્રીમદ્ રાજચંદ્ર,** અં.૯૫૬-૭)

* આ આર્ષદ્રષ્ટાની આ ભવિષ્યવાણીનો પચાસ વર્ષ પછી-અર્ધશતાબ્દિ પછી સત્કાર થવાનું કંઈ પણ નિમિત્ત આ ચરિત્રાલેખક થયો હોય તો તે તેનું સદ્ભાગ્ય છે, કારણ કે આ આર્ષદ્રષ્ટાએ સૂચિત કરેલ સૂચિ પ્રમાણે આ ચરિત્રાલેખકે પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાની રચના કરવાનો યત્કિંચિત્ પ્રયાસ કરેલ છે. અને મુખ્યપણે ગદ્ય તથા આઠ દશ સ્થળે પદ્ય એવી બાલાવબોધ મોક્ષમાળાના બોધ અને શૈલીના આદર્શ નમુના (Model) પ્રમાણે જ મુખ્યપણે ગદ્ય અને આઠ દશ યથાયોગ્ય સ્થળે પદ્ય એવી આ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા ની રચનાની આજ્ઞા યથાવત્ નિર્વાહિત કરી તે નમુનાને બરાબર અનુસરેલ છે.

"એહનું ફળ હોય ભેદ સુણીજે, નંતર અને પરંપર રે;
આણાપાલન ચિત્તપ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિર રે." **શ્રીઆનંદઘનજી**

આ ગ્રંથની શિક્ષણપદ્ધતિ અંગે **શ્રીમદ્જી** સ્વયં સ્વમુખે પ્રકાશે છે—'પાઠક અને વાંચક વર્ગને મુખ્ય ભલામણ એ છે કે શિક્ષાપાઠ પાઠે કરવા કરતાં જેમ બને તેમ મનન કરવા; અને તેના તાત્પર્ય અનુભવવાં. જે ન સમજી શકે, તેણે જાણનાર પાસેથી વિનય-પૂર્વક સમજવાનો ઉદ્યમ કરવો. એવી યોગવાઈ ન મળે તો એ પાઠો પાંચ સાત વાર શાંતિપૂર્વક વાંચી જવા. એક પાઠ વાંચી ગયા પછી અર્ધઘડી તે પર વિચાર કરી અંતઃકરણને પૂછવું કે શું તાત્પર્ય મળ્યું? તે તાત્પર્યમાંથી હેય (ત્યજવા યોગ્ય), જ્ઞેય (જાણવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) શું છે? એમ કરવાથી આખો ગ્રંથ સમજી શકાશે; હૃદય કોમળ થશે; વિચારશક્તિ ખીલશે; અને જૈનતત્ત્વ ઉપર રૂડી શ્રદ્ધા થશે. આ ગ્રંથ કંઈ પઠન કરવારૂપ નથી, પણ મનન કરવારૂપ છે. અર્થરૂપ કેળવણી એમાં યોજી છે; તે યોજના બાલાવબોધરૂપ છે. વિવેચન અને પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે. આ તેમાંનો એક ભાગ છે, છતાં સામાન્ય તત્ત્વરૂપ છે. સ્વભાવા સંબંધી જેને સારું જ્ઞાન છે અને નવતત્ત્વ તેમજ સામાન્ય પ્રકરણ ગ્રંથો જે સમજી શકે છે, તેવાઓને આ ગ્રંથ વિશેષ બોધદાયક થશે. નાના બાળકોને આ શિક્ષાપાઠોનું તાત્પર્ય સમજણ-પૂર્વક સવિધિ આપવું.' આ શિક્ષણપદ્ધતિ અંગે આ આર્ષદ્રષ્ટા મહાગુરુએ આપેલી આ પરમ પ્રૌઢ ગંભીર વિવેકી શિક્ષા સામાન્યપણે કોઈ પણ ગ્રંથનો અભ્યાસ કરતી વેળાએ લક્ષમાં લેવા યોગ્ય અને સર્વત્ર હેય-જ્ઞેય-ઉપાદેયના વિવેકપૂર્વક સર્વકાળને માટે સર્વને ઉપયોગી થઈ પડે એવી અનુપમ અને અનુકરણીય શિક્ષા છે.

આવી પરમ પ્રૌઢિથી જેણે સુખમુદ્રાઆદિ આલેખેલ છે, એવા આ માત્ર સોળ વર્ષની વયના પણ મહાજ્ઞાનવૃદ્ધ બાલ મહાત્માનો આ અલૌકિક ગ્રંથ મુખ્યપણે બાલ-યુવાન અર્થે મુખ્ય પ્રયોજનરૂપ છતાં, આબાલવૃદ્ધ સર્વ કોઇને ઉપકારી થઈ શકે એવો છે, અને તે ગમે તે ધર્મના કે સંપ્રદાયના જનોને ઉપયોગી થઈ શકે એવો સાર્વજનિક છે. અત્રે જૈન કે જિન શબ્દનો પ્રયોગ આવે છે તેથી આ તો માત્ર જૈનોને જ ઉપયોગી છે વા જૈનોનો જ ગ્રંથ છે એવો સાંકડો વિચાર કરી આથી ભડકવાનું નથી કે મુખ મચકોડવાનું નથી. કારણ કે જૈન અને જિન શબ્દો અત્ર મુખ્યપણે તત્ત્વ-દૃષ્ટિથી પ્રયોજિત છે. 'જિન' એ સંપ્રદાયવાચક શબ્દ નથી, પણ મહાન્ તત્ત્વવાચક શબ્દ છે. **શ્રીમદ્**નું જ વચન છે કે 'જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ : કર્મ કટે સો જિન બચન, તત્ત્વગ્યાનીકો મર્મ.' અર્થાત્ 'જિન' એટલે શુદ્ધ આત્મા. આત્મા અને કર્મના સનાતન યુદ્ધમાં કર્મકટકનો પરાજય કરી જે વિજયશ્રી વર્યા છે એવા વીતરાગ પરમાત્મા તે જ જિન; અને તેના માર્ગને યથાર્થપણે અનુસરનારો તે જૈન, અથવા તેણે (જેને) પ્રણીત કરેલું દર્શન તે જૈનદર્શન-વીતરાગદર્શન. અને '**वीतरागभयक्रोधः**' ઇ. પદોમાં વીતરાગનો મુક્તકંઠે સ્વીકાર તો ગીતાકારે પણ કર્યો જ છે. એટલે બાહ્ય ભૂમિકા ભલે જૈનની દેખાતી હો, પણ તે ભૂમિકા પર અત્રે

તો સાર્વજનિક તત્ત્વદૃષ્ટિથી સાર્વજનિક હિતહેતુરૂપ તત્ત્વવિચારણા કરી છે, એટલે ગમે તે સંપ્રદાય, મત, ધર્મ, જાતિવાળાને આ ઉપકારી થઈ શકે એવો સાર્વજનિક કોટિનો (Universal) ગ્રંથ છે; માટે મત-દર્શનનો આગ્રહ કે વિકલ્પ છોડી દઈ સર્વ કોઈ મોક્ષકામી મુમુક્ષુએ તત્ત્વદૃષ્ટિથી આ ગ્રંથનું ઊંડું અવગાહન કર્તવ્ય છે. ખરેખર ! આજના બાલયુવાનો સાચા ધર્મસંસ્કારસંપન્ન—જ્ઞાન-શીલસંપન્ન થાય એમ આપણી ધર્મપક્ષાતીત (Secular) સરકાર ઇચ્છતી હોય તો ભારતની સર્વ ભાષાઓમાં આ ગ્રંથનું પ્રામાણિક ભાષાંતર કરાવી એની બહોળા હાથે ઘરે ઘરે પ્રભાવના કરવા યોગ્ય છે; એટલું જ નહિં પણ ભારતનું મુખ ઉજ્જવલ કરવું હોય તો વિશ્વની સર્વ ભાષાઓમાં આનું યથાર્થ ભાષાતર કરાવરાવી અખિલ વિશ્વમાં આનો પ્રચાર કરવા યોગ્ય છે. કારણ કે, લાખો Nobel Prize જેનું મૂલ્યાંકન કરવા સર્વથા અસમર્થ છે એવા આ અમૂલ્ય ગ્રન્થમાં ભારતનું મુખ ઉજ્જવલ કરે એવું પરમ દૈવત ભર્યું પડ્યુ છે. અસ્તુ !

આ ગ્રંથની રચના સં. ૧૯૪૧ના ચૈત્ર માસમાં થઈ, છતાં એની પ્રકાશના થઇ સં. ૧૯૪૪મા. કારણ કે આપણે અગાઉ જોઈ ગયા તેમ **શ્રીમદ્**ની કૌટુંબિક આર્થિક પરિસ્થિતિ સાંકડી હતી, એટલે પ્રકાશન માટેનાં અર્થસાધનની જોગવાઇ કરવાની હતી. સરસ્વતી પ્રસન્ન હતી, પણ 'શ્રી' હજુ પ્રસન્ન હતી નહિં. એટલે આર્થિક મુંઝવણને લઈ વિલંબ થવો સ્વાભાવિક હતો. વળી સત્ત્વવંત પુરુષો નિરભિમાની વિનમ્ર હોવા છતાં સરસ્વતીને 'શ્રી' પાસે નમાવતા નથી, શ્રીમંતોને રીઝવવા ખુશામત કરતા નથી,-તેમ કરવું તેમના સ્વભાવમાં જ હોતું નથી. એટલે '**याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा**'—ગુણવંત પ્રત્યેની યાચના મોઘ-નિષ્ફળ-ખાલી જાય તો પણ સારી, પણ અધમ ગુણહીન પ્રત્યેની યાચના -કામના પ્રાપ્ત થાય તો પણ નહિં સારી,—એ **કવિ કાલિદાસ**ના સુભાષિત પ્રમાણે કોઈની પાસે યાચના કરવાનો કે ખુશામતનો પ્રશ્ન જ ન્હોતો. આમ 'નાણાંભીડ' છતાં આ પરમ લોકોપકારકાર્યરૂપ 'નાણ' (જ્ઞાન) ભીડ તો ભાંગવી જ હતી, (અર્થાત) પ્રકાશનરૂપ લોકોપકાર કાર્ય તો કરવું જ હતું. એટલે મહાસત્ત્વ બોધિસત્ત્વ **શ્રીમદ્**ની પ્રત્યુત્પન્ન બુદ્ધિએ આ મુશ્કેલીમાંથી માર્ગ શોધી કાઢયો. તે અરસામાં **શ્રીમદે** અવધાન-પ્રયોગો શરૂ કર્યા હતા, એટલે લોકોને આંજી નાંખનારા (Dazzling) આ ચમત્કારિક પ્રયોગોથી તેઓ લોકદૃષ્ટિએ ચઢી ચૂકયા હતા,-લોકની નજરમાં આવી ચૂકયા હતા, એની સહજ સ્વભાવે થયેલી પ્રસિદ્ધિના અનુસંધાનમાં તેમણે આ નૂતન પ્રકાશનના અગાઉથી ગ્રાહકો નોંધાવી ગ્રંથપ્રકાશનનો કીમિયો શોધી કાઢયો. છતાં અણધાર્યા સંજોગોથી પ્રેસમા વિલંબ થયો. તેમાં બોધિસત્ત્વ-મહાસત્ત્વ **શ્રીમદ્**ના મહાસત્ત્વની કસોટી થઇ, અગ્નિપરીક્ષા થઈ. વિલંબને લીધે પ્રારંભના ગ્રાહકોમા સહજ કચવાટ થયો. તે કચવાટ દૂર કરવા અને પોતાના અંતરનું ઊભરાતું વૈરાગ્યનું પૂર પ્રગટ કરવા તેમણે દ્વાદશ ભાવનાનું પરમ ભાવવાહી સ્વરૂપ આલેખતો વૈરાગ્યનો અનુપમ અનન્ય ગ્રંથ '**ભાવનાબોધ**' રચીને ગ્રાહકોને 'ઉપહાર'રૂપે-ભેટરૂપે આપ્યો. કારણ કે આ ગ્રંથ પ્રમાણમાં 'લઘુ'—નાનો હોવાથી શીઘ્ર પ્રગટ થાય એમ હતું અને મોક્ષમાળા પ્રમાણમાં મોટો ગ્રંથ હોવાથી તેને પ્રગટ થવામાં વિલંબ થાય એમ હતું. આ સાવ સામાન્ય દેખાતા પ્રસંગમાં

પણ **શ્રીમદ્**ની અસામાન્ય અદ્ભુત વિચક્ષણતા અને તેવા સાંકડા સંજોગોમાં પણ આશ્ચર્યકારક નીતિમત્તા સાથે અણીશુદ્ધ પ્રમાણિકતા (Honest to the hilt) ઓર ઝળહળે છે-ઝળકી ઊઠે છે. આમ **ભાવનાબોધ** પાછળથી લખાયા છતાં પહેલાં પ્રસિદ્ધ થયો અને **મોક્ષમાળા** પહેલાં લખાયા છતાં પાછળથી સં. ૧૯૪૪માં પ્રસિદ્ધ થઇ,—**શ્રીમદે** પોતે પ્રસ્તાવનામાં લખ્યું છે તેમ 'સાહસ' કર્યું : 'મનમાનતું ઉત્તેજન નહિં હોવાથી લોકોની માન્યતા કેવી થશે એ વિચાર્યા વગર આ સાહસ કર્યું છે, પણ હું ધારૂં છું કે એ ફળદાયી થશે.' ખરેખર ! આ 'સાહસ'—મોક્ષમાર્ગનું અપૂર્વ પ્રભાવન કરનારૂં આવું ભગીરથ કાર્ય **શ્રીમદ્** જેવો કોઇ વિરલો ઓલીઓ જ કરી શકે એવું ખરેખર સાહસ તો હતું જ; અને ભાવી બનાવોએ બતાવી આપ્યુ તેમ તે મહર્ષિની આર્ષવાણી પ્રમાણે અપૂર્વ ફળદાયી થયું જ,—તે એટલે સુધી કે **શ્રીમદ્ રાજચંદ્ર—કલ્પવૃક્ષનું આ અમૃતફળ** (Nectar-fruit) યાવચ્ચંદ્રદિવાકરૌ અમર રહે એવું અમૃત (Most Immortal, nectar incarnate) બની ગયું !



પ્રકરણ ચૌદમું

# મંગલમયી મોક્ષમાળાની અદ્ભુત સંકલના

આવા યુગપ્રવર્ત્તક (Epoch-making) દર્શનપ્રભાવક ગ્રંથની વસ્તુનું-અભિધેય વિષયનું સવિસ્તર દર્શન કરાવવા માટે ગ્રંથ લખવો જોઇએ; અત્રે તેટલો અવકાશ કે સ્થળ નથી, એટલે અત્ર પ્રથમ તેની કલાપૂર્ણ સંકલના પ્રત્યે અંગુલિનિર્દેશ કરી સંક્ષેપમાં તેના અભિધેય વિષય પ્રત્યે યત્રતત્ર દષ્ટિપાત કરીને સંતોષ માની શું. ગ્રંથના મુખપૃષ્ઠ પરનું (Title-page) મુખસૂત્ર જ થમ તો સુજ્ઞવિવેકી વાચકનું એકદમ ધ્યાન ખેંચે છે મુખપૃષ્ઠ પર **'આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું (નિર્ગ્રંથ પ્રવચન)'** આ મુદ્રાલેખરૂપ (motto) સુવર્ણસૂત્ર (Golden sentence) ગ્રંથગ્રત્રનું હૃદય દર્શાવવા સાથે નિર્ગ્રંથપ્રવચનનું—વીતરાગદર્શનનું સર્વોત્તમ રહસ્ય સમજાવે છે. સર્વ જાણ્યાનું ફળ એક આત્માને જાણવો તે છે અને આત્માને ન જાણ્યો તો સર્વ જાણ્યુ નિષ્ફળ છે, એમ અત્ર માર્મિકપણે સૂચવી પ્રારંભમા જ આત્મજ્ઞાન પ્રત્યે સુજ્ઞ વાચકનું લક્ષ કેન્દ્રિત કરાવ્યું છે. કારણ કે આત્મજ્ઞાન વિના મોક્ષની પ્રાપ્તિ સંભવતી નથી ને આત્મજ્ઞાન થકી જ મોક્ષની પ્રાપ્તિ સંભવે છે, માટે મોક્ષ પામવાની અંતરૂઇચ્છાવાળા સાચા મુમુક્ષુએ આત્મજ્ઞાનરૂપ ધ્રુવ તારક પ્રત્યે પોતાની દૃષ્ટિ સતત રાખ્યા કરવા યોગ્ય છે,—એમ આત્મજ્ઞાનસંપન્ન પરમ તત્ત્વજ્ઞ **શ્રીમદ્ રાજચંદ્રે** પોતાની અનુપમ સુરુચિ દાખવી ને તત્ત્વનું તત્ત્વ પ્રકાશ્યુ છે. સોળ વર્ષ જેટલી આટલી લઘુ વયે પણ **શ્રીમદ્**નો આવો અપૂર્વ આત્મલક્ષ હતો એ વસ્તુ પરમ આશ્ચર્યકારક છે; એટલુ

જ નહિં પણ ભગવાન્ મહાવીરના સમયનો 'નિર્ગ્રંથ' શબ્દ જે પ્રાયઃ વિસ્મરણ જેવો વા ગૌણ થઇ ગયો હતો, તેના આ કાળમાં પુનઃ સંસ્મરણ—પુનરુજ્જીવન (revival) વડે તેનો મહિમાતિશય (glory) વ્યંજિત કરી ભગવાન્ મહાવીરના નિર્ગ્રંથ પ્રવચન પ્રત્યે પોતાની અનન્ય ભક્તિ દાખવી છે,—તે વસ્તુ પણ શ્રીમદ્‌ની અપૂર્વ ભક્તિ પ્રત્યે સુજ્ઞ વાંચકને નતમસ્તક કરે એવી અદ્ભુત છે. ભગવાન્ મહાવીરપ્રણીત નિર્ગ્રંથ પ્રવચનનો—વીતરાગદર્શનનો ઉદ્‌ઘોષ કરનારા આ ગ્રંથની પ્રસ્તાવના—મુખમુદ્રામાં કર્ત્તાએ પોતે જ કહ્યું છે તેમ—'આ ગ્રંથમાં તત્ત્વજ્ઞાનનો અને સતશીલનો બોધ કર્યો છે'; અથવા તો સમ્યગ્‌દર્શન—જ્ઞાન—ચારિત્રરૂપ રત્નત્રયીમય મોક્ષમાર્ગને લગતા શિક્ષાપાઠોનો બોધ કર્યો છે. તત્સંબંધી સંકલના હવે સંક્ષેપે વિચારશું.

ગ્રંથની આદિમાં જ આ આર્ષદ્રષ્ટાએ—'ભાષાજ્ઞાનનાં પુસ્તકોની પેઠે આ પુસ્તક પઠન કરવાનું નથી, પણ મનન કરવાનું છે, તેથી આ ભવ અને પરભવ બન્નેમાં તમારું હિત થશે. ભગવાનના કહેલાં વચનોનો એમાં ઉપદેશ કર્યો છે. તમે આ પુસ્તકનો વિનય અને વિવેકથી ઉપયોગ કરજો; વિનય અને વિવેક એ ધર્મના મૂળ હેતુઓ છે'—એમ **વાંચનારને ભલામણ** કરી, મંગલ આશિષ્ અર્પી આદિ મંગલ કર્યું છે. દયામય ધર્મ એ **સર્વમાન્ય ધર્મ** છે એમ દર્શાવી, આ ગ્રંથનો વિષય સાર્વજનિક ઉપયોગી છે એમ ગર્ભિતપણે સૂચવી, 'એ ભવતારક સુંદર રાહ, ધરીયે તરિયે કરી ઉત્સાહ'—એમ વાંચકને સર્વધર્મના મૂળરૂપ આ દયાધર્મ પ્રત્યે અપૂર્વ ઉત્સાહ પ્રેર્યો છે. આ 'મોક્ષમાળા'માં મોક્ષ શું તે જાણવા પ્રથમ તેનો પ્રતિપક્ષ કર્મ જાણવો જોઇએ તે અર્થે કર્મબંધનથી મૂકાવું છૂટવું તેનું નામ જ મોક્ષ, એ ભાવ હૃદયમાં ધારી, **કર્મના ચમત્કાર** દર્શાવવા કેટલીક સામાન્ય વિચિત્રતાઓનું તાદૃશ્ય સુંદર શબ્દચિત્ર આલેખ્યું છે. આ કર્મબંધનથી સર્વથા છૂટી મોક્ષ પામવાની યોગ્યતા એક માત્ર **માનવદેહમાં** જ છે, એ સ્પષ્ટ સમજાવી, 'આપણને મળેલો આ બહુ દુર્લભ માનવદેહ સફળ કરી લેવો એ અવશ્યનું છે, મોતની પળ નિશ્ચય આપણે જાણી શકતા નથી, માટે જેમ બને તેમ ધર્મમા ત્વરાથી સાવધાન થવું, એમ ઉતાવળે આત્મસાર્થક કરી લેવું' એમ પુરુષાર્થની પ્રેરણા કરી છે. કારણકે 'સંસારમાં અશરણતા અને અનંત અનાથતા છવાઇ રહી છે, તેનો ત્યાગ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ શીલને સેવવાથી જ થાય છે'—એમ **અનાથી મુનિના** અદ્ભુત હૃદયંગમ ઉત્તમ કવિત્વપૂર્ણ ભાષામા વર્ણવેલ ચરિત્રથી સમજાવી, 'આખું જગત્—ચક્રવર્ત્તી પર્યંત અશરણ અને અનાથ છે.×× આપણો આત્મા જ દુઃખની ભરેલી વૈતરણીનો કરનાર છે, આપણો આત્મા જ ક્રૂર સાલ્મલી વૃક્ષનાં દુઃખનો ઉપજાવનાર છે, આપણો આત્મા જ વંછિત વસ્તુરૂપી દુધની દેવાવાળી કામધેનુ સુખનો ઉપજાવનાર છે, આપણો આત્મા જ નંદનવનની પેઠે આનંદકારી છે. આપણો આત્મા જ કર્મનો કરનાર છે, આપણો આત્મા જ કર્મનો ટાળનાર છે; આપણો આત્મા જ દુઃખોપાર્જન કરનાર છે, અને આપણો આત્મા જ સુખોપાર્જન કરનાર છે. આપણો આત્મા જ મિત્ર ને આપણો આત્મા જ વૈરી છે,' ઇ. સદ્‌ગુરુમુખે સદ્‌બોધ આપી 'आत्मैव बन्धुरात्मनः आत्मैव रिपुरात्मनः' એ ગીતાવાક્યનો પ્રતિધ્વનિ કર્યો છે. જેમ

'સંસારમાં રહ્યા અનાથી અનાથ હતા તેમ પ્રત્યેક આત્મા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ વિના સદૈવ અનાથ જ છે. સનાથ થવા સદ્દેવ, સદ્ધર્મ અને સદ્ગુરુને જાણવા અને ઓળખવા એ અવશ્યનું છે'–એમ અશરણ ભાવનાથી વૈરાગ્યનું બીજ હૃદયમાં રોપવાપૂર્વક સામાન્ય સૂચના કરી, મોક્ષમાર્ગના મૂલભૂત સમ્યગ્દર્શનના ઉત્તમ આલંબનભૂત ત્રણ તત્ત્વનું **સદ્દેવતત્ત્વ, સદ્ધર્મતત્ત્વ, સદ્ગુરુતત્ત્વ**નું સમ્યક્ તાત્ત્વિક સ્વરૂપ સંક્ષેપમાં સમજાવી એ તત્ત્વત્રયીના સમ્યક્શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શનનો આ મોક્ષમાર્ગપ્રાસાદનો ભવ્ય પાયો નાંખ્યો છે. અને આ તત્ત્વત્રયીની સમ્યક્શ્રદ્ધારૂપ સમ્યગ્દર્શન જેને પ્રાપ્ત થાય છે, તે 'સંસારમાં રહ્યા છતાં પણ ઉત્તમ શ્રાવકો ગૃહાશ્રમથી આત્મસાધનને સાધે છે, તેઓનો ગૃહાશ્રમ પણ વખણાય છે,' એવા **ઉત્તમ ગૃહસ્થ**નું આદર્શ આલેખન સંક્ષેપમાં કરી, મુમુક્ષુને **જિનેશ્વરની ભક્તિ**માં પ્રેરણા કરી છે, કારણકે મોક્ષ પામવા ઇચ્છતાને આત્મપુરુષાર્થની જાગૃતિ અર્થે જેણે સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિ કરી છે એવા જિનેશ્વર–વીતરાગ પરમાત્મા પોતાના જીવતા જાગતા જ્વલંત દૃષ્ટાંતથી–આદર્શથી પરમ અવલંબન–આધારભુત થઈ પડે છે. કારણકે 'સર્વ કર્મદળ ક્ષય કરી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય અને સ્વસ્વરૂપમય થયા એવા જિનેશ્વરોનું સ્વરૂપ આત્માની નિશ્ચયનયે રિદ્ધિ હોવાથી તે ભગવાનનું સ્મરણ, ચિંતવન, ધ્યાન અને ભક્તિ એ પુરુષાર્થતા આપે છે; વિકારથી આત્માને વિરક્ત કરે છે; શાંતિ અને નિર્જરા આપે છે. જેમ તરવાર હાથમાં લેવાથી શૌર્યવૃતિ અને ભાંગ પીવાથી નિશો ઉત્પન્ન થાય છે, તેમ એ ગુણચિંતવનથી આત્મા સ્વસ્વરૂપાનંદની શ્રેણિએ ચઢતો જાય છે. દર્પણ જોતાં જેમ મુખાકૃતિનું ભાન થાય છે તેમ સિદ્ધ કે જિનેશ્વર સ્વરૂપનાં ચિંતવનરૂપ દર્પણથી આત્મસ્વરૂપનું ભાન થાય છે.' એમ જિનેશ્વર ભગવાન્‌ની ભક્તિથી અનુપમ લાભ વર્ણવી દેખાડી, 'જિન ભક્તિ અહો તરુ કલ્પ અહો! ભજિને ભગવંત ભવંત લહો,' એ પરમ ભાવવાહી ધ્રુવપંક્તિવાળા અમર શબ્દોમાં **ભક્તિનો ઉપદેશ** આપી મુક્તિ–પ્રાસાદનો ભક્તિરૂપ દૃઢ વજ્રપીઠિકાબંધ બાંધ્યો છે. મુક્તિ–પ્રાસાદ બાંધવો હોય, તો પ્રથમ તેનો સમ્યક્ત્વરૂપ મૂળ પાયો નાંખી પ્રભુભક્તિરૂપ દૃઢ પીઠિકાબંધ બાંધવો જોઈએ, તો જ તેનું સાનુબંધ ચણતર થયા કરે, તો જ તેની ઉપલી ભૂમિકાઓનું સર્જન થાય. એટલે જ જાણે અહીં ગર્ભિત સૂચન કર્યું છે કે–અહો ભવ્યજનો! મુક્તિકામી મુમુક્ષુઓ! તમે આ મુક્તિરૂપ અલૌકિક પ્રાસાદની પ્રભુભક્તિરૂપ દૃઢ ભૂમિકા બાંધો. સમ્યક્ત્વરૂપ મજબૂત પાયો નાંખો, કે જેથી કરીને અનુબંધથી તે મહાદિવ્ય પ્રાસાદનું સાંગોપાંગ નિર્માણ સંપૂર્ણ કરી, તેના પર મુક્તિરૂપ કળશ ચઢાવી, વસ્તુસ્વરૂપની સિદ્ધિરૂપ 'વાસ્તુ' કરાવી, તે અનુપમ પ્રાસાદમા નિરંતર નિવાસ કરવાનું પરમ સૌભાગ્ય તમે પ્રાપ્ત કરો!–આમ પ્રારંભના ૧૫ પાઠમાં દયામૂળ ધર્મનું મૂળ રોપી, કર્મબંધનથી છૂટવાની–મોક્ષની જિજ્ઞાસા–મુમુક્ષુતા ઉપજાવી, પુરુષાર્થની પ્રેરણા કરી, વૈરાગ્યબીજ વાવી, સમ્યગ્દર્શનનો પાયો નાંખી અને તેને ભક્તિ–વજ્રપીઠિકાબંધથી વજ્રલેપ દૃઢ બનાવી, મુમુક્ષુ આત્માને ભક્તિ–વિનમ્ર કરી સમ્યક્ત્વમાર્ગે પ્રેર્યો. આ સતભક્તિપ્રધાન સમ્યક્ત્વમૂલ સતત કાયમ

રાખી તે પર જ્ઞાન–તત્ત્વજ્ઞાન અને સચ્ચારિત્ર–સત્શીલની ભવ્ય પ્રાસાદભૂમિકાઓના ચણતરનો હવે અનુક્રમે ઉપક્રમ કરે છે.

આમ દયાથી કોમળ, મુમુક્ષુતાથી સરળ, પુરુષાર્થથી પ્રબળ, વૈરાગ્યથી નિર્મળ, શ્રદ્ધા–ભક્તિથી સબળ બનેલા વિનમ્ર મુમુક્ષુને રખેને સાંસારિક મોટાઈમાં ન પડી જાય તે માટે '**ખરી મહત્તા**'નું ભાન કરાવ્યું છે કે—'આત્માની મહત્તા તો સત્ય વચન, દયા, ક્ષમા, પરોપકાર અને સમતામાં રહી છે. લક્ષ્મી ઇ. તો કર્મમહત્તા છે. × × શુદ્ધ પંચમહાવ્રતધારી ભિક્ષુકે જે રિદ્ધિ અને મહત્તા મેળવી છે, તે બ્રહ્મદત્ત જેવા ચક્રવર્તીએ લક્ષ્મી, કુટુંબ, પુત્ર કે અધિકારથી મેળવી નથી, એમ મારું માનવું છે!' માન–મોટાઈ એ મોક્ષમાર્ગમાં આડા અવરોધરૂપ–પ્રતિબંધક કોટરૂપ છે તે સમજાવવા,—'વાંચનાર! જુઓ! માન એ કેવી દુરિત વસ્તુ છે' એ ઠસાવવા, **બાહુબલ** સ્વામીનું દૃષ્ટાંત સુંદર રોચક શૈલીમાં આપ્યું છે. પછી ચતુર્ગતિરૂપ સંસારથી છૂટવારૂપ મોક્ષની ઇચ્છા બળવાન્ બને અને વૈરાગ્યની વિવૃદ્ધિ થાય એ અર્થે **ચાર ગતિનું** તાદૃશ્ય વર્ણન કરી, મહાસમુદ્ર–અગ્નિ–અંધકાર અને શકટચક્ર એમ **સંસારને ચાર ઉપમા** આપી, **બાર ભાવનાનું** સંક્ષિપ્ત સાર સ્વરૂપ પ્રકાશ્યું છે. અત્રે દ્વાદશ ભાવનાથી ભાવિત દ્વાદશ–વ્રતધારી **કામદેવ શ્રાવકનું** ગૃહસ્થોને પ્રેરણારૂપ સુબોધક ઉત્તમ ચરિત્ર વર્ણવી–તેનું દૃઢધર્મીપણું વખાણી, 'સત્ય ધર્મ અને સત્ય પ્રતિજ્ઞામાં પરમ દૃઢ રહેવું' એમ બોધ્યું છે, છેવટે માર્મિક ટકોર કરી છે કે—'પાઈ જેવાં દ્રવ્ય લાભ માટે ધર્મશાખ કાઢનારથી ધર્મમાં દૃઢતા ક્યાથી રહી શકે? અને રહી શકે તો કેવી રહે? એ વિચારતાં ખેદ થાય છે' આના અનુસંધાનમાં સત્ય એ જગતનું ધારણ છે એમ વસુ રાજાના દૃષ્ટાંતથી સમર્થન કરી, સત્યની મહાપ્રતિષ્ઠા કરી છેવટે જણાવ્યું છે કે—'જે પાંચ મહાવ્રત ભગવાને પ્રણીત કર્યાં છે, તેમાંના પ્રથમ મહાવ્રતની રક્ષાને માટે બાકીનાં ચાર વ્રત વાડરૂપે છે અને તેમાં પણ પહેલી વાડ તે સત્ય મહાવ્રત છે;' અને આના જ અનુસંધાનમા ૨૪ મા પાઠમાં—'સત્સંગ એ સર્વસુખનું મૂળ છે, સત્સંગ એ આત્માનું પરમ હિતકારિ ઔષધ છે,' ઇ. પ્રકારે **સત્સંગની** મુક્ત કંઠે સ્તુતિ કરી છે. [આ સત્સંગ સર્વ સુખનુ મૂળ છે અને જે પ્રાણીને પરિગ્રહની મર્યાદા નથી તે પ્રાણી સુખી નથી અને તે સર્વસુખના મૂળરૂપ સતસંગનો લાભ લઈ શકતો નથી, માટે '**પરિગ્રહને સંકોચવો**'—પારગ્રહની મર્યાદા મુમુક્ષુએ કર્ત્તવ્ય છે, તે વસ્તુ પરિગ્રહની જાલમા ફસાયેલા સુભૂમ ચક્રવર્તીના દૃષ્ટાંતથી સમર્થિત કરી છે.

પ્રત્યેક કાર્ય તાત્ત્વિક સમજણપૂર્વક–વિવેકપૂર્વક કરવા યોગ્ય છે એ માટે '**તત્ત્વ સમજવું**' યોગ્ય છે એમ '**पडिकमे खेततीयं सव्वं**' ઇ. કચ્છી ભાઈઓના રમુજી દૃષ્ટાંતથી ઉપદેશી, 'જેમ વિવેક એ ધર્મનું મૂળ તત્ત્વ છે, તેમ યતના એ ધર્મનું ઉપ તત્ત્વ છે' એટલા માટે 'પ્રત્યેક કામ યતનાપૂર્વક જ કરવું, એ વિવેકી શ્રાવકનું કર્ત્તવ્ય છે,' એમ જીવનમા સર્વત્ર **યતનાનું** વિધાન કરી, હિંસા–રોગાદિ કારણે **રાત્રિભોજનનો** સર્વથા નિષેધ કર્યો છે, અને 'દયા જેવો એકે ધર્મ નથી, દયા એ જ ધર્મનું સ્વરૂપ

છે' એમ **સર્વ જીવની રક્ષાનો** બોધ અભયકુમારના રોચક દૃષ્ટાંતથી ઓર બહલાવ્યો છે. સર્વ જીવની રક્ષા જે પ્રાણાતિપાતના-હિંસાના પચ્ચખાણ કરે તે કરી શકે છે, તે પરથી '**પ્રત્યાખ્યાન** કરવાનો હેતુ મહા ઉત્તમ અને સૂક્ષ્મ છે' એમ કહી પ્રત્યાખ્યાનથી થતા લાભ વર્ણવી દેખાડી, **વિનય વડે તત્ત્વની સિદ્ધિ છે,** એમ શ્રેણિક રાજા અને ચંડાળના સુબોધક દૃષ્ટાંતથી સમજાવીને કહ્યું છે કે—'વિનય એ ઉત્તમ વશીકરણ છે. ઉત્તરાધ્યયનમાં ભગવાને વિનયને ધર્મનું મૂળ કહી વર્ણવ્યો છે.' પછી ઉત્તમ ગૃહસ્થને આદર્શરૂપ એવા એકપત્નીવૃત્ત દૃઢપણે પાળનારા સુશીલસંપન્ન **સુદર્શન શેઠનાં** સચ્ચારિત્ર પરથી સત્શીલનો બોધ કરી, ચોત્રીશમા પાઠમાં **બ્રહ્મચર્ય વિષે સુભાષિત** ભાખ્યું છે.

પછી મુમુક્ષુને મોક્ષમાર્ગે પ્રયાણમાં પરમ આલંબનભૂત પરમ ઉપકારી **પંચ પરમેષ્ઠિનું** પરમ ભક્તિપૂર્ણ સ્વરૂપ વર્ણવી, **અનાનુપૂર્વી**ની સુંદર યોજના ધ્યાનએકાગ્રતાર્થે પ્રશંસી છે. આ પરમ સામ્યસ્થિત શુદ્ધ સ્વરૂપસ્થ પંચ પરમેષ્ઠિના સ્મરણ–ભક્તિપૂર્વક મુમુક્ષુએ સામાયિક કરવા યોગ્ય છે, કારણ કે 'આત્મશક્તિનો પ્રકાશ કરનાર, સમ્યગ્જ્ઞાનદર્શનનો ઉદય કરનાર, શુદ્ધ સમાધિભાવમાં પ્રવેશ કરાવનાર, નિર્જરાનો અમૂલ્ય લાભ આપનાર, રાગદ્વેષથી મધ્યસ્થ બુદ્ધિ કરનાર એવું સામાયિક નામનું શિક્ષાવૃત્ત છે,' તે સામાયિક બત્રીશ દોષથી રહિતપણે કેવી રીતે સમ્યક્પણે કરવું તે માટે **સામાયિક વિચાર** કરી, સામાયિકીકાળ સ્વાધ્યાયાદિમાં કેવી રીતે વ્યતીત કરવો તેનું માર્ગદર્શન આપી, **પ્રતિક્રમણ વિચાર** પણ કર્યો છે. પછી વૈરાગ્ય ભાવનાની ઓર વૃદ્ધિ અર્થે અનિત્ય ભાવના દર્શાવતો **'ભીખારીનો ખેદ'** એક મહાકવિને છાજે એવી અદ્ભુત સ્વભાવોક્તિથી વર્ણવી દેખાડયો છે; અને ક્રોધનો પ્રતિપક્ષ 'ક્ષમા એ અંતર્શત્રુ જીતવામાં ખડ્ગ છે,' તે ગજસુકુમારની **અનુપમ ક્ષમાના** દૃષ્ટાંતથી સમજાવી, મહાવીર ભગવાન જેવા પરનો મોહ ગૌતમ જેવા ગણધરને દુઃખદાયક થયો—કેવળજ્ઞાનમાં આવરણરૂપ પ્રતિબંધક થયો એ પરથી **રાગનું** અનિષ્ટ–પણું બોધ્યું છે. પછી ગૃહસ્થયોગ્ય **સામાન્ય મનોરથનું** સુંદર ભાવવાહી હૃદયંગમ કાવ્ય લલકારી, લાભ વધે તેમ લોભ વધે એમ તૃષ્ણાની અનંતતા અને અનિષ્ટતા દર્શાવતું **કપિલ મુનિનું** ચરિત્ર એક મહાકવિની છટાથી અદ્ભુત સ્વભાવોક્તિમય તાદૃશ ચિત્રથી આલેખ્યુ છે, અને આ જ ભાવના સંવર્ધનાર્થે **તૃષ્ણાની વિચિત્રતાનું** કાવ્ય એક ગરીબની વધતી ગયેલી તૃષ્ણાના સ્વભાવોક્તિમય ચાર તાદૃશ્ય આબેહૂબ શબ્દચિત્ર દોરી ઉત્તમ કવિત્વપૂર્ણ ચમકથી અને ઝમકથી લલકાર્યું છે. પછી **પ્રમાદનું** સ્વરૂપ દર્શાવી **'समयं गोयम मा पमायए'**—એ પ્રસિદ્ધ ઉક્તિથી સમયનો પણ પ્રમાદ કરવા યોગ્ય નથી એમ બોધ કરી, **વિવેક એટલે શું?** તે સમજાવ્યું છે, અને **જ્ઞાનીઓએ વૈરાગ્ય શા માટે બોધ્યો?** એ સ્પષ્ટ કરતાં કહ્યું છે કે—'વૈરાગ્ય એ જ અનંત સુખમાં લઈ જનાર ઉત્કૃષ્ટ ભોમિયો છે.'

ગ્રન્થની મધ્યમાં–૫૩ મા પાઠમાં મંગલમૂર્તિ ભગવાન મહાવીરનું પવિત્ર નામ સ્મરણ કરવારૂપ મધ્ય મંગલ કરી **મહાવીર શાસન** અંગે અનપમ શાસનદાઝથી

ઉત્તમ વિચારો અને ભાવનાઓ પ્રદર્શિત કરી છે, અને ભાવથી પરમ શુચિ જૈન મુનિઓના આચારની પ્રશંસા કરી '**અશુચિ કોને કહેવી?**' એ અંગે સુંદર ખુલાસો કરી, (ગૃહસ્થયોગ્ય) **સામાન્ય નિત્યનિયમ** દર્શાવ્યા છે. પછી જેમાં છએ આવશ્યકનો ભાવ અદ્‌ભુત ચમત્કૃતિથી અંતર્ભાવ પામે છે, ભક્તિ વૈરાગ્ય આદિ ભાવો અદ્‌ભુતપણે સંભૃત કર્યા છે, એવો આ ગ્રંથના હૃદયરૂપ મધ્યસ્થાને બિરાજતો સુપ્રસિદ્ધ **ક્ષમાપના** પાઠ પ્રકાશ્યો છે; અને '**વૈરાગ્ય એ ધર્મનું સ્વરૂપ છે**' એમ સ્પષ્ટ બતાવી આપ્યું છે. આના અનુસંધાનમાં આ જગતમાં પ્રવર્તી રહેલા નાના પ્રકારના **ધર્મના મતભેદ** અંગે મધ્યસ્થ નિષ્પક્ષપાતપણે પરમ પ્રૌઢ ગંભીર તાત્ત્વિક મીમાંસા કરી, નિષ્પક્ષપાત ન્યાયથી સિદ્ધ પૂર્ણ સત્ય જિનદર્શનની મુક્તકંઠે સ્તુતિ કરી તેની મહાપ્રતિષ્ઠા કરી છે. પછી સુખની શોધમાં નિકળી પડેલા ગૃહસ્થનું તાદૃશ્ય કાલ્પનિક ચિત્ર આલેખતા **સુખ વિષે વિચારમાં** આર્યદૃષ્ટા **શ્રીમદ્‌ના** આદર્શોનું અને આદર્શલક્ષી અદ્‌ભુત ભવ્ય વ્યક્તિત્વનું પ્રતિબિંબ પ્રત્યક્ષ થાય છે.

પછી 'બહુ પુણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો' અને 'હું કોણ છું ક્યાંથી થયો? શું સ્વરૂપ છે, મારૂં ખરૂં? ઇ. સુપ્રસિદ્ધ પંક્તિઓથી ગૂંજતા અમર બનેલા **અમૂલ્ય તત્ત્વવિચાર** કાવ્યમાં ખરેખર! મહાન્ તત્ત્વજ્ઞાનીને છાજે એવો અનુભવવિચારોનો નિચોડ આપી, આ અમર કાવ્યપંક્તિઓમાં પરમ ભાવવાહી ઉદ્‌બોધન કર્યું છે—'રે આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો! સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો!' (શાહી ઢોળાઇ જવાથી જે ૬૭ મો પાઠ રદ કરવો પડ્યો, તેને સ્થાને જોગાનુજોગ મૂકવામાં આવેલું જે અમર કાવ્ય થવાને સર્જાયું તે આ જ કાવ્ય.) જે આ 'બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,' તેને વિષય-કષાયમા વેડફી ન નાંખતાં, **જિતેંદ્રિયતા** અભ્યાસવા યોગ્ય છે, અને તે માટે મનોજય કેવા પ્રકારે કરવો તેનું સ્પષ્ટ માર્ગદર્શન આપી, **બ્રહ્મચર્યની નવ વાડમાં** બ્રહ્મચર્ય જેવા ગંભીર વિષયનુ સ્વરૂપ સંક્ષેપમાં અતિ ચમત્કારિક રીતે આપ્યુ છે. પછી અશુચિ ભાવના અદ્‌ભુત રીતે બોધતું **સનત્કુમાર** ચક્રવર્તીનું ચરિત્ર સુંદર શબ્દવૈભવથી આલેખી વૈરાગ્યભાવનાની ઓર વિવૃદ્ધિ કરાવી, એક એક પણ મોક્ષ આપવા સમર્થ એવા મોક્ષસાધક **બત્રીશ યોગનું** સ્વરૂપ દર્શાવી, અનુપમ **મોક્ષસુખ** ભીલના દૃષ્ટાંતથી વર્ણવી દેખાડ્યું છે. આ મોક્ષના સાધનરૂપ **ધર્મધ્યાનનું** તાત્ત્વિક સ્વરૂપ સવિસ્તર-વર્ણવી, '**જ્ઞાન સંબંધી બે બોલ**' મા જ્ઞાન સંબંધી તાત્ત્વિક મીમાંસા કરી 'આ દુઃષમ પંચમ કાળમાં પરમાવધિ મનઃપર્યવ અને કેવળ એ પવિત્ર જ્ઞાન પરંપરામ્નાય જોતાં વિચ્છેદ છે' એમ જણાવી, ૮૧ મા પાઠમાં **પંચમ કાળનું** સ્વરૂપ સંક્ષેપમાં પ્રકાશ્યુ છે.

છેવટે આ ગ્રંથની કલગીરૂપ—આ શાસ્ત્રમંદિરના કળશરૂપ **તત્ત્વાવબોધના** પરમ અદ્‌ભુત, પરમ અનુપમ, પરમ અલૌકિક સત્તર પાઠ અપૂર્વ તત્ત્વકલાથી આલેખી આ સત્તર વર્ષના **રાજચંદ્રે** તત્ત્વનો પરમ અદ્‌ભુત પ્રકાશ રેલાવ્યો છે; એટલું જ નહિ

પણ સ્યાદ્વાદ સિદ્ધાંતરૂપ અનેકાંત પ્રકાશનારા જિનશાસનનો–વીતરાગદર્શનનો જગત્‌માં ડંકો વગડાવી જિનદર્શનની પરમ પ્રભાવના કરી છે. કોઈપણ સુજ્ઞ વિવેકી વિચક્ષણ જન મધ્યસ્થભાવે માત્ર આ સત્તર પાઠોનું જ અવલોકન કરશે તો અત્ર અપૂર્વ જ્ઞાનચંદ્રિકા રેલાવી **શ્રીમદ્ રાજચંદ્રે** જિનશાસનની કેવી મહાપ્રભાવના અદ્ભુત શૈલીથી કરી છે તેનો યત્કિંચિત્ ખ્યાલ આવશે. અસ્તુ ! આવા અપૂર્વ અનન્ય વીતરાગ દર્શનનું પરમ તત્ત્વ જગત્‌માં પ્રકાશિત કરવા–પ્રભાવિત કરવા **સમાજની અગત્ય** દર્શાવી, અનન્ય શાસનદાઝથી 'શ્રીમંત અને ધીમંત બન્નેએ મળીને એક મહાન સમાજ સ્થાપન કરવાનું' પરમ ભાવવાહી આહ્વાન કર્યું છે. પછી **મનોનિગ્રહના વિઘ્ન** દર્શાવી અને **સ્મૃતિમાં રાખવા યોગ્ય મહાવાક્યો** આલેખી, નિર્ગ્રંથ પ્રવચનાનુસાર તાત્ત્વિક **વિવિધ પ્રશ્નોની** તલસ્પર્શી છણાવટ કરી છે. અંતે આ મોક્ષમાર્ગને અનુકૂળ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર અથવા ઉત્તમ તત્ત્વજ્ઞાન અને સતશીલ સંબંધી જે કાંઈ કહેવામાં આવ્યું, તે અનુપમ જિનવાણીનો પ્રભાવ છે એમ સૂચવતાં, '**જિનેશ્વરની વાણી**'ની મુક્તકંઠે પ્રસ્તુતિ કરી અંત્ય મંગલ કરી, **પૂર્ણ માલિકા મંગલમાં** 'સ્વરૂપ સિદ્ધે વિચરી વિરામે' એ અંત્ય પંક્તિવાળા એકસો આઠમા પાઠમાં રવિ–સોમ આદિ સાતે વારના નામ પરમાર્થ–યુક્તિથી યોજી 'પૂર્ણ માલિકા મંગલ'–અંત્યમંગલ શાસ્ત્રકારની શૈલી પ્રમાણે કર્યું છે.

આ વિષયસંકલના પરથી સ્પષ્ટ સમજી શકાય છે કે આ મોક્ષમાળાના વિષયો **ઉત્તમ તત્ત્વજ્ઞાન** અને **સતશીલ** એમ બે વિભાગમાં અથવા **સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર** એમ ત્રણ વિભાગમાં વિભક્ત કરવામાં આવ્યા છે, અને તે **ज्ञानक्रियाभ्यां मोक्षः** —જ્ઞાન–ક્રિયાથી મોક્ષ અથવા **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**–સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ (ત્રણેનું એકપણું) મોક્ષમાર્ગ—એ મહાસૂત્રોને ચરિતાર્થ કરી યથાર્થ મોક્ષમાર્ગને પ્રરૂપતી આ '**મોક્ષમાળા**'નું મોક્ષમાળા નામ સાર્થક કરે છે. જેમ સુંદર સુગંધી સુવર્ણ સુમનમાળા યથાસ્થાને નિયુક્ત શ્વેત–રક્ત–નીલ પુષ્પોથી વિભક્ત થયેલી શોભે છે–વિરાજે છે, તેમ તત્ત્વપ્રકાશથી ઝળહળતા જ્ઞાનસુવર્ણથી શોભતી અને સતશીલ સૌરભથી મહેકતી આ રત્નત્રયીમય મોક્ષમાળા યથાસ્થાને નિયુક્ત જ્ઞાન–ક્રિયાને લગતા કે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રને લગતા શિક્ષાપાઠ–પુષ્પોથી વિભક્ત થયેલી શોભે છે–વિરાજે છે. જાણે રત્નત્રયસંબંધી કે તત્ત્વજ્ઞાન અને સતશીલસંબંધી વારાફરતી આવતા વિષયો રસમય રાસ રમતા હોયની એવો તત્ત્વરસિક જનને ભાસ થાય છે! જેમ કે–બે વિભાગમાં વિષયોનું વર્ગીકરણ આ પ્રકારે—

(૧) સદ્દેવ, સદ્ધર્મ, સદ્ગુરુ તત્ત્વ, ખરી મહત્તા, તત્ત્વ સમજવું, વિનયવડે તત્ત્વની સિદ્ધિ, પંચ પરમેષ્ઠિ, અનાનુપૂર્વી, સામાયિક, પ્રતિક્રમણ, વિવેક એટલે શું?, મહાવીર શાસન, ધર્મના મતભેદ, સુખ વિષે વિચાર, અમૂલ્ય તત્ત્વવિચાર, બત્રીશ યોગ, મોક્ષસુખ, ધર્મધ્યાન, જ્ઞાન વિષે બે બોલ, પંચમકાળ, તત્ત્વાવબોધ, મનોનિગ્રહના વિઘ્ન, સામાન્ય નિયમો, વિવિધ પ્રશ્નો, જિનેશ્વરની વાણી, પૂર્ણમાલિકા મંગલ—એ આદિ વિષયો **તત્ત્વજ્ઞાન વિભાગમાં** સમાય છે; અને (૨) સર્વમાન્ય ધર્મ, કર્મના

ચમત્કાર, માનવ દેહ, અનાથી મુનિ, ઉત્તમ ગૃહસ્થ, જિનેશ્વરની ભક્તિ, બાહુબલિ, ચાર ગતિ, સંસારને ચાર ઉપમા, બાર ભાવના, કામદેવ, સત્ય, સત્સંગ, પરિગ્રહ સંકોચવો, યતના, રાત્રીભોજન, સર્વ જીવની રક્ષા, પ્રત્યાખ્યાન, સુદર્શન, બ્રહ્મચર્ય, ભિખારીનો ખેદ, અનુપમ ક્ષમા, રાગ, સામાન્ય મનોરથ, કપિલ મુનિ, તૃષ્ણા, પ્રમાદ, જ્ઞાનીઓએ વૈરાગ્ય શા માટે બોધ્યો ?, અશુચિ કોને કહેવી ?, સામાન્ય નિત્ય નિયમ, ક્ષમાપના, વૈરાગ્ય એ ધર્મનું સ્વરૂપ છે, જિતેંદ્રિયતા, બ્રહ્મચર્યની નવવાડ, સનત્‌કુમાર, સમાજની અગત્ય,—એ આદિ વિષયો **સતશીલ વિભાગમાં** સમાય છે. આમ તત્ત્વજ્ઞાન–સતશીલ *દ્વિવિભાગમાં વિભક્ત વિષયોની તત્ત્વકલામય સંકલના છે.* અથવા પ્રકારાંતરે સમ્યગ્‌દર્શન–જ્ઞાન–ચારિત્ર એ ત્રિવિભાગમાં વિભક્ત વિષયોની સંકલના અંગે **શ્રીમદ્**ના એક ચરિત્રાલેખક **સદ્. શ્રી મનઃસુખભાઈ કિરતચંદ મહેતા**એ સુંદર મીમાંસા કરી આ પ્રકારે વિશદ તારવણી કરી છે—

" **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः** (શ્રીતત્ત્વાર્થ સૂત્ર, ૧) અર્થાત્ સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર એ મોક્ષમાર્ગ. આ મોક્ષમાર્ગના પ્રથમ અંગ **સમ્યગ્‌દર્શન**ના બોધ અર્થે સદ્‌દેવ, સદ્‌ગુરુ, સદ્‌ધર્મ, જિનેશ્વરની ભક્તિ, આદિના પાઠ યોજ્યા. દ્વિતીય અંગ **સમ્યગ્‌જ્ઞાન**ના બોધ અર્થે તત્ત્વાવબોધ, જ્ઞાનસંબંધી બે બોલ, અમૂલ્ય તાત્ત્વિક વિચાર આદિ પાઠ યોજ્યા. ત્રીજું અંગ **સમ્યક્‌ચારિત્ર**ના બોધ અર્થે અનિત્યાદિ બાર ભાવના, વૈરાગ્ય, બ્રહ્મચર્ય, સત્સંગ, પરિગ્રહને સંકોચવો, જયણા, રાત્રિભોજન નિષેધ, પ્રત્યાખ્યાન, સામાયિક, પ્રતિક્રમણ, ક્ષમા, તૃષ્ણા છાંડવી, પ્રમાદ–ત્યાગ, રાગ ત્યજવો, ક્ષમાપના, અશુચિ ટાળવી, ચાર ગતિ, મનોનિગ્રહ આદિના પાઠની યોજના કરી. વચ્ચમાં વચ્ચમાં તે ત્રણે અંગના પુષ્ટ અને સ્પષ્ટ બોધ અર્થે અનાથી મુનિ, કામદેવ શ્રાવક, બાહુબળ, સુદર્શન શેઠ, શ્રેણિક અને અભયકુમાર, ગજસુકુમાર, સનત્‌કુમાર, કપિલ કેવલી, ગૌતમ સ્વામી આદિનાં પવિત્ર સુબોધક ચરિત્ર ગોઠવ્યાં; સુખ વિષે વિચાર, ભીખારીનો ખેદ ઇત્યાદિ બોધપ્રદ કથા યોજી; અને એ ત્રણે અંગને પુષ્ટ કરે એવા બીજા—ખરી મહત્તા, ઉત્તમ ગૃહસ્થ, ધર્મના મતભેદ, માનવદેહ, સર્વમાન્ય ધર્મ, કર્મના ચમત્કાર, મહાવીર શાસન, સામાન્ય નિત્ય નિયમ, ધર્મધ્યાન, પંચમકાળ, સમાજની અગત્ય, સ્મૃતિમા રાખવા યોગ્ય વચનો, જિનેશ્વરની વાણી, બત્રીશ યોગ, સામાન્ય મનોરથ, પૂર્ણમાલિકા, ઇત્યાદિ—બોધપૂર્ણ પાઠ યોજ્યા. આમ સમ્યગ્‌દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગની અપૂર્વ વાટની ગુંથણી કરી. આખો ગ્રંથ સાદ્યંત વિવેક અને મધ્યસ્થતાપૂર્વક અવલોકવાથી આ અપૂર્વ વાત સમજાય તેમ છે. આત્મહિતૈષિએ એ પાઠ મધ્યસ્થ બુદ્ધિથી, મતાતરનો પરિહાર કરી અભ્યાસવા યોગ્ય છે."—**શ્રીમદ્ રાજચંદ્રની જીવનરેખા.**

આમ આ પરમ પ્રજ્ઞાનિધિ બાલ મહાત્માએ ૧૬–૧૭ વર્ષની લઘુવયે અપૂર્વ પ્રજ્ઞાતિશયથી ગૂંથેલ આ બાલાવબોધ મોક્ષમાળા ગ્રંથની વિષયસંકલના છે. આ મંગલમયી મોક્ષમાળામાં નોકારવાળીની જેમ એકસો આઠ પાઠરૂપ ૧૦૮ મણકા છે,

તે શુભ સંખ્યા જાણે પંચપરમેષ્ઠિના એકસો આઠ ગુણનું સહજ સ્મરણ કરાવે છે. એવી મંગલમયી આ ×મોક્ષમાળા છે. કર્ત્તાની કૃતિમાં તેના વ્યક્તિત્વનું પ્રતિબિંબ પડે છે એ સામાન્ય ન્યાયે **શ્રીમદ્‌ની** આ બાલવયની કૃતિમાં તેમનું વિકસતું વ્યક્તિત્વ કેવું ઉપસી આવે છે, તે દર્શાવવા આ ગ્રંથની વિષયસંકલનાનું અત્રે સંક્ષેપે દિગ્‌દર્શન કર્યું.



## પ્રકરણ પંદરમું

# મોક્ષમાળાની મહાદર્શનપ્રભાવનાનું દિગ્‌દર્શન

આમ આ જિનદર્શનની—વીતરાગદર્શનની મહાપ્રભાવના કરનારા આ મોક્ષમાળા (બાલાવબોધ) ગ્રંથમા પદે પદે **શ્રીમદ્‌ની** અનન્ય વીતરાગભક્તિ નિર્ઝરે છે, વીતરાગ-દર્શનનો અપૂર્વ તત્ત્વવિનિશ્ચય પોકારે છે, નિર્ગ્રંથ વીતરાગશાસન પ્રત્યેનો પરમ પ્રેમ ઉલ્લસે છે, અદ્‌ભુત વૈરાગ્ય વિલસે છે, અલૌકિક તત્ત્વજ્ઞાનના ચમત્કાર ચમકે છે, ન્યાય-વાદિતા—સત્યવાદિતાના રણકાર રણકે છે, મધ્યસ્થ નિષ્પક્ષપાત ન્યાયદષ્ટિ ઝળકે છે, પરમ કરુણામય હૃદય ધબકે છે, સમદર્શી—વિશ્વબંધુત્વ ભાવ ભપકે છે, અનુપમ સત્‌શીલની સૌરભ મહકે છે. આ મહાદર્શનપ્રભાવક ગ્રંથમાં **શ્રીમદે** અનન્ય શાસનદાઝથી પદે પદે વીતરાગશાસનની મહાપ્રભાવના કરી છે, પણ કેટલાક વિશિષ્ટ સ્થળોએ તો જગતના ચોગાનમાં જિનદર્શનની મહાપ્રતિષ્ઠા કરી જગત્‌માં જિનશાસનનો ડંકો વગડાવ્યો છે. જેમકે-**જિનેશ્વરની ભક્તિ** નામના ૧૩ મા પાઠમાં શ્રીમદ્ પ્રકાશે છે—'અજ્ઞાન, નિદ્રા, મિથ્યાત્વ, રાગ, દ્વેષ, અવિરતિ, ભય, શોક, જુગુપ્સા, દાનાંતરાય, લાભાંતરાય, વીર્યાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, કામ, હાસ્ય, રતિ અને અરતિ એ અઢાર દૂષણમાંનું એક દૂષણ હોય તો પણ તે અપૂજ્ય છે. ત્યારે પૂજ્ય કોણ?

×આ મોક્ષમાળાના ચાર ભાગમાં યોજવાની **શ્રીમદ્‌ની** ધારણા હતી; (૧) બાલાવબોધ મોક્ષમાળા, (૨) ભાવનાબોધ. (૩) વિવેચન. (૪) પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા. તેમાં પ્રથમ બે ભાગ-બાલાવબોધ મોક્ષમાળા અને તેના ઉપહારરૂપ ભાવનાબોધ મોક્ષમાળા એ બન્નેની રચના તેઓશ્રીએ ૧૬-૧૭ વર્ષની વયે ૧૯૪૧-૪૨માં કરી; વિવેચનરૂપ ભાગનો ખાસ સ્પષ્ટ નિર્દેશ નથી મળતો, પણ તે ઉપરોક્ત બન્ને પર વિસ્તારથી વિચારરૂપ હોવો સંભવે છે, અથવા તો સદ્ શ્રી મનસુખભાઈ કિરતચંદે 'જીવનરેખા'માં સૂચવ્યું છે તેમ **શ્રીમદ્** રાજચંદ્રનો અ. ૫૭૫ (જુની આવૃત્તિ) સંભવે છે; અને ચોથા ભાગ—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાની વિષયસૂચિરૂપ (Index) સંકલના **શ્રીમદે** આ જીવનના ૩૩મા વર્ષમાં-છેલ્લા વર્ષમાં સં. ૧૯૫૬ના આશ્વિન માસમાં લખાવી, પણ આયુઅભાવે તે ગ્રંથ તેમના વરદ હસ્તે લખાવાનું શક્ય ન બન્યું. આ મહાગુરુએ પ્રદર્શિત કરેલી આ વિષયસૂચિરૂપ સંકલના પ્રમાણે એમની આ યોજના નિર્વાહવાનું—આ મહાસંતની આજ્ઞા-ઇચ્છાનુસાર પાર ઉતારવાનું કાર્ય કરવાનો યત્કિંચિત્ નમ્ર પ્રયાસ આ ચરિત્રાલેખકે **શ્રીમદ્‌ના** દેહાવસાન પછી પચાસ વર્ષે કર્યો છે.

અને ભકિત કોની કરવી કે જે વડે આત્મા સ્વશકિતનો પ્રકાશ કરે? શુદ્ધ સચ્ચિદાનંદ-સ્વરૂપ જીવનસિદ્ધ ભગવાન તેમજ સર્વદૂષણરહિત કર્મમલહીન, મુકત, વીતરાગ, સકળ ભય, રહિત, સર્વજ્ઞ, સર્વદર્શી જિનેશ્વર ભગવાનની ભક્તિથી આત્મશક્તિ પ્રકાશ પામે છે. તેમજ–**ધર્મના મતભેદ**ની સૂક્ષ્મતમ મીમાંસા કરતા પાઠમાં નિષ્પક્ષપાત ન્યાય–મૂર્તિની જેમ ન્યાયતુલાથી તુલના કરતા–શુદ્ધ મધ્યસ્થ નિષ્પક્ષપાત ન્યાયથી તત્ત્વપરીક્ષા–પ્રધાની **શ્રીમદ્** અદ્ભુત આત્મનિશ્ચયથી ગર્જે છે—'એ બીજા ધર્મમતોમાં તત્ત્વજ્ઞાન સંબંધી યથાર્થ સૂક્ષ્મ વિચારો નથી. કેટલાક જગતકર્તાનો બોધ કરે છે, પણ જગત્‌–કર્તા પ્રમાણ વડે સિદ્ધ થઈ શકતો નથી. કેટલાક જ્ઞાનથી મોક્ષ છે એમ કહે છે તે એકાંતિક છે, તેમજ ક્રિયાથી મોક્ષ છે એમ કહેનારા પણ એકાંતિક છે, જ્ઞાન, ક્રિયા એ બન્નેથી મોક્ષ કહેનારા તેના યથાર્થ સ્વરૂપને જાણતા નથી; અને એ બન્નેના ભેદ શ્રેણિબંધ નથી કહી શકયા એ જ એમની સર્વજ્ઞતાની ખામી જણાઈ આવે છે. એ ધર્મમતસ્થાપકો સદ્દેવતત્ત્વમાં કહેલાં અષ્ટાદશ દૂષણોથી રહિત નહોતા, એમ એઓએ ઉપદેશેલા શાસ્ત્રો અથવા તેમના ચરિત્રો પરથી પણ તત્ત્વની દષ્ટિએ જોતાં દેખાય છે. × × × જે પૂર્ણ દર્શન વિષે અત્રે કહેવાનું છે તે જૈન એટલે નિરાગીનાં સ્થાપન કરેલા દર્શન વિષે છે. એના બોધદાતા સર્વજ્ઞ અને સર્વદર્શી હતા; કાળભેદ છે તો પણ એ વાત સિદ્ધાંતિક જણાય છે. દયા, બ્રહ્મચર્ય, શીલ, વિવેક, વૈરાગ્ય, જ્ઞાન, ક્રિયાદિ એનાં જેવા પૂર્ણ એકેએ વર્ણવ્યાં નથી. તેની સાથે શુદ્ધ આત્મજ્ઞાન, તેની કોટિઓ, જીવનાં ચ્યવન, જન્મ, ગતિ, વિગ્રહગતિ, યોનિદ્વાર, પ્રદેશ, કાળ, તેનાં સ્વરૂપ—એ વિષે એવો સૂક્ષ્મ બોધ છે કે જે વડે તેની સર્વજ્ઞતાની નિઃશંકતા થાય. કાળભેદે પરંપરામ્નાયથી કેવળજ્ઞાનાદિ જ્ઞાનો જોવામાં નથી આવતાં, છતાં જે જે જિનેશ્વરનાં કહેલા સિદ્ધાતિક વચનો છે તે અખંડ છે. તેઓના કેટલાક સિદ્ધાંતો એવા સૂક્ષ્મ છે કે જે એકેક વિચારતાં આખી જીંદગી વહી જાય. જિનેશ્વરનાં કહેલા ધર્મતત્ત્વથી કોઈપણ પ્રાણીને લેશ પણ ખેદ ઉત્પન્ન થતો નથી. સર્વ આત્માની રક્ષા અને સર્વાત્મ–શકિતનો પ્રકાશ એમાં રહ્યો છે. એ ભેદો વાંચવાથી, સમજવાથી અને તે પર અતિ-અતિ સૂક્ષ્મ વિચાર કરવાથી આત્મશકિત પ્રકાશ પામી જૈનદર્શનની સર્વજ્ઞતાની, સર્વોત્કૃષ્ટપણાની હા કહેવરાવે છે. બહુ મનનથી સર્વ ધર્મમત જાણી પછી તુલના કરનારને આ કથન અવશ્ય સિદ્ધ થશે' ઇત્યાદિ.

આ ગ્રંથના કીર્તિકળશરૂપ **તત્ત્વાવબોધ**ના સત્તર પાઠમાં તો **શ્રીમદે** જિનદર્શન–પ્રભાવનાની અવધિ જ કરી છે. પદે પદે જ્યાં અનન્ય વીતરાગભકિત અને અપૂર્વ વીતરાગદર્શનવિનિશ્ચય નિર્ઝરે છે એવા આ અચિંત્યચિંતામણિ સમા પાઠોમાં **શ્રીમદે** જિનદર્શનના મુખ્ય અંગભૂત સારસર્વસ્વરૂપ નવતત્ત્વવિજ્ઞાનનો અપૂર્વ મહાપ્રભાવ વિસ્તાર્યો છે. ત્યાં તેઓશ્રીએ પ્રકાશ્યું છે તેના સ્થળસંકોચથી માત્ર બે–ચાર નમુનારૂપ વચનો અત્ર ટાંકી સંતોષ માનશું—'આત્મા અનાત્માનું સત્ય સ્વરૂપ નિર્ગ્રંથ પ્રવચનમાંથી જ પ્રાપ્ત થઈ શકે છે. અનેક અન્ય મતોમાં એ બે તત્ત્વો વિષે વિચારો દર્શાવ્યા છે,

પણ તે યથાર્થ નથી. × × સ્યાદ્‌વાદ શૈલી અનુપમ, અને અનંત ભાવભેદથી ભરેલી છે; એ શૈલીને પરિપૂર્ણ તો સર્વજ્ઞ સર્વદર્શી જ જાણી શકે; છતાં એઓનાં વચનામૃતાનુસાર આગમ ઉપયોગથી યથામતિ નવ તત્ત્વનું સ્વરૂપ જાણવું અવશ્યનું છે. એ નવતત્ત્વ પ્રિય શ્રદ્ધાભાવે જાણવાથી પરમ વિવેકબુદ્ધિ, શુદ્ધ સમ્યક્ત્વ અને પ્રભાવિક આત્મજ્ઞાનનો ઉદય થાય છે. નવતત્ત્વમાં લોકાલોકનું સંપૂર્ણ સ્વરૂપ આવી જાય છે. (પાઠ ૧) નિર્ગ્રંથ પ્રવચનનો જે જે સૂક્ષ્મ બોધ છે, તે તત્ત્વની દૃષ્ટિએ નવતત્ત્વમાં સમાઈ જાય છે; તેમજ સઘળા ધર્મમતોના સૂક્ષ્મ વિચાર એ નવતત્ત્વવિજ્ઞાનના એક દેશમાં આવી જાય છે. (પાઠ ૨). **મહાવીર ભગવંત**નાં શાસનમાં બહુ મતમતાંતર પડી ગયા છે, તેનું મુખ્ય કારણ તત્ત્વજ્ઞાન ભણીથી ઉપાસક વર્ગનું લક્ષ ગયુ એ છે. માત્ર ક્રિયાભાવપર રાચતા રહ્યા; જેનું પરિણામ દૃષ્ટિગોચર છે. (પાઠ ૩). એ નવતત્ત્વવિજ્ઞાન મને બહુ પ્રિય છે. એના રસાનુભવીઓ પણ મને સદૈવ પ્રિય છે.' (પાઠ ૪) તેમજ ૬ થી ૧૪ પાઠમાં **'उपन्ने वा विघने वा धुवे वा'**—એ ત્રિપદીરૂપ લબ્ધિવાક્યનો અદ્‌ભુત પરમાર્થ સમજાવવા **શ્રીમદે** જે સ્યાદ્‌વાદશૈલી પ્રયોજી છે તે સમસ્ત સ્યાદ્‌વાદ જૈનસાહિત્યમાં અનન્ય અજોડ છે; અને ૧૨મા પાઠમાં તેમણે નવતત્ત્વચક્રની મૌલિક યોજના યોજી પરમાર્થચમત્કૃતિથી જીવ ને મોક્ષની નિકટતા ઘટાવી દેખાડી છે, તેમાં તો પ્રજ્ઞાપારમિત **શ્રીમદ્‌**ની પ્રજ્ઞાનો અદ્‌ભુત ચમત્કાર પ્રગટ દૃશ્યમાન થાય છે.

આ તત્ત્વાવબોધના ૧૩મા પાઠમાં ઝળહળતી **શ્રીમદ્‌**ની મધ્યસ્થ નિષ્પક્ષપાતતા પ્રત્યે દૃષ્ટિ કરતાં તો, '**पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु। युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥**—' વીર પ્રત્યે મને પક્ષપાત નથી, કપિલાદિ પ્રત્યે દ્વેષ નથી, જેનું વચન યુક્તિમાન્ હોય તેનો પરિગ્રહ કરવા યોગ્ય છે એમ વચનટંકાર કરનારા મહાન્ **શ્રી હરિભદ્રસૂરિ**નું સ્મરણ થાય છે. ત્યાં **શ્રીમદ્‌** સ્વયં લખે છે—'તમને જે ધર્મતત્ત્વ કહેવાનું છે, તે પક્ષપાત કે સ્વાર્થબુદ્ધિથી કહેવાનું મને કંઇ પ્રયોજન નથી; પક્ષપાત કે સ્વાર્થથી હું તમને અધર્મતત્ત્વ બોધી અધોગતિને શા માટે સાધું ? વારંવાર તમને હું નિર્ગ્રંથનાં વચનામૃતો માટે કહું છઉં, તેનું કારણ તે વચનામૃતો તત્ત્વમાં પરિપૂર્ણ છે, તે છે. જિનેશ્વરોને એવું કોઈપણ કારણ નહોતું કે તે નિમિત્તે તેઓ મૃષા કે પક્ષપાતી બોધે; તેમ એઓ અજ્ઞાની નહતા, કે જેથી મૃષા બોધાઈ જવાય. આશંકા કરશો કે એ અજ્ઞાની નહોતા એ શા ઉપરથી જણાય? તો તેના ઉત્તરમા એઓના પવિત્ર સિદ્ધાંતોનાં રહસ્યને મનન કરવાનું કહું છઉં, અને એમ જે કરશે તે તો પુનઃ આશંકા લેશ પણ નહીં કરે. જૈનમતપ્રવર્તકો પ્રતિ મારે કંઈ રાગબુદ્ધિ નથી, કે એ માટે પક્ષપાતે હું કંઇપણ તમને કહું; તેમજ અન્યમતપ્રવર્તકો પ્રતિ મારે કંઈ વૈરબુદ્ધિ નથી કે મિથ્યા એનું ખંડન કરૂં ! બન્નેમાં હું તો મંદમતિ મધ્યસ્થરૂપ છઉં. બહુ બહુ મનનથી અને મારી મતિ જ્યાં સુધી પહોંચી ત્યાં સુધીના વિચારથી હું વિનયથી કહું છઉં, કે પ્રિય ભવ્યો ! જૈન જેવું એકે પૂર્ણ અને પવિત્ર દર્શન નથી; વીતરાગ જેવો એકે દેવ નથી, તરીને અનંત દુઃખથી પાર પામવું હોય તો એ સર્વજ્ઞદર્શનરૂપ કલ્પ [illegible]

અને અત્રે ૧૪મા પાઠમાં તો **શ્રીમદ્ રાજચંદ્ર** મહાન્ શ્રી **હેમચંદ્રાચાર્યજી**ની જેવા અદ્ભુત આત્મનિશ્ચયથી ગર્જ્યા છે ને ડિંડિમનાદથી ઉદ્‌ઘોષે છે કે—'જૈનના એકેકા પવિત્ર સિદ્ધાંત પર વિચાર કરતાં આયુષ્ય પૂર્ણ થાય, તો પણ પાર પમાય નહીં તેમ રહ્યું છે. બાકીના સઘળા ધર્મમતોના વિચાર જિનપ્રણીત વચનામૃતસિંધુ આગળ એક બિંદુરૂપ પણ નથી. જૈનમત જેણે જાણ્યો, અને સેવ્યો તે કેવળ નિરાગી અને સર્વજ્ઞ થઈ જાય છે. એના પ્રવર્ત્તકો કેવા પવિત્ર પુરુષો હતા! એના સિદ્ધાંતો કેવા અખંડ સંપૂર્ણ અને દયામય છે! એમા દૂષણ તો કાંઈ છે જ નહિં! કેવળ નિર્દોષ તો માત્ર જેનું દર્શન છે! એવો એક્કે પારમાર્થિક વિષય નથી કે જે જૈનમાં નહીં હોય અને અને એવું એક્કે તત્ત્વ નથી કે જે જૈનમાં નથી; એક વિષયને અનંત ભેદે પરિપૂર્ણ કહેનાર તે જૈનદર્શન છે. પ્રયોજનભૂત તત્ત્વ એના જેવું કયાંય નથી. એક દેહમાં બે આત્મા નથી; તેમ આખી સૃષ્ટિમાં બે જૈન એટલે જૈનની તુલ્ય બીજું દર્શન નથી. આમ કહેવાનુ કારણ શું? તો માત્ર તેની પરિપૂર્ણતા, નિરાગિતા, સત્યતા અને જગદ્‌હિતૈષિતા.' આવા પરમ ભવ્ય શબ્દોમાં વીતરાગ દેવની અને વીતરાગ દર્શનની મહાપ્રતિષ્ઠા કરતી આત્મવીર **શ્રીમદ્**ની આ વીરગર્જના સમગ્ર જૈનસાહિત્યમાં અને ઇતિહાસમાં અજોડ છે.

આગળ જતાં તત્ત્વાવબોધના છેવટના ત્રણ પાઠોમાં (૧૫–૧૬–૧૭) તો આ મહાપ્રતિષ્ઠાને ઓર વજ્રલેપ દૃઢ બનાવી છે. જિનદર્શનના પવિત્ર સિદ્ધાંતોનું પોતાને લેશ પણ ભાન નહિ હોવા છતાં સમજ્યા વિના જે મહામોહમૂઢ જનોએ પવિત્ર જૈન–દર્શનને નાસ્તિક કહેવાની કુચેષ્ટા કરી છે, તેઓ પ્રત્યે **શ્રીમદ્** જેવા પરમ શાંતમૂર્તિને પણ પુણ્યપ્રકોપ ઊઠી આવ્યો છે કે —'છતાં મને બહુ આશ્ચર્ય લાગે છે કે કેવળ શુદ્ધ પરમાત્મતત્ત્વને પામેલા, સકળ દૂષણ રહિત, મૃષા કહેવાનું જેને કંઈ નિમિત્ત નથી એવા પુરુષના કહેલાં પવિત્ર દર્શનને પોતે તો જાણ્યુ નહીં, પોતાના આત્માનું હિત તો કર્યું નહીં, પણ અવિવેકથી મતભેદમાં આવી જઈ કેવળ નિર્દોષ અને પવિત્ર દર્શનને નાસ્તિક શા માટે કહ્યું હશે? પણ એ કહેનારા એનાં તત્ત્વને જાણતા નહોતા. (પાઠ ૧૫) × × પવિત્ર જૈનદર્શનને નાસ્તિક કહેવરાવનારાઓ એક મિથ્યા દલીલથી ફાવવા ઇચ્છે છે, કે જૈનદર્શન આ જગતના કર્ત્તા પરમેશ્વરને માનતું નથી.' (પાઠ ૧૬) આ જગતકર્તૃત્વવાદીની મિથ્યા દલીલનો રદીઓ આપતાં **શ્રીમદે** આવા મિથ્યા માની લીધેલા કહેવાતા જગતકર્ત્તાને ઉઘડો લઇ કુશળ ધારાશાસ્ત્રીની અદાથી અત્રે અજબ કુશળતાથી જગતકર્તૃત્વવાદના કુરચે કુરચા ઉડાવી દીધા છે, અને છેવટે નિષ્કારણ–કરુણાથી કહ્યું છે કે—'સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુની રક્ષા જેણે પ્રણીત કરી છે, એક રજકણથી કરીને આખા જગતના વિચારો જેણે સર્વભેદે કહ્યા છે તેવા પુરુષોનાં પવિત્ર દર્શનને નાસ્તિક કહેનાર કયિ ગતિને પામશે એ વિચારતાં દયા આવે છે!' (પાઠ ૧૬) અત્રે **શ્રીમદ્**ની મધ્યસ્થ નિષ્પક્ષ તત્ત્વપરીક્ષાદૃષ્ટિ પરાકાષ્ઠાને પામે છે. કારણ કે નાન પણમા સંગદોષથી જગતકર્તૃત્વવાદની શ્રદ્ધા પોતાને દૃઢ થઇ હતી તે જ્યારે મધ્યસ્થ

તત્ત્વપરીક્ષાથી એમ જણાયું કે જગતકર્તૃત્વવાદ મિથ્યા છે–ખોટો છે ત્યારે **શ્રીમદે** તે રૂઢ ને મૂઢ માન્યતાને એકદમ તિલાંજલિ આપી તે જ જગતકર્તૃત્વવાદનું અત્યંત જોરશોરથી ખંડન કરી દેખાડ્યું; તે તેમની પરમ અદ્ભુત ન્યાયપ્રિયતા, સત્યવાદિતા, નિરાગ્રહિતા અને નૈતિક હિંમતનો (Moral courage) અચૂક પૂરાવો અને ઉત્તમ નમૂનો છે.

અને આમ જરા પણ અન્યાય ન સહન કરી શકે એવા આ પરંપ ન્યાયમૂર્ત્તિ **શ્રીમદ્** અત્રે છેવટે પોતાનો ઉગ્ર પુણ્યપ્રકોપ ઠાલવતાં નિષ્પક્ષપાતન્યાયી મહાવીર–શાસનના મહાવીર સંરક્ષકની અદાથી અદ્ભુત આત્મવીરતાથી ગર્જ્યા છે—'જે ન્યાયથી જય મેળવી શકતો નથી; તે પછી ગાળો ભાંડે છે; તેમ પવિત્ર **જૈન**ના અખંડ તત્ત્વ–સિદ્ધાંતો શંકરાચાર્ય, દયાનંદ સંન્યાસી વગેરે જ્યારે તોડી ન શક્યા ત્યારે પછી **જૈન** નાસ્તિક **હૈ**, સો ચાર્વાકમેંસે ઉત્પન્ન હુઆ **હૈ** એમ કહેવા માંડ્યું; પણ એ સ્થળે કોઇ પ્રશ્ન કરે, કે મહારાજ**!** એ વિવેચન તમે પછી કરો. એવા શબ્દો કહેવામાં કંઇ વખત વિવેક કે જ્ઞાન જોઈતું નથી; પણ આનો ઉત્તર આપો કે **જૈન** વેદથી કયિ વસ્તુમાં ઉતરતો છે; એનું જ્ઞાન, એનો બોધ, એનું રહસ્ય, અને એનું સતશીલ કેવું છે તે એકવાર કહો. આપના વેદવિચારો કયી બાબતમાં **જૈન**થી ચઢે છે? આમ જ્યારે મર્મસ્થાન પર આવે ત્યારે મૌનતા સિવાય તેઓ પાસે બીજું કંઇ સાધન રહે નહીં. જે સત્પુરુષોનાં વચનામૃત અને યોગબળથી આ સૃષ્ટિમાં સત્ય, દયા, તત્ત્વજ્ઞાન અને મહાશીલ ઉદય પામે છે, તે પુરુષો કરતાં જે પુરુષો શૃંગારમાં રાચ્યા પડ્યા છે, સામાન્ય તત્ત્વજ્ઞાનને પણ નથી જાણતા, જેનો આચાર પણ પૂર્ણ નથી, તેને ચઢતા કહેવા, પરમેશ્વરને નામે સ્થાપવા અને સત્ય સ્વરૂપની અવર્ણ ભાષા બોલવી, પરમાત્મસ્વરૂપ પામેલાને નાસ્તિક કહેવા, એ એમની કેટલી બધી કર્મની બહોલતાનું સૂચન કરે છે?' ઇ. (પાઠ ૧૭).

આ તત્ત્વાવબોધ પાઠના કેટલાક નમુનારૂપ અવતરણો પરથી **શ્રીમદે** જિનદર્શનની–વીતરાગદર્શનની કેવી મહાપ્રભાવના કરી છે તેનો સુજ્ઞ વાંચકને કંઇક ખ્યાલ આવશે. મત–દર્શન–સંપ્રદાયના આગ્રહને વિસર્જન કરી, કોઈ પણ સુજ્ઞ વિવેકી વિચક્ષણ આ **મહાદર્શનપ્રભાવક મોક્ષમાળાના** માત્ર આ તત્ત્વાવબોધના સત્તર પાઠોનું મધ્યસ્થ નિષ્પક્ષપાત દૃષ્ટિથી અવલોકન કરશે, તો તેને એકદમ આ ગ્રંથની મહાદર્શનપ્રભાવકતાની આત્મપ્રતીતિ થશે, અને અંતરમાથી સહજ ઉદ્ગાર નિકળી પડશે કે પૂર્વે પ્રાયે કદી પણ ન થઇ હોય એવી જિનદર્શનની અપૂર્વ મહાપ્રભાવના કરનારો આ ખરેખર! **મહાદર્શનપ્રભાવક ગ્રંથ** છે, એમ અત્રે ડિંડિમનાદથી ઉદ્ઘોષવામાં આવ્યુ છે તે યથાર્થ છે.

આવા આ **મહાદર્શનપ્રભાવક ગ્રંથના** અંતે **શ્રીમદે જિનેશ્વરની વાણીની** મુક્તકંઠે બુલંદ સ્વરે પ્રસ્તુતિ કરી છે, તે તો મૃતકને પણ ઉભા કરી દે—જીવંત કરે એવી મહાપ્રાણવાન અને બહેરાને પણ સાભળતા ને આંધળાને પણ દેખતા કરે એવું સામર્થ્ય દાખવતી હોઈ, જગતમા જિનવાણીનો ડંકો વગડાવનારી છે, તે સકર્ણ જનો સાંભળો!—

'અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગત હિત કારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષ ચારિણી પ્રમાણી છે;
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો ! રાજચંદ્ર ! બાલ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.



## પ્રકરણ સોળમું

# દર્શનપ્રભાવક ભાવનાબોધનું સર્જન

'ઓગણીસસેંને બેતાલીસે અદ્ભુત વૈરાગ્ય ધાર રે'

આ દર્શનપ્રભાવક મોક્ષમાળાનું સર્જન **શ્રીમદે** ૧૬ વર્ષ ને ૫ માસની વયે કર્યું ત્યારે તેમના અંતરમાં ઉગ્ર ઉત્કટ વૈરાગ્ય વર્ત્તતો હતો. તે મોક્ષમાળાના કેટલાક વૈરાગ્યવિષયક શિક્ષાપાઠો પરથી સહજ સમજાય છે. કર્ત્તાની કૃતિમાં કર્ત્તાના માનસનું તાદૃશ્ય પ્રતિબિંબ પડે છે અને તેના આત્માનું અંતર્ગત વ્યક્તિત્વ (Presonality) ઉપસી આવે છે; અને તે વિચક્ષણ વિવેકી જનને સ્વયં બુદ્ધિગોચર થાય છે. તેમ તેમની આ મહાન્ કૃતિમાં **શ્રીમદ્**ના પરમ વૈરાગ્યમય, કરુણામય, ભક્તિમય, શીલમય, જ્ઞાનમય દિવ્ય આત્માનું તથાદર્શન સુજ્ઞ વિવેકી સજ્જનોને થાય છે. **શ્રીમદે** જ સત્સમાગમપ્રસંગમાં એક વખત શ્રીમુખે પ્રકાશ્યુ હતું કે—'મોક્ષમાળા રચી તે વખતે અમારો વૈરાગ્ય યોગવાસિષ્ઠના વૈરાગ્ય પ્રકરણમાં **શ્રી રામચંદ્રજીનો** વૈરાગ્ય વર્ણવેલો છે તેવો હતો અને તમામ જૈન આગમો સવા વર્ષની અંદર અમે અવલોકન કર્યાં હતાં. તે વખતે અદ્ભુત વૈરાગ્ય વર્ત્તતો હતો, તે એટલા સુધી કે અમે ખાધું છે કે નહીં તેની અમને સ્મૃતિ રહેતી નહી.' આમ પુરાણપ્રસિદ્ધ ભૂતકાલીન **રામચંદ્રનો** આ વર્ત્તમાનકાલીન **રાજચંદ્રે** કેવો સત્યંકાર કરાવ્યો છે તે સ્વયં સુપ્રતીત થાય છે; અને ગુણસામ્યથી રામાયણ જેવા આ 'રાજાયણ'માં તેનું સહજ સ્મરણ થાય છે.

**મોક્ષમાળામાં શ્રીમદે** વૈરાગ્યરસની કેવી હેલી વર્ષાવી છે તેના ઉદાહરણો—'સંસારમાં અશરણતા અને અનંત અનાથતા છવાઇ રહી છે, તેનો ત્યાગ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ શીલને સેવવાથી જ થાય છે, એ જ મુક્તિનાં કારણરૂપ છે'—એમ અનાથી મુનિના વીતક ચરિત્રથી બોધી, 'ચારે ગતિ'ના દુઃખનો તાદૃશ્ય ચિતાર રજૂ

કરવાપૂર્વક, મહાસમુદ્ર અગ્નિ અંધકાર ને શકટચક્ર એમ 'સંસારને ચાર ઉપમા'નું વૈરાગ્યપ્રેરક સુંદર તાદૃશ્ય શબ્દચિત્ર આલેખી, વૈરાગ્યની 'બાર ભાવના'નું સંક્ષેપ સ્વરૂપ વૈરાગ્યવાહી શૈલીમાં દર્શાવ્યું છે. તેમાં—અનિત્ય ભાવના પર 'ભીખારીનો ખેદ' દૃષ્ટાંત-રૂપે યોજી તાત્પર્યબોધ આપ્યો છે—'અહો ભવ્યો! ભીખારીનાં સ્વપ્ન જેવાં સંસારના સુખ અનિત્ય છે. સ્વપ્નમાં જેમ તે ભીખારીએ સુખસમુદાય દીઠો અને આનંદ માન્યો તેમ પામર પ્રાણીઓ સંસારસ્વપ્નના સુખસમુદાયમાં આનંદ માને છે. જેમ તે સુખ-સમુદાય જાગૃતિમાં મિથ્યા જણાયા તેમ જ્ઞાન પ્રાપ્ત થતાં સંસારનાં સુખ તેવા જણાય છે. સ્વપ્નના ભોગ ન ભોગવ્યા છતાં જેમ ભીખારીને ખેદની પ્રાપ્તિ થઇ, તેમ મોહાંધ પ્રાણીઓ સંસારનાં સુખ માની બેસે છે; અને ભોગવ્યા સમ ગણે છે. પરંતુ પરિણામે ખેદ, દુર્ગતિ અને પશ્ચાત્તાપ લે છે; તે ચપળ અને વિનાશી છતાં સ્વપ્નનાં ખેદ જેવું તેનું પરિણામ રહ્યું છે. એ ઉપરથી બુદ્ધિમાન પુરુષો આત્મહિતને શોધે છે. સંસારની અનિત્યતા પર એક કાવ્ય છે કે—'વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જળના તરંગ; પુરંદરી ચાપ અનંગ રંગ, શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ?' અને અશુચિ ભાવના પર 'સનત્કુમાર' ચક્રવર્તીનું વૈરાગ્યમય ચરિત્ર યોજી છેવટે ઉપદેશ કર્યો છે —'રક્તપિત્ત જેવા સદૈવ લોહી પરૂથી ગદ્ગદતા, મહારોગની ઉત્પત્તિ જે કાયામાં છે, પળમાં વણસી જવાનો જેનો સ્વભાવ છે, જે પ્રત્યેક રોમે પોણા બબ્બે રોગવાળી હોઇ રોગનો ભંડાર છે, અન્ન વગેરેની ન્યૂનાધિકતાથી જે પ્રત્યેક કાયામાં દેખાવ દે છે, મળમૂત્ર, નર્ક, હાડ, માંસ, પરૂ અને શ્લેષ્મથી જેનું બંધારણ ટક્યું છે, ત્વચાથી માત્ર જેની મનોહરતા છે તે કાયાનો મોહ ખરે વિભ્રમ જ છે. સનત્કુમારે જેનું લેશમાત્ર માન કર્યું તે પણ જેથી સંખાયું નહીં તે કાયામાં અહો પામર! તું શું મોહે છે? એ મોહ મંગળદાયક નથી.' ઇત્યાદિ.

આ ઉપરાંત 'જ્ઞાનીઓએ વૈરાગ્ય શા માટે બોધ્યો?' એ **મોક્ષમાળા**ના પાઠમાં તો વૈરાગ્યનું પ્રયોજન પ્રકાશતાં વૈરાગ્યમૂર્ત્તિ **શ્રીમદ્** વદે છે કે—'જ્ઞાનીઓએ એને અનંત ખેદમય, અનંત દુઃખમય, અવ્યવસ્થિત, ચળવિચળ અને અનિત્ય કહ્યો છે. આ વિશેષણો લગાડવા પહેલાં એમણે સંસાર સંબંધી સંપૂર્ણ વિચાર કરેલો જણાય છે. અનંત ભવનું પર્યટન, અનંતકાળનું અજ્ઞાન, અનંત જીવનનો વ્યાઘાત, અનંત મરણ, અનંત શોક એ વડે કરીને સંસારચક્રમાં આત્મા ભમ્યા કરે છે. સંસારની દેખાતી ઇન્દ્રવારણા જેવી સુંદર મોહિનીએ આત્માને તટસ્થ લીન કરી નાંખ્યો છે. ×× જ્ઞાનીઓ એ સંસારને ક્ષણભર પણ સુખરૂપ કહેતા નથી. એ સંસારની તલ જેટલી જગ્યા પણ ઝેર વિના રહી નથી. એક ભુંડથી કરીને એક ચક્રવર્ત્તી સુધી ભાવે કરીને સરખાપણું રહ્યું છે; એટલે ચક્રવર્ત્તીની સંસાર સંબંધમાં જેટલી મોહિની છે, તેટલી જ બલકે તેથી વિશેષ ભુંડને છે.' ઇત્યાદિ પ્રકારે ભુંડ અને ચક્રવર્ત્તીની સાંગોપાંગ તુલના કરી દેખાડી બોધ્યું છે કે—'એ સુખ નથી, છતાં સુખ ગણો તો જે સુખ ભયવાળાં અને ક્ષણિક છે તે દુઃખ જ છે. અનંત તાપ, અનંત શોક, અનંત દુઃખ જોઈને જ્ઞાનીઓએ

એ સંસારને પુંઠ દીધી છે; તે સત્ય છે. એ ભણી પાછું વાળી જોવા જેવું નથી. ત્યાં દુઃખ દુઃખ ને દુઃખ જ છે. દુઃખનો એ સમુદ્ર છે. વૈરાગ્ય એ જ અનંત સુખમાં લઈ જનાર ઉત્કૃષ્ટ ભોમીઓ છે.' અને 'વૈરાગ્ય એ ધર્મનું સ્વરૂપ છે' એ પાઠમાં તો **શ્રીમદ્દે** પોતાનું વૈરાગ્યમય હૃદય જ ઠાલવી દીધું છે— 'એક વસ્ત્ર લોહીની મલિનતાથી રંગાયું તેને જો લોહીથી ધોઈએ તો તે ઉજળું થઈ શકે નહીં; પણ વધારે રંગાય છે. જો પાણીથી એ વસ્ત્રને ધોઇએ તો તે મલિનતા જવાનો સંભવ છે. આ દૃષ્ટાંત પરથી આત્મા પર વિચાર લઈએ. અનાદિ કાળથી આત્મા સંસારરૂપી લોહીથી મલિન થયો છે. મલિનતા પ્રદેશે પ્રદેશે વ્યાપી રહી છે! એ મલિનતા આપણે વિષય શૃંગારથી ટાળવી ધારીએ તો ટળી શકે નહીં. લોહીથી જેમ લોહી ધોવાતું નથી, તેમ શૃંગારથી કરીને વિષયજન્ય આત્મમલિનતા ટળનાર નથી એ જાણે નિશ્ચયરૂપ છે. × × તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિએ આત્મા સંસારમાં વિષયાદિકે મલિનતાથી પર્યટન કરે છે. તે મલિનતાનો ક્ષય વિશુદ્ધ ભાવજળથી હોવો જોઇએ. અર્હંતનાં તત્ત્વરૂપ સાબુ અને વૈરાગ્યરૂપી જળ વડે, ઉત્તમ આચારરૂપ પથ્થર પર, આત્મવસ્ત્રને ધોનાર નિર્ગ્રંથ ગુરુ છે. આમાં જો વૈરાગ્યજળ ન હોય તો બીજાં બધાં સાહિત્યો કંઇ કરી શકતાં નથી; માટે વૈરાગ્યને ધર્મનું સ્વરૂપ કહી શકાય. અર્હંતપ્રણીત તત્ત્વ વૈરાગ્ય જ બોધે છે, તો તે જ ધર્મનું સ્વરૂપ એમ ગણવું.' આમ મોક્ષમાળામાં સ્થળે સ્થળે **શ્રીમદ્**ના વૈરાગ્યમય હૃદયમાંથી અપૂર્વ વૈરાગ્યરસ ટપકી રહ્યો છે, તે આ કેટલાક અવતરણો પરથી સ્વયં સૂચિત થાય છે.

મોક્ષમાળાની રચના પૂર્વે પણ **શ્રીમદ્**માં વૈરાગ્ય તો હતો જ અને તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યો જતો હતો. **શ્રીમદ્**ને ૭½ વર્ષની વયે જાતિસ્મરણજ્ઞાન ઉપજવાનો પ્રસંગ બન્યો હતો તે આપણે જોયુ હતું. જેને જાતિસ્મરણ જ્ઞાન ઉપજે છે તેને સામાન્યપણે પુનર્જન્મનો ને આત્માના નિત્યપણાનો નિશ્ચય સહેજે થઈ જાય છે, અને દેહાશ્રિત અહંત્વ–મમત્વબુદ્ધિ સહેજે છૂટી જાય છે; એટલે ભિન્ન ભિન્ન અનિયત દેહોમાં નિયત વર્ત્તતા શાશ્વત આત્મદ્રવ્ય પ્રત્યે તેનું લક્ષ કેન્દ્રિત થાય છે અને તે તે દેહપર્યાય અને તદાશ્રિત ભાવો પ્રત્યેનો તેનો રાગ સ્વાભાવિક રીતે મંદ–મંદતર–મંદતમ બનતો જાય છે, ઉત્તરોત્તર સહજ સ્વાભાવિક વૈરાગ્ય વધતો જાય છે. એટલે પૂર્વના મહા સંસ્કારી, આજન્મ વિરક્ત, આજન્મ ત્યાગી, આજન્મ આર્ષ દૃષ્ટા કવિ,—**શ્રીમદ્** જેવા આજન્મ જ્ઞાની સંયતિ સંતનો વૈરાગ્ય ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતો ગયો હોય એમાં આશ્ચર્ય નથી. સામાન્ય પ્રાકૃત જનનું મન ભલે રાગભરમાં રચ્યુપચ્યુ રહેતું હો, પણ આજન્મ વિરક્ત જ્ઞાનીને તો ત્રણે કાળ ખરેખરો અંતરંગ વૈરાગ્ય વર્તે છે, એવા સાગરવરગંભીર જ્ઞાનીના ચિત્ત–સમુદ્રનો કોઈ તાગ પામી શકતું નથી; અને તેવા પ્રકારે **શ્રી યશોવિજયજી**એ પરમભાવથી સંગીત કર્યું છે—'રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ્ય; ચિત્ત તુમારા રે સમુદ્રનો, પ્રભુ કોઇ ન પામે હો તાગ.' આવા આજન્મ વૈરાગી **શ્રીમદ્**ની બાલવયની–સોળમા વર્ષ પહેલાંની કૃતિઓમાં પણ એમનો આ સહજ વૈરાગ્ય વારંવાર ડોકીયાં કરી જાય છે. જેમ કે—સોળમા વર્ષ પહેલાં

લખાયેલી **પુષ્પમાળામાં** કેટલાક સૂક્ત સૂત્રોમાં વૈરાગ્યના ઝબકારા દેખાય છે—'જો તું ત્યાગી હોય તો ત્વચા વગરની વનિતાનું સ્વરૂપ વિચારી સંસાર ભણી દૃષ્ટિ કરજે. રાજા હો કે રંક હો—ગમે તે હો, પરંતુ આ વિચાર વિચારી સદાચાર ભણી આવજો કે માત્ર આ કાયાનાં પુદ્ગળ થોડા વખતને માટે સાડાત્રણ હાથ ભૂમિ માંગનાર છે, × × કાયા મળમૂત્રનું અસ્તિત્વ છે તે માટે હું આ શું અયોગ્ય પ્રયોજન કરી આનંદ માનું છું? એમ આજે વિચારજે. × × વાસ્તવિક સુખ માત્ર વિરાગમાં છે માટે જંજાળ-મોહિનીથી આજે અભ્યંતર મોહિની વધારીશ નહીં.' ઇત્યાદિ. તેમજ—'જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને.'—એ પરમ ભાવવાહી કાવ્યમાં તેમજ દ્વાદશ અનુપ્રેક્ષા–અનુવાદ આદિ કૃતિઓમાં આ બાલ મહાત્માનો અલૌકિક વૈરાગ્ય અક્ષરે અક્ષરે ક્ષરે છે. એમનું વૈરાગ્યવાસિત ચિત્ત એટલું બધું વૈરાગ્યમાં વિલસી રહ્યું હતું એટલો બધો 'વૈરાગ્ય વિલાસ' કરી રહ્યું હતું, કે તેના સહજ આવિષ્કાર માટે 'સાક્ષાત્ સરસ્વતીમાં જણાવ્યું છે તેમ તેમણે 'વૈરાગ્ય વિલાસ' નામનું ચોપાનિયુ પણ કાઢયું હતું. આ એમની વૈરાગ્યપરિણતિ કેવી ઉત્કટ હશે તેની સાક્ષી પૂરે છે.

અને મોક્ષમાળાના રચનાકાળે તો આ વૈરાગ્ય ઉત્તરોત્તર ઓર વેગ પકડતો ગયો હતો, તે એટલે સુધી કે ૧૯૪૨માં ભાવનાબોધના સર્જનકાળે તો તે વૈરાગ્ય **શ્રીમદ્‌ને** પોતાને પણ આશ્ચર્યકારક લાગે એવો **'અદ્‌ભુત'** બની ગયો હતો,—**'ઓગણીસસેં ને બેતાલીસે અદ્‌ભુત વૈરાગ્ય ધાર રે.'** કારણ કે આપણે પૂર્વે જોયું તેમ તે વખતે તેમની વ્યાવહારિક સ્થિતિ સાંકડી હતી અને મોક્ષમાળાના પ્રકાશનમાં આર્થિક મુંઝવણ પડી હતી, છતાં તે સંજોગોમાં નહિં મુંઝાતાં શૌર્યભાવથી તેમનું આત્મવીર્ય ઓર ખીલી નિકળ્યુ હતું અને પ્રાપ્ત સંજોગોમાં સમભાવ ભાવતું તેમનું સમભાવભાવી ચિત્ત વૈરાગ્યરસમા ઝીલી રહ્યું હતું. આમ આ સાંકડે **શ્રીમદ્‌ના** વૈરાગ્યને ઓર 'પુષ્ટ કર્યો હતો'—ઓર બળવાન્ બનાવ્યો હતો. એમના એક ચરિત્રાલેખક સદ્. શ્રી **મનઃસુખભાઈએ** કહ્યુ છે તેમ—આ 'વૈરાગ્ય એટલે સુખ–દુઃખમાં, વિષમ સ્થિતિમાં પણ સમભાવ, ઉદાસીનતા; સારી સ્થિતિમાં છાકી ન જવું; મન–વદનની પ્રસન્નતાપૂર્વક ઉદાસીનભાવે, સમભાવે, વિવેકપૂર્વક જે સ્થિતિ સાંપડે તે વેદી લેવી, નિર્વાહી લેવી, સત્ પુરુષાર્થ સેવ્યા કર્યો એ સાચો વૈરાગ્ય. આવો વૈરાગ્ય જાગ્યો.' સદાચાર ગ્રંથમાં શંકરાચાર્યે કહ્યુ છે તેમ—**'रागद्वेषं विना प्राप्तं भुञ्जाम्यत्र शुभाशुभम्'**—રાગદ્વેષ વિના હું અત્ર પ્રાપ્ત શુભાશુભ ભોગવું છું,— આ વૈરાગ્ય. આમ વિશાળ અર્થમાં તે વૈરાગ્ય વધ્યો જતો હતો, તેમા મોક્ષમાળાના પ્રકાશનમાં થયેલા વિલંબને કારણે અગાઉથી નોંધાયેલા ગ્રાહકોના કચવાટના પ્રસંગે ઓર વૃદ્ધિ કરી; અને તે કચવાટ દૂર કરવા **શ્રીમદે** સં. ૧૯૪૨મા અપૂર્વ વૈરાગ્યસુખ **ભાવનાબોધ** ગ્રંથનું સર્જન કરી ગ્રાહકોને જ ઉપહારરૂપ ભેટણું કર્યું એટલું જ નહિં, પણ આ નિમિત્તે પોતાના અંતરમાં ઊભરાતા–છલકાતા વૈરાગ્યસિંધુને આ ગ્રંથમાં ઠાલવી દઈ તેમણે વૈરાગ્યના આવા અનન્ય અનુપમ અમૃત–અમર ગ્રંથનું જગતને ઉપહારરૂપ **'પ્રાભૃત'** ધર્યું. પરમ વૈરાગ્ય

રસથી અક્ષરે અક્ષરે 'પ્ર'-પ્રકૃષ્ટપણે 'આભૃત'-પરિપૂર્ણ ઠાંસોઠાંસ સંભૃત હોવાથી આ અદ્‌ભુત વૈરાગ્યગ્રંથને **'વૈરાગ્ય પ્રાભૃત'** નામ આપીએ તો તેમાં લેશમાત્ર અતિશયોક્તિ જેવું નથી. અને આ ગ્રંથનું સર્જન જ્યારે થયું તે વખતે **શ્રીમદ્**નું હૃદય કેવું 'વૈરાગ્ય પ્રાભૃત' હતું જ—કેવું પરમ અદ્‌ભુત વૈરાગ્યરસથી 'પ્ર'—પ્રકૃષ્ટપણે 'આભૃત'-પરિપૂર્ણ સંભૃત હતું જ,—તે તો 'ધન્ય રે દિવસ આ અહો !'-એ પોતાની જીવનધન્યતા ગાનારા ને પોતાના જીવનના તબક્કારૂપ (milestones) મુખ્ય ધન્ય પ્રસંગો અમર કરનારા દિવ્ય કાવ્યની તેમની આ સ્વયંભૂ પંક્તિ પરથી સ્પષ્ટ સમજાય છે— 'ઓગણીસસેં ને બેતાલીસે, અદ્‌ભુત વૈરાગ્ય ધાર રે.' જેમાં વૈરાગ્યની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે એવા આ ભાવનાબોધ ગ્રંથમાં આ પરમ ભાવિતાત્મા **રાજચંદ્રે** જે વૈરાગ્ય-સિંધુ સમુલ્લસાવ્યો છે, તેનું સવિસ્તર આલેખન કરવાનો અત્ર અવકાશ વા સ્થળ નથી, તથાપિ તે પ્રત્યે બે-ચાર ઊડતા દૃષ્ટિપાત અત્ર કરશું.

વૈરાગ્યનો પુષ્કરાવર્ત્ત મેઘ વર્ષાવતા આ વૈરાગ્યમુખ **દર્શનપ્રભાવક ભાવનાબોધ** અને **મોક્ષમાળા** ગ્રંથના સંયુક્ત ઉપોદ્‌ઘાતમાં માર્દવમૂર્ત્તિ આર્જવમૂર્ત્તિ **શ્રીમદ્** અત્યંત વિનમ્રભાવે આત્મલઘુતા નિવેદન કરે છે—'ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ સુશીલનો ઉપદેશ કરનારા પુરુષો કંઇ ઓછા થયા નથી; તેમ આ ગ્રંથ કંઈ તેથી ઉત્તમ વા સમાનતારૂપ નથી; પણ વિનયરૂપે તે ઉપદેશકોના ધુરંધર પ્રવચનો આગળ કનિષ્ઠ છે. આ પ્રમાણભૂત છે કે પ્રધાન પુરુષની સમીપ અનુચરનું અવશ્ય છે, તેમ તેવા ધુરંધર ગ્રંથનું ઉપદેશબીજ રોપાવા, અંતઃકરણ કોમલ કરવા આવા ગ્રંથનું પ્રયોજન છે. તત્ત્વજ્ઞાન તેમજ સુશીલની પ્રાપ્તિ માટે અને પરિણામે અનંત સુખ પ્રાપ્ત કરવા માટે જે જે સાધ્યસાધનો શ્રમણ ભગવંત જ્ઞાતપુત્રે પ્રકાશ્યાં છે, તેનો સ્વલ્પતાથી કિંચિત્ તત્ત્વસંચય કરી, તેમાં મહાપુરુષોનાં નાનાં ચરિત્રો એકત્ર કરી, આ ભાવનાબોધ તથા મોક્ષમાળાને વિભૂષિત કરી છે, તે **विदग्धमुखमंडनं भवतु**'. આમ અત્યંત વિનમ્ર ભાવે ઋજુભાવે આત્મલઘુતા નિવેદન કરી, વૈરાગ્યતરંગિણીમાં ઝીલતા **શ્રીમદ્** અત્રે ભાવનાબોધના પ્રારંભમાં જ પ્રકાશે છે—'ગમે તેવા તુચ્છ વિષયમાં પ્રવેશ છતાં ઉજ્જવલ આત્માઓનો સ્વતઃવેગ વૈરાગ્યમાં ઝંપલાવું એ છે, બાહ્ય દૃષ્ટિથી જ્યાં સુધી ઉજ્જવલ આત્માઓ સંસારના માયિક પ્રપંચમાં દર્શન દે છે, ત્યાં સુધી તે કથનની સિદ્ધતા ક્વચિત્ દુર્લભ છે; તો પણ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં એ કથનનું પ્રમાણ કેવલ સુલભ છે, એ એ નિઃસંશય છે.' એમ વિષયનો ભવ્ય પ્રારંભ કરી ભર્તૃહરિનું **'भोगे रोगभयं'** ભોગમાં રોગનો ભય છે ઇ. સુપ્રસિદ્ધ સુભાષિક ટાંકી **वैराग्यमेवाभयं** વૈરાગ્ય અભય છે એમ કહી વિવેચન કર્યું છે કે—'યોગીંદ્ર ભર્તૃહરિ એક જ એમ કહી ગયા છે તેમ નથી. એ તત્ત્વવેત્તાઓએ સંસારસુખની હરેક સામગ્રીને શોકરૂપ ગણાવી છે; એ એમના અગાધ વિવેકનું પરિણામ છે. વ્યાસ, વાલ્મિક, શંકર, ગૌતમ, પાતંજલી, કપિલ અને યુવરાજ શુદ્ધોદને પોતાનાં પ્રવચનમાં માર્મિક રીતે અને સામાન્ય રીતે જે ઉપદેશ્યું છે ××× તેનું રહસ્ય નીચેનાં શબ્દોમાં કંઈક આવી જાય છે. અહો લોકો ! સંસારરૂપી સમુદ્ર અનંત અને અપાર છે. એનો પાર પામવા પુરુષાર્થનો ઉપયોગ કરો ! ઉપયોગ કરો !-એમ

ઉપદેશવામાં એમનો હેતુ પ્રત્યેક પ્રાણીઓને શોકથી મુક્ત કરવાનો હતો. એ સઘળા જ્ઞાનીઓ કરતાં પરમ માન્ય રાખવા યોગ્ય **સર્વજ્ઞ મહાવીર**નાં વચન સર્વ સ્થળે એ જ છે કે સંસાર એકાંત અને અનંત શોકરૂપ તેમજ દુઃખપ્રદ છે. અહો! ભવ્ય લોકો! એમાં મધુરી મોહિની ન આણતાં એથી નિવૃત્ત થાઓ! નિવૃત્ત થાઓ!!–**મહાવીર**નો એક સમય માત્ર પણ સંસારનો ઉપદેશ નથી. એનાં સઘળાં પ્રવચનોમાં એણે એ જ પ્રદર્શિત કર્યું છે; તેમ તેવું સ્વાચરણથી સિદ્ધ પણ કરી આપ્યુ છે. કંચનવર્ણી કાયા, યશોમતિ જેવી રાણી, અઢળક સામ્રાજ્યલક્ષ્મી, અને મહા પ્રતાપી સ્વજન પરિવારનો સમૂહ છતાં તેની મોહિનીને ઉતારી દઈ જ્ઞાનદર્શનયોગપરાયણ થઈ એણે જે અદ્ભુતતા દર્શાવી છે તે અનુપમ છે. × × × સંસારને શોકાબ્ધિ કહેવામાં તત્ત્વજ્ઞાનીઓની ભ્રમણા નથી, પરંતુ એ સઘળા તત્ત્વજ્ઞાનીઓ કંઈ તત્ત્વજ્ઞાનચંદ્રની સોળે કલાઓથી પૂર્ણ હોતા નથી; આ જ કારણથી **સર્વજ્ઞ મહાવીર**નાં વચન તત્ત્વજ્ઞાનને માટે જે પ્રમાણ આપે છે તે મહદ્દ્ભુત, સર્વમાન્ય અને કેવલ મંગલમય છે. **મહાવીર**ની તુલ્ય **ૠષભદેવ** જેવા જે જે સર્વજ્ઞ તીર્થંકરો થયા છે તેમણે નિસ્પૃહિતાથી ઉપદેશ આપીને જગદ્દ્હિતૈષિણી પદવી પ્રાપ્ત કરી છે. × × એ સઘળા સ્થૂલ ઉદ્દેશે તો સમતુલ્ય દશ્ય થાય તેવું છે; પરંતુ સૂક્ષ્મ ઉદ્દેશે ઉપદેશક તરીકે શ્રમણ ભગવંત તે સિદ્ધાર્થ રાજાનો પુત્ર પ્રથમ પદવીનો ધણી થઈ પડે છે. નિવૃત્તિને માટે જે જે વિષયો પૂર્વે જણાવ્યા છે તે તે વિષયોનું ખરૂં સ્વરૂપ સમજીને સર્વાંશે મંગલમયરૂપે બોધવામાં એ રાજપુત્ર વધી ગયો છે. એ માટે એને અનંત ધન્યવાદો છાજે છે!' એમ વીતરાગતાબોધક આ વીતરાગદર્શનપ્રભાવક ગ્રંથની સામાન્ય પ્રસ્તાવનાના અંતે વૈરાગ્યમૂર્તિ **શ્રીમદ્** વૈરાગ્યપૂર્ણ ઉદ્બોધન કરે છે—'આ પણ વિના વિવાદે માન્ય રાખવું જોઈએ કે તે અનંત શોક અને અનંત દુઃખની નિવૃત્તિ એના એ જ સાંસારિક વિષયથી નથી. રુધિરથી રુધિરનો ડાઘ જતો નથી; પણ જલથી તેનો અભાવ છે; તેમ શૃંગારથી વા શૃંગારમિશ્રિત ધર્મથી સંસારની નિવૃત્તિ નથી; એ જ માટે વૈરાગ્યજલનું આવશ્યકપણું નિઃસંશય ઠરે છે. અને એ જ માટે વીતરાગનાં વચનમાં અનુરક્ત થવું ઉચિત છે; નિદાન એથી વિષયરૂપ વિષનો જન્મ નથી. પરિણામે એ જ મુક્તિનું કારણ છે. એ વીતરાગ સર્વજ્ઞનાં વચનને વિવેક બુદ્ધિથી શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી, હે માનવી! આત્માને ઉજ્જવલ કર!' ઇત્યાદિ.

આમ પ્રસ્તાવનાપૂર્વક અનિત્યાદિ બાર વૈરાગ્યમય ભાવનાઓનું સ્વરૂપ પરમ રોચક હૃદયંગમ શૈલીમાં આલેખાયેલા વૈરાગ્યમય ચરિત્રોથી સમર્થિત કરી, પ્રત્યેક ભાવનાના અંતે સારબોધરૂપ–તાત્પર્યરૂપ પ્રમાણશિક્ષા આપી છે. જેમ કે—(૧) એકત્વ ભાવના બોધતું નમિ રાજર્ષિનું અદ્ભુત ચરિત્ર પરમ સુંદર ભાવવાહી શબ્દોમાં તાદૃશ્યપણે વર્ણવી દેખાડી તે પરથી ફલિત થતો પ્રમાણશિક્ષારૂપ બોધ આપ્યો છે કે— '× × ત્યાં તો નમિરાજને રોમેરોમ એકત્વ સિદ્ધ થયુ—વ્યાપી ગયુ અને મમત્વ ટળી ગયુ. ખરે! ઝાઝાં મળ્યે ઝાઝી ઉપાધિ જણાય છે. જો હવે આ એક

કંકણુથી લેશમાત્ર ખળભળાટ થતો નથી. કંકણુના સમૂહ વડે કરીને માથું ફેરવી નાખે એવો ખળભળાટ થતો હતો. અહો ચેતન! તું માન કે એકત્વમાં જ તારી સિદ્ધિ છે. વધારે મળવાથી વધારે ઉપાધિ છે. સંસારમાં અનંત આત્માના સંબંધમાં તારે ઉપાધિ ભોગવવાનું શું અવશ્ય છે? તેનો ત્યાગ કર અને એકત્વમાં પ્રવેશ કર. જો આ એક કંકણુ હવે ખળભળાટ વિના કેવી ઉત્તમ શાંતિમાં રમે છે? અનેક હતાં ત્યારે તે કેવી અશાંતિ ભોગવતું હતું? તેવી જ રીતે તું પણ કંકણુરૂપ છો. તે કંકણુની પેઠે તું જ્યાં સુધી સ્નેહ કુટુંબીરૂપી કંકણુસમુદાયમાં પડ્યો રહીશ ત્યાં સુધી ભવરૂપી ખળભળાટ સેવન કરવા પડશે. અને જો આ કંકણુની વર્ત્તમાન સ્થિતિની પેઠે એકત્વને આરાધીશ તો સિદ્ધગતિરૂપી મહા પવિત્ર શાંતિ પામીશ.' (૨) અન્યત્વ ભાવના દૃઢ કરતું ભરત ચક્રવર્ત્તીનું ચરિત્ર રજૂ કરતાં, મહાકવિઓના મસ્તક ડોલાવે એવું ભરતેશવૈભવનું તાદૃશ્ય સ્વાભાવોક્તિમય શબ્દચિત્ર આલેખી, આરીસા ભુવનમાં ભરત મહારાજને એક આંગળીમાંથી વીંટી સરી પડતાં અડવી જણાઇ તે પરથી જે પરમ અદ્ભુત વૈરાગ્યની સ્ફુરણા થઈ કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ, તેનું પરમ અદ્ભુત વૈરાગ્યમય આલેખન કરી અન્યત્વભાવના દૃઢીભુત કરાવી છે કે–'ના મારાં તન રૂપ કાંતિ યુવતી ના પુત્ર કે ભ્રાત ના, ના મારાં ભૃત સ્નેહિયો સ્વજન કે ના ગોત્ર કે જ્ઞાત ના; ના મારાં ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના, રે! રે! જીવ વિચાર એમ જ સદા અન્યત્વદા ભાવના.' (૩) સંસાર ભાવનાને પરિપુષ્ટ કરી નિવૃત્તિબોધ બોધતું મૃગાપુત્રનું પરમ વૈરાગ્યપ્રેરક ચરિત્ર પરમ વૈરાગ્યવાહી ભાષામાં વર્ણવી દેખાડી ચતુર્ગતિમય સંસારનો તાદૃશ્ય ચિતાર રજૂ કરી, પ્રમાણુશિક્ષારૂપ સારબોધ આપ્યો છે કે–'સંસારાટવીમા પરિભ્રમણુ કરતાં અનંત દુઃખ છે એ વિવેક–સિદ્ધ છે. અને એમાં પણ નિમેષાનુમેષ જેમા સુખ નથી એવી નરકાધોગતિનાં અનંત દુઃખ યુવજ્ઞાની યોગીંદ્ર મૃગાપુત્રે જનકજનેતા પ્રતિ વર્ણવ્યાં છે, તે કેવલ સંસારથી મુક્ત થવાનો વિરાગી ઉપદેશ પ્રદર્શિત કરે છે. આત્મચારિત્ર અવધારણુ કરતાં તપપરિષહાદિકનાં બહિર્દુઃખને દુઃખ માન્યુ છે; અને મહાધોગતિનાં પરિભ્રમણુરૂપ અનંત દુઃખને બહિર્ભાવ મોહિનીથી સુખ માન્યુ છે. એ જો કેવી ભ્રમવિચિત્રતા છે? આત્મચારિત્રનું દુઃખ, તે દુઃખ નહીં પણ પરમ સુખ છે, અને પરિણામે અનંત સુખતરંગપ્રાપ્તિનું કારણુ છે; તેમજ ભોગવિલાસાદિકનું સુખ તે ક્ષણિક અને બહિર્દૃશ્ય સુખ તે કેવલ દુઃખ જ છે. પરિણામે અનંત દુઃખનું કારણુ છે, એમ સપ્રમાણુ સિદ્ધ કરવા મહાજ્ઞાની મૃગાપુત્રનો વૈરાગ્ય અહીં દર્શાવ્યો છે.' અને તે જ સ્થળે આ જ ભાવનું સંવર્ધન કરતું–નિવૃત્તિબોધ બોધનું આત્મ જાગ્રતિ પ્રેરે એવું પરમ સુંદર ભાવવાહી અપૂર્વ કાવ્ય પ્રકાશ્યુ છે કે–'અનંત સૌખ્ય નામ દુઃખ ત્યા રહી ન મિત્રતા! અનંત દુઃખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં વિચિત્રતા!! ઉઘાડ ન્યાય તેમને નિહાળ રે! નિહાળ તું; નિવૃત્તિ શીઘ્રમેવ ધારિ તે પ્રવૃત્તિ બાળ તું.' આમ બીજી ભાવનાઓના અધિકારમા પણ તે તે વૈરાગ્યભાવનાના પોષક ચરિત્રોનું પરમ સુંદર શબ્દચિત્રમય આલેખન કરી, આ ભાવનાબોધ ગ્રંથમાં **શ્રીમદ્ રાજચંદ્રે** જે વૈરાગ્ય–અમૃતસિંધુ સમુલ્લસાવ્યો છે,–એ પરથી તે વખતે (સં. ૧૯૪૨માં) **શ્રીમદ્‌ના**

હૃદયની અદ્ભુત વૈરાગ્યમય દશાની ઝાંખી થાય છે, અને 'ઓગણીસસેં ને બેતાલીસે અદ્ભુત વૈરાગ્ય ધાર રે' એ એમના સ્વયંભૂ ધન્ય ઉદ્ગારની યથાર્થતાનું ભાન થાય છે.

**શ્રીમદ્**ને જ્ઞાન અત્યંત આત્મપરિણામી થયુ હતું તેનું રહસ્યકારણ આ તેમનો આજન્મ પરમ વૈરાગ્ય જ છે; **જ્ઞાનાવતાર વૈરાગ્યમૂર્ત્તિ શ્રીમદ્**ને જ્ઞાનસામર્થ્ય સાથે વૈરાગ્યસામર્થ્ય હાથમાં હાથ મીલાવી વધતું જતું હતું, એ જ એમના જ્ઞાન–ધ્યાન–વૈરાગ્યમય અદ્ભુત અધ્યાત્મજીવનની રહસ્યચાવી છે. ખરેખર! વૈરાગ્ય વિના જ્ઞાનનું પરિણમન સંભવતું નથી; કારણ કે વૈરાગ્યરસ વિના જ્ઞાનનું પચન પણ થતું નથી તો આત્માની સાથે એકરસભાવરૂપ પરિણમન તો કયાંથી થાય? વૈરાગ્યરૂપ પાચક રસ વિના જ્ઞાન પચતું નથી, પણ અભિમાનાદિ વિકાર દોષરૂપ અજીર્ણ ઉપજાવે છે. જેમ મંદ પાચનશકિતવાળાને પૌષ્ટિક અન્ન પાચન ન થાય, પણ તેથી તો ઉલટું અજીર્ણ ઉપજે, તેમ વૈરાગ્યરૂપ પાચકરસવિહીન મંદ પાચનશકિતવાળા અનધિકારી જીવને જ્ઞાનરૂપ પરમાન્ન પચે નહિં, એટલું જ નહિં પણ માનાદિરૂપે જ્ઞાનનો અપચો થાય. જ્ઞાન એ તો કાચો પારો છે, એ જીરવવા વૈરાગ્યરસ જોઈએ; વૈરાગ્યરસથી જેની જ્ઞાન-પાચનશકિત ઉદ્દીપિત થઇ છે તેને જ જ્ઞાન પચે છે ને આત્મપરિણામી થાય છે. જેના ચિત્તમાં–અંતરંગમાં–અંતરાત્મામાં ત્યાગવૈરાગ્યનો દૃઢ રંગ ન લાગ્યો હોય તેને જ્ઞાન થાય નહિં–જ્ઞાન આત્મપરિણામી થાય નહિં. **શ્રીમદે** જ શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્રમાં કહ્યું છે તેમ–'ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન,'—આ નિયમ છે. અને **શ્રીમદ્**ના અંતરંગ ત્યાગ-વૈરાગ્ય તો મહામુનીશ્વરોને પણ દુર્લભ એવી ઉત્કૃષ્ટ કોટિના હતા, એટલે જ્ઞાન આત્મપરિણામી થઈ એમનો વૈરાગ્યમય આત્મા જ્ઞાનમય કેમ ન બને?

અંતરંગ વૈરાગ્યનો રંગ જ્યા લગી ચિત્તમાં ન લાગ્યો હોય ત્યાં લગી જીવમાં જ્ઞાન પામવાની યોગ્યતા પણ આવતી નથી. જ્યાં લગી ચિત્ત–ભૂમિ કઠણ હોય ત્યાંલગી સિદ્ધાતજ્ઞાન તેમા પ્રવેશી શકતું નથી, ઉપરછલું થઈને ચાલ્યુ જાય છે. પણ જ્યારે વૈરાગ્યજલના સિંચન વડે તે ચિત્ત–ભૂમિ આર્દ્ર થઈ પોચી બને છે ત્યારે જ તેમાં સમ્યગ્જ્ઞાન–બીજનો પ્રક્ષેપ થઈ શકે છે. સ્વ. **શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતાએ** (આ ચરિત્રાલેખકના પૂ. પિતાશ્રીએ) **શાંતસુધારસ** પ્રસ્તાવનામાં યથાર્થ જ કહ્યું છે તેમ—'જ્યાં સુધી વૈરાગ્યરૂપી રેચક દ્રવ્યથી ચિત્તવૃત્તિનો મલિન વાસનારૂપ મળ સાફ થયો નથી, ત્યા સુધી જીવને સિદ્ધાંતબોધરૂપ–રસાયણરૂપ પૌષ્ટિક ઔષધ ગુણ ન કરે, નિષ્ફળ જાય, અથવા ચિત્તચંચળતારૂપ વિકાર ઉપજાવે. જ્યાં સુધી વૈરાગ્યજળના સિંચનથી ચિત્તભૂમિ યથેચ્છ ભીંજાઇ ન હોય, ત્યાં સુધી તત્ત્વજ્ઞાનરૂપ સિદ્ધાંતબોધનું બીજ તેમાં કયાંથી વાવી શકાય? ન જ વાવી શકાય; છતાં તે ત્યાં પ્રક્ષેપવામાં આવે તો તે ઠરે નહિ, વ્યર્થ જાય.' એટલે જ જ્ઞાનીઓએ–શાસ્ત્રકારોએ વૈરાગ્યને–સહજ ભવઉદ્વેગને **'યોગબીજ'** કહેલ છે તે યથાર્થ છે. જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોક આદિ દુઃખમય સંસારનું સાચું યથાતથ્ય સ્વરૂપ વિચારતાં જે **સહજ–સ્વાભાવિક** ભવોદ્વેગ–સંસાર પ્રત્યે અણગમો ઉપજે, ખરો વૈરાગ્ય જન્મે, તેને જ યોગબીજ કહેવા

યોગ્ય છે. **શ્રીમદે** પૂર્વજન્મોમાં આ યોગબીજોનું વિપુલ પ્રમાણમાં ચિત્તભૂમિમાં વાવેતર કર્યું હતું, તેથી જ આ જન્મમાં તેમનો આજન્મ સહજ વૈરાગ્ય સહજ નિમિત્તમાત્રથી અંકુરિત થઈ-નવપલ્લવિત બની ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો-જ્ઞાનસહકાર સાધતો સાક્ષાત્ વિશાળ વૃક્ષરૂપ બની ગયો હતો—પરમ અદ્ભુત આત્મભાવે પરિણમ્યો હતો; તે એટલે સુધી કે 'ધન્ય રે દિવસ આ અહો'—એ એમના જીવનધન્યતા કાવ્યમાં પોતાને પણ આશ્ચર્યકારક લાગે એવા આ અદ્ભુત વૈરાગ્યને અમર કરતી આ ધન્ય પંક્તિ નિકળી પડી છે—'ઓગણીસસેં ને બેતાલીસે અદ્ભુત વૈરાગ્ય ધાર રે.'



## પ્રકરણ સત્તરમું

# શતાવધાન : 'સાક્ષાત્ સરસ્વતી'નો દિગ્વિજય

સાક્ષાત્ સરસ્વતી શું આ નરરૂપધારી ? વાચસ્પતિ અવનિમાં શું ગયા પધારી ?
એવા વિતર્ક જનના મનમાં લસંતા, શ્રીરાજચંદ્ર વચનામૃતને સુણંતાં.-(**સ્વરચિત**)

જે અરસામાં મોક્ષમાળાનું સર્જન થયું લગભગ તે જ અરસામાં (થોડા માસ પૂર્વે) સં. ૧૯૪૦મા **શ્રીમદ્**ના અવધાનપ્રયોગોનો પ્રારંભ થયો. એટલે તત્સંબંધી ઐતિહાસિક હકીકત (Historical fact) રજૂ કરવાનું ક્રમપ્રાપ્ત થાય છે; અને તે માટેના પ્રમાણભૂત ઉપલબ્ધ મુખ્ય સાધનોમાં '**સાક્ષાત્ સરસ્વતી**' નામની પુસ્તિકા કે જે **શ્રીમદ્**ના જ સમકાલીન ને તે વખતના નિકટ સહવાસી **વનેચંદ પોપટભાઈ દફતરીએ** પૂર્ણ ભાવઉલ્લાસમા આલેખી છે તે 'આંખો દેખા હાલ' જેવી હોઈ ખાસ આધારભૂત છે; તેમજ તત્કાલીન સામયિકોમાં—મુંબઈ સમાચાર, ઇંડિયન્ સ્પેક્ટેટર-પાયોનિયર આદિમાં તત્સંબંધી પરમ પ્રશસ્તિપૂર્ણ (Eulogy) આબેહૂબ વર્ણનો પણ અત્ર આધારભૂત છે. તેમજ **શ્રીમદે** પોતે જ કોઈ સદ્ગૃહસ્થની પૃચ્છાથી તત્સંબંધી શ્રીમુખે સ્વહસ્તે પત્ર દ્વારા વિનમ્રભાવે વર્ણન કર્યું છે, તે તો ઉક્ત વર્ણનોને સમર્થન કરતું સહીમીક્કા જેવું છે. આ ઉપલબ્ધ સામગ્રીને આધારે અત્રે શતઅવધાન અને તે કારણે '**સાક્ષાત્ સરસ્વતી**' નું બિરુદ પામેલા '**શતાવધાની** કવિ' તરિકે સુપ્રસિદ્ધ **શ્રીમદ્**ના 'દિગ્વિજય'નું યત્કિંચિત્ વર્ણન અત્ર કરશું.

**શ્રીમદ્** જેવા અસાધારણ તેજોનિધિ માટે વવાણીઆ ક્ષેત્ર ઘણું નાનું હતું, એટલે પ્રવાસના ઉછરંગી **શ્રીમદ્**નું પ્રથમ તો મોરબી જેવા વિશાળ ક્ષેત્રમાં ૧૯૪૦ના અરસામાં આગમન થયું. આ પૂર્વે પણ તેમના સમકાલીન પરિચયી છોટાલાલ રેવાશંકર અંજારિયા (મોરબી) પોતાની પરિચયનોંધમા લખે છે તેમ-'સં. ૧૯૩૮ના અરસામાં તેઓશ્રીને અહીંના મરહૂમ મહેતા હરિભાઈ ભાઈચંદ અહીં (મોરબી) લાવ્યા હતા. તેમની કવિત્વ-



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૧૯ મું વિ. સં. ૧૯૪૩

શક્તિ અને બુદ્ધિમત્તાને લઈને અમારા સ્નેહીમંડળમાં ભેળવ્યા. મંડળમાં અગ્રેસર તરિકે વકીલ નવલચંદભાઇ તથા ઝવેરી રેવાશંકરભાઈ હતા.' આમ પૂર્વે પણ અવાર-નવાર તેમનું આગમન મોરબીમાં થતું, પણ હવે વિશેષ પ્રકારે થવા લાગ્યું.

મોરબીમાં તે વખતે **શંકરલાલ માહેશ્વર શાસ્ત્રી** નામે સુપ્રસિદ્ધ અષ્ટાવધાની મહાપંડિત હતા; અને મુંબઈમાં **ગટુલાલજી** મહારાજ એક બીજા સુપ્રસિદ્ધ અષ્ટાવધાની હતા. આમ ભારતભરમાં આ બે પુરુષો જ અષ્ટાવધાનની ચમત્કારિક શકિતથી પ્રખ્યાતિ પામી લોકપૂજ્ય થઈ પડી 'હિંદના હીરા' તરિકે વખણાતા હતા, સર્વત્ર યશોગાન પામતા હતા. શંકરલાલ શાસ્ત્રી જ્યાં જ્યાં જતા ત્યાં લોકો એમના ચરણસ્પર્શ માટે પડાપડી કરતા, એ તો આ ચરિત્રાલેખકે પોતાના શાળાના દિવસોમાં નજરે જોયેલી હકીકત છે. આ પરથી માત્ર અષ્ટઅવધાનથી કેટલું પૂજ્યપણું થઇ પડયું હતું તે જણાય છે, તો પછી શતઅવધાનના અનન્ય પ્રયોગ સુધી પહોંચેલા આપણા ચરિત્રનાયકનું પૂજ્યપણું કેટલું થઈ પડયું હશે તેનો કંઈક ખ્યાલ આવશે. અષ્ટ અવધાન એટલે એકી સાથે આઠ ભિન્ન ભિન્ન વિષયોનું એકાગ્રપણે અવલોકી અંતઃકરણમાં અવધારણ કરવું તે; શત અવધાન એટલે એકી સાથે શત (એક સો) વિષયોનું એકાગ્રપણે અવલોકી અંતઃકરણમાં અવધારણ કરવું તે. **'ધારણા'** નામના મતિજ્ઞાનના ભેદમાં આનો સમાવેશ થાય છે. આટલો સામાન્ય પ્રસ્તાવ કરી હવે પ્રસ્તુત મૂળ વિષય પર આવીએ.

**શ્રીમદ્**નું જે અરસામાં મોરબી આગમન થયું, ત્યારે તત્ત્વશોધક **જૈન**ના (ઢુંઢિયાના) પવિત્ર ઉપાશ્રયમાં પ્રસ્તુત શંકરલાલ શાસ્ત્રીના અષ્ટાવધાનનો પ્રયોગ યોજાયો હતો. તેમાં અવલોકનાર્થે આપણા આ ઉગતા કવિ -'વણિક્ભૂષણ કવીશ્વર' **રાજચંદ્ર**ને પણ આમંત્રણ હતું. આ અષ્ટાવધાન પ્રયોગ જેવો અવલોકયો તેવો જ **આશુપ્રજ્ઞ શ્રીમદે** શીઘ્ર ગ્રહણ કરી લીધો, તરત જ શીખી લીધો. બીજે દિવસે મોરબીના 'વસંત બાગ' નામથી પ્રસિદ્ધ ઉદ્યાનમાં **શ્રીમદે** પ્રથમ ખાનગીમાં આપ્ત મિત્રમંડળ સમક્ષ નવા નવા વિષયો લઇ ઉક્ત શાસ્ત્રીના પ્રયોગને ભૂલાવી દે એવો અષ્ટાવધાનપ્રયોગ કરી દેખાડી બધાને હેરત પમાડી દીધા, આશ્ચર્યચકિત કરી દીધા. મિત્રો તો એટલા બધા હર્ષઉત્સાહમાં આવી ગયા કે તેમણે આખા નગરમાં તેની પ્રસિદ્ધિ કરી દીધી, અને બીજે દિવસે તે જ પવિત્ર ઉપાશ્રયમાં તેમનો જાહેર અવધાનપ્રયોગ ગોઠવાયો. તેમાં **કવીશ્વર રાજચંદ્રે** બે હજાર પ્રેક્ષકોની જંગી મેદનીની હાજરીમાં **બાર** અવધાનોનો અદ્ભુત અદ્વિતીય પ્રયોગ કરી દેખાડી સર્વ કોઇને આશ્ચર્યથી દિંગ કરી દીધા, મંત્ર-મુગ્ધ કરી દીધા. નવા નવા પ્રયોગોના ઉમંગી ને ઉછરંગી **શ્રીમદ્** આટલેથી અટકયા નહિં, પણ બાર પછી હરિણફાળ ભરતા આ પુરુષસિંહે સોળ અને સોળ પછી એકદમ ઠેકડો મારી બાવન અને બાવન પછી હનુમાનકૂદકો મારી પરભાર્યા સો અવધાનો કરી દેખાડયા, અને આમ સર્વકાળનો વિક્રમ (Record) નોંધાવી મહાપરાક્રમી **શ્રીમદ્** પંદર-સોળ વર્ષની વયે 'શતાવધાની' કવિ તરિકે મુલકમશહુર બન્યા. **શ્રીમદ્**ના પ્રથમ અવધાનપ્રયોગના દર્શને લોકો કેવા હર્ષાવેશમાં આવી ગયા હતા તેનો નમૂનો **શ્રીમદ્**ના

બાલસ્નેહી પોપટભાઈ મનજીના સંસ્મરણોમાં પ્રાપ્ત થાય છે—'મારા પિતાશ્રી મનજીભાઇ મોરબી ગયેલા. ત્યાં સાહેબજીનાં આઠ અવધાન સંબંધી કેટલીક ચમત્કૃતિ જોઇને તાજુબ બની ગયા હતા. તેઓ રાત્રે વવાણિયા આવ્યા ને ઘેર ન આવતાં તરતજ રવજીભાઈને ત્યાં પરભારા ગયા તેમને ઘરની સાંકળ ઠોકીને ઉઠાડયા; પછી કહ્યું કે, રવજીભાઈ, તમારો દીકરો તો કોઇ દેવતાઇ જાગ્યો! ગજબ કરી નાંખ્યો!' હૃદયમાં ન માતા હર્ષથી છલકાતા પુરુષના આ સહજ ઉદ્‌ગાર છે અને આ સર્વ પ્રયોગોના પ્હેલેથી છેલ્લે સુધી સાક્ષી સાક્ષાત્ દેખનારા 'સાક્ષાત્ સરસ્વતી'કાર પ્રસ્તુત **વિનયચંદભાઈ પોપટભાઈ દફતરીનો** હર્ષસમુદ્ર તો હર્ષોન્માદપૂર્ણ આ શબ્દોમાં છલકાયો છે—'કવીશ્વરની કીર્ત્તિરૂપી કસ્તૂરી સ્થળે સ્થળે અને ઘેર ઘેર ભભકી ઊઠી. મૂળે એમના ઉત્કૃષ્ટ સદ્‌ગુણોથી એઓ પૂજ્યરૂપ હતા; તેમા આટલો બધો ચમત્કાર દેખાડીને તો હદ વાળી દીધી. આ તો હજુ આપણે 'માણામાં મુઠી જ' ગ્રહણ કર્યું છે. વાંચનાર! તમે જેમ જેમ આગળ ચાલશો, તેમ તેમ દિંગ થઇ જઈને એ કવીશ્વરને શું માનશો? તે હું કંઇ આગળથી સૂચવી શકતો નથી, બાર પછી સોળ, અને સોળ પછી બાવન, તેમજ બાવન પછી એમણે પરભાર્યાં સો અવધાનો કર્યાં. જે તલપ મારીને એક છલંગે એક મ્હેલ ચઢી જાય, તેને તે આપણે શી ઉપમા આપવી? આટલું છતાં પણ આશ્ચર્યકારક થવા જેવું છે કે એમનું મગજ એથી નિરંતર આનંદમય જ રહે છે. પંદર વર્ષની વયે જે પુરુષ શતાવધાની થયો તે પુરુષની શક્તિ વિષે કયો મહાકવિ પણ લખવાને સમર્થ થાય? આવી અગાધ શક્તિથી કવિ ઉપર આખી નગરી મોહિત થઈ ગઈ. ચૌટે ચૌટે શેરીએ શેરીએ અને ઘેર ઘેર કવિના ધન્યવાદ ગવાવા લાગ્યા.'—હર્ષોલ્લાસથી ઉભરાતા આ સહજ ઉદ્‌ગારોમાં કવિની આ ચમત્કારિક શક્તિથી તત્કાલીન જનતાના હૃદય પર પડેલી ઊંડી છાપનું દિગ્દર્શન થાય છે.

હવે 'વસંત' બાગમાં જેનો પ્રથમ પ્રારંભ થયો હતો તે આ અષ્ટદલકમલ જેમ અષ્ટ અવધાનપ્રયોગ વસંતઋતુની જેમ પૂર્ણકળાએ ખીલી ઊઠી, શતદલકમલ જેમ શતાવધાનપ્રયોગરૂપે કેમ વિકસિત થયો તેનું સવિસ્તર અવલોકન કરીએ; ષટ્‌ખંડવિજય કરવા નિકળી પડેલા લૌકિક પાર્થિવ ચક્રવર્તીની જેમ, સ્મૃતિ—મેધા—કલ્પના—ચમત્કૃતિ—રસનિષ્પત્તિ—પ્રતિભા એ ષટ્‌ખંડક્ષેત્રમાં જેનું પ્રજ્ઞાચક્ર અસ્ખલિત ગમન કરતું હતું, એવા આ અલૌકિક અપાર્થિવ **કવિ—ચક્રવર્ત્તી શ્રીમદ્**ના આ શતાવધાન **દિગ્વિજયનું** હવે કંઇક વિગતે દિગ્દર્શન કરીએ.

સિદ્ધના અષ્ટમંગલ ગુણની જેમ અથવા અષ્ટમંગલની જેમ અષ્ટની મંગલ સંખ્યાથી જેનો મંગલ પ્રારંભ થયો હતો, તે આ અવધાનનું પ્રથમ બાર અવધાનરૂપ વિજયપ્રસ્થાન તત્ત્વશોધક જૈન ઉપાશ્રયમાં થયુ હતુ તેનો ઉલ્લેખ ઉપર કરાઈ ચૂક્યો છે. પછી મોરબીમા જ મુંબઈવાસી શેઠ લક્ષ્મીદાસ ખીમજી પધાર્યા હતા, તેની સમક્ષ મોરબી હાઇસ્કૂલમાં **શ્રીમદે** મોટી સભા મધ્યે બાર અવધાનનો પ્રયોગ પુનઃ કરી દેખાડી, પોતાની અદ્‌ભુત અવધાનશક્તિથી સર્વ સભાજનોને આશ્ચર્યથી દિંગ કરી દીધા

હતા. શેઠ લક્ષ્મીદાસ હર્ષાવેશમાં બોલી ઊઠચા હતા કે—'આ સમયે આવી શક્તિવાળા પુરુષ હિંદ ખાતે તો આ એક જ છે.' આ પ્રસંગે **શ્રીમદ્** કવીશ્વરને લોકોના બહુમાન-આદરના પ્રતીકરૂપ સુંદર ઇનામ પણ અર્પવામાં આવ્યું હતું. આ અવધાનપ્રયોગમાં 'સાગરને ફીણુ કેમ વળે છે?' એ વિષય પર એક ત્રોટક છંદ કરવાનું કહેવામાં આવ્યું હતું, તેના ઉત્તરમાં **શીઘ્રકવિ શ્રીમદે** આ ભાવપૂર્ણ ધ્વનિકાવ્ય શીઘ્ર રચ્યું હતું—

'અતિ રોગ થયો ગણુ સાગરને, ઝટ શોધ હકીમ સુનાગરને;
મુખ ફીણુ વળે નહિં સુખ મળે, ગણુ રોગ છટા વદને નિકળે.'

અર્થાત્—સાગરને અતિરોગ-ઘણો મોટો રોગ થયો છે એમ હે પ્રશ્નકાર! તું ગણુ! એ રોગના નિવારણુ માટે તું શીઘ્ર કોઈ સારા સુનિપુણુ વૈદ્યવિદ્યાના જાણુ હકીમને-સુવૈદ્યને શોધ! જો! આ સાગરને મુખે ફીણુ વળે છે ને એને કાંઈ સુખ-ચેન પડતું નથી, એથી એના મુખે આ રોગની છટા બ્હાર નિકળી રહી છે એમ ગણુ! અત્રે ધ્વનિ આ પ્રકારે છે— 'ગર'-વિષયુક્ત તે 'સાગર' કહેવાય છે, એટલે વિષયુક્તને જેમ વમન થાય-મોળ ચઢે, મોઢે ફીણુ વળે ને ચેન ન પડે, તેમ આ સાગરને 'ગર'-વિષ-રોગ લાગુ પડચો છે, તેથી આમ થાય છે; અથવા તો 'સાગર'-લવણુ સમુદ્ર 'લવણુ'થી ભરેલો છે અને લવણુથી-મીઠાથી વમન થાય-ઉલટી થાય, મોળ ચઢે, મોઢે ફીણુ વળે ને કાંઇ સુખ ન મળે એ પ્રસિદ્ધ છે, એમ અત્રે સમજવાનું છે. તેમ અત્રે હે આત્મન્! આ વિષમય ભવસાગરરૂપ મહારોગ તને લાગુ પડચો છે, તેને મટાડવા માટે તું શીઘ્ર કોઈ સુજાણુ સદ્ગુરુ વૈદ્યને શોધ! તને 'મુખે'-મુખ્યપણે મોહરૂપ ફીણુ મુખે વળે છે ને કાંઈ સુખ ચેન પડતું નથી એ આ ભવરોગના પ્રગટ ચિન્હ છે, માટે ઢીલ ન કર!

પછી ખાનગી કાર્યપ્રસંગે **શ્રીમદ્**ને જામનગર જવાનું થયુ હતું. ત્યારે ત્યાંના મહાવિદ્વાનોની બે સભા સમક્ષ તેમણે બાર અવધાન અને સોળ અવધાનના પ્રયોગ કરી દેખાડી સર્વ વિદ્વદ્મંડલીને મંત્રમુગ્ધ કરી દીધી હતી. આ અદ્ભુત પ્રયોગો નિહાળનાર સમગ્ર સભા પ્રસન્ન પ્રસન્ન થઈ ગઈ હતી. અત્રે **શ્રીમદ્**ની અદ્ભુતશક્તિને બિરદાવતી વિદ્વદ્મંડલી અને જનતા તરફથી શ્રીમદ્ને **'હિંદના હીરા'** એવું ઉપનામ આપવામાં આવ્યુ હતું. જામનગરમાં એક બે વિદ્વાનો આઠ આઠ-દશ દશ વર્ષથી અવધાનની સાધના માટે મથી રહ્યા હતા, પણુ તેઓનો પરિશ્રમ નિષ્ફળ ગયો હતો. એ વાત ત્યાંના સ્થાનિક લોકોની જાણુમાં હતી, એટલે માત્ર અડધા કલાકના સ્વલ્પ દર્શનમાત્રથી જેને અવધાનની વિક્રમ તોડનારી આવી સહજ સિદ્ધિ સાંપડી હતી, એવા **શ્રીમદ્**ના આ અદ્ભુત વિક્રમત્રોટક (Record-breaking) પ્રયોગથી આશ્ચર્યચકિત થયેલ લોકોને પ્રતીતિ થઈ કે અવધાનશકિત એ જન્મસહજસિદ્ધ શકિત છે, તે શીખી શીખાતી નથી કે અભ્યાસથી આવતી નથી. આમ મહાકવિ બાલ **રાજચંદ્ર**ને ત્રીજી વિજય વરમાળા જામનગરમાં આરોપાઈ.

પુનઃ મોરબીમાં **શ્રીમદે** એમના એક મહામુનિ મિત્ર સમક્ષ બાર અવધાન કરી

બતાવ્યાં હતાં. તેમાં 'કાંકરા' વિષે કવિતા કરવાનું કહેવામાં આવતાં, કવિએ આ શીઘ્ર કાવ્ય કર્યું હતું—

'એમ સૂચવે કાંકરો, મનદ્રગ ખોલી દેખ;
મનખા કેરા મુજ સમા, વિના ધર્મથી લેખ.'

કાંકરો એમ સૂચવે છે કે હે મનુષ્ય! તું ત્હારી મનો-દ્રષ્ટિ ખોલીને દેખ! મનુષ્યોને વિષે જે ધર્મ વિનાનો હોય તે મ્હારા જેવો (કાંકરા જેવો) લેખ! કાંકરા જેવા ગમે તેવા તુચ્છ નિર્માલ્ય નિઃસાર વિષય પરથી પણ કેવો માર્મિક ઉત્તમ સારભૂત બોધ અવતાર્યો છે,—એ કવિનું ઉચ્ચગ્રાહિત્વ અને બાહ્ય પ્રસંગો મધ્યે પણ 'ધર્મ' પ્રત્યેની નિરંતર પરિણતિ-લક્ષનું સહજ સૂચન કરે છે.

એ જ અવધાનોમાં 'ચોપાટનો તિરસ્કાર' એ વિષે શીઘ્ર કવિતા ભુજંગી છંદમાં કરી આપી હતી—

'કર્યું રાજ્ય તેં ધર્મનું ધૂળધાણી,
વળી ફેરવ્યુ કૌરવો શીર પાણી!
તજી તું પ્રતાપે નળે નીજ રાણી;
હવે જોઈ ચોપાટ તારી કમાણી!'

હે ચોપાટ! તેં ધર્મનું અથવા ધર્મરાજાનું રાજ્ય ધૂળધાણી કરી દીધું, તેં કૌરવોને માથે પાણી ફેરવી દીધું, ત્હારા પ્રતાપે નળરાજાએ પોતાની રાણી ત્યજી દીધી,—હે ચોપાટ! ત્હારી કમાણી હવે જોઈ લીધી, જોઈ લીધી!—એમ કેવો માર્મિક કટાક્ષ કર્યો છે!

તે જ પ્રસંગમાં 'વંઝયા પુત્ર મારવાને કોઈ ચાલ્યો જાય છે' એ સમશ્યા પૂરવાનું કવિને કહેવામાં આવ્યુ હતું, તેની સમસ્યાપૂર્તિ આ શીઘ્ર કવિએ આવા ઝમકદાર કવિતમાં કરી આપી હતી—

'પ્રેમ ધરી પૂછયુ એક, કવિ કને કામિનીએ,
ખલકનો ખેલ અહા! અજબ દેખાય છે;
સર્વને સંતાનસુખ, સંસારમાં સાંપડે છે,
એ જ માટે વંઝયા તણો, જીવ તલખાય છે;
કહો કવિરાય એનું, કૃપાથી કારણ મને,
કહે કવિ ક્યાંથી થાય? એનું આમ થાય છે;
ઉદર પ્રવેશ પે'લાં, પ્રભુને ત્યાંથી પડાવી,
વંઝયા પુત્ર મારવાને, કોઈ ચાલ્યો જાય છે!'

એક કવિને કામિનીએ પ્રેમ ધરી પૂછયુ—અહો! ખલકનો—જગતનો ખેલ અજબ દેખાય છે! સંસારમાં સર્વને સંતાનસુખ પ્રાપ્ત થાય છે, એ જ સુખ માટે વંધ્યાનો—વાંઝણીનો જીવ તલસે છે! અહો કવિરાજ! એનુ કારણ કૃપા કરી મને કહો! કવિ

કહે છે–એમ કયાંથી થાય ? એનું આમ થાય છે—માતાના ઉદરમાં પ્રવેશ પહેલાં જ પ્રભુને ત્યાંથી પડાવી લઇ વંધ્યાપુત્રને મારવાને કોઇ ચાલ્યો જાય છે !

પછી **વઢવાણ**માં કવિના અવધાનપ્રયોગનું પ્રદર્શન યોજાયુ હતું, તેમાં તેમણે કર્નલ એચ. એલ. નટ સાહેબ અને બીજા રાજારજવાડા તથા મંત્રીમંડળ વગેરે મળી આશરે બે હજાર પ્રેક્ષકોની જંગી મેદની સમક્ષ સોળ અવધાન કરી દેખાડયા હતા. તે પ્રયોગો એટલા બધા અદ્ભુત હતા કે 'સાક્ષાત્ સરસ્વતી'કારે કહ્યું છે તેમ તે દેખી 'આખી સભા આનંદ આનંદમય થઇ ગઇ હતી. ધન્યવાદની એક્કે અવાજે તાળીઓ પડી હતી. સાહેબો, લેડિઓ, રાજાઓ, કારભારીઓ અને મહાવિદ્વાનો એવા તો દિંગ થઈ ગયા હતા કે હદ! ઉપરાચાપરી પ્રશંસાનાં ભાષણો થતાં જતાં હતા. × × મોટામાં મોટું માન કવીશ્વરને અહીં આગળ મળ્યુ હતું.' લોકો આફ્રીન ! આફ્રીન ! પોકારી રહ્યા હતા, હર્ષથી પુલકિત થતા પ્રત્યેક દ્દષ્ટાની છાતી ગજગજ ઉછળતી હતી **બહુરત્ના વસુંધરા** એ સૂત્રને ચરિતાર્થ કરનારા આવા નરરત્નો ભારતમાં હજુ વિદ્યમાન છે એથી આનંદ અનુભવતા હતા. ભારતના મુખને ઉજ્જવલ કરનાર આવો નરરત્ન સૌરાષ્ટ્રને આંગણે પાકયો તેથી પ્રત્યેક સૌરાષ્ટ્રવાસી હર્ષથી પુલકિત થઈ પ્રશસ્ત ગૌરવ આણવા લાગ્યો. આ વિશિષ્ટ અવધાનપ્રયોગના રસમય રોમાંચક વર્ણનો અને પ્રશંસાત્મક પ્રશસ્તિઓ ગૂજરાતી, મુંબઈ સમાચાર, લોકમિત્ર, ન્યાયદર્શક, ટાઇમ્સ, પાયોનીયર આદિ સામયિક પત્રોમાં આવવા લાગ્યા. દિગ્દિગંતમાં વ્યાપતી કવિરાજ **રાજચંદ્ર**ની કીર્ત્તિ–કૌમુદી ભારતભરમા વ્યાપી રહી એટલું જ નહિં પણ વિલાયતના દરવાજા ખખડાવતી વિશ્વવ્યાપિની બની ગઇ. જે કીર્ત્તિની પાછળ દોડતા બીજાઓ ફાંફાં મારે છે, તે કીર્ત્તિ આ સરસ્વતીના અવતાર **'સાક્ષાત્ સરસ્વતી' રાજચંદ્ર**ની પાછળ દોડવા લાગી !

પછી **બોટાદ**મા કવિએ એમના એક લક્ષાધિપતિ મિત્ર હરિલાલ શિવલાલની સમક્ષ એકદમ **બાવન અવધાન** કરી દેખાડયા. કયાં સોળ ? કયાં બાવન ? કેવો મોટો હનુમાનકૂદકો ! ખરેખર ! 'સાક્ષાત સરસ્વતી'કાર કહે છે તેમ— 'વચ્ચે કાંઇ પણ પરિશ્રમથી પરિચય રાખ્યા વિના પરભારાં સોળ મૂકીને બાવન અવધાનો કર્યાં એ ઉપરથી કવિરાજના પરાક્રમ, હિંમત, શક્તિ, બુદ્ધિબળ અને ચમત્કારનું કંઈક ભાન થશે.' આ બાવન અવધાનપ્રયોગનું સવિસ્તર વર્ણન અત્ર 'સાક્ષાત સરસ્વતી' પુસ્તિકા અનુસાર આપીએ છીએ,—જે પરથી આ અવધાનોની વિકટતાનો અને અદ્ભુતતાનો સુજ્ઞ વાચકોને યત્કિંચિત્ ખ્યાલ આવશે.

**બાવન કામ:—** ચોપાટે રમતા જવું, શેતરંજે રમતા જવું, ટકોરા ગણતા જવું, માળાના પારા ગણતા જવું, સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર આપેલા ગણતા જવું, ગંજીફે રમતાં જવું, સોળ ભાષાઓના અક્ષરો યાદ રાખતા જવું, બે કોઠામાં આડા અવળા અક્ષરથી કવિતાઓ માગેલા વિષયની કરાવતા જવું, આઠ ભિન્ન ભિન્ન માગેલી સમસ્યાઓ પૂર્ણ કરતા જવું, સોળ જૂદા

જૂદા માગેલા વૃત્તમાં માગેલા વિષયો તૈયાર કરાવતા જવું. એમ બાવન કામની શરૂઆત એક વખતે સાથે કરવી. એક કામનો કંઇક ભાગ કરી બીજા કામનો કંઇક ભાગ કરવો, પછી ત્રીજા કામનો કંઇક કરવો, પછી ચોથા કામનો કંઇક ભાગ કરવો, પછી પાંચમાનો–એમ બાવન કામનો થોડો થોડો ભાગ કરવો. ત્યાર પછી વળી પાછું પહેલા કામ તરફ આવવું અને તેનો થોડો ભાગ કરવો, બીજાનો કરવો, ત્રીજાનો કરવો, એમ સઘળાં કામ પૂર્ણ થતાં સુધી કર્યાં જવું. એક સ્થળે ઊંચે આસને બેસીને એ બધાં કામમાં મન અને દૃષ્ટિ પ્રેરિત કરવી. લખવું નહીં કે બીજી વાર પૂછવું નહીં અને સઘળું સ્મરણભુત રાખી એ બાવને કામ પૂર્ણ કરવાં. તે અથઇતિ આ પ્રમાણે ગણાય છે. આપણે આ તો માત્ર નામ ગણ્યાં છે. (બોટાદમાં આ અવધાનો કર્યાં છે.)

(૧)— ચોપાટે રમતા જવું—ત્રણ જણ ચોપાટે બીજા રમતા હતા તેમની સાથે ચોપાટે રમતાં જતાં અને વચ્ચે બીજાં એકાવન કામ કરતાં જતાં છેવટે લીલી, પીળી, લાલ અને કાળી એ ચાર રંગની સોગઠીઓ ધ્યાનમાં રાખીને કહી આપી હતી, ચોપાટ વચ્ચેથી ઉપાડી લેવામાં આવી હતી. પરંતુ જેના અંતઃકરણમાં બીજી ચોપાટ ગોઠવાએલી હતી તેને એ ચોપાટની પછી શી જરૂર હતી ?

(૨)— ગંજીફે રમતા જવું–ચોપાટનો પાસો નાખ્યા પછી બીજા ત્રણ જણની સાથે કવીશ્વર ગંજીફે રમતા જતા હતા, અને છેવટે પોતાનાં તેરે પત્તાં કહી આપ્યા હતાં, એ પત્તાં કવિને માત્ર એક જ વાર જોવા આપી લઈ લેવામાં આવ્યાં હતાં.

(૩)— શેતરંજે રમતા જવું—તે જ વખતે શેતરંજ રમવા બીજા એક જણની સાથે ચિત્ત પરોવ્યુ હતું. અવધાનની સમાપ્તિએ વચ્ચેથી ઉપાડી લીધેલી શેતરંજના પાળા, ઊંટ, અશ્વ, હાથી, વજીર, બાદશાહ નંબરવાર કવિએ કહી આપ્યાં હતાં.

(૪)— ટકોરા ગણવા–એ વખતે એક જણ બહાર ઊભો રહીને ઝાલરના ટકોરા વગાડતો હતો, તે કવિએ સઘળા સ્મરણભૂત રાખી સઘળા છેવટે કહી દીધા હતા.

(૫)— પડતી ચણોઠી ગણવી–કવિના વાંસા ઉપર વચ્ચે વચ્ચે તે કામની સાથે ચણોઠીઓ નાખવામાં આવતી હતી, તે કેટલી થઈ તે અવધાનની સમાપ્તિએ કહી દીધી હતી.

(૬, ૭, ૮, ૯,)— બાદબાકી, ગુણાકાર, ભાગાકાર અને સરવાળા તે કામોની સાથે ગણવા આપ્યા હતા, જે કવિએ મનમાં રાખી છેવટે તેના જવાબ કહી આપ્યા હતા.

(૧૦)— એક જણ હાથમાં માળાના મણકા ફેરવતો જતો હતો તેના તરફ કવિની નજર હતી. તે માળા વચ્ચેથી અધુરી મૂકવામાં આવી હતી, છેવટે તેમણે કેટલા મણકા ફર્યા હતા તે કહી આપ્યું હતું.

(૧૧થી૨૬)— જુદી જુદી ભાષાઓના શબ્દો (સોળ ભાષાના શબ્દો) સોળ જણાને વહેંચી આપવામાં આવ્યા હતા. બીજાં કામો કરતાં વચમાં અનુક્રમ વિના એકેકો અક્ષર–કવિને સંભળાવવામાં આવતો. પ્રથમ ત્રીજો અક્ષર આરબી આ વાકયનો કહેવાતો, પછી ૪૧૭મો લેટીનનો કહેવાતો, બીજો અક્ષર સંસ્કૃત વાકયનો તો પછી ૪૧૮મો અક્ષર ઉર્દુ વાકયનો એમ આડાઅવળા અક્ષરો કહેવામાં આવ્યા હતા. સઘળા કહેવાઈ રહ્યા પછી

અવધાનની સમાપ્તિએ ભાષાવાર કવિએ પૂરાં વાક્ય કે કાવ્ય ગોઠવીને ક્રમ પ્રમાણે કહી આપ્યાં હતાં. સંસ્કૃતનો એક અક્ષર ચોથો હોય અને એક પાંચસેમો હોય એ બન્નેને ક્યાંય પણ લખ્યા સિવાય અંતઃકરણથી ગોઠવી શ્લોકબદ્ધ કરી દેવા એ શુ ઓછી જુક્તિ કહેવાય? મરાઠી, ગુજરાતી, સંસ્કૃત, હિંદી, અંગ્રેજી, પંજાબી, કર્ણાટકી, બંગાળી, મારવાડી, ગ્રીક, ઉર્દુ, જાડેજી, આરબી, ફારસી, દ્રાવિડી અને સિંધી એમ સોળ ભાષાના શબ્દો અપાયેલા હતા, એ ભાષાના શબ્દોના. વિલોમ રૂપનાં એટલે આડાઅવળા અક્ષરો આપેલા તેના એક બે દૃષ્ટાંત નીચે પ્રમાણે છે—

સંસ્કૃતનું વિલોમ સ્વરૂપ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| स्ति | को | ष्णा | स्व | स्व | र्ग | स्ति | क्तः | तृ | क्ष | ब |
| ह्वि | वि | यो | वि | वा | को | प | नु | र | रो | को |
| घो | या | को | मु | प | णी | कः | रा | वा | वि | प |
| म | कि | यः | दं | द्धो | ये | वि | न | हः | र | दे |

મહાકવિએ કહી આપેલું સંસ્કૃતનું ખરૂં સ્વરૂપ—

बद्धो हि को यो विषयानुरागी,
को वा विमुक्तो विषये विरक्तः।
को वास्ति घोरो नरकः स्वदेहः,
तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति ॥

ગુજરાતી ભાષાના વાક્યનું વિલોમ સ્વરૂપ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ત | ત્નો | ષ્ટિ | નાં | આ | જુ | આ | સુ | થા |
| શો | જે | પ | દ | એ | ય | જા | થી | છે |
| ર | સ | ને | ભિ | ઈ | ને | હ | વાં | છે |

ગુજરાતી વાક્યનું ખરૂં સ્વરૂપ

આપના જેવાં રત્નોથી હજુ સૃષ્ટિ સુશોભિત છે, એ જોઈને આનંદ થાય છે.

એવી રીતે બાકીની ચૌદ ભાષાઓના વિલોમ સ્વરૂપે સાંભળેલા અક્ષરો ઉપરથી ખરા સ્વરૂપે વાક્યો કે કાવ્યો કહી બતાવ્યાં હતાં.

(૨૭-૨૮)— બે જણ બે વિષયો, કોષ્ટકમાં આડાઅવળા અક્ષરથી માગેલા પૂરા કરાવવા ઇચ્છે છે. તે કવિએ કેવા રૂપથી પૂર્ણ કરાવ્યા તેનો એક નમૂનો અહીં આપ્યો.

છે. માગનાર જે નંબરનો અનુક્રમ વિના અક્ષર માગે છે તે કવિ આપી તે કાવ્યો પૂર્ણ કરે છે.

નીચેના કોષ્ટકમાં અક્ષરો ઉપર જે આડાઅવળા આંકડા મૂકયા છે તે પ્રમાણે અક્ષરો મગાયા હતા, તે કોષ્ટકમાં ગોઠવતાં કવિતાની કવિતા (ભૂજંગી) થઈ ગઈ હતી. શી લીલા! જેમકે— પહેલા અક્ષરની માંગણી એવી કરી કે ૪૬મો અક્ષર આપો, એટલે **શ્રીમદે** 'ળ' આપ્યો. પછી બીજો અક્ષર ૧૯મો માગ્યો એટલે 'મ' આપ્યો. એમ અડતાળીસ વખત અક્ષરની માગણી કરી. અક્ષરો ઉપર આંકડા મૂકેલા છે તે કેટલામી માગણી છે એમ સૂચવે છે.

'કવિતાને હિમ્મત' વિષે–ભૂજંગી છંદ

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩ ભ | ૧૬ લી | ૩૨ કાં | ૪૫ નિ | ૮ સા | ૧૯ સા | ૩૬ ધ | ૩૪ રે | ૧૧ તું | ૨૩ ક | ૨૧ વિ | ૨૦ તા, |
| ૧૦ પ | ૧૮ ડી | ૩૧ શો | ૭ ક | ૪૪ માં | ૨૭ કે | ૨ મ | ૩૭ તું | ૩૫ કા | ૧૨ વ્ય | ૪૦ ગી | ૩૮ તા? |
| ૨૮ હુ | ૨૬ વે | ૩૦ જો | ૧૫ મ | ૬ ને | ૪૩ જો | ૩ ડ | ૪૨ તાં | ૧૩ હુ | ૪૬ પૈં | ૨૨ હે | ૪૭ જે |
| ૯ ફૂ | ૧૭ પા | ૪૮ તું | ૨૫ ક | ૨૯ રી | ૫ સુ | ૪ જ | ૪૧ સં | ૧૪ ભા | ૧ ળ | ૩૯ હે | ૨૪ જે |

(૨૯થી૩૬)— આઠ જુદી જુદી સમસ્યાઓ આપી હતી. તેની વચ્ચે એકેકી કડી લખાવીને પૂર્ણ કરી હતી, છેવટે આઠે સમસ્યાઓ કવિએ પાછી બોલી દેખાડી હતી.

(૩૭થી૫૨)— સોળ જણાએ જુદા જુદા સોળ વિષયોની જુદા જુદા વૃત્તમાં કવિતા માગી હતી. તે કવિતાની એકેકી કડી એકેકું કામ કરતાં જતાં કવિએ પૂર્ણ કરાવી હતી અને છેવટે તે પાછી સોળે નવી કવિતાઓ કવિને મોઢે થઇ ગઇ હતી. તે કવિએ કહી બતાવી હતી. તેમાંના બે ત્રણ નમૂના નીચે આપ્યા છે:

૧. ચન્દ્રના રથને હરણિયાં શા માટે જોડયાં છે? તે માટે તર્ક દોડાવવો અને ઉપરની બે કડી પાછી વાણિયા ઉપર ઉતારવી એ વિષય—

(શાર્દૂલવિક્રીડિત)

"અંગે શૌર્ય દમામ નામ ન મળે સત્તા રહી ના જરી!"
પ્રેમી કાયરતા તણો અધિક છે, શાસ્ત્રે કથા એ ખરી:
ભાગી જાય જરૂર તે ભયભર્યો, રે! દેખતા કેસરી,
તે માટે રથ ચન્દ્રને હરણિયાં જોડી દીધા શ્રીહરી!

(૨) કજોડાં માટે હિન્દુઓનો તિરસ્કાર—એ વિષય—

(મનહરછંદ) ફુળ મૂળ પર મોહી શૂળ હાથે કરી રોપો,
ભૂલ થકી ધૂળ કેમ કરો નિજ બાળિકા ?
કરો છો કસાઈ થકી, એ સવાઇ આર્ય ભાઈ,
નક્કી એ નવાઈની ભવાઇ સુખ ટાળિકા;
ચેતો ચેતો રે ચતુર નર ચેતો ચિત્ત,
બાળો નહીં હાથે કરી બાળ અને બાળિકા;
અરે! રાયચંદ કહો, કેમ કરી માને એહ,
ચડી બેઠી જેની કાંધે ક્રોધ કરી કાળિકા ?

શીઘ્રતાથી કરેલાં કાવ્યોમાં પણ કેટલી બધી ચમત્કૃતિ રહી છે!

(૩) કવિનું નામ પોતાના પિતાના નામ સહિત આવે તથા તે જ દોહરામાં મહાત્માને પ્રણામ થાય, એ વિષય આપ્યો હતો.

(દોહરો) રાખે યશ ચંદ્રોદયે, રહે વધુ-જીવો નામ;
તેવા નરને પ્રેમથી, નામ કરે પરણામ.

આમ બાવન અવધાનનું સવિસ્તર વર્ણન આપી 'સાક્ષાત્ સરસ્વતી'કાર શ્રી વનેચંદભાઈ પોપટભાઇ દફતરી ઉપસંહાર કરે છે કે–'એમ બાવન અવધાન સંબંધી મેં ટૂંકમાં પતાવ્યુ છે. વિસ્તાર્યું હોય તો કેટલું બધું થાય તે વાચનાર જાણી લેશે. આટલું બધું વાચતા કેટલી બધી અજાયબી ઉત્પન્ન થાય, તે હું કહી શકવાને સમર્થ નથી, ત્યારે એ જોવાથી એ પુરુષને અવધાનના જોનાર કેવા માનતા હશે? લીંબડી વગેરે સ્થળે એમણે ઘણા અવધાનો કર્યાં છે, પરંતુ આ નાનકડા ગ્રંથમાં તે લખવાનું બન્યુ નથી તે માટે ક્ષમા ચાહું છું. **મહાકવિ શ્રી રાજચંદ્ર**ને કયા સત્ય અલંકારો આપવા એ મારી શક્તિથી અગ્રાહ્ય છે. એટલે હું ચૂપ રહ્યો છું. લીંબડી વગેરેના માનપત્રમાં એ 'સાક્ષાત્ સરસ્વતી' તરિકે ઓળખાય છે તેથી ગ્રંથનું નામ એ જ ગોઠવ્યુ છે. હમણાં એ મહાકવિ શતાવધાની સ્થિતિ ભોગવે છે.'

**સાક્ષાત્ સરવસ્તીના શતાવધાન દિગ્વિજયનો** સુવર્ણવાદ વદી, આ મહાત્માના અનુપમ ગુણગણથી રંજિત થયેલ સાક્ષાત્સરસ્વતીકાર અંતરના ઉમળકાથી આ મહાત્માનો સદ્ગુણાનુવાદ કરતા ઉપસંહરે છે.—'જન્મથી એક મહાત્મામા જેટલા સદ્ગુણો જોઈએ તેટલા આ પુરુષમા છે. × × મેં કોઈપણ એવો મહાત્મા સાંભળ્યો નથી કે જે મહાત્માની શક્તિ આ મહાત્માની સમાન વયે આટલી હોય. હુ ધારૂં છું કે આ તો એક સૃષ્ટિરત્નનો નમૂનો છે. શતાવધાન જેવી દિવ્ય શક્તિ જ્યારે પંદર વર્ષની ઉમરે એ મનુષ્યમાં આવીને વસી છે ત્યારે એ દેવાશી હવે શું ન કરે! હવે એમની ચઢતી વય છે. જેણે પોતાના એક પ્રબળ તર્કથી આખી દુનિયાની ભાષાનો શબ્દકોષ રચ્યો છે, જેમાંથી આખી સૃષ્ટિમાંના સઘળા શબ્દો નીકળી શકે છે, તેની કુદરતી શક્તિ કેટલી

બધી હશે તે વિચારવું વાંચનારની મુનસફી ઉપર સોંપું છું. જે પુરુષ આવી શક્તિ જન્મથી જ પામ્યો છે તે પુરુષ મહા સદ્‌ગુણો પણ જન્મથી પામ્યો હોય, એમાં આશ્ચર્યજનક થોડું જ છે. પરનિંદા, પરપત્ની અને મિથ્યા પરધનનો ત્યાગ કરવો એ સુલભ નથી.' એની નિરહંતાદિ અંગે ખાસ લખે છે—'શતાવધાન જેવી શક્તિ પામેલો, તેમજ દેશી-વિદેશીથી પૂજાએલો એટલી વયનો પુરુષ અહંપદ પામ્યા વિના કેમ રહે? ઘણા વૃદ્ધ વિદ્વાનો એવા હોય છે. તો આ પુરુષમાં તરુણાવસ્થામાં (જે અવસ્થામાં જોઇએ તેવી અવસ્થામાં) બિલકુલ અહંપદ નથી તો આનું ભવિષ્ય ભલું કેમ ન હોય? વળી એની પ્રકૃતિ જ ગંભીર, સત્વગુણી અને વિનયી છે. એટલે એના સ્વાભાવિક ગુણો જ ઉત્કૃષ્ટ હોય. એમાં કાંઈ આશ્ચર્ય નથી. પરનિંદાનો (એના શત્રુનો પણ) એકે બોલ એને મોઢે કોઇએ સાંભળ્યો નથી. પરદ્વેષ તો એણે સ્વપ્નામાં પણ નહીં કર્યો હોય! ટૂંકામાં કહેવાનું કે આ કોઇ ચમત્કારિક પુરુષે જન્મ લીધો છે. નહીં તો આવી શક્તિ, આવા સદ્‌ગુણ અને આવી ભલી દૃષ્ટિ ન હોય. સમદૃષ્ટિ, દીર્ઘદૃષ્ટિ, વિવેકબુદ્ધિ, નિર્મળ મનોવૃત્તિ, શાંત સ્વભાવ, સ્મિત ભાષણ, સ્મિત હાસ્ય, ઉત્તમ વાણી, નિર્મળ વક્તાપણું, ખરો વૈરાગ્ય, ઉત્તમ ધર્મદૃઢતા આદિ સદ્‌ગુણો એના અંગમાં આબેહૂબ પ્રગટી ચૂકેલા છે. એની ગંભીરતા તો હદપાર જ છે. એના સદ્‌ગુણો વિષે જેટલું બોલું તેટલું ઓછું છે.' એના સ્વદેશઉમળકા અંગે ઉલ્લેખે છે—'સ્વદેશપ્રીતિ એના જેટલી થોડાને જ હશે. ગુપચુપ એ અનેક સ્વદેશીઓને ખરો રસ્તો બતાવ્યે જાય છે. દેશનાં દુઃખને માટે એના જેવી ખેદયુક્ત અસર કોઇકને જ હશે. એ વિષયનો એનો નિર્મળ જુસ્સો ઓર જ છે. × × એની દેશદાઝની કાવ્યનો એક નમૂનો—'કેવળ કેસરિયાં કરનારા અહા! કેસરી સિંહ શરીર, અરે! હિંદના આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. જેમ કાવ્યમાં એણે દેશપ્રીતિ ઝળકાવી છે તેમજ તેવાં કેટલાંક દેશહિત કૃત્યોથી પણ ઝળકાવી છે. × × એ સંબંધી બોધથી, અને વિદ્યાની શિક્ષા દઈને એણે આ એટલી જ વયમાં હજારો શિષ્યો કરી મૂક્યા છે. ચાળીસ ચાળીસ અને પચાસ પચાસ વર્ષની વયનાં એના શિષ્યો ઘણાં છે. આવાં રત્નની દેદીપ્તિથી આખા હિંદુસ્થાનને આનંદ અને ઉપકાર માનવાનું કારણ છે.' અને 'ધર્મવૃદ્ધિપ્રકાશક' વિશેષણથી આ સાક્ષાત્ સરસ્વતી **શ્રીમદ્**ને બિરદાવતાં લેખક પરમોલ્લાસથી લખે છે—'એને એક આપણા આચાર્ય તરીકે જેટલું માન આપીએ તેટલું ઓછું છે. જૈન (વીતરાગ) ધર્મ ઉપરનો એમનો મૂળથી જ સ્વાભાવિક પ્રેમ ઓર છે. એનું મનનું રટણ ગંભીરતાની સાથે હાલતાં ચાલતાં, બેસતાં ઊઠતાં, હરતાં ફરતાં, ખાતાં પીતાં, પહેરતા ઓઢતાં અને સૂતાં જાગતાં તેમજ સ્વપ્નામાં પણ **જૈન જૈન** ને **જૈન** જ છે. એણે એ ધર્મને અત્યુત્કૃષ્ટ દીપ્તિમાં આણવા લક્ષમાં લીધું છે. આમ કરવામાં એમનો કોઈપણ પ્રકારનો સ્વાર્થ રહ્યો હોય એમ અમને સ્વપ્ને પણ માન્યતા નથી, પરંતુ કેટલો પરમાર્થ રહ્યો છે એ લખતાં કલમ અટકી પડે છે. મનુષ્યોને ગળે સત્વગુણી ઉપદેશ તુરત ઉતરી જાય એમ કરવામાં એણે હજુ સુધી કોઇપણ પ્રકારે કચાશ રાખી નથી, રાખતા નથી અને રાખશે પણ

નહીં, એમ નિઃસંશય સમજવું.' આમ **શ્રીમદ્**ના એક નિકટના પરિચયી સમકાલીન સમવયસ્ક 'સાક્ષાત્ સરસ્વતી' પુસ્તિકાના લેખકે શતાવધાનનો સવિસ્તર વર્ણવાદ ગાઈ આ 'સાક્ષાત્ સરસ્વતી' **શ્રીમદ્**નો પરમ ભાવોલ્લાસથી ગુણાનુવાદ ગાતાં તેમના વ્યક્તિત્વનું સુંદર શબ્દચિત્ર આલેખ્યું છે, તે **શ્રીમદ્**ના તત્કાલીન ચરિત્ર પર પ્રકાશ પાડતું હોવાથી અત્ર પ્રસંગોચિત પ્રકૃતોપયોગી જાણી જેમનું તેમ અવતાર્યું છે. પ્રસ્તુત પુસ્તિકાના મુખપૃષ્ઠ પર કરેલો ઉલ્લેખ પણ સૂચક છે—'**સાક્ષાત્ સરસ્વતી** કિંવા કવિચક્રચૂડામણિ, સજ્જનમુગટશિરોમણિ, કુળદીપક ચંદ્ર, જિનશાસનશ્રૃંગાર મહાકવિ રાયચંદ્ર રવજીભાઈનો વર્તમાનકાળ (સં. ૧૯૪૩) સુધીનો ટૂંક વૃત્તાંત.' આ યથાર્થ ગુણનિષ્પન્ન સૂચક વિશેષણો પરથી આ પુરુષ પ્રત્યે જનતા કેવા આદરથી જોતી હતી તેનો નિર્દેશ મળે છે. આ પુસ્તિકાના પ્રારંભમાં જ રત્નકુક્ષિ સૃષ્ટિની પ્રસ્તુતિ કરી લેખક આવા એક ઉત્તમ સૃષ્ટિરત્ન મહાત્માનું વર્તમાન પર્યંતનું જન્મ-ચરિત્ર રજૂ કરતાં લખે છે—'જે મહાત્માની અજાયબ શક્તિથી હું દિંગ થઇ ગયો છું, જે મહાત્માની વિચક્ષણ વિચારસંકલનાથી હું આશ્ચર્ય પામી ગયો છું, જે મહાત્માની અગાધ બુદ્ધિથી હું કર્મસંચિતના વિષયમાં પૂરેપૂરો આસ્તિક થઈ ગયો છું, જે મહાત્માની અનુપમ ધર્મવૃત્તિથી હું તાજુબ બની ગયો છું, અને જે મહાત્માની પ્રત્યેક દિવ્ય કળાથી હું મોહિત થઈ જઈને એને ઈશ્વરાંશી પુરુષ માનું છું, તે તરુણ મહાત્માનું ચરિત્ર ઉપર કહેલા કથનને પુરવાર કરવા અહીં આગળ ટાંકી દઉં છું.' સાક્ષાત્સરસ્વતીકારના આ સ્વયંભૂ ઉદ્ગારો પ્રમાણે ઉપરોક્ત ચરિત્રાલેખન પરથી આ કથનની ચરિતાર્થતા સ્વયં સિદ્ધ થાય છે; અને છેવટમાં આ સાક્ષાત્સરસ્વતીકાર શ્રી વિનયચંદભાઇ આ 'સાક્ષાત્ સરસ્વતી' શતાવધાની કવિ પ્રત્યેનો પોતાનો પ્રેમ-ઉમળકો આ પોતે જોડેલા કાવ્યમાં પૂર્ણભાવોલ્લાસથી ઠાલવે છે—

(રાગ કલ્યાણ : શ્રી જગત્પતિ આપ સન્મતિ—એ ઢાળ)

'શ્રી રાયચંદ્રને, વિશ્વના પતિ! આયુ કીર્ત્તિ અચળ આપ, પ્રેમથી અતિ. શ્રીરાય.
જ્ઞાનધ્યાનભક્તિયુક્તિ, મુક્તિના તરંગ; સર્વને બોધ્યાનો, જેણે રાખ્યો છે પ્રસંગ. શ્રીરાય. ૧
ધર્મ કર્મ મર્મમાં, જે નિપુણ વિશેષ; મિથ્યાદંભ મદ તો ન, જેણે રાખ્યો લેશ. શ્રીરાય. ૨
માત્ર જેણે દશપાંચ, વર્ષની વયે જ, વિજયનો ડંકો દીધો, દેવાંશી તો એ જ. શ્રીરાય. ૩
શત અવધાની હજુ, હિંદમાં ન કોઈ; એવો નર આજે એ તો, લીધો એ જ જોઈ. શ્રીરાય. ૪
જૈન ધર્મતણી જેણે, વૃદ્ધિનો પ્રકાશ; ચિત્ત વિષે ચાહી કીધો, રાખી ઇચ્છા ખાસ. શ્રીરાય. ૫
શીઘ્રતાથી શ્લોક કર્યા, એકે દી હજાર; મનાયો જે શારદાનો, પોતે અવતાર. શ્રીરાય. ૬
ધન્ય તાત! ધન્ય માત! ધન્ય જન્મ ગામ! વિનેચંદ તણા તેને, સદા છે પ્રણામ. શ્રીરાય. ૭

આ બાવન અવધાન અને શત અવધાન સંબંધી ઉપરોક્ત વર્ણનને પુષ્ટ કરતું સંક્ષેપ વર્ણન સં. ૧૯૪૨ના એક પત્રમાં **શ્રીમદે** પોતે કચ્છના પ્રો. રવજીભાઇ દેવરાજની જિજ્ઞાસાથી કર્યું છે. તેમાં પ્રથમ તો પોતા સંબંધી અંગત વર્ણન કરતાં સંકોચ ને ઔચિત્ય અંગે **શ્રીમદ્** વિનમ્રભાવે વિવેકપૂર્ણ પ્રવેશક લખે છે—'આપનું

લખવું ઉચિત છે. સ્વ સ્વરૂપ ચીતરતાં મનુષ્ય ખચકાઈ જાય ખરો. પરંતુ સ્વ સ્વરૂપમાં જ્યારે આત્મસ્તુતિનો કિંચિત્ ભાગ ભળે ત્યારે, નહીં તો નહીં જ, આમ મારૂં મત છે. આત્મસ્તુતિનો સામાન્ય અર્થ પણ આમ થાય છે કે પોતાની જૂઠી આપડવાઈ ચીતરવી. અન્યથા આત્મસ્તુતિનું ઉપનામ પામે છે, પરંતુ ખરૂં લખાણ તેમ પામતું નથી; અને જ્યારે ખરૂં સ્વરૂપ આત્મસ્તુતિ ગણાય તો પછી મહાત્માઓ પ્રખ્યાતિમાં આવે જ કેમ ? માટે સ્વ સ્વરૂપની સત્યતા કિંચિત્ આપની માગણી પરથી જણાવતાં અહીં આગળ મેં આંચકો ખાધો નથી, અને તે પ્રમાણે કરતાં ન્યાયપૂર્વક હું દોષિત પણ થયેલો નથી.' આમ નિરહં નિખાલસભાવે પ્રવેશક લખી, **શ્રીમદ્જી** પ્રસ્તુત બા. યથાસ્થિત સ્વસ્વરૂપ આલેખે છે—'પંડિત લાલાજી મુંબઈનિવાસીનાં અવધાનો સંબંધી આપે બહુધે વાંચ્યુ હશે. એઓ પંડિતરાજ અષ્ટાવધાન કરે છે, તે હિંદપ્રસિદ્ધ છે. આ લખનાર બાવન અવધાન જાહેરમાં એક વખતે કરી ચૂકયો છે, અને તેમાં વિજયવંત ઉતરી શકયો છે.' આમ સામાન્ય સૂચન કરી તે બાવન અવધાન વર્ણવે છે—'ત્રણ જણ સાથે ચોપાટે રમ્યા જવું ૧, ત્રણ જણ સાથે ગંજીફે રમ્યા જવું ૧, એક જણ સાથે શેતરંજે રમ્યા જવું ૧, ઝાલરના પડતા ટકોરા ગણતા જવું ૧, સરવાળા બાદબાકી ગુણાકાર અને ભાગાકાર મનમા ગણ્યા જવું ૪, માળાના પારામાં લક્ષ આપી ગણતરી કરવી ૧, આઠેક નવી સમસ્યાઓ પૂર્ણ કરવી ૮, સોળ નવા વિષયો વિવાદકોએ માગેલા વૃત્તમાં અને વિષયો પણ માગેલા—રચતા જવું ૧૬; ગ્રીક, અંગ્રેજી, સંસ્કૃત, આરબી, લેટિન, ઉર્દૂ, ગુર્જર, મરેઠી, બંગાળી, મરુ, જાડેજી આદિ સોળ ભાષાના ચારસે શબ્દો અનુક્રમ વિહીનના કર્તા–કર્મ સહિત પાછા અનુક્રમ સહિત કરી આપવા, વચ્ચે બીજાં કામ પણ કર્યે જવા ૧૬, વિદ્યાર્થીને સમજાવવો ૧, કેટલાક અલંકારના વિચાર ૨,–૫૨, આમ કરેલાં બાવન અવધાનની લખાણ સંબંધે અહીં આગળ પૂર્ણાહુતિ થાય છે.' આ બાવન સંખ્યા ગણી દેખાડી **શ્રીમદ્જી** આ અંગે કેટલીક પ્રાસંગિક સ્પષ્ટતા કરે છે—'આ બાવન કામો એક વખતે મનઃશક્તિમાં સાથે ધારણ કરવાં પડે છે, વગર ભણેલી ભાષાના વિકૃત અક્ષરો સુકૃત કરવા પડે છે. ટૂંકામા આપને કહી દઉં છું કે આ સઘળું યાદ જ રહી જાય છે. (હજુ સુધી કોઈ વાર ગયુ નથી.) આમાં કેટલુંક માર્મિક સમજવું રહી જાય છે. પરંતુ દિલગીર છું કે તે સમજાવવું પ્રત્યક્ષને માટે છે. એટલે અહીં આગળ ચીતરવું વૃથા છે. આપ નિશ્ચય કરો કે આ એક કલાકનું કેટલું કૌશલ્ય છે ? ટૂંકો હિસાબ ગણીએ તો પણ બાવન શ્લોક તો એક કલાકમાં યાદ રહ્યા કે નહીં ? સોળ નવા, આઠ સમસ્યા, સોળ જુદી જુદી ભાષાના અનુક્રમ વિહીનના અને બાર બીજાં મળી એક વિદ્વાને ગણતી કરતાં માન્યુ હતું કે ૫૦૦ શ્લોકનું સ્મરણ એક કલાકમાં રહી શકે છે. આ વાત હવે અહીં આગળ એટલેથી જ પતાવી દઈએ છીએ.' આમ બાવન અવધાન અંગે લખી શતઅવધાન આદિનો નિર્દેશ કરે છે—'તેર મહિના થયાં દેહોપાધિ અને માનસિક વ્યાધિના પરિચયથી કેટલીક શક્તિ દાટી મૂકયા જેવી જ થઈ ગઈ છે. (બાવન જેવાં સો અવધાનો તો હજુ પણ થઈ શકે છે) નહીં તો આપ ગમે તે ભાષાના સો શ્લોકો

એક વખત બોલી જાઓ તો તે પાછા તેવી જ રીતે યાદીમાં રાખી બોલી દેખાડવાની સમર્થતા આ લખનારમાં હતી. અને તે માટે તથા અવધાનોને માટે 'સરસ્વતીનો અવતાર' એવું ઉપનામ આ મનુષ્યને મળેલું છે. અવધાન એ આત્મશક્તિનું કર્તવ્ય મને સ્વાનુભાવથી જણાયું છે. આપનો પ્રશ્ન એવો છે કે એક કલાકમાં સો શ્લોક સ્મરણભુત રહી શકે? ત્યારે તેનો માર્મિક ખુલાસો ઉપરના વિષયો કરશે, એમ જાણી અહીં આગળ જગા રોકી નથી. આશ્ચર્ય, અનંદ અને સંદેહમાંથી હવે જે આપને યોગ્ય લાગે તે ગ્રહણ કરો.' આમ એક જિજ્ઞાસુની પૃચ્છાથી નિરહં નિર્દોષ ભાવે **શ્રીમદ્જી**એ પણ અવધાન સંબંધી થોડું સ્પષ્ટીકરણ કર્યું છે. આ શતાવધાનનો સૌથી મહાન પ્રયોગ મુંબઇ નગરીમાં થયો હતો.

**શ્રીમદ્**ના આ પરમ અદ્‌ભુત અસાધારણ અદ્વિતીય શતાવધાનપ્રયોગોના સમકાલીન સાક્ષીરૂપ મુંબઈ સમાચાર, ગૂજરાતી, ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ, ઇન્ડીઅન, સ્પેક્ટેટર આદિ તત્કાલીન સામયિકોમાં તત્સંબંધી વિસ્તૃત વર્ણનો અને ભવ્ય પ્રશસ્તિઓ * છપાયેલ છે. તે પ્રત્યે દષ્ટિપાત કરવાથી પણ આપણા ચરિત્રનાયક આ 'સાક્ષાત્ સરસ્વતી'ના પ્રજ્ઞાચક્ષે સાધેલા આ ભવ્ય દિગ્વિજયનો ખ્યાલ આવશે.



## પ્રકરણ અઢારમું

# અવધાનકાવ્યોનું રસદર્શન અને શતાવધાની કવિનું ભવ્ય વ્યક્તિત્વ

શતમુખ પ્રતિભાના ઓજપુંજે લસંતા,
કવિ શતઅવધાની ભાવનાબોધવંતા.—(**સ્વરચિત**)

સાક્ષાત્ સરસ્વતીનો આ શતાવધાન દિગ્વિજય એ આપણા ચરિત્રનાયકના પ્રારંભ જીવનનું એક ઝળકતું પ્રકરણ છે; જગતને આંજી દે એવા આ અદ્‌ભુત ચમત્કારિક અવધાનપ્રસંગોમા પણ આપણા આ 'સાક્ષાત્ સરસ્વતી' **શ્રીમદ્**ની ધર્મવૃત્તિ કેવી છે તે તેમના શીઘ્રરચિત **અવધાનકાવ્યો** પ્રત્યે દષ્ટિ દેતાં સ્વયં દેખાઈ આવે છે; તેમાંના કેટલાકનું ગત પ્રકરણમાં દિગ્દર્શન કરાવ્યુ, કેટલાક અવશિષ્ટનું અત્ર દર્શન કરાવશું.

તે તે અવધાનપ્રસંગે પ્રશ્નકારને મનફાવતા કોઈ અમુક વિષય પર ગમે તે માગેલા

---

* શ્રીમદ્‌ના આ અદ્‌ભુત શતાવધાનપ્રયોગોથી તે વખતના મુંબઇ સમાચાર, ટાઇમ્સ, ગુજરાતી આદિ પત્રો ફીદા ફીદા થઇ ગયા હતા અને તે તે પત્રોમાં તેમની ખુબ ખુબ પ્રશસ્તિઓ આવી હતી. જેમકે—

**મુંબઇ સમાચાર** તા. ૩ ડીસેંબર ૧૮૮૬ના અંકમાં શતાવધાનસભાનું વર્ણન આપે છે; અને તે જ પત્ર તા. ૪ ડીસેંબર ૧૮૮૬ના અંકમાં અગ્રલેખ લખે છે.

**ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ** તા. ૨૪ જાન્યુઆરી ૧૮૮૭ના અંકમાં ભવ્ય પ્રશસ્તિ લખે છે. **ગુજરાતી** પત્ર તા. ૨૩ જાન્યુઆરી ૧૮૮૭ના અંકમાં પ્રશસ્તિ લખે છે. ઇત્યાદિ.

છંદમાં કાવ્ય કરવાનું કવિને (શ્રીમદ્ રાજચંદ્રને) કહેવામાં આવતું અથવા કોઇ કાવ્યપંક્તિ આપી તેની સમસ્યાપૂર્તિ કરવાનું કહેવામાં આવતું, ત્યારે અવધાનના જૂદા જૂદા વિષયો પ્રત્યે ધ્યાન આપ્યે જતાં પણ **શ્રીમદ્** તે તે માગેલા વિષયો પર શીઘ્ર કવિતા રચના કરી સર્વ કોઇને આશ્ચર્યમાં ગરકાવ કરી દેતા અને તેની શબ્દચમત્કૃતિ -અર્થચમત્કૃતિમય કાવ્યચમત્કૃતિથી સર્વને ચમત્કાર પમાડતા. આ અવધાનકાવ્યોમાં પણ **શ્રીમદ્**ની નૈસર્ગિક કવિપ્રતિભા ઝળકી ઊઠે છે, એટલું જ નહિં પણ કાંકરા-પીચકારી-ઇંટ આદિ જેવા તુચ્છ નિર્માલ્ય દેખાતા વિષય પરથી પણ અદ્ભુત પરમાર્થ-બોધ અવતારતા, તે પરથી ધર્મ-વૈરાગ્ય ભણી તેમનો નૈસર્ગિક ઝોક જણાઇ આવવા સાથે એમના ધર્મ-વૈરાગ્યમય માનસનું પ્રતિબિંબ પડે છે. આના કેટલાક નમૂના આપણે અત્ર તપાસશું.

**ધર્મ** વિષે કવિતા કરવાનું કહેવામાં આવતાં પીસ્તાલીશ 'ધ-ધા'ના ધમધમાટવાળી શબ્દઝમકવાળા શીઘ્રકાવ્યમાં **શ્રીમદ્** એક મહાસંવેગી ધર્મધુરંધરને છાજે એવી જોશીલી વેગવાન્ પ્રાણવાન્ શૈલીમાં કવે છે—'ધર્મ વિના ધન ધામ ધાન્ય ધૂળધાણી ધારો, ધર્મ વિના ધરણીમાં ધિક્કતા ધરાય છે....ધારો ધારો ધવળ સુધર્મની ધુરંધરતા, ધન્ય ધન્ય ધામે ધામે ધર્મથી ધરાય છે.' તેમજ-'ધર્મ વિના ધ્યાન નહિં ધર્મ વિના જ્ઞાન નહિં, ધર્મ વિના ભાન નહિં જીવ્યું કોના કામનું.' ઇત્યાદિ દ્વાદશ **વિનોક્તિ**વાળી કડીમાં સુંદર અર્થચમત્કૃતિ પણ દાખવે છે. ગુચ્છા પર કાવ્ય કરતાં બોધ ઉતાર્યો છે-'રે! રક્ષા કરવી ઘટે શરણુની એવું સદા સૂચવે.' **કાંકરા** પર કવિતા કરતાં સૂચવ્યું છે—આ કાંકરો એમ સૂચવે છે કે હે મનુષ્ય! તું ત્હારી મનોદૃષ્ટિ ખોલીને-ઉઘાડીને દેખ! મનુષ્યોમાં જે ધર્મવિનાના છે મ્હારા સમાન-કાંકરા સમાન લેખ! 'મનખા કેરા મુજ સમા, વિના ધર્મથી લેખ.' **પીચકારી** પરથી પરમાર્થબોધ પ્રકાશ્યો છે—આ કેવી સુઘડ પીચકારી બનાવી છે જે સૂચવે છે કે આ બધી જૂઠી માયા છે એવું તું મનથી મનન કર—'બધી જૂઠી માયા મનન કર એવું મન વતી.' મ્હારી ચટક જેમ સાચી નથી, મ્હારો (પીચકારીનો) રંગ જેમ સાચો નથી, તેમ આ સંસારની માયાનો રંગ સાચો નથી. **કર્મની ગતિ** એ કાવ્યમાં 'ગતિ વિચિત્ર કર્મની તું હર્ષ શોક શું ધરે?' એમ બોધ દઇ તેના સમર્થનમાં સયાજીરાવ રાજ્યાધિપતિ થયા અને મલ્હાર-રાવ પોતે ધણી છતાં કેદમાં ગયા એ પ્રસિદ્ધ તાજું દૃષ્ટાંત રજૂ કર્યું છે. **મુનિને પ્રણામ** એ શબ્દ-અર્થ ચમત્કૃતિપૂર્ણ કાવ્યમાં-'શાંતિકે સાગર અરુ નીતિકે નાગર નેક, દયાકે આગર જ્ઞાન ધ્યાન કે નિધાન હો,'-શાંતિના સાગર, નીતિના નાગર, દયાના આગર, જ્ઞાન-ધ્યાનના નિધાન, ધર્મના ઉદ્યાન ઇ. અનેક ગુણસંપન્ન મુનિની ભારોભાર સ્તુતિ કરી તેને નિર્માનીપણે પ્રણામ કર્યા છે,-'મુનિ તુમ આગે મેરે મનામ અમાન હો;' તેમજ-'માયા માન મનોજ મોહ મમતા, મિથ્યાત મોડી મુનિ, ધોરી ધર્મ ધરેલ ધ્યાન ધરથી ધારેલ ધૈર્ય ધુની'-એમ આ 'મ-મા અને આઠ 'ધ-ધા'વાળી તથા સાત 'મ-મા'વાળી શબ્દઝમકવાળા કાવ્યમાં આવા ગુણસંપન્ન મુનિને 'કોટિ કરૂં વંદના' એમ ભાવથી કહ્યું છે.

'આકાશપુષ્પ થકી વંધ્યસુતા વધાવી'—એ પંક્તિની સમસ્યાપૂર્તિ કરવાનું કહેવામાં આવતાં કવિએ અર્થગંભીર શીઘ્ર કાવ્ય રચ્યું હતું: અરે મન ! તું સંસારમાં કેમ મોહ પામે છે? વૈરાગ્યમાં શીઘ્ર ઝંપલાવતાં એ જ ગતિ જામે છે— અહો ! માયાને આપ દિલમાં—અંતરમાં આવી ગણી લ્યો—'આકાશપુષ્પ થકી વંધ્યસુતા વધાવી,' જેનું અસ્તિત્વ જ નથી એવા આકાશફૂલ વડે જેનું પણ અસ્તિત્વ નથી એવી વંધ્યસુતાને—વાંઝિયાની પુત્રીને વધાવી છે એવી. અર્થાત્ વૈરાગ્યવિચાર કર્યે માયારૂપ આ જગત્‌નું અસ્તિત્વ છે જ નહિં, તે આકાશપુષ્પ જેવું ને વંધ્યસુતા જેવું છે. **ब्रह्म सत्यं जगन्मिथ्या.** આ શીઘ્ર કાવ્યમાં પણ કવિએ કેવો ગંભીર તત્ત્વવિચાર રમતાં રમતાં ગોઠવી દીધો છે !

'સંસારમાં મન અરે કયમ મોહ પામે ? વૈરાગ્યમાં ઝટ પડયે ગતિ એ જ જામે;
માયા અહો ! ગણી લહો દિલ આપ આવી, આકાશપુષ્પ થકી વંધ્યસુતા વધાવી.'

બીજી એક પંક્તિ—'અગનિમાં પ્રીતે પડી પંકતિ દ્વિરેફની'—એની **સમસ્યાપૂર્તિ** કવિએ આ માર્મિક ભાવપૂર્ણ કાવ્યમાં કરી હતી—મોહથી મચેલો એવો એક મધુકર હતો, કારણ કર્ત્તાએ તેની એવી જાતિ કરી હતી; તે પોતે અટવીને અતિશય ભટકી ભટકીને આવ્યો, તેને પદ્મપુષ્પ શોધ્યાની મતિ થઇ—હું પદ્મપુષ્પ શોધું એવી બુદ્ધિ ઉપજી; અને એ અર્થે આથડી આથડીને તેના અંગ સંકોચાયા તોપણ પદ્મ ન મળ્યાથી તેને મોહ—કેફની—મોહમદિરાના મદની ધૂન લાગી, એટલે નાતમેળી ન મળ્યાથી ક્રોધ કરી તુચ્છકારીને દ્વિરેફની—ભ્રમરની પંક્તિ પ્રીતથી અગ્નિમાં પડી,—'અગનિમાં પ્રીતે પડી પંકતિ દ્વિરેફની', અર્થાત્ પોતાના પ્રિયપાત્ર પદ્મની અપ્રાપ્તિથી વિરહ ન સહી શકવાથી અગ્નિમાં ઝંપલાવ્યું. કવિએ કેવી સરસ અદ્‌ભુત સમસ્યાપૂર્તિ કરી છે !

'મોહથી મચેલો એવો એક મધુકર હતો, કારણ કર્તારે કરી એવી જાતિ તેમની;
ભટકી ભટકી આવ્યો અટવી તે આપ અતિ, પદ્મપુષ્પ શોધ્યા તણી થઈ મતિ તેહની;
આથડી આથડી અંગ સંકોચાય તેને તોય, પદ્મ ન મળ્યાથી લાગી ધૂન મોહ કેફની,
નાતમેળી ન મળ્યાથી ક્રોધ કરી તુચ્છકારી, 'અગનિમાં પ્રીતે પડી પંકતિ દ્વિરેફની.'

ધનમદ, યૌવનમદ, વિદ્યામદ અને રાજમદ એ **ચાર મદનો** નિષેધ કરતા અવધાનકાવ્યમાં કવિ માર્મિક ટકોર કરે છે—'તજ રાજમદ હેવાન નિત અમલ કોઈના બાપનો.' સુંદર ત્રિભંગી છંદથી સંગીત કરેલા **દોલત** વિષેના કાવ્યમાં કવિએ—'દૈવત દુનિયાનું, જે નથી છાનું, નાણું નાનું, કોણ કહે?' એમ 'નાણું' શબ્દ પર શ્લેષ કરી દોલતનો મહિમા ગાયો છે, અને સર્વ કોઈ એને ચાહે છે—'શાણા શ્રીમંતો, શઠ ધીમંતો, સૌ જીવ જંતો, એમ લહે,' એવી લક્ષ્મીની બલિહારી બતાવી છે. તૃષ્ણા અંગેના કાવ્યમાં કહ્યું છે કે—પાંચ મળ્યે પચીશ ઈચ્છે, પચીશ મળ્યે વધવાની આશા થાય, એમ 'વ્યાજ સમાન સદા વધતી, ઘટતી નથી; રે! મન દેખ તમાશા,' માટે 'એ તૃષ્ણા તજીએ દિલથી, નહિ તો પડવા નથી ધર્મ સુપાસા'—નહિં તો

ધર્મના સારા પાસા પડવાના નથી, એમ અત્ર 'રાય' વણિકે ઉપદેશ્યુ છે. **મોટાઈ** સંબંધી કાવ્યમાં—'કાયા જતાં વેણુ કદી ન જાશે, પૃથ્વી પ્રમાણે ક્ષમતા ધરાશે'. તેમજ ગાંભીર્યતાદિ પ્રકારે કવિએ સાચી મોટાઇની રીતિ બતાવી છે. નિંદકની ભારોભાર નિંદા કરતા અવધાનકાવ્યમાં કવિ કહે છે—મતિથી મંડિત મહાપંડિતને જે પાપી કહે છે. સાધુઓને અદેખા સ્વભાવથી જે સોદા કહે છે, ભલાઓને જે આ તો પૂરા પ્રપંચી ભાખે છે, કેવળ કુભાવથી ગંભીરને જે દંભી દાખવે છે, 'એવા નિંદા-નિપુણને પ્રભુ પણ પહોંચે નહીં,'—જેના પાદથી–ચરણથી પૃથ્વી અરે! પાપથી ભરાય છે,—'રાય' વદે છે કે એવા નિંદકને દ્વેષભાવ વિના એને યોગ્ય પચીશ જોડા ગણીને શિર પર શિરપાવ દઉં! એ બરાબર ગણીને એના માથા પર પચીશ જોડા મારવાનો એને લાયક શિરપાવ આપું! આમ નિંદકની ખો ભૂલાવી દે એવી નિંદા કરી—નિંદકના નિંદક બની કવિએ કેવી અદ્‌ભુત કાવ્યચમત્કૃતિ દાખવી છે!

'એવા નિંદાનિપુણને પ્રભુ પણ પહોંચે નહીં', પૃથ્વી ભરાય અરે પાપે જેના પાદથી,
વદે રાય એને યોગ્ય શિર દઉં શિરપાવ, પચીશ પેંજાર ગણી વિના દ્વેષભાવથી.'

**કોરો કાગળ** કાવ્યમાં કવિ કોરા કાગળ પાસે બોલાવરાવે છે—કોરો કાગળ આગળ આવી આમ વદે છે,–પોતાનું દૃષ્ટાંત દઇ કથા બનાવીને કહે છે—'અહો ચીંથરા ચીજ થકી ઉત્પત્તિ મારી, મેળવણીથી આમ થઇ છે અધિક સુંવાળી',–અહો! ચીંથરા જેવી ચીજ થકી મ્હારી ઉત્પત્તિ આમ મેળવણીથી અધિક સુંવાળી થઇ છે; માટે તમે પણ જો સાવ નીચી પદવી થકી ઉંચી પદવી પામવા ધારતા હો તો મ્હારી જેમ સર્વદા સદ્‌ગુણની 'મેળવણી'–મિલનપણું–એકત્રપણું થવા દેજો!—'જો ધારો ધર નીચી થકી ઊંચી પદવી પામવા, તો દેજો મુજ સમ સર્વદા સદ્‌ગુણ મેળવણી થવા.' કોરા કાગળને પણ કવિએ કેવો બોલતો કાગળ બનાવી દીધો! **ત્રણ દરવાજા** કાવ્યમાં પરમાર્થ ઉતાર્યો છે કે—ત્રણ દરવાજા એમ સૂચવે છે કે સ્વર્ગ નરક ને મોક્ષ એ ત્રણ કામ માટે મનુષ્યને જવા આ ત્રણ દરવાજા છે,—'સ્વર્ગ નરક ને મોક્ષ છે, જવા મનુષ્ય ત્રણ કામ',—આ પરથી ધ્વનિત કર્યું કે મનુષ્યગતિમાંથી સ્વર્ગ નરક કે મોક્ષ એ ત્રણે પ્રાપ્ત થઈ શકે છે, ત્રણે દરવાજા ખુલ્લા છે, માટે જે દરવાજેથી જવું હોય તે દરવાજેથી જાઓ! તંબુ પર કાવ્ય કરવાનું કહેવામાં આવતાં શીઘ્ર કવિએ કહ્યુ કે—આ તંબુ તો 'હવા મહેલ'નો લાયક અને લલિત નમૂનો છે! એમા કાંઈ ખામી કે ખોંચ નથી. અહો! શું આ ગગનનગર ઉભું કરી દે એવા ઇંદ્રજાલીઆ મયદાનવથી રચવામાં આવેલ છે? હા, હા, એ બરાબર છે, એ કારણે જ–એટલા માટેજ તંબુ કર્યા છે, વિચાર કરી ઘર નથી કર્યાં, કારણ કે અસ્થિરને કાજે–માટે ઘર કશાં? એ જગતમાં સિદ્ધ છે તે ખરૂં–સાચું છે,–'અસ્થિર કાજે ઘર કશાં? ખરૂં જગતમાં સિદ્ધ.' જુઓ! આ તંબુ જ્યારે ઉપડી જાય છે, ત્યારે હવે અહીં–આ તંબુની જગ્યાએ પશુ પક્ષી ને કંઇ છોડ જ રહેલા છે,–એમ ચિત્તમાં ચિંતવીને આ વર્ણન પૂરૂં કર્યું. જુઓ! આ જ સ્થળે કાંદા, ડૂંગળી, વાવણીંગ, વાલોર એ ઊગી નિકળ્યા છે, એ બાકી નથી રાખ્યા, સર્વથી

આગળ આણ્યાં છે! અને અહીં ભેંસ ભાં ભાં કરે છે, કૂકડા કૂકૂ શબ્દ કરે છે. ઉંદરો ચૂં ચૂં કરે છે, ને મીંદડાં મ્યાંઉ મ્યાંઉ કરે છે, કૂતરા મોઢેથી ભૌ ભૌ કરે છે ને ગાય ત્યાં ગાંગરી રહે છે,—જ્યાં તંબૂ તાણ્યા હતા તે જ સ્થળે આ બધા ઠાઠ જોઇને માનવી તે સર્વ દિલમાં દિંગ થઇને રહે છે! આ સ્થળના કેવા હાલહવાલ એમ આશ્ચર્યથી દિંગ થઈ જાય છે! આમ તંબુ જેવા એક સાધારણ વિષય પરથી કવિએ નૈસર્ગિક કવિત્વભાવ સાથે કેવો અદ્ભુત અસાધારણ વૈરાગ્યભાવ અવતાર્યો છે!

(દોહરા) 'નમૂનો હવામહેલનો, લાયક અને લલિત;
નહિ ખામી કે ખોંચ, શું—મયદાનવ વિરચિત.
એ કારણ તંબુ કર્યા, ઘર ન વિચારી કીધ;
અસ્થિર કાજે ઘર કશાં? ખરૂં જગતમાં સિદ્ધ.
પશુ પંખી ને છોડ કંઈ, હવે રહેલાં આંહી;
વર્ણવીને પૂરૂં કર્યું, વર્ણન આ ચિત્તમાંહી.
દેખો કાંદા ડૂંગળી, વાવણીંગ વાલોર;
રાખ્યાં એ બાકી નથી, આણ્યાં સૌથી મોર.

(ઝૂલણા) 'ભેંસ ભાં ભાં કરે, અશ્વ જ્યાં હણુહણે કૂકડા શબ્દ કૂ કૂ કરે છે,
ઉંદરો તેમ ચૂં ચૂં કરે ને વળી મીંદડાં મ્યાંઉ મ્યાંઉ કરે છે;
ભૌ ભૌ કરે કુતરા મુખથી ત્યાં અને ગાય ત્યાં ગાંગરી જે રહે છે,
ઠાઠ આ જોઇને માનવી સર્વ તે દિંગ દિલે થઇને રહે છે.'

બોટાદના અવધાનપ્રસંગમાં **વિદ્યા** વિષે કવિતા કરવાનું કહેવામાં આવતાં કવિએ વિદ્યાની મુક્તકંઠે પ્રશંસા કરતી શીઘ્ર કાવ્યરચના કરી હતી–'અમૂલ્ય આનંદકારી, સર્વ રીતે સુખકારી' એવી આ દેવની દીકરી વિદ્યા વિપત્તિ વિદારી દેશે; વદનમાં–મુખમાં જે વરદાયી વિમલ વાણી પ્રેરે છે એવી આ વિદ્યા તેની કિંકરી–દાસી તે તોયનિધિતનયા–સાગરપુત્રી લક્ષ્મી છે. મનના મોટા મોટા તોરને દબાવનારી આધારમાં અન્નપાન સમાન ઠરી છે, રાયચંદ કહે છે—'અહો! આ તો કલ્યાણનો કોષ–ખજાનો દીઠો, અને દીઠો ત્યારે એકદમ ધ્યાનમાં ધરી લેજે. 'દિવ્ય ચક્ષુને દેનારી, બુદ્ધિને બનાવનારી' એવી આ વિદ્યા પ્રપંચને પતાવનારી છે; 'અમૂલ્ય પ્રયત્ન યુક્ત ગુણરત્ન ખાણી છે.' ઇ.

(મનહર) 'અમૂલ્ય આનંદકારી સર્વ રીતે સુખકારી, વિપત્તિ દેશે વિદારી દેવ તણી દીકરી;
વદનમાં વાણી વરદાઇ જે વિમળ પ્રેરે, તોયનિધિતનયા તે કશું તેની કિંકરી.
મન તણા મહા મહા તોરને દબાવનાર, અન્નપાન સમાન આધારને વિષે કરી;
અહો! રાયચંદ આ તો કલ્યાણનો કોશ દીઠો, દીઠો ત્યારે એકદમ ધ્યાનમાં લેજે ધરી.'

અને લીંબડીના અવધાનપ્રસંગે વિવિધ સામાન્ય વિષયો પર શીઘ્ર કાવ્ય રચતાં કવિએ અદ્ભુત પરમાર્થબોધ અવતાર્યો હતો. જેમકે—(૧) **ઘડિયાળના ડંકા** પરથી બોધ ઉતાર્યો છે—જુઓ! જે આ અનેક ડંકા વાગે છે તે વિવેકથી આવું સૂચવે

છે એમ ગણો-'બજે કાળ-ડંકા શિરે આમ જોશો, ઘડિયાળનો આપ દેખો તમાશો!' (૨) કવિએ ઈંટ પાસે બોધ અપાવ્યો છે—મૂર્ખને હાથ જતાં 'ધન કણ ધૂળ થાશે' ને સુજ્ઞ સાથે પલાતાં-પ્રસંગ પડતાં 'ધૂળ પણ ધન થાશે,'-આમ ઘટકારે-કુંભકારે હાથમાં લઈને આ ઈંટ દૃષ્ટાંત દીધું છે, ને મહીતલે-પૃથ્વીતલે ઉપયોગી એવું યોગ્ય પાત્ર કર્યું છે. આમ ધૂળનું ધન કરનારા કુંભાર જેવાના મુખે ધૂળમાંથી બનાવેલી ઈંટના દૃષ્ટાંતથી અન્યોક્તિથી બોધ દીધો છે કે સુપાત્રને હાથ પડતાં ખરાબ નિર્માલ્ય વસ્તુ સારી મૂલ્યવાન્ બની જાય છે ને કુપાત્રને હાથ ચડતાં સારી મૂલ્યવાન્ વસ્તુ પણ ખરાબ નિર્માલ્ય બની જાય છે. (૩) **નળિયું**-નળિયા પરથી શીઘ્ર કવિએ બોધ ઉતાર્યો છે-'અરે! સંપની વાત તો ઓર માનો,' તે માટે હું એક દૃષ્ટાંત કહું એને તમે પીછાનો; જો 'લઘુ'-નાની હલકી વસ્તુઓનો થોક-સમૂહ મળે તો કામ સિદ્ધ થાય, તે 'નળિયા સમાજમાં'-નળિયાંના એકત્ર મળેલા સમુદાયમાં પ્રસિદ્ધ રહ્યું છે. અર્થાત્ જેમ નળિયાં મળે-એક સમાજ-સમુદાયરૂપે ભેગાં થાય તો છજું ચૂતું નથી, ઘરમાં છજામાથી વરસાદનું ટીપું પણ ટપકતું નથી ને વરસાદથી ઘરના રક્ષણનું કાર્ય સિદ્ધ થાય છે તેમ. આ પરથી અન્યોક્તિથી કવિએ નાના માણસોનો 'સમાજ'-એકત્રિત સમુદાય મોટું કાર્ય સિદ્ધ કરી શકે છે એમ સૂચવી સંપીલા એકસંઘરૂપ સંગઠિત 'સમાજની અગત્ય' સમજાવી છે અને **संहतिः कार्यसाधिका** એ મહાસૂત્રનું સુંદર બોધપ્રદ નિદર્શન કરાવ્યુ છે. (૪) **પાણી** ઉપર કાવ્ય રચવાનું કહેવામાં આવતાં આપણા આ શીઘ્ર કવિએ શ્લેષની અદ્ભુત અનેકાર્થી અર્થચમત્કૃતિથી વિનોક્તિથી અદ્ભુત ભાવ ઉતાર્યો છે—'પાણી વિના'-પાણિ-હાથ વિના કાંઈ કામ થાય નહિં, પાણી વિના-હાથ વિના કેમ કરી લખાય? પાણી વિના-હાથ વિના અથવા તેજઃ- સત્ત્વ વિના ચાકરી-સેવા કેમ થાય? પાણી વિના-જલ વિના અથવા સત્ત્વ વિના ઘડી પણ જીવાય નહિં. વિશેષ વ્હાલી એવી આ વપુએ-શરીરે 'સુવાન'-સુંદર વર્ણવાળી (શ્લેષ-સારા રંગ અથવા અક્ષરવાળી) વનિતા-સુંદરી વદનમાં-મુખમાં ચંદ્રની સમાન વર્ત્તાય છે, એવી આ વાણી વિષે વધતી વિમલતા વસી છે, વાહ! વીર થઈને હમણાં આ વાણી વીર સ્થળે ધસી છે!—આ બધો પાણીનો જ પ્રભાવ છે. આ સોળ 'વ-વા' વાળા કાવ્યનો અંતર્ગત ગૂઢ સૂક્ષ્મ ભાવ આ છે—આ ચંદ્ર જેમ અમૃતવર્ષિણી વાણીમાં વિમલતા વસી છે તે આ 'પાણીનો જ'-મલ દૂર કરનારા જલનો જ પ્રભાવ છે, અથવા તો 'પાણીનો જ'-મુખના અમી-અમૃતનો જ પ્રભાવ છે! અને આ વાણી-વનિતા (અબળા સ્ત્રી) પણ વીર થઈ વીર સ્થળે-વીર રસ પ્રત્યે ધસી છે તે પણ આ 'પાણીનો જ'-તેજનો-સત્ત્વવંતપણાનો જ પ્રભાવ છે! અર્થાત્ આ પાણી'-તેજઃ - સત્ત્વ - ઓજસ્ છે. તેથી જ આ વાણી હમણાં વીરસ્થળ પ્રત્યે ધસી છે-વેગે દોડી છે! આ 'પાણી' વિના વાણી કાંઈ ન કરી શકત! આમ પાણીના અનેકાર્થ પ્રયોગથી ભલભલાઓનું પાણી ઉતારી નાંખે એવા આ 'પાણી' પરના કાવ્યમાં કવિએ પોતાનું કેવું 'પાણી' બતાવી આપ્યુ છે! (૫) **પવનની રીતિ** કાવ્યમાં પ્રકાશ્યુ છે—જુઓ! પવનની રીતિ! તે ગંધવ પુષ્પની સુગંધ ફેલાવે છે, તેમજ ખરો મિત્ર હોય તે આ વિશ્વમાં યશ-

સુગંધ પ્રસરાવે છે–ફેલાવે છે. (૬) **કમળ** પરથી કવિએ અન્યોક્તિ કરી છે: (ભમરો જાણે કમળને કહે છે—). હે કમળ! તને મનરંજનનો મોહ થયો છે, તેથી તને તરણિથી–સૂર્યથી કદી દ્રોહ થાય નહિં, એટલે ઉગતા સૂર્યે જ તું પણ ખીલે છે, તું યાચકરંજનમાં સહેજ ઉદાર થા! અર્થાત્ સૂર્ય ઉગે ત્યારે તું ખીલે છે ને આથમે ત્યારે તું બીડાય છે, એમ તું મિત્રની–સૂર્યની અખંડ મૈત્રી જાળવી તેનો કદી દ્રોહ નહિં કરતાં ત્હારૂં મનોરંજન કર્યા કરે છે; હું ત્હારા રસપાનની યાચના દિનરાત કરી રહ્યો છું, તો તું આ યાચકના રંજનમાં સહેજ ઉદાર થા! આ અન્યોક્તિથી કવિએ માત્ર ભોગવિલાસથી મનોરંજનમાં જ મોહમૂઢ બનેલા શ્રીમંતને બોધ આપ્યો છે— તું દાનાદિથી યાચકરંજનમાં સહેજ ઉદાર થા! (૭) **દરિયો** એ પર કાવ્ય રચવાનું કહેવામાં આવતાં કવિએ શીઘ્ર કાવ્યમાં અદ્ભુત બોધ અવતાર્યો છે—આપ આજે ઉદધિજલની–સાગરજલની આકૃતિ દેખો! દેખો! જ્યાં સાંજે–સંધ્યા સમયે આબરૂ સહિત મોજાંથી છલક છલકે છે, અર્થાત્ સમુદ્ર પોતાની મર્યાદા ન છોડે એ આબરૂ સહિતપણે–એ આબરૂને આંચ ન આવે એવી રીતે મોજાંની છોળો ઉછળે છે; આ ઉપરથી જનસમૂહને શિક્ષા–શિખામણ પામવી યોગ્ય છે એમ માનો કે–મોટા–મહત્ જનો પોતાની 'ગતિ'–ચાલ–રીતિ છોડે નહિં એમ તમે નિશ્ચયથી પ્રમાણો–પ્રમાણ કરો! –'મોટા છોડે નહિં નિજ ગતિ એમ નિશ્ચે પ્રમાણો.' સાગર પરથી કવિએ કેવો આશયગંભીર બોધ અવતાર્યો છે! અવધાનપ્રસંગના આ ઉદાહરણરૂપ સાતે કાવ્યો એવા રસપ્રદ–બોધપ્રદ છે કે અવકાશઅભાવ છતાં તે અત્રે અવતારવાની લાલચ રોકી શકાતી નથી :—

(ભુજંગી) 'બજે છે જુઓ જેહ ડંકા અનેકે, ગણો સૂચવે તેહ આવું વિવેકે;
બજે કાળ–ડંકા શિરે આમ જોશો, ઘડિયાળનો આપ દેખો તમાશો.

(માલિની) ધન કણ ધૂળ થાશે મૂર્ખને હાથ જાતાં, ધૂળ પણ ધન થાશે સુજ્ઞ સાથે પલાતાં;
લઇ કર ઘટકારે **ઈંટ** દષ્ટાંત દીધું, મહિતલ ઉપયોગી પાત્રને યોગ્ય કીધું.

(ભુજંગી) અરે! સંપની વાત તો ઓર માનો, કહું એક દષ્ટાંત તેને પિછાનો;
મળે જો લઘુ થોક તો કામ સિદ્ધ, **નળિયાં**–સમાજે રહ્યું તે પ્રસિદ્ધ.

(ઉપજાતિ) **પાણી** વિના કામ કશું ન થાય, પાણી વિના કેમ કરી લખાય?
પાણી વિના ચાકરી કેમ થાય? પાણી વિના ના ઘડીયે જિવાય.

(વસંતતિલકા) વ્હાલી વિશેષ વનિતા વપુએ સુવાન, વર્તાય છે વદનમાં વિધુની સમાન;
વાણી વિષે વિમળતા વધતી વશી છે, વા'! વીર થૈ વીર સ્થળે હમણાં ધસી છે.

(ગીતિ) જુઓ **પવનની રીતિ**, પુષ્પ સુગંધ સદૈવ ફેલાવે;
તેમજ મિત્ર ખરો તે, આ વિશ્વે યશ સુગંધ પ્રસરાવે.

(પદ્ધરિ) થયો તુજને મનરંજન મોહ, તરણિ થકી થાય કદી ન દ્રોહ;
ખીલે પણ તું ઊગતાં સૂરએ જ, ઉદાર થા યાચક રંજન સે'જ.

(મંદાક્રાંતા) દેખો દેખો ઉદધિજલની આકૃતિ આપ આજે,
મોજાંથી જ્યાં છલક છલકે આબરૂ સોત સાજે;
એથી શિક્ષા જનસમૂહને પામવી યોગ્ય માનો,
મોટા છોડે નહિ નિજ ગતિ એમ નિશ્ચે પ્રમાણો.'

અને શતાવધાનનો સૌથી મહાન્ પ્રયોગ જે મુંબઈ નગરીમાં ચીફ જસ્ટિસ સર ચાર્લ્સ સાર્જંટના પ્રમુખપણા નીચે કરાયો હતો, તેમાં પણ કવિએ તેવી જ અદ્ભુત શીઘ્ર કાવ્ય–ચમત્કૃતિ દાખવી હતી. આ શીઘ્રરચિત અવધાનકાવ્યોમાં પણ આપણા આ શતાવધાની શીઘ્રકવિ સાક્ષાત્ સરસ્વતી' રાજચંદ્રની અદ્ભુત કવિપ્રતિભા સોળે કળાએ ઝળકી ઊઠે છે, એટલું જ નહિં પણ તેમાં અંતર્ગતપણે પદે પદે તેમની અંતરંગ ધર્મવૃત્તિ દિવ્ય તેજથી ઝળહળે છે, અને એક તેજસ્વી પ્રતિભાશાલી શાંત સૌમ્ય ગંભીર ઉગતા યુવાન કવિનું સુંદર ચિત્ર આપણી દૃષ્ટિ સન્મુખ ખડું થાય છે. જે પિંગળનો અભ્યાસ કરતાં ને છંદો પર પ્રભુત્વ પામતાં બીજાઓને વર્ષોના વર્ષો વીતી જાય, તે પિંગળ–છંદશાસ્ત્ર પર આ શીઘ્રકવિનું આટલી નાની વયે પણ એટલું બધું પ્રભુત્વ છે કે વાદ્ય પર સંગીત-પટુની જેમ આ કાવ્યપટુની કાવ્યઅંગુલિ ગમે તે છંદમાં આસાનીથી સ્વચ્છંદે ફરે છે! જે શબ્દચમત્કૃતિ આણતાં બીજાઓને ઘણો ઘણો આયાસ સેવવો પડે છે, તે શબ્દચમત્કૃતિ અનાયાસે આ આજન્મ કવિની સેવા કરે છે; જે અર્થચમત્કૃતિ નીપજાવતાં બીજાઓનો દમ નીકળી જાય છે, તે અર્થચમત્કૃતિ આ નિસર્ગકવિના શબ્દને સહજપણે અનુસરે છે; જે રસ જમાવતાં બીજાઓને મહા પરિશ્રમ કરવો પડે છે, તે રસની જમાવટ આ રસમૂર્તિ શાંતરસાધિરાજ રાજ કવિના કાવ્યમાં સ્વયં આવી ચડે છે; જે કવિપ્રતિભા ચમકાવતાં બીજાઓને ઘણું તપ તપવું પડે છે, તે કવિપ્રતિભા આ તેજોનિધિ કવિના કાવ્યમાં સ્વયં પ્રતપે છે; જે બોધ અવતારતાં બીજાઓને તાણી-તોપીને ઘણો પ્રયાસ કરવો પડે છે, તે બોધ આ વિબુધ કવિના કાવ્યમાં સહજ સ્વભાવે અવતરે છે; જે ધર્મરંગ દાખવતાં બીજાઓને કોટિ કોટિ ઉપાય કરવા પડે છે, તે નિર્દંભ ધર્મરંગ આ ધર્મરંગી કવિના કાવ્યમાં સ્વયં દેખાઈ આવે છે. આમ અનુપમ કવિપ્રતિભાથી ઝળહળતા અને અલૌકિક ધર્મરંગથી રંગાયેલા આપણા આ મહા-વિચક્ષણ કવિ ખરેખર! કોઈ વિલક્ષણ વ્યક્તિવિશેષ પ્રતીત થાય છે; અને સન્નીતિ ને સત્યપરાયણતા તો પ્રથમથી જ જેના જીવનના પાયામાં જ દૃઢમૂળ બન્યા હતા, કરુણા–કોમલતા–મૃદુતા–ઋજુતા–દયા–શાંતિ–સમતા–ક્ષમા આદિ ગુણગણ જેના જીવનના અંગરૂપ બની ગયો હતો, વૈરાગ્ય અને ભક્તિ જેના રોમેરોમમાં વ્યાપી ગયા હતા, અને સાચો નિર્દંભ અકૃત્રિમ ધર્મરંગ જેના હાડોહાડમાં લાગી ગયો હતો,–એવા એક મહાતેજસ્વી, મહાઓજસ્વી, મહાપ્રતિભાસંપન્ન, શાંત, દાંત, સૌમ્ય, ગંભીર, ધીર, વીર, વિનીત, વિનમ્ર, નિર્દંભ, નિર્વિકાર, સન્નીતિપરાયણ, સત્યવક્તા, સતશીલવાન્, મહાભક્તિમાન્ મહાવૈરાગ્યવાન, દૃઢ ધર્મરંગી ઉગતા કવિના વ્યક્તિત્વનું ભવ્ય ચિત્ર સુજ્ઞ ચરિત્રચિંતકોના ચિત્તમાં ઉપસી આવે છે, ને તે આ કવિના અવધાનકાલીન ચિત્રપટની શાંત–સૌમ્ય–ધીર–ગંભીર–તેજસ્વી મુદ્રા પરથી ઉપસતા આત્મચિત્ર સાથે તાલ મેળવે છે.

★

## પ્રકરણ ઓગણીસમું

# શ્રીમદ્‌નું અસાધારણ જ્યોતિષવિજ્ઞાન

**શ્રીમદ્‌ને** આ અવધાનકાળના અનુસંધાનમાં જ આ જન્મમાં જ્યોતિષ્ જાણવાનું સ્વલ્પ નિમિત્ત કેવી રીતે પ્રાપ્ત થયું, અને સ્વલ્પ સમયમાં જ તેઓ કેવી રીતે અસાધારણ જ્યોતિષવિજ્ઞાન ધરાવતા થઈ ગયા, અને પછી સ્વલ્પ સમયમાં જ તેઓએ જ્યોતિને 'કલ્પિત'–અપરમાર્થભૂત ગણી કેવી રીતે તૃણવત્ ફગાવી દીધું,— આ સંબંધી રોમાંચક ઇતિહાસ રસિક, પ્રેરક અને બોધક હોઈ તત્સંબંધી હવે ઉલ્લેખ કરશું.

પૂર્વના પ્રબળ સંસ્કારી બળવાન્ ક્ષયોપશમી **શ્રીમદ્‌માં** લઘુવયથી અનેક વિશિષ્ટ શક્તિઓ આવિર્ભૂત થઈ હતી; પૂર્વજન્મોના સંસ્કારોથી આત્મપ્રદેશોમાં મુદ્રિત થયેલી તે તે શક્તિઓ સહજ નિમિત્તમાત્રમાં ઉન્મુદ્રિત થઇ સહજ સ્વભાવે સ્ફુરી નીકળી હતી. કચકડામાં અંકિત થયેલ 'ફિલ્મ'–ચલચ્ચિત્રની રેખા રૂપેરી પડદા પર પ્રવિકસિત થઇને રજૂ થાય છે, તેમ આત્મપ્રદેશોમાં અદશ્યપણે (Invisible) અંકત થયેલી સંસ્કારોની 'ફિલ્મ' તથારૂપ નિમિત્ત પામી પ્રવિકસિત થઇને જગતના તખ્તા સમક્ષ વિરાટ સ્વરૂપે રજૂ થાય છે; સંસ્કારના શક્તિરૂપ બીજ તથારૂપ દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવના નિમિત્તસંયોગે ઊગી નિકળી વિશાળ વૃક્ષરૂપે વ્યક્તિ પામે છે. **શ્રીમદ્‌ની** અસાધારણ સ્મૃતિશક્તિનો પરિચય આપણને એમની લઘુવયમાં જ મળ્યો છે; બીજાઓને જે માટે સાધારણપણે સાત વર્ષ લાગે તે સાત ધોરણ તેઓ એક વર્ષમાં કૂદાવી ગયા એ આ સ્મૃતિઅતિશયનો જ પ્રભાવ છે. તેમની કવિત્વશક્તિ પણ લઘુવયમાં જ કેવા પ્રકારે ખીલી નિકળી હતી તે તેમની લઘુવયની કૃતિઓથી સહજ જણાઇ આવે છે. એમની વક્તૃત્વશક્તિ કેવી અદ્‌ભુત હતી તે તેમના છટાદાર ભાષણોથી લોકોને મંત્ર-મુગ્ધ કરવાના પ્રસંગોથી પ્રતીત થાય છે. **શ્રીમદ્‌ની** અવધાનશક્તિ કેવી અલૌકિક હતી તે તેમના અવધાનસંબંધી પ્રકરણમાં સવિસ્તર જોયુ છે. અને લઘુવયથી જ જેને નવું નવું શીખવાની–નવું નવું જાણવાની જિજ્ઞાસા તીવ્ર હતી, અભિનવ જ્ઞાનવૃદ્ધિ કરવાના ઉલ્લાસ–ઉત્સાહ–ઉમંગ–ઉછરંગ–ઉલટ ઉત્કટ હતા, એવા **શ્રીમદ્‌ની** અનુકરણ-શક્તિ તો કેવી અસાધારણ હતી, તે તો જેનું જેનું તે અનુકરણ કરતા તેનાથી સ્વલ્પ સમયમાં તેઓ ક્યાંય આગળ વધી જતા તે પરથી સ્વયં દેખાઈ આવે છે. શંકરલાલ શાસ્ત્રીનો અષ્ટાવધાનપ્રયોગ અવલોકવાનું સહજ નિમિત્ત મળતાં તરત જ તેનું અનુકરણ કરી તે વિષયમાં શીઘ્ર શતાવધાન સુધી પહોંચી ગયા એ આનું ઝળહળતું ઉદાહરણ

× અત્રે શ્રી મન:સુખભાઈ કિરતચંદ મહેતાએ 'જીવનરેખા'માં આલેખેલ 'જ્યોતિષી' પ્રકરણનો સાભાર આધાર યથાસ્થાને લીધો છે.

છે. જ્યોતિષ્ બાબતમાં પણ એક સહજ સામાન્ય નિમિત્ત મળતાં **શ્રીમદ્** અસાધારણ જ્યોતિષ્‌વિજ્ઞાનમાં શીઘ્ર આગળ વધી ગયા તેનું દિગ્દર્શન અત્રે આ પ્રકરણમાં× કરાવશું.

અવધાનપ્રયોગાર્થે **શ્રીમદ્**નું સં. ૧૯૪૨ના આશોમાં મુંબઈ ગમન થયું તે પૂર્વે તેઓ જેતપર (મોરબી તાબે) તેમના બનેવી શ્રી ચત્રભજ બેચરને ત્યાં ગયા હતા. '**શ્રીમદ્**'ની વ્યવહારિક-આર્થિક સ્થિતિ સાંકડી હતી. મુંબઇ જવામાં આર્થિક લાભનો પણ ઉદ્દેશ હતો.' એટલે સહજ સ્વાભાવિક રીતે શ્રી ચત્રભજ બેચરે જેતપુરના એક સારા જ્યોતિષ્‌ના જાણકાર ગણાતા શંકર પંચોળી જોશીને **શ્રીમદ્**ના મુંબઈગમન અને અર્થલાભ બા.માં પ્રશ્ન પૂછયું. શંકર પંચોળીએ મુંબઈગમન અને અમુક મુદતમાં સારો અર્થલાભ થશે એમ ફલાદેશ કહ્યો. **શ્રીમદ્**નું મુંબઇગમન તો થયું પણ વર્તેલો અર્થલાભ ન થયો. આ અંગે પ્રસ્તુત ચત્રભજ બેચરને **શ્રીમદ્** મુંબઇથી ૫-૧૧-૮૬ (સં. ૧૯૪૩ના કા. શુદ ૯) શુક્રવારના પત્રમાં લખે છે કે—'....શંકર પંચોળીએ લીધેલું પ્રશ્ન હજુ સુધી પરિણામભૂત થયું નથી. થયે લખીશ. વિજય ઉત્તમ થયો છે.' અનુભવ-અવલોકનના આધારે રચાયેલું જ્યોતિષ્‌શાસ્ત્ર, એક વિજ્ઞાન (Science) છે; આ વૈજ્ઞાનિક શાસ્ત્રનો યથાર્થ અભ્યાસ હોય તો તેનો ફલાદેશ પણ યથાર્થ થવો જોઇએ, તો પછી પંચાળીનો ફલાદેશ અમુક ફળ્યો-અમુક ન ફળ્યો તેનું શું કારણ ? એ સહજ કુતૂહલવિચારથી **શ્રીમદ્**ને યથાર્થ ફલશ્રુતિ થાય એમ જ્યોતિષ્‌વિજ્ઞાનનો યથાર્થ અભ્યાસ કરવાની તીવ્ર જિજ્ઞાસા થઇ, અને તેનું તેવું નિમિત્ત પણ સહજ સ્વભાવે બની આવ્યું. 'વિજય ઉત્તમ થયો છે' એમ જેનો ઉપરમાં ઉલ્લેખ કર્યો છે, તે શતાવધાનના પ્રયોગ પ્રસંગે દર્શકવર્ગમાં મુંબઈના અગ્રગણ્ય શ્રીમંતો-ધીમંતો હતા, તેમાં સારા જ્યોતિષીઓ પણ હતા. તે જ્યોતિષીઓને આટલી લઘુવયે આવા અદ્ભુત પ્રયોગો કરનારા **શ્રીમદ્** પ્રત્યે સહજ આકર્ષણ થયું, અને તેમના તરફથી **શ્રીમદ્**ને જ્યોતિષ્‌વિજ્ઞાનની જિજ્ઞાસા સંતોષાય એવા નિમિત્તસાધનની પ્રાપ્તિ થઈ. આ અદ્ભુત વ્યકિત કોણ છે એ તપાસવાનું આ જ્યોતિષીઓને સહજ કુતૂહલ થતાં દશ વિદ્વાનોએ મળી **શ્રીમદ્**ના ગ્રહ જોયા અને એ ગ્રહો 'પરમેશ્વરગ્રહ ઠરાવ્યા. આ અંગે **શ્રીમદ્** મુંબઈથી પોતાના બનેવી શ્રી ચત્રભજ બેચરને (જેતપર) સં. ૧૯૪૩ના માગસર વદ ૧૨ બુધના પત્રમાં લખે છે કે—'મારા ગ્રહ દશ વિદ્વાનોએ મળી પરમેશ્વરગ્રહ ઠરાવ્યા છે. વૈરાગ્યમાં ઝીલું છઉં....તમારા ગ્રહ વળતીએ અહીં બીડી દેશો. લા. આશુપ્રજ્ઞ ત્યાગી.' આમ તજજ્ઞ જ્યોતિષીઓનું સહજ નિમિત્ત મળતાં **શ્રીમદ્**ને જ્યોતિષ્‌વિજ્ઞાન જાણવાનું સાધન પ્રાપ્ત થયું અને જેના થકી તે સાધન પ્રાપ્ત થયું તે નિમિત્તભૂત નૈમિત્તિકો કરતાં પણ તે જ્યોતિષ્ વિષયમાં સ્વલ્પ સમયમાં એકદમ કયાંય આગળ વધી ગયા. આ અંગે સદ્. શ્રી **મનઃસુખભાઈ** સૂક્ષ્મ મીમાંસા કરે છે—'જ્યોતિષ્ કાવ્યાદિ, વર્તમાન દેહે અપરિચિત એવી સંસ્કૃત-માગધી આદિ ભાષામાં ગુંથાયેલા ધર્મશાસ્ત્રો આદિનો અલ્પ વયે અલ્પ વિષયમાં અને તે તે વિષયોની આમ્નાયપૂર્વક વિશિષ્ટ બોધ થઇ જવો, એ તે તે વિષયો ભૂત ભવમાં અનુભવેલા અને વર્તમાનમાં

સ્મૃતિગોચર થયેલ પ્રતીત થવા યોગ્ય છે; આત્માની અનંતતા, નિત્યતા, પૂર્વભવાદિની ગવાહી આપવા યોગ્ય છે.' આ પ્રસ્તુત ભાઈએ વળતી ટપાલે પોતાના ગ્રહ **શ્રીમદ્દ**ને બીડ્યા તે બાબત **શ્રીમદ્દ** મુંબઈથી પ્હોંચ લખતાં તેમને સં. ૧૯૪૩ના પોષ શુદ ૨ સોમના પત્રમાં લખે છે કે—'રજીસ્ટર્ડ પત્ર સજન્મગ્રહ પહોંચ્યો છે. તમારા ગ્રહને માટે તેમજ દર્શન–સાધના, ધર્મ ઇત્યાદિ સંબંધી વિચારો સમાગમે દર્શાવીશ.' ઇ. આનો મર્મ એમ છે કે બે માસ પહેલાં જેના જોષ આ ચત્રભજ બેચર તરફથી જોવરાવવામાં આવ્યા હતા, તે જ પુરુષ પોતે માત્ર બે માસના ગાળામાં બીજાના આ જોવરાવનારના જોષ જોવાને સમર્થ થઈ ગયો! આવા પરમ સમર્થ પ્રજ્ઞાનિધિ **શ્રીમદ્દનું** જ્યોતિષ્‌વિજ્ઞાન સ્વલ્પ સમયમાં એટલી હદ સુધી પહોંચી ગયું કે પૂર્વધારી **ભદ્રબાહુ સ્વામી**કૃત **ભદ્રબાહુસંહિતા** જેવો અપૂર્વ અલભ્ય ગ્રંથ પણ તેઓ અવગાહી ગયા. આ અંગે ભરુચનિવાસી શ્રી અનુપમચંદ મલુકચંદે પોતાના **પ્રશ્નોત્તરરત્નચિંતામણિ** ગ્રંથમાં 'વર્ત્તમાનકાળે આયુષ્ય કેટલું હોય?' તે **૧૨૧**મા પ્રશ્નના ઉત્તરમાં ઉલ્લેખ કર્યો છે કે—'કોઈ પુરુષનું એકસો વીશ કરતાં અધિક વર્ષનું પણ હોય. તે વાત શતાવધાની શા. રાયચંદ રવજીભાઈએ **ભદ્રબાહુસંહિતા** જોઈ હતી, તેમાં તેમના કહેવામાં એવું હતું કે જેનો ધન લગ્નમાં જન્મ હોય, ચોથે મીનનો ગુરુ હોય અને અગ્યારમે તુલાનો શનિ અને શુક્ર હોય, ગ્રહ અંશે કરી બળવાન હોય, આઠમે કોઈ ગ્રહ ન હોય અને શુક્ર કે શનિની દશામાં જન્મ હોય, એવી રીતનો યોગ હોય તો બસેંને દશ વર્ષનું આયુષ્ય તેનું હોય. ઇ.' આ શેઠ અનુપચંદભાઈને પણ જ્યોતિષ્‌નો કંઈક અનુભવ હતો, એમને ત્યાં ભરુચમાં **શ્રીમદ્દ** સં. ૧૯૪૫ના માગશર તથા આષાઢમાં રહ્યા હતા, એટલે પ્રાસંગિક ચર્ચામાં ઉપરોક્ત ભદ્રબાહુસંહિતાની વાતનો પ્રસંગ બન્યો હશે.

બરાબર એક વર્ષ પછી સં. ૧૯૪૩ના આશો માસમાં **શ્રીમદ્દ** પુનઃ મુંબઈ જતાં પહેલાં જેતપર આવ્યા હતા, ત્યાં જેણે તેમનું જોષ જોયુ હતું તે પુર્વોક્ત શંકર પંચોળીને **શ્રીમદે** જ્યોતિષ્‌ની નષ્ટ વિદ્યાના ચમત્કારિક પ્રયોગથી આશ્ચર્યથી દિંગ કરી દીધા 'જ્યોતિષ્‌ની આ નષ્ટ વિદ્યાનો એક પ્રકાર એવો છે કે-સાલ–માસ–તિથિ વાર–સમય વિનાની સાચી કુંડલિ પરથી, સાલ–માસ–મિતિ–તિથિ–વાર–સમય બરાબર કહી દેવા.' આ અદ્‌ભુત પ્રયોગથી આશ્ચર્યચકિત થયેલા પંચોળીએ આ વિદ્યા શિખવવાની **શ્રીમદ્દ**ને વિજ્ઞપ્તિ કરી—'આ અમારી બ્રાહ્મણની અમૂલ્ય વિદ્યા છે, અમે એ જાણુતા નથી; અમારા જોષીઓમાંથી એનો એક જ જાણકાર હાલ કાશીમાં છે; આ વિદ્યાનો જાણકાર દૈવજ્ઞ હજારો રૂપિઆ કમાય અને પૂજાય; મને એ વિદ્યા શિખડાવવા કૃપા કરો.' **શ્રીમદે** જણાવેલ કે આ વિદ્યા શિખડાવી શિખડાવાતી નથી. 'તેમાં અતિશય સ્મરણશક્તિ અને ચિત્તની એકાગ્રતા–સ્થિરતા જોઇએ; એ ગણિતનો વિષય છે; આ વિદ્યાની નિશાળ નથી; ઉગ્ર શક્તિરૂપ ઉપાદાન હોય તો શિખવાડનાર નિમિત્ત ગુરુથી આવડે.' હસ્તરેખા–મુખપરીક્ષા આદિ સામુદ્રિક વિદ્યાથી પણ **શ્રીમદ્દ** જ્યોતિષ્ જોઇ શકતા.

**શ્રીમદ્**ના આ અસાધારણ જ્યોતિષવિજ્ઞાનની ખ્યાતિ સર્વત્ર પ્રસરી ગઈ, એટલે સ્નેહી-સંબંધીઓએ તેમજ બીજા લોકોએ તેમને આ બા. 'પજવવા' માંડચા—ખૂબ હેરાન કરવા માંડચા. 'પરમાર્થ'માં વિઘ્નભૂત આ પ્રતિબંધ **શ્રીમદ્‌ને ન પરવડચો.'** એટલે પરમાર્થને બાધક આ વિષયને 'અપરમાર્થરૂપ-કલ્પિત' ગણી **શ્રીમદે** ગૌણ કરી દીધો. સં. ૧૯૪૫માં અમદાવાદમાં શેઠ દલપતભાઈ ભગુભાઈના વંડે **શ્રીમદે** અવધાનપ્રયોગ કરી દેખાડચો હતો. ત્યારે કોઈ બીમાર માણસ માટે પ્રશ્ન કરવામાં આવતાં તેનું અનિષ્ટ દેખી દયાર્દ્ર **શ્રીમદ્‌ને** ખૂબ લાગી આવ્યું ને સખેદ જવાબ આપ્યો —'અમારે શું આવા દુઃખદ સમાચાર આપવા ?' આ પ્રસંગે પણ **શ્રીમદ્**ના કરુણાર્દ્ર અંતર્ પર અસર કરી ને **શ્રીમદ્**ની જ્યોતિષ્ વિષય પ્રત્યેની ઉપેક્ષા વધતી ગઇ, ને છેવટે સં. ૧૯૪૭ પછીથી તો તે વિષયને તેમણે સાવ છોડી દીધો. ત્યાર પછી એક વખત કોઈ માંદા માણસ અંગે તેમના પૂજ્ય માતુશ્રીએ ફલાદેશ પૂછતાં **શ્રીમદે** ઉત્તર આપેલ—'અમે એ જોવાનું છોડી દીધું છે, પ્રારબ્ધયોગ્ય થશે અને તેને સારા-માઠાને સમ્યક્ પ્રકારે, વિકલ્પ કર્યા વિના, સમપણે વેદી લેવું એ ધર્મ છે, એ વિદ્યા છે, એ જપ છે, અને એ ફલશ્રુતિ છે, અને એ છૂટવાનો રસ્તો છે.' આમ પરમાર્થેકરત **શ્રીમદ્‌ને** આ જ્યોતિષ્ વિષય શીખતાંય વાર ન લાગી, અને છોડતાંય વાર ન લાગી.

**શ્રીમદે** આ વિષયને અપરમાર્થભૂત-કલ્પિત કેમ ગણ્યો તેનો ખુલાસો તેમના પરમાર્થસુહૃદ્ પરમાર્થસતસંગી **શ્રી સૌભાગ્યભાઈ** પરના પત્રોમાં પ્રાપ્ત થાય છે. શ્રી સૌભાગ્યની વ્યાવહારિક સ્થિતિ પ્રારબ્ધાનુસારે સં. ૧૯૪૭મા સાંકડી વર્તતી હતી, તેથી તેઓ વારંવાર ગભરાઇ જઇ આકુલ થઈ જતા, અને પોતાની સ્થિતિ **શ્રીમદ્‌ને** લખી જણાવી જ્યોતિષાદિથી ફલાદેશ બા. વિજ્ઞપ્તિ કરતા. **શ્રીમદ્** તેમને આકુલતા ત્યજી પ્રાપ્ત સ્થિતિ સમપણે વેદી લેવાનો બોધ લખતા. અને એ વિષયનું અપરમાર્થ-ભૂતપણું સમજાવતા. જેમ કે-(૧) મુંબઈથી શ્રાવણ શુદ ૧૯૪૬માં **શ્રીમદ્** સૌભાગ્યને લખે છે—'જ્યોતિષની આમ્નાય સંબંધી કેટલીક વિગત લખી તે વાંચી છે. ઘણો ભાગ તેનો જાણવામા આવે છે, તથાપિ ચિત્ત તેમાં જરાય પ્રવેશ કરી શકતું નથી; અને તે વિષેનું વાંચવું, સાભળવું કદાપિ ચમત્કારિક હોય, તો પણ બોજારૂપ લાગે છે; થોડી પણ તેમા રુચિ રહી નથી. અમને તો માત્ર એક અપૂર્વ એવા સત્જ્ઞાનને વિષે જ રુચિ રહે છે. બીજું જે કંઈ કરવામા આવે છે કે અનુસરવામાં આવે છે, તે બધુ આસપાસના બંધનને લઇને કરવામાં આવે છે. હાલ જે કાઈ વ્યવહાર કરીએ છીએ તેમા દેહ અને મનને બાહ્ય ઉપયોગ વર્ત્તાવવો પડે છે. આત્મા તેમાં વર્ત્તતો નથી.' (૨) વવાણીઆથી સં. ૧૯૪૬ બીજા ભાદરવા શુદ ૨ ભોમના પત્રમા લખે છે '....તથાપિ બહારથી અમુક સંસારી પ્રવૃત્તિ કરવી પડે છે, તે માટે શોક તો નથી, તથાપિ સહન કરવા જીવ ઇચ્છતો નથી! પરમાનંદ ત્યાગી એને ઇચ્છે પણ કેમ ? અને એ જ કારણથી જ્યોતિષાદિક તરફ હાલ ચિત્ત નથી. ગમે તેવા ભવિષ્યજ્ઞાન અથવા સિદ્ધિઓની ઇચ્છા નથી. તેમ તેઓનો **ઉપયોગ કરવામાં** ઉદાસીનતા રહે છે,

—તેપાં પણ હાલ તો અધિક જ રહે છે. જે પ્રાણીઓ એવા (જ્યોતિષાદિના) પ્રશ્નના ઉત્તર પામવાથી આનંદ માને છે, તેઓ મોહાધીન છે; અને તેઓ પરમાર્થના પાત્ર થવાં દુર્લભ છે,' એમ માન્યતા છે; તો તેવા પ્રસંગમાં આવવું પણ ગમતું નથી; પણ પરમાર્થહેતુએ પ્રવૃત્તિ કરવી પડશે, તો પ્રસંગે કંઈ કરીશ. ઈચ્છા તો થતી નથી. દેહભાવ દેખાડવો પાલવતો નથી. ઈ.' (૩) મુંબઈથી ફાગણ વદ ૮ બુધ ૧૯૪૭ના પત્રમાં **શ્રીમદ્** લખે છે—'આપે જ્યોતિષાદિકની પણ હાલ ઇચ્છા કરવી નહિં, કારણ કે તે કલ્પિત છે, અને કલ્પિત પર લક્ષ નથી.' (૪) કલ્પિત એટલે શું અને જ્યોતિષ્ કલ્પિત શા માટે એ જણાવતા પત્રમાં મુંબઇથી ફા. વ. ૧૧ ૧૯૪૭ના દિને લખે છે—'જ્યોતિષ્‌ને કલ્પિત કહેવાનો હેતુ એવો છે કે એ વિષય **પરમાર્થિકજ્ઞાને** કલ્પિત જ છે; પરમાર્થિક જ સત્ છે; અને તેની જ રટના છે.' **શ્રીમદ્**ના આ પત્રો અંગે ટિપ્પણ કરતાં શ્રી મનઃસુખભાઇ કિરતચંદ સાચું જ કહે છે—'ચિત્તની ઉદાસીનતા જોવા જેવી છે. જ્યોતિષાદિક ચમત્કારિક ભાસતા નથી, પણ કદાપિ ચમત્કારિક હોય તો પણ બોજારૂપ ભાસે છે! અંશે પણ દેહાધ્યાસ જેને ટળ્યો હોય, અંશે પણ જે વિદેહીવત્ થયેલ હોય, તે પુરુષની આવી આચરણા–ચેષ્ટા સંભવે. કેટલી બધી ઉદાસીનતા! જ્યોતિષ્‌ના વિષયમાં **શ્રીમદ્** કરતાં ઓછે અંશે નિષ્ણાત પણ પહેલી પંક્તિએ પૂજાય, મનાય અને તેને ઘેર પૈસાની રેલ ચાલે,–છતાં એ વિષયમાં સુનિષ્ણાત એવા **શ્રીમદ્**ને દેહભાવ (Ego, Personal Identity) દેખાડવો પાલવતો નથી! જ્યોતિષાદિ વિષયને અપરમાર્થરૂપ ગણી ગૌણ કરે છે, ધકેલે છે! ઉચ્ચ કોટિના અને આત્માર્થની ઉચ્ચ કક્ષાએ પહોંચેલ પુરુષની એ ચેષ્ટા સંભવે.' **શ્રીમદ્**ના જીવનના અઠંગ અભ્યાસી **શ્રી મનઃસુખભાઈ**ના આ ઉદ્ગાર અક્ષરે અક્ષર સત્ય છે. આમ છે **શ્રીમદ્**ના અસાધારણ જ્યોતિષ્‌વિજ્ઞાનના ઇતિહાસની ઇતિશ્રી!



## પ્રકરણ વીશમું

# અવધાનાદિ બાહ્ય પ્રવૃત્તિને તિલાંજલિ

આ શતાવધાન આદિ સ્મૃતિચમત્કારોનું અને જ્યોતિષના અસાધારણ પરિજ્ઞાનનું બાહ્ય પ્રદર્શન **શ્રીમદે** પ્રાયે ૧૯મા વર્ષ પછી એકદમ છોડી દીધું. જ્યારે તેમની કીર્ત્તિ ભારતના દિગ્દિગંતમાં પ્રસરી ગઇ હતી, જ્યારે તેઓ કીર્ત્તિની ટોચે પ્હોંચ્યા હતા, ત્યારે તેઓએ સર્પ કાંચળી છોડી દીએ તેમ આ તેજઃપુંજથી જગત્‌ને આંજી દેનારા (Dazzling) બાહ્ય જગત્પ્રદર્શનોનો તૃણવત્ ત્યાગ કર્યો. જો તેઓ વિલાયતાદિ દેશમાં ગયા હોત, તો એમની કીર્ત્તિ-માન-પૂજા-પ્રતિષ્ઠાદિ આખા જગત્‌માં વિસ્તરવાનો પૂરો મોખો હતો; પણ મુંબઈના ચીફ જસ્ટિસ સર ચાર્લ્સ સાર્જન્ટ આદિની આગ્રહભરી પ્રેરણા છતાં ધર્મ-આત્માર્થ આદિ ન સચવાય એ કારણે તેઓએ વિલાયતાદિ પ્રત્યે જવાની ઘસીને ના પાડી; અને આમ જગત્‌ને મંત્રમુગ્ધ કરનારી આત્માની કેટલીક ચમત્કારિક શક્તિઓની વાનકી (Sample) માત્ર ચખાડી તે અવધાનાદિ અદ્ભુત પ્રયોગોને તિલાંજલિ આપી **શ્રીમદ્** જગત્‌ની દૃષ્ટિથી લગભગ અદૃશ્ય-અલોપ જેવા થઈ જઇ પછી તો કેવળ અધ્યાત્મમાં લીન થઈ ગયા હતા, કેવળ આત્મામાં શમાઇ ગયા હતા, એ તેમની ત્યારપછીની વિશિષ્ટ અધ્યાત્મચર્યા પરથી સુપ્રતીત થાય છે,—જેનું અવલોકન આપણે આ ગ્રંથમા હવે પછી અનુક્રમે કરશું.

આ અંગે 'જીવનરેખા'માં **શ્રી મનસુખભાઈ** મનનીય શબ્દોમાં લખે છે કે —'**શ્રીમાન્**ને આત્મલક્ષ થયો હતો; આત્મા અનંત શક્તિનો ધણી છે; શતાવધાનાદિ એ શક્તિના નમુનારૂપ રજકણો છે, એથી માનમાં આવી જઈ ધર્મ હારી જવા જેવું છે;—આવા સાત્ત્વિક વિચારે એ પ્રયોગોને દબાવી જઈ આત્મસાક્ષાત્કાર કરવામાં **શ્રીમદે** વીર્ય ફોરવ્યુ ! અત્યારે આવી સ્વલ્પ શક્તિ જેને પ્રાપ્ત થઈ હોય તે માન કે અર્થ માટે એનો ઉપયોગ કરતા નથી દેખાતા ? **શ્રીમાન્** ધારત તો એના પ્રયોગથી માન-કીર્ત્તિ-અર્થ સંપાદન કરી શકત. પણ આત્મગુણ વિકસાવવાને મૂળથી જ લક્ષવાળા, આજન્મ વિરક્ત આ પુરુષે એ શક્તિનું પ્રદર્શન નહિ કરતાં એ વડે આત્માની ઉજ્જવલ શક્તિઓ પ્રગટ કરવા યત્ન કર્યું.—આ (જ્યોતિષ્) પ્રયોગ પણ એમણે નાનપણમાં જ, માનમાં આવી જઇ ધર્મ હારી જવાના કારણે ત્યજી દીધાં. (વિ. સં. ૧૯૪૫ની સાલમાં).' ઇત્યાદિ.

આ શતાવધાનાદિ પ્રસંગોમાં પણ **શ્રીમદ્**ની અંતર્‌વૃત્તિ આત્માર્થ ભણી અને વૈરાગ્ય ભણી જ હતી. તેનું એક જ્વલંત ઉદાહરણ શ્રી મનસુખભાઇએ જીવનરેખામાં નોંધેલ છે—'શતાવધાનથી મુંબઈમાં પ્રખ્યાતિ પામ્યા પછી શ્રીમાન્ રાજચંદ્રને કોઇ માતબર પ્રખ્યાત પારસી પોતાનું સ્થાન જોવા તેડી ગયા. ત્યાં તે શેઠ અમુક વસ્તુ

અમુક સ્થળેથી અમુક પૈસા ખર્ચી આણી છે, અમુક બહુ Rare દુર્લભ છે, ઇત્યાદિ વૃત્તિને ઘટતું ગૌરવ દાખવતા હતા. સમય જાણી જન્મથી જ વૈરાગી **શ્રીમદે** તે શેઠને પૂછ્યું: આ આવાસ છોડી કોઈ બેહસ્તનશીન થયું છે?—આ પ્રશ્ન સાંભળતાં જ તે શેઠને ગાલે શેરડો પડયો, અને તરત જ કહ્યું—મને આવા નીડરપણે મરણનો ભય અને આવી વસ્તુઓનો આવા અભિમાનપૂર્વક મોહ નહિ કરવાનું કોઇએ કહ્યું ન હતું.' આમ આ પ્રસંગ પરથી **શ્રીમદ્**ની અંતરૂદશા જોઇ શકાય છે કે આ પ્રયોગો મધ્યે પણ તેઓ સદા સજાગર જ હતા, પરંતુ આ ઝાઝા લોકપ્રસંગથી કવચિત્ માનમાં આવી જઇ આત્માને પતનનું સ્થાન પણ થઈ પડે અને કદાચ આત્માર્થ ચૂકી જવાય; અને કદાચ આત્માર્થ ન ચૂકી જવાય તો પ્રધાન એવા આત્માર્થમાં જે સમય ગાળવો જોઇએ તે આવા સાધારણ બાહ્ય પ્રયોગોમાં ખર્ચાઇ જાય, તે આત્માર્થીને પાલવે નહિં —પરવડે નહિં. ઇત્યાદિ અંતર્મુખ વિચારણાથી **શ્રીમદે** આ બાહ્ય પ્રયોગોને તિલાંજલિ આપવાનું ઉચિત માન્યું. **શ્રીમદે** આ શતાવધાનાદિ અનન્ય અદ્ભુત પ્રયોગો કરી દેખાડયા તેમાં એમની મહત્તા તો છે જ, પરંતુ તેનો પણ તૃણવત્ પરિત્યાગ કર્યો એમાં એમની અનંતગુણવિશિષ્ટ ઓર વિશેષ મહત્તર મહત્તા છે. જગતના પૂરની સાથે તણાતા અનુસ્રોતગામી તો સર્વ કોઈ હોય, પણ સામે પૂર જનારો પ્રતિશ્રોતગામી તો કોઈ વિરલો જ હોય; મતિતર્પણ તો સર્વ કોઈ કરે, પણ પરિસર્પણ તો કોઈ વિરલો જ કરે.

**શ્રીમદ્** પ્રથમથી જ આત્મલક્ષી હતા, એટલે સંયોગવશાત્ સહજ સ્વભાવે બતાવવામાં આવતા આત્મવૈભવના અંગરૂપ આ બુદ્ધિવૈભવનું આ બાહ્ય પ્રદર્શન અંતરૂથી એમને રુચતું ન્હોતું-પણ ખૂંચતું હતું, તે હવે તેમણે એકદમ ફગાવી દીધું; અને પછી તો સતત આત્મલક્ષી **શ્રીમદ્** નિરંતર અધ્યાત્મમાં જ નિમગ્ન થઈ ગયા, —એ તેમના જીવનના પછીના તબક્કા પરથી સ્પષ્ટ જણાય છે. આવો અપૂર્વ આત્મસંયમ **શ્રીમદ્** જેવો કોઈ વિરલો ઓલીઓ પુરુષ જ દાખવી શકે. જેનામાં માનાદિની અપેક્ષા હોય ને જગતની વાહવાહની પરવાહ હોય, એવો કદી આવો અપૂર્વ આત્મસંયમ દાખવી શકે? અને તેમાં પણ **શ્રીમદ્** જેવો અસાધારણ પ્રતિભાસંપન્ન, આચાર્યનો આચાર્ય થવા યોગ્ય પુરુષ જો ધારે તો જગત્‌માં પોતાનો ડંકો વગડાવી શકે. અરે! એમનાથી લક્ષાંશ યોગ્યતા પણ જેનામાં નથી, એવા સામાન્ય પ્રાકૃતજનો પોતાની લેખકતા-વકતૃતા વગેરે શક્તિની વર્ત્તમાનમાં કેટલી બધી જાહેરાત કરી, કેટલા બધા નગારાં વગાડી, કેટલી બધી કૂદાકૂદ કરે છે!—એ શું હમણાં આપણે પ્રત્યક્ષ નથી જોતા? એવાઓ સાથે જ્યારે **શ્રીમદ્**ના અસાધારણ અદ્ભુત આત્મસંયમની-આત્મગુપ્તિની તુલના કરીએ છીએ, ત્યારે **શ્રીમદ્** મેરુ સમા મહાન્ જણાય છે. **શ્રીમદ્**ની અપૂર્વ આત્મલીનતાથી ખરેખર! સાનંદાશ્ચર્ય અનુભવાય છે. **શ્રીમદ્**ને તો આત્મકલ્યાણ જ કરવું હતું, એમને કાંઈ જગત્‌ને રૂડું દેખાડવા પ્રયત્ન ન્હોતું કરવું. તેની સાક્ષી તેમના જ વચનો પૂરે છે. જેમ કે—'જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું',

પણ તેથી રૂડું થયુ નથી. કારણ કે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય એમ કરવામાં જશે તો અનંત ભવનું સાટું એક ભવમાં વળી રહેશે, એમ હું લઘુત્વભાવથી સમજ્યો છઉં અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે.' ઇત્યાદિ. જગત્‌માં બીજાઓ કીર્ત્તિના પડછાયાની પાછળ દોડે છતાં કીર્ત્તિ તેમનાથી દૂર ભાગે છે, ત્યારે કીર્ત્તિ પડછાયાની જેમ **શ્રીમદ્‌ની** પાછળ દોડે છે છતાં **શ્રીમદ્** તેનાથી દૂર ભાગે છે! એ ખરેખર! પરમાશ્ચર્યકારી છે!

પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા એ ત્રણ એષણાના સકંજામાંથી છૂટવું ભલભલાઓને માટે પણ દુષ્કર છે; તેમાં પણ પ્રથમ બે એષણાઓથી છૂટવું તો હજુ સુગમ છે, પણ લોકૈષણાની મોહિનીમાંથી છૂટવું તો ભલભલા મહાત્માઓને માટે પણ દુષ્કરદુષ્કર છે. લોકો મ્હારી વાહવાહ કરે, લોકમાં મ્હારી કીર્ત્તિનો ડંકો વાગે, મ્હારૂં નામ લોકમાં ગાજતું થાય, એવી કીર્ત્તિની ભૂખના દુઃખમાંથી ભલભલા મહાત્માઓ પણ છટકી શકતા નથી. લોકો મને રૂડો કહે, લોકમાં હું રૂડો દેખાઉં, લોકો મ્હારા ધજાગરા ફરકાવે, એવી લોકૈષણારૂપ સૂક્ષ્મ ઇચ્છા ઊંડે ઊંડે પણ ત્યાગી કહેવાતા મહાત્માઓના અંતરૂમાં પણ પ્રજ્વલતી હોય છે. આખાબોલા **અખા** ભક્તે કહ્યું છે તેમ 'ઝીણી માયા છાની છરી' જ્ઞાની કહેવાતા પંડિતમન્યોના અંતરૂને પણ ઊંડે ઊંડેથી કાપી નાંખતી હોય છે. મુમુક્ષુ કહેવાતા ત્યાગી મહાત્માઓ પણ આવી ઊંડી અંતરેચ્છાને લીધે વાસ્તવિક રીતે અંદરખાનેથી ભવને અભિનંદનારા 'ભવાભિનંદી' હોય છે, કારણકે મનાવા–પૂજાવાની વાસનારૂપ 'ઝીણી માયા છાની છરી' એમના અંતરૂને કોરી નાંખતી હોય છે; અને જેમ જેમ મન–વચન–કાયાના યોગની તરતમતા તેમ તેમ આ વાસનાની પણ તેવી તરતમતા-બળવત્તરતા હોય છે.

કારણકે જ્યાંલગી પરમાર્થદૃષ્ટિ સાંપડી નથી ત્યાંલગી ભવાભિનંદીપણાને લીધે ગમે તેવો ક્ષયોપશમસંપન્ન પુરુષ પણ સમ્યક્ તત્ત્વવિચારને પામી શકતો નથી. તેવા પુરુષને જેમ જેમ મન–વચન–કાયાના યોગબળનું તરતમપણું હોય છે, તેમ તેમ પ્રાયે તેની વાસનાનું પણ તેવું તરતમપણું હોય છે. કોઇ અપરમાર્થદૃષ્ટિ એવા મહત્ત્વાકાંક્ષી પુરુષના મન–વચન–કાયાની શક્તિનું પ્રબલપણું હોય, તો તેની લોકમાં મનાવા–પૂજાવા વગેરે અસત્‌વાસનાનું પણ તેવું જ પ્રબલપણું પ્રાયે દૃશ્યમાન થાય છે. એટલે તેવા વિશિષ્ટ ક્ષયોપશમી જીવનો જે બોધ છે, તે પણ અસત્‌વાસનાથી વાસિત હોઇ અસત્ જ હોય છે, અને આમ અસત્‌વાસના–વિષથી વાસિત એવો આ બોધ અસત્ પરિણામથી * અનુવિદ્ધ હોઇ વિષમિશ્ર અન્નની જેમ અસુંદર જ હોય છે; 'વાસિત બોધ આધાર'

* "असत्परिणामानुविद्धो बोधो न सुन्दरः ।
तत्सङ्गादेव नियमाद्विषसंपृक्तकान्नवत् ॥" યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લો. ૧૭૭

× "वैराग्यरङ्ग: परवञ्चनाय, धर्मोपदेशो जनरञ्जनाय ।
वादाय विद्याध्ययनं च मेऽभूद्, कियद्ब्रुवे हास्यकरं स्वमीश ॥" રત્નાકરપચ્ચીશી

"જનમનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ." શ્રી ચિદાનંદજી

એવો આ અસત્કલ્પનારૂપ હોઈ પરમાર્થથી અબોધ સ્વરૂપ વા કુબોધસ્વરૂપ જ હોય છે. આમ જો કોઈનામાં તેવું તેવું યોગબળ હોય છે તો પ્રાયે તેની સાથે સાથે વાસના—અહંકાર, મમકાર, માન, પૂજા, લૌકિક પ્રતિષ્ઠાદિની વિષ સમાન કામના—પણ તેવી જ તરતમ પ્રકારની હોય છે; જો મન-વચન-કાયાની ક્ષયોપશમશક્તિ તેવી પ્રબળ હોય છે, તો વાસના પણ તેવી તરતમતાવાળી પ્રબળ હોય છે. જેમકે—કોઇનામાં વચનયોગ પ્રબળ છે, તો તે કવચિત્ તેના અહંકારને વશ થઇ વક્તાબાજી વડે વાચસ્પતિપણું દાખવી જનમનરંજન કરવા પ્રયાસ કરે છે! અથવા તો અભિમાનના અભિનિવેશમાં કે અસત્તત્ત્વના કદાગ્રહમાં તે કવચિત્ પોતાની હોંશિયારી બતાવવા અસત્ પ્રરૂપણા પણ કરે છે! અથવા કવચિત્ વાચાલતા દાખવી પરવંચનાર્થે વૈરાગ્યરંગ × બતાવે છે અને જનરંજનાર્થે ધર્મોપદેશ કરે છે! અરે! પાણી જેવા વાણીના પ્રવાહમાં તણાતો તે પામર પ્રાણી ચિંતામણિ કરતાં અધિક મૂલ્યવંતા ધર્મનું કાણી કોડીના મૂલે વેચાણ કરતાં પણ આંચકો ખાતો નથી! વળી કોઇનામાં મનોયોગનું પ્રબલપણું હોય છે, તો તે કવચિત્ પોતાની બુદ્ધિમત્તાનું અભિમાન ધરાવતો રહી, પોતાની મતિની ચમત્કૃતિથી બીજાને આંજી નાંખવાનો પ્રયાસ કરવા તત્પર જણાય છે! પોતાના મતિક્ષયોપશમના અહંભાવથી—પાંડિત્યના ગર્વથી મંદમતિ જનોનો તિરસ્કાર કરી લોકૈષણાની આકાંક્ષા સેવતો રહી તે લોકારાધન કરવાનો પ્રયત્ન કરે છે! પોતાની બુદ્ધિના મિથ્યાભિમાનથી આવિષ્ટ થઈ અનેકવાર કુયુક્તિ પ્રયુક્ત કરવામાં પણ પોતાની કુશળતા માને છે! મનાવા-પૂજાવાની તુચ્છ કામનાના કુગ્રહથી ગ્રસ્ત થઈ, પોતાની મનઃશક્તિનો ફાંકો રાખનારા તે સ્વચ્છંદી વંચક જીવ આત્મભાન ભૂલી આત્મશ્રેયથી વંચિત થાય છે!—ઇત્યાદિ અનેક પ્રકારે 'તરતમ યોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર'—તરતમ યોગે તરતમ વાસનાના આવિષ્કારો જગતમાં દેખાય છે.

આવી અસત્વાસનાને લીધે જ ભવને અભિનંદનારો ભવાભિનંદી જીવ માનાર્થનો—લોકૈષણાનો ભૂખ્યો હોઈ 'લોકપંક્તિમાં'—લોકની પંગતમાં બેસનારો હોય છે, અર્થાત્ લોકારાધનહેતુએ—લોકને રીઝવવા ખાતર મલિન અંતરાત્માથી સતક્રિયા કરે છે, અને તેથી તે એને મહાઅનર્થકર—દુરંત ફલદાયી થઈ પડે છે; કારણકે જગતને રૂડું દેખાડી ધર્મીમાં ખપવા ખાતર ભવાભિનંદી જીવ, આત્માર્થેજ કરવા યોગ્ય એવી ધર્મક્રિયાનો પણ માનાર્થે ઉપયોગ કરે છે, અને તુચ્છ એવા લૌકિક માન-પૂજા-સત્કારાદિ ખાતર મહત્ એવી તે ધર્મક્રિયાનું લીલામ કરવા જેવો હીન ઉપયોગ કરે છે,અને આમ તેનું ખુલ્લું અપમાન કરી ઘોર આશાતના કરે છે. આવી લોકૈષણારૂપ લોકપંક્તિ અને લોકોત્તર એવું આત્મકલ્યાણ બેને કદી મળતી પણ આવે નહિં. અને પરમાર્થ વિચારીએ તો લોકોત્તર કલ્યાણરૂપ આત્માર્થ પાસે લોકૈષણારૂપ માનાર્થનું મૂલ્ય બે બદામનું પણ નથી. છતાં મહદ્ આશ્ચર્ય છે કે એક ભવના તુચ્છ કલ્પિત લાભની ખાતર અનંત ભવનું દુઃખ વ્હાલું ગણી 'ભવાભિનંદી' પોતાના નામને સાર્થક કરે છે! તે લોકૈષણાનો લાલચુ

લોકપંક્તિમાંથી બ્હાર કેમ નિકળી શકે? **શ્રીમદ્** જેવો ખરેખરો આત્માર્થી મહા મુમુક્ષુ હોય તે જ લોકૈષણાને ઠોકર મારી આ લોકપંક્તિના વમળમાંથી–વિષવર્તુલમાંથી બ્હાર નિકળવા સમર્થ થઈ શકે.

આમ જેની ભૂરકીમાંથી ભલભલાઓને છૂટવું વિકટ થઇ પડે છે એવી આ લોકૈષણાને ઉચ્છેદી નાંખવી–જડમૂળથી ઉખેડી નાંખવી એ કાંઇ નાનાસૂના આત્મપરાક્રમનું કામ નથી; એવી લોકૈષણાનું મલની જેમ વા હાલાહલ વિષની જેમ વિસર્જન કરવું તે કાંઈ જેવો તેવો ત્યાગ નથી. પ્રાયે (લગભગ) આખો લોક કીર્ત્તિલોભથી અંધ બની જ્યારે લોકૈષણાની પાછળ ગાંડાની જેમ દોડયા કરે છે, કીર્ત્તિના ટૂકડાની પાછળ ભમરાની વા ભિખારીની જેમ ભમ્યા કરે છે, ત્યારે તેની મધ્યે જે કીર્ત્તિનિરપેક્ષ દૃષ્ટા પુરુષ તે લોકૈષણાની મહામોહિનીથી દૂર ભાગે છે, મહાકીર્ત્તિના ટેકશને લાત મારે છે, તે જ પુરુષ ખરેખરો ડાહ્યો વિચક્ષણ વિવેકી છે, તે જ પુરુષ ખરેખરો શ્રીમંત–'**શ્રીમદ્**' છે. સત્પુરુષ **શ્રીમદ્ રાજચંદ્ર** આવો મહાવિચક્ષણ, મહાવિવેકી, મહાશ્રીમંત—મહાજ્ઞાન-શ્રીસંપન્ન ખરેખરો યથાર્થનામા '**શ્રીમદ્**' હતો, વામના–વેંતીઆ (*Dwarf*) સામાન્ય પ્રાકૃત લોકના ઓઘ-સમૂહરૂપ લોક મધ્યે લોકોત્તર–અલૌકિક 'વિરાટ' (Collosus) હતો.



## પ્રકરણ એકવીશમું

# અતીન્દ્રિય જ્ઞાન અને યોગશક્તિના ચમત્કારો

આ બાહ્ય પ્રદર્શનોને પણ તે જ તિલાંજલિ આપી શકે કે જેની દૃષ્ટિ મૂળ આત્મ જ્ઞાન ભણી જ હોય, શુદ્ધ આત્મા ભણી જ હોય. આવા આત્મજ્ઞાની **શ્રીમદ્**ના દિવ્ય આત્માની ચારિત્રશુદ્ધિ ને લીધે જ એમનામાં અનેક ચમત્કારિક શક્તિઓનો આવિર્ભાવ થયો હતો, તથારૂપ જ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉપજેલા અતીંદ્રિય જ્ઞાનના ચમત્કાર એમના જીવનમાં લઘુવયથી જ દેખાવા માંડયા હતા ને ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યે જતા હતા. પૂર્વોક્ત **હેમરાજભાઈ** આદિના પ્રસંગ પરથી એટલું તો ચોક્કસ સ્પષ્ટ સમજાય છે કે **શ્રીમદ્**મા લઘુવયથી જ કોઈ અલૌકિક વિશિષ્ટ જ્ઞાનશકિત હતી,–કે જે અતીંદ્રિય જ્ઞાનશકિતના બળે અગાઉથી કંઇ પણ સમાચાર નહિં છતા, કચ્છથી બે સાંઢણી સ્વાર ખાસ મ્હારા માટે રાજકોટ આવી રહ્યા છે એમ **શ્રીમદ્**ના નિર્મલ જ્ઞાનદર્પણમાં પ્રતિભાસિત થયુ, એટલુંજ નહિં પણ પ્રથમ મળતા જ 'કેમ હેમરાજભાઇ! કેમ માલશીભાઇ!' એમ નામ લઇને તેમને બોલાવ્યા! તે બનાવ તો ઓર આશ્ચર્યકારક હતો. આ અતીંદ્રિય જ્ઞાનશકિતને કોઇ અવધિજ્ઞાનનો પ્રકાર કહો કે (Clairvoyance) કહો કે બીજું ગમે તે કહો, પણ તે કોઇ વિશિષ્ટ અતીંદ્રિય ચમત્કારિક જ્ઞાનશકિત હતી જ એમા કોઇ સંશય

નથી. શ્રીમદ્‌ની આ અતીંદ્રિય જ્ઞાનશકિતની પુષ્ટિ કરનારા બીજા અનેક પ્રસંગો પણ બીજાઓએ જાતિઅનુભવથી અનુભવ્યા છે. તેમાંના કોઈ કોઈ નોંધાયેલા પ્રસંગોમાંથી કેટલાક ખાસ પ્રસંગો આ રહ્યાઃ—

શ્રીમદ્‌નું બાલ હૃદય એટલું બધું કોમળ અને કરુણાળુ હતું કે પોતાના નિર્મળ જ્ઞાનબળથી ક્વચિત્ કોઇનું ભાવિ અનિષ્ટ જોવામાં આવતું, તો તેઓ કરુણાર્દ્ર ચિત્તથી તે વ્યકિતને અગાઉથી અગમચેતી આપી દેતા અને જો તે વ્યકિત માન્ય કરે તો તેને આમ ઉગારી લેતા, ન માન્ય કરે તો તેને સહન કરવું પડતું, એવા અનેક પ્રસંગો બન્યા છે. જેમકે—

વવાણીઆમાં વીરજીભાઇ દેશાઈ નામના એક વાણીઆ હતા. તેમની પત્ની ગૂજરી ગઇ અને તે ફરીથી સગપણ કરવાની તૈયારીમાં હતા, સગાંસંબંધીઓની પણ ફરીથી લગ્ન કરાવવાની ઇચ્છા હતી. વીરજીભાઇએ શ્રીમદ્ પાસે સહજ વાત કરી. શ્રીમદે જણાવ્યું કે હાલ છ મહિના સુધી લગ્ન કરવા સંબંધી વિચાર મુલતવી રાખવો એમ મારા વિચારમાં આવે છે. વીરજીભાઇને સગાંસંબંધીઓ તરફનું દબાણ ખૂબ હતું અને લગ્ન ન કરાય તો ઘણો ઠપકો મળે એમ હતું, છતાં શ્રીમદ્‌નું વચન માન્ય કરી વીરજી ભાઇએ લગ્ન સંબંધી વિચાર મુલતવી રાખ્યો. વીરજીભાઇને શ્રીમદે લગ્ન નહિં કરવા માટે છ મહિનાની મુદત કહેલી, તે છ મહિનાની મુદત પૂરી થવાની રાત્રીએ વીરજીભાઈ ઉપાશ્રયે ગયા હતા, ત્યાંથી રાત્રે દશ વાગ્યે ઘર તરફ આવતાં ઘર આગળ ખાળમાંથી એક સર્પ કરડચો. તે ઉતારવા ઘણી મહેનત કરી. વીરજીભાઇએ કહ્યું—'મારો ચોવિહાર ભંગાવશો નહિં. મને કહેનારે કહી દીધું છે.' અને વીરજીભાઈ તત્કાળ મૃત્યુ પામ્યા.

એક વખત રવજીભાઈ ચમનપર જતા હતા ત્યારે શ્રીમદે કહ્યું–બાપા! તમે આજે ચમનપર ન જાઓ તો? છતાં રવજીભાઇ ગયા. સાંજે દીવાબત્તીને સમયે મનસુખભાઈને રસોડામાં જતાં દીવાની ઝાળ લાગી ને પહેરણ બળવા માંડયું ને મનસુખભાઇની છાતી દાઝી ગઇ હતી. પછી રવજીભાઈને ચમનપર તેડવા મોકલ્યા હતા.

વવાણિયામાં એક ગરાશિયા એક વખત ઘોડી લઇને ફરવા જતા હતા. ત્યારે શ્રીમદે કહ્યું કે બાપુ, તમે આજે ઘોડી લઈને ફરવા જાઓ મા. શ્રીમદે કહ્યું છતાં માન્યું નહિં ને ઘોડી લઈને ગામ બ્હાર ગયા. ત્યાં ઘોડીએ તોફાન કર્યું. તેમને પછાડચા. પછી ગરાશિયા બાપુને ચાર જણા જઇને ચોફાળમાં તેમના ઘેર લાવ્યા હતા. પછી તુરત તે ગરાશિયા ગૂજરી ગયા હતા.

એક ગરાસીઆના ભાઇના લગ્ન હતા. તેઓ લગ્ન કરીને આવ્યા. ત્યારે તે ગરાસીઆએ સામૈયામાં જવા ઘોડી તૈયાર કરી. ત્યાં પ્રસંગવશાત્ શ્રીમદ્ હાજર હતા, તેમણે ગરાશીઆને ચેતવ્યા–સામૈયામાં તમે જશો નહિં, પણ તેને રુચ્યું નહિં અને જણાવ્યું—હેં, મારા ભાઈના લગ્ન અને સામૈયામાં હું ન જાઉં એ કેમ બને? સામૈયુ વજ્યુ ને ઘોડીએ તોફાન કર્યું. તેમાં તે ગરાશીઆ ભાઈના પ્રાણ ગયા અને તેને ઝોળીમાં લઇને ઘેર આવ્યા.

આ તો નાની વયના કેટલાક પ્રસંગોની નોંધ છે, પણ આગળ ઉપર બનેલા કોઈ

કોઈ પ્રસંગોની નોંધ પણ મળે છેઃ (૧) પદમશીભાઈ ઠાકરશીએ પોતાની પરિચયનોંધમાં નોંધ્યુ છે કે–સાયલામાં ૧૯૫૩ના જેઠ વદ ૧૦ના દિને શ્રી સોભાગનો દેહ જે વખતે છૂટયો તે જ વખતે સવારના દશ–અગીયારના સુમારે પૂજ્યશ્રી (શ્રીમદ્) ઠંડા પાણીએ પહેરેલા લુગડા સહિત નાહ્યા હતા,—જોકે તેઓ હંમેશ ગરમ પાણીથી નહાતા હતા. તે પછી આશરે એક કલાક રહી શ્રી સોભાગભાઈના દેહ છૂટવાના સમાચાર તારથી મળ્યા હતા. આ પ્રસંગ સૂચવે છે કે મેંકડો માઇલ દૂર બનેલો શ્રીસોભાગનો દેહોત્સર્ગપ્રસંગ **શ્રીમદે** તત્ક્ષણ જ સ્વયં જ્ઞાનબળથી જાણ્યો હતો. (૨) કાવિઠાવાળા શેઠ ઝવેરભાઈ ભગવાન-ભાઈએ જાતિઅનુભવનો એક પ્રસંગ નોંધ્યો છે–૧૯૫૩ના પોષમાં વવાણીયા જવા વૃત્તિ થઈ. સગાંસંબંધી તથા મુમુક્ષુ સર્વે મળી લગભગ ૨૪ા ટીકીટ થઈ હતી; ત્યાં મોરબી માણસ સામો મળેલ, તેણે કહ્યું કે સાહેબજી અત્રે છે, તમને તેડવા મોકલેલ છે. મેં કહ્યું–તેમણે શાથી જાણ્યુ? તેણે કહ્યું–તે હું કંઈ જાણતો નથી. ફક્ત ગુજરાતીને વવાણિયે જતા રોકી અહીં લાવો એમ કહેલ છે. ઝવેરચંદભાઈએ કોઇને ખબર આપ્યા ન હતા ને એ તો વવાણીયે જવા માગતા હતા, **શ્રીમદ્** મોરબીમાં બિરાજમાન હતા એની તેમને ખબર પણ ન હતી, ત્યાં વચ્ચે મોરબી જ તેમને ઉતાર્યા, તે જ્ઞાનબળે તેમનું આગમન જાણનાર **શ્રીમદ્**ના અતીંદ્રિય જ્ઞાનનો જ ચમત્કાર હતો.

આ બધા પ્રસંગો સૂચવે છે કે **શ્રીમદ્**માં અતીંદ્રિય જ્ઞાનશકિત લઘુવયથી જ હતી અને તે ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતી જતી હતી. મતિ–શ્રુતઆદિ પાંચ જ્ઞાનમાં મન–ઇંદ્રિયની સહાયથી ઉપજતા મતિ–શ્રુત જ્ઞાન પરોક્ષ ગણાય છે; અને મન–ઇંદ્રિયની સહાય વિના આત્માને પ્રત્યક્ષ સાક્ષાત્ ઉપજતા અવધિ–મનઃપર્યવ–કેવળજ્ઞાન પ્રત્યક્ષ ગણાય છે. આ જ્ઞાનો કાંઈ કલ્પિત કે કલ્પનારૂપ નથી, પણ યથાર્થ પરમાર્થસત છે, એનો સત્યંકાર આપણને **શ્રીમદ્**ના આ અદ્ભુત **આત્મચારિત્રમય ચરિત્ર** પરથી થાય છે. આવા અતીંદ્રિય જ્ઞાનના ગુપ્ત ચમત્કારને પામેલો કોઈ અલૌકિક દિવ્ય જ્ઞાની પુરુષ જ લખી શકે એવા આ આત્મબલસંપન્ન ટંકોત્કીર્ણ અનુભવસિદ્ધ વચન જે **શ્રીમદે** આગળ ઉપર સૌભાગ્યભાઈ પરના પત્રમાં (અં. ૬૭૯) લખ્યા છે, તે આની સાક્ષી પૂરે છે—

'જિનાગમમાં મતિશ્રુતઆદિ જ્ઞાનના પાંચ પ્રકાર કહ્યા છે. તે જ્ઞાનના પ્રકાર સાચા છે, ઉપમાવાચક નથી. અવધિ, મનઃપર્યવાદિ જ્ઞાન વર્ત્તમાનકાળમાં વ્યવચ્છેદ જેવાં લાગે છે, તે પરથી તે જ્ઞાન ઉપમાવાચક ગણવાં યોગ્ય નથી. એ જ્ઞાન મનુષ્ય જીવોને ચારિત્ર–પર્યાયની વિશુદ્ધ તારતમ્યતાથી ઉપજે છે. વર્ત્તમાનકાળમાં તે વિશુદ્ધ તારતમ્યતા પ્રાપ્ત થવી દુર્લભ છે; કેમ કે કાળનું પ્રત્યક્ષ સ્વરૂપ ચારિત્રમોહનીય આદિ પ્રકૃતિના વિશેષ બળસહિત વર્ત્તતું જોવામાં આવે છે. સામાન્ય આત્મચારિત્ર પણ કોઈક જીવને વિષે વર્ત્તવા યોગ્ય છે, તેવા કાળમાં તે જ્ઞાનની લબ્ધિ વ્યવચ્છેદ જેવી હોય એમાં કંઈ આશ્ચર્ય નથી, તેથી તે જ્ઞાન ઉપમાવાચક ગણવા યોગ્ય નથી. આત્મસ્વરૂપ વિચારતાં તો તે જ્ઞાનનું કંઈ પણ અસંભવિત–પણું દેખાતું નથી. સર્વ જ્ઞાનની સ્થિતિનું ક્ષેત્ર આત્મા છે, તો પછી અવધિ, મનઃપર્યવાદિ જ્ઞાનનું ક્ષેત્ર આત્મા હોય એમાં સંશય કેમ ઘટે?'

(૨)

આત્માની નિર્મળતાને કારણે **શ્રીમદ્‌ને** અનેક લબ્ધિ–સિદ્ધિ પ્રગટી હતી, પણ તેનો પ્રયોગ કરવાનો **શ્રીમદે** સ્વપ્નાંતરે પણ વિચાર કર્યો નથી, છતાં ક્વચિત્ સહજ સ્વભાવે તેવો બનાવ બનવા પામ્યો હશે. જેમકે–કલ્લોલવાળા કુંવરજીભાઈ મગનલાલે (જૂઠાભાઈના સાળા) નોંધ્યું છે કે—સં. ૧૯૪૩ના ચોમાસામાં વરસાદ રાત્રે વરસતો હતો. **શ્રીમદ્** શ્રી ચંચળબ્હેનને (શેઠ ઉમાભાઈ) ત્યાં હતા. પાસે છત્રી ન હતી, ગાડી ન હતી, શ્રી જુઠાભાઈનાં બારણાં અંદરથી વાસેલાં હતાં. છતાં રાત્રે બાર વાગ્યે **શ્રીમદ્** વગર ભીંજાયે કોરાં કપડે શ્રી જુઠાભાઈના મકાનમાં અંદર પધારેલ !

તેમજ–શ્રીમદ્ યોગશક્તિનો ચમત્કાર દાખવવા કદી પ્રયાસ કરતા નહીં, તથાપિ અનાયાસે ક્વચિત્ તેવો ચમત્કાર બનવા પામ્યો છે, તેનું દર્શન આપણને પદમશીભાઈએ વર્ણવેલા ટોકરશીભાઈના પ્રસંગમાં (સં. ૧૯૫૫માં બનેલા) પ્રાપ્ત થાય છે. તે અત્રે જેમ છે તેમ પદમશીભાઈની નોંધ પ્રમાણે આપશું: ટોકરશીભાઈ પીતાંબર પ્લેગની માંદગીમાં ગૂજરી ગયા. તેમના ભાઈ દેવચંદભાઈને દિલાસો આપવા પદમશીભાઈ ગયા, ત્યારે દેવચંદભાઈએ કહ્યું–પદમશીભાઈ, અમે તો ઠગાયા. ભાઈ ગુજરી ગયા એ તો બહુ માઠું થયું, પણ અમે કવિરાજ (પૂજ્ય **શ્રી શ્રીમદ્**)ને ઓળખ્યા નહીં માટે ઠગાયા. આટલા દિવસ અમે માનતા કે, તેઓ સારા ભણેલા અને કવિ છે, પણ ગઈ કાલે તેઓની શકિત જોઈ અમે અજબ થઈ ગયા. પદમશીભાઈએ પૂછ્યું–એવું શું બન્યું હતું? દેવચંદભાઈએ કહ્યું– ભાઈ ટોકરશીને તાવ ગાંઠ અને સન્નિપાત એટલા જોરમાં હતા કે, તે દુકાનના ગ્રાહકો સબંધી અને બીજો બકવાદ કરતા હતા, અને ઢાળણી (ખાટલો) ઉપરથી ઊઠીને ભાગી જતા હતા. તેને અમે ચાર જણાએ પકડી રાખેલ હતા. ગઈકાલે બપોરના બે વાગ્યાના સુમારે કવિરાજ ત્યાં (ધીરપદેવની દુકાને) આવ્યા ને પૂછ્યું–ટોકરશી મહેતાને કેમ છે? અમે સખત માંદગીનો જવાબ આપ્યો. કવિરાજે કહ્યું– તમે બધા દૂર ખસી જાઓ. મેં (દેવચંદભાઈએ) કહ્યું– ટોકરશીભાઈ ઊઠીને ભાગી જશે. કવિરાજે કહ્યું– નહીં ભાગે. ફક્ત કવિરાજનો વિનય જાળવવા અમે બધા ઢાળણીથી હાથ એક આસરે અળગા ખસી ગયા, ને કવિરાજ પાસે બેઠા.

પછી પાંચેક મીનીટે ભાઈ ટોકરશીએ તદ્દન સાવચેત થઈ વિનયપૂર્વક કહ્યું કે– કવિરાજ, તમે ક્યારે પધાર્યા છો ? કવિરાજે કહ્યું– પાંચેક મિનિટ થઈ, તમે કેમ છો ? ટોકરશીભાઈએ કહ્યું– ઠીક છે, પણ ગાંઠની પીડા છે. તે પછી થોડીવાર રહી તેમણે પોતાના દીકરા હેમચંદને કહ્યું કે– ચા ઉકળાવો. કવિરાજે કહ્યું– કોના માટે ? ટોકરશીભાઈએ એક હું અને બીજા ચાર જે પ્રથમ બેઠેલા હતા તેના દરેકના નામ સાથે કહ્યું કે તે ચા અમે પીશું, ને આપના માટે બીજી સારી ચા ઉકળાવશું. ત્યારબાદ અર્ધો કલાક લગભગ શાંત રહ્યા. બાદ કવિરાજ વિકટોરીઆ ગાડીમાં બેસી પોતાની દુકાન તરફ ગયા. પછી પાંચેક મીનીટે ભાઈ ટોકરશીને પ્રથમ પ્રમાણે સન્નિપાત જોરમાં જણાયો. ત્યારે અમે કવિરાજને તેડવા માણસ મોકલ્યો. તેણે દુકાને જઈ કવિરાજને આવવા કહ્યું, તેના ઉત્તરમાં કવિરાજે 'જેમ બનવાનું હોય તેમ બને છે' એમ કહ્યું ને આવવા ના પાડી,

પછી રાત્રે સાત વાગ્યાના સુમારે કવિરાજ ઘોરપદેવ આવ્યા. કવિરાજે પૂછ્યુ– ટોકરશી મહેતાને કેમ છે ? દેવચંદભાઈએ કહ્યું– માંદગી વધતી જાય છે ને શકિત ઘટી ગઈ છે. કવિરાજે કહ્યું– તમે બધા વધારે અળગા ખસી જાઓ. એટલે અમે બધા દીવાનખાનાની ભીંતો સુધી હઠીને ઊભા. કવિરાજ ઢોળણી પાસે બેઠા, ને કાંઈક હાથના, આંખના અને હોઠના ઈશારા કરતા હતા. પાંચેક મિનીટમા ટોકરશીભાઈ શુદ્ધિમાં આવ્યા. ટોકરશીભાઇએ વિનયપૂર્વક પૂછ્યું– કવિરાજ, તમે કયારે પધાર્યા છો ? કવિરાજે કહ્યું– પાચેક મિનીટ થઈ, તમે કેમ છો ? ટોકરશીભાઇએ કહ્યું– ઠીક છે, હવે ગાંઠની પણ પીડા નથી. ત્યારપછી થોડીવાર રહી ભાઇ ટોકરશી કેટલાક સંસ્કૃત શ્લોક બોલ્યા. કવિરાજે પૂછ્યું– એ તમે કયાં સાંભળ્યા છે ? ટોકશીભાઈએ કહ્યું– દશેક વર્ષ થયા ત્યારે આપ, હું અને દાકતર શ્રી (ડૉ. પ્રાણજીવનદાસ જ.) ઈડરના જંગલમા ગયેલ ત્યારે એ શ્લોકો આપ બોલ્યા હતા. એ બહુ સારા છે, લખી રાખવા જેવા છે. તે પછી થોડીવારે કવિરાજે પૂછ્યું– હવે તમને કેમ છે ? ટોકરશીભાઇએ કહ્યું– 'આનંદ છે.' તે પછી થોડીવાર રહી કવિરાજે પૂછ્યું– હવે તમને કેમ છે ? ટોકરશીભાઈએ કહ્યું– 'આનંદ આનંદ છે. આવી સ્થિતિ મેં કોઈ વખત અનુભવી નથી. આનંદ આનંદ છે.' એટલામાં જ કવિરાજે એક જ વખત ટોકરશી મહેતાની નાભિ ઉપરથી પોતાનો હાથ તેઓના માથા સુધી અદ્ધર ફેરવ્યો ને દૂર બેઠા. કવિરાજે અમને (દેવચંદભાઇને) કહ્યું– ટોકરશી મહેતાનો દેહ છૂટી ગયો, પણ તમે લગભગ પોણો કલાક કોઈ તેઓની નજીક જાશો નહીં. આ વખત રાતના પોણા આઠ વાગ્યાનો સુમાર હતો. પછી કવિરાજ સ્મશાને ચાલ્યા હતા.

આમ દેવચંદભાઈ પાસેથી જાણેલી હકીકત નોંધી પદમશીભાઇ લખે છે– હું તરત શેઠ રેવાશંકર જગજીવનની કું. ની પેઢી ઉપર ગયો. ત્યાં પૂજ્યશ્રીના દર્શન કરી તરત તેઓશ્રીને સવાલ કર્યો કે ટોકરશીભાઈના સંબંધમા આપે કોઈક અજાયબીભરેલું કરેલું છે તે મને સમજાવશો ? પૂજ્યશ્રીએ કહ્યું– હા, એમ બની શકે છે. પ્રાણવાયુ અપાનવાયુના સંબંધથી રહેલ છે. દરેક વખતે શ્વાસને અપાનવાયુ શરીરની અંદર ખેંચે છે તે શ્વાસ કહેવાય છે ને પ્રાણવાયુ શ્વાસને અંદરથી બ્હાર ખેંચે છે તેને ઉચ્છવાસ કહેવાય છે. પ્રાણ અને અપાનની સંધિ છે. એ બંને વાયુનો સંબંધ જ્યારે છૂટો પડે છે ત્યારે પ્રાણ છૂટી ગયા એમ કહેવાય છે. તે વખતે જીવને જેવી લેશ્યા હોય તેવી ગતિ થાય છે, ને શક્તિબળે જીવોની લેશ્યા ફેરવી શકાય છે. વધારે સમજવાની તમારામાં શકિત નથી. અનુભવથી સમજાય તેમ છે.



## પ્રકરણ બાવીશમું

# શ્રીમદ્‌ના અંતર્યામીપણાના અનુભૂત અદ્‌ભુત પ્રસંગો

'શ્રી શ્રેયાંસજિન અંતરજામી, આતમરામી નામી રે'— **શ્રી આનંદઘનજી**

**શ્રીમદ્‌**માં લઘુવયથી કોઈ અતીંદ્રિય જ્ઞાનશક્તિ હતી તેના કેટલાક પ્રસંગોનું આગલા પ્રકરણમાં દિગ્દર્શન કર્યું. તે સૂચવે છે કે **શ્રીમદ્‌** કોઇ અદ્‌ભુત વિશિષ્ટ અતીંદ્રિય જ્ઞાની હતા અને તે કઈ કોટિના? તે હાલ આપણે ચોક્કસપણે કહી શકતા નથી, કારણ કે તેવા વિશિષ્ટ જ્ઞાની જ તેમની આત્મદશાનું યથાર્થ મૂલ્યાંકન–માપ કરી શકે. **શ્રીમદ્‌**ની આ અતીંદ્રિય જ્ઞાનશક્તિ અંગેની એક ઓર વિશિષ્ટતા એ છે કે **શ્રીમદ્‌જી** સામા માણસના મનઃપરિણામ–અંતર્‌પરિણામ જાણી શકતા, સામા માણસના હૃદયમાં હોય તે પ્રશ્નોના વગર પૂછયે ઉત્તર–સમાધાન આપી દેતા,–એ તો ઘણા પરિચયીઓએ—સત્સંગપ્રસંગીઓએ અનેકવાર અનુભવ્યું છે. આ ચરિત્રાલેખકના પૂ. સદ્‌. પિતાશ્રીએ (**મનઃસુખભાઈ કિરતચંદ મહેતાએ**) પણ તેવા પોતાના જાતિઅનુભવના કેટલાક (તેર) પ્રસંગો 'જીવનરેખા' માં 'અંતર્યામીપણું' શીર્ષક પ્રકરણમાં તાદૃશ્ય આલેખ્યા છે. તેમાંથી થોડાક પ્રસંગોનો સાર ભાગ અત્ર અવતારશું. તેમજ બોટાદના **શ્રી મણિલાલ ગાંધીએ** પોતે જાતે અનુભવેલા પ્રસંગની નોંધ લખી છે, તેનો પણ સારસંક્ષેપ અત્ર આપશું. આ બન્ને મહાનુભાવો **શ્રીમદ્‌**ના સત્સંગપ્રસંગમાં કંઇક મોડા આવ્યા હોવાથી તેમણે નોંધેલા **શ્રીમદ્‌**ના અંતર્યામીપણાના આ અનુભૂત પ્રસંગો જો કે આગળ ઉપર બન્યા છે તો પણ પ્રસ્તુત વસ્તુને લગતા હોઇ એના અનુસંધાનમાં જ અત્ર આ પ્રકરણમાં આપ્યા છે. તેમાં પ્રથમ **શ્રી મનઃસુખભાઈ**ના અનુભૂત પ્રસંગો રજૂ કરશું.

### ૧. મનઃસુખભાઇના અનુભવ પ્રસંગો

શ્રી મનસુખભાઇને **શ્રીમદ્‌** સમીપે વવાણીએ જવા તીવ્ર ઉત્કંઠા હતી. તેવામાં ૧૯૫૫ના ચૈત્ર વદ ૬ ના દિને **શ્રીમદ્‌** પોતે જ મોરબી પધાર્યા. તેના ખબર મળતાં મનસુખભાઇને દર્શનાર્થે **શ્રીમદ્‌** સમીપે રસ્તામા જે વિકલ્પો ઉત્પન્ન થયા અને પછી જે પ્રસંગો બન્યા, તેનુ પૂર્વાપર સંબંધ સહિત તાદૃશ્ય રોચક શબ્દચિત્ર મનઃસુખભાઇએ આલેખ્યુ છે તે તેમના જ શબ્દોમાં આ રહ્યું—

[૧] જતાં રસ્તામાં વિકલ્પ થયા કરતા હતા કે મને મળશે કે નહિ? મારી સાથે બોલશે કે નહિં? મને આદરભાવ આપશે કે નહિં? કાનની બહેરાશ આ સાલથી જ આવી છે, તેઓશ્રીનું બોલવું હું સાંભળી શકીશ કે નહિં? ત્યાં તો કોઈ શ્રીમંત, ધીમંત, પ્રતિષ્ઠિત, અધિકારી, વકીલ, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ વગેરેનો સમુદાય મળ્યો હશે; હું સંકોચ

પામીશ.– ઇત્યાદિ વિકલ્પો થયા કરતા હતા. ત્યાં અંતે શા. રેવાશંકર જુંઆભાઈનું મકાન જ્યાં **શ્રીમદ્‍**નો નિવાસ હતો તે આવ્યું. ડેલીના માળ ઉપર ચઢતાં નિસરણીના ઉપલે પગથીએથી સામા ખૂણામાં ગાદીતકીએ બિરાજેલ **શ્રીમદ્‍**નાં પવિત્ર દર્શન થયાં. આસપાસ ઉપર જણાવેલ પ્રકારનો સમુદાય બેઠો હતો. પરમાર્થચર્ચા ચાલતી હતી. દર્શન થતાં જ કોઈ અવક્તવ્ય ભાવ સ્ફુર્યો અને મૂક વાણીએ, મધ્યમા વાચાએ, 'પંચિંદિય સંવરણો' ઇત્યાદિ સદ્‍ગુરુસ્તુતિ થઈ ગઈ! આ અંતર્યામીપણું.

તરતજ તેઓશ્રીએ બોલાવી સત્કાર્યો, સમીપ બેસાડ્યો; કુશળસમાચારાદિ પૂછી હૃદયનો ભાર ઓછો કર્યો. ઉપર જે વિકલ્પો ઉત્પન્ન થયેલા જણાવેલ છે, તે ઉપશમી ગયા. સંકોચ દૂર થયો! આ **અંતર્યામીપણું.** પાંચેક મિનિટ પછી ફરી જ્ઞાનચર્ચા શરૂ થઈ. બહેરાશનાં કારણે મને સૂત્રસંધિ અતૂટ નહોતી રહેતી. એટલે અરધો કલાક બેસી ઊઠ્યો. ઘેર આવ્યો. ઘરમાં મારાં પત્નીને **શ્રીમદ્‍** સંબંધી વાત કરી. આવા ઉત્તમ પુરુષનો યોગ છતાં આપણે વિષય–કષાયથી ભરપૂર! ઇત્યાદિ ખેદ થતો હતો. વળતી સવારે **શ્રીમદ્‍** સમીપે ગયો. કશા તાત્કાલિક પ્રસંગ વિના પ્રથમ શબ્દ **શ્રીમદે** ઉચ્ચાર્યા તે–'**મનસુખ,** વિશેષ થઇ શકે તો સારૂં; જ્ઞાનીઓને સદાચરણ પણ પ્રિય છે, ખેદ કર્તવ્ય નથી.' મનોગત ભાવ જાણવારૂપ આ અંતર્યામીપણું.

(૨) સમીપમાં જતાં કાંઇ પૂછવા ધારેલું હોય, તે ત્યાં જતાં પૂછવાની જરૂર જ ન રહે, એવા પ્રકારે જ પોતે જ્ઞાનવાર્ત્તાદિ શરૂ કરતા. જ્ઞાનવાર્ત્તા પૂરી થઇ રહે. પૂછે કે કેમ **મનસુખ,** કાંઇ પૂછવું છે? પૂછવાનું હોય તેના ખુલાસા તો વાર્ત્તાલાપમાં આવી જતા. એટલે પૂછવાપણું કાંઇ ન રહેતું. આવું વખતોવખત બનતું. આ મનોગત ભાવ જાણવારૂપ અંતર્યામીપણું.

(૩) કોલેજના રજાના દિવસ હોઇ સં. ૧૯૫૫ના ચૈત્ર વદમાં એક દિવસ હું બહાર ફરવા ગયો હતો. રસ્તામાં સહજ કુતૂહળભાવે વિચાર થયો કે આ તિથિ શા માટે? પાંચમ, આઠમ, બીજ, ચૌદશ એમ તિથિને બદલે ધર્મપર્વના દિવસને બદલે ચોથ કે છઠ, સાતમ કે નોમ, કે તેરશ ઇત્યાદિ હોય તો શું ખોટું? આમ એક વિકલ્પ માત્ર ઉભો થયેલો અને તે તિથિ તોડવા માટે નહિં, પણ વિચારણા માટે. પછી તો એ વિકલ્પ તરત શમાઇ ગયો. પણ ત્યારપછી જ્યારે **શ્રીમદ્‍** પાસે જવાનું થયુ ત્યારે કોઇ પણ પ્રસંગ વિના શરૂઆતનાં વચન **શ્રીમદે** પ્રકાશ્યાં તેઃ– **મનસુખ, તિથિ પાળવી.** આ અંતર્યામીપણું.

(૪) ઉપર જણાવેલ અરસામાં મારા એક સ્નેહીને મેં **શ્રીમદ્‍**ના આગમન સંબંધી તથા તેઓશ્રીના સમાગમલાભની વિગત લખી. તે ભાઇએ મને જવાબ લખી એક જ્ઞાનપ્રશ્ન **શ્રીમદ્‍**ને પૂછવા બીડ્યું. તે ભાઈ સત્સંગના ખોજક છે. તેમની નોકરી સરકારી પોલિસ ખાતામાં હતી, અને માયાકપટભરી નોકરીથી કંટાળતા–મુંઝાતા હતા. આ સંબંધી વિગત મારા ઉપરના જવાબમાં હતી. જ્ઞાનપ્રશ્ન જૂદું હતું. તે પત્ર પ્રશ્ન સાથે રાત્રે મળ્યો. સવારે પત્ર ઘેર રાખી પ્રશ્ન લઇ, **શ્રીમદ્‍** સમીપે હમેશના નિયમ મુજબ ગયો. કાંઇ

જ્ઞાનવાર્તા શ્રવણ કર્યા પછી મેં કહ્યું–સાહેબ, કોઇ ભાઇ આ પ્રકારે પ્રશ્ન પૂછે છે. પ્રશ્નનો ઉત્તર આપવા પૂર્વે, **શ્રીમદે** કહ્યું–કોણ? ફલાણો પૂછે છે? કયાં? ફલાણે ઠેકાણે છે? નોકરી માયાકપટભરી છે? મુંઝાય છે બહુ? મેં પૂછયું–સાહેબ, આપના પર પત્ર છે? **શ્રીમદે** કહ્યું–ના, તમારા પર પત્ર આવ્યો છે ને શું? આવેલ પત્ર ઘેર હતો. આ ભાઇને **શ્રીમદ્‌** સાથે કદી પરિચય ન હતો; તેણે **શ્રીમદ્‌ને** પત્ર લખ્યો ન હતો; તેમ વ્યવહાર સંબંધ આદિ એવાં હતાં કે **શ્રીમદ્‌ને** એના સંબંધી જણાવાની જરૂર રહે, જાણવાનું સાધન મળે એ ઓછું હતું. આ બધી મેં ખાત્રી કરી. **શ્રીમદ્‌નો** ઉપલો વર્ત્તાવ એ અંતર્યામીપણું.

(૫) સં. ૧૯૫૬ના કાર્ત્તક વદ ૧૨ બુધવારના રોજ હું મુંબઈમાં હતો. ત્યાં પરીક્ષા માટે ગયો હતો. કોટમાં મારા એક સ્નેહીને ત્યાં ઉતર્યો હતો. આ દિવસે **શ્રીમદ્‌** સાથે જમવાનું હતું.××× મનમાં ઇચ્છા હતી કે કોઈક વચનામૃતો **શ્રીમદ્‌** તરફથી મળે તો!××× ત્યાં તે જ અરસામાં ચીનાઈ કાગળ (આખા તા) ઉપર જાતજાતનાં બૉર્ડરનાં ખૂણા આદિ ઉપર ચિત્રામણરૂપે લખાયલાં વચનો **'જડ ને ચેતન બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન'** એ આદિ, તથા **'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા, નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે,–'** ઇત્યાદિ વચનામૃતોની પ્રાપ્તિ થઇ. **કાયાની વિસારી માયા** એ પદ તો ફરી ફરી ચાર પાંચ વખત સુંદર ગંભીર હલકથી પોતે **શ્રીમુખે** પ્રકાશી ગયા. આ અંતર્યામીપણું.

(૬) સં. ૧૯૫૬ના વૈશાખ સુદ ૮ શુક્રવારે **શ્રીમદ્‌** વઢવાણ તરફથી મોરબી પધારવાના હતા. મારે રજાના દિવસ હતા. હું વાંકાનેર સુધી સામે સવારની ગાડીમાં ગયો. વઢવાણની ગાડીને આવવાનો વિલંબ હતો. એક બાલ સહાધ્યાયી સિગ્નલર સાથે ગાડીના ડબામાં બેઠો. આ ભાઈ પાસે ગીતગોવિન્દ પુસ્તક હતું. મેં આ અરસામાં સ્વ. મણિભાઇ નભુભાઇના વિવેચનવાળું ભગવદ્‌ગીતા કેટલુંક વાંચ્યું હતું, મને કેટલોક પરમાર્થ સારો લાગ્યો હતો. આ ભાઇને મેં ભગવદ્‌ગીતાના પરમાર્થ સંબંધી પૂછ્યું. તે ભાઈએ કહ્યું કે ભગવદ્‌ગીતા તો અમારૂં શાસ્ત્ર છે અને તેનો પાઠ તો રોજ અમે કરીએ છીએ. મેં પ્રથમ શ્લોક "ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે સમવેતા યુયુત્સવઃ" ઇત્યાદિના અર્થ–પરમાર્થ તે ભાઇને પૂછયા. તે ભાઇએ કહ્યું કે તે તો હું નથી જાણતો. મને સમજાયા હતા તેવા હર્ષભેર તેને કહ્યા; તેને બહુ આનંદ થયો અને ભગવદ્‌ગીતા એકલા પાઠરૂપે નહિં, પણ મનનરૂપે વિચારવાની જરૂરીયાત સમજાઇ. ત્યાં વઢવાણ તરફની ગાડી આવી. **શ્રીમદ્‌** પધાર્યા. મોરબીની ગાડીમાં બિરાજ્યા. હું પણ બેઠો. **ત્યાં ખીસામાંથી 'ભગવદ્‌ગીતા' (થિઓસોફિવાળાનું તે અરસામાં જ ભાષાંતર થઇ બહાર પડેલ) કાઢી મને આપ્યું!** ઉપર જણાવેલ ભગવદ્‌ગીતા સંબંધી વાર્ત્તાલાપને હજી પૂરો પા કલાક નહોતો થયો, ત્યાં આ ઘટના બની! 'કાગનું બેસવું અને તાડનું પડવું'– એમ પણ અનાયાસે હોઈ શકે. પણ ઉપર પ્રસંગો જણાવ્યા છે, તેને અનુસરીએ તો તો આ પ્રસંગ માટે પણ **ગુપ્ત ચમત્કાર,** અંતર્યામીપણાનો ખુલાસો આવી ખડો થાય છે.

(૭) આજ રોજ સાંજે **શ્રીમદ્**ને વવાણીએ પધારવાનું હતું. વવાણીઆ તરફથી ગાડી આવી જવાનો વખત સાંજના છનો હતો તે જ ગાડી પાછી સાત વાગ્યે વવાણીઆ તરફ વળતી. પ્રથમ સ્ટેશન પર **શ્રીમદ્** સાથે હું એકલો ગયો હતો. ગાડી આજે મોડી હતી. ઘણી જ્ઞાનવાર્ત્તાનો લાભ મળ્યો. ભાઇઓ એક પછી એક આવવા માંડ્યા. આઠ થયા. ગાડી ન આવી. ઉનાળો અને અજવાળીયુ હતું. સ્ટેશન પાસે ચોકમાં બધું મંડળ (ઝાઝું થતાં) બેઠું. નવ થયા. ગાડી આવી. હવે હમણાં ગાડી આવશે અને **શ્રીમદ્** વવાણીઆ તરફ પધારશે એમ થતું હતું. જ્ઞાનવાર્ત્તાનો રસ જામ્યો હતો. **શ્રીમદ્** સમીપેથી ઊઠવાનું મન થતું ન હતું. હું સાંભળી શકું તે પ્રકારે **શ્રીમદ્** વાણી પ્રકાશતા હતા. નવ થવા આવ્યા હતા. ગાડી આવવાની તૈયારીમા હતી. ત્યાં મને કોઈ બોલાવવા આવ્યું. મારે જવું પડ્યું! મન **શ્રીમદ્** તરફ હતું, તન ઘર તરફ જતું હતું. દુઃખ બહુ થયુ. હું દરવાજે પહોંચ્યો હઈશ એટલામાં **શ્રીમદ્**, ગાડી આવી ગઈ હતી છતાં, બધો સંગાથ લઇ શહેર ભણી પાછા પધાર્યા! હું તો ઘેર ગયો હતો. **શ્રીમદ્** પાછા પધાર્યાની ખબર મને બીજે દિવસે સવારે પડી. આ પણ અંતર્યામીપણું, જ્ઞાનીનો નિષ્કારણ કરુણાશીલ સ્વભાવ.

(૮) આ વરસના અષાઢમાં **શ્રીમદ્** વવાણીએથી મોરબી પધાર્યા છે. એ અરસામાં એક દિવસ બપોરે ઘેરથી મારા કામ પ્રસંગે હું ટપાલ ઑફિસે ગયો. ત્યાં પોસ્ટ માસ્તર મારા પિતાશ્રીએ **શ્રીમદ્**નું એક રજીસ્ટર બુકપોસ્ટ તેમને તરત પહોંચે તેટલા માટે મને આપ્યુ. હું તે લઇ **શ્રીમદ્** પાસે જઉં છું, ત્યાં મોટા રસ્તા ઉપર ડેલી બ્હાર ટોપી પહેરેલ **શ્રીમદ્** મારી રાહ જોઈ ઉભા છે, જતાં જ **શ્રીમદે** કહ્યુ તમે અમારૂં પુસ્તક લઈને આવો છો તેની રાહ જોતા ઉભા છીએ. આ પણ અંતર્યામીપણું.

આમ ઋજુમૂર્તિ **મનસુખભાઈ**એ ઋજુ નિખાલસભાવે **શ્રીમદ્**ના અંતર્યામીપણા અંગેના આ તાદૃશ્ય વર્ણવેલા સ્વાનુભવપ્રસંગો પરથી સુજ્ઞ વાંચકો સ્વયં જોઈ શકશે કે **શ્રીમદ્**માં મનોગત ભાવ જાણી શકે એવો કોઇ અતીંદ્રિય જ્ઞાનવિશેષ હતો. **શ્રીમદ્**ના પ્રથમ દર્શનાર્થે જતાં રસ્તામાં મનસુખભાઈ જે વિકલ્પતરંગોમાં ઝોલા ખાતા હતા, તે વિકલ્પ તરંગો અન્યત્ર બિરાજમાન અંતર્યામી **શ્રીમદ્**ના અંતરૂમાં ઝીલાયા હતા! એ ખરેખર! અદ્ભુત આશ્ચર્યકારક ઘટના હતી! પતિ–પત્ની વચ્ચેના વાર્ત્તાલાપનો 'વાયરલેસ' પણ તેમના મનઃ–જ્ઞાનકેન્દ્રમાં ઝીલાયો હતો એ પણ અદ્ભુત ઘટના હતી! તેમજ–પૂછવા ધારેલ પ્રશ્નો પૂછવા જ ન પડે એમ વગર પૂછ્યે સમાધાન કરી દે એવી મનોગત ભાવ જાણવારૂપ **શ્રીમદ્**ની અદ્ભુત અતીંદ્રિય જ્ઞાનશક્તિ મનસુખભાઇને વારંવાર દર્શન દેતી! તિથિ સંબંધી વિકલ્પતરંગ મનસુખભાઇના મનમાં ઊઠ્યો અને શમાઇ ગયો, તે પણ **શ્રીમદ્**ના સ્વચ્છ જ્ઞાનદર્પણમાં પ્રતિબિંબિત થયો! **શ્રીમદ્**થી સર્વથા અપરિચિત એક સ્નેહીએ મોરબી મનસુખભાઈ પર મોરબીથી ૨૫ માઈલ દૂર આવેલા વાંકાનેરથી લખેલા પત્રની વિગતવાર હકીકત **શ્રીમદ્**ના અતીંદ્રિય જ્ઞાનમાં પ્રતિભાસિત થઈ! **શ્રીમદ્**ની વચનપ્રસાદી પ્રાપ્ત થાય તો કેવું સારૂં–એવો મનસુખભાઈના મનનો મનોરથ મનોગત ભાવ જાણનારા મનોવિજ્ઞાની

**શ્રીમદ્‌**ની વચનામૃતપ્રસાદીથી શીઘ્ર પૂર્ણ કરાયો! તેમજ–વાંકાનેર સ્ટેશને **શ્રીમદ્‌** તરફથી મનસુખભાઇને પૂર્વાપર વિરોધ અવલોકવા ગીતાના પુસ્તકનું પ્રાપ્ત થવું, મનસુખભાઇના મનોગત ભાવ જાણી **શ્રીમદ્‌**નું નિષ્કારણ કરુણાથી મોરબી રોકાઇ જવું, પુસ્તક માટે **શ્રીમદ્‌**નું રાહ જોતા ઊભા રહેવું–એ આદિ અદ્‌ભુત ઘટનાઓ અતીંદ્રિયજ્ઞાની **શ્રીમદ્‌**નું કેવું અદ્‌ભુત અંતર્યામીપણું પ્રકાશે છે!

## ૨. મણિભાઈના અનુભવપ્રસંગો

શ્રી મનઃસુખભાઈની **શ્રીમદ્‌**ના અંતર્યામીપણા અંગેની આ અનુભવકથા ઉપરાંત એક બીજી અનુભવકથા બોટાદના મણિલાલ રાયચંદ ગાંધીની સ્મૃતિનોંધમાં પ્રાપ્ત થાયછે. આ મણિલાલ રાયચંદ ગાંધીએ બે વાર દીક્ષા લેવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ થયો. એક વખત સૌભાગ્યભાઇ બોટાદ આવ્યા ને સગાસંબંધીઓની સૂચનાથી તેમણે મણિલાલને યુક્તિથી સમજાવ્યા અને **શ્રીમદ્‌**ને પત્ર લખવા જણાવ્યું. એટલે મણિલાલે પત્ર લખ્યો તેના ઉત્તરમાં **શ્રીમદે** ૧૯૪૮ના ભાદ્ર. સુદ ૧ના પત્રમાં (અં. ૪૦૧) લખ્યુ—'જીવને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થવો એ એક મોટો ગુણ જાણીએ છીએ; અને તે સાથે શમ, દમ, વિવેકાદિ સાધનો અનુક્રમે ઉત્પન્ન થવારૂપ જોગ પ્રાપ્ત થાય તો જીવને કલ્યાણની પ્રાપ્તિ સુલભ થાય છે, એમ જાણીએ છીએ.' ઇ. સતશિક્ષા લખી મોકલી. એટલે દીક્ષા સંબંધી વૃત્તિ ક્ષોભ પામવાનું લખી મણિલાલે **શ્રીમદ્‌**ના સમાગમની ઇચ્છા લખી જણાવી. તેના ઉત્તરમાં (અં. ૪૦૭) **શ્રીમદે** કેટલીક સત્‌શિક્ષા લખી જણાવ્યું—'અમારૂં તે પ્રદેશની લગભગથી કોઈવાર જવા આવવાનું હોય ત્યારે વખતે સમાગમજોગ થવા જોગ હશે તો થઇ શકશે.' આમ બે–ત્રણ વર્ષ વીતી ગયા. તે પછીની હકીકતના સાદા સામાન્ય લાગતા પ્રસંગો **શ્રીમદ્‌**ના મનોગત ભાવ જાણવારૂપ અસામાન્ય અંતર્યામીપણા પર અદ્‌ભુત પ્રકાશ નાંખે છે. એટલે આગળ પાછળના સંબંધનો–પૂર્વપશ્ચાત્ ભૂમિકાનો (Back-ground) પૂરેપૂરો ખ્યાલ આવે એ અર્થે તે તાદૃશ્ય વર્ણનની કહાણી મણિલાલ ગાંધીના પોતાના જ શબ્દોમાં રજૂ કરશું.

તે પછી સં. ૧૯૫૧ની સાલમાં સાહેબજી હડમતાલે પધાર્યા. સાથે શ્રી સોભાગભાઈ, ગોશળીઆ ડુંગરશીભાઇ તથા શ્રી લીંબડીવાળા મુમુક્ષુભાઇઓ હતા. મને શ્રી બોટાદમા ત્રીજે દિવસે ખબર મળ્યા, પરંતુ તે દિવસે મારા વડીલ શ્રી ભાવનગર ગયેલા હોવાથી ભાવનગર પત્ર લખી શ્રી હડમતાલે જવાની રજા મગાવી. જવાબમાં મારા વડીલે લખ્યુ કે અમો શ્રી બોટાદ આવ્યા પછી તને શ્રી હડમતાલે મોકલશું. એ પત્ર વાંચી ઘરની મેડી ઉપર બેસી બહુ દીલગીર થઇ ગયો અને આંખોમાંથી આંસુ નિકળી ગયા. તે વખતે માત્ર હું એકલો હતો. પછી હિંમત રાખી બીજો પત્ર રજા મંગાવવા માટે લખ્યો. જવાબમાં શ્રી હડમતાલે જવાની હા, બેચાર સંબંધીઓ સાથે લઇ જવાની રજા આવી. એટલે ઘણી ખુશી સાથે રાતની મીક્સ ગાડીમાં જવા તૈયાર થયો. તૈયાર થતી વખતે દૃઢ પ્રતિજ્ઞાથી નિશ્ચય કર્યો હતો કે મારા વગર બોલ્યે સાહેબજી મારા મનનો ખુલાસો–સમાધાન કરે તો જ અનાજ ખપે. ફક્ત પાણી મોકળું રાખ્યું હતું.





પછી શ્રી હડમતાલે સવારમાં હું પહોંચ્યો; ત્યાં બ્હાર કૂવાની પાસે સાહેબજી તથા સાથે પચીશેક મુમુક્ષુભાઈ બેઠા હતા, ત્યાં જઇ પગે લાગી સૌની પછવાડે બેસી ગયો. થોડીવાર સાહેબજીએ મારા સામું જોયા કર્યું. પછી તરત ત્યાંથી ઊઠી જ્યાં ઉતારો હતો ત્યાં ગયા. ×× હું ઉઠી ચાલવા માંડ્યો. એટલે પૂજ્યશ્રીએ કહ્યું—મણિલાલ ! તું કેમ જાય છે ? તારા માટે બધાને રજા આપું છું. એટલે હું બેઠો. પછી સાહેબજી પોતે ઉઠ્યા અને કહ્યું કે બ્હાર ચાલો. એટલે હું શ્રી સોભાગ્યભાઈ તથા ડુંગરભાઇ શ્રી સાહેબજી પાછળ ચાલ્યા. તે મકાનની ખડકી પાસે પહોંચ્યા ત્યાં ભાઈશ્રી કેશવલાલ નથુભાઈએ દૂધનો પ્યાલો લઇ સાહેબજીને પીવા માટે આમંત્રણ કર્યું. લગભગ બે મીનીટ ત્યાં ઉભા રહ્યા. પૂજ્યશ્રીએ કહ્યું—દૂધ પીવાનો વખત રહ્યો નથી, કેમકે જમવાનો વખત થવા આવ્યો છે; અને આ મણિલાલે બોટાદથી ચાલતી વખતે દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે મારા મનનો ખુલાસો મારા વગર બોલ્યે કરી આપે તે પછી મારે અનાજ ખપે. તો તે માણસ જમવા બેસે નહીં, તો આપણાથી કેવી રીતે બેસી શકાય ? માટે તેમનો ખુલાસો વહેલાસર કરવો તે ઠીક છે.

ત્યાથી પછી બહાર ચાલતા થયા. પ્રથમ સાહેબજી ચાલતા હતા. પછવાડે હું તથા બીજા ત્રણ ચાર મુમુક્ષુઓ સાથે જતા હતા. તે દરમ્યાન સાહેબજીએ પાછું વાળી જોયુ. પૂજ્યશ્રીએ કહ્યું—બધાનું સાથે કામ નથી. સૌ ઉભા રહ્યા, ત્યાં હું પણ ઉભો રહ્યો. પૂજ્યશ્રીએ કહ્યું—મણિલાલ ! તું ચાલ. પછી અમે ચાલતાં ચાલતાં એક ગાઉ દૂર ગયા. તે વખતે હું કંઇ પણ બોલ્યા વગર ચાલતો હતો. પૂજ્યશ્રીએ કહ્યું—મણિલાલ ! જ્યારે શ્રી હડમતાલે આવવું હતું અને તે વખતે તારા વડીલ પાસે રજા મેળવવા ભાવનગર કાગળ લખેલા. પ્રથમ જવાબમાં ના આવવાથી શા માટે દીલગીર થયો ? ને તારા ઘરની મેડી ઉપર એકલો બેસી રોયો. તને અમે સં. ૧૯૪૮ની સાલના પત્રથી જણાવ્યુ હતું કે એટલામા અમારૂં નજીકમાં આવવાનું થશે, એ વખતે સમાગમ થશે. તે વાત ચોક્કસ હતી છતા તારે દીલગીર થવાનું કંઇ કારણ નહોતું. તારે અહીં આવવાનું નિમિત્ત હતું જ. મેં કહ્યું—સાહેબજી ! આપ નજીકમા પધાર્યા છતા અને દર્શનનો લાભ ન થાય તો હું જેવો નિર્ભાગી કોણ ? એમ વિચારથી મને આસુ આવી ગયા હતા.

તે પછી ત્યાંથી પાછા ફરતાં કેટલીક ગુપ્ત વાતો કે જે મારા એક સિવાય કોઇ પણ જાણતું હતું નહીં, તે તમામ કૃપાળુશ્રીએ પોતાની મેળે સર્વે મને કહી બતાવી. તેની સાથે યોગ્ય શિખામણો આપી. શ્રીકૃપાળુશ્રી દરેક બાબત પોતાની મેળે કહેતા, ફક્ત હું હાજી કે નાજી એટલો જ જવાબ આપતો.

ત્યાંથી પાછા ફરી ગામની નજીક પાદરમાં એક ઘણું કરી લીંબડાનું ઝાડ હતું, ત્યાં આવીને ઊભા રહ્યા. પૂજ્યશ્રીએ કહ્યુ—મણિલાલ ! અહીં બેસશું. મેં કહ્યુ—જેવી આજ્ઞા. પછી ત્યા બેઠા, અને ધર્મઉપદેશની વાતો કરતા હતા.—તેવામાં બોટાદના ગ્હેવાસી ભાવસાર આણંદજી મોરારજી ઉંમર વર્ષ આશરે (૫૫)ની હતી, તેઓ તે જ દિવસે દર્શન કરવા આવેલ; અને તે ફક્ત અમારી અને તેની નજર પડી શકે તેટલે દૂર ગામને ઝાંપે

ઉભા ઉભા કાંઇ વિચાર કરતા હતા. દરમ્યાન પૂજ્યશ્રીએ કહ્યું-મણિલાલ! પેલા ઉભા છે તે કોણ છે? આણંદજી એનું નામ છે? એ માણસ એના મનમાં એવો વિચાર કરે છે કે-રાયચંદ કવિ મણિલાલને દીક્ષા લેવાનો બોધ કરે છે, માટે બોટાદ જઈને રતનશી ગાંધીને વાત કરવી છે. તો તેને અહીં બોલાવી તેની શંકા દૂર કરીએ તો તને કંઈ અડચણ છે? મેં કહ્યું-જી, આપે કહ્યું તે જ પ્રમાણે તેનું નામઠામ છે. અને આપની આજ્ઞા હોય તો તેને બોલાવું; મને કંઈ અડચણ નથી. પૂજ્યશ્રીએ કહ્યું-તો ભલે તેને બૂમ પાડીને બોલાવ. મેં-ઓ આણંદજી! અહીં આવો-એમ બૂમ પાડતાં તે સાંભળી તરત આવ્યા.

આણંદજી-સાહેબજી! નમસ્કાર છે. પૂજ્યશ્રી-તમારૂં નામ આણંદજી છે? આણંદજી-હાજી.

પૂજ્યશ્રી-તમારા મનને વિષે શું કલ્પના થાય છે? આણંદજી-નાજી, કંઈ નહીં.

પૂજ્યશ્રી-નહિં, નહિ, ખુશીથી કહો. તેમાં અમને કાંઈ ખોટું લાગવાનું નથી. જીવ એવી ભ્રમણાથી જ રખડે છે, અને તેમ સૌને થાય છે, માટે કહો.

આણંદજી-નાજી, કંઈ કલ્પના થઈ નથી.

પૂજ્યશ્રી-જુઠું શા માટે બોલો છો? તમે સામે ઉભા એવો વિચાર કરતા હતા કે રાયચંદ કવિ મણિલાલને દીક્ષા લેવાનો બોધ કરે છે, માટે બોટાદ જઇ રતનશી ગાંધી તથા રાયચંદ ગાંધીને કહી દેવું છે. કહો, તે વાત ખરી?

આણંદજી-અહો સાહેબજી! મારી બહુ ભૂલ થઈ. આપે કીધું તે સર્વે સત્ય વાત છે. આપે મારા મનની વાત જાણી. મારી ભૂલ થઈ. માફી માગું છું. આપ તો મોટા પુરુષ છો, આપ હલકી શિખામણ આપો નહિં.

પૂજ્યશ્રી-તેમાં અમારે માફ કરવા જેવું કાંઈ છે નહિં. કેમકે જીવ એવી ખોટી કલ્પના કરતાં ભૂલો પડયો છે. તમે આઠ પ્રશ્નો જે પૂછવા ધારીને આવેલા છો તેનો એક જ જવાબ છે.

(કેવી જાતના પ્રશ્નો ને કેવો જવાબ આપ્યો તે યાદ નથી. તેથી લખી શકતો નથી.)

આણંદજી-સાહેબજી! આપને ધન્ય છે! ઘણા ઘણા સાધુઓએ પણ મને જોઇએ તેવો ખુલાસો આપ્યો નહોતો માટે સર્વે ખુલાસો મળી ગયો. મારાથી આપની કોઈ પ્રકારે આશાતના થઇ હોય તેની ક્ષમા માગું છું.

પછી કેટલીક વાતો ધર્મસંબંધી ચાલી. પછી ઉતારે આવ્યા, અને પડખેના ઓરડામાં સાહેબજી, શ્રી ડુંગરભાઈ તથા શ્રી સોભાગભાઇ વગેરે જમવા બેઠા. માર્ગ નહિં હોવાથી હું બેઠો નહિં. અંદર પીરસાઇ તૈયાર થયુ. મારા મનને વિષે કલ્પના ઊઠી કે સાહેબજી સાથે બેસીને જમવાનું થાય તો બહુ આનંદ આવે. તેમ મનમાં આતુરતા થવા માંડી.

પૂજ્યશ્રીએ કહ્યુ-જમવાનું શરૂ થઇ શકે તેમ નથી. મણિલાલનું મન બહાર બેઠા

બહુ આતુર થાય છે, સાથે બેસી જમવાની ઇચ્છા કરે છે, માટે તેને અહીં સાથે બેસવાનો માર્ગ કરો.

તુરત એક ભાઇ મને અંદર જમવા માટે તેડી ગયા, જમવા બેસાડચો. અને જમવાનું શરૂ કર્યું. જમતાં જમતાં વિચાર થયો કે સાહેબજી આપણને આગ્રહ કરી પોતાને મોઢે બોલી એક રોટલી લેવાનું કહે તો બહુ આનંદ થાય. પૂજ્યશ્રીએ એક ભાઇને હુકમ કર્યો કે એક રોટલી લાવો અને મણિલાલને પીરસો, અને ઘી અને સાકર ખૂબ આપો. એ પ્રમાણે ધારેલી મુરાદ પાર પડી. ઇત્યાદિ. (અગાસ આશ્રમ સંગૃહીત પરિચય–નોંધના આધારે.)

આમ મણિભાઈએ ભોળાભાવે જેમ બન્યા છે તેમ આ સાદા દેખાતા સ્વાનુભવ પ્રસંગ આલેખ્યા છે, તે પરથી પણ વિચક્ષણ વાંચકો **શ્રીમદ્**નું અંતર્યામીપણું કેવું હતું તે સ્વયં વિચારી શકશે. પોણોસો–સો માઇલ દૂર આવેલા બોટાદમાં મણિભાઇ પોતાના ઘરની ચેડીમાં ખિન્ન થઇ એકાંતે છાને ખૂણે રુદન કરે છે, તે પોણોસો–સો માઇલ દૂર આવેલા હડમતાલામાં બિરાજમાન **શ્રીમદ્**ના સ્વચ્છ જ્ઞાનદર્પણમાં દેખાય છે! **શ્રીમદ્**ના દર્શન–સમાગમાર્થે હડમતાલા આવવા બોટાદથી નિકળતી વેળાએ મણિભાઇ મુગ્ધ ભાવે જે વગર બોલ્યે સમાધાનનો અને અન્નત્યાગનો અભિગ્રહ–સંકલ્પ કરે છે, તે હડમતાલે બેઠા બેઠા **શ્રીમદ્**ના દિવ્ય જ્ઞાનમાં પ્રતિભાસે છે! એક મણિભાઈ જ પોતે જાણતા હતા તે મણિભાઇની મનોગત ગુપ્ત વાતો મનોગત ભાવ જાણનારા **શ્રીમદ્** કહી દેખાડે છે! દૂર ઊભા ઊભા આણંદજીભાઇ પોતાના મનમાં શંકા–કુશંકારૂપ કલ્પના-તરંગ કરે છે, તેને પાસે બોલાવરાવી માર્દવમૂર્તિ **શ્રીમદ્** તેની મિથ્યા કલ્પનારૂપ શંકા દૂર કરાવી આશ્ચર્યમુગ્ધ કરે છે! અને ભોજનવેળાએ મણિભાઇનો **શ્રીમદ્** સાથે બેસીને જમવાનો મનોરથ તેનો મનોગત ભાવ જાણી વાત્સલ્યમૂર્તિ **શ્રીમદ્** પૂર્ણ કરે છે! એ ચમત્કારિક ઘટનાઓ પણ અતીંદ્રિય જ્ઞાની અંતર્યામી **શ્રીમદ્**નું કેવું અદ્ભુત અંતર્યામી-પણું પ્રકાશે છે!

આમ **શ્રીમદ્**ના અંતર્યામિપણાના આ અનુભૂત પ્રસંગો આ અનુભવનારાઓના જ શબ્દોમાં અત્ર જેમ છે તેમ પૂર્વાપર સંબંધપૂર્વક આપ્યા છે તે પરથી, અને બીજા પણ તેવા ઘણા ઘણા અનુભવપ્રસંગો બન્યા છે તે પરથી, **શ્રીમદ્** સામા માણસના મનઃપરિણામ–અંતરૂપરિણામ જાણી શકતા એ ખરેખરી અનુભવસિદ્ધ હકીકત (fact, reality) છે એમ સ્વયંસિદ્ધ થાય છે, અને તે અનીંદ્રિયજ્ઞાની શ્રીમદ્દના જીવનની એક પરમ અદ્ભુત–પરમ આશ્ચર્યકારક–પરમ ચમત્કારિક હકીકત છે. અને આ અંતર્યામીના બીજા અર્થ પ્રમાણે–અંતરૂમાં જે જાય–ગમન કરે તે અંતર્યામી–અધ્યાત્મ-ગામી, એવું જેણે અંતર્મુખ ગમન કર્યું હોય, તેને તે અંતર્ જાણવારૂપ અંતર્યામી-પણું સંભવે છે; એટલે અંતરૂમાં જેણે ગમન કર્યું છે–જે ખરેખરા અંતર્યામી–અધ્યાત્મ-ગામી થયા છે એવા **શ્રીમદ્** જેવા પૂરા આધ્યાત્મિક પુરુષને–પરમ શુદ્ધ આત્માને તેવું બીજાના અંતરૂભાવ જાણવારૂપ અંતર્યામીપણું કેમ ગુલભ ન હોય?

卐

## પ્રકરણ ત્રેવીશમું

# શ્રીમદ્‌ની આત્મદૃષ્ટિ અને ચારિત્રસૃષ્ટિ

'હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ.'—શ્રીમદ્ રાજચંદ્ર

અતીંદ્રિય જ્ઞાનશક્તિ—યોગશક્તિના અને અંતર્યામીપણાના આવા આત્મચમત્કારનું સહજ દર્શન તેવા ખરેખરા અંતર્યામી—અંતર્ગામી આધ્યાત્મિક પુરુષમાં જ જોવાનું બની શકે, અને ઉક્ત અવધાન—જ્યોતિષાદિ લૌકિક પ્રદર્શનોને આમ લીલામાત્રમાં વિસર્જન કરવાનું આત્મપરાક્રમ પણ તેવા પૂરા આધ્યાત્મિક પુરુષથી જ બની શકે—કે જેનામાં અલૌકિક આત્મદૃષ્ટિ પરિણામ પામી હોય, બહિર્મુખ દૃષ્ટિ છોડી જેની દૃષ્ટિ અંતર્મુખ થઇ હોય. આ અધ્યાત્મદૃષ્ટિ જેનામાં પ્રગટે છે—ખૂલે છે ને ખીલે છે, તે આત્મા જ અધ્યાત્મનિમજ્જન કરવાને સમર્થ થાય છે. આજન્મયોગી શ્રીમદ્‌માં આ અલૌકિક યોગદૃષ્ટિ—અધ્યાત્મદૃષ્ટિ અદ્ભુતપણે પ્રગટી હતી—ઉત્તરોત્તર ખૂલતી ને ખીલતી ગઈ હતી, એ જ એમના આટલા ત્વરિત અધ્યાત્મનિમજ્જનનું રહસ્યકારણ છે. આ અધ્યાત્મદૃષ્ટિના અનુસારે જ એમની આત્મપરિણતિ અને આત્મવૃત્તિ ઉત્તરોત્તર વિકાસ પામતી ગઈ હતી,— આ આત્મદૃષ્ટિ પ્રમાણેજ એમની આત્મચારિત્રસૃષ્ટિ પણ સર્જાતી ગઇ હતી.

કારણકે દૃષ્ટિ તેવી સૃષ્ટિ અને દર્શન તેવું સર્જન. દૃષ્ટિ સમ્યક્ હોય તો દર્શન પણ સમ્યક્ હોય ને સર્જન પણ સમ્યક્ હોય; દૃષ્ટિ મિથ્યા હોય તો દર્શન પણ મિથ્યા હોય ને સર્જન પણ મિથ્યા હોય. દેહ તે હું એ દૃષ્ટિ મિથ્યાદૃષ્ટિ છે, આત્મા તે હું એ સમ્યગ્‌દૃષ્ટિ છે. જગતમાં બે પ્રકારની દૃષ્ટિ પ્રવર્ત્તે છેઃ દેહ તે હું એવી દેહમાં આત્મદૃષ્ટિરૂપ દેહાત્મદૃષ્ટિ, અને આત્મા તે હું એવી આત્મામાં આત્મદૃષ્ટિરૂપ આત્માત્મદૃષ્ટિ. આમ બે પ્રકારના અહં જગતમાં પ્રવર્ત્તે છે. એક મ્યાનમાં બે તલવાર રહી શકે નહીં, તેમ એક આત્મામાં આ બે અહં સાથે રહી શકે નહિં; એક અહં મરે તો બીજો જીવે, બીજો જીવે તો પ્હેલો મરે. શ્રીમદ્‌ને દેહનો અહં નષ્ટ થઇ આત્માનો અહં સ્પષ્ટ થયો છે જગતમા સર્વ કોઈ 'હું' ને માટે—અહં ને મમને માટે પ્રવૃત્તિ કરે છે; જો 'હું'—અહં ખોટે સ્થળે મૂકાયો હોય તો બધી પ્રવૃત્તિ ખોટી થાય છે, જો 'હું'—અહં સાચે સ્થળે મૂકાયો હોય તો બધી પ્રવૃત્તિ સાચી થાય છે. એટલે જે દેહાત્મદૃષ્ટિનો અહં દેહમાં મૂકાયો છે, તેની સમસ્ત પ્રવૃત્તિ દેહાર્થેજ થાય છે; અને જે આત્માત્મદૃષ્ટિનો અહં આત્મામાં મૂકાયો છે, તેની સમસ્ત પ્રવૃત્તિ આત્માર્થે જ થાય છે. જીવોનું જીવન આ સાચી—ખોટી જીવનદૃષ્ટિ પ્રમાણે સર્જાય છે, જીવોનું ચારિત્ર આ સમ્યક્—અસમ્યક્ દૃષ્ટિ પ્રમાણે ઘડાય છે. આમ પોતાની આત્મદૃષ્ટિ પ્રમાણે જીવોની ચારિત્રસૃષ્ટિ સર્જાય છે. ચારિત્ર વિનાનો કોઇ જીવ નથી, પણ પરમાં જેની આત્મદૃષ્ટિ છે તે પરચારિત્ર આચરે છે અને તે પરમાં પ્રવૃત્તિ કરતો હોઇ પરસમયપ્રવૃત્તિ કરે છે;

અને આત્મામાં જેની આત્મદૃષ્ટિ છે તે સ્વકચારિત્ર (આત્મચારિત્ર) આચરે છે અને તે સ્વમાં–આત્મામાં પ્રવૃત્તિ કરતો હોઇ સ્વસમયપ્રવૃત્તિ કરે છે. અને જેવું ચારિત્ર તેવું જ ચરિત્ર બને છે, એટલે પરચારિત્રીનું ચરિત્ર પરલક્ષી હોઈ આત્મપ્રવૃત્તિમાં બ્હેરૂં–આંધળું–મૂંગું બની જાય છે અને સ્વકચારિત્રીનું ચરિત્ર આત્મલક્ષી હોઇ પરપ્રવૃત્તિમાં બ્હેરૂં–આંધળું–મૂંગું બની જાય છે. **आत्मप्रवृत्तावतिजागरूकः परप्रवृत्तौ बधिरान्धमूकः।** **શ્રીમદ્‌**ની દૃષ્ટિ સતત આત્મા ભણી છે–સતત આત્મલક્ષી છે, એટલે એમનું ચારિત્ર પણ આત્મલક્ષી બન્યુ છે અને આમાંજ–આત્મલક્ષી આત્મચારિત્રમાં જ એમનું ચરિત્ર ચરિતાર્થ બન્યુ છે. સતત આત્મલક્ષી **શ્રીમદ્‌**ની આ આત્મદૃષ્ટિ અને તદનુકૂલ ચારિત્રસૃષ્ટિ પ્રત્યે દૃષ્ટિપાત કરવાનો અત્ર અવસર છે.

લઘુવયમાં જ જેને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યુ હતું એવા **શ્રીમદ્‌**ને દેહ–આત્માનુ ભેદવિજ્ઞાન સહજ સ્વભાવસિદ્ધ જ થઈ ગયુ હતું, એટલે લઘુવયથી એમનો સતત લક્ષ દેહથી ભિન્ન હુ દેહી–આત્મા છું એમ નિરંતરપણે મુખ્યતાથી આત્મા પ્રત્યે જ હતો. એમની લઘુવયની કૃતિઓ પુષ્પમાળાદિ પ્રત્યે દૃષ્ટિપાત કરીએ કે અપૂર્વ દર્શનપ્રભાવક મોક્ષમાળા–ભાવનાબોધ આદિ પ્રત્યે દૃષ્ટિપાત કરીએ, વચનસપ્તશતી–વચનામૃતઆદિ પ્રત્યે દૃષ્ટિપાત કરીએ કે એમના પરમોત્તમ વિવેચનાદિ પ્રત્યે દૃષ્ટિપાત કરીએ, એમના આત્માના–હૃદયના પ્રતિબિંબરૂપ પરમ અદ્‌ભુત પત્રસાહિત્ય પ્રત્યે દૃષ્ટિપાત કરીએ કે આ અવનિના અમૃત સમી 'આત્મોપનિષદ્‌રૂપ' આત્માની મહાગીતા આત્મસિદ્ધિ પ્રત્યે દૃષ્ટિપાત કરીએ,–તો એમની આ અનન્ય આત્મદૃષ્ટિ એકદમ ઊડીને આંખે વળગે છે. એમના વચનામૃતમાં સર્વત્ર આત્મા આત્મા ને આત્મા એ જ દિવ્ય ધ્વનિ ગૂંજ્યાં કરે છે. ખરેખર ! **'શ્રીમદ્‌ રાજચંદ્ર'** ગ્રંથ અથથી તે ઇતિ સુધી આત્માની મહાગીતા જ છે. આગળ ઉપરની બીજી કૃતિઓની વાત હાલ અલગ રાખી અત્રે તો તેમની ૨૦–૨૧ વર્ષ સુધીની ત્રણ–ચાર કૃતિઓમાથી કેટલાક ઉદાહરણો ટાંકીશું; અને તે પરથી ફલિત થતી **શ્રીમદ્‌ની** આત્મદૃષ્ટિ અને ચારિત્રસૃષ્ટિનું વિહંગાવલોકન કરશું.

સોળ વર્ષની વયે રચેલી મોક્ષમાળા (બાલાવબોધ) ના મુખપૃષ્ઠ પર (Title page) મૂકેલું– **'આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું'** (નિર્ગ્રંથપ્રવચન) એ જિનાગમનું પરમ રહસ્યભૂત સૂત્ર એકદમ આપણું ધ્યાન ખેંચે છે, આ વચનામૃત આટલી નાની વયે પણ **શ્રીમદ્‌**ની આત્મરુચિની પરાકાષ્ઠા પ્રકાશે છે. (૨) 'આત્માને પરમેશ્વર માનુ, આત્મ–પરાત્મ સમાન માનું. આત્માની જ માત્ર ધર્મકરણી સાચવું. આત્મસ્વતંત્રતા ખોઉં નહીં.'—આ **મહાનીતિ** (અં. ૨૦) અંતર્ગત **મહાવાક્યો** આત્માના મહામહિમા પ્રત્યે **શ્રીમદ્‌**ની અંતરંગ પ્રીતિ દાખવે છે. (૩) અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યથી અભેદ એવા આત્માનો એક પળ પણ વિચાર કરો. આત્માનું સત્ય સ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનંદમય છે હું સચ્ચિદાનંદ પરમાત્મા છું. અંતરંગ મોહગ્રંથિ જેની ગઈ તે પરમાત્મા છે. નિર્મળ અંતઃકરણથી આત્માનો વિચાર કરવા યોગ્ય છે. વસ્તુને વસ્તુગતે જુઓ. અમે બહુ વિચાર કરીને આ મૂળતત્ત્વ શોધ્યુ

છે કે—ગુપ્ત ચમત્કાર જ સૃષ્ટિના લક્ષમાં નથી. જ્યાં હું માને છે ત્યાં તું નથી; જ્યાં તું માને છે ત્યાં નથી. જ્યાં સુધી તે તત્ત્વની પ્રાપ્તિ નહીં થાય ત્યાંસુધી મોક્ષની તાત્પર્યતા મળી નથી. આત્માનો ધર્મ આત્મામાં જ છે. આત્મા જેવો કોઈ દેવ નથી.'—ઇત્યાદિ **વચનામૃત** (અં. ૨૧) અંતર્ગત વચનામૃતો સૃષ્ટિના ગુપ્ત ચમત્કારરૂપ આત્માને પામેલા મહાત્મા **શ્રીમદ્‌નો** પરમ આરાધ્ય આત્મદેવ પ્રત્યેનો પરમ પ્રેમ–ઉલ્લાસ દર્શાવે છે. (૪) 'એક ચિત્તે આત્મા ધ્યાવો, પ્રત્યક્ષ અનુભવ થશે. એકને ઉપયોગમાં લાવશો તો શત્રુ સર્વે દૂર જશે. હું કયાંથી આવ્યો? હું કયાં જઇશ? શું મને બંધન છે? શું કરવાથી બંધન જાય? કેમ છૂટવું થાય? આ વાકચો સ્મૃતિમાં રાખવાં. સિદ્ધનાં સુખ સ્મૃતિમાં લાવો. છે તે છે, પણ મન વિચાર કરવા શક્તિમાન નથી. સ્વસ્થાનકે જવાનો ઉપયોગ કરજો. જેમ બને તેમ આત્માને ત્વરાથી આરાધો. સ્વરાજપદવીઃ વતપ આત્માનો લક્ષ રાખો (દો)'—આ ૧૭ મા પૂર્વેના **બોધવચનમાંથી** (અં. ૫) આ આત્મસંબોધનરૂપ બોધવચન **શ્રીમદ્‌ની** અનુપમ આત્મદષ્ટિ દેખાડે છે. 'દોષને ઓળખી દોષને ટાળવા' એ **પુષ્પમાળા** (અં. ૨) અંતર્ગત સૂત્રને જીવનમાં ઉતારવા અને આત્મગુણની વૃદ્ધિ કરવા **શ્રીમદ્‌** કેવા અપ્રમત્ત ઉજ્જાગ્રત છે એનું પ્રત્યક્ષ દર્શન આ પોતાના આત્માને બોધ આપવારૂપ—આત્મ-સંબોધનરૂપ મુખ્યપણે સ્વલક્ષી બોધવચનમાં થાય છે, અને બીજમાંથી વૃક્ષની જેમ ઉત્તરોત્તર વિકાસ પામતા એમના **આત્મચારિત્રમય ચારત્રનું** ઉત્તરોત્તર ઘડતર કેમ થતું ગયુ તેનું બીજ અત્ર જોવા મળે છે. એટલે આ આત્મદષ્ટિ અનુસાર **શ્રીમદ્‌** પોતાનું ચારિત્રઘડતર કેવા પ્રકારે કરી રહ્યા હતા અને તેમની અંતરૂપરિણતિની ધારા કેવા પ્રવાહમાં વહી રહી હતી તેનું દિગ્દર્શન કરાવવા આ **બોધવચન** (અં. ૫) પ્રત્યે હવે કેટલાક વિશેષ દષ્ટિપાત કરશું.

આત્મદષ્ટિ અનુસાર આત્મચારિત્રસૃષ્ટિ સર્જતાં આર્ષદષ્ટા **શ્રીમદ્‌** ભાવે છે—'સ્વદ્રવ્ય–અન્યદ્રવ્ય ભિન્ન ભિન્ન જુઓ. સ્વદ્રવ્યના રક્ષક ત્વરાથી થાઓ. સ્વદ્રવ્યના વ્યાપક ત્વરાથી થાઓ. સ્વદ્રવ્યના ધારક ત્વરાથી થાઓ. સ્વદ્રવ્યના રમક ત્વરાથી થાઓ. સ્વદ્રવ્યના ગ્રાહક ત્વરાથી થાઓ. સ્વદ્રવ્યની રક્ષકતા ઉપર લક્ષ રાખો (દો). પરદ્રવ્યની ધારકતા ત્વરાથી તજો પરદ્રવ્યની રમણતા ત્વરાથી તજો. પરદ્રવ્યની ગ્રાહકતા ત્વરાથી તજો. ત્રિપદનો ઉપયોગ અનુભવવો. અનાદિનુ જે સ્મૃતિમા છે તેને વિસરી જવું. સ્મૃતિમા નથી તે સંભારો. એકાકી વિચાર હંમેશ અંતરંગ લાવવો. વસ્તુધર્મ યાદ કરો. ત્વરાથી આગ્રહ વસ્તુ તજવી. 'સદશા ગ્રહવી', પણ બાહ્ય ઉપયોગ દેવો નહીં. સંકલ્પ વિકલ્પ તજવો. આત્મઉપયોગ એ કર્મ મૂકવાનો ઉપાય છે. છે તેની તેને સોંપો (અવળી પરિણતિ) કોઇ બાધનાર નથી, પોતાની ભૂલથી બંધાય છે બંધાયેલાને જે પ્રકારે બાધ્યો તેથી ઉલટી રીતે વર્ત્તો એટલે છૂટશે. વેદનીય કર્મ ઉદય થયુ હોય તો પૂર્વકર્મસ્વરૂપ વિચારી મુંઝાવું નહીં. વેદનીય ઉદય ઉદય થાય તો 'અવેદ' પદ નિશ્ચયનુ ચિંતવવું. પુરુષવેદ ઉદય થાય તો સ્ત્રીનુ શરીર ભિન્ન ભિન્ન કરી નિહાળવું, જ્ઞાનદશાથી. બાહ્ય સ્ત્રીની જે પ્રકારની ઇચ્છા રાખો છો તેથી ઉલટી રીતે આત્માની સ્ત્રી તદ્રૂપ તે જ ઇચ્છો. સ્ત્રીઓના રૂપ

ઉપર લક્ષ રાખો છો તે કરતાં આત્મસ્વરૂપ ઉપર લક્ષ દો તો હિત થાય. ધ્યાનદશા ઉપર લક્ષ રાખો છો તે કરતાં આત્મસ્વરૂપ ઉપર લક્ષ આપશો તો ઉપશમભાવ સહજથી થશે અને સમસ્ત આત્માઓને એક દૃષ્ટિએ જોશો. એક ચિત્તથી અનુભવ થશે તો તમને એ ઇચ્છા અંદરથી અમર થશે, એ અનુભવસિદ્ધ વચન છે. અભ્યંતર દયા ચિંતવવી. બાહ્ય કરણી કરતાં અભ્યંતર કરણી પર વધારે લક્ષ આપવું. અન્યને ઉપદેશ આપવાનો લક્ષ છે, તે કરતાં નિજધર્મમાં વધારે લક્ષ કરવો. સંકટ આવ્યે પણ ધર્મ ચૂકશો નહીં. વ્યાવહારિક કામથી જે વખત મુક્ત થાઓ તે વખતે એકાંતમાં જઈ આત્મદશા વિચારજો. આત્મદશા નિત્ય અચળ છે, તેનો સંશય લાવશો નહીં. પરભાવથી વિરક્ત થા. સ્વ અને પરના નાથ થાઓ. આર્ત્ત-રૌદ્રને ત્વરાથી તજો. ધર્મધ્યાનના ઉપયોગમાં ચાલવું. ધ્યાન જેમ બને તેમ ત્વરાથી કરજે. કાયોત્સર્ગ બને તો અહોરાત્રી કરવો. (નીકર) એક કલાક કરવા ચૂકવું નહીં. ધ્યાન એક ચિત્તથી રાગદ્વેષ મૂકીને કરવું. ધ્યાન કર્યા પછી ગમે તે પ્રકારનો ભય ઉત્પન્ન થાય તો પણ બીવું નહીં. અભય આત્મસ્વરૂપ વિચારવું. અમરદશા જાણી ચળવિચળ ન થવું, ધ્યાનની સ્મૃતિ થાય ત્યારે સ્થિરતા કરી તે પછી ટાઢ, તાપ, છેદન, ભેદન, ઇત્યાદિક ઇ. દેહના મમત્વનો વિચાર લાવશો નહીં. ધ્યાનની સ્મૃતિ થાય ત્યારે સ્થિરતા કરી તે પછી દેવ, મનુષ્ય, તિર્યંચના પરિસહ પડે તો આત્મા અવિનાશી છે એવો એક ઉપયોગથી વિચાર લાવશો, તો તમોને ભય થશે નહીં અને ત્વરાથી કર્મબંધથી છૂટશો. આત્મદશા અવશ્ય નિહાળશો. અનંત જ્ઞાન, અનંત દર્શન, ઇત્યાદિક ઇ. ઋદ્ધિ પામશો.'— આ તત્ત્વગંભીર સૂત્રો જાણે કોઈ પરમ જ્ઞાન-ધ્યાનરુચિ અંતરાત્મા જીવનસૂત્રો ઘડી આત્માના ઊંડાણમાં ઉતરી રહ્યો હોય અને આત્મદૃષ્ટિ અનુસાર આત્મચારિત્રસૃષ્ટિ સર્જી રહ્યો હોય એવો સ્પષ્ટ ભાસ આપે છે.

આમ પરભાવનો પરિત્યાગ કરી આત્મામાં નિમગ્ન થવા ઇચ્છતો આ અંતરાત્મા આત્માના વિષય-કષાયાદિ વિકારો અને રાગાદિ દોષોને દૂર કરવા કેવો અપ્રમત્ત જાગ્રત છે અને કેવી ભાવના ભાવે છે તે હવે જોઈએ. 'આત્મશ્લાઘા ચિંતવવી નહીં. કોઈ નિંદા કરે તે ઉપર દ્વેષબુદ્ધિ રાખવી નહીં. કોઈના અવગુણ તરફ ધ્યાન આપશો નહીં, પણ પોતાના અવગુણ હોય તે તે ઉપર વધારે દૃષ્ટિ રાખી ગુણસ્થ થવું.'—આમ આત્મસ્તુતિ ને પરનિંદાથી પર સજ્જનશિરોમણિ **શ્રીમદ્** નિજ દોષ દેખી ટાળીને ગુણ પામવાનો અખંડ નિર્ધાર દર્શાવી, ઇંદ્રિયનિગ્રહની ભાવના કરે છે—'આહાર કરવો નહીં. આહાર કરવો તો પુદ્ગલના સમૂહને એકરૂપ માની કરવો, પણ લુબ્ધ થવું નહીં. રસાદિક આહાર તજવો. આહાર અનુક્રમે ઓછો કરવો (લેવો). સ્ત્રીનું રૂપ નીરખવું નહીં. સ્ત્રીનું રૂપ જોવાઈ જવાય તો રાગયુક્ત થવું નહીં, પણ અનિત્યભાવ વિચારવો. ક્ષણિક સુખ ઉપર લુબ્ધતા કરવી નહીં. ગીત અને ગાયન વિલાપ તુલ્ય જાણો. સુગંધી પુદ્ગલ સૂંઘવાં નહીં; સ્વાભાવિક તેવી ભૂમિકામાં ગયા તો રાગ કરવો નહીં. દુર્ગંધ ઉપર દ્વેષ કરવો નહીં. પુદ્ગલની હાનિવૃદ્ધિ ઉપર ખેદખિન્ન કે રાજી થવું નહીં.'—આમ આ પંચઇંદ્રિયવિષયો પૌદ્ગલિક છે—આત્માથી પર છે માટે અત્યંત હેય છે એવી

તત્ત્વદષ્ટિપૂર્વક વિષયત્યાગભાવના ચિંતવી કષાય-રાગાદિત્યાગભાવના ભાવે છે—'ત્વરાથી નિરભિમાની થવું. અહંકાર કરશો નહીં. બ્હાર લડો છો તે કરતાં અભ્યંતર મહારાજાને હરાવો. ક્ષણે ક્ષણે મોહનો સંગ મૂકો. રાગાદિકથી વિરક્ત થવું એ જ સમ્યગ્જ્ઞાન. બાહ્ય કુટુંબ ઉપર રાગ કરશો નહીં. અભ્યંતર કુટુંબ ઉપર રાગ કરશો નહી. કુટુંબ-પરિવાર ઉપર અંતરંગ ચાહના રાખશો નહીં. કોઈ દ્વેષ કરે પણ તમે તેમ કરશો નહીં. કોઈ તારા ઉપર દ્વેષબુદ્ધિ કરે, પણ તું તેમ કરીશ નહિં. કોઇ ઉપર જન્મ પર્યંત દ્વેષબુદ્ધિ રાખશો નહીં, કોઇને કાંઈ દ્વેષથી કહેવાઈ જવાય તો પશ્ચાત્તાપ ઘણો કરજો, અને ક્ષમાપના માગજો, પછીથી તેમ કરશો નહી.'—આ સૂત્રોમાં રાગ-દ્વેષ-મોહ-માનાદિ આંતરૂશત્રુઓ સાથે શૂરવીરતાથી લડાઇમાં ઉતરેલા—વીતરાગતા ભણી દોટ મૂકી રહેલા એક મહા વીર યોદ્ધાનું દર્શન થાય છે. અને આંતરૂયુદ્ધમાં આંતરૂ શત્રુઓને હણવા ઉદ્યત થયેલો છતાં આ યોદ્ધો સમભાવ ભાવે છે—'સમદષ્ટિમા ગજસુકુમારનું ચરિત્ર વિચારવું. સર્વને સમદ્રષ્ટિએ જુઓ, વિષમપણું મૂકવું. ચેતનરહિત કાષ્ઠ છેદતાં કાષ્ઠ દુઃખ માનતું નથી, તેમ તમે પણ સમદ્રષ્ટિ રાખજો. કોઇએ કૃતઘ્નતા કરી હોય તેને પણ સમદષ્ટિએ જુઓ. સમ દમ ખમ એ અનુભવો. શરીર પર મમત્વ રાખશો નહીં. મમત્વ એ જ બંધ. આત્માથી કર્માદિક અન્ય છે, તો મમત્વરૂપ પરિગ્રહનો ત્યાગ કરો.'—આ **બોધવચન**ના (અં.-૫) સૂત્રોમાં સમભાવભાવી મહાત્મા **શ્રીમદ્‌**ની સમત્વ-નિર્મમત્વભાવના ઓર ઝળહળે છે; અને તે વચનામૃતાંતર્ગત સમત્વનો આદર્શ સૂચવતા આ સૂત્રોથી ઓર પુષ્ટ બને છે: 'ગજસુકુમારની ક્ષમા અને રાજેમતી રહનેમીને બોધે છે તે બોધ મને પ્રાપ્ત થાઓ. મને કોઈ ગજસુકુમાર જેવો વખત આવો. કોઇ રાજેમતી જેવો વખત આવો. જડભરત અને જનકવિદેહીની દશા મને પ્રાપ્ત થાઓ.'—આ સૂત્રોમાં **શ્રીમદ્‌ રાજચંદ્ર**નું તત્ત્વકળાથી ગૂંથેલું જીવનસૂત્ર દૃશ્ય થાય છે, અને એમણે સ્વહસ્તે આલેખેલ આ શબ્દચિત્રમા એમના ચારિત્રમય ચરિત્રનું સુંદર ચિત્ર આપણી દૃષ્ટિસન્મુખ ખડું થાય છે.

આમ નિરંતર આત્મા ભણી દૃષ્ટિ ઠેરવી **શ્રીમદ્‌** પોતાનું ચારિત્રનિર્માણ કેવી રીતે કરી રહ્યા હતા તેની ઝાંખી આ અંગત બોધરૂપ **બોધવચન**ના આ સવિસ્તર અવતારેલ સૂત્રોમા થાય છે. આ આત્મદ્રષ્ટિ એ જ **શ્રીમદ્‌**ના અધ્યાત્મજીવનનો પાયો છે અને તેના ઉપર જ શ્રીમદ્‌ના ભવ્ય અધ્યાત્મ-જીવનપ્રાસાદનુ નિર્માણ થયેલું છે, આત્મા એ જ **શ્રીમદ્‌**ના જીવનનો ધ્રુવતારક છે, અને તેને અનુલક્ષીને જ **શ્રીમદ્‌**ની સમસ્ત પ્રવૃત્તિ છે, સમસ્ત દેહાર્થ કલ્પના પરિત્યજી એક શુદ્ધ આત્માર્થની સાધનામા જ **શ્રીમદ્‌**નું આત્મસમર્પણ છે. 'અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર પામવાયોગ્ય જાણી સર્વ દેહાર્થની કલ્પના છોડી દઇ એક માત્ર આત્માર્થમા જ તેનો ઉપયોગ કરવો એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઇએ'—એ એમના જ જીવનસૂત્રને ચરિતાર્થ કરવામા જ **શ્રીમદ્‌**ના આત્મચારિત્રમય ચરિત્રનુ મૂળ સૂત્ર છે.

## પ્રકરણ ચોવીશમું

# શ્રીમદ્દનું શુક્લ અંતઃકરણ અને અંતરંગ ત્યાગ-વૈરાગ્ય

'શુક્લ અંતઃકરણ વિના મારા કથનને કોણ દાદ આપશે ?'—શ્રીમદ્ રાજચંદ્ર (વચનામૃત)

આ આત્મદૃષ્ટિપૂર્વક આત્મચારિત્રસૃષ્ટિ એ જ **શ્રીમદ્દનું** જીવનસૂત્ર હોઇ એમના **અધ્યાત્મપ્રધાન આત્મજીવનની** રહસ્યચાવી (Master-key) છે. **અધ્યાત્મનિમગ્ન શ્રીમદ્દના** જીવનમાં એક પરમોત્તમ કોટિની આત્મપરિણતિ અને આત્મવૃત્તિની ઉત્તરોત્તર પ્રવર્ધમાન ધારા વહી રહી છે તેના મૂલમાં આ જ વસ્તુ છે. કથનમાત્ર કે શબ્દમાત્ર અધ્યાત્મ નહિં, પણ 'નિજ સ્વરૂપ જે કિરિયા સાધે તેહ અધ્યાત્મ કહિયે રે' ને 'ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે તો તેહશું રઢ મંડો રે'— એ **આનંદઘનજીની** અમર પંક્તિઓમાં સંગીત કરેલા ખરેખરા પરમાર્થસત્ અંતરંગ આત્મપરિણામી ભાવઅધ્યાત્મમાં નિમગ્ન **શ્રીમદ્દને** અંતરંગ વૈરાગ્યરંગ આત્માના પ્રદેશે પ્રદેશે અસ્થિમજ્જા લાગી ગયો હતો, તેનું અંતર્ગત કારણ આ જ છે. લઘુવયથી લાગેલા દૃઢ સંવેગરંગથી **શ્રીમદ્દની** સર્વસંગપરિત્યાગની અંતરંગ ભાવના ઉત્તરોત્તર બળવત્તર બની—વચ્ચે અલ્પાયુનો અંતરાય ન આવ્યો હોત તો–ફળવતી બનવાની અણી પર હતી તેનું બીજ આ જ છે. આત્માદિ પ્રતિપાદનારા જિનાગમો–ઉત્તરાધ્યયનસૂત્ર, દશવૈકાલિકસૂત્ર, ભગવતી, સૂત્રકૃતાગ આદિ પ્રત્યે અને પ્રવચનસાર–પંચાસ્તિકાય–સમયસાર આદિ મહાન્ શાસ્ત્રો પ્રત્યે, તેમજ તે તે શાસ્ત્રપ્રણેતાઓ પ્રત્યે અને ચિદાનંદજી–આનંદઘનજી–દેવચંદ્રજી–હરિભદ્રજી–યશોવિજયજી–હેમચંદ્રજી–સમંતભદ્રજી–સિદ્ધસેનજી–કબીરજી–નરસિંહમહેતાજી–સુદરદાસજી–અખાજી આદિ આધ્યાત્મિક યોગીપુરુષોના વચનો પ્રત્યે **શ્રીમદ્દને** નૈસર્ગિક પરમપ્રેમઉલ્લાસ પ્રગટ્યો હતો તે આ તેમની સહજ સ્વભાવભૂત અધ્યાત્મ-વૃત્તિને લીધે. તેવું તેવાને ખેંચે Like attracts like તે ન્યાયે તેમની અભિરુચિ આવા આધ્યાત્મિક પુરુષોના વચનો પ્રત્યે પ્રવર્ત્તી હતી. **જીવતત્ત્વ સંબંધી વિચાર, જીવા-જીવવિભક્તિ** (ઉત્તરાધ્યયનસૂત્ર અનુસાર) એ એમની લઘુવયની (૧૯મા વર્ષની) કૃતિઓમાં પણ એમની આત્મરુચિ જણાઇ આવે છે. **ચિદાનંદજી** જેવા યોગીપુરુષના **સ્વરોદય જ્ઞાનનું** વિવેચન કરવાની વૃત્તિ તેમને ઉદ્ભવી, તે તેમનો તેવા પુરુષ પ્રત્યેનો પરમાદર દાખવે છે. આ વિવેચનગ્રંથનો માત્ર પ્રારંભ જ તેમણે કર્યો છે, છતાં તેની ભૂમિકામાં પણ તેમની એક પ્રૌઢ આત્મજ્ઞાની તત્ત્વજ્ઞને છાજે એવી આ અધ્યાત્મ-પ્રધાન આત્મદૃષ્ટિ સ્હેજે જણાઈ આવે છે 'જગત્ જ્યારે અનાદિ માટે છે, ત્યારે પછી તેની વિચિત્રતા ભણીમાં વિસ્મયતા શું કરીએ ? આજ કદાપિ જડવાદ માટે સંશોધન ચાલી રહી આત્મવાદને ઉડાવી દેવાનું પ્રયત્ન છે–તો એવા પણ અનંત કાળ આવ્યા છે કે આત્મવાદનું પ્રાધાન્યપણું હતું, તેમ જડવાદ માટે પણ હતું. તત્ત્વજ્ઞાનીઓ એ

માટે કંઇ વિચારમાં પડી જતા નથી, કારણ જગતની એવીજ સ્થિતિ છે. ત્યાં વિકલ્પથી આત્માને દુઃખવવો કાં? પણ સર્વ વાસનાનો ત્યાગ કર્યા પછી જે વસ્તુનો અનુભવ થયો, તે વસ્તુ શું, અર્થાત્ પોતે અને બીજું શું? કે પોતે તે પોતે, એ વાતનો નિર્ણય લીધો. ત્યારપછી તો ભેદવૃત્તિ રહી નહીં. એટલે દર્શનની સમ્યક્તતાથી તેઓને એ જ સમ્મતિ રહી કે મોહાધીન આત્મા પોતે પોતાને ભૂલી જઈ જડપણું સ્વીકારે છે, તેમાં કંઇ આશ્ચર્ય નથી.' અત્રે પરમ નિર્વિકલ્પદશાને પામેલા **ચિદાનંદજી** આત્મજ્ઞને તેમણે આપેલી ભવ્ય અંજલિ પણ તેવા યોગીપુરુષ પ્રત્યેનો **શ્રીમદ્દ**નો આદરભાવ દાખવે છે, એટલું જ નહિં પણ તેમની (ચિદાનંદજીની) આત્મદશાનું ચોક્કસાઈ પૂર્વક માપ કરે છે કે– 'જેને અપ્રમત્ત ગુણસ્થાનકે રહેલો મુનિ એમ નિર્ગ્રંથ પ્રવચનમાં માનેલું છે, એમાંની સર્વોત્તમ જાતિ માટે કાંઇ કહેવાઇ શકાતું નથી, પણ એક માત્ર તેમના વચનનો મારા અનુભવજ્ઞાનને લીધે પરિચય થતાં એમ કહેવાનું બની શકયું છે કે તેઓ મધ્યમ અપ્રમત્ત દશામાં પ્રાયે હતા.' આમ તેમની આત્મદશાની ચોક્કસાઇપૂર્વક આંકણી (assessment, measurement) કરવાનું–યથાર્થ પરીક્ષા કરવાનું સામર્થ્ય પણ **શ્રીમદ્દ**માં હતું, તે તેમની–**શ્રીમદ્દ**ની પોતાની ઉચ્ચ આધ્યાત્મિક દશાનું સૂચન કરે છે. કારણકે પોતામાં તેવી તથારૂપ યોગ્યતા વિના આવી ચોક્કસાઈપૂર્વક પરીક્ષા કરવાનું સામર્થ્ય હોય જ કયાંથી? આમાં 'તેમના એક વચનનો' ને 'મારા અનુભવજ્ઞાનને લીધે' એ શબ્દો ખાસ મહત્વના છે. શુદ્ધાત્માનુભૂતિની દશામાં—શાસ્ત્રથી પણ પર એવી આત્મસામર્થ્યયોગની દિશામાં **શ્રીમદ્દ** આટલી નાની વયે કૂદકે ને ભૂસકે કેટલા આગળ વધી ગયા હશે તેનો આ પરથી સહજ ખ્યાલ આવે છે.

આવા સાચા અધ્યાત્મરંગી **શ્રીમદ્દ** જેવા ખરેખરા આધ્યાત્મિક પુરુષનું આધ્યાત્મિક જીવન અવલોકવા માટે આધ્યાત્મિક દૃષ્ટિ અને આધ્યાત્મિક માપ જોઇએ; એમાં બાહ્ય દૃષ્ટિ અને બાહ્ય માપ કામ ન આવે. 'ચરમ નયણ કરી મારગ જોવતો રે ભૂલ્યો સયલ સંસાર'—ચર્મચક્ષુથી–બાહ્ય દૃષ્ટિથી માર્ગ દેખતાં આખું જગત્ ભૂલાવો ખાઈ ગયું છે. બાહ્ય દૃષ્ટિથી અવલોકવામાં ભ્રાંતિ–ભૂલાવો જ થાય, સાચું સ્વરૂપ ન સમજાય ને સ્વ–પરને–પોતાને ને પરને અન્યાય થાય આ અમુક પુરુષની અંતર્પરિણતિ કેવી છે? અંતર્વૃત્તિ કેવી છે? અંતઃકરણ કેવું છે? તેની પરીક્ષા કરવાથી જ તે પુરુષનું સાચું સ્વરૂપ સમજાય, સ્વપરને–પોતાને ને પરને ન્યાય મળવાનો સંભવ થાય. **શ્રીમદ્દ**ના **વચનામૃત**નું (અં. ૨૨) જ વચન છે કે— 'મહાપુરુષના આચરણ જોવા કરતાં તેનું અંતઃકરણ જોવું એ વધારે પરીક્ષા છે.' **શ્રીમદ્દ**નું અંતઃકરણ કેવું સ્વચ્છ–પારદર્શી (Transparent) —કેવું 'શુક્લ' –શુદ્ધ–પવિત્ર–નિર્મલ–શુભ્ર–ઉજ્જવલ છે તે માટે તેમના **વચનામૃત** (અં. ૨૧)જ સાક્ષી પૂરે છે–'નિર્વિકારી દશાથી મને એકલો રહેવા દો. શુક્લ નિર્જનાવસ્થાને હું બહુ માન્ય કરૂં છું. અંતઃકરણ શુક્લ અદ્ભુત વિચારોથી ભરપૂર છે. શુક્લ અંતઃકરણ વિના મારાં કથનને કોણ દાદ આપશે?' સાતસો **મહાનીતિ**માં (અં. ૨૦) કેટલાક હૃદયસંબંધી વચન છે, તે **શ્રીમદ્દ** પોતાનુ હૃદય કેવું રાખી રહ્યા છે તેનું સહજ સૂચન કરે છે : 'હૃદયને ભ્રમરરૂપ

રાખું'— પુષ્પરસનો રસીઓ ભમરો જેમ પુષ્પરસાસ્વાદમાં લીન હોય તેમ હૃદયને આત્મગુણરસાસ્વાદમાં લીન રાખું; 'હૃદયને કમળરૂપ રાખું'—કમળ જેમ જળમાં નિર્લેપ રહે છે તેમ હૃદયને સંસારમાં નિર્લેપ રાખું; 'હૃદયને પત્થરરૂપ રાખું'— પત્થર જેમ કઠિન–કઠોર હોય તેમ આપત્તિ આવ્યે દબાય નહિં એવું કઠોર રાખું; 'હૃદયને લિંબુરૂપ રાખું'— લિંબુ જેમ સર્વત્ર ભળી જાય–મળી જાય– એકરસ બની જાય તેમ બધાની સાથે હળીમળીને રહે એવું મિલનસાર અને એકરસ–અભિન્નભાવી રાખું; 'હૃદયને જળરૂપ રાખું'—જળ જેમ સ્વચ્છ–પારદર્શી અને મલ દૂર કરનારૂં–ધોનારૂં છે તેમ મારા હૃદયને સ્વચ્છ–પારદર્શી અને અંતરૂના વિષયકષાયાદિ મલને દૂર કરનારૂં–ધોનારૂં રાખું; 'હૃદયને તેલરૂપ રાખું'— તેલ જેમ સ્નિગ્ધ–ચીકાશદાર હોય છે તેમ હૃદયને સ્નિગ્ધ–સ્નેહાળ–પ્રેમાળ રાખું, અથવા તેલ જેમ જલમાં ઉપર તરતું રહે તેમ હૃદયને સંસાર પ્રસંગમા ડૂબે નહિં એવું ઉપર તરતું રાખું; 'હૃદયને અગ્નિરૂપ રાખું'— અગ્નિ જેમ કાષ્ઠને ભસ્મ કરે છે ને સુવર્ણને શુદ્ધ કરે છે, તેમ હૃદયને કર્મ–કાષ્ઠને બાળીને ભસ્મ કરે એવું અને આત્માની અશુદ્ધિ દૂર કરી ચિત્–સુવર્ણને શુદ્ધ કરે એવું રાખું; 'હૃદયને આદર્શરૂપ રાખું'— આદર્શ–અરિસો જેમ સ્વચ્છ અને વસ્તુનું જેમ છે તેમ પ્રતિબિંબ પાડે છે પણ નિર્વિકારી હોય છે, તેમ હૃદયને સ્વચ્છ અને વસ્તુસ્વરૂપનું યથાર્થ પ્રતિબિંબ પાડનારૂં પણ નિર્વિકારી રાખું; 'હૃદયને સમુદ્રરૂપ રાખું'— સમુદ્ર જેમ સર્વનો સમાવેશ કરે એવો ગંભીર અને મર્યાદા ન લોપે એવો 'સમુદ્ર'–મુદ્રાસહિત હોય છે તેમ હૃદયને દૃષ્ટિવિશાલતાથી સર્વનો સમાવેશ કરે એવું પરમ ઉદાર આશયગંભીર અને સ્વરૂપમર્યાદા ન લોપે એવું 'સમુદ્ર'–સ્વરૂપમુદ્રાસહિત રાખું.—આ થોડા અર્થગંભીર સૂત્રોમા **શ્રીમદ્**ના હૃદયનો આદર્શ કેવો ભવ્ય જોવા મળે છે! **શ્રીમદ્**નું શુક્લ હૃદય–શુક્લ અંતઃકરણ કેવું તત્ત્વરસિક, કેવું નિર્લેપ, કેવું કઠોર–કેવું મૃદુ, કેવું મિલનસાર–કેવું અભેદભાવી, કેવું સ્વચ્છ–કેવું નિખાલસ પારદર્શી, કેવું સ્નેહાળ, કેવું ઉગ્ર–જાજ્વલ્યમાન, કેવું નિર્મળ–કેવું નિર્વિકાર, કેવું ઉદાર ગંભીર– કેવું સ્વરૂપમર્યાદાશીલ હશે, તેનો આ પરથી સુજ્ઞ વિચક્ષણ જનોને કંઈક ખ્યાલ આવે છે.

આવા શુક્લ હૃદયવાળા–સાચા શુદ્ધ અંતઃકરણવાળા **શ્રીમદ્**નો વૈરાગ્યરંગ સાચો અંતરંગપરિણામી–નિર્દંભ નિર્વ્યાજ હતો, તે તેમના જ વચનો સૂચવે છે. **શ્રીમદ્**નો અદ્ભુત વૈરાગ્ય તો ૧૯૪૨ થી હતો— 'ઓગણીસસેં ને બેતાલીસે અદ્ભુત વૈરાગ્ય ધાર રે' તે તો આપણે તે પ્રકરણમાં જોઇ ગયા. તે દિનપ્રતિદિન ઓર વૃદ્ધિ પામ્યે જતો હતો. અવધાનાદિ કૃતિઓમાં અને ઓગણીશમા વર્ષની અને તે પછીની કૃતિઓમાં પણ તેનું પ્રતિબિંબ પડે છે, અને તેમની અધ્યાત્મગર્ભા વૈરાગ્ય–ભક્તિ–જ્ઞાન–ધ્યાનાદિ પ્રત્યે કેવા જોરશોરથી દોડી રહી છે—કેવા સંવેગથી ધમી રહી છે, તેનો સહજ ખ્યાલ આવે છે. જેમકે–**મહાનીતિ**માં (અં. ૨૦)– 'વૈરાગી હૃદય રાખવું, દર્શન પણ વૈરાગી રાખવું,' ઈ વચનો, તેમજ **વચનામૃત**માં–(અં. ૨૧)– 'આ સંસારને શું કરવો? અનંતવાર થયેલી માને આજે સ્રીરૂપે ભોગવીએ છીએ. સ્રીના સ્વરૂપ પર મોહ થતાં

અટકાવવાને વગર ત્વચાનું તેનું રૂપ વારંવાર ચિંતવવા યોગ્ય છે હે જીવ ! હવે ભોગથી શાંત થા શાંત થા, વિચાર તો ખરો એમાં કયું સુખ છે? મહાસૌંદર્યથી ભરેલી દેવાંગનાના ક્રીડાવિલાસ નિરીક્ષણ કરતાં છતાં જેના અંતઃકરણમાં કામથી વિશેષ વિશેષ વિરાગ છૂટે છે તેને ધન્ય છે, તેને ત્રિકાલ નમસ્કાર છે દુઃખના માર્યા વૈરાગ્ય લઈ જગતને આ લોકો ભ્રમાવે છે સંસારરૂપી કુટુંબને ઘેર આપણો આત્મા પરોણા દાખલ છે ભડકુંક ટાળીને સંસારમાં રહીશ નહીં ' — ઇ વચનો તેની સાક્ષી પૂરે છે 'ઉજ્જ્વલ આત્માઓનો સ્વતઃવેગ વૈરાગ્યમાં ઝંપલાવું એ છે' ઇ.—ભાવનાબોધના ટંકોત્કીર્ણ વચનામૃતની ચરિતાર્થતા શ્રીમદ્‌ના અધ્યાત્મમય જીવનમાં પદે પદે દૃશ્યમાન થાય છે

આ અંતરંગ વૈરાગ્યરંગને લીધે શ્રીમદ્‌ની અંતરંગ ત્યાગભાવના—સર્વસંગ પરિત્યાગની અંતરેચ્છા પણ તેવી જ ઉત્કટ હતી 'યુવાવયનો સર્વસંગપરિત્યાગ પરમ પદને આપે છે' એ મોક્ષમાળાનું વચન તેમજ ભાવનાબોધના ત્યાગમાર્ગના પુષ્કળ પ્રશંસાત્મક વચનો શ્રીમદ્‌નું લઘુવયથી જ સર્વસંગપરિત્યાગ ભણીનું અંતરંગ વલણ દાખવે છે 'સંયતિમુનિધર્મ' (અં ૬૦)એ દશવૈકાલિકમાંથી અવતારેલ વચનામૃત અને જૂઠાભાઈ પરના પત્રમાં (અં ૫૯) 'દશવૈકાલિક સિદ્ધાંત હમણાં પુનઃ મનન કરું છું, અપૂર્વ વાત છે,'—એ અંતરોદ્‌ગારો ત્યાગમાર્ગ અંગેની શ્રીમદ્‌ની ઉગ્ર ગવેષણા અને સંવેગરંગી માનસનું તાદૃશ પ્રતિબિંબ પાડે છે 'સર્વોત્તમ પદ સર્વત્યાગીનું છે તે સાધન માટે સર્વસંગપરિત્યાગ થવાની આવશ્યકતા છે, નિર્ગ્રંથ સદ્‌ગુરુના ચરણમાં જઈને પડવું યોગ્ય છે,'—એ વચનો, તેમજ મનસુખરામ સૂર્યરામ પરના પત્રમાં (અં ૭૧)—'સર્વશાસ્ત્રના બોધનું, ક્રિયાનું, જ્ઞાનનું, યોગનું અને ભક્તિનું પ્રયોજન સ્વસ્વરૂપપ્રાપ્તિને અર્થે છે, અને એ સમ્યક્‌શ્રેણિઓ આત્મગત થાય, તો તેમ થવું પ્રત્યક્ષ સંભવિત છે,' પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરવા સર્વસંગપરિત્યાગની અવશ્ય છે, નિર્જનાવસ્થા યોગભૂમિકામાં વાસ,—સહજ સમાધિની પ્રાપ્તિ નથી, તે સર્વસંગપરિત્યાગમાં નિયમા વાસિત છે,'—એ અંતરૂર્મિઓ શ્રીમદ્‌ની સર્વસંગપરિત્યાગ પ્રત્યેની તીવ્ર ઉત્કંઠા દાખવે છે આ અંતરંગ ત્યાગ–વૈરાગ્ય અંગે તેમના બીજા પત્રોમાં પણ સીધું—આડકતરૂં સૂચવન જોવા મળે છે જેમકે–પ્રો રવજી દેવરાજ પ્રત્યેના પત્રમાં આ એક માર્મિક પંક્તિ શ્રીમદ્‌ના અંતરંગ ત્યાગ–વૈરાગ્યનું આડકતરૂં સૂચન કરે છે—'તેર મહિના થયા દેહોપાધિ અને માનસિક વ્યાધિના પરિચયથી કેટલીક શક્તિ દાટી મૂકયા જેવી જ થઈ ગઈ છે (બાવન જેવા સો અવધાન તો હજુ પણ થઈ શકે છે)' આ પત્ર લવાણી સાથી મિ ૨–૬–૧–૮–૪૨ના દિને એટલે કે સ ૧૯૪૨ના આઠમા માસના—જેઠ શુદ ૧ના દિને અને જાણે બીજો જન્મ પ્રાપ્ત હોય એવા 'અપૂર્વ અનુસાર'ના બીજા વર્ષના છઠ્ઠા માસમાં ('અપૂર્વ અનુસાર' આવ્યો ૧૯૪૧ના માગસરમાં) લખાયેલ છે અને તેર મહિના થયા' એટલે ૧૯૪૧ના વૈશાખ માસથી ('અપૂર્વ અનુસાર' આવ્યા પછી પાંચ માસથી) શ્રીમદ્‌ને 'દેહોપાધિ'—શરીર સંબંધી કોઈ ઉપાધિ આવી પડી છે, તેમજ 'માનસિક વ્યાધિ'–કોઈ ચિંતારૂપ માનસિક વ્યાધિ આવી પડી છે, તેના 'પરિચયથી'–

લાંબા વખતની સ્થિતિથી 'કેટલીક શક્તિ'–અવધાન–જ્યોતિષાદિ શક્તિ 'દાટી મૂકયા જેવી'–અંદરમાં ભંડારી દીધા જેવી થઇ ગઈ છે, ગૌણ કરી દીધી છે–દબાવી દીધી છે. અત્રે 'માનસિક વ્યાધિ'–માનસિક ચિંતા તે કઈ હશે? આર્થિક–વ્યાવહારિક સંજોગોની સંકડાશને લઇ મન ચિંતામાં પડયું હશે? કૌટુંબિક ફરજોને લઇ ચિંતામાં પડયું હશે? કોઈ પરમાર્થ સંબંધી ચિંતા–તત્ત્વમંથનરૂપ ચિંતનને લઈ ચિંતામાં પડયુ હશે? કે સંસાર પ્રત્યેના વૈરાગ્યને લઇ તેના ત્યાગ સંબંધી ચિંતામાં પડયું હશે? આ છેલ્લા બે કારણ અથવા છેલ્લા બે પ્રકારની ચિંતા વિશેષ સંભવિત લાગે છે. કારણ કે આ સમયે તેમની વૈરાગ્યદશા વધતી જતી હતી—'ઓગણીસસેં ને બેતાલીસે અદ્ભુત વૈરાગ્ય ધાર રે', એટલે યોગવાસિષ્ઠમાં જેમ **રામચંદ્રજી** વૈરાગ્ય ઉપજતાં ઉદ્વેગમાં પડયા હતા, તેમ **રાજચંદ્રજી** અદ્ભુત વૈરાગ્ય ઉપજતા સંસારથી ઉદ્વેગ પામી તેના ત્યાગની ચિંતામાં પડયા હતા. એટલે જ આ અવધાનાદિ ચમત્કારિક બાહ્ય પ્રયોગોમાં પણ તેમને રસ રહ્યો ન્હોતો અને તેથી વિરક્ત બન્યા હતા, અને એટલે જ 'કેટલીક શક્તિઓ દાટી મૂકયા જેવી જ થઇ ગઇ છે' એમ અત્ર પત્રમા મર્મમાં લખ્યુ છે. **શ્રીમદ્**ની આ 'માનસિક વ્યાધ' ત્યાગ–વૈરાગ્યચિંતા સંબંધિની જ હોવી જ જોઈએ તે નીચેના પત્રથી ઓર સ્પષ્ટ થશે.

સં. ૧૯૪૩માં વવાણીઆ બંદરથી **શ્રીમદ્** એમના એક નિકટના સગા પરના પત્રમાં લખે છે—'પત્રનો ઉત્તર નથી લખી શકયો. તમામ મનની વિચિત્ર દશાને લીધે છે. રોષ કે માન એ બેમાંનું કાંઇ નથી. કાંઇક સંસારભાવની ગમગીની તો ખરી. એ ઉપરથી આપે કંટાળી જવું ન જોઈએ ક્ષમા ચાહીએ. વાતનું વિસ્મરણ કરવા વિનંતિ છે. × × સાવચેતી શૂરાનું ભૂષણ છે. જિનાય નમઃ.' આ વચનો સૂચવે છે કે **શ્રીમદ્** આ સમયે કોઇ વિચિત્ર મનોદશામાં વર્ત્તતા હતા. તેથી આ અત્યંત નિકટના સગાને પણ પત્રનો ઉત્તર નથી લખી શકયા. આ વિચિત્ર દશા શી હશે? વૈરાગ્યરંગી **શ્રીમદ્**નું **અધ્યાત્મનિમજ્જન** એટલું બધું હશે કે તેમની બાહ્ય પ્રવૃત્તિ ઢંગધડા વિનાની–અસ્ત–વ્યસ્ત હશે અને તે બીજાને વિચિત્ર ભાસતી હશે; એટલે નહિં ઓળખી શકનારા બીજાઓ એને માટે ગમે તે ખ્યાલ બાંધી લેતા હશે. આનો ખુલાસો આ જ પત્રમાં લખે છે—'રોષ કે માન એ બેમાંનું કાંઇ નથી.' રોષથી કે માનથી આમ વિચિત્ર વર્ત્તાય છે એમ નથી, ત્યારે શું છે? 'કાંઇક સંસારભાવની ગમગીની તો ખરી. એ ઉપરથી આપે કંટાળી જવું ન જોઇએ. ક્ષમા ચાહીએ. વાતનું વિસ્મરણ કરવા વિનંતિ છે.' અત્રે 'કાંઇક' સંસારભાવની ગમગીની–સંસાર પ્રત્યેની ઉદાસીનતા–વૈરાગ્યદશા તો ખરી. આમ છે માટે વિચિત્ર ભાસતી પોતાની વર્ત્તના માટે ક્ષમા માગી છે. આ નાનો પત્ર એટલું માર્મિક સૂચન કરી જાય છે કે–(૧) **શ્રીમદ્** ત્યારે કોઈ વિચિત્ર મનોદશામાં વર્ત્તતા હતા, તે તેમના અધ્યાત્મનિમજ્જનને લીધે હતી. (૨) રોષથી કે માનથી આમ વર્ત્તન ન્હોતું પણ તેમને ખરેખરો અંતરંગ તીવ્ર વૈરાગ્ય વર્ત્તતો હતો. (૩) બીજાઓ–સગાં-સંબંધીઓ આ વૈરાગ્યમાંથી–ઉદાસીન દશામાંથી **શ્રીમદ્**ને પાછા વાળવા પ્રયત્ન કરતા

હશે; અને રોષથી કે માનથી **શ્રીમદ્દ** આમ વર્ત્તતા હશે એમ એમની વિચિત્ર વર્ત્તના અંગે કલ્પના કરતા હશે. પણ તેમ નથી જ એ અત્ર **શ્રીમદે** સ્પષ્ટ કર્યું છે. 'સાવચેતી શૂરાનું ભૂષણ છે' એ માર્મિક વચન અંતે લખ્યુ છે તે એમ સૂચવે છે કે સંસારના પ્રવાહમાં ન પડી જવાય એની સાવચેતી–સાવધાની રાખવી એ શૂરાનું–આ વૈરાગ્યરંગી આત્મવીરનું ભૂષણ છે. 'જિનાય નમઃ' એ છેલ્લે લખ્યુ છે તે તેમની ભક્તિ સૂચવવા સાથે તેમની અંતરૂપરિણતિ ધર્મમાં—ભક્તિમાં જ વહી રહી છે તેનું સૂચન કરે છે.

આમ **શ્રીમદ્દને** વૈરાગ્યમાંથી પાછા વાળવા માટે અથવા **શ્રીમદ્દ** પર બીજા બીજા વ્યાવહારિક સંજોગોનું દબાણ લાવવા માટે નિકટના સગાંસ્નેહીઓ કાંઇ ખોટું લાગે તેવું કદાચ લખતાં હશે પણ **શ્રીમદ્દને** કોઈપણ પ્રકારે ખોટું લાગતું નથી. છતાં '**વૈરાગ્યને લીધે** જોઈતા ખુલાસા લખી શકતા નથી. ખુલાસા નથી લખી શકાતા તેનું કારણ વૈરાગ્ય છે. આ સૂચવે છે કે **શ્રીમદ્દ** આ સમયે કોઈ અપૂર્વ વૈરાગ્યદશામાં વર્ત્તી રહ્યા છે, એટલે તે આડે તેમને ખુલાસો લખવા જેટલી ફુરસદ નથી,—અવકાશ નથી. અને આમ હાલ તો **શ્રીમદ્દ** કેવળ **હૃદયત્યાગી** છે, અને **સંસારથી કંટાળ્યા** છે.—કેવળ–માત્ર હૃદયથી–અંતરથી ત્યાગી છે, બાહ્યત્યાગી હજુ નથી, છતાં તે ત્યાગ કરવાની પૂર્ણ અંતરેચ્છા છે. સંસારથી કંટાળ્યા છે એટલે તે ત્યજવાની પૂરેપૂરી ધારણા છે, અને તેમ કરી–સર્વસંગપરિત્યાગ કરી અદ્ભુત આત્મપરાક્રમ સ્ફુરાવવા તત્પર છે. આવા **શ્રીમદ્દ** વૈરાગ્ય–તરંગિણીમાં ઝીલી રહ્યા છે—નિમજ્જન કરી રહ્યા છે અને અદ્ભુત વૈરાગ્યદશામાં વર્ત્તી રહ્યા છે.



## પ્રકરણ પચીશમું

# ત્યાગમાં વિઘ્ન

આમ શુક્લ અંતઃકરણવાળા અને વૈરાગ્યરસતરંગિણીમાં ઝીલી રહેલા શ્રીમદ્દનો સર્વસંગપરિત્યાગ કરી નિકળી પડવાનો મહાન્ મનોરથ હતો. **શ્રીમદ્દના** પત્રો પ્રત્યે દૃષ્ટિપાત કરતા સ્પષ્ટ જણાય છે કે વૈરાગ્યમાં ઝીલી રહેલા હૃદયત્યાગી **શ્રીમદ્દ** સંસારથી કંટાળ્યા છે, અને સર્વસંગપરિત્યાગની ગવેષણા કરી રહ્યા છે. પણ ત્યાં તો ત્યારે (૧૯–૨૦ વર્ષની વયે) જૂદી જ ઘટના બને છે ને **શ્રીમદ્દની** આ ઉત્કટ ત્યાગભાવનામા વિઘ્ન નડે છે,–હજુ માતાપિતાદિની અનુજ્ઞા મળી શકી ન્હોતી, એટલે આ મહાન્ મનોરથ સફળ થવામાં હાલ તત્કાળ વચ્ચે વિઘ્ન આવે છે, અને **શ્રીમદ્દને** પ્રારબ્ધોદયને આધીન થવું પડે છે. આગલા પ્રકરણમાં જણાવ્યું હતું તેમ માતાપિતાદિ સ્વજનો ને અન્ય સગાંસંબંધીઓ જે **શ્રીમદ્દને** ત્યાગ–વૈરાગ્ય

છોડાવવા ને ગૃહસ્થાશ્રમમાં જોડાવવા ખૂબ ખૂબ દબાણ લાવી રહ્યા હતા તે **શ્રીમદ્‌ને** 'હા' કહેવરાવવાના પોતાના પ્રયત્નમાં આખરે સફળ થયા હોય એમ જણાય છે. શ્રીમદ્‌નો પરમાર્થ પ્રત્યેનો આટલો બધો સંવેગરંગ છતાં—આટલો બધો અંતરંગ ત્યાગવૈરાગ્યરંગ છતાં તેમને એકદમ પોતાનો નિર્ણય ફેરવવો પડ્યો ને બાહ્ય ત્યાગનો સંકલ્પ તત્કાળ ખોળંબે પાડી ગૃહસ્થાશ્રમમાં જોડાવા માટે હા પાડવી પડી, તે માટે તેમના ઉપર સંજોગોનું અસાધારણ દબાણ આવી પડ્યું હોવું જોઈએ,—જેથી સંજોગાધીનપણે—પ્રારબ્ધાધીનપણે **શ્રીમદ્‌ને** આ અંગે પરાણે સંમતિ આપવી પડી. આ સંજોગોના સંદર્ભમાં એ બન્યુ હોવું સંભવિત છે કે પુનઃઅંતરૂવિચારણાથી આંતરૂનિરીક્ષણ કરતાં **શ્રીમદે** હાલ તત્કાળ પોતાની આત્માસાધના પરિપૂર્ણ કરતા રહી પોતાની આ સહજ ભાવ ઊર્મિને ઉપશમાવવાનું ત્યારે ઉચીત માન્યુ હોય.

જે સંજોગોના દબાણને લઇ **શ્રીમદ્‌ને** સર્વસંગપરિત્યાગનો પોતાનો દૃઢ સંકલ્પરૂપ નિર્ણય ફેરવવો પડ્યો, તત્કાળ પૂરતો ખોળંબે પાડવો પડ્યો, તે કયા સંજોગો હશે? તે અંગે યથામતિ વિચાર કરતાં અંતર્ગત સંશોધનથી આ ચાર પ્રકારના સંજોગો સંભવે છેઃ (૧) માતાપિતાદિનો અનુરોધ અને અનનુમતિ, (૨) કૌટુંબિક પરિસ્થિતિ, (૩) **શ્રીમદ્‌નું** આંતરૂનિરીક્ષણ, (૪) સત્સંગ અભાવ. આ ચાર પ્રકારનો અનુક્રમે સંક્ષેપ વિચાર કરશું.

માતા—પિતા—સ્વજનાદિના અનુરોધનું ચોતરફથી આક્રમણ **શ્રીમદ્** પર આવી પડ્યું હોવું જોઈએ. મહાવીર સ્વામી જેવા આજન્મ વૈરાગીને પણ માતા—પિતાદિના અનુરોધથી ત્યાગમા વિલંબ કરવો પડ્યો હતો અને ગૃહાશ્રમમાં જોડાવું પડયુ હતું આ પ્રસિદ્ધ હકીકત છે. **શ્રીમદ્‌ને** પણ આ કારણ બન્યુ હોવાનું સંભવિત છે. આની સાબીતીમા એક પ્રસંગની× નોંધ પ્રાપ્ત થાય છેઃ **શ્રીમદ્‌ના** માતાજી દેવમા અને **શ્રીમદ્** એક વખત ફળીઆમાં ખાટલા પર બેઠા હતા. **શ્રીમદે** દેવમાને કહ્યું—માતાજી! અમને તમે રજા આપો તો જંગલમાં જઇને સાધુ થાવું છે. માતાજીએ કહ્યું—ભાઇ! અમે તમને રજા કેમ આપીએ? કાંઈ સાધુ થઇ જવાય? ભાઇ! તું એવું કેમ કરે છે? માતાજીની આંખમાથી આંસુ પડ્યાં. પછી **શ્રીમદે** કહ્યું—મા! જીવતો જોગી હશે તો કોઇ દિવસ તેનું મોઢું જોવા તમને મળશે ને તમારા બારણે આવશે; પછી કોઇ રાજાનું દૃષ્ટાંત આપ્યુ. (શું આપ્યુ તે મળ્યુ નથી). માતાજીની આંખમાથી આંસુની ધારા વહેવા લાગી. **શ્રીમદે** કહ્યું—મા! તમને જેમ ઠીક લાગે તેમ. હવે હું બોલીશ નહિં. તમારે દુઃખ ન લગાડવું.' આ નાનો દેખાતો પ્રસંગ ઘણી ઘણી વાત કહી જાય છે. 'જીવતો જોગી' ઇ. શબ્દો માર્મિકપણે **શ્રીમદ્‌ની** ત્યાગની તીવ્ર તમન્ના સૂચવવા સાથે એમ સૂચવે છે કે તેમને જો માતાજી તરફથી સાધુ થવા માટે રજા આપવામાં આવશે તો એમનું ચિત્ત પ્રસન્ન પ્રફુલ્લ બની ધારેલા જીવનક્રમમાં જીવનવહન થવાના ઉત્સાહથી દીર્ઘાયુ થવા પામી જોગીરૂપે મુખદર્શન થવા પામશે; ને રજા નહિં આપવામાં આવે તો અંતરેચ્છાને

× શ્રીમદ્ રાજચંદ્ર અર્ધશતાબ્દિ સ્મારક ગ્રંથ, પૃ. ૫૭

સમાવતાં અંતરમા એટલો બધો અકથ્ય ખેદ થશે કે તેની અસર જીવન પર થશે. અને બન્યુ પણ તેમ જ. અનિચ્છાથી અનુત્સાહથી કરવામાં આવતી વેઠ જેવી પ્રવૃત્તિરૂપ ગૃહસ્થાશ્રમના વ્યવસાયનો પરિશ્રમ **શ્રીમદ્‌ને** એટલો બધો પડયો કે તેમના શરીરને ઘસારો લાગ્યો અને તેની અસર જીવન પર પડી હોય એમ બનવા જોગ છે. માતાજીને મોહને લીધે જો કે આ વાત તે વખતે ન સમજાઈ પણ પાછળથી તેમને પણ સમજાઇ ને **શ્રીમદ્‌ના** દેહત્યાગ પછી કવચિત્ અફસોસ પણ કરતા કે 'મેં ભાઈને સાધુ થવાની રજા આપી હોત તો ભાઇની ઉમર વધારે હતી, એમ ભાઈ કોઇક વખત કહેતા.' આ વાત **શ્રીમદ્‌ના** બ્હેનની પાસે માતાજીએ કરી હતી. આ ઉપરોક્ત પ્રસંગ સૂચવે છે કે **શ્રીમદ્‌નું** પરમ કરુણાળુ હૃદય માતાજીના અનુરોધથી દ્રવી ગયુ હશે અને તેઓ અનિચ્છતાં છતાં પરાણે ગૃહાવાસમાં જોડાવા સંમત થયા હશે.

બીજું કારણ કૌટુંબિક પરિસ્થિતિનું—વ્યાવહારિક–આર્થિક સ્થિતિનું સંભવે છે. આ અંગે પૂર્વે પણ આગલા એક પ્રકરણમાં કહેવાઈ ચૂકયું છે. એક વખત સારી સ્થિતિવાળા રવજીભાઇને મોટું કુટુંબ ને આર્થિક સ્થિતિ સાંકડી થઈ પડી હતી. આવો **રાયચંદ** જેવો મહાબુદ્ધિશાળી પુત્ર મને હવે સહાયરૂપ થઇ પડી મારો ભાર હળવો કરશે એવી પિતૃસુલભ મોટી મોટી આશાથી રવજીભાઈએ **શ્રીમદ્‌** પર મીટ માંડી હશે. પિતાને અર્થોપાર્જનમાં ને વિશાળ કુટુંબનિર્વાહનમાં સહાયક થવાની પવિત્ર ફરજ **શ્રીમદ્‌ના** માથે આવી પડી હતી. એક તરફ અંતરંગ ત્યાગવૈરાગ્ય સર્વસંગપરિત્યાગને માટે પોકાર પાડતો હતો અને બીજી તરફ આ કૌટુંબિક સ્થિતિ અને આર્થિક સંકડામણ ફરજ અદા કરવાની ચીસો પાડતી હતી, આ ધર્મસંકટ **શ્રીમદ્‌ને** માથે આવી પડયુ. એક સામાન્ય મનુષ્ય પણ પોતાના કુટુંબને રખડતું–રઝળતું બીજાની દયા પર પરાશ્રયે મૂકી, પોતાની ફરજને ઠોકર મારી ભાગવાનો વિચાર સુદ્ધાં ન કરે, તો **શ્રીમદ્‌** જેવો અસામાન્ય અસાધારણ વિજ્ઞ પ્રજ્ઞ પુરુષ તેમ કેમ કરે ? એટલે જ **શ્રીમદ્‌ના** આવતા પત્રોમાં આવતી સૂચક પંક્તિ સૂચવે છે કે **શ્રીમદ્‌** પોતાની કૌટુંબિક આદિ વ્યાવહારિક ફરજ અંગે પૂરેપૂરા સભાન અને સજાગર હતા **શ્રીમદ્‌ના** એક બાલમિત્ર પોપટ મનજીએ પોતાના સંસ્મરણોમા લખ્યુ છે કે—'તેમને માતુશ્રી–પિતાશ્રી કહેતા કે ભાઈ, આપણી સ્થિતિ સારી નથી માટે કાઇ ઉપાય કરો તો ઠીક ત્યારે કહેતા કે, સ્થિતિ જેવી જોઇએ તેવી સારી થશે. તે વિષે કાઈ ફીકર કરશો નહિં સારી રીતે નિભાવ થાય તેવું થશે. ૧૯૪૨મા સાહેબજી વવાણીઆ બંદરથી મુંબઈ પધાર્યા હતા. આ બધું સૂચવે છે કે આવી પડેલી કૌટુંબિક ફરજ એ બીજું કારણ બન્યુ હશે.

ત્રીજું કારણ **શ્રીમદ્‌નું** આંતરૂનિરીક્ષણ સંભવે છે. આપણે પૂર્વે ચારિત્રસૃષ્ટિના અને અંતરંગ ત્યાગવૈરાગ્યના પ્રકરણમાં જોયુ તેમ **શ્રીમદ્‌** પોતાના દોષ દેખીને ટાળવામાં અત્યંત જાગ્રત છે. પોતાનો સ્વલ્પ દોષ પણ ઘણો મોટો ભાસવો એ મહાપુરુષનું લક્ષણ છે, તેમ **શ્રીમદ્‌ને** પોતાનો અતિ અતિ સ્વલ્પ દોષ પણ ઘણો મોટો ભાસે છે. એટલે તીવ્રવૈરાગ્યભાવનાથી **શ્રીમદ્‌** રહ્યાસહ્યા સૂક્ષ્મ દોષ ટાળવાને પૂરા અપ્રમત્ત છે, છતાં

ક્વચિત્ પૂર્વકર્મવશાત્ ઊંડે ઊંડે ખૂણેખાંચરે કોઈ સૂક્ષ્મ દોષ આવી જવાની કંઈપણ સંભાવના ન રહે એવું તીક્ષ્ણ આંતરૂનિરીક્ષણ તેઓ કરી રહ્યા છે; અને સર્વસંગપરિત્યાગની મહાન્ જોખમદારી અને પરમ ગંભીરતા તેઓ પૂરેપૂરી સમજે છે, એટલે એમાં સ્વપ્નાંતરે પણ સમયમાત્ર પણ પરમાણુમાત્ર પણ દૂષણ ન જ આવવું જોઈએ, એવું તેનું પરમ ગૌરવ તેમના હૃદયમાં વસ્યું છે, એટલે તેવું મોટું પગલું ભરતાં પહેલાં પૂરેપૂરો પાકો વિચાર કરવો જોઈએ, તે ઠેઠ નિર્વાહવાનું આત્મશક્તિનું યથાર્થ માપ કાઢવું જોઈએ, અને જેવા ભાવથી ચડાય તેવા ભાવથી ઠેઠ પાર ઉતરે એમ ચઢવું જોઇએ. આ અંગે **શ્રીમદ્** પોતાને માટે પણ બહુ કડક (Cstrict) છે અને તાવી તાવીને આત્માને ને આત્મશક્તિને નિર્દંભપણે પૂર્ણ પ્રમાણિકપણે તપાસે છે. **શ્રીમદ્**ના જ નિર્દંભ નિખાલસ વચન આની સાક્ષી પૂરે છે—'નિર્ગ્રંથતા ધારણ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરજો; એ લઈને ખામી આણવા કરતાં અલ્પારંભી થજો. × × વ્રત લઈને ઉલ્લાસિત પરિણામે ભાંગશો નહીં. × × જેવા ભાવથી ચડાય તેવા ભાવથી સર્વકાળ રહેવા માટેની વિચારણા પ્રથમ કરી લે. જો તને પૂર્વકર્મ બળવાન્ લાગતાં હોય તો અત્યાગી દેશત્યાગી રહીને પણ તે વસ્તુ વિસારીશ નહીં.' એટલે આત્માને તાવી તાવીને જોવારૂપ તીક્ષ્ણ આત્મનિરીક્ષણથી નિર્દંભ નિર્દોષ ગુણધામ **શ્રીમદે** પોતાની આત્મસાધના પરિપૂર્ણ કરવા આ સહજ સ્વયંભૂ ભાવઊર્મિને તત્સમયે ઉપશમાવી પોતાના પ્રિય નિર્ણયને હાલ તુરત માટે મોકુફ રાખ્યો હોય–ઓળંબે પાડચો હોય એમ પણ સંભવે છે.

ચોથું કારણ એ પણ સંભવે છે કે **શ્રીમદ્**ને ત્યારે આત્મદશાને પોષક યથાયોગ્ય સમાધિસંગની–સંતસંગની પ્રાપ્તિનો યોગ અલભ્ય થઈ પડચો હોય ને તેથી આ ત્યાગરૂપ તત્ત્વજ્ઞાનના વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડચો હોય. આ અંગે તેવા પ્રકારનો ઉલ્લેખ તેમના પત્રોમાં જ પ્રાપ્ત થાય છે—'તત્ત્વજ્ઞાનની ગુપ્ત ગુફાનાં દર્શન લેતાં ગૃહસ્થાશ્રમથી વિરક્ત થવાનું અધિકતર સૂઝે છે,–અને ખચિત તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ આને ઉગ્યો હતો; કાળનાં બળવત્તર અનિષ્ટપણાને લીધે તેને યથાયોગ્ય સમાધિસંગની અપ્રાપ્તિને લીધે તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડચો; અને ખરે! જો તેમ ન થઈ શક્યુ હોત તો તેના જીવનનો અંત આવત. (તેના એટલે આ પત્રલેખકના. (અં. ૧૭૩) સંતો કયાં છે કે જ્યાં જઇને એ દશામાં બેસી તેનું પોષણ પામીએ? ત્યારે હવે કેમ કરવું?' (અં. ૧૨૮) ઇત્યાદિ.

આમ સમગ્રપણે આ ને આવા સંજોગોના દબાણથી **શ્રીમદ્**ને તત્કાળ સર્વસંગપરિત્યાગનો નિર્ણય હાલ પૂરતો ગૌણ કરવો પડચો—ઓળંબે પાડવો પડચો; સંજોગાધીનપણે–ઉદયાધીનપણે બાહ્યત્યાગ હાલ નહિં બનવા પામ્યા છતાં **શ્રીમદ્**નું અંતઃકરણ તો સાચા અંતરંગ ભાવથી તેને જ ઝંખતું હતું, અંતરાત્માથી નિરંતર તેને જ ભાવતું હતું. અને આમ અંતરંગ ત્યાગ–વૈરાગ્ય પૂરેપૂરા છતાં બાહ્યત્યાગમાં વિઘ્ન નડવાથી **શ્રીમદ્**ની મનોરથ ધારણા જો કે હમણાં તાત્કાલિક બર ન આવી, હમણાં તો પરિપક્વ શમન ને પરિપક્વ આત્મદશા થતાં સુધી ઉપશમાવી, પણ આ ધારણા **શ્રીમદ્**ના

હૃદયમાં સદોદિત રહી જીવનકાળપર્યંત ઓર જોરશોરથી ઉત્તરોત્તર બળવત્તર બનતી ગઈ હતી, અને તેનું સાક્ષ્ય પરિણામ આણવાની તૈયારી તેઓ કરતા હતા, તે અનુક્રમે આપણે આગળ ઉપર અવલોકશું.

અનિવાર્ય સંજોગોના દબાણને લઇ જે માટે સંમતિ આપવી પડી તે ગૃહાશ્રમ-પ્રવેશની થોડા દિવસ પૂર્વે **શ્રીમદે** પોતાના એક નિકટના સગાને મુંબઇથી પોષ વદ ૧૦ બુધ ૧૯૪૪ના દિને પત્ર લખ્યો છે, તેમાં તત્સંબંધી કેટલાક પ્રૌઢ વિચારો દર્શાવતાં પોતાની અંતર્સ્થિતિ સંબંધી વિચારો દર્શાવ્યા છે, તે તેમની તે વખતની અંતર્દશા પર વેધક પ્રકાશ પાડે છે. તત્પ્રસંગની મિતિ પોતાને અનુકૂળ નહિં છતાં સામા પક્ષના આગ્રહને લઈ તે માટે સંમતિ દર્શાવી જણાવે છે કે—'લક્ષ્મી પર પ્રીતિ નહિં છતાં તે પરાર્થિક કાર્યમાં બહુ ઉપયોગી થઇ પડત એમ લાગવાથી મૌન ગ્રહી અહીં તે સંબંધી સત્સગવડમાં હતો. ×× પણ એઓ ભણીનું એક મમત્વ-પણું ત્વરા કરાવે છે. જેથી તે સઘળું પડતું મૂકી ×× રવાના થઉં છું. પરાર્થ કરતાં વખતે લક્ષ્મી અંધાપો, બ્હેરાપણું અને મુંગાપણું આપી દે છે, જેથી તેની દરકાર નથી.' આટલું સહજ જણાવી, 'જે વિચારો સઘળી સગપણતા દૂર કરી, સંસારયોજના દૂર કરી, તત્ત્વવિજ્ઞાનરૂપે મારે દર્શાવવાના છે' એમ હૃદયમાં ઘોળાતા વિચારોનું સૂચન કરતી 'પલ્લવી બહુ સુખપ્રદ છતાં માર્મિક સ્વરૂપે આત્મસ્વરૂપ વિચારથી' લખી, પરમ પ્રેમમૂર્ત્તિ અત્યંત સરલ સ્વભાવી **શ્રીમદ્** ભાવપૂર્ણ અનુરોધ કરે છે—'તેઓ શુભ પ્રસંગમાં સદ્વિવેકી નિવડી રૂઢિથી પ્રતિકૂળ રહી પરસ્પર કુટુંબરૂપે સ્નેહ બંધાય એવી સુંદર યોજના તેઓનાં હૃદયમાં છે કે? આપ ઉતારશો કે? કોઈ ઉતારશે કે?' એમ સૂચવી **શ્રીમદ્** પોતાનું હૃદય ઠાલવે છે કે—'નિદાન, સાધારણ વિવેકીઓ જે વિચારને આકાશી ગણે તેવા વિચારો, જે વસ્તુ અને જે પદ આજ રાજ્યશ્રી ચક્રવર્ત્તિની વિક્ટોરિયાને દુલ્લભ, કેવળ અસંભવિત છે, તે વિચારો તે વસ્તુ અને તે પદ ભણી કેવળ ઇચ્છા હોવાથી ઉપર જણાવ્યુ તેથી કંઈપણ લેશ પ્રતિકૂળ બને તો તે પદાભિલાષી પુરુષનાં ચરિત્રને પરમ ઝાંખપ લાગે એમ છે. આ સઘળા હવાઈ (અત્યારે લાગતા) વિચારો માત્ર આપનેજ દર્શાવું છું. અંતઃકરણ શુક્લ અદ્ભુત વિચારોથી ભરપૂર છે. પરંતુ આપ ત્યાં રહ્યા કે હું અહીં રહ્યો!'– આ પત્રમાં ગૃહાશ્રમના ઉંબરે ઉભેલા **શ્રીમદ્**ની અંતર્ગત આત્મવિચારધારા કેવા ઓર જોર શોરથી ચાલી રહી છે તેનું દર્શન થાય છે.

અત્રે પરમ આશ્ચર્યકારક જોવા જેવું તો એ છે કે એક ૨૦–૨૧ વર્ષનો નવયુવાન ગૃહજીવનમાં પ્રવેશ કરવાની તૈયારીમાં છે, ત્યારે તેને મોહરૂપ કોઈ વિચાર તો ઉદ્ભવતો નથી, પણ અમોહબુદ્ધિથી ને વિવેકદૃષ્ટિથી તે આવા નિખાલસ **શુક્લ વિચારો** કરી રહ્યો છે, તે તેનું શુકલ વિચારોથી ભરપૂર **અંતઃકરણ** કેટલું ને કેવું '**શુકલ**'– શુદ્ધ-ઉજ્જવલ હશે તેનું સહજ સૂચન કરે છે. તેના બધા વિચારો ને ઇચ્છા એક આત્મ-વસ્તુમાં અને સ્વરૂપપદના લક્ષમાં જ કેન્દ્રિત થયેલાં છે. બીજા પ્રાકૃત જનો આકાશી

કે હવાઈ ગણે એવા 'જે વિચારો જે વસ્તુ અને જે પદ આજ રાજ્યશ્રી ચક્રવર્તિની વિક્ટોરિયાને દુર્લભ– કેવળ અસંભવિત' તેમાંજ તેની અંતરઇચ્છાનો એકધારો અખંડ પ્રવાહ વહ્યા કરે છે! 'પરાર્થ કરતાં વખતે અંધાપો બ્હેરાપણુ ને મુંગાપણું આપનારી' લક્ષ્મીના દૂષણનું પૂરેપૂરૂં ભાન છે એવા તેને લક્ષ્મી પ્રત્યે મોહ નથી ને પરવાહ નથી, છતાં સ્વાર્થે નહિં પણ 'પરાર્થે'– પરમાર્થે અથવા પરને અર્થે– પરની ખાતર– માતાપિતાદિ કુટુંબાદિ પ્રયોજનની ખાતર અર્થોપાર્જનપ્રવૃત્તિ કરવી પડે છે; તેમજ સ્વેચ્છાથી નહિં પણ પરેચ્છાથી સંજોગવશાત્ તેને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની ફરજ પડે છે. એની સ્વેચ્છા– પોતાની મુક્ત અંતરૂઇચ્છા તો કેવલ એક વસ્તુ– એક પદ ભણી જ છે. અને આમ અનિચ્છાએ ને વિરક્તચિત્તે પ્રવૃત્તિ કરતા તેનું 'અંતઃકરણ શુકલ અદ્ભુત વિચારોથી ભરપૂર' છે. આવા શુકલ વિચારોમાં રમણ કરતા **શ્રીમદ્** સં. ૧૯૪૪ના માહ શુદ ૧૨ના દિને ઝવેરી રેવાશંકર જગજીવનના વડીલ બંધુ પોપટલાલ જ ના સુપુત્રી શ્રીઝબકબ્હેન સાથે લગ્નગ્રંથિથી જોડાયા ને તેમનો ગૃહસ્થાશ્રમમા પ્રવેશ થયો.



## પ્રકરણ છવીશમું

# ગૃહસ્થાશ્રમ મધ્યે પરમ વિરક્ત દશા

રહ્યો સંસારે પણ સંસારી, રંગે નવિ લેપાયે રે;
જલમાં કમલ રહ્યુ છે તો પણ, જલનો સંગ ન થાયે રે.—(સ્વરચિત)

શુકલ અદ્ભુત વિચારોથી ભરપૂર અંતઃકરણ ધરાવતા **શ્રીમદ્** ગૃહસ્થાશ્રમ અંગે પણ પ્રૌઢ વિવેકી ગંભીર વિચારો પ્રગટે છે. મોક્ષમાળાના 'સુખ વિષે વિચાર'ના પાઠોમાં તેમણે એક ગતધર્મનિષ્ઠ સદ્ગૃહસ્થનો આદર્શ રજૂ કરતું સુંદર શબ્દચિત્ર આલેખ્યુ છે, તેમા તેમના મૌલિક વિચારોનું પ્રતિબિંબ પડે છે અને આદર્શલક્ષી તેમના શુકલ હૃદયનુ દર્શન થાય છે દરિદ્રાવસ્થાથી પીડાતો એક બ્રાહ્મણ દેવોપાસનથી લક્ષ્મી મેળવવા ઇચ્છી, કેવું વર માગવું એ માટે જગતમા સુખની શોધમાં નિકળી પડે છે, એમ એક મૌલિક મહાકથાનું બીજ જેમાં છે એવી રીતે વસ્તુનો કલાપૂર્ણ ઉઠાવ લઈ સુંદર આખ્યાયિકા રજૂ કરી છે. ઘણા ઘણા સ્થળે બટક્યો પણ ને બ્રાહ્મણને ક્યાંય નંતોષ થયો નહિં, પણ દ્વારિકાના એક મહાધનાઢ્યને દેખી તેનું મન ઠર્યું અને પોતાની કલ્પના પ્રમાણે જગતમા તેને સર્વ રીતે સુખી દીઠો. પછી પરસ્પર વાર્તાલાપમાં તે ગૃહસ્થ પોતાની બીનક આત્મકથા કહી દેખાડી સુખ વિષે પોતાના વિચારો ઉપસંહારમાં જણાવે છે—'જો કે હું બીજા કરતા સુખી છું તો પણ એ સાતાવેદનીય છે, સત્સુખ નથી.

જગતમાં બહુધા કરીને અશાતાવેદનીય છે. મેં ધર્મમાં મારો કાળ ગાળવાનો નિયમ રાખ્યો છે. સત્શાસ્ત્રોનું વાચન મનન, સત્પુરુષોનો સમાગમ, યમ નિયમ, એક મહિનામાં બાર દિવસ બ્રહ્મચર્ય, બનતું ગુપ્ત દાન, એ આદિ ધર્મરૂપે મારો કાળ ગાળું છું. સર્વ વ્યવહાર સંબંધીની ઉપાધિમાંથી કેટલોક ભાગ બહુ અંશે મેં ત્યાગ્યો છે. પુત્રોને વ્યવહારમાં યથાયોગ્ય કરીને હું નિર્ગ્રંથ થવાની ઇચ્છા રાખું છું. હમણાં નિર્ગ્રંથ થઈ શકું એમ નથી. એમાં સંસારમોહિની કે એવું કારણ નથી, પરંતુ તે પણ ધર્મસંબંધી કારણ છે ગૃહસ્થ ધર્મનાં આચરણ બહુ કનિષ્ઠ થઈ ગયાં છે, અને મુનિઓ તે સુધારી શકતા નથી ગૃહસ્થ ગૃહસ્થને વિશેષ બોધ કરી શકે, આચરણથી પણ અસર કરી શકે. એટલા માટે થઈને ધર્મસંબંધે ગૃહસ્થવર્ગને હું ઘણે ભાગે બોધી યમનિયમમા આણું છું. દર સપ્તાહે આપણે ત્યાં પાંચસેં જેટલા સદ્‌ગૃહસ્થોની સભા ભરાય છે. આઠ દિવસનો નવો અનુભવ અને બાકીનો આગળનો ધર્માનુભવ એમને બેત્રણ મુહૂર્ત્ત બોધું છું. મારી સ્ત્રી ધર્મશાસ્ત્રનો કેટલોક બોધ પામેલી હોવાથી તે પણ સ્ત્રીવર્ગને ઉત્તમ યમ-નિયમનો બોધ કરી સાપ્તાહિક સભા ભરે છે. પુત્રો પણ શાસ્ત્રનો બનતો પરિચય રાખે છે. × × આ સઘળાં ઉપરથી હું સુખી છું એમ આપને લાગી શકશે. અને સામાન્ય વિચારે મને બહુ સુખી માનો તો માની શકાય તેમ છે. ધર્મ, શીલ અને નીતિ તેમજ શાસ્ત્રાવધાનથી મને જે આનંદ ઉપજે છે તે અવર્ણનીય છે. પણ તત્ત્વદૃષ્ટિથી હું સુખી ન મનાઉં. જ્યાં સુધી સર્વ પ્રકારે બાહ્ય અને અભ્યંતર પરિગ્રહ મેં ત્યાગ્યો નથી ત્યાં સુધી રાગદ્વેષનો ભાવ છે. જો કે તે બહુ અંશે નથી, પણ છે; તો ત્યાં ઉપાધિ પણ છે. સર્વસંગ પરિત્યાગ કરવાની મારી સંપૂર્ણ આકાંક્ષા છે, પણ જ્યાસુધી તેમ થયુ નથી ત્યા સુધી કોઇ પ્રિયજનનો વિયોગ, વ્યવહારમા હાનિ, કુટુંબનું દુઃખ એ થોડે અશે પણ ઉપાધિ આપી શકે. પોતાના દેહ પર મોત શિવાય પણ નાના પ્રકારના રોગનો સંભવ છે. માટે કેવળ નિર્ગ્રંથ, બાહ્યાભ્યંતર પરિગ્રહનો ત્યાગ, અલ્પારંભનો ત્યાગ એ સઘળું નથી થયુ ત્યાસુધી હું મને કેવળ સુખી માનતો નથી. હવે આપને તત્ત્વની દૃષ્ટિએ વિચારતા માલુમ પડશે કે લક્ષ્મી, સ્ત્રી, પુત્ર કે કુટુંબ એ વડે સુખ નથી. અને એને સુખ ગણું તો જ્યારે મારી સ્થિતિ પતિત થઈ હતી ત્યારે એ સુખ કયાં ગયુ હતું? જેનો વિયોગ છે, જે ક્ષણભંગુર છે અને જ્યા અવ્યાબાધપણુ નથી તે સંપૂર્ણ કે વાસ્તવિક સુખ નથી. એટલા માટે થઇને હું મને સુખી કહી શકતો નથી.'

ઇત્યાદિ – **શ્રીમદ્**ના અંતરૂવિચારોનો પડઘો પાડતા ને હૃદયનું પ્રતિબિંબ દાખવતા આ વિચારોથી જણાય છે કે લઘુવયથી **શ્રીમદ્**નો નૈસર્ગિક ચિત્તપ્રવાહ– કુદરતી ઝોક નિર્ગ્રંથતા ભણી જ છે અને તે જ તેમનો પ્રવતારક છે તેમજ તેવી દશાના લક્ષે તે પ્રાપ્ત થવા પૂર્વે પણ એક સત્ચારિત્રસંપન્ન સત્ધર્મનિષ્ઠ સદ્‌ગૃહસ્થ પોતાના જીવતા જાગતા જ્વલંત દૃષ્ટાંતથી ઇતર ગૃહસ્થોને કોઈ અપેક્ષાએ જેવો ને જેટલો ધડો લેવા યોગ્ય સદ્‌બોધ આપી શકે, તેવો ને તેટલો ત્યાગીઓ ન આપી શકે એ આદિ પણ સાથે સાથે ગર્ભિતપણે સૂચવાયેલું જણાય છે. આ ગમે તેમ હો પણ હવે **શ્રીમદ્**નો

ગૃહાશ્રમમાં પ્રવેશ થઇ ચૂક્યો છે અને તેમના જીવનક્રમમાં પલટો આણનાર એક મોટું પગલું તેમણે ભરી લીધું છે, એટલે એમની ગૃહાશ્રમચર્યામાં ડોકિયું કરવાનું અત્ર પ્રાપ્ત થાય છે.

ગૃહસ્થજીવનમા પડયા પછી પણ **શ્રીમદ્** કાંઈ મોહાસક્ત થયા છે એમ નથી પણ અત્યંત અનાસક્ત જ રહ્યા છે, એટલુંજ નહિં પણ આપણે અનુક્રમે જોશું તેમ તેમની વિરક્તિ ઉત્તરોત્તર બળવત્તર બની વધતી જ જાય છે. તેની સાક્ષા તેમના શુકલ હૃદયના દર્પણરૂપ પત્રોમાં જ પ્રાપ્ત થાય છે. ગૃહસ્થજીવનનું લગભગ એક વર્ષ વીત્યા પછી સં. ૧૯૪૫માં લખાયેલા **'સ્ત્રી સંબંધી મારા વિચાર'** એ શીર્ષક એક લેખમાં **શ્રીમદે** સ્ફટિક જેવા સ્વચ્છ પારદર્શક હૃદયે આંતરૂનિરીક્ષણથી શુદ્ધ નિખાલસ ભાવે લખ્યુ છે—

'અતિઅતિ સ્વસ્થ વિચારણાથી એમ સિદ્ધ થયુ કે શુદ્ધ જ્ઞાનને આશ્રયે નિરાબાધ સુખ રહ્યું છે; તથા ત્યાં જ પરમ સમાધિ રહી છે સ્ત્રી એ સંસારનું સર્વોત્તમ સુખ માત્ર આવરણિક દૃષ્ટિથી કલ્પાયું છે, પણ તે તેમ નથી જ. સ્ત્રીથી જે સંયોગસુખ ભોગવવાનું ચિહ્ન તે વિવેકથી દૃષ્ટિગોચર કરતાં વમન કરવાને યોગ્ય ભૂમિકાને પણ યોગ્ય રહેતું નથી. જે જે પદાર્થો પર જુગુપ્સા રહી છે તે તે પદાર્થો તો તેના શરીરમાં રહ્યા છે, અને તેની તે જન્મભૂમિકા છે. વળી એ સુખ ક્ષણિક, ખેદ અને ખસના દરદરૂપ જ છે. તે વેળાનો દેખાવ હૃદયમાં ચિતરાઈ રહી હસાવે છે કે શી આ ભૂલવણી ? ટુંકામા કહેવાનું કે તેમાં કંઇ પણ સુખ નથી. અને સુખ હોય તો તેને અપરિચ્છેદરૂપે વર્ણવી જુઓ, એટલે માત્ર મોહદશાને લીધે તેમ માન્યતા થઇ છે, એમ જ જણાશે. અહીં હું સ્ત્રીના અવયવાદિ ભાગનો વિવેક કરવા બેઠો નથી, પણ ત્યા ફરી આત્મા ન જ ખેંચાય એ વિવેક થયો છે, તેનું સહજ સૂચવન કર્યું. સ્ત્રીમા દોષ નથી, પણ આત્મામાં દોષ છે; અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે તે અદ્ભુત આનંદમય જ છે, માટે એ દોષથી રહિત થવું એ જ પરમ જિજ્ઞાસા છે. શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહનીયને ભસ્મીભૂત કરી શકશે આ અનુભવગમ્ય પ્રવચન છે. પણ પૂર્વોપાર્જિત હજુ સુધી મને પ્રવર્ત્તે છે, ત્યાં સુધી મારી શી દશાથી શાંતિ થાય ? એ વિચારતાં મને નીચે પ્રમાણે સમાધાન થયુ. × × સ્ત્રીના સંબંધમાં કંઈ પણ રાગદ્વેષ રાખવા મારી અંશમાત્ર ઇચ્છા નથી, પણ પૂર્વોપાર્જનથી ઇચ્છાના પ્રવર્ત્તનમાં અટકયો છું.'

આમ આ અતિ અતિ સ્વસ્થ વિચારણાથી અનુભવસિદ્ધ થયેલા વિચારો દર્શાવતા આ લેખમાં–સાચું નિરાબાધ સુખ શુદ્ધ જ્ઞાનાશ્રયે છે, વૈષયિક સુખ કલ્પિત છે–વાસ્તવિક સુખ નથી, 'ક્ષણિક, ખેદ અને ખસના દરદરૂપ છે' ને અત્યંત જુગુપ્સનીય–જુગુપ્સા–ઘૃણા યોગ્ય છે ઇ. ચિંતવી, ત્યાં ફરી આત્મા ન જ ખેંચાય એ વિવેક જેને થયો છે એવા **શ્રીમદ્** લખે છે—'સ્ત્રીમાં દોષ નથી, પણ આત્મામાં દોષ છે.' એટલે કે આત્માનો જ વિકારદોષ દેખી તેથી રહિત થવાની–તે દોષ સર્વથા ટાળવાની પરમ ઇચ્છા અત્ર વ્યક્ત કરી છે; નોકષાય મોહનીયરૂપ આ દોષ જ્યારે ને જેટલો વખત હોય ત્યારે ને તેટલો વખત શુદ્ધોપયોગને બાધા–અંતરાય છે, એટલે નિરાબાધ

આત્મસુખ મેળવવા આ વિકારદોષ અવશ્ય ટાળવો જ જોઈએ એવી પરમશુદ્ધ આત્મભાવના પ્રકાશી છે. પણ આ દોષ ઇચ્છાજનિત નહિં પણ માત્ર પ્રારબ્ધોદયજનિત છે, એટલે જો શુદ્ધોપયોગની પ્રાપ્તિ થઈ તો તે સમયે સમયે 'પૂર્વોપાર્જિત'–પૂર્વપ્રારબ્ધોદયજનિત મોહનીયને 'ભસ્મીભૂત કરી શકશે,' આ અનુભવગમ્ય × પ્રવચન-શાસ્ત્રસિદ્ધ વાત અનુભવસિદ્ધ છે. અર્થાત્ શુદ્ધોપયોગની અનુભૂતિ પોતાને ઘણે અંશે અનુભવસિદ્ધ છે, અને તેનું પૂર્વોપાર્જિત મોહનીયને ભસ્મીભૂત કરવાનું સામર્થ્ય આત્મપ્રતીત છે, છતાં તેથી સંતોષ ન માનતાં **શ્રીમદ્** તે પૂર્વોપાર્જિત જ્યાં લગી ટળ્યું નથી ત્યાં લગી પોતાની શી દશાથી શાંતિ થાય તેનો વિચાર કરે છે. સ્રીના સંબંધમાં તે કંઈ પણ રાગદ્વેષ રાખવા ઇચ્છતા નથી, પણ માત્ર 'પૂર્વોપાર્જનથી'–પ્રારબ્ધોદયથી તે ઇચ્છાના પ્રવર્ત્તનમાં અટક્યા છે, અર્થાત્ પ્રારબ્ધોદય તેમ કરતાં રોકે છે.

આના જેવો જ ભાવ એક બીજા પત્રમાં દાખવતાં **શ્રીમદ્** પોતાની અંતરૂવેદના ઠાલવે છે—'સ્રીના સંબંધમાં જિજ્ઞાસા ઓર છે અને વર્ત્તના ઓર છે, પણ દુઃખ એ છે કે જિજ્ઞાસા નથી છતાં પૂર્વકર્મ કાં ઘેરે છે?' આ વેધક શબ્દોમાં **શ્રીમદ્**ના આત્માની ઊંડી અંતરૂવેદના સ્પષ્ટ દેખાઇ આવે છે અને તે સ્પષ્ટ સૂચવે છે કે—**શ્રીમદ્**ને વિષયસુખ પ્રત્યે લેશમાત્ર ઇચ્છા નથી પણ અત્યંત અનિચ્છા છે, લેશ પણ રુચિ' નથી પણ અત્યંત ઘૃણા–જુગુપ્સા છે, લેશ પણ આસક્તિ નથી પણ અત્યંત અનાસક્તિ જ છે; છતાં તે ઇચ્છાજનિત નહિં પણ પ્રારબ્ધોદયજનિત સ્વલ્પ દોષ પણ ટાળવાને તત્પર છે પણ પૂર્વકર્મ નડે છે. એની તીવ્ર ખેદમય ઊંડી અંતરૂવેદનાનું મોટું સંવેદનદુઃખ સ્વસંવેદનશીલ **શ્રીમદ્**ના અંતરાત્માના ઊંડાણમાંથી નિકળેલાં આ તીવ્ર આત્મસંવેદનમય પત્રના આ સહજ ઉદ્‌ગારોમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

ઋજુ અને નિર્દંભ સાચા પુરુષ ઋજુપણે–નિર્દંભપણે પોતાના દોષનો સ્વીકાર કરે છે. પોતામાં ન હોય એ ગુણનો દાવો કરવો એ જેમ દંભ છે, તેમ પોતામાં દેખાતા દોષને ન દેખવો તે પણ દંભ છે. **શ્રીમદ્** જેવા પરમ સાચામાં સાચા પુરુષમાં તો સ્વપ્નાંતરે પણ સમયમાત્ર પણ પરમાણુમાત્ર પણ દંભ નથી, એટલે અત્યંત નિર્દંભ **ઋજુમૂર્ત્તિ શ્રીમદ્** તો પોતાનો સ્વલ્પ પણ દોષ દેખી મુક્ત કંઠે ને મુક્ત હૃદયે તેનો સ્વીકાર કરે છે, એટલુ જ નહિં પણ તેને મોટું રૂપ આપી (magnify) આત્માને નિંદે છે, અને તેથી મુક્ત થવાની જ ભાવના ભાવે છે. ખરેખર! સત્પુરુષો સૂક્ષ્મદર્શક યંત્ર (microscope) જેવા છે. '**परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं निजहृदि विकसंतः संति संतः कियंतः?**' સૂક્ષ્મદર્શક યંત્રની જેમ નાનાને મોટું રૂપ આપનારી (magnifying) સૂક્ષ્મદષ્ટિ ધરાવતા મહત્પુરુષો–સત્પુરુષો પરગુણના પરમાણુને પણ જેમ પર્વતરૂપ કરી સ્વહૃદયમાં વિકસે છે- ઉલ્લસે છે, તેમ સ્વદોષના પરમાણુને પણ પર્વતરૂપ કરી

---

× "पुग्गलकम्मं रागो तस्स विवागोदओ हवदि एसो ।
ण दु एस मज्झ भावो जाणगभावो दु अहमिक्को ॥"
**સમયસાર ગાથા, ૧૯૯**

પોતાના હૃદયમાં અત્યંત ખેદ પામે છે, અને આમ સૂક્ષ્મમાં સૂક્ષ્મ દોષ દેખતા રહી તે દોષથી નિવર્ત્તવાની—તેના પર જય મેળવવાની ભાવનાનો ઉગ્ર પુરુષાર્થ સેવે છે, અને તેમાં અંતે વિજયી બને છે, એ જ એમનું મહત્‌પુરુષપણું- સત્‌પુરુષપણું છે **શ્રીમદ્‌**ની પણ એ જ દશા છે. પ્રારંભમાં પ્રારબ્ધોદયજનિત સ્વલ્પ વિકારદોષને દૂર કરવા **શ્રીમદ્‌**નો આત્મપુરુષાર્થ સતત ચાલુ છે અને અંતે દ્રવ્યથી અને ભાવથી પૂર્ણ બ્રહ્મચર્યધારણથી તેના પર વિજય વર્યા છે,— દ્રવ્યથી અને ભાવથી પૂર્ણ બ્રહ્મચારી બની 'મારવિજય' કર્યો છે,—એ જ એમનું પરમ સત્‌પુરુષપણું–મહત્‌પુરુષપણું છે, એ જ એમનું પરમ પૂજ્યપણું–પૂજાર્હપણું છે.

સમ્યગ્‌દૃષ્ટિ **જ્ઞાની પુરુષનું સંવેદન** ઘણુંજ તીવ્ર હોય છે, એટલે જ તેને પોતાનો સ્વલ્પ પણ દોષ ખૂબ ખૂંચે છે. સમ્યગ્‌દૃષ્ટિ જ્ઞાનીનું સંવેદન મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનીના સંવેદનથી સાવ જૂદું પડે છે. × **યોગદૃષ્ટિસમુચ્ચયમાં** કહ્યું છે તેમ— 'જેમા (વેદ્યસંવેદ્યપદમાં) અપાય આદિના કારણરૂપ સ્ત્રીઆદિ વેદ્ય આગમથી વિશુદ્ધ એવી તથાપ્રકારે અપ્રવૃત્તિબુદ્ધિથી જ સંવેદાય છે.' અર્થાત્‌ **વેદ્યસંવેદ્યપદ**- નિશ્ચયસમ્યગ્‌ દર્શન પ્રાપ્ત થયા પછી આ સ્ત્રીઆદિ પદાર્થ હેય છે- ત્યાગવા યોગ્ય છે, અનાદેય છે–ગ્રહણ કરવા યોગ્ય નથી, એવો દૃઢ નિશ્ચય—ત્રણે કાળમાં કદી ન ફરે એવો નિર્ધાર અંતરાત્મામા સ્થિર થાય છે, અને એવા નિશ્ચયને લીધે સમ્યગ્‌દૃષ્ટિ પુરુષને પૂર્વકર્મથી કદાચ ન ત્યાગી શકાય તો પણ સ્ત્રીઆદિ અપાયહેતુ પ્રત્યે અંતરાત્માથી સદાય અપ્રવૃત્તિબુદ્ધિ જ હોય- વિગતરતિરૂપ વિરતિભાવ જ હોય, તે તે પદાર્થ પ્રત્યે તે કદી પણ આત્મભાવે પ્રવર્તે નહિં જ. કારણકે જેને નિશ્ચયસમ્યગ્‌દર્શનરૂપ **વેદ્યસંવેદ્યપદ**ની પ્રાપ્તિ છે એવા સમ્યગ્‌દૃષ્ટિ જ્ઞાની સર્વ હેય-ઉપાદેય વિવેક બરાબર જાણે છે. આ વસ્તુ ત્યાગવા યોગ્ય છે અને આ વસ્તુ આદરવા યોગ્ય–ગ્રહણ કરવા યોગ્ય છે, એવો સ્પષ્ટ વિવેક, નિર્ધાર, નિશ્ચયબુદ્ધિ, સંવેદન તેના આત્મામાં દૃઢ છાપપણે અંકિત થઇ ગયેલ હોય છે. તે ભલે કદાચ તે પ્રમાણે બાહ્ય આચરણ ન પણ કરી શકે, તો પણ આ વસ્તુ ચોક્કસ છોડી દેવા યોગ્ય છે અને આ વસ્તુ ચોક્કમ આદરવા યોગ્ય છે, એવી જે તેની અંતરંગ લાગણી, સંવેદના, પ્રતીતિ, અખંડ નિશ્ચયતા તેમાં કંઇ પણ ફેર પડતો નથી. કર્મદોષ વશે તેમ કરવાની કદાચ પોતાની અશક્તિ—નિર્બળતા હોય, તો તેને માટે પણ તેને નિરંતર ખરેખરો આત્મસંવેદનમય તીવ્ર ખેદ રહે છે કે અરે! હું આ હેય વસ્તુ ત્યાગી શકતો નથી, આ વિરતિઆદિ હું આદરી શકતો નથી. આમ તે જ્ઞાનીના અંતરૂમા ભેદ પડી જાય છે. અજ્ઞાનીને તેવો સંવેદનરૂપ અંતર્‌ભેદ હોતો નથી. આમ જ્ઞાની અને અજ્ઞાનીની દૃષ્ટિમાં, વૃત્તિમાં અને પ્રવૃત્તિમાં આકાશપાતાલનું અંતર હોય છે. જેમકે—

અજ્ઞાની ભોગને ઇચ્છે છે, જ્ઞાની અનિચ્છે છે, અજ્ઞાની ભોગ પ્રત્યે દોડે છે, જ્ઞાની

---

× "वेद्य संवेद्यते यस्मिन्नपायादिनिबन्धनम् ।
तथाप्रवृत्तिबुद्ध्यापि स्त्र्याद्यागमविशुद्धया ॥" યોગદૃષ્ટિસમુચ્ચય શ્લો. ૭૩

તેથી ભાગે છે; અજ્ઞાની ભાવી ભોગની આકાંક્ષા કરતો રહે છે, જ્ઞાની આકાંક્ષા કરતો નથી; અજ્ઞાની પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરેલ ભોગને ઉત્કંઠાથી-અવિયોગબુદ્ધિથી સોલ્લાસભાવે રસપૂર્ણપણે સેવે છે, જ્ઞાની પ્રારબ્ધોદયથી* આવી પડેલ ભોગને રોગરૂપ જાણી અનુત્કંઠાથી-વિયોગબુદ્ધિથી અત્યંત સખેદભાવે નીરસપણે સેવે છે; અજ્ઞાની ભોગ ભોગવતાં ઔત્સુક્ય પરિણામથી નવાં કર્મ બાંધે છે, જ્ઞાની અનૌત્સુક્ય પરિણામથી નવાં કર્મ નથી બાંધતો-ભોગકર્મ ભોગવીને જૂનાં કર્મ નિર્જરે છે; અજ્ઞાની નહિં ભોગવતાં છતાં બંધાય છે, જ્ઞાની ભોગવતાં છતાં નથી બંધાતો!—એ એના જ્ઞાનનું** સામર્થ્ય અથવા વૈરાગ્યનું સામર્થ્ય છે; અજ્ઞાની ભોગવૃત્તિમાં રસવૃત્તિ-આસક્તવૃત્તિ ધરે છે, જ્ઞાની તપેલા લોઢા પર પગ મૂકતાં આંચકો લાગે એવી તપ્તલોહપદન્યાસવૃત્તિ-અનાસક્તવૃત્તિ ધારે છે; અજ્ઞાની કાયપાતી અને ચિત્તપાતી હોય છે, જ્ઞાની ક્વચિત્ કદાચ હોય તો માત્ર× કાયપાતી જ હોય છે, ચિત્તપાતી નથી હોતો,—કાયાથી જ એનું પતન થાય છે, ચિત્તથી તો તેનું કદી પતન થતું જ નથી. કારણ કે **શ્રી હરિભદ્રસૂરિએ યોગબિંદુ**માં કહ્યું છે તેમ-તે ભિન્નગ્રંથિ સમ્યગ્દૃષ્ટિ પુરુષનું ચિત્ત મોક્ષમાં હોય છે અને શરીર સંસારમાં હોય છે,—**मोक्षे चित्तं भवे तनुः**, એટલે તેનો સર્વ જ યોગ-ધર્મઅર્થાદિ સંબંધી વ્યાપાર ભાવથી યોગ જ હોય છે.

આમ સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની પુરુષની સમસ્ત સંસારચેષ્ટા **ભાવપ્રતિબંધ વિનાની** હોય છે, **અનાસક્ત ભાવવાળી** હોય છે. આનું ઉત્તમ દૃષ્ટાંત **શ્રી જિનેશ્વર ભગવાન્** છે. તેઓ ગૃહસ્થાવાસમાં હતા ત્યારે પણ પરમ વૈરાગ્યથી વાસિત હતા. ભોગી છતાં યોગી હતા સંસારમાં અનાસક્તભાવે જલકમલવત્ નિર્લેપ રહ્યા હતા. આવું તેમનું લોકોત્તર ચિત્ર ચરિત્ર આચાર્યોના આચાર્ય જેવા સમર્થ કવિવર **યશોવિજયજી** ઉપાધ્યાયજીએ સુંદર ભાવવાહી શબ્દોમાં આલેખ્યુ છે કે—

---

"उप्पण्णोदयभोगो वियोगबुद्धीए तस्स सो णिच्चं ।
कंखामणागयस्स य उदयस्स ण कुव्वए णाणी ॥" **સમયસાર** ગાથા ૨૧૫.

"पूर्वबद्धनिजकर्मविपाकाज्ज्ञानिनो यदि भवत्युपभोगः ।
तद्भवत्वथ च रागवियोगान्नूनमेति न परिग्रहभाव ॥"
**શ્રી અમૃતચંદ્રાચાર્ય** કૃત **સમયસારકળશ ૧૪૬**

* * "तद् ज्ञानस्यैव सामर्थ्यं वैराग्यस्य च वा किल ।
यत्कोऽपि कर्मभिः कर्म भुञ्जानोऽपि न बध्यते ॥"

"सम्यग्दृष्टेर्भवति नियतं ज्ञानवैराग्यशक्तिः, स्वं वस्तुत्वं कलयितुमलं स्वान्यरूपाप्तिमुक्त्या ॥
यस्माज्ज्ञात्वा व्यतिकरमिदं तत्त्वतः स्वं परं च, स्वस्मिन्नास्ते विरमति परात् सर्वतो रागयोगात् ॥ "**સમયસારકળશ**

આ અંગે વિશેષ માટે જુઓ **સમયસાર** નિર્જરા અધિકાર તથા **યશોવિજયજી** કૃત **અધ્યાત્મસાર**

× "कायपातिन एवेह बोधिसत्त्वाः परोदितम् ।
न चित्तपातिनस्तावदेतदत्रापि युक्तिमत् ॥
भिन्नग्रन्थेस्तु यत्प्रायो मोक्षे चित्तं भवे तनुः ।
तस्य तत्सर्व एवेह योगो योगो हि भावतः ॥" **શ્રી યોગબિન્દુ**

"રાગભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ;
ચિત્ત તમારા રે સમુદ્રનો, કોઇ ન પામે હો તાગ....શ્રી શ્રેયાંસ કૃપા કરો". શ્રીયશોવિજયજી

" यदा मरुन्नरेंद्रश्रीस्त्वया नाथोपभुज्यते ।
यत्र तत्र रतिर्नाम विरक्तत्वं तदापि ते ॥ "—શ્રી હેમચંદ્રાચાર્યજી કૃત શ્રી વીતરાગસ્તવ

અને એવું જ ઉજ્જ્વલ જીવતું જાગતું જ્વલંત દૃષ્ટાંત વર્ત્તમાનયુગમાં **શ્રીમદ્ રાજચંદ્રજી** જેવા પરમ અધ્યાત્મયોગી સમ્યગ્દૃષ્ટિ વીતરાગ પુરુષે પોતાના ઉત્તમ અધ્યાત્મચરિત્રથી પૂરૂં પાડયું છે. તે તેમનું અધ્યાત્મજીવન જેમાં ઓતપ્રોત ગુંથાયેલું છે એવા તેમના વચનામૃતને મધ્યસ્થ ભાવથી સાદ્યંત અવલોકનારને સહેજે પ્રતીત થાય છે. અત્રે ટાંકેલ ઉપરોક્ત તીવ્ર સંવેદનમય પત્રમાં **સ્વસંવેદનશીલ શ્રીમદ્**ની અત્યંત અનાસક્તિ ઝળહળે છે એટલું જ નહિં પણ પરમ વિરક્તિ પ્રકાશે છે. ગૃહસ્થાશ્રમને લગતા બીજા પત્રોમાં પણ આવા જ આત્યંતિક વિરક્તભાવનું પ્રગટ દર્શન થાય છે. જેમ કે—

એક પરિચયી ભાઈ પ્રત્યે **શ્રીમદ્** ૧૯૪૬ના પત્રમાં (અં. ૧૧૩) પોતાના ગૃહસ્થાશ્રમ અંગેનો અનુભવ લખે છે—'આપના પહેલાં, આ જન્મમાં હું લગભગ બે વર્ષથી કંઈક વધારે કાળથી ગૃહાશ્રમી થયો છું; એ આપના જાણવામાં છે. ગૃહાશ્રમી જેને લઈને કહી શકાય છે, તે વસ્તુ અને મને તે વખતમાં કંઈ ઘણો પરિચય પડયો નથી; તો પણ તેનું બનતું કાયિક, વાચિક અને માનસિક વલણ મને તેથી ઘણુંખરૂં સમજાયુ છે; અને તે પરથી તેનો અને મારો સંબંધ અસંતોષપાત્ર થયો નથી; એમ જણાવવાનો હેતુ એવો છે કે ગૃહાશ્રમનું વ્યાખ્યાન સહજ માત્ર પણ આપતાં તે સંબંધી વધારે અનુભવ ઉપયોગી થાય છે; મને કંઇક સાંસ્કારિક અનુભવ ઊગી નિકળવાથી એમ કહી શકું છું કે મારો ગૃહાશ્રમ અત્યારસુધી જેમ અસંતોષપાત્ર નથી તેમ ઉચિત સંતોષપાત્ર પણ નથી; તે માત્ર મધ્યમ છે; અને તે મધ્યમ હોવામાં પણ મારી કેટલીક ઉદાસીન વૃત્તિની સહાયતા છે.' તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનાં દર્શન કરવામાં નિમગ્ન થયેલા **વૈરાગ્યમૂર્ત્તિ શ્રીમદ્** આ જ પત્રમાં આગળ પોતાની વિરક્તતા ઉલ્લેખે છે—

'તત્ત્વજ્ઞાનની ગુપ્ત ગુફાનાં દર્શન લેતાં ગૃહાશ્રમથી વિરક્ત થવાનું અધિકતર સૂઝે છે, અને ખચીત તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ આને ઊગ્યો હતો; કાળના બળવત્તર અનિષ્ટપણાને લીધે તેને યથાયોગ્ય સમાધિસંગની અપ્રાપ્તિને લીધે તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડયો; અને ખરે ! જો તેમ ન થઈ શકયું હોત તો તેના જીવનનો અંત આવત. (તેના એટલે આ પત્રલેખકના.) જે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડયો છે, તે વિવેકમાં જ ચિત્તવૃત્તિ પ્રસન્ન રહી જાય છે, બાહ્ય તેની પ્રાધાન્યતા નથી રાખી શકાતી એ માટે અકથ્ય ખેદ થાય છે. તથાપિ જ્યાં નિરુપાયતા છે, ત્યાં સહનતા સુખદાયક છે, એમ માન્યતા હોવાથી મૌનતા છે.'

**શ્રીમદ્**ના આ તીવ્ર સંવેદનમય અંતરોદ્ગારો તેમની ગૃહાશ્રમથી અત્યંત વિરક્તિ દર્શાવવા સાથે અંતરંગ પરમ વિરક્ત દશા અંગે ઘણો ઘણો પ્રકાશ નાંખે છે. તત્ત્વ-

જ્ઞાનની 'ઊંડી'–ગંભીર ગૂઢ રહસ્યમય 'ગુફાનું' દર્શન કરી રહેલા **શ્રીમદ્**ને તેમ કરતાં—તે દર્શન લેતાં 'ગૃહાશ્રમથી વિરક્ત થવાનું અધિકતર સૂઝે છે,'— ગૃહાશ્રમ ગ્રહણ કર્યો તે પૂર્વે પણ તે વિરક્ત થવાનું–સર્વસંગપરિત્યાગ કરવાનું સૂઝયું હતું પણ હાલ અધિકતર'– વિશેષ વિશેષ સૂઝે છે. એટલે જ કહે છે—' ખચીત તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ આને ઊગ્યો હતો.'— સ્વપરભેદવિજ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાનનો વિવેક થયો તેના સહજ પરિણામરૂપે 'તે'– સર્વસંગપરિત્યાગરૂપ તત્ત્વજ્ઞાનનો વિવેક 'આને'—પોતાને ખચીત–ખરેખર ઊગ્યો હતો. તો પછી તેનું શું થયું? તેનો ખુલાસો કરે છે–કાળના–દુઃષમકાળના 'બળવત્તર'–અત્યંત બળવાન્ અનિષ્ટપણાને લીધે 'તેને'–આ પોતાને 'યથાયોગ્ય'–જેવા જોઇએ તેવા તથારૂપ 'સમાધિસંગની'– સમાધિ ઉત્પન્ન થાય એવા સત્સંગની–સંતસંગની અપ્રાપ્તિને લીધે તે વિવેકને મહાખેદની સાથે 'ગૌણ કરવો પડયો'— ગૌણ–અપ્રધાન કરવો પડયો, દબાવી દેવો પડયો, અંતરૂમાં શમાવી દેવો પડયો, અને તેમ ગૌણ કરતાં પણ પોતાને 'મહાખેદ'—ઘણો મોટો ખેદ થયો. આ ઉદ્ગારો સૂચવે છે કે **શ્રીમદ્**ને તે ગૌણ કરવામાં કેટલો બધો મહાખેદ થયો હશે ને કેટલું બધું અંતરૂમંથન થયું હશે. છતાં યથાયોગ્ય સમાધિસંગ વિના અસમાધિનું કારણ થઇ પડત એટલા માટે તે સંજોગોમાં એમ કરવું ઉચિત જ હતું, એટલે જ લખે છે—'ખરે! જો તેમ ન થઇ શકયું હોત,'– તે વિવેકને આમ તે સંજોગોમાં ગૌણ કરવાનું ન બની શકયુ હોત, 'તો તેના જીવનનો અંત આવત (તેના એટલે આ પત્રલેખકના)' –ગૌણ કરવાના દુઃખ કરતાં પણ તેમ ગૌણ ન થઇ શકવાનું દુઃખ એટલું બધું પારાવાર થાત કે જીવનનો અંત આવત. ભલે બાહ્યથી તે વિવેકને ગૌણ કરવો પડયો, પણ અંતરૂથી શું છે અને શું હતું તે માટે **શ્રીમદ્** પોતાનું હૃદય ખોલે છે—'જે વિવેકને મહા-ખેદની સાથે ગૌણ કરવો પડયો છે, તે વિવેકમાં જ ચિત્તવૃત્તિ પ્રસન્ન રહી જાય છે.'— ચિત્તવૃત્તિ–અંતરૂવૃત્તિ તો 'તે વિવેકમાં જ'– તે તત્ત્વજ્ઞાનના વિવેકમાં જ પ્રસન્નતા અનુભવી રહેલી ચાલી આવે છે; તે તત્ત્વજ્ઞાનરૂપ વિવેક અને તેના સહજ ફલરૂપે સર્વ પરભાવમાંથી વિરામપામવારૂપ– વિરતિરૂપ– સર્વસંગપરિત્યાગરૂપ વિવેકમાં જ ચિત્ત પ્રથમથી જ પ્રસન્ન ચાલ્યુ આવે છે. અર્થાત્ તત્ત્વજ્ઞાનરૂપ– ભેદવિજ્ઞાનરૂપ વિવેકનું સહજ ફલપરિણામ સર્વભાવથી વિરામ પામવારૂપ વિરતિ છે, તે વિગતરતિરૂપ–વિરતિભાવરૂપ ભાવવિરતિ (સર્વઅંતરંગસંગપરિત્યાગરૂપ ભાવનિર્ગ્રંથદશા) અંતરંગ વિરતિ પોતાને વર્ત્તી રહી છે, છતાં બાહ્ય વિરતિ હજુ નથી બની શકતી તેનો ખેદ દર્શાવે છે—'બાહ્ય તેની (તે વિવેકની) પ્રાધાન્યતા નથી રાખી શકાતી તે માટે અકથ્ય ખેદ થાય છે.' બાહ્યથી હાલ વર્ત્તમાન સંજોગોમાં તેમ નહિં બની શકવા માટે 'અકથ્ય'–ન કહી શકાય એવો ખેદ થાય છે, 'તથાપિ નિરુપાયતા છે ત્યાં સહનતા સુખદાયક છે,'— નિરુપાયતા છે– સંજોગાધીનપણે ઉપાય નથી એટલે સહનતા–સહન કરવાપણું એ જ સુખદાયક છે,– તેનું એટલું બધું અસહ્ય દુઃખ છે છતાં તે સમભાવે સહન કરવું એ જ સુખ દેનાર છે. એમ 'માન્યતા'– માન્યપણું હોવાથી 'મૌનતા'– મૌનપણું છે; મૌનપણે–

છાનામાના તે વાતને અંતરૂમાં શમાવી દેવારૂપ- ગોપવી દેવારૂપ મૌનભાવ છે, અથવા અંતરૂથી સમભાવી મૌનરૂપ-ભાવમૌન છે.

આ અંતરંગ વિવેક પર કવચિત્ જો કંઈ પણ આવરણ આવી પડતું તો **શ્રીમદ્**ને કેટલું બધું દુઃખ સંવેદાય છે, કેટલો બધો અકથ્ય ખેદ થાય છે અને કેટલી બધી મુંઝવણ થઇ આવે છે, તે અંગે **શ્રીમદ્** પોતાનું સંવેદન દર્શાવે છે–'કોઈ કોઈ વાર સંગીઓ અને પ્રસંગીઓ તુચ્છ નિમિત્ત થઈ પડે છે, તે વેળા તે વિવેક પર કોઈ જાતિનું આવરણ આવે છે ત્યારે આત્મા બહુજ મુંઝાય છે. જીવનરહિત થવાની, દેહત્યાગ કરવાની દુઃખસ્થિતિ કરતાં તે વેળા ભયંકર સ્થિતિ થઈ પડે છે; પણ એવું ઝાઝો વખત રહેતું નથી, અને એમ જ્યારે રહેશે ત્યારે ખચિત દેહત્યાગ કરીશ, પણ અસમાધિથી નહીં પ્રવર્તું એવી અત્યારસુધીની પ્રતિજ્ઞા કાયમ ચાલી આવી છે.'– **શ્રીમદ્**ના આ આ સ્વસંવેદન ઉદ્ગારો દર્શાવે છે કે તે અંતરંગ ત્યાગવૈરાગ્યના અંતરંગ રંગરૂપ વિવેકને જો કવચિત્ કોઇ સંગી–પ્રસંગી કોઇ પ્રકારના આવરણરૂપ તુચ્છ— સ્વલ્પ નિમિત્ત થઈ પડતું, તો તે માટે **શ્રીમદ્**ને પારાવાર—દેહત્યાગ કરતાં અધિક ભયંકર દુઃખ થતું, આત્માને અત્યંત મુંઝવણ થતી. પણ તે સ્થિતિ ઝાઝો વખત રહેતી નહિં, એટલે અસમાધિથી નહિં પ્રવર્ત્તવાની પહેલેથી અત્યારસુધી પોતાની પ્રતિજ્ઞા 'કાયમ ચાલી આવી છે'—અખંડ અભંગપણે પ્રથમથી હમણાં સુધી પળાતી આવી છે. તાત્પર્ય કે- કવચિત્ આવરણરૂપ અપવાદને બાદ કરતાં પ્રાયઃ **શ્રીમદ્** પ્રથમથી અત્યાર સુધી મુખ્યપણે અખંડ અંતરૂસમાધિસ્થિતિમાં- ભાવસમાધિદશામાં જ વર્ત્તી રહ્યા છે, ભાવવિરતિરૂપ- ભાવવિરક્તદશામાં જ અખંડ એકધારી સ્થિતિ અનુભવી રહ્યા છે.



## પ્રકરણ સત્તાવીશમું

# વ્યાપારમાં ઝંપલાવવું

આ વાણીઓ ગ્રામ વવાણીઆનો, અપૂર્વ સદ્ રત્નવણિક્ જાણો;
વ્યાપાર રત્નત્રયીનો અનન્ય, કરી ગયો આતમલાભ ધન્ય.—(**સ્વરચિત**)

**શ્રીમદ્**ના આત્માની અંતરૂવૃત્તિ સહજ સ્વભાવે ધર્મપ્રવૃત્તિ ભણી વળી રહી હતી, અંતરૂપરિણતિ ત્યાગ-વૈરાગ્યમાં પ્રવહી રહી હતી, છતાં એમને અર્થપ્રવૃત્તિમાં પડવું પડ્યું—વ્યાપારમાં ઝંપલાવવું પડ્યું, એ કોઈ વિધિનું વૈચિત્ર્ય અથવા પ્રારબ્ધનું વૈષમ્ય જ કહી શકાય ઘણી વખત મનુષ્ય ધારે છે કાંઇ અને બને છે કાંઈ, એની અંતરૂવૃત્તિ પ્રમાણે બની શકતું નથી, તેમાં પ્રારબ્ધોદય અને પ્રારબ્ધોદયથી પ્રાપ્ત બાહ્ય સંજોગો

મોટો ભાગ ભજવે છે. પ્રારબ્ધ ભોગવ્યા વિના જ્ઞાનીને પણ છૂટકો નથી. **શ્રીમદ્**ના સંબંધમાં પણ આમ બન્યું; 'ઉજ્જ્વલ આત્માઓનો સ્વતઃવેગ વૈરાગ્યમાં ઝંપલાવું એ છે'—એ સૂત્રને ચરિતાર્થ કરી રહેલા **વૈરાગ્યમૂર્ત્તિ શ્રીમદ્**ને વ્યાપારમાં ઝંપલાવવાનું આકરૂં ધર્મસંકટ આવી પડ્યું. **શ્રીમદ્**ના બાહ્ય સંજોગો વિષમ હતા, આર્થિક સ્થિતિ સાંકડી હતી, મોટા કુટુંબના નિર્વાહનો ભાર ઉપાડવામાં પિતાને સહાયક થવાની અનિવાર્ય કપરી ફરજ એમના માથે આવી પડી હતી. પૂર્વે આપણે જોયું હતું તેમ બાલવયમાં જ—બાર તેર વર્ષની વયે જ એમને દુકાને બેસવું પડ્યું હતું, 'સાક્ષાત્ સરસ્વતી' પર સરસ્વતીની પ્રસન્નતા તો પૂર્ણ હતી, પણ હજુ 'શ્રી'ની પ્રસન્નતા ન્હોતી; સરસ્વતી અને શ્રી એ બ્હેનોને જાણે ન બનતું હોય એમ જ્ઞાનશ્રીસંપન્ન **શ્રીમદ્**ના સત્ત્વની કસોટી થઈ રહી હતી! વ્યાવહારિક સાંકડી સ્થિતિને લઈ મોક્ષમાળા આદિ છપાવવા અંગે **શ્રીમદ્**ને ભારે મુંઝવણ અનુભવવી પડી હતી,—પ્રાયે 'વિદ્યા–તત્ત્વજ્ઞાન પ્રતિ લોકરુચિના અભાવ'ને લઈ આવાં લોકકલ્યાણકર સતકાર્ય માટે અર્થમુંઝવણ વેઠવી પડી હતી; પણ સરસ્વતી 'શ્રી'ને મસ્તક નમાવી પોતાની ગૌરવહાનિ કરે નહિં એ ન્યાયે ઉન્નતમસ્તક આ મહાસત્ત્વ નિર્માની સાક્ષાત્ સરસ્વતીએ તે અર્થે ન તો કરી કોઈ શ્રીમંતની ખુશામત કે ન તો કરી કોઈ યાચના. કવિ કાલિદાસની પ્રસિદ્ધ ઉક્તિ પ્રમાણે 'ગુણવંત પ્રત્યે કરેલી નિષ્ફળ યાચના સારી પણ અધમ પ્રત્યે કરેલી સફળ યાચના નહિં સારી'—**याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा.** જો કે અવધાન–જ્યોતિષ્ આદિ ચમત્કારિક પ્રયોગોથી આ વિદ્યામૂર્તિ પ્રત્યે લોકોનું આકર્ષણ થયું હતું, પણ આવા સાક્ષાત્ સરસ્વતી **વિદ્યાધર**ની વિદ્યાનો પૂરો લાભ તેઓ લઈ શકયા ન્હોતા અને **શ્રીમદ્**ને તો 'સ્વયં સ્પૃહાનો અભાવ' હતો, સર્વથા નિષ્પૃહબુદ્ધિ હતી, વિદ્યાનો વિક્રય ન હોય એવી ઉચ્ચ સિદ્ધાંતિક માન્યતા હતી, વિદ્યાદ્વારે કે સિદ્ધિદ્વારે અર્થોપાર્જનનું સ્વપ્નું પણ એમણે ઇચ્છ્યું ન્હોતું, જ્ઞાનનું તો દાન જ હોય એવી ઉન્નત વિચારણા હતી. ત્યારે કરવું કેમ? ગૃહસ્થયોગ્ય વ્યવહાર તો ચલાવવો જ પડે—નિભાવવો જ પડે. વળી મોક્ષમાળાના અર્થસંકટ પરથી તેવા પારમાર્થિક કાર્યમાં પણ કોઈ અંશે અર્થની ઉપયોગિતા સમજાઈ હતી, એટલે કોઈ અપેક્ષાએ 'શ્રીનો (લક્ષ્મીનો) સંયોગ થાય તો તે પરમાર્થને, વ્યવહારને લાભ ભણી છે એવી ધારણા' હતી. આ બધા નિમિત્તભૂત સમવાયી કારણો ભેગા થયા હતા, તેમાં મુખ્ય નિમિત્તભૂત પૂર્વ નિબંધનથી પ્રાપ્ત કૌટુંબિક સંજોગો હતા એટલે તેનું 'ઋણ'—કરજ અદા કરવાની ફરજ પોતા પર આવી પડી હતી; આ અર્થસંકટ ટાળવા માટેની આ ધર્મસંકટરૂપ ફરજના આહ્વાનને (call of duty) માન આપી **શ્રીમદે** પ્રબળ પુરુષાર્થથી વ્યવસાયમાં—વ્યાપારમાં ઝંપલાવ્યુ, —પૂર્વનિબંધનથી ઝંપલાવવું પડ્યું. પરાણે પરની ખાતર આવી પડેલી આ વ્યાપારપ્રવૃત્તિના પ્રયોજનનો માર્મિક ખુલાસો કરતા આગળ પરના **શ્રીમદ્**ના કેટલાક પત્રો આની સાક્ષી પૂરે છે—'પરાર્થે આ વ્યાપાર નામનું કર્મ કરીએ છીએ. × × કુટુંબ છે તેનું પૂર્વેનું કરેલું કરજ આપી નિવૃત્ત થવા અર્થે રહ્યા છીએ....તનને અર્થે, ધનને અર્થે, ભોગને અર્થે,

સુખને અર્થે, સ્વાર્થને અર્થે કે કોઈ જાતના આત્મિક બંધનથી અમે સંસારમાં રહ્યા નથી. × × લોભના હેતુથી તે પ્રવૃત્તિ થાય છે કે કેમ ? એમ વિચારતાં લોભનું નિદાન જણાતું નથી, વિષયાદિની ઇચ્છાએ પ્રવૃત્તિ થાય છે એમ પણ જણાતું નથી. તથાપિ પ્રવૃત્તિ થાય છે એમાં સંદેહ નથી. જગત્ કંઈ લેવાને માટે પ્રવૃત્તિ કરે છે, આ પ્રવૃત્તિ દેવાને માટે થતી હશે, એમ લાગે છે.' (અં. ૪૧૫, ૫૭૬) 'પૂર્વે યથાવસ્થિત વિચાર કર્યા વિના જીવે પ્રવૃત્તિ કરી તેથી આવા વ્યવહારનો ઉદય પ્રાપ્ત થયો છે, જેથી ઘણી વાર ચિત્તમાં શોચ રહે છે, પણ યથાસ્થિત સમપરિણામે વેદવું ઘટે છે એમ જાણી ઘણું કરી તેવી પ્રવૃત્તિ રહે છે.' (અં. ૫૮૨) ઇ.

અર્થોપાર્જન અર્થે વવાણીઆ ક્ષેત્ર ઘણું નાનું હતું, અને ત્યાં આગળ વધવાનો અવકાશ બહુ અલ્પ હતો. તે વખતે મુંબઇ નગરી કૂદકે ને ભૂસકે આગળ વધતી જતી હતી. ગુજરાત–કાઠિયાવાડના યુવાનોનું મુંબઇ પ્રત્યે ભારી આકર્ષણ હતું. એટલે સ્વાભાવિક રીતે **શ્રીમદ્**નો મુંબઇ ગમન માટેનો નિર્ણય થયો અને ત્યાં જવાનું નિમિત્ત પણ સહજ પ્રાપ્ત થયુ. અવધાનાદિથી એમની ખ્યાતિ તો ચોમેર પ્રસરી જ હતી. એટલે એમનો અવધાનપ્રયોગ મુંબઈ ગોઠવાયો હતો તે અર્થે તેમને મુંબઇ જવાનું નિમિત્ત મળી આવ્યું; સાથે સાથે અર્થોપાર્જનનો પ્રબંધ કરવાનું કારણ પણ હતું. અવધાનપ્રયોગનો અસાધારણ ઉત્તમ વિજય થયો. **શ્રીમદ્**ની કીર્ત્તિનો ડંકો સર્વત્ર ગાજી રહ્યો. અવધાનપ્રયોગના પ્રેક્ષક દર્શકોમાં વડોદરાવાળા શ્રી માણેકલાલ ઘેલાભાઈ ઝવેરી પણ હતા તેઓ **શ્રીમદ્**ના આ અદ્ભુત પ્રયોગોથી મુગ્ધ થઈ આકર્ષાયા અને **શ્રીમદ્**ના સમાગમમાં આવ્યા. તેમના પિતાશ્રી ઘેલાભાઈ ઝવેરી ઝવેરાતની પરીક્ષામાં નિષ્ણાત હતા; તેમની પાસેથી તે પરીક્ષા શીખીને માણેકલાલભાઇ વડોદરાથી મુંબઈ આવી ઝવેરાતના વ્યવસાયમાં પ્રવર્ત્યા હતા. તેમની પાસેથી ઝવેરાતની પરીક્ષા શીખવાનું સ્વલ્પ નિમિત્ત પામી કુશાગ્રબુદ્ધિ **શ્રીમદ્** સ્વલ્પ સમયમાં તેમાં નિપુણ થઈ ગયા, અને તે વ્યાપારમાં પડવાનું વિચારી રહ્યા હતા, તેવામાં સં. ૧૯૪૪ના પોષમાં તેમને ગૃહસ્થાશ્રમી થવા વવાણિઆ જવાની ફરજ પડી. **શ્રીમદે** મુંબઈથી ૧૯૪૪ પોષ વદ ૧૦ના લખેલા પત્રમાં આનો ઇશારો છે—'લક્ષ્મી પર પ્રીતિ નહિં છતાં કોઇપણ પરાર્થિક કામમાં તે બહુ ઉપયોગી થઈ પડત એમ લાગવાથી મૌન ગ્રહી અહીં તે સંબંધી સતસગવડમાં હતો. જે સગવડનું ધારેલું પરિણામ આવવાનો બહુ વખત નહોતો. પણ તેઓ ભણીનું મમત્વપણું ત્વરા કરાવે છે. જેથી તે બધું પડતું મૂકી વદ ૧૩ કે ૧૪ (પોષની)ને રોજ અહીંથી રવાના થઉં છું.' એટલે આ પ્રસંગને લઇ ઝવેરાતના વ્યવસાયમાં જોડાવાની વાત તે વખતે ખોળંબે પડી; અને તે વખતે મોરબીની મિત્રમંડળીના સભ્ય તરીકે રેવાશંકરભાઈ જે પ્રથમથી **શ્રીમદ્**ના પરિચયમાં હતા જ, તે આ વ્યાવહારિક સગપણસંબંધથી ગાઢ નિકટ પરિચયમાં આવ્યા. રેવાશંકરભાઇ મોરબીમાં વકીલાત કરતા, તેમને એકાદ વર્ષ પછી વ્યાપારમા મોટો લાભ છે એમ જ્યોતિષથી જાણી **શ્રીમદે** મુંબઈ જવા પ્રેરણા કરી અને ઝવેરાતના વ્યવસાયની

વાત પણ કરી; **શ્રીમદ્**ની સલાહ માન્ય કરી રેવાશંકરભાઈ વકીલાત છોડી ૧૯૪૫ના અષાડમાં મુંબઇ આવ્યા. **શ્રીમદ્** પણ સં. ૧૯૪૫ના પર્યુષણ પહેલાં મુંબઇ આવ્યા અને પર્યુષણ વવાણીયામાં વ્યતીત કરી પર્યુષણ પછી રેવાશંકરભાઇની સાથે ભાગમાં ઝવેરાતના ધંધામાં જોડાયા અને રેવાશંકર જગજીવનની કંપનીની પેઢીનો—કમિશન એજંસિનો પ્રારંભ થયો ૧૯૪૬ના ફા. વદ ૧૧ ના દિને. આ વ્યવસાયમાં મૂળ પ્રેરક હતા માણેકલાલ ઘે. ઝવેરી અને તેઓ છેવટ સુધી **શ્રીમદ્** સાથે ભાગીદારીમાં ટકી રહ્યા હતા. મંગલ મુહૂર્ત્તે પ્રારંભેલી આ પેઢી મંગલ-મૂર્ત્તિ **શ્રીમદ્**ના પુણ્ય પ્રભાવે સ્વલ્પ સમયમાં નામાંકિત બની ગઈ. એક બે વરસમાં તો ઇંગ્લંડ, રંગૂન, અરેબિઆ આદિની મોટી મોટી પેઢીઓ સાથે એનો વ્યાપારસંબંધ જામ્યો. સં. ૧૯૪૮ થી સુરતના ઝવેરી નગીનચંદ કપૂરચંદ તથા અમદાવાદના ઝવેરી છોટાલાલ લલ્લુભાઇ પણ આ પેઢીમાં જોડાયા. તે સર્વમાં કુશાગ્રબુદ્ધિના સ્વામી **શ્રીમદ્** નિયંતા–મુખ્ય નિયામક હતા, મુખ્ય વ્યવસ્થાપક (chief organiser) હતા. એમની વ્યવસ્થા–શક્તિ (organisation power) અજબ હતી, કુનેહ અજોડ હતી, આંટ જબરજસ્ત હતી, નીતિમત્તાનું–પ્રમાણિકતાનું ધોરણ અસાધારણ હતું; પરમાર્થકૌશલ્યની જેમ વ્યવહારકૌશલ્ય અદ્ભુત અલૌકિક હતું. પરમાર્થકુશળ વ્યવહારકુશળ ન હોય એ માન્યતા એમણે ખોટી પાડી હતી, અત્યંત અનાસક્તપણે સંસારવ્યવહારમાં વર્ત્તતાં આવા પરમ વ્યવહારકુશલ–પરમાર્થકુશલ **શ્રીમદ્**ની પૂર્ણ પ્રમાણિકતા—કમિશન એજંસિના–આડતના પ્રત્યેક કામમાં પણ પૂરેપૂરી આવડતથી ઝીણામાં ઝીણી વિગત સાચવી નીતિ અને નેકીથી સામા માણસને પણ પૂર્ણ સંતોષ ને લાભ થાય એવી રીતે—સર્વત્ર તરી આવતી હતી. આવા પરમ 'શુચિ'–નિર્લોભ પરમ પ્રમાણિક **શ્રીમદ્**ની પરમ નિર્લોભ શૌચતાના–પરમ નીતિમય પ્રમાણિકતાના કેટલાક ઝળહળતા પ્રસંગો નોંધાયા છે. જેમ કે—

(૧) એક ધનાઢ્ય આરબ વ્યાપારી મોતીની આડતનો વ્યાપાર કરતો હતો. તેના નાના ભાઇને એક દિવસ મોટા ભાઈની જેમ મોતીનો મોટો વેપાર કરવાનો વિચાર આવ્યો. એટલે પરદેશથી આવેલો માલ લઇને તે દલાલ મારફત એક પ્રમાણિક વ્યાપારી જાણી **શ્રીમદ્** પાસે આવ્યો. **શ્રીમદે** માલ કસીને લીધો, સહીસીક્કા–દસ્તાવેજ સાથે સોદો થયો, ને નાણાં ગણી આપ્યાં. આરબ ઘેર ગયો, મોટાભાઈને સોદાની વાત કરી. મોટા ભાઇએ તો આટલી કિંમત વિના માલ વેચવો નહિં એવી શરતવાળો મૂળ ધણીનો કાગળ બતાવી ઠપકો આપ્યો–અરે! આ તેં શું કર્યું? આથી નાનો ભાઇ મુંઝાયો ને બીજે દિવસે **શ્રીમદ્** પાસે આવ્યો. **શ્રીમદે** તેના મુખ પરની ખેદરેખા વાંચી લીધી, તરત સોદો રદ્ કર્યો—સહી સિક્કાવાળો દસ્તાવેજ ફાડી નાંખ્યો, રૂ. ૨૫૦૦૦) જેટલો મોટો લાભ જતો કર્યો ને આરબને તેનો માલ પાછો સુપ્રત કરી નાણાં ગણી લીધાં. આરબ તો પરમ કરુણાળુ **શ્રીમદ્**ની અદ્ભુત મહાનુભાવતા દેખી વિસ્મયથી દિંગ થઇ જઈ પગમાં પડ્યો ને **શ્રીમદ્**ને ખુદ ખુદા માનવા લાગ્યો! (૨) 'જીવનરેખા' માં **મનસુખભાઈ**એ નોંધ્યું છે તેમ—'કોઈ આરબ વેપારી અને પારસી ગૃહસ્થ—

રાયચંદભાઈ! આપે કહ્યું તેમાં જરાય ફેર ન હોય. આપે કહ્યું અને ખુદાએ કહ્યું તે એક.' (૩) 'જીવનરેખા'મા જ એક બીજો પ્રસંગ નોંધાયો છે: મુંબઈમાં કોઈએ **શ્રીમદ્**ને પ્રશ્ન કર્યો—ધંધાની અંદર કેટલાક વેપારીઓ માલ વેચવાની બુદ્ધિએ આપ પાસે આવે છે; વેચનાર માલ-ધણી આપને કહે આ માલ લઈ લો અને જે યોગ્ય કિંમત હોય તે આપો. તો આપ કેવી રીતે રાખો? **શ્રીમદે** ઉત્તર આપ્યો—માલની કિંમત આંકેલી કે બાંધેલી નથી; તો તે માલ નજરે જોઈ જે યોગ્ય કિંમત લાગે તેમાં આશરે બે ટકા છૂટે એવું જાણીને તે માલ લઈએ. પછી બજાર તેજીમંદી થાય તો તે કર્મની વાત,—પણ બે ટકા છૂટે એમ ધારીને કિંમત કરીને લઈએ તો દોષ નહિં; વ્યાજબી કિંમત કરી કહેવાય. ઇત્યાદિ પ્રસંગો સૂચવે છે તેમ જેના દૈનિક જીવનવ્યવહારમાં અણીશુદ્ધ પ્રમાણિકતા ને પૂર્ણ નીતિમત્તા વણાઈ ગઇ હતી એવા વ્યવહાર-પરમાર્થ-કુશલ **શ્રીમદ્** અંગે તેમના જ એક ભાગીદાર શ્રી માણેકલાલ ઘેલાભાઈ ભાવપૂર્ણ ઉલ્લેખ કરે છે કે—'અમારી ભાગીદારીનાં કેટલાંક વર્ષ તો સાહસિક વ્યાપારના ખેડાણમાં ગયેલા; અને તે સમયે તેઓની વ્યાપાર અને વ્યવહારકુશળતા એવી ઉત્તમ હતી કે અમે વિલાયતના કેટલાક વ્યાપારીઓ સાથે કામ પાડતા હતા; તેઓ અમારી કામ લેવાની પદ્ધતિથી દેશીઓની કાબેલિયત માટે પ્રશંસા કરતા હતા. અમારા આ વ્યાપારની કૂંચીરૂપ ખરૂં કહીએ તો શ્રીમાન્ રાજચંદ્ર હતા.' ઇ.

આમ અણીશુદ્ધ પ્રમાણિકતા અને અનન્ય નીતિમત્તા સાચવતાં બાહ્યથી રત્ન-વણિક્નો (ઝવેરાતનો) વ્યાપાર કરતાં પણ—આપણે અત્ર સવિસ્તર જોશું તેમ—આ વવાણીઆનો વાણીઓ-રત્નવણિક્ અંતરથી તો રત્નત્રયીનો અનન્ય વ્યાપાર કરી રહ્યો હતો અને ધન્ય આત્મલાભ પામી રહ્યો હતો,—તેની બાહ્યદૃષ્ટિ જનોને કલ્પના પણ ક્યાથી હોય?



## પ્રકરણ અઠાવીશમું

# પ્રતિમાસિદ્ધિ અને શ્રીમદ્‌ની અનન્ય સત્યનિષ્ઠા

જેમ વ્યવહારમા તેમ પરમાર્થમાં પરમ પ્રમાણ પુરુષ **શ્રીમદ્**ની સત્યનિષ્ઠા અનન્ય હતી, તેનું ઝળહળતું પ્રમાણ તેમણે પ્રમાણસિદ્ધપણે પ્રતિષ્ઠાપિત કરેલ પ્રતિમાસિદ્ધિમાં પ્રાપ્ત થાય છે અને તેમાં પણ તેમની પરમ સત્યપ્રિયતા સાથે અદ્ભુત નૈતિક હિંમતનું (moral courage) સાક્ષાત્ દર્શન થાય છે. આપણે પ્રારંભમાં જ જોયુ હતું તેમ **શ્રીમદ્**ના બાપદાદાનો ધર્મ-કુળધર્મ કુળસંપ્રદાય સ્થાનકવાસીનો એટલે કે પ્રતિમા વિરોધક સંપ્રદાયનો હતો; એટલે સ્વાભાવિક રીતે જ એમને પ્રારંભમાં એ જ સંસ્કારોનું પોષણ મળ્યુ હતું; સમુચ્ચયવયચર્યામા **શ્રીમદે** સ્વયં કહ્યુ છે તેમ-'જન્મભૂમિકામાં જેટલા

વાણિયાઓ રહે છે તે બધાની કુળશ્રદ્ધા ભિન્ન ભિન્ન છતાં કંઇક પ્રતિમાના અશ્રદ્ધાળુને જ લગતી હતી, એથી મને તે લોકોનો જ પાનારો હતો;' પણ જ્યારે એમને પ્રતિમા અને તેનું પૂજન પ્રમાણસિદ્ધ જણાયું ત્યારે તેમણે તેનો મુક્તકંઠે ને મુક્તમને સ્વીકાર કર્યો, એટલું જ નહિં પણ પોતાનો તે આત્મનિર્ણય પરમ નિર્ભય બેધડકપણે બાપોકાર જાહેર કરતા **પ્રતિમાસિદ્ધિ** ગંથદ્વારા પ્રસિદ્ધ કર્યો. **શ્રીમદ્**ની અલૌકિક સત્યનિષ્ઠાનું આવું જ એક ઉત્તમ ઉદાહરણ આપણે જગત્કર્તૃત્વવાદ બાબતમાં પૂર્વે સવિસ્તર જોયું જ હતું; તે વખતની ગુજરાતી વાંચનમાળાના અમુક સંસ્કારદોષને લઇ બાલવયમાં પ્રથમ પોતાને સંમત જગત્કર્તૃત્વવાદ આગળ જતાં જ્યારે પ્રમાણથી અસિદ્ધ અને અસત છે એમ પોતાના આત્માંને પ્રતીત થયું, કે તત્ક્ષણ તેમણે તેને તિલાંજલિ આપી, એટલું જ નહિં પણ મોક્ષમાળામાં તે જગત્કર્તૃત્વવાદનું પરમ સમર્થપણે ઉત્થાપન કરી પ્રમાણસિદ્ધપણે અનાદિ-શાશ્વત વિશ્વવાદનું સુપ્રતિષ્ઠાપન કર્યું. મતાતીત સત્મૂર્તિ **શ્રીમદ્**ની અનન્ય સત્યનિષ્ઠાના આ બન્ને જ્વલંત ઉદાહરણો છે.

મત અને સત્ બન્ને જૂદી વસ્તુ છે; જ્યાં લગી મતની દૃષ્ટિ છે ત્યાં લગી સત્‌ની પ્રાપ્તિ થવી અસંભવિત છે. મતની દૃષ્ટિવાળો પોતાના માની લીધેલા મતને જ વળગી રહી **येन केन प्रकारेण** ગમે તે પ્રકારે તેને જ સ્થાપિત કરવા મથે છે અને યુક્તિને પણ પોતાના મતની માન્યતામાં ખેંચે છે; સત્‌ની દૃષ્ટિવાળો મતને અળગો કરી સત્‌ને જ ગ્રહે છે—સત્‌ને જ સ્થાપિત કરવા ઇચ્છે છે અને સત્‌ને સ્થાપિત કરતી યુક્તિમાં જ ખેંચાય છે. મતાગ્રહીનું મનરૂપી વાંદરૂં યુક્તિને પૂંછડેથી ખેંચે છે, મધ્યસ્થનું મનરૂપ વાછડું * યુક્તિની પાછળ પાછળ જાય છે. એટલે જ મતાગ્રહી મતને મૂકતો નથી ને સત્‌ને સ્વીકારતો નથી, સત્યગ્રાહી મતને મૂકે છે ને સત્‌ને મુક્તકંઠે મુક્તમને સ્વીકારે છે. મતની દૃષ્ટિમાંથી કે મતાગ્રહના ગ્રહની પકડમાંથી મુક્ત થવું ભલભલા મહાત્માઓને માટે પણ મહાદુષ્કર છે,-'મત મત ભેદે રે જો જઇ પૂછિયે સહુ થાપે અહમેવ'—, અને મતાગ્રહથી મુક્ત ન થાય તેને મુક્ત થવાની આશા રાખવી તે આકાશકુસુમવત્ છે. **શ્રીમદે** લાક્ષણિક રીતે કહ્યું છે તેમ 'મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી.' અને તેમાં પણ પોતાના કુલ સંપ્રદાયનો-કુલધર્મનો આગ્રહ છોડવો ને તોડવો તે તો મહાદુષ્કરદુષ્કર દુર્ઘટ કાર્ય છે, ને તે આગ્રહત્યાગને જગજાહેર રીતે પ્રસિદ્ધ કરવો તે તો તેથી પણ મહાદુર્ઘટ કાર્ય છે; કારણ તેમા અસાધારણ નૈતિક હિંમત અને અનન્ય સત્યનિષ્ઠાની જરૂર પડે છે. પ્રતિમાસિદ્ધિ બા. માં **શ્રીમદ્**ની સત્યનિષ્ઠા આવી અનન્ય હતી અને નૈતિક હિંમત આવી અસાધારણ અદ્દ્ભુત હતી. તેનું દર્શન આપણે આ પ્રકરણમાં કરશું.

**શ્રીમદ્**માં મૂળથી જ મતની દૃષ્ટિ જ ન હતી, કેવલ સત્‌ની જ દૃષ્ટિ હતી,

---

* "मनोवत्सः युक्तिगवीं, मध्यस्थस्यानुधावति ।
तामाकर्षति पुच्छेन तुच्छाग्रहमन.कपिः ॥"
—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મોપનિષદ્

મતાગ્રહથી પર સત્ગ્રાહી **શ્રીમદ્** સદૈવ સતગ્રહણ કરવા તત્પર હતા; એટલે જ પ્રતિમા અને તેનું પૂજન સત્ય લાગતાં તેમણે તે માન્ય કર્યું. સત્યધર્મ ઉદ્ધારાર્થ ગર્વસંગપરિત્યાગનો મનોરથ **શ્રીમદ્** સેવી રહ્યા હતા, લગભગ તે જ અરસામાં—સં. ૧૯૪૩ના અંત ભાગમાં કે ૧૯૪૪ના પ્રારંભમાં **શ્રીમદ્**ની પ્રતિમા બા.ની માન્યતામાં પરિવર્ત્તન થયુ; ત્યારે તેમને પ્રતિમા સર્વથા પ્રમાણુસિદ્ધ છે એમ સુપ્રતીત થયુ. એટલે વીતરાગદેવની આજ્ઞા પ્રમાણે પ્રતિમાની સિદ્ધિ એમને સર્વથા પ્રમાણુસિદ્ધ જણાતાં પરમ ઋજુમૂર્તિ સત્યગ્રાહી **શ્રીમદે** તેનો મુક્તકંઠે સ્વીકાર કર્યો, અને તેનું પ્રમાણુસિદ્ધપણું પ્રકાશતા **પ્રતિમાસિદ્ધિગ્રંથ**નું સર્જન કર્યું; સં. ૧૯૪૪માં લખાયેલા આ ગ્રંથમાં આગમપ્રમાણ, ઇતિહાસપ્રમાણ, પરંપરાપ્રમાણ, અનુભવપ્રમાણ અને પ્રમાણપ્રમાણ એ પાંચ પ્રકારના પ્રમાણથી પ્રતિમાનું પ્રમાણુસિદ્ધપણું કરી બતાવ્યું. 'જિનપ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોકત, પ્રમાણોકત, અનુભવોકત અને અનુભવમાં લેવા યોગ્ય છે' એમ ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષતો આ ગ્રંથ પૂર્ણ લખાયેલો છતાં દુર્ભાગ્યે ઘણી અપૂર્ણ અવસ્થામાં પ્રાપ્ત થયો છે,—તેનો પ્રારંભનો પ્રસ્તાવનાદિ ભાગ અને ઉપસંહારરૂપ 'છેવટની ભલામણ' એટલો જ ભાગ ઉપલબ્ધ થયો છે. આ ગ્રંથ પૂર્ણ લખાયો હોવો જોઈએ તેની સાબીતી આ ગ્રંથની 'છેવટની ભલામણ' પરથી પ્રાપ્ત થાય છે; અને ત્યાં તેના પ્રયોજન–ઉદ્દેશ પણ સ્પષ્ટ થઈ જાય છે, તે આપણે પાછળથી જોશું. અત્રે પ્રથમ તો આપણે આ યુગપ્રવર્ત્તક બનવા યોગ્ય ગ્રંથની વસ્તુનું સંક્ષેપે દિગ્દર્શન કરશું.

પરમ પ્રૌઢ ગંભીર શાસ્ત્રશૈલીથી વિષયનો પ્રારંભ કરતાં ગ્રંથકારે ઉદ્‌ઘોષ્યુ છે કે—'વિશાળબુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેંદ્રિયપણું આટલા ગુણો જે આત્મામાં હોય, તે તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે. અનંત જન્મમરણ કરી ચુકેલા આ આત્માની કરુણા તેવા અધિકારીને ઉત્પન્ન થાય છે અને તે કર્મમુકત થવાનો જિજ્ઞાસુ કહી શકાય છે. તે જ પુરુષ યથાર્થ પદાર્થને યથાર્થ સ્વરૂપે સમજી મુકત થવાના પુરુષાર્થમાં યોજાય છે,' અને એવો સાચો જિજ્ઞાસુ–ખરેખરો મુમુક્ષુ અધિકારી સુલભબોધી આત્મા 'મુકત પુરુષોએ ઉપદેશેલા માર્ગમાં નિઃસંદેહપણે શ્રદ્ધાશીલ થાય.'—એમ પ્રારંભમાં જ ગ્રંથકારે ઉદ્‌ઘોષણા કરી છે; અને 'રાગ, દ્વેષ અને મોહ એ જેનામાં નથી તે પુરુષ તે ત્રણ દોષથી રહિત માર્ગ ઉપદેશી શકે, અને તે જ પદ્ધતિએ નિઃસંદેહપણે પ્રવર્ત્તનારા સત્પુરુષો કાં તે માર્ગ ઉપદેશી શકે. સર્વ દર્શનની શૈલીનો વિચાર કરતાં નિર્ગ્રંથ દર્શન એ રાગ, દ્વેષ અને મોહરહિત પુરુષનું બોધેલું વિશેષ માનવા યોગ્ય છે. એ દોષથી રહિત, મહાઅતિશયથી પ્રતાપી એવા તીર્થંકર દેવ તેણે મોક્ષના કારણરૂપે જે ધર્મ બોધ્યો છે, તે ધર્મ ગમે તે મનુષ્યો સ્વીકારતાં હોય પણ તે એક પદ્ધતિએ હોવાં જોઈએ, આ વાત નિઃશંક છે. અનેક પદ્ધતિએ અનેક મનુષ્યો તે ધર્મનું પ્રતિપાદન કરતાં હોય અને તે મનુષ્યોને પરસ્પર મતભેદનું કારણ થતું હોય તો તેમાં તીર્થંકર–દેવની એક પદ્ધતિને દોષ નથી પણ તે મનુષ્યોની સમજણશકિતનો દોષ ગણી શકાય. એ રીતે નિર્ગ્રંથધર્મપ્રવર્તક અમે છીએ, એમ જુદા જુદા મનુષ્યો કહેતા હોય, તો

તેમાંથી તે મનુષ્ય પ્રમાણબાધિત ગણી શકાય કે જે વીતરાગદેવની આજ્ઞાના સતભાવે પ્રરૂપક અને પ્રવર્તક હોય.'–એમ સૂત્રાત્મક ટંકોત્કીર્ણ અમૃત (Immortal, nectarlike) વચનોમાં સામાન્ય પ્રસ્તાવ રજૂ કર્યો છે.

પછી આ દુઃસમ કાળમાં–'અત્યારે વીતરાગદેવને નામે જૈનદર્શનમાં એટલા બધા મત ચાલે છે કે તે મત તે મતરૂપ છે, પણ સતરૂપ જ્યાં સુધી વીતરાગદેવની આજ્ઞાનું અવલંબન કરી પ્રવર્ત્તતા ન હોય ત્યાં સુધી કહી શકાય નહીં',–એમ વચન-ટંકાર કરતા ગ્રંથકારે તે મતપ્રવર્ત્તનમાં મુખ્ય કારણોની સૂક્ષ્મ તલસ્પર્શી મીમાંસા કરી, 'એટલા બધા મતો સંબંધી સમાધાન થઇ નિઃશંકપણે વીતરાગની આજ્ઞારૂપે માર્ગ પ્રવર્ત્તે એમ થાય તો મહાકલ્યાણ'—એમ પરમ પ્રશસ્ત ભાવના દર્શાવી છે; અને તેના ફળીભૂત થવામાં વિઘ્નભૂત વર્તમાનકાલીન સમાજની પરિસ્થિતિનો કરુણ હૃદય-દ્રાવક તાદૃશ્ય ચીતાર રજૂ કરતાં, 'દુલ્લભબોધી ગુરુઓની'—દીક્ષિત વર્ગની અને તેના પંજામાં પડેલા સમાજના શીક્ષિત–અશીક્ષિત વર્ગની સ્થિતિનું દિગ્દર્શન કરાવી કરુણા-મય ખેદ દર્શાવ્યો છે કે—

'સંશોધક પુરુષો બહુ ઓછા છે. મુક્ત થવાની અંતઃકરણે જિજ્ઞાસા રાખનારા અને પુરુષાર્થ કરનારા બહુ ઓછા છે. તેમને સાહિત્યો જેવાં કે સદ્ગુરુ, સત્સંગ કે સત્શાસ્ત્રો મળવાં દુલ્લભ થઈ પડયાં છે. જ્યાં પૂછવા જાઓ ત્યાં સર્વ પોતપોતાની ગાય છે. પછી સાચી કે જૂઠી તેનો કોઈ ભાવ પૂછતું નથી. ભાવ પૂછનાર આગળ મિથ્યા વિકલ્પો કરી પોતાની સંસારસ્થિતિ વધારે છે અને બીજાને તેવું નિમિત્ત કરે છે. ઓછામાં પૂરૂં કોઇ સંશોધક આત્મા હશે તો તેને અપ્રયોજનભૂતરૂપ પૃથિવી ઇત્યાદિક વિષયોમાં શંકાએ કરી રોકાવું થઇ ગયુ છે. અનુભવધર્મ પર આવવું તેમને પણ દુલ્લભ થઈ પડયું છે. આ પરથી મારૂં એમ કહેવું નથી કે કોઈ ગણ અત્યારે જૈનદર્શનના આરાધક નથી; છે, પણ બહુ જ અલ્પ, બહુ જ અલ્પ. અને જે છે તે મુક્ત થવા સિવાયની બીજી જિજ્ઞાસા જેને નથી તેવા અને વીતરાગની આજ્ઞામાં જેણે પોતાનો આત્મા સમર્પ્યો છે તેવા; પણ તે આંગળીએ ગણી લઈએ તેટલા હશે. બાકી તો દર્શનની દશા જોઈ કરુણા ઉપજે તેવું છે; સ્થિર ચિત્તથી વિચાર કરી જોશો તો આ મારૂં કહેવું તમને સપ્રમાણ લાગશે.'

આમ સામાન્યપણે મતભેદોનો નિર્દેશ કરી મુખ્ય વિવાદનો ઉલ્લેખ કરે છે—'એકનું કહેવું પ્રતિમાની સિદ્ધિ માટે છે, બીજા તેને કેવળ ઉત્થાપે છે.' આ બીજા વિભાગમાં પ્રથમ પોતે પણ ગણાયા હતા એ નિખાલસપણે જણાવી પોતાને પ્રતિમા-સિદ્ધિ શી રીતે થઇ તે સત્યતાથી જણાવવાની ઇચ્છાથી **શ્રીમદ્** પોતાના વિચાર દર્શાવે છે—'બીજા ભાગમાં પ્રથમ હું પણ ગણાયો હતો. મારી જિજ્ઞાસા વીતરાગદેવની આજ્ઞાના આરાધન ભણી છે. એમ સત્યતાની ખાતર કહી દઈ દર્શાવું છઉં કે પ્રથમ પક્ષ સત્ય છે, એટલે કે જિનપ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત, અનુભવોક્ત, અને અનુભવમાં લેવા યોગ્ય છે. મને તે પદાર્થોનો જે રૂપે બોધ થયો અથવા તે સંબંધી

મને જે અલ્પ શંકા હતી તે નીકળી ગઈ, તે વસ્તુનું કંઇ પણ પ્રતિપાદન થવાથી કોઇપણ આત્મા તે સંબંધી વિચાર કરી શકશે; અને તે વસ્તુની સિદ્ધિ જણાય તો તે સંબંધી મતભેદ તેને ટળી જાય, તે સુલભબોધીપણાનું કાર્ય થાય; એમ ગણી ટુંકામાં કેટલાક વિચારો પ્રતિમાસિદ્ધિ માટે દર્શાવું છઉં.' આવા પરમ ઉપકારી ઉત્તમ આશયથી—સ્ફટિક જેવા પારદર્શી સ્વચ્છ હૃદયથી પોતાના નિખાલસ વિચાર દર્શાવતાં ઋજુમૂર્ત્તિ સત્યમૂર્ત્તિ શ્રીમદ્ નિરાગ્રહપણે વદે છે—'મારી પ્રતિમામાં શ્રદ્ધા છે, માટે તમે સઘળા કરો એ માટે મારૂં કહેવું નથી, પણ વીર ભગવાનની આજ્ઞાનું આરાધન તેથી થતું જણાય તો તેમ કરવું. પણ આટલું સ્મૃતિમાં રાખવાનું છે કે– કેટલાંક પ્રમાણો આગમના સિદ્ધ થવા માટે પરંપરા અનુભવ ઇત્યાદિકની અવશ્ય છે. કુતર્કથી, જો તમે કહેતા હો તો આખા જૈનદર્શનનું પણ ખંડન કરી દર્શાવું; પણ તેમાં કલ્યાણ નથી. સત્ય વસ્તુ જ્યાં પ્રમાણથી અનુભવથી સિદ્ધ થઇ ત્યાં જિજ્ઞાસુ પુરુષો પોતાનો ગમે તેવો હઠ પણ મૂકી દે છે. આ મોટા વિવાદ આ કાળમાં જો પડયા ન હોત તો ધર્મ પામવાનું લોકોને બહુ સુલભ થાત.' આમ જ્યાં અક્ષરે અક્ષરે સચ્ચાઈનો રણકો રણકે છે એવા અંતરાત્માના ઊંડાણમાંથી નીકળેલા હૃદયસ્પર્શી વચનો આલેખી પરમ શુક્લ હૃદયવાળા શ્રીમદ્ જે પંચ પ્રમાણથી આ વસ્તુ સિદ્ધ કરવા માગે છે તે રજૂ કરે છે—'ટુંકામાં પાંચ પ્રકારનાં પ્રમાણથી તે વાત હું સિદ્ધ કરૂં છઉં. ૧. આગમપ્રમાણ. ૨. ઇતિહાસ પ્રમાણ. ૩. પરંપરા પ્રમાણ. ૪. અનુભવ પ્રમાણ. ૫. પ્રમાણ પ્રમાણ.' પછી આગમની વ્યાખ્યા કરતાં–'જેનો પ્રતિપાદક મૂળ પુરુષ આપ્ત હોય તે વચનો જેમાં રહ્યાં છે, તે આગમ છે,'–એમ કહી સુપ્રસિદ્ધ દ્વાદશાંગીના નામનો નિર્દેશ કરી, આ ગ્રંથની પ્રસ્તાવના પૂર્ણ કરતાં શ્રીમદ્ આ ત્રણ સામાન્ય મુખ્ય મુદ્દામાં પોતાનું હૃદય ઠાલવે છે—(૧) કોઈપણ વીતરાગની આજ્ઞાનું પાલન થાય તેમ પ્રવર્ત્તવું એ મુખ્ય માન્યતા છે. (૨) પ્રથમ પ્રતિમા નહિં માનતો અને હવે માનું છઉં, તેમાં કંઈ પક્ષપાતી કારણ નથી; પણ મને તેની સિદ્ધિ જણાઇ તેથી માન્ય રાખું છઉં. અને સિદ્ધિ છતાં નહીં માનવાથી પ્રથમની માન્યતાની પણ સિદ્ધિ નથી અને તેમ થવાથી આરાધકતા નથી. (૩) મને આ મત કે તે મતની માન્યતા નથી, પણ રાગદ્વેષ રહિત થવાની પરમાકાંક્ષા છે; અને તે માટે જે જે સાધન હોય, તે તે ઇચ્છવાં, કરવાં એમ માન્યતા છે. અને એ માટે મહાવીરનાં વચન પર મને પૂર્ણ વિશ્વાસ છે.' આટલી પ્રસ્તાવના આલેખી પ્રતિમાસિદ્ધિ ગ્રંથ વિષયનો ઉપક્રમ કરતા માર્દવમૂર્ત્તિ શ્રીમદ્ આ સિદ્ધિને મનન કરતાં પહેલાં વાંચનારે લક્ષમાં લેવા યોગ્ય બાર મુદ્દાનું સૂચન કરે છે—

'અત્યારે આટલી પ્રસ્તાવના માત્ર કરી પ્રતિમા સંબંધી અનેક પ્રકારથી દર્શાવેલી મને જે સિદ્ધિ તે હવે કહું છઉં. તે સિદ્ધિને મનન કરતાં પહેલાં વાંચનારે નીચેના વિચારો કૃપા કરીને લક્ષમા લેવા.—(૧) તમે પણ તરવાના ઇચ્છક છો અને હું પણ છઉં; બન્ને મહાવીરના બોધ–આત્મહિતૈષિ બોધને ઇચ્છીએ છીએ, અને તે ન્યાયમાં છે;

માટે જ્યાં સત્યતા આવે ત્યાં બન્નેએ અપક્ષપાતે સત્યતા કહેવી. (૨) કોઇપણ વાત જ્યાં સુધી યોગ્ય રીતે ન સમજાય ત્યાં સુધી સમજવી, તે સંબંધી કંઇ કહેતા મૌન રાખવું. (૩) અમુક વાત સિદ્ધ થાય તો જ ઠીક, એમ ન ઇચ્છવું, પણ સત્ય સત્ય થાય એમ ઇચ્છવું. પ્રતિમા પૂજવાથી જ મોક્ષ છે, કિંવા તે નહીં માનવાથી મોક્ષ છે; એ બન્ને વિચારથી આ પુસ્તક યોગ્ય પ્રકારે મનન કરતાં સુધી મૌન રહેવું. (૪) શાસ્ત્રની શૈલી વિરુદ્ધ, કિંવા પોતાના માનની જાળવણી અર્થે કદાગ્રહી થઇ કંઇ પણ વાત કહેવી નહીં. (૫) એક વાતને અસત્ય અને એકને સત્ય એમ માનવામાં જ્યા સુધી અત્રુટક કારણ ન આપી શકાય, ત્યાં સુધી પોતાની વાતને મધ્યસ્થ વૃત્તિમાં રોકી રાખવી. (૬) કોઇ ધર્મ માનનાર આખો સમુદાય કંઇ મોક્ષે જશે એવું શાસ્ત્રકારનું કહેવું નથી, પણ જેનો આત્મા ધર્મત્વ ધારણ કરશે, તે સિદ્ધિસંપ્રાપ્ત થશે; માટે સ્વાત્માને ધર્મબોધની પ્રથમ પ્રાપ્તિ કરાવવી જોઈએ. તેમાંનું એક આ સાધન પણ છે. તે પરોક્ષ પ્રત્યક્ષ અનુભવ્યા વિના ખંડી નાખવા યોગ્ય નથી. (૭) જો તમે પ્રતિમાને માનનાર હો તો તેનાથી જે હેતુ પાર પાડવા પરમાત્માની આજ્ઞા છે તે પાર પાડી લેવો; અને જો તમે તમે પ્રતિમાના ઉત્થાપક હો તો આ પ્રમાણોને યોગ્ય રીતે વીચારી જોજો. બન્નેએ મને શત્રુ કે મિત્ર કંઈ માનવો નહીં. ગમે તે કહેનાર છે, એમ ગણી ગ્રંથ વાંચી જવો. (૮) આટલું જ ખરૂં અથવા આટલામાંથી જ પ્રતિમાની સિદ્ધિ થાય તો અમે માનીએ એમ આગ્રહી ન થશો. પણ વીરનાં બોધેલા શાસ્ત્રોથી સિદ્ધિ થાય તેમ ઇચ્છશો. (૯) એટલા જ માટે વીરના બોધેલાં શાસ્ત્રો કોને કહી શકાય, અથવા માની શકાય, તે માટે પ્રથમ ધ્યાનમાં લેવું પડશે; એથી એ સંબંધી પ્રથમ હું કહીશ. (૧૦) મને સંસ્કૃત, માગધી કે કોઇ ભાષાનો મારી યોગ્યતા પ્રમાણે પરિચય નથી, એમ ગણી મને અપ્રમાણિક ઠરાવશો તો ન્યાયની પ્રતિકૂળ જવું પડશે; માટે મારૂં કહેવું શાસ્ત્ર અને આત્મમધ્યસ્થતાથી તપાસશો. (૧૧) યોગ્ય લાગે નહીં, એવા કોઇ મારા વિચાર હોય તો સહર્ષ પૂછશો; પણ તે પહેલા તે વિષે તમારી સમજણથી શંકારૂપ નિર્ણય કરી બેસશો નહીં. (૧૨) ટુંકામા કહેવાનું એ કે જેમ કલ્યાણ થાય તેમ પ્રવર્ત્તવા સંબંધમા મારૂં કહેવું અયોગ્ય લાગતું હોય, તો તે માટે યથાર્થ વિચાર કરી પછી જેમ હોય તેમ માન્ય કરવું.'

આમ અક્ષરે અક્ષરે જ્યા સત્યનો ટંકાર રણકે છે એવા આ ટંકોત્કીર્ણ અમર શબ્દોમાં સમસ્ત મતાગ્રહનો વિધ્વંસ કરનારી શુદ્ધ વિચારણારૂપ સત્પ્રરૂપણા કરી **શ્રીમદે** શાસ્ત્ર–સૂત્ર કેટલા તે બા. સૂચન કર્યું છે. ગ્રંથારંભનો આટલો જ ભાગ ઉપલબ્ધ થયો છે

તે પછી ગ્રંથના અંતે **શ્રીમદ્ છેવટની ભલામણ** કરે છે—'હવે એ વિષયને સંક્ષેપમાં પૂર્ણ કર્યો. પ્રતિમાથી એકાત ધર્મ છે, એમ કહેવા માટે અથવા પ્રતિમાના પૂજનનો જ ભાગ સિદ્ધ કરવા મેં આ લઘુ ગ્રથમા કલમ ચલાવી નથી. પ્રતિમા માટે મને જે જે પ્રમાણો જણાયાં હતા તે ટુંકામાં જણાવી દીધા, તેમાં વ્યાજબી ગેરવ્યા-

જ્ઞાનીપણું શાસ્ત્રવિચક્ષણ, અને ન્યાયસંપન્ન પુરુષે જોવાનું છે. અને પછી સપ્રમાણ લાગે તેમ પ્રવર્ત્તવું કે પ્રરૂપવું એ તેમના આત્મા પર આધાર રાખે છે.' આ વિષયને 'પૂર્ણ' કર્યો એમ અત્ર કહ્યું તે પરથી સહજ સમજાય છે કે **શ્રીમદે** આ ગ્રંથ પૂર્ણ કરેલ હતો અને આ છેવટનો અંશમાત્ર છે. આ પુસ્તકને પ્રસિદ્ધ કરવાનું પ્રયોજન અને ઉદ્દેશ પણ આ છેવટની ભલામણમાં નિખાલસ સરલ ભાવે **ઋજુમૂર્ત્તિ શ્રીમદ્** આ વેધક વચનોમાં કહી દીએ છે—'આ પુસ્તકને હું પ્રસિદ્ધ કરત નહીં: કારણ કે જે મનુષ્યે એક વાર પ્રતિમાપૂજનથી પ્રતિકૂળતા બતાવી હોય, તે જ મનુષ્ય જ્યારે તેની અનુકૂળતા બતાવે; ત્યાર પ્રથમ પક્ષવાળાને તે માટે બહુ ખેદ અને કટાક્ષ આવે છે. આપ પણ હું ધારું છઉં કે મારા ભણી થોડા વખત પહેલાં એવી સ્થિતિમાં આવી ગયા હતા, તે વેળા જો આ પુસ્તકને મેં પ્રસિદ્ધિ આપી હોત તો આપના અંતઃકરણો વધારે દૂભાત અને દૂભાવવાનું નિમિત્ત હું થાત; એટલા માટે મેં તેમ કર્યું નહીં. કેટલોક વખત વીત્યા પછી મારા અંતઃકરણમાં એક એવા વિચારે જન્મ લીધો કે તારા માટે તે ભાઈઓને સંક્લેશ વિચારો આવતા રહેશે; તેં જે પ્રમાણથી માન્યું છે, તે પણ માત્ર એક તારા હૃદયમા રહી જશે; માટે તેને સત્યતાપૂર્વક જરૂર પ્રસિદ્ધિ આપવી. એ વિચારને મેં ઝીલી લીધો ત્યારે તેમાંથી ઘણા નિર્મલ વિચારની પ્રેરણા થઈ; તે સંક્ષેપમાં જણાવી દઉં છઉં. પ્રતિમા માનો એ આગ્રહ માટે આ પુસ્તક કરવાનો કંઇ હેતુ નથી, તેમજ તેઓ પ્રતિમા માનો તેથી મને કંઈ ધનવાન થઇ જવાનું નથી; તે સંબંધી જે વિચારો મને લાગ્યા હતા'—(અપૂર્ણ મળેલ).—શુદ્ધ અંતરાત્માના અંતઃકરણના ઊંડાણમાંથી નિકળેલા આ છેવટની ભલામણના વચનો કોઈપણ સુજ્ઞ આત્માના હૃદય સોંસરા નિકળી જાય એવા વેધક અને આત્મસ્પર્શી છે. આ વચનોમાં કેવો મતભેદાતીત નિરાગ્રહભાવ ઝળકે છે! કેવું માર્દવ–કેવું આર્જવ ઝળકે છે! અક્ષરે અક્ષરે કેવું પરમ સત્ય નિર્ઝરે છે! આ પરમ અમર કૃતિનો આટલો જ અંશ–ગ્રંથના અંત ભાગનો અલ્પ અંશ મળ્યો છે, તે પરથી સ્પષ્ટ સમજાય છે કે આ ગ્રંથ તેમણે સંપૂર્ણ તૈયાર કરી કોઇ પરિચયી (અજ્ઞાત) ગૃહસ્થોને જોવા માટે વિશ્વાસુપણે મોકલ્યો હશે, પણ તેમની પાસેથી કદાચ આ ગ્રંથ 'ગુમ' થયો હશે. આ ગમે તેમ હો, પણ આટલું આ પરથી સ્પષ્ટ ફલિત થાય કે છે **શ્રીમદ્**ના પ્રતિમાવિષયક વિચારપ્રવર્ત્તનથી આ પ્રતિમાઉત્થાપક પક્ષના પરિચયી ભાઈઓ 'ભડક્યા' હશે, **શ્રીમદ્**થી વિમુખ થયા હશે, તેઓને **શ્રીમદ્** પ્રત્યે કટાક્ષ અને ખેદ થયેલ હશે, સંક્લેશ વિચારો પણ આવ્યા હશે; એટલે તેમના સંક્લેશ વિચારો દૂર કરવાના શુદ્ધ આશયથી અને પોતાને પ્રતિમાનું પ્રમાણસિદ્ધપણું જે પ્રમાણોથી પ્રતીત થયુ તે પોતાના હૃદયમાં જ ન રહી જવા પામે એવા ઉત્તમ ઉદ્દેશથી સ્ફટિક સમા સ્વચ્છ હૃદયવાળા **શ્રીમદે** આ પરમ પ્રમાણભૂત **પ્રતિમાસિદ્ધિ** ગ્રંથનું સર્જન કર્યું.

આ ગ્રંથના પ્રારંભરૂપ પ્રસ્તાવનાભાગ પ્રત્યે છેવટની ભલામણરૂપ ઉપસંહાર ભાગ પ્રત્યે ' ' જણાઈ આવે છે કે તેમણે આ ગ્રંથ 'પૂર્ણ' લખેલ' પણ

અપૂર્ણ ઉપલબ્ધ થયેલ છે. જો આ ગ્રંથ સંપૂર્ણ ઉપલબ્ધ થયો હોત તો એક વિવાદાત્મક મતભેદનું નિષ્તુષ નિરાકરણ કરનારું એક મહાન્ સાધન ઉપલબ્ધ થાત; છતાં આદ્ય-અંત્ય જેટલો ભાગ ઉપલબ્ધ થયો છે, તેટલો પણ કોઇપણ સાચા મુમુક્ષુ આત્માને પ્રતિમાનું પ્રમાણુસિદ્ધપણું બતાવી આપવા માટે પર્યાપ્ત છે, કારણ કે તેમાં પ્રતિમાના પ્રમાણુસિદ્ધપણામાં ઉપયોગી પ્રર્યાપ્ત સામગ્રી ભરી પડી છે અને **શ્રીમદ્‌** જેવા સત્‌મૂર્ત્તિના હૃદયનું દર્શન થાય છે. આ પરથી એટલું તો ચોક્કસ સિદ્ધ થાય છે કે **શ્રીમદ્‌** જેવા પરમ પ્રમાણ પુરુષે પ્રતિમાને પ્રમાણુસિદ્ધ પ્રતીત કરી છે, એટલે પ્રતિમા અને તેનું પૂજન પરમ પ્રમાણુસિદ્ધ જ છે એમ સિદ્ધ થાય છે.

આ પ્રતિમાસિદ્ધિના અનુસંધાનમાં **શ્રીમદ્‌**ના જૂઠાભાઈ પરના પત્રમાં આ વાતનો ઈશારો મળી આવે છે. મુંબઈથી ભા. વ. ૧,૧૯૪૪ના જૂઠાભાઇ (અમદાવાદ) પરના પત્રમાં (અં. ૩૬) **શ્રીમદ્‌** લખે છે—'પ્રતિમાના કારણથી અહીં આગળનો સમાગમી ભાગ ઠીક પ્રતિકૂળ વર્ત્તે છે. એમ જ મતભેદથી અનંતકાળે અનંત જન્મે પણ આત્મા ધર્મ ન પામ્યો. માટે સત્પુરુષો તેને ઇચ્છતા નથી; પણ સ્વરૂપશ્રેણીને ઇચ્છે છે.' **શ્રીમદ્‌**ના આ માર્મિક ઉદ્‌ગારો સૂચવે છે કે મુંબઇમાં તેમના પ્રારંભના સમાગમીઓમાં કેટલાક મહાનુભાવો પ્રતિમાવિરોધક પંથના પણ હશે અને તેઓ **શ્રીમદ્‌**ના પ્રતિમાવિષયક નિર્ભય સત્ય વિચારોથી ભડકયા હશે અને પ્રતિકૂળ થયા હશે. પણ **શ્રીમદ્‌ને** તો મતની વાત માન્ય ન્હોતી, કેવળ સત્‌ની વાત જ માન્ય હતી; આ પછીના આશો વદ ૨ ૧૯૪૪ના જૂઠાભાઇ પરના અસાધારણ પત્રમાં (અં. ૩૭) **શ્રીમદે** પોતાનું હૃદય ખોલ્યુ છે તેમ **શ્રીમદ્‌ને** જગત્‌ની વાહવાહની બિલકુલ પરવાહ ન હતી, જગત્‌ને રૂડું દેખાડવાનું એમને કંઇ પ્રયોજન ન્હોતું—આત્માનું જેમ રૂડું થાય તેમજ કરવાનું એક માત્ર પ્રયોજન હતું, અને તેમાં 'આ મહાબંધનથી રહિત થવામાં જે જે સાધન, પદાર્થ શ્રેષ્ઠ લાગે તે ગ્રહવા એ જ માન્યતા' હતી. એટલે તેમણે તો પ્રતિમા-સિદ્ધિ અંગેની પોતાની સત્યનિષ્ઠા નિર્ભય નૈતિક હિંમતથી દર્શાવી આપી, અને તે પણ એક સ્વરૂપશ્રેણીએ ચઢવાનું એક પરમ ઉપકારી આલંબનસાધન લોપ ન થાય એટલા માટે, એટલુંજ નહિં પણ તે ઉપકારી સાધનનું ઇષ્ટ પરમાર્થહેતુએ ગ્રહણ થાય એટલા માટે યથાસ્થિત વસ્તુદર્શન કરાવ્યુ. આગળ જતાં એક સ્વયંભૂ અંતરોદ્‌ગારરૂપ લેખમાં (અં. ૭૫૪) **ભાવિતાત્મા શ્રીમદે** આ પ્રતિમા જેવા પરમ ઉપકારી સાધનને કેટલાક લોકોએ ખંડિત કર્યું છે તે અંગેનો તીવ્ર ચીત્કારમય પોકાર પડયો છે—'હે જ્ઞાતપુત્ર ભગવન્! કાળની બલિહારી છે. આ ભારતના હીનપુણ્યી મનુષ્યોને તારૂં સત્ય અખંડ અને પૂર્વાપર અવિરોધ શાસન કયાંથી પ્રાપ્ત થાય? થવામાં આવા વિઘ્નો ઉત્પન્ન થયાં, તારાં બોધેલાં શાસ્ત્રો કલ્પિત અર્થથી વિરાધ્યાં, કેટલાંક સમૂળગા ખંડયાં. **ધ્યાનનું કાર્ય, સ્વરૂપનું કારણએ જે તારી પ્રતિમા** તેથી કટાક્ષદૃષ્ટિએ લાખો ગમે લોકો વળ્યાં, તારા પછી પરંપરાએ જે આચાર્ય પુરુષો થયા તેનાં વચનમાં અને તારાં વચનમાં પણ શંકા નાંખી દીધી. એકાંત દઈ કૂટી તારૂં શાસન નિંદાવ્યું.'—કોઈ પણ



શ્રીમદ્ રાજચંદ્ર

જન્મ—વવાણીઆ
વિ સં ૧૯૨૪ કાર્તિક પૂર્ણિમા રવિવાર

દેહવિલય—રાજકોટ
વિ સં ૧૯૫૭ ચૈત્ર વદ ૫ મંગળવાર

ૐ

વિભાગ ત્રીજો

# અધ્યાત્મ જીવનનો પહેલો તબક્કો

## ઉત્તર ભાગ : બીજો આંતરૂતબક્કો

(સં. ૧૯૪૪ ઉત્તર ભાગથી ૧૯૪૬ : ૨૧મા વર્ષથી ૨૩મા વર્ષ સુધી)



સાચા શાસનપ્રેમી સહૃદયને રોમાંચ ઉલ્લસાવે એવા આ હૃદયભેદક વચનોમાં **શ્રીમદ્‌ની** કેવી અદ્ભુત શાસનદાઝ નિર્ઝરી રહી છે! કોઈપણ સહૃદયના હૃદયને દ્રાવિત કરે એવી કેવી નિષ્કારણ કરુણા પ્રવહી રહી છે! કોઈપણ સકર્ણના કર્ણને વીંધી નાખે એવી મતભેદથી રહિત સત્‌માર્ગે લઈ જનારી કેવી અલૌકિક સત્યનિષ્ઠા ગર્જી રહી છે!



# અનુસંધિ દર્શન (૨)

**શ્રીમદ્ રાજચંદ્ર**ના અધ્યાત્મજીવનની પૂર્વભૂમિકાના કેટલાક પ્રકરણોનું આલેખન કરી, આ **અધ્યાત્મ રાજચંદ્ર**ના અધ્યાત્મજીવનના પહેલા તબક્કાના પ્રથમ આંતરૃતબક્કાનું દિગ્દર્શન કર્યું; અને તદંતર્ગત પ્રકરણોમાં,— પૂર્વના પ્રબળ આરાધક **શ્રીમદ્**ના દિવ્ય આત્માએ પૂર્વે આરાધેલ યોગનો 'આવ્યો અપૂર્વ અનુસાર' તેનું દર્શન કર્યું, અને તેના પ્રથમ અમૃત ફળરૂપે **મહાદર્શનપ્રભાવક મોક્ષમાળાનું** જે મંગલ સર્જન **શ્રીમદે** સોળ વર્ષ ને પાંચ માસની વયે માત્ર ત્રણ દિવસમાં કર્યું, તેની અદ્ભુત કલામય સંકલના દર્શાવી તેની દર્શનપ્રભાવનાનું સંક્ષેપમા દિગ્દર્શન કર્યું; અને આ મોક્ષમાળાના અનુસંધાનમાં 'ઓગણીસસેં ને બેતાલીસેં અદ્ભુત વૈરાગ્ય ધાર રે'–તે વૈરાગ્યઊર્મિઓને ઠાલવતા વૈરાગ્યના પ્રાભૃત જેવા **દર્શનપ્રભાવક ભાવનાબોધ** ગ્રંથનુ પણ દિગ્દર્શન કર્યું.

આ જ મોક્ષમાળાના સર્જનના અરસામાં **શ્રીમદ્**ના અદ્ભુત અવધાનપ્રયોગનો પ્રારંભ થયો, તે ક્રમે કરી શતાવધાન સુધી પહોચ્યો, એનું સવિસ્તર દર્શન કરાવતાં, આ **'સાક્ષાત્ સરસ્વતી' રાજચંદ્ર**ના આ શતાવધાનનો દિગ્વિજય વર્ણવી દેખાડી, અવધાનસમયના કાવ્યોનું રસદર્શન કરાવ્યુ, અને તેમા પણ આ શતાવધાની શીઘ્ર કવિની દૃષ્ટિ સતત ધર્મ ભણી જ પ્રધાનપણે હતી એ પણ દર્શાવી તે પરથી ઉપસી આવતા કવિના ભવ્ય વ્યક્તિત્વના શબ્દચિત્રનું આલેખન કર્યું. તે જ અવધાનઅરસામાં **શ્રીમદે** અતિ સ્વલ્પ સમયમાં કરેલા અસાધારણ જ્યોતિષ્વિજ્ઞાનનો સવિસ્તર ઇતિહાસ આપી,— આ શતાવધાન અને જ્યોતિષાદિના બાહ્ય જગત્પ્રદર્શનોને **શ્રીમદે** કેવી લીલામાત્રમાં તિલાંજલિ આપી તે પણ બતાવી આપ્યુ. આ અસાધારણ આત્મિક શક્તિના ક્ષયોપશમચમત્કારો ઉપરાંત **શ્રીમદે** જે અતીંદ્રિય જ્ઞાનના અને યોગશક્તિના ચમત્કાર દાખવ્યા, તેના થોડાક પ્રસંગો આલેખી, **શ્રીમદ્**ના અંતર્યામીપણાના અનુભૂત અદ્ભુત પ્રસંગો પણ અનુભવનારાઓના તાદૃશ્ય શબ્દોમાં વિવરી દેખાડ્યા.

આવી અતીંદ્રિય જ્ઞાનશક્તિ અધ્યાત્મપરિણતિપરિણત સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની યોગી પુરુષમા સુલભ હોય એ દર્શાવતાં **શ્રીમદ્**ની આત્મદૃષ્ટિ અને ચારિત્રસૃષ્ટિનું દર્શન કરાવી, **શ્રીમદ્**ના શુક્લ અંતઃકરણ અને અંતરંગ ત્યાગવૈરાગ્યનું ચિત્ર પણ આલેખ્યું. આમ વૈરાગ્યવેગમાં **શ્રીમદ્** ધસી રહ્યા હતા, ત્યાં ત્યાગમાં આવી પડેલું વિઘ્ન વિવરી દેખાડી, ગૃહાશ્રમપ્રવેશનું સૂચન કર્યું, અને ગૃહસ્થાવાસ મધ્યે પણ **શ્રીમદ્**ની વિરક્ત દશા કેવી અદ્ભુત હતી તે પણ વિવરી બતાવ્યું. આ જ અરસામાં પ્રારબ્ધવશાત્ વ્યાપારમાં ઝંપલાવવાનું બન્યુ અને તેમાં પણ પરમ સત્યનિષ્ઠ પરમ પ્રમાણ પુરુષ **શ્રીમદ્**ની આદર્શ નીતિમત્તા–પ્રમાણિકતાદિ વ્યવહારકૌશલ્યનું દિગ્દર્શન કરાવી, પરમાર્થકૌશલ્યમાં પણ પરમ સત્યનિષ્ઠ **શ્રીમદ્**ની પ્રતિમાસિદ્ધિ અને અનન્ય સત્યનિષ્ઠા બતાવી આપી.

આમ પહેલા તબક્કાના પ્રથમ આંતરૃતબક્કાનું આલેખન કરી, હવે બીજા આંતર્તબક્કાનું (૧૯૪૪ના ઉત્તર ભાગથી ૧૯૪૬ સુધી) આલેખન કરશું; અને તેમાં **શ્રીમદ્**ની ઉત્તરોત્તર વધતી જતી અધ્યાત્મદશાનું તાદૃશ્ય ચિત્ર આલેખના પ્રકરણો યોજશું અને તે ઉપરથી ઉપસી આવતું **અધ્યાત્મ રાજચંદ્ર**નુ ભવ્ય વ્યક્તિત્વ દર્શાવી આપશું.

પ્રકરણ ઓગણત્રીશમું

## શ્રીમદ્‌ના અધ્યાત્મ જીવનવિકાસના ત્રણ તબક્કા

" શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામી રે;
અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગતિ ગામી રે."– **શ્રી આનંદઘનજી**

આટલા પ્રકરણો આલેખી આપણે જરા ઊભા રહીએ અને **શ્રીમદ્‌**ના સમગ્ર જીવનનો થોડો વિચાર કરી પછી ક્રમશઃ આગળ વધીએ. **શ્રીમદ્‌**ના અધ્યાત્મજીવનનો સમગ્રપણે (as a whole, total) સામાન્ય વિચાર કરતાં તેમના અધ્યાત્મ જીવનવિકાસના મુખ્ય ત્રણ તબક્કા (stages, milestones) વા વિભાગ (Broad divisions) પાડી શકાય : (૧) સં. ૧૯૪૧ અને પછી ૧૯૪૭ પહેલાંનો સમય. (૨) સં. ૧૯૪૭ થી ૧૯૫૩ના મધ્ય (પૂર્વાર્ધ) સુધીનો સમય. (૩) ૧૯૫૩ના ઉત્તરાર્ધથી જીવનના અંત-પર્યંતનો સમય. આ ત્રણ તબક્કામાં **શ્રીમદ્‌**ની અધ્યાત્મદશાનો વિકાસ આ પ્રકારેઃ–

૧. સં. ૧૯૪૧થી ૧૯૪૬ સુધીનો સમય. સં. ૧૯૪૧માં 'આવ્યો અપૂર્વ અનુસાર રે' ત્યારથી માંડી સં. ૧૯૪૭ પહેલાંનો સમય,–'ઓગણીસસેં ને સુડતાલીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યુ રે'– તે પૂર્વનો સમય. આમાં ક્ષયોપશમભાવની મુખ્યતા છે. ઉત્તરોત્તર બળવત્તર બનતો જતો ક્ષયોપશમ અત્ર ઝળહળી ઊઠે છે. તેમાં ઉત્તમ કુશાગ્રબુદ્ધિના સ્વામિપણાને લીધે પરીક્ષાપ્રધાનીપણે સ્વસમય–પરસમયના તલસ્પર્શી અવગાહન, ષડ્‌દર્શનનો અક્રમ ઊહાપોહ, સ્વયં સમાધાન આદિ દૃષ્ટિગોચર થાય છે. પરમ વૈરાગ્યની સ્ફુરણા વર્ત્તે છે. 'ઓગણીસસેં ને બેતાલીસે અદ્‌ભુત વૈરાગ્ય ધાર રે'. વીતરાગમાર્ગની અનુપમ દૃઢ શ્રદ્ધા છે.

૨. સં. ૧૯૪૭થી ૧૯૫૩ના પૂર્વાર્ધ (ફા. વ. ૧૧) સુધીનો સમય, **'ઓગણીસસેં ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે;** શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યુ રે'.–આમ અત્રે શુદ્ધ સમકિત પ્રકાશ્યુ છે, પ્રત્યક્ષ નિશ્ચયરૂપ આત્માનુભવ થયો છે, સ્વસંવેદનજ્ઞાન ઉપજ્યુ છે, નિશ્ચયવેદ્યસંવેદ્યપદ પ્રગટ્યું છે, ગ્રંથિભેદ થઈ દર્શનમોહ નાશ પામી ચૂક્યો છે, **સ્થિરા** આદિ દૃષ્ટિમાં સ્થિરતા–સ્થિતિ થઈ ચૂકી છે, પ્રત્યક્ષ આત્માનુભૂતિ થતાં દર્શન સંબંધી સર્વ વિકલ્પ ઉપશમી ગયા છે. એવી નિર્વિકલ્પ દશા અત્ર આવિર્ભૂત થઈ અપ્રતિપાતી નિશ્ચયસમ્યક્ત્વ સાંપડ્યું છે, અને તે તેમણે 'ધન્ય રે દિવસ આ અહો !'– નામના અદ્‌ભુત આત્માનુભવના ઉદ્‌ગારરૂપ પરમ આત્મોલ્લાસમય કાવ્યમાં અમર કર્યું છે આ બીજા તબક્કામાં તેમની દર્શન–શ્રદ્ધા સાક્ષાત્ નિશ્ચય–અનુભવરૂપ હોઈ અત્યંત વજ્રલેપ ગાઢ બની છે. વીતરાગના તે પરમ અનુયાયી, અનન્ય ભક્ત પ્રતીત થાય છે. આ દર્શનમોહ વ્યતીત થયા પછી

ચારિત્રમોહની ક્ષીણતા કરવા ભણી તેમનું આત્મવીર્ય પરમ ઉલ્લાસથી સતત પ્રવૃત્તિ કરી રહ્યું છે, તેમની વીતરાગતા સમયે સમયે પ્રવર્ધમાન થતી જાય છે. પણ ત્યાં બાહ્ય ઉપાધિનો પ્રારબ્ધોદય ઉગ્ર રૂપ પકડે છે, ને તેનો ખેદ **શ્રીમદે** આ શબ્દોમાં વ્યક્ત કર્યો છે—

'ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે એક રંચ રે.... ધન્ય રે દિવસ.'

એટલે પરમ ભાવનિર્ગ્રંથરૂપ અંતરંગ આત્મદશા અને વૈશ્ય વેષ,– એ ભલભલાને ભૂલાવામાં ને અંદેશામાં નાંખી દે એવો અજબ કોયડો આ પરમ અદ્ભુત પુરુષે આપણા માટે ઉકેલવાને રાખ્યો છે! પણ આ જ એમનું પરમ ગૌરવ સૂચવે છે. સંસારમાં રહ્યા છતાં તેમા અનાસક્ત રહી મોક્ષમાં ચિત્ત રાખવું, **શ્રી હરિભદ્રસૂરિ** યોગબિન્દુમાં કહે છે તેમ **मोक्षे चित्तं भवे तनुः** –'મોક્ષમાં મન અને સંસારમાં તન' રાખવું, બાહ્ય ઉપાધિની મધ્યે પણ અખંડ આત્મસમાધિ જાળવવી, તે બેધારી તલવાર પર ચાલવા કરતા પણ વિકટ જણાય છે, અત્યંત દુર્ઘટ ભાસે છે,—'ધાર તરવારની સોહલી–દોહલી, ચૌદમા જિન તણી ચરણ સેવા; ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા' પણ **શ્રીમદે** તો તે 'ચરણસેવા' સોહલી જ કરી બતાવી છે. એ તો એમના જેવા અપવાદરૂપ (Exceptional) અસાધારણ ઓલીઆ પુરુષ જ કરી શકે, એમના જેવા સિદ્ધહસ્ત પરમયોગી જ કરી શકે,— બીજાનું ગજું નથી.

૩. ત્રીજો તબક્કો ૧૯૫૩ની સાલના ઉત્તરાર્ધથી (ફા. વદ ૧૨)—૧૯૫૭ના ચૈત્ર વદી પંચમી સુધીનો–જીવનના અંત સુધીનો કહી શકાય. આમાં વીતરાગ ચારિત્રની ગવેષણા પરાકાષ્ઠાને પામે છે. બાહ્ય વ્યવહારઉપાધિ સમેટી લઈ, સર્વસંગપરિત્યાગની ભાવના અત્ર ઉગ્ર સ્વરૂપ પકડે છે, ને તથારૂપ પ્રવૃત્તિ પણ પ્રારંભાય છે.

'વધતું એમ જ ચાલિયુ, હવે દીસે ક્ષીણ કાંઈ રે;
ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મનમાંહિ રે;.... ધન્ય રે દિવસ.
યથાહેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધાર રે;
થશે અવશ્ય આ દેહથી, એમ થયો નિરધાર રે;.... ધન્ય રે દિવસ.'

પણ અફસોસ! જ્યાં તે ભાવના ફલરૂપે પરિપક્વ થવાનો સમય આવે છે, ત્યાં ગંભીર રોગથી* તેમનો દેહ ગ્રસ્ત થાય છે, ને અંતે તે પ્રાણહારક નીવડે છે. આ તબક્કામાં તેમણે વીતરાગભાવની સવિશેષ સિદ્ધિ કરેલી જણાય છે. નિષ્પન્ન–સિદ્ધ યોગી જેવી પરિપક્વ આત્મદશા તેમની પ્રગટી છે. **દેહ છતાં જાણે દેહાતીત સ્થિતિ**

---

* અત્રે એ જણાવવુ પ્રાસંગિક થઈ પડશે કે–'રાગ વિના રોગ હોય નહિ' એ વિધાન કેવલ ભ્રાંતિમૂલક ને એકાંતિક હોઈ મિથ્યા છે, અસત્પ્રરૂપણારૂપ છે. તેમ કહેનાર કે પ્રરૂપનાર કર્મ ને કર્મના સિદ્ધાંતથી સર્વથા અનભિજ્ઞ છે. આઠ પ્રકારના કર્મમાં 'વેદનીય' નામનું કર્મ છે તેના બે ભેદ છે—સાતાવેદનીય અને અસાતાવેદનીય. એમાંથી સાતા કે અસાતા વેદનીયનો ઉદય પરમ વીતરાગ કેવલજ્ઞાનીને પણ સંભવી શકે. અસાતાવેદનીયમા રોગનો અંતર્ભાવ થાય છે. (જુઓ તત્ત્વાર્થસૂત્ર).

હોય એવી પરમ અવધૂત મહામુનીશ્વર જેવી અપૂર્વ આત્મવૃત્તિ વર્ત્તે છે. **શ્રીમદ્‌**નો દિવ્ય આત્મા અદ્‌ભુત આત્મનિશ્ચયથી ગર્જના કરે છે—

'આવી અપૂર્વ વૃત્તિ અહો ! થશે અપ્રમત્ત યોગ રે;
કેવળ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહ વિયોગ રે.... ધન્ય રે દિવસ.'

કેવી અદ્‌ભુત વાત છે! જાણે સાક્ષાત્ જોગીંદ્ર ગર્જી રહ્યા છે! આ એક જ કાવ્યનો કોઈ પણ મધ્યસ્થ ભાવથી વિચાર કરશે, તો તેના ઘણા સંશયોનું સ્વયમેવ સમાધાન થઈ જશે.

આમાં વીતરાગદર્શનની પરમાવગાઢ શ્રદ્ધા–વિનિશ્ચય સ્થિત જ છે, સુસ્થિત જ છે.

**શ્રીમદ્‌**નો આ જીવનવિકાસક્રમ લક્ષમાં રાખી જો તેમનું જીવન વિચારવામાં આવશે તો પૂર્વાપર સંબંધપૂર્વક **શ્રીમદ્‌**ના અધ્યાત્મ જીવનની સાંગોપાંગ સંકલનાબદ્ધ સમજણ પડશે. આ ચરિત્રલેખકના પૂ. સદ્‌. પિતાશ્રીએ પણ (શ્રી મનઃસુખભાઈ કિરતચંદ મહેતાએ) પણ 'જીવન રેખા'માં **શ્રીમદ્‌**ના જીવનના આ ત્રણ મુખ્ય વિભાગ કહેલા છે:

| "૧૯૪૧ અને પછી<br>આદ્યમાં<br>વીતરાગ | ૧૯૪૭ અને પછી<br>મધ્યમાં<br>વીતરાગ | ૧૯૫૩ અને પછી<br>અંતમાં<br>વીતરાગ |
|---|---|---|
| વસ્તુનિર્ધાર, આત્માનાં અસ્તિત્વાદિ પ્રતીતિ | " " " | **સુવ્યકત** સુસ્પષ્ટ" |
| **અવ્યક્ત**–ઉપશમ–ક્ષયોપશમરૂપ દર્શન | **વ્યકત**, સ્પષ્ટ, ક્ષાયિક, શુદ્ધ, | " " " |
| વેદાંતાદિદર્શન પર્યાલોચના–ઊહાપોહ | " " " | " " " |
| **વીતરાગ માર્ગ પ્રતિ વલણ** | " **વિશેષ વલણ** | **સંપૂર્ણ નિર્ધારરૂપ** |
| વૈરાગ્યની જાગૃતિ;ઉત્તરોત્તર વિશેષતા; **અસંગ દશાની** તીવ્રતા | **ક્ષાયિક ચારિત્ર**, અશરીરી વિદેહી ભાવ, અસંગ ભાવ, નિરાવરણ જ્ઞાનની તીવ્ર આકાંક્ષા | એ બધાંની **વિશેષ વિશેષ** તીવ્રતા. |

જે વાટે આત્મા 'સહજ' સ્વભાવ પામે તે વાટ તે સાચો માર્ગ; અને આ માર્ગ તે વીતરાગ, શ્રી ઋષભ–વર્ધમાનાદિએ પ્રકાશેલો, બોધેલો, આચરેલો માર્ગ,–એવી સંપૂર્ણ નિર્ધારરૂપ–પ્રતીતિરૂપ અપૂર્વ શાંતિ ૧૯૫૩ ફા. વદ ૧૨ વવાણીઆ મધ્યે જાગી. એ સંદેશો પાઠવ્યો જિજ્ઞાસુ, આત્માર્થી, મુમુક્ષુ જગત્ જીવો પ્રતિ."

**શ્રીમદ્‌**ના જીવનના આ મુખ્ય તબક્કા લક્ષમાં રાખી **શ્રીમદ્‌**ના જીવનનો વિચાર –અભ્યાસ કરવામા આવે, એ તેમના જીવનનું પૂર્વાપર અવિરોધપણું–સુસંગતપણું અને ઉત્તરોત્તર અધ્યાત્મદશાવિકાસપણું સમજવા માટે પરમ આવશ્યક છે; અને તે માટે કાળાનુક્રમે વર્ષવાર **શ્રીમદ્‌**ના ગ્રંથનું મધ્યસ્થ અવલોકન કરવામાં આવે તે બહુ ઉપયોગી

૭. તેમાં જ તેમનું અધ્યાત્મ જીવન ઓતપ્રોત છે, ને તેમાં જ તેમનું ખરૂં ચરિત્ર-સ્વરૂપાચરણરૂપ ચરણ પ્રગટ છે. એટલે કાળાનુક્રમ જ્યાં બરાબર જાળવવામા આવ્યો છે, એવી **શ્રીમદ્ રાજચંદ્ર**ની આવૃત્તિ આ અંગે વાંચવી-વિચારવી વિશેષ ઉપયોગી-ઉપકારી થઈ પડશે. તો જ તેનો બરાબર ખ્યાલ આવશે. આ માત્ર સામાન્ય સૂચના છે. અને આપણે પણ અત્રે-આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથમાં એમના જીવનનો પ્રાયે આ ત્રણ તબક્કાના કાળાનુક્રમે યથાશક્ય અભ્યાસ કરી રહ્યા છીએ અને કરશું.

આ ગ્રંથનું નામ '**અધ્યાત્મ રાજચંદ્ર**' રાખવામાં આવ્યુ છે તે સહેતુક અને પરમાર્થ પ્રયોજનભૂત છે, કારણ કે અત્રે **શ્રીમદ્ રાજચંદ્ર**નું મુખ્યપણે અધ્યાત્મચરિત્ર આલેખવાનું છે,—તે પરથી ઉપજી આવતું **શ્રીમદ્**ના આધ્યાત્મિક વ્યક્તિત્વનું સંકલનાબદ્ધ કળામય ચિત્ર આલેખવાનું છે, અને આ પરમ પુરુષ **શ્રીમદ્**ના અંતર્ગત પુરુષનું—**શ્રીમદ્**ના દિવ્ય આત્માનું દર્શન કરાવી, **શ્રીમદ્**ની અધ્યાત્મદશા ઉત્તરોત્તર કેવી વર્ધમાન થતી ગઈ તેનું દર્શન કરાવવાનું છે. એટલે આ **અધ્યાત્મ રાજચંદ્ર**ના અધ્યાત્મજીવનવિકાસના આ ત્રણે તબક્કામાં **શ્રીમદ્ રાજચંદ્ર**ની આ અધ્યાત્મદશાનું દર્શન યથાસ્થાને અમે કરાવતા રહેશું.

પણ **શ્રીમદ્**ની અધ્યાત્મદશાનું સંપૂર્ણ યથાર્થ માપ અત્ર કરી શકાશે એવી ભ્રાંતિ રખેને કોઈ ન રાખે. અત્રે તો તેના એક અંશમાત્રની જ ઝાંખી કરાવી શકાશે. કારણ કે **શ્રીમદ્** જેવા પરમ આધ્યાત્મિક પરમ યોગીપુરુષનું યથાર્થ માપ તો તેમના જેવી ઉચ્ચ અધ્યાત્મદશાને પામેલો જ્ઞાની યોગીપુરુષ જ કરી શકે, તે જ તેમને પૂર્ણ ન્યાય આપી શકે,–'તેહ જ એહનો જાણંગ ભોક્તા, જે તુમ સમ ગુણ રાયજી!' આ લેખક જેવા સામાન્ય મનુષ્યનું તેમ કરવાનું ગજું જ નથી એટલે તે તો ગુણાનુરાગજન્ય પ્રીતિ-ભક્તિથી પ્રેરિત થઈ એક માત્ર લૂલો લંગડો પ્રયાસ જ કરશે. આ લેખકના આત્મામા **શ્રીમદ્**ની આત્મદશા સંબંધી જે કાંઈ ભાવ અનુભવાયો હોય તે તેટલો મન બરાબર ઝીલી ન શકે, અને મને ઝીલેલો ભાવ લેખિની બરાબર ઝીલી ન શકે, એટલે પોતાની મર્યાદાના પૂરા ભાનથી આ લેખક **શ્રીમદ્**ની અધ્યાત્મદશાનો અંશમાત્ર ખ્યાલ આપી શકશે એવા ભાવથી જ આ સાહસ કરે છે **શ્રીમદ્**ની ખરેખરી આધ્યાત્મિક મહત્તાનો અનંતાંશ જો અત્ર આલિખિત થઈ શકે, તો તેમની વાસ્તવિક આધ્યાત્મિક મહત્તા આથી અનંતગુણવિશિષ્ટ છે એમ સીધો સાદો ત્રિરાશિનો હિસાબ સુજ્ઞ વિચક્ષણ વાંચક પોતાના આત્માનુભવની સાક્ષીથી મેળવી લ્યે! અસ્તુ!

આમ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનવિકાસ સંબંધી સામાન્ય સૂચના કરી આ અધ્યાત્મજીવનવિકાસના ત્રણ તબક્કાનું અનુક્રમે વર્ણન કરશું. તેમાં-આ પ્રથમ તબક્કાનું વર્ણન ચાલી રહ્યુ છે આ પ્રથમ તબક્કાના બે આતરતબક્કા કરી શકાય: (૧) ૧૯૪૧ થી ૧૯૪૪ના પૂર્વ ભાગ સુધીનો; (૨) ૧૯૪૪ના ઉત્તર ભાગથી ૧૯૪૬ ના અંત સુધીનો. તેમાં-૧૯૪૧ થી ૧૯૪૪ના પૂર્વભાગ સુધીના આતરતબક્કાને લગતા કેટલાક પ્રકરણોનું આલેખન કર્યું, અને તેમાં પ્રસંગવશાત્ **શ્રીમદ્**ની વધતી

જતી આત્મદશાનું–અધ્યાત્મદશાનું દિગ્દર્શન પણ કર્યું. હવે બીજા આંતરૂતબકકાનું દિગ્દર્શન કરવાનું પ્રાપ્ત થાય છે. આ (બીજો) આંતરૂતબક્કો **શ્રીમદ્**ના અધ્યાત્મ-જીવનવિકાસમાં મોટામાં મોટો ફાળો આપનારો મહા મહત્વનો ગણવા યોગ્ય છે, કારણ કે અત્ર–આ આંતરૂતબક્કામાં **શ્રીમદ્**ની અધ્યાત્મદશા અકલ્પ્ય વેગથી કૂદકે ને ભૂસકે આગળ વધતી ગઈ છે, પરમ સંવેગરંગી **શ્રીમદ્** સંવેગાતિશયથી અધ્યાત્મની ઉચ્ચ ઉચ્ચ ભૂમિકાઓ અત્યંત અચિંત્ય સંવેગથી કૂદાવતા ગયા છે. આ જીવનકાળને આપણે **શ્રીમદ્દના અધ્યાત્મમંથનકાળ** અથવા **આત્મમંથનકાળ** તરીકે ઓળખાવશું અને તેમાં કેટલાક પ્રકરણોનું આલેખન કરશું.

સં. ૧૯૪૪નો પ્રારંભ ભાગ જેમ ગૃહસ્થાશ્રમપ્રવેશથી **શ્રીમદ્**ના બાહ્ય જીવનમાં પલટો આણનાર એક મુખ્ય પ્રસંગ છે, તેમ આત્યંતિક અધ્યાત્મ સંનિવેશથી તેમના આભ્યંતર જીવનમાં પણ મોટો પલટો આણનાર આંતરૂતબકકો (milestone) છે. બાહ્યદૃષ્ટિથી તેઓ સંસારમાં જોડાયેલા ભાસતા હતા, પણ આંતરૂદૃષ્ટિથી તો તેઓ સંસારથી અલિપ્ત–સંસારાતીત અંતરંગ નિર્ગ્રંથશ્રેણી ભણી પરમ સંવેગથી ધસી રહ્યા હતા; બહારથી તેઓ રત્નોનો–ઝવેરાતનો વ્યાપારવ્યવહાર કરતા હતા, પણ અંદરથી તો તેઓ રત્નત્રયીનો અનન્ય વ્યાપાર કરતાં અપૂર્વ આત્મલાભ મેળવતા રહી મોક્ષમાર્ગ ભણી તીવ્રવેગી દોટ મૂકી રહ્યા હતા; બાહ્યથી સામાન્ય પ્રાકૃત જનને તેઓમાં એક સીધા સાદા ભલા ભોળા સરલ નિર્મલ સન્નીતિનિષ્ઠ પરમ પ્રમાણિક સદ્ગૃહસ્થનું દર્શન થતું હતું, અંતરૂથી સાચા મુમુક્ષુને એક ઋજુમૂર્ત્તિ સતમૂર્ત્તિ શુદ્ધ વીતરાગ ભાવનિર્ગ્રંથનું દર્શન થતું હતું; બાહ્યમાં વ્યવહારઉપાધિ વધતી જતી હતી, અંતરૂમાં આત્મસમાધિ વધતી જતી હતી; બાહ્યમાં ગૃહસ્થપ્રવૃત્તિ વર્ત્તતી હતી, અંતરૂમાં વિરક્તિપૂર્ણ સંવેગાતિશયસંપન્ન મુનિદશાની નિવૃત્તિ વર્ત્તતી હતી; બાહ્યમાં સામાન્ય જગત્વ્યવહાર વર્ત્તતો હતો, અંતરૂમાં અકલ્પ્ય વેગથી આગળ ધપતો અધ્યાત્મવિકાસમય પરમાર્થવ્યવહાર વર્ત્તતો હતો. એટલે ૧૯૪૭ માં શુદ્ધ સમકત–સમ્યગ્દર્શન પ્રગટ્યું તે પૂર્વેનો આ ૧૯૪૪ થી ૧૯૪૬ ના અંત સુધીનો ગાળો **શ્રીમદ્**ના અધ્યાત્મવિકાસમા મોટામા મોટો ભાગ ભજવનારો એક વિશિષ્ટ આંતરૂતબક્કો છે; અને એટલે જ આ ગાળામાં **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનના કેન્દ્ર સાથે સંકળાયેલા કેટલાક મુખ્ય પ્રકરણોનું આલેખન કરવું પડશે; અને તે હવે અનુક્રમે કરશું અને **શ્રીમદ્**ની અધ્યાત્મદશાનું દિગ્દર્શન પણ કરતા રહેશું.



## પ્રકરણ ત્રીશમું

# મહાવીરના વીતરાગમાર્ગનો અનન્ય નિશ્ચય

'નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યૂન જ છે. આત્મા અનંતકાળ રખડ્યો, તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે.'—

**શ્રીમદ્ રાજચંદ્ર.**

અધ્યાત્મમાં નિમજ્જન કરનારા **શ્રીમદ્‌ને મહાવીર**નો અને **મહાવીર**ના વીતરાગ-માર્ગનો અનન્ય નિશ્ચય બાલ્યવયથી જ હતો, અને તે ઉત્તરોત્તર બળવત્તર બનતો જતો હતો. **શ્રીમદ્**નો આ નિશ્ચય મારાપણાના આગ્રહરૂપ-મતમમત્વરૂપપણાને લઈને નહિં, પણ સત્‌ગ્રહણરૂપ સત્-સમત્વરૂપપણાને લઇને હતો,-મધ્યસ્થ નિષ્પક્ષપાતપણે સત્‌પરીક્ષાપ્રધાનીપણાને લઇને હતો. પરીક્ષાપ્રધાનીનો નિશ્ચય આજ્ઞાપ્રધાનીના નિશ્ચય કરતા અનંતગુણવિશિષ્ટ બળવાન્ હોય છે, અને એવો પરીક્ષાપ્રધાની પુરુષ જ સત માર્ગપ્રભાવન માટે પરમ યોગ્ય અને પરમ સમર્થ હોય છે. **શ્રીમદ્** આવા પરમોત્તમ કોટિના પરીક્ષાપ્રધાની હોઇ **મહાવીર**ના મહા વીરમાર્ગના પ્રભાવન અર્થે પરમ સમર્થ હતા. એટલે જ **શ્રીમદ્** મહાવીરના માર્ગનો ઉદ્ધાર થાય એમ સદોદિત ભાવના ભાવતા અને તેના સક્રિય પરિણામરૂપ ભવ્ય યોજના ઘડતા હતા,—જેનું વિશેષ અવલોકન આગળ પર કરશું. **શ્રીમદ્**ના એક ચરિત્રાલેખક સદ્. **શ્રી મનસુખભાઈ**એ 'જીવન-રેખા'મા સાચું જ કહ્યું છે કે—"આજ્ઞાપ્રધાન થઈ પરીક્ષાપ્રધાન પુરુષો ધર્મનો પ્રભાવ સારી રીતે દાખવી શકે એ સુનિશ્ચિત વાત છે. પૂર્વે જે જે પ્રભાવકો થયા છે, તે બધા પ્રાયઃ પરીક્ષાપ્રધાન હતા. અને પરીક્ષાપ્રધાન પુરુષો શાસનનો પ્રભાવ વર્ત્તાવી પવિત્ર માર્ગ સન્મુખ કરી શકે, તેનું કારણ એ કે પરીક્ષાપ્રધાન મહાનુભાવોને સર્વદેશે વસ્તુતત્ત્વનો સાંગોપાગ વિચાર કરવો પડે છે; એવા સાંગોપાંગ વિચારપૂર્વક નિર્ધારિલ વસ્તુતત્ત્વ પોતે તો સમ્યગ્ જાણી શકે, પણ બીજાઓને પણ સમજાવી શકે. **શ્રીમદ્ રાજચંદ્ર** એવો **સમર્થ પરીક્ષાપ્રધાન**, વિચારશીલ પુરુષ આ કાળે થયો છે." ઇત્યાદિ. આવા પરમ પરીક્ષાપ્રધાની **શ્રીમદ્**ને આદિથી તે અંત સુધી **મહાવીર**ના વીતરાગમાર્ગનો અનન્ય નિશ્ચય હતો.

સાગરમાં સર્વ સરિતાઓની જેમ સર્વ દર્શનોને પોતાના વિશાલ પટમાં સમાવી લ્યે અને સર્વ મતભેદોને-મતાગ્રહોને શમાવી ઘે, એવું અદ્‌ભુત સામર્થ્ય જે સર્વથા સર્વત્ર નિરાગ્રહ અનેકાંતદૃષ્ટિમંપન્ન વીતરાગમાર્ગમાં—શુદ્ધઆત્મદર્શનરૂપ શુદ્ધ જિનદર્શનમાં છે, તે વીતરાગમાર્ગનો અસ્થિમજ્જા-હાડોહાડ રંગ **શ્રીમદ્**ને પ્રથમથી જ લાગ્યો હતો. શુદ્ધ આત્મા તે જ જિન છે, કર્મને કાપે તે જ જિનવચન છે, એવો તત્ત્વજ્ઞાનીનો મર્મ **શ્રીમદ્**ને પ્રથમથી જ સમજાયો હતો; સર્વ મત જ્યાં પોતાની

'સંભાળ'–સમ્યક્ ભાળ કરતા રહે છે એવા પરમ સત્સ્વરૂપ જિનવચનની પરમોત્તમ રચનાનો અદ્ભુત ચમત્કાર **શ્રીમદ્**ને પ્રથમથી જ પ્રતિભાસ્યો હતો. એની સાક્ષી એમના આ ટંકોત્કીર્ણ વચનો જ પૂરે છે:

'જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ;
કર્મ કટે સો જિનબચન, તત્ત્વગ્યાનીકો મર્મ
રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ;
ઈનમેં સબ મત રહત હૈ, કરતે નિજ સંભાલ.'

આ વસ્તુ આમ 'જ' છે, એમ એકાંતવાદના 'જ'કારરૂપ—મત આગ્રહરૂપ વિષનું વમન કરાવી નિરાગ્રહરૂપ સત્–અમૃતનું પાન કરાવવું, એ જ **મહાવીર**ના પરમામૃતમય નિરાગ્રહ અનેકાંતવાદની અદ્ભુત ચમત્કૃતિ છે. આ અંગે સર્વ એકાંતવાદનું એકી સપાટે નિરસન કરનારૂં અને અનેકાંતવાદનું સુપ્રતિષ્ઠાપન કરનારૂં પરમ સમર્થ ટંકોત્કીર્ણ વચનામૃત **શ્રીમદે** ઉચ્ચાર્યું છે કે—'એકાંતવાદ એ જ જ્ઞાનની અપૂર્ણતાની નિશાની હે વાદીઓ! મને તમારે માટે દર્શાવે છે. કારણ શિખાઉ કવિઓ કાવ્યમાં જેમ તેમ ખામી દાબવા 'જ' શબ્દનો ઉપયોગ કરે છે, તેમ તમે પણ 'જ' એટલે નિશ્ચયતા, શિખાઉ જ્ઞાન વડે કહો છો. મહારો **મહાવીર** એમ કોઈ કાળે કહે નહીં; એ જ એની સતકવિની પેઠે ચમત્કૃતિ છે.'–અત્રે આત્યંતિક તાદાત્મ્યથી–પરમ આપ્ત–ભાવથી જેણે **'મહારો મહાવીર'** એવો પરમ અભેદભાવદર્શી પરમપ્રેમપૂર્ણ પ્રયોગ કર્યો છે, એવા **શ્રીમદ્**ને મતની–મારાપણાની દૃષ્ટિથી નહિં પણ સત્‌ની–યથાસ્થિત વસ્તુતત્ત્વની દૃષ્ટિથી **મહાવીર**નો અને **મહાવીર**ના મહાન્ વીતરાગમાર્ગનો પ્રથમથી જ અનન્ય નિશ્ચય હતો. એટલે **શ્રીમદ્** પહેલેથી તે છેલ્લે સુધી, આદિથી તે અંત સુધી શ્રી જિનના—વીતરાગના પરમાર્થમાર્ગના–વીતરાગ દર્શનના જ સાચેસાચા પરમાર્થસત્ અનુયાયી, પ્રરૂપક ને પ્રણેતા છે, તેમાં જ તેમની પરમાવગાઢ શ્રદ્ધા છે, તેનો જ તેમને અવિચળ અખંડ વિનિશ્ચય છે, અને તેના સેંકડો ઉલ્લેખો તેમના ગ્રંથમાં ઠેર ઠેર મળે છે. મોક્ષમાળાના પ્રકરણમાં આપણે આના કેટલાક ઉદાહરણો ટાંક્યા છે, આ ઉપરાંત બીજા ઉદાહરણો પણ આપણે પ્રસંગોપાત્ત જોતાં રહેશું, છતાં થોડાકનો ઉલ્લેખ અત્ર કરશું. જેમ કે—

'ન્યાય મને બહુ પ્રિય છે. વીરની શૈલી એ જ ન્યાય છે. સમજવું બહુ દુર્લભ છે. ×× જ્ઞાતપુત્ર ભગવાનના કથનની જ બલિહારી છે. ×× શ્રી ગૌતમને ચાર વેદ પઠન કરેલા જોવાને શ્રીમદ્ મહાવીરસ્વામીએ સમ્યક્ નેત્ર આપ્યાં હતાં. ×× વીરનાં કહેલાં શાસ્ત્રોમાં સોનેરી વચનો છૂટક છૂટક અને ગુપ્ત છે. ×× ઉત્તરાધ્યયન નામનું જૈનસૂત્ર તત્ત્વદૃષ્ટિએ પુનઃ પુનઃ અવલોકો. ×× વીરના એક વાક્યને પણ સમજો. ×× મહાવીરે જે જ્ઞાનથી આ જગતને જોયુ છે તે જ્ઞાન સર્વ આત્મામાં છે, પણ આવિર્ભાવ કરવું જોઇએ. ×× બહુ છકી જાઓ તો પણ મહાવીરની આજ્ઞા તોડશો નહીં. ગમે તેવી શંકા થાય તો પણ મારી વતી વીરને નિઃશંક ગણજો. ×× પાર્શ્વનાથસ્વામીનું ધ્યાન

ચોગીઓએ અવશ્ય સ્મરવું જોઇએ છે. નિઃસંશય એ નાગની છત્રછાયા વેળાનો પાર્શ્વનાથ ઓર હતો!—(વચનામૃત). 'સંશયબીજ ઉગે નહિં અંદર જે જિનના કથનો અવધારૂં. (મોક્ષમાળા).

'મહાવીરનો પંથ વિસર્જન કરવો નહીં. વીરના માર્ગમા સંશય કરશો નહીં. મહાવીરની ઉપદેશેલી બાર ભાવનાઓ ભાવો. મહાવીરના ઉપદેશવચનનું મનન કરો. મહાવીર પ્રભુ જે વાટેથી તર્યા અને જેવો તપ કર્યો તેવો નિર્મોહપણે તપ કરવો.—(બોધવચન) 'એ પુરુષ યથાર્થ વક્તા હતો, અયથાર્થ કહેવાનું એમને કોઇ નિમિત્ત નહોતું. (હાથનોંધ, ૧).

'વીરસ્વામીનું બોધેલું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સર્વ સ્વરૂપ યથાતથ્ય છે. (અં. ૩૭)

'સર્વ દર્શનની શૈલીનો વિચાર કરતાં નિર્ગ્રંથ દર્શન એ રાગ–દ્વેષ અને મોહ-રહિત પુરુષનું બોધેલું વિશેષ માનવા ચોગ્ય છે. (અં. ૪૦)

'નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યૂન જ છે. આત્મા અનંતકાળ રખડ્યો, તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે. જેના એક રોમમાં કિંચિત્ પણ અજ્ઞાન, મોહ કે, અસમાધિ રહી નથી તે સત્પુરુષનાં વચન અને બોધ માટે કંઈપણ નહીં કહી શકતાં તેનાં જ વચનમા પ્રશસ્ત ભાવે પુનઃ પુનઃ પ્રસક્ત થવું એ પણ આપણું સર્વોત્તમ શ્રેય છે. શી એની શૈલી! જ્યાં આત્માને વિકાર-મય થવાનો અનંતાંશ પણ રહ્યો નથી, શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જવલ શુકલ ધ્યાનની શ્રેણીથી પ્રવાહરૂપે નીકળેલા તે નિર્ગ્રંથનાં પવિત્ર વચનોની મને તમને ત્રિકાળ શ્રદ્ધા રહો! એ જ પરમાત્માના ચોગબળ આગળ પ્રયાચના!' (અં. ૫૨)

તેમજ–મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા પ્રખર વેદાંતી પરના પત્રોમાં પણ **શ્રીમદ્‌નો મહાવીરના** માર્ગનો અનન્ય નિશ્ચય ઓર ઝળહળી ઊઠે છે. પરમ મધ્યસ્થ-વૃત્તિ–મદભેદાતીત **શ્રીમદે** પરમ નિરાગ્રહપણે આ પ્રખર વેદાંતીને પરમ વિચક્ષણતાથી –પરમ વિવેકતાથી–પરમ વિનયતાથી પ્રતીતિ ઉપજાવતાં, શુદ્ધ સત્ જિનમાર્ગ–વીતરાગમાર્ગનો અનન્ય નિશ્ચય દાખવી આ માર્ગની પરમ પ્રભાવના કરતા પરમ ભાવપૂર્ણ શબ્દો લખ્યા છે. જેમકે–પત્રાક ૬૪ માં '**पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु**' ઇ. શ્રી હરિભદ્રસૂરિનું પ્રસિદ્ધ વચન મથાળે ટાંકી, **एगं जाणइ से सव्वं जाणई, जे सव्वं जाणइ से एगं जाणई** એકને જાણ્યો તેણે સર્વ જાણ્યુ, જેણે સર્વને જાણ્યુ તેણે એકને જાણ્યો, ઇ. વચનના અનુસંધાનમાં **શ્રીમદ્** લખે છે કે–'મહાવીરના બોધનો મુખ્ય પાયો ઉપરના વચનામૃતથી શરૂ થાય છે. અને એનુ સ્વરૂપ એણે સર્વોત્તમ દર્શાવ્યુ છે. ×× મહાવીર કે કોઈપણ બીજા ઉપદેશકના પક્ષપાત માટે મારૂં કંઈ પણ કથન અથવા માનવું નથી; પણ આત્મત્વ પામવા માટે જેનો બોધ અનુકૂળ છે તેને માટે પક્ષપાત (!) દૃષ્ટિરાગ, પ્રશસ્ત રાગ, કે માન્યતા છે, અને તેને આધારે વર્ત્તના છે.' પત્રાક ૭૧ માં લખે છે—'નિર્ગ્રંથના ઉપદેશને અચલભાવે અને વિશેષે સમ્મત કરતાં અન્યના ઉપદેશમાં મધ્યસ્થતા પ્રિય છે.' પત્રાંક ૮૭ માં નિરાગ્રહભાવે જિનદર્શન અંગે પોતાનો સ્વાનુભવ

આલેખે છે—'**જૈન** સંબંધી આપને કંઇ પણ મારો આગ્રહ દર્શાવતો નથી. તેમ આત્મા જે રૂપે હો તે રૂપે ગમે તેથી થાઓ એ સિવાય બીજી મારી અંતરંગ જિજ્ઞાસા નથી; એ કંઇ કારણથી કહી જઇ જૈન પણ એક પવિત્ર દર્શન છે એમ કહેવાની આજ્ઞા લઉં છું. તે માત્ર જે વસ્તુ જે રૂપે સ્વાનુભવમાં આવી હોય તે રૂપે કહેવી એમ સમજીને.' અને પત્રાંક ૧૨૦ માં પણ આવા જ નિરાગ્રહભાવે લખે છે—'**જૈન**ના આગ્રહથી જ મોક્ષ છે, એમ આત્મા ઘણા વખત થયાં માનવું ભૂલી ગયો છે. મુક્તભાવમાં (!) મોક્ષ છે એમ ધારણા છે.' ઇત્યાદિ.

આ અવતરણો સ્પષ્ટ સૂચવે છે તેમ **શ્રીમદ્** જિનદર્શનના-વીતરાગમાર્ગના પરમ સત્ય શ્રદ્ધાળુ **ને** અખંડ નિશ્ચયવંત છતાં, આગ્રહી તો નથી જ. આગ્રહ અને શ્રદ્ધામાં ઘણો તાત્ત્વિક તફાવત છે. આ નિરાગ્રહભાવને લીધે જ ગમે ત્યાં સદંશ હોય તે ગ્રહણ કરવામાં સમ્યગ્દષ્ટિને સંકોચ થતો નથી, ખુલ્લા દિલથી તે સ્વીકારે છે. મિથ્યાદષ્ટિના શાસ્ત્ર પણ સમ્યગ્દષ્ટિને સમ્યક્રૂપે પરિણમે છે, ને સમ્યગ્દષ્ટિના શાસ્ત્ર પણ મિથ્યાદષ્ટિને મિથ્યારૂપે પરિણમે છે એ વસ્તુ અનેકાંતદષ્ટિને સમ્યક્પણે ઝીલનારા સમ્યગ્દષ્ટિના આ સર્વત્ર નિરાગ્રહભાવનો જ પ્રભાવ સૂચવે છે. આવા પરમ નિરાગ્રહી **શ્રીમદ્** જેવા પરમ સમ્યગ્દષ્ટિ જ્ઞાનીનો વીતરાગદર્શનના પ્રણેતાઓ પ્રત્યેનો ભક્તિનિર્ભર પરમાદર ગર્ભિતપણે કે પ્રગટપણે પદે પદે પ્રતીત થાય છે. ખરેખર! **શ્રીમદ્‌જી**ને વીતરાગમાર્ગ અને આ વીતરાગમાર્ગપ્રણેતાઓ પ્રત્યે જેટલો પરમાદર-પરમગૌરવબહુમાન છે તેનો અંશ પણ પ્રાયે અન્યત્ર મળવો દુર્લભ છે,—એ આ સમસ્ત પરથી કોઇ પણ સુજ્ઞ વિવેકી વિચક્ષણ વાંચકને સહજ સમજાય એમ છે. ગમે તેવા વિરોધીને પણ નતમસ્તક કરે એવું **શ્રીમદ્**નું અનન્ય નિશ્ચયપૂર્વક વીતરાગમાર્ગની પ્રસ્તુતિ કરતું ટંકોત્કીર્ણ અમૃત વચનામૃત છે કે—

'વીતરાગનો કહેલો પરમ શાંતરસમય ધર્મ પૂર્ણ સત્ય છે, એવો નિશ્ચય રાખવો. જીવના અનધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી; તોપણ તેના જેવું જીવને સંસારરોગ મટાડવાને બીજું કોઈ પણ હિતકારી ઔષધ નથી, એવું વારંવાર ચિંતવન કરવું.'

'વચનામૃત વીતરાગના, પરમ શાંતરસ મૂળ;
ઔષધ જે ભવરોગના, કાયરને પ્રતિકૂળ.'

**શ્રીમદ્**ના જીવનનો મુખ્ય આદર્શ **મહાવીર** છે, અને **શ્રીમદ્**ના વચનામૃતોમાં પ્રથમથી જ **મહાવીર** પ્રત્યેની **શ્રીમદ્**ની અનન્ય ભક્તિ ઠેર ઠેર તરી આવે છે. **મહાવીર** અને એના વીતરાગમાર્ગના પરમ પ્રેમથી જ **શ્રીમદ્**ને મહાવીરના માર્ગના ઉદ્ધારની ઊર્મિઓ ઊઠતી હતી. આવા અસાધારણ અતિશયવંત ક્ષયોપશમસંપન્ન મહાપુરુષને જે પરમાર્થમાર્ગ પોતાને સમજાયો, જે વિશુદ્ધ આત્મદર્શન પોતાને થયું, તેનો લાભ બીજાને પ્રાપ્ત થાય એવી ધગશ ઊપજે, નિષ્કારણ કરુણા સ્ફુરે, પ્રબલ ઉત્સાહજન્ય શાસન-દર્શનભક્તિની ઊર્મિઓ ઊઠે, '**સવિ જીવ કરૂં શાસનરસી**' એવી ભાવદયામય

ભાવના પ્રગટે, તો તે શું અત્યંત પ્રશસ્ત નથી? અને આવી ઊર્મિઓ પણ યુવાવયના પ્રારંભમાં ૧૯ (૨૦)વર્ષ સુધીમાં ક્વચિત્ ઊઠતી હતી, પણ પછી તો તે પણ ત્યારે પ્રારબ્ધ સંજોગવશાત પ્રાયઃ ગૌણ કરી દઈ–ઉપશમાવી દઈ કેવલ આત્મધ્યાનમાં જ નિમગ્ન રહેવાનું તેઓએ શ્રેય માન્યુ. કારણ કે યથાયોગ્ય પરિપક્વ દશા ન થાય ત્યાં સુધી પ્રગટપણે માર્ગપ્રકાશ ન કરવો એ મુદ્રાલેખ તેમને માન્ય હતો, અને તેમાં તેઓ ભગવાન્ મહાવીરના ઉત્તમ આદર્શને અનુસર્યા હતા, એમ ક્વચિત્ તેમના ઉદ્ગાર પરથી ધ્વનિત થાય છે. અને એમ કરવું તે અત્યંત આત્મસંયમ ને સ્વરૂપગુપ્તિ સૂચવે છે. 'અધૂરો ઘડો છલકાય, પૂરો નહિં' એ લોકોક્તિ અત્ર લાગુ પડે છે. પાછળથી વચલા ગાળામાં આપણે આગળ ઉપર જોશું તેમ વીતરાગમાર્ગઉદ્ધારની વ્યવસ્થિત યોજના તેઓ ઘડી રહ્યા હતા અને તે ભવ્ય યોજનાને કાર્યકૃત કરવા–અમલમાં ઉતારવા તેઓ પ્રયત્નશીલ હતા; અને તથારૂપ યથાયોગ્ય પરિપક્વ દશા થયે, આત્મસાધના પૂર્ણ થયે, તેઓ બાહ્ય વ્યવહારઉપાધિથી નિવૃત્ત થઇ, સર્વસંગપરિત્યાગની–સર્વસંન્યાસની તૈયારી કરી રહ્યા હતા.



## પ્રકરણ એકત્રીશમું

# 'મોક્ષના માર્ગ બે નથી' : મતભેદાતીત મોક્ષમાર્ગની એકતા

'ભિન્ન ભિન્ન મત દેખિયે, ભેદ દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, તે જ ધર્મ અનુકૂળ.'—શ્રીમદ્ રાજચંદ્ર

**'મોક્ષના માર્ગ બે નથી'**—એ અમર શબ્દોમાં મતભેદાતીત મહાવીરના માર્ગના અખંડનિશ્ચયી શ્રીમદે મતભેદાતીત મોક્ષમાર્ગનું સર્વોત્તમ તત્ત્વ કહી દીધું છે. **'पक्षातिक्रांतः समयसारः'**—પક્ષાતિક્રાંત સમયસાર એ મહર્ષિ કુંદકુંદાચાર્યજીના આવા જ શબ્દોનું અત્ર સ્મરણ થાય છે,—'સમયસાર'–શુદ્ધ આત્મતત્ત્વ પક્ષથી–મતભેદરૂપ નયપક્ષથી અતિક્રાંત–પર છે, મતાતીત છે સર્વ મત-આગ્રહનો વિધ્વંસ કરનારી સતદૃષ્ટિ–અનેકાંતદૃષ્ટિ જેના આત્મામાં પરિણામ પામી હોય એવા પરમ પરિણત પુરુષ જ આવા વચન ઉચ્ચારી શકે; મતદૃષ્ટિ જેની પ્રલય પામી છે એવો મતાતીત સતને પામેલો 'નિર્પક્ષ વિરલો કોઇ' પરિણતાત્મા જ આવી અમૃતવાણી ભાખી શકે. કારણ કે મત છે ત્યાં સત્ નથી ને સત્ છે ત્યાં મત નથી, એ આ અમૃત વચનોનો મર્મ છે. શ્રીમદ્ જેમ છે તેમ વસ્તુગતે વસ્તુરૂપ સતને–શુદ્ધ આત્મ તત્ત્વરૂપ સમયસારને પામેલા સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની સત્પુરુષ છે, એટલે જ એમના અંતરાત્માના

ઊંડાણુમાંથી સહજ ધ્વનિરૂપ આ આત્મભાષા સરી પડી છે. આત્માને જાણી શ્રદ્ધી આત્મામાં જ વર્ત્તવું એ જ એક અખંડ વિશ્વવ્યાપી સર્વગ્રાહી મોક્ષમાર્ગ છે, અને મોહગ્રંથિને છેદી જે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની પુરુષ આત્મામાં જ વર્ત્તે છે, 'આત્મત્વને'–શુદ્ધ આત્માપણાને પામ્યો છે તે જ ખરેખરો નિર્ગ્રંથ વીતરાગ છે; એટલે આત્મત્વને પામેલા સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની વીતરાગ આત્માએ આચરેલો નિર્ગ્રંથ વીતરાગમાર્ગ એ જ એક વાસ્તવિક મોક્ષમાર્ગ છે, આત્મા આત્માને જાણી–શ્રદ્ધી આત્મામાં જ વર્ત્તે એ જ મોક્ષમાર્ગ છે, તેમાં ભેદની સંભાવના જ નથી અને એટલે જ 'મોક્ષના માર્ગ બે નથી' એ શબ્દોથી પ્રારંભાતા, અમર પત્રમાં (અં. ૫૪) પરમ ભાવિતાત્મા **શ્રીમદ્** 'નિર્ગ્રંથ મહાત્માઓને નમસ્કાર' કરી લખે છે—

**'મોક્ષના માર્ગ બે નથી, જે જે પુરુષો મોક્ષરૂપ પરમ શાંતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા સત્પુરુષો એક જ માર્ગથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે; ભવિષ્યકાળે પણ તેથી જ પામશે. તે માર્ગમાં મતભેદ નથી, અસરળતા નથી, ઉન્મત્તતા નથી, ભેદાભેદ નથી, માન્યામાન્ય નથી. તે સરળ માર્ગ છે, તે સમાધિમાર્ગ છે, તથા તે સ્થિર માર્ગ છે, અને સ્વાભાવિક શાંતિસ્વરૂપ છે. સર્વકાળે તે માર્ગનું હોવાપણું છે, જે માર્ગના મર્મને પામ્યા વિના કોઈ ભૂતકાળે મોક્ષ પામ્યા નથી, વર્તમાનકાળે પામતા નથી, અને ભવિષ્યકાળે પામશે નહીં.'**

જો આમ છે તો પછી જિને ઉપદેશેલ આટલી બધી ક્રિયાઓ અને ઉપદેશોનુ પ્રયોજન શું? તેનું પરમ રહસ્ય પ્રકાશતાં **શ્રીમદ્** લખે છે—'શ્રી જિને સહસ્રગમે ક્રિયાઓ અને સહસ્રગમે ઉપદેશો એ એક જ માર્ગ આપવા માટે કહ્યાં છે અને તે માર્ગને અર્થે તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સફળ છે અને એ માર્ગને ભૂલી જઈ તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સૌ નિષ્ફળ છે' આટલું લખી તે માર્ગનું ત્રણે કાળમા અભેદ એકપણું દર્શાવતા ટંકોત્કીર્ણ અમૃત વચનો પ્રકાશે છે—

'શ્રી મહાવીર જે વાટેથી તર્યા છે તે વાટેથી શ્રીકૃષ્ણ તરશે. જે વાટેથી શ્રીકૃષ્ણ તરશે તે વાટેથી શ્રી મહાવીર તર્યા છે. એ વાટ ગમે ત્યા બેઠા, ગમે તે કાળે, ગમે તે શ્રેણિમા, ગમે તે યોગમા જ્યારે પમાશે, ત્યારે તે પવિત્ર, શાશ્વત, સત્પદના અનંત અતીંદ્રિય સુખનો અનુભવ થશે તે વાટ સર્વ સ્થળે સંભવિત છે. યોગ્ય સામગ્રી નહીં મેળવવાથી ભવ્ય પણ એ માર્ગ પામતા અટકયા છે, તથા અટકશે અને અટકયા હતા.'

જો આ મોક્ષમાર્ગ આવો અભેદ એકરૂપ છે તો મુમુક્ષુએ શું કરવું? તેના ઉત્તરમા કોઈપણ ધર્મસંબંધી મતભેદ રાખવો છોડી દઈ એ જ એક માર્ગ સંશોધન કરવો એવા પરમ આશયગંભીર વચનો આલેખે છે: 'કોઈપણ ધર્મસંબંધી મતભેદ રાખવો છોડી દઈ એકાગ્રભાવથી સમ્યક્યોગે જે માર્ગ સંશોધન કરવાનો છે, તે એ જ છે. માન્યામાન્ય, ભેદાભેદ કે સત્યાસત્ય માટે વિચાર કરનારા કે બોધ દેનારાને, મોક્ષને માટે જેટલા ભવનો વિલંબ હશે, તેટલા સમયનો (ગૌણતાએ) સંશોધક ને તે

માર્ગના દ્વાર પર આવી પહોંચેલાને વિલંબ નહીં હશે.' આટલું માર્મિક સૂચન કરી, તે માર્ગ ક્યાં રહ્યો છે અને કેમ કોના થકી પ્રાપ્ત થશે તેનો પરમ રહસ્યભેદ ખુલ્લો કરે છે—'વિશેષ શું કહેવું? તે માર્ગ આત્મામાં રહ્યો છે. આત્મત્વપ્રાપ્ય પુરુષ–નિર્ગ્રંથ આત્મા–જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે–ઉદય આપશે–ત્યારે જ તે પ્રાપ્ત થશે, ત્યારે જ તે વાટ મળશે, ત્યારે જ તે મતભેદાદિક જશે.' અને આ અમર પત્રનો ઉપસંહાર કરતાં સમસ્ત મતભેદની માયાજાલને વિદારી નાંખનારા અમર વચનો **શ્રીમદ્** પ્રકાશે છે—'મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી. વિચારીને જેણે મતભેદને ટાળ્યો, તે અંતર્વૃત્તિને પામી ક્રમે કરી શાશ્વત મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે.' ત્રણે કાળમાં મુમુક્ષુઓને આ વિષમ સંસારસાગરમાં દીવાદાંડી સમા પરમ ઉપકારી માર્ગદર્શક આ અમૃત વચનોનું તાત્પર્ય એ છે કે–સમસ્ત મતભેદાદિ છોડી તે માર્ગ આત્મામાં જ સંશોધવાનો છે, કારણ કે તે માર્ગ 'આત્મામાં જ' રહ્યો છે. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ આત્મા એ જ મોક્ષમાર્ગ છે, એટલે આત્માને જાણી–શ્રદ્ધી આત્મામાં વર્તવું એ જ મોક્ષમાર્ગ છે. મોહગ્રંથિને છેદી જે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની વીતરાગ પુરુષ આત્મામાં જ વર્તે છે, **'આત્મત્વને'**—શુદ્ધ આત્માપણાને પામ્યો છે, તે જ ખરેખરો નિર્ગ્રંથ વીતરાગ છે, અને એવા આત્મત્વને પ્રાપ્ય–પ્રાપ્ત થયેલા સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની વીતરાગ આત્માએ આચરેલો નિર્ગ્રંથ વીતરાગ માર્ગ એ જ એક વાસ્તવિક મોક્ષમાર્ગ છે,–આત્મા આત્માને જાણી આત્મામાં વર્તે–આત્મામાં રહે એ જ ત્રિકાલાબાધિત શાશ્વત સનાતન મોક્ષમાર્ગ છે, તેમાં ભેદનો સંભવ જ નથી. આવા આત્મત્વરૂપ–મતભેદાતીત અભેદ મોક્ષમાર્ગની પ્રાપ્તિ દીવામાંથી દીવો પ્રગટે એ ન્યાયે સાક્ષાત્ આત્મત્વને પ્રાપ્ત–સાક્ષાત્ મૂર્તિમાન્ મોક્ષમાર્ગસ્વરૂપ નિર્ગ્રંથ સદ્ગુરુને આધીન છે,—એમ મતભેદાતીત મોક્ષમાર્ગપ્રાપ્તિનું પરમ રહસ્ય અત્ર સ્પષ્ટ પ્રકાશ્યું છે.

આ જ રહસ્યને પુષ્ટ કરતા અન્ય પત્રમાં (અં. ૯૨) પણ **શ્રીમદ્** વદે છે—'સર્વ દર્શનથી ઊંચ ગતિ છે. પરંતુ મોક્ષનો માર્ગ જ્ઞાનીઓએ તે અક્ષરોમાં સ્પષ્ટ દર્શાવ્યો નથી, ગૌણતાએ રાખ્યો છે. તે ગૌણતાનું સર્વોત્તમ તત્ત્વ આ જણાય છે—નિશ્ચય, નિર્ગ્રંથ જ્ઞાની ગુરુની પ્રાપ્તિ, તેની આજ્ઞાનું આરાધવું, સમીપમાં સદૈવકાળ રહેવું, કાં સત્સંગની પ્રાપ્તિમાં રહેવું, આત્મદર્શિતા ત્યારે પ્રાપ્ત થશે.' મતભેદાતીત મોક્ષમાર્ગની અભેદતા અંગેના **શ્રીમદ્**ના આ અમર વચનોનો જાણે પ્રતિધ્વનિ કરતા હોય એમ **શ્રી હરિભદ્રાચાર્યજી*** **યોગદૃષ્ટિસમુચ્ચય**માં ઉદ્ઘોષે છે કે—'તે મુમુક્ષુઓનો શમપરાયણ માર્ગ પણ અવસ્થાભેદનો ભેદ છતાં એક જ છે,—સમુદ્રમાં તીરમાર્ગની–કાંઠાના માર્ગની જેમ.' અર્થાત્ સર્વ મુમુક્ષુઓ તે જ એક મોક્ષરૂપ પરમ શાંતિમાર્ગને ઇચ્છે છે, એટલે તે સર્વનો માર્ગ એક જ છે. જેમ સાગરકાંઠાના સર્વ માર્ગ 'તીરમાર્ગ' છે, માટે તે એક જ સ્વરૂપ છે, તેમ આ સર્વ મુમુક્ષુઓના માર્ગ પણ

---

* "एक एव तु मार्गोऽपि तेषां शमपरायणः ।
अवस्थाभेदभेदेऽपि जलधौ तीरमार्गवत् ॥"—યોગદૃષ્ટિસમુચ્ચય શ્લોક ૧૨૮

'ભવ-તીરમાર્ગ'—મોક્ષમાર્ગ છે, માટે તે એક જ છે. આમ મોક્ષમાર્ગનો અભેદ જ છે, એટલે તે સર્વ મુમુક્ષુઓ એક અખંડ અભેદ પરમ અમૃતરસસાગરસ્વરૂપ મોક્ષમાર્ગના ભક્તો–આરાધકો–ઉપાસકો છે, સાધર્મિક બંધુઓ છે.

આ ભિન્ન ભિન્ન દર્શનભેદનું કારણ પણ દૃષ્ટિભેદ છે; **યોગદૃષ્ટિસમુચ્ચયમાં** કહ્યું છે તેમ 'ક્ષયોપશમની વિચિત્ર તરતમતાને લીધે દર્શનભેદ થાય છે, તેથી કરીને જ આ જૂદા જૂદા [વેદાંત જૈન વગેરે] દર્શનોનો ભેદ પડયો છે, એમ યોગાચાર્યોનું કથન છે.' પણ **સ્થિરા** આદિ દૃષ્ટિવાળા ભિન્નગ્રંથિ સમ્ગ્યદૃષ્ટિ યોગીઓને તો આવો દર્શનભેદ મનમાં વસતો જ નથી. 'તેઓ આવા મત–દર્શનના ભેદને લક્ષમાં લેતા નથી, તેને વજૂદ આપતા નથી, પ્રાકૃત જનોની જેમ તેઓ મત–દર્શનના આગ્રહમાં તણાઈ જતા નથી. તેઓ તો એક યોગમાર્ગને જ દેખે છે, યોગદર્શનને–આત્મદર્શનને જ દેખે છે. એક જ આત્મતત્ત્વના મૂળમાં એ સર્વદર્શનો વ્યાપ્ત છે, માત્ર 'દૃષ્ટિ'નો જ ભેદ છે,–એમ તેઓ ખરા અંતઃકરણથી માને છે. તેઓ તો ષડ્દર્શનને જિનદર્શનના અથવા શુદ્ધ આત્મદર્શનના અંગરૂપ જાણે છે. એટલે તેના ખંડનમંડનની કડાકૂટમાં ઉતરતા નથી, ઉલટા તે છએ દર્શનને સમ્યગ્દૃષ્ટિથી આરાધે છે.

'જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી.'—**શ્રીમદ્ રાજચંદ્ર**
"ષડ દરિશન જિન અંગ ભણીજે, ન્યાસ ષડગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ દરિશન આરાધે રે." **શ્રીઆનંદઘનજી**

આમ ષડ્દર્શન જેના અંગ છે એવું શુદ્ધ આત્મારૂપ જિનનું દર્શન તે જિનદર્શન અથવા આત્મદર્શન છે, તે જ જિનધર્મ અથવા આત્મધર્મ છે, અને તે જ યોગિધર્મ અથવા વિશ્વધર્મ છે, કારણ કે તેમાંજ સર્વ યોગીઓનો આત્મસ્વભાવયુજનરૂપ યોગિધર્મ અંતર્ભાવ પામે છે. આ 'યોગીધર્મ' એટલે શું? યોગનો જેને યોગ (સંબંધ) થયો છે તે યોગી, અને આત્મસ્વભાવરૂપ મોક્ષ સાથે યોજન–જોડાણ તેનું નામ યોગ. એટલે આત્મસ્વભાવ સાથે જેનું યોજન છે, અર્થાત્ જેને આત્મસ્વરૂપનું અનુસંધાન થયુ છે તે યોગી છે અને એવા તે યોગીનો જે ધર્મ છે તે યોગીધર્મ છે. આમ આત્મસ્વરૂપનું અનુસંધાન કરવું, આત્મસ્વભાવની સાધના–આરાધના કરવી, આત્મસિદ્ધિ કરવી, એ જ યોગીઓનો ધર્મ છે. વળી 'ધર્મ' શબ્દ પણ એ જ ભાવનો સૂચક છે. કારણ કે વસ્તુનો સ્વભાવ તે ધર્મ, **'वत्थुसहावो धम्मो'**, અર્થાત્ આત્મવસ્તુનો ધર્મ તે આત્મધર્મ–વસ્તુધર્મ. આત્માનું સ્વભાવમાં વર્ત્તવું તે ધર્મ, સ્વરૂપમા સ્થિતિ હોવી તે ધર્મ, આત્માને સ્વરૂપમાં ધારી રાખવો તે ધર્મ. આવો આત્માનો સ્વભાવયુજનરૂપ યોગ તે જ ધર્મ. એટલે જે આત્મસ્વભાવમાં વર્ત્તે છે, સ્વરૂપમાં સ્થિતિ કરે છે, આત્માને સ્વરૂપમાં ધારી રાખે છે, આત્માના સ્વભાવયુંજનરૂપ યોગને સાધે છે, તે સાક્ષાત્ ધર્મમૂર્ત્તિ 'યોગી' છે, અને તેનો ધર્મ પણ તે જ છે. આમ યોગીધર્મ એટલે આત્મસ્વરૂપના અનુસંધાનરૂપ વસ્તુધર્મ–આત્મધર્મ; પરપરિણતિનો પરિત્યાગ કરી, આત્મપરિણતિને અનુસરવું તે જ યોગિધર્મ. આ જે

કહ્યો તે મોક્ષમાર્ગરૂપ યોગીધર્મમાં—સનાતન વસ્તુધર્મમાં-શાશ્વત આત્મધર્મમાં કોઇ પણ પ્રકારના મતભેદનો—દર્શનાગ્રહભેદનો અવકાશ ક્યાંથી હોય? જાતિ-વેષનો ભેદ ક્યાંથી હોય?

'જાતિવેષનો ભેદ નહિં, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, ને જ ધર્મ અનુકૂળ?' **શ્રીમદ્ રાજચંદ્ર.**

આવી પરમ ઉદાર તત્ત્વદૃષ્ટિને લઈ **યોગીંદ્ર રાજચંદ્રે** આ પ્રકરણના પ્રારંભમાં મૂકેલ પત્રમા મતભેદાતીત મોક્ષમાર્ગની અભેદ એકતા ઉદ્ઘોષી છે. તેમના બીજા પત્રોમાં પણ દા. ત.—મનઃસુખરામ સૂર્યરામ પરના પત્રોમાં પણ ઉક્ત વસ્તુનું સમર્થન દૃશ્ય થાય છે, તે પ્રત્યે થોડા દૃષ્ટિપાત કરશું. **पक्षपातो न मे वीरे** ઇ. હરિભદ્રસૂરિનું સુપ્રસિદ્ધ સુભાષિત મથાળે ટાંક્યું છે તે પત્રમા (અં. ૬૪) પરમ અદ્ભુત મધ્યસ્થતાથી **શ્રીમદ્** આ પ્રખર વેદાંતીને લખે છે: 'પ્રત્યેક દર્શનમા આત્માનો જ બોધ છે; અને મોક્ષ માટે સર્વનો પ્રયત્ન છે; તોપણ આટલું તો આપ પણ માન્ય કરી શકશો કે જે માર્ગથી આત્મા આત્મત્વ-સમ્યક્જ્ઞાન-યથાર્થદૃષ્ટિ પામે તે માર્ગ સત્પુરુષની આજ્ઞાનુસાર સમ્મત કરવો જોઈએ. અહી કોઇ પણ દર્શન માટે બોલવાની ઉચિતતા નથી; છતા આમ તો કહી શકાય કે જે પુરુષનું વચન પૂર્વાપર અખંડિત છે, તેનુ બોધેલું દર્શન તે પૂર્વાપર હિતસ્વી છે આત્મા જ્યાથી 'યથાર્થદૃષ્ટિ' કિંવા 'વસ્તુ ધર્મ' પામે ત્યાંથી સમ્યક્જ્ઞાન સંપ્રાપ્ત થાય એ સર્વમાન્ય છે.' પત્રાંક ૬૮ માં આ જ યથાર્થદૃષ્ટિ પર ભાર મૂકીને લખે છે—'સર્વ દર્શન પારિણામિકભાવે મુક્તિનો ઉપદેશ કરે છે એ નિઃસંશય છે, પણ યથાર્થદૃષ્ટિ થયા વિના સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી. જે થવા માટે સત્પુરુષોની પ્રશસ્ત ભક્તિ, તેના પાદપંકજ અને ઉપદેશનું અવલંબન, નિર્વિકાર જ્ઞાનયોગ જે સાધનો, તે શુદ્ધ ઉપયોગ વડે સમ્મત થવા જોઈએ.' પત્રાંક ૭૧ માં પણ ત્રિકાલાબાધિત મોક્ષમાર્ગ પ્રકાશતો આવો જ વચનટંકાર કરે છે—'ગમે તે વાટે અને ગમે તે દર્શનથી કલ્યાણ થતું હોય, તો ત્યાં પછી મતાંતરની કંઈ અપેક્ષા શોધવી યોગ્ય નથી. આત્મત્વ જે અનુપ્રેક્ષાથી, જે દર્શનથી કે જે જ્ઞાનથી પ્રાપ્ત થાય તે અનુપ્રેક્ષા, તે દર્શન કે તે જ્ઞાન સર્વોપરિ છે, અને જેટલા આત્મા તર્યા, વર્તમાને તરે છે, ભવિષ્યે તરશે તે સર્વ એ એક જ ભાવને પામીને. આપણે એ સર્વ ભાવે પામીએ એ મળેલા અનુત્તર જન્મનું સાફલ્ય છે.' પત્રાંક ૮૭માં પણ એવો જ ભાવ દર્શાવે છે—'સર્વ સત્પુરુષો માત્ર એકજ વાટેથી તર્યા છે અને તે વાટ વાસ્તવિક આત્મજ્ઞાન અને તેની અનુચારિણી દેહસ્થિતિપર્યંત સત્ક્રિયા કે રાગદ્વેષ અને મોહ વગરની દશા થવાથી તે તત્ત્વ તેમને પ્રાપ્ત થયુ હોય એમ મારું આધીન મત છે.' અને પત્રાંક ૧૨૦માં તો આ મતભેદાતીત મોક્ષમાર્ગના પરમ રહસ્યને પામેલો આ વિલક્ષણ વિચક્ષણ પુરુષ પરમ અદ્ભુત માર્મિક સૂચન કરે છે—'જૈનના આગ્રહથીજ મોક્ષ છે, એમ આત્મા ઘણા

વખત થયાં માનવું ભૂલી ગયો છે. મુક્તભાવમાં (!) મોક્ષ છે એમ ધારણા છે.' ઇત્યાદિ પ્રકારે એક પ્રખર વેદાંતીને નિરાગ્રહભાવે મતભેદાતીત મોક્ષમાર્ગની પરમ વિચક્ષણ વિવેકથી પ્રતીતિ કરાવતા **શ્રીમદ્**નો આવો હતો મોક્ષમાર્ગનો પરમ અખંડ નિશ્ચય!

આવા આ મતભેદાતીત મોક્ષમાર્ગનો સુગમમાં સુગમ ઉપાય સાક્ષાત્ મૂર્ત્તિમાન્ મોક્ષમાર્ગસ્વરૂપ આત્મતત્વપ્રાપ્ય નિર્ગ્રંથ આત્મા— સત્પુરુષ જ છે, એ આ પ્રકરણ-પ્રારંભમાં મૂકેલ પત્રમાં **શ્રીમદે** સ્પષ્ટપણે સૂચવ્યું જ છે. તે જ વસ્તુની પુષ્ટિ **શ્રીમદ્**ના બીજા પત્રોમાં પણ સ્થળે સ્થળે પ્રાપ્ત થાય છે. જેમકે— ખીમજીભાઈ પરના પત્રમાં (પત્રાંક ૫૫) **શ્રીમદ્** ત્રિકાળાબાધિત પરમ નિશ્ચયભૂત સર્વશાસ્ત્રસંમત રહસ્યવાર્ત્તા લખે છે—'આત્મા વિનયી થઈ, સરળ અને લઘુત્વભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણ કમળ પ્રતિ રહ્યો, તો જે મહાત્માઓને નમસ્કાર કર્યો છે તે મહાત્માઓની જે જાતિની ઋદ્ધિ છે, તે જાતિની રિદ્ધિ સંપ્રાપ્ય કરી શકાય. અનંત કાળમાં કાં તો સત્પાત્રતા થઇ નથી અને કાં તો સત્પુરુષ (જેમાં સદ્ગુરુત્વ, સત્સંગ અને સત્કથા એ રહ્યાં છે) મળ્યા નથી; નહીં તો નિશ્ચય છે, કે મોક્ષ હથેળીમાં છે, ઇષિત્પ્રાગ્ભારા એટલે સિદ્ધ-પૃથ્વી પર ત્યારપછી છે. એને સર્વશાસ્ત્ર પણ સંમત છે, (મનન કરશો.) અને આ કથન ત્રિકાળ સિદ્ધ છે.' આ જ ભાઈ પરના બીજા પત્રમાં (અં-૧૪૩) આવા જ આશયવાળા વચન **શ્રીમદ્** લખે છે—

**'નીચેનો અભ્યાસ તો રાખ્યા જ રહો: (૧) ગમે તે પ્રકારે પણ ઉદય આવેલા, અને ઉદય આવવાના કષાયોને શમાવો. (૨) સર્વ પ્રકારની અભિલાષાની નિવૃત્તિ કર્યા રહો. (૩) આટલા કાળ સુધી જે કર્યું તે બધાંથી નિવૃત્ત થાઓ, એ કરતાં હવે અટકો. (૪) તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો, અને બાકીનાં પ્રાણીઓની અનુકંપા કર્યા કરો. (૫) કોઇ એક સત્પુરુષ શોધો, અને તેનાં ગમે તેવાં વચનમાં પણ શ્રદ્ધા રાખો. એ પાંચે અભ્યાસ અવશ્ય યોગ્યતાને આપે છે, પાંચમામાં વળી ચારે સમાવેશ પામે છે. એમ અવશ્ય માનો. અધિક શું કહું? ગમે તે કાળે પણ એ પાંચમું પ્રાપ્ત થયા વિના આ પર્યટનનો કિનારો આવવાનો નથી. બાકીનાં ચાર એ પાંચમું મેળવવાના સહાયક છે. પાંચમા અભ્યાસ સિવાયનો, તેની પ્રાપ્તિ સિવાયનો બીજો કોઈ નિર્વાણમાર્ગ મને સૂઝતો નથી; અને બધાય મહાત્માઓને પણ એમજ સૂઝયું હશે— (સૂઝયું છે).'**

આમ મતભેદાતીત મોક્ષમાર્ગ મુખ્યપણે સાક્ષાત્ મોક્ષમાર્ગસ્વરૂપ સત્પુરુષને આધીન છે, એમ **શ્રીમદે** પોતાનો આધીન મત અત્ર પત્રોમાં સર્વશાસ્ત્ર ને સર્વસત્પુરુષ-સંમતપણે અપૂર્વ આત્મનિશ્ચયથી ઉદ્‌ઘોષ્યો છે; અને આ સર્વ રહસ્યવાર્ત્તાના સુવર્ણ-કળશરૂપ ટંકોત્કીર્ણ **અમૃત લેખ** આલેખતાં **શ્રીમદે**,— કોઇ સત્પુરુષને શોધી તેને સર્વાર્પણપણે સેવતાં 'મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે',— એમ સાક્ષાત્ મોક્ષમાર્ગને પામેલો કોઈ પરમ સમર્થ સિદ્ધ પુરુષ જ આપી શકે એવો મુમુક્ષુને કોલ આપ્યો છે કે—

'બીજું કાંઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે. સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે; શાસ્ત્રમાં નથી અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે તેવું જેનું કથન છે; અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે. બાકી તો કંઈ કહ્યું જાય તેમ નથી અને આમ કર્યા વિના તારો કોઈ કાળે છૂટકો થનાર નથી; આ અનુભવપ્રવચન પ્રમાણિક ગણ. એક સત્પુરુષને રાજી કરવામાં, તેની સર્વ ઈચ્છાને પ્રશંસવામાં, તે જ સત્ય માનવામાં આખી જીંદગી ગઈ તો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પંદર ભવે અવશ્ય મોક્ષે જઈશ.'—(શ્રીમદ્ રાજચંદ્ર, અં.૭૬).

આવું પોતે અનુભવસિદ્ધ કરેલું પરમ પ્રમાણિક પરમ પ્રમાણભૂત અનુભવ 'પ્રવચન'—અનુભવનું પ્રકૃષ્ટ અમૃત (Immortal–nectarlike) વચન ઉદ્ઘોષનારા જેના વચનામૃતમાં પદેપદે પરમ અમૃતપથને પમાડનારૂં મતભેદાતીત પરમ અમૃત જ પ્રવહે છે. એવા **શ્રીમદ્** આ પરમ અમૃતપથને પામેલા પરમ અમૃત પુરુષ થઈ ગયા !



## પ્રકરણ બત્રીશમું

# જીવનક્રમ અને જીવનસૂત્રો

'એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામા જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે એમ હું લઘુત્વભાવે સમજ્યો છું, અને તેમ કરવામા જ મારી પ્રવૃત્તિ છે.'

—**શ્રીમદ્ રાજચંદ્ર**

આવા અધ્યાત્મપ્રધાન અખંડ એક મોક્ષમાર્ગની આરાધના કરતાં ગૃહાશ્રમમાં પણ જેની મહા મુનિવરોને દુર્લભ એવી પરમ વિરક્તિ હતી, એવા **શ્રીમદ્**ની આત્મસાધના ગૃહાશ્રમપ્રવેશ પછી તો ઓર જોરશોરથી વધતી જતી હતી; અધ્યાત્મવિકાસ પંથે **શ્રીમદ્** અકલ્પનીય વેગે–પરમ સંવેગાતિશયથી સંચરી રહ્યા હતા; તે પ્રત્યે દૃષ્ટિપાત કરવાનું હવે પ્રાપ્ત થાય છે. તેમાં પ્રથમ તેમના જીવનસૂત્રો અને જીવનક્રમનું તેમના પત્રોના જ આધારે દિગ્દર્શન કરાવશું, અને તે પરથી ફલિત થતી **શ્રીમદ્**ની ઊર્ધ્વગામી આત્મદશાની ઝાંખી કરાવશું.

પત્રાંક ૨૫ માં **શ્રીમદ્** સામાન્ય નિયમરૂપ જીવનસૂત્રો ગૂંથે છે: (૧) પ્રમાદને લીધે આત્મા મળેલું સ્વરૂપ ભૂલી જાય છે. (૨) જે જે કાળે જે જે કરવાનું છે તેને સદા ઉપયોગમાં રાખ્યા રહો. (૩) ક્રમે કરીને પછી તેની સિદ્ધિ કરો. (૪) અલ્પ આહાર, અલ્પ વિહાર, અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા, અને અનુકૂળ સ્થાન એ

મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો છે. (૫) શ્રેષ્ઠ વસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે. કદાપિ તે જિજ્ઞાસા પાર ન પડી તોપણ જિજ્ઞાસા તે પણ તે જ અંશવત્ છે. (૬) નવાં કર્મ બાંધવાં નહીં અને જૂનાં ભોગવી લેવાં, એવી જેની અચળ જિજ્ઞાસા છે તે, તે પ્રમાણે વર્તી શકે છે. (૭) જે કૃત્યનું પરિણામ ધર્મ નથી, તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઈતી નથી. (૮) મન જો શંકાશીલ થઈ ગયુ હોય તો દ્રવ્યાનુયોગ વિચારવો યોગ્ય છે; પ્રમાદી થઈ ગયુ હોય તો ચરણકરણાનુયોગ વિચારવો યોગ્ય છે; અને કષાયી થઈ ગયુ હોય તો ધર્મકથાનુયોગ વિચારવો યોગ્ય છે; જડ થઈ ગયું હોય તો ગણિતાનુયોગ વિચારવો યોગ્ય છે. (૯) કોઈપણ કામની નિરાશા ઇચ્છવી; પરિણામે પછી જેટલી સિદ્ધિ થઇ તેટલો લાભ; આમ કરવાથી સંતોષી રહેવાશે. (૧૦) પૃથ્વી સંબંધી ક્લેશ થાય તો એમ સમજી લેજે કે તે સાથે આવવાની નથી; ઉલટો હું તેને દેહ આપી જવાનો છું; વળી તે કંઈ મૂલ્યવાન નથી. સ્ત્રી સંબંધી ક્લેશ, શંકાભાવ થાય તો આમ સમજી અન્ય ભોક્તા પ્રત્યે હસજે કે તે મળમૂત્રની ખાણમાં મોહી પડ્યો, (જે વસ્તુનો આપણે નિત્ય ત્યાગ કરીએ છીએ તેમાં !) ધન સંબંધી નિરાશા કે ક્લેશ થાય તો તે ઊંચી જાતના કાંકરા છે એમ સમજી સંતોષ રાખજે; ક્રમે કરીને તો તું નિઃસ્પૃહી થઇ શકીશ. (૧૧) તેનો તું બોધ પામ કે જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય. (૧૨) એકવાર જો સમાધિમરણ થયુ તો સર્વકાળનાં અસમાધિમરણ ટળશે. (૧૩) સર્વોત્તમ પદ સર્વત્યાગીનું છે.'—એક પ્રૌઢ તત્ત્વજ્ઞાનીને છાજે તેમ તત્ત્વસંકલનાબદ્ધપણે ગૂંથેલા આ જીવનસૂત્રોમાં સૂચવ્યુ છે તેમ,—અપ્રમાદ રાખી, સદા ઉપયોગ રાખી કાર્યની ક્રમે કરીને સિદ્ધિ કરવી; અલ્પઆહારાદિથી ને મન-વચન-કાયાની નિયમિતતાથી મનને વશ કરવું; શ્રેષ્ઠ વસ્તુ ઇચ્છવી એ જ આત્માની શ્રેષ્ઠતા જાણવી; 'નવાં કર્મ બાંધવા નહીં અને જૂનાં ભોગવી લેવાં;' 'જે કૃત્યનું પરિણામ ધર્મ નથી, તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી નહિં;' ચાર અનુયોગમા કયા કયામાં મનને ક્યારે ક્યારે પ્રવર્ત્તાવવું; 'કોઈપણ કામની નિરાશા ઇચ્છવી;' પૃથ્વી-સ્ત્રી-ધનસંબંધી ક્લેશ થાય તો શું સમજી સમતા રાખવી; સમાધિમરણની પ્રાપ્તિ અર્થે બોધ પામવાનું ઇચ્છવું; 'સર્વોત્તમ પદ સર્વત્યાગીનુ છે' તે ઇચ્છવું,—આ જીવનસૂત્રો **શ્રીમદ્**ના આત્મપરિણતિમય અધ્યાત્મ-જીવનના મૂળ પાયામા જ નંખાયેલા છે, આત્મસાધનાક્રમના પ્રારંભમા જ મૂકાયેલા છે.

તેમજ-'આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યુ. ઉપયોગ એ ધર્મ છે. **आणाए धम्मो आणाए तवो**—આજ્ઞાનું આરાધન એ જ ધર્મ આજ્ઞાનુ આરાધન એ જ તપ. **समयं गोयम मा पमायए**—સમયનો પણ પ્રમાદ ન કરવો. ઉદાસીનતા એ અધ્યાત્મની જનની છે. (અં. ૭૭) બાહ્યભાવે જગતમાં વર્ત્તો અને અંતરંગમાં શીતલીભૂત-નિર્લેપ રહો. (અં. ૭૨) ઉદય આવેલાં કર્મોને ભોગવતા નવાં કર્મ ન બંધાય તે માટે આત્માને સચેત રાખવો. (અં. ૫૧) એક ભવના થોડા સુખ માટે અનંત ભવનું અનંત દુઃખ નહીં વધારવાનું પ્રયત્ન સત્પુરુષો કરે છે. (અં. ૪૭) અનંતકાળ થયાં છતાં જીવને પરિભ્રમણ કરતાં છતાં તેની નિવૃત્તિ કેમ થતી નથી અને તે શું કરવાથી થાય ? (એ વિચાર માટે સૂરવું). (અં. ૮૬) જાગ્યા

ત્યાંથી પ્રભાત એમ રૂડા પુરુષોનો બોધ ધ્યાનમાં વિનયપૂર્વક આગ્રહી તે વસ્તુ માટે પ્રયત્ન કરવું એ જ અનંત ભવની નિષ્ફળતાનું એક ભવે સફળ થવું મને સમજાય છે. સદ્ગુરુના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થવું અટક્યું છે, તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતળ કરવો એ જ કૃતકૃત્યતા છે. (અં. ૪૭) દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંતગણી ચિંતા આત્માની રાખ, કારણ અનંત ભવ એક ભવમાં ટાળવા છે. (અં. ૮૪) સંસારમાં રહેવું અને મોક્ષ થવા કહેવું એ બનવું અસુલભ છે. (અં. ૮૬) આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું, પરવસ્તુના ત્યાગી થવું. (અં. ૮૫) બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી, તો પછી ધર્મપ્રયત્નમાં આત્મિક હિતમાં અન્ય ઉપાધિને આધીન થઈ પ્રમાદ શું ધારણ કરવો ?' (અં. ૪૭) ઇત્યાદિ જીવનસૂત્રો **શ્રીમદ્**ના જીવનમાં તાણાવાણા જેમ વણાઈ ગયા હતા. આ સૂત્રો તો એવા છે કે તે કોઈ પણ ખરેખરા મુમુક્ષુને–સાચા આત્માર્થીને સર્વકાળ માટે અપનાવવા યોગ્ય ને જીવનમાં ઉતારવા યોગ્ય છે, આત્મપરિણામી કરવા યોગ્ય છે; અને આત્મા જેનો ધ્રુવતારક છે એવા સતત આત્મલક્ષી **શ્રીમદે** તો તે કેવા અત્યંત આત્મપરિણામી કર્યા હતા, તેની પ્રતીતિ તેમના અધ્યાત્મ જીવનક્રમ પ્રત્યે દૃષ્ટિપાત કરતાં પ્રાપ્ત થાય છે.

**આત્મા અને આત્માર્થદૃષ્ટિ** જેને હાડોહાડ વ્યાપ્યા છે એવા **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનપ્રાસાદના મૂલ આધારસ્તંભ છે **મૈત્રી** આદિ ચાર કલ્યાણમય ભાવના. 'મૈત્રી એટલે સર્વ જગતથી નિર્વૈર બુદ્ધિ, પ્રમોદ એટલે કોઈપણ આત્માના ગુણ જોઈ હર્ષ પામવો, કરુણા એટલે સંસારતાપથી દુઃખી આત્માના દુઃખથી અનુકંપા પામવી, અને ઉપેક્ષા એટલે નિસ્પૃહભાવે જગતના પ્રતિબંધને વિસારી આત્મહિતમાં આવવું.' (અં. ૫૭) એ પરમ કલ્યાણમયી અધ્યાત્મ ભાવનાઓ **શ્રીમદે** નિરંતર જીવનમાં ઉતારી હતી. અને 'ધર્મપ્રયત્નમાં–આત્મિક હિતમાં અન્ય ઉપાધિને આધીન થઈ પ્રમાદ શું ધારણ કરવો ?' એ સૂત્ર જેના હૃદયમાં સદા વસ્યું હતું એવા **શ્રીમદ્** પોતાના ધર્મમય જીવનના પ્રારંભકાળમાં (સં. ૧૯૪૪ માં) પણ ધર્મકર્મમાં કેવા અપ્રમત્ત હતા ને પોતાની દૈનિક પ્રક્રિયા–દિનચર્યા કેવા પ્રકારે કરતા હતા તેનો નિર્દેશ તેમના નીચેના પત્રમાં (અં. ૩૫) મળી આવે છે—'ધર્મકરણીનો થોડો વખત મળે છે, શાસ્ત્રપઠન અને અન્ય વાંચનનો પણ થોડો વખત મળે છે, થોડો વખત લેખનક્રિયા રોકે છે, થોડો વખત આહાર–વિહાર ક્રિયા રોકે છે, થોડો વખત શૌચ ક્રિયા રોકે છે, છ કલાક નિદ્રા રોકે છે, થોડો વખત મનોરાજ રોકે છે; છતાં છ કલાક વધી પડે છે.' આ પત્રમાં છેવટે પોતાના જન્મગ્રામ વવાણીઆમાં સત્સંગના અભાવનો ખેદ દર્શાવી માર્મિક ઉલ્લેખ કરે છે—'સત્સંગનો લેશ અંશ પણ નહીં મળવાથી બિચારો આ આત્મા વિવેકઘેલછા ભોગવે છે.' આમ સ્વાધ્યાય, ભક્તિ, ધર્માનુષ્ઠાન આદિ શુદ્ધ આત્માર્થપ્રવૃત્તિમાં શુદ્ધ આત્માર્થલક્ષી **શ્રીમદ્** પોતાનો કાળ નિર્ગમન કરતા હતા. આ તો પ્રારંભદશાની વાત છે, અને પછી તો પરમ સંવેગરંગી **શ્રીમદ્**ની આ અધ્યાત્મપ્રવૃત્તિ ઉત્તરોત્તર ઓર

વેગ પકડતી જઈ અંતે કેવી પરમ પરાકાષ્ઠાને પામી હતી, તેનું દિગ્દર્શન અત્ર ગ્રંથમાં યથાસ્થાને કરાવતા રહેશું.

આમ પૂર્ણ આત્માર્થદૃષ્ટિ અને પૂર્ણ આત્માર્થપ્રવૃત્તિ જેની પ્રારંભથી છે એવા પરમ આત્માર્થી–પરમ મુમુક્ષુ **શ્રીમદ્**ના આ સમસ્ત અધ્યાત્મજીવનક્રમનું પરમ રહસ્ય **શ્રીમદ્**ના જીવનમાં એકસૂત્રપણે ઓતપ્રોત થયેલ આ મુખ્ય જીવનસૂત્રરૂપ અમર વચનમાં પ્રાપ્ત થાય છે—'જગત્‌ને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું; તેથી રૂડું **થયું નથી. કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે, એમ હું લઘુત્વભાવે સમજ્યો છું; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે.**' (અં. ૩૭)—આ ટંકોત્કીર્ણ જીવનસૂત્ર જ **શ્રીમદ્**ના પરમ અદ્‌ભુત પરમ અલૌકિક આત્માર્થપ્રધાન અધ્યાત્મ જીવનક્રમની રહસ્યચાવી (master-key) છે.

અંતરાત્મપરિણામી **શ્રીમદ્**નો અંતરાત્મા ઊંડા ગંભીર તત્ત્વચિંતનપૂર્વક જીવન અને જીવનક્રમ (અં. ૮૪) અંગે ઊંડો વિચાર કરે છે અને અંતરાત્માને પ્રેરે છે—'ભાઇ, આટલું તારે અવશ્ય કરવા જેવું છે. દેહમાં વિચાર કરનારો બેઠો છે તે દેહથી ભિન્ન છે? તે સુખી છે કે દુઃખી? એ સંભારી લે.' તે કર્મદુઃખથી દુઃખી છે અને કર્મદુઃખના કારણો ટાળવાનો ઉપાય 'તેથી બાહ્યાભ્યંતરરહિત થવું' એવો જેને નિશ્ચય છે એવા આત્માનુભવી આ અંતરાત્મા ભાવે છે—'રહિત થવાય છે. ઓર દશા અનુભવાય છે. એ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. તે સાધન માટે સર્વસંગપરિત્યાગી થવાની આવશ્યકતા છે. નિર્ગ્રંથ સદ્‌ગુરુના ચરણકમળમાં જઇને પડવું યોગ્ય છે.'— આત્માનું કર્મદુઃખ ટાળવા માટે તે દુઃખના કારણોથી બાહ્યાભ્યંતર રહિત થવા સર્વસંગપરિત્યાગની આવશ્યકતા **શ્રીમદ્**ને સુપ્રતીત છે અને તેની જ પોતે ભાવના ભાવે છે, પરંતુ સાથે સાથે અંતરાત્મા પોતાનું આંતરૂનિરીક્ષણ કરે છે અને પોતે પોતાને તાવે છે—'જેવા ભાવથી ચડાય તેવા ભાવથી સર્વકાળ માટે રહેવાની વિચારણા પ્રથમ કરી લે.'— જેવા ભાવથી–પ્રવર્દ્ધમાન–વધતા જતા ભાવથી ચડાય તેવો ભાવ સદા અચલ અખંડિત અબાધિત રહેવો જોઇએ, અભંગ રહેવો જોઇએ, કદી પણ પ્રતિજ્ઞાભંગ થાય એમ ન જ થવું જોઇએ, કદી પણ પાછા પડવું પડે એમ ન જ થવું જોઇએ, ચડતા પરિણામે ચડવું જોઇએ ને પ્રતિજ્ઞાત કાર્ય પૂર્ણપણે ઠેઠ નિર્વાહવું જોઇએ; પ્રતિજ્ઞા નહિં લેવી એ દોષ નથી, પણ પ્રતિજ્ઞા લીધા પછી તેને કંઈ પણ બાધા પહોંચવી— કંઈ પણ ભગ્નપરિણામ થવું–ભંગ થવો, તે પ્રતિજ્ઞાભંગનો દોષ મહા છે. માટે અત્યારે વર્ત્તમાન આત્મશક્તિનું –આત્મસામર્થ્યનું માપ લઇ પૂર્ણ વિચારથી પગલું ભરવું, નહિં તો મહાદોષનું કારણ થઈ પડે. એટલે જ કહે છે–'જો તને પૂર્વકર્મ બળવાન લાગતા હોય તો અત્યાગી, દેશત્યાગી રહીને પણ તે વસ્તુને વિસારીશ નહીં.'– પૂર્વ પ્રારબ્ધોદય બળવાન હોય તો અવિરતિ–દેશવિરતિ રહીને પણ સમ્યગ્‌દૃષ્ટિપણે તે આત્મવસ્તુને વિસાર્યા વિના– આત્મ-

સ્વરૂપના લક્ષે તારી યથાશક્તિ સાધના કર. એટલે જ આંતરૂનિરીક્ષણથી પોતાનું આંતરૂજીવન તપાસવું કે જેથી ભવિષ્યમાં પણ સમાધિ જ રહે એ માટે ભાવે છે–' 'પ્રથમ ગમે તેમ કરી તું તારૂં જીવન જાણ. જાણવું શા માટે કે ભવિષ્યસમાધિ થવા. અત્યારે અપ્રમાદી થવું. તે આયુષ્યનો માનસિક આત્મોપયોગ તો નિર્વેદમાં રાખ. જીવન બહુ ટૂંકું છે, ઉપાધિ બહુ છે, અને ત્યાગ થઈ શકે તેમ નથી તો, નીચેની વાત પુનઃ પુનઃ લક્ષમાં રાખ.' તે પુનઃ પુનઃ લક્ષમાં રાખવાની સામાન્ય નિયમરૂપ (general principles) વાત શી છે તે વિચારતાં આ અંતરાત્મા વર્ત્તમાન આત્મદશામાં જીવનક્રમ દોરે છે—

'(૧) જિજ્ઞાસા તે વસ્તુની રાખવી. (૨) સંસારને બંધન માનવું. (૩) પૂર્વકર્મ નથી એમ ગણી પ્રત્યેક ધર્મ સેવ્યા જવો. તેમ છતાં પૂર્વકર્મ નડે તો શોક કરવો નહીં. (૪) દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંતગણી ચિંતા આત્માની રાખ, કારણ અનંત ભવ એક ભવમાં ટાળવા છે. (૫) ન ચાલે તો પ્રતિશ્રોતી થા. (૬) જેમાંથી જેટલું થાય તેટલું કર. (૭) પરિણામિક વિચારવાળો થા. (૮) અનુત્તરવાસી થઇને વર્ત્ત. (૯) છેવટનું સમયે સમયે ચૂકીશ નહીં. એ જ ભલામણ અને એ જ ધર્મ.'

પોતાને માટે **શ્રીમદે** નિયત કરેલા આ જીવનસૂત્રો સૂચવે છે તે પ્રમાણે **શ્રીમદે** પોતાનો જીવનક્રમ ગોઠવ્યો હતો. **શ્રીમદ્** જેની આત્માનુભૂતિ થઈ હતી તે આત્મવસ્તુની ઇચ્છા–ગવેષણા રાખતા હતા, સંસારને બંધન માનતા સતા પૂર્વઆરબ્ધયોગ પ્રમાણે ઉદયાધીનપણે અશોકપણે વર્તતા હતા, દેહ કરતાં આત્માની ચિંતા અનંતગણી રાખતા રહી અનંતભવને એક ભવમાં ટાળવાનો પરમ આત્મપુરુષાર્થ કરતા હતા, પ્રતિશ્રોતી થઇ– જગતપ્રવાહથી ઉલટા સામે પૂરે જઇ લોકદષ્ટિથી પ્રતિકૂળ અલૌકિક આત્મદષ્ટિથી વર્ત્તતા હતા, આત્મા શુદ્ધ આત્મપરિણામે–આત્મભાવે વર્તે એવા પરિણામિક–પરિણામે આત્મકલ્યાણ થાય તેવા વિચારવાળા હતા, જેનાથી ઉત્તર–પર કોઈ નથી ને જે સર્વથી ઉત્તર–પર છે એવા 'અનુત્તર' આત્માના વાસી–વસનારા થઇને વર્ત્તતા હતા, છેવટનું–શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષનું અંતિમ ધ્યેય ન ચૂકાય એ માટે સમયે સમયે જાગ્રત હતા,– એ જ ભલામણ અને એ જ ધર્મ પોતે પોતાને બોધતા હતા—પોતાના અંતરાત્માને ઉદ્બોધતા હતા. આવા દઢ સિદ્ધાંતોરૂપ જીવનસૂત્રો પર નિર્માણ થયો હતો **શ્રીમદ્**નો ભવ્ય જીવનક્રમ–પ્રાસાદ!

કુટુંબરૂપી કાજળની કોટડીમાં વસતાં પણ રખેને કોઈ ડાઘ ન લાગી જાય એ માટે અત્યંત જાગ્રત રહેતાં, ગૃહાવાસમાં પણ અત્યંત અનાસક્તપણે-વિરક્તપણે વર્ત્તતા અમોહસ્વરૂપ **શ્રીમદે**, તેમાં કેવા ક્રમે વર્તવું તે માટેનો જીવનક્રમ આમ દોર્યો હતો—

'કુટુંબરૂપી કાજળની કોટડીના વાસથી સંસાર વધે છે. ગમે તેટલી તેની સુધારણા કરશો તો પણ એકાંતથી જેટલો સંસારક્ષય થવાનો છે, તેનો સોમો હિસ્સો પણ તે કાજળગૃહમાં રહેવાથી થવાનો નથી. કષાયનું તે નિમિત્ત છે; મોહને રહેવાનો

અનાદિકાળનો પર્વત છે. પ્રત્યેક અંતરગુફામાં તે જાજ્વલ્યમાન છે. સુધારણા કરતાં વખતે શ્રાદ્ધોત્પત્તિ થવી સંભવે, માટે ત્યાં અલ્પભાષી થવું, અલ્પહાસી થવું, અલ્પપરિચયી થવું, અલ્પઆવકારી થવું. અલ્પભાવના દર્શાવવી, અલ્પસહચારી થવું, અલ્પગુરુ થવું, પરિણામ વિચારવું, એ જ શ્રેયસ્કર છે.'

આમ મોહઆવાસરૂપ આ કાજળગૃહવાસના દોષથી અત્યંત સાવચેત **શ્રીમદે** પોતાનો જીવનક્રમ યોજ્યો હતો. અને આમ પોતે પોતાને માટે નિયત કરેલા જીવનસૂત્રો અનુસાર દોરેલા જીવનક્રમમાં **શ્રીમદ્** કેવા એકનિષ્ઠિત હતા– કેવા એકનિષ્ઠાવાન હતા, તે માટે તેમના જ વચનો (પત્રાંક ૧૧૨) સાક્ષી છે: ' કરી શકો તેટલું કહો. અશક્યતા ન છુપાવો. એકનિષ્ઠિત રહો. ગમે તે કોઈ પ્રશસ્ત ક્રમમાં એકનિષ્ઠિત રહો. અરે ! આત્મા ! સ્થિતિસ્થાપક દશા લે'–પ્રાપ્ત સંયોગોમાં એવો અનુકૂળ થઈને વર્ત્ત કે આત્મા પોતે પોતાની મૂળ આત્મસ્થિતિમાં જેમ છે તેમ સ્થપાઈ જાય એવી સ્થિતિસ્થાપક દશા ગ્રહણ કર.

ટૂંકામાં, આર્ય પુરુષોના આચરણને અનુવર્તતો જીવનક્રમ આચરવા **શ્રીમદ્** કેવા પ્રયત્નશીલ હતા, તેનું સૂચન તેમની આ નાની નોંધના નાના પણ અર્થગંભીર જીવનસૂત્રો કરે છે–' ઉપયોગ ત્યાં ધર્મ છે. છેવટનો નિર્ણય થવો જોઈએ. સર્વ પ્રકારનો નિર્ણય તત્ત્વજ્ઞાનમાં છે. આહાર, વિહાર, નિહારની નિયમિતતા. અર્થની (આત્મપદાર્થની) સિદ્ધિ. આર્યજીવન. ઉતમ પુરુષોએ આચરણ કર્યું છે.'—આમ ઉત્તમ પુરુષોએ આચરણ કર્યા પ્રમાણે ઉત્તમસૂત્રો અનુસાર ઉત્તમ આર્યજીવન જીવવાનો ઉત્તમ જીવનક્રમ ઉત્તમ પુરુષ **શ્રીમદે** આચરણમાં મૂક્યો હતો– જીવનમાં ઉતાર્યો હતો, અને તે કેવી રીતે ? તેનું વર્ણન અનુક્રમે આ ગ્રંથમાં કરશું.



## પ્રકરણ તેત્રીશમું

# અંતરંગ નિવૃત્તિશ્રેણીને અબાધક વ્યવહારવર્ત્તનનો ક્રમ

' વ્યવહારના પ્રસંગને સાવધાનપણે મંદ ઉપયોગે સમતાભાવે નિભાવ્યો આવજે.... ઉદાસીન ભાવે પ્રવૃત્તિ કરી લેવી એ જ શ્રેયસ્કર છે.... નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો.'—**શ્રીમદ્ રાજચંદ્ર.**

આગલા પ્રકરણોમાં આપણે સવિસ્તર જોયુ તેમ પ્રારબ્ધોદયથી **શ્રીમદ્**ને ગૃહાવાસમાં રહેવું પડયું હતું અને વ્યાપારવ્યવહારમાં જોડાવું પડયું હતું. આ વ્યવહારોપાધિ દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતી જતી હતી. કેટલાક પત્રોમાં આવતા ઉદ્ગારો આની સાક્ષી પૂરે છે—' વ્યવહારોપાધિ ચાલે છે. (અં. ૧૦૬) ×× કાર્યોપાધિનું એવું સંબળરૂપ છે

કે એટલો શાંત અવકાશ મળતો નથી. × × ઉપાધિનું પ્રબળ વિશેષ રહે છે. જીવનકાળમાં એવો કોઈ યોગ આવવાનો નિર્મિત હોય ત્યાં મૌનપણે-ઉદાસીનભાવે પ્રવૃત્તિ કરી લેવી એ જ શ્રેયસ્કર છે.' (અં. ૧૧૫) પણ આ બાહ્ય વ્યવહારપ્રવૃત્તિમાં પણ **શ્રીમદ્‌ની** અંતરંગ તો નિવૃત્તિ જ હતી; ઉદાસીનભાવે વર્તતા **શ્રીમદે** મનઃસુખરામ સૂર્યરામ પરના પત્રમાં લખ્યુ છે તેમ 'સહજભાવે વર્તવાની અભ્યાસપ્રણાલિકા કેટલાંક (જૂજ વર્ષ થયાં આરંભિત છે; અને એથી નિવૃત્તિની વૃદ્ધિ છે.' બાહ્ય પ્રવૃત્તિ અને અંતરંગ નિવૃત્તિ એ બે વચ્ચે જાણે હરિફાઇ ચાલતી હોય એમ બન્ને સામસામી વધતી જતી હતી! બાહ્ય પ્રવૃત્તિના પડકારને ઝીલી **શ્રીમદ્** તેની સામે એટલી આત્મવીરતાથી ઝઝૂમ્યા છે કે તે બાહ્ય પ્રવૃત્તિ એમની અંતરંગ નિવૃત્તિના દુર્ગની કાંકરી પણ ખેરવવા સમર્થ થઈ નહિં! એકાંત પરમાર્થલક્ષી **શ્રીમદે** વ્યવહારમાં વર્તનનો ક્રમ એવો ગોઠવ્યો હતો કે તે તેમની અંતરંગ નિવૃત્તિને બાધક થાય નહિં. **શ્રીમદ્‌ના** આ અંતરંગ નિવૃત્તિને અબાધક વ્યવહારવર્તનના ક્રમનું આપણે આ પ્રકરણમાં દિગ્દર્શન કરશું.

વ્યવહારપ્રસંગમાં વર્તતાં અસંગ **શ્રીમદે** પોતાનો જીવનક્રમ કેવો ઘડ્યો હતો, જીવનપ્રણાલિકા કેવી વિશુદ્ધ સમુચિત રાખી હતી, તે રસપ્રદ-બોધપ્રદ છે. પત્રાંક ૧૧૧માં 'પરમ સત્ય છે, પરમ સત્ય છે, પરમ સત્ય છે,' એમ સાક્ષાત્ આત્માનુભૂતિ સૂચવતા વચન ત્રણ વાર લખી, 'ત્રિકાળ એમ જ છે' એમ પરમ સત્ય આત્મતત્ત્વનો જેને અખંડ વિનિશ્ચય વર્તે છે એવા **શ્રીમદ્** લખે છે—'વ્યવહારના પ્રસંગને સાવધાનપણે મંદ ઉપયોગે સમતાભાવે નિભાવ્યો આવજે.' પરમ સત્ય છે—તત્ સત્ આત્મતત્ત્વનું સાવધાનપણું-સોપયોગપણું ન ચૂકાય એમ 'સાવધાનપણે,' તે વ્યવહારપ્રસંગને બાહ્ય ઉપયોગ વર્તાવવો પડે એમ 'મંદ'-રસરહિત 'ઉપયોગે', રાગદ્વેષાદિ વિષમ ભાવ ન ઉપજે એમ 'સમતાભાવે' નિભાવ્યો આવજે—ઠેઠ પાર ઉતરે એમ સતતપણે નિર્વાહિત કરજે. વિષમભાવના નિમિત્તો કદાચિત્ ઉપસ્થિત થાય તો શું કરવું ને સમતાભાવ કેમ રાખવો તે માટે પોતે પોતાને ઉદ્દેશીને કહે છે—'બીજા તારૂં કેમ માનતા નથી એવો પ્રશ્ન તારા અંતરૂમા ન ઊગો. બીજા તારૂં માને છે એ ઘણું યોગ્ય છે, એવું સ્મરણ તને ન થાઓ. તું સર્વ પ્રકારે તારાથી પ્રવર્ત્તો. જીવન-અજીવન પર સમવૃત્તિ હો. જીવન હો તો એ જ વૃત્તિએ પૂર્ણ હો.' આમ જીવન લાંબું હો કે ટૂંકું હો એમ જીવન-અજીવન પ્રત્યે સમવૃત્તિએ વર્તતાં ગૃહાવાસમાં પણ સત્યનો લક્ષ ન ચૂકાય કે ન ભૂલાય તે માટે **શ્રીમદ્** પોતાના આત્માને જાગ્રત રાખે છે (alerts)—'ગૃહવાસ જ્યાં સુધી સૃજિત હો ત્યાં સુધી વ્યવહાર પ્રસંગમાં પણ સત્ય તે સત્ય હો. ગૃહવાસમા તેમાં જ લક્ષ હો.' ગૃહવાસમા પ્રસંગમાં આવતા પ્રસંગીઓ સાથે કેમ વર્તવું તે ભાવે છે—'ગૃહ-વાસમા પ્રસંગીઓને ઉચિત વૃત્તિ રાખતાં શીખવ. સઘળા સમાન જ માન.' જ્યાસુધી ગૃહવાસ હો ત્યાસુધીનો કાળ ઉચિતપણે નિર્ગમન કરવાની સામાન્ય રૂપરેખા (outlines) દોરે છે—'ત્યાંસુધીનો તારો કાળ ઘણો જ ઉચિત જાઓ. અમુક વ્યવહાર-પ્રસંગનો કાળ, તે સિવાયનો તતસબંધી કાર્યકાળ,'—'તતસંબંધી' ૐ **તત્ સત્** એવું જે પરમ સત્ય આત્મતત્ત્વ

પોતાને આત્મવિનિશ્ચયરૂપ થયું છે તે સંબંધી 'કાર્યકાળ'— આત્મસાધના સાધવારૂપ કેવળ એક શુદ્ધ આત્માર્થ કામ કરવાનો કાળ, 'પૂર્વિત કર્મોદય કાળ, નિદ્રાકાળ.' વ્યવહારમાં પોતે કહે તેમ બીજા પ્રવર્ત્તે અથવા બીજા કહે તેમ પોતે પ્રવર્ત્તે એ બે ક્રમમાંથી સામા માણસને રુચે તે પ્રકારે— જેમ તેને સંતોષ ઉપજે તેમ નિરાગ્રહ ઉદાસીનભાવે વ્યવહાર પ્રવર્ત્તાવવા અંગે સાવધાનપણું રાખવા **શ્રીમદ્** પોતાના આત્માને જાગ્રત (alert) રાખે છે—' જો તારી સ્વતંત્રતા અને તારા ક્રમથી તારા ઉપજીવન–વ્યવહારસંબંધી સંતોષિત હોય તો ઉચિત પ્રકારે તારે વ્યવહાર પ્રવર્ત્તાવવો. તેની એથી બીજા ગમે તે કારણથી સંતોષિત વૃત્તિ ન રહેતી હોય તો તારે તેના કહ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરી તે પ્રસંગ પૂરો કરવો, અર્થાત્ પ્રસંગની પૂર્ણાહુતિ સુધી એમ કરવામાં તારે વિષમ થવું નહીં. તારા ક્રમથી તેઓ સંતોષિત રહે તો ઔદાસીન્યવૃત્તિ વડે નિરાગ્રહભાવે તેઓનું સારૂં થાય તેમ કરવાનું સાવધાનપણું તારે રાખવું.'

આમ રસરહિત વ્યવહારપ્રવૃત્તિમાં પણ **શ્રીમદ્**ની કેવી અદ્ભુત સમવૃત્તિ–ઔદાસીન્યવૃત્તિ ઝળહળે છે! પરમ સત્ય (આત્મા) પ્રત્યેની કેવી અનન્ય એકનિષ્ઠા પ્રકાશે છે! સામા માણસને–વ્યવહારપ્રસંગીને સર્વ પ્રકારે સંતોષ થાય એવી ઉચિત રીતે વર્ત્તવાની કેવી અપૂર્વ નીતિરીતિ ચમકે છે! વ્યવહારપ્રસંગીઓનું જેમ સારૂં થાય તેવી હિતસ્વિતાની સાવધાનીમાં કેવી હૃદય–સચ્ચાઈ (Earnest sincerity) રણકે છે! ખરેખર! કર્દમ મધ્યે પડેલું સોનું જેમ લેપાય–ખરડાય નહીં, તેમ કર્મમધ્યે પડેલો વીતરાગ જ્ઞાની * લેપાય–ખરડાય નહિં,– એ સમયસાર–વચનામૃતનો સત્યંકાર આવા વ્યવહારમાં પણ ખરેખરૂં પરમાર્થજીવન જીવનારા **શ્રીમદ્** જેવા જ્ઞાની પુરુષ કરાવે છે. **શ્રીમદ્‌નું ખરૂં જીવન તો પરમાર્થ છે, વ્યવહાર તો 'ઉપજીવન'**— ગૌણ પેટાજીવન (sub–life, subordinate life) છે, તે અંગે પણ **શ્રીમદ્** કેવી વિવેકી વિચક્ષણતાથી, કેવી અવિષમ સમતાથી, કેવી સમુચિત સંતોષિતાથી, કેવી વીતરાગ ઉદાસીનતાથી વર્ત્યા છે, તેનો કંઇક ખ્યાલ આ પત્રના પર્યાલોચન પરથી આવશે.

વ્યવહારપ્રસંગી સાથે સમુચિત વર્ત્તનાનું એક ઉદાહરણ: **શ્રીમદ્** તેમના એક ભાગીદાર રેવાશંકરભાઇ બીજે દિવસે આવવાના છે તેની સાથે કેવા પ્રકારે વર્ત્તવું તે અંગેનો ક્રમ પોતાની નોંધપોથીમાં (રોજનિશી) નોંધે છે—' આવતી કાલે રેવાશંકરજી આવવાના છે, માટે ત્યારથી નીચેનો ક્રમ પ્રભુ પાર્શ્વ સચવાવો. ૧. કાર્યપ્રવૃત્તિ. ૨. સાધારણ ભાષણ–સકારણ. ૩. બન્નેના અંતઃકરણની નિર્મળ પ્રીતિ. ૪. ધર્માનુષ્ઠાન. ૫. વૈરાગ્યની તીવ્રતા.' આ જ નોંધપોથીમાં બીજી નોંધ પણ વ્યવહારવર્ત્તનક્રમ સૂચવે છે– 'નીચેના

---

* "णाणी रागप्पजहो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
णो लिप्पदि रजएण दु कद्दममज्झे जहा कणय ॥ "—**સમયસાર ગા. ૨૧૮**

"ज्ञानवान् स्वरसतोऽपि यतः स्यात् सर्वरागरसवर्जनशीलः ।
लिप्यते सकलकर्मभिरेष कर्ममध्यपतितोऽपि ततो न ॥ "
—**શ્રી. અમૃતચંદ્રાચાર્યકૃત સમયસાર કળશ. ૧૯૯**

નિયમો પર બહુ લક્ષ આપવું. ૧. એક વાત કરતાં તેની અપૂર્ણતામાં અવશ્ય વિન બીજી વાત ન કરવી જોઈએ. ૨. કહેનારની વાત પૂર્ણ સાંભળવી જોઈએ. ૩. પોતે ધીરજથી તેનો સદુત્તર આપવો જોઇએ. ૪. જેમાં આત્મશ્લાઘા કે આત્મહાનિ ન હોય તે વાત ઉચ્ચારવી જોઈએ. ૫. ધર્મસંબંધી હમણા બહુજ ઓછી વાત કરવી. ૬. લોકોથી ધર્મવ્યવહારમાં પડવું નહીં.'—સામાન્ય દૈનિક જીવનવ્યવહારમાં પણ **શ્રીમદ્** કેવી કડક નિયમબદ્ધ વ્યવહારવર્ત્તનાનો ક્રમ સાચવતા તે આ નોંધો સૂચવે છે.

આ વ્યવહારોપાધિ પોતાને શા માટે ગ્રહણ કરવી પડી તેનો નિખાલસ ખુલાસો કરતી અને તેમાં કેવા ક્રમે વર્ત્તવું તેની સુરેખ રૂપરેખા (outlines) દોરતી એક લાંબી નોંધ **શ્રીમદ્**ની આ નોંધપોથીમા જ (અં. ૧૫૭, Private Diary) પ્રાપ્ત થાય છે. આ મોટી વ્યવહારોપાધિ **શ્રીમદે** પોતા પર શા માટે વ્હોરી લીધી તેનો હેતુદર્શક ખુલાસો કરતા **શ્રીમદ્** લખે છે—'જ્યારે આ વ્યવહારોપાધિ ગ્રહણ કરી ત્યારે તે ગ્રહણ કરવાનો હેતુ આ હતો :– ભવિષ્યકાળે જે ઉપાધિ ઘણો વખત રોકશે, તે ઉપાધિ વધારે દુ:ખદાયક થાય તો પણ થોડા વખતમા ભોગવી લેવી એ વધારે શ્રેયસ્કર છે.' વ્યાપાર સંબંધી મોટી ઉપાધિ **શ્રીમદે** પોતાના પર વ્હોરી લીધી તેનું અંતર્ગત કારણ એ છે કે, આ ઉપાધિ થોડે થોડે કરી હોય તો ઘણો લાબો વખત લંગરાતી (Lingering) ચાલ્યા જ કરે– લંબાયા જ કરે ને તેનો આરો ન આવે; અને **શ્રીમદ્**નો અંતર્‌આશય તો આ ઉદયાધીનપણે આવી પડેલી વ્યવહારોપાધિથી જેમ બને તેમ શીઘ્ર નિવૃત્તિ પામી એકાંત આત્મામાં જ પ્રવૃત્તિ કરવાનો હતો; એટલે તે ઉપાધિ અત્યારે 'વધારે દુ:ખદાયક થાય તોપણ' થોડા વખતમાં ભોગવી લઈ પૂરી કરી નાંખવી —જેમ બને તેમ જલદી પતાવી દેવી ને વ્યવહારપ્રપંચથી શીઘ્ર છૂટી પરમાર્થમાર્ગ-પ્રકાશન માટે છૂટા થવું,— એ એમને લાંબી રાશે–દીર્ઘદૃષ્ટિએ જોતાં 'શ્રેયસ્કર'– શ્રેયકારી કલ્યાણકારી લાગ્યુ છે.

હવે આ ઉપાધિ ગ્રહી તો સમાધિ કેમ રહેશે તે માટે પોતે વિચારે છે—' એ ઉપાધિ નીચેના હેતુથી સમાધિરૂપ થશે એમ માન્યુ હતું '– ધર્મસંબંધી વધારે વાતચીત આ કાળમા ગૃહવાસ પરત્વે ન આવે તો સારૂં.' અત્રે ઉપાધિ મધ્યે પણ સમાધિ રાખવાનો કીમિયો **શ્રીમદે** પોતા માટે શોધી કાઢ્યો છે કે– જ્યાંલગી આ ગૃહવાસ-સ્થિતિ છે ત્યાલગી આ કાળમાં 'ધર્મસંબંધી વધારે વાતચીત ન કરવી;' કવચિત્ પ્રસંગથી ધર્મસંબંધી સાધારણ સહજસાજ વાતચીત કરવી પડે તો ભલે, પણ 'વધારે વાતચીત'– ધર્મઉપદેશક કે ધર્મપ્રણેતારૂપે ઝાઝી વાતચીત ન કરવી, એવો **શ્રીમદ્**નો દૃઢ સંકલ્પ ઉપર ટાંકેલી રોજનીશીની નોંધની જેમ આ નોધમાં પણ જણાઈ આવે છે. આમ વર્ત્તાય તો જ આ ઉપાધિ આત્મબાધક ન થતા સમાધિરૂપ થશે, એમ જ્યારે આ ઉપાધિ ગ્રહણ કરી ત્યારે **શ્રીમદે** માન્યુ હતું. જેના આત્માના પ્રદેશે પ્રદેશે ધર્મ ધર્મ ને ધર્મના જ ઉત્તમ સંસ્કાર સંભૃત પડયા છે, ધર્મ જ જેનો પરમ પ્રિયતમ વિષય છે અને ધર્મ જ જેનો પ્રાણ છે–આત્મા છે, એવા **ધર્મમૂર્ત્તિ** પુરુષને ધર્મની

વાતચીત કર્યા વિના કેમ ચેન પડે? એ સંબંધી વધારે વાતચીત ન કરવી એવું પોતે પોતા પર મૂકેલું નિયંત્રણ તેને કેટલું બધું 'વસમું'–આકરૂં વિકટ લાગે? એ વાતનો પૂરેપૂરો ખ્યાલ છે તેથી જ **શ્રીમદ્** ત્યાં દૃઢ નિશ્ચય કરે છે—'ભલે તને વસમું લાગે, પણ એ જ ક્રમમાં પ્રવર્ત્ત. ખચીત કરીને એ જ ક્રમમાં પ્રવર્ત્ત.'— ભલે તને વસમું–આકરું વિકટ લાગે પણ એ જ ઉપર કહ્યો તે 'ગૃહવાસ પરત્વે' ઇ. ક્રમમાં પ્રવર્ત્ત.

આ ક્રમની સાચવણીમાં ઘણો પરીષહ–ઉપસર્ગ સહન કરવો પડશે એવા પૂરા ભાનસહિત પરમ આત્મપરાક્રમી ભડવીર **શ્રીમદ્** પોતાના અંતરાત્માને ઉદ્દેશીને કહે છે—'દુઃખને સહન કરી, ક્રમની સાચવણીના પરિસહને સહન કરી, અનુકૂળ–પ્રતિકૂળ ઉપસર્ગને સહન કરી તું અચળ રહે.' અંતરૂમાં ઉભરાતા જ્ઞાનાતિશયને છલકાવા ન દેવો— પ્રજ્ઞાતિશયને ઉભરાવા ન દેવો ને અંતરૂમાં શમાવી દેવો એ **'પ્રજ્ઞાપરીષહ'** કાંઇ જેવો તેવો પરીષહ નથી. જગત્‌માં સહેજસાજ સાધારણ ઉપરછલી છીંછરી પ્રજ્ઞાનો મોટો દેખાડો કરવા— મિથ્યાભિમાની પામરતાનું પ્રદર્શન (Vanity fair) ભરવા તલપાપડ પામર લોકો કેટલી બધી ફૂદાફૂદ કરે છે? ત્યારે અસાધારણ અતિશયવંત પરમ ગંભીર પ્રજ્ઞાની પરમતાનું બાહ્ય પ્રદર્શન નહિં કરવાનો આ પ્રજ્ઞાપારમિત સ્વરૂપ-ગુપ્ત પુરુષ નિશ્ચય કરે છે, તે આ પરમ પુરુષનો અસાધારણ આત્મસંયમ, અલૌકિક સ્વરૂપગુપ્તિ, ને અપૂર્વ નિર્માનિતા દાખવે છે! અત્યારે આ વસમું લાગતું કામ પરિણામે સમું થશે એમ આગળ લખે છે—'અત્યારે કદાપિ વસમું, અધિકતર લાગશે, પણ પરિણામે તે વસમું સમું થશે.' આટલું કહી પોતાના આત્માને આ અંતરાત્મા ચેતાવે છે અને આ વચનો ઘટમાં–અંતરૂમાં ઉતારવા ફરી ફરી જાગ્રત (alert) કરે છે—'ઘેરામાં ઘેરાઇશ નહીં. ફરી ફરી કહું છું, ઘેરાઈશ નહીં. દુઃખી થઈશ, પશ્ચાત્તાપ કરીશ; એ કરતાં અત્યારથી આ વચનો ઘટમાં ઉતાર–પ્રીતિપૂર્વક ઉતાર.' લોકપ્રસંગનાં કે ધર્મપ્રસંગે લોકસંગના 'ઘેરામાં ઘેરાઇશ નહીં' ઇ. વચનો લોકપ્રતિબંધમાં નહિં પડવાના **શ્રીમદ્**ના અડગ નિશ્ચયની ઘોષણા કરે છે.

આટલી સામાન્ય વાત કહી **શ્રીમદ્** વ્યવહારમાં વર્ત્તવાના કેટલાક સામાન્ય નિયમો પોતા માટે નિયત કરે છે:– '૧. કોઈના પણ દોષ જો નહીં. તારા પોતાના દોષથી જે કંઇ થાય છે, તે થાય છે, એમ માન. ૨. તારી (આત્મ) પ્રશંસા કરીશ નહીં, અને કરીશ તો તું જ હલકો છે એમ હું માનું છું. ૩. જેમ બીજાને પ્રિય લાગે તેવી તારી વર્તણૂક કરવાનું પ્રયત્ન કરજે. એકદમ તેમાં તને સિદ્ધિ નહીં મળે, વા વિઘ્ન નડશે, તથાપિ દૃઢ આગ્રહથી હળવે હળવે તે ક્રમ પર તારી નિષ્ઠા લાવી મૂકજે.' આ ત્રણ નિયમો સૂચવે છે કે– **શ્રીમદ્**ની દૃષ્ટિ બીજાના દોષ પર નહિં, પણ પોતાના જ દોષ ભણી છે, **શ્રીમદ્** આત્મપ્રશંસાથી દૂર–સુદૂર ભાગે છે, અને **શ્રીમદ્** બીજાને પ્રિય થઈ પડે એવી વર્ત્તણૂક કરવા સતત પ્રયત્નશીલ છે અને અનન્ય નિષ્ઠાવંત છે. આમ ત્રણ નિયમો ત્રણ કલમમાં જણાવી આ નોંધના આ છેલ્લા પારિગ્રાફરૂપ ચોથી કલમમાં **શ્રીમદ્** વ્યવહારમાં કેવા ક્રમે પ્રવર્ત્તવું તે માટેનો પોતાના વ્યવહારવર્ત્તનનો ક્રમ દોરે છે—

'તું વ્યવહારમાં જેનાથી જોડાયો હો તેનાથી અમુક પ્રકારે વર્ત્તવાનો નિર્ણય કરી તેને જણાવ. તેને અનુકૂલ આવે તો તેમ; નહીં તો તે જણાવે તેમ પ્રવર્ત્તજે. સાથે જણાવજે કે તમારા કાર્યમા (જે મને સોંપો તેમાં) કોઇ રીતે મારી નિષ્ઠાથી કરીને હાનિ નહિં પહોંચાડું. તમે મારા સંબંધમાં બીજી કંઈ કલ્પના કરશો નહીં, મને વ્યવહારસંબંધી અન્યથા લાગણી નથી, તેમ હું તમારાથી અન્યથા વર્ત્તવા ઇચ્છતો નથી, એટલું જ નહીં પણ કંઈ મારૂં વિપરીતાચરણ મનવચનકાયાએ થયુ, તો તે માટે પશ્ચાત્તાપી થઈશ. એમ નહીં કરવા આગળથી બહુ સાવચેતી રાખીશ તમે સોંપેલું કામ કરતા હું નિરભિમાની રહીશ. મારી ભૂલને માટે મને ઠપકો આપશો તે સહન કરીશ. મારૂં ચાલશે ત્યાં સુધી સ્વપ્ને પણ તમારો દ્વેષ વા તમારા સંબંધી કોઈ પણ જાતની અન્યથા કલ્પના કરીશ નહીં. તમને કોઈ જાતની શંકા થાય તો મને જણાવશો, તો તમારો ઉપકાર માનીશ, અને તેનો ખરો ખુલાસો કરીશ. ખુલાસો નહીં થાય તો મૌન રહીશ, પરંતુ અસત્ય બોલીશ નહીં. માત્ર તમારી પાસેથી એટલુ જ ઇચ્છું છું કે, કોઇ પણ પ્રકારે તમે મને નિમિત્ત રાખી અશુભયોગમાં પ્રવૃત્તિ કરશો નહીં; તમારી ઇચ્છાનુસાર તમે વર્ત્તજો તેમાં મારે કંઈ પણ અધિક કહેવાની જરૂર નથી. માત્ર મને મારી નિવૃત્તિશ્રેણિમાં વર્ત્તવા દેતાં કોઈ રીતે તમારૂં અંતઃકરણ ટૂંકું કરશો નહીં; અને ટૂંકું કરવા જો તમારી ઇચ્છા હોય તો ખચીત કરીને મને આગળથી જણાવી દેજો. તે શ્રેણિને સાચવવા મારી ઇચ્છા છે અને તે માટે એથી હું યોગ્ય કરી લઈશ. મારૂં ચાલતાં સુધી હું તમને દૂભાવીશ નહીં અને છેવટે એ જ નિવૃત્તિશ્રેણી તમને અપ્રિય હશે તો પણ હું જેમ બનશે તેમ જાળવણીથી તમારી સમીપથી, તમને કોઇ જાતની હાનિ કર્યા વગર બનતો લાભ કરીને, હવે પછીના ગમે તે કાળ માટે પણ તેવી ઇચ્છા રાખીને જઈશ.'

આવો છે આ **શ્રીમદે** પોતા માટે દોરેલો વ્યવહારવર્ત્તનક્રમ ! આ વ્યવહારવર્ત્તનક્રમમા બીજાને અનુકૂળ પડે ને પ્રતિકૂળ ન પડે તેમ, બીજાને લાભ થાય ને હાનિ ન થાય તેમ, બીજાને પ્રીતિ ઉપજે ને દ્વેષ ન નીપજે તેમ, બીજાને પ્રસન્નતાનું કારણ પોતે થાય ને દૂભવવાનું કારણ ન થાય તેમ, બીજાને શુભભાવનુ નિમિત્ત પોતે બને ને અશુભભાવનું નિમિત્ત ન બને તેમ વર્ત્તવાની **શ્રીમદ્**ની કેવી અનુપમ ક્રમમાલિકા છે ! પોતે મન–વચન–કાયાથી દોષ ન કરવાની ને થાય તો પશ્ચાત્તાપ કરવાની, સોંપેલું કામ કરતા નિરભિમાની રહેવાની ને ભૂલ થાય તો ઠપકો સહેવાની, પ્રેમ ભરવાની ને દ્વેષ ન ધરવાની, સ્વાર્થ ત્યજવાની ને પરાર્થ ભજવાની, વ્યવહારપ્રવૃત્તિ સંભાળવાની ને નિવૃત્તિશ્રેણી જાળવવાની કેવી અલૌકિક પ્રણાલિકા છે !

આ વ્યવહારવર્તનક્રમમાં—ધર્મમય વ્યવહારજીવનની આચારસંહિતારૂપ (Code of conduct) આ અનુપમ દસ્તાવેજી પુરાવામા (Documentary evidence) **શ્રીમદ્**નુ કેવું સ્ફટિક જેવું સ્વચ્છ પારદર્શક (Transparent) હૃદય દેખાઈ આવે છે ! **શ્રીમદ્**ના અંતરાત્માના ઊંડાણમાથી નિકળેલા આ શબ્દોમા કેટલા બધા અદ્ભુત

ભાવ ભર્યા છે! આ વ્યવહારવર્ત્તનક્રમમાં અક્ષરે અક્ષરે **શ્રીમદ્**ની કેવી સ્વચ્છ પારદર્શક (Transparent) નિખાલસતા તરી આવે છે! કેવી નિર્મલ નિર્દોષતા ઉભરી આવે છે! કેવી નિર્દંભ સત્યતા રણકે છે! કેવી નિર્વ્યાજ નિષ્ઠા ઠણકે છે! કેવી અનન્ય આર્જવતા પ્રકાશે છે! કેવી અદ્ભુત માર્દવતા પ્રભાસે છે! કેવી અનુપમ પ્રવૃત્તિવિરક્તિ વિલસે છે! કેવી અલૌકિક નિવૃત્તિઆસક્તિ ઉલ્લસે છે! અહો **શ્રીમદ્**ની નિખાલસતા! અહો નિર્દંભતા! અહો નિર્વ્યાજતા! અહો નિર્દોષતા! અહો નિર્મલતા! અહો નિષ્ઠતા! અહો નિરભિમાનતા! અહો નિરાગ્રહતા! અહો નિરપેક્ષતા! અહો નિસ્પૃહતા! અહો નિઃસ્વાર્થતા! અહો નિર્લોભતા! અહો નિર્વિકલ્પતા! અહો નિરાકુલતા! અહો નિઃશંકતા! અહો નિર્ભયતા! અહો નિરાગતા! અહો નિર્દ્વેષતા! અહો નિઃસંગતા! અહો નિવૃત્તિતા! અહો નિરુપમતા!

આમ **શ્રીમદે** વ્યવહારવર્ત્તનનો ક્રમ પોતાની પ્રિયતમ અંતરંગ નિવૃત્તિશ્રેણીને બાધક ન થાય એ રીતે અજબ કુશળતાથી ગોઠવ્યો હતો, અને તેમ કરવા તેઓ સમર્થ થયા હતા તેનું રહસ્યકારણ તેમનો ઉદાસીનભાવ છે. બાહ્યથી **શ્રીમદ્** વ્યાપારપ્રવૃત્તિમાં 'આસીન'-બેઠેલા દેખાતા હતા, અંતરથી તો તેનાથી અસ્પર્શ્ય ઉદાસીન— 'ઉદ્'-ઉંચા નિવૃત્તિશ્રેણીના આસનમાં 'આસીન'-બિરાજમાન હતા. આ ઉદાસીનભાવને લીધે જ આ વ્યવહારપ્રવૃત્તિને **શ્રીમદે** પોતા પર આરૂઢ થવા દીધી ન હતી, પણ પોતે તેના પર આરૂઢ થયા હતા; વ્યવહારઉપાધિને પોતા પર બેસવા દઈ ઉપાધિથી પોતે દબાયા ન હતા, પણ ઉપાધિ પર બેસી જઈ ઉપાધિને દબાવી દીધી હતી. આ ઉદાસીનભાવને લીધે જ બાહ્ય ઉપાધિ મધ્યે પણ **શ્રીમદ્** અંતરસમાધિ જાળવી શક્યા હતા, બાહ્ય પ્રવૃત્તિમાં પણ અંતરંગ નિવૃત્તિશ્રેણી સાચવી શક્યા હતા,— એ ખરેખર! અદ્ભુતાદદ્ભુત છે!



## પ્રકરણ ચોત્રીશમું

# તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન

'હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?
કોના સંબંધી વણગણા છે? રાખું કે એ પરિહરૂં?'— **મોક્ષમાળા** (બાલાવબોધ)

ગૃહાશ્રમપ્રવેશ પહેલાં પણ **શ્રીમદ્**ને તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાના દર્શનની લગની લાગેલી જ હતી; લઘુવયથી જ **શ્રીમદે** તત્ત્વજ્ઞાનના ઊંડા સમુદ્રમાં ઊંડી અવગાહના કરેલી જ હતી. સમુચ્ચયવયચર્યામાં **શ્રીમદે** સ્વયં કહ્યું છે તેમ 'સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે, તે જાતિના અનેક વિચારો અલ્પ-

વયમાં મેં કરેલા છે.' ગૃહાશ્રમપ્રવેશની થોડા જ દિવસ પૂર્વે લખેલા પત્રમાં લખ્યું છે તેમ તેમને—'જે વસ્તુ અને જે પદ આજ રાજ્યશ્રી ચક્રવર્ત્તિની વિક્ટોરિયાને દુર્લભ, કેવળ અસંભવિત છે, તે વિચારો તે વસ્તુ અને તે પદ ભણી કેવળ ઇચ્છા' હતી, તાલાવેલી હતી; અને પછી તો તે ઉત્તરોત્તર ઓર જોરશોરથી વધતી જ ગઇ, **તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન** કરવાની ઉત્કટ ઉત્કંઠા ઉત્તરોત્તર ઓર જોર પકડતી જ ગઇ; તત્ત્વ શું છે? આત્મા શું છે? આ બીજું બધું શું છે? જગત્ શું છે? ઇ. સહજ પ્રશ્નો જ્યાં ઊઠે છે એ તત્ત્વજ્ઞાનની 'ઊંડી'— ગંભીર 'ગુફાનું'— ગહન ગુહાનું ઊંડું રહસ્ય શું છે? ગુપ્તભેદ શું છે? અંતસ્તત્ત્વ શું છે? એનું 'દર્શન'–સાક્ષાત્કરણ કરવાની **શ્રીમદ્**ની તમન્ના ઉત્તરોત્તર બળવત્તર બનતી જ ગઈ. '**હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં? કોના સંબંધી** વળગણા છે? **રાખું કે એ પરિહરૂં?**'–એ મોક્ષમાળાના 'અમૂલ્ય તત્ત્વવિચાર'ના ૬૭મા પાઠમાં કહેલા અમૂલ્ય તત્ત્વવિચાર **શ્રીમદે** પૂર્ણ વિવેકપૂર્વક પરમ શાંતભાવે અત્યંત ગંભીરતાથી કર્યા જ હતા અને હજુ પણ ઓર જોરશોરથી કરી રહ્યા હતા; તે તત્ત્વજ્ઞાનની ઊંડી–ગંભીર ગુફાનું–ગૂઢ રહસ્યભૂત તત્ત્વવસ્તુનું–વસ્તુગતે વસ્તુનું 'દર્શન'–સાક્ષાત્કરણ–સાક્ષાત્કાર કરવા તલપાપડ થઈ રહ્યા હતા, સાક્ષાત્ અનુભવપ્રત્યક્ષ કરવા અત્યંત ઉત્કંઠિત બન્યા હતા. ઉપનિષદોમાં કહ્યું છે તેમ– **'विश्वस्य तत्त्वं निहितं गुहायाम्'** વિશ્વનું તત્ત્વ ગુહામાં–ગુફામા નિહિત છે— નિધાનરૂપે સુરક્ષિત સુગુપ્ત મૂકેલું છે તેનો ગુપ્તભેદ પામી તે હાથ કરવા– આત્માનુભવસિદ્ધ કરવા કટિબદ્ધ થયા હતા; અને અપૂર્વ આત્મપુરુષાર્થની સ્ફુરણાથી તેનો ગુપ્તભેદ તેઓ પામી પણ ગયા, તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાના ગહન ઊંડાણમાં નિહિત પરમ સારભૂત પરમ નિધાનરૂપ પરમ ગુપ્ત આત્મતત્ત્વનું સાક્ષાત્કારરૂપ 'દર્શન' તેમને લાધી ગયુ; **विश्वस्य तत्त्वं निहितं गुहायाम्**—વિશ્વનું ગુહામાં નિહિત નિધાનરૂપ તત્ત્વ **શ્રીમદે** હસ્તગત કરી લીધું; જેમ કોઇ ગુફાના ગહન ઊંડાણમાં મૂકેલો મહામૂલ્યવાન્ ઉત્તમ ખજાનો કોઈ મહાભાગ્યવાનને હાથ લાગી જાય, તેમ 'મહિમા મેરુ સમાન' છે જેનો એવો પરમનિધાનરૂપ આત્મા **શ્રીમદે** અનુભવહસ્તગત કરી લીધો. આ શુદ્ધ આત્મતત્ત્વની પ્રાપ્તિ એ જ એક **શ્રીમદ્**નો જીવનલક્ષ્ય હતો અને **તેને અનુલક્ષીને** જ અનન્ય તમન્નાથી **શ્રીમદે** પોતાનો સાંગોપાંગ સકલ અવિકલ જીવનક્રમ ગોઠવ્યો હતો. **શ્રીમદ્**ના આ 'તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાના દર્શન'નું અને તદનુસારિ જીવનક્રમનું દિગ્દર્શન આ પ્રકરણમાં કરશું.

**શ્રીમદ્**ના આ આત્માનુભવસિદ્ધ **'તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાના દર્શન'**નું માર્મિક સૂચન તેમના પત્રોમાં પ્રાપ્ત થાય છે. સં. ૧૯૪૫માં પોતાના એક પરિચયી મિત્ર પરના પત્રમાં (અં. ૮૩) શ્રીમદ્ ગૃહાશ્રમ સંબંધી વિચારો અને જીવનક્રમ બા. પોતાના વિચારો દર્શાવતા લખે છે—'આ પત્રમાં ગૃહાશ્રમસંબંધી મારા કેટલાક વિચારો આપની સમક્ષ મૂકું છું: એ મૂકવાનો હેતુ માત્ર એટલો જ છે કે કોઈ પણ પ્રકારના ઉત્તમ ક્રમમાં આપણું જીવનવહન થાય.' આ વિચારો ઘણા સાંસ્કારિક

હોઇ કોઇ પણ આત્મોન્નતિઇચ્છકને ઉપયોગી થઈ પડશે એમ જણાવતાં લખે છે—'તેમ જણાવેલા ક્રમના વિચારો ઘણા સાંસ્કારિક હોઇને પત્ર વાટે નીકળ્યા છે; આપને તેમજ કોઇ પણ આત્મોન્નતિ વા પ્રશસ્ત ક્રમને ઇચ્છનારને તે ખચિત વધારે ઉપયોગી થઈ પડશે; એમ માન્યતા છે.' આટલી સામાન્ય પ્રસ્તાવના કરી, તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન કરવા જતા તત્ત્વજિજ્ઞાસુને મૂલભૂત કયો પ્રશ્ન ઊઠે છે તેનું સ્વાનુભવસિદ્ધ આલેખન કરતાં **શ્રીમદ્** અદ્ભુત નાટકીય રીતિથી (Grand dramatic style) ભવ્ય રજૂઆત કરે છે:

'તત્ત્વજ્ઞાનની ઉંડી ગુફાનું દર્શન કરવા જઇએ તો ત્યાં નેપથ્યમાંથી એવો ધ્વનિ જ નીકળશે કે તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? કેમ આવ્યા છો? તમારી સમીપ આ સઘળું શું છે? તમારી તમને પ્રતીતિ છે? તમે વિનાશી, અવિનાશી વા કોઈ ત્રિરાશી છો? એવા અનેક પ્રશ્નો હૃદયમાં તે ધ્વનિથી પ્રવેશ કરશે; અને એ પ્રશ્નોથી જ્યાં આત્મા ઘેરાયો ત્યાં પછી બીજા વિચારોને બહુજ થોડો અવકાશ રહેશે.'

હું કોણ છું? મ્હારૂં ખરૂં સ્વરૂપ શું છે? ઇ. મૂલ કેન્દ્રસ્થ (Central) વસ્તુનો વિચાર એ જ સમસ્ત વિશ્વવસ્તુનો વિચાર કરવામાં મૂર્ધન્યસ્થાને છે, એ જ સમસ્ત વસ્તુવિચારની મુખ્ય રહસ્યભૂત ચાવી (master-key) છે, સમસ્ત તત્ત્વજ્ઞાનની વિચારણાનો મૂળ સ્રોત અહીં છે, અહીંથી માંડીને જગતના તત્ત્વજ્ઞાનીઓની વિચારણાનો પ્રારંભ થાય છે; આ તત્ત્વનો કોયડો ઉકેલવામાં જગતતત્ત્વજ્ઞાનીઓની સમસ્ત શક્તિનું સમર્પણ કરાય છે, આ કોયડાના ઉકેલની સફળતા–નિષ્ફળતા પર સર્વ સિદ્ધિ–અસિદ્ધિ નિર્ભર છે, આ કોયડાનો ઉકેલ મળી જાય તો બીજો બધો ઉકેલ આપોઆપ થઈ જાય છે અને સર્વ સિદ્ધિ સાંપડે છે. એટલે જ **શ્રીમદ્** ત્યાં આગળ સ્વાનુભવસિદ્ધ વચન લખે છે—

'યદિ એ વિચારોથી જ છેવટે સિદ્ધિ છે; એ જ વિચારોના વિવેકથી જે અવ્યાબાધ સુખની ઇચ્છા છે, તેની પ્રાપ્તિ થાય છે. એ જ વિચારોના મનનથી અનંત કાળનું મુંઝન ટળવાનું છે; તથાપિ તે સર્વને માટે નથી.' (એ સર્વને માટે કેમ નથી? તેનો માર્મિક ખુલાસો કરે છે)—'વાસ્તવિક દૃષ્ટિથી જોતાં તે છેવટ સુધી પામનારાં પાત્રોની ન્યૂનતા બહુ છે, કાળ ફરી ગયો છે; એ વસ્તુનો અધીરાઈ અથવા અશૌચતાથી અંત લેવા જતાં ઝેર નીકળે છે અને તે ભાગ્યહીન અપાત્ર બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે.'

ગહન ગુહામાં પ્રવેશ પણ દુર્ઘટ–વિકટ છે, તો તેમાં અંતઃપ્રવેશ કરી તેના અગાધ ઊંડાણમાં જઇ ઠેઠ તેના અંતપર્યંત પહોંચીને ત્યાં મૂકેલો વેતાલોથી સુરક્ષિત (લોકકથામાં આવે છે તેમ) ગુપ્ત ખજાનો હાથ કરવો કેટલો બધો વિકટ–દુર્ઘટ છે? તેમ આ તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફામાં પ્રવેશ કરવો પણ દુર્ઘટ–વિકટ છે, તો તેના અગાધ ઊંડાણમાં જઇ ઠેઠ અંતપર્યંત પહોંચી આત્મગુણસુરક્ષિત સ્વરૂપગુપ્ત આત્મારૂપ પરમ નિધાન પ્રાપ્ત કરવો પરમ વિકટ–પરમ દુર્ઘટ છે. કારણકે તેમાં અપાત્રતા નહિં પણ ઘણી ઘણી પાત્રતા જોઇએ છે,—'પાત્ર વિના વસ્તુ ન રહે પાત્રે આત્મિક જ્ઞાન,' વસ્તુની કલ્પનારૂપ (imagination) નહિં પણ વસ્તુગતે વસ્તુ દેખવારૂપ વાસ્તવિક દૃષ્ટિએ જોઇએ છે, અધીરજ

નહિં પણ ઠેઠ સુધી પહોંચવા માટે અસાધારણ ધીરજ જોઇએ છે, અશૌચતા નહિં પણ પરમ શૌચતા–પવિત્રતા જોઇએ છે. એટલે જ 'અધીરાઇ વા અશૌચતાથી તેનો અંત લેવા જતાં ઝેર નીકળે છે અને તે ભાગ્યહીન અપાત્ર બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે' એમ અત્ર માર્મિકપણે **શ્રીમદે** કહ્યું. એટલા માટે અંતની વાતનો અંત પામનાર કોઇ વિરલા અપવાદરૂપ સંતને માટે જ આ છે, સર્વને માટે નથી. તો પછી બીજાઓએ કરવું શું ? તે માટે ક્રમમાં આવવા–ગુફાના દર્શન કરવા દીર્ઘ અભ્યાસની જરૂર દર્શાવતાં **શ્રીમદ્** વદે છે—' એટલા માટે અમુક સંતોને અપવાદરૂપ માની બાકીનાઓને તે ક્રમમાં આવવા તે ગુફાનું દર્શન કરવા ઘણા વખત સુધી અભ્યાસની જરૂર છે.' કદાચ ગુફાદર્શનની ઇચ્છા ન હોય તો પણ આ ભવના સુખાર્થે અભ્યાસની ખચીત જરૂર બતાવી **શ્રીમદ્** પોતાનો અનુભવ કથે છે—' એ કથન અનુભવગમ્ય છે, ઘણાને તે અનુભવમાં આવ્યું છે.' ઘણા આર્ય સંતપુરુષોએ તે માટે અનેક ક્રમ બાંધ્યા છે, તેની ભાવોલ્લાસથી સ્તુતિ કરે છે— 'ઘણા આર્ય–સંતપુરુષો તે માટે વિચાર કરી ગયા છે. તેઓએ તે પર અધિકાધિક મનન કર્યું છે. આત્માને શોધી તેના અપાર માર્ગમાથી થયેલી પ્રાપ્તિના ઘણાને ભાગ્યશાળી થવાને માટે અનેક ક્રમ બાંધ્યા છે; તે મહાત્મા જયવાન્ હો ! અને તેને ત્રિકાળ નમસ્કાર હો !' તે તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાના દર્શનમા અને તદનુસારી જીવનસર્જનના આર્યોપદિષ્ટ ક્રમના અનુપાલનમાં તત્પર થયેલા **શ્રીમદ્** પોતાને તે ગુફામાં નિરંતર 'નિવાસ' જ પરમ પ્રિય છે એ પરમ આત્મભાવોલ્લાસથી દર્શાવે છે—

'પૂર્ણાહ્લાદકર જેને માન્યું છે, પરમ સુખકર, હિતકર અને હૃદયમય જેને માનેલ છે,– તેમા છે, અનુભવગમ્ય છે, તે તો તે જ ગુફાનો નિવાસ છે, અને નિરંતર તેની જ જિજ્ઞાસા છે.'

**શ્રીમદ્**ના આ આત્માનુભવજન્ય સ્વયંભૂ ઉદ્ગારો સ્પષ્ટ સૂચવે છે કે **શ્રીમદ્**ને આ તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું 'દર્શન'– આત્માનુભવપ્રત્યક્ષ સાક્ષાતકરણ થઈ ચૂકયું છે, આત્માનુભવગમ્ય સાક્ષાત્કાર થઈ ચૂકયો છે, આત્માનુભૂતિ થઇ ચૂકી છે; અને તેના અનુભવરસનો આસ્વાદ લેવાથી **શ્રીમદે** તે 'પૂર્ણઆહ્લાદકર'–પૂર્ણ આહ્લાદ-આનંદ ઉપજાવનાર, પરમ સુખકર, હિતકર અને આત્માથી (પોતાથી) અભિન્ન 'હૃદયમય' માન્યુ છે, તેમાં–તે જ ગુફાનો નિવાસ અનુભવગમ્ય થવાથી તેનું પરમસુખ જાણ્યું છે અને માણ્યુ છે; એટલે જ **શ્રીમદ્** તે ગુફામાં નિરંતર 'નિવાસની'– નિતાંત વાસની જિજ્ઞાસા–અંતરેચ્છા ધરાવે છે. તે નિવાસનો અનુભવાંશ જોકે હમણાં પ્રાપ્ત છે, પણ હજુ પૂર્ણ પ્રાપ્તિ નથી, એટલે જ પોતાની આત્મદશાની પરમ પ્રામાણિકપણે આંકણી (assessment) કરનારા પરમ પ્રમાણિક **શ્રીમદ્** લખે છે—' અત્યારે કંઈ તે જિજ્ઞાસા પૂર્ણ થવાનાં ચિન્હ નથી, તોપણ ક્રમે એમાં આ લેખકનો પણ જય થશે, એવી તેની ખચિત શુભાકાંક્ષા છે. અને તેમ અનુભવગમ્ય પણ છે.' નિરંતર એ ગુફાનિવાસ માટેની પોતાની અનન્ય તમન્ના વ્યક્ત કરતા **શ્રીમદ્**ને 'અત્યારથી જ જો યોગ્ય રીતે તે

ક્રમની પ્રાપ્તિ હોય તો આ પત્ર લખવા જેટલી ખોટી કરવા ઇચ્છા નથી.' ત્યારે વિઘ્ન શું નડે છે? તે માટે **શ્રીમદ્** પોકારે છે—'પરંતુ કાળની કઠિનતા છે; ભાગ્યની મંદતા છે; સંતોની કૃપાદૃષ્ટિ દૃષ્ટિગોચર નથી. સત્સંગની ખામી છે.'

આમ આત્મપોષક બળોના અભાવરૂપ નિરાશાજનક પરિસ્થિતિમાં પણ પૂર્ણ આશાવાદી સૂર કાઢતાં **શ્રીમદ્** હૃદયમાં રોપાયેલા ક્રમના બીજનો હર્ષોલ્લાસ દર્શાવે છે—'તોપણ એ ક્રમનું બીજ હૃદયમાં અવશ્ય રોપાયું છે અને એ જ સુખકર થયું છે;' તે સુખ કેવું છે તે માટે આત્માનુભવના ઉદ્ગાર કાઢે છે—'સૃષ્ટિના રાજથી જે સુખ મળવા આશા નહોતી, તેમજ કોઇ પણ રીતે ગમે તેવા ઔષધથી, સાધનથી, સ્ત્રીથી, પુત્રથી, મિત્રથી કે બીજા અનેક ઉપચારથી જે અંતર્શાંતિ થવાની નહોતી તે થઈ છે. નિરંતરની—ભવિષ્યકાળની-ભીતિ ગઇ છે અને એક સાધારણ ઉપજીવનમાં પ્રવર્ત્તતો એવો આ તમારો મિત્ર એને જ લઇને જીવે છે, નહીં તો જીવવાની ખચીત શંકા જ હતી; વિશેષ શું કહેવું? આ ભ્રમણા નથી, વહેમ નથી, ખચીત સત્ય જ છે.' આમ પોતાના મિત્ર પ્રત્યેના પત્રમાં કાઢેલા અંતરોદ્ગારમાં **શ્રીમદે** પોતાનું હૃદય ખોલ્યું છે તે પરથી સ્પષ્ટ સમજાય છે કે-**શ્રીમદ્‌ને** તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન થયું છે, તેના ક્રમનું બીજરોપણ પણ હૃદયમાં થયું છે, ને તેના શાંતિમય-અમૃતમય પરમ નિર્ભય સુખનું અનુભવઆસ્વાદન પણ થયું છે, અને આ અનુભવામૃતસુખપાનથી સાધારણ ઉપજીવનમાં પ્રવર્ત્તતા તેમનું જીવન રહ્યું છે. 'એ ત્રિકાળમાં એક જ પરમપ્રિય અને જીવનવસ્તુની પ્રાપ્તિ, તેનું બીજારોપણ કેમ વા કેવા પ્રકારથી થયું' એ વ્યાખ્યાનો અત્ર અપ્રસંગ કહી, **શ્રીમદ્** પત્રનો ઉપસંહાર કરતાં પરમ આત્મભાવોલ્લાસથી કહે છે-'ખચીત એ જ મને ત્રિકાળ સમ્મત હો!'

આ તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનાં દર્શન કરવામાં નિમગ્ન થયેલા અને તેમાં નિરંતર નિવાસના ક્રમમાં સંલગ્ન થયેલા **શ્રીમદ્** ઘણું કરીને તે જ વ્યક્તિવિશેષ પ્રત્યેના બીજા પત્રમાં લખે છે-'તત્ત્વજ્ઞાનની ગુપ્ત ગુફાનાં દર્શન લેતાં ગૃહાશ્રમથી વિરક્ત થવાનું અધિકતર સૂઝે છે'- વિશેષ વિશેષ સૂઝે છે, અને તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ પોતાને ઉગ્યો હતો તે દર્શાવે છે- 'અને ખચીત તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ આને ઊગ્યો હતો.' તો પછી તેનું થયુ શું? તેનો ખુલાસો કરે છે—'કાળના બળવત્તર અનિષ્ટપણાને લીધે તેને યથાયોગ્ય સમાધિસંગની અપ્રાપ્તિને લીધે તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડયો; અને ખરે! જો તેમ ન થઈ શકયું હોત તો તેના જીવનનો અંત આવત. (તેના એટલે આ પત્રલેખકના).' બાહ્યથી ભલે તેમ થયું પણ અંતરથી વર્ત્તમાન વર્ત્તી રહેલી શી દશા છે તે માટે **શ્રીમદ્** પોતાનું હૃદય ખોલે છે—'જે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડયો છે, તે વિવેકમાં જ ચિત્તવૃત્તિ પ્રસન્ન રહી જાય છે,'—ચિત્તવૃત્તિ-અંતરવૃત્તિ તો તે તત્ત્વજ્ઞાનરૂપ વિવેક અને તેના સહજ ફલરૂપે સર્વ પરભાવથી વિરતિરૂપ-સર્વસંગપરિત્યાગરૂપ વિવેકમાં જ પ્રથમથી જ પ્રસન્ન ચાલી આવે છે; છતાં 'બાહ્ય તેની પ્રાધાન્યતા નથી રાખી શકાતી તે માટે અકથ્ય ખેદ થાય

છે. તથાપિ જ્યાં નિરુપાયતા છે, ત્યાં સહનતા સુખદાયક છે, એમ માન્યતા હોવાથી મૌનતા છે,' ઇ. વેધક શબ્દોમાં અત્ર પત્રમાં **શ્રીમદે** પોતાની ઊંડી અંતર્વેદના વ્યક્ત કરી છે. (આના વિશેષ ભાવદર્શન માટે જુઓ **શ્રીમદ્**ની ગૃહસ્થાશ્રમ મધ્યે પરમવિરક્ત દશાનું પ્રકરણ ૨૯મું) આ પરથી સ્પષ્ટ સમજાય છે કે તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન કરી રહેલા **શ્રીમદ્** ભાવવિરતિરૂપ ભાવવિરક્ત દશામાં જ અખંડ એકધારી સ્થિતિ અનુભવતાં તે તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફામાં નિવાસના ક્રમને જ અનુસરી રહ્યા છે. 'ચિત્ત ગુફાને યોગ્ય થઇ ગયું છે' એમ બીજા એક પત્રમાં **શ્રીમદે** લખેલી માર્મિક અર્ધપંક્તિ પણ આ જ ભાવનું સૂચન કરે છે. આ ગુફામાં નિવાસનો અમૃતરસ જે ચાખે તે અમૃતત્વને પામે છે. શ્રી શંકરાચાર્યે * વિવેકચૂડામણિમાં કહ્યું છે તેમ—'બુદ્ધિરૂપ ગુહામાં સદ્-અસદ્‌વિલક્ષણ એવું પરમ સત્ય અદ્વિતીય બ્રહ્મ (આત્મતત્ત્વ) છે, તદાત્માથી જે અત્ર ગુહામાં વસે તેને હે અંગ! (વત્સ!) પુનઃ ગુહાપ્રવેશ ન હોય,—દેહરૂપ ગુફામાં પ્રવેશરૂપ પુનઃ દેહધારણ ન હોય.' **શ્રીમદે** આ ગુહામાં નિહિત પરમબ્રહ્મના આનંદનો પરમઅમૃતરસ ચાખ્યો છે, એટલે જે—'ચાખ્યો રે જેણે અમી લવલેશ બાકસબુકસ તસ ન રુચે કિમેવ,'—આ તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન કર્યું, તેમાં નિરંતર નિવાસ જ **શ્રીમદ્**ને પરમપ્રિય છે, અને એટલે જ તે ગુફાનિવાસના ક્રમને જ તેઓ અનુસરી રહ્યા છે.



## પ્રકરણ પાંત્રીશમું

# આત્માનુભૂતિનો દિવ્ય પ્રકાશ

'એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો,
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન કરતા **શ્રીમદ્**ને તેના મૂળ રહસ્યભૂત આત્માનું દર્શન થયુ હતું—આત્મસાક્ષાત્કાર થયો હતો, શુદ્ધ આત્મતત્ત્વની અનુભૂતિ થઈ હતી, તેનું સૂચન તેમના પ્રારંભના પત્રોમાં પણ મળી આવે છે. સં. ૧૯૪૪માં એકવીશ વર્ષની વયે લખાયેલા પત્રાંક ૩૯માં **શ્રીમદ્** શુદ્ધાત્માનુભૂતિની કોઈ અદ્દભુત આનંદ-લહરીમાં ઝીલતાં લહેરમાં આવી જઈ હિન્દી ભાષામાં પોતાના આત્મસંવેદનને વાચા આપી અપૂર્વ આત્મભાવોલ્લાસ દર્શાવે છે—

---

"बुद्धौ गुहायां सदसद्विलक्षणं, ब्रह्मास्ति सत्यं परमद्वितीयम् ।
तदात्मना योऽत्र वसेद् गुहायां, पुनर्न तस्याङ्ग गुहाप्रवेशः ॥"—વિવેકચૂડામણિ શ્લો. ૨૬૮

**'નેત્રોંકી શ્યામતા વિષે જો પુતલિયાં રૂપ સ્થિત હૈ, અરૂ રૂપકો દેખતા હૈ, સાક્ષીભૂત હૈ, સો અંતર કૈસે નહીં દેખતા? જો ત્વચા વિષે સ્પર્શ કરતા હૈ, શીતઉષ્ણાદિકો જાનતા હૈ, ઐસા સર્વ અંગ વિષે વ્યાપક અનુભવ કરતા હૈ; જૈસે તિલોં વિષે તેલ વ્યાપક હોતા હૈ,' તિસકા અનુભવ કોઊ નહીં કરતા. જો શબ્દ શ્રવણઈંદ્રિયકે અંતર ગ્રહણ કરતા હૈ, તિસ શબ્દશક્તિકો જાનણેહારી સત્તા હૈ, જિસ વિષે શબ્દ-શક્તિકા વિચાર હોતા હૈ, જિસ કરિ રોમ ખડે હોઈ આતે હૈ, સો સત્તા દૂર કૈસે હોવે? જો જિહ્વાકે અગ્ર વિષે રસસ્વાદકો ગ્રહણ કરતા હ, તિસ રસકા અનુભવ કરણેહારી અલેપ સત્તા હૈ, સો સન્મુખ કૈસે ન હોવે? વેદ-વેદાંત, સપ્ત સિદ્ધાંત, પુરાણ, ગીતા કરિ જો જ્ઞેય, જાનને યોગ્ય આત્મા હૈ તિસકો જબ જાન્યા તબ વિશ્રામ કૈસે ન હોવે?'**

આત્માનુભૂતિની કોઈ ધન્ય પળે અમર વાચા પામેલું **શ્રીમદ્**નું આ આત્મસંવેદન 'જબ જાન્યા' ઇ. શબ્દ પરથી સ્પષ્ટ સૂચવે છે કે—પાંચે ઇંદ્રિયો જેને જાણતી નથી પણ પાંચે ઇંદ્રિયોને જે જાણે છે, અને જે સર્વ સુખનું અધિષ્ઠાન—સર્વ સુખનો મૂળ ઝરો (main fountain-store) છે, એવા આત્માને **શ્રીમદે** જાણ્યો હતો,—રોમાંચિત ભાવે સાક્ષાત્ અનુભવ્યો હતો, અને તેમાં વિશ્રામ કર્યો હતો—આત્મારામ કર્યો હતો; અનંત પરિભ્રમણની રખડપટ્ટીમાંથી વિસામો લેવાનું આ આત્મા જ વિશ્રામસ્થાન બન્યું હતું. આત્માને જાણી આત્મામાં જ રમણ અનુભવનારા **આત્મજ્ઞાની આત્મારામી શ્રીમદ્**ની આત્માનુભૂતિ અંગે આ માર્મિક વચનો કેટલું બધું મૌન ભાષણ કરી જાય છે! આત્માના ગુપ્ત ભેદને પામેલો પુરુષ જ લખી શકે એવા માર્મિક શબ્દોમાં **શ્રીમદ્** એક બીજા પત્રમાં (અં. ૩૮) વ્યંગમાં લખે છે—'સહજ સ્વભાવે મુક્ત, અત્યંત પ્રત્યક્ષ અનુભવસ્વરૂપ આત્મા છે તો પછી જ્ઞાની પુરુષોએ આત્મા છે, આત્મા નિત્ય છે, બંધ છે, મોક્ષ છે, એ આદિ અનેક પ્રકારનું નિરૂપણ કરવું ઘટતું નહોતું. આત્મા જો અગમ અગોચર છે. તો પછી કોઈને પ્રાપ્ત થવા યોગ્ય નથી, અને જો સુગમ સુગોચર છે તો પછી પ્રયત્ન ઘટતું નથી.'—આત્માના કોઈ વિશિષ્ટ અનુભવરંગની મસ્તીમાં નિકળેલા આ વ્યંગ-વચનો સૂચવે છે, કે અજ્ઞાનદશામાં જે અગમ અગોચર આત્મા છે, તે જ્ઞાનદશામાં સુગમ સુગોચર સહજ સ્વભાવે મુક્ત અત્યંત પ્રત્યક્ષ અનુભવસ્વરૂપ આત્માનો હસ્તા-મલકવત્ સાક્ષાત્ અનુભવ **શ્રીમદ્**ને થયો હતો. તેવા અત્યંત પ્રત્યક્ષ અનુભવસ્વરૂપ આત્માના અત્યંત પ્રત્યક્ષ અનુભવ વિના આવી મર્મભેદી પરમાર્થચમત્કૃતિવાળી ચમત્કારિક વાણીનું ઉત્થાન પણ થવું અસંભવિત છે.

લઘુવયથી જ **શ્રીમદ્**ને તત્ત્વજ્ઞાનનો અદ્ભુત-પરમ આશ્ચર્યકારી બોધ થયો હતો; જે સંસ્કાર 'અતિ અભ્યાસે'—ઘણા ઘણા અભ્યાસે 'કાંઇક' થવો ઘટે, તે **શ્રીમદ્**ને વિના પરિશ્રમે 'અતિ'—ઘણો ઘણો થયો હતો, અને એટલે જ આ પરથી **શ્રીમદ્**ને ભવાંતરોમાં ગમનાગમન કરનારા આત્માની સાક્ષાત્ આત્મપ્રતીતિ લઘુવયથી થઈ હતી,

તેનું સૂચન તેમના આ સહજ સ્વયંભૂ અનુભવઉદ્ગારોમાં સ્વયં જણાઇ આવે છે: 'લઘુવયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ; એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કાં શોધ? જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય; વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય?' તેમજ—'આત્મા નામમાત્ર છે કે વસ્તુસ્વરૂપ છે? આત્મા ચક્ષુગોચર થઇ શકે છે કે કેમ? આત્મા સર્વવ્યાપક છે કે કેમ? આત્માને દેહાંતરમાં જવું થાય છે કે કેમ? આત્માનું લક્ષણ શું? કોઇ પણ પ્રકારે આત્મા લક્ષમાં આવી શકે એવો છે કે કેમ?' ઇત્યાદિ ઊહાપોહરૂપે સ્વયં ઊઠાવેલા પ્રશ્નો સૂચવે છે તેમ **શ્રીમદે** વસ્તુગતે વસ્તુસ્વરૂપ આત્મા સંબંધી પુષ્કળ તત્ત્વચિંતન કર્યું હતું, પુષ્ટ તત્ત્વમીમાંસા કરી હતી, એટલું જ નહિં પણ આત્માનુભવપ્રત્યક્ષ કરવારૂપ પરીક્ષાપ્રધાનીપણાની દિશામાં અતિ અતિ પ્રગતિ કરી આત્માને અત્યંત અનુભવપ્રત્યક્ષ કર્યો હતો. આ વસ્તુગતે વસ્તુરૂપ આત્માના અનુભવની કોઇ ધન્ય ક્ષણે જન્મ કૃતાર્થતા અનુભવતા **શ્રીમદ્**ના અનુપમ ઉછરંગના આ સહજ ઉદ્ગાર નિકળી પડ્યા છે:

'આજ મને ઉછરંગ અનુપમ, જન્મ કૃતારથ જોગ જણાયો;
વાસ્તવ્ય વસ્તુ, વિવેક વિવેચક એ ક્રમ સ્પષ્ટ સુમાર્ગ ગણાયો.'

વાસ્તવ્ય–વસ્તુગતે વસ્તુસ્વરૂપ પરમાર્થસત્ વસ્તુ, તેનો વિવેક, તેનો વિવેચક—એ સુમાર્ગનો સ્પષ્ટ ક્રમ **શ્રીમદ્**ને અનુભવસિદ્ધ જણાયો, તેથી જન્મકૃતકૃત્યતા અનુભવતાં અનુપમ ઉછરંગમાં **શ્રીમદ્**ના આ ધન્ય ઉદ્ગાર નિકળી પડ્યા છે. અને આમ માર્ગ શોધતાં આત્મસામર્થ્યયોગથી આત્માનુભૂતિની દિશામાં પ્રગતિ કરતા **શ્રીમદ્**ને સાચો માર્ગ મળી ગયો છે, સંદેહ છૂટી ગયો છે, અન્ય જે હતું તે જલી ગયું–બળી ગયું છે અને અપૂર્વ આત્મપુરુષાર્થથી જ્ઞાનમય 'નિજ દેહ' ભિન્ન કર્યો છે; અને તેવા આત્માનુભૂતિના પરમ ઉલ્લાસની ધન્ય ક્ષણે આ આત્મસામર્થ્યયોગીના અંતરાત્મામાં અનુભવોદ્ગારનો ધ્વનિ ઊઠ્યો છે કે—

'મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ.'

અવાચ્ય અચિંત્ય મહિમા છે જેનો એવો '**છે તે**'– તત્ સત્ સમ્યગ્દર્શનનો અનુભવઉલ્લાસ દાખવતા પરમ નિર્ભય ધન્ય ઉદ્ગાર **શ્રીમદ્** ૧૯૪૬ના કાર્તકમાં લખેલા પત્રાંકમાં (૯૧) કાઢે છે—

'તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્ત્તન હો, પરંતુ તેને તીવ્ર બંધન નથી, અનંત સંસાર નથી, સોળ ભવ નથી, અભ્યંતર દુઃખ નથી, શંકાનું નિમિત્ત નથી, અંતરંગ મોહિની નથી, સત્ સત્ નિરુપમ, સર્વોત્તમ, શુક્લ, શીતળ, અમૃતમય દર્શનજ્ઞાન; સમ્યક્ જ્યોતિર્મય, ચિરકાળ આનંદની પ્રાપ્તિ, અદ્ભુત સતસ્વરૂપદર્શિતાની બલિહારી છે! જ્યાં મતભેદ નથી; જ્યાં શંકા, કંખા, વિતિગિચ્છા, મૂઢદૃષ્ટિ એમાંનું કાંઈ નથી. છે તે કલમ લખી શકતી નથી, કથન કહી શકતું નથી, મન જેને મનન કરી શકતું નથી, છે તે.'

આવું અચિંત્ય મહિમાવાન્ પવિત્ર દર્શન **શ્રીમદ્‌ને** અનુભવપ્રત્યક્ષ થયું છે; સત્ નિરુપમ, સર્વોત્તમ, શુક્લ, શીતળ, અમૃતમય દર્શનજ્ઞાન; સમ્યક્ જ્યોતિ ચિરકાળ આનંદની પ્રાપ્તિ, અદ્‌ભુત સતસ્વરૂપદર્શિતાની બલિહારી **શ્રીમદ્‌ને** પ્રગટી છે; શંકા, કાંક્ષા આદિ દૂષણો દૂર થઈ નિઃશંકતા, નિઃકાંક્ષતા, નિર્વિચિકિત્સા, અમૂઢદષ્ટિ આદિ સમ્યક્ત્વના પરમ ભૂષણો જ્યાં ઝળહળે છે એવું શુદ્ધાત્માનુભૂતિમય તનાતીત–વચનાતીત–મનાતીત સમ્યગ્‌દર્શન **શ્રીમદ્‌ને** પ્રગટ્યું છે; અનુભવગોચર થયેલું તે 'સત્'–સ્વરૂપ જેમ '**છે તે**' કલમ લખી શકતી નથી, કથન કહી શકતું નથી, મન મનન કરી શકતું નથી; અને તે તો '**છે**'— જેમ છે તેમ અસ્તિત્વસ્વરૂપ સત્ '**તે**' તત્ છે, તે **શ્રીમદ્‌ને** અનુભવસિદ્ધ થયું છે. **શ્રીમદ્‌ને** સમ્યગ્‌દર્શન તો પ્રથમથી છે, તે ઉત્તરોત્તર શુદ્ધિ પામતું જાય છે, અને **શ્રીમદ્** અનુક્રમે દર્શનવિશુદ્ધિના માર્ગે કેટલા વેગે આગળ ધપી રહ્યા છે તેનો નિર્દેશ **શ્રીમદ્‌ના** આ પરમ નિર્ભય ઉદ્‌ગારો પરથી મળી આવે છે.

અને આમ દર્શનવિશુદ્ધિના માર્ગે આગળ વધતાં જ્યાં આત્માનો અનુભવપ્રત્યક્ષ સાક્ષાત્કાર થાય છે એવા વિશિષ્ટ સમ્યગ્‌દર્શનની પ્રાપ્તિનો પરમ ઉલ્લાસ દાખવતા ટૂંકા પત્રમાં (અં. ૯૫, પોષ ૧૯૪૬) **શ્રીમદ્** આત્માનુભવ આલેખે છે—' આવા પ્રકારે તારો સમાગમ મને શા માટે થયો ? ક્યાં તારું ગુપ્ત રહેવું થયુ હતું ? **સર્વગુણાંશ તે સમ્યક્ત્વ.**' કોઈ મિત્ર ગહન ગુફામાં ગુપ્ત થઈ ગયો હોય–સંતાઈ ગયો હોય, તેનું અચાનક દર્શન–સાક્ષાત્કાર થતાં જેમ કોઇ હર્ષોલ્લાસથી ઉછળી પડે અને તેના સાનંદાશ્ચર્ય ઉદ્‌ગાર નિકળી પડે તેવો વિશિષ્ટ આત્માનુભવ ભાવ દર્શનવિશુદ્ધિના માર્ગે વેગે ધસતા **શ્રીમદે** આ પત્રમાં દાખવ્યો છે. અત્રે **શ્રીમદ્‌ને** સમ્યગ્‌દર્શનનો કોઇ વિશિષ્ટ અનુભવ થયો સંભવે છે, એટલે જ **શ્રીમદ્** સમ્યગ્‌દર્શન મિત્રને ઉદ્દેશીને કહે છે કે 'આવા પ્રકારે'— પૂર્વે કદી અનુભૂત નહિં એવા કોઇ વિશિષ્ટ પ્રકારે તારો સમાગમ–સંયોગ મને–મ્હારા આત્માને શા માટે થયો ? અત્યારસુધી ત્હારું ક્યાં ગુપ્ત રહેવું થયુ હતું ? તું ક્યાં સંતાઈ ગયો હતો ? આત્માની કઈ ઊંડી ગુફામાં તું ગુપ્ત થઈ ગયો હતો ? 'કઈ ગહન ગુહામાં તું ગયો'તો લપાઇ ?' કેવળજ્ઞાન–કેવળદર્શન આદિ સર્વ ગુણનો અંશ–અનુભવાસ્વાદરૂપ વાનકીરૂપ અંશ જ્યાં પ્રગટ્યો છે– આવિર્ભાવ પામ્યો છે એવું સર્વગુણાંશ તે સમ્યક્ત્વ **શ્રીમદ્‌ને** અત્ર પ્રગટ્યું છે. અને આવા ત્રિકાળાબાધિત પરમ સત્યના વિશિષ્ટ અનુભવથી જ **શ્રીમદ્‌નો** દિવ્ય આત્મા ત્રણ વાર પોકારી (પત્રાંક ૧૧૧) ઊઠ્યો છે: 'પરમ સત્ય છે. પરમ સત્ય છે. પરમ સત્ય છે. ત્રિકાળ એમ જ છે.' ઇ.

આ આત્માનુભૂતિથી **શ્રીમદ્‌ને** આધ્યાત્મિક શક્તિની અભિવ્યક્તિ થતી જતી હતી અને કેટલાક ચમત્કારિક અનુભવદર્શનો પણ થતા હતા. તે પૈકી એક 'વામનેત્ર સંબંધી ચમત્કાર'નો ઉલ્લેખ પત્રાંક ૩૨ તથા ૩૪માં પ્રાપ્ત થાય છે: ' આ એક અદ્‌ભુત વાત છે કે ડાબી આંખમાંથી ચાર પાંચ દિવસ થયાં એક નાના ચક્ર જેવો વીજળી સમાન ઝબકારો થયા કરે છે, જે આંખથી જરા દૂર જઈ ઓલવાય છે. લગભગ પાંચ મિનિટ થાય છે કે દેખાવ દે છે. મારી દૃષ્ટિમાં વારંવાર તે જોવામાં આવે છે. તે ખાતે

કોઈ પ્રકારની ભ્રમણા નથી. નિમિત્ત કારણ કંઈ જણાતું નથી. બહુ આશ્ચર્ય ઉપજાવે છે. આંખે બીજી કોઈ પણ પ્રકારની અસર નથી પ્રકાશ અને દિવ્યતા વિશેષ રહે છે. ચારેક દિવસ પહેલાં બપોરના ૨-૨૦ મિનિટે એક આશ્ચર્યભૂત સ્વપ્ન પ્રાપ્ત થઈ ગયા પછી આ થયુ હોય એમ જણાય છે. અંતઃકરણમાં બહુ પ્રકાશ રહે છે, શક્તિ બહુ તેજ મારે છે. ધ્યાન સમાધિસ્થ રહે છે. કારણ કંઈ સમજાતું નથી.' 'વામનેત્ર સંબંધી ચમત્કારથી આત્મશક્તિમાં અલ્પ ફેરફાર થયો છે.' આવા આનુષંગિક યોગ-અનુભવો તો આવા સમ્યગ્દષ્ટિ જ્ઞાની યોગીને એક સાધારણ વાત છે; બાકી આવા સમ્યગ્દષ્ટિ જ્ઞાનીની પ્રીતિ-પ્રતીતિ તો એક આત્માનુભૂતિ પ્રતિ જ રહે છે, આત્માની વૃત્તિ તો એક નિજ ભાવના પ્રવાહમા જ વહે છે. અને જડથી ઉદાસી જેને આત્મવૃત્તિ થઈ આત્મઅનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો હતો, એવા **શ્રીમદ્**ને તો ચૈતન્યના નિરંતર અવિચ્છિન્ન અનુભવમાં કેવી અખંડ પ્રવાહના હતી, તે તેમના **પરમ પરમાર્થ-સુહૃદ્ સૌભાગ્યભાઈ**ના પત્રમાં (અં. ૧૪૪, બી. ભા. વદ.)) ૧૯૪૬) દૃશ્ય થાય છેઃ 'ચૈતન્યનો નિરંતર અવિચ્છિન્ન અનુભવ પ્રિય છે. બીજી કંઈ સ્પૃહા રહેતી નથી. રહેતી હોય તોપણ રાખવા ઇચ્છા નથી. એક 'તુંહિ તુંહિ' એ જ યથાર્થ વહેતી પ્રવાહના જોઈએ છે. અધિક શું કહેવું ? લખ્યુ લખાય તેમ નથી; કથ્યુ કથાય તેમ નથી; જ્ઞાને માત્ર ગમ્ય છે કા તો શ્રેણીએ શ્રેણીએ સમજાય તેવું છે. બાકી તો અવ્ય ક્તતા જ છે.' **શ્રીમદ્** આત્માનુભૂતિના દિવ્ય પ્રકાશની કેવી ઉચ્ચ ભુમિકામાં વિહરતા હશે તેનું અવ્યક્ત સૂચનમાત્ર આ શબ્દો કરે છે.



## પ્રકરણ છત્રીશમુ

# આત્મસંવેદન અને શ્રીમદ્‌ની અંતર્વેદના

### ('દુઃખિયાં મનુષ્યોના પ્રદર્શનમાં શિરોભાગે' શ્રીમદ્ !

"सुखमारब्धयोगस्य बहिर्दुःखमथात्मनि ।
बहिरेवासुखं सौख्यमध्यात्मं भावितात्मनः ॥"—સમાધિશતક

આવું અપૂર્વ આત્માનુભૂતિમય આત્મસંવેદન જેનું છે એવા **શ્રીમદ્**ને આ અનુભવ -સંવેદનમાંથી ક્ષણ પણ બ્હાર નિકળવું પડે તેની એવી તીવ્ર આત્મવેદના થાય છે, એવું તીવ્ર મહાદુઃખ થાય છે, કે તે કહ્યુ જતું નથી ને સહ્યું જતું નથી. આ 'તુંહિ તુંહિ'ના આત્મસંવેદનમાંથી જ્યારે પ્રારબ્ધાધીન સંજોગવશે બ્હાર નિકળવાનો પ્રસંગ આવી પડે છે, ત્યારે તેમના સંવેદનશીલ આત્માને તીવ્ર વેદના થાય છે ને તેનો તીવ્ર ચીત્કાર અંતરમાંથી નિકળી પડે છે. **પૂજ્યપાદસ્વામીએ** સમાધિશતકમાં (જુઓ મથાળે ટાંકેલા

શ્લોક) કહ્યું છે તેમ-યોગપ્રારંભકને બ્હારમાં સુખ લાગે છે, અંતરમાં-આત્મામાં દુઃખ લાગે છે; ભાવિતાત્મા યોગારૂઢને બ્હારમાં જ અસુખ (દુઃખ) લાગે છે, અંતરમાં-અધ્યાત્મમાં સુખ લાગે છે. પરમ ભાવિતાત્મા **યોગારૂઢ શ્રીમદ્‌**ના સંવેદનશીલ આત્માની પણ આવી દશા થઈ પડી હતી. તેમને અંતરમાં આત્મસંવેદનનું મહાસુખ સંવેદાતું હતું, બ્હારમાં મહાદુઃખ વેદાતું હતું,-આ તેમની તીવ્ર આત્મવેદના-અંતર્વેદનાનો તીવ્ર ચીત્કાર તેમના સંવેદનશીલ પત્રોમાં સકર્ણ જનોને અદ્યાપિ સંભળાય છે.

**શ્રીમદ્‌**ની અંતર્વેદનાનું આ મહાદુઃખ એટલું બધું ઉદ્દામ હતું કે એક મહા સંવેદનશીલ પત્રમાં (અં. ૮૨) જણાવ્યું છે તેમ-દુઃખિયાં મનુષ્યોનું પ્રદર્શન ભર્યું હોય તો તેમાં તેમણે પોતાને શિરોભાગે-અગ્રભાગે ગણાવ્યા છે. આ રહ્યા તેમના આ વેધક શબ્દો: 'દુઃખિયાં મનુષ્યોનું પ્રદર્શન કરવામાં આવ્યું હોય તો ખચીત તેના શિરોભાગમાં હું આવી શકું.' આ વચનો વાંચી કોઇ વિચારમાં પડી જઇ ભિન્ન ભિન્ન કલ્પનાઓ ન કરે વા ભ્રમ ન ગણે તે માટે પોતે જ અત્રે સમાધાન ટપકાવે છે—'તમે મને સ્ત્રી સંબંધી કંઇ દુઃખ લેખશો નહીં, લક્ષ્મી સંબંધી દુઃખ લેખશો નહીં, પુત્ર સંબંધી લેખશો નહીં, કીર્ત્તિ સંબંધી લેખશો નહીં; ભય સંબંધી લેખશો નહીં; કાયા સંબંધી લેખશો નહીં; અથવા સર્વથી લેખશો નહીં; મને દુઃખ બીજી રીતનું છે. તે દરદ વાતનું નથી, કફનું નથી કે પિત્તનું નથી; તે શરીરનું નથી, વચનનું નથી કે મનનું નથી. ગણો તો બધાંયનું છે અને ન ગણો તો એકકેનું નથી. પરંતુ મારી વિજ્ઞાપના તે નહીં ગણવા માટે છે, કારણ એમાં કોઈ ઓર મર્મ રહ્યો છે.' આમ સ્ત્રી-પુત્ર-લક્ષ્મી-કીર્ત્તિ-ભય-કાયાદિ સંબંધી આ દુઃખ નથી, વાત-પિત્ત-કફનું દુઃખ નથી, તન-મન-વચનનું દુઃખ નથી, જગતમાં સંભવિત ગણાતા કોઈ પણ કારણનું દુઃખ નથી, તો પછી આ દુઃખ છે શેનું? તેનો ખુલાસો કરતાં તેમાં રહેલો ઓર મર્મ ખુલ્લો કરે છે:

'તમે જરૂર માનજો, કે હું વિના-દિવાનાપણે આ કલમ ચલાવું છું. રાજચંદ્ર નામથી ઓળખાતો વવાણિયા નામના નાના ગામનો, લક્ષ્મીમાં સાધારણ એવો પણ આર્ય તરીકે ઓળખાતા દશાશ્રીમાળી-વૈશ્યનો પુત્ર ગણાઉં છું. આ દેહમાં મુખ્યે બે ભવ કર્યા છે, અમુખ્યનો હિસાબ નથી. નાનપણની નાની સમજણમાં કોણ જાણે ક્યાંયથી એ મોટી કલ્પનાઓ આવતી. સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી અને સુખમાં પણ મહાલય, બાગબગીચા, લાડીવાડીનાં કંઇક માન્યાં હતાં; મોટી કલ્પના તે આ બધું શું છે તેની હતી. તે કલ્પનાનું એકવાર એવું રૂપ દીઠું કે, પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી, સુખે રહેવું અને સંસાર ભોગવવો એ જ કૃતકૃત્યતા છે. એમાંથી બીજી પંચાતમાં નહીં પડતાં, ધર્મની વાસનાઓ કાઢી નંખી. કોઇ ધર્મ માટે ન્યૂનાધિક કે શ્રદ્ધાભાવપણું રહ્યું નહીં. થોડો વખત ગયો પછી એમાંથી ઓર જ થયું. જે થવાનું મેં કલ્પ્યું નહોતું, તેમ તે માટે મારા ખ્યાલમાં હોય એવું કંઇ મારૂં પ્રયત્ન પણ નહોતું, છતાં અચાનક ફેરફાર થયો; કોઈ **ઓર અનુભવ થયો, અને જે અનુભવ પ્રાયે શાસ્ત્રમાં લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામાં પણ નથી, તેવો હતો. તે ક્રમે**

**કરીને વધ્યો; વધીને અત્યારે એક 'તું હિ તું હિ'નો જાપ કરે છે.** હવે અહીં સમાધાન થઇ જશે. આગળ જે મળ્યાં નહીં હોય, અથવા ભયાદિક હશે, તેથી દુઃખ હશે તેવું કંઈ નથી; એમ ખચીત સમજાશે.'

આ લંબાણુ ખુલાસાથી સ્પષ્ટ સમજાય છે કે **શ્રીમદ્‌ને** કોઇ વિશિષ્ટ આત્માનુભવ થયો છે,—' જે અનુભવ પ્રાયે શાસ્ત્રમાં લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામાં પણ નથી તેવો હતો,'—તે આત્માનુભવ ઉત્તરોત્તર વધતો ગયો અને વધીને અત્યારે 'તુંહિ તુંહિ'નો જાપ કરે છે. **શ્રીમદ્‌નું** આ આત્મસંવેદન સ્પષ્ટ સૂચવે છે કે જે દુઃખ કહ્યું તે ઉપરોક્ત સ્ત્રીઆદિ કોઈ કારણે નથી, પણ આ અદ્‌ભુત આત્મસંવેદનના રંગમાં ભંગ પાડનારા વિઘ્નભૂત થતા બાહ્ય ઉપાધિરૂપ કારણોને લઇને છે. અને કર્મના ઘેરાથી આવી પડેલા આ બાહ્ય પ્રતિબંધક કારણોને લઇને જ આ બધું વેદવું પડે છે–વેઠવું પડે છે, તે સ્ફટિક જેવા સ્વચ્છ શુદ્ધ હૃદયવાળા **શ્રીમદ્‌ને** વેઠ જેવું લાગે છે ને તેનું વેદવું અસહ્ય થઈ પડે છે. તેમજ—' મહારંભ, મહાપરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ કે એવું તેવું જગતમાં કંઇ જ નથી. એમ વિસ્મરણ ધ્યાન કરવાથી પરમાનંદ રહે છે. તેને ઉપરનાં કારણોથી જોવાં પડે છે. એ મહા ખેદ છે.' આ બધું આત્મવેદનામય આત્મસંવેદન પોતે પોતાના અંતરૂમા વેદવાનું રહે છે, તે વેદન કોઇને કહી શકાતું નથી, અંતરંગ ચર્યાનું વેદન કોઇ પાસે ખોલી શકાતું નથી એનું **શ્રીમદ્‌ને** મહાદુઃખ છે. એટલે જ પત્રને છેડે છેવટે લખે છે—' અંતરંગ ચર્યા પણ કોઈ સ્થળે ખોલી શકાતી નથી. એવાં પાત્રોની દુર્લભતા મને થઇ પડી એ જ મહા દુઃખમતા કહો'.—**શ્રીમદ્‌ના** આ મહાસંવેદનશીલ પત્ર પરથી સ્પષ્ટ સમજાય છે કે 'તુંહિ તુંહિ'ના જાપરૂપ અખંડ આત્માનુભૂતિમય આત્મસંવેદન સંવેદી રહેલા **શ્રીમદ્‌ને** અનિચ્છાએ પૂર્વકર્મના ઘેરાથી સંસારપ્રસંગનું પરાણે વેદન વેદવું પડે છે અને એને લીધે સમાધિમાં વિઘ્નભૂત ઉપાધિમાં બેસવું પડે છે, એની તીવ્ર અંતરૂવેદના **શ્રીમદ્‌ને** થાય છે, એટલું જ નહિં પણ પોતાનું આત્મ વેદનામય અંતરૂસંવેદન કોઈ સ્થળે ખોલી શકાતું નથી– ખોલી શકાય એવા સુહૃદ્‌પાત્રોની દુર્લભતા થઇ પડી એનું મહાદુઃખ–'મહાદુઃખમતા'—તીવ્ર અંતરૂવેદના **શ્રીમદ્‌ને** વેદાય છે.

આવા તીવ્ર આત્મવેદનામય આત્મસંવેદનમાં નિમગ્ન **શ્રીમદ્‌ને** જગતની મોહિની એટલી બધી અકારી અને આકરી લાગતી હતી—વેદાતી હતી કે તે અંગે તેમનો તીવ્ર સંવેદનામય ચીત્કાર નિકળી પડયો છે કે—' હે નાથ! સાતમી તમતમપ્રભા નરકની વેદના મળી હોત તો વખતે સમ્મત કરત પણ જગતની મોહિની સમ્મત થતી નથી.'— અત્રે જોવા જેવું એ છે કે **અમોહસ્વરૂપ શ્રીમદ્‌ને** જગત્‌ની મોહિની સાતમી નરકની વેદના કરતાં પણ આકરી લાગે છે! જેને આવું તીવ્ર વેદન થાય છે તે પુરુષ પ્રારબ્ધયોગે ઉપાધિયોગરૂપ જગત્‌પ્રસંગમાં રહ્યા છતાં જગત્‌થી પર છે— અતીત છે, સંસારાતીત છે, એમ કોને પ્રતીત ન થાય? અને જગત્‌ની મોહિની જેને આવી અકારી લાગતી હોય તે આવા સંસારભાવાતીત **શ્રીમદે** કર્મપરાધીનપણે પરાણે કરવી પડતી ઉપાધિ અંગે ઊંડી આત્મવેદના સ્થળે સ્થળે વ્યક્ત કરી હોય એમાં આશ્ચર્ય

શું? જેમકે-'કાળની અને કર્મની વિચિત્રતાથી પરાધીનપણે આ.... કરીએ છીએ,' (પત્રાંક ૧૧૯). 'અહોહો! કર્મની કેવી વિચિત્ર બંધસ્થિતિ છે? જેને સ્વપ્ને પણ ઇચ્છતો નથી, જે માટે પરમ શોક થાય છે; એ જ અગાંભીર્ય દશાથી પ્રવર્તવું પડે છે.' (પત્રાંક ૮૧). ઇત્યાદિ.

એટલે જ ગૃહાશ્રમથી વિરક્ત થવાનું જેને અધિકતર સ્ફુર્યું હતું એવા **શ્રીમદ્‌ને** તે તત્ત્વજ્ઞાનનો વિવેક ઊગ્યો હતો, તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો એ અંગેની તીવ્ર અંતર્વેદના એમના આ વેધક વચનો વ્યક્ત કરે છેઃ 'કાળનાં બળવત્તર અનિષ્ટપણાને લીધે તેને યથાયોગ્ય સમાધિસંગની અપ્રાપ્તિને લીધે તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો; અને ખરે! જો તેમ ન થઈ શક્યું હોત તો તેના (આ પત્રલેખકના) જીવનનો અંત આવત. જે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો છે, તે વિવેકમાં જ ચિત્તવૃત્તિ પ્રસન્ન રહી જાય છે. બાહ્ય તેની પ્રાધાન્યતા નથી રાખી શકાતી એ માટે અકથ્ય ખેદ થાય છે; તથાપિ જ્યાં નિરુપાયતા છે ત્યાં સહનતા સુખદાયક છે, એમ માન્યતા હોવાથી મૌનતા છે.' ઇત્યાદિ (પત્રાંક ૧૧૩). અને એટલે જ વિદેહી દશાની—જીવન્મુકત નિર્ગ્રંથ દશાની ઝંખના અંગેની **શ્રીમદ્‌ની** તીક્ષ્ણ આત્મવેદના આ હૃદયભેદી ઉદ્‌ગારોમાં જણાઇ આવે છેઃ

'કોઇ પણ પ્રકારે વિદેહી દશા વગરનું, યથાયોગ્ય જીવન્મુકત દશા વગરનું, યથાયોગ્ય નિર્ગ્રંથ દશા વગરનું ક્ષણ એકનું જીવન પણ ભાળવું જીવને સુલભ લાગતું નથી તો પછી બાકી રહેલું અધિક આયુષ્ય કેમ જશે, એ વિટંબના આત્મેચ્છાની છે.' (**શ્રીમદ્‌ રાજચંદ્ર** પત્રાંક ૧૩૪, સં. ૧૯૪૬ દ્વિ. ભા.)

આ વિવેક અંગેનું **શ્રીમદ્‌નું** આત્મસંવેદન કેવું છે? તે જોઇએ. પોતાના અંતરાત્મા સાથે વાર્ત્તાલાપ કરતા **શ્રીમદ્‌** પોતાનું આત્મસંવેદન દાખવે છેઃ 'મોહાચ્છાદિત દશાથી વિવેક ન થાય એ ખરૂં, નહીંતો વસ્તુગતે એ વિવેક ખરો છે.'— વસ્તુગતે વસ્તુના પ્રતિભાસરૂપ જે આત્મસંવેદનરૂપ વિવેક પોતાને અનુભવસિદ્ધ થયો છે તે ખરો છે, એમ કોઈ ધન્ય પળે અંતર્‌વિચાર કરતાં **શ્રીમદ્‌નો** અંતરાત્મા પોકારે છે—'વીતરાગે ખરૂં કહ્યું છે,'– આ શબ્દોમાં **શ્રીમદ્‌** પોતાનું અનુભવપ્રતીતિજન્ય આત્મસંવેદન દાખવતાં આગળ લખે છે—'અરે આત્મા! સ્થિતિસ્થાપક દશા લે.' પ્રારબ્ધોદયથી પ્રાપ્ત સંયોગોને અનુકૂળ સ્થિતિ રાખતો તું ત્હારી દશા એવી સ્થિતિસ્થાપક કર કે આત્મા પોતે પોતાની મૂળ સ્થિતિમાં જેમ છે તેમ પાછો સ્થપાઇ જાય,— પ્રતિષ્ઠાપિત થઈ જાય. આમ કહી **શ્રીમદ્‌** પોતાનું અંતર્વેદનાદુઃખ વ્યકત કરે છે—'આ દુઃખ ક્યાં કહેવું? અને શાથી ટાળવું? પોતે પોતાનો વૈરી, તે આ કેવી ખરી વાત છે?' કર્મબંધના કારણરૂપ કષાયાદિ કરી–રાગદ્વેષાદિ કરી આ આત્મા પોતે પોતાનો વૈરી–પોતે પોતાનો દુશ્મન બને છે,–આ વાતનું **શ્રીમદ્‌ને** તીવ્ર સંવેદનમય મહાદુઃખ થાય છે, તીવ્ર અંતર્વેદના થાય છે; તે દુઃખ ટાળવાનો સ્પષ્ટ નિરધાર **શ્રીમદ્‌ના** આ શબ્દોમાં ધ્વનિત થાય છે.

આવા પરમ આત્મવિવેકસંપન્ન **શ્રીમદ્‌ને** બાહ્ય ઉપાધિયોગની વેદના તો છે જ,

તેમાં વળી ઓછામાં પૂરૂં જેની નિરંતર ઝંખના છે એવા સત્સંગના અભાવની વેદના તો ખૂબ ખૂબ વેદાતી હતી. વવાણીઆથી લખેલા સં. ૧૯૪૪ના એક પત્રમાં એક માર્મિક વાક્ય **શ્રીમદ્‌નું** અંતરસંવેદન દાખવે છે· 'સત્સંગનો લેશ અંશ પણ નહીં મળવાથી બચારો આ આત્મા વિવેકઘેલછા ભોગવે છે.'— અવિવેકી જેમ યદ્વા તદ્વા બોલવા-બકવારૂપ-ઉન્મત્તપ્રલાપરૂપ અવિવેકઘેલછા-અવિવેકઉન્મત્તતા અનુભવે, તેમ પરમ વિવેકી જેમ છે તેમ-જે છે તે **તત્ સત્** વદવારૂપ વિવેકની વાત કરવાનું— આત્મસંવેદન દર્શાવવાનું સતસંગરૂપ સ્થાન ન મળવાથી વિવેકઘેલછા-વિવેકઉન્મત્તતા અનુભવે, એવી દશાનુ સંવેદન દાખવતા આ વચનોમાં **શ્રીમદ્‌ની** સતસંગઅભાવનો ખેદ દર્શાવવારૂપ અંતરવેદના વ્યકત થાય છે, અને **શ્રીમદ્‌ની** આ અંતરવેદના મનસુખરામ સૂર્યરામ પરના પત્રમા (અં. ૧૨૬, પ્ર ભા. ૧૯૪૬) લખેલ ઉદ્ગારોમા તો પરાકાષ્ઠા પામેલી દેખાય છે: 'જ્ઞાનીઓએ કલ્પેલો ખરેખરો આ કળિકાળ જ છે. જનસમુદાયની વૃત્તિઓ વિષયકષાયાદિકથી વિષમતાને પામી છે. એનુ બળવત્તરપણું પ્રત્યક્ષ છે. રાજસી વૃત્તિનું અનુકરણ તેમને પ્રિય થયુ છે. તાત્પર્ય વિવેકીઓની અને યથાયોગ્ય ઉપશમપાત્રની છાયા પણ મળતી નથી. એવા વિષમ કાળમા જન્મેલો આ દેહધારી આત્મા અનાદિકાળના પરિભ્રમણના થાકથી વિશ્રાંતિ લેવા આવતાં અવિશ્રાંતિ પામી સપડાયો છે માનસિક ચિંતા ક્યાય કહી શકાતી નથી. કહેવાનાં પાત્રોની પણ ખામી છે, ત્યાં હવે શું કરવું ? જો કે યથાયોગ્ય ઉપશમભાવને પામેલો આત્મા સંસાર અને મોક્ષ પર સમવૃત્તિવાળો હોય છે. એટલે અપ્રતિબદ્ધપણે વિચરી શકે છે; પણ આ આત્માને તો હજુ તે દશા પ્રાપ્ત થઈ નથી. તેનો અભ્યાસ છે. ત્યાં તેને પડખે આ પ્રવૃત્તિ શા માટે ઊભી હશે ? જેની નિરુપાયતા છે તેની સહનશીલતા સુખદાયક છે અને એમજ પ્રવર્ત્તન છે'—અત્રે કલિકાલનો પ્રભાવ અને (તેને લઇને) સતસંગનો અભાવ **શ્રીમદ્‌ને** વેદાય છે, આ સંજોગોમા 'આ દેહધારી આત્મા અનાદિ કાળના પરિભ્રમણના થાકથી વિશ્રાંતિ લેવા આવતા અવિશ્રાંતિ પામી સપડાયો છે'-ઇત્યાદિ મર્મભેદી શબ્દોમાં વ્યકત થતી એમની અકથ્ય માનસિક ચિંતા **શ્રીમદ્‌ની** ઊંડી અંતરવેદના પોકારે છે,- જેના પડઘા દેશકાલના બંધનને તોડીને દિગ્દિગંતોમાં પડે છે, અને સહૃદયોના હૃદય-કર્ણો અદ્યાપિ સાભળે છે.



## પ્રકરણ સાડત્રીશમું

# અંતરંગ નિર્ગ્રંથ શ્રેણી

'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફામાં નિરંતર નિવાસનો **શ્રીમદે** જીવન જેમ પરમપ્રિય ગણેલો આ ક્રમ કયો? આ ગુફાના ગુપ્તભેદરૂપ આત્માના જીવનરૂપ જીવનક્રમની શ્રેણી કઈ? તે માટેનું માર્મિક સામાન્ય સૂચન **શ્રીમદે** સં. ૧૯૪૫ના શ્રા. શુદ ૩ના દિને ભરૂચથી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી પર લખેલા પત્રમાં (અં. ૭૧) પ્રાપ્ત થાય છે—'સર્વ શાસ્ત્રના બોધનું, ક્રિયાનું, જ્ઞાનનું, યોગનું અને ભક્તિનું પ્રયોજન સ્વસ્વરૂપ-પ્રાપ્તિને અર્થે છે; અને એ સમ્યક્શ્રેણિઓ આત્મગત થાય, તો તેમ થવું પ્રત્યક્ષ સંભવિત છે; પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરવા સર્વસંગપરિત્યાગની આવશ્ય છે.' અત્રે સર્વ શાસ્ત્રના બોધ આદિનું એકમાત્ર પ્રયોજન સ્વસ્વરૂપપ્રાપ્તિને અર્થે છે અને એ અર્થે એ ક્રમબદ્ધ સમ્યક્શ્રેણિઓ આત્મગત-આત્મપરિણત થાય તો સ્વરૂપપ્રાપ્તિ સંભવે છે અને તે માટે સર્વસંગપરિત્યાગની આવશ્યકતા છે એમ દર્શાવી, તે આવશ્યકતા કેમ છે તે લખે છે—'નિર્જનાવસ્થા-યોગભૂમિકામાં વાસ-સહજ સમાધિની પ્રાપ્તિ નથી, તે સર્વસંગપરિત્યાગમાં નિયમા વાસિત છે. દેશ (ભાગ) સંગપરિત્યાગમાં ભજના સંભવે છે.'— યોગસાધના માટે અનુકૂળ એકાંત નિર્જનાવસ્થારૂપ યોગભૂમિકામાં વસવાથી 'વાસ'-સ્વરૂપમાં વસવારૂપ વાસની-સહજસમાધિની પ્રાપ્તિ નથી, તે સર્વસંગપરિત્યાગમાં નિયમા-નિયમથી નિશ્ચયે કરીને વાસિત છે-વસેલી છે. દેશસંગપરિત્યાગમાં-દેશવિરતિમાં 'ભજના'-તેમ હોય વા ન હોય એમ વિકલ્પ (alternative) છે.

આમ ગૃહવાસમાં પણ તેની સંભાવના છે, એટલે હાલ ગૃહવાસમાં વસી રહેલા પોતા માટેનો તેમા વર્ત્તવા માટેનો અંગત (Personal) ક્રમ કહે છે—'જ્યાં સુધી ગૃહવાસ પૂર્વ કર્મના બળથી ભોગવવો રહ્યો છે, ત્યાં સુધી ધર્મ અર્થ અને કામ ઉલ્લાસિત -ઉદાસીન ભાવે સેવવા યોગ્ય છે.'— ઉલ્લાસિત-ઉલ્લાસ પમાડેલ-અત્યંત ઉત્કટ ભાવને પમાડેલ ઉદાસીનભાવે સેવવાં યોગ્ય છે. અર્થાત્ સર્વ પરભાવ-વિભાવના કાર્યથી અસ્પર્શ્ય ઉદાસીનભાવ એટલો બધો ઉલ્લાસ પમાડી દેવો-એટલો બધો બળવાન્ બનાવી દેવો કે પ્રારબ્ધોદયજનિત ધર્મ-અર્થ-કામની બાહ્ય પ્રવૃત્તિ પણ તેને બાધક ન બની શકે. એ જ વસ્તુ પોતે સ્પષ્ટ કરે છે—'બાહ્યભાવે ગૃહસ્થશ્રેણિ છતાં અંતરંગ નિર્ગ્રંથશ્રેણિ જોઇએ, અને જ્યાં તેમ થયુ છે ત્યાં સર્વ સિદ્ધિ છે.' આમ બાહ્યમાં ગૃહસ્થશ્રેણિ છતાં અંતરંગ નિર્ગ્રંથશ્રેણિ હોય તો ત્યાં સર્વ સિદ્ધિ છે એમ જણાવી, ગૃહસ્થશ્રેણિમાં પણ ઉલ્લાસિત-ઉદાસીનભાવે વર્ત્તતા પોતાની વર્ત્તી રહેલી આત્મવર્ત્તના-આત્મસાધના સૂચવે

છે—'મારી આત્માભિલાષા તે શ્રેણિમાં ઘણા માસ થયાં વર્ત્તે છે,'— મારી આત્મેચ્છા તે અંતરંગ નિર્ગ્રંથશ્રેણિમાં ઘણા માસ થયા વર્ત્તી રહી છે. આ 'ધર્મોપજીવનની'–ધર્મપ્રધાન ધર્મમય ઉપજીવનની 'પૂર્ણ અભિલાષા કેટલીક વ્યવહારોપાધિને લીધે પાર પડી શકતી નથી.' 'પણ પ્રત્યક્ષે સત્પદની સિદ્ધિ આત્માને થાય છે,'—પ્રત્યક્ષે–આત્માનુભવ પ્રત્યક્ષથી–સાક્ષાત્ આત્માનુભૂતિથી 'સત્પદની'–જેમ છે તેમ વસ્તુગતે વસ્તુરૂપ 'સત્'પદની સિદ્ધિ આત્માને થાય છે. 'આ વાર્ત્તા તો સંમત જ છે. અને ત્યાં કંઈ વય–વેષની અપેક્ષા નથી.'—અત્રે **શ્રીમદે** માર્મિકપણે એ પણ કહી દીધું જ કે જ્ઞાતવ્ય અને પ્રાપ્તવ્ય તો 'સત્પદ'– જેમ છે તેમ અસ્તિત્વરૂપ–સ્વરૂપસત્તારૂપ શુદ્ધ આત્મપદ છે, તેની સિદ્ધિ–આત્મસિદ્ધિ પોતાને–પોતાના આત્માને થાય છે. તો પછી નાની કે મોટી વયની કે બાહ્ય દ્રવ્યલિંગરૂપ વેષની વિશેષ અપેક્ષા નથી—દરકાર નથી. અર્થાત્ આટલી ૨૨ વર્ષની વયમા અને ગૃહસ્થ વેષમાં પણ ઉલ્લાસિત–ઉદાસીનભાવે વર્ત્તતા પોતાના આત્માએ તે આત્મારૂપ સત્પદની પ્રાપ્તિ કરી લીધી છે, એટલે વેષાદિ પણ જે પ્રયોજનાર્થે ગ્રહવાનું પ્રયોજન છે, તે સિદ્ધ થઈ ચૂકયુ છે, એટલે તેની પણ અપેક્ષા નથી. આમ આ પત્રની વસ્તુ પરથી સ્પષ્ટ સમજાય છે કે હાલ જ્યાંલગી ગૃહવાસનો ઉદય હોય ત્યાલગી ગૃહસ્થવેષમા પણ ઉલ્લાસિત ઉદાસીનભાવે વર્ત્તતા રહી અંતરંગ નિર્ગ્રંથશ્રેણિમાં વર્ત્તવું એ જ **શ્રીમદ્**નો ક્રમ છે,— અધ્યાત્મજીવનના જીવનરૂપ પરમપ્રિય જીવનક્રમ છે.

તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફામાં નિવાસનો ક્રમ તે આ **નિર્ગ્રંથશ્રેણી** છે; આ નિર્ગ્રંથશ્રેણીએ ક્રમે કરીને આરોહણ કરતા આ ગુફામાં નિવાસ કરવાનું શકય બને છે,–આ ગહન ગુહાના ગુપ્તભેદરૂપ આત્માને જાણી દેખી તેમાં વર્ત્તવારૂપ નિરંતર નિવાસ પામવાનુ શકય બને છે, એટલા માટે આ નિર્ગ્રંથશ્રેણી જ તેનો ઉત્તમ ક્રમ છે; અને એટલે જ જેને પોતે 'પૂર્ણાહ્લાદકર, પરમ સુખકર, હિતકર અને હૃદયરૂપ માનેલ છે' (અં. ૮૩)— તે ગુફામાં નિરંતર નિવાસનો **શ્રીમદ્**નો પરમ ઇષ્ટ ક્રમ આ અંતરંગ નિર્ગ્રંથશ્રેણી જ છે સ્વરૂપારોહણ માટે નિઃશ્રેણી સમાન આ નિર્ગ્રંથશ્રેણીરૂપ સ્વરૂપમય પવિત્ર શ્રેણીનુ સુખ કેવું નિરુપમ છે તે માટેનો **શ્રીમદ્**નો આત્માનુભવ (પત્રાંક ૬૨) છે કે—'આત્માને અનંત ભ્રમણાથી સ્વરૂપમય પવિત્ર શ્રેણીમાં આણવો એ કેવું નિરુપમ સુખ છે તે કહ્યુ કહેવાતું નથી, લખ્યુ લખાતું નથી અને વિચાર્યું વિચારાતું નથી.' સુખધામ મોક્ષની નિઃશ્રેણી સમાન આ ઉત્તમ નિર્ગ્રંથશ્રેણીના ક્રમે ચઢતાં આત્મા સ્વરૂપારોહણ કરી અનુક્રમે સિદ્ધપદને પામે છે,—'અપૂર્વ અવસર'ના દિવ્ય ગાનમાં **શ્રીમદે** અપૂર્વ ભાવથી સંગીત કરેલો પરમ પદ પામવાનો પરમોત્તમ ક્રમ આ નિર્ગ્રંથશ્રેણી જ છે. અંતરંગ મોહગ્રંથિ જેની છેદાઈ છે તે નિર્ગ્રંથ છે, અને દર્શનમોહને વ્યતીત કરી શુદ્ધ આત્માનું સમ્યગ્દર્શન પામી આત્મા ચારિત્રમોહનો નાશ કરવા પ્રવર્ત્તતો પ્રવર્ત્તતો ઉત્તરોત્તર ગુણસ્થાનકના ક્રમે સ્વરૂપપદની શ્રેણીએ ચઢતો જાય તે નિર્ગ્રંથશ્રેણી છે કષાયની–રાગાદિની ઉત્તરોત્તર ન્યૂનતા પ્રમાણે આત્માનું ગુણસ્થાનક વધતું જાય છે, એટલે આ નિર્ગ્રંથશ્રેણી ઉત્તરોત્તર વીતરાગતા પ્રત્યે લઈ જઈ યથાખ્યાત-

ચારિત્ર પ્રગટાવે છે. એટલે પૂર્ણ વીતરાગતા પ્રત્યે લઇ જતી આ નિર્ગ્રંથશ્રેણી એ જ નિરાગશ્રેણી છે, અને એટલે જ **શ્રીમદે** વીતરાગ એ નિર્ગ્રંથ અને નિર્ગ્રંથ એ વીતરાગ એમ નિર્ગ્રંથશ્રેણી–નિરાગશ્રેણી એ બન્ને શબ્દોનો પર્યાયરૂપ પ્રયોગ કર્યો છે.

મુખ્યપણે આભ્યંતર વિરતિ (વિગતારતિ) એ જ નિર્ગ્રંથતાનું સાચું અવિસંવાદી માપ છે. બાહ્ય વિરતિ ન હોય ને આભ્યંતર વિરતિ પણ ન હોય તો ત્યાં નિર્ગ્રંથતા નથી, બાહ્ય વિરતિ હોય પણ આભ્યંતર વિરતિ ન હોય તો ત્યાં પણ નિર્ગ્રંથતા નથી; બાહ્ય વિરતિ હોય ને આભ્યંતર વિરતિ પણ હોય તો ત્યાં નિર્ગ્રંથતા છે, કદાચ બાહ્ય વિરતિ ન હોય પણ આભ્યંતર વિરતિ હોય તો ત્યાં પણ નિર્ગ્રંથતા છે.–આમ ચોભંગી છે, તે પરથી સ્પષ્ટ સમજાય છે કે બાહ્ય વિરતિ હો કે ન હો પણ આભ્યંતર વિરતિ જો હોય તો ત્યાં નિર્ગ્રંથતા અવશ્ય છે. એટલે સર્વત્ર સર્વદા સર્વથા આભ્યંતર વિરતિ જ પ્રધાન છે. આ જ વસ્તુ **શ્રી ભદ્રબાહુસ્વામીએ** આવશ્યકનિર્યુક્તિમાં ધાતુ અને છાપના પ્રસિદ્ધ દૃષ્ટાંતે સ્પષ્ટપણે સમર્થિત કરી છેઃ ધાતુ ખોટી અને છાપ ખોટી, અથવા ધાતુ ખોટી અને છાપ સાચી, એ બે પ્રકાર કલઈના રૂપીઆ જેવા બનાવટી (Counterfeit) મૂલ્યહીન દ્રવ્યલિંગી સાધુઓના છે, તે તો ખોટા રૂપીઆની જેમ સર્વથા અમાન્ય–અસ્વીકાર્ય છે; અને ધાતુ સાચી, પણ છાપ ખોટી અથવા ધાતુ સાચી અને છાપ પણ સાચી, એ બે પ્રકાર ચાંદીના રૂપીઆ જેવા સાચા મૂલ્યવાન્ ભાવલિંગી સાધુજનોના છે, અને તે જ સાચા રૂપીઆની જેમ સર્વથા માન્ય સ્વીકાર્ય છે. અર્થાત્ દ્રવ્યથી તેમજ ભાવથી જે અવિરતિ છે, અને ભાવથી વિરતિ નહિ છતાં જે દ્રવ્યથી વિરતિ છે,– એ બે મિથ્યાદૃષ્ટિ પ્રકારોની સાધુપણામાં ગણના જ નથી; પણ દ્રવ્યથી તેમજ ભાવથી જે વિરતિ છે, અને દ્રવ્યથી વિરતિ નહિં છતાં ભાવથી જે વિરતિ છે,– એ બે સમ્યગ્દૃષ્ટિ પ્રકારોની જ સાધુપણામાં ગણના છે. દ્રવ્યથી સર્વવિરતિ આદિ પણ સમ્યગ્દર્શનભાવરૂપ મૂલ હોય તો જ ભાવથી વિરતિ છે, નહિં તો ભાવથી અવિરતિ જ છે. **શ્રી યશોવિજયજીએ** ઉપદેશ–રહસ્યમાં કહ્યું છે તેમ '**गुणठाणावावारे पत्तो विरओ अविरओ णियमा**'—ગુણસ્થાનના અવ્યાપારે આ દ્રવ્યથી વિરત નિયમથી અવિરત જ છે. માટે પરમાર્થથી સાધુત્વ તો સર્વ ભાવની ઇચ્છાથી વિરામ પામેલા 'સ્વરૂપસ્થિત ઇચ્છારહિત' એવા આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિ પુરુષમાં જ ઘટે છે; અને ત્યાં કવચિત પ્રારબ્ધોદયથી બાહ્ય દ્રવ્યવિરતિ ન હોય તોપણ અંતરથી મોહ છૂટવારૂપ ભાવવિરતિ તો અવશ્ય હોય જ છે. '**जं सम्मंति पासह तं मोणं ति पासह**'—જે સમ્યક્ત્વ–આત્મજ્ઞાન છે તે જ મૌન–મુનિપણું છે. 'આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે' ઇત્યાદિ વચનો આની સાક્ષી પૂરે છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે બાહ્ય વિરતિ એ કાંઇ સાધુપણાનું કે ગુણસ્થાનનું માપ નથી, પણ અંતરથી મોહભાવ છૂટવારૂપ આભ્યંતર વિરતિ એ જ સાચા સાધુપણાનું કે ગુણસ્થાનનું માપ છે. અર્થાત્ જેમ જેમ કષાયરૂપ વિભાવ ઘટે ને આત્મભાવસ્થિરતા વધે, તેમ તેમ આત્માનું ગુણસ્થાન ચઢતું જઇ સાચું ભાવસાધુપણું પ્રગટે છે. આમ સર્વત્ર

ભાવવિરતિનું જ મુખ્યપણું છે, છતાં દ્રવ્ય અને ભાવવિરતિનો સુમેળ મળે તે તો સોનામાં સુગંધ જેવું છે, પ્રાયે દ્રવ્યથી અને ભાવથી તેવી વિરતિ કર્યે જ છૂટકો છે, અને **શ્રીમદે** પણ સર્વત્ર એ જ ઇચ્છયું છે, સર્વત્ર સ્થળે સ્થળે બાહ્યાભ્યંતર નિર્ગ્રંથ થવાની જ ગવેષણા કરી છે; 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો'— એ અપૂર્વ અવસરનું અપૂર્વ કાવ્ય તેની જીવતી જાગતી જ્વલંત સાક્ષી છે.

પ્રારબ્ધોદયજન્ય બાહ્ય સંજોગાધીનપણે હાલના તબક્કે તત્કાળ બાહ્યથી તેમ નહિં બની શકવા છતાં અભ્યંતરથી તો **સાધુચરિત શ્રીમદ્** અંતરંગ નિર્ગ્રંથશ્રેણીમાં અપૂર્વ આત્મપુરુષાર્થથી પ્રવર્ત્યા જ છે. આ **નિર્ગ્રંથશ્રેણી** વા **નિરાગશ્રેણીને** જ **શ્રીમદ્** જીવનમા અનુસરી રહ્યા છે, બાહ્ય ગૃહસ્થશ્રેણીમાં પણ અંતરંગ નિર્ગ્રંથશ્રેણીએ વર્ત્તવાનું 'ધાર તરવારની' કરતાં પણ વિષમ અસિધારાવ્રત જીવનમાં આચરી રહ્યા છે, અસિધારા પર નાચવા કરતા પણ દુર્ઘટ આત્મચારિત્રની ચરણધારા પર નાચવાનું દેવદુર્લભ મહાભીષ્મવૃત્ત આદરી રહ્યા છે, 'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા' નિર્ગ્રંથના પંથે વિચરી રહ્યા છે. બીજા સામાન્ય જનો જે વીતરાગ નિર્ગ્રંથના વિકટ પંથે સંચરવાના સાહસથી દૂર ભાગે, તે મહાસાહસ મહાઆત્મપરાક્રમી મહાઆત્મવીર **શ્રીમદે** સામે જઈને માથે લીધું છે! બીજા પ્રાકૃત જનોને જે ગૃહસ્થાવાસમાં પ્રાયે અશક્ય છે એવું અંતરંગ નિર્ગ્રંથ શ્રેણીએ-નિરાગશ્રેણીએ અપૂર્વ વેગે ચઢવાનું મહાકાર્ય મહાધર્મવીર મહાઆત્મવીર **શ્રીમદે** શક્ય કરી દેખાડયુ છે! **શ્રીમદ્**ના પત્રો આની સાક્ષી પૂરે છે. પત્રાંક ૧૨૪માં **શ્રીમદ્** લખે છે— '**जणं जणं दिसं इच्छइ तणं तणं दिसं अपडियद्धे**'—જે જે દિશા ભણી જવું ઇચ્છે તે તે દિશા જેને અપ્રતિબદ્ધ અર્થાત્ ખુલ્લી છે. (રોકી શકતી નથી) આવી દશાનો અભ્યાસ જ્યાં સુધી નહીં થાય, ત્યાં સુધી યથાર્થ ત્યાગની ઉત્પત્તિ થવી કેમ સંભવે ?' **શ્રીમદ્**ના વચનો સૂચવે છે કે દ્રવ્ય—ક્ષેત્ર—કાળ—ભાવના પ્રતિબંધનો જ્યાં સર્વથા અભાવ છે એવી સર્વત્ર અપ્રતિબદ્ધ અંતરંગ નિર્ગ્રંથ દશાનો **શ્રીમદ્** સતત અભ્યાસ કરી રહ્યા છે, નિર્ગ્રંથશ્રેણીના ક્રમને અનુસરી રહ્યા છે. (પત્રાંક ૧૩૪માં)— **અંબાલાલભાઈ** પરના સં. ૧૯૪૬ના ભાદ્રમાં લખેલા પત્રમાં **શ્રીમદ્** ઓર સ્પષ્ટતાથી લખે છે—

**'કોઈ પણ પ્રકારે વિદેહી દશા વગરનું, યથાયોગ્ય જીવન્મુક્ત દશા વગરનું, યથાયોગ્ય નિર્ગ્રંથ દશા વગરનું ક્ષણ એકનું જીવન પણ ભાળવું જીવને સુલભ લાગતું નથી. તો પછી બાકી રહેલું અધિક આયુષ્ય કેમ જશે, એ વિટંબના આત્મેચ્છાની છે. યથાયોગ્ય દશાનો હજુ સુમુક્ષુ છું. કેટલીક પ્રાપ્તિ છે. તથાપિ સર્વ પૂર્ણતા પ્રાપ્ત થયા વિના આ જીવ શાંતિને પામે એવી દશા જણાતી નથી. એક પર રાગ અને એક પર દ્વેષ એવી સ્થિતિ એક રોમમાં પણ તેને પ્રિય નથી. અધિક શું કહેવું ? પરના પરમાર્થ સિવાયનો દેહ જ ગમતો નથી તો !'**

—શ્રીમદ્‌ના આ હૃદયભેદી અંતરોદ્‌ગારોમાં નિર્ગ્રંથશ્રેણી–નિરાગશ્રેણી પ્રત્યે **શ્રીમદ્‌**ની કેવી અનન્ય તમન્ના દેખાઇ આવે છે!

ખરેખર! આ નિર્ગ્રંથશ્રેણી કે નિરાગશ્રેણી એ જ **શ્રીમદ્‌**ને પરમ પ્રિય છે, એની અપૂર્વ સાધના પ્રત્યે જ એમનો પરમ પ્રેમપ્રવાહ ઉલ્લસ્યો છે, અને એની પરમ સિદ્ધિ એમણે આ જ જીવનમાં પ્રાપ્ત કરી છે તે આપણે **શ્રીમદ્‌**ના આ આત્મચારિત્રમય ચરિત્રગ્રંથમાં અનુક્રમે જોશું. આ જ એમના અધ્યાત્મ જીવનનું જીવન (very life of spiritual life) છે, આ જ એમના અધ્યાત્મ ચારિત્રમય ચરિત્રનો આત્મા છે, આ જ એમના આત્મસિદ્ધિમય જીવનનું જીવનસર્વસ્વ છે. 'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા, નિર્ગ્રંથનો પંથ ભવઅંતનો ઉપાય છે,'– એ નિર્ગ્રંથના પંથે **શ્રીમદ્** અપૂર્વ આત્મપુરુષાર્થથી–અનન્ય આત્મપરાક્રમથી પ્રવર્ત્યા છે. નિર્ગ્રંથ મહાત્માઓને નમસ્કાર' 'નિરાગી પુરુષોને નમસ્કાર' ઇત્યાદિ અનેક પત્રોના મથાળે મૂકેલા **શ્રીમદ્‌**ના વચનો તેમના આ પરમ પ્રિય નિર્ગ્રંથપંથે પ્રવર્ત્તેલા સતપુરુષો પ્રત્યે **શ્રીમદ્‌**નો કેવો અનન્ય પ્રેમ છે તે સૂચવે છે, એટલું જ નહિં પણ તે નિર્ગ્રંથ મહાત્માઓથી પોતે કેવા અભિન્ન અભેદસ્વરૂપ છે તે દાખવે છે. અને—

**'નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યૂન જ છે. આત્મા અનંતકાળ રખડ્યો, તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે. જેના એક રોમમાં કિંચિત્ પણ અજ્ઞાન, મોહ, કે અસમાધિ રહી નથી તે સત્પુરુષનાં વચન અને બોધ માટે કંઈપણ નહીં કહી શકતાં, તેનાં જ વચનમાં પ્રશસ્ત ભાવે પુનઃ પુનઃ પ્રસક્ત થવું એ પણ આપણું સર્વોત્તમ શ્રેય છે. શી એની શૈલી! જ્યાં આત્માને વિકારમય થવાનો અનંતાંશ પણ રહ્યો નથી, શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જવલ શુક્લ–ધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલાં તે નિર્ગ્રંથનાં પવિત્ર વચનોની મને–તમને ત્રિકાળ શ્રદ્ધા રહો! એ પરમાત્માના યોગબળ આગળ પ્રયાચના!'**

—એ અંતરાત્માના ઊંડાણમાંથી નીકળેલા વચનો તો **શ્રીમદ્‌**ના આ નિર્ગ્રંથમાર્ગ પ્રત્યેના નૈસર્ગિક પ્રેમની પરમ પરાકાષ્ઠા પ્રકાશે છે. પણ પૂર્વે જેણે મહાન્ નિર્ગ્રંથ-માર્ગની પરમ આરાધના કરી છે એવા આ મહાન્ સત્પુરુષને તે મૂળ નિર્ગ્રંથમાર્ગ પ્રત્યે પરમ પ્રેમ કેમ ન હોય? પરમ ભક્તિઉલ્લાસ કેમ ન હોય?

આ સર્વત્ર અપ્રતિબદ્ધ નિર્ગ્રંથદશાના અભ્યાસનું–જીવન્મુક્તદશાની ગવેષણાનું પરમપ્રેમપૂર્ણ સૂચન **શ્રીમદ્‌**ના મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી પરના સં. ૧૯૪૬માં લખાયેલા પરમ ભાવવાહી પત્રમાં (અં. ૧૨૬) પ્રાપ્ત થાય છે: 'જો કે યથાયોગ્ય ઉપ-શમભાવને પામેલો આત્મા સંસાર અને મોક્ષ પર સમવૃત્તિવાળો હોય છે, એટલે અપ્રતિબદ્ધપણે વિચરી શકે છે; પણ આ આત્માને તો હજુ તે દશા પ્રાપ્ત થઈ નથી. તેનો અભ્યાસ છે, ત્યાં તેને પડખે આ પ્રવૃત્તિ શા માટે ઊભી હશે?' આ વ્યવહાર-પ્રવૃત્તિ અંગેની **શ્રીમદ્‌**ની અંતરવેદના દાખવતો તીવ્ર ચીત્કાર આ શબ્દોમાં સંભળાય

છે અને સર્વથા અપ્રતિબદ્ધપણે વર્તવાની **શ્રીમદ્**ની અનન્ય તમન્ના અત્યંત સ્પષ્ટ દેખાય છે. એટલે જેનો ઉપાય નથી તેનું સહન કરવું સુખદાયક છે એ જણાવે છે—'જેની નિરુપાયતા છે તેની સહનશીલતા સુખદાયક છે અને એમ જ પ્રવર્ત્તન છે.' પછી જીવન પૂર્ણ થતાં પહેલાં શુદ્ધોપયોગમય આત્મદશા—જીવન્મુક્તદશા પ્રાપ્ત થવા મન-વચન-કાયાના યોગની યથાયોગ્ય પ્રવૃત્તિ કેવી રીતે કરવી તે માટે પોતાનો નિર્ગ્રંથ-શ્રેણીરૂપ જીવનક્રમ દર્શાવે છે—

'પરંતુ જીવન પૂર્ણ થતા પહેલાં યથાયોગ્યપણે નીચેની દશા આવવી જોઇએ:— **૧. મન, વચન અને કાયાથી આત્માનો મુક્તભાવ. ૨. મનનું ઉદાસીનપણે પ્રવર્ત્તન. ૩. વચનનું સ્યાદ્વાદપણું (નિરાગ્રહપણું). ૪. કાયાની વૃક્ષદશા. (આહાર-વિહારની નિયમિતતા). અથવા સર્વ સંદેહની નિવૃત્તિ; સર્વ ભયનું છૂટવું, અને સર્વ અજ્ઞાનનો નાશ.'**

અર્થાત્ 'મન-વચન-કાયાથી આત્માનો મુક્તભાવ'— મનાતીત વચનાતીત દેહાતીત એવો જીવન્મુક્ત ભાવ સાધવો જોઇએ; તેમાં 'મનનું ઉદાસીનપણે પ્રવર્ત્તન'— મનની પ્રવૃત્તિ કરવી પડે તે ઉદાસીનપણે કરવી જોઇએ, 'વચનનું સ્યાદ્વાદપણું' (નિરાગ્રહપણું) —વચનની પ્રવૃત્તિ કરવી પડે તે નિરાગ્રહ સ્યાદ્વાદપણે કરવી જોઇએ, 'કાયાની વૃક્ષ-દશા' (આહાર વિહારની નિયમિતતા)– કાયાની જે પ્રવૃત્તિ કરવી પડે તે વૃક્ષની જેમ નિસર્ગપણે-સહજ સ્વભાવે સહજપણે નિયમિત કરવી જોઇએ. આમ મન-વચન-કાયાના યોગની યથાયોગ્ય સમ્યક્ પ્રવૃત્તિ કરતાં જીવતાં છતાં મુક્ત એવો જીવન્મુક્ત ભાવ સાધવો જોઈએ; જ્યાં સર્વ સંદેહ નિવૃત્ત થાય છે, સર્વ ભય છૂટી જાય છે, સર્વ અજ્ઞાન નાશ પામે છે-એવી કેવલ જ્ઞાનમય શુદ્ધ આત્મદશા– જીવન્મુક્તદશા પ્રગટાવવી જોઇએ. આ છે જીવન્મુક્તદશા પામવા માટેનો **શ્રીમદ્**નો નિર્ગ્રંથશ્રેણીનો જીવનક્રમ; અને આ જીવન્મુક્તદશાના ક્રમરૂપ નિર્ગ્રંથશ્રેણીના ક્રમમાં **શ્રીમદ્** સર્વાત્માથી પ્રવર્ત્યા છે, ને એમનો પરમ પ્રેમ ઉલ્લસ્યો છે.



## પ્રકરણ આડત્રીશમું

# અંતરાત્માની સમશ્રેણી

"मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो"— શ્રી કુંદકુંદાચાર્યજી
"समभावभावी अप्पा लहइ मुक्खं न संदेहो।"— શ્રી હરિભદ્રાચાર્યજી

નિર્ગ્રંથશ્રેણી-નિરાગશ્રેણીએ સ્વરૂપારોહણ કરી રહેલા **શ્રીમદ્**નો અંતરાત્મા સમશ્રેણીક્રમમાં કેવો પ્રયત્નશીલ હતો— કેવો અપૂર્વ આત્મપુરુષાર્થથી પ્રવર્ત્યો હતો,

તેનો અમર લેખ આપણને શ્રીમદે સં. ૧૯૪૬માં લખેલા એક આત્મસંભાષણરૂપ (soliloquy) લેખમાં: પ્રાપ્ત થાય છે (અં. ૧૦૮)

**'હે જીવ, તું ભ્રમા મા, તને હિત કહું છું. અંતરમાં સુખ છે, બહાર શોધવાથી મળશે નહીં. અંતરનું સુખ અંતરની સમશ્રેણીમાં છે; સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થોનું વિસ્મરણ કર, આશ્ચર્ય ભૂલ. સમશ્રેણી રહેવી બહુ દુર્લભ છે; નિમિત્તાધીન વૃત્તિ ફરી ફરી ચલિત થઈ જશે; ન થવા અચળ ગંભીર ઉપયોગ રાખ. આ ક્રમ યથાયોગ્યપણે ચાલ્યો આવ્યો તો તું જીવન, ત્યાગ કરતો રહીશ, મુંઝાઈશ નહીં, નિર્ભય થઈશ. ભ્રમા મા, તને હિત કહું છું.**

અધ્યાત્મનિમગ્ન **શ્રીમદ્** પોતાના અંતરાત્માને ઉદ્દેશીને આત્મહિતની–સાચા સુખની વાત કરે છે— હે જીવ! અંતરૂમાં સુખ છે ને તે અંતરૂની સમશ્રેણીમાં છે, તે દુર્લભ સમશ્રેણી રાખવા બાહ્ય પદાર્થોનું વિસ્મરણ કરી– આશ્ચર્ય ભૂલી બાહ્ય નિમિત્તોને આધીન વર્ત્તતી વૃત્તિ ચલાયમાન ન થવા દેવા 'અચળ ગંભીર ઉપયોગ રાખ,'— તું અચળ જેવા અચળ અને સાગર જેવા ગંભીર શુદ્ધોપયોગમાં એવી સ્થિતિ કર કે તે ગમે તેવા બાહ્ય નિમિત્તોથી પણ ચલાયમાન ક્ષોભાયમાન ન થાય. "**मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो**"— મોહ–ક્ષોભવિહીન આત્માનો પરિણામ એ જ સમ— એવો આ સમશ્રેણીનો પરિણામધારારૂપ 'ક્રમ' જેમ રાખવો ઘટે છે તેમ યથાયોગ્યપણે અખંડ એકધારાથી ચાલ્યો આવ્યો, તો 'તું જીવન ત્યાગ કરતો રહીશ,' ત્હારૂં જીવન નિરાબાધપણે નિરાકુલપણે પસાર કરતો રહીશ, બાહ્ય વ્યવહારની જગજ્જાલમાં મુંઝાઈશ નહીં, આત્મપરિણામની ચંચલતારૂપ ભયથી રહિત 'નિર્ભય' થઈશ.

પણ વિષમ બાહ્ય નિમિત્તસંજોગોમાં સમશ્રેણી કેમ રાખવી? એ ક્રમ કેમ જાળવવો? ઉપયોગ કેમ સંભાળવો? તે માટે નિર્વિકલ્પ થવું જોઈએ એવી અંતરૂભાવનાથી પરમ **ભાવિતાત્મા શ્રીમદ્** ઉક્ત પ્રકારે પોતાના આત્માને પોતાનો ઉપયોગ સંભાળવાની હિતશિક્ષા આપી નાના પ્રકારના વિકલ્પો ત્યજવાની ભાવના ભાવે છે—

'આ મારૂં છે એવા ભાવની વ્યાખ્યા પ્રાયે ન કર. આ તેનું છે એમ માની ન બેસ. આ માટે આમ કરવું છે, એ ભવિષ્યનિર્ણય ન કરી રાખ. આ માટે આમ ન થયુ હોત તો સુખ થાત એમ સ્મરણ ન કર. આટલું આ પ્રમાણે હોત તો સારૂં એમ આગ્રહ ન કરી રાખ. આણે મારા પ્રતિ અનુચિત કર્યું એવું સંભારતા ન શીખ. આણે મારા પ્રતિ ઉચિત કર્યું એવું સ્મરણ ન રાખ. આ મને અશુભ નિમિત્ત છે એવો વિકલ્પ ન કર. આ મને શુભ નિમિત્ત છે એવી દૃઢતા માની ન બેસ. આ ન હોત તો હું બંધાત નહીં એમ અચળ વ્યાખ્યા નહીં કરીશ. પૂર્વકર્મ બળવાન છે, માટે આ બધો પ્રસંગ મળી આવ્યો એવું એકાંતિક ગ્રહણ કરીશ નહીં. પુરુષાર્થનો જય ન થયો એવી નિરાશા સ્મરીશ નહીં.'

—આમ મારા–તારા સંબંધી, ભૂત–ભવિષ્યત્ સંબંધી, ઉચિત–અનુચિત સંબંધી, શુભ નિમિત્ત–અશુભ નિમિત્ત સંબંધી, પૂર્વકર્મ–પુરુષાર્થ સંબંધી વિકલ્પોથી આત્માને

છોડાવી, **સમભાવભાવી શ્રીમદ્** બીજાના દોષે નહિં પણ પોતાના જ દોષે આત્માને બંધન છે એમ પોતાનો જ દોષ ચિંતવે છે—'બીજાના દોષે તને બંધન છે એમ માનીશ નહીં. તારે નિમિત્તે પણ બીજાને દોષ કરતો ભુલાવ. તારે દોષે તને બંધન છે એ સંતની પહેલી શિક્ષા છે. તારો દોષ એટલો જ કે અન્યને પોતાનું માનવું, પોતે પોતાને ભૂલી જવું.' આમ પરને પોતાનું માનવું ને પોતે પોતાને ભૂલી જવું એ પોતાના દોષે તું પોતે જ પોતાને બંધનકર્ત્તા છે એમ સ્વદોષ ચિંતવી, તે સ્વદોષ દૂર કરવા પોતાના આત્માને ચેતાવે છે– જાગ્રત કરે છે (alerts): 'એ બધામાં તારી લાગણી નથી, માટે જુદે જુદે સ્થળે તેં સુખની કલ્પના કરી છે. હે મૂઢ! એમ ન કર.' —આત્માથી અન્ય-ભિન્ન પર વસ્તુમાં તારી સંવેદનારૂપ 'લાગણી' નથી, તારૂં સ્વરૂપ નથી, છતાં તેમાં તેં સુખ કલ્પી લેવારૂપ કલ્પના કરી છે તે કલ્પના જ છે, 'હે મૂઢ! એમ ન કર,'— આત્માથી અન્ય પદાર્થમાં સુખની કલ્પનારૂપ મોહ મ કર, 'એ તને તેં હિત કહ્યુ.'— એમ આત્માને હિતશિક્ષા કહી, 'અંતરૂમાં સુખ છે'— એ આત્મભાવના પુનઃ દૃઢ કરી વિશેષ ભાવન કરે છે: 'જગતમાં કોઈ એવું પુસ્તક વા લેખ વા કોઈ એવો સાક્ષી ગ્રાહિત તમને એમ નથી કહી શકતો કે આ સુખનો માર્ગ છે, વા તમારે આમ વર્ત્તવું વા સર્વને એક જ ક્રમે ઊગવું; એ જ સૂચવે છે કે ત્યાં કંઈ પ્રબળ વિચારણા રહી છે,' એમ સૂચવી 'એક ભોગી થવાનો બોધ કરે છે, એક યોગી થવાનો બોધ કરે છે' ઇ. કેટલીક વિચિત્રતાઓ અંગે ઊહાપોહરૂપ પ્રશ્નો ઉઠાવી, **શ્રીમદ્**નો અંતરાત્મા છેવટના નિર્ણયરૂપ સત્ય પોકારે છે:

'અંતરમાં સુખ છે; બહારમાં નથી. સત્ય કહું છું. હે જીવ, ભૂલ મા, તને સત્ય કહું છું. સુખ અંતરમાં છે; તે બહાર શોધવાથી નહીં મળે. અંતરનું સુખ અંતરની સ્થિતિમાં છે; સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થો સંબંધીનું આશ્ચર્ય ભૂલ. સ્થિતિ રહેવી બહુ વિકટ છે.'

આટલું સામાન્ય ઊહાપોહરૂપ તત્ત્વચિંતન અંતરૂમાં ઉતારતાં **શ્રીમદ્**નો અંતરાત્મા પોતાની તે વખતની (સં. ૧૯૪૬) વર્ત્તતી આત્મદશાનું આંતરૂનિરીક્ષણ (Introspection) કરે છે અને પોતાનો રહ્યોસહ્યો સ્વલ્પ આત્મદોષ પણ દૂર કરવા માટે પોતાના આત્માને જાગૃત કરવારૂપ આત્મજાગરણ (alertness) કરે છે—'નિમિત્તાધીન વૃત્તિ ફરી ફરી ચલિત થઈ જાય છે, એનો દૃઢ ઉપયોગ રાખવો જોઈએ. એ ક્રમ યથાયોગ્ય ચલાવ્યો આવીશ તો તું મુંઝાઈશ નહીં, નિર્ભય થઈશ. હે જીવ! તું ભૂલ મા.'—એ શબ્દોમાં આ અમર લેખના પ્રારંભમાં જ મૂકેલી વાત પુનરુક્તપણે ઉપસંહારમાં મૂકી, **ભાવિતાત્મા શ્રીમદે** સમભાવભાવનરૂપ **ભાવસામાયિક**ના સમશ્રેણીક્રમની ભાવના ઓર દૃઢ કરી છે; **શ્રીમદ્**ના અંતરાત્માના ઊંડાણમાંથી નીકળેલા સમભાવનો ભણકાર કરતા આ અમર શબ્દોમાં અક્ષરે અક્ષરે સત્યનો રણકાર સંભળાય છે,— જેના હૃદય-ગુફામાં પડતા પડઘા સકર્ણ જનો અદ્યાપિ સાંભળે છે.

આ સમત્વશ્રેણીનો ક્રમ એ જ આત્માનું જેમ છે તેમ સમસ્વરૂપ પ્રાપ્ત કરવારૂપ

સ્વરૂપારોહણની નીસરણી છે, આ સમશ્રેણી–નિઃશ્રેણીથી આત્મા સ્વભાવની ઊર્ધ્વશ્રેણીએ ચઢતો જઇ ઉત્તરોત્તર આત્મશુદ્ધિ પામતો જાય છે. સ્વભાવની આ ઊર્ધ્વશ્રેણીમાં કેમ આવવું? કોણ આવે? એનો ત્રિકાળાબાધિત ક્રમ **શ્રીમદ્** એક પત્રમાં (અં. ૫૫) પ્રકાશે છે—'જે પુરુષો તે કર્મસંયોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા અને પૂર્વસંયોગો સત્તામાં છે, તેને અબંધ પરિણામે ભોગવી રહ્યા છે, તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઊર્ધ્વશ્રેણી પામી શુદ્ધ ચેતનભાવને પામશે આમ કહેવું સપ્રમાણ છે. કારણ અતીત કાળે તેમ થયું છે, વર્તમાનકાળે તેમ થાય છે, અનાગત કાળે તેમ જ થશે. કોઇ પણ આત્મા ઉદયી કર્મને ભોગવતા સમત્વશ્રેણીમાં પ્રવેશ કરી અબંધ પરિણામે વર્ત્તશે, તે ખચીત ચેતનશુદ્ધિ પામશે' આ સમશ્રેણીક્રમની **શ્રીમદે** તીવ્ર આત્મવિચારણા જ માત્ર કરી છે એમ નથી, પણ તથારૂપ ઉગ્ર આત્મવર્ત્તનરૂપ –આત્મચારિત્રરૂપ આચરણા પણ કરી જ છે,– એ એમના પત્રો પ્રત્યે દૃષ્ટિપાત કરતા સ્વયં જણાઇ આવે છે, **શ્રીમદ્**નું પોતાનું આત્મવર્ત્તન આ સમત્વરૂપ નિરાગી નિર્ગ્રંથ-શ્રેણીને અનુસરતું આપોઆપ દેખાઇ આવે છે વૈરાગ્ય ભણીના પોતાના આત્મવર્ત્તન અંગે **શ્રીમદ્** કોઈ ભાઈના પ્રશ્નના ઉત્તરમાં (પત્રાંક ૫૦) લખે છે—

'વૈરાગ્યભણીના મારા આત્મવર્ત્તન વિષે પૂછો છો તે પ્રશ્નનો ઉત્તર કયા શબ્દોમાં લખું? અને તેને માટે તમને પ્રમાણ શું આપી શકીશ? તોપણ ટૂંકામાં એમ જ્ઞાનીનું જે માન્ય કરેલું (તત્ત્વ?) સમ્મત કરીએ, કે ઉદય આવેલા પ્રાચીન કર્મો ભોગવવા, નૂતન ન બંધાય એમાં જ આપણું આત્મહિત છે. એ શ્રેણીમાં વર્ત્તન કરવા મારી પ્રપૂર્ણ આકાંક્ષા છે, પણ તે જ્ઞાનીગમ્ય હોવાથી બાહ્ય–પ્રવૃત્તિ હજુ તેનો એક અંશ પણ થઈ શકતી નથી. આંતર્–પ્રવૃત્તિ ગમે તેટલી નિરાગશ્રેણી ભણી વળતી હોય પણ બાહ્યને આધીન હજી બહુ વર્તવું પડે એ દેખીતું છે— બોલતા, ચાલતા, બેસતા, ઊઠતા અને કાંઇ પણ કામ કરતા લૌકિક શ્રેણીને અનુસરીને ચાલવું પડે, જો એમ ન થઇ શકે તો લોક કુતર્કમાં જ જાય, એમ મને સંભવે છે. તોપણ કંઈક પ્રવૃત્તિ ફરતી રાખી છે'

આમ ઉદય આવેલા પૂર્વકર્મ ભોગવવા ને નવા ન બાંધવા એ જ્ઞાનીસંમત શ્રેણીમાં વર્ત્તવા **શ્રીમદ્**ની 'પ્રપૂર્ણ– પ્રકૃષ્ટપણે પૂર્ણ–પરિપૂર્ણ આકાંક્ષા–ઇચ્છા છે, અને તેમની આંતરપ્રવૃત્તિ પૂર વેગમાં નિરાગશ્રેણી ભણી વળી રહી છે અને બાહ્ય પ્રવૃત્તિ લૌકિક શ્રેણીને અનુસરીને કરવી પડે છે. આમ નિખાલસ નિર્દોષપણે જણાવી **પરમ વૈરાગ્યરંગી શ્રીમદ્** પોતાની આ વૈરાગ્યવર્ત્તના અંગે બીજા વાંધાભરેલો કે શંકાભરેલો ખ્યાલ ધરાવતા હોય તે ઉલ્લેખે છે—'તમારા સઘળાઓનું માનવું મારી (વૈરાગ્યમયી) વર્તનાને માટે કાંઇ વાંધાભરેલું છે, તેમજ કોઇનું માનવું મારી તે શ્રેણિ માટે શંકાભરેલું પણ હોય, એટલે તમે ઇત્યાદિ વૈરાગ્યમાં જતો અટકાવવા પ્રયત્ન કરો, અને શંકાવાળા તે વૈરાગ્યના ઉપેક્ષિત થઈ ગણુમં નહીં, એથી ખેદ પામી સંસારની વૃદ્ધિ કરવી પડે.' આમ અક્ષરે અક્ષરે અંતરંગ વૈરાગ્યરંગ ટપકતા ને સત્યનો

બુલંદ રણકાર કરતા શબ્દોમાં પોતાની અંતરવેદના વ્યક્ત કરી, સત્ય અંતઃકરણ દર્શાવવાની જગતમાં બહુ જ થોડી જગ્યા છે એમ જણાવતાં શ્રીમદ્નો અંતરાત્મા આત્મામાં સમાઈ જવાની સમાધિભાવના પ્રકાશે છે—

'એથી મારું માન્ય એમ જ છે, કે સત્ય અંતઃકરણ દર્શાવવાની પ્રાયે ભૂમિતળે બહુ જ થોડી જગ્યાઓ સંભવે છે જેમ છે તેમ આત્માનું આત્મામાં સમાવી જીવનપર્યંત સમાધિભાવસંયુક્ત રહે, તો પછી સંસાર ભણીના તે ખેદમાં પડવું જ નહીં. હમણાં તો તમે જુઓ છો તેમ છું. સંસારી પ્રવર્તન થાય છે તે કરું છું. ધર્મસંબંધી મારી વર્ત્તના તે સર્વજ્ઞ પરમાત્માના જ્ઞાનમાં દશ્ય થતી હોય તે ખરી, પૂછવી જોઇતી નહોતી. પૂછતાં કહી શકાય તેવી પણ નથી. સહજ ઉત્તર આપવો ઘટે તે આપ્યો છે. શું થાય છે અને પાત્રતા કયા છે એ જોઉં છું. ઉદય આવેલાં કર્મો ભોગવું છું. ખરી સ્થિતિમાં હજુ એકાદ અંશ પણ આવ્યો હોઉં એમ કહેવું તે આત્મપ્રશંસારૂપ જ સંભવે છે.'

આ સમાધિમય સમશ્રેણીએ વર્ત્તતા **શ્રીમદ્**ના પોતાના આ આત્મવર્તન અંગે **શ્રી જૂઠાભાઇ** પરના સુપ્રસિદ્ધ પત્રમાં (અં. ૩૭) ઓર વિશેષ પ્રકાશ પ્રાપ્ત થાય છે. પૂર્ણ આત્માર્થદૃષ્ટિ અને પૂર્ણ આત્માર્થપ્રવૃત્તિ જેની અધ્યાત્મજીવનના પ્રારંભથી છે એવા **પરમ આત્માર્થી–પરમ મુમુક્ષુ શ્રીમદ્** જગત્‌નિરપેક્ષ 'અવધૂત'પણે પોતાની અંતરાત્મપ્રવૃત્તિનુ સૂચન કરે છે:

**'જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું, તેથી રૂડું થયું નથી. કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે, એમ હું લઘુત્વભાવે સમજ્યો છું; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે. આ મહાબંધનથી રહિત થવામાં જે જે સાધન, પદાર્થ શ્રેષ્ઠ લાગે, તે ગ્રહવા એ જ માન્યતા છે, તો પછી તે માટે જગત્‌ની અનુકૂળતા –પ્રતિકૂળતા શું જોવી? તે ગમે તેમ બોલે પણ આત્મા જે બંધનરહિત થતો હોય, સમાધિમય દશા પામતો હોય તો તેમ કરી લેવું. એટલે કીર્ત્તિ–અપકીર્ત્તિથી સર્વકાળને માટે રહિત થઈ શકાશે.'**

જેને આત્માનું રૂડું થાય એમ જ પ્રવર્ત્તવું છે અને મહાબંધનથી રહિત થવું છે એવા પરમ આત્માર્થી–પરમ મુમુક્ષુ **શ્રીમદ્** જગત્‌ની પરવાહ નહિં કરતાં કેવળ સત સાધન સેવવામાં જ અખંડ દૃઢનિશ્ચયી છે, પરમ નિર્ભય છે, એટલે જ આવા પરમ નિર્ભય અવધૂત પુરુષ આમ લખી અત્ર પરમ નિર્ભયપણે આગળ લખે છે—' જે પુરુષ પર તમારો પ્રશસ્ત રાગ છે, તેના ઇષ્ટદેવ પરમાત્મા જિન, મહાયોગીંદ્ર **પાર્શ્વનાથાદિકનું** સ્મરણ રાખજો. અને જેમ બને તેમ નિર્મોહી થઇ મુક્ત દશાને ઇચ્છજો. ×× ઉપયોગ શુદ્ધ કરવા આ જગતના સંકલ્પ–વિકલ્પને ભૂલી જજો; પાર્શ્વનાથાદિક યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો. ×× આ અલ્પજ્ઞ આત્મા પણ તે પદનો અભિલાષી અને તે પુરુષનાં ચરણકમળમાં તલ્લીન થયેલો દીન શિષ્ય છે. તમને તેવી શ્રદ્ધાની જ શિક્ષા

દે છે.' ઇ. અંગત શિક્ષા લખી, સંકલ્પ-વિકલ્પ ને રાગદ્વેષને મૂકવાની ને જગત્માંથી જેમ બને તેમ જલદી ઋણમુક્ત થવાની જેની સદા સઉપયોગી વહાલી શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે અને પૂર્વકર્મના આધારે જેનું સઘળું વિચરવું છે એવા આ પરમ દૃઢધર્મા —દૃઢધર્મનિશ્ચયી વીતરાગ પુરુષ આગળ લખે છે—

**'આ તમારા માનેલા મુરબ્બી માટે કોઇ પણ પ્રકારે હર્ષ-શોક કરશો નહીં; તેની ઇચ્છા માત્ર સંકલ્પ-વિકલ્પથી રહિત થવાની જ છે; તેને અને આ વિચિત્ર જગત્‌ને કંઈ લાગતુંવળગતું કે લેવાદેવા નથી. એટલે તેમાંથી તેને માટે ગમે તે વિચારો બંધાય કે બોલાય, તે ભણી હવે જવા ઇચ્છા નથી. જગતમાંથી જે પરમાણુ ભેળાં કર્યાં છે તે હળવે હળવે તેને આપી દઈ ઋણમુક્ત થવું, એજ તેની સદા સઉપયોગી, વહાલી, શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે, બાકી તેને કંઇ આવડતું નથી; તે બીજુ કંઈ ઇચ્છતો નથી; પૂર્વકર્મના આધારે તેનું સઘળું વિચરવું છે; એમ સમજી પરમ સંતોષ રાખજો; આ વાત ગુપ્ત રાખજો. કેમ આપણે માનીએ છીએ, અથવા વર્તીએ છીએ તે જગતને દેખાડવાની જરૂર નથી; પણ આત્માને આટલું જ પૂછવાની જરૂર છે, કે જો મુક્તિને ઇચ્છે છે તો સંકલ્પ-વિકલ્પ, રાગ-દ્વેષને મૂક અને તે મૂકવામાં તને કંઈ બાધા હોય તો તે કહે. તે તેની મેળે માની જશે અને તે તેની મેળે મૂકી દેશે. જ્યાં ત્યાંથી રાગ-દ્વેષરહિત થવું એ જ મારો ધર્મ છે; અને તે તમને અત્યારે બોધી જઉં છું.'**

**આત્મવર્ત્તન**ના આ સ્વહસ્તે આલિખિત અસાધારણ દસ્તાવેજમાં સમશ્રેણી-આરોહક **શ્રીમદ્**ના **આત્મચારિત્રમય આત્મજીવન**નું દર્શન થાય છે, સમભાવભાવી અંતરાત્માના આત્મપરિણતિમય અધ્યાત્મજીવન પર પ્રચુર પ્રકાશ પડે છે. આ સમત્વ-શ્રેણીમાં રહેવા માટે **શ્રીમદે** 'જ્યાં ત્યાંથી સંકલ્પ-વિકલ્પ રહિત થવું' એવી નાના-પ્રકારના વિકલ્પો છોડવાની કલ્પના જ કરી છે એમ નથી, પણ તથારૂપ નિર્વિકલ્પદશા ભણી ઉગ્ર સંવેગથી દોટ મૂકી છે, તેની સાખીતી તેમના પત્રોમાં જ પ્રાપ્ત થાય છે. જેમકે—(૧) સમશ્રેણીમાં વર્ત્તી રહેલા **શ્રીમદ્**ને બાહ્ય વ્યવહારશ્રેણિમાં વર્ત્તવું ઘણું ઘણું આકરૂં લાગે છે— મહાપરીષહ જેવું વેદાય છે, તેનો પરમ શોક દર્શાવતા તેમના સહજ ઉદ્‌ગાર સરી પડચા છે કે—' અહોહો ! કર્મની કેવી વિચિત્ર બંધસ્થિતિ છે ? જેને સ્વપ્ને પણ ઇચ્છતો નથી, જે માટે પરમ શોક થાય છે; એ જ અગાંભીર્ય દશાથી પ્રવર્ત્તવું પડે છે.' આમ પોતે સમસ્ત કલ્પિત જગજ્જાલને ફગાવી દેવા ઇચ્છે છે, વ્યવહારપ્રસંગને સ્વપ્ને પણ ઇચ્છતા નથી, છતાં કર્મવિચિત્રતાથી તેમાં પ્રવર્ત્તવું પડે છે એનો પરમ ખેદ દર્શાવી, નિર્વિકલ્પ સમશ્રેણીના પોતાના આત્મપુરુષાર્થની પ્રેરણાર્થે **શ્રીમદ્** અનંત કલ્પનાઓને જેણે શમાવી દીધી એવા પરમ ઉપશમસ્વરૂપ-સમસ્વરૂપ જિન-વર્દ્ધમાનાદિ પરમ પુરુષોના પરમ આશ્ચર્યકારી આત્મપુરુષાર્થનું પરમ બહુમાનથી સ્મરણ કરે છે—' તે જિન-વર્દ્ધમાનાદિ સત્પુરુષો કેવા મહાન મનોજયી હતા ! એ૦

મૌન રહેવું-અમૌન રહેવું બન્ને સુલભ હતું; તેને સર્વ અનુકૂળ-પ્રતિકૂળ દિવસ સરખા હતા; તેને લાભ-હાનિ સરખી હતી; તેનો ક્રમ માત્ર આત્મસમતાર્થે હતો. કેવું આશ્ચર્યકારક કે, એક કલ્પનાનો જય એક કલ્પે થવો દુર્લભ, તેવી તેમણે અનંત કલ્પનાઓ કલ્પના અનંતમા ભાગે શમાવી દીધી!' (૨) અને આવા પરમ આત્મપુરુષાર્થી પરમ સમસ્વરૂપ જિન-વર્દ્ધમાનાદિ જેનો આદર્શ હતો એવા મહા વીરપુરુષ **શ્રીમદ્** પણ આ સમશ્રેણીના અધ્યાત્મજીવનક્રમે અપૂર્વ આત્મપુરુષાર્થથી વર્ત્યા જતાં કેવા વિજયમાન્ થયા હતા, તેનું આડકતરૂં ધ્વનિરૂપ સૂચન **શ્રીમદ્**ના અંતરાત્માના પ્રતિધ્વનિરૂપ આ ધ્વનિ-વચનો (પત્રાંક ૮૦) કરે છે—'નિરાબાધપણે જેની મનોવૃત્તિ વહ્યા કરે છે, સંકલ્પ-વિકલ્પની મંદતા જેને થઈ છે; પંચ વિષયથી વિરક્ત બુદ્ધિના અંકુરો જેને ફૂટ્યા છે; ક્લેશનાં કારણ જેણે નિર્મૂળ કર્યાં છે; અનેકાંતદૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિને જે સેવ્યા કરે છે; જેની માત્ર એક શુદ્ધ વૃત્તિ જ છે; તે પ્રતાપી પુરુષ જયવાન વર્ત્તો.' —**શ્રીમદ્**ના આ ધ્વનિ-વચનો **શ્રીમદ્** કેવી અંતરદશા સાધવામાં પ્રયત્નશીલ હતા-પરમ પુરુષાર્થી હતા તે તેમની પોતાની અંતરદશાનું સૂચન કરે છેઃ એમની મનોવૃત્તિ સમશ્રેણીના આ નિર્ધારિત ક્રમમાં નિરાબાધપણે અખંડ એકધારાથી વહ્યા કરતી હતી; સંકલ્પ-વિકલ્પની મંદતા થઈ ગઈ હતી, એઓ નિર્વિકલ્પ દશા ભણી ધસી રહ્યા હતા; પંચ વિષયથી વિરક્ત બુદ્ધિ એમને વૃદ્ધિ પામી હતી; રાગ-દ્વેષ-કષાયાદિ ક્લેશનાં કારણ એમણે નિર્મૂળ કર્યાં હતાં-જડમૂળથી ઉખેડી નાંખ્યા હતા; સર્વત્ર નિરાગ્રહ અનેકાંતદૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિ-શુદ્ધઆત્માર્થરૂપ એક ધ્યેય પ્રત્યે કેરવેલી એક ધ્યેયલક્ષી દૃષ્ટિ તે સેવ્યા કરતાં હતા; માત્ર-કેવળ એક-અદ્વિતીય-અદ્વૈત શુદ્ધ વૃત્તિ જ એમને વર્ત્તતી હતી.— આવા તે આત્મસ્વરૂપને વિષે પ્રતપતા 'પ્રતાપી' પુરુષ હતા. એટલે જ આવી પુરુષાર્થસિદ્ધિથી સાત્વિક હર્ષ પામેલા આ દિવ્ય આત્માના 'તે પ્રતાપી પુરુષ જયવાન વર્ત્તો' એવા આ આત્મપુરુષાર્થના ઉત્સાહપ્રેરક અંતરોદ્ગાર સાત્વિક હર્ષાનંદઅનુભવથી સહજ નિકળી પડયા છે. (૩) અને એટલે જ આમ સ્વરૂપારોહણ માટે નિસરણી સમાન આ પરમ સુખમય સમશ્રેણીએ આરોહતો **શ્રીમદ્**નો દિવ્ય અંતરાત્મા આ સ્વરૂપમય પવિત્ર શ્રેણીનું સુખ કેવું નિરુપમ છે તેનું સ્વાનુભવસિદ્ધ આલેખન કરતા (અં. ૯૨) અંતરોદ્ગાર કાઢે છે—'આત્માને અનંત ભ્રમણાથી સ્વરૂપમય પવિત્ર શ્રેણિમાં આણ્યો એ કેવું નિરુપમ સુખ છે તે કહ્યું કહેવાતું નથી, લખ્યું લખાતું નથી, અને મને વિચાર્યું વિચારાતું નથી.' ઇત્યાદિ.

આ છે સમશ્રેણીક્રમમાં વર્ત્તી રહેલા પરમ અંતરાત્મા **શ્રીમદ્**ના આત્મવર્ત્તનની આત્મકથા! આ છે પરમસુખમય સમશ્રેણીના ક્રમે સ્વરૂપશ્રેણીએ આરોહી રહેલા ભાવનિર્ગ્રંથ **શ્રીમદ્**ની આત્મચારિત્રવાર્ત્તા!



## પ્રકરણ ઓગણચાલીશમું

# મહાકામ માટે જન્મેલો 'રામ'

'ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા.'— **શ્રીમદ્ રાજચંદ્ર**

આવું અસાધારણ આત્મસંવેદન અને આત્મચારિત્ર જેનું છે એવા આત્મામાં જ રમણ કરનારા **શ્રીમદ્** જન્મથી જ અસાધારણ મહાશક્તિસંપન્ન કોઇ મહાકામ માટે જન્મેલા મહાપુરુષ છે એવો ભાસ **શ્રીમદ્**ના જીવન પ્રત્યે દૃષ્ટિપાત કરતાં કોઇને પણ થાય એમ છે; અને ઊંડા ઉતરીને અવલોકન કરતાં તો આ કોઇ લોકઉદ્ધાર અર્થે જન્મેલો અલૌકિક મહાપુરુષ છે એવી સહજ છાપ પડે છે. એટલે આવા **શ્રીમદ્**ને મહાકામ માટે જન્મેલો 'રામ' આપણે કહીશું તો તે યથાર્થ જ છે. **શ્રીમદ્ રાજચંદ્ર** પત્રાંક ૩૮૪માં કહ્યું છે તેમ—'શબ્દાદિ પાંચ વિષયની પ્રાપ્તિની ઇચ્છાએ કરી જેનાં ચિત્ત અત્યંત વ્યાકુળપણે વર્ત્તે છે, એવા જીવોનું જ્યાં વિશેષ-પણે દેખાવું છે, એવો જે કાળ તે આ 'દુસમ કળિયુગ' નામનો કાળ છે. તેને વિષે વિહ્વળપણું જેને પરમાર્થને વિષે નથી થયું, ચિત્ત વિક્ષેપ પામ્યુ નથી, બીજી પ્રીતિના પ્રસંગે જેનું ચિત્ત આવૃત થયું નથી. બીજાં જે કારણો તેને વિષે જેનો વિશ્વાસ વર્ત્તતો નથી, એવો જો કોઇ હોય તો તે આ કાળને વિષે બીજો શ્રીરામ છે.' આથી પણ અનંતગુણ વિશિષ્ટ એવો હતો આ કળિકાળને વિષ બીજો શ્રીરામ આ **રાજચંદ્ર**! ખરેખર! 'નિજ પદ રમે રામ સો કહિયે' એવા **આત્મારામી શ્રીમદ્** નિજ પદમાં રમણ કરનારા 'રામ' પરમાર્થથી તો છે જ, અને લોકકલ્યાણના ઉદાત્ત ઉદ્દેશથી નિષ્કારણ કરુણાથી પ્રવર્ત્તન કરનારા તેઓ વ્યવહારથી પણ તેમ જ છે. નિજ પદમાં રમણ કરનારા 'રામ'સ્વરૂપ **શ્રીમદ્**ને પોતાને પણ કોઇ મહાકામ માટે પોતે જન્મેલ છે એવો આત્મપ્રતિભાસ પ્રથમથી જ થતો હતો. તેનું સહજ સૂચન સં. ૧૯૪૬માં લખાયેલી તેમની **'નિત્યસ્મૃતિ'**રૂપ અંગત નોંધમાં મળી આવે છે:

પૂર્વનો કોઇ મહાજ્ઞાની કોઈ મહાન્ કામ કરવા અવતર્યો છે, તે પોતે પોતાને નિત્ય-સદાય સ્મૃતિ-યાદી રહે એવી **નિત્યસ્મૃતિ** આપે છે—'જે મહાકામ માટે તું જન્મ્યો છે, તે મહાકામનું અનુપ્રેક્ષણ કર. ધ્યાન ધરી જા. સમાધિસ્થ થા.' આ મહાજ્ઞાની પોતે પોતાના આત્માને ઉદ્દેશીને કહે છે—'જે'-પોતાના હૃદયમાં છે એવું 'મહાકામ' મોટું કામ કરવા 'તું'-ત્હારો આત્મા આ **રાજચંદ્ર** દેહધારીરૂપે જન્મ્યો છે, તે આ જન્મમાં સિદ્ધ કરવાના મહાકામનું અનુપ્રેક્ષણ—અનુચિંતન કર, ફરી ફરી વિચારરૂપ પરિભાવન કર, આ જ કરવું છે એવું તેનું એકાગ્રપણારૂપ આત્મધ્યાન કર અને તેમાં લીનતારૂપ આત્મસમાધિમાં સ્થિતિ કર. પણ તેમાં વચ્ચે વિઘ્નભૂત ઉદયાધીનપણે ઉપાધિરૂપ વ્યવહાર-કામ આવી પડયું છે તેનું શું? તે માટે કહે છે—'વ્યવહારકામને વિચારી જા. જેનો

પ્રમાદ થયો છે, તે માટે હવે પ્રમાદ ન થાય તેમ કર. જેમાં સાહસ થયુ હોય, તેમાંથી હવે તેવું ન થાય તેવો બોધ લે.'— આ વ્યવહારકામ હાથ ધરવામાં કંઈક પ્રમાદ અને પૂર્વાપર યથાસ્થિત વિચાર કર્યા વિનાનું સાહસ થઈ ગયું છે તેનું અત્ર ગર્ભિત સૂચન કરી, તે પરથી બોધ લઈ ફરી તેમ ન થવા માટે સાવધાન રહેવા પોતાના આત્માને જાગ્રત (alert) કરે છે.

હવે આ વ્યવહારકામ પૂર્વ પ્રારબ્ધથી 'પ્રારબ્ધ' છે- પ્રારંભાઈ ચૂક્યું છે, તે એકદમ છોડી દેવામાં આવે તો લાગતાવળગતા બીજાઓને ક્લેશ–કષાયનું કારણ થઈ પડે એટલે તે પ્રારબ્ધાનુસાર આવી પડેલા પ્રારબ્ધને નિર્વાહવાની–પાર ઉતારવાની કપરી ફરજ પોતા પર આવી પડી છે, તે સ્વપરને વિષમ ભાવ ન થાય એમ સમભાવે સાંગોપાંગ પાર પાડવી એમ સમજી, જે આ વ્યવહારકામ મધ્યે પોતાનું યોગસ્થપણું અખંડિત જાળવી રહ્યા છે, **योगस्थः कुरु कर्माणि** —' યોગસ્થ રહી કર્મો કર' એમ સ્થિતિ ધારી રહ્યા છે, એવા આ **મહાયોગી શ્રીમદ્** તેમજ યોગસ્થ રહેવાની પોતાના આત્માને સ્મૃતિ આપે છે—' દૃઢ યોગી છો તેવો જ રહે; કોઈ પણ અલ્પ ભૂલ તારી સ્મૃતિમાંથી જતી નથી એ મહાકલ્યાણ છે. લેપાઇશ નહીં.'—આ વ્યવહારકામ મધ્યે પણ લેપાઇશ નહીં–જલમા કમલની જેમ નિર્લેપ રહેજે. એટલે જ કહે છે—' મહા ગંભીર થા,'– સાગર જેમ ક્ષોભ ન પામે તેમ તું આ પરિસ્થિતિમાં જરા પણ ક્ષોભ ન પામે અને તારો અંતર્ગત ભાવ બીજા ન કળી શકે એવો તું મહાગંભીર થા; 'દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વિચારી જા,'– વર્ત્તમાન સંજોગોનો વિચાર કરી જો અને આ સંજોગોને અનુકૂળ આત્મવર્ત્તના કરી 'યથાર્થ કર'– જેવું કરવા યોગ્ય છે તેવું બરાબર સમ્યક્ કર; અને 'કાર્યસિદ્ધિ કરીને ચાલ્યો જા,'– જે મહાકામને માટે તું જન્મ્યો છે તે કાર્યની સિદ્ધિ કરી, ત્હારા જીવનકાર્યને (Life mission) પૂર્ણ કરી, ત્હારો આ દેહપર્યાયરૂપ જન્મ કૃતકૃત્ય કરી, 'ચાલ્યો જા.' સ્વરૂપસ્વદેશે ચાલ્યો જા. આમ **શ્રીમદ્** પોતે કોઈ મહાકામને માટે જન્મ્યા છે તેનું તેમને સતત નિરભિમાન ભાન છે અને તે કેમ સિદ્ધ કરવું તેની ગવેષણામાં તે સતત રહે છે એ પણ આ **નિત્ય સ્મૃતિ** પરથી પ્રતીતાય છે.

મહાકામ મહાન્ આત્મશક્તિ શિવાય બની શકે નહીં અને તે માટે જોઈતી મહાન્ આત્મશક્તિ જન્માતરોની ઉત્તમ યોગસાધનાથી **શ્રીમદ્**માં આજન્મસિદ્ધ હતી. મહાકામ માટે જન્મેલા **શ્રીમદ્**ને પોતાની આત્મશક્તિનું–પોતાના આત્મસામર્થ્યનું સર્વથા નિરભિમાનપણે યથાર્થ ભાન હતું; આ વસ્તુ તેમની હાથનોંધ (૧)ના પત્રાંક ૪–'સહજ' એ મથાળાથી શરૂ થતા લેખ પરથી સ્પષ્ટ સમજાઈ જાય છે, 'સહજ'—સહજ સ્વભાવે સ્ફુરતી વાત અત્ર પોતે લખે છે એવું સૂચન કરતું મથાળું મૂકી **શ્રીમદ્** લખે છે—'જે પુરુષ આ ગ્રંથમાં સહજ નોંધ કરે છે, તે પુરુષ માટે પ્રથમ સહજ તે જ પુરુષ લખે છે.'— અત્રે આ હાથ નોંધમાં જે પુરુષ પોતે 'સહજ'–સહજ સ્વભાવે સ્ફુરતી નોંધ કરે છે, તે પુરુષ માટે–પોતા માટે પ્રથમ સહજ તે જ પુરુષ પોતે અંગત (Personal) લખે છે—

'તેની હમણાં એવી દશા અંતરંગમાં રહી છે કે કંઈક વિના સર્વ સંસારી ઇચ્છાની પણ તેણે વિસ્મૃતિ કરી નાંખી છે. તે કંઈક પામ્યો પણ છે, અને પૂર્ણનો પરમ મુમુક્ષુ છે, છેલ્લા માર્ગનો નિઃશંક જિજ્ઞાસુ છે. હમણાં જે આવરણો તેને ઉદય આવ્યાં છે. તે આવરણોથી એને ખેદ નથી, પરંતુ વસ્તુભાવમાં થતી મંદતાનો ખેદ છે, તે ધર્મની વિધિ, અર્થની વિધિ, કામની વિધિ અને તેને આધારે મોક્ષની વિધિને પ્રકાશી શકે તેવો છે. ઘણા જ થોડા પુરુષોને પ્રાપ્ત થયો હશે એવો એ કાળનો ક્ષયોપશમી પુરુષ છે. તેને પોતાની સ્મૃતિ માટે ગર્વ નથી, તર્ક માટે ગર્વ નથી, તેમ તે માટે તેનો પક્ષપાત પણ નથી; તેમ છતાં કંઇક બહાર રાખવું પડે છે, તેને માટે ખેદ છે. તેનું અત્યારે એક વિષય વિના બીજા વિષયપ્રતિ ઠેકાણું નથી. તે પુરુષ જોકે તીક્ષ્ણ ઉપયોગવાળો છે; તથાપિ તે તીક્ષ્ણ ઉપયોગ બીજા કોઈ પણ વિષયમાં વાપરવા તે પ્રીતિ ધરાવતો નથી.'

**શ્રીમદ્**ની તે વખતની અંતરંગ આત્મદશા પર પ્રચુર પ્રકાશ નાંખતી હાથનોંધની આ ૧૯૪૬માં લખેલી અંગત (Personal) નોંધ પરથી સ્પષ્ટ સમજાય છે કે—પરમ આત્મ-પુરુષાથી **શ્રીમદે** 'કંઈક'– કોઈ એક અમુક ઇચ્છા વિના સર્વ 'સંસારી'– સંસારસંબંધી ઇચ્છાની વિસ્મૃતિ કરી નાંખી છે; તેઓ આત્મદશાની ઘણી ઉચ્ચ કક્ષાને પામી ચૂકયા છે અને મોક્ષરૂપ પૂર્ણ આત્મદશા પામવાના પરમ મુમુક્ષુ–મોક્ષેચ્છાવાન્ છે, તથા તે મોક્ષનો છેલ્લો–છેવટનો માર્ગ સાધવાના નિઃશંક જિજ્ઞાસુ–ઇચ્છાવાન્ છે; આ આત્મ-સાધનાના માર્ગમાં વચ્ચે વિઘ્નભૂત પ્રારબ્ધાધીનપણે આવી પડેલ ગૃહવાસ–વ્યવસાયોદયાદિ આવરણનો તેમને ખેદ નથી પણ તેને લીધે 'વસ્તુભાવમાં થતી મંદતાનો' ખેદ છે; ચારે પુરુષાર્થની વિધિ પ્રકાશવાને સમર્થ એવા **અસાધારણ ક્ષયોપશમશક્તિસંપન્ન શ્રીમદ્** આ કળિકાળમાં ઘણા જ થોડા પુરુષોને પ્રાપ્ત એવા પરમ દુર્લભ પુરુષ છે; ભલભલા મહાક્ષયોપશમીઓનું પાણી ઉતારી નાંખે અને મહાપંડિતશિરોમણિઓના ગર્વને ખંડિત કરે એવો અસાધારણ સર્વાતિશાયિ (surpassing:all) મહાક્ષયોપશમ ધરાવતાં છતાં તેમને પોતાની સ્મૃતિ કે તર્ક માટે ગર્વ નથી કે પક્ષપાત નથી, પણ 'કંઈક બહાર રાખવું પડે છે'— કવચિત્ તે સ્મૃતિ–તર્ક વગેરેનું બ્હાર પ્રદર્શન કરવું પડે છે તેને માટે ખેદ છે; હાલમાં એક શિવાય બીજા કોઈ વિષય પ્રતિ તેમનું ઠેકાણું નથી, તે એક વિષયમા જ ઠેકાણું છે; અને વસ્તુને આરપાર વીંધી ભેદી નાંખે એવો તીક્ષ્ણ ઉપયોગ ધરાવતાં છતાં **શ્રીમદ્** તે તીક્ષ્ણ ઉપયોગ બીજા પણ કોઈ પણ વિષયમાં નહિં પણ પોતાના આ એક પ્રિય વિષયમાં જ વાપરવા પ્રીતિ ધરાવે છે. **શ્રીમદ્**નો આ પ્રિય વિષય કયો? પત્રાંક ૩૦માં જણાવ્યુ છે તેમ **શ્રીમદ્**ની 'તે વસ્તુ અને તે પદ ભણી કેવળ ઇચ્છા હોવાથી' ઉપયોગમય આત્મા અને તેનું શુદ્ધ સહજ આત્મ-સ્વરૂપ પદ એ જ **શ્રીમદ્**નો પ્રિય વિષય છે અને આ એક પોતાના પરમ પ્રિય આત્મ-વિષયમાં જ **શ્રીમદ્** પોતાનો તીક્ષ્ણ ઉપયોગ કેન્દ્રિત કરી રહ્યા છે, આના એકનિષ્ઠ

આરાધનમાં જ પોતાની સમસ્ત આત્મશક્તિ સમર્પિત કરી રહ્યા છે, અને આમ મહાકામ માટે જન્મેલા આવા આ મહાઆત્મસામર્થ્યસંપન્ન **આત્મારામી રામ** તે કામ માટે જોઈતી આત્મશક્તિનો સંચય કરી રહ્યા છે.

આ મહાકામ કયું હશે? અને આ કામ માટેની મહાન્ ઇચ્છા કઇ હશે? એનો સ્પષ્ટ ઉલ્લેખ અત્ર કર્યો નથી, તથાપિ આ મહાકામ અંગેનો ટૂંકો ઈશારો હાથનોંધ ૩ અં. ૨૬માં મળે છે—'સ્વપર ઉપકારનું મહત્કાર્ય હવે કરી લે! કરી લે!'—આ પરથી સમજાય છે કે સ્વપરનો ઉપકાર કરવો એ જ મહત્કાર્ય–મહાકામ કરવાનું **શ્રીમદે** લાંબા વખતથી ધાર્યું છે, આત્મકલ્યાણની સાધના પૂર્ણ કરી પરકલ્યાણનું–જગતકલ્યાણનું કાર્ય સિદ્ધ કરવું એ જ **શ્રીમદ્**ની જીવનધારણા છે; અને આ પરથી જ ઉપર ઉલ્લેખેલ 'સહજ' નોંધવાળા લેખમાં નિર્દેશેલ 'ઇચ્છા'નો ખુલાસો મળી જાય છે કે આ સ્વ–પરઉપકારનું મહત્કાર્ય કરવું એ જ **શ્રીમદ્**ની મહાન્ ઇચ્છા છે. આ મહાકાર્ય માટેની મહાન ઇચ્છાનો પ્રાસંગિક નિર્દેશ પણ આ જ અરસામાં–સં. ૧૯૪૬માં એક મુમુક્ષુ ભાઇ ખીમજીભાઈ પરના **શ્રીમદ્**ના પત્રમાં (અં. ૧૩૦) મળે છે—'કેટલાક વર્ષ થયાં એક મહાન ઇચ્છા અંતઃકરણમાં પ્રવર્ત્તી રહી છે, જે કોઈ સ્થળે કહી નથી, કહી શકાઇ નથી, કહી શકાતી નથી; નહીં કહેવાનું અવશ્ય છે.' **શ્રીમદ્**ની આ મહાન્ ઇચ્છા શી હશે? તેનું ઉપરોક્ત ખુલાસા પરથી અત્ર અનુમાન તારવવાનું રહે છે. **શ્રીમદ્**ની આ અંતરેચ્છા 'જે મહાન્ કામ માટે તું જન્મ્યો છે' ઇ. શબ્દોમાં મોઘમ રીતે વ્યક્ત થઇ છે. તે મહાન્ કામ એટલે બીજું કોઈ નહિં પણ **મહાવીરના મહાન્ માર્ગના ઉદ્ધારનું કામ.** પૂર્વજન્મોમાં સંસ્કારનો વારસો લઇ આવેલા **શ્રીમદ્**ને **મહાવીર**ના માર્ગ પ્રત્યે બાલ્યવયથી કુદરતી અનન્ય પ્રેમ હતો, અને તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યે ગયો હતો. આ મહામાર્ગનો ઉદ્ધાર થઈ–મહાપ્રભાવ થઇ ભગવાન્ **મહાવીરસ્વામી**ના સમય જેવો વખત આવે, એવો મહાભગીરથ આત્મપુરુષાર્થ આદરવાની **શ્રીમદ્**ની અંતરેચ્છા ઘણા વખતથી છે, તે અત્ર માર્મિક શબ્દોમાં કંઈક વ્યક્ત કરી છે. આવા મહાકામ સંબંધિની તે ઇચ્છા પણ મહાન્ હોય અને તે પાર પાડવા પરિશ્રમ પણ મહાન્ જોઇએ, એટલે જ અત્ર સ્પષ્ટ કર્યું છે—'મહાન્ પરિશ્રમથી ઘણું કરીને તે પાર પાડી શકાય એવી છે,'— મહા આત્મપુરુષાર્થરૂપ મહાભગીરથ પ્રયાસથી પાર પાડી શકાય એવી છે, છતાં, 'તે માટે જેવો જોઇએ તેવો પરિશ્રમ થતો નથી એ એક આશ્ચર્ય અને પ્રમત્તતા છે.' આમ પોતાને વેદાતું આશ્ચર્ય વ્યક્ત કરી આવી મહાન્ ઇચ્છા કેમ ઉત્પન્ન થઇ હતી તે સ્પષ્ટ કરતાં **શ્રીમદ્** લખે છે—'એ ઇચ્છા સ્વાભાવિક ઉત્પન્ન થઇ હતી. જ્યાં સુધી તે યથાયોગ્ય રીતે પાર નહીં કરાય ત્યાંસુધી આત્મા સમાધિસ્થ થવા ઇચ્છતો નથી, અથવા થશે નહીં.'— જેમને સમાધિ પરમ પ્રિય છે એવા **શ્રીમદ્**ના આ વેધક વચનો સૂચવે છે કે— **શ્રીમદ્**ને **મહાવીર**ના મહાન્ માર્ગના ઉદ્ધારની–માર્ગપ્રભાવનની એટલી બધી તમન્ના છે કે તે મહાન્ કામ માટેની મહાન્ ઇચ્છા આ જીવનમાં જ્યાં લગી યથાયોગ્ય રીતે–જેમ ઘટે છે તેમ સમ્યક્પણે

પાર નહીં કરાય-પૂર્ણ નહીં કરાય, ત્યાં લગી તેમનો આત્મા સમાધિસ્થ થવા ઇચ્છતો નથી! અથવા થશે નહીં. આનો આશય એમ સમજાય છે કે— જ્ઞાની મહાત્માઓ બે પ્રકારના હોય છે, એક તો માત્ર પોતાનું આત્મકલ્યાણ સાધનારા અને બીજા પોતાનું આત્મકલ્યાણ સાધી પરકલ્યાણ-જગતકલ્યાણ સાધનારા; **શ્રીમદ્** આ બીજા પ્રકારમાં છે, એટલે જ આ જગત્કલ્યાણની ઇચ્છા પૂર્ણ કર્યા વિના તેમનો આત્મા સમાધિસ્થ થવા નથી ઇચ્છતો. અને આ ઇચ્છા પૂર્ણ ન થાય ત્યાંલગી સમાધિ થાય એમ નથી એટલે જ **શ્રીમદ્** ત્યાં દર્દભર્યું આત્મસંવેદન દાખવે છે—'એ ઇચ્છાના કારણને લીધે જ જીવ ઘણું કરી વિટંબન દશામાં જીવન વ્યતીત કર્યો જાય છે.' પણ બાહ્યથી વિટંબનરૂપ આ ઉપાધિના ઓઠા નીચે અંતરૂથી તો **શ્રીમદ્** આત્મસમાધિની -આત્મકલ્યાણની જ સાધના કરી રહ્યા છે, એટલે જ **શ્રીમદ્** ત્યાં આગળ માર્મિકપણે લખે છે—'જો કે તે વિટંબનદશા પણ કલ્યાણકારક જ છે, તથાપિ બીજા પ્રત્યે તેવી કલ્યાણકારક થવામાં કંઇક ખામીવાળી છે.' પણ જગત્કલ્યાણ સાધતાં પહેલાં આત્મકલ્યાણ સાધવું જોઇએ, અને સ્વાનુગ્રહ સાધે તે જ પરાનુગ્રહ સાધવા સમર્થ થાય છે એવા પોતાના આધીન મત પ્રમાણે **શ્રીમદ્** હાલ તત્કાળ તો મુખ્યપણે આત્મકલ્યાણ સાધવારૂપ સ્વાનુગ્રહમાં જ પ્રવર્તી રહ્યા છે, ઉપાધિમાં બેઠા બેઠા આત્મસમાધિ જ સાધી રહ્યા છે.

અને **શ્રીમદ્**ની આ મહાન્ કામ માટેની મહાન્ ઇચ્છા બીજી કોઈ પણ નહિં, પણ **મહાવીર**ના મહાન્ માર્ગના ઉદ્ધાર ને પ્રભાવન માટેની જ છે, એની સાબીતી હાથનોંધ ૧ના અં. ૭૩માં પ્રાપ્ત થાય છે. જેના વિચાર અને મનોરથ મહાન્ છે. એવા મહાન્ **શ્રીમદ્** ત્યા લખે છે—'જેનાથી માર્ગ પ્રવર્ત્યો છે એવા મોટા પુરુષના વિચાર, બળ, નિર્ભયતાદિ ગુણો પણ મોટા હતા. એક રાજ્ય પ્રાપ્ત કરવામાં જે પરાક્રમ ઘટે છે, તે કરતાં અપૂર્વ અભિપ્રાય સહિત ધર્મસંતતિ પ્રવર્તાવામાં વિશેષ પરાક્રમ ઘટે છે. તથારૂપ શક્તિ થોડા વખત પૂર્વે અત્ર જણાતી હતી, તેમાં હાલ વિકળતા જોવામાં આવે છે, તેનો હેતુ શો હોવો જોઈએ તે વાત વિચારવા યોગ્ય છે.'— આવા મહાન્ વિચાર કરવા-મહાન્ મનોરથ સેવવા-મહાન્ મહેચ્છા સેવવી એ કાંઈનાનીસૂની વાત નથી, મોટામા મોટી વાત છે. આ માર્ગઉદ્ધારનું કામ મહત્માં મહત્-મોટામાં મોટું છે, અને તે મહાકામ માટે મહાપરાક્રમ મહા આત્મબળ આદિની પરમ આવશ્યકતા છે; અને તેને માટેની તૈયારી પણ મહાન્ જોઇએ, એ જ વસ્તુ **શ્રીમદ્** હાથનોંધ ૧ના અં. ૭૪માં સ્પષ્ટ લખે છે—'જે કોઈ મોટા પુરુષ થયા છે તેઓ પ્રથમથી સ્વસ્વરૂપ (નિજ શક્તિ) સમજી શકતા હતા, અને ભાવિ મહતકાર્યના બીજને પ્રથમથી અવ્યક્તપણે વાવ્યા રહેતા હતા અથવા સ્વાચરણ અવિરોધ જેવું રાખતા હતા.' ઇ.

એટલે જ આવા મહાકામ માટે અપૂર્વ પૂર્વતૈયારીરૂપ (Preparation) અપૂર્વ આત્મસાધના સાધતા મહેચ્છાવાન્ મહાસમર્થ **શ્રીમદ્**ની મહેચ્છા પ્રથમ પૂર્ણ આત્મકલ્યાણ સાધી પછી નિષ્કારણ કરુણાથી જગત્કલ્યાણ કરવાની હતી; અને એટલે જ

યોગવાસિષ્ઠમાં જેવો રામચંદ્રજીનો પરમ વૈરાગ્ય વર્ણવ્યો છે, તેવો પરમ વૈરાગ્ય તો જેને ૧૯૪૨થી સત્તર વર્ષની વયે પણ વર્ત્તતો હતો એવા રાજચંદ્રજી નિર્વિકલ્પ આત્મારામી દશાને ઝંખતા હતા; આત્મામાં રમણ કરનારો 'રામ'–આત્મારામ પોતાના આત્મધામમાં આવીને વસે એવી 'ભવ છેવટની દશા' નિરંતર ઇચ્છતા હતા. અને આ ઇચ્છા પરમ સમર્થ **શ્રીમદે** આ જ જન્મમાં પરિપૂર્ણ કરી હતી; સં. ૧૯૪૭માં **સૌભાગ્યભાઈ** પરના પત્રમાં **શ્રીમદે** રંગમાં આવી જઇ પરમ આત્મભાવોલ્લાસથી લખ્યુ છે તેમ 'રામ હૃદે વસ્યાં છે, અનાદિનાં ખસ્યાં છે,'—આ આત્મારામી રામ તો **શ્રીમદ્**ના હૃદયમાં આવીને વસ્યાં છે અને તેના સ્વરૂપને આવરણ કરનારા અનાદિનાં આવરણ ખસ્યાં છે આવો હતો આ મહાકામ માટે જન્મેલો આ આત્મરામી રામ !



## પ્રકરણ ચાલીશમું

# લોકપુરુષરહસ્ય : 'મારગ સાચા મિલ ગયા'

આમ આત્માને જાણી–વેદી આત્મામાં રમણ કરતા આત્મારામી **શ્રીમદે** તત્ત્વનું અનન્ય મંથન કર્યું હતું. આત્મા કોણ ? વિશ્વ કોણ ? ઈશ્વર કોણ ? ઇ. અનેક પ્રશ્નો પરત્વે જગતત્ત્વજ્ઞાનીઓએ ઘણું મંથન કર્યું છે અને વિશ્વનો કોયડો ઉકેલવા પ્રયત્ન કર્યો છે. **શ્રીમદ્** જેવા અસાધારણ પરીક્ષાપ્રધાની પરમતત્ત્વવિજ્ઞાની જ્ઞાનાવતાર પુરુષે તો આ વિષે અનંતગુણવિશિષ્ટ તત્ત્વમંથન કર્યું છે, અને વિશ્વનો કોયડો ઉકેલવાનો અસાધારણ પ્રયત્ન કર્યો છે, એટલું જ નહિં પણ તેનો સફળ ઉકેલ સિદ્ધ કરી—લોકનું અલૌકિક રહસ્ય પ્રાપ્ત કરી સાચો માર્ગ પ્રાપ્ત કરી લીધો છે, 'મારગ સાચા મિલ ગયા'એ ધન્ય ઉદ્‌ગારથી સૂચિત થતી અનુભવસિદ્ધ આત્મસામર્થ્યદશા સિદ્ધ કરી લીધી છે. આ વસ્તુનું આ પ્રકરણમાં દિગ્દર્શન કરશું.

વસ્તુગતે વસ્તુની પ્રાપ્તિરૂપ આ તત્ત્વનવનીત પ્રાપ્ત કરવા **શ્રીમદે** જે હૃદયસાગરનું મંથન કર્યું છે, તે ખરેખર! જગતના ઇતિહાસમા અનન્ય છે, થોડા સમયમા જે ઘણું ઘણું તત્ત્વમંથન કર્યું છે તેની જોડી જડવી દુર્લભ છે **શ્રીમદ્‌ના** આ મહામંથનનો પ્રારંભ લઘુવયથી જ થયો હતો, તેની સાક્ષી આપણને તેમની સમુચ્ચયવયચર્યામાંજ (અં. ૮૯) મળી આવે છે. 'સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે, તે જાતિના અનેક વિચારો તે અલ્પવયમા મેં કરેલા છે ' આ અનન્યતત્ત્વ મંથનમાં નાસ્તિકતાથી વિચારશ્રેણી શરૂ કરી તેઓ પ્રત્યેક વિચારપદ્ધતિને અનુભવની કસોટીએ ચઢાવતા ગયા, પરીક્ષાપ્રધાનીપણાની અગ્નિપરીક્ષામાં ઉતારતા ગયા, અને તેમાંથી પાર ન ઉતરે તેને વિસર્જન કરી, પાર ઉતરે તેનો જ સ્વીકાર કરતા ગયા, અસાધારણ બુદ્ધિબળ,

અસાધારણ શ્રુતબળ અને અસાધારણ અનુભવબળને લીધે **શ્રીમદ્** આ સ્વતંત્ર મૌલિક વિચારણા માટે પરમ સમર્થ હતા, અનુભવપ્રત્યક્ષની કસોટીએ ચઢાવી તત્ત્વનો સ્વીકાર કરનારા પરમવિશિષ્ટ ઉત્કૃષ્ટ કોટિના પરીક્ષાપ્રધાની હતા, એટલે જ તેઓ લોકના અલૌકિક રહસ્યને પામી, સાચો માર્ગ હસ્તગત કરી, પરમ તત્ત્વજ્ઞશિરોમણિ બની ગયા એ સિદ્ધ હકીકત છે.

પત્રાંક ૮૨માં જણાવ્યું છે તેમ એક વખત તો **શ્રીમદ્** નાસ્તિકતાના વિચાર પર ચઢી ગયા—'તે કલ્પનાનું એક વાર એવું રૂપ દીઠું કે, પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી, સુખે રહેવું અને સંસાર ભોગવવો એજ કૃતકૃત્યતા છે,' પણ 'થોડો વખત ગયા પછી એમાંથી ઓરં જ થયું. × × કોઈ ઓર અનુભવ થયો, અને જે અનુભવ પ્રાયે શાસ્ત્રમાં લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામાં પણ નથી, તેવો હતો.' આમ નાસ્તિકતા દૂર થઈ **શ્રીમદ્દને** આત્માની આસ્તિકતા અનુભવસિદ્ધપણે વજ્રલેપ દૃઢ થઈ હતી; અને તર્કસિદ્ધપણે પણ એ સિદ્ધ થઈ હતી. કારણ કે 'આ ભવ વણ ભવ છે નહિં, એ જ તર્ક અનુકૂળ; વિચારતાં પામી ગયા, આત્મધર્મનું મૂળ. કરી કલ્પના દૃઢ કરે, નાના નાસ્તિ વિચાર; પણ અસ્તિ તે સૂચવે, એ જ ખરો નિર્ધાર.—એમ પત્રાંક ૭૭માં **શ્રીમદે** અનુભવસિદ્ધ તર્કશુદ્ધ વચન લખ્યું છે તેમ, આ ભવ વિના બીજો ભવ છે નહિં, એ જ તર્કને અનુકૂળપણે વિચારતાં તેઓ આત્મધર્મનું મૂળ 'પામી ગયા; વિચાર કરતાં તે નાસ્તિક તર્કમાં પૂર્વાપર વિરોધ જણાયો, કલ્પના કરી નાના પ્રકારના 'નાસ્તિ' વિચાર દૃઢ કરવા જાય પણ તે 'નાસ્તિ' (ન+અસ્તિ) 'અસ્તિ' સૂચવે છે, એ જ ખરા નિર્ધારને તેઓ પામી ગયા. આમ તત્ત્વવિચારસુધારસની ધારાએ ચઢતાં **શ્રીમદ્દને** તર્કશુદ્ધ અનુભવસિદ્ધપણે નાસ્તિકતાના વિચારો મૂલોન્મૂલ થયા ને આસ્તિકતાના વિચારો વજ્રલેપ દૃઢમૂલ થયા.

એક સાચો પ્રખર વેદાંતી જે રીતે વેદાંતનો વિચાર કરે તેમ **શ્રીમદે** ઊહાપોહાર્થે મધ્યસ્થ તત્ત્વપરીક્ષાર્થે વેદાંત સિદ્ધાંતનું અત્યંત મંથન કર્યું હતું. 'સર્વ બ્રહ્મ છે. આ બધું બ્રહ્મરૂપ જ છે, બ્રહ્મ જ છે. સર્વત્ર બ્રહ્મ છે; સર્વરૂપ બ્રહ્મ છે. તે સિવાય કાંઈ નથી,' ઇ. પ્રકારે વેદાતવિચારને તત્ત્વની અગ્નિપરીક્ષામાં **શ્રીમદે** ઉતાર્યો, પણ ઘણું ઘણું મંથન કર્યાં છતા અને ઘણુ ઘણું તેનું માન્યપણું ગણવાનો પ્રયાસ કર્યા છતાં તે અગ્નિપરીક્ષામાંથી પાર ઉતર્યો નહિં, તે વેદાંત સિદ્ધાંત **શ્રીમદ્દને** બીલકુલ બેઠો નહિં, યુક્તિયુક્ત જણાયો નહિં, સર્વથા અઘટમાન જ જણાયો. એટલે તે માન્યતાની **શ્રીમદે** ઉપેક્ષા કરી ને તે સિદ્ધાત માન્ય નથી એમ જાણી વિસર્જન કર્યો. પત્રાંક ૮૮ માં દર્શાવ્યુ છે તેમ—' આ આખો કાગળ છે, તે સર્વવ્યાપક ચેતન છે. તેના કેટલા ભાગમાં માયા સમજવી ? જ્યાં જ્યા તે માયા હોય ત્યાં ત્યાં ચેતનને બંધ સમજવો કે કેમ ? તેમાં જુદા જુદા જીવ શી રીતે માનવા ? અને તે જીવને બંધ શી રીતે માનવો ? અને તે બંધની નિવૃત્તિ શી રીતે માનવી ? તે બંધની નિવૃત્તિ થયે ચેતનનો કયો ભાગ માયારહિત થયો ગણાય ? જે ભાગમાંથી પૂર્વે મુક્ત થયા હોય તે તે ભાગ નિરાવરણ

સમજવો કે શી રીતે? અને એક ઠેકાણે નિરાવરણપણું, તથા બીજે ઠેકાણે આવરણ, ત્રીજે ઠેકાણે નિરાવરણ એમ બને કે કેમ? તે ચીતરીને વિચારો. સર્વવ્યાપક આત્મા:—(જુઓ ચિત્ર) આ રીતે તો ઘટતું નથી.' ઇ. આમ તત્ત્વની કસોટીએ ચઢાવતાં અઘટમાન હોવાથી—યુક્તિક્ષમ નહિં હોવાથી વેદાંતીની માન્યતાને અમાન્ય ગણી **શ્રીમદે** વિદાય આપી.

એ જ પ્રકારે ઈશ્વરવાદી આદિની માન્યતાની આકરી કસોટી **શ્રીમદે** કરી. પોતે જ જાણે તેવા ઈશ્વરવાદી હોય એ રીતે એ સિદ્ધાંત તત્ત્વપર્યાલોચનાર્થે વિચારી જોયો: 'એ જડ કે જીવ ક્યાંય બીજેથી આવ્યા નથી. તેની ઉત્પત્તિ શ્રીમાન હરિથી જ છે. તેના તે અંશ જ છે; બ્રહ્મરૂપ જ છે; ભગવતરૂપ જ છે. સર્વ આ જે કંઇ પ્રવર્ત્તે છે તે શ્રીમાન હરિથી જ પ્રવર્ત્તે છે. સર્વ તે છે. સર્વ તે જ રૂપ છે. આ સમસ્ત વિશ્વ ભગવદ્રૂપ જ છે. તે ભગવત્ જ સ્વેચ્છાએ જગદાકાર થયા છે.'—ઇ. પ્રકારે ઈશ્વરવાદીના વિચારને અનુકૂળ વિચારણા પણ તત્ત્વની અગ્નિપરીક્ષામાં સમુત્તીર્ણ થઈ નહિં, તેની પણ કોઇ રીતે ઘડ બેઠી નહિં, એટલે તે વિચાર પણ યુક્તિક્ષમ નહિં હોવાથી **શ્રીમદે** અમાન્ય કર્યો, વિસર્જન કર્યો. આ અંગે પોતાની સ્પષ્ટ વિશદ વિચારણા **શ્રીમદે** પત્રાંક ૫૩૦માં ઈશ્વર સંબંધી અને જગતકર્તા સંબંધી ગાંધીજીના બીજા પ્રશ્નના ઉત્તરમાં પ્રકાશી છે: 'કર્મરહિતપણે માત્ર એક આત્મત્વપણે જે સ્વરૂપ છે તે ઈશ્વરપણું છે. જ્ઞાનાદિ ઐશ્વર્ય જેને વિષે છે, તે ઈશ્વર કહેવાયોગ્ય છે; અને તે ઈશ્વરતા આત્માનું સહજસ્વરૂપ છે. ×× જેથી ઈશ્વર છે તે આત્માનું બીજું પર્યાયિક નામ છે, એથી કોઈ વિશેષ સત્તાવાળો પદાર્થ ઈશ્વર છે એમ નથી, એવા નિશ્ચયમાં મારો અભિપ્રાય છે. તે જગતકર્તા નથી, અર્થાત્ પરમાણુ, આકાશાદિ પદાર્થ નિત્ય હોવાયોગ્ય છે, તે કોઇ પણ વસ્તુમાંથી બનવાયોગ્ય નથી. કદાપિ એમ ગણીએ કે, તે ઈશ્વરમાંથી બન્યા છે, તો તે વાત પણ યોગ્ય લાગતી નથી, કેમકે ઈશ્વરને જો ચેતનપણે માનીએ તો તેથી પરમાણુ, આકાશ વિગેરે ઉત્પન્ન કેમ થઈ શકે? કેમકે ચેતનથી જડની ઉત્પત્તિ થવીજ સંભવતી નથી. જો ઈશ્વરને જડ સ્વીકારવામાં આવે તો સહેજે તે અનૈશ્વર્યવાન્ ઠરે છે, તેમજ તેથી જીવરૂપ ચેતન પદાર્થની ઉત્પત્તિ પણ થઈ શકે નહીં. જડચેતન ઉભયરૂપ ઈશ્વર ગણીએ, તો પછી જડચેતન ઉભયરૂપ જગત્ છે તેનું ઈશ્વર એવું બીજું નામ કહી સંતોષ રાખી લેવા જેવું થાય છે; અને જગતનું નામ ઈશ્વર રાખી સંતોષ રાખી લેવો તે કરતાં જગતને જગત કહેવું, એ વિશેષ યોગ્ય છે. કદાપિ પરમાણુ, આકાશાદિ નિત્ય ગણીએ અને ઈશ્વરને કર્માદિનાં ફળ આપનાર ગણીએ તોપણ તે વાત સિદ્ધ જણાતી નથી.' ઇ. પ્રકારે **શ્રીમદ્**ની નિષ્તુષ વિચારણાથી સ્પષ્ટ થાય છે કે જગતકર્તૃવાદીની માન્યતા જગતત્ત્વનો ખુલાસો કરવાને ક્ષમ ન હોવાથી **શ્રીમદે** તે માન્યતાને પણ અમાન્ય કરી.

આમ નિષ્પક્ષપાત મધ્યસ્થ તત્ત્વપરીક્ષા કરતાં ને અનુભવની કસોટીએ ચઢાવતાં એક અદ્વૈતવાદથી વા ઈશ્વરવાદથી વા ઈતર વાદથી જગતત્ત્વનો વા આત્મતત્ત્વનો યથાર્થ ખુલાસો નહિં મળતાં, જડ-ચેતન બન્ને ભિન્ન ભિન્ન તત્ત્વ છે

એવી ભેદવિજ્ઞાનરૂપ વિવેક–વિચારધાગ પર **શ્રીમદ્** ચઢયા આ વિવેકવિચારને અનુભવની કમોટીએ ચઢાવતા **શ્રીમદ્**ને કેટલુ કેટલુ આત્મમંથન કરવું પડયું તેની સાક્ષી તેમના અનુભવવચનામૃતો જ પૂરી પાડે છે **શ્રીમદ્** પોતે પોતાના અંતરાત્મા સાથે વાર્તાલાપ કરતા હોય એમ પત્રાક ૧૧૨મા કહે છે—'મોહાચ્છાદિત દશાથી વિવેક ન થાય એ ખરૂ. નહિં તો વસ્તુગતે એ વિવેક ખરો છે,'— વસ્તુગતે–જેમ વસ્તુનું સ્વરૂપ છે તેમ તમને થયેલો 'એ' વિવેક–સત્યાસત્યવિચાર ખરો છે, બરાબર છે એટલે જ આમ સાચી દિશામા ચાલી રહેલા પોતાના સત્યાસત્યચિંતનરૂપ વિવેકમાં પોતાના આત્માને ઉત્સાહ પ્રેરે છે–'ઘણું જ સૂક્ષ્મ અવલોકન રાખો. સત્યને તો સત્ય જ રહેવા દેવું;' અને આમ પોતાને જે સત્યનુ ખરૂ ભાન થયુ છે, તે પરથી અનુભવજન્ય આત્મપ્રતીતિથી **શ્રીમદ્** વદે છે—'**વીતરાગે ખરૂ કહ્યું છે.**' વીતરાગવચન જે પરોક્ષ પ્રમાણરૂપ શ્રુતજ્ઞાન છે, તેની સાથે **શ્રીમદ્**ના અનુભવપ્રત્યક્ષનો સુમેળ મળે છે, એટલે જ **શ્રીમદ્**ના અંતરાત્મામાથી ભણકાર થાય છે કે વીતરાગવચન સત્ય છે આવા જ અનુભવોલ્લાસમાં **શ્રીમદ્** (હાથનોધ ૧–૫મા) પોતાના અંતરાત્માને કહે છે—'એટલું જ શોધાય તો બધું પામશો, ખચીત એમા જ છે મને ચોક્કસ અનુભવ છે. સત્ય કહું છું. યથાર્થ કહુ છુ. નિશંક માનો. એ સ્વરૂપ માટે સહજ સહજ કોઇ સ્થળે લખી વાળ્યુ છે ' ઇ

આ લોકના સ્વરૂપ સબંધમા પણ પ્રચલિત વિચારણાને અનુલક્ષીને **શ્રીમદે** પુષ્કળ **મૌલિક વિચારણા** કરી, અનુપમ **તત્ત્વમંથન** કર્યું સંક્ષેપમા ભવ્ય **વિશ્વદર્શન** કરાવતા પત્રાક ૧૫૬મા **શ્રીમદે** દર્શાવ્યુ છે તેમ—'પ્રથમ ત્રણ કાળને મૂઠીમા લીધો, એટલે મહાવીરદેવે જગતને આમ જોયુ— તેમા અનંત ચૈતન્યાત્માઓ મુક્ત દીઠા અનત ચૈતન્યાત્માઓ બદ્ધ દીઠા અનત મોક્ષપાત્ર દીઠા. અનંત મોક્ષ અપાત્ર દીઠા અનત અધોગતિમા દીઠા ઊર્ધ્વગતિમા દીઠા તેને પુરુષાકારે જોયુ જડ ચૈતન્યાત્મક જોયુ ' એ આદિ પ્રકારે **ભગવાન મહાવીરે** પ્રકાશેલી વિશ્વવ્યવસ્થા અંગે પુષ્કળ તત્ત્વચિતન કર્યું પત્રાક ૧૧૭ (રોજનિશી અ ૧૧)મા **શ્રીમદ્** પોતાને આવેલા એક અદ્ભુત ચમત્કારિક સ્વપ્નનો ઉલ્લેખ કરે છે—'ગઇ કાલ રાત્રે એક અદ્ભુત સ્વપ્ન આવ્યુ હતુ જેમા બેએક પુરુષોની સમીપે આ જગતની રચનાનુ સ્વરૂપ વર્ણવ્યુ હતું, પ્રથમ સર્વ ભુલાવી પછી જગતનુ દર્શન કરાવ્યુ હતુ સ્વપ્નમા મહાવીરદેવની શિક્ષા સપ્રમાણ થઇ હતી એ સ્વપ્નનુ વર્ણન ઘણું સુદર અને ચમત્કારિક હોવાથી પરમાનદ થયો હતો હવે પછી તે સબધી અધિક.' આ અગે સત્યનો સાક્ષાત્કાર કરતો સમ્યક્બોધ થતા આત્માનુભવનો કોઈ દિવ્ય પ્રકાશ થયો હોય એવો કોઇ અપૂર્વ ભાસ આપતા આ વચન આત્મપ્રકાશભુવનમા બિરાજમાન **શ્રીમદ્** હાથનોધમા (૧–૧૭) લખે છે—'**પ્રકાશભુવન.** ખચીત તે સત્ય છે એમ જ સ્થિતિ છે. તમે આ ભણી વળો'— ખચીત–ચોક્કસ 'તે'–તમને જે સમ્યક્ બોધમય આત્માનુભવ થાય છે તે સત્ય છે, એમ જ સ્થિતિ–વસ્તુસ્થિતિ છે તમે 'આ'–પ્રત્યક્ષ અનુભવથી ભાસેલી સાચી

બોધદિશા ભણી વળો. 'તેઓએ રૂપકથી કહ્યું છે. ભિન્ન ભિન્ન પ્રકારે તેથી બોધ થયો છે, અને થાય છે, પરંતુ તે વિભંગરૂપ છે.'—તેઓએ-તે જ્ઞાનીઓએ જે આ લોકાદિ સ્વરૂપ કહ્યું છે તે રૂપકથી કહ્યું છે, તે બોધહેતુએ છે, એટલે ભિન્ન ભિન્ન પ્રકારે-જૂદી જૂદી રીતે તેથી બોધ થયો છે અને થાય છે, પરંતુ તે વિભંગરૂપ છે,—તે સંબંધી લોકો જે સમજે છે તે વિભંગરૂપ-વિપરીત ભંગ-પ્રકારરૂપ છે. પણ 'આ બોધ સમ્યક્ છે. તથાપિ ઘણો જ સૂક્ષ્મ અને મોહ ટળ્યે ગ્રાહ્ય થાય તેવો છે,'— તમને જે આ બોધ થયો છે-સમજાયો છે તે સમ્યક્ છે-યથાર્થ છે, તોપણ ઘણો જ સૂક્ષ્મ અને મોહ ટળ્યે ગ્રાહ્ય-ગ્રહણ થઇ શકે તેવો છે, અર્થાત્ તમને મોહ ટળ્યો છે અને ઘણો જ સૂક્ષ્મ બોધ મળ્યો છે. વર્તમાનમાં આ 'સમ્યક્ બોધ પણ પૂર્ણ સ્થિતિમાં રહ્યો નથી. તોપણ જે છે તે યોગ્ય છે. એ સમજીને હવે ઘટતો માર્ગ લ્યો. કારણ શોધો મા, ના કહો મા, કલ્પના કરો મા. એમ જ છે.' જે સમ્યક્બોધ તમને સમજાયો છે તેમ જ વસ્તુસ્થિતિ છે, માટે કલ્પના છોડી નિર્વિકલ્પપણે એ માર્ગે આગળ ચાલ્યા જાઓ. **'તે પુરુષ યથાર્થ વક્તા હતો.'**– તે પુરુષ—**ભગવાન મહાવીર** યથાર્થ વક્તા-જેમ અર્થ છે તેમ કહેનારો હતો. 'અયથાર્થ કહેવાનું તેમને કોઈ નિમિત્ત નહોતું.'

આ જ વસ્તુની પુષ્ટિ કરતા **શ્રીમદ્**ના અનુભવોદ્‌ગાર હાથનોંધ ૨—૧૦માં છેઃ 'એ જ સ્થિતિ—એ જ ભાવ અને એ જ સ્વરૂપ. ગમે તો કલ્પના કરી બીજી વાટ લ્યો. યથાર્થ જોઈતો હોય તો આ..........લો.' અર્થાત્ પૂર્વોક્ત હાથનોંધમાં કહ્યો છે તે જ સમ્યક્બોધરૂપ 'આ'—પ્રત્યક્ષ આત્મદર્શનરૂપ અનુભવગોચર યથાર્થ માર્ગ લેવાનું અત્રે **શ્રીમદે** પોતે પોતાના આત્માને સંબોધન કર્યું છે. તો પછી અન્ય દર્શનમાં માર્ગનું સ્વરૂપ માનવામાં આવ્યું છે તેનું શું?— 'વિભંગ જ્ઞાન-દર્શન અન્યદર્શનમાં માનવામા આવ્યુ છે. એમાં મુખ્ય પ્રવર્તકોએ જે ધર્મમાર્ગ બોધ્યો છે, તે સમ્યક્ થવા સ્યાત્ મુદ્રા જોઈએ.'—વિભંગ વિપરીત-મિથ્યા ભંગરૂપ-પ્રકારરૂપ જ્ઞાન—દર્શન—અન્યદર્શનમા માનવામાં આવ્યુ છે. એ વિભંગરૂપ જ્ઞાન-દર્શનમાં મુખ્ય પ્રવર્તકોએ જે ધર્મમાર્ગ બોધ્યો છે, તે સમ્યક્-યથાર્થ થવા 'સ્યાત્' મુદ્રા-છાપ જોઇએ. 'સ્યાત્' મુદ્રા લાગતાં તે વિભંગરૂપ-મિથ્યાત્વરૂપ જ્ઞાન-દર્શન પણ સમ્યક્ બની જાય છે, એ 'સ્યાત્'ની – અનેકાંતની અદ્‌ભુત ચમત્કૃતિ છે દૃષ્ટિવિષને દૃષ્ટિઅમૃતમાં ફેરવી નાંખવાનો સ્યાદ્વાદી અનેકાંત સમ્યગ્દૃષ્ટિનો અલૌકિક કીમીઓ છે. આ સ્યાત્ મુદ્રા શું ? તે સ્પષ્ટ કરે છે –'સ્યાત્ મુદ્રા તે સ્વરૂપસ્થિત આત્મા છે. શ્રુતજ્ઞાનની અપેક્ષાએ સ્વરૂપસ્થિત આત્માએ કહેલી શિક્ષા છે.' અને આ નાના પ્રકારના નય-અપેક્ષાઓનો લક્ષ આત્મા છે તે સ્પષ્ટ પ્રકાશે છે—'નાના પ્રકારના નય, નાના પ્રકારના પ્રમાણ, નાના પ્રકારની ભંગજાલ, નાના પ્રકારના અનુયોગ એ સઘળાં લક્ષણારૂપ છે. લક્ષ એક સચ્ચિદાનંદ છે.' એટલે જ કહે છે—'દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન, ગમે તે વચન, ગમે તે સ્થળ, પ્રાયે અહિતનું કારણ થતું નથી.'—દૃષ્ટિવિષ-એકાંતવાદરૂપ મિથ્યાત્વનું-મતાગ્રહનું ઝેર નિકળી જતાં ગમે તે શાસ્ત્રઆદિ પ્રાયે અહિતનું કારણ થતું

નથી. આમ સ્યાત્‌મુદ્રાથી સર્વ મતનું મિથ્યાત્વ દૂર કરી સમ્યક્‌ત્વ કરવાને સમર્થ અદ્‌ભુત જિનવચનમાં સર્વ મત પોતપોતાની સંભાળ–સમ્યક્‌ભાળ–સંરક્ષણ કરતાં રહી જાય છે, –એવો અનુભવસિદ્ધ પૂર્ણ વિવેકમય નિર્ણય **શ્રીમદ્‌ને** પ્રગટ્યો અને એમના ધન્ય ઉદ્‌ગાર નીકળી પડ્યા– 'જિનનાં વચનની રચના અદ્‌ભુત છે તેમાં તો ના નહીં,' (અં.-૧૫૭, રોજનિશી ૧૮); તેમજ 'રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ; ઇનમેં સબ મત રહત હે, કરતે નિજ સંભાલ. જિન સોહી હે આતમા, અન્ય હોઇ સો કર્મ; કર્મ કટે સો જિનબચન, તત્ત્વગ્યાનિકો મર્મ.' (હાથનોંધ ૧–૧૪) **'જેમ ભગવાન જિને નિરૂપણ કર્યું છે તેમજ સર્વ પદાર્થનું સ્વરૂપ છે.'** (હાથનોંધ ૨—૨૧).ઇત્યાદિ.

આમ જડ ને ચેતન એ બન્ને દ્રવ્યનો ભિન્ન સ્વભાવ જ્યાં પ્રગટ સ્વીકારવામાં આવ્યો છે એવા જિનદર્શનની—વીતરાગદર્શનની શૈલી પ્રમાણે વિચારણા કરતાં તે વસ્તુ પ્રત્યક્ષ પ્રગટ અનુભસિદ્ધ જણાઇ; આગમથી, અનુમાનથી અને અનુભવથી અબાધિત સિદ્ધ થઈ; એટલે તે સિદ્ધાંતનો **શ્રીમદે** મુક્તકંઠે સ્વીકાર કર્યો, અને અનુભવની મુદ્રાથી અંકિત તે સિદ્ધાંત ઉદ્‌ઘોષ્યો. જડ જડભાવે પરિણમે, ચેતન ચેતનભાવે પરિણમે, કોઈ પોતાનો સ્વભાવ છોડીને પલટે નહિં; જડ તે ત્રણે કાળમાં જડ હોય, ચેતન પણ તેમ ત્રણે કાળમાં ચેતન હોય, આ પ્રગટ અનુભવરૂપ છે, એમાં સંશય કેમ હોય ? જો જડ ત્રણે કાળમાં જડ હોય ને ચેતન ચેતન હોય તો બંધ–મોક્ષ નહિં ઘટે, નિવૃત્તિપ્રવૃત્તિ નહિં હોય, તે શંકાનું સમાધાન એ છે કે–જ્યાંલગી આત્મા અભાન છે–પોતાના સ્વરૂપભાનથી રહિત છે, ત્યાંલગી સંયોગે કરીને બંધ–મોક્ષ છે, પણ સ્વભાવનો ત્યાગ હોતો નથી, એમ શ્રીજિન ભગવાન કહે છે. આ જીવ બંધપ્રસંગમાં વર્ત્તે છે, તે નિજ પદનું અજ્ઞાન છે, પણ આત્માને કાંઇ જડતા આવી જતી નથી—ચેતન આત્મા કંઇ જડ બની જતો નથી, એ સિદ્ધાંત પ્રમાણ છે. આ જડ—ચેતનનો સંયોગ એ અનાદિ અનંત ખાણ છે, તેનો કોઇ કર્તા છે નહિ, એમ શ્રી જિન ભગવંત ભાખે છે. મૂળ દ્રવ્ય ઉત્પન્ન થતું નથી તેમ નાશ પામતું નથી એ અનુભવથી સિદ્ધ છે, એમ જિનવર ભાખે છે. હોય તેનો નાશ નહિં, હોય નહિં તે હોય નહિં, એક સમય છે તે સર્વ સમય છે, તેની ભેદ અવસ્થા દેખાય છે.—આ દ્રવ્યાનુયોગની સ્પષ્ટ વિશદ વિચારણા **શ્રીમદ્‌ને** પ્રત્યક્ષ સાક્ષાત્ આત્મઅનુભવસિદ્ધ થઇ, અને તે પ્રમાણે **શ્રીમદે** રાળજ નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ વેળાયે (સં. ૧૯૪૭ના ભાદ્ર.) ડિંડિમનાદથી ઉદ્‌ઘોષી,—હજારો શાસ્ત્રો કરતાં બળવાન આ આત્માનુભવસિદ્ધ વસ્તુ પોતાના આત્મતત્ત્વનિર્ણયરૂપે આ અમર શબ્દોમાં જગતને જાહેર કરી—

'જડભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ;
કોઈ કોઇ પલટે નહી, છોડી આપ સ્વભાવ.
જડ તે જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન તેમ;
પ્રગટ અનુભવરૂપ છે, સંશય તેમાં કેમ ?
જો જડ છે ત્રણ કાળમાં, ચેતન ચેતન હોય;
બંધ મોક્ષ તો નહિ ઘટે, નિવૃત્તિપ્રવૃત્તિ ન્હોય.

બંધમોક્ષ સંયોગથી, જ્યાંલગ આત્મ અભાન;
પણ નહિ ત્યાગ સ્વભાવનો, ભાખે જિન ભગવાન.
વર્તે બંધ પ્રસંગમાં, તે નિજપદ અજ્ઞાન;
પણ જડતા નહિં આત્મને, એ સિદ્ધાંત પ્રમાણ
જડ ચેતન સંયોગ આ, ખાણ અનાદિ અનંત;
કોઇ ન કર્તા તેહનો, ભાખે જિન ભગવંત.
મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહિં, નહિં નાશ પણ તેમ;
અનુભવથી તે સિદ્ધ છે, ભાખે જિનવર એમ.
હોય તેહનો નાશ નહિં, નહીં તેહ નહિ હોય;
એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય.'

આ અનુભવસિદ્ધ તત્ત્વનિર્ણય પર આવતાં પૂર્વે **શ્રીમદ્**ની વિવેક-વિચારધારા પરાકાષ્ઠાને પામી હતી. ૧૯૪૬ના વૈ. વદ ૪ના દિને **શ્રીમદ્**ના આ ધન્ય ઉદ્ગાર (અં. ૧૫૭, રોજનિશી ૫) નિકળી પડયા છે—'**આજ મને ઉછરંગ અનુપમ, જન્મ કૃતાર્થ જોગ જણાયો; વાસ્તવ્ય વસ્તુ, વિવેક વિવેચક, તે ક્રમ સ્પષ્ટ સુમાર્ગ ગણાયો.**'—આજે મને કોઇ ઉપમા ન આપી શકાય એવો અનુપમ ઉછરંગ-ઉલ્લાસ છે; કારણ કે જન્મ કૃતાર્થ-કૃતકૃત્ય થવાનો જોગ જણાયો છે, વાસ્તવ્ય-વસ્તુગતે વસ્તુ, તેનો વિવેક, તે વિવેક કરનાર વિવેચક,—એ સુમાર્ગનો—સન્માર્ગનો સ્પષ્ટ ક્રમ ગણાયો છે. આ વાસ્તવ્ય વસ્તુ કઈ તેની અનુભૂતિની કોઈ ધન્ય ક્ષણે આ અવધૂતના હૃદયમાંથી આ **અમૃત વાણી** સરી પડી—

'આપ આપકું ભૂલ ગયા ઇનસે કયા અંધેર?
સુમર સુમર અબ હસત હૈં, નહિં ભૂલેંગે ફેર.
જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક;
નહિ જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક.
જહાં કલ્પના જલ્પના, તહાં માનો દુઃખ છાઇ;
મિટે કલ્પના જલ્પના, તબ વસ્તુ તિન પાઈ.'

—પોતે પોતાને ભૂલી ગયો, આથી બીજું મોટું અંધેર કયું? તે સ્મરી સ્મરી-યાદ કરી કરી અમે હસીએ છીએ કે શી આ ભૂલ! પણ હવે ફરીથી ભૂલશું નહીં. જ્યારે નિજરૂપને જાણ્યુ ત્યારે સર્વ લોકને જાણ્યો, નિજરૂપને નહિ જાણ્યું ત્યારે સર્વ જાણ્યું છે તે 'ફોક'-ફોગટ છે. જ્યાં કલ્પના જ કલ્પના છે ત્યાં દુઃખની છાયા છે અને કલ્પના- જલ્પના જ્યારે મટે ત્યારે તેણે વસ્તુને પ્રાપ્ત કરી છે.

આમ વાસ્તવ્ય વસ્તુવિવેકરૂપ તત્ત્વવિવેકવિચારની ધારાએ ચઢતાં આત્મસામર્થ્યયોગની શ્રેણીએ આરોહતાં **શ્રીમદ્**ને સાચો માર્ગ મળી ગયો, સંદેહ છૂટી ગયો, હતું તે જલી ગયું-બળી ગયું, ને બાહ્ય દેહથી ભિન્ન 'નિજ દેહ'-પોતાનો આત્માનો દેહ-જ્ઞાનદેહ ભિન્ન કર્યો-જૂદો પાડયો; અને તેવા નિઃસંદેહ પ્રત્યક્ષ અનુભવરૂપ સાચા માર્ગને પામી આત્મસામર્થ્યયોગના ગિરિશૃંગે પહોંચી ગયેલા **પરમ સમર્થ યોગીશ્વર શ્રીમદ્**ના અંતરાત્મામાં અંતરોદ્ગારરૂપ દિવ્ય ધ્વનિ ઊઠયો કે—

'મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ.'

અને આમ આત્માનુભવની દિશામાં દોટ મૂકતા **શ્રીમદ્‌ને** વિશ્વના કોયડાનો ઉકેલ પણ હાથ લાગી ગયો, **લોકપુરુષનું અલૌકિક રહસ્ય** પણ અપૂર્વ ભાવથી સમજાઈ ગયું, અત્યારસુધીમાં પ્રાયે પૂર્વે કોઈએ પણ કદી પણ ન વિચાર્યું હોય એવું અપૂર્વ લોકપુરુષરહસ્ય **શ્રીમદ્‌ને** અલૌકિક ભાવથી હૃદયગત થઈ ગયું. બ્રહ્માંડના પિંડરૂપ–બ્રહ્માંડની લઘુ આવૃત્તિ સમા આ 'પિંડને'– શરીરને ખોળતો વિશ્વતત્ત્વનો– વિશ્વરહસ્યનો પત્તો લાગી જશે, આ બ્રહ્માંડસંબંધી વાસના જ્યારે જાય ત્યારે વસ્તુને પામે એ રહસ્યભૂત ભાવ અંતરમાં અત્યંત સ્ફુરિત થયો.

'ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય;
એહી બ્રહ્માંડી વાસના, જબ જાવે તબ....'

અને એટલે જ 'પિંડે સો બ્રહ્માંડે' તેમ 'બ્રહ્માંડે સો પિંડે' એ પરમ રહસ્યભૂત વસ્તુનો મર્મ પણ પૂરેપૂરો સમજાઈ ગયો; જિનસિદ્ધાંતમાં લોક પુરુષાકારે વર્ણવ્યો છે તેનો અંતર્ગત ભેદ પ્રાપ્ત થઈ ગયો; અને તે **લોકપુરુષ રહસ્ય** પ્રકાશતા, 'લોક પુરુષ સંસ્થાને કહ્યો' એ અમર પંક્તિથી શરૂ થતા **અમૃત** (Immortal, nectarlike) **કાવ્યમાં** તે અપૂર્વ રહસ્ય **શ્રીમદે** પ્રકાશ્યું. આ લોક પુરુષાકારે કહ્યો છે તેનો ભેદ તમે કાંઈ પ્રાપ્ત કર્યો ? તેમ કહેવાનું કારણ તમે કાંઈ સમજ્યા ? કે તે સમજાવવાની માત્ર તમારી ચતુરાઈ છે ? એમ વિચારની પ્રેરણા કરી, **શ્રીમદ્** આ શરીર પરથી આ લોકપુરુષનો ઉપદેશ જ્ઞાનદર્શનના ઉદ્દેશે જ્ઞાનીઓએ કર્યો છે એમ સ્પષ્ટ કહી, આ અધીં પંક્તિમાં લોકપુરુષનું અલૌકિક અદ્‌ભુત રહસ્ય પ્રકાશે છે—**'લોકરૂપ અલોકે દેખ.'**—અલોકમાં રહેલા લોકને અવલોક, અર્થાત્ નહિં અવલોકનારા એવા અલોકમાં— અચેતન એવા જડ દેહમાં સ્થિતિ કરતા લોકને એટલે કે અવલોકનારા આત્માને દેખ. અને એમ સ્પષ્ટ ભેદરૂપ જીવ–અજીવની સ્થિતિ દેખે, એટલે 'ઓરતો' ને શંકા ખોવાઈ જાય,—'ટળ્યો ઓરતો શંકા ખોઈ.' આમ એકત્ર છતાં જૂદા ને જૂદા એવા જીવ–અજીવની સ્થિતિનું આશ્ચર્ય જે જાણે છે, તે જ જાણ–જ્ઞાની છે; અને જ્યારે જ્ઞાન–ભાણ પ્રગટે છે ત્યારે જ આ જાણે છે, અને આમ પર એવા અજીવમાં આત્મ· ભ્રાંતિથી આ જીવ બંધાય છે ને આત્મભ્રાંતિ મૂકવાથી મૂકાય છે, એવું બંધ–મોક્ષનું સ્વરૂપ તે સમજે છે,—'સમજે બંધ–મુક્તિ યુક્ત જીવ, નિરખી ટાળે શોક સદીવ.' એટલે પછી તે જ્ઞાની પુરુષ દેહાધ્યાસ છોડી, પરભાવ વિભાવનો કર્ત્તા મટી, સાક્ષીપણે દૃષ્ટાભાવે નિરખતો રહી સદાને માટેનો શોક ટાળે છે. કારણ કે જ્યાં રાગ અને દ્વેષ છે ત્યાં સર્વદા કલેશ છે, જ્યાં ઉદાસીનતાનો વાસ છે ત્યાં સર્વ દુઃખનો નાશ છે, ત્યાં સર્વ કાળનું જ્ઞાન છે, ત્યા દેહ છતાં નિર્વાણ છે; તે જ છેવટના ભવની દશા છે, અને આત્મામાં રમણ કરનારા રામ પોતાના ધામ આવીને વસ્યા છે. ઇત્યાદિ પ્રકારે

લોકપુરુષનું પૂર્વે પ્રાયે કોઈએ ન પ્રકાશ્યુ હોય એવું અપૂર્વ રહસ્ય આ અમર કાવ્યમાં **શ્રીમદે** પ્રકાશ્યુ છે. આ અમૃત કાવ્યની કેટલીક મૂળ પંક્તિઓ આ રહી—

'લોકપુરુષ સંસ્થાને કહ્યો, એનો ભેદ તમે કંઈ લહ્યો ?
એનું કારણ સમજ્યા કાંઈ? કે સમજાવ્યાની ચતુરાઈ?
શરીર પરથી એ ઉપદેશ, જ્ઞાન દર્શનકે ઉદ્દેશ;
જેમ જણાવો સુણિયે તેમ, કાં તો લઈએ દઈએ ક્ષેમ.
મૂળ સ્થિતિ જો પૂછો મને, તો સોંપી દઉં યોગી કને;
પ્રથમ અંત ને મધ્યે એક, લોકરૂપ અલોકે દેખ.
જીવાજીવ સ્થિતિને જોઈ, ટળ્યો ઓરતો શંકા ખોઈ;
એમ જ સ્થિતિ ત્યાં નહિં ઉપાય, 'ઉપાય કાં નહીં ?' શંકા જાય.
એ આશ્ચર્ય જાણે તે જાણ, જાણે જ્યારે પ્રગટે ભાણ;
સમજે બંધ મુક્તિ યુક્ત જીવ, નીરખી ટાળે શોક સદીવ.
જિહાં રાગ અને વળી દ્વેષ, તિહા સર્વદા માનો ક્લેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ, સર્વ દુઃખનો છે ત્યાં નાશ.
સર્વ કાળનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા.'

આવી અલૌકિક હતી આ લોકપુરુષનું અલૌકિક રહસ્ય પામી જેને 'મારગ સાચો મિલ ગયા' હતા, એવા જ્ઞાનાવતાર **શ્રીમદ્**ની લોકાલોકરહસ્ય પ્રકાશતી આ અમૃત-વાણી! અને આવી અદ્ભુત હતી ઉદાસીનતામાં વાસ કરનારા જે આ 'રામ ધામ આવીને વસ્યા' હતા એવા આ આત્મારામી **શ્રીમદ્**ની આત્માનો અમૃતાનુભવ કરતી પરમ અમૃતદશા !



પ્રકરણ એકતાળીશમું

# ધર્મમૂર્ત્તિ શ્રીમદ્‌નો અસ્થિમજ્જા ધર્મરંગ

જે ધર્મમૂર્તિ સંત જ્ઞાનાવતારે રે—(સ્વરચિત)

જે 'લોકરૂપ અલોકે દેખ'— અલોક-જડ દેહમાં લોકરૂપ-અવલોકનારા આત્માના સ્વરૂપને સાક્ષાત્ દીઠું અને તે પામવાનો ઉદાસીનતારૂપ વીતરાગમાર્ગ પામી 'જે રામ ધામ આવીને વસ્યા,' એવા આત્મારામી **શ્રીમદ્‌ને** લોકપુરુષના રહસ્યભૂત જે આ અલૌકિક આત્મવસ્તુનું આત્મસંવેદન પોતાને થયુ, તે આત્માના સ્વભાવભૂત વસ્તુધર્મ પ્રત્યે-આત્મધર્મ પ્રત્યે અનન્ય પ્રેમ ઉત્કટપણે ઉલ્લસ્યો હતો; અન્ય સર્વભાવથી વ્યાવૃત્ત

થઈ આત્મા પોતાના શુદ્ધ જ્ઞાન-દર્શન સ્વભાવમાં વર્ત્તે એ સહજ સ્વભાવરૂપ પરમાર્થ-ધર્મ પ્રત્યે **શ્રીમદ્**નો સહજ આત્મભાવ અપૂર્વપણે સ્ફુર્યો હતો. આવા **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્**ને ધર્મની લગની લઘુવયથી જ લાગેલી હતી. લઘુવયની કૃતિઓ–મોક્ષમાળા ભાવનાબોધઆદિ પ્રત્યે દષ્ટિપાત કરતાં પણ એમનો સાચો ધર્મરંગ જણાઈ આવે છે. ધર્મરંગ જ સાચો રંગ છે, દેહ ભલે જીર્ણ થાય પણ સાચો ધર્મરંગ જીર્ણ ન થાય, ઘાટઘડામણ ભલે જાય પણ સોનું વિણસે નહિં,–'ધર્મરંગ જીરણ નહિં, દેહ તે જીરણ થાય; સોનું તે વણસે નહિં, ઘાટઘડામણ જાય,'— એ ઉક્તિ **શ્રીમદ્**ના ધર્મમય જીવનચરિત્રમાં ચરિતાર્થ બની છે. પૂર્વે જે શુદ્ધ આત્મધર્મનું આરાધન કરેલું તે ધર્મના સંસ્કારો તેમને લઘુવયથી જ ઊગી નિકળ્યા હતા, અને તે ધર્મ પ્રત્યેનો પરમ પ્રેમપ્રવાહ સમયે સમયે વધતો જતો હતો; આત્મા અને તેના વસ્તુસ્વભાવરૂપ આત્મધર્મનું રહસ્ય (**वत्थुसहावो धम्मो**) એમના હૃદયમાં પ્રારંભથી જ વસ્યુ હતું. આ શુદ્ધ આત્મધર્મને પ્રકાશનારા જિનધર્મનો–વીતરાગમાર્ગનો અનન્ય નિશ્ચયરંગ તેમને હાડોહાડ વ્યાપ્યો હતો; શ્રી **જૂઠાભાઈ** પરના પત્રમાં (અં. ૩૭) કહ્યું છે તેમ—**'વીરસ્વામીનું બોધેલું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સર્વ સ્વરૂપ યથાતથ્ય છે'** એ અવિચલ શ્રદ્ધા તેમને સદોદિત હતી.

આમ દૃઢધર્મા–દૃઢધર્મનિશ્ચયી છતાં **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્**ને મત–દર્શનનો આગ્રહ નથી જ, એટલે જ આ જ પત્રમાં લખે છે—'આ કાળની અપેક્ષાએ મન, વચન, કાયા આત્મભાવે તેના ખોળામાં અર્પણ કરો, એ જ મોક્ષનો માર્ગ છે. જગતના સઘળા દર્શનની–મતની શ્રદ્ધાને ભૂલી જજો; જૈનસંબંધી સર્વ ખ્યાલ ભૂલી જજો; માત્ર તે સત્પુરુષોના અદ્ભુત, યોગસ્ફુરિત ચરિત્રમાં જ ઉપયોગને પ્રેરશો.' સંકલ્પવિકલ્પને રાગદ્વેષને મૂકવાની ને પૂર્વે ગ્રહેલા જગત્ના પરમાણુ તેને પાછા આપી દઈ ઝટ ઋણમુક્ત થવાની જેની 'સદા સઉપયોગી વહાલી શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે' અને 'પૂર્વ કર્મના આધારે જેનું સઘળું વિચરવું છે' એવા આ ધર્મધુરંધર વીતરાગ પુરુષ આ જ સુપ્રસિદ્ધ પત્રમાં આગળ લખે છે :

'આ તમારા માનેલા મુરબ્બી માટે કોઈ પણ પ્રકારે હર્ષ–શોક કરશો નહીં; તેની ઇચ્છા માત્ર સંકલ્પ–વિકલ્પથી રહિત થવાની જ છે; તેને અને આ વિચિત્ર જગતને કંઈ લાગતુંવળગતું કે લેવાદેવા નથી. ×× જગતમાંથી જે પરમાણુ ભેળાં કર્યાં છે તે હળવે હળવે તેને આપી દઈ ઋણમુકત થવું, એ જ તેની સદા સઉપયોગી, વહાલી, શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે; બાકી તેને કંઇ આવડતું નથી; તે બીજું કંઇ ઇચ્છતો નથી; પૂર્વ કર્મના આધારે તેનું સઘળું વિચરવું છે. ×× જ્યાંત્યાંથી રાગ–દ્વેષરહિત થવું એ જ મારો ધર્મ છે. ×× હું કોઇ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું. એ ભૂલશો નહીં.'

કોઇ પણ સુજ્ઞ સહૃદયને રોમાંચિત કરે એવા આ **અમર વચનો** આલેખનારા **શ્રીમદ્**ના જીવનમાં આ વીતરાગધર્મ–શુદ્ધ આત્મધર્મ અણુએ અણુએ વણાઇ ગયો

હતો,– આત્માના પ્રદેશે પ્રદેશે વ્યાપી ગયો હતો; ધર્મમય જીવન વા જીવનમય ધર્મ **શ્રીમદ્** જીવી રહ્યા હતા. આવા હતા **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્** ! અને આવી હતી એમની પરમ વીતરાગ ધર્મભાવના !

**ધર્મમૂર્તિ શ્રીમદ્**ને આ શુદ્ધ આત્મધર્મમય વીતરાગ નિર્ગ્રંથમાર્ગ પ્રત્યે, તેના નિરૂપક સત્શાસ્ત્ર પ્રત્યે અને તેના પ્રરૂપક વીતરાગ પુરુષો પ્રત્યે કેવો ભક્તિ–ઉલ્લાસ હતો, તેની સાક્ષી તેમના પત્રોમાં ઠેર ઠેર પ્રાપ્ત થાય છે. તેમના સં. ૧૯૪૪–૪૫–૪૬ના પ્રારંભના પત્રોમાં પણ—'સત્પુરુષોને નમસ્કાર, નિરાગી પુરુષોને નમસ્કાર, નિરાગી મહાત્માઓને નમસ્કાર, નિર્ગ્રંથ મહાત્માઓને નમસ્કાર, નિસ્પૃહી મહાત્માઓને અભેદભાવે નમસ્કાર'–એ આદિ મથાળે મૂકેલા પરમ ભાવપૂર્ણ નમસ્કાર તે તે નિરાગી–નિસ્પૃહ–નિર્ગ્રંથ સત્પુરુષો પ્રત્યે **શ્રીમદ્**નો અનન્ય અભેદ ભક્તિભાવ દાખવે છે 'હું મારી નિવાસભૂમિથી આશરે બે માસ થયાં સત્યોગ, સત્સંગની પ્રવર્ધનાર્થે પ્રવાસરૂપે કેટલાક સ્થળોમા વિહાર કરૂં છું (અં. ૭૧), 'નિર્ગ્રંથના બોધેલાં શાસ્ત્રના શોધ માટે અહીં સાતેક દિવસ થયાં મારૂં આવવું થયુ છે' (અં.૬૬)–એ આદિ ઉલ્લેખો વીતરાગ શાસ્ત્રોની શોધમા નિકળી પડેલા **શ્રીમદ્**નો તે તે સત્શાસ્ત્ર પ્રત્યેનો અનન્ય પ્રેમ દર્શાવે છે. નિર્ગ્રંથ વીતરાગના સંયતિધર્મ પ્રત્યેનો **શ્રીમદ્**નો ઉલ્લાસ **સંયતિધર્મ** (અં. ૬૦) લેખ પરથી જણાઈ આવે છે દશવૈકાલિકના મુનિચર્યા અંગેના આ લેખમા **શ્રીમદ્**ના ચિત્તની નિર્ગ્રંથ ભાવ પ્રત્યેની અનન્યગતિ દેખાઇ આવે છે જેને જ્ઞાનીના વચનનું અપૂર્વ ગૌરવબહુમાન હૃદયમા વસ્યુ હતું એવા **શ્રીમદ્** જૂઠાભાઈ પરના પત્રમાં આ આ. ઇશારો કરે છે—'દશવૈકાલિક સિદ્ધાત હમણાં પુનઃ મનન કરૂં છું, અપૂર્વ વાત છે' અને આ નિર્ગ્રંથ ધર્મ–વીતરાગમાર્ગ પ્રત્યેનો **શ્રીમદ્**નો અનન્ય અનુપમ પ્રેમનો ઉભરો આ શબ્દોમાં છલકાય છે—'નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે, તે ન્યૂન જ છે. આત્મા અનંત કાળ રખડયો, તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે. (અં. ૫૨) ઇત્યાદિ.

આ વીતરાગ નિર્ગ્રંથ ધર્મના રંગે દઢ રંગાયેલા **ધર્મમૂર્તિ શ્રીમદે** ધર્મતત્ત્વનું અનન્ય મંથન કર્યું હતું, 'ધર્મ' એ ગુપ્ત વસ્તુ માટે અપૂર્વ અંતરસંશોધન કર્યું હતું, અને તે ધર્મ વસ્તુની સાક્ષાત્ પ્રાપ્તિ કરી હતી. એટલે જ આવા તથારૂપ આત્માનુભવી પુરુષ આત્માનુભવથી લખે છે કે—'કોઈ પણ ધર્મ સંબંધી મતભેદ રાખવો છોડી દઇ એકાગ્ર ભાવથી સમ્યક્યોગે જે માર્ગ સંશોધન કરવાનો છે, તે એ જ છે. × × તે માર્ગ આત્મામા ગ્હ્યો છે. આત્મત્વપ્રાપ્ય પુરુષ—નિર્ગ્રંથ આત્મા જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે—ઉદય આપશે—ત્યારે જ તે પ્રાપ્ત થશે, ત્યારે જ તે વાટ મળશે, ત્યારે જ તે મતભેદાદિક જશે.' (અં. ૫૪). અને એટલે જ ધર્મના ગુપ્ત ભેદને પામેલા આ પુરુષ અન્યત્ર (પત્રાંક ૪૭) લખે છે—'ધર્મ એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. તે બાહ્ય સંશોધનથી મળવાની નથી. અપૂર્વ અંતરસંશોધનથી તે પ્રાપ્ત થાય છે, તે અંતરસંશોધન કોઈક મહાભાગ્ય સદ્ગુરુ અનુગ્રહે પામે છે' આ ધર્મના મર્મને પામેલો

વિરલો સત્પુરુષ જ પ્રકાશી શકે એવો અપૂર્વ મર્મ **શ્રીમદે** આ માર્મિક શબ્દોમાં પ્રકાશ્યો છે—'શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી. મર્મ તો સત્પુરુષના અંતરાત્મામાં રહ્યો છે. × × ધર્મનો રસ્તો સરળ, સ્વચ્છ અને સહજ છે; પણ તે વિરલ આત્માઓ પામ્યા છે, પામે છે અને પામશે.' (અં. ૫૮). ઇ.

અને 'જે કૃત્યનું પરિણામ ધર્મ નથી તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઇતી નથી' (અં. ૨૫) એ જેનો જીવનમુદ્રાલેખ (motto) હતો, એવા દૃઢધર્મા **શ્રીમદ્‌** ધર્મપ્રયત્નમાં કેટલા અપ્રમત્ત હતા તેનું સૂચન તેમના આ વેધક વચનો કરે છે—'સ્યાત્પદ આ વાત પણ માન્ય છે કે બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી. તો પછી ધર્મપ્રયત્નમાં, આત્મિક હિતમાં અન્ય ઉપાધિને આધીન થઈ પ્રમાદ શું ધારણ કરવો?' (અં. ૪૭). **શ્રીમદ્‌નો** આ ધર્મપુરુષાર્થ કેવો અસીમ હતો, કેવો અસાધારણ—અસામાન્ય (Extra-ordinary) હતો તેનું માર્મિક સૂચન આ જ પત્રનું આ ટૂંકું સૂત્રાત્મક વાક્ય કરે છે—'એક ભવના થોડા સુખ માટે અનંત ભવનું અનંત દુઃખ નહીં વધારવાનો પ્રયત્ન સત્પુરુષો કરે છે.' ઇ.

આમ ધર્મપ્રયત્નમાં–ધર્મપુરુષાર્થમાં અપ્રમત્ત **ધર્મમૂર્તિ શ્રીમદ્‌** પ્રારંભના જીવનમાં જ ધર્મધ્યાનના લક્ષ્યાર્થને પામી ધર્મધ્યાનની કેટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી ગયા હતા, તેનું સૂચન તેમના આ સૂત્રવચનોમાં મળે છે—'ધર્મધ્યાન લક્ષ્યાર્થથી થાય એ જ આત્મહિતનો રસ્તો છે. ચિત્તના સંકલ્પવિકલ્પથી રહિત થવું એ મહાવીરનો માર્ગ છે. અલિપ્ત ભાવમાં રહેવું એ વિવેકીનું કર્ત્તવ્ય છે,' (અં. ૧૨૩). આ ધર્મજીવનના પ્રારંભના વર્ષોમાં જ **શ્રીમદ્‌** ધર્મધ્યાનની ઓછામાં ઓછી કઈ કક્ષાએ પહોંચ્યા છે અને ક્યાં પહોંચવાના અભિલાષી છે, તેનો આડકતરો માર્મિક નિર્દેશ પત્રાંક ૬૨માં રૂપાતીત ધર્મધ્યાન અંગેના ઉલ્લેખ પરથી પ્રાપ્ત થાય છેઃ 'આ કાળમાં રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સ્વભાવે, કેટલાકને સદ્‌ગુરુરૂપ નિરુપમ નિમિત્તથી અને કેટલાકને સત્સંગઆદિ લઈ અનેક સાધનોથી થઇ શકે છે; પણ તેવા પુરુષો—નિર્ગ્રંથમતના—લાખોમાં પણ કોઈક જ નીકળી શકે છે. ઘણે ભાગે તે સત્પુરુષો ત્યાગી થઈ, એકાંત ભૂમિકામાં વાસ કરે છે, કેટલાક બાહ્ય અત્યાગને લીધે સંસારમાં રહ્યા છતાં સંસારીપણું જ દર્શાવે છે. પહેલા પુરુષનું મુખ્યોત્કૃષ્ટ અને બીજાનું ગૌણોત્કૃષ્ટ જ્ઞાન પ્રાયે કરીને ગણી શકાય. ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણી શકાય; ત્યાં ધર્મધ્યાનની ગૌણતા છે. પાંચમે મધ્યમ ગૌણતા છે. છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે. સાતમે મુખ્યતા છે. આપણે ગૃહવાસમાં સામાન્ય વિધિએ પાંચમે ઉત્કૃષ્ટે તો આવી શકીએ; આ સિવાય ભાવની અપેક્ષા તો ઓર જ છે!' (અં. ૬૨). અત્રે 'ભાવની અપેક્ષા તો ઓર જ છે' એ માર્મિક શબ્દોમાં આ ધર્મધ્યાનથી પણ આગળની ઉચ્ચ ઉચ્ચ કક્ષાઓ સ્પર્શવાનો **શ્રીમદ્‌નો** કેવો ઊર્ધ્વગામી આત્મઅભિલાષ વ્યક્ત થાય છે. 'બન્ને ધર્મમૂર્તિ થવા પ્રયત્ન કરીએ, ઘણા હર્ષથી પ્રયત્ન કરીએ'–એ એમની રોજનિશીના **પરિચયીને** ભલામણ લેખમાં શ્રીમદ્‌ની કેવી અનન્ય ધર્મભાવના ઝળહળે છે!

આવા ધર્મધ્યાનનિમગ્ન **ધર્મમૂર્તિ શ્રીમદ્** ધર્મના રંગથી કેવા અસ્થિમજ્જા રંગાઇ ગયા હતા, તે અંગે તેમનું આ ટંકોત્કીર્ણ અમૃત (Immortal,nectar-like) વચનામૃત જ સાક્ષી છે—

**'ધર્મ જ જેનાં અસ્થિ અને ધર્મ જ જેની મિંજા છે, ધર્મ જ જેનું લોહી છે, ધર્મ જ જેનું આમિષ છે, ધર્મ જ જેની ત્વચા છે, ધર્મ જ જેની ઇંદ્રિયો છે, ધર્મ જ જેનું કર્મ છે, ધર્મ જ જેનું ચલન છે, ધર્મ જ જેનું બેસવું છે. ધર્મ જ જેનું ઉઠવું છે, ધર્મ જ જેનું ઉભું રહેવું છે, ધર્મ જ જેનું શયન છે, ધર્મ જ જેની જાગૃતિ છે, ધર્મ જ જેનો આહાર છે, ધર્મ જ જેનો વિહાર છે, ધર્મ જ જેનો નિહાર(!) છે, ધર્મ જ જેનો વિકલ્પ છે, ધર્મ જ જેનો સંકલ્પ છે, ધર્મ જ જેનું સર્વસ્વ છે, એવા પુરુષની પ્રાપ્તિ દુર્લભ છે, અને તે મનુષ્યદેહે પરમાત્મા છે. એ દશાને શું આપણે નથી ઇચ્છતા? ઇચ્છીએ છીએ.**

આવા હતા **ધર્મમૂર્તિ શ્રીમદ્!** અને આવા હતા **ધર્મમૂર્તિ શ્રીમદ્**નો અસ્થિમજ્જા ધર્મરંગ!



## પ્રકરણ બેતાલીશમું

# શ્રીમદ્દ્નો સંવેગાતિશય : પરમ વૈરાગ્ય

જે વેદ્યસંવેદ્ય પદે વસે છે,
સંવેગરંગે અતિ તે લસે છે.— **યોગદૃષ્ટિકળશ** (સ્વરચિત)

**ધર્મમૂર્તિ શ્રીમદ્**ને આવો અસ્થિમજ્જા ધર્મરંગ લાગ્યો હતો તેનું અંતરંગ રહસ્યકારણ તેમનો **પરમ સંવેગરંગ** છે,—મહામુનીશ્વરોને પણ દુર્લભ એવો **પરમ સંવેગાતિશય** છે. વૈરાગ્યતરંગિણીમાં ઝીલતા **શ્રીમદ્**નો આ માત્ર મોક્ષઅભિલાષરૂપ સંવેગરંગ દિનપ્રતિદિન વૃદ્ધિ પામ્યે જતો હતો; ૧૯૪૨માં જે અદ્ભુત વૈરાગ્ય અંકુરિત થયો હતો તે શાખા-પ્રશાખારૂપે ફાલીફૂલી અદ્ભુતાદદ્ભુત-અદ્ભુતથી અદ્ભુત બન્યે જતો હતો; ભવે ખેદરૂપ નિર્વેદ-પરમ વૈરાગ્ય ઉપજવા સાથે માત્ર મોક્ષની ઇચ્છારૂપ સંવેગ વેગ પકડચે જતો હતો. એક સિક્કાના બે પાસા જેવા આ ભવવૈરાગ્યરૂપ નિર્વેદ અને મોક્ષાભિલાષરૂપ સંવેગ એ બે વચ્ચે જાણે હોડ ચાલી રહી હતી! **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्**- ફરી ફરી જન્મવું ને ફરી ફરી મરવું એવી અનંત પરિભ્રમણરૂપ ભવભ્રાંતિમાંથી છૂટવું અને મોક્ષરૂપ પરમ આત્મશાંતિ અનુભવવી, જીવતાં છતાં મુક્તદશા-જીવનમુક્તપણું અનુભવવું એ જ એક લગની **શ્રીમદ્**ને લાગી

હતી. પરમ મુમુક્ષુ **શ્રીમદ્‌**ના આ પરમ વૈરાગ્ય અને સંવેગાતિશયનું દિગ્દર્શન તેમના પત્રોના આધારે આ પ્રકરણમાં કરાવશું. તેમાં 'પ્રથમ સંવત્સરીએ' એ અમર શબ્દોથી શરૂ થતો સુપ્રસિદ્ધ અસાધારણ **અમૃતપત્ર** (અં. ૧૨૮)— જેમાં અક્ષરે અક્ષરે પરમ પરાકાષ્ઠાને પામેલો **શ્રીમદ્‌**નો પરમ વૈરાગ્ય અને પરમ અદ્‌ભુત **સંવેગાતિશય** નિર્ઝરે છે— તેનું સવિસ્તર અવલોકન કરશું.

દિવ્ય અતીંદ્રિય જ્ઞાનરૂપ **'અંતર્જ્ઞાનથી'** સ્મરણ કરતાં જેની જ્ઞાનદૃષ્ટિ સમક્ષ ગતકાળના જન્માંતરોનું (Passing show)–પસાર થતા દૃશ્ય જેવું ચલચ્ચિત્ર (movie, film) પસાર થતું સાક્ષાત્ દેખાય છે, નજરે તરવરે છે; ફરી ફરી જન્મવું અને ફરી ફરી મરવું એવા આ અનંત ભવપરિભ્રમણનું દુઃખ જેની સ્મૃતિમાં સતેજ થઇ જાણે સાક્ષાત્ સંવેદાય છે; આ પરિભ્રમણદુઃખના મૂળ કારણોરૂપ રાગાદિ–કષાયાદિનો વિચાર કરતાં જેનો અંતરાત્મા આ ભવભ્રમણથી પરમ વૈરાગ્ય પામ્યો છે, અને આ કષાયાદિ –રાગાદિ કરી પોતે જ હાથે કરી આ ભવભ્રમણદુઃખ ઊભું કર્યું એવા પોતાના તે ક્લેશ અનુભવનારા ક્લેશિત આત્મા પ્રત્યે જેને જુગુપ્સા–ઘૃણા ઉપજી છે,— એવા **શ્રીમદ્‌**ના દિવ્ય આત્માએ સંવત્સરી નિમિત્તે લખેલા આ અસાધારણ ક્ષમાપનાપત્રમાં એવો પરમ વૈરાગ્ય દાખવ્યો છે– એવો પરમ સંવેગસિંધુ ઉલ્લસાવ્યો છે, કે જેવો મહાસંવેગી મહામુનીશ્વરો પણ ભાગ્યે જ દાખવી શકે–ભાગ્યે જ ઉલ્લસાવી શકે. સંવેગાતિશયસંપન્ન પરમ વૈરાગ્યમૂર્ત્તિ **શ્રીમદ્‌**ના દિવ્ય આત્માના ઊંડાણમાંથી નિકળેલા પરમ અમૃતરૂપ (Immortal, nectarlike) આ સહજ સ્વયંભૂ અનુભવઉદ્‌ગારો કોઇ પણ સુજ્ઞ વિવેકી આત્માને સંવેગરંગતરંગિણીમાં નિમજ્જન કરાવી પરમ વૈરાગ્યમાં રોમાંચિત ભાવે ઝીલાવે એવા આ રહ્યા :

'અંતર્જ્ઞાનથી સ્મરણ કરતાં એવો કોઈ કાળ જણાતો નથી વા સાંભરતો નથી કે જે કાળમાં, જે સમયમાં આ જીવે પરિભ્રમણ ન કર્યું હોય, સંકલ્પ–વિકલ્પનું રટણ ન કર્યું હોય, અને એ વડે 'સમાધિ' ન ભૂલ્યો હોય. નિરંતર એ સ્મરણ રહ્યા કરે છે, અને એ મહા વૈરાગ્યને આપે છે. વળી સ્મરણ થાય છે કે એ પરિભ્રમણ કેવળ સ્વચ્છંદથી કરતાં જીવને ઉદાસીનતા કેમ ન આવી ? બીજા જીવો પરત્વે ક્રોધ કરતાં, માન કરતાં, માયા કરતાં, લોભ કરતાં કે અન્યથા કરતાં તે માઠું છે એમ યથાયોગ્ય કાં ન જાણ્યુ ? અર્થાત્ એમ જાણવું જોઇતું હતું, છતાં ન જાણ્યુ એ વળી ફરી પરિભ્રમણ કરવાનો વૈરાગ્ય આપે છે. વળી સ્મરણ થાય છે કે જેના વિના એક પળ પણ હું નહીં જીવી શકું એવા કેટલાક પદાર્થો (સ્ત્રીઆદિક) તે અનંતવાર છોડતાં તેનો વિયોગ થયાં અનંત કાળ પણ થઇ ગયો; તથાપિ તેના વિના જીવાયુ એ કંઈ થોડું આશ્ચર્યકારક નથી. અર્થાત્ જે જે વેળા તેવો પ્રીતિભાવ કર્યો હતો તે તે વેળા તે કલ્પિત હતો. એવો પ્રીતિભાવ કાં થયો ? એ ફરી ફરી વૈરાગ્ય આપે છે. વળી જેનું મુખ કોઈ કાળે પણ નહીં જોઉં; જેને કોઈ કાળે હું ગ્રહણ નહીં જ કરું; તેને ઘેર પુત્રપણે, સ્ત્રીપણે, દાસપણે, દાસીપણે, નાના જંતુપણે શા માટે જન્મ્યો ? અર્થાત્ એવા

દ્વેષથી એવા રૂપે જન્મવું પડ્યું ! અને તેમ કરવાની તો ઇચ્છા નહોતી ! કહો એ સ્મરણ થતાં આ કલેવિત આત્મા પરત્વે જુગુપ્સા નહીં આવતી હોય ? અર્થાત આવે છે.'

કોઈ પણ સહૃદયના હૃદયને ભેદી નાંખી પરમ વૈરાગ્ય–રોમાંચ ઉલ્લસાવે એવા અને આ ભવબંધનથી છૂટવારૂપ–માત્ર મોક્ષાભિલાષરૂપ સંવેગરંગ ઉપજાવે એવા **શ્રીમદ્**ના આ પરમ સંવેગરંગી પરમ વૈરાગ્યપૂર્ણ વચનો સૂચવે છે કે–અંતર્જ્ઞાનથી સ્મરણ કરતાં **શ્રીમદ્**ને પોતાનું ભૂતકાળનું ભવભ્રમણદુઃખ સાંભરી આવ્યું છે; તે પરિભ્રમણના મૂળમાં રહેલા સંકલ્પ–વિકલ્પનું રટણ કેમ કર્યું ? સ્વચ્છંદ કેમ કર્યો ? ક્રોધાદિ કષાય માઠાં છે એમ કેમ ન જાણ્યું ? તે તે ભવમાં તે તે કલ્પિત પ્રીતિભાવ કેમ કર્યો ? તે તે ભવમાં તે તે દ્વેષભાવ કેમ કર્યો ?–એ સ્મરણ કરતાં પરમ વૈરાગ્ય સ્ફુર્યો છે, અને હાથે કરીને આમ હેરાન થયેલા–દુઃખી દુઃખી થયેલા પોતાના કલેશિત આત્મા પરત્વે જુગુપ્સા આવી છે. **શ્રીમદ્**ને આ ભવદુઃખનું સ્મરણ કરતાં એટલું બધું તીવ્ર આત્મસંવેદન થયુ છે કે આ ભવદુઃખ કેમ દૂર કરવું એની એમને વિમાસણ થઈ પડી છે. એટલે જ આગળ લખે છે–'વધારે શું કહેવું ? જે જે પૂર્વના ભવાંતરે ભ્રાંતિપણે ભ્રમણ કર્યું, તેનું સ્મરણ થતાં હવે કેમ જીવવું એ ચિંતના થઈ પડી છે.' આવો ભવદુઃખથી પરમ વૈરાગ્ય એમને સંવેદાયો છે એટલે જ આ ભવદુઃખથી છૂટી કેમ મોક્ષ પામવો એવો પરમ સંવેગ તેમને ઉલ્લસ્યો છે, અને એટલે જ આ પરમ વૈરાગ્યભાવથી **પરમ ભાવિતાત્મા પરમ સંવેગરંગી શ્રીમદ્** ભાવે છે– 'ફરી ન જ જન્મવું અને અને ફરી એમ ન જ કરવું એવું દઢત્વ આત્મામાં પ્રકાશે છે.'–ફરી જન્મ ન જ ધારણ કરવો અને તેમ થવા પુનઃ પુનઃ જન્મના કારણ ઉપરોક્ત ક્રોધાદિ–રાગાદિનું સેવન કરી 'ફરી એમ ન જ કરવું,' એવું દઢપણું–દઢનિશ્ચયપરમ **સુમુક્ષુ શ્રીમદ્**ના દિવ્ય આત્મામાં પ્રકાશે છે– તીવ્ર સંવેગરંગના ઉગ્ર ભાવતેજથી ઝળહળે છે. છતાં કેટલીક વસ્તુ પોતાને આધીન નથી,–પ્રારબ્ધોદયાધીન બાહ્ય સંજોગાદિ પોતાના હાથની વાત નથી, એટલે એ બા.માં પોતાનો ઉપાય નથી ત્યાં કેમ કરવું ? એનો વિચાર **શ્રીમદ્**ને થાય છે અને તેથી જ પોતે પોતાને પૂછે છે–'પણ કેટલીક નિરુપાયતા છે ત્યાં કેમ કરવું ?' અને તેનો અંતરૂત્તર પોતે જ આપી પોતાના આ નિશ્ચયનું ઓર વિશેષ દઢપણું દર્શાવે છે– 'જે દઢતા છે તે પૂર્ણ કરવી; જરૂર પૂર્ણ કરવી એ જ રટણ છે, પણ જે કંઈ આડું આવે છે, તે કોરે કરવું પડે છે, અર્થાત્ ખસેડવું પડે છે, અને તેમાં કાળ જાય છે.' આ આત્મદઢતા પૂર્ણ કરવામાં કેટલાક વિઘ્ન–અંતરાય નડે છે, આડા આવે છે, તેને કોરે કરવા પડે છે–ખસેડવા પડે છે; અને આમ મોક્ષની પૂર્ણ ઇચ્છા અને તે માટે પોતાની પૂર્ણ પ્રવૃત્તિ છતાં વચ્ચે અંતરાયભૂત–વિઘ્નભૂત આડખીલીઓ નડે છે, તે **વિઘ્નજય** કરવામાં કાળક્ષેપ થાય છે, વિલંબ થાય છે, તે જેને ત્વરાથી–વિના વિલંબે મોક્ષની તાલાવેલી લાગી છે એવા પરમ સંવેગરંગી **શ્રીમદ્**ને પોષાતું નથી, પાલવતું નથી, એટલે જ ઉગ્ર સંવેગથી કહે છે–'જીવન ચાલ્યું જાય છે, એને ન જવા દેવું, જ્યાંસુધી યથાયોગ્ય જય ન થાય ત્યાંસુધી, એમ દઢતા છે તેનું કેમ કરવું ?'–

જ્યાંસુધી આ વચ્ચે આડા આવતા વિઘ્નોનો તે વિઘ્ન ન કરી શકે એમ યથાયોગ્ય જય ન થાય, ત્યાં સુધી ચાલ્યું જતું જીવન જવા ન દેવું–એનો ક્ષણક્ષણનો પૂરેપૂરો સતઉપયોગ કર્યા વિના જવા ન દેવું એવી આત્મદૃઢતા દર્શાવી, **શ્રીમદ્** આત્મબળ પ્રબળ બનાવવામાં ને આત્મદશાને પોષણ આપવામાં સત્સંગ બળવાન્ છે, તેના અભાવનો ઊંડો ખેદ દર્શાવે છે–'કદાપિ કોઈ રીતે તેમાંનું કંઈ કરીએ તો તેવું સ્થાન કયાં છે કે જ્યાં જઈને રહીએ? અર્થાત્ તેવા સંતો કયાં છે, કે જ્યાં જઈને એ દશામાં બેસી તેનું પોષણ પામીએ ?'

આમ છે 'ત્યારે હવે કેમ કરવું ?'–આમ ભલે સંવેગને વેગ આપે ને આત્મદશાને પોષણ આપે તેવા તથારૂપ સંતોનો વિરહ છે, **આનંદઘનજી**ને વેદાયું છે તેમ **'સેંગૂ કોઈ ન સાથ'** એવી વર્તમાન સ્થિતિ છે, 'ઘાતિ ડુંગર આડા અતિ ઘણા' એવા વિઘ્નોના ટેકરા છે, છતાં પોતાનો દૃઢ નિશ્ચય પાર પાડવો જ એમ જેનો દૃઢ આત્મ-નિશ્ચય છે એવા મહા વીરપુરુષ **પરમ પુરુષસિંહ શ્રીમદ્** અપૂર્વ આત્મપરાક્રમથી આ **વિઘ્નજય**ના દૃઢ નિર્ધારની ગર્જના કરતાં પોતાના અંતરાત્માને ઉદ્બોધે છે–'ગમે તેમ હો, ગમે તેટલાં દુઃખ વેઠો, ગમે તેટલા પરિષહ સહન કરો, ગમે તેટલા ઉપસર્ગ સહન કરો, ગમે તેટલી વ્યાધિઓ સહન કરો, ગમે તેટલી ઉપાધિઓ આવી પડો, ગમે તેટલી આધિઓ આવી પડો, ગમે તો જીવનકાળ એક સમયમાત્ર હો, અને દુર્નિમિત્ત હો, પણ એમ કરવું જ, ત્યાંસુધી હે જીવ! છૂટકો નથી, આમ નેપથ્યમાંથી ઉત્તરમળે છે, અને તે યથાયોગ્ય લાગે છે.'–'ધીઠાઈ કરી મારગ સંચરૂં સેંગૂ કોઈ ન સાથ' એ **આનંદઘનજી**ના અમર ઉદ્ગારોનું સ્મરણ કરાવતા **શ્રીમદ્**ના આ અમૃત અનુભવ ઉદ્ગારોમા કેવો અદ્ભુત સંવેગ ભર્યો છે!

આમ અનુપમ આત્મપરાક્રમથી વિઘ્નજય કરતાં કરતાં પરમ સંવેગથી મોક્ષમાર્ગે સંચરતાં આ **પુરુષસિંહ મહા વીરપુરુષ** મોક્ષરૂપ સાધ્યની સિદ્ધિમાં અવલંબનભૂત સંકલનાબદ્ધ સાધનની ગવેષણા કરે છે–

'ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવવૃત્તિ નથી જોઇતી. અમુક કાળ સુધી શૂન્ય સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો અમુક કાળ સુધી સંત સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો અમુક કાળ સુધી સત્સંગ સિવાય કંઇ નથી જોઈતું; તે ન હોય તો આર્યાચરણ (આર્ય પુરુષોએ કરેલા આચરણ) સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો જિનભક્તિમાં અતિ શુદ્ધ ભાવે લીનતા સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો પછી માગવાની ઇચ્છા પણ નથી.'

આ વર્તમાન સંજોગોમાં વિઘ્નજય કરતાં કરતાં મોક્ષપ્રવૃત્તિમાં કયા અવલંબનભૂત સાધનની પોતે અપેક્ષા રાખે છે તેની સંકલનાબદ્ધ ભાવના અત્રે પરમ **ભાવિતાત્મા શ્રીમદે** કરી છે : ક્ષણે ક્ષણે વૃત્તિનું–ભાવોનું પલટવું–ફરવું–સંસરવું એ જ ભાવસંસાર છે અને સ્વભાવમાં સ્થિર વૃત્તિરૂપ વર્ત્તના એ જ મોક્ષ છે, એટલે સંસાર બંધ કરવા–સંવૃત કરવા અંદરનો આ વૃત્તિપલટણરૂપ ભાવસંસાર બંધ કરવો જોઈએ–સંવૃત કરવો

જોઈએ, એટલે જ અત્રે **શ્રીમદે** પ્રથમ માગ્યું કે 'ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવવૃત્તિ નથી જોઈતી.' એ સ્વભાવવૃત્તિની સ્થિરતા થવા માટે 'શૂન્ય'–વિકલ્પશૂન્ય થવું જોઈએ, નિર્વિકલ્પ દશા પામવી જોઈએ એટલે જ માગ્યું કે 'અમુક કાળ સુધી શૂન્ય સિવાય કંઈ નથી જોઈતું;' તેમ ન હોય તો શૂન્ય–વિકલ્પશૂન્ય થવા–નિર્વિકલ્પ દશા પામવા સંતસમાગમરૂપ અત્યંત બળવાન્ સાધન જોઈએ, એટલે જ માગ્યું કે–'તે ન હોય તો અમુક કાળ સુધી સંત સિવાય કંઈ નથી જોઈતું;' અથવા તેમ થવા સંતવિરહે સત્સંગરૂપ બળવાન્ સાધન જોઈએ, એટલે જ માગ્યું કે–'તે ન હોય તો અમુક કાળ-સુધી સત્સંગ સિવાય કંઈ નથી જોઈતું;' અથવા તેમ થવા સંતવિરહે–સત્સંગ વિરહે ઉત્તમ આર્ય પુરુષોએ આચરેલું આચરણ આચરવું જોઈએ–આત્માને જાણી શ્રદ્ધી આત્મામાં વર્ત્તવારૂપ ચારિત્ર સેવવું જોઈએ, એટલે જ માગ્યુ કે–'તે ન હોય તો આર્યાચરણ સિવાય કંઈ નથી જોઈતું; અથવા તેમ નિર્વિકલ્પ થવા સંત–સત્સંગ–આર્યાચરણવિરહે જિનસ્વરૂપનું ભક્તિથી ઉપાસનરૂપ પ્રબળ સાધન જોઈએ, એટલે જ માગ્યું કે–'તે ન હોય તો જિનભક્તિમાં અતિ શુદ્ધભાવે લીનતા સિવાય કંઈ નથી જોઈતું'.—આમ આ પંચ સાધનમાંનું એક પણ સાધન હોય તો બીજાં સાધન તેમાં અંતર્ભાવ પામે છે અથવા સહેજે પ્રાપ્ત થઈ જાય છે, અને આ એક પણ સાધન સ્વભાવવૃત્તિની સ્થિરતારૂપ ઇષ્ટ સાધ્ય સાધવા માટે પર્યાપ્ત–બસ છે, એટલે આ હોય તો 'બીજું કાંઈ નથી જોઈતું' એમ પ્રત્યેક સાધનમાં કહ્યું; અને આ ઉક્ત સાધન સિવાય ઇષ્ટ કાર્યસાધક બીજું કોઈ સાધન નથી, એટલે માગવા જેવું કંઈ રહેતું નથી, એટલે જ કહ્યું કે–'તે ન હોય તો પછી માગવાની ઇચ્છા પણ નથી.' કારણ કે આ ઉક્ત સાધનો જ મુખ્ય છે, આ સિવાયના બીજાં સાધન ગૌણ છે, એટલે જ અર્થગંભીર માર્મિક સૂત્રાત્મક વાક્યો **શ્રીમદ્** આગળ લખે છે–'ગમ પડ્યા વિના આગમ અનર્થકારક થઈ પડે છે. સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે. સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી. લોક-સંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી. લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય સ્થિતિ પામવો દુર્લભ છે; અને **શ્રીમદ્‌ને** તો અંતની–છેવટની વાતનો અંત–છેડો લાવવો છે, એટલે જ અત્રે તેમણે આ મુખ્ય સાધનોની ગવેષણા કરી છે.

અત્રે પત્રના અંતે પરમ સંવેગાતિશય સંપન્ન **શ્રીમદ્** ટૂંકું વૈરાગ્યપૂર્ણ માર્મિક સૂચન કરે છે–'એ કંઈ ખોટું છે ? શું ? પરિભ્રમણ કરાયું તે કરાયું. હવે તેનાં પ્રત્યાખ્યાન લઈએ તો ? લઈ શકાય. એ પણ આશ્ચર્યકારક છે.' આ શબ્દોમાં આ પરિભ્રમણનું પ્રત્યાખ્યાન લેવાનો–ફરી પરિભ્રમણ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવાનો **શ્રીમદ્‌નો** કેવો અદ્ભુત આત્મનિશ્ચય દેખાઈ આવે છે! આવા આ અમૃતપત્રમાં અક્ષરે અક્ષરે **શ્રીમદે** વૈરાગ્યતરંગથી ઊછળતો કેવો પરમ સંવેગઅમૃતસિંધુ ઉલ્લસાવ્યો છે!



## પ્રકરણ ત્રેતાલીશમું

# મોક્ષની અનન્ય તમન્ના

"માત્ર મોક્ષની ઇચ્છા મન વિષે,
બીજી કોઇ ગમે નહિં વાત.... જીવ્યું ધન્ય તેહનું."

આવા અનન્ય સંવેગાતિશયને લીધે જ **પરમ વૈરાગ્યરંગી શ્રીમદ્**ની મોક્ષ માટેની તમન્ના અનન્ય હતી, અનંત ભવબંધનથી છૂટવારૂપ મોક્ષની ધગશ અતિશય હતી. અનંતકાળના આ પરિભ્રમણદુઃખથી કેમ છૂટાય? **'અનંતકાળ થયાં જીવને પરિભ્રમણ કરતાં છતાં તેની નિવૃત્તિ કેમ થતી નથી અને તે શું કરવાથી થાય?'**— આ કેન્દ્રસ્થ વિચાર પર **શ્રીમદે** ઘણું ઘણું તત્ત્વમંથન કર્યું છે, એનો તાગ લેવા **શ્રીમદ્** ખૂબ ખૂબ ઝૂર્યા છે, અને એના નિર્ણયરૂપ તત્ત્વનવનીત પામી અનંતભવનું પરિભ્રમણદુઃખ એક ભવમાં ટાળવાનો ને મોક્ષ મેળવવાના અનંતગુણવિશિષ્ટ અનુપમ પરમ પુરુષાર્થમાં લાગ્યા છે,— એ જ **શ્રીમદ્**ની સંવેગાતિશયજન્ય **મોક્ષની અનન્ય તમન્ના**નું પ્રત્યક્ષ પ્રમાણ છે; એટલે જ સંસારથી કંટાળેલા–ઊભગેલા અને મોક્ષ માટે તલસતા આ પરમ વૈરાગી પરમ સંવેગી સાધુચરિત સાધુપુરુષનું વચન નિકળી પડ્યું છે કે—'સંસારમાં રહેવું અને મોક્ષ થવા કહેવું એ બનવું અસુલભ છે.' (અં. ૮૬) તેમજ—'જગત્ અને મોક્ષનો માર્ગ એ બે એક નથી. જેને જગત્‌ની ઇચ્છા, રુચિ, ભાવના તેને મોક્ષને વિષે અનિચ્છા, અરુચિ, અભાવના હોય એમ જણાય છે.' (અં. ૩૮૯). આવી જેને અનુપમ તત્ત્વવિચારણા છે એવા પરમ મુમુક્ષુ **શ્રીમદ્**ની મોક્ષ માટેની તમન્ના અનન્ય હોય એમાં પૂછવું જ શું?

**શ્રીમદ્**ની મોક્ષ માટેની તમન્ના કેવી અનન્ય હતી તેનો તાદૃશ્ય ચીતાર **શ્રીમદ્**ની હાથનોંધ ૧ના 'એકવાર તે સ્વભવનમાં બેઠો હતો' એ શબ્દોથી શરૂ થતા સં. ૧૯૪૬માં લખાયેલા એક લેખમાં (અં. ૫) પ્રાપ્ત થાય છે. તે પ્રસ્તુત પ્રકરણમાં અતીવ ઉપયોગી હોવાથી અત્ર તેનો ઉલ્લેખ કરશું તથા તેનો કેટલોક હૃદયરૂપ સારભાગ અવતારશું; અને સેંકડો ગ્રંથોથી પણ ન આલેખી શકાય એવું **શ્રીમદ્**ની મોક્ષ માટેની અનન્ય તમન્નાનું તાદૃશ્ય ચિત્ર રજૂ કરતા આ લેખના અદ્‌ભુત ભાવનું દિગ્દર્શન કરશું. 'તે' એમ ત્રીજા પુરુષમાં (Impersonally) વિચારનો પ્રારંભ કરતા **શ્રીમદ્** સ્વવિચાર-ભુવનમાં 'સ્વભુવનમાં'–આત્મભુવનમાં બેઠા છે, પોતાના અંતરાત્મા સાથે વિચાર કરી રહ્યા છે, અને જગત્‌માં કોણ સુખી છે એ જોવાની જિજ્ઞાસા ધરી રહ્યા છે, એવી પરમ અદ્‌ભુત નાટકીય રીતિથી (Grand dramatic style) આ લેખનો પ્રારંભિક ઊઠાવ આપ્યો છે: 'એક વારતે સ્વભુવનમાં બેઠો હતો. જગતમાં કોણ સુખી છે, તે જોઉં તો ખરો, પછી આપણે આપણે માટે વિચાર. એની એ જિજ્ઞાસા પૂર્ણ કરવા અથવા

પોતે તે સંગ્રહસ્થાન જોવા ઘણા પુરુષો, (આત્માઓ), ઘણા પદાર્થો તેની સમીપે આવ્યા. એમાં કોઇ જડ પદાર્થ હતો નહીં. કોઇ એકલો આત્મા જોવામાં આવ્યો નહીં. માત્ર કેટલાક દેહધારીઓ હતા; જેઓ મારી નિવૃત્તિને માટે આવ્યા હોય એમ તે પુરુષને શંકા થઇ.' તેમાં—

વાયુઆદિ એકેંદ્રિય તથા બેઇન્દ્રિય જીવો આવ્યા નહોતા. કારણ અંતરૂચક્ષુથી જોયું તો દુઃખથી બિચારાં પરાધીન હતા; 'તેનો કંપ, તેનો થરથરાટ, પરાધીનપણું, ઇત્યાદિક જોઇ શકાય તેવું નહોતું, તે બહુ દુઃખી હતાં.' એ જ ચક્ષુથી આખું જગત્ જોયુ તો ચક્રવર્ત્યાદિક દુઃખી દેખાયા. ચક્રવર્ત્તીના અંતઃકરણમાં પ્રવેશ કરી જોયુ તો —'તેનુ અંતઃકરણ બહુ દુઃખી હતું. અનંત ભયના પર્યાયથી તે થરથરતું હતું. કાળ આયુષ્યની દોરીને ગળી જતો હતો. હાડમાંસમાં તેની વૃત્તિ હતી. કાંકરામાં તેની પ્રીતિ હતી. ક્રોધ, માનનો તે ઉપાસક હતો. બહુ દુઃપ—.' દેવોનું દર્શન પણ દુઃખી દેખાયુ. ઇન્દ્રના અંતઃકરણમાં પ્રવેશ કરી જોયુ તો–' તે પણ પરમ દુઃખી હતો. બિચારો ચવીને કોઇ બીભત્સ સ્થળમાં જન્મવાનો હતો માટે ખેદ કરતો હતો. તેનામાં સમ્યક્‌દૃષ્ટિ નામની દેવી વસી હતી. તે તેને ખેદમાં વિશ્રાંતિ હતી. એ મહાદુઃખ સિવાય તેનાં બીજાં ઘણાંય અવ્યક્ત દુઃખ હતાં.' આમ જગતમાં સર્વત્ર દુઃખ દુઃખ ને દુઃખ જ દેખાયુ. પણ ત્યાં નેપથ્યમાં ધ્વનિ ઊઠે છે—

'આ જડ એકલા કે આત્મા એકલા જગત્‌માં નથી શું કે? તેઓએ મારા આમંત્રણને સન્માન આપ્યુ નથી. જડને જ્ઞાન નહીં હોવાથી તમારૂં આમંત્રણ તે બિચારા ક્યાંથી સ્વીકારે? સિદ્ધ (એકાત્મભાવી) તમારૂં આમંત્રણ સ્વીકારી શકતા નથી. તેની તેમને કંઈ દરકાર નથી. એટલી બધી બેદરકારી? આમંત્રણને તો માન્ય કરવું જોઇએ; તમે શું કહો છો? એને આમંત્રણ–અનામંત્રણથી કંઈ સંબંધ નથી. તેઓ પરિપૂર્ણ સ્વરૂપસુખમાં વિરાજમાન છે. એ મને બતાવો. એકદમ–બહુ ત્વરાથી. તેનું દર્શન બહુ દુર્લભ છે. લ્યો આ અંજન આંજી દર્શન પ્રવેશ ભેળાં કરી જુઓ. અહો! આ બહુ સુખી છે. એને ભય પણ નથી. શોક પણ નથી. હાસ્ય પણ નથી. વૃદ્ધતા નથી. રોગ નથી. આધિયે નથી, વ્યાધિયે નથી, ઉપાધિયે નથી, એ બધુંય નથી. પણ........અનંત અનંત સચ્ચિદાનંદસિદ્ધિથી તેઓ પૂર્ણ છે. આપણને એવા થવું છે.'

આમ ચક્રવર્તી–ઇન્દ્રાદિ પર્યંત આખું જગત્ દુઃખી દેખી, અને પરિપૂર્ણ સ્વરૂપસુખમાં વિરાજમાન મુક્ત આત્માઓને આધિ વ્યાધિ આદિ દુઃખોથી રહિત અનંત અનંતસચ્ચિદાનંદ સિદ્ધિથી પૂર્ણ પરમ સુખી દેખી, સિદ્ધાંજનથી સાક્ષાત્ દીઠેલું તે સિદ્ધપદ પોતાને અત્યંત ગમી જવાથી તે મહાવીરપુરુષની (શ્રીમદ્‌ની) સહજ ઊર્મિ ઉલ્લસી આવી આ સહજ સ્વયંભૂ ઉદ્‌ગાર નિકળી પડયા છે—' **આપણને એવા થવું છે.**'– આ સીધા સાદા અમર શબ્દોમાં **શ્રીમદ્**ના દિવ્ય આત્માની અનુપમ મોક્ષસુખ માટેની અનન્ય તમન્ના–અનન્ય તાલાવેલી દેખાઇ આવે છે, અને તે પ્રાપ્ત કરવાનો વજ્રલેપ દૃઢ અનન્ય આત્મનિશ્ચય સ્વયં જણાઇ આવે છે.

આ 'આપણુને એવા થવું છે' એમ કહ્યું ત્યાં—જાણે નેપથ્યમાંથી અવાજ આવે છે—' ક્રમે કરીને થઇ શકશે.' અત્રે ક્રમની વાત આવી કે પરમ તીવ્ર મુમુક્ષુ **શ્રીમદ્**નો આત્મા એકદમ ઊકળીને બોલી ઊઠે છે—'તે ક્રમ બ્રમ અહીં ચાલશે નહીં. અહીં તો તુરત તે જ પદ જોઇએ.'— જ્યાં ક્ષણુની પણુ ઢીલ ખમી શકાય એમ નથી. એવી મોક્ષ માટેની અનન્ય તમન્ના જેના આત્માને થઇ છે, તેને આ ક્રમનો કાયદો કે વિલંબનો વાયદો કામ આવે એમ નથી, તેને તે તરત જ—તત્ક્ષણુ જ તે પદ 'જોઇએ' એવી (Demand notice) જેવો તગાદો જ કામ આવે એમ છે,— એવો અધીરાઈવાળો તીવ્ર ભાવ સૂચવતા આ ઉદ્ગાર નિકળી પડ્યા છે. ત્યાં પુનઃ (નેપથ્ય) અવાજ આવે છે—' જરા શાંત થાઓ. સમતા રાખો, અને ક્રમને અંગીકાર કરો. નહીં તો તે પદયુક્ત થવું નહીં સંભવે.' ઉકળેલા આત્માને જરા શાંત પાડવા આ વચન કહ્યાં એટલે ઓર ઉકળેલો આ આત્મા સંવેગઆવેગથી બોલી ઊઠે છે—' થવું નહીં સંભવે. એ તમારાં વચન તમે પાછા લ્યો. ક્રમ ત્વરાથી બતાવો, અને તે પદમાં તુરત મોકલો.'— આ ઉગ્ર સંવેગી—તીવ્રમોક્ષાભિલાષી અમૃત શબ્દોમાં જરા પણુ ઢીલ નહિં ખમી શકાય એવી શીઘ્ર મોક્ષ માટેની **શ્રીમદ્**ની અનન્ય તાલાવેલી દર્શન દે છે.

આ ક્રમ ત્વરાથી બતાવો અને તે પદમાં તુરત મોકલો એમ કહ્યું ત્યાં (નેપથ્યમાંથી અવાજ આવ્યો)–'ઘણા માણસો આવ્યા છે. તેમને અહીં બોલાવો. તેમાંથી તમને ક્રમ મળી શકશે.' ઇચ્છયુ કે તેઓ આવ્યા, તેમાં એક વૃદ્ધ પુરુષે કહ્યું–'તમારા કલ્યાણુને અર્થે અમારૂં આગમન છે.' એટલે તે વિચારભુવનસ્થ પુરુષ એકદમ ભાવાવેગથી બોલી ઊઠે છે–કૃપા કરીને ત્વરાથી કહો, આપ મારૂં શું કલ્યાણુ કરશો તે. અને આવેલા પુરુષોનું ઓળખાણુ પાડો. તેમણે પ્રથમ ઓળખાણુ પાડી. 'આ વર્ગમાં ૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૨ એ અંકવાળા મુખ્યે મનુષ્યો છે. તે સઘળા તમે જે પદને પ્રિય ગણ્યું તેના આરાધક યોગીઓ છે. ૪ થી તે પદ જ સુખરૂપ છે, અને બાકીની જગત્વ્યવસ્થા અમે જેમ માનીએ છીએ તેમ માને છે. તે પદની અંતરંગની તેની અભિલાષા છે, પણુ તેઓ પ્રયત્ન કરી શકતા નથી; કારણ થોડો વખત સુધી તેમને અંતરાય છે.' (તે તીવ્ર મુમુક્ષુ પુરુષ વચ્ચે બોલી ઊઠે છે)–અંતરાય શી ? કરવા માટે તત્પર થાય એટલે થયું. વૃદ્ધ બોલ્યા–'તમે ત્વરા ન કરો. તેનું સમાધાન હમણાં જ તમને મળી શકશે, મળી જશે.' ઠીક, આપની તે વાતને સમ્મત થઉં છું.

વૃદ્ધ આગળ ચલાવે છે–'આ '૫'ના અંકવાળો એ કંઈક પ્રયત્ન પણુ કરે છે, બાકી '૪'ના પ્રમાણે છે. '૬' સર્વ પ્રકારે પ્રયત્ન કરે છે. પણુ પ્રમત્તદશાથી પ્રયત્નમાં મંદતા આવી જાય છે. '૭' સર્વ પ્રકારે અપ્રમત્તપ્રયત્ની છે. '૮–૯–૧૦' તેના કરતાં ક્રમે ઉજ્જવળ, પણુ તે જ જાતિના છે. '૧૧'ના અંકવાળા પતિત થઈ જાય છે માટે અહીં તેનું આગમન નથી. દર્શન થવા માટે બારમે જ–હમણાં હું તે પદને સંપૂર્ણ જોવાનો છું, પરિપૂર્ણતા પામવાનો છું. આયુષ્યસ્થિતિ પૂરી થયે તમે જોયેલું પદ, તેમાં એક મને પણુ જોશો.' (આમ વૃદ્ધે કહ્યું એટલે તે પુરુષ ભાવોલ્લાસથી બોલી ઊઠે છે) પિતાજી, તમે મહાભાગ્ય છો. આવા અંક કેટલા છે ?

વૃદ્ધ–'ત્રણ અંક પ્રથમના તમને અનુકૂળ ન આવે. અગિયારમાંનું પણ તેમ જ. '૧૩–૧૪' તમારી પાસે આવે એવું તેમને નિમિત્ત રહ્યું નથી. '૧૩' યત્કિંચિત્ આવે; પણ પૂ.ક. હોય તો તેઓનું આગમન થાય, નહીં તો નહીં. ચૌદમાનું આગમનકારણ માગશો નહીં, કારણ નથી.'

ત્યાં (નેપથ્ય)–'તમે એ સઘળાનાં અંતરમાં પ્રવેશ કરો. હું સહાયક થઉં છું.'

તે પુરુષ (**શ્રીમદ્દનો આત્મા**) પરમ ઉત્સાહથી બોલી ઊઠે છે–'ચાલો. ૪ થી ૧૧, ૧૨ સુધી ક્રમે ક્રમે સુખની ઉત્તરોત્તર ચઢતી લહરીઓ છૂટતી હતી. વધુ શું કહીએ? મને તે બહુ પ્રિય લાગ્યુ, અને એ જ મારૂં પોતાનું લાગ્યુ.'

વૃદ્ધે મારા મનોગત ભાવ જાણીને કહ્યુ 'એ જ તમારો કલ્યાણમાર્ગ. જાઓ તો ભલે; અને આવો તો આ સમુદાય રહ્યો.'

(સ્વવિચારભુવન, દ્વાર પ્રથમ.)

આમ અક્ષરે અક્ષરે જ્યાં **શ્રીમદ્દની મોક્ષ માટેની અનન્ય તમન્ના** દર્શન દે છે એવા આ **અમર લેખમાં શ્રીમદે** પોતાના આત્માની શુદ્ધાત્માનુભૂતિનું અને પોતાની આત્મગુણદશાનુ માર્મિક સૂચન કર્યું છે. સ્વવિચારભુવનમાં બેઠેલા **શ્રીમદે** સ્વભુવનમાં–આત્મભુવનમાં બિરાજી અલૌકિક દિવ્ય જ્ઞાનચક્ષુથી ચક્રવર્તી–ઇંદ્રપર્યંત સમસ્ત જગતને દુ:ખી દેખી, સિદ્ધાંજન આંજેલી દિવ્ય યોગદૃષ્ટિથી મુક્તામા સિદ્ધોને પરમ સુખી દેખી–સિદ્ધપદનું સાક્ષાત્ દર્શન કરી, તે સિદ્ધપદ પામવાની અનન્ય તાલાવેલી દર્શાવતા, તે વ્યચિતપણે પામવાના કલ્યાણમાર્ગનો ક્રમ હૃદયંગમ અદ્ભુત અનુપમ શૈલીમા આલેખ્યો છે; એટલું જ નહિં પણ તે સિદ્ધપદના આરાધક ૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૨ અંકથી સૂચિત તે તે ગુણસ્થાનસ્થિતિવાળા યોગીઓની મહાન્ મંડળીમાં પોતે ભળી જઈ, તેઓના અંતરૂમાં પ્રવેશી તે ગુણસ્થાનક્રમે આરોહણ કરતાં અનુભવાતી જ્ઞાનીદશાનો ધ્યાનદ્વારા–સમાપત્તિથી અનુભવપ્રત્યક્ષ સાક્ષાત્કાર પણ કર્યો છે,—તે તે ગુણસ્થાને ક્રમે ક્રમે સુખની ઉત્તરોત્તર ચઢતી લહરીઓનો અનુભવાસ્વાદ સાક્ષાત્ આત્મસાત્ પણ કર્યો છે. સં. ૧૯૪૬માં બાવીશ વર્ષની વયે લખાયેલા આ **અમૃત લેખમાં પરમઅમૃતપદ–મોક્ષપદ** માટેની **શ્રીમદ્દની** કેવી અનન્ય તમન્ના પદે પદે દેખાઈ આવે છે!



## પ્રકરણ ચુમાલીશમું

# જ્ઞાનદિવાકર શ્રીમદ્‌ના સત્સંગીઓ

આવા પરમ મુમુક્ષુદશાને પામેલા ને હવે સ્વલ્પ સમયમાં સાક્ષાત્ જીવન્મુક્ત દશા પામનારા પરમ મુમુક્ષુ **શ્રીમદ્** આમ **અધ્યાત્મનિમજ્જન** કરતાં પોતાની આત્મસાધના કરી રહ્યા હતા; બાહ્ય વ્યવહારઉપાધિમાં બેઠા બેઠા અંદરખાનેથી પરમાર્થમાર્ગપ્રકાશનની તૈયારી કરતાં ભવ્ય યોજના ઘડી રહ્યા હતા; અંતર્ગત અસંગદશાની સાધના કરતાં જનસંસર્ગ પ્રાયઃ વર્જતા હતા. તથાપિ કોઈ કોઈ વિરલા મહાનુભાવ મહાભાગ્યવંતો અનાયાસે **શ્રીમદ્**‌ના પરમાર્થસંસર્ગમાં આવી ગયા અને આવા **શ્રીમદ્** જેવા પરમ મુમુક્ષુના સંગે પોતપોતાની યોગ્યતા પ્રમાણે મુમુક્ષુતાના સાચા રંગે રંગાઈ ગયા. પારસમણિના સ્પર્શથી જેમ લોહ સુવર્ણ બને, તેમ **શ્રીમદ્** જેવા **પારસમણિ**ના સ્પર્શથી તેમનો આત્મા પણ પોતપોતાની યોગ્યતા પ્રમાણે તેવો તેવો શુદ્ધ બની ગયો. પૂર્વના કોઈ ઋણાનુબંધે ક્યાંયથી કોઈ નિમિત્ત પામી તે તે મહાનુભાવોનો **શ્રીમદ્** સાથે આકસ્મિક ભેટો થઈ ગયો અને એકના નિમિત્તે તેના સંબંધમાં આવેલા બીજાને પણ જોગાનુજોગે **શ્રીમદ્**‌ના સહજસ્વભાવે મિલનનો–સમાગમલાભનો પ્રસંગ બની આવ્યો. દીપક પ્રગટાવવા જેમ એક જ ચીનગારી બસ હોય છે, તેમ આવા **શ્રીમદ્** જેવા પરમ સંતશિરોમણિના સત્સમાગમની ક્ષણ પણ તે તે મહાનુભાવોને જીવનપલટો આણનારી ધન્ય ક્ષણ બની ગઈ. **શ્રીમદ્**‌ના સત્સંગથી તેમની જીવનદશા અને જીવન-દિશા જ બદલાઈ ગઈ, અને પોતપોતાના આત્માની ગ્રહણયોગ્યતા પ્રમાણે તેમને આત્મલાભ થયો. **શ્રીમદ્** તો અમૃતસિંધુ હતા, તેમાંથી કોઈએ પવનલહરીપ્રમાણ, કોઈએ બિંદુપ્રમાણ, કોઈએ કળશપ્રમાણ, કોઈએ ઘટપ્રમાણ, કોઈએ ગાગરપ્રમાણ, એમ યથાપાત્ર અમૃતપાન તેમણે કર્યું, અને સર્વ તે ધન્ય બની ગયા.

લોહચુંબકથી જેમ લોહ આકર્ષાય, તેમ **શ્રીમદ્**‌ના દિવ્ય આત્માના આ લોહ-ચુંબકીય જાદૂઈ આકર્ષણથી આ ભિન્ન ભિન્ન આત્માઓ તેમના પ્રત્યે આકર્ષાયા. પુષ્પના સૌરભથી જેમ મધુકરો ચોતરફથી આવીને આકર્ષાય તેમ **શ્રીમદ્**‌ના દિવ્ય આત્માની અનુપમ શીલસૌરભથી આકર્ષાઈને ભિન્નભિન્ન દિશામાંથી આવેલા આ મુમુક્ષુ–મધુકરો તેમના દિવ્ય–ગુણમકરંદનું રસપાન કરવામાં લીન થયા; દિવ્ય જ્ઞાનપ્રભાથી જાજ્વલ્યમાન ઝળહળતા જ્ઞાનભાસ્કર–મહાતેજોનિધિ **જ્ઞાનદિવાકર શ્રીમદ્**‌ના દિવ્ય જ્ઞાનપ્રકાશની કણિકાઓ ઝીલવા લાગ્યા. આ મુમુક્ષુમંડળમાં આ વિશિષ્ટ મુમુક્ષુઓ ગણાવી શકાય— સૌભાગ્યભાઈ, ડુંગરશીભાઈ, જૂઠાભાઈ, અંબાલાલભાઈ, મનસુખભાઈ કિરતચંદ, લલ્લુજી મુનિ, દેવકરણજી મુનિ, પોપટલાલભાઈ મહોકમચંદ, ધારશીભાઈ, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, મહાત્મા ગાંધીજી આદિ; આ વિશિષ્ટ મહાનુભાવ વ્યક્તિઓનો **શ્રીમદ્** સાથેનો

સમાગમ કેવી રીતે ક્યારે કેવો કેટલો થવા પામ્યો, તે તે મહાનુભાવોના જીવન પર **શ્રીમદ્‌**ની શી છાપ-શી અસર પડી, **શ્રીમદ્‌**ની ભક્તિ-પ્રભાવના અંગે એઓએ શો ફાળો આપ્યો, એ આદિ સવિસ્તર પરિચય તે તે વ્યક્તવિશેષ અને **શ્રીમદ્** અંગેના ખાસ પ્રકરણોમાં યથાસ્થાને આપવામાં આવશે. અત્રે તો એટલો સામાન્ય નિર્દેશ જ પર્યાપ્ત છે કે આ પ્રત્યેક મહાનુભાવે યથાશક્તિ યથાભક્તિ પોતપોતાની રીતિ પ્રમાણે જગતમાં **શ્રીમદ્‌**નો પ્રભાવ વિસ્તારવામાં-પ્રભાવના કરવામાં પોતપોતાનો ફાળો આપ્યો છે, પોતપોતાની ભૂમિકાને યોગ્ય પોતપોતાનો ભાગ ભજવ્યો છે.

આ સર્વ મુમુક્ષુઓમાં મૂર્ધન્યસ્થાને તો પૂ. **શ્રી સૌભાગ્યભાઈ** જ બિરાજમાન છે, એમનું સ્થાન તો બીજા બધાય મુમુક્ષુઓ કરતાં જૂદું જ છે-અનેરૂં જ છે, પરમ વિશિષ્ટ જ છે; કારણ કે એઓ **શ્રીમદ્‌**ના મહત્તમ શિષ્ય તો ખરા જ, પણ સાથે સાથે **શ્રીમદ્‌**ના હૃદયજ્ઞ પરમ પરમાર્થસુહૃદ્-**પરમ પરમાર્થસખા** હતા. અને આ સૌભાગ્યભાઈના મિત્ર ડુંગરશીભાઈ ગોશળીઆ **શ્રીમદ્‌**ના હૃદયને કંઈક અંશે જાણનારા હૃદયજ્ઞ હતા. અને **શ્રીમદ્‌**ના પટ્ટશિષ્યના સ્થાને પ્રથમ તો **શ્રીમદ્‌**ના પ્રથમ સત્સંગી **મહા-મુમુક્ષુ જૂઠાભાઈ** બિરાજમાન હતા; પણ દુર્ભાગ્યે માત્ર ત્રેવીશ વર્ષની યુવાન વયે સં. ૧૯૪૬માં તેમનો દેહાંત થતાં, તેવા જ બીજા **મહામુમુક્ષુ અંબાલાલભાઈ**એ તે સ્થાન શોભાવ્યું. આ જૂઠાભાઈ અને અંબાલાલભાઈ જો **શ્રીમદ્‌**ના પટ્ટશિષ્ય હતા, તો એમના માનીતા પ્રિય શિષ્ય (Pet student) હતા **શ્રી. મનઃસુખભાઈ કિરતચંદ મહેતા**-જેમને **શ્રીમદે** પોતાના મોક્ષમાળા ગ્રંથમાં શબ્દાંતર-વાક્યાંતર કરવા સુધીનો અખત્યાર આપ્યો હતો. અને જેને **શ્રીમદ્‌જી** પ્રેમથી 'શુકદેવજી' કહેતા તે **પોપટલાલભાઈ** મહોકમચંદ અને સત્વકસોટીમાં પાર ઉતરનારા ન્યાયાધીશ **ધારશીભાઈ** પણ **શ્રીમદ્‌**ના તેવા જ પ્રેમપાત્ર શિષ્ય હતા. તેમ જ-અલ્પમૂર્તિ લલ્લુજીમુનિ તથા પ્રજ્ઞાવંત **દેવકરણજી મુનિ** પણ **શ્રીમદ્‌**ના વિશિષ્ટ શિષ્યોમાં હતા. પ્રખર વેદાંતી **મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી** પણ પ્રારંભના વર્ષોમાં **શ્રીમદ્‌**નો થોડો ઘણો સત્સંગ લાભ પામ્યા હતા. અને આ **શ્રીમદ્‌**ના જેવી પરમ વિભૂતિને ચરણે જેણે અહિંસા-સત્યનો મંત્રપાઠ લીધો હતો—અહિંસા-સત્યનું અમૃતપાન કર્યું હતું, તે મહાત્મા **ગાંધીજી** પણ **શ્રીમદ્‌**નો સત્સંગલાભ પામી **શ્રીમદ્‌**ના કેવા પરમ ગુણાનુરાગી થયા હતા તે તો ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે. આમ પોતપોતાની કક્ષા પ્રમાણે-યથાયોગ્ય યોગ્યતા પ્રમાણે આ મહાનુભાવોની આ વિશિષ્ટ મંડળી જ્ઞાનભાસ્કર **શ્રીમદ્‌**ને યથાભક્તિ ઉપાસતી હતી, અને યથાશક્તિ યથાવ્યક્તિ યથાયોગ્ય આત્મલાભ ઉઠાવતી હતી.

આ વિશિષ્ટ મુમુક્ષુ મંડળી ઉપરાંત બીજી પણ વિશિષ્ટ મુમુક્ષુમંડળી હતી, તે પણ **શ્રીમદ્** જેવા મહાતેજોનિધિ જ્ઞાન-ભાસ્કરની ભક્તિથી ઉપાસના કરી આ તેજોનિધિ પાસેથી તેજ કિરણની પ્રભા પામી જીવનને ધન્ય બનાવતી હતી. આ મુમુક્ષુમંડળીમાં— **ખીમજી દેવજી, ત્રિભોવન માણેકચંદ, છોટાલાલ માણેકચંદ, નવલચંદ ડોસાભાઈ, વનમાળીભાઈ, કેશવલાલ નથુભાઈ, કુંવરજી મગનલાલ, સુખલાલ**

**છગનલાલ, મનસુખભાઈ દેવશી, કૃષ્ણદાસ** આદિ મુમુક્ષુજનો હતા. આ મુમુક્ષુ-મંડલી પણ યથાશક્તિ યથાવ્યક્તિ તે તેજઃકિરણો ઝીલી યથાભક્તિ પોતાની આસપાસના મુમુક્ષુ-માંડલિકોમાં તે કિરણો ફેલાવતી હતી. આમ **શ્રીમદ્** જેવી એક મહાવિભૂતિની આસપાસ વ્યકતાવ્યકતપણે એક વિશિષ્ટ મુમુક્ષુઓનું—આત્માર્થીઓનું ઉત્તમ વર્તુલ ઊભું થઇ ક્રમે ક્રમે વિસ્તરતું જતું હતું.

આખા જગત્‌ના ઇતિહાસમાં અનન્ય અમર (Immortal-nectarlike) એવું **શ્રીમદ્‌નું** પરમ વિશિષ્ટ **પત્રસાહિત્ય** મેળવવા આપણે ભાગ્યશાળી બન્યા છીએ તે માટે આ સર્વ મુમુક્ષુ મહાજનોનું જગત્ ઋણી છે. જો આ મુમુક્ષુઓનું નિમિત્ત ન બન્યું હોત તો **શ્રીમદ્‌ના** પરમાર્થ સાહિત્યના આ પરમ વિશિષ્ટ અંગરૂપ પત્રસાહિત્યનું ઉત્થાન પણ ન થવા પામ્યું હોત. તેમાં પણ સૌથી વધારે ઋણ તો **પૂ. શ્રી સૌભાગ્યભાઈનું છે,**— જેના ઉપરના ઉત્તમોત્તમ પત્રોમાં **શ્રીમદ્‌ની** આભ્યંતર આત્મદશાનું દર્શન આપણને થાય છે. એ ન હોત તો **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાનીની ઊર્ધ્વગામિની આત્મદશા કેવી ઉન્નત કોટિમાં વિહરતી હતી અને ઉત્તરોત્તર વધતી જતી હતી તેની ઝાંખી પણ આપણને ન થાત, તેનો ખ્યાલ સુદ્ધાં આપણને ન આવત. વળી **શ્રીમદ્‌ના પરમાર્થોપયોગી પત્રોનો** મોટો ભાગ (Lion's Share) — અને તે પણ **ઉત્તમોત્તમ મોટામાં મોટા પત્રોનો** મોટો ભાગ — લગભગ ૪૦ ટકાથી પણ વધારે **શ્રી સૌભાગ્યભાઈ** પર જ લખાયેલો છે; અને આ પત્રોમાં જ **શ્રીમદે** પોતાના હૃદયજ્ઞ આ **પરમ પરમાર્થસુહૃદ્** પાસે જ **સ્વઆત્મદશા** સંબંધી પોતાનું હૃદય ખોલ્યું છે. ઠાલવ્યું છે, એટલે મુમુક્ષુજગત્ પર સર્વથી પ્રથમ ને મોટામાં મોટો ઉપકાર **શ્રી સૌભાગ્યભાઇનો છે.**

બીજો ઉપકાર **શ્રી અંબાલાલભાઇનો** માનવો ઘટે છે. **શ્રીમદ્‌ના** અનન્ય ભકત આ ભક્તશિરોમણિ મહામુમુક્ષુ પર પણ **શ્રીમદ્‌ના** કેટલાક ઉત્તમ પત્રો લખાયેલા છે **તેથી,** તેમજ આ જ મહામુમુક્ષુએ જૂદે જૂદે સ્થળેથી **શ્રીમદ્‌ના પરમાર્થોપયોગી પત્રોની એકત્ર** સંગ્રહણી અને અનન્ય ભક્તિથી એકનિષ્ઠ જાળવણી કરી **એ** અમૂલ્ય જ્ઞાનવારસો આપણે માટે સર્વજન સુલભ બનાવી આપ્યો છે તેથી, જગત્ આ મહામુમુક્ષુનું પણ તેટલું જ ઋણી છે. **શ્રી લલ્લુજીમુનિ** પર પણ **શ્રીમદ્‌ના** કેટલાક ઉત્તમ ઉપયોગી ઉપકારી પત્રો લખાયા છે; અને સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો સૌભાગ્યભાઈ પર લગભગ ૨૨૫ પત્રો, અંબાલાલભાઇ પર ૧૨૫ પત્રો, લલ્લુજીમુનિ પર ૯૦ પત્રો લખાયા છે, એટલે એમનો નંબર ત્રીજો આવે છે. આ લલ્લુજી મુનિ જે અંબાલાલભાઈના શુભ નિમિત્ત થકી **શ્રીમદ્‌ના** સમાગમલાભનો સુયોગ પામ્યા, તે અંબાલાલભાઇને પણ જેના મૂળ નિમિત્ત થકી જ **શ્રીમદ્‌નો** સત્સંગલાભ પામવાનો ધન્ય યોગ બન્યો, તે **જૂઠાભાઈ** તો **શ્રીમદ્‌ના** આદ્ય સત્સંગી અને પ્રથમ મહામુમુક્ષુ હોવાનું માન પામ્યા જ છે, પણ દુર્ભાગ્યે એમનો દેહ માત્ર ત્રેવીશ વર્ષની યુવાનવયે ૧૯૪૬ માં પડી ગયો હોવાથી પ્રારંભમાં જ થોડા પત્ર (લગભગ ૨૫) એમના પરના હોવાનું શકય બન્યું છે.

**અને શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને** પણ પ્રારંભમાં જ—૧૯૪૫થી ૧૯૪૬

સુધી જ **શ્રીમદ્**નો સમાગમલાભ રહેવા પામ્યો હતો, એટલે તેમના પરના જોકે સાત–આઠ પત્ર જ પ્રાપ્ત થવાનું બન્યું છે, તોપણ તે ઉત્તમ કોટિના તાત્ત્વિક પરમાર્થી પત્રોમાં આપણને **શ્રીમદ્**ની અંતર્દશાનું દર્શન થાય છે. અને તે જ નામધારી **મનઃસુખભાઈ કિરતચંદ મહેતા**–જેમને પરમ વિશ્વાસપાત્ર ગણી **શ્રીમદે** પોતાની મોક્ષમાળામાં શબ્દાંતર વાક્યાંતર કરવા સુધીનો અખત્યાર (Power of attorney) આપ્યો હતો—તેમણે **શ્રીમદ્**ની સાથેના પોતાના સમાગમલાભની નોંધ યથાવત્ જાળવી રાખી આપણને આપી છે, એટલે એમના પરના લગભગ ૩૦ પત્રાંક આપણને મળવા પામ્યા છે. તેમ જ–શ્રી **પોપટલાલભાઈ** તથા શ્રી **ધારશીભાઇ** પરના પણ કેટલાક તાત્ત્વિક ઉપકારી પત્રો આપણને પ્રાપ્ત થયા છે. અને **મહાત્મા ગાંધીજી** પરના **શ્રીમદ્**ના ઉપલબ્ધ ત્રણ–પત્રોમાં પણ ગાંધીજીના ૨૭ પ્રશ્નોના અદ્ભુત સર્વ સમાધાનકારી ઉત્તરોથી **ગાંધીજીને માર્ગદર્શન કરાવતા શ્રીમદ્**ની વિશ્વવિશાળ (Universal) વિશિષ્ટ તત્ત્વવિચારધારાનું આપણને દર્શન થાય છે.

આમ સમગ્રપણે જોતાં આ મુમુક્ષુઓ પ્રત્યેના **શ્રીમદ્**ના પત્રોએ **શ્રીમદ્**ના પત્ર સાહિત્યનો બે તૃતીયાંશથી પણ અધિક અને પરમ અગત્યનો ભાગ રોક્યો છે. શેષ ભાગ બીજા મુમુક્ષુઓ પ્રત્યેના પત્રોએ રોક્યો છે; અને આમ મુખ્યપણે આ વિશિષ્ટ મુમુક્ષુમંડલની ને ગૌણપણે ઇતર મુમુક્ષુમંડલની ગુરુપ્રસાદીરૂપે **જગદ્ગુરુ શ્રીમદ્**નું આ જગતના ઇતિહાસમાં ઉત્તમોત્તમ **પત્રસાહિત્ય** જગતને પ્રાપ્ત થવા પામ્યું છે,—જે **સદ્ગુરુપ્રસાદ** જગતને ચખાડનારા સર્વ તે મુમુક્ષુઓ ધન્ય છે! સર્વ તે નમસ્ય છે! સર્વ તે વંદ્ય છે! **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાનભાસ્કર પાસેથી પત્ર વાટે પરોક્ષપણે અને *સમાગમદ્વારે સાક્ષાત્પણે દિવ્ય જ્ઞાનપ્રકાશની કણિકાઓ ઝીલી જગત્માં ફેલાવવાનું નિમિત્ત બનનારા આ સર્વ મુમુક્ષુમંડલનું જગત્ કેટલું બધું ઋણી છે? અને તે દ્વારે કથંચિત્ કિંચિત્ ઓળખાતા–કંઈક પ્રતિભાસમાન થતા તે પરમ જ્ઞાનભાસ્કરનું— **જ્ઞાનદિવાકર શ્રીમદ્**નું જગત્ કેટલું બધું–કેટલું બધું ઋણી છે?



---

*શ્રીમદ્ના આ સત્સંગીઓ પૈકી કેટલાકના—મનઃસુખરામ સૂર્યરામ, જૂઠાભાઈ, અંબાલાલભાઈ, લલ્લુજી મુનિ–દેવકરણજી મુનિ સૌભાગ્યભાઈના શ્રીમદ્ સાથેના સત્સંગપ્રસંગનું આલેખન હવે પછીના પાંચ પ્રકરણોમાં અનુક્રમે કર્યું છે. ધારશીભાઈ અંગે પૂર્વે કહેવાઈ ચૂક્યું છે, અને પોપટલાલભાઈ, મનઃસુખભાઈ કિરતચંદ, ગાંધીજીના શ્રીમદ્ સાથેના સત્સંગપ્રસંગનું આલેખન અલગ પ્રકરણોમાં આ ગ્રંથના ઉત્તરાર્ધમાં બીજા તબક્કામાં યથાસ્થાને આપવામાં આવશે.

## પ્રકરણ પીસ્તાલીશમું

# મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને શ્રીમદ્‌નો સત્સંગપ્રસંગ

જ્ઞાનદિવાકર **શ્રીમદ્**‌ના આ સત્સંગીઓમાં આપણે પ્રખર વેદાંતી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના **શ્રીમદ્** સાથેના સત્સંગપ્રસંગનો પ્રથમ ઉલ્લેખ કરશું. **શ્રીમદ્** જેવી **મહાજ્ઞાનવિભૂતિ**ના અનુપમ સત્સંગનો આત્મલાભ પ્રારંભમાં પામનારા ધન્ય મહાજનોમાં આ એક હતા. તેમનો અને **શ્રીમદ્**‌નો સમાગમ કેવી રીતે થવા પામ્યો અને વૃદ્ધિ પામ્યો? મધ્યસ્થતા–નિષ્પક્ષપાતતામાં જેની જોડી જડવી દુર્લભ છે એવા **શ્રીમદે** જેથી આત્મત્વ પમાય તે સાચો માર્ગ એમ મધ્યસ્થ નિરાગ્રહભાવે નિવેદન કરી, તે આત્મત્વ પમાડવા મહાવીરનો માર્ગ કેવો સમર્થ છે એ અંગેનો પોતાનો અનન્ય નિશ્ચય આવા પ્રખર વેદાંતીને પણ પ્રતીતિ ઉપજાવે એવી અદ્‌ભુત વિચક્ષણતાથી કેવી સચોટ રીતે પ્રતિપાદિત કર્યો? પુનર્જન્મ બા. કદાચિત્ કથંચિત્ કિંચિત્ સાશંક આ પ્રખર વેદાંતીને પણ આગમથી અનુમાનથી અને અનુભવથી **શ્રીમદે** પુનર્જન્મનો નિશ્ચય કેવી અજબ પરમાર્થકુશળતાથી કરાવી આપ્યો? અંતરંગ નિગ્રંથશ્રેણીમાં પ્રવર્તતી પોતાની આત્મદશા અંગે માર્મિક નિર્દેશ **શ્રીમદે** આ કિંચિત્ પોતાના હૃદયજ્ઞ પ્રત્યે કેવી સ્ફટિક જેવી સ્વચ્છ અપૂર્વ નિખાલસતાથી કર્યો?—તેનું દિગ્દર્શન આ પ્રકરણમાં કરશું.

આ પ્રખર વેદાંતી **મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી** સાક્ષરપ્રસૂ–સાક્ષરભૂમિ નડિયાદના વતની રાજમાન્ય લોકમાન્ય સુપ્રતિષ્ઠિત વયોવૃદ્ધ નાગર ગૃહસ્થ હતા; સાક્ષરસમ્રાટ્ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના કાકા આ મનઃસુખરામ સૂર્યરામ પણ અસ્તોદય–ગોકુલજી ચરિત્ર આદિ ગ્રંથોના વિદ્વાન્ લેખક તરિકે જાણીતા સાક્ષર હતા. શતાવધાનાદિ ચમત્કારિક પ્રયોગથી અને અદ્‌ભુત સાહિત્યકૃતિથી દિગ્દિગંતમાં વ્યાપેલી **શ્રીમદ્**‌ની કીર્તિ સાહિત્યજગતમાં પ્રસરી જઇ તેમના કર્ણપથે અથડાઈ હતી, એટલે આ અદ્‌ભુત વ્યક્તિવિશેષ કોણ છે? એમ તેમને **શ્રીમદ્** પ્રત્યે સહજ આકર્ષણ તો થયું જ હતું. ત્યાં તેમને (મનસુખરામ સૂર્યરામને) કોઇ કાર્યપ્રસંગે કચ્છ જવાનો પ્રસંગ બન્યો, એટલે વચ્ચે વવાણીઆમાં **શ્રીમદ્**‌નું મિલન થવાનો સહજ પ્રસંગ અનાયાસે બની આવ્યો. આમ ૧૯૪૫ના ફાગણની આખરે વા ચૈત્રની શરુઆતમાં મનઃસુખરામ સૂર્યરામ **શ્રીમદ્**‌ના પ્રથમ સમાગમમાં આવ્યા હતા; અને તેમાં 'ધર્મસંબંધી કેટલીક મુખચર્ચા થઈ હતી' તેનું સ્મરણ કરાવી પરમ વિનય–વિવેકસંપન્ન **માર્દવમૂર્તિ શ્રીમદ્** ૧૯૪૫ના વૈ. શુ. ૬ ના પત્રમાં (અં. ૬૧) મનસુખરામ સૂ. ને લખે છે—'ધર્મસંબંધી માધ્યસ્થ, ઉચ્ચ અને અદંભી વિચારોથી આપના પર કંઈક મારી વિશેષ પ્રશસ્ત અનુરક્તતા થવાથી કોઈ કોઈ વેળા આધ્યાત્મિક શૈલી સંબંધી પ્રશ્ન આપની સમીપ મૂકવાની

આજ્ઞા લેવાનો આપને પરિશ્રમ આપું છું-યોગ્ય લાગે તો આપ અનુકૂળ થશો.' એમ વિનયથી દર્શાવી પરમ વિચક્ષણ **શ્રીમદ્** લખે છે—'હું અર્થે કે વય સંબંધમાં વૃદ્ધ સ્થિતિવાળો નથી, તોપણ કંઈ જ્ઞાનવૃદ્ધતા આણવાને આપના જેવા સત્સંગને, તેમના વિચારોને અને સત્પુરુષની ચરણરજને સેવવાનો અભિલાષી છું. મારું આ બાલવય એ અભિલાષામાં વિશેષ ભાગે ગયુ છે. × × આ કાળમાં પુનર્જન્મનો નિશ્ચય આત્મા શા વડે, કેવા પ્રકારે અને કઈ શ્રેણિમાં કરી શકે, એ સંબંધી કંઈ મારાથી સમજાયુ છે તે જો આપની આજ્ઞા હોય તો આપની સમીપ મૂકીશ.' આમ **શ્રીમદ્**ના આ પ્રખર વેદાંતી સાથેના પત્રવ્યવહારનું ઉદ્ઘાટન થયું જણાય છે. અને પછી તો તે વ્યવહાર અને પરસ્પર સમાગમ વધતો ચાલ્યો.

આ પ્રથમ પત્ર પછી મનઃસુખરામ સૂ.ના વૈ. શુદ ૯ ૧૯૪૫ના પત્રના ઉત્તરમાં જેઠ શુદ ૪ ૧૯૪૫ના દિને લખેલા એક અસાધારણ મહાન્ પત્રમાં, (અં. ૬૪) '**पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु**'— મને વીર પ્રત્યે પક્ષપાત નથી-કપિલાદિ પ્રત્યે દ્વેષ નથી એ **શ્રી હરિભદ્રસૂરિ**નું સુપ્રસિદ્ધ સુભાષિત મથાળે ટાંકી, મહાન્ તે હરિભદ્રસૂરિનું સ્મરણ કરાવે એવી અદ્ભુત મધ્યસ્થતાથી-પરમ આશ્ચર્યકારી નિષ્પક્ષ-પાતતાથી **શ્રીમદ્** લખે છે—' આપનું ધર્મપત્ર વૈશાખ વદ ૬નું મળ્યુ. ×× તે પત્રમાં આપ દર્શાવો છો કે કોઈ પણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવું; એ જ્ઞાનીઓનો ઉપદેશ છે.' આ વસ્તુનો નિખાલસભાવે સ્વીકાર કરી પરમ મધ્યસ્થપરિણામી નિષ્પક્ષપાત નિરાગ્રહ યથાર્થ દૃષ્ટિવાન્ **શ્રીમદ્** નિરાગ્રહભાવે પોતાનું મંતવ્ય દર્શાવે છે—'આ વચન મને પણ સમ્મત છે. પ્રત્યેક દર્શનમાં આત્માનો જ બોધ છે; અને મોક્ષ માટે સર્વનો પ્રયત્ન છે; તો પણ આટલું તો આપ પણ માન્ય કરી શકશો કે **જે માર્ગથી આત્મા આત્મત્વ સમ્યગ્જ્ઞાન-યથાર્થદૃષ્ટિ-પામે તે માર્ગ સત્પુરુષની આજ્ઞાનુસાર સમ્મત કરવો જોઈએ.** અહીં કોઇ પણ દર્શન માટે બોલવાની ઉચિતતા નથી, છતાં આમ તો કહી શકાય કે—**જે પુરુષનું વચન પૂર્વાપર અખંડિત છે, તેનું બોધેલું દર્શન તે પૂર્વાપર હિતસ્વી છે. આત્મા જ્યાંથી યથાર્થ દૃષ્ટિ, કિંવા વસ્તુધર્મ પામે ત્યાંથી સમ્યક્જ્ઞાન સંપ્રાપ્ત થાય એ સર્વમાન્ય છે.** આમ સર્વમાન્ય સામાન્ય સિદ્ધાંત રજૂ કરી તે આત્મત્વ પામવા અંગે મહાવીરના પરમોત્તમ સિદ્ધાંતની પરમ અદ્ભુત અલૌકિક વિચક્ષણતાથી રજૂઆત કરતાં **શ્રીમદ્** આચારાંગ સિદ્ધાંતનું '**जे एगं जाणई से सव्वं जाणई, जे सव्वं जाणई से एगं जाणई**' —એકને જાણ્યો તેણે સર્વ જાણ્યુ, જેણે સર્વને જાણ્યુ તેણે એકને જાણ્યો એ પ્રસિદ્ધ સૂત્ર ટાંકી વદે છે—' મહાવીરના બોધનો મુખ્ય પાયો ઉપરના વચનામૃતથી શરૂ થાય છે; અને એનું સ્વરૂપ એણે સર્વોત્તમ દર્શાવ્યુ છે. ×× અહીં એક આ પણ વિજ્ઞાપના આપને કરવી યોગ્ય છે કે, મહાવીર કે કોઈ પણ બીજા ઉપદેશકના પક્ષપાત માટે મારું કંઇ પણ કથન અથવા માનવું નથી; પણ આત્મત્વ પામવા માટે જેનો બોધ અનુકૂળ છે તેને માટે પક્ષપાત (!) દૃષ્ટિરાગ, પ્રશસ્ત રાગ, કે માન્યતા છે, અને તેને આધારે

વર્તના છે.'—સ્ફટિક જેવા સ્વચ્છ હૃદયના પવિત્ર ઝરણામાંથી નિકળેલા **શ્રીમદ્‌**ના આ હૃદયસ્પર્શી વચનોમાં અક્ષરે અક્ષરે કેવી નિખાલસતા નિર્ઝરે છે! અખંડિત સત્ય-સિદ્ધાંતની નિશ્ચયદઢતામાં પણ કેવી નિરાગ્રહતા વિસ્ફુરે છે! એક પ્રખર વેદાંતીને વીતરાગ સિદ્ધાંત ગળે ઉતરાવવાની કેવી વિચક્ષણતા ઝળહળે છે! ખરેખર! **મનઃસુખભાઈ કિ. મહેતાએ** 'જીવનરેખા'માં કહ્યું છે તેમ—'**શ્રીમદ્ રાજચંદ્રે** પોતાને પવિત્ર વીતરાગ માર્ગ હાડોહાડ વ્યાપ્યા છતાં, શ્રીયુત્ ત્રિપાઠી જેવા વેદાંતના ચુસ્ત પ્રેમીના સંબંધમાં જૈનની સત્યતા પ્રતિપાદન કરતાં આવી વિચક્ષણતાથી કામ લીધેલું જોઈ પવિત્ર વીતરાગ માર્ગની તેઓની હીમાયત અંગે જૈનમાત્રને પૂજ્યભાવ સ્ફુરશે.' ઇત્યાદિ.

આમ આત્મત્વ પામવા પરમોત્તમ વીતરાગસિદ્ધાંતની નિરાગ્રહ મધ્યસ્થભાવે દઢતાથી રજૂઆત કરી આવા **પરમ વિચક્ષણ પરમ જ્ઞાનવૃદ્ધ શ્રીમદ્**, 'નિર્ગ્રંથ શાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમ વૃદ્ધ ગણે છે'—એમ આ વયોવૃદ્ધ પ્રખર વેદાંતીને માર્મિકપણે જણાવી, એમને પુનર્જન્મનો નિશ્ચય કરાવવા પુનર્જન્મસંબંધી પોતાના વિચારો દર્શાવતાં લખે છે—'**પુનર્જન્મ** સંબંધી મારા વિચાર દર્શાવવા આપે સૂચવ્યું તે માટે અહીં પ્રસંગ પૂરતું સંક્ષેપ-માત્ર દર્શાવું છું: **મારૂં કેટલાક નિર્ણય પરથી આમ માનવું થયું છે કે, આ કાળમાં પણ કોઈ કોઈ મહાત્માઓ ગત ભવને જાતિ-સ્મરણજ્ઞાન વડે જાણી શકે છે; જે જાણવું કલ્પિત નહીં પણ સમ્યક્ હોય છે. ઉત્કૃષ્ટ સમ્વેગ-જ્ઞાનયોગ-અને સત્સંગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એટલે શું કે ભૂત ભવ પ્રત્યક્ષાનુભવરૂપ થાય છે. જ્યાંસુધી ભૂત ભવ અનુભવગમ્ય ન થાય ત્યાંસુધી ભવિષ્યકાળનું ધર્મપ્રયત્ન શંકાસહ આત્મા કર્યા કરે છે; અને શંકાસહ પ્રયત્ન તે યોગ્યસિદ્ધિ આપતું નથી. પુનર્જન્મ છે; આટલું પરોક્ષે-પ્રત્યક્ષે નિઃશંકત્વ જે પુરુષને પ્રાપ્ત થયું નથી, તે પુરુષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી. પુનર્જન્મને માટે શ્રુતજ્ઞાનથી મેળવેલો આશય મને જે અનુભવગમ્ય થયો છે તે કંઈક અહીં દર્શાવી જઉં છું.**' એમ કહી ઉપયોગ એ આત્માનું વિશિષ્ટ લક્ષણ-ભિન્ન ધર્મ દર્શાવી, તે ઉપયોગની અશુદ્ધિનું કારણ પૂર્વકર્મ અનુપૂર્વીથી પુનર્જન્મ સિદ્ધ કરે છે એમ આગમ-પ્રમાણથી-અનુમાનપ્રમાણથી સવિસ્તર સ્પષ્ટ બતાવી આપી **શ્રીમદ્** લખે છે—'એ અનુમાનપ્રમાણ કહી ગયો. પ્રત્યક્ષ પ્રમાણસંબંધી જ્ઞાનીદષ્ટ હશે, તો હવે પછી, વા દર્શનસમય મળ્યો તો ત્યારે કંઈક દર્શાવી શકીશ.' છેવટે—'પુનર્જન્મ છે તે યોગથી, શાસ્ત્રથી અને સહજરૂપે અનેક સત્પુરુષોને સિદ્ધ થયેલ છે,' આમ કહી આ કાળમાં તેની નિઃશંકતા નથી તેના કારણો દર્શાવે છે—'આ કાળમાં એ વિષે અનેક પુરુષોને નિઃશંકતા નથી થતી તેના કારણો માત્ર સાત્ત્વિકતાની ન્યૂનતા, ત્રિવિધતાપની મૂર્છના, શ્રીગોકુળચરિત્રમાં આપે દર્શાવેલી નિર્જનાવસ્થા તેની ખામી, સત્સંગ વિનાનો વાસ સ્વમાન અને અયથાર્થદૃષ્ટિ એ છે.' ઇત્યાદિ.

**શ્રીમદે** લખેલા આ લાંબા પત્રના ઉત્તરમાં મનઃસુખરામ સૂર્યરામે અષાઢ શુદ ૭

ના દિને લખેલ પત્રના ઉત્તરમાં (અં. શુ. ૧૫, ૧૯૪૫) **શ્રીમદ્** જણાવે છે—'પુનર્જન્મના મારા વિચારો આપને અનુકૂળ થવાથી એ વિષયમાં આપનું સહાયકપણું મળ્યું. × × પુનર્જન્મના પ્રત્યક્ષ નિશ્ચય, તેમ જ અન્ય આધ્યાત્મિક વિચારો હવે પછી પ્રસંગાનુકૂળ દર્શાવવાની આજ્ઞા લઉં છું.' પુનર્જન્મ બા. આ પત્રવ્યવહાર પરથી જોઈ શકાય છે કે આ મનઃસુખરામ સૂ. જેવા પ્રખર વેદાંતીને પણ આ બા. કદાચ કિંચિત્ સાશંકતા હશે, અને તે દૂર કરવા માંટે આગમથી અનુમાનથી અને અનુભવથી **શ્રીમદે** જે યુક્તિયુક્ત સમાધાન દર્શાવ્યું તેથી પુનર્જન્મની પ્રતીતિ તેમને ઉપજી હોય એમ આ પરથી સમજાય છે. અત્રે વિવેકી વાંચકને શંકા થવી સંભવે છે કે આવા પ્રખર વેદાંતીને એ બા. શંકા કેમ સંભવે ? આ શંકા અસ્થાને છે, કારણ કે મોટા મોટા ગ્રંથો લખવા છતાં ને વેદાંતની કે સિદ્ધાંતની મોટી મોટી વાતો કરવા છતાં ભલભલા મોટામોટા પંડિતોને પણ તેવી શંકા અંદરખાનેથી હોય છે; જરા ઊભા રહી પોતાના અંતરાત્માને પૂછવામાં આવે તો મુખેથી તેવી જ્ઞાનની વાતો કરવા છતાં અંદરખાનેથી ઊંડે ઊંડે તેવી શંકા તેમના અંતરને કોરી ખાતી હોય છે. વેદપારંગત ગૌતમસ્વામીનો દાખલો ઇતિહાસપ્રસિદ્ધ છે. પાંચસો શિષ્યના અગ્રણી પંડિતશિરોમણિ આ વેદપારંગત **ઇંદ્રભૂતિ ગૌતમને** આત્માના અસ્તિત્વની જ—હોવાપણાની જ શંકા હતી! તેમના ભ્રાતા તેવા જ મહા પ્રકાંડ પંડિતપ્રવર અગ્નિભૂતિને આત્માના નિત્યત્વની—નિત્યપણાની શંકા હતી! તેઓની તે શંકા **પરમજ્ઞાનીશ્વર મહાવીરે** વેદની ઋચાઓનો અર્થ સમજાવી દૂર કરી તેમ અત્રે પણ પ્રખર વેદાંતી મનઃસુખરામની શંકાનું નિવારણ પ્રત્યક્ષ અનુભવજ્ઞાની **જ્ઞાનાવતાર શ્રીમદે** આવી સમર્થતાથી કર્યું હોય એમાં આશ્ચર્ય નથી. મનઃસુખરામ સૂ. સરલપરિણામી નિર્માની હતા. એટલે એમણે વયમાં પોતાથી લઘુ પણ જ્ઞાનમાં વૃદ્ધ **શ્રીમદ્** જેવા સત્પુરુષ પાસે નિખાલસપણે પોતાની શંકા રજુ કરવામાં લેશ પણ સંકોચ અનુભવ્યો નથી અને પરમ વિનયાન્વિત **શ્રીમદે** પણ તેવા જ નિખાલસપણે તેનું સમાધાન કરવામાં લેશ પણ ઉત્કોચ (ઉત્કર્ષ—અહંકાર) અનુભવ્યો નથી.

અને આમ પરમાર્થગોષ્ઠિથી બન્નેનું અંતરૂ મળ્યુ છે, એટલે અંતઃકરણની વાત પરસ્પર લખાય છે તેનો ઉલ્લેખ કરતાં **શ્રીમદ્** આ જ પત્રમાં લખે છે—'આપે અંતઃકરણીય—આત્મભાવજન્ય અભિલાષા જે એ દર્શાવી તે નિરંતર સત્પુરુષો રાખતા આવ્યા છે; તેવી મન, વચન, કાયા અને આત્માથી દશા તેઓએ પ્રાપ્ત કરી છે; અને તે દશાના પ્રકાશ વડે દિવ્ય થયેલા આત્માએ વાણી દ્વારા સર્વોત્તમ આધ્યાત્મિક વચનામૃતોને પ્રદર્શિત કર્યાં છે; જેને આપ જેવા સત્પાત્ર મનુષ્યો નિરંતર સેવે છે; અને એ જ અનંત ભવનું આત્મિક દુઃખ ટાળવાનું પરમૌષધ છે.' આ લખી **શ્રીમદ્** નિરાગ્રહભાવે યથાર્થદૃષ્ટિ અને સત્સાધન અંગે પુનઃ પોતાનું મંતવ્ય સંક્ષેપમાં નિવેદે છે—

'સર્વદર્શન પારિણામિકભાવે મુક્તિનો ઉપદેશ કરે છે એ નિઃસંશય છે, પણ યથાર્થદૃષ્ટિ થયા વિના સર્વદર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી. જે થવા માટે સત્પુરુષોની પ્રશસ્ત ભક્તિ, તેના પાદપંકજ અને ઉપદેશનું અવલંબન, નિર્વિકાર જ્ઞાનયોગ જે સાધનો, તે શુદ્ધ ઉપયોગ વડે સમ્મત થવાં જોઈએ.'

આમ બાવીશ વર્ષના યુવાન જ્ઞાનવૃદ્ધ **શ્રીમદ્‌**નો બાવન વર્ષના વયોવૃદ્ધ મનઃસુખરામ સૂ. સાથેનો પત્રવાટે ને ક્વચિત્ સાક્ષાત્ સમાગમવાટે પરમાર્થપરિચય વધતો ગયો; અને આ પરિચય માત્ર પરમાર્થસંબંધરૂપ જ હતો, તેમાં વ્યવહારસંબંધનો કે સ્વાર્થસંબંધનો સ્વપ્નાંતરે પણ ગંધલેશ પણ ન્હોતો. આ અંગે લેશમાત્ર શંકાને સ્થાન ન રહે એમ એક પત્રમાં (અં. ૧૨૦) સ્પષ્ટ વક્તા **શ્રીમદે** કર્યું છે: 'વ્યવહાર પરત્વે કોઈ રીતે આપના સંબંધથી લાભ લેવાનું સ્વપ્નું પણ ઇચ્છયું નથી; તેમ જ આપ જેવા બીજાઓની સમીપથી પણ એની ઇચ્છા રાખી નથી. એક જન્મ અને તે થોડા જ કાળનો પ્રારબ્ધાનુસાર ગાળી લેવો તેમાં દૈન્યતા ઉચિત નથી, એ નિશ્ચય પ્રિય છે. સહજભાવે વર્ત્તવાની અભ્યાસપ્રણાલિકા કેટલાંક (જૂજ) વર્ષ થયાં આરંભિત છે; અને એથી નિવૃત્તિની વૃદ્ધિ છે. આ વાત અહીં જણાવવાનો હેતુ એટલો જ કે આપ અશંકિત હશો; તથાપિ પૂર્વાપરે પણ અશંકિત રહેવા માટે જે હેતુથી આપના ભણી મારૂં જોવું છે તે જણાવ્યુ છે; અને એ અશંકિતતા સંસારથી ઔદાસીન્ય ભાવને પામેલી દશાને સહાયક થશે એમ માન્યુ હોવાથી (જણાવ્યુ છે).' ઇત્યાદિ.

આવા પરમ નિઃસ્વાર્થ નિર્ભેળ શુદ્ધ પરમાર્થસંબંધને લઈને જ બ્રહ્મવિદ્યાના રસીયા અધ્યાત્મપ્રેમી મનઃસુખરામ આત્મવિદ્યાના રહસ્યને પામેલા **અધ્યાત્મનિમગ્ન શ્રીમદ્‌**ના સહજ ગુણથી આકૃષ્ટ થઈ તેમની વિશેષ નિકટ આવતા ગયા, પરસ્પર સમાગમ વધતો ગયો અને પરસ્પર ગ્રંથની આપ–લે થવા માંડી. મનઃસુખરામે **શ્રીમદ્‌**ને 'યોગવાસિષ્ઠ' ગ્રંથ મોકલ્યો. અને **શ્રીમદે** હરિભદ્રસૂરિકૃત 'અષ્ટક' અને 'યોગબિન્દુ' ગ્રંથ મનઃસુખરામની દૃષ્ટિ તળે નિકળી જવા મોકલતાં, 'યોગદૃષ્ટિસમુચ્ચય પાછળથી મોકલીશ' એમ જણાવી હરિભદ્રસૂરિની ચમત્કૃતિની સ્તુતિ કરી કે—'પરમતત્ત્વને સામાન્ય બોધમાં ઉતારી દેવાની હરિભદ્રાચાર્યની ચમત્કૃતિ સ્તુત્ય છે.'–એમ લખી બીજાઓ તરફથી જૈનદર્શનને થયેલા મિથ્યા અન્યાય પ્રત્યે ખેદ વ્યક્ત કરતાં **શ્રીમદ્** અનન્ય શાસનદાઝથી લખે છે—

'અથથી ઇતિ સુધી અવલોકન કરવાનો વખત મેળવ્યાથી મારા પર એક કૃપા થશે. (જૈન એ મોક્ષના ઉપદેશને કરતું, અને વાસ્તવિક તત્ત્વમાં જ જેની શ્રદ્ધા છે એવું દર્શન છતાં કોઈ 'નાસ્તિક' એ ઉપનામથી તેનું આગળ ખંડન કરી ગયા છે તે યથાર્થ થયુ નથી; એ આપની દૃષ્ટિમા આવી જવાનું પ્રાયે બનશે તેથી.) જૈન સંબંધી આપને કંઈ પણ મારો આગ્રહ દર્શાવતો નથી. તેમ આત્મા જે રૂપે હો તે રૂપે ગમે તેથી થાઓ એ સિવાય બીજી મારી અંતરંગ જિજ્ઞાસા નથી; એ કંઈ કારણથી કહી જઈ જૈન પણ એક પવિત્ર દર્શન છે એમ કહેવાની આજ્ઞા લઉં છું. તે માત્ર જે વસ્તુ જે રૂપે સ્વાનુભવમા આવી હોય તે રૂપે કહેવી એમ સમજીને.'

હૃદયના ઊંડાણમાંથી નિકળેલા **શ્રીમદ્‌**ના આ વચનોમાં કોઈને પણ પરમ બહુમાન સ્ફુરાવે એવી પરમ સત્ય વીતરાગદર્શન પ્રત્યે આકર્ષનારી કેવી વિચક્ષણ તત્ત્વકળા ઝળહળે છે! **શ્રી મનઃસુખભાઈ કિરતચંદે** સાચું જ કહ્યું છે કે—'વેદાંતના

અતિપ્રેમી, વેદાંતમાં વિચક્ષણ વિદ્વાન્ મનઃસુખરામ ત્રિપાઠીને પવિત્ર જૈનદર્શનની સત્યતા ઠસાવવા કેવી કળાથી કામ લેવું જોઈએ, તે **શ્રીમાન્ રાજચંદ્રે** એકવીશ બાવીશ વરસની લઘુ વયે બતાવેલી વિચક્ષણતાથી સહજ સમજાય એમ છે × × **શ્રીમદે** પવિત્ર વીતરાગદર્શનની આવી વિચક્ષણતાથી હીમાયત કરી છે. સ્વયં સિદ્ધ કરેલું એક દર્શનનું સત્યત્વ પૂર્વવ્યુદ્ગ્રાહિત બુદ્ધિવાળાને ઠસાવવું એ કેટલું અને કેવું વિકટ છે, એમાં કેવી વિચક્ષણતાની આવશ્યકતા છે, એ એનો અનુભવ જેણે કર્યો હોય તેને જ ખબર પડવા યોગ્ય છે.' અને આમ પરમ વિચક્ષણ પરમાર્થકૌશલ્યથી પવિત્ર વીતરાગદર્શનની સાચી હીમાયત કરતાં છતાં અત્યંત મધ્યસ્થતા દાખવતા **શ્રીમદ્** સ્ફટિક જેવા સ્વચ્છ નિખાલસ નિરાગ્રહભાવે આ જ પત્રમાં છેવટે લખે છે—'સર્વ સત્પુરુષો માત્ર એક જ વાટેથી તર્યા છે અને તે વાટ વાસ્તવિક આત્મજ્ઞાન અને તેની અનુચારિણી દેહસ્થિતિ પર્યંત સત્ક્રિયા કે રાગદ્વેષ અને મોહ વગરની દશા થવાથી તે તત્ત્વ તેમને પ્રાપ્ત થયું હોય એમ મારું આધીન મત છે.' તેમ જ બીજા પત્રોમાં (અ ૭૧, ૧૨૦) પણ પરમ માધ્યસ્થ્યસંપન્ન **શ્રીમદે** આવો જ નિરાગ્રહભાવ દર્શાવ્યો છે—

'નિર્ગ્રંથના ઉપદેશને અચલભાવે અને વિશેષે સમ્મત કરતાં અન્ય દર્શનના ઉપદેશમાં મધ્યસ્થતા પ્રિય છે. ગમે તે વાટે અને ગમે તે દર્શનથી કલ્યાણ થતું હોય, તો ત્યાં પછી મતાંતરની કંઈ અપેક્ષા શોધવી યોગ્ય નથી. આત્મત્વ જે અનુપ્રેક્ષાથી, જે દર્શનથી કે જે જ્ઞાનથી પ્રાપ્ત થાય તે અનુપ્રેક્ષા, તે દર્શન કે તે જ્ઞાન સર્વોપરિ છે; અને જેટલા આત્મા તર્યા, વર્તમાને તરે છે, ભવિષ્યે તરશે તે સર્વ એ એક જ ભાવને પામીને, આપણે એ સર્વ ભાવે પામીએ એ મળેલા *અનુત્તર જન્મનું સાફલ્ય છે.*' 'જૈનના આગ્રહથી જ મોક્ષ છે, એમ આત્મા ઘણા વખત થયાં માનવું ભૂલી ગયો છે. મુક્તભાવમાં (!) મોક્ષ છે એમ ધારણા છે.' ઇત્યાદિ.

આમ મધ્યસ્થ નિરાગ્રહભાવે મન સુખરામ સૂર્યરામને પરમાર્થમાર્ગનું પ્રમ ગોપાત્ત દર્શન કરાવતા **શ્રીમદ્** ક્વચિત્ પોતાના હૃદયનું દર્શન પણ કરાવતા જેમ કે— સં. ૧૯૪૫ના શ્રાવણ માસમાં લખેલા પત્રમાં (અં. ૭૧) **શ્રીમદ્** મન સુખરામ સૂ ને લખે છે કે–

**'સર્વશાસ્ત્રના બોધનું ક્રિયાનું, જ્ઞાનનું, યોગનું અને ભક્તિનું પ્રયોજન સ્વસ્વરૂપપ્રાપ્તિને અર્થે છે, અને એ સમ્યક્ શ્રેણીઓ આત્મગત થાય તો તેમ થવું પ્રત્યક્ષ સંભવિત છે; પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરવા સર્વસંગપરિત્યાગની અવશ્ય છે. નિર્જનાવસ્થા–યોગભૂમિકામાં વાસ–સહજ સમાધિની પ્રાપ્તિ નથી, તે સર્વસંગપરિત્યાગમાં નિયમા વાસિત છે. દેશ (ભાગ) સંગપરિત્યાગમાં ભજના સંભવે છે. જ્યાંસુધી ગૃહવાસ પૂર્વકર્મના બળથી ભોગવવો રહ્યો છે, ત્યાંસુધી ધર્મ, અર્થ અને કામ ઉલ્લાસિત–ઉદાસીન ભાવે સેવવાં યોગ્ય છે. બાહ્યભાવે ગૃહસ્થશ્રેણિ છતાં અંતરંગ નિર્ગ્રંથશ્રેણિ જોઈએ, અને જ્યાં તેમ થયું છે ત્યાં સર્વસિદ્ધિ છે. મારી આત્માભિલાષા તે શ્રેણિમાં ઘણા માસ થયાં વર્તે છે. ધર્મોપજીવનની પૂર્ણ અભિલાષા કેટલીક વ્યવહારો-**

**પાધિને લીધે પાર પડી શકતી નથી; પણ પ્રત્યક્ષે સત્પદની સિદ્ધિ આત્માને થાય છે; આ વાર્તા તો સમ્મત જ છે અને ત્યાં કંઈ વય-વેષની વિશેષ અપેક્ષા નથી.'**

અને આ પરમાર્થસંબંધ ગાઢ બનતાં, ૧૯૪૬ના અષાડ વદ ૦)) ના દિને મનઃસુખરામ સૂર્યરામ પર લખેલા પત્રમાં (અં. ૧૨૬) તો **શ્રીમદે** પોતાનું હૃદય ખોલ્યું છે અને પોતાની ધારેલી જીવનપ્રણાલિકા ખુલ્લી કરી છે. આ પરમાર્થસત્સંગી પ્રત્યે લખાયેલા આ છેલ્લા પત્રમાં **શ્રીમદ્**ની અંતરૂદશાનું દર્શન થાય છે અને **શ્રીમદ્**ના અંતરૂજીવન પર ઘણો પ્રકાશ પડે છે. **શ્રીમદ્**ના હૃદયદર્પણરૂપ આ પત્રમાં પ્રથમ **શ્રીમદ્** આ વિષમ કાળ સંબંધી અને સત્પાત્ર સત્સંગીના અભાવસંબંધી પોતાની અંતરૂવેદના ઠાલવે છે-'જ્ઞાનીઓએ કલ્પેલો ખરેખરો આ કળિકાળ જ છે. જનસમુદાયની વૃત્તિઓ વિષયકષાયાદિકથી વિષમતાને પામી છે. એનું બળવત્તરપણું પ્રત્યક્ષ છે. રાજસી-વૃત્તિનું અનુકરણ તેમને પ્રિય થયું છે. તાત્પર્ય વિવેકીઓની અને યથાયોગ્ય ઉપશમપાત્રની છાયા પણ મળતી નથી. એવા વિષમકાળમાં જન્મેલો આ દેહધારી આત્મા અનાદિકાળના પરિભ્રમણના થાકથી વિશ્રાંતિ લેવા આવતાં અવિશ્રાંતિ પામી સપડાયો છે. માનસિક ચિંતા ક્યાંય કહી શકાતી નથી, કહેવાનાં પાત્રોની પણ ખામી છે; ત્યાં હવે શું કરવું ?' આમ અંતરૂવેદના વ્યક્ત કરી પોતાની વ્યવહારપ્રવૃત્તિનો ખેદ દર્શાવે છે—'જો કે યથાયોગ્ય ઉપશમભાવને પામેલો આત્મા સંસાર અને મોક્ષ પર સમવૃત્તિવાળો હોય છે, એટલે અપ્રતિબદ્ધપણે વિચરી શકે છે; પણ આ આત્માને તો હજુ તે દશા પ્રાપ્ત થઈ નથી. તેનો અભ્યાસ છે, ત્યાં તેને પડખે આ પ્રવૃત્તિ શા માટે ઊભી હશે ? જેની નિરુપાયતા છે તેની સહનશીલતા સુખદાયક છે અને એમ જ પ્રવર્ત્તન છે.' આમ પોતાનો નિશ્ચય દર્શાવી પોતાની જીવનધારણા અંગે લખે છે—

'પરંતુ જીવન પૂર્ણ થતાં પહેલાં યથાયોગ્યપણે નીચેની દશા આવવી જોઈએ. **(૧) મન, વચન અને કાયાથી આત્માનો મુક્તભાવ, (૨) મનનું ઉદાસીનપણે પ્રવર્ત્તન. (૩) વચનનું સ્યાદ્વાદપણું (નિરાગ્રહપણું). (૪) કાયાની વૃક્ષદશા. (આહાર-વિહારની નિયમિતતા). અથવા સર્વસંદેહની નિવૃત્તિ; સર્વ ભયનું છૂટવું અને સર્વ અજ્ઞાનનો નાશ.'**

આનો માર્ગ શો તે બા. લખે છે-'અનેક પ્રકારે સંતોએ શાસ્ત્રવાટે તેનો માર્ગ કહ્યો છે, સાધનો બતાવ્યાં છે, યોગાદિકથી થયેલો પોતાનો અનુભવ કહ્યો છે; તથાપિ તેથી યથાયોગ્ય ઉપશમભાવ આવવો દુર્લભ છે. તે માર્ગ છે; પરંતુ ઉપાદાનની બળવાન સ્થિતિ જોઈએ. ઉપાદાનની બળવાન સ્થિતિ થવા નિરંતર સત્સંગ જોઈએ. તે નથી.' આમ કહી **શ્રીમદ્** છેવટ પોતાના જીવનની રહસ્યભૂત વાત લખે છે—

'શિશુવયમાંથી જ એ વૃત્તિ ઊગવાથી કોઈ પ્રકારનો પરભાષાભ્યાસ ન થઈ શક્યો. અમુક સંપ્રદાયથી શાસ્ત્રાભ્યાસ ન થઈ શક્યો. સંસારના બંધનથી ઈહાપોહ્યાસ પણ ન થઈ શક્યો; અને તે ન થઈ શક્યો તેને માટે કંઈ બીજી વિચારણા નથી. એથી

આત્મા અધિક વિકલ્પી થાત (સર્વને માટે વિકલ્પીપણું નહીં, પણ એક હું પોતાની અપેક્ષાએ કહું છું.) અને વિકલ્પાદિક ક્લેશનો તો નાશ જ કર્યો ઇચ્છયો હતો, એટલે જે થયું તે કલ્યાણકારક જ; પણ હવે શ્રીરામને જેમ મહાનુભાવ વસિષ્ઠ ભગવાને આ જ દોષનું વિસ્મરણ કરાવ્યું હતું તેમ કોણ કરાવે? અર્થાત્ શાસ્ત્રનો ભાવાભ્યાસ વિના પણ ઘણો પરિચય થયો છે, ધર્મના વ્યાવહારિક જ્ઞાનાઓનો પણ પરિચય થયો છે, તથાપિ આ આત્માનું આનંદાવરણ એથી ટળે એમ નથી, માત્ર સત્સંગ સિવાય, યોગસમાધિ સિવાય, ત્યાં કેમ કરવું? આટલું પણ દર્શાવવાનું કોઈ સત્પાત્ર સ્થળ નહોતું. ભાગ્યોદયે આપ મળ્યા કે જેને એ જ રોમેરોમે રુચિકર છે.'

આ છેલ્લા પત્ર પરથી સમજાય છે કે **શ્રીમદ્** મનઃસુખરામ સૂર્યરામને કિંચિત્ પોતાનું હૃદય દર્શાવવાનું સત્પાત્ર સ્થળ માનતા, એટલે સુધી આ બન્નેનો પરમાર્થસંબંધ ગાઢ બન્યો હતો. **શ્રીમદ્** જેવા જ્ઞાનદિવાકર પાસેથી દિવ્ય જ્ઞાનકણ ઝીલવાનું ધન્યપણું પામનારાઓમાં એક મનઃસુખરામ સૂર્યરામનો આવો હતો **શ્રીમદ્** સાથેનો પરમાર્થસંબંધ!



## પ્રકરણ છેતાલીશમું

# શ્રીમદ્‌ના પ્રથમ સત્સંગી 'સત્યપરાયણ' જૂઠાભાઈ

**શ્રીમદ્**ના સર્વ સત્સંગીઓમાં પ્રથમ સત્સંગી હોવાનું માન **'સત્યપરાયણ'**
**જૂઠાભાઈ**ને ઘટે છે; **શ્રીમદ્** જેવા પરમ સંતશિરોમણિના સત્સંગનો અનુપમ આત્મ-
લાભ પામવાનું પરમ ધન્યપણું પ્રાપ્ત કરનાર પ્રથમ મહામુમુક્ષુ શ્રી **જૂઠાભાઈ** છે. જોકે
શ્રી ધારશીભાઈને પણ આથી પહેલાં **શ્રીમદ્**નો પરિચય થયો છે, પણ તે હજુ
આવા વિશિષ્ટ સત્સંગભાવનો નહિ. સત્સંગી મુમુક્ષુઓ પ્રત્યેના **શ્રીમદ્**ના પત્રવ્યવહારમાં
પણ પ્રથમ પત્ર આ **પ્રથમ સત્સંગી જૂઠાભાઈ** પરનો જ દૃશ્ય થાય છે. **શ્રીમદે**
પોતાના કવિકલ્પનાસ્પર્શથી **જૂઠાભાઈ**ને નામપલટો કરી 'સત્યપરાયણ' બનાવી દીધા,
એટલું જ નહિ પણ પોતાની પરમ પરમાર્થરંગી આત્મદશાના જાદૂઈ સ્પર્શથી પરમાર્થથી
ખરેખરા 'સત્યપરાયણ' બનાવી દીધા. પરમ સુમુક્ષુ ધર્મમૂર્તિ **શ્રીમદ્** જેવા પારસ-
મણિનો સ્પર્શ થયો ને **જૂઠાભાઈ** સાચા સુમુક્ષુ—સાચા ધર્મપ્રેમી બની ગયા. એટલે જ
જૂઠાભાઈ **શ્રીમદ્**ને પોતાના ધર્મજન્મદાતા 'ધર્મપિતા' ગણતા અને સંબોધતા; **શ્રીમદ્**
પણ જૂઠાભાઈને પોતાના ધર્મપુત્ર 'ચિ.' ગણી તેવા પ્રકારે સંબોધતા. શ્રી જૂઠાભાઈનો
ભવ્ય આત્મા **શ્રીમદ્**ના સત્સંગનો ધન્ય આત્મલાભ પામી મહામુમુક્ષુ કેમ બન્યો
તેનો રસપૂર્ણ ઇતિહાસ આ પ્રકરણમાં રજૂ કરશું.

**જૂઠાભાઈ**નો જન્મ સં. ૧૯૨૩ના કાર્તિક શુદ ૨ ને દિને થયો હતો. તેમનો

કુલસંપ્રદાય સ્થાનકવાસી જૈનનો હતો. **જૂઠાભાઈ** અમદાવાદના 'પુણ્યપ્રભાવક' શેઠ માલ્લચંદ જેચંદના કુલના નબીરા અને **શેઠ જેસંગભાઈ ઉજમશીના** લઘુ ભ્રાતા હતા. તેમને **શ્રીમદ્દના** સત્સંગનું નિમિત્ત અકસ્માત્ જ અનાયાસે બની આવ્યું. સં. ૧૯૪૪ ના ચૈત્ર માસમાં મોક્ષમાળા છપાતી હતી, તેના કામ-અંગે **શ્રીમદ્દનું** અમદાવાદ આગમન થયું. ત્યારે તેઓ ટંકશાળમાં શેઠ પન્નાલાલ ઉમાભાઈને ત્યાં (ચંચલબ્હેનનેઘેર) બે અઢી માસ રહ્યા હતા. તેઓ મોરબીના વનેચંદ પોપટ દફતરીનો જેસંગભાઈ પરનો પત્ર 'આ આપણા કુલસંપ્રદાયના એક મહા વિદ્વાન્ કવિ સાક્ષાત્ સરસ્વતી અવતારી પુરુષ છે' એવા ભાવનો ઓળખપત્ર સાથે લાવ્યા હતા. જેસંગભાઈ **શ્રીમદ્દને** મળવા ટંકશાળમાં જતા, પણ તેમને આડતને અંગે બહારગામ જવાનો પ્રસંગ વધારે બનતો એટલે તેમણે **શ્રીમદ્દની** સંભાળ રાખવાનું પોતાના લઘુભ્રાતા જૂઠાભાઈને ભળાવ્યું. આમ અનાયાસે પૂર્વ નિબંધનથી **શ્રીમદ્દનો** સમાગમલાભ પામવાનું સહજ નિમિત્ત મહાભાગ્યશાળી **જૂઠાભાઈને** મળી આવ્યું. **શ્રીમદ્દ** જાણે જૂઠાભાઈને જ નિસ્તારવા પધાર્યા હોય એમ બની ગયુ! એ અરસામાં અમદાવાદનાં શ્રી. દલપતભાઈ ભગુભાઇને વંડે **શ્રીમદ્દે** અદ્ભુત અવધાનપ્રયોગ કરી બતાવ્યો હતો, તેથી એમ તો શ્રી. જૂઠાભાઈ આ કોઈ ચમત્કારિક પુરુષ છે એમ **શ્રીમદ્દ** પ્રત્યે સહજ આકર્ષાયા હતા. એક વખત શેઠ દલપતભાઈનો પુસ્તકભંડાર જોવા **શ્રીમદ્દ** શ્રી જૂઠાભાઈ સાથે પધાર્યા હતા, તે વખતે **શ્રીમદ્દ** સંબંધી નજરે જોયેલી હકીકત શ્રી જૂઠાભાઈએ પોતાના વડિલ બંધુ જેસંગભાઈને જણાવી હતી કે **શ્રીમદ્દ** પુસ્તકોના પાનાં માત્ર ફેરવી જતા અને તે પુસ્તકોનું હાર્દ તેમને હૃદયગત થઇ જતું. આવી પરમ આશ્ચર્યકારી આત્મશક્તિના દર્શનથી **શ્રીમદ્દ** પ્રત્યે જૂઠાભાઈનું આકર્ષણ વધતું જતું હતું, ત્યાં આ પરિચયસમાગમનું નિમિત્ત મળ્યુ, અને **શ્રીમદ્દના** પરમ અદ્ભુત આત્મગુણોનું તેમને સાક્ષાત્ દર્શન થતું ગયુ. **મુમુક્ષુના નેત્ર મહાત્માને ઓળખી લે છે,** એ **શ્રીમદ્દના** પ્રસિદ્ધ વચન પ્રમાણે મહામુમુક્ષુ **જૂઠાભાઇના** નેત્રે પ્રથમ દર્શને જ આ દિવ્ય મહાત્માને ઓળખી લીધા, તેમના સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર આદિ પરમ દિવ્ય ગુણોની તેમજ અનન્ય વીતરાગધર્મદઢતા — અદ્ભુત વીતરાગ ભક્તિ આદિ પરમ અદ્ભુત આત્મભાવોની સહજ છાપ સરલાત્મા **જૂઠાભાઇના** આત્મામાં પડી. **જૂઠાભાઇનું** ચિત્ત મૂળ તો ભક્તિરંગી હતું જ તેમા **પરમ સંવેગરંગી શ્રીમદ્દના** સત્સંગનો રંગ ભળ્યો એટલે તેમની વીતરાગમાર્ગ પ્રત્યેની ભક્તિ નવપલ્લવિત બની. **પરમ દઢધર્મા વૈરાગ્યમૂર્ત્તિ શ્રીમદ્દના** સંસર્ગથી **જૂઠાભાઇને** દઢ ધર્મરંગ લાગ્યો અને અપૂર્વ વૈરાગ્ય જાગ્યો, અલ્પકાળમાં 'મોક્ષમાર્ગને દે એવું સમ્યપણુ" એમના આત્મામાં પ્રગટ્યું. આમ **શ્રીમદ્દના** સત્સંગલાભ દિન–પ્રતિદિન વૃદ્ધિ પામી બન્નેનો સંબંધ ધર્મપિતા–ધર્મપુત્રના બની ગયો.

**જૂઠાભાઈનો** મૂળ કુલસંપ્રદાય જેમ પ્રતિમાવિરોધક સ્થાનકવાસી સંપ્રદાયનો હતો તેમ **શ્રીમદ્દનો** પણ તે જ હતો, પણ સત્યતત્ત્વગવેષક **શ્રીમદ્દના** પ્રતિમા સંબંધી વિચારોમાં પરિવર્ત્તન થયું અને તે સત્યનિષ્ઠ પરમ નિર્ભય **શ્રીમદ્દે** સરલ સ્વભાવે નિર્ભયપણે જાહેર

કર્યા. **શ્રીમદ્**ના સંસર્ગથી **જૂઠાભાઇ**ને પણ તે વિચારોનું ગ્રાહ્યપણું જણાયું અને તે જિનભક્તિ કરવા લાગ્યા, પણ તેમના કુટુંબીજનો તો કુલસંપ્રદાયની માન્યતામાં હજુ દઢ હતા અને તે કુલધર્મના થાંભલા ગણાતા. એટલે તેઓ અને કુલધર્મના તે બીજા અનુયાયીઓ **શ્રીમદ્** પ્રત્યે અને **જૂઠાભાઇ** પ્રત્યે કટાક્ષ દષ્ટિથી અથવા ઉપેક્ષા દષ્ટિથી જોવા લાગ્યા અને જેસંગભાઇ આદિના અપવાદ શિવાય કોઇ કોઇ તો તેમની નિંદા કરવા લાગ્યા. તેથી કોમળહૃદયી ભાવનાશીલ ભક્તિમાન્ **જૂઠાભાઇ**ના પવિત્ર આત્માને બહુ લાગી આવતું અને **શ્રીમદ્** પ્રત્યે તે ખેદ જણાવતા. **શ્રીમદ્** તેમને ખૂબ ધીરજ રાખવાનું અને ખેદ ન કરવાનું સૂચવતા. 'જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું" એ સુપ્રસિદ્ધ અમર સુભાષિતથી શરૂ થતા અમર પત્રમાં (અં. ૩૭) આ **સત્યાભિલાષી જૂઠાભાઇને શ્રીમદ્** ટંકોત્કીર્ણ વચનામૃત લખે છે કે —

'**જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું; તેથી રૂડું થયું નથી, કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંતભવનું સાટું વળી રહેશે એમ હું લઘુત્વભાવે સમજ્યો છું: અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે.** આ મહાબંધનથી રહિત થવામાં જે જે સાધન, પદાર્થ શ્રેષ્ઠ લાગે તે ગ્રહવા એજ માન્યતા છે, તો પછી તે માટે જગતની અનુકૂળતા પ્રતિકૂળતા શું જોવી? તે ગમે તેમ બોલે પણ આત્મા જો બંધનરહિત થતો હોય, સમાધિમય દશા પામતો હોય તો તેમ કરી લેવું. એટલે કીર્ત્તિ–અપકીર્ત્તિથી સર્વકાળને માટે રહિત થઈ શકાશે. અત્યારે એ વગેરે એમના પક્ષના લોકોના જે વિચારો મારે માટે પ્રવર્ત્તે છે, તે મને ધ્યાનમાં સ્મૃત છે, પણ વિસ્મૃત કરવા એ જ શ્રેયસ્કર છે. તમે નિર્ભય રહેજો. મારે માટે કોઇ કંઇ કહે તે સાંભળી મૌન રહેજો; તે એને માટે કંઇ શોક હર્ષ કરશો નહી × × આ તમારા માનેલા ગુરુજી માટે કોઈ પણ પ્રકારે હર્ષ–શોક કરશો નહી. તેની ઇચ્છા માત્ર સંકલ્પવિકલ્પથી રહિત થવાની જ છે, તેને અને આ વિચિત્ર જગતને કંઈ લાગતું વળગતું કે લેવાદેવા નથી. એટલે તેમાંથી તેને માટે ગમે તે વિચારો બંધાય કે બોલાય, તે ભણી હવે જવા ઇચ્છા નથી. × × હું કોઇ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું, એ ભૂલશો નહી.'

આ અમૃતપત્ર પરથી સમજાય છે કે કુલસંપ્રદાયવાદી કેટલાકોએ તે વખતે **શ્રીમદ્**ની ઉપેક્ષા કરી હશે. જોકેપાછળથી તો **શ્રી જૂઠાભાઇ**ના વડિલ ભ્રાતા જેસંગભાઇને તે વખતે ઉપેક્ષા કરવાની પોતાની ભૂલ માટે અને **શ્રીમદ્**નો પરમાર્થલાભ નહિં લઇ શકવાને માટે પારાવાર ખેદ થયો. **શ્રીમદ્** અંગેની પોતે લખાવેલી પોતાની પરિચય નોંધમાં તેવો ખુલ્લો એકરાર કર્યો; અને પછી તો તેઓ પણ જાણે પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરતા હોય એમ **શ્રીમદ્**ના અનન્ય ભક્ત અનુયાયીઓમાંના એક બની ગયા. તોપણ તે વખતે તો તે અપૂર્વ લાભથી વંચિત રહ્યા. પણ **જૂઠાભાઇ** તો પરમ ધન્યઆત્મલાભ પામી ગયા. તે એટલે સુધી કે મહામુમુક્ષુ **જૂઠાભાઇ શ્રીમદ્**ને પોતાના

પરમ આરાધ્ય ગુરુ–દેવમાનવા લાગ્યા;—અને અનન્ય ભક્તિથી તેમના ગુણગાન કરવા લાગ્યા. પણ **માર્દવમૂર્ત્તિ શ્રીમદ્** તો પોતાના પરમ આરાધ્ય વીતરાગદેવની ભક્તિનો અને વીતરાગધર્મની દઢતાનો જ **જૂઠાભાઇને** બોધ કરતા તે તેમના **જૂઠાભાઈ** પરના પત્રો પરથી જણાય છે. **શ્રીમદ્**ના ઉત્તમોત્તમ પત્રોમાંનો એક અને સર્વથીપ્રથમ પત્ર **શ્રીમદ્**ના પ્રથમ સત્સંગી આ**જૂઠાભાઈ** પર જ લખાયો છે, તે **અમૃતપત્ર**માં (અં. ૩૭) **શ્રીમદ્** જૂઠાભાઈને બોધે છે—

'જે પુરુષ પર તમારો પ્રશસ્ત રાગ છે, **તેના ઇષ્ટદેવ પરમાત્મા જિન, મહાયોગીંદ્ર પાર્શ્વનાથાદિકનું સ્મરણ રાખજો** અને જેમ બને તેમ નિર્મોહી થઈ મુક્ત દશાને ઇચ્છજો. જીવિતવ્ય કે જીવનપૂર્ણતા સંબંધી કંઈ સંકલ્પ–વિકલ્પ કરશો નહીં. ઉપયોગ શુદ્ધ કરવા આ જગતના સંકલ્પ–વિકલ્પને ભૂલી જજો; પાર્શ્વનાથાદિક યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો; અને તે જ અભિલાષા રાખ્યા રહેજો, એ જ તમને પુનઃ પુનઃ આશીર્વાદપૂર્વક મારી શિક્ષા છે. આ અલ્પજ્ઞ આત્મા પણ તે પદનો અભિલાષી અને તે પુરુષનાં ચરણકમળમાં તલ્લીન થયેલો દીન શિષ્ય છે. તમને તેવી શ્રદ્ધાની જ શિક્ષા દે છે. **વીરસ્વામીનું બોધેલું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સર્વ સ્વરૂપ યથાતથ્ય છે**, એ ભૂલશો નહીં. તેની શિક્ષાની કોઈ પણ પ્રકારે વિરાધના થઈ હોય, તે માટે પશ્ચાત્તાપ કરજો. આ કાળની અપેક્ષાએ મન, વચન, કાયા આત્મભાવે તેના ખોળામાં અર્પણ કરો, એ જ મોક્ષનો માર્ગ છે. જગતના સઘળા દર્શનની–મતની શ્રદ્ધાને ભૂલી જજો; જૈન સંબંધી સર્વખ્યાલ ભૂલી જજો; માત્ર તે સત્પુરુષોના અદ્‌ભુત યોગસ્ફુરિત ચરિત્રમાં જ ઉપયોગને પ્રેરશો. × × જ્યાંત્યાંથી રાગ–દ્વેષ રહિત થવું એજ મારો ધર્મ છે, અને તે તમને અત્યારે બોધી જઉં છું. × × ઉપયોગ એ જ સાધના છે. વિશેષ સાધના માત્ર સત્પુરુષનાં ચરણકમળ છે, તે પણ કહી જઉં છું. આત્મભાવમાં સઘળું રાખજો; ધર્મધ્યાનમાં ઉપયોગ રાખજો; જગતના કોઈ પણ પદાર્થ, સગાં, કુટુંબી, મિત્રનો કંઈ હર્ષ–શોક કરવો યોગ્ય જ નથી. ×× હું કોઈ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું, એ ભૂલશો નહી.'

આમ **શ્રીમદ્** એમને અમૃત બોધ દેતા. છતાં **જૂઠાભાઈ**નો **શ્રીમદ્** પ્રત્યેનો ગુણાનુરાગજન્ય પરમ પ્રેમ–પ્રશસ્ત રાગ–મોહ એટલો બધો હતો કે તે રોકયો રોકાતો નહોતો, અને તે વારંવાર ગુણપ્રસ્તુતિરૂપે પત્ર વાટે ઉભરાતો હતો. તેના ઉત્તરમાં અમોહસ્વરૂપ **પરમ માર્દવમૂર્ત્તિ શ્રીમદ્** જણાવતા—'તમે મારા સંબંધમાં જે જે પ્રસ્તુતિ દર્શાવી તે તે મેં બહુ મનન કરી છે. તેવા ગુણો પ્રકાશિત થાય, એમ પ્રવર્ત્તવા અભિલાષા છે. પરંતુ તેવા ગુણો કંઈ મારામાં પ્રકાશિત થયા હોય એમ મને લાગતું નથી. માત્ર રુચિ ઉત્પન્ન થઈ, એમ ગણીએ તો ગણી શકાય. (અં. ૯૪). મારા ભણી મોહદશા નહીં રાખો. હું તો એક અલ્પશક્તિવાળું પામર મનુષ્ય છું. સૃષ્ટિમાં અનેક સત્પુરુષો ગુપ્તરૂપે રહ્યા છે. વિદિતમાં પણ રહ્યા છે. તેમના ગુણને સ્મરો. તેઓનો પવિત્ર સમાગમ કરો અને આત્મિક લાભ વડે મનુષ્યભવને સાર્થક કરો એ મારી

નિરંતર પ્રાર્થના છે. (અં. ૪૩). તમારો પ્રશસ્તભાવભૂષિત પત્ર મળ્યો. ઉત્તરમાં આ સંક્ષેપ છે કે જે વાટેથી આત્મત્વ પ્રાપ્ત થાય તે વાટ શોધો. મારા પર પ્રશસ્તભાવ આણો એવું હું પાત્ર નથી, છતાં જો તમને એમ આત્મશાંતિ થતી હોય તો કરો. (અં. ૪૬). મારા પર શુદ્ધ રાગ સમભાવથી રાખો. વિશેષતા ન કરો. ધર્મધ્યાન અને વ્યવહાર બન્ને સાચવો. લોભી ગુરુ, એ ગુરુ–શિષ્ય બન્નેને અધોગતિનું કારણ છે. હું એક સંસારી છું. મને અલ્પજ્ઞાન છે. શુદ્ધ ગુરુની તમને જરૂર છે. (અં. ૭૫) ઇત્યાદિ.

**પરમ ગુરુગુણસંપન્ન ઋજુમૂર્તિ શ્રીમદ્** સરલ વિનમ્રભાવે આમ લખતા, છતાં મુમુક્ષુના નેત્રે સાચા ગુરુને શીઘ્ર ઓળખી લેનાર પરમાર્થથી સાચા **જૂઠાભાઈ**નો **શ્રીમદ્** પ્રત્યેનો પરમ પ્રશસ્ત પ્રેમ–ગુણાનુરાગ એટલો બધો વૃદ્ધિ પામ્યે જતો હતો કે **શ્રીમદ્**નો વિરહ તેમનાથી ખમાતો ન હતો,—**શ્રીમદ્**નો વિયોગ તે સહન કરી શકતા ન હતા અને **શ્રીમદ્**ના દર્શનસમાગમ માટે વારંવાર ઝૂરતા હતા. તેમ જ ૧૯૪૫થી જૂઠાભાઈની આરોગ્યસ્થિતિ નબળી પડતી જતી હતી–શરીરપ્રકૃતિ કથળી હતી, તેને લઇને રખેને દેહ છૂટી જશે અને **શ્રીમદ્** જેવા પરમ સત્પુરુષ સદ્‌ગુરુના અપૂર્વ નિમિત્તનો વિશેષ લાભ મને નહિ મળી શકે—આવા અપૂર્વ જ્ઞાની ગુરુયોગે આ અમૂલ્ય માનવદેહમાં વિશેષ ધર્મારાધન નહિ થઈ શકે–, એવો પરમાર્થપ્રત્યયી શોચ મહામુમુક્ષુ **શ્રી જુઠાભાઇ**નેથયા કરતો અને તે શારીરિક સ્થિતિ અંગેનો શોચ—ખેદ **શ્રીમદ્** પ્રત્યેના પત્રોમાં વ્યકત કરતા **શ્રીમદ્** તેમને શોચ – ખેદ દૂર કરવા અને ધર્મધ્યાનમાં લીન રહેવા વારંવાર ઉપદેશતા ધર્મબોધ આપી પુરુષાર્થની પ્રેરણા કરતાઃ

'શોક રહિત રહો એ મારી પરમ ભલામણ છે. (અં. ૪૧) આપ ધીરજ ધરશો અને શોચને ત્યાગશો, એમ વિનંતિ છે. મળવા પછી હું એમ ઇચ્છું છું કે આપને પ્રાપ્ત થયેલો નાના પ્રકારનો ખેદ જાઓ! અને તેમ થશે –આપ દિલગીર ન થાઓ. (અં. ૪૩) **ચિ. જુઠાભાઇ**ની આરોગ્યતા સુધરવા પૂર્ણ ધીરજ આપશો. એક મોટી વિજ્ઞપ્તિ છે, કે પત્રમાં હમેશાં શોચ સંબંધી ન્યૂનતા અને પુરુષાર્થની અધિકતા પ્રાપ્ત થાય તેમ લખવા પરિશ્રમ લેતા રહેશો. (અં. ૪૪) મારાથી દૂર રહેવામાં તમારી આરોગ્યતા હાનિ પામે તેમ ન થવું જોઇએ. સર્વ આનંદમય જ થશે. (અં. ૪૬) જગતમાં નિરાગીત્વ વિનયતા અને સત્પુરુષની આજ્ઞા એ નહિ મળવાથી આ આત્મા અનાદિ કાળથી રખડ્યો. પણ નિરુપાયતા થઇ તે થઇ. હવે આપણે પુરુષાર્થ કરવો ઉચિત છે. જય થાઓ! (અં ૪૨)તન, મન, વચન અને આત્મસ્થિતિને જાળવશો, ધર્મધ્યાન ધ્યાવન કરવા ભલામણ છે. (અં. ૪૯) તમે દેહ માટે સંભાળ રાખશો. દેહ હોય તો ધર્મ થઇ શકે છે. માટે તેવા સાધનની સંભાળ રાખવા ભગવાનનો પણ બોધ છે. (અં. ૫૬) કર્મગતિ વિચિત્ર છે. નિરંતર મૈત્રી, પ્રમોદ, કરુણા અને ઉપેક્ષા ભાવના રાખશો. (અં. ૫૭) તમારી દેહ સંબંધી સ્થિતિ શોચનીય જાણી વ્યવહારની અપેક્ષાએ ખેદ થાય છે. મારા પર અતિશય ભાવના રાખી વર્તવાની તમારી ઇચ્છાને હું રોકી શકતો નથી; પણ તેવી ભાવના ભાવતા તમારા દેહને યત્કિંચિત્ હાનિ થાય તેમ ન કરો. મારા પર તમારો રાગ રહે છે,

**તેને** લીધે તમારા પર રાગ રાખવા મારી ઇચ્છા નથી પરંતુ તમે એક **ધર્મપાત્ર** જીવ છો અને મને ધર્મપાત્ર પર કંઇ વિશેષ અનુરાગ ઉપજાવવાની પરમ ઇચ્છના છે, તેને લીધે કોઈ પણ રીતે તમારા પર ઇચ્છના કંઇ અંશે પણ વર્ત્તે છે. નિરંતર સમાધિભાવમાં રહો. હું તમારી સમીપજ બેઠો છું એમ સમજો. દેહદર્શનનું અત્યારે જાણે ધ્યાન ખસેડી આત્મદર્શનમાં સ્થિર રહો. સમીપજ છું, એમ ગણી શોક ઘટાડો, જરૂર ઘટાડો, આરોગ્ય વધશે, જિંદગીની સંભાળ રાખો, હમણાં દેહત્યાગનો ભય ન સમજો; એવો વખત હશે તો અને જ્ઞાનીદશ્ય હશે તો જરૂર આગળથી કોઇ જણાવશે કે પહોંચી વળશે. હમણાં તો તેમ નથી. (અં. ૪૯) ઇત્યાદિ

આમ પત્ર વાટે પરોક્ષ સત્‌સમાગમ તો ચાલુ જ હતો, પણ **જૂઠાભાઇ** તો **શ્રીમદ્‌ના** નિરંતર સાક્ષાત્ સત્‌સમાગમ માટે ઝૂરી રહ્યા હતા, નિરંતર સાક્ષાત્ દર્શનસમાગમ લાભને ઝંખતા હતા, પરંતુ અંગીકૃત કરેલ વ્યવહારઉપાધિની પરતંત્રતાને લઈ **શ્રીમદ્‌થી** તેમ બનવું અશકય હતું; તથાપિ આ બાહ્ય ઉપાધિ સંજોગો મધ્યે પણ વચ્ચે વચ્ચે અનુકૂળ અવકાશે ને સહજ પ્રસંગે **શ્રીમદ્‌** પોતાના આ પ્રથમ સત્સંગી મહામુમુક્ષુને સાક્ષાત્ સત્સંગનો—પ્રત્યક્ષ દર્શનસમાગમનો લાભ આપી કૃતાર્થ કરતા. સં. ૧૯૪૪માં પ્રારંભનો બે–અઢી માસનો સમાગમલાભ આપ્યા પછી સં. ૧૯૪૫ના કાર્ત્તક માસમાં તેરસના દિને **શ્રીમદ્‌** અમદાવાદ પધાર્યા ત્યારે **શ્રી જૂઠાભાઇને** ત્યાં ઉતર્યા હતા, અને તેમની સાથે તેમના છીપા પોળના મકાને મેડા પર પંદર દિવસ સ્થિતિ કરી આ મહામુમુક્ષુ મહાત્માને અનુપમ સત્સંગલાભ આપ્યો હતો. ત્યાર પછી વ્યાપારી કાર્યપ્રસંગે ૧૯૪૫ના ફાગણ માસમાં **જૂઠાભાઈને** પોતાના કાકા રંગજીભાઇ સાથે મોરબી એક માસ રહેવાનો પ્રસંગ બન્યો હતો. **શ્રીમદ્‌** તે વખતે મોરબીમાં બિરાજમાન હતા. ત્યાં રંગજીભાઇ વ્યાપારનું કામ કરતા અને **જૂઠાભાઇ શ્રીમદ્‌ના** સમાગમલાભી ધર્મવ્યાપારનું કામ કરતા! પછી ૧૯૪૫માં **જૂઠાભાઇ** ઘણા બીમાર પડયા, અને જેઠ માસમાં તેમણે અમદાવાદ પધારવા માટે મોરબી **શ્રીમદ્‌ને** આગ્રહપૂર્વક પત્ર લખ્યો. **શ્રીમદે** ૧૯૪૫ના જેઠ શુદ ૧૦ ને દિને મોરબીથી લખેલા પત્રમાં જણાવ્યું–'તમારો અતિશય આગ્રહ છે અને ન હોય તોપણ એક **ધર્મનિષ્ઠ આત્માને** જો કંઇ મારાથી શાંતિ થતી હોય તો એક પુણ્ય સમજી આવવું જોઈએ. અને જ્ઞાનીદષ્ટ હશે તો હું જરૂર ગણ્યા દિવસમાં આવું છું. વિશેષ સમાગમે.' (અં. ૬૫) એમ અવકાશે આવવાનું જણાવ્યું. પછી ૧૯૪૫ના અષાડ માસમાં **શ્રીમદ્‌** તથા રેવાશંકર જગજીવન અમદાવાદ જૂઠાભાઇને ત્યાં પધાર્યા. રેવાશંકરભાઈ બે ત્રણ દિવસ રહી મુંબઇ ગયા, અને **શ્રીમદ્‌** થોડા દિવસ સ્થિતિ કરી પોતાના આ ધર્મપુત્રને અપૂર્વ ધર્મલાભ આપી પુનઃ મોરબી પધાર્યા. આ પછી સાક્ષાત્ સમાગમનો કોઈ પ્રસંગ નોંધાયો નથી. આમ ૧૯૪૪ના ચૈત્રથી ૧૯૪૬ના અષાડ એ બે વર્ષના સમાગમના ટૂંકા ગાળામાં પણ **શ્રીમદ્‌નો** લગભગ પાંચ માસ જેટલો સાક્ષાત્ દર્શન–સમાગમલાભ પામી **શ્રી. જૂઠાભાઈ** ધન્ય થઈ ગયા. થોડામાં થોડા વખતમાં **શ્રીમદ્‌નો** ઝાઝામાં ઝાઝો સાક્ષાત્ સમાગમલાભ સર્વથી પ્રથમ કોઇને

થયો હોય તો તે **શ્રી જૂઠાભાઈ**ને. 'દશવૈકાલિક સિદ્ધાંત પુનઃ મનન કરૂં છું. અપૂર્વ વાત છે,'–એમ જે દશવૈકાલિકનો **શ્રીમદે** જૂઠાભાઈ પરના પત્રમાં (અં. ૫૯) પરમાદરથી ઉલ્લેખ કર્યો છે તે દશવૈકાલિક સૂત્રના કર્તા શય્યંભવસૂરિએ પોતાના પુત્ર મનક મુનિનું આયુષ્ય અલ્પ જાણી નિષ્કારણ કરુણાથી તેના માટે ખાસ આ રચના કરી હતી એ વાર્તા સુપ્રસિદ્ધ છે. તેમ નિષ્કારણ–કરુણારસસાગર **પરમકૃપાળુ શ્રીમદે** પણ જાણે **જૂઠાભાઈ**નું અલ્પાયુ જાણી પોતાના આ પરમ શિષ્યને થોડાવખતમાં જેટલો બને તેટલો સમાગમલાભ આપી દેવા તત્પરતા દાખવી હોય એમ સહેજ જણાઈ આવે છે.

અને છેવટની ઘડી પણ આવી પ્હોંચી,–'એવો વખત હશે તો અને જ્ઞાનીદૃશ્ય હશે તો જરૂર આગળથી કોઇ જણાવશે કે પહોંચી વળશે–' એ **શ્રીમદે** આપેલ કોલ પ્રમાણે અગાઉથી ચેતવવાની ક્ષણ પણ આવી પહોંચી. સં. ૧૯૪૬માં **શ્રી જૂઠાભાઇ**ની શરીરપ્રકૃતિ ઉત્તરોત્તર ક્ષીણ થતી જતી હતી. **શ્રીમદે જૂઠાભાઈ**ના દેહોત્સર્ગદિનથી બે માસ પુર્વે પોતાના જ્ઞાનબળથી જાણી પોતાની દૈનિક નોંધમાં (Diary) વૈશાખ સુદ ૩ ના દિને નોધ કરી છે કે–'આ ઉપાધિમાં પડયા પછી જો મારૂં લિંગદેહજન્ય જ્ઞાન દર્શન તેવું જ રહ્યું હોય,–યથાર્થ જ રહ્યું હોય તો જૂઠાભાઈ અષાડ સુદિ ૯ ગુરુની રાત્રે સમાધિશીત થઇ આ ક્ષણિક જીવનનો ત્યાગ કરી જશે, એમ તે જ્ઞાન સૂચવે છે.' આ અંગે ઘણું કરી સીધી–આડકતરી અગમચેતીરૂપ ચેતવણી– આત્મજાગ્રતિ (alertness) **તેમણે જૂઠાભાઇ**ને આપી દીધી હશે, એમ જણાય છે. કારણ કે **પરમ** વૈરાગ્યમાં ઝીલતા **જૂઠાભાઈ** તો અંતિમ આરાધના માટે–સમાધિમરણ માટે કેવા સાવધાન (alert) થઈ ગયા હતા, તે અશાડ શુદ ૪ ના દિને **શ્રીમદે** જૂઠાભાઈ પર લખેલા આ પત્ર પરથી સ્વયં જણાઈ આવે છે — 'તમારા પ્રશસ્ત ભાવ માટે આનંદ થાય છે. ઉત્તરોત્તર એ ભાવ તમને સત્ફળદાયક થાઓ. ઉત્તમ નિયમાનુસાર અને ધર્મધ્યાન પ્રશસ્ત વર્તન કરજો, એ મારી વારંવાર મુખ્ય ભલામણ છે. શુદ્ધભાવની શ્રેણિને વિસ્મૃત નથી કરતા એ એક આનંદકથા છે.' (અં. ૧૧૪) શુદ્ધભાવની શ્રેણિને વિસ્મૃત નહિં કરતા મહામુમુક્ષુ **જૂઠાભાઈ**નો દિવ્ય આત્મા, **શ્રીમદે** બે માસ પૂર્વે કરેલી આગાહી પ્રમાણે, સમાધિશીત થઇ અશાડ શુદ ૯ ના દિને(દિવસે) આ ક્ષણિક જીવનનો ત્યાગ કરી ગયો. મહાખેદજનક ખબર મળતાં પરમ શોકમગ્ન થયેલા **શ્રીમદ્** અશાડ શુદ ૧૦ ના દિને (અં. ૧૧૭) લખે છે—લિંગદેહજન્ય જ્ઞાનમાં ઉપાધિને લીધે યત્કિંચિત્ ફેર થયો જણાયો. પવિત્રાત્મા જૂઠાભાઈ ઉપરની તિથિએ પણ દિવસે સ્વર્ગવાસી થયાના આજે ખબર મળ્યા. એ પાવન આત્માના ગુણોનું શું સ્મરણ કરવું? જ્યાં વિસ્મૃતિને અવકાશ નથી, ત્યાં સ્મૃતિ થઇ ગણાય જ કેમ?' આમ ચીરાઈ જતા હૃદયે પરમ પરમાર્થ— ખેદ દર્શાવતા **શ્રીમદ્** તેમના અવિસ્મરણીય ગુણોનું પરમ રોમાંચિત ભાવે સ્મરણ કરતાં 'સત્યપરાયણ' જૂઠાભાઈના દિવ્ય આત્માને **પરમ ભવ્ય અંજલિ અર્પે છે—**

**'એનું લૌકિક નામ જ દેહધારી દાખલ સત્ય હતું',–એ આત્મદશારૂપે**

ખરો વૈરાગ્ય હતો. મિથ્યા વાસના જેની બહુ ક્ષીણ થઈ હતી, વીતરા
પરમ રાગી હતો, સંસારનો પરમ જુગુપ્સિત હતો, ભક્તિનું પ્રાધાન્ય
અંતરમાં સદાય પ્રકાશિત હતું, સમ્યક્‌ભાવથી વેદનીય કર્મ વેદવાની
અદ્‌ભુત સમતા હતી, મોહનીય કર્મનું પ્રબળ જેના અંતરમાં બહુ
થયું હતું, મુમુક્ષુતા જેનામાં ઉત્તમ પ્રકારે દીપી નીકળી હતી, એવો
જૂઠાભાઈનો પવિત્રાત્મા આજે જગતનો, આ ભાગનો ત્યાગ કરીને ચ
ગયો. આ સહચારીઓથી મુક્ત થયો. ધર્મના પૂર્ણાહ્‌લાદમાં આ
અચિંતુ પૂર્ણ કર્યું.

અરે રે! એવા ધર્માત્માનું ટૂંકું જીવન આ કાળમાં હોય એ કંઈ
આશ્ચર્યકારક નથી. એવા પવિત્રાત્માની આ કાળમાં ક્યાંથી સ્થિતિ હે
બીજા સંગીઓનાં એવાં ભાગ્ય ક્યાંથી હોય કે આવા પવિત્રાત્માનાં દર્શ
લાભ અધિક કાળ તેમને થાય? મોક્ષમાર્ગને દે એવું સમ્યક્‌પણું
અંતરમાં પ્રકાશ્યું હતું, એવા પવિત્રાત્મા જૂઠાભાઈને નમસ્કાર હો! નમ
હો!' —(શ્રીમદ્‌ રાજચંદ્ર, અં. ૧૧૭)

આમ જેનું 'લૌકિક'–દેહાશ્રયી 'જૂઠાભાઈ' નામ 'દેહધારી દાખલ'–આત્મા
ક્ષાએ સત્ય–સાચું હતું,—'જૂઠાભાઈ' નામ ખરેખરા અર્થમાં જૂઠું જ હતું,–
નાશવંત દેહાશ્રિત નામથી કહેવાતા જૂઠાભાઈ સત્ય અવિનાશી 'દેહધારી'–આત્મા
પરાયણ હોવાથી ખરેખરા 'સત્યપરાયણ' હતા; આત્માની વૈરાગ્યમય દશાને લઈ
માન્ વૈરાગ્યરૂપ જેનો આત્મા 'આત્મદશારૂપે ખરો વૈરાગ્ય' હતો; 'મોક્ષમાર્ગને દે
સમ્યગ્‌દર્શન–જ્ઞાન–ચારિત્રનું 'સમ્યક્‌પણું' જેના અંતરમાં પ્રકાશ્યું હતું,'–
જૂઠાભાઈના દિવ્ય આત્માને કેવી ભવ્ય ભાવાંજલિ! જગતના ઇતિહાસમાં અનન્ય
અમૃત (Immortal) મૃતિસ્મૃતિ–તખતીરૂપ (Epitaph) કેવો ટંકોત્કીર્ણ અમૃ
ચિરંજીવી 'સત્યપરાયણ'ના આદર્શરૂપ અમૃત (Immortal, nectarlike) ગુણોનું ચિ
મુમુક્ષુઓને સ્મારણ કરાવતો ચિરંજીવ સ્મારકરૂપ કેવો ચિરંજીવ કીર્ત્તિસ્તંભ!

અષાડ શુદ ૧૫ ૧૯૪૬ ના દિને શ્રીમદ્‌ બીજા એક મહાન્ મુમુક્ષુ અંબાલા
પરના પત્રમાં (અં. ૧૧૮) ચિ. 'સત્યપરાયણ' જૂઠાભાઈના ઉત્તમોત્તમ ગુણોનું
કરતાં, ભરાઈ આવતા હૃદયે પરમ શોકપૂર્ણ ઉદ્‌ગારો કાઢે છે.—

'ચિ. સત્યપરાયણના સ્વર્ગવાસ સૂચક શબ્દો ભયંકર છે. એવાં ર
લાંબું જીવન પરંતુ કાળને પોષાતું નથી. ધર્મેચ્છકનો એવો અનન્ય સ
માયાદેવીને રહેવા દેવો યોગ્ય ન લાગ્યો. આ આત્માનો આ જીવનનો રાગ
વિશ્રામ કાળની પ્રબળ દૃષ્ટિએ ખેંચી લીધો; જ્ઞાનદૃષ્ટિથી શોકનો અ
નથી મનાતો; તથાપિ તેનાં ઉત્તમોત્તમ ગુણો તેમ કરવાની આજ્ઞા ક
બહુ સ્મરણ થાય છે; વધારે નથી લખી શકતો. સત્યપરાયણના સ્મ

બને તો એક શિક્ષાગ્રંથ લખવા વિચારૂં છઉં. સત્યપરાયણના માર્ગનું સેવન કરીશું તો જરૂર સુખી થઇશું, પાર પામીશું, એમ હું ધારૂં છઉં.'

આમ જેને **શ્રીમદ્** જેવા **પરમ સંતશિરોમણિએ** પોતાના 'આત્માના આ જીવનના સહસ્યિક વિશ્રામ' તરીકે બિરદાવી શ્રીમુખે આવી પરમ ભાવપૂર્ણ પ્રશસ્તિ કરી છે, તે આવો હતો **શ્રીમદ્**નો પ્રથમ સત્સંગી મહામુમુક્ષુ **જૂઠાભાઇ**! જેના જ્ઞાન-ધ્યાન-ભક્તિ-વૈરાગ્ય-મુમુક્ષુત્વાદિ ગુણાંશને ઝીલી જેનો 'ધર્મપુત્ર' ચિ. '**સત્યપરાયણ**' આવો મહાન્ ગુણધામ બન્યો હતો, તે ધર્મપિતા (**શ્રીમદ્**) પોતે કેવો અનુપમ ગુણનિધાન હશે! જેનો શિક્ષાંશ પામેલો શિષ્ય આવો મહાન્ ધર્માત્મા પવિત્રાત્મા બન્યો હતો, તે પરમગુરુ પોતે કેવો પરમ પુણ્યમૂર્તિ ધર્મમૂર્તિ હશે!



## પ્રકરણ સુડતાલીશમું

# શ્રીમદ્ અને મહામુમુક્ષુ અંબાલાલભાઈ

**શ્રીમદે** શ્રીમુખે જેની મુક્તકંઠે પ્રશંસા કરી છે, તે આ પુણ્યશ્લોક **મહામુમુક્ષુ જૂઠાભાઈ**ના ઉત્તમ નિમિત્ત થકી જ **શ્રીમદ્**નો સત્સંગ પામવાનો અપૂર્વ અવસર તેવા જ એક **મહામુમુક્ષુ અંબાલાલભાઈ**ને પ્રાપ્ત થયો,—જે મહામુમુક્ષુએ જીવનના અંતપર્યંત **શ્રીમદ્**ની અનન્ય સેવાભક્તિ ઊઠાવી **શ્રીમદ્**ના પટ્ટશિષ્યપણાનો અધિકાર પ્રાપ્ત કર્યો આ અંબાલાલભાઈના નિમિત્ત થકી જ મુમુક્ષુઓનો આંબો ફૂલ્યો-ફાલ્યો અને ફલભારથી લચી રહ્યો, કારણ કે અંબાલાલભાઇના નિમિત્ત થકી જ લલ્લુજી આદિ મુનિઓને અને બીજા મુમુક્ષુઓને **શ્રીમદ્**નો સમાગમલાભ પ્રાપ્ત થવાનો ધન્ય પ્રસંગ બનવા પામ્યો, એટલે ખરી રીતે આ મુમુક્ષુ-આમ્રવૃક્ષની વૃદ્ધિના કારણ **અંબાલાલભાઈ** છે અને તેના પણ મૂલ કારણ **જૂઠાભાઇ** છે.

ખંભાતના વતની આ **અંબાલાલભાઈ**ના પિતાનુ નામ મગનલાલ હતું, અને તેમના નાનાનું-માતામહનું નામ લાલચંદભાઈ હતું આ લાલચંદભાઈ સ્થિતિસપન્ન હતા અને તેમને પુત્રસંતતિ નહિં હોવાથી તેમણે અબાલાલને દત્તક લીધા હતા, એટલે અંબાલાલ એમની છત્રછાયા નીચે લાડપાડમા ઉછર્યા અને અંબાલાલ લાલચંદ એ નામે પ્રસિદ્ધ થયા તેમના એક જ્ઞાતિબંધુ માણેકચંદભાઈ હતા, તેમના પુત્રો છોટાલાલ, સુંદરલાલ અને ત્રિભોવનભાઇ હતા, તે સમાન વયના હોઈ અંબાલાલના મિત્રો હતા. ખંભાતથી આ અંબાલાલભાઈ તથા છોટાલાલ માણેકચદ વગેરે સં. ૧૯૪૫ના પોષ માસમા અમદાવાદમા એક છગનલાલને ત્યા લગ્નપ્રસગે આવ્યા આ છગનલાલ બીજા વેપાર ઉપરાત પુસ્તકો છપાવવાનુ તથા વેચવાનુ કામ કરતા. તેમની પાસે જૂઠાભાઇએ

એક કવિતા છપાવેલી, તે સારી લાગવાથી અંબાલાલે ખંભાતમાં છપાવી તેથી જૂઠાભાઇને પૂછ્યા વગર છપાવવા માટે છગનલાલે ઠપકો આપ્યો; એટલે અંબાલાલે તેમને કહ્યું કે જૂઠાભાઇ સાથે તમે અમને મેળાપ કરાવો. એ રીતે અંબાલાલભાઇને જૂઠાભાઇનો પરિચય થયો અને સમવયસ્ક હોઈ આ નિમિત્તે મૈત્રી થઈ

જૂઠાભાઇને લગ્નના વરઘોડામાં ચાલવા અંબાલાલભાઇ વગેરે બોલાવવા આવ્યા, 'ચાલો વરઘોડામાં'; પણ જેનું મન મુક્તિસુંદરીનું પાણિગ્રહણ કરવા માટેના પોતાના ભાવિ અલૌકિક વરઘોડામાં જવાને થનગની રહ્યું હતું તે **મહામુમુક્ષુ મહાવૈરાગી જૂઠાભાઇને** આવાલૌકિક વરઘોડામાં જવાનો રસ કયાંથી હોય ? તે તો કરવા માંડ્યા જ્ઞાન–વૈરાગ્યની વાતો ! **વૈરાગ્યમૂર્ત્તિ જૂઠાભાઇ**ની વાતોમાં એમને રસ પડ્યો, એટલે વરઘોડો રહ્યો વરઘોડાને ઠેકાણે, અને આ ભાઇઓ તો આવ્યા હતા વરઘોડામાં લઈ જવા, પણ અહીં બેસી ગયા બીજા વરઘોડામાં જવાની તૈયારીમાં !—જ્યાં વૈરાગ્યના વાજિંત્ર વાગી રહ્યા હતા અને જ્ઞાનના ધવલમંગલ ગીત ગવાઈ રહ્યા હતા! **જૂઠાભાઇ** તો પોતે જઈ રહેલા ભાવિ વરઘોડામાં જોડાવાનું આ ભાઇઓને જાણે સામું આમંત્રણ કરતા હોયની! અને આ ભાઇઓ પણ એ આમંત્રણનો સ્વીકાર કરી મુક્તિસુંદરીના ભાવિ અલૌકિક વરઘોડામાં જવાનું જાણે મંગલપ્રસ્થાન કરતા હોયની!–એવું દેવદુર્લભ દશ્ય ત્યાં સર્જાઈ ગયુ! તેઓ તો મંત્રમુગ્ધ થઇ **જૂઠાભાઇને** સાંભળી જ રહ્યા અને આશ્ચર્યથી દિંગ થઈ આ નવયુવાન **જૂઠાભાઇની** વૈરાગ્યાંકિત મુદ્રા જોઈ જ રહ્યા ! વચ્ચે જૂઠાભાઇ **શ્રીમદ્** સંબંધી કંઈ કહેવા જતા હતા પણ જરા ખંચકાયા. એટલે કેમ ખંચકાયા ? આવી અપૂર્વ જ્ઞાનની વાતો તમે કયાંથી જાણી ? એમ આગ્રહથી પૂછતાં **જુઠાભાઇએ શ્રીમદ્**ની વાત કરી; અને **શ્રીમદ્** આવા પરમ જ્ઞાનમૂર્ત્તિ–વૈરાગ્યમૂર્ત્તિ સત્પુરુષ છે, એમ મુક્તકંઠે સ્તુતિ કરી, પોતા પર આવેલા **શ્રીમદ્**ના પત્રો તેમને વાંચી દેખાડ્યા, એટલે **અંબાલાલભાઇ** વગેરેએ જાણે અચિંત્ય ચિંતામણિરત્નનિધાન જોવામા આવ્યો હોય એમ એની નકલ કરી લીધી, અને તીવ્ર જિજ્ઞાસાથી પૂછયું–આ જ્ઞાની મહાત્માનો દર્શનલાભ અમને કયાં થાય ? આ વીતરાગી સત્પુરુષનો સમાગમલાભ અમને કેવી રીતે થાય ? જૂઠાભાઇએ **શ્રીમદ્**નું ઠેકાણું આપી આજ્ઞા લઇને મળવાની સૂચના કરી.

એટલે **જૂઠાભાઇ**ની સૂચના પ્રમાણે **અંબાલાલભાઇએ** દર્શનલાભ માટે **શ્રીમદ્**ને મુંબઇ પત્ર લખી આજ્ઞા મંગાવી આમ આજ્ઞા માટે પત્રવ્યવહાર શરૂ થયો. પાંચ–છ પત્ર પછી **શ્રીમદે** આવવાની હા કહી, ત્યારે ત્રિભોવનભાઇ સાથે અંબાલાલભાઇ મુંબઇ ગયા, અને **શ્રીમદ્**નો દર્શનલાભ લીધો. **'મુમુક્ષુના નેત્રો મહાત્માને ઓળખી લે છે'** એ સૂત્રને ચરિતાર્થ કરતા આ મુમુક્ષુઓએ પ્રથમ **દર્શને જ શ્રીમદ્** જેવા અલૌકિક મહાત્માને ઓળખી લીધા. **શ્રીમદ્**માં તેમને કોઇ અલૌકિક મહાત્માના દર્શન થયા અને તેમના સમાગમલાભથી અત્યાનંદ થયો; અને આ ભાઇઓમાં પણ **શ્રીમદ્**ને યોગ્ય ધર્મજિજ્ઞાસુ જીવના દર્શન થયા, અને તે પ્રમાણે શ્રી. જૂઠાભાઇ પરના ૧૯૪૬ માહ વદ ૨ ના (અં. ૧૦૪) પત્રથી જણાય છેઃ 'ખંભાતવાળા ભાઇ મારી પાસે આવે

**બને તો એક શિક્ષાગ્રંથ લખવા વિચારૂં છઉં. સત્યપરાયણના માર્ગનું સેવન કરીશું તો જરૂર સુખી થઇશું, પાર પામીશું, એમ હું ધારૂં છઉં.'**

આમ જેને **શ્રીમદ્** જેવા **પરમ સંતશિરોમણિએ** પોતાના 'આત્માના આ જીવનના રહસ્યિક વિશ્રામ' તરીકે બિરદાવી શ્રીમુખે આવી પરમ ભાવપૂર્ણ પ્રશસ્તિ કરી છે, તે આવો હતો **શ્રીમદ્**નો પ્રથમ સત્સંગી મહામુમુક્ષુ **જૂઠાભાઇ**! જેના જ્ઞાન–ધ્યાન–ભક્તિ–વૈરાગ્ય–મુમુક્ષુત્વાદિ ગુણાંશને ઝીલી જેનો 'ધર્મપુત્ર' **ચિ. 'સત્યપરાયણ'** આવો મહાન્ ગુણધામ બન્યો હતો, તે ધર્મપિતા (**શ્રીમદ્**) પોતે કેવો અનુપમ ગુણનિધાન હશે! જેનો શિક્ષાંશ પામેલો શિષ્ય આવો મહાન્ ધર્માત્મા પવિત્રાત્મા બન્યો હતો, તે પરમગુરુ પોતે કેવો પરમ પુણ્યમૂર્તિ ધર્મમૂર્તિ હશે!



## પ્રકરણ સુડતાલીશમું

# શ્રીમદ્ અને મહામુમુક્ષુ અંબાલાલભાઈ

**શ્રીમદે** શ્રીમુખે જેની મુક્તકંઠે પ્રશંસા કરી છે, તે આ **પુણ્યશ્લોક મહામુમુક્ષુ** જૂઠાભાઈના ઉત્તમ નિમિત્ત થકી જ **શ્રીમદ્**નો સત્સંગ પામવાનો અપૂર્વ અવસર તેવા જ એક **મહામુમુક્ષુ અંબાલાલભાઈ**ને પ્રાપ્ત થયો,—જે મહામુમુક્ષુએ જીવનના અંતપર્યંત **શ્રીમદ્**ની અનન્ય સેવાભક્તિ ઊઠાવી **શ્રીમદ્**ના પટ્ટશિષ્યપણાનો અધિકાર પ્રાપ્ત કર્યો આ અંબાલાલભાઈના નિમિત્ત થકી જ મુમુક્ષુઓનો આંબો ફૂલ્યો–ફાલ્યો અને ફલભારથી લચી રહ્યો, કારણ કે અંબાલાલભાઈના નિમિત્ત થકી જ લલ્લુજી આદિ મુનિઓને અને બીજા મુમુક્ષુઓને **શ્રીમદ્**નો સમાગમલાભ પ્રાપ્ત થવાનો ધન્ય પ્રસંગ બનવા પામ્યો; એટલે ખરી રીતે આ મુમુક્ષુ–આમ્રવૃક્ષની વૃદ્ધિના કારણ **અંબાલાલભાઈ** છે અને તેના પણ મૂલ કારણ **જૂઠાભાઇ** છે.

ખંભાતના વતની આ **અંબાલાલભાઈ**ના પિતાનું નામ મગનલાલ હતું, અને તેમના નાનાનું–માતામહનું નામ લાલચંદભાઈ હતું. આ લાલચંદભાઈ સ્થિતિસંપન્ન હતા અને તેમને પુત્રસંતતિ નહિં હોવાથી તેમણે અંબાલાલને દત્તક લીધા હતા, એટલે અંબાલાલ એમની છત્રછાયા નીચે લાડપાડમાં ઉછર્યા અને અંબાલાલ લાલચંદ એ નામે પ્રસિદ્ધ થયા. તેમના એક જ્ઞાતિબંધુ માણેકચંદભાઈ હતા, તેમના પુત્રો છોટાલાલ, સુંદરલાલ અને ત્રિભોવનભાઇ હતા, તે સમાન વયના હોઈ અંબાલાલના મિત્રો હતા. ખંભાતથી આ અંબાલાલભાઈ તથા છોટાલાલ માણેકચંદ વગેરે સં. ૧૯૪૫ના પોષ માસમાં અમદાવાદમાં એક છગનલાલને ત્યાં લગ્નપ્રસંગે આવ્યા. આ છગનલાલ બીજા વેપાર ઉપરાંત પુસ્તકો છપાવવાનું તથા વેચવાનું કામ કરતા. તેમની પાસે જૂઠાભાઇએ

નયથી એવી વિચારણા પણ થઈ શકે છે કે શાસ્ત્રો (લખેલાંનાં પાનાં) ઉપાડવાં અને ભણવા એમાં કંઈ અંતર નથી, જો તત્ત્વ ન મળ્યું તો. કારણ બેયે બોજો જ ઉપાડયો. પાનાં ઉપાડ્યાં તેણે કાયાએ બોજો ઉપાડ્યો, ભણી ગયા તેણે મને બોજો ઉપાડ્યો, પરંતુ વાસ્તવિક લક્ષ્યાર્થ વિના તેનું નિરુપયોગીપણું થાય એમ સમજણ છે. જેને ઘેર આખો લવણ સમુદ્ર છે તે તૃષાતુરની તૃષા મટાડવા સમર્થ નથી; પણ જેને ઘેર એક મીઠા પાણીની વીરડી છે, તે પોતાની અને બીજા કેટલાકની તૃષા મટાડવા સમર્થ છે; અને જ્ઞાનદૃષ્ટિએ જોતાં મહત્ત્વ તેનું જ છે;' ઇત્યાદિ.

આમ **અંબાલાલભાઈ** જેવા વિચક્ષણ શિષ્યના પ્રશ્નનું પરમગુરુ **શ્રીમદે** કેવું અદ્‌ભુત–કેવું અપૂર્વ નિષ્તુષ યુક્તિયુક્ત સમાધાન પ્રકાશ્યું છે!

આ પત્રોમાં પણ **શ્રીમદ્** નિખાલસભાવે પોતાના ઉપાધિયોગ પ્રત્યે લક્ષ દોરી આ મુમુક્ષુઓને પોતાની બરાબર ચોકસી કરવાનું માર્મિક સૂચન કરતા, અને પોતે પણ તે તે મુમુક્ષુઓની શ્રદ્ધાદૃઢતાની ચોકસી કરવાનું ચૂકતા નહિં, અને શિષ્ય કાચો છે કે પાકો તેની ચકાસણી કરવા નિપુણપણે તેની આકરી સત્ત્વકસોટી–સત્ત્વપરીક્ષા કરતા. જેમકે—'ઉપાધિનું પ્રબળ વિશેષ રહે છે. જીવનકાળમાં એવો કોઈ યોગ આવવાનો નિર્મિત હોય ત્યાં મૌનપણે–ઉદાસીનભાવે પ્રવૃત્તિ કરી લેવી એ જ શ્રેયસ્કર છે. × × મોહાધીન એવો મારો આત્મા બાહ્યોપાધિથી કેટલે પ્રકારે ઘેરાયો છે તે તમે જાણો છો, એટલે અધિક શું લખું? (અં. ૧૧૫). તીર્થંકરદેવે રાગ કરવાની ના કહી છે, અર્થાત્ રાગ હોય ત્યાંસુધી મોક્ષ નથી. ત્યારે આ પ્રત્યેનો રાગ તમને બધાયને હિતકારક કેમ થશે? (અં. ૧૪૬) અહો! અનંતભવના પર્યટનમાં કોઈ સત્પુરુષના પ્રતાપે આ દશા પામેલા એવા આ દેહધારીને તમે ઇચ્છો છો, તેની પામેથી ધર્મ ઇચ્છો છો, અને તે તો હજુ કોઈ આશ્ચર્યકારક ઉપાધિમાં પડ્યો છે! નિવૃત્ત હોત તો બહુ ઉપયોગી થઈ પડત. વારુ! તમને તેને માટે આટલી બધી શ્રદ્ધા રહે છે તેનું કંઇ મૂળ કારણ હસ્તગત થયુ છે? એના પર રાખેલ શ્રદ્ધા, એનો કહેલો ધર્મ અનુભવ્યો અનર્થકારક તો નહીં લાગે? અર્થાત્ હજુ તેની પૂર્ણ કસોટી કરજો; અને એમ કરવામાં તે રાજી છે, તેની સાથે તમને યોગ્યતાનું કારણ છે, અને કદાપિ પૂર્વાપર પણ નિઃશંક શ્રદ્ધા જ રહેશે એમ હોય તો તેમ જ રાખવામાં કલ્યાણ છે એમ સ્પષ્ટ કહી દેવું આજે વાજબી લાગતાં કહી દીધું છે. આજના પત્રની ભાષા ઘણી જ આમિક વાપરી છે, તથાપિ તેનો ઉદ્દેશ એક પરમાર્થ જ છે.' (અં. ૧૩૯)—**શ્રીમદ્** આમ ભલે માર્મિક સત્ત્વકસોટી કરતા, પણ **અંબાલાલભાઈ** તો હવે આવી અગ્નિપરીક્ષામાંથી ઉત્તીર્ણ થઈ ગયેલા એવા પાકા બની ગયા હતા કે તે તેવી ગમે તેવી ઉલટપાલટ સત્ત્વપરીક્ષાથી પોતાની સતશ્રદ્ધાથી જરા પણ ચસે કે ખસે એમ ન્હોતા; તે તો સતની પ્રાપ્તિ માટે જ્ઞાની સત્પુરુષને શરણે જઈ, પોતા પરના જ પત્રમાં (અં. ૨૧૧) લખેલો **શ્રીમદ્‌નો** કોઈ પણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો આ ગુપ્ત મંત્ર જીવનમાં ઉતારી રહ્યા હતા:

'જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ

છે. તેમની મારાથી બનતી ઉપાસના કરૂં છું. તેઓ કોઇ રીતે મતાગ્રહી હોય એવું મને હજુ સુધી તેઓએ દેખાડયું નથી. જીવ ધર્મજિજ્ઞાસુ જણાય છે. ખરૂં કેવલીગમ્ય.' આ પ્રથમ સમાગમલાભ પછી બીજી વાર ત્રિભોવનભાઇ એકલા મુંબઇ ગયા અને **શ્રીમદ્**નો સાક્ષાત્ દર્શન–સમાગમલાભ લીધો, ત્યારે ૧૯૪૬ ફા. શુ. ૬ ને દિને લખેલો '**મહાવીરના બોધને પાત્ર કોણ?**' એ શીર્ષક નીચે આ દશ સૂત્રવાળો પ્રથમ પત્રપ્રસાદીરૂપ બોધપત્ર (અં. ૧૦૫) ખાસ **અંબાલાલભાઇ** માટે લખી આપી તેમને પરોક્ષ દર્શન–સમાગમનો લાભ આપ્યોઃ

**(૧) સત્પુરુષના ચરણનો ઇચ્છક, (૨) સદૈવ સૂક્ષ્મ બોધનો અભિલાષી, (૩) ગુણપર પ્રશસ્ત ભાવ રાખનાર, (૪) બ્રહ્મવ્રતમાં પ્રીતિમાન, (૫) જ્યારે સ્વદોષ દેખે ત્યારે તેને છેદવાનો ઉપયોગ રાખનાર, (૬) ઉપયોગથી એક પળ પણ ભરનાર, (૭) એકાંતવાસને વખાણનાર, (૮) તીર્થાદિ પ્રવાસનો ઉછરંગી, (૯) આહાર, વિહાર, નિહારનો નિયમી, (૧૦) પોતાની ગુરુતા દબાવનાર,– એવો કોઇ પણ પુરુષ તે મહાવીરના બોધને પાત્ર છે, સમ્યક્દશાને પાત્ર છે. પહેલા જેવું એકે નથી.'**

આમ **શ્રીમદ્**ના પ્રારંભિક પરિચય માત્રમાં જ આ મુમુક્ષુઓની ધર્મજિજ્ઞાસા વધતી ગઈ, તે માટેનો સંતોષ વ્યક્ત કરતા અને પ્રોત્સાહન આપતા **શ્રીમદ્** ફા. શુદ ૮ ૧૯૪૬ના **શ્રી જૂઠાભાઇ** પરના પત્રમાં (અં. ૧૦૬) લખે છે.—'ત્રિભોવન અહીંથી સોમવારે રવાના થવાના હતા, તમને મળવા આવી શકયા હશે. તમે, તેઓ અને બીજા તમને લગતા માંડલિકો ધર્મને ઇચ્છો છો. તે જો સર્વનું અંતરાત્માથી ઇચ્છવું હશે તો પરમ કલ્યાણરૂપ છે. મને તમારી ધર્મજિજ્ઞાસાનું રૂડાપણું જોઇ સંતોષ પામવાનું કારણ છે. જનમંડળની અપેક્ષાએ હતભાગ્ય કાળ છે. વધારે શું કહેવું ? એક અંતરાત્મા જ્ઞાની સાક્ષી છે.' અત્રે **શ્રીમદે** આ મુમુક્ષુઓને માર્મિકપણે એમ સૂચવ્યુ કે આવા હતભાગ્ય કાળમાં પણ જો તમને સાચી ધર્મજિજ્ઞાસા ઉપજી છે તો તે તમારા મહાભાગ્યનો ઉદય છે.

આ તો **શ્રીમદ્**ના માત્ર પરિચયપ્રારંભના પ્રભાવની વાત થઇ. અને પછી તો આ અંબાલાલભાઈ–ત્રિભોવનભાઇ આદિનો **શ્રીમદ્** સાથેનો પત્રપરિચય વધતો ગયો; આ ધર્મજિજ્ઞાસુ–ધર્મેચ્છક ભાઇઓ **શ્રીમદ્** પાસે વારંવાર ધર્મશિક્ષાની યાચના કરવા લાગ્યા, માર્ગદર્શન માગવા લાગ્યા, અને **શ્રીમદ્** યથોચિત યોગ્યતા વધારવાનું–સાચું મુમુક્ષુપણું આત્મામાં પ્રગટાવવાનું વારંવાર લખી યથાર્થ માર્ગદર્શન આપતા ગયા. જેમકે—

'યથાર્થ ઉપદેશ જેમણે કર્યો છે, એવા વીતરાગના ઉપદેશમાં પરાયણ રહો, એ મારી વિનયપૂર્વક તમને બન્ને ભાઇઓને અને બીજાઓને ભલામણ છે. ×× હાલ તો તમે જ તમારાથી ધર્મશિક્ષા લો. યોગ્ય પાત્ર થાઓ. હું પણ યોગ્ય પાત્ર થાઉં. આગળ વધારે જોઇશું. (અં. ૧૧૫). ધર્મમાં પ્રસક્ત રહો એ જ ફરી ફરી ભલામણ. સત્યપરાયણના માર્ગનું સેવન કરીશું તો જરૂર સુખી થઇશું, પાર પામીશું, એમ હું

ધારૂં છું. આ ભવનું પરભવનું નિરુપાધિપણું જે વાટેથી કરી શકાય તે વાટેથી કરશો, એમ વિનંતિ છે. (અં. ૧૧૮), નિરંતર નિર્ભયપણાથી રહિત એવા આ ભ્રાંતિરૂપ સંસારમાં વીતરાગત્વ એ જ અભ્યાસવા યોગ્ય છે; નિર્ભયપણે વિચરવું એ જ શ્રેયસ્કર છે. ×× જેનું અપાર માહાત્મ્ય છે, એવી તીર્થંકરદેવની વાણીની ભક્તિ કરો. (અં. ૧૧૯). પુસ્તક વાંચવામાં જેથી ઉદાસીનપણું, વૈરાગ્ય કે ચિત્તની સ્વસ્થતા થતી હોય તેવું ગમે તે પુસ્તક વાંચવું. તેમાં યોગ્યપણું પ્રાપ્ત થાય તેવું પુસ્તક વાંચવાનો વિશેષ પરિચય રાખવો. ધર્મકથા વિષે લખવા જણાવ્યુ તો તે ધાર્મિક કથા મુખ્ય કરીને તો સત્સંગને વિષે રહી છે. ×× અસત્સંગ અને સ્વેચ્છાએ વર્તના ન થાય અથવા તેને જેમ ન અનુસરાય તેમ પ્રવર્તનથી અંતર્વૃત્તિ રાખવાનો વિચાર રાખ્યા જ કરવો એ સુગમ સાધન છે. (અં. ૧૨૧). પૂર્વિત કર્મનો ઉદય બહુ વિચિત્ર છે. હવે જાગ્યા ત્યાંથી પ્રભાત (અં. ૧૨૨) ગમ પડ્યા વિના આગમ અનર્થકારક થઈ પડે છે. સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે. સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી. લોકસંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી. લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય સ્થિતિ પામવો દુર્લભ છે. (અં. ૧૨૮). મુમુક્ષુતાના અંશોએ ગ્રહાયેલું તમારૂં હૃદય પરમ સંતોષ આપે છે. અનાદિકાળનું પરિભ્રમણ હવે સમાપ્તતાને પામે એવી જિજ્ઞાસા, એ પણ એક કલ્યાણ જ છે. ×× જિજ્ઞાસાને ઉત્તેજન આપતા રહેશો. અને નીચેની ધર્મકથા શ્રવણ કરી હશે તથાપિ ફરી ફરી તેનું સ્મરણ કરશો—સમ્યક્દશાનાં પાંચ લક્ષણો છેઃ શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા,–અનુકંપા. (અં. ૧૩૫). યોગ્યતા મેળવો. (અં. ૧૩૮). પાત્રતાપ્રાપ્તિનો પ્રયાસ અધિક કરો. (અં. ૧૪૦). ઉદાસીનતા એ અધ્યાત્મની જનની છે. સંસારમાં રહેવું અને મોક્ષ થવા કહેવું એ બનવું અસુલભ છે. (અં. ૧૫૩). તમે અને બીજા જે જે ભાઈઓ મારી પાસેથી કંઈ આત્મલાભ ઇચ્છો છો, તે તે લાભ પામો એ મારી અંતઃકરણથી ઇચ્છા જ છે. તથાપિ તે લાભ આપવાની જે યથાયોગ્ય પાત્રતા તેમાં મને હજુ કંઈક આવરણ છે, અને તે લાભ લેવા ઇચ્છનારની પણ કેટલીક રીતે યોગ્યતાની મને ન્યૂનતા લાગ્યા કરે છે. એટલે એ બન્ને યોગ જ્યાંસુધી પરિપકવતાને નહીં પામે ત્યાંસુધી ઇચ્છિત સિદ્ધિ વિલંબમાં રહી છે, એમ માન્યતા છે. ફરી ફરી અનુકંપા આવી જાય છે, પણ નિરુપાયતા આગળ શું કરૂં? પોતાની કંઈ ન્યૂનતાને પૂર્ણતા કેમ કહું? એ પરથી એવી ઇચ્છા રહ્યા કરે છે કે હમણાં તો જેમ તમો બધા યોગ્યતામાં આવી શકો તેવું કંઈ નિવેદન કર્યા રહેવું, જે કંઈ ખુલાસો માગો તે યથામતિ આપવો, નહિં તો યોગ્યતા મેળવ્યા રહો; એ ફરી ફરી સૂચવવું. (અં. ૧૪૨) નીચેનો અભ્યાસ તો રાખ્યા જ રહો :– (૧) ગમે તે પ્રકારે પણ ઉદય આવેલા, અને ઉદય આવવાના કષાયોને શમાવો. (૨) સર્વ પ્રકારની અભિલાષાની નિવૃત્તિ કર્યા રહો. (૩) આટલા કાળ સુધી જે કર્યું તે બધાંથી નિવૃત્ત થાઓ, એ કરતાં હવે અટકો. (૪) તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો, અને બાકીનાં પ્રાણીઓની અનુકંપા કર્યા કરો. (૫) કોઈ એક સત્પુરુષ શોધો, અને તેના ગમે તેવાં વચનમાં પણ શ્રદ્ધા રાખો. એ પાંચે અભ્યાસ અવશ્ય યોગ્યતાને આપે છે; પાંચમામાં વળી ચારે સમાવેશ પામે છે,

નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી 'સત્'ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું; તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. આ જે વચનો લખ્યાં છે, તે સર્વ મુમુક્ષુને પરમ બંધવરૂપ છે, પરમ રક્ષકરૂપ છે; અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમ પદને આપે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષટ્દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનુ બીજ સંક્ષેપે રહ્યું છે; માટે ફરી ફરીને તેને સંભારજો; વિચારજો; સમજજો; સમજવા પ્રયત્ન કરજો; એને બાધ કરે એવા બીજા પ્રકારોમાં ઉદાસીન રહેજો; એમાં જ વૃત્તિનો લય કરજો. એ તમને અને કોઈ પણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો અમારો મંત્ર છે; એમાં 'સત્' જ કહ્યું છે; એ સમજવા માટે ઘણો જ વખત ગાળજો.'

—ટંકોત્કીર્ણ અમૃત અક્ષરોમા લખાયેલો **શ્રીમદ્**નો આ ગુપ્ત મંત્ર જીવનમાં ઉતારી રહેલા અંબાલાલભાઈએ માત્ર છ–બાર માસ જેટલા સ્વલ્પ પ્રત્યક્ષ–પરોક્ષ સમાગમલાભમા **શ્રીમદ્** જેવા પરમજ્ઞાની સત્પુરુષને પોતાના પરમગુરુ તરિકે સ્વીકૃત કરી લીધા હતા અને પોતે અનન્ય શરણાપન્ન થઈ તેમના દાસાનુદાસ દીન શિષ્ય બની ગયા હતા. આમ પત્ર વાટે તેમ જ સાક્ષાત્ સમાગમવાટે પરમાર્થપરિચય વધતો ગયો અને મહામુમુક્ષુ અંબાલાલભાઈ **શ્રીમદ્**ના અનન્ય શિષ્ય–પટ્ટશિષ્ય મહાન્ ભક્ત બની ગયા.

અંબાલાલભાઈવગેરેને **શ્રીમદ્**ના સાક્ષાત્ સમાગમની ઉત્કંઠા એટલી બધી વધી ગઈ, દર્શનપિપાસા એટલી બધી તીવ્ર બની ગઈ કે ૧૯૪૬ના જેઠ–અષાડમાં તેમણે **શ્રીમદ્**ને ખંભાત પધારવા માટે વિનય–વિજ્ઞપ્તિરૂપે દશ–પંદર આગ્રહભર્યા પત્રો લખ્યા, અને તેમનાથી તેમ ન બની શકે તો પોતે વવાણીઆ તેમના દર્શનાર્થે આવવાની ઇચ્છા દર્શાવી **શ્રીમદે** ૧૯૪૬ અશાડ શુદ ૫ના પત્રમાં (અં. ૧૧૫) જણાવ્યુ— 'તમે મારા મેળાપને ઇચ્છો છો, પણ આ અનુચિત કાળ ઉદય આવ્યો છે, એટલે તમને મેળાપમા હું શ્રેયસ્કર નીવડું એવી થોડી જ આશા છે.' આ પછી પણ પધારવા માટે ઉપરાઉપર આગ્રહભર્યા કેટલાક પત્રો **શ્રીમદ્**ને લખ્યા, એટલે અનુકૂળતાએ ખંભાત આવવાનું જણાવી **શ્રીમદ્** વવાણીઆથી પાછા વળતા આશો વદમાં ખંભાત પધાર્યા, અંબાલાલભાઈને ઘેર ઉતર્યા, અને આ મુમુક્ષુમુખ્યને તથા અન્ય મુમુક્ષુઓને સાક્ષાત્ સમાગમનો અપૂર્વ લાભ આપ્યો. ભક્તશિરોમણિ અંબાલાલભાઈને તો પોતાને આંગણે **શ્રીમદ્** પધારતા 'વૂઠા હો પ્રભુ વૂઠા અમીરસ મેહ' જેવું થઈ ગયું! અને એમના ભક્તિમાન્ હૃદયમા–'જાણું હો પ્રભુ જાણું જન્મ કયથ્ય, જો હું હો પ્રભુ જો હું તુમ સાથે મલ્યોજી; સુરમણિ હો પ્રભુ સુરમણિ પામ્યો હથ્થ, આંગણ હો પ્રભુ આંગણ સુરતરુ ફ્ળ્યોજી,'—એવો ભાવ સ્ફુરી રહ્યો! અત્રે જ ખંભાતમાં જ આ અંબાલાલભાઈના નિમિત્ત થકી જ લલ્લુજી મુનિને **શ્રીમદ્**ના પ્રથમ દર્શન–સમાગમનો ધન્ય પ્રસંગ પ્રાપ્ત થયો,–જેનુ સવિસ્તર વર્ણન હવે પછી લલ્લુજી મુનિ અંગેના અલગ પ્રકરણમાં કરશું. **શ્રીમદ્**ના આ સમાગમલાભ પછી પણ અંબાલાલભાઈને સમાગમલાભના અનેક પ્રસંગ આગળ ઉપર બન્યા, અને વચ્ચે વચ્ચે પત્રસમાગમ તો જીવન પર્યંત ચાલુ જ રહ્યો. અંબાલાલભાઈ પર **શ્રીમદ્**ના નાના મોટા એકસો

ઉપરાંત પત્રો છે, તેમાં કેટલાક અસાધાણ પત્રો છે, જેમકે—અં. ૧૨૮, ૧૩૯, ૨૫૪, ૫૦૩, ૫૨૨, ૫૩૭, ૫૭૨, ૭૦૮, આદિ. આ પત્રોનું સવિસ્તર દિગ્દર્શન કરાવી શકાય એટલો અત્ર અવકાશ નથી ને પ્રસંગ નથી, તથાપિ તેમાંથી કોઈ કોઈ અંશોનું યથાસ્થાને દર્શન આગલા પ્રકરણોમાં કરાવ્યું છે ને હવે પછી પણ યથાસ્થાને યથાપ્રસંગે કરાવશું.

આમ ૧૯૪૬ના સમાગમ પછી **અંબાલાલભાઇ**ના જીવનનું કેન્દ્ર **શ્રીમદ્** બની ગયા, અને આ કેન્દ્રની આસપાસ ભક્તિથી પ્રદક્ષિણા ફરતા તેમનું (અં. નું) **શ્રીમદ્** સાથે તાદાત્મ્ય બની ગયું. અંબાલાલભાઇ **શ્રીમદ્**ની આજ્ઞાનુસાર જ સમસ્ત કર્ત્તવ્ય કરતા અને તે આજ્ઞાંકિતપણામાંજ જીવનની ઇતિકર્ત્તવ્યતા સમજતા. ટૂંક સમયમાંજ **શ્રીમદ્**ના જીવનરહસ્યને જાણનારા તેઓ **શ્રીમદ્**ના જમણા હાથ જેવા—પરમ વિશ્વાસપાત્ર રહસ્યમંત્રી જેવા બની ગયા; **શ્રીમદ્** જે વીતરાગમાર્ગોદ્ધારની ભવ્ય યોજના ઘડી રહ્યા હતા તેમાં સૂત્રધાર જેવા બની ગયા; અને સર્વ મુમુક્ષુઓના અગ્રણી નેતા—મુમુક્ષુમુખ્ય બની **શ્રીમદ્**ના પટ્ટશિષ્ય જેવા બની ગયા. આમ **શ્રીમદ્** અને અંબાલાલભાઈ—આ ગુરુ-શિષ્યનો પરમાર્થસંબંધ ઉત્તરોત્તર વધતો ગયો. પત્ર વાટે પરોક્ષપણે અને સાક્ષાત્ સમાગમ વાટે પ્રત્યક્ષપણે પરમાર્થપરિચય ઉત્તરોઉત્તર ગાઢ બનતો ગયો, તે એટલે સુધી કે જ્યાં જ્યાં નિવૃત્તિક્ષેત્રે **શ્રીમદ્** બિરાજમાન હોય ત્યાં ત્યાં અંબાલાલભાઈ હોય જ, અને રાળજ વડવા કાવિઠા ઉત્તરસંડા આદિ તે તે નિવૃત્તિક્ષેત્ર અંગે **શ્રીમદ્**ની સર્વ દ્રવ્ય-ભાવ અનુકૂળતાઓની બધી વ્યવસ્થા અનન્ય ભક્તિથી આ **ભક્તશિરોમણિ અંબાલાલભાઇ** જ કરે, એટલું જ નહિં પણ તત્પ્રસંગે ઉપસ્થિત થયેલા સર્વ મુમુક્ષુઓની બધી સગવડોની-અનુકૂળતાઓની સમસ્ત વ્યવસ્થા આ પરમ સેવાભાવી **અંબાલાલભાઇ** જ કરે. જાણે આ મોંઘેરા મહેમાન પોતાને જ આંગણે પધાર્યા હોય એમ **અંબાલાલભાઇ** પરમ વિનયભક્તિથી તેમની તનમનધનથી પૂરેપૂરી ખાતર-બરદાસ કરતા ને સાધર્મિક વાત્સલ્યનો પરમધન્ય અપૂર્વ લાભ ઊઠાવતા. આમ આ મહામુમુક્ષુએ **શ્રીમદ્**ના સાક્ષાત્ સમાગમમાં ભિન્ન ભિન્ન નિવૃત્તિક્ષેત્રે સેવામાં સદા હાજર રહી ખડે પગે **શ્રીમદ્**ની અનન્ય સેવા બજાવી છે,—**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः**—યોગીઓને પણ અગમ્ય એવો પરમ ગહન સેવાધર્મ પોતાને માટે તો ખરેખર! સુગમ્ય બનાવી દીધો છે!

અને **શ્રીમદ્**નો આ અપૂર્વ સમાગમલાભ આ મહામુમુક્ષુએ માત્ર પોતે જ લીધો છે એમ નથી, પણ તેનો પ્રસાદીરૂપ અંશલાભ જગતને પણ દીધો છે; કારણ કે રાળજ, વડવા, કાવિઠા, ઉત્તરસંડા, નડિયાદ આદિ નિવૃત્તિક્ષેત્રોમાં સ્થિતિ વેળાએ **શ્રીમદે** જે કાંઇ ઉપદેશામૃત વર્ષાવ્યું હતું, તે પોતાના બુદ્ધિપાત્રમાં ઝીલી આ મુમુક્ષુમુખ્યે લખેલ **ઉપદેશછાયામાં** તેનો છાયામાત્ર અંશ જાળવી રાખ્યો છે અને તેથી આ ઉપદેશામૃતવૃષ્ટિના થોડા બિન્દુ ચાખવાનું જગતને મળ્યું છે. **શ્રીમદ્** જે બોધ કરે તે **અંબાલાલભાઇ** અઠવાડિયા પછી પણ અક્ષરશઃ લખી શકતા એવી તેમની અદ્ભુત ધારણાશક્તિ **શ્રીમદે** જ શ્રીમુખે પ્રશંસી હતી. એટલે **'ઉપદેશછાયા'** શીર્ષક નીચે **શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથમાં** જે અંક (૯૫૭) છપાયેલ છે, તે **શ્રીમદ્**ની **ઉપદેશામૃતધારાની સંક્ષિપ્ત નોંધમાત્ર** જગતને મળવા પામેલ છે, તે મુખ્યપણે આ

મુમુક્ષુમુખ્યની આ અદ્ભુત સ્મૃતિ ને ધારણાશકિતને જ આભારી છે. જો આ **શ્રીમદે** વહાવેલા ઉપદેશની 'છાયા' માત્ર છે, તો વાસ્તવિક ઉપદેશ તો કેટલો અનંતઅનંત-ગુણવિશિષ્ટ હશે તેનો આ પરથી કંઈક ખ્યાલ આવે છે, અને તે ઉપદેશામૃત સાક્ષાત્ શ્રવણ કરી ધન્ય બનનારા તે તે મહાનુભાવ મુમુક્ષુઓ માટે સહજ ઉદ્ગાર નિકળી પડે છે—'ધન્ય ધન્ય તે જીવ પ્રભુ પદ વંદી હો જે દેશના સુણે'. અને **શ્રીમદ્**ની અનુપમ કૃતિ **આત્મસિદ્ધિના** મૂળ પ્રેરક નિમિત્ત જો **સૌભાગ્યભાઈ** હતા, તો તેના પ્રથમ આદર્શના મૂક સાક્ષી થવાનું સૌભાગ્ય **અંબાલાલભાઈને** પ્રાપ્ત થયું હતું. નડિયાદમાં **શ્રીમદે** આજ્ઞા કરી–અંબાલાલ! ફાનસ લે; અંબાલાલભાઈ રાત્રે ફાનસ ધરી ભક્તિથી જોતા ઊભા રહ્યા અને **શ્રીમદે** સ્વહસ્તે એક જ કલમે 'છએ દર્શનનો સમાવેશ કરતો' આ **આત્મસિદ્ધિ** જેવો અપૂર્વ ગ્રંથ શાસ્ત્રશૈલીથી અલ્પ સમયમાં–દોઢ બે કલાકમાં લખી નાંખ્યો!

અને **શ્રીમદ્**ના જીવનકાળ દરમ્યાન જ ભિન્ન ભિન્ન સ્થળે લખાયેલા **શ્રીમદ્**ના પરમાર્થપત્રો એકત્ર કરવાનું મહાન્ ભકિતકાર્ય **અંબાલાલભાઈએ** કર્યું હતું. તે તે પત્રો તેમણે પોતાના મોતીના દાણા જેવા સુંદર છટાદાર અક્ષરે એક નોટમાં લખ્યા હતા, તે નોટ **શ્રીમદ્**ની દૃષ્ટિ તળે નિકળી જવા પામી હતી અને તેમાં કેટલેક સ્થળે **શ્રીમદે** સ્વહસ્તે સુધારા–વધારા પણ કર્યા હતા. એટલે **શ્રીમદ્**ના હસ્તાક્ષરના મૂળ પત્રો કરતા પણ **શ્રીમદ્**ના સ્વહસ્તે સુધારાયેલી આ **અંબાલાલભાઈના** નોટના પાઠનું મહત્વ વિશેષ છે. આમ **શ્રીમદ્**ના જીવનકાળ દરમ્યાન જ તેમણે **શ્રીમદ્**ના પત્રોની જાળવણી પરમભક્તિથી કરી હતી; એટલે તે તે પરમાર્થપત્રો જગત્‌ને આમ સુરક્ષિતપણે મળવા પામ્યા છે, તે બધો **શ્રી અંબાલાલભાઈનો** જ પ્રતાપ છે. જો શ્રુતગંગા–હિમાચલ **શ્રીમદ્** જેવા મૂળ ઉપાદાનરૂપ પ્રભવસ્થાનમાંથી આ પરમાર્થપત્રોની જાહ્નવીનું ઉત્થાન થવાનું નિમિત્તકારણ બનવાનો મહાયશ **સૌભાગ્યભાઈને** ઘટે છે, તો તેને યથાવત્ જાળવી રાખી મહાદિવ્યાકુક્ષિરત્નની આ વિશ્વપાવની દિવ્ય ગંગાને આ અવનિપર અવતારવાનો મહાયશ મુખ્યપણે **શ્રી અંબાલાલભાઈને** ઘટે છે. આવા મહાયશ મહામુમુક્ષુ **અંબાલાલભાઈએ શ્રીમદ્**ના જીવનપર્યંત અનન્ય સેવાભકિત ઊઠાવી એટલું જ નહિં પણ **શ્રીમદ્**ના દેહોત્સર્ગ પછી પણ ૧૯૬૩ માં પોતાના જીવનના અંતપર્યંત પણ **શ્રીમદ્**ના પરમાર્થપત્રાદિ સાહિત્યની જાળવણી અને સંગ્રહણીમાં મોટામાં મોટો ફાળો આપી **શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથની** પ્રથમાવૃત્તિના સંશોધન પ્રકાશનમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો. અને આમ ઋષિઋણ અદા કરતા **અંબાલાલભાઈએ** યથાશકિત યથાભકિત પોતાની સમસ્ત આત્મશક્તિનું અર્પણ કરી પોતાના આ પરમ ગુરુનું તર્પણ કર્યું. નમસ્કાર હો! નમસ્કાર હો! આવા મહાયશસ્વી મહામુમુક્ષુ ભકતશિરોમણિ **અંબાલાલભાઈને!**



## પ્રકરણ અડતાલીશમું

# મુનિ લલ્લુજી ને દેવકરણજીને શ્રીમદ્‌નો સમાગમલાભ

## (૧)

### લલ્લુજીમુનિને શ્રીમદ્‌નો પ્રથમ દર્શન-સમાગમ

આ **મહામુમુક્ષુ અંબાલાલભાઈ**ના ઉત્તમ નિમિત્ત થકી જ શ્રી લલ્લુજી મુનિને **શ્રીમદ્**ના દર્શન-સમાગમલાભનો ધન્ય પ્રસંગ બન્યો. લલ્લુજી મુનિને અને તેમના સહયોગી **દેવકરણજી** આદિ મુનિઓને **શ્રીમદ્**નો દર્શન-સમાગમલાભ કયાં કેવી રીતે કેવા સંજોગોમાં થવા પામ્યો તેનો રસપ્રદ બોધપ્રદ ઇતિહાસ અત્ર રજૂ કરશું.

પુણ્યાત્મા **જૂઠાભાઈ**ના નિમિત્તે **શ્રીમદ્**નો સમાગમલાભ મળ્યા પછી **અંબાલાલભાઇ, ત્રિભોવનભાઈ** આદિ ખંભાતવાસી મુમુક્ષુઓ પોતાના સ્થાનક સંપ્રદાયના ઉપાશ્રયે જતા, ત્યાં વ્યાખ્યાનમાં જવાને બદલે એકાંતમાં બેસી **શ્રીમદ્**ના પત્રોની ઉતારેલી નકલો લાવ્યા હતા તેનો સ્વાધ્યાય કરતા હતા. તે વખતે ત્યાં ખંભાત સંઘાડાના વડા શ્રી હરખચંદજી મહારાજ લલ્લુજી **મુનિ દેવકરણજી મુનિ** આદિ પોતાના શિષ્યપરિવાર સાથે બિરાજમાન હતા. એક દિવસ અંબાલાલભાઈ અને ત્રિભોવનભાઈ **શ્રીમદ્**ના માહાત્મ્યની વાતો કરતા હતા ત્યારે લલ્લુજીએ અંબાલાલભાઇને પૂછ્યું-તે પુરુષ કેવા છે? અને કોણ છે? અંબાલાલભાઈએ કહ્યું-તે પુરુષ સર્વ આગમના જાણ છે અને ઉત્તમ પુરુષ છે. એટલે લલ્લુજીએ કહ્યું-અમને તે પુરુષનો મેળાપ કરાવી આપશો? અંબાલાલભાઈએ હા કહીને કહ્યું-તેઓ અત્રે દીવાળીના અરસામાં પધારવાના છે, અને પધારશે ત્યારે ઉપાશ્રયે આવશું.

થોડા દિવસ પછી સં. ૧૯૪૬ના આશો વદ ૧૨ના દિને **શ્રીમદ્** વવાણીએથી વળતાં ખંભાત **અંબાલાલભાઈ**ને આંગણે પધાર્યા. અંબાલાલભાઈ તેમના પિતાશ્રી લાલચંદભાઈ સાથે **શ્રીમદ્**ને પરમાદરથી ઉપાશ્રયે લઈ ગયા. લલ્લુજી **મુનિ** અને તેમના ગુરુ બેઠા હતા, તેવામાં તે પધાર્યા. તેમને જોતાં જ-પ્રથમ દર્શને જ લલ્લુજીને 'તરત જ ઉત્તમ પુરુષનો ભાસ થયો.' પછી લાલચંદભાઈ, હરખચંદજી આદિના અતિઆગ્રહથી **શ્રીમદે** ત્યાં અષ્ટાવધાનપ્રયોગ કરી દેખાડ્યો. **શ્રીમદ્**ની અદ્‌ભુત શક્તિથી સર્વ આશ્ચર્યમુગ્ધ થયા. લલ્લુજી **મુનિને શ્રીમદ્**ના આ પ્રથમ દર્શનનો ધન્ય પ્રસંગ ઘણું કરી ધનતેરસના શુભ દિને બન્યો.

બીજે દિવસે **શ્રીમદ્** પુનઃ ઉપાશ્રયે પધાર્યા. વર્તમાનમાં ક્ષાયિક સમકિત હોય કે ન હોય એ બા. ચર્ચા ચાલી. ન હોય એમ કહી હરખચંદજીએ કહ્યું-દશ બોલ વિચ્છેદ ગયાનું ઠાણાંગમાં લખ્યું છે. **શ્રીમદે** કહ્યું- આગમમાં તે સમ્યક્ત્વ વિચ્છેદ ગયા

સંબંધી વાત નથી, કોઈ ગ્રંથાંતરમાં હશે. હરખચંદજીએ કહ્યું-ઠાણાંગમાં છે. લલ્લુજીએ ઠાણાંગજી સૂત્ર હાજર કર્યું, પણ બહુ શોધતાં છતાં તેમાં હરખચંદજીના કહેવા પ્રમાણેની વાત મળી નહિ. ત્યારે **શ્રીમદે** ઠાણાંગજીમાંથી થોડા પાઠનો અર્થ એવો ખૂબી-ભરેલો કર્યો હતો કે 'તે સાંભળતાં જ બહુ જ શાન્તિ ઉપજતી', અને તે દશમા ઠાણાંગનો ભાવ વાચી સંભળાવ્યો હતો. આ સાંભળતાં **મુનિ** લલ્લુજી પોતાનો સહજ ભાવ દર્શાવે છે-'તે સાંભળતાં જ મને તો તેમના વિષે ચમત્કાર ઉપજ્યો હતો. પછી મેં કહ્યું કે ઉપર પધારો. પછી તેઓશ્રી ઉપર પધાર્યા, અને હું પણ મારા ગુરુની આજ્ઞા થવાથી ઉપર ગયો. તે વખતે મેં તેમને નમસ્કાર કર્યા. પછી તેમણે નમસ્કાર કર્યા. પછી તેમણે નમસ્કાર નિવારણ કર્યા છતાં મેં ઉમંગથી ઉત્તમ પુરુષ જાણીને નહિં અટકતા નમસ્કાર કર્યો.' વયે **શ્રીમદ્** કરતાં ચૌદ વર્ષ મોટા ને વેષે મુનિ છતાં **લલ્લુજી મુનિએ** માન મૂકી-**શ્રીમદ્**ના સ્પષ્ટ નિષેધ છતાં-ગુણપ્રેમથી **શ્રીમદ્** પ્રત્યે આવો સહજ ભાવ દર્શાવ્યો! *गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः*-તે આનું નામ! ગુણીજનોમાં ગુણો પૂજાસ્થાન છે, નહિ કે વેષ નહિ કે વય-તે આનું નામ!

પછી **શ્રીમદે** મુનિને પૂછયું-તમારી શી ઇચ્છા છે? મુનિએ કહ્યું-બ્રહ્મચર્યનું દૃઢત્વ થાય અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તે ઇચ્છા છે. **શ્રીમદે** જરા મૌન રહી કહ્યું 'ઠીક છે' અને મુનિના જમણા પગનો અંગુઠો તાણી કાંઈ ચિહ્નો તપાસી જોયાં, પછી નીચે ઉતરી ગયા; રસ્તામાં અંબાલાલભાઈને કહ્યું-'આ પુરુષ સંસ્કારી છે.'

પછી ત્રીજે દિવસે લલ્લુજી મુનિ **શ્રીમદ્**ના સમાગમલાભાર્થે અંબાલાલભાઈને ઘેર ગયા ત્યારે મુનિને દેખતાં જ **શ્રીમદ્** બીજા માણસો બેઠેલા હોવાથી ત્યાંથી ઊઠી અંદરના ઓરડામાં ગયા. ત્યાં **શ્રીમદ્** અને મુનિ બેઠા. **શ્રીમદે** સૂયગડાંગજીનું થોડું વિવેચન કર્યું, અને મુનિને પૂછયું-'તમે અમને માન કેમ આપો છો?' મુનિએ કહ્યું-'તમને દેખીને અતિશય પ્રેમ આવે છે, અને જાણે એમ લાગે છે કે અમારા પૂર્વના પિતા જ ન હોય? એટલો બધો ભાવ આવે છે. હવેથી કોઈ પ્રકારનો ભય રહેતો નથી; તમને દેખતાં જ જાણે ભય ભાગી ગયો, એમ આત્મામા થાય છે.' **શ્રીમદે** પૂછયુ-'તમે અમને શાથી જાણ્યા?' ત્યારે મુનિએ કહ્યુ-'અંબાલાલભાઇના કહેવાથી જાણ્યા. અનાદિ કાળથી અમે રખડીએ છીએ, માટે અમારી સંભાળ લ્યો.' પછી **શ્રીમદે** સતની તેમ વ્યવહાર વગેરે ભાવાની સમજુતી આપી.

પછી આ જ પ્રમાણે રોજ મુનિ સાત દિવસ સુધી—**શ્રીમદે** અંબાલાલભાઇનું ઘર પાવન કરતાં સાત દિવસ સ્થિતિ કરી ત્યાંસુધી—અંબાલાલભાઇને ઘેર જતા અને **શ્રીમદ્**ના દર્શન-સમાગમનો અપૂર્વ લાભ લેતા. સાત દિવસના આ સમાગમલાભમા શી શી ધર્મવાર્તા થઈ તેની કંઈ પણ નોંધ લખાયેલી જણાતી નથી. માત્ર એક-બે વાર્તાલાપપ્રસંગોની મુનિ લલ્લુજીની ટૂંક પરિચયનોંધ મળે છે: 'મેં કહ્યું કે માર્ગ વિષે કોઈ પૂછે તો મારે શું કહેવું? અને આ મોક્ષમાળા છે તે પ્રમાણે માર્ગ છે એ પ્રમાણે મારે કહેવું કે કેમ? ત્યારે કહ્યું કે મોક્ષમાળામા છે તે પ્રમાણે માર્ગ છે. મેં

કહ્યું-બ્રહ્મચર્ય વિષે હું ઉપવાસ કરું છું (એકાંતર) તથા કાયોત્સર્ગ કરું છું, છતાં મનથી તેવી રીતે પાલન થઇ શકતું નથી. પૂજ્યશ્રીએ કહ્યું કે લોકદષ્ટિએ કરવું નહીં તથા લોકદેખામણ તપશ્ચર્યા કરવી નહીં. પણ સ્વાદનો ત્યાગ થાય તેવો આહાર ઊણોદરી રીતે કરવો, અને સારો આહાર હોય તે બીજા સાધુને આપી દેવો. વળી કહ્યું કે તમે જે જે જુઓ છો તે સર્વ ભ્રમ છે તેવી રીતે જુઓ, અથવા સર્વ આત્મા છે એમ જોયા કરો.' આમ ઇતિહાસપ્રસિદ્ધ પાવન સ્થંભનતીર્થમાં-ખંભાતમાં ધનતેરસના ધન્ય દિને **શ્રીમદ્દ**નો પ્રથમ દર્શનસમાગમ થયો ત્યારથી **શ્રીમદ્** જ લલ્લુજી મુનિના માર્ગદર્શક પરમાર્થગુરુ બની ગયા.

અને આમ ખંભાતમાં મહામુમુક્ષુ અંબાલાલભાઇ આદિ મુમુક્ષુઓને અને અંબાલાલભાઈના ઉત્તમ નિમિત્ત પ્રતાપે શ્રી લલ્લુજી મુનિને સ્વસ્વયોગ્યતા પ્રમાણે દર્શન-સમાગમથી 'ધર્મલાભ' આપી **શ્રીમદ્** મુંબઇ પધાર્યા.

## (૨)

## મુનિઓને મુંબઇમાં શ્રીમદ્દનો સમાગમલાભ

પછી પણ **શ્રી અંબાલાલભાઇ** દ્વારા લલ્લુજી આદિ મુનિનો **શ્રીમદ્** સાથેનો પત્રવાટે પરોક્ષ સમાગમ ચાલુ રહ્યો; પણ મુનિધર્મના બાહ્ય આચારાદિને લીધે સાક્ષાત સમાગમની કેટલીક પ્રતિકૂળતા હતી, એટલે તે જોગ વારંવાર ને જલદીથી બને એમ નહોતું.

આમ બે-ત્રણ વર્ષ થયાં દર્શનલાભ નહિં મળ્યો હોઇ **લલ્લુજી મુનિને શ્રીમદ્દ**ના સાક્ષાત્ દર્શનસમાગમની તૃષા વધતી ગઈ. તેઓ બીજા મુનિઓ સાથે વિહાર કરતા સુરત આવ્યા; તેમની સાથે પ્રજ્ઞાવાન્ **દેવકરણજી મુનિ** પણ હતા, તે વ્યાખ્યાનકળામાં કુશળ હોવાથી શ્રોતાઓ તેમના વ્યાખ્યાનથી મુગ્ધ થતા. ત્યાં મુંબઇના કેટલાક ગૃહસ્થો આવ્યા હતા, તેઓ દેવકરણજીના વ્યાખ્યાનથી આકર્ષાયા અને તેમને ઘણા આગ્રહપૂર્વક મુંબઈ ચાતુર્માસ કરવા વિજ્ઞપ્તિ કરી. લલ્લુજીની અંતર્ગત ઇચ્છા તો એ જ હતી, તેમાં આ નિમિત્ત બન્યું; એટલે તેમના આગ્રહને માન આપી તેમણે ખંભાતથી પોતાના ગુરુની આજ્ઞા મંગાવી ઘણા હર્ષાયમાનપણે મુંબઇ ચાતુર્માસ કરવાનું સ્વીકાર્યું, અને વિહાર કરતાં મુંબઇ આવ્યા. એક ગૃહસ્થવેષે રહેલા જ્ઞાની સાધુપુરુષનો સમાગમલાભ લેવા સાધુવેષે રહેલા સાધુ ત્રણસો-ચારસો માઈલનો લાંબો વિહાર કરીને આવ્યા. મુનિવેષના માનનું મર્દન કરી એક ગૃહસ્થને ખાસ મળવા કોઈ સાધુએ આટલો લાંબો વિહાર કરી આવવાની ઇચ્છા પણ કરી હોય એવો બનાવ હજુ ઇતિહાસમાં નોંધાયો નથી. આ દર્શાવે છે કે મુનિને **શ્રીમદ્દ**ના દર્શનની તાલાવેલી કેવી હતી ! સમાગમલાભની ઉત્કંઠા કેવી હતી !

મુંબઈમાં લલ્લુજી **મુનિ શ્રીમદ્દ**ના દર્શનાર્થે તેમની પેઢી પર આવ્યા. મુખ્યપણે પોતાના જ દર્શન-સમાગમાર્થે મુનિ અત્ર આવ્યા છે એમ જ્ઞાનબળથી જાણતાં છતાં

**શ્રીમદે** ગંભીરપણે માર્મિક ટકોર કરી–અહીં આ અનાર્ય જેવા ક્ષેત્રમાં ચાતુર્માસ અર્થે કેમ પધારવું થયુ ? મુનિને અનાર્ય જેવા ક્ષેત્રમાં વિહરવાની આજ્ઞા થોડી જ હોય છે ? એટલે ‘ભરમ ભાગ્યો તવ પ્રભુ શું પ્રેમે, વાત કરૂં મન ખોલીજી; સરલ તણે હઇડે જે આવે, તેહ જણાવે બોલીજી’— એવા સરલ ભાવથી મુનિએ આગમન-કારણ સ્પષ્ટ કહી દીધું— આપના સમાગમની કામનાને લીધે— સમાગમલાભના લોભને લીધે જ અમારૂં અત્ર ચાતુર્માસ માટે આગમન થયુ છે. અહીં આવવામા તમને કોઈ અંતરાય કરે છે ? એમ **શ્રીમદે** પૂછતાં મુનિએ ના કહી નમ્રતાથી વિનયવિજ્ઞપ્તિ કરી–રોજ એકાદ કલાકનો સમાગમલાભ મળી શકશે ? **શ્રીમદ્** વદ્યા–મળી શકશે. એટલે પછી ચીંચપોકલીનો ઉપાશ્રય જે ભૂલેશ્વરથી લગભગ ત્રણ–ચાર માઇલ દૂર છે ત્યાથી પાદવિહાર કરતા **લલ્લુજી મુનિ** યથાવસર વારંવાર **શ્રીમદ્**ના સમાગમઅર્થે ભૂલેશ્વરના નાકે તેમની પેઢી પર જતા. ત્યારે **શ્રીમદ્** પેઢી પરથી ઊઠી પાસેની એક અલગ ઓરડીમા જઈ એકાતે મુનિને સમાગમલાભ આપતા, સૂયગડાંગ સૂત્ર–ભર્તૃહરિ વૈરાગ્યશતક આદિમાથી શ્રવણ કરાવતા–સમજાવતા અત્રે **શ્રીમદ્**ની સર્વત્ર ઔચિત્ય જાળવનારી સૂક્ષ્મ વિવેકદૃષ્ટિ સમજવા જેવી છે. એક વિનયસંપન્ન મુનિ માન મૂકી વિનયાન્વિતપણે શ્રવણતત્પર બનેલ છે, તેને બીજાઓની હાજરીમાં ઉપદેશ નથી આપતા, પણ તેના યથાયોગ્ય માન–મર્યાદા જળવાય એમ ઉચિતપણે એકાતે ઉપદેશ કરે છે

ત્યા ખંભાતવાળા એક મુમુક્ષુ ભાઈ **સુંદરલાલ** આવ્યા હતા. તેની પાસે **દેવકરણજીએ** **શ્રીમદ્**ના દર્શનની જિજ્ઞાસા બતાવી કે **શ્રીમદ્** અત્રે પધારે તો સારૂં. પછી તેની વિજ્ઞપ્તિથી એક દિવસ સુંદરલાલ સાથે **શ્રીમદ્** ચીંચપોકલી ઉપાશ્રયે પધાર્યા, ત્યારે લલ્લુજી–દેવકરણજી–હીરાજી–ચતુરલાલજી એ ચારે મુનિઓ પાટ પરથી નીચે ઉતર્યા. પછી સૂયગડાગ સૂત્રની એક હસ્તપ્રત હાજર કરી તેમા શાસ્ત્રપાઠના કેટલાક અક્ષરો ઊડી જવાથી અર્થ બેસતો નહોતો, તે અંગે **દેવકરણજીએ** **શ્રીમદ્**ને પૂછ્યુ—અત્રે આ પાઠમા કયા અક્ષરો જોઈએ ? ને તેનો અર્થ શો ? **શ્રીમદે** તરત જ તે પાઠ ઉકેલ્યો, અક્ષર અને અર્થ બન્ને બરાબર બેસાડી આપ્યા. દેવકરણજી **શ્રીમદ્**ની પ્રજ્ઞાથી પ્રભાવિત થયા–ચમત્કાર પામ્યા પછી—

> जे अबुद्धा महाभागा वीरा असमत्तदंसिणो ।
> असुद्धं तेसिं परक्कंतं सफलं होइ सव्वसो ॥
> जेय बुद्धा महाभागा वीरा सम्मत्तदंसिणो ।
> सुद्धं तेसिं परक्कंतं अफलं होइ सव्वसो ॥

—સૂત્રકૃતાંગની આ બે સુપ્રસિદ્ધ ગાથાના પાઠ સંબંધી **દેવકરણજીને** શંકા થઈ—ઉપર જ્યાં ‘સફળ’ છે ત્યા ‘અફળ’ ઠીક લાગે છે અને ‘અફળ’ છે ત્યાં ‘સફળ’ ઠીક લાગે છે, માટે તેમા લખિત દોષ છે છે કે બરાબર છે ? તેનું સમાધાન કરતા **શ્રીમદે** કહ્યું—‘લખિત દોષ નથી સફળ છે ત્યા સફળ અને અફળ છે ત્યા અફળ બંને બરાબર છે’ એમ કહી તેનો અપૂર્વ પરમાર્થ આ પ્રકારે ઘટાવી આપ્યો—

'મિથ્યાદૃષ્ટિની ક્રિયા સફળ છે, ફળે કરીને સહિત છે, અર્થાત્ તેને પુણ્યપાપ ફળનું બેસવાપણું છે; સમ્યગ્‌દૃષ્ટિની ક્રિયા અફળ છે, ફળ રહિત છે, તેને ફળ બેસવાપણું નથી, અર્થાત્ નિર્જરા છે. એકની (મિથ્યાદૃષ્ટિની) ક્રિયાનું સંસારહેતુક સફળપણું અને બીજાની (સમ્યગ્‌દૃષ્ટિની) ક્રિયાનું સંસારહેતુક અફળપણું એમ પરમાર્થ સમજવા યોગ્ય છે.' આવી અપૂર્વ પરમાર્થઘટનાથી સર્વ સંતોષ પામ્યા, **દેવકરણજી**ની સર્વ શંકા સમાધાન પામી ને તેમને **શ્રીમદ્‌**ની મહાબુદ્ધિ માટે બહુમાન ઉપજ્યુ તથા **શ્રીમદ્** અંગેના લલ્લુજીના વચનની પ્રતીતિ થઈ. પછી **શ્રીમદ્** સ્વસ્થાને ગયા અને વિચારસાગર ગ્રંથ મધ્યેથી ગુરુમાહાત્મ્યપ્રકરણ અંગેના પાના તેમણે **દેવકરણજી**ના અવલોકનાર્થે સુંદરલાલ સાથે મોકલ્યા. દેવકરણજીએ તે અવલોકયા, પણ તેનો ઊંડો ગૂઢ આશય સમજાયો નહિં. જો કે અવિરતિ સમ્યગ્‌દૃષ્ટિની નિંદામાં પણ મહાપાપ છે એમ દૃઢપણે માનતા દેવકરણજી પૂર્વે પણ કદી **શ્રીમદ્‌**ની નિંદા તો કરતા જ નહિં અને હવે તો આ એક મહાબુદ્ધિશાળી પ્રાજ્ઞ પુરુષ છે એમ પ્રશંસા કરવા લાગ્યા, તોપણ આ એક મહાજ્ઞાની પુરુષ છે એવી **શ્રીમદ્** પ્રત્યે પૂજ્ય ગુરુબુદ્ધિ ઉપજવાને તેમને હજુ વાર હતી.

એક વખત સમાગમપ્રસંગમાં લલ્લુજીએ **શ્રીમદ્‌ને** કહ્યું—જો દેવકરણજી બોધ પામે તો ઘણા જીવોને લાભ થાય. **શ્રીમદે** કહ્યું—એ વાત જવા દો. છતાં લલ્લુજી ફરી ફરી એ જ વાતનો આગ્રહ કરતા, એટલે **શ્રીમદે** દેવકરણજીને સાથે લાવવા કહ્યું. પછી લલ્લુજી દેવકરણજી સાથે **શ્રીમદ્‌**ના નિવાસસ્થાને ગયા, ત્યાં બે મુનિ અને **શ્રીમદ્** એકાંતે બેઠા હતા. ત્યારે **દેવકરણજી** સાથે આમ વાર્ત્તાલાપ પ્રસંગ બન્યો ('જીવનકળા' અનુસાર): '**શ્રીમદે** **દેવકરણજીને** પૂછયુ—વ્યાખ્યાન કોણ વાંચે છે? પર્ષદા કેટલી ભરાય છે. દેવકરણજીએ કહ્યું—હું વાંચુ છું, હજારેક માણસની પર્ષદા ભરાય છે. **શ્રીમદે** ફરી પૂછ્યું—સ્ત્રીઓની પર્ષદા જોઈ કાંઈ વિકાર થાય છે? દેવકરણજીએ કહ્યું—કાયાથી થતો નથી, મનથી થાય છે. એટલે **શ્રીમદે** કહ્યું—મુનિએ તો મન વચન કાયા એ ત્રણે યોગથી સાચવવું જોઈએ. ત્યારે દેવકરણજીએ કહ્યું—તમે ગાદી તકીએ બેસો છો અને હીરામાણેક તમારી પાસે પડયા હોય છે ત્યારે તમારી વૃત્તિ ડહોળાતી નહિં હોય? **શ્રીમદે** કહ્યું—મુનિ! અમે તો કાળકૂટ વિષે દેખીએ છીએ, તમને એમ થાય છે? આ સાંભળી દેવકરણજી સજ્જડ થઈ ગયા. પછી **શ્રીમદે** પૂછ્યુ—તમે કોણ છો? દેવકરણજીએ કહ્યું— જેટલો વખત વૃત્તિ સ્થિર રહે તેટલો વખત સાધુ છીએ. **શ્રીમદે** ફરી પૂછ્યું—તેવી રીતે સંસારીને પ્રણ રહે તેને સાધુ કહીએ? દેવકરણજી બીલકુલ બોલ્યા નહીં. પછી **શ્રીમદે** કહ્યું—હે મુનિ! જેમ નાળીયેરનો ગોળો જૂદો રહે તેમ અમે રહીએ છીએ.'

**શ્રીમદ્‌**ની આ ચમત્કારિક વાતથી **દેવકરણજી** આશ્ચર્યચકિત થયા, પણ હજુ નિશ્ચય થયો નહીં. જો કે અત્રે **શ્રીમદે** માર્મિકપણે પોતાની જીવન્મુક્ત **જ્ઞાનદશા**નું સૂચન કરી જ દીધું છતાં દેવકરણજી સમજ્યા નહીં. નાળીયેર એક છતાં જેમ

નાળીયેરનો ગોળો કાચલીથી જૂદો ને જૂદો જ હોય છે, તેમ આ દેહમાં સ્થિતિ કરતો આત્મા દેહ સાથે એકરૂપ ભાસે છે છતાં દેહથી જૂદો ને જૂદો જ છે, એમ વિવિક્ત-પૃથક્-જૂદા આત્માના જ્ઞાનથી, વિવિક્ત આત્માના દર્શનથી અને વિવિક્ત આત્માના અનુચરણથી અમે સર્વથી ભિન્ન અસંગ વિવિક્ત આત્મા અનુભવી રહ્યા છીએ—એમ સમયસારમાં વર્ણવેલી પરમાર્થસમ્યગ્દૃષ્ટિની જીવન્મુક્ત જ્ઞાનદશા અમે સાક્ષાત્ પામ્યા છીએ.—એ **શ્રીમદ્**ના વચનનો ઊંડો મર્મ દેવકરણજી પામ્યા નહીં.

લલ્લુજી મુનિએ **શ્રીમદ્**ને તેમનો ચિત્રપટ આપવા સાગ્રહ વિજ્ઞપ્તિ કરી, પણ **શ્રીમદે** તે લક્ષમાં લીધી નહિ અને અતિ આગ્રહ થતાં સૂયગડાંગની આ ગાથા સ્વહસ્તે લખી આપી—

**संबुज्झहा जंतवो माणुसत्तं, दट्ठुं भयं बालिसेणं अलंभो ।**
**एगंतदुक्खे जरिएव लोए, सकम्मणा विप्परियासुवेइ ॥**

અર્થાત્—'હે જીવ! તમે બુઝો, સમ્યક્પ્રકારે બુઝો. મનુષ્યપણું મળવું ઘણું દુર્લભ છે, અને ચારે ગતિને વિષે ભય છે, એમ જાણો. અજ્ઞાનથી સદ્વિવેક પામવો દુર્લભ છે એમ સમજો. આખો લોક એકાંત દુઃખે કરી બળે છે, એમ જાણો. અને સર્વ જીવ પોતપોતાનાં કર્મે કરી વિપર્યાસપણું અનુભવે છે તેનો વિચાર કરો.' પછી એક દિવસ **સમાધિશતક**ની પ્રારંભની સત્તર ગાથા શ્રીમુખે સંભળાવી **શ્રીમદે** ગ્રંથમાં મંગલ પ્રવેશ કરાવી મુનિને તે ગ્રંથ વાંચવા વિચારવાની આજ્ઞા આપી. ગ્રંથ લઈ મુનિ દાદરા સુધી ગયા એટલે પાછા બોલાવી **શ્રીમદે** ગ્રંથના મુખપૃષ્ઠ પર **'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે'**—એ ગ્રંથનું પરમ સારભૂત પરમ ભાવનાસૂત્ર સ્વહસ્તે લખી આપ્યું. એક દિવસ મુનિએ બોધની માગણી કરતાં **શ્રીમદ્** મૌન રહ્યા. એ પરથી મૌન એ જ બોધ એવો ઊંડો રહસ્યભૂત બોધ દઈ દીધો. આટલી ટૂંકી પ્રાસ્તાવિક નોંધ માત્ર મળે છે, પણ ચાતુર્માસ જેટલા લાંબા ગાળામાં **મુનિ લલ્લુજી**ને વારંવાર **શ્રીમદ્**નો સમાગમલાભ મળ્યો હતો, પણ તે સમાગમલાભમાં શો બોધ કરાયો હતો, તેનો અંશ પણ મુનિએ પ્રાયે લખાવેલો જણાતો નથી. જો અંશ પણ જળવાયો હોત તો અંબાલાલભાઈની 'ઉપદેશછાયા'ની જેમ બીજાઓને પણ લાભદાયક થાત.

મુંબઈમાં ચાતુર્માસ પૂર્ણ થયે મુનિઓ વિહાર કરી **સુરત** પધાર્યા. ત્યાં પત્રવાટે પરોક્ષ સમાગમ તો ચાલુ જ રહ્યો. સુરતમાં સ્થિતિ કરતા મુનિઓ ધ્યાન-વ્યાખ્યાનાદિ કરતા. તેમાં વખત પરત્વે મુનિ લલ્લુજી દેવકરણજીને માર્મિક ટકોર કરતા-'તમે ધ્યાન ધરો છો તે તરંગ કરો છો અને વ્યાખ્યાન વાંચો છો તે અભિમાન કરો છો.' દેવકરણજીને આ આક્ષેપવચન ગમ્યું નહિ પણ ત્યારે તો ગમ ખાઈ ગયા. પછી વારંવાર આગ્રહ કરવામાં આવતાં વચ્ચે જ્યારે **શ્રીમદ્**નું સુરત આગમન થયુ, ત્યારે દેવકરણજીએ આ 'રાજચંદ્ર'ના દરબારમાં લલ્લુજીના આ આક્ષેપકથન સામે ફરિયાદ નોંધાવી! પરમ શાંતમૂર્તિ **શ્રીમદે** પરમ ગંભીર નિષ્પક્ષપાત ન્યાય કર્યો-'સ્વચ્છંદથી જે જે આવે છે તે સઘળું અભિમાન જ છે, અને સદ્ગુરુની આજ્ઞાથી જે કરવામાં

આવે છે તે કલ્યાણકારી અને હિતકારી છે.' અને લલ્લુજી મુનિને કહ્યું–'હે મુનિ! તમે છ પદનો પત્ર મુખપાઠે કરજો, અને તેને વિચારજો.' એમ કેટલોક બોધ કરી **શ્રીમદ્** એકાદ દિવસ રોકાઇ મુંબઇ પધાર્યા.

પછી સુરતમાં સં.૧૯૫૦નું ચાતુર્માસ પૂર્ણ થયે મુનિઓ સુરતની પાસેના કઠોર ગામે ગયા. ત્યાં મુનિઓની વિજ્ઞપ્તિથી એક વખત **શ્રીમદ્** પધાર્યા, ઉપાશ્રયે મેડા પર ઉતર્યા. ખંભાતથી અંબાલાલભાઈ તથા પોપટલાલભાઇ (નાળિયેરવાળા) પણ આવ્યા હતા. વિનયાદિગુણસંપન્ન લલ્લુજી તથા દેવકરણજી ઉપર **શ્રીમદ્** સમીપે ગયા; **શ્રીમદે** દેવકરણજીને ઉદ્દેશીને ઘણો બોધ કર્યો. ત્રીજા મુનિ ચતુરલાલજીને **શ્રીમદ્** પ્રત્યે કંઈક 'કરડી' દૃષ્ટિ હોઈ નીચે જ બેસી રહ્યા હતા; પણ વંદક–નિંદકને સમ ગણનારા સર્વત્ર સમભાવી **માર્દવમૂર્તિ શ્રીમદ્** તો નીચે ઉતર્યા પછી મધુર વાણીથી ચતુરલાલજી પ્રત્યે બોલ્યા–'મુનિ! અમારે તો સર્વ પ્રત્યે સમદૃષ્ટિ છે, પણ તમે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સાચવી રાખજો. તો તેમાં ચૌદ પૂર્વનો સાર છે.'–આ પ્રવચનસારરૂપ અષ્ટપ્રવચનમાતાને નામે પ્રસિદ્ધ સમિતિગુપ્તિનો બોધ કરતા **શ્રીમદ્‌ના** આ સંક્ષેપ પણ પરમઅર્થગંભીર ભાવપૂર્ણ મર્મબોધથી ચતુરલાલજીની વક્રદૃષ્ટિ દૂર થઈ, એટલું જ નહિં પણ **શ્રીમદ્** પ્રત્યે પરમાદર પ્રગટ્યો. પછી બીજે દિવસે **શ્રીમદ્** મુંબઇ પધાર્યા અને મુનિઓ થોડા દિવસ પછી ચાતુર્માસ (સં. ૧૯૫૧) અર્થે ફરી સુરત આવ્યા.

સુરતમાં લલ્લુજી મુનિને ઝીણો તાવ લાગુ પડ્યો, દશ બાર માસ ચાલ્યો. તેવી જ તાવની બીમારીમાં એક લલ્લુભાઇ ઝવેરી નામના ગૃહસ્થ સુરતમાં ગુજરી ગયા. તે પરથી મુનિને પણ દેહ છૂટી જશે એવો ભય લાગ્યો. એટલે સમકિત વિના દેહ છૂટી જશે તો મારૂં શું થશે એવો તે ભય **શ્રીમદ્‌ને** નિવેદન કર્યો. **શ્રીમદે** ધીરજ અને નિર્ભયતા રાખવા બોધપત્ર લખ્યા–'શરણ (આશ્રય) અને નિશ્ચય કર્ત્તવ્ય છે. અધીરજથી ખેદ કર્તવ્ય નથી. ચિત્તને દેહાદિ ભયનો વિક્ષેપ પણ કરવો યોગ્ય નથી. અસ્થિર પરિણામ ઉપશમાવવા યોગ્ય છે.' (અં. ૫૯૯). 'વિચારવાનને દેહ છૂટવા સંબંધી હર્ષવિષાદ ઘટે નહીં. આત્મપરિણામનું વિભાવપણું તે જ હાનિ અને તે જ મુખ્ય મરણ છે. સ્વભાવસન્મુખતા, તેની દૃઢ ઇચ્છા પણ તે હર્ષવિષાદને ટાળે છે.' (અં. ૬૦૫)

આમ પ્રથમ ખંભાતમાં, પછી મુંબઇમાં અને તેના અનુસંધાનમાં ક્વચિત્ સુરતમાં લલ્લુજી–દેવકરણજી આદિ મુનિઓને **શ્રીમદ્‌ના** સમાગમલાભનો પ્રસંગ પ્રાપ્ત થયો.



નાળીયેરનો ગોળો કાચલીથી જૂદો ને જૂદો જ હોય છે, તેમ આ દેહમાં સ્થિતિ કરતો આત્મા દેહ સાથે એકરૂપ ભાસે છે છતાં દેહથી જૂદો ને જૂદો જ છે, એમ વિવિક્ત-પૃથક્-જૂદા આત્માના જ્ઞાનથી, વિવિક્ત આત્માના દર્શનથી અને વિવિક્ત આત્માના અનુચરણથી અમે સર્વથી ભિન્ન અસંગ વિવિક્ત આત્મા અનુભવી રહ્યા છીએ—એમ સમયસારમાં વર્ણવેલી પરમાર્થસમ્યગ્દૃષ્ટિની જીવન્મુક્ત જ્ઞાનદશા અમે સાક્ષાત્ પામ્યા છીએ.—એ **શ્રીમદ્**ના વચનનો ઊંડો મર્મ દેવકરણજી પામ્યા નહીં.

લલ્લુજી મુનિએ **શ્રીમદ્**ને તેમનો ચિત્રપટ આપવા સાગ્રહ વિજ્ઞપ્તિ કરી, પણ **શ્રીમદે** તે લક્ષમાં લીધી નહિ અને અતિ આગ્રહ થતાં સૂયગડાંગની આ ગાથા સ્વહસ્તે લખી આપી—

**संवुज्झहा जंतवो माणुसत्तं, दट्ठुं भयं बालिसेणं अलंभो ।**
**एगंतदुक्खे जरिएव लोए, सकम्मणा विप्परियासुवेइ ॥**

અર્થાત્—'હે જીવ! તમે બુઝો, સમ્યક્‌પ્રકારે બુઝો. મનુષ્યપણું મળવું ઘણું દુર્લભ છે, અને ચારે ગતિને વિષે ભય છે, એમ જાણો. અજ્ઞાનથી સદ્‌વિવેક પામવો દુર્લભ છે એમ સમજો. આખો લોક એકાંત દુઃખે કરી બળે છે, એમ જાણો. અને સર્વ જીવ પોતપોતાનાં કર્મે કરી વિપર્યાસપણું અનુભવે છે તેનો વિચાર કરો.' પછી એક દિવસ **સમાધિશતક**ની પ્રારંભની સત્તર ગાથા શ્રીમુખે સંભળાવી **શ્રીમદે** ગ્રંથમાં મંગલ પ્રવેશ કરાવી મુનિને તે ગ્રંથ વાંચવા વિચારવાની આજ્ઞા આપી. ગ્રંથ લઈ મુનિ દાદરા સુધી ગયા એટલે પાછા બોલાવી **શ્રીમદે** ગ્રંથના મુખપૃષ્ઠ પર **'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે'**—એ ગ્રંથનું પરમ સારભૂત પરમ ભાવનાસૂત્ર સ્વહસ્તે લખી આપ્યું. એક દિવસ મુનિએ બોધની માગણી કરતાં **શ્રીમદ્** મૌન રહ્યા. એ પરથી મૌન એ જ બોધ એવો ઊંડો રહસ્યભૂત બોધ દઈ દીધો. આટલી ટૂંકી પ્રાસ્તાવિક નોંધ માત્ર મળે છે, પણ ચાતુર્માસ જેટલા લાંબા ગાળામાં **મુનિ લલ્લુજી**ને વારંવાર **શ્રીમદ્**નો સમાગમલાભ મળ્યો હતો, પણ તે સમાગમલાભમાં શો બોધ કરાયો હતો, તેનો અંશ પણ મુનિએ પ્રાયે લખાવેલો જણાતો નથી. જો અંશ પણ જળવાયો હોત તો અંબાલાલભાઈની 'ઉપદેશછાયા'ની જેમ બીજાઓને પણ લાભદાયક થાત.

મુંબઈમાં ચાતુર્માસ પૂર્ણ થયે મુનિઓ વિહાર કરી **સુરત** પધાર્યા. ત્યાં પત્રવાટે પરોક્ષ સમાગમ તો ચાલુ જ રહ્યો. સુરતમાં સ્થિતિ કરતા મુનિઓ ધ્યાન-વ્યાખ્યાનાદિ કરતા. તેમાં વખત પરત્વે મુનિ લલ્લુજી દેવકરણજીને માર્મિક ટકોર કરતા-'તમે ધ્યાન ધરો છો તે તરંગ કરો છો અને વ્યાખ્યાન વાંચો છો તે અભિમાન કરો છો.' દેવકરણજીને આ આક્ષેપવચન ગમ્યું નહિ પણ ત્યારે તો ગમ ખાઈ ગયા. પછી વારંવાર આગ્રહ કરવામાં આવતાં વચ્ચે જ્યારે **શ્રીમદ્**નું સુરત આગમન થયું, ત્યારે દેવકરણજીએ આ 'રાજચંદ્ર'ના દરબારમાં લલ્લુજીના આ આક્ષેપકથન સામે ફરિયાદ નોંધાવી! પરમ શાંતમૂર્તિ **શ્રીમદે** પરમ ગંભીર નિષ્પક્ષપાત ન્યાય કર્યો-'સ્વચ્છંદથી જે જે કરવામાં આવે છે તે સઘળું અભિમાન જ છે, અને સદ્‌ગુરુની આજ્ઞાથી જે કરવામાં

આવે છે તે કલ્યાણકારી અને હિતકારી છે.' અને લલ્લુજી મુનિને કહ્યું–'હે મુનિ! તમે છ પદનો પત્ર મુખપાઠે કરજો, અને તેને વિચારજો.' એમ કેટલોક બોધ કરી **શ્રીમદ્** એકાદ દિવસ રોકાઇ મુંબઇ પધાર્યા.

પછી સુરતમાં સં.૧૯૫૦નું ચાતુર્માસ પૂર્ણ થયે મુનિઓ સુરતની પાસેના **કઠોર** ગામે ગયા. ત્યાં મુનિઓની વિજ્ઞપ્તિથી એક વખત **શ્રીમદ્** પધાર્યા, ઉપાશ્રયે મેડા પર ઉતર્યા. ખંભાતથી અંબાલાલભાઈ તથા પોપટલાલભાઇ (નાળિયેરવાળા) પણ આવ્યા હતા. વિનયાદિગુણસંપન્ન લલ્લુજી તથા દેવકરણજી ઉપર **શ્રીમદ્** સમીપે ગયા; **શ્રીમદે** દેવકરણજીને ઉદ્દેશીને ઘણો બોધ કર્યો. ત્રીજા મુનિ ચતુરલાલજીને **શ્રીમદ્** પ્રત્યે કંઈક 'કરડી' દૃષ્ટિ હોઈ નીચે જ બેસી રહ્યા હતા; પણ વંદક-નિંદકને સમ ગણનારા સર્વત્ર સમભાવી **માદવમૂર્તિ શ્રીમદ્** તો નીચે ઉતર્યા પછી મધુર વાણીથી ચતુરલાલજી પ્રત્યે બોલ્યા–'મુનિ! અમારે તો સર્વ પ્રત્યે સમદૃષ્ટિ છે, પણ તમે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સાચવી રાખજો. તો તેમાં ચૌદ પૂર્વનો સાર છે.'–આ પ્રવચનસારરૂપ અષ્ટપ્રવચનમાતાને નામે પ્રસિદ્ધ સમિતિગુપ્તિનો બોધ કરતા **શ્રીમદ્‌ના** આ સંક્ષેપ પણ પરમઅર્થગંભીર ભાવપૂર્ણ મર્મબોધથી ચતુરલાલજીની વક્રદૃષ્ટિ દૂર થઈ, એટલું જ નહિં પણ **શ્રીમદ્** પ્રત્યે પરમાદર પ્રગટ્યો. પછી બીજે દિવસે **શ્રીમદ્** મુંબઇ પધાર્યા અને મુનિઓ થોડા દિવસ પછી ચાતુર્માસ (સં. ૧૯૫૧) અર્થે ફરી સુરત આવ્યા.

સુરતમાં લલ્લુજી મુનિને ઝીણો તાવ લાગુ પડ્યો, દશ બાર માસ ચાલ્યો. તેવી જ તાવની બીમારીમાં એક લલ્લુભાઇ ઝવેરી નામના ગૃહસ્થ સુરતમાં ગુજરી ગયા. તે પરથી મુનિને પણ દેહ છૂટી જશે એવો ભય લાગ્યો. એટલે સમકિત વિના દેહ છૂટી જશે તો મારું શું થશે એવો તે ભય **શ્રીમદ્‌ને** નિવેદન કર્યો. **શ્રીમદે** ધીરજ અને નિર્ભયતા રાખવા બોધપત્ર લખ્યા–'શરણ (આશ્રય) અને નિશ્ચય કર્ત્તવ્ય છે. અધીરજથી ખેદ કર્તવ્ય નથી. ચિત્તને દેહાદિ ભયનો વિક્ષેપ પણ કરવો યોગ્ય નથી. અસ્થિર પરિણામ ઉપશમાવવા યોગ્ય છે.' (અં. ૫૯૯). 'વિચારવાનને દેહ છૂટવા સંબંધી હર્ષવિષાદ ઘટે નહીં આત્મપરિણામનું વિભાવપણું તે જ હાનિ અને તે જ મુખ્ય મરણ છે. સ્વભાવસન્મુખતા, તેની દૃઢ ઈચ્છા પણ તે હર્ષવિષાદને ટાળે છે.' (અં. ૬૦૫)

આમ પ્રથમ ખંભાતમાં, પછી મુંબઇમા અને તેના અનુસંધાનમાં ક્વચિત્ સુરતમાં લલ્લુજી–દેવકરણજી આદિ મુનિઓને **શ્રીમદ્‌ના** સમાગમલાભનો પ્રસંગ પ્રાપ્ત થયો.



## પ્રકરણ ઓગણપચાશમું

# પરમાર્થસખા સૌભાગ્યભાઈનું શ્રીમદ્ સાથે પ્રથમ ધન્ય મિલન

**શ્રીમદ્**ના સર્વ સત્સંગીઓમાં જેનું સ્થાન સર્વથી પ્રથમ-મૂર્ધન્યસ્થાને છે અને જેને **શ્રીમદ્** પોતાના **'હૃદયરૂપ' 'પરમવિશ્રામ શ્રીસુભાગ્ય'** તરીકે બિરદાવે છે, એવા એક **શ્રીમદ્**ના **પરમાર્થસખા** પરમાર્થરંગી **સૌભાગ્યભાઈ**ના **શ્રીમદ્** સાથેના સમાગમનું આલેખન કરવાનું હવે ક્રમપ્રાપ્ત છે. અત્યારસુધીમાં **શ્રીમદ્**ના સત્સંગી મુમુક્ષુઓનું યથાપ્રસંગ કથન કરવામાં આવ્યું ને હવે પછી કરવામાં આવશે, તે સર્વમાં પ્રમુખસ્થાને બિરાજમાન અસામાન્ય કોટિનો જો કોઈ ખરેખરો મુમુક્ષુ ને ખરેખરો પરમાર્થરંગી હોય તો તે આ **શ્રી સૌભાગ્યભાઇ** છે. **શ્રીમદ્**ના પરમાર્થજીવનમાં **સૌભાગ્યભાઈ**ના પરમાર્થસંબંધે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે, અને ક્યારે **'મુને મિલસે માહરો સંત સ્નેહી'**–મને મ્હારો સંત સ્નેહી ક્યારે મળશે એવી **શ્રીમદ્**ની સંત સ્નેહીની ઝંખના **સૌભાગ્યભાઈ** જેવા વિરલા પરમાર્થી પુરુષનો મેળાપ થતાં પૂર્ણ થઈ છે. શ્રીકૃષ્ણને અર્જુન જેવા સખા ને શિષ્યની જેમ, **શ્રીમદ્**ને સૌભાગ્ય જેવો પરમાર્થસખા ને અનન્ય શિષ્ય મળી ગયો. **શ્રીમદ્**ના આવા એક 'મનમેલૂ' હૃદયજ્ઞ **પરમાર્થસખા** પરમ સત્સંગી પુરુષનું **શ્રીમદ્** સાથે મિલન ક્યારે કેવા સંજોગોમાં કેવી રીતે થવા પામ્યું, તેનું પરમ અદ્‌ભુત હૃદયંગમ રોમાંચક દર્શન આ પ્રકરણમા કરશું.

**શ્રી સૌભાગ્યભાઈ**ના પિતાશ્રી **લલ્લુભાઈ** પ્રથમ લિંબડીના કારભારીપદે હતા, પણ રાજખટપટથી તે પદ તેમને છોડવું પડ્યું ને તેઓ 'ભગતના ગામ' તરીકે પ્રસિદ્ધ **સાયલા** આવીને વસ્યા. પ્રથમ તેમની વ્યાવહારિક સ્થિતિ સારી હતી, પણ પછી પડતી સ્થિતિ આવી પડી. પછી કોઈ સાધુસેવાથી કંઇ લબ્ધિસિદ્ધિ કે મંત્રવિદ્યા મળી જાય તો સ્થિતિ સુધરે–આપણું કામ થઇ જાય એમ મુગ્ધભાવે વિચારી તેઓ આવા કામમાં મારવાડી સાધુઓ નિપુણ હોય છે એમ જાણી રતલામ આવ્યા. ત્યાં તેમને એક વૃદ્ધ મારવાડી યતિ મળ્યા. તેની પાસે તેમણે પોતાની દુઃખી કહાણી રજૂ કરી પોતાની અર્થકામનાની વિજ્ઞપ્તિ કરી; પણ તેમના ધાર્યાથી ઉલટું તે સાધુ તો અધ્યાત્મનિષ્ઠ નિકળ્યા, એટલે સાધુ પાસેથી આવી અર્થની અનર્થકામના કરવા માટે સાધુએ ઉલટો ઉપાલંભ આપ્યો. લલ્લુભાઈએ ક્ષમા માગી અને કંઈ આત્મસાધનની વાત કરવા વિજ્ઞપ્તિ કરી. એટલે આત્મસાધન બતાવતા સાધુએ યોગ્ય અધિકારી જાણીને લલ્લુભાઈને **'સુધારસ'** નામની યોગક્રિયાની–**'બીજજ્ઞાન'**ની–પરમાર્થરહસ્યભૂત વાત કરી ને કહ્યું કે કોઇ યોગ્ય પાત્રને આપશો, તો તેને પણ જ્ઞાનપ્રાપ્તિમાં ઉપકારી થઈ પડશે.

**પછી લલ્લુભાઇ** તો સાયલે આવી બીજી બધી ક્રિયા છોડી દઈ આ **પરમાર્થ**

રહસ્યભૂત 'બીજજ્ઞાન'ની જ આરાધના કરવા મંડી પડ્યા, અને હાલતાં ચાલતાં તેનું ધ્યાન કરતા તે પોતાને જંગમ સામાયિક છે એમ કહેવા લાગ્યા. તેમણે પોતાના પુત્ર **સૌભાગ્યભાઈ**ને આ પરમાર્થભૂત 'બીજજ્ઞાન'ના અનુભવનો બોધ કર્યો, અને કોઈ યોગ્ય પાત્ર હોય તો તેને પણ તે બતાવવાનું સાથેસાથે જણાવ્યું. પછી **સૌભાગ્યભાઈ**ને જેતપર (મોરબી તાબે) વ્યાપારી કાર્યપ્રસંગે જવાનું હતું અને **શ્રીમદ્** ત્યાં બિરાજમાન હતા. **સૌભાગ્યભાઈ**એ પોતાના પિતાશ્રીને પૂછ્યું–આખા કાઠિયાવાડમાં હાલ રાયચંદ કવિ પરમ યોગ્ય પુરુષ તરિકે પંકાય છે; આપની અનુમતિ હોય તો હું તેમને બીજજ્ઞાન દર્શાવું. પિતાએ અનુમતિ આપી એટલે તે જેતપર ગયા, ત્યાં **શ્રીમદ્**ની સ્થિતિ જાણી તેમને મળવા ગયા, ત્યારે **શ્રીમદ્** તેમના બનેવી ચત્રભુજ બેચરની દુકાને બિરાજ્યા હતા. **સૌભાગ્યભાઇનું શ્રીમદ્** સમીપે આગમન થવાપૂર્વે જ **શ્રીમદ્**ના નિર્મલ જ્ઞાનમાં પ્રતિભાસ્યમાન થયું કે **સૌભાગ્યભાઇ** નામના પુરુષ બીજજ્ઞાનની વસ્તુ દર્શાવવા આવી રહ્યા છે. પછી એક કાગળની કાપલી પર તે બીજજ્ઞાનની વસ્તુ લખી ગાદી પાસેના ગલ્લામાં તે કાપલી મૂકી. **સૌભાગ્યભાઇ** આવ્યા એટલે **શ્રીમદ્** નામ લઇને આવકાર આપતાં બોલ્યા–આવો, સૌભાગ્યભાઇ! સૌભાગ્યભાઇને પરમ આશ્ચર્ય થયુ— હું એમને ઓળખતો નથી, એ મને ઓળખતા નથી, એકબીજાને કદી મળ્યા નથી ને દીઠા નથી. છતાં એમણે મને નામ લઈને શી રીતે બોલાવ્યો! આશ્ચર્યમુગ્ધ થયેલા સૌભાગ્યભાઇ હજુ આમ ચિંતવે છે ત્યાં **શ્રીમદે** કહ્યું—'આ ગલ્લામાં એક કાપલી છે તે કાઢીને વાંચો.' **સૌભાગ્યભાઇ**એ કાપલી કાઢી વાંચી તો જે બીજજ્ઞાનની પરમાર્થભૂત વસ્તુ દર્શાવવા પોતે આવ્યા હતા તે જ વસ્તુ એમાં લખેલી દીઠી! **સૌભાગ્યભાઇ** તો આશ્ચર્યથી દિંગ થઇ ગયા, અને ચમત્કાર પામી તેમણે **શ્રીમદ્**ના ચરણમાં ત્રણ નમસ્કાર કર્યા; અને **શ્રીમદ્** પણ તે ક્ષણે કોઇ અપૂર્વ આત્મસમાધિમાં લીન થઇ ગયા. જે પરમાર્થભૂત બીજજ્ઞાનની વસ્તુ બતાવવા હું આવ્યો છું, તે તો આ પુરુષ જાણે છે! એવા આ અલૌકિક અતીંદ્રિય જ્ઞાનીને તે મારે શું બતાવવાનું હોય? એવા ભાવથી આ પરમાર્થગુરુના ચરણમાં **સૌભાગ્યભાઇ**નો આત્મા ભક્તિભાવે નમી પડ્યો.

પરમાર્થભૂત બીજજ્ઞાનની વા સુધારસની વાત કાપલીમાં લખી રાખી હતી તે કોઈ ગાથા હતી એ ચોક્કસ છે. આ ગાથા કઇ હશે? આ સુધારસ વા બીજજ્ઞાન શું હશે? તે અંગે અત્રે વિશેષ માહિતીના અભાવે આનુષંગિક પૂરાવાઓ પરથી (Circumstantial evidence) માત્ર અનુમાન કરવાનું રહે છે. આ સુધારસની યોગ-પ્રક્રિયાને બીજજ્ઞાન પણ કહે છે. આ બીજજ્ઞાન તે શું? અથવા સુધારસ તે શું? કેવળજ્ઞાનના બીજરૂપ જ્ઞાન તે બીજજ્ઞાન; આશો સુદ ૧૦ ૧૯૪૬ના પત્રમાં સ્વયં **શ્રીમદે** લખ્યુ છે—'બીજજ્ઞાન. શોધે તો કેવલજ્ઞાન.' કેવલ શુદ્ધ આત્માનો જ્યાં અનુભવ થાય છે એવું શુદ્ધાત્માનુભૂતિરૂપ જે પરમાર્થસમ્યક્ત્વ તે જ કેવલજ્ઞાનના બીજરૂપ થઇ પડે છે, એટલા માટે તે બીજજ્ઞાન કહેવાય છે; 'વહ કેવલકો બીજ જ્ઞાની કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે.' અને આ શુદ્ધાત્માનુભૂતિનો જે અમૃતઅનુભવ થાય—અમૃત-

રૂપ શુદ્ધ ચેતનરસ અનુભવાય તે જ સુધારસ. (આ અંગે વિશેષ વિવેચન આગળ પર યથાસ્થાને અલગ પ્રકરણમાં કરશું). **સમયસાર**માં સ્થળે સ્થળે **અમૃતચંદ્રાચાર્યજી**ના કળશમાં આ અમૃતાનુભવનું વર્ણન કહ્યું છે તેમ—'**सर्वतो स्वरसनिर्भरभावं चेतये स्वयमहं स्वमिहैकं** —સર્વતઃ સ્વરસથી નિર્ભર ભાવવાળો સ્વને એકને હું અહીં ચેતું છું—અનુભવું છું. તેમજ—બનારસીદાસજીએ કહ્યું છે તેમ-શુદ્ધતા વિચારે ધ્યાવે શુદ્ધતામેં કેલિ કરે, શુદ્ધતામેં થિર હ્વૈ અમૃતધારા વરસે.'—શુદ્ધતાનો વિચાર કરે, શુદ્ધતાનું ધ્યાન કરે, શુદ્ધતામાં ક્રીડા—રમણતા કરે, શુદ્ધતામાં સ્થિર થઈને રહે, ત્યાં અમૃતધારા—શુદ્ધઆત્માનુભવની અમૃતધારા વરસે, ઇ. ભાવ અત્ર ચિંતવવા યોગ્ય છે. એટલે અત્રે પ્રકરણમાં તો પરમાર્થભૂત બીજજ્ઞાનની અથવા બોધબીજની જે ગાથા આપવા **સૌભાગ્યભાઈ** આવ્યા હતા, તે ઘણું કરી **સમયસાર**ના પ્રથમ અંકના પૂર્વરંગની આ છેલ્લી (૩૮મી) ગાથા સંભવે છે—

'**अहमिक्को खलुसुद्धो, दंसणणाणमईओ सदारूवी ।**
**णवि अत्थि मज्झ किंचिवि, अण्णं परमाणुमित्तंपि ॥**'

—હું એક નિશ્ચયે કરીને શુદ્ધ, દર્શનજ્ઞાનમય, સદા અરૂપી છું; અન્ય કંઈપણ પરમાણુમાત્ર પણ મ્હારૂં છે નહિં,—એમ આત્મારામી મુનિને—જ્ઞાનીને કેવુંક સ્વરૂપસંચેતન —આત્માનુભવન થાય છે તેનું પરમ અદ્ભુત ભાવપૂર્ણ દર્શન કરાવતી આ ગાથા ખરેખર પરમાર્થસમ્યક્ત્વના બીજરૂપ—અર્કરૂપ થઇ પડે એવી છે, એટલે તેને **બોધબીજ ગાથા** નામ આપવામાં આવે તો તે યથાર્થ જ છે. કારણ કે આ પ્રસ્તુત ગાથા× પરમાર્થ—અનુભવને માટે ખાસ ઉપયોગી છે, અને પરમાર્થ—પરમઅર્થ તે શુદ્ધ આત્મા—સમયસાર, તેનો યોગ્ય અધિકારીને અમૃતાનુભવ કરાવવાને સમર્થ છે.

આ અનુમાન જો યથાર્થ હોય ને આશયાંતર ન સમજાયો હોય તો **સૌભાગ્યભાઇ**ના પિતાશ્રી લલ્લુભાઇ તે ગાથાનો મર્મ સમજ્યા પછી હાલતાં ચાલતાં પોતાને સામાયિક છે એમ કહેતા તેનો ખુલાસો અત્ર મળી જાય છે કે, કંઇ અંશે તેવો પરમાર્થઅનુભવ તેઓ કરતા હતા; અને તેમના નિમિત્તે **સૌભાગ્યભાઈ** પણ આ પરમાર્થની સ્પષ્ટ અનુભવાંશ પ્રતીતિને પામેલા હતા. એટલે જ આવા **શ્રીમદ્** જેવા પરમાર્થમાર્ગમાં ઘણા ઘણા આગળ વધી ગયેલા **પરમાર્થગુરુ**ને તેમણે આટલા જલદી પીછાણી લીધા અને તેમને પોતાના પરમાર્થગુરુ માન્ય કરી તેમનું નમ્ર દીન શિષ્યપણું સ્વીકાર્યું. **શ્રીમદ્** ત્રેવીશ વર્ષના અને **સૌભાગ્યભાઈ** પચાશ વર્ષના! ગુરુ-શિષ્યની કોઈ અજબ જોડી! **શ્રીમદ્**માં **સૌભાગ્યભાઇ**ને પરમાર્થગુરુના દર્શન થયા ને **સૌભાગ્યભાઇ**માં **શ્રીમદ્**ને પોતાના એક પરમાર્થસુહૃદ્—પરમાર્થસત્સંગી પરમાર્થસખાના દર્શન થયા. **શ્રીમદ્**ને પરમાર્થસંવેદનનું દર્શન કરાવવાનું કોઈ સ્થળ ન હતું—એ વાત યથાર્થપણે ઝીલી શકે એવું કોઈ યથાયોગ્ય પાત્ર ન હતું. ત્યાં **સૌભાગ્યભાઇ** જેવા

× આ ગાથાનો પરમ અદ્ભુત પરમાર્થ મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજીએ સમયસારની આત્મખ્યાતિ ટીકામાં પ્રકાશ્યો છે.

**સમયસાર**ની શુદ્ધાત્માનુભૂતિના અમૃતાનુભવની વાત સમજનારા **પરમાર્થરસીઆ** પુરુષ મળ્યા.. **શ્રીમદ્**‌ની અંતરંગ દશા **સાક્ષાત્ સમયસારભૂત** હતી, શુદ્ધાત્માનુભૂતિમાં રમમાણ હતી; તે દશાને ખરેખરા સ્વરૂપમાં ઓળખનાર આ સુહૃદ્ મળ્યાથી **શ્રીમદ્‌ને** પોતાનું હૃદય ખોલવાનું-હૃદય દર્શાવવાનું-પરમાર્થસંવેદન દાખવવાનું એક સુયોગ્ય સ્થળ મળ્યું. મનમેળાપી-'મનમેલૂ' મળવાથી જાણે આત્માનંદના પૂર ઉલટ્યાં!

આમ **સૌભાગ્યભાઈને** જેમ **શ્રીમદ્‌ના** પ્રથમ દર્શને જ તેમના અલૌકિક અતીંદ્રિય જ્ઞાની દિવ્ય આત્માને ઓળખી લઈ તેમના પ્રત્યે પૂજ્ય પરમાર્થગુરુભાવ પ્રગટ્યો, તેમ **શ્રીમદ્‌ને** પણ **સૌભાગ્યભાઈના** દર્શને કોઈ અપૂર્વ ભાવ સ્ફુર્યો, **'આત્મદશાનું સ્મરણ'** થયું. 'સ્મરણ' કોઈ ભૂતકાળનું જ સંભવે, એટલે ભૂતકાળમાં-પૂર્વજન્મોમાં જે આ શુદ્ધાત્માનુભૂતિનું-પરમાર્થમાર્ગનું પોતે આત્યંતિક આરાધન કર્યું હતું, તેનું-તે અનુભૂત આત્મદશાનું સ્મરણ થયું; અત્યારસુધીની સાધનામાં પરમાર્થની જે કડી ખૂટતી હતી તે મળી ગઈ એટલે **શ્રીમદ્** એકદમ આત્યંતિક પરમાર્થઅનુભવમાં લીન થઈ ગયા. આ સૂચવે છે કે **શ્રીમદ્‌ને સૌભાગ્યભાઈના** નિમિત્તે પરમાર્થભૂત આ બીજજ્ઞાનની -શુદ્ધાત્માનુભૂતિના અમૃતાનુભવની વાતનું ઓર સ્મરણ થયું. આમ **શ્રીમદ્‌ને** આ **સૌભાગ્યભાઈના** સત્સમાગમના અનુગ્રહથી-કૃપાપ્રસાદથી પરમાર્થપ્રવૃત્તિમાં ઘણો વેગ મળ્યો-સંવેગ વધ્યો; અને **સૌભાગ્યભાઈને** પણ ઘણો ઘણો પરમાર્થલાભ થયો. ઉભયને પરસ્પર ઉપકાર થયો. આ ઉપકારની સ્મૃતિમાં કૃતજ્ઞશિરોમણિ **શ્રીમદે** આગળ જતાં પોતાના આ પરમાર્થસુહૃદ્-પરમાર્થસખા **શ્રીસૌભાગ્યને** પરમ ભાવથી નમસ્કાર કર્યો છે—**'હે શ્રી સોભાગ! તારા સત્સમાગમના અનુગ્રહથી આત્મદશાનું સ્મરણ થયું તે અર્થે તને નમસ્કાર કરૂં છું.'**—આ સૂચક શબ્દો સ્પષ્ટ સૂચવે છે કે **સૌભાગ્યભાઈના** આ સત્સમાગમથી **શ્રીમદ્‌ને** પૂર્વની અનુભવદશાના સ્મરણથી કોઈ અપૂર્વ પ્રેરણા મળી અને તે પરમાર્થમાં એકદમ આગળ વધી ગયા. આ પ્રસ્તુત વાત **સમયસારને** લગતી હતી, એટલે આ પરથી સહેજે સમજાય છે કે **શ્રીમદે** ભૂત ભવોમાં તે તે સમયસારાદિ શાસ્ત્રો અને શાસ્ત્રકારો સાથે તાદાત્મ્યથી એટલી બધી આત્મભાવના દૃઢ ભાવન કરી તથારૂપ સાક્ષાત્ સમયસારદશાનો અનુભવ કર્યો હશે, તે અત્રે **સૌભાગ્યભાઈનું** આ નિમિત્ત મળતાં સહજ સ્વભાવે સ્મૃતિમાં આવી ગયેલ હશે. આમ બધો રહસ્યઘટ સ્ફોટ થઈ જાય છે. **અસ્તુ!**

આ બધું ગમે તેમ હો, પણ સં. ૧૯૪૬ના ભાદ્રપદ (વદ.?) ૨ના દિને **સૌભાગ્યભાઈના શ્રીમદ્** સાથેના પ્રથમ મિલનના આ ધન્ય પ્રસંગે **શ્રીમદ્‌ને** આત્મદશાનું સ્મરણ થયું હતું અને બન્નેને એક બીજાના દર્શનથી **પરમાનંદ** થયો હતો. આ વસ્તુનો સ્પષ્ટ નિર્દેશ આ પ્રથમ સમાગમ પછી તરતમાં **શ્રીમદે** વવાણીઆથી ૧૯૪૬ના પ્ર. ભા. વદ. ૧૩ના દિને **સૌભાગ્યભાઈ** પર લખેલ પ્રથમ પત્રમાં (અં. ૧૩૨) મળી આવે છે. આ પત્રમાં મથાળે **'क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका'** -એ શંકરાચાર્યનું પ્રસિદ્ધ વચન ટાંકી શ્રીમદ્ લખે છે-'ક્ષણવારનો પણ સત્પુરુષનો સમાગમ

તે સંસારરૂપ સમુદ્ર તરવાને નૌકા રૂપ થાય છે. એ વાકય મહાત્મા શંકરાચાર્યજીનું છે; અને તે યથાર્થ જ લાગે છે.' અર્થાત્ આપ એક તેવા સજ્જન–સત્પુરુષ છો અને જેમ તમને તેમ અમને પણ આપના દર્શનસમાગમથી તેવો લાભ થયો છે, એમ અત્ર માર્મિકપણે સૂચવી **શ્રીમદ્** લખે છે–'આપે મારા સમાગમથી થયેલો આનંદ અને વિયોગથી અનાનંદ દર્શાવ્યો; તેમજ આપના સમાગમ માટે મને પણ થયું છે.' આ પત્ર સૂચવે છે કે **શ્રીમદ્**ના સત્સમાગમથી **સૌભાગ્યભાઈ**ને લાભ થયો હતો; તેમ **સૌભાગ્યભાઈ**ના સત્સમાગમથી **શ્રીમદ્**ને લાભ થયો હતો; અને બન્નેને પરસ્પર સમાગમથી આનંદ અને વિયોગથી 'અનાનંદ' (આનંદઅભાવ) થયો હતો. અત્રે પત્રઅંતે **શ્રીમદ્** પોતાના આ પરમાર્થસુહૃદ્ પરમાર્થરંગી **સૌભાગ્ય** પ્રત્યે પોતાના અંતઃકરણની સહજ ભાવ-ઊર્મિ દર્શાવે છે—**'પરમાર્થરૂપ થવું અને બીજા અનેકને પરમાર્થ સાધ્ય કરવામાં સહાયક થવું એ જ કર્ત્તવ્ય છે.** તથાપિ કંઈ તેવો યોગ હજુ વિયોગમાં છે.' અર્થાત્ તેવો યોગ હાલ ઉપાધિજન્ય સંયોગને લીધે બનવા પામે એમ નથી. અત્રે **પરમાર્થૈકલક્ષી શ્રીમદે** પોતે પરમાર્થરૂપ થવાનું અને બીજા અનેક મુમુક્ષુઓને પરમાર્થ સાધનામાં સહાયક થવાનું પોતાનું પરમ ઉદાત્ત જીવનધ્યેય આ અંતર્ ઊર્મિમાં માર્મિકપણે વ્યક્ત કર્યું છે. છેવટ લખે છે–' ભવિષ્યજ્ઞાનની જેમાં અવશ્ય છે, તે વાત પર હમણાં લક્ષ રહ્યું નથી,' **સૌભાગ્યભાઈ**એ જ્યોતિષ્જ્ઞાન બા. કંઈ પૂછયું હશે, પણ **પરમાર્થનિષ્ઠ આત્મનિમગ્ન શ્રીમદે** 'તે વાત પર હમણાં લક્ષ રહ્યું નથી' એ માર્મિક શબ્દોમાં પોતાની વર્ત્તમાન આત્મદશા સૂચવી દીધી છે.

આ **સૌભાગ્યભાઈ**નો પરમ મંગલમૂર્તિ **શ્રીમદ્** સાથેના પરમ ધન્ય સમાગમનો મંગલ પ્રારંભ સં. ૧૯૪૬ના પ્રથમ ભાદ્રપદ વદ ૨ને દિને થયો. જેતપરમાં વદ ૨ થી ૮ સમાગમલાભ પછી, મોરબીમાં દ્વિતીય ભા. વદ ૨થી ૬ સુધી, પછી **સૌભાગ્યભાઈ** અંજાર જતાં અને વળતાં વવાણીઆમાં દ્વિ. ભા. વદ ૭થી ૮ અને આસો શુદ ૪થી ૬ સુધી, પછી **સૌભાગ્યભાઈ શ્રીમદ્**ને પોતાની સાથે સાયલા તેડી ગયા ત્યારે આસો વદ ૧ થી ૧૦ સુધી,–એમ સં. ૧૯૪૬ના અંતભાગમાં **સૌભાગ્યભાઈ**નો **શ્રીમદ્** સાથેનો પ્રારંભિક સમાગમ બન્યો. આમ પ્રારંભમાં જ માત્ર ૨–૨ાા માસના ગાળામાં લગભગ એક મહિનાનો **શ્રીમદ્**નો સમાગમલાભ **સૌભાગ્યભાઈ**ને મળ્યો. અને તેઓ **શ્રીમદ્**ના હૃદયની અત્યંત નિકટ આવી જઈ **શ્રીમદ્**ના નિકટતમ હૃદયરૂપ સુહૃદ્ બની ગયા. અને પછી તો આ પરમાર્થસંબંધ ઉત્તરોત્તર ગાઢ બનતો ગયો. એટલે ૧૯૪૭ માં પર્યુષણ સમયે રાળજ–વડવા આદિ સ્થળે, ૧૯૪૮ માં વવાણીઆમાં, ૧૯૪૯ માં થોડો વખત મુંબઈમાં અને પર્યુષણ સમયે નિવૃત્તિક્ષેત્રે, ૧૯૫૦ માં થોડો વખત મુંબઈમાં, ૧૯૫૧માં વવાણીઆમાં તથા સાયલા–રાણપુર–હડમતાલા–વડવા–ખંભાત આદિ સ્થળે, ૧૯૫૨ માં ૨–૨ાા માસ કાવિઠા–રાળજ–વડવા–ખંભાત આદિ નિવૃત્તિક્ષેત્રે, ૧૯૫૩ માં વૈશાખ માસમાં

× આની વિગતવાર તારવણી 'જીવનરેખા'ના પરિશિષ્ટમાં પૃ. ૧૮૧ થી ૧૮૩ **મનસુખભાઈ કિરતચંદે** ઘણા પરિશ્રમપૂર્વક તૈયાર કરીને આપેલી છે.

ઈડરમાં,—એમ સર્વત્ર નિવૃત્તિક્ષેત્રના સત્સંગપ્રસંગમાં તેમજ અન્યત્ર પણ **શ્રી સૌભાગ્યભાઈ** એ **શ્રીમદ્**ના સત્સંગનો અનન્ય લાભ ઊઠાવ્યો હતો. આમ **શ્રીમદ્**ના પ્રત્યક્ષ સમાગમનો લાભ જેટલો **સૌભાગ્યભાઈ** પામ્યા છે, તેટલો બીજા કોઈપણ પામ્યા નથી, તેમજ પત્ર વાટે **શ્રીમદ્**ના પરોક્ષ સમાગમનો લાભ જેટલો **સૌભાગ્યભાઈ**એ ઊઠાવ્યો છે, તેટલો બીજા કોઈએ પણ ઊઠાવ્યો નથી. એટલે **સૌભાગ્યભાઈ** તો **શ્રીમદ્‌ના અધ્યાત્મ, પરમાર્થજીવન સાથે એટલા ગાઢ સંકળાયેલા** છે, વણાઈ ગયેલા છે, કે એમના અને **શ્રીમદ્**ના પત્રવ્યવહાર આદિ પરથી ફલિત થતા **શ્રીમદ્‌ના** જીવન સંબંધમાં અનેક પ્રકરણો લખવા પડશે, તે હવે અનુક્રમે આલેખશું; અને તે અર્થે ખાસ **સૌભાગ્ય**ના નામ સાથે જોડાયેલો **પચીશ પ્રકરણો**નો એક અલગ વિભાગ જ અનામત રાખી અત્ર રોકશું.

ખરેખર! **શ્રીમદ્**ની ઊર્ધ્વગામિની અલૌકિક આત્મદશાનો જગતને કંઈક ખ્યાલ આવે છે તે મુખ્યપણે આ **સૌભાગ્યભાઈ** પરના **પત્રસાહિત્ય**ને લઈને. એટલે જગત્‌ના આ ઉત્તમોત્તમ પત્રસાહિત્ય માટે જગત્ આ **સૌભાગ્યભાઈ**નું ઋણી છે. કારણકે **શ્રીમદ્ રાજચંદ્ર** ગ્રંથમાં **શ્રીમદ્**ના હૃદયપ્રતિબિંબક એવા કેટલાક ઉત્તમોત્તમ મહત્ત્વપૂર્ણ પરમાર્થપત્રોના ઉદ્‌ભવનિમિત્તભૂત **શ્રી સૌભાગ્યભાઈ** હતા. એટલે એ પરથી **શ્રીમદ્**ના પરમાર્થજીવનમાં ડોકીઉં કરવાનું પ્રાપ્ત થવાથી જગત્ **સૌભાગ્યભાઈ**નું ઋણી છે; એટલું જ નહિં પણ **શ્રીમદ્**ના કીર્ત્તિકલશરૂપ ચિરંજીવ કૃતિ **આત્મસિદ્ધિ**ના પ્રેરક નિમિત્ત પણ **સૌભાગ્યભાઈ** હતા, એ માટે પણ જગત્ એમનું ઋણી છે. આ પોતાની અમર કૃતિ **શ્રી આત્મસિદ્ધિ**માં પણ **શ્રીમદે** ગર્ભિતપણે 'સમજે કોઈ સુભાગ્ય' તથા 'ઉદય ઉદય સદ્‌ભાગ્ય' એ શબ્દોમાં પરમાર્થસખા **સૌભાગ્ય**ને અમર કરેલ છે. **શ્રીમદ્**ના આવા **પરમાર્થસખા શ્રી સૌભાગ્યભાઈ** ૫૦ વર્ષના! ને **શ્રીમદ્** ૨૩ વર્ષના! પરમાર્થમિત્રની કોઈ અજબ જોડી! પણ **શ્રીમદ્** પૂર્વના પરમ આધારક હોઈ સેંકડો વર્ષોનો જ્ઞાનસંસ્કાર વારસો લઈ જન્મેલા જ્ઞાનવૃદ્ધ પુરુષ અને **સૌભાગ્યભાઈ** પણ પૂર્વના સંસ્કારી વયોવૃદ્ધ પુરુષ આમ બન્નેય જ્ઞાનવૃદ્ધ તો ખરાજ! આમ **શ્રીમદ્**ના અનન્ય શિષ્ય ભક્તશિરોમણિ હોવા ઉપરાંત જેને **શ્રીમદ્**ના **પરમાર્થસખા** હોવાનું અનન્ય સૌભાગ્ય પ્રાપ્ત થયું છે તે **સૌભાગ્યને** નમસ્કાર હો! નમસ્કાર હો!

**અધ્યાત્મ રાજચંદ્રનો, પૂર્ણ થયો પૂર્વાર્દ્ધ;**<br>
અધ્યાત્મ દશા કીર્ત્તતો, હવે કહું ઉત્તરાર્દ્ધ.





શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૨૪ મુ                    વિ. સં ૧૯૪૭

ॐ

શ્રીમદ્ રાજચંદ્રશતાબ્દિસ્મારક ગ્રંથ અષ્ટોત્તરશતપ્રકરણ

# અધ્યાત્મ રાજચંદ્ર

(શ્રીમદ્ રાજચંદ્રનું અધ્યાત્મ ચરિત્ર)

## ઉત્તરાર્દ્ધ


-: લેખક :-

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

એમ. બી. બી. એસ.

ॐ

# ચરિત્રકારના મંગલ-પ્રતિજ્ઞાદિ

## દોહરા

દિવ્ય જ્યોતિ રાજચંદ્ર જે, શાંતસુધારસધામ;
ચૈતન્યમૂર્તિ શુદ્ધ તે, સહજાત્મસ્વરૂપ સ્વામ; ૧

સમયસારભૂત રાજના, હૃદયનો જેહ સુજાણ;
રસીઓ સમયસારનો, સ્વાદ સુધારસ જાણ; ૨

પરમાર્થસખા રાજનો, હૃદયરૂપ વિશ્રામ;
પરમાર્થ અખંડ નિશ્ચયી, સૌભાગ્ય શુભ નામ; ૩

તે સૌભાગ્ય પર રાજના અમૃતપત્રોમાંહી;
અધ્યાત્મ ચરિત્ર રાજનું, ઓતપ્રોત છે આંહિ; ૪

સંશોધન તેનુ કરી, મંથન કરી—અગાધ;
જીવનદર્શન રાજનું, કંઈક કરાવું અબાધ. ૫

(પાંચ દોહરાનો સહસંબંધ)

સૌભાગ્ય ઋણી રાજનો, સૌભાગ્યનો ભગવાન;
જગદ્ગુરુ શ્રીરાજનું, જગત્ ઋણી છે આમ. ૬

લોકોત્તર આ રાજની, ચરિત્ર ઝાંખી માત્ર;
દાસ ભગવાન કરાવતો, દેખો સુજ્ઞ સત્પાત્ર ! ૭

અધ્યાત્મ દશા રાજની, અલૌકિક ગુણધામ;
આત્મસાક્ષીએ ભાવજો, સંતસમાજ તમામ. ૮

દૃષ્ટિ ખોલીને દેખજો ! સુણજો ખોલી કાન !
ચિત્ત ખોલીને ચિંતજો ! રાજ ચરિત્ર આખ્યાન :— ૯

卐

ॐ

# અધ્યાત્મ જીવનનો બીજો તબક્કો

(સં. ૧૯૪૭થી ૧૯૫૩નો પૂર્વભાગ: ૨૪મા વર્ષથી ૨૯મા વર્ષ સુધી)

વિભાગ પહેલો

## સૌભાગ્ય પરના શ્રીમદ્‌ના પત્રોમાં શ્રીમદ્‌નું જીવનદર્શન



# અનુસંધિદર્શન (૩)

શ્રીમદ્‌ના અધ્યાત્મજીવનના પહેલા તબક્કાનું વર્ણન પૂર્ણ કરી આપણે હવે અધ્યાત્મ-જીવનના બીજા તબક્કા પર આવીએ છીએ. તે પ્રારંભતાં પૂર્વે ઉક્ત વસ્તુનું સિંહાવલોકન ન્યાયે અવલોકન કરીએઃ અધ્યાત્મજીવનના પહેલા તબક્કાના પહેલા આંતરૃતબક્કાનું વર્ણન કરી આપણે બીજા આંતરૃતબક્કાનું દર્શન કર્યું, અને તેમાં

શ્રીમદ્‌ના અધ્યાત્મ જીવનવિકાસના ત્રણ તબક્કાનું સામાન્ય દિગ્દર્શન કરી, **મહાવીર**ના વીતરાગમાર્ગનો **શ્રીમદ્‌**નો કેવો અનન્ય આત્મનિશ્ચય હતો તે દર્શાવી, 'મોક્ષના માર્ગ બે નથી' એવી મતભેદાતીત મોક્ષમાર્ગની એકતા અંગે **શ્રીમદ્‌**નો પરમ આત્મનિર્ણય દર્શાવ્યો; અને આવા અધ્યાત્મપ્રધાન અખંડ એક મોક્ષમાર્ગની એકનિષ્ઠ આરાધના કરતાં અધ્યાત્મ-વિકાસપંથે સંવેગથી આગળ વધતા **શ્રીમદ્‌**ના જીવનક્રમ અને જીવનસૂત્રોનું આલેખન કરી, **શ્રીમદ્‌**નો અંતરંગ નિવૃત્તિને અબાધક વ્યવહારવર્તનનો ક્રમ આલેખ્યો.

આમ અધ્યાત્મનિમજ્જન કરતાં તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન કરવામાં નિમગ્ન થયેલા **શ્રીમદ્‌**ને આત્માનુભૂતિનો કેવો દિવ્ય પ્રકાશ લાધ્યો તે દર્શાવી, આવા અપૂર્વ આત્માનુભૂતિમય આત્મસંવેદનના આધ્યાત્મનિમજ્જનમાંથી ક્ષણ પણ બ્હાર નિકળવું પડે તે અંગે **શ્રીમદ્‌**ની આત્મસંવેદનમય તીવ્ર અંતર્વેદનાનું દર્શન કર્યું; અને તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફામાં નિરંતર નિવાસનો ક્રમ એ જ **શ્રીમદ્‌**નો જીવન જેમ પરમ પ્રિય જીવનક્રમ હતો અને તે બીજો કોઈ પણ નહિં પણ અંતરંગ નિર્ગ્રંથશ્રેણી જ હતી એ દર્શાવી આપી, **શ્રીમદ્‌**ના અંતરાત્માની સમશ્રેણી કેવી અદ્‌ભુત હતી તે પણ દર્શાવ્યું.

આવું અસાધારણ આત્મસંવેદન અને આત્મચારિત્ર જેનું છે એવા આત્મામાં જ રમણ કરનારા આત્મારામી **શ્રીમદ્‌** મહાકામ માટે જન્મેલા રામ છે તેનું દર્શન કરાવી, અનન્ય તત્ત્વમંથન કરનારા **શ્રીમદ્‌**ને લોકપુરુષનું કેવું અલૌકિક રહસ્ય લાધ્યું અને 'મારગ સાચા મિલ ગયા'—કેવો સાચો માર્ગ મળી ગયો તે પણ દર્શાવી આપ્યું; અને ધર્મમૂર્તિ **શ્રીમદ્‌**નો અસ્થિમજ્જા ધર્મરંગ કેવો અલૌકિક હતો, સંવેગાતિશય—પરમ વૈરાગ્ય કેવો અદ્‌ભુત હતો, મોક્ષની તમન્ના કેવી અનન્ય હતી, તેનું પણ આપણે અત્ર સવિસ્તર દર્શન કર્યું.

આવા પરમ ધર્મમૂર્તિ પરમ સંવેગરંગી પરમ મુમુક્ષુ અધ્યાત્મનિમગ્ન જ્ઞાનદિવાકર **શ્રીમદ્‌**ના સત્સંગનો અનન્ય ધન્ય લાભ પામવાનો જેને પ્રસંગ પ્રાપ્ત થયો તે **શ્રીમદ્‌**ના સત્સંગીઓનું સામાન્ય દિગ્દર્શન કરાવી, **શ્રીમદ્‌** અને મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના સત્સંગપ્રસંગનું આલેખન કર્યું; અને **શ્રીમદ્‌**ના પ્રથમ સત્સંગી મહામુમુક્ષુ 'સત્યપરાયણ' જૂઠાભાઈના **શ્રીમદ્‌**ના પરમ ધન્ય અનન્ય સત્સંગલાભનું દર્શન કરી,

જૂઠાભાઇના નિમિત્તે મહામુમુક્ષુ **અંબાલાલભાઇને શ્રીમદ્‌નો** સત્સંગજોગ કેમ બનવા પામ્યો તેનો રોમાંચક ઇતિહાસ દર્શાવી, અંબાલાલભાઇના નિમિત્તે લલ્લુજી **મુનિ** તથા **દેવકરણજી મુનિ** આદિને પણ **શ્રીમદ્‌નો** દર્શન-સમાગમ લાભ કેમ મળવા પામ્યો તેનો ઇતિહાસ પણ આલેખ્યો; અને છેવટમાં સર્વ સત્સંગી મુમુક્ષુઓમાં સર્વોપરિ મૂર્ધન્યસ્થાને બિરાજમાન **પરમાર્થસખા સાભાગ્યભાઈનું શ્રીમદ્** સાથે પ્રથમ મિલન કેમ થવા પામ્યું તેનું રોમાંચક દર્શન પણ કરાવ્યું. આમ બીજા આંતર્‌તબક્કા અંતર્ગત પ્રકરણોનું આલેખન કરી, **શ્રીમદ્‌ના** અધ્યાત્મજીવનના પહેલા તબક્કાનું વર્ણન પૂર્ણ કર્યું.

હવે અધ્યાત્મ જીવનના બીજા તબક્કાનું વર્ણન પ્રારંભીએ છીએઃ આ બીજો તબક્કો સં. ૧૯૪૭ થી ૧૯૫૩ ના ફા. વ. ૧૧ સુધીનો છે. આ બીજા તબક્કાનું વર્ણન અત્ર આ બે સ્પષ્ટ વિભાગમાં વિભક્ત કર્યું છેઃ

(૧) સૌભાગ્ય પરના પત્રોમાં **શ્રીમદ્‌નું** જીવનદર્શન.

(૨) મૂળમાર્ગઉદ્ધાર અને જગત્‌ને આત્મસિદ્ધિનું દર્શન.

તેમાં—પ્રથમ સૌભાગ્ય પરના પત્રોમાં **શ્રીમદ્‌નું** જીવનદર્શન કરાવતો ખાસ special વિભાગ પ્રારંભીએ છીએઃ **પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રોમાં **શ્રીમદ્‌ના** અધ્યાત્મ જીવનની વિપુલ સામગ્રી ભરી પડી છે, તેનું પૃથક્કરણાત્મક સંશોધન (analytical research study) કરી અત્ર **પચીશ પ્રકરણ** આલેખ્યા છે. તેમાંના પ્રથમ બે-ત્રણ પ્રકરણની સામગ્રી જોકે ૧૯૪૬ ના અંતભાગમાં પડી છે, અને છેલ્લા સૌભાગ્યના સમાધિમરણ પ્રકરણની સામગ્રી ૧૯૫૩ ના વૈશાખ-જેઠ માસમાં પડી છે, તથાપિ **સૌભાગ્યભાઇ** પરના પત્રોના વિભાગમા આ સુગમતાથી પ્રવેશ કરે છે, એટલે તે અત્ર આલેખ્યા છે, એટલો અપવાદ અત્ર સમજવાનો છે. એટલે જેને માટે જગત્ **સૌભાગ્યનું** પરમ ઋણી છે, તે પરમ ઉપકારી **સૌભાગ્ય** પરના **શ્રીમદ્‌ના** પત્રોના મુખ્ય અવલંબને હવે **શ્રીમદ્‌ના** અલૌકિક પરમાર્થમય અધ્યાત્મજીવનનું ચાલો આપણે અવલોકન કરીએ!



महादिव्याकुक्षिरत्नं, शब्दजितवरात्मजम् ।
राजचन्द्रमहं वन्दे, तत्त्वलोचनदायकम् ॥

## પ્રકરણ પચાશમું

# શ્રીમદ્‌નું રાત્રી અને દિવસ એક પરમાર્થ મનન

'સુખ ધામ અનંત સુસંત ચહી,
દિન રાત રહે તદ્ ધ્યાન મહીં.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

**પરમાર્થસખા સૌભાગ્ય** સાથેનો પરમાર્થસંબંધ ચાલુ થયા પછી ઉત્તરોત્તર વધતો ગયો. **શ્રીમદ્** પરમાર્થના રસીઆ અને **સૌભાગ્ય** પણ પરમાર્થના રસીઆ, એટલે **समानशीलव्यसनेषु सख्यं**-એ સૂત્ર પ્રમાણે સમાન શીલ-વ્યસનવાળા આ બેની પરમાર્થ-મૈત્રી જામી પડી, અને **શ્રીમદ્** આ સુહૃદ્ પાસે પોતાનું હૃદયદર્શન કરાવતા ગયા. પ્રથમ પત્ર લખ્યા પછી ૧૯૪૬ ના બીજા ભા. શુ. ૨ ના દિને વવાણીઆથી **શ્રીમદે સૌભાગ્યને** મોરબી પત્ર લખ્યો છે, તેમાં રાત્રી અને દિવસ પોતાને એક પરમાર્થ-વિષયનું જ મનન રહે છે એવી પોતાની વર્તતી આત્મદશાનું સહજ સ્વભાવભૂત તાદૃશ્ય આલેખન કર્યું છે: **'આત્મવિવેકસંપન્ન શ્રી સૌભાગ્યભાઈ'** એ સૂચક સંબોધનથી પત્રનો પ્રારંભ કરતાં **શ્રીમદ્** લખે છે-'આજે આપનું એક પત્ર મળ્યું, વાંચી પરમ સંતોષ થયો. નિરંતર તેવો જ સંતોષ આપતા રહેવા વિજ્ઞાપ્ત છે.'— અત્રે સર્વ અન્ય ભાવોથી આત્માનું વિવિક્તપણું-ભિન્નપણું જાણવારૂપ વિવેકથી સંપન્ન હોવાથી **इति सति सह सर्वैरन्यभावैः विवेके** 'આત્મવિવેકસંપન્ન' એવા સૂચક સંબોધનથી સૂચવ્યું છે કે-**સૌભાગ્યભાઈ** આત્મવિવેકને પામેલા **ભેદવિજ્ઞાની** પુરુષ છે; અને એવા પુરુષના પત્રથી **શ્રીમદ્** પોતે પરમ સંતોષ પામ્યા છે અને નિરંતર તેવો જ સંતોષ આપતા રહે એવી તેમને વિજ્ઞપ્તિ કરી છે. આ સૂચવે છે કે **પરમાર્થવિદ્ સૌભાગ્ય** સાથે થોડા વખતમા જ **શ્રીમદ્‌નો** પરમાર્થપ્રેમ કેવો ગાઢ જામ્યો છે. પછી કંઈક વ્યાવહારિક ઉપાધિ સંબંધી ઉલ્લેખ કરી **શ્રીમદ્** તત્સંબંધી પોતાનું નિશ્ચિંતપણું-નિર્વિકલ્પપણું દાખવે છે—' અત્ર જે ઉપાધિ છે, તે એક અમુક કામથી ઉત્પન્ન થઈ છે; અને તે ઉપાધિ માટે શું થશે એવી કંઈ કલ્પના પણ થતી નથી; અર્થાત્ તે ઉપાધિ સંબંધી ચિંતા કરવાની વૃત્તિ રહેતી નથી.' એમ જણાવી ગમે તેવા શુભાશુભ ઉદયમા પ્રીતિ-અપ્રીતિ કરવાનો સંકલ્પ પણ ન કરવો એવી પોતાની આત્મેચ્છા વ્યક્ત કરે છે—' આત્મેચ્છા એવી જ વર્ત્તે છે કે સંસારમાં પ્રારબ્ધાનુસાર ગમે તેવાં શુભાશુભ ઉદય આવો, પરંતુ તેમા પ્રીતિ અપ્રીતિ કરવાનો આપણે સંકલ્પ પણ ન કરવો.' આમ શુભાશુભ પ્રારબ્ધોદયમા અદ્‌ભુત સમતા દાખવતા **શ્રીમદ્, રાત્રી અને દિવસ એક પરમાર્થવિષયનું જ મનન** કરી રહેલી એવી અલૌકિક પરમ અદ્‌ભુત આત્મ-દશાનું તાદૃશ્ય હૃદયંગમ ચિત્ર આલેખતું હૃદયદર્શન કરાવે છે—

'**રાત્રી અને દિવસ એક પરમાર્થવિષયનું** જ મનન રહે છે. આહાર પણ એ જ

છે. નિદ્રા પણ એ જ છે, શયન પણ એ જ છે, સ્વપ્ન પણ એ જ છે, ભય પણ એ જ છે, ભોગ પણ એ જ છે, પરિગ્રહ પણ એ જ છે, ચલન પણ એ જ છે, આસન પણ એ જ છે. અધિક શું કહેવું? હાડ, માંસ અને તેની મજ્જાને એક જ એ જ રંગનું રંગન છે. એક રોમ પણ એનો જ જાણે વિચાર કરે છે, અને તેને લીધે નથી કંઈ જોવું ગમતું, નથી કાંઈ સૂંઘવું ગમતું, નથી કાંઈ સાંભળવું ગમતું; નથી કંઈ ચાખવું ગમતું કે નથી કંઈ સ્પર્શવું ગમતું, નથી બોલવું ગમતું કે નથી મૌન રહેવું ગમતું, નથી બેસવું ગમતું કે નથી ઊઠવું ગમતું, નથી સૂવું ગમતું, કે નથી જાગવું ગમતું, નથી ખાવું ગમતું કે નથી ભૂખ્યું રહેવું ગમતું, નથી અસંગ ગમતો કે નથી સંગ ગમતો, નથી લક્ષ્મી ગમતી કે નથી અલક્ષ્મી ગમતી, એમ છે; તથાપિ તે પ્રત્યે આશા નિરાશા કંઈ જ ઊગતું જણાતું નથી. તે હો તોપણ ભલે અને ન હો તોપણ ભલે. એ કંઈ દુઃખનાં કારણ નથી. દુઃખનું કારણ માત્ર વિષમાત્મા છે, અને તે જો સમ છે તો સર્વ સુખ જ છે. એ વૃત્તિને લીધે સમાધિ રહે છે. તથાપિ બહારથી ગૃહસ્થપણાની પ્રવૃત્તિ નથી થઈ શકતી, દેહભાવ દેખાડવો પાલવતો નથી, આત્મભાવથી પ્રવૃત્તિ બાહ્યથી કરવાને કેટલોક અંતરાય છે. ત્યારે હવે કેમ કરવું? કયા પર્વતની ગુફામાં જવું અને અલોપ થઈ જવું, એ જ રટાય છે. તથાપિ બહારથી અમુક સંસારી પ્રવૃત્તિ કરવી પડે છે. તે માટે શોક તો નથી, તથાપિ સહન કરવા જીવ ઇચ્છતો નથી. પરમાનંદ ત્યાગી એને ઇચ્છે પણ કેમ?'

કેવી અલૌકિક **પરમ અદ્‌ભુત આત્મદશાની** વાત છે! સ્ફટિક જેવા સ્વચ્છ હૃદયે દર્શાવેલું કેવું અદ્‌ભુત હૃદયદર્શન છે! બાહ્ય વ્યવહાર મધ્યે પણ કેવી અનન્ય પરમાર્થલગની છે! ઉપાધિ મધ્યે પણ કેવી અપૂર્વ સમાધિ છે! **શ્રીમદ્**ના આ અમર લેખમા (Immortal document) મહામુનીશ્વરોને પણ દુર્લભ એવી આત્મારામી દશાનું કેવું તાદૃશ્ય આલેખન છે! થોડો વખત નહિં પણ **'રાત્રી અને દિવસ'**—રાત ને દિવસ, બીજા કોઈપણ નહિ પણ **'એક'**—અદ્વિતીય પરમાર્થવિષયનું જ **'મનન'**—મનથી ચિંતન **શ્રીમદ્**ને રહે છે. સૂતાં બેસતાં જાગતાં ઊઠતાં ખાતાં પીતાં હાલતાં ચાલતાં—સર્વ પ્રવૃત્તિ કરતાં **શ્રીમદ્**ને આ એક પરમાર્થનું જ મનન અંતરમાં ચાલ્યા કરે છે. 'નિશદિન સૂતાં જાગતાં હૈડાથી ન થાયે દૂર રે' એવી એક પરમાર્થનિષ્ઠ દશા **શ્રીમદ્**ની વર્તે છે. રાત્રી અને દિવસ **શ્રીમદ્**ને મનન શેનું છે? પરમાર્થનું. આહાર કયો છે? પરમાર્થનો. નિદ્રા કઈ છે? પરમાર્થની. શયન કયાં છે? પરમાર્થમાં. સ્વપ્ન શેનું છે? પરમાર્થનું. ભય શેનો છે? પરમાર્થનો. ભોગ શેનો છે? પરમાર્થનો. પરિગ્રહ શેનો છે? પરમાર્થનો. ચલન કયાં છે? પરમાર્થમાં. આસન કયાં છે? પરમાર્થમાં. આમ પરમાર્થ એ જ **શ્રીમદ્**નો આહાર, નિદ્રા, શયન, સ્વપ્ન, ભય, ભોગ, પરિગ્રહ, ચલન, આસન છે. 'ધ્યાન સુધારસ પાન મગનતા, ભોજન સ્વગુણ ઉપભોગ રે; રીઝ એકત્વતા તાનમેં વાજે, વાજિંત્ર સન્મુખ યોગ રે,'—એવી **મહામુનિ દેવચંદ્રજીએ** ગાયેલી ધન્ય એક પરમાર્થધ્યાનદશા **શ્રીમદ્**ને પ્રગટી છે.

આવું 'દિન રાત રહે તદ્ ધ્યાન મહીં' એવું દિવસ ને રાત મનન કોને રહે? કયારે રહે? જેને આ પરમાર્થવિષયનો જ પરમ રસ પરમ લાગ્યો હોય તેને; આ જ એક પરમાર્થરસ જ સરસ છે. બાકી બીજા બધા રસ વિરસ છે એમ જ્યારે જાણ્યું હોય ત્યારે.

બીજાઓને તો પ્રાયે પરમાર્થનો લક્ષ પણ હોતો નથી, કોઈને કદાચ લક્ષ હોય તો તે પરમાર્થનું મનન યથાશક્તિ થોડો ઘણો વખત ને તે પણ બીજા અનેક વિષયોની સાથે સાથે આનુષંગિકપણે માત્ર ઉપરચોટિયા સામાન્ય ભાવથી રહે છે; ત્યારે **શ્રીમદ્‌**ને તો 'રાત્રી ને દિવસ' તે 'એક' માત્ર પરમાર્થવિષયનું જ અનન્ય મનન અંતરચોંટિયા અસામાન્ય ભાવથી રહે છે,—તે તેમનો પરમાર્થવિષય પરનો આત્યંતિક પરમ પ્રેમ પ્રકાશે છે. પરમાર્થવિષયમાં આવી અથાક પ્રવૃત્તિ આવા પરમ આત્યંતિક પ્રેમરસ વિના કેમ બને? વ્યવહારવિષયમાં જેઓ દિવસ ને રાત અથાગ પ્રવૃત્તિ કરે છે, તેનું રહસ્ય-કારણ તેઓને તે તે નિજ નિજ પ્રવૃત્તિમાં રસ છે, રુચિ છે, વૃત્તિ છે તે છે; એટલે જ તે તે પ્રવૃત્તિમાં તેઓ સ્વરસથી આપોઆપ પ્રવર્ત્તે છે; તો પછી પરમાર્થવિષયમાં જ જેને **અનંતગુણવિશિષ્ટ પરમ પ્રેમરસ છે,** રુચિ ને વૃત્તિ છે, એવા **શ્રીમદ્‌** જેવા **પરમ પરમાર્થરસીઆ** દિવસ ને રાત પરમાર્થમાં તેવી અથાગ પ્રવૃત્તિ કેમ ન કરે? તે પરમાર્થ પ્રવૃત્તિમાં અનંતગુણવિશિષ્ટ પ્રેમથી સ્વરસથી આપોઆપ કેમ ન પ્રવર્ત્તે?

આ **પરમાર્થ** એટલે શું? પરમ અર્થ તે પરમાર્થ. આખા વિશ્વમાં જો કોઈ પરમ અર્થ-પદાર્થ હોય તો તે **આત્મા છે, સમયસાર છે. સમયસાર** ગાથા ૧૫૧ માં આ પરમાર્થના એકાર્થવાચક શબ્દોની તુલના કરી છેઃ પરમાર્થ તે નિશ્ચયે કરીને સમય, શુદ્ધ, કેવલી, મુનિ, જ્ઞાની છે; તે સ્વભાવમાં સ્થિત મુનિઓ નિર્વાણને પામે છે. અર્થાત્ પરમાર્થ તે જ આત્મા છે, તે જ સમય છે, તે જ શુદ્ધ છે, તે જ કેવલી છે, તે જ મુનિ છે, તે જ જ્ઞાની છે, તે જ 'સ્વની—જ્ઞાનની ભાવમાત્રતાથી' સ્વભાવ છે, તે જ 'સ્વતઃ ચિત્‌ની ભવનમાત્રતાથી' સદ્‌ભાવ છે,—એમ એ આઠે શબ્દોનો પરમાર્થ એક જ છે. આ પરમાર્થજ્ઞાન એ જ મોક્ષહેતુ છે. એટલે જ **સમયસાર** ગાથા ૨૦૬ મા કહ્યું છે કે—'આમાં-પરમાર્થરૂપ જ્ઞાનપદમાં નિત્ય રત હો, આમાં નિત્ય સંતુષ્ટ હો, આનાથી નિત્ય તૃપ્ત હો, તને ઉત્તમ સૌખ્ય થશે.' અર્થાત્ પરમાનંદ પામવાનો આ જ માર્ગ છે એટલે જ્ઞાની નિત્ય એમાં જ રત હોય છે, એમાં જ સંતુષ્ટ હોય છે, અને એમા જ તૃપ્ત હોય છે, એમાં જ એને પરમાનંદ અનુભવાય છે. અને **શ્રીમદ્‌** જેવા **પરમાર્થૈકરત પરમ જ્ઞાનીને** તો કેવા આત્યંતિક રૂપમાં આ પરમ-જ્ઞાનદશા પ્રગટી છે, તે એમના આ સ્વયંભૂ ઉદ્‌ગાર જ સૂચવે છે.

એટલે જ જેના મનન, આહાર, નિદ્રા, શયન, સ્વપ્ન, ભય, ભોગ, પરિગ્રહ,

---

* "परमट्ठा खलु समओ सुद्धो जो केवली मुणी णाणी ।
तह्मि ट्ठिरा सहावे मुणिणो पावंति णिव्वाणं ॥" **સમયસાર ગા. ૧૫૧**

** "एदह्मि रदो णिच्च सतुट्ठो होहि णिच्चमेदह्मि ।
एदेण होहि तित्तो होहदि तुह उत्तमं सोक्खं ॥" **સમયસાર ગા. ૨૦૬**

"यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥" —ગીતા

ચલન, આસન આદિ એક પરમાર્થ જ છે, એવા **શ્રીમદ્** અત્ર લખે છે—'અધિક શું કહેવું? હાડ, માંસ, અને તેની મજ્જાને એક જ એ જ રંગનું રંગન છે. એક રોમ પણ એનો જ જાણે વિચાર કરે છે.' અને એટલે જ આવો હાડોહાડ-અસ્થિમજ્જા પરમાર્થરંગ જેને લાગ્યો છે અને રોમે રોમે પરમાર્થનો જ વિચાર જેને વર્તે છે, એવા **પરમ પરમાર્થરંગી શ્રીમદ્** આગળ લખે છે—'અને તેને લીધે નથી કાંઈ જોવું ગમતું, નથી કંઈ સૂંઘવું ગમતું; નથી કંઈ સાંભળવું ગમતું; નથી કંઈ ચાખવું ગમતું કે નથી કંઈ સ્પર્શવું ગમતું, નથી બોલવું ગમતું કે નથી મૌન રહેવું ગમતું; નથી બેસવું ગમતું કે નથી ઊઠવું ગમતું, નથી સૂવું ગમતું કે નથી જાગવું ગમતું, નથી ખાવું ગમતું કે નથી ભૂખ્યુ રહેવું ગમતું, નથી અસંગ ગમતો કે નથી સંગ ગમતો, નથી લક્ષ્મી ગમતી કે નથી અલક્ષ્મી ગમતી, એમ છે.' **પરમાર્થરંગી શ્રીમદ્**ને એક પરમાર્થ પ્રત્યે એવો અનન્ય પરમાર્થપ્રેમ લાગ્યો છે કે તેમને એક આત્મા સિવાય અન્ય સ્થળે મુદ્-આનંદ થતો, નથી, એવી **અનન્ય મુદ્દશા** પ્રગટી છે. પરમ આનંદના નિધાન સચ્ચિદાનંદસ્વરૂપી ભગવાન્ **આનંદઘન આત્માના** પરમ અમૃત સુખનો રસાસ્વાદ જેણે ચાખ્યો હોય, તેને તેનાથી અન્ય એવા 'બાકસ બુકસ' જેવા તુચ્છ વિષયસુખમાં કેમ રસ પડે? આત્મા અને આત્મધર્મ સિવાય તેને બીજું કંઈ પણ કેમ ગમે? આવા આત્મારામી સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની પુરુષને કેવળ આત્મનિમગ્નતામાં જ આનંદ ઉપજે છે, એક ક્ષણ પણ એ સુખનો વિરહ તે ખમી શકતા નથી. આત્મામા જ જેને રતિ છે, આત્મામાં જ જેને સંતોષ છે, ને આત્મામા જ જેને તૃપ્તિ છે એવા **આત્મરત આત્મસંતુષ્ટ** અને **આત્મતૃપ્ત શ્રીમદ્**ને પરમાર્થ—આત્મા પ્રત્યે એવી અનન્ય પ્રીતિ પ્રગટી છે, એવો પરમ પ્રેમપ્રવાહ પ્રવહ્યો છે, કે એ શિવાય બીજે ક્યાંય એમનું ચિત્ત રંચ માત્ર પણ રતિ પામતું નથી; **શુદ્ધ સહજાત્મસ્વરૂપ આત્મદેવ** પ્રત્યે તેમને એવી અપૂર્વ પ્રીતડી બંધાણી છે, કે તેને બીજાનો સંગ ગમતો નથી. 'માલતી ફૂલે મોહિયો, કિમ બેસે હો બાવળ તરુ ભૃંગ?' માલતી ફૂલે જે મોહ્યો હોય તે ભમરો બાવળની ડાળ પર કેમ બેસે? પવિત્ર પ્રવાહી ને શીતલ સુગંધી ગંગાજલમા જે હંસ ઝીલ્યો હોય તે અશુચિ બંધિયાર ને દુઃખદ દુર્ગંધી ખાબોચિયાના પાણીમાં કેમ રમે? અત્યંત ઉત્કંઠાથી જે 'પીઉ પીઉ' જપી જલધરના જલની પ્રતીક્ષા કરતો હોય, તે ચાતક બીજા જલ સામું પણ કેમ જુએ? શીતલ છાયાપ્રદ ને ફલભારથી નમ્ર એવા આમ્રની પંજરી મંજરી પામી જે મધુર ટહુકા કરતી હોય, તે કોકિલને ફલફૂલરહિત ઉંછા ને ઉંચા તાડ જેવા ઝાડ કેમ ગમે? તેમ આત્મામાં જ જેને અનન્ય પ્રીતિ છે એવા **શ્રીમદ્** જેવા જ્ઞાનીને આત્મા સિવાય અન્યત્ર પ્રીતિ કેમ ઉપજે? એક પરમાર્થવિષય સિવાય અન્ય વિષયાદિ કેમ ગમે? ન જ ગમે, ન જ ગમે—એવી પરમ અદ્ભુત અનન્યમુદ્દશા એમના આત્માની થઈ છે! એટલે જ નથી એમને પંચ ઇંદ્રિયના વિષયો ગમતા, નથી મૌન-અમૌન ગમતા, નથી સંગ-અસંગ ગમતા, એમ વિષયાદિ કંઈ પણ ગમતું નથી એવી અનન્ય મુદ્દશા **શ્રીમદ્**ની વર્ત્તે છે, તોપણ તે પ્રત્યે તેમને 'આશા નિરાશા (ઇચ્છા અનિચ્છા) કંઈ જ

ઉગતું જણાતું નથી. તે હો તોપણ ભલે અને ન હો તોપણ ભલે. એ કંઈ દુઃખનાં કારણ નથી. દુઃખનું કારણ માત્ર વિષમાત્મા છે,'—એક પ્રત્યે ઇષ્ટ બુદ્ધિ બીજા પ્રત્યે અનિષ્ટ બુદ્ધિ એમ વિષમ બુદ્ધિ રાખનારો માત્ર એક વિષમાત્મા જ દુઃખનું કારણ છે. અને **શ્રીમદ્**નો આત્મા તો ઇષ્ટાનિષ્ટબુદ્ધિરહિત સર્વત્ર સમ જ છે, એટલે જ કહે છે—'અને તે જો સમ છે તો સર્વ સુખ જ છે. એ વૃત્તિને લીધે સમાધિ રહે છે.' આમ સમવૃત્તિને લીધે અંતરમાં આવી સમાધિવૃત્તિ છે; છતાં અંતરમાં સમાધિ ને બ્હારમાં ઉપાધિ, અંતરમાં મુનિવૃત્તિ અને બ્હારમાં ગૃહસ્થવૃત્તિ–એ વિષમતાને અંગેની પોતાની મુશ્કેલી **શ્રીમદ્** કથે છે—'બ્હારથી ગૃહસ્થપણાની પ્રવૃત્તિ નથી થઈ શકતી. દેહભાવ દેખાડવો પાલવતો નથી.' નિરંતર આત્મામાંજ વર્ત્તવારૂપ—આત્મામાં જ આરામ કરવારૂપ આત્મારામી મુનિવૃત્તિ હોય, તેનાથી બ્હારથી ગૃહસ્થપણાની પ્રવૃત્તિ કેમ થઈ શકે? કારણ કે તે પ્રવૃત્તિ અંગે અંતરમાં ન હોય છતાં કંઈ ને કંઈ દેહભાવ 'દેખાડવો' પડે, અને **શ્રીમદ્** જેવા આત્મારામી પુરુષને 'દેહભાવ દેખાડવો પાલવતો નથી.' જેને હું આત્મા, આત્મારામી જ્ઞાનીઓ મારાં સગાસંબંધી, રત્નત્રયી એ જ મારો વ્યાપારવ્યવહાર, આત્મા જ મારૂં નિવાસધામ એવો એક પરમાર્થભાવ જ વર્ત્તે છે એવા આ પુરુષને,—હું આ રાજચંદ્ર, આ મારાં સગાંસંબંધી, આ મારો વ્યાપારવ્યવહાર, આ વવાણીઆ ગ્રામ મારૂં નિવાસધામ–એ આદિ દેહાશ્રિત દેહભાવ દેખાડવો પાલવતો નથી—પોષાતો નથી. તો પછી બાહ્યથી પણ આત્મભાવથી પ્રવૃત્તિ કરોને? શો વિરોધ છે? તે માટે કહે છે–'આત્મભાવથી પ્રવૃત્તિ બાહ્યથી કરવાને કેટલોક અંતરાય છે.' આમ વિષય વિકટ સંજોગરૂપ વિઘ્નને લઈ મુશ્કેલી છે, એટલે **શ્રીમદ્**ને મુંઝવણ થાય છે–'ત્યારે હવે કેમ કરવું? કયા પર્વતની ગુફામાં જવું અને અલોપ થઇ જવું, એ જ રટાય છે.' આ વ્યવહારઉપાધિના પ્રપંચમાંથી છૂટવા **શ્રીમદ્**ની એટલી બધી તીવ્ર ઇચ્છા છે કે પર્વતની ગુફામાં ચાલ્યા જવાનું અને જગત્‌ની દૃષ્ટિથી અલોપ થઈ જવાનું જ **શ્રીમદ્** રટણ કરે છે. તથાપિ આ વસ્તુ પોતાને આધીન નથી, **પ્રારબ્ધોદયાધીન** છે, એટલે પરાણે 'બ્હારથી અમુક સંસારી પ્રવૃત્તિ કરવી પડે છે.' અને ઉદયાધીનપણે તે પ્રવૃત્તિ 'કરવી પડે' છે, 'તે માટે શોક નથી, તથાપિ તે સહન કરવા જીવ ઇચ્છતો નથી.' શા માટે જીવ ઇચ્છતો નથી? તો કે 'પરમાનંદ ત્યાગી એને ઇચ્છે પણ કેમ?' આ પરમાર્થમાં રત–સંતુષ્ટ–તૃપ્ત થયેલો પોતાનો આત્મા પરમાનંદ અનુભવી રહ્યો છે, તો એ પરમાનંદને ત્યાગી–છોડીને તે સંસારપ્રવૃત્તિ સહન કરવા કેમ ઇચ્છે?

અને આમ આત્માના–પરમાર્થના પરમાનંદમાં નિમગ્ન થયેલા પોતે તેમાંથી બ્હાર નિકળી તે પરમાનંદ છોડવા ઇચ્છે એમ નથી, એમ માર્મિકપણે **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** પોતાનું હૃદયદર્શન કરાવી, **શ્રીમદ્** અત્રે પત્રના અંતે આ સુહૃદ્‌નો સમાગમ ઇચ્છે છે—'આપનો સમાગમ અધિક કરીને ઇચ્છું છું, ઉપાધિમાં એ એક સારી વિશ્રાંતિ છે.' **પરમાર્થૈકરંગી શ્રીમદે** અત્રે પોતાના **પરમાર્થસંગી પરમાર્થસખા સૌભાગ્યના**

'ઉપાધિમાં વિશ્રાંતિરૂપ' સમાગમની કેવી ઉત્કટ ઇચ્છા વ્યક્ત કરી છે! આવા હૃદયરૂપ **સૌભાગ્યને** પોતાનું હૃદયદર્શન કરાવતા આ અમર પત્રમાં **શ્રીમદે** રાત્રી અને દિવસ પોતાને વર્ત્તતી એક પરમાર્થમનનરૂપ પરમ અદ્ભુત અલૌકિક આત્મદશાનું દર્શન કરાવ્યું છે. આવું પરમાર્થમનન મહામુનીશ્વરોને પણ દુર્લભ છે, તો પછી ગૃહાવાસમાં તો કેટલું દુર્લભ હોય? છતાં ગૃહાવાસમાં પણ જેને રાત્રી ને દિવસ આવું પરમાર્થમનન વર્ત્તતું હતું તે **આત્મારામી શ્રીમદ્** મહામુનીશ્વરોના પણ મહામુનીશ્વર છે એમ કોણ નહિં કહે?



## પ્રકરણ એકાવનમું

# સર્વાર્થસિદ્ધ અને શ્રીમદ્‌નો ઉપશમશ્રેણીનો પૂર્વ અનુભવ

આત્માના પરમાનંદમાં નિમગ્ન **શ્રીમદ્** આજે—૧૯૪૬ ના આશો શુદ ૧૧ ના દિને—પ્રભાતથી જ કોઈ અપૂર્વ આનંદના ઉલ્લાસમાં આવી ગયા છે. પૂર્વે ભૂત ભવમાં અનુભૂત ઉપશાંતમોહ ગુણસ્થાનકની યથાખ્યાતચારિત્રરૂપ આત્મદશાનું સ્મરણ થઈ આવ્યું છે, ઉપશમશ્રેણીએ ચઢતાં અગીયારમે ગુણસ્થાનકેથી પોતે કેમ પડયા તે સાંભરી આવ્યું છે; ઉપશમશ્રેણીએ ચઢેલા સંયમરાગી મુનિ સાતાવેદનીયનો બંધ કરીને શ્રેણીથી લડથડયા-પડયા એ ભાવને પ્રકાશતું—'સાંભળજો મુનિ સંયમરાગી ઉપશમશ્રેણી ચઢિયા રે, સાતાવેદનીય બંધ કરીને શ્રેણી થકી લડથડિયા રે'—એ ભાવનું પદ હૃદયમાં રમી રહ્યું છે. આજના પ્રભાતથી જ આવા અનુભૂત સ્મરણના 'અપૂર્વ આનંદ'માં **શ્રીમદ્** વર્ત્તતા હતા, તેવામાં **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યનો** પત્ર આવ્યો ને તેની સાથે એક પદ મળ્યું. તેનો ઉલ્લેખ કરતાં **શ્રીમદ્** આજના દિનની આત્માનુભવદશાનું દર્શન કરાવતા આ જ દિને લખેલા **સૌભાગ્ય** પરના અમર પત્રમાં (અં. ૧૫૨) લખે છે—

'આજે આપનું કૃપાપત્ર મળ્યું. સાથે પદ મળ્યું. સર્વાર્થસિદ્ધની જ વાત છે. જૈનમાં એમ કહે છે કે સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજાથી બાર યોજન દૂર મુક્તિશિલા છે. કબીર પણ ધ્વજાથી આનંદ આનંદ પામી ગયા છે. તે પદ વાંચી પરમાનંદ થયો. પ્રભાતમાં વહેલો ઊઠયો ત્યારથી કોઇ અપૂર્વ આનંદ વર્ત્યા જ કરતો હતો. તેવામાં પદ મળ્યું; અને મૂળપદનું અતિશય સ્મરણ થયું; એકતાન થઇ ગયું. એકાકાર વૃત્તિનું વર્ણન શબ્દે કેમ કરી શકાય? દિવસના બાર બજ્યા સુધી રહ્યું. અપૂર્વ આનંદ તો તેવો ને તેવો જ છે; પરંતુ બીજી વાર્તા (જ્ઞાનની) કરવામાં ત્યાર પછીનો કાળક્ષેપ કર્યો. 'કેવળજ્ઞાન હવે પામશું, પામશું પામશું, પામશું રે કે.' એવું એક પદ કર્યું. હૃદય બહુ આનંદમાં છે.'

સૌભાગ્યભાઇએ કોઇ પદ લખી મોકલ્યું હશે તેનો ઉલ્લેખ કરતાં અત્ર કહે છે કે આ જે પદ લખી મોકલ્યું તેમાં સર્વાર્થસિદ્ધની જ વાત છે. સર્વાર્થસિદ્ધ વિમાનની ધ્વજાથી મુક્તિશિલા બાર યોજન દૂર છે એમ જૈનમાં કહેવાય છે. 'સર્વાર્થસિદ્ધિમાં પશ્ચિમ દ્વારે અનહદની અપૂર્વ ધ્વનિ થયા કરે છે.' * ઇત્યાદિ આશયવાળા આ **કબીરજી**ના પદમાં દર્શાવ્યા પ્રમાણે **કબીર** પણ ધ્વજા દેખી આનંદ આનંદ પામી ગયા છે. આ પરથી **શ્રીમદ્‌** પોતાના આત્માનુભવનો પરમાનંદ દર્શાવે છે—'તે પદ વાંચી પરમાનંદ થયો. પ્રભાતમાં વહેલો ઊઠયો ત્યારથી કોઈ અપૂર્વ આનંદ વર્ત્યા જ કરતો હતો. તેવામાં પદ મળ્યું અને મૂળપદનું અતિશય સ્મરણ થયું.' તે પદમાં શુદ્ધ આત્માનુભવ પદની જ વાત હતી. ભાવથી ઘટાવતાં તે સર્વાર્થસિદ્ધ છે, અને મુક્તિ તેનાથી અત્યંત નિકટ છે—બહુ લાંબે નથી. અર્થાત્ અત્રે જ્ઞાનીગમ્ય એવો **શ્રીમદ્‌**નો આશય સમજાવો અતિ દુર્ગમ્ય છે એટલે આ વસ્તુ યથામતિ ઘટાવવામાં જો કંઈ આશયાંતર સમજાય તો તે આ ચરિત્રાલેખકનો જ દોષ છે અને તે માટે તેની ક્ષમાયાચના જ છે એટલી સ્પષ્ટતા કરી, કથંચિત્ ભાવથી અર્થઘટના કરીએ તો આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યુ, આત્મા સિદ્ધ કર્યો તેણે સર્વે સિદ્ધ કર્યું—આત્મ અર્થ સિદ્ધ કર્યો તેણે સર્વ અર્થ સિદ્ધ કર્યા ને તે ભાવથી 'સર્વાર્થસિદ્ધ' વિમાનમાં બેઠો; હું આત્મા છું, દેહ નથી, એમ જેનું દેહાભિમાન સર્વથા ગલિત થયું—માન વિગત (વિ+માન) થયુ તે જ્યાં સર્વ અર્થ સિદ્ધ થયા છે વા થાય છે એવા શુદ્ધ આત્મારૂપ સર્વાર્થસિદ્ધ 'વિમાન'માં આરૂઢ થયો. આ અર્થઘટના યથાર્થ હોય ને આશયાંતર ન થતો હોય તો સર્વાર્થસિદ્ધ વિમાનની ધ્વજાથી મુક્તિશિલા બાર યોજન દૂર છે એમ કહેવાય છે તેનો મર્મ એ છે કે અસંખ્યાત યોજનમાં બાર યોજન કંઈ વિશાતમાં નથી, એટલે તેને મુક્તિ અત્યંત નિકટ વર્ત્તે છે. એટલે કે જે શુદ્ધ આત્મારૂપ સર્વાર્થ સિદ્ધ વિમાનમાં બેઠો તેના સર્વ અર્થ સિદ્ધ થયા છે ને તે મુક્તિની *અત્યંત નિકટ વર્ત્તે છે. એક સમયસાર-કળશ પરથી આ અર્થઘટનાની* કથંચિત્ પુષ્ટિ થાય છે. મહર્ષિ *અમૃતચંદ્રાચાર્યજીએ આ **સમયસાર કળશમાં** કહ્યું છે તેમ-ચિન્માત્ર ચિંતામણિ એવો આ આત્મા અચિંત્યશક્તિવાળો સ્વયં-પોતે જ દેવ છે-દિવ્ય ગુણસંપન્ન છે, અને જ્યાં ચિંતામણિ છે, ત્યાં સર્વ મનોવાંચ્છિત સિદ્ધ જ છે, એટલે આત્માનું જેને જ્ઞાન થયુ છે એવા આત્મજ્ઞાની જ્ઞાનીને સર્વ અર્થ સિદ્ધ વર્ત્તે છે; આમ સર્વાર્થસિદ્ધપણું છે તો પછી જ્ઞાની અન્યના પરિગ્રહથી શું કરે? અને **શ્રીમદ્‌** તો પૂર્વ ઉપશમ શ્રેણીઆરોહણ પ્રભાવે તે વખતે ભાવથી આવા શુદ્ધાત્માનુભૂતિરૂપ પદમાં બેઠા જ હતા, કારણકે ઉપશમશ્રેણીમાં કેવળ એક શુદ્ધ આત્માનો અનુભવ તેટલા સમય પૂરતો હોય જ છે, જો તે અનુભવ થોડો લાંબો ચાલ્યો હોય તો અવશ્ય

* 'જીવન રેખા'માં શ્રીમનઃસુખભાઇએ સૂચવ્યું છે તેમ 'સર્વાર્થસિદ્ધિમાં પશ્ચિમ દ્વારે અનહદની અપૂર્વ ધ્વનિ થયા કરે છે, ઇત્યાદિ આશયનુ આ પદ છે.' ઈ.

* "अचिंत्यशक्तिः स्वयमेव देवश्चिन्मात्रचिंतामणिरेव यस्मात् ।
सर्वार्थसिद्धात्मतया विधत्ते ज्ञानी किमन्यस्य परिग्रहेण ? ॥"

મહર્ષિ શ્રી અમૃતચંદ્રાચાર્યજી કૃત સમયસારકળશ

કેવળજ્ઞાન પમાડી મોક્ષે પહોંચાડે, પણ ઉપશમશ્રેણી આરોહતાં આત્માને પ્રકૃતિ ઉપશમભાવમાં હોઈ પતન થાય છે. અને **શ્રીમદ્**ને પણ તેમ જ થયું. આ પૂર્વ અનુભૂત શ્રેણીઆરોહણ ને પતન અને તે વખતનું શુદ્ધાત્માનુ ભવન વર્ત્તમાનમાં **શ્રીમદ્**ને સ્મરણમાં આવી ગયું. એટલે તે પૂર્વે અનુભૂત કેવલ શુદ્ધ આત્માના અનુભવનું અનુસંધાન ગ્રહણ કરીને, હવે ફરી પડવું ન પડે એવી અખંડ એકધારાથી તે કેવળ શુદ્ધાત્માનુભવનના માર્ગે પ્રવર્ત્તવું એવો અખંડ નિશ્ચય **શ્રીમદ્**ના આત્મામાં પ્રગટ્યો. અને એટલે જ 'મૂળપદનું અતિશય સ્મરણ' થવારૂપ આત્માનુભવની આ ધન્ય ક્ષણે અપૂર્વ આત્મનિશ્ચયથી અને પૂર્ણ આત્મવિશ્વાસથી **શ્રીમદ્**ના દિવ્ય આત્મામાં 'કેવળજ્ઞાન હવે પામશું, પામશું રે' એ દિવ્ય સંગીત ઊઠ્યું.

અત્રે આ અમૃત પત્રમાં **શ્રીમદે** ઘણો ગૂઢાર્થ સમાવ્યો છે અને તેવા વિશિષ્ટ જ્ઞાનીગમ્ય તે ઉકેલવો મુશ્કેલ છે—આશય સમજાવો દુર્ઘટ છે, તથાપિ કિંચિત્ આશયાંતર સમજાય તો તે આ ચરિત્રાલેખકનો જ દોષ સમજી તે યથામતિ અત્ર વિચારી શાસ્ત્રપરિભાષા સાથે તેનો સુમેળ મેળવીએ છીએઃ આ સર્વાર્થસિદ્ધ વિમાનની વાતને ઉપશમશ્રેણી સાથે ખાસ ગાઢ સંબંધ છે. જે ઉપશમશ્રેણીએ ચઢે છે તે તેટલો વખત શુદ્ધ આત્માનો અનુભવ કરે છે ને સાથે સાથે મન-વચન-કાયાના પ્રબળ શુભ યોગથી સર્વાર્થસિદ્ધ વિમાનને યોગ્ય સાતાવેદનીય બાંધે છે. અર્થાત્ જેટલો વખત (અંતર્મુહૂર્ત્ત) ઉપશમશ્રેણી રહે છે તેટલો વખત ત્યારે શુદ્ધોપયોગમય શુદ્ધાત્માનુભૂતિને કોઈ પણ આવરણ નહિં હોવાથી શુદ્ધ આત્માનો અનુભવ તો હોય જ છે, યાવત્ અગિયારમા ઉપશાંતમોહ ગુણસ્થાને મોહ સર્વથા ઉપશાંત થવાથી યથાખ્યાતચારિત્રનો અનુભવ થાય છે; પણ પ્રકૃતિ ઉપશમભાવમાં હોવાથી પુનઃ તેનો ઉદય થાય છે એટલે અગીયારમેથી પતન થઈ યાવત્ પ્રથમ ગુણસ્થાન સુધી પણ આવે છે, અથવા ચોથે આવી સર્વાર્થસિદ્ધ અનુત્તર વિમાનમાં જાય છે. આનો અર્થ એમ થયો કે જે શુદ્ધ આત્માનુભૂતિની દશા થઈ ને તેની સાથે મનોયોગાદિની ઉત્કૃષ્ટ શુભ દશા થઇ તે થકી જ સર્વાર્થસિદ્ધ વિમાનની શાતાનો બંધ થયો; એવો ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાયરૂપ ભાવ ઉત્પન્ન થયો તો દ્રવ્યથી તેને ભોગવવા યોગ્ય એવું સર્વાર્થસિદ્ધિરૂપ દ્રવ્ય સ્થાનક પ્રાપ્ત થયું. આ અંગે **શ્રી સૌભાગ્યભાઈ** પરના પત્રમા (અં. ૧૬૮) **શ્રીમદ્** પોતાનું **અનુભવવચન** લખે છે કે—'અગિયારમેથી લપટેલો ઓછામાં ઓછા ત્રણ અને ઘણામાં ઘણા પંદર ભવ કરે, એમ અનુભવ થાય છે. અગિયારમું એવું છે કે ત્યાં પ્રકૃતિઓ ઉપશમ ભાવમા હોવાથી મન, વચન, કાયાના યોગ પ્રબળ શુભ ભાવમાં વર્ત્તે છે, એથી શાતાનો બંધ થાય છે, અને એ શાતા ઘણું કરીને પાંચ અનુત્તર વિમાનની જ હોય છે.'—અત્રે 'અનુભવ' શબ્દથી **શ્રીમદે** પોતાની પૂર્વાનુભૂતિ સ્પષ્ટ સૂચવી છે. આનું ઓર વિશેષ સ્પષ્ટીકરણ કરતા **શ્રીમદ્** પરમાર્થ સુહૃદ્ **સૌભાગ્યભાઈ** પરના સ્પષ્ટ અનુભવમુદ્રાથી અંકિત પત્રમાં (અં. ૧૭૦) આત્માનુભવની ગૂઢ રહસ્યભૂત વાત પ્રગટ કરે છે—'ઉપશમ અને ક્ષપક એ બે જાતની શ્રેણી છે. ઉપશમમાં

પ્રત્યક્ષ દર્શનનો સંભવ નથી; ક્ષપકમાં છે. પ્રત્યક્ષ દર્શનના સંભવને અભાવે અગિયારમેથી જીવ પાછો વળે છે.' ઉપશમશ્રેણી બે પ્રકારે છે. એક આજ્ઞારૂપ; એક માર્ગ જાણ્યા વિના સ્વાભાવિક ઉપશમ થવારૂપ. આજ્ઞારૂપ પણ આજ્ઞા આરાધન સુધી પતિત થતો નથી. પાછળનો ઠેઠ ગયા પછી માર્ગના અજાણપણાને લીધે પડે છે. **આ નજરે જોયેલી આત્માએ અનુભવેલી વાત છે.** કોઈ શાસ્ત્રમાંથી નીકળી આવશે. ન નીકળે તો કંઈ બાધ નથી. તીર્થંકરના હૃદયમાં આ વાત હતી, એમ અમે જાણ્યું છે.'—અત્રે 'આ નજરે જોયેલી આત્માએ અનુભવેલી વાત છે' એ અમર શબ્દો તો ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષે છે કે **શ્રીમદે** પોતે આ ઉપશમશ્રેણીનો પૂર્વે અનુભવ કર્યો હતો અને ત્યાંથી કિંચિત્ પ્રમાદવશે પડ્યા હતા. અને 'તીર્થંકરના હૃદયમાં આ વાત હતી એમ અમે જાણ્યું છે'—એમ તીર્થંકરના હૃદયના ગુપ્ત ભેદને જાણનારા જે પુરુષે આ અમૃત શબ્દો બેધડકપણે પોતાના હૃદયજ્ઞ સુહૃદ્‌ને અંગત રીતે લખ્યા છે તે પુરુષ કેવો અતીંદ્રિય જ્ઞાની હશે તે સુજ્ઞ વાંચક સ્વયં અંતરાત્માથી વિચારી લ્યે!

તેમજ ઉચ્ચ દશાને પામી કેમ ચડવાનું ન થયું? તે અંગે ભૂતભવના કોઈ અનુભવ-સિદ્ધ પ્રસંગનું સ્મરણ કરતાં **શ્રીમદ્**—જાણે તેમનો અંતરાત્મા પોતાની સાથે વાર્તાલાપ કરતો નિખાલસપણે ખુલ્લો એકરાર કરતો હોય એમ—પોતાની અંગત હાથનોંધ ૧ પૃ. ૪૭ માં સ્પષ્ટ લખે છે–'તે દશા શાથી અવરાઈ? અને તે દશા વર્ધમાન કેમ ન થઈ? લોકના પ્રસંગથી, માનેચ્છાથી, અજાગૃતપણાથી,' ઇ. આવા કિંચિત્ પ્રમાદકારણયોગે **'તે'** પોતાના આત્માને અનુભવમાં આવેલી ઉચ્ચ દશા આગળ ન વધતાં આવરણ પામી હતી; અને અત્રે તો ઉપશમભાવની પ્રાપ્તિને લઈ ઉપશમશ્રેણી થઈ ત્યાંથી પડવાનું થયું હતું, એમ પોતે પૂર્વે ઉપશમશ્રેણી માંડી હતી અને ત્યાંથી પડ્યા હતા—'સાંભળજો મુનિ સંયમરાગી ઉપશમશ્રેણી ચઢિયા રે, સાતાવેદનીય બંધ કરિને શ્રેણી થકી લડથડિયા રે,'—તેનું **શ્રીમદ્**‌ને તાદૃશ્ય સ્મરણ થયું, અને સર્વાર્થસિદ્ધને યોગ્ય તે ઉપશમશ્રેણીમાં પૂર્વે અનુભૂત શુદ્ધાત્માનુભૂતિદશાનું પણ તાદૃશ્ય સ્મરણ થયું; અને એટલે જ અત્ર પત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે તેમ 'મૂળ પદનું અતિશય સ્મરણ' થયું, 'એકતાન થઈ ગયું' ને શબ્દે ન વર્ણન કરી શકાય એવી 'એકાકાર વૃત્તિ' થઈ ગઈ. આમ જડવાદીઓને કલ્પનામાં પણ ન આવે ને આત્મવાદીઓને જવલ્લેજ અનુભવમાં આવે, એવો જીવંત ઇતિહાસમાં નહિં નોંધાયેલો અભૂતપૂર્વ પરમ અદ્‌ભુત અમૃતાનુભવ વર્ત્તમાનમાં વર્ત્તમાન યુગના સંતશિરોમણિ પરમ અતીંદ્રિય જ્ઞાની **શ્રીમદ્**‌ના દિવ્ય આત્માના અધ્યાત્મજીવનમાં બની ગયો!!!

અને પોતાના આત્માના જીવનમાં બનેલા આ અનુભવસિદ્ધ ભૂતકાળના અનુભૂત પ્રસંગ પરથી,— હવે ફરીને ન પડવું પડે તે માટે ઉપશમભાવ નહિં કરતાં તે તે પ્રકૃતિઓનો ક્ષય કરવા ભણી જ આત્મવીર્ય ફોરવવું–એવો દૃઢ નિશ્ચય **શ્રીમદ્**‌ના દિવ્ય આત્મામાં પ્રકાશ્યો; એટલે તે તે દર્શનમોહાદિ પ્રકૃતિઓને મૂલોન્મૂલ કરી–જડમૂળથી ઉખેડી નાંખી અત્યંતાભાવ કરી પરમ શુદ્ધ ભાવે જ સમ્યગ્‌દર્શનાદિ

પ્રગટાવવા એવો અસીમ આત્મપુરુષાર્થ સ્ફુરાવવા **શ્રીમદ્** કટિબદ્ધ થયા; અને એટલે જ પૂર્વે અનુભૂત તે કેવલ શુદ્ધ આત્માના અનુભવનું અનુસંધાન કરતાં જે મૂળ શુદ્ધ તે આત્મપદનું અતિશય સ્મરણ થયું, તેમાં જ એકતાન થઈ **શ્રીમદ્** તેમાં જ એકાકાર વૃત્તિ પામી ગયા. અને આ એક શુદ્ધ આત્માના અનુભવનરૂપ આ કેવલ જ્ઞાનમાર્ગે અખંડ પ્રયાણ કરતા અમે અવશ્ય કેવલજ્ઞાન પામશું એવા દૃઢ આત્મનિશ્ચયથી-પૂર્ણ આત્મવિશ્વાસથી **શ્રીમદ્**ના દિવ્ય આત્મામાં દિવ્ય સંગીતનો આ દિવ્ય ધ્વનિ ઊઠ્યો- 'કેવળજ્ઞાન હવે પામશું, પામશું પામશું, પામશું રે.'



## પ્રકરણ બાવનમું

# કેવલજ્ઞાનનો અપૂર્વ આત્મપુરુષાર્થ

'પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો.'—**શ્રીમદ્ રાજચંદ્ર.**

આમ કેવલ શુદ્ધ આત્માના અનુભવમાં નિમગ્ન થયેલા **શ્રીમદ્** હવે 'નિજ કેવલજ્ઞાન નિધાન' પ્રગટાવવાના અનુપમ આત્મપુરુષાર્થમાં પરિપૂર્ણ સંવેગાતિશયથી પ્રવૃત્ત થયા. રાત્રી અને દિવસ જ્યાં અન્યભાવનો લેશ પણ પ્રવેશ નથી એવા 'અદ્વૈત' એક પરમાર્થવિષયનું જ-કેવલ શુદ્ધ આત્માનું જ મનન જેને વર્ત્તતું હતું એવા **શ્રીમદ્**ની આ આત્મધારા—આત્મઅનુભવધારા કેવી અખંડ હશે! **પરમાર્થનિમગ્ન શ્રીમદ્**ના દિવ્ય આત્માનો **પરમાનંદઅનુભવ** કેવો અદ્ભુત હશે! આવા પરમાર્થનિમગ્ન— આત્મમગ્ન **શ્રીમદ્**ને આત્માના આ પરમાનંદમાંથી ક્ષણ પણ બ્હાર નિકળવું ગમતું નથી, પણ નિરંતર તેમા જ નિમગ્ન રહેવાનું ગમે છે. એ જ વસ્તુ **શ્રીમદે** પરમાર્થસખા **સૌભાગ્યભાઇ** પરના આ પૂર્વેના-૧૯૪૬ બીજા ભા. વદ ૦)) ના પત્રમાં (અં. ૧૪૪) નિવેદન કરી છે—'આપનું પત્તું મળ્યું. પરમાનંદ થયો.' એટલું કહી **શ્રીમદ્** આત્મદશા વર્ણવે છે—'ચૈતન્યનો નિરંતર અવિચ્છિન્ન અનુભવ પ્રિય છે',—અખંડ એકધારાથી ચૈતન્યનો નિરંતર અનુભવ થયા કરે એ જ પ્રિય છે. **'સતતમનુભવામોऽનંતચૈતન્યચિહ્નં—'** અમે સતત અનંત ચૈતન્યચિહ્ન-ચૈતન્યલક્ષણ આત્મા અનુભવીએ છીએ એ **અમૃતચંદ્રાચાર્યજી**ના અમૃતકળશમાં સ્વાનુભવથી ગાયેલી ધન્ય અનુભવદશા **શ્રીમદ્**ને પ્રગટી છે. **શ્રીમદ્**ને એ સિવાય બીજી કોઈ સ્પૃહા કે ઇચ્છા નથી—'બીજી કંઈ સ્પૃહા રહેતી નથી, રહેતી હોય તોપણ રાખવા ઇચ્છા નથી.' ત્યારે શું ઇચ્છા છે? શું જોઈએ છે?— 'એક તુંહિ તુંહિ એ જ યથાર્થ વહેતી પ્રવાહના જોઈએ છે,'—અખંડ એક શાંત પ્રવાહરૂપે વહ્યા કરતી 'પ્રશાંતવાહિતા'રૂપ આત્માનુભવપ્રવાહધારા જોઈએ છીએ આ અનુભવ કથા લખી કે કથી શકાય એમ નથી, માત્ર એક આત્માનુભવગમ્ય છે એટલે જ તમે

છે-'અધિક શું કહેવું? લખ્યું લખાય તેમ નથી, કથ્યુ કથાય તેમ નથી. જ્ઞાને માત્ર ગમ્ય છે. કાં તો શ્રેણીએ શ્રેણીએ સમજાય તેવું છે. બાકી તો અવ્યક્તતા જ છે.'—જ્ઞાને-અનુભવજ્ઞાને કરી માત્ર ગમ્ય-જણાય તેવું છે, અથવા તો શ્રેણીએ શ્રેણીએ—ક્રમે-ક્રમે-અનુભવપરંપરાક્રમે સમજાય તેવું છે, બાકી તો 'અવ્યક્તતા'-અપ્રગટતા જ છે. છેવટ આવી આ નિઃસ્પૃહ દશાનું જ પોતાનું રટણ છે તે દર્શાવે છે—' માટે જે નિઃસ્પૃહ દશાનું જ રટણ છે, તે મળ્યે, આ કલ્પિત ભૂલી ગયે છૂટકો છે.'-જ્યાં એક આત્મા સિવાય અન્ય વસ્તુની સમયમાત્ર પણ પરમાણુમાત્ર પણ સ્પૃહા-કામના નથી એવી પરમ નિઃસ્પૃહ-નિષ્કામ દશાનું જ 'રટણ' છે-અજપાજાપ છે, તે મળ્યે-પ્રાપ્ત થયે, આ 'કલ્પિત'—આત્મા સિવાય બાકી બીજું બધું ય જે આત્માનું કલ્પેલું પરમાર્થઅસત્-અભૂતાર્થ છે તે ભૂલી ગયે છૂટકો છે. મહર્ષિ **કુંદકુંદાચાર્યજી** ને **અમૃતચંદ્રાચાર્યજી**ની શુદ્ધ આત્માનુભવદશાનું સ્મરણ કરાવે એવા આ વચનો પરથી **સાક્ષાત્ સમયસારભૂત શ્રીમદ્**ની આત્મદશા-આત્માનુભવદશા કેવી અદ્ભુત હશે! તેનો કંઈક ખ્યાલ આવે છે-ઝાંખી થાય છે. પત્રના અંતે **શ્રીમદ્** પોતાના પરમાર્થ-સુહૃદ્ **સૌભાગ્ય**ને લખે છે-' ક્યારે આગમન થશે?'—જેનો પરમાનંદમય સત્સંગ **શ્રીમદ્** નિરંતર ઇચ્છે છે એવા **સૌભાગ્યભાઇ** પ્રત્યેનો **શ્રીમદ્**નો કેવો પરમાર્થપ્રેમ અત્ર આમંત્રણમાં દૃશ્ય થાય છે!

આમ એક શુદ્ધ કેવલ જ્ઞાનમય આત્માના અનુભવનમાં જ પરમ પ્રીતિમાન્ **શ્રીમદ્** કેવલજ્ઞાન ભણી દોટ મૂકવાના આત્મપુરુષાર્થમાં કેવા લીન થયા છે તેનું દર્શન કરાવતા, આ પછીના ૧૯૪૭ના કા. શુ. ૫ (જ્ઞાનપંચમી)ના દિને લખેલા પત્રમાં **શ્રીમદ્** આ પરમાર્થસખા **સૌભાગ્ય**ને લખે છે—'પરમપૂજ્ય-કેવલબીજસંપન્ન સર્વોત્તમ ઉપકારી શ્રી સૌભાગ્યભાઈ',—અત્રે પરમપૂજ્ય **સૌભાગ્ય**ને 'કેવલબીજસંપન્ન' અને 'સર્વોત્તમ ઉપકારી' એ બે સૂચક વિશેષણથી બિરદાવતાં **શ્રીમદે** સ્પષ્ટ સૂચવ્યુ છે કે **સૌભાગ્ય** કેવલજ્ઞાનના બીજને અથવા બીજજ્ઞાનને-બોધબીજને પામેલા છે, અને આ કેવલબીજની-બીજજ્ઞાનની વસ્તુનું ને પૂર્વાનુભૂત આત્મદશાનું એમના નિમિત્તે સ્મરણ થવાથી તેઓ પોતાના સર્વોત્તમ ઉપકારી છે. એટલે જ **શ્રીમદ્** આગળ માર્મિકપણે લખે છે-'આપના પ્રતાપે આનંદવૃત્તિ છે. પ્રભુપ્રતાપે ઉપાધિજન્ય વૃત્તિ છે.'—આપના નિમિત્ત થકી કેવલના બીજની ને આત્મદશાની સ્મૃતિ થઈ અને આત્માના પરમાનંદનો અનુભવ થઈ રહ્યો છે,-આ બધું આપના લીધે છે, આપ થકી છે, એટલે 'આપના પ્રતાપે' આનંદવૃત્તિ છે-પરમાનંદ વર્ત્તે છે અંતરૂમાં આનંદવૃત્તિ છે, પણ બ્હારમા ઉપાધિ છે અને તે પ્રભુ-ઈશ્વર-પરમાત્મા થકી છે,—જેમ પ્રારબ્ધ પરમાત્માના જ્ઞાનમા દૃષ્ટ છે તેમ-(આરોપિત-ભાવે) તેની ઇચ્છા થકી છે, એટલે 'પ્રભુપ્રતાપે ઉપાધિજન્ય વૃત્તિ છે.'—પ્રભુપ્રતાપે-પ્રભુના પ્રભાવે અથવા 'પ્રતાપે'-પ્રકૃષ્ટ તાપે (!) આ 'પ્રતાપ'-પ્રકૃષ્ટ તાપ ઉપજાવનારી ઉપાધિમાં વર્ત્તવારૂપ વૃત્તિ છે! આમ અંતરૂમાં આનંદવૃત્તિ અને બ્હારમાં તાપરૂપ ઉપાધિવૃત્તિ,-એ વિચિત્રતા છે!

એટલે જ 'પ્રભુપ્રતાપે' આવી વિચિત્રતાને લઈ **શ્રીમદ્** પૂર્ણ પ્રેમથી વ્યંગમાં કહે છે—'ભગવાન પરિપૂર્ણ સર્વગુણસંપન્ન કહેવાય છે. તથાપિ એમાંય અપલક્ષણ કંઈ ઓછાં નથી! વિચિત્ર કરવું એ જ એની લીલા! ત્યાં અધિક શું કહેવું?' ભગવાન પરિપૂર્ણ 'સર્વગુણસંપન્ન'–સર્વગુણસંપત્તિથી યુક્ત કહેવાય છે, તોપણ એમા પણ 'અપલક્ષણ' કંઈ ઓછાં નથી!–આ વ્યંગમા–વક્રોક્તિમાં ઉપાલંભરૂપે–ઓળંભારૂપે પરમ-પ્રેમથી કહ્યુ છે. ભગવાન્ પરમાત્માનો અનન્ય ભક્ત આ **રાજચંદ્ર** વર્ત્તમાનમાં પૂર્ણ આત્મસમાધિદશામાં વર્તી રહ્યો છે, બાહ્યમાં લેશ પણ ઉપાધિ ન જોઈએ—ન સહન થઈ શકે એવી તેની સ્થિતિ છે–અંતરદશા છે, છતાં આવા પોતાના અનન્ય ભક્તને ભગવાને પોતાનો પ્રતાપે આ ઉપાધિના 'પ્રતાપ' મધ્યે મૂક્યો છે, તે તેનું 'અપલખણ' નહિં તો બીજું શું! ખરી રીતે તો ભગવાને આ રાજચંદ્રને બાહ્ય ઉપાધિથી મુક્ત સ્થિતિમાં રાખવો જોઈતો હતો, તેને બદલે આમ ઉપાધિમાં રાખ્યો એમ 'વિલક્ષણતા' કરી–લક્ષણથી વિપરીતતા કરી એ જ એનુ અપલક્ષણ! અને એ જ એની વિચિત્રતા! 'વિચિત્ર કરવું એ જ એની લીલા!' ખરી રીતે તો બધું પ્રારબ્ધોદયાધીનપણે થાય છે, પણ તે સર્વ પરમાત્માના જ્ઞાનમા જેમ છે તેમ પ્રતિભાસે છે, તેથી પ્રભુના જ્ઞાનમાં દીઠા પ્રમાણે સર્વ થાય છે, એટલે અત્ર આરોપિતભાવે કહ્યું છે કે 'વિચિત્ર કરવું એ જ એની લીલા!' **રાજચંદ્ર** પરમાત્માના અંતરને જાણે છે, ને પરમાત્મા **રાજચંદ્રના** અંતરને જાણે છે, એવો અભેદભાવરૂપ અનન્ય નિરંતર પ્રેમ પરમાત્મા પ્રત્યે **શ્રીમદ્‌ને** વર્ત્તે છે. આવા અનન્ય ભક્તને પણ ભગવાને આમ કર્યું, એ જ એના અપલક્ષણ! એ જ એની વિચિત્રતા! એ જ એની વિચિત્ર લીલા! એમ અત્રે **શ્રીમદે** પરમપ્રેમથી વ્યંગમાં ઉપાલંભરૂપે કહ્યુ છે! અને તેનો ઊંડો મર્મ **શ્રીમદ્‌ના** હૃદયને જાણનારો **સૌભાગ્યભાઈ** જેવો વિરલો પરમાર્થજ્ઞ સમજી શકે એમ છે એટલા માટે આ **પરમાર્થ-સુહૃદ્** પ્રત્યે **શ્રીમદે** આમ લખ્યુ છે.

આટલી માર્મિક પટલવી લખી **શ્રીમદ્** લખે છે–'સર્વ સમર્થ પુરુષો આપને પ્રાપ્ત થયેલા જ્ઞાનને જ ગાઈ ગયા છે'—કેવલજ્ઞાનના બીજરૂપ જે બીજજ્ઞાન–કેવલબીજ તમને 'પ્રાપ્ત' છે, તે આત્મસામર્થ્યસંપન્ન સર્વ સમર્થ પુરુષો ગાઈ ગયા છે. તે શુદ્ધ આત્મજ્ઞાનરૂપ તે બીજજ્ઞાન એવું અદ્ભુત છે, કે તેનો મહામહિમા સર્વ સમર્થ જ્ઞાની પુરુષોએ સંગીત કર્યો છે,—'ગાવું' એ પરમ આત્મઉલ્લાસ વિના બને નહિં, એટલે 'ગાયો છે' એટલે પરમ આત્મભાવોલ્લાસથી સંગીત કર્યો છે.

આમ કહી **શ્રીમદ્** પોતાની **અનુભવદશા** કથે છે—'એ જ્ઞાનની દિન પ્રતિદિન આ આત્માને પણ વિશેષતા થતી જાય છે.' આ કેવલબીજ–કેવલજ્ઞાનના બીજરૂપ જે બીજજ્ઞાન કહ્યુ–શુદ્ધ આત્મજ્ઞાન કહ્યુ તે જ્ઞાનની દિવસે ને દિવસે 'આ' આત્માને—પ્રત્યક્ષ અનુભવાઈ રહેલા આ **રાજચંદ્રના** આત્માને વિશેષતા–અધિકતા થતી જાય છે, તે જ્ઞાન ઉત્તરોત્તર બળવત્તર બનતું જાય છે, સમયે સમયે પુષ્ટ થતું જાય છે. એટલે જ પોતાના આ આત્મપુરુષાર્થની પૂર્ણ સફળતાના દૃઢ આત્મવિશ્વાસથી **પરમ આત્મપુરુષાર્થી**

**શ્રીમદ્** કથે છે—'હું ધારૂં છું કે કેવલજ્ઞાન સુધીની મહેનત અલેખે તો નહીં જાય.'—કેવલના બીજરૂપ આ બીજજ્ઞાનનું ફળ કેવલજ્ઞાન છે. તે જ પામવાનો આ આત્માનો ઉદ્દેશ છે, અને તે માટેનો જ આ આત્માનો આ આત્મપુરુષાર્થ છે, એટલે ઠેઠ કેવલજ્ઞાન પહોંચવા સુધીની 'મહેનત'—પરિશ્રમ 'અલેખે તો નહીં જાય'—લેખામાં—ગણનામાં ન આવે એમ અલેખે—નકામો ફોગટ તો નહિ જાય, નિષ્ફળ તો નહિં જાય. ભલે કદાચ એમ કહેવામાં આવતું હોય કે આ કાળમાં કેવળજ્ઞાન ન હોય, પણ અમારો આત્મપુરુષાર્થ તો કેવળજ્ઞાન પામવા સુધીનો છે, અને તે માટે તેવો બળવાન ઉગ્ર પુરુષાર્થ અમે કરવા માગીએ છીએ અને કરીએ છીએ. ઘણા ઉંચા લક્ષ્યને જે તાકે છે તે કદાચ તેથી કંઈક નીચા—દોરાવાર નીચા લક્ષ્યને તો જરૂર વીંધશે. કદાચ તે ઇષ્ટ લક્ષ્યને સોએ સો ટકા ન પહોંચાયું, તો તેથી કંઈક નીચે—ઓછાવત્તા યાવત્ ૯૯-૯૯ અંશે તો પહોંચી શકાશે, એટલે તે પુરુષાર્થ અલેખે તો નહિં જાય—નિષ્ફળ તો નહીં જાય. એટલે જ **શ્રીમદ્** અત્ર વ્યંગમાં લખે છે—'મોક્ષની આપણને કાંઈ જરૂર નથી.' કેવલ શુદ્ધ આત્માનો અનુભવ જ્યાં થઈ રહ્યો છે ત્યાં જીવન્મુક્તદશા સાક્ષાત્ અનુભવાય છે, તો પછી મોક્ષની જરૂર શેની રહે? જીવતાં છતાં જ મુક્તદશા અનુભવાઈ રહી છે, એટલે તે ધારો કે આ કાળમાં ન હોય તોપણ આપણને તેની જરૂર નથી. ત્યારે જરૂર શેની છે? 'નિઃશંકપણાની, નિર્ભયપણાની, નિર્મુંઝનપણાની અને નિઃસ્પૃહપણાની જરૂર હતી, તે ઘણે અંશે પ્રાપ્ત થઈ જણાય છે; અને પૂર્ણ અંશે પ્રાપ્ત કરાવવાની કરુણાસાગર ગુપ્ત રહેલાની કૃપા થશે એમ આશા રહે છે.'—વસ્તુતત્ત્વરૂપ જે યથાસ્થિત સ્થિતિ છે તે બા. નિઃશંકપણું છે, એને લઈને મારૂં કંઈ પણ જવાનું નથી એમ નિર્ભયપણું છે, એને લઈને પરવસ્તુ મ્હારી છે એવો મોહ થતો નથી એટલે પરવસ્તુમાં નહિં મુંઝાવારૂપ નિર્મુંઝનપણું—નિર્મોહપણું—અમોહપણું છે, અને એને લઈને પરવસ્તુની સ્પૃહા લેશ પણ નથી થતી એવું નિઃસ્પૃહપણું છે. આમ નિઃશંકપણું, નિર્ભયપણું, નિર્મુંઝનપણું અને નિઃસ્પૃહપણું ઘણે અંશે **શ્રીમદ્**ને પ્રાપ્ત થયેલ છે; અને પૂર્ણ અંશે કરુણાસાગર પરમાત્મા કૃપાથી પ્રાપ્ત કરાવશે એમ આશા રહે છે. આમ **સમયસાર** ગાથા ૨૨૮મા કહ્યુ છે તેમ—'સમ્યગ્દષ્ટિ જીવો નિઃશંક હોય છે તેથી નિર્ભય હોય છે, કારણ કે સપ્તભયથી વિપ્રમુક્ત—સર્વથા મુક્ત હોય છે તેથી તેઓ નિશ્ચયે કરીને નિઃશંક હોય છે',—આવું પરમ નિઃશંકપણું, પરમ નિર્ભયપણું **પરમ સમ્યગ્દષ્ટિ જ્ઞાનીશ્વર શ્રીમદ્**ને પ્રગટ્યું છે, 'છતાં વળી એથી યે અલૌકિક દશાની ઇચ્છા રહે છે',—આ નિઃશંકપણું આદિ પૂર્ણાંશે પ્રાપ્ત થાય એથી પણ અધિક—આગળ વધેલી અલૌકિક દશા પામવાની **શ્રીમદ્**ને ઇચ્છા રહે છે, 'ત્યાં વિશેષ શું કહેવું?'

'सम्मद्दिट्ठी जीवा णिस्संका होंति णिब्भया तेण ।
सत्तभयविप्पमुक्का जह्मा तह्मा दु णिस्संका ॥'—સમયસાર ગા. ૨૨૮

"निःशङ्कः सततं स्वयं स सहजं ज्ञानं सदा विंदति ।"—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકળશ

આમ એક શુદ્ધ કેવલ જ્ઞાનમય આત્મતત્ત્વનાં પરમ નિશ્ચયને પામવાથી આવા પરમ નિઃશંક, પરમ નિર્ભય, પરમ નિર્મોહ, પરમ નિઃસ્પૃહ **જ્ઞાનેશ્વર શ્રીમદ્** અત્ર

પત્રના અંતે માર્મિકપણે લખે છે-'અનહદ ધ્વનિમાં મણા નથી. પણ ગાડીઘોડાની ઉપાધિ શ્રવણનું સુખ થોડું આપે છે. નિવૃત્તિ વિના અહીં બીજું બધું ય લાગે છે.' અત્ર આત્મસમાધિમાં સ્થિત **અમોહસ્વરૂપ શ્રીમદે** ઉપાધિના શોભાસ્થાનરૂપ મોહમયી મુંબઈ માટે માર્મિક ટકોર કરતાં ઘણો ઊંડો ગંભીર ભાવ દર્શાવ્યો છે: 'અનહદ ધ્વનિમાં-અંતરૂમાં ઊઠતા અનાહત નાદમાં 'મણા નથી'-કાંઈ કસર નથી, અને અહીં-મુંબઈમાં 'અનહદ ધ્વનિમાં'-અનહદ-હદ વગરના અવાજ-ઘોંઘાટમાં મણા નથી! ગાડીઘોડાની ધમાલ છે, 'પણ ગાડીઘોડાની ઉપાધિ શ્રવણનું સુખ થોડું આપે છે!' 'અનહદ'-અનાહત નાદ સંભળાતો હોય તે શ્રવણનું સુખ આપે, પણ આ ગાડીઘોડાનો 'અનહદ' નાદ શ્રવણનું સુખ થોડું જ આપે છે!-એમ વ્યંગમાં કહ્યું છે. અમારા જેવા યોગીને તો અંતરૂમાં ઊઠતો 'અનહદ'-અનાહત નાદ સાંભળવાનું પ્રિય હોય, એને બદલે અહીં-બ્હારમાં મુંબઈમાં 'અનહદ'-હદ વગરનો નાદ-ઘોંઘાટ સાંભળવાનું મળે છે તે શ્રવણનું સુખ ક્યાંથી આપે? 'નિવૃત્તિ વિના અહીં બીજું બધું ય લાગે છે',-અત્ર પ્રવૃત્તિક્ષેત્રમા પ્રવૃત્તિ પ્રવૃત્તિ ને પ્રવૃત્તિ જ છે!

ત્યારે આવા સ્થળમાં શું બેઠા રહ્યા છો? અને બેઠા બેઠા શું કરો છો? તે માટે **પરમ ઉદાસીન અવધૂત શ્રીમદ્** અત્ર પત્રમાં છેવટની માર્મિક પંક્તિ લખે છે—'જગતને, જગતની લીલાને બેઠા બેઠા મફતમાં જોઈએ છીએ.'—અમે અમારા સ્વરૂપના ઘરમાં બેઠા બેઠા આ જગતને-જગતની લીલાને 'મફતમાં'-વગર પૈસે જોઈએ છીએ,-જગતનો ભાવ ન સ્પર્શી શકે એવા ઉદાસીન અલિપ્ત ભાવે અમે,-તટસ્થ નાટકપ્રેક્ષકની જેમ સાક્ષીભાવે,—આ જગતનાટક દ્રષ્ટા-જ્ઞાતારૂપે જોયા કરીએ છીએ. નાટકલીલા જોવા માટે તો પૈસા ખર્ચવા પડે પણ આ જગતનાટક તો અમે સાક્ષીપણે વગર પૈસે-'મફતમાં' જોઈએ છીએ અને નિજાનંદમાં મગ્નપણે એક શુદ્ધ કેવલ જ્ઞાનમય આત્માનો પરમાનંદ અનુભવીએ છીએ!

બેસી સ્વરૂપના ઘરમાંહી, યોગી સાક્ષી ભાવે આંહિ;
પુદ્ગલજાલ તમાસો જુવે, લીલા લ્હેર મફત અનુભવે.—યોગદષ્ટિકળશ ૧૩૯ (સ્વરચિત)



## પ્રકરણ ત્રેપનમું

# 'ઓગણીસસેં ને સુડતાલીશે સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે'

# શુદ્ધ સમ્યગ્દર્શન અને શ્રીમદ્દનો આત્મસાક્ષાત્કાર

'ઓગણીસસેં ને સુડતાલીશે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે;
શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યું રે....ધન્ય રે દિવસ આ અહો!'

—શ્રીમદ્ રાજચંદ્ર

આમ અપૂર્વ આત્મપુરુષાર્થથી-અનન્ય સંવેગથી કેવલજ્ઞાન ભણી દોટ મૂકતા પરમ

નિઃશંક તત્ત્વનિશ્ચયવંત **શ્રીમદ્‌ને** કેવલ એક શુદ્ધ આત્માનું અનુભવન કરતાં આત્મ સાક્ષાત્કારરૂપ શુદ્ધ સમ્યગ્દર્શન પ્રગટ્યું. **શ્રી સૌભાગ્યના** સતસમાગમ પછી **શ્રીમદ્‌ની** પરમાર્થધારાને કેવો વેગ-સંવેગ મળ્યો, રાત્રી અને દિવસ એક પરમાર્થવિષયનું જ મનન કરતા **શ્રીમદ્‌નું** લક્ષ્ય પરમાર્થ-આત્મા પ્રત્યે કેવું બળવાનપણે કેન્દ્રિત થયું, દર્શન એ જ આત્મા જ્ઞાન એ જ આત્મા ચારિત્ર એ જ આત્મા—એ ત્રણે અભેદ પરિણામથી જ્યાં આત્મારૂપ વર્ત્તે છે એવા અભેદ રત્નત્રયીરૂપ પરમાર્થમાર્ગે **શ્રીમદ્‌** કેવા ઉદ્દામ સંવેગથી ચાલવા લાગ્યા, અને આમ અન્ય દ્રવ્યથી વિવિક્ત-ભિન્ન આત્માનું દર્શન કરતા, વિવિક્ત આત્માનું જ્ઞાન કરતા, વિવિક્ત આત્માનું આચરણ કરતા **શ્રીમદ્‌** કેવા પરમાર્થમય-આત્મામય બની ગયા, તેનું આપણે દર્શન કર્યું. આવા ઉદ્દામ આત્મ-પુરુષાર્થના ફલપરિપાકરૂપે **શ્રીમદ્‌ને** આ શુદ્ધસમ્યગ્દર્શનરૂપ આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થયો.

અને આમ આપણે **શ્રીમદ્‌ના** અધ્યાત્મ જીવનના એક મહાન્ ધન્ય અમૃત પ્રસંગ પર આવીએ છીએ. **શ્રીમદ્‌ના** જીવનમાં સર્વથી મહત્ત્વનો ભાગ ભજવનાર આત્મસાક્ષાત્કારરૂપ શુદ્ધસમ્યગ્દર્શનનો આ મહાન્ પ્રસંગ સં. ૧૯૪૭માં બનવા પામ્યો. ઉપશમશ્રેણીમાં પ્રાયઃ ઉપશમ સમ્યક્ત્વ હોય છે, એટલે પૂર્વે **શ્રીમદ્‌ને** ઉપશમ અને તે પછી ક્ષયોપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ હતી; અને આ વર્ત્તમાન ભવમાં પણ અત્યાર સુધી-૧૯૪૬ના અંત સુધી ક્ષયોપશમ સમ્યક્ત્વ હતું, ૧૯૪૭માં તે શુદ્ધભાવમાં પરાવર્ત્તન પામ્યું, અર્થાત્ શુદ્ધસમ્યક્ત્વની પ્રાપ્તિ **શ્રીમદ્‌ને** સં. ૧૯૪૭માં થઈ. તે માટેની સાબીતી તેમના પોતાના જ ધન્ય અનુભવોદ્‌ગારમાં જ પ્રાપ્ત થાય છે. 'ધન્ય રે દિવસ આ અહો!'—એ પરમ આત્મભાવોલ્લાસનું જે દિવ્ય કાવ્ય **દિવ્ય આત્મદૃષ્ટા શ્રીમદે** ૧૯૫૩ના ફા. વદ ૧૨ના દિને સંગીત કર્યું છે, તેમાં તેમણે તેમના અધ્યાત્મજીવનના આ બીજા તબક્કાના આ મહાન્ અમૃત (Immortal, nectarlike) પ્રસંગની તારીખ આ ધન્ય શબ્દોમાં અમર કરી છે—**'ઓગણીસસેંને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે; શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યું રે.'** સં. ૧૯૪૭ની સાલમાં 'શુદ્ધ' સમકિત પ્રકાશ્યુ ને નિજસ્વરૂપ અવભાસ્યુ એમ **શ્રીમદે** અત્ર ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષ્યુ છે. જ્યા પરમાણુમાત્ર પણ સમયમાત્ર પણ દર્શનમોહની અશુદ્ધિનો અવકાશ રહેવા પામ્યો નથી, અત્યંતાભાવ જ થયો છે અને હવે પછીના સર્વકાળને માટે સર્વથા અસંભવ જ રહ્યો છે, એવું 'શુદ્ધ' સમકિત **શ્રીમદ્‌ને** સં. ૧૯૪૭માં-જ્ઞાનપંચમી ને કાર્ત્તિકી પૂર્ણિમાની વચ્ચે કોઈપણ દિને—'પ્રકાશ્યુ' છે,-ઝળહળ આત્મજ્યોતિરૂપે પ્રગટ આવિર્ભાવ પામ્યુ છે. એટલે આ પરમ ધન્ય મંગલમય અમૃત પ્રસંગથી **શ્રીમદ્‌ના** આત્મચારિત્રમય અધ્યાત્મ ચરિત્રના આ બીજા તબક્કાનો **મંગલ પ્રારંભ** થાય છે.

અત્રે આગલા પ્રકરણમા સવિસ્તર બતાવી આપ્યુ હતું તેમ-પૂર્વે ઉપશમશ્રેણીનો સ્પર્શ **શ્રીમદે** કર્યો હતો એ એમના જ વચનોથી સાબીત થતી અનુભવસિદ્ધ હકીકત (fact, reality) પરથી સિદ્ધ થાય છે કે-**શ્રીમદે** તેટલો થોડો વખત પણ તે શ્રેણીના અંતે યથાખ્યાતચારિત્રદશામાં શુદ્ધાત્માનુભવરસનો અમૃતાનુભવ કરી લીધો હતો; અને

જો કે ઉપશમભાવને લઈ પુનઃ આવરણઉદયથી તે દશામાંથી પ્રમત્ત થઈ પતન અનુભવવું પડયું હતું, તોપણ વર્ત્તમાનમાં કોઈ વિશિષ્ટ અતીંદ્રિય જ્ઞાનના પ્રભાવે ભૂતકાળની તે અનુભૂત દશાનું સ્મરણ થતાં 'મૂળ શુદ્ધ તે આત્મપદ'નું અતિશય સ્મરણ થયું. એટલે હવે પુનઃ પતન ન થાય એવી અખંડ એકધારાવાળી પરમશુદ્ધ દશા જ પ્રાપ્ત કરવી એવો દૃઢ નિશ્ચય **શ્રીમદ્**ના દિવ્ય આત્મામાં પ્રકાશ્યો; પૂર્વે પ્રકૃતિઓ ઉપશમ-ક્ષયોપશમભાવમાં હતી એટલે પતન થયું, પણ હવે પુનઃ તેમ ન થાય એ અર્થે તે તે કર્મપ્રકૃતિઓનો ક્ષય કરવા ભણી **શ્રીમદે** પોતાનું આત્મવીર્ય સ્ફુરાવ્યું; અને તે અર્થે જ કેવલ એક શુદ્ધ આત્માના અનુભવરૂપ પરમાર્થમાં જ **શ્રીમદે** પોતાનું સમસ્ત આત્મબળ કેન્દ્રિત (centralised, concentrated) કર્યું; અને આમ સ્થિર એક શુદ્ધ આત્મતત્ત્વમાં વર્ત્તતાં **શ્રીમદ્** આત્મશક્તિ સ્ફુરાવી પરમશુદ્ધ સમ્યક્ત્વભાવને પામ્યા પણ ખરા.

આ સમ્યક્ત્વની અથવા સમ્યગ્દર્શનની પ્રાપ્તિ **ગ્રંથિભેદ**થી થાય છે, અર્થાત્ ગ્રંથિભેદનું ફળ આ સમ્યગ્દર્શન છે. આ ગ્રંથિભેદ અંગે ખીમજીભાઈ પરના પત્રમાં (અં. ૪૭) **શ્રીમદ્** સ્વયં લખે છે—'અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબંધી માન, અનંતાનુબંધી માયા અને અનંતાનુબંધી લોભ એ ચાર તથા મિથ્યાત્વમોહિની, મિશ્રમોહિની સમ્યક્ત્વમોહિની એ ત્રણ એમ એ સાત પ્રકૃતિ જ્યાં સુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાં સુધી સમ્યક્દૃષ્ટિ થવું સંભવતું નથી. એ સાત પ્રકૃતિ જેમ જેમ મંદતાને પામે તેમ તેમ સમ્યક્ત્વનો ઉદય થાય છે. તે પ્રકૃતિઓની ગ્રંથિ છેદવી પરમ દુર્લભ છે. જેની તે ગ્રંથિ છેદાઇ તેને આત્મા હસ્તગત થવો સુલભ છે. તત્ત્વજ્ઞાનીઓએ એ જ ગ્રંથિને ભેદવાનો ફરી ફરીને બોધ કર્યો છે. જે આત્મા અપ્રમાદપણે તે ભેદવા ભણી દૃષ્ટિ આપશે તે આત્મા આત્મત્વને પામશે એ નિઃસંદેહ છે.' અપૂર્વકરણરૂપ આત્મદૃષ્ટિ આપશે તે આત્મા આત્મત્વને પામશે એ નિઃસંદેહ છે.' અપૂર્વકરણરૂપ આત્મપુરુષાર્થથી આ ગ્રંથિભેદ થાય છે. **શ્રીમદે** અપૂર્વ આત્મપુરુષાર્થરૂપ **અનન્ય આત્મ પરાક્રમથી** આ ગ્રંથિરૂપ દુર્ભેદ્ય દુર્ગનો ભેદ કર્યો. આ ગ્રંથિભેદ પોતાને થયો છે ને તેના સર્વ જ્ઞાનીઓ સાક્ષી છે એમ ડિંડિમ નાદથી ઉદ્ઘોષતા અમૃતપત્રમાં (અં. ૧૭૦) **શ્રીમદ્** પોતાના હૃદયરૂપ પરમાર્થસુહૃદ્ **સૌભાગ્ય**ને આ રહસ્યવાર્ત્તા લખે છે— **'આત્મા જ્ઞાન પામ્યો. એ તો નિઃસંશય છે; ગ્રંથિભેદ થયો એ ત્રણે કાળમાં સત્ય વાત છે. સર્વ જ્ઞાનીઓએ પણ એ વાત સ્વીકારી છે.'** ઇ. **શ્રીમદ્**ના આ અમર લેખરૂપ અમૃત (Immortal, nectarlike) વચનો સ્પષ્ટ સૂચવે છે કે-આ ગ્રંથિભેદ ના. એમનો અંતરાત્મા આત્મસાક્ષાત્કારની સાક્ષી પૂરે છે એટલું જ નહિ, પણ 'સર્વ જ્ઞાનીઓએ પણ આ વાત સ્વીકારી છે'—સર્વ જ્ઞાનીઓ પણ આ વસ્તુના સાક્ષી છે, એમ પોતે કોઈ અતીંદ્રિય જ્ઞાનવિશેષથી જાણ્યું છે અને એટલે જ તેમણે આમ બેધડકપણે દૃઢ આત્મવિશ્વાસથી-પરમ આત્મનિશ્ચયથી ઉદ્ઘોષ્યું છે. આ આત્માનુભવસિદ્ધ હકીકત (fact, reality) પરથી **શ્રીમદે** શાસ્ત્રોની વાત સાચી છે એમ શાસ્ત્રોક્ત હકીકતોનો ચમત્કાર કરાવ્યો છે; ઉપશમશ્રેણી-ક્ષપકશ્રેણી—ગ્રંથિભેદ આદિ કાંઈ કલ્પિત વાતો કે માત્ર શાસ્ત્રીય ચર્ચાના વિષયો નથી, પણ ખરેખરી પરમાર્થસત્ સત્ય

અનુભવગમ્ય વસ્તુઓ છે એમ 'શ્રુત અનુભવ' કરી બતાવ્યો છે,—શ્રુત જ્ઞાનની પરોક્ષ વાતનો પ્રત્યક્ષ સાક્ષાત્ અનુભવ કરી દેખાડ્યો છે. અને પ્રત્યક્ષ અનુભવની ભૂમિકા તો પરોક્ષ શાસ્ત્ર કરતાં પણ પર છે—'शास्त्रातिक्रांतगोचरः', એટલે પ્રત્યક્ષ અનુભવપ્રયોગસિદ્ધ વાત તો પરોક્ષ વાત કરતાં પણ ઓર વિશેષ બળવાન્ ને ઓર વિશેષ પ્રમાણભૂત છે.

આમ **શ્રીમદ્‌ને** ૧૯૪૭માં શુદ્ધસમ્યક્ત્વ પ્રગટ્યું, તે પૂર્વે પણ ક્ષયોપશમ સમ્યક્ત્વ તો હતું જ ને તે ઉત્તરોત્તર વિશુદ્ધ પામતું જતું હતું. એ—'ઓગણીસસેં ને એકતાળીશે આવ્યો અપૂર્વ અનુસાર રે'—એ મોક્ષમાળાના રચનાકાળથી તો આપણે પદે પદે સ્પષ્ટ વ્યક્તપણે જોઈ શકીએ છીએ. **શ્રીમદ્‌નું** આ ક્ષયોપશમસમ્યક્ત્વ પણ એવી અસાધારણ અદ્‌ભુત અલૌકિક કોટિનું છે, કે તેવા સમ્યક્ત્વનો પ્રાયે સ્વલ્પ અંશ પણ વર્ત્તમાનમાં ભાગ્યે જ જોવામાં આવે. જેને વીતરાગદર્શનનો હાડોહાડ રંગ લાગ્યો હતો અને મતદૃષ્ટિથી નહિં પણ સતદૃષ્ટિથી રોમે રોમે એ સત્‌દર્શનનો જ અનન્ય નિશ્ચય વ્યાપ્યો હતો, એવા **શ્રીમદ્‌નો** તે તત્ત્વદર્શનનો નિશ્ચય કેવો અનન્ય છે, તે તો આંધળો પણ દેખી શકે અને બ્હેરો પણ સાંભળી શકે એવા બુલંદ નાદથી મોક્ષમાળામાં પદે પદે સ્પષ્ટ જણાઇ આવે છે. તેમજ—'**શી એની શૈલી! જ્યાં આત્માને વિકારમય થવાનો અનંતાંશ પણ રહ્યો નથી. શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જવળ શુક્લધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલાં તે નિગ્રંથનાં પવિત્ર વચનોની મને-તમને ત્રિકાળ શ્રદ્ધા રહો!**' (અં. ૫૨)—એ **શ્રીમદ્‌ના** આત્માના ઊંડાણમાંથી નિકળેલા અંતરોદ્‌ગાર **શ્રીમદ્‌ના** વીતરાગદર્શનના અખંડ નિશ્ચય-શ્રદ્ધાનની જીવતી જાગતી જ્વલંત સાક્ષી પૂરે છે. આ પરથી સમ્યગ્દર્શનનું તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણ—'तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्'—**શ્રીમદ્‌માં** કેવી પરાકાષ્ઠાને પામ્યુ છે તે જોઈ શકાય છે; અને અત્રે સમશ્રેણી-નિર્ગ્રંથશ્રેણી પ્રકરણોમાં **શ્રીમદ્‌નો** પ્રથમ ગુણ કેવો છે, સંવેગાતિશય પ્રકરણમાં સંવેગ-નિર્વેદ ગુણ કેવા છે, આત્માનુભૂતિ પ્રકરણમાં શુદ્ધાત્માનુભૂતિ આસ્તિક્ય આદિ ગુણ કેવા છે, તે અમે સ્પષ્ટ વિવરી બતાવ્યુ છે, એ પરથી શમ-સંવેગ-નિર્વેદ-આસ્તિક્ય-અનુકંપા આદિ સર્વ સમ્યક્ત્વ લક્ષણ અને **શુદ્ધાત્માનુભૂતિ** એ મુખ્ય અંતર્ગત લક્ષણ **શ્રીમદ્‌માં** કેવા પ્રકર્ષને પામ્યા છે તે પણ જોઈ શકાય છે; તેમજ 'વીતરાગતા એ સમ્યગ્દર્શનનું મુખ્ય લક્ષણ છે' તે પણ **શ્રીમદ્‌માં** કેવી પરાકાષ્ઠાને પામ્યુ છે, તે પણ જોઇ શકાય છે. આમ મતભેદાતીત **શ્રીમદ્‌ની** આ સતત્ત્વનિશ્ચયરૂપ સમ્યક્ત્વધારા પદે પદે કેવી બળવત્તર બનતી જતી હતી તેનું દિગ્દર્શન અમે આગલા પ્રકરણોમાં યથાપ્રસંગે કરાવ્યું જ છે, એટલે તેનું પિષ્ટપેષણ કરવાનો અત્ર અવસર નથી. છતાં વચ્ચે વચ્ચે દર્શનવિશુદ્ધિના જે ધન્ય આવિષ્કારો (manifestations) થતા ગયા, તે તે પ્રસંગે **શ્રીમદ્‌ના** અંતરાત્મામાંથી જે ધન્ય અંતરોદ્‌ગાર નિકળી પડ્યા, તેનો પ્રાસંગિક નિર્દેશ કરવો અત્ર સપ્રસંગ છે. સં. ૧૯૪૬ના કાર્તક માસમાં સમ્યક્ત્વની કોઈ વિશિષ્ટ શ્રેણીના અનુભવઉલ્લાસમાં **શ્રીમદ્‌નો** અંતરાત્મા બોલી ઊઠે છે—

'**તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્ત્તન હો, પરંતુ તેને તીવ્ર બંધન નથી. અનંત સંસાર નથી, સોળ ભવ નથી, અભ્યંતર દુઃખ નથી, શંકાનું નિમિત્ત નથી,**

અતરંગ મોહિની નથી, સત્ સત્ નિરુપમ, સર્વોત્તમ, શુક્લ, શીતળ, અમૃતમય દર્શનજ્ઞાન; સમ્યક્જ્યોતિર્મય, ચિરકાળ આનંદની પ્રાપ્તિ, અદ્‌ભુત સત્સ્વરૂપદર્શિતાની બલિહારી છે! જ્યાં મતભેદ નથી; જ્યાં શંકા, કંખા, વિતિગિચ્છા, મૂઢદૃષ્ટિ એમાંનું કાંઈ નથી. છે તે કલમ લખી શકતી નથી, કથન કહી શકતું નથી, મન જેને મનન કરી શકતું નથી. છે તે.'

આ પછી ૧૯૪૬ના પોષમાં સમ્યક્ત્વની કોઈ ઓર ચઢતી ધારાનો પ્રગટ અનુભવ થતાં **શ્રીમદ્** સમ્યક્ત્વ સાથે વાર્તાલાપ કરતાં સમ્યક્ત્વને ઉદ્દેશીને કહે છે—'આવા પ્રકારે તારો સમાગમ મને શા માટે થયો? કયાં તારૂં ગુપ્ત રહેવું થયુ હતું? **સર્વ ગુણાંશ તે સમ્યક્ત્વ.** (અં. ૯૫) આથી પણ વધતી દશાનો અનુભવ થતાં—આ જ વર્ષના વૈશાખ માસમાં સુદ ૪ના દિને—પરમ ઉછરંગમાં આવી ગયેલા **શ્રીમદ્**ના પરમ ધન્ય ઉદ્‌ગાર નિકળી પડ્યા છે કે—'**આજ મને ઉછરંગ અનોપમ, જન્મ કૃતાર્થ જોગ જણાયો; વાસ્તવ્ય વસ્તુ, વિવેક વિવેચક એ ક્રમ સ્પષ્ટ સુમાર્ગ ગણાયો,**' અને તે માર્ગ કયો? તે દર્શાવતા—'**મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ; હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ**'—એ આત્મસામર્થ્યયોગની દશાના સૂચક પરમ અદ્‌ભુત ઉદ્‌ગારો પણ તે જ દિને નિકળ્યા છે. અને પરમાર્થસખા **સૌભાગ્ય**ના સત્‌સમાગમ પછી તો **શ્રીમદ્**ની પરમાર્થઅનુભવની—આત્માનુભવની અખંડ ધારા કેવી વેગવંતી પ્રવર્તી તે તો આપણે હમણાં જ—છેલ્લા ત્રણચાર પ્રકરણોમાં જોયુ જ છે. આ **દર્શનવિશુદ્ધિ**ના માર્ગે અખંડ પ્રયાણ કરતાં **શ્રીમદ્**નું સમ્યગ્‌દર્શન ઉત્તરોત્તર વિશુદ્ધિ પામતું પરમ શુદ્ધભાવને પ્રાપ્ત થયુ.

અને આમ અત્યારે—૧૯૪૭માં **શ્રીમદ્**ને દર્શનમોહનો સર્વથા વિગમ થવાથી—કણિકા પણ નહિં રહેવાથી 'શુદ્ધ'—નિરાવરણ સમકિતની પ્રાપ્તિ થઇ છે; દર્શનમોહના આત્યંતિક અભાવથી પ્રગટતું પરમશુદ્ધ સમ્યગ્‌દર્શન પ્રગટ્યું છે,—પરમશુદ્ધભાવે જ્યાં અનુભવપ્રત્યક્ષપણે આત્મા પ્રત્યક્ષ સાક્ષાત્ પ્રગટ નિરંતર અનુભવાય છે એવું અખંડ આત્માનુભૂતિરૂપ **પરમશુદ્ધદર્શન** પ્રકાશ્યુ છે; પરમાર્થસમકિત—નિશ્ચયસમકિત—નૈશ્ચયિક વેદ્યસંવેદ્યપદ અનુભવગોચર થયું છે; આત્મસાક્ષાત્કાર થયો છે,—કેવળ એક શુદ્ધ આત્મા અનુભવપ્રત્યક્ષ થયો છે; શુદ્ધનયથી એકત્વમાં નિયત એવા સ્વગુણપર્યાયવ્યાપી પૂર્ણ જ્ઞાનઘન આત્માનું દ્રવ્યાંતરોથી પૃથક્—ભિન્ન—વિવિક્ત દર્શન એ જ (પરમાર્થ) સમ્યગ્‌દર્શન છે અને આ આત્મા પણ તેટલો જ સમ્યગ્‌દર્શનપ્રમાણ જ છે, તેથી આ એક આત્મા જ અમને હો!—એવી '**एकत्वे नियतस्य शुद्धनयतो**' એ સુપ્રસિદ્ધ સમયસારકળશમાં **મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજી**એ સંગીત કરેલી કેવલ એક શુદ્ધ આત્માના અનુભવસાક્ષાત્કારરૂપ પરમ ધન્ય દશા **શ્રીમદ્**ને પ્રગટી છે.

> "एकत्वे नियतस्य शुद्धनयतो व्याप्तुर्यदस्यात्मनः,
> पूर्णज्ञानघनस्य दर्शनमिह द्रव्यांतरेभ्यः पृथक् ।
> सम्यग्दर्शनमेतदेव नियमादात्मा च तावानयं,
> तन्मुक्त्वा नवतत्त्वसंततिमिमामात्मायमेकोऽस्तु नः ॥"
>
> —મહર્ષિ અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકળશ

'આત્મા જે પદાર્થને તીર્થંકરે કહ્યો છે, તે જ પદાર્થની તે જ સ્વરૂપે પ્રતીતિ થાય, તે જ પરિણામે આત્મા સાક્ષાત્ ભાસે ત્યારે તેને પરમાર્થસમ્યક્ત્વ છે, એવો શ્રી તીર્થંકરનો અભિપ્રાય છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક ૪૩૧.

આ આત્મસાક્ષાત્કારરૂપ પરમાર્થસમ્યગ્દર્શનની પ્રાપ્તિનો પરમ હર્ષઉલ્લાસ દર્શાવતાં **શ્રીમદ્** પરમાર્થસુહૃદ્ **સૌભાગ્યને** ૧૯૪૭ના કા. શુદ ૧૩ના દિને લખેલા પત્રમાં (અં. ૧૬૮) લખે છે—

'એનું સ્વપ્ને જો દર્શન પામે રે, તેનું મન ન ચઢે બીજે ભામે રે;
થાયે કૃષ્ણનો લેશ પ્રસંગ રે, તેને ન ગમે સંસારનો સંગ રે.
હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે, મારું જીવ્યું સફળ તવ લેખું રે;
**મુક્તાનંદ**નો નાથ વિહારી રે, ઓધા **જીવનદોરી** અમારી રે.'

આ વચનો કોઈ ઓર અપૂર્વ પરમાર્થઅર્થમાં ટાંકી અત્ર **દિવ્યદ્રષ્ટા શ્રીમદે** પોતાના અદ્‌ભુત પરમ આત્મદર્શનરૂપ **આત્મસાક્ષાત્કાર**નું દર્શન કરાવ્યું છેઃ આ આત્માનું —પરમાત્માનું જો સ્વપ્નમાં પણ દર્શન–સાક્ષાત્કાર થાય તો તે દર્શન કરનારનું મન બીજા 'ભામે'—બીજી ભ્રમણામાં ન ચડે; આત્મસ્વરૂપના અનુપમ સૌંદર્યથી જે ચિત્ત-વૃત્તિઓરૂપ ગોપીઓને પોતાના સ્વરૂપસૌંદર્ય ભણી આકર્ષી રાખે છે એવા શુદ્ધ-આત્મારૂપ કૃષ્ણનો જેને લેશ પણ પ્રસંગ થાય, તેને સંસારનો સંગ ન ગમે. આ તો સ્વપ્નની વાત થઈ, **શ્રીમદ્**ને તો પૂર્ણ આત્મજાગ્રત અવસ્થામાં શુદ્ધ આત્માનું 'દર્શન' —સાક્ષાત્કાર થયેલ છે, એટલે એમનું મન બીજા 'ભામે'—આત્મસ્વરૂપને છોડી બીજી કોઈ ભ્રમણામા જાય જ કેમ? એમને તો આત્માના દર્શનનો એટલો બધો આત્યંતિક પ્રસંગ પ્રાપ્ત છે, એમનું મન તો અનુપમ આત્મસ્વરૂપના સૌંદર્યમાં એટલું બધું આક-ર્ષિત થયુ છે કે એમને સ્વપ્નાંતરે પણ સમયમાત્ર પણ સંસારનો લેશ પણ સંગ ન જ ગમે; **'आत्माऽयमेकोऽस्तु नः'**—આ આત્મા જ એક અમને હો–એ જ ગમે આ જ આત્માનુભવસિદ્ધ આત્મસાક્ષાત્કારદશા વર્ણવતાં **શ્રીમદ્**, મુક્તાનંદનું વચન ટાંકી પોતાના **મુક્તઆનંદ**નો પરમ હર્ષોલ્લાસ દર્શાવે છે—'હસતા રમતાં પ્રગટ હરિ દેખું રે'—હસતાં રમતાં પ્રગટ–પ્રત્યક્ષપણે 'હરિને'–કર્મને હરનારા શુદ્ધ સચ્ચિદાનંદસ્વરૂપ હરિને–પરમાત્માને દેખું છું, ત્યારે 'મારું જીવ્યું સફળ તવ લેખું રે'—મ્હારું જીવ્યું હું સફળ લેખું છું. 'મુક્તાનંદનો નાથ વિહારી રે' એ જ 'ઓધા જીવનદોરી અમારી રે'—હે ઓધા–ઓધવજી! ('ઊર્ધ્વગામી આત્મા!) અમારી જીવનદોરી છે. આવા મુક્ત આનંદનો–જીવન્મુક્ત દશાના આનંદનો નાથ–સ્વામી જે આત્મા આત્મસ્વરૂપમાં વિહરનારો' વિહારી' થયો છે, તે જ અમારી 'જીવનદોરી' છે–તે જ અમારું પરમાર્થ જીવનસૂત્ર ચલાવનારી દોરી છે, પરમાર્થના જીવનરૂપ આ જીવનદોરીને લઈને જ અમે પર-માર્થજીવનથી જીવીએ છીએ. આમ આત્મસાક્ષાત્કારરૂપ સાક્ષાત્ આત્મદર્શનનું દર્શન કરાવતાં આત્મદ્રષ્ટા **શ્રીમદે**, જ્યાં કેવલ એક શુદ્ધ આત્માનું નિરંતર અનુભવન થાય છે

એવી પોતાની સ્વરૂપપ્રતિષ્ઠાનરૂપ કેવલ એક શુદ્ધ આત્મઅનુભવદશાનું **જીવન્મુક્તદશાનું** માર્મિક દર્શન પણ કરાવી દીધું છે.

અને આમ હસતાં રમતાં પ્રગટ પ્રત્યક્ષપણે જૂદો ને જૂદો મુક્ત આત્મા અનુભવવારૂપ **જીવન્મુક્તદશાનો મુક્ત આનંદ** જેના પ્રભાવે પ્રાપ્ત થયો, તે સર્વોત્કૃષ્ટ સુખના હેતભૂત આ **પરમાર્થસમ્યગ્દર્શન**ની મુક્તકંઠે સ્તુતિ કરતાં પરમ ભાવિતાત્મા **શ્રીમદ્** પોતાની હાથનોંધમાં (૨–૨૦) પોતાના પરમ ઉપકારી સમ્યગ્દર્શનને પરમ ભાવપૂર્ણ નમસ્કાર કરે છે—

**'હે સર્વોત્કૃષ્ટ સુખના હેતભૂત સમ્યક્દર્શન ! તને અત્યંત ભક્તિથી નમસ્કાર હો. આ અનાદિ અનંત સંસારમાં અનંત અનંત જીવો તારા આશ્રય વિના અનંત અનંત દુઃખને અનુભવે છે. તારા પરમાનુગ્રહથી સ્વસ્વરૂપમાં રુચિ થઇ. પરમ વીતરાગ સ્વભાવ પ્રત્યે પરમ નિશ્ચય આવ્યો. કૃતકૃત્ય થવાનો માર્ગ ગ્રહણ થયો.'**

આ સમ્યગ્દર્શનનો મહિમાતિશય સર્વ જ્ઞાનીઓએ મુક્તકંઠે ગાયો છે **શ્રી ભદ્રબાહુસ્વામી** ×ઉવસગ્ગહર સ્તોત્રમાં કથે છે—'હે ભગવાન્ ! ચિંતામણિ અને કલ્પવૃક્ષથી પણ અધિક મહિમાવાળું સમ્યક્ત્વ પ્રાપ્ત થયે જીવો અવિઘ્નથી–નિર્વિઘ્નપણે અજરામર સ્થાનને પામે છે.' કલિકાલસર્વજ્ઞ **હેમચંદ્રાચાર્યજી** કહે છે—'સમ્યક્ત્વસહિત દરિદ્રા પણું સારૂં, પણ સમ્યક્ત્વરહિત ચક્રવર્ત્તિપણું પણ નહિં સારૂં.' **શ્રી સમંતભદ્રાચાર્યજી** રત્નકરંડ* શ્રાવકાચારમાં કહે છે–'ત્રણે કાળમાં ત્રણે લોકમાં સમ્યક્ત્વ સમું પ્રાણીઓનું કંઇ શ્રેય નથી અને મિથ્યાત્વસમું કંઈ અશ્રેય નથી. **શ્રી ગુણભદ્રસ્વામી** આત્માનુશાસનમાં+ કહે છે–'પુરુષના શમ–બોધ–વૃત્ત–તપનું ગૌરવ પાષાણ જેવું છે, તે જ સમ્યક્ત્વ –સંયુક્ત હોતું મહામણિની જેમ પૂજ્ય હોય છે.' **શ્રી અમૃતચંદ્રાચાર્યજી** પુરુષાર્થ–સિદ્ધિઉપાયમાં×× કહે છે—'તે મોક્ષમાર્ગમાં આદિમાં સમ્યક્ત્વ અખિલ–સર્વયત્નથી સમ્યક્પણે આશ્રય કરવા યોગ્ય છે, કારણ કે તે સતે જ જ્ઞાન અને ચારિત્ર હોય છે.' અર્થાત્ સમ્યક્ત્વ વિનાના જ્ઞાન–ચારિત્ર મિથ્યા છે, એકડા વિનાના મીંડા જેવા શૂન્ય છે. કારણ કે દર્શન સમ્યક્ હોય તો જ્ઞાન–ચારિત્ર સમ્યક્ થાય છે, દર્શન મિથ્યા હોય તો જ્ઞાન–ચારિત્ર મિથ્યા થાય છે. એટલે અનંતકાળથી જે જ્ઞાન–ચારિત્ર મિથ્યા થાય છે તેને સમ્યક્‌માં પલટાવી નાખી એક સમયમાત્રમાં બીજી જાતિના–'જાત્યંતર' કરી દીએ છે, વટલાવી નાંખે છે, એ સમ્યગ્દર્શનનો અજબ કીમિયો છે ! અને એટલે જ

---

× "तुह सम्मत्ते लद्धे चिंतामणिकप्पपायवब्महिए ।
पावंति अविग्घेण जीवा अयरामरं ठाणं ॥"—ઉવસગ્ગહરસ્તોત્ર

* "न सम्यक्त्वसमं किंचित्त्रैकाल्ये त्रिजगत्यपि ।
श्रेयोऽश्रेयश्च मिथ्यात्वसमं नान्यत्तनूभृताम् ॥"—રત્નકરંડશ્રાવકાચાર

+ "शमबोधवृत्ततपसां पाषाणस्येव गौरवं पुंसः ।
पूज्यं महामणेरिव तदेव सम्यक्त्वसंयुक्तम् ॥"—આત્માનુશાસન, ૧૫

++ तत्रादौ सम्यक्त्वं समुपाश्रयणीयमखिलयत्नेन ।
तस्मिन्सत्येव यतो भवति ज्ञानं चरित्रं च ॥"—પુરુષાર્થસિદ્ધિઉપાય ૨૧

**શ્રીમદ્** આવા મહામહિમાવંત આ **કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શનને** આ પરમ ભાવપૂર્ણ અમર શબ્દોમાં નમસ્કાર કરે છે—

**'અનંતકાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું, તે જ્ઞાનને એક સમયમાત્રમાં જાત્યંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું તે કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર.'**

આવું નમસ્કાર કરવા યોગ્ય કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શન જેને પરમોત્કૃષ્ટ સ્વરૂપમાં પ્રગટ્યું તે પરમ કલ્યાણમૂર્ત્તિ પરમ સમ્યગ્દર્શની પરમ જ્ઞાની પરમ વીતરાગ **શ્રીમદ્‌ને** નમસ્કાર હો ! નમસ્કાર હો ! નમસ્કાર હો !



## પ્રકરણ ચોપનમું

# શ્રીમદ્‌ની નિર્વિકલ્પ સમાધિ

'નિર્વિકલ્પ સુસમાધિમેં હો, ત્રિગુણ ભયે હે અભેદ'—**મહામુનિ દેવચંદ્રજી**

આમ 'હસતા રમતા પ્રગટ હરિ દેખું રે'–હસતા રમતાં પ્રગટ પ્રત્યક્ષ પરમાત્માને દેખતા–પરમ એવા આત્માનું–પરમાત્માનુ સાક્ષાત્ દર્શન કરતા **દિવ્ય દ્રષ્ટા શ્રીમદ્‌ને** શુદ્ધ આત્મદર્શન થયુ, આત્મસાક્ષાત્કાર થયો, આત્મા સાક્ષાત્ પ્રત્યક્ષ પ્રગટ અનુભવસિદ્ધપણે દૃષ્ટ થયો. કોઈ પણ વસ્તુ જ્યારે પ્રત્યક્ષ પ્રગટ દૃષ્ટિસન્મુખ દેખાય છે ત્યારે તે સંબંધી કંઈ પણ વિકલ્પ રહેતો નથી,–આ વસ્તુ આવી છે કે તેવી છે એવા કોઈ પણ કંઈ પણ કલ્પનારૂપ વિકલ્પને સ્થાન રહેતું નથી; તેમ જેમ છે તેમ સમ્યક્‌પણે વસ્તુગતે વસ્તુરૂપ આત્માનુ સાક્ષાત્ પ્રત્યક્ષ–અનુભવપ્રત્યક્ષ દર્શન થાય છે ત્યારે તે સંબંધી કંઈ પણ કલ્પનારૂપ વિકલ્પ રહેતો નથી, આત્મા આવો છે કે તેવો છે એવા કોઈ પણ કંઈ પણ વિકલ્પને સ્થાન રહેતું નથી, નિર્વિકલ્પતા જ થાય છે—**નિર્વિકલ્પ દશા** જ પ્રગટે છે. જ્યા કલ્પના–જલ્પના છે ત્યા દુઃખની છાયા છે, જ્યારે કલ્પના–જલ્પના મટે ત્યારે તેણે નિશ્ચયે કરી વસ્તુ પ્રાપ્ત કરી એ નિશ્ચય છે,–'**જહાં કલપના જલપના, તહાં માનું દુઃખછાંઈ; મિટે કલપના જલપના, તબ વસ્તુ તિન પાઈ,**'— અને સાક્ષાત્ વસ્તુપ્રાપ્તિના અનુભવઉલ્લાસમાં નિકળેલા **શ્રીમદ્‌ના** આ અનુભવોદ્‌ગાર પ્રમાણે **શ્રીમદ્‌ને** તો આ આત્મવસ્તુ આત્માનુભવ સિદ્ધપણે સાક્ષાત દેખાઈ પ્રાપ્ત થઈ, તો પછી ત્યા કલ્પના–જલ્પના શેની રહે ? નિર્વિકલ્પતા જ રહે એ નિશ્ચયસિદ્ધ હકીકત છે

અને આમ નિશ્ચયે કરીને જે જલમાં કમલની જેમ અબદ્ધસ્પૃષ્ટ, મૃત્તિકાની જેમ અનન્ય, સમુદ્રની જેમ નિયત, સુવર્ણની જેમ અવિશેષ અને શીતલ જલની જેમ અસંયુક્ત એવા આત્માને દેખે છે તે શુદ્ધનય છે, અને તે અપદેશસૂત્રમધ્ય સર્વ જિન

શાસનને જાણે છે; તથા જે શ્રુત વડે કરીને કેવલ શુદ્ધ એવા આ આત્માને જાણે છે તેને લોકપ્રદીપકર ઋષિઓ શ્રુતકેવલી કહે છે,—એ **સમયસાર**ની * સુપ્રસિદ્ધ ગાથાઓમાં વર્ણવેલી **શુદ્ધનયની**–નિશ્ચયનયની **જ્ઞાનદશા** જીવનમાં પ્રગટ કરી **શ્રીમદે** જીવતો જાગતો **પ્રયોગસિદ્ધ સમયસાર** પ્રાપ્ત કર્યો, મહાગીતાર્થ **અમૃતચંદ્રાચાર્યજીએ** '**આત્મખ્યાતિ**'માં સંગીત કરેલી શુદ્ધાત્માનુભૂતિરૂપ '**આત્મખ્યાતિ**' પ્રાપ્ત કરી; શ્રુતમાં જે વાત પરોક્ષપણે કહી છે તે પ્રત્યક્ષપણે સાક્ષાત્ અનુભવસિદ્ધ કરી '**શ્રુત–અનુભવ**' કર્યો, અને '**વધતી દશા**'—ઉત્તરોત્તર વર્ધમાન થતી–વધતી જતી આત્મદશા પ્રાપ્ત કરી '*નિજ સ્વરૂપ અવભાસ્યું*'—આત્માનું સ્વરૂપ 'અવ'–આત્મસ્વરૂપની મર્યાદા પ્રમાણે જેમ છે તેમ ભાસ્યું–જાણ્યુ, પૂર્ણ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું; વેદો અને શાસ્ત્રો જેનું વર્ણન કરતાં થાકે છે અને **નેતિ નેતિ** કહીને જ્યાંથી પાછા વળે છે તે પરમ નિશ્ચયરૂપ શુદ્ધ આત્માનુભવ પદ આ જીવનમાં જ અનુભવસિદ્ધ કરી સાક્ષાત્ જીવન્મુક્ત દશા અનુભવી.

અને જેને શુદ્ધાત્માનુભવરૂપ પૂર્ણ આત્મજ્ઞાન પ્રગટે છે–યથાર્થ બોધરૂપ બોધિ થાય છે તેને આત્મસમાધિ પામવી સાવ સહજ સુલભ બને છે. જ્યાં લગી શુદ્ધ નિર્મલ આત્મતત્ત્વ નથી જાણતો ત્યાં લગી ચિત્તસમાધિ થતી નથી,– **આનંદઘનજીએ** કહ્યું છે તેમ 'આતમતત્ત્વ જાણ્યા વિણુ નિર્મલ ચિત્ત સમાધિ ન લહિયો', **નરસિંહ મહેતાએ** ગાયુ છે તેમ 'જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી', **યશોવિજયજીએ** ભાખ્યુ છે તેમ 'તિહાંલગે ગુણઠાણું ભલું કિમ આવે તાણ્યું ?' પણ જ્યારે આત્મતત્ત્વ જેમ છે તેમ જાણે છે, આત્મતત્ત્વનિશ્ચયદશા પ્રકાશે છે, ત્યારે આત્મા સહજ સ્વભાવે સમાધિમાં લીન થવા પામે છે. એટલે જ યથાર્થ બોધરૂપ બોધિપ્રાપ્તિથી '**યથાર્થ-બોધસ્વરૂપ**' **શ્રીમદ્**ને આત્મસમાધિ સાવ સહજ સુલભ બની ગઈ, હસ્તામલકવત્ થઈ ગઈ; **શ્રીમદ્**નો આત્મા સહજ સ્વભાવે સમાધિમાં લીન થઈ ગયો. આમ નિર્વિકલ્પ–નિર્ભેદ–અભેદ આત્માનું અનુભવન કરતા **શ્રીમદ્** નિર્વિકલ્પ સમાધિનો અનુભવ કરી રહ્યા આ અંગે પોતાના હૃદયજ્ઞ પરમાર્થસુહૃદ્ **સૌભાગ્યને** પોતાનું હૃદયદર્શન કરાવતા **શ્રીમદ્** પોતાના જીવનની રહસ્યભૂત વાર્તા પ્રગટ કરતા–૧૯૪૭ના કા. શુ. ૧૪ના દિને લખેલા–અસાધારણ

---

* जो पस्सदि अप्पाणं अबद्धपुट्ठं अणण्णयं णियदं ।
अविसेसमसंजुदं तं सुद्धणयं वियाणाहि ॥
जो पस्सदि अप्पाणं अबद्धपुट्ठं अणण्णमविसेसं ।
अपदेससुत्तमज्झं स पस्सदि जिणसासणं सव्वं ॥
जो हि सुएणहिगच्छइ अप्पाणमिणं तु केवलं सुद्धं ।
तं सुयकेवलिमिसिणो भणंति लोयप्पईवयरा ॥
जो सुयणाणं सव्वं जाणइ सुयकेवलिं तमाहु जिणा ।
णाणं अप्पा सव्वं जह्मा सुयकेवली तह्मा ॥"

સમયસાર ગા. ૧૪-૧૫, ૯-૧૦—(જુઓ મહર્ષિ અમૃતચંદ્રાચાર્યકૃત આત્મખ્યાતિટીકા)

અમૃતપત્રમાં (અં. ૧૭૦) આ અમૃત (Immortal, nectarlike) શબ્દોમાં સ્વઆત્મદશા-પ્રકાશ કરે છે—

**'આત્મા જ્ઞાન પામ્યો એ તો નિઃસંશય છે; ગ્રંથિભેદ થયો એ ત્રણે કાળમાં સત્ય વાત છે. સર્વ જ્ઞાનીઓએ પણ આ વાત સ્વીકારી છે. હવે છેવટની નિર્વિકલ્પ સમાધિ પામવી બાકી છે, જે સુલભ છે. અને તે પામવાનો હેતુ પણ એ જ છે કે કોઈ પણ પ્રકારે અમૃતસાગરનું અવલોકન કરતાં અલ્પ પણ માયાનું આવરણ બાધ કરે નહીં; અવલોકનસુખનું અલ્પ પણ વિસ્મરણ થાય નહીં; 'તુંહિ તુંહિ' વિના બીજી રટના રહે નહીં; માયિક એક પણ ભયનો, મોહનો, સંકલ્પનો કે વિકલ્પનો અંશ રહે નહીં.'**

પોતાને આત્મજ્ઞાન થયું છે—ગ્રંથિભેદ થઈ આત્મદર્શન—આત્મસાક્ષાત્કાર થઈ ચૂક્યો છે અને તેનો સર્વ જ્ઞાનીઓએ સ્વીકાર કર્યો છે, આટલી વસ્તુનો સવિસ્તર ઉલ્લેખ ગત પ્રકરણમાં કરાઈ ચૂક્યો છે. ત્યારે હવે બાકી શું છે? તે કહે છે—'હવે છેવટની નિર્વિકલ્પ સમાધિ પામવી બાકી છે, જે સુલભ છે.' અત્રે '**છેવટની**' એમ ખાસ સૂચક શબ્દ કહ્યો તે એમ સૂચવે છે કે નિર્વિકલ્પ સમાધિ તો પ્રાપ્ત છે જ, પણ 'છેવટની' હજુ પ્રાપ્ત નથી, પણ તે પણ પ્રાપ્ત કરવી હવે સુલભ છે—સુગમ છે, લીલામાત્રમાં—રમતમાત્રમાં પ્રાપ્ત થાય તેમ છે. જો તમને નિર્વિકલ્પ સમાધિ છે, આત્મામાં સમાહિત થઈ તમે નિર્વિકલ્પ—અભેદ—પરમનિશ્ચયરૂપ અમૃતસિંધુ આત્માનો અમૃતાનુભવ કરી રહ્યા છો, તે અમૃતસિંધુમાં નિમજ્જનનો પરમાનંદ અનુભવી રહ્યા છો, તો પછી તે 'છેવટની' સમાધિ પામવાનો હેતુ શો છે? તેનો ખુલાસો કરે છે—'અને તે પામવાનો હેતુ પણ એ જ છે કે કોઈ પણ પ્રકારે અમૃતસાગરનું અવલોકન કરતાં અલ્પ પણ માયાનું આવરણ બાધ કરે નહીં; અવલોકનસુખનું અલ્પ પણ વિસ્મરણ થાય નહીં; તુંહિ તુંહિ વિના બીજી રટણા રટે નહીં; માયિક એક પણ ભયનો, મોહનો, સંકલ્પનો કે વિકલ્પનો અંશ રહે નહીં.' અર્થાત્ બાહ્ય ઉપાધિને લઈ કંઈક બાહ્ય ઉપયોગ વર્તાવવો પડે છે તે કંઈક બાહ્ય આવરણ કરે છે, અમૃતસાગર આત્માના અવલોકનસુખમાં કંઈક અંતરાય કરે છે—અંતરાયભૂત થાય છે; આમ બાહ્ય ઉપાધિરૂપ માયા તે અવલોકનસુખમાં કિંચિત્ આવરણરૂપ અંતરાય કરી છેવટની નિર્વિકલ્પ સમાધિને રોકે છે. એટલે તે છેવટની નિર્વિકલ્પ સમાધિ પામવાનો હેતુ પણ એ જ છે કે—અમૃતસાગર આત્માનું અવલોકન કરતાં—'અવ'—જેમ છે તેમ વસ્તુસ્થિતિ પ્રમાણે 'લોકન'—સાક્ષાત્ દર્શન કરતાં અલ્પ પણ—જરા પણ—લેશ પણ 'માયાનું'—બાહ્ય ઉપાધિરૂપ માયાનું આવરણ બાધ—અંતરાય કરે નહીં; અવલોકનસુખનું—આત્મદર્શનસુખનું અલ્પ પણ—જરા પણ વિસ્મરણ થાય નહિં, 'તુંહિ તુંહિ' વિના બીજી રટના રહે નહિં, એક 'તુંહિ તુંહિ' એ જ રટનાનો અજપાજપ રહ્યા કરે; 'માયિક—માયા સંબંધી—માયાને લગતા એક પણ ભયનો, મોહનો, સંકલ્પનો કે વિકલ્પનો અંશ રહે નહીં.

આનો મર્મ એ છે કે—'પરભાવથી ભિન્ન, આપૂર્ણ, આદ્યંત મુક્ત સંકલ્પ-

વિકલ્પની જાલ જ્યાં વિલીન છે એવા આત્મસ્વભાવને પ્રકાશતા શુદ્ધનયના* અભ્યુદયની અદ્‌ભુત દશા તો આ રાજ-ચંદ્રને સોળે કળાએ પ્રકાશી છે જ; વિકલ્પજાલથી ચ્યુત શાંતચિત્ત આ સ્વરૂપગુપ્ત રાજ-ચંદ્રને અમૃતસિંધુ આત્માના અનુભવામૃતપાનની ધન્ય નિર્વિકલ્પ સમાધિદશા તો પ્રગટ પ્રાપ્ત છે જ; પણ અલ્પ પણ માયાનું આવરણ રહેવા પામે નહિં એવી 'છેવટની' નિર્વિકલ્પ સમાધિ પામવી બાકી છે તે દશા પામવાથી શું થાય?—'આવી દશા પામવાથી પરમાર્થ માટે કરેલો પ્રયત્ન સફળ થાય છે.' અને એટલે જ શ્રીમદ્ તેવી દશા પામી પછી જ પ્રગટ પરમાર્થમાર્ગ પ્રકાશવાનો પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કરે છે—'એવી દશા થયા વિના પ્રગટ માર્ગ પ્રકાશવાની પરમાત્માની આજ્ઞા નથી એમ મને લાગે છે. માટે દૃઢ નિશ્ચય કર્યો છે કે એ દશાને પામી પછી પ્રગટ માર્ગ કહેવો—પરમાર્થ પ્રકાશવો—ત્યાં સુધી નહીં.' અર્થાત્ જ્યાં સુધી તે ઇચ્છિત નિરુપાધિક સમાધિદશા પ્રગટશે નહિ ત્યાં સુધી પ્રગટ પરમાર્થમાર્ગ પ્રકાશ નથી કરવો એવો દૃઢ નિશ્ચય કરી શ્રીમદે અત્રે પોતાના પર આત્મનિયંત્રણ મૂકી અદ્‌ભુત આત્મસંયમ દાખવ્યો છે. આ અંગે વિશેષ વિચાર આગળ ઉપર અલગ પ્રકરણમાં કરશું.

તો પછી હવે એ દશાને કેટલી વાર છે? કેટલો વખત છે? તે સ્પષ્ટ કહે છે—'અને એ દશાને હવે કંઈ ઝાઝો વખત પણ નથી. પંદર અંશે તો પહોંચી જવાયું છે.'—આ રાજચંદ્રના આત્મચંદ્રને એ પૂર્ણ સમાધિની સોળશ કળાએ પ્રકાશવાને હવે કંઇ વધારે વખત નથી. 'પંદર અંશે'—પંદર કળાએ તો પહોંચી જવાયું છે, પંદર કળા તો પ્રાપ્ત થઈ ચૂકી છે. તે શી રીતે? 'નિર્વિકલ્પતા તો છે જ,' —પૂર્ણ પરમાર્થપ્રકાશને પામેલા આ રાજચંદ્રને નિર્વિકલ્પદશા—નિર્વિકલ્પ સમાધિ તો છે જ, એ જ પંદર અંશ ત્યારે કયો અંશ બાકી છે—કઈ કળા બાકી છે? 'પરંતુ નિવૃત્તિ નથી' એ; આ આત્મચંદ્ર પ્રત્યે રાહુરૂપ આ ઉદયાધીન બાહ્ય ઉપાધિરૂપ પ્રવૃત્તિ છે એટલે નિવૃત્તિનો અભાવ છે, એ જ 'છેવટની' નિર્વિકલ્પ સમાધિની એક અંશ ન્યૂનતારૂપ બાકીનો અંશ છે નિવૃત્તિ હોય તો શું થાય? 'નિવૃત્તિ હોય તો બીજાના પરમાર્થ માટે શું કરવું તે વિચારી શકાય. ત્યાર પછી ત્યાગ જોઇએ, અને ત્યાર પછી ત્યાગ કરાવવો જોઇએ.'—આમ ઉપાધિરૂપ બહિર્ગત કારણને લઈ નિવૃત્તિના અભાવે પરઅપેક્ષાએ કિંચિત્ ન્યૂનતા છે, પણ શ્રીમદ્‌ના પોતાના આત્માના અંતર્ગત કારણને લઇ પૂર્ણ નિર્વિકલ્પ સમાધિમા કાંઇ ન્યૂનતા નથી,—સ્વઅપેક્ષાએ તો પૂર્ણતા જ છે. અને આમ બાહ્ય ઉપાધિ મધ્યે પણ અદ્‌ભુત આત્મસમાધિ જાળવવી એ જ યોગીશ્વર શ્રીમદ્‌નુ અદ્‌ભુતાદ્‌ભુત અસાધારણ આત્મસામર્થ્ય છે—અસાધારણ આત્મસામર્થ્યયોગ છે. એ આપણે અલગ પ્રકરણમા

---

* "आत्मस्वभावं परभावभिन्नमापूर्णमाद्यन्तविमुक्तमेकम् ।
विलीनसंकल्पविकल्पजालं प्रकाशयन् शुद्धनयोऽभ्युदेति ॥
य एव मुक्त्वा नयपक्षपातं स्वरूपगुप्ता निवसन्ति नित्यं ।
विकल्पजालच्युतशांतचित्तास्त एव साक्षादमृतं पिबन्ति ॥"

શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસારકળશ ૧૦, ૬૯

વિવેચશું. ઉપાધિની જ્વાલામાં પણ શીતલ સમાધિ જાળવવાનું આ વિકટમાં વિકટ પરમ આશ્ચર્યકારી આત્મપરાક્રમ **પરમ જ્ઞાની શ્રીમદે** અનુભવસિદ્ધ કરી દેખાડ્યું હતું તેના સાક્ષી આ તેમના અમૃત વચન છે—

'ચોતરફ ઉપાધિની જ્વાલા પ્રજ્વલતી હોય, તે પ્રસંગમાં સમાધિ રહેવી એ પરમ દુષ્કર છે અને એ વાત તો પરમ જ્ઞાની વિના થવી વિકટ છે. અમને પણ આશ્ચર્ય થઈ આવે છે, તથાપિ એમ પ્રાયે વર્ત્યા જ કરે છે, એવો અનુભવ છે.' (પત્રાંક ૩૨૪). અવિકલ્પ સમાધિનું ધ્યાન ક્ષણવાર પણ મટતું નથી. તથાપિ અનેક વર્ષો થયાં વિકલ્પરૂપ ઉપાધિને આરાધ્યા જઈએ છીએ.× × એક અવિકલ્પ સમાધિ સિવાય બીજું ખરી રીતે સ્મરણ રહેતું નથી.' (અં. ૩૨૯) 'પરમ સ્વરૂપના અનુગ્રહથી અત્ર સમાધિ છે. (અં. ૨૩૮) 'સર્વાત્માના અનુગ્રહથી અત્ર સમાધિ છે.' (અં. ૨૪૩) 'અત્રે ભાવસમાધિ છે.' (અં. ૩૩૬) 'સર્વ પ્રકારે સમાધિ છે.' (અં. ૧૮૮). 'આત્મા બ્રહ્મસમાધિમાં છે. મન વનમાં છે.' (અં. ૨૯૧). 'બ્રહ્મસમાધિ.' (અં. ૩૦૬) 'શ્રી સહજ સમાધિ.' (અં. ૩૦૮) 'પૂર્ણજ્ઞાને કરીને યુક્ત એવી જે સમાધિ તે વારંવાર સાંભરે છે.' (અં. ૩૨૩) ઇત્યાદિ.

આમ ધ્યાતા ધ્યાન ને ધ્યેયનો, જ્ઞાતા જ્ઞાન ને જ્ઞેયનો, દર્શન જ્ઞાન ને ચારિત્રનો નિર્વિકલ્પ સમાધિમાં જેને અભેદ થયો છે,–'નિર્વિકલ્પ સુસમાધિમેં હો ત્રિગુણ ભયે હે અભેદ'—એવા **શ્રીમદ્દની** આ પરમ અદ્ભુત **નિર્વિકલ્પ સમાધિનું** રહસ્યકારણ એમના દિવ્ય આત્માની **સ્વરૂપપરિણતિ** છે. આ અંગે **સૌભાગ્યભાઈ** પરના પત્રમાં (અં. ૩૨૨) **શ્રીમદ્દનું** આ ટંકોત્કીર્ણ અમૃતવચન છે—'અમને જે નિર્વિકલ્પ નામની સમાધિ છે, તે તો આત્માની સ્વરૂપપરિણતિ વર્ત્તતી હોવાને લીધે છે. આત્માના સ્વરૂપ સંબંધી તો પ્રાયે નિર્વિકલ્પપણું જ રહેવાનું અમને સંભવિત છે, કારણ કે અન્યભાવને વિષે મુખ્યપણે અમારી પ્રવૃત્તિ જ નથી.' આમ આત્માથી અન્ય દેહાદિ ભાવને વિષે જેની પ્રવૃત્તિ જ નથી એવા **શ્રીમદ્દને** દેહ છતાં આવી અલૌકિક આત્મસમાધિ કેમ ન સંભવે ? જેને દેહથી ભિન્ન એવા અલક્ષ 'અલખ' આત્માનો નિર્વિકલ્પ નિશ્ચય-લક્ષ થયો છે, તે યોગથી ઉપયોગને જૂદો પાડી દઈ આત્મામાં સમાઈ જાય છે, 'સમજ્યા તે શમાયા' એ સૂત્રને ચરિતાર્થ કરતો તે અલખ લયમાં લીન થાય છે. એટલે જ અલખ લયમાં લીન થઈ ગયેલા **શ્રીમદ્દ, સૌભાગ્યભાઈ** પરના પત્રમાં (અં. ૧૭૬) સ્વાનુભવ આલેખે છે–'અલખ 'લે' માં આત્માએ કરી સમાવેશ થયો છે, યોગે કરીને કરવો એ એક રટણ છે.'–આત્મા આત્મા ને આત્મા એ અલક્ષ 'અલખ'ની લયમાં આત્માએ કરી સમાવેશ થયો છે, આત્મા આત્મામાં સમાવારૂપ નિર્વિકલ્પ આત્મસમાધિમાં સમાયો છે, બાહ્ય યોગે કરીને સમાવેશ કરવો એ એક રટણ–અજપાજાપ છે. અર્થાત્ મન-વચન-કાયાના યોગની બાહ્ય પ્રવૃત્તિ છૂટી આ લયમાં સમાવેશ થવા પામે,–બાહ્ય ઉપાધ છૂટી બાહ્ય સમાધિ પણ થાય એ નિરંતર જાપ છે. આવા અલખ 'લે'માં લીન થઈ ગયેલા **અલખ નિરંજન રાજચંદ્ર** છે! એટલે જ—તે આ અલખ

નામની 'ધૂની'–ધ્વનિ 'ગગનમાં'– વિકલ્પશૂન્ય નિર્વિકલ્પ ચિદાકાશમાં લાગી રહી છે, તેમાં મ્હારૂં મન મગ્ન થઈ ગયુ છે, એટલે ત્યાં જ આસન 'મારી'–લગાવી, તેની સન્મુખ જ 'સુરત'–મુખ દૃઢ–સ્થિરધારી, મેં 'અગમ'ના–અગમ્ય આત્માના ઘરે 'ડેરા'–તંબૂ નાંખ્યા છે,–ધામા નાંખ્યા છે, અને અલખના દીદાર દીઠા છે—એવી પોતાની અલૌકિક આત્મદશાનું સૂચન કરતું આ પદ (અં. ૧૮૯) અલખની ધૂનમાં ને ધૂનમાં આ **અલખ નિરંજન રાજચંદ્રે** પોતાના પરમાર્થસખા **સૌભાગ્યને** ૧૯૪૭ના પોષ સુદ ૫ ના દિને લખી મોકલ્યુ હતું—

'અલખ નામ ધૂની લગી ગગનમેં, મગન ભયા મન મેરાજી;
આસન મારી સુરત દૃઢ ધારી, દિયા અગમ ઘર ડેરાજી.
દરસ્યા અલખ દીદારાજી.'

આવી અલૌકિક અલખ લય તો જેને દેહાભિમાન ગળી ગયુ હોય અને પરમાત્મજ્ઞાન–પરમ આત્મજ્ઞાન મળી ગયું હોય તે જ કરવા સમર્થ થઈ શકે. **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૨૩) **શ્રીમદ્** દૃગ્દૃશ્યવિવેકનું શંકરાચાર્યનું વચન ટાંકી લખે છે–'**देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि । यत्र यत्र मनो याति, तत्र तत्र समाधयः ॥**'—'હું કર્તા, હું મનુષ્ય, હું સુખી, હું દુઃખી એ વગેરે પ્રકારથી રહેલું દેહાભિમાન, તે જેનું ગળી ગયુ છે, અને સર્વોત્તમ પદરૂપ પરમાત્માને જેણે જાણ્યો છે, તેનું મન જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેને સમાધિ જ છે.'–દેહાભિમાનત્યાગી **પરમાત્મદૃષ્ટા શ્રીમદ્‌ને** દેહાભિમાન સર્વથા ગલિત થયુ છે અને પરમાત્મજ્ઞાન થયુ છે, એટલે જ એમને સહજ સમાધિ આવી સહજ સ્વભાવભૂત બની ગઈ. દેહ તે હું એમ દેહનો અહં નષ્ટ થઈ **શ્રીમદ્‌ને** આત્મા તે હું એમ આત્માનો અહં અત્યંત સ્પષ્ટ થયો છે, એટલે જ આ '**રાજચંદ્ર**' નામધારી તે હું નહિં—હું તો અનામી આત્મા, એવી અખંડ આત્મભાવના **શ્રીમદે** એટલી બધી આત્યંતિકપણે ભાવન કરી કે તેમનો આત્મા સહજ સ્વભાવે સહજ સમાધિમાં લીન થઈ ગયો; અને એટલે જ સહજ–નિઃપ્રયાસપણે શુદ્ધ આત્મસ્વરૂપમાં સમાઈ જવારૂપ સહજસમાધિભાવને લીધે '**સહજાત્મસ્વરૂપસ્વામી**' એ **શ્રીમદ્‌નું ગુણનિષ્પન્ન** નામ પડી ગયુ. ખરેખર! યથાર્થનામા '**સહજાત્મસ્વરૂપસ્વામી**' **શ્રીમદે** '**આતમભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે**—' એ પોતાના પરમ પ્રિય જીવનમંત્રની એટલી બધી આત્યંતિક આત્મભાવના કરી છે કે જગત્‌માં પ્રાયે તેની જોડી જડવી દુર્લભ છે. કેટલાક પત્રોને અંતે **શ્રીમદે** પોતાના નામને બદલે '**સમાધિ**' અથવા '**સહજ સમાધિ**' એમ સહી કરેલ છે, તે સૂચવે છે કે **શ્રીમદ્‌નો** દિવ્ય આત્મા એવો સહજ સમાધિમય બની ગયો હતો કે **સહજ સમાધિ** અને **શ્રીમદ્** એ બન્ને પર્યાયશબ્દો બની ગયા!



## પ્રકરણ પંચાવનમું

# શ્રીમદ્‌નો જીવન્મુક્તદશાનો અમૃતાનુભવ

**"शुद्धस्वभावनियतः स हि मुक्त एव"—શ્રી અમૃતચંદ્રાચાર્યજી**

આવી નિર્વિકલ્પ સમાધિ એ કાંઈ ખાવાના ખેલ નથી—ખાંડાના ખેલ છે, તો પછી ગૃહાવાસમાં રહ્યા છતાં આવી નિર્વિકલ્પ સમાધિ કેમ સંભવે? તેનો ઉત્તર એ છે કે જે યોગથી ઉપયોગને વિવિક્ત કરી વિવિક્ત વર્ત્તે છે—વિમુક્ત વર્ત્તે છે, તેને તેમ કરવું સુલભ થાય છે; '**ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિનતણી ચરણસેવા**'—તરવારની ધાર પર નાચવા કરતાં પણ વિકટ એવું તે વિકટમાં વિકટ કાર્ય કરવાને કોઈ પરમજ્ઞાની જ સમર્થ થાય છે; અને તે **શ્રીમદ્‌** જેવો કોઈ વિરલો અસાધારણ (Extra-ordinary) અપવાદરૂપ (Exceptional) જ્ઞાની પુરુષ જ કરી શકે છે, બીજાનું ગજું નથી. સંસારના બાહ્ય પ્રસંગો મધ્યે વર્ત્તતાં છતાં અત્યંત અનાસક્ત અને પરમ વિરક્ત **શ્રીમદ્‌** પરમાર્થસમ્યગ્દર્શનને પ્રતાપે વિવિક્ત આત્માને* દેખતા જાણતા અને આચરતા **જીવન્મુક્ત દશા** સાક્ષાત્ અનુભવી રહ્યા હતા,—ઉદાસીનપણે અબંધપરિણામે વર્ત્તતાં 'જીવન્મુક્ત'–જીવતાં છતાં મુક્ત એવી જીવન્મુક્ત દશા જીવનમાં જીવી રહ્યા હતા,—એ **શ્રીમદ્‌**ના અધ્યાત્મજીવનની આત્માનુભવસિદ્ધ સિદ્ધ હકીકત (fact, reality) છે, અને તેની પરમ પ્રમાણભૂત સાબીતી તેમના પત્રોમાં જ પ્રાપ્ત થાય છે.

**शुद्धस्वभावनियतः स हि मुक्त एव**—'શુદ્ધસ્વભાવનિયત તે જ્ઞાની નિશ્ચયે કરીને મુક્ત જ છે'— એ **અમૃતચંદ્રાચાર્ય**ના× અમૃતકળશવચનને ચરિતાર્થ કરતા, '**સ્વરૂપ ગુપ્ત**'—સહજાત્મસ્વરૂપના દુર્ભેદ્ય દુર્ગમાં ગુપ્ત (સુરક્ષિત) **શ્રીમદ્‌** પરમાર્થસુહૃદ્‌ **સૌભાગ્ય** પરના એ જ પૂર્વોક્ત સુપ્રસિદ્ધ અમૃત પત્રમાં (અં. ૧૭૦) સ્વઆત્મદશાનો પ્રકાશ કરે છે—'**તન્મય આત્મયોગમાં પ્રવેશ છે. ત્યાં જ ઉલ્લાસ છે, ત્યાં જ**

---

* "ज्ञानी तु शुद्धात्मज्ञानसद्भावात्स्वपरयोर्विभागज्ञानेन स्वपरयोर्विभागदर्शनेन स्वपरयोर्विभागपरिणत्या च प्रकृतिस्वभावादपसृतत्वात् शुद्धात्मस्वभावमेकमेवाहंतयानुभवन् कर्मफलमुदितं ज्ञेयमात्रत्वात् जानात्येव न पुनस्तस्याहंतयाऽनुभवितुमशक्यत्वाद्वेदयते ।"—**શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારટીકા** ગાથા ૩૧૬ (સર્વવિશુદ્ધજ્ઞાન અધિકાર)

× "ज्ञानी करोति न न वेदयते च कर्म, जानाति केवलमयं किल तत्स्वभावं ।
जानन्परं करणवेदनयोरभावात्, शुद्धस्वभावनियतः स हि मुक्त एव ॥"
**—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકળશ ૧૯૮**

\+ "इति सति सह सर्वैरन्यभावैः विवेके,
स्वयमयमुपयोगः बिभ्रदात्मानमेकं ।
प्रकटितपरमार्थैर्दर्शनज्ञानवृत्तैः,
कृतपरिणतिरात्माराम एव प्रवृत्तः ॥"—**શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકળશ ૩૧**

**યાચના છે, અને યોગ (મન, વચન અને કાયા) બહાર પૂર્વકર્મ ભોગવે છે.'** **શ્રીમદ્‌**ની દશા જોવા જેવી છે! 'તન્મય આત્મયોગમાં પ્રવેશ છે'—જેમ છે તેમ આત્મામય આત્માના યોગમાં—યુંજનમાં-સ્વરૂપાનુસંધાનમાં પ્રવેશ સ્વયં આ ઉપયોગ એક આત્માને ધારી રહ્યો છે; આત્મા આત્માના+ ઉપયોગમાં જ વર્ત્તી રહ્યો છે, આત્મા આત્મારામ—આત્મામાં જ આરામ કરતો—આત્મામાં જ રમણ કરતો પ્રવર્ત્તી રહ્યો છે. એટલે જ **શ્રીમદ્‌** લખે છે–'ત્યાં જ ઉલ્લાસ છે, ત્યાં જ યાચના છે,'–તે આત્મયોગમાં જ આત્માનો આનંદઉલ્લાસ છે, તે આત્મયોગ જ અમને નિરંતર હો એ યાચના છે. આમ આત્માના ઉપયોગની સ્થિતિ છે, તો યોગની શી સ્થિતિ છે?–'યોગ (મન વચન× અને કાયા) બહાર પૂર્વકર્મ ભોગવે છે.' અર્થાત્ આત્મારામી **શ્રીમદે** ઉપયોગને યોગથી એવો જૂદો પાડી દીધો છે, યોગથી એવો વિયુક્ત–વિમુક્ત કરી દીધો છે કે, યોગ બ્હાર પૂર્વકર્મ ભોગવે છે, પણ ઉપયોગ તેમાં લેશ પણ પ્રવેશ કરતો નથી—લેશ પણ લેપાતો નથી. આવી ઉપયોગયુક્ત અને યોગમુક્ત દશા **શ્રીમદ્‌**ની વર્ત્તી રહી છે,—આ જ જીવન્મુક્તદશા છે. આમ મન–વચન–કાયાના યોગથી વિવિક્ત આત્માને જાણતા સમ્યક્પણે દેખતા અને અનુચરતા, ઝળહળ આત્મજ્યોતિ અનુભવી રહેલા **શ્રીમદ્‌** સમયસારગાથા ૨૭૦ની ટીકામાં+ સંગીત કરેલા મુનિકુંજરોની જેમ લેશ પણ નહિં લેપાતાં,–જીવંત છતાં મુક્ત એવી સાક્ષાત્ જીવન્મુકતદશા અનુભવી રહ્યા છે.

એટલે જ **સૌભાગ્ય** પરના આ પછીના ૧૯૪૭ના કા. વદ ૯ના દિને લખેલા પત્રમાં **શ્રીમદ્‌** લખે છે–'અદ્‌ભુત દશા નિરંતર રહ્યા કરે છે. અબંધુ થયા છીએ, અબંધુ કરવા માટે ઘણા જીવો પ્રત્યે દૃષ્ટિ છે.'–પોતાને પણ આશ્ચર્યકારક લાગે એવી **'અદ્‌ભુત દશા'**–અલખ લયમા સમાવારૂપ આત્મસમાધિમય **જીવન્મુક્તદશા** 'નિરંતર'–અખંડપણે રહ્યા કરે છે; અબંધપરિણામી એવી જીવન્મુક્તદશા વર્ત્તે છે એટલે 'અબંધુ'–અબંધક થયા છીએ, બંધના અભાવરૂપ અબંધદશા પામ્યા છીએ, અને તેવા અબંધપરિણામી 'અબંધુ'—અબંધક મુક્ત દશા પામેલા કરવા માટે ઘણા જીવો પ્રત્યે દૃષ્ટિ છે **શ્રીમદ્‌**ની આ અદ્‌ભુત અબંધ મુક્ત દશાનો વિચાર કરતાં અત્રે **અમૃતચંદ્રાચાર્યજી**નો આ અમૃત- કળશ સ્મૃતિમા આવે છે—'રાગાદિને ઉપયોગભૂમિએ નહિં લઈ જતો એવો કેવલ જ્ઞાન થતો આ સમ્યગ્દૃષ્ટિ આત્મા અહો! ક્યાંયથી પણ ચોક્કસ બંધ નથી જ પામતો!' આ અમૃત વચનનો સત્યંકાર કરાવનારા **શ્રીમદ્‌**ની આવી અબંધ જીવન્મુકતદશા હતી જ, તેની સાક્ષી પૂરનારા તેમના જ (**શ્રીમદ્‌**ના જ) અમૃતાનુભવવચનો આ રહ્યા—'આત્મા તો પ્રાયે મુક્ત સ્વરૂપ લાગે છે.' (અં. ૩૧૭)

---

× "एव मुनिकुञ्जराः केचन सदहेतुकज्ञप्त्येकक्रिय सदहेतुकज्ञायकैकभाव सदहेतुकज्ञानकरूप च विविक्तात्मानं जानंत. सम्यक्पश्यतोऽनुचरंतश्च स्वच्छ स्वच्छदोद्यदमदांतर्ज्योतिषोऽत्यतमज्ञानादिरूपत्वाभावात् शुभेनाशुभेन वा कर्मणा खलु न लिप्येरन्। '—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસાર ટીકા ગા. –૨૭૦

* "रागादीनुपयोगभूमिमनयन् ज्ञानं भवन् केवलं।
बंधं नैव कुतोप्युपैत्ययमहो सम्यग्दृगात्मा ध्रुवम्॥"—સમયસારકળશ, ૧૫૬

'અમે કે જેનું મન પ્રાયે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, હાસ્યથી, રતિથી, અરતિથી, ભયથી, શોકથી, જુગુપ્સાથી કે શબ્દાદિક વિષયોથી અપ્રતિબંધ જેવું છે; કુટુંબથી, ધનથી, પુત્રથી, 'વૈભવથી', સ્ત્રીથી કે દેહથી મુક્ત જેવું છે.' (અં. ૩૪૭). 'મૂર્તિમાન્ મોક્ષ તે સત્પુરુષ છે.' (અં. ૨૪૯) 'વાસ્તવ્ય તો એમ છે કે જે કાળે જ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થયું તે જ કાળે જ્ઞાની મુક્ત છે, દેહાદિને વિષે અપ્રતિબદ્ધ છે. સુખદુઃખ હર્ષ–શોકાદિને વિષે અપ્રતિબદ્ધ છે.' (અં. ૩૭૭). જ્ઞાની આવા મુક્તસ્વરૂપ હોય છે; પણ પોતાની કલ્પના પ્રમાણે જ્ઞાનીનું માપ કરનારા–પોતાને કાટલે જ્ઞાનીને તોળનારા મૂઢ અજ્ઞાની જનોને જ્ઞાનીની આ મુક્તદશાનો ખ્યાલ પણ આવવો દુષ્કર છે, એટલે જ તેઓ જ્ઞાનીને ઓળખી શકતા નથી. આ અંગે **સૌભાગ્ય** પરના ૧૯૪૮ અસાડના પત્રમાં (અં. ૩૮૫) **શ્રીમદ્**નું ટંકોત્કીર્ણ વચન છે કે–'સૂર્ય ઉદય–અસ્તરહિત છે, માત્ર લોકોને ચક્ષુમર્યાદાથી બહાર વર્તે ત્યારે અસ્ત અને ચક્ષુમર્યાદાને વિષે વર્તે ત્યારે ઉદય એમ ભાસે છે. પણ સૂર્યને વિષે તો ઉદય અસ્ત નથી. તેમ જ જ્ઞાની છે તે, બધા પ્રસંગને વિષે જેમ છે તેમ છે, માત્ર પ્રસંગની મર્યાદા ઉપરાંત લોકોનું જ્ઞાન નથી, એટલે પોતાની જેવી તે પ્રસંગને વિષે દશા થઈ શકે તેવી દશા, જ્ઞાનીને વિષે કલ્પે છે; અને એ કલ્પના જ્ઞાનીનું પરમ એવું જે આત્મપણું, પરિતોષપણું, મુક્તપણું તે જીવને જણાવા દેતી નથી. એમ જાણવા યોગ્ય છે.' ઇ.

આ જીવન્મુક્તદશાની પરાકાષ્ઠા **શ્રીમદ્**ને ૧૯૪૮ના માગસર શુદ ૬ના દિને થઈ. એની સાબિતી તેમના જ આ પત્રોમાં પ્રાપ્ત થાય છે: (૧) ૧૯૪૮ના વૈશાખ વદ ૬ના દિને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૬૮) લખે છે–'મોક્ષ તો કેવળ અમને નિકટપણે વર્તે છે, એ તો નિઃશંક વાર્તા છે. અમારું જે ચિત્ત તે આત્મા સિવાય અન્ય સ્થળે પ્રતિબદ્ધતા પામતું નથી, ક્ષણ પણ અન્યભાવને વિષે સ્થિર થતું નથી; સ્વરૂપને વિષે સ્થિર રહે છે. એવું જે અમારું આશ્ચર્યકારક સ્વરૂપ તે હાલ તો ક્યાંય કહ્યું જતું નથી. ઘણા માસ વીત્યાથી તમને લખી સંતોષ માનીએ છીએ.' (૨) આ પછી ૧૯૪૮ના શ્રાવણ વદમાં **સૌભાગ્ય** પર લખેલા પત્રમાં (અં. ૪૦૦) **શ્રીમદ્** લખે છે–'ચિત્તને વિષે જેવું આ ઉપાધિયોગ આરાધીએ છીએ ત્યારથી મુક્તપણું વર્તે છે, તેવું મુક્તપણું અનુપાધિપ્રસંગમાં પણ વર્તતું નહોતું. એવી નિશ્ચળદશા માગશર સુદ ૬ થી એકધારાએ વર્તી આવી છે. આ જ પત્રના મથાળે **શ્રીમદે** આ આત્માનુભવસિદ્ધ પરમ ભાવપૂર્ણ વચન લખ્યુ છે–'તે પુરુષ નમન કરવા યોગ્ય છે, કીર્તન કરવા યોગ્ય છે, પરમપ્રેમે ગુણગ્રામ કરવા યોગ્ય છે, ફરીફરી વિશિષ્ટ આત્મપરિણામે ધ્યાવન કરવા યોગ્ય છે, કે જે પુરુષને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી કોઈપણ પ્રકારનું પ્રતિબદ્ધપણું વર્તતું નથી.' અને **શ્રીમદ્** તો ખરેખર ! આવા પરમ નમન કરવા યોગ્ય, પરમ કીર્તન કરવા યોગ્ય, પરમપ્રેમે ગુણગ્રામ કરવા યોગ્ય, ફરી ફરી વિશિષ્ટ આત્મ-પરિણામે ધ્યાવન કરવા યોગ્ય એવા સર્વત્ર અપ્રતિબદ્ધ પરમ **જીવન્મુક્ત** થયા છે, એમ કોણ નહિં કહે ?

આ પરમ અમૃતમય સાક્ષાત્ જીવન્મુક્તદશાના પરમ આનંદની ખુમારીમાં–અલૌકિક મસ્તીમાં **શ્રીમદ્** પરમાર્થસુહૃદ્ **સૌભાગ્યને** ૧૯૪૭ના માગ. શુદ ૪ના દિને લખેલા પત્રમાં (અં. ૧૮૦) લખે છે—'રોમ રોમ ખુમારી ચડશે, અમરવરમય જ આત્મદૃષ્ટિ થઈ જશે, તુંહિ તુંહિ મનન કરવાનો પણ અવકાશ નહિં રહે, ત્યારે આપને અમરવરના આનંદનો અનુભવ થશે.' એમ માર્મિકપણે લખી પોતાને તો તેવી જ દશા વર્ત્તી રહી છે,—રોમ રોમ ખુમારી ચડી છે, 'અમરવરમય'–પરમ અમર અમૃત આત્મમય જ આત્મદૃષ્ટિ થઇ ગઈ છે, તુંહિ તુંહિ મનન કરવાનો પણ અવકાશ રહ્યો નથી, 'અમરવરના'–પરમ અમર–પરમ અમૃત આત્માના આનંદનો અનુભવ થઈ રહ્યો છે,–એમ દર્શાવતાં **શ્રીમદ્** આત્માના મુક્ત આનંદની પરમ અદ્ભુત ખુમારીથી લખે છે—'**અત્ર એ જ દશા છે. રામ હૃદે વસ્યા છે, અનાદિનાં ખસ્યાં છે, સુરતિ ઇત્યાદિક હસ્યાં છે.**'—નિજ પદ રમે રામ સો કહિયે–એવા પોતે પોતાના પદમાં રમણ કરનારા–આત્મામાં આરામ કરનારા આત્મારામ 'રામ' હૃદયમાં વસ્યા છે, રામ–પરમાત્માએ અમારા હૃદયમાં વાસ કર્યો છે અને અમે આત્મારામી થયા છીએ; તેની આડે જે 'અનાદિનાં' આવરણ હતાં તે 'ખસ્યાં છે'–ખસી ગયા છે–દૂર થયાં છે, એટલે મોહના આવરણથી રહિત એવો આત્મારામી રામ પ્રગટ સાક્ષાત્ અનુભવીએ છીએ; અને તેના સાક્ષાત્ અનુભવ–દર્શનથી 'સુરતિ'–સુખ ઇત્યાદિક 'હસ્યાં' છે–હસી રહ્યાં છે, હર્ષોલ્લાસથી પ્રસન્ન થયાં છે, અંગે અંગ આનંદઉછરંગથી રોમાંચિત બની હર્ષોલ્લાસની પ્રફુલ્લિતતા દર્શાવી રહ્યાં છે! આમ 'રામ હૃદે વસ્યા છે,' ઈ.–'આ પણ એક વાક્યની વેઠ કરી છે,'—આત્માના પરમઆનંદઉલ્લાસની વર્ત્તી રહેલી આ અલૌકિક ખુમારી–'ઉતરે ન કબહુ ખુમારી' ક્યારેય ઉતરે નહિં એવી છે, તે વાણીદ્વારા કહી શકાય એવી નથી, અવાચ્ય છે, છતાં આ આનંદને યથાર્થપણે જણાવી શકે એવા બીજા કોઇ શબ્દો ન જડવાથી આ જેવા જડયા તેવા શબ્દોના આ એક વાક્યમા તે જણાવવાની 'વેઠ' કરી છે. પછી માર્મિક વાક્ય લખે છે—'હમણાં તો ભાગી જવાની વૃત્તિ છે. આ શબ્દનો અર્થ જૂદો થાય છે.'—આ સંસારપ્રસંગથી અને બાહ્ય સંગપ્રસંગથી ભાગી છૂટવાની–પલાયન કરી જવાની વૃત્તિ છે. જેમ કોઈ ભયસ્થાનથી મૂઠીઓ વાળીને જેમ બને તેમ જલદી ભાગી છૂટવાને જ ઇચ્છે, તેમ આ મહાભય સ્થાનરૂપ બાહ્ય સંસારપ્રસંગથી જેમ બને તેમ જલદીથી ભાગી છૂટવાને જ ઇચ્છીએ છીએ, કે જેથી આ અમૃતમય આત્માનંદના અભંગ રંગમાં લેશ પણ ભંગ પડે નહિં. આમ પરમ અમૃતમયજીવન્મુક્ત દશાના દિવ્ય આનંદની અલૌકિક ખુમારીમા દિવ્ય દષ્ટા **શ્રીમદે** આ અમૃતાનુભવઉદ્ગાર પોતાના **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય** પ્રત્યેના આ આ અમૃત પત્રમાં કાઢયા છે.

આ તો જીવન્મુક્તિની વાત થઈ, પણ મુક્તિનું શું? આ કાળે મોક્ષ હોય કે ન હોય? એ પ્રશ્ન ઘણા મુમુક્ષુઓને મુંઝવે છે; **સૌભાગ્ય** જેવા મહામુમુક્ષુને પણ એ પ્રશ્ન મુંઝવતો હશે. કારણ કે જૈનની વર્તમાન પ્રરૂપણામાં ક્વચિત્ તેવું વિધાન છે,

એટલે મોક્ષ જો ન જ હોય તો પછી તે માટે પ્રયત્ન પણ શા માટે કરવો જોઈએ? એવો સહજ પ્રશ્ન ઊઠે. આનું સમાધાન કેમ થઈ શકે? એ ગૂઢ પ્રશ્નનું સમાધાન કરતાં **શ્રીમદ્ સૌભાગ્ય** પરના આ જ પત્રમાં સ્યાદ્‌વાદશૈલીએ અદ્‌ભુત ખુલાસો કરે છે—

'નીચે એક વાકયને સહજ સ્યાદ્વાદ કર્યું છે. "આ કાળમાં કોઈ મોક્ષે ન જ જાય." "આ કાળમાં કોઈ આ ક્ષેત્રેથી મોક્ષે ન જ જાય." આ કાળમાં કોઈ આ કાળનો જન્મેલો આ ક્ષેત્રેથી મોક્ષે ન જાય." "આ કાળમાં કોઈ આ કાળનો જન્મેલો સર્વથા ન મુકાય." "આ કાળમાં કોઈ આ કાળનો જન્મેલો સર્વકર્મથી સર્વથા ન મુકાય."—હવે એ ઉપર સહજ વિચાર કરીએ. પ્રથમ એક માણસ બોલ્યો કે આ કાળમાં કોઈ મોક્ષે ન જ જાય. જેવું એ વાકય નીકળ્યુ કે શંકા થઈ. આ કાળમાં શું મહાવિદેહથી મોક્ષે ન જ જાય? ત્યાંથી તો જાય, માટે ફરી વાકય બોલો. ત્યારે બીજી વાર કહ્યું—આ કાળમાં કોઇ આ ક્ષેત્રેથી મોક્ષે ન જાય. ત્યારે પ્રશ્ન કર્યું કે જંબૂ, સુધર્માસ્વામી ઇત્યાદિક કેમ ગયા? એ પણ આ જ કાળ હતો, એટલે ફરી વળી સામો પુરુષ વિચારીને બોલ્યો: આ કાળમાં કોઈ આ કાળનો જન્મેલો આ ક્ષેત્રેથી મોક્ષે ન જાય. ત્યારે પ્રશ્ન કર્યું કે, કોઇનું મિથ્યાત્વ જતું હશે કે નહીં? ઉત્તર આપ્યો –હા જાય. ત્યારે ફરી કહ્યું કે, જો મિથ્યાત્વ જાય તો મિથ્યાત્વ જવાથી મોક્ષ થયો કહેવાય કે નહીં? ત્યારે તેણે હા કહી કે એમ તો થાય. ત્યારે કહ્યું: એમ નહીં પણ એમ હશે કે આ કાળમાં કોઇ આ કાળનો જન્મેલો સર્વ કર્મથી સર્વથા ન મૂકાય.— આમાં પણ ઘણા ભેદ છે; પરંતુ આટલા સુધી કદાપિ સાધારણ સ્યાદ્વાદ માનીએ તો એ જૈનનાં શાસ્ત્ર માટે ખુલાસો થયો ગણાય.'

આટલો ખુલાસો કરી **શ્રીમદ્** આગળ લખે છે–'વેદાંતાદિક તો આકાળમાં સર્વથા સર્વકર્મથી મુકાવા માટે જણાવે છે. માટે હજુ પણ આગળ જવાનું છે. ત્યારપછી વાકયસિદ્ધિ થાય. આમ વાકય બોલવાની અપેક્ષા રાખવી એ ખરૂં.' અર્થાત્ આ સર્વ અપેક્ષાઓ લક્ષમાં રાખી સ્યાદ્‌વાદને બાધ ન આવે એમ વાકય બોલવું જોઈએ, ત્યારે જ પછી આ વાકય બરાબર છે એમ સ્યાદ્‌વાદ અનેકાંતપ્રમાણથી હજુ '**વાક્યસિદ્ધિ** થાય, સાક્ષાત્ મોક્ષપ્રાપ્તિરૂપ '**વસ્તુસિદ્ધિ**' તો થાય ત્યારે ખરી! આમ આ કાળમા મોક્ષ ન જ હોય એ એકાંતિક વાકય પણ સહસા વગર વિચાર્યે નિરપેક્ષપણે ન બોલતાં અવિકલ અનેકાતિક સ્યાદ્વાદશૈલીએ કેવી અપેક્ષા રાખી બોલવું જોઇએ તે અત્ર નિષ્તુષ યુક્તિથી બતાવી આપી **શ્રીમદ્** લખે છે— 'પરંતુ જ્ઞાન ઉપજ્યા વિના એ અપેક્ષા સ્મૃત થાય એમ બનવું સંભવિત નથી. કાં તો સત્પુરુષની કૃપાથી સિદ્ધિ થાય.'— આ ઉપરથી એમ સૂચવ્યું કે સ્યાદ્‌વાદદર્શી અમને તો તથારૂપ **વસ્તુસિદ્ધિરૂપ જીવન્મુક્તદશાનું** સાક્ષાત્ અનુભવજ્ઞાન ઉપજ્યું છે, એટલે જ આ બધી સ્યાદ્‌વાદશૈલીની અપેક્ષા પણ સ્મૃત થાય છે, અને બીજાને પણ તથારૂપ સત્‌ને પામેલા સત્પુરુષની કૃપાથી સિદ્ધિ થાય.

છેવટે 'થોડું લખ્યુ ઘણું કરી જાણજો. ઉપર લખી માથાકૂટે લખવી પસંદ નથી'

એમ લખી શ્રીમદ્ માર્મિકપણે લખે છે—'સાકરનું શ્રીફળ બધાએ વખાણી માર્યું છે; પરંતુ અહીં તો અમૃતની સચોડી નાળીયેરી છે. ત્યાં આ ક્યાંથી પસંદ આવે? નાપસંદ પણ કરાય નહીં.'—આ ઘણા ઊંડા આશયવાળા વચનનો મર્મ એ છે કે, અમે સ્યાદ્‌વાદશૈલીએ ઉપરોક્ત વચન ઘટાવી આપવાની માથાકૂટ કરી તે પણ માત્ર વાક્યસિદ્ધિરૂપ છે, અને ખરી તો વસ્તુસિદ્ધિ કરવાની છે. આ વાચાજ્ઞાનરૂપ વાક્યસિદ્ધિ તો માત્ર 'સાકરના શ્રીફળ' જેવી છે અને તે સાકરનું શ્રીફળ બધાએ વખાણી માર્યું છે; પણ 'અહીં તો'—સાક્ષાત્ અનુભવજ્ઞાનરૂપ વસ્તુસિદ્ધિ પામેલા અમારી પાસે તો 'અમૃતની સચોડી નાળિયેરી છે.' વ્યવહારમાં વિવાહાદિ પ્રસંગે અપાતું 'સાકરનું શ્રીફળ' તો એક હોય, પણ નાળિયેરીમાં તો શ્રીફળની અનેક લુંબ ને લુંબ હોય, તેની પાસેમાં તે સાકરનું શ્રીફળ શું હિસાબમાં? તેમ અત્રે–અમારા જેવા આત્માનુભવામૃતને અનુભવનારા પાસે તો અમૃતની 'સચોડી'–આખી ને આખી નાળિયેરી છે, અનેક લુંબ ને લુંબ હોય એવી નાળિયેરી–અને તે પણ અમૃતની નાળિયેરી–છે, તો પછી તેની પાસેમાં તે વાચાજ્ઞાનરૂપ સાકરનું શ્રીફળ શું વિસાતમાં? અત્રે તો સાક્ષાત્ 'અમૃતનો' –મોક્ષનો–જીવન્મુક્તદશારૂપ જીવતાં મોક્ષનો પ્રત્યક્ષ અનુભવ છે, 'ત્યાં આ'–પરોક્ષ વાગ્જાલરૂપ શબ્દની માથાકૂટ 'ક્યાંથી પસંદ આવે? નાપસંદ પણ કરાય નહીં.' પરમઅમૃતમય જીવન્મુક્તદશાના મુક્ત આનંદની અદ્‌ભુત ખુમારી અનુભવી રહેલા શ્રીમદ્‌ના આ વેધક વચનોમાં કેવો અલૌકિક ગૂઢાર્થ ભર્યો છે!



## પ્રકરણ છપ્પનમું

# કેવલ શુદ્ધાત્માનુભવદશા

"શુદ્ધાતમ અનુભવસદા, તે સ્વસમય વિલાસરે"—શ્રી આનંદઘનજી

શ્રીમદ્ આવી પરમ અમૃતાનુભવરૂપ જીવન્મુક્તદશાનો અનુભવ કરવા સમર્થ થયા તેનું રહસ્યકારણ તેમની કેવલ શુદ્ધસ્વરૂપસ્થિતિરૂપ–સ્વરૂપપ્રતિષ્ઠાનરૂપ કેવળ શુદ્ધ-આત્માનુભવ દશા છે. કેવલ એક શુદ્ધ આત્માનું અનુભવન કરતા શ્રીમદે 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે" એ તેમના મહામંત્રરૂપ આત્મભાવના એટલી બધી આત્યંતિક ભાવન કરી હતી કે તેવી તથારૂપ જીવન્મુક્ત કેવળ શુદ્ધાત્માનુભવદશા તેમને સહજ સ્વભાવભૂત બની ગઈ. જ્યાં કેવલ એક શુદ્ધ આત્માનો અખંડ અનુભવ વર્તે છે એવી આ સ્વરૂપપ્રતિષ્ઠાનરૂપ કેવલ શુદ્ધાત્માનુભવ દશાના પરમાનંદની શ્રીમદ્‌ની અદ્‌ભુત ખુમારીનું–અલૌકિક મસ્તીનું દર્શન તેમના સૌભાગ્ય પરના આ પત્રમાં (અં. ૧૮૭) થાય છે: અપૂર્વ આત્મસમાધિમાં લીનપણે જીવન્મુક્ત કેવલશુદ્ધાત્મદશા

અનુભવતા **શ્રીમદ્** ૧૯૪૭ના માગ. વદ ૦)) નાદિને લખેલા આ **અમૃતપત્ર**માં મથાળે આત્માનુભવવાક્ય લખે છે—'**પ્રાપ્ત થયેલા સત્સ્વરૂપને અભેદભાવે અપૂર્વ સમાધિમાં સ્મરૂં છું.**'—પ્રાપ્ત થયેલા-જેની પ્રાપ્તિ થઈ ચૂકી છે એવા અનુભવસિદ્ધ સત્સ્વરૂપથી હું ભિન્ન નથી,-આ સત્ ને આ હું એવો વિકલ્પ-ભેદ નથી પણ સત્ તે હું ને હું તે સત્ ૐ **તત્ સત્** એવો અભેદ છે, એમ અભેદભાવે તે સત્સ્વરૂપને પૂર્વે કદી અનુભવી નથી એવી 'અપૂર્વ' નિર્વિકલ્પ સમાધિમાં સ્મરૂં છું. આ એક અનુભવસિદ્ધ અનુભવવાક્યમાં **શ્રીમદે** પોતાની નિર્વિકલ્પ આત્મસમાધિમય જીવન્મુક્ત કેવલશુદ્ધાત્મદશા કહી દીધી છે. આવું આત્માનુભવસૂચક અલૌકિક વચન મથાળે લખી **શ્રીમદ્** આ સંબોધનવચન લખે છે-'મહાભાગ્ય, શાંતમૂર્તિ, જીવન્મુકત શ્રી સોભાગભાઈ,'-આ માત્ર ઔપચારિક નહિં પણ ખરેખરા સદ્ભૂત અર્થવાળા સૂચક વિશેષણોના સંબોધનથી પત્રપ્રારંભ કરી આ **અમૃતપત્ર**માં **શ્રીમદ્** પોતાના હૃદયરૂપ આ પરમાર્થસુહૃદ્‌ને પોતાનું હૃદય દર્શાવતાં પોતાની પરમ રહસ્યભૂત સ્વઆત્માનુભવદશા આ અમૃત શબ્દોમાં પ્રકાશે છે—

**'છેવટનું સ્વરૂપ સમજાયામાં, અનુભવાયામાં અલ્પ પણ ન્યૂનતા રહી નથી, જેમ છે તેમ સર્વ પ્રકારે સમજાયું છે. સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતાં બાકી સર્વ અનુભવાયું છે. એક દેશ સમજાયા વિના રહ્યો નથી; પરંતુ યોગ (મન, વચન, કાયા)થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે; અને એમ થયે એ દેશ અનુભવાશે, અર્થાત્ તેમાં જ રહેવાશે; પરિપૂર્ણ લોકાલોકજ્ઞાન ઉત્પન્ન થશે; અને એ ઉત્પન્ન કરવાની (નેમ) આકાંક્ષા રહી નથી, છતાં ઉત્પન્ન કેમ થશે? એ વળી આશ્ચર્યકારક છે! પરિપૂર્ણ સ્વરૂપજ્ઞાન તો ઉત્પન્ન થયું જ છે; અને એ સમાધિમાંથી નીકળી લોકાલોકદર્શન પ્રત્યે જવું કેમ બનશે? એ પણ એક મને નહીં પણ પત્ર લખનારને વિકલ્પ થાય છે!'**

**શ્રીમદ્**ના અધ્યાત્મ જીવન ને અધ્યાત્મદશા પર અપૂર્વ પ્રકાશ નાંખતા આ **અમૃત** (Immortal, nectarlike) **પત્ર**માં **શ્રીમદે** ઘણી ઘણી ગૂઢ રહસ્યભૂત વાતો કહી દીધી છે. અત્રે **યોગીશ્વર શ્રીમદ્** પ્રથમ તો એમ લખે છે કે-'છેવટનું સ્વરૂપ સમજાયામાં, અનુભવાયામાં અલ્પ પણ ન્યૂનતા રહી નથી'-છેવટનું-અંતિમ દશાનું સ્વરૂપ સમજાયામાં- સમજાઈ ગયામાં અનુભવાયામાં-અનુભવાઈ ગયામાં અલ્પ પણ-જરા પણ ન્યૂનતા-ઊણપ-ઓછાશ-કચાશ-કસર રહી નથી, એટલે કે છેવટનું અંતિમ દશાનું સ્વરૂપ પૂરેપૂરૂં સમજાયુ છે, પૂરેપૂરૂં અનુભવાયુ છે, પૂર્ણ અનુભવસિદ્ધ થયુ છે. પછી આ વાતને જરા વિશેષ ચોક્કસ કરે છે-'સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતાં બાકી સર્વ અનુભવાયુ છે; એકે દેશ સમજાયા વિના રહ્યો નથી.'-અનુભવવાની બા. માં એક દેશ બાકી રહ્યો છે, સમજવાની બા. માં તો સર્વ દેશ સમજાયા છે. ત્યારે અનુભવવામાં બાકી રહ્યું છે તે શું? અને તે બાકી ક્યારે નહિં રહે? તે કહે છે-'પરંતુ યોગ (મન, વચન, કાયા)થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે; અને એમ થયે એ દેશ અનુભવાશે, અર્થાત્ તેમાં જ રહેવાશે.' અત્યારે પ્રારબ્ધોદયાધીનપણે બાહ્ય ઉપાધિમાં બેઠા છીએ, એટલે મન-વચન-કાયાના યોગ બાહ્ય ઉપયોગથી તેમાં રોકાય છે, એટલે અંતરથી પૂર્ણ અસંગ છતાં બાહ્યથી પણ તેથી અસંગ થવા વનવાસની આવશ્યકતા-

જરૂરિયાત છે; અને એ થયે એ બાકી રહેલો દેશ અનુભવાશે, અર્થાત્ તેમાં જ રહેવાશે. આનો ફલિતાર્થ એમ થયો કે પૂર્ણ અનુભવ તો છે પણ યોગના બાહ્ય ઉપયોગને લઈ તેટલા પૂરતો અંતરાય પડી તેમાં પૂરેપૂરું રહેવાતું નથી. બાકી આત્માનો ઉપયોગ તો ઉપયોગમાં જ–અનુભવમાં જ છે. અને તેમાં જ રહેવાશે (ત્યારે) 'પરિપૂર્ણ લોકાલોક–જ્ઞાન ઉત્પન્ન થશે; અને એ ઉત્પન્ન કરવાની (નેમ) આકાંક્ષા રહી નથી, છતાં ઉત્પન્ન કેમ થશે ? એ વળી આશ્ચર્યકારક છે !' એ લોકનું–અલોકનું જ્ઞાન ઉત્પન્ન 'થશે', અને તે ઉત્પન્ન 'કરવાની' નેમ (લક્ષ્ય, નિશાન) રહી નથી,—આ અમારે પ્રયત્નપૂર્વક ઉત્પન્ન 'કરવું' છે એવી નેમ રહી નથી, આ અમને ઉત્પન્ન હો એવી આકાંક્ષા–સ્પૃહા રહી નથી, છતાં ઉત્પન્ન કેમ થશે ? એ આશ્ચર્યકારક અદ્ભુત વાત છે ! આ અમને પ્રાપ્ત હો એવી આકાંક્ષા તો અતૃપ્તને–અપૂર્ણને હોય, પણ અમે તો પરમ આત્મઅનુભવસુખથી પરિતૃપ્ત છીએ અને પરિપૂર્ણ છીએ, એટલે એની આકાંક્ષા અમને કેમ હોય ? એ જ વસ્તુ સ્પષ્ટ કરે છે–'પરિપૂર્ણ સ્વરૂપજ્ઞાન તો ઉત્પન્ન થયું જ છે; અને એ સમાધિમાંથી નીકળી લોકાલોકદર્શન પ્રત્યે જવું કેમ બનશે ? એ પણ એક મને નહિં પણ પત્ર લખનારને વિકલ્પ થાય છે !'જ્યાં લેશ પણ ન્યૂનતા રહી નથી એવું 'પરિપૂર્ણ'–સર્વથા પૂર્ણ સ્વરૂપ-જ્ઞાન તો ઉત્પન્ન થયું જ છે; અને એ નિર્વિકલ્પ આત્મસમાધિમાંથી બ્હાર નિકળી–કેવલ એક શુદ્ધ આત્મદર્શનના પરમાનંદસિંધુમાંથી બ્હાર નિકળી લોકાલોકદર્શન પ્રત્યે જવું કેમ બનશે ? એ પણ એક 'મને નહીં'–મ્હારા આત્માને નહીં પણ 'પત્ર લખનારને'–**રાજચંદ્ર**ને વિકલ્પ થાય છે ! **રાજચંદ્ર** નામના દેહથી પ્રવર્ત્તતા આ મન–વચન–કાયાના યોગ મ્હારા આત્માથી હું ભિન્ન અનુભવું છું, એટલે એવો વિકલ્પ શુદ્ધઉપયોગસ્થિત મ્હારા નિર્વિકલ્પ આત્માને તો થતો નથી જ, પણ આ બાહ્ય યોગાધીન વૃત્તિમાં વર્ત્તતા પત્રલેખકને થાય છે ! આમ ઉપયોગથી યોગને કેટલો બધો ભિન્ન–કેવો આત્યંતિક જૂદો **શ્રીમદ્** અનુભવી રહ્યા છે તેનો આ પરથી કંઈક ખ્યાલ આવે છે ! **શ્રીમદ્**ની દેહ છતાં દેહાતીત જીવન્મુક્ત કેવલ શુદ્ધાત્મઅનુભવદશા કેવી પરાકાષ્ઠાને પામી છે તે સહજ સમજાય છે ! લોકાલોકના જ્ઞાનરૂપ કેવલજ્ઞાન પ્રત્યે અને મુક્તિ પ્રત્યે પણ નિઃસ્પૃહ એવી કેવલ એક શુદ્ધ આત્માના અનુભવરૂપ કેવલ-શુદ્ધાત્માનુભવદશાને પામેલા પરમ અધ્યાત્મમસ્ત **અવધૂત યોગીશ્વર શ્રીમદ્**ની કેવી અદ્ભુત **આત્મમસ્તી !** કેવી અલૌકિક **આત્મ–ખુમારી !**

આવી પરમ અદ્ભુત નિર્વિકલ્પ સમાધિમય જીવન્મુક્ત કેવલશુદ્ધાત્માનુભવદશા પોતાની પ્રગટી છે એ પરથી આગળ જતાં **શ્રીમદ્** અત્ર લખે છે–'હવે અમે અમારી દશા કોઈ પણ પ્રકારે કહી શકવાના નથી; તો લખી ક્યાંથી શકીશું ? આપનાં દર્શન થયે જે કંઈ વાણી કહી શકશે તે કહેશે, બાકી નિરુપાયતા છે.' અર્થાત્ વાચાઅગોચર વચનાતીત દશાને–જીવન્મુક્ત કેવલશુદ્ધાત્માનુભવદશાની પરાકાષ્ઠાને **શ્રીમદ્** પામી ગયા છે, એટલે **સૌભાગ્ય**ને લખે છે–સાક્ષાત્ સમાગમે કદાચ કંઈક તે સંબંધી કહી શકાશે તે વાણી કહેશે, બાકી તે સર્વ વાત કેવળ અનુભવગોચર છે એટલે ઉપાય નથી–

નિરુપાયતા છે. એટલે જ આ નિર્વિકલ્પ સમાધિમય જીવન્મુક્ત કેવલશુદ્ધાત્માનુભૂતિદશાના પરમ આત્માનંદની અલૌકિક મસ્તીમાં–અદ્‌ભુત ખુમારીમાં **શ્રીમદ્‌** પોતાના હૃદયજ્ઞ આ પરમાર્થસુહૃદ્‌ને લખે છે—'(કંઈ) મુક્તિ યે નથી જોઈતી, અને જૈનનું કેવળજ્ઞાને જે પુરુષને નથી જોઈતું, તે પુરુષને પરમેશ્વર હવે કયું પદ આપશે? એ કંઈ આપના વિચારમાં આવે છે? આવે તો આશ્ચર્ય પામજો; નહીં તો અહીંથી તો કોઈ રીતે કંઈ યે બહાર કાઢી શકાય તેમ બને તેવું લાગતું નથી.'–જીવન્મુક્ત કેવલશુદ્ધાત્માનુભૂતિદશા અમને અનુભવસિદ્ધપણે સાક્ષાત્ અનુભવમાં આવી રહી છે, તો પછી આ કાળમાં હો ન હો તોપણ મુક્તિની પણ અમને સ્પૃહા રહી નથી, આ કાળમાં હો ન હો તોપણ જૈનના કેવળજ્ઞાનની પણ અમને સ્પૃહા રહી નથી. આવા પરમ નિઃસ્પૃહ 'તે પુરુષને પરમેશ્વર હવે કયુ પદ આપશે?' એ વચન પરથી સૂચવ્યું છે કે અમે પરમપદરૂપ કેવલ એક શુદ્ધ આત્માનો સાક્ષાત્ અનુભવ કરી રહ્યા છીએ, અનુભવસિદ્ધ સ્વરૂપપ્રતિષ્ઠિત કેવલ એક શુદ્ધાત્માનુભવ પદમાં સ્થિત છીએ. અને અમને તો નિશ્ચયે કરીને મુખ્ય એવા આ કેવલ આત્માના સંવેદનથી–અનુભવનથી પૂર્ણ સંતોષ છે, એટલે તેવી કોઈ પણ સ્પૃહારૂપ આકાંક્ષા અમને નથી, અમે સ્વરૂપનિશ્ચલ થઈને જ રહીએ છીએ. અત્રે—**નિયમસાર**માં * કહ્યું છે તેમ–લોકાલોકજ્ઞાયક કેવલજ્ઞાની ભગવાન્ પણ નિશ્ચયથી તો આત્માને જ જાણે છે–સંવેદે છે–સંચેતે છે, વ્યવહારથી લોકાલોકને જાણે છે',અને **પ્રવચનસાર** ગાથા ૩૩–૩૪ની * ટીકામાં કહ્યું છે તેમ–'આત્મસંચેતન–આત્માનુભવનની બા માં તો શ્રુતકેવલી અને કેવલીના જ્ઞાનનું પણ સમાનપણું છે' (અને નિશ્ચયથી તો આત્મસંચેતન–આત્માનુભવન એ જ મુખ્ય છે), એટલે વિશેષ આકાંક્ષાના ક્ષોભથી બસ થયું, અમે તો સ્વરૂપનિશ્ચલ થઈને જ અવસ્થિત રહીએ છીએ,–**अलं विशेषाकांक्षाक्षोभेण, स्वरूपनिश्चलैरेवावस्थीयते।**'—એ **અમૃતચંદ્રાચાર્ય**ના અમૃત વચનોની મોક્ષમાં પણ નિસ્પૃહ **શ્રીમદ્‌**ના આ અમૃત વચન વાંચતા સહજ સ્મૃતિ થાય છે.

આવા ભાવનું આ અલૌકિક **આત્મમસ્તી**નું વચન ઉત્કટ ઉન્મનીભાવની કોઈ ધન્ય પળે **શ્રીમદ્‌**ના અંતરાત્મામાંથી નિકળી ગયુ છે. પ્રથમથી જ જેને માત્ર મોક્ષની ઇચ્છા સિવાય બીજી કોઈ પણ વસ્તુની ઇચ્છા કે સ્પૃહા હતી જ નહિં એવા પરમ મુમુક્ષુ **શ્રીમદ્‌**ને જીવન્મુકત દશા થતા–અખંડ સ્વરૂપરમણતા અનુભવાતાં મોક્ષની ઇચ્છા પણ નિવૃત્ત થઈ હતી. 'મુક્તિ સંસાર બેઉ સમ ગણે' એમ આનંદઘનજીએ ગાયેલી પરમ સમદશા–શુદ્ધ સ્વરૂપવિશ્રાંત પરમ શાંત દશા **શ્રીમદ્‌**ને પ્રાપ્ત હતી.

આમ પરમ શુદ્ધ સત્ આત્મસ્વરૂપને પામેલા પરમ જ્ઞાની **શ્રીમદ્‌** પરમ નિઃસ્પૃહ–પરમ નિષ્કામ થયા છે–સર્વ કામના જ્યાં પૂર્ણવિરામ પામી છે એવા પરમ કૃતકૃત્ય થયા છે. કારણ કે જ્યારથી ચેતન પોતે વિભાવથી ઉલટો થઈ–વિમુખ થઈ, સમય પામી પોતાનો સ્વભાવ ગ્રહણ કરી લીધો છે, ત્યારથી જ જે જે લેવા યોગ્ય હતું તે તે સર્વ તેણે લઈ લીધું છે, અને જે જે ત્યાગ યોગ્ય હતું તે તે સર્વ છોડી દીધું છે. એટલે તેને હવે કંઈ લેવાનું રહ્યું નથી * કે મૂકવાનું બીજું કાંઈ રહ્યું નથી, તો હવે

તેને બાકી નવીન કાર્ય શું રહ્યું છે? કારણ કે સંગના ત્યાગી, અંગના ત્યાગી, વચનતરંગના ત્યાગી, મનના ત્યાગી, બુદ્ધિના ત્યાગી એવા આ પરમ વીતરાગ **યોગીશ્વર શ્રીમદે** આત્માને શુદ્ધ કરી દીધો છે. આવી પરમ અદ્ભુત કેવલ સ્વરૂપસ્થિત જ્ઞાનદશા **શ્રીમદ્**ને પ્રગટી છે.

"જબહિંતે ચેતન વિભાવસોં ઉલટી આપુ, સમૌ પાઈ અપનો સુભાવ ગહી લીનો હૈ;
તબહિંતે જો જો લેન જોગ સો સો સબ લીનો, જો જો ત્યાગ જોગ સો સો સબ છાંડી દીનો હૈ;
લેવેકો ન રહી ઠોર-ત્યાગિવેકો નાંહિ ઔર, બાકી કહા ઉબર્યો જુ, કારજ નવીનો હૈ?
સંગ ત્યાગી, અંગ ત્યાગી, વચનતરંગ ત્યાગી; મન ત્યાગી, બુદ્ધિ ત્યાગી, આપા શુદ્ધ કીનો હૈ"

**બનારસીદાસ કૃત હિંદી સમયસાર**

આમ કેવલ શુદ્ધ આત્મારૂપ પરમપદને-પરંબ્રહ્મને **શ્રીમદ્** આત્માનુભવપ્રત્યક્ષપણે સાક્ષાત્ સંવેદી રહ્યા છે-અનુભવી રહ્યા છે, તે વચનાગોચર સંવેદના-અનુભૂતિ કેમ કથી જાય? એટલે જ **શ્રીમદ્** અત્ર લખે છે-'અહીંથી તો બહાર કાઢી શકાય એમ નથી.' કારણ કે તે પરબ્રહ્મવેદના કહી શકાય એમ નથી. આ પરબ્રહ્મવેદના અંગે **શ્રીમદ્** ૧૯૪૭ના વૈ. શુદ ૭ના દિને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં.૨૪૪) માર્મિકપણે પોતાની અંતર્વેદના ઠાલવે છે—

**પરબ્રહ્મ આનંદમૂર્તિ છે; તેનો ત્રણે કાળને વિષે અનુગ્રહ ઇચ્છીએ છીએ, × × પરબ્રહ્મવિચાર તો એમ ને એમ રહ્યા જ કરે છે; ક્યારેક તો તે માટે આનંદકિરણ બહુ સ્ફુરી નીકળે છે અને કંઈની કંઈ (અભેદ) વાત સમજાય છે; પણ કોઈને કહી શકાતી નથી; અમારી એ વેદના અથાગ છે. વેદનાને વખતે શાતા પૂછનાર જોઈએ, એવો વ્યવહારમાર્ગ છે; પણ અમને આ પરમાર્થમાર્ગમાં શાતા પૂછનાર મળતો નથી; અને જે છે તેનાથી વિયોગ રહે છે.'**

આ પરબ્રહ્મવેદના-બ્રાહ્મીવેદના તો જેને લાગી છે તેને જ લાગી છે એમ પોતાની **બ્રાહ્મી વેદના** જણાવતાં **શ્રીમદ્** ૧૯૪૭ના ચૈ. વ. ૧૪ના પત્રમાં (અં.૨૪૧) **સૌભાગ્યને**

---

× "जाणदि पस्सदि सव्व ववहारणयेण केवली भगव ।
केवलणाणी जाणदि पस्सदि णियमेण अप्पाण ॥"

—શ્રી કુંદકુંદાચાર્યકૃત નિયમસાર ગાથા ૧૫૯

* "× × ज्ञप्तिरेवावशिष्यते । सा च केवलिनः श्रुतकेवलिनश्चात्मसंचेतने तुल्यैवेति नास्ति ज्ञानस्य श्रुतोपाधिभेदः । × × × अलं विशेषाकांक्षाक्षोभेण, स्वरूपनिश्चलैरेवावस्थीयते ।"

—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત પ્રવચનસારટીકા ગા. ૩૩-૩૪

** "त्यागादाने बहिर्मूढः करोत्यध्यात्ममात्मवित् ।
नान्तर्बहिरुपादानं न त्यागो निष्ठितात्मनः ॥"

—શ્રી પૂજ્યપાદસ્વામીકૃત સમાધિશતક

લખે છે-'જેને લાગી છે તેને જ લાગી છે અને તેણે જ જાણી છે: તે જ 'પિયુ પિયુ' પોકારે છે. એ બ્રાહ્મી વેદના કહી કેમ જાય? કે જ્યાં વાણીનો પ્રવેશ નથી. વધારે શું કહેવું? લાગી છે તેને જ લાગી છે. તેના જ ચરણસંગથી લાગે છે; અને લાગે છે ત્યારે જ છૂટકો હોય છે.' આવા આ કેવલ એક શુદ્ધ આત્મારૂપ પરંબ્રહ્મરસના ભોગી—અનુભવાસ્વાદ કરનારા યોગીશ્વર **શ્રીમદ્** તેના પરમ અદ્ભુત આનંદની ખુમારીમાં તેમની હાથનોંધમાં (૧, ૨૦) આ અનુભવોદ્ગાર કાઢે છે—

**'કોઈ બ્રહ્મરસના ભોગી, કોઈ બ્રહ્મરસના ભોગી;**
**જાણે કોઈ વીરલા યોગી, કોઈ બ્રહ્મરસના ભોગી.'**



## પ્રકરણ સત્તાવનમું

# પરાભક્તિની પરાકાષ્ઠા

'કેવળ નિર્વિકાર છતાં પરબ્રહ્મ પ્રેમમય પરાભક્તિને વશ છે, એ હૃદયમાં જેણે અનુભવ કર્યો છે, એવા જ્ઞાનીઓની ગુપ્ત શિક્ષા છે.'— **શ્રીમદ્ રાજચંદ્ર**

હસતાં રમતાં પ્રગટ હરિ દેખતા—સાક્ષાત્ પરમાત્મદર્શન કરતા **શ્રીમદ્**ને—'સત્'ને નિરંતર અભેદભાવે સ્મરણ કરતા **શ્રીમદ્**ને પરમાર્થથી પરાભક્તિની પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ, એ અનુભવસિદ્ધ સિદ્ધ હકીકત (fact, reality) છે. તે પરમ 'સત્'ને ગમેતે નામે ઓળખવામાં આવે પણ પરમાર્થથી તેના સ્વરૂપમાં કંઇ ભેદ નથી. 'શબ્દભેદ ઝગડો કિસ્યોજી? જો પરમારથ એક; કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફિરે નહિં છેક.' **શ્રીમદ્** નિરંતર તે શુદ્ધઆત્મતત્ત્વરૂપ–પરમાત્મતત્ત્વરૂપ પરમ સત્ની જ નિરંતર અભેદભાવરૂપ **પરમ નિશ્ચયભક્તિ** કરી રહ્યા છે. તે સત્ અને આ હું એવો ભેદ એમના મનમાં વસતો જ નથી, પણ સત્ તે હું ને હું તે સત્—હું તે પરમાત્મા* ને પરમાત્મા તે હું એવો સર્વથા અભેદભાવ જ **શ્રીમદ્**ને વર્ત્તે છે એ જ એમની પરાભક્તિની પરાકાષ્ઠા છે અને એ જ એમનું તથારૂપ ગુણનિષ્પન્નપણે ભક્તમાંથી ભગવાન થવાપણું છે **શ્રીમદ્** વારંવાર હરિ નિરંજન સત્ પરબ્રહ્મ આદિ શબ્દોનો

---

* "यः परात्मा स एवाहं, योऽहं स परमस्ततः ।
अहमेव मयोपास्यो, नान्यः कश्चिदिति स्थितिः ॥"
—શ્રી પૂજ્યપાદ સ્વામીકૃત સમાધિશતક

+ "सदाशिवः परब्रह्म सिद्धात्मा तथातेति च ।
शब्दैस्तदुच्यतेऽन्वर्थादेकमेवैवमादिभिः ॥"—શ્રી હરિભદ્રાચાર્યકૃત યોગદૃષ્ટિસમુચ્ચય

કેવળ શુદ્ધ પરમાર્થ અર્થમાં જ પ્રયોગ કરે છે,— પરમતત્ત્વને ઓળખાવતા આ સતના નામભેદમાં × અર્થભેદ નથી. શ્રીમદે પત્રાંક ૨૦૯માં આ વાતની સાવ નિસ્તુષ સ્પષ્ટતા કરી છે :

**'મહાત્માઓએ ગમે તે નામે અને ગમે તે આકારે એક 'સત્'ને જ પ્રકાશ્યું છે. તેનું જ જ્ઞાન કરવા યોગ્ય છે. તે જ પ્રતીત કરવા યોગ્ય છે, તે જ અનુભવરૂપ છે. અને તે જ પરમ પ્રેમે ભજવા યોગ્ય છે. તે 'પરમસત્'ની જ અમો અનન્ય પ્રેમે અવિચ્છિન્ન ભક્તિ ઇચ્છીએ છીએ. તે 'પરમસત્'ને 'પરમજ્ઞાન' કહો, ગમે તો 'પરમપ્રેમ' કહો, અને ગમે તો 'સત્-ચિત્-આનંદસ્વરૂપ' કહો, ગમે તો 'આત્મા' કહો, ગમે તો 'સર્વાત્મા' કહો, ગમે તો એક કહો, ગમે તો અનેક કહો, ગમે તો એકરૂપ કહો, ગમે તો સર્વરૂપ કહો, પણ સત્ તે સત્ જ છે. અને તે જ એ બધા પ્રકારે કહેવા યોગ્ય છે, કહેવાય છે. સર્વ એ જ છે, અન્ય નહીં. એવું તે પરમતત્ત્વ, પુરુષોત્તમ, હરિ, સિદ્ધ, ઈશ્વર, નિરંજન, અલખ, પરબ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર અને ભગવત્ આદિ અનંત નામોએ કહેવાયું છે. અમે જ્યારે પરમતત્ત્વ કહેવા ઇચ્છી તેવા કોઇ પણ શબ્દોમાં બોલીએ તો તે એ જ છે, બીજું નહીં.'**

અત્રે 'રામ કહો રહેમાન કહો કોઉ'—એ **આનંદઘનજી**નુ પદ સ્મૃતિમાં આવે છે આવા ગમે તે નામે ઓળખાતા આ પરમસત્‌ની-પરમાત્મતત્ત્વની પરમપ્રેમમય -એકરસમય **પરમતત્ત્વભક્તિ**માં **શ્રીમદ્** લીન થઈ ગયા છે. પરમાત્માની સાથે આત્મા જ્યારે એકરૂપ થઇ જાય છે-એકરસ થઇ જાય છે. તે જ પરમ પ્રેમ છે અને તે જ પરાભક્તિ છે. આ પરાભક્તિની પરાકાષ્ઠા-છેવટની કોટિ-હદ **શ્રીમદ્**ને પ્રાપ્ત થઇ ચૂકી હતી. **શ્રીમદ્** ૧૯૪૭ના ફા. વ. ૧૪ના દિને **સૌભાગ્ય** પર લખેલા પત્રમાં (અં ૨૨૩) લખે છે—'પરમાત્મા અને આત્માનુ એકરૂપ થઇ જવું (!) તે પરાભક્તિની છેવટની હદ છે એક એ જ લય રહેવી તે પરાભક્તિ છે. પરમમાહાત્મ્યા ગોપાંગનાઓ મહાત્મા વાસુદેવની ભક્તિમાં એ જ પ્રકારે રહી હતી; પરમાત્માને નિરંજન અને નિર્દેહરૂપે ચિંતવ્યે જીવને એ લય આવવી વિકટ છે, એટલા માટે જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે, એવો દેહધારી પરમાત્મા તે પરાભક્તિનું પરમ કારણ છે તે જ્ઞાનીપુરુષનાં સર્વ ચરિત્રમાં ઐક્યભાવનો લક્ષ થવાથી તેના હૃદયમાં વિરાજમાન પરમાત્માનો ઐક્યભાવ હોય છે, અને એ જ પરાભક્તિ છે. જ્ઞાની પુરુષ અને પરમાત્મામાં અંતર જ નથી; અને જે કોઈ અંતર માને છે, તેને માર્ગની પ્રાપ્તિ પરમ વિકટ છે. જ્ઞાની તો પરમાત્મા જ છે.' ઇત્યાદિ.

આ પરાભક્તિની પરાકાષ્ઠાનો અનુભવ દાખવતા **શ્રીમદ્**,-પરમ પ્રેમમય ભક્તિ વર્ણવનાર ભાગવતના કથાકારોની પ્રાયે કલ્પનામાં પણ કદાચ નહિં હોય એવી ભાગવતના એક પ્રસંગની પરમ અદ્‌ભુત પરમાર્થઘટના કરતા પત્રમાં (અં. ૨૦૧) પોતાના પરમાર્થસખા **સૌભાગ્ય**ને લખે છે—'**કેવળ નિર્વિકાર છતાં પરબ્રહ્મ પ્રેમમય પરા-**

**ભક્તિને વશ છે, એ હૃદયમાં જેણે અનુભવ કર્યો છે એવા જ્ઞાનીઓની ગુપ્ત શિક્ષા છે'**—આ પત્રના મથાળે આખા પત્રનું રહસ્યભૂત આ માર્મિક વાકય લખ્યું છે. પરબ્રહ્મ પરમાત્મા કેવલ—સર્વથા નિર્વિકાર—સર્વ વિકારથી રહિત છે, છતાં તે પ્રેમમય—અભેદ એકરસભાવરૂપ પ્રેમમય પરાભક્તિને—પરમોત્તમ ઉત્કૃષ્ટ ભક્તિને 'વશ' —આધીન છે; તું તે તું ને હું તે હું એમ ભેદભાવ—જૂદાઈ જ્યાંલગી હોય ત્યાંલગી પરમપ્રેમ કહેવાય નહિં, પણ તું તે હું ને હું તે તું એમ અભેદભાવ—અજૂદાઈ એકરસભાવ જ્યારે હોય ત્યારે જ પરમપ્રેમભાવ કહેવાય; 'સાચી ભક્તિ રે ભાવનરસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી.' જ્ઞાનીઓએ એ પરમપ્રેમમય અભેદભક્તિનો અનુભવરસ ચાખ્યો છે, એટલે 'પરબ્રહ્મ પ્રેમમય પરાભક્તિને વશ છે' એમ જે કહ્યું 'એ હૃદયમાં જેણે અનુભવ કર્યો છે એવા જ્ઞાનીઓની' ગુપ્ત—રહસ્યભૂત શિક્ષા—બોધ છે. પત્રના મથાળે પોતાની અનુભવસિદ્ધ દશા દાખવનારૂં આ પૂર્ણભાવપૂર્ણ વાકય મૂકી **પરમપ્રેમમૂર્ત્તિ શ્રીમદ્ સૌભાગ્યને** પરમપ્રેમથી લખે છે—'અત્ર પરમાનંદ છે. અસંગવૃત્તિ હોવાથી સમુદાયમાં રહેવું બહુ વિકટ છે. જેનો કોઈપણ પ્રકારે યથાર્થ આનંદ કહી શકાતો નથી, એવું જે સત્સ્વરૂપ તે જેના હૃદયમાં પ્રકાશ્યુ છે એવા મહાભાગ્ય જ્ઞાનીઓની અને આપની અમારા ઉપર કૃપા વર્તો. અમે તો તમારી ચરણરજ છીએ; અને ત્રણે કાળ એ જ પ્રેમની નિરંજનદેવ પ્રત્યે યાચના છે.' આમ પત્ર પ્રારંભ કરી **શ્રીમદ્** ૧૯૪૭ના માહ વદ ૩ના દિને લખેલા આ **અમૃતપત્ર**માં પોતાને પ્રાપ્ત અનુપમ પરાભક્તિનો હર્ષોલ્લાસ વ્યકત કરે છે—.

**'આજના પ્રભાતથી નિરંજનદેવની કોઈ અદ્ભુત અનુગ્રહતા પ્રકાશી છે, આજે ઘણા દિવસ થયાં ઇચ્છેલી પરાભક્તિ કોઇ અનુપમ રૂપમાં ઉદય પામી છે.'**

—આજના પ્રભાતથી 'નિરંજન'—કર્મઅંજનથી કર્મકલંકથી રહિત એવા શુદ્ધ 'નિરંજન' દેવની—પરમાત્માની 'કોઇ'—ન કહી શકાય એવી અવાચ્ય અનિર્દેશ્ય 'અદ્ભુત' —પરમ આશ્ચર્યકારી અનુગ્રહતા—પરમ પ્રસાદતા પ્રકાશી છે. તે અનુગ્રહતા કઈ? આજે 'ઘણા દિવસ થયા ઇચ્છેલી'—ઘણા દિવસથી જેનો અજપાજાપ કરી રહ્યા છીએ—રટણ કરી રહ્યા છીએ તે 'પરાભક્તિ' પરમભક્તિની પરમોત્કૃષ્ટ દશા 'કોઈ'—અનિર્વાચ્ય ઉપમા ન આપી શકાય એવા 'અનુપમ' રૂપમાં ઉદય પામી છે—પરમ કળાને પામી છે. આમ પોતાનો પરમ હર્ષોલ્લાસ વ્યક્ત કરી **શ્રીમદ્** અત્ર ભાગવતની એક સુપ્રસિદ્ધ કથાનો ઉલ્લેખ કરે છે—'ગોપીઓ ભગવાન વાસુદેવ (કૃષ્ણચંદ્ર)ને મહીની મટુકીમાં નાંખી વેચવા નીકળી હતી; એવી એક શ્રીમદ્ ભાગવતમા કથા છે; તે પ્રસંગ આજે બહુ સ્મરણમાં રહ્યો છે; અમૃત પ્રવહે છે ત્યાં સહસ્રદળ કમળ છે, એ મહીની મટુકી છે; અને આદિપુરુષ તેમાં બિરાજમાન છે તે ભગવંત વાસુદેવ છે.'—આનો **પરમ અદ્ભુત પરમાર્થ** ઘટાવતા **શ્રીમદ્** લખે છે—'તેની પ્રાપ્તિ સત્પુરુષની ચિત્તવૃત્તિરૂપ ગોપીને થતાં તે ઉલ્લાસમાં આવી જઇ બીજા કોઈ મુમુક્ષુ આત્મા પ્રત્યે 'કોઇ માધવ

લ્યો, હાંરે કોઈ માધવ લ્યો' એમ કહે છે, અર્થાત્ તે વૃત્તિ કહે છે કે આદિ પુરુષની અમને પ્રાપ્તિ થઈ, અને એ એક જ પ્રાપ્ત કરવા યોગ્ય છે; બીજું કશુંય પ્રાપ્ત કરવા યોગ્ય નથી; માટે તમે પ્રાપ્ત કરો; ઉલ્લાસમાં ફરી ફરી કહે છે કે તમે તે પુરાણ પુરુષને પ્રાપ્ત કરો; અને જો તે પ્રાપ્તિને અચળ પ્રેમથી ઇચ્છો તો અમે તમને તે આદિપુરુષ આપી દઈએ; મટુકીમાં નાખીને વેચવા નીકળ્યા છીએ, ગ્રાહક દેખી આપી દઈએ છીએ, કોઇ ગ્રાહક થાઓ, અચળ પ્રેમે કોઈ ગ્રાહક થાઓ, વાસુદેવની પ્રાપ્તિ કરાવીએ.' આમ પરમ અદ્ભુત પરમાર્થઘટના કરી **શ્રીમદ્** ઓર રહસ્ય સ્પષ્ટીકરણ કરે છે—'મટુકીમાં નાખીને વેચવા નીકળ્યાનો અર્થ સહસ્રદળ કમળમાં અમને વાસુદેવ ભગવાન મળ્યા છે; મહીનું નામમાત્ર છે; આખી સૃષ્ટિને મથીને જો મહી કાઢીએ તો માત્ર એક અમૃતરૂપ વાસુદેવ ભગવાન જ મહી નીકળે છે.' આમ પરમ પરમાર્થગ્રાહી અલૌકિક દૃષ્ટિથી એક લૌકિક સામાન્ય કથાપ્રસંગની આવી અદ્ભુત પરમાર્થઘટના ઘટાવી ગુણદૃષ્ટિ ગુણગ્રાહી **શ્રીમદ્** કહે છે—'એવું સૂક્ષ્મ સ્વરૂપ તે સ્થૂળ કરીને વ્યાસજીએ અદ્ભુત ભક્તિને ગાઈ છે. આ વાત અને આખું ભાગવત એ એકજને પ્રાપ્ત કરાવવા માટે અક્ષરે અક્ષરે ભરપૂર છે.' ભાગવતની કથા કરનારા ને સાંભળનારા લાખો લોકો હશે, પણ પ્રાયે તેમની કલ્પનામાં પણ ભાગ્યે જ આવે એવો પરમ અદ્ભુત પરમાર્થ **શ્રીમદે** અત્રે ઘટાવી આપ્યો છે. આ પરમાર્થ પોતાને ક્યારે કેમ સમજાયો તે **શ્રીમદ્** દર્શાવે છે—'અને તે (અ) મને ઘણા કાળ થયા પહેલાં સમજાયું છે.' મને–આ **રાજચંદ્રને**, અમને–રાજચંદ્રના આ આત્માને ઘણા વખત પહેલા સમજાયું છે. તો પછી આજે કેમ સ્મરણમાં આવ્યું?—'આજે અતિ અતિ સ્મરણમાં છે, કારણ કે **સાક્ષાત્ અનુભવપ્રાપ્તિ છે, અને એને લીધે આજની પરમ અદ્ભુત દશા છે.**' અર્થાત્ પોતાના આત્માને આત્મા–પરમાત્માના અભેદરૂપ આ પરાભક્તિની પરાકાષ્ઠા સાક્ષાત્ અનુભવસિદ્ધ છે, એટલે આજની પરમ અદ્ભુત પરમ આત્મદશા અમે અનુભવીએ છીએ. એટલે વળી ઓર માર્મિકપણે લખે છે—'એવી દશાથી જીવ ઉન્મત્ત પણ થઇ ગયા વિના રહેશે નહીં, અને વાસુદેવ હરિ ચાહીને કેટલેક વખત વળી અંતર્ધાન પણ થઇ જાય એવા લક્ષણના ધારક છે.'—ભગવાન અંતર્ધાન થઈ ગયા એવી લૌકિક કથામાં વાત આવે છે, તેનો કેવા અલૌકિક અર્થમાં અત્ર પ્રયોગ કરી **શ્રીમદે** પોતાની આ અદ્ભુત આત્મદશાની કેવી અલૌકિક આત્મમસ્તી દાખવી છે! રખેને તે અંતર્ધાન ન થઈ જાય તે માટે શું?—'માટે અમે અસંગતાને ઇચ્છીએ છીએ; અને તમારો સહવાસ તે પણ અસંગતા જ છે, એથી પણ વિશેષ અમને પ્રિય છે.' અર્થાત્ **સૌભાગ્યના** સત્સંગને **શ્રીમદ્** અસંગતા કરતાં પણ વધારે પ્રિય ગણે છે, કારણ કે તે અસંગતા સાથે સત્સંગતા પણ છે.

પછી પત્રાંતે અત્ર સત્સંગના અભાવનો ખેદ દર્શાવે છે—'સત્સંગની અત્ર ખામી છે. અને વિકટ વાસમાં નિવાસ છે. હરિઇચ્છાએ હર્યાફર્યાની વૃત્તિ છે. એટલે કંઇ ખેદ તો નથી; પણ ભેદનો પ્રકાશ કરી શકાતો નથી; એ ચિંતના નિરંતર રહ્યા કરે છે.'

અત્ર-મુંબઈમાં સત્સંગ મળતો નથી અને વસવું વિકટ—વસમું આકરૂં લાગે એવા વિકટ ઉપાધિમય વાસમાં નિવાસ છે. હરિઇચ્છાએ-પ્રભુઇચ્છાએ હર્યાફર્યાની વૃત્તિ છે —જેમ પ્રભુ ચલાવે તેમ પ્રારબ્ધોદયાધીનપણે ચાલવું છે-હરવું ફરવું છે એવી વર્ત્તના છે, એટલે કંઇ ખેદ તો નથી; પણ 'ભેદનો'—અંતરમાં પ્રાપ્ત થયેલ ગુપ્ત રહસ્યભૂત વાતના ભેદનો-મર્મનો-રહસ્યનો પ્રકાશ કરી શકાતો નથી,—તે પ્રકાશ કરી શકાય એવું કોઇ સ્થળ-પાત્ર નથી,—એ ચિંતના-ચિંતા નિરંતર રહ્યા કરે છે. છેવટે ઉપસંહાર કરતાં ભક્તિમાર્ગની ઉત્કૃષ્ટતા અંગે **શ્રીમદ્** પોતાનો દૃઢ નિશ્ચય પ્રકાશે છે—'ઘણા ઘણા પ્રકારથી મનન કરતાં અમારો દૃઢ નિશ્ચય છે કે ભક્તિ એ સર્વોપરિ માર્ગ છે, અને તે સત્પુરુષના ચરણ સમીપ રહીને થાય તો ક્ષણવારમાં મોક્ષ કરી દે તેવો પદાર્થ છે.' આમ આજના દિને પોતાને અનુપમ પરાભક્તિ ઉદય પામી છે તેના પરમ આનંદ-ઉલ્લાસમાં **શ્રીમદે** પોતાનું આત્મસંવેદન **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** અત્ર પત્રમાં દર્શાવ્યું છે.

આ પરાભક્તિની નિરંતર પૂર્ણ લયમાં બાહ્ય સંગરૂપ ઉપાધિ કંઈક અંતરાય કરે છે તેથી જોઈએ તેવી એકતાર તન્મયતા નથી રહેતી તેનો ખેદ દર્શાવતાં **શ્રીમદ્ સૌભાગ્યને** ૧૯૪૭ના માહ શુદમાં લખેલ પત્રમાં (અં. ૨૧૭) પોતાનું આત્મસંવેદન દાખવે છે—'પરમાત્મામાં પરમ સ્નેહ ગમે તેવી વિકટ વાટેથી થતો હોય તો પણ કરવો યોગ્ય જ છે. સરળ વાટ મળ્યા છતા ઉપાધિના કારણથી તન્મય ભક્તિ રહેતી નથી, અને એકતાર સ્નેહ ઊભરાતો નથી. આથી ખેદ રહ્યા કરે છે અને વારંવાર વનવાસની ઇચ્છા થયા કરે છે. જો કે વૈરાગ્ય તો એવો રહે છે કે ઘર અને વનમાં ઘણું કરીને આત્માને ભેદ રહ્યો નથી. પરંતુ ઉપાધિના પ્રસંગને લીધે તેમાં ઉપયોગ રાખવાની વારંવાર જરૂર રહ્યા કરે છે, કે જેથી પરમ સ્નેહ પર તે વેળા આવરણ આણવું પડે; અને એવી પરમ સ્નેહતા અને અનન્ય પ્રેમભક્તિ આવ્યા વિના દેહત્યાગ કરવાની ઇચ્છા થતી નથી. કદાપિ સર્વાત્માની એવી જ ઇચ્છા હશે તો ગમે તેવી દીનતાથી પણ તે ઇચ્છા ફેરવશું. પણ પ્રેમભક્તિની પૂર્ણ લય આવ્યા વિના દેહત્યાગ નહીં કરી શકાય એમ રહે છે; અને વારંવાર એ જ રટના રહેવાથી 'વનમાં જઈએ' 'વનમાં જઇએ' એમ થઇ આવે છે. આપનો નિરંતર સત્સંગ હોય તો અમને ઘર પણ વનવાસ જ છે.' અસંગ વનવાસની કેવી ઉત્કંઠા! પ્રેમભક્તિની પૂર્ણ લયની કેવી તમન્ના!

પૂર્ણસ્વરૂપ પરમાત્મામાં પરાભક્તિની અતિશય લય પામેલા **શ્રીમદ્** આ કાળમાં ભારતમાં આ પરાભક્તિની પ્રાયે શૂન્યતા અને મુમુક્ષુઓમાં પણ દુર્લભતા અંગે પોતાનો અંતરંગ ખેદ વ્યક્ત કરતા ૧૯૪૭ વૈ શુ. ૧૪ના દિને લખેલા **સૌભાગ્ય** પરના પત્રમા (અં. ૨૪૬) લખે છે—'પૂર્ણકામ એવું હરિનું સ્વરૂપ છે. તેને વિષે જેની નિરંતર લય લાગી રહી છે એવા પુરુષથી ભારતક્ષેત્ર પ્રાયે શૂન્યવત્ થયુ છે. માયા મોહ સર્વત્ર ભળાય છે. ક્વચિત્ મુમુક્ષુ જોઇએ છીએ; તથાપિ મતમતાંતરાદિકનાં કારણોથી તેમને પણ જોગ થવો દુર્લભ થાય છે.' આ પછીના ૧૯૪૭ના વૈ. વદ ૮ના દિને લખેલા પત્રમાં (અં. ૨૪૭) આવો જ ભાવ દર્શાવી **શ્રીમદ્ સૌભાગ્યને** વિચારજાગૃતિ પ્રેરે

છે—'તે પૂર્ણસ્વરૂપ હરિમાં પરમ જેની ભક્તિ છે એવો કોઇ પણ પુરુષ હાલ નથી દેખાતો તેનું શું કારણ હશે? તેમ તેવી અતિતીવ્ર અથવા તીવ્ર મુમુક્ષુતા કોઇની જોવામાં આવી નથી તેનું શું કારણ હશે? ક્વચિત્ તીવ્ર મુમુક્ષુતા જોવામાં આવી હશે તો ત્યાં અનંતગુણગંભીર જ્ઞાનાવતાર પુરુષનો લક્ષ કેમ જોવામાં આવ્યો નહીં હોય? એ માટે આપ જે લાગે તે લખશો. બીજું મોટું આશ્ચર્યકારક તો એ છે કે આપ જેવાને સમ્યક્‌જ્ઞાનના બીજની, પરાભક્તિના મૂળની પ્રાપ્તિ છતાં ત્યારપછીનો ભેદ કેમ પ્રાપ્ત નથી હોતો? તેમ હરિ પ્રત્યે અખંડ લયરૂપ વૈરાગ્ય જેટલો જોઈએ તેટલો કેમ વર્ધમાન નથી થતો? એનું જો કંઇ કારણ સમજાતું હોય તો લખશો.' આમ જ્યારે આ કરાળ કાળમાં ભારતમાં આ પરાભક્તિની પ્રાયે શૂન્યતા અને મુમુક્ષુઓમાં પણ દુર્લભતા દેખાય છે, ત્યારે **શ્રીમદ્**ની પરમાત્મામાં પરાભક્તિની આવી લય ખરેખર! પરમ આશ્ચર્યકારક છે!

અને આગળ જતાં–વધતી દશા થતાં તો **શ્રીમદ્**ની આ પરમાત્મલય ઉત્તરોત્તર વૃધ્ધતી જ ગઈ અને એમની પરાભક્તિ પરાકાષ્ઠાને પામી ગઈ. તેનું આત્મસંવેદન દાખવતાં **શ્રીમદ્** ૧૯૪૭ વૈ. વદ ૮ના દિને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૪૭) લખે છે—'હરિને પ્રતાપે હરિનું સ્વરૂપ મળશું ત્યારે સમજાવશું. × × × એ પૂર્ણકામતા કહેવાય છે, જ્યાં હરિ જ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે. અત્યારે કંઇક અસ્પષ્ટ ભાસે છે, પણ સ્પષ્ટ છે એવો અનુભવ છે. જે રસ જગતનું જીવન છે, તે રસનો અનુભવ થવા પછી હરિપ્રત્યે અતિશય લય થઇ છે. × × × અમે સર્વ સત્તા હરિને અર્પણ કરીએ છીએ, કરી છે. વધારે શું લખવું? પરમાનંદરૂપ હરિને ક્ષણ પણ ન વિસરવા એ અમારી સર્વ કૃતિ, વૃત્તિ અને લેખનો હેતુ છે.' આમ પરમ સત્ય પરમાત્મચરણે જેણે સર્વાર્પણ કર્યું છે એવા **શ્રીમદ્** પત્રાંક ૩૦૨–૩૦૭માં **સૌભાગ્ય**ને લખે છે—**'सत्यं पर धीमहि'**—'એવું જે પરમ સત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ. ભગવતને સર્વ સમપર્ણ કર્યા સિવાય આ કાળમા જીવનું દેહાભિમાન મટવું સંભવતું નથી. માટે અમે સનાતન ધર્મરૂપ પરમ સત્ય તેનું નિરંતર ધ્યાન કરીએ છીએ. જે સત્યનું ધ્યાન કરે છે, તે સત્ય હોય છે.' આમ સર્વાર્પણ કરી તે પરમ સત્યનું તન્મય ધ્યાન કરતાં **શ્રીમદ્**ને છેવટે આ પરાભક્તિની પૂર્ણ લય પ્રાપ્ત થઇ છે; અને ત્યારે આ હું અને આ પરમાત્મા એવો ભેદરૂપ વિકલ્પ પણ સર્વથા લય પામી ગયો છે, અને પરમાત્મા તે હું હું તે પરમાત્મા—**यः परात्मा स एवाहम्, योऽहं स परमस्ततः** એવો પરમ નિર્વિકલ્પ સહજ સમાધિરૂપ અભેદભાવ પ્રગટ થયો છે. આવો પરમ અભેદભાવ **શ્રીમદ્**ને (ઘણું કરી) ૧૯૪૮ના માગ. શુદ ૬ના દિને થયો છે, એમ તેમના પત્રો પરથી સિદ્ધ થાય છે. ૧૯૪૮ના વૈ. વદ ૬ના દિને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૬૮) **શ્રીમદ્** લખે છે—

**'અમે તો પાંચ માસ થયાં જગત, ઈશ્વર અને અન્ય ભાવ એ સર્વને વિષે ઉદાસીનપણે વર્તીએ છીએ, તથાપિ તે વાર્તા તમને ગાંભીર્યપણે રહી જણાવી નથી.** તમે જે પ્રકારે ઈશ્વરાદિ વિષે શ્રદ્ધાશીલ છો તેમ વર્તવું તમને

કલ્યાણરૂપ છે. અમને તો કોઈ જાતનો ભેદભાવ નહીં ઉત્પન્ન થતો હોવાથી સર્વ જંજાળરૂપ વર્તે છે, એટલે ઈશ્વરાદિ સમેતમાં ઉદાસપણું વર્તે છે.'

૧૯૪૮ના જેઠ સુદ ૧૦ના દિને સૌભાગ્ય પર (પત્રાંક ૩૭૮) લખે છે—' છ માસ સંપૂર્ણ થયાં જેને પરમાર્થપ્રત્યે એક પણ વિકલ્પ ઉત્પન્ન થયો નથી એવા શ્રી....ને નમસ્કાર છે.' **નમો મુજ નમો મુજ** એવી **આનંદઘનજીએ** ગાયેલી પોતે પોતાને નમસ્કાર કરવા જેવી–ભક્તમાંથી ભગવાન બનવા જેવી પરમ ધન્ય નિર્વિકલ્પ અભેદદશા **શ્રીમદ્**ને પ્રગટી તે પરાભક્તિની કેવી ભવ્ય પરાકાષ્ઠા !



## પ્રકરણ અઠ્ઠાવનમું

# પુરાણપુરુષ અને સત્‌થી અભેદ સત્‌પુરુષ શ્રીમદ્

'એક પુરાણપુરુષ ને પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઈ ગમતું નથી; અમને કોઈ પદાર્થમાં રુચિમાત્ર રહી નથી.'—*શ્રીમદ્ રાજચંદ્ર*

"**विज्ञानैकरसः स एष भगवान् पुण्यः पुराणः पुमान्**"—*શ્રી અમૃતચંદ્રાચાર્યજી*

પરમાત્માની પરાભક્તિના પરમ પ્રભાવે પરમ પુરુષ–પુરુષોત્તમ **શ્રીમદ્**ને પુરાણ પુરુષની પ્રાપ્તિ થઈ; **सत्यं परं धीमहि**—'એવું જે પરમ સત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ' એમ તે પરમ સત્યનું ધ્યાન કરતાં **શ્રીમદ્** પરમ સત્ય થયા;—પરમ સત્‌ને અભેદ એકનિષ્ઠાથી આરાધતાં **શ્રીમદ્** પરમ 'સત્' થયા, સાક્ષાત્ સત્સ્વરૂપને પ્રાપ્ત સાક્ષાત્ સત્પુરુષ થયા. જે જેને ધ્યાવે તે તેવો થાય છે, પરમાત્માને ધ્યાવવાથી આત્મા પરમાત્મા થાય છે. ઈયળ ભમરીનું ધ્યાન કરતાં ભમરી બને છે, તેમ પરમાત્માના ધ્યાનથી આત્મા પરમાત્મા બને છે. 'જિન થઈ જિનને જે આરાધે, તે સહી જિનવર હોવે રે; ભૃંગી ઈલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે.'—'જિન થઈને એટલે સાંસારિક ભાવને વિષેથી આત્મભાવ ત્યાગીને, જે કોઈ જિનને એટલે કૈવલ્યજ્ઞાનીને–વીતરાગને આરાધે છે, તે નિશ્ચયે જિનવર એટલે કૈવલ્યપદે યુક્ત હોય છે તેને ભમરી અને ઈયળનું પ્રત્યક્ષ સમજાય એવું દૃષ્ટાંત આપ્યું છે.' (પત્રાંક ૩૮૭). અર્થાત્ જિન–સ્વરૂપ થઈ જે **જિનને–શુદ્ધ સહજાત્મસ્વરૂપી પરમાત્માને** ધ્યાવે છે, તે નિશ્ચયે કરીને **જિન–શુદ્ધ સહજાત્મસ્વરૂપી પરમાત્મા થાય છે. શ્રીમદ્**ને પણ તેમ જ થયું. **મને નમસ્કાર હો—મને નમસ્કાર હો !** એવી પરમ ધન્ય અભેદદશા **શ્રીમદ્** પામ્યા; આ સત્ ભાવન કરવા યોગ્ય છે અને આ હું ભાવન કરનારો ભાવક છું એવા ભાવ્યભાવક ભાવનો જ્યાં અભાવ થયો છે–ભેદ મટી ગયો છે એવી **સત્‌થી અભેદ દશા શ્રીમદ્**ને પ્રગટી. આવી અભેદદશા એ જ પરાભક્તિની પરાકાષ્ઠા છે અને તે પામી **શ્રીમદ્** ભક્તમાથી ભગવાન

આવા સત્પુરુષના—સત્પુરુષસ્વરૂપ પોતાના ત્રિકાળ અસંગ અંતઃકરણનું અંતર્દર્શન કરતા **શ્રીમદ્** આશ્ચર્ય દાખવી તે સત્પુરુષના અંતઃકરણને નમસ્કાર કરે છે—'**એક સમય પણ કેવળ અસંગપણાથી રહેવું એ ત્રિલોકને વશ કરવા કરતાં પણ વિકટ કાર્ય છે; તેવા અસંગપણાથી ત્રિકાળ જે રહ્યા છે, એવાં સત્પુરુષનાં અંતઃકરણ, તે જોઇ અમે પરમાશ્ચર્ય પામી નમીએ છીએ.**'—કાળના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવિભાજ્ય ભાગરૂપ એક સમય જેટલો કાળ પણ 'કેવળ'–સર્વથા સંપૂર્ણપણે અસંગપણાથી રહેવું એ ત્રિલોકને–ત્રણે લોકને વશ કરવા કરતાં–જીતી આધીન કરવા કરતાં પણ 'વિકટ'–વસમું આકરૂં કઠિન દુર્ઘટ કાર્ય છે; તો પછી 'ત્રિકાળ'–ત્રણે કાળ અખંડપણે તેમ અસંગપણાથી રહેવું તો કેવું–કેટલું બધું વિકટ હોય? તેવા પરમ વિકટમાં પરમ વિકટ અસંગપણાથી ત્રિકાળ–ત્રણે કાળ જે રહ્યા છે, એવાં 'સત્પુરુષનાં'—સત્સ્વરૂપને પામેલા પુરુષના (અમારાં ને તેવી દશાને પામેલા) અંતઃકરણ 'જોઇ'–અંતર્નિરીક્ષણથી–અંતર્દર્શનથી સાક્ષાત્ દેખી અમે 'પરમાશ્ચર્ય પામી'–પરમ વિસ્મય પામી–પરમ અદ્ભુતતા અનુભવી, તેવા સત્પુરુષના અંતઃકરણને નમસ્કાર કરીએ છીએ—નમન કરીએ છીએ. આમ કહી આ કાળે કવચિત કહેવાય છે તેમ કદાચ મોક્ષ ન હોય તો ભલે તેમ હો, તે મોક્ષ આપવા કરતાં સત્પુરુષના ચરણધ્યાનની અને ચરણ-સમીપ નિવાસની જ પરમાત્મા પ્રત્યે યાચના કરે છે—'હે પરમાત્મા! અમે તો એમ જ માનીએ છીએ કે આ કાળમાં પણ જીવનો મોક્ષ હોય. તેમ છતાં જૈન ગ્રંથોમાં કવચિત પ્રતિપાદન થયુ છે તે પ્રમાણે આ કાળે મોક્ષ ન હોય; તો આ ક્ષેત્રે એ પ્રતિપાદન તું રાખ, અને અમને મોક્ષ આપવા કરતા સત્પુરુષના જ ચરણનું ધ્યાન કરીએ અને તેની સમીપ જ રહીએ એવો યોગ આપ.' સત્પુરુષનું આટલું બધું મહત્ત્વ પોતે કેમ કરે છે અને કહે છે તે માટે આ પુરાણપુરુષને ઉદ્દેશીને **શ્રીમદ્** કહે છે—'હે પુરુષ-પુરાણ! અમે તારામા અને સત્પુરુષમાં કંઈ ભેદ હોય એમ સમજતા નથી; તારા કરતાં અમને તો સત્પુરુષ જ વિશેષ લાગે છે; કારણ કે તું પણ તેને આધીન જ રહ્યો છે; અને અમે સત્પુરુષને ઓળખ્યા વિના તને ઓળખી શકયા નહીં; એ જ તારૂ દુર્ઘટપણું અમને સત્પુરુષ પ્રત્યે પ્રેમ ઉપજાવે છે. કારણ કે તું વશ છતાં પણ તેઓ ઉન્મત્ત નથી; અને તારાથી પણ સરળ છે, માટે હવે તું કહે તેમ કરીએ.' આમ પુરાણપુરુષ કરતાં પણ સત્પુરુષને વિશેષ–અધિક માનવાથી કદાચ પુરાણપુરુષને ખોટું લાગી જશે એમ લાગે તો તે નહિં લગાડવા માર્મિકપણે વિનવે છે—'હે નાથ! તારે ખોટું ન લગાડવું કે અમે તારા કરતાં પણ સત્પુરુષને વિશેષ સ્તવીએ છીએ. જગત આખું તને સ્તવે છે; તો પછી અમે એક તારા સામા, બેઠા રહીશું તેમાં તેમને કયાં સ્તવનની આકાંક્ષા છે; અને તને કયાં ન્યૂનપણું પણ છે?' અત્રે **શ્રીમદે** સત્પુરુષના સામાન્ય સૂચન સાથે વિશેષપણે પોતાનું આડકતરૂં ગર્ભિત સૂચન પણ કરી દીધું છે, કારણ કે પુરાણપુરુષ અને સત્પુરુષનો અભેદ છે અને પુરાણપુરુષની પ્રાપ્તિ સત્પુરુષ થકી પોતાને થઈ છે એટલે પોતે પણ તે સત્પુરુષની પેઠે પુરાણપુરુષથી અભેદ એવા સતસ્વરૂપને પ્રાપ્ત સત્પુરુષ

થયા છે; તેમજ ઉપરમાં બતાવી આપ્યું તેમ અત્રે નિર્દિષ્ટ નિસ્પૃહતા, નિરહંતા, નિર્મમતા, નિર્માનતા, નિઃસંગતા, ઓળખાણુ થવું દુર્લભ એવી અટપટી દશા એ આદિ અદ્ભુત ઘટનાઓ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવન સાથે પૂરેપૂરી બંધબેસતી ને ગાઢ સંકળાયેલી છે. એટલે આમ જે રીતની અત્ર વચનરચના છે અને જે શુદ્ધઆત્માનુભવની અલૌકિક મસ્તીના ઉત્કટ ઉન્મનીભાવમાં આ અલૌકિક અમૃત વચન લખાયેલ છે તે પરથી એમ સહજ સમજાય છે કે–'સત્પુરુષ' શબ્દથી સત્પુરુષસામાન્ય સાથે **શ્રીમદ્** વિશેષથી ગર્ભિતપણે પોતે પોતાને ઉદ્દેશીને 'ધ્વનિ'થી લખી રહ્યા છે, અને અંતરનિરીક્ષણથી અંતર્દર્શન કરતાં પોતાની–પોતાના આત્માની યથાવત્ દશાનું તટસ્થપણે દર્શન કરી રહ્યા છે. અને આમ પરાભક્તિની પરાકાષ્ઠાથી પ્રાપ્ત પુરાણપુરુષની પ્રત્યક્ષ પ્રાપ્તિથી 'સત્'–જેમ છે તેમ 'સત્'– સત્ય–સાચા 'સત્'–સારામાં સારા એવા પરમ સારભૂત સતસ્વરૂપને પોતે પામ્યા હોવાથી, **પ્રયોગસિદ્ધ સાક્ષાત્ સમયસારરૂપ**–શુદ્ધઆત્મારૂપ પરમાત્માને પોતે પ્રાપ્ત થયા હોવાથી, પુરાણપુરુષથી અભેદ સત્પુરુષસ્વરૂપ પોતાના આત્માને–પુરાણપુરુષને નમન–સ્મરણ–સ્તવનાદિ **શ્રીમદે** કર્યા છે, તે અલૌકિક એવી **'નમો મુજ નમો મુજ'** એ પરમ ધન્ય દશાનું સ્મરણ કરાવે છે!

આ પુરાણપુરુષ પરમાત્માથી **શ્રીમદ્**નો કેવો અભેદ થઇ ગયો છે તે તેમના **સૌભાગ્ય** પરના–૧૯૪૭ અસાડ સુદ ૧૩ના **અમૃત પત્ર**માં (અં. ૨૫૫) મથાળે ટાંકેલું આ વચન સૂચવે છે– 'સુખના સિંધુ શ્રી સહજાનંદજી, જગજીવન કે જગવંદજી; શરણાગતના સુખકંદજી, પરમસ્નેહી (!) છો પરમાનંદજી.'—સુખના સિંધુ–સાગર હે સહજાનંદજી! તમે જગતના જીવનરૂપ હોવાથી જગજીવન છો, એટલે જગતને વંદન કરવા યોગ્ય જગદ્વંદ્ય છો, તમારે શરણે આવેલા શરણાગતને સુખના કંદ–મૂલ છો, એવા હે પરમાનંદજી! તમે અમારા પરમસ્નેહી (!) છો. ભગવાન પરમાત્માને જે પોતાના પરમસ્નેહી હોવાનો દાવો કરે, તેને તેનાથી કેટલો બધો અભેદ થયો હોવો જોઈએ? આ ભાવ્ય અને હું ભાવક, આ ભજ્ય અને હું ભક્ત, આ ધ્યેય અને હું ધ્યાતા એવા ભેદભાવનો કેવો સર્વથા અભાવ થયો હોવો જોઈએ? 'ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે' એવો ભેદછેદ કેવા ટેકે કર્યો હોવો જોઈએ? અથવા તો અત્રે 'પરમસ્નેહી (!)' એમ આશ્ચર્યચિહ્ન મૂક્યું છે તે એમ સૂચવે છે કે આ હું ને આ મ્હારો સ્નેહી એમ કહેવામા તો ભેદભાવ–જૂદાઈ દેખાય છે એટલે પરમસ્નેહી પણ કહી શકાય એમ નથી. ત્યારે શું છે? પરમપ્રેમી–એકરસભાવરૂપ જ્યાં પરમ પ્રેમ જ છે એવો અભેદ જ છે,–પરમાત્મા તે હું અને હું તે પરમાત્મા એવો એકરસભાવરૂપ પરમપ્રેમ જ છે. આ વચન પત્રના મથાળે ટાંકી **શ્રીમદ્ અપૂર્વ સ્નેહમૂર્તિ પરમાર્થ-સખા સૌભાગ્ય**ને લખે છે–'અપૂર્વ સ્નેહમૂર્તિ એવા આપને અમારા પ્રણામ પહોંચે. હરિકૃપાથી અમે પરમ પ્રસન્ન પદમાં છીએ તમારો સત્સંગ નિરંતર ઇચ્છીએ છીએ.'– અત્રે **શ્રીમદે** સ્પષ્ટ શબ્દોમાં સૂચવ્યું છે કે હરિકૃપાથી–પરમાત્મકૃપાથી અમે પરમપ્રસન્ન–પરમાનંદમય પદમાં છીએ–પરમપદમાં પરમાત્મપદમાં વર્ત્તીએ છીએ. પછી **સૌભાગ્ય**ની

બન્યા. આમ **શ્રીમદ્** સત્‌થી અભેદ એવા સાક્ષાત્ સત્પુરુષ થયા, એટલે જ **શ્રીમદ્**
અનેક પત્રોમાં મથાળે '**સત્‌ને અભેદભાવે નમોનમઃ**' એ પરમ પરમાર્થગંભીર
પરાભક્તિવાચક મહાવાક્ય લખે છે; તે જ સૂચવે છે કે સત્‌માં ને પોતામાં કંઈ ભેદ
રહ્યો નથી, એટલે કે પરાભક્તિથી પરંબ્રહ્મ પરમાત્મા જેને વશ વર્તે છે એવા પોતે
'**સત્ પુરુષ**'—સત્‌ને પ્રાપ્ત આત્મા—પરમઆત્મા થયા છે. અને આમ સત્‌ભક્તિપ્રભાવે—
સત્ પુરુષભક્તિપ્રભાવે '**પુરાણપુરુષ**'—અનાદિનો ચાલ્યો આવતો પુરાણો 'પુરાણ'
પુરુષ—આત્મા પોતાને પ્રાપ્ત છે, એટલે જ મથાળે જ્યાં '**પુરાણપુરુષને નમોનમઃ**'
એ મહાવાક્ય આવે છે તે પત્રમાં (અં. ૨૧૩) **શ્રીમદે** સત્પુરુષનું સ્મરણ—સ્તવન કર્યું
છે, તે જાણે આત્મસ્તવન કરતાં પોતે પોતાને નમસ્કાર કરતા હોય એમ—**આનંદઘનજી**એ
ગાયેલી '**નમો મુજ નમો મુજ**' એવી પરમ ધન્ય દશાનું સ્મરણ કરાવે છે, એ વચન
વાંચતાં—વિચારતાં એવો સહજ 'ધ્વનિ' ઊઠે છે.

આ પુરાણ પુરુષ તે કોણ? અનાદિકાળથી ચાલ્યો આવતો અનાદિનો જૂનો પુરાણો
'પુરુષ'—ચૈતન્યપુરમાં શયન કરતો શુદ્ધઆત્મા તે પુરાણ પુરુષ, તે જ સમયસાર, તે જ
પરમાત્મા, તે જ જ્ઞાનાત્મા, તે જ પ્રત્યગ્‌જ્યોતિ, તે જ પરંબ્રહ્મ, તે જ આત્મખ્યાતિ-
રૂપ અનુભૂતિમાત્ર શુદ્ધઆત્મા—સમયસાર. સમયસારકળશ× ૯૩માં કહ્યું છે તેમ—
'નિભૃતોથી—મૌન અનુભવ કરતા પુરુષોથી જે આ સમયનો સાર સ્વયં આસ્વાદાય છે,
તે આ વિજ્ઞાનૈકરસ ભગવાન્ પુણ્ય પુરાણ પુરુષ જ્ઞાન છે, દર્શન પણ આ છે, અથવા જે
કંઈ કહો તે આ એક જ છે. તેમજ ***સમયસારકળશ** ૪૮મા કહ્યું છે તેમ—'જ્ઞાની
થયેલો તે આ જગતનો સાક્ષી પુરાણપુરુષ અહીં 'ચકાસ્તી'—પ્રકાશી રહ્યો છે'—**જ્ઞાનીભૂતઃ
इतश्चकास्ति जगतः साक्षी पुराणः पुमान् ।** આ પુરાણપુરુષની પ્રાપ્તિ શાથી થાય? કોના
થકી થાય? તે સત્‌સ્વરૂપ પુરાણપુરુષરૂપ સત્‌ને પામેલા સત્ પુરુષ થકી, કારણ કે તે
પુરાણપુરુષ પણ પરાભક્તિને પામેલા સત્ પુરુષને વશ છે; અને **શ્રીમદ્** પોતે પણ
તથારૂપ પરાભક્તિના પ્રભાવે તે પુરાણપુરુષરૂપ સત્‌સ્વરૂપને પામેલા સત્ પુરુષ છે, એટલે
તેવી ધન્ય દશા પામી જાણે પોતે પોતાને નમનાદિ કરતા હોય એમ અત્ર પત્રમાં (અં.
૨૧૩) 'ધ્વનિ' છે,—જેમાં મુજ્ઞ સકર્ણ જનોને **માર્દવમૂર્ત્તિ નિરહં શ્રીમદ્‌**ની અદ્‌ભુત

× "आक्रामन्नविकल्पभावमचलं पक्षैर्नयानां विना,
सारो यः समयस्य भाति निभृतैरास्वाद्यमानः स्वयं ।
विज्ञानैकरसः स एष भगवान् पुण्यः पुराणः पुमान्,
ज्ञानं दर्शनमप्ययं किमथवा यत्किंचनैकोऽप्ययं ॥"

શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસારકળશ ૯૩

* "इत्येवं विरचय्य संप्रति परद्रव्यान्निवृत्तिं परां,
स्वं विज्ञानघनस्वभावमभयादास्तिघ्नुवानः परं ।
अज्ञानोत्थितकर्तृकर्मकलनात् क्लेशान् निवृत्तः स्वयं,
ज्ञानीभूत इतश्चकास्ति जगतः साक्षी पुराणः पुमान् ॥"

સમયસારકળશ ૪૮

અલૌકિક આત્મદશાનો દિવ્ય ગુંજારવ સંભળાય છે. ચાલો, આપણે પણ તે કંઈક સાંભળવા પ્રયત્ન કરીએ!

આ **અમૃતપત્ર**માં (અં. ૨૧૩) પ્રારંભમાં ત્રિવિધ તાપથી આકુળવ્યાકુળ, મૃગજળ પાછળ દોડતા, રોગ-શોકાદિથી દુઃખી અશરણ જગતને એક સત્પુરુષ જ શરણ છે એમ કહી તેનું અમે ધ્યાન કરીએ છીએ એમ **શ્રીમદ્** પરમભાવપૂર્ણપણે કહે છે-'સમયે સમયે અતુલ ખેદ, જ્વરાદિક રોગ, મરણાદિક ભય, વિયોગાદિક દુઃખને તે અનુભવે છે; એવી અશરણતાવાળા આ જગતને એક સત્પુરુષ જ શરણ છે; સત્પુરુષની વાણી વિના કોઈ એ તાપ અને તૃષા છેદી શકે નહીં એમ નિશ્ચય છે. માટે ફરી ફરી તે સત્પુરુષના ચરણનું અમે ધ્યાન કરીએ છીએ.' પછી સર્વ શાતાના-સર્વ સુખના ધામ સત્પુરુષનું સ્મરણ કરે છે—'એક અંશ શાતાથી કરીને પૂર્ણકામતા સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે.'-શાતાના નાનામાં નાના એક અંશથી માંડી સર્વ કામના જ્યાં પરિપૂર્ણ થાય છે,-સર્વ કામના 'પૂર્ણ વિરામ' પામી પૂર્ણ થાય છે એવી પૂર્ણ નિષ્કામતા થાય છે, એવી સર્વ સમાધિનું કારણ સત્પુરુષ જ છે. 'આટલી બધી સમર્થતા છતાં જેને કંઈ પણ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણું નથી, ગર્વ નથી, ગારવ નથી, એવા આશ્ચર્યની પ્રતિમારૂપ સત્પુરુષને અમે ફરી ફરી નામરૂપે સ્મરીએ છીએ.—સર્વ શાતા-સુખના કારણરૂપ આટલી બધી સમર્થતા-સમર્થપણું-સર્વશક્તિમાન્‌પણું છતાં જેને કંઈ પણ 'સ્પૃહા'-આ અમને પ્રાપ્ત હો એવી આકાંક્ષા નથી; ઉન્મત્તતા-મહોન્મત્તપણું નથી, આટલી બધી સત્તાનો-શક્તિનો મદ ચઢવારૂપ ઉન્મત્તપણું નથી; આ હું અને આ મારૂં છે એવું પોતાપણુ નથી-મમકાર નથી; આટલી બધી શક્તિ હોય તો ગર્વ ચડયા વિના રહે નહિં, છતાં લેશ પણ-રોમમાં પણ ગર્વ-અભિમાન નથી, અહંકાર નથી; ઋદ્ધિ-રસ-શાતામા ગુંચી જવારૂપ ગારવ નથી; એવા **'આશ્ચર્યની પ્રતિમારૂપ'**—મૂર્તિમાન્ આશ્ચર્યરૂપ (Wonder incarnate) **સત્પુરુષને** અમે ફરી ફરી 'નામરૂપે'—નામ લઈને રૂપ-આકાર સ્મરીને સ્મરણ કરીએ છીએ. અટપટી દશાથી જેનું ઓળખાણ થવું દુર્લભ છે એવા સત્પુરુષનું સ્તવન કરે છે—'ત્રિલોકના નાથ વશ થયા છે જેને એવા છતાં પણ એવી કોઇ અટપટી દશાથી વર્ત્તે છે કે જેનું સામાન્ય મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે; એવા સત્પુરુષને અમે ફરી ફરી સ્તવીએ છીએ.' —પરાભક્તિની પરાકાષ્ઠા પ્રાપ્ત હોવાથી ત્રિલોકના નાથ-ત્રિલોકસ્વામી પરબ્રહ્મ પરમાત્મા વશ-આધીન થયા છે એવા છતા, 'કોઇ'-ન કહી શકાય એવી અવાચ્ય અટપટી દશાથી વર્તે છે, એક બાજુથી બ્હારમા મહાઉપાધિ છે, બીજી બાજુથી અંતરૂમાં પરિપૂર્ણ સમાધિ છે; એક બાજુથી બ્હારમા વૈશ્ય વેષ છે, બીજી બાજુથી અંતરૂમાં પરમ નિર્ગ્રંથદશા છે,—એવી 'અટપટી'-કોયડા જેવી ઉકેલવી મુશ્કેલ-સાચી રીતે સમજવી દુષ્કર એવી દશાથી વર્તે છે, કે જેનુ ખરેખરા સાચા મુમુક્ષુ સિવાય સામાન્ય પ્રાકૃત મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે-'એવા સત્પુરુષને અમે ફરી ફરી સ્તવીએ છીએ,'-વારંવાર સ્તવન કરીએ છીએ.

બન્યા. આમ **શ્રીમદ્** સત્‌થી અભેદ એવા સાક્ષાત્ સત્પુરુષ થયા, એટલે જ **શ્રીમદ્** અનેક પત્રોમાં મથાળે '**સત્‌ને અભેદભાવે નમોનમઃ**' એ પરમ પરમાર્થગંભીર પરાભક્તિવાચક મહાવાકય લખે છે; તે જ સૂચવે છે કે સત્‌માં ને પોતામાં કંઇ ભેદ રહ્યો નથી, એટલે કે પરાભક્તિથી પરંબ્રહ્મ પરમાત્મા જેને વશ વર્ત્તે છે એવા પોતે '**સત્ પુરુષ**'–સત્‌ને પ્રાપ્ત આત્મા–પરમઆત્મા થયા છે. અને આમ સત્‌ભક્તિપ્રભાવે—સત્ પુરુષભક્તિપ્રભાવે '**પુરાણપુરુષ**'—અનાદિનો ચાલ્યો આવતો પુરાણો 'પુરાણ' પુરુષ–આત્મા પોતાને પ્રાપ્ત છે, એટલે જ મથાળે જ્યાં '**પુરાણપુરુષને નમોનમઃ**' એ મહાવાકય આવે છે તે પત્રમાં (અં. ૨૧૩) **શ્રીમદે** સત્પુરુષનું સ્મરણ–સ્તવન કર્યું છે, તે જાણે આત્મસ્તવન કરતાં પોતે પોતાને નમસ્કાર કરતા હોય એમ–**આનંદઘનજીએ** ગાયેલી '**નમો મુજ નમો મુજ**' એવી પરમ ધન્ય દશાનું સ્મરણ કરાવે છે, એ વચન વાંચતાં–વિચારતાં એવો સહજ 'ધ્વનિ' ઊઠે છે.

આ પુરાણ પુરુષ તે કોણ? અનાદિકાળથી ચાલ્યો આવતો અનાદિનો જૂનો પુરાણો 'પુરુષ'–ચૈતન્યપુરૂમાં શયન કરતો શુદ્ધઆત્મા તે પુરાણ પુરુષ, તે જ સમયસાર, તે જ પરમાત્મા, તે જ જ્ઞાનાત્મા, તે જ પ્રત્યગ્‌જ્યોતિ, તે જ પરંબ્રહ્મ, તે જ આત્મખ્યાતિરૂપ અનુભૂતિમાત્ર શુદ્ધઆત્મા–સમયસાર. સમયસારકળશ× ૯૩માં કહ્યું છે તેમ—'નિભૃતોથી–મૌન અનુભવ કરતા પુરુષોથી જે આ સમયનો સાર સ્વયં આસ્વાદાય છે, તે આ વિજ્ઞાનૈકરસ ભગવાન્ પુણ્ય પુરાણ પુરુષ જ્ઞાન છે, દર્શન પણ આ છે, અથવા જે કંઈ કહો તે આ એક જ છે. તેમજ ***સમયસારકળશ** ૪૮માં કહ્યું છે તેમ–'જ્ઞાની થયેલો તે આ જગત્‌નો સાક્ષી પુરાણપુરુષ અહીં 'ચકાસી'–પ્રકાશી રહ્યો છે'—**ज्ञानीभूतः इतश्चकास्ति जगतः साक्षी पुराणः पुमान्** । આ પુરાણપુરુષની પ્રાપ્તિ શાથી થાય? કોના થકી થાય? તે સત્‌સ્વરૂપ પુરાણપુરુષરૂપ સત્‌ને પામેલા સત્ પુરુષ થકી, કારણ કે તે પુરાણપુરુષ પણ પરાભક્તિને પામેલા સત્ પુરુષને વશ છે; અને **શ્રીમદ્** પોતે પણ તથારૂપ પરાભક્તિના પ્રભાવે તે પુરાણપુરુષરૂપ સત્‌સ્વરૂપને પામેલા સત્ પુરુષ છે, એટલે તેવી ધન્ય દશા પામી જાણે પોતે પોતાને નમનાદિ કરતા હોય એમ અત્ર પત્રમાં (અં. ૨૧૩) 'ધ્વનિ' છે,—જેમાં સુજ્ઞ સકર્ણ જનોને **માર્દવમૂર્ત્તિ** નિરદંભ **શ્રીમદ્**ની અદ્‌ભુત

---

× "आक्रामन्नविकल्पभावमचलं पक्षैर्नयानां विना,
सारो यः समयस्य भाति निभृतैरास्वाद्यमानः स्वयं ।
विज्ञानैकरसः स एष भगवान् पुण्यः पुराणः पुमान्,
ज्ञानं दर्शनमप्ययं किमथवा यत्किंचनैकोऽप्ययं ॥"

श्री અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસારકળશ ૯૩

* "इत्येवं विरचय्य संप्रति परद्रव्यान्निवृत्तिं परां,
स्वं विज्ञानघनस्वभावमभयादास्तिघ्नुवानः परं ।
अज्ञानोत्थितकर्तृकर्मकलनात् क्लेशान् निवृत्तः स्वयं,
ज्ञानीभूत इतश्चकास्ति जगतः साक्षी पुराणः पुमान् ॥"

સમયસારકળશ ૪૮

અલૌકિક આત્મદશાનો દિવ્ય ગુંજારવ સંભળાય છે. ચાલો, આપણે પણ તે કંઈક સાંભળવા પ્રયત્ન કરીએ!

આ **અમૃતપત્ર**માં (અં. ૨૧૩) પ્રારંભમાં ત્રિવિધ તાપથી આકુળવ્યાકુળ, મૃગજળ પાછળ દોડતા, રોગ–શોકાદિથી દુઃખી અશરણ જગતને એક સત્‌પુરુષ જ શરણ છે એમ કહી તેનું અમે ધ્યાન કરીએ છીએ એમ **શ્રીમદ્** પરમભાવપૂર્ણપણે કહે છે–'સમયે સમયે અતુલ ખેદ, જ્વરાદિક રોગ, મરણાદિક ભય, વિયોગાદિક દુઃખને તે અનુભવે છે; એવી અશરણતાવાળા આ જગતને એક સત્પુરુષ જ શરણ છે; સત્પુરુષની વાણી વિના કોઈ એ તાપ અને તૃષા છેદી શકે નહીં એમ નિશ્ચય છે. માટે ફરી ફરી તે સત્પુરુષના ચરણનું અમે ધ્યાન કરીએ છીએ.' પછી સર્વ શાતાના–સર્વ સુખના ધામ સત્પુરુષનું સ્મરણ કરે છે—'એક અંશ શાતાથી કરીને પૂર્ણકામતા સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે.'–શાતાના નાનામાં નાના એક અંશથી માંડી સર્વ કામના જ્યાં પરિપૂર્ણ થાય છે,–સર્વ કામના 'પૂર્ણ વિરામ' પામી પૂર્ણ થાય છે એવી પૂર્ણ નિષ્કામતા થાય છે, એવી સર્વ સમાધિનું કારણ સત્પુરુષ જ છે. 'આટલી બધી સમર્થતા છતાં જેને કંઈ પણ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણું નથી, ગર્વ નથી, ગારવ નથી, એવા આશ્ચર્યની પ્રતિમારૂપ સત્પુરુષને અમે ફરી ફરી નામરૂપે સ્મરીએ છીએ.—સર્વ શાતા–સુખના કારણરૂપ આટલી બધી સમર્થતા–સમર્થપણું–સર્વશક્તિમાન્‌પણું છતાં જેને કંઈ પણ 'સ્પૃહા'–આ અમને પ્રાપ્ત હો એવી આકાંક્ષા નથી; ઉન્મત્તતા–મદોન્મત્તપણુ નથી, આટલી બધી સત્તાનો–શક્તિનો મદ ચઢવારૂપ ઉન્મત્તપણું નથી; આ હું અને આ મારૂં છે એવું પોતાપણું નથી–મમકાર નથી; આટલી બધી શક્તિ હોય તો ગર્વ ચડચા વિના રહે નહિં, છતાં લેશ પણ–રોમમાં પણ ગર્વ–અભિમાન નથી, અહંકાર નથી; ઋદ્ધિ–રસ–શાતામા ગુંચી જવારૂપ ગારવ નથી; એવા **'આશ્ચર્યની પ્રતિમારૂપ'**—મૂર્ત્તિમાન્ આશ્ચર્યરૂપ (Wonder incarnate) **સત્પુરુષને** અમે ફરી ફરી 'નામરૂપે'—નામ લઇને રૂપ–આકાર સ્મરીને સ્મરણ કરીએ છીએ અટપટી દશાથી જેનું ઓળખાણ થવું દુર્લભ છે એવા સત્પુરુષનું સ્તવન કરે છે—'ત્રિલોકના નાથ વશ થયા છે જેને એવા છતાં પણ એવી કોઇ અટપટી દશાથી વર્ત્તે છે કે જેનું સામાન્ય મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે; એવા સત્પુરુષને અમે ફરી ફરી સ્તવીએ છીએ.' —પરાભક્તિની પરાકાષ્ઠા પ્રાપ્ત હોવાથી ત્રિલોકના નાથ–ત્રિલોકસ્વામી પરબ્રહ્મ પરમાત્મા વશ–આધીન થયા છે એવા છતાં, 'કોઇ'–ન કહી શકાય એવી અવાચ્ય અટપટી દશાથી વર્તે છે, એક બાજુથી બ્હારમા મહાઉપાધિ છે, બીજી બાજુથી અંતરૂમાં પરિપૂર્ણ સમાધિ છે; એક બાજુથી બ્હારમા વૈશ્ય વેષ છે, બીજી બાજુથી અંતરૂમાં પરમ નિર્ગ્રંથદશા છે,—એવી 'અટપટી'–કોયડા જેવી ઉકેલવી મુશ્કેલ–સાચી રીતે સમજવી દુષ્કર એવી દશાથી વર્તે છે, કે જેનુ ખરેખરા સાચા મુમુક્ષુ સિવાય સામાન્ય પ્રાકૃત મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે–'એવા સત્પુરુષને અમે ફરી ફરી સ્તવીએ છીએ,'–વારંવાર સ્તવન કરીએ છીએ.

આવા સત્પુરુષના—સત્પુરુષસ્વરૂપ પોતાના ત્રિકાળ અસંગ અંતઃકરણનું અંતર્દર્શન કરતા **શ્રીમદ્** આશ્ચર્ય દાખવી તે સત્પુરુષના અંતઃકરણને નમસ્કાર કરે છે—'**એક સમય પણ કેવળ અસંગપણાથી રહેવું એ ત્રિલોકને વશ કરવા કરતાં પણ વિકટ કાર્ય છે; તેવા અસંગપણાથી ત્રિકાળ જે રહ્યા છે, એવાં સત્પુરુષનાં અંતઃકરણ, તે જોઇ અમે પરમાશ્ચર્ય પામી નમીએ છીએ.**'—કાળના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવિભાજ્ય ભાગરૂપ એક સમય જેટલો કાળ પણ 'કેવળ'–સર્વથા સંપૂર્ણપણે અસંગપણાથી રહેવું એ ત્રિલોકને–ત્રણે લોકને વશ કરવા કરતાં–જીતી આધીન કરવા કરતાં પણ 'વિકટ'–વસમું આકરૂં કઠિન દુર્ઘટ કાર્ય છે; તો પછી 'ત્રિકાળ'–ત્રણે કાળ અખંડપણે તેમ અસંગપણાથી રહેવું તો કેવું–કેટલું બધું વિકટ હોય? તેવા પરમ વિકટમાં પરમ વિકટ અસંગપણાથી ત્રિકાળ–ત્રણે કાળ જે રહ્યા છે, એવાં 'સત્પુરુષનાં' —સત્સ્વરૂપને પામેલા પુરુષના (અમારાં ને તેવી દશાને પામેલા) અંતઃકરણ 'જોઈ'——અંતર્નિરીક્ષણથી–અંતર્દર્શનથી સાક્ષાત્ દેખી અમે 'પરમાશ્ચર્ય પામી'–પરમ વિસ્મય પામી–પરમ અદ્ભુતતા અનુભવી, તેવા સત્પુરુષના અંતઃકરણને નમસ્કાર કરીએ છીએ—નમન કરીએ છીએ. આમ કહી આ કાળે ક્વચિત્ કહેવાય છે તેમ કદાચ મોક્ષ ન હોય તો ભલે તેમ હો, તે મોક્ષ આપવા કરતા સત્પુરુષના ચરણધ્યાનની અને ચરણ-સમીપ નિવાસની જ પરમાત્મા પ્રત્યે યાચના કરે છે—'હે પરમાત્મા! અમે તો એમ જ માનીએ છીએ કે આ કાળમાં પણ જીવનો મોક્ષ હોય. તેમ છતાં જૈન ગ્રંથોમાં ક્વ-ચિત પ્રતિપાદન થયુ છે તે પ્રમાણે આ કાળે મોક્ષ ન હોય; તો આ ક્ષેત્રે એ પ્રતિપાદન તું રાખ, અને અમને મોક્ષ આપવા કરતાં સત્પુરુષના જ ચરણનું ધ્યાન કરીએ અને તેની સમીપ જ રહીએ એવો યોગ આપ.' સત્પુરુષનું આટલું બધું મહત્ત્વ પોતે કેમ કરે છે અને કહે છે તે માટે આ પુરાણપુરુષને ઉદ્દેશીને **શ્રીમદ્** કહે છે—'હે પુરુષ-પુરાણ! અમે તારામા અને સત્પુરુષમાં કંઈ ભેદ હોય એમ સમજતા નથી; તારા કરતાં અમને તો સત્પુરુષ જ વિશેષ લાગે છે; કારણ કે તું પણ તેને આધીન જ રહ્યો છે, અને અમે સત્પુરુષને ઓળખ્યા વિના તને ઓળખી શકયા નહીં; એ જ તારૂ દુર્ઘટપણું અમને સત્પુરુષ પ્રત્યે પ્રેમ ઉપજાવે છે. કારણ કે તું વશ છતાં પણ તેઓ ઉન્મત્ત નથી; અને તારાથી પણ સરળ છે, માટે હવે તું કહે તેમ કરીએ.' આમ પુરાણપુરુષ કરતાં પણ સત્પુરુષને વિશેષ–અધિક માનવાથી કદાચ પુરાણપુરુષને ખોટું લાગી જશે એમ લાગે તો તે નહિં લગાડવા માર્મિકપણે વિનવે છે—'હે નાથ! તારે ખોટું ન લગાડવું કે અમે તારા કરતાં પણ સત્પુરુષને વિશેષ સ્તવીએ છીએ. જગત આખું તને સ્તવે છે; તો પછી અમે એક તારા સામા, બેઠા રહીશું તેમાં તેમને કયાં સ્તવનની આકાંક્ષા છે; અને તને કયાં ન્યૂનપણું પણ છે?' અત્રે **શ્રીમદે** સત્પુરુષના સામાન્ય સૂચન સાથે વિશેષપણે પોતાનું આડકતરૂં ગર્ભિત સૂચન પણ કરી દીધું છે, કારણ કે પુરાણપુરુષ અને સત્પુરુષનો અભેદ છે અને પુરાણપુરુષની પ્રાપ્તિ સત્પુરુષ થકી પોતાને થઈ છે એટલે પોતે પણ તે સત્પુરુષની પેઠે પુરાણપુરુષથી અભેદ એવા સતસ્વરૂપને પ્રાપ્ત સત્પુરુષ

થયા છે; તેમજ ઉપરમાં બતાવી આપ્યુ તેમ અત્રે નિર્દિષ્ટ નિસ્પૃહતા, નિરહંતા, નિર્મમતા, નિર્માનતા, નિઃસંગતા, ઓળખાણ થવું દુર્લભ એવી અટપટી દશા એ આદિ અદ્ભુત ઘટનાઓ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવન સાથે પૂરેપૂરી બંધબેસતી ને ગાઢ સંકળાયેલી છે. એટલે આમ જે રીતની અત્ર વચનરચના છે અને જે શુદ્ધઆત્માનુભવની અલૌકિક મસ્તીના ઉત્કટ ઉન્મનીભાવમાં આ અલૌકિક અમૃત વચન લખાયેલ છે તે પરથી એમ સહજ સમજાય છે કે—'સત્પુરુષ' શબ્દથી સત્પુરુષસામાન્ય સાથે **શ્રીમદ્** વિશેષથી ગર્ભિતપણે પોતે પોતાને ઉદ્દેશીને 'ધ્વનિ'થી લખી રહ્યા છે, અને અંતર્નિરીક્ષણથી અંતર્દર્શન કરતાં પોતાની—પોતાના આત્માની યથાવત્ દશાનું તટસ્થપણે દર્શન કરી રહ્યા છે. અને આમ પરાભક્તિની પરાકાષ્ઠાથી પ્રાપ્ત પુરાણપુરુષની પ્રત્યક્ષ પ્રાપ્તિથી 'સત્'—જેમ છે તેમ 'સત્'— સત્ય—સાચા 'સત્'—સારામાં સારા એવા પરમ સારભૂત સત્સ્વરૂપને પોતે પામ્યા હોવાથી, **પ્રયોગસિદ્ધ સાક્ષાત્ સમયસારરૂપ**—શુદ્ધઆત્મારૂપ પરમાત્માને પોતે પ્રાપ્ત થયા હોવાથી, પુરાણપુરુષથી અભેદ સત્પુરુષસ્વરૂપ પોતાના આત્માને—પુરાણપુરુષને નમન—સ્મરણ—સ્તવનાદિ **શ્રીમદે** કર્યા છે, તે અલૌકિક એવી **'નમો મુજ નમો મુજ'** એ પરમ ધન્ય દશાનું સ્મરણ કરાવે છે!

આ પુરાણપુરુષ પરમાત્માથી **શ્રીમદ્**નો કેવો અભેદ થઇ ગયો છે તે તેમના **સૌભાગ્ય** પરના—૧૯૪૭ અસાડ સુદ ૧૩ના **અમૃત પત્ર**માં (અં. ૨૫૫) મથાળે ટાંકેલું આ વચન સૂચવે છે– 'સુખના સિંધુ શ્રી સહજાનંદજી, જગજીવન કે જગવંદજી; શરણાગતના સુખકંદજી, પરમસ્નેહી (!) છો પરમાનંદજી.'—સુખના સિંધુ—સાગર હે સહજાનંદજી! તમે જગતના જીવનરૂપ હોવાથી જગજીવન છો, એટલે જગતને વંદન કરવા યોગ્ય જગદ્વંદ્ય છો, તમારે શરણે આવેલા શરણાગતને સુખના કંદ—મૂલ છો, એવા હે પરમાનંદજી! તમે અમારા પરમસ્નેહી (!) છો. ભગવાન પરમાત્માને જે પોતાના પરમસ્નેહી હોવાનો દાવો કરે, તેને તેનાથી કેટલો બધો અભેદ થયો હોવો જોઇએ? આ ભાવ્ય અને હું ભાવક, આ ભજ્ય અને હું ભક્ત, આ ધ્યેય અને હું ધ્યાતા એવા ભેદભાવનો કેવો સર્વથા અભાવ થયો હોવો જોઈએ? 'ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે' એવો ભેદછેદ કેવા ટેકે કર્યો હોવો જોઈએ? અથવા તો અત્રે 'પરમસ્નેહી (!)' એમ આશ્ચર્યચિહ્ન મૂક્યું છે તે એમ સૂચવે છે કે આ હું ને આ મ્હારો સ્નેહી એમ કહેવામાં તો ભેદભાવ—જૂદાઈ દેખાય છે એટલે પરમસ્નેહી પણ કહી શકાય એમ નથી. ત્યારે શું છે? પરમપ્રેમી—એકરસભાવરૂપ જ્યાં પરમ પ્રેમ જ છે એવો અભેદ જ છે,—પરમાત્મા તે હું અને હું તે પરમાત્મા એવો એકરસભાવરૂપ પરમપ્રેમ જ છે. આ વચન પત્રના મથાળે ટાંકી **શ્રીમદ્ અપૂર્વ સ્નેહમૂર્તિ પરમાર્થસખા સૌભાગ્ય**ને લખે છે—'અપૂર્વ સ્નેહમૂર્તિ એવા આપને અમારા પ્રણામ પહોંચે. હરિકૃપાથી અમે પરમ પ્રસન્ન પદમાં છીએ. તમારો સત્સંગ નિરંતર ઇચ્છીએ છીએ.'—અત્રે **શ્રીમદે** સ્પષ્ટ શબ્દોમાં સૂચવ્યું છે કે હરિકૃપાથી—પરમાત્મકૃપાથી અમે પરમપ્રસન્ન—પરમાનંદમય પદમાં છીએ—પરમપદમાં પરમાત્મપદમાં વર્તીએ છીએ. પછી **સૌભાગ્ય**ની

વારંવાર પૃચ્છારૂપ જિજ્ઞાસાના જવાબમાં પરમ ઋજુમૂર્તિ શ્રીમદ્ પોતાની આત્મદશા સંબંધી લખે છે–'અમારી દશા હાલમાં કેવી વર્તે છે તે જાણવાની આપની ઇચ્છા રહે છે; પણ જેવી વિગતથી જોઈએ, તેવી વિગતથી લખી શકાય નહીં એટલે વારંવાર લખી નથી. અત્રે ટૂંકામાં લખીએ છીએ.' અત્રે માર્મિકપણે શ્રીમદે સૂચવ્યું છે કે અમારા આત્માની વર્ત્તમાનદશા વૈખરી વાણીથી કથી શકાય એમ નથી ને લેખિનીથી લખી શકાય એવી નથી. એટલે ટૂંકામાં લખે છે—

**'એક પુરાણપુરુષ અને પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઇ ગમતું નથી; અમને કોઈ પદાર્થમાં રુચિ માત્ર રહી નથી.' ઇત્યાદિ.**

—કેવલ એક શુદ્ધ આત્મારૂપ–સમયસારરૂપ–પરમાત્મારૂપ અનાદિનો ચાલ્યો આવતો જે આ પુરાણો–'પુરાણ' પુરુષ (ભગવાન્ આત્મા) અને આ પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઈ ગમતું નથી–રુચતું નથી; આ પરમ પદાર્થની–પરમાર્થની–પરમ અર્થની પ્રાપ્તિ થઇ છે એટલે અમને આ જગતને વિષે બીજા કોઇ પણ પદાર્થમાં લેશ પણ રુચિ માત્ર રહી નથી, અમારો પરમપ્રેમ આ એક પુરાણપુરુષમાં જ છે, તેમાં જ અમે અભેદ એકરસભાવે રમીએ છીએ અને પરિણમીએ છીએ; તે જ અમને ગમે છે અને તેમાં જ અમારો આત્મા રમે છે. આમ લખી શ્રીમદે અત્ર પત્રમાં પોતાની પરમ ઉદાસીન દશાનું–દેહ છતાં દેહાતીત દશાનું દિગ્દર્શન કરાવ્યું છે.— (તેનું આપણે અલગ પ્રકરણમાં વિવરણ કરશું). છેવટે અત્રે આ પત્રના અંતે પરમાત્મા હરિથી પોતાની–પોતાના આત્માની આ અભિન્નદશા આ અલૌકિક અમર શબ્દોમાં પ્રકાશી છે—

**'અમારે દેશ હરિ છે, જાત હરિ છે, કાળ હરિ છે, દેહ હરિ છે, રૂપ હરિ છે, નામ હરિ છે, દિશા હરિ છે, સર્વ હરિ છે.'**

—કોઈ પૂછે અહો રાજચંદ્ર! તમારો દેશ કયો છે? તો અમે કહીએ છીએ કે અમારે દેશ હરિ છે, અમે હરિ દેશમાં વસનારા છીએ; તમારી જાત કઇ છે? હરિ અમારી જાત છે, અમે હરિની–પરમાત્માની જાતના–શુદ્ધ ચૈતન્યજાતિના છીએ; તમારો કાળ કયો છે? હરિ અમારો કાળ છે, અમે હરિના કાળમાં–વર્ત્તમાન પર્યાયમાં વર્ત્તીએ છીએ; તમારો દેહ કયો છે? હરિ–પરમાત્મા એ અમારો દેહ–મૂર્ત્તઆકારરૂપ દેહ છે, તમારૂં રૂપ કયુ છે? હરિ એ જ અમારૂં રૂપ છે, તમારૂં નામ કયું છે? હરિ–પરમાત્મા એ જ અમારૂં નામ છે; તમારી દિશા કઇ છે? હરિ એ જ અમારી દિશા છે, અમે હરિની –પરમાત્માની દિશામાં જ ગમન કરી રહ્યા છીએ; તમારૂં સર્વ શું છે? હરિ એ જ અમારૂં સર્વ છે, જે કાંઇ પણ છે તે સર્વસ્વ છે. આમ અમારે સર્વ હરિ છે, 'છતાં આમ વહીવટમાં છૈયે'–વ્યાપાર વ્યવસાયાદિમાં છીએ—વર્ત્તીએ છીએ, બેઠા છીએ, એ અમારી ઇચ્છાથી નથી, પણ 'એ એની ઇચ્છાનું કારણ છે'—એ હરિની–પરમાત્માની ઇચ્છાથી છે. આમ 'અમારે દેશ હરિ છે' ઇ. અમર શબ્દોમાં શ્રીમદે પરમાત્માથી પોતાની કેવી અભેદદશા દર્શાવી છે! અત્રે આનંદઘનજીના અમૃત શબ્દોની સ્મૃતિ થાય છે—

'મેરે પ્રાન આનંદઘન, તાન આનંદઘન;
માત આનંદઘન, તાત આનંદઘન;
ગાત આનંદઘન, જાત આનંદઘન....મેરે.
કાજ આનંદઘન, સાજ આનંદઘન;
સાજ આનંદઘન, લાજ આનંદઘન....મેરે.
આભ આનંદઘન, ગાભ આનંદઘન;
નાભ આનંદઘન, લાભ આનંદઘન....મેરે.'

એ **અવધૂત** યોગીશ્વરોના અનુભવઉદ્ગારોમાં કેવું અદ્‌ભુત સામ્ય!



પ્રકરણ ઓગણસાઠમું

# શ્રીમદ્‌ની દેહ છતાં દેહાતીત વિદેહી દશા

'કાયાની વિસારી માયા સ્વરૂપે સમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

આવી જીવંત છતાં મુક્ત એવી જીવન્મુક્ત દશાનો અમૃતાનુભવ કોણ કરી શકે? લોકાલોકના જ્ઞાનરૂપ કેવલજ્ઞાનના અર્થમાં નહિં પણ કેવલ એક શુદ્ધ આત્મામાં વર્ત્તવારૂપ પરમ અમૃતમય કેવલ શુદ્ધાત્માનુભવદશાનો અનુભવ કોણ કરી શકે? દેહાદિ અન્ય ભાવથી તાદાત્મ્ય અધ્યાસ નિવૃત્ત કરી જે કેવલ એક આત્મામાં–**સહજાત્મસ્વરૂપ**માં જ શમાયો હોય તે; જેણે હું પુદ્ગલમૂર્ત્તિ જડ દેહ નથી, હું શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ ઉપયોગમય આત્મા છું એવી આત્મભાવનાનું આત્યંતિક પરિભાવન કર્યું હોય તે. **શ્રીમદે** તો '**આતમભાવના ભાવતાં જીવ લહે કેવલ જ્ઞાન રે**' એ પોતાની પરમપ્રિય પ્રસિદ્ધ આત્મભાવનાનું એટલું બધું આત્યંતિક પરિભાવન કર્યું હતું કે તેવી દશા તેમને સહજ સ્વભાવભૂત બની ગઈ હતી; એટલે જ આ **સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદ્‌ને**—'**જ્ઞાની સહજ પરિણામી છે, સહજ સ્વરૂપી છે, સહજપણે સ્થિત છે, સહજ પણે પ્રાપ્ત ઉદય ભોગવે છે, સહજપણે જે કંઈ થાય તે થાય છે, જે ન થાય તે ન થાય છે, તે કર્ત્તવ્યરહિત છે, કર્ત્તવ્યભાવ તેને વિષે વિલયપ્રાપ્ત છે,**' (અં. ૩૭૮),—એવી અલૌકિક અદ્‌ભુત દશા સહજ નિઃપ્રયાસ આત્માનુભવસિદ્ધપણે સિદ્ધ થઈ ચૂકી હતી. પ્રાપ્ત ઉદય પ્રમાણે બાહ્ય જગતવ્યવહારમાં વર્ત્તતાં પણ **શ્રીમદ્‌ની** આ દેહ છતાં દેહાતીત વિદેહી દશાનો વિચાર કરતાં **જનક વિદેહી**નું સ્મરણ થાય છે, અથવા તો ઓર બળવાન્‌પણે વિશેષે સ્મરણ થાય છે, કારણ કે **શ્રીમદ્‌ની** આત્મદશા તો એવી પરમોત્તમ કોટિની હતી, એટલે કે **શ્રીમદ્** તો અખિલ જગતમાં જેની

જોડી નથી એવા મહત્ મહા 'વિદેહી' હતા,—દેહ છતાં દેહાતીત એવા ભાવથી મહા-'વિદેહ' ક્ષેત્રમાં—આત્મક્ષેત્રમાં વસનારા હતા, 'હમ પરદેશી પંખી સાધુ આર દેશકે નાંહિ રે'—એવા આત્મદેશના નિવાસી હતા, 'કેવલ જ્ઞાન અનંત પ્રકાશી, શુદ્ધસ્વરૂપ નિવાસી,' કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા નિર્ગ્રંથના પંથને અનુસરનારા **શ્રીમદ્**ની આ દેહ છતાં દેહાતીત અલૌકિક કાયોત્સર્ગ દશાનું દિગ્દર્શન આપણે આ પ્રકરણમાં કરશું. **શ્રીમદ્**ની આ દેહાતીત વિદેહી દશાનું ઉત્તમોત્તમ દર્શન કરાવતું તાદૃશ્ય ચિત્ર આપણને **શ્રીમદ્**ના **સૌભાગ્ય** પરના આ **પરમ અમૃતપત્ર**માં (અં. ૨૫૫) પ્રાપ્ત થાય છે :

**'એક પુરાણ પુરુષ અને પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઇ ગમતું નથી; અમને કોઈ પદાર્થમાં રુચિ માત્ર રહી નથી; કંઈ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી; વ્યવહાર કેમ ચાલે છે એનું ભાન નથી; જગત શું સ્થિતિમાં છે તેની સ્મૃતિ રહેતી નથી; કોઈ શત્રુ–મિત્રમાં ભેદભાવ રહ્યો નથી; કોણ શત્રુ છે અને કોણ મિત્ર છે, એની ખબર રખાતી નથી; અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ; અમારે શું કરવાનું છે તે કોઈથી કળાય તેવું નથી; અમે બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્તીએ છીએ; વ્રત નિયમનો કંઈ નિયમ રાખ્યો નથી; જાતભાતનો કંઈ પ્રસંગ નથી; અમારાથી વિમુખ જગતમાં કોઈ માન્યું નથી; અમારાથી સન્મુખ એવા સત્સંગી નહીં મળતાં ખેદ રહે છે; સંપત્તિ પૂર્ણ છે એટલે સંપત્તિની ઇચ્છા નથી; શબ્દાદિક વિષયો અનુભવ્યા સ્મૃતિમાં આવવાથી,—અથવા ઈશ્વરેચ્છાથી તેની ઇચ્છા રહી નથી; પોતાની ઇચ્છાએ થોડી જ પ્રવૃત્તિ કરવામાં આવે છે; જેમ હરિએ ઇચ્છેલો ક્રમ દોરે તેમ દોરાઇએ છીએ; હૃદય પ્રાયે શૂન્ય જેવું થઈ ગયું છે; પાંચે ઇંદ્રિયો શૂન્યપણે પ્રવર્તવારૂપ જ રહે છે; નય, પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ સાંભરતાં નથી; કંઈ વાંચતાં ચિત્ત સ્થિર રહેતું નથી; ખાવાની, પીવાની, બેસવાની, સૂવાની, ચાલવાની અને બોલવાની વૃત્તિઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે; મન પોતાને સ્વાધીન છે કે કેમ એનું યથાયોગ્ય ભાન રહ્યું નથી. આમ સર્વ પ્રકારે વિચિત્ર એવી ઉદાસીનતા આવવાથી ગમે તેમ વર્તાય છે. × × યોગ્ય વર્તીએ છીએ કે અયોગ્ય એનો કંઈ હિસાબ રાખ્યો નથી. આદિપુરુષને વિષે અખંડ પ્રેમ સિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાંની આકાંક્ષાનો ભંગ થઈ ગયો છે; આટલું બધું છતાં મનમાનતી ઉદાસીનતા નથી, એમ માનીએ છીએ; અખંડ પ્રેમખુમારી જેવી પ્રવહવી જોઈએ તેવી પ્રવહતી નથી, એમ જાણીએ છીએ; આમ કરવાથી તે અખંડ ખુમારી પ્રવહે એમ નિશ્ચળપણે જાણીએ છીએ; પણ તે કરવામાં કાળ કારણભૂત થઈ પડ્યો છે; અને એ સર્વનો દોષ અમને છે કે હરિને છે, એવો ચોક્કસ નિશ્ચય કરી શકાતો નથી. એટલી બધી ઉદાસીનતા છતાં વેપાર કરીએ છીએ; લઈએ છીએ, દઈએ છીએ, લખીએ છીએ, વાંચીએ છીએ; જાળવીએ છીએ, અને ખેદ પામીએ છીએ. વળી હસીએ છીએ.—જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે.'**

આ અમૃતપત્ર પરથી સ્વયં સમજાય છે કે **શ્રીમદ્**ને એક પુરાણપુરુષ–શુદ્ધ આત્મા–પરમાત્મા અને તેની પ્રેમસંપત્તિ વિના જગતના અન્ય પદાર્થ પ્રત્યે રુચિનું નામનિશાન રહ્યું નથી; એટલે જ એમને 'કંઇ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી.'

પુરાણપુરુષના પરમપ્રેમરસથી તરબોળ બનેલા **શ્રીમદ્** તે પરમપ્રેમરસમાં એટલા બધા નિમગ્ન થઈ ગયા છે કે તેઓ જગત્‌નું, પોતે જે બાહ્ય વ્યવહારમાં બેઠા છે તે વ્યવહારનું, અરે! પોતાના દેહનું ભાન પણ ભૂલી ગયા છે; દેહાદિક સર્વ પદાર્થથી–જગતથી વ્યવહારથી અત્યંત ઉદાસીન થઈ ગયા છે. અત્રે **ઉદાસીન** એટલે ઉદાસ–દીલગીર–શોકાર્ત્ત–શોકમગ્ન એમ અર્થ નથી, પણ 'હાનાદાનરહિત પરિણામી ઉદાસીનતા વીક્ષણ રે'—લેવાદેવાના પરિણામથી રહિત એવા દ્રષ્ટાભાવે સાક્ષીભાવે ઉપેક્ષા કરતો–ઇષ્ટાનિષ્ટ બુદ્ધિથી રહિત સમભાવ ધરતો **પરમાનંદનિમગ્ન** એમ અર્થ છે. અથવા તો **ઉદાસીન** = ઉદ્+આસીન, ઉદ્=ઉંચે આસીન=બેઠેલો, જગત્‌ના ભાવ ન સ્પર્શી શકે એવા ઊંચા અસ્પર્શ્ય–અલેપ્ય આત્મદશાના આસનમાં બેઠેલો તે ઉદાસીન. આવી ઉદાસીન આત્મદશાની સ્થિતિમાં બેઠેલા **શ્રીમદ્** દેહથી પણ ઉદાસીન થઈ ગયા છે; હું દેહ છું એવો દેહભાવ ન સ્પર્શી શકે એવી દેહથી પર (Beyond the reach of body)–દેહથી અતીત દેહાતીત વિદેહી દશામાં વર્ત્તી રહ્યા છે, તે એટલે સુધી કે અત્ર પત્રમાં કહ્યું છે તેમ—

**'અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ.'**

અમે દેહધારી–દેહને ધારણ કરનારા–આ **રાજચંદ્ર** નામથી ઓળખાતો દેહ ધરનારા છીએ કે કેમ તે 'સંભારીએ'–યાદ કરીએ ત્યારે જાણીએ છીએ, નહિં તો નહિં, અમે દેહધારી છીએ એ જ ભૂલી જઇએ છીએ! અને એ યાદ કરીએ ત્યારે જાણીએ છીએ તે પણ કેવી રીતે? 'માંડ' જાણીએ છીએ, કેમે કરીને જાણીએ છીએ; હેં, શું હું, દેહધારી છું? ના, ના, એમ હોય નહિં, એમ વારંવાર યાદ કરતાં ઘણી ઘણી મહેનતે કેમે કરીને જાણીએ છીએ. **શ્રીમદ્‌ની** કેટલી બધી આત્યંતિક દેહાતીત વિદેહી દશા હશે તેનો આ પરથી કંઇક ખ્યાલ આવશે. જગત્‌માં બીજા બધા પ્રકારના અહં જે આ મોટામાં મોટા દેહના અહંરૂપ કેન્દ્રસ્થ (central) અહંની આસપાસ પ્રદક્ષિણા ફરે છે, તે આ દેહનો અહં ભલભલા મહાત્માઓથી પણ ભૂલ્યો ભૂલાતો નથી; ત્યારે **શ્રીમદ્ તો અહંને એટલો બધો ભૂલી ગયા છે કે એમને યાદ કર્યો યાદ આવતો નથી!** તે જ એમનું પરમમહત્‌માં પરમમહત્‌પણું ને પરમસત્‌માં પણ પરમસત્‌પણું છે. જગજ્જીવો તો સામાન્યપણે હું દેહધારી છું, ફલાણા નામવાળો છું, એમ સ્વપ્નાંતરે પણ પોતાનો દેહનો અહં ભૂલતા નથી; ત્યારે **જગદ્‌ગુરુ શ્રીમદ્‌ની** સ્થિતિ તેથી સાવ ઉલટી છે, એમને તો સ્વપ્નાંતરે પણ હું દેહ છું એવો ભાવ ઉદ્‌ભવતો નથી એટલું જ નહિં પણ જાગ્રતાવસ્થામાં પણ **'સંભારે ત્યારે' 'માંડ'**–મહા મહેનતે યાદ આવે છે! કયાં **પરમ** ભાવિતાત્મા **શ્રીમદ્‌ની** આત્માત્મબુદ્ધિ? કયાં જગતની દેહાત્મબુદ્ધિ? દેહ અને દેહાશ્રિત અહંભાવોના તન્મયપણામાં રાચી રહેલા પામર પુદ્‌ગલાનંદી ભવાભિનંદી જીવોને પરમ આત્માનંદી જીવન્મુક્ત **શ્રીમદ્‌ની** આ દેહાતીત વિદેહી દશાની કલ્પના પણ કયાંથી આવે?

આમ દેહનું પણ જે ભાન ભૂલી ગયા છે એવા **આત્મમગ્ન શ્રીમદ્‌ને** પ્રાયઃ બાહ્ય ઉપયોગ વર્ત્તતો ન હોવાથી **તેમની** બાહ્ય **વર્ત્તના** ગમે તેવી થઇ પડી છે; શત્રુ–

મિત્રનો, વ્રત-નિયમનો, જાત-ભાતનો, વિમુખ-સન્મુખનો, વિષય-ઇચ્છાનો વિકલ્પ વર્ત્તતો ન હોવાથી—અત્રે કહ્યું છે તેમ 'સર્વ પ્રકારે વિચિત્ર એવી ઉદાસીનતા આવવાથી ગમે તેમ વર્તાય છે.' આવી દેહાતીત વિદેહી દશા પામેલા **શ્રીમદ્** ઇંદ્રિયાતીત-મનાતીત થયા છે, લગભગ શૂન્યમનસ્ક જેવા થયા છે. એટલે જ કહ્યું—'હૃદય પ્રાયે શૂન્ય જેવું થઇ ગયુ છે; પાંચે ઇંદ્રિયો શૂન્યપણે પ્રવર્ત્તવારૂપ જ રહે છે,' ઇ. એટલું જ નહિં પણ જેનો ઉપયોગ નિરંતર આત્મામાં જ વર્ત્તે છે એવા **શ્રીમદ્**ને 'નય પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ સાંભરતાં નથી.' નય-પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ જે પરોક્ષપણે વસ્તુ સમજવા માટે ઉપકારી થાય છે, તે પણ સાંભરતા નથી—યાદ આવતા નથી!—કેવી અદ્ભુત વાત છે! પરોક્ષ પ્રમાણરૂપ શાસ્ત્ર વગેરે પણ જે આત્મારૂપ પ્રયોજન પામવા માટે પ્રયોજનભૂત છે, તે પ્રયોજનરૂપ સાક્ષાત આત્મા જ્યાં પ્રત્યક્ષ અનુભવગોચર થયો હોય ત્યાં પછી તે પરોક્ષ શાસ્ત્રાદિ સાંભરે ક્યાંથી? અત્રે '**उदयति न नयश्रीरस्तमेति प्रमाणं**'—એ **અમૃતચંદ્રાચાર્ય**નો સુપ્રસિદ્ધ **અમૃત**× **કળશ** સ્મૃતિમાં આવે છે. જ્યાં નયશ્રી ઉદય પામતી નથી, પ્રમાણ અસ્ત પામી જાય છે, અમને ખબર નથી પડતી કે નિક્ષેપચક્ર ક્યાંય ચાલ્યુ જાય છે, આથી વધારે અમે શું કહીએ? આ સર્વંકષ ધામ—આત્મજ્યોતિ અનુભવમાં આવ્યે દ્વૈત જ ભાસતું નથી,—આત્મા સિવાય અન્યભાવ જ ભાસતો નથી.—**अनुभवमुपयाते भाति न द्वैतमेव.** **શ્રીમદ્**ને પણ 'એક'—અદ્વૈત આત્મા સિવાય દ્વૈત ભાસતું જ નથી એવી **અમૃતચંદ્રાચાર્ય**ના આ અનુભવવચનનો પડઘો પાડતી કેવી પરમ ધન્ય અનુભવદશા—શાસ્ત્રથી પર **આત્મસામર્થ્યયોગ** દશા પ્રગટી છે!

આવા **આત્માનુભવમગ્ન શ્રીમદ્**નું ચિત્ત એક આત્મામાં જ—પરમાત્મામાં જ ચોંટેલું છે, એટલે ત્યાંથી ઉખડીને બીજે ચોંટતું નથી, એટલે જ **વિદેહી શ્રીમદ્**ની સર્વદેહપ્રવૃત્તિ અત્ર દર્શાવ્યુ છે તેમ શૂન્યમનસ્કપણે આપોઆપ થઇ રહી છે. સર્વત્ર નિરાકાંક્ષ નિરિચ્છ **શ્રીમદ્**નું ચિત્ત પુરાણપુરુષ પરમાત્માના પ્રેમમાં એટલું બધું આસક્ત થઇ ગયુ છે કે—તેમને 'આદિપુરુષને વિષે અખંડ પ્રેમ સિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાંની આકાંક્ષાનો ભંગ થઇ ગયો છે.' યાવત્ મોક્ષની ઇચ્છા પણ જ્યાં રહી નથી એવી મોક્ષ પ્રત્યે પણ નિરપેક્ષ ઉદાસીન ઉંચામાં ઉંચી અદ્ભુત દશા છતાં પરમ પ્રમાણિક **શ્રીમદ્**ને મન હજુ આ મનમાનતી પૂર્ણ દશા નથી—પૂર્ણતામાં કંઇક ન્યૂનતા છે, એટલે જ કહે છે—'આટલું બધુ છતાં મનમાનતી ઉદાસીનતા નથી એમ માનીએ છીએ; અખંડ પ્રેમખુમારી જેવી પ્રવહવી જોઈએ તેવી પ્રવહતી નથી એમ જાણીએ છીએ; આમ કરવાથી તે અખંડ ખુમારી પ્રવહે એમ નિશ્ચળપણે જાણીએ છીએ, પણ તે કરવામાં કાળ કારણભૂત થઈ પડ્યો છે.'—આ ઉદયકાળ એવો આવ્યો છે કે તેમાં થોડો પણ બાહ્ય ઉપયોગ વર્ત્તાવવો પડે છે, તે તેવી ધાર્યા પ્રમાણેની અખંડ ખુમારીમાં

× "उदयति न नयश्रीरस्तमेति प्रमाणं, क्वचिदपि न च विद्मो याति निक्षेपचक्रं ।
किमपरमभिदध्मो धाम्नि सर्वंकषेऽस्मिन्ननुभवमुपयाते भाति न द्वैतमेव ॥"
—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસાર કળશ

કંઇક અંતરાયરૂપ થાય છે. તો પછી આ દોષ કોનો છે? એ માટે માર્મિકપણે કહે છે–'એ સર્વનો દોષ અમને છે કે હરિને છે, એવો ચોક્કસ નિશ્ચય કરી શકાતો નથી.' આવી ઉદાસીન દેહાતીત વિદેહી દશાને લઇ વિદેહીપણે થતી ઠેકાણા વિનાની પોતાની પ્રવૃત્તિ દર્શાવે છે–'એટલી બધી ઉદાસીનતા છતાં વેપાર કરીએ છીએ; લઈએ છીએ, દઈએ છીએ, લખીએ છીએ, વાંચીએ છીએ, જાળવીએ છીએ, અને ખેદ પામીએ છીએ. વળી હસીએ છીએ,–જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે.' ઇ.

આવી દેહ છતાં દેહાતીત વિદેહી ઉદાસીન દશા છે છતાં વ્યવહાર શા માટે કરો છો? તેનો ખુલાસો આ જ પત્રમાં (અં. ૨૫૫) છેલ્લી પંક્તિમાં કર્યો છે–'....અને તેમ છતાં આમ વહીવટમાં છીએ, એ એની ઇચ્છાનું કારણ છે.'–પરમાત્માના જ્ઞાનમાં જેમ દીઠું છે તેમ પ્રારબ્ધોદયાધીનપણે આ પ્રવૃત્તિ કરવી પડે છે એટલે એ એની ઇચ્છાની વાત છે–એના હાથની વાત છે. એટલે જ **શ્રીમદ્‌** ૧૯૪૮ના પોષ સુદ ૭ ના પત્રમાં (અં. ૩૧૩) **સૌભાગ્યને** લખે છે–'કોઈ એવા પ્રકારનો ઉદય છે કે, **અપૂર્વ વીતરાગતા** છતાં વેપાર સંબંધી કંઇક પ્રવર્તન કરી શકીએ છીએ, તેમ જ બીજાં પણ ખાવાપીવા વગેરેનાં પ્રવર્ત્તન માંડમાંડ કરી શકીએ છીએ. મન ક્યાંય વિરામ પામતું નથી....' ૧૯૪૮ વૈ. શુ. ૧૨ના પત્રમાં (અં. ૩૬૬) લખે છે—'હૃદયરૂપ શ્રી સુભાગ્ય,–મનમાં વારંવાર વિચારથી નિશ્ચય થઇ રહ્યો છે કે કોઇપણ પ્રકારે ઉપયોગ **ફરી અન્યભાવમાં પોતાપણું થતું નથી, અને અખંડ આત્મધ્યાન રહ્યા કરે છે,** એવી જે દશા તેને વિષે વિકટ ઉપાધિજોગનો ઉદય એ આશ્ચર્યકારક છે; હાલમાં તો થોડી ક્ષણની નિવૃત્તિ માંડ રહે છે; અને પ્રવૃત્તિ કરી શકે એવી યોગ્યતાવાળું ચિત્ત તો નથી, અને હાલ તેવી પ્રવૃત્તિ કરવી એ કર્ત્તવ્ય છે, તો ઉદાસપણે તેમ કરીએ છીએ, મન ક્યાંય બાઝતું નથી, અને કંઇ ગમતું નથી, તથાપિ હાલ હરિઇચ્છા આધીન છે.' ૧૯૪૮ના વૈ. વદ ૬ના પત્રમાં (અં. ૩૬૮) **સૌભાગ્યને** લખે છે—'**અમારે વિષે વર્તતો પરમ વૈરાગ્ય વ્યવહારને વિષે ક્યારેય મન મળવા દેતો નથી.**' વ્યવહાર મધ્યે પણ **શ્રીમદ્‌ની** કેવી વીતરાગતા! કેવી અસંગતા! કેવી ઉદાસીનતા! કેવી વિદેહી દશા! **સમયસાર** ગાથા× ૨૧૮માં કહ્યું છે તેમ—'સોનું કાદવ મધ્યે લેપાતું નથી, તેમ સર્વદ્રવ્યોમાં રાગ ત્યજનારો–વીતરાગી જ્ઞાની કર્મમધ્યે પણ જરા પણ રજથી લેપાતો નથી,'–જલમા કમલની જેમ નિર્લેપ જ રહે છે તે આનું નામ!

આવી **દેહ છતાં દેહાતીત વિદેહી દશા** કેમ કોને સંભવે? કેવી રીતે સંભવે? જેને દેહ હું છું એવો દેહમાં અહંબુદ્ધિરૂપ અહંભાવ છૂટી ગયો હોય તેને, જેને હું

---

× " णाणी रागप्पजहो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
णो लिप्पदि रजएण दु कद्दममज्झे जहा कणय ॥" સમયસાર ગા. ૨૧૮

" ज्ञानवान् स्वरसतोऽपि यतः स्यात् सर्वरागरसवर्जनशीलः ।
लिप्यते सकलकर्मभिरेषः, कममध्यपतितोऽपि ततो न ॥"
શ્રી અમૃતચંદ્રાચાર્યજી કૃત સમયસાર કળશ ૧૪૮

દેહ નથી હું આત્મા છું એવું ખરું આત્મભાન પ્રગટ્યું હોય **તેને. સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૬૨) **શ્રીમદે** કહ્યું છે તેમ-'ખરું આત્મભાન થાય છે તેને, હું અનન્ય-ભાવનો અકર્ત્તા છું એવો બોધ ઉત્પન્ન થઈ, અહંપ્રત્યયિ બુદ્ધિ, તે વિલય પામે છે. એવું જે આત્મભાન તે વારંવાર ઉજ્જ્વલપણે વર્ત્યા કરે છે.' અન્યત્ર **શ્રીમદે** કહ્યું છે તેમ—'પ્રથમ દેહદૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ; હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ.' આમ જેની દેહાત્મદૃષ્ટિરૂપ દેહદૃષ્ટિ નષ્ટ થઈ આત્માત્મદૃષ્ટિરૂપ આત્મદૃષ્ટિ અત્યંત સ્પષ્ટ ખૂલી છે, એવા **શ્રીમદ્** જેવા પરમ સમર્થ ખરેખરા જ્ઞાનીવિશેષને તેવી તથારૂપ વિદેહી દશા રહી શકવી કેમ ન સંભવે? સંભવે જ, ને તે કેવી રીતે? **શ્રીમદે** ૧૯૫૧ના જેઠ વદ ૭ના દિને લખેલા પત્રમાં (અં. ૬૦૭) પોતાની આત્મદશા સૂચવતું આ વચન ટાંક્યું છે એવી રીતે: 'જંગમની જુક્તિ તો સર્વે જાણીએ, સમીપ રહે પણ શરીરનો નહિં સંગ જો; એકાંતે વસવું ને એક જ આસને, ભૂલ પડે તો પડે ભજનમાં ભંગ જો.'—આનો પરમાર્થ એ સમજાય છે કે—જેણે પોતાની સમસ્ત ચિત્તવૃત્તિઓરૂપ ગોપીઓને પોતાના અનુપમ આત્મસ્વરૂપસૌંદર્યથી આકૃષ્ટ કરી અંતર્મુખ કરી હતી, એવા જ્ઞાની આત્મારૂપ 'કૃષ્ણ'ની આ યુક્તિ તો જુઓ! એમ હર્ષાવેશમાં બોલતી ભક્તિપ્રધાન એવી ચિત્તવૃત્તિઓરૂપ ગોપીઓ કહે છે કે—અમે આ શરીરમાં એકાંતે ને એક જ આસને વસીએ છીએ, છતાં અમને શરીરનો સંગ નથી! અને એમાં જો ભૂલ થઈ તો 'પડે ભજનમાં ભંગ જો.' અર્થાત્ આ પરથી **શ્રીમદે** એમ સૂચવ્યું જણાય છે કે—દૂધ ને પાણી જેમ એકક્ષેત્રાવગાહસ્થિતિમાં પણ આ આત્માને અમે દેહથી એટલો બધો આત્યંતિક ભિન્ન અનુભવીએ છીએ કે અત્યંત સમીપ—નિકટ છતાં અમારા આત્માને શરીરનો સંગ નથી; આમ એકક્ષેત્રાવગાહસ્થિતિરૂપ એકાંતે ને એક જ આસને અમે વસીએ છીએ છતાં આવો અસંગ આત્મા અમે પ્રગટ અનુભવીએ છીએ, અને તેમાં જો ભૂલ પડી તો 'પડે ભજનમાં ભંગ જો',—ભજનમાં—શુદ્ધતત્ત્વભક્તિમાં ભંગ પડે. આમ દેહ ને આત્માની એકક્ષેત્રાવગાહસ્થિતિ છતાં જેણે દેહથી ભિન્ન અસંગ આત્માનું આત્યંતિક પરિભાવન કર્યું છે એવા **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાનીને તેવી દેહા-તીત વિદેહી દશા કેમ ન હોય?

આ અંગે **જનકરાજાનું** દૃષ્ટાંત પ્રસિદ્ધ છે, રાજકાજઆદિ સર્વ વ્યવહાર સંભાળતાં છતાં વિદેહીપણે તેમની આત્મસ્થિતિ ઇતિહાસપ્રસિદ્ધ છે. **શ્રીમદ્ સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૧૮, ૧૯૪૬ ફા. શુ. ૧૩) આ જનકવિદેહીની આત્મદશા પ્રશંસે છે કે—'જનકવિદેહી સંસારમાં રહ્યા છતાં વિદેહી રહી શક્યા એ જો કે મોટું આશ્ચર્ય છે, મહામહા વિકટ છે, તથાપિ પરમજ્ઞાનમાં જ જેનો આત્મા તદાકાર છે, તેને જેમ રહે છે, તેમ રહ્યું જાય છે. અને જેમ પ્રારબ્ધકર્મનો ઉદય તેમ વર્તતાં તેમને બાધ હોતો નથી. દેહ સહિતનું જેનું અહંપણું મટી ગયું છે, એવા તે મહાભાગ્યનો દેહ પણ આત્મભાવે જ જાણે વર્તતો હતો; તો પછી તેમની દશા ભેદવાળી ક્યાંથી હોય?' માયામાં દુરંત પ્રસંગમાં આ વિદેહપણાનું પરમ વિકટપણું દર્શાવતાં **શ્રીમદ્** અંબાલાલ-

ભાઈ પરના પત્રમાં પણ (અં. ૩૨૧,–૧૯૪૮ માહ વદ ૨) લખે છે–'અત્યંત ઉદાસ પરિણામે રહેલું એવું જે ચૈતન્ય, તેને જ્ઞાની પ્રવૃત્તિમાં છતાં તેવું જ રાખે છે; તોપણ કહીએ છીએ, માયા દુસ્તર છે; દુરંત છે; ક્ષણવાર પણ, સમય એક પણ, એને આત્માને વિષે સ્થાપન કરવા યોગ્ય નથી. એવી તીવ્ર દશા આવ્યે અત્યંત ઉદાસ પરિણામ ઉત્પન્ન થાય છે; અને તેવા ઉદાસ પરિણામની જે પ્રવર્ત્તના–(ગૃહસ્થપણા સહિતની)—તે અબંધપરિણામી કહેવા યોગ્ય છે. જે બોધસ્વરૂપને વિષે સ્થિત છે તે એમ કઠિનતાથી વર્તી શકે છે, કારણ કે તેની વિકટતા પરમ છે. વિદેહીપણે જનકરાજાની પ્રવૃત્તિ તે અત્યંત ઉદાસ પરિણામને લીધે રહેતી; ઘણું કરીને તેમને તે સહજ સ્વરૂપમાં હતી; તથાપિ કોઈ માયાના દુરંત પ્રસંગમાં સમુદ્રને વિષે જેમ નાવ યત્કિંચિત્ ડોલાયમાન થાય તેમ થવાપણું સંભવિત હોવાથી પ્રત્યેક માયાના પ્રસંગમાં કેવળ જેની ઉદાસ અવસ્થા છે એવા નિજગુરુ અષ્ટાવક્રની શરણતા સ્વીકારી હોવાથી માયાને સુખે તરી શકાય એમ થતું હતું, કારણ કે મહાત્માના આલંબનની એવી જ બળવત્તરતા છે.' પણ **મહાવિદેહી શ્રીમદ્**ની દશા તો આ જનકવિદેહી કરતાં પણ ઓર બળવાન્ હતી, કારણ કે તેમને તો તેવી દશા **સહજ સ્વભાવસિદ્ધ** થઈ હતી, અને પોતે આ જન્મમાં 'સ્વયંસંબુદ્ધ' પરમ સમર્થ હોઈ કોઈ ગુરુનું અવલંબન લેવું પડયું ન હતું.

આવા પરમ સમર્થ છતાં—મહામુનીશ્વરોને પણ દુર્લભ એવી મહાવિદેહી દશા ગૃહાવાસમાં પણ રાખવાને પરમ સમર્થ છતાં, **શ્રીમદ્**ને જનકવિદેહીના દાખલાનું અવલંબન લઈ કદી પણ સ્વપ્નાંતરે પણ સમયમાત્ર પણ પરમાણુમાત્ર પણ સંસાર-વ્યવહારમાં રહેવાની ઇચ્છા નથી થઈ, એટલું જ નહિં પણ જેમ બને તેમ ત્વરાથી આ ઉપાધિરૂપ વ્યવહારપ્રપંચમાંથી નિવૃત્ત થઈ પરમ ત્યાગની જ નિરંતર અજપાજાપ ભજના રહી છે. તે તેમના પત્રો પ્રત્યે દૃષ્ટિપાત કરતાં કોઈ પણ સુજ્ઞ વિવેકીને શીઘ્ર જણાઈ આવે એમ છે. જેમકે–**શ્રીમદ્** ૧૯૫૧ ફા. વદ ૩ ના દિને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૬૯) લખે છે—'જનકાદિ ઉપાધિમાં રહ્યા છતાં આત્મસ્વભાવમાં વસતા હતા એવા આલંબન પ્રત્યે કયારેય બુદ્ધિ થતી નથી. શ્રી જિન જેવા જન્મત્યાગી પણ છોડીને ચાલી નીકળ્યા એવા ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ આ પામર જીવ કરતાં કરતાં કાળ વ્યતીત કરશે તો અશ્રેય થશે, એવો ભય જીવના ઉપયોગ પ્રત્યે પ્રવર્ત્તે છે, કેમકે એમ જ કર્ત્તવ્ય છે. × × નિત્ય છૂટવાનો વિચાર કરીએ છીએ અને જેમ તે કાર્ય તરત પતે તેમ જાપ જપીએ છીએ.' ઇત્યાદિ. આ પરથી સ્વયં સમજાય છે કે **શ્રીમદ્નો આદર્શ જનકવિદેહી નથી, જિન ભગવાન્–વીતરાગ મહાવીર** છે; અને તે **મહત્ પુરુષ મહાવીરના મહા નિર્ગ્રંથ વીતરાગ પંથે વિચરવાના નિરંતર અભિલાષી શ્રીમદ્ તો 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો,'–એ જ ગવેષણા એ જ રટણા કરી રહ્યા છે.** યદ્યપિ હાલ તત્કાલ ઉદયાધીન પ્રતિબંધક કારણોને લઈ બાહ્યથી તેમ બની શકયું નથી, તોપણ અત્યારે પણ અંતરંગથી તો **શ્રીમદ્** તે નિર્ગ્રંથના માર્ગને પૂરેપૂરા અનુસરી રહ્યા જ છે.

કારણ કે કાયાની માયા વિસારી સ્વરૂપમાં સમાઈ ગયા એવા વીતરાગ નિર્ગ્રંથના પંથને **શ્રીમદ્** ભાવથી પૂર્ણપણે અનુસર્યા છે, કાયાની માયા વિસારીને સ્વરૂપમાં શમાયા છે, દેહ છતાં દેહાતીત દશા—કાયોત્સર્ગ દશા પામ્યા છે. નિર્ગ્રંથ મુનિને માટે **સૂયગડાંગ સૂત્રમાં वोसट्टकाय** અને **दविव** એ બે અર્થપૂર્ણ શબ્દો પ્રયોજ્યા છે, તે વ્યુત્સૃષ્ટકાય અને દ્રવ્યભૂત **શ્રીમદ્** થયા છે; જાણે કાયા છોડી દીધી હોય ને કાયામાં ન વર્ત્તતા હોય એવા વ્યુત્સૃષ્ટકાય–કાયોત્સર્ગદશાસંપન્ન થયા છે, અને જેવા પ્રકારે આત્મદ્રવ્યનું શુદ્ધ સ્વરૂપ છે તેવું પોતે પ્રગટાવ્યું છે એવા દ્રવ્યભૂત થયા છે; **द्रव्यानुसारि* चरणं ने चरणानुसारि द्रव्यं**—દ્રવ્યાનુસારિ ચરણ અને ચરણાનુસારિ દ્રવ્ય એ **અમૃતચંદ્રાચાર્યનું પ્રવચનસારનું** સુભાષિત વચન **શ્રીમદે** જીવનમાં સિદ્ધ–અનુભવસિદ્ધ કરી દેખાડ્યું છે! આમ **'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા, નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે'**—એ પોતાના જ સુભાષિત સૂત્રને ચરિતાર્થ કરતા **પરમ ભાવ-નિર્ગ્રંથ શ્રીમદ્‌ને** કાયાની માયા વિસારી સ્વરૂપમાં શમાવારૂપ પરમ ધન્ય દશા પ્રગટી છે.

એવા આ પુરુષને દેહ છતાં દેહાતીત દશા સહજ સ્વભાવસિદ્ધ કેમ ન હોય ? હું શરીર નથી, હું જાણે શરીરમાં રહ્યો નથી એવો અશરીરીભાવ સહજ સુલભ કેમ ન હોય ? માની લઈએ કે આ કાળમાં ચરમશરીરીપણું ન હોય તો પણ અશરીરીભાવપણે આત્મસ્થિતિ તે ભાવથી–ભાવની અપેક્ષાએ ચરમશરીરીપણું નહીં પણ સિદ્ધપણું છે. અને તેવા પ્રકારે અનુભવસિદ્ધ વચન **શ્રીમદે સૌભાગ્ય** પરના ૧૯૪૮ આશો શુ. ૧૦ના દિને લખેલા પત્રમાં (અં. ૪૧૧) લખ્યું છે—'ચરમશરીરીપણું જાણીએ કે આ કાળમાં નથી, તથાપિ અશરીરીભાવપણે આત્મસ્થિતિ છે તો તે ભાવનયે ચરમશરીરીપણું નહીં, પણ સિદ્ધપણું છે; અને તે અશરીરીભાવ આ કાળને વિષે નથી એમ અત્રે કહીએ, તો આ કાળમાં અમે પોતે નથી, એમ કહેવા તુલ્ય છે.'—આત્મસામર્થ્યના પૂરેપૂરા યથાર્થ ભાનથી **શ્રીમદે** નિરભિમાનપણે અત્રે પોતા માટે અશરીરી ભાવનો તો અનુભવસિદ્ધ ખુલ્લેખુલ્લો દાવો કર્યો છે. આમ અશરીરીભાવ આ કાળમાં પણ કેવો હોઈ શકે છે તેનું જીવતું જાગતું જ્વલંત ઉદાહરણ **શ્રીમદ્** પોતે છે. પુરાણપ્રસિદ્ધ જનક વિદેહીનું સ્મરણ વા ઓર બળવાન્‌પણે વિશેષે સ્મરણ કરાવે એવો —દેહ છતાં દેહાતીત દશા–વિદેહી દશા આ કાળમાં પણ આચરી દેખાડનારો **શ્રીમદ્** જેવો એક પરમ જ્ઞાની પુરુષ આપણી વચ્ચે થઈ ગયો એ આપણા અહોભાગ્ય છે! **'દેહ છતાં જેની દશા વર્ત્તે દેહાતીત'**—એવા આ કાળના આ પરમ આશ્ચર્યકારક પરમ અદ્‌ભુત જ્ઞાની પુરુષને ચાલો આપણે ઓળખવા પ્રયત્ન કરીએ અને ઉચ્ચારીએ કે—**'તે જ્ઞાનીના ચરણમાં હો વંદન અગણિત!'**

* "द्रव्यानुसारि चरण चरणानुसारि, द्रव्यं मिथो द्वयमिद ननु सव्यपेक्षम् ।
तस्मान्मुमुक्षुमधिरोहतु मोक्षमार्गं, द्रव्यं प्रतीत्य यदि वा चरण प्रतीत्य ॥"
—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત પ્રવચનસાર ટીકા ગા. –૧૦૮



## પ્રકરણ સાઠમું

# પ્રારબ્ધોદયજનિત વ્યવહારોપાધિ

'ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલિયે, વધે ન ઘટે એક રંચ રે....ધન્ય રે.'–**શ્રીમદ્ રાજચંદ્ર**

આવી તરવારની ધાર કરતાં પણ વિકટ અદ્ભુત વિદેહી દશા—અને તે પણ વ્યવહારઉપાધિ મધ્યે—ધારી રાખવા **શ્રીમદ્** સમર્થ થયા, તે તેમનું અસાધારણ આત્મ-પરાક્રમ દાખવે છે. **'ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિન તણી ચરણ સેવા.'** આ વ્યવહારઉપાધિ કાંઈ **શ્રીમદ્**ની કોઈ પણ સાંસારિક ઇચ્છાના કારણે ન્હોતી–ઇચ્છાજનિત ન્હોતી, પણ તેવા પ્રકારના પૂર્વોપાર્જિત પ્રારબ્ધોદયના જ કારણે હતી– પ્રારબ્ધોદયજનિત હતી, એ સિદ્ધ હકીકત છે. એ વસ્તુસ્થિતિનો એમના પત્રોના જ આધારે (Documentary evidence) આ પ્રકરણમાં વિચાર કરશું.

૧૯૪૭માં શુદ્ધ સમકિત પ્રકાશ્યું—'ઓગણીસસેં ને સુળતાલીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે,' ત્યારથી **શ્રીમદ્**ની આત્મદશા અત્યંત અત્યંત સંવેગથી—ભલભલા સંવેગી સંત મહાત્માઓને પણ કલ્પનામાં ન આવે એવા તીવ્ર વેગથી ઉત્તરોત્તર કેવી વધતી ગઈ, તેનું દર્શન આપણે આગલા પ્રકરણોમાં કર્યું. આત્મકળાની સોળે કળાએ પૂર્ણ **રાજચંદ્ર** નિર્વિકલ્પ સમાધિના પંદર અંશે કેમ પહોંચી ગયા, મુક્તપ્રાય એવી પ્રાયે જીવન્મુક્તદશા કેમ પામી ગયા, પૂર્ણતામાં કંઇક ઊણતાવાળી કેવલ એક શુદ્ધ આત્માનુભવદશા કેમ સ્પર્શી ગયા, પરાભક્તિની પરાકાષ્ઠાના પ્રાયે પ્રાન્ત્ય પ્રદેશોમાં કેમ રમવા લાગ્યા, સત્સ્વરૂપ પુરાણપુરુષથી અભેદ સાક્ષાત્ સત્પુરુષ કેમ બની ગયા, અને વ્યવહાર-ઉપાધિ મધ્યે પણ દેહ છતાં દેહાતીત અદ્ભુત વિદેહી દશા કેમ અનુભવવા લાગ્યા,–એ **શ્રીમદ્**ની ઉત્તરોત્તર વધતી જતી અલૌકિક આત્મદશા પ્રત્યે—**'શ્રુત અનુભવ વધતી દશા'** પ્રત્યે આપણે કેટલાક દૃષ્ટિપાત કર્યા. એક બાજુથી અંતરમાં–અધ્યાત્મ-દિશામાં **શ્રીમદ્**ની આમ આ 'વધતી દશા' હતી, ત્યાં બીજી બાજુથી બ્હારમાં–બાહ્ય દિશામાં વ્યવહારોપાધિની માત્રા પણ 'વધતી દશા'માં હતી;—જેમ જેમ અંતરમાં આ અધ્યાત્મદશા વધતી જતી હતી, તેમ તેમ બ્હારમાં આ પરિગ્રહકાર્યપ્રપંચરૂપ વ્યવહારોપાધિ વધતી જતી હતી,— એમ એ બન્ને વચ્ચે જાણે હોડ (Race, શરત) ચાલી રહી હતી! **મહાસત્ત્વ બોધિસત્ત્વ રાજચંદ્ર**ના સત્ત્વની જાણે કસોટી કરવા આવી હોયની–અગ્નિપરીક્ષા કરવા આવી હોયની એમ તે વ્યવહારોપાધિ **મહાવિદેહી રાજચંદ્ર**ને પડકારતી હતી! તું ગમે તેટલી ઉંચી નીચી થાય પણ હું મ્હારી આત્મસમાધિને ઉની આંચ નહિં આવવા દઉં એમ **મહાવીર પુરુષ**ની જેમ તે પડકારને ઝીલી લેતા **રાજચંદ્ર** જેમ જેમ તેને હડસેલવા પ્રયત્ન કરતા હતા—ધક્કા મારીને કાઢી

મૂકવા પ્રયત્ન કરતા હતા, તેમ તેમ તે ઉપાધિ વધતી જતી હતી, રંચ પણ—જરા પણ ઘટતી ન હતી,—'જેમ જેમ તે હડસેલિયે, વધે ન ઘટે એક રંચ રે.'—એવો 'કારમો'—વિષમ વસમો અસહ્ય ઉદય શ્રીમદ્‌ને આવી પડ્યો,—'ત્યાં આવ્યો રે ઉદય કારમો'; અને તેની કારમી ચીસ—સહૃદયોના હૃદય ભેદી નાંખે અરે! કઠોર વજ્રહૃદય—પર્વતોમાં પણ ચીરાડ પાડી દે એવી કારમી ચીસ શ્રીમદ્‌ના અંતરાત્મામાંથી નીકળી ગઈ—

'ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે એક રંચરે....ધન્ય રે.'

જ્યાં સમયમાત્ર પણ પરમાણુમાત્ર પણ રહેવાની પોતાની ઇચ્છા નથી એવા વ્યવહારપ્રપંચમાં આમ માત્ર પ્રારબ્ધોદયને જ કારણે પરેચ્છાથી શ્રીમદ્‌ને રહેવું પડ્યું એ ખરેખર! વિધિની વિચિત્રતા છે! પૂર્વે જણાવ્યું હતું તેમ કૌટુંબિક સંજોગાદિ—કરજ આદિ કારણે પરેચ્છાથી—સ્વેચ્છાથી નહિં—શ્રીમદ્‌ને વ્યાપારવ્યવહારમાં ઝંપલાવવું પડ્યું, ભાગીદારીમાં જોડાયા, પોતે જ પ્રેરણા કરી રેવાશંકર જગજીવનની કમીશન એજન્સીની કંપની સ્થાપી, ત્યારે શ્રીમદ્‌ની ધારણા એવી હતી કે જેમ બને તેમ ત્વરાથી આ વ્યવહારપ્રવૃત્તિ પતાવી નિવૃત્ત થઈ ત્યાગ લઈ પરમાર્થમાર્ગઉદ્ધાર કરશું. પત્રાંક ૩૯૦માં સૌભાગ્યને જણાવ્યું છે તેમ—'જે ઉપાર્જિત કર્મ ભોગવતાં ઘણો વખત ભાવિમાં વ્યતીત થશે, તે બળવાનપણે ઉદયમાં વર્તી ક્ષયપણાને પામતાં હોય તો તેમ થવા દેવા યોગ્ય છે, એમ ઘણાં વર્ષનો સંકલ્પ છે' પણ તે વખતે યથાવસ્થિત વિચાર કર્યો નહિં, પૂર્ણ વિચાર વિના પ્રારંભ કર્યો, પછી અણધાર્યા સંજોગોને લઈ ધાર્યા કરતાં ઉપાધિ એકદમ વધી ગઈ અને તેમાંથી એકદમ નિકળવું મુશ્કેલ થઈ પડ્યું. વળી તેના પ્રારંભ વખતે ૧૯૪૫ના અંતભાગમા શ્રીમદ્‌ની જે પ્રારંભિક આત્મદશા હતી, તેના કરતા અત્યારે તો—૧૯૪૭થી માંડીને સમયે સમયે અનેકગણી વધતી જતી હતી, એટલે તે ઉપાધિને હડસેલીને—ધક્કા મારીને કાઢી મૂકવા ને તેમાંથી ઝટ છૂટવાની શ્રીમદ્‌ની ઇચ્છા ઓર તીવ્ર બની, પણ પોતે જ પ્રેરેલી તે ઉપાધિમાથી એકદમ છટકવું તત્કાલ શક્ય ન હતું, કારણ કે અચાનક આંચકો આપી (Sudden shock) તેમ કરવા જતા સાથે જોડાયેલા બીજાઓને—લાગતાવળગતાઓને તીવ્ર ક્લેશ—કષાયનું અને અનંત સંસારનું કારણ થાય તેમ હતું. પૂર્વે યથાસ્થિત વિચાર વિના કાર્યારંભ કર્યો ને હવે એકદમ ઉલાળીઓ કરવા જતાં બીજાઓને ક્લેશાપત્તિ થાય તે વીતરાગી શ્રીમદ્‌ને પરવડે એમ ન હતું અને ઉપાધિ રહે એ પણ પોષાય તેમ ન હતું, એમ મોટું ધર્મસંકટ શ્રીમદ્‌ને આવી પડ્યુ. એટલે આ 'પ્રારબ્ધ'—પ્રારંભેલું કાર્ય સમ્યક્ પ્રકારે પૂરૂં કરી—નિર્વાહી, ચિત્તસમાધાન રાખી યુક્તિથી ક્રમે કરી તેમાથી નિવર્ત્તવું એમ વિચારવું પડ્યુ. આ અંગે શ્રીમદ્ પોતાની અંતર્વેદના ૧૯૪૮ના ફા. સુ. ૧૪ના દિને લખેલા પોતાના પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય પરના પત્રમા (અં. ૩૩૯) ઠાલવે છે—

'અમને તો માત્ર અપૂર્વ એવા સતના જ્ઞાન વિષે જ રુચિ રહે છે. બીજું જે કંઇ કરવામાં આવે છે, કે અનુસરવામાં આવે છે, તે બધું આસપાસનાં બંધનને લઈને

કરવામાં આવે છે. હાલ જે કંઇ વ્યવહાર કરીએ છીએ, તેમાં દેહ અને મનને બાહ્ય ઉપયોગ વર્તાવવો પડે છે. આત્મા તેમાં વર્તતો નથી. ક્વચિત્ પૂર્વકર્માનુસાર વર્તાવું પડે છે તેથી અત્યંત આકુળતા આવી જાય છે. જે કંઈ પૂર્વે નિબંધન કરવામાં આવ્યાં છે, તે કર્મો નિવૃત્ત થવા અર્થે, ભોગવી લેવા અર્થે, થોડા કાળમાં ભોગવી લેવાને અર્થે, આ વેપાર નામનું વ્યાવહારિક કામ બીજાને અર્થે સેવીએ છીએ. હાલ જે કરીએ છીએ તે વેપાર વિષે મને વિચાર આવ્યા કરેલ, અને ત્યારપછી અનુક્રમે તે કામની શરૂઆત થઈ ત્યારથી તે અત્યાર સુધીમાં કામની દિન પ્રતિદિન કંઈ વૃદ્ધિ થયા કરી છે. × × × આ કામની પ્રવૃત્તિ કરતી વખતે જેટલી અમારી ઉદાસીન દશા હતી તેથી આજ વિશેષ છે. × × આ કામ પછી ત્યાગ એવું અમે તો જ્ઞાનમાં જોયુ હતું, અને હાલ આવું સ્વરૂપ દેખાય છે, એટલી આશ્ચર્યવાર્તા છે. અમારી વૃત્તિને પરમાર્થ આડે અવકાશ નથી.'

આ પરથી **શ્રીમદ્**ની વ્યવહારપ્રવૃત્તિનો બધો ખુલાસો મળી જાય છે. આ ઉપાધિના ભીડા અંગે પુનઃ પોતાની ઊંડી અંતર્વેદના **શ્રીમદ્** ૧૯૪૯ના ચૈત્ર વદ ૬ના **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૪૩૯) ઠાલવે છે—'ઉપાધિનો જોગ વિશેષ રહે છે. જેમ જેમ નિવૃત્તિના જોગની વિશેષ ઇચ્છા થઇ આવે છે, તેમ તેમ ઉપાધિની પ્રાપ્તિનો જોગ વિશેષ દેખાય છે. ચારે બાજુથી ઉપાધિનો ભીડો છે. કોઇ એવી બાજુ અત્યારે જણાતી નથી કે અત્યારે જ એમાંથી છૂટી ચાલ્યા જવું હોય તો કોઇનો અપરાધ કર્યો ન ગણાય. છૂટવા જતાં કોઇના મુખ્ય અપરાધમાં આવી જવાનો સ્પષ્ટ સંભવ દખાય છે, અને આ વર્તમાન અવસ્થા ઉપાધિરહિતપણાને અત્યંત યોગ્ય છે; પ્રારબ્ધની વ્યવસ્થા એવી પ્રબંધ કરી હશે.' આ પત્રો પરથી **શ્રીમદ્**ની વ્યવહારપ્રવૃત્તિનો બધો ખુલાસો મળી જાય છે, અને જોઈ શકાય છે કે પોતાની ઇચ્છાને કારણે નહિં પણ અત્યંત અનિચ્છાએ તેવા પ્રારબ્ધોદયથી **શ્રીમદ્**ને પરાણે સંસારમાં રહેવું પડયું છે અને તેમાં પણ મુખ્ય-પણે પરેચ્છાના જ કારણે ઉપાધિપ્રસંગમાં પ્રવર્ત્તવું પડયું છે. તેમના પત્રોમાં જણાવ્યું છે તેમ—'પરેચ્છાથી વર્તીએ છીએ. (અં. ૨૩૪). ઇશ્વરેચ્છાને લીધે ઉપાધિજોગ છે. (અં. ૨૪૫) હાલ જે પ્રવૃત્તિજોગમાં રહીએ છીએ તે તો ઘણા પ્રકારના પરેચ્છાના કારણથી રહીએ છીએ, આત્મદૃષ્ટિનું અખંડપણું એ પ્રવૃત્તિજોગથી બાધ નથી પામતું, માટે ઉદય આવેલો એવો તે જોગ આરાધીએ છીએ. (અં. ૩૭૬).' ઇત્યાદિ.

આમ પરેચ્છાથી ઉપાધિજોગમા વર્ત્તવું પડે છે છતાં **નિર્દોષમુર્ત્તિ ઋજુમુર્ત્તિ શ્રીમદ્** તો પોતાના પ્રારબ્ધનો—અને તે પણ પોતે જ કર્યું માટે પોતાનો જ દોષ કાઢે છે, અં. ૩૩૯મા કહ્યુ છે તેમ 'કોઈનો દોષ નથી, અમે કર્મ બાંધ્યાં માટે અમારો દોષ છે.' એટલે જે કાંઈ ઉપાધિ કરાય છે તે કાઇ **શ્રીમદ્**ની સ્વઇચ્છાને કારણે નથી, પણ પરેચ્છાથી અને પ્રારબ્ધોદયકારણે છે. સ્વઇચ્છાની વાત તો દૂર રહો, પણ તે પ્રત્યે પરમ વિરક્ત **શ્રીમદ્**ને અત્યંત અત્યંત અનિચ્છા જ છે—અરુચિ જ છે, એટલું જ નહિં પણ તીવ્ર ખેદ છે; આ પરમ નિર્વેદરૂપ ખેદ તેમના અંતરોદ્ગારરૂપ વચનોમાં

ઠેર ઠેર દેખાય છે. હવે ગૃહસ્થપ્રત્યયી–ગૃહસ્થસંબંધી પ્રારબ્ધઉદય હોય ને જો વ્યવહાર-ઉપાધિ ન કરે તો યાચકપણું ભજવું પડે અને તેમ કરે તો જ્ઞાનીના માર્ગનો વિરોધ થાય. અને **શ્રીમદ્** તો જોકે તેમ કરે તો પણ જ્ઞાનીનો માર્ગ વિરાધાય નહિં એવા પરમ સમર્થ હતા, છતાં તેમણે ગૃહસ્થપણામાં અયાચકપણું જ યોગ્ય એ જ્ઞાનીના માર્ગની પ્રણાલિકા જાળવવી એ જ યોગ્ય—તેની ઉપેક્ષા કરવી યોગ્ય નહિં એમ ધાર્યું; જો ઉપેક્ષા કરી હોય તો પણ 'ગૃહસ્થપણું **પણ વનવાસીપણે ભજાય એવો આકરો વૈરાગ્ય' શ્રીમદ્**ને વર્ત્તતો હતો, છતાં તેઓ જ્ઞાનીની માર્ગપ્રણાલિકાને જ અનુસર્યા. એટલે આમ અનિવાર્યપણે આવી પડેલ ગૃહવાસઉદયમા વ્યવહારઉપાધ પ્રસંગ પણ સેવ્યા વિના છૂટકો ન્હોતો. તથાપિ જો તે ઉદય એક સમય પણ 'અસત્તા પામતો હોય'–સત્તામાંથી ચાલ્યો જાય તો તે જ સમયે આ બધા વ્યવહારમાથી ઊઠીને ચાલ્યા જવા જેટલી 'મોકળાશ' **શ્રીમદ્**ને વર્ત્તતી હતી. આ અંગે માક્ષીભૂત ૧૯૪૮ના આશોના પત્રમાં (અં. ૪૧૪) લખેલા ટંકોત્કીર્ણ વચનો આ રહ્યા—

'જે કંઈ ઉપાધિ કરાય છે, તે કંઈ સ્વપણાને કારણે કરવામાં આવતી નથી; તેમ કરાતી નથી. જે કારણે કરાય છે, તે કારણ અનુક્રમે વેદવાયોગ્ય એવું પ્રારબ્ધકર્મ છે. જે કંઈ ઉદય આવે તે અવિસંવાદ પરિણામે વેદવું એવું જે જ્ઞાનીનું બોધન છે તે અમારે વિષે નિશ્ચળ છે, એટલે તે પ્રકારે વેદીએ છીએ; તથાપિ ઇચ્છા તો એમ રહે છે કે અલ્પકાળને વિષે, એક સમયને વિષે જો તે ઉદય અસત્તાને પામતો હોય તો અમે આ બધામાથી ઊઠી ચાલ્યા જઈએ; એટલી આત્માને મોકળાશ વર્તે છે. × × એમ હોવાથી અને ગૃહસ્થપ્રત્યયી પ્રારબ્ધ જ્યાંસુધી ઉદયમાં વર્તે ત્યાં સુધીમાં સર્વથા અયાચકપણાને ભજતું ચિત્ત રહેવામાં જ્ઞાનીપુરુષોનો માર્ગ રહેતો હોવાથી આ ઉપાધિ ભજીએ છીએ. જો તે માર્ગની ઉપેક્ષા કરીએ તોપણ જ્ઞાનીને વિરાધીએ નહીં એમ છે, છતા ઉપેક્ષા થઈ શકતી નથી. જો ઉપેક્ષા કરીએ તો ગૃહસ્થપણું **પણ વનવાસી-પણે ભજાય એવો આકરો વૈરાગ્ય વર્તે છે.** સર્વ પ્રકારના કર્ત્તવ્યને વિષે ઉદાસીન એવા અમારાથી કંઈ થઇ શકતું હોય તો તે એક જ થઈ શકે છે કે પૂર્વોપાર્જિતનું સમતાપણે વેદન કરવું, અને જે કંઈ કરાય છે તે તેના આધારે કરાય છે એમ વર્તે છે.'

આવા પરમ વૈરાગ્યસંપન્ન–પરમ ઉદાસીન **શ્રીમદ્** સંસારમાં પોતાના કોઈ પણ પ્રકારના આત્મિક બંધનને લઈને રહ્યા ન હતા, પણ અનિચ્છતા છતાં તેવા પ્રકારના પૂર્વ પ્રારબ્ધને લઈ ને જ રહ્યા હતા. ૧૯૪૮ના આશોમાં લખેલ પત્રમાં (અં.૪૧૫) **શ્રીમદે** પોતાના પરમાર્થસુહૃદ્ **સૌભાગ્ય**ને લખ્યુ છે તેમ–'કોઈ પણ જાતના અમારા આત્મિક બંધનને લઈ ને અમે સંસારમાં રહ્યા નથી. × × કુટુંબ છે તેનુ પૂર્વેનું કરેલું કરજ આપી નિવૃત્ત થવા અર્થે રહ્યા છીએ. રેવાશંકર છે તેનું અમારા પ્રત્યે જે કંઇ માગણું છે તે આપવાને રહ્યા છીએ. તે સિવાયના જે જે કંઈ પ્રસંગ છે તે તેની અંદર સમાઇ જાય છે, તનને અર્થે, ધનને અર્થે, ભોગને અર્થે, સુખને અર્થે, સ્વાર્થને અર્થે કે કોઈ જાતના આત્મિક બંધનથી અમે સંસારમાં રહ્યા નથી. આવો જે અંતરંગનો ભેદ તે

જે જીવને નિકટપણે મોક્ષ વર્તતો ન હોય તે જીવ કેમ સમજી શકે ? દુઃખના ભયથી પણ સંસારમાં રહેવું રાખ્યું છે એમ નથી. માન-અપમાનનો તો કંઈ ભેદ છે, તે નિવૃત્ત થઈ ગયો છે.' **શ્રીમદ્**ના ચિત્તમાં આમ કોઇ સંસારપ્રત્યયી ઇચ્છાની વાત તો દૂર રહો, અત્યંત અનિચ્છા જ હતી, એટલું જ નહિં પણ પ્રતિક્ષણે તે માટે તીક્ષ્ણ ખેદ વેદાતો હતો અને તેથી છૂટવાનો જ નિત્ય લક્ષ રહેતો હતો, છતાં 'ખારા લાગેલા' સંસારમાં 'પરાણે સ્થિતિ' કરવી પડી છે. આ અંગેનું તીવ્ર આત્મસંવેદન દાખવતા પત્રમાં (અં. ૫૦૮, ૧૯૪૮ જેઠ શુ. ૧૪) **શ્રીમદ્ સૌભાગ્યને** લખે છે—

'ચિત્તમાં ઉપાધિના પ્રસંગ માટે વારંવાર ખેદ થાય છે જે, આવો ઉદય જો આ દેહમાં ઘણા વખત સુધી વર્ત્યા કરે તો સમાધિદશાએ જે લક્ષ છે તે લક્ષ એમ ને એમ અપ્રધાનપણે રાખવો પડે, અને જેમાં અત્યંત અપ્રમાદયોગ ઘટે છે, તેમાં પ્રમાદયોગ જેવું થાય. કદાપિ તેમ નહીં તોપણ આ સંસારને કોઇ પ્રકાર રુચિયોગ્ય જણાતો નથી; પ્રત્યક્ષ રસરહિત એવું સ્વરૂપ દેખાય છે; તેને વિષે જરૂર સદ્વિચારવાન જીવને અલ્પ પણ રુચિ થાય નહીં, એવો નિશ્ચય વર્તે છે. વારંવાર સંસાર ભયરૂપ લાગે છે. ભયરૂપ લાગવાનો બીજો કોઈ હેતુ જણાતો નથી, માત્ર એમાં શુદ્ધ એવું આત્મસ્વરૂપ અપ્રધાન રાખી વર્તવું થાય છે તેથી મોટો ત્રાસ વર્તે છે, અને નિત્ય છૂટવાનો લક્ષ રહે છે; તથાપિ હજુ તો અંતરાય સંભવે છે, અને પ્રતિબંધ પણ રહ્યા કરે છે; તેમ જ તેને અનુસરતા બીજા અનેક વિકલ્પથી ખારા લાગેલા આ સંસારને વિષે પરાણે સ્થિતિ છે.'

આમ સંસાર જેને ખરો નહિં પણ 'ખારો' લાગ્યો છે એવા **શ્રીમદ્** ખરી રીતે ભાવથી તો સંસારાતીત જ છે, રતિ માત્ર રતિ નહિં હોવાથી પરમ ભાવવિરતિ જ છે. આવા પરમ વિરક્ત **શ્રીમદ્** જેવા કુસુમ સમા પરમ કોમલ હૃદયવાળા પુરુષને આ અગ્નિજ્વાલા જેવી કપરી ઉપાધિ ઊઠાવવી અત્યંત આકરી—અત્યંત વસમી લાગતી હતી; એને વેદવા જેટલું કઠિનપણું **સ્વભાવમૃદુ શ્રીમદ્**માં નહિં હોવાથી તેમાંથી નિવૃત્તિની ઇચ્છા વારંવાર તેમને થઇ આવતી હતી. ૧૯૪૯ના માગ. વદ ૯ ના પત્રમાં (અં. ૪૨૫) **શ્રીમદ્ સૌભાગ્યને** લખે છે તેમ—'ઉપાધિ વેદવા માટે જોઇતું કઠિનપણું મારામાં નથી, એટલે ઉપાધિથી અત્યંત નિવૃત્તિની ઇચ્છા રહ્યા કરે, તથાપિ ઉદયરૂપ જાણી તે યથાશક્તિ સહન થાય છે. પરમાર્થનું દુઃખ મટ્યા છતાં સંસારનું પ્રાસંગિક દુઃખ રહ્યા કરે છે; અને તે દુઃખ પોતાની ઇચ્છાદિના કારણનું નથી, પણ બીજાની અનુકંપા તથા ઉપકારાદિનાં કારણનું રહે છે; અને તે વિટંબના વિષે ચિત્ત ક્યારેક ક્યારેક ઉદ્વેગ પામી જાય છે. × × એ ઉદ્વેગને લીધે ક્યારેક ચક્ષુમાં આંસુ આવી જાય છે.' પરમ નિવૃત્તિને યોગ્ય એવા **શ્રીમદ્** જેવા **માર્દવમૂર્ત્તિ પરમ સાધુચરિત** પુરુષને ગૃહસ્થને યોગ્ય એવી આ વ્યવહારપ્રવૃત્તિમાં પડવું પડે એ કેટલું બધું આકરું લાગે છે—વસમું લાગે છે, તેનું કેવું તીવ્ર સંવેદન કુસુમ કરતાં પણ કોમળ હૃદયવાળા **શ્રીમદ્**ના આ શબ્દોમાં દેખાય છે ! આ ઉપાધિઉદય **શ્રીમદ્**ને કેટલો અસહ્ય થઇ પડ્યો છે તેની અંતર્વેદના **શ્રીમદ્**ના આ સંવેદનવચનોમાં પણ સ્પષ્ટ જણાય છે—'નિઃસારપણું અત્યંતપણે

જાણ્યા છતાં, વ્યવસાયનો પ્રસંગ આત્મવીર્યને કંઇ પણ મંદતાનો હેતુ થાય છે, છતાં તે વ્યવસાય કરીએ છીએ. આત્માથી ખમવા યોગ્ય નહીં તે ખમીએ છીએ (અં.૫૧૪, ૧૯૫૦, શ્રા શુ. ૧૪). કોઇ પણ સહૃદયના હૃદયને વીંધી નાંખે એવી આ કેવી ઊંડી અંતર્વેદના છે!

આમ સ્વેચ્છાથી નહિં પણ પરેચ્છાથી જે પ્રવૃત્તિ છે એટલું જ નહિં પણ અત્યંત અનિચ્છાથી પરાણે પ્રવૃત્તિ છે, તે કેવલ પ્રારબ્ધોદયજનિત જ હોવી સંભવે. કારણ કે **શ્રીમદ્ સૌભાગ્યને** લખે છે તેમ—'ન ગમતું એવું ક્ષણવાર કરવાને કોઇ ઇચ્છતું નથી, તથાપિ તે કરવું પડે છે એ એમ સૂચવે છે કે પૂર્વકર્મનું નિબંધન અવશ્ય છે. (અં.૩૨૯). અત્ર ઉપાધિનામે પ્રારબ્ધ ઉદયપણે છે. (અં. ૩૮૬). પૂર્વે ઉપાર્જિત કરેલું એવું જે કંઇ પ્રારબ્ધ છે તે વેદવા સિવાય બીજો પ્રકાર નથી, અને યોગ્ય પણ તે રીતે છે એમ જાણી જે જે પ્રકારે જે કાઇ પ્રારબ્ધ ઉદય આવે છે તે સમપરિણામથી વેદવાં ઘટે છે, અને તે કારણથી આ વ્યવસાયપ્રસંગ વર્તે છે. (અં. ૪૨૧) સંસારીપણે વસતાં કઇ સ્થિતિએ વર્તીએ તો સારૂં, એમ કદાપિ ભાસે તોપણ તે વર્તવાનું પ્રારબ્ધાધીન છે. કોઈ પ્રકારનું કંઈ રાગ, દ્વેષ કે અજ્ઞાનનાં કારણથી જે ન થતું હોય, તેનું કારણ ઉદય જણાય છે.' (અં.૪૪૪). ઉદય વેદવા વિના છૂટકો નથી તે આ. અત્ર (અં. ૪૪૪) લખે છે—'જળમા સ્વાભાવિક શીતળપણું છે, પણ સૂર્યાદિના તાપને યોગે ઉષ્ણપણાને તે ભજતું દેખાય છે; તે તાપનો યોગ મટયેથી તે જ જળ શીતળ જણાય છે; વચ્ચે શીતળપણાથી રહિત તે જળ જણાય છે, તે તાપના યોગથી છે. એમ આ પ્રવૃત્તિજોગ અમને છે; પણ અમારો તે પ્રવૃત્તિ વિષે હાલ તો વેદ્યા સિવાય અન્ય ઉપાય નથી.' તેમ જ પત્રાંક ૫૮૬મા લખે છે–'પૂર્ણજ્ઞાની શ્રી ઋષભદેવાદિ પુરુષોને પણ પ્રારબ્ધોદય ભોગવ્યે ક્ષય થયો છે; તો અમ જેવાને તે પ્રારબ્ધોદય ભોગવવો જ પડે એમાં કંઇ સંશય નથી. માત્ર ખેદ એટલો થાય છે કે, અમને આવા પ્રારબ્ધોદયમાં શ્રી ઋષભદેવાદિ જેવી અવિષમતા રહે એટલું બળ નથી; અને તેથી પ્રારબ્ધોદય છતા વારંવાર તેથી અપરિપકવ કાળે છૂટવાની કામના થઇ આવે છે, કે જો આ વિષમ પ્રારબ્ધોદયમા કંઇ પણ ઉપયોગની યથાતથ્યતા ન રહી તો ફરી આત્મસ્થિરતા થતાં વળી અવસર ગવેષવો જોઇશે; અને પશ્ચાત્તાપપૂર્વક દેહ છૂટશે; એવી ચિંતા ઘણીવાર થઇ આવે છે.' આ પ્રારબ્ધોદય ભોગવવો એ કાંઇ દોષ નથી, છતાં તેમાથી છૂટવાની કામના એ તો શ્રીમદ્નો કેવળ ગુણ જ છે. આવો પરમ નિર્દોષ પરમ ગુણમૂર્ત્તિ પુરુષ ઉદય–ઉપાધિને હડમેલવા–હાંકી કાઢવા (Drive out) ઇચ્છે છે, તે તેની **અત્યંત અનાસક્તિ** અને **પરમ વિરક્તિ** જ પ્રકાશે છે. છતાં પ્રારબ્ધોદય જ્ઞાનીને પણ ભોગવવો પડે છે, કારણ કે જ્ઞાનીનો દેહ પ્રારબ્ધકર્મ ભોગવવાને અર્થે અને જગજ્જીવોના કલ્યાણને અર્થે એમ બે કારણે જ વર્તે છે; **ધારશીભાઈ** પરના પત્રમાં (અં. ૩૭૩, ૧૯૪૮, વૈ. વ. ૧૪) **શ્રીમદે** અનુભવસિદ્ધ વચન લખ્યું છે તેમ–'મહાત્માનો દેહ બે કારણને લઈ વિદ્યમાનપણે વર્તે છે, પ્રારબ્ધકર્મ ભોગવવાને અર્થે, જીવોના કલ્યાણને અર્થે; તથાપિ એ બન્નેમાં

તે ઉદાસપણે ઉદય આવેલી વર્તનાએ વર્તે છે એમ જાણીએ છીએ.' તે જ અરસામાં **અંબાલાલભાઈ** પરના પત્રમાં (અં. ૩૭૬) પણ તેવા જ ભાવનું વચન લખ્યું છે—'જ્ઞાનીનો દેહ ઉપાર્જન કરેલાં એવાં પૂર્વકર્મ નિવૃત્ત કરવા અર્થે અને અન્યની અનુકંપાર્થે હોય છે.'

આ પૂર્વકર્મ બે પ્રકારનાં છે, એક ભોગવ્યે નિવૃત્ત થાય એવા અને બીજા જ્ઞાનથી, વિચારથી નિવૃત્ત થાય એવા. આ કર્મવિજ્ઞાન અંગે તલસ્પર્શી મીમાંસા કરતાં **શ્રીમદ્ સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૪૯૪, ૧૯૫૦ ચૈત્ર સુદ) લખે છે—'પૂર્વકર્મ બે પ્રકારનાં છે, અથવા જીવથી જે જે કર્મ કરાય છે તે બે પ્રકારથી કરાય છે. એક પ્રકારનાં કર્મ એવાં છે, કે જે પ્રકારે કાળાદિ તેની સ્થિતિ છે, તે જ પ્રકારે તે ભોગવી શકાય. બીજો પ્રકાર એવો છે, કે, જ્ઞાનથી, વિચારથી કેટલાંક કર્મ નિવૃત્ત થાય. જ્ઞાન થવા છતાં પણ જે પ્રકારનાં કર્મ અવશ્ય ભોગવવા યોગ્ય છે તે પ્રથમ પ્રકારનાં કર્મ કહ્યાં છે; અને જે જ્ઞાનથી ટળી શકે છે તે બીજા પ્રકારનાં કર્મ કહ્યાં છે. કેવળજ્ઞાન ઉત્પન્ન થવા છતાં દેહનું રહેવું થાય છે, તે દેહનું રહેવું એ કેવળજ્ઞાનીની ઇચ્છાથી નથી, પણ પ્રારબ્ધથી છે, એટલું સંપૂર્ણ જ્ઞાનબળ છતાં પણ તે દેહસ્થિતિ વેદ્યા સિવાય કેવળજ્ઞાનીથી પણ છૂટી શકાય નહીં, એવી સ્થિતિ છે; જો કે તેવા પ્રકારથી છૂટવા વિષે કોઇ જ્ઞાનીપુરુષ ઇચ્છા કરે નહીં; તથાપિ અત્રે કહેવાનું એમ છે કે, જ્ઞાનીપુરુષને પણ તે કર્મ ભોગવવા યોગ્ય છે; તેમ જ અંતરાયાદિ અમુક કર્મની વ્યવસ્થા એવી છે કે, તે જ્ઞાનીપુરુષને પણ ભોગવવા યોગ્ય છે, અથાત્ જ્ઞાનીપુરુષ પણ તે કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત કરી શકે નહીં. સર્વ પ્રકારનાં કર્મ એવાં છે, કે તે અફળ હોય નહીં; માત્ર તેની નિવૃત્તિના પ્રકારમાં ફેર છે. × × × વેદનીયાદિ કર્મ હોય તે ભોગવવા વિષે અમને નિરિચ્છા થતી નથી. જો નિરિચ્છા થતી હોય, તો ચિત્તમાં ખેદ થાય કે, જીવને દેહાભિમાન છે તેથી ઉપાર્જિત કર્મ ભોગવતાં ખેદ થાય છે; અને તેથી નિરિચ્છા થાય છે.' આવી જ તત્ત્વમીમાંસા **શ્રીમદ્ સૌભાગ્ય** પરના બીજા પત્રમાં (અં. ૫૪૮, ૧૯૫૧ માગ. વદ ૯) કરે છે—'જ્ઞાનીપુરુષનો સત્સંગ થયે, નિશ્ચય થયે, અને તેના માર્ગને આરાધ્યે જીવને દર્શનમોહનીય કર્મ ઉપશમે છે કે ક્ષય થાય છે, અને અનુક્રમે સર્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ જીવ કૃતકૃત્ય થાય છે, એ વાત પ્રગટ સત્ય છે; પણ તેથી ઉપાર્જિત પ્રારબ્ધ પણ ભોગવવું પડતું નથી એમ સિદ્ધાંત થઈ શકતો નથી. કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ છે એવા વીતરાગને પણ ઉપાર્જિત પ્રારબ્ધરૂપ એવાં ચાર કર્મ વેદવાં પડે છે; તો તેથી ઓછી ભૂમિકામાં સ્થિત એવા જીવોને પ્રારબ્ધ ભોગવવું પડે તેમા આશ્ચર્ય કાંઇ નથી. × × × સમકિતી જીવને, કે સર્વજ્ઞ વીતરાગને, કે કોઈ અન્ય યોગી કે જ્ઞાનીને જ્ઞાનની પ્રાપ્તિને લીધે ઉપાર્જિત પ્રારબ્ધ વેદવું પડે નહીં કે દુઃખ હોય નહીં એમ સિદ્ધાંત ન હોઇ શકે.' ઇત્યાદિ.

આમ જ્ઞાનીને પણ પ્રારબ્ધ ભોગવ્યા વિના નિવૃત્ત થતા નથી, તે પ્રારબ્ધ એકાંતે નિવૃત્તિરૂપે જ હોય એવો નિયમ નથી, ક્વચિત્ પ્રવૃત્તિરૂપે પણ હોય, આ વસ્તુનું

નિસ્તુષ સ્પષ્ટીકરણ કરતાં શ્રીમદ્ ૧૯૫૦ના ફા. શુ. ૧૧ના દિને અંબાલાલભા પરના પત્રમાં (અં. ૪૮૭) લખે છે—'આટલી વાતનો નિશ્ચય રાખવો યોગ્ય છે, જ્ઞાનીપુરુષને પણ પ્રારબ્ધકર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતા નથી, અને અભોગવ્યે નિવૃત્ત થવાને વિષે જ્ઞાનીને કંઈ ઇચ્છા નથી. જ્ઞાની સિવાય બીજા જીવને પણ કેટલાં કર્મ છે, કે જે ભોગવ્યે જ નિવૃત્ત થાય, અર્થાત્ તે પ્રારબ્ધ જેવાં હોય છે, તથાપિ ભેદ એટલો છે કે જ્ઞાનીની પ્રવૃત્તિ પૂર્વોપાર્જિત કારણથી માત્ર છે, અને બીજાની પ્રવૃત્તિમાં ભાવિ સંસારનો હેતુ છે; માટે જ્ઞાનીનું પ્રારબ્ધ જુદું પડે છે. એ પ્રારબ્ધનો એવો નિર્ધાર નથી કે તે નિવૃત્તિરૂપે જ ઉદય આવે. જેમ શ્રીકૃષ્ણાદિક જ્ઞાનીપુરુષ, કે જેને પ્રવૃત્તિરૂપ પ્રારબ્ધ છતાં જ્ઞાનદશા હતી, જેમ ગૃહઅવસ્થામાં શ્રી તીર્થંકર. એ પ્રારબ્ધ નિવૃત્ત થવું તે માત્ર ભોગવ્યાથી સંભવે છે.' આમ જ્ઞાનીનું પ્રારબ્ધ નિવૃત્તિરૂપે પણ હોય ને ક્વચિત્ પ્રવૃત્તિરૂપે પણ હોય; અને તે જ્ઞાનીનું પ્રારબ્ધ અજ્ઞાનીના પ્રારબ્ધ કરતાં સાવ જુદું પડે છે; અજ્ઞાનીને પુનઃ બંધનો હેતુ થઈ સંસારકારણ થાય છે, અબંધપરિણામી જ્ઞાનીને ઉદયભોગ બંધનો અહેતુ હોઈ નિર્જરાનો હેતુ થાય છે. સમયસારકળશ ૧૬૧મા અમૃતચંદ્રાચાર્યજીએ કહ્યું છે તેમ—'ટંકોત્કીર્ણ સ્વરસથી નિચિત જ્ઞાનસર્વસ્વભાગી સમ્યગ્દૃષ્ટિનાં લક્ષણ સકલ કર્મને હણી નાંખે છે; તેથી તેને આ સતે પુનરપિ કર્મનો જરા પણ બંધ છે નહિં, પણ પૂર્વોપાત્ત તે અનુભવતાં નિશ્ચિતપણે નિર્જરા જ છે,'—पूर्वोपात्तं तदनुभवतो निश्चितं निर्जरैव । ક્વચિત્ જ્ઞાનીની ઉદયભોગપ્રવૃત્તિ દેખી જ્ઞાનીને નહિં ઓળખનારા ને પોતાના કાટલે તોલી જ્ઞાનીને અન્યાય કરનારા અજ્ઞાનીજનોને જાણે પડકારતા હોય એમ આ અમૃતચંદ્રજી સમયસારકળશ ૧૪૬માં વીરગર્જના કરે છે—'પૂર્વબદ્ધ પોતાના કર્મવિપાકથી જ્ઞાનીને જો ઉપભોગ હોય છે તો ભલે હો! પણ રાગવિયોગને લીધે તે નિશ્ચયે કરીને તેનો

---

× " टंकोत्कीर्णस्वरसनिचितज्ञानसर्वस्वभाज,
सम्यग्दृष्टेर्यदिह सकलं घ्नंति लक्ष्माणि कर्म ।
तत्तस्यास्मिन्पुनरपि मनाक्कर्मणो नास्ति बंधः,
पूर्वोपात्तं तदनुभवतो निश्चितं निर्जरैव ॥ "

શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકળશ, ૧૬૧

" पूर्वबद्धनिजकर्मविपाकाज्ज्ञानिनो यदि भवत्युपभोगः ॥
तद्भवत्वथ च रागवियोगान्नूनमेति न परिग्रहभाव ॥ "

સમયસારકળશ, ૧૪૬

\+ " उप्पण्णोदयभोगो वियोगबुद्धीए तस्स सो णिच्चं ।
कंखामणागयस्स य उदयस्स ण कुव्वए णाणी ॥
अपरिग्गहो अणिच्छो भणिदो णाणी य णिच्छदे असणं ।
अपरिग्गहो दु असणस्स जाणगो तेण सो होदि ॥
एमादिए दु विविहे सव्वे भावे य णिच्छदे णाणी ।
जाणगभावो णियदो णीरालंबो दु सव्वत्थ ॥ "

સમયસાર ગાથા ૨૧૬-૨૧૪

પરિગ્રહભાવ પામતો નથી.' અર્થાત્ ખરેખરો પરમાર્થસમ્યગ્દૃષ્ટિ જ્ઞાની પૂર્વકર્મયોગે કદાચ પરિગ્રહપ્રપંચમાં પડેલો બ્હારથી વ્યવહારથી દેખાતો હોય, તોપણ અંતરથી નિશ્ચયે કરીને તે પરિગ્રહભાવને સ્પર્શતો જ નથી. કારણ કે **સમયસાર ગાથા ૨૧૫**માં કહ્યું છે તેમ 'ઉદયભોગ ઉત્પન્ન થયો છે એવો તે જ્ઞાની નિત્ય તેની-તે ઉદયભોગની વિયોગબુદ્ધિએ કરી અનાગત-ભાવિ ઉદયની કાંક્ષા કરતો નથી.' આમ '**अपरिग्गहो अणिच्छो भणिदो णाणी**'-જ્ઞાની અનિચ્છ-ઇચ્છારહિત હોય છે તેથી અપરિગ્રહ કહ્યો છે. અને **શ્રીમદ્** તો ઉપર સ્પષ્ટ વિવરી બતાવ્યું તેમ પૂરેપૂરા અનિચ્છ-ઇચ્છારહિત છે—'**સ્વરૂપસ્થિત ઇચ્છારહિત છે**,' એટલે પરિગ્રહપ્રપંચમાં વર્ત્તતા છતાં પરિગ્રહભાવને દૂરથી પણ સ્પર્શતા નહિં હોવાથી **ભાવથી અત્યંત અપરિગ્રહ** રહ્યા છે, એ એમનું અદ્ભુત આત્મસામર્થ્ય સૂચવે છે. અજ્ઞાનીને જે આસ્રવનું કારણ થાય છે, તે જ્ઞાનીને પરિસ્રવનું કારણ થાય છે,—**जे आसवा से परिसवा**—તે આનું નામ! **શ્રીમદ્**નું જ આત્મઅનુભવસિદ્ધ વચન છે કે-'**હોત આસવા પરિસવા, ઇનમેં નહિ સંદેહ; માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ.**' જ્ઞાનીએ એ દૃષ્ટિની ભૂલ સુધારી લીધી છે, એથી એની 'ગત'-ચાલ અજ્ઞાની કરતાં ઉલટી રીતિની છે-ઉલટી દિશાની છે, એટલે જ્ઞાની-પુરુષોની પ્રવૃત્તિ સામાન્ય પ્રાકૃત જનની (Layman) પ્રવૃત્તિ જેવી હોતી નથી. આમ છતાં જ્ઞાની કાંઇ પ્રવૃત્તિને ઇચ્છે છે એમ નથી, નિવૃત્તિને જ ઇચ્છે છે. આ અંગે જાણે **પૂર્વભવોમાં અનુભૂત ભાવોનું સાક્ષાત્ દર્શનરૂપ સ્મરણ કરતા હોય** એવા આ નિવૃત્તિઇચ્છક અનુભવસિદ્ધ અમૃતવચન **શ્રીમદ્** કૃષ્ણદાસ પરના પત્રમાં (પત્રાંક ૪૪૯) લખે છે—'જ્ઞાનીપુરુષોની પ્રવૃત્તિ, પ્રવૃત્તિ જેવી હોતી નથી, ઊના પાણીને વિષે જેમ અગ્નિપણાનો મુખ્ય ગુણ કહી શકાતો નથી, તેમ જ્ઞાનીની પ્રવૃત્તિ છે, તથાપિ જ્ઞાનીપુરુષ પણ નિવૃત્તિને કોઈ પણ પ્રકારે ઇચ્છે છે. **પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે.** તથાપિ ઉદયપ્રાપ્ત પ્રારબ્ધને જ્ઞાની અનુસરે છે.' ઇત્યાદિ.

એટલે જ '**આત્મજ્ઞાન સમદર્શિતા**' જેને પૂરેપૂરા પ્રગટ્યા છે અને '**સ્વરૂપસ્થિત ઇચ્છારહિત**' જે થયા છે એવા **જ્ઞાનાવતાર શ્રીમદ્** '**વિચરે ઉદય પ્રયોગ**' એ જ્ઞાનીની રીતિનું અનુસરણ કરવા તત્પર બન્યા છે; 'ચિંતારહિત પરિણામે જે કંઈ ઉદય આવે તે વેદવું એવો શ્રી તીર્થંકરાદિ જ્ઞાનીઓનો ઉપદેશ છે' (અં. ૪૩૫), તે શિરસાવંદ્ય કરી તેમને 'પૂર્વ નિબંધન જે જે પ્રકારે ઉદય આવે તે તે પ્રકારે....અનુક્રમે વેદન કર્યાં જવાં એમ કરવું યોગ્ય લાગ્યુ છે' (અં. ૩૨૯); અને એટલે જ 'આત્માને વિષે વર્તે છે એવા જ્ઞાનીપુરુષો સહજપ્રાપ્ત પ્રારબ્ધ પ્રમાણે વર્તે છે, ×× સહજપણે પ્રાપ્ત ઉદય ભોગવે છે' (અં. ૩૭૭),—એમ આ **સહજપરિણામી, સહજસ્વરૂપી સહજપણે સ્થિત સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદે** સહજપણે પોતાની જીવન-પ્રણાલિકા પ્રયોજી છે. અને એટલે જ **શ્રીમદ્ ૧૯૪૮** ના અશાડના પત્રમાં (અં. ૩૮૫) **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય**ને માર્મિકપણે લખે છે—'જે પ્રકારે પ્રારબ્ધનો ક્રમ ઉદય

હોય તે પ્રકારે હાલ તો વર્તીએ છીએ, અને એમ વર્તવું કોઇ પ્રકારે સો સુગમ લાગે છે. ×× બીજી તો કંઇ સ્પૃહા નથી, કોઈ પ્રારબ્ધરૂપ સ્પૃહા પણ નથી, સત્તારૂપ કોઈ પૂર્વે ઉપાર્જિત કરેલી ઉપાધિરૂપ સ્પૃહા તે તો અનુક્રમે સંવેદન કરવી છે. એક સત્સંગ–તમરૂપ સત્સંગની સ્પૃહા વર્તે છે. રુચિમાત્ર સમાધાન પામી છે. એ આશ્ચર્યરૂપ વાત કયાં કહેવી ? આશ્ચર્ય થાય છે. આ જે દેહ મળ્યો તે પૂર્વે કોઇ વાર મળ્યો નહોતો, ભવિષ્યકાળે પ્રાપ્ત થવો નથી. ધન્યરૂપ–કૃતાર્થરૂપ એવા જે અમે તેને વિષે આ ઉપાધિયોગ જોઈ લોકમાત્ર ભૂલે એમાં આશ્ચર્ય નથી, અને પૂર્વે જો સત્પુરુષનુ ઓળખાણ પડયું નથી, તો તે આવા યોગનાં કારણથી છે'–આ વેધક વચનો જ્ઞાનીને ઓળખવામાં ભ્રાંતિ પામનારા જગતને તેવી ભૂલ નહિં કરવાનું કેવું માર્મિક આહ્વાન કરે છે !

તાત્પર્ય કે–જે જે કાળે જે જે પ્રારબ્ધ ઉદય આવે તે તે વેદન કરવું એ જ્ઞાની પુરુષોનું સનાતન આચરણ **શ્રીમદ્** અનુસર્યા છે, અને તે તે પ્રારબ્ધ ઉદયપ્રસંગમાં સાક્ષીભાવે–દષ્ટાભાવે વર્ત્યા છે, એ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનની અનુભવસિદ્ધ સિદ્ધ હકીકત છે, અને તેના સાક્ષી **સૌભાગ્ય** પરના અમૃતપત્રના (અં. ૪૦૮, ૧૯૪૮ ભા. વદ ૮) આ અમૃત વચનો છે—'જે જે કાળે જે જે પ્રારબ્ધ ઉદય આવે તે તે વેદન કરવું એ જ્ઞાનીપુરુષોનુ સનાતન આચરણ છે, અને તે જ આચરણ અમને ઉદયપણે વર્તે છે, અર્થાત્ જે સંસારમાં સ્નેહ રહ્યો નથી, તે સંસારનાકાર્યની પ્રવૃત્તિનો ઉદય છે, અને ઉદય અનુક્રમે વેદન થયા કરે છે એ ઉદયના ક્રમમા કોઈ પણ પ્રકારની હાનિ–વૃદ્ધિ કરવાની ઇચ્છા ઉત્પન્ન થતી નથી, અને એમ જાણીએ છીએ કે જ્ઞાનીપુરુષોનુ પણ તે સનાતન આચરણ છે. ××× હાલ તો તે પ્રારબ્ધ સ્વાભાવિક ઉદય પ્રમાણે વેદન કર્યા સિવાય અન્ય ઇચ્છા ઉત્પન્ન થતી નથી, તથાપિ તે ઉદયમા બીજા કોઇને સુખ, દુ:ખ, રાગ, દ્વેષ, લાભ, અલાભના કારણરૂપે બીજાને ભાસીએ છીએ તે ભાસવાને વિષે લોકપ્રસંગની વિચિત્ર ભ્રાંતિ જોઈ ખેદ થાય છે. **જે સસારને વિષે સાક્ષી કર્ત્તા તરીકે મનાય છે, તે સસારમાં તે સાક્ષીએ સાક્ષીરૂપે રહેવું અને કર્ત્તા તરીકે ભાસ્યમાન થવું તે બેધારી તરવાર ઉપર ચાલવા બરાબર છે.'** આમ પ્રારબ્ધયોગે વિચિત્ર વિષમ ભ્રાંતિગત જગતના પ્રસંગમા અવિષમ ઉદાસીન સાક્ષીભાવે વર્ત્તતાં કર્તાપણું નહિં છતા કર્તાપણે ભાસ્યમાન થવા જેવી બેધારી તલવાર પર **શ્રીમદ્** ચાલ્યા છે ! આવું પરમ અદ્ભુત આત્મપરાક્રમ તો **શ્રીમદ્** જેવો કોઇ વિરલો અપવાદરૂપ (exceptional) અસાધારણ (Extra-ordinary) સમર્થ યોગી પુરુષ જ કરી શકે !



## પ્રકરણ એકસઠમું

# ઉપાધિ મધ્યે સમાધિ : અલૌકિક 'રાધાવેધ'

"ધાર તરવારની સોહલી, દોહલી ચૌદમા જિન તણી ચરણ સેવા;
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા"—**શ્રી આનંદઘનજી**

આ આવી ઉપાધિ મધ્યે પણ **શ્રીમદ્**ને તો સમાધિ જ હતી. બાહ્ય નિરુપાધિ ત્યાગઅવસ્થામાં મહામુનીશ્વરોને પણ જે આત્મસમાધિ જાળવવી પરમ દુષ્કર—પરમ દુર્લભ, તે ઉપાધિપ્રસંગ મધ્યે પણ **શ્રીમદે** જાળવી એ જ અદ્ભુતાદદ્ભુત છે! આવું દુષ્કરમાં દુષ્કર કાર્ય '**દુષ્કરદુષ્કરકારક**' **શ્રીમદે** કરી દેખાડયું એ જ પરમ આશ્ચર્ય-કારક છે. તરવારની ધાર પર નાચવું સોહલું-સુલભ છે, પણ ચરણધારા પર સ્થિર રહેવું એ દોહલું છે-દેવોને પણ દુર્લભ છે. 'ધાર તરવારની સોહલી.'—એ ચરણધારા પર સ્થિર રહેવાનું **અદ્ભુત આત્મપરાક્રમ શ્રીમદે** કરી દેખાડયું એ જ પરમ આશ્ચર્યનું પરમ આશ્ચર્ય છે. આ તો ખરેખર! **શ્રીમદે** કોઇ અલૌકિક '**રાધાવેધ**' સાધ્યો છે લૌકિક કથામાં રાધાવેધ સાધવાની વાત આવે છે; રાધાવેધ સાધે તેને સ્વયંવરસુંદરી સ્વયં વરે છે. ચક્ર ઉપર ચક્ર ગોઠવેલા છે, તે ચક્રો ઉલટસુલટ દિશામાં ગતિમાન્ છે-ફર્યા કરે છે. તેની ઉપરમાં 'રાધા'-પૂતળી છે. તેની ડાબી આંખની કીકીને નીચે ઊભેલા બાણાવળીએ નીચે પાણીમાં પડતા પ્રતિબિંબ પ્રત્યે દૃષ્ટિ રાખી ઉપરમાં તે ગતિમાન્ ફરતા ચક્રો સોંસરૂં બાણ નાખીને વિંધવાની છે! કેટલું બધું વિકટ-કેટલું બધું દુર્ઘટ કાર્ય! તે રાધાવેધ સાધનારનું કેવું પરાક્રમ! આ લૌકિક રાધાવેધના પરાક્રમ કરતા અનંતગુણવિશિષ્ટ અલૌકિક આત્મપરાક્રમ મહા વીરપુરુષ **શ્રીમદે** દાખવ્યુ છે, અલૌકિક આધ્યાત્મિક રાધાવેધ સાધ્યો છે, ને એમને જીવન્મુક્તિ-સુંદરી સ્વયં વરી છે. આ આધ્યાત્મિક રાધાવેધ શું છે? કયો છે? સમયસાર× ગા. ૩૦૪-૩૦૫માં રાધ-રાધા શબ્દનો અદ્ભુત અર્થ કર્યો છે, તે પ્રમાણે રાધ, સાધ્ય, સંસિદ્ધિ-સિદ્ધ-સાધિત-આરાધિત એ શબ્દો એકાર્થવાચક છે. એટલે પરદ્રવ્યપરિહારથી શુદ્ધ આત્માની સિદ્ધિ વા સાધન તે રાધ છે.' વ્યવહારઉપાધિ મધ્યે પણ સમાધિસ્થિત **શ્રીમદે** આ શુદ્ધ આત્મસિદ્ધિરૂપ રાધને-રાધાને વીંધી અલૌકિક અધ્યાત્મિક રાધાવેધ સાધ્યો છે. લોકો એમ જાણે છે કે આ ઉપાધિમા બેઠો છે, પણ આ તો ઉપાધિમા બેઠો બેઠો સ્ફટિક જેવા સ્વચ્છ અંતરાત્મામા-હૃદયમાં પડતા શુદ્ધાત્મપ્રતિબિંબ પ્રત્યે દષ્ટિ ઠેરવી વ્યવહારના વિષમ ઉલટસુટલ ગતિમાન્ ચક્રો સોંસરૂં સમાધિ-બાણ નાંખીને આત્મસિદ્ધિ-રાધાને વીંધે છે! એ **મહાપરાક્રમ** કોઈ વિરલો જ કરી શકે છે; અને ઉપાધિ મધ્યે પણ સમાધિ સાધનારો **શ્રીમદ્** તેવો વિરલો છે; એ અનુભવસિદ્ધ સિદ્ધ હકીકત છે.

---

× 'संसिद्धिराधसिद्ध साधियमाराधियं च एयट्ठं ।
अवगयराधो जो खलु चेया सो होई अवराधो ॥
जो पुण णिरवराधो चेया णिस्संकिओ उ सो होइ ।
आराहणाए णिच्चं वट्टेइ अहंति जाणंतो ॥" —**સમયસાર ગાથા ૩૦૪-૩૦૫**

**શ્રીમદ્‌ને** ઉપાધિ મધ્યે પણ કેવી સમાધિ વર્તતી હતી તે માટે તેમના જ પત્રોમાં સ્થળે સ્થળે આવતા સ્વયંભૂ અનુભવોદ્‌ગારો જ સાક્ષી છેઃ 'પરમ સ્વરૂપના અનુગ્રહથી અત્ર સમાધિ છે. (અં. ૨૩૮). સર્વાત્માના અનુગ્રહથી અત્ર સમાધિ છે. બાહ્યોપાધિયોગ વર્તે છે. (અં. ૨૪૩). અત્ર સમાધિ છે, બાહ્યોપાધિ છે (અં. ૩૬૪). અત્ર સમાધિ છે, બાહ્ય પ્રતિબદ્ધતા વર્તે છે. (અં. ૩૬૫). ઉપાધિપ્રસંગ તો રહે છે, તથાપિ આત્મસમાધ રહે છે. (અં. ૩૬૭). અત્ર ભાવ પ્રત્યે તો સમાધિ છે, અને બાહ્ય પ્રત્યે ઉપાધિજોગ વર્તે છે. (અં. ૩૭૧). અત્ર પ્રવૃત્તિ ઉદયે સમાધિ છે. (અં. ૪૩૦). અત્ર સમાધિપરિણામ છે, તથાપિ ઉપાધિનો પ્રસંગ વિશેષ રહે છે. અને તેમ કરવામાં ઉદાસીનતા છતા ઉદયયોગ હોવાથી નિશ્ક્લેશ પરિણામે પ્રવૃત્તિ કરવી ઘટે છે. (અં.૪૨૮). અમારૂં મન ઘણું ઉદાસ રહે છે અને પ્રતિબંધ એવા પ્રકારનો રહે છે, કે તે ઉદાસપણું સાવ ગુપ્ત જેવું કરી ન ખમી શકાય એવા વેપારાદિ પ્રસંગમાં ઉપાધિજોગ વેદવા પડે છે. જો કે વાસ્તવ્યપણે તો સમાધિપ્રત્યયી આત્મા છે. (અં. ૪૬૩).' ઇત્યાદિ.

આ ન ખમી શકાય એવી અસહ્ય ઉપાધિ અંગે **શ્રીમદ્** ૧૯૪૮ ના માગ. શુદ ૧૪ ના પત્રમાં (અં. ૩૦૮) **સૌભાગ્યને** પોતાનું આત્મસંવેદન–આત્મવેદના લખે છે,—'શ્રી **સહજ સમાધિ.** અત્ર સમાધિ છે. ×× **અસંગવૃત્તિ હોવાથી અણુમાત્ર સહન થઈ શકે તેવી દશા નથી, તો ય સહન કરીએ છીએ.**' પરમાણુમાત્ર પણ ઉપાધિ સહન ન કરી શકે એવી અસંગ દશા છતા **શ્રીમદે** આટલી બધી અસહ્ય ઉપાધિ સમતાથી સહન કરી તે તેમની અસાધારણ સહનશીલતા દાખવે છે, એટલું જ નહિં પણ સમાધિ તેમની કેવી સહજ સ્વભાવભૂત બની ગઈ હશે તે દર્શાવે છે. સમાધિના આત્યંતિક અભ્યાસ વિના આવી સહજ સમાધિ સંભવે નહિં. અર્થાત્ **શ્રીમદે** આ સમાધિનો એટલો બધો આત્યંતિક અભ્યાસ કર્યો હતો કે તેઓ સાક્ષાત્ મૂર્તિમાન્ સહજ સમાધિરૂપ બની ગયા, એટલે જ આવી અગ્નિપરીક્ષા જેવી ઉત્કટ ઉપાધિ મધ્યે પણ તેમને સહજ સમાધિ સહજ–નિઃપ્રયાસપણે (without effort) વર્તતી હતી, અને તેનું માર્મિક સૂચન આ ટૂંકા અર્થગંભીર પત્રના મથાળે મૂકેલ '**સહજ સમાધિ**' શબ્દથી કર્યું જણાય છે. આવા અવિકલ્પ સહજ સમાધિસ્થિત જ્ઞાની સત્પુરુષને ઉપાધિ પણ બાધા ન ઉપજાવે એવી અબાધ હોય છે, ઉપાધિ પણ સમાધિ જ હોય છે આ અંગે **શ્રીમદ્** પોતાનું આત્મસંવેદન સૌભાગ્ય પરના પત્રમા (અં. ૩૨૯, ૧૯૪૮, માહ વદ ૮) દાખવે છે—

'અવિકલ્પ સમાધિનુ ધ્યાન ક્ષણવાર પણ મટતું નથી. તથાપિ અનેક વર્ષો થયાં વિકલ્પરૂપ ઉપાધિને આરાધ્યા જઇએ છીએ જ્યા સુધી સંસાર છે ત્યા સુધી કોઈ જાતની ઉપાધિ હોવી તો સંભવે છે, તથાપિ અવિકલ્પ સમાધિમા સ્થિત એવા જ્ઞાનીને તો તે ઉપાધિ પણ અબાધ છે, અર્થાત્ સમાધિ જ છે. આ દેહ ધારણ કરીને જો કે કોઈ મહાન શ્રીમંતપણું ભોગવ્યું નથી, શબ્દાદિ વિષયોનો પૂરો વૈભવ પ્રાપ્ત થયો નથી, કોઈ વિશેષ એવા રાજ્યાધિકારે સહિત દિવસ ગાળ્યા નથી, પોતાનાં ગણાય

છે એવાં કોઈ ધામ, આરામ સેવ્યાં નથી, અને હજુ યુવાવસ્થાનો પહેલો ભાગ વર્તે છે, તથાપિ એ કોઈની આત્મભાવે અમને કંઈ ઇચ્છા ઉત્પન્ન થતી નથી, એ એક મોટું આશ્ચર્ય જાણી વર્તીએ છીએ; અને એ પદાર્થોની પ્રાપ્તિ-અપ્રાપ્તિ બન્ને સમાન થયાં જાણી ઘણા પ્રકારે અવિકલ્પ સમાધિને જ અનુભવીએ છીએ. એમ છતાં વારંવાર વનવાસ સાંભરે છે. કોઇ પ્રકારનો લોકપરિચય રુચિકર થતો નથી, સત્સંગમાં સુરતી પ્રવહ્યા કરે છે, અને અવ્યવસ્થિત દશાએ ઉપાધિયોગમાં રહીએ છીએ. એક અવિકલ્પ સમાધિ સિવાય બીજું ખરી રીતે સ્મરણ રહેતું નથી, ચિંતન રહેતું નથી, રુચિ રહેતી નથી, અથવા કંઇ કામ કરાતું નથી.'

આ પોતાની આત્મદશાનું તાદૃશ્ય સુંદર શબ્દચિત્ર રજૂ કરતા પત્ર પરથી સમજાય છે કે બાહ્ય ઉપાધિ **શ્રીમદ્**ની આત્મસમાધિને લેશ પણ બાધક ન થઇ શકી, ચોવીશ-પચીશ વર્ષની ભરયુવાન અવસ્થામાં વર્તતાં પણ **શ્રીમદ્**ને કોઇ પણ સાંસારિક ઇચ્છાનો આત્મભાવે સ્પર્શલેશ પણ ન્હોતો થતો, – પોતાને પણ મોટું આશ્ચર્ય લાગે એવી અદ્ભુત નિષ્કામ દશા વર્તતી હતી; તે તે સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ-અપ્રાપ્તિ બન્ને સમાન જાણતા **શ્રીમદ્**ને અવિકલ્પ સમાધિ જ અનુભવાતી હતી; **શ્રીમદ્**નું મન તો વનમાં જ હતું અને તન સંસારમાં હતું, એટલે અવ્યવસ્થિત દશાએ ઉપાધિયોગમાં રહ્યા રહ્યા તેઓ ખરી રીતે તો એક અવિકલ્પ સમાધિનું જ સ્મરણ કરતા હતા—ચિંતન કરતા હતા, રુચિ પણ એની જ ધરતા હતા અને કામ પણ આ એક અવિકલ્પ સમાધિનું જ કરતા હતા! જગત્ જાણે કે આ ઉપાધિ કરી રહ્યો છે, પણ આ યોગી તો સમાધિ જ ધરી રહ્યો છે! કાષ્ઠયંત્રની પૂતળીઓના નૃત્યની જેમ પૂર્વપ્રારબ્ધાનુસાર વર્તતો જાણે યોગમાયા પ્રગટ કરતો હોયની! યંત્રની પૂતળીઓ જેમ દોરીસંચારથી નાચે છે, તેમ સર્વત્ર નિરિચ્છ એવા આ જ્ઞાનીપુરુષની બધી પ્રવૃત્તિ પૂર્વ પ્રારબ્ધના સૂત્રસંચારથી જ ચાલે છે, એટલે જ **યશોવિજયજીએ અધ્યાત્મસાર**માં* કહ્યું છે તેમ-'આવા લોકમાં વર્તતા જ્ઞાની યોગીની પ્રવૃત્તિઓ કાષ્ઠયંત્રની પૂતળીઓના નૃત્ય જેવી હોઈ તેમને બાધાર્થે થતી નથી,' અર્થાત્ અબાધ જ હોય છે.

આવી અવિકલ્પ સહજ સમાધિરૂપ યોગદશાને લઇ **શ્રીમદ્**નું મન વ્યવહારમાં ચોંટતું નથી, એ વસ્તુનો નિર્દેશ કરતાં **શ્રીમદ્ સૌભાગ્યને** ૧૯૪૮ ફા. વદ ૦))ના દિને પત્રમાં (અં. ૩૪૭) લખે છે—'આત્મસ્વરૂપે હૃદયરૂપ વિશ્રામમૂર્તિ શ્રી સુભાગ્ય પ્રત્યે. અત્ર ઘણું કરીને આત્મદશાએ સહજ સમાધિ વર્તે છે. બાહ્ય ઉપાધિનો જોગ વિશેષપણે ઉદય પ્રાપ્ત થવાથી તે પ્રકારે વર્તવામાં પણ સ્વસ્થ રહેવું પડે છે. જાણીએ છીએ કે ઘણા કાળે જે પરિણામ પ્રાપ્ત થવાનું છે તે તેથી થોડા કાળે પ્રાપ્ત થવા માટે તે ઉપાધિજોગ વિશેષપણે વર્તે છે. ××× હાલ અત્ર અમે વ્યાવહારિક કામ તો પ્રમાણમાં ઘણું કરીએ છીએ, તેમાં મન પણ પૂરી રીતે દઇએ છીએ; તથાપિ તે મન વ્યવહારમાં

---

* " दारुयंत्रस्थपांचालीनृत्यतुल्या प्रवृत्तयः ।
योगिनो नैव बाधायै ज्ञानिनो लोकवर्तिनः ॥ " —શ્રી અધ્યાત્મસાર

ચોંટતું નથી, પોતાને વિષે જ રહે છે, એટલે વ્યવહાર બહુ બોજારૂપે રહે છે.' અત્રે પણ દર્શાવ્યું છે તેમ **શ્રીમદ્**ને આત્મદશાએ સહજ સમાધિ વર્તે છે, વધતી જતી ઉપાધિ મધ્યે જાગ્રત (alert) રહી આત્મપરિણામની સ્વસ્થતારૂપ સમાધિ રાખી 'સ્વસ્થ' રહેવું પડે છે; વ્યવહારમાં મન ચોંટતું નથી, તે તો પોતામાં જ—આત્મામાં જ રહે છે, એટલે વ્યવહાર 'બોજારૂપ'—ભારરૂપ લાગે છે! આ વેઠ ક્યાંથી આવી પડી? એમ ભારરૂપ લાગે એવું અત્યંત નીરસપણું—વિરસપણું—રસરહિતપણું વર્તે છે! આનો અર્થ એમ થયો કે જે સંસારપ્રવૃત્તિમાં **શ્રીમદ્**ને લેશ પણ રસ રહ્યો નથી—ચિત્ત જ રહ્યું નથી, તે તેમને માત્ર પૂર્વકર્મથી પ્રેરાઈને પરાણે—ન છૂટકે જ કરવી પડે છે, એટલે આ **બોધિસત્ત્વ શ્રીમદ્** ચિત્તપાતી× તો નથી જ, એટલું જ નહિં પણ પૂર્વે વિવરી દેખાડ્યા પ્રમાણે વિદેહી દશાને લઈ કાયપાતી પણ નથી, કારણ કે આ ભિન્નગ્રંથિ સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની વીતરાગ પુરુષનું મન મોક્ષમાં છે અને તન સંસારમાં છે,—**શ્રી હરિભદ્રસૂરિ**એ કહ્યું છે તેમ—**मोक्षे चित्तं भवे तनुः।** એટલે તેનો સર્વ જ યોગ—ધર્મ અર્થાદિ સંબંધી વ્યાપાર યોગરૂપ જ છે. આમ જેનું મન સંસારથી ઊઠી જઈ—ઊંચું ઉદાસીન થઈ જઈ ઉન્મનીભાવને પામ્યું છે એવા આ પરમ સમ્યગ્દૃષ્ટિ **જ્ઞાનીશ્વર શ્રીમદ્**ની સમસ્ત સંસારચેષ્ટા સર્વથા ભાવપ્રતિબંધ વિનાની જ છે, અત્યંત અનાસક્તભાવવાળી જ છે. આનું ઉત્તમ દૃષ્ટાંત શ્રી જિનેશ્વર ભગવાન્ છે. તેઓ ગૃહસ્થાવાસમાં હતા ત્યારે પણ પરમ વૈરાગ્યથી વાસિત હતા, ભોગી છતાં યોગી હતા, સંસારમાં અનાસક્તભાવે જલકમલવત્ નિર્લેપ રહ્યા હતા. આવું તેમનું લોકોત્તર ચિત્ર ચરિત્ર આચાર્યોના આચાર્ય જેવા સમર્થ કવિવર **યશોવિજયજી ઉપાધ્યાયજી**એ સુંદર ભાવવાહી શબ્દોમાં આલેખ્યું છે કે—'રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળ* વૈરાગ્ય; ચિત્ત તમારા રે સમુદ્રનો, કોઈ ન પામે હો તાગ.' અને એવું જ ઉજ્જવલ જીવતું જાગતું જ્વલંત દૃષ્ટાંત વર્તમાન-યુગમાં આ **શ્રીમદ્ રાજચંદ્રજી** જેવા પરમ અધ્યાત્મયોગી સમ્યગ્દૃષ્ટિ વીતરાગ પુરુષે પોતાના ઉત્તમ અધ્યાત્મચરિત્રથી પૂરૂં પાડ્યું છે. તે તેમનું અધ્યાત્મજીવન જેમાં ઓતપ્રોત ગૂંથાયેલું છે એવા તેમના વચનામૃતને મધ્યસ્થભાવથી સાદ્યંત અવલોકનારને સહજે પ્રતીત થાય છે, અને તેનું દિગ્દર્શન અત્ર યથાસ્થાને આપણે કરી જ રહ્યા છીએ.

આવા **શ્રીમદ્**નું મન વ્યવહારમાં કેમ ચોંટતું નથી—કેમ મળતું નથી તેનું કારણ તેમનો પરમ વૈરાગ્ય છે; **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૯૮) **શ્રીમદ્**ના આ વચનથી

---

× " कायपातिन एवेह बोधिसत्त्वाः परोदितम् ।
न चित्तपातिनस्तावदेतदत्रापि युक्तिमत् ॥
भिन्नग्रन्थेस्तु यत्प्रायो मोक्षे चित्तं भवे तनु ।
तस्य तत्सर्व एवेह योगो योगो हि भावतः ॥ "—શ્રીહરિભદ્રસૂરિકૃત યોગબિન્દુ

કાયપાતી=કાયાથી જેનું પતન થાય છે તે. ચિત્તપાતી=ચિત્તથી જેનું પતન થાય છે છે.

* આવા જ ભાવનું વચન કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે વીતરાગસ્તવમાં કહ્યું છે—
" यदा मरुन्नरेन्द्रश्रीस्त्वया नाथोपभुज्यते ।
यत्र तत्र रतिर्नाम विरक्तत्वं तदापि ते ॥ "—શ્રીવીતરાગસ્તવ

તેનો ખુલાસો થઈ જાય છે—'અમારે વિષે વર્તતો પરમ વૈરાગ્ય વ્યવહારને વિષે ક્યારેય મન મળવા દેતો નથી.'—**શ્રીમદ્**ને એટલો બધો ઉત્કૃષ્ટ પરમ વૈરાગ્ય વર્તે છે કે તે વ્યવહારને વિષે 'ક્યારેય'–કોઈ પણ વેળા ક્ષણ પણ મન મળવા દેતો નથી, વ્યવહાર સાથે મનનું મિલન થવા દેતો નથી. આનો અર્થ એમ થયો કે એમનું મન વ્યવહારમાં રહ્યું જ નથી, વ્યવહારથી ઊઠી જ ગયું છે, તે ત્યાં કેમ ચોંટે? આસક્ત હોય તે ચોંટે, અનાસક્ત હોય તે કેમ ચોંટે? અને વિરક્ત હોય તે આસક્ત કેમ હોય? એક આત્માનો જ જેને રંગ લાગ્યો છે એવા **શ્રીમદ્** ભાવથી સર્વ સંગથી અસંગ જ રહ્યા છે; જલમાં કમલ રહ્યું છે છતાં જલનો સંગ કરતું નથી, તેમ આ **પુરુષવરપુંડરીક રાજચંદ્ર** સંસારઉપાધિપ્રસંગમાં રહ્યા છતાં તેનો લેશ પણ સંગ નહિં કરતાં અસંગ જ રહ્યા છે–રહી શક્યા છે એ પરમ આશ્ચર્યકારક છે! ખરેખર! પરમ વૈરાગ્યમૂર્ત્તિ **શ્રીમદ્**ની પરમ અનાસક્તિ–પરમ વિરક્તિની પરમ આશ્ચર્યકારક પરાકાષ્ઠા તો આ રહી—અનાસક્ત અને વિરક્ત **શ્રીમદ્**નું ચિત્ત વ્યવહારઉપાધિપ્રસંગમાં પણ એટલું બધું મુક્ત વર્તતું હતું કે તેવું અનુપાધિપ્રસંગમાં પણ વર્તતું નહોતું! એની સાક્ષી એમના **સૌભાગ્ય** પરના આ પત્રમાં (અં. ૪૦૦, ૧૯૪૮ શ્રા. વદ) પ્રાપ્ત થાય છે—**ચિત્તને વિષે જેવું આ ઉપાધિયોગ આરાધીએ છીએ ત્યારથી મુક્તપણું વર્તે છે, તેવું મુક્તપણું અનુપાધિપ્રસંગમાં પણ વર્તતું નહોતું; એવી નિશ્ચળ દશા માગશર સુદ ૬ થી એકધારાએ વર્તી આવી છે.**' આમ ૧૯૪૮ના માગ. શુ. ૬ થી ઉપાધિજોગ ઓર વધતો ગયો છે તેની સામે **આત્મસામર્થ્યયોગી આત્મ-પરાક્રમી શ્રીમદ્**નો સમાધિયોગ ઓર જોરથી વધતો ગયો છે. અને તે ઉપાધિયોગ પણ કેવો? 'ભગવત્કૃપા ન હોય તો માથું ધડ પર રહેવું કઠણ થાય' એવો; જ્ઞાનીને અને સંસારને 'મળતી પાણ' આવે નહિં,—કદી પણ મેળ ખાય નહિં–મેળ મળે નહિં એમ પરમ આત્મજ્ઞાની **શ્રીમદ્**ને અધિક નિશ્ચય કરાવે એવો. આવા વિચિત્ર વિષમ ઉપાધિયોગમાં 'હૃદયમાં અને મુખમાં મધ્યમા વાચાએ પ્રભુનું નામ રાખી' **શ્રીમદ્** જેવા **પરમ યોગીશ્વર** 'માંડ' સ્થિર રહી શક્યા છે, અને આ ઉપાધિયોગથી ત્રાસી જઈ–આકુળવ્યાકુળ થઈ જઈ તેથી નાશી છૂટવાનો વારંવાર વિચાર કરી રહ્યા છે, પણ ઉપાર્જિત કર્મ 'સમપરિણામે અદીનપણે અવ્યાકુળપણે' વેદવા યોગ્ય છે એવા જ્ઞાનીના માર્ગને ચિત્તસમાધાન રાખી સ્થિરપણે અનુસરી રહ્યા છે. અને તેવા પ્રકારે સહૃદયોના હૃદય વલોવી નાખે એવા આ વેધક વચન **શ્રીમદે** પોતાના **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય** પરના આ **અમૃતપત્ર**મા (અં. ૪૬૫, ૧૯૪૮ શ્રા. વદ ૫) લખ્યાં છે—

'ગઈ સાલના માગશર સુદ છઠે અત્રે આવવાનું થયું હતું ત્યારથી આજે દિવસ પર્યંતમાં ઘણા પ્રકારનો ઉપાધિયોગ વેદવાનું બન્યું છે. અને જો ભગવત્કૃપા ન હોય તો આ કાળને વિષે તેવા ઉપાધિજોગમાં માથું ધડ ઉપર રહેવું કઠણ થાય, એમ થતાં થતાં ઘણી વાર જોયું છે; અને આત્મસ્વરૂપ જેણે જાણ્યું છે એવા પુરુષને અને આ સંસારને મળતી પાણ આવે નહીં', એવો અધિક નિશ્ચય થયો છે. જ્ઞાનીપુરુષ પણ અત્યંત નિશ્ચય ઉપયોગે વર્તતાં વર્તતાં ક્વચિત્ પણ મંદ પરિણામ પામી જાય એવી

આ સંસારની રચના છે. × × અમે તો તે ઉપાધિજોગથી હજુ ત્રાસ પામ્યા કરીએ છીએ; અને તે તે જોગે હૃદયમાં અને મુખમાં મધ્યમા વાચાએ પ્રભુનું નામ રાખી માંડ કંઇ પ્રવર્તન કરી સ્થિર રહી શકીએ છીએ. સમ્યક્‌ત્વને વિષે અર્થાત્ બોધને વિષે ભ્રાંતિ પ્રાયે થતી નથી, પણ બોધના વિશેષ પરિણામનો અનવકાશ થાય છે, એમ તો સ્પષ્ટ દેખાય છે, અને તેથી ઘણીવાર આત્મા આકુળવ્યાકુળપણાને પામી ત્યાગને ભજતો હવો; તથાપિ ઉપાર્જિત કર્મની સ્થિતિને સમપરિણામે, અદીનપણે, અવ્યાકુળપણે વેદવી એ જ જ્ઞાનીપુરુષોનો માર્ગ છે, અને તે જ ભજવો છે, એમ સ્મૃતિ થઈ સ્થિરતા રહેતી આવી છે. એટલે આકુળાદિ ભાવની થતી વિશેષ મુંઝવણ સમાપ્ત થતી હતી.'

આમ આવા પરમ સમર્થ સમાધિસ્થિત પુરુષને વ્યવહારપ્રવૃત્તિ પણ બાધક થઈ શકે એમ ન હતું, તોપણ **શ્રીમદ્** તો તેની નિવૃત્તિ ક્યારે થાય તેનો નિરંતર જાપ જપતા હતા અને નિવૃત્તિ જ ઇચ્છતા હતા, છતાં તેવા પ્રારબ્ધની નિવૃત્તિ ન થાય ત્યાંસુધી વ્યવહારપ્રવૃત્તિ ભજતાં સમચિત્ત સ્થિતિ જ રાખી સમાધિ ધરતા હતા. **શ્રી લલ્લુજી મુનિ** પરના પત્રમાં (અં. ૫૦૦, ૧૯૫૦ વૈ. શુ. ૯) **શ્રીમદે** લખ્યુ છે તેમ-'અત્રે ઉપાધિરૂપ વ્યવહાર વર્તે છે. ઘણું કરી આત્મસમાધિની સ્થિતિ રહે છે, તોપણ વ્યવહારના પ્રતિબંધથી છૂટવાનું વારંવાર સ્મૃતિમાં આવ્યા કરે છે. તે પ્રારબ્ધની નિવૃત્તિ થતા સુધી તે વ્યવહારનો પ્રતિબંધ રહેવો ઘટે છે; માટે સમચિત્ત થઈ સ્થિતિ રહે છે.' આમ **શ્રીમદ્** જેવા જ્ઞાની કાંઈ પ્રવૃત્તિને ઇચ્છે છે એમ નથી, નિવૃત્તિને જ ઇચ્છે છે, છતા અનિવાર્યપણે વર્તતી આ જ્ઞાનીપુરુષની પ્રવૃત્તિ કાંઇ સામાન્ય પ્રાકૃત જનની (Layman) પ્રવૃત્તિ જેવી નથી. આ અંગે **શ્રીમદ્** જાણે પૂર્વ ભવોમાં અનુભૂત ભાવોનું સ્મરણ કરતા હોય એવો પ્રગટ ભાસ આપતા આ નિવૃત્તિઇચ્છક અનુભવસિદ્ધ વચન **કૃષ્ણદાસ** પરના પત્રમાં (અં. ૪૪૯, ૧૯૪૯ જેઠ શુ. ૧૧) લખે છે—'જ્ઞાનીપુરુષોની પ્રવૃત્તિ, પ્રવૃત્તિ જેવી હોતી નથી ઊના પાણીને વિષે જેમ અગ્નિપણાનો મુખ્ય ગુણ કહી શકાતો નથી, તેમ જ્ઞાનીની પ્રવૃત્તિ છે; તથાપિ જ્ઞાનીપુરુષ પણ નિવૃત્તિને કોઈ પ્રકારે પણ ઇચ્છે છે. પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે. તથાપિ ઉદયપ્રાપ્ત પ્રારબ્ધને જ્ઞાની અનુસરે છે.' અને આ ઉદયપ્રાપ્ત અનિવાર્ય પ્રવૃત્તિમાં પણ પોતાને સમાધિસ્થિતિ અવ્યાબાધ છે એમ સૂચવતાં **શ્રીમદ્** આ જ આઠ પત્તાવાળા સુપ્રસિદ્ધ અમૃતપત્રમાં આ અનુભવવચન લખે છે—'જે પ્રવૃત્તિ અત્ર ઉદયમાં છે, તે બીજે દ્વારેથી ચાલ્યા જતાં પણ ન છોડી શકાય એવી છે, વેદવાયોગ્ય છે માટે તેને અનુસરીએ છીએ; તથાપિ અવ્યાબાધ સ્થિતિને વિષે જેવું ને તેવું સ્વાસ્થ્ય છે.'—અત્રે **શ્રીમદે** સાવ નિષ્તુષ સ્પષ્ટ કર્યું છે કે આરબ્ધાનુસાર જે પ્રવૃત્તિ ઉદયમાં છે, તે 'બીજે દ્વારેથી'-પાછલા દરવાજેથી (*Back-door*) ચાલ્યા જતા પણ છોડી ન છોડી શકાય એવી છે,—ભોગવ્યા વિના છૂટકો નથી—ભોગવ્યે જ છૂટકો છે એવી અનિવાર્ય છે. એટલે વેદવા યોગ્ય છે માટે તેને અનુસરે છે, તોપણ 'અવ્યાબાધ'-જરા પણ બાધા ન ઉપજે એવી અવ્યાબાધ સ્થિતિમાં-આત્મસમાધિસ્થિતિમા 'જેવું ને તેવું'-

જેમ છે તેમ 'સ્વાસ્થ્ય'–સ્વમાં સ્થિતિરૂપ સ્વસ્થપણું છે. વિષમ વિચિત્ર સંજોગોમાં પણ અવિષમ **શ્રીમદ્**નું કેવું અદ્‌ભુત સ્વાસ્થ્ય! કેવી અવ્યાબાધ સ્થિરતા!

બાહ્ય ઉપાધિ મધ્યે પણ અત્યંત અસંગ રહેલા **શ્રીમદ્** આવા અવ્યાબાધ સમાધિસ્થિત છે, છતાં ઉપાધિમધ્યે કેવળ અસંગદશા અત્યંત કઠણ છે એ અંગે તેઓ કેવા પૂરેપૂરા સચેત છે અને સમાધિમાં ન્યૂનતારૂપ કંઈક અસમાધિપણું રખેને આવી જાય તો તે ઉચ્છેદવા કેવા ઉજ્જાગૃત છે, તે તેમના આ **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૭૧, ૧૯૫૧ ફા. વદ ૫) સ્વયં જણાઈ આવે છે—'સૌ કરતાં વિચારવા યોગ્ય વાત તો હાલ એ છે કે, ઉપાધિ કરવામાં આવે, અને કેવળ અસંગ દશા રહે એમ બનવું અત્યંત કઠણ છે; અને ઉપાધિ કરતાં આત્મપરિણામ ચંચળ ન થાય, એમ બનવું અસંભવિત જેવું છે. ઉત્કૃષ્ટ જ્ઞાનીને બાદ કરતાં આપણે સૌએ તો આત્મામાં જેટલું અસંપૂર્ણ–અસમાધિપણું વર્તે છે તે, અથવા વર્તી શકે તેવું હોય તે, ઉચ્છેદ કરવું, એ વાત લક્ષમાં વધારે લેવા યોગ્ય છે.' **શ્રીમદ્** આવા ઉત્કૃષ્ટ જ્ઞાનીની કોટિમાં છે, એટલે જ બાહ્ય ઉપાધિ મધ્યે પણ આવી વિકટ સમાધિ જાળવવી શકય બની; ચારે કોર ઉપાધિરૂપ અગ્નિની જ્વાલા પ્રજ્વલતી હોય ને ઊની આંચ ન આવે એવી સમાધિ રાખવારૂપ આ વિકટમાં વિકટ કાર્ય **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાનીને સંભવિત બન્યું. **શ્રીમદ્**નું આ અનુભવસિદ્ધ વચન **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૨૪, ૧૯૪૮ માહ વદ ૪) તેની લિખિત સાક્ષી (Documentary evidence) પૂરે છે— **ચોતરફ ઉપાધિની જ્વાલા પ્રજ્વલતી હોય તે પ્રસંગમાં સમાધિ રહેવી એ પરમ દુષ્કર છે, અને એ વાત તો પરમ જ્ઞાની વિના થવી વિકટ છે. અમને પણ આશ્ચર્ય થઈ આવે છે, તથાપિ એમ પ્રાયે વર્ત્યા જ કરે છે, એવો અનુભવ છે. આત્મભાવ યથાર્થ જેને સમજાય છે, નિશ્ચલ રહે છે, તેને એ સમાધિ પ્રાપ્ત હોય છે.'** પોતાને પણ આશ્ચર્ય થઈ આવે છે એવી આ વિકટ વાત **શ્રીમદે** અનુભવસિદ્ધ કરી હતી એ આ અમૃત પત્રથી સ્વયં સિદ્ધ થાય છે. વર્તમાન-યુગના આ 'દુષ્કરદુષ્કરકારકે' આ પરમ દુષ્કર કાર્ય પ્રયોગસિદ્ધ કરી દેખાડ્યું એ સિદ્ધ હકીકત (absolute fact, reality) છે. આ કાંઈ જેવું તેવું વિકટ કાર્ય નથી! જેવું તેવું આત્મપરાક્રમ નથી! જેવો તેવો 'રાધાવેધ' નથી! **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૦૦, ૧૯૫૧ જેઠ શુદ ૨) **શ્રીમદે** લખ્યું છે તેમ–'પરપરિણતિનાં કાર્ય કરવાનો પ્રસંગ રહે અને સ્વપરિણતિમાં સ્થિતિ રાખ્યા કરવી તે ચૌદમા જિનની સેવા શ્રી આનંદઘનજીએ કહી છે તેથી પણ વિશેષ દોહ્યલું છે.'–'**ધાર તરવારની સોહલી દોહલી, ચૌદમા જિન તણી ચરણસેવા; ધારપર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા.**'—આવું તરવારની ધાર પર ચાલવા કરતાં–મહાદુર્લભ મહાપરાક્રમ તો મહાજ્ઞાની **શ્રીમદ્** જેવો કોઈ વિરલો સમર્થ યોગી પુરુષ જ કરી શકે!



## પ્રકરણ બાસઠમું

# શ્રીમદ્‌ની અદ્‌ભુત ઉદાસીનતા

'જહાં રાગ અને વળી દ્વેષ, તહાં સર્વદા માનો ક્લેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ, સર્વ દુઃખનો છે ત્યાં નાશ.
સર્વ કાળનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા,'—**શ્રીમદ્ રાજચંદ્ર.**

ઉપાધિ મધ્યે પણ **શ્રીમદ્** આવી અપૂર્વ સમાધિદશા રાખી શક્યા તેનું રહસ્ય-કારણ શું છે? ઉપાધિને પોતાના પર આરૂઢ ન થવા દેતાં પોતે તે ઉપાધિ ઉપર આરૂઢ થઈ ગયા તેનું અંતર્ગત કારણ શું છે? **શ્રીમદ્‌ની અદ્‌ભુત ઉદાસીનતા** એ જ તેનું રહસ્યકારણ છે, એ જ તેનું અંતર્ગત કારણ છે. **'અધ્યાત્મની જનની અકેલી ઉદાસીનતા'** એ અનુભવસિદ્ધ વચન **શ્રીમદ્‌ના** અધ્યાત્મ જીવનની રહસ્ય-ચાવી (Master-key) છે; **'ઉદાસીનતાનો જ્યાં વાસ, સર્વ દુઃખનો છે ત્યાં નાશ'** એ પોતાનું જ સૂત્ર **શ્રીમદ્‌ના** જીવનસૂત્રનું મૂળ સૂત્ર છે. **શ્રીમદ્‌ની** આ અદ્‌ભુત ઉદાસીનતાનું આ પ્રકરણમાં દિગ્‌દર્શન કરશું.

**ઉદાસીનતા** એટલે શું? ઉદાસીનતા એટલે શોકવાચક ઉદાસપણું—'સોગિયા મોઢા'રૂપ ગમગીનપણું નહિ, પણ જગત્‌નો ભાવ ન સ્પર્શી શકે એવા ઉંચા પરમાનંદમય આત્માના આસનમાં બિરાજવાપણું. એટલે લોકદૃષ્ટિનું ગમગીનપણારૂપ ઉદાસીનપણું તો ક્યાંય દૂર રહ્યું, અત્રે તો આત્માના **પરમાનંદમાં નિમગ્નપણું** જ છે. ઉદાસીનતા શબ્દનો વ્યુત્પત્તિઅર્થ પણ એ જ સૂચવે છે. (૧) ઉદાસીન = ઉત્ + આસીન. 'ઉત્' એટલે ઉંચે—જગતના ભાવ ન સ્પર્શી શકે, રાગ-દ્વેષ-મોહાદિ ન સ્પર્શી શકે, ઇચ્છા-અનિચ્છા સુખ-દુઃખ આદિ દ્વંદ્વ ન સ્પર્શી શકે, કર્તા-ભોક્તાદિ ભાવ ન સ્પર્શી શકે એવા ઉંચા આસનમાં આસીન'—બેઠેલ, બિરાજેલ; અર્થાત્ 'સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી'—જગતના સર્વ ભાવ ન સ્પર્શી શકે એવા પરમાનંદમય આત્માના આસનમાં—સુખાસનમાં બેઠેલ તે ઉદાસીન, અને તેનો ભાવ તે ઉદાસીનતા. આનંદઘન આત્માનું આત્માના પરમાનંદમાં નિમગ્નપણું એજ પરમાર્થઉદાસીનતા છે. **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૧૯) પોતાને **'પરમાર્થ ઉદાસીનતા'** છે એમ **શ્રીમદે** માર્મિકપણે લખ્યું છે, તેનો મર્મ આ જ છે કે તેમને લોકદૃષ્ટિનું ગમગીનપણું—ઉદાસપણું નહિં પણ આ પરમાર્થઉદાસીનપણું છે. (૨) આ મુખ્ય વ્યુત્પત્તિઅર્થ ઉપરથી ઉદાસીનતાનો

---

× " उपेक्षाफलमाद्यस्य शेषस्यादानहानधीः ।
पूर्वं वाऽज्ञाननाशो वा सर्वस्यास्य स्वगोचरे ॥ ", **આપ્તમીમાંસા, શ્લો. ૧૦૨**
" प्रमाणस्य फलं साक्षादज्ञानविनिवर्त्तनम् ।
केवलस्य सुखोपेक्षे शेषस्यादानहानधीः ॥ "
શ્રી સિદ્ધસેનદિવાકરકૃત ન્યાયાવતાર

બીજો અર્થ **સમતા** થાય છે, કારણ કે જગત્‌ના ભાવોથી પર–અસ્પર્શ્ય એવા તે ઉંચા આત્માસને જે બિરાજમાન છે તેને તે તે પરભાવો પ્રત્યે રાગ–દ્વેષાદિનો અસંભવ જ છે. એટલે **સૌભાગ્ય** પરના સુપ્રસિદ્ધ મહાન્ પત્રમાં (અં. ૩૯૮) **શ્રીમદે** કહ્યું છે તેમ 'ઉદાસીન શબ્દનો અર્થ સમપણું છે.' (૩) અને આમ જે જગત્‌ના ભાવો ન સ્પર્શી શકે એવા ઉંચા આત્માસને સમતાથી બિરાજમાન છે તેને જગત્‌ના ભાવો સાથે કાંઇ લેવાદેવાનો સંબંધ નથી—પરભાવરૂપ જગત્ ગમે તે સ્થિતિમાં હો તેની સાથે તે કૃતકૃત્ય આત્માને કંઇ લેવા દેવા નથી;–**આનંદઘનજી**એ કહ્યું છે તેમ 'હાનાદાનરહિત પરિણામી ઉદાસીનતા વીક્ષણ રે',—લેવા દેવાના પરિણામથી રહિત એવો કૃતકૃત્યતારૂપ **ઉપેક્ષાભાવ** એ ઉદાસીનતાનો ત્રીજો અર્થ છે. **શ્રીસિદ્ધસેન દિવાકરે** ન્યાયાવતારમાં અને **શ્રીસમંતભદ્રાચાર્યે** × આપ્તમીમાંસામાં કેવલ જ્ઞાનનું ફલ ઉપેક્ષા–ઉદાસીનતા કહ્યું છે તે આ અર્થમાં છે. (૪) અને આત્માનો સ્વભાવ દેખવા–જાણવાનો તો છે જ, એ સ્વભાવ તો કોઈ કાળે ચાલ્યો જઇ શકે એમ નથી, એટલે કર્તૃત્વભાવ છૂટી જતાં લેવાદેવાના પરિણામથી રહિત તે કૃતકૃત્ય પુરુષનું **સાક્ષીભાવે–દૃષ્ટાભાવે 'વીક્ષણ'** જોયા કરવું દેખ્યા કરવું તે ઉદાસીનતાનો ચોથો અર્થ છે. આમ વિશ્વભાવથી અસ્પર્શ્ય પરમાનંદમય આત્માસનમાં બિરાજમાનપણું, સમતા, ઉપેક્ષા, અને સાક્ષીભાવ–દ્રષ્ટાભાવ એમ ઉદાસીનતાના ચાર અર્થ છે; આ ચારે અર્થમાં ઉદાસીનતા **શ્રીમદ્**માં ઘટે છે. 'કરના ફકીરી કયા દિલગીરી, સદા મગન મન રહેનાજી' એમ ફીકરની ફાકી કરી ફકીર બનનારા ને આત્માનંદમાં જ મગ્ન રહેનારા પરમ ઉદાસીન **શ્રીમદ્**માં આ સર્વ અર્થમાં ઉદાસીનતા કેવી પરાકાષ્ઠાને (climax) પ્રાપ્ત થાય છે, તેનું આપણે અત્ર અવલોકન કરશું.

જેને 'હું *એક શુદ્ધ દર્શન–જ્ઞાનમય અરૂપી આત્મા છું, અન્ય કંઇ પણ પરમાણુમાત્ર પણ મ્હારૂં નથી'—એવી અખંડ આત્મભાવના અંતરમાં સદોદિત હતી, એવા **શ્રીમદ્** સમસ્ત જગત્‌થી કેવા ઉદાસીન છે તેનું દર્શન આપણને **શ્રીમદ્‌ના સૌભાગ્ય** પરના આ પત્રમા (અં. ૨૧૪) થાય છે–'ઉદયકાળ પ્રમાણે વર્તીએ છીએ. ક્વચિત્ મનોયોગને લીધે ઇચ્છા' ઉત્પન્ન હો તો ભિન્ન વાત, પણ અમને તો એમ લાગે છે કે આ જગત્ પ્રત્યે અમારો પરમ ઉદાસીન ભાવ વર્તે છે; તે સાવ સોનાનું થાય તોપણ અમને તૃણવત્ છે; અને પરમાત્માની વિભૂતિરૂપે અમારૂં ભક્તિધામ છે.'—સત્‌થી અભેદ એવા પરમ ભાવિતાત્મા **શ્રીમદ્‌ને** અભેદદશા આવી છે અને જગત્‌માં સર્વત્ર અહંરૂપ ભ્રાંતિનો પરિત્યાગ વર્તે છે, એટલે આખું જગત્ સોનાનું થાય તોપણ એમને મન તણખલા બરાબર છે. અર્થાત્ પરમ ઉદાસીનભાવને પામેલા **જગદ્‌ગુરુ શ્રીમદ્‌ને** આ જગત્‌મા કોઇ પણ પદાર્થની ઇચ્છાનો સ્પર્શ પણ થતો નથી; **શ્રીમદ્** જગત્‌નો ભાવ ન સ્પર્શી શકે એવા 'ઉત્'–ઉંચા આત્માના આસનમાં 'આસીન'–બિરાજમાન

---

* " अहमिक्को खलु सुद्धो दसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि अण्ण परमाणुमित्तंपि ॥ " **શ્રી સમયસાર ગાથા ૩૮**

ઉદાસીન થયેલા છે, જગતઉપાધિ એમના ઉપર ચઢી બેસી એમને દબાવે એને બદલે જગતઉપાધિનો ગોટો વાળી શ્રીમદ્ તેના ઉપર ચઢી બેસી એને દબાવી બેઠા છે—ઉદાસીન રહેલા છે. એટલે અખિલ જગત્ કરતાં પણ જેનું ગુણગૌરવ અધિક છે એવા આ જગદ્ગુરુ શ્રીમદ્‌ને આખું જગત સોનાનું થાય તોપણ તૃણવત્ છે, એટલે જ એમને અખિલ જગતમાં એક પરમાણુમાત્રની પણ સમયમાત્ર પણ ઇચ્છા ઉપજતી નથી. આમ શ્રીમદ્‌ને એક આત્મા સિવાય જગતમાં અન્ય પદાર્થમાં રુચિમાત્ર રહી નથી. એટલે એમનું મન જગતપ્રસંગથી એટલુ બધું ઉદાસ થઈ ગયુ છે, કે તેનુ તીવ્ર વેદનામય આત્મસંવેદન દાખવતા શ્રીમદ્ પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને ૧૯૪૭ના ભાદ્ર વદ ૭ ના પત્રમાં (અં. ૨૭૭) લખે છે—'ચિત્ત ઉદાસ રહે છે; કંઈ ગમતું નથી, અને જે કંઇ ગમતું નથી તે જ બધું નજરે પડે છે, તે જ સંભળાય છે. ત્યાં હવે શું કરવું? મન કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરી શકતું નથી. જેથી પ્રત્યેક કાર્ય મુલતવવા પડે છે, કાઇ વાંચન, લેખન કે જનપરિચયમાં રુચિ આવતી નથી. ચાલતા મતના પ્રકારની વાત કાને પડે છે કે હૃદયને વિષે મૃત્યુથી અધિક વેદના થાય છે. સ્થિતિ કા તમે જાણો છો, કાં સ્થિતિ વીતી ગઇ છે તે જાણે છે, અને હરિ જાણે છે.'—આ શબ્દોમા શ્રીમદ્‌ના આત્માની કેવી ઊંડી અંતર્વેદના દેખાય છે! આવી જ તીવ્ર આત્મવેદના શ્રીમદ્ સૌભાગ્ય પરના એક બીજા પત્રમા (અં. ૩૧૭, ૧૯૪૮ પોષ વદ ૯) ઠાલવે છે—'**ચિત્ત ઘણું કરીને વનમાં રહે છે. આત્મા તો પ્રાયે મુક્તસ્વરૂપ લાગે છે. વીતરાગપણું વિશેષ છે. વેઠની પેઠે પ્રવૃત્ત કરીએ છીએ. બીજાને અનુસરવાનું પણ રાખીએ છીએ. જગત્‌થી બહુ ઉદાસ થઇ ગયા છીએ. વસ્તીથી કંટાળી ગયા છીએ. દશા કોઇને જણાવી શકતા નથી. જણાવીએ તેવો સત્સંગ નથી; મનને જેમ ધારીએ તેમ વાળી શકીએ છીએ. એટલે પ્રવૃત્તિમાં રહી શકયા છીએ. કોઇ પ્રકારથી રાગપૂર્વક પ્રવૃત્તિ થતી નહીં હોય એવી દશા છે, એમ રહે છે. લોકપરિચય ગમતો નથી. જગતમાં સાતું નથી'**.—અત્રે 'જગતમા સાતું નથી'—જગતમા ગોઠતું નથી એ શબ્દોમા શ્રીમદ્‌ના આત્માનો કેવો હૃદયભેદી ચીત્કાર સંભળાય છે! ઉદાસીનતાની કેવી પરાકાષ્ઠા દેખાય છે!

આવા પરમ ઉદાસીન અખંડ આત્મધ્યાનમાં નિમગ્ન શ્રીમદ્‌નું મન વ્યવહાર-પ્રવૃત્તિમા બાઝતું નથી,—ઉદાસપણે પ્રવૃત્તિ કરે છે, અને આમ 'વનની મારી કોયલ'ની જેમ આ કાળમાં આ પ્રવૃત્તિમાં આવી ભરાણા જેવી પોતાની સ્થિતિ દર્શાવતું આત્મ-સંવેદન હૃદયરૂપ શ્રી સૌભાગ્ય પરના આ પત્રમા (અં. ૩૬૬, ૧૯૪૮ વૈ. સુ ૧૨) શ્રીમદ્ દાખવે છે—'મનમાં વારંવાર વિચારથી નિશ્ચય થઈ રહ્યો છે કે કોઈ પણ પ્રકારે ઉપયોગ ફરી અન્યભાવમાં પોતાપણું થતું નથી, અને અખંડ આત્મધ્યાન રહ્યા કરે છે, એવી જે દશા તેને વિષે વિકટ ઉપાધિ જોગનો ઉદય એ આશ્ચર્યકારક છે, હાલમા તો થોડી ક્ષણની નિવૃત્તિ માડ રહે છે, અને **પ્રવૃત્તિ કરી શકે એવી**

**યોગ્યતાવાળું તો ચિત્ત નથી, અને હાલ તેવી પ્રવૃત્તિ કરવી એ કર્ત્તવ્ય છે, તો ઉદાસપણે તેમ કરીએ છીએ, મન ક્યાંય બાઝતું નથી, અને કંઇ ગમતું નથી; તથાપિ હાલ હરિઇચ્છા આધીન છે. નિરુપમ એવું જે આત્મધ્યાન તીર્થંકરાદિકે કર્યું છે, તે પરમ આશ્ચર્યકારક છે. તે કાળ પણ આશ્ચર્યકારક હતો. વધારે શું કહેવું ? 'વનની મારી કોયલ'ની કહેવત પ્રમાણે આ કાળમાં, અને આ પ્રવૃત્તિમાં અમે છીએ.'** આમ **શ્રીમદ્‌**ની અંતર્‌સ્થિતિ–ચિત્તસ્થિતિ અતિ ઉદાસીન હતી અને બાહ્ય સ્થિતિ ઉપાધિ પ્રસંગમાં વર્ત્તવાની હતી, એટલે કાર્યમાં ચિત્ત નહિં ચોંટતાં ઉદાસીન રહેવાને લીધે અવ્યવસ્થા થઈ જતી અને તે બાહ્ય કાર્યઉપાધિ અખંડિત આત્મધ્યાનમાં વિક્ષેપ પાડતી અથવા તેને ગૌણ કરતી. આમ બેવડી મુશ્કેલી—બેધારી તલવાર પર ચાલવા જેવી વિકટ બેવડી પરિસ્થિતિ હતી. આવો **શ્રીમદ્‌** જેવો ઉપાધિપ્રસંગ અને ચિત્તસ્થિતિ અતિ ઉદાસીન એવી વિકટ સ્થિતિ ઘણા જ થોડા જ્ઞાનીને પ્રાપ્ત હશે. આ અંગે પોતાનું અંતર્‌વેદન **શ્રીમદ્‌ સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૩૪, ૧૯૪૮ ફા. શુ. ૧૦) વ્યક્ત કરે છે—'ઘણા ઘણા જ્ઞાની પુરુષો થઈ ગયા છે, તેમાં અમારી જેવો ઉપાધિપ્રસંગ અને ચિત્તસ્થિતિ ઉદાસીન, અતિ ઉદાસીન, તેવા ઘણું કરીને પ્રમાણમાં થોડા થયા છે. ઉપાધિપ્રસંગને લીધે આત્મા સંબંધી જે વિચાર તે અખંડપણે થઈ શકતો નથી, અથવા ગૌણપણે થયા કરે છે, તેમ થવાથી ઘણો કાળ પ્રપંચ વિષે રહેવું પડે છે; અને તેમાં તો અત્યંત ઉદાસ પરિણામ થઇ ગયેલ હોવાથી ક્ષણવાર પણ ચિત્ત ટકી શકતું નથી, જેથી જ્ઞાનીઓ સર્વસંગપરિત્યાગ કરી અપ્રતિબદ્ધપણે વિચરે છે.' આમ અતિ ઉદાસીન ચિત્તસ્થિતિને લીધે જગત્‌ભાવથી અસ્પર્શ્ય આત્મમગ્ન **શ્રીમદ્‌**ની પ્રથમ અર્થમાં ઉદાસીનતા કેવી અદ્‌ભુત હતી તેનો વિચાર કર્યો.

હવે બીજા સમતા અર્થમાં **શ્રીમદ્‌**ની આ ઉદાસીનતા કેવી અદ્‌ભુત છે તે તપાસીએ. **'સમજ્યા તે શમાયા'** એમ સ્વરૂપમાં સમાવારૂપ સમાધિ જે પામ્યા છે એવા **શ્રીમદ્‌** આ સમાધિની વ્યાખ્યા કરતાં તેની વિકટતા અંગે **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૫૧, ૧૯૫૧ માગ) અનુભવજ્ઞાનથી લખે છે તેમ–'શ્રી **જિન આત્મપરિણામની સ્વસ્થતાને સમાધિ અને આત્મપરિણામની અસ્વસ્થતાને અસમાધિ કહે છે; તે અનુભવજ્ઞાને જોતાં પરમ સત્ય છે.** અસ્વસ્થ કાર્યની પ્રવૃત્તિ કરવી, અને આત્મ-પરિણામ સ્વસ્થ રાખવાં એવી વિષમ પ્રવૃત્તિ શ્રીતીર્થંકર જેવા જ્ઞાનીથી બનવી કઠણ કહી છે, તો, પછી બીજા જીવને વિષે તે વાત સંભવિત કરવી કઠણ હોય એમાં આશ્ચર્ય નથી. છતાં 'અત્ર આત્મતા હોવાથી સમાધિ છે, (અં. ૩૬૨), અમને તો ગમે તેમ હો તોપણ સમાધ જ રાખ્યા રહેવાની **દૃઢતા રહે છે'** (અં. ૩૪૧),–એ **શ્રીમદ્‌**ના અનુભવસિદ્ધ વચનો સૂચવે છે તેમ **શ્રીમદે** તે વિકટ કઠણ વાત પણ સંભવિત કરી દેખાડી એ પરમ આશ્ચર્ય છે; અને એ જ એમની પરમ અદ્‌ભુત સમતારૂપ ઉદાસીનતા છે. કારણ કે પ્રારબ્ધોદયને સમભાવે વેદનારા **સમભાવભાવી**

**શ્રીમદ્** વિચારે છે કે—'અત્ર સમાધિપરિણામ છે તથાપિ ઉપાધિનો પ્રસંગ વિશેષ રહે છે અને તેમ કરવામાં ઉદાસીનતા છતાં ઉદયયોગ હોવાથી નિષ્કલેશ પરિણામે પ્રવૃત્તિ કરવી ઘટે છે (અં. ૪૨૮). જો કે ઉપાધિસંયુક્ત કાળ ઘણો જાય છે, ઈશ્વરેચ્છા પ્રમાણે વર્તવું શ્રેયસ્કાર છે અને યોગ્ય છે. એટલે જેમ ચાલે છે તેમ ઉપાધિ હો તો ભલે, ન હો તોપણ ભલે. જે હોય તે સમાન જ છે (અં. ૨૩૯). ઉપાધિ એવી છે કે આ કામ થતું નથી, પરમેશ્વરને નહિં પાલવતું હોય ત્યાં શું કરવું? (અં. ૨૫૮). સર્વ પ્રકારના કર્ત્તવ્યને વિષે ઉદાસીન એવા અમારાથી કંઈ થઈ શકતું હોય તો તે એક જ થઈ શકે છે કે પૂર્વોપાર્જિતનું સમતાપણે વેદન કરવું; અને જે કંઈ કરાય છે તે તેના આધારે કરાય છે એમ વર્તે છે.' (અં. ૪૧૪)—આમ હૃદયરૂપ **સૌભાગ્ય** પરના પત્રોમાં પોતાનું હૃદય ઠાલવતાં **શ્રીમદે** પોતાની પ્રારબ્ધોદયાધીન ઉદાસીન વર્તના દર્શાવી છે.

અને આવા સમભાવી **શ્રીમદ્** જેવા પરમ સમર્થ પરમ ઉદાસીન નિષ્કામ યોગીશ્વરને પણ આ કામ **'આંખ પાસે રેતી ઊપડાવવા જેવું'** કેવું 'મહાવિકટ' વેદાયુ છે, તેની સાક્ષી તેમના **સૌભાગ્ય** પરના પત્રના (અં. ૪૫૩, ૧૯૪૯ પ્ર. અ. વદ ૩) આ અનુભવઉદ્ગાર પૂરે છે—'પ્રાયે સર્વકામના પ્રત્યે ઉદાસીનપણું છે, એવા અમને પણ આ સર્વ વ્યવહાર અને કાળાદિ ગળકાં ખાતાં ખાતાં સંસારસમુદ્ર માંડ તરવા દે છે, તથાપિ સમયે સમયે તે પરિશ્રમનો અત્યંત પ્રસ્વેદ ઉત્પન્ન થયા કરે છે; અને ઉતાપ ઉત્પન્ન થઈ સત્સંગરૂપ જળની તૃષા અત્યંતપણે રહ્યા કરે છે; અને એ જ દુઃખ લાગ્યા કરે છે. એમ છતાં પણ આવો વ્યવહાર ભજતાં દ્વેષપરિણામ તે પ્રત્યે કરવાયોગ્ય નથી; એવો જે સર્વ જ્ઞાનીપુરુષોનો અભિપ્રાય તે, તે વ્યવહાર પ્રાયે સમતાપણે કરાવે છે. આત્મા તેને વિષે જાણે કંઈ કરતો નથી, એમ લાગ્યા કરે છે.'

—**શ્રીમદ્**ના આ આત્મસંવેદનમય અનુભવઉદ્ગારોમાં કેવી ઊંડી આત્મવેદના ભરી છે! સંસાર સંબંધી કોઇ પણ કામના સ્પર્શતી નથી–છે નહિં એવા પરમ નિષ્કામ **શ્રીમદ્**ને સર્વકામના પ્રત્યે ઉદાસીનપણું છે; આવા મુખ્યપણે આત્મારામી નિષ્કામી **શ્રીમદ્**ને પણ 'આ સર્વ વ્યવહાર અને કાળાદિ ગળકાં ખાતાં ખાતાં સંસારસમુદ્ર માંડ તરવા દે છે,' સંસારસમુદ્ર તરવાનું 'માંડ'–મહામુશીબતે કેમે કરીને બનવા દે છે. સમુદ્રમાં તરનારો તારુ ભલે ગમે તેવો સમર્થ હોય, પણ તેને માથે બોજો હોય અથવા હાથેપગે બંધન હોય અથવા કોઇએ રોકી રાખ્યો હોય–ખેંચી રાખ્યો હોય, કે કોઇ આડો અંતરાય હોય, તો તે ડૂબ્યો કે કે ડૂબી જશે એમ ગળકાં ખાતો ખાતો માંડ તરી શકે છે. તેમ આ **શ્રીમદ્** જેવો પરમ ઉદાસીન પુરુષ સંસાર-સમુદ્ર તરવાને પરમ સમર્થ તારુ છે; પણ તેને માથે આ વ્યવહારનો બોજો છે. ઉપાધિનું બંધન છે, કાળ દુઃષમ છે, ક્ષેત્ર 'અનાર્ય જેવું છે'—એમ કાળાદિ ભારે અંતરાયભૂત વિઘ્નરૂપ છે, આ બધા વિષમ સંજોગો વચ્ચે પરમ સમર્થ આ પુરુષને પણ તરવા માટે અસાધારણ આત્મબળ વાપરવું પડે છે, અખંડ ઉપયોગજાગૃતિ જાળવવી પડે છે;

જો ઉપયોગ-સાવધાની ન રાખી ને જરાક પણ ચૂકયા તો ડૂબ્યા કે ડૂબશે એમ ગળકાં ખાતાં ખાતાં પણ પુનઃ પુનઃ ઉપયોગસાવધાની રાખતાં રાખતાં **શ્રીમદ્‌** જેવા પરમ સમર્થ પુરુષ પણ આ સંસારસમુદ્ર 'માંડ'–કેમે કરીને **કથમપિ** તરી શકે છે. એટલે જેમ તે સમર્થ તારુને વિષમ સંજોગોમાં તરવા માટે બહુ શરીરબળ વાપરતાં પસીનો છૂટી જાય છે, તેમ **શ્રીમદ્‌** જેવા પરમ સમર્થ સંસાર–તરવૈયા પુરુષને પણ આવા વિષમ સંજોગો મધ્યે આ સંસારસમુદ્ર તરવા માટે અસાધારણ આત્મબળ વાપરતાં અસાધારણ પરિશ્રમને લીધે સમયે સમયે 'અત્યંત પ્રસ્વેદ ઉત્પન્ન થયા કરે છે'—ખૂબ પસીનો છૂટયા કરે છે. અને જેમ પસીનો પસીનો થઇ જતા તે તારુને ઉત્તાપ ઉપજી જલ પીવાની તૃષા ઉપજે છે, તેમ સમયે સમયે ઉપયોગનું અનુસંધાન કરવાનો મહાપરિશ્રમરૂપ અપૂર્વ આત્મપુરુષાર્થ કરતાં પસીનો પસીનો થઇ જતા **શ્રીમદ્‌** જેવા પરમ અસંગ પુરુષને પણ અગ્નિજ્વાલા જેવો સંસારનો 'ઉતાપ'–ઉત્કટ તાપ ઉપજે છે, અને તેના શમનાર્થે સત્સંગરૂપ જલના પાનની તીવ્ર તૃષા 'અત્યંતપણે રહ્યા કરે છે;' અને આ પરમ શાંતિરૂપ નિરંતર સત્સંગ–જળની તીવ્ર તરસ છતાં તે નથી મળતું 'એ જ દુઃખ લાગ્યા કરે છે.' આમ સત્સંગને ઝંખતા ને અસંગને કંખતા **પરમ ઉદાસીન શ્રીમદ્‌** સમયે સમયે આત્મજાગૃતિ રાખતાં આ વ્યવહારાદિ વિષમ વિઘ્નો મધ્યે આ સંસારસમુદ્ર તરવા 'માંડ' સમર્થ બન્યા; છતાં મહદ્ આશ્ચર્ય છે કે આ મહાવિઘ્નકર્તા વ્યવહાર પ્રત્યે આ પરમ સમભાવી **શ્રીમદ્‌**ને લેશ પણ દ્વેષભાવ નથી, સમભાવ જ છે, એટલું જ નહિં પણ 'આત્મા તેને વિષે જાણે કંઈ કરતો નથી એમ લાગ્યા કરે છે' એવો પરમ આશ્ચર્ય-કારક અકર્તૃત્વભાવ જ છે! વિષમ વ્યવહારમાં પણ **અવિષમ શ્રીમદ્‌**ની કેવી અદ્‌ભુત સમતા! કેવી અદ્‌ભુત ઉદાસીનતા! કેવી અદ્‌ભુત અકર્તૃતા! '**आत्मप्रवृत्तावतिजागरूकः परप्रवृत्तौ बधिरांधमूकः**'—'આત્મપ્રવૃત્તિમાં અતિ જાગરૂક અને પરપ્રવૃત્તિમાં બ્હેરા–આંધળા ને મૂંગા એવા **આત્મમગ્ન શ્રીમદ્‌** જેવા સમર્થ તારુ ઉદાસીન રહી–વિશ્વની ઉપર તરતા ને તરતા જ રહી પરમઆત્માનંદ જ માણી ગયા છે; 'વિશ્વની ઉપર તો તે તરે છે કે જે સ્વયં સતત જ્ઞાન થતા–જ્ઞાનભાવે પરિણમતા કર્મ કરતા નથી ને કદી પ્રમાદને વશ જતા નથી'—એ **અમૃતચંદ્રાચાર્ય**ના× અમૃત કળશવચનને ચરિતાર્થ કરી અનુભવમાં આણી ગયા છે. ખરેખર! પાણી તો તેનું તે છે, તરતાં આવડતું હોય તે આનંદ માણે છે, ન આવડતું હોય તે ડૂબી જઈ દુઃખ આણે છે. બીજા જેમાં ડૂબી મરે છે એવા સંસાર–જલની ઉપર ને ઉપર ઉદાસીન રહી–તરતા રહી તરવાનો આનંદ માણનારા સમતાવંત **શ્રીમદ્‌**ની કેવી ઉદાસીનતા!

આમ ઉદાસીનતાના બીજા સમતા અર્થમાં **શ્રીમદ્‌**ની ઉદાસીનતાનો વિચાર કર્યો. હવે હાનાદાનપરિણામ રહિત–લેવાદેવાના પરિણામરહિત ઉપેક્ષાભાવના અર્થમાં

× " विश्वस्योपरि ते तरंति सततं ज्ञानं भवंतः स्वयं,
ये कुर्वंति न कर्म जातु न वशं यांति प्रमादस्य च । "
—શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકળશ ૩૧૧.

વિચાર કરીએ. આત્માને-ચૈતન્ય દ્રવ્યને વાસ્તવિકપણે પરદ્રવ્યની સાથે કંઈ લેવાદેવાનો સંબંધ નથી, માત્ર જ્ઞેય-જ્ઞાયક સંબંધ છે, એટલે પ્રદીપ જેમ પ્રકાશ્ય પ્રતિ ઉદાસીન છે તેમ આત્મા પર પ્રતિ નિત્યમેવ ઉદાસીન છે એમ વસ્તુસ્થિતિ છે,—'**आत्मा प्रदीपवत् परं प्रति उदासीनो नित्यमेवेति वस्तुस्थितिः**' (સમયસારટીકા ગા. ૩૭૩-૩૮૨). અર્થાત્ તત્ત્વથી નિશ્ચયથી આત્માને અન્ય દ્રવ્ય સાથે લેવાદેવા નથી, ઉદાસીનતા જ છે, ઉદાસીનતા એ જ આત્માનો-ચૈતન્યદ્રવ્યનો સહજ સ્વભાવ છે. જ્ઞાનીને આ સહજ ઉદાસ પરિણામે રહેલા ચૈતન્યનું પૂરેપૂરું ભાન છે એટલે પ્રવૃત્તિમાં પણ તે સહજ આત્મ સ્વભાવરૂપ ઉદાસીનતા રાખવા નિરંતર પ્રયત્નશીલ રહે છે. આ પરમ ઉદાસીનતા રાખવાના પરમ વિકટ આત્મપુરુષાર્થ અંગે **શ્રીમદ્** અંબાલાલભાઈ પરના પત્રમાં (અં. ૩૨૧) આ સ્વાનુભવસિદ્ધ વચન લખે છે—'અત્યંત ઉદાસ પરિણામે રહેલું એવું જે ચૈતન્ય, તેને જ્ઞાની પ્રવૃત્તિમાં છતાં તેવું જ રાખે છે; તોપણ કહીએ છીએ; માયા દુસ્તર છે; દુરંત છે; ક્ષણવાર પણ, સમય એક પણ, એને આત્માને વિષે સ્થાપન કરવા યોગ્ય નથી. એવી તીવ્ર દશા આવ્યે અત્યંત ઉદાસ પરિણામ ઉત્પન્ન થાય છે; અને તેવા ઉદાસ પરિણામની જે પ્રવર્તના-(ગૃહસ્થપણા સહિતની)-તે અબંધપરિણામી કહેવા યોગ્ય છે. જે બોધસ્વરૂપે સ્થિત છે તે એમ કઠિનતાથી વર્તી શકે છે, કારણ કે તેની વિકટતા પરમ છે.' આવું પરમ વિકટ કાર્ય કરનારા પરમ ઉદાસીન **શ્રીમદ્**—જે મૂકવા યોગ્ય હતું તે બધું મૂકી દીધું ને લેવા યોગ્ય હતું તે બધું લઈ લીધું—**उन्मुक्तमुन्मोच्यमशेषतस्तत्तथात्तमादेयमशेषतस्तत्**—એવી સમયસારકળશમાં (૨૩૬) સંગીત કરેલી-પરમ ધન્ય જ્ઞાનદશા પામ્યા છે; 'લેવેકોં ન રહી ઠોર, ત્યાગીવેકોં નાહીં ઓર, બાકી કહા ઉબર્યો જુ, કારજ નવીનો હૈ'—એવી ઉક્ત કળશનો ભાવ ઝીલી **બનારસીદાસજી**એ ગાયેલી પરમ અદ્ભુત દશાને પ્રાપ્ત થયા છે. આ અદ્ભુતદશાના કાવ્યનું સ્વાનુભવસિદ્ધ પરમાર્થદર્શન કરતાં **શ્રીમદ્ સૌભાગ્યને** લખે છે (પત્રાંક ૩૩૮)—'સ્વરૂપનું ભાન થવાથી પૂર્ણકામપણું પ્રાપ્ત થયું; એટલે હવે બીજું કોઈ ક્ષેત્ર કંઈ પણ લેવાને માટે રહ્યું નથી; સ્વરૂપનો તો કોઈ કાળે ત્યાગ કરવાને મૂર્ખ પણ ઇચ્છે નહીં; અને જ્યાં કેવળ સ્વરૂપ સ્થિતિ છે, ત્યાં તો પછી બીજું કંઈ રહ્યું નથી; એટલે ત્યાગવાપણું પણ રહ્યું નહીં. હવે જ્યારે લેવું, દેવું એ બન્ને નિવૃત્ત થઈ ગયું, ત્યારે બીજું કોઈ નવીન કાર્ય કરવાને માટે શું ઊગર્યું? અર્થાત્ જેમ થવું જોઈએ તેમ થયું ત્યાં પછી બીજી લેવાદેવાની જંજાળ ક્યાંથી હોય? એટલે કહે છે કે, અહીં પૂર્ણકામ પ્રાપ્ત થઈ.' આમ જેમાં પોતાની અદ્ભુત ઉદાસીન દશાનું જ પ્રતિબિંબ પડે છે એવા આ પરમાર્થદર્શનમાં જણાવ્યું છે તેમ લેવાદેવાની જંજાળ રહિત-'હાનાદાનરહિત પરિણામી' ઉપેક્ષાભાવરૂપ કેવી ઉદાસીનતા **શ્રીમદ્**ને પ્રગટી છે!

હવે સાક્ષીભાવ-દ્રષ્ટાભાવરૂપ ચોથા અર્થમાં **શ્રીમદ્**ની ઉદાસીનતા અવલોકીએ. 'જે જે કાળે જે જે પ્રારબ્ધ ઉદય આવે તે તે વેદન કરવું એ જ્ઞાનીપુરુષોનું સનાતન આચરણ' અનુસરતાં ઉદાસીન સાક્ષીભાવે વર્ત્તતા **શ્રીમદ્** પરમાર્થસખા **સૌભાગ્ય**

૫૨ના પત્રમાં (અં. ૪૦૮, ૧૯૪૮ ભાદ. વ. ૮) પોતાનું આત્મસંવેદન દાખવે છે—'હાલ તો તે પ્રારબ્ધ સ્વાભાવિક ઉદય પ્રમાણે વેદન કર્યા સિવાય અન્ય ઇચ્છા ઉત્પન્ન થતી નથી, તથાપિ તે ઉદયમાં બીજા કોઈને સુખ, દુઃખ, રાગ, દ્વેષ, લાભ, અલાભના કારણરૂપે બીજાને ભાસીએ છીએ. તે ભાસવાને વિષે લોકપ્રસંગની વિચિત્ર ભ્રાંતિ જોઈ ખેદ થાય છે. જે સંસારને વિષે સાક્ષી કર્ત્તા તરીકે મનાય છે, તે સંસારમાં તે સાક્ષીએ સાક્ષીરૂપે રહેવું, અને કર્ત્તા તરીકે ભાસ્યમાન થવું તે બેધારી તરવાર ઉપર ચાલવા બરાબર છે.'—અર્થાત્ સ્વાભાવિક ઉદય પ્રમાણે વેદન કર્યા સિવાય બીજી ઇચ્છા જેને ઉપજતી નથી એવા **શ્રીમદ્દ** 'હાનાદાનરહિત પરિણામી ઉદાસીનતા વીક્ષણ રે' એમ ઉદાસીન સાક્ષીભાવે-દૃષ્ટાભાવે જ વર્ત્યા છે-વર્ત્તી રહ્યા છે, તથાપિ બીજાઓને સુખ-દુઃખાદિના કારણરૂપે પોતે ભાસે છે, એવી તે 'લોકપ્રસંગની વિચિત્ર ભ્રાંતિ' જોઇ **શ્રીમદ્દ**ને ખેદ થાય છે. આ **રાજચંદ્ર**ની અંતરૃસ્થિતિ-આત્મસ્થિતિ તો સાક્ષીરૂપ ઉદાસીનભાવની છે, એને કંઇ લેવા-દેવારૂપ અંતરૃપરિણામ નથી, એને અંતરૃમાં લેશ પણ રાગ-દ્વેષ નથી, છતાં આ **રાજચંદ્રે** અમને લાભ કરી દીધો-અમને અલાભ કર્યો એમ કોઈને લાભનું કારણ-કોઇને અલાભનું કારણ ભાસે છે, એટલે કોઈને સુખનું કારણ-કોઈને દુઃખનું કારણ ભાસે છે, એટલે કોઈને રાગનું કારણ-કોઈને દ્વેષનું કારણ ભાસે છે. **શ્રીમદ્દ**ના અંતરૃમાં તો તેવો કોઇ ભાવ છે નહિં-ઉદાસીનભાવ જ છે, છતાં લોકપ્રસંગમાં સંસર્ગમાં આવતા લાગતાવળગતાઓ આમ માની બેસે છે; એમ છે નહિં છતાં 'ભાસે છે' એ જ લોકપ્રસંગની વિચિત્ર ભ્રાંતિ છે, તે દેખી **શ્રીમદ્દ**ને ખેદ થાય છે. આવા આ વિચિત્ર (strange) સંસારને વિષે **શ્રીમદ્દ** સાક્ષીભાવે રહ્યા છે—અને સાક્ષી કાંઇ દોષી-દોષકર્ત્તા નથી હોતો—છતાં લોકો તેને કર્ત્તા તરિકે માની બેસે છે. આવા આ વિચિત્ર સંસારમાં 'તે સાક્ષીએ સાક્ષીરૂપે રહેવું અને કર્ત્તા તરીકે ભાસ્યમાન થવું'—દૃષ્ટારૂપ ઉદાસીનભાવે રહેવું અને કર્ત્તા તરીકે લોકોને ભાસતા રહેવું,-એવી વિકટ વિષમ પરિસ્થિતિમા અવિષમ ભાવે સમપણે વર્તવું તે બેધારી તલવાર પર ચાલવા જેવું અતિ વિકટ છે. 'એમ છતાં પણ કોઈને ખેદ, દુઃખ, અલાભનું કારણ તે સાક્ષીપુરુષ ભ્રાંતિગત લોકોને ન ભાસે તો તે પ્રસંગમાં તે સાક્ષીપુરુષનું અત્યંત વિકટપણું નથી. અમને તો અત્યંત અત્યંત વિકટપણાના પ્રસંગનો ઉદય છે. એમાં પણ ઉદાસીનપણું એ જ સનાતન ધર્મ જ્ઞાનીનો છે. ('ધર્મ' શબ્દ આચરણને બદલે છે.) એકવાર એક તણખલાના બે ભાગ કરવાની ક્રિયા કરી શકવાની શક્તિ પણ ઉપશમ થાય ત્યારે જે ઈશ્વરેચ્છા હશે તે થશે.' અર્થાત્ અમે તો સાક્ષીભાવે-ઉદાસીનભાવે જ વર્ત્તીએ છીએ તેમ છતાં લોકોને અન્યથા ભાસતું હોય તો ભલે ભાસે અને તેમ માની બેસે, પણ તેમાં પણ ઉદાસીનતા જ અમે રાખવા માગીએ છીએ અને જ્ઞાનીના સનાતન ધર્મને જ અનુસરવા માગીએ છીએ, અને એક તણખલાના બે ભાગ કરવા જેટલા કર્તૃત્વ-અહંપણાનો જ્યાં અભાવ છે એવો પરમ ઉદાસીન સર્વથા અકર્તૃત્વભાવ જ ભજવા માગીએ છીએ. **શ્રીમદ્દ**ની કેવી અદ્દભુત, કેવી અલૌકિક, કેવી અપૂર્વ, કેવી અનુપમ ઉદાસીનતા !

આમ ચારે અર્થમાં આ અદ્‌ભુત ઉદાસીનતા **શ્રીમદ્‌ના આત્મચારિત્રમય અધ્યાત્મચરિત્ર**માં પ્રગટ દૃશ્યમાન થાય છે. **શ્રીમદ્‌**ની આત્માનુભવસિદ્ધ **અમૃતવાણી** વદે છે તેમ-(જુઓ પ્રકરણના મથાળે મૂકેલ સુભાષિત) જ્યાં ઉદાસીનતાનો વાસ છે ત્યાં સર્વ દુઃખનો નાશ છે, ત્યાં સર્વ કાળનું જ્ઞાન છે, ત્યાં દેહ છતાં નિર્વાણ-જીવન્‌મુક્તિ છે, છેવટના ભવની એ દશા છે, અને ત્યાં 'રામ'-આત્મામાં 'રમણ કરનારા આત્મારામ પોતાના ધામમાં આવીને વસ્યા છે.—આવી પરમ ધન્ય ઉદાસીનતા **શ્રીમદે** પોતાના જીવનમાં અનુભવસિદ્ધ કરી દેખાડી એ સ્વયંસિદ્ધ હકીકત છે.



## પ્રકરણ ત્રેસઠમું

# અલૌકિક અસંગતા

'સર્વ તીર્થંકરાદિ જ્ઞાનીઓએ અસંગપણું જ સર્વોત્કૃષ્ટ કહ્યું છે, કે જેનાં અંગે સર્વ આત્મસાધન રહ્યાં છે'.—**શ્રીમદ્ રાજચંદ્ર,**

**શ્રીમદ્‌ની** આ અદ્‌ભુત ઉદાસીનતાનું સહજ સ્વભાવભૂત પરિણામ અસંગતા હતું. ઉદાસીનતા જો **શ્રીમદ્‌ના** અધ્યાત્મ જીવનનું મૂળસૂત્ર છે, તો અસંગતા તેનું ઉત્તર ભાષ્ય છે. જ્યાં અન્ય ભાવનો સ્પર્શ નથી એવી સર્વ ભાવથી ઉદાસીન વૃત્તિ છે ત્યાં કોઇપણ સંગનો સંભવ ક્યાંથી હોય? અસંગતા જ હોય. પૂર્વ પ્રકરણોમાં વિવરી દેખાડ્યું તેમ—અદ્‌ભુત દાસીનતાથી વર્ત્તતાં ઉપાધિ મધ્યે સમાધિ ધરી રહેલા, પ્રારબ્ધોદયાધીનપણે વ્યવહારોપાધિમા પ્રવર્ત્તતાં વિદેહી દશાએ વિચરી રહેલા, પુરાણ પુરુષ પરમાત્માની પરમ પ્રેમમય પરાભક્તિની પરાકાષ્ઠા પામતાં પુરાણપુરુષ સતથી અભેદ સાક્ષાત્ સત્પુરુષપણું આચરી રહેલા, કેવલ એક શુદ્ધ આત્માના અનુભવરૂપ કેવલશુદ્ધાત્મદશા અનુભવતાં જીવન્મુક્ત દશાનો અનુભવ કરી રહેલા, આત્મસાક્ષાત્કાર-રૂપ શુદ્ધ આત્મદર્શન કરતા નિર્વિકલ્પ સમાધિમાં વિહરી રહેલા પરમ જ્ઞાની **શ્રીમદ્‌ના** વીતરાગ આત્માને અસંગતા એ આત્મજીવનનો પ્રાણ હતી બાહ્ય સંગ મધ્યે પણ ભાવઅસંગ રહી નિરંતર સત્સંગને ઝંખતા ને સર્વસંગત્યાગને કંખતા **શ્રીમદ્‌ની** અલૌકિક અસંગતાનું આ પ્રકરણમા દર્શન કરશું.

અસંગતા એટલે શું? સંગનો અભાવ તે અસંગતા. સંગ શબ્દના આ ચાર અર્થ થાય છે (૧) સ્પર્શ, સંપર્ક (Touch, contact) (૨) સંગતિ, સોબત, સમાગમ, સંસર્ગ (Company, association) (૩) ગ્રંથ-પરિગ્રહ (Possessions). તેના બે પ્રકાર (અ) દ્રવ્ય-બાહ્ય ધન ધાન્ય-દ્વિપદ-ચતુષ્પદાદિ, (બ) ભાવ—આભ્યંતર—રાગ, દ્વેષ, મોહ,

ક્રોધાદિ કષાય, વિષયાદિ. (૪) સક્તિ—ચોંટવું, આસક્તિ—સ્નેહભાવ (attachment, stickines) આ ચારે અર્થમાં આ સંગના અભાવરૂપ અસંગતા **શ્રીમદ્**માં કેવા પ્રકારે પ્રાપ્ત થાય છે તે અનુક્રમે જોઈએ.

પ્રથમ સ્પર્શ—સંપર્ક અર્થમાં સંગનો અભાવ પરસંગથી અસ્પર્શ્ય ઉદાસીન ભાવ ધરતા **શ્રીમદ્**માં કેવો છે તે ગત પ્રકરણમાં સવિસ્તર દર્શાવાઈ ચૂક્યું છે. અત્રે માત્ર એક જ વસ્તુ ઉમેરશું. પત્રાંક ૪૬૬ માં **શ્રીમદે** માર્મિકપણે પોતાનું આત્મસંવેદન જણાવ્યું છે તેમ—'**મન-વચન-કાયાના જોગમાંથી જેને કેવળી સ્વરૂપ ભાવ થતાં અહંભાવ મરી ગયો છે, એવા જે જ્ઞાનીપુરુષ તેના પરમ ઉપશમરૂપ ચરણારવિંદ તેને નમસ્કાર કરી, વારંવાર તેને ચિંતવી,** તે જ માર્ગમાં પ્રવૃત્તિની તમે ઇચ્છા કર્યા કરો એવો ઉપદેશ કરી, આ પત્ર પૂરો કરું છું.—**વિપરીત કાળમાં એકાકી હોવાથી** ઉદાસ !!!' —એમ અત્રે પોતે પોતાને નમસ્કાર જેવી પરમ ધન્ય કેવલીસ્વરૂપ ભાવવાળી પરમ અસંગ દશા જેને પ્રગટી છે એવા **શ્રીમદ્**ની અસંગતા કેવી અદ્ભુત હશે! કેવલ એક શુદ્ધ આત્મસ્વરૂપને અનુભવતો એવો કેવળી સ્વરૂપ ભાવ થતાં બીજા બધા સંગની વાત તો દૂર રહો, પણ મન—વચન—કાયાના યોગ જે ક્ષીરનીર જેમ આત્મપ્રદેશ સાથે એકક્ષેત્રાવગાહસંબંધથી રહ્યા છે, તેનો સંગ પણ રહ્યો નથી, એવા **શ્રીમદ્**ની આ અસંગ દશા કેવી અલૌકિક હશે! અત્ર પત્રના અંતે 'વિપરીત કાળમાં એકાકી હોવાથી ઉદાસ !!!'—એમ સહીના સ્થળે મૂકેલ માર્મિક વાક્યમાં **શ્રીમદે** પોતાની ઊંડી અંતર્વેદના વ્યક્ત કરી છે. આ વિપરીત—વિષમ દુઃષમ કાળમાં આવી પરમ અસંગ ઉદાસીન દશા ધરનારો 'એકાકી'—પોતાની હેડીનો તેવો કોઈ સમાનશીલ સત્સંગી નહીં મળવાથી એકલો અટૂલો પડી ગયો હોવાથી 'ઉદાસ' !!!—ઉદાસીન—ગમગીન—બેચેન એ અર્થમાં ઉદાસીન !—એ શબ્દોમાં **શ્રીમદ્**નો કેવો ઊંડો ખેદ જણાઈ આવે છે! **શ્રીમદ્**ને યથાર્થપણે ઓળખનારો ખરો પરમાર્થ—સત્સંગી એક **સૌભાગ્ય** મળ્યો છે અને તે પણ **શ્રીમદ્**ની પોતાની હેડીનો તો નહીં, એટલે જ પોતાના આત્મભાવને યથાર્થપણે પૂર્ણપણે ઝીલી શકે એવો કોઈ પુરુષ ન દેખાવાથી—'સંગૂ કોઈ ન સાથ' એવી સ્થિતિ હોવાથી એકલાપણું વેદાતાં, ઊંડી અંતર્વેદના દાખવતા આ મર્મભેદી વચન **શ્રીમદ્**ના આત્માના ઊંડાણમાંથી નિકળી પડ્યા છે.

હવે સંસર્ગ એ સંગના બીજા અર્થમાં **શ્રીમદ્**ની અસંગતાનો વિચાર કરીએ. પરમાર્થથી—નિશ્ચયનયથી આત્મા અસંગ છે પણ વ્યવહારથી પરભાવના પ્રસંગથી સંસારસંગ પામી સસંગ બન્યો છે, તે સસંગતા ત્યજવા અસંગતા જ ભજવા યોગ્ય છે,—કે જેથી મૂળ શુદ્ધ અસંગ સ્વરૂપ પ્રગટ થાય; અને તે પ્રગટ કરવામાં પરમ સહાયભૂત પરમ ઉપકારી સત્સંગતા—કે જે વાસ્તવિક રીતે અસંગતા અને તેથી પણ વિશેષ છે—તે પણ ભજવા યોગ્ય જ છે. આ અંગે **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૬૪૦, ૧૯૫૧ આસો શુદ ૧૧) **શ્રીમદ્** લખે છે—'વેદાંત કહે છે કે આત્મા અસંગ છે,

જિન પણ કહે છે કે પરમાર્થનયથી આત્મા તેમ જ છે. એ જ અસંગતા સિદ્ધ થવી, પરિણત થવી તે મોક્ષ છે. પરભારી તેવી અસંગતા સિદ્ધ થવી ઘણું કરીને અસંભવિત છે, અને એ જ માટે જ્ઞાનીપુરુષોએ સર્વ દુઃખ ક્ષય કરવાની ઇચ્છા છે જેને એવા મુમુક્ષુએ સત્સંગની નિત્ય ઉપાસના કરવી એમ જે કહ્યું છે, તે અત્યંત સત્ય છે.' એટલે જ **શ્રીમદ્**ની આત્મદશાના દર્પણરૂપ હાથનોંધમાં (૧-૭, ૨-૬) લખ્યુ છે તેમ-'હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું, હું અસંગ શુદ્ધ ચેતન છું', એમ અસંગ આત્મતત્ત્વનું ભાવન કરતાં, તથારૂપ અસંગદશા પ્રગટાવવા સતત પ્રયત્નશીલ **શ્રીમદ્** લોકસંગ વર્જી નિરંતર અસંગતા જ ઇચ્છતા હતા અથવા **સૌભાગ્ય** જેવા પરમાર્થસત્સંગી સત્પુરુષની સત્સંગતા જ ઇચ્છતા હતા; **પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રોમા દર્શાવ્યુ છે તેમ—'અમે અસંગતાને જ ઇચ્છીએ છીએ, અને તમારો સહવાસ તે અસંગતા જ છે, એથી પણ વિશેષ અમને પ્રિય છે. (અં. ૨૦૧) જ્ઞાનીને સર્વત્ર મોક્ષ છે; આ વાત જો કે યથાર્થ છે, તોપણ જ્યાં માયાપૂર્વક પરમાત્માનું દર્શન છે એવું જગત, વિચારી પગ મૂકવા જેવું તેને પણ કંઇ લાગે છે; માટે અમે અસંગતાને ઇચ્છીએ છીએ, કાં તમારા સંગને ઇચ્છીએ છીએ, એ યોગ્ય જ છે. (અં. ૨૦૫). કાળ વિષમ આવી ગયો છે. સત્સંગનો જોગ નથી, અને વીતરાગતા વિશેષ છે, એટલે કયાંય સાતું નથી, અર્થાત્ મન વિશ્રાંતિ પામતું નથી. અનેક પ્રકારની વિટંબના તો અમને નથી, તથાપિ નિરંતર સત્સંગ નહીં એ મોટી વિટંબના છે. લોકસંગ રુચતો નથી. (અં. ૨૯૮)' લોકસંગ વર્જતા અસંગ **શ્રીમદ્** નિરંતર સત્સંગના જોગને ઇચ્છે છે અને આ વિષમ કાળમાં સત્સંગનો જોગ નથી, લોકસંગ એમને રુચતો નથી, એટલે અત્રે કયાંય સાતું નથી'—કયાંય ગોઠતું નથી એ દર્દભર્યા શબ્દોમા **શ્રીમદ્**ની કેવી તીવ્ર અંતર્વેદના દેખાઇ આવે છે! ખરેખર! બીજા કોઈનું નહિં, એક સત્સંગ નહિં એનું જ મોટું દુઃખ-મોટી વિટંબના **શ્રીમદ્**ને છે.

એટલે જ અસંગને કંખતા ને સત્સંગને ઝંખતા **શ્રીમદ્**ને સર્વ સંગ છોડી વનમા જઈએ વનમા જઇએ એમ વારંવાર ઊર્મિ ઊઠે છે, તે **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય**ને પત્રમા (અં. ૨૧૭) દર્શાવે છે—'ઉપાધિના કારણથી તન્મયભક્તિ રહેતી નથી અને એકતાર સ્નેહ ઉભરાતો નથી. આથી ખેદ રહ્યા કરે છે અને વારંવાર વનવાસની ઇચ્છા થયા કરે છે. જો કે વૈરાગ્ય તો એવો રહે છે કે ઘર અને વનમાં ઘણું કરીને આત્માને ભેદ રહ્યો નથી. ×× પ્રેમભક્તિની પૂર્ણ લય આવ્યા વિના દેહત્યાગ નહિં કરી શકાય, એમ રહે છે; અને, વારંવાર એ જ રટના રહેવાથી 'વનમાં જઇએ વનમા જઇએ' એમ થઈ આવે છે, આપનો નિરંતર સત્સંગ હોય તો અમને ઘર પણ વનવાસ જ છે.' આમ અસંગ કરતા પણ **સૌભાગ્ય**ના સત્સંગને વિશેષ મહત્વનો લેખતા **શ્રીમદ્** અત્રે પત્રમાં જડભરતજીનું સુપ્રસિદ્ધ દૃષ્ટાંત ટાંકી અસંગતા વિના પોતાને યમદુઃખ કરતાં પણ વધારે કેટલું બધું દુઃખ થાય છે, તે દર્શાવતી પોતાની આત્મસંવેદનમય અંતરૂર્મિ ઠાલવે છે—

**'જડભરતજીની શ્રીમદ્ ભાગવતમાં સુંદર આખ્યાયિકા આપી છે; એ દશા વારંવાર સાંભરી આવે છે. અને એવું ઉન્મત્તપણું પરમાત્માને પામવાનું પરમ દ્વાર છે. એ દશા વિદેહી હતી. ભરતજીને હરણના સંગથી જન્મની વૃદ્ધિ થઈ હતી અને તેથી જડભરતના ભવમાં અસંગ રહ્યા હતા. એવાં કારણથી અને પણ અસંગતા બહુ જ સાંભરી આવે છે; અને કેટલીક વખત તો એવું થઈ જાય છે કે તે અસંગતા વિના પરમદુઃખ થાય છે. યમ અંતકાળે પ્રાણીને દુઃખદાયક નહીં લાગતો હોય, પણ અમને સંગ દુઃખદાયક લાગે છે. એમ અંતર્વૃત્તિઓ ઘણી છે કે જે એક જ પ્રવાહની છે. લખી જતી નથી. રહ્યું જતું નથી; અને આપનો વિયોગ રહ્યા કરે છે. ×× 'સત્–સત્' એવું રટણ છે, અને સત્નું સાધન 'તમે' તે ત્યાં છો. અધિક શું કહીએ? ×× પ્રારબ્ધકર્મ બળવત્તર છે.'**

આમ અસંગ ચૈતન્યરૂપ સત્–સત્નું રટણ કરતાં **શ્રીમદ્**—બાકી અસંગતા ઇચ્છતાં છતાં—તે અસંગ સત્નું પોષણ કરનારા **સૌભાગ્ય** જેવા સત્સંગને ઝંખતા હતા. આ અસંગતાને જ ઝંખતા અને સત્સંગને કંખતા **શ્રીમદ્** આ અસંગતાની અને સત્સંગતાની મુક્તકંઠે સ્તુતિ કરતાં આ **અમૃત પત્ર**માં (અં. ૬૦૯) પોતાનો પરમ **અમૃતાનુભવ** પ્રકાશે છે—'સર્વ તીર્થંકરાદિ જ્ઞાનીઓએ અસંગપણું જ સર્વોત્કૃષ્ટ કહ્યું છે, કે જેના અંગે સર્વ આત્મસાધન રહ્યાં છે. ×× સર્વ ભાવથી અસંગપણું થવું તે સર્વથી દુષ્કરમાં દુષ્કર સાધન છે; અને તે નિરાશ્રયપણે સિદ્ધ થવું અત્યંત દુષ્કર છે. એમ વિચારી શ્રી તીર્થંકરે સત્સંગને તેનો આધાર કહ્યો છે, કે જે સત્સંગના યોગે સહજસ્વરૂપભૂત એવું અસંગપણું જીવને ઉત્પન્ન થાય છે. ×× આ **અમે કહ્યું તે જ વાતની વિચારણાથી અમારા આત્મામાં આત્મગુણ આવિર્ભાવ પામી સહજ સમાધિપર્યંત પ્રાપ્ત થયા એવા સત્સંગને હું અત્યંત ભક્તિએ નમસ્કાર કરૂં છું.'** આવી સહજસમાધિ પર્યંત પરમ અસંગદશાને પામેલા **શ્રીમદ્**ની અસંગતા કેવી અદ્ભુત હશે!

આમ સંગના સંગતિરૂપ બીજા અર્થમાં અસંગતાનો વિચાર કરી હવે સંગના ગ્રંથ–પરિગ્રહ એ ત્રીજા અર્થમાં **શ્રીમદ્**ની અસંગતા પ્રત્યે દૃષ્ટિપાત કરીએ. આગળ જતા **શ્રીમદ્** બાહ્ય સંગથી પણ નિવૃત્ત થયા છે, છતાં હમણાં બાહ્ય–દ્રવ્ય સંગ મધ્યે પણ **શ્રીમદ્** કેવા ભાવઅસંગ છે તે આપણે આ ચાલુ પ્રકરણોમા જોઈ જ રહ્યા છીએ; રાગ–દ્વેષ–મોહ–વિષય–કષાયાદિ આભ્યંતર પરિગ્રહરૂપ સંગ એમનો કેવો ક્ષીણ થતો ચાલ્યો છે–કેવો ક્ષીણપ્રાય થયો છે તે પ્રત્યક્ષ કરી જ રહ્યા છીએ; ૨૧ વર્ષની વયે ૧૯૪૫ થી પ્રારંભાયેલી એમની અંતરંગ નિર્ગ્રંથશ્રેણી ૧૯૪૭માં ૨૪ મા વર્ષથી અન્યંત વેગીલી બની ઉત્તરોત્તર કેવી વધતી ચાલી છે એ સાક્ષાત્ દેખી જ રહ્યા છીએ. આ બાહ્ય–દ્રવ્ય સંગમા, પણ ભાવથી અસંગ **શ્રીમદ્**ને ભાવપ્રતિબંધ–ઇચ્છાપ્રતિબંધ તો છે જ નહિં, એટલે 'સ્વરૂપસ્થિત ઇચ્છારહિત' **શ્રીમદ્** જેવા જ્ઞાનીને આ બાહ્ય સંગ પણ ભાવથી પરિગ્રહભાવને પામતો જ નથી. અર્થાત્ ભાવથી આ સંસારસેવા નથી, માત્ર પ્રારબ્ધપ્રતિબંધથી છે **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૬૦) **શ્રીમદે** લખ્યુ છે તેમ—'જ્ઞાનીપુરુષને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહિં, પણ પ્રારબ્ધપ્રતિબંધપણે

હોય.' તેમ જ બીજા પત્રમાં (અં. ૪૫૯) લખ્યું છે તેમ—'શ્રી કૃષ્ણાદિકની ક્રિયા ઉદાસીન જેવી હતી. જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા તે જ સમયે ન હોય એવો કંઈ નિયમ નથી. સમ્યક્ત્વ ઉત્પન્ન થવા પછી સંસારી ક્રિયા રસરહિતપણે થવી સંભવે છે. ×× સમ્યગ્દૃષ્ટિ જીવ તે સંસારને ભજતો દેખાય છે, તે પૂર્વે નિબંધન કરેલાં એવાં પ્રારબ્ધકર્મથી દેખાય છે. વાસ્તવ્યપણે ભાવથી તે સંસારમાં તેનો પ્રતિબંધ ઘટે નહિં.' અને શ્રીમદ્‌ને પણ તેમ જ છે. કારણકે સંસારથી કંટાળ્યા તો ઘણો કાળ થઈ ગયો છે. તથાપિ સંસારનો પ્રસંગ હજી વિરામ પામતો નથી, એ એક પ્રકારનો મોટો 'કલેશ' વર્તે છે. (અં ૩૭૯) વિચારવાન પુરુષને કેવળ કલેશરૂપ ભાસે છે, એવો સંસાર તેને વિષે હવે ફરી આત્મભાવે કરી જન્મવાની નિશ્ચળ પ્રતિજ્ઞા છે, (અં.૩૮૩) —એમ પરમ ભવવિરક્તિનું આત્મસંવેદન દર્શાવનારા **શ્રીમદ્** જેવા પરમસમ્યગ્દૃષ્ટિ જ્ઞાની વીતરાગને તો ભાવ પ્રતિબંધનો અંશ પણ છે, નહિં. એટલે આવાં ભાવઅપ્રતિબદ્ધ અસંગ પુરુષને અબંધભાવ જ—અબંધ પરિણામ જ છે, એટલું જ નહિં પણ તે તે પ્રારબ્ધોદય ભોગવતાં કેવળ નિર્જરા જ હોય છે. **અધ્યાત્મસાર—સમયસાર**× આદિ શાસ્ત્રોમાં કહ્યું છે તેમ—અજ્ઞાનીઓને બંધ છે, જ્ઞાનીઓને કદી બંધ નથી—નિર્જરા જ છે. જ્ઞાની **सेवमानो न सेवते**—જ્ઞાની સેવતાં છતાં સેવતો નથી—ભોગવતાં છતાં ભોગવતો નથી! અને અજ્ઞાની નહિં સેવતાં છતાં સેવે છે—નહિં ભોગવતાં છતાં ભોગવે છે! **सेवंतोवि ण सेवइ असेवमाणोवि सेवगो कोई।** આમ કોઈ કર્મ ભોગવતાં છતાં કર્મોથી બંધાતો નથી!—તે જ્ઞાનનું જ* સામર્થ્ય છે કે વિરાગનું જ સામર્થ્ય છે: જેમ વિષ ખાતાં વૈદ્ય પુરુષ મરણ નથી પામતો, તેમ પુદ્‌ગલકર્મનો ઉદય જ્ઞાની ભોગવે છે પણ બંધાતો નથી,—આ જ્ઞાનનું સામર્થ્ય છે; જેમ મદ્ય પીતો પુરુષ અરતિ-ભાવે કરીને મદવાળો થતો નથી, તેમ દ્રવ્યઉપભોગમાં અરત જ્ઞાની બંધાતો નથી,—આ વૈરાગ્યનું સામર્થ્ય છે. એટલે જ આવો જ્ઞાન-વૈરાગ્યસંપન્ન જ્ઞાની પુરુષ+—યોગદૃષ્ટિ-

---

× "सेवंतोवि ण सेवइ असेवमाणोवि सेवगो कोई।
पगरणचेट्ठा कस्सवि ण य पायरणोत्ति सो होई॥
जह विसमुवभुंजंतो वेज्जो पुरिसो ण मरणमुवयादि।
पुग्गलकम्मस्सुदयं तह भुंजदि णेव बज्झए णाणी॥
जह मज्जं पिबमाणो अरदिभावेण मज्जदि ण पुरिसो।
दव्वुवभोगे अरदो णाणी वि ण बज्झदि तहेव॥
—સમયસાર ગાથા, ૧૯૫-૧૯૬-૧૯૭

"सेवतेऽसेवमानोपि सेवमानो न सेवते।
कोऽपि पारजनो न स्याच्छ्रयन् पारजनानपि॥"
"तद् ज्ञानस्यैव सामर्थ्यं विरागस्य च वा किल।
यत् कोऽपि कर्मभिः कर्म भुञ्जानोऽपि न बध्यते॥" —સમયસારકળશ

\+ "भोगान् स्वरूपतः पश्यंस्तथा मायोदकोपमान्।
भुञ्जानोऽपि ह्यसङ्गः सन् प्रयात्येव परं पदम्॥" યોગદૃષ્ટિસમુચ્ચય શ્લો. ૧૬૬

**સમુચ્ચયમાં** કહ્યું છે તેમ—'ભોગોને સ્વરૂપથી માયાજલ સરખા દેખતો, ભોગવતાં છતાં અસંગ સતો–પરમ પદ પ્રત્યે જાય જ છે.' તો પછી જેનું **પરમ જ્ઞાનસામર્થ્ય** અને **પરમ વૈરાગ્યસામર્થ્ય** આપણે અત્રે પદે પદે જોઈ જ રહ્યા છીએ, તે આ **પરમજ્ઞાન–વૈરાગ્યસંપન્ન શ્રીમદ્** જેવો જ્ઞાનાવતાર વીતરાગ પુરુષ સંસારસંગમાં પણ પરમ અસંગ રહી પરમ પદ પ્રત્યે તીવ્રવેગે દોટ મૂકી રહ્યો હોય એમાં આશ્ચર્ય શું?

અત્રે તીર્થંકરાદિ જેવા પરમ સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીઓનું દૃષ્ટાંત શાસ્ત્રપ્રસિદ્ધ છે. 'રાગ ભરે જન મન રહો, પણ તિહુંકાળ વૈરાગ; ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઈ ન પામે હો તાગ'—એવા આજન્મ પરમ વૈરાગી તીર્થંકર દેવને તેવા પૂર્વ પ્રારબ્ધોદયથી અનિચ્છતાં છતાં કંઈક વખત ગૃહાવાસમાં સ્થિતિ કરવાનો પ્રસંગ પણ પડે છે, પણ શ્રુતધર્મમાં–આત્મધર્મમાં દૃઢ જ્ઞાનાક્ષેપકવંત પરમ આત્મજ્ઞાની એવા તે પરમ અસંગ પુરુષ ભોગકર્મને ભોગવતાં છતાં પણ બંધાતા નથી.–ઉલટા તે ભોગાવલી કર્મ ભોગવીને નિર્જરી નાંખે છે, ખેરવી નાંખે છે,–એ એમનું આશ્ચર્યકારક ચિત્ર ચરિત્ર છે! બીજા પ્રાકૃત સામાન્ય જનોને જે ભોગ બંધનું કારણ થાય છે, તે આ અસામાન્ય–અસાધારણ અતિશયવંત તીર્થંકરાદિ સમ્યગ્દૃષ્ટિ પુરુષવિશેષને નિર્જરાનું કારણ થાય છે! એટલે સામાન્ય પ્રાકૃત કોટિના જનોનો નિયમ આવા અસામાન્ય પુરુષોત્તમોને લાગુ પડતો નથી; તેઓ તેમાં અપવાદરૂપ છે, Exception proves the rule અપવાદ નિયમને સિદ્ધ કરે છે, એ અંગ્રેજી કહેવત અત્ર ઘટે છે. કાજળની કોટડીમાં પણ અસંગ રહી ડાઘ ન લાગવા દેવો તે આવા કોઈ અપવાદરૂપ (Exceptional) પુરુષો જ કરી શકે છે. રાજમાર્ગે–ધોરીમાર્ગે તો સહુ કોઈ ચાલી શકે છે, પણ સાંકડી કેડી–એકપદી પર ચાલવું તે કોઈ વિરલાઓનું જ કામ છે. અને તેવો એક વિશિષ્ટ વિરલો આપણો ચરિત્રનાયક આ **રાજચંદ્ર** છે. કારણ કે આ અપવાદરૂપ સમર્થ જ્ઞાનીવિશેષને પૂર્વ પ્રારબ્ધના યોગથી—ખરેખરા અંતઃકરણથી અનિચ્છતા છતાં—સંસારવાસમાં રહેવાનો પ્રસંગ પરાણે આવી પડ્યો છે, તો આ પરમ સમર્થ યોગીએ અત્યંત આત્મજાગૃતિપૂર્વક તે સંસારપ્રસંગમાં પણ અસંગ રહી, તેમાંથી નિર્લેપપણે ઉત્તીર્ણ થવાનો પરમ પુરુષાર્થ કર્યો છે; કાજળની કોટડી જેવા સંસારપ્રસંગમાં પણ જરા પણ ડાઘ ન લાગવા દેવાનું યોગકૌશલ– **योगः कर्मणि कौशलम्** દાખવી પરમ આત્મસામર્થ્યયોગનો પરચો બતાવ્યો છે.

આમ ત્રીજા અર્થમાં અસંગતાનું દર્શન કરી, સંગના આસક્તિ–સ્નેહભાવ એ ચોથા અર્થમાં **શ્રીમદ્**ની અસંગતાનું દર્શન કરીએ. 'એક ક્ષણવાર પણ આ સંસર્ગમાં રહેવું ગમતું નથી' (અં ૩૯૯) એમ અનેક પત્રોમાં જણાવ્યુ છે તેમ **શ્રીમદ્**ને સંસાર પ્રત્યે લેશ પણ સંગ–આસક્તિ–સ્નેહભાવ રહ્યો નથી, અત્યંત અસંગ–અનાસક્તિ–અસ્નેહભાવ જ છે; એટલે સ્નેહરૂપ આસક્તિના અભાવે અત્યંત અબંધભાવ જ–અબંધ

પરિણામ જ છે. જેમ રેણુબહુલ* વ્યાયામશાળામાં કોઈ સ્નેહાભ્યક્ત–તેલ ચોપડેલો મનુષ્ય વ્યાયામ કરે તો તેને રજ ચોંટે છે, પણ સ્નેહાભ્યક્ત ન હોય–તેલ ચોપડેલ ન હોય, તેને સ્નેહરૂપ–તેલરૂપ ચીકાશના અભાવે રેણુ ચોંટતી નથી; તેમ અજ્ઞાનીને સ્નેહરૂપ–આસક્તિરૂપ–રાગરૂપ ચીકાશને લીધે કર્મપરમાણુરૂપ રજ ચોંટે છે, પણ નિઃસ્નેહ –વીતરાગ–અનાસક્ત એવા 'કોરા ધાકોડ' જ્ઞાની સમ્યગ્દૃષ્ટિ પુરુષને સ્નેહરૂપ–આસક્તિરૂપ ચીકાશના અભાવે કર્મરજ વળગી શકતી નથી. આવા નિઃસ્નેહ ભાવને લીધે જ અબંધપરિણામી **શ્રીમદ્‌ને** સંસાર પ્રત્યે આસક્તિરૂપ સંગ તો દૂર રહો, અત્યંત અત્યંત અનાસક્તિરૂપ અસંગતા જ છે, અનાસક્ત ભાવ જ છે.

આમ જેને સંસાર પ્રત્યે લેશ પણ સ્નેહભાવરૂપ આસક્તભાવ રહ્યો નથી, લેશ પણ આકર્ષણ રહ્યું નથી, એવા **પરમ અસંગ જ્ઞાનાક્ષેપકવંત શ્રીમદ્‌ને** આકર્ષણ તો એક આત્મધર્મનું–શ્રુતધર્મનું જ છે, અસક્તપણું એક આત્મજ્ઞાન અને આત્મવાર્ત્તાનું જ છે. 'પરમ રુચિ છે જેને વિષે એવું આત્મજ્ઞાન અને આત્મવાર્ત્તા' (અં. ૪૬૧) તે પ્રત્યે **શ્રીમદ્‌ને** એટલી બધી આસક્તિ છે કે **સૌભાગ્ય** પરના પત્રમા (અં. ૪૫૩ જણાવ્યું છે તેમ—'કોઈ દ્રવ્યમાં, કોઇ ક્ષેત્રમાં, કોઇ કાળમાં, કોઇ ભાવમાં સ્થિતિ થાય એવો પ્રસંગ જાણે ક્યાંય દેખાતો નથી. કેવળ સર્વ પ્રકારનું તેમાંથી અપ્રતિબદ્ધપણું જ યોગ્ય છે, તથાપિ નિવૃત્તિ ક્ષેત્ર, અને નિવૃત્તિ કાળને, સત્સંગને અને આત્મવિચારને વિષે અમને પ્રતિબદ્ધ રુચિ રહે છે.' **જ્ઞાનાક્ષેપકવંત શ્રીમદ્‌ને** આત્મધર્મ –શ્રુતધર્મનું એટલું બધું અકર્ષણ–આક્ષેપણ છે કે એમનું વિક્ષેપરહિત મન નિત્ય તે આત્મધર્મ –શ્રુતધર્મમાં જ છે, કાયા જ માત્ર અન્ય કાર્યમાં છે,–મન મોક્ષમાં ને તન સંસારમાં **મોક્ષે ચિત્તં ભવે તનુઃ**–એવી સ્થિતિ છે. 'મન મહિલાનું વહાલા ઉપરે, બીજા કામ કરંત રે; તિમ શ્રુતધર્મે મન દૃઢ ધરે જ્ઞાનાક્ષેપવંત રે.' જેમ પતિવ્રતા સ્રીનું મન ઘર સંબંધી બીજાં બધાં કામ કરતાં પણ પોતાના પ્રિયતમમાં જ લગ્ન થયેલું હોય છે, તેમ આ **જ્ઞાનાક્ષેપકવંત મહાજ્ઞાની શ્રીમદ્‌નું** વિક્ષેપરહિત ચિત્ત તે પતિવ્રતાના પ્રેમ કરતાં અનંતગુણવિશિષ્ટ 'એક લક્ષપણે, એક ધ્યાનપણે, એક લયપણે, એક સ્મરણપણે, એક શ્રેણીપણે, એક ઉપયોગપણે, એક પરિણામપણે' તે એક શ્રુતધર્મમાં જ–આત્મધર્મમાં જ લગ્ન છે. ગાય વનમાં ચારો ચારવા જાય છે, ચારે દિશામાં ફરે છે, પણ તેનું મન તો પોતાના પરમ પ્રિય વત્સ–વાછડામાં જ હોય છે—'ચારો ચરનકે કારણે રે, ગૌઆ બનમેં જાય; ચારો ચરે ફિરે ચિહું દિશિ, વાંકી નજર બછુરિઆ માંહ્ય,'–તેમ પરભાવના વિક્ષેપથી રહિત એવા જ્ઞાનાક્ષેપકવંત મહાજ્ઞાની **શ્રીમદ્‌નું** સર્વભાવથી ઉદાસીન થયેલું અસંગ મન પણ એક આત્મધર્મમાં જ–શ્રુતધર્મમાં જ મગ્ન છે. આવા **આત્મમગ્ન–આત્મલગ્ન શ્રીમદ્‌ને** આત્મજ્ઞાન–આત્મવાર્તાનું અને તેના અધિષ્ઠાનરૂપ જ્ઞાનીના પરમ નિવૃત્તિમય સત્સંગનું એટલું બધું આત્યંતિક આકર્ષણ છે,

---

* જુઓ **સમયસાર** બંધ અધિકાર પ્રારંભની ગાથાઓ અને તેની અમૃતચંદ્રાચાર્યજીકૃત **આત્મખ્યાતિ** ટીકા.

કે નિરંતર નિવૃત્તિની ગવેષણા કરતા **શ્રીમદ્** પૂર્વભવોમાં અનુભૂત ભાવોનું જાણે સાક્ષાત્ દર્શન કરતા હોય એવો ભાસ આપતા આ **અમૃતપત્ર**માં (અં. ૪૬૫, ૧૯૪૯ શ્રા. વ. ૫) **સૌભાગ્ય** સમક્ષ પોતાની તે સત્સંગઆસક્તિ આ અમર શબ્દોમાં વ્યક્ત કરે છે—

**'આખો દિવસ નિવૃત્તિના યોગે કાળ નહીં જાય ત્યાંસુધી સુખ રહે નહીં, એવી અમારી સ્થિતિ છે. 'આત્મા આત્મા', તેનો વિચાર, જ્ઞાનીપુરુષની સ્મૃતિ, તેના માહાત્મ્યની કથાવાર્ત્તા, તે પ્રત્યે અત્યંત ભક્તિ, તેમના અનવકાશ આત્મચારિત્ર પ્રત્યે મોહ, એ અમને હજુ આકર્ષ્યા કરે છે, અને તે કાળ ભજીએ છીએ.**

**'પૂર્વ કાળમાં જે જે જ્ઞાનીપુરુષના પ્રસંગે વ્યતીત થયા છે તે કાળ ધન્ય છે; તે ક્ષેત્ર અત્યંત ધન્ય છે; તે શ્રવણને, શ્રવણના કર્ત્તાને, અને તેમાં ભક્તિભાવવાળા જીવોને ત્રિકાળ દંડવત્ છે. તે આત્મસ્વરૂપમાં ભક્તિ, ચિંતન, આત્મવ્યાખ્યાની જ્ઞાનીપુરુષની વાણી અથવા જ્ઞાનીનાં શાસ્ત્રો કે માર્ગાનુસારી જ્ઞાનીપુરુષના સિદ્ધાંત, તેની અપૂર્વતાને પ્રણામ અતિભક્તિએ કરીએ છીએ. અખંડ આત્મધૂનના એકતાર પ્રવાહપૂર્વક તે વાત અમને હજી ભજવાની અત્યંત આતુરતા રહ્યા કરે છે; અને બીજી બાજુથી આવાં ક્ષેત્ર, આવા લોકપ્રવાહ, આવા ઉપાધિજોગ અને બીજા બીજા તેવા તેવા પ્રકાર જોઈ વિચાર મૂર્ચ્છાવત્ થાય છે. ઈશ્વરેચ્છા!'**

પૂર્વભવોના અમૃત અનુભવોનું સ્મરણ પ્રત્યક્ષ કરતા અને વર્તમાન વિષમ ક્ષેત્ર-કાળાદિનું તીવ્ર અંતરવેદન વ્યક્ત કરતા આ અમૃત શબ્દો દર્શાવે છે તેમ, **શ્રીમદ્**નું સહજ સ્વભાવભૂત નૈસર્ગિક આકર્ષણ ને આસક્તિરૂપ સંગ પરમ નિવૃત્તિમય સત્સંગ પ્રત્યે જ છે, બાકી તો સર્વત્ર અનાસક્તિરૂપ કેવળ અસંગતા જ છે. આમ સંગના ચારે અર્થમાં તેના અભાવરૂપ અસંગતા **શ્રીમદ્**ને કેવી અલૌકિક હતી તેનું અત્ર અવલોકન કર્યું.

અને આમ નિરંતર સત્સંગરૂપ નિવૃત્તિને ઇચ્છતા અને સર્વ અર્થમાં સર્વથા સર્વ પ્રકારની અસંગતા અનુભવતા પરમ અસંગ **શ્રીમદ્**ની સર્વસંગપરિત્યાગની ઝંખના તો પ્રારંભથી જ હતી અને ઉત્તરોત્તર વધતી જતી જ હતી. જો પ્રારબ્ધોદયરૂપ વિઘ્ન વચ્ચે ન નડયું હોત, તો તેઓ તે માર્ગે ક્યારનાયે સંચર્યા હોત; છતાં 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો' એ **શ્રીમદ્**ના દિવ્ય ગાનની અમર પંક્તિમાં વ્યક્ત થાય છે તેમ તેની ગવેષણા તો તેઓ પ્રતિક્ષણે કરી જ રહ્યા છે, તેવા પ્રારબ્ધનિવૃત્તિરૂપ યોગ્ય કાળની પ્રતીક્ષા કરી જ રહ્યા છે; અને ૧૯૪૮ થી ૧૯૫૦ (૨૫ થી ૨૭ વર્ષ) એ ઉપાધિની કટોકટીના આકરામાં આકરા ત્રણ વર્ષ વ્યતીત થયે, ૧૯૫૧ થી (૨૮ મું વર્ષ) તે માટેના સક્રિય પગલાં તેઓ લઈ જ રહ્યા છે ને ૧૯૫૩માં (૩૦ મું વર્ષ) સર્વપરિગ્રહકાર્યપ્રપંચથી લગભગ નિવૃત્ત થયા જ છે. **શ્રીમદ્**ની આ પરમ નિવૃત્તિરૂપ સર્વસંગપરિત્યાગની તમન્ના અંગે તેમના **સૌભાગ્ય** પરના પત્રોના આ અમૃત વચનો જ સાક્ષી પૂરે છે—

'મનમાં એમ ને એમ રહ્યા કરે છે કે અલ્પકાળમાં આ ઉપાધિયોગ મટી બાહ્યાભ્યંતર નિર્ગ્રંથતા પ્રાપ્ત થાય તો વધારે યોગ્ય છે, તથાપિ તે વાત અલ્પકાળમાં બને

એવું સૂઝતું નથી, અને જ્યાંસુધી તેમ ન થાય ત્યાંસુધી તે ચિંતના મટવી સંભવતી નથી.' (અં. ૪૫૩, ૧૯૪૯ પ્ર. અસાડ વદ ૩).

'સર્વ વ્યવહારથી નિવૃત્ત થયા વિના ચિત્ત ઠેકાણે બેસે નહીં એવો અપ્રતિબંધ અસંગભાવ ચિત્તે બહુ વિચાર્યો હોવાથી તે જ પ્રવાહમાં રહેવું થાય છે. પણ ઉપાર્જિત પ્રારબ્ધ નિવૃત્ત થયે તેમ બની શકે એટલો પ્રતિબંધ પૂર્વકૃત છે; આત્માની ઇચ્છાનો પ્રતિબંધ નથી. ×× જ્ઞાને કરીને આત્મામાં ઉત્પન્ન થયેલો એવો નિશ્ચય બદલતો નથી, કે સર્વ સંગ મોટા આસ્રવ છે; ચાલતાં, જોતાં, પ્રસંગ કરતાં, સમયમાત્રમાં નિજભાવને વિસ્મરણ કરાવે છે; અને તે વાત કેવળ પ્રત્યક્ષ જોવામાં આવી છે, આવે છે, અને આવી શકે તેવી છે; તેથી અહોનિશ તે મોટા આસ્રવરૂપ એવા સર્વસંગમાં ઉદાસપણું રહે છે; અને તે દિવસ દિવસ પ્રત્યે વધતા પરિણામને પામ્યા કરે છે; તે તેથી વિશેષ પરિણામને પામી સર્વસંગથી નિવૃત્તિ થાય એવી અનન્ય કારણ યોગે ઇચ્છા રહે છે.' (અં. ૫૪૭, ૧૯૫૧ માગ. વદ ૮).

**'જ્ઞાનીપુરુષને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહીં, પણ પ્રારબ્ધ-પ્રતિબંધપણે હોય, એમ છતાં પણ તેથી નિવર્તવારૂપ પરિણામને પામે એમ જ્ઞાનીની રીત હોય છે; જે રીતનો આશ્રય તરતાં હાલ ત્રણ વર્ષ થયાં વિશેષ તેમ કર્યું** છે અને તેમાં જરૂર આત્મદશાને ભુલાવે એવો સંભવ રહે તેવો ઉદય પણ જેટલો બન્યો તેટલો સમપરિણામે વેદ્યો છે; જો કે તે વેદવાના કાળને વિષે સર્વસંગનિવૃત્તિ કોઈ રીતે થાય તો સારું એમ સૂઝ્યા કર્યું છે; તોપણ સર્વસંગનિવૃત્તિએ જે દશા રહેવી જોઈએ તે દશા ઉદયમાં રહે, તો અલ્પકાળમાં વિશેષ કર્મની નિવૃત્તિ થાય એમ જાણી જેટલું બન્યુ તેટલું તે પ્રકારે કર્યું છે; પણ મનમાં હવે એમ રહે છે કે આ પ્રસંગથી એટલે સકલ ગૃહવાસથી દૂર થવાય તેમ ન હોય તોપણ વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્ત, દૂર થવાય તો સારું, કેમકે આત્મભાવે પરિણામ પામવાને વિષે જે દશા જ્ઞાનીની જોઈએ તે દશા આ વ્યાપારવ્યવહારથી મુમુક્ષુ જીવને દેખાતી નથી.' (અં. ૫૬૦, ૧૯૫૧ પોષ)

આમ સર્વસંગપરિત્યાગને નિરંતર ગવેષતા **શ્રીમદ્**ની ભાવઅસંગતા કેવી અલૌકિક હતી તેનું આપણે દર્શન કર્યું. ખરેખર! સંસારપ્રસંગમાં પણ સર્વથા નિર્લેપ રહેવાનું આવું મહા પરાક્રમ તો પરમ ઉદાસીન **શ્રીમદ્** જેવો કોઈક વિરલો અપવાદરૂપ (Exceptional) અસાધારણ (Extra-ordinary) મહાજ્ઞાની જ કરી શકે! આવી બેધારી તલવાર પર ચાલવાનું મહાસાહસ તો પરમ અસંગ **શ્રીમદ્** જેવો કોઈક ખરેખરો અનાસક્ત મહાસમર્થ યોગી જ કરી શકે!



## પ્રકરણ ચોસઠમું

# શ્રીમદ્દના ચિત્તની ચૈતન્યમય દશા

'ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે.

અત્રે આત્માકારતા વર્તે છે. આત્માનું આત્મસ્વરૂપરૂપે પરિણામનું હોવાપણું તે આત્માકારતા કહીએ છીએ.'—*શ્રીમદ્ રાજચંદ્ર*

**શ્રીમદ્દ**ની આવી અલૌકિક અસંગતા—અદ્ભુત ઉદાસીનતા આદિનો મૂળ હેતુ **શ્રીમદ્** અસંગ–ઉદાસીન ચૈતન્યમાં લીન થયા તે છે; **શ્રીમદ્દ**નું ચિત્ત ચૈતન્યમય બની ગયું તે છે. જે ચિત્ત ચૈતન્યમય બની ગયું હોય–ચૈતન્ય સાથે તન્મય—ચૈતન્યાકાર થઈ ગયુ હોય, તેને ત્યાંથી ઊઠી અન્યત્ર સંગ કરવાનો પ્રસંગ જ કેમ પ્રાપ્ત થાય? તે અન્યત્ર ચોંટી જ કેમ શકે? **યોગીંદ્ર રાજચંદ્રે** મનને× આત્મામાં એવું તદાકાર યોજી દીધું અને વાક્–કાયાયોજિત વ્યવહારને મનથી એવો વિયોજી દીધો કે તેઓ મન–વચન–કાયાના યોગથી વિયુક્ત–વિમુક્ત (separated & freed) થઇ વિવિક્ત–સાવ પૃથક્–જૂદા (Detached, Intercepted) પડી ગયા ને મન–વચન –કાયાના સંગથી (Touch, contact) મુક્ત અસંગ થઈ ગયા. આમ ઉપયોગસુસ્થિત આ યોગીંદ્રે મન–વચન–કાયાના યોગથી આત્માનું મુક્તપણું સિદ્ધ કરી અસંગતા સિદ્ધ કરી તે તેમના ચિત્તની ચૈતન્યમય દશાને લઇને છે. **શ્રીમદ્દ**ના ચિત્તની આ ચૈતન્યમય દશાનું તાદૃશ્ય ચિત્ર આ પ્રકરણમાં આલેખન કરશું—અને તે પણ **શ્રીમદ્દ**ના અનુભવવચનોના વિવિધ ચિત્તાકર્ષક રંગ પૂરીને કરશું.

**આત્મમગ્ન શ્રીમદ્** પોતાના પરમ **પરમાર્થસુહૃદ હૃદયરૂપ 'સુભાગ્ય'**ને પણ કેટલોક વખત સવિસ્તર પત્ર લખી શકયા નથી, તેનું મુખ્ય કારણ આ ચિત્તની ચૈતન્યમય દશા દર્શાવતા **શ્રીમદ્ સૌભાગ્યને** ૧૯૪૭ના વૈ. વ. ૮ના અમૃત પત્રમાં (અં. ૨૪૭) લખે છે–'ઉપાધિજોગે અને ચિત્તના કારણથી કેટલોક સમય સવિગત પત્ર વગર વ્યતીત કર્યો છે, તેમા પણ ચિત્તની દશા મુખ્ય કારણરૂપ છે. × × **ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે.'**–ચિત્ત ચૈતન્યથી જૂદું નહિં એમ ચૈતન્ય સાથે તન્મય –ચૈતન્યાકાર રહ્યા કરે છે–ચાલુ અખંડ એકધારાથી વર્ત્યા કરે છે આમ છે એટલે જ લખે છે–'જેથી વ્યવહારનાં બધાં કાર્ય ઘણું કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ.' ચિત્ત જ્યાં ચૈતન્યમા જ ચોંટયું હોય તે અન્યત્ર વ્યવહારમાં ચોંટી જ કેમ શકે? અને જ્યાં ચિત્ત જ ન હોય-ચિત્ત ચોંટતું જ ન હોય, તે કામ કરવાનું હોય—કરવાનું આવી

---

× "युञ्जीत मनसात्मानं, वाक्कायाभ्यां वियोजयेत् ।
मनसा व्यवहारं तु त्यजेद्वाक्काययोजितम् ॥"

—શ્રી પૂજ્યપાદસ્વામીકૃત સમાધિશતક

પડે, તો તેમાં વ્યવસ્થા પણ કેમ રહી શકે? અવ્યવસ્થા કેમ ન થાય? આ ચિત્તની અવ્યવસ્થા કેવી છે?—'ચિત્તની અવ્યવસ્થાને લીધે મુહૂર્ત્તમાત્રમાં કરી શકાય એવું કાર્ય વિચારતાં પણ પખવાડિયું વ્યતીત કરી નખાય છે, અને વખતે તે કર્યા વિના જ જવા દેવાનું થાય છે. બધા પ્રસંગોમાં તેમ થાય તોપણ હાનિ માની નથી, તથાપિ આપને કંઈ કંઈ જ્ઞાનવાર્ત્તા દર્શાવાય તો વિશેષ આનંદ રહે છે; અને તે પ્રસંગમાં ચિત્તને કંઈક વ્યવસ્થિત કરવાની ઇચ્છા રાખ્યા કરાય છે, છતાં તે સ્થિતિમાં પણ હમણાં પ્રવેશ નથી કરી શકાતો,'—**પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** કંઇ જ્ઞાનવાર્ત્તા દર્શાવવાથી તો પોતાને આનંદ રહે છે, તે પણ બની શકતી નથી, તે સૂચવે છે કે **શ્રીમદ્**ની ચિત્તદશા બાહ્ય કાર્યોમાં કેટલી બધી અવ્યવસ્થિત થઇ ગઇ હશે ને આત્યંતિક ચૈતન્યમય સ્થિતિમાં કેટલી બધી સુવ્યવસ્થિત થઇ ગઇ હશે! **શ્રીમદ્**ની 'એવી ચિત્તની દશા નિરંકુશ થઇ રહી છે.'–ચિત્ત અંકુશમાં–નિયંત્રણમાં–હાથમાં રાખ્યું ન રહે એવી દશા બની રહી છે. અર્થાત્ આ ચૈતન્યમય ચિત્ત આપોઆપ સ્વરસથી ચૈતન્યમાં વહ્યા કરે છે ને રહ્યા કરે છે, એટલે તે બીજા કાર્યમાં રોકયું રોકી શકાતું નથી–અંકુશમાં હાથમાં રહેતું નથી. આમ ચૈતન્યમાં નિરંતર સ્વરસથી આપોઆપ વહવાથી–રહેવાથી ચિત્તની આવી અવ્યવસ્થિત નિરંકુશ દશા તો પરમ ધન્ય–પરમ પ્રશસ્ત છે; અને એમ રહેવું એ તો પરમાત્માની પરમ કૃપા જ છે. એટલે જ અત્ર કહે છે—'અને તે નિરંકુશતા પ્રાપ્ત થવામાં હરિનો પરમ અનુગ્રહ કારણ છે.' આવી પરમ પ્રશસ્ત ધન્ય નિરંકુશતાને તો પૂર્ણતા આપવા ઇચ્છી **શ્રીમદ્** જ્યાં સર્વ કામ–ઇચ્છા 'પૂર્ણ' થાય છે–પૂર્ણ વિરામ પામે છે એવા પૂર્ણકામ થવા માગે છે, એટલે જ આગળ લખે છે—'એ જ નિરંકુશતાને પૂર્ણતા આપ્યા સિવાય ચિત્ત યથાચિત્ત સમાધિયુક્ત નહીં થાય એમ લાગે છે; અત્યારે તો બધુંય ગમે છે, અને બધુંય ગમતું નથી, એવી સ્થિતિ છે. જ્યારે બધુંય ગમશે ત્યારે નિરંકુશતાની પૂર્ણતા થશે. એ પૂર્ણકામતા પણ કહેવાય છે, જ્યાં હરિ જ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે, અત્યારે કંઈક અસ્પષ્ટ ભાસે છે. પણ સ્પષ્ટ છે એવો અનુભવ છે.' આમ આપોઆપ સ્વરસથી શુદ્ધ ચૈતન્યરસમાં પ્રવહતા ચિત્તની પરમ ધન્ય ચૈતન્યમય દશાની અદ્ભુત ખુમારીમાં **શ્રીમદ્** લખે છે—'જે રસ જગતનું જીવન છે, તે રસનો અનુભવ થવા પછી હરિ પ્રત્યે અતિશય લય થઈ છે' અર્થાત્ જેના ચિત્તની ચૈતન્યમય દશા થઈ છે એવા **શ્રીમદ્** શુદ્ધચૈતન્યમૂર્ત્તિ પરમાત્માના શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં અતિશય લીન થયા છે. આવો જ ભાવ બીજા પત્રમાં (અં. ૨૫૯) **શ્રીમદ્** દર્શાવે છે—'અમારૂં ચિત્ત તો બહુ હરિમય રહે છે, પણ સંગ બધા કળિયુગના રહ્યા છે. × × ચિત્ત બાહ્ય વિષયમાં હાલ જતું નથી. લી. ઈશ્વરાર્પણ.'

આમ જેના ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે એવા **શ્રીમદ્** પોતાના મનની આ આત્માકારતા એટલે શું એ અંગે સ્પષ્ટતા કરતાં પત્રમાં (અં. ૪૧૨) લખે છે—**અત્રે આત્માકારતા વર્ત્તે છે. આત્માનું આત્મસ્વરૂપરૂપે પરિણામનું હોવાપણું તે આત્માકારતા કહીએ છીએ.'** તેમ જ પત્રાંક ૩૫૩ માં **સૌભાગ્યને** લખે છે—

'સમયમાત્ર પણ અપ્રમત્તધારાને નહીં વિસ્મરણ કરતું એવું જે આત્માકાર મન તે વર્તમાન સમયે ઉદય પ્રમાણે પ્રવૃત્તિ કરે છે; અને જે કોઈ પણ પ્રકારે વર્ત્તાય છે તેનું કારણ પૂર્વે નિબંધન કરવામાં આવેલો એ ઉદય છે. તે ઉદયને વિષે પ્રીતિ પણ નથી અને અપ્રીતિ પણ નથી. સમતા છે. કરવા યોગ્ય પણ એમ જ છે.' મિત્ર મિત્રને નવાજૂનીની વાત જણાવે તેમ **શ્રીમદ્‌** પોતાની નવાજૂની જણાવતાં **પરમાર્થસખા સૌભાગ્યને** પત્રમાં (અં. ૨૮૮) લખે છે—'આદિપુરુષ રમત માંડીને બેઠો છે, નવાજૂનું તો એક આત્મવૃત્તિ સિવાય અમારે ક્યાં છે? અને તે લખવા જેટલો મનને અવકાશ પણ ક્યાં છે? નહીં તો બધુંય નવું છે, અને બધું ય જીર્ણ છે.' અર્થાત્ આદિપુરુષ—અનાદિના ચાલ્યો આવતો આ પુરાણ પુરુષ આત્મા આ સંસારની રમત માંડીને બેઠો છે એમ મથાળું લખી આ ટૂંકા માર્મિક પત્રમાં **શ્રીમદ્‌** પોતાની આત્મદશા જણાવે છે કે-અમારે એક અખંડ આત્મવૃત્તિ જ રહ્યા કરે છે, એ જ નવું છે ને એ જ જૂનું છે. અમારૂં મન આત્મામાં એટલું બધું નિમગ્ન થઈ ગયું છે કે તે આડે તેને આટલું નવા-જૂનું લખવા જેટલો અવકાશ પણ છે નહિં, બાકી બધુંય નવું છે ને બધું ય જૂનું છે. આમ સત્‌સ્વરૂપમાં-આત્મામાં અખંડ સ્થિર થયેલા પોતાના જણાવવા જેવા મનની અવર્ણનીય દશા આ પોતાના સુહૃદ્‌ને પત્રમાં (અં. ૨૮૦) જણાવતાં, **શ્રીમદ્‌** પોતાનું મન આત્મ-સ્વરૂપમાં કેવું અખંડ સ્થિર થયું છે તે વાણીએ વર્ણવી શકાય એવું નથી ને લેખિનીથી લખી શકાય એવું નથી તે દર્શાવે છે—'**જણાવ્યા જેવું તો મન છે, કે જે સત્-સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયું છે (નાગ જેમ મોરલી ઉપર)**; તથાપિ તે દશા વર્ણવવાની સત્તા સર્વાધાર હરિએ વાણીમાં પૂર્ણ મૂકી નથી; અને લેખમાં તો તે વાણીનો અનંતમો ભાગ માંડ આવી શકે; એવી તે દશા તે સર્વનું કારણ એવું જે પુરુષોત્તમસ્વરૂપ તેને વિષે અમને તમને અનન્ય પ્રેમભક્તિ અખંડ રહો; તે પ્રેમભક્તિ પરિપૂર્ણ પ્રાપ્ત થાઓ એ જ પ્રયાચના ઈચ્છી અત્યારે અધિક લખતો નથી.' અને આમ જેને અખંડ આત્મધ્યાન વર્ત્તતું હતું એવા **શ્રીમદ્‌** આ બાહ્ય ઘણા પ્રકારની પ્રવૃત્તિ મધ્યે પણ પોતાની આત્મસ્થિતિ ઉત્કૃષ્ટપણે વર્તતી દેખી, પોતે પોતાના આ અદ્‌ભુત ચિત્તને નમસ્કાર કરતાં, બાહ્ય પ્રવૃત્તિના જોગત્યાગની પોતાની ચિત્તવૃત્તિ **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૭૦, ૧૯૪૮, વૈ. વ. ૧૧) દાખવે છે—'હૃદયરૂપ શ્રી સુભાગ્ય પ્રત્યે. અવિચ્છિન્નપણે જેને વિષે આત્મધ્યાન વર્તે છે એવા જે શ્રી....ના પ્રણામ પહોંચે. જેને વિષે ઘણા પ્રકારની પ્રવૃત્તિ વર્ત્તે છે, એવા જોગને વિષે હાલ તો રહીએ છીએ આત્મ-સ્થિતિ તેને વિષે ઉત્કૃષ્ટપણે વર્તતી જોઈ શ્રી....ના ચિત્તને પોતે પોતાથી નમસ્કાર કરીએ છીએ. ઘણા પ્રકારે કરી સમાગમની અને બાહ્ય પ્રવૃત્તિના જોગત્યાગની જેની ચિત્તવૃત્તિ કોઈ પ્રકારે પણ વર્ત્તે છે એવા જે અમે તે અત્યારે આટલું લખી અટકીએ છીએ.' પોતાના આ પરમ પરમાર્થસુહૃદ્‌ પરના એક બીજા પત્રમાં (અં. ૩૬૮, ૧૯૪૮, વૈ. વ. ૬) પણ **શ્રીમદ્‌** આત્મા સિવાય અન્યત્ર પ્રતિબદ્ધતા નહિં પામતા પોતાના આ અદ્‌ભુત ચિત્તના સ્વરૂપનું આશ્ચર્ય વ્યક્ત કરે છે—'**અમારૂં જે ચિત્ત તે આત્મા**

**સિવાય અન્ય સ્થળે પ્રતિબદ્ધતા પામતું નથી, ક્ષણ પણ અન્યભાવને વિ સ્થિર થતું નથી સ્વરૂપને વિષે સ્થિર રહે છે. એવું જે અમારૂં આશ્ચર્યકા સ્વરૂપ તે હાલ કયાંય કહ્યું જતું નથી.** ઘણા માસ વીત્યાથી તમને લખી સંતોષ માનીએ છીએ.' અને આવા કળિકાળમાં પણ જેનું ચિત્ત અન્યત્ર વિક્ષેપ પામ્યું નથ તેની સૌભાગ્યના પત્રમાં (અં. ૩૮૪) **શ્રીમદ્** મુક્તકંઠે સ્તુતિ કરે છે—

'તે આ દુસમ કળિયુગ નામનો કાળ છે. તેને વિષે વિહળપણું જેને પરમાર્થને વિષે નથી થયું, ચિત્ત વિક્ષેપ પામ્યું નથી, સંગે કરી પ્રવર્તનભેદ પામ્યુ નથી, બીજી પ્રીતિના પ્રસંગે જેનું ચિત્ત આવૃત્ત થયું નથી, બીજાં જે કારણો તેને વિષે જેનો વિશ્વાસ વર્ત્તતો નથી, એવો જો કોઈ હોય તો તે આ કાળને વિષે બીજો શ્રી રામ છે.' —**શ્રીમદ્**ના આ વચન એમને પોતાને જ ઓર અનંતગુણવિશિષ્ટ વિશેષપણે લાગુ પડે છે. ખરેખર! આવા દુઃસમ કળિકાળમાં પણ જેનું ચિત્ત વિક્ષેપ પામ્યુ નથી, સંગે કરી પ્રવર્ત્તનભેદ પામ્યુ નથી, એવા આ આત્મામાં રમણ કરનારા **આત્મારામી શ્રીમદ્** આ કાળમાં '**બીજા શ્રી રામ**' છે.

આમ જેના ચિત્તની ચૈતન્યમય દશા વર્ત્તતી હતી એવા આત્મારામી **શ્રીમદ્**નું ચિત્ત આત્મા સિવાય અન્ય કામના નહિં હોવાથી **નિષ્કામ** હતું, આત્મા સિવાય અન્ય સર્વ કામના પૂર્ણવિરામ પામવાથી **પૂર્ણકામ** હતું, આત્મા સિવાય અન્ય સ્થળે રમતું નહિં હોવાથી **આત્મારામી** હતું, આત્મા સિવાય અન્ય સ્થળે વિક્ષેપ નહિં પામતું હોવાથી **અવિક્ષિપ્ત** હતું, આત્મા સિવાય અન્યત્ર પ્રતિબંધ નહિં પામતું હોવાથી **અપ્રતિબદ્ધ** હતું. આત્મા સિવાય અન્ય સર્વ પરભાવથી–વિભાવથી મુક્ત થયુ હોવાથી **મુક્ત** હતું, દેહ છતા દેહાતીત દશા અનુભવતું હોવાથી **વિદેહી** હતું, કોઈ પણ વિકલ્પનો અવકાશ રહ્યો નહિં હોવાથી **નિર્વિકલ્પ** હતું, કોઈપણ અન્યભાવનો સંગ ન થતો હોવાથી **અસંગ** હતું, સર્વભાવથી–જગતથી ઉપર ને ઉપર તરતું હોવાથી **ઉદાસીન** હતું. ટુંકામા આત્મારામી **શ્રીમદ્**નું નિષ્કામ–પૂર્ણકામ ચિત્ત આત્મા સિવાય અન્યત્ર અવિક્ષિપ્ત–અપ્રતિબદ્ધ હતું, સર્વત્ર અસંગ ઉદાસીન હતું, તે તેમના ચિત્તની ચૈતન્યમય દશાને લીધે હતું; ચિત્તની આત્માકાર સ્થિતિને લીધે હતું. આ આત્માકાર સ્થિતિને લીધે જ **શ્રીમદ્**નું ચિત્ત અંશ પણ ઉપાધિ વેદવાને યોગ્ય ન હતું, છતાં યથાપ્રાપ્ત ઉદય–ઉપાધિને **શ્રીમદ્** અવિષમ સમાધિભાવે જ—ઉદાસીન અસંગ ભાવે જ અબંધપરિણામે વેદતા હતા. આ અંગે પોતાની આત્મસંવેદનમય અંતર્વેદના **શ્રીમદ્** **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૯૮) દાખવે છે—'આત્માકાર સ્થિતિ થઈ જવાથી ચિત્ત ઘણું કરીને એક અંશ પણ ઉપાધિજોગ વેદવાને યોગ્ય નથી, તથાપિ તે તો જે પ્રકારે વેદવું પ્રાપ્ત થાય તે જ પ્રકારે વેદવું છે, એટલે તેમાં સમાધિ છે; પરંતુ પરમાર્થસંબંધી કોઈ કોઈ જીવોને પ્રસંગ પડે છે, તેને તે ઉપાધિજોગના કારણથી અમારી અનુકંપા પ્રમાણે લાભ મળતો નથી, અને પરમાર્થસંબંધી કંઈ તમલિખિતાદિ વાર્તા આવે છે, તે પણ ચિત્તમાં માંડ પ્રવેશ થાય છે, કારણ કે તેનો હાલ ઉદય નથી. આથી પત્રાદિ

પ્રસંગથી તમ સિવાયના બીજા જે મુમુક્ષુજીવો તેમને ઇચ્છિત અનુકંપાએ પરમાર્થવૃત્તિ આપી શકાતી નથી, એ પણ ચિત્તને ઘણીવાર લાગી જાય છે. ચિત્ત બંધનવાળું થઈ શકતું નહીં હોવાથી જે જીવો સંસારસંબંધે સ્ત્રીઆદિરૂપે પ્રાપ્ત થયા છે, તે જીવોની ઇચ્છા પણ દૂભવવાની ઇચ્છા નથી, અર્થાત્ તે પણ અનુકંપાથી અને માબાપાદિના ઉપકારાદિ કારણોથી ઉપાધિજોગને બળવાન રીતે વેદીએ છીએ.' અને સહજસમાધિસ્થિત **શ્રીમદ્‌**ના આત્માકાર અસંગ ચિત્તની સ્થિતિ તો અણુમાત્ર ઉપાધિ સહન ન થઈ શકે તેવી હતી, છતાં **શ્રીમદ્‌** તે સમભાવે સહન કરતા હતા; **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૦૮) જણાવ્યુ છે તેમ—'અસંગ વૃત્તિ હોવાથી અણુમાત્ર ઉપાધિ સહન થઈ શકે તેવી દશા નથી, તોય સહન કરીએ છીએ.' **શ્રીમદ્‌** જેવા પરમ સમાધિસ્થ પુરુષને આ ઉપાધિ તો એક મહાપરીષહરૂપ આવી પડી હતી. મહાપરીષહ વેદવા જેવી આ ઉપાધ **શ્રીમદ્‌**ના ચૈતન્યમય ચિત્તને એટલી બધી અસહ્ય હતી કે તે આંખના કણાની જેમ પ્રદેશે પ્રદેશે ખૂંચતી હતી. કારણ કે **શ્રીમદ્‌નું ચૈતન્યમય ચિત્ત નેત્ર જેવું**—આંખ જેવું હતું. આંખમાં એક અણુ જેટલું કણું પણ સહન ન થઈ શકે તેમ **શ્રીમદ્‌**ના નેત્ર જેવા ચિત્તમાં એક પરમાણુમાત્ર પરભાવ–વિભાવની ઉપાધિ એક સમયમાત્ર પણ સહન ન કરી શકાય એવી સ્થિતિ હતી. એટલે આ અસહ્ય બાહ્ય ઉપાધિ વેદવી તે અસંગવૃત્તિ **શ્રીમદ્‌**ને અત્યંત અત્યંત વિકટ વેદાતી હતી. આ અંગે પોતાનું આત્મસંવેદન પરમાર્થસુહૃદ્ 'સુભાગ્ય'ને દાખવતા **અમૃતપત્રમાં** (અં. ૩૮૫) **શ્રીમદ્‌** પોતાની આ અંતર્વેદના ઠાલવે છે—

**'જો કે અમારું ચિત્ત નેત્ર જેવું છે; નેત્રને વિષે બીજા અવયવની પેઠે એક રજકણ પણ સહન થઇ શકે નહીં, બીજા અવયવોરૂપ અન્ય ચિત્ત છે. અમને વર્તે છે એવું જે ચિત્ત તે નેત્રરૂપ છે, તેને વિષે વાણીનું ઊઠવું, સમજાવવું, આ કરવું, અથવા આ ન કરવું, એવી વિચારણા કરવી તે માંડ માંડ બને છે. ઘણી ક્રિયા તો શૂન્યપણાની પેઠે વર્તે છે; આવી સ્થિતિ છતાં ઉપાધિજોગ તો બળવાનપણે આરાધીએ છીએ. એ વેદવું વિકટ ઓછું લાગતું નથી, કારણ કે આંખની પાસે જમીનની રેતી ઉપડાવવાનું કાર્ય થવારૂપ થાય છે તે જેમ દુઃખે–અત્યંત દુઃખે–થવું વિકટ છે, તેમ ચિત્તને ઉપાધિ તે પરિણામરૂપ થવા બરાબર છે. સુગમપણાએ સ્થિત ચિત્ત હોવાથી વેદનાને સમ્યક્‌પ્રકારે વેદે છે, અખંડસમાધિપણે વેદે છે.'**

આવું અણુ પણ ન સહી શકે એવું નેત્ર જેવું ચિત્ત છતાં **શ્રીમદે** 'આંખ પાસે રેતી ઉપડાવવા' જેવો આ ઉપાધિરૂપ મહાવિકટ મહાપરીષહ સહન કર્યો,—અને તે પણ અખંડ આત્મસમાધિ જાળવીને, ચિત્તની ચૈતન્યમય દશા સંભાળીને સહન કર્યો, તે ખરેખર! પરમ અદ્‌ભુત આશ્ચર્યઘટના છે! '**अक्षिपात्रकल्पो हि विद्वान्**'— જ્ઞાની અક્ષિપાત્ર (આંખ) સમો હોય છે,—એ પાતંજલ યોગસૂત્રના સૂત્ર કરતાં અનંતગુણવિશિષ્ટ બળવાન જીવતા જાગતા જ્વલંત દૃષ્ટાંતરૂપ **શ્રીમદ્‌** પોતે છે. આંખથી કણું પણ ન સહન થાય, ત્યારે તેની પાસે રેતી—અને તે પણ જમીન પરની રેતી—ઉપડાવવી તે તો કેમ સહન થાય? છતાં કુસુમ કરતાં પણ કોમળ અને વજ્ર કરતાં પણ કઠોર

લોકોત્તર ચિત્તવાળા **શ્રીમદે** તે કરી દેખાડ્યું એ **આશ્ચર્યનું આશ્ચર્ય** (Wonder of wonders) છે!

**શ્રીમદ્**ને આ તો બેધારી તલવાર પર ચાલવા કરતાં પણ વિકટ બેવડું કામ કરવાનું હતું—અસહ્ય ઉદયઉપાધિ વેદવાની હતી અને અખંડ આત્મસમાધિ જાળવવાની હતી. એટલે એ આડે અવકાશઅભાવે પરમ અસંગ ઉદાસીન **શ્રીમદે** આ અનિવાર્ય ઉદયઉપાધિ સિવાયનો બીજો બધો વ્યવહાર સંગપ્રસંગ બંધ કરી દીધો હતો એટલું જ નહિં, પણ હાલ તત્કાળ પરમાર્થપ્રસંગીઓ સાથેનો પત્રાદિ વ્યવહાર પણ સંક્ષેપી નાંખ્યો હતો. આ અંગે પણ તેઓ કેવા ઉદાસ થઈ ગયા હતા, તે તેમના આ પત્ર-ઉલ્લેખો પરથી સ્વયં જણાય છે—'હાલ ચિત્ત પરમ ઉદાસીનતામાં વર્તે છે. લખવા વગેરેમા પ્રવૃત્તિ થતી નથી. જેથી તમને વિશેષ વિગતથી કંઇ લખવાનું બની શકતું નથી. (અં. ૨૭૬). ચિત્ત ઉદાસ રહે છે, કંઈ ગમતું નથી. × × મન કોઇ કાર્યમાં પ્રવૃત્તિ કરી શકતું નથી. જેથી પ્રત્યેક કાર્ય મુલતવવાં પડે છે; કાંઈ વાચન, લેખન કે જનપરિચયમા રુચિ આવતી નથી. (અં. ૨૭૭). મન કયાંય વિરામ પામતું નથી. ઘણું કરીને અત્ર કોઇનો સમાગમ ઇચ્છતું નથી. કંઈ લખી શકાતું નથી, વધારે પરમાર્થ-વાકય વદવા ઇચ્છા થતી નથી. કોઇએ પૂછેલા પ્રશ્નોનો ઉત્તર જાણતાં છતાં લખી શકતા નથી, ચિત્તનો પણ ઝાઝો સંગ નથી આત્મા આત્મભાવે વર્તે છે. (અં. ૩૧૩). ઉદાસ પરિણામ આત્માને ભજ્યા કરે છે. × × લખવામાં ચિત્ત જેવું જોઇએ તેવું રહેતું નથી, અને તે વળી અલ્પકાળ રહે છે, એટલે ધારેલું લખી શકાતું નથી. (અં. ૩૩૫)' ઇ. આમ સ્ફટિક જેવા સ્વચ્છહૃદયવાળા પરમ **ઋજુમૂર્તિ શ્રીમદ્** પોતાની ચિત્તવૃત્તિ અંગે લખે છે તે પરમાર્થઅર્થમા જ સમજવા યોગ્ય છે, તે માટે તેઓ પોતે જ લખે છે—'મારી ચિત્તવૃત્તિ વિષે ક્યારેક ક્યારેક લખાય છે, તેનો અર્થ પરમાર્થ ઉપર લેવા યોગ્ય છે, અને એ લખવાનો અર્થ કંઇ વ્યવહારમાં માઠા પરિણામ-વાળો દેખાવો યોગ્ય નથી. (અં. ૪૨૯).' એટલે **શ્રીમદ્**ની આ ચિત્તદશા પરથી એમ પરમાર્થ ઘટાવવા યોગ્ય છે કે—**શ્રીમદ્**નુ ચૈતન્યમય ચિત્ત ચૈતન્યના અનુભવરસસાગરમાં એટલું બધું નિમગ્ન થઈ ગયુ હતું કે તેમાથી બ્હાર નિકળવાનું તેને માટે અત્યંત દુર્ઘટ બન્યુ હતું. એટલે જ ગેરસમજુતી ન થવા પામે તે અર્થે **પરમ સૌજન્યમૂર્તિ શ્રીમદ્** પત્રવ્યવહાર કરનારા સત્સંગી સજ્જનોને નિખાલસપણે ખુલાસો કરી ચેતવી દેતા—'હમ પરદેશી પંખી સાધુ આર દેશકે નાહી રે ×× અત્ર પણ દશાના પ્રમાણમાં ઉપાધિ વિશેષ છે. આપે કેટલાંક વ્યાવહારિક (જોકે શાસ્ત્ર સંબંધી) પ્રશ્નો આ વેળા લખ્યાં હતા, પણ ચિત્ત તેવું વાંચવામા પણ હાલ પૂરૂં રહેતું નથી, એટલે ઉત્તર શી રીતે લખી શકાય? (અં. ૨૮૬) પરમાર્થ વિષયે મનુષ્યોનો પત્રવ્યવહાર વધારે ચાલે છે, અને અમને તે અનુકૂળ આવતો નથી. જેથી ઘણા ઉત્તર તો લખવામાં જ આવતા નથી; એવી હરિઇચ્છા છે, અને અમને એ વાત પ્રિય પણ છે. (અં. ૨૮૯) એક દશાએ વર્તન છે, અને એ દશા હજુ ઘણો વખત રહેશે, ત્યાંસુધી ઉદયાનુસાર પ્રવર્તન યોગ્ય જાણ્યુ

છે, માટે કોઈ પણ પ્રસંગે પત્રાદિની પહોંચ મળતાં વિલંબ થાય અથવા ન મોકલાય અથવા કાંઈ ન જણાવી શકાય તો તે શોચ કરવા યોગ્ય નથી, એમ દઢ કરીને અત્રેનો પત્રપ્રસંગ રાખજો. (અં. ૨૯૦). તમલિખિત કેટલાંક પત્રોને વિષે જીવાદિ સ્વભાવ અને પરભાવનાં કેટલાંક પ્રશ્નો આવતાં હતાં, તેના પ્રત્યુત્તર તે કારણથી લખી શકાયા નથી. બીજા પણ જિજ્ઞાસુઓનાં પત્રો આ વખતમાં ઘણાં મળ્યાં છે, તેને માટે પણ ઘણું કરીને તેમજ થયું છે. (અં. ૩૯૮).' ચાર લીંટી જેટલું લખવું હોય તોપણ કઠણ પડે છે, કેમકે અંતર્વિચારમાં ચિત્તની હાલ પ્રવૃત્તિ વિશેષ રહે છે; અને લખવા વગેરેની પ્રવૃત્તિથી ચિત્ત સંક્ષિપ્ત રહે છે. વળી ઉદય પણ તથારૂપ પ્રવર્તે છે. × × અહોરાત્ર ઘણું કરી વિચારદશા રહ્યા કરે છે. (અં. ૬૧૨).' ઇ.

પોતાના **ચિત્તની ચૈતન્યમય દશાને** સમજી શકવા સમર્થ **પરમાર્થસખા 'સુભાગ્ય'**ને તો **શ્રીમદ્‌** આ અંગે ઓર ખુલાસાથી સ્પષ્ટતા કરે છે—'પત્ર લખતાં લખતાં અથવા કંઈ કહેતાં કહેતાં વારંવાર ચિત્તની અપ્રવૃત્તિ થાય છે, અને કલ્પિતનું આટલું બધું માહાત્મ્ય શું ? કહેવું શું ? જાણવું શું ? શ્રવણ કરવું શું ? પ્રવૃત્તિ શી ? એ આદિ વિક્ષેપથી ચિત્તની તેમાં અપ્રવૃત્તિ થાય છે; અને પરમાર્થસંબંધી કહેતાં લખતાં તેથી બીજા પ્રકારના વિક્ષેપની ઉત્પત્તિ થાય છે, જે વિક્ષેપમાં મુખ્ય આ તીવ્ર, પ્રવૃત્તિના નિરોધ વિના તેમાં, પરમાર્થકથનમાં પણ અપ્રવૃત્તિ હાલ શ્રેયભૂત લાગે છે.' (અં. ૫૭૬) તેમ જ—'ત્રણ વર્ષની લગભગથી એવું વર્તાયા કરે છે, કે પરમાર્થસંબંધી કે વ્યવહાર-સંબંધી કંઈ પણ લખતાં કંટાળો આવી જાય છે; અને લખતાં લખતાં કલ્પિત જેવું લાગવાથી વારંવાર અપૂર્ણ છોડી દેવાનું થાય છે. પરમાર્થમાં ચિત્ત જે વખતે એકાગ્રવત્ હોય ત્યારે જો પરમાર્થ સંબંધી લખવાનું અથવા કહેવાનું બને તો તે યથાર્થ કહેવાય, પણ ચિત્ત અસ્થિરવત્ હોય, અને પરમાર્થ સંબંધી લખવાનું કે કહેવાનું કરવામાં આવે તો તે ઉદીરણા જેવું થાય, તેમ જ અંતર્વૃત્તિનો યથાતથ્ય તેમાં ઉપયોગ નહીં હોવાથી તે આત્મબુદ્ધિથી લખ્યુ કે કહ્યું નહીં હોવાથી કલ્પિતરૂપ કહેવાય; જેથી તથા તેવાં બીજા કારણોથી પરમાર્થસંબંધી લખવાનું તથા કહેવાનું ઘણું ઓછું થઈ ગયું છે. × × × આત્મવીર્ય મંદ થવારૂપ તીવ્ર પ્રારબ્ધોદય હોવાથી તે હેતુ ટાળવાનો પુરુષાર્થ છતાં કાળક્ષેપ થયા કરે છે; અને તેવા ઉદય સુધી તે અસ્થિરતા ટળવી કઠણ છે; અને તેથી પરમાર્થસ્વરૂપ ચિત્ત વિના તે સંબંધી લખવું, કહેવું એ કલ્પિત જેવું લાગે છે, તોપણ કેટલાક પ્રસંગમાં વિશેષ સ્થિરતા રહે છે.' (અં. ૫૮૯). અર્થાત્ એક તો ચિત્ત ચૈતન્યમાં જ લીન થયેલું છે,—આત્માનો ઉપયોગ આપોઆપ આત્મામાં જ વર્ત્તે છે, અને બીજું બાહ્ય ઉપયોગ શૂન્યમનસ્કપણે તીવ્ર ઉદયઉપાધિમાં વર્તાવવો પડે છે, એટલે એ આડે ચિત્ત પરમાર્થલેખનમાં સ્થિર રહી શકવા જેટલો અવકાશ રહેવા પામતો નથી—જેથી આ પરમાર્થલેખનપ્રવૃત્તિ હાલ તત્કાળ (૧૯૪૮–૧૯૫૧) થોડા વખત માટે **શ્રીમદે** ગૌણ કરી દીધી છે.

અત્રે સહજ પ્રશ્ન થવો સંભવે છે કે શ્રીમદ્‌ના ચિત્તની જો આવી ચૈતન્યમય દશા

હતી ને તેમનો ઉપયોગ જો આપોઆપ જ આત્મામાં વર્ત્તતો હતો તો આ બાહ્ય પ્રવૃત્તિ તેઓ શી રીતે કરી શકતા હશે? કે કરી શકયા હશે? તેનો ખુલાસો **અંબાલાલભાઈ** પરના ટૂંકા માર્મિક પત્રમાં (અં.૨૯૧) **શ્રીમદે** પોતે જ કરી દીધો છે—'પૂર્ણકામ ચિત્તને નમોનમઃ'—પોતાના ચિત્તની પૂર્ણકામ દશા માર્મિકપણે સૂચવતું આ મથાળું મૂકી **શ્રીમદ્** લખે છે—'આત્મા બ્રહ્મસમાધિમાં છે. મન વનમાં છે. એકબીજાના આભાસે અનુક્રમે દેહ કંઈ ક્રિયા કરે છે, ત્યાં સવિગત અને સંતોષરૂપ એવાં તમારાં બંનેનાં પત્રનો ઉત્તર શાથી લખવો તે તમે કહો.' જેમ કોઈ મનુષ્યનું મન એક સ્થળે રોકાયેલું હોય તોપણ તે બીજી પ્રવૃત્તિ શૂન્યમનસ્કપણે (absent-mindedly) યંત્રવત (mechanically) કરતો આપણે વારંવાર દેખીએ જ છીએ, તેમ **શ્રીમદ્**ની આ બાહ્ય પ્રવૃત્તિ શૂન્યમનસ્કપણે 'એકબીજાના આભાસે' થયા કરતી હતી, પણ એમનો આત્મા તો બ્રહ્મસમાધિમાં—આત્મસમાધિમા હતો અને મન વનમાં હતું. **આત્મમગ્ન શ્રીમદ્‌ના ચૈતન્યમય ચિત્ત**ની કેવી અદ્‌ભુત અસંગ દશા!

આમ **શ્રીમદ્**ના આત્મલીન ચિત્તને જ્યાં મન–વચન–કાયાનો સંગ જ નથી, તે મન–વચન–કાયાને આધીન બાહ્ય વિષયમાં તે અસંગ ઉદાસીન ચિત્તનો સંગ ક્યાંથી થાય? એટલે અસંગપણે થતી એ બાહ્ય પ્રવૃત્તિમાં અવ્યવસ્થા (Disorder) કેમ ન થઈ જાય? અર્થાત્ આત્મામા સુવ્યવસ્થિત **શ્રીમદ્**નું મન અન્યત્ર—બાહ્ય વિષયમાં અવ્યવસ્થિત બની ગયુ છે આ અંગે **શ્રીમદ્** પોતે જ દર્શાવે છે—'ઉપાધિના યોગથી ઉદયાધીનપણે બાહ્ય ચિત્તની કવચિત્ અવ્યવસ્થાને લીધે તમ મુમુક્ષુ પ્રત્યે જેમ વર્તવું જોઈએ તેમ અમારાથી વર્તી શકાતું નથી. તે ક્ષમા યોગ્ય છે, ખચીત ક્ષમા યોગ્ય છે. (અં.૪૭૮). ચિત્તની વ્યવસ્થા યથાયોગ્ય નહીં હોવાથી ઉદયપ્રારબ્ધ વિના બીજા સર્વ પ્રકારમાં અસંગપણું રાખવું યોગ્ય લાગે છે, તે એટલે સુધી કે જેમનો ઓળખાણપ્રસંગ છે તેઓ પણ હાલ ભૂલી જાય તો સારૂં, કેમકે સંગથી ઉપાધિ નિષ્કારણ વધ્યા કરે છે, અને તેવી ઉપાધિ સહન કરવા યોગ્ય એવું હાલ મારૂં ચિત્ત નથી. નિરુપાયતા સિવાય કંઈ પણ વ્યવહાર કરવાનું હાલ ચિત્ત હોય એમ જણાતું નથી; અને જે વ્યાપાર–વ્યવહારની નિરુપાયતા છે, તેથી પણ નિવૃત્ત થવાની ચિંતના રહ્યા કરે છે. (અં. ૫૫૮). ચિત્તસ્થિતિ ઘણું કરી વિદેહી જેવી વર્તે છે, એટલે કાર્યને વિષે અવ્યવસ્થા થઈ જાય છે. ઘણા ઘણા જ્ઞાનીપુરુષો થઈ ગયા છે, તેમાં અમારી જેવો ઉપાધિપ્રસંગ અને ચિત્ત-સ્થિતિ ઉદાસીન, અતિ ઉદાસીન, તેવા ઘણું કરીને પ્રમાણમાં થોડા થયા છે (અં. ૩૩૪)' અને એક આત્મપરિણતિ સિવાય અન્યત્ર ચિત્તના આ અવ્યવસ્થિતપણા અંગે આ પત્રમાં (અં.૫૮૩, ૧૯૫૧ સો. વ. ૧૧) ઓર સ્પષ્ટતાથી લખતાં **શ્રીમદ્** પોતાની ઊંડી અંતર્-વેદના દાખવે છે—

'એક આત્મપરિણતિ સિવાયના બીજા જે વિષયો તેને વિષે ચિત્ત અવ્યવસ્થિતપણે વર્તે છે; અને તેવું અવ્યવસ્થિતપણું લોકવ્યવહારથી પ્રતિકૂળ હોવાથી લોકવ્યવહાર ભજવો ગમતો નથી, અને તજવો બનતો નથી; એ વેદના ઘણું કરીને દિવસના આખા

ભાગમાં વેદવામાં આવ્યા કરે છે. ખાવાને વિષે, પીવાને વિષે, બોલવાને વિષે, શયનને વિષે, લખવાને વિષે કે બીજાં વ્યાવહારિક કાર્યોને વિષે જેવા જોઈએ તેવા ભાનથી પ્રવર્તાતું નથી, અને તે પ્રસંગો રહ્યા હોવાથી આત્મપરિણતિને સ્વતંત્ર પ્રગટપણે અનુસરવામાં વિપત્તિ આવ્યા કરે છે; અને તે વિષેનું ક્ષણે ક્ષણે દુઃખ રહ્યા કરે છે. અચલિત આત્મરૂપે રહેવાની સ્થિતિમાં જ ચિત્તેચ્છા રહે છે, અને ઉપર જણાવ્યા પ્રસંગોની આપત્તિને લીધે કેટલોક તે સ્થિતિનો વિયોગ રહ્યા કરે છે; અને તે વિયોગ માત્ર પરેચ્છાથી રહ્યો છે, સ્વેચ્છાના કારણથી રહ્યો નથી; એ એક ગંભીર વેદના ક્ષણે ક્ષણે થયા કરે છે. ××× એક આત્મપરિણામ સિવાય સર્વ બીજાં પરિણામને વિષે ઉદાસીનપણું વર્તે છે, અને જે કંઈ કરાય છે તે જેવા જોઈએ તેવા ભાનના સોમા અંશથી પણ નથી થતું. જેમ તેમ ને જે તે કરાય છે.'

આમ ભલે અન્યત્ર અવ્યવસ્થિત છતાં **શ્રીમદ્દનું** ચૈતન્યમય ચિત્ત આત્મામાં તો અત્યંત સુવ્યવસ્થિત હતું એ સ્વયંસિદ્ધ હકીકત છે, એટલે આવું અન્યત્ર અવ્યવસ્થિત ચિત્ત એ વાસ્તવિક રીતે **શ્રીમદ્દનો** કંઈ પણ દોષ તો નથી જ, એટલું જ નહિં પણ ઉલટો પરમ પ્રશસ્ત મહાગુણ છે; આ તો–આત્મપ્રવૃત્તિમાં અતિ જાગરૂક (જાગતી) અને પરપ્રવૃત્તિમાં બધિરાંધમૂક–બ્હેરી આંધળી ને મૂંગી એવી **યશોવિજયજીએ અધ્યાત્મોપનિષદ્‌માં** સંગીત કરેલી મહાન્ **યોગી દશા છે. સમાધિશતકમાં**× કહ્યું છે તેમ–વ્યવહારમાં જે સુતેલો હોય તે આત્મામાં જાગતો હોય ને આત્મામાં જે સુતેલો હોય તે વ્યવહારમાં જાગતો હોય 'જે જીવો મોહનિદ્રામાં સુતા છે તે અમુનિ છે; નિરંતર આત્મવિચારે કરી મુનિ તો જાગૃત રહે.' (અં. ૫૦૩) તેમ જ 'જગત્* જેમાં સૂએ છે ત્યાં જ્ઞાની જાગે છે; જ્ઞાની જાગે છે, ત્યાં જગત્ સૂએ છે, જગત્ જાગે છે ત્યાં જ્ઞાની સૂએ છે એમ શ્રી કૃષ્ણ કહે છે, (અં. ૩૮૮). અને **શ્રીમદ્દ** જેવા **પરમ જ્ઞાનીશ્વર** તો આત્મામાં કેવા અત્યંત જાગૃત–ઉજ્જાગૃત છે, તે તેમની આ ચિત્તની ચૈતન્યમય દશા ડિંડિમનાદથી ઉદ્‌ઘોષે છે!

---

× " व्यवहारे सुषुप्तो यः स जागर्त्यात्मगोचरे ।
जागर्ति व्यवहारेऽस्मिन् सुषुप्तश्चात्मगोचरे ॥ " —સમાધિશતક. શ્લો. ૭૮

* " या निशा सर्वभूताना तस्या जागर्ति सयमी ।
यस्या जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ " —ગીતા, અ. ૨, ૬૯



## પ્રકરણ પાંસઠમું

# વીતરાગના સાચા અનુયાયી શ્રીમદ્‌ની અપૂર્વ વીતરાગતા

'કારણ કે જે અમારૂં અનુભવજ્ઞાન તેનું ફળ વીતરાગપણું છે, અને વીતરાગનું કહેલું જે શ્રુતજ્ઞાન તે પણ તે જ પરિણામનું કારણ લાગે છે, માટે અમે તેના અનુયાયી ખરેખરા છીએ; સાચા છીએ.'—**શ્રીમદ્‌ રાજચંદ્ર.**

આ ચિત્તની ચૈતન્યમય દશાને લઈને જ **શ્રીમદ્‌ને** શુદ્ધાત્માનુભૂતિ વર્ત્તતી હતી અને તેનું ફળ વીતરાગતા હતું, એટલે વીતરાગતાને અનુસરનારા **શ્રીમદ્‌** ખરેખરા અર્થમાં વીતરાગના ખરેખરા સાચા અનુયાયી હતા. આવા વીતરાગના સાચા અનુયાયી વીતરાગ **શ્રીમદ્‌ની** અપૂર્વ વીતરાગતા તેમના અનુભવસિદ્ધ વચનોના આધારે જ આ પ્રકરણમાં વિવરી બતાવશું.

**શ્રીમદ્‌ના** ચિત્તની ચૈતન્યમય દશા વર્ત્તતી હતી તેનો અર્થ એમ થયો કે **શ્રીમદ્‌** નિરંતર શુદ્ધાત્માનુભૂતિ–શુદ્ધ આમાનો અનુભવ કરી રહ્યા હતા, શુદ્ધોપયોગમાં સ્થિતિ ધરી રહ્યા હતા, વીતરાગપણું આચરી રહ્યા હતા—વીતરાગના વીતરાગ માર્ગને અનુસરી રહ્યા હતા, અને આમ 'સમજ્યા તે શમાઈ રહ્યા' એ પોતાના જીવનસૂત્રને ચરિતાર્થ કરી રહ્યા હતા. કારણ કે પરમાર્થસુહૃદ્‌ 'સુભાગ્ય' પરના અમૃત પત્રમાં (અં. ૬૫૧) **શ્રીમદે** લખ્યું છે તેમ–'જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણ્યું તેનું નામ સમજવું છે. તેથી ઉપયોગ અન્ય વિકલ્પરહિત થયો તેનું નામ શમાવું છે. વસ્તુતાએ બન્ને એક જ છે. જેમ છે તેમ સમજવાથી ઉપયોગ સ્વરૂપમાં શમાયો, અને આત્મા સ્વભાવમય થઈ રહ્યો. અન્ય પદાર્થના સંયોગમાં જે અધ્યાસ હતો, અને તે અધ્યાસમાં આત્માપણું માન્યું હતું, તે અધ્યાસરૂપ આત્માપણું શમાઈ ગયું.'–એવી એ જીવની જાગતી જ્વલંત **સમયસાર દશા**–શુદ્ધઆત્મદશા **શ્રીમદે** જીવનમાં અનુભવસિદ્ધ કરી દેખાડી હતી. 'શુદ્ધતા વિચારે ધ્યાવે શુદ્ધતામેં કેલિ કરે, શુદ્ધતામેં થિર હ્વૈ અમૃતધારા વરસે'—શુદ્ધતાને વિચારતા, શુદ્ધતાને ધ્યાવતા, શુદ્ધતામાં 'કેલિ'–રમણતા કરતા, શુદ્ધતામાં સ્થિતિ કરતા **શ્રીમદ્‌ને** શુદ્ધાત્માનુભૂતિના ચેતનરસની અમૃતધારા વરસતી હતી, શુદ્ધ આત્માના શુદ્ધ ચેતન્યરસનાં અમૃતસિંધુમાં નિરંતર નિમજ્જનતા વર્ત્તતી હતી. આવા સાક્ષાત્ **પ્રયોગસિદ્ધ સમયસારસ્વરૂપ શ્રીમદ્‌** તે અનુભવજ્ઞાનના ફલરૂપ વીતરાગપણું અનુભવી રહ્યા હતા અને આમ વીતરાગના સાચા અનુયાયી બની વીતરાગમાર્ગને અનુસરી રહ્યા હતા.

આવા શુદ્ધતામાં રમણતા કરનારા વીતરાગ **શ્રીમદ્‌ને** વ્યવહારપ્રવૃત્તિમાં લેશ પણ રસ, રુચિ કે રાગ રહ્યો જ ન હતો. ઉદયાધીનપણે આ પ્રવૃત્તિ કર્યા વિના છૂટકો ન હતો એટલે તે કરતા હતા અને આ ક્યાંથી આવી પડી એમ તે વેઠની પેઠે કરતા

હતા, જગતના સંગપ્રસંગથી અત્યંત ઉદાસીન અસંગ બની ગયા હતા. એટલી બધી વિશેષ વીતરાગતા વર્ત્તતી હતી કે તેમને જગતમાં ક્યાંય 'સાતું' ન હતું–ગોઠતું ન હતું–મન વિશ્રાંતિ પામતું ન હતું; માત્ર વીતરાગતાની–આત્મતાની પોષક એવી સત્સંગતામાં જ એમને રસ રુચિ કે રાગ હતો. આની સાક્ષી એમના **સૌભાગ્ય** પરનાં આ પત્રો જ પૂરે છે—'કાળ વિષમ આવી ગયો છે, સત્સંગનો જોગ નથી અને વીતરાગતા વિશેષ છે, એટલે ક્યાંય સાતું નથી, અર્થાત્ મન વિશ્રાંતિ પામતું નથી. (અં. ૨૯૮). વિરહની વેદના અમને વધારે રહે છે, કારણ કે વીતરાગતા વિશેષ છે; અન્ય સંગમાં બહુ ઉદાસીનતા છે. (અં. ૨૯૩). એક ક્ષણ પણ આ સંસર્ગમાં રહેલું ગમતું નથી. (અં. ૩૯૯). દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના આલંબન વિના નિરાધારપણે આત્માપણું ભજાય તેમ ભજે છે. બીજો શો ઉપાય? (અં. ૫૦૪). ચિત્ત ઘણું કરીને વનમાં રહે છે. આત્મા તો પ્રાયે મુક્તસ્વરૂપ લાગે છે. વીતરાગપણું વિશેષ છે. વેઠની પેઠે પ્રવૃત્તિ કરીએ છીએ. બીજાને અનુસરવાનું પણ રાખીએ છીએ. જગતથી બહુ ઉદાસ થઈ ગયા છીએ. વસ્તીથી કંટાળી ગયા છીએ. દશા કોઈને જણાવી શકતા નથી. જણાવીએ તેવો સત્સંગ નથી; મનને જેમ વાળીએ તેમ વાળી શકીએ છીએ. એટલે પ્રવૃત્તિમાં રહી શકયા છીએ. કોઈ પ્રકારથી રાગપૂર્વક પ્રવૃત્તિ થતી નહીં હોય એવી દશા છે, એમ રહે છે. લોકપરિચય ગમતો નથી, જગતમાં સાતું નથી. × × લિ. **યથાર્થ બોધસ્વરૂપના** ય.' (અં. ૩૧૭). ઇત્યાદિ. વ્યાપારવ્યવહાર મધ્યે વર્ત્તતા છતા **શ્રીમદ્** આવી અદ્ભુત, આવી અપૂર્વ, આવી અલૌકિક, આવી અનુપમ વીતરાગતા આચરી શકયા એ જ પરમ આશ્ચર્યનું આશ્ચર્ય છે! તરવારની ધાર કરતાં પણ દોહ્યલું આવું વિષમઅસિધારાવ્રત **શ્રીમદ્** જેવો કોઈ વિરલો અપવાદમાં અપવાદરૂપ (Exceptionally exceptional) અને અસાધારણમાં અસાધારણ (Extraordinarily extraordinary) મહાવીર પુરુષ જ કરી શકે!

**શ્રીમદ્**ની આ અપૂર્વ વીતરાગતાનું અપૂર્વ દર્શન આપણને **શ્રીમદ્**ના **'સુભાગ્ય'** પરના આ **અમૃત પત્ર**મા (અં. ૩૧૩) પ્રાપ્ત થાય છે: અત્રે આ પત્રના મથાળે મૂકેલું 'જ્ઞાનીના આત્માને અવલોકીએ છીએ અને તેમ થઈએ છીએ'—એ પરમ અર્થગંભીર મહાવાક્ય સૂચવે છે કે **શ્રીમદ્** જ્ઞાનીના આત્માને સાક્ષાત્ અવલોકી રહ્યા છે,—જેમ છે તેમ યથાર્થ વસ્તુસ્વરૂપે આત્માનુભવપ્રત્યક્ષથી સાક્ષાત્ દેખી રહ્યા છે અને 'તેમ'–જેમ જ્ઞાનીના આત્માની શુદ્ધ વીતરાગદશા દીઠી છે તેમ તેવી દશાસંપન્ન પોતે થાય છે–વર્ત્તમાનમા થયા છે. જેમા આવું પોતાની વીતરાગ જ્ઞાનદશાનું સૂચક આ સૂચક મથાળું છે એવા આ પત્રમાં પરમાર્થસખા **સૌભાગ્યને શ્રીમદ્** લખે છે—'કોઈ એવા પ્રકારનો ઉદય છે કે અપૂર્વ વીતરાગતા છતા વેપાર સંબંધી કંઈક પ્રવર્તન કરી શકીએ છીએ, તેમ જ બીજાં પણ ખાવાપીવા વગેરેનાં પ્રવર્તન માંડમાંડ કરી શકીએ છીએ. મન ક્યાંય વિરામ પામતું નથી. ઘણું કરીને અત્ર કોઇનો સમાગમ ઇચ્છતું નથી. કંઈ લખી શકાતું નથી. વધારે પરમાર્થવાક્ય વદવા ઇચ્છા થતી નથી. કોઈએ પૂછેલા પ્રશ્નોનો ઉત્તર જાણતાં છતાં લખી શકતા નથી, ચિત્તનો પણ ઝાઝો સંગ નથી, આત્મા

આત્મભાવે વર્તે છે.'—અપૂર્વ વીતરાગદશાને પામેલા **શ્રીમદ્**ની અસંગ ઉદાસીનતા એટલી બધી છે કે વ્યાપારાદિ પ્રવર્તન 'માંડમાંડ'-ઘણી ઘણી મહા મુશીબતે કરી શકે છે, મન ક્યાંય વિરામ-વિશ્રાંતિ પામતું નથી, ચિત્તનો-બાહ્ય મનનો પણ ઝાઝો સંગ રહ્યો નથી;-**શ્રીમદ્**નો આવો અસંગ આત્મા આત્મભાવે વર્તે છે,-એવી અદ્ભુત આત્મચારિત્રદશા **શ્રીમદ્**ને પ્રગટી છે એટલે જ **શ્રીમદ્** આગળ લખે છે—'**સમયે સમયે અનંતગુણવિશિષ્ટ આત્મભાવ વધતો હોય એવી દશા રહે છે, જે ઘણું કરીને કળવા દેવામાં આવતી નથી, અથવા કળી શકે તેવાનો સંગ નથી.**'—એક સમયે જે આવી આત્મભાવે વર્તવારૂપ-આત્મસંયમરૂપ આત્મચારિત્રદશા છે, તે તેના કરતા બીજા સમયે અનંતગણી બળવાન્ હોય છે, તેના કરતાં ત્રીજા સમયે અનંતગણી બળવાન્ હોય છે—એમ સમયે સમયે અનંતગુણવિશિષ્ટ બળવાન્ અપૂર્વ આત્મસંયમધારા-આત્મચારિત્રધારા **શ્રીમદ્**ની વધતી જાય છે! આવી અપૂર્વ વીતરાગદશા છતા આ પરમ પુરુષની પરમ ગંભીરતા જોવા જેવી છે કે તે કોઈને કળવા દેતા નથી અથવા 'કળી શકે તેવાનો સંગ નથી'-તે દશા કળી શકે એવો કોઈ સત્સંગી મુમુક્ષુ નથી. આ પરમગંભીર જ્ઞાનાવતાર પુરુષની પરમ જ્ઞાનગંભીરતા કેવી અદ્ભુત છે! અત્યારે તો આવી દશાનો અનંતાશ પણ ન હોય એવા સામાન્ય પ્રાકૃતજનો તેનાથી અનંતગણો ડોળદેખાવ કરી અનંતગણી જાહેરાત કરી પોતાની પામરતાનુ પ્રદર્શન કરતા દેખાય છે, ત્યારે આવી અનંતગુણવિશિષ્ટ વીતરાગ આત્મદશાને પામેલો આ પરમ નિર્દંભ અસામાન્ય પરમ પુરુષ પોતાની પરમતાનો અનંત અંશ પણ કળવા દેતો નથી-દર્શન પણ થવા દેતો નથી! અહો ગંભીરતા! આ અમૃત પત્રના અંતે લખેલા આ અમર શબ્દોમા **શ્રીમદ્**ની અલૌકિક જ્ઞાનદશાનુ દર્શન થાય છે—'**આત્માને વિષે સહજ સ્મરણે પ્રાપ્ત થયેલું જ્ઞાન શ્રી વર્ધમાનને વિષે હતું એમ જણાય છે. પૂર્ણ વીતરાગ જેવો બોધ તે અમને સહજે સાંભરી આવે છે.**'—આ રહસ્યભૂત શબ્દોમા તો **શ્રીમદે** પોતાની અલૌકિક પરમ અદ્ભુત આત્મદશા માર્મિકપણે સૂચવી દીધી છે. **શ્રીમદ્**ના દિવ્ય આત્માને વિષે જે જ્ઞાન 'પ્રાપ્ત થયેલુ' છે-અને તે પણ 'સહજ સ્મરણે' પ્રાપ્ત થયેલુ છે, તે જ્ઞાન 'શ્રી વર્ધમાનને વિષે' હતું,-એ શબ્દો પૂર્વની કોઈ સ્મરણઅનુસંધિતુ દર્શન કરાવવા સાથે **શ્રીમદ્**ની અદ્ભુત જ્ઞાનદશા પર અપૂર્વ પ્રકાશ નાખે છે. અને એટલે જ 'પૂર્ણ વીતરાગ જેવો બોધ' **શ્રીમદ્**ને સહજે 'સાંભરી આવે છે'-સ્મરણમા આવી જાય છે. આનો ફલિતાર્થ એમ થયો કે **શ્રીમદ્** તથારૂપ જ્ઞાનદશા-ચારિત્રદશાનો સાક્ષાત્ અનુભવ કરી રહ્યા છે, યથાર્થ આત્મપદાર્થનો યથાર્થ બોધ પામી જે પૂર્ણ વીતરાગદશાને પામેલા છે એવા પૂર્ણ વીતરાગનો બોધ જેવો હોય તેવો બોધ સ્મૃતિ-અનુભવગોચર કરી રહ્યા છે. કેવી અદ્ભુત જ્ઞાનદશા! કેવી અદ્ભુત વીતરાગ ચારિત્રદશા!

આ જ ભાવની પુષ્ટિ કરતા એક બીજા પરમ અમૃતપત્રમા (અં. ૩૨૨) **શ્રીમદ્** પરમાર્થસખા સૌભાગ્યને લખે છે—'અમને જે નિર્વિકલ્પ નામની સમાધિ છે, તે

તો આત્માની સ્વરૂપપરિણતિ વર્તતી હોવાને લીધે છે. આત્માના સ્વરૂપ સંબંધી તો પ્રાયે નિર્વિકલ્પપણું જ રહેવાનું અમને સંભવિત છે, કારણ કે અન્યભાવને વિષે મુખ્યપણે અમારી પ્રવૃત્તિ જ નથી.'—આ પરથી પણ **શ્રીમદ્**ની તેવી જ જ્ઞાનદશા—ચારિત્રદશાનું સૂચન ફલિત થાય છે. આત્મસ્વરૂપમાં વર્તવારૂપ સ્વરૂપપરિણતિ **શ્રીમદ્**ની વર્તે છે તેથી તેમની સ્વરૂપમા શમાવારૂપ નિર્વિકલ્પ સમાધિ છે,—આ ઉચ્ચ જ્ઞાનદશા—વીતરાગ ચારિત્રદશા સૂચવે છે, કારણ કે આત્માના સ્વરૂપસંબંધી **શ્રીમદ્**ને નિર્વિકલ્પપણું છે એ તીવ્ર જ્ઞાનદશા દાખવે છે અને તેના સહજ ફલરૂપે **શ્રીમદ્**ની આત્મામાં જ પ્રવૃત્તિ છે—અન્યભાવમાં પ્રવૃત્તિ જ નથી, એ ઉગ્ર ચારિત્રદશા દર્શાવે છે. આવા લગભગ પૂર્ણ વીતરાગ જેવી જ્ઞાનદશા—ચારિત્રદશાને પામેલા—**યથાર્થબોધ**ને પ્રાપ્ત થયેલા આ સાક્ષાત્ **'બોધપુરુષ' શ્રીમદ્** અત્રે આત્માનુભવસિદ્ધ વીતરાગદર્શનની પરમ યથાર્થતા—પરમ પ્રમાણતા અંગે અદ્ભુત આત્મનિશ્ચયથી વીરગર્જના કરે છે—

**'બંધ મોક્ષની યથાર્થ વ્યવસ્થા જે દર્શનને વિષે યથાર્થપણે કહેવામાં આવી છે, તે દર્શન નિકટ મુક્તપણાનું કારણ છે, અને એ યથાર્થ વ્યવસ્થા કહેવાને જોગ્ય જો કોઈ અમે વિશેષપણે માનતા હોઇએ તો તે શ્રી તીર્થંકર દેવ છે.'**

—આ ટંકોત્કીર્ણ અમર શબ્દોમાં પરમ વીતરાગ **શ્રીમદ્**નો વીતરાગદર્શન પ્રત્યેનો કેવો અનન્ય આત્મનિશ્ચય ઝળહળે છે! તીર્થંકર દેવ પ્રત્યેની કેવી અનન્ય પરાભક્તિની પરાકાષ્ઠા પ્રકાશે છે! અમૃતત્વને પામેલા **શ્રીમદ્**ના આ અમર શબ્દો ડિંડિમનાદથી ઉદ્ઘોષીને—બુલંદ અવાજથી પોકારીને સર્વ કાળને માટે જગતને જાહેર કરે છે કે—યથાર્થ બોધ પામેલા અમારા આત્માનો આ અનુભવસિદ્ધ આત્મનિશ્ચય છે કે બંધમોક્ષની યથાર્થ વ્યવસ્થા યથાર્થપણે કહેનારૂં ને નિકટ મુક્તપણાનું કારણ થનારૂં જો કોઇ હોય તો તે શ્રી તીર્થંકરદેવપ્રણીત શ્રી વીતરાગદર્શન જ છે; અને તે યથાર્થ વ્યવસ્થા કહેવાને સમર્થ જો કોઇપણ સર્વથી વિશેષ પ્રમાણ અમે માન્ય કરતા હોઇએ તો તે શ્રી તીર્થંકર દેવ છે. આટલુ લખી **શ્રીમદ્** ઓર અદ્ભુત આત્મનિશ્ચયથી અત્ર વીરગર્જના કરે છે—

**'અને એ જે શ્રી તીર્થંકરદેવનો અંતર આશય તે પ્રાયે મુખ્યપણે અત્યારે કોઇને વિષે આ ક્ષેત્રે હોય તો તે અમે હોઇશું એમ અમને દઢ કરીને ભાસે છે.'**

—યથાર્થ બોધને પામેલા **'બોધપુરુષ' રાજચંદ્ર** આત્મસામર્થ્યના અપૂર્વ ભાનથી અત્યંત નિરભિમાનપણે અત્ર બુલંદ નાદથી ઉદ્ઘોષે છે કે અમે શ્રી તીર્થંકરના હૃદયને—અંતરૂઆશયને આત્મઅનુભવસિદ્ધપણે જાણીએ છીએ—અનુભવીએ છીએ, એટલે કહીએ છીએ કે એ જે શ્રી તીર્થંકરદેવનો 'અંતરૂઆશય'—હૃદયરૂપ રહસ્યભૂત ભાવ તે પ્રાયે—ઘણું કરી 'મુખ્યપણે'—કથનમાત્રપણે નહિં પણ ખરેખર પરમાર્થસત્પણે પ્રધાનપણે 'અત્યારે'—આ વર્તમાનકાળમા કોઇને વિષે પણ આ 'ક્ષેત્રે'—આ ભરતક્ષેત્રમાં હોય તો તે અમે હોઈશું એમ 'અમને'—આ **રાજચંદ્ર** નામના દેહમાં વસતા અમારા આત્માને દઢ કરીને ભાસે છે. અહં—મમની ભસ્મભૂમિકા પર જેની આત્મસિદ્ધિનો મહાપ્રાસાદ નિર્માણ થયો છે એવા **શ્રીમદ્**ના દિવ્ય આત્માએ પોતાના આત્માનો આ વજ્રલેપ

દૃઢ નિશ્ચય આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી સર્વથા નિરહંકારપણે અત્ર ઉદ્‌ઘોષ્યો છે. આમ કહેવાનું કારણ શું? એમ શા આધારે કહો છો? તેનો જાણે ખુલાસો કરતા હોય-સ્પષ્ટીકરણ કરતા હોય એમ **શ્રીમદ્** અત્ર કહે છે—

'**કારણ કે જે અમારું અનુભવજ્ઞાન તેનું ફળ વીતરાગપણું છે, અને વીતરાગનું કહેલું જે શ્રુતજ્ઞાન તે પણ તે જ પરિણામનું કારણ લાગે છે; માટે અમે તેના અનુયાયી ખરેખરા છીએ, સાચા છીએ.**'

—વીતરાગ **શ્રીમદ્‌**નો દિવ્ય આત્મા અત્ર વજ્રલેપ દૃઢ નિશ્ચયથી પોકારે છે કે અમે જે શુદ્ધ આત્માનો અનુભવ કરી રહ્યા છીએ તે આ અમારા અનુભવજ્ઞાનનું ફળ વીતરાગપણું છે, તે અમે સાક્ષાત્ પ્રત્યક્ષ પ્રગટ અનુભવસિદ્ધપણે અનુભવી રહ્યા છીએ, અને વીતરાગનું કહેલું જે શ્રુતજ્ઞાન તે પણ તે જ–વીતરાગ પરિણામનું જ કારણ લાગે છે, અર્થાત્ વીતરાગનું શ્રુતજ્ઞાન પણ તે વીતરાગપણું પ્રગટાવવા અર્થે જ છે; એટલે વીતરાગના ઉપદેશ–માર્ગને અનુસરતા અમે જો સાક્ષાત્ અનુભવથી વીતરાગપણું અનુભવી રહ્યા છીએ તો અમે ખરેખરી રીતે વીતરાગને અનુસરી રહ્યા જ છીએ. એટલે **વીતરાગના** 'અનુ'–પાછળ પાછળ 'યાયી–જનાર અનુસરનાર એવા '**અનુયાયી**' હોવાથી અમે અનુયાયી શબ્દના ખરેખરા અર્થમાં વીતરાગના ખરેખરા અનુયાયી છીએ, સાચા છીએ. આંધળો પણ દેખી શકે ને બહેરો પણ સાંભળી શકે એવા **શ્રીમદ્‌**ના આ અમૃત વચન સર્વ કોઈની સર્વ પ્રકારની ભ્રાંતિ દૂર કરવા પર્યાપ્ત છે.

આવા વીતરાગના ખરેખરા અનુયાયી **શ્રીમદ્‌**ને પત્રમાં (અં. ૧૭૦) જણાવ્યું છે તેમ—'તીર્થંકર થવા ઇચ્છા નથી, પરંતુ તીર્થંકરે કર્યા પ્રમાણે કરવા ઇચ્છા છે,'—પૂર્ણ વીતરાગપણું પામી મોક્ષની પ્રાપ્તિ કરી તે તીર્થંકરને તે પ્રમાણે કરી અનુસરવાની ઇચ્છા છે. તે તેમનો પરમ ઉચ્ચતમ આદર્શ અને પરમોત્તમ આત્મપુરુષાર્થ દાખવે છે. તીર્થંકર જેવી પરમ વિભૂતિનું અનુસરણ કરવામાં **શ્રીમદ્** પરમ ગૌરવ અનુભવે છે. **શ્રીમદ્‌**નો કેવો પરમ ભવ્ય આદર્શ! કેવો પરમ ઉદાત્ત પુરુષાર્થ! અને પોતાની જીવનચર્યામાં પણ **શ્રીમદ્ મહાવીર**ના આદર્શને અનુસર્યા છે, એ એમના વચનામૃતોમાં સ્થળે સ્થળે આવતા ઉલ્લેખો પરથી સ્વયંસિદ્ધ થાય છે. આવો **મહાવીરનો આદર્શ** સતત જેની દૃષ્ટિસન્મુખ હતો એવા આ અનન્ય વીતરાગભક્ત **શ્રીમદે** તીર્થંકરદેવની અનન્ય તત્ત્વસ્તુતિ કરતા આ ચાર અલૌકિક નમસ્કારમાં તો લાખો સ્તોત્રો અને કરોડો ગ્રંથોથી જે ભાવ ન દર્શાવી શકાય એવી અનન્ય વીતરાગભક્તિ દાખવી છે:

'**જે તીર્થંકરદેવે સ્વરૂપસ્થ આત્માપણે થઇ વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે, તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ. પૂર્વે ઘણાં શાસ્ત્રોના વિચાર કરવાથી તે વિચારનાં ફળમાં સત્પુરુષને વિષે જેનાં વચનથી ભક્તિ ઉત્પન્ન થઈ છે, તે તીર્થંકરનાં વચનને નમસ્કાર કરીએ છીએ. ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપ પુરુષ વિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ. ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે**

યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે, પ્રાપ્તિ ન થઈ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે, તે જ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે, તે તીર્થંકરના ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છીએ.' (શ્રીમદ્‌ રાજચંદ્ર પત્રાંક, ૪૩૬)

આ અસાધારણ નમસ્કારમાં અક્ષરે અક્ષરે જેની અનંતગુણવિશિષ્ટ અનન્ય વીતરાગભક્તિ નિર્ઝરે છે એવા **શ્રીમદ્‌** વીતરાગના સાચા અનુયાયી હોઈ પૂર્ણ વીતરાગતાને અનુસરનારા હતા; એટલે જ વીતરાગતાની આટલી ઉચ્ચતમ કોટિએ પહોંચ્યા છતાં **શ્રીમદ્‌** જેવા પરમ્ પ્રામાણિક સત્યવક્તા—પરમ યથાર્થવક્તા પુરુષ પોતાની પરમાણુ-માત્ર પણ ઊણતાનો મુક્તકંઠે સ્વીકાર કરી વીતરાગતાની પૂર્ણતાને જ નિરંતર ઇચ્છતા હતા; અને તેના સાક્ષી તેમના જ આ વચનામૃતો છે: 'આત્મસંયમને સંભારીએ છીએ. યથારૂપ વીતરાગતાની પૂર્ણતા ઇચ્છીએ છીએ. શ્રી બોધસ્વરૂપના યથાયોગ્ય. (અં. ૩૧૫). જ્ઞાનીની પરિપક્વ અવસ્થા (દશા) થયે સર્વ પ્રકારે રાગ, દ્વેષની નિવૃત્તિ હોય એમ અમારી માન્યતા છે. (અં. ૨૩૫). જે રાગદ્વેષાદિ પરિણામ અજ્ઞાન વિના સંભવતાં નથી, તે રાગદ્વેષાદિ પરિણામ છતાં જીવન્મુક્તપણું સર્વથા માનીને જીવન્મુક્ત દશાની જીવ આસાતના કરે છે, એમ વર્તે છે. સર્વથા રાગદ્વેષ પરિણામનું પરિક્ષીણપણું જ કર્તવ્ય છે. (અં. ૫૬૯) સર્વ વિભાવથી ઉદાસીન અને અત્યંત શુદ્ધ નિજ પર્યાયને સહજપણે આત્મા ભજે તેને શ્રી જિને તીવ્રજ્ઞાનદશા કહી છે. જે દશા આવ્યા વિના કોઇ પણ જીવ બંધનમુક્ત થાય નહીં એવો સિદ્ધાંત શ્રી જિને પ્રતિપાદન કર્યો છે; જે અખંડ સત્ય છે. (અં. ૫૭૨). જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ રે; તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ રે. વિચારવાનને સંગથી વ્યતિરિક્તપણું પરમ શ્રેયરૂપ છે. (અં. ૫૮૪)' ઇત્યાદિ. અને આ વીતરાગતાની પૂર્ણતા પામવાનો જેને પૂર્ણ આત્મવિશ્વાસ છે એવા **શ્રીમદ્‌ સૌભાગ્ય** પરના આ પત્રમાં (અં. ૩૩૪) તો નિશ્ચલ આત્માનુભવના દૃઢ નિશ્ચયથી લખે છે—'દેહ છતાં મનુષ્ય પૂર્ણ વીતરાગ થઈ શકે એવો અમારો નિશ્ચલ અનુભવ છે.' જે વીતરાગતાની ઘણી ઊંચી ટોચે પહોંચેલો હોય તે જ આવા અનુભવવચનો આવા દૃઢ આત્મવિશ્વાસથી કહી શકે, અને **શ્રીમદ્‌** તો તેવી ઉચ્ચ કક્ષાએ પ્હોંચી ગયેલ છે એટલે જ અનુભવથી તેમ કહી શકયા છે. કારણ કે એમનો આત્મા અખંડ સાક્ષી પૂરે છે–'કારણ કે અમે પણ નિશ્ચય તે જ સ્થિતિ પામવાના છીએ, એમ અમારો આત્મા અખંડપણે કહે છે; અને એમ જ છે, જરૂર એમ જ છે' એમ જેનો વજ્રલેપ દૃઢ આત્મનિશ્ચય છે એવા પરમ નિરહં **શ્રીમદ્‌** અત્ર પરમ ભક્તિથી કહે છે—'પૂર્ણ વીતરાગની ચરણરજ નિરંતર મસ્તકે હો, એમ રહ્યા કરે છે.' આવી અપૂર્વ વીતરાગભક્તિ દાખવી **શ્રીમદ્‌** પુનઃ દૃઢ નિશ્ચયથી કહે છે—'અત્યંત વિકટ એવું વીતરાગત્વ અત્યંત આશ્ચર્યકારક છે; તથાપિ તે સ્થિતિ પ્રાપ્ત થાય છે, સદ્દેહે પ્રાપ્ત થાય છે, એ નિશ્ચય છે, પ્રાપ્ત કરવાને પૂર્ણ યોગ્ય છે, એમ નિશ્ચય છે. સદ્દેહે તેમ થયા વિના અમને ઉદાસીનતા મટે એમ જણાતું નથી, અને તેમ થવું સંભવિત છે, જરૂર એમ જ છે.'–આ અત્યંત વિકટ–અત્યંત આશ્ચર્યકારક વીતરાગપણું પોતાને પ્રાપ્ત છે અને હવે પૂર્ણતા પામવાને થોડું

છેટું રહ્યું છે એટલે જ પૂર્ણ દૃઢ આત્મવિશ્વાસથી **શ્રીમદ્**ને આ કહ્યું છે અને આ દેહે–સદેહે તે પ્રાપ્ત કરવાનો પોતાનો દૃઢ આત્મનિર્ધાર પણ અત્ર જણાવી દીધો છે.

આ પૂર્ણ વીતરાગતાની પ્રાપ્તિ પૂર્ણ શક્ય છે–સદેહે શક્ય છે એ અંગે **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૬૭૨) **શ્રીમદ્** તેવા જ દૃઢ આત્મનિશ્ચયથી કહે છે—'કાયા સુધી માયા (એટલે કષાયાદિ)નો સંભવ રહ્યા કરે, એમ શ્રી ડુંગરને લાગે છે, તે અભિપ્રાય પ્રાયે (ઘણું કરીને) તો યથાર્થ છે, તોપણ કોઈ પુરુષવિશેષને વિષે કેવલ સર્વ પ્રકારના સંજ્વલનાદિ કષાયનો અભાવ થઈ શકવા યોગ્ય લાગે છે, અને થઈ શકવામાં સંદેહ થતો નથી, તેથી કાયા છતાં પણ કષાયરહિતપણું સંભવે; અર્થાત્ સર્વથા રાગદ્વેષરહિત પુરુષ હોઈ શકે.' આ અંતરંગ શત્રુઓને કાપી નાંખનારો આ શૂરવીર વીતરાગ સાધુપુરુષ કેવો હોય છે તેનું તાદૃશ્ય સુંદર વર્ણન કરતું સુંદરદાસનું વચન અત્રે **શ્રીમદે** ટાંક્યું છે—

'મારે કામ ક્રોધ સબ, લોભ મોહ પીસિ ડારે, ઇન્દ્રિહુ કતલ કરી, કિયો રજપૂતો હૈ;
માર્યો મહા મત્ત મન, મારે અહંકાર મીર, મારે મદ મછર હુ, ઐસો રન રૂતો હૈ;
મારી આશા તૃષ્ણા પુનિ, પાપિની સાપિની દોઉ, સબકો સંહાર કરિ, નિજપદ પહૂતો હૈ;
સુંદર કહત ઐસો, સાધુ કોઉ શૂરવીર, વૈરી સબ મારિકે નિચિંત હોઈ સૂતો હૈ.'

અને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૪૭) **શ્રીમદે** પોતે જ કહ્યું છે તેમ—'અમે કે જેનું મન પ્રાયે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, હાસ્યથી, રતિથી, અરતિથી, ભયથી, શોકથી, જુગુપ્સાથી કે શબ્દાદિક વિષયોથી અપ્રતિબંધ જેવું છે; કુટુંબથી, ધનથી, પુત્રથી, વૈભવથી, સ્ત્રીથી કે દેહથી મુક્ત જેવું છે',—એવા **શ્રીમદ્** તો આ સર્વ અંતરંગ શત્રુઓને હણી નાંખનારા કેવા શૂરવીર મહા વીરપુરુષ–વીતરાગ સાધુ-પુરુષ હતા, તે આ વચન પરથી અને સમગ્ર અધ્યાત્મજીવન પરથી સ્વયંસિદ્ધ થાય છે. પણ પત્રાંક ૬૭૪માં સવિસ્તર સમજાવ્યું છે તેમ જેને અંતરાત્મદૃષ્ટિ પરિણમિત નથી એવા બહિર્દૃષ્ટિ જગજ્જીવો આવા પરમ વીતરાગને કેમ ઓળખી શકે? એને કોઈ ખરેખર ઓળખી શકે એમ હોય તો જેને અંતરાત્મવૃત્તિ પરિણમિત થઈ છે એવા દૃઢ મુમુક્ષુઓ જ. આ ગમે તેમ હો, પણ સદેહે વીતરાગ થયેલો આ દેહધારી મહાત્મા પુરુષ તો પોતે પોતાની ધન્ય વીતરાગ દશા અવલોકી જાણે પોતે પોતાને નમસ્કાર કરતો હોય, એમ કોઇ પરમ ધન્ય ક્ષણે નિકળી ગયેલા આ સહજ સ્વયંભૂ (Spontaneous) વચનો આ જ પત્રના (અં. ૬૭૪) અંતે લખે છે—

'જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાયરહિત થયા છે, તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!! તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો! નમસ્કાર હો!!'

આવા પરમ વીતરાગમૂર્તિને આપણા પણ ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!!



## પ્રકરણ છાસઠમું

# અપૂર્વ આત્મસંયમ અને શુદ્ધ આત્મચારિત્ર ભણી દોટ

"અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયક ભાવ રે;
સંયમશ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ રે."—**શ્રીયશોવિજયજી**

'જ્ઞાની પુરુષોને સમયે સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન થતા જાય છે, એમ સર્વજ્ઞે કહ્યું છે તે સત્ય છે. તે સંયમ, વિચારની તીક્ષ્ણ પરિણતિથી તથા બ્રહ્મરસપ્રત્યે સ્થિરપણાથી ઉત્પન્ન થાય છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર.**

અપૂર્વ વીતરાગતાને પામેલા **શ્રીમદ્** પૂર્ણ વીતરાગતા પ્રત્યે પૂર્ણ વેગે પ્રયાણ કરી રહ્યા હતા, તેનું અંતરંગ કારણ તેમનો અપૂર્વ આત્મસંયમ અને શુદ્ધ આત્મચરિત્ર પ્રત્યેનો અપૂર્વ સંવેગરંગ હતો. આગલા પ્રકરણમાં કહ્યું હતું તેમ જેનો આત્મા આત્મભાવે વર્તતો હતો, એવા **શ્રીમદ્**નો આ આત્મભાવ સમયે સમયે અનંતગુણવિશિષ્ટ વધતો જતો હતો, તે તેમના સમયે સમયે અનંતગુણવિશિષ્ટ વધતા જતા અપૂર્વ આત્મસંયમને લઈને વધતો જતો હતો—ક્ષાયિક ચારિત્ર પ્રત્યે લઈ જતી અપૂર્વ આત્મસંયમશ્રેણીને લઈને વધતો જતો હતો. પરમ આત્મપુરુષાર્થી **શ્રીમદ્**ના આ અપૂર્વ આત્મસંયમ ને શુદ્ધ આત્મચારિત્ર ભણી દોટનું આ પ્રકરણમાં આલેખન કરશું.

આ અપૂર્વ આત્મશ્રેણીએ ચઢતાં ક્ષાયકભાવની જેને લગની લાગી છે એવા **શ્રીમદ્**, **મહાવીર**ની તે દશાનું વર્ણન કરતું આ પદ ટાંકી **સૌભાગ્ય** પરના પત્રમાં (અં.૩૦૯) લખે છે—'અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયકભાવ રે; સંયમશ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ રે.—(આત્માની અભેદ ચિંતનારૂપ) સંયમના એક પછી એક ક્રમને અનુભવીને ક્ષાયકભાવ(જડપરિણતિયો ત્યાગ)ને પામેલો એવો જે સિદ્ધાર્થનો પુત્ર તેના નિર્મળ ચરણકમળને સંયમશ્રેણીરૂપ ફૂલથી પૂજું છું. ઉપરનાં વચનો અતિશય ગંભીર છે. લિ. **યથાર્થબોધસ્વરૂપના યથા.**' પોતાની વર્તી રહેલી આત્મસંયમમય આત્મદશાનું માર્મિક સૂચન કરતું આ અતિશય ગંભીર ઊંડા આશયવાળું વચન અત્ર ટાંકી, **શ્રીમદ્** પોતે જેના અનુગામી–અનુયાયી છે તે પોતાના પરમ આરાધ્ય આદર્શરૂપ **મહાવીર**ની આત્મદશાનું સ્મરણ કરે છે, ને તે સિદ્ધાર્થના પુત્રના ચરણકમળને પોતાની તેવી વધતી જતી આત્મસંયમદશારૂપ સંયમશ્રેણીના ફૂલથી પૂજે છે,—આત્માની અભેદ ચિંતનારૂપ સંયમશ્રેણીના ભાવપુષ્પ ચઢાવી પરમ ભાવપૂજાથી પૂજે છે. અત્રે જેવો અર્થ—આત્મપદાર્થ છે તેવો 'યથાર્થ' બોધ ઉપજવા પ્રમાણે જેનું '**યથાર્થ બોધસ્વરૂપ**' થયુ છે એવા **શ્રીમદે** આ વચન ટાંકી પોતાની તથારૂપ સંયમશ્રેણીમય આત્મદશાનું માર્મિક સૂચન કરી દીધું છે. અને પત્રાંક ૩૦૯–૩૧૦–૩૧૧ માં પણ પોતાની આ સંયમશ્રેણીમય આત્મદશાનું માર્મિક સૂચન કરતું આ જ વચન ટાંકી પત્રાંક ૩૧૨ માં તો સ્પષ્ટ મથાળું

છેટું રહ્યું છે એટલે જ પૂર્ણ દૃઢ આત્મવિશ્વાસથી **શ્રીમદ્**ને આ કહ્યું છે અને આ દેહે–સદેહે તે પ્રાપ્ત કરવાનો પોતાનો દૃઢ આત્મનિર્ધાર પણ અત્ર જણાવી દીધો છે.

આ પૂર્ણ વીતરાગતાની પ્રાપ્તિ પૂર્ણ શક્ય છે–સદેહે શક્ય છે એ અંગે **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૬૭૨) **શ્રીમદ્** તેવા જ દૃઢ આત્મનિશ્ચયથી કહે છે—'કાયા સુધી માયા (એટલે કષાયાદિ)નો સંભવ રહ્યા કરે, એમ શ્રી ડુંગરને લાગે છે, તે અભિપ્રાય પ્રાયે (ઘણું કરીને) તો યથાર્થ છે, તોપણ કોઈ પુરુષવિશેષને વિષે કેવલ સર્વ પ્રકારના સંજ્વલનાદિ કષાયનો અભાવ થઈ શકવા યોગ્ય લાગે છે, અને થઈ શકવામાં સંદેહ થતો નથી, તેથી કાયા છતાં પણ કષાયરહિતપણું સંભવે; અર્થાત્ સર્વથા રાગદ્વેષરહિત પુરુષ હોઈ શકે.' આ અંતરંગ શત્રુઓને કાપી નાંખનારો આ શૂરવીર વીતરાગ સાધુપુરુષ કેવો હોય છે તેનું તાદૃશ્ય સુંદર વર્ણન કરતું સુંદરદાસનું વચન અત્રે **શ્રીમદે** ટાંક્યું છે—

'મારે કામ ક્રોધ સબ, લોભ મોહ પીસિ ડારે, ઇન્દ્રિહુ કતલ કરી, કિયો રજપૂતો હૈ;
માર્યો મહા મત્ત મન, મારે અહંકાર મીર, મારે મદ મછર હૂ, ઐસો રન રૂતો હૈ;
મારી આશા તૃષ્ણા પુનિ, પાપિની સાપિની દોઉ, સબકો સંહાર કરિ, નિજપદ પહૂતો હૈ;
સુંદર કહત ઐસો, સાધુ કોઉ શૂરવીર, વૈરી સબ મારિકે નિચિંત હોઈ સૂતો હૈ.'

અને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૪૭) **શ્રીમદે** પોતે જ કહ્યું છે તેમ—'અમે કે જેનું મન પ્રાયે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, હાસ્યથી, રતિથી, અરતિથી, ભયથી, શોકથી, જુગુપ્સાથી કે શબ્દાદિક વિષયોથી અપ્રતિબંધ જેવું છે; કુટુંબથી, ધનથી, પુત્રથી, વૈભવથી, સ્ત્રીથી કે દેહથી મુક્ત જેવું છે',—એવા **શ્રીમદ્** તો આ સર્વ અંતરંગ શત્રુઓને હણી નાખનારા કેવા શૂરવીર મહા વીરપુરુષ–વીતરાગ સાધુપુરુષ હતા, તે આ વચન પરથી અને સમગ્ર અધ્યાત્મજીવન પરથી સ્વયંસિદ્ધ થાય છે. પણ પત્રાંક ૬૭૪માં સવિસ્તર સમજાવ્યું છે તેમ જેને અંતરાત્મદૃષ્ટિ પરિણમિત નથી એવા બહિર્દૃષ્ટિ જગજ્જીવો આવા પરમ વીતરાગને કેમ ઓળખી શકે? એને કોઈ ખરેખર ઓળખી શકે એમ હોય તો જેને અંતરાત્મવૃત્તિ પરિણમિત થઈ છે એવા દૃઢ મુમુક્ષુઓ જ. આ ગમે તેમ હો, પણ સદેહે વીતરાગ થયેલો આ દેહધારી મહાત્મા પુરુષ તો પોતે પોતાની ધન્ય વીતરાગ દશા અવલોકી જાણે પોતે પોતાને નમસ્કાર કરતો હોય, એમ કોઈ પરમ ધન્ય ક્ષણે નિકળી ગયેલા આ સહજ સ્વયંભૂ (Spontaneous) વચનો આ જ પત્રના (અં. ૬૭૪) અંતે લખે છે—

'જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાયરહિત થયા છે, તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!! તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો! નમસ્કાર હો!!'

આવા પરમ વીતરાગમૂર્તિને આપણા પણ ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!!



## પ્રકરણ છાસઠમું

# અપૂર્વ આત્મસંયમ અને શુદ્ધ આત્મચારિત્ર ભણી દોટ

"અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયક ભાવ રે;
સંયમશ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ રે."—**શ્રીયશોવિજયજી**

'જ્ઞાની પુરુષોને સમયે સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન થતા જાય છે, એમ સર્વજ્ઞે કહ્યું છે તે સત્ય છે. તે સંયમ, વિચારની તીક્ષ્ણ પરિણતિથી તથા બ્રહ્મરસપ્રત્યે સ્થિરપણાથી ઉત્પન્ન થાય છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર.**

અપૂર્વ વીતરાગતાને પામેલા **શ્રીમદ્** પૂર્ણ વીતરાગતા પ્રત્યે પૂર્ણ વેગે પ્રયાણ કરી રહ્યા હતા, તેનું અંતરંગ કારણ તેમનો અપૂર્વ આત્મસંયમ અને શુદ્ધ આત્મચરિત્ર પ્રત્યેનો અપૂર્વ સંવેગરંગ હતો. આગલા પ્રકરણમાં કહ્યું હતું તેમ જેનો આત્મા આત્મભાવે વર્ત્તતો હતો, એવા **શ્રીમદ્**નો આ આત્મભાવ સમયે સમયે અનંતગુણવિશિષ્ટ વધતો જતો હતો, તે તેમના સમયે સમયે અનંતગુણવિશિષ્ટ વધતા જતા અપૂર્વ આત્મસંયમને લઈને વધતો જતો હતો—ક્ષાયિક ચારિત્ર પ્રત્યે લઈ જતી અપૂર્વ આત્મસંયમશ્રેણીને લઈને વધતો જતો હતો. પરમ આત્મપુરુષાર્થી **શ્રીમદ્**ના આ અપૂર્વ આત્મસંયમ ને શુદ્ધ આત્મચારિત્ર ભણી દોટનું આ પ્રકરણમાં આલેખન કરશું.

આ અપૂર્વ આત્મશ્રેણીએ ચઢતાં ક્ષાયકભાવની જેને લગની લાગી છે એવા **શ્રીમદ્**, **મહાવીર**ની તે દશાનું વર્ણન કરતું આ પદ ટાંકી **સૌભાગ્ય**પરના પત્રમાં (અં.૩૦૯) લખે છે—'અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયકભાવ રે; સંયમશ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ રે.—(આત્માની અભેદ ચિંતનારૂપ) સંયમના એક પછી એક ક્રમને અનુભવીને ક્ષાયકભાવ(જડપરિણતિયો ત્યાગ)ને પામેલો એવો જે સિદ્ધાર્થનો પુત્ર તેના નિર્મળ ચરણકમળને સંયમશ્રેણીરૂપ ફૂલથી પૂજું છું. ઉપરનાં વચનો અતિશય ગંભીર છે. લિ. **યથાર્થબોધસ્વરૂપના યથા.**' પોતાની વર્ત્તી રહેલી આત્મસંયમમય આત્મદશાનું માર્મિક સૂચન કરતું આ અતિશય ગંભીર ઊંડા આશયવાળું વચન અત્ર ટાંકી, **શ્રીમદ્** પોતે જેના અનુગામી-અનુયાયી છે તે પોતાના પરમ આરાધ્ય આદર્શરૂપ **મહાવીર**ની આત્મદશાનું સ્મરણ કરે છે, ને તે સિદ્ધાર્થના પુત્રના ચરણકમળને પોતાની તેવી વધતી જતી આત્મસંયમદશારૂપ સંયમશ્રેણીના ફૂલથી પૂજે છે,—આત્માની અભેદ ચિંતનારૂપ સંયમશ્રેણીના ભાવપુષ્પ ચઢાવી પરમ ભાવપૂજાથી પૂજે છે. અત્રે જેવો અર્થ-આત્મપદાર્થ છે તેવો 'યથાર્થ' બોધ ઉપજવા પ્રમાણે જેનું '**યથાર્થ બોધસ્વરૂપ**' થયુ છે એવા **શ્રીમદે** આ વચન ટાંકી પોતાની તથારૂપ સંયમશ્રેણીમય આત્મદશાનું માર્મિક સૂચન કરી દીધું છે. અને પત્રાંક ૩૦૯-૩૧૦-૩૧૧ માં પણ પોતાની આ સંયમશ્રેણીમય આત્મદશાનું માર્મિક સૂચન કરતું આ જ વચન ટાંકી પત્રાંક ૩૧૨ માં તો સ્પષ્ટ મથાળું

લખ્યુ છે—'**ક્ષાયિક ચારિત્રને સંભારીએ છીએ**',—જડપરિણતિનો ત્યાગ જ્યાં કરાય છે એવી ક્ષાયિક ચારિત્રદશાનું શ્રીમદ્ સ્મરણ કરી રહ્યા છે, તેમ જ પત્રાંક ૩૧૫ માં પણ સ્પષ્ટ કથે છે—'આત્મસંયમને સંભારીએ છીએ, યથારૂપ વીતરાગતાની પૂર્ણતા ઇચ્છીએ છીએ.'

આ વીતરાગતાની પૂર્ણતાની જ ઇચ્છા–કામના સિવાય જેને બીજી કોઈ ઇચ્છા–કામના નથી એવા **પૂર્ણકામ શ્રીમદ્ સુભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૬૦) 'જ્યાં પૂર્ણકામતા છે ત્યાં સર્વજ્ઞતા છે,' એ મથાળું મૂકી લખે છે—'જેને બોધબીજની ઉત્પત્તિ હોય છે તેને સ્વરૂપસુખથી પરિતૃપ્તપણું વર્તે છે અને વિષય પ્રત્યે અપ્રયત્નદશા વર્તે છે. જો જીવને પરિતૃપ્તપણું વર્ત્યા કરતું ન હોય, તો અખંડ એવો આત્મબોધ તેને સમજવો નહીં.' આનું સ્પષ્ટીકરણ કરતાં બીજાં પત્રમાં **શ્રીમદ્ સુભાગ્યને** લખે છે—'અત્રે આત્મતા હોવાથી સમાધિ છે. અમે પૂર્ણકામપણા વિષે લખ્યુ હતું તે એવા આશયથી લેખ્યુ છે કે જે પ્રમાણે જ્ઞાનનું પ્રકાશવું થયુ છે, તે પ્રમાણે શબ્દાદિ વ્યાવહારિક પદાર્થને વિષેથી નિસ્પૃહપણું વર્તે છે; આત્મસુખે કરી પરિતૃપ્તપણું વર્તે છે, અન્ય સુખની જે ઇચ્છા નહીં થવી, તે પૂર્ણજ્ઞાનનું લક્ષણ છે, આ પરથી પૂર્ણકામ **શ્રીમદ્**નું ચિત્ત કેવું નિર્વિષય છે તે સમજાય છે, અને એ જ **શ્રીમદ્**નો ઇંદ્રિયસંયમ છે. જેને યથાર્થ બોધ ઉપજ્યો છે એવા **યથાર્થબોધસ્વરૂપ મૂર્ત્તિમાન્ બોધપુરુષ શ્રીમદ્** એ સ્વરૂપમા જ× નિત્ય રત છે, એમા જ નિત્ય તુષ્ટ છે, એમાં જ નિત્ય પરિતૃપ્ત છે, અને એ સ્વરૂપસુખમાં જ નિત્ય નિમગ્ન છે, એને અન્ય ઇંદ્રિયજન્ય પૌદ્ગલિક સુખની કામના ક્યાથી હોય? 'સકલ સંસારી ઇંદ્રિયરામી. મુનિ ગુણ આતમરામી રે; મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિષ્કામી રે,'—સકલ સંસારી ઇંદ્રિયરામી હોય છે, પણ મુનિગુણ આત્મારામી હોય છે, મુખ્યપણે–કથનમાત્ર નહિં પણ પરમાર્થસત્પણે જે આત્મરામી છે તે જ નિષ્કામી છે.

**શ્રીમદ્** ભાવથી આવા મુખ્યપણે **આત્મારામી** નિષ્કામી મહામુનિ છે, જેના સર્વ કામ પૂર્ણવિરામ પામ્યા છે એવા પૂર્ણકામ–નિષ્કામ પરમ ભાવવિરતિ **ભાવસાધુ** છે. આવા આત્મારામી **શ્રીમદ્**નો વિષયવિરાગજન્ય ઇન્દ્રિયસંયમ અનન્ય છે, અને જેના રોમમાં પણ રાગદ્વેષાદિજન્ય હિંસાનો ઉદ્ભવ જ નથી અને જેના પ્રદેશે પ્રદેશે અનંત કરુણા જ ભરી છે એવા **પરમકૃપાળુ ભાવદયાસાગર પરમ અહિંસક શ્રીમદ્**નો પ્રાણસંયમ તો અનન્ય હોય એમાં પૂછવું જ શું? આવા પરમ સંયમી પરમ વિરાગી આત્મારામી આત્માનંદી **શ્રીમદ્** પત્રાંક ૬૦૩માં લખે છે—'જ્ઞાનીપુરુષને જે સુખ વર્તે છે, તે નિજસ્વભાવમાં સ્થિતિનું વર્તે છે બાહ્ય પદાર્થમાં તેને સુખબુદ્ધિ નથી, માટે તે તે પદાર્થથી જ્ઞાનીને સુખદુઃખાદિનું વિશેષપણું કે ઓછાપણું કહી શકાતું નથી. × × વાયુફેર હોવાથી વડાખુનું બીજી તરફ ખેંચાવું

---

× "एदम्हि रदो णिच्चं संतुट्ठो होहि णिच्चमेदम्हि ।
एदेण होहि तित्तो होहदि तुह उत्तमं सोक्खं ॥"—સમયસાર ગા. ૨૦૬

ાર્ય છે, તથાપિ વહાણ ચલાવનાર જેમ પહોંચવાયોગ્ય માર્ગ ભણી તે વહાણને રાખ-
ાના પ્રયત્નમાં જ વર્તે છે, તેમ જ્ઞાનીપુરુષ મન, વચનાદિ યોગને નિજભાવમાં સ્થિતિ
રવા ભણી જ પ્રવર્તાવે છે; તથાપિ ઉદયવાયુયોગે યત્કિંચિત્ દશાફેર થાય છે, તોપણ
રિણામ, પ્રયત્ન સ્વધર્મને વિષે છે.' યથાર્થ પદાર્થબોધ જેને થયો છે એવા **બોધમૂર્ત્તિ**
**શ્રીમદ્**ને બાહ્ય પદાર્થમાં સ્વપ્નાંતરે પણ સમયમાત્ર પણ પરમાણુમાત્ર પણ સુખબુદ્ધિ
છે જ નહિં, નિજસ્વભાવમાં જ સ્થિતિનું પરમ સુખ એમને વર્તે છે, એટલે આ પરમ
સંયમી પુરુષ પોતાના મન–વચન–કાયાના યોગ પણ તે નિજભાવમાં સ્થિતિ કરવામાં
જ પ્રવર્ત્તાવે છે,—આવો મન–વચન–કાયાનો અદ્ભુત સંયમ **શ્રીમદ્**ને વર્તે છે. આમ
માત્ર એક બાહ્ય વેષ સિવાય સર્વ અર્થમાં **શ્રીમદ્ દ્રવ્યથી અને ભાવથી અપૂર્વ**
**આત્મસંયમમાં પ્રવર્ત્યા જ છે.**

આ અપૂર્વ આત્મસંયમ અંગે **શ્રીમદે** એમના સંયમમય આત્મજીવનની જીવન-
ઘટના કેવી ઘડી હતી, **અધ્યાત્મ જીવનચર્યા** કેવી યોજી હતી, તેનું દર્શન આપણને
**શ્રીમદ્**ના હૃદયદર્પણ સમી તેમની **હાથનોંધ** (આભ્યંતર પરિણામ અવલોકન)માં પ્રાપ્ત
થાય છે. તે પ્રત્યે થોડા દૃષ્ટિપાત કરીએ : તેમાં પ્રથમ મન–વચન–કાયાના યોગનું સંયમન
કરવા **શ્રીમદ્** શી રીતે પ્રવર્ત્યા હતા તે જોઈએ. હાથનોંધ ૧ અં. ૬—' કાયાનું નિયમિત-
પણું. વચનનું સ્યાદ્વાદપણું. મનનું ઔદાસીન્યપણું. આત્માનું મુક્તપણું. આ છેલ્લી સમજણ.'
અર્થાત્ આહાર–વિહાર–નીહારની નિયમિત પ્રવૃત્તિ રાખવી અથવા વૃક્ષદશા રાખવી એમ
કાયાનું નિયમિતપણું રાખવું; એકાંતિક નહિં એવું સાપેક્ષ શૈલીવાળું સ્યાદ્વાદવચન
બોલવું એમ વચનનું સ્યાદ્વાદપણું રાખવું. મનનું સર્વભાવથી ઉદાસીનપણું—અન્યભાવ
સ્પર્શે નહિં એવું ઉચ્ચ અસ્પર્શ્ય અસંગપણું રાખવું એમ મનનું ઔદાસીન્યપણું
રાખવું; આ મન–વચન–કાયાના યોગથી આત્માનું મુક્તપણું–છૂટાપણું રાખવું છેલ્લામાં
છેલ્લું આ જ ને આટલું જ કરવાનું છે, આ જ છેલ્લી પ્રક્રિયા છે, માટે આ છેલ્લી
(final) છેવટની સમજણ છે. (મનઃસુખરામ સૂર્યરામ પરના પત્રમાં પણ **શ્રીમદે** આ
જ વસ્તુ લખી છે જુઓ અં. ૧૨૬). તેમજ હાથનોંધ ૧–૬૫માં લખ્યુ છે—' આહા
રનો જય, આસનનો જય, નિદ્રાનો જય, વાક્સંયમ, જિનોપદિષ્ટ આત્મધ્યાન.' ઇ.,
અને હાથનોધ ૨–૬૫મા લખ્યું છે—' આત્મપરિણામની વિશેષ સ્થિરતા થવા વાણી
અને કાયાનો સંયમ સઉપયોગપણે કરવો ઘટે છે.' આ મન–વચન–કાયાનો
સંયમ કેવી રીતે કરવો એ અંગેની પોતાની સવિસ્તર **આત્મચર્યા શ્રીમદે** હાથનોધ
૧–૮મા દર્શાવી છે : 'વચનસંયમ, મનોસંયમ, કાયસંયમ' એમ પ્રત્યેક ત્રણવાર લખી
અત્ર એમ સૂચવ્યુ જણાય છે કે આ ત્રિવિધ સંયમ કૃત–કારિત–અનુમોદિત એ
ત્રિપ્રકારથી અથવા ત્રિકાળ સંબંધથી કરવાની પોતાની ધારણા છે. **શ્રીમદે** આ ત્રિવિધ
સંયમની યોજના આ પ્રકારે કરવા ધારી છે—' કાયસંયમ. ઇન્દ્રિયસંક્ષેપતા, ઇન્દ્રિય-
સંયમ, આસનસ્થિરતા. સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ. વચનસંયમ–મૌનતા, વચનસંક્ષેપ
ગઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ. વચનગુણાતિશયતા. મનોસંયમ.–મનઃસંક્ષેપતા, મનઃસ્થિરતા
આત્મચિંતનતા.'

અર્થાત્ કાયસંયમ આ પ્રકારે કરવાનું **શ્રીમદે** ધાર્યું છે—ઇન્દ્રિયસંક્ષેપતા—પંચ ઇન્દ્રિયની પ્રવૃત્તિને જેમ બને તેમ સંક્ષેપવી—ટૂંકાવવી, ઇન્દ્રિયસ્થિરતા—પંચ ઇન્દ્રિયને વિષયમાં પ્રવૃત્તિ ન કરવા દેતાં પ્રત્યાહાર કરી—પાછી ખેંચી આત્મામાં સ્થિર રાખવી, આસનસ્થિરતા—સ્થિર અડોલ આસનનો અભ્યાસ કરવો, સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ—કાયાની કંઈ પણ પ્રવૃત્તિ કરવી પડે તે આત્માનો ઉપયોગ ન ચૂકાય એમ 'સઉપયોગ' યથાસૂત્ર—જેવા પ્રકારે સૂત્રમાં કહ્યું છે તેવા પ્રકારે આત્માનું અખંડ સૂત્ર જાળવીને પ્રવૃત્તિ કરવી. (૨) વચનસંયમ આ પ્રકારે કરવા ધાર્યો છે—મૌનતા—જેમ બને તેમ મૌન—મૌનપણું ધારણ કરવું, વચનસંક્ષેપ—ન ચાલે તો વચન જેમ બને તેમ સંક્ષેપમાં થાય તેમ બોલવું, સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ—જે કાંઈ વચન પ્રવૃત્તિ કરવાનું થાય તે આત્માનો ઉપયોગ ન ચૂકાય એમ યથાસૂત્ર—જેમ સૂત્રમાં કહ્યું છે તેમ યથાર્થ ભાષાસમિતિ સાચવીને—આત્માનું અખંડ સૂત્ર જાળવીને કરવી. વચનગુણાતિશયતા—અને એમ કરતાં જે વચન નિકળે તેની ગંભીરાર્થતાને લઈ વચન ગુણની અતિશયતા—અસાધારણતા હોય, અન્ય વચન કરતાં અતિશાયિપણું—ચઢિયાતાપણું હોય. (૩) મનસંયમ આ પ્રકારે કરવા ધાર્યો છે—મનઃસંક્ષેપતા—જેમ બને તેમ મનોયોગની સંક્ષેપતા—સંક્ષેપપણું—ટૂંકાપણું કરવું, મનઃસ્થિરતા—મનને યત્ર તત્ર ભ્રમણ ન કરવા દેતાં સ્થિર ધારવું, આત્મચિંતનતા—અને તે મનને આત્મચિંતનમાં જોડી દેવું. આમ મન—વચન—કાયાનો સંયમ સિદ્ધ કરવાની **શ્રીમદ્**ની જીવનચર્યા છે.

આ સંયમસાધનમાં નિમિત્ત કારણરૂપ સેવવા યોગ્ય દ્રવ્ય—ક્ષેત્ર -કાળ ભાવ અંગેની વિચારણા આ જ નોંધમાં **શ્રીમદ્** નોંધે છે—'દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ. સંયમ—કારણનિમિત્તરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ. દ્રવ્ય—સંયમિત દેહ. ક્ષેત્ર—નિવૃત્તિવાળાં ક્ષેત્રે સ્થિતિ—વિહાર. કાળ—યથાસૂત્ર કાળ. ભાવ—યથાસૂત્ર નિવૃત્તિસાધનવિચાર.' અને ભાવસંયમરૂપ આત્મસાધનના અંગભૂત ભાવથી દ્રવ્ય—ક્ષેત્ર—કાળ—ભાવ સંબંધી વિચારણા કરતા **શ્રીમદ્** નિર્ધારણા કરે છે—'એકાંત દ્રવ્ય, એકાત ક્ષેત્ર, એકાત કાળ અને એકાંત ભાવરૂપ સંયમ આરાધ્યા વિના ચિત્તની શાંતિ નહીં થાય એમ લાગે છે, એવો નિશ્ચય રહે છે.' (હાથનોંધ ૧—૪૦). ભાવથી આ એકાંત દ્રવ્ય—ક્ષેત્ર—કાળ—ભાવ શું ? એ અંગે સ્પષ્ટતા (હાથનોંધ ૧—૭) કરે છે—'**આત્મસાધન.** દ્રવ્ય—હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું. ક્ષેત્ર—અસંખ્યાત નિજઅવગાહના પ્રમાણ છું. કાળ—અજર, અમર, શાશ્વત છું. સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું. ભાવ—શુદ્ધ ચૈતન્યમાત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છું.' આવો એકાંત દ્રવ્ય એકાંત ક્ષેત્ર એકાંત કાળ અને એકાત ભાવરૂપ પરમ ભાવસંયમ **શ્રીમદે** જીવનમાં સિદ્ધ કરી દેખાડ્યો હતો, એટલે જ એમને સમયે સમયે અનંતા સંયમ પરિણામ વર્ધમાન થયા કરતા હતા. આ અંગે આ હાથનોંધમાં (૧—૨૪) **શ્રીમદ્** પોતાનું અનુભવસિદ્ધ વચન લખે છે—'**જ્ઞાનીપુરુષોને સમયે સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન થાય છે, એમ સર્વજ્ઞે કહ્યું છે તે સત્ય છે. તે સંયમ, વિચારની તીક્ષ્ણ પરિણતિથી તથા બ્રહ્મરસપ્રત્યે સ્થિરપણાથી ઉત્પન્ન થાય છે.**' આમ **શ્રીમદ્**ના અનુભવની આરસી સમી આ હાથનોંધ (Private

diary) પરથી **પરમસંયમી શ્રીમદ્‌ની દ્રવ્યસંયમ-ભાવસંયમમય જીવનચર્યા** સ્વયં જણાઈ આવે છે.

અને આમ ગૃહવાસ મધ્યે પણ **પરમદ્રવ્ય-ભાવસંયમમય મુનિચર્યા** જેવી **શ્રીમદ્‌ની** આ જીવનચર્યા પ્રત્યે દૃષ્ટિપાત કરતાં આપણને ગૃહવાસસ્થ **મહાવીરની મુનિચર્યાની** સહજ સ્મૃતિ થાય છે. **શ્રીમદ્** ખરેખર! જીવનમાં **મહાવીરના આદર્શને અનુસર્યા હતા** અને અનુસરવા માગતા હતા, તે આ સમિતિગુપ્તિમય-**સતત આત્મોપયોગમય શ્રીમદ્‌ની મહામુનીશ્વર જેવી જીવનચર્યા** પરથી સ્વયં જણાય છે. હાથનોંધમાં (૧-૩૭) **શ્રીમદ્** લખે છે—' શ્રીમાન્ મહાવીર સ્વામી જેવાએ અપ્રસિદ્ધ પદ રાખી ગૃહવાસ વેદ્યો-ગૃહવાસથી નિવૃત્ત થયે પણ સાડા બાર વર્ષ જેવા દીર્ઘ કાળ સુધી મૌન આચર્યું. નિદ્રા તજી વિષમ પરિષહ સહ્યા એનો હેતુ શો?' તેમજ પત્રાંક (૫૧૬) માં લખે છે— 'જે વર્ધમાનસ્વામી ગૃહવાસમાં છતાં અભોગી જેવા હતા, અવ્યવસાયી જેવા હતા, નિસ્પૃહ હતા, અને સહજ સ્વભાવે મુનિ જેવા હતા, આત્માકાર પરિણામી હતા, તે વર્ધમાનસ્વામી પણ સર્વ વ્યવસાયમાં અસારપણું જાણીને, નીરસ જાણીને દૂર પ્રવર્ત્યા; તે વ્યવસાય, બીજા જીવે કરી કયા પ્રકારથી સમાધિ રાખવી વિચારી છે, તે વિચારવા યોગ્ય છે.' **શ્રીમદ્ રાજચંદ્ર** ગ્રંથમાં વારવાર આવતા આ ઉલ્લેખો સ્પષ્ટ સૂચવે છે કે **શ્રીમદ્** પોતાની જીવનચર્યામાં **મહાવીરના** મહાન્ આદર્શને અનુસર્યા હતા, અને ગૃહવાસમાં છતાં પોતે તેવા જ અભોગી જેવા, અવ્યવસાયી જેવા, નિસ્પૃહ સહજ સ્વભાવે મુનિ જેવા આત્માકાર પરિણામી હતા છતાં, અગ્નિ જેવો આ અસાર નીરસ વ્યવસાય ત્યજવાની માળા જપતા બાહ્યથી પણ મુનિચર્યા ગ્રહણ કરવાને તલસતા હતા.

આવા વર્ધમાનસ્વામીના ઉત્તમ આદર્શને અનુસરનારા સર્વ અર્થમાં **પરમ-સંયમી શ્રીમદ્‌ની** પરમ **અદ્‌ભુત આત્મચારિત્રદશા** સમયે સમયે અનંતગુણ-વિશિષ્ટ વર્ધમાન થતી જતી હોય એમાં આશ્ચર્ય શું? **'જેમ જેમ સંયમ વર્ધમાન થાય છે. તેમ તેમ દ્રવ્યાનુયોગ યથાર્થ પરિણમે છે. ×× દ્રવ્યાનુયોગનું ફળ સર્વ ભાવથી વિરામ પામવારૂપ સંયમ છે,'**—એમ ધારશીભાઈ પરના પત્રમાં (અં. ૮૬૬) **શ્રીમદે** આત્માનુભવસિદ્ધપણે સ્વયં લખ્યું છે તેમ, **શ્રીમદ્‌નો** આત્મસંયમ સમયે સમયે અનંતગણો વધતો જતો હતો, દ્રવ્યાનુયોગ યથાર્થ પરિણમ્યો હતો,— દ્રવ્યને અનુસરનારૂં એમનું ચરણ-ચારિત્ર 'द्रव्यानुसारि चरणं' થયું હતું, આત્માથી અન્ય સર્વ ભાવ પ્રત્યે એમને વિગતારતિરૂપ વિરતિ હોવાથી એમનો આત્મા સર્વ ભાવથી વિરામ પામી પૂર્ણ ભાવવિરતિ થયો જ હતો, એટલે જ **શ્રીમદ્** **ज्ञानस्य फलं विरतिः**-દ્રવ્યાનુયોગનું વિરતિ ફળ પામ્યા. જ હતા; કારણ કે

* " जह णाम कोवि पुरिसो परदव्वमिणंति जाणिदुं चयदि ।
तह सव्वे परभावे णाऊण विमुंचदे णाणी ॥ "—**સમયસાર ગા. ૩૫**
આના અદ્‌ભુત પરમાર્થ માટે જુઓ અમૃતચંદ્રાચાર્યની અદ્‌ભુત 'આત્મખ્યાતિ' ટીકા.

રહે છે' (અં. ૬૦૬) એવા શ્રીમદ્‌ની જગત્‌માં સર્વત્ર સમતા કેવી અદ્‌ભુત હતી તે તેમનો આ **અમૃતપત્ર** જ (અં. ૪૬૯) દર્શાવે છે—

'જેવી દૃષ્ટિ આ આત્મા પ્રત્યે છે, તેવી દૃષ્ટિ જગતના સર્વ આત્માને વિષે છે. જેવો સ્નેહ આ આત્મા પ્રત્યે છે તેવો સ્નેહ સર્વ આત્મા પ્રત્યે વર્તે છે. જેવી આ આત્માની સહજાનંદ સ્થિતિ ઇચ્છીએ છીએ, તેવી જ સર્વ આત્મા માટે ઇચ્છીએ છીએ. જેવો આ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ, તેવો જ સર્વ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ. જેવો સર્વ દેહ પ્રત્યે વર્તવાનો પ્રકાર રાખીએ છીએ, તેવો જ આ દેહ પ્રત્યે પ્રકાર વર્તે છે. આ દેહમાં વિશેષ બુદ્ધિ અને બીજા દેહ પ્રત્યે વિષમ બુદ્ધિ ઘણું કરીને ક્યારેય થઈ શકતી નથી. × × કોઈ પ્રત્યે કંઈ વિશેષ કરવું નહીં, કે ન્યૂન કરવું નહીં; અને કરવું તો એકધારાનું વર્તન સર્વ જગત્ પ્રત્યે કરવું. એવું જ્ઞાન આત્માને ઘણા કાળ થયાં દૃઢ છે; નિશ્ચયસ્વરૂપ છે. × × સૌથી અભિન્ન ભાવના છે; જેટલી યોગ્યતા જેની વર્તે છે, તે પ્રત્યે તેટલી અભિન્નભાવની સ્ફૂર્તિ થાય છે; ક્વચિત્ કરુણાબુદ્ધિથી વિશેષ સ્ફૂર્તિ થાય છે; પણ વિષમપણાથી કે વિષય, પરિગ્રહાદિ કારણપ્રત્યયથી તે પ્રત્યે વર્તવાનો કંઈ આત્મામાં સંકલ્પ જણાતો નથી. અવિકલ્પરૂપ સ્થિતિ છે. વિશેષ શું કહીએ? અમારું કંઈ અમારું નથી, કે બીજાનું નથી કે બીજું નથી; જેમ છે તેમ છે. જેમ સ્થિતિ આત્માની છે, તેવી સ્થિતિ છે. સર્વ પ્રકારની વર્તના નિષ્કપટપણાથી ઉદયની છે; સમવિષમતા નથી. સહજાનંદ સ્થિતિ છે. જ્યાં તેમ હોય ત્યાં અન્ય પદાર્થમાં આસક્તબુદ્ધિ ઘટે નહીં, હોય નહીં.'

આવી आत्मवत् सर्वभूतेषु એવી શ્રીમદ્‌ના આત્મજીવનમાં વણાઈ ગયેલી સર્વત્ર સમતા કેવી અદ્‌ભુત હતી! આત્મજીવનમાં ઓતપ્રોત થયેલી સામાયિક ચારિત્રદશા કેવી અલૌકિક હતી! 'પરમ વીતરાગોએ આત્મસ્થ કરેલું, યથાખ્યાત ચારિત્રથી પ્રગટેલું એવું પરમ અસંગપણું નિરંતર વ્યક્તાવ્યક્તપણે સંભારું છું'—(અં. ૮૯૬) એ શ્રીમદ્‌ના દિવ્ય આત્માના ધન્ય ઉદ્‌ગારોથી સૂચિત થતી એમની યથાખ્યાત (ક્ષાયિક) ચારિત્ર પ્રત્યેની દોટ કેવી અપૂર્વ હતી! 'અનંત અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તે જ છે' (અં. ૯૦૧) એ વચન જેણે અનુભવસિદ્ધ કર્યું હતું એવા સ્વરૂપસ્થ શ્રીમદ્‌ની स्वरूपे संयमनं—સ્વરૂપમાં સંયમનરૂપ સંયમદશા કેવી અનુપમ હતી! શ્રીમદ્‌ની આ આત્મસંયમદશા—આત્મચારિત્રદશા સમયે સમયે અનંતગુણવિશિષ્ટ બનતી જતી હતી. 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે' એ આત્મભાવના નિરંતર ભાવતા પરમ ભાવિતાત્મા શ્રીમદ્ શુદ્ધતા વિચારતા હતા, શુદ્ધતા ધ્યાવતા હતા, શુદ્ધતામાં કેલિ–રમણતા કરતા હતા, શુદ્ધતામાં સ્થિર રહેતા હતા,—એવા એમના સ્વરૂપસ્થ આત્માને અમૃતધારા વરસતી હતી. 'શુદ્ધતા વિચારે ધ્યાવે, શુદ્ધતામેં કેલિ કરે; શુદ્ધતામાં સ્થિર હ્વૈ, અમૃતધારા વરસે.' 'સહજસ્વરૂપે જીવની સ્થિતિ થવી તેને શ્રી વીતરાગ મોક્ષ કહે છે' (અં. ૬૦૯) એવી જીવન્મુક્તદશા શ્રીમદ્ અનુભવતા હતા. 'આત્મા અત્યંત સહજ સ્વસ્થતા પામે એ જ સર્વજ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે કહ્યો છે'—(અં. ૫૯૩) એવો સહજ સ્વસ્થતારૂપ (સ્વમાં સ્થિતિરૂપ) જ્ઞાનનો સાર શ્રીમદ્ પામી ગયા હતા. 'આત્માપણે કેવળ ઉજાગર અવસ્થા વર્તે, અર્થાત્

આત્મા પોતાના સ્વરૂપને વિષે કેવળ જાગ્રત હોય ત્યારે તેને કેવળજ્ઞાન વર્તે છે એમ કહેવું યોગ્ય છે, એવો શ્રી તીર્થંકરનો આશય છે' (અં. ૪૩૧)—એવી કેવળ દશા ભણી દોટ મૂકી રહેલી ઉજાગર અવસ્થા **શ્રીમદ્**ને વર્તતી હતી. 'સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે' (અં. ૭૬૭)—એ નિર્ગ્રંથના પરમ ધર્મને **શ્રીમદ્** 'કાયાની વિસારી માયા' અનુસરતા હતા. 'જેમ છે તેમ સમજવાથી ઉપયોગ સ્વરૂપમાં શમાયો અને આત્મા સ્વભાવમય થઈ રહ્યો'—એવી સ્વરૂપ સમજી ઉપયોગની સ્વરૂપમાં શમાવારૂપ ધન્ય દશા **શ્રીમદ્** અનુભવતા હતા. અને આમ **'ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વ્રત, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તપ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ નિયમ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ લબ્ધિ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્ય, એ જેમાં સહેજે શમાય છે એવા નિરપેક્ષ અવિષમ ઉપયોગને'** (અં. ૭૩૫) **પામેલા શ્રીમદ્** ઉત્તરોત્તર બળવત્તર બનતી જતી **શુદ્ધોપયોગમય શુદ્ધ આત્મચારિત્ર દશા**ની અપૂર્વ સંયમશ્રેણીએ ચઢતા હતા. સર્વ સંતોને નમસ્કાર કરવા યોગ્ય કેવી અદ્ભુત ચારિત્રદશા !



## પ્રકરણ સડસઠમું

# 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?'

## બાહ્યાંતર નિર્ગ્રંથપણાની ગવેષણા : પરમપદપ્રાપ્તિનો મનોરથ

> 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો;
> સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને, વિચરશું કવ મહત પુરુષને પંથ જો....
>
> શ્રીમદ્ રાજચંદ્ર

અપૂર્વ આત્મસંયમ અને આત્મચારિત્રની પ્રવર્ધમાન દશા પામી રહેલા **શ્રીમદ્** 'કાયાની માયા વિસારી' ભાવનિર્ગ્રંથના પંથે તો અપૂર્વ આત્મપરાક્રમથી વિચરી જ રહ્યા હતા, છતા બાહ્યથી–દ્રવ્યથી પણ નિર્ગ્રંથ થવાની તેમની ગવેષણા પ્રથમથી જ હતી, અને વચ્ચે પ્રારબ્ધનો 'કારમો ઉદય' ન આવ્યો હોત–અંતરાયભૂત ન થયો હોત, તો **શ્રીમદ્** તે પંથે ક્યારનાયે વિચરી ચૂક્યા હોત; પણ આ પ્રારબ્ધોદય કાંઈક શાંત પડતાં ૧૯૫૦ થી છવ્વીશમા–સત્તાવીશમા વર્ષથી તો **શ્રીમદ્**ની આ બાહ્યાભ્યંતર નિર્ગ્રંથ થવાની ગવેષણા ઓર જોરશોરથી વધતી ગઈ, અને **શ્રીમદ્** 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?–એનો જાપ જપવા લાગ્યા. **શ્રીમદ્**ના આ બાહ્યાભ્યંતર નિર્ગ્રંથ થવાના અપૂર્વ અવસરની ગવેષણાનું અને પરમપદપ્રાપ્તિના પરમ ભવ્ય મનોરથનું આ પ્રકરણમાં આલેખન કરશું.

દ્રવ્યાનુયોગથી જે સ્વ–પર વસ્તુનો ભેદ જાણે છે, ભેદવિજ્ઞાન પામે છે, તે પરવસ્તુનો પરિત્યાગ કરી શુદ્ધ આત્મચારિત્રદશા પામે જ છે. પરમાર્થસખા **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૯૨) **શ્રીમદ્** લખે છે— 'જે પુરુષોએ વસ્ત્ર જેમ શરીરથી જુદું છે, એમ આત્માથી શરીર જુદું છે એમ દીઠું છે, તે પુરુષો ધન્ય છે. બીજાની વસ્તુ પોતાથી ગ્રહણ થઈ હોય, તે જ્યારે એમ જણાય કે બીજાની છે, ત્યારે તે આપી દેવાનું જ કાર્ય મહાત્મા પુરુષો કરે છે. ×× વિરલા જીવો સમ્યગ્દૃષ્ટિપણું પામે એવી કાળસ્થિતિ થઈ ગઈ છે; જ્યાં સહજસિદ્ધ આત્મચારિત્રદશા વર્તે છે એવું કેવળજ્ઞાન પામવું કઠણ છે, એમાં સંશય નથી. ×× વનને વિષે અથવા એકાંતને વિષે સહજસ્વરૂપને અનુભવતો એવો આત્મા નિર્વિષય કેવળ પ્રવર્તે એમ કરવામાં સર્વ ઇચ્છા રોકાણી છે.' આમ આત્મચારિત્રદશાના અનન્ય આત્મપુરુષાર્થમાં પ્રવર્ત્તમાન **શ્રીમદ્‌ને** પ્રવર્ધમાન ભાવસંયમ તો પૂરેપૂરો છે જ, એટલું જ નહિ પણ દ્રવ્યસંયમ પણ પૂરેપૂરો છે જ, અને બાહ્ય ત્યાગરૂપ સંયમ પણ પૂરેપૂરો ઇચ્છે છે જ.

એટલે જ આ પરમાર્થસંયમ અને વ્યવહારસંયમ બન્નેની પૂરેપૂરી ઉપયોગિતા–ઉપકારિતા મુક્તકંઠે સ્વીકારી **શ્રીમદે** તેમજ કરવા ધાર્યું છે: લલ્લુજી મુનિ પરના પત્રમા (અં. ૬૫૩) **શ્રીમદ્** લખે છે—'આત્મહેતુભૂત એવા સંગ વિના સર્વ સંગ મુમુક્ષુ જીવે સંક્ષેપ કરવા ઘટે છે. કેમકે તે વિના પરમાર્થ આવિર્ભૂત થવો કઠણ છે, અને તે કારણે આ વ્યવહાર, દ્રવ્યસંયમરૂપ સાધુત્વ શ્રી જિને ઉપદેશ્યું છે. સહજાત્મસ્વરૂપ.' **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૬૬૪) લખે છે—'સ્વસ્વરૂપને વિષે સ્થિતિ તેને પરમાર્થસંયમ કહ્યો છે. તે સંયમને કારણભૂત એવાં અન્ય નિમિત્તોના ગ્રહણને વ્યવહારસંયમ કહ્યો છે. કોઇ જ્ઞાનીપુરુષોએ તે સંયમનો પણ નિષેધ કર્યો નથી. પરમાર્થની ઉપેક્ષા(લક્ષ વગર)એ જે વ્યવહારસંયમમાં જ પરમાર્થસંયમની માન્યતા રાખે તેના વ્યવહારસંયમનો, તેનો અભિનિવેશ ટાળવા, નિષેધ કર્યો છે. પણ વ્યવહારસંયમમાં કંઇ પણ પરમાર્થસંયમની નિમિત્તતા નથી, એમ જ્ઞાનીપુરુષોએ કહ્યું નથી. પરમાર્થના કારણભૂત એવા વ્યવહારસંયમને પણ પરમાર્થસંયમ કહ્યો છે.' 'જ્ઞાનીના સર્વ વ્યવહાર પરમાર્થમૂળ હોય છે, તોપણ જે દિવસે ઉદય પણ આત્માકાર વર્તશે તે દિવસને ધન્ય છે' (અં. ૬૭૦). **શ્રીમદ્** એ જ ઝંખે છે, એટલે જ **શ્રીમદ્‌ને** નિરંતર તે જ દ્રવ્ય–ભાવસંયમની કેવી અનંતગુણવિશિષ્ટ તમન્ના છે તે લલ્લુજી મુનિ પરના પત્રમાં જણાવી છે—'પરમ ઉત્કૃષ્ટ સંયમ જેના લક્ષમાં નિરંતર વર્ત્યા કરે તે સત્પુરુષોના સમાગમનું ધ્યાન નિરંતર છે. **પ્રતિબંધિત વ્યવહારની શ્રી દેવકીર્ણજીની જિજ્ઞાસાથી અનંતગુણવિશિષ્ટ જિજ્ઞાસા** વર્તે છે. બળવાન, અને વેદ્યા વિના અટળ ઉદય હોવાથી અંતરંગ ખેદ સમતા સહિત વેદીએ છીએ. દીર્ઘપણાને ઘણા અલ્પપણામાં લાવવાના ધ્યાનમાં વર્તાય છે.' અને એટલે જ **શ્રીમદ્** પરમ ભાવોલ્લાસથી સત્પુરુષોના અગાધ ગંભીર સંયમને અને સંયમને પોતાને પરમ ભાવપૂર્ણ નમસ્કાર કરે છે—'સત્પુરુષોના અગાધ ગંભીર સંયમને નમસ્કાર. અવિષમ પરિણામથી જેમણે કાળકૂટ વિષ પીધું એવા શ્રી ઋષભાદિ

પરમ પુરુષોને નમસ્કાર. પરિણામમાં તો જે અમૃત જ છે, પણ પ્રથમ દશાએ કાળકૂટ વિષની પેઠે મુંઝવે છે, એવા શ્રી સંયમને નમસ્કાર. તે જ્ઞાનને, તે દર્શનને અને તે ચારિત્રને વારંવાર નમસ્કાર.' (અં. ૮૦૮). તેમજ **મનસુખભાઈ કિરતચંદ** પરના પત્રમાં (અં. ૯૩૪) પણ તેવો જ ભાવનમસ્કાર કર્યો છે—'પરમ પુરુષને અભિમત એવા અભ્યંતર અને બાહ્ય બંને સંયમને ઉલ્લાસિત ભક્તિએ નમસ્કાર.' ઇત્યાદિ.

આવા દ્રવ્ય-ભાવસંયમની અનન્ય તમન્ના ધારતા, સર્વ અર્થમાં પરમસંયમી **શ્રીમદ્‌ની આત્મચારિત્રદશા** પરમ અદ્ભુત હોય એમાં પૂછવું જ શું? '**ધાર તરવારની સોહલી દોહલી, ચૌદમા જિન તણી ચરણ સેવા; ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા**'—એવી આ ચારિત્રદશા કેવી વિકટ છે? શ્રદ્ધા અને જ્ઞાન પ્રાપ્ત થયા હોય પણ જો આ સંયમદશા—ચારિત્રદશા ન આવી તો તે વંધ્ય તરુ સમાન છે—'શ્રદ્ધા જ્ઞાન લહ્યાં છે તો પણ, જો નવિ જાય પમાયો (પ્રમાદ) રે; વંધ્ય તરુ ઉપમ તે પામે, સંયમ ઠાણ જો નાયો રે....ગાયો રે, ગાયો, ભલે વીર જગતગુરુ ગાયો.' (અં. ૬૬૦). 'સાચા જ્ઞાન વિના અને સાચા ચારિત્ર વિના જીવનું કલ્યાણ ન થાય એ નિઃસંદેહ છે.' (અં. ૭૮૪). 'પરમોત્કૃષ્ટ સંયમમાં સ્થિતિની તો વાત દૂર રહો, પણ તેના સ્વરૂપનો વિચાર થવો પણ વિકટ છે.' (અં. ૭૯૨). આ ચારિત્ર એટલે શું? **चारित्तं खलु धम्मा** એ **પ્રવચનસારની**× સુપ્રસિદ્ધ ૭ મી ગાથામાં કહ્યું છે તેમ—ચારિત્ર એ જ ધર્મ છે, જે ધર્મ છે તે સામ્ય છે, અને જે સામ્ય છે તે મોહ-ક્ષોભ વિનાનો આત્માનો પરિણામ છે. આ ગાથાની અપૂર્વ વ્યાખ્યા કરતાં **મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજી**એ કહ્યું છે તેમ—**स्वरूपे चरणं चारित्रं**, સ્વરૂપમાં ચરણ તે ચારિત્ર છે, અર્થાત્ સ્વસમયપ્રવૃત્તિ તે ચારિત્ર છે; તે જ વસ્તુસ્વભાવપણાથી ધર્મ છે; અર્થાત્ શુદ્ધચૈતન્યપ્રકાશન તે ધર્મ છે; અને તે જ યથાવસ્થિત આત્મગુણપણાથી સામ્ય છે; અને સામ્ય તો દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયના ઉદયથી ઉપજતા સમસ્ત મોહ-ક્ષોભના અભાવથી અત્યંતનિર્વિકાર એવો જીવનો પરિણામ છે. આમ ચારિત્ર, ધર્મ ને સામ્ય એ ત્રણે એકાર્થવાચક છે. આ ત્રણે અર્થમાં **શ્રીમદ્‌**ને ઉત્તમ ચારિત્ર વર્ત્તતું હતું. કારણ કે 'જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમજ જીવ સ્વભાવ; તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો પ્રબળ કષાય અભાવ'—એ કષાયરહિત શુદ્ધ આત્મસ્વભાવરૂપ ધર્મને **શ્રીમદ્‌** નિરંતર સાધી રહ્યા હતા, એમને **स्वरूपे चरणं चारित्रं** રૂપ શુદ્ધઆત્મચારિત્ર વર્ત્તતું હતું, કષાયઅભાવરૂપ આત્મધર્મ વર્ત્તતો હતો, સર્વ જીવ પ્રત્યે સમભાવરૂપ શુદ્ધ સામ્ય વર્ત્તતું હતું. 'સર્વને વિષે સમભાવની ઇચ્છા

---

× "चारित्तं खलु धम्मो धम्मो जो सो समोत्ति णिद्दिट्ठो ।
मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो ॥"—**પ્રવચનસાર ગા. ૭**

"स्वरूपे चरण चारित्र स्वसमयप्रवृत्तिरित्यर्थः । तदेव वस्तुस्वभावत्वाद्धर्मः । शुद्धचैतन्यप्रकाशनमित्यर्थः । तदेव च यथावस्थितात्मगुणत्वात्साम्यम् । साम्य तु दर्शनचारित्रमोहनीयोदयापादितसमस्तमोहक्षोभाभावादत्यन्तनिर्विकारो जीवस्य परिणामः ॥"

**—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત પ્રવચનસારટીકા.**

અંતરંગ નિર્ગ્રંથશ્રેણીના પ્રકરણમાં જણાવ્યું હતું તેમ બાહ્ય વ્યવહાર–વ્યવસાય મધ્યે પણ **શ્રીમદ્‌ની** અંતરંગ નિર્ગ્રંથશ્રેણી વર્તતી હતી; આ નિર્ગ્રંથશ્રેણી ઉત્તરોત્તર વધતી જતી હતી, અને ૧૯૪૭માં શુદ્ધ સમકિતની પ્રાપ્તિ પછી તો ઘણી ઘણી બળવાન બનતી જતી હતી; અને ૧૯૪૮ ના માગશર માસથી–જ્યારથી **શ્રીમદ્** અપૂર્વ આત્મસંયમમય ક્ષાયિક ચારિત્રની ગવેષણા કરી રહ્યા હતા, ત્યારથી તો તે સમયે સમયે અનંતગુણવિશિષ્ટ બળવાન્ બનતી જતી હતી. પણ એટલાથી જ **શ્રીમદ્** સંતુષ્ટ ન હતા. **શ્રીમદ્‌ને** તો બાહ્યથી પણ નિર્ગ્રંથ થવું જ હતું, અને તેના પરિપકવ કાળની તેઓ પ્રતીક્ષા સમયે સમયે કરી રહ્યા હતા,—નિરંતર તેનો જાપ જપતા હતા. તેની સાક્ષી તેમના આ વચનો જ પૂરે છે. **પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૫૬૦, ૧૯૫૧ પોષ) **શ્રીમદ્** પોતાનો અંતર્‌વિચાર દર્શાવે છે—

'જ્ઞાની પુરુષોને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહીં, પણ પ્રારબ્ધપ્રતિબંધ પણે હોય એમ છતાં પણ તેથી નિવર્ત્તવારૂપ પરિણામને પામે એમ જ્ઞાનીની રીત હોય છે; જે રીતનો આશ્રય કરતાં હાલ ત્રણ વર્ષ થયાં વિશેષ તેમ કર્યું છે અને તેમાં જરૂર આત્મદશાને ભુલાવે એવો સંભવ રહે તેવો ઉદય પણ જેટલો બન્યો તેટલો સમપરિણામે વેદ્યો છે; જો કે તે વેદવાના કાળને વિષે સર્વસંગનિવૃત્તિ કોઇ રીતે થાય તો સારૂં એમ સૂઝયાં કર્યું છે; તોપણ સર્વસંગનિવૃત્તિએ જે દશા રહેવી જોઈએ તે દશા ઉદયમાં રહે, તો અલ્પકાળમાં વિશેષ કર્મની નિવૃત્તિ થાય એમ જાણી જેટલું બન્યુ તેટલું તે પ્રકારે કર્યું છે; પણ મનમાં હવે એમ રહે છે કે આ પ્રસંગથી એટલે સકલ ગૃહવાસથી દૂર થવાય તેમ ન હોય તોપણ વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્ત, દૂર થવાય તો સારૂં, કેમકે આત્મભાવે પરિણામ પામવાને વિષે જે દશા જ્ઞાનીની જોઈએ તે દશા આ વ્યાપાર–વ્યવહારથી મુમુક્ષુજીવને દેખાતી નથી.'

તેમજ–પોતાના હૃદયરૂપ આ જ પરમાર્થસુહૃદ્‌ને બીજા પત્રમાં (અં. ૫૬૯) સ્ફટિક જેવા સ્વચ્છ હૃદયે પૂર્ણ નિખાલસ ભાવે **શ્રીમદ્** તેવો જ આત્મભાવ દર્શાવે છે—

'હવે આ ઉપાધિકાર્યથી છૂટવાની વિશેષ વિશેષ આર્ત્તિ થયા કરે છે, અને છૂટવા વિના જે કંઈ પણ કાળ જાય છે તે, આ જીવનું શિથિલપણું જ છે, એમ લાગે છે; અથવા એવો નિશ્ચય રહે છે. જનકાદિ ઉપાધિમાં રહ્યા છતાં આત્મસ્વભાવમાં વસતા હતા એવા આલંબન પ્રત્યે કયારેય બુદ્ધિ થતી નથી. શ્રી જિન જેવા જન્મત્યાગી પણ છોડીને ચાલી નીકળ્યા એવા આ ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ આ પામર જીવ કરતાં કરતાં કાળ વ્યતીત કરશે તો અશ્રેય થશે, એવો ભય જીવના ઉપયોગ પ્રત્યે પ્રવર્તે છે, કેમકે એમ જ કર્ત્તવ્ય છે.'

અર્થાત્ **શ્રીમદ્** આ વ્યવહારઉપાધિથી સર્વથા છૂટવાની અધિક અધિક તમન્ના ધરી રહ્યા છે અને છૂટવામાં જે કંઇ પણ વિલંબ–ઢીલ થાય છે તે પોતાનું જ શિથિલપણું–ઢીલાપણું માને છે, વળી જનક વિદેહી આદિની જેમ પોતે ઉપાધિમાં રહ્યા છતાં આત્મસ્વભાવમા વસતા હતા એવી વિદેહી દશા સાક્ષાત્ અનુભવતા હતા, છતા તે જનકાદિના દષ્ટાંતનું

અવલંબન લઈ-ઓઠું લઈ અમારે ત્યાગ કરવાની શી જરૂર છે એમ ત્યાગ ટાળવાની બુદ્ધિ એમને કદી પણ ઉત્પન્ન થતી નથી; ઉલટું તે જનકાદિના દાખલા પ્રત્યે દેખવા કરતાં **શ્રીમદ્**ની દૃષ્ટિ તો આજન્મત્યાગી જિન ભગવાનના દાખલા પ્રત્યે જ છે. એટલે જ **પરમ માર્દવમૂર્તિ શ્રીમદ્** પોતાના આત્માને પ્રેરે છે-સચેત કરે છે કે—જેને ત્યાગ કરવાની જરૂર જ ન હતી એવા શ્રી જિન જેવા જન્મત્યાગી પણ ત્યાગ કરીને ચાલી નિકળ્યા એવા આ 'ભયના હેતુરૂપ ઉપાધિયોગની' નિવૃત્તિ કરવામાં પોતે કાળક્ષેપ કરશે તો અશ્રેય થશે એવો ભય રાખવા યોગ્ય છે. અત્રે પોતાને 'પામર' કહી આ પરમ પુરુષે પોતાના આત્માને જન્મત્યાગી જિન ભગવાનનો દાખલો લઈ પોતાના આત્માને તેમ કરવા પ્રેરણા કરી છે. **શ્રીમદ્** સંસારમાં રહી વિદેહી રહેલા જનકવિદેહીનો દાખલો લેવા નથી માગતા, પણ સંસારનો ત્યાગ કરનારા જન્મત્યાગી જિન ભગવાનનો દાખલો લેવા માગે છે ને તેને ખરેખરા અંતઃકરણથી પૂરેપૂરા અનુસરવા જ માગે છે.

તેમ જ-પોતે પ્રાયઃ જીવન્મુક્તદશા જરૂર અનુભવી જ રહ્યા છે, અને અપૂર્વ વીતરાગતા આચરી જ રહ્યા છે, છતાં જીવન્મુક્તપણાની પૂર્ણતામાં કંઈ પણ ઊણતા નહિં રહેવા દેવા ઇચ્છતા અને રાગ-દ્વેષની સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાણુમાત્ર કણિકાને પણ આત્મામાંથી સર્વથા વિસર્જન કરવા ઇચ્છતા **શ્રીમદ્** પોતાના આત્માને ઓર પ્રેરણા કરે છે—'જે રાગદ્વેષાદિ પરિણામ અજ્ઞાન વિના સંભવતાં નથી, તે રાગદ્વેષાદિ પરિણામ છતાં જીવન્મુક્તપણું સર્વથા માનીને જીવન્મુક્તદશાની જીવ આસાતના કરે છે, એમ વર્તે છે. સર્વથા રાગદ્વેષ પરિણામનું પરિક્ષીણપણું જ કર્ત્તવ્ય છે.' એટલે જ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાણુમાત્ર ન્યૂનતા દોષ પણ ન ચલાવી લેવાય એમ કડકમાં કડક રીતે પોતાના આત્માનું **આંતર્નિરીક્ષણ** ને **અંતર્પરીક્ષણ** કરતા **પરમ ઋજુમૂર્તિ શ્રીમદ્** પોતાના આત્માને ઉદ્દેશીને કહે છે-'અત્યંત જ્ઞાન હોય ત્યાં અત્યંત ત્યાગ સંભવે છે. અત્યંત ત્યાગ પ્રગટ્યા વિના અત્યંત જ્ઞાન ન હોય એમ શ્રી તીર્થંકરે સ્વીકાર્યું છે.' આમ પોતાના અંતર્વિચારરૂપ હૃદય પોતાના પરમાર્થસુહૃદ્‌ને દર્શાવી, અત્રે (અં. ૫૯૯) ત્યાગની સ્પષ્ટ વ્યાખ્યા કરતાં **શ્રીમદ્** અંતર્ત્યાગ અર્થે બાહ્ય ત્યાગની કંઈ પણ ઉપકારિતા સ્વીકારી અંતર્ત્યાગનું પ્રાધાન્ય પ્રકાશે છે—**'આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્યઅધ્યાસ નિવર્ત્યો તેને શ્રી જિન ત્યાગ કહે છે. તે તાદાત્મ્યઅધ્યાસ નિવૃત્તિરૂપ ત્યાગ થવા અર્થે આ બાહ્ય પ્રસંગનો ત્યાગ પણ ઉપકારી છે, કાર્યકારી છે. બાહ્ય પ્રસંગના ત્યાગને અર્થે અંતર્ત્યાગ કહ્યો નથી, એમ છે, તોપણ આ જીવે અંતર્ત્યાગને અર્થે બાહ્ય પ્રસંગની નિવૃત્તિને કંઈ પણ ઉપકારી માનવી યોગ્ય છે.'** અર્થાત્ બાહ્યત્યાગની ખાતર અંતર્ત્યાગ નહિં, પણ અંતર્ત્યાગની ખાતર બાહ્ય ત્યાગ કર્ત્તવ્ય છે. અને **શ્રીમદ્**ને તો તાદાત્મ્યઅધ્યાસ નિવર્તવારૂપ અંતર્ત્યાગ પૂરેપૂરો થઈ ચૂક્યો છે અને પોતાની અંતરસાધના પણ પ્રાયઃ પૂર્ણ થઈ ચૂકી છે, છતાં ગૃહાવાસ ઉદય હોય ત્યાંસુધી પરમાર્થમાર્ગપ્રકાશ ન કરવાની પોતાની દૃઢ પ્રતિજ્ઞા

હોઈ અન્ય જીવોના કલ્યાણાર્થે પણ **શ્રીમદ્** બાહ્ય ત્યાગનો કેવો જાપ જપતા હતા, તે જ અત્ર પત્રના અંતે દર્શાવે છે—'નિત્ય છૂટવાનો વિચાર કરીએ છીએ. અને જેમ તે કાર્ય તરત પતે તેમ જાપ જપીએ છીએ. જો કે એમ લાગે છે કે તે વિચાર અને તે જાપ હજી તથારૂપ નથી, શિથિલ છે; માટે અત્યંત વિચાર અને તે જાપને ઉગ્રપણે આરાધવાનો અલ્પકાળમાં યોગ કરવો ઘટે છે, એમ વર્ત્યા કરે છે.'— પૂર્ણ નિખાલસ **શ્રીમદ્**ની કેવી ત્યાગની તમન્ના !

આમ અંતર્ત્યાગને પૂર્ણ પ્રાપ્ત છતાં બાહ્ય ત્યાગને પણ નિરંતર ગવેષતા **પરમ ભાવનિર્ગ્રંથ શ્રીમદ્** ભાવથી તો સર્વત્ર અપ્રતિબદ્ધ જ હતા,-દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી ક્યારેય પણ ક્યાય પણ ભાવપ્રતિબંધ પામતા જ ન હતા; 'સર્વ પ્રતિબંધથી મુક્ત થયા વિના સર્વ દુઃખથી મુક્ત થવું સંભવતું નથી' (અં. ૬૧૯)—એ અનુભવસિદ્ધ વચનને સર્વ પ્રતિબંધથી મુક્ત થયેલા **શ્રીમદ્** ચરિતાર્થ કરતા જ હતા; 'જ્ઞાનીપુરુષોએ અપ્રતિબદ્ધપણાને પ્રધાનમાર્ગ કહ્યો છે, અને સર્વથી અપ્રતિબદ્ધ દશાને વિષે લક્ષ રાખી પ્રવૃત્તિ છે' (અં.૫૧૭)—એમ **શ્રીમદ્** તે પ્રધાનમાર્ગને અનુસરતા જ હતા; 'દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એમ ચારે પ્રકારે અપ્રતિબંધપણું આત્મતાએ વર્તતા નિર્ગ્રંથને કહ્યું છે' (અં ૭૩૯) એવું ચતુર્વિધ અપ્રતિબંધપણું **આત્મતાએ વર્ત્તતા ભાવનિર્ગ્રંથ શ્રીમદ્** આચરતા જ હતા; 'હે મુનિઓ! દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી અસંગપણે વિચરવાનો સતત ઉપયોગ સિદ્ધ કરવા યોગ્ય છે. જેમણે જગતસુખસ્પૃહા છોડી જ્ઞાનીના માર્ગનો આશ્રય ગ્રહણ કર્યો છે, તે અવશ્ય તે અસંગ ઉપયોગને પામે છે' (અં. ૭૮૬)- એ અનુભવની છાપવાળા વચનમાં જણાવ્યા પ્રમાણે સર્વત્ર અપ્રતિબદ્ધ અસંગ ઉપયોગ ભાવથી **મહા ભાવમુનિ મહાનિર્ગ્રંથેશ્વર શ્રીમદ્** અનુભવસિદ્ધપણે અનુભવતા જ હતા, અને એટલે જ 'સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબંધ થઈ નિજ સ્વરૂપમાં સ્થિત થયા' (અં. ૮૩૩) તે **પરમ પુરુષોની પંક્તિમાં શ્રીમદ્** બિરાજતા જ હતા.

આવા ભાવથી અપ્રતિબદ્ધ **ભાવનિર્ગ્રંથ શ્રીમદ્** ભાવથી વિરતિ પામ્યા જ હતા, વિગતારતિરૂપ ભાવવિરતિ થયા જ હતા, અને એના સહજ ફલરૂપ ભાવથી વિરમવારૂપ **ભાવવિરતિ** પણ થયા જ હતા, અર્થાત્ આમ બન્ને અર્થમાં જ્ઞાનનું ફલ વિરતિ પામી સંપૂર્ણ ભાવવિરતિ તો થઈ જ ચૂકયા હતા. વાસ્તવિક રીતે આ ભાવવિરતિ જ શાસ્ત્રકારોએ મુખ્ય-પ્રધાન ગણી છે. **શ્રીમદે અંબાલાલભાઈ** પરના પત્રમા (પત્રાંક ૭૪૯ મા) કહ્યુ છે તેમ-'જ્ઞાનનું ફળ વિરતિ છે. વીતરાગનું આ વચન સર્વ મુમુક્ષુઓએ નિત્ય સ્મરણમાં રાખવા યોગ્ય છે. જે વાંચવાથી, સમજવાથી તથા વિચારવાથી આત્મા વિભાવથી, વિભાવનાં કાર્યોથી અને વિભાવનાં પરિણામથી ઉદાસ ન થયો, વિભાવનો ત્યાગી ન થયો, વિભાવનાં કાર્યોનો અને વિભાવનાં ફળનો ત્યાગી ન થયો, તે વાંચવું, તે વિચારવું, અને તે સમજવું અજ્ઞાન છે. વિચારવૃત્તિ સાથે ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરવી તે જ વિચાર સફળ છે, એમ કહેવાનો જ્ઞાનીનો પરમાર્થ છે.' ત્યાગાદાન-ગ્રહણત્યાગરૂપ

પ્રવૃત્તિ–નિવૃત્તિ તો મુખ્યપણે ખરેખર અંતરમાં જ કરવાની છે; કષાયાદિ વિભાવમાંથી નિવૃત્તિ અને આત્મસ્વભાવરૂપ દર્શન–જ્ઞાન–ચારિત્રાદિ આત્મગુણમાં પ્રવૃત્તિ એ અંતરંગ પ્રક્રિયા જ છે. જ્ઞાનીની દૃષ્ટિ તો મુખ્યપણે આ **અંતરંગ નિવૃત્તિ–પ્રવૃત્તિ** પ્રત્યે જ હોય છે, પણ અજ્ઞાની જગત્‌ને આ અંતરંગ નિવૃત્તિ–પ્રવૃત્તિનું પ્રાયઃ ભાન જ નથી અને માત્ર બાહ્ય પ્રવૃત્તિ–નિવૃત્તિ પરથી જ પોતાની કલ્પના પ્રમાણે જ્ઞાની–અજ્ઞાનીનું માપ વા તોલ કરે છે. પત્રાંક ૪૦૧માં **શ્રીમદે** માર્મિકપણે લખ્યું છે તેમ—'અનાદિકાળથી માત્ર જીવને બાહ્યપ્રવૃત્તિ અથવા બાહ્યનિવૃત્તિનું ઓળખાણ છે; અને તેના આધારે જ તે સત્પુરુષ, અસત્પુરુષ કલ્પતો આવેલ છે. **સમાધિશતકમાં** त्यागादाने बहिर्मूढः ઇ. શ્લોકમાં કહ્યું છે* તેમ–મૂઢ છે તે બ્હારમાં ત્યાગાદાન–ગ્રહણત્યાગ કરે છે, આત્મવેત્તા અધ્યાત્મમાં–અંતરમાં તે ત્યાગાદાન–ગ્રહણત્યાગ કરે છે, પણ નિષ્ઠિતાત્માને–સિદ્ધાત્માને બ્હારમાં કે અંતરમાં કંઈ પણ ત્યાગાદાન–ગ્રહણત્યાગ નથી. આમ છતાં–'લેવેકી ન રહી ઠોર, ત્યાગિવેકો નાંહિ ઓર' એવી અદ્ભુત નિષ્ઠિતાત્મ દશાને પામેલા **શ્રીમદ્** જેવા જ્ઞાની પણ બાહ્ય નિવૃત્તિને પણ જરૂર ઇચ્છે જ છે. અને તેની સાક્ષી આ તેમના પોતે પોતાને નમસ્કાર કરતા હોય એવો ધ્વનિરૂપ ભાસ આપતા આ ધન્ય વચનો પૂરે છે—'જે ભાવે કરીને સંસારની ઉત્પત્તિ હોય છે, તે ભાવ જેને વિષેથી નિવૃત્ત થયો છે એવા જ્ઞાની પણ બાહ્યપ્રવૃત્તિનાં નિવૃત્તપણાને અને સત્સમાગમનાં નિવાસપણાંને ઇચ્છે છે. તે જોગનું જ્યાંસુધી ઉદયપણું પ્રાપ્ત ન હોય ત્યાંસુધી અવિષમપણે પ્રાપ્ત સ્થિતિએ વર્તે છે એવા જે જ્ઞાની તેના ચરણારવિંદની ફરી ફરી સ્મૃતિ થઈ આવવાથી પરમ વિશિષ્ટભાવે નમસ્કાર કરીએ છીએ.' (અં. ૩૭૬). ઇ.

આમ બાહ્ય નિવૃત્તિને ઇચ્છતાં પણ જ્યાંસુધી તે જોગનો ઉદય ન બને ત્યાંસુધી **શ્રીમદ્**ને તો વિકટ વિષમ પરિસ્થિતિમાં જ વર્ત્તવાનું હતું—વિકટ પરિસ્થિતિનો જ સામનો કરવાનો હતો. કારણ કે બ્હારમાં પરભાવની પ્રવૃત્તિ દેખાતી હતી, અંદરમાં વિભાવના ત્યાગથી અને સ્વભાવના ગ્રહણથી પ્રગટેલી ઉગ્ર ભાવનિર્ગ્રંથદશા વર્ત્તતી હતી,—બ્હારમાં વૈશ્યવેષ અને અંદરમાં નિર્ગ્રંથદશા એવી વિષમ વિકટ મુંઝવણભરી સ્થિતિ હતી. આ અંગે **શ્રીમદ્**ના હૃદયદર્પણ સમી હાથનોંધમાં (૧–૩૮) તો **શ્રીમદ્** પોતાનું અનન્ય આત્મસંવેદન દાખવે છે કે—

'સર્વસંગ મહાશ્રવરૂપ શ્રી તીર્થંકરે કહ્યો છે, તે સત્ય છે. આવી મિશ્રગુણસ્થાનક જેવી સ્થિતિ ક્યાં સુધી રાખવી? જે વાત ચિત્તમાં નહીં, તે કરવી, અને જે ચિત્તમાં છે તેમાં ઉદાસ રહેવું એવો વ્યવહાર શી રીતેથઈ શકે? વૈશ્યવેષે અને નિર્ગ્રંથભાવે વસતાં કોટી કોટી વિચાર થયા કરે છે. વેષ અને તે વેષ સંબંધી વ્યવહાર જોઈ લોકદૃષ્ટિ તેવું માને એ ખરૂં છે, અને નિર્ગ્રંથભાવે વર્ત્તતું ચિત્ત તે વ્યવહારમાં યથાર્થ ન પ્રવર્તી શકે એ પણ સત્ય છે; જે માટે એવા બે પ્રકારની એક સ્થિતિ કરી વર્તી શકાતું

* "त्यागादाने बहिर्मूढः करोत्यध्यात्ममात्मवित् ।
नान्तर्बहिरुपादान न त्यागो निष्ठितात्मनः ॥"

નથી, કેમકે પ્રથમ પ્રકારે વર્તતાં નિર્ગ્રંથભાવથી ઉદાસ રહેવું પડે તો જ યથાર્થ વ્યવહાર સાચવી શકાય એમ છે, અને નિર્ગ્રંથભાવે વસીએ તો પછી તે વ્યવહાર ગમે તેવો થાય તેની ઉપેક્ષા કરવી ઘટે, જો ઉપેક્ષા ન કરવામાં આવે તો નિર્ગ્રંથભાવ હાનિ પામ્યા વિના રહે નહીં. તે વ્યવહાર ત્યાગ્યા વિના અથવા અત્યંત અલ્પ કર્યા વિના નિર્ગ્રંથતા યથાર્થ રહે નહીં, અને ઉદયરૂપ હોવાથી વ્યવહાર ત્યાગ્યો જતો નથી.'

આમ ગૃહસ્થ-વૈશ્ય વેષ અને નિર્ગ્રંથ દશા એ દ્વિધા ભાવની સ્થિતિમાં કેમ પ્રવર્ત્તવું તેની મોટી વિમાસણ **શ્રીમદ્**ને થઈ પડી છે. કારણ કે બ્હારથી દેખાય છે ગૃહસ્થ વૈશ્યવેષી વાણીઓ-રત્નવણિક્ ઝવેરી, અને અંદરમાં બેઠો છે રત્નત્રયીનો મોટો વેપારી મહાનિર્ગ્રંથ પરમ ભાવમુનિ,—રત્નત્રયીનો અનન્ય વ્યાપાર કરી અનુપમ આત્મલાભ પામનારો અલૌકિક ભાવરત્નવણિક્. બ્હારથી દેખાય છે અવિરતિ અને અંદરમાં વર્ત્તે છે મહામુનીશ્વરોથી પણ આગળ વધી ગયેલું ઘણું ઘણું ઉંચું આત્મગુણસ્થાનક. આમ આ અર્થમાં મિશ્ર ગુણસ્થાનક (નહિં કે ત્રીજા ગુણસ્થાનકરૂપ મિશ્ર ગુણસ્થાનક) જેવી સ્થિતિ થઈ પડી છે. એટલે જ **શ્રીમદે** અત્રે માર્મિકપણે લખ્યું છે—'આવી મિશ્રગુણસ્થાનક જેવી સ્થિતિ ક્યાં સુધી રાખવી?' અને બ્હારમાં દેખાય છે વૈશ્યવેષ-વાણીઆનો વેષ, એટલે લોક તો પોતાની કલ્પના પ્રમાણે એમ માની લ્યે છે કે આ તો આપણા જેવો એક સામાન્ય વ્યવહારીઓ છે, પણ અંદરમાં એક મહાનિર્ગ્રંથેશ્વર બેઠો છે એનું એને ભાન નથી. અને **શ્રીમદ્**નું 'નિર્ગ્રંથભાવે વર્ત્તતું ચિત્ત વ્યવહારમાં યથાર્થ ન પ્રવર્ત્તી શકે એ પણ સત્ય છે.' કારણ કે વ્યવહારમાં યથાર્થ વર્ત્તવા જાય તો નિર્ગ્રંથભાવની ઉપેક્ષા કરવી પડે અને નિર્ગ્રંથભાવે વર્ત્તવા જાય તો વ્યવહારની ઉપેક્ષા કરવી ઘટે,—જો ઉપેક્ષા ન કરે તો નિર્ગ્રંથભાવને હાનિ થાય અને એમાં હાનિ આવે તે તો **શ્રીમદ્**ને પરવડે એમ નથી. આમ નિર્ગ્રંથતા છોડાય એમ નથી અને ઉદયાધીન વ્યવહાર પણ હાલ તત્કાળ છોડાય એમ નથી, અને એ બન્નેના રાહ ન્યારા ન્યારા હોવાથી એ બેની એક પ્રકારની સ્થિતિ કરી વર્ત્તી શકાય એમ નથી,-એવી મોટી મુંઝવણભરી પરિસ્થિતિ **શ્રીમદ્**ની સામે આવી પડી છે. આ વ્યવહારથી નિવર્ત્યા વિના **શ્રીમદ્**નું ચિત્ત ઠેકાણે બેસે એમ નથી એટલે **પરમ ભાવનિર્ગ્રંથ શ્રીમદ્** આ અમૃત પત્રમા (અં. ૫૪૭) 'જણાવ્યું' છે તેમ સર્વસંગ પરિત્યાગને જ ગવેષે છે—

'સર્વ વ્યવહારથી નિવૃત્ત થયા વિના ચિત્ત ઠેકાણે બેસે નહીં એવો અપ્રતિબંધ અસંગભાવ ચિત્તે બહુ વિચાર્યો હોવાથી તે જ પ્રવાહમાં રહેવું થાય છે. પણ ઉપાર્જિત પ્રારબ્ધ નિવૃત્ત થયે તેમ બની શકે એટલો પ્રતિબંધ પૂર્વકૃત છે; આત્માની ઇચ્છાનો પ્રતિબંધ નથી. × × જ્ઞાને કરીને આત્મામાં ઉત્પન્ન થયેલો એવો નિશ્ચય બદલતો નથી, કે સર્વસંગ મોટા આસ્રવ છે, ચાલતાં, જોતાં, પ્રસંગ કરતાં, સમયમાત્રમાં નિજભાવને વિસ્મરણ કરાવે છે; અને તે વાત કેવળ પ્રત્યક્ષ જોવામાં આવી છે, આવે છે, અને આવી શકે તેવી છે, તેથી અહોનિશ તે મોટા આસ્રવરૂપ એવા સર્વસંગમાં ઉદાસપણું રહે છે, અને તે દિવસ દિવસ પ્રત્યે વધતા પરિણામને પામ્યા કરે છે, તે તેથી વિશેષ પરિણામને પામી સર્વસંગથી નિવૃત્તિ થાય એવી અનન્ય કારણયોગે ઇચ્છા રહે છે.'

આમ પ્રવર્ધમાન પરિણામથી સર્વસંગનિવૃત્તિની નિરંતર ગવેષણા કરી રહેલા **શ્રીમદ્‌**ની આ સર્વસંગપરિત્યાગની તમન્ના કેવી અનન્ય છે, તે આ તેમની હાથનોધના (અં. ૧-૪૪, ૪૫) પોતાના આત્માને ઉદ્દેશીને લખેલા અમર વચનો જ પોકારે છે—

'હે જીવ! અસારભૂત લાગતા એવા આ વ્યવસાયથી હવે નિવૃત્ત થા, નિવૃત્ત! તે વ્યવસાય કરવાને વિષે ગમે તેટલો બળવાન પ્રારબ્ધોદય દેખાતો હોય, તોપણ તેથી નિવૃત્ત થા, નિવૃત્ત! જો કે શ્રી સર્વજ્ઞે એમ કહ્યુ છે કે ચૌદમે ગુણઠાણે વર્તતો એવો જીવ પણ પ્રારબ્ધ વેદ્યા વિના મુક્ત થઈ શકે નહીં, તોપણ તું તે ઉદયનો આશ્રયરૂપ હોવાથી નિજ દોષ જાણી તેને અત્યંત તીવ્રપણે વિચારી તેથી નિવૃત્ત થા, નિવૃત્ત! (૧-૪૪) હે જીવ! હવે તું સંગનિવૃત્તિરૂપ કાળની પ્રતિજ્ઞા કર, પ્રતિજ્ઞા કર! કેવળ-સંગનિવૃત્તિરૂપ પ્રતિજ્ઞાનો વિશેષ અવકાશ જોવામા નૈ (?) આવે તો અંશસંગનિવૃત્તિરૂપ એવો આ વ્યવસાય તેને ત્યાગ! જે જ્ઞાનદશામા ત્યાગાત્યાગ કંઈ સંભવે નહીં તે જ્ઞાન-દશાની સિદ્ધિ છે જેને વિષે એવો તું સર્વસંગત્યાગદશા અલ્પકાળ વેદીશ તો સંપૂર્ણ જગત્ પ્રસંગમા વર્તે તોપણ તને બાધરૂપ ન થાય. એ પ્રકાર વર્તે છતે પણ નિવૃત્તિ જ પ્રશસ્ત સર્વજ્ઞે કહી છે, કેમકે ઋષભાદિ સર્વ પરમ પુરુષે છેવટે એમ જ કર્યું છે' (૧-૪૫) આમ જે જ્ઞાનદશામાં ત્યાગાત્યાગ કંઇ સંભવે નહિં એવી જ્ઞાનદશાની સિદ્ધિ **પરમ ભાવસાધુ સાધુચરિત શ્રીમદ્‌**ને થઈ ચૂકી છે,—કષાયાદિ વિભાવનો ત્યાગ અને જ્ઞાનાદિ સ્વભાવનુ ગ્રહણ કરી લીધુ હોવાથી વાસ્તવિક રીતે જ્યા લેવા-મૂકવાનું કંઈ રહ્યું નથી ત્યાગાત્યાગ સંભવતો નથી એવી **કૃતકૃત્ય જ્ઞાનદશા**ની પ્રાપ્તિ **પરમ ભાવનિર્ગ્રંથ શ્રીમદ્‌**ને થઇ ચૂકી છે, 'શું મુંડે શું લોચે રે' એવી પરમ ધન્ય **ભાવમુનિદશા** પ્રગટી ચૂકી છે, છતાં આ **પરમ ભાવિતાત્મા શ્રીમદ્‌** આત્મસાધનાની પૂર્ણતાર્થે અને જગતના કલ્યાણાર્થે સર્વસંગપરિત્યાગની તીવ્ર તમન્ના ધરી રહ્યા છે. અને સર્વસંગપરિત્યાગની આવી તીવ્ર તમન્ના ધરાવે છે એટલે જ **શ્રીમદ્‌** વારંવાર ઋષભાદિ-વર્ધમાનાદિ મહત્ પુરુષોના મહાન્ ત્યાગનુ અનુસ્મરણ કરી પરમભક્તિઉલ્લાસથી નમસ્કાર કરે છે, અને તે પરથી તે મહત્ પુરુષોના મહત્ નિર્ગ્રંથપંથે વિચરવાની પોતાની મહદ્ ઇચ્છા વ્યક્ત કરે છે—

'મોટા મુનિઓને જે વૈરાગ્યદશા પ્રાપ્ત થવી દુર્લભ, તે વૈરાગ્યદશા તો ગૃહવાસને વિષે જેને પ્રાયે વર્તતી હતી, એવા શ્રીમહાવીર ઋષભાદિ પુરુષો પણ ત્યાગને ગ્રહણ કરી ચાલી નીકળ્યા, એ જ ત્યાગનુ ઉત્કૃષ્ટપણુ ઉપદેશ્યુ છે (અં. ૬૬૪)

મહાત્મા બુદ્ધ (ગૌતમ) જરા, દારિદ્ર, રોગ અને મૃત્યુ એ ચારને એક આત્મ જ્ઞાન વિના અન્ય સર્વ ઉપાયે અજિત દેખી, જેને વિષે તેની ઉત્પત્તિનો હેતુ છે, એવા સંસારને છોડીને ચાલ્યા જતા હતા શ્રી ઋષભાદિ અનંત જ્ઞાનીપુરુષોએ એ જ ઉપાય ઉપાસ્યો છે, અને સર્વ જીવોને તે ઉપાય ઉપદેશ્યો છે. (અં. ૬૬૭)

શ્રી જિન વીતરાગે દ્રવ્ય-ભાવ સંયોગથી ફરી ફરી છૂટવાની ભલામણ કહી છે. અને તે સંયોગનો વિશ્વાસ પરમ જ્ઞાનીને પણ કર્તવ્ય નથી, એવો અખંડ માર્ગ કહ્યો છે, તે શ્રી જિન વીતરાગના ચરણકમળ પ્રત્યે અત્યંત ભક્તિથી નમસ્કાર. (અં. ૫૮૮)

ભુજાએ કરી જે સ્વયંભૂરમણસમુદ્ર તરી ગયા, તરે છે, અને તરશે તે સત્પુરુષોને નિષ્કામ ભક્તિથી ત્રિકાળ નમસ્કાર. × × સૂક્ષ્મસંગરૂપ અને બાહ્યસંગરૂપ દુસ્તર સ્વયંભૂરમણસમુદ્ર ભુજાએ કરી જે વર્ધમાનાદિ પુરુષો તરી ગયા છે, તેમને પરમ ભક્તિથી નમસ્કાર હો! પડવાના ભયંકર સ્થાનકે સાવચેત રહી, તથારૂપ સામર્થ્ય વિસ્તારી સિદ્ધિ સિદ્ધ કરી છે, તે પુરુષાર્થને સંભારી રોમાંચિત, અનંત અને મૌન એવું આશ્ચર્ય ઉપજે છે. (અં. ૬૯૬) × × × અહો! જ્ઞાનીપુરુષની આશયગંભીરતા, ધીરજ અને ઉપશમ! અહો! અહો! વારંવાર અહો!' (અં. ૬૯૭)

૨.

## 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?'—એ અપૂર્વ અવસરનું દિવ્યગાન

આવા આ મહત્ પુરુષોના મહત્ નિર્ગ્રંથપંથે વિચરવાની તીવ્ર તમન્નાના પરમ ભાવોલ્લાસમા ને ભાવોલ્લાસમાં જ **શ્રીમદે** 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?' એ અમર પંક્તિથી શરૂ થતું અપૂર્વ આત્મભાવોલ્લાસમય કાવ્યનું દિવ્ય ગાન ગાઈ પોતાનો પરમપદપ્રાપ્તિનો મનોરથ પ્રવ્યક્ત કર્યો છે. **અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?**—એ અપૂર્વ ભાવવાહી પંક્તિથી પ્રારંભાતું આ અપૂર્વ કાવ્ય દિવ્ય દ્રષ્ટા કવીશ્વર **શ્રીમદ્**ના આત્માનુભવોદ્ગારરૂપ હોઈ મુખ્યપણે સ્વલક્ષી છે, છતાં અન્ય કોઈ પણ સાચો મુમુક્ષુ આ જ સામાન્ય ગુણસ્થાન ક્રમે મોક્ષમાર્ગે આગળ વધી શકેએમ છે, એટલે ગૌણપણે આ કાવ્ય પરલક્ષી પણ કહી શકાય એમ છે. આ કાવ્યનું હાર્દ સમજવા માટે **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનરૂપ પશ્ચાદ્ભૂમિકાનો (Back-gruond) કંઈક પરિચય હોવો આવશ્યક છે, અને તે પૂર્વ પ્રકરણોમાં અપાઈ ચૂક્યો છે, એટલે સુજ્ઞ વાંચક આ કાવ્યના ભાવને યથાયોગ્ય પરિક્ષેત્રમાં (Proper perspective) ઝીલી શકશે. સાક્ષાત્ આત્મજ્ઞાનને પામેલા મહાત્મા **શ્રીમદ્** વીતરાગતાની-આભ્યંતર નિર્ગ્રંથદશાની અતિ અતિ ઉચ્ચ કક્ષાને પામી ચૂક્યા હતા, છતાં પ્રારબ્ધઉદયાધીનપણે તેમને બાહ્ય નિર્ગ્રંથતાની પ્રાપ્તિમાં હજુ કંઈક અંતરાય હતો. પણ અંતરાત્માથી તો તેઓ બાહ્યા-ભ્યંતર નિર્ગ્રંથતાની પરિપૂર્ણતાને ઝંખી રહ્યા હતા, એટલે તે નિર્ગ્રંથ વીતરાગ શ્રેણીએ પોતે કેવા ઉત્ક્રમે ચઢ્યા છે વા ચઢવા માગે છે, તેનું સિંહાવલોકનન્યાયે અવલોકન કરી તેઓએ અત્રે છેવટે પરમ પદનો મનોરથ હૃદયમાં ધારણ કરી અપૂર્વ ભાવાવેશના ઉલ્લાસમાં આ દિવ્ય સંગીત લલકાર્યું છે—આટલી પશ્ચાદ્ભૂમિકા લક્ષ-ગત રાખી હવે આ કાવ્યનો સંક્ષેપ વિચાર કરીએ.

આત્મજ્ઞાન અથવા સમ્યગ્દર્શન કાંઈ એમ ને એમ પ્રાપ્ત થઈ જતું નથી, પણ 'અપૂર્વકરણ'થી-અપૂર્વ ભાવોલ્લાસપૂર્વક આત્મપુરુષાર્થથી તે પ્રાપ્ત 'કરવાનું' હોય છે. ઉત્કૃષ્ટ વૈરાગ્ય ને તીવ્ર મુમુક્ષુપણારૂપ આવા પરમ ભાવોલ્લાસથી જેને સાક્ષાત આત્મ-જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે, દેહ આત્માના ભેદનું ભાન ઉપજ્યુ છે, એવો આ દિવ્ય આત્મા તે દેહાદિ પરભાવના સંસર્ગથી છૂટવાને અહોનિશ ઝંખે છે, અને એટલા માટે જ તે બાહ્યાભ્યંતર નિર્ગ્રંથ થવાની ભાવના ભાવે છે. આવો પ્રશમરસનિમગ્ન તીવ્ર

વૈરાગ્યવાન આ મહામુમુક્ષુ મહાત્મા આ 'અપૂર્વ અવસર'ની ગવેષણા કરતો અપૂર્વ ભાવાવેશથી લલકારે છે—

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો?....અપૂર્વ અવસર૦૧

એવો અપૂર્વ—કદી પણ પૂર્વે પ્રાપ્ત નથી થયો એવો અવસર (પ્રસંગ, ટાણું) અમને ક્યારે આવશે? ક્યારે પ્રાપ્ત થશે? અમે બાહ્ય—અભ્યંતરપણે નિર્ગ્રંથ ક્યારે થઇશું? સ્ત્રી—પુત્ર—મિત્રાદિ બાહ્ય સંબંધ અને રાગ—દ્વેષ—મોહાદિ સકલ આભ્યંતર સંબંધનું તીક્ષ્ણ (આકરૂં—તીવ્ર) બંધન તીક્ષ્ણપણે—તીવ્રપણે—ઉગ્રપણે છેદીને—કાપી નાંખીને અમે સર્વથા અસંગ નિર્ગ્રંથ (સાચા સાધુ સંત શ્રમણ) થઈને મહત્‌પુરુષના પંથે ક્યારે વિચરીશું? જેણે એ નિર્ગ્રંથ માર્ગે સ્વયં ગમન કર્યું છે એવા એ નિર્ગ્રંથ વીતરાગ મહત્‌પુરુષના માર્ગે અમે ક્યારે વિચરીશું? એવો અપૂર્વ અવસર અમને ક્યારે/પ્રાપ્ત થશે?

[ લોકવ્યવહારમાં લગ્નાદિ પ્રસંગ જેમ 'અવસર' કહેવાય છે, તેમ પરમાર્થવ્યવહારમાં પણ નિર્ગ્રંથ વીતરાગદશાની પ્રાપ્તિ તે મુક્તિ—સુંદરી સાથેના લગ્નની પૂર્વેની વિવાહ અવસ્થા સમાન છે. એટલે પરમાર્થથી તે પ્રસંગ માટે 'અવસર' શબ્દ યોજ્યો તે સમુચિત જ છે. ]

આ નિર્ગ્રંથપણું કેવા પ્રકારે છે તેનું સામાન્ય ભાવન કરતાં કહે છે કે—

સર્વભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહી,
દેહે પણ કિંચિત મૂર્છા નવ જોય જો.—અપૂર્વ૦૨

આત્માથી અતિરિક્ત—જૂદા એવા સર્વભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી, અર્થાત્ રાગ—દ્વેષાદિ સમસ્ત દ્વંદ્વથી અસ્પર્શ્ય એવી ઉત્—ઉંચી આસીન—સ્થિતિરૂપ ઉદાસીન ભાવમાં જ વર્તવારૂપ વૃત્તિ કરી, અને સંયોગ સંબંધે રહેલો જે દેહ છે તે માત્ર સંયમહેતુએ જ હોય અર્થાત્ દેહનો ઉપયોગ પણ આત્માને માત્ર સ્વરૂપમાં સંયમી રાખવા—દાબી રાખવા જ કરાય એવું કરી (પણ) બીજા કોઈપણ હેતુએ બીજું કાંઇપણ કલ્પે નહિં—ખપે નહિં, અને આ દેહમા પણ કિંચિત્—પરમાણુમાત્ર પણ મૂર્છા મમત્વભાવ હોય નહિં,—આવી અપૂર્વ નિર્ગ્રંથ વીતરાગ સ્થિતપ્રજ્ઞ દશાનો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

આવી અપૂર્વ નિર્ગ્રંથદશા પણ કેવા અનુક્રમે પ્રાપ્ત થઈ? વા થાય? તેનું વિશેષથી સ્વાનુભવ વર્ણન કરતાં **શ્રીમદ્‌** વદે છે—

દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો.—અપૂર્વ૦૩

દર્શનમોહ વ્યતીત થઇ–દૂર થઈ, અર્થાત્ દેહાદિ પરવસ્તુમાં જે આત્મભ્રાંતિરૂપ દર્શનમોહ હતો તે દૂર થઈ, અમને જે બોધ ઉપજ્યો અને દેહથી ભિન્ન–જૂદા એવા 'કેવલ–એક–શુદ્ધ–અદ્વૈત ચૈતન્યનું–આત્માનું જ્ઞાન થયું,' આત્મજ્ઞાન ઉપજ્યું; તેથી કરીને હવે અમે ચારિત્રમોહને પ્રક્ષીણ–અત્યંત ક્ષીણ થયેલો વિલોકીએ છીએ, દેખીએ છીએ; એ એવું 'શુદ્ધ સ્વરૂપ ધ્યાન–એકાગ્ર' ચિંતન 'અમને વર્તે' છે. અર્થાત્ પરભાવમાં આત્મબુદ્ધિરૂપ દર્શનમોહ અમારો નષ્ટ થયો, એટલે તે દર્શનમોહના અવષ્ટંભે–આધારે રહેલો પરભાવમાં વર્તવારૂપ ચારિત્રમોહ પણ નષ્ટ થયો જ વા થશે જ એમ અમે પ્રગટ દેખીએ છીએ, અનુભવીએ છીએ; કારણ કે અમને શુદ્ધ આત્મસ્વરૂપનું એવું ધ્યાન વર્તે છે, અર્થાત્ અમે શુદ્ધ જ્ઞાન–દર્શનમય આત્મસ્વભાવમાં વર્તવારૂપ ચારિત્રમાં સ્થિત છીએ કે જેથી ચારિત્રમોહ પણ પ્રક્ષીણ થયો જ કે થવાનો જ, એવો આત્મવિશ્વાસ અમને વર્તે છે. આવો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

હવે ચારિત્રમોહ પ્રક્ષીણ કરવા અમે કેવા અનુક્રમે પ્રવર્ત્યા છીએ, વા પ્રવર્તવા ઇચ્છીએ છીએ? તેનું અવલોકન કરતાં કહે છે—

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરીષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો.—અપૂર્વ૦૪

મન–વચન–કાયાના સંક્ષિપ્ત–સંક્ષેપ કરેલા યોગની આત્મસ્થિરતા મુખ્યપણે–નિરુપચરિતપણે દેહ પર્યંત–જ્યાં લગી દેહની સ્થિતિ હોય ત્યાં લગી વર્તે; અર્થાત્ મન–વચન–કાયાના યોગને (વ્યાપારને, પ્રવૃત્તિને) એવા સંક્ષેપ ટૂંકા કરી નાખે અને આ સંક્ષેપ કરેલા યોગને પણ આત્માનુકૂલપણે એવા પ્રવર્તાવે કે જેથી મુખ્યપણે,—ખરેખરી પરમાર્થસત્ રીતે આત્મસ્થિરતામાં બાધ ન આવે, આત્મબાધક ન થાય, એટલું જ નહિં પણ योगः कर्मसु कौशलम् એ યોગને આત્મસાધકપણે પ્રવર્તાવવામાં એવું કુશલપણું દાખવે કે જેથી આત્માની સ્વરૂપને વિષે સ્થિરતા જ રહે; અને આ આત્મસ્થિરતા પણ એવી દૃઢ હોય કે ઘોર ભયંકર ઉપસર્ગ કે પરીષહના ભય થકી તેનો અંત આવી શકે નહિં. [નોંધઃ ઉપયોગ એ આત્માનું મુખ્ય લક્ષણ છે, જ્ઞાનોપયોગ ને દર્શનોપયોગ એમ ચૈતન્યમય ઉપયોગના બે ભેદ છે. મન–વચન–કાયા ત્રણ યોગ છે. ઉપયોગમય આત્મા દેહધારી છે ત્યાંલગી તેને મન વચન કાયાના યોગનો સંબંધ અવશ્ય હોવાનો જ. એટલે ઉપયોગ અને યોગનો સંબંધ આવો ઘનિષ્ઠ હોઇ, પ્રથમ તો મન–વચન–કાયાના યોગની પ્રવૃત્તિ જેમ

અને તેમ સંક્ષેપ થાય એમ કરવું જોઈએ, કે જેથી કરીને ઉપયોગમય આત્મા પોતાના જ્ઞાનદર્શનમય આત્મસ્વભાવમાં જ સ્થિતિ કરે. આવા મન-વચન-કાયાના સંક્ષેપપણાને ગુપ્તપણાને-સંરક્ષિતપણાને જૈન પરિભાષામાં 'ગુપ્તિ' એવું યથાર્થ નામ આપેલ છે. આનું વિશેષ સ્વરૂપ સમજવા જુઓ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળામાં (ડા. ભગવાનદાસકૃત) સમિતિગુપ્તિનો પાઠ નં. ૪૧]

આગલી ગાથામાં ગુપ્તિ—મન-વચન-કાયાના યોગની સંક્ષિપ્તતા કહી. હવે સંક્ષિપ્ત યોગની પ્રવૃત્તિ પણ કરવી પડે તે કેવા પ્રકારે કરવી, તેની વિધિ પ્રદર્શિત કરે છે—

સંયમના હેતુથી યોગપ્રવર્તના,
સ્વરૂપલક્ષે જિન આજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો.—અપૂર્વ૦૫

મન-વચન-કાયાના યોગની જે કાંઈ પ્રવર્તના કરવી પડે તે સંયમના હેતુએ જ કરે, અર્થાત્ તે પ્રવૃત્તિ પણ એવી સમ્યક્ કરે કે જેથી આત્માનું નિજ સ્વરૂપને વિષે સંયમન જ થાય. આત્મા નિજ સ્વરૂપમાં જ રોકાઈ રહે, નિરુદ્ધ થાય; અને આ જે પ્રવૃત્તિ કરે તે પણ નિજ આત્મસિદ્ધિના લક્ષપૂર્વક ને શુદ્ધ આત્મસ્વરૂપને પામેલા જિન-વીતરાગની આજ્ઞાને આધીનપણે રહીને જ કરે; અને આવા પ્રકારે જે મન-વચન-કાયાના યોગની સંક્ષિપ્ત પ્રવૃત્તિ થાય તે પણ ક્ષણે ક્ષણે ઘટતી જાતી સ્થિતિમાં જ હોય, પ્રતિક્ષણે ઓછી ઓછી થતી જાય ને અંતે-છેવટે તો તે પણ નિજસ્વરૂપને વિષે જ લીનતાને પામે; અર્થાત્ એમ સમ્યક્ પ્રવૃત્તિ કરતાં છેવટે આત્મા સ્વરૂપને વિષે સમાઈ જવારૂપ આત્મસમાધિને પામે.

[નોંધ :- આ મન-વચન-કાયાની સમ્યક્પ્રવૃત્તિને જૈન પરિભાષામાં 'સમિતિ' એવું યથાર્થ નામ આપ્યું છે. આ સમિતિ-ગુપ્તિ એ સર્વ ચારિત્રની જનનીરૂપ-મૂલ આધારસ્થંભરૂપ હોઈ તે અષ્ટપ્રવચનમાતા તરીકે પ્રસિદ્ધ છે.]

આમ આત્મસંયમના મૂળ આધારભૂત, સમિતિ-ગુપ્તિનું જે સેવન કરે છે તે સંયમને પ્રતિકૂળ એવા વિષય-કષાયાદિનું આચરણ પણ પરિહરે છે તે દર્શાવે છે—

પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ, ભાવ પ્રતિબંધ વણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો.—અપૂર્વ૦૬

ઇષ્ટ-અનિષ્ટ પંચ ઇન્દ્રિયવિષયમાં જ્યાં સર્વથા રાગ-દ્વેષ વિરહિતપણું વર્ત્તે છે, વિષય કષાય-મદ-વિકથા-નિદ્રા એ પંચ પ્રકારના પ્રમાદથી જ્યાં મનનો ક્ષોભ ઉપજતો નથી, દ્રવ્યથી, ક્ષેત્રથી કાળથી અને ભાવથી ક્યાંય પણ પ્રતિબંધ વિના જ્યાં ઉદયાધીનપણે-પૂર્વ પ્રારબ્ધના યોગ પ્રમાણે વીતલોભપણે-લેશપણ આસક્તિરહિતપણે વિચરવાનું રહ્યું છે. એવી અપૂર્વ નિર્ગ્રંથ દશાની પ્રાપ્તિનો અપૂર્વ અવસર અમને ક્યારે આવશે?

આમ વિષયનો પરિહાર કરી તન્મૂલક કષાયોનું ઉન્મૂલન કેવી રીતે કરે છે તે દર્શાવે છે—

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં, લોભ સમાન જો.—અપૂર્વ૦૭
બહુ ઉપસર્ગકર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રી તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો.—અપૂર્વ૦૮

ક્રોધ પ્રત્યે તો ક્રોધસ્વભાવપણું વર્ત્તે, અર્થાત્ ક્રોધ પ્રત્યે જ ક્રોપ કરી તેને જ્યાં ભસ્મસાત્ કરવાપણું વર્તે! માન પ્રત્યે તો દીનપણાનું માન વર્તે! અર્થાત્ હું કેવો દીન નમ્રાતિનમ્ર છું તેનું માન કદાચ વર્તે તો વર્તે; માયા (કપટ) પ્રત્યે તો સાક્ષિભાવની માયા વર્તે, અર્થાત્ અન્તરૂમાં કેવળ સાક્ષીભાવ દષ્ટાભાવ રાખી યોગ-માયા કરી જુએ, પણ જગત્‌લીલામાં લેપાય નહિ, અને લોભ પ્રત્યે લોભ સમાન થાય નહિ, અર્થાત્ લોભનો લોભ કરે નહિ, સર્વથા નિર્લોભી જ હોય. (આ ક્રોધાદિ કષાયનો જય કેવો ઉત્કૃષ્ટ હોય તેના ઉદાહરણ આપે છે—) ઘણા ઘણા ઉપસર્ગ–વિડંબના–હેરાનગતી કરનાર પ્રત્યે પણ લેશમાત્ર ક્રોધ ઉપજે નહિ; ચક્રવર્તી આવીને વંદન કરે તોપણ મનમાં માનનો અંકુરો ગોત્યો જડે નહિ; દેહ છૂટી જાય, તોપણ એક રોમમાં પણ માયા (કપટભાવ) થાય નહિ; અને ભલે પ્રબળ ઉત્કૃષ્ટ પ્રકારના ઋદ્ધિ–સિદ્ધિના નિદાન–કારણ પ્રકટે તો પણ પરમાણુમાત્ર લોભ ઉપજે નહિ,— આવી નિષ્કષાય વીતરાગ નિર્ગ્રંથ–દશાનો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

આવા વિષયકષાયથી રહિત ભાવનિર્ગ્રંથ અવધૂત કેવું બાહ્ય નિર્ગ્રંથપણું દાખવે છે તે કહે છે—

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો.—અપૂર્વ૦૯

નગ્નભાવ, મુંડભાવ, અસ્નાનપણું અદંતધોવન આદિ જે પરમ પ્રસિદ્ધ છે તે આ અવધૂતને વર્તે છે, અને કેશની, રોમની, નખની ટાપટીપ કે અંગે શૃંગારાદિ આ નિર્ગ્રંથને હોતા નથી; એમ દ્રવ્યથી અને ભાવથી શુદ્ધ નિર્ગ્રંથદશા જ્યાં વર્તે છે એવો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

(જુઓ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (ડા. ભગવાનદાસકૃત) પૃ. ૯ નિર્ગ્રંથનો પાઠ નં. ૪. આમ સન્માર્ગની દીક્ષા પામેલા ઇત્યાદિ)

આવા દ્રવ્ય ભાવ નિર્ગ્રંથને સર્વત્ર કેવો અદ્ભુત સમભાવ વર્તે છે તેનું સંકીર્ત્તન કરે છે—

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તે જ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો.—અપૂર્વ૦૧૦

શત્રુ મિત્ર પ્રત્યે જ્યાં સમદર્શિપણું વર્તે છે, માન અપમાનમાં પણ શુદ્ધ સમભાવ વર્તે છે, જીવિતમાં કે મરણમાં ન્યૂનાધિકતા વર્તતી નથી, ને સંસારમાં કે મોક્ષમાં પણ શુદ્ધ સમભાવ વર્તે છે, એવો આત્મસમાધિમય નિર્ગ્રંથદશાનો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

આવા સર્વત્ર સમભાવી અવધૂતને કેવું અદ્ભુત નિર્ભયપણું વર્તે છે તે બતાવે છે—

એકાકી વિચરતો વળી સ્મશાનમાં
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન, ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો.—અપૂર્વ૦૧૧

એકાકી સ્મશાનમાં વિચરતો હોય કે પર્વતમાં વિચરતો હોય—કે જ્યાં વ્યાઘ્ર, સિંહ, આદિનો સંયોગ–ભેટો થઈ જાય તોપણ આસનનું અડોલપણું રહે અને મનમાં ભયજન્ય ક્ષોભપણું ન ઉપજે, અને આ તો જાણે કે પરમ મિત્રનો યોગ મળ્યો છે એમ માને—આવી પરમ નિર્ભય દશા જ્યાં વર્તે છે એવો નિર્ગ્રંથપણાનો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

આવા આત્મારામી તપસ્વી નિર્ગ્રંથને પુદ્ગલના પરમાણુમાત્ર પ્રત્યે પણ રાગ નથી તે દર્શાવે છે—

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યાં પુદ્ગલ એક સ્વભાવ જો.—અપૂર્વ૦૧૨

ઘોર તપશ્ચર્યા કરે તોપણ મનને તાપ ઉપજે નહિં, અને સરસ અન્ન મળ્યે પણ જ્યાં મનને પ્રસન્નભાવ ઉપજે નહિં, તેમજ રજકણ (પરમાણુ) હોય કે વૈજ્ઞાનિક દેવની ઋદ્ધિ હોય, પણ તે સર્વેય એક પૂરણ–ગલનસ્વભાવી એક પુદ્ગલસ્વભાવરૂપ જ્યાં માન્યાં છે એવો નિર્ગ્રંથ દશાનો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

એમ ચારિત્રમોહનો પરાજય કરી આત્મસંયમના સંચયવડે આત્મસામર્થ્યના ઉદ્રેકને પામેલો આ મુમુક્ષુ મહાત્મા ભાવે છે :

એમ પરાજય કરીને ચારિત્રમોહનો.
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;

શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધસ્વભાવ જો—અપૂર્વ૦ ૧૩

એમ ઉપરમાં વિવરી બતાવ્યું તેમ ચારિત્રમોહનો પરાજય કરી જ્યાં અપૂર્વકરણ ભાવ છે ત્યાં હું આવું—અર્થાત્ જ્યાં આત્મસામર્થ્યનો અપૂર્વ ઉલ્લાસ વર્તે છે એવા અપૂર્વકરણ નામના આઠમા ગુણસ્થાને પહોંચું અને અહીં અતિશય શુદ્ધ સ્વભાવનું અનન્ય ચિંતન કરતો અર્થાત્ શુક્લ ધ્યાન-શુદ્ધઆત્માનું એકાગ્ર ધ્યાન ધ્યાવતો હું ક્ષપકશ્રેણી પર આરૂઢતા કરૂં, અર્થાત્ કર્મપ્રકૃતિઓના જ્યાં નિર્મૂળ નાશ-ક્ષપણ-ક્ષય કરાયછે એવી ક્ષપકશ્રેણીએ ચઢી ૮-૯-૧૦-૧૨ ગુણસ્થાને આરોહું એવો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે ?

(નોંધ—યોગદૃષ્ટિ સમુચ્ચયમાં કહેલો સામર્થ્યયોગ (ધર્મસંન્યાસયોગ) અહીં અપૂર્વકરણમાં શરૂ થાય છે. તે પૂર્વે આદર્શ નિર્ગ્રન્થપણાવડે ચારિત્રમોહના પરાજયની દશા તે શાસ્ત્રયોગની સાધના છે અને તે પૂર્વે દર્શનમોહના પરાજયની દશા અને તે પછીની નિર્ગ્રન્થ ચારિત્રમાર્ગે પ્રવર્તવાની તીવ્ર ઇચ્છાયુક્ત પ્રવૃત્તિનો ઇચ્છાયોગમાં અન્તર્ભાવ થાય છે.)

અને એમ ક્ષપકશ્રેણી પર આરોહણ કરતાં છેવટે—

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી, સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહગુણ સ્થાન જો;
અંતસમય ત્યાં પૂર્ણસ્વરૂપ વીતરાગ થઈ, પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ. ૧૪

મોહ-સ્વયંભૂરમણ સમુદ્ર તરી જઈ જ્યાં ક્ષીણમોહ નામનું ગુણસ્થાન છે ત્યાં હું આવું. અને તેના અન્તય સમયે-છેલ્લા સમયે પૂર્ણસ્વરૂપ વીતરાગ થઈ નિજ-પોતાનો કેવળજ્ઞાન નિધાન પ્રગટાવું—એવો અપૂર્વ અવસર અમને કયારે આવશે ?

[નોંધ:—મોહ છે એ સ્વયં આત્માએ પોતે ઉત્પન્ન કરેલો છે, એટલે એને મોહ સ્વયંભૂ કહેલ છે; અને તે મોહમાં આત્મા રમણ કરી રહ્યો છે, એટલે તેને મોહ સ્વયંભૂરમણ કહેલ છે. જૈન પરિભાષામાં સ્વયંભૂરમણ નામનો એક સમુદ્ર છે-જેનો વિસ્તાર અતિ અતિ મહાન હોઈ તે અતિ અતિ દુસ્તર છે. તેમ આ મોહરૂપી સ્વયંભૂરમણ સમુદ્ર પણ સુદુસ્તર છે. તે પણ અપૂર્વ આત્મપરાક્રમ સામર્થ્યયોગથી અન્તર્મુહૂર્તમાં (વધારેમાં વધારે ૪૮ મિનિટમાં, તરી જઈ એમ અર્થ છે.) આમ કેવળજ્ઞાન પ્રકટે એટલે તેરમું સયોગી કેવલી નામનું ગુણસ્થાનક પ્રાપ્ત થાય તેની દશાનું હવે સંક્ષેપે ઉત્કીર્તન કરે છે:—

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો—અપૂર્વ૦ ૧૫

ઘનઘાતિ એવા ચાર કર્મ જ્યાં વ્યવચ્છેદ થયાં છે-સર્વથા નાશ પામ્યા છે, અને તેથી કરીને ભવના બીજનો—મૂળ કારણનો જ્યાં આત્યન્તિક સર્વથા નાશ થયો

છે અને એટલે જ જે સર્વ ભાવના જ્ઞાતા-જાણનારા દ્રષ્ટા-દેખનારા આત્મસ્વભાવની શુદ્ધતા સહિત વર્તે છે, **અને અનંત** વીર્ય પ્રગટયું છે એવા જે પ્રભુ કૃતકૃત્ય વર્તે છે,—એવો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

(નોંધ :—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અન્તરાય, એ ચાર ઘાતી કર્મ કહેવાય છે, કારણ કે તે આત્માના મૂળ જ્ઞાન-દર્શન સ્વભાવનો ઘાત કરે છે; મોહનીય કર્મનો નાશ થતાં જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અન્તરાય એ ત્રણે કર્મ તત્ક્ષણ એકીસાથે નાશ પામે છે, એટલે કેવલજ્ઞાન પ્રગટે છે, જેથી સર્વભાવના જ્ઞાતા-દ્રષ્ટા આદિ ભાવ પ્રગટે છે).

અને શેષ જે ચાર અઘાતિ કર્મ છે તેનું શું? તે કહે છે—

વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે, મટિયે દૈહિક પાત્ર જો.—અપૂર્વ૦ ૧૬

વેદનીય, નામ, ગોત્ર અને આયુ એ ચાર જ્યાં સયોગી કેવલી દશામાં બળેલી સીંદરીની જેમ આકૃતિમાત્ર શેષ રહ્યાં છે, અને તે વેદનીયાદિની સ્થિતિ પણ તે છેલ્લા દેહના આયુષ્યની સ્થિતિને આધીન છે, અને આયુષ્ પૂર્ણ થયે તે દૈહિક પાત્ર મટી જઈએ, અર્થાત્ ફરી દેહભાજન ન થઈએ એવો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

(નોંધ :—વેદનીયાદિ પ્રારબ્ધોદય પ્રમાણે કેવલીને પણ ઉદય આવે છે, પણ આત્માના સ્વરૂપને તે બાધક કે ઘાતક થઈ શકતાં નથી; એટલા માટે જ તે અઘાતિ કહેવાય છે. આ વેદનીયાદિ ચાર કર્મ આ કેવલજ્ઞાનીને આ છેલ્લા દેહની આયુષ્યસ્થિતિ હોય ત્યાં સુધી જ હોય છે, પણ તે છેલ્લા દેહનું આયુષ્ય પૂર્ણ થતાં પુનઃ દેહ ધારણ કરવાપણું સર્વદાને માટે મટી જાય છે.)

હવે તે છેલ્લા દેહના આયુષ્ અન્તે મન-વચન-કાયાના યોગ છૂટતાં ચૌદમા અયોગી ગુણસ્થાનકની દશા વર્ણવે છે. (આ જ યોગદૃષ્ટિસમુચ્ચયમાં વર્ણવેલો **યોગ-સંન્યાસયોગ** છે.)

મન, વચન, કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહા સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો.—અપૂર્વ૦ ૧૭
એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા;
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુલઘુ, અમૂર્ત્ત સહજપદરૂપ જો.—અપૂર્વ૦ ૧૮

મન-વચન-કાયા ને કર્મની વર્ગણા એ સકલ પુદ્ગલનો સંબંધ સર્વદાને માટે

સર્વથા જ્યાં છૂટી જાય છે, એવું અયોગી ગુણસ્થાનક જ્યાં વર્તે છે, કે જે મહાભાગ્ય-રૂપ પૂર્ણ સુખદાયક અને સર્વથા અબંધ છે. એક પરમાણુમાત્રનું જ્યાં સ્પર્શવાપણું રહ્યું નથી, એવું પૂર્ણ કલંકરહિત નિષ્કલંક અડોલ-અચલ પૂર્ણ આત્મસ્વરૂપ પ્રગટે છે કે જે આત્મસ્વરૂપ ભાવકર્મ રહિતપણાથી શુદ્ધ છે, દ્રવ્યકર્મ રહિતપણાથી નિરંજન છે, સર્વ પ્રદેશે ચૈતન્યમય હોવાથી ચૈતન્યમૂર્તિ છે; પરભાવ વિભાવનો સ્પર્શ-લેશ નહિં હોવાથી ચૈતન્ય સિવાય બીજું કાંઇ પણ જ્યાં નથી, એવું અનન્યમય છે; સ્વરૂપપ્રતિષ્ઠત્વરૂપ અગુરુલઘુગુણથી સંપન્ન હોવાથી, નહિં ન્યૂન કે નહિં અધિક એવું અગુરુલઘુ છે, રસાદિ મૂર્તગુણથી રહિત હોવાથી અમૂર્ત છે. આત્માની સાથે સહજન્મા અપૂર્વ સ્વભાવભૂત હોવાથી સહજ છે; અને સદાસ્થાયિ હોવાથી નિશ્ચલપદરૂપ છે. તે પદની પ્રાપ્તિનો અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

આમ अ, इ, उ, ऋ, लृ એ ચાર હ્રસ્વ અક્ષર ઉચ્ચારણકાળ પર્યંત ચૌદમા ગુણસ્થાનને સ્પર્શી તે મુક્ત આત્મા ઊર્ધ્વગમન કરે છે તેનું વર્ણન કરે છે—

પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિસુખમાં,
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો.—અપૂર્વ૦ ૧૯

પૂર્વપ્રયોગાદિ કારણના યોગે કરીને આ સર્વ કર્મથી મુક્ત થયેલો આત્મા ઊર્ધ્વ-ગમન કરી લોકના અગ્રભાગે સિદ્ધાલયે પ્રાપ્ત થઈ ત્યાં સુસ્થિત હોય છે અને ત્યાં સાદિ અનન્ત (જેની આદિ છે પણ અંત નથી એવા) અનન્ત સમાધિસુખમાં તે અનન્ત દર્શન અને અનન્ત જ્ઞાનસહિત આત્મા નિમગ્ન રહે છે.

(નોંધઃ—પૂર્વપ્રયોગ–જેમ ચક્રને હાથો ફેરવ્યાથી તે ચાલે છે અને તે હાથો મૂકી દીધા પછી પણ તે ચક્ર થોડો વખત પૂર્વપ્રયોગના કારણે ચાલ્યા કરે છે, એ આદિ દૃષ્ટાંતથી સિદ્ધની ઊર્ધ્વગતિ સિદ્ધ થાય છે.)

તે અનન્ત સુખમય સિદ્ધપદ વાણીને અગોચર છે તે વર્ણવે છે—

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.—અપૂર્વ૦ ૨૦

જે પદને શ્રી સર્વજ્ઞ ભગવાને જ્ઞાનમાં સાક્ષાત્ દીઠું છતાં તે કેવળજ્ઞાનશ્રી-સંપન્ન **શ્રીમદ્ ભગવાન** પણ કહી શક્યા નહિ, તેહ સ્વરૂપપદને અન્ય વાણી તે શું કહી શકે? તે પદનું જ્ઞાન માત્ર અનુભવગોચર રહ્યું છે,—એવું તે અવાચ્ય છે. તે પદની પ્રાપ્તિનો એવો અપૂર્વ અવસર અમને ક્યારે પ્રાપ્ત થશે?

હવે ઉપસંહાર કરતાં દિવ્ય દ્રષ્ટા કવીશ્વર **શ્રીમદ્ રાજચંદ્રજી** તે પરમપદની પ્રાપ્તિનો પોતાનો મનોરથ વ્યક્ત કરતાં અપૂર્વ ભાવાવેશથી લલકારે છે—

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગર ને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો.—અપૂર્વ૦ ૨૧

તેહ પરમપદ પ્રાપ્તિનું મેં ધ્યાન કર્યું છે. પણ 'હાલ'—તત્ક્ષણ તો તે ગજા વગર ને મનોરથરૂપ છે. (અર્થાત્ તેવા પ્રકારનું અમારૂં આત્મસામર્થ્ય ઘણું વિકસ્યું છે પણ હજુ પૂર્ણ વિકસ્યું નથી, એટલે તે પદ અમને ક્યારે પ્રાપ્ત થશે? એનો અમે અજપાજાપ જપીએ છીએ.) તથાપિ આ **રાજચંદ્રને** પોતાના મનમાં નિશ્ચય રહ્યો છે કે અમે પ્રભુની આજ્ઞાએ તે પ્રભુસ્વરૂપ જ–તે પરમપદસ્વરૂપ જ અવશ્ય થઈશું.

કારણ કે અમારો તે પરમપદ પ્રાપ્તિ માટેનો પરમ આત્મપુરુષાર્થ અખંડિતપણે ચાલુ છે, એટલે અમે તથારૂપ આત્મસામર્થ્ય પૂર્ણ વિકસિત કરી તે પરમપદને અવશ્ય પામશું જ એમ અમારો આત્મા સાક્ષી પૂરે છે.

અને તે મનોરથપૂર્તિ આ જન્મમાં પૂર્ણપ્રાય થઈ પણ ખરી, કારણ કે આ કાવ્ય સં. ૧૯૫૧માં લખાયું ત્યાર પછી સં. ૧૯૫૭માં દેહોત્સર્ગ પર્યંત **શ્રીમદ્**ના તે પરમપદપ્રાપ્તિ માટેના પુરુષાર્થની અખંડ ધારા કેવી ચાલુ હતી ને આત્મપુરુષાર્થસિદ્ધિ કેવી અદ્ભુત હતી તે તેમના ગ્રંથના અને અધ્યાત્મચારિત્રમય ચરિત્રના અવલોકન પરથી સ્વયં પ્રતીત થાય છે.

બાહ્યાભ્યંતર નિર્ગ્રંથ માર્ગે વિચરવાના અપૂર્વ અવસરની ગવેષણા કરતા ને પરમપદપ્રાપ્તિનો આવો પરમ ભવ્ય મનોરથ સેવતા **શ્રીમદ્**ના દિવ્ય આત્માનો કેવો ધન્ય મનોરથ! કેવો અનન્ય આત્મનિશ્ચય! કેવો અપૂર્વ આત્મપુરુષાર્થ!



## પ્રકરણ અડસઠમું

# શ્રીમદ્નું અપૂર્વ આત્મધ્યાન

'**सत्यं परं धीमहि।**' (એવું જે) પરમ સત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ × × કોઈ પણ પ્રકારે ઉપયોગ ફરી અન્યભાવમાં પોતાપણું થતું નથી, અને અખંડ આત્મધ્યાન રહ્યા કરે છે.'—શ્રીમદ્ રાજચંદ્ર.

આ પરમપદપ્રાપ્તિનું દિવ્ય ધ્યાન કર્યાનો ભવ્ય મનોરથ **શ્રીમદે** આ 'અપૂર્વ અવસર'ના દિવ્ય કાવ્યમાં (ઘણું કરી) સં. ૧૯૫૧ના કા. માસમાં સંગીત કર્યો. તે વખતે તો તેમણે તે 'ગજા વગર'ને 'હાલ' મનોરથરૂપ એમ કહ્યું, પણ તે પછી તો તે માટેનો **શ્રીમદ્**નો અપૂર્વ આત્મપુરુષાર્થ જીવનના અંત પર્યંત ઉત્તરોત્તર બળવત્તર બનતો જતો જ હતો, એમનું અપૂર્વ આત્મધ્યાન ઉત્તરોત્તર ઊર્ધ્વગામી બનતું

જતું જ હતું, અને '**કેવલભૂમિકાના સહજ પરિણામી ધ્યાન**' પર્યંત પહોંચ્યું હતું; એટલે તેમણે તે પરમપદની પ્રાપ્તિ નથી કરી એમ નહિં પણ કરી જ છે, વ લગભગ કરી જ છે એમ સમજવાનું છે. અને આ ૧૯૫૧ની સાલ પૂર્વે પણ **શ્રીમ** આ પરમપદનું ધ્યાન કરી જ રહ્યા હતા અને તેની પ્રાપ્તિનો **શ્રીમદ્**નો અસીમ આત્મપુરુષાર્થ ચાલુ જ હતો. એટલે અધ્યાત્મજીવનના પ્રથમ તબક્કાના પ્રારંભથી માંડીને આ જીવનના અંત પર્યંત વધતી જતી દશાવાળું આ અપૂર્વ આત્મધ્યાન ધ્યાવતા **શ્રીમદ્**, હાથનોંધ ૧–૩૧ માં જણાવ્યું છે તેમ 'કેવલ ભૂમિકાના સહજ પરિણામી ધ્યાન' પર્યંત તો પહોંચી જ ગયા હતા,—એ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનની અનુભવસિદ્ધ સિદ્ધ હકીકત છે. **શ્રીમદ્**ના આ અદ્ભુત અલૌકિક અનુપમ **અપૂર્વ આત્મધ્યાન** સંબંધી આ પ્રકરણમાં વિવરણ કરશું.

અધ્યાત્મમાં નિમજ્જન કરી રહેલા **શ્રીમદ્** આ આત્મધ્યાનના માર્ગે ક્યારનાયે પ્રયાણ કરી ચૂક્યા જ હતા. સં. ૧૯૬૫ના વૈ. સુ. ૧૨ ના દિને ખીમજીભાઈ પરના પત્રમાં (અં. ૬૨) **શ્રીમદ્** આ કાળમાં ધ્યાનની કઈ ભૂમિકા આ ક્ષેત્રે સાધ્ય થઈ શકે એ અંગેની સામાન્ય શાસ્ત્રસ્થિતિનું દિગ્દર્શન કરતાં પ્રથમ માર્મિકપણે આ મથાળું લખે છે—'**પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે. પણ તે ધ્યાવન આત્મા સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી, એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્કૃષ્ટ વચનામૃત છે.**' અર્થાત્ સત્પુરુષનો વિનયોપાસક આત્મા પરમાત્માનું ધ્યાન કરતાં પરમાત્મા થાય છે એમ માર્મિક તત્ત્વ સૂચવી લખે છે—'મોક્ષના માર્ગની અનુકૂળતા ધોરી વાટે પ્રથમ ધર્મધ્યાનથી છે આ કાળમા રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સ્વભાવે, કેટલાકને સદ્ગુરુરૂપ નિરુપમ નિમિત્તથી અને કેટલાકને સત્સંગઆદિ લઈ અનેક સાધનોથી થઈ શકે છે; પણ તેવા પુરુષો–નિર્ગ્રંથમતના–લાખોમાં પણ કોઈક જ નીકળી શકે છે. ઘણે ભાગે તે સત્પુરુષો ત્યાગી થઈ, એકાંતભૂમિકામાં વાસ કરે છે, કેટલાક બાહ્ય અત્યાગને લીધે સંસારમા રહ્યા છતાં સંસારીપણું જ દર્શાવે છે. પહેલા પુરુષનું મુખ્યોત્કૃષ્ટ અને બીજાનું ગૌણોત્કૃષ્ટ જ્ઞાન પ્રાયે કરીને ગણી શકાય.' અત્રે 'કેટલાક બાહ્ય અત્યાગને લીધે સંસારમા રહ્યા છતાં સંસારીપણું જ દર્શાવે છે.'—એ શબ્દમાં **શ્રીમદે** પોતાને માટે ગર્ભિત સૂચન કર્યું હોય એમ લાગે છે, એટલે આ વખતે પણ (૧૯૪૫ના વૈ.) **શ્રીમદ્** રૂપાતીત ધ્યાનદશાએ તો પહોંચી જ ગયા હતા. પછી આગળ લખે છે—'ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણી શકાય; ત્યાં ધર્મધ્યાનની ગૌણતા છે, પાંચમે મધ્યમ ગૌણતા છે. છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે. સાતમે મુખ્યતા છે. આપણે ગૃહવાસમાં સામાન્ય વિધિએ પાચમે ઉત્કૃષ્ટે તો આવી શકીએ; આ સિવાય ભાવની અપેક્ષા તો ઓર જ છે!' અર્થાત્ બાહ્ય દૃષ્ટિથી જોતાં 'સામાન્ય વિધિ' પ્રમાણે–સામાન્ય વિધાન પ્રમાણે પાંચમા ગુણસ્થાન સુધી તો પહોંચી શકાય, પણ આ સિવાય '**ભાવની અપેક્ષા તો ઓર જ છે!**'—આ સામાન્ય નિયમરૂપ વિધાન તો ઉત્સર્ગમાર્ગરૂપ છે, તે અપ-

વાદની અપેક્ષા રાખે છે. એટલે કોઈ અપવાદવિશેષે કોઈ અંતરૂઆત્મપરિણામી ઉચ્ચ આત્મભાવને પામેલો વિશિષ્ટ આરાધક આગળ પણ વધી શકે, તેવો તથારૂપ આત્મભાવ હોય તો જીવ ઘણી ઉચ્ચ ગુણભૂમિકાએ પણ પ્હોંચી શકે ખરો. અને તે વસ્તુ પોતાને અનુભવસિદ્ધ છે એટલે જ અત્રે આમ ગૂઢ માર્મિક ભાવ સૂચવતું આ (!) આશ્ચર્યચિહ્ન સૂચક રીતે મૂક્યું જણાય છે. અસ્તુ! **શ્રીમદ્**ની આ ધર્મધ્યાનદશા ઉત્તરોત્તર આગળ વધતી જ ગઈ, અને **'ધર્મ જ જેના અસ્થિ છે, ધર્મ જ જેની મિંજા છે'** એ સુપ્રસિદ્ધ પત્રમાં (અં. ૧૩૦, સં. ૧૯૪૬ પ્ર. ભા. સુદ ૧૧) સૂચવ્યું છે તેમ પરાકાષ્ઠાને પામી ગઈ.

પછી **સૌભાગ્ય**ના સતસમાગમ પછી **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનમાં શુદ્ધ આત્મધ્યાનના માર્ગે સંચરવાનો ધન્ય પ્રસંગ કેમ બન્યો તે આપણે આગલા પ્રકરણોમાં જોઈ જ ગયા છીએ. ૧૯૪૭માં શુદ્ધ સમકિત પ્રકાશ્યું ત્યારથી તો **શ્રીમદ્**ની આ શુદ્ધ આત્મધ્યાનની દશા અત્યંત અત્યંત વેગથી કેવી ઊર્ધ્વગામિની બનતી ગઈ તે આપણે જોયું જ છે. 'હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે' એમ નિરંતર આત્મસાક્ષાત્કાર–આત્મદર્શન કરતા, 'અલખ નામ ધૂનિ લગી ગગનમેં' એમ અલખની ધૂનિ–ધૂન ગજાવતા, 'શુદ્ધતા વિચારે ધ્યાવે' એમ શુદ્ધતાનું ધ્યાન ધરતા **શ્રીમદ્** આ શુદ્ધ આત્મધ્યાનના પંથે કેવા ઉગ્ર વેગથી પ્રયાણ કરી રહ્યા હતા તે પણ આપણે જોયુ જ છે. આવા નિર્વિકલ્પ સહજ સમાધિમાં સ્થિતિ કરતા, જીવન્મુક્ત કેવલશુદ્ધાત્માનુભવદશાનો અમૃતાનુભવ કરતા, દેહ છતાં વિદેહી કાયોત્સર્ગદશાએ વિહરતા, સર્વભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી અસંગ ઉદાસીનપણે વિચરતા, એક પુરાણપુરુષ અને તેની પ્રેમસંપત્તિમાં જ અનન્ય પ્રેમ ધરતા **શ્રીમદ્** ૧૯૪૮ના કા. સુ. ૧૩ના દિને પોતાના **પરમાર્થસખા સૌભાગ્યને** પત્રમા (અં.૩૦૨) આ મથાળું લખી પોતાનું આત્મસંવેદન દર્શાવે છે—'**सत्यं परं धीमहि ।** (એવું જે) પરમ સત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ.' પુનઃ અં. ૩૦૭ માં પણ **સૌભાગ્યને** તે જ વચન મથાળે લખી લખે છે—

'(એવું જે) પરમસત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ. ભગવતને સર્વ સમર્પણ કર્યા સિવાય આ કાળમાં જીવનું દેહાભિમાન મટવું સંભવતું નથી. માટે અમે સનાતન ધર્મરૂપ પરમ સત્ય તેનું નિરંતર ધ્યાન કરીએ છીએ. જે સત્યનું ધ્યાન કરે છે, તે સત્ય હોય છે.' અર્થાત્ પરમ સત્ય–પરમસત્ એવું જે ભગવત્સ્વરૂપ–પરમપદ પરમાત્મસ્વરૂપ તેનું **શ્રીમદ્** નિરંતર ધ્યાન કરી રહ્યા છે. **શ્રીમદે** ભગવત્ચરણે સર્વ સમર્પણ–આત્માર્પણ કરી દીધું છે અને એમ કરી દેહાભિમાન મટાડી દીધું છે. 'સનાતનધર્મરૂપ પરમ સત્ય'નું–પરમાત્મપદનું નિરંતર અખંડ ધ્યાન કરી રહેલા **શ્રીમદ્**ના દિવ્ય આત્માને નિશ્ચય છે કે જે સત્યનું ધ્યાન કરે છે તે સત્ય હોય છે,–એટલે કે પોતે તે પરમ સત્યસ્વરૂપ થયા જ છે વા થશે જ એમ માર્મિકપણે અત્ર સૂચવી દીધું જ છે. પત્રાંક ૩૨૩ માં પણ તેમ જ લખે છે—'પરમ સતનું ધ્યાન કરીએ છીએ' ઇત્યાદિ.

જે જેને ધ્યાવે તે તેવો થાય છે, એ સ્વયં સિદ્ધ હકીકત છે. ભ્રમરી–ઇયળનું દૃષ્ટાંત અત્ર પ્રસિદ્ધ છે. **શ્રીમદે** પ્રથમ જ કહ્યું છે (અં. ૬૨) તેમ 'પરમાત્માને

'તું જ હતું, અને '**કેવલભૂમિકાના સહજ પરિણામી ધ્યાન**' પર્યંત પહોંચ્યુ જ તું; એટલે તેમણે તે પરમપદની પ્રાપ્તિ નથી કરી એમ નહિં પણ કરી જ છે, વા ગભગ કરી જ છે એમ સમજવાનું છે. અને આ ૧૯૫૧ની સાલ પૂર્વે પણ **શ્રીમદ્** પા પરમપદનું ધ્યાન કરી જ રહ્યા હતા અને તેની પ્રાપ્તિનો **શ્રીમદ્**નો અસીમ માત્મપુરુષાર્થ ચાલુ જ હતો. એટલે અધ્યાત્મજીવનના પ્રથમ તબક્કાના પ્રારંભથી માંડીને મા જીવનના અંત પર્યંત વધતી જતી દશાવાળું આ અપૂર્વ આત્મધ્યાન ધ્યાવતા રીમદ્, હાથનોંધ ૧–૩૧ માં જણાવ્યું છે તેમ 'કેવલ ભૂમિકાના સહજ પરિણામી ધ્યાન' યર્યંત તો પહોંચી જ ગયા હતા,–એ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનની અનુભવસિદ્ધ સિદ્ધ હકીકત છે. **શ્રીમદ્**ના આ અદ્ભુત અલૌકિક અનુપમ **અપૂર્વ આત્મધ્યાન** સંબંધી આ પ્રકરણમાં વિવરણ કરશું.

અધ્યાત્મમાં નિમજ્જન કરી રહેલા **શ્રીમદ્** આ આત્મધ્યાનના માર્ગે ક્યારનાયે પ્રયાણ કરી ચૂકયા જ હતા. સં. ૧૯૬૫ના વૈ. સુ. ૧૨ ના દિને ખીમજીભાઈ પરના પત્રમા (અં. ૬૨) **શ્રીમદ્** આ કાળમાં ધ્યાનની કઈ ભૂમિકા આ ક્ષેત્રે સાધ્ય થઈ શકે એ અંગેની સામાન્ય શાસ્ત્રસ્થિતિનું દિગ્દર્શન કરતાં પ્રથમ માર્મિકપણે આ મથાળું લખે છે—'**પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે. પણ તે ધ્યાવન આત્મા સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી, એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્કૃષ્ટ વચનામૃત છે.**' અર્થાત્ સત્પુરુષનો વિનયોપાસક આત્મા પરમાત્માનુ ધ્યાન કરતાં પરમાત્મા થાય છે એમ માર્મિક તત્ત્વ સૂચવી લખે છે—'મોક્ષના માર્ગની અનુકૂળતા ધોરી વાટે પ્રથમ ધર્મધ્યાનથી છે આ કાળમા રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સ્વભાવે, કેટલાકને સદ્ગુરુરૂપ નિરુપમ નિમિત્તથી અને કેટલાકને સત્સંગઆદિ લઈ અનેક સાધનોથી થઈ શકે છે, પણ તેવા પુરુષો–નિર્ગ્રંથમતના–લાખોમાં પણ કોઈક જ નીકળી શકે છે. ઘણે ભાગે તે સત્પુરુષો ત્યાગી થઈ, એકાંતભૂમિકામાં વાસ કરે છે, કેટલાક બાહ્ય અત્યાગને લીધે સંસારમા રહ્યા છતાં સંસારીપણું જ દર્શાવે છે. પહેલા પુરુષનું મુખ્યોત્કૃષ્ટ અને બીજાનુ ગૌણોત્કૃષ્ટ જ્ઞાન પ્રાયે કરીને ગણી શકાય.' અત્રે 'કેટલાક બાહ્ય અત્યાગને લીધે સંસારમા રહ્યા છતા સંસારીપણું જ દર્શાવે છે.'—એ શબ્દમાં **શ્રીમદે** પોતાને માટે ગર્ભિત સૂચન કર્યું હોય એમ લાગે છે, એટલે આ વખતે પણ (૧૯૪૫ના વૈ.) **શ્રીમદ્** રૂપાતીત ધ્યાનદશાએ તો પહોંચી જ ગયા હતા. પછી આગળ લખે છે—'ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણી શકાય; ત્યાં ધર્મધ્યાનની ગૌણતા છે, પાચમે મધ્યમ ગૌણતા છે. છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે. સાતમે મુખ્યતા છે. આપણે ગૃહવાસમાં સામાન્ય વિધિએ પાચમે ઉત્કૃષ્ટે તો આવી શકીએ; આ સિવાય ભાવની અપેક્ષા તો ઓર જ છે!' અર્થાત્ બાહ્ય દૃષ્ટિથી જોતાં 'સામાન્ય વિધિ' પ્રમાણે–સામાન્ય વિધાન પ્રમાણે પાચમા ગુણસ્થાન સુધી તો પહોંચી શકાય, પણ આ સિવાય '**ભાવની અપેક્ષા તો ઓર જ છે!**'—આ સામાન્ય નિયમરૂપ વિધાન તો ઉત્સર્ગમાર્ગરૂપ છે, તે અપ-

લખી, એમ ઉત્તરોત્તર વધતા ક્રમે સાતવાર 'ધ્યાન' શબ્દ લખ્યો છે. તેનું માર્મિક સૂચન ઘણું ઊંડું છે, અને તે સૂચન એમ જણાય છે કે—૫-૬-૭-૮-૯-૧૦-૧૨ એમ ઉત્તરોત્તર ગુણસ્થાનકે આત્મધ્યાનનું બળવત્તરપણું થતું જતું હોય એવી પરમ ધન્ય ધ્યાનદશા **શ્રીમદ્** પોતે સંભારી રહ્યા છે, ભાવી રહ્યા છે, ધ્યાવી રહ્યા છે, અનુભવી રહ્યા છે. હાથનોંધ ૧-૫માં પણ આવો જ માર્મિક ભાવ સૂચવ્યો છે. અને હાથનોંધ ૨-૨૩માં તો **શ્રીમદે** આ ગુણસ્થાનશ્રેણીની અત્યારસુધીમાં પ્રાયે કોઈએ પણ ન કરી હોય એવી પરમ અદ્‌ભુત પરમ અપૂર્વ પરમ વિશદ આવી સ્પષ્ટ વ્યાખ્યા પ્રકાશી છે—

'કેવળ સમવસ્થિત શુદ્ધ ચેતન **મોક્ષ.**
તે સ્વભાવનું અનુસંધાન તે **મોક્ષમાર્ગ.**
પ્રતીતિરૂપે તે માર્ગ જ્યાં શરૂ થાય છે ત્યાં **સમ્યક્‌દર્શન.**
દેશઆચરણરૂપે તે પંચમ ગુણસ્થાનક.
સર્વ આચરણરૂપે તે છઠ્ઠું ગુણસ્થાનક.
અપ્રમત્તપણે તે આચરણમાં સ્થિતિ તે સપ્તમ ગુણસ્થાનક.
અપૂર્વ આત્મજાગૃતિ તે અષ્ટમ „
સત્તાગત સ્થૂળ કષાય બળપૂર્વક સ્વરૂપસ્થિતિ તે નવમ „
સૂક્ષ્મ „ „ દશમ „
ઉપશાંત „ „ એકાદશમ „
ક્ષીણ „ „ દ્વાદશમ „

આવી અનુભવની અદ્‌ભુત છાપવાળી અપૂર્વ વ્યાખ્યા પ્રકાશનારો અને તે તે ગુણસ્થાનોની ઉત્તરોત્તર વધતી દશાનું અનુપમ ધ્યાન ધરનારો પુરુષ. તે તે ગુણસ્થાનોની દશાનો ગુપ્ત ભેદ પામેલો—'**સમાપત્તિથી**'-ધ્યાનદ્વારા સ્પર્શનથી સાક્ષાત્કાર પામેલો કોઈ અલૌકિક દિવ્ય પુરુષ હોવો જોઈએ, એમ કોઈ પણ તટસ્થ તત્ત્વચિંતકને શીઘ્ર સમજાય છે. રૂઢ મૂઢ ને ગૂઢ કલ્પનાઓ મૂકી દઈ મધ્યસ્થતાથી વિચારવામાં આવે તો **શ્રીમદ્** ખરેખર! અત્રે સૂચન કરેલા ઉચ્ચતમ ગુણસ્થાનોની ભૂમિકામાં—'**કેવલ લગભગ ભૂમિકા**'માં અવશ્ય વિચરતા હશે જ એમ કોઇ પણ વિચારકને પ્રતીત થાય છે. બાકી આવા **પરમ જ્ઞાની પરમ ધ્યાની અલૌકિક યોગીંદ્ર** આત્મધ્યાનની કઈ ગુણશ્રેણીએ પહોંચી ગયા હશે, તે તેવી દશાવાળા અતીંદ્રિય જ્ઞાની યોગીન્દ્ર વિના કોણ કહી શકે? આવું અપૂર્વ, અનુપમ, અદ્‌ભુત, અલૌકિક **આત્મધ્યાન** જેને અધ્યાત્મજીવનના આ મધ્ય તબક્કામાં પણ વર્ત્તતું હતું, તે પરમ ભાવિતાત્મા **શ્રીમદ્**ની અપૂર્વ અનુપમ અદ્‌ભુત અલૌકિક આત્મદશાનું માપ તેવા જ્ઞાનીંદ્ર વિના કોણ કરી શકે? તો પછી આવા અગાધ ગુણરત્નાકર **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનમાં ડૂબકી મારી શોધેલા થોડા ગુણરત્નોના દિગ્‌દર્શનરૂપ થોડા પ્રકરણોના આલેખન સિવાય આ ચરિત્રાલેખક પણ બીજું શું કરી શકે? બીજું કેટલું કરી શકે?

Λ

ધ્યાવવાથી પરમાત્મા થવાય છે;' અને તેવી પોતાની વર્ત્તતી ધ્યાનદશાનું જાણે માર્મિક સૂચન કરતા હોય એમ **આનંદઘનજી**નું આ પ્રસિદ્ધ વચન આ પત્રોમાં (અં. ૩૧૪, ૩૮૭) ટાંક્યું છે—'જિન થઈ જિનને જે આરાધે, તે સહી જિનવર હોવે રે; ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે.'—આનો અપૂર્વ પરમાર્થ **શ્રીમદે** ત્યાં (અં.૩૮૭) પ્રકાશ્યો છે—જિન થઈને એટલે સાંસારિક ભાવને વિયેથી આત્મભાવ ત્યાગીને, જે કોઈ 'જિનને એટલે કૈવલ્યજ્ઞાનીને-વીતરાગને આરાધે છે, તે નિશ્ચયે જિનવર એટલે કૈવલ્યપદે યુક્ત હોય છે. તેને ભમરી અને ઈયળનું પ્રત્યક્ષ સમજાય એવું દૃષ્ટાંત આપ્યું છે.' અને જિનધ્યાન કરતાં **શ્રીમદે** અનુભવસિદ્ધપણે તેમજ કર્યું છે, અને તેમ જ થયા છે. કારણ કે—

'શુદ્ધ નિરંજન અલખ અગોચર, એહિજ સાધ્ય સુહાયો રે;
જ્ઞાન ક્રિયા અવલંબી ફરસ્યો, અનુભવ સિદ્ધિ ઉપાયો રે.
રાય સિદ્ધારથ વંશ વિભૂષણ ત્રિશલારાણી જાયો રે;
અજ અજરામર સહજાનંદી, ધ્યાનભુવનમાં ધ્યાયો રે.'–(અં. ૩૧૧)

—એ **શ્રીમદ્**ની પોતાની વર્ત્તી રહેલી ધ્યાનદશાનું પ્રતિબિંબ પાડતા આ અમર શબ્દોથી સૂચિત થાય છે તેમ-જ્ઞાનક્રિયા અવલંબી **શ્રીમદ્**ના દિવ્ય આત્માએ 'શુદ્ધ નિરંજન અલખ અગોચર' આ જ સાધ્ય એવો શુદ્ધઆત્મારૂપ અનુભવસિદ્ધિનો ઉપાય સ્પર્શ્યો છે, અને 'અજ અજરામર સહજાનંદી' એવા જિનભગવાન **મહાવીર**ના દિવ્ય આત્માને ધ્યાનભુવનમાં ધ્યાવ્યો છે,—'ધ્યાનભુવનમાં ધ્યાયો રે' એટલે જ આ ધ્યાનસુખનો પરમ અમૃતાનુભવ કરતા **શ્રીમદ્**ના દિવ્ય આત્માએ આ કેવલ આત્માનુભવગમ્ય ધ્યાનસુખનો આ અનુભવોલ્લાસ ત્યા જ (અં. ૩૧૧, ૩૯૦) **યશોવિજયજી**ના આ અમર શબ્દોમાં દર્શાવ્યો છે—'નાગર સુખ પામર નવ જાણે, વલ્લભ સુખ ન કુમારી રે; અનુભવ વણ તેમ ધ્યાન તણું સુખ, કુણ જાણે નરનારી રે?' ઇ. એમ દિવ્ય ધ્યાનસુખનો અનુભવ કરતા **શ્રીમદ્** આમ સાક્ષાત્ પરમાત્મસ્વરૂપ શુદ્ધ આત્મારૂપ જિનનું ધ્યાન કરતાં શુદ્ધ આત્મધ્યાન પર કેવા આરૂઢ થઈ ગયા, તે આ તેમના **સૌભાગ્ય** પરના પત્રોમાં (અં. ૨૮૦, ૩૬૬, ૩૧૪ ઈ.) વારંવાર આવતા અનુભવોદ્ગાર જ દર્શાવે છે—'જણાવ્યા જેવું તો મન છે, કે જે સત્સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયુ છે (નાગ જેમ મોરલી ઉપર) × × (અં. ૨૮૦). આતમધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇણમેં નાવે; વાગજાળ બીજું સૌ જાણે, એહ તત્ત્વ ચિત્ત ચાવે. (અં. ૩૧૪) મનમાં વારંવાર વિચારથી નિશ્ચય થઈ રહ્યો છે કે કોઈ પણ પ્રકારે ઉપયોગ ફરી અન્યભાવમાં પોતાપણું થતું નથી, અને અખંડ આત્મધ્યાન રહ્યા કરે છે.× × નિરુપમ એવું જે આત્મધ્યાન તીર્થંકરાદિકે કર્યું છે, તે પરમ આશ્ચર્યકારક છે.' (અં. ૩૬૬) ઇ. એવું પરમ આશ્ચર્યકારક પરમ અદ્ભુત અખંડ આત્મધ્યાન **શ્રીમદ્** ધરતા હતા.

**શ્રીમદ્**ના આ પરમપદપ્રાપ્તિના ધ્યાનની વધતી જતી ગુણશ્રેણી કેવી અદ્ભુત હતી, તેનું દર્શન આપણને **શ્રીમદ્**ના હૃદયદર્પણ સમી હાથનોંધમાં પ્રાપ્ત થાય છે. હાથનોંધ ૧-૨૫માં એકવાર 'ધ્યાન' શબ્દ લખી, તેની નીચેમાં બેવાર 'ધ્યાન ધ્યાન'

ળી, એમ ઉત્તરોત્તર વધતા ક્રમે સાતવાર 'ધ્યાન' શબ્દ લખ્યો છે. તેનું માર્મિક ચન ઘણું ઊંડું છે, અને તે સૂચન એમ જણાય છે કે—૫–૬–૭–૮–૯–૧૦–૧૨ મ ઉત્તરોત્તર ગુણસ્થાનકે આત્મધ્યાનનું બળવત્તરપણું થતું જતું હોય એવી પરમ ન્ય ધ્યાનદશા **શ્રીમદ્દ** પોતે સંભારી રહ્યા છે, ભાવી રહ્યા છે, ધ્યાવી રહ્યા છે, અનુ- ાવી રહ્યા છે. હાથનોંધ ૧–૫માં પણ આવો જ માર્મિક ભાવ સૂચવ્યો છે. અને હાથનોંધ –૨૩માં તો **શ્રીમદે** આ ગુણસ્થાનશ્રેણીની અત્યારસુધીમાં પ્રાયે કોઈએ પણ ન કરી ાય એવી પરમ અદ્ભુત પરમ અપૂર્વ પરમ વિશદ આવી સ્પષ્ટ વ્યાખ્યા પ્રકાશી છે—

'કેવળ સમવસ્થિત શુદ્ધ ચેતન **મોક્ષ.**
તે સ્વભાવનું અનુસંધાન તે **મોક્ષમાર્ગ.**
પ્રતીતિરૂપે તે માર્ગ જ્યાં શરૂ થાય છે ત્યાં **સમ્યક્દર્શન.**

| | |
|---|---|
| દેશઆચરણરૂપે તે | પંચમ ગુણસ્થાનક. |
| સર્વ આચરણરૂપે તે | છઠ્ઠું ગુણસ્થાનક. |
| અપ્રમત્તપણે તે આચરણમાં સ્થિતિ તે | સપ્તમ ગુણસ્થાનક. |
| અપૂર્વ આત્મજાગૃતિ તે | અષ્ટમ ,, |
| સત્તાગત સ્થૂળ કષાય બળપૂર્વક સ્વરૂપસ્થિતિ તે | નવમ ,, |
| સૂક્ષ્મ ,, ,, | દશમ ,, |
| ઉપશાંત ,, ,, | એકાદશમ ,, |
| ક્ષીણ ,, ,, | દ્વાદશમ ,, |

આવી અનુભવની અદ્ભુત છાપવાળી અપૂર્વ વ્યાખ્યા પ્રકાશનારો અને તે તે ગુણસ્થાનોની ઉત્તરોત્તર વધતી દશાનું અનુપમ ધ્યાન ધરનારો પુરુષ. તે તે ગુણસ્થાનોની દશાનો ગુપ્ત ભેદ પામેલો—**'સમાપત્તિથી'**—ધ્યાનદ્વારા સ્પર્શનથી સાક્ષાત્કાર પામેલો કોઈ અલૌકિક દિવ્ય પુરુષ હોવો જોઈએ, એમ કોઈ પણ તટસ્થ તત્ત્વચિંતકને શીઘ્ર સમજાય છે. રૂઢ મૂઢ ને ગૂઢ કલ્પનાઓ મૂકી દઈ મધ્યસ્થતાથી વિચારવામાં આવે તો **શ્રીમદ્દ** ખરેખર! અત્રે સૂચન કરેલા ઉચ્ચતમ ગુણસ્થાનોની ભૂમિકામાં—**'કેવલ લગભગ ભૂમિકા'**માં અવશ્ય વિચરતા હશે જ એમ કોઈ પણ વિચારકને પ્રતીત થાય છે. બાકી આવા **પરમ જ્ઞાની પરમ ધ્યાની અલૌકિક યોગીંદ્ર** આત્મધ્યાનની કઈ ગુણશ્રેણીએ પહોંચી ગયા હશે, તે તેવી દશાવાળા અતીંદ્રિય જ્ઞાની યોગીન્દ્ર વિના કોણ કહી શકે? આવું અપૂર્વ, અનુપમ, અદ્ભુત, અલૌકિક **આત્મધ્યાન** જેને અધ્યાત્મજીવનના આ મધ્ય તબક્કામાં પણ વર્ત્તતું હતું, તે પરમ ભાવિતાત્મા **શ્રીમદ્દની** અપૂર્વ અનુપમ અદ્ભુત અલૌકિક આત્મદશાનું માપ તેવા જ્ઞાનીંદ્ર વિના કોણ કરી શકે? તો પછી આવા અગાધ ગુણરત્નાકર **શ્રીમદ્દના** અધ્યાત્મ જીવનમાં ડુબકી મારી શોધેલા થોડા ગુણરત્નોના દિગ્દર્શનરૂપ થોડા પ્રકરણોના આલેખન સિવાય આ ચરિત્રાલેખક પણ બીજું શું કરી શકે? બીજું કેટલું કરી શકે?



## પ્રકરણ ઓગણસીત્તેરમું

# પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતા અને સ્વરૂપગુપ્ત શ્રીમદ્‌ની ગુપ્તતા

આમ સમયે સમયે અનંતગુણવિશિષ્ટ અપૂર્વ આત્મધ્યાનની ધારાએ–શ્રેણીએ આરોહણ કરી રહેલા અધ્યાત્મનિમગ્ન **શ્રીમદ્** પોતાની આત્મસાધના પરિપૂર્ણ કરી રહ્યા હતા, અધ્યાત્મવિકાસના પંથે પરમ સંવેગથી શુદ્ધ આત્મદશામાં આગળ ધસી રહ્યા હતા, તેનું આપણે **શ્રીમદ્‌**ની ઊર્ધ્વગામિની શુદ્ધ આત્મદશા આલેખનારા આગલા ઓગણીશ પ્રકરણોમાં સવિસ્તર તાદૃશ્ય દર્શન કર્યું. આમ **શ્રીમદ્** પોતાની આત્મ–સાધના તો પૂર્ણ કરી રહ્યા હતા, પણ પરના–જગત્‌ના કલ્યાણાર્થે પરમાર્થમાર્ગ પ્રકાશ અંગેની શી સ્થિતિ હતી ને **શ્રીમદ્‌**ની શી ધારણા હતી? તેનું દર્શન કરવાનું હવે પ્રાપ્ત થાય છે. નિર્વિકલ્પ સમાધિના પ્રકરણમાં (૫૪) આપણે અવલોકી ગયા તેમ **શ્રીમદ્** નિર્વિકલ્પ સમાધિમાં વિલસી રહ્યા હતા. પંદર અંશે પહોંચી જવાયેલી એવી એક અંશે ન્યૂન આ પૂર્ણપ્રાય નિર્વિકલ્પ સમાધિમાં એક અંશ ન્યૂનતાનું કારણ બાહ્ય નિરુપાધિકતા નથી તે છે અને હાલ તત્કાળ પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતાનું કારણ પણ આ જ છે. આ પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતાનું અને સ્વરૂપગુપ્ત આત્મમગ્ન **શ્રીમદ્‌**ની પોતે જગત્‌પ્રસિદ્ધિથી દૂર રહેવારૂપ ગુપ્તતાનું આ પ્રકરણમાં આલેખન કરશું.

તે નિર્વિકલ્પ સમાધિના પ્રકરણમાં વિવરી બતાવ્યુ હતું તેમ **શ્રીમદ્‌**ના પોતાના આત્મગત અંતર્ગત કારણને લઇ પૂર્ણ નિર્વિકલ્પ સમાધિમાં કાંઇ ન્યૂનતા નથી,–સ્વ-અપેક્ષાએ તો પૂર્ણતા જ છે, પણ નિવૃત્તિના અભાવને લઇ પરઅપેક્ષાએ કિંચિત્ ન્યૂનતા છે. કારણકે પરના કલ્યાણ માટે તો નિવૃત્તિ જોઇએ, તે આ બાહ્ય ઉપાધિરૂપ પ્રવૃત્તિ હોય ત્યાં સુધી કેમ બની શકે? એટલે જ તે પત્રમાં (અં. ૧૭૦) કહ્યુ— 'નિવૃત્તિ હોય તો બીજાના પરમાર્થ માટે શું કરવું તે વિચારી શકાય, ત્યાર પછી ત્યાગ જોઈએ, અને ત્યાર પછી ત્યાગ કરાવવો જોઈએ.' આનો તાત્પર્ય અર્થ એ થયો કે **શ્રીમદ્‌ને** અંતરમાં તો પૂર્ણ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત છે, પણ બાહ્ય નિવૃત્તિ નથી–ઉપાધિ છે એટલે તે પરકલ્યાણને માટે બાધક અંતરાયરૂપ થઇ પડેલ છે. **શ્રીમદ્‌**ની પોતાની આત્મસાધનામાં કંઇ કસર નથી, પણ બીજાને ઉપકારક અસર થઈ પડે એટલા માટે આ બાહ્ય ઉપાધિની કસર દૂર કરવી જ જોઇએ. તે દૂર કરી પોતે ત્યાગ કરવો જોઇએ અને ત્યાર પછી બીજા પાસે ત્યાગ કરાવવો જોઇએ આવી પરમ આશ્ચર્યકારી અલૌકિક આત્મસંયમરૂપ આત્મનિયંત્રણા **શ્રીમદે** પોતે પોતા પર મૂકી છે, એ ખરેખર! પરમ અદ્ભુત આશ્ચર્યકારક છે. અત્રે અજબ થવા જેવું તો એ છે કે જે પુરુષ લાખો મનુષ્યોને અનુયાયી બનાવી શકાય એવી અસાધારણ મહાન્ જબરજસ્ત આત્મશક્તિ ધરાવે છે, એવો પરમ સમર્થ પુરુષ આવું અદ્ભુત આત્મસંયમન કરે છે! તે તેની

## પ્રકરણ ઓગણસીત્તેરમું

# પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતા અને સ્વરૂપગુપ્ત શ્રીમદ્‌ની ગુપ્તતા

આમ સમયે સમયે અનંતગુણવિશિષ્ટ અપૂર્વ આત્મધ્યાનની ધારાએ-શ્રેણીએ આરોહણ કરી રહેલા અધ્યાત્મનિમગ્ન **શ્રીમદ્** પોતાની આત્મસાધના પરિપૂર્ણ કરી રહ્યા હતા, અધ્યાત્મવિકાસના પંથે પરમ સંવેગથી શુદ્ધ આત્મદશામાં આગળ ધસી રહ્યા હતા, તેનું આપણે **શ્રીમદ્**ની ઊર્ધ્વગામિની શુદ્ધ આત્મદશા આલેખનારા આગલા ઓગણીશ પ્રકરણોમાં સવિસ્તર તાદૃશ્ય દર્શન કર્યું. આમ **શ્રીમદ્** પોતાની આત્મ-સાધના તો પૂર્ણ કરી રહ્યા હતા, પણ પરના-જગત્‌ના કલ્યાણાર્થે પરમાર્થમાર્ગ પ્રકાશ અંગેની શી સ્થિતિ હતી ને **શ્રીમદ્**ની શી ધારણા હતી? તેનું દર્શન કરવાનું હવે પ્રાપ્ત થાય છે. નિર્વિકલ્પ સમાધિના પ્રકરણમાં (૫૪) આપણે અવલોકી ગયા તેમ **શ્રીમદ્** નિર્વિકલ્પ સમાધિમાં વિલગ્ની રહ્યા હતા. પંદર અંશે પહોંચી જવાયેલી એવી એક અંશે ન્યૂન આ પૂર્ણપ્રાય નિર્વિકલ્પ સમાધિમાં એક અંશ ન્યૂનતાનું કારણ બાહ્ય નિરુપાધિકતા નથી તે છે અને હાલ તત્કાળ પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતાનું કારણ પણ આ જ છે. આ પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતાનું અને સ્વરૂપગુપ્ત આત્મમગ્ન **શ્રીમદ્**ની પોતે જગત્‌પ્રસિદ્ધિથી દૂર રહેવારૂપ ગુપ્તતાનું આ પ્રકરણમાં આલેખન કરશું.

તે નિર્વિકલ્પ સમાધિના પ્રકરણમા વિવરી બતાવ્યુ હતું તેમ **શ્રીમદ્**ના પોતાના આત્મગત અંતર્ગત કારણને લઇ પૂર્ણ નિર્વિકલ્પ સમાધિમાં કાંઇ ન્યૂનતા નથી,-સ્વ-અપેક્ષાએ તો પૂર્ણતા જ છે, પણ નિવૃત્તિના અભાવને લઇ પરઅપેક્ષાએ કિંચિત્ ન્યૂનતા છે. કારણકે પરના કલ્યાણ માટે તો નિવૃત્તિ જોઇએ, તે આ બાહ્ય ઉપાધિરૂપ પ્રવૃત્તિ હોય ત્યાં સુધી કેમ બની શકે? એટલે જ તે પત્રમાં (અં. ૧૭૦) કહ્યું— 'નિવૃત્તિ હોય તો બીજાના પરમાર્થ માટે શું કરવું તે વિચારી શકાય, ત્યાર પછી ત્યાગ જોઈએ, અને ત્યાર પછી ત્યાગ કરાવવો જોઈએ.' આનો તાત્પર્ય અર્થ એ થયો કે **શ્રીમદ્**ને અંતરૂમાં તો પૂર્ણ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત છે, પણ બાહ્ય નિવૃત્તિ નથી-ઉપાધિ છે એટલે તે પરકલ્યાણને માટે બાધક અંતરાયરૂપ થઇ પડેલ છે. **શ્રીમદ્**ની પોતાની આત્મસાધનામાં કંઇ કસર નથી, પણ બીજાને ઉપકારક અસર થઈ પડે એટલા માટે આ બાહ્ય ઉપાધિની કસર દૂર કરવી જ જોઇએ. તે દૂર કરી પોતે ત્યાગ કરવો જોઇએ અને ત્યાર પછી બીજા પાસે ત્યાગ કરાવવો જોઈએ. આવી પરમ આશ્ચર્યકારી અલૌકિક આત્મસંયમરૂપ આત્મનિયંત્રણા **શ્રીમદે** પોતે પોતા પર મૂકી છે, એ ખરેખર! પરમ અદ્ભુત આશ્ચર્યકારક છે. અત્રે અજબ થવા જેવું તો એ છે કે જે પુરુષ લાખો મનુષ્યોને અનુયાયી બનાવી શકાય એવી અસાધારણ મહાન્ જબરજસ્ત આત્મશક્તિ ધરાવે છે, એવો પરમ સમર્થ પુરુષ આવું અદ્ભુત આત્મસંયમન કરે છે! તે તેની

મનાવા–પૂજાવાની સર્વથા નિસ્પૃહિતા, નિષ્કામિતા, નિર્દંભતા, નિર્માનિતા પ્રકાશે છે. વર્તમાનમાં તો આના એક અનંતાંશ જેટલી પણ શક્તિ ન હોય છતાં તેને અનંતગણી દેખાડવાનો પ્રયાસ કરનારા, માનપૂજાની પાછળ ભમરાની જેમ ભમનારા કોઈ જનો કવચિત્ પોતાની સ્વલ્પ–વક્તૃત્વ–લેખકત્વાદિ શક્તિની કેટલી બધી જાહેરાતો કરી–કેટલા બધા નગારાં વગાડે છે તે શું આપણે પ્રત્યક્ષ નથી જોતા ? એનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે **શ્રીમદ્** ખરેખર ! મેરુ સમા મહાન્ જણાય છે. અને **શ્રીમદ્** તેવા મહાન્ પુરુષ છે એટલે જ એ મહાન્ પુરુષોની મહાન્ પ્રણાલિકાને જ અનુસરવા માગે છે. પોતે ત્યાગ કર્યા વિના બીજા પાસે કરાવવો કે બોધવો તે પ્રગટ માર્ગના વિરોધરૂપ છે. એટલે જ **આર્ષદૃષ્ટા શ્રીમદ્** કહે છે—'મહાન્ પુરુષોએ કેવી દશા પામી માર્ગ પ્રકાશ્યો છે, શું શું કરીને માર્ગ પ્રકાશ્યો છે, એ વાતનું આત્માને સારી રીતે સ્મરણ રહે છે; અને એ જ પ્રગટ માર્ગ કહેવા દેવાની ઈશ્વરી ઇચ્છાનું લક્ષણ જણાય છે.' આમ છે એટલા માટે હાલ તત્કાળ જ્યાંલગી પ્રારબ્ધોદયથી ઉપાધિયોગ છે અને ત્યાગ બને એમ નથી ત્યાંલગી **શ્રીમદ્** ગુપ્ત જ રહેવા માગે છે, પરમાર્થ પ્રકાશવા માગતા નથી. એટલે જ આટલી સ્પષ્ટતા કરી **શ્રીમદ્** અત્ર પત્રમાં (અં. ૧૭૦) **સૌભાગ્યને** આગળ લખે છે—'આટલા માટે હમણાં તો કેવળ ગુપ્ત થઈ જવું જ યોગ્ય છે. એક અક્ષરે એ વિષયે વાત કરવા ઇચ્છા થતી નથી. આપની ઇચ્છા જાળવવા ક્યારેક ક્યારેક પ્રવર્તન છે. અથવા ઘણા પરિચયમાં આવેલા યોગપુરુષોની ઇચ્છા માટે કંઈક અક્ષર ઉચ્ચાર અથવા લેખ કરાય છે. બાકી સર્વ પ્રકારે ગુપ્તતા કરી છે. અજ્ઞાની થઈને વાસ કરવાની ઇચ્છા બાંધી રાખી છે. તે એવી કે અપૂર્વ કાળે જ્ઞાન પ્રકાશતાં બાધ ન આવે. × × સૂત્રને અડતોય નથી. વ્યવહાર સાચવવા થોડાંએક પુસ્તકોનાં પાનાં ફેરવું છું. બાકી બધુંય પથ્થર પર પાણીના ચિત્ર જેવું કરી મૂક્યું છે.'— **શ્રીમદ્**ના આ ઘણા જ માર્મિક શબ્દો સૂચવે છે કે ઉચ્ચ ઉચ્ચ અનુભવભૂમિકામાં વિલસી રહેલા **શ્રીમદ્** શાસ્ત્રભૂમિકા કરતાં ક્યાંય આગળ વધી ગયા છે— **શ્રીમદ્** 'શાસ્ત્રાતિક્રાંતગોચર'–શાસ્ત્રથી પર જેનો વિષય છે એવા આત્મસામર્થ્યયોગની દશામા ઝૂલી રહ્યા છે ને ઝીલી રહ્યા છે. એટલે શાસ્ત્રાદિ પરોક્ષ સાધન પણ હવેની આત્મપ્રત્યક્ષ અનુભવદશામા પ્રાયે ઉપયોગી રહ્યા નથી, કારણકે શાસ્ત્રાદિનું પ્રયોજન જે અર્થે છે, તે વસ્તુની સાક્ષાત્ અનુભવપ્રાપ્તિ થઇ ચૂકી છે, એટલે તેનું પ્રયોજન હવેની દશામાં પ્રાયે રહ્યું નથી.

**શ્રીમદ્** આમ ભલે બ્હારમાં ગોપવીને–ગુપ્ત થઈને રહ્યા, પણ અંતરમાં શું સ્થિતિ છે ? અંતરમાં તો સ્વરૂપગુપ્તતા જ છે–સ્વરૂપસુરક્ષિતતા જ છે, એ માર્મિકપણે ગૂઢપણે દર્શાવતાં **સ્વરૂપગુપ્ત શ્રીમદ્** લખે છે—'**તન્મય આત્મયોગમાં પ્રવેશ છે. ત્યાં જ ઉલ્લાસ છે, ત્યાં જ યાચના છે, અને યોગ (મન, વચન અને કાયા) બહાર પૂર્વકર્મ ભોગવે છે.**'— **શ્રીમદ્**ની દશા જોવા જેવી છે ! તન્મય આત્મયોગમાં પ્રવેશ છે—જેમ છે તેમ આત્મામય આત્મયોગમાં પ્રવેશ છે, આત્મા

આત્માના ઉપયોગમાં જ વર્ત્તે છે! સ્વરૂપગુપ્ત **શ્રીમદ્**ની કેવી અલૌકિક—કેવી અદ્ભુત દશા છે! આવા **સ્વરૂપગુપ્ત શ્રીમદ્** જગતથી ગુપ્ત—અપ્રસિદ્ધ રહેવા ઇચ્છે છે. એ ખરેખર! પરમ આશ્ચર્યકારક છે. પણ સ્વરૂપના ઘરમાં સુરક્ષિતપણે સુગુપ્તપણે બેસી ગયેલા સ્વરૂપગુપ્ત **શ્રીમદ્**નો દૃઢ નિશ્ચય છે કે, જ્યાંલગી ગૃહવાસઉદય છે ત્યાંલગી પ્રગટ માર્ગ ન કહેવો—પરમાર્થપ્રકાશ ન કરવો; અને હાલ પોતાને પરમાત્માની ઇચ્છાનુસાર—પરમાત્માના જ્ઞાનમાં દૃષ્ટ પ્રારબ્ધોદયાધીનપણે ગૃહવાસઉદય છે, એના કારણ અંગે વ્યંગમાં **શ્રીમદ્** અત્ર માર્મિકપણે લખે છે—'કારણ, પંચમ કાળમાં પરમાર્થની વર્ષાઋતુ થવા દેવાની તેની થોડી જ ઇચ્છા લાગે છે.'—**શ્રીમદ્** જેવા પરમાર્થજ્ઞાનથી પૂર્ણ પુરુષ પરમાર્થ પ્રકાશવાને પૂર્ણ સમર્થ છે,—પરમાર્થમેઘ વર્ષાવી પરમાર્થની વર્ષાઋતુ કરવા માટે પરિપૂર્ણ સમર્થ છે, પણ તેને આવા ઉદયાધીન બાહ્ય કારણને લઇ ત્યાગ કરતાં અટકી જવું પડયુ છે, અને ત્યાગ નથી કર્યો ત્યાંલગી પરમાર્થપ્રકાશ થઇ શકવાનો નથી, એટલે પરમાર્થની વર્ષાઋતુ કેમ જ થાય? એટલે જ પરમાત્મા પ્રત્યે આરોપિત ભાવે અત્રે વ્યંગમાં કહ્યું છે—'પંચમ કાળમાં પરમાર્થની વર્ષાઋતુ થવા દેવાની તેની થોડી જ ઇચ્છા લાગે છે.' આમ પરમાર્થમેઘ વર્ષાવવા પરમ સમર્થ પરમ પરમાર્થજ્ઞાની **શ્રીમદ્** સ્ફટિક જેવા સ્વચ્છ પારદર્શી નિખાલસ હૃદયે **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય**ને અત્રે આ **અમૃત પત્રમાં** પોતાનું હૃદય દર્શાવ્યુ.

અને આવા પરમ પરમાર્થજ્ઞાની **શ્રીમદ્**નું આવું આ અસાધારણ આત્મસામર્થ્ય અનુભવથી **સૌભાગ્યભાઈ** જાણતા જ હતા, એટલે જ પછી પરમાર્થરંગી **શ્રી સૌભાગ્યભાઇ શ્રીમદ્**ને વારંવાર પરમાર્થમાર્ગપ્રકાશ માટે ભેખ લઈ નિકળી પડવાની પ્રેરણા કરતા, તેના ઉત્તરમાં **શ્રીમદ્** જણાવતા—'આપ પરમાર્થ માટે જે આકાંક્ષા રાખો છો તે ઈશ્વરેચ્છા હશે તો કોઈ અપૂર્વ વાટેથી પાર પડશે. જેઓને ભ્રાંતિથી કરી પરમાર્થનો લક્ષ મળવો દુર્લભ થયો છે એ ભારતક્ષેત્રવાસી મનુષ્ય પ્રત્યે તે પરમકૃપાળુ પરમ કૃપા કરશે; પરંતુ હમણાં થોડો કાળ તેની ઇચ્છા હોય એમ જણાતું નથી.' (અં. ૧૯૧). હાલ તત્કાળ પરમાત્માની તેવી ઇચ્છા નથી, (તેવો ઉદય નથી), છતાં તે પરમકૃપાળુ તેવી પરમકૃપા કરશે, એમ અત્ર નિઃશંકપણે **શ્રીમદે** સ્પષ્ટ જણાવ્યું છે. પોતાની તે માટે પરિપૂર્ણ ઇચ્છા છે પણ ઈશ્વરેચ્છાની હજુ તેમાં સંમતિ નથી એમ જણાવતા બીજા પત્રમાં (અં. ૨૦૪) **શ્રીમદ્** પોતાને પ્રગટ નહિં કરવાની—ગુપ્ત રાખવાની સાથે સાથે સ્પષ્ટ ભલામણ કરે છે—'આપને મારા પ્રત્યે પરમોલ્લાસ આવે છે; અને વારંવાર તે વિષે આપ પ્રસન્નતા પ્રગટ કરો છો; પણ હજી અમારી પ્રસન્નતા મારા ઉપર થતી નથી; કારણકે જેવી જોઇએ તેવી અસંગદશાથી વર્તાતું નથી; અને મિથ્યા પ્રતિબંધમાં વાસ છે. પરમાર્થ માટે પરિપૂર્ણ ઇચ્છા છે; પણ ઈશ્વરેચ્છાની હજુ તેમાં સમ્મતિ થઈ નથી, ત્યાંસુધી મારા વિષે અંતરમાં સમજી રાખજો; અને ગમે તેવા મુમુક્ષુઓને પણ કંઈ નામપૂર્વક જણાવશો નહીં. હાલ એવી દશાએ રહેવું અમને વહાલું છે. ખંભાત આપે પત્તું લખી મારૂં માહાત્મ્ય પ્રગટ કર્યું પણ તેમ હાલ થવું

જોઈતું નથી; તે બધા મુમુક્ષુ છે. સાચાને કેટલીક રીતે ઓળખે છે, તો પણ તે પ્રત્યે હાલ પ્રગટ થઈ પ્રતિબંધ કરવો મને યોગ્ય નથી લાગતો.' તેમજ તે પછીના પત્રમાં (અં. ૨૦૬) પણ લખે છે—'પારમાર્થિક વિષય માટે હાલ મૌન રહેવાનું કારણ પરમાત્માની ઇચ્છા છે. જ્યાં સુધી અસંગ થઈશું નહીં અને ત્યાર પછી તેની ઇચ્છા મળશે નહીં, ત્યાં સુધી પ્રગટ રીતે માર્ગ કહીશું નહીં, અને આવો સર્વ મહાત્માઓનો રિવાજ છે, અમે તો દીન માત્ર છીએ.'— પરમાર્થમાર્ગપ્રકાશ અંગે જે થવાનું હશે તે પરમાત્માની ઇચ્છાને આધીન છે એમ અત્રે સ્પષ્ટ દર્શાવતા નિર્માની **શ્રીમદ્‌**ના અહંનો કેવો વિલોપ દૃશ્ય થાય છે! પરિચિત મુમુક્ષુઓના પ્રતિબંધમાં પણ હાલ આવવા ઇચ્છા નથી, એમાં **પરમ નિસ્પૃહી શ્રીમદ્‌**ની ગુપ્તતાની કેવી તમન્ના દેખાઈ આવે છે!

**શ્રીમદ્‌** આમ સ્પષ્ટ ઉત્તર–ખુલાસો આપતા છતાં પરમાર્થરંગી પરમાર્થસંગી **સૌભાગ્યને શ્રીમદ્‌** જેવા પરમ પરમાર્થજ્ઞ પરમ પ્રભાવક પુરુષ દ્વારા આ પરમાર્થ-માર્ગપ્રકાશ શીઘ્ર થાય તે માટે એટલી બધી તીવ્ર ઉત્સુકતા હતી કે તે ખુલાસો ભૂલી જતા અને **શ્રીમદ્‌**ને પુનઃ પુનઃ સાગ્રહ પ્રેરણા કરતા, એના જવાબમાં **શ્રીમદ્‌** સૌભાગ્યને પત્રમાં (અં. ૪૦૬) લખે છે—'પરમાર્થ શીઘ્ર પ્રકાશ પામે તેમ થવા વિષે તમ બન્નેનો આગ્રહ પ્રાપ્ત થયો, તેમજ વ્યવહારચિંતા વિષે લખ્યું. × × હાલ તો એ સર્વ વિસર્જન કરવારૂપ ઉદાસીનતા વર્તે છે; અને તે સર્વ ઈશ્વરેચ્છાધીન સોંપવા યોગ્ય છે. હાલ એ બેય વાત અમે ફરી ન લખીએ ત્યાં સુધી વિસ્મરણ કરવા યોગ્ય છે.' તેમજ બીજા પત્રમાં (અં. ૨૩૦) લખે છે—'એક પત્ર મળ્યું કે જે પત્રમાં કેટલાક જીવને યોગ્યતા છે, પણ માર્ગ બતાવનાર નથી વગેરે વિગત આપી છે. એ વિષે આગળ આપને ઘણું કરીને ગૂઢ ગૂઢ પણ ખુલાસો કરેલો છે. તથાપિ આપ વિશેષ વિશેષ પરમાર્થની ઉત્સુકતામય છો જેથી તે ખુલાસો વિસ્મરણ થઈ જાય એમાં આશ્ચર્ય નથી. વળી આપને સ્મરણ રહેવા લખું છું કે જ્યાંસુધી ઈશ્વરેચ્છા નથી ત્યાંસુધી અમારાથી કાંઈ પણ થઈ શકનાર નથી, તણખલાના બે કટકા કરવાની સત્તા પણ અમે ધરાવતા નથી. અધિક શું કહેવું? આપ તો કરુણામય છો, તથાપિ અમારી કરુણા વિષે કેમ લક્ષ આપતા નથી અને ઈશ્વરને સમજાવતા નથી?'—અત્રે બધું ઈશ્વરેચ્છાધીન–પરમાત્માની ઇચ્છાને આધીન છે અને એક તણખલાના બે ટૂકડા કરવા જેટલી સત્તા પણ અમારામાં નથી એ ભાવના પરમ નમ્રતાપૂર્ણ શબ્દોમાં તો **પરમ માર્દવમૂર્ત્તિ શ્રીમદે** અહંના લોપની પરમ પરાકાષ્ઠા પ્રકાશી છે; અને સર્વથા અસંગપણાને ઇચ્છતા અમારે આ ઉદય–ઉપાધિમા બેસવું પડયું છે એવી અમારી કરુણામય સ્થિતિ છે, એ અંગે આપ કરુણામય કેમ કરુણા કરતા નથી અને આ **રાજચંદ્ર**ને આવી દ્વિધાભાવવાળી કરુણ સ્થિતિમાંથી મુક્ત કરવાની કરુણા કરવા પરમાત્માને કેમ સમજાવતા નથી, એવા આશયવાળા આ આર્જવભર્યા હૃદયદ્રાવક શબ્દોમાં તો પરમ **ઋજુમૂર્ત્તિ શ્રીમદે** પરમ નિસ્પૃહભાવની અવધિ જ કરી છે.

આમ પરમાત્મેચ્છા કહો કે પરમાત્માના જ્ઞાનમાં દીઠ તથારૂપ ઉદય કહો, પણ **શ્રીમદ્‌ને પરમાર્થમૌન**–પરમાર્થસંબંધી મૌન રહેવારૂપ કર્મનો ઉદય વર્ત્તતો હતો, એટલે જ તેને અનુસરીને હાલ **શ્રીમદ્** પરમાર્થપ્રકાશન આ. મૌન વર્ત્તતા હતા. આ અંગે **અંબાલાલભાઈ** પરના પત્રમા (અં. ૨૮૫) **શ્રીમદ્** લખે છે—'ઘણું કરીને પરમાર્થમૌન એમ વર્તવાનું કર્મ હાલ ઉદયમા વર્તે છે અને તેને લીધે તેમજ વર્તવામાં કાળ વ્યતીત થાય છે. અને તે જ કારણથી આપનાં પ્રશ્નોને ઉપર ટૂંકામાં ઉત્તરયુક્ત કર્યા છે' અને એટલે જ **શ્રીમદ્** પૂર્વપરિચિત સિવાય અન્યનો પરમાર્થસંગસંબંધી વિશેષ પ્રસંગ હાલ પાડતા નહિં. આ અંગેનુ ખાસ સૂચન **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૮૭, ૧૯૪૭ આશો વદ ૧) પ્રાપ્ત થાય છે—'પૂર્વાપર અવિરુદ્ધ એવું જે ભગવત્‌સંબંધી જ્ઞાન તે પ્રગટ કરવા જ્યાંસુધી તેની ઇચ્છા નથી, ત્યાંસુધી વધારે પ્રસંગ કોઈથી પાડવામાં નથી આવતો તે જાણો છો. અભિન્ન એવું હરિપદ જ્યાંસુધી અમે અમારામાં નહીં માનીએ ત્યાંસુધી પ્રગટ માર્ગ કહીશું નહીં. તમે પણ જેઓ અમને જાણે છે, તે સિવાય અધિકને નામ, ઠામ, ગામથી અમને જણાવશો નહીં.'—અત્રે માર્ગપ્રકાશ ક્યારે થશે તેનો ખુલાસો પણ આપી દીધો છે અને પોતાને પ્રગટ નહિં કરવાની ચોકખી ભલામણ પણ **સૌભાગ્યને** કરી દીધી છે. પ્રગટ ન કરવા માટેના કારણની સ્પષ્ટતા આ પત્રમા (અં. ૫૨૧) કરી છે—'ઘણું કરીને જે કોઈ મુમુક્ષુઓને સમાગમ થયો છે તેમને દશા વિષે થોડેઘણે અંશે પ્રતીતિ છે તથાપિ જો કોઈને પણ સમાગમ ન થયો હોત તો વધારે યોગ્ય હતું. અત્રે જે કાંઈ વ્યવહાર ઉદયમાં વર્તે છે તે વ્યવહારાદિ આગળ ઉપર ઉદયમાં આવવા યોગ્ય છે એમ જાણી તથા ઉપદેશવ્યવહારનો ઉદય પ્રાપ્ત ન થયો હોય ત્યાંસુધી અમારી દશા વિષે તમ વગેરેને જે કંઇ સમજાયુ હોય તે પ્રકાશ ન કરવા માટે જણાવવામા મુખ્ય કારણ એ હતું અને છે.' આમ અહં–મમની ભસ્મ-ભૂમિકા પર જેણે આત્માર્થનો–આત્મસિદ્ધિનો પરમ ભવ્ય પ્રાસાદ નિર્માણ કર્યો છે, એવા પરમ પરમાર્થી–પરમ આત્માર્થી **શ્રીમદ્‌ને** બદલે જો કોઈ બીજો માનાર્થી હોત તો ? તો તો એમજ કહેત કે જેમ બને તેમ અમને પ્રગટ કરજો, અમારી જેટલી બને તેટલી ખૂબ ખૂબ જાહેરાતો કરજો, અમારા નગારાં વગાડજો, પણ **શ્રીમદ્** તો જૂદી જ માટીના ઘડાયેલા હતા. તે તો ખરેખર ! સાચા અંતરાત્માથી પ્રસિદ્ધિથી દૂર–સુદૂર જ ભાગવા માગતા હતા,–એમાં જ એ પરમ મહત્ પુરુષની પરમ મહત્તા પ્રગટ અનુભવાય છે, એમાં જ જે આ પ્રગટ થવા નથી માગતા એવા આ 'અપ્રગટ સત્' (અં. ૩૦૬)ની પરમ સત્તા પ્રગટ ઝળહળતી દેખાય છે ગમે તે થાય પણ આ પરમાર્થમૌન કર્મનો ઉદય હોય ત્યાંસુધી આ પરમ નિસ્પૃહ–પરમ નિર્દંભ પુરુષ પરમાર્થમાર્ગ પ્રકાશ કરવા નથી માગતા એ એમનો દૃઢ સંકલ્પ છે–એ એમની દૃઢ પ્રતિજ્ઞા છે

આ **'પરમાર્થમૌન'** કર્મ સંબંધી વિશેષ ખુલાસો કરતાં **શ્રીમદ્ સૌભાગ્યને** પત્રમા (અં. ૩૦૪) લખે છે—'હાલ મારી દશા કંઇ પણ લોકોત્તર વાત કરતા અટકે છે; અર્થાત્ મન મળતું નથી. પરમાર્થમૌન–એ કર્મ હાલમાં ઉદયમાં પણ

વર્તે છે, તેથી ઘણા પ્રકારની મૌનતા પણ અંગીકૃત કરી છે; અર્થાત્ પરમાર્થ સંબંધી વાતચીત કરવાનું ઘણું કરીને રાખવામાં આવતું નથી. તેવો ઉદય કાળ છે. કવચિત્ સાધારણ માર્ગ સંબંધી વાતચીત કરવામાં આવે છે; નહીં તો એ વિષયમાં વાણી વડે, તેમજ પરિચય વડે મૌન્યતા અને શૂન્યતા ગ્રહણ કરવામાં આવી છે.' ઉપદેશમાં સંક્ષેપતાથી જ્ઞાની શા માટે વર્તે ? મૌન રહે ? તે માટે ઘણોજ માર્મિક રહસ્યભૂત ખુલાસો કરતા **શ્રીમદ્** પત્રમાં (અં. ૬૭૭) લખે છે—'આત્માને વાસ્તવ્યપણે ઉપકારભૂત એવો ઉપદેશ કરવામાં જ્ઞાનીપુરુષો સંક્ષેપતાથી વર્તે નહીં, એમ ઘણું કરીને બનવા યોગ્ય છે, તથાપિ બે કારણે કરીને તે પ્રકારે પણ જ્ઞાનીપુરુષો વર્તે છે : (૧) તે ઉપદેશ જિજ્ઞાસુ જીવને વિષે પરિણામી થાય એવા સંયોગોને વિષે તે જિજ્ઞાસુ જીવ વર્તતો ન હોય, અથવા તે ઉપદેશ વિસ્તારથી કર્યે પણ ગ્રહણ કરવાનું તેને વિષે તથારૂપ યોગ્યપણું ન હોય, તો જ્ઞાનીપુરુષ તે જીવોને ઉપદેશ કરવામાં સંક્ષેપપણે પણ વર્તે છે; (૨) અથવા પોતાને બાહ્ય વ્યવહાર એવા ઉદયરૂપે હોય કે તે ઉપદેશ જિજ્ઞાસુ જીવને પરિણમતાં પ્રતિબંધરૂપ થાય, અથવા તથારૂપ કારણ વિના તેમ વર્તી મુખ્યમાર્ગને વિરોધરૂપ કે સંશયના હેતુરૂપ થવાનું કારણ બનતું હોય તોપણ જ્ઞાનીપુરુષો સંક્ષેપપણે ઉપદેશમાં પ્રવર્તે અથવા મૌન રહે.'—આ નિષ્તુષ ખુલ્લેખુલ્લા ખુલાસામાં **પરમાર્થમૌન** બા.નો પૂરો ખુલાસો મળી જાય છે, એટલું જ નહિં પણ પરમ **નિષ્કારણકરુણારસસાગર યથાર્થનામા 'પરમકૃપાળુ દેવ' શ્રીમદ્**ની જગજ્જીવોના પૂર્વાપર કલ્યાણની કેવી કરુણાદૃષ્ટિ સદોદિત છે અને જ્ઞાનીના માર્ગની સનાતન પ્રણાલિકાને વિરોધ ન આવે એવી રીતે પ્રવર્ત્તવાની કેવી કલ્યાણદૃષ્ટિ અખંડ જાગૃત છે, તે પણ સ્વયં દેખાઇ આવે છે. અહો જ્ઞાનીની નિષ્કારણ કરુણા ! અહો જ્ઞાનીના માર્ગની અખંડિત પ્રણાલિકા !

એટલે જ જેમ બને તેમ ગુપ્ત રહેવા માગતા ને પ્રસિદ્ધિમાં નહિં આવવા ઇચ્છતા પરમ નિસ્પૃહ–પરમ નિરીહ **શ્રીમદ્** જાહેર પ્રસંગમાં પણ આવતા નહિં, અને જેમ બને તેમ તેવો પ્રસંગ ટાળતા. તેનો ઉત્તમ નમૂનો તેમના આ પત્રમાં (અં. ૫૮૨) પ્રાપ્ત થાય છે—'આત્મવીર્ય પ્રવર્ત્તાવવામાં અને સંકોચવામાં બહુ વિચાર કરી પ્રવર્ત્તવું ઘટે છે' એ પરમ અર્થગંભીર માર્મિક મથાળું અત્ર મૂકી **શ્રીમદ્** લખે છે—'તે તરફ આવવા સંબંધીમાં નીચે પ્રમાણે સ્થિતિ છે. લોકોને અંદેશો પડે એવી જાતનો બાહ્ય વ્યવહારનો ઉદય છે. અને તેવા વ્યવહાર સાથે બળવાન નિર્ગ્રંથ પુરુષ જેવો ઉપદેશ કરવો તે, માર્ગનો વિરોધ કરવા જેવું છે; અને એમ જાણીને તથા તેના જેવાં બીજાં કારણોનું સ્વરૂપ વિચારી ઘણું કરીને લોકોને અંદેશાનો હેતુ થાય તેવા પ્રસંગમાં મારૂં આવવું થતું નથી. વખતે કયારેક કોઈ સમાગમમાં આવે છે, અને કંઈ સ્વાભાવિક કહેવા કરવાનું થાય છે, એમાં પણ ચિત્તની ઇચ્છિત પ્રવૃત્તિ નથી. પૂર્વે યથાસ્થિત વિચાર કર્યા વિના જીવે પ્રવૃત્તિ કરી તેથી આવા વ્યવહારનો ઉદય પ્રાપ્ત થયો છે, જેથી ઘણી વાર ચિત્તમાં શોચ રહે છે; પણ યથાસ્થિત સમપરિણામે વેદવું ઘટે છે એમ જાણી, ઘણું કરી તેવી પ્રવૃત્તિ રહે છે, વળી આત્મદશા વિશેષ સ્થિર થવા અસંગ.

પણામાં લક્ષ રહ્યા કરે છે.' ઇ.—અત્રે વાસ્તવિક રીતે તો પરમ નિર્દોષ ગુણધામ **શ્રીમદ્**માં અંદેશાનું કંઈ પણ કારણ છે જ નહિં અને **શ્રીમદ્**ના અંતરૂમાં તો પૂરેપૂરો ભાવનિર્ગ્રંથ બેઠો જ છે, છતાં મૂઢ બહિર્દૃષ્ટિ જનો તે સમજી શકે નહિં ને જ્ઞાનીને અંગે મિથ્યા કલ્પના કરે; અને બળવાન્ નિર્ગ્રંથ પુરુષ જેવો ઉપદેશ દેવા પરમ સમર્થ છતાં **શ્રીમદ્**ને જ્ઞાનીના માર્ગનો વિરોધ થાય એ પોષાય નહિં, એટલે જ અમુક આમંત્રણ અપાયેલ સ્થળે જવાનું માંડી વાળી **શ્રીમદ્** આ પત્રના મથાળે મૂકેલ માર્મિક વચન પ્રમાણે અત્ર સર્વત્ર 'આત્મવીર્ય પ્રવર્ત્તાવવામાં અને સંકોચવામાં બહુ વિચાર કરી' પ્રવર્ત્યા છે. એ કાંઇ જેવો તેવો આત્મસંયમ નથી. આવો જ ભાવ એક બીજા પત્રમાં (અં. ૫૧૨) પણ **શ્રીમદે** દર્શાવ્યો છે—'તથાપિ તમારી તરફ આવવાથી લોકોના પરિચયમાં જરૂર કરી આવવાનું થાય એ સંભવિત હોવાથી તે તરફ આવવાનું ચિત્ત થવું મુશ્કેલ છે. લોકોના પરિચયમાં આવા પ્રસંગ રહ્યા છતાં ધર્મ પ્રસંગે આવવું થાય તે વિશેષ અંદેશાયોગ્ય જાણી જેમ બને તેમ તે પરિચયથી ધર્મપ્રસંગને નામે દૂર રહેવાનું ચિત્ત વિશેષપણે રહ્યા કરે છે.' અને **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૪૬૩, ૧૯૪૯ શ્રા. સુદ ૧૫) પણ **શ્રીમદ્** તેમજ લખે છે—'ઘણું કરીને આત્મામાં એમજ રહ્યા કરે છે કે જ્યાંસુધી આ વેપારપ્રસંગે કામકાજ કરવું રહ્યા કરે, ત્યાંસુધી ધર્મ-કથાદિ પ્રસંગે અને ધર્મના જાણનારરૂપે કોઇ પ્રકારે પ્રગટપણામાં ન અવાય એ યથાયોગ્ય પ્રકાર છે. વેપારપ્રસંગે રહેતાં છતાં જેનો ભક્તિભાવ રહ્યા કર્યો છે, તેનો પ્રસંગ પણ એવા પ્રકારમાં કરવો યોગ્ય છે, કે જ્યાં આત્માને વિષે ઉપર જણાવેલો પ્રકાર રહ્યા કરે છે, તે પ્રકારને બાધ ન થાય.' ઇ.

અને એટલે જ સ્ફટિક જેવા સ્વચ્છ હૃદયવાળા **શ્રીમદ્** પૂર્ણ નિખાલસ ભાવે વારંવાર પત્રોમાં પોતે ગુપ્ત રહેવાની અંતરેચ્છા પ્રગટ કરે છે અને પરિચયી સત્સંગી મુમુક્ષુઓને પણ પોતાને પ્રગટ નહિં કરવાની વારંવાર પ્રગટ ખુલ્લા ચોકખા શબ્દોમાં ભારપૂર્વક ભલામણ કરે છે—'તમને બધાને ભલામણ છે કે આ આત્મા સંબંધે બીજા પ્રત્યે કંઈ વાતચીત કરવી નહીં. (અં. ૧૮૧). બીજું એક એ જણાવવાનું છે કે તમે અમારે માટે કંઈ હવે કોઈને કહેશો નહિં. ઉદયકાળ તમે જાણો છો. (અં. ૨૧૨). તથાપિ બીજા મનુષ્યોમાં એ વાતથી અમારૂં પ્રગટપણું જણાય છે, કે એમના સમાગમાર્થે અમુક મનુષ્યો જાય છે, જે જેમ બને તેમ ઓછું પ્રસિદ્ધિમાં આવવું જોઈએ. તેવું પ્રગટપણું હાલ અમને પ્રતિબંધરૂપ થાય છે. (અં. ૩૦૦). અંતરંગમાં એવા સત્પુરુષને પ્રગટ રાખી બાહ્યપ્રદેશે ગુપ્તપણું રાખવું વધારે યોગ્ય છે. તે ગુપ્તપણું માયાકપટ નથી; કારણકે તેમ વર્તવા વિષે માયાકપટનો હેતુ નથી; તેના ભવિષ્ય-કલ્યાણનો હેતુ છે; જે તેમ હોય તે માયાકપટ ન હોય એમ જાણીએ છીએ. (અં. ૩૯૭). એક વિનંતિ અત્રે કરવા યોગ્ય છે કે આ આત્મા વિષે તમને ગુણવ્યક્તત્વ ભાસતું હોય, અને તેથી અંતરમાં ભક્તિ રહેતી હોય તો તે ભક્તિ વિષે યથાયોગ્ય વિચાર કરી જેમ તમને યોગ્ય લાગે તેમ કરવા યોગ્ય છે; પણ બહાર આ આત્મા સંબંધી

હાલ કંઇ પ્રસંગ ચર્ચિત થવા દેવા યોગ્ય નથી; કેમકે અવિરતિરૂપ ઉદય હોવાથી ગુણવ્યક્તત્વ હોય તો પણ લોકોને ભાસ્યમાન થવું કઠણ પડે; અને તેથી વિરાધના થવાનો કંઈ પણ હેતુ થાય; તેમજ પૂર્વ મહાપુરુષના અનુક્રમનું ખંડન કરવા જેવું પ્રવર્તન આ આત્માથી કંઇ પણ થયું ગણાય.' (અં. ૬૨૧).

અને પોતાના અનન્ય ભક્ત **અંબાલાલભાઈ** પરના પત્રમાં (અં. ૩૦૩) તો— 'વળી એક વાત સ્મૃતિમાં રહેવા જણાવીએ છીએ કે પરમાર્થપ્રસંગમાં હાલ અમે પ્રગટ રીતે કોઇનો પણ સમાગમ કરવાનું રાખ્યું નથી, ઈશ્વરેચ્છા તેવી જણાય છે,'— એમ લખી **શ્રીમદે** નીચે 'અપ્રગટ સત્' એમ સહી કરી છે. અર્થાત્ જેને સત અપ્રગટ છે તે અપ્રગટસત્ એમ અર્થ નથી, પણ એમ પરમાર્થ છે કે જેને સત્ પ્રગટ છે છતાં જે હાલ અપ્રગટ જ રહ્યા છે વા રહેવા માગે છે તે 'અપ્રગટસત',—અપ્રગટ એવા જે 'સત' તે અપ્રગટ સત્, આમ 'સત્' જેને પ્રગટ છે એવા આ 'અપ્રગટ સત્' **શ્રીમદ્** પોતાને હાલ ગૃહવાસઉદય સુધી અપ્રગટ રાખવા માગે છે. કારણકે નિષ્કારણકરુણારસસાગર **પરમાર્થરત્નાકર શ્રીમદ્‌**ને પરમાર્થમાર્ગ પ્રકાશ તો કરવો જ છે, પણ તે પોતે ત્યાગ કર્યા પછી—હમણાં ગૃહાવાસમાં નહિં. **મહાવીર**ના મહાન્ માર્ગને અને મહાન્ આદર્શને જીવનમાં અનુસરનારા **શ્રીમદ્** જેવા પરમ જગદ્‌ગુરુ તો તે પરમ ગુરુપદની પોતાની પૂરેપૂરી જોખમદારી સમજે છે, એટલે 'પૂર્વ મહાપુરુષના અનુક્રમનું ખંડન' ન થાય—માર્ગનો વિરોધ ન આવે એવી સમ્યક્ રીતે જ આ પરમાર્થ-માર્ગપ્રકાશ પ્રવૃત્તિ કરવી ઘટે, એમ પૂર્ણ વિવેકથી નિર્ધારી, **શ્રીમદે** પોતે પોતાના પર આ નિયંત્રણ મૂકી કેવો અદ્‌ભુત આત્મસંયમ દાખવ્યો છે! સાગરવરગંભીર **શ્રીમદે** અસાધારણ અતિશયવંત જ્ઞાન જીરવવાની કેવી અનુપમ શક્તિ દાખવી છે!! અહો! **જ્ઞાનાવતાર શ્રીમદ્‌**ની અદ્‌ભુત જ્ઞાનગંભીરતા!!!



## પ્રકરણ સીત્તોરમું

# વીતરાગમાર્ગપ્રભાવનાની પરમ પ્રકૃષ્ટ ભાવના

પરમાર્થમાર્ગપ્રકાશની હાલ તત્કાળ ગૌણતા કર્યા છતાં **શ્રીમદ્** અંતરમાં તો પરમાર્થમાર્ગપ્રભાવનાની વિચારણા કર્યા કરતા અને તેની ભવ્ય યોજના ઘડ્યા કરતા; અને **પરમાર્થસખા સૌભાગ્યભાઇ** તથા **ડુંગરશીભાઇ** પણ વારંવાર માર્ગપ્રભાવનાર્થે બ્હાર નિકળી પડવાની પ્રેરણા કર્યા કરતા. તેના ઉત્તરમાં **શ્રીમદ્** અમારી જોઇએ તેવી યોગ્યતા નથી અને પરમાત્માની ઇચ્છાની પ્રેરણા વિના પોતાને તેવી ઇચ્છા થતી નથી એમ જણાવતા—' અમને વારંવાર આપ જે પ્રેરો છો તે માટે અમારી જેવી જોઇએ તેવી જોગ્યતા નથી, અને હરિએ સાક્ષાત દર્શનથી જ્યાંસુધી તે વાત પ્રેરી નથી, ત્યાં સુધી ઇચ્છા થતી નથી, થવાની નથી.' (અં. ૨૪૯). પછી આગળ જતાં એક પત્રમાં

(અં. ૩૨૨) **શ્રીમદ્** પોતાની તેવી ઇચ્છા છે પણ તેવો હાલ ઉદયકાળ નથી અને ઉદીરણા બની શકે એવી દશા નથી એમ જણાવતાં લખે છે—'જગતના કલ્યાણને અર્થે પુરુષાર્થ કરવા વિષે લખ્યું તો તે પુરુષાર્થ કરવાની ઇચ્છા કોઈ પ્રકારે રહે પણ છે. તથાપિ ઉદયને અનુસરીને ચાલવું એ આત્માની સહજ દશા થઈ છે, અને તેવો ઉદયકાળ હાલ સમીપમાં જણાતો નથી; તો તે ઉદેરી આણવાનું બને એવી દશા અમારી નથી.' પોતાની તે માટેની ઈચ્છા અને ત્યાગની પણ ઇચ્છા પૂરેપૂરી છે પણ હાલ થતો નથી–ઉદયાધીનપણાથી સંભવતો નથી એમ બીજા પત્રમાં (અં. ૩૩૪) **સૌભાગ્યને** જણાવે છે—'ત્યાગને ઈચ્છીએ છીએ; પણ થતો નથી. તે ત્યાગ કદાપિ તમારી ઇચ્છાને અનુસરતો કરીએ, તથાપિ તેટલું પણ હાલ તો બનવું સંભવિત નથી.' આમ પ્રભાવનાની અને તે અર્થેના ત્યાગની પૂર્ણ ઇચ્છાપૂર્ણ ભાવના છતાં હાલ તત્કાલ બનવા પામતું નથી, એમ નિખાલસભાવે સ્વચ્છ હૃદયે **શ્રીમદ્** પોતાની અંતરૂસ્થિતિ આ પરમાર્થ–સુહૃદ્‌ને જણાવતા.

પણ આ માર્ગપ્રભાવનાના કાર્યમાં થતી ઢીલનો **સૌભાગ્ય** ને ડુંગર એ પરમાર્થ-સુહૃદ્‌ની બેલડીને ખેદ થતો ને તે **શ્રીમદ્** પ્રત્યેના પત્રમાં (૧૯૫૦, શ્રા. વ ૧૦) **સૌભાગ્ય** જણાવે છે—'ડુંગર ગો. × × તેના મનમા આપની તરફથી કેટલીક વાતનો મનમાં ખેદ વેદ્યા કરે છે. તે કહે છે કે આવા પ્રતાપી પુરુષ અને તેનો જગતને કાંઇ પ્રભાવ જોવામાં આવે નહીં, એ એક આશ્ચર્ય જેવું છે.' તેના ઉત્તરપત્રમાં (અં. ૫૨૦ સં. ૧૯૫૦ શ્રા. વ. ૦))) **શ્રીમદ્** તેઓના કરતા પોતાને થતા અસંખ્યાતગણા ખેદનું આત્મસંવેદન વ્યક્ત કરે છે—

'શ્રી ડુંગરેના અંતરમાં જે ખેદ રહે છે તે કોઇ રીતે યોગ્ય છે, અને તે ખેદ ઘણું કરીને તમને પણ રહે છે, તે જાણવામાં છે. તેમજ બીજા પણ કેટલાક મુમુક્ષુ જીવોને એ પ્રકારનો ખેદ રહે છે એ રીતે જાણવામાં છતાં, અને તમ સૌનો એ ખેદ દૂર કરાય તો સારૂં એમ મનમાં રહેતાં છતાં પ્રારબ્ધ વેદીએ છીએ. વળી અમારા ચિત્તમાં એ વિષે અત્યંત બળવાન ખેદ છે. જે ખેદ દિવસમા પ્રાયે ઘણા ઘણા પ્રસંગે સ્ફુર્યા કરે છે, અને તેને ઉપશમાવવાનું કરવું પડે છે, અને ઘણું કરી તમ વગેરેને પણ અમે વિશેષપણે તે ખેદ વિષે લખ્યું નથી, કે જણાવ્યું નથી. અમને તેમ જણાવવાનું પણ યોગ્ય લાગતું નહોતું, પણ હાલ શ્રી ડુંગરે જણાવવાથી, પ્રસંગથી જણાવવાનું થયુ છે. તમને અને ડુંગરને જે ખેદ રહે છે, તેથી તે પ્રકાર વિષે અમને અસંખ્યાતગુણવિશિષ્ટ ખેદ રહેતો હશે એમ લાગે છે. કારણકે જે જે પ્રસંગે તે વાત આત્મપ્રદેશમા સ્મરણ થાય છે, તે તે પ્રસંગે બધા પ્રદેશ શિથિલ જેવા થઈ જાય છે; અને જીવનો નિત્યસ્વભાવ હોવાથી જીવ આવો ખેદ રાખતાં છતાં જીવે છે, એવા પ્રકારના ખેદ સુધી પ્રાપ્ત થાય છે. વળી પરિણામાંતર થઈ થોડા અવકાશે પણ તેની તે વાત પ્રદેશે પ્રદેશે સ્ફુરી નીકળે છે, અને તેવી ને તેવી દશા થઈ આવે છે, તથાપિ આત્મા પર અત્યંત દૃષ્ટિ કરી તે પ્રકારને હાલ તો ઉપશમાવવો જ ઘટે છે, એમ જાણી ઉપ-

શમાવવામાં આવે છે.'—જગતકલ્યાણદર્શી **શ્રીમદ્**ના દિવ્ય આત્માનું તીવ્ર આત્મસંવેદન દાખવતા આ હૃદયભેદી શબ્દો સૂચવે છે કે તે સખાઓને અને બીજા મુમુક્ષુઓને થતા ખેદ કરતાં અસંખ્યાતગણો ખેદ **શ્રીમદ્**ને પોતાને દિવસમાં વારંવાર થતો હતો,— જ્યારે જ્યારે તે પ્રસ્તુત વાત સ્મરણમાં આવતી ત્યારે ત્યારે સર્વ આત્મપ્રદેશ શિથિલ–ઢીલા જેવા થઇ જઈ જીવવું કઠિન થઇ પડે એવો અતિ તીવ્ર અકથ્ય ખેદ થતો, તથાપિ વર્તમાન સંજોગોમાં તે જગતપ્રભાવસંબંધી પ્રકારને અને તે હાલ નહિં બની શકવારૂપ તત્સંબંધી ખેદને **શમમૂર્ત્તિ શ્રીમદ્** ઉપશમાવતા.

આ જગતકલ્યાણકાર્યમાં ઢીલ થવામાં કાંઈ સાધારણ કારણો નથી પણ બળવાન કારણો છે, અને તે આડા આવનારા અવરોધક કારણોને ક્ષય કરવા ભણી પોતાનું આત્મવીર્ય પ્રવર્તી રહ્યું છે, પણ તે બળવાન કારણો અંગે વિશેષ ખુલાસો હાલ કરી શકતા નથી, એમ જણાવતાં **શ્રીમદ્** અત્ર પત્રમાં લખે છે—' શ્રી ડુંગરના કે તમારા ચિત્તમાં એમ આવતું હોય કે સાધારણ કારણોને લીધે અમે એ પ્રકારની પ્રવૃત્તિ કરતા નથી, તે યોગ્ય નથી. એ પ્રકારે જો રહેતું હોય તો ઘણું કરી તેમ નથી, એમ અમને લાગે છે. નિત્ય પ્રત્યે તે વાતનો વિચાર કરતાં છતાં હજુ બળવાન કારણોનો તે પ્રત્યે સંબંધ છે, એમ જાણી જે પ્રકારની તમારી ઇચ્છા પ્રભાવના હેતુમાં છે તે હેતુને ઢીલમાં નાખવાનું થાય છે; અને તેને અવરોધક એવાં કારણોને ક્ષીણ થવા દેવામાં કંઈ પણ આત્મવીર્ય પરિણામ પામી સ્થિતિમાં વર્તે છે. તમારી ઇચ્છા પ્રમાણે હાલ જે પ્રવર્તાતું નથી તે વિષે જે બળવાન કારણો અવરોધક છે, તે તમને વિશેષપણે જણાવવાનું ચિત્ત થતું નથી, કેમકે હજુ તે વિશેષપણે જણાવવામાં અવકાશ જવા દેવા યોગ્ય છે.'

અને જે બળવાન કારણો પ્રભાવના હેતુને અવરોધક–અવરોધ કરનારા–આડે આવનારા છે, તેમાં પોતાનો કંઈપણ બુદ્ધિપૂર્વક કે અબુદ્ધિપૂર્વક પ્રમાદ નથી, માનભંગપણાનું કારણ પણ નથી, વિષયાદિરુચિનું કારણ પણ નથી, એમ નકારાત્મક રીતે સ્પષ્ટ જણાવતાં **શ્રીમદ્** લખે છે—' જે બળવાન કારણો પ્રભાવના હેતુને અવરોધક છે, તેમાં અમારો કંઇ પણ બુદ્ધિપૂર્વક પ્રમાદ હોય એમ કોઈ રીતે સંભવતું નથી. તેમજ અવ્યક્તપણે એટલે નહીં જાણવામાં છતાં સહેજે જીવથી થયા કરતો હોય એવો પ્રમાદ હોય એમ પણ જણાતું નથી, તથાપિ કોઇ અંશે તે પ્રમાદ સંભવમાં લેખતાં પણ તેથી અવરોધકપણું હોય એમ લાગી શકે એમ નથી; કારણકે આત્માની નિશ્ચયવૃત્તિ તેથી અસન્મુખ છે. લોકોમાં તે પ્રવૃત્તિ કરતાં માનભંગ થવાનો પ્રસંગ આવે તો તે માનભંગ પણ સહન ન થઇ શકે એમ હોવાથી પ્રભાવના હેતુની ઉપેક્ષા કરવામાં આવતી હોય એમ પણ લાગતું નથી. કારણકે તે માનામાન વિષે ચિત્ત ઘણું કરી ઉદાસીન જેવું છે, અથવા તે પ્રકારમાં ચિત્તને વિશેષ ઉદાસીન કર્યું હોય તો થઇ શકે એમ છે. શબ્દાદિ વિષયો પ્રત્યેનું કોઇ બળવાન કારણ પણ અવરોધક હોય એમ જણાતું નથી.' અને નામમાત્ર પ્રભાવનાએ પ્રવર્ત્તતા કોઇના વિદ્યમાનપણાથી પણ અવરોધકપણું નથી એમ સિંહનાદ જેવી હરિગર્જના કરતા **પરમ પુરુષસિંહ શ્રીમદ્** અત્ર છેવટે, સંવેદાતા આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી સર્વથા

નિરભિમાનપણે વચનટંકાર કરે છે—'બીજા કેટલાક પ્રભાવક થયા છે, તે કરતાં કોઈ રીતે વિચારદશાદિનું બળવાનપણું પણ હશે; એમ લાગે છે કે તેવા પ્રભાવક પુરુષો આજે જણાતા નથી; અને માત્ર ઉપદેશકપણે નામ જેવી પ્રભાવનાએ પ્રવર્તતાં કોઇ જોવામાં, સાંભળવામાં આવે છે; તેમના વિદ્યમાનપણાને લીધે અમને કંઇ અવરોધકપણું હોય એમ પણ જણાતું નથી.' અત્રે **શ્રીમદે** માર્મિકપણે સૂચવ્યુ છે તે પરથી સમજાય છે કે—કેટલાક પ્રભાવક-શાસનપ્રભાવના કરનારા મહાન્ પુરુષો ભૂતકાળમાં થયા છે, તેના કરતાં પણ વિચારદશા-જ્ઞાનદશાઆદિનું બળવાનપણું પોતાને સ્વાનુભવસિદ્ધપણે-સ્વસંવેદનસિદ્ધપણે સંવેદાઇ રહ્યું છે છતાં 'હશે' એવી સંભાવના **માર્દવમૂર્ત્તિ શ્રીમદે** અતિનમ્રપણે દાખવી છે; અને તેવા મહાન્ પ્રભાવક પુરુષો પણ હાલ જોવામાં આવતા નથી, નામમાત્ર પ્રભાવનાએ પ્રવર્તનારા કોઇ જોવામાં-સાંભળવામા આવે છે, પણ તેવાઓના વિદ્યમાનપણાથી **શ્રીમદ્** જેવા **પરમ પ્રભાવક** પુરુષને કંઈ લેશ પણ અવરોધકપણું-અવરોધ કરવાપણું સંભવતું નથી. મૃગયૂથોને નસાડી મૂકવા સમર્થ સિંહનાદ જેવી **મહાવીર શ્રીમદ્**ની આ વીરવાણીમાં કેવું અનન્ય આત્મસામર્થ્ય દર્શન દે છે!

આમ આ પત્રમાં **શ્રીમદે** પૂર્ણ નિર્દંભપણે પૂર્ણ નિખાલસપણે સ્વચ્છ હૃદયે આ પરમાર્થસુહૃદોને પોતાના હૃદયની વાત ખુલાસાવાર લખી જણાવી. આ પત્રના જવાબમા વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ **સૌભાગ્યભાઇએ શ્રીમદ્**ને એમ લખ્યુ જણાય છે કે હું વૃદ્ધ છું ને મારી હયાતીમાં આ પ્રભાવનાહેતુ આપના જેવા પરમ સમર્થ પુરુષોત્તમને હાથે બનવા પામે તો અસીમ-પારાવાર હર્ષ મને થશે. આવા ભાવના **સૌભાગ્ય**ના પત્રના ઉત્તરમાં (અં. ૫૨૩) **શ્રીમદ્ સૌભાગ્ય**ને લખે છે—'તમારા વિદ્યમાનપણામાં પ્રભાવના હેતુની તમને જે વિશેષ જિજ્ઞાસા છે, અને તે હેતુ ઉત્પન્ન થાય તો તમારે વિષે જે અસીમ હર્ષ ઉત્પન્ન થવાયોગ્ય છે, તે વિશેષ જિજ્ઞાસા અને અસીમ હર્ષ સંબંધીની તમારી ચિત્તવૃત્તિ અમને સમજવામાં છે.' આમ જણાવી **પરમ કરુણામૂર્ત્તિ શ્રીમદ્** જીવોની અજ્ઞાનદશા જોઇ તે મટાડવા માટે પોતાને છૂટતી અત્યંત કરુણા દર્શાવે છે—'અનેક જીવોની અજ્ઞાનદશા જોઇ, વળી તે જીવો કલ્યાણ કરીએ છીએ અથવા આપણું કલ્યાણ થશે, એવી ભાવનાએ કે ઇચ્છાએ અજ્ઞાનમાર્ગ પામતા જોઈ તે માટે અત્યંત કરુણા છૂટે છે, અને કોઈ પણ પ્રકારે આ મટાડવા યોગ્ય છે એમ થઈ આવે છે; અથવા તેવો ભાવ ચિત્તમાં એમ ને એમ રહ્યા કરે છે.' અત્રે અજ્ઞાનમાર્ગ પામતા ને કલ્યાણ માનતા જીવોની અજ્ઞાનદશા જોઈ **શ્રીમદ્**ને અત્યંત કરુણા ઉપજી છે અને તે મટાડવા માટે તેમના કલ્યાણનો ભાવ સ્ફુર્યો જ છે અને રહ્યા જ કરે છે; તથાપિ સાથે 'એવો પણ પ્રકાર ચિત્તમાં રહે છે કે-તે થવા યોગ્ય હશે તે પ્રકારે થશે અને જે સમય પર તે પ્રકાર હોવાયોગ્ય હશે તે સમયે થશે.' આમ ચિંતવવાનું કારણ શું?-તે માટે લખે છે—'કેમકે તે કરુણાભાવ ચિંતવતાં ચિંતવતાં આત્મા બાહ્ય માહાત્મ્યને ભજે એમ થવા દેવા યોગ્ય નથી; અને હજુ કંઈક તેવો ભય રાખવો યોગ્ય લાગે છે.' ધર્મ સંસ્થાપવાનું માન મોટું છે અને તે સંબંધી બાહ્ય માહાત્મ્ય-

બુદ્ધિને આત્મા ભજે એમ **પરમ નિસ્પૃહ-પરમ નિરહં શ્રીમદ્** થવા દેવા માગતા નથી, એટલે જ જ્યાંસુધી તેવા કંઈપણ ભયની સંભાવના હોય ત્યાંસુધી તેમ કરતાં **શ્રીમદ્** અટકે છે.

જગતકલ્યાણ કરવું છે અને જરા પણ બાહ્ય માહાત્મ્ય આત્માને ભજવા દેવો નથી એ બે પ્રકારનો વિચાર હાલ નિત્ય **શ્રીમદ્** કરી રહ્યા છે, એટલે જ આ સં. ૧૯૫૦, ભા. શુદ ૪ને દિને લખેલા પત્રમાં **સૌભાગ્યને** આ વર્તમાન સ્થિતિ દર્શાવતાં લખે છે—'તમારી ઇચ્છા થવાથી વર્તમાન જે સ્થિતિ છે, તે એ સંબંધમાં સંક્ષેપે લખી છે; અને તેથી તમને કોઈ પણ પ્રકારે ઉદાસ થવું ઘટતું નથી, કેમકે અમને વર્તમાનમાં તેવો ઉદય નથી; પણ અમારાં આત્મપરિણામ તે ઉદયને અલ્પ કાળમાં મટાડવા ભણી છે, એટલે તે ઉદયની કાળસ્થિતિ કોઈ પણ પ્રકારે વધારે બળવાનપણે વેદવાથી ઘટતી હોય તો તે ઘટાડવા વિષે વર્તો છે.' અને આ બાહ્ય માહાત્મ્ય અંગે વિશેષ ખુલાસો કરતાં લખે છે—'બાહ્ય માહાત્મ્યની ઇચ્છા આત્માને ઘણા વખત થયાં નહીં જેવી જ થઈ ગઈ છે, એટલે બુદ્ધિ બાહ્ય માહાત્મ્ય ઘણું કરી ઇચ્છતી જણાતી નથી, એમ છે, તથાપિ બાહ્ય માહાત્મ્યથી જીવ સહેજ પણ પરિણામભેદ ન પામે એવી સ્વાસ્થામાં કંઈક ન્યૂનતા કહેવી ઘટે છે; અને તેથી જે કંઈ ભય રહે છે તે રહે છે, જે ભયથી તરતમાં મુક્તપણું થશે એમ જણાય છે.' આ ખુલ્લેખુલ્લા નિસ્તુષ ખુલાસા પરથી **પ્રભાવના બા. શ્રીમદ્‌ની 'પ્રભાવના'**-પ્રકૃષ્ટ ભાવના સાવ સ્પષ્ટ સમજાય છે.

પુણ્યશ્લોક **શ્રીમદ્‌ને** જગત્‌કલ્યાણરૂપ પ્રભાવના તો કરવી છે એ નિશ્ચય છે, પણ આ પરમ પુણ્ય કાર્યમાં-પરમ પાવન શુદ્ધ કાર્યમાં પરમાણુમાત્ર પણ સમયમાત્ર પણ અશુદ્ધિ ન રહી જવા પામે તેમ તેની સર્વથા અભાવના કરીને જ તે કરવું છે. **પરમ નિર્માની શ્રીમદ્‌ને** બાહ્ય માહાત્મ્યની બુદ્ધિ-ઇચ્છા તો છે જ નહિં, સર્વથા અભાવ જ છે; પણ તેમ કલ્યાણ કરવા જતાં પોતાનું બાહ્ય માહાત્મ્ય પ્રગટે, અને તેથી જીવ 'સહેજ પણ'-જરા પણ 'પરિણામભેદ ન પામે'-પરિણામમાં ભેદ થવારૂપ પરિણામાંતર ન પામે એવી 'સ્વાસ્થામાં'-પોતાની આસ્થામાં-શ્રદ્ધામાં કંઈક ન્યૂનતા-ઊણપ જણાય છે 'અને તેથી જે કંઇ ભય રહે છે તે રહે છે,' અર્થાત્ બાહ્ય માહાત્મ્ય પ્રગટતાં રખેને કદાચ જીવના પરિણામમાં ભેદરૂપ ફેરફાર થઈ જાય એવો સંભવ છે જ નહિં, છતાં સહેજ પણ પરિણામભેદ નહિં જ થાય એવી પોતાની આસ્થામાં ઊણપને લઈ કંઇક ભય લાગે છે, અને તે રહ્યાસહ્યા ભયનો પણ તરતમાં જ અભાવ થઈ જશે એવો **શ્રીમદ્‌ને** દૃઢ નિશ્ચય છે; અને તે ભય આગળ જતાં તરતમાં જ સર્વથા નિર્મૂલ થયો જ છે. જગત્‌માં મોટા ગણાતા બીજા અનેક મહત્ પુરુષો પણ ક્વચિત્ ધર્મસ્થાનનું મોટું માન સમજી ઊંડે ઊંડે તે અર્થે પણ તેવી પ્રવૃત્તિ કરતા દેખાય છે, અથવા પોતાનો મહિમા પ્રગટતાં પાછળથી માનાર્થમાં પડી જાય છે એવું પણ બને છે; પણ પૂજાદિની કામનાનો પરમાણુ-માત્ર પણ સમયમાત્ર પણ અનંતાંશ પણ જેને નથી એવા **પરમ નિસ્પૃહ શ્રીમદ્** તો પહેલાંથી કે પાછળથી પૂર્વાપર તેમ થવા દેવા માગતા જ નથી એવા પૂરેપૂરા

સજાગર છે, એ જ **પરમ સત્તમ-પરમ મહત્તમ શ્રીમદ્‌નું** પરમ સત્‌પણું-પરમ મહત્‌પણું છે. અહો! જેને પરમાણુમાત્ર પણ સમયમાત્ર પણ માનાર્થરૂપ બાહ્ય માહાત્મ્યની ઇચ્છા નથી—સ્વપ્નાંતરે પણ તેવી બુદ્ધિ પણ ઉપજવા દેવી નથી, એવા એકાંત પરમ આત્માર્થી-એકાંત પરમ પરમાર્થી **પરમ પ્રભાવક પરમ પુરુષોત્તમ શ્રીમદ્‌નું અહં-મહં વિલોપન** કેવી પરાકાષ્ઠાને પામ્યું છે! ખરેખર! દેહના અહંથી ને તેને આધીન સર્વ અહંથી સર્વથા મુક્ત થયેલા આ જીવન્મુક્ત લોકોત્તર પુરુષના આ પરમ આશ્ચર્યકારી ચરિત્રથી આશ્ચર્યથી દિંગ થઈ જવાય છે! ખરેખર! આત્મભાવનાની 'પ્રભાવના'-પ્રકૃષ્ટ ભાવના જેણે આખા જીવનમાં કરી છે એવા આ **પરમ ભાવિતાત્મા શ્રીમદ્‌** પરમાર્થમાર્ગની જગતમાં પ્રભાવના-પ્રકૃષ્ટ પ્રભાવમહિમા કરવા પરિપૂર્ણ પરમ સમર્થ **પુણ્યશ્લોક પુરુષ** હોય એમાં આશ્ચર્ય શું?



### પ્રકરણ એકોતેરમું

## સુધારસ : શાંતસુધારસજલનિધિ શ્રીમદ્‌ની આત્માની અમૃતાનુભૂતિ

'વહ સત્ય સુધા દરસાવહિંગે, ચતુરંગુલ હે દૃગસેં મિલ હે;
રસદેવ નિરંજનકો પિવહી, ગહિ જોગ જુગોજુગ સો જીવહી.
પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસે, સબ આગમભેદ સુઉર બસે;
વહ કેવલકો બીજ ગ્યાની કહે, નિજકો અનુભૌ બતલાય દિયે.'—**શ્રીમદ્‌ રાજચંદ્ર**

**શ્રીમદ્‌** સાથે **સૌભાગ્યના** પ્રથમ મિલનના પ્રકરણમાં 'સુધારસ' સંબંધી નિર્દેશ કરવામા આવ્યો હતો અને આ અંગે વિશેષ વિવેચન આગળ પર અલગ પ્રકરણમા કરવાનું ત્યાં જણાવ્યું હતું. આ સુધારસ સંબંધી ગૂઢ નિર્દેશ 'યમ નિયમ સંયમ આપ કિયો' એ અમર કાવ્યની 'વહ સત્ય સુધા દરશાવહિંગે, ચતુરંગુલ હે દૃગમેં મિલ હે' એ અમૃત પંક્તિમાં પણ પ્રાપ્ત થાય છે. તેનો સામાન્ય શબ્દાર્થ તો એમ સૂચવે છે કે બન્ને દૃષ્ટિથી સમાંતરે-ચાર આંગળ દૂર જે મિલનસ્થાનનું બિન્દુ છે ત્યાં સુધારસનું કેન્દ્ર છે અને ત્યાંથી સુધારસ સ્રવે છે. તે કોઈ આત્માનુભવી યોગી સદ્‌ગુરુદ્વારા ગુરુગમથી પ્રાપ્ત યોગપ્રક્રિયાથી સદ્‌ગુરુચરણે આત્માર્પણ-સર્વાર્પણ કરનારો આજ્ઞાંકિત સુશિષ્ય પ્રાપ્ત કરે છે, એમ એ કાવ્યનો ધ્વનિ છે. બાકી પત્રાંક ૯૧૭માં 'ચતુરાંગુલ હે દૃગમેં મિલ હે એ આગળ પર સમજાશે' એમ ઉલ્લેખ કર્યો છે, તે સ્પષ્ટ બતાવે છે કે આ વાત ગુરુગમગમ્ય છે. આ સુધારસ સંબંધી આ પ્રકરણમાં **સૌભાગ્ય** પરના **શ્રીમદ્‌ના** પત્રોમાં આવતા ઉલ્લેખો પરથી યથાસ્થિત વસ્તુ રજુ કરશું.

**શ્રીમદ્** **સૌભાગ્ય** પરના એક પત્રમાં (અં. ૩૦૮) દૃઢ આત્મનિશ્ચયથી લખે છે—'સુધાને વિષે અમને સંદેહ નથી. તમે તેનું સ્વરૂપ સમજો, અને ત્યારે જ ફળ છે.' અત્રે આ સુધારસની જ વાત છે અને એ વસ્તુ પોતાને અનુભવસિદ્ધ છે એટલે જ **શ્રીમદ્** આવા દૃઢ નિશ્ચયથી લખતાં **સૌભાગ્યને** તેનું સ્વરૂપ સમજવાની પ્રેરણા કરે છે. આનું કંઇક સ્પષ્ટીકરણ કરતાં **શ્રીમદ્** એક બીજા પત્રમાં (અં. ૪૭૧) **સૌભાગ્યને** લખે છે—'આત્માને સમાધિ થવા માટે, આત્મસ્વરૂપમાં સ્થિતિ માટે સુધારસ કે જે મુખને વિષે વરસે છે, તે એક અપૂર્વ આધાર છે; માટે કોઈ રીતે તેને બીજજ્ઞાન કહો તો હરકત નથી; માત્ર એટલો ભેદ છે કે તે જ્ઞાન જ્ઞાનીપુરુષ, કે જે તેથી આગળ છે, આત્મા છે, એમ જાણનાર હોવા જોઇએ.'—અત્રે સામાન્યપણે એનું સ્થાન બતાવ્યું છે કે તે મુખને વિષે વરસે છે અને તેની ઉપયોગિતા શી છે તે બતાવતાં કહ્યું છે કે આત્માને સમાધિ થવા માટે, આત્મસ્વરૂપમાં સ્થિતિ માટે તે એક અપૂર્વ આધાર છે; અને એટલે જ અત્ર કહ્યું છે કે કોઈ રીતે તેને બીજજ્ઞાન કહો તો હરકત નથી. અત્રે 'કોઈ રીતે' એમ શબ્દ મૂક્યો છે તે સૂચવે છે કે કોઈ અપેક્ષાએ કારણમાં કાર્યના ઉપચારથી તેને–સુધારસને 'બીજજ્ઞાન' કહો તો હરકત નથી. અર્થાત્ જો કે આ સુધારસ પોતે બીજજ્ઞાન નથી, પણ સદ્ગુરુગમે પ્રાપ્ત એ સુધારસનું જ્ઞાન બીજજ્ઞાનનું બીજ–કારણ થઈ શકે એમ છે, એટલે તેને 'બીજજ્ઞાન' કહેવામાં બાધ નથી. એ જ વસ્તુ અત્ર—'માત્ર એટલો ભેદ છે કે તે જ્ઞાન જ્ઞાનીપુરુષ, કે જે તેથી આગળ છે, આત્મા છે, એમ જાણનારા હોવા જોઇએ'—એ શબ્દો પરથી સ્પષ્ટ થઇ જાય છે. આનો અર્થ એમ થયો કે તે સુધારસના જ્ઞાનથી આગળ અમૃતરૂપ આત્માનું જ્ઞાન થાય છે,–'રસદેવ નિરંજનકો પિવહી'—શુદ્ધ ચૈતન્યરસના અધિદેવ શુદ્ધ આત્માનું જ્ઞાન થાય છે, શુદ્ધ આત્માનો અમૃતાનુભવ થાય છે, અને એ જ કેવલજ્ઞાનનું બીજ છે–બીજજ્ઞાન છે,—'વહ કેવલકો બીજ ગ્યાનિ કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે;' આ બીજજ્ઞાનનું કારણ સુધારસનું જ્ઞાન થાય છે, એટલે તેને પણ આમ કારણમાં કાર્યના ઉપચારથી બીજજ્ઞાન કહ્યું તે યથાર્થ છે. અને આમ 'યમ નિયમ' કાવ્યની સુપ્રસિદ્ધ અમૃત પંક્તિઓનો આની સાથે સુમેળ મળે છે. આ રસદેવ નિરંજનની—શુદ્ધ ચૈતન્યરસમય શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિ—નિર્વિકલ્પ પરમાર્થસમ્યક્ત્વઅનુભવ એ જ પરમાર્થ બીજજ્ઞાન છે અને એ જ કેવલજ્ઞાનનું બીજ છે. આવી શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિ **શ્રીમદ્**ને ક્યારની થઈ ચૂકી છે અને સુધારસની ધારા પછીના કેટલાંક દર્શનો તેમને થઈ ચૂકયા છે, અર્થાત **શ્રીમદ્**ની આત્મદશા એથી પણ ઘણી ઘણી આગળ વધી ગયેલી છે, તેનો નિર્દેશ કરતાં **શ્રીમદ્** પત્રાંક ૧૯૭માં **સૌભાગ્યને** તેવા પ્રકારે લખે છે—'× × સુધાની ધારા પછીનાં કેટલાંક દર્શન થયાં છે, અને જો અસંગતાની સાથે આપનો સત્સંગ હોય તો છેવટનું પરિપૂર્ણ પ્રકાશે તેમ છે; કારણકે તે ઘણું કરીને સર્વ પ્રકારે જાણ્યુ છે. અને તે જ વાટ તેનાં દર્શનની છે.' ઇ.

આ ઉપરોક્ત પત્રના (અં. ૪૭૧) અનુસંધાનમાં તે પછીના પત્રમાં (અં. ૪૭૨)

તો **શ્રીમદે** આ સુધારસ અંગે સર્વાંગી સ્પષ્ટીકરણ કર્યું છે, એટલે આ **અમૃતપત્રનો** અત્ર સવિસ્તર વિચાર કરશું. આગલો પત્ર (અં. ૪૭૧) જે લખ્યો હતો તે ખુલ્લો કાગળ હતો, તે એમ ખુલ્લો કાગળ લખવાનું પ્રયોજન શું તેનો ખુલાસો કરતાં અત્ર પ્રારંભમાં જ લખે છે—'ખુલ્લા કાગળમાં સુધારસ પરત્વે પ્રાયે સ્પષ્ટ લખ્યું હતું, તે ચાહીને લખ્યું હતું. એમ લખવાથી વિપરિણામ આવવાનું છે નહીં', એમ જાણીને લખ્યું હતું. કંઈ કંઈ તે વાતના ચર્ચક જીવને જો તે વાત વાંચવામાં આવે તો કેવળ તેથી નિર્ધાર થઈ જાય એમ બને નહીં, પણ એમ બને કે જે પુરુષે આ વાક્યો લખ્યાં છે તે પુરુષ કોઇ અપૂર્વ માર્ગના જ્ઞાતા છે, અને આ વાતનું નિરાકરણ તે પ્રત્યેથી થવાનો મુખ્ય સંભવ છે, એમ જાણી તેની તે પ્રત્યે કંઇ પણ ભાવના થાય.' આ શબ્દો સ્પષ્ટ સૂચવે છે કે **શ્રીમદ્** આ સુધારસના અને તેના પરમ રહસ્યના અપૂર્વ જ્ઞાતા હતા. આ સુધારસ મુખને વિષે વરસે છે એ સામાન્ય નિર્દેશરૂપ ખુલ્લા શબ્દો લખ્યા તે પરથી કોઇ પોતાની મેળે તેનો નિર્ધાર કરવા જાય તો તેમ બનવું સંભવતું નથી, એ દર્શાવે છે—'તે નિર્ધાર એમ થતો નથી. યથાર્થ તેના સ્થળનું જાણવું તેનાથી થઈ શકે નહીં, અને તે કારણથી જીવને વિક્ષેપની ઉત્પત્તિ થાય કે આ વાત કોઇ પ્રકારે જાણવામાં આવે તો સારૂં.' આ માર્મિક શબ્દો સૂચવે છે કે તેના યથાર્થ સ્થળનું જ્ઞાન તેના જ્ઞાતા તજ્જ્ઞ આત્માનુભવી સદ્ગુરુદ્વારા પ્રાપ્ત ગુરુગમથકી થાય તો જ આ યોગપ્રક્રિયા સંભવિત બની શકે. આવી આ ગૂઢ રહસ્યભૂત વાર્તા અત્રે **શ્રીમદે** લખી છે, તે પણ કોને સમજાય? સત્પુરુષનો સત્સંગ જેને આજ્ઞાંકિતપણે થયો છે તેને,–'તનસેં, મનસેં, ધનસેં, સબસેં, ગુરુદેવકી આન સ્વઆત્મ બસે' એવો જે હોય તેને, એટલે જ અગ્રે મર્મમાં લખે છે—'સત્પુરુષની વાણી સ્પષ્ટપણે લખાઇ હોય તોપણ તેનો પરમાર્થ સત્પુરુષનો સત્સંગ જેને આજ્ઞાંકિતપણે થયો નથી, તેને સમજાવો દુર્લભ થાય છે.' ઇ. આ સુધારસના જ્ઞાન બા. લખવાનો આશય શો છે? તે વિશેષપણે અત્ર પોતાના હૃદયરૂપ પરમાર્થસુહૃદ્ **સૌભાગ્યને** દર્શાવતાં **શ્રીમદે** આ રહસ્યવાર્તાના હૃદયરૂપ આ સ્પષ્ટ ચાર પ્રકારની ચોભંગીથી આ અમૃત શબ્દોમાં પ્રકાશ્યો છે—

'(૧) જે જ્ઞાનીપુરુષે સ્પષ્ટ એવો આત્મા કોઈ અપૂર્વ લક્ષણે, ગુણે અને વેદનપણે અનુભવ્યો છે, અને તે જ પરિણામ જેના આત્માનું થયુ છે, તે જ્ઞાનીપુરુષે જો તે સુધારસ સંબંધી જ્ઞાન આપ્યુ હોય તો તેનું પરિણામ પરમાર્થ–પરમાર્થસ્વરૂપ છે. (૨) અને જે પુરુષ તે સુધારસને જ આત્મા જાણે છે, તેનાથી તે જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય તો તે વ્યવહારપરમાર્થસ્વરૂપ છે. (૩) તે જ્ઞાન કદાપિ પરમાર્થ–પરમાર્થસ્વરૂપ એવા જ્ઞાનીએ ન આપ્યુ હોય, પણ તે જ્ઞાનીપુરુષે સન્માર્ગ સન્મુખ આકર્ષે એવો જે જીવને ઉપદેશ કર્યો હોય તે જીવને રુચ્યો હોય તેનું જ્ઞાન તે પરમાર્થ–વ્યવહારસ્વરૂપ છે. (૪) અને તે સિવાય શાસ્ત્રાદિ જાણનાર સામાન્ય પ્રકારે માર્ગાનુસારી જેવી ઉપદેશવાત કરે, તે શ્રદ્ધાય, તે વ્યવહાર–વ્યવહારસ્વરૂપ છે. સુગમપણે સમજવા એમ ચાર પ્રકાર થાય છે. પરમાર્થ–પરમાર્થસ્વરૂપ તો નિકટ મોક્ષનો ઉપાય છે. પરમાર્થ–વ્યવહારસ્વરૂપ એ

અનંતર પરંપરસંબંધે મોક્ષનો ઉપાય છે. વ્યવહાર–પરમાર્થસ્વરૂપ તે ઘણા કાળે કોઈ પ્રકારે પણ મોક્ષનાં સાધનના કારણભૂત થવાનો ઉપાય છે. વ્યવહાર–વ્યવહારસ્વરૂપનું ફળ આત્મપ્રત્યયી નથી સંભવતું.'

આમ અત્રે આ ચાર પ્રકારરૂપ ચોભંગી દર્શાવી **શ્રીમદે** આ પરમ ગૂઢ રહસ્યભૂત વાર્ત્તા પરત્વે પૂર્વે અત્યારસુધીમાં પ્રાયે કોઈએ ન નાંખ્યો હોય એવો અપૂર્વ પ્રકાશ નાંખ્યો છે. તેનો સારભુત પરમાર્થઆશય એ છે કે–(૧) આત્માની અમૃતાનુભૂતિને પામેલા આત્મજ્ઞાની જ્ઞાનીએ એ સુધારસનું જ્ઞાન આપ્યુ હોય તો તેનું પરિણામ પરમાર્થ જ્યાં પૂર્વાપર–આગળ પાછળ પ્રધાન છે એવું પરમાર્થ–પરમાર્થસ્વરૂપ છે. (૨) તેવા જ્ઞાનીએ તે જ્ઞાન ન આપ્યુ હોય પણ તેવા જ્ઞાનીનો સન્માર્ગ સન્મુખ આકર્ષનારો સતઉપદેશ જીવને રુચ્યો હોય તો તેનું જ્ઞાન તે પરમાર્થ જ્યાં પ્રધાન છે ને વ્યવહાર ગૌણ છે એવું પરમાર્થવ્યવહારસ્વરૂપ છે. (૩) આત્માની અમૃતાનુભૂતિને જે પામેલો નથી પણ આ સુધારસને જ જે આત્મા જાણે છે, એવા કોઈ સુધારસજ્ઞે તે સુધારસનું જ્ઞાન આપ્યુ હોય તો તે વ્યવહાર જ્યાં પ્રધાન છે ને પરમાર્થ ગૌણ છે એવું વ્યવહારપરમાર્થ-સ્વરૂપ છે. (૪) અને આવો સાક્ષાત્ પ્રત્યક્ષ અમૃતાનુભૂતિનો કે સુધારસનો અનુભવ જેને નથી એવા પરોક્ષ શાસ્ત્રાદિ જાણનાર શાસ્ત્રજ્ઞાની સામાન્ય પ્રકારે જે માર્ગાનુસારી જેવો ઉપદેશ કરે તે શ્રદ્ધવામાં આવે, તે વ્યવહાર પૂર્વાપર આગળ પાછળ પ્રધાન છે એવો વ્યવહારવ્યવહારસ્વરૂપ છે. એમ ચોભંગીરૂપ સ્પષ્ટ ચાર પ્રકાર ફલિત થાય છે. તેમાં પ્રથમ પ્રકાર–પરમાર્થ પરમાર્થસ્વરૂપ તે નિકટ મોક્ષનો ઉપાય છે; બીજો પ્રકાર પરમાર્થ–વ્યવહારસ્વરૂપ તે અનંતર–તાત્કાલિક પરંપર–પરંપરાએ મોક્ષનો ઉપાય છે; ત્રીજો પ્રકાર–વ્યવહારપરમાર્થસ્વરૂપ તે ઘણા કાળે–લાંબા ગાળે કોઈ પ્રકારે પણ મોક્ષના સાધનના કારણભુત થવાનો ઉપાય છે, અર્થાત્ તે પોતે સાક્ષાત્ મોક્ષનો ઉપાય થતો નથી, પણ તે એવી તથારૂપ યોગ્યતાનો કારણભૂત થાય છે કે જેથી મોક્ષના સાધન મળી આવે, એટલે તે મોક્ષનાં સાધનનો કારણભૂત થઈ આડકતરી રીતે લાંબા ગાળે મોક્ષનો ઉપાય થાય છે; અને ચોથો પ્રકાર વ્યવહારવ્યવહારસ્વરૂપ તેનું આત્મ-પ્રત્યયીઆત્મા સંબંધી ફ્લ સંભવતું નથી. આમ ફ્લઅપેક્ષાએ આ ચાર પ્રકારનો પ્રધાનતા પ્રમાણે પૂર્વાનુપૂર્વ અનુક્રમ છે. આવા અદ્‌ભુત આશયની આ પરમ રહસ્યભુત વાર્ત્તા **શ્રીમદે** અત્ર સંક્ષેપમાં પ્રકાશી છે.

આની વિશેષ વિચારણા કરતાં આ સુધારસની ઉપયોગિતા કોને ને શી શી રીતે થાય છે ? તે પણ અત્રે આ બે પ્રકારમાં, આત્માની પરમ અમૃતાનુભૂતિને પામેલા **શ્રીમદે** દર્શાવી દીધું છે—'(૧) લક્ષણથી ગુણથી અને વેદનથી જેને આત્મસ્વરૂપ જણાયુ છે, તેને ધ્યાનનો એ એક ઉપાય છે, કે જેથી આત્મપ્રદેશની સ્થિરતા થાય છે અને પરિણામ પણ સ્થિર થાય છે. (૨) લક્ષણથી, ગુણથી અને વેદનથી જેણે આત્મસ્વવપ જાણ્યુ નથી, એવા મુમુક્ષુને જ્ઞાની-પુરુષે બતાવેલું જો આ જ્ઞાન હોય તો તેને અનુક્રમે લક્ષણાદિનો બોધ સુગમપણે થાય છે.' અર્થાત્ આ સુધારસનું જ્ઞાન આત્માની અમૃતાનુભૂતને પામેલા આત્મજ્ઞાની જ્ઞાનીને

ધ્યાનનો ઉપાય થાય છે, કે જેથી આત્મપ્રદેશસ્થિરતા અને પરિણામસ્થિરતા થાય છે; અને મુમુક્ષુને જો આ જ્ઞાન તેવા આત્મજ્ઞાની અમૃતાનુભવી જ્ઞાનીએ બતાવ્યું હોય તો તેને અનુક્રમે લક્ષણાદિનો બોધ સુગમપણે થાય છે—અનુક્રમે આત્મજ્ઞાનનું–અમૃતાનુભૂતિનું કારણ થાય છે. આમ જ્ઞાનીને અને મુમુક્ષુને બન્નેને પોતપોતાની કક્ષા પ્રમાણે–દશા પ્રમાણે તે ઉપકારી થાય છે. આ સુધારસ કોઈ અપૂર્વ કારણરૂપ અપૂર્વ વાત છે એમ નિશ્ચય રાખવા **શ્રીમદ્** અત્ર **સૌભાગ્યને** સ્પષ્ટ જણાવે છે—'મુખરસ અને તેનું ઉત્પત્તિક્ષેત્ર એ કોઈ અપૂર્વ કારણરૂપ છે એમ તમે નિશ્ચયપણે નિર્ધારજો.' તેવો નિશ્ચય રાખવા ખાસ **સૌભાગ્યને** શા માટે જણાવ્યું છે?—'જ્ઞાનીપુરુષનો તે પછીનો જે માર્ગ તે ન દુભાય એવો તમને પ્રસંગ થયો છે, તેથી તેવો નિશ્ચય રાખવા જણાવ્યું છે.' અર્થાત્ સુધારસની પ્રાપ્તિ પછીનો જ્ઞાનીનો જે આજ્ઞારૂપ માર્ગ તે ન દુભાય એવી આજ્ઞાંકિતપણારૂપ દશા **સૌભાગ્યને** પ્રાપ્ત છે, એટલે તે સુધારસની–અમૃતાનુભૂતિની પ્રાપ્તિ માટે ઉત્તમ અધિકારી છે, તેથી તેમને તેવો નિશ્ચય રાખવા જણાવ્યું છે. અને 'તે પછીનો માર્ગ જો દુભાતો હોય તો અને તેને વિષે કોઈને અપૂર્વ કારણરૂપ નિશ્ચય થયો હોય તો તે કોઈ પ્રકારે પાછો નિશ્ચય ફેરવ્યે જ ઉપાયરૂપ થાય છે, એવો અમારા આત્મામાં લક્ષ રહે છે.' અર્થાત્ એવો કોઈ મુમુક્ષુ હોય કે જેને તે પછીનો–સુધારસપ્રાપ્તિ પછીનો જ્ઞાનીનો આજ્ઞારૂપ માર્ગ દુભાતો હોય એવી કંઈપણ સ્વચ્છંદ દશા હોય, છતાં આ મને અપૂર્વ કારણરૂપ થશે એવો તે સુધારસને વિષે નિશ્ચય થયો હોય, તો તેને તે પોતાનો નિશ્ચય ફેરવ્યે જ તે ઉપાયરૂપ થાય છે, એટલે કે સ્વચ્છંદ છોડી જ્ઞાનીનો આજ્ઞારૂપ માર્ગ ન દુભાય એવા આજ્ઞાંકિતપણામાં આવ્યે જ તે સુધારસ અમૃતાનુભૂતિરૂપ અપૂર્વ વસ્તુની પ્રાપ્તિ માટે અપૂર્વકારણરૂપ થાય છે. એવો આજ્ઞારૂપ માર્ગનો મર્મ **શ્રીમદે** અત્ર માર્મિકપણે પ્રકાશ્યો છે.

આ આજ્ઞાની જ પરમ ઉપકારિતા અત્રે આગળ પવનરોધનની વાતથી સ્પષ્ટ સમજાવતાં **શ્રીમદ્** પ્રકાશે છે—'એક અજ્ઞાનપણે પવનની સ્થિરતા કરે છે, પણ શ્વાસોચ્છવાસ રોધનથી તેને કલ્યાણનો હેતુ થતો નથી, અને એક જ્ઞાનીની આજ્ઞાપૂર્વક શ્વાસોચ્છવાસનો રોધ કરે છે, તો તેને તે કારણથી જે સ્થિરતા આવે છે, તે આત્માને પ્રગટવાનો હેતુ થાય છે.' અર્થાત્ એક અજ્ઞાનીની આજ્ઞા વિના અજ્ઞાનપણે પવનની સ્થિરતા કરે છે તેને કલ્યાણકારણ થતું નથી, અને એક જ્ઞાનીની આજ્ઞાપૂર્વક તેમ કરે છે તેને તે સ્થિરતા આત્મા પ્રગટવાનો હેતુ થાય છે. 'શ્વાસોચ્છવાસની સ્થિરતા થવી એ એક પ્રકારે ઘણી કઠણ વાત છે. તેનો સુગમ ઉપાય મુખરસ એકતાર કરવાથી થાય છે; માટે તે વિશેષ સ્થિરતાનું સાધન છે.' અર્થાત્ શ્વાસોચ્છવાસના રોધનરૂપ પ્રાણાયામની કઠિન યોગપ્રક્રિયા કરતાં આ સુધારસની સુગમ યોગપ્રક્રિયાનું સ્થાન ઘણું ઉંચું છે, અને તેથી વિશેષ સ્થિરતા થાય છે. 'પણ તે સુધારસ–સ્થિરતા અજ્ઞાનપણે ફળીભૂત થતી નથી, એટલે કલ્યાણરૂપ થતી નથી, તેમ તે બીજજ્ઞાનનું ધ્યાન પણ અજ્ઞાનપણે કલ્યાણરૂપ થતું નથી, એટલો વિશેષ નિશ્ચય અમને ભાસ્યા કરે છે. જેણે

વેદનપણે આત્મા જાણ્યો છે તે જ્ઞાનીપુરુષની આજ્ઞાએ તે કલ્યાણરૂપ થાય છે, અને આત્મા પ્રગટવાનો અત્યંત સુગમ ઉપાય થાય છે.' અર્થાત્ જ્ઞાનીની આજ્ઞા (ગુરુગમ) વિના અજ્ઞાની સુધારસની સ્થિરતા કરે કે બીજજ્ઞાનનું ધ્યાન ધરે પણ તે અજ્ઞાનપણે તેને કલ્યાણરૂપ થતું નથી; પણ આત્મજ્ઞાની અમૃતાનુભૂતિ પામેલા જ્ઞાનીની આજ્ઞાએ તે કલ્યાણરૂપ થાય છે, અને આ આજ્ઞાથી–સદ્‌ગુરુ થકી ગુરુગમથી પ્રાપ્ત આ સુધારસની પ્રક્રિયા આત્મા પ્રગટ થવાનો 'અત્યંત સુગમ'–અતિ અતિ સરલ ઉપાય થાય છે. એમ પરમ રહસ્યભૂત અપૂર્વ વાત **યોગીશ્વર શ્રીમદે** ડાંડી ડોકીને અત્ર ઉદ્‌ઘોષી છે; આ આજ્ઞા —સદ્‌ગુરુ થકી પ્રાપ્ત ગુરુગમ એ જ આત્મા પ્રાપ્ત કરવાની રહસ્યચાવી (Master–key) આ પરમ ગુરુએ અત્ર બતાવી છે. ચાવી વિના તાળાં ખોલવા ગમે તેટલી મહેનત કરે– હથોડા મારે તોય તાળા ન ઉઘડે ને ભાંગી જાય, પણ ચાવી મળે તો તેવા હજારો તાળા સુગમતાથી ઉઘડી જાય; તેમ ભાવગુરુગમ વિના આત્મા પામવા ગમે તેટલી મહેનત કરે તોય પમાય નહિં ને મહેનત નિષ્ફળ જાય, પણ ગુરુગમરૂપ સુગમ રહસ્યચાવી મળે તો હજારો જીવોના અંતરૂના તાળાં સુગમતાથી ઉઘડી જાય ને આત્મા પ્રગટ પ્રાપ્ત થાય. આવી અપૂર્વ રહસ્યચાવી જેવી અપૂર્વ વાત **જ્ઞાનીશ્વર શ્રીમદે** અત્ર પ્રકાશી છે. અને તેવી એક બીજી અપૂર્વ વાત પણ અત્ર **યોગીશ્વર શ્રીમદે** આ પરમાર્થસખા **સૌભાગ્ય** પરના આ **અમૃતપત્ર**ના આ અમૃત શબ્દોમાં પ્રકાશી છે—

'એક બીજી અપૂર્વ વાત પણ આ સ્થળે લખવાનું સૂઝે છે. આત્મા છે તે ચંદનવૃક્ષ છે. તેની સમીપે જે જે વસ્તુઓ વિશેષપણે રહી હોય તે તે વસ્તુ તેની સુગંધનો (!) વિશેષ બોધ કરે છે. જે વૃક્ષ ચંદનથી વિશેષ સમીપ હોય તે વૃક્ષમાં ચંદનની ગંધ વિશેષપણે સ્ફુરે છે. જેમ જેમ આઘેનાં વૃક્ષ હોય તેમ તેમ સુગંધ મંદપરિણામને ભજે છે; અને અમુક મર્યાદા પછી અસુગંધરૂપ વૃક્ષોનું વન આવે છે; અર્થાત્ ચંદન પછી તે સુગંધપરિણામ કરતું નથી. તેમ આ આત્મા વિભાવ પરિણામને ભજે છે, ત્યાંસુધી તેને ચંદનવૃક્ષ કહીએ છીએ અને સૌથી તેને અમુક અમુક સૂક્ષ્મ વસ્તુનો સંબંધ છે, તેમાં તેની છાયા (!) રૂપ સુગંધ વિશેષ પડે છે; જેનું ધ્યાન જ્ઞાનીની આજ્ઞાએ થવાથી આત્મા પ્રગટે છે. પવન કરતાં પણ સુધારસ છે તેમાં, આત્મા વિશેષ સમીપપણે વર્તે છે, માટે તે આત્માની વિશેષ છાયા–સુગંધ(!)નો ધ્યાન કરવા યોગ્ય ઉપાય છે. આ પણ વિશેષપણે સમજવા યોગ્ય છે.'

અત્રે આત્માને ચંદનવૃક્ષની ઉપમા આપી આ સુધારસનો ભાવ **શ્રીમદે** અપૂર્વપણે સમજાવ્યો છે. ચંદનવૃક્ષની પાસે જે વૃક્ષ હોય તેમાં તેની સુગંધ વિશેષ હોય, જે વૃક્ષ દૂર હોય તેમાં ઓછી હોય અને જે ઘણું દૂર હોય તેમાં ન હોય; તેમ આત્મારૂપ ચંદનવૃક્ષની નિકટમાં જે જે વસ્તુ હોય તેમાં તેની છાયારૂપ સુગંધ–વાસના વિશેષ હોય, દૂર હોય તેમાં ઓછી હોય અને અતિદૂર હોય તેમાં તે ન હોય,–એ સરળતાથી સમજાય છે. અર્થાત્ જ્યાંલગી આત્મા 'વિભાવ પરિણામને'—આત્માના સ્વભાવથી વિરુદ્ધ વિશેષ વિકારપરિણામને ભજે છે ત્યાંસુધી તેને ચંદનવૃક્ષ સમાન અત્ર કહ્યો, તેથી જે

જે સૂક્ષ્મવસ્તુનો સંબંધ છે તેમાં તેની છાયારૂપ સુગંધ વિશેષ પડે છે. એટલે આત્માની નિકટની વસ્તુનું ધ્યાન જ્ઞાનીની આજ્ઞાએ કરવાથી આત્મા પ્રગટે છે. અને પવન કરતાં પણ સુધારસમાં આત્મા વિશેષ સમીપપણે વર્તે છે, અર્થાત્ આત્માને વધારેમાં વધારે નિકટ જો કોઈ સૂક્ષ્મ વસ્તુ હોય તો તે આ પ્રસ્તુત સુધારસ છે, અને તે પવન કરતાં પણ આત્માને અધિક નિકટ છે, એટલે તેમાં આત્માની વધારેમાં વધારે છાયારૂપ સુગંધ-વાસના પડતી હોઇ તે ધ્યાન કરવાનો સુગમ ઉપાય છે. આવું સુધારસનું અદ્ભુત ગૂઢ રહસ્ય **યોગીશ્વર શ્રીમદે** અત્ર પ્રકાશ્યું છે. યોગિરાજ **આનંદઘનજીએ** પણ કંઈક ગૂઢાર્થમાં આ સુધારસનો ઇશારો આ પદમાં કર્યો જણાય છે—

'ગગન મંડળમેં અધબિચ કૂવા, ઊંહા હૈ અમીકા વાસા;
સગુરા હોએ સો ભરભર પીવે, નગુરા જાવે પ્યાસા....
અવધૂ સો જોગી ગુરુ મેરા, ઉસ પદકા કરે રે નીવેડા.' **આનંદઘનજી**

અર્થાત્–ગગનમંડલ એટલે ચિદાકાશ. તેની મધ્યે એક અમૃતનો કૂવો છે, એટલે અમૃતસ્વરૂપી શાંતસુધારસમય આત્માનો ત્યાં વાસ છે. જેને સદ્ગુરુ મળ્યા છે, તે જ તે અમૃતકૂપમાંથી શાંતસુધારસ ભરી ભરી પીએ છે, તેમની તૃષા છીપે છે–ભવતૃષ્ણા શાંત થાય છે, અને તે અમૃતપાનથી તે અમૃતપણાને પામે છે. બાકી જેને સદ્ગુરુનો યોગ નથી મળ્યો, તે તે અમૃતપાનના લાભથી વંચિત રહે છે, તરસ્યા ચાલ્યા જાય છે, એટલે તેમની ભવતૃષ્ણા બૂઝાતી નથી, અને તે મૃતપણાને જ પામે છે, અર્થાત્ જન્મ–મરણ–પરંપરા કર્યા જ કરે છે, તેના જન્મ–મરણનો છેડો આવતો નથી.

આમ **સૌભાગ્ય** જેવા પરમાર્થસખાને ઉત્તમ અધિકારી જાણી તેમને **શ્રીમદે** આ રહસ્યભૂત વાર્તા લખી છે; પોતાના અથાગ ઉપકારી આ પરમાર્થસખાને સુધારસ અને તેની આગળની ભૂમિકાઓ પોતાના હાથે પ્રાપ્ત કરાવાની **શ્રીમદ્**ની ભાવના–ઇચ્છા તેમના **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૫૯) આવતા આ પરમ ભાવપૂર્ણ ઉલ્લેખ પરથી જણાય છે—'જ્ઞાનધારા સંબંધી મૂળમાર્ગ અમે તમને આ વખતના સમાગમમાં થોડો પણ કહીશું, અને તે માર્ગ પૂરી રીતે આ જ જન્મમાં તમને કહીશું એમ અમને હરિની પ્રેરણા હોય તેવું લાગે છે. તમે અમારે માટે જન્મ ધર્યો હશે એમ લાગે છે. તમે અમારા અથાગ ઉપકારી છો. તમે અમને અમારી ઇચ્છાનું સુખ આપ્યુ છે, તે માટે નમસ્કાર સિવાય બીજો શું બદલો વાળીએ? પણ અમને લાગે છે કે અમારે હાથે હરિ તમને પરાભક્તિ અપાવશે; હરિના સ્વરૂપનું જ્ઞાન કરાવશે; અને એ જ અમે મોટો ભાગ્યોદય માનીશું.' અને **સૌભાગ્ય** પરના બીજા પત્રમાં (અં. ૧૯૭) આવતા—'સુધાની ધારા પછીનાં કેટલાંક દર્શન થયાં છે'—એ ઉલ્લેખ પરથી સ્પષ્ટ જણાય છે કે **શ્રીમદ્** તો સુધાની ધારા અને તે પછીની કેટલીયે ભૂમિકાઓને ક્યારનાયે પામી ગયા હતા, એટલે **સૌભાગ્ય** જેવા ઉત્તમ યોગ્ય અધિકારીને તે પમાડવા પૂરેપૂરા સમર્થ હતા.

આ સુધારસ વિષે રસ ધરાવતા **સૌભાગ્યભાઇ** ૧૯૫૦ના શ્રા. વદ **૧૦ના દિને** **શ્રીમદ્** પર લખેલા પત્રમાં પૃચ્છા કરે છે કે—'સમયસાર નાટકની ચોપડીમાં બીજજ્ઞાન

વિષેનો કોઇ સવૈયા કે છંદમાં ભાવાર્થ હશે કે કેમ? ને જો છે તો કયા સવૈયા છંદમાં છે તે આપ લખી જણાવશો.' આના ઉત્તરપત્રમાં (અં. ૫૨૦) **શ્રીમદ્** આ સુધારસ બા. **બનારસીદાસ**કૃત સમયસારમાં આવતા ઉલ્લેખ અંગે તલસ્પર્શી મીમાંસા પ્રકાશે છે—'જે મુખરસ સંબંધી જ્ઞાન વિષે સમયસાર ગ્રંથના કવિતાદિમાં તમે અર્થ ધારો છો તે તેમજ છે, એમ સર્વત્ર છે, એમ કહેવા યોગ્ય નથી. **બનારસીદાસે** સમયસાર ગ્રંથ હિન્દી ભાષામાં કરતાં કેટલાંક કવિત, સવૈયા વગેરેમાં તેના જેવી જ વાત કહી છે; અને તે કોઇ રીતે બીજજ્ઞાનને લગતી જણાય છે. તથાપિ ક્યાંક ક્યાંક તેવા શબ્દો ઉપમાપણે પણ આવે છે. × × એટલે તમે જે બીજજ્ઞાનમાં કારણ ગણો છો તેથી કંઇક આગળ વધતી વાત અથવા તે વાત વિશેષ જ્ઞાને તેમાં અંગીકાર કરી જણાય છે.'—અર્થાત્ ત્યાં જે વાત કહી છે તે બીજજ્ઞાનને લગતી જણાય છે. સર્વત્ર તે ઉપમાપણે કહેલ છે એમ નથી, ક્વચિત્ ઉપમાપણે કહેલ છે અને કેટલેક સ્થળે વસ્તુપણે પણ કહેલ છે. આમ વસ્તુપણે અને ઉપમાપણે તે વાત **બનારસીદાસે** કરી છે, તે પરથી **શ્રીમદ્** પ્રકાશે છે—'બનારસીદાસને કંઇ તેવો યોગ બન્યો હોય એમ સમયસાર ગ્રંથની તેમની રચના પરથી જણાય છે. મૂળ સમયસારમાં એટલી બધી સ્પષ્ટ વાર્તા બીજજ્ઞાન વિષે કહી નથી જણાતી, અને બનારસીદાસે તો ઘણે ઠેકાણે વસ્તુપણે અને ઉપમાપણે તે વાત કહી છે. જે ઉપરથી એમ જણાય છે કે બનારસીદાસે સાથે પોતાના આત્માને વિષે જે કંઈ અનુભવ થયો છે, તેનો પણ કોઈ તે પ્રકારે પ્રકાશ કર્યો છે, કે કોઈ વિચક્ષણ જીવના અનુભવને તે આધારભૂત થાય, વિશેષ સ્થિર કરનાર થાય.' બનારસીદાસને તેવો કોઇ સ્પષ્ટ અનુભવયોગ થયો હોવો જોઇએ એમ અત્ર સ્પષ્ટ પ્રકાશ્યું છે—'એમ પણ લાગે છે કે બનારસીદાસે લક્ષણાદિ ભેદથી જીવનો વિશેષ નિર્ધાર કર્યો હતો, અને તે તે લક્ષણાદિનું સતત મનન થયા કર્યાથી આત્મસ્વરૂપ કંઈક તીક્ષ્ણપણે તેમને અનુભવમાં આવ્યુ છે, અને અવ્યક્તપણે આત્મદ્રવ્યનો પણ તેમને લક્ષ થયો છે, અને તે અવ્યક્ત લક્ષથી તે બીજજ્ઞાન તેમણે ગાયુ છે.' ઇ. સેંકડો વર્ષ પૂર્વે થયેલા બનારસીદાસની આ દશાનું આવી ચોક્કસાઈથી માપ કરવાનું કોણ કરી શકે? સામર્થ્ય કોણ ધરાવી શકે? આત્માનુભવની દિશામાં જે તેવી ઘણી ઘણી આગળ વધી ગયેલી આત્મદશાને પામી ગયેલો હોય એવો આત્મસામર્થ્યયોગી હોય તે જ. અને **શ્રીમદ્** તેવી ઘણી ઘણી આગળ વધી ગયેલ દશાને પામેલ—આત્માની અમૃતાનુભૂતિને પામેલ તેવા આત્મસામર્થ્યયોગી જ્ઞાનીપુરુષ હતા, તેની સાક્ષી તેમના જ ઉપરોક્ત વચનો પૂરે છે, અને તેમાં **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૪૭૫) લખેલ આ અમૃત વચન સૂર પૂરાવે છે—'શુદ્ધતા વિચારૈ ધ્યાવૈ, શુદ્ધતામેં કેલિ કરૈ; શુદ્ધતામેં સ્થિર વ્હૈ, અમૃતધારા બરસૈ.—એ કવિતમાં સુધારસનું જે માહાત્મ્ય કહ્યું છે, તે કેવળ એક વિસ્રસા (સર્વ પ્રકારના અન્ય પરિણામથી રહિત અસંખ્યાતપ્રદેશી આત્મદ્રવ્ય) પરિણામે સ્વરૂપસ્થ એવા અમૃતરૂપ આત્માનું વર્ણન છે. તેનો પરમાર્થ યથાર્થ હૃદયગત રાખ્યો છે, જે અનુક્રમે સમજાશે.' શુદ્ધતા વિચારનારો, શુદ્ધતા ધ્યાવનારો, શુદ્ધતામાં રમનારો, શુદ્ધતામાં સ્થિર રહેનારો, અમૃતધારાવૃષ્ટિ અનુભવનારો એવો કોઇ અમૃતરૂપ આત્માની અમૃતાનુભૂતિને

પામેલો તજ્જ્ઞ દિવ્ય આત્મા જ—'તેનો પરમાર્થ યથાર્થ હૃદયગત રાખ્યો છે'—ર
અમૃત વચન લખી શકે. આવી શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિને પામેલા શ્રીમદ્ પર
શાંત સુધારસના આવા પરમાર્થ અમૃતાનુભવને અનુભવનારા શાંતસુધારસજલનિધિ હતા
એટલે જ આવા અમૃત પુરુષની અમૃતવાણીમાં સર્વત્ર અક્ષરે અક્ષરે પદે પદે પરમ શાંત
સુધારસની રેલંછેલ ચાલી હોય એમાં આશ્ચર્ય શું?



## પ્રકરણ બોતેરમું

# સાંકડી સ્થિતિમાં સૌભાગ્યનું સ્થિરીકરણ

**પરમાર્થસખા સૌભાગ્યનો** જે અરસામાં **શ્રીમદ્** સાથે પરમાર્થસંબંધ બંધાયો,
લગભગ તે અરસામા **સૌભાગ્યની** વ્યાવહારિક સ્થિતિ ઘણી સાંકડી થઈ પડી હતી;
કુટુંબાદિનો આજીવિકાનિર્વાહ કેમ થશે? લોકમા લાજ કેમ રહેશે? ઇ પ્રકારે વ્યવહાર
ચિંતા વર્ત્તતી હતી; અને તેથી અત્યંત આકુળવ્યાકુળ બની જઈ તેઓ **શ્રીમદ્**ને તે
પોતાની ચિંતા નિવેદન કરતા, જ્યોતિષાદિથી ભવિષ્ય શું છે? એ જાણવા માટે આતુરતાથી
પૃચ્છા કરતા, એટલું જ નહિં પણ વિદ્યા–સિદ્ધિ–મંત્રાદિથી કે બીજા કોઈ વ્યવહાર
ઉપાયથી પોતાની તે ચિંતા દૂર કરવા માટે **શ્રીમદ્**ને વારંવાર વિજ્ઞપ્તિ કરતા. પરંતુ
મેરુસમા અડોલ **શ્રીમદ્** તો આ પરમાર્થસખાની વ્યવહારચિંતા પ્રત્યે પૂરેપૂરી સહાનુભૂતિ
(Sympathy) ધરાવતા છતા, ધીરજથી સમતાથી ઉદયવેદન કરવાનુ અંતઃકરણપૂર્વકનુ
આશ્વાસન આપતા છતા, જ્ઞાની પ્રત્યે સકામપણાથી–નિદાનબુદ્ધિથી આત્માનુ પતન ન
થવા દેવાનો નિર્મલ બોધ આપી, **સૌભાગ્યને** પડવા નહિં દેતા સન્માર્ગમા સ્થિર
કરતા, પરમાર્થમિત્રને પડતા ધારી રાખી ખરેખરું **પરમાર્થમિત્રપણું** બજાવતા, પર-
માર્થશિષ્યને સાચું દિશાદર્શન કરી સાચું **પરમાર્થગુરુપણું** દાખવતા; એટલુ જ નહિં
પણ વિદ્યા–સિદ્ધિ–મંત્રાદિયોગથી કામ કરી આપવાની તેમની કામનાનો ખુલ્લેખુલ્લો
નકાર કરી પોતે પણ પરમ નિષ્કામ જ્ઞાનીની પ્રણાલિકામા અત્યંત સ્થિર રહ્યા હતા.
આવા **પરમાર્થગુરુ શ્રીમદે** સાકડી સ્થિતિમાં **સૌભાગ્યનું** કેવું સ્થિરીકરણ કર્યું હતું
તે આ પ્રકરણમા વિચારશું.

**સૌભાગ્યભાઈ** જ્યારે જ્યારે પોતાની વ્યવહારચિંતા બાબત **શ્રીમદ્**ને જણાવતા,
ત્યારે ત્યારે **શ્રીમદ્** તેમને વ્યવહારચિંતાની અકળામણ નહિં રાખવાનુ, સમતા–ધીરજ
વરી નિરાકુલ રહેવાનુ વારંવાર આશ્વાસન આપતા—'જે ચિંતાના ઉપદ્રવે તમે મુઝાઓ
છો, તે ચિંતાઉપદ્રવ કોઈ શત્રુ નથી. (અ. ૪૪૩). સંસારની જાળ જોઇ ચિંતા ભજશો
નહીં, ચિંતામા સમતા રહે તો તે આત્મચિંતન જેવી છે. (અ. ૪૬૧). વ્યવહારચિંતાથી

અકળામણ આવતાં, સત્સંગના વિયોગથી કોઇ પ્રકારે શાંતિ નથી રહેતી એમ આપે લખ્યુ તે યોગ્ય જ છે. તથાપિ વ્યવહારચિંતાનું અકળામણ તો યોગ્ય નથી. સર્વત્ર હરિઇચ્છા બળવાન છે, એ દૃઢ કરાવવા માટે હરિએ આમ કર્યું છે. એમ આપે નિઃશંકપણે સમજવું; માટે જે થાય તે જોવું; અને પછી જો આપને અકળામણ જન્મ પામે, તો જોઇ લઇશું. × × અકળામણ રાખશો નહીં. અમે તો એ માર્ગથી તર્યા છીએ. (અં. ૨૫૦). આત્મામાં વિશેષ આકુળતા ન થાય તેમ રાખશો. જે થવા યોગ્ય હશે તે થઇ રહેશે. અને આકુળતા કરતાં પણ જે થવા યોગ્ય હશે તે થશે, તેની સાથે આત્મા પણ અપરાધી થશે.' (અં. ૪૯૪) આમ વ્યવહારચિંતાથી આકુલ પરમાર્થસુહૃદ્ હૃદયરૂપ **સૌભાગ્યને** ખરા હૃદયનું આશ્વાસન આપતાં **શ્રીમદ્** પ્રાપ્ત ઉદયને સમભાવે વેદવો અને આકુલતા ન રાખવી એમ ખેદહારક ઉત્સાહપ્રેરક બોધ આપતા—

'આપનીસ્થિતિ લક્ષમાં છે. આપની ઇચ્છા પણ લક્ષમાં છે. ગુરુઅનુગ્રહવાળી વાર્ત્તા લખી તે પણ ખરી છે. કર્મનું ઉદયપણું ભોગવવું પડે તે પણ ખરું છે. આપ અતિશય ખેદ વખતોવખત પામી જાઓ છો તે પણ જાણીએ છીએ. ×× ગમે તેવા દેશકાળને વિષે યથાયોગ ચરહેવું, યથાયોગ્ય રહેવા ઇચ્છયા જ કરવું એ ઉપદેશ છે. મનની ચિંતા લખી જણાવો તોય અમને તમારા ઉપર ખેદ થાય તેમ નથી. જ્ઞાની અન્યથા કરે નહીં, તેમ કરવું તેને સૂઝે નહીં, ત્યાં બીજો ઉપાય ઇચ્છવો પણ નહીં એમ વિનંતિ છે. (અં. ૩૧૩) સંસારસંબંધી તમને જે ચિંતા છે, તે જેમ ઉદયમાં આવે તેમ વેદવી, સહન કરવી. એ ચિંતા થવાનું કારણ એવું કોઇ કર્મ નથી કે જે ટાળવા માટે જ્ઞાની પુરુષને પ્રવૃત્તિ કરતાં બાધ ન આવે. × × પ્રાણીમાત્ર પ્રાયે આહાર, પાણી પામી રહે છે. તો તમ જેવા પ્રાણીના કુટુંબને માટે તેથી વિપર્યય પરિણામ આવે એવું જે ધારવું તે યોગ્ય જ નથી. કુટુંબની લાજ વારંવાર આડી આવી જે આકુળતા આપે છે, તે ગમે તો રાખીએ અને ગમે તો ન રાખીએ તે બન્ને સરખું છે, કેમકે જેમાં પોતાનું નિરુપાયપણું રહ્યું તેમાં તો જે થાય તે યોગ્ય જ માનવું એ દૃષ્ટિ સમ્યક્ છે. જે લાગ્યુ તે જણાવ્યુ છે.' (અં. ૩૨૨)

પોતાની કઠોડી સ્થિતિ નિવેદન કરી પરમાર્થશિષ્ય **સૌભાગ્યે** કવચિત્ ગુરુઅનુગ્રહથી શિષ્યનું અમુક દુઃખ ટળ્યુ એવી વાર્ત્તા લખી **શ્રીમદ્** જેવા પરમાર્થગુરુ પ્રત્યે આડકતરી ગર્ભિત સ્પૃહા દર્શાવી હશે કે આપ જેવા પરમ સમર્થ ગુરુના અનુગ્રહથી કોઇ રીતે અમારું આ દુઃખ ટળો—આ ચિંતા મટો, એના ઉત્તરમાં પરમાર્થગુરુ **શ્રીમદે** અત્રે જણાવ્યુ જણાય છે કે 'એ ચિંતા થવાનું કારણ એવું કોઇ કર્મ નથી કે જે ટાળવા માટે જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિ કરતાં બાધ ન આવે', અને એટલે જ અત્રે માર્મિકપણે એ પણ સૂચવી દીધું છે કે '**જ્ઞાની અન્યથા કરે નહીં**',—પારમાર્થિક વૈભવથી સાંસારિક ફલપ્રદાનરૂપ અન્યથા પ્રકાર આચરે નહીં, જ્ઞાનીપુરુષોની સનાતન પ્રણાલિકાથી અન્યપ્રકારે વર્તે નહીં, અને **સૌભાગ્યનો** તેવા પ્રકારનો ઉદય દેખી **શ્રીમદ્ સૌભાગ્યને** પ્રસંગવશાત્ ચેતવતા પણ ખરા કે—'જ્યારે પ્રારબ્ધોદય દ્રવ્યાદિ કારણમાં નિર્બળ હોય ત્યારે વિચારવાન જીવે વિશેષ પ્રવૃત્તિ કરવી ન ઘટે, અથવા ધીરજ રાખી આજુ-

બાજુની ઘણી સંભાળથી કરવી ઘટે; એક લાભનો જ પ્રકાર દેખ્યા કરી કરવી ન ઘટે. (અં. ૫૪૪) એમ પ્રારબ્ધોદય નબળો હોય ત્યારે વિશેષ પ્રવૃત્તિ ન કરવાની વાત ઠસાવવા **શ્રીમદ્** પ્રયત્ન કરતા, અને 'મુંઝાવાથી કંઈ કર્મની નિવૃત્તિ, ઇચ્છીએ છીએ તે થતી નથી; અને આર્ત્તધ્યાન થઈ જ્ઞાનીના માર્ગ પર પગ મૂકાય છે' (અં. ૫૪૪) એ વાતનું સ્મરણ આપી, **સૌભાગ્યને** નહિં મુંઝાવાનો અને આર્ત્તધ્યાન ધરી જ્ઞાનીના માર્ગ પર પગ નહિં મૂકવાનો માર્મિક બોધ આપતા.

**શ્રીમદ્** જેવા પરમ નિસ્પૃહ નિષ્કામ પરમ પરમાર્થી પુરુષને તો જેની સાથે પરમાર્થપ્રસંગ હોય તેની સાથે વ્યવહારપ્રસંગની વાત મૂળથી જ બીલકુલ પસંદ ન હતી, તે પ્રત્યે અત્યંત કંટાળો હતો, એટલું જ નહિં પણ તેથી ઘણી મુંઝવણ થતી, ત્રાસ ઉપજતો; એટલે **શ્રીમદ્** વ્યાવહારિક વાત જેમ બને તેમ ઓછી લખવાનું **સૌભાગ્યને** વારંવાર સૂચવતા, કારણકે તે વ્યાવહારિક સ્થિતિ **શ્રીમદ્**ના લક્ષ બ્હાર ન હતી, એમને મોઢે જ હતી, છતાં ગભરાટ શમાવવા લખાતી હોય તો તેવા પ્રકારથી તે લખાતી ન્હોતી, તે વાત આર્ત્તધ્યાનના રૂપ જેવી લખાઇ જતી તેથી **શ્રીમદ્**ને બહુ સંતાપ થતો. (અં. ૫૪૦, ૫૩૧, ૩૦૪). તેવી વ્યાવહારિક વાતમાં **શ્રીમદ્**નું ચિત્ત પણ પ્રવર્ત્તતું નહિં, પત્રોત્તર પણ સૂઝતો નહિં, એટલે ઘણીવાર મૌન રહેતા, અને તે મૌનપણા માટે પણ અવિક્ષેપતા રાખવાની ભલામણ કરતા. (અં. ૩૪૭, ૫૭૯). વળી **સૌભાગ્ય** સાથેનો **શ્રીમદ્**નો પરમાર્થસંબંધ તો એટલો બધો ઘનિષ્ઠ અને વિશિષ્ટતમ પ્રકારનો હતો કે તેમને તો આ પરમાર્થસંબંધમાં વ્યવહારસંબંધની વાત ન જ કરવા—ન જ લખવા **શ્રીમદ્** વારંવાર ભાર દઈને લખતા—

'મારૂં અંતરનું અંગ એવું છે કે પરમાર્થપ્રસંગથી કોઇ મુમુક્ષુ જીવને મારો પ્રસંગ થાય તો જરૂર તેને મારા પ્રત્યે પરમાર્થના હેતુની જ ઇચ્છા રહે તો જ તેનું શ્રેય થાય, પણ દ્રવ્યાદિ કારણની કંઈ પણ વાંછા રહે અથવા તેવા વ્યવસાયનુ મને તેનાથી જણાવવું થાય, તો પછી અનુક્રમે તે જીવ મલિન વાસનાને પામી મુમુક્ષુતાનો નાશ કરે, એમ મને નિશ્ચય રહે છે; અને તે જ કારણથી તમને ઘણીવાર તમારા તરફથી કોઈ વ્યાવહારિક પ્રસંગ લખાઈ આવ્યો હોય ત્યારે ઠપકો આપી જણાવ્યુ પણ હતું કે મારા પ્રત્યે તમે આવો વ્યવસાય જણાવવાનું જેમ ન થાય તેમ જરૂર કરી કરો. × × બીજા કોઇ પણ સત્સંગપ્રસંગમાં એમ કરે તો મારૂં ચિત્ત બહુ વિચારમાં પડી જાય છે કે ગભરાય છે; કેમકે પરમાર્થને નાશ કરનારી આ ભાવના આ જીવને ઉદયમાં આવી. તમે જ્યારે જ્યારે વ્યવસાય વિષે લખ્યુ હશે, ત્યારે ત્યારે મને ઘણું કરીને એમ જ થયુ હશે. × × રવજીભાઈના કુટુંબને માટે જેમ વ્યવસાય મારે કરવો પડે છે તેમ તમારે માટે મારે કરવો હોય તો પણ મારા ચિત્તમા અન્યભાવ આવે નહીં. પણ તમે દુઃખ સહન ન કરી શકો તથા વ્યવસાય મને જણાવો એ વાત કોઇ રીતે શ્રેયરૂપ લાગતી નથી, કેમકે રવજીભાઇને તેવી પરમાર્થઇચ્છા નથી અને તમને **છે, જેથી તમારે આ વાત પર જરૂર સ્થિર થવું. આ વાતનો વિશેષ નિશ્ચય રાખજો.'** (અં. ૫૪૮).

આમ **પરમ પરમાર્થરંગી શ્રીમદ્** પરમાર્થસંગી સત્સંગીઓને મલિન વાસનાનો હેતુ ન થાય અને પૂર્વાપર એમનું શ્રેય થાય એ પરમાર્થઅર્થે સ્પષ્ટ લખતા, અને **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** તો આ પરમાર્થને નાશ કરનારી ભાવના ન થાય એ અર્થે ખાસ ભલામણ કરતા.

આમ છતાં વ્યાવહારિક કઠણાઈ આ. **સૌભાગ્ય શ્રીમદ્‌ને** પોતાની મુંઝવણ લખતા-'કઠણાઈ રહ્યા કરે છે;' તેનો અત્યંત માર્મિક ઉત્તર (અં. ૨૨૩) આપતાં **શ્રીમદે** માર્મિકપણે જણાવ્યું છે કે—'પરમાત્માની ભક્તિ જ જેને પ્રિય છે, એવા પુરુષને એવી કઠણાઈ નહોય તો પછી ખરા પરમાત્માની તેને ભક્તિ જ નથી એમ સમજવું. અથવા તો ચાહીને પરમાત્માની ઇચ્છારૂપ માયાએ તેવી કઠણાઈ મોકલવાનું કાર્ય વિસ્મરણ કર્યું છે.' એમ માર્મિકપણે વ્યંગમાં જણાવી **શ્રીમદ્** અત્રે જનકવિદેહીની અપ્રગટ કઠણાઈ અને મહાત્મા કૃષ્ણની સંકટરૂપ પ્રગટ કઠણાઈનો નિર્દેશ કરે છે, અને તેવી કઠણાઇ ભગવદ્‌ભક્તને ઘટારત જ છે—હોવી જોઈએ એમ કહી એ કઠણાઇ માયાની છે પણ પરમાત્માની તો એ સરળાઈ છે એમ સ્પષ્ટ કથે છે—'જનકવિદેહી અને મહાત્મા કૃષ્ણ વિષે માયાનું વિસ્મરણ થયું લાગે છે, તથાપિ તેમ નથી. જનકવિદેહીની કઠણાઇ વિષે કંઇ અત્ર કહેવું જોગ નથી, કારણ કે તે અપ્રગટ કઠણાઈ છે, અને મહાત્મા કૃષ્ણની સંકટરૂપ કઠણાઇ પ્રગટ જ છે, તેમ અષ્ટમહાસિદ્ધિ અને નવનિધિ પણ પ્રસિદ્ધ જ છે; તથાપિ કઠણાઈ તો ઘટારત જ હતી, અને હોવી જોઈએ. એ કઠણાઇ માયાની છે; અને પરમાત્માના લક્ષની તો એ સરળાઇ છે, અને એમ જ હો.' અત્રે પ્રસંગોપાત્ત કલુ રાજાનું બોધક દૃષ્ટાંત આપ્યું છે—'કલુ રાજાએ વિકટ તપ કરી પરમાત્માનું આરાધન કર્યું; અને દેહધારીરૂપે પરમાત્માએ તેને દર્શન આપ્યું અને વર માગવા કહ્યું ત્યારે કલુ રાજાએ માગ્યું કે હે ભગવાન! આવી જે રાજ્યલક્ષ્મી મને આપી છે તે ઠીક જ નથી, તારો પરમ અનુગ્રહ મારા ઉપર હોય તો પંચવિષયના સાધનરૂપ એ રાજ્યલક્ષ્મીનું ફરીથી મને સ્વપ્નું પણ ન હો, એ વર આપ. પરમાત્મા દિંગ થઇ જઈ તથાસ્તુ કહી સ્વધામ ગત થયા.' આમ કહેવાનો આશય શું? તે દર્શાવે છે—'કહેવાનો આશય એવો છે કે એમ જ યોગ્ય છે. કઠણાઇ અને સરળાઇ શાતા અને અશાતા એ ભગવદ્‌ભક્તને સરખાં જ છે; અને વળી કઠણાઈ અને અશાતા તો વિશેષ અનુકૂળ છે કે જ્યાં માયાનો પ્રતિબંધ દર્શનરૂપ નથી. આપને તો એ વાર્તા જાણવામાં છે; તથાપિ કુટુંબાદિકને વિષે કઠણાઈ હોવી ઘટારત નથી એમ ઊગતું હોય તો તેનું કારણ એ જ છે કે પરમાત્મા એમ કહે છે, કે તમે તમારા કુટુંબપ્રત્યે નિઃસ્નેહ હો, અને તેના પ્રત્યે સમભાવી થઇ પ્રતિબંધ રહિત થાઓ; તે તમારૂં છે એમ ન માનો, અને પ્રારબ્ધયોગને લીધે એમ મનાય છે તે ટાળવા આ કઠણાઈ મેં મોકલી છે. અધિક શું કહેવું? એ એમ જ છે'.—આમ આ **અમૃતપત્રમાં** (અં. ૨૨૩) ભગવદ્‌ભક્તને કઠણાઈ હોવી જોઈએ, એ કઠણાઇ માયાની છે—પરમાત્માની તો સરળાઈ છે, સરળાઈ કરતાં કઠણાઇ તો વિશેષ અનુકૂળ છે, અને આ કઠણાઇ તો કુટુંબાદિ મોહ ટાળવા ખાસ મોકલાઇ છે, ઇત્યાદિ પ્રકારે અદ્‌ભુત

પરમાર્થઘટનાથી કઠણાઇનો ડંખ હૃદયમાંથી કઢાવી નાંખી **શ્રીમદે** પરમાર્થસુહૃદ **સૌભાગ્યના** હૃદયનું પૂર્ણ સહાનુભૂતિપૂર્ણ આશ્વાસન કર્યું હતું.

તેમજ–બીજા પત્રમાં (અં. ૨૩૩) પણ આ પરમાર્થસખાનો મોહ–શોક દૂર કરવા **શ્રીમદ્** તેવો જ ભાવ દર્શાવે છેઃ 'ચિત્તની માયાના પ્રસંગોમાં આકુળવ્યાકુળતા હોય અને તેમા આત્મા ચિંતિત રહ્યા કરે, એ ઈશ્વરપ્રસન્નતાનો માર્ગ છે કે કેમ ? અને પોતાની બુદ્ધિએ નહીં, તથાપિ લોકપ્રવાહને લઇને પણ કુટુંબાદિને કારણે શોચનીય થવું એ વાસ્તવિક માર્ગ છે કે કેમ? આપણે આકુળ થવાથી કંઇ કરી શકીએ છીએ કે કેમ? અને જો કરી શકીએ છીએ તો પછી ઈશ્વર પર વિશ્વાસ શું ફળદાયક છે?' વળી સંસારની પ્રતિકૂળ દશાઓ પ્રાપ્ત થવી તે તો મુમુક્ષુને સંસારથી તરવા બરાબર છે, કારણકે આ સંસારસ્વરૂપની સ્પષ્ટ વિચારણાનો વખત તેવા પ્રતિકૂળ પ્રસંગમાં વિશેષે હોય છે એમ ઊંડું તત્ત્વજ્ઞાન દર્શાવી, **શ્રીમદ્** આ પરમાર્થસખાનો મોહ–શોક દૂર કરતાં એક બીજા પત્રમાં (અં. ૪૯૨) લખે છે—'અમારા ચિત્તમાં તો એમ આવે છે કે, મુમુક્ષુજીવને આ કાળને વિષે સંસારની પ્રતિકૂળ દશાઓ પ્રાપ્ત થવી તે તેને સંસારથી તરવા બરાબર છે; અનંતકાળથી અભ્યાસેલો એવો આ સંસાર સ્પષ્ટ વિચારવાનો વખત પ્રતિકૂળ પ્રસંગે વિશેષે હોય છે, એ વાત નિશ્ચય કરવા યોગ્ય છે. × × આવો તમને એક સાધારણ પ્રતિકૂળ પ્રસંગ બન્યો છે તેમાં મુંઝાવું ઘટતું નથી. એ પ્રસંગ જો સમતાએ વેદવામાં આવે તો જીવને નિર્વાણ સમીપનું સાધન છે. વ્યાવહારિક પ્રસંગોનું નિત્ય ચિત્રવિચિત્રપણું છે. માત્ર કલ્પનાએ તેમાં સુખ અને કલ્પનાએ દુઃખ એવી તેની સ્થિતિ છે. અનુકૂળ કલ્પનાએ તે અનુકૂળ ભાસે છે; પ્રતિકૂળ કલ્પનાએ તે પ્રતિકૂળ ભાસે છે; અને જ્ઞાનીપુરુષોએ તે બેય કલ્પના કરવાની ના કહી છે. અને તમને તે કરવી ઘટતી નથી. વિચારવાનને શોક ઘટે નહીં, એમ શ્રી તીર્થંકર કહેતા હતા.' ઇત્યાદિ.

આમ **સૌભાગ્યની** વ્યવહારચિંતાજન્ય શોચરૂપ આકુળવ્યાકુળતા દૂર કરવા માટે **પરમાર્થમૂર્ત્તિ શ્રીમદ્** વારંવાર ઉપદેશ આપતા; તથાપિ તે વિસ્મૃત થઇ જઈ ભવિષ્યમાં શું થશે ? એવી ચિંતાકુલતાને લઈ **સૌભાગ્ય** પરમ જ્યોતિર્વિંદ **શ્રીમદ્‌ને** ભવિષ્ય–જ્યોતિષ્ બા. પૃચ્છા કરતા. તેના જવાબમાં **શ્રીમદ્** જ્યોતિષ્‌ને કલ્પિત કહી તે પર પોતાનો લક્ષ રહ્યો નથી–રુચિ રહી નથી–ચિત્તપ્રવેશ પણ રહ્યો નથી એમ સ્પષ્ટ જણાવતા—'ભવિષ્યજ્ઞાનની જેમાં અવશ્ય છે તે વાત પર હમણાં લક્ષ રહ્યું નથી. (અં. ૧૩૨) આપે જ્યોતિષાદિકની પણ હાલ ઇચ્છા કરવી નહીં, કારણ કે તે કલ્પિત છે અને કલ્પિત પર લક્ષ નથી. (અં. ૨૨૧) જ્યોતિષ્‌ની આમ્નાય સંબંધી કેટલીક વિગત લખી તે વાંચી છે. ઘણો ભાગ તેનો જાણવામાં છે. તથાપિ ચિત્ત તેમાં જરાય પ્રવેશ કરી શકતું નથી. અને તે વિષેનું વાંચવું, સાંભળવું કદાપિ ચમત્કારિક હોય, તોપણ બોજરૂપ લાગે છે. થોડી પણ તેમાં રુચિ રહી નથી. અમને તો માત્ર અપૂર્વ એવા સતના જ્ઞાન વિષે જ રુચિ રહે છે.' (અં. ૩૩૯). અને જ્યોતિષ્‌ને કલ્પિત

કહેવાનો હેતુ શો એ અંગે ખુલાસો કરતા કે–' જ્યોતિષ્‌ને કલ્પિત કહેવાનો હેતુ એવો છે કે તે વિષય પારમાર્થિક જ્ઞાને કલ્પિત જ છે; અને પારમાર્થિક જ સત છે; અને તેની જ રટના રહે છે.' (અં. ૨૨૨). એમ જ્યોતિષ્‌ને કલ્પિત જણાવી પરમ જ્યોતિમૂર્ત્તિ **શ્રીમદ્ સૌભાગ્યને** સામો સીધો પ્રશ્ન (Poser) કરતા—' જ્યોતિષ્ જેવા કલ્પિત વિષયનો સાંસારિક પ્રસંગમાં નિઃસ્પૃહ પુરુષો લક્ષ કરતા હશે કે કેમ ? અને અમે જ્યોતિષ્ જાણીએ છીએ અથવા કંઇ કરી શકીએ છીએ એમ ન માનો તો સારૂં, એવી હાલ ઇચ્છા છે. તે આપને રુચે છે કે કેમ ? તે લખશો.' (અં. ૨૩૩). આમ પરંજ્યોતિઃસ્વરૂપ દિવ્ય આત્મજ્યોતિના ધ્યાનમાં જ નિમગ્ન **પરંજ્યોતિરૂપ શ્રીમદ્** જ્યોતિષ્‌દર્શન અંગેની **સૌભાગ્યની** આકુલતા ટાળતા.

આ જ્યોતિષ્‌પૃચ્છા ઉપરાંત કોઇ વ્યવસાયયોગથી અથવા વિદ્યા–મંત્ર–સિદ્ધિ-આદિના યોગપ્રયોગથી પોતાનું કામ કરી આપવાની સકામ યાચના પણ **સૌભાગ્યભાઇ શ્રીમદ્** પ્રત્યે કરતા. તેના ઉત્તરમાં **શ્રીમદ્ સૌભાગ્યને** તેવા સકામપણાના મહાભય-સ્થાન પ્રત્યે સખ્ત શબ્દોમાં કડક ચેતવણી આપતા, અને જ્ઞાની પ્રત્યે તેવા સકામપણાથી દર્શનાવરણીય કર્મનો પ્રતિબંધ વિશેષ ઉત્પન્ન થાય છે, તેવી નિદાનબુદ્ધિથી સમ્યક્ત્વનો રોધ રહે છે, પરમાર્થદૃષ્ટિ મટી, સંસારાર્થદૃષ્ટિ થઇ જાય છે, ફરી સુલભબોધિપણું પામવું કઠણ પડે છે, એમ સ્પષ્ટપણે ચોકખા શબ્દોમાં જણાવી દેતા—' જ્ઞાનીને વિષે જો કોઈ પણ પ્રકારે ધનાદિની વાંછા રાખવામાં આવે તો જીવને દર્શનાવરણીય કર્મનો પ્રતિબંધ વિશેષ ઉત્પન્ન થાય છે. ઘણું કરીને જ્ઞાની તેવો પ્રતિબંધ કોઇને પોતાથકી ઉત્પન્ન ન થાય એમ વર્તે છે. જ્ઞાની પોતાનું ઉપજીવન, આજીવિકા પણ પૂર્વકર્માનુસાર કરે છે; જ્ઞાનને વિષે પ્રતિબદ્ધતા થાય એમ કરીને આજીવિકા કરતા નથી, અથવા કરાવવાનો પ્રસંગ ઇચ્છતા નથી, એમ જાણીએ છીએ. જ્ઞાની પ્રત્યે જેને કેવળ નિસ્પૃહ ભક્તિ છે, પોતાની ઇચ્છા તે થકી પૂર્ણ ન થતી દેખીને પણ જેને દોષ આવતો નથી, એવો જે જીવ છે, તેને જ્ઞાનીને આશ્રયે ધીરજથી વર્ત્તતાં આપત્તિનો નાશ હોય છે, અથવા ઘણું મંદપણું થઇ જાય છે, એમ જાણીએ છીએ; તથાપિ તેવી ધીરજ રહેવી આ કાળને વિષે બહુ વિકટ છે, અને તેથી ઉપર જણાવ્યું છે, એવું પરિણામ ઘણીવાર આવતું અટકી જાય છે. અમને તો એવી જંજાળ વિષે ઉદાસીનપણું વર્તે છે. (અં. ૩૯૮). ' અમને એમ લાગે છે કે વારંવાર તમે લખો છો, તે કુટુંબમોહ છે, સંક્લેશપરિણામ છે, અને અશાતા નહીં સહન કરવાની કંઇપણ અંશે બુદ્ધિ છે; અને જે પુરુષને તે વાત ભક્તજને લખી હોય તો તેથી તેનો રસ્તો કરવાને બદલે એમ થાય છે, કે આવી નિદાનબુદ્ધિ જ્યાંસુધી રહે ત્યાંસુધી સમ્યક્ત્વનો રોધ રહે ખરો, એમ વિચારી ઘણીવાર ખેદ થઇ આવે છે; તેને લખવું તે તમને યોગ્ય નથી. (અં. ૫૩૮) પૂર્વે જાણ્યુ હતું અને સ્પષ્ટ પ્રતીતિસ્વરૂપ હતું કે જ્ઞાનીપુરુષને સકામપણે ભજતાં આત્માને પ્રતિબંધ થાય છે, અને ઘણીવાર પરમાર્થદૃષ્ટિ મટી સંસારાર્થદૃષ્ટિ થઇ જાય છે. જ્ઞાની પ્રત્યે એવી દૃષ્ટિ થયે ફરી સુલભબોધિપણું પામવું કઠણ પડે છે; એમ જાણી

કોઈ પણ જીવ સકામપણે સમાગમ ન કરે, એવા પ્રકારે વર્તવું થતું હતું. તમને તથા શ્રી ડુંગર વગેરેને આ માર્ગસંબંધી અમે કહ્યું હતું, પણ અમારા બીજા ઉપદેશની પેઠે તત્કાળ તેનું ગ્રહવું કોઈ પ્રારબ્ધયોગથી ન થતું. × × અમને તેથી ચિત્તમાં મોટો ખેદ થતો હતો કે આ સકામવૃત્તિ દુષમકાળને લીધે આવા મુમુક્ષુપુરુષને વિષે વર્તે છે, નહીં તો તેનો સ્વપ્ને પણ સંભવ ન હોય. જોકે તે સકામવૃત્તિથી તમે પરમાર્થદૃષ્ટિપણું વીસરી જાઓ એવો સંશય થતો નહોતો. પણ પ્રસંગોપાત્ત પરમાર્થદૃષ્ટિને શિથિલપણાનો હેતુ થવાનો સંભવ દેખાતો હતો.' (અં. ૫૫૨) ઇત્યાદિ.

આમ સ્થિતિ હોવાથી **સૌભાગ્યનું** પરમાર્થપતન ન થાય અને **પરમાર્થમાં સ્થિરીકરણ** થાય એ અર્થે **પરમ પરમાર્થહિતસ્વી શ્રીમદ્**, ગમે તેટલી વિપત્તિઓ પડે તોપણ જ્ઞાની દ્વારા સાંસારિક ફલની ઇચ્છા કરવી નહિં એમ સ્પષ્ટ ઉપદેશતાં (અં. ૩૭૪) પરમાર્થબોધ આપે છે—' ગમે તેટલી વિપત્તિઓ પડે, તથાપિ જ્ઞાનીદ્વારા સાંસારિક ફળની ઇચ્છા કરવી યોગ્ય નથી. ઉદય આવેલો અંતરાય સમપરિણામે વેદવા યોગ્ય છે, વિષમપરિણામે વેદવા યોગ્ય નથી.' એમ લખી **સૌભાગ્યે** જણાવેલી ઇચ્છા અંગે લખે છે—'યથાર્થ જ્ઞાન જેમને છે એવો પુરુષ અન્યથા આચરે નહીં, માટે તમે જે આકુળતાને લઇ ઇચ્છા જણાવી, તે નિવૃત્ત કરવા યોગ્ય છે. જ્ઞાની પાસે સાંસારિક વૈભવ હોય તોપણ મુમુક્ષુએ કોઇ પણ પ્રકારે તે ઇચ્છવો યોગ્ય નથી. ઘણું કરી જ્ઞાની પાસે તેવો વૈભવ હોય છે, તો તે મુમુક્ષુની વિપત્તિ ટાળવા માટે ઉપયોગી થાય છે. પારમાર્થિક વૈભવથી જ્ઞાની, મુમુક્ષુને સાંસારિક ફળ આપવાનું ઇચ્છે નહીં; કારણ કે અકર્ત્તવ્ય તે જ્ઞાની કરે નહીં.' અને **શ્રીમદ્**ની વર્ત્તમાન વ્યવહાર પરિસ્થિતિ પણ હજુ પ્રારંભની ઊગતી દશામાં છે, છતાં **સૌભાગ્યને** ધીરજનું કારણ થવાની પોતાની અંતર્ધારણા દર્શાવે છે—' હાલ તો અમારી પાસે એવું કોઈ સાંસારિક સાધન નથી કે તમને તે વાટે ધીરજનું કારણ થઇએ, પણ તેવો પ્રસંગ લક્ષમાં રહે છે; બાકી બીજાં પ્રયત્ન તો કર્ત્તવ્ય નથી' એમ અંતર્ભાવના દર્શાવી, **સૌભાગ્યને** ભવિષ્યની ચિંતા નહિં કરવાનું ને નિર્ભયપણું અંગીકાર કરવાનું ઉદ્બોધન કરી, 'પરમાર્થ પુરુષાર્થ ભણી સન્મુખ થવું યોગ્ય છે' એમ અત્ર **શ્રીમદે** યથાર્થ બોધનો મુખ્ય માર્ગ દર્શાવ્યો છે.

અને આગળ પરના (સં. ૧૯૫૧, માગશર, વદ ૧૧) **સૌભાગ્ય** પરના એક **અમૃતપત્ર**માં (અં. ૫૫૦) તો આ સર્વ વાતનો પૂરેપૂરો ને ખુલ્લેખુલ્લો ખુલાસો કરતાં **પરમ પરમાર્થહિતસ્વી શ્રીમદે** પરમાર્થસખા **સૌભાગ્યને** પરમ **પરમાર્થ હિતબોધ** દીધો છે—' અમારા પ્રત્યે માવિત્ર જેટલો તમારો ભક્તિભાવ છે, એટલે લખવામાં અડચણ નથી એમ ગણીને તથા દુઃખ સહન કરવાની અસમર્થતાને લીધે અમારી પાસેથી તેવા વહેવારની યાચના બે પ્રકારે તમારાથી થઈ છે :—એક તો કંઈ સિદ્ધિયોગથી દુઃખ મટાડી શકાય તેવા આશયની, અને બીજી યાચના કંઇ વેપાર રોજગારાદિની. બેમાંની એકે યાચના તમારી અમારી પાસે થાય, તે તમારા આત્માને હિતનું કારણ રોધનાર, અને અનુક્રમે મલિન વાસનાનો હેતુ થાય; કેમકે જે ભૂમિકામાં

જે ઘટે નહીં તે જીવ તે કરે તો તે ભૂમિકાનો તેને સહેજે ત્યાગ થાય, એમાં કંઇ સંદેહ નથી. તમારી અમારા પ્રત્યે નિષ્કામ ભક્તિ જોઈએ, અને તમને ગમે તેટલું દુઃખ હોય છતાં તેને ધીરજથી વેદવું જોઇએ. તેમ ન બને તો પણ એક અક્ષર અમારી પાસે તો તેની સૂચના પણ ન કરવી જોઇએ. એ તમને સર્વાંગ યોગ્ય છે.' આ બે પ્રકારની યાચનામાં પ્રથમ પ્રકારની યાચના લોકોત્તર મિથ્યાત્વનું બીજ છે તે નિકટભવી મુમુક્ષુએ કરવી ઘટે જ નહીં તે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવે છે—'તે બે પ્રકારની યાચનામાં પ્રથમ જણાવી છે તે યાચના તો કોઈ પણ નિકટભવીને કરવી ઘટે જ નહીં, અને અલ્પમાત્ર હોય તોપણ તેને મૂળથી છેદવી ઘટે; કેમકે લોકોત્તર મિથ્યાત્વનું તે સબળ બીજ છે, એવો તીર્થંકરાદિનો નિશ્ચય છે; તે અમને તો સપ્રમાણ લાગે છે' અને જ્ઞાનીને પરિશ્રમનો હેતુ થાય એવી બીજી યાચના પણ મુમુક્ષુએ જ્ઞાની પ્રત્યે કરવા યોગ્ય નથી એ પણ તેવા જ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવે છે—'બીજી યાચના છે તે પણ કર્ત્તવ્ય નથી, કેમકે તે પણ અમને પરિશ્રમનો હેતુ છે. અમને વહેવારનો પરિશ્રમ આપીને વહેવાર નિભાવવો એ આ જીવની સદ્‌વૃત્તિનું ઘણું જ અલ્પત્વ બતાવે છે; કેમકે અમારા અર્થે પરિશ્રમ વેઠી તમારે વહેવાર ચલાવી દેવો પડતો હોય તો તે તમને હિતકારી છે, અને અમને તેવા દુષ્ટ નિમિત્તનું કારણ નથી.' જ્ઞાનીને અર્થે મુમુક્ષુ પરિશ્રમ કરે તો તેને હિતરૂપ છે, પણ મુમુક્ષુને અર્થે જ્ઞાનીને પરિશ્રમ કરવો પડે તો તે મુમુક્ષુને હિતરૂપ નથી–અહિતરૂપ છે; આમ મુમુક્ષુની સેવાથી પોતાને દોષનું કારણ થાય એમ નથી એવા પરમ સમર્થ છતાં **શ્રીમદ્** જેવા જ્ઞાની પણ પોતા માટે કોઇ પણ મુમુક્ષુને લેશ પણ પરિશ્રમ આપી કંઇ પણ વ્યાવહારિક સેવાલાભ ઊઠાવવા માગતા નથી, એટલું જ નહિં પણ ચોકખા વ્યાવહારિક ધારાધોરણ પ્રમાણે સર્વ વ્યવહારમાં કેવી અણીશુદ્ધ વ્યવહારશુદ્ધિ જ જાળવવા માગે છે, તે તેમના આ અમર શબ્દો જ બતાવી આપે છે—'એવી સ્થિતિ છતા પણ અમારા ચિત્તમાં એવો વિચાર રહે છે કે, જ્યાંસુધી અમારે પરિગ્રહાદિનું લેવુંદેવું થાય, એવો વહેવાર ઉદયમાં હોય ત્યાંસુધી જાતે તે કાર્ય કરવું અથવા વહેવારિક સંબંધી ધારાદિથી કરવું, પણ તે સંબંધી મુમુક્ષુ પુરુષને તો પરિશ્રમ આપીને ન કરવું, કેમકે જીવને મલિન વાસના તેવા કારણે ઉદ્‌ભવ થવી સંભવે; કદાપિ અમારૂં ચિત્ત શુદ્ધ જ રહે એવું છે, તથાપિ કાળ એવો છે, કે જો અમે તે શુદ્ધિને દ્રવ્યથી પણ રાખીએ તો સામા જીવને વિષમતા ઉદ્‌ભવ ન થાય; અને અશુદ્ધ વૃત્તિવાન જીવ પણ તેમ વર્ત્તી પરમપુરુષોના માર્ગનો નાશ ન કરે. એ આદિ વિચાર પર મારૂં ચિત્ત રહે છે.' આમ બીજા જીવોને મલિન વાસના કે વિષમતા ન થાય એ અર્થે અને અશુદ્ધ વૃત્તિવાન જીવ તેનો દાખલો લઈ જ્ઞાનીના માર્ગનો નાશ ન કરે એ અર્થે પરમ દીર્ઘદર્શી **પરમાર્થદૃષ્ટિ શ્રીમદ્** જેવા પરમાર્થમાં સુસ્થિત પરમ જ્ઞાનદશાસંપન્ન સમર્થ જ્ઞાની પણ વ્યવહારમા આવી અણીશુદ્ધ શુદ્ધ **વ્યવહારશુદ્ધિથી** વર્ત્યા છે, તો પછી બીજા સામાન્ય કક્ષાના મુમુક્ષુ જીવે તો તે વર્ત્તન કેટલું બધું જાળવવું જોઇએ ? એ **શ્રીમદ્**ના અમર વચનો પરથી સર્વ કોઇએ ધડો લેવા યોગ્ય છે, અને એ જ વસ્તુ અત્ર **અમૃતપત્રમાં શ્રીમદ્**

સર્વ મુમુક્ષુને ને ખાસ સૌભાગ્યને ઉદ્દેશીને કહે છે—'તો પછી જેનું અમારાથી પરમાર્થબળ કે ચિત્તશુદ્ધિપણું ઓછું હોય તેણે તો જરૂર તે માર્ગણા બળવાનપણે રાખવી, એ જ તેને બળવાન શ્રેય છે, અને તમ જેવા મુમુક્ષુ પુરુષે તો અવશ્ય તેમ વર્તવું ઘટે; કેમકે તમારૂં અનુકરણ સહજે બીજા મુમુક્ષુઓને હિતાહિતનું કારણ થઈ શકે. પ્રાણ જવા જેવી વિષમ અવસ્થાએ પણ તમને નિષ્કામતા જ રાખવી ઘટે છે, એવો અમારો વિચાર તે તમારા આજીવિકાથી ગમે તેવા દુઃખની અનુકંપા પ્રત્યે જતાં પણ મટતો નથી; પણ સામો વધારે બળવાન થાય છે.' ઇત્યાદિ.

આમ આ અમૃતવચનોમાં **સૌભાગ્યની** તથા બીજા મુમુક્ષુ જીવની પરમાર્થહિતવાર્તા લખી પરમ અનુકંપાસંપન્ન **પરમકૃપાળુ શ્રીમદ્** આ **અમૃતપત્ર**ના અંતે પોતાનો અંગત અંતર્ગત પૂર્ણ સહાનુભૂતિપૂર્ણ ઉદાત્ત વિચાર પણ આ અમૃત શબ્દોમાં વ્યક્ત કરી દીએ છે—'મારો પોતાનો મારા આત્માર્થે તે સંબંધમાં કંઇક બીજો પણ વિચાર રહે છે ××× તે આ પ્રમાણે છે કે, જ્યાંસુધી પરિગ્રહાદિનું લેવુંદેવું થાય એવો વહેવાર ઉદયમા હોય ત્યાંસુધી જો કોઇપણ નિષ્કામ મુમુક્ષુ કે સત્પાત્ર જીવની તથા અનુકંપાયોગ્યની જે કાઇ અમારાથી તેને જણાવ્યા સિવાય તેની સેવાચાકરી થઇ શકે તે દ્રવ્યાદિ પદાર્થથી પણ કરવી, કેમકે એવો માર્ગ ઋષભાદિ મહાપુરુષે પણ કયાક કયાંક જીવની ગુણનિષ્પન્નતાર્થે ગણ્યો છે; તે અમારા અંગના વિચારનો છે. અને તેવી આચરણા સત્પુરુષને નિષેધ નથી, પણ કોઇ રીતે કર્ત્તવ્ય છે. માત્ર સામા જીવને પરમાર્થનો રોધ કરનાર તે વિષય કે સેવાચાકરી થતા હોય તો તેને સત્પુરુષે પણ ઉપશમાવવાં જોઇએ' આ અમર શબ્દોમા **શ્રીમદે** પરમાર્થસુહૃદ્ **સૌભાગ્ય** પ્રત્યેની પોતાની પૂરેપૂરી સાનુકંપ સહાનુભૂતિ દર્શાવી દીધી છે, અને કોઈપણ મુમુક્ષુ–સત્પાત્ર–અનુકંપાયોગ્યની–'તેને જણાવ્યા સિવાય'–ડાબો હાથ આપે ને જમણો ન જાણે એવી ગુપ્ત રીતે, –યથાશકય સેવાચાકરી કરવાની પોતાની અંતર્ધારણા–ઉદાત્ત ભાવના અત્ર વ્યક્ત કરી છે. આવા પરમ પરમાર્થહિતસ્વી અમૃત વચનો પ્રકાશી **નિષ્કારણ–કરુણારસસાગર પરમ કૃપાળુ શ્રીમદે,** સાકડી સ્થિતિમા વર્ત્તતા પોતાના **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યનું** પતન ન થવા દેતાં, પરમાર્થમાં અનન્ય અદ્‌ભુત **સ્થિરીકરણ** કર્યું હતું. ખરેખર! **સૌભાગ્ય** જેવા પરમાર્થશિષ્યને **શ્રીમદ્** જેવા પરમાર્થગુરુએ આવું પરમાર્થમાં સ્થિરીકરણ કર્યું, તે જગત્‌માં સર્વ કોઇએ ધડો લેવા લાયક અદ્‌ભુત દાખલો છે. જગત્‌માં એવા ઘણાય હોય છે કે જેની પાસે કાઈ લબ્ધિસિદ્ધિ હોતી નથી છતા હોવાનો દંભ રાખી–ડોળ કરી શિષ્યને લાલચુ–સકામ બનાવે છે, અને આમ 'લોભી ગુરુ ને લાલચુ ચેલા, દોનું નરકમેં ઠેલંઠેલા' એવા દાખલા ઠેર ઠેર જોવા મળે છે, પણ જેને ખરેખર અનેક લબ્ધિસિદ્ધિ પ્રગટી હતી એવા **શ્રીમદ્** જેવા પરમ નિષ્કામ **પરમ પરમાર્થગુરુએ** કિંચિત્ ક્વચિત્ સકામ શિષ્યની કામનાને પણ નિષ્કામ–નકામી બનાવી દીધી, એવો દાખલો તો જવદલે જ જોવા મળે છે. અને એ જ વસ્તુ પુણ્યશ્લોક શ્રીમદ્‌નો પરમ ઉદાત્ત અદ્‌ભુત મહિમાતિશય પ્રકાશે છે।



## પ્રકરણ તાંતેરમું

# યોગીશ્વર શ્રીમદ્‌ની લબ્ધિસિદ્ધિનિસ્પૃહા

'અષ્ટ મહાસિદ્ધિ નવ નિધિ, યોગીને હોયે સંનિધિ;
વિભૂતિ સૌ દાસી થઈ ફરે, આવી સ્વયં યોગીને વરે.
તે સામી નવ દૃષ્ટિ કરે, યોગી સમ્યગ્‌દૃષ્ટિ ખરે!
અનંત જ્યાં આત્માની ઋદ્ધિ, ત્યાં કુણુ માત્ર જ લબ્ધિસિદ્ધિ ?'
—યોગદૃષ્ટિકળશ (સ્વરચિત)

**શ્રીમદ્‌** જેવા સાક્ષાત્‌યોગસિદ્ધિસંપન્ન સિદ્ધ યોગીને આત્મવિશુદ્ધિને લઇ અનેક લબ્ધિસિદ્ધિ પ્રગટી હતી, પણ સ્વાર્થે કે પરાર્થે તેને સ્ફુરણા આપવાનો યોગપ્રયોગ કરવાનું સ્વપ્નું પણ આ **યોગીશ્વરે** સેવ્યુ ન હતું,–એ જ પરમ નિસ્પૃહ **શ્રીમદ્‌ની** તેવી લબ્ધિસિદ્ધિ પ્રત્યેની પરમ નિસ્પૃહા પ્રકાશે છે; અનેક યોગવિભૂતિઓ દાસી થઇને એમની સેવામાં ફરતી હતી, પણ તેની સામે દૃષ્ટિ કરવાની પણ આ પરમ સમ્યગ્‌દૃષ્ટિ **જ્ઞાનીશ્વરે** તકલીફ લીધી ન હતી, પોતાને માટે કે પરને માટે પારમાર્થિક વૈભવથી કોઇ પણ સાંસારિક વૈભવ પ્રાપ્ત કરવાનું સ્મરણ પણ કર્યું ન હતું,– એ જ એમના દિવ્ય આત્માનો પરમ મહિમાતિશય પોકારે છે. પરમ પરમાર્થજ્ઞાની **યોગીશ્વર શ્રીમદ્‌ની** આ અલૌકિક અનુપમ લબ્ધિસિદ્ધિનિસ્પૃહાનું આ પ્રકરણમાં દિગ્‌દર્શન કરશું.

સર્વ પ્રભાવજોગનું અધિષ્ઠાન એવું સર્વથી મહત્‌ મહામહિમાવાન્‌ **શુદ્ધઆત્મસ્વરૂપ–સહજાત્મસ્વરૂપ** જેને પ્રગટ્યું હતું એવા **કલ્યાણમૂર્ત્તિ શ્રીમદ્‌ને** આત્મવિશુદ્ધિને કારણે અનેક લબ્ધિસિદ્ધિ પ્રગટી હોય એમાં આશ્ચર્ય નથી. **શ્રીમદ્‌નું** જ ટંકોત્કીર્ણ અમૃતવચન છે કે—'**તે આત્મસ્વરૂપથી મહત્‌ એવું કંઇ નથી. એવો આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવજોગ ઉત્પન્ન થયો નથી, છે નહીં અને થવાનો નથી કે જે પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય.**' (અં. ૪૧૧). **શ્રીમદ્‌ને** અનેક લબ્ધિસિદ્ધિ પ્રગટી હતી એનું આડકતરૂં ગર્ભિત સૂચન **શ્રીમદ્‌ના સૌભાગ્ય** પરના પત્રોમાં આવતા ઉલ્લેખો પરથી મળી આવે છે. આગલા પ્રકરણમાં જણાવ્યુ હતું તેમ **સૌભાગ્યે** કોઇ વિદ્યા–સિદ્ધિજોગથી પોતાની વ્યાવહારિક આપત્તિ ટાળવાનું **શ્રીમદ્‌ને** વિજ્ઞાપન કર્યું હશે, તેના ઉત્તરમાં (અં. ૨૩૪) **શ્રીમદ્‌ સૌભાગ્યને** લખે છે—'પૂર્વે જે જે વિદ્યા, બોધ, જ્ઞાન, ક્રિયાની પ્રાપ્તિ થઈ ગઇ છે, તે તે સઘળાં આ દેહે જ વિસ્મરણ કરી નિર્વિકલ્પ થયા વિના છૂટકો નથી; અને તેને લીધે જ આમ વર્ત્તીએ છીએ. તથાપિ આપની અધિક આકુલતા જોઈ કંઇને કંઇ આપને ઉત્તર આપવો પડ્યો છે તે પણ સ્વેચ્છાથી નથી; આમ હોવાથી આપને વિનંતિ છે કે એ સર્વ માયિક વિદ્યા અથવા માયિક માર્ગસંબંધી આપના તરફથી મારી બીજી દશા

થતાં સુધી સ્મરણ ન મળવું જોઇએ, એમ યોગ્ય છે.'—અત્રે પૂર્વે જે જે વિદ્યાઆદિની પ્રાપ્તિ થઈ ગઈ છે તે તે વિસ્મરણ કરી નિર્વિકલ્પ થવાની જ **શ્રીમદ્‌**ની વર્ત્તના છે; અને માયાની પ્રાપ્તિને લગતી એ સર્વ માયિક વિદ્યા અથવા માયિક માર્ગ સંબંધી સ્ફુરણ મળવું ન જોઇએ એવી **શ્રીમદ્‌**ની **સૌભાગ્ય**ને કડક ચેતવણી સ્પષ્ટ સૂચવે છે કે અનેક વિદ્યા–સિદ્ધિ **શ્રીમદ્‌**ને અનુભવસિદ્ધ છે–પ્રાપ્ત છે, છતા તેના પ્રયોગની વાત તો દૂર રહો પણ **પરમ નિસ્પૃહ શ્રીમદ્‌** તેનું સ્મરણ પણ કરવા ઇચ્છતા નથી, એવા પરમ નિસ્પૃહ તે પ્રત્યે છે. તેમજ એક બીજા પત્રમાં (અં. ૨૩૫)—'વિગતવાર પત્રથી એક થોડો ભાગ બાદ કરતાં બાકીનો ભાગ પરમાનંદનું નિમિત્ત થયો હતો. જે થોડો ભાગ બાધકર્ત્તારૂપ છે, તે ઈશ્વરાનુગ્રહે આપના હૃદયથી વિસ્મૃત થશે એવી આશા રહ્યા કરે છે,'—એ શબ્દો પણ તે માયિક વિદ્યાદિ સંબંધી જ ઉલ્લેખ સૂચવે છે. અને 'યથાર્થ જ્ઞાન જેમને છે એવો પુરુષ અન્યથા આચરે નહીં માટે તમે જે આકુલતાને લઇ ઇચ્છા જણાવી, તે નિવૃત્ત કરવા યોગ્ય છે. × × બાકી બીજાં પ્રયત્ન તો કર્ત્તવ્ય નથી' (અં. ૩૭૪)—એ પત્રમાં આવતો 'બાકી બીજાં પ્રયત્ન તો કર્ત્તવ્ય નથી' એ ઉલ્લેખ પણ તે વિદ્યા–સિદ્ધિ આદિનો માર્મિક નિર્દેશ કરે છે.

લબ્ધિ–સિદ્ધિ આદિ પ્રત્યે આવા પરમ નિસ્પૃહ **શ્રીમદ્‌**ને આ વિદ્યા–સિદ્ધિઆદિ માયિક પદાર્થોનું સ્મરણ પણ કવચિત્ જ થતું અને તે દ્વારે કંઇ જાણવાનુ કે સાધવાનુ યોગ્ય લાગતું નહિં; એટલું જ નહિં પણ તેમાં ચિત્તપ્રવેશ પણ થતો નહિં–એ દર્શાવતો ઉલ્લેખ **સૌભાગ્ય** પરના આ પત્રમાં (અં. ૩૨૯) પ્રાપ્ત થાય છે—'જ્યોતિષાદિ વિદ્યા કે અણિમાદિ સિદ્ધિ એ માયિક પદાર્થો જાણી આત્માને તેનું સ્મરણ પણ કવચિત્ જ થાય છે. તે વાટે કોઇ વાત જાણવાનું અથવા સિદ્ધિ કરવાનું ક્યારેય યોગ્ય લાગતું નથી, અને એ વાતમાં કોઈ પ્રકારે હાલ તો ચિત્તપ્રવેશ પણ રહ્યો નથી.' તેમજ યથાર્થ બોધની ઉત્પત્તિ પછી પોતા માટે કે પર માટે કોઈ પણ પ્રકારના સિદ્ધિયોગે કે વિદ્યા-યોગે કંઇ પણ સાંસારિક સાધન ન જ સાધવું એવી પરમ દૃઢ **આત્મપ્રતિજ્ઞાનું શ્રીમદે** કેવું અખંડ પાલન કર્યું હતું, તેની સાક્ષી તેમના **સૌભાગ્ય** પરના પત્રના (અં. ૩૨૨) આ અમૃતવચનો જ પોકારે છે—'જ્યારથી યથાર્થ બોધની ઉત્પત્તિ થઈ છે ત્યારથી કોઈ પણ પ્રકારના સિદ્ધિયોગે કે વિદ્યાના યોગે સાંસારિક સાધન પોતાસંબંધી કે પર-સંબંધી કરવાની પ્રતિજ્ઞા છે, અને એ પ્રતિજ્ઞામાં એક પળ પણ મંદપણું આવ્યુ હોય એમ હજુ સુધીમાં થયું છે એમ સાંભરતું નથી. તમારી ચિંતા જાણીએ છીએ; અને અમે તે ચિંતાનો કોઇ પણ ભાગ જેટલો બને તેટલો વેદવા ઇચ્છીએ છીએ, પણ એમ તો કોઈ કાળે બન્યુ નથી, તે કેમ બને? અમને પણ ઉદયકાળ એવો વર્તે છે કે હાલ રિદ્ધિયોગ હાથમાં નથી.' ઇત્યાદિ.

**સૌભાગ્યભાઇ**એ કવચિત્ વિદ્યા–સિદ્ધિ–મંત્રાદિના ચમત્કાર અંગે કૌતુકથી–કુતૂહલથી **શ્રીમદ્‌**ને પૃચ્છા કરી હતી, તેના કૌતુકને શમાવી દે એવા અદ્ભુત ઉત્તર **શ્રીમદે** આપ્યા હતા : (૧) પારાનું મારણ કરી તેનું રૂપા આદિરૂપે પરિણમન થાય એ

વાત શું સાચી છે કે ખોટી? એવા ભાવનું કુતૂહલ **સૌભાગ્યે** દાખવ્યું હશે, તેનો ઉત્તર (અં. ૪૦૯) **શ્રીમદે** આ આપ્યો છે—'વનસ્પતિ આદિના જોગથી પારો બંધાઈ તેનું રૂપાં વગેરે રૂપ થવું તે સંભવતું નથી, તેમ નથી. યોગસિદ્ધિના પ્રકારે કોઈ રીતે તેમ બનવા યોગ્ય છે, અને તે યોગનાં આઠ અંગમાંનાં પાંચ જેને પ્રાપ્ત છે તેને વિષે સિદ્ધિજોગ હોય છે. આ સિવાયની કલ્પના માત્ર કાળક્ષેપરૂપ છે. તેનો વિચાર ઉદય આવે તે પણ એક કૌતુકભૂત છે. કૌતુક આત્મપરિણામને વિષે યોગ્ય નથી. પારાનું સ્વાભાવિક પારાપણું છે.'—અત્રે અષ્ટાંગ યોગસિદ્ધિને પામેલો કોઈ તેવી સિદ્ધિનો જાણકાર તજ્જ્ઞ યોગીપુરુષ જ આપી શકે એવા આ ચમત્કારિક ઉત્તરમાં —'તેનો વિચાર ઉદય આવે તે પણ એક કૌતુકભૂત છે'—આશ્ચર્યકારી કુતૂહલ જેવો છે એ માર્મિક વચનો, **સૌભાગ્યનું** કે કોઈ પણ વિદ્યાસિદ્ધિના ચમત્કાર પાછળ દોડનારાનું કૌતુક શમાવી દેવાને પર્યાપ્ત છે. (૨) તેમજ સિદ્ધિયોગસંબંધી **સૌભાગ્યનો** સંશય દૂર કરતા બીજા પત્રમાં (અં. ૬૦૧) અણિમાદિ સિદ્ધિ—ૐ આદિ મંત્રયોગ સાચા છે, એમ કોઈ તેવી યોગસિદ્ધિને પામેલો પુરુષ જ કહી શકે એવી નિશ્ચયદૃઢતાથી **શ્રીમદ્‌** સ્પષ્ટ પ્રકાશે છે—'અષ્ટ મહાસિદ્ધિ આદિ જે જે સિદ્ધિઓ કહી છે, ૐ આદિ મંત્રયોગ કહ્યા છે, તે સર્વ સાચાં છે. આત્મૈશ્વર્ય પાસે એ સર્વ અલ્પ છે. જ્યાં આત્મસ્થિરતા છે, ત્યાં સર્વ પ્રકારના સિદ્ધિયોગ વસે છે. આ કાળમાં તેવા પુરુષો દેખાતા નથી, તેથી તેની અપ્રતીતિ આવવાનું કારણ છે, પણ વર્તમાનમાં કોઈક જીવમાં જ તેવી સ્થિરતા જોવામાં આવે છે. ઘણા જીવોમાં સત્ત્વનું ન્યૂનપણું વર્તે છે, અને તે કારણે તેવા ચમત્કારાદિનું દેખાવાપણું નથી, પણ તેનું અસ્તિત્વ નથી એમ નથી. તમને અંદેશો રહે છે એ આશ્ચર્ય લાગે છે. જેને આત્મપ્રતીતિ ઉત્પન્ન થાય તેને સહેજે એ વાતનું નિઃશંકપણું થાય, કેમકે આત્મામાં જે સમર્થપણું છે, તે સમર્થપણા પાસે એ સિદ્ધિલબ્ધિનું કાંઈ પણ વિશેષપણું નથી. એવા પ્રશ્નો કોઈ કોઈવાર લખો છો તેનું શું કારણ છે, તે જણાવશો. એ પ્રકારના પ્રશ્નો વિચારવાનને કેમ હોય? —અત્રે આવા પ્રશ્ન વિચારવાનને કેમ હોય? એ માર્મિક ટકોર પણ કોઈપણ વિચારવાનને વિચાર કરતા કરી મૂકે એવી છે. (૩) મંત્રાદિથી, સિદ્ધિઆદિથી થઈ શકતા ચમત્કાર અંગેની એક બીજી પૃચ્છાના ઉત્તરમાં (અં. ૪૯૪) **શ્રીમદ્‌ સૌભાગ્યને** લખે છે–'મંત્રાદિથી, સિદ્ધિથી અને બીજાં તેવાં અમુક કારણોથી અમુક ચમત્કાર થઈ શકવા અસંભવિત નથી, તથાપિ ઉપર જેમ અમે જણાવ્યાં તેમ ભોગવવા યોગ્ય એવાં નિકાચિત કર્મ તે તેમાના કોઈ પ્રકારે મટી શકે નહીં; અમુક શિથિલ કર્મની કવચિત્ નિવૃત્તિ થાય છે; પણ તે કંઈ ઉપાર્જિત કરનારે વેદ્યા વિના નિવૃત્ત થાય છે એમ નહીં; આકારફેરથી તે કર્મનું વેદવું થાય છે.' આ શિથિલ કર્મ કેવી રીતે નિવર્તે છે તેનું ઊંડું તત્ત્વજ્ઞાન સ્પષ્ટ વિવરી દેખાડી **શ્રીમદ્‌** પત્રના અંતે અત્રે પણ માર્મિક ટકોર કરે છે—'પણ એ વાતમાં કંઈ સહેજ પણ ચિત્ત થવાનું કારણ નથી; નિષ્ફળ વાર્તા છે. આત્માના કલ્યાણ સંબંધનો એમાં કોઈ મુખ્ય પ્રસંગ નથી. મુખ્ય પ્રસંગ,

વિસ્મૃતિનો હેતુ એવી કથા થાય છે; માટે તે પ્રકારના વિચારનો કે શોધનો નિર્ધાર લેવાની ઇચ્છા કરવા કરતાં ત્યાગી દેવી સારી છે; અને તે ત્યાગ્યે સહેજે નિર્ધાર થાય છે.' આમ સર્વ મંત્રવિદ્યાનો જાણનારો ને સર્વ યોગસિદ્ધિને ઘટમાં આણનારો કોઈ ચમત્કારિક **સિદ્ધયોગી** લખતો હોય એવા આ વચનો સૂચવે છે કે **શ્રીમદ્**ને મંત્ર-વિદ્યા-યોગાદિ ચમત્કારિક સિદ્ધિ પ્રાપ્ત હતી, પણ આત્માના કલ્યાણ સંબંધનો એમાં કોઈ મુખ્ય પ્રસંગ નથી એમ દૃઢ આત્મનિશ્ચયથી માનનારા **શ્રીમદે** તે સર્વ અંતરમાં ગોપવી દીધી હતી, અને તેની સ્ફુરણા કરી ચમત્કાર બતાવવાનું સ્વપ્નું પણ સેવ્યું નથી. કારણ કે-'ચમત્કાર બતાવી યોગને સિદ્ધ કરવો, એ યોગીનું લક્ષણ નથી. સર્વોત્તમ યોગી તો એ છે કે સર્વ પ્રકારની સ્પૃહાથી રહિતપણે સત્યમાં કેવળ અનન્ય નિષ્ઠાએ જે સર્વ પ્રકારે સતજ આચરે છે, જગત્ જેને વિસ્મૃત થયુ છે. અમે એજ ઇચ્છીએ છીએ,'-એમ **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૨૯૦) સ્પષ્ટ જણાવ્યુ છે તેમ, સત્યમાં કેવળ અનન્ય નિષ્ઠાએ સર્વ પ્રકારે સતજ આચરનારા **શ્રીમદ્** સર્વ પ્રકારની સ્પૃહાથી રહિત એવા સર્વોત્તમ યોગી હતા,-એ એમના ટંકોત્કીર્ણ વચનો પરથી સ્વયં સિદ્ધ થાય છે.

અને **યોગદૃષ્ટિસમુચ્ચય-યોગદૃષ્ટિસજ્ઝાય**માં પણ સ્પષ્ટપણે પ્રકાશ્યુ છે તેમ, પાંચમી સ્થિરાદૃષ્ટિથી માંડીને સમ્યગ્દૃષ્ટિ યોગી પુરુષને તેના આત્મગુણની નિર્મલતાથી અષ્ટમહાસિદ્ધિ-નવનિધિઆદિ અનેક યોગસિદ્ધિ ઘટમાં પ્રકાશે છે-'રિદ્ધિ સિદ્ધિ સવિ ઘટમાં પેસે, અષ્ટ મહાસિદ્ધિ પાસે રે. ×× ચિહ્ન યોગનાં રે જે પર ગ્રંથમાં, યોગાચારજ દીઠ; પંચમ દૃષ્ટિ થકી તે જોડીએ, એવાહ તેહ ગરીઠ,' અને **પાતંજલ યોગશાસ્ત્ર**માં પણ અનેક વિભૂતિઓનું વર્ણન કર્યું છે તે યોગીપુરુષને પ્રકાશે છે,-એમ સર્વ શાસ્ત્રો આની સાક્ષી પૂરે છે. એટલે **શ્રીમદ્** જેવા સિદ્ધ યોગીશ્વરને અનેક યોગસિદ્ધિ પ્રગટી હોય એમાં આશ્ચર્ય નથી, પણ **શ્રીમદ્**ના દિવ્ય આત્માને તો સર્વ ચમત્કારનું ધામ એવા ચિતચમત્કારમાત્ર ચિદ્મૂર્તિ આત્માનો જ પરમ મહિમાતિશય હતો, તે આત્મસ્વરૂપથી મહત્ એમને મન આખા જગતમાં બીજું કંઇ ન હતું, આ સૃષ્ટિને વિષે આત્મસ્વરૂપને પ્રાપ્ત ન હોય એવો કોઇ પણ પ્રભાવજોગ ત્રણે કાળમાં છે નહિં એવો અનુભવસિદ્ધ અખંડ આત્મનિશ્ચય એમને વર્ત્તતો હતો, અને તે પ્રભાવજોગને વિષે વર્ત્તવામાં જ્ઞાનીને કંઈ કર્ત્તવ્ય છે નહિં-એને સ્ફુરણ આપવામાં જ્ઞાની પ્રવર્તે જ નહિં,-એવો નિશ્ચલ નિશ્ચય પરમલબ્ધિસિદ્ધિસંપન્ન **જ્ઞાનીશ્વર શ્રીમદ્**ના હૃદયમાં સદોદિત હતો, અને તેવા પ્રકારે **સૌભાગ્ય** પરના આ અમૃતપત્રના (અં. ૪૧૧) આ અમૃત વચનોમાં **શ્રીમદે** ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષ્યું છે:

**'તે આત્મસ્વરૂપથી મહત્ એવું કંઇ નથી. એવો આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવજોગ ઉત્પન્ન થયો નથી, છે નહીં, અને થવાનો નથી કે જે પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય; તથાપિ તે પ્રભાવજોગને વિષે વર્તવામાં આત્મસ્વરૂપને કંઈ કર્ત્તવ્ય નથી, એમ તો છે; અને જો તેને તે પ્રભાવજોગને વિષે કંઈ કર્ત્તવ્ય ભાસે છે તો તે પુરુષ આત્મસ્વરૂપના અત્યંત અજ્ઞાનને વિષે વર્તે છે, એમ જાણીએ છીએ. કહેવાનો**

'હેતુ એમ છે કે સર્વ પ્રકારના પ્રભાવજોગ આત્મારૂપ મહાભાગ્ય એવા તીર્થંકરને વિષે ઘટે છે, હોય છે, તથાપિ તેને વિકસાવવાનો એક અંશ પણ તેને વિષે ઘટતો નથી.'

અને 'પૂર્વે જ્ઞાનીપુરુષો થઈ ગયા છે, તે જ્ઞાનીમાં ઘણા જ્ઞાનીપુરુષો સિદ્ધિજોગવાળા થઈ ગયા છે, એવું જે લોકકથન છે તે સાચું છે કે ખોટું'—એ **સૌભાગ્યના** પ્રશ્નના ઉત્તરમાં આ **અમૃતપત્ર**માં (અં. ૪૫૦) પણ **શ્રીમદે** આ અમૃત વચનોની ઉદ્‌ઘોષણા કરી છે—'કેટલાક માર્ગાનુસારી પુરુષો અને અજ્ઞાન યોગીપુરુષોને વિષે પણ સિદ્ધિજોગ હોય છે. ઘણું કરી તેમના ચિત્તના અત્યંત સરળપણાથી અથવા સિદ્ધિજોગાદિને અજ્ઞાન-જોગે સ્ફુરણા આપવાથી તે પ્રવર્તે છે. સમ્યક્‌દૃષ્ટિ પુરુષો કે જેનો ચોથે ગુણઠાણે સંભવ છે, તેવા જ્ઞાનીપુરુષોને વિષે ક્વચિત્ સિદ્ધિ હોય છે, અને ક્વચિત્ સિદ્ધિ હોતી નથી. જેને વિષે હોય છે, તેને તે સ્ફુરણા વિષે પ્રાયે ઇચ્છા થતી નથી; અને ઘણું કરી જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે જીવ પ્રમાદવશપણે હોય તો થાય છે; અને જો તેવી ઇચ્છા થઈ તો સમ્યક્‌ત્વથી પડવાપણું તેને ઘટે છે. પ્રાયે પાંચમે, છઠ્ઠે ગુણઠાણે પણ ઉત્તરોત્તર સિદ્ધિજોગનો વિશેષ સંભવ થતો જાય છે; અને ત્યાં પણ જો પ્રમાદાદિ જોગે સિદ્ધિમાં જીવ પ્રવર્તે તો પ્રથમ ગુણઠાણાને વિષે સ્થિતિ થવી સંભવે છે. સાતમે ગુણ-ઠાણે, આઠમે ગુણઠાણે, નવમે, દશમે ઘણું કરી પ્રમાદનો અવકાશ ઓછો છે. અગિયારમે ગુણઠાણે સિદ્ધિજોગનો લોભ સંભવતો જાણી પ્રથમ ગુણઠાણે સ્થિતિ હોવી સંભવે છે. બાકી જેટલાં સમ્યક્‌ત્વનાં સ્થાનક છે, અને જ્યાંસુધી સમ્યક્‌પરિણામી આત્મા છે ત્યાં-સુધી, તે એકે જોગને વિષે જીવને પ્રવૃત્તિ ત્રિકાળે સંભવતી નથી.'—આમ માર્ગાનુસારી પુરુષોને અને અજ્ઞાન યોગીપુરુષોને વિષે પણ સિદ્ધિજોગ હોય છે અને ચોથા ગુણસ્થાનથી માંડી સમ્યગ્‌દૃષ્ટિ પુરુષોને તેનો ઉત્તરોત્તર વિશેષ સંભવ હોય છે, પણ જ્યાંલગી 'સમ્યક્‌પરિણામી આત્મા' છે ત્યાંલગી તે એકે જોગને વિષે જીવની પ્રવૃત્તિ ત્રણે કાળમાં સંભવતી નથી, તેની સ્ફુરણા વિષે પ્રાયે ઇચ્છા થતી નથી, અને જો પ્રમાદાદિજોગે સ્ફુરણા થાય છે તો તેનું પતન થઇ પ્રથમ મિથ્યાદષ્ટિ ગુણસ્થાને તે આવી પડે છે. એવી સ્પષ્ટ ઉદ્‌ઘોષણા અત્ર **જ્ઞાનીશ્વર શ્રીમદે** કરી છે. અને સમ્યક્‌જ્ઞાની પુરુષોના આ સિદ્ધિજોગના ચમત્કારો કેવી રીતે બનવા પામ્યા છે તેનો અત્ર સ્પષ્ટ ખુલ્લેખુલ્લો ખુલાસો કરી, **યોગીશ્વર શ્રીમદ્** અત્રે આ **અમૃતપત્ર**ના અંતે પોતાના માટેનો અંગત ઉલ્લેખ આ અમૃત શબ્દોમાં કરે છે—

**'અમારા વિષે માર્ગાનુસારીપણું કહેવું ઘટતું નથી. અજ્ઞાનયોગીપણું તો આ દેહ ધર્યો ત્યારથી જ નહીં હોય એમ જણાય છે. સમ્યક્‌દૃષ્ટિપણું તો જરૂર સંભવે છે. કોઈ પ્રકારનો સિદ્ધિજોગ અમે ક્યારે પણ સાધવાનો આખી જીંદગીમાં અલ્પ પણ વિચાર કર્યો સાંભરતો નથી, એટલે સાધને કરી તેવો જોગ પ્રગટ્યો હોય એવું જણાતું નથી. આત્માના વિશુદ્ધપણાના કારણે જો કંઈ તેવું ઐશ્વર્ય હોય તો તેનું નહીં હોવાપણું કહી શકાતું નતી. તે ઐશ્વર્ય કેટલેક અંશે સંભવે છે; તથાપિ આ પત્ર લખતી વખત એ ઐશ્વર્યની સ્મૃતિ થઇ છે, નહીં તો ઘણાં કાળ થયાં તેમ થવું સ્મરણમાં નથી; તો પછી તે સ્ફુરિત કરવા વિષેની ઇચ્છા ક્યારેય થઇ હોય એમ કહી શકાય નહીં એ સ્પષ્ટ વાર્તા છે.'**

આ અમૃતપત્રના આ અમૃત વચનો યોગીશ્વર શ્રીમદ્ જેવા દિવ્ય આત્માની દિવ્ય આત્મદશા અંગે ઘણો ઘણો પ્રકાશ નાંખે છે. **શ્રીમદ્**માં માર્ગાનુસારીપણું કહેવું ઘટતું નથી, કારણ કે તે ભૂમિકાથી ઘણી ઘણી કયાંય આગળ વધેલી **શ્રીમદ્**ની આત્મદશા છે. અજ્ઞાનયોગીપણું તો આ દેહ ધર્યો ત્યારથી જ—આ **આજન્મયોગી રાજચંદ્ર**ના જન્મથી જ નથી. સમ્યગ્દષ્ટિપણું તો જરૂર છે જ એમ **જ્ઞાનીશ્વર શ્રીમદ્**નો આત્મા અનુભવ-સિદ્ધપણે પોકારે છે. કોઈ પણ પ્રકારનો સિદ્ધિજોગ સાધવાનો જીવનભરમાં કયારેય પણ જરા પણ વિચાર કર્યો નથી, છતાં 'આત્માના વિશુદ્ધપણાના કારણે' તેવું 'તે ઐશ્વર્ય કેટલેક અંશે સંભવે છે' એ **શ્રીમદ્**ના માર્દવપૂર્ણ શબ્દો સ્પષ્ટ સૂચવે છે કે–**શ્રીમદ્**ની આત્મનિર્મલતાના કારણે તેવું આત્મવિભૂતિરૂપ ઐશ્વર્ય—અનેક લબ્ધિસિદ્ધિ-જોગનું ઈશ્વરપણું–વિભૂતિરૂપ આત્મવૈભવપણું એમને પ્રગટયું હતું. છતાં એમની આ લબ્ધિસિદ્ધિઆદિ ઐશ્વર્ય અંગેની પરમ નિસ્પૃહતા જોવા જેવી છે કે 'આ પત્ર લખતી વખત એ ઐશ્વર્યની સ્મૃતિ થઈ છે, નહિં તો ઘણા કાળ થયા તેમ થયું સ્મરણમાં નથી.' એ લબ્ધિસિદ્ધિને સ્ફુરણા આપવાની વાત તો કયાંય દૂર રહો, એ સિદ્ધિઓને **યોગીશ્વર શ્રીમદે** આત્મામાં એવી ગોપવી દીધી હતી–એવી ભંડારી દીધી હતી કે તે ભૂલાઈ ગઈ હતી! ખરેખર! આ પરમ આશ્ચર્યનું પરમ આશ્ચર્ય છે!! લોકો લબ્ધિ-સિદ્ધિની પાછળ ગાંડા થઈને દોડે છે ને તેનો પડછાયો પણ હાથ આવતો નથી, ત્યારે **શ્રીમદ્** જેવા **અલૌકિક લોકોત્તર પુરુષ** છતી પ્રગટ લબ્ધિસિદ્ધિને ભૂલી જઈને તેને છોડે છે! એ લબ્ધિસિદ્ધિનિસ્પૃહાની પરમ પરાકાષ્ઠા જ છે!

અને આવા પરમ લબ્ધિસિદ્ધિનિસ્પૃહ **યોગીશ્વર શ્રીમદ્** વ્યવહારદુઃખથી દુઃખી **સૌભાગ્ય**ને તે સિદ્ધિયોગને સ્ફુરણા આપવાની ઘસીને ના પાડતાં, આ અમૃતપત્રના અંતે **સૌભાગ્ય**ને આશ્વાસનરૂપ–દુઃખમાં દીલાસારૂપ આ અમૃતવચનો લખે છે—'તમે અમે કંઈ દુઃખી નથી. જે દુઃખ છે તે રામના ચૌદ વર્ષનાં દુઃખનો એક દિવસ પણ નથી. પાંડવના તેર વર્ષનાં દુઃખની એક ઘડી નથી, અને ગજસુકુમારના ધ્યાનની એક પળ પણ નથી, તો પછી અમને એ અત્યંત કારણ કયારેય જણાવું સંભવતું નથી.' અર્થાત્ તે સિદ્ધિયોગને સ્ફુરણા આપવા જેવું અત્યંત કારણ–કોઈ બળવાન કારણ જણાતું નથી, તેને સ્ફુરણા આપવાનું કોઈ પ્રકારે બને એમ નથી. એમ અત્રે પરમ **લબ્ધિસિદ્ધિનિસ્પૃહ શ્રીમદે** પોતાના પરમ પરમાર્થસુહૃદ્‌ને પણ ચોકએચોકખું જણાવી દીધું છે. આમ આત્માના પરમ વિશુદ્ધપણાના કારણે જે દિવ્ય આત્મવિભૂતિને અનેક લબ્ધિસિદ્ધિઐશ્વર્ય પ્રગટયું હતું એવા લબ્ધિસિદ્ધિનિધાન **યોગીશ્વર શ્રીમદ્**ની આવી અદ્ભુત હતી લબ્ધિસિદ્ધિનિઃસ્પૃહા!



## પ્રકરણ ચીમોતેરમું

# સૌભાગ્યનું અપૂર્વ સમાધિમરણ

૧

**શ્રીમદે** સં. ૧૯૫૨ ના શ્રા. વદ થી આશો માસ પર્યંત નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ કરી હતી, ત્યારે રાળજ-કાવિઠા-ખંભાત આદિ સ્થળે **શ્રી સૌભાગ્યભાઈ શ્રીમદ્‌ના** સાન્નિધ્યમાં હતા. પછી નડીયાદમાં આશો વદ ૧ ના ધન્ય દિને **શ્રીમદે** આત્મસિદ્ધિ-શાસ્ત્રનું સર્જન કર્યું, અને તેની એક પ્રત **શ્રી સૌભાગ્યને** મોકલાવી. નડીયાદથી **શ્રીમદ્‌ને** માતુશ્રીની બીમારીના કારણે વવાણીઆ જવું પડ્યું, આ અંગે ૧૯૫૩ કા. શુ. ૧૦ ના દિને વવાણીઆથી **સૌભાગ્ય** પરના પત્રમાં **શ્રીમદ્‌** લખે છે—'માતુશ્રીને શરીરે તાવ આવવાથી તથા કેટલોક વખત થયાં અત્રે આવવા વિષે તેમની વિશેષ આકાંક્ષા હોવાથી ગયા સોમવારે અત્રેથી આજ્ઞા થવાથી નડીયાદથી ભોમવારે રવાને થવાનું થયું હતું.' અત્રે માતુશ્રીને **'શરીરે તાવ'** આવવાથી એ સૂચક ઉલ્લેખમાં પણ **શ્રીમદ્‌ની** નિરંતર સૂક્ષ્મ આત્મોપયોગદૃષ્ટિ એકદમ સુજ્ઞ વિચક્ષણ વાંચકનું ધ્યાન ખેંચે છે કે તાવ શરીરને આવે છે ને આત્મા તો દેહાદિથી ભિન્ન છે. આવું સતત ભેદવિજ્ઞાન **શ્રીમદ્‌ના** સહજ લખાણમાં પણ સહજ સ્વભાવે દર્શન દઈ દે છે, અને **આત્મમગ્ન શ્રીમદ્‌ના** અધ્યાત્મજીવનમાં અખંડપણે પ્રવહતી પરમ આશ્ચર્યકારક **આત્મોપયોગધારાનું** સહજ સૂચન કરી જાય છે. આમ માતુશ્રીને શરીરે તાવ આવવાના કારણે **શ્રીમદ્‌** નડીયાદથી વવાણીયા પધાર્યા ને ત્યાં માતુશ્રીની માંદગી આદિ કારણે તથા નિવૃત્તિનો લાભ લેવાના કારણે વવાણીઆ આદિ સ્થળે **શ્રીમદે** લાંબો વખત-૧૯૫૩ ના વૈ. શુદ પર્યંત લગભગ ૬ માસ સ્થિતિ કરી. દરમ્યાનમા-**સૌભાગ્યભાઈ** ૧૯૫૨ મા નિવૃત્તિક્ષેત્રે **શ્રીમદ્‌નો** સમાગમલાભ પામી ભાદ્રવામાં જૂદા પડ્યા ત્યાર પછીથી તેમની તબીયત લથડી હતી, જીર્ણ જ્વર લાગુ પડ્યો હતો અને શરીર ઘસાતું ચાલ્યું હતું. એટલે **સૌભાગ્યભાઈ** વારંવાર વવાણીએ પત્ર લખી **શ્રીમદ્‌ને** સાયલા પધારવાનું આમંત્રણ આપ્યા કરતા અને ચાતક જેમ મેઘના આગમનની ઉત્કંઠાથી રાહ જુએ તેમ **શ્રીમદ્‌ના** આગમનની પ્રતીક્ષા કરતા હતા, તેમજ આત્મસિદ્ધિશાસ્ત્રના દર્શન-સ્વાધ્યાયથી **સૌભાગ્યનો** આત્મા પરમાનંદથી એટલો બધો નાચી ઊઠ્યો હતો કે **શ્રીમદ્‌** પરના આ પત્રોમાં તેઓ તેની મુક્તકંઠે સ્તુતિ કરતા થાકતા ન હતા :—

૧૯૫૩ ના કા. શુદ ૭ ને દિને **સૌભાગ્યભાઈ શ્રીમદ્‌** પરના પત્રમાં લખે છે—'હવે મારી વિનંતિ ગરીબથી એટલી છે કે તાવ ઘણા દિવસ થયાં આવે છે. ઉતરતો નથી. ત્યારે કદી છેવટનો આ તાવ હોય તો આપના દર્શન થયાં હોય તો કેટલોક સંતોષ., ×× તો હવે આપ વવાણીએથી પધારો ત્યારે સાયલે થઈ જાવું, ×× **આત્મસિદ્ધિ** ગ્રંથ ચૌદ પૂર્વનો સાર હોય તેવો જણાય છે, અને હું તથા

આમ સૌભાગ્યને અપૂર્વ આત્મજાગૃતિ આપતા આ ત્રણ સમયસારકવિતો આ પત્રના મથાળે ટાંકી, સાક્ષાત્ સમયસારભૂત **પ્રયોગસિદ્ધ સમયસારદશાને** પામેલા **જીવન્મુક્ત શ્રીમદ્** સમયસારનું રહસ્ય સમજવાને સમર્થ પરમ અધિકારી **સૌભાગ્યને** જ આ પત્ર સંભળાવવાની અંબાલાલભાઈને ભલામણ કરે છે—'શ્રી સોભાગને વિચારને અર્થે આ કાગળ લખ્યો છે, તે હાલ શ્રી અંબાલાલે અથવા બીજા એક યોગ્ય મુમુક્ષુએ તેમને જ સંભળાવવો યોગ્ય છે.' એવી સ્પષ્ટ ભલામણ કરી સાક્ષાત્ જીવન્મુક્ત દશાને પામેલા **શ્રીમદ્** અત્ર **અમૃત પત્રના** અંતે સાક્ષાત્ મુક્તદશાનો અનુભવ કરાવવાને સમર્થ આ મહાન્ અમૃત સૂત્રો પ્રકાશે છે—

'સર્વ અન્યભાવથી આત્મા રહિત છે, કેવળ એમ જેને અનુભવ વર્તે છે તે મુક્ત છે. બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું અને ભાવથી અસંગપણું સર્વથા જેને વર્તે છે તે મુક્ત છે. અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ જુદો ભાસવો ત્યાંથી મુક્તદશા વર્તે છે. તે પુરુષ મૌન થાય છે, તે પુરુષ અપ્રતિબદ્ધ થાય છે, તે પુરુષ અસંગ થાય છે, તે પુરુષ નિર્વિકલ્પ થાય છે અને તે પુરુષ મુક્ત થાય છે. જેણે ત્રણે કાળને વિષે દેહાદિથી પોતાનો કંઈ પણ સંબંધ નહોતો એવી અસંગદશા ઉત્પન્ન કરી તે ભગવાનરૂપ સત્પુરુષોને નમસ્કાર છે. તિથિ આદિનો વિકલ્પ છોડી નિજ વિચારમાં વર્તવું એ જ કર્તવ્ય છે. શુદ્ધ સહજ આત્મસ્વરૂપ.'

આવા અનુપમ સૂત્રોથી ગૂંથેલા આ **અમૃતપત્રથી સૌભાગ્યનું** અનન્ય પ્રતિજાગરા કરતા—અપૂર્વ આત્મજાગ્રતિ પ્રેરતા નિષ્કારણકરુણારસસિંધુ **શ્રીમદે, સૌભાગ્યને** અન્યભાવથી મુક્ત આત્માનો અનુભવ કરવાનો, સર્વ દ્રવ્યથી–ક્ષેત્રથી–કાળથી–ભાવથી સર્વથા અસંગપણું અનુભવવાનો મહાન્ કીમીયો બતાવી, સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ ભિન્ન આત્મા અનુભવપ્રત્યક્ષ કરવારૂપ મુક્તદશા અનુભવી મૌન–અપ્રતિબદ્ધ–અસંગ અને નિર્વિકલ્પ થઈ મુક્ત થવાનો ને **શુદ્ધ સહજાત્મસ્વરૂપની** અમૃતાનુભૂતિ કરવાનો પરમ અમૃત બોધ કર્યો છે.

આ પછી ૧૯૫૩ના જેઠ શુદ ૮ ના દિને લખેલ બીજા અમૃતપત્ર–રત્નમાં **શ્રીમદ્**—'જેને કોઈ પણ પ્રત્યે રાગ, દ્વેષ રહ્યા નથી, તે મહાત્માને વારંવાર નમસ્કાર'–એમ પત્રના મથાળે લખી **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** સર્વત્ર રાગ–દ્વેષ છોડવાનું માર્મિક આહ્વાન કરે છે, અને 'પરમ ઉપકારી, આત્માર્થી. સરલતાદિ ગુણસંપન્ન શ્રી સોભાગ'ને આવા ગુણનિષ્પન્ન વિશેષણોથી સંબોધી, દેહાદિથી પરમ વૈરાગ્ય ઉપજાવે એવો પરમ બોધ ઉદ્બોધે છે—

'પરમયોગી એવા શ્રી ઋષભદેવાદિ પુરુષો પણ જે દેહને રાખી શક્યા નથી, તે દેહમાં એક વિશેષપણું રહ્યું છે તે એ કે, તેનો સંબંધ વર્તે ત્યાં સુધીમાં જીવે અસંગપણું, નિર્મોહપણું કરી લઈ અબાધ્ય અનુભવસ્વરૂપ એવું નિજસ્વરૂપ જાણી, બીજા સર્વ ભાવ પ્રત્યેથી વ્યાવૃત્ત (છૂટા) થવું, કે જેથી ફરી જન્મમરણનો ફેરો ન રહે. તે દેહ છોડતી વખતે જેટલા અંશે અસંગપણું, નિર્મોહપણું યથાર્થ સમરસપણું રહે છે, તેટલું મોક્ષપદ નજીક છે એમ પરમ જ્ઞાની પુરુષનો નિશ્ચય છે. કંઈ પણ મન, વચન, કાયાના યોગથી અપરાધ થયો હોય જાણતાં અથવા અજાણતાં તે સર્વ વિનયપૂર્વક ખમાવું છું, ઘણા નમ્રભાવથી ખમાવું છું. આ દેહે કરવા યોગ્ય કાર્ય તો એક જ છે કે કોઈ પ્રત્યે

રાગ અથવા કોઈ પ્રત્યે કિંચિતમાત્ર દ્વેષ ન રહે, સર્વત્ર સમદશા વર્તે એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે.'

દીર્ઘકાળના **પરમાર્થ સત્સંગી** પરમાર્થના અખંડનિશ્ચયી **પરમાર્થસખા હૃદય-રૂપ શ્રી સોભાગ**ની જાણે અંતિમ વિદાય લેતા હોય એમ આ પરમ ભાવવાહી રોમાંચક શબ્દોમાં **સૌભાગ્ય**ની અંતિમ ક્ષમાપના યાચી **શ્રીમદે, સૌભાગ્ય**ને દેહાદિનું અહંત્વ-મમત્વ ત્રોડાવી, રાગ-દ્વેષપણું છોડાવી, અસંગપણું-નિર્મોહપણું-સમરસપણું જોડાવી, આત્માની અમૃતાનુભૂતિમાં નિમજ્જન કરાવનારી કેવી અનુપમ અંતિમ આરાધના અત્ર અમૃતપત્રથી કરાવી છે! ખરેખર! બિન્દુમાં સિન્ધુ સમાવ્યો હોય એવી આ અમૃતપત્ર-રત્નત્રયીમાં અંતિમ આરાધના કરાવતું જે જીવતું જાગતું જ્વલંત ચિત્ર **અમૃતાનુભવસિંધુ શ્રીમદે** આલેખ્યું છે, તેની જોડી પ્રાયે સમસ્ત વાઙ્મયમાં પણ ગોત્યે જડવી દુર્લભ છે!

અને આ અમૃત પત્ર-રત્નત્રયીના ત્રીજા પત્રમાં—૧૯૫૩ના જેઠ વદ ૬ના દિને લખેલા **સૌભાગ્ય** પરના છેલ્લામાં છેલ્લા પત્રમાં તો પરમ અમૃતાનુભૂતિનિમગ્ન પરમ પુરુષ **શ્રીમદ્**, ઉપરોક્ત સમસ્ત વસ્તુ પર કળશ ચઢાવતા હોય એમ, પત્રપ્રારંભે પરમ-પુરુષની પરમ અદ્ભુત આત્મદશાનું આત્મસ્પર્શી વર્ણન કરતું **બનારસીદાસજી**નું આ **સમયસાર કવિત** મૂકે છે—

'કીચસૌ કનક જાકે, નીચ સૌ નરેસપદ,<br>
મીચસૌ મિતાઈ, ગરવાઈ જાકે ગારસી;<br>
જહરસી જોગ જાતિ, કહરસી કરામતિ,<br>
હહરસી હૌંસ પુદ્ગલછબિ છારસી;<br>
જાલસૌ જગવિલાસ, ભાલસૌ ભુવનવાસ,<br>
કાલસૌ કુટુંબકાજ, લોકલાજ લારસી;<br>
સીઠસૌ સુજસ જાનૈ, બીઠસૌ બખત માનૈ,<br>
ઐસી જાકી રીતિ તાહી, બંદત બનારસી.'

અને તેનો અર્થ પણ અત્ર **શ્રીમદ્** શ્રીમુખે પ્રકાશે છે—'જે કંચનને કાદવ સરખું જાણે છે, રાજગાદીને નીચપદ સરખી જાણે છે, કોઈથી સ્નેહ કરવો તેને મરણ સમાન જાણે છે, મોટાઈને લીપવાની ગાર જેવી જાણે છે, કીમિયા વગેરે જોગને ઝેર સમાન જાણે છે, સિદ્ધિ વગેરે ઐશ્વર્યને અશાતા સમાન જાણે છે, જગત્‌માં પૂજ્યતા થવા આદિની હોંસને અનર્થ સમાન જાણે છે, પુદ્ગલની છબી એવી ઔદારિકાદિ કાયાને રાખ જેવી જાણે છે, કુટુંબના કાર્યને કાળ એટલે મૃત્યુ સમાન જાણે છે, લોકમાં લાજ વધારવાની ઇચ્છાને મુખની લાળ સમાન જાણે છે, કીર્તિની ઇચ્છાને નાકના મેલ જેવી જાણે છે, અને પુણ્યના ઉદયને જે વિષ્ટા સમાન જાણે છે, એવી જેની રીતિ હોય તેને બનારસીદાસ વંદના કરે છે.' આમ પરમ પુરુષની અદ્ભુત દશાનો અદ્ભુત બોધ પ્રકાશી **શ્રીમદ્ સૌભાગ્ય**ને સર્વથા નિર્વિકલ્પપણું અને અસંગપણું જ રાખવાનો મહાન્ અંતિમ બોધ કરે છે—'કોઈને અર્થે વિકલ્પ નહીં આણતાં અસંગપણું જ રાખશો. જેમ જેમ

ગોશળીઓ નિત્ય વાંચીએ છીએ. ઘણો આનંદ થાય છે. ફરી બીજા ગ્રંથની માગણી કરીએ તેવું રહ્યું નથી.' ૧૯૫૩ પોષ સુદ ૩ ના દિને લખેલા પત્રમાં પધારવાનો પુષ્કળ આગ્રહ કરી **સૌભાગ્ય શ્રીમદ્**ને લખે છે—'ગોશળીઓ તથા હું હાલમાં **આત્મસિદ્ધિ** ગ્રંથ વાંચીએ છીએ. ઘણો આનંદ આવે છે. ગોશળીએ મુખપાઠ કરી દીધો છે. મારે પણ દોહા **૧૦૧** મુખપાઠે થયા છે. બાકીના થોડે થોડે કરૂં છું. રોજ રાત ને દિવસ તેમાં જ ઉપયોગ રહે છે. આ ગ્રંથ વાંચ્યા પછી બીજું વાંચવાનું મન થતું નથી. પણ આની ટીકાઅર્થ આપે જે કરેલ છે, તે ટીકાઅર્થ મહેરબાની કરી જ્યાં હોય ત્યાંથી મોકલવા કૃપા કરશો. ×× કૃપા કરી તરત પધારશો, અને દર્શનનો લાભ આપશો.' પરમ પ્રેમમૂર્તિ **સૌભાગ્ય** પુનઃ ૧૯૫૩ ના પોષ વદ ૧૦ ના દિને **શ્રીમદ્**ને લખેલ પત્રમાં લખે છે—'પ્રેમપૂજ્ય તરણતારણ પરમાત્મા દેવ બોધસ્વરૂપ સાહેબજીશ્રી સહજાત્મસ્વરૂપસ્વામી કરુણાસિંધુ અપાર.— લી. આજ્ઞાંકિત સોભાગ લલુના નમસ્કાર વાંચશો. આપનો કૃપાપત્ર ગઈ રાત્રે આવ્યો તે પહોંચ્યો છે. ×× તો હવે જરૂર સોમવારે ત્યાંથી વિદાય થઈ અહીં પધારશો. જેમ બપૈયો પિયુ પિયુ કરે છે તેમ અમે સર્વે તલખીએ છીએ. ×× 'અહો અહો ! શ્રી સદ્ગુરુ.' હવે જેમ જલદી પધારવું થાશે તેમ આશા રાખી રટણ કરૂં છું. ×× વળી પાંચ મહિના થયાં તાવ આવે છે. જો **આત્મસિદ્ધિ** ગ્રંથ આપે મોકલાવ્યો ન હોત તો આજ સુધી દેહ રહેવો મુશ્કેલ હતો. ગ્રંથ વાંચી આનંદ આવે છે. તેથી જીવું છું. પણ હવે આપ કૃપા કરી ટીકાઅર્થ મોકલાવા લખો, તે જો હવે તરતમાં આવે તો આનંદ લેવાય. નહિં તો પછી આંખે સૂજે નહિં ત્યારે વાંચી શકાય નહિં, અને જ્યારે પોતાથી વંચાય નહિં ત્યારે બીજાના વાંચવાથી તેવો આનંદ આવે નહિં. માટે કૃપા કરી મોકલાવશો. ઘણું શું લખું ? **આત્મસિદ્ધિ** ગ્રંથ વાંચવાથી કાંઈ પ્રશ્ન પૂછવું રહેતું નથી. સર્વે ખુલાસો એટલામાં થાય છે. ×× કોઈ પૂછે કે તમે કયા ધર્મમાં અને તમારો માર્ગ કયો ? તેને જવાબ દેવો એમ ધારૂં છું કે અમારો માર્ગ આત્મસિદ્ધિમાર્ગ. એ કહેવું આપને ઠીક લાગે છે કે કેમ તે લખશો.'

આમ **સૌભાગ્યે** વારંવાર સાગ્રહ લખવા છતાં અનિવાર્ય કારણોને લઈ **શ્રીમદ્**ને આવવામાં વિલંબ થતો અને **શ્રીમદ્ સૌભાગ્યને** ઇડર સાથે આવવાનું સામું આમંત્રણ આપતા. આના જવાબમા **સૌભાગ્ય** ૧૯૫૩ ના મહા શુદ ૯ ના પત્રમાં **શ્રીમદ્**ને લખે છે—'હું તૈયાર છું. પણ અહીંના મુમુક્ષુ જીવ જેમ પાણી વિના માછલી તલખે તેમ દર્શન માટે તલખે છે. તો કૃપાનાથ અહીં આવી અને અહીંથી ઇડર જાવું ઠરાવવું. ×× વળી રસ્તામાં ગામ કહેવાય.' આ પછી ફા. વ. ૧ ના પત્રમાં **સૌભાગ્ય** લખે છે.—આપે ઇડર જવા વિષે રોગાદિકની ઘણી હરકત તેથી હમણાં બંધ રાખ્યું છે લખ્યું તે ઠીક કર્યું છે. આપ લખો છો તેમજ છે. કૃપાનાથ વારંવાર લખતાં લાચાર છું તોપણ બહુ આતુરતા છે. આંખે ઝાંખપ દિન દિન વધતી જાય છે. તાવ પણ રોજ ચાર પાંચ બજાથી વાસા બે વાસાનો આવે છે ને મારી અવસ્થા છે. તો જેટલા દી સમાગમ થાય તેટલા સફળ છે. ફરી ફરી આવો જોગ અનંત કાળે બન્યો છે. તે સફળ થાય તો સારૂં એમ

જાણી મારાથી ત્યાં ન આવી શકાય તેવી શક્તિને લીધે આપને અહીં પધારવા વિનંતિ ઘણા દિવસ થયા કરૂં છું.' છેવટ થોડા વિલંબ પછી **સૌભાગ્ય**ના અત્યાગ્રહને માન આપી પરમ પ્રેમમૂર્ત્તિ **શ્રીમદ્** વૈશાખ માસમાં સાયલા પધાર્યા અને ત્યાં ૧૦ દિવસ સ્થિરતા કરી. અને ભાદ્રવા માસથી લાગુ પડેલા જીર્ણ જ્વરને લઈ **સૌભાગ્યની** તબીયત નાદુરસ્ત હતી છતાં **શ્રીમદે** અતિ આગ્રહથી–પરમ પરમાર્થપ્રેમથી **સૌભાગ્યને** ઇડર સાથે લઈ જવાનું કહ્યું. ત્યારે **સૌભાગ્યભાઈ**ના પુત્ર ત્ર્યંબકલાલે કહ્યું—સૌભાગ્યભાઈના આવા ક્ષીણ શરીરે કાંઈ ઘરબ્હાર તેમને જવા દેવાનું કોઇને હૈયે બેસતું નથી. આવા શરીરનો કેમ ભરોસો રાખી શકાય? તેમજ દુનિઆ અમને ગાંડા ગણે. **શ્રીમદે** જણાવ્યું—ત્ર્યંબક, તમે સૌ ફિકર કરો મા. **શ્રી સોભાગભાઈ**ની સેવા તથા ઉત્તરક્રિયા તારા હાથથી થશે. આમ સર્વને નિરુત્તર કરી પરમ પરમાર્થમૂર્ત્તિ **શ્રીમદ્** પોતાના પરમ પરમાર્થસખા **સૌભાગ્યને** પરમ પ્રેમથી વૈશાખ વદમાં **ઇડર** સાથે લઈ ગયા, અને ત્યાં ઇડર **નિવૃત્તિક્ષેત્રે** દશ દિવસ સ્થિરતા કરી શુદ્ધ આત્મસ્વભાવમાં રમણ કરતા **પરમાર્થમૂર્ત્તિ શ્રીમદે** પરમાર્થમેઘની વર્ષા વર્ષાવી આ **પરમાર્થસુહૃદ્**ને અપૂર્વ લાભ આપી પરમ પરમાર્થ પ્રેમથી તરબોળ કરી દીધો, ઇડરથી મુંબઇ પધાર્યા અને **સૌભાગ્યભાઈ** પાછા ક્ષેમકુશળ સાયલા આવ્યા.

પણ ત્યાર પછી **સૌભાગ્ય**ની શારીરિક સ્થિતિ દિનપ્રતિદિન વિશેષ લથડતી ચાલી, ઉત્તરોત્તર ક્ષીણતા થતી ગઈ. **શ્રીમદે સૌભાગ્યની** અંતિમ અવસ્થા જાણી મહામુમુક્ષુ **અંબાલાલભાઈને** ખાસ આજ્ઞા કરી **સૌભાગ્યની** પરમાર્થચિંતાર્થે—અંતિમ આરાધનામા સહાયક ઉપકારી થાય એ અર્થે સાયલા મોકલ્યા; **અંબાલાલભાઈ સૌભાગ્યભાઈ**ની સેવામાં ખડે પગે હાજર રહ્યા. આ છેલ્લા દિવસો દરમ્યાન પરમ કરુણાનિધિ પરમ કૃપાળુ **શ્રીમદે સૌભાગ્યની** અપૂર્વ આત્મજાગ્રતિ અર્થે—પ્રતિજાગરણ અર્થે અંતિમ આરાધનામા પરમ પરમ ઉપકારી થઈ પડયા એવા ત્રણ **અમર પત્રો** લખ્યા, તેનું અત્ર સવિસ્તર અવતરણ કરશું. **શ્રીમદ્**ના સમસ્ત સત્સંગી મુમુક્ષુઓમાં **સૌભાગ્ય** મૂર્ધન્યસ્થાને છે, અને **શ્રીમદ્**ના સમસ્ત પત્રસાહિત્યમા **સૌભાગ્ય** પરના પત્રોનું સ્થાન મૂર્ધન્યસ્થાને છે, અને આ **સૌભાગ્ય** પરના પત્રોમા પણ મૂર્ધન્યસ્થાને કળશ ચઢાવતી આ **અમર પત્રરત્નત્રયી** છે પરમ મુમુક્ષુ **સૌભાગ્યને** અંતિમ આરાધનામાં—**અપૂર્વ સમાધિમરણમાં** પરમ ઉપયોગી–પરમ ઉપકારી થઇ પડેલ આ મોક્ષમાર્ગની દીવાદાંડી સમી આ **અમર પત્ર–રત્નત્રયી** સર્વ કાળના સર્વ મુમુક્ષુઓને આરાધના માટે—અંતિમ આરાધના માટે અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવી છે. તેનું અત્ર પરિભાવન કરશું

## ૨. અમર પત્ર-રત્નત્રયી

**સૌભાગ્યને** અપૂર્વ આત્મજાગ્રતિ આપનારી, અપૂર્વ અંતિમ આરાધના કરાવનારી, મહામુનીશ્વરોને પણ દુર્લભ અપૂર્વ સમાધિમરણ નીપજાવનારી આ અમર પત્રરત્નત્રયીના પ્રથમ પત્રરત્નમાં પ્રથમ **શ્રીમદ્** હિંદી સમયસારનું **સ્વભાવજાગૃતદશાનું** આ અપૂર્વ ભાવવાહી કાવ્ય મૂકે છે—

'ચિત્રસારી ન્યારી, પરજંક ન્યારૌ, સેજ ન્યારી,
ચાદરિ ભી ન્યારી, ઇહાં જૂઠી મેરી થપના;
અતીત અવસ્થા સૈન, નિદ્રા વહી કોઉ પૈ ન,
વિદ્યમાન પલક ન, યામૈં અબ છપના;
સ્વાસ ઔ સુપન દોઉ, નિદ્રાકી અલંગ બૂઝે,
સૂઝે સબ અંગ લખિ, આતમ દરપના;
ત્યાગી ભયૌ ચેતન, અચેતનતા ભાવ ત્યાગિ,
ભાલૈ દૃષ્ટિ ખોલિકૈ, સંભાલૈ રૂપ અપના.'

ચિત્રશાળા ન્યારી—જૂદી છે, તેમા પલંગ ન્યારો—જૂદો છે, તેમાં સેજ—પથારી ન્યારી છે, તે પર બિછાવેલી ચાદર પણ ન્યારી છે, આવો પરવસ્તુ સાથેનો મ્હારો સંબંધ છે, એમાં મ્હારી સ્થાપના કરવી—આત્મબુદ્ધિ કરવી જૂઠી છે શયન અવસ્થા—સુષુપ્તિ દશા અતીત—ભૂતકાળમાં હતી તે અતીત થઈ છે, વ્યતીત થઈ છે; અજ્ઞાનનિદ્રા વહી ગઈ—ચાલી ગઈ છે, હવે આગલી કોઇ પણ અવસ્થા રહી નથી કે જેમાં હવે આત્માને છુપાવાનું રહ્યુ હોય. શ્વાસ ચાલે છે તે અને સ્વપ્ન એ બન્ને નિદ્રાથી પોતાનું અલગપણું બૂઝે છે—જાણે છે;— હું ઊંઘી ગયો હતો તેમાં મને આ સ્વપ્નું આવ્યુ હતું એવું નિદ્રાવસ્થાથી જૂદું સ્વપ્નાવસ્થાનુ ભાન પોતાને રહે છે, તે મિથ્યા કલ્પનારૂપ સ્વપ્નદશા પણ ચાલી ગઇ છે, હવે તો આત્માની જ્ઞાનરૂપ જાગ્રત દશા આવી છે, એટલે આત્મ—દર્પણમાં લખીને—લક્ષમા લઇને પોતાના—આત્માના સર્વ અંગ સુઝે છે, એટલે આમ સમ્યગ્દૃષ્ટિ ભેદજ્ઞાની પુરુષ અચેતનતાભાવ ત્યાગીને ત્યાગી ચેતન બની, દૃષ્ટિ ખોલિને દેખે છે—ભાળે છે, તો પોતાનુ—આત્માનું સ્વરૂપ દેખે છે—સંભાળે છે અર્થાત્ દેહરૂપ—નોકર્મરૂપ ચિત્રશાળા ન્યારી જૂદી છે, તે નોકર્મ—ચિત્રશાળામા મૂકેલો દ્રવ્યકર્મરૂપ પલંગ જૂદો છે, તે દ્રવ્યકર્મ—પલંગમા મૂકેલી ભાવકર્મરૂપ શય્યા જૂદી છે, અને તે ભાવકર્મ—શય્યા પર પાથરેલી બહિરૂકર્મરૂપ સ્વજન—પરિગ્રહાદિ પ્રત્યે અહંત્વ—મમત્વની મિથ્યા કલ્પનારૂપ ચાદર પણ જૂદી છે; આમ આત્મા જો ભાવકર્મની—અહંત્વમમત્વની કલ્પનાથી પણ જૂદો છે, તો દ્રવ્યકર્મથી—નોકર્મથી તો અત્યંત જૂદો છે, અને પરપરિગ્રહાદિ બાહ્ય ભાવોથી તો અત્યંત અત્યંત જૂદો છે. એટલે આ પરથી **સાક્ષાત્ સમયસારભૂત શ્રીમદ્**ના દિવ્ય આત્માએ **સૌભાગ્ય**ના પરમ ભવ્ય આત્માને આત્મજાગૃતિ આપતું ઉદ્બોધન કર્યું છે કે **હે સૌભાગ્યના આત્મા!** તમે આ સ્વજન—પરિગ્રહાદિનો મોહ ચિંતવતા નહિં; રાગ—દ્વેષ ચિંતવતા નહિ, અહં—મમ ચિંતવતા નહિં; બહિરૂકર્મ, નોકર્મ, દ્રવ્યકર્મ, ભાવકર્મ આદિ સર્વ ઔપાધિક ભાવો તમારા નથી માટે આ સર્વ ભાવોથી ભિન્ન તમારા મૂળ શુદ્ધ સમયસારભૂત સહજ આત્મસ્વરૂપને જ ચિંતવજો અને અખંડ આત્મજાગૃતિમા જ રહેજો!

આમ ભેદવિજ્ઞાન કરાવી સમયસારભૂત શુદ્ધ આત્મસ્વભાવમા જાગ્રત રહેવારૂપ સ્વભાવજાગૃતદશાની આત્મજાગૃતિ આપી, શુદ્ધ આત્માનુભૂતિના અનુભવઉલ્લાસમાં રમણ

કરનારા **શ્રીમદ્** શુદ્ધ આત્માનો અનુભવઉત્સાહ પ્રેરતી દશા વર્ણવતું બીજું **સમયસાર કાવ્ય** ટાંકે છે—

'જૈસો નિરભેદરૂપ નિહચૈ અતીત હુતો,
તૈસૌ નિરભેદ અબ, ભેદકૌ ન ગહૈગો;
દીસૈ કર્મરહિત સહિત સુખ સમાધાન,
પાયો નિજથાન ફિર બાહરિ ન બહૈગો;
કબહૂં કદાપિ અપનૌ સુભાવ ત્યાગિ કરિ,
રાગ રસ રાચિકૈં ન પરવસ્તુ ગહૈગૌ;
અમલાન જ્ઞાન વિદ્યમાન પરગટ ભયૌ,
યાહિ ભાંતિ આગમ અનંતકાલ રહૈગૌ.'

જેવો નિશ્ચયથી નિર્ભેદ–અભેદરૂપ આત્મા અતીતકાળે હતો, તેવો નિર્ભેદ–અભેદ હમણાં છે, તે હવે ભેદને ગ્રહશે નહિં; આ આત્મા કર્મરહિત અને સુખસમાધાન–સુખસમાધિ સહિત દીસે છે–પ્રગટ દેખાય છે, નિજસ્થાન પામ્યો છે, તે હવે ફરી આત્માથી બ્હારમાં વહશે નહિ; ક્યાંય પણ કદાપિ પોતાનો–આત્માનો સ્વભાવ ત્યાગી, રાગરસમાં રાચીને આ આત્મા પરવસ્તુ ગ્રહશે નહિં; અમ્લાન જ્ઞાનસ્વરૂપ આ આત્મા વિદ્યમાન–વર્તમાનમાં પ્રગટ–અનુભવપ્રત્યક્ષ થયો છે, તે જ પ્રકારે આગામી–ભાવી અનંતકાળ રહેશે.

આમ અનુભવઉત્સાહ દશામાં **સૌભાગ્યને** ઉત્સાહિત કરી, **સ્થિતપ્રજ્ઞ** દશાને પામેલા—શુદ્ધઆત્માનુભવદશામાં સુસ્થિત થયેલા **શ્રીમદ્** દ્રવ્યનો શુદ્ધ સ્વભાવ ઉદ્ઘોષતી આત્મામાં સુસ્થિતિરૂપ સ્થિતિદશા પ્રકાશતું ત્રીજું **સમયસાર કાવ્ય** અત્ર અવતારે છે—

'એક પરિનામકે ન કરતા દરબ દોઈ,
દોઈ પરિનામ એક દર્વ ન ધરતુ હૈ;
એક કરતૂતિ દોઈ દર્વ કબહૂં ન કરૈ,
દોઈ કરતૂતિ એક દર્વ ન કરતુ હૈ;
જીવ પુદ્ગલ એક ખેત અવગાહી દોઉ,
અપનેં અપનેં રૂપ, કોઉ ન ટરતુ હૈ;
જડ પરિનામનિકૌ કરતા હૈ પુદ્ગલ,
ચિદાનન્દ ચેતન સુભાવ આચરતુ હૈ.'

એક પરિણામના બે દ્રવ્ય કર્ત્તા હોય નહિં, બે પરિણામ એક દ્રવ્ય ધારે નહિં; બે દ્રવ્ય મળી ક્યારેય એક કરતૂત–ક્રિયા કરે નહિં, એક દ્રવ્ય બે કરતૂત–ક્રિયા કરે નહિં; જીવ અને પુદ્ગલ બંને એકક્ષેત્રઅવગાહી છે, પણ તે બંનેમાંથી કોઇ પોતપોતાનું રૂપ છોડે નહિં; જડ પરિણામનો કર્ત્તા પુદ્ગલ છે. ચિદાનંદ આત્મા ચેતન સ્વભાવ આચરે છે.×

× અત્રે વિસ્તારભયથી માત્ર સામાન્ય શબ્દાર્થ આપ્યો છે, પણ દ્રવ્યાનુયોગના નિચોડરૂપ આ કાવ્યનો પરમ અદ્ભુત પરમાર્થ **શ્રીમદે સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૩૧૭) પ્રકાશ્યો છે; તે સ્થળનું જિજ્ઞાસુએ અવલોકન કરવું.

આમ **સૌભાગ્યને** અપૂર્વ આત્મજાગૃતિ આપતા આ ત્રણ સમયસારકવિતો આ પત્રના મથાળે ટાંકી, સાક્ષાત્ સમયસારભૂત **પ્રયોગસિદ્ધ સમયસારદશાને** પામેલા **જીવન્મુક્ત શ્રીમદ્** સમયસારનું રહસ્ય સમજવાને સમર્થ પરમ અધિકારી **સૌભાગ્યને** જ આ પત્ર સંભળાવવાની અંબાલાલભાઈને ભલામણ કરે છે—'શ્રી સોભાગને વિચારને અર્થે આ કાગળ લખ્યો છે, તે હાલ શ્રી અંબાલાલે અથવા બીજા એક યોગ્ય મુમુક્ષુએ તેમને જ સંભળાવવો યોગ્ય છે.' એવી સ્પષ્ટ ભલામણ કરી સાક્ષાત્ જીવન્મુક્ત દશાને પામેલા **શ્રીમદ્** અત્ર **અમૃત પત્રના** અંતે સાક્ષાત્ મુક્તદશાનો અનુભવ કરાવવાને સમર્થ આ મહાન્ અમૃત સૂત્રો પ્રકાશે છે—

**'સર્વ અન્યભાવથી આત્મા રહિત છે, કેવળ એમ જેને અનુભવ વર્તે છે તે મુક્ત છે. બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું અને ભાવથી અસંગપણું સર્વથા જેને વર્તે છે તે મુક્ત છે. અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ જુદો ભાસવો ત્યાંથી મુક્તદશા વર્તે છે. તે પુરુષ મૌન થાય છે, તે પુરુષ અપ્રતિબદ્ધ થાય છે, તે પુરુષ અસંગ થાય છે, તે પુરુષ નિર્વિકલ્પ થાય છે અને તે પુરુષ મુક્ત થાય છે. જેણે ત્રણે કાળને વિષે દેહાદિથી પોતાનો કંઈ પણ સંબંધ નહોતો એવી અસંગદશા ઉત્પન્ન કરી તે ભગવાનરૂપ સત્પુરુષોને નમસ્કાર છે. તિથિ આદિનો વિકલ્પ છોડી નિજ વિચારમાં વર્તવું એ જ કર્ત્તવ્ય છે. શુદ્ધ સહજ આત્મસ્વરૂપ.'**

આવા અનુપમ સૂત્રોથી ગૂંથેલા આ **અમૃતપત્રથી સૌભાગ્યનું** અનન્ય પ્રતિજાગરણ કરતા—અપૂર્વ આત્મજાગ્રતિ પ્રેરતા નિષ્કારણકરુણારસસિંધુ **શ્રીમદે, સૌભાગ્યને** સર્વ અન્યભાવથી મુક્ત આત્માનો અનુભવ કરવાનો, સર્વ દ્રવ્યથી–ક્ષેત્રથી–કાળથી–ભાવથી સર્વથા અસંગપણું અનુભવવાનો મહાન્ કીમીયો બતાવી, સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ ભિન્ન આત્મા અનુભવપ્રત્યક્ષ કરવારૂપ મુક્તદશા અનુભવી મૌન–અપ્રતિબદ્ધ–અસંગ અને નિર્વિકલ્પ થઈ મુક્ત થવાનો ને **શુદ્ધ સહજાત્મસ્વરૂપની** અમૃતાનુભૂતિ કરવાનો પરમ અમૃત બોધ કર્યો છે.

આ પછી ૧૯૫૩ના જેઠ શુદ ૮ ના દિને લખેલ બીજા અમૃતપત્ર–રત્નમાં **શ્રીમદ્—** 'જેને કોઈ પણ પ્રત્યે રાગ, દ્વેષ રહ્યા નથી, તે મહાત્માને વારંવાર નમસ્કાર'–એમ પત્રના મથાળે લખી **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** સર્વત્ર રાગ–દ્વેષ છોડવાનુ માર્મિક આહ્વાન કરે છે, અને 'પરમ ઉપકારી, આત્માર્થી. સરલતાદિ ગુણસંપન્ન શ્રી સોભાગ'ને આવા ગુણનિષ્પન્ન વિશેષણોથી સંબોધી, દેહાદિથી પરમ વૈરાગ્ય ઉપજાવે એવો પરમ બોધ ઉદ્બોધે છે—

**'પરમયોગી એવા શ્રી ઋષભદેવાદિ પુરુષો પણ જે દેહને રાખી શકયા નથી, તે દેહમાં એક વિશેષપણું રહ્યું છે તે એ કે, તેનો સંબંધ વર્તે ત્યાં સુધીમાં જીવે અસંગપણું, નિર્મોહપણું કરી લઈ અબાધ્ય અનુભવસ્વરૂપ એવું નિજસ્વરૂપ જાણી, બીજા સર્વ ભાવ પ્રત્યેથી વ્યાવૃત્ત (છૂટા) થવું, કે જેથી ફરી જન્મમરણનો ફેરો ન રહે. તે દેહ છોડતી વખતે જેટલા અંશે અસંગપણું, નિર્મોહપણું યથાર્થ સમરસપણું રહે છે, તેટલું મોક્ષપદ નજીક છે એમ પરમ જ્ઞાની પુરુષનો નિશ્ચય છે. કંઈ પણ મન, વચન, કાયાના યોગથી અપરાધ થયો હોય જાણતાં અથવા અજાણતાં તે સર્વ વિનયપૂર્વક ખમાવું છું, ઘણા નમ્રભાવથી ખમાવું છું. આ દેહે કરવા યોગ્ય કાર્ય તો એક જ છે કે કોઈ પ્રત્યે**

રાગ અથવા કોઈ પ્રત્યે કિંચિત્માત્ર દ્વેષ ન રહે, સર્વત્ર સમદશા વર્તે એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે.'

દીર્ઘકાળના **પરમાર્થ સત્સંગી** પરમાર્થના અખંડનિશ્ચયી **પરમાર્થસખા હૃદયરૂપ શ્રી સોભાગની** જાણે અંતિમ વિદાય લેતા હોય એમ આ પરમ ભાવવાહી રોમાંચક શબ્દોમાં **સૌભાગ્યની** અંતિમ ક્ષમાપના યાચી **શ્રીમદે, સૌભાગ્યને** દેહાદિનું અહંત્વ–મમત્વ ત્રોડાવી, રાગ–દ્વેષપણું છોડાવી, અસંગપણું–નિર્મોહપણું–સમરસપણું જોડાવી, આત્માની અમૃતાનુભૂતિમા નિમજ્જન કરાવનારી કેવી અનુપમ અંતિમ આરાધના અત્ર અમૃતપત્રથી કરાવી છે! ખરેખર! બિન્દુમા સિન્ધુ સમાવ્યો હોય એવી આ અમૃતપત્ર–રત્નત્રયીમાં અંતિમ આરાધના કરાવતું જે જીવતું જાગતું જ્વલંત ચિત્ર **અમૃતાનુભવસિંધુ શ્રીમદે** આલેખ્યુ છે, તેની જોડી પ્રાયે સમસ્ત વાઙ્મયમા પણ ગોત્યે જડવી દુર્લભ છે!

અને આ અમૃત પત્ર–રત્નત્રયીના ત્રીજા પત્રમા—૧૯૫૩ના જેઠ વદ ૬ના દિને લખેલા **સૌભાગ્ય** પરના છેલ્લામા છેલ્લા પત્રમા તો પરમ અમૃતાનુભૂતિનિમગ્ન પરમ પુરુષ **શ્રીમદ્**, ઉપરોક્ત સમસ્ત વસ્તુ પર કળશ ચઢાવતા હોય એમ, પત્રપ્રારંભે પરમ પુરુષની પરમ અદ્ભુત આત્મદશાનુ આત્મસ્પર્શી વર્ણન કરતુ **બનારસીદાસજીનુ** આ **સમયસાર કવિત** મૂકે છે—

'કીચસૌ કનક જાકે, નીચ સૌ નરેસપદ,
મીચસૌ મિતાઈ, ગરવાઈ જાકે ગારસી;
જહરસી જોગ જાતિ, કહરસી કરામતિ,
હહરસી હૌસ પુદગલછબિ છારસી,
જાલસૌ જગવિલાસ, ભાલસૌ ભુવનવાસ,
કાલસૌ કુટુંબકાજ, લોકલાજ લારસી,
સીઠસૌ સુજસ જાનૈ, બીઠસૌ બખત માનૈ,
ઐસી જાકી રીતિ તાહી, બંદત બનારસી'

અને તેનો અર્થ પણ અત્ર **શ્રીમદ્** શ્રીમુખે પ્રકાશે છે—'જે કંચનને કાદવ સરખું જાણે છે, રાજગાદીને નીચપદ સરખી જાણે છે, કોઇથી સ્નેહ કરવો તેને મરણ સમાન જાણે છે, મોટાઇને લીપવાની ગાર જેવી જાણે છે, કીમિયા વગેરે જોગને ઝેર સમાન જાણે છે, સિદ્ધિ વગેરે ઐશ્વર્યને અશાતા સમાન જાણે છે, જગતમા પૂજ્યતા થવા આદિની હોસને અનર્થ સમાન જાણે છે, પુદ્ગલની છબી એવી ઔદારિકાદિ કાયાને રાખ જેવી જાણે છે, કુટુંબના કાર્યને કાળ એટલે મૃત્યુ સમાન જાણે છે, લોકમા લાજ વધારવાની ઇચ્છાને મુખની લાળ સમાન જાણે છે, કીર્તિની ઇચ્છાને નાકના મેલ જેવી જાણે છે, અને પુણ્યના ઉદયને જે વિષ્ટા સમાન જાણે છે, એવી જેની રીતિ હોય તેને બનારસીદાસ વંદના કરે છે.' આમ પરમ પુરુષની અદ્ભુત દશાનો અદ્ભુત બોધ પ્રકાશી **શ્રીમદ્ સૌભાગ્યને** સર્વથા નિર્વિકલ્પપણું અને અસંગપણું જ રાખવાનો મહાન્ અંતિમ બોધ કરે છે—'કોઇને અર્થે વિકલ્પ નહીં આણતા અસંગપણું જ રાખશો. જેમ જેમ

સત્પુરુષનાં વચન તેમને પ્રતીતિમાં આવશે, જેમ જેમ આજ્ઞાથી અસ્થિમિંજા રંગાશે. તેમ તેમ તે તે જીવ આત્મકલ્યાણને સુગમપણે પામશે, એમ નિઃસંદેહતા છે.' ઇ. અને કેવળ અસંગ ઉપયોગે અથવા ઉપરોક્ત પરમ પુરુષની દશાના પ્રબળ અવલંબને આત્મ-સ્થિતિ કરવાનું રોમાંચિત કરે એવું પરમ ભાવવાહી પુનઃ ઉદ્બોધન કરે છે—'વ્યવહાર અથવા પરમાર્થ સંબંધી કોઇ પણ જીવ વિષેની વૃત્તિ હોય તે ઉપશાંત કરી કેવળ અસંગ ઉપયોગે અથવા પરમપુરુષની ઉપર કહી છે તે દશાના અવલંબને આત્મસ્થિતિ કરવી એમ વિજ્ઞાપના છે, કેમકે બીજો કોઈ પણ વિકલ્પ રાખવા જેવું નથી. જે કોઇ સાચા અંતઃ-કરણે સત્પુરુષનાં વચનને ગ્રહણ કરશે તે સત્યને પામશે એમાં કંઇ સંશય નથી; અને શરીરનિર્વાહાદિ વ્યવહાર સૌ સૌના પ્રારબ્ધ પ્રમાણે પ્રાપ્ત થવા યોગ્ય છે, એટલે તે વિષે પણ કંઇ વિકલ્પ રાખવા યોગ્ય નથી. જે વિકલ્પ તમે ઘણું કરીને શમાવ્યો છે, તોપણ નિશ્ચયના બળવાનપણાને અર્થે દર્શાવ્યુ છે.' અને આ પરમ અમૃતપત્રના અંતે **પરમ વીતરાગ શુદ્ધચૈતન્યમૂર્ત્તિ શ્રીમદ્**, વીતરાગદશા અને શુદ્ધચૈતન્યસ્વરૂપ આત્મદશા ઉપદેશતા આ પરમ સુવર્ણકળશરૂપ પરમ નિશ્ચયસ્વરૂપ કેવળ નિઃસંદેહ પરમ અમૃત વચનો ઉદ્બોધે છે—

'સર્વ જીવ પ્રત્યે, સર્વભાવ પ્રત્યે અખંડ એકરસ વીતરાગદશા રાખવી એ જ સર્વ જ્ઞાનનું ફળ છે. આત્મા શુદ્ધચૈતન્ય, જન્મજરામરણરહિત અસંગ સ્વરૂપ છે; એમાં સર્વ જ્ઞાન સમાય છે; તેની પ્રતીતિમાં સર્વ સમ્યક્દર્શન સમાય છે; આત્માને અસંગ-સ્વરૂપે સ્વભાવદશા રહે તે સમ્યક્ચારિત્ર, ઉત્કૃષ્ટ સંયમ અને વીતરાગદશા છે. જેના સંપૂર્ણપણાનું ફળ સર્વદુઃખનો ક્ષય છે, એ કેવળ નિઃસંદેહ છે; કેવળ નિઃસંદેહ છે.'

આવી શુદ્ધચૈતન્યસ્વરૂપ અસંગ આત્મામાં સમાતી અદ્ભુત રત્નત્રયીનો ઉદ્બોધ કર-નારી સૌભાગ્યને અંતિમ આરાધના કરાવતી આવી અદ્ભુત છે શ્રીમદ્‌ની આ પરમઅમૃત પત્રરત્નત્રયી !

## ૩. સૌભાગ્યનું અપૂર્વ સમાધિમરણ

**શ્રીમદ્**ની આ અમૃત પત્રરત્નત્રયીની સમયસારાદિ શાસ્ત્રરહસ્યના જાણ **પરમાર્થ-પ્રેમી સૌભાગ્ય**ના આત્મા પર અજબ ચમત્કારિક અસર થઈ, તેનું સૂચન **સૌભાગ્યે** જેઠ વદ ૩ ના દિને **શ્રીમદ્** પર લખેલા આ પત્રમાં જોવા મળે છે—'આપનો કૃપાપત્ર સેવકની સંભાળ લેવા આવ્યો. તે પહોંચ્યો છે. આપ સાહેબે આત્મા વિષે લખ્યું તો આપની કૃપાથી ઘણું કરી મારા ધારવા પ્રમાણે તેમજ વર્તે છે, અને મારા આત્માને તેમજ ભાસે છે. આપની કૃપાથી મોહ હવે કાંઈ નથી. અને એક આપનો જ આધાર છે. સહજાત્મસ્વરૂપસ્વામીનું જ સ્મરણ દી ને રાત રહ્યા કરે છે. હવે આપ સ્વીકારો તે ખરૂં. હું પામર અજાણ છું. કાંઇ જાણતો નથી.' અને **શ્રીમદ્**ની આ સમયસારાદિ સર્વશાસ્ત્રોના પરમ નીચોડરૂપ પરમ ચમત્કારિક અમૃત પત્ર–રત્નત્રયીની **સૌભાગ્ય**ના દિવ્ય આત્મા પર શી જાદૂઇ અસર થઇ, તે ૧૯૫૩ ના જેઠ વદ ૬ ના દિને લખેલો **સૌભાગ્યનું** હૃદય ખોલતો આ **સૌભાગ્ય**નો છેલ્લો પત્ર જ બોલે છે—

'આ કાગળ છેલ્લો લખી જણાવું છું. જેઠ સુદ ૯ બુધવારે મર્તક છે, એવો આગળ ભાસ થયેલ. તે સુદ ૯ નું બન્યું નહિં. છતાં તે તારીખ ગઈ. તો જેઠ વદ ૯

ને બુધવારે છે. ઘણું કરી તે તારીખે મર્તક થાશે. એમ ખાત્રી છે. હવે આ પામર સેવક ઉપર બધી રીતે આપ કૃપાદૃષ્ટિ રાખશો....અને દેહ ને આત્મા જુદો છે. દેહ જડ છે, **આત્મા ચૈતન્ય છે. તે ચેતનનો ભાગ પ્રત્યક્ષ જૂદો સમજ્યામાં આવતો નહોતો. પણ દિન ૮ થયાં આપની કૃપાથી અનુભવગોચરથી બેફ્ટ પ્રગટ જુદો દેખાય છે. અને રાતદિવસ આ ચૈતન અને આદેહ જુદા, એમ આપની કૃપાદૃષ્ટિથી સહેજ થઇ ગયું છે.** એ આપને સહેજ જણાવા લખ્યું છે.

આ પત્રમાં **સૌભાગ્યે** પોતાનું મૃત્યુ–પોતાનો દેહાંત જેઠ વદ ૯ ના દિને થવાનો પોતાને ભાસ થયો હોવાનું લખ્યું છે, પણ તેમનો દેહાંત જેઠ વદ ૧૦ દિને સવારે ૧૦–૫૦ મિનિટે અપૂર્વ સમાધિભાવે થયો. અને એક પરિચયનોંધમાં નોંધાયું છે તેમ–જે સમયે **સૌભાગ્યનો** દેહાંત થયો તે જ સમયે જ્ઞાનબળથી જાણી, સામાન્યપણે ઉષ્ણ જલથી સ્નાન કરનારા સુકોમળ **શ્રીમદ્** પહેરેલે કપડે ઠંડા પાણીએ સ્નાન કરવા બેસી ગયા; અને **સૌભાગ્યના** દેહાંતનો તાર તો થોડા કલાક પછી મળ્યો!

**સૌભાગ્યના** આ અપૂર્વ સમાધિમરણના સાક્ષી શ્રી **અંબાલાલભાઈએ** જેઠ વદ ૧૧ ના દિને **શ્રીમદ્** પર લખેલા પત્રમાં **સૌભાગ્યના** આ સમાધિમરણનું તાદૃશ્ય આલેખન કર્યું છે—'હે, પ્રભુ! બેહદ દીલગીર છું કે પરમ પૂજ્ય, પૂજવા યોગ્ય, પરમ સ્તુતિ કરવા યોગ્ય, **મહાન શ્રી સૌભાગ્યભાઇ સાહેબ** પરમ સમાધિભાવે શુદ્ધ આત્માના ઉપયોગપૂર્વક આ ક્ષણિક દેહનો ત્યાગ કર્યો છે. એ પવિત્ર પુરુષની દુઃખ વેદવાની સ્થિતિ, આત્માનું અત્યંત તારતમ્યપણું અને સદ્ગુરુ પ્રત્યેના એકાંનષ્ઠતાભાવ અને છેવટ સુધીનો ઉપયોગનો એક જ ક્રમ એ જોઈ મને બહુજ આનંદ થાય છે. વારંવાર તેમના ઉત્તમોત્તમ ગુણો અને મારા પ્રત્યેની કૃપા સ્મૃતિમાં આવ્યા કરે છે. × × વધારે દુઃખની સ્થિતિમાં રખેને આત્મોપયોગ ભૂલી ગયા હોય અથવા દુઃખના લક્ષમાં ચડી ગયા હોય, તો સ્મરણ આપ્યું હોય તો ઠીક એ ધારી ધારશીભાઇની સલાહ લઈ મેં સહજાત્મસ્વરૂપસ્વામી એવું એક બે અને ત્રણવાર નામ દીધું. એટલે પોતે બોલ્યા–હા, એ જ મારો લક્ષ છે. મારે કેટલોક ઉપદેશ કરવાની ઈચ્છા છે, મને પણ તેવો વખત નથી. હું સમાધિભાવમાં છું, તું સમાધિમાં રહેજે. હવે મને કંઇ કહીશ નહિં. કારણ કે મને ખેદ રહે છે. એટલા વચન પોતે બોલ્યા કે સર્વ કુટુંબપરિવારે ત્રિકરણયોગથી નમસ્કાર કર્યો કે તુરત પોતે ડાબું પડખું ફેરવ્યું કે ૧૦ ને ૫૦ મીનીટે પોતે દેહનો ત્યાગ કર્યો. × × દુઃખની સ્થિતિમાં પોતે વખતે ઉપયોગ ભૂલી જાય એટલે વખતે વખતે સ્મરણ આપવાનું થતું, તો પોતે કહે કે–વારે વારે શું કહે છે; આ જીવને બીજો લક્ષ હોય ? એ જ મારો લક્ષ છે. વળી મૃત્યુના થોડા વખત પહેલાં ગોશળીઆએ બોલાવ્યા. તે પોતે કહ્યું કે હાલ બધા છાનામાના બેસી રહો. વખતે વખતે પોતે ઉચ્ચાર કરે તો હે નાથ, હે દયાળ, પરમાત્મા, દેવાધિદેવ, સહજાત્મસ્વરૂપસ્વામી એ જ વચનો કહેતા હતા. અને તે જ વચનો જેમ પૂર્વના વિશેષ અભ્યાસયુક્ત કરી મૂકયા હોય એવી રીતે સહેજે પણ મુખથી નીકળતાં હતાં. પોતે ઉપયોગમાં બરાબર વર્તતા હતા. અને

વખતે કોઈ બોલાવે તો ઉપયોગથી ચૂકવું પડે તેથી એમના મનમા ખેદ થતો હશે, એમ લાગ્યું હતું. પણ પછી કોઈએ પણ કહેવાનું બંધ રાખ્યુ હતું, અને સમાધિભાવથી વેદવા દીધું હતું, ×× હે પ્રભુ, એ પરમ પવિત્ર પૂજ્ય **સૌભાગ્યભાઈના સમાધિમરણની** સ્થિતિ જોઇ હું આનંદ સાથે પરમ હર્ષિત થયો છુ કારણ કે આવું સમાધિમરણ મેં કોઇનું હજુ જોયું નથી. પણ એક રીતે મારા હીનભાગ્યનો ખેદ રહે છે આવા પરમ પવિત્ર અમૂલ્ય રત્નજીવનું જીવન લાભ થઈ ન શકયું જેથી આવો ખરો હીરો મેં ખોયો છે, અને એ પુરુષની મોટી ખોટ પડી છે એ મારા ખેદનો હું વિસ્તાર કરવાને યોગ્ય નથી આપ 'સર્વ જાણો છો, આપ સર્વ દેખો છો' ઇત્યાદિ આમ **સૌભાગ્યના** સમાધિમરણનું તાદૃશ્ય ચિત્ર તત્કાલીન સાક્ષી મહામુમુક્ષુ **અંબાલાલભાઇએ** આલેખ્યુ છે આવુ અપૂર્વ હતું **શ્રીમદ્‌ના** પરમાર્થસખા સૌભાગ્યનુ સમાધિમરણુ !

### ૪. સૌભાગ્યને શ્રીમદ્‌ની ભવ્ય ભાવાંજલિ.

**પરમાર્થસખા સૌભાગ્યના** વિરહનો પરમાર્થખેદ સૌથી વધારે કોઈને પણ વેદાયો હોય તો તે નિર્મોહસ્વરૂપ પરમાર્થસંવેદનશીલ **શ્રીમદ્‌ને શ્રીમદ્‌** પોતાના આ પરમાર્થસખાના દિવ્ય આત્માને ભવ્ય અંજલિ અર્પતા, ૧૯૫૩ના જેઠ વદ ૧૨ ના દિને **સૌભાગ્યના** પુત્ર ત્ર્યંબકલાલ પરનાઆશ્વાસનપત્રમા (અ ૭૮૨) **સૌભાગ્યની** મુક્તકંઠે સ્તુતિ કરે છે—

'આર્ય શ્રી સોભાગે જેઠ વદ ૧૦ ગુરુવારે સવારે દશ ને પચાસ મિનિટે દેહ મૂકયાના સમાચાર વાચી ઘણો ખેદ થયો છે **જેમ જેમ તેમના અદ્‌ભુત ગુણો પ્રત્યે દૃષ્ટિ જાય છે, તેમ તેમ અધિક ખેદ થાય છે. જીવને દેહનો સંબંધ એ જ રીતે છે. તેમ છતાં પણ અનાદિથી તે દેહને ત્યાગતાં જીવ ખેદ પામ્યા કરે છે, અને તેમાં દૃઢ મોહથી એકપણાની પેઠે વર્તે છે;** જન્મમરણાદિ **સંસારનું મુખ્ય બીજ એ જ છે. શ્રી સોભાગે તેવા દેહને ત્યાગતાં મોટા મુનિઓને દુર્લભ એવી નિશ્ચલ અસંગતાથી નિજ ઉપયોગમય દશા રાખીને અપૂર્વ હિત કર્યું છે, એમાં સંશય નથી.** વડીલપણાથી તથા તેમના તમારા પ્રત્યે ઘણા ઉપકાર હોવાથી, તેમ જ તેમના ગુણોના અદ્‌ભુતપણાથી તેમનો વિયોગ તમને વધારે ખેદકારક થયો છે, અને થવા યોગ્ય છે ×× સમાગમમા આવેલા મુમુક્ષુઓને શ્રીસોભાગનુ સ્મરણ સહેજે ઘણા વખત સુધી રહેવા યોગ્ય છે ×× **આ ક્ષેત્રે આ કાળમાં શ્રી સોભાગ જેવા વિરલા પુરુષ મળે એમ અમને વારંવાર ભાસે છે. ×× શ્રી સોભાગ મુમુક્ષુએ વિસ્મરણ કરવા યોગ્ય નથી. ×× શ્રી સોભાગની સરળતા, પરમાર્થ સંબંધી નિશ્ચય, મુમુક્ષુ પ્રત્યે ઉપકારતા આદિ ગુણો વારંવાર વિચારવા યોગ્ય છે.** શાંતિ શાંતિ શાંતિ '

પોતાના પરમાર્થજીવન સાથે ગાઢ સંબદ્ધ અને દીર્ઘકાળના સત્સંગી પરમાર્થરંગી **પોતાના હૃદયરૂપ પરમ વિશ્રામ પરમાર્થસખા સૌભાગ્યના** વિરહનો નિર્મોહ પરમાર્થ ખેદ **શ્રીમદ્‌ને** એટલો બધો વેદાયો હતો કે તેઓ કેટલાયે મહિનાઓ સુધી **સૌભાગ્યનું**

અને **સૌભાગ્યના** ઉત્તમોત્તમ ગુણોનું અન્ય મુમુક્ષુઓ પ્રત્યેના પત્રોમાં વારંવાર સ્મરણ કરતા રહ્યા, ૧૯૫૩ના અસાડ સુદ ૪ ના દિને ત્ર્યંબકલાલ પર લખેલા પત્રમાં (અં.૭૮૩) **શ્રીમદ્** લખે છે—'શ્રી સોભાગને નમસ્કાર. **શ્રી સોભાગને નમસ્કાર.** શ્રી સોભાગની મુમુક્ષુ દશા તથા જ્ઞાનીના માર્ગ પ્રત્યેનો તેનો અદ્ભુત નિશ્ચય વારંવાર સ્મૃતિમાં આવ્યા કરે છે.' અત્રે પત્રના મથાળે કોઈ પ્રાતઃસ્મરણીય મહાત્માને નમસ્કાર કરતા હોય એમ **શ્રીમદે સૌભાગ્યના** મહાન્ આત્માને નમસ્કાર કર્યો છે, તે વસ્તુ આપણું એકદમ ધ્યાન ખેંચે છે. શ્રાવણ વદ ૧ ૧૯૫૩ ના પત્રમાં (અં. ૭૯૪) **શ્રીમદ્** પુનઃ લખે છે—'આર્ય સોભાગનો સમાગમ વિશેષ વખત તમને રહ્યો હોત તો ઘણો ઉપકાર થાત. પણ ભાવી પ્રબળ છે. તે માટે ઉપાય એ છે કે તેમના ગુણોનું વારંવાર સ્મરણ કરીને જીવને વિષે તે ગુણો ઉત્પન્ન થાય એવું વર્તન રાખવું.' અને શ્રાવણ વદ ૮ ૧૯૫૩ ના પત્રમાં (અં. ૭૯૭) લખે છે—'શ્રી ડુંગરની દશા લખી તે જાણી છે. શ્રી સોભાગના વિયોગથી તેમને સૌથી વધારે ખેદ થવો યોગ્ય છે. એક બળવાન સત્સમાગમનો યોગ જવાથી આત્માર્થીના અંતઃકરણમાં બળવાન ખેદ થવા યોગ્ય છે.' ૧૯૫૩ ના અશાડ વદ ૧ ના દિને અંબાલાલભાઈ (?) પરના પત્રમાં લખે છે—'આર્ય સોભાગની બાહ્યાભ્યંતર દશા પ્રત્યે વારંવાર અનુપ્રેક્ષા કર્ત્તવ્ય છે; અને તે જ શ્રી લલ્લુજી મુનિ પરના પત્રમાં (અં. ૭૮૯) મુનિઓને પણ મનન કરવા યોગ્ય-ભાવન કરવા યોગ્ય **સૌભાગ્યની** દેહમુક્ત સમયની દશાની સ્તુતિ કરતાં **શ્રીમદ્** લખે છે—'આર્ય સોભાગની અંતરંગ દશા અને દેહ મુક્ત સમયની દશા, હે મુનિઓ ! તમારે વારંવાર અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે.' આમ મહામુનીશ્વરોને પણ દુર્લભ એવા જેના અપૂર્વ સમાધિમરણની મુક્તકંઠે સ્તુતિ કરતા **શ્રીમદ્** જે સોભાગને અત્ર સર્વત્ર 'આર્ય'—પરમ પૂજ્ય-પરમ માનાર્હ શબ્દથી બિરદાવે છે, તે **સોભાગને** પોતાની હાથનોંધમાં આ 'તું'કારામય પરમ પ્રેમપૂર્ણ અમર શબ્દોમાં પરમ ભાવપૂર્ણ નમસ્કાર કરે છે—

**'હે શ્રી સોભાગ ! તારા સત્સમાગમના અનુગ્રહથી આત્મદશાનું સ્મરણ થયું તે અર્થે તને નમસ્કાર હો.'**

આમ પોતાના ઉપકારી જે **સોભાગને** કૃતજ્ઞશિરોમણિ **શ્રીમદ્** જેવા પરમ મહાજ્ઞાની નમસ્કાર કરે છે, તેને સર્વ કાળના સર્વ મુમુક્ષુઓ નમસ્કાર કરે છે અને પોકારે છે—હે **શ્રી સોભાગ** ! ત્હારા જેવો **પરમાર્થસખા** આ **પરમજ્ઞાની રાજચંદ્રને** મળ્યો, તો ત્હારા પરના **શ્રીમદ્**ના પત્રોમાં વ્યક્ત થતી આ પરમ જ્ઞાનાવતાર પુરુષની આત્મદશા સંબંધી અમે કંઈક જાણવા પામ્યા. ખરેખર ત્હારા પરના **શ્રીમદ્**ના પરમાર્થપત્રોમાં વેરવિખેર પડેલી વિપુલસામગ્રીને મહાપરિશ્રમે સંશોધી સંશોધીને-મંથી મંથીને આ ચરિત્રાલેખકે આ **'અધ્યાત્મ રાજચંદ્ર'** જગત્ સમક્ષ રજૂ કર્યો, તે પરથી અમે આ **જ્ઞાનાવતાર અધ્યાત્મ રાજચંદ્રને** કંઈક અંશે ઓળખવા પામ્યા. આ સર્વ હે શ્રી સોભાગ ! ત્હારો અમારા પર—જગત્ પર પરમ અનુગ્રહ છે, માટે તને નમસ્કાર હો ! નમસ્કાર હો ! જય સૌભાગ્ય !



ॐ

# અધ્યાત્મ જીવનનો બીજો તબક્કો

વિભાગ બીજો

## મૂળમાર્ગ ઉદ્ધાર અને શ્રીમદ્દનું જગતને આત્મસિદ્ધિ દર્શન



# અનુસંધિદર્શન (૪)

**શ્રીમદ્ રાજચંદ્ર**ના અધ્યાત્મ જીવનના આ બીજા તબક્કામાં—**'સૌભાગ્ય પરના શ્રીમદ્**ના પત્રોમાં **શ્રીમદ્**નું જીવનદર્શન' એ પ્રથમ વિભાગમાં કેટલાક પ્રકરણોનું આલેખન કર્યું. તેમાં—

રાત્રી અને દિવસ એક પરમાર્થવિષયનું જ **શ્રીમદ્**નું મનન કેવું હતું? સર્વાર્થસિદ્ધ અને ઉપશમશ્રેણીનો પૂર્વ અનુભવ કેવો હતો? કેવળજ્ઞાન સુધીનો આત્મપુરુષાર્થ કેવો હતો? 'ઓગણીસસેં ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે' —એવા **શ્રીમદ્**નું શુદ્ધ સમ્યગ્દર્શન કેવું હતું? આત્મસાક્ષાત્કાર કેવો હતો? નિર્વિકલ્પ સમાધિ કેવી હતી? શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિ કરનારા **શ્રીમદ્**નો જીવન્મુક્ત દશાનો અમૃતાનુભવ કેવો અમૃત હતો? કેવલ શુદ્ધાત્માનુભવદશા કેવી અલૌકિક હતી? પરાભક્તિની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયેલા સત્પુરુષ **શ્રીમદ્** પુરાણ પુરુષ અને સત્‌થી કેવા અભેદ હતા? દેહ છતાં દેહાતીત દશાએ વિહરનારા આ મહાવિદેહીની દશા કેવી મહાવિદેહી હતી? પ્રારબ્ધોદય જનિત ઉપાધિ મધ્યે સમાધિ કેવી અદ્‌ભુત હતી?—રાધાવેધ કેવો અલૌકિક હતો? ઉદાસીનતા કેવી અદ્‌ભુત હતી? અસંગતા કેવી અલૌકિક હતી? ચિત્તની ચૈતન્યમય દશા કેવી ચમત્કારિક હતી? વીતરાગના સાચા અનુયાયી **શ્રીમદ્**ની વીતરાગતા કેવી અપૂર્વ હતી? આત્મસંયમ કેવો અપૂર્વ હતો? શુદ્ધઆત્મચારિત્ર ભણી દોટ કેવી સંવેગી હતી? 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?' એ નિરંતર ભાવનારા **શ્રીમદ્**ની બાહ્યાભ્યંતર નિર્ગ્રંથપણાની ગવેષણા કેવી અનન્ય હતી? પરમપદપ્રાપ્તિનો મનોરથ કેવો ભવ્ય ઉદાત્ત હતો? આત્મધ્યાન કેવું અપૂર્વ હતું? ગૃહવાસ પર્યંત પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતા કરનારા સ્વરૂપગુપ્ત **શ્રીમદ્**ની ગુપ્તતા કેવી અદ્‌ભુત હતી? વીતરાગ માર્ગ પ્રભાવનાની ભાવના કેવી ઉત્કટ હતી? શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિને પામેલા શાંતસુધારસજલનિધિ **શ્રીમદ્**નું સુધારસ અને આત્માની અમૃતાનુભૂતિ અંગે સૌભાગ્યને માર્ગદર્શન કેવું અનુપમ હતું? વ્યાવહારિક સાંકડી સ્થિતિમાં પરમાર્થ-સખા સૌભાગ્યનું **શ્રીમદે** કરેલું સ્થિરીકરણ કેવું આશ્ચર્યકારી હતું? યોગીશ્વર **શ્રીમદ્**ની લબ્ધિ-સિદ્ધિનિઃસ્પૃહતા કેવી અદ્‌ભુત હતી? પરમાર્થસખા **સૌભાગ્ય**નું અપૂર્વ સમાધિમરણ થવામાં **શ્રીમદ્**ની પરમાર્થસહાયતા કેવી અનુપમ હતી? એ આદિ આપણે અત્રે તે તે પ્રકરણોમાં આલેખ્યું. અને આમ **શ્રીમદ્**ના હૃદયરૂપ પરમાર્થ સુહૃદ્ સૌભાગ્યભાઈ પરના **શ્રીમદ્**ના પરમ અમૃત પત્રોમાં **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનનું અપૂર્વ દર્શન કરી, આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથના હૃદયનું દર્શન કર્યું **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનના આ હૃદયદર્શન માટે આ ચરિત્રાલેખક **સૌભાગ્ય** પરના પત્રમાં પ્રાપ્ત થતી વિપુલ સામગ્રી માટે **શ્રી સૌભાગ્ય**નો ઋણી છે, એટલે જ તેણે આ ખાસ વિશિષ્ટ વિભાગ સાથે **શ્રી સૌભાગ્ય**નું નામ જોડ્યું છે, અને એટલે જ આમ આ ચરિત્રાલેખક દ્વારા આ હૃદયદર્શન માટે જગત્ પણ **સૌભાગ્ય**નું ઋણી છે.

આમ આ બીજા તબક્કાના પ્રથમ વિભાગનું આલેખન કરી, **'મૂળમાર્ગનો ઉદ્ધાર અને જગતને આત્મસિદ્ધિનું દર્શન'**—એ બીજા વિભાગ પર આવીએ છીએ. **મૂળમાર્ગનો ઉદ્ધાર** અને **આત્મસિદ્ધિનું સર્જન** એ બે જગતઉપકારભૂત મહાન્ કાર્ય **શ્રીમદે** મુખ્યપણે કર્યા છે, એટલે **શ્રીમદે** જે બે મહાન્ વસ્તુ જગતના ઉપકાર માટે કરી છે તેના મુખ્યપણાથી આ વિભાગનું નામ તે જ રાખ્યું છે. કારણ કે **'મૂળ મારગ સાંભળો જિનનો રે'** એ મૂળમાર્ગનું દિવ્ય સંગીત **શ્રીમદે** ગાયું છે એટલું જ નહિ, પણ સર્વ ઉપદેશ આ મૂળમાર્ગની આસપાસ જ કેન્દ્રિત છે તથા તેમાં જ સમાવેશ પામે છે, અને આ **અવનિના અમૃત** સમા **આત્મસિદ્ધિ શાસ્ત્ર**નું **શ્રીમદે** સર્જન કર્યું છે, એટલું જ નહિં, પણ આ આત્મસિદ્ધિ અંગે **શ્રીમદે** મુમુક્ષુઓને—જગત્‌ને જે જે માર્ગદર્શન કર્યું છે તે પણ **આત્મસિદ્ધિ**નું જ દર્શન છે, તથા આત્મસિદ્ધિના અંગભૂત જે જે વિષયો છે તે પણ અત્ર આત્મસિદ્ધિમાં જ અંતર્ભાવ પામે છે. એટલે આ વિશાળ સર્વગ્રાહી અર્થમાં પણ આ વિભાગનું આ નામ રાખ્યું તે સમુચિત જ છે. આટલો સામાન્ય નિર્દેશ કરી હવે આ વિભાગનો પ્રારંભ કરશું :—



## પ્રકરણ પંચોતેરમું

# 'સત્' અને સત્‌ની પ્રાપ્તિનો માર્ગ સજીવનમૂર્ત્તિ સદ્‌ગુરુ

'બિના નયન પાવે નહિં, બિના નયનકી બાત;
સેવે સદ્‌ગુરુ કે ચરન, સો પાવે સાક્ષાત.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

સત્‌સ્વરૂપને અભેદ ભક્તિએ નમસ્કાર કરનારા **શ્રીમદ્** સત્‌થી અભેદ સાક્ષાત્ સત્‌સ્વરૂપ બન્યા છે, એટલે સાક્ષાત્ સત્‌સ્વરૂપ **શ્રીમદ્** જેવા પ્રાપ્ત પુરુષ સત્‌ની બા.માં પરમ આપ્ત છે, અને સત્‌ની પ્રાપ્તિ સંબંધમાં તેમણે જે અનુભવસિદ્ધ પ્રકાશ નાંખ્યો છે તે પરમ અપૂર્વ અને પરમ રહસ્યભૂત હોઈ સર્વ સત્‌જિજ્ઞાસુઓને પરમ ઉપકારી માર્ગદર્શક થઈ પડે એવો છે. સત્‌ની પ્રાપ્તિ જગત્‌માં સર્વ કોઈ ઇચ્છે છે, પણ સત્‌ની પ્રાપ્તિનો સત્ ઉપાય નહિં પ્રાપ્ત થવાથી જીવનું અનાદિકાળનું પરિભ્રમણદુઃખ મટયું નથી અને મટતું નથી. તે મટવા માટે જગતને—મુમુક્ષુ જગતને આ સત્ અને સત્‌ની પ્રાપ્તિનો પરમ ઉપાયરૂપ માર્ગ **શ્રીમદે** શું દર્શાવ્યો છે, એ અંગે આ પ્રકરણમાં વિવરણ કરશું.

સત્ શબ્દના ત્રણ અર્થ છે: (૧) સત્ એટલે વસ્તુનું હોવું—અસ્તિત્વ; (૨) તે જ જેમ છે તેમ હોવાથી સત્ એટલે સાચું; (૩) અને તે જ ગ્રહણ કરવા યોગ્ય હોવાથી સત્ એટલે સારૂં. અર્થાત્ વસ્તુગતે વસ્તુરૂપે જે સ્વરૂપનું હોવાપણું તે સત્ છે, તે સાચું છે અને તે જ સારૂં છે,—સત્‌ના આ ત્રણે અર્થ એકબીજાના પૂરક અને સમર્થક છે. સતરૂપ આ મહાસત્તામાં સર્વ સમાય છે. સર્વત્ર અભેદદર્શી **સન્મૂર્ત્તિ શ્રીમદ્‌નું** સત્ વચન છે કે—'સત્ સત્ છે, સરળ છે, સુગમ છે, તેની પ્રાપ્તિ સર્વત્ર હોય છે. સત્ છે. કાળથી તેને બાધા નથી. તે સર્વનું અધિષ્ઠાન છે. વાણીથી અકથ્ય છે. તેની પ્રાપ્તિ હોય છે; અને તે પ્રાપ્તિનો ઉપાય છે. ગમે તે સંપ્રદાય, દર્શનના મહાત્માઓનો લક્ષ એક સત્ જ છે. વાણીથી અકથ્ય હોવાથી મૂંગાની શ્રેણે સમજાવ્યું છે; જેથી તેઓના કથનમાં કંઇક ભેદ લાગે છે, વાસ્તવિક રીતે ભેદ નથી. (અં. ૨૧૮). આપ્યું સૌને તે અક્ષર ધામ રે. ×× એમ તો સમજાય છે કે ભેદનો ભેદ ટળ્યે વાસ્તવિક સમજાય છે. પરમ અભેદ એવું સત્ સર્વત્ર છે. (અં. ૨૩૯) મહાત્માઓએ ગમે તે નામે અને ગમે તે આકારે એક સત્‌ને જ પ્રકાશ્યુ છે. તેનુ જ જ્ઞાન કરવા યોગ્ય છે. તે જ પ્રતીત કરવા યોગ્ય છે, તે જ અનુભવરૂપ છે. અને તે જ પરમ પ્રેમે ભજવા યોગ્ય છે. તે પરમ સત્‌ની જ અમો અનન્ય પ્રેમે અવિચ્છિન્ન ભક્તિ ઇચ્છીએ છીએ.' (અં. ૨૦૯). આ સત્‌ને ગમે તે નામે ઓળખવામાં આવતું હોય, એમાં શબ્દભેદ છતાં અર્થભેદ નથી, એના પર્યાયનામો છતાં સત્ તે સત્ જ છે, એમ **શ્રીમદ્** ઉદ્‌ઘોષણા કરે છે—

'તે પરમસત્‌ને પરમજ્ઞાન કહો, ગમે તો પરમપ્રેમ કહો, અને ગમે તો સત્–ચિત-

આનંદસ્વરૂપ કહો, ગમે તો આત્મા કહો, ગમે તો સર્વાત્મા કહો, ગમે તો એક કહો, ગમે તો અનેક કહો, ગમે તો એકરૂપ કહો, ગમે તો સર્વરૂપ કહો, પણ સત્ તે સત જ છે. અને તે જ એ બધા પ્રકારે કહેવા યોગ્ય છે, કહેવાય છે. સર્વ એ જ છે, અન્ય નહીં. એવું તે પરમતત્ત્વ, પુરુષોત્તમ, હરિ, સિદ્ધ, ઈશ્વર, નિરંજન, અલખ, પરબ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર, અને ભગવત્ આદિ અનંત નામોએ કહેવાયું છે. અમે જ્યારે પરમતત્ત્વ કહેવા ઇચ્છી તેવા કોઈ પણ શબ્દોમાં બોલીએ તો તે એ જ છે, બીજું નહીં.' (અં. ૨૦૯). ઈ.

આ સત્ શું છે એમ સામાન્ય દર્શન કરાવી, સત્ ક્યાં છે? કેટલું દૂર છે? તેની પ્રાપ્તિ ક્યાંથી થાય? એનું માર્મિક સૂચન **શ્રીમદ્** કરે છે—'સત એક પ્રદેશ પણ અસમીપ નથી, (અં. ૩૯૧), સત્ સત્ જ છે, સરળ છે, સુગમ છે, સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે, પણ સતને બતાવનાર સત્ જોઈએ.' (અં. ૨૦૭). આ સત્ અત્યંત નિકટ છે, એક પ્રદેશ પણ દૂર નથી પણ દૂર લાગે છે, એ જ જીવનું મોહ–ભ્રાંતિરૂપ આવરણતમ છે તેનું વિદારણ કરતાં **શ્રીમદ્ મહામુમુક્ષુ અંબાલાલભાઈ**પરના પરમ **અમૃતપત્ર**માં (અં. ૨૧૧)—પરમ રહસ્યભૂત તત્ત્વવાર્તા પ્રકાશે છે—

**'સત્ એ કંઈ દૂર નથી, પણ દૂર લાગે છે, અને એ જ જીવનો મોહ છે. સત્ જે કંઈ છે તે સત્ જ છે; સરળ છે, સુગમ છે, અને સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે; પણ જેને ભ્રાંતિરૂપ આવરણતમ છે તે પ્રાણીને તેની પ્રાપ્તિ કેમ હોય? અંધકારના ગમે તેટલા પ્રકાર કરીએ, પણ તેમાં કોઇ એવો પ્રકાર નહીં આવે કે જે અજવાળારૂપ હોય; તેમ જ આવરણતિમિર જેને છે એવા પ્રાણીની કલ્પનામાંની કોઈ પણ કલ્પના સત્ જણાતી નથી, અને સતની નજીક સંભવતી નથી. સત્ છે તે ભ્રાંતિ નથી, ભ્રાંતિથી કેવળ વ્યતિરિક્ત (જુદું) છે; કલ્પનાથી પર (આઘે) છે. માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી સતની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું, તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. આ જે વચનો લખ્યાં છે, તે સર્વ મુમુક્ષુને પરમ બાંધવરૂપ છે, પરમ રક્ષકરૂપ છે; અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમપદને આપે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષડ્દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે; માટે ફરી ફરીને તેને સંભારજો; વિચારજો; સમજજો; સમજવા પ્રયત્ન કરજો; એને બાધ કરે એવા બીજા પ્રકારોમાં ઉદાસીન રહેજો; એમાં જ વૃત્તિનો લય કરજો. એ તમને અને કોઇ પણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો અમારો મંત્ર છે; એમાં સત્ જ કહ્યું છે; એ સમજવા માટે ઘણો જ વખત ગાળજો.' (શ્રીમદ્ રાજચંદ્ર, અં ૨૧૧)**

અર્થાત્ સત્ દૂર લાગે છે એ જ જીવની મોહરૂપ–અજ્ઞાનઅંધકારરૂપ ભ્રાંતિ છે, આ મૂળ ભ્રાંતિને લઈ જીવ સત્ આમ હશે કે તેમ હશે એમ કલ્પના કર્યા કરે તે સત્ નથી, ભ્રાંતિ છે; પણ સત્ તે ભ્રાંતિ નથી, સત્ તે સત્ જ છે. એટલે પોતાની સતની કલ્પનારૂપ ભ્રાંતિથી જે જાણ્યુ તે ભ્રાંતિ જ છે–અસત્ જ છે એમ જાણી, પોતે કાંઈ જાણતો નથી એમ પોતાના જાણપણાનું અભિમાન છોડી–એકીસપાટે ફગાવી દઇ પોતાના ચિત્તની પાટી ચોકખી કરી, જીવે જેને વસ્તુગતે વસ્તુરૂપ સતની સાક્ષાત્ પ્રાપ્તિ છે

એવા જ્ઞાનીને શરણે જવું, પોતાનું અહં-મમપણું છોડી સર્વાર્પણપણે જ્ઞાનીનો આશ્રય કરવો, તો જરૂર માર્ગની-સત્‌ની પ્રાપ્તિ થાય,-સત્‌ને પ્રાપ્ત સત્પુરુષ પાસેથી અપ્રાપ્ત સત્‌ની પ્રાપ્તિનો માર્ગ મળી આવે. આ ઉપરોક્ત રહસ્યભૂત સત્ વચનો કોઈપણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો પોતાનો મંત્ર છે, સર્વ મુમુક્ષુને ભવબંધન ત્રોડવામાં પરમ સહાયરૂપ થઇ પડે એવા પરમ બંધવરૂપ છે, ભવજલમા પડતાં રક્ષા કરનારા પરમ રક્ષકરૂપ છે, સમ્યક્-યથાર્થ વિચાર કર્યે પરમ પદ પમાડે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી સંક્ષેપમાં સમાઈ જાય છે, ષડ્‌દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અંતર્ભાવ પામે છે, અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપમાં આવી જાય છે,—એમ શ્રીમુખે **શ્રીમદે** આ વચનોનો મહિમાતિશય પ્રકાશ્યો છે, તે આ સત્‌પ્રાપ્તિના અનન્ય માર્ગનો **શ્રીમદ્**નો કેવો વજ્રલેપ દૃઢ આત્મનિશ્ચય હશે તે દર્શાવે છે.

સત્ આવું સરલ સુગમ અને સર્વત્ર પ્રાપ્તિ થાય એવું છે છતાં દુર્ઘટ-દુર્ગમ અને પ્રાયે ક્યાય પ્રાપ્તિ ન થતી હોય એવું—સત્‌ની પ્રાપ્તિનો માર્ગ ક્યાંય ન મળતો હોય એવું દેખાય છે આ 'સત્' વર્તમાનમાં અનેક સાધનોથી કલ્પના કરી પ્રગટ જેવું માનવામાં આવે છે પણ તે તેમ નથી—તે અપ્રગટ જ છે,—એમ બાહ્ય જગત્‌દૃષ્ટિથી અપ્રગટ હોવાથી 'અપ્રગટ સત્' (અં. ૩૦૩) છતાં પ્રગટ સત્‌પ્રાપ્તિથી **પ્રગટ સત્ શ્રીમદ્** વર્ત્તમાન કરુણ સ્થિતિ માટે સખેદાશ્ચર્યથી પોકારે છે—

**'સત્ હાલ તો કેવળ અપ્રગટ રહ્યું દેખાય છે. જુદી જુદી ચેષ્ટાએ તે હાલ પ્રગટ જેવું માનવામાં આવે છે. (યોગાદિક સાધન, આત્માનું ધ્યાન, અધ્યાત્મચિંતન, વેદાંત-શુષ્ક વગેરેથી) પણ તે તેવું નથી. જિનનો સિદ્ધાંત છે કે જડ કોઈ કાળે જીવ ન થાય, અને જીવ કોઈ કાળે જડ ન થાય; તેમ 'સત્' કોઇ કાળે 'સત્' સિવાયના બીજા કોઈ સાધનથી ઉત્પન્ન હોઇ શકે જ નહીં. આવી દેખીતી સમજાય તેવી વાતમાં મુંઝાઈ જીવ પોતાની કલ્પનાએ સત્ કરવાનું કહે છે, પ્રરૂપે છે, બોધે છે, એ આશ્ચર્ય છે.' (અં. ૨૭૪)**

અને આમ ને આમ અનંત કાળના પરિભ્રમણમાં પણ જીવને સત્ મળ્યા નથી અને સત્‌ની પ્રાપ્તિ થઈ નથી તે દર્શાવતાં **શ્રીમદ્** પત્રાંક ૧૬૬માં પ્રકાશે છે—

**'અનાદિકાળના પરિભ્રમણમાં અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર સત્ મળ્યા નથી, સત્ સુણ્યું નથી અને સત્ શ્રધ્યું નથી, અને એ મળ્યે, એ સુણ્યે, એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.'**

આમ ખરેખર! અનંત કાળના પરિભ્રમણમાં આ જીવે અનંતવાર દીક્ષા ગ્રહણ કરી હશે, સાધુ-સંન્યાસી-બાવો બન્યો હશે! મેરુપર્વત જેટલા ઓઘા-મુહપત્તિ વાપર્યા હશે! યમ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ્ય વગેરે અથાગ આદર્યા હશે; વનવાસ લઈને, મૌન ધારણ કરી, દૃઢ પદ્માસન લગાવીને બેસી ગયો હશે! પ્રાણાયામ વગેરે હઠયોગના પ્રયોગો કરી સમાધિ ચઢાવી ગયો હશે! સ્વરોદય વગેરે જાણી અને મંત્ર-તંત્રાદિના ચમત્કાર બતાવી મુગ્ધજનોને ભોળવ્યા હશે! અનેક પ્રકારના જપ-તપ કર્યા હશે. સર્વ શાસ્ત્રનો પારંગત બની આગમધર, શ્રુતધર, શાસ્ત્રજ્ઞમાં ખપ્યો હશે! સ્વમતના મંડનમાં

આનંદસ્વરૂપ કહો, ગમે તો આત્મા કહો, ગમે તો સર્વાત્મા કહો, ગમે તો એક કહો, ગમે તો અનેક કહો, ગમે તો એકરૂપ કહો, ગમે તો સર્વરૂપ કહો, પણ સત્ તે સત્ જ છે. અને તે જ એ બધા પ્રકારે કહેવા યોગ્ય છે, કહેવાય છે. સર્વ એ જ છે, અન્ય નહીં. એવું તે પરમતત્ત્વ, પુરુષોત્તમ, હરિ, સિદ્ધ, ઈશ્વર, નિરંજન, અલખ, પરબ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર, અને ભગવત્ આદિ અનંત નામોએ કહેવાયું છે. અમે જ્યારે પરમતત્ત્વ કહેવા ઇચ્છી તેવા કોઈ પણ શબ્દોમાં બોલીએ તો તે એ જ છે, બીજું નહીં.' (અં. ૨૦૯). ઇ.

આ સત્ શું છે એમ સામાન્ય દર્શન કરાવી, સત્ ક્યા છે? કેટલું દૂર છે? તેની પ્રાપ્તિ ક્યાંથી થાય? એનું માર્મિક સૂચન **શ્રીમદ્** કરે છે—'સત્ એક પ્રદેશ પણ અસમીપ નથી, (અં. ૩૯૧), સત્ સત્ જ છે, સરળ છે, સુગમ છે, સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે, પણ સતને બતાવનાર સત્ જોઈએ.' (અં. ૨૦૭) આ સત્ અત્યંત નિકટ છે, એક પ્રદેશ પણ દૂર નથી પણ દૂર લાગે છે, એ જ જીવનું મોહ–ભ્રાંતિરૂપ આવરણતમ છે તેનું વિદારણ કરતા **શ્રીમદ્ મહામુમુક્ષુ અંબાલાલભાઈ**પરના પરમ **અમૃતપત્ર**માં (અં. ૨૧૧)—પરમ રહસ્યભૂત તત્ત્વવાર્તા પ્રકાશે છે—

'સત્ એ કંઈ દૂર નથી, પણ દૂર લાગે છે, અને એ જ જીવનો મોહ છે. સત્ જે કંઈ છે તે સત્ જ છે; સરળ છે, સુગમ છે, અને સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે; પણ જેને ભ્રાંતિરૂપ આવરણતમ છે તે પ્રાણીને તેની પ્રાપ્તિ કેમ હોય? અંધકારના ગમે તેટલા પ્રકાર કરીએ, પણ તેમાં કોઇ એવો પ્રકાર નહીં આવે કે જે અજવાળારૂપ હોય; તેમ જ આવરણતિમિર જેને છે એવા પ્રાણીની કલ્પનામાંની કોઈ પણ કલ્પના સત્ જણાતી નથી, અને સતની નજીક સંભવતી નથી. સત્ છે તે ભ્રાંતિ નથી, ભ્રાંતિથી કેવળ વ્યતિરિક્ત (જુદું) છે; કલ્પનાથી પર (આઘે) છે. માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી સતની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું, તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. આ જે વચનો લખ્યાં છે, તે સર્વ મુમુક્ષુને પરમ બાંધવરૂપ છે, પરમ રક્ષકરૂપ છે; અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમપદને આપે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષડ્દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે; માટે ફરી ફરીને તેને સંભારજો; વિચારજો; સમજજો; સમજવા પ્રયત્ન કરજો; એને બાધ કરે એવા બીજા પ્રકારોમાં ઉદાસીન રહેજો; એમાં જ વૃત્તિનો લય કરજો. એ તમને અને કોઇ પણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો અમારો મંત્ર છે; એમાં સત્ જ કહ્યું છે; એ સમજવા માટે ઘણો જ વખત ગાળજો.' (શ્રીમદ્ રાજચંદ્ર, અં ૨૧૧)

અર્થાત્ સત્ દૂર લાગે છે એ જ જીવની મોહરૂપ–અજ્ઞાનઅંધકારરૂપ ભ્રાંતિ છે, આ મૂળ ભ્રાંતિને લઈ જીવ સત્ આમ હશે કે તેમ હશે એમ કલ્પના કર્યા કરે તે સત્ નથી, ભ્રાંતિ છે, પણ સત્ તે ભ્રાંતિ નથી, સત્ તે સત્ જ છે એટલે પોતાની સતની કલ્પનારૂપ ભ્રાંતિથી જે જાણ્યુ તે ભ્રાંતિ જ છે–અસત્ જ છે એમ જાણી, પોતે કાંઈ જાણતો નથી એમ પોતાના જાણપણાનુ અભિમાન છોડી–એકીસપાટે ફગાવી દઇ પોતાના ચિત્તની પાટી ચોકખી કરી, જીવે જેને વસ્તુગતે વસ્તુરૂપ સતની સાક્ષાત્ પ્રાપ્તિ છે

એવા જ્ઞાનીને શરણે જવું, પોતાનું અહં-મમપણું છોડી સર્વાર્પણપણે જ્ઞાનીનો આશ્રય કરવો, તો જરૂર માર્ગની-સત્‌ની પ્રાપ્તિ થાય,-સત્‌ને પ્રાપ્ત સત્પુરુષ પાસેથી અપ્રાપ્ત સત્‌ની પ્રાપ્તિનો માર્ગ મળી આવે. આ ઉપરોક્ત રહસ્યભૂત સત્ વચનો કોઈપણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો પોતાનો મંત્ર છે, સર્વ મુમુક્ષુને ભવબંધન ત્રોડવામાં પરમ સહાયરૂપ થઇ પડે એવા પરમ બંધવરૂપ છે, ભવજલમાં પડતાં રક્ષા કરનારા પરમ રક્ષકરૂપ છે, સમ્યક્-યથાર્થ વિચાર કર્યે પરમ પદ પમાડે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી સંક્ષેપમાં સમાઈ જાય છે, ષડ્‌દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અંતર્ભાવ પામે છે, અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપમાં આવી જાય છે,—એમ શ્રીમુખે **શ્રીમદે** આ વચનોનો મહિમાતિશય પ્રકાશ્યો છે, તે આ સત્પ્રાપ્તિના અનન્ય માર્ગનો **શ્રીમદ્‌**નો કેવો વજ્રલેપ દૃઢ આત્મનિશ્ચય હશે તે દર્શાવે છે.

સત્ આવું સરલ સુગમ અને સર્વત્ર પ્રાપ્તિ થાય એવું છે છતાં દુર્ઘટ-દુર્ગમ અને પ્રાયે ક્યાંય પ્રાપ્તિ ન થતી હોય એવું—સત્‌ની પ્રાપ્તિનો માર્ગ ક્યાંય ન મળતો હોય એવું દેખાય છે આ 'સત્' વર્તમાનમાં અનેક સાધનોથી કલ્પના કરી પ્રગટ જેવું માનવામાં આવે છે પણ તે તેમ નથી—તે અપ્રગટ જ છે,—એમ બાહ્ય જગતદૃષ્ટિથી અપ્રગટ હોવાથી 'અપ્રગટ સત્' (અં. ૩૦૩) છતાં પ્રગટ સત્પ્રાપ્તિથી **પ્રગટ સત્ શ્રીમદ્‌** વર્ત્તમાન કરુણ સ્થિતિ માટે સખેદાશ્ચર્યથી પોકારે છે—

**'સત્ હાલ તો કેવળ અપ્રગટ રહ્યું દેખાય છે. જુદી જુદી ચેષ્ટાએ તે હાલ પ્રગટ જેવું માનવામાં આવે છે. (યોગાદિક સાધન, આત્માનું ધ્યાન, અધ્યાત્મચિંતન, વેદાંત-શુષ્ક વગેરેથી) પણ તે તેવું નથી. જિનનો સિદ્ધાંત છે કે જડ કોઈ કાળે જીવ ન થાય, અને જીવ કોઈ કાળે જડ ન થાય; તેમ 'સત્' કોઇ કાળે 'સત્' સિવાયના બીજા કોઈ સાધનથી ઉત્પન્ન હોઇ શકે જ નહીં. આવી દેખીતી સમજાય તેવી વાતમાં મુંઝાઈ જીવ પોતાની કલ્પનાએ સત્ કરવાનું કહે છે, પ્રરૂપે છે, બોધે છે, એ આશ્ચર્ય છે.'** (અં. ૨૭૪)

અને આમ ને આમ અનંત કાળના પરિભ્રમણમાં પણ જીવને સત્ મળ્યા નથી અને સત્‌ની પ્રાપ્તિ થઈ નથી તે દર્શાવતાં **શ્રીમદ્‌** પત્રાંક ૧૬૬માં પ્રકાશે છે—

**'અનાદિકાળના પરિભ્રમણમાં અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર સત્ મળ્યા નથી, સત્ સુણ્યું નથી અને સત્ શ્રધ્યું નથી, અને એ મળ્યે, એ સુણ્યે, એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.'**

આમ ખરેખર! અનંત કાળના પરિભ્રમણમાં આ જીવે અનંતવાર દીક્ષા ગ્રહણ કરી હશે, સાધુ-સંન્યાસી-બાવો બન્યો હશે! મેરુપર્વત જેટલા ઓઘા-મુહપત્તિ વાપર્યા હશે! યમ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ્ય વગેરે અથાગ આદર્યા હશે; વનવાસ લઈને, મૌન ધારણ કરી, દૃઢ પદ્માસન લગાવીને બેસી ગયો હશે! પ્રાણાયામ વગેરે હઠયોગના પ્રયોગો કરી સમાધિ ચઢાવી ગયો હશે! સ્વરોદય વગેરે જાણી અને મંત્ર-તંત્રાદિના ચમત્કાર બતાવી મુગ્ધજનોને ભોળવ્યા હશે! અનેક પ્રકારના જપ-તપ કર્યા હશે. સર્વ શાસ્ત્રનો પારંગત બની આગમધર, શ્રુતધર, શાસ્ત્રજ્ઞમાં ખપ્યો હશે! સ્વમતના મંડનમાં

ને પરમતના ખંડનમાં પાવરધો બની 'દિગ્વિજય' કરવા નીકળી પડ્યો હશે! અરે! પોતાનું કાંઈ પણ ઠેકાણું નહિં છતાં, ઊંચા વ્યાસપીઠ પરથી મોક્ષ સુધીના મોટા મોટા વ્યાખ્યાનો આપી, સાક્ષાત્ વાચસ્પતિના જેવી વક્તાબાજી કરી, વ્યાખ્યાનધરાઓ ધ્રૂજાવીને સભાઓ ગજાવી હશે! આટલું બધું એ બિચારાએ અનંતવાર કર્યું હશે! પણ તેના હાથમાં હજુ કાંઈ આવ્યું નહિં! તેના હાથ તો જેવા હતા તેવા ખાલી ને ખાલી! મોક્ષ તો હતો તેટલો જ દૂર પડ્યો છે! કારણકે એક મૂળભૂત કારણ જે કરવાનું સૌથી પ્રથમ અગત્યનું હતું, તેનો તેને યોગ ન બન્યો,—સતસ્વરૂપને પામેલા સાચા સદ્ગુરુનો તેને યોગ ન મળ્યો, એટલી એક ખામી રહી ગઈ! એટલે એના એ બધાં સાધન સ્વરૂપે સાચા છતાં, તેને તો બંધનરૂપ બની એળે ગયા, શૂન્યમાં પરિણમ્યા! હજારો કે લાખો વિજળીની બત્તી ગોઠવી હોય, પણ એક 'મેઈન સ્વીચ' (Main Switch, મુખ્ય ચાવી) ચાલુ ન હોય, તો બત્તી પ્રગટે નહિં, અંધારૂં જ રહે; તેમ અનંત સાધનો કરે, પણ પ્રગટ સતસ્વરૂપને પામેલા સદ્ગુરુનો યોગ ન હોય, તો જ્ઞાન-દીવો પ્રગટે નહિં, અંધારૂં જ રહે.

આમ છે એટલે જ અનંતકાળનું પરિભ્રમણ દુઃખ શી રીતે ટળે? અને સાચો માર્ગ જીવને શી રીતે મળે? એ એક મૂળભૂત કેન્દ્રસ્થ વિચાર પર મુમુક્ષુનું લક્ષ કેન્દ્રિત કરાવતા **શ્રીમદ્** મુમુક્ષુઓને અપૂર્વ વિચારપ્રેરણા કરે છે—'માર્ગની ઇચ્છા જેને ઉત્પન્ન થઈ છે, તેણે બધા વિકલ્પો મુકીને આ એક વિકલ્પ ફરી ફરી સ્મરણ કરવો અવશ્યનો છે. **અનંતકાળથી જીવનું પરિભ્રમણ થયા છતાં તેની નિવૃત્તિ કાં થતી નથી? અને તે શું કરવાથી થાય?**—આ વાક્યમાં અનંત અર્થ સમાયલો છે; અને એ વાક્યમાં કહેલી ચિંતના કર્યા વિના, તેને માટે દૃઢ થઈ ઝૂર્યા વિના માર્ગની દિશાનું પણ અલ્પ ભાન થતું નથી; પૂર્વે થયુ નથી; અને ભવિષ્યકાળે પણ નહીં થશે. અમે તો એમ જાણ્યુ છે, માટે તમારે સઘળાએ એ જ શોધવાનું છે. ત્યારપછી બીજું જાણવું શું? તે જણાય છે.' (અં. ૧૯૫). અનંતકાળથી જીવને માર્ગ મળ્યો નથી એનું શું કારણ? આ મૂળભૂત પ્રશ્નનો ઉત્તર આપતાં **સન્મૂર્ત્તિ શ્રીમદ્** અપૂર્વ માર્ગપ્રાપ્તિનો આ આત્માનુભવસિદ્ધ પરમ ઉપાય આ **પરમ અમૃતપત્ર**માં (અં. ૧૯૪) પ્રકાશે છે—

**'અમને લાગે છે કે માર્ગ સરળ છે, પણ પ્રાપ્તિનો યોગ મળવો દુર્લભ છે. × × ભાવઅપ્રતિબદ્ધતાથી નિરંતર વિચરે છે એવા જ્ઞાની પુરુષનાં ચરણારવિંદ, તે પ્રત્યે અચળ પ્રેમ થયા વિના અને સમ્યક્પ્રતીતિ આવ્યા વિના સત્સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, અને આવ્યેથી અવશ્ય તે મુમુક્ષુ જેનાં ચરણારવિંદ તેણે સેવ્યા છે, તેની દશાને પામે છે. આ માર્ગ સર્વ જ્ઞાનીઓએ સેવ્યો છે, સેવે છે અને સેવશે. જ્ઞાનપ્રાપ્તિ એથી અમને થઈ હતી, વર્તમાને એ જ માર્ગથી થાય છે અને અનાગત કાળે પણ જ્ઞાનપ્રાપ્તિનો એ જ માર્ગ છે. સર્વ શાસ્ત્રોનો બોધ લક્ષ જોવા જતાં એ જ છે. અને જે કોઈ પણ પ્રાણી છૂટવા ઇચ્છે છે તેણે અખંડવૃત્તિથી એ જ માર્ગને આરાધવો. એ માર્ગ આરાધ્યા વિના જીવે અનાદિકાળથી પરિભ્રમણ કર્યું છે. જ્યાંસુધી જીવને સ્વચ્છંદરૂપી અંધત્વ છે' ત્યાંસુધી એ માર્ગનું દર્શન થતું નથી. (અંધત્વ ટાળવા માટે) જીવે એ માર્ગનો વિચાર કરવો; દૃઢ મોક્ષેચ્છા કરવી; એ વિચારમાં અપ્રમત્ત રહેવું, તો માર્ગની પ્રાપ્તિ થઈ અંધત્વ ટળે છે, એ નિઃશંક છે. અનાદિ કાળથી જીવ અવળે માર્ગે ચાલ્યો છે, જો કે તેણે જપ, તપ,**

શાસ્ત્રાધ્યયન વગેરે અનંતવાર કર્યું છે; તથાપિ જે કંઈ પણ અવશ્ય કરવા યોગ્ય હતું તે તેણે કર્યું નથી; જે કે અમે પ્રથમ જ જણાવ્યું છે.

'સૂયગડાંગ સૂત્રમાં ઋષભદેવજી ભગવાને જ્યાં અઠ્ઠાણુ પુત્રોને ઉપદેશ્યા છે, મોક્ષમાર્ગે ચઢાવ્યા છે ત્યાં એ જ ઉપદેશ કર્યો છે: હે આયુષ્મનો! આ જીવે સર્વે કર્યું છે. એક આ વિના, તે શું? તો કે નિશ્ચય કહીએ છીએ કે સત્પુરુષનું કહેલું વચન, તેનો ઉપદેશ તે સાંભળ્યાં નથી, અથવા રૂડે પ્રકારે કરી તે ઉઠાવ્યાં નથી. અને એને જ અમે મુનિઓનું સામાયિક (આત્મસ્વરૂપની પ્રાપ્તિ) કહ્યું છે. સુધર્માસ્વામી જંબુસ્વામીને ઉપદેશે છે કે જગત્ આખાનું જેણે દર્શન કર્યું છે, એવા મહાવીર ભગવાન તેણે આમ અમને કહ્યું છે:–ગુરુને આધીન થઈ વર્તતા એવા અનંત પુરુષો માર્ગ પામીને મોક્ષપ્રાપ્ત થયા. એક આ સ્થળે નહીં પણ સર્વ સ્થળે અને સર્વ શાસ્ત્રમાં એ જ વાત કહેવાનો લક્ષ છે. आणाए धम्मो आणाए तवो આજ્ઞાનું આરાધન એ જ ધર્મ અને આજ્ઞાનું આરાધન એ જ તપ. (આચારાંગ સૂત્ર).'

આમ માર્ગ શાથી મળે? એનો પોતાની અનુભવસાક્ષીથી ઉત્તર આપતાં **શ્રીમદે** સાક્ષાત્ સત્સ્વરૂપને પામેલા પ્રત્યક્ષ સદ્ગુરુથી માર્ગ મળે એ વસ્તુ અત્ર સર્વ શાસ્ત્રની સાક્ષી આપી ડિંડિમનાદથી ઉદ્‌ઘોષી છે. **સજીવનમૂર્ત્તિ**થી માર્ગ મળે એ વસ્તુની અન્યત્ર પણ **સાક્ષાત્ સત્સ્વરૂપ શ્રીમદ્** તેવી જ ઉદ્‌ઘોષણા કરતાં પોતાનું હૃદય દર્શાવે છે—'કોઈપણ પ્રકારે જીવ પોતાની કલ્પનાએ કરી સત્‌ને પ્રાપ્ત કરી શકતો નથી. સજીવન મૂર્ત્તિ પ્રાપ્ત થયેજ સત્ પ્રાપ્ત થાય છે, સત્ સમજાય છે, સત્‌નો માર્ગ મળે છે, સત્ પર લક્ષ આવે છે. સજીવનમૂર્તિના લક્ષ વગર જે કંઈપણ કરવામાં આવે છે, તે જીવને બંધન છે. આ અમારૂં હૃદય છે. (અં. (૧૯૮) અનંત કાળ સુધી જીવ નિજ છંદે ચાલી પરિશ્રમ કરે તોપણ પોતે પોતાથી જ્ઞાન પામે નહીં, પરંતુ જ્ઞાનીની આજ્ઞાનો આરાધક અંતર્મુહૂર્તમાં પણ કેવળજ્ઞાન પામે. શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે અને તે જીવને અધિકારી થવા માટે કહી છે; મોક્ષ થવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઈએ.' (અં. ૨૦૦). આ સજીવન મૂર્તિનો યોગ પણ પૂર્વે અનેકવાર થઈ ગયો છે છતાં જીવને માર્ગ નથી મળ્યો તેનું કારણ તે સત્પુરુષ સદ્ગુરુનું તથારૂપ સ્વરૂપ-ઓળખાણ નથી કર્યું એ છે, તે યોગ વંચક થઈ પડયો એ છે, એની સ્પષ્ટતા કરતા **શ્રીમદ્** પત્રાંક ૨૧૨ મા પ્રકાશે છે—'જેના વચનબળે જીવ નિર્વાણમાર્ગને પામે છે, એવી સજીવનમૂર્તિનો પૂર્વકાળમા જીવને જોગ ઘણીવાર થઈ ગયો છે; પણ તેનું ઓળખાણ થયુ નથી; જીવે ઓળખાણ કરવા પ્રયત્ન કવચિત્ કર્યું પણ હશે, તથાપિ જીવને વિષે ગ્રહી રાખેલી સિદ્ધિયોગાદિ, રિદ્ધિયોગાદિ અને બીજી તેવી કામનાઓથી પોતાની દૃષ્ટિ મલિન હતી, દૃષ્ટિ જો મલિન હોય તો તેવી સતમૂર્તિ પ્રત્યે પણ બાહ્ય લક્ષ રહે છે, જેથી ઓળખાણ પડતું નથી; અને જ્યારે ઓળખાણ પડે છે, ત્યારે જીવને કોઈ અપૂર્વ સ્નેહ આવે છે, તે એવો કે તે મૂર્તિના વિયોગે ઘડી એક આયુષ્ય ભોગવવું તે પણ તેને વિટંબના લાગે છે; અર્થાત્ તેના વિયોગે તે ઉદાસીનભાવે તેમાં જ વૃત્તિ રાખીને જીવે છે; બીજા પદાર્થોના સંયોગ અને મૃત્યુ એ બન્ને એને સમાન થઈ ગયાં હોય છે. આવી દશા જ્યારે આવે છે, ત્યારે જીવને માર્ગ બહુ નિકટ હોય છે એમ જાણવું.' ઇ.

48466

આમ અનંતકાળના પરિભ્રમણમાં સત્પુરુષ સદ્ગુરુનો યોગ જીવને અનેકવાર થઈ ગયો છે, પણ તેની સ્વરૂપઓળખાણ વિના તે અફળ ખાલી ગયો છે, પામ્યો ન પામ્યા બરાબર થયેલો આ યોગ અયોગ થયો છે, સ્વરૂપલક્ષથી ચૂકેલો આ યોગ વંચક થઈ પડયો છે, 'વંચક' એટલે સ્વરૂપલક્ષથી ચૂકવનાર, છેતરનાર, ઠગનાર, છળનાર અન્યો છે; અને યોગ વંચક થયેલ છે એટલે ક્રિયા પણ વંચક અને ફલ પણ વંચક થયેલ છે. એટલે યથાર્થ સદ્ગુરુયોગ વિનાના પૂર્વના જીવને જે જે યોગ થયા છે, જીવે જે જે ક્રિયા આચરી છે, જીવને જે જે ફળ મળ્યા છે, તે તે બધાય વંચક–ઠગની જેમ ઠગનારા છેતરનારા થયા છે, મૂર્તિમાન્ સતસ્વરૂપ સત્પુરુષના યોગ વિના, **'સંત ચરણ આશ્રય વિના'**, સ્વરૂપનો લક્ષ્ય નહિં થયો હોવાથી, તે સર્વ સાધનો લક્ષ્ય વિનાના બાણ જેવા થયા છે—પરમાર્થે નિષ્ફલ ગયા છે. તે તે સાધન સ્વરૂપે સાચા છતા, જીવની ઊંધી સમજણને લીધે, અથવા મમત્વને લીધે, અથવા દુષ્ટ અભિમાનને લીધે જીવને બંધન થઈ પડયા છે! **'સૌ સાધન બંધન થયા!'** એવી કરુણ સ્થિતિ થઈ પડી છે. વીશ લાખ દોહરા કરતાં ભાવઅપેક્ષાએ જેનો ભાવ અનેકગણો અધિક છે એવા પરમ આશયગંભીર સુપ્રસિદ્ધ **આત્મસ્મરણીય વીશ દોહરામા** પરમ કરુણાળુ **શ્રીમદે** આ અમર શબ્દોમા ઉદ્ઘોષ્યુ છે તેમ—

'અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન;<br>
સેવ્યા નહિં ગુરુ સંતને, મૂક્યું નહિં અભિમાન<br>
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક,<br>
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક.<br>
સૌ સાધન બંધન થયા, રહ્યો ન કોઈ ઉપાય,<br>
સત્ સાધન સમજ્યો નહિં, ત્યા બંધન શુ જાય ?'

પણ સત્પુરુષને સત્પુરુષસ્વરૂપે ઓળખી—તેનુ 'તથાદર્શન' કરી જીવ જો સત્પુરુષ આશ્રયે સતસાધન સેવે તો તે ખરેખરા સતસાધન થઈ પડે, સતપુરુષનુ જેવું સત સ્વરૂપ છે તેવા—'તથા' દર્શનરૂપ—સ્વરૂપઓળખાણરૂપ ખરેખરો સદ્ગુરુયોગ જીવ સાધે, તો તે યોગ **'અવંચક' (યોગાવંચક)** હોય, અને પછી લક્ષપૂર્વકના બાણની જેમ તે સ્વરૂપલક્ષને અનુલક્ષીને થતી ક્રિયા પણ અવંચક **(ક્રિયાવંચક)** હોય અને ફલ પણ અવંચક **(ફલાવંચક)** હોય એટલે જ તેમા મૂળભૂત આ સ્વરૂપઓળખાણરૂપ સદ્ગુરુયોગ પર **સાક્ષાત્ સત્મૂર્ત્તિ શ્રીમદે** અત્ર આટલો બધો ભાર મૂકયો છે કારણ કે સતપુરુષ મૂર્તિમંત પ્રગટ સતસ્વરૂપ છે, સાક્ષાત્ પ્રત્યક્ષ મૂર્તિમંત પ્રગટ સતસ્વરૂપનો યોગ પામેલ પ્રગટ **'યોગી'** છે, એટલે આવા સાક્ષાત ચેતનમૂર્તિ—સજીવનમૂર્તિ યોગી સત્પુરુષના જીવતા જાગતા જવલંત આદર્શદર્શનથી ન ભૂંસાય એવી ચમત્કારિક છાપ મુમુક્ષુ આત્મામા પડે છે,—જેથી એકાંત સ્વરૂપલક્ષી સત્પુરુષનું પરમ અદ્ભુત આત્મચારિત્ર દેખી, તેનો આત્મા સહેજે સ્વરૂપલક્ષ્ય ભણી ઢળે છે અને પછી તેની બધી પ્રવૃત્તિ તે સ્વરૂપલક્ષી જ હોય છે, આત્માર્થસાધક થઈ સતસાધનરૂપ થાય છે, પણ આ સદ્ગુરુ-

યોગ વિના તો સર્વ સાધન આત્માર્થબાધક થઈ બંધનરૂપ બને છે; આ સદ્ગુરુયોગ વિના અનંત કાળથી અનંત સાધન પણ જીવને નિષ્ફળ નીવડ્યા છે.

આ અંગે પરમ કરુણામૂર્ત્તિ **શ્રીમદ્‌**,—સર્વ કોઈને ઊંડા ગંભીર વિચાર કરતા કરી મૂકે એવા, 'યમ નિયમ સંયમ આપ કિયો' એ પંક્તિથી શરૂ થતા પરમ અમર કાવ્યમાં,—જાણે **સાક્ષાત્ જોગીંદ્ર ગર્જના** કરતા હોય એવો પ્રગટ ભાસ આપતા આ પરમ વેધક વચનો ઉદ્‌ઘોષે છે—તમે યમ-નિયમ-સંયમ કર્યા, વળી અથાગ ત્યાગ-વૈરાગ્ય લહ્યા, વનવાસ લીધો, મુખે મૌન રહ્યા, દૃઢ પદ્માસન લગાવી દીધું, મનનિરોધ-પવનનિરોધ-સ્વરૂબોધ કર્યા, હઠયોગના સારી પેઠે પ્રયોગ કર્યા, અનેક પ્રકારના જપના ભેદ જપ્યા, તેમજ તપ તપ્યા, અંતઃકરણથી સર્વથી ઉદાસીનતા લહી, સર્વ શાસ્ત્રોના નય હૃદયમાં ધારણ કર્યા, મતમંડન-ખંડનના ભેદ લહ્યા,—એ સાધન તમે અનંતવાર કર્યા,—'**વહ સાધન બાર અનંત કિયો**', તો પણ હાથમાં હજુ કાંઈ ન પડ્યું,—'**તદપિ કછુ હાથ હજુ ન પર્યો**', તો હવે મનથી કેમ વિચારતા નથી કે એ સાધનથી કંઈક ઓર બાકી રહ્યું છે. સદ્ગુરુ વિના આ વાતનો કોઈ ભેદ ન પામે, આ મુખ આગળ છે, શી વાત કહીએ? આ સર્વ સાધન સ્વરૂપે સાચા છતા તમને નિષ્ફળ જાય છે તેથી અમને તમારી કરુણા આવે છે—'**કરુના હમ પાવત હે તુમકી**'; એટલે કહીએ છીએ કે તે વાત સુગુરુગમની-સદ્ગુરુગમની રહી છે,—'**વહ બાત રહી સુગુરુ-ગમકી**'; જ્યારે સદ્ગુરુચરણે સુપ્રેમ વસે ત્યારે એક પળમાં મુખ આગળથી તે પ્રગટે. અને તે પણ કયારે પ્રગટે?—તનથી, મનથી, ધનથી, સર્વથી ગુરુદેવની આજ્ઞા જ્યારે સ્વઆત્મામા વસે, ત્યારે પોતાનું-આત્માનું કાર્ય સિદ્ધ બને, **પ્રેમઘન** એવું રસઅમૃત પામે,-સર્વ પ્રદેશે પ્રેમ પ્રેમ ને પ્રેમ એવો પરમ પ્રેમરસમય એકરસભાવરૂપ અમૃત-રસ પામે. અને તે કેવી રીતે?-તે સદ્ગુરુ તે સત્યસુધા દર્શાવશે,—જે દૃષ્ટિથી મળીને ચાર આંગળ રહેલ છે,—બન્ને દૃષ્ટિથી ચાર આંગળ દૂરનું વચ્ચે જ્યાં મિલનસ્થાન છે ત્યાં આવી રહેલ સત્યસુધાનું સદ્ગુરુ દર્શન કરાવશે; એટલે રસદેવ નિરંજનને પીએ, તે જોગ ગ્રહી જુગોજુગ જીવે, અમૃત થાય; 'રસદેવ'—શુદ્ધ ચૈતન્યરસાધિરાજ શાંતસુધારસ-મય રસમૂર્તિ શુદ્ધ નિરંજન આત્માનું અમૃતપાન કરે, તે સ્વરૂપાનુસંધાનરૂપ 'જોગ' ગ્રહણ કરી, 'જુગોજુગ જીવે'-શાશ્વત સિદ્ધદશારૂપ અમૃતપણાને પામે. એમ સદ્ગુરુ-પ્રસાદથકી સત્યસુધાનું દર્શન થતાં શુદ્ધ ચૈતન્યમૂર્તિ 'રસદેવ નિરંજન' શુદ્ધ આત્માનો અમૃતાનુભવ થાય, એટલે તેની પ્રાપ્તિ જે થકી થઈ તે 'પ્રભુ'-સદ્ગુરુ ભગવાન્ પ્રત્યે પરમ પ્રેમપ્રવાહ વધે, સર્વ આગમભેદ સ્વઅંતરૂમાં વસે. આ શુદ્ધ ચેતનરસમય શુદ્ધ નિરંજન આત્મદેવની અમૃતાનુભૂતિ કરાવનારા આ સુધારસરૂપ બીજજ્ઞાનને કેવલજ્ઞાનનું બીજ જ્ઞાની કહે છે, અને તે નિજનો-આત્માનો અનુભવ બતાવી દીએ છે-આ ગુરુગમથકી પ્રાપ્ત આ સત્યસુધારસના જ્ઞાન થકી કેવલ એક શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિ થાય છે. આત્માની અમૃતાનુભૂતિનો ગુરુગમથી પ્રાપ્ત થતો આ સુગમ ઉપાય છે. એમ અમૃત-પ્રાપ્તિની આ અમૃતવાણી ઉદ્‌ઘોષતી **યોગીન્દ્ર રાજચંદ્રની જોગીંદ્રગર્જના** આ રહી—

આમ અનંતકાળના પરિભ્રમણમાં સત્પુરુષ સદ્ગુરુનો યોગ જીવને અનેકવાર થઈ ગયો છે, પણ તેની સ્વરૂપઓળખાણ વિના તે અફળ ખાલી ગયો છે, પામ્યો ન પામ્યા બરાબર થયેલો આ યોગ અયોગ થયો છે, સ્વરૂપલક્ષથી ચૂકેલો આ યોગ વંચક થઈ પડ્યો છે; 'વંચક' એટલે સ્વરૂપલક્ષથી ચૂકવનાર, છેતરનાર, ઠગનાર, છળનાર બન્યો છે; અને યોગ વંચક થયેલ છે એટલે ક્રિયા પણ વંચક અને ફલ પણ વંચક થયેલ છે. એટલે યથાર્થ સદ્ગુરુયોગ વિનાના પૂર્વેના જીવને જે જે યોગ થયા છે, જીવે જે જે ક્રિયા આચરી છે, જીવને જે જે ફળ મળ્યા છે, તે તે બધાય વંચક–ઠગની જેમ ઠગનારા છેતરનારા થયા છે; મૂર્ત્તિમાન્ સતસ્વરૂપ સત્પુરુષના યોગ વિના, **'સંત ચરણ આશ્રય વિના'**, સ્વરૂપનો લક્ષ્ય નહિં થયો હોવાથી, તે સર્વ સાધનો લક્ષ્ય વિનાના બાણ જેવા થયા છે—પરમાર્થે નિષ્ફલ ગયા છે. તે તે સાધન સ્વરૂપે સાચા છતાં, જીવની ઊંધી સમજણને લીધે, અથવા મમત્વને લીધે, અથવા દુષ્ટ અભિમાનને લીધે જીવને બંધન થઈ પડ્યા છે! **'સૌ સાધન બંધન થયા!'** એવી કરુણ સ્થિતિ થઈ પડી છે. વીશ લાખ દોહરા કરતાં ભાવઅપેક્ષાએ જેનો ભાવ અનેકગણો અધિક છે એવા પરમ આશયગંભીર સુપ્રસિદ્ધ **પ્રાતઃસ્મરણીય વીશ દોહરામાં** પરમ કરુણાળુ **શ્રીમદે** આ અમર શબ્દોમાં ઉદ્ઘોષ્યું છે તેમ—

'અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિં ગુરુ સંતને, મૂક્યું નહિં અભિમાન.
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક.
સૌ સાધન બંધન થયા, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિં, ત્યાં બંધન શું જાય?'

પણ સતપુરુષને સત્પુરુષસ્વરૂપે ઓળખી—તેનું 'તથાદર્શન' કરી જીવ જો સત્પુરુષ આશ્રયે સત્સાધન સેવે તો તે ખરેખરા સતસાધન થઈ પડે; સતપુરુષનું જેવું સત્ સ્વરૂપ છે તેવા—'તથા' દર્શનરૂપ—સ્વરૂપઓળખાણરૂપ ખરેખરો સદ્ગુરુયોગ જીવ સાધે, તો તે યોગ **'અવંચક' (યોગાવંચક)** હોય, અને પછી લક્ષપૂર્વકના બાણની જેમ તે સ્વરૂપલક્ષને અનુલક્ષીને થતી ક્રિયા પણ અવંચક (**ક્રિયાવંચક**) હોય અને ફલ પણ અવંચક (**ફલાવંચક**) હોય. એટલે જ તેમાં મૂળભૂત આ સ્વરૂપઓળખાણરૂપ સદ્ગુરુયોગ પર **સાક્ષાત્ સત્મૂર્ત્તિ શ્રીમદે** અત્ર આટલો બધો ભાર મૂક્યો છે. કારણ કે સતપુરુષ મૂર્ત્તિમંત પ્રગટ સતસ્વરૂપ છે, સાક્ષાત્ પ્રત્યક્ષ મૂર્ત્તિમંત પ્રગટ સત્સ્વરૂપનો યોગ પામેલ પ્રગટ **'યોગી'** છે, એટલે આવા સાક્ષાત્ ચેતનમૂર્ત્તિ—સજીવનમૂર્ત્તિ યોગી સત્પુરુષના જીવતા જાગતા જ્વલંત આદર્શદર્શનથી ન ભૂંસાય એવી ચમત્કારિક છાપ મુમુક્ષુ આત્મામાં પડે છે,—જેથી એકાંત સ્વરૂપલક્ષી સત્પુરુષનું પરમ અદ્ભુત આત્મ-ચારિત્ર દેખી, તેનો આત્મા સહેજે સ્વરૂપલક્ષ્ય ભણી ઢળે છે અને પછી તેની બધી પ્રવૃત્તિ તે સ્વરૂપલક્ષી જ હોય છે, આત્માર્થસાધક થઈ સત્સાધનરૂપ થાય છે, પણ આ સદ્ગુરુ-

યોગ વિના તો સર્વ સાધન આત્માર્થબાધક થઈ બંધનરૂપ બને છે; આ સદ્‌ગુરુયોગ વિના અનંત કાળથી અનંત સાધન પણ જીવને નિષ્ફળ નીવડયા છે.

આ અંગે પરમ કરુણામૂર્તિ **શ્રીમદ્‌**,—સર્વ કોઈને ઊંડા ગંભીર વિચાર કરતા કરી મૂકે એવા, 'યમ નિયમ સંયમ આપ કિયો' એ પંક્તિથી શરૂ થતા પરમ અમર કાવ્યમાં,—જાણે **સાક્ષાત્ જોગીંદ્ર ગર્જના** કરતા હોય એવો પ્રગટ ભાસ આપતા આ પરમ વેધક વચનો ઉદ્‌ઘોષે છે—તમે યમ-નિયમ-સંયમ કર્યા, વળી અથાગ ત્યાગ-વૈરાગ્ય લહ્યા, વનવાસ લીધો, મુખે મૌન રહ્યા, દૃઢ પદ્માસન લગાવી દીધું, મનનિરોધ-પવનનિરોધ-સ્વરૂબોધ કર્યા, હઠયોગના સારી પેઠે પ્રયોગ કર્યા, અનેક પ્રકારના જપના ભેદ જપ્યા, તેમજ તપ તપ્યા, અંતઃકરણથી સર્વથી ઉદાસીનતા લહી, સર્વ શાસ્ત્રોના નય હૃદયમાં ધારણ કર્યા, મતમંડન-ખંડનના ભેદ લહ્યા,—એ સાધન તમે અનંતવાર કર્યા,—'**વહ સાધન બાર અનંત કિયો**', તો પણ હાથમાં હજુ કાંઈ ન પડયું,—'**તદપિ કછુ હાથ હજુ ન પર્યો**', તો હવે મનથી કેમ વિચારતા નથી કે એ સાધનથી કંઈક ઓર બાકી રહ્યું છે. સદ્‌ગુરુ વિના આ વાતનો કોઈ ભેદ ન પામે, આ મુખ આગળ છે, શી વાત કહીએ? આ સર્વ સાધન સ્વરૂપે સાચા છતાં તમને નિષ્ફળ જાય છે તેથી અમને તમારી કરુણા આવે છે—'**કરુના હમ પાવત હે તુમકી**'; એટલે કહીએ છીએ કે તે વાત સુગુરુગમની-સદ્‌ગુરુગમની રહી છે,—'**વહ બાત રહી સુગુરુગમકી**'; જ્યારે સદ્‌ગુરુચરણે સુપ્રેમ વસે ત્યારે એક પળમાં મુખ આગળથી તે પ્રગટે. અને તે પણ કયારે પ્રગટે?—તનથી, મનથી, ધનથી, સર્વથી ગુરુદેવની આજ્ઞા જ્યારે સ્વઆત્મામા વસે, ત્યારે પોતાનું-આત્માનું કાર્ય સિદ્ધ બને, **પ્રેમઘન** એવું રસઅમૃત પામે,-સર્વ પ્રદેશે પ્રેમ પ્રેમ ને પ્રેમ એવો પરમ પ્રેમરસમય એકરસભાવરૂપ અમૃત-રસ પામે. અને તે કેવી રીતે?-તે સદ્‌ગુરુ તે સત્યસુધા દર્શાવશે,—જે દૃષ્ટિથી મળીને ચાર આગળ રહેલ છે,—બન્ને દૃષ્ટિથી ચાર આંગળ દૂરનું વચ્ચે જ્યાં મિલનસ્થાન છે ત્યાં આવી રહેલ સત્યસુધાનું સદ્‌ગુરુ દર્શન કરાવશે; એટલે રસદેવ નિરંજનને પીએ, તે જોગ ગ્રહી જુગોજુગ જીવે, અમૃત થાય; 'રસદેવ'—શુદ્ધ ચૈતન્યરસાધિરાજ શાંતસુધારસ-મય રસમૂર્તિ શુદ્ધ નિરંજન આત્માનું અમૃતપાન કરે, તે સ્વરૂપાનુસંધાનરૂપ 'જોગ' ગ્રહણ કરી, 'જુગોજુગ જીવે'-શાશ્વત સિદ્ધદશારૂપ અમૃતપણાને પામે. એમ સદ્‌ગુરુ-પ્રસાદથકી સત્યસુધાનું દર્શન થતાં શુદ્ધ ચૈતન્યમૂર્તિ 'રસદેવ નિરંજન' શુદ્ધ આત્માનો અમૃતાનુભવ થાય, એટલે તેની પ્રાપ્તિ જે થકી થઈ તે 'પ્રભુ'-સદ્‌ગુરુ ભગવાન્ પ્રત્યે પરમ પ્રેમપ્રવાહ વધે, સર્વ આગમભેદ સ્વઅંતરૂમાં વસે. આ શુદ્ધ ચેતનરસમય શુદ્ધ નિરંજન આત્મદેવની અમૃતાનુભૂતિ કરાવનારા આ સુધારસરૂપ બીજજ્ઞાનને કેવલજ્ઞાનનું બીજ જ્ઞાની કહે છે, અને તે નિજનો-આત્માનો અનુભવ બતાવી દીએ છે-આ ગુરુગમથકી પ્રાપ્ત આ સત્યસુધારસના જ્ઞાન થકી કેવલ એક શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિ થાય છે. આત્માની અમૃતાનુભૂતિનો ગુરુગમથી પ્રાપ્ત થતો આ સુગમ ઉપાય છે. એમ અમૃત-પ્રાપ્તિની આ અમૃતવાણી ઉદ્‌ઘોષતી **યોગીન્દ્ર રાજચંદ્રની જોગીંદ્રગર્જના** આ રહી—

'યમ નિયમ સંયમ આપ કિયો, પુનિ ત્યાગ વિરાગ અથાગ લિયો;
વનવાસ લિયો મુખ મૌન રિયો, દઢ આસન પદ્મ લગાય દિયો.
મન-પૌન નિરોધ સ્વબોધ કિયો, હઠ જોગ પ્રયોગ સુતાર ભયો;
જપભેદ જપે તપ ત્યોંહિ તપે, ઉરસેંહિ ઉદાસિ લહી સબપેં.
સબ શાસ્ત્રનકે નય ધારિ હિયે, મતમંડન ખંડન ભેદ લિયે;
વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો.
અબ કયોં ન બિચારત હે મનસેં ? કછુ ઓર રહા ઉન સાધનસેં;
બિન સદ્‌ગુરુ કોય ન ભેદ લહે, મુખ આગલ હૈં કહ બાત કહે ?
કરુના હમ પાવત હે તુમકી, વહ બાત રહી સુગુરુગમકી;
પલમેં પ્રગટે મુખ આગલસેં, જબ સદ્‌ગુરુચર્ન સુપ્રેમ બસે.
તનસેં, મનસેં, ધનસેં, સબસેં, ગુરુદેવકિ આન સ્વઆત્મ બસે;
તબ કારજ સિદ્ધ બને અપનો, રસ અમૃત પાવહિ પ્રેમઘનો.
વહ સત્ય સુધા દરશાવહિંગે, ચતુરંગુલ હે દ્રગસેં મિલ હે;
રસદેવ નિરંજનકો પિવહી, ગહિ જોગ જુગોજુગ સો જિવહી.
પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમભેદ સુઉર બસે;
વહ કેવલકો બિજ ગ્યાનિ કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે.'

આ અષ્ટ ત્રોટકછંદમાં જાણે અષ્ટાંગ યોગનો સાર સમાવતી હોય એવી **યોગીન્દ્ર રાજચંદ્રની** આ અમૃતવાણી ઉદ્‌ઘોષે છે કે-શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિરૂપ આત્મજ્ઞાન-ભાવશ્રુતજ્ઞાન જેને પ્રગટયું છે, એવા આત્મજ્ઞાની-ભાવશ્રુતજ્ઞાની સદ્‌ગુરુથકી પ્રાપ્ત ભાવ-ગુરુગમથી શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિરૂપ આત્મજ્ઞાન-ભાવશ્રુતજ્ઞાન પ્રગટે છે. દીપકની ઉપાસનાથી વાટ જેમ દીપક બને, દીપકમાંથી દીપક પ્રગટે-દીવામાંથી દીવો ચેતે, તેમ જાગતી જ્યોત જેવા ભાવયોગી ભાવાચાર્ય આત્મજ્ઞાની સદ્‌ગુરુથકી આત્માનો અમૃતાનુભવરૂપ ભાવદીવો પ્રગટે; આ જ ગુરુગમનું રહસ્ય છે. આમ સત્યસુધાદર્શનરૂપ ગુરુગમથકી અમૃતાનુભવપ્રાપ્તિની આ યોગિગમ્ય ગૂઢ વાત **યોગીન્દ્ર રાજચંદ્રે** આ અમૃત **યોગીન્દ્ર-ગર્જના**માં અત્ર કંઈ સ્પષ્ટ શબ્દોમાં પ્રકાશી : તે જ ગુરુગમથી પ્રાપ્ત થવાયોગ્ય અમૃત-પ્રાપ્તિની વાતનો પડઘો પાડતા **આનંદઘનજી** એક પદમાં ગૂઢાર્થમાં કહે છે—

'ગગનમંડળમેં અધબિચ કૂવા, ઉંહા હે અમીકા વાસા;
સગુરા હોએ સો ભર ભર પીવે, નગુરા જાવે પ્યાસા....
અવધૂ સો જોગી ગુરુ મેરા, ઉસ પદકા કરે રે નિવેડા.'

અર્થાત્ ગગનમંડલ એટલે ચિદાકાશ. તેની મધ્યે એક અમૃતનો કૂવો છે, એટલે અમૃતસ્વરૂપી શાંત સુધારસમય આત્માનો ત્યાં વાસ છે. જેને સદ્‌ગુરુ મળ્યા છે, તે જ તે અમૃતકૂપમાંથી શાંત સુધારસ ભરી ભરીને પીએ છે, તેમની તૃષા છીપે છે-ભવતૃષ્ણા શાંત થાય છે, અને તે અમૃતપાનથી તે અમૃતપણાને પામે છે. બાકી જેને સદ્‌ગુરુનો યોગ નથી મળ્યો, તે તે અમૃતપાનના લાભથી વંચિત રહે છે, તરસ્યા ચાલ્યા જાય છે,

એટલે તેમની ભવતૃષ્ણા બૂઝાતી નથી, અને તે મૃતપણાને જ પામે છે, અર્થાત્ જન્મ-મરણપરંપરા કર્યા જ કરે છે, તેના જન્મમરણનો છેડો આવતો નથી.

માટે આ ભવતૃષ્ણા જેને બૂઝવવી હોય ને અમૃતતા પામવી હોય તેણે ગુરુગમનો આશ્રય કરવો જ જોઈએ. એટલે જ ત્રણે કાળમા ગુરુગમ વિના માર્ગની પ્રાપ્તિ ન થાય, એ ત્રિકાલાબાધિત વસ્તુ **શ્રીમદ્**, 'બિના નયન પાવે નહિં, બિના નયનકી બાત' એ અમૃત પંક્તિથી શરૂ થતા અમર કાવ્યમા ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષે છે : 'બિના નયન'—નયન વિના—સદ્‌ગુરુની દોરવણી વિના અથવા સાચા ભાવયોગી સદ્‌ગુરુએ અર્પેલ યોગદૃષ્ટિરૂપ દિવ્યચક્ષુ વિના, 'બિના નયનકી બાત'—ચર્મચક્ષુને અગોચર ને દિવ્ય જ્ઞાન-ચક્ષુને ગમ્ય વાત પામે નહિં; આત્મજ્ઞાન—સમદર્શિતા આદિ સાચા સદ્‌ગુરુલક્ષણસંપન્ન આત્મજ્ઞાની વીતરાગ સદ્‌ગુરુના ચરણને જે સેવે—ઉપાસે, તે તે 'બિના નયનકી બાત' સાક્ષાત્ પ્રત્યક્ષ પ્રગટ આત્મઅનુભવથી પામે. જો 'પ્યાસની'—તૃષાની 'બૂઝી'—બૂઝવવું ઇચ્છે છે, સત્‌તત્ત્વદર્શનની તરસ બૂઝવવા ચાહે છે, તો તે બૂઝવવાની—તે તત્ત્વદર્શનની તૃષા છીપાવવાની રીત છે, અને તે એ છે કે—ગુરુગમ વિના તે પામે નહિં એ જ અનાદિની સ્થિતિ છે,—**'પાવે નહિં ગુરુગમ બિના, યેહી અનાદિ સ્થિત'**; ત્રણેકાળમા ગુરુ ગમથકી જ આ સત્‌તત્ત્વદર્શનનો માર્ગ પ્રાપ્ત થાય એમ ત્રિકાલાબાધિત સ્થિતિ છે, ત્રણે કાળમા ન ફરે એવી અખંડ નિશ્ચયવાર્ત્તા છે આ જે કહ્યુ તે કાંઈ કલ્પના નથી, કે આ કાંઈ 'વિભંગ'—વિપરીત મિથ્યા 'ભંગ'—પ્રકાર નથી, કારણ કે તથારૂપ યોગ્યતાવાળા કંઈક યોગીપુરુષોએ આ પંચમકાળમા પણ આ અભંગ—અખંડ વસ્તુ—આત્મવસ્તુ દેખી છે—આત્માનુભવપ્રત્યક્ષથી દીઠી છે આમ વસ્તુસ્થિતિ છે, એટલે તું બીજાને ઉપદેશ દેવાની વાત છોડી દે, પ્રથમ તું પોતે જ ઉપદેશ લેવાની વાત કર, કારણ કે 'તે'—આત્માનુભવપ્રત્યક્ષ જ્ઞાનીનો દેશ—અનુભવક્ષેત્રપ્રદેશ સર્વથી ન્યારો—જૂદો છે, કંઈક ઓર જ છે, અગમ છે. જપ—તપ અને વ્રત આદિ સર્વ ત્યા લગી ભ્રમરૂપ છે કે જ્યાંલગી સંતની અનુપમ કૃપા પ્રાપ્ત નથી થઈ, અને આ તો અનુપમ સંતકૃપાથી પ્રાપ્ત થયેલ વસ્તુની વાત છે,—**'પાયાકી યહ બાત હૈ'** અને અમે પણ અનુપમ સંતકૃપાથી પ્રાપ્ત આ **'પાયાકી યહ બાત'**—આત્માનુભવથી પ્રાપ્ત કરેલ વસ્તુની આ અનુભવસિદ્ધ વાત કહીએ છીએ માટે તું નિજછંદને—સ્વચ્છંદને છોડ,—'નિજ છંદનકો છોડ' અને 'પીછે લાગ સત્પુરુષકે'—સત્પુરુષને પીછે લાગ, સત્‌પુરુષનો પીછો પકડ, સત્પુરુષનો પીછો ન છોડ—કેડો ન મૂક, તો તું સર્વ બંધન તોડ,—'તો સબ બંધન તોડ.' ગુણગણગુરુ ગુરુના ગુરુગમની ગૌરવગાથા ગાતો—ગુરુગમનો અનન્ય મહિમા સંકીર્તન કરતો **પરમગુરુ જગદ્‌ગુરુ શ્રીમદ્‌નો** જગતને આ **અમર સંદેશો** આ રહ્યો—

'બિના નયન પાવે નહિં, બિના નયનકી બાત,
સેવે સદ્‌ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત
બૂઝી ચહત જો પ્યાસકો, હૈ બૂઝનકી રીત;
પાવે નહિં ગુરુગમ બિના, યેહી અનાદિ સ્થિત.

યેહી નહિં હૈ કલ્પના, યેહી નહિં વિભંગ;
કઇ નર પંચમ કાળમેં, દેખી વસ્તુ અભંગ.
નહીં દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ;
સબસે ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ.
જપ તપ ઔર વ્રતાદિ સબ, તહાં લગી ભ્રમરૂપ;
જહાં લગી નહીં સંતકી, પાઇ કૃપા અનૂપ.
પાયાકી એ બાત હૈ, નિજ છંદનકો છોડ;
પીછે લાગ સતપુરુષકે, તબ સબ બંધન તોડ.'



## પ્રકરણ છોંતેરમું

# મુમુક્ષુઓને માર્ગદર્શન : આત્માર્થ અમૃતપાન

આત્માર્થ અમૃતપાન જેણે આધ્યુ રે,
સત્‌ધર્મનું સત્‌તત્ત્વ જેણે શોધ્યુ રે. —સ્વરચિત

**શ્રીમદ્‌**ના અધ્યાત્મજીવનના ત્રણે તબક્કામાં—આદિથી તે અંત સુધી અનેક મહાનુભાવ મુમુક્ષુઓ **શ્રીમદ્‌**ના પરિચયમાં આવ્યા હતા, થોડા-ઘણો સત્સંગલાભ પામ્યા હતા, તેઓને **શ્રીમદે** તેમની યોગ્યતા પ્રમાણે યથાયોગ્ય સમ્યક્ માર્ગદર્શન આપ્યુ હતું. તેનું અત્ર સામાન્યસારસંદોહરૂપ-સમુચ્ચયરૂપ (Collective) દિગ્દર્શન મુખ્યપણે તેમના જ શબ્દોમાં આ પ્રકરણમાં કરશું. હું દેહ નથી, હું આત્મા છું ને મ્હારે જે કાંઈ કરવું છે તે કેવલ એક શુદ્ધ આત્માર્થે જ-આત્મકલ્યાણાર્થે જ કરવું છે, એ મુખ્ય લક્ષ્ય પ્રત્યે જીવની **આત્મદૃષ્ટિ** કેન્દ્રિત કરાવી **શ્રીમદે** સર્વત્ર આ **આત્માર્થ** કેમ સધાય તેનું જ મુમુક્ષુઓને માર્ગદર્શન કર્યું છે:

'એવો એક જ પદાર્થ પરિચય કરવા યોગ્ય છે કે જેથી અનંત પ્રકારનો પરિચય નિવૃત્ત થાય છે; તે કયો? અને કેવા પ્રકારે? તેનો વિચાર મુમુક્ષુઓ કરે છે. (અં. ૨૭૧). આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું, પરવસ્તુના ત્યાગી થવું. (અં. ૮૫). દેહ તે આત્મા નથી, આત્મા તે દેહ નથી. ઘડાને જોનાર જેમ ઘડાદિથી ભિન્ન છે, તેમ દેહનો જોનાર, જાણનાર આત્મા તે દેહથી ભિન્ન છે, અર્થાત્ દેહ નથી. (અં. ૪૨૫). દુઃખની નિવૃત્તિને સર્વ જીવ ઇચ્છે છે, અને દુઃખની નિવૃત્તિ દુઃખ જેનાથી જન્મ પામે છે એવા રાગ, દ્વેષ અને અજ્ઞાનાદિ દોષની નિવૃત્તિ થયા વિના, થવી સંભવતી નથી. તે રાગાદિની નિવૃત્તિ એક આત્મજ્ઞાન સિવાય બીજા કોઇ પ્રકારે ભૂતકાળમાં થઈ નથી, વર્તમાનકાળમાં નથી, ભવિષ્યકાળમાં થઇ શકે તેમ નથી. એમ સર્વ જ્ઞાનીપુરુષોને ભાસ્યું છે. માટે તે આત્મજ્ઞાન જીવને પ્રયોજનરૂપ છે. તેનો સર્વશ્રેષ્ઠ ઉપાય સદ્‌ગુરુવચનનું શ્રવણવું કે

સત્શાસ્ત્રનું વિચારવું એ છે. જે કોઈ જીવ દુઃખની નિવૃત્તિ ઇચ્છતો હોય, સર્વથા દુઃખથી મુક્તપણું તેને પ્રાપ્ત કરવું હોય તેને એ જ એક માર્ગ આરાધ્યા સિવાય અન્ય બીજો કોઈ ઉપાય નથી. માટે જીવે સર્વ પ્રકારનાં મતમતાંતરનો, કુળધર્મનો, લોકસંજ્ઞારૂપ ધર્મનો, ઓઘસંજ્ઞારૂપ ધર્મનો ઉદાસભાવ ભજી એક આત્મવિચાર કર્ત્તવ્યરૂપ ધર્મ ભજવો યોગ્ય છે. (અં. ૩૭૫).'

ઇત્યાદિ પ્રકારે જ્યાં આત્મા અને આત્માર્થ—આત્મા એ જ અર્થ—પ્રયોજનભૂત વસ્તુ વા પ્રયોજન છે, એવો નિર્મલ આત્મદર્શી આત્મસ્પર્શી ઉપદેશ પરમ આત્મદૃષ્ટા **શ્રીમદે** આત્માર્થી મુમુક્ષુઓને સર્વત્ર આપ્યો છે.

આ **આત્મજ્ઞાનરૂપ** કેન્દ્રસ્થ વસ્તુ પર મુમુક્ષુનું લક્ષ કેન્દ્રિત કરવાનું પ્રયોજન એ છે કે આત્મસ્વરૂપના અજ્ઞાનને લીધે જ જીવનું અનંત પરિભ્રમણ થયું છે, એટલે આ **મૂળગત કેન્દ્રસ્થ** ભૂલ જો ટળે તો બીજી બધી ભૂલ ટળી પરિભ્રમણદુઃખ ટળે. એટલે જ અનંતકાળની આ પરિભ્રમણનિવૃત્તિ કેમ થાય? એ મૂલભૂત પ્રશ્ન અંગે મુમુક્ષુને વિચારની પ્રેરણા **શ્રીમદે** સ્થળે સ્થળે કરી છે: '**અનંતકાળ થયાં જીવને પરિભ્રમણ કરતાં છતાં તેની નિવૃત્તિ કેમ થતી નથી અને તે શું કરવાથી થાય?** આ વાક્યમાં અનેક અર્થ સમાયેલ છે. તેને વિચાર્યા વિના કે દૃઢ વિશ્વાસથી ઝૂર્યા વિના માર્ગના અંશનું અલ્પ ભાન થતું નથી. બીજા બધા વિકલ્પો દૂર કરી આ એક ઉપર લખેલું સત્પુરુષોનું વચનામૃત વારંવાર વિચારી લેશો.' (અં. ૮૬). '× × જીવની ભૂલ જોતાં તો અનંત વિશેષ લાગે છે; પણ સર્વ ભૂલની બીજભૂત ભૂલ તે જીવે પ્રથમમાં પ્રથમ વિચારવી ઘટે છે, કે જે ભૂલનો વિચાર કર્યાથી સર્વે ભૂલનો વિચાર થાય છે; અને જે ભૂલના મટવાથી સર્વે ભૂલ મટે છે.' (અં. ૫૦૦). મૂળ આ આત્મવસ્તુને ભૂલી જીવ દૃશ્ય એવી પરવસ્તુમા આત્મભ્રાંતિરૂપ દર્શનમોહ પામી—ભૂલાવો ખાઈ પરવસ્તુના પ્રવાહમાં તણાતો સંસારપ્રવાહમાં વહ્યા કરે છે. આ અંગે મર્મસ્પર્શી વચન **શ્રીમદ્** લખે છે—'દેખતભુલી ટળે તો સર્વ દુઃખનો ક્ષય થાય એવો સ્પષ્ટ અનુભવ થાય છે; તેમ છતાં તે જ દેખતભૂલીના પ્રવાહમાં જ જીવ વહ્યો જાય છે, એવા જીવોને આ જગત્‌ને વિષે કોઇ એવો આધાર છે કે જે આધારથી, આશ્રયથી તે પ્રવાહમાં ન વહે? (અં. ૬૪૧), સમસ્ત વિશ્વ ઘણું કરીને પરકથા તથા પરવૃત્તિમાં વહ્યું જાય છે, તેમાં રહી સ્થિરતા કયાથી પ્રાપ્ત થાય? આવા અમૂલ્ય મનુષ્યપણાનો એક સમય પણ પરવૃત્તિએ જવા દેવાયોગ્ય નથી, અને કંઇ પણ તેમ થયા કરે છે તેનો ઉપાય કંઇ વિશેષે કરી ગવેષવાયોગ્ય છે.' (અં. ૬૪૨). અને એટલે જ પરવૃત્તિથી પાછા વળી સર્વ સાધન એક આત્મલક્ષે જ એકાંત આત્માર્થે જ સેવવા યોગ્ય છે એવો શુદ્ધ ઉપદેશ **શ્રીમદે** ડિંડિમ નાદથી ઉદ્ઘોષ્યો છે:

'ગમે તે ક્રિયા, જપ, તપ કે શાસ્ત્રવાંચન કરીને પણ એક જ કાર્ય સિદ્ધ કરવાનું છે; તે એ કે જગતની વિસ્મૃતિ કરવી અને સતના ચરણમાં રહેવું. અને એ એક જ લક્ષ ઉપર પ્રવૃત્તિ કરવાથી જીવને પોતાને શું કરવું યોગ્ય છે, અને શું કરવું અયોગ્ય છે તે

સમજાય છે, સમજાતું જાય છે. એ લક્ષ આગળ થયા વિના જપ, તપ, ધ્યાન કે દાન કોઈની યથાયોગ્ય સિદ્ધિ નથી, અને ત્યાંસુધી ધ્યાનાદિક નહીં જેવાં કામનાં છે. માટે એમાંથી જે જે સાધનો થઈ શકતાં હોય તે બધાં એક લક્ષ થવાને અર્થે કરવાં કે જે લક્ષ અમે ઉપર જણાવ્યો છે. જપતપાદિક કંઈ નિષેધવા યોગ્ય નથી; તથાપિ તે બધાં એક લક્ષને અર્થે છે, અને એ લક્ષવિના જીવને સમ્યક્ત્વસિદ્ધિ થતી નથી. વધારે શું કહીએ ? ઉપર જણાવ્યું છે તેટલું જ સમજવાને માટે સઘળાં શાસ્ત્રો પ્રતિપાદિત થયાં છે. (અં. ૨૯૯).

'કલ્યાણ જે વાટે થાય છે તે વાટનાં મુખ્ય બે કારણ જોવામાં આવે છે. એક તો જે સંપ્રદાયમાં આત્માર્થે બધી અસંગપણાવાળી ક્રિયા હોય, અન્ય કોઈ પણ અર્થની ઇચ્છાએ ન હોય, અને નિરંતર જ્ઞાનદશા ઉપર જીવોનું ચિત્ત હોય, તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ. એમ ન હોય તો તે જોગનો સંભવ થતો નથી. અત્ર તો લોકસંજ્ઞાએ, ઓઘસંજ્ઞાએ, માનાર્થે, પૂજાર્થે, પદના મહત્ત્વાર્થે, શ્રાવકાદિનાં પોતાપણાર્થે કે એવાં બીજાં કારણથી જપતપાદિ, વ્યાખ્યાનાદિ કરવાનું પ્રવર્તન થઈ ગયું છે, તે આત્માર્થ કોઈ રીતે નથી, આત્માર્થના પ્રતિબંધરૂપ છે. × × અસંગપણું એટલે આત્માર્થ સિવાયના સંગપ્રસંગમાં પડવું નહીં. × × પુસ્તક છે તે જ્ઞાનના આરાધનને અર્થે સર્વ પ્રકારના પોતાના મમત્વભાવ રહિત રખાય તો જ આત્માર્થ છે, નહીં તો મહાન પ્રતિબંધ છે, તે પણ વિચારવા યોગ્ય છે.' (અં. ૪૩૦).

આમ એક આત્માના લક્ષે જ—એકાંત આત્માર્થે જ સર્વસાધન સેવવાનો ઉત્તમોત્તમ ઉપદેશ **શ્રીમદે** પ્રકાશ્યો છે. પણ 'પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન' એ **શ્રીમદ્**ના અમર સુભાષિત પ્રમાણે આત્મજ્ઞાન પામવા માટે અને રહેવા માટે સત્પાત્રતા પ્રાપ્ત કરવી જોઇએ. એટલે જ પ્રાયઃ સર્વ મુમુક્ષુઓને સર્વથી પ્રથમ ઉપદેશ **શ્રીમદે** પાત્રતા—યોગ્યતા પ્રાપ્ત કરવાનો આપ્યો છે, યથાયોગ્ય યોગ્યતા વિના માર્ગ મળે નહિં ને તેનું યથાર્થ પરિણમન થાય નહિં એટલા માટે **શ્રીમદે** મુમુક્ષુઓ પરના પત્રોમાં સર્વત્ર આ યોગ્યતાપ્રાપ્તિ પર ખાસ ભાર મૂક્યો છે, અને તે માટે સર્વથી પ્રથમ કડક **નીતિમત્તા** અંગે **શ્રીમદે** ઓર વિશેષ ભાર આપ્યો છે—

'જે મુમુક્ષુજીવ ગૃહસ્થવ્યવહારમાં વર્તતા હોય, તેણે તો અખંડ નીતિનું મૂળ પ્રથમ આત્મામાં સ્થાપવું જોઇએ. નહીં તો ઉપદેશાદિનું નિષ્ફળપણું થાય છે. દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમાં સાંગોપાંગ ન્યાયસંપન્ન રહેવું તેનું નામ નીતિ છે. એ નીતિ મૂકતાં પ્રાણ જાય એવી દશા આવ્યે ત્યાગવૈરાગ્ય ખરા સ્વરૂપમાં પ્રગટે છે, અને તે જ જીવને સત્પુરુષનાં વચનનું તથા આજ્ઞાધર્મનું અદ્‌ભુત સામર્થ્ય, માહાત્મ્ય અને રહસ્ય સમજાય છે; અને સર્વવૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે. (અં.૪૯૬) ગૃહવાસનો જેને ઉદય વર્તે છે, તે જો કંઇ પણ શુભ ધ્યાનની પ્રાપ્તિ ઇચ્છતા હોય તો તેના મૂળ હેતુભૂત એવા અમુક સદ્વર્તનપૂર્વક રહેવું યોગ્ય છે. જે અમુક નિયમમા ન્યાયસંપન્ન આજીવિકાદિ વ્યવહાર તે પહેલો નિયમ સાધ્ય કરવો ઘટે છે. એ નિયમ સાધ્ય થવાથી ઘણા આત્મગુણો પ્રાપ્ત કરવાનો અધિકાર ઉત્પન્ન થાય છે. આ પ્રથમ નિયમ ઉપર જો ધ્યાન આપવામાં આવે, અને તે નિયમને સિદ્ધ જ કરવામાં આવે તો કૃપાયાદિ સ્વભાવથી મંદ પડવા યોગ્ય થાય છે; અથવા જ્ઞાનીના માર્ગ આત્મપરિણામી

થાય છે, જે પર ધ્યાન આપવું યોગ્ય છે.' (અં. ૮૭૨). આ અખંડ નીતિમત્તા ઉપરાંત **સત્પાત્રતા** પામવા માટે **મૈત્રી આદિ ચાર અધ્યાત્મ ભાવના** આત્મપરિણામી કરવા યોગ્ય છે. એટલા માટે આ ચાર ભાવનાઓનો **શ્રીમદે** મુમુક્ષુઓને સ્થળે સ્થળે બોધ કર્યો છે : 'નિરંતર મૈત્રી, પ્રમોદ, કરુણા અને ઉપેક્ષા ભાવના રાખશો. મૈત્રી એટલે સર્વ જગતથી નિર્વૈરબુદ્ધિ, પ્રમોદ એટલે કોઇ પણ આત્માના ગુણ જોઈ હર્ષ પામવો, કરુણા એટલે સંસારતાપથી દુઃખી આત્માના દુઃખથી અનુકંપા પામવી, અને ઉપેક્ષા એટલે નિસ્પૃહભાવે જગતના પ્રતિબંધને વિસારી આત્મહિતમાં આવવું. એ ભાવનાઓ કલ્યાણમય અને પાત્રતા આપનારી છે.' (અં. ૫૭, ૫૮, ૬૨, ૮૬). 'સુખકી સહેલી હૈ અકેલી ઉદાસીનતા, અધ્યાત્મની જનની અકેલી ઉદાસીનતા.' (અં. ૭૭). ઇ. તેમજ-સરલતા, વૈરાગ્ય, અંતરંગ જિજ્ઞાસા એ આદિ ગુણો પણ યોગ્યતા માટે આવશ્યક છે. આ અંગે **શ્રીમદ્** બોધે છે—'ચિત્તનું સરળપણું, વૈરાગ્ય અને સત્ પ્રાપ્ત હોવાની જિજ્ઞાસા એ પ્રાપ્ત થવાં પરમ દુર્લભ છે, અને તેની પ્રાપ્તિને વિષે પરમ કારણરૂપ એવો સત્સંગ તે પ્રાપ્ત થવો એ તો પરમ પરમ દુર્લભ છે. × × સતને વિષે પ્રીતિ, સતરૂપ સંતને વિષે પરમ ભક્તિ, તેના માર્ગની જિજ્ઞાસા, એ જ નિરંતર સંભારવા યોગ્ય છે.' (અં. ૨૩૮) ઇ.

અને શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય એ **પંચ મુમુક્ષુલક્ષણ** યોગ્યતા માટે મુમુક્ષુને પરમ આવશ્યક છે, એટલે એ લક્ષણ પ્રાપ્ત કરવાનું **શ્રીમદે** સ્થળે સ્થળે મુમુક્ષુઓને માર્ગદર્શન કર્યું છે : 'શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા અને અનુકંપા ઇત્યાદિક સદ્ગુણોથી યોગ્યતા મેળવવી, અને કોઇ વેળા મહાત્માના યોગે, તો ધર્મ મળી રહેશે.' (અં. ૩૮૦) આ શમાદિનું સ્પષ્ટ તલસ્પર્શી વિશદ સ્વરૂપ **શ્રીમદ્** મહામુમુક્ષુ **અંબાલાલભાઈ** પરના પત્રમાં (અં. ૧૩૫) પ્રકાશે છે—'સમ્યક્દશાનાં પાંચ લક્ષણો છે : શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા,-અનુકંપા. ક્રોધાદિક કષાયોનું શમાઈ જવું, ઉદય આવેલા કષાયોમાં મંદતા થવી, વાળી લેવાય તેવી આત્મદશા થવી અથવા અનાદિકાળની વૃત્તિઓ શમાઇ જવી તે શમ. મુક્ત થવા સિવાય બીજી કોઈ પણ પ્રકારની ઇચ્છા નહીં, અભિલાષા નહીં તે સંવેગ. જ્યારથી એમ સમજાયુ કે ભ્રાંતિમાં જ પરિભ્રમણ કર્યું; ત્યારથી હવે ઘણી થઇ, અરે જીવ! હવે થોભ, એ નિર્વેદ. માહાત્મ્ય જેનું પરમ છે એવા નિઃસ્પૃહી પુરુષોનાં વચનમાં જ તલ્લીનતા તે શ્રદ્ધા-આસ્થા. એ સઘળાં વડે જીવમાં સ્વાત્મતુલ્ય બુદ્ધિ તે અનુકંપા. આ લક્ષણો અવશ્ય મનન કરવા યોગ્ય છે, સ્મરવા યોગ્ય છે, ઈચ્છવા છે, અનુસરવા યોગ્ય છે.' તેમજ 'શ્રી વેદાંતે નિરૂપણ કરેલાં એવાં મુમુક્ષુજીવનાં લક્ષણ તથા શ્રી જિને નિરૂપણ કરેલાં એવાં સમ્યગ્દૃષ્ટિ જીવનાં લક્ષણ સાભળવા યોગ્ય છે; (તથારૂપ યોગ્ય ન હોય તો વાંચવા યોગ્ય છે;) વિશેષપણે મનન કરવા યોગ્ય છે; આત્મામાં પરિણામી કરવા યોગ્ય છે.' (અં. ૬૫૨). આ પંચ લક્ષણનો અભ્યાસ કરવાની પ્રેરણા કરતાં **શ્રીમદ્** એક મુમુક્ષુ **ખીમજીભાઇ** પરના પત્રમાં (અં. ૧૪૩) આ ટંકોત્કીર્ણ અમૃતવચનો લખે છે—

**'નીચેનો અભ્યાસ તો રાખ્યા જ રહો : (૧) ગમે તે પ્રકારે પણ ઉદય આવેલા, અને ઉદય આવવાના કષાયોને શમાવો. (૨) સર્વ પ્રકારની અભિલાષાની નિવૃત્તિ કર્યા**

રહો. (૩) આટલા કાળ સુધી જે કર્યું તે બધાથી નિવૃત્ત થાઓ, એ કરતાં હવે અટકો. (૪) તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો, અને બાકીનાં પ્રાણીઓની અનુકંપા કર્યા કરો. (૫) કોઈ એક સત્પુરુષ શોધો, અને તેનાં ગમે તેવાં વચનમાં પણ શ્રદ્ધા રાખો. એ પાંચે અભ્યાસ અવશ્ય યોગ્યતાને આપે છે; પાંચમામાં વળી ચારે સમાવેશ પામે છે, એમ અવશ્ય માનો. અધિક શું કહું? ગમે તે કાળે પણ એ પાંચમું પ્રાપ્ત થયા વિના આ પર્યટનનો કિનારો આવવાનો નથી. બાકીનાં ચાર એ પાંચમું મેળવવાના સહાયક છે. પાંચમા અભ્યાસ સિવાયનો, તેની પ્રાપ્તિ સિવાયનો બીજો કોઇ નિર્વાણમાર્ગ મને સૂઝતો નથી, અને બધાય મહાત્માઓને પણ એમ જ સૂઝ્યું હશે—(સૂઝ્યું છે).'

આ પંચ લક્ષણ પૈકી પ્રથમના ચાર—' કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ; ભવે ખેદ પ્રાણી દયા ' એ જ્યાં હોય ' ત્યાં આત્માર્થ નિવાસ ' હોય છે,—એ વસ્તુ મુમુક્ષુ માટે અતીવ ઉપયોગી હોવાથી **આત્મસિદ્ધિશાસ્ત્ર**માં **શ્રીમદે** ડિંડિમનાદથી ત્રણવાર ઉદ્ઘોષી છે. કારણ કે જીવ જ્યાંલગી એવી જોગદશા પામે નહિં,—**'દશા ન એવી જ્યાં લગી જીવ લહે નહિં જોગ'**, ત્યાં લગી **' મોક્ષમાર્ગ પામે નહિં મટે ન અંતર રોગ'**. જ્યાં એવી તથારૂપ જોગદશા આવે, ત્યા સદ્ગુરુનો બોધ શોભે—પરિણામ પામે, અને તે બોધે કરીને સુખદાયક એવી સુવિચારણા ત્યાં પ્રગટે. જ્યાં સુવિચારણા પ્રગટે ત્યા નિજ જ્ઞાન—આત્મજ્ઞાન પ્રગટે,—જે આત્મજ્ઞાને કરી મોહ ક્ષય થઇ નિર્વાણપદને પામે —સર્વકાળના સર્વ આત્માર્થી મુમુક્ષુઓને દીવાદાંડીની જેમ અપૂર્વ માર્ગદર્શક થઇ પડે એવો માર્ગપ્રાપ્તિનો આ સાંગોપાંગ સકલ અવિકલ ક્રમ **શ્રીમદે** તેમની અમર કૃતિ **આત્મસિદ્ધિ**માં આ અમૃત શબ્દોમાં પ્રકાશ્યો છે :

'કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.
દશા ન એવી જ્યાંલગી, જીવ લહે નહિં જોગ;
મોક્ષમાર્ગ પામે નહિં, મટે ન અંતર રોગ.
જ્યાં આવે એવી દશા, સદ્ગુરુ બોધ સુહાય;
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય.
જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઇ, પામે પદ નિર્વાણ.'

આમ નીતિમત્તાથી માંડીને આત્માર્થી મુમુક્ષુના લક્ષણ પર્યંત સત્પાત્રતા—યોગ્યતા પામવાનું મુમુક્ષુઓને માર્ગદર્શન સ્થળે સ્થળે આપ્યુ છે. આ સત્પાત્રતા—સદ્યોગ્યતા વિના ગમે તેવો સદ્ગુરુનો ઉપદેશ પણ ઊખર ભૂમિમાં ધાન્યની જેમ નિષ્ફળ જાય છે. અનંત કાળના પરિભ્રમણમાં કાં તો જીવમાં સત્પાત્રતા આવી નથી ને કાં તો સત્પુરુષ સદ્ગુરુ મળ્યા નથી; એ બેનો જો સુયોગ થાય તો આત્મકલ્યાણ થયા વિના રહે નહિં. આ સત્પાત્રતા અને સત્પુરુષ એ બેનો સત્યોગ વિષે આ ટંકોત્કીર્ણ વચનામૃતો **શ્રીમદે** એક મુમુક્ષુભાઇ **ખીમજીભાઈ** પરના પત્રોમાં લખ્યા છે—

'જગતમાં સત્પરમાત્માની ભક્તિ–સતગુરુ–સતસંગ–સતશાસ્ત્રાધ્યયન–સમ્યક્દૃષ્ટિપણું અને સતયોગ એ કોઈ કાળે પ્રાપ્ત થયાં નથી. થયાં હોત તો આવી દશા હોત નહીં. પણ જાગ્યા ત્યાંથી પ્રભાત એમ રૂડા પુરુષોનો બોધ ધ્યાનમાં વિનયપૂર્વક આગ્રહી તે વસ્તુ માટે પ્રયત્ન કરવું એ જ અનંત ભવની નિષ્ફળતાનું એક ભવે સફળ થવું મને સમજાય છે. સદ્‌ગુરુના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થવું અટક્યું છે. તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતળ કરવો એ જ કૃતકૃત્યતા છે. × × ધર્મ એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. તે બાહ્ય સંશોધનથી મળવાની નથી. અપૂર્વ અતરૂસંશોધનથી તે પ્રાપ્ત થાય છે, તે અંતરૂસંશોધન કોઈક મહાભાગ્ય સદ્‌ગુરુ અનુગ્રહે પામે છે. (અં. ૪૭).

'પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે. પણ તે ધ્યાવન આત્મા સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી, એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્કૃષ્ટ વચનામૃત છે. × × × શ્વાસનો જય કરતાં છતાં સત્પુરુષની આજ્ઞાથી પરાઙ્મુખતા છે, તો તે શ્વાસજય પરિણામે સંસાર જ વધારે છે. શ્વાસનો જય ત્યાં છે કે જ્યાં વાસનાનો જય છે. તેનાં બે સાધન છે: સદ્‌ગુરુ અને સત્સંગ. તેની બે શ્રેણિ છે; પર્યુપાસના અને પાત્રતા. તેની બે વર્ધમાનતા છે; પરિચય અને પુણ્યાનુબંધી પુણ્યતા સઘળાનું મૂળ આત્માની સત્પાત્રતા છે. (અં. ૬૨).

**'આત્મા વિનયી થઈ, સરળ અને લઘુત્વભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહ્યો, તો જે મહાત્માઓને નમસ્કાર કર્યો છે તે મહાત્માઓની જે જાતિની રિદ્ધિ છે, તે જાતિની રિદ્ધિ સંપ્રાપ્ય કરી શકાય. અનંત કાળમાં કાં તો સત્પાત્રતા થઈ નથી અને કાં તો સત્પુરુષ (જેમાં સદ્‌ગુરુત્વ, સત્સંગ અને સત્કથા એ રહ્યાં છે) મળ્યા નથી; નહીં તો નિશ્ચય છે, કે મોક્ષ હથેળીમાં છે, ઈષત્પ્રાગ્ભારા એટલે સિદ્ધ–પૃથ્વી પર ત્યાર પછી છે. એને સર્વશાસ્ત્ર પણ સંમત છે, (મનન કરશો,) અને આ કથન ત્રિકાળ સિદ્ધ છે.' (અં. ૫૫).**

પરમ ભાવિતાત્મા **શ્રીમદ્**નો મુમુક્ષુજનને ઉપદેશ સાચું મુમુક્ષુપણું–સાચું આત્માર્થીપણું પ્રગટાવવા માટે છે,–કથનમાત્ર કે નામમાત્ર મુમુક્ષુપણું–આત્માર્થીપણું નહિં. જીવમાં જો ખરેખરૂં ભાવ–મુમુક્ષુપણું આવ્યુ હોય તો તેનું સંસારબળ નિરંતર ઘટતું જ જાય ને જીવ મોક્ષમાર્ગે આગળ વધતો જ જાય. વર્તમાનમાં સાચા મુમુક્ષુઓના પ્રાયઃ અદર્શનથી ખેદ વ્યક્ત કરતાં **શ્રીમદ્** એક મુમુક્ષુ **ત્રિભોવનભાઈ** પરના પત્રમાં (અં. ૪૯૫) લખે છે—'મને એમ લાગે છે કે જીવને મૂળપણે જોતાં જો મુમુક્ષુતા આવી હોય તો નિત્ય પ્રત્યે તેનું સંસારબળ ઘટ્યા કરે. સંસારમાં ધનાદિ સંપત્તિ ઘટે કે નહીં તે અનિયત છે, પણ સંસાર પ્રત્યે જે જીવની ભાવના તે મોળી પડ્યા કરે; અનુક્રમે નાશ પામવાયોગ્ય થાય; આ કાળમાં એ વાત ઘણું કરી જોવામાં આવતી નથી. કોઈ જુદા સ્વરૂપમાં મુમુક્ષુ, અને જુદા સ્વરૂપમાં મુનિ વગેરે જોઈ વિચાર થાય છે કે આવા સંગે કરી જીવની ઊર્ધ્વદશા થવી ઘટે નહીં; પણ અધોદશા થવી ઘટે. વળી સત્સંગનો કંઈ પ્રસંગ થયો છે એવા જીવની વ્યવસ્થા પણ કાળદોષથી પલટતાં

હોય છે. (અં. ૫૦૬) કષાયાદિનું મોળાપણું કે ઓછાપણું ન થાય ત્યાંસુધી જ્ઞાન ઘણું કરીને ઉત્પન્ન જ ન થાય. જ્ઞાન પ્રાપ્ત થવામાં વિચાર મુખ્ય સાધન છે; અને તે વિચારને વૈરાગ્ય (ભોગ પ્રત્યે અનાસક્તિ) તથા ઉપશમ (કષાયાદિનું ઘણું જ મંદપણું, તે પ્રત્યે વિશેષ ખેદ) બે મુખ્ય આધાર છે, એમ જાણી તેનો નિરંતર લક્ષ રાખી તેવી પરિણતિ કરવી ઘટે. (અં. ૭૦૬.) જેમ જેમ જીવમાં ત્યાગ વૈરાગ્ય અને આશ્રયભક્તિનું બળ વધે છે, તેમ તેમ સત્પુરુષનાં વચનનું અપૂર્વ અને અદ્‌ભુત સ્વરૂપ ભાસે છે; અને બંધનિવૃત્તિના ઉપાયો સહજમાં સિદ્ધ થાય છે. (અં. ૪૯૭). ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજ સ્વભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે.' (અં. ૬૪૩). આ વૈરાગ્ય-ઉપશમનો **આરંભ-પરિગ્રહત્યાગ** સાથે અતિગાઢ સંબંધ છે. જેમ જેમ આરંભપરિગ્રહનું બળ ઘટે છે, તેમ તેમ વૈરાગ્ય-ઉપશમનું બળ વધે છે. એટલે જ વૈરાગ્ય-ઉપશમની પ્રેરણા કરતાં **શ્રીમદ્** મુમુક્ષુઓ પરના પત્રોમાં આરંભ-પરિગ્રહના ત્યાગ પર સવિશેષ ભાર આપે છે: 'જો જીવને આરંભપરિગ્રહનું પ્રવર્તન વિશેષ રહેતું હોય તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવે છે, કેમકે આરંભપરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમનાં મૂળ છે. વૈરાગ્ય અને ઉપશમનાં કાળ છે. (અં. ૫૦૬). આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ મટે છે, જેમ જેમ તેને વિષેથી પોતાપણાનું અભિમાન મંદપરિણામને પામે છે; તેમ તેમ મુમુક્ષુતા વર્ધમાન થયા કરે છે. (અં. ૩૩૨). અસાર અને કલેશરૂપ આરંભ-પરિગ્રહના કાર્યમાં વસતાં જો આ જીવ કંઇ પણ નિર્ભય કે અજાગૃત રહે તો ઘણાં વર્ષનો ઉપાસેલો વૈરાગ્ય પણ નિષ્ફળ જાય એવી દશા થઈ આવે છે, એવો નિત્ય પ્રત્યે નિશ્ચય સંભારીને નિરુપાય પ્રસંગમાં કંપતાં ચિત્તે ન જ છૂટચે પ્રવર્ત્તવું ઘટે છે, એ વાતનો મુમુક્ષુ જીવે કાર્યે કાર્યે, ક્ષણે ક્ષણે અને પ્રસંગે પ્રસંગે લક્ષ રાખ્યા વિના મુમુક્ષુતા રહેવી દુર્લભ છે; *અને એવી દશા વેદ્યા વિના મુમુક્ષુપણું પણ સંભવે નહીં. (અં. ૫૬૧).* જ્ઞાની પુરુષોએ વારંવાર આરંભપરિગ્રહના ત્યાગનું ઉત્કૃષ્ટપણું કહ્યું છે અને ફરી ફરી તે ત્યાગનો ઉપદેશ કર્યો છે અને ઘણું કરી પોતે પણ તેમ વર્ત્યા છે, માટે મુમુક્ષુ પુરુષને અવશ્ય કરી તેની સંક્ષેપવૃત્તિ જોઈએ, એમાં સંદેહ નથી.' (અં. ૬૬૫). ઇ.

પૂર્વે અભ્યાસ નહિં હોવાથી અથવા વિપરીત અભ્યાસ હોવાથી આ મુમુક્ષુતા અને તેના વિશિષ્ટ અંગભૂત આ અંતરંગ વૈરાગ્ય-ઉપશમાદિ ભાવોની પરિણતિ પ્રથમ થવી કઠણ પડે, પણ નિરંતર તેવો **અભ્યાસ** કરતાં તેની અવશ્ય સિદ્ધિ હોય છે, એ વસ્તુ દર્શાવતાં **શ્રીમદ્** મહામુમુક્ષુ **અંબાલાલભાઈ** પરના પત્રમાં (અં. ૬૪૪). પ્રકાશે છે— 'અનાદિથી વિપરીત અભ્યાસ છે, તેથી વૈરાગ્ય ઉપશમાદિ ભાવોની પરિણતિ એકદમ ન થઈ શકે, કિંવા થવી કઠણ પડે, તથાપિ નિરંતર તે ભાવો પ્રત્યે લક્ષ રાખ્યે અવશ્ય સિદ્ધિ થાય છે. સત્સમાગમનો યોગ ન હોય ત્યારે તે ભાવો જે પ્રકારે વર્ધમાન થાય તે પ્રકારનાં દ્રવ્યક્ષેત્રાદ ઉપાસવાં; સત્શાસ્ત્રનો પરિચય કરવો યોગ્ય છે. સૌ કાર્યની પ્રથમ ભૂમિકા વિકટ હોય છે, તો અનંતકાળથી અનભ્યસ્ત એવી મુમુક્ષુતા માટે તેમ હોય એમાં

વાર નથી લાગતી. એવું પ્રગટ જોઈને ચિત્તમાં ખેદ થાય છે.' જગત્‌માં સર્વ કોઈ મુમુક્ષુ હોવાનો દાવો કરે છે, પણ તે વાસ્તવિક મુમુક્ષુતા નથી; વાસ્તવિક મુમુક્ષુતા તો માત્ર મોક્ષ સિવાય બીજી અભિલાષા જ્યાં નથી એવા મુમુક્ષુયોગ્ય યથોક્ત લક્ષણો આત્મપરિણામી થવાથી આવે છે. આ અંગે ખંભાતવાસી મુમુક્ષુઓ પરના પત્રમાં (અં. ૨૫૪) શ્રીમદે સર્વકાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવા આ ટંકોત્કીર્ણ અમૃતવચનો લખ્યા છે—

'પ્રકૃતિના વિસ્તારથી જીવનાં કર્મ અનંત પ્રકારની વિચિત્રતાથી પ્રવર્તે છે; અને તેથી દોષના પ્રકાર પણ અનંત ભાસે છે; પણ સર્વથી મોટો દોષ એ છે કે જેથી તીવ્ર મુમુક્ષુતા ઉત્પન્ન ન જ થાય, અથવા મુમુક્ષુતા જ ઉત્પન્ન ન હોય. ઘણું કરીને મનુષ્યાત્મા કોઈ ને કોઈ ધર્મમતમાં હોય છે, અને તેથી તે ધર્મમત પ્રમાણે પ્રવર્તવાનું તે કરે છે, એમ માને છે; પણ એનું નામ મુમુક્ષુતા નથી. મુમુક્ષુતા તે છે કે સર્વ પ્રકારની મોહાસક્તિથી મુંઝાઈ એક મોક્ષને વિષે જ યત્ન કરવો અને તીવ્ર મુમુક્ષુતા એ છે કે અનન્ય પ્રેમે મોક્ષના માર્ગમાં ક્ષણે ક્ષણે પ્રવર્તવું. તીવ્ર મુમુક્ષુતા વિષે અત્ર જણાવવું નથી. પણ મુમુક્ષુતા વિષે જણાવવું છે, કે તે ઉત્પન્ન થવાનું લક્ષણ પોતાના દોષ જોવામાં અપક્ષપાતતા એ છે; અને તેને લીધે સ્વચ્છંદનો નાશ હોય છે સ્વચ્છંદ જ્યાં થોડી અથવા ઘણી હાનિ પામ્યો છે, ત્યાં તેટલી બોધબીજયોગ્ય ભૂમિકા થાય છે. સ્વચ્છંદ જ્યાં પ્રાયે દબાયો છે, ત્યાં પછી માર્ગપ્રાપ્તિને રોકનારાં ત્રણ કારણો મુખ્ય કરીને હોય છે; એમ અમે જાણીએ છીએ.

'આ લોકની અલ્પ પણ સુખેચ્છા, પરમ દૈન્યતાની ઓછાઈ અને પદાર્થનો અનિર્ણય. આ લોકની અલ્પ પણ સુખેચ્છા, એ ઘણું કરીને તીવ્ર મુમુક્ષુતાની ઉત્પત્તિ થયાં પહેલાં હોય છે. × × જેથી જીવની જોગ્યતા રોકાઈ જાય છે. સત્પુરુષમાં જ પરમેશ્વર બુદ્ધિ, એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે; અને એ બુદ્ધિ પરમ દૈન્યત્વ સૂચવે છે; જેથી સર્વ પ્રાણી વિષે પોતાનું દાસત્વ મનાય છે અને પરમ જોગ્યતાની પ્રાપ્તિ હોય છે. એ પરમ દૈન્યત્વ જ્યાંસુધી આવરિત રહ્યું છે ત્યાંસુધી જીવની જોગ્યતા પ્રતિબંધયુક્ત હોય છે. કદાપિ એ બંને થયાં હોય, તથાપિ વાસ્તવિક તત્ત્વ પામવાની કંઈ જોગ્યતાની ઓછાઈને લીધે પદાર્થનિર્ણય ન થયો હોય તો ચિત્ત વ્યાકુળ રહે છે, અને મિથ્યા સમતા આવે છે; કલ્પિત પદાર્થ વિષે સત્‌ની માન્યતા હોય છે; જેથી કાળે કરી અપૂર્વ પદાર્થને વિષે પરમ પ્રેમ આવતો નથી, અને એ જ પરમ જોગ્યતાની હાનિ છે. આ ત્રણે કારણો ઘણું કરીને અમને મળેલા ઘણાખરા મુમુક્ષુમાં અમે જોયાં છે. × × પરમ દૈન્યપણું એ ત્રણેમાં બળવાન સાધન છે; અને એ ત્રણેનું બીજ મહાત્માને વિષે પરમ પ્રેમાર્પણ એ છે. અધિક શું કહીએ ? અનંતકાળે એ જ માર્ગ છે. પહેલું અને ત્રીજું કારણ જવાને માટે બીજા કારણની હાનિ કરવી.' ઇ.

આ મુમુક્ષુતા આત્મપરિણામી થવા માટે શ્રીમદ્ વૈરાગ્ય–ઉપશમના ઉપદેશબોધ પર ખાસ ભાર મૂકે છેઃ 'ગૃહકુટુંબાદિ ભાવને વિષે અનાસક્ત બુદ્ધિ થવી તે વૈરાગ્ય છે; અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ નિમિત્તે ઉત્પન્ન થતો એવો જે કષાયક્લેશ તેનું મંદ થવું તે ઉપશમ છે. × × જ્યાં વૈરાગ્ય અને ઉપશમ બળવાન છે, ત્યાં વિવેક બળવાનપણે

હોય છે. (અં. ૫૦૬) કષાયાદિનું મોળાપણું કે ઓછાપણું ન થાય ત્યાંસુધી જ્ઞાન ઘણું કરીને ઉત્પન્ન જ ન થાય. જ્ઞાન પ્રાપ્ત થવામાં વિચાર મુખ્ય સાધન છે; અને તે વિચારને વૈરાગ્ય (ભોગ પ્રત્યે અનાસક્તિ) તથા ઉપશમ (કષાયાદિનું ઘણું જ મંદપણું, તે પ્રત્યે વિશેષ ખેદ) બે મુખ્ય આધાર છે, એમ જાણી તેનો નિરંતર લક્ષ રાખી તેવી પરિણતિ કરવી ઘટે. (અં. ૭૦૬.) જેમ જેમ જીવમાં ત્યાગ વૈરાગ્ય અને આશ્રયભક્તિનું બળ વધે છે, તેમ તેમ સત્પુરુષનાં વચનનું અપૂર્વ અને અદ્‌ભુત સ્વરૂપ ભાસે છે; અને બંધનિવૃત્તિના ઉપાયો સહજમાં સિદ્ધ થાય છે. (અં. ૪૯૭). ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજ સ્વભાવરૂપ કરી મૂકયા વિના આત્મદશા કેમ આવે? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે.' (અં. ૬૪૩). આ વૈરાગ્ય-ઉપશમનો **આરંભ-પરિગ્રહત્યાગ** સાથે અતિગાઢ સંબંધ છે. જેમ જેમ આરંભપરિગ્રહનું બળ ઘટે છે, તેમ તેમ વૈરાગ્ય-ઉપશમનું બળ વધે છે. એટલે જ વૈરાગ્ય-ઉપશમની પ્રેરણા કરતાં શ્રીમદ્ મુમુક્ષુઓ પરના પત્રોમાં આરંભ-પરિગ્રહના ત્યાગ પર સવિશેષ ભાર આપે છે: 'જો જીવને આરંભપરિગ્રહનું પ્રવર્તન વિશેષ રહેતું હોય તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવે છે, કેમકે આરંભપરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમનાં મૂળ છે. વૈરાગ્ય અને ઉપશમનાં કાળ છે. (અં. ૫૦૬). આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ મટે છે, જેમ જેમ તેને વિષેથી પોતાપણાનું અભિમાન મંદપરિણામને પામે છે; તેમ તેમ મુમુક્ષુતા વર્ધમાન થયા કરે છે. (અં. ૩૩૨). અસાર અને કલેશરૂપ આરંભ-પરિગ્રહના કાર્યમાં વસતાં જો આ જીવ કંઇ પણ નિર્ભય કે અજાગૃત રહે તો ઘણાં વર્ષનો ઉપાસેલો વૈરાગ્ય પણ નિષ્ફળ જાય એવી દશા થઈ આવે છે, એવો નિત્ય પ્રત્યે નિશ્ચય સંભારીને નિરુપાય પ્રસંગમાં કંપતાં ચિત્તે ન જ છૂટયે પ્રવર્ત્તવું ઘટે છે, એ વાતનો મુમુક્ષુ જીવે કાર્યે કાર્યે, ક્ષણે ક્ષણે અને પ્રસંગે પ્રસંગે લક્ષ રાખ્યા વિના મુમુક્ષુતા રહેવી દુર્લભ છે; અને એવી દશા વેદ્યા વિના મુમુક્ષુપણું પણ સંભવે નહીં. (અં. ૫૬૧). જ્ઞાની પુરુષોએ વારંવાર આરંભપરિગ્રહના ત્યાગનું ઉત્કૃષ્ટપણું કહ્યું છે અને ફરી ફરી તે ત્યાગનો ઉપદેશ કર્યો છે અને ઘણું કરી પોતે પણ તેમ વર્ત્યા છે, માટે મુમુક્ષુ પુરુષને અવશ્ય કરી તેની સંક્ષેપવૃત્તિ જોઈએ, એમાં સંદેહ નથી.' (અં. ૬૬૫). ઇ.

પૂર્વે અભ્યાસ નહિં હોવાથી અથવા વિપરીત અભ્યાસ હોવાથી આ મુમુક્ષુતા અને તેના વિશિષ્ટ અંગભૂત આ અંતરંગ વૈરાગ્ય-ઉપશમાદિ ભાવોની પરિણતિ પ્રથમ થવી કઠણ પડે, પણ નિરંતર તેવો **અભ્યાસ** કરતાં તેની અવશ્ય સિદ્ધિ હોય છે, એ વસ્તુ દર્શાવતાં **શ્રીમદ્** મહામુમુક્ષુ **અંબાલાલભાઈ** પરના પત્રમાં (અં. ૬૪૪). પ્રકાશે છે— 'અનાદિથી વિપરીત અભ્યાસ છે, તેથી વૈરાગ્ય ઉપશમાદિ ભાવોની પરિણતિ એકદમ ન થઈ શકે, કિંવા થવી કઠણ પડે, તથાપિ નિરંતર તે ભાવો પ્રત્યે લક્ષ રાખ્યે અવશ્ય સિદ્ધિ થાય છે. સત્સમાગમનો યોગ ન હોય ત્યારે તે ભાવો જે પ્રકારે વર્ધમાન થાય તે પ્રકારનાં દ્રવ્યક્ષેત્રાદિ ઉપાસવાં; સત્શાસ્ત્રનો પરિચય કરવો યોગ્ય છે. સૌ કાર્યની પ્રથમ ભૂમિકા વિકટ હોય છે, તો અનંતકાળથી અનભ્યસ્ત એવી મુમુક્ષુતા માટે તેમ હોય એમાં

આશ્ચર્ય નથી.' અનાદિકાળથી જીવને અસત્‌વાસનાનો અભ્યાસ હોવાથી તેમાં મલિન દર્પણમાં પ્રતિબિંબની જેમ એકદમ સત્‌સંસ્કાર થાય નહિં એ દર્શાવતાં અન્ય પત્રમાં (અં. ૨૨૯) લખે છે—'અનંતકાળથી જીવને અસત્‌વાસનાનો અભ્યાસ છે, તેમાં એકદમ સત્‌સંબંધી સંસ્કાર સ્થિત થતા નથી. જેમ મલિન દર્પણને વિષે યથાયોગ્ય પ્રતિબિંબ-દર્શન થઈ શકતું નથી, તેમ અસત્‌વાસનાવાળા ચિત્તને વિષે પણ સત્‌સંબંધી સંસ્કાર યથાયોગ્ય પ્રતિબિંબિત થતા નથી; ક્વચિત્ અંશે થાય છે, ત્યાં જીવ પાછો અનંતકાળનો જે મિથ્યા અભ્યાસ છે, તેના વિકલ્પમાં પડી જાય છે. એટલે તે ક્વચિત સત્‌ના અંશો પર આવરણ આવે છે, સત્‌સંબંધી સંસ્કારોની દૃઢતા થવા સર્વ પ્રકારે લોકલજ્જાની ઉપેક્ષા કરી સત્સંગનો પરિચય કરવો શ્રેયસ્કર છે.' ઇ.

આ અસત્‌વાસનાનો અનાદિનો અભ્યાસ છે તે ટાળવા તેની સામે સત્‌સંસ્કારનું બળ વધારવું જોઈએ, વિષય-કષાયાદિ દોષ દૂર કરી આત્મામાં ગુણ પ્રગટાવવા જોઈએ, અને તે અર્થે મુમુક્ષુએ સદ્‌ગુરુ, સદ્દેવ, સત્‌શ્રુત, સત્‌સંગ આદિ **સત્‌સાધન** સેવવાં જોઈએ,–એ વસ્તુ મુમુક્ષુઓને માર્ગદર્શન આપતાં **શ્રીમદે** સ્થળે સ્થળે ઉદ્‌ઘોષી છે : 'જિજ્ઞાસાબળ, વિચારબળ, વૈરાગ્યબળ, ધ્યાનબળ, અને જ્ઞાનબળ વર્ધમાન થવાને અર્થે આત્માર્થી જીવને તથારૂપ જ્ઞાનીપુરુષનો સમાગમ વિશેષ કરી ઉપાસવા યોગ્ય છે. × × સત્સમાગમના અભાવે વીતરાગશ્રુત, પરમશાંતરસપ્રતિપાદક વીતરાગવચનોની અનુપ્રેક્ષા વારંવાર કર્ત્તવ્ય છે. ચિત્તસ્થૈર્ય માટે તે પરમ ઔષધ છે.' (અં. ૮૫૬). 'ઇન્દ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક સત્શ્રુત અને સત્સમાગમ નિરંતર ઉપાસવા યોગ્ય છે.' (અં. ૮૮૮) ઇ. આ સર્વ સાધનમાં પ્રધાન સાધન **સત્સંગ** છે, તે પર **શ્રીમદ્** સર્વથી વિશેષ ભાર મૂકે છે અને તેની સર્વત્ર મુક્તકંઠે પ્રશંસા કરે છે: 'સત્સંગ (સમવયી પુરુષોનો, સમગુણી પુરુષોનો યોગ)મા સત્‌નો જેને સાક્ષાત્કાર છે એવા પુરુષના વચનનું પરિચર્યન કરવું કે જેમાથી કાળે કરીને સત્‌ની પ્રાપ્તિ થાય છે. (અં. ૧૯૮). પરમાર્થ ઉપર પ્રીતિ થવામાં સત્સંગ એ સર્વોત્કૃષ્ટ અને અનુપમ સાધન છે, પણ આ કાળમાં તેવો જોગ બનવો બહુ વિકટ છે. (અં. ૨૦૭) મોટા પુરુષોએ અને તેને લઈને અમે એવો દૃઢ નિશ્ચય કર્યો છે કે જીવને સત્સંગ એ જ મોક્ષનું પરમ સાધન છે. પોતાની સન્માર્ગને વિષે યોગ્યતા જેવી છે, તેવી યોગ્યતા ધરાવનારા પુરુષોનો સંગ તે સત્સંગ કહ્યો છે. મોટા પુરુષના સંગમાં નિવાસ છે, તેને અમે પરમ સત્સંગ કહીએ છીએ. કારણ એના જેવું કોઈ હિતસ્વી સાધન આ જગત્‌માં અમે જોયુ નથી, અને સાભળ્યુ નથી. (અં. ૨૪૯). એક મોટી નિશ્ચયની વાર્તા તો મુમુક્ષુ જીવે એ જ કરવી યોગ્ય છે કે સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી; અને તે સત્સંગમા નિરંતર સમય સમય નિવાસ ઇચ્છવો, અસત્સંગનું ક્ષણે ક્ષણે વિપરિણામ વિચારવું, એ શ્રેયરૂપ છે, બહુબહુ રીતે આ વાર્તા અનુભવમાં આણવા જેવી છે. (અં. ૩૭૫). સર્વ પરમાર્થનાં સાધનમાં પરમસાધન તે સત્સંગ છે, સત્પુરુષના ચરણસમીપનો નિવાસ છે. (અં. ૪૯૯). અસંગ એવું આત્મસ્વરૂપ સત્સંગને યોગે સૌથી સુલભપણે જણાવા યોગ્ય છે, એમાં સંશય નથી.

સત્સંગનું માહાત્મ્ય સર્વ જ્ઞાનીપુરુષોએ અતિશય કરી કહ્યું છે, તે યથાર્થ છે.' (અં. ૬૬૮). સત્સંગના આ અતિશય માહાત્મ્યની સર્વકાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવી અનુભવસિદ્ધ અમૃતવાણી **શ્રીમદે** આ અમર શબ્દોમાં પ્રકાશી છે:

**'સર્વ ભાવથી અસંગપણું થવું તે સર્વથી દુષ્કરમાં દુષ્કર સાધન છે; અને તે નિરાશ્રયપણે સિદ્ધ થવું અત્યંત દુષ્કર છે. એમ વિચારી શ્રી તીર્થંકરે સત્સંગને તેનો આધાર કહ્યો છે, કે જે સત્સંગના યોગે સહજસ્વરૂપભૂત એવું અસંગપણું જીવને ઉત્પન્ન થાય છે. તે સત્સંગ પણ જીવને ઘણીવાર પ્રાપ્ત થયાં છતાં ફળવાન થયો નથી એમ શ્રી વીતરાગે કહ્યું છે, કેમકે તે સત્સંગને ઓળખી, આ જીવે તેને પરમ હિતકારી જાણ્યો નથી; પરમસ્નેહે ઉપાસ્યો નથી; અને પ્રાપ્ત પણ અપ્રાપ્ત ફળવાન થવા યોગ્ય સંજ્ઞાએ વિસર્જન કર્યો છે, એમ કહ્યું છે. આ અમે કહ્યું તે જ વાતની વિચારણાથી અમારા આત્મામાં આત્મગુણ આવિર્ભાવ પામી સહજસમાધિપર્યંત પ્રાપ્ત થયા એવા સત્સંગને હું અત્યંત અત્યંત ભક્તિએ નમસ્કાર કરું છું. અવશ્ય આ જીવે પ્રથમ સર્વ સાધનને ગૌણ જાણી, નિર્વાણનો મુખ્ય હેતુ એવો સત્સંગ જ સર્વાર્પણપણે ઉપાસવો યોગ્ય છે; કે જેથી સર્વ સાધન સુલભ થાય છે, એવો અમારો આત્મસાક્ષાત્કાર છે. ઇ.' (અં. ૬૦૯).**

આ સત્સંગાદિ સત્સાધન મુમુક્ષુએ સ્વચ્છંદ છોડી જ્ઞાનીની **આજ્ઞાનુસારે** કેવળ એક શુદ્ધ **આત્માર્થે** જ સેવવાં જોઈએ, એ વસ્તુ પ્રત્યે **શ્રીમદ્** સર્વત્ર મુમુક્ષુઓનું ખાસ ધ્યાન ખેંચે છે—

'જે જે સાધન આ જીવે પૂર્વકાળે કર્યાં છે, તે તે સાધન જ્ઞાનીપુરુષની આજ્ઞાથી થયાં જણાતાં નથી, એ વાત અંદેશારહિત લાગે છે. જો એમ થયુ હોત તો જીવને સંસારપરિભ્રમણ હોય નહીં. જ્ઞાનીપુરુષની આજ્ઞા છે તે, ભવમાં જવાને આડા પ્રતિબંધ જેવી છે, કારણ જેને આત્માર્થ સિવાય બીજો કોઈ અર્થ નથી, અને આત્માર્થ પણ સાધી પ્રારબ્ધવશાત્ જેનો દેહ છે, એવા જ્ઞાનીપુરુષની આજ્ઞા તે ફક્ત આત્માર્થમાં જ સામા જીવને પ્રેરે છે; અને આ જીવે તો પૂર્વકાળે કંઈ આત્માર્થ જાણ્યો નથી; ઊલટો આત્માર્થ વિસ્મરણપણે ચાલ્યો આવ્યો છે. તે પોતાની કલ્પના કરી સાધન કરે તેથી આત્માર્થ ન થાય, અને ઊલટું આત્માર્થ સાધું છું એવું દુષ્ટ અભિમાન ઉત્પન્ન થાય, કે જે જીવને સંસારનો મુખ્ય હેતુ છે. × × અપૂર્વ વિચાર, અપૂર્વ પુરુષના આરાધન વિના બીજા કયા પ્રકારે જીવને પ્રાપ્ત થાય એ વિચારતાં એમ જ સિદ્ધાંત થાય છે કે, **જ્ઞાનીપુરુષની આજ્ઞાનું આરાધન એ સિદ્ધપદનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે; અને એ વાત જ્યારે જીવથી મનાય છે, ત્યારથી જ બીજા દોષનું ઉપશમવું, નિર્વર્તવું શરૂ થાય છે. (અં. ૫૧૧).**

**'જે જે પ્રકારે પોતાની ભ્રાંતિ કલ્પાઈ છે, તે તે પ્રકારે તે ભ્રાંતિ સમજી તે સંબંધી અભિમાન નિવૃત્ત કરવું, એ જ સર્વ તીર્થંકરાદિ મહાત્માનું કહેવું છે; × × તે કાર્યની સિદ્ધિને અર્થે સર્વ સાધન કહ્યાં છે. અહંતાદિ વધવાને માટે, બાહ્ય ક્રિયા, કે મતના આગ્રહ માટે, સંપ્રદાય ચલાવવા માટે, કે પૂજાશ્લાઘાદિ પામવા માટે, કોઈ મહાપુરુષનો કંઈ ઉપદેશ છે નહીં, અને તે જ કાર્ય કરવાની સર્વથા આજ્ઞા જ્ઞાનીપુરુષની છે. × × અને તે ભાવ આવવા માટે સત્સંગ, સદ્ગુરુ અને સત્શાસ્ત્રાદિ સાધન કહ્યાં છે, જે અનન્ય**

નિમિત્ત છે. તે સાધનની આરાધના જીવને નિજસ્વરૂપ કરવાના હેતુપણે જ છે, તથાપિ જીવ જો ત્યાં પણ વંચનાબુદ્ધિએ પ્રવર્તે તો કોઈ દિવસ કલ્યાણ થાય નહીં. વંચનાબુદ્ધિ એટલે સત્સંગ, સદ્‌ગુરુ આદિને વિષે ખરા આત્મભાવે માહાત્મ્યબુદ્ધિ ઘટે તે માહાત્મ્યબુદ્ધિ નહીં, અને પોતાના આત્માને અજ્ઞાનપણું જ વર્ત્યા કર્યું છે, માટે તેની અલ્પજ્ઞતા, લઘુતા વિચારી અમાહાત્મ્યબુદ્ધિ નહીં; તે સત્સંગ, સદ્‌ગુરુ આદિને વિષે આરાધવાં નહીં તે પણ વંચનાબુદ્ધિ છે. × × વધારે લક્ષ તો પ્રથમ જીવને જો આ થાય તો સર્વ શાસ્ત્રાર્થ અને આત્માર્થ સહેજે સિદ્ધ થવા સંભવે છે.' (અં. ૫૨૬) ઇ.

અને આમ 'સર્વ કાર્યમા કર્ત્તવ્ય માત્ર **આત્માર્થ** છે એ સંભાવના નિત્ય મુમુક્ષુ જીવે કરવી યોગ્ય છે. (અં. ૬૭૦). જગતમાં રૂડું દેખાડવા માટે મુમુક્ષુ કંઈ આચરે નહીં, પણ રૂડું હોય તે જ આચરે (અં. ૨૭૪).'—ઇત્યાદિ **સુવર્ણસૂત્રો** નિરંતર લક્ષમાં રાખી મુમુક્ષુ જીવે શુદ્ધ આત્માર્થે, દ્રવ્યથી–ક્ષેત્રથી–કાલથી નિવૃત્તિનો યથાશક્તિ લાભ લઈ ભાવથી નિવૃત્તિ પામવા આ સત્‌સાધનોનો અપ્રમત્તપણે લાભ ઊઠાવવો જોઈએ; 'કેવળ **અંતર્મુખ થવાનો સત્પુરુષોનો માર્ગ સર્વદુઃખક્ષયનો ઉપાય છે**' (અં. ૮૧૬)–એ **કેન્દ્રસ્થ મૂળ સૂત્ર** સતત ઉપયોગમાં રાખી, 'ઓછો પ્રમાદ થવાનો ઉપયોગ એ જીવને માર્ગના વિચારમાં સ્થિતિ કરાવે છે, અને વિચાર માર્ગમાં સ્થિતિ કરાવે છે, એ વાત ફરી ફરી વિચારી, તે પ્રયત્ન' (અં. ૪૨૩) કરતા રહેવો જોઈએ; 'જો સફળતાનો માર્ગ સમજાય તો આ મનુષ્યપણાનો એક સમય પણ સર્વોત્કૃષ્ટ ચિંતામણિ છે' (અં. ૭૩૦). 'અને જો દેહાર્થમા જ તે મનુષ્યપણું વ્યતીત થયું તો તો એક ફૂટી બદામની કિંમતનું નથી' (અં. ૭૨૫), એ અમૂલ્ય સૂત્રો સદા સ્મરણમાં રાખી, એવા ચિંતામણિરત્નથી પરમ માહાત્મ્યવાન અને મૂલ્યવાન આ અમૂલ્ય મનુષ્યપણાનો **શુદ્ધ આત્માર્થમાં જ ઉપયોગ** કરવો જોઈએ; અને તેમ કરવામાં નિરાશ કે નિરુત્સાહી ન થતાં નિત્ય વિશુદ્ધિસ્થાનકનો અભ્યાસ કરતા રહી અપૂર્વ શૂરવીરતાથી **આત્મપુરુષાર્થ** સ્ફુરાવવો જોઈએ,–એમ પરમ પુરુષાર્થની પ્રેરણા કરતાં **શ્રીમદ્** આ પરમ ઉત્સાહપ્રેરક અમર વચનોમાં મુમુક્ષુઓને અપૂર્વ ઉત્સાહ પ્રેરે છે—

'મુમુક્ષુપણું જેમ દૃઢ થાય તેમ કરો, હારવાનો અથવા નિરાશ થવાનો કાંઇ હેતુ નથી. દુર્લભ યોગ જીવને પ્રાપ્ત થયો તો પછી થોડાક પ્રમાદ છોડી દેવામાં જીવે મુંઝાવા જેવું અથવા નિરાશ થવા જેવું કંઈ જ નથી. (અં. ૮૨૯).

'ઉપરની ભૂમિકાઓમાં પણ અવકાશ પ્રાપ્ત થયે અનાદિ વાસનાનું સંક્રમણ થઈ આવે છે, અને આત્માને વારંવાર આકુળવ્યાકુળ કરી દે છે, × × તેવા અંતરાયથી ખેદ નહીં પામતાં આત્માર્થી જીવે પુરુષાર્થ દૃષ્ટિ કરવી અને શૂરવીરપણું રાખવું. હિતકારી દ્રવ્યક્ષેત્રાદિ યોગનું અનુસંધાન કરવું, સત્શાસ્ત્રનો વિશેષ પરિચય રાખી વારંવાર હઠ કરીને પણ મનને સદ્વિચારમાં પ્રવેશિત કરવું, અને મનના દુરાત્મ્યપણાથી આકુળવ્યાકુળતા નહીં પામતા ધૈર્યથી સદ્વિચારપંથે જવાનો ઉદ્યમ કરતાં જય થઇ ઉપરની ભૂમિકાની પ્રાપ્તિ થાય છે, અને અવિક્ષેપપણું પ્રાપ્ત થાય છે. (અં. ૮૧૩).

'ખેદ નહીં કરતા શૂરવીરપણું ગ્રહીને જ્ઞાનીને માર્ગે ચાલતા મોક્ષપાટણ સુલભ જ

છે. વિષયકષાયાદિ વિશેષ વિકાર કરી જાય તે વખતે વિચારવાનને પોતાનું નિર્વીર્યપણું જોઈને ઘણો જ ખેદ થાય છે, અને આત્માને વારંવાર નિંદે છે, ફરી ફરીને તિરસ્કારની વૃત્તિથી જોઈ, ફરી મહંત પુરુષનાં ચરિત્ર અને વાક્યનું અવલંબન ગ્રહણ કરી, આત્માને શૌર્ય ઉપજાવી, તે વિષયાદિ સામે અતિ હઠ કરીને તેને હઠાવે છે ત્યાંસુધી નીચા મને બેસતા નથી, તેમ એકલો ખેદ કરીને અટકી રહેતા નથી. એ જ વૃત્તિનું અવલંબન આત્માર્થી જીવોએ લીધું છે, અને તેથી જ અંતે જય પામ્યા છે. આ વાત સર્વ મુમુક્ષુઓએ મુખે કરી હૃદયમાં સ્થિર કરવા યોગ્ય છે.' (અં. ૮૧૯).

આમ સર્વ કાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શન કરતા આ હૃદયમાં કોતરી રાખવા યોગ્ય સુવર્ણસૂત્રોના અમૃત કળશો ભરી **શ્રીમદે** મુમુક્ષુઓને **પરમ આત્માર્થ અમૃતપાન** કરાવ્યું છે; અને આ સુવર્ણસૂત્રોના અમૃતકળશોમાં પણ પરમ અમૃતકળશ સમાન આ ટંકોત્કીર્ણ સુવર્ણસૂત્રમાં તો **શ્રીમદે** મુમુક્ષુઓને **પરમ આત્માર્થપાન** કરાવવાની અવધિ જ કરી છે—

**'અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઇએ.' (અં.૭૧૯).**



## પ્રકરણ સીતોતેરમું

# મુનિઓને શ્રીમદ્દનું માર્ગદર્શન

**શ્રીમદ્**નો પ્રથમ સાક્ષાત્ સમાગમ ખંભાતમાં સં. ૧૯૪૬ ના આશો વદમાં થયા પછી અને મુંબઈમાં બીજા સમાગમ પછી પણ અંતરાલકાલમાં પરોક્ષપણે પત્ર વાટે પરમાર્થસંભાળ લેતા **શ્રીમદ્ લલ્લુજીમુનિ દેવકરણજીમુનિ** આદિને માર્ગે ચઢાવવા યોગ્યતાવૃદ્ધિ–'સત્'ભક્તિ આદિ યથાયોગ્ય બોધરૂપ માર્ગદર્શન આપતા, તેમજ તેમના બાહ્ય મુનિધર્મના આચારની યથોક્ત ઉચિત મર્યાદામાં રહી વર્તમાન સંજોગોમાં કેમ વર્ત્તવું તેનું આનુષંગિક દિશાદર્શન પણ કરાવતા. જેમકે—**લલ્લુજી મુનિ**ના પરમ ભક્તિરસથી લસલસતા પત્રના ઉત્તરમાં **શ્રીમદ્** મુંબઇથી કા. શુ. ૧૪, ૧૯૪૭ના દિને લખેલા પ્રથમ મંગલપત્રમાં જ લખે છે—

**'અનંતકાળથી પોતાને પોતા વિષેની જ ભ્રાંતિ રહી ગઈ છે; આ એક અવાચ્ય, અદ્ભુત વિચારણાનું સ્થળ છે. જ્યાં મતિની ગતિ નથી, ત્યાં વચનની ગતિ ક્યાંથી હોય ? નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો; સત્પુરુષની ભક્તિ પ્રત્યે લીન થવું; સત્પુરુષોનાં ચરિત્રોનું સ્મરણ કરવું; સત્પુરુષોનાં લક્ષણનું ચિંતન કરવું; સત્પુરુષોની મુખાકૃતિનું**

હૃદયથી અવલોકન કરવું; તેનાં મન, વચન, કાયાની પ્રત્યેક ચેષ્ટાના અદ્ભુત રહસ્યો ફરી ફરી નિદિધ્યાસન કરવાં; તેઓએ સમ્મત કરેલું સર્વ સમ્મત કરવું. આ જ્ઞાનીઓએ હૃદયમાં રાખેલું, નિર્વાણને અર્થે માન્ય રાખવા યોગ્ય, શ્રદ્ધવા યોગ્ય, ફરી ફરી ચિંતવવા યોગ્ય, ક્ષણે ક્ષણે, સમયે સમયે તેમાં લીન થવા યોગ્ય, પરમ રહસ્ય છે. અને એ જ સર્વ શાસ્ત્રનો, સર્વ સંતના હૃદયનો, ઈશ્વરના ઘરનો મર્મ પામવાનો મહામાર્ગ છે. અને એ સઘળાનું કારણ કોઈ વિદ્યમાન સત્પુરુષની પ્રાપ્તિ, અને તે પ્રત્યે અવિચળ શ્રદ્ધા એ છે. અધિક શું લખવું? આજે, ગમે તો કાલે, ગમે તો લાખ વર્ષે અને ગમે તો તેથી મોડે અથવા વહેલે, એ જ સૂઝ્યે, એ જ પ્રાપ્ત થયે છૂટકો છે. સર્વ પ્રદેશે, મને તો એ જ સમ્મત છે. ×× અંબાલાલથી આ પત્ર અધિક સમજવાનું બની શકશે.'

આ પછી સં. ૧૯૪૭ના પોષમાં લખેલા સ્વાનુભવની છાપવાળા અતિશય મહત્વના અસાધારણ પત્રમાં (અં. ૧૯૪) આ જ વસ્તુની સ્વાનુભવસિદ્ધ વાતથી પુષ્ટિ કરતાં **શ્રીમદ્** સર્વજ્ઞાનીસંમત સન્માર્ગનું દર્શન કરાવે છે—

'ભાવઅપ્રતિબદ્ધતાથી નિરંતર વિચરે છે એવા જ્ઞાની પુરુષનાં ચરણારવિંદ, તે પ્રત્યે અચળ પ્રેમ થયા વિના અને સમ્યક્પ્રતીતિ આવ્યા વિના સત્સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, અને આવ્યેથી અવશ્ય તે મુમુક્ષુ જેના ચરણારવિંદ તેણે સેવ્યાં છે, તેની દશાને પામે છે. આ માર્ગ સર્વ જ્ઞાનીઓએ સેવ્યો છે, સેવે છે, અને સેવશે. જ્ઞાનપ્રાપ્તિ એથી અમને થઈ હતી, વર્તમાને એ જ માર્ગથી થાય છે અને અનાગતકાળે પણ જ્ઞાનપ્રાપ્તિનો એ જ માર્ગ છે. સર્વ શાસ્ત્રનો બોધ લક્ષ જોવા જતાં એ જ છે. અને જે કોઈ પણ પ્રાણી છૂટવા ઇચ્છે છે તેણે અખંડ વૃત્તિથી એ જ માર્ગને આરાધવો. એ માર્ગ આરાધ્યા વિના જીવે અનાદિકાળથી પરિભ્રમણ કર્યું છે. જ્યાંસુધી જીવને સ્વછંદરૂપી અંધત્વ છે, ત્યાંસુધી એ માર્ગનું દર્શન થતું નથી. (અંધત્વ ટળવા માટે) જીવે એ માર્ગનો વિચાર કરવો; દૃઢ મોક્ષેચ્છા કરવી; એ વિચારમાં અપ્રમત્ત રહેવું, તો માર્ગની પ્રાપ્તિ થઈ અંધત્વ ટળે છે, એ નિઃશંક માનજો. અનાદિ કાળથી જીવ અવળે માર્ગે ચાલ્યો છે. જો કે તેણે જપ, તપ, શાસ્ત્રાધ્યયન વગેરે અનંતવાર કર્યું છે; તથાપિ જે કંઈ પણ અવશ્ય કરવા યોગ્ય હતું તે તેણે કર્યું નથી; જે અમે પ્રથમ જ જણાવ્યું છે.'

આવા ટંકોત્કીર્ણ અમૃત સુવર્ણાક્ષરે આ અમૃત સન્માર્ગનું દર્શન કરાવતા આ અમૃત (Immortal) પુરુષે **શ્રીમદે** સૂયગડાંગઆદિ શાસ્ત્રોની સાક્ષીથી આ ઉક્ત વસ્તુ પુષ્ટ કરી છે, આવો જ ધ્વનિ કરતા બીજા પત્રમાં **સાક્ષાત્ સત્મૂર્તિ શ્રીમદ્** પોતાનું હૃદય દર્શાવે છે—'કોઈ પણ પ્રકારે જીવ પોતાની કલ્પનાએ કરી સતને પ્રાપ્ત કરી શકતો નથી. સજીવનમૂર્તિ પ્રાપ્ત થયે જ સત્ પ્રાપ્ત થાય છે, સત્ સમજાય છે, સતનો માર્ગ મળે છે, સત્ પર લક્ષ આવે છે. સજીવનમૂર્તિના લક્ષ વગર જે કંઈ પણ કરવામા આવે છે, તે જીવને બંધન છે. આ અમારું હૃદય છે. (અ. ૧૯૮) અનાદિકાળથી જેટલું જાણ્યું છે તેટલું બધું ય અજ્ઞાન જ છે; તેનું વિસ્મરણ કરવું. સત સત્ જ છે, સરળ છે, સુગમ છે; સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે; પણ સતને બતાવનાર સત્ જોઈએ. (અં. ૨૦૭). સત્ એ કંઈ દૂર નથી, પણ દૂર લાગે છે, અને એ જ જીવનો મોહ છે. ×× સત્ છે તે

ભ્રાંતિ નથી, ભ્રાંતિથી કેવળ વ્યતિરિક્ત (જૂદું) છે; કલ્પનાથી પર (આઘે) છે; માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી સત્‌ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું; તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય.' (અં. ૨૧૧). ઇત્યાદિ. આવું બોધ–રસાયન **શ્રીમદ્‌** પીવડાવતા, તેથી જેનું ભક્તિપૂર વધતું જતું હતું એવા **લલ્લુજી મુનિ** 'દાસ લલ્લુ' બની **શ્રીમદ્‌ને** પરમ ભક્તિપૂર્ણ પત્રો લખતા. તેના ઉત્તરમાં સામું દાસત્વ દાખવતા પરમ માર્દવમૂર્ત્તિ **શ્રીમદ્‌** અત્યંત વિનમ્રતા દાખવતા—'અમારા ઉપર તમારી ગમે તેવી ભક્તિ હો, બાકી સર્વ જીવોના અને વિશેષે કરી ધર્મજીવના તો અમે ત્રણે કાળને માટે દાસ જ છીએ.' આમ દાસ અને દાસાનુદાસની વિનયતા અને વિનમ્રતાની જાણે સ્પર્ધા ચાલતી!

આવા અનન્ય ભક્ત મુનિને મુનિધર્મની મર્યાદા સાચવતાં બાહ્ય વ્યવહારમાં પણ કેવી રીતે વર્ત્તવું તેનું પણ **શ્રીમદ્‌** યથાપ્રસંગે યથાયોગ્ય માર્ગદર્શન કરતા. વ્યાખ્યાન મુનિને કરવું પડે છે તે સામાન્ય શિરસ્તો થઈ પડ્યો છે, તે માટે આત્માર્થી મુનિએ કેવી રીતે પ્રવર્ત્તવું તે દર્શાવે છે—'વ્યાખ્યાન કરવું પડે તો કરવું, પણ આ કર્ત્તવ્યની હજુ મારી યોગ્યતા નથી અને આ મને પ્રતિબંધ છે, એમ સમજતાં જતાં ઉદાસીન ભાવે કરવું. ન કરવા માટે જેટલા સામાને રુચિકર અને યોગ્ય પ્રયત્ન થાય તેટલા કરવા, અને તેમ છતાંય જ્યારે કરવું પડે તો ઉપર પ્રમાણે ઉદાસીન ભાવ સમજીને કરવું. (અં. ૧૯૬) યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થયા પ્રથમ જે જીવોને ઉપદેશકપણું વર્ત્તતું હોય તે જીવે જે પ્રકારે વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિનો લક્ષ થાય તે પ્રકારે પ્રસંગપ્રાપ્ત જીવોને ઉપદેશ આપવો ઘટે, અને જે પ્રકારે તેને નાના પ્રકારના અસદ્‌ આગ્રહનો તથા કેવળ વેષવ્યવહારાદિનો અભિનિવેશ ઘટે તે પ્રકારે ઉપદેશ પરિણામી થાય તેમ આત્માર્થ વિચારી કહેવું ઘટે. ક્રમે કરીને તે જીવો યથાર્થ માર્ગની સન્મુખ થાય એવો યથાશક્તિ ઉપદેશ કર્ત્તવ્ય છે.' (અં. ૬૭૩) **શ્રીમદ્‌ના** આ ટંકોત્કીર્ણ અમૃત વચનો ઉપદેશકપણાની મોટી જોખમદારી સમજનારા સર્વકાળના સર્વ આત્માર્થીઓને દીવાદાંડી સમા માર્ગદર્શક છે એટલું જ નહિં પણ, તેવી જોખમદારીના ભાન વિના ઉપદેશકનું જોખમી કામ હાથ ધરી કેવળ માનાર્થે પોતાની વક્તૃત્વકળાનું પ્રદર્શન કરતાં ફૂલીને ફાળકો બનનારા આજકાલના માનાર્થી વ્યાખ્યાનકારોએ ઘણો ધડો લેવા જેવા છે અસ્તુ!

આમ ઉપદેશ અંગે ઉપદેશ આપી,—'કોઈ પણ બીજાઓ, ધર્મક્રિયાને નામે તમારા સહવાસીઓ (શ્રાવકાદિક) ક્રિયા કરતા હોય તેને નિષેધશો નહીં,' (અં. ૧૯૮). એમ ક્રિયાનું ઉત્થાપન નહિં કરવાનુ સ્પષ્ટ સૂચન કરતાં **શ્રીમદ્‌** ક્રિયાનું સમ્યક્‌પણું જેમ થાય એમ પોતાના સહયોગી મુનિઓને પણ વિધાયક પદ્ધતિથી (Constructive-style) માર્ગદર્શક બનવાનું મુનિ લલ્લુજીને માર્ગદર્શન આપતા—'જે સાધુઓ તમને અનુસરતા હોય, તેમને સમય પરત્વે જણાવતા રહેવું કે, ધર્મ તેનું નામ આપી શકાય કે જે ધર્મ થઈને પરિણમે, જ્ઞાન તેનું નામ હોય કે જે જ્ઞાન થઈને પરિણમે; આપણે આ બધી ક્રિયા અને વાંચના ઇત્યાદિક કરીએ છીએ, તે મિથ્યા છે, એમ કહેવાનો મારો

હેતુ તમે સમજો નહીં તો હું તમને કંઈ કહેવા ઇચ્છું છું, આમ જણાવી તેમને જણાવવું કે આ જે કંઇ આપણે કરીએ છીએ, તેમાં કોઈ એવી વાત રહી જાય છે કે જેથી ધર્મ અને જ્ઞાન આપણને પોતાને રૂપે પરિણમતાં નથી, અને કષાય તેમજ મિથ્યાત્વ (સંદેહ)નું મંદત્વ થતું નથી; માટે આપણે જીવના કલ્યાણનો ફરી ફરી વિચાર કરવો યોગ્ય છે; અને તે વિચાર્યે કંઇક આપણે ફળ પામ્યા વિના રહેશું નહીં.' ઇ. (અં. ૨૦૭) જેમ બને તેમ મિથ્યાત્વ–કષાયાદિની મંદતાએ કરી પરિણામશુદ્ધિથી જ્ઞાન–ક્રિયાનું સફળપણું કેમ થાય એ અંગે કોઈ પણ આત્માર્થી મુમુક્ષુ મુનિને કેવું વિચારપ્રેરક **શ્રીમદ્‌નું** આ અપૂર્વ માર્ગદર્શન છે! અને મુનિને પત્રસમાચારાદિ વ્યવહાર પરત્વે ઉત્સર્ગથી અને અપવાદથી જિનમાર્ગની શી મર્યાદા છે એ અંગે નિષ્તુષ યુક્તિથી વિવરણ કરતા પત્રમાં (અં. ૫૦૧) સ્પષ્ટ માર્ગદર્શન કરતા **શ્રીમદે**, જરા પણ શિથિલાચાર ન ચલાવી લેવાય અને લેશ પણ પ્રતિજ્ઞાભંગ ન ચાલે એવા મુનિધર્મના કડક આચારપાલન અંગેનું પોતાનું દૃઢ મંતવ્ય દર્શાવતાં, બાહ્ય આચારપાલનમાં પણ મુનિને દૃઢ કરાવ્યા છે.

એમ યથાપ્રસંગે મુનિને માર્ગદર્શન કરતા **શ્રીમદે** માત્ર બાહ્ય આચાર અંગે જ નહિં, પણ સમિતિ આદિ આચારના જિનઆજ્ઞાનુસાર કડક (strict) અનુપાલન અંગે પણ જરા પણ સ્વચ્છંદને સ્થાન ન રહેવા પામે એવું સ્પષ્ટ માર્ગદર્શન કરાવ્યું છે. 'મુનિ દેવકીર્ણજીને આચારાંગ વાંચતાં સાધુનો દીર્ઘશંકાદિ કારણોમાં પણ ઘણો સાંકડો માર્ગ જોવામાં આવ્યો, તે પરથી એવી આશંકા થઇ કે એટલી બધી સંકડાશ એવી અલ્પ ક્રિયામાં પણ રાખવાનું કારણ શું હશે?' તે શંકાનું સમાધાન કરતાં **શ્રીમદે** **સમિતિવિચાર** અંગે અદ્‌ભુત **રહસ્યદૃષ્ટિ** અર્પતાં આમ અપૂર્વ માર્ગદર્શન કરાવ્યું છે—

'સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે. એક સમય પણ ઉપયોગ બહિર્મુખ કરવો નહીં એ નિર્ગ્રંથનો મુખ્ય માર્ગ છે; પણ તે સંયમાર્થે દેહાદિ સાધન છે તેના નિર્વાહને અર્થે સહજ પણ પ્રવૃત્તિ થવા યોગ્ય છે. કંઇ પણ તેવી પ્રવૃત્તિ કરતાં ઉપયોગ બહિર્મુખ થવાનું નિમિત્ત છે, તેથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગ પ્રત્યે રહ્યા કરે એવા પ્રકારમાં ગ્રહણ કરાવી છે; કેવળ અને સહજ અંતર્મુખ ઉપયોગ તો મુખ્યતાએ કેવળ ભૂમિકા નામે તેરમે ગુણસ્થાનકે હોય છે. અને નિર્મળ વિચારધારાના બળવાનપણા સહિત અંતર્મુખ ઉપયોગ સાતમે ગુણસ્થાનકે હોય છે. પ્રમાદથી તે ઉપયોગ સ્ખલિત થાય છે, અને કંઇક વિશેષ અંશમાં સ્ખલિત થાય તો વિશેષ બહિર્મુખ ઉપયોગ થઈ ભાવઅસંયમપણે ઉપયોગની પ્રવૃત્તિ થાય છે. તે ન થવા દેવાને અને દેહાદિ સાધનના નિર્વાહની પ્રવૃત્તિ પણ ન છોડી શકાય એવી હોવાથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગે થઈ શકે એવી અદ્‌ભુત સંકલનાથી ઉપદેશી છે, જેને પાંચ સમિતિ કહેવાય છે.' ઇ. (અં. ૭૬૭)

મુનિમાર્ગે વિચરનારા સર્વકાળના સર્વ મુનિઓને આ સાંકડા દેખાતા કડક આચાર-પાલન પાછળની દૃષ્ટિનું અનન્ય રહસ્યભૂત દર્શન કરાવતી **શ્રીમદે** અર્પેલી આ અપૂર્વ રહસ્યદૃષ્ટિ પ્રાયે સમસ્ત જૈન વાઙ્‌મયમાં ખરેખર! અપૂર્વ અને અદ્વિતીય જ છે! આમ ભાવસંયમના અનુસંધાનપૂર્વક દ્રવ્યસંયમના યથોક્ત આજ્ઞાનુસાર પાલનનું નિરંતર યથાતથ્ય માર્ગદર્શન કરતા **શ્રીમદ્**, મુનિઓને પ્રાપ્ત દ્રવ્ય સંયમ ને ભાવસંયમની જિજ્ઞાસાને સફળ

કરવા આમ પ્રોત્સાહન આપતા—'આત્મહેતુભૂત એવા સંગ વિના સર્વ સંગ મુમુક્ષુ જીવે સંક્ષેપ કરવા ઘટે છે, કેમકે તે વિના પરમાર્થ આવિર્ભૂત થવો કઠણ છે, અને તે કારણે આ વ્યવહાર, દ્રવ્યસંયમરૂપ સાધુત્વ શ્રીજિને ઉપદેશ્યું છે. (અં. ૬૫૩). આરંભ તથા પરિગ્રહની પ્રવૃત્તિ આત્મહિતને ઘણા પ્રકારે રોધક છે, અથવા સત્સમાગમના યોગમાં એક વિશેષ અંતરાયનું કારણ જાણીને તેના ત્યાગરૂપે બાહ્યસંયમ જ્ઞાનીપુરુષોએ ઉપદેશ્યો છે, જે પ્રાયે તમને પ્રાપ્ત છે. વળી યથાર્થ ભાવસંયમની જિજ્ઞાસાથી પ્રવર્તો છો, માટે અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો જાણી સત્શાસ્ત્ર, અપ્રતિબંધતા, ચિત્તની એકાગ્રતા, સત્પુરુષોનાં વચનોની અનુપ્રેક્ષા દ્વારા તે સફળ કરવી યોગ્ય છે. (અં. ૭૩૨) દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એમ ચાર પ્રકારે અપ્રતિબંધપણું, આત્મતાએ વર્તતા નિર્ગ્રંથને કહ્યું છે; તે વિશેષ અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે.' (અં. ૭૩૯), આમ દ્રવ્યથી અને ભાવથી આદર્શ સંયમ પાલન કરવાનું અને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, તથા ભાવથી ક્યાંય પણ પ્રતિબંધ કર્યા વિના સાચા મુનિમાર્ગે વિચરવાનું મુનિઓને કેવું સ્પષ્ટ માર્ગદર્શન **શ્રીમદ્** કરતા!



### પ્રકરણ અઠ્ઠોતેરમું

## ઉપદેશબોધાર્થે ઉપદેશબોધરૂપ શાસ્ત્રવાંચનનો ઉપદેશ

અને શાસ્ત્રવાંચન અંગે પણ માર્ગદર્શન કરતાં **શ્રીમદ્** મતભેદાતીત નિરાગ્રહભાવે સત-શાસ્ત્રવાંચનનું સૂચન કરતા. જૈનશાસ્ત્ર પણ કુલધર્મના આગ્રહની કે મતની દ્રષ્ટિએ નહિં પણ સત્‌ની દ્રષ્ટિએ વિચારવાનું અને વેદાંતશાસ્ત્ર પણ ઉપદેશબોધની દૃષ્ટિએ વિચારવાનું વારંવાર સૂચન કરતા; અને તે બા. સૂત્રકૃતાંગસૂત્રની વાંચના અંગે પ્રવેશ કરાવનારો **શ્રીમદે** જે **અપૂર્વ પ્રવેશક** (Introduction) મુનિ પરના એક પત્રમાં (અં. ૩૭૫) લખ્યો છે, તે તો સમસ્ત શાસ્ત્રવાંચનના અદ્‌ભુત પ્રવેશક જેવો હોઈ સર્વકાળના સર્વ મુમુક્ષુઓને પરમ માર્ગદર્શક થઇ પડે એવો અપૂર્વ છે:

'નિવૃત્તિ જેવાં ક્ષેત્રે ચિત્તસ્થિરતાએ હાલ સૂત્રકૃતાંગનું શ્રવણ કરવા ઇચ્છા હોય તો કરવામાં બાધા નથી. માત્ર જીવને ઉપશમાર્થે તે કરવું યોગ્ય છે. કયા મતનું વિશેષપણું છે, કયા મતનું ન્યૂનપણું છે, એવા અન્યાર્થમાં પડવા અર્થે તેમ કરવું યોગ્ય નથી. તે સૂત્રકૃતાંગની રચના જે પુરુષોએ કરી છે, તે આત્મસ્વરૂપ પુરુષ હતા એવો અમારો નિશ્ચય છે. આ કર્મરૂપ ક્લેશ જે જીવને પ્રાપ્ત થયો છે તે કેમ ત્રુટે? એવું પ્રશ્ન મુમુક્ષુ શિષ્યને ઉદ્‌ભવ કરી 'બોધ પામવાથી ત્રુટે' એવું તે સૂત્રકૃતાંગનું પ્રથમ વાકય છે. તે બંધન શું? અને શું જાણવાથી તે ત્રુટે? એવું બીજું પ્રશ્ન ત્યાં શિષ્યને સંભવે છે અને તે બંધન વીરસ્વામીએ શા પ્રકારે કહ્યું છે? એવા વાકયથી તે પ્રશ્ન મૂકયું છે; અર્થાત્ શિષ્યના પ્રશ્નમાં તે વાકય મૂકી ગ્રંથકાર એમ કહે છે કે, આત્મસ્વરૂપ એવા શ્રી વીરસ્વામીનું

કહેલું તમને કહીશું; કેમકે આત્મસ્વરૂપ પુરુષ આત્મસ્વરૂપાર્થે અત્યંત પ્રતીતિ યોગ્ય છે. તે બંધનનું સ્વરૂપ ત્યાર પછી ગ્રંથકાર કહે છે તે ફરી ફરી વિચારવા યોગ્ય છે. ત્યાર પછી તેના વિશેષ વિચારે ગ્રંથકારને સ્મૃતિ થઇ કે આ જે સમાધિમાર્ગ તે આત્માના નિશ્ચય વિના ઘટે નહીં, અને જગતવાસી જીવોએ અજ્ઞાની ઉપદેશકોથી જીવનું સ્વરૂપ અન્યથા જાણી, કલ્યાણનું સ્વરૂપ અન્યથા જાણી, અન્યથાનો યથાર્થપણે નિશ્ચય કર્યો છે; તે નિશ્ચયનો ભંગ થયા વિના, તે નિશ્ચયનો સંદેહ પડ્યા વિના, અમે જે અનુભવ્યો છે એવો સમાધિમાર્ગ, તેમને કોઇ પ્રકારે સંભળાવ્યો શી રીતે ફળીભૂત થશે? એવું જાણી ગ્રંથકાર કહે છે કે– આવા માર્ગનો ત્યાગ કરીને કોઇ એક શ્રમણ બ્રાહ્મણ અજાણપણે, વગર વિચાર્યે, અન્યથા પ્રકારે માર્ગ કહે છે એમ કહેતા હતા. તે અન્યથા પ્રકાર પછી ગ્રંથકાર નિવેદન કરે છે, કે પંચમહાભૂતનું જ કોઈ અસ્તિત્વ માને છે, આત્માનું ઉત્પન્ન થવું તેથી માને છે, જેમ ઘટતું નથી, એમ જણાવી આત્માનું નિત્યપણું પ્રતિપાદન કરે છે. જો જીવે પોતાનું નિત્યપણું જાણ્યુ નથી, તો પછી નિર્વાણનું પ્રયત્ન શા અર્થે થાય? એવો અભિપ્રાય કરી નિત્યતા દર્શાવી છે. ત્યારપછી ભિન્ન ભિન્ન પ્રકારે કલ્પિત અભિપ્રાય દર્શાવી યથાર્થ અભિપ્રાયનો બોધ કરી, યથાર્થ માર્ગ વિના છૂટકો નથી, ગર્ભપણું ટળે નહીં, જન્મ ટળે નહીં, મરણ ટળે નહીં, દુઃખ ટળે નહીં, આધિ, વ્યાધિ, ઉપાધિ કંઈ ટળે નહીં; અને અમે ઉપર જે કહી આવ્યા છીએ એવા મતવાદીઓ તે સૌ તેવા પ્રકારને વિષે વસ્યા છે, કે જેથી જન્મજરામરણાદિનો નાશ થાય નહીં; એવો વિશેષ ઉપદેશરૂપ આગ્રહ કરી પ્રથમાધ્યયન સમાપ્ત કર્યું છે. ત્યારપછી અનુક્રમે તેથી વર્ધમાન પરિણામે ઉપશમ–કલ્યાણ–આત્માર્થ બોધ્યો છે. તે લક્ષમાં રાખી વાંચન, શ્રવણ ઘટે છે. કુળધર્માર્થે સૂત્રકૃતાંગનું વાંચન શ્રવણ નિષ્ફળ છે.'

શાસ્ત્રમાં પ્રવેશ કરાવનારો કેવો અદ્ભુત પ્રવેશક! કેવું અપૂર્વ માર્ગદર્શન!

મુંબઈમાં ચાતુર્માસ પૂર્ણ થયે મુનિઓ વિહાર કરી સુરત પધાર્યા. ત્યાં પણ પત્ર-વાટે આ જ વસ્તુને પુષ્ટ કરે એવું માર્ગદર્શન **શ્રીમદ્** કરાવતા. જે કંઈ કહેવામાં આવે છે કે લખવામાં આવે છે તે માત્ર એકાંત પરમાર્થહેતુથી જ કરવામાં આવે છે એવું સ્પષ્ટ વક્તવ્ય કરતા **શ્રીમદ્** મુંબઈથી વૈશાખ શુદ ૯ ૧૯૫૦ના પત્રમા સૂર્યપુરસ્થિત શુભેચ્છાપ્રાપ્ત **શ્રી લલ્લુજીને** લખે છે કે—'તમને અથવા શ્રી દેવકરણજીને અથવા કોઈ બીજા મુમુક્ષુને કોઈ પ્રકારની કંઇ પણ પરમાર્થની વાર્ત્તા કરી હોય તેમાં માત્ર પરમાર્થ સિવાય બીજો કોઈ હેતુ નથી. ×× તે દેહજોગમાં કોઈ કોઈ વખત કોઈ મુમુક્ષુ પ્રત્યે લોકમાર્ગનો પ્રતિકાર ફરી ફરી કહેવાનું થાય છે; એ જોગમાંનો જોગ તમારા અને શ્રી દેવકરણજી સંબંધમાં સહેજે બન્યો છે, પણ તેથી તમે અમારું કહેવું માન્ય કરો એવા આગ્રહ માટે કંઈ પણ નથી કહેવાનું થતું; માત્ર હિતકારી જાણી તે વાતનો આગ્રહ થયો હોય છે કે થાય છે, એટલો લક્ષ રહે તો સંગનુ ફળ કોઈ રીતે થવું સંભવે છે.' આમ આગ્રહહેતુએ નહિં પણ કેવળ પરમાર્થહિતહેતુએ જ જેનો સમસ્ત બોધ હતો એવા **શ્રીમદે** મુનિઓને યોગવાસિષ્ઠાદિ ગ્રંથના વાંચનનું સૂચન કર્યું હતું, અને તે વાંચન

પણ મતની દૃષ્ટિએ નહિં પણ સત્‌ની દૃષ્ટિએ મુખ્યપણે **વૈરાગ્ય-ઉપશમના હેતુએ** જ કરવા યોગ્ય છે એવું વારંવાર સ્પષ્ટ માર્ગદર્શન પણ કર્યું હતું.

આ જ હેતુ સ્પષ્ટ કરતા **શ્રીમદ્** આ જ પત્રમાં (અં. ૫૦૦) લખે છે—'યોગવાસિષ્ઠાદિ ગ્રંથની વાંચના થતી હોય તો તે હિતકારી છે. ×× શાસ્ત્રમાં જે જ્ઞાન પ્રગટ કર્યું છે તે જ્ઞાન બે પ્રકારમાં વિચારવા યોગ્ય છે. એક પ્રકાર ઉપદેશનો અને બીજો પ્રકાર સિદ્ધાંતનો છે. ×× વેદાંત અને જિનાગમ એ સૌનું અવલોકન પ્રથમ તો ઉપદેશજ્ઞાનપ્રાપ્તિ અર્થે જ મુમુક્ષુજીવે કરવું ઘટે છે. ×× **સિદ્ધાંતજ્ઞાનનું** કારણ **ઉપદેશજ્ઞાન** છે. સદ્‌ગુરુથી કે સત્‌શાસ્ત્રથી પ્રથમ જીવમાં એ જ્ઞાન દૃઢ થવું ઘટે છે, કે જે ઉપદેશજ્ઞાનનાં ફળ **વૈરાગ્ય** અને **ઉપશમ** છે. વૈરાગ્ય અને ઉપશમનું બળ વધવાથી જીવને વિષે સહેજે ક્ષયોપશમનું નિર્મળપણું થાય છે; અને સહેજ સહેજમાં સિદ્ધાંતજ્ઞાન થવાનું કારણ થાય છે. જો જીવમાં અસંગદશા આવે તો આત્મસ્વરૂપ સમજવું સાવ સુલભ થાય છે; અને તે અસંગદશાનો હેતુ વૈરાગ્ય અને ઉપશમ છે; જે ફરી ફરી જિનાગમમાં તથા વેદાંતાદિ ઘણાં શાસ્ત્રોમાં કહેલ છે-વિસ્તારેલ છે; માટે નિઃસંશયપણે યોગવાસિષ્ઠાદિ વૈરાગ્ય, ઉપશમના હેતુ એવા સદ્‌ગ્રંથો વિચારવા યોગ્ય છે.' આ જ વસ્તુ પુષ્ટ કરતાં **શ્રીમદ્** બીજા પત્રમાં (અં. ૫૧૩). મુનિને લખે છે—'યોગવાસિષ્ઠાદિ ગ્રંથો વાંચવા વિચારવામાં બીજી અડચણ નથી. અમે આગળ લખ્યુ હતું કે **ઉપદેશગ્રંથ** સમજી એવા ગ્રંથ વિચારવાથી જીવને ગુણ પ્રગટે છે. ઘણું કરી તેવા ગ્રંથો વૈરાગ્ય અને ઉપશમને અર્થે છે. **સિદ્ધાંતજ્ઞાન** સત્પુરુષથી જાણવા યોગ્ય જાણીને જીવમાં સરળતા નિરહંતાદિ ગુણો ઉદ્‌ભવ થવાને અર્થે યોગવાસિષ્ઠ, ઉત્તરાધ્યયન, સૂત્રકૃતાંગાદિ વિચારવામાં અડચણ નથી, એટલી સ્મૃતિ રાખજો.' **દેવકરણજીને** જૈન શાસ્ત્રોનો અભિનિવેશ હતો અને કંઈક અંશે પોતાના જાણપણાનું અહંતારૂપ અભિમાન હતું તે છોડાવવા અને વૈરાગ્ય ઉપશમ જોડાવવા પરમાર્થઆશયથી પરમાર્થમૂર્તિ **શ્રીમદ્** પુનઃ પત્રમા (અં. ૫૨૬) માર્મિક ઉપદેશ કરે છે—

'યોગવાસિષ્ઠાદિ જે જે રૂડા પુરુષોનાં વચનો છે તે સૌ અહંવૃત્તિનો પ્રતીકાર કરવા પ્રત્યે જ પ્રવર્તે છે. જે જે પ્રકારે પોતાની ભ્રાંતિ કલ્પાઈ છે, તે પ્રકારે તે ભ્રાંતિ સમજી તે સંબંધી અભિમાન નિવૃત્ત કરવું, એ જ સર્વ તીર્થંકરાદિ મહાત્માનું કહેવું છે; અને તે જ વાક્ય ઉપર જીવે વિશેષ કરી સ્થિર થવાનું છે, વિશેષ વિચારવાનું છે, અને તે જ વાક્ય અનુપ્રેક્ષાયોગ્ય મુખ્યપણે છે તે કાર્યની સિદ્ધિને અર્થે સર્વ સાધન કહ્યાં છે, અહંતાદિ વધવાને માટે, બાહ્ય ક્રિયા કે મતના આગ્રહ માટે, સંપ્રદાય ચલાવવા માટે, કે પૂજાશ્લાઘાદિ પામવા અર્થે, કોઈ મહાપુરુષનો કંઈ ઉપદેશ છે નહીં, અને તે જ કાર્ય કરવાની સર્વથા આજ્ઞા જ્ઞાનીપુરુષની છે. પોતાને વિષે ઉત્પન્ન થયો હોય એવો મહિમાયોગ્ય ગુણ તેથી ઉત્કર્ષ પામવું ઘટતું નથી, પણ અલ્પ પણ નિજ દોષ જોઈને ફરી ફરી ફરી પશ્ચાત્તાપમા પડવું ઘટે છે, અને વિના પ્રમાદે તેથી પાછું ફરવું ઘટે છે. ઇત્યાદિ.

પણ યોગવાસિષ્ઠાદિ વેદાંત ગ્રંથોના વાંચનથી **દેવકરણજી** વેદાંતના આગ્રહી અને પક્ષપાતી બનવા લાગ્યા, એટલે **લલ્લુજીએ શ્રીમદ્** પાસે આ વસ્તુ નિવેદન કરતાં

**શ્રીમદે દેવકરણજીને** ઠેકાણે લાવવા ને એકાંત આગ્રહ છોડાવવા સૂયગડાંગ—ઉત્તરાધ્યયનાદિનું પુનઃ અવલોકન કરવાની પ્રેરણા કરી; અને તે પણ કુલસંપ્રદાયના આગ્રહની દૃષ્ટિથી નહિં, પણ શુદ્ધ આત્માર્થની દૃષ્ટિથી અને જૈન આગમો વિશેષ વિચારનું સ્થળ છે એ લક્ષમાં રાખવાની વિશિષ્ટ દૃષ્ટિથી. આ અંગે પત્રમાં (અં. ૫૩૪) **શ્રીમદ્** લખે છે—'યોગવાસિષ્ઠની વાંચના પૂરી થઇ હોય તો થોડો વખત તેનો અવકાશ રાખી એટલે હમણાં ફરી વાંચવાનું બંધ રાખી ઉત્તરાધ્યયનસૂત્ર વિચારશો; પણ તે કુળસંપ્રદાયના આગ્રહાર્થે નિવૃત્ત કરવાને વિચારશો, કેમકે જીવને કુળયોગે સંપ્રદાય પ્રાપ્ત થયો હોય છે તે પરમાર્થરૂપ છે કે કેમ? એમ વિચારતાં દૃષ્ટિ ચાલતી નથી; અને સહેજે તે જ પરમાર્થ માની રાખી જીવ પરમાર્થથી ચૂકે છે; માટે મુમુક્ષુ જીવને તો એમ જ કર્ત્તવ્ય છે કે જીવને સદ્‌ગુરુયોગે કલ્યાણની પ્રાપ્તિ અલ્પકાળમાં થાય તેનાં સાધન, વૈરાગ્ય અને ઉપશમાર્થે યોગવાસિષ્ઠ ઉત્તરાધ્યયનાદિ વિચારવા યોગ્ય છે, તેમજ પ્રત્યક્ષ પુરુષનાં વચનનું નિરાબાધપણું, પૂર્વાપરઅવિરોધપણું જાણવાને અર્થે વિચારવા યોગ્ય છે.' તેમ જ બીજા પત્રમાં (અં. ૫૭૭). **શ્રીમદ્** લખે છે—'હાલ જો કોઈ વેદાંત સંબંધી ગ્રંથો વાંચવા અથવા શ્રવણ કરવાનું રહેતું હોય તો તે વિચારનો વિશેષ વિચાર થવા થોડો વખત શ્રી આચારાંગ, સૂયગડાંગ તથા ઉત્તરાધ્યયન વાંચવા, વિચારવાનું અને તો કરશો. વેદાંતના સિદ્ધાંતમાં તથા જિનના આગમના સિદ્ધાંતમાં જુદાપણું છે, તોપણ જિનનાં આગમ વિશેષ વિચારનું સ્થળ જાણી વેદાંતનુ પૃથક્કરણ થવા તે આગમ વાંચવા, વિચારવા યોગ્ય છે.' ઇ.

આમ **શ્રીમદ્**ની વારંવાર પ્રેરણા છતાં વેદાત ગ્રંથોના વિશેષ પ્રસંગથી અને સુરતમાં વેદાંતીઓના વિશેષ સંગથી **દેવકરણજી** પોતાને **अहं ब्रह्मास्मि**—હું બ્રહ્મ છું—હું પરમાત્મા છું એમ માનવા લાગ્યા. એટલે લલ્લુજી મુનિએ આ બાબત **શ્રીમદ્**ને પત્ર લખતાં; **દેવકરણજી**ની આ ભ્રાંતિ ઉડાવવા અને સ્વચ્છંદ છોડાવવા **શ્રીમદે** સર્વકાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવો આ પત્ર (અં. ૫૮૮) લખ્યો હતો—'આત્મસ્વરૂપનો નિશ્ચય થવામાં જીવની અનાદિથી ભૂલ થતી આવી છે. સમસ્ત શ્રુતજ્ઞાનસ્વરૂપ એવાં દ્વાદશાંગમાં સૌથી પ્રથમ ઉપદેશયોગ્ય એવું આચારાંગસૂત્ર છે. તેના પ્રથમ શ્રુતસ્કંધમાં **પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશમાં પ્રથમ વાક્યે જે શ્રી જિને ઉપદેશ કર્યો છે, તે સર્વ અંગના, સર્વ શ્રુતજ્ઞાનના સારસ્વરૂપ છે, મોક્ષના બીજભૂત છે, સમ્યક્‌ત્વસ્વરૂપ છે, તે** વાક્ય પ્રત્યે ઉપયોગ સ્થિર થવાથી જીવને નિશ્ચય આવશે, કે જ્ઞાનીપુરુષના સમાગમની ઉપાસના વિના જીવ સ્વચ્છંદે નિશ્ચય કરે તે છૂટવાનો માર્ગ નથી. સર્વ જીવનું પરમાત્માપણું છે એમા સંશય નથી, તો પછી શ્રીદેવકરણજી પોતાને પરમાત્મસ્વરૂપ માને તો તે વાત અસત્ય નથી, પણ જ્યાંસુધી તે સ્વરૂપ યથાતથ્ય પ્રગટે નહીં ત્યાંસુધી મુમુક્ષુ, જિજ્ઞાસુ રહેવું તે વધારે સારું છે; અને તે રસ્તે યથાર્થ પરમાત્મપણું પ્રગટે છે. જે માર્ગ મૂકીને પ્રવર્તવાથી તે પદનું ભાન થતું નથી; તથા શ્રી જિન વીતરાગ સર્વજ્ઞ પુરુષોની આસાતના કરવારૂપ પ્રવૃત્તિ થાય છે. બીજો મતભેદ કંઈ નથી.'—વિષમ અને ભયંકર

ભવસાગરમાં સ્વચ્છંદના વિષમ ખડક સાથે અથડાઈને જીવનું નાવડું ભાંગી કે ડૂબી ન જાય એ માટે માર્ગદર્શક દીવાદાંડી સમું કેવું અદ્ભુત માર્ગદર્શન ! આમ પ્રત્યક્ષ–પરોક્ષ બોધ દ્વારા મોહમયીથી અમોહસ્વરૂપ **શ્રીમદ્** સૂર્યપુરસ્થિત મુનિઓને માર્ગદર્શન કરતા હતા.



## પ્રકરણ ઓગણએંશીમું

# રાળજઆદિ નિવૃત્તિક્ષેત્રે ઉપદેશામૃતધારા

# નિવૃત્તિક્ષેત્ર રાળજમાં ચાર અમર મહાકાવ્યનું સર્જન

નિવૃત્તિમાર્ગના મહાન્ પ્રવાસી **શ્રીમદ્** પ્રકૃતિથી નિવૃત્તિપ્રિય જ હતા; પણ પૂર્વ પ્રારબ્ધવશાત્ તેમને પ્રવૃત્તિમાં જોડાવું પડ્યું, તે તેમની પ્રકૃતિથી વિરુદ્ધ હોઈ અત્યંત અણગમતું હતું. પ્રવૃત્તિમાં પડવું પડયુ છતાં **શ્રીમદ્** વારંવાર નિવૃત્તિને જ ઝંખતા અને નિવૃત્તિના પ્રસંગો વારંવાર સેવતા,–ખાસ કરીને પર્યુષણના અરસામાં અને તે પછીના અનુકૂળતા પ્રમાણેના સમયમાં નિવૃત્તિ લેવાનું પ્રયોજન યોજી તેઓશ્રી નિવૃત્તિનો લાભ લેતા અને અન્ય મુમુક્ષુઓને દેતા. આમ વ્યાપાર–વ્યવસાય મધ્યે પણ **શ્રીમદ્** અનુકૂળતા પ્રમાણે નિવૃત્તિક્ષેત્રનો લાભ લેવાનું ચૂકતા નહિં અને તત્ પ્રસંગે ઉપદેશામૃત ધારા વર્ષાવી સત્સંગપ્રસંગમાં આવતા સત્સંગી મુમુક્ષુઓને ધર્મલાભ દેવાનું પણ ચૂકતા નહિં. **શ્રીમદ્**ની આ નિવૃત્તિક્ષેત્રસ્થિતિ અને ઉપદેશામૃતધારા સંબંધી ટૂંક ઇતિહાસ આ પ્રકરણમાં રજૂ કરશું.

બાહ્ય પ્રવૃત્તિમાં પડ્યા છતાં **શ્રીમદ્**ને અંતરથી તો પૂર્ણ નિવૃત્તિ જ હતી. સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી, અને સર્વ ભાવથી સર્વથા નિવૃત્તિ અનુભવતું **શ્રીમદ્**નું પરમ નિવૃત્તિમય ચિત્ત ક્યાંય પણ પ્રતિબંધ પામતું નહિં; સર્વત્ર અપ્રતિબદ્ધ–સર્વત્ર મુક્ત એવી દેહ છતાં પૂર્ણ નિવૃત્તિમય નિર્વાણ દશા અનુભવતું. આમ પૂર્ણ અંતરૂનિવૃત્તિ છતાં **શ્રીમદ્** બાહ્ય નિવૃત્તિને ઝંખ્યા જ કરતા, અને તે માટેનો અનુકૂળ સમય ને પ્રસંગ ગવેષતા રહેતા. **પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૪૫૭) **શ્રીમદ્** આ અંગે લખે છે—'કોઈ દ્રવ્યમાં, કોઈ ક્ષેત્રમાં, કોઇ કાળમાં, કોઈ ભાવમાં સ્થિતિ થાય એવો પ્રસંગ જાણે કયાંય દેખાતો નથી. કેવળ સર્વપ્રકારનું તેમાથી અપ્રતિબદ્ધપણું જ યોગ્ય છે, તથાપિ નિવૃત્તિ ક્ષેત્ર અને નિવૃત્તિ કાળને, સત્સંગને અને આત્મવિચારને વિષે અમને પ્રતિબદ્ધ રુચિ રહે છે. તે જોગ કોઈ પ્રકારે પણ જેમ બને તેમ થોડા કાળમાં થાય તે જ ચિંતનામાં અહોરાત્ર વર્તીએ છીએ' તેમજ—'વનને વિષે અથવા એકાંતને વિષે સહજ સ્વરૂપને અનુભવતો એવો આત્મા નિર્વિષય કેવળ પ્રવર્તે એમ કરવામાં સર્વ

ઇચ્છા રોકાણી છે.' (અં. ૫૯૨). જો કે **શ્રીમદ્** જેવા **અવધૂત**ને ભવન કે વન બન્ને સમાન હતા, તથાપિ વીતરાગતાની પૂર્ણતાને અર્થે તેમને વનવાસ વિશેષ રુચિકર લાગતો: 'વન અને ઘર એ બન્ને કોઇ પ્રકારે અમને સમાન છે, તથાપિ વનમાં પૂર્ણ વીતરાગ ભાવને અર્થે રહેવું વધારે રુચિકર લાગે છે, સુખની ઇચ્છા નથી પણ વીતરાગપણાની ઇચ્છા છે.' (અં. ૩૨૨). પત્રાંક ૪૫૩માં જણાવ્યું છે તેમ–ગૃહસ્થપણું પણ વનવાસીપણે ભજાય એવો આકરો વૈરાગ્ય' **શ્રીમદ્**ને વર્તતો હતો, તોપણ વારંવાર વનવાસ ઇચ્છા તેમને રહ્યા કરતી; **શ્રીમદ્**નું તન ભવનમાં પણ મન વનમાં હતું, એટલે વનમાં જઇએ વનમાં જઇએ એમ જ એમના મનમાં વારંવાર ઊઠયા કરતું અને તેવા સહજ વચન-ઉદ્‌ગારો પોતાના હૃદયજ્ઞ **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય** આદિ પરના પત્રોમાં વારંવાર દર્શન દે છે. 'ચિત્ત ઘણું કરીને વનમાં રહે છે–આત્મા તો પ્રાયે મુક્તસ્વરૂપ લાગે છે. (અં. ૩૧૭) વનને વિષે ઉદાસીનપણે સ્થિત એવા જે યોગીઓ–તીર્થંકરાદિક તેનું આત્મત્વ સાંભરે છે. (અં. ૩૬૩) છેલ્લું પ્રશ્ન અમારા વનવાસનું પૂછયુ છે. એ પણ જ્ઞાનીની જ અંતર્વૃત્તિ જાણનાર પુરુષ વિના કોઈકથી પૂછી શકાય તેવું છે. (અં. ૨૧૫). વારંવાર વનવાસની ઇચ્છા થયા કરે છે. જો કે વૈરાગ્ય તો એવો રહે છે કે ઘર અને વનમાં ઘણું કરીને આત્માને ભેદ રહ્યો નથી. × × પ્રેમભક્તિની પૂર્ણ લય આવ્યા વિના દેહત્યાગનહીં કરી શકાય એમ રહે છે. અને વારંવાર એ જ રટના રહેવાથી વનમાં જઈએ વનમાં જઈએ એમ થઈ આવે છે. આપનો નિરંતર સત્સંગ હોય તો ઘર પણ વનવાસ જ છે. (અં.૨૧૭) તેમજ– 'આખો દિવસ નિવૃત્તિના યોગે કાળ નહીં જાય ત્યાંસુધી સુખ રહે નહીં, એવી અમારી સ્થિતિ છે. આત્મા આત્મા, તેનો વિચાર, જ્ઞાની પુરુસુની સ્મૃતિ, તેના માહાત્મ્યની કથા-વાર્તા, તે પ્રત્યે અત્યંત ભક્તિ, તેમના અનવકાશ આત્મચારિત્ર પ્રત્યે મોહ, એ અમને હજુ આકર્ષ્યા કરે છે, અને તે કાળ ભજીએ છીએ. (અં. ૪૬૫). (તેમ જ શ્રી કૃષ્ણદાસ પરના પત્રમાં **શ્રીમદ્** લખે છે). 'જ્ઞાનીપુરુષ પણ નિવૃત્તિને કોઇ પ્રકારે પણ ઇચ્છે છે. પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિના ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે.' (અં. ૪૪૯) ઇત્યાદિ.

આમ વનવાસને–નિવૃત્તિક્ષેત્રસ્થિતિને ઝંખનારા **નિવૃત્તિપ્રિય શ્રીમદે** નિવૃત્તિક્ષેત્ર-સ્થિતિ કયાં કેવી રીતે કેટલી કરી તેની સંક્ષિપ્ત નોંધ કરવાનું હવે પ્રાપ્ત થાય છે. સં. ૧૯૪૭ના શ્રા. શુદ ૯ ના દિને મુંબઇથી **અંબાલાલભાઈ**ને ખંભાત લખેલા પત્રમાં (અં. ૨૬૧).**શ્રીમદ્** થોડા વખત માટે નિવૃત્તિ અર્થે કોઇ સુપ્રિસૌંદર્યવાળા અનુકૂળ નિવૃત્તિક્ષેત્ર અંગે મહામુમુક્ષુ **અંબાલાલભાઈ**ને આમ પૃચ્છા કરે છે—

'તમારા ગામથી (ખંભાતથી) પાંચ સાત ગાઉ પર એવું ગામ છે કે જ્યાં અજાણ-પણે રહેવું હોય તો અનુકૂળ આવે ? જળ, વનસ્પતિ અને સૃષ્ટિરચના જયા ઠીક હોય તેવું સ્થળ જો ધ્યાનમાં આવે તો લખશો. જૈનનાં પર્યુષણથી પહેલાં અને શ્રાવણ વદ. ૧ પછી અત્રેથી થોડા વખતને માટે નિવૃત્ત થવાની ઇચ્છા છે. ધર્મ સંબંધે પણ જ્યાં અમને ઓળખતા હોય તેવા ગામમાં હાલ તો અમે પ્રવૃત્તિ માની છે; જેથી ખંભાત

ના વિષે વિચાર હાલ સંભવતો નથી. હાલમાં થોડા વખતને માટે આ
ત્તે લેવા ઇચ્છું છું. સર્વ કાળને માટે (આયુષ્ય પર્યંત) જ્યાંસુધી નિવૃત્તિ મેળવવાનો
ન આવ્યો હોય ત્યાંસુધી ધર્મ સંબંધે પણ પ્રગટમાં આવવાની ઇચ્છા રહેતી
માત્ર નિર્વિકારપણે (પ્રવૃત્તિ રહિત) જ્યાં રહેવાય, અને એકાદ બે મનુષ્યો ત્યાં ખપ
(વ્યવહારની પ્રવૃત્તિ જૂઓ!) હોય એટલે ઘણું ય છે. ક્રમપૂર્વક તમારો જે કંઈ
ગમ રાખવો ઘટશે તે રાખશું. અધિક જંજાળ જોઈતી નથી. ઉપરની બાબત માટે
રણ તજવીજ કરવી. વધારે જાણમાં આવે એવું ન થવું જોઈએ. × × તમારા
ના પણ જ્યાં અધિક (બને ત્યાં સુધી કોઈ જ નહીં) ઓળખીતા ન હોય ત્યાંના
માટે તજવીજ થાય તો કૃપા માનશું. લિ. સમાધિ.'

નિવૃત્તિની ઇચ્છા સાથે ગુપ્ત રહેવાની **શ્રીમદ્**ની પૂરેપૂરી અંતરેચ્છા અત્ર સ્પષ્ટ
ઈ આવે છે. આ પૃચ્છાપત્ર પછી આજ્ઞાંકિત **અંબાલાલભાઈએ** **શ્રીમદ્**ની ઇચ્છા-
ાને સર્વ પ્રકારે અનુકૂળ નિવૃત્તિક્ષેત્ર **રાળજ**ની પસંદગી કરી **શ્રીમદ્**ને જણાવ્યું;
**શ્રીમદે** ખંભાતથી ત્રણ-ચાર ગાઉ દૂર આવેલાં આ **રાળજક્ષેત્રે** સ્થિતિ કરી,
ાની **નિવૃત્તિક્ષેત્રસ્થિતિ**માં પ્રારંભનું માન આ રાળજને આપ્યુ, પોતાના ચરણસ્પર્શથી
રાળજને પાવન કર્યું. પર્યુષણ જેવા પરમ પુણ્યપર્વના દિનોમાં **પુણ્યમૂર્ત્તિ શ્રીમદ્**
પરમ સત્પુરુષની અત્ર નિવૃત્તિક્ષેત્રસ્થિતિથી આ **રાળજ** પાવન બન્યુ, એટલું જ
પણ પર્વાધિરાજ પર્યુષણમાં અત્ર સ્થિરતા કરતાં અપૂર્વ આત્મસમાધિમાં લીન
લા **શ્રીમદ્**ના ચાર અમર મહાકાવ્યના અત્ર સર્જનથી **અમર** બન્યુ. આ **ચાર**
**હા'કાવ્યો** કયા ? (૧) હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું ? (૨) યમ નિયમ સંયમ આપ
. (૩) જડ ભાવે જડ પરિણમે. (૪) જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાંભળો.
ચારે અમર કૃતિઓ જો કે દળમાં તો છે નાની, પણ આશયમાં છે ઘણી મોટી; શબ્દો
સંક્ષેપ થોડા, પણ અર્થ છે મહાગ્રંથાર્થ બ્હોળા; એટલે જ તેને અત્ર હેતુપૂર્વક
**હાકાવ્ય'** કહેલ છે.

આમ મહાન્ આશયની દૃષ્ટિથી મહાકાવ્ય એવા આ ચાર અમર મહાકાવ્યમાં પ્રથમ
ય **વીશ દોહરાની** કૃતિ તરીકે સુપ્રસિદ્ધ **'હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું ? દીનાનાથ
ળ !'** એ પરમ ભાવવાહી અમર પંક્તિથી શરૂ થતું અમર કાવ્ય છે. જાતિ-ધર્મ-
પ્રદાય આદિના ભેદ વિના સર્વ કાળના સર્વ મુમુક્ષુને-આબાલવૃદ્ધ સર્વ કોઈને પ્રાતઃ
ે સાયંકાળે કે અન્યકાળે સ્વાધ્યાય કરવા યોગ્ય આ પ્રાતઃસ્મરણીય વીશ દોહરા,
ી પરમાર્થઆશય-ગંભીરતા પ્રત્યે દૃષ્ટિ કરતાં વીશ લાખ દોહરાપ્રમાણ છે. **મહાકવિ
જચંદ્રે** એમાં એટલો બધો ભાવવારિધિ ઉલ્લસાવ્યો છે—અક્ષરે અક્ષરે એવો અપૂર્વ
ક્તિસિંધુ બહલાવ્યો છે, કે તેમાં જેમ જેમ ઊંડા ઉતરીને અવગાહન કરીએ તેમ તેમ
ર ને ઓર અપૂર્વ ભાવ સ્ફુરે છે અને આત્માને અપૂર્વ જાગૃતિ પ્રેરે છે. આ અંગે
**ક્ષુજી મુનિ** પરના પત્રમાં (અં. ૫૩૪). **શ્રીમદે** શ્રીમુખે પ્રકાશ્યુ છે કે—

'આ જીવ અત્યંત માયાના આવરણે દિશામૂઢ થયો છે, અને તે યોગે કરી તેની
રમાર્થદૃષ્ટિ ઉદય પ્રકાશતી નથી, અપરમાર્થને વિષે પરમાર્થનો દૃઢાગ્રહ થયો છે; અને

તેથી બોધ પ્રાપ્ત થવાના યોગે પણ તેમાં બોધ પ્રવેશ થાય એવો ભાવ સ્ફુરતો નથી, એ આદિ જીવની વિષમ દશા કહી, પ્રભુ પ્રત્યે દીનત્વ કહ્યું છે કે હે નાથ! હવે મારી કોઈ ગતિ (માર્ગ) મને દેખાતી નથી. કેમ કે સર્વસ્વ લૂંટાયા જેવો યોગ મેં કર્યો છે, અને સહજ ઐશ્વર્ય છતાં, પ્રયત્ન કર્યે છતે, તે ઐશ્વર્યથી વિપરીત એવા જ માર્ગ મેં આચર્યા છે, તે તે યોગથી મારી નિવૃત્તિ કર, અનેતે નિવૃત્તિનો સર્વોત્તમ સદુપાય એવો જે સદ્‌ગુરુ પ્રત્યેનો શરણભાવ તે ઉત્પન્ન થાય, એવી કૃપા કર,—એવા ભાવના વીશ દોહરા કે જેમાં પ્રથમ વાક્ય 'હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ' છે, તે દોહરા તમને સ્મરણમાં હશે. તે દોહરાની વિશેષ અનુપ્રેક્ષા થાય તેમ કરશો તો વિશેષ ગુણાવૃત્તિનો હેતુ છે.'

આમ જેની સર્વસ્વ લૂંટાયા જેવી સ્થિતિ છે એવા આ જીવમાં આ નથી આ નથી એમ ૩૯ 'નથી'થી અત્રે આ જીવની દીવાળીઆ પેઢીનું વર્ણન કર્યું છે, **હું તો દોષ અનંતનું ભાજન છું કરુણાળ**' એમ આંતરૂનિરીક્ષણથી (Introspection) જીવના અનંત દોષ પ્રત્યે લક્ષ્ય કેન્દ્રિત કરાવ્યું છે; અને આ જીવ **'અનંતકાળથી આથડયો,'** શાથી? **'વિના ભાન ભગવાન'** તે પણ શાથી? **'સેવ્યા નહિં ગુરુ સંતને'** કેમ સેવ્યા નહિં? **'મૂકયું નહિં અભિમાન'**, ત્યારે કર્યું શું? 'સંત ચરણ આશ્રય વિના સાધન કર્યા અનેક', તેથી થયુ શું? 'પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક', અને તેનું પરિણામ આવ્યું શું! 'સૌ સાધન બંધન થયા,'—એમ અદ્‌ભુત સંકલનાબદ્ધપણે અત્ર અભિમાનને સર્વ દોષનું અધિષ્ઠાન–મૂળ આધાર દેખાડી આપી, **'અધમાધમ અધિકો પતિત સકળ જગતમાં હુંય'** એ પંક્તિથી તો આ જીવને નીચામાં નીચી પાયરીએ મૂકી તેનું અભિમાન સર્વથા ગાળી નંખાવ્યુ છે. અને આમ જેનો એક એક અક્ષર હૃદય સોંસરો ઉતરી જાય એવો વેધક છે એવી શ્રીમદ્‌ની આ સાદામાં સાદી અને ઉંચામાં ઉંચી પરમ ભક્તિકૃતિ એવી અનુપમ છે કે સમસ્ત સંસ્કૃત પ્રાકૃત કે ગૂજરાતી વાઙ્‌મયમાં, શૈલીની સાદાઈમાં અને ભાવની ઉંચાઈમાં પ્રાયે આની બરોબરી કરી શકે એવી કોઈ કૃતિ જડવી દુર્લભ છે.

અને બીજા પરમ આશયગંભીર અમર કાવ્યમાં—**'યમ નિયમ સંયમ આપ કિયો'** એ અમર પંક્તિથી શરૂ થતા મહાકાવ્યમાં, 'સૌ સાધન બંધન થયાં' એમ કેમ થવા પામ્યું, યમનિયમાદિ સ્વરૂપથી સાચા સાધન અનંતવાર સેવ્યા છતાં જીવના હાથમાં હજુ કાંઈ કેમ ન આવ્યું,—**'વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો'**, એમ થયેલી નિષ્ફળતા પરમ કરુણાદષ્ટિથી દર્શાવી, તે તે સત્‌ સાધનની સફળતાનો સાચો માર્ગ દર્શાવ્યો છે કે **'વહ બાત રહી સુગુરુગમકી.'** આ કાવ્ય અંગે પણ **શ્રીમદ્‌** પૂર્વોક્ત પત્રમાં (અં. ૫૩૫) આ માર્મિક ઉલ્લેખ કરે છે—'બીજા આઠ ત્રોટક છંદ તે સાથે અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે, કે જેમાં આ જીવને શું આચરવું બાકી છે, અને જે જે પરમાર્થને નામે આચરણ કર્યાં તે અત્યાર સુધી વૃથા થયાં, ને તે આચરણને વિષે મિથ્યાગ્રહ છે તે નિવૃત્ત કરવાનો બોધ કહ્યો છે, તે પણ અનુપ્રેક્ષા કરતાં જીવને પુરુષાર્થવિશેષનો હેતુ છે.' આમ સ્વરૂપે સાચા છતાં

અત્યાર સુધી નિષ્ફળ નિવડેલા સાધનોની સાચી સફળતા કેમ થાય તેનું મુમુક્ષુને અપૂર્વ માર્ગદર્શન કરી **આર્ષ દ્રષ્ટા યોગીશ્વર શ્રીમદે** અપૂર્વ આત્મપુરુષાર્થપ્રેરણા અત્ર કરી છે. (આ કાવ્ય અંગે સવિસ્તર વિવેચન સત્ અને સત્‌ની પ્રાપ્તિના સદુપાય સજીવન મૂર્ત્તિના પ્રકરણમાં (૭૫) કર્યું છે, એટલે તેનું અત્ર પિષ્ટપેષણ કરતા નથી.)

અને ૧૯૪૭ના ભાદરવા સુદ અષ્ટમીના દિને લખાયેલા **ત્રીજા અમર મહાકાવ્યમાં —'જડ ભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ'** એ અમર પંક્તિથી પ્રારંભાતા મહાકાવ્યમાં **પરમ આત્મદ્રષ્ટા શ્રીમદે** દ્રવ્યાનુયોગના નિષ્કર્ષ-નીચોડરૂપ આત્મ-અનુભવસિદ્ધ નિર્ધાર પ્રકાશ્યો છે; **પ્રવચનસાર-સમયસાર** આદિ દ્રવ્યાનુયોગના આકર ગ્રંથોમાં વર્ણવેલી વસ્તુનો આત્મઅનુભવના અસાધારણ બળવાળો **અનુભવસિદ્ધ નિશ્ચય શ્રીમદે** અત્રે થોડા પણ મહાગ્રંથાર્થગંભીર શબ્દોમાં ઉદ્‌ઘોષ્યો છે, તે તેના ઊંડા અગાધ આશયગંભીર ભાવની દૃષ્ટિએ સેંકડો ગ્રંથો કરતાં ઘણો ઘણો મહાન્ છે. (આ કાવ્યનો ઉલ્લેખ ૩૯મા 'લોકપુરુષ રહસ્ય' પ્રકરણમાં કર્યો છે, એટલે એ અંગે અત્રે વિશેષ લખતા નથી.)

અને **'જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાંભળો'** એ ધ્રુવપંક્તિનો રણકાર કરતા **ચોથા અમર મહાકાવ્યમાં, 'જો હોય પૂર્વ ભણેલ નવ પણ જીવને જાણ્યો નહિં', તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહીં'** —એમ વીરગર્જના કરી **શ્રીમદે** જ્ઞાનની સ્પષ્ટ સુરેખ વ્યાખ્યા પ્રકાશી છે:' **આ જીવ ને આ દેહ એવો ભેદ જો ભાસ્યો નહીં'** તો **'પચખાણ કીધાં ત્યાં સુધી મોક્ષાર્થ તે ભાખ્યા નહીં',**—આવો કેવળ નિર્મળ ઉપદેશ **શ્રી ભગવતી સૂત્રમાં** કહ્યો છે. ગ્રંથનું જ્ઞાન તે જ્ઞાન નથી, કવિચાતુર્ય તે જ્ઞાન નથી, મંત્ર તંત્રો તે જ્ઞાન નથી, ભાષા તે જ્ઞાન નથી, તેમજ તેવા તેવા અન્ય પ્રકારો પણ જ્ઞાન નથી; પણ જ્ઞાન તો જેને સંવેદનથી આત્મપરિણામી થયું છે એવા જ્ઞાનીમાં જ સાક્ષાત્ મૂર્ત્તિમાન્ છે. બાકી સત્-ચ્યુત એવું જ્ઞાનસ્વરૂપ પ્રગટ પ્રાપ્ત કર્યા વિના પોતાની કલ્પનાથી કોટિ શાસ્ત્રોનું સર્જન પણ 'માત્ર મનનો આમળો' જ છે, પણ જ્ઞાન નથી,—**'નિજ કલ્પનાથી કોટિ શાસ્ત્રો માત્ર મનનો આમળો'.** એક પણ વ્રત-પચ્ચખાણ નહોતું છતાં શ્રી શ્રેણિક મહારાજ આવતી ચોવીશીમા પ્રથમ તીર્થંકર થશે, તેનું કારણ એક તેમનું નિશ્ચય આત્મસંવેદનરૂપ આત્મજ્ઞાન જ છે,—એમ વચનટંકાર કરી પરમજ્ઞાનશ્રીસંપન્ન **શ્રીમદ્ રાજચંદ્રે** અત્રે જ્ઞાનનું સ્વરૂપ ઉદ્‌ઘોષ્યું છે,—જે સર્વકાળના સર્વ મુમુક્ષુઓ કાન દઈને સાંભળે છે.

'નહિં ગ્રંથમાંહી જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહિં કવિચાતુરી,
નહિં મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહિં ભાષા ઠરી;
નહિં અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાંભળો.'—**શ્રીમદ્ રાજચંદ્ર** અં. ૨૬૭

આવા આ ચાર મહાકાવ્યરૂપ ચાર અમર કૃતિનું સર્જન પર્યુષણ સમયમાં અપૂર્વ.

માધિસ્થિત મહાકવિ-બ્રહ્મા રાજચંદ્રે રાળજ નિવૃત્તિક્ષેત્રે સ્થિરતા કરતાં કર્યું, શ્રીમદ્‌ની આવી આ અમર કૃતિઓના તત્ર સર્જનથી નિવૃત્તિક્ષેત્ર રાળજ પણ ઇતિહાસ સિદ્ધ અમર ક્ષેત્ર બની ગયું! રાજની ચરણરજથી રાળજની રજ પાવન બની ગઈ!

૨

## નિવૃત્તિક્ષેત્રસ્થિતિ: ઉપદેશામૃતધારા

નિવૃત્તિપ્રિય **શ્રીમદે** ૧૯૪૭ના પર્યુષણના સમયમાં રાળજ નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ રી હતી, તે આપણે પૂર્વે અત્રે જોયું, પણ પછી તો વ્યવહારઉપાધિનો ભીડો વધતો ગયો. એટલે નિવૃત્તિની પૂરેપૂરી ઝંખના છતાં **શ્રીમદ્** ૧૯૪૮માં મુંબઇથી બ્હાર નિકળી શક્યા નહિં,-૧૯૪૮ના મા. શુ.થી ૧૯૪૯ના શ્રા. વદ સુધી **શ્રીમદ્‌ની** સ્થિતિ મુંબઈમાં જ હતી, એટલે ૧૯૪૮ના પર્યુષણ મુંબઈમાં જ વ્યતીત થયા. પછી ૧૯૪૯ના પર્યુષણમાં તેઓશ્રી માત્ર થોડા દિવસની જ નિવૃત્તિ લઈ શક્યા; પર્યુષણ વડોદરા કરી, બે-ચાર દિવસ પેટલાદમાં ને અઠવાડિયુ ખંભાતમાં તેઓશ્રીએ સ્થિરતા કરી હતી. પુનઃ ૧૯૪૯ના આશો સુદ ૧થી માંડી ૧૯૫૧ના મહા સુદ ૯ સુધી વ્યવસાયઉપાધિના કારણે **શ્રીમદ્‌ને** મુંબઈમાં જ સ્થિતિ કરવી પડી, એટલે ૧૯૫૦નું પર્યુષણ પર્વ પણ મુંબઇમાં જ વ્યતીત થયુ. પછી ૧૯૫૧ના માહ શુદ ૧૦ થી ફા. શુ. ૧૦ સુધી એક માસ કઠોર-મોરબી-વવાણીઆ વગેરે સ્થળે સ્થિતિ કરી **શ્રીમદે** ફા. શુ. ૧૧થી શ્રા. શુદ ૩ સુધી મુંબઈમાં સ્થિરતા કરી; અને શ્રા. સુદ ૪થી ભાદ. સુ. ૧૨ સુધી વવાણીઆમાં સ્થિતિ કરી ૧૯૫૧ના પર્યુષણ વવાણીઆમાં વ્યતીત કર્યા; પછી મોરબીમાં અઠવાડિઉં, સાયલામાં અઠવાડિઉ, હડમતાલા-રાણપુર આદિ સ્થળે અઠવાડિઉં, વડવા-ખંભાત-ઉંદેલ આદિ સ્થળે અઠવાડિઉં સ્થિતિ કરી **ધર્મમૂર્ત્તિ શ્રીમદે** મુમુક્ષુઓને મહાધર્મલાભ આપ્યો, પરમાર્થ-મેઘની વર્ષા વર્ષાવી.

પછી ૧૯૫૧ના આશો સુદ ૧૧થી ૧૯૫૨ના વૈ. સુ. ૯ સુધી મુંબઈમાં સ્થિરતા કરી, **શ્રીમદે** ૧૯૫૨ના વૈ. સુ. ૧૦થી વૈ. વ. ૧૨-૧૫ દિવસ વવાણીઆ-મોરબી જઈ આવી, ૧૯૫૨ના વૈ. વ. ૧૩થી શ્રા. સુ. ૧૫ સુધી પુનઃ મુંબઈમાં સ્થિતિ કરી; પછી **શ્રીમદે** ૨ા-રાા માસ આ પ્રમાણે નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ કરીઃ—૧૯૫૨ના શ્રા. વ. ૧થી શ્રા. વદ ૬ કાવિઠા, શ્રા. વ. ૬થી ભા. સુ. ૧૦ રાળજ-પર્યુષણ રાળજમાં, ભા. સુ. ૧૦થી ભા. સુ. ૧૨ વડવા, ભા. સુ. ૧૨થી ભા. વ. ૦)) ખંભાત, આશો સુદ ૧થી આ. સુ. ૧૨ આણંદ, આ. સુ. ૧૨થી આશો વદ ૦)) નડિયાદ,—એમ રાા-રાા માસ નિવૃત્તિક્ષેત્રે **શ્રમદે** સ્થિતિ કરી. આ સ્થિતિ દરમ્યાન ૧૯૫૨ના **આશો વદ ૧ના** ધન્ય દિને **આત્મસિદ્ધિશાસ્ત્રનું** અમર સર્જન **શ્રીમદે** નડિયાદ ક્ષેત્રે કર્યું. આ અઢી માસની નિવૃત્તિક્ષેત્રસ્થિતિ પછી પણ લગભગ છ માસ **શ્રીમદે** આ પ્રકારે નિવૃત્તિમાં જ ગાળ્યા—૧૯૫૩ના કાર્તિક સુદ ૬ મહુધા, કા. સુ. ૭થી મહા સુ. ૪ વવાણીઆ, મહા સુદ ૪થી મહા સુદ ૭ મોરબી, મહા વદ ૭થી ચૈત્ર વદ ૧૩ વવાણીઆ, ચૈ. વ. ૧૪થી વૈ. વ. ૪-૫ મોરબી, વચ્ચે દશ દિવસ સાયલા, વૈ. વદ ૬થી વૈ. વદ ૮ વીર-

મગામ, વૈ. વદ ૮થી જેઠ સુદ ૨ ઈડર,—એમ કુલ ૮-૮।। માસ **શ્રીમદે** વ્યાપાર-વ્યવસાયથી સર્વથા નિવૃત્તપણે નિવૃત્તિક્ષેત્રસ્થિતિપણે ગાળ્યા. આ છે ૧૯૫૩ના વૈ. માસ સુધીનો **શ્રીમદ્**નો નિવૃત્તિક્ષેત્રસ્થિતિસંબંધી સંક્ષિપ્ત ઇતિહાસ. તે પછી **નિવૃત્તિ-ક્ષેત્રસ્થિતિ** સંબંધી ઇતિહાસ અલગ પ્રકરણમાં આપવામાં આવશે.

તે તે સ્થળે **શ્રીમદ્**ની નિવૃત્તિક્ષેત્રસ્થિતિ વેળાયે શ્રી સૌભાગ્યભાઇ, શ્રી ડુંગરશીભાઇ ગોશળીઆ, તથા શ્રી અંબાલાલભાઈ આદિ ખંભાતના મુમુક્ષુઓ વગેરે પ્રાયઃ હાજર હતા; અને **શ્રીમદ્** જેવા પરમ સત્પુરુષના સાક્ષાત્ સત્સંગનો અને ઉપદેશામૃતધારાનો અનુપમ લાભ પામી કૃતકૃત્ય થતા; 'ધન્ય ધન્ય તે જીવ પ્રભુપદ વંદી હો જે દેશના સુણે; જ્ઞાન-ક્રિયા કરે શુદ્ધ, અનુભવયોગે હો નિજ સાધકપણે'—એવી ધન્ય દશા અનુભવતા. તે વખતની કેટલીક સમકાલીન (Contemporary) નોંધ પ્રાપ્ત થાય છેઃ ખંભાતના મુમુક્ષુભાઇ **છોટાલાલ માણેકચંદ** પોતાની પરિચયનોંધમાં લખે છે—'કૃપાળુદેવની મુખમુદ્રામાંથી જે ઉપદેશધ્વનિ ચાલતી તેથી સર્વને આનંદ આનંદ વ્યાપી જતો. સર્વ શ્રોતાજનો શાંત થઈ જતાઅને આતુરતા રહ્યા કરતી કે જાણે સાહેબજીનાં વચનામૃતો સાંભળ્યા જ કરીએ. × × સં. ૧૯૫૨માં કૃપાળુદેવ કાવિઠા પધાર્યા. ત્યાંથી રાળજ પધાર્યા હતા. રાળજમાં પજુસણ દરમિયાન રહ્યા હતા. પછી વડવા પધાર્યા હતા. ત્યાં લગભગ અઠવાડિયુઅદ્‌ભુત બોધ થયો હતો. પછીથી ખંભાત અમારે ત્યા પધાર્યા હતા. તે વખતે ૧૮ દિવસની સ્થિરતા થઇ હતી. સાહેબજી જે વખતે ઉપદેશ કરતા તે વખતે મારૂં મકાન શ્રોતાજનોથી ભરાઈ જતું. દરેક હૉલમા લોકો ભરાઇ જતા, જેથી પગ મૂકવા જેટલી જગ્યા પણ રહેતી ન હતી, તેથી ઘણા લોકો નીચે ઊભા ઊભા સાંભળતા હતા. પૂછવા ધારીને આવેલા સર્વનું સમાધાન ઉપદેશમાં જ થઈ જતું, જેથી લોકો આશ્ચર્યસહિત આનંદ પામતા, અને વિચાર કરતા કે જાણે આપણા મનના ભાવો તેઓશ્રીના જાણવામાં આવી ગયા ન હોય!' કાવિઠાના શેઠ ઝવેરભાઇ ભગવાનભાઈ પોતાની પરિચયનોંધમાં લખે છે—'પરમકૃપાળુદેવ સં.૧૯૫૨ના ચોમાસામાં શ્રાવણ વદ ૧ ની લગભગ કાવિઠા પધાર્યા તે વખતે દર્શનનો પ્રથમ લાભ થયો. ઘોરીભાઈ બાપુભાઈ × × સાંજના આવ્યા તે વખતે મેં કહ્યુ કે, કોઇ કેવલી જેવા વચનવાળા મહાત્મા અત્રે પધારેલા છે. × × દરરોજ સવાર, બપોર ને સાંજ ઉપદેશ ચાલતો હતો. વનક્ષેત્રે પધારતા ત્યાં પણ તે જ વાતચીત ચાલતી. તે વખતે અત્રે દિન ૧૦ બિરાજ્યા હતા પજુષણ પહેલાં શ્રા. વદ ૧૧ ના રાળજ પધાર્યા હતા. રાળજથી કૃપાળુદેવ વડવા પધાર્યા. ત્યાં છ સાત દિવસ સ્થિતિ કરી હતી. વડવામા એક વખતે ખંભાતથી લગભગ એક હજાર માણસો આવેલા અને સાતે ય મુનિઓ પણ પધાર્યા હતા.' શંકરભાઇ અજુભાઇ ભગતજી પોતાની નોંધમાં લખે છે—'ઝવેરશેઠના (કાવિઠા) મેડા ઉપરથી કૃપાળુદેવ રાત્રે કોઇને કહ્યા વગર એકલા ચાલ્યા જતા હતા. તેની ખબર રાખવા લલ્લુભાઇ કરીને એક બારૈયાને શેઠે રાખેલો. તેને દાદર આગળ સુવાડતા. પણ કૃપાળુદેવ તો રાતના એક બે વાગે જંગલમાં ચાલ્યા જતા. પેલો માણસ જાગીને જુએ ત્યાં કૃપાળુદેવ મેડા પર ન મળે એટલે શેઠ ઝવેરચંદ,

રતનચંદ, વેણીચંદ વગેરે ફાનસ લઇ રાત્રે શોધવા જાય ત્યારે મીઠુજીને કૂવે ધ્યાનમાં બેઠા હોય. × × કાવિઠાની ચારે બાજુ ઘણી તલાવડીઓ આવેલી છે. પરમકૃપાળુદેવ બે વખત શ્રાવણ મહિને પધારેલા ત્યારે તલાવડીઓ ભરેલી હોવાથી ગામ બ્હાર રળિયામણું લાગતું. કૃપાળુ દેવ ચાલતા ત્યારે શરીર ઉપર મોહ રહેતો નહિ અને જીવના રક્ષણ માટે બહુ ઉપયોગ રાખતા. આથમણી બાજુ ભૈડવાના કૂવે ચરામાં મહુડા તળે વિશેષ બેસતા, અને ઉત્તર બાજુ વજી ગોરાણીના ચરામાં નવો કૂવો ખોદેલ તેની રેતી પથરાયેલી તેથી જીવજંતુ વનસ્પતિ થાય નહીં ત્યાં બેસતા. વળી બળાનપીર અને ઘોડા કોઠી આગળ અથવા ખેતરોમાં આંબા નીચે બેસતા. ત્યાં દિવસે મુમુક્ષુભાઇઓ ઘણા ભેગા થતા. અને કૃપાળુ દેવને ગુરુ અથવા ભગવાન તરિકે માનતા.'

સં. ૧૯૫૨ ના પર્યુષણમાં **શ્રીમદ્**ની રાળજક્ષેત્રે સ્થિતિ હતી. તે વખતે મુનિ લલ્લુજી-દેવકરણજી આદિનું ચાતુર્માસ ખંભાતમાં હતું. ખંભાતના મુમુક્ષુ ગૃહસ્થો રાળજક્ષેત્રે **શ્રીમદ્**ના દર્શનસમાગમનો લાભ પામી શકતા, પણ મુનિધર્મની મર્યાદામાં વર્તવાનું હોવાથી રાળજ જેટલે દૂર જઇ લલ્લુજી આદિ મુનિઓ નિકટ હોવા છતાં **શ્રીમદ્**નો સમાગમલાભ પામી શકતા નહિ, તેથી તેમના મનને સમાગમવિરહનો ઘણો ખેદ રહેતો. એક વખત તો સમાગમવિરહ ન સહી શકવાથી લલ્લુજી મુનિએ રાળજની સીમ સુધી આવી અંબાલાલભાઈ મારફત આજ્ઞા મંગાવી. **શ્રીમદે** કહ્યું— મુનિશ્રીના ચિત્તમાં અસંતોષ રહેતો હોય તો હું તેમની પાસે જઇને દર્શન કરાવું અને તેમના ચિત્તને વિષે શાંતિ રહે તો ભલે ચાલ્યા જાય.' એટલે મુનિ ખેદખિન્ન થઈ પાછા વળ્યા. પછી પરમ કરુણાળુ **શ્રીમદ્** વડવા-ખંભાત પધાર્યા અને મુનિઓને સમાગમલાભ આપ્યો, અપૂર્વ અમૃતવાણી પ્રકાશી, શ્રીલલ્લુજી મુનિની પરિચયનોંધમાં જણાવ્યું છે તેમ—

'પોતે પરમ વીતરાગ મુદ્રા ધારણ કરી શુદ્ધ આત્મોપયોગમાં હોય તેમ રહી જણાવ્યું કે આ વાણી આત્મામાં સ્પર્શીને નીકળે છે. આત્મપ્રદેશોની નિકટતર લુંછાઈને પ્રકટે છે. અમને સર્વ સાધુઓને આ અલૌકિક વાણીથી અલૌકિક ભાવ પ્રગટ થયો હતો. તેમજ એવી ચમત્કૃતિ લાગતી કે આવી વાણી આપણે કોઈ કાળે જાણે સાંભળી નથી. એવી અપૂર્વતા તે વાણીમાં અમને લાગતી હતી. ક્રોધ, માન, માયા, લોભ સંબંધી કહેતાં પરમકૃપાળુ દેવ બોલ્યા કે આ ચારે આપણા અનાદિ શત્રુઓ છે. માટે ક્રોધાદિ ઉદયમાં આવે ત્યારે કહી દેવું કે તમે અમારા અનાદિના દુશ્મન છો, તમે અમારું બૂરું કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી, પણ હવે તમને જાણ્યા છે, એમ કહી તે રિપુઓનો ક્ષય કરવો. ક્રોધાદિનો નાશ કરવા આમ અપૂર્વ ઉપાય બતાવ્યો હતો.'

—જે સાંભળી દેવકરણજી આદિ સર્વ મુનિઓને પરમ આનંદ થયો હતો. દેવકરણજીએ જણાવ્યું—'હાશ! હવે તો ઘણો ભાર ઓછો થઈ ગયો અને હલકા ફૂલ જેવા કરી નાખ્યા.'

એક દિવસ મુનિ **મોહનલાલજી** વડવા ગયા ત્યારે વીતરાગભાવમાં વર્તતા **શ્રીમદે** પૂછયુ-અમે જ્ઞાની છીએ એવો તમને નિશ્ચય છે? મોહનલાલજીએ કહ્યુ-હા. શ્રીમદે પૂછ્યું-ગૃહાવાસમાં જ્ઞાની હોય? મોહનલાલજીએ કહ્યું—હા, ગૃહાવાસમાં પણ જ્ઞાની

હોય, એ વાત જિનાગમમાં સ્થળે સ્થળે છે. **શ્રીમદે** શ્રીમુખે જણાવ્યું--'અમે આત્માને સમયમાત્ર પણ ભૂલતા નથી.' એક દિવસે બ્રહ્મચર્યની રક્ષા સંબંધી **શ્રીમદે** અપૂર્વ બોધ કર્યો. **શ્રીમદે** દેવકરણજીને પૂછ્યું-બ્રહ્મચર્યની રક્ષાર્થે દેહ પાડવાનું કહ્યું છે તે શું આત્મઘાત ન કહેવાય? કોઈ જવાબ આપી શક્યું નહિં. **શ્રીમદે** સમાધાન કર્યું'— 'બ્રહ્મચર્ય એટલે આત્મા છે, તેથી એ આત્માના રક્ષણાર્થે દેહને જતો કરવો પણ આત્માને રાખવો તે ભગવાનની આજ્ઞા છે, માટે તે આત્મઘાત નથી, પણ આત્મરક્ષણ છે.' આવું અપૂર્વ સમાધાન **શ્રીમદે** પ્રકાશ્યુ હતું.

કાવિઠા–રાળજ–વડવા–ખંભાત આદિ નિવૃત્તિક્ષેત્રે **શ્રીમદ્**ની સ્થિતિ હતી, તે વેળા **શ્રીમદે** પરમાર્થમેઘની વર્ષા વર્ષાવી અપૂર્વ ઉપદેશામૃતની ધારા વહાવી હતી. તે યથાશક્તિ ભક્તિથી **મહામુમુક્ષુ અંબાલાલભાઇએ** સ્મૃતિ પરથી સંક્ષિપ્તપણે છાયામાત્ર નોંધી લીધી હતી, તે **'ઉપદેશછાયા'** (અં. ૯૫૭). શીર્ષક તળે **શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથમાં** પ્રસિદ્ધ થયેલ છે. શ્રી અંબાલાલભાઈની ગ્રહણ–ધારણશક્તિ તો **શ્રીમદે** શ્રીમુખે પ્રશંસી હતી, એટલે **અંબાલાલભાઇની** આ પ્રમાણભૂત નોંધ જોકે છાયામાત્ર છે, તોપણ તે વાંચતાં –સાંભળતાં મુમુક્ષુ માનસ પર ઘણી બળવાન્ અસર કરે છે, તો પછી સાક્ષાત્ ઉપદેશશ્રવણ તો શું નહિં કરતું હોય? **શ્રીમદે તો પરમાર્થમેઘની ઉપદેશામૃતધારા** જ વર્ષાવી હતી, પણ અત્રે તો મહાબુદ્ધિ **અંબાલાલભાઇએ** બુદ્ધિ–પાત્રમાં ઝીલેલ તેનો સારસંક્ષેપરૂપ છાયામાત્ર જ આપેલ છે. તે પરથી તે ઉપદેશ–બોધનો ધોધ કેટલો બધો વિપુલ વિસ્તારવાળો હશે તેનો કંઈક ખ્યાલ આવે છે. આ **ઉપદેશામૃતધારા**ની વાનગીરૂપ કંઇક કણિકાઓ આ રહી—

**મૂળ ભૂલ મિથ્યાત્વ** ટાળવાનો ને **સમ્યક્ત્વ** સાધવાનો વારંવાર બોધ અત્રે **શ્રીમદે** કર્યો છે: "સૌથી મોટો રોગ મિથ્યાત્વ. બાહ્યવ્રત વધારે લેવાથી મિથ્યાત્વ ગાળીશું એમ જીવ ધારે પણ તેમ બને નહીં, કેમકે જેમ એક પાડો જે હજારો કડબના પૂળા ખાઇ ગયો છે, તે એક તણખલાથી બીએ નહીં, તેમ મિથ્યાત્વરૂપી પાડો જે પૂળારૂપી અનંતાનુબંધી કષાયે અનંતા ચારિત્ર ખાઈ ગયો તે તણખલારૂપી બાહ્યવ્રતથી કેમ ડરે? પણ જેમ પાડાને એક બંધનથી બાંધીએ ત્યારે આધીન થઈ જાય, તેમ મિથ્યાત્વરૂપી પાડાને આત્માના બળરૂપી બંધનથી બાંધીએ ત્યારે આધીન થાય; અર્થાત્ આત્માનું બળ વધે ત્યારે મિથ્યાત્વ ઘટે. ×× મિથ્યાદષ્ટિ સમકિતિ પ્રમાણે જપતપાદિ કરે છે, એમ છતાં મિથ્યાદષ્ટિનાં જપતપાદિ મોક્ષનાં હેતુભૂત થતાં નથી, સંસારના હેતુભૂત થાય છે. સમકિતિનાં જપતપાદિ મોક્ષનાં હેતુભૂત થાય છે. સમકિતિ દંભરહિત કરે છે, આત્માને જ નિંદે છે, કર્મો કરવાનાં કારણોથી પાછો હઠે છે. આમ કરવાથી તેના અહંકારાદિ સહેજે ઘટે છે. અજ્ઞાનીનાં બધાં જપતપાદિ અહંકાર વધારે છે, અને સંસારના હેતુ થાય છે. ×× જ્યાં સુધી દેહાત્મબુદ્ધિ ટળે નહીં ત્યાં સુધી સમ્યક્ત્વ થાય નહીં. જીવને સાચ ક્યારેય આવ્યું જ નથી; આવ્યું હોત તો મોક્ષ થાત. ભલે સાધુપણું, શ્રાવકપણું અથવા તો ગમે તે લો, પણ સાચ વગર સાધન તે વૃથા છે, **જે દેહાત્મબુદ્ધિ**

મટાડવા માટે સાધનો બતાવ્યાં છે તે દેહાત્મબુદ્ધિ મટે ત્યારે સાચ આવ્યું સમજાય. દેહાત્મબુદ્ધિ થઈ છે તે મટાડવા, મારાપણું મુકાવવા સાધનો કરવાનાં છે. તે ન મટે તો સાધુપણું, શ્રાવકપણું, શાસ્ત્રશ્રાવણ કે ઉપદેશ તે વગડામાં ચોક મુકયા જેવું છે. જેને એ ભ્રમ ભાંગી ગયો છે, તે જ સાધુ તે જ આચાર્ય, તે જ જ્ઞાની. જેમ અમૃતભોજન જમે તે કાંઈ છાનું રહે નહીં, તેમ ભ્રાંતિ, ભ્રમબુદ્ધિ મટે તે કાંઈ છાનું રહે નહીં. × × સમકિત થયું હોય તો દેહાત્મબુદ્ધિ મટે. × × સમકિત અને મિથ્યાત્વની તરત ખબર પડે તેવું છે. સમકિતીની અને મિથ્યાત્વીની વાણી ઘડીએ ઘડીએ જુદી પડે છે. જ્ઞાનીની વાણી એકજ ધારી, પૂર્વાપર મળતી આવે. × × આત્મા કોણે અનુભવ્યો કહેવાય? તરવાર મ્યાનમાંથી કાઢવાથી જેમ જુદી માલુમ પડે છે, તેમ દેહથી આત્મા સ્પષ્ટ જુદો બતાવે છે તેણે આત્મા અનુભવ્યો કહેવાય.'

ભક્તિ ક્રિયા અને જ્ઞાન અંગે સ્પષ્ટ માર્ગદર્શન આપતા વેધક વચનો અત્ર **શ્રીમદે** ઉપદેશ્યા છે—'ભક્તિ એ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. ભક્તિથી અહંકાર મટે, સ્વચ્છંદ ટળે, અને સીધા માર્ગે ચાલ્યુ જવાય; અન્ય વિકલ્પો મટે. આવો એ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે × × જે ક્રિયા કરવી તે નિર્દંભપણે નિરહંકારપણે કરવી; ક્રિયાના ફળની આકાંક્ષા રાખવી નહીં, શુભ ક્રિયાનો કાંઈ નિષેધ છે જ નહીં, પણ જ્યાં જ્યાં શુભ ક્રિયાથી મોક્ષ માન્યો છે ત્યાં ત્યા નિષેધ છે. × × કદી પણ દંભપણે કે અહંકારપણે આચરણ કરવાનું જગાય મનમા લાવવું નહીં. × × કોઈ અભિમાની જીવ એમ માની બેસે છે કે હું પંડિત છું, શાસ્ત્રવેત્તા છું, ડાહ્યો છું, ગુણવાન છું, લોક મને ગુણવાન કહે છે, પણ તેને જ્યારે તુચ્છ પદાર્થનો સયોગ થાય છે ત્યારે તરત જ તેની વૃત્તિ ખેંચાય છે. આવા જીવને જ્ઞાની કહે છે કે તું વિચાર તો ખરો કે તે તુચ્છ પદાર્થની કિંમત કરતા તારી કિંમત તુચ્છ છે! × × પાચ ઇંદ્રિયો શી રીતે વશ થાય? વસ્તુઓ ઉપર તુચ્છભાવ લાવવાથી. × × જ્ઞાની પુરુષને શિષ્યે પ્રશ્ન પૂછયુ—બાર ઉપાંગ તો બહુ ગહન છે, અને તેથી મારાથી સમજી શકાય તેમ નથી; માટે બાર ઉપાંગનો સાર જ બતાવો કે જે પ્રમાણે વર્તું તો મારૂં કલ્યાણ થાય. સદ્‌ગુરુએ ઉત્તર આપ્યો—બાર ઉપાંગનો સાર તમને કહીએ છીએ કે, વૃત્તિઓને ક્ષય કરવી. આ વૃત્તિઓ બે પ્રકારની કહી: એક બાહ્ય અને બીજી અંતર્. બાહ્યવૃત્તિ એટલે આત્માથી બ્હાર વર્ત્તવું તે. આત્માની અંદર પરિણમવું, તેમા શમાવું, તે અંતરવૃત્તિ. પદાર્થનું તુચ્છપણું ભાસ્યમાન થયુ હોય તો અંતર્વૃત્તિ રહે × × જ્ઞાન તેનું નામ કે જે હર્ષ, શોક વખતે હાજર થાય; અર્થાત્ હર્ષ શોક થાય નહી. સમ્યગ્દૃષ્ટિ હર્ષશોકાદિ પ્રસંગમાં તદ્દન એકાકાર થાય નહીં. તેમના નિર્ધ્વંસ પરિણામ થાય નહીં. × × સ્વભાવમા રહેવું, વિભાવથી મુકાવું એ જ મુખ્ય તો સમજવાનું છે. બાલ જીવોને સમજવા સારૂ સિદ્ધાંતોના મોટા ભાગનું વર્ણન જ્ઞાની પુરુષોએ કર્યું છે. × × જ્ઞાની કહે છે તે કૂંચીરૂપી જ્ઞાન વિચારે, તો અજ્ઞાનરૂપી તાળું ઉઘડી જાય; કેટલાંય તાળાં ઊઘડી જાય, કૂંચી હોય તો તાળું ઉઘડે; બાકી પહાણા મારે તો તાળું ભાંગી જાય.× × આત્મા અજ્ઞાનરૂપીપથ્થરે કરી ઢંકાઈ ગયો છે. જ્ઞાની જ આત્માને ઊંચો લાવશે. આત્મા દબાઈ ગયો છે

એટલે કલ્યાણ સૂઝતું નથી. જ્ઞાની સદ્‌વિચારોરૂપી સહેલી કૂંચીઓ બતાવે તે કૂંચીઓ હજારો તાળાંને લાગે છે. ×× મોટા વરઘોડા ચઢાવે, ને નાણાં ખર્ચે; એમ જાણીને કે મારૂં કલ્યાણ થશે; એવી મોટી વાત સમજી હજારો રૂપિયા ખર્ચી નાંખે. એક પૈસો ખોટું બોલી ભેગો કરે છે, ને સામટા હજારો રૂપિયા ખર્ચી નાંખે છે! જુઓ, જીવનું કેટલું બધું અજ્ઞાન! કંઈ વિચાર જ ન આવે!'

આમ સહૃદય શ્રોતાના હૃદય સોંસરા ઉતરી જાય અને ગંભીર વિચાર કરતા કરી મૂકે એવા હૃદયભેદી સેંકડો વેધક વચનો **જ્ઞાનાવતાર શ્રીમદે** આ પરમ અદ્‌ભુત **ઉપદેશામૃતધારામાં** વહાવ્યા છે; અને પરમ આત્મપુરુષાર્થી આ પરમ પુરુષે અત્ર સ્થળે સ્થળે ઉદ્‌ઘોષેલા આ પરમ **આત્મપુરુષાર્થની ઉદ્‌ઘોષણા** કરતા ઉદ્‌બોધક વચનો તો સર્વ કાળના સર્વ આત્માર્થી મુમુક્ષુઓએ હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે—

'તમે માન્યો છે તેવો આત્માનો મૂળ સ્વભાવ નથી; તેમ આત્માને કર્મે કાંઇ સાવ આવરી નાંખ્યો નથી. આત્માના પુરુષાર્થધર્મનો માર્ગ સાવ ખુલ્લો છે. ×× અનંતકાળના કર્મ અનંતકાળ ગાળ્યે જાય નહીં, પણ પુરુષાર્થથી જાય. માટે કર્મમાં બળ નથી પણ પુરુષાર્થમાં બળ છે, તેથી પુરુષાર્થ કરી આત્માને ઊંચો લાવવાનો લક્ષ રાખવો. ×× અનાદિ કાળના અજ્ઞાનને લીધે જેટલો કાળ ગયો તેટલો કાળ મોક્ષ થવા માટે જોઇએ નહીં, કારણકે પુરુષાર્થનું બળ કર્મો કરતાં વધુ છે. કેટલાક જીવો બે ઘડીમાં કલ્યાણ કરી ગયા છે! સમ્યગ્‌દૃષ્ટિ જીવ ગમે ત્યાંથી આત્માને ઊંચો લાવે, અર્થાત્ સમ્યક્ત્વ આવ્યે જીવની દૃષ્ટિ ફરી જાય. ×× અજ્ઞાનીઓ આજ કેવળજ્ઞાન નથી, મોક્ષ નથી એવી હીનપુરુષાર્થની વાતો કરે છે. જ્ઞાનીનું વચન પુરુષાર્થ પ્રેરે તેવું હોય. અજ્ઞાની શિથિલ છે તેથી એવાં હીનપુરુષાર્થનાં વચનો કહે છે. પંચમકાળની, ભવસ્થિતિની, દેહદુર્બળતાની કે આયુષ્યની વાત ક્યારેય પણ મનમાં લાવવી નહીં; અને કેમ થાય તેવી વાણી પણ સાંભળવી નહીં. કોઈ હીનપુરુષાર્થી વાતો કરે કે ઉપાદાનકારણ—પુરુષાર્થનું શું કામ છે? પૂર્વે અશોચ્યા કેવલી થયા છે. તો તેવી વાતોથી પુરુષાર્થહીન ન થવું, સત્સંગ ને સત્સાધન વિના કોઈ કાળે પણ કલ્યાણ થાય નહીં. જો પોતાની મેળે કલ્યાણ થતું હોય તો માટીમાથી ઘડો થવો સંભવે. લાખ વર્ષ થાય તો પણ ઘડો થાય નહીં, તેમ કલ્યાણ થાય નહીં. તીર્થંકરનો યોગ થયો હશે એમ શાસ્ત્રવચન છે છતાં કલ્યાણ થયુ નથી તેનું કારણ પુરુષાર્થરહિતપણાનું છે. પૂર્વે જ્ઞાની મળ્યા હતા છતાં પુરુષાર્થ વિના જેમ તે યોગ નિષ્ફળ ગયા, તેમ આ વખતે જ્ઞાનીનો યોગ મળ્યો છે ને પુરુષાર્થ નહીં કરો તો આ યોગ પણ નિષ્ફળ જશે. માટે પુરુષાર્થ કરવો; અને તો જ કલ્યાણ થશે. ઉપાદાનકારણ—પુરુષાર્થ શ્રેષ્ઠ છે. એમ નિશ્ચય કરવો કે સત્પુરુષના કારણ-નિમિત્તથી અનંત જીવ તરી ગયા છે. કારણ વિના કોઈ જીવ તરે નહીં. અશોચ્યા કેવલીને પણ આગળપાછળ તેવો યોગ પ્રાપ્ત થયો હશે. સત્સંગ વિના આખું જગત્ ડૂબી ગયું છે! ×× આત્મા પુરુષાર્થ કરે તો શું ન થાય? મોટા મોટા પર્વતોના પર્વતો છેદી નાંખ્યા છે; અને કેવા કેવા વિચાર કરી તેને રેલવેના

કામમાં લીધા છે! આ તો બહારનાં કામ છે છતાં જય કર્યો છે. આત્માને વિચારવો એ કાંઈ બહારની વાત નથી. અજ્ઞાન છે તે મટે તો જ્ઞાન થાય. ×× બે ઘડી પુરુષાર્થ કરે, તો કેવળજ્ઞાન થાય એમ કહ્યું છે. રેલવેઆદિ ગમે તેવો પુરુષાર્થ કરે તો પણ બે ઘડીમાં તૈયાર થાય નહીં; તો પછી કેવળજ્ઞાન કેટલું સુલભ છે તે વિચારો.'

આવી **પરમ પુરુષાર્થપ્રેરક** હતી આ **પરમ અમૃત પુરુષની પરમ અમૃત-વાણી!** આવી અપૂર્વ માર્ગદર્શક હતી આ મોક્ષમાર્ગના મહાન્ નેતાની **પરમ અમૃત દેશના!** આવી અલૌકિક હતી આ જ્ઞાનાવતાર શ્રુતગંગા–હિમાચલે આ નિવૃત્તિક્ષેત્રની અવનિ પર અવતારેલી **જ્ઞાનામૃતગંગા!** આવી અનુપમ હતી આ પરમાર્થ–પુષ્કરાવર્ત્ત મેઘે નિવૃત્તિક્ષેત્રે વર્ષાવેલી **ઉપદેશામૃતધારા!**



## પ્રકરણ એંશીમું

# ષટ્પદનો અમૃતપત્ર

'શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાની પુરુષોએ નીચે કહ્યા છે તે છ પદને સમ્યગ્દર્શનના નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યા છે'—**શ્રીમદ્ રાજચંદ્ર.**

**ષટ્પદના પત્ર** તરિકે સુપ્રસિદ્ધ પત્ર (અં ૪૯૩) **શ્રીમદ્**ના પત્રોમાં એક પરમ વિશિષ્ટ **અમૃતપત્ર** છે **શ્રીમદ્**ની અલૌકિક અદ્ભુત આત્મવિચારધારા દર્શાવતો આ અમૃતપત્ર **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનપ્રવાહ પર વેધક પ્રકાશ નાખે છે, એટલુ જ નહિં પણ ભક્તિ–અમૃતસિંધુમાં નિમજ્જન કરનારા **શ્રીમદ્**ના પરમ ભક્તિમય અમૃત આત્માનુ તાદશ્ય દર્શન કરાવે છે,—એટલે આ **અમૃતપત્ર**નું આ ખાસ પ્રકરણમા દિગ્દર્શન કરશું.

**શ્રીમદે** પોતાના અધ્યાત્મજીવનના પ્રારંભથી આ **ષટ્પદ** પર પરમ ગંભીર તત્ત્વવિચારણા કરી છે, ઘણું ઊંડું તત્ત્વમંથન કર્યું છે, અને તેની ઊંડી છાપ તેમના અધ્યાત્મજીવન પર પડી છે. તેની સાક્ષી તેમના અનેક પત્રોમાં પ્રાપ્ત થાય છે – ખીમજી ભાઇ પરના પત્રમાં (અં. ૧૩૦) **શ્રીમદ્** આ છ **મહાપ્રવચન** પર નિરંતર સંશોધન કરવાની ભલામણ કરે છે—'(૧) આત્મા છે. (૨) તે બંધાયો છે. (૩) તે કર્મનો કર્ત્તા છે. (૪) તે કર્મનો ભોક્તા છે (૫) મોક્ષનો ઉપાય છે (૬) આત્મા સાધી શકે છે. આ જે છ મહાપ્રવચનો તેનુ નિરંતર સંશોધન કરજો.'—અત્રે આ છ પદને **'મહાપ્રવચન'** કહ્યા તે સૂચવે છે કે આ છ પદને **શ્રીમદ્** કેવા મહાન્ માને છે અને પ્રવચન–પ્રકૃષ્ટ આપ્ત વચન કહી તેના પ્રત્યે કેવો પરમાદર ધરાવે છે, અને તેનુ નિરંતર સંશોધન કરવાનું કહ્યુ તે સૂચવે છે કે મુમુક્ષુએ આ છ પદનુ ગંભીર તત્ત્વચિંતન કરવા પર

**શ્રીમદ્** કેવો ભાર મૂકે છે. ગાંધીજી પરના પત્રમાં (અં. ૫૭૦) પણ **શ્રીમદ્** મુમુક્ષુને આ છ પદના અભ્યાસની તેવી જ વિચારપ્રેરણા કરે છે—'આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્મનો કર્ત્તા છે, આત્મા કર્મનો ભોક્તા છે, તેથી તે નિવૃત્ત થઇ શકે છે, અને નિવૃત્ત થઇ શકવાનાં સાધન છે, એ છ કારણો જેને વિચારે કરીને સિદ્ધ થાય, તેને વિવેકજ્ઞાન અથવા સમ્યક્દર્શનની પ્રાપ્તિ ગણવી એમ શ્રી જિને નિરૂપણ કર્યું છે, જે નિરૂપણ મુમુક્ષુ જીવે વિશેષ કરી અભ્યાસ કરવા યોગ્ય છે.' ઇત્યાદિ.

અને **શ્રીમદે** પોતે તો આ છ પદ સંબંધી પરમ ગંભીર તત્ત્વવિચાર કેટલો કર્યો છે, તે તેમની હાથનોંધના (૨–૩૪,) આ ઉલ્લેખ પરથી સ્વયં સૂચિત થાય છે: 'સમ્યક્દર્શન સ્વરૂપ એવાં નીચે લખ્યાં શ્રી જિનનાં ઉપદેશેલાં છ પદ આત્માર્થી જીવે અતિશય કરી વિચારવાં ઘટે છે. આત્મા છે એ **અસ્તિપદ.** કેમકે પ્રમાણે કરી તેનું પ્રસિદ્ધપણું છે. આત્મા નિત્ય છે એ **નિત્યપદ.** આત્માનું જે સ્વરૂપ છે તે કોઇ પણ પ્રકારે ઉત્પન્ન થવું સંભવતું નથી, તેમ તેનો વિનાશ સંભવતો નથી. આત્મા કર્મનો કર્ત્તા છે; એ **કર્ત્તાપદ.** આત્મા કર્મનો ભોક્તા છે. તે આત્માની મુક્તિ થઈ શકે છે. મોક્ષ થઇ શકે એવા પ્રકાર પ્રસિદ્ધ છે.' (હા. નો. ૨–૩૪). **શ્રીમદે** આ છ પદનો આવો પરમ ગંભીર તત્ત્વવિચાર કર્યો છે, એટલું જ નહિં પણ તેનો તેમને કેવો **અનન્ય આત્મનિશ્ચય** થયો છે, તે તેમની હાથનોંધના આ અનુભવઉદ્‌ગાર સ્વયં પ્રકાશે છે—'જીવના અસ્તિત્વપણાનો તો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય. જીવનાં ચૈતન્યપણાંના ત્રિકાળ હોવાપણાનો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય. તેને કોઈ પણ પ્રકારે બંધદશા વર્તે છે એ વાતનો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય. જીવના નિત્યપણાનો, ત્રિકાળ હોવાપણાનો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય. તે બંધની નિવૃત્તિ કોઇ પણ પ્રકારે નિઃસંશય ઘટે છે, એ વાતનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય. મોક્ષપદ છે એ વાતનો કોઇ પણ કાળે સંશય નહીં થાય.'

આમ આ ષટ્પદનું પરમ ગંભીર તત્ત્વમંથન કરતા **શ્રીમદ્‌ને** તેનો આવો નિઃસંશય આત્મનિશ્ચય થયો છે, અને તેની વજ્રલેપ છાપ તેમના આત્મજીવન પર પડી છે, એટલું જ નહિં પણ તેના ફલપરિપાકરૂપ શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ–શુદ્ધ **આત્મસિદ્ધિ** તેમને **અનુભવસિદ્ધ** થઇ છે, અમૃતસિંધુ આત્માની અમૃતાનુભૂતિ થઇ છે. આવા અનુભવસિદ્ધ સમ્યગ્દર્શનના સર્વોત્કૃષ્ટ નિવાસભૂત આ ષટ્પદ પ્રત્યે **શ્રીમદ્‌નો** ભાવ–અમૃતસિંધુ એટલો બધો ઉલ્લસાયમાન થયો છે, કે તે આ ષટ્પદના પરમ ભાવવાહી **અમૃતપત્ર**માં સહજ આત્મભાવોદ્‌ગારરૂપે છલકાયો છે; અને આ છલકાયેલા અમૃતસિંધુનો પ્રોધ એટલો બધો બળવાન હૃદયભેદી છે કે તે ગમે તેવા પાષાણુ હૃદયને પણ ભેદી નાંખે એવો ને પાષાણુને પણ પલ્લવ આણે એવો અમૃત સિંચનારો છે. ખરેખર! જે આ અમૃતપત્રમાં **શ્રીમદે** વહાવેલા અમૃતસિંધુમાં નિમજ્જન કરે વા આ અમૃતસિંધુનું બિન્દુ પણ ચાખે તે અમૃતપથને પામે એવું અપૂર્વ દૈવત આ **અમૃતપત્ર**માં પ્રગટ અનુભવાય છે.

આ ષટ્પદનો પત્ર મુખપાઠે કરવાની **શ્રીમદે** સૌભાગ્યભાઈ, અંબાલાલભાઈ, લલ્લુજી મુનિ આદિ મુમુક્ષુઓને આજ્ઞા કરી હતી, પણ આ ગદ્યકૃતિ મુખપાઠે કરવી સુગમ નહિં હોવાની મુશ્કેલી **સૌભાગ્યભાઈએ શ્રીમદ્** પાસે રજુ કરતાં, **સૌભાગ્યભાઈની** વિજ્ઞપ્તિથી **શ્રીમદે** આત્મસિદ્ધિ પદ્યકૃતિની રચના કરી હતી એ આપણે **આત્મસિદ્ધિ** પ્રકરણમાં જોશું. આમ આ ષટ્પદના અમૃતપત્રને **શ્રીમદ્**ની પરમ અમર કૃતિ આત્મસિદ્ધિશાસ્ત્ર સાથે ઘણો ગાઢ-ઘનિષ્ઠ સંબંધ છે, કારણકે બંનેમાં ષટ્પદનો વિષય સામાન્ય (common) છે. આ પત્રમાં **ષટ્પદ**નું સમગ્રપણે સૂત્રરૂપ સંક્ષેપ કથન છે, ષટ્પદ એ **આત્મસિદ્ધિ**નો મુખ્ય વિષય હોઈ આત્મસિદ્ધિમાં એનું શાસ્ત્રીય વિસ્તરીકરણ છે. **આત્મસિદ્ધિ**માં આ ષટ્પદનો સૂક્ષ્મ તત્ત્વવૈજ્ઞાનિક શાસ્ત્રીય વિચાર બહલાવ્યો છે; આ **ષટ્પદપત્ર**માં સમ્યગ્દર્શનના સર્વોત્કૃષ્ટ નિવાસભૂત ષટ્પદનો મહિમાતિશય ઉલ્લસાવ્યો છે. **આત્માની મહાગીતા આત્મસિદ્ધિ**માં ષટ્પદ દ્વારા આત્માનું દિવ્ય ગાન ગાયુ છે, આ **ષટ્પદપત્ર**માં આ ષટ્પદ અને તેની પ્રાપ્તિના મૂળ **સદ્ગુરુ ભગવાન** પ્રત્યેની અદ્ભુત ભક્તિનું અમૃતપાન પાયુ છે. આ અવનિના અમૃત સમી આત્મસિદ્ધિ પૂર્વે ત્રણ વર્ષ પહેલાં લખાયેલો આ તેનો પુરોગામી અમૃતપત્ર તે અમૃતરસનો જાણે પ્રાક્સ્વાદ-પૂર્વાસ્વાદ (fore-taste) કરાવે છે! ખરેખર! આ **પરમગુરુ-જગદ્ગુરુ રાજચંદ્ર**ની પરમ અમર કૃતિ આત્મસિદ્ધિ આ પરમ ગુરુને કીર્ત્તિની ટોચે મૂકી આ પરમગુરુની અમર કૃતિઓમાં મુકુટસ્થાને વિરાજે છે, તો આ પ્રસ્તુત અમૃતપત્ર તે મુકુટમાં ચૂડામણિસ્થાને શોભે છે. આમ એક બીજાના પૂરક ને સમર્થક આત્મસિદ્ધિ અને આ ષટ્પદપત્રનું અનેક પ્રકારે સામ્ય પ્રસંગથી દર્શાવી, આ અમૃતપત્રની વસ્તુનું અત્ર સંક્ષેપમાં દર્શન કરશું.

અત્રે—'**અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્ગુરુદેવને અત્યંત ભક્તિથી નમસ્કાર**'—એ આ પત્રના હૃદયરૂપ વચન મથાળે મૂક્યું છે, તે માર્મિકપણે સૂચવે છે કે આ ષટ્પદની પ્રાપ્તિ શ્રી સદ્ગુરુને આધીન છે અને આ **શ્રીમદ્** સદ્ગુરુદેવ જ જગતમાં જેના જેવું અન્ય કોઈ નથી એવું અનન્ય 'શરણ-આશ્રયસ્થાન આપનાર છે, ભવભયમાંથી ત્રાણ-રક્ષણ કરનાર છે. આવા 'શ્રી'-જ્ઞાનશ્રીસંપન્ન **શ્રીમદ્** સદ્ગુરુ દિવ્ય આત્મગુણ હોવાથી દેવ છે, એવા આ શ્રીસદ્ગુરુને અત્યંત-અતિશય પરમ ભક્તિથી નમસ્કાર! એમ પરમ ભાવપૂર્ણ નમસ્કાર કરી **શ્રીમદ્** પત્રપ્રારંભે આ ષટ્પદનો મહિમાતિશય પ્રકાશે છે—'શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાનીપુરુષોએ નીચે કહ્યાં છે તે છ પદને સમ્યગ્દર્શનના નિવાસનાં સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યાં છે.'—પામેલો હોય તેની પાસેથી પમાય, દીવામાંથી દીવો થાય એ ન્યાયે, જે શુદ્ધ આત્મસ્વરૂપને પ્રાપ્ત હોય તે જ આ બા.માં પરમ આપ્ત-પ્રમાણભૂત હોય, એટલે ષટ્પદવિચારના ફલરૂપ શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે, તે પરમ પ્રમાણરૂપ જ્ઞાનીપુરુષોએ અનુભવસિદ્ધપણે આ નીચે કહેવામાં આવે છે તે છ પદને '**સમ્યગ્દર્શનના નિવાસનાં સર્વોત્કૃષ્ટ સ્થાનક**' સર્વથી ઉત્તમ સ્થાનક કહ્યાં છે. આમ જ્ઞાનીપુરુષોનાં

અનુભવસિદ્ધ વચનથી આ પ્રસ્તુત ષટ્પદની પરમ પ્રમાણતા પ્રકાશતું પ્રારંભપ્રવચન પ્રકાશી આ ષટ્પદની ભવ્ય રજુઆત કરી છે, તેનો સાર સંક્ષેપ—

'**પ્રથમ પદ: આત્મા છે.** જેમ ઘટપટાદિ પદાર્થો છે તેમ આત્મા પણ છે. × × સ્વપરપ્રકાશક એવી ચૈતન્યસત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનું પ્રમાણ છે. **બીજું પદ: આત્મા નિત્ય છે:** ઘટપટ આદિ પદાર્થો અમુક કાળવર્ત્તિ છે: આત્મા ત્રિકાળવર્ત્તિ છે. ઘટપટાદિ સંયોગે કરી પદાર્થ છે. આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે, કેમકે તેની ઉત્પત્તિ માટે કોઇ પણ સંયોગો અનુભવયોગ્ય થતા નથી. × × **ત્રીજું પદ: આત્મા કર્ત્તા છે.** સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે. × × આત્મા પણ ક્રિયાસંપન્ન છે, માટે કર્ત્તા છે. તે કર્ત્તાપણું ત્રિવિધ શ્રી જિને વિવેચ્યું છે; પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજસ્વરૂપનો કર્ત્તા છે. અનુપચરિત (અનુભવમાં આવવાયોગ્ય વિશેષ સંબંધ સહિત) વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્ત્તા છે. ઉપચારથી ઘર, નગર આદિનો કર્ત્તા છે. **ચોથું પદ : આત્મા ભોક્તા છે.** જે જે કંઈ ક્રિયા છે તે તે સર્વ સફળ છે, નિરર્થક નથી. જે કંઈ પણ કરવામાં આવે તેનું ફળ ભોગવવામાં આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે. ×× તેમ કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પણ પરિણામે આત્મા પ્રવર્ત્તે તેનું ફળ પણ થવાયોગ્ય જ છે, અને તે થાય છે. તે ક્રિયાનો આત્મા કર્ત્તા હોવાથી ભોક્તા છે. **પાંચમું પદ : મોક્ષપદ છે.** ×× પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણું હોય પણ તેના અનભ્યાસથી, તેના અપરિચયથી, તેને ઉપશમ કરવાથી તેનું મંદપણું દેખાય છે, તે ક્ષીણ થવાયોગ્ય દેખાય છે. ક્ષીણ થઇ શકે છે. તે તે બંધભાવ ક્ષીણ થઇ શકવા યોગ્ય હોવાથી તેથી રહિત એવો જે શુદ્ધ આત્મસ્વભાવ તે રૂપ મોક્ષપદ છે. **છઠ્ઠું પદ : તે મોક્ષનો ઉપાય છે.** ×× કર્મબંધથી વિપરીત સ્વભાવવાળાં એવાં જ્ઞાન, દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે. જે સાધનના બળે કર્મબંધ શિથિલ થાય છે, ઉપશમ પામે છે, ક્ષીણ થાય છે. માટે તે જ્ઞાન, દર્શન, સંયમાદિ મોક્ષપદના ઉપાય છે.'

આવા આ છ પદનો ઉપન્યાસ કરી **પરમ ભાવિતાત્મા શ્રીમદ્** આ ષટ્પદની મુક્તકંઠે પ્રસ્તુતિ કરતાં તેનો **મહિમાતિશય** પ્રકાશે છે—'**શ્રી જ્ઞાનીપુરુષોએ સમ્યગ્દર્શનના મુખ્ય નિવાસભૂત કહ્યાં એવાં આ છ પદ અત્રે સંક્ષેપમાં જણાવ્યાં છે. સમીપમુક્તિગામી જીવને સહજ વિચારમાં તે સપ્રમાણ થવા યોગ્ય છે, પરમ નિશ્ચયરૂપ જણાવા યોગ્ય છે, તેનો સર્વ વિભાગે વિસ્તાર થઇ તેના આત્મામાં વિવેક થવા યોગ્ય છે. આ છ પદ અત્યંત સંદેહરહિત છે એમ પરમપુરુષે નિરૂપણ કર્યું છે.**'—શ્રીમદ્ અત્ર પુનઃ ઉદ્ઘોષે છે કે–આ છ પદ **સમ્યગ્દર્શનના મુખ્ય નિવાસભૂત**—રહેવાના ઠેકાણારૂપ છે એમ જ્ઞાનીપુરુષોએ કહ્યું છે. કારણકે જેમ છે તેમ આત્માનું સ્વરૂપ સમ્યક્પણે જાણવું તે સમ્યગ્દર્શન છે; આ છ પદથી આત્માનું સમ્યક્ સ્વરૂપ સમજાય છે,—આત્મા, તેનું નિત્યપણું, કર્ત્તાપણું, ભોક્તાપણું, મુક્તાપણું, મુક્તઉપાયપણું જણાય છે, આત્મા–અનાત્માનો વિવેક થાય છે,

જીવ–અજીવ–પુણ્ય–પાપ–આસ્રવ–સંવર–નિર્જરા–બંધ–મોક્ષ એ નવતત્ત્વની સંકલના સમજાય છે, સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ મોક્ષમાર્ગની પ્રતીતિ ઉપજે છે; એટલે આ છ પદને સમ્યગ્દર્શનના 'મુખ્ય'–પ્રધાન અથવા ખરેખરા પરમાર્થસત્ નિવાસભૂત જ્ઞાની-પુરુષોએ અનુભવસિદ્ધપણે કહ્યાં છે. એવાં આ છ પદ અત્રે આ ષટ્પદપત્રમાં સંક્ષેપમાં –ટૂંકામાં પણ તેનો સમગ્ર સંપૂર્ણ ખ્યાલ આવી જાય એમ જણાવ્યાં છે. આ છ પદ કોને જણાય છે? જે સમીપમાં મુક્તિએ જનારો છે એવા **સમીપમુક્તિગામી**–નિકટમાં મોક્ષ પામનારા ખરેખરા મુમુક્ષુ જીવને સહજ વિચારમાં આ છ પદ **સપ્રમાણ**–પ્રમાણ-ભૂત થવાયોગ્ય છે, તેનો સર્વ વિભાગે–સર્વ પ્રકારે વિચાર વિસ્તાર થઈ તેના આત્મામાં સત્–અસત્નો ભેદ જાણવારૂપ–ભેદવિજ્ઞાનરૂપ વિવેક થવાયોગ્ય છે. આ છ પદ અત્યંત સંદેહરહિત–નિઃસંશય નિશ્ચયરૂપ છે, એમ પરમ પ્રમાણભૂત આત્માનુભવી પરમજ્ઞાની પરમ પુરુષે અનુભવસિદ્ધપણે નિરૂપણ–પ્રતિપાદન કર્યું છે.

એમ એની પરમ પ્રમાણતા દર્શાવી, આ **છ પદના વિવેકનું** સ્વસ્વરૂપસમ-જણરૂપ **પ્રયોજન** પ્રકાશે છે—'**એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે. અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહં-ભાવ, મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાનીપુરુષોએ દેશના પ્રકાશી છે.**'—અનાદિથી આ જીવને આત્મસ્વરૂપના અજ્ઞાનરૂપ–અજ્ઞાનદશારૂપ સ્વપ્નદશા વર્તી રહી છે. એને લીધે સ્વપ્નના મિથ્યાભાસની જેમ આ દેહ–ગૃહ આદિ આત્મબાહ્ય પદાર્થો હુંપણે–મ્હારાપણે અસત્કલ્પનાથી દેખવારૂપ સ્વપ્નદશા વર્તે છે. સ્વપ્નમાં દીઠેલી વસ્તુ જેમ જાગૃત અવસ્થામા દેખાતી નથી, મિથ્યા જણાય છે, તેમ અજ્ઞાનરૂપ સ્વપ્નદશામાં દેખાતી આ દેહાદિ અસત્કલ્પના આત્મજાગૃતિરૂપ જ્ઞાનદશામાં વાસ્તવિક દેખાતી નથી, મિથ્યાભાસરૂપ જણાય છે આવી આ અજ્ઞાનરૂપ સ્વપ્નદશાને લીધે આત્મબાહ્ય પરવસ્તુમાં આ હું છું એવો અહંભાવ—આ મ્હારી છે એવો મમત્વભાવ જીવને ઉત્પન્ન થયેલો છે, તે નિવૃત્ત થવાને અર્થે–પાછો વાળવાને અર્થે આ છ પદની દેશના જ્ઞાનીપુરુષોએ પ્રકાશી છે. તે સ્વપ્નદશાથી છૂટી સ્વસ્વરૂપપ્રાપ્તિ કેમ થાય તે બતાવે છે—'તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજમાત્રમા તે જાગૃત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય, સમ્યગ્દર્શનને પ્રાપ્ત થઈ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે' તે દેહ–ગૃહાદિ આત્મબાહ્ય વસ્તુમાં અહંભાવ–મમ-ભાવની—હુંપણા–મારાપણાની અજ્ઞાનદશારૂપ સ્વપ્નદશાથી રહિત માત્ર–કેવળ પોતાનુ સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજમાત્રમા–લીલામાત્રમાં વિના પ્રયાસે તે જાગ્રત થઈ સમ્યગ્દર્શનને પામે, અને સમ્યગ્દર્શનને પામી આત્મા પોતે પોતાના સ્વભાવને વિષે સ્થિતિ કરે એવા સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે. અર્થાત્–જ્યાંલગી નિદ્રાધીન–ઊંઘમાં પડેલો પુરુષ અસત્કલ્પનારૂપ–મિથ્યાભાસરૂપ સ્વપ્નને સાચું માને ત્યાંલગી તે જાગે નહિં અને જાગે ત્યારે તે નિદ્રા દૂર થઈ ગમે તેટલા લાંબા સ્વપ્નને ઊડી જતાં વાર લાગે નહિં; તેમ અજ્ઞાનનિદ્રામાં પડેલો જીવ પરવસ્તુમાં અહં–મમભાવની અસત્કલ્પના-

રૂપ સ્વપ્નને જ્યાંલગી સત્ય માને ત્યાંલગી તે જ્ઞાનજાગ્રતિ પામે નહિં, અને જ્ઞાનજાગ્રતિ પામે ત્યારે અનાદિની અજ્ઞાનનિદ્રા દૂર થઇ પરવસ્તુમાં તે અહં-મમભાવની અસતકલ્પનાનું સ્વપ્ન ઊડી જતાં વાર લાગે નહિં. ઊંઘમાંથી ઊઠતાં-જાગ્રત થતાં જેમ ગમે તેટલું લાંબુ-ક્રોડો વર્ષનું સ્વપ્ન પણ તરત જ ઊડી જાય છે ને વસ્તુસ્વરૂપનું યથાર્થ દર્શન થાય છે, તેમ અજ્ઞાનનિદ્રામાંથી ઊઠતાં-જ્ઞાનરૂપ જાગ્રત દશા થતાં અનાદિનું અજ્ઞાનદશાનું સ્વપ્ન તરત જ ઊડી જાય છે અને આત્મસ્વરૂપનું સમ્યગ્દર્શન થાય છે. 'જાગીને જોઉં તો જગત્ દીસે નહિં, ઊંઘમાં અટપટા ખેલ ભાસે; ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે.' (નરસિંહ મહેતા). અને તે સ્વપ્નદશારહિત સ્વસ્વરૂપનું યથાર્થ સમ્યગ્દર્શન થાય છે, એટલે પછી આત્મા સ્વસ્વભાવમાં સ્થિતિ કરવારૂપ ભાવમોક્ષને પામે છે તે કેવી રીતે? તે અત્ર પત્રમાં સ્પષ્ટ પ્રકાશે છે—

**'કોઈ વિનાશી, અશુદ્ધ અને અન્ય એવા ભાવને વિષે તેને હર્ષ, શોક સંયોગ ઉત્પન્ન ન થાય. તે વિચારે સ્વસ્વરૂપને વિષે જ શુદ્ધપણું, સંપૂર્ણપણું, અવિનાશીપણું, અત્યંત આનંદપણું, અંતરરહિત તેના અનુભવમાં આવે છે. સર્વ વિભાવ પર્યાયમાં માત્ર પોતાને અંધ્યાસથી ઐકયતા થઈ છે, તેથી કેવળ પોતાનું ભિન્નપણું જ છે, એ સ્પષ્ટ, પ્રત્યક્ષ, અત્યંત પ્રત્યક્ષ, અપરોક્ષ તેને અનુભવ થાય છે. વિનાશી અથવા અન્ય પદાર્થના સંયોગને વિષે તેને ઇષ્ટઅનિષ્ટપણું થતું નથી. જન્મ, જરા, મરણ, રોગાદિ બાધારહિત સંપૂર્ણમાહાત્મ્યનું ઠેકાણું એવું નિજસ્વરૂપ જાણી, વેદી તે કૃતાર્થ થાય છે.'**

અર્થાત્-સમ્યગ્દર્શન થતા આ સ્વવસ્તુ છે ને આ પરવસ્તુ છે એમ સ્પષ્ટ ભેદ-વિજ્ઞાન થાય છે, સ્વવસ્તુનુ સ્વરૂપ અને પરવસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ સમ્યક્પણે સ્પષ્ટ દેખાય છે, સ્વવસ્તુ તે હું છું ને મ્હારી છે, પરવસ્તુ તે હું નથી ને મ્હારી નથી, એમ પરવસ્તુમા અહંત્વ-મમત્વબુદ્ધિ નષ્ટ થાય છે. એટલે વિનાશી-નાશવંત, અશુદ્ધ-અશુચિ-મલિન અને આત્માથી-સ્વથી અન્ય-જૂદા એવા કોઈ પણ પરભાવને વિષે તેને હર્ષ-શોક ઉપજે નહિં,-કોઈ પણ પરવસ્તુના સંયોગથી હર્ષ વા વિયોગથી શોક ઉત્પન્ન થાય નહિં કારણકે તે વિચારે છે કે આ પરવસ્તુ મ્હારાથી અન્ય છે, અશુદ્ધ છે, વિનાશી છે ને હું-આ સ્વવસ્તુ મ્હારાથી અનન્ય છું, શુદ્ધ છું, અવિનાશી છું,-એમ વિચાર કરતા સ્વસ્વરૂપને વિષે જ શુદ્ધપણુ, સંપૂર્ણપણુ, અવિનાશીપણું, અત્યંત આનંદપણું અતરરહિત-નિરંતર તેના અનુભવમા આવે છે. એમ ભેદવિજ્ઞાન થાય છે, એટલે જ આત્માથી વિપરીત-વિકૃત-વિરુદ્ધ-વિરોધ એવા મોહ-રાગ-દ્વેષઆદિ સર્વ વિભાવપર્યાયમા માત્ર પોતાને અધ્યાસથી—અનાદિના વિપરીત અભ્યાસથી ઐકયતા-એકત્વભાવતા થઈ છે, તેથી કેવળ-સર્વથા પોતાનું ભિન્નપણું જ છે- જૂદાપણું જ છે, એ સ્પષ્ટ, પ્રત્યક્ષ, અત્યંત પ્રત્યક્ષ, અપરોક્ષ તેને અનુભવ થાય છે; અને એટલે જ વિનાશી-નાશવંત અથવા અન્ય-પર પદાર્થના સંયોગને વિષે તેને ઇષ્ટ-અનિષ્ટપણું થતું નથી,-આ પરપદાર્થ મને પ્રાપ્ત હો તો સારૂં, આ મને પ્રાપ્ત ન હો તો સારૂં એવી ઇષ્ટાનિષ્ટબુદ્ધિ ઉપજતી નથી. અને જન્મ-જરા-મરણ-રોગાદિ બાધારહિત સંપૂર્ણ

માહાત્મ્યનું ઠેકાણું એવું નિજસ્વરૂપ જાણી, વેદી—આત્માનુભવથી અનુભવી તે કૃતાર્થ—કૃતકૃત્ય થાય છે.

આવા આ છ પદ જાણ્યાનું સ્વસ્વરૂપપ્રાપ્તિરૂપ ફળ પ્રકાશે છે—'**જે જે પુરુષોને એ છ પદ સપ્રમાણ એવાં પરમ પુરુષનાં વચને આત્માનો નિશ્ચય થયો છે, તે તે પુરુષો સર્વ સ્વરૂપને પામ્યા છે. આધિ, વ્યાધિ, ઉપાધિ સર્વસંગથી રહિત થયા છે, થાય છે, અને ભવિષ્યકાળમાં પણ તેમજ થશે.**'—આત્માનુભવસિદ્ધ હોવાથી જે છ પદ સપ્રમાણ—પ્રમાણરૂપ છે એવું જેનું વચન પરમ પ્રમાણ કરવા યોગ્ય છે, તે પરમ પ્રમાણભૂત સપ્રમાણ એવા પરમ પુરુષનાં વચને જે જે પુરુષોને આત્માનો નિશ્ચય થયો છે, તે તે સર્વ પુરુષો સ્વરૂપને પામ્યા છે, માનસિક આધિ, શારીરિક વ્યાધિ અને બાહ્ય ઉપાધિરૂપ સર્વ સંગથી રહિત થયા છે, થાય છે અને થશે, એમ ત્રણે કાળમાં અચળ અખંડ અબાધિત સ્થિતિ છે. આમ આ છ પદનો અને તેના ફળરૂપ સ્વસ્વરૂપપ્રાપ્તિનો મહામહિમાતિશય સંકીર્ત્તન કરી **પરમ ગુરુ જગદ્ગુરુ રાજચંદ્રે** પોતાના અંતરાત્માના ઊંડાણમાંથી નિકળેલા આ પરમ ગૌરવપૂર્ણ શબ્દોમા આ ષટ્પદની પ્રસ્તુતિ કરી છે, આ **ષટ્પદને સમ્યગ્દર્શનના નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક** તરિકે બિરદાવ્યા છે, સદ્ગુરુવચન થકી પ્રાપ્ત આ ષટ્પદને **સ્વસ્વરૂપપ્રાપ્તિના હેતુપણે** ઉદ્ઘોષ્યા છે

અને આ ષટ્પદના પ્રકાશક જે સત્પુરુષ સદ્ગુરુના કૃપાપ્રસાદથકી આ ષટ્પદપ્રાપ્તિ ને સ્વસ્વરૂપપ્રાપ્તિ થાય છે, તે નિષ્કારણ કરુણાશીલ સત્પુરુષના પરમ ઉપકાર પ્રત્યે પરમ કૃતજ્ઞતાપૂર્ણ પોતાની અંતર્સંવેદનાને આ **પરમગુરુ જગદ્ગુરુ** જ્યારે આ નીચેના પરમ ભક્તિપૂર્ણ ચાર નમસ્કારના હૃદયસ્પર્શી ભવ્ય શબ્દોમા વાચા આપે છે, ત્યારે તો ખરેખર! આ પરમ ગુરુએ છલકાવેલા આ ભાવવારિધિના ભાવની અવધિ જ થાય છે! પરમ ભાવિતાત્મા આ જગદ્ગુરુએ અત્રે આ અમૃતપત્રના અંતે—આ પત્રના મુગટમણિસ્થાને શોભતા ચૂંડારત્ન સમા આ **ચાર નમસ્કાર** મૂક્યા છે, તે જગતના ચોકમાં ચારે દિશામાં સદ્ગુરુભક્તિનો દિવ્ય પ્રકાશ રેલાવી રહ્યા છે! હજારો ગ્રંથોથી પણ જેના ભાવનો એક અંશ પણ ન દર્શાવી શકાય એવા આ **સદ્ગુરુભક્તિનો પરમ મહિમાતિશય** ડિંડિમ નાદથી ઉદ્ઘોષતા પરમ ભાવપૂર્ણ **ચાર નમસ્કાર** આ રહ્યા—

**'જે સત્પુરુષોએ જન્મ, જરા, મરણનો નાશ કરવાવાળો, સ્વસ્વરૂપમાં સહજ અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે, તે સત્પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર છે. તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે. એવા સર્વ સત્પુરુષો, તેનાં ચરણારવિંદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો!**

**જે છ પદથી સિદ્ધ છે એવું આત્મસ્વરૂપ જેનાં વચનને અંગીકાર કર્યે સહજમાં પ્રગટે છે, જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વકાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થઈ નિર્ભય થાય છે, તે વચનના કહેનાર એવા સત્પુરુષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે, કેમકે જેનો પ્રત્યુપકાર ન થઈ શકે એવો પરમાત્મભાવ તે જાણે કંઈ પણ ઇચ્છયા વિના માત્ર નિષ્કારણ કરુણાશીલતાથી આપ્યો, એમ છતાં પણ જેણે અન્ય જીવને વિષે આ**

મારો શિષ્ય છે, અથવા ભક્તિનો કર્તા છે, માટે મારો છે, એમ કદી જોયું નથી, એવા જે સત્પુરુષ તેને અત્યંત ભક્તિએ ફરીફરી નમસ્કાર હો!

જે સત્પુરુષોએ સદ્‌ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે, તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે. જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે, અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનું નિરૂપણ કર્યું છે, તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!

જો કદી પ્રગટપણે વર્ત્તમાનમાં કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઇ નથી, પણ જેના વચનના વિચારયોગે શક્તિપણે કેવળજ્ઞાન છે એમ સ્પષ્ટ જાણ્યું છે, એમ શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયું છે, વિચારદશાએ કેવળજ્ઞાન થયું છે, ઇચ્છાદશાએ કેવળજ્ઞાન થયું છે, મુખ્યનયના હેતુથી કેવળજ્ઞાન વર્ત્તે છે, તે કેવળજ્ઞાન સર્વ અવ્યાબાધ સુખનું પ્રગટ કરનાર, જેના યોગે સહજમાત્રમાં જીવ પામવા યોગ્ય થયો તે સત્પુરુષના ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ નમસ્કાર હો! નમસ્કાર હો!'

આ **પરમ ગુરુ રાજચંદ્ર**ની પરમ ભક્તિ દાખવતા—સદ્‌ગુરુભક્તિનો અનન્ય મહિમાતિશય સંગીત કરતા આ **પરમ અમૃત ચાર નમસ્કાર**ની પ્રાયે સમસ્ત ભક્તિ-વાઙ્મયક્ષેત્રમાં જોડી જડવી દુર્લભ છે. પરમભક્તિ-અમૃતરસથી છલકાતા આ પરમ-ગુરુના હૃદય-હૃદમાંથી નિકળેલા આ અક્ષરે અક્ષર પરમભક્તિરસ નિર્ઝરતા પરમ ભક્તિપૂર્ણ અમૃત અંતરોદ્‌ગાર વાંચતાં કે સાંભળતાં, કોઇ પણ સહૃદય જનના હૃદયમાં આ રણકાર કરતા ભક્તિવચનોનો પડઘો પડે છે, પદે પદે મસ્તક આપોઆપ ભક્તિથી નમી પડે છે, અને અક્ષરે અક્ષરે ઉદ્‌ગાર નિકળી પડે છે કે—નમસ્કાર હો! નમસ્કાર હો! આ પરમ ગુરુ **રાજચંદ્રને**! નમસ્કાર હો નમસ્કાર હો આ પરમ જગદ્‌ગુરુના આ પરમ અદ્‌ભુત પ્રત્યેક નમસ્કારને!!



## પ્રકરણ એકાશીમું

# પંચમ કાળ—દુઃષમ કળિકાળ અંગે પોકાર

પરમ કૃપાળુપણાને લીધે યથાર્થનામા **પરમ કૃપાળુ દેવ** તરિકે પ્રસિદ્ધ નિષ્કારણ કરુણારસસાગર **શ્રીમદ્‌**ના મુમુક્ષુઓ પરના પત્રોમા પંચમકાળ-દુઃષમકાળ અંગે પોકાર સ્થળે સ્થળે દેખાય છે, કળિકાળની કરુણ સ્થિતિનું ચિત્ર વારંવાર જોવા મળે છે; અને તેથી દ્રવીભૂત થતા નિષ્કારણકરુણાશીલ **શ્રીમદ્‌**ના પરમ અનુકંપામય દયાર્દ્ર હૃદયનું દિવ્ય દર્શન થાય છે. આ પંચમકાળ અંગેના પોકારનું આ પ્રકરણમાં આલેખન કરશું.

આ કાળ **પંચમકાળ** અથવા **દુઃષમકાળ** તરિકે ઓળખાય છે. કારણકે—એક કાળચક્રના બે વિભાગ છે: ઉત્સર્પિણી અને અવસર્પિણી. ઉત્-ઉંચે સર્પિણી-

જતો એટલે કે ઉત્તરોત્તર ચઢતો કાળ તે ઉત્સર્પિણી; અવ–નીચે સર્પિણી–જતો એટલે ઉત્તરોત્તર નીચે ઉત્તરતો પડતો કાળ તે અવસર્પિણી. આ ઉત્સર્પિણી–અવસર્પિણી પ્રત્યેકના, ચક્રના ઉંચે–નીચે જતા છ છ આરાની જેમ, છ છ આરારૂપ છ છ વિભાગ છે. તેમાં આ વર્ત્તમાન અવસર્પિણી કાળવિભાગનો દુઃષમ નામનો પાંચમો આરો વર્ત્તી રહ્યો છે, એટલે વર્ત્તમાન વર્ત્તી રહેલો કાળ પંચમ કાળ અથવા દુઃષમકાળ તરિકે પ્રસિદ્ધ છે. જૈનેતરો તેને કળિકાળ તરિકે ઓળખે છે, તે પણ યથાર્થ છે. **શ્રીમદ્** તેમના પત્રમાં (અં. ૨૨૨) પ્રકાશે છે—'પંચમ કાળને નામે જૈન ગ્રંથો આ કાળને ઓળખે છે; અને કઠિનકાળને નામે પુરાણ ગ્રંથો ઓળખે છે, એમ આ કાળને કઠિન કહ્યો છે; તેનો હેતુ જીવને સત્સંગ અને સત્શાસ્ત્રનો જોગ થવો આ કાળમાં દુર્લભ છે; અને તેટલા જ માટે કાળને એવું ઉપનામ આપ્યું છે.' આ અવસર્પિણી–નીચે ઉતરતો પડતો કાળ કેટલો બધો કેવો કરાળ છે તેનો **શ્રીમદ્** આ પત્રમાં (અં. ૮૪૪) માર્મિક પોકાર કરે છે—'કરાળ કાળ! આ અવસર્પિણી કાળમાં ચોવીશ તીર્થંકર થયા. તેમાં છેલ્લા તીર્થંકર શ્રમણ ભગવાન શ્રી મહાવીર દીક્ષિત થયા પણ એકલા! સિદ્ધિ પામ્યા પણ એકલા! પ્રથમ ઉપદેશ તેમનો પણ અફળ ગયો!' અને તેમાં પણ આ વર્ત્તમાન વર્ત્તી રહેલો અવસર્પિણી કાળ તો એટલો બધો નિકૃષ્ટ છે કે તે '**હુંડાવસર્પિણી**' કહેવાય છે. હુંડ એટલે જેના આકારનું કોઈ ઠેકાણું નથી એવો રોડઓડ કદ્રૂપો બેડોળ આ અવસર્પિણી કાળ છે, અને તેમાં પણ આ પંચમ કાળ છે, એટલે તેની દુષ્ટતા માટે પૂછવું જ શું? આત્માના સ્વરૂપને વિષે જે સંયત નથી–સંયમી નથી એવા અસંયતિ જનો જ્યાં પ્રાયઃ પૂજાય છે એવું **અસંયતિપૂજા** નામનું આશ્ચર્ય જ્યાં ચાલી રહ્યું છે એવા આ કાળની નિકૃષ્ટતા માટે પૂછવું જ શું? આવા આ નિકૃષ્ટ દુષ્ટ હુંડાવર્પિણી કાળ અંગે **શ્રીમદ્** સખેદ પોકારે છે—

'ઘણાં પ્રત્યક્ષ વર્તમાનો પરથી એમ પ્રગટ જણાય છે કે આ કાળ તે વિષમ કે દુષમ અથવા કળિયુગ છે. કાળચક્રના પરાવર્તનમાં અનંતવાર દુષમ કાળ પૂર્વે આવી ગયા છે, તથાપિ આવો દુષમ કાળ કોઇક જ વખત આવે છે. શ્વેતાંબર સંપ્રદાયમાં એવી પરંપરાગત વાત ચાલી આવે છે કે અસંયતિ પૂજા નામે આશ્ચર્યવાળો હુંડ–ધીટ એવો આ પંચમકાળ અનંતકાળે આશ્ચર્યસ્વરૂપે તીર્થંકરાદિકે ગણ્યો છે, એ વાત અમને બહુ કરી અનુભવમાં આવે છે; સાક્ષાત્ એમ જાણે ભાસે છે. કાળ એવો છે. ક્ષેત્ર ઘણું કરી અનાર્ય જેવું છે, ત્યાં સ્થિતિ છે.' (અં. ૫૦૪). ઇ.

આ કળિકાળે મનુષ્યોને સ્વાર્થપરાયણ અને મોહવશ કરી માયિક સંપત્તિની ઇચ્છાવાળા કર્યા, મુમુક્ષુતાની ઇચ્છાવિહોણા ને ભક્તિશૂન્ય બનાવ્યા, સુલભબોધિપણું દુર્લભ કર્યું અને પરમાર્થને ઘેરી લઈ અનર્થને પરમાર્થ બનાવ્યો,–ઇ. પ્રકારે કળિકાળે મનુષ્યોના મન પર શી અસર કરી તેનો મર્મભેદી ખેદ દર્શાવતાં **શ્રીમદ્** પોકાર કરે છે—'કળિકાળે મનુષ્યને સ્વાર્થપરાયણ અને મોહવશ કર્યા. (અં. ૧૫૭–૧૨) આશ્ચર્યકારક તો એ છે કે કળિકાળે થોડા વખતમાં પરમાર્થને ઘેરી લઈ અનર્થને પરમાર્થ

બનાવ્યો છે. (અં. ૨૭૫). આ કાળ સુલભબોધિપણું પ્રાપ્ત થવામાં વિઘ્નભૂત છે.... સત્‌નો માર્ગ કોઈ સ્થળે દેખાતો નથી. (અં. ૧૯૮). પૂર્ણકામ એવું હરિનું સ્વરૂપ છે. તેને વિષે જેની નિરંતર લય લાગી રહી છે એવા પુરુષથી ભારતક્ષેત્ર પ્રાયે શૂન્ય થયું છે. માયામોહ સર્વત્ર ભળાય છે. કવચિત્ મુમુક્ષુ જોઇએ છીએ, તથાપિ મત-મતાંતરાદિકનાં કારણોથી તેમને પણ જોગ થવો દુર્લભ થાય છે. (અં. ૨૪૬). આ કાળમાં મનુષ્યોનાં મન માયિક સંપત્તિની ઇચ્છાવાળાં થઈ ગયાં છે. કોઇક વિરલ મનુષ્ય નિર્વાણ-માર્ગની દૃઢ ઇચ્છાવાળું રહ્યું સંભવે છે, અથવા કોઇકને જ તે ઈચ્છા સત્પુરુષનાં ચરણસેવન વડે પ્રાપ્ત થાય તેવું છે.' (અં. ૧૮૨).—ઇત્યાદિ પ્રકારે મનુષ્યોના મન પર થતી કળિકાળની અસરનો **શ્રીમદે** પોકાર કર્યો છે, એટલું જ નહિં પણ આ કળિ-કાળના યોગે સત્સંગઆદિના વિરહે પોતાને પણ વેદાતી વેદના **પરમાર્થસુહૃદ્ સૌભાગ્ય** પરના પત્રોમાં આ હૃદયભેદી શબ્દોમાં પોકારી છે—'કાળની દુષમતાથી આ પ્રવૃત્તિમાર્ગ ઘણા જીવોને સત્‌નું દર્શન કરતાં અટકાવે છે. (અં. ૧૮૧). વારંવાર આપ જણાવો છો, આતુરતા દર્શન માટે બહુ છે; પરંતુ પંચમકાળ મહાવીરદેવે કહ્યો છે, કળિયુગ વ્યાસ ભગવાને કહ્યો છે; તે ક્યાંથી સાથે રહેવા દે? અને દે તો આપને ઉપાધિયુક્ત શા માટે ન રાખે? (અં. ૧૮૭). કાળ વિષમ આવી ગયો છે. સત્સંગનો જોગ નથી, અને વીતરાગતા વિશેષ છે. એટલે ક્યાંય સાતું નથી. અર્થાત મન વિશ્રાંતિ પામતું નથી. અનેક પ્રકારની વિટંબના તો અમને નથી, તથાપિ નિરંતર સત્સંગ નહીં એ મોટી વિટંબના છે. (અં. ૨૯૮). આપ હૃદયના જે જે ઉદ્ગાર દર્શાવો છો; તે તે વાંચી આપની યોગ્યતા માટે પ્રસન્ન થવાય છે, પરમ પ્રસન્નતા થાય છે, અને ફરી ફરી સત્યુગનું સ્મરણ થાય છે ×× મહાંધકારવાળા આ કાળમાં આપણો જન્મ એ કંઇક કારણયુક્ત હશે જ, એ નિઃશંક છે; પણ શું કરવું, તે સંપૂર્ણ તો તે સૂઝાડે ત્યારે બને તેવું છે. (અં. ૧૮૨) અમને પણ પંચમકાળ અથવા કળિયુગ હાલ તો અનુભવ આપે છે. અમારૂં ચિત્ત નિસ્પૃહ અતિશય છે, અને જગતમાં સસ્પૃહ તરિકે વર્ત્તીએ છીએ, એ કળિયુગની કૃપા છે.'—એમ **ચોથા આરાના આ પરમ પુરુષ શ્રીમદે** સત્યુગનું સ્મરણ કરાવે એવા **પરમાર્થસખા સૌભાગ્યને** પોતાના પરની કળિયુગની કૃપાનું વેદન વ્યંગમાં કહી દેખાડ્યું છે.

આવા વિષમ-વિકટ કાળમાં જે અવિષમ-સમ રહે છે તે નિકટભવી જીવ નિકટ કલ્યાણને પામે છે, આવા કળિયુગમાં જે નથી મુંઝાતા તેને નમસ્કાર છે, આવા દુઃષમ-કાળમાં જેનું ચિત્ત સંગે કરી પ્રવર્ત્તનભેદ પામ્યુ નથી તે બીજો શ્રીરામ છે,—એમ આ કળિકાળમાં મહાકામ માટે જન્મેલો **બીજો શ્રીરામ** આ **રાજચંદ્ર** અત્ર આ પત્રોમાં ઉદ્‌ઘોષણા કરે છે—'કુટુંબાદિ સંગ વિષે લખ્યુ તે ખરૂં છે. તેમાં પણ આ કાળમાં એવા સંગમાં જીવે સમપણે પરિણમવું એ મહાવિકટ છે. અને જેઓ એટલું છતાં પણ સમપણે પરિણમે, તે નિકટભવી જીવ જાણીએ છીએ. (અં. ૨૯૨). કાળનું કળિસ્વરૂપ વર્તે છે, તેને વિષે જે અવિષમપણે માર્ગની જિજ્ઞાસાએ કરી, બાકી બીજા

જે જાણવાના ઉપાય તે પ્રત્યે ઉદાસીનપણે વર્તતો પણ જ્ઞાનીના સમાગમે અત્યંત નિકટપણે કલ્યાણને પામે છે, એમ જાણીએ છીએ. (અં. ૩૭૬). કળિયુગમાં અપાર કષ્ટે કરીને સત્પુરુષનું ઓળખાણ પડે છે. છતાં વળી કંચન અને કાંતાનો મોહ તેમાં પરમ પ્રેમ ન આવવા દે તેમ છે. ઓળખાણ પડયે અડગપણે ન રહી શકે એવી જીવની વૃત્તિ છે. અને આ કળિયુગ છે; તેમાં જે નથી મુંઝાતા તેને નમસ્કાર. (અં. ૨૭૩). શબ્દાદિ પાંચ વિષયની પ્રાપ્તિની ઇચ્છાએ કરી જેનાં ચિત્ત અત્યંત વ્યાકુળપણે વર્ત્તે છે એવા જીવોનું જ્યાં વિશેષપણે દેખાવું છે, એવો જે કાળ તે આ દુસમ કળિયુગ નામનો કાળ છે. તેને વિષે વિહ્વળપણું જેને પરમાર્થને વિષે નથી થયુ, ચિત્ત વિક્ષેપ પામ્યુ નથી, સંગે કરી પ્રવર્તનભેદ પામ્યુ નથી, બીજી પ્રીતિના પ્રસંગે જેનું ચિત્ત આવૃત્ત થયુ નથી, બીજાં જે કારણો તેને વિષે જેનો વિશ્વાસ વર્તતો નથી, એવો જો કોઇ હોય તો તે આ કાળને વિષે બીજો શ્રી રામ છે. તથાપિ જોઇને સખેદ આશ્ચર્ય વર્તે છે કે એ ગુણોના કોઇ અંશે સંપન્ન પણ અલ્પ જીવો દૃષ્ટિગોચર થતા નથી.' (અં. ૩૮૪). આવા નિરાશાજનક વિષમ દુઃષમ કળિકાળમાં પણ જે આમ ઉક્ત પ્રકારે વર્તે તે નિકટ કલ્યાણને પામે એવો આશાનો અમર સંદેશ પણ અત્ર આ તેવી અનંતગુણવિશિષ્ટ આત્મદશાસંપન્ન બીજા શ્રી રામે—આત્મારામી **રાજચન્દ્રે** આપ્યો છે.

આ વિષમ દુઃષમ કાળનું વિષમપણું–દુઃષમપણું શાને લઈને છે? આ કાળમાં મુખ્ય હાનિ શાની થઈ છે? એ સ્પષ્ટ કરતાં **શ્રીમદ્** પ્રકાશે છે કે આ કાળમાં **મુખ્ય હાનિ સત્સંગની** થઇ છે, **પરમાર્થપ્રાપ્તિના કારણોની હીનતા** થઇ છે, એટલે જ આ કાળનું દુઃષમપણું વિષમપણું પ્રગટ છે. કાળનું દુઃષમપણું પોકારતા **શ્રીમદ્**ના આ ટંકોત્કીર્ણ પત્રઉલ્લેખો પરથી આ વસ્તુ સાવ સ્પષ્ટ થઈ જાય છે—

'કળિયુગમાં સત્સંગની પરમ હાનિ થઇ ગઈ છે. અંધકાર વ્યાપ્ત છે, અને સત્સંગનું જે અપૂર્વપણું તેનું જીવને યથાર્થ ભાન થતું નથી. (અં. ૨૯૧). મહાવીરદેવે આ કાળને પંચમકાળ કહી દુષમ કહ્યો, વ્યાસે કળિયુગ કહ્યો; એમ ઘણા મહાપુરુષોએ આ કાળને કઠિન કહ્યો છે; એ વાત નિઃશંક સત્ય છે. કારણ, ભક્તિ અને સત્સંગ એ વિદેશ ગયાં છે, અર્થાત સંપ્રદાયમાં રહ્યાં નથી, અને એ મળ્યા વિના જીવનો છૂટકો નથી. આ કાળમાં મળવાં દુષમ થઇ પડયાં છે. માટે કાળ પણ દુષમ છે. તે વાત યથાયોગ્ય જ છે. દુષમને ઓછા કરવા આશિષ્ આપશો. (અં. ૧૭૩). કરાળ કાળ હોવાથી જીવને જ્યાં વૃત્તિની સ્થિતિ કરવી જોઈએ, ત્યાં તે કરી શકતો નથી. સદ્ધર્મનો ઘણું કરીને લોપ જ રહે છે. તે માટે આ કાળને કળિયુગ કહેવામાં આવ્યો છે. સદ્ધર્મનો જોગ સત્પુરુષ વિના હોય નહીં, કારણકે અસતમાં સત્ હોતું નથી. ઘણું કરીને સત્પુરુષનાં દર્શનની અને જોગની આ કાળમાં અપ્રાપ્તિ દેખાય છે. જ્યારે એમ છે, ત્યારે સદ્ધર્મરૂપ સમાધિ મુમુક્ષુ પુરુષને કયાંથી પ્રાપ્ત હોય? અને અમુક કાળ વ્યતીત થયા છતાં જ્યારે તેવી સમાધિ પ્રાપ્ત નથી થતી ત્યારે મુમુક્ષુતા પણ કેમ રહે? (અં. ૨૪૯). આખો લોક ત્રણે કાળને વિષે દુઃખે કરીને પીડાતો માનવામાં

આવ્યો છે; અને તેમાં પણ આ વર્તે છે, તે તો મહા દુઃષમકાળ છે; અને સર્વપ્રકારે વિશ્રાંતિનું કારણ એવો જે **કર્ત્તવ્યરૂપ શ્રી સત્સંગ** તે તો સર્વકાળને વિષે પ્રાપ્ત થવો દુર્લભ છે. તે આ કાળમાં પ્રાપ્ત થવો ઘણો ઘણો દુર્લભ હોય એમાં કંઇ આશ્ચર્યકારક નથી. (અં. ૨૮૨).

'જેને વિષે પરમાર્થધર્મની પ્રાપ્તિનાં કારણો પ્રાપ્ત થવાં અત્યંત દુષમ થાય તે કાળને તીર્થંકરદેવે દુષમ કહ્યો છે, અને આ કાળને વિષે તે વાત સ્પષ્ટ દેખાય છે. સુગમમાં સુગમ એવો કલ્યાણનો ઉપાય તે, જીવને પ્રાપ્ત થવો આ કાળને વિષે અત્યંત દુષ્કર છે. મુમુક્ષુપણું, સરળપણું, નિવૃત્તિ, સત્સંગ આદિ સાધનો આ કાળને વિષે પરમદુર્લભ જાણી પૂર્વના પુરુષોએ આ કાળને હુંડાઅવસર્પિણીકાળ કહ્યો છે; અને તે વાત પણ સ્પષ્ટ છે. પ્રથમનાં ત્રણ સાધનોનો સંયોગ તો કવચિત્ પણ પ્રાપ્ત થવો બીજા અમુક કાળમાં સુગમ હતો; પણ સત્સંગ તો સર્વ કાળમાં દુર્લભ જ દેખાય છે; તો પછી આ કાળને વિષે સત્સંગ સુલભ ક્યાંથી હોય? પ્રથમનાં ત્રણ સાધન કોઇ રીતે આ કાળમાં જીવ પામે તો પણ ધન્ય છે. (અં. ૪૩૩).

'આ કાળ સ્વભાવે કરી તીર્થંકરાદિકે દુષમ કહ્યો છે. તેમાં વિશેષ કરી પ્રયોગે અનાર્યપણા યોગ્ય થયેલાં એવાં આવાં ક્ષેત્રો વિષે તે કાળ બળવાનપણે વર્તે છે. લોકોની આત્મ-પ્રત્યયયોગ્ય બુદ્ધિ અત્યંત હણાઇ જવા યોગ્ય થઇ છે. એવા સર્વ પ્રકારના દુષમ યોગને લીધે વ્યવહાર કરતાં પરમાર્થનું વિસરવું અત્યંત સુલભ છે, અને પરમાર્થનું અવિસરવું અત્યંત અત્યંત દુર્લભ છે. આનંદઘનજીએ ચૌદમા જિનના સ્તવનને વિષે કહ્યું છે, તેમાં આવા ક્ષેત્રનુ દુષમપણું એટલી વિશેષતા છે. અને આનંદઘનજીના કાળ કરતાં વર્તમાનકાળ વિશેષ દુષમપરિણામી વર્તે છે; તેમાં જો કોઇ આત્મપ્રત્યયી પુરુષને બચવા યોગ્ય ઉપાય હોય તો તે એક માત્ર નિરંતર અવિચ્છિન્ન ધારાએ સત્સંગનું ઉપાસવું એ જ જણાય છે.' (અં. ૪૫૩).

ઇત્યાદિ પ્રકારે આ વર્ત્તમાનકાળની કરુણ સ્થિતિનું તાદૃશ્ય ચિત્ર આલેખતા અને સત્સંગની પરમ દુર્લભતા પોકારતા **શ્રીમદ્**ના આ વેધક વચનો સહૃદયોના હૃદયો દ્રવીભૂત કરે એવો આ દુષમકાળ અંગે **હૃદયભેદી પોકાર** પાડે છે.

આમ આ કાળમા મુખ્ય હાનિ સત્સંગની થઇ છે, અને પરમાર્થની પ્રાપ્તિ તો પરમાર્થપ્રાપ્ત સત્પુરુષના સત્સગને આધીન છે. એટલે પરમાર્થમાર્ગની પ્રાપ્તિ આ કાળમાં દુર્લભ થઈ પડી છે; અને આ **પરમાર્થમાર્ગની દુર્લભતાને** લઇને જ આ કાળની 'દુઃષમ' સંજ્ઞા છે, એની સૂક્ષ્મ શાસ્ત્રીય મીમાસા કરતા **શ્રીમદ્** દુઃષમ કાળ અંગેના અમૃત પત્રમાં (અં. ૪૨૨) પ્રકાશે છે—'જિનાગમમાં આ કાળને દુસમ એવી સંજ્ઞા કહી છે, તે પ્રત્યક્ષ દેખાય છે, કેમકે દુસમ શબ્દનો અર્થ દુઃખે કરીને પ્રાપ્ત થવા યોગ્ય એવો થાય છે. તે દુઃખે કરીને પ્રાપ્ત થવા યોગ્ય તો એવો એક પરમાર્થ-માર્ગ મુખ્યપણે કહી શકાય; અને તેવી સ્થિતિ પ્રત્યક્ષ જોવામાં આવે છે. જો કે પરમાર્થ-માર્ગનું દુલ્લભપણું તો સર્વ કાળને વિષે છે, પણ આવા કાળને વિષે તો વિશેષ કરીને

કાળ પણ દુર્લભપણાનાં કારણરૂપ છે.'—આમ કેમ થવા પામે છે તેનો તત્ત્વવૈજ્ઞાનિક (Scientific) ખુલ્લેખુલ્લો ખુલાસો કરતાં **શ્રીમદ્** પ્રકાશે છે કે આ કાળમાં પૂર્વે જેણે પરમાર્થમાર્ગ આરાધ્યો છે એવા પૂર્વના આરાધક જીવો ઘણું કરી દેહ ધારણ ન કરે, એટલે પરમાર્થમાર્ગની પ્રાપ્તિ સુગમ સુલભ નથી. આમ પૂર્વના આરાધક જીવોનું અલ્પપણું એ આદિ છતાં સર્વથા તે માર્ગની પ્રાપ્તિનો અભાવ-અસંભવ છે, એમ નથી, પણ હજુ પણ તેનો પૂરેપુરો સદ્ભાવ-સંભવ છે, એટલે નિરાશાનું લેશ પણ કારણ નથી પણ આશાનું પૂરેપૂરું કારણ છે. અને તે ઝળકતા કિરણ જેવું આશાનુ કારણ એ છે કે—'દુઃખે કરીને પણ આ કાળને વિષે પરમાર્થમાર્ગ પ્રાપ્ત થાય એમ પૂર્વ જ્ઞાનીઓનું કથન છે.' એટલે 'વર્તમાનકાળને વિષે જો કોઇ પણ જીવ પરમાર્થમાર્ગ આરાધવા ઇચ્છે તો અવશ્ય આરાધી શકે' એમ છે, એવું ઝળકતી આશાનું પૂરેપૂરું કારણ છે. આનો અર્થ એમ થયો કે પરમાર્થમાર્ગ સર્વને દુઃખે કરીને પ્રાપ્ત થાય એવો—સર્વથા પ્રાપ્ત ન થાય એવો અલભ્ય છે એમ નથી, પણ તે ઘણું કરીને દુઃખે કરીને પ્રાપ્ત થાય એવો દુર્લભ્ય છે. એટલે જ **શ્રીમદ્** આ વસ્તુ અત્ર સાવ સ્પષ્ટ કરે છે—'સર્વ જીવને વર્તમાનકાળમાં માર્ગ દુઃખે કરીને જ પ્રાપ્ત થાય, એવો એકાંત અભિપ્રાય વિચારવા યોગ્ય નથી, ઘણું કરીને તેમ બને એવો અભિપ્રાય સમજવા યોગ્ય છે. તેનાં ઘણાં કારણો પ્રત્યક્ષ દેખાય છે.' આ કારણોનું આવું પરમ બુદ્ધિગમ્ય (most intelligent analysis) પૃથક્કરણ **શ્રીમદ્** કરે છે—

'(૧) પ્રથમ કારણ ઉપર દર્શાવ્યુ તે કે પૂર્વનું ઘણું કરીને આરાધકપણું નહીં તે. (૨) બીજું કારણ તેવું આરાધકપણું નહીં તેને લીધે વર્તમાન દેહે તે આરાધકમાર્ગની રીતિ પણ પ્રથમ સમજવામાં ન હોય, તેથી અનારાધકમાર્ગને આરાધકમાર્ગ માની લઈ જીવે પ્રવૃત્તિ કરી હોય છે (૩) ત્રીજું કારણ ઘણું કરીને ક્યાંક સત્સમાગમ અથવા સદ્ગુરુનો યોગ બને, અને તે પણ ક્વચિત્ બને (૪) ચોથું કારણ અસત્સંગ આદિ કારણોથી જીવને સદ્ગુરુવાદિકનું ઓળખાણ થવું પણ દુષ્કર વર્તે છે, અને ઘણું કરીને અસદ્ગુરુવાદિકને વિષે સત્ય પ્રતીતિ માની ત્યા જ રોકાઈ રહે છે. (૫) પાચમું કારણ ક્વચિત્ સત્સમાગમનો યોગ બને તોપણ બળ, વીર્યાદિનું એવું શિથિલપણું કે જીવ તથારૂપ માર્ગ ગ્રહણ ન કરી શકે અથવા ન સમજી શકે; અથવા અસત્સ માગમાદિ કે પોતાની કલ્પનાથી મિથ્યાને સત્યપણે પ્રતીતિ કરી હોય.'

આવા કારણોને લઈ પરમાર્થમાર્ગનું દુર્લભપણું છે અને તેને લઈને કાળનું દુઃષમપણું છે

અને આમ સત્સંગઆદિના અભાવે અને અસત્સંગઆદિના પ્રભાવે પરમાર્થ-માર્ગની પ્રાપ્ત આ કાળમા દુર્લભ થઈ પડી છે, પરમાર્થનુ ક્ષીણપણું થયુ છે. આવું આ વર્તમાનકાળનું કરુણ ચિત્ર આલેખતાં જેને પરમ કરુણા વછૂટી છે, પરમ અનુકંપા પ્રગટી છે, એવા **શ્રીમદ્** પરમાર્થસુહૃદ્ **સૌભાગ્ય** પરના અમૃતપત્રમાં (અં. ૩૯૮) આ કરુણ સ્થિતિનું ઓર દર્શન કરાવી આ કાળમાં પરમાર્થના ક્ષીણપણાનું ઓર કરુણ ચિત્ર

આલેખન કરે છે, અને આ કરુણ સ્થિતિથી ઉપજતી અનુકંપા દર્શાવતી નિષ્કારણ કરુણા પ્રકાશે છે—'શાસ્ત્રોને વિષે આ કાળને અનુક્રમે ક્ષીણપણા યોગ્ય કહ્યો છે; અને તે પ્રકારે અનુક્રમે થયા કરે છે. એ ક્ષીણપણું મુખ્ય કરીને પરમાર્થસંબંધીનુ કહ્યું છે. જે કાળમાં અત્યંત દુલ્લભપણે પરમાર્થની પ્રાપ્તિ થાય તે કાળ દુસમ કહેવા યોગ્ય છે, જો કે સર્વ કાળને વિષે પરમાર્થપ્રાપ્તિ જેનાથી થાય છે એવા પુરુષોનો જોગ દુલ્લભ જ છે, તથાપિ આવા કાળને વિષે તો અત્યંત દુલ્લભ હોય છે. જીવોની પરમાર્થવૃત્તિ ક્ષીણપરિણામને પામતી જતી હોવાથી તે પ્રત્યે જ્ઞાનીપુરુષોનાં ઉપદેશનુ બળ ઓછું થાય છે, અને તેથી પરંપરાએ તે ઉપદેશ પણ ક્ષીણપણાને પામે છે, એટલે પરમાર્થમાર્ગ અનુક્રમે વ્યવચ્છેદ થવા જોગ કાળ આવે છે.'—અત્રે મુખ્ય કરીને પરમાર્થસંબંધીનું ક્ષીણપણું છે એ જ પંચમકાળને દુઃષમ કહેવાનું અંતર્ગત મુખ્ય કારણ છે એમ સ્પષ્ટ પ્રકાશ્યુ છે; અને આ પરમાર્થસંબંધીનું ક્ષીણપણું થવાનું મુખ્ય કારણ પણ જેને પરમાર્થપ્રાપ્તિ થઈ છે એવા પરમાર્થપ્રાપ્ત સત્પુરુષોનો જોગ—સત્સંગ મળવો દુર્લભ થઈ પડ્યો છે એ છે, એટલે જીવોને પરમાર્થપ્રાપ્તિ દુર્લભ થઇ પડી છે. અને તેનું પણ અંતર્ગત કારણ એ છે કે હું પરમાર્થ પામું એવી પરમાર્થ પ્રત્યે અનુકૂળ વલણ—સાચી જિજ્ઞાસા ધરાવતી જીવોની પરમાર્થવૃત્તિ ક્ષીણ થતી ચાલી છે, એટલે તે પ્રત્યે જ્ઞાનીના ઉપદેશનું બળ પણ ક્ષીણ થતું જાય છે અને ક્રમે કરીને પરમાર્થમાર્ગ વ્યવચ્છેદ થવા જેવો—વચ્ચે તૂટી જવા જેવો—ભંગ પામવા જેવો કાળ આવે છે. આમ અંતર્વેદના દર્શાવી **શ્રીમદ્** આ વર્તમાનકાળની પરમાર્થસંબંધી કરુણ પરિસ્થિતિ પોકારે છે.

'આ કાળને વિષે અને તેમાં પણ હમણા લગભગના સૈકડાથી મનુષ્યની પરમાર્થવૃત્તિ બહુ ક્ષીણપણાને પામી છે, અને એ વાત પ્રત્યક્ષ છે. સહજાનંદ સ્વામીના વખત સુધી મનુષ્યોમા જે સરળ વૃત્તિ હતી, તે અને આજની સરળ વૃત્તિ એમા મોટો તફાવત થઇ ગયો છે. ત્યાસુધી મનુષ્યોની વૃત્તિને વિષે કંઇ કંઈ આજ્ઞાકિતપણું, પરમાર્થની ઇચ્છા, અને તે સંબંધી નિશ્ચયમા દૃઢતા એ જેવા હતા તેવા આજે નથી; તેથી તો આજે ઘણું ક્ષીણપણું થયુ છે, જો કે હજુ આ કાળમા પરમાર્થવૃત્તિ કેવળ વ્યવચ્છેદ પ્રાપ્ત થઈ નથી, તેમ સત્પુરુષરહિત ભૂમિ થઈ નથી, તોપણ કાળ તે કરતા વધારે વિષમ છે, બહુ વિષમ છે, એમ જાણીએ છિયે'

આમ આ ચાલુ સૈકાના કાળની પરમાર્થસબંધી કરુણ સ્થિતિનુ ઊંડુ દર્દભર્યું ચિત્ર અત્ર **શ્રીમદે** આલેખ્યુ છે, અને ખેદ દાખવ્યો છે કે લોકોની પરમાર્થવૃત્તિ ઘણી ઘણી ક્ષીણ થઇ ગઈ છે, સરળવૃત્તિ ઘણી ચાલી ગઈ છે, આજ્ઞાકિતતા, પરમાર્થઇચ્છા-નિશ્ચયદૃઢતા ઘણા ક્ષીણ થઈ ગયા છે, આવો આ ઘણો વિષમ કાળ આવી પડ્યો છે. આવું આ કાળનું કરુણ સ્વરૂપ દેખી પોતાને ઉપજતી પરમ અનુકંપા—પરમ કરુણા દાખવતા પરમ કરુણાળુ **શ્રીમદ્** પોકારે છે—

'આવું કાળનું સ્વરૂપ જોઇને મોટી અનુકંપા હૃદયને વિષે અખંડપણે વર્તે છે. જીવોને વિષે કોઈ પણ પ્રકારે અત્યંત દુઃખની નિવૃત્તિનો ઉપાય એવો જે સર્વોત્તમ

પરમાર્થ, તે સંબંધી વૃત્તિ કંઈ પણ વર્ધમાનપણાને પ્રાપ્ત થાય, તો જ તેને સત્પુરુષનું ઓળખાણ થાય છે; નહીં તો થતું નથી, તે વૃત્તિ સજીવન થાય અને કોઈ પણ જીવોને, પરમાર્થ સંબંધી જે માર્ગ તે પ્રાપ્ત થાય તેવી અનુકંપા અખંડપણે રહ્યા કરે છે: તથાપિ તેમ થવું બહુ દુર્લભ જાણીએ છીએ, અને તેનાં કારણો પણ ઉપર જણાવ્યા છે.'

—કાળની કરુણ સ્થિતિ દેખી અનુકંપાથી દ્રવતા હૃદયે નિષ્કારણકરુણારસ સાગર પરમ કૃપાળુ **શ્રીમદે** અત્ર પત્રમાં પોતાનું હૃદયદ્રાવક અંતરસંવેદન દાખવ્યું છે કે—દુ:ખની આત્યંતિક–સર્વથા નિવૃત્તિનો ઉપાય સર્વોત્તમ–સર્વથી ઉત્તમ એવો જે પરમાર્થ છે, તે પરમાર્થસંબંધી વૃત્તિ જો કંઈ પણ વર્ધમાનપણાને પ્રાપ્ત થાય—જીવોની પરમાર્થવૃત્તિ વધે, તો જ તેને સત્પુરુષનુ ઓળખાણ થાય; એટલે તે પરમાર્થવૃત્તિ સજીવન થાય–ફરી જીવંત થાય અને ઘણા જીવોને પરમાર્થમાર્ગ પ્રાપ્ત થાય એવી અનુકંપા–નિષ્કારણ કરુણા પોતાના હૃદયમા અખંડપણે રહ્યા કરે છે. તોપણ ઉપરોકત કારણોને લઇ તેમ થવું ઘણું દુર્લભ છે. અર્થાત્ હું પરમાર્થ પામું એવી પરમાર્થ પ્રત્યે પ્રેમ–રુચિનું વલણ ધરાવતી પરમાર્થવૃત્તિ જીવોમાં ક્ષીણ થઇ ગઇ છે–ઊગતી નથી, પરમાર્થ-ઇચ્છા–પરમાર્થજિજ્ઞાસા રહી નથી, સરળતા રહી નથી, આજ્ઞાક્તિપણું રહ્યું નથી, ઇત્યાદિ યોગ્યતારૂપ કારણોના અભાવને લઈ તેઓ પરમાર્થને–પરમાર્થઉપદેશને ઝીલી શકે એવી તેમની યોગ્યતા પણ રહી નથી, તો પછી તેઓ પરમાર્થમાર્ગને કેમ પામી શકે? એવી શોચનીય સ્થિતિ દેખી પોતાના હૃદયમા અખંડ અનુકંપા રહે છે.

આવી પોતાને પ્રાપ્ત પરમાર્થમાર્ગનો લાભ બીજા જીવોને આપવા પરમકૃપાળુ **શ્રીમદ્**ની પોતાની પરમ અનુકંપા છતા અને પરમાર્થમાર્ગપ્રકાશ કરવા પોતાની પરમ કરુણા છતાં, પરમાર્થચિંતાની ક્ષીણતાને લઇ લોકોને ઓળખાણ થવું અત્યંત વિકટ છે, એ દર્શાવતા **શ્રીમદ્** માર્મિક પોકાર કરે છે—

'જે પુરુષનુ દુલ્લભપણું ચોથા કાળને વિષે હતું, તેવા પુરુષનો જોગ આ કાળમા થાય એમ થયુ છે. તથાપિ પરમાર્થસંબંધી ચિંતા જીવોને અત્યંત ક્ષીણ થઇ ગઇ છે, એટલે તે પુરુષનું ઓળખાણ થવું અત્યંત વિકટ છે. તેમાં પણ જે ગૃહવાસાદિ પ્રસંગમાં તે પુરુષની સ્થિતિ છે, તે જોઇ જીવને પ્રતીતિ આવવી દુલ્લભ છે, અત્યંત દુલ્લભ છે, અને કદાપિ પ્રતીતિ આવી તો તેમનો જે પ્રારબ્ધપ્રકાર હાલ વર્તે છે, તે જોઇ નિશ્ચય રહેવો દુલ્લભ છે, અને જે પરમાર્થનું મુખ્ય કારણ તો તે છે. તે આવી સ્થિતિમાં જોઇ ઉપર જણાવ્યા છે જે કારણો તેને વધારે બળવાનપણે દેખીએ છીએ અને એ વાત જોઈ ફરીફરી અનુકંપા ઉત્પન્ન થાય છે'

—**શ્રીમદ્** આ કાળમાં પોતે પરમાર્થપ્રાપ્તિમાં એક્કા (ace)છે–પોતાને પરમ પરમાર્થ-પ્રાપ્તિ થઇ છે, અને ચોથા આરામાં પણ પ્રાપ્ત થવા જે દુર્લભ છે એવા પરમ પરમાર્થ-પ્રાપ્ત પુરુષ પોતે છે, એવું આત્મસંવેદનમય નિરભિમાન આત્મભાન પોતાને છે, એટલે જ પરમ માર્દવમૂર્ત્તિ આ પુરુષે ત્રીજા પુરુષમાં આ માર્મિક વચન કહ્યું છે–'જે પુરુષનું દુલ્લભપણું ચોથા કાળને વિષે હતુ, તેવા પુરુષનો જોગ આ કાળમાં થાય એમ થયુ

છે.'—એ આત્મસ્પર્શી વચન આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી નિરભિમાનપણે લખી **શ્રીમદ્** પોતાને યથાર્થપણે ઓળખનાર પોતાના હૃદયજ્ઞ **પરમાર્થસુહૃદ્ સૌભાગ્યને** વર્તમાન પરિસ્થિતિ શી છે એ દર્શાવતું હૃદયભેદી વચન લખે છે—લોકોની પરમાર્થચિંતા જ જ્યાં ક્ષીણ થઈ ગઈ હોય ત્યાં આવા પુરુષનું ઓળખાણ પણ અત્યંત–ઘણું ઘણું વિકટ છે; કદાચ ઓળખાણ થાય તો પ્રતીતિ આવવી દુર્લભ છે, પ્રતીતિ આવી તો નિશ્ચય રહેવો દુર્લભ છે, નિશ્ચય આવ્યો તો તેનો સત્સંગ રહેવો દુર્લભ છે, અને પરમાર્થનું મુખ્ય–પ્રધાન કારણ તો તે સત્સંગ જ છે. આવી સ્થિતિમાં ઉપરોક્ત કારણો ઓર બળવાનપણે વર્તતા દેખી ફરી ફરી અનુકંપા ઉપજે છે. આમ અક્ષરે અક્ષરે જ્યાં પરમ અનુકંપાના ઝરા નિર્ઝરે છે, એવા આ હૃદયદ્રાવક વચન લખી **નિષ્કારણકરુણારસસાગર શ્રીમદ્**, આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી સર્વથા નિરભિમાનપણે જ, આ **અમૃતપત્રના** શિખરે અમૃતકળશ ચઢાવ્યો હોય એવા આ મર્મપૂર્ણ અમૃત વચન લખે છે—

'ઇશ્વરેચ્છાથી જે કોઈ પણ જીવોનું કલ્યાણ વર્ત્તમાનમાં પણ થવું સૃજિત હશે તે તો તેમ થશે, અને તે બીજેથી નહીં પણ અમથકી, એમ પણ અત્ર માનીએ છિયે. તથાપિ જેવી અમારી અનુકંપાસંયુક્ત ઇચ્છા છે તેવી પરમાર્થવિચારણા અને પરમાર્થપ્રાપ્તિ જીવોને થાય તેવો કોઇ પ્રકારે ઓછો જોગ થયો છે એમ અત્ર માનીએ છિયે. ગંગાયમુનાદિના પ્રદેશને વિષે અથવા ગુજરાત દેશને વિષે જો આ દેહ ઉત્પન્ન થયો હોત, ત્યાં વર્ધમાન પણું પામ્યો હોત તો તે એક બળવાન કારણ હતું એમ જાણીએ છિયે; બીજું પ્રારબ્ધમાં ગૃહવાસ બાકી ન હોત અને બ્રહ્મચર્ય વનવાસ હોત તો તો તે બળવાન કારણ હતું, એમ જાણીએ છિયે. કદાપિ ગૃહવાસ બાકી છે તેમ હોત અને ઉપાધિજોગરૂપ પ્રારબ્ધ ન હોત તો તે ત્રીજું પરમાર્થને બળવાન કારણ હતું એમ જાણીએ છિયે. પ્રથમ કહ્યાં તેવાં બે કારણો તો થઈ ચૂકયા છે. એટલે હવે તેનુ નિવારણ નથી ત્રીજું ઉપાધિજોગરૂપ જે પ્રારબ્ધ તે શીઘ્રપણે નિવૃત્ત થાય, વેદન થાય અને તે નિષ્કામ કરુણાના હેતુથી,—તો તેમ થવું હજુ બાકી છે, તથાપિ તે પણ હજુ વિચારયોગ્ય સ્થિતિમા છે. એટલે કે તે પ્રારબ્ધનો સહેજે પ્રતીકાર થઈ જાય એમ જ ઇચ્છાની સ્થિતિ છે, અથવા તો વિશેષ ઉદયમા આવી જઈ થોડા કાળમા તે પ્રકારનો ઉદય પરિસમાપ્ત થાય તો તેમ નિષ્કામ કરુણાની સ્થિતિ છે; અને એ બે પ્રકારમા તો હાલ ઉદાસીનપણે એટલે સામાન્યપણે રહેવું છે, એમ આત્મસંભાવના છે; અને એ સંબંધીનો મોટો વિચાર વારંવાર રહ્યા કરે છે.'

—આ ઊંડી અંતર્વેદના દાખવતા મર્મભર્યા શબ્દો **શ્રીમદ્**ની ઘણી ઘણી જીવનકથા કહી જાય છે ઇશ્વરેચ્છાથી—પરમાત્માના જ્ઞાનમા દૃષ્ટ ભાવ પ્રમાણે પરમાત્માની ઇચ્છાથી (આરોપિત ભાવે) જે કોઇ પણ જીવોનું વર્તમાનમા કલ્યાણ થવાનુ સર્જેલુ હશે—નિર્માણ થયેલું હશે તે તો તેમ થશે, અને તે બીજેથી–અન્ય દ્વારેથી નહિં, પણ 'અમ થકી'—અમારાથી, એમ અત્ર લખ્યુ છે, તે સ્પષ્ટ સૂચવે છે કે પોતે પરમ પરમાર્થપ્રાપ્ત છે, એટલે પ્રાપ્ત પાસેથી પ્રાપ્તિ થઈ શકે એ ન્યાયે આ વચન ઉભરાતા આત્મસામર્થ્યના તટસ્થ દર્શનથી નિકળી પડયું છે. આમ પરમાર્થમાર્ગ આપવાની અને પમાડવાની

શ્રીમદ્‌ની પોતાની તો પરમ યોગ્યતા છે, અને તે બીજા જીવો પામે એવી પરમ અનુકંપાયુક્ત તેવી પરમ ઇચ્છા પણ છે, પણ તે પામવાની–ઝીલી શકવાની યોગ્યતા ધરાવનારા જીવોની યોગ્યતાની ન્યૂનતા છે. એટલે જ અત્ર માર્મિકપણે લખ્યું છે કે 'જેવી અમારી અનુકંપાસંયુક્ત ઇચ્છા છે તેવી પરમાર્થવિચારણા અને પરમાર્થપ્રાપ્તિ જીવોને થાય તેવો કોઈ પ્રકારે ઓછો જોગ થયો છે,' અને સ્પષ્ટપણે સૂચવ્યું છે કે બીજા જીવોને પરમાર્થપ્રાપ્તિમાં બળવાન કારણરૂપ થઈ પડે એ અર્થે પોતાનું ઉપાધિજોગનું પ્રારબ્ધ જેમ બને તેમ શીઘ્ર નિવૃત્ત થાય એવી ગવેષણા પોતે કરી રહ્યા છે,–અને તે પણ નિષ્કામ–નિષ્કારણ કરુણાના હેતુથી; અને તે પ્રારબ્ધ પણ સહેજે નિવારણ થઈ જાય અથવા વધારે ઉદયમાં આવી જલદી પૂરું થાય એવી નિષ્કામ કરુણાની સ્થિતિ છે,–માત્ર પરમાર્થ સિવાય બીજું કંઈ પણ પ્રયોજન નથી એવી નિષ્કારણ કરુણાની અખંડ વર્તના છે. કારણ કે એમ નિરુપાધિ નિવૃત્તિજોગ બને તો પરમાર્થમાર્ગપ્રકાશની અનુકૂળતા થાય; પણ જ્યાંલગી તેમ સહજ સ્વભાવે ન બને, ત્યાંલગી તે પ્રારબ્ધોદય ઉદાસીનપણે–સમપણે વેદી લેવો એ શ્રીમદ્‌ની આત્મસંભાવના છે—અખંડ આત્મનિશ્ચય છે. આમ આ દુઃષમકાળમાં પરમાર્થમાર્ગની પ્રાપ્તિ જીવોને પરમ દુર્લભ થઈ પડી છે, પરમાર્થનું ઘણું ઘણું ક્ષીણપણું થયુ છે, એ પ્રત્યે પરમ અનુકંપાથી અક્ષરે અક્ષરે ધબકતા આ અમૃત પત્રમાં પણ દુઃષમકાળ અંગે શ્રીમદ્‌નો હૃદયભેદી પોકાર સંભળાય છે.



પ્રકરણ બ્યાશીમું

# મોક્ષપુરુષાર્થની પ્રેરણા : ત્રણ પ્રવાહમાં ન પડવાની મુમુક્ષુને જાગૃતિ

આ દુઃષમકાળનું દુઃષમપણું કહ્યુ છે, તે કાંઈ પુરુષાર્થહીન થવા અર્થે નહિં, પણ પુરુષાર્થની જાગૃતિને અર્થે કહ્યું છે. કારણ કે દુઃષમકાળની દુઃષમતા મુખ્યપણે તો,–ગત પ્રકરણમા વિવરી બતાવ્યુ તેમ,–પરમાર્થમાર્ગની પ્રાપ્તિની દુર્લભતાને કારણે છે, એ જ વસ્તુ ત્યાં ટાંકેલા દુઃષમકાળ અંગેના વિશિષ્ટ પત્રમા (અં. ૪૨૨) શ્રીમદે નિષ્તુષ પૃથક્કરણથી કેવી સમજાવી છે તે ત્યાં બતાવી આપ્યુ છે, અને એ જ અમૃતપત્રના અંતે શ્રીમદે મુમુક્ષુને પરમ પુરુષાર્થપ્રેરક ઉદ્‌બોધન કર્યું છે કે—'આ દુસમપણું લખ્યું છે તે જીવને પુરુષાર્થ રહિત કરવા અર્થે લખ્યું નથી, પણ પુરુષાર્થ જાગૃતિ અર્થે લખ્યું છે. અનુકૂળ સંયોગમાં તો જીવને કંઇક ઓછી જાગૃતિ હોય તોપણ વખતે હાનિ ન થાય, પણ જ્યાં આવા પ્રતિકૂળ યોગ વર્ત્તતા હોય ત્યાં અવશ્ય મુમુક્ષુ જીવે વધારે જાગૃત રહેવું જોઈએ, કે જેથી તથારૂપ પરાભવ

**ન થાય; અને તેવા કોઇ પ્રવાહમાં ન તણાઇ જવાય.'** આનું તાત્પર્ય એ છે કે આ દુઃષમકાળની દુઃષમતા મુખ્યપણે શા કારણે છે તેનું સ્વરૂપ વિચારી, મુમુક્ષુએ નિરાશ–નિરુત્સાહી ન થતાં, પૂર્ણ આશાથી પરમ ઉત્સાહથી ઓર પુરુષાર્થજાગૃતિ રાખવાની છે, એક માત્ર મોક્ષઅભિલાષ રાખી પ્રબળ મોક્ષપુરુષાર્થ સ્ફુરાવવાનો છે. આ મોક્ષ અને મોક્ષપુરુષાર્થ અંગે આ પ્રકરણમાં વિવરણ કરશું.

જ્ઞાનીનો ઉપદેશ કદી પણ પુરુષાર્થહીનતા પ્રેરે જ નહિં, સદાય પુરુષાર્થજાગૃતિ જ પ્રેરે. એટલે મુમુક્ષુએ વર્ત્તમાનમાં કાળદોષથી પ્રવર્ત્તતા માર્ગના કલ્પિત પ્રકારોના વહેણમાં ન પડતાં કે ન તણાતાં **મોક્ષ માટેનો પરમ આત્મપુરુષાર્થ** સ્ફુરાવવા યોગ્ય છે. કારણ કે કઠિન કપરો કાળ (hard times) હોય તો જેમ અર્થોપાર્જન અર્થે વધારે પ્રયત્ન કરવો પડે છે—વિશેષ પુરુષાર્થ કરવો પડે છે,–કરવો જ જોઇએ, નહિં તો ભૂખે મરવું પડે; તેમ આ કઠિન દુઃષમ કાળ છે તો ધર્મોપાર્જન અર્થે–મોક્ષસાધન અર્થે ઓર જોરશોરથી પ્રયત્ન કરવો જોઇએ, ઓર વિશેષ આત્મપુરુષાર્થ સ્ફુરાવવો જોઇએ, નહિં તો સંસારદુઃખે મરવું પડે. ઘરમાં ચોર પેઠો હોય તો લાંબા થઇ સોડ તાણીને સૂઈ રહેવું કામ ન આવે–પાલવે નહિં, તકેદારી રાખી ખબરદાર–વિશેષ જાગૃત જ રહેવું જોઇએ; તેમ આત્માનું ધર્મધન લૂંટી લેનારો આ કળિકાળરૂપ મોટો ચોર પેઠો છે, તો પ્રમાદમાં પડ્યા રહેવું કામ ન આવે, ઉલટું વિશેષ સાવધાન સાવચેત રહી આત્મપ્રવૃત્તિમાં સદા જાગ્રત જ રહેવું જોઇએ. એ જ પરમ આત્મપુરુષાર્થી **શ્રીમદ્**ના ઉપર ટાંકેલ પરમાર્થગંભીર વચનોનો આશય છે. એટલે મુમુક્ષુએ સાચા મુમુક્ષુના શમ–સંવેગાદિ લક્ષણ આત્મામાં પ્રગટાવી, સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રમય મોક્ષમાર્ગની અખંડ એકનિષ્ઠ આરાધના કરવા કટિબદ્ધ થવું જોઈએ; આ કાળમાં મોક્ષ નથી, હજુ ભવસ્થિતિ ઘણી લાંબી છે, એવી હીનપુરુષાર્થની વાતો ન કરતાં કે ન સાંભળતાં, આ કાળમાં પણ માત્ર એક ભવ જ બાકી રહે એવું એકાવતારીપણું પ્રાપ્ત થઈ શકે એટલે સુધીની સાધના તો કરી શકાય એમ છે એવી આત્મપુરુષાર્થની જ વાર્તા કરવા–સાંભળવા યોગ્ય છે, અને તે અર્થે **સર્વાત્માથી**–આત્માની સમસ્ત શક્તિથી **આત્મ-પુરુષાર્થ** આદરવા યોગ્ય છે. મુમુક્ષુઓને નિરાશ નહિં થતાં આશાનો અમર સંદેશો આપતા **શ્રીમદ્** આ ટંકોત્કીર્ણ અમૃત શબ્દોમા મુમુક્ષુઓને સાચી મુમુક્ષુતા પ્રગટાવવાનું આહ્વાન કરી **પરમ પુરુષાર્થપ્રેરણા** કરે છે—

**'વર્તમાનકાળ દુસમ કહ્યો છે, છતાં તેને વિષે અનંત ભવને છેદી માત્ર એક ભવ બાકી રાખે એવું એકાવતારીપણું પ્રાપ્ત થાય એવું પણ છે, માટે વિચારવાન જીવે તે લક્ષ રાખી, ઉપર કહ્યા તેવા પ્રવાહોમાં ન પડતાં યથાશક્તિ વૈરાગ્યાદિ અવશ્ય આરાધી સત્ગુરુનો યોગ પ્રાપ્ત કરી કષાયાદિ દોષ છેદ કરવાવાળો એવો અને અજ્ઞાનથી રહિત થવાનો સત્ય માર્ગ પ્રાપ્ત કરવો. મુમુક્ષુ જીવમાં શમાદિ કહ્યા તે ગુણો અવશ્ય સંભવે છે; અથવા તે ગુણો વિના મુમુક્ષુતા ન કહી શકાય. નિત્ય તેવો પરિચય રાખતાં, તે તે વાત શ્રવણ કરતાં, વિચારતાં ફરિફરીને પુરુષાર્થ કરતાં તે મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે. તે મુમુક્ષુતા ઉત્પન્ન થયે જીવને પરમાર્થમાર્ગ અવશ્ય સમજાય છે.'**

આવી અપૂર્વ પુરુષાર્થપ્રેરણાનું ભવ્ય ઉદ્‌બોધન કરતા **શ્રીમદે** વર્ત્તમાનમાં પ્રવર્ત્તી રહેલા ત્રણ પ્રવાહમાંથી કોઈ પણ પ્રવાહમાં રખેને ન પડી જવાય એ અર્થે સાવચેત–સાવધાન રહેવા તે પ્રવાહોનું સ્વરૂપ અત્ર પત્રમાં પ્રથમ જ દર્શાવી મુમુક્ષુઓને પ્રથમથી જ જાગૃત કરી દીધા છે. વર્ત્તમાનકાળમાં મોક્ષમાર્ગની માન્યતા અંગે ત્રણ પ્રકારના **અંતર્પ્રવાહો** (under–currents) સમાજમાં વહી રહ્યા છે, અને તેને પોતપોતાની કલ્પના (imagination) પ્રમાણે જીવો મોક્ષમાર્ગ કલ્પી રહ્યા છે. આ કલ્પિત પ્રવાહોમાં જાણ્યે–અજાણ્યે ન તણાઈ જવાય એ અર્થે **શ્રીમદે** આ પ્રવર્તી રહેલા ત્રણ પ્રવાહોનું (Currents) નિષ્તુષ વિવેચન આ દુઃષમકાળ અંગેના સુપ્રસિદ્ધ અમૃતપત્રમાં સવિસ્તર કર્યું છે; અને તે સર્વકાળના સર્વ મુમુક્ષુઓને વિષમ ભવ-સાગરમાં દીવાદાંડી સમું અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવું હોવાથી તેની અત્ર સવિસ્તર વિચારણા કરશું.

તેમાં—પ્રથમ તો આ ત્રણ પ્રવાહોનો સામાન્ય નિર્દેશ કરતાં **શ્રીમદ્** પ્રકાશે છે—'ઘણું કરીને વર્તમાનમાં કાં તો શુષ્કક્રિયાપ્રધાનપણામાં જીવે મોક્ષમાર્ગ કલ્પ્યો છે, અથવા બાહ્યક્રિયા અને શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામાં મોક્ષમાર્ગ કલ્પ્યો છે; અથવા સ્વમતિ-કલ્પનાએ અધ્યાત્મ ગ્રંથો વાંચી કથનમાત્ર અધ્યાત્મ પામી મોક્ષમાર્ગ કલ્પ્યો છે. એમ કલ્પાયાથી જીવને સત્સમાગમાદિ હેતુમાં તો તે માન્યતાનો આગ્રહ આડો આવી પરમાર્થ પામવામાં સ્થંભભૂત થાય છે.'—અત્રે 'કલ્પ્યો છે' એ શબ્દથી આ ત્રણે પ્રવાહપ્રકાર કલ્પનારૂપ હોવાથી અસત્ છે એમ સૂચવ્યું છે: (૧) રસ વિનાની શેરડી જેમ શુષ્ક–સુક્કી ભાવરસવિનાની શુષ્ક ક્રિયાની જ જ્યાં પ્રધાનતા–મુખ્યતા છે એવો મોક્ષમાર્ગની કલ્પનાનો એક પ્રવાહપ્રકાર છે. (૨) એનાથી ઉલટો, બાહ્યક્રિયા અને શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામાં મોક્ષમાર્ગ છે એવો મોક્ષમાર્ગની કલ્પનાનો બીજો પ્રવાહપ્રકાર છે. (૩) સ્વમતિ-કલ્પનાએ–પોતાની બુદ્ધિની કલ્પના પ્રમાણે સ્વચ્છંદે અધ્યાત્મગ્રંથો વાંચી કથનમાત્ર–કહેવામાત્ર–માત્ર વાચાજ્ઞાનરૂપ અધ્યાત્મ પામી, મોક્ષમાર્ગ માન્યો છે એવો મોક્ષમાર્ગની કલ્પનાનો ત્રીજો પ્રવાહપ્રકાર છે. આવા ત્રણ પ્રવાહપ્રકારોની કલ્પનારૂપ માન્યતા જીવે કરી લીધી છે, એટલે જ્યારે સત્સમાગમાદિથી સાચું જાણવાનો જોગ થાય છે ત્યારે તેમાં તો તે ખોટી માન્યતાનો આગ્રહ વચ્ચે આડો આવી પરમાર્થ પ્રાપ્ત થવામાં સ્થંભભૂત—થંભાવી દે એવો આડો–આડા થાંભલા જેવો અંતરાયભૂત થાય છે.

આમ સામાન્ય નિર્દેશ કરી પ્રથમ પ્રકારનું વિવરણ કરતાં **શ્રીમદ્** પ્રકાશે છે—'જે જીવો શુષ્કક્રિયાપ્રધાનપણામાં મોક્ષમાર્ગ કલ્પે છે, તે જીવોને તથારૂપ ઉપદેશનું પોષણ પણ રહ્યા કરે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એમ મોક્ષમાર્ગ ચાર પ્રકારે કહ્યો છતાં પ્રથમનાં બે પદ તો તેમણે વિસાર્યા જેવું હોય છે, અને ચારિત્ર શબ્દનો અર્થ વેષ તથા માત્ર બાહ્ય વિરતિમાં સમજ્યા જેવું હોય છે. તપ શબ્દનો અર્થ માત્ર ઉપવાસાદિ વ્રતનું કરવું; તે પણ બાહ્ય સંજ્ઞાથી તેમાં સમજ્યા જેવું હોય છે; વળી ક્વચિત્ જ્ઞાનદર્શન પદ કહેવાં પડે તો ત્યાં લૌકિક કથન જેવા ભાવોનાં કથનને જ્ઞાન અને તેની પ્રતીતિ

અથવા તે કહેનારનો પ્રતીતિને વિષે દર્શન શબ્દનો અર્થ સમજવા જેવું રહે છે.'—**શુષ્કક્રિયાપ્રધાની**નું જે આ તાદૃશ્ય ચિત્ર પરમ કરુણાળુ **શ્રીમદે** અત્રે આલેખ્યું છે, તે વર્તમાનમાં સમાજમાં પ્રવર્ત્તી રહેલા ક્રિયાજડપણાના પ્રવાહનો કરુણ ચીતાર દૃષ્ટિ-સન્મુખ ખડો કરે છે. શુષ્કક્રિયાપ્રધાનીની આ મૂઢ માન્યતા દૂર કરવાની વાત તો દૂર રહો પણ તેવા જીવોને તથારૂપ–તેવા પ્રકારના ઉપદેશનું આ બધું બરાબર છે એવું ઉત્તેજનરૂપ પોષણ ઉપદેશકો તરફથી મળ્યા કરે છે,–**મહામુનિ દેવચંદ્રજી**એ પોકાર્યું છે તેમ—"દ્રવ્યક્રિયારુચિ જીવડા રે, ભાવધર્મરુચિ હીન; ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન ?"—એના જેવી સ્થિતિ થાય છે; મૂઢ માન્યતાનું શોષણ થવાને બદલે પોષણ થાય છે. એટલે જ્ઞાનાદિ ચાર આરાધનાપ્રકાર પરત્વે પણ કેવી મૂઢ માન્યતા પ્રવર્તી રહી છે, તે અત્ર સાવ સ્પષ્ટ કરી છે.

આ શુષ્કક્રિયાપ્રધાનીથી ઉલટો **ક્રિયાઉત્થાપક**નો બીજો પ્રકાર **શ્રીમદ્** વિસ્તારથી વિવેચે છે—'જે જીવો બાહ્યક્રિયા (એટલે દાનાદિ) અને શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામાં મોક્ષમાર્ગ સમજે છે, તે જીવો શાસ્ત્રોના કોઈ એક વચનને અણુસમજણભાવે ગ્રહણ કરીને સમજે છે. દાનાદિ ક્રિયા જો કોઇ અહંકારાદિથી, નિદાનબુદ્ધિથી કે જ્યાં તેવી ક્રિયા ન સંભવે એવાં છઠ્ઠા ગુણસ્થાનાદિ સ્થાને કરે તો તે સંસારહેતુ છે, એમ શાસ્ત્રોનો મૂળ આશય છે, પણ સમૂળગી દાનાદિ ક્રિયા ઉત્થાપવાનો શાસ્ત્રોનો હેતુ નથી; તે માત્ર પોતાની મતિકલ્પનાથી નિષેધે છે.'—આ ક્રિયાઉત્થાપકોના બે પ્રકાર છે—**દાનાદિ ક્રિયાના ઉત્થાપક** અને **શુદ્ધ વ્યવહારક્રિયાના ઉત્થાપક**.તે બન્ને પ્રકાર શાસ્ત્રના કોઇ એક અમુક વચનને આશય સમજ્યા વિના અણસમજણપણે પકડી લઈ તે તે ક્રિયા સચોડી ઉત્થાપવામાં જ મોક્ષમાર્ગ સમજે છે અને અમે માર્ગ સમજ્યા છીએ એમ માની લ્યે છે. દાનાદિ ક્રિયા ઉત્થાપનારા–સમૂળગો નિષેધ કરનારા કહે છે કે–દાનાદિ શુભ ક્રિયા કરવાથી શુભબંધ થાય, દેવાદિ ગતિ મળે–સંસાર ચાલુ રહે, પણ મોક્ષ થાય નહિં, માટે દાનાદિ ક્રિયા સર્વથા કરવા યોગ્ય જ નથી, એમ શાસ્ત્રના કોઇ એક વચનને સમજ્યા વિના પકડી લ્યે છે. પણ શાસ્ત્રકારનો આશય તો જૂદો છે, તેઓએ માની લીધો છે તેવો નથી. શાસ્ત્રકારનો આશય તો એ છે કે–દાનાદિ ક્રિયા જો કોઇ હું કેવા દાનાદિ કરૂં છું એવા અહંકારાદિથી–કષાયાદિથી કરે, કે આ લોક–પરલોક સંબંધી કંઈ પણ કામનારૂપ નિદાનબુદ્ધિ આદિથી કરે, અથવા તો જ્યાં તેવી ક્રિયા ન સંભવે એવા મુનિદશાયોગ્ય છઠ્ઠા ગુણસ્થાનાદિ સ્થાને કરે તો તે સંસારકારણ છે, પણ સમૂળગી દાનાદિ ક્રિયા નહિં કરવી એમ દાનાદિને ઉત્થાપવાનો શાસ્ત્રોનો આશય છે જ નહિં. શુદ્ધોપયોગમય જેની દશા હોય એવા મુનિને દાનાદિ કરવાનો નિષેધ છે, ગૃહસ્થને નહિં; એટલે મુનિ જેવી ઉચ્ચભૂમિકાની વાત ગૃહસ્થ જેવી નીચી ભૂમિકાને લાગુ પાડી શકાય નહિં.

એટલે આમ શાસ્ત્રોનો આશય સમજ્યા વિના દાનાદિ ક્રિયા સર્વથા ઉત્થાપે છે, તે દાનાદિક્રિયાઉત્થાપકોનો મતિકલ્પનાદોષ બતાવી, શુદ્ધવ્યવહારક્રિયાઉત્થાપકોનો

મતિકલ્પનાદોષ બતાવવા શ્રીમદ્ વ્યવહારના બે સ્પષ્ટ વિભાગ પાડી સમજાવે છે— 'તેમ જ વ્યવહાર બે પ્રકારના છે, એક પરમાર્થમૂળહેતુ વ્યવહાર અને બીજો વ્યવહારરૂપ વ્યવહાર. પૂર્વે અનંતીવાર કર્યા છતા આત્માર્થ થયો નહીં એમ શાસ્ત્રોમા વાક્યો છે, તે વાક્ય ગ્રહણ કરી સચોડો વ્યવહાર ઉત્થાપનારા પોતે સમજ્યા એવું માને છે, પણ શાસ્ત્રકારે તો તેવું કશું કહ્યું નથી.' ત્યારે શાસ્ત્રકારે શું કહ્યુ છે?—'જે વ્યવહાર પરમાર્થ-હેતુમૂળ વ્યવહાર નથી, અને માત્ર વ્યવહારહેતુ વ્યવહાર છે તેના દુરાગ્રહને શાસ્ત્રકારે નિષેધ્યો છે'—પરમાર્થહેતુ જેના મૂળમાં છે-પરમાર્થહેતુ જેનું મૂળ છે, અથવા પરમાર્થ પ્રત્યે લઈ જતો એવો જે પરમાર્થપ્રતિપાદક પરમાર્થહેતુનું મૂળ છે, એવો પરમાર્થ હેતુમૂળ જે વ્યવહાર નથી અને માત્ર વ્યવહારહેતુ વ્યવહાર છે, અર્થાત્ મૂળ પરમાર્થ અર્થે જે વ્યવહાર નથી પણ માત્ર વ્યવહારઅર્થે વ્યવહાર છે, તેના દુરાગ્રહને—કદાગ્રહને શાસ્ત્રકારે નિષેધ્યો છે. અને આ નિષેધ પણ કેવા પ્રકારે અને કેવી અપેક્ષાએ કર્યો છે તેની સાવ નિષ્તુષ સ્પષ્ટતા કરે છે—

'જે વ્યવહારનું ફળ ચાર ગતિ થાય તે વ્યવહાર વ્યવહારહેતુ કહી શકાય, અથવા જે વ્યવહારથી આત્માની વિભાવદશા જવા યોગ્ય ન થાય તે વ્યવહારને વ્યવહારહેતુ વ્યવહાર કહેવાય, એનો શાસ્ત્રકારે નિષેધ કર્યો છે, તે પણ એકાંતે નહીં; કેવળ દુરાગ્રહથી અથવા તેમાં જ મોક્ષમાર્ગ માનનારને એ નિષેધથી સાચા વ્યવહાર ઉપર લાવવા કર્યો છે.'

અને પરમાર્થહેતુમૂળ વ્યવહારનો તો શાસ્ત્રકારે કદી પણ નિષેધ કર્યો જ નથી એ વસ્તુ ડિંડિમ નાદથી ઉદ્ઘોષે છે—

'અને પરમાર્થહેતુમૂળ વ્યવહાર શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્થા અથવા સદ્ગુરુ, સત્શાસ્ત્ર અને મનવચનાદિ સમિતિ તથા ગુપ્તિ તેનો નિષેધ કર્યો નથી અને તેનો જો નિષેધ કરવા યોગ્ય હોય તો શાસ્ત્રો ઉપદેશીને બાકી શું સમજાવા જેવું રહેતું હતું કે શું સાધનો કરાવવાનુ જણાવવું બાકી રહેતું હતું કે શાસ્ત્રો ઉપદેશ્યાં? અર્થાત્ તેવા વ્યવહારથી પરમાર્થ પમાય છે, અને અવશ્ય જીવે તેવો વ્યવહાર ગ્રહણ કરવો કે જેથી પરમાર્થ પામશે એમ શાસ્ત્રોનો આશય છે. શુષ્કઅધ્યાત્મી અથવા તેના પ્રસંગી તે આશય સમજ્યા વિના તે વ્યવહારને ઉત્થાપી પોતાને તથા પરને દુર્લભ-બોધીપણું કરે છે.'

અર્થાત્ શમ–સંવેગાદિ પરમાર્થહેતુમૂળ વ્યવહારની તો શાસ્ત્રકારે કદી ના પાડી જ નથી, હા જ પાડી છે, એવા વ્યવહારથી જ પરમાર્થ પ્રાપ્ત થાય છે, અને તે પરમાર્થસાધક વ્યવહાર તો અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય જ છે કે જેથી પરમાર્થની પ્રાપ્તિ થાય. આથી ઉલટું માની મિથ્યામતિકલ્પનાથી અધ્યાત્મરસવિહોણા શુષ્કઅધ્યાત્મી અથવા તેના પ્રસંગમા આવનારાઓ, આશય સમજ્યા વિના, તે પરમાર્થસાધક પરમ ઉપકારી સત્વ્યવહારનું ઉત્થાપન કરી, પોતાને અને પરને ભવિષ્યમા પુન બોધિ પામ વાનું દુર્લભ થઈ પડે એવું દુલ્લભબોધિપણું કરે છે આમ આંધળો પણ દેખી શકે અને બહેરો પણ સાંભળી શકે એવી શ્રીમદ્દની આ બન્ને પ્રકારના વ્યવહારઉત્થાપકોનું ઉત્થાપન કરનારી ઉદ્ઘોષણા એટલી બધી સ્પષ્ટ છે કે તેનું ઝાઝું પિષ્ટપેષણ કરવાનું રહેતું નથી.

હવે **શુષ્કઅધ્યાત્મીના** ત્રીજા પ્રકારની સૂક્ષ્મ મીમાંસા કરતાં **આર્ષદ્રષ્ટા શ્રીમદ્** સર્વકાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવો અમૃત વચનટંકાર કરે છે—

**'શમ, સંવેગાદિ ગુણો ઉત્પન્ન થયે, અથવા વૈરાગ્ય વિશેષ, નિષ્પક્ષપાતતા થયે, કષાયાદિ પાતળાં પડયે તથા કંઈ પણ પ્રજ્ઞાવિશેષથી સમજવાની યોગ્યતા થયે જે સદ્ગુરુગમે સમજવા યોગ્ય અધ્યાત્મગ્રંથો, ત્યાંસુધી ઘણું કરી શસ્ત્ર જેવા છે, તે પોતાની કલ્પનાએ જેમ તેમ વાંચી લઈ, નિર્ધારી લઇ, તેવો અંતર્ભેદ થયા વિના અથવા દશા ફર્યા વિના, વિભાવ ગયા વિના પોતાને વિષે જ્ઞાન કલ્પે છે, અને ક્રિયા તથા શુદ્ધ વ્યવહારરહિત થઈ વર્ત્તે છે, એવો ત્રીજો પ્રકાર શુષ્કઅધ્યાત્મીનો છે.'**

—અત્રે અધ્યાત્મગ્રંથ કોણે કયારે કયાં કેવી રીતે વાંચવા-વિચારવા જોઈએ, તે વાંચવાનો અધિકારી કોણ-તે માટે કેવી કેવી યોગ્યતા જોઈએ તે દર્શાવવા સાથે, અનધિકારી વાંચે તો તેને શું વિપરિણામ થાય એ આદિ સ્પષ્ટ વિવરી બતાવ્યું છે : ઉપરમાં જે પરમાર્થહેતુમૂળ જણાવ્યા તે શમ-સંવેગાદિ ગુણો આત્મામાં ઉત્પન્ન થયા હોય ત્યારે,-આત્મપરિણામી થયા હોય ત્યારે; અથવા વૈરાગ્યવિશેષ, નિષ્પક્ષપાતપણું, મધ્યસ્થપણું આત્મામાં આવ્યુ હોય ત્યારે; કષાયાદિ પાતળા પડ્યા હોય-મંદપરિણામી થયા હોય ત્યારે; તથા કંઈ પણ પ્રજ્ઞાવિશેષથી-બુદ્ધિવિશેષથી સમજવાની યોગ્યતા પ્રાપ્ત હોય ત્યારે,-આમ આવા આટલા ગુણોથી પોતાની તથારૂપ યોગ્યતા ઉપજી હોય ત્યારે; જે સદ્ગુરુગમે—સદ્ગુરુદ્વારા પ્રાપ્ત ગમથી-સમજણથી સમજવા યોગ્ય અધ્યાત્મગ્રંથો છે; તેમ ન હોય ત્યાંસુધી તે અધ્યાત્મશાસ્ત્રો તે જીવના અનધિકારીપણાને લઈ તેને માટે તો પોતાનું જ ગળું કાપી નાખે એવા આત્મઘાતી શસ્ત્ર જેવા છે; તે અધ્યાત્મશાસ્ત્રો પોતાની કલ્પના પ્રમાણે જેમ તેમ-યદ્વા તદ્વા ફાવે તેમ વાંચી લઈ, નિર્ધારી લઈ—નિર્ણય કરી લઈ, અંતરમાં કંઇ ભેદ થવારૂપ તેવો અંતરભેદ થયા વિના-દશા ફર્યા વિના, રાગ-દ્વેષ-કષાયાદિ વિભાવ ગયા વિના, પોતાને વિષે જ્ઞાન 'કલ્પે છે'—તેમ નહિં છતાં કલ્પનાથી માની બેસે છે, અને ક્રિયા તથા શુદ્ધ વ્યવહાર આદિ સત્સાધન છોડી દઇ સ્વચ્છંદે વર્તે છે, એવો ત્રીજો પ્રકાર **શુષ્ક અધ્યાત્મીનો** છે—આત્માના ભાવરસની આર્દ્રતા વિનાના શુષ્ક-સુક્કા અધ્યાત્મીનો છે. આવા **શુષ્ક અધ્યાત્મી-શુષ્કજ્ઞાની** કે **અજ્ઞાની** કે **પરિગ્રહી** ગુરુઓના યોગ જીવને ઠામઠામ બાઝે તેવું ને અવળે રસ્તે ચડાવી દે એવું વર્ત્તમાનમાં છે એ માર્મિક શબ્દોમાં દર્શાવતા **શ્રીમદ્** ઉપસંહાર કરે છે—

'ઠામઠામ જીવને આવા યોગ બાઝે તેવું રહ્યું છે, અથવા તો જ્ઞાનરહિત ગુરુ કે પરિગ્રહાદિ ઇચ્છક ગુરુઓ, માત્ર પોતાના માનપૂજાદિની કામનાએ ફરતા એવા, જીવોને અનેક પ્રકારે અવળે રસ્તે ચડાવી દે છે; અને ઘણું કરીને કવચિત્ જ એવું નહીં હોય. જેથી એમ જણાય છે કે કાળનું દુસમપણું છે.' ઇ.

આમ વર્તમાનમાં સમાજઅંતર્ગત વહી રહેલા આવા ત્રણ પ્રવાહોનું તાદશ્ય દર્શન **શ્રીમદે** અત્રે કરાવ્યું છે, તેનું પ્રયોજન રખેને તેવા કોઈ પ્રવાહમાં ન પડી જવાય-ન તણાઈ જવાય એમ મુમુક્ષુને સાવધાન-જાગૃત રાખવા અર્થે છે; અને આવા પરમાર્થમાર્ગમાં અંતરાયભૂત પ્રવાહોને [illegible] 'દુષમપણું' કહ્યું છે તે [illegible]

નહિં પણ **પુરુષાર્થજાગૃતિ** રાખવા અર્થે જ છે. એમ આ અમૃતપત્રના અંતે **શ્રીમદે** સ્પષ્ટ પ્રકાશ્યું છે. અનુકૂળ કાળમાં તો ઓછી જાગૃતિ કદાચ હાનિ ન કરે, પણ આવા પ્રતિકૂળ દુઃષમ કાળમાં તો અત્યંત અત્યંત જાગૃતિ રાખવી જોઈએ; અને આ પ્રકરણના પ્રારંભમાં જ ટાંકેલા આ અમૃતપત્રના પરમ પુરુષાર્થપ્રેરક વેધક વચન પ્રમાણે સાચા મુમુક્ષુના લક્ષણ આત્મામાં પ્રગટાવી મુમુક્ષુએ મોક્ષ માટેનો અનન્ય પુરુષાર્થ સ્ફુરાવવો જોઈએ. આ દુઃષમકાળમાં પણ પુરુષાર્થ સ્ફુરાવતાં મુમુક્ષુ હજુ મોક્ષ માટેની ઘણી ઘણી સાધના કરી શકે એમ છે, માટે દુઃષમકાળથી ક્ષોભ ન પામતાં મુમુક્ષુએ તે પર પગ દઈ મોક્ષમાર્ગનો પરમ પુરુષાર્થ આત્મવીર્ય ગોપવ્યા વિના—**અગુપ્ત વીર્યથી** સર્વાત્માથી કરવા યોગ્ય છે,—એવો **પરમ પુરુષાર્થપ્રેરક અમર સંદેશો** આ પરમ આત્મપુરુષાર્થી પરમ પુરુષસિંહ **શ્રીમદ્**ના આ અમૃત વચનોમાં પ્રાપ્ત થાય છે—

'દુઃષમકાળ અને હુંડાવસર્પિણી નામનો આશ્ચર્યભાવ અનુભવથી પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય એવું છે. આત્મશ્રેયઇચ્છક પુરુષે તેથી ક્ષોભ ન પામતાં વારંવાર તે યોગ પર પગ દઈ સત્‌શ્રુત, સત્‌સમાગમ અને સદ્‌વૃત્તિ બળવાન કરવા યોગ્ય છે. (અં. ૮૨૪)

'દુઃષમકાળનું પ્રબળ રાજ્ય વર્તે છે, તોપણ અડગ નિશ્ચયથી, સત્પુરુષની આજ્ઞામાં વૃત્તિનું અનુસંધાન કરી જે પુરુષો અગુપ્ત વીર્યથી સમ્યક્‌જ્ઞાન, દર્શન, ચારિત્રને ઉપાસવા ઇચ્છે છે, તેને પરમ શાંતિનો માર્ગ હજી પણ પ્રાપ્ત થવા યોગ્ય છે.' (અં. ૮૩૧).

પણ આ કાળે મોક્ષ હોય કે ન હોય? એ પ્રશ્ન ઘણા મુમુક્ષુઓને મુંઝવે છે. કારણ કે જૈનની વર્ત્તમાન પ્રરૂપણામાં ક્વચિત્ તેવું વિધાન છે. એટલે મોક્ષ જો ન જ હોય, તો પછી તે માટે પ્રયત્ન પણ–પુરુષાર્થ પણ શા માટે કરવો જોઈએ? એવો સહજ પ્રશ્ન ઊઠે. એ પ્રશ્નનું સમાધાન કરતાં **શ્રીમદે**, 'આ કાળમાં કોઈ મોક્ષે ન જ જાય' એ વાક્યનું સ્યાદ્‌વાદશૈલીએ નિષ્તુષ પૃથક્કરણ કરી **સૌભાગ્ય પરના અમૃતપત્રમાં** (અં. ૧૮૦) અદ્‌ભુત ખુલાસો કર્યો છે, ને તે પૂર્વે જીવન્મુક્તદશાના (૫૫) પ્રકરણમાં ચર્ચ્યો છે, એટલે એનું પિષ્ટપેષણ અત્ર નથી કરતા. એનું તાત્પર્ય એ છે કે ક્વચિત તેવા જૈન વિધાન પ્રમાણે આ કાળે મોક્ષ ભલે કદાચ ન હોય, તોપણ મિથ્યાત્વાદિથી— મિથ્યાત્વ–અવિરતિ–પ્રમાદ–કષાયાદિથી મૂકાવારૂપ તેટલો તેટલો આંશિક મોક્ષ તો હોય જ, અને તે પણ મોક્ષમાર્ગે આગળ વધવાના મહાન્ પગલાં (great steps) છે, મોક્ષ ભણી પ્રગતિ કરવાના મહાન્ તબક્કા (Great milestones, stages) છે. એટલે કદાચ મોક્ષ બંધ હોય, પણ **મોક્ષમાર્ગ તો બંધ** (Closed) **નથી જ.** અરે! આ પ્રકરણના પ્રારંભમાં જ જણાવ્યું છે તેમ **એકાવતારીપણું** પણ આ કાળમાં પ્રાપ્ત કરી શકાય છે, અને તે જૈનમાં પણ સર્વસ્વીકૃતપણે સ્વીકૃત જ છે; તેમજ–અપ્રમત્તયોગ સુધીની દશાનો પણ મુક્તકંઠે સ્વીકાર છે જ,–કે જે શુદ્ધોપયોગમય મહામુનિદશા જ છે. આમ આ કાળમાં પણ મોક્ષમાર્ગ તો સાવ ખુલ્લેખુલ્લો પડ્યો છે, માટે મુમુક્ષુએ **મોક્ષપુરુષાર્થ** તો ઓર વિશેષ જોરશોરથી કરવા યોગ્ય છે; કઠિન (hard times) કપરો કાળ હોય તો કમાવા માટે જેમ વધારે પુરુષાર્થ કરવો જોઈએ, તેમ આ કઠિન

કપરો વિષમ દુઃષમ કાળ છે તો જ્ઞાનાદિ આત્મસંપત્તિ ઉપાર્જવા માટે ઓર વિશેષ જોરશોરથી પુરુષાર્થ કરવો જોઈએ. જો જીવને પરમાર્થ પામવાની ખરેખરી ઇચ્છા હોય તો સત્ય-સાચી દિશામાં સાચો પુરુષાર્થ કરવો યોગ્ય છે, ભવસ્થિતિ-દુઃષમકાળ આદિના નામ લઈ-બ્હાનાં કાઢી પુરુષાર્થહીન બની આત્માર્થ છેદવો યોગ્ય નથી, માટે આત્માર્થી મુમુક્ષુએ પરમ મોક્ષપુરુષાર્થ જ સ્ફુરાવવો જોઈએ,-એવું પરમ પુરુષાર્થપ્રેરક ઉદ્‌બોધન કરતાં પરમ આત્મપરાક્રમી મહા વીરપુરુષ **શ્રીમદે**, આ અવનિના અમૃત **આત્મસિદ્ધિશાસ્ત્રની** આ અમર ગાથામાં સર્વકાળના સર્વ મુમુક્ષુઓને આ અમર સંદેશો આપ્યો છે—

'જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિં આત્માર્થ.'



## પ્રકરણ ત્યાશીમું

# શ્રીમદ્‌નું ગાંધીજીને માર્ગદર્શન

રાષ્ટ્રપિતા ભારત ભાગ્યવિધાતા, ગાંધી મહાત્મા જગ જેહ ખ્યાતા;
તેનાય જે પ્રેરણમૂર્તિ ધન્ય, તે **રાજચંદ્ર** નમું વિશ્વવંદ્ય.—સ્વરચિત

આમ સામાન્યપણે જગતને—મુખ્યપણે મુમુક્ષુ જગતને **શ્રીમદે** અપૂર્વ માર્ગદર્શન આપ્યું છે, તેમજ વ્યક્તિવિશેષોને પણ તેની તેની યોગ્યતાનુસાર વિશેષપણે માર્ગદર્શન આપ્યુ છે. તેમાંથી કોઈ કોઈનું દિગ્દર્શન હવે કરશું.

**શ્રીમદ્‌નો** થોડો-ઘણો દર્શન-સમાગમલાભ **ગાંધીજીને** પણ મળવા પામ્યો હતો, અને પોતાની યોગ્યતા પ્રમાણે તેમને **શ્રીમદ્‌નું** માર્ગદર્શન પણ યથાપ્રસંગે મળ્યું હતું. **શ્રીમદ્‌** જેવા અમૃતસરોવર પાસેથી અનેક જીવોએ પોતપોતાની પાત્રતા પ્રમાણે-ઝીલી શકે એવી આશયયોગ્યતા પ્રમાણે અમૃતજલ ગ્રહણ કર્યું, તેમ **ગાંધીજીએ** પણ પોતાની આશયયોગ્યતા પ્રમાણે તે ગ્રહણ કર્યું,-જો કે દેશાંતરનિવાસ, રાજદ્વારી પ્રવૃત્તિ આદિ કારણે ગાંધીજી **શ્રીમદ્‌જીનો** જેવો જોઈએ તેવો પ્રત્યક્ષ સમાગમલાભ ઊઠાવી શક્યા ન હતા-વિશેષલાભ મેળવી શક્યા ન હતા, અને **શ્રીમદ્‌ની** થોડીઘણી સામાન્ય ઓળખાણ કરી શક્યા હતા, તોપણ જે થોડોઘણો દર્શનલાભ મળ્યો તેથી અને પરોક્ષ પત્રવ્યવહારથી પણ ગાંધીજીને **શ્રીમદ્‌જીનું** સામાન્યપણે માર્ગદર્શન મળ્યા કર્યું હતું. સત્તાવીશ પ્રશ્ન આદિના અપૂર્વ સમાધાનાદિ દ્વારા **શ્રીમદે** ગાંધીજીની અનેક શંકાઓનું નિવારણ કરી તેમને કેવું અપૂર્વ માર્ગદર્શન આપ્યું હતું અને **શ્રીમદ્‌ના**

આ સદ્‌બોધપ્રતાપથી ગાંધીજી ખ્રીસ્તી ધર્મના અધિક આકર્ષણથી કેમ પાછા વળ્યા હતા એ ઇતિહાસસિદ્ધ સુપ્રસિદ્ધ હકીકત છે.

**શ્રીમદ્**નો પ્રથમ દર્શનલાભ ગાંધીજીને વિલાયતથી હિંદમાં પગ મૂકતાં, સં. ૧૯૪૭ના જેઠ માસમાં (ઇ. સ. ૧૮૯૧ના જૂનમાં) મુંબઈમાં રેવાશંકર જગજીવનને ત્યાં મળ્યો. **શ્રીમદ્**ના પ્રથમ દર્શને જ તેમના જ્ઞાન-ચારિત્રાદિ ગુણોથી તેઓ એટલા બધા પ્રભાવિત થઈ ગયા-પ્રતિભાથી અંજાઈ ગયા કે 'તે ચારિત્રવાન્ અને જ્ઞાની હતા એ તો તે પહેલી જ મુલાકાતે જોઈ શક્યા;' અને વિશેષ પરિચયથી તેમને જણાયું કે— 'પોતાની પેઢી ઉપર બીજી વસ્તુ હોય યા ન હોય, પણ કોઈને કોઈ ધર્મપુસ્તક અને રોજનિશી તો હોય જ. વેપારની વાત પૂરી થઈ કે ધર્મપુસ્તક ઉઘડે અથવા પેલી નોંધપોથી ઉઘડે. જે મનુષ્ય લાખોના સોદાની વાત કરી લઈને તુરત આત્મજ્ઞાનની ગૂઢ વાતો લખવા બેસી જાય તેની જાત વેપારીની નહિં પણ શુદ્ધ જ્ઞાનીની છે.' તે વખતનું **શ્રીમદ્**ના બાહ્ય ભવ્ય વ્યક્તિત્વનું સુંદર શબ્દચિત્ર ગાંધીજીએ આલેખ્યું છે—'તેમની ચાલ ધીમી હતી, અને જોનાર સમજી શકે કે ચાલતાં પણ પોતે વિચારમાં ગ્રસ્ત છે. આંખમાં ચમત્કાર હતો, અત્યંત તેજસ્વી; વિહ્વળતા જરાએ ન હતી. આંખમાં એકાગ્રતા લખેલી હતી. ચહેરો ગોળાકાર, હોઠ પાતળા, નાક અણીદાર નહિં, ચપટું પણ નહિં. શરીર એકવડું, કદ મધ્યમ, વર્ણ શ્યામ, દેખાવ શાંતમૂર્તિનો હતો. તેમના કંઠમાં એટલું બધું માધુર્ય હતું કે તેમને સાંભળતાં માણસ થાકે નહિં. ચહેરો હસમુખો અને પ્રફુલ્લિત હતો, જેની ઉપર અંતરાનંદની છાયા હતી. ભાષા એટલી પરિપૂર્ણ હતી કે તેમને પોતાના વિચારો બતાવતાં કોઈ દિવસ શબ્દ ગોતવો પડ્યો છે, એમ મને યાદ નથી.' કાગળ લખવા બેસે ત્યારે ભાગ્યે જ શબ્દ બદલતાં મેં તેમને જોયા હશે; છતાં વાંચનારને એમ નહિ લાગે કે ક્યાંયે વિચાર અપૂર્ણ કે વાક્યરચના તૂટેલી છે, અથવા શબ્દની પસંદગીમાં ખોડ છે. આ વર્ણન સંયમીને વિષે સંભવે. બાહ્યાડંબરથી મનુષ્ય વીતરાગ નથી થઈ શકતો. વીતરાગતા એ આત્માની પ્રસાદી છે. અનેક જન્મના પ્રયત્ને મળી શકે છે એમ હરકોઇ માણસ અનુભવી શકે છે. રાગોને કાઢવાનો પ્રયત્ન કરનાર જાણે છે કે રાગરહિત થવું કેવું કઠિન છે. એ રાગરહિત દશા કવિને સ્વાભાવિક હતી, એમ મારી ઉપર છાપ પડી હતી.' **શ્રીમદ્**ના આભ્યંતર વ્યક્તિત્વની— વૈરાગ્ય અને વીતરાગતાની ઊંડી છાપ પણ ગાંધીજીના હૃદય પર પડી હતી, એટલે જ તેમણે **શ્રીમદ્** પ્રત્યેની સહજ ભાવઊર્મિ આ શબ્દોમાં ઠાલવી છે—'આપણે સંસારી જીવો છીએ, ત્યારે **શ્રીમદ્** અસંસારી હતા. આપણને અનેક યોનિઓમાં ભમવું પડશે, ત્યારે **શ્રીમદ્**ને કદાચ એક ભવ બસ થાઓ. આપણે મોક્ષથી દૂર ભાગતા હોઇશું, ત્યારે **શ્રીમદ્** વાયુવેગે મોક્ષ તરફ ધસી રહ્યા હતા.' આમ **શ્રીમદ્**થી અત્યંત પ્રભાવિત થયેલા ગાંધીજી બે વર્ષ હિંદમાં રહ્યા, તે દરમ્યાન તેમને અવારનવાર **શ્રીમદ્**ના પરિચયમાં આવવાના પ્રસંગ બન્યા અને **શ્રીમદ્** તરફથી માર્ગદર્શન પણ મળતું રહ્યું; પરંતુ ગાંધીજીની મુખ્ય પ્રવૃત્તિ રાજદ્વારી અંગેની હતી, અને એ પ્રવૃત્તિ આડે **શ્રીમદ્**ના સત્સંગલાભનો વિશેષ અવકાશ-પ્રસંગ એમને ન મળવા પામ્યો.

પછી ગાંધીજીને આફ્રિકા જવાનું થયુ. ત્યાં ડર્બનમાં તેમને કેટલાક હિતચિંતક સારા ખ્રીસ્તી મિત્રો મળ્યા હતા ને તેઓ તેમને ખ્રીસ્તી ધર્મની ખૂબીઓ દર્શાવી તે ભણી આકર્ષતા હતા. આ અંગે ગાંધીજીના હૃદયમાં ઘણું 'ધાર્મિક મંથન' ચાલ્યુ, એટલે **શ્રીમદ્**ના વચન પર પૂર્ણ વિશ્વાસ હોવાથી તેમણે ૨૭ પ્રશ્નો **શ્રીમદ્** પર લખી પોતે શું કરવું ? એ અંગે **શ્રીમદ્**નું માર્ગદર્શન માગ્યુ. અને **શ્રીમદે** તે ૨૭ પ્રશ્નોનું સમાધાન કરતા સુપ્રસિદ્ધ પત્રમાં (અં. ૫૩૦) **ગાંધીજીને** તે **અપૂર્વ માર્ગદર્શન** પૂરેપૂરૂં આપ્યું. આત્મા શું છે ? ઇશ્વર શું છે ? મોક્ષ શું છે ? ઇ. પ્રશ્નોથી માંડી, આર્યધર્મ, વેદ, ગીતા, યજ્ઞ, ઉત્તમ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, બાઇબલ, ઈસુના ચમત્કાર, ભાવિજન્મ, મુક્તપુરુષો, બુદ્ધદેવ, જગત્ સ્થિતિ, અનીતિ–સુનીતિ, ભક્તિ, કૃષ્ણાવતાર–રામાવતાર, બ્રહ્મા–વિષ્ણુ–મહેશ, એ સંબંધી પ્રશ્નો મૂકી, છેવટે 'મને સર્પ કરડવા આવે ત્યારે મારે તેને કરડવા દેવો કે મારી નાખવો ?'–એમ આ ૨૭ પ્રશ્નોના **શ્રીમદે** જે પરમ મધ્યસ્થતાથી પરમ અદ્ભુત અલૌકિક ઉત્તર આપ્યા છે, તે એવા સચોટ સર્વસમાધાનકારી છે, કે તે સર્વ કાળના સર્વ જિજ્ઞાસુઓને મનન કરવા યોગ્ય અપૂર્વ માર્ગદર્શક દીવાદાંડી સમા—ટંકોત્કીર્ણ સુવર્ણ અક્ષરલેખ–શિલાલેખ સમા છે (Immortal inscription) **શ્રીમદ્**ના આ **અમૃતપત્ર**નું અત્ર સવિસ્તર દર્શન કરાવી શકાય એટલો અવકાશ નથી, તથાપિ દિગ્દર્શનરૂપ બે–ચાર ઉદાહરણ અત્ર આપશું :

(૧) આત્મા શું છે ? ઇ. એ પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં **શ્રીમદ્** લખે છે—'જેમ ઘટપટાદિ જડ વસ્તુઓ છે તેમ આત્મા જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે. ઘટપટાદિ અનિત્ય છે, ત્રિકાળ એકસ્વરૂપે સ્થિતિ કરી રહી શકે એવા નથી. આત્મા એકસ્વરૂપે ત્રિકાળ સ્થિતિ કરી શકે એવો નિત્ય **પદાર્થ** છે, જે પદાર્થની ઉત્પત્તિ કોઈ પણ સંયોગોથી બની શકે એમ જણાતું નથી. ×× **જ્ઞાનસ્વરૂપપણું એ આત્માનું મુખ્ય લક્ષણ છે, અને તેના અભાવવાળું મુખ્ય લક્ષણ જડનું છે.** તે બંનેના અનાદિ સહજ સ્વભાવ છે. ×× જ્ઞાનદશામાં, પોતાના સ્વરૂપમાં યથાર્થ બોધથી ઉત્પન્ન થયેલી દશામાં તે આત્મા નિજભાવનો એટલે જ્ઞાન, દર્શન (યથાસ્થિત નિર્ધાર) અને સહજ સમાધિ પરિણામનો કર્ત્તા છે. અને તે ભાવનાં ફળનો ભોક્તા થતાં પ્રસંગવશાત ઘટપટાદિ પદાર્થનો નિમિત્તપણે કર્ત્તા છે. અર્થાત્ ઘટપટાદિ પદાર્થના મૂળદ્રવ્યનો તે કર્ત્તા નથી પણ તેને કોઇ આકારમાં લાવવારૂપ ક્રિયાનો કર્ત્તા છે. એ જે પાછળ તેની દશા કહી તેને **જૈન** કર્મ કહે છે વેદાંત ભ્રાંતિ કહે છે, તથા બીજા પણ તેને અનુસરતા એવા શબ્દ કહે છે.'.... (૨) ઈશ્વર શું છે? તે જગતકર્ત્તા છે એ ખરૂં છે ? એ પ્રશ્નના સમાધાનમાં **શ્રીમદ્** લખે છે—'અમે તમે કર્મબંધમાં વસી રહેલા જીવ છઇએ. તે જીવનું સહજ સ્વરૂપ એટલે કર્મરહિતપણે માત્ર એક આત્મત્વપણે જે સ્વરૂપ છે તે ઈશ્વરપણું છે. જ્ઞાનાદિ ઐશ્વર્ય જેને વિષે છે તે ઈશ્વર કહેવા યોગ્ય છે અને તે ઈશ્વરતા આત્માનું સહજસ્વરૂપ છે. ×× **ઈશ્વર છે તે આત્માનું બીજું પર્યાયિક નામ છે, એથી કોઈ વિશેષ સત્તાવાળો પદાર્થ ઈશ્વર છે એમ નથી.** એવા નિશ્ચયમાં મારો અભિપ્રાય છે, તે જગતકર્ત્તા

**ગાંધીજીને અપૂર્વ માર્ગદર્શન** આપે છે. ઉપાધિમાં ન પ્રવર્ત્તવાનું ગાંધીજીને જાણે માર્મિક સૂચન કરતા હોય એમ પત્રપ્રારંભમાં જ વૈરાગ્યમૂર્ત્તિ આર્ષદ્રષ્ટા **શ્રીમદ્** બોધે છે—'જેમ જેમ ઉપાધિનો ત્યાગ થાય તેમ તેમ સમાધિસુખ પ્રગટે છે. જેમ જેમ ઉપાધિનું ગ્રહણ થાય તેમ તેમ સમાધિસુખ હાનિ પામે છે. વિચાર કરીએ તો આ વાત પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે. જો કંઇ પણ આ સંસારના પદાર્થોનો વિચાર કરવામાં આવે, તો તે પ્રત્યે વૈરાગ્ય આવ્યા વિના રહે નહીં; કેમકે માત્ર અવિચારે કરીને તેમાં મોહબુદ્ધિ રહે છે.' પછી 'આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્મનો કર્ત્તા છે, આત્મા કર્મનો ભોક્તા છે, તેથી તે નિવૃત્ત થઈ શકે છે, અને નિવૃત્ત થઇ શકવાના સાધન છે એ છ કારણો જેને વિચારે કરીને સિદ્ધ થાય, તેને વિવેકજ્ઞાન અથવા સમ્યક્દર્શનની પ્રાપ્તિ ગણવી એમ શ્રી જિને નિરૂપણ કર્યું છે.'—એમ એ છ કારણોના અભ્યાસની પ્રેરણા કરી **પરમ આત્મદષ્ટા શ્રીમદ્** લખે છે—'અનિત્ય પદાર્થ પ્રત્યે મોહબુદ્ધિ હોવાને લીધે આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, અને અવ્યાબાધ સમાધિસુખ ભાનમાં આવતું નથી. તેની મોહબુદ્ધિમાં જીવને અનાદિથી એવું એકાગ્રપણું ચાલ્યું આવે છે, કે તેનો વિવેક કરતાં કરતાં જીવને મુંઝાઈને પાછું વળવું પડે છે, અને તે મોહગ્રંથિ છેદવાનો વખત આવવા પહેલાં તે વિવેક છોડી દેવાનો યોગ પૂર્વકાળે ઘણીવાર બન્યો છે, કેમકે જેનો અનાદિકાળથી અભ્યાસ છે તે, અત્યંત પુરુષાર્થ વિના, અલ્પકાળમાં છોડી શકાય નહીં. માટે ફરી ફરી સત્સંગ, સત્શાસ્ત્ર અને પોતામાં સરળ વિચારદશા કરી તે વિષયમાં વિશેષ શ્રમ લેવો યોગ્ય છે, કે જેના પરિણામમાં નિત્ય શાશ્વત સુખસ્વરૂપ એવું આત્મજ્ઞાન થઈ સ્વરૂપ આવિર્ભાવ થાય છે. એમાં પ્રથમથી ઉત્પન્ન થતા સંશય ધીરજથી અને વિચારથી શાંત થાય છે. અધીરજથી અથવા આડી કલ્પના કરવાથી જીવને પોતાના હિતનો ત્યાગ કરવાનો વખત આવે છે, અને અનિત્ય પદાર્થનો રાગ રહેવાથી તેના કારણે ફરી ફરી સંસારપરિભ્રમણનો યોગ રહ્યા કરે છે.' અત્રે અનિત્ય પદાર્થ પાછળની પ્રવૃત્તિ કરતા નિત્ય આત્મપદાર્થ અર્થેની પ્રવૃત્તિ કરવી શ્રેયસ્કર છે એવો અલૌકિક માર્મિક બોધ ગાંધીજીને આપી આર્ષદ્રષ્ટા **શ્રીમદે** છેવટે 'કંઇ પણ આત્મવિચાર કરવાની ઇચ્છા તમને વર્તે છે એમ જાણી,' નિઃસ્વાર્થ સંતોષ દર્શાવ્યો છે.

અને **આર્ય આચાર વિચાર** વિષે વિવેચન કરતા એક ત્રીજા પત્રમાં (અં. ૭૧૭, ૧૯૫૨, આસો શુદ ૩) **શ્રીમદે** આર્ય આચાર વિચાર વિષે **ગાંધીજીને માર્ગદર્શન** આપતા પોતાના અલૌકિક મૌલિક વિચારો દર્શાવ્યા છે— 'અત્રેથી આર્ય આચાર વિચાર સાચવવા સંબંધી લખ્યુ હતું તે આવા ભાવાર્થમાં લખ્યુ હતું :–આર્ય આચાર એટલે મુખ્ય કરીને દયા, સત્ય, ક્ષમાદિ ગુણોનું આચરવું તે; અને આર્ય વિચાર એટલે મુખ્ય કરીને આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, વર્તમાનકાળ સુધીમાં તે સ્વરૂપનું અજ્ઞાન, તથા તે અજ્ઞાન અને અભાનનાં કારણો, તે કારણોની નિવૃત્તિ, અને તેમ થઈ અવ્યાબાધ આનંદસ્વરૂપ અભાન એવા નિજપદને વિષે સ્વાભાવિક સ્થિતિ થવી તે. એમ સંક્ષેપે મુખ્ય અર્થથી તે શબ્દો લખ્યા છે. વર્ણાશ્રમાદિ, વર્ણાશ્રમાદિપૂર્વક આચાર તે સદાચારના

નથી'.... (૩) આર્યધર્મ તે શું ? બધાની ઉત્પત્તિ વેદમાંથી જ છે શું ? એ પ્રશ્નને ટંકોત્કીર્ણ ઉત્તર શ્રીમદ્ આપે છે—'આર્યધર્મની વ્યાખ્યા કરવામાં સૌ પોતાના પક્ષને આર્યધર્મ કહેવા ઇચ્છે છે, જૈન જૈનને, બૌધ બૌધને, વેદાંતી વેદાંતને આર્યધર્મ કહે એમ સાધારણ છે. તથાપિ જ્ઞાનીપુરુષો તો **જેથી આત્માને નિજસ્વરૂપની પ્રાપ્તિ થાય એવો જે આર્ય (ઉત્તમ) માર્ગ તેને આર્યધર્મ કહે છે, અને એમ જ** યોગ્ય છે. બધાની ઉત્પત્તિ વેદમાંથી થવી સંભવતી નથી. **વેદમાં જેટલું જ્ઞાન કહ્યું છે તેથી સહસ્રગણા આશયવાળું જ્ઞાન શ્રી તીર્થંકરાદિ મહાત્માઓએ કહ્યું છે એમ મારા અનુભવમાં આવે છે.** ×× ઘણા કાળ પહેલાં વેદ થયા સંભવે છે. પુસ્તકપણે કોઈ પણ શાસ્ત્ર અનાદિ નથી. તેમા કહેલા અર્થ પ્રમાણે તો સૌ શાસ્ત્ર અનાદિ છે.'.... (૪) ઉત્તમધર્મ આ. ના પ્રશ્નનો **શ્રીમદ્** ઉત્તર આપે છે—'**પ્રમાણથી જ ઉત્તમ, અનુત્તમ જણાય છે. જે ધર્મ સંસાર પરિક્ષીણ કરવામાં સર્વથી ઉત્તમ હોય અને નિજ સ્વભાવમાં સ્થિતિ કરાવવાને બલવાન હોય તે જ ઉત્તમ, અને તે જ બળવાન છે.**' (૫) કૃષ્ણાવતાર ને રામાવતાર એ ખરી વાત છે ? ×× એ સાક્ષાત્ ઈશ્વર હતા કે તેના અંશ હતા ? એ પ્રશ્નના ઉત્તરમાં **શ્રીમદ્** પ્રકાશે છે—'બન્ને મહાત્મા પુરુષ હતા એવો તો મને પણ નિશ્ચય છે. આત્મા હોવાથી તેઓ ઇશ્વર હતા. સર્વ આવરણ તેમને મટયા હોય તો તેનો મોક્ષ પણ સર્વથા માનવામાં વિવાદ નથી. **ઈશ્વરનો અંશ કોઇ જીવ છે એમ મને લાગતું નથી.** કેમકે તેને વિરોધ આપતા એવા હજારો પ્રમાણ દૃષ્ટિમા આવે છે.'.... (૬) મને સર્પ કરડવા આવે ત્યારે મારે તેને કરડવા દેવો કે મારી નાખવો ? તેને બીજી રીતે કરવાની મારામા શક્તિ ન હોય એમ ધારીએ છીએ,' એ છેવટના પ્રશ્નનો **શ્રીમદ્**નો ઉત્તર તો એટલો બધો અદ્ભુત છે કે તે અત્ર પૂરેપૂરો અવતારવાની લાલચ રોકી શકાતી નથી—

'સર્પ તમારે કરડવા દેવો એવું કામ બતાવતાં વિચારમાં પડાય એવું છે. તથાપિ જો તમે દેહ અનિત્ય છે એમ જાણ્યું હોય તો પછી આ અસારભૂત દેહના રક્ષણાર્થે જેને દેહમાં પ્રીતિ રહી છે, એવા સર્પને તમારે મારવો કેમ જોગ્ય હોય ? જેણે આત્મહિત ઇચ્છવું તેણે તો ત્યાં પોતાના દેહને જતો કરવો એ જ જોગ્ય છે. કદાપિ આત્મહિત ઇચ્છવું ન હોય તેણે કેમ કરવું ? તો તેનો ઉત્તર એ જ અપાય કે તેણે નરકાદિમાં પરિભ્રમણ કરવું. અર્થાત્ સર્પને મારવો એવો ઉપદેશ કયાંથી કરી શકીએ ? અનાર્યવૃત્તિ હોય તો મારવાનો ઉપદેશ કરાય. તે તો અમને તમને સ્વપ્ને પણ ન હોય એ જ ઇચ્છા યોગ્ય છે.'

—ખરેખર ! આ છેવટના પ્રશ્નના ઉત્તરમાં તો પરમ નિષ્કારણકરુણારસસાગર **પરમ કૃપાળુ પરમ અહિંસક શ્રીમદે** કોઈ અલૌકિક આત્મપરિણત પુરુષ જ આપી શકે એવો—ગમે તેવા હિંસાવાદીને નિરુત્તર કરી મૂકે એવો ઉત્તર આપી પરમાર્થવિચક્ષણતાની પરાકાષ્ઠા જ દાખવી છે ! આવો છે આ **શ્રીમદ્**નો ગાંધીજીને અને જગતના કોઈ પણ જીવને અપૂર્વ માર્ગદર્શન આપનારો આ અલૌકિક **અમૃતપત્ર !**

શ્રીમદ્ ૧૯૫૧ના ફા. વદ ૫ ના દિને લખેલા બીજા એક પત્રમા (અં. ૫૭૦) પણ

**ગાંધીજીને અપૂર્વ માર્ગદર્શન** આપે છે. ઉપાધિમાં ન પ્રવર્ત્તવાનું ગાંધીજીને જાણે માર્મિક સૂચન કરતા હોય એમ પત્રપ્રારંભમાં જ વૈરાગ્યમૂર્ત્તિ આર્ષદ્રષ્ટા **શ્રીમદ્** બોધે છે—'જેમ જેમ ઉપાધિનો ત્યાગ થાય તેમ તેમ સમાધિસુખ પ્રગટે છે. જેમ જેમ ઉપાધિનું ગ્રહણ થાય તેમ તેમ સમાધિસુખ હાનિ પામે છે. વિચાર કરીએ તો આ વાત પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે. જો કંઇ પણ આ સંસારના પદાર્થોનો વિચાર કરવામાં આવે, તો તે પ્રત્યે વૈરાગ્ય આવ્યા વિના રહે નહીં; કેમકે માત્ર અવિચારે કરીને તેમાં મોહબુદ્ધિ રહે છે.' પછી 'આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્મનો કર્ત્તા છે, આત્મા કર્મનો ભોક્તા છે, તેથી તે નિવૃત્ત થઈ શકે છે, અને નિવૃત્ત થઇ શકવાના સાધન છે એ છ કારણો જેને વિચારે કરીને સિદ્ધ થાય, તેને વિવેકજ્ઞાન અથવા સમ્યક્દર્શનની પ્રાપ્તિ ગણવી એમ શ્રી જિને નિરૂપણ કર્યું છે.'—એમ એ છ કારણોના અભ્યાસની પ્રેરણા કરી **પરમ આત્મદૃષ્ટા શ્રીમદ્** લખે છે—'અનિત્ય પદાર્થ પ્રત્યે મોહબુદ્ધિ હોવાને લીધે આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, અને અવ્યાબાધ સમાધિસુખ ભાનમાં આવતું નથી. તેની મોહબુદ્ધિમાં જીવને અનાદિથી એવું એકાગ્રપણું ચાલ્યું આવે છે, કે તેનો વિવેક કરતાં કરતાં જીવને મુંઝાઈને પાછું વળવું પડે છે, અને તે મોહગ્રંથિ છેદવાનો વખત આવવા પહેલાં તે વિવેક છોડી દેવાનો યોગ પૂર્વકાળે ઘણીવાર બન્યો છે, કેમકે જેનો અનાદિકાળથી અભ્યાસ છે તે, અત્યંત પુરુષાર્થ વિના, અલ્પકાળમાં છોડી શકાય નહીં. માટે ફરી ફરી સત્સંગ, સત્શાસ્ત્ર અને પોતામાં સરળ વિચારદશા કરી તે વિષયમાં વિશેષ શ્રમ લેવો યોગ્ય છે, કે જેના પરિણામમાં નિત્ય શાશ્વત સુખસ્વરૂપ એવું આત્મજ્ઞાન થઈ સ્વરૂપ આવિર્ભાવ થાય છે. એમાં પ્રથમથી ઉત્પન્ન થતા સંશય ધીરજથી અને વિચારથી શાંત થાય છે. અધીરજથી અથવા આડી કલ્પના કરવાથી જીવને પોતાના હિતનો ત્યાગ કરવાનો વખત આવે છે, અને અનિત્ય પદાર્થનો રાગ રહેવાથી તેના કારણે ફરી ફરી સંસારપરિભ્રમણનો યોગ રહ્યા કરે છે.' અત્રે અનિત્ય પદાર્થ પાછળની પ્રવૃત્તિ કરતાં નિત્ય આત્મપદાર્થ અર્થેની પ્રવૃત્તિ કરવી શ્રેયસ્કર છે એવો અલૌકિક માર્મિક બોધ ગાંધીજીને આપી આર્ષદ્રષ્ટા **શ્રીમદે** છેવટે 'કંઇ પણ આત્મવિચાર કરવાની ઇચ્છા તમને વર્તે છે એમ જાણી,' નિઃસ્વાર્થ સંતોષ દર્શાવ્યો છે.

અને **આર્ય આચાર વિચાર** વિષે વિવેચન કરતા એક ત્રીજા પત્રમાં (અં. ૭૧૭, ૧૯૫૨, આશો શુદ ૩) **શ્રીમદે** આર્ય આચાર વિચાર વિષે **ગાંધીજીને માર્ગદર્શન** આપતાં પોતાના અલૌકિક મૌલિક વિચારો દર્શાવ્યા છે— 'અત્રેથી આર્ય આચાર વિચાર સાચવવા સંબંધી લખ્યું હતું તે આવા ભાવાર્થમાં લખ્યુ હતું :–આર્ય આચાર એટલે મુખ્ય કરીને દયા, સત્ય, ક્ષમાદિ ગુણોનું આચરવું તે; અને આર્ય વિચાર એટલે મુખ્ય કરીને આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, વર્તમાનકાળ સુધીમાં તે સ્વરૂપનું અજ્ઞાન, તથા તે અજ્ઞાન અને અભાનનાં કારણો, તે કારણોની નિવૃત્તિ, અને તેમ થઈ અવ્યાબાધ આનંદસ્વરૂપ અભાન એવા નિજપદને વિષે સ્વાભાવિક સ્થિતિ થવી તે. એમ સંક્ષેપે મુખ્ય અર્થથી તે શબ્દો લખ્યા છે. વર્ણાશ્રમાદિ, વર્ણાશ્રમાદિપૂર્વક આચાર તે સદાચારના

અંગભૂત જેવા છે. વર્ણાશ્રમાદિપૂર્વક વિશેષ પારમાર્થિક હેતુ વિના તો વર્ત્તવું યોગ્ય છે, એમ વિચારસિદ્ધ છે. જો કે વર્ણાશ્રમધર્મ વર્તમાનમાં બહુ નિર્બળ સ્થિતિને પામ્યો છે, તોપણ આપણે તો જ્યાંસુધી ઉત્કૃષ્ટ ત્યાગદશા ન પામીએ, અને જ્યાંસુધી ગૃહાશ્રમમાં વાસ હોય ત્યાંસુધી તો વાણિયારૂપ વર્ણધર્મને અનુસરવો તે યોગ્ય છે, કેમકે અભક્ષ્યાદિ ગ્રહણનો તેનો વ્યવહાર નથી. × × × દયાની લાગણી રહેવા દેવી હોય તો જ્યાં હિંસાનાં સ્થાનકો છે, તથા તેવા પદાર્થો લેવાય દેવાય છે, ત્યાં રહેવાનો તથા જવા આવવાનો પ્રસંગ ન થવા દેવો જોઇએ, નહીં તો જેવી જોઇએ તેવી ઘણું કરીને દયાની લાગણી ન રહે; તેમજ અભક્ષ્ય પર વૃત્તિ ન જવા દેવા અર્થે, અને તે માર્ગની ઉન્નતિના નહીં અનુમોદનને અર્થે, અભક્ષ્યાદિ ગ્રહણ કરનારનો આહારાદિ અર્થે પરિચય ન રાખવો જોઇએ. જ્ઞાનદૃષ્ટિએ જોતાં જ્ઞાત્યાદિ ભેદનું વિશેષાદિપણું જણાતું નથી, પણ ભક્ષ્યાભક્ષ્યભેદનો તો ત્યાં પણ વિચાર કર્ત્તવ્ય છે, અને તે અર્થે મુખ્ય કરીને આ વૃત્તિ રાખવી ઉત્તમ છે. × × જેમ સદાચાર અને સદ્વિચારનું આરાધન થાય તેમ પ્રવર્તવું યોગ્ય છે.' આ પત્રના પ્રારંભમાં તો **શ્રીમદે** એક **આર્ષદૃષ્ટાને** છાજે એવું માર્મિક સૂચન ગાંધીજીને કર્યું છે– '× × જેની સદ્વૃત્તિઓ વિશેષ બળવાન ન હોય અથવા નિર્બળ હોય, અને તેને ઇગ્લંડાદિ દેશમાં સ્વતંત્રપણે રહેવાનું હોય, તો અભક્ષ્યાદિ વિષેમા તે દોષિત થાય એમ લાગે છે. × × પણ કોઈ સારા આર્યક્ષેત્રમાં સત્સંગાદિ યોગમા તમારી વૃત્તિઓ નાતાલ કરતા પણ વિશેષતા પામત એમ સંભવે છે. તમારી વૃત્તિઓ જોતાં તમને નાતાલ અનાર્યક્ષેત્રરૂપે અસર કરે એવું મારી માન્યતામાં ઘણુ કરીને નથી; પણ સત્સંગાદિ યોગની ઘણું કરીને પ્રાપ્તિ ન થાય તેથી કેટલુંક આત્મનિરાકરણ ન થાય તે રૂપ હાનિ માનવી કંઇક વિશેષ યોગ્ય લાગે છે.' —**શ્રીમદ્દનું** આ આર્ષવચન કેટલું બધું સત્ય છે! **શ્રીમદ્દનું** આ આર્ષ વચન કેટલું બધું માર્મિક સૂચન કરી જાય છે! આ પરથી સ્વયં સૂચિત થાય છે કે આર્યક્ષેત્રમાં **શ્રીમદ્** જેવા પરમ આર્ષ સત્પુરુષના વિશેષ સત્સંગયોગનો લાભ જો ગાધીજી જેવા મૂળ ઉચ્ચ સત્ત્વપ્રકૃતિને મળવા પામ્યો હોત તો તેમને ઓર વિશેષ આત્મલાભ થાત, પણ તેવું નિર્માણ થવાનો યોગ નહિં હોય, એટલે ક્ષેત્રાંતરસ્થિતિઆદિ કારણે ગાધીજી **શ્રીમદ્** જેવા પરમઆર્ષદ્રષ્ટા જ્ઞાની પુરુષના નિકટ ને ગાઢ સમાગમનો વિશેષ લાભ ઉઠાવી શકાય એવો વિશેષ અવકાશ–પ્રસંગ પામી શકયા નહિં; તથાપિ સાગરવરગંભીર જ્ઞાનાવતાર **શ્રીમદ્** તો એકાંત નિઃસ્વાર્થપણે ગાંધીજીને તેમની યોગ્યતા પ્રમાણે યથાપ્રસંગે પ્રસંગવશાત્ માર્ગદર્શન આપતા જ રહ્યા હતા.



## પ્રકરણ ચોરાશીમું

# પોપટલાલભાઈને શ્રીમદ્‌નો દર્શન–સમાગમ

**શ્રીમદ્‌** જેવા પરમ જ્ઞાની સત્પુરુષનો સત્સંગલાભ પામનારા મહાનુભાવ સત્સંગીઓમાં એક અમદાવાદવાળા મુમુક્ષુ **પોપટલાલભાઈ મહોકમચંદ**—જેમને **શ્રીમદ્‌** પ્રેમથી 'શુકદેવજી' કહેતા—તે પણ હતા. જો કે તેમને **શ્રીમદ્‌**નો સમાગમલાભ થવાનો પ્રથમ પ્રસંગ સં. ૧૯૫૪માં * બન્યો એટલે તેઓ **શ્રીમદ્‌**ના સમાગમમાં મોડા આવ્યા, તોપણ તેઓ તેમની મુમુક્ષુતા ભક્તિમત્તાઆદિ વિશિષ્ટ યોગ્યતાને લઈ થોડા વખતમાં ઘણું ગ્રહણ કરી શક્યા. તેમને **શ્રીમદ્‌**નો દર્શન–સમાગમલાભ ક્યારે અને કેવા પ્રકારે થવા પામ્યો તેનો ટૂંક ઇતિહાસ તેમની જ પરિચયનોંધને આધારે અત્રે રજૂ કરશું.

શ્રી પોપટલાલભાઈને **શ્રીમદ્‌**ના સમાગમલાભનું આડકતરૂં નિમિત્ત ગોધાવીવાળા **વનમાળીદાસ** ઉમેદરામ થયા. વનમાળીદાસભાઈને અંબાલાલભાઈના પરિચય પરથી **શ્રીમદ્‌** સંબંધી જાણુવ માં આવ્યું ને વનમાળીદાસભાઈ પાસેથી પોપટલાલભાઈને ૧૯૫૨માં જાણવાનું નિમિત્ત બન્યું. એમ તો પોપટલાલભાઈને **શ્રીમદ્‌**ના પવિત્ર દર્શન ૧૯૪૪ની સાલમાં થયેલા, પણ તે વખતે આવો ખ્યાલ ન હતો, પણ આ વાતો સાંભળી તે સ્મૃતિ તાજી થઈ, એટલે તેમણે ૧૯૫૪માં **શ્રીમદ્‌**ને પત્ર લખ્યો, તેમાં જણાવ્યું કે—'૧૯૪૪માં પ્રથમ દર્શન થયાં છે; આનન્દઘન જોઈએ છે. દર્શન–સમાગમની બહુ તીવ્રતા છે.' તેનો જવાબ આવ્યો કે 'યથાવસર થઇ રહેશે.' પછી પોપટલાલભાઇને અંબાલાલભાઇ આદિ મુમુક્ષુઓના સત્સંગથી—સાક્ષાત્‌પણે અને પત્રવ્યવહારથી–, તેમની પાસેથી **શ્રીમદ્‌**ના વચનામૃતોના શ્રવણથી **શ્રીમદ્‌** સંબંધી ઘણી વાતો જાણવામાં આવી, બહુ પ્રતીતિ આવી, અપૂર્વ ઉલ્લાસ થયો, **શ્રીમદ્‌** ભગવાનરૂપ ભાસ્યા, **શ્રીમદ્‌** પ્રતિ બહુ ભક્તિ જાગી. **પોપટલાલભાઇ** લખે છે— **શ્રીમદ્‌**નો સમાગમ કરવા બહુ તીવ્રતા થતી હતી અને 'જીવણ શેઠ પેઠે ભાવના ભાવતી હતી;' તેવામાં શ્રી અંબાલાલભાઇ તરફથી **કાવિઠા** મુકામે **શ્રીમદ્‌** પધારવાનો ૧૯૫૪ ના શ્રાવણ વદ ૯નો પત્ર મળ્યો. વદ ૧૨નો આજ્ઞા મુજબ નિકળી હું શ્રી વનમાળીદાસભાઈ સાથે વદ ૧૩ ના રોજ કાવિઠા આવ્યો. **શ્રીમદ્‌** ત્યાં પધાર્યા હતા. દર્શન થતાં મેં પંચાંગ નમસ્કાર કર્યા, તે વખતે શ્રી ઠાણુાંગ સૂત્રનું વાંચન–શ્રવણ–વિવેચન તથા બીજી જ્ઞાનચર્ચા ચાલતાં હતાં. મેં પૂછ્યું–સાહેબ, પાથડા વગેરેનું આટલું વિવેચન સૂત્રમાં શા માટે? **શ્રીમદે** જવાબ આપ્યો–ઉંઘ ઉડાડવા. મેં

---

* આ શ્રી પોપટલાલભાઈના તેમજ હવે પછીના પ્રકરણમાં આવતા શ્રી મનઃસુખભાઇના શ્રીમદ્‌ સાથેના સમાગમપ્રસંગો ૧૯૫૪-૧૯૫૫ ની સાલમાં બન્યા છે, તોપણ વ્યક્તિવિશેષને માર્ગદર્શનરૂપ હોઈ આ ગ્રંથવિભાગમાં મૂક્યા છે, એટલો અત્ર અપવાદ સમજવો. એટલે અત્રે શ્રીમદ્‌ની આત્મદશાને લગતા પ્રસંગોનો સંબંધ સુજ્ઞ વાંચકે કાળાનુક્રમ પ્રમાણે સમજી લેવો.

પૂછ્યું–સાહેબ, જાતિસ્મરણ જ્ઞાન કોઇને થતું હશે? શ્રીમદે જવાબ આપ્યો–અનુભવ થાય છે. મેં પૂછ્યું–સાહેબ, નારકી–દેવ વગેરેનાં આવા અનુક્રમે દુઃખ–વૈભવનાં વર્ણન કરેલ છે, તે ભય તથા લાલચ દેખાડવા કે બીજું કાંઇ? શ્રીમદે જવાબ આપ્યો–એવી ભાંગફોડમાં ન પડવું; આગળ વધવું. આમ અનેક પ્રકારે જ્ઞાનચર્ચા ચાલતી. પર્યુષણનાં કારણે ગચ્છવ્યવહારનાં કારણે હું અમદાવાદ આવ્યો, પણ શ્રીમદ્દનાં પવિત્ર દર્શન-સમાગમ તથા તેમની પવિત્ર યોજનગામી (!–ભાવથી) દેશનાની અસર ઘણી રહી; દશા ઘણી તીવ્ર થઇ.

પછી ૧૯૫૪ના ભાદરવામાં શ્રીમદ્ વમોક્ષેત્રે બિરાજમાન હતા ત્યાં પોપટલાલ-ભાઇને સમાગમલાભ થયો. ત્યાં એકવાર શ્રીમદ્ સાથે ફરવા જતાં રસ્તામાં, એક પાણીનું વહેળીયુ આવ્યું. તે ઉપર શ્રીમદે કહ્યું—'લોકાનુગ્રહ કર્ત્તવ્ય છે, પણ કેમ થાય? ચોમાસુ ઊતરી ગયુ! આ વહેળીયાની પેઠે સહજ સાજ મંદવત્ જ્ઞાન રહ્યું. લોકોને જ્ઞાન પિપાસા નથી. પિપાસા ઉત્પન્ન કરવાની જરૂર છે.' શ્રીમદે એમ પણ કહ્યું હતું–અમે આ રોમ (વાળ)નાં છિદ્રો દેખીએ છીએ (એવી એમની ચક્ષુરિંદ્રિયલબ્ધિ હતી) શ્રીમદે પોપટલાલભાઈ પાસે સુવિધિનાથજી તથા અભિનંદનજીના શ્રી આનંદઘનજીના સ્તવનો ગવરાવી તેના અર્થ પ્રકાશ્યા હતા અને પ્રતિપત્તિપૂજા બારમે ગુણસ્થાનકે હોય એમ કહ્યું હતું.

૧૯૫૫ના માહ વદમા શ્રીમદ્ ઇડરથી અમદાવાદ પધારતાં ઘાંચીની પોળ પાસે સામેના ડેલા ઉપર ઉતર્યા હતા. તેમની સાથે તેમના બનેવી શ્રી ટોકરશી દેવચંદ પણ ઇડરથી સાથે હતા, તેમણે કહ્યું—આપણે જે બહીએ છીએ, તે તે જાણે છે. ઇડરમા જંગલમા શ્રીમદ્ કાયોત્સર્ગલીન હતા; પાસેથી વાઘ શાતિમા ચાલ્યો ગયો. તેમણે શ્રીમદ્દની ઇડરની ચર્યા કહી દેખાડી હતી. જેસંગભાઇ ઉજમશીને રાત્રે ઊંઘ આવતા સૂઈ જવા આજ્ઞા માગી. પછી ઉપદેશ શરૂ થયો, ત્રણ વાગી ગયા. પરોઢિયે ત્રણ વાગ્યે શ્રીમદ્ આસ્તોડિઆ દરવાજા બ્હાર જગલ જવા પધાર્યા. પોપટલાલભાઈ સાથે હતા. રસ્તામાં ચાલતાં શ્રીમદ્—'કર લે ગુરુગમ જ્ઞાન વિચારા, કર લે ગુરુગમ જ્ઞાન વિચારા' એ ગાથાનો ધ્વનિ ગજાવતા જતા હતા પોપટલાલભાઇએ પૂછ્યું—સાહેબ, છૂટવું છે, ત્યાગ જોઇએ છે, બોજો બહુ લાગે છે એમ ત્યાગ (દીક્ષા) માટે આજ્ઞા માગી શ્રીમદે કહ્યુ—ત્યાગ અમને સોપી દો ચાર કલાક હમેશ હકાને જવું (ભાર ગયો) ચાર–સાડા ચારે દિશાએથી પાછા ફર્યા, શ્રીમદ્ ઉપર પધાર્યા ત્યારે જેસંગભાઇએ અંદર જવા આજ્ઞા માગી. તે મળતાં જેસંગભાઇએ શ્રીમદ્દને પ્રશ્ન કર્યો—આ કાળે કેવળ જ્ઞાન હોય? શ્રીમદે જવાબ આપ્યો—'પરમ શાતિ અનુભવીએ છીએ.' આ વેળા સાબરમતી કાઠે ભીમનાથમાં શ્રીમદે પરમતત્ત્વદૃષ્ટિનો અપૂર્વ બોધ આપી બીજપ્રક્ષેપ કરેલ હતો. શ્રી સુખલાલભાઇ પણ સાથે હતા.

પછી ૧૯૫૫ના વૈશાખ ૧૩–૧૪–૧૫ શ્રીમદ્ અમદાવાદથી ઇડર પધારતાં પોપટલાલભાઇ સ્ટેશને વળાવવા જતા, તેમને વર્ત્તતી અંતરભાવના બાબત પૂછતાં

**શ્રીમદે** કહ્યું—તમે અમારા જેવા ક્યારે થશો ? એ ભાવના હતી. સ્ટેશન ઉપર કોઈ યુરોપિયન પોશાકવાળાએ **શ્રીમદ્દને** ઉદ્દેશીને કહ્યું—ચાલ ઉપરથી આ (શ્રીમદ્દ) કોઈ મહાત્મા લાગે છે. પછી **૧૯૫૫**ના જેઠ સુદમાં ઇડરથી **નરોડા પટેલ** ભાઈબા કાલિદાસ ગુલાબદાસને ત્યાં **શ્રીમદ્દ** પધાર્યા. ત્યાં નરોડામાં તળાવ કાંઠે ઝાડ હેઠે **શ્રીમદે** સદુપદેશ કર્યો ત્યારે ઘણી પર્ષદા હતી. **શ્રીમદે** પ્રકાશ્યું હતું : (૧) કર્મગ્રંથને છેડે આત્મા રહે છે. (૨) પ્રકૃતિ જોઇ છે. કર્મગ્રંથ વાંચ્યો છે. નરોડામાં મુનિઓ સાથે **શ્રીમદ્દનું** જંગલમાં વિચરવું થયું. ઉન્હાળાની શરૂઆત હતી, તે વખતે પ્રખર તાપમાં રેતાળ જમીનમાં **શ્રીમદ્દ** અડવાણે પગે ગંધહસ્તીની પેઠે શાંતિ-ગંભીરતાથી ચાલતા હતા, મુનિઓ કૂદાકૂદ કરતા હતા, પગે ભંભોલા પડતા હતા. કોઈ મુમુક્ષુ બાબત આવી પ્રકૃતિ કેમ છે એમ પ્રશ્ન કરવામાં આવતાં **શ્રીમદે** ઉત્તરમાં પાંચ આંગળાં બતાવ્યાં, અર્થાત્ પાંચે આંગળી સરખી ન હોય. નરોડા પોસ્ટમાસ્તરે પૂછ્યું-શું વાંચવું ? **શ્રીમદે** કહ્યું—મોક્ષમાળા. પછી **૧૯૫૫**ના જેઠમાં ઈડર-અમદાવાદથી શ્રીમદ્દ મુંબઇ પધારતાં પોપટલાલભાઈ નડિયાદ સુધી વળાવવા ગયા. ત્યાં રસ્તામાં **પુરુષાર્થસિદ્ધિઉપાયની** શરૂઆતની* મંગળાચરણની ગાથાનું **શ્રીમદે** પુનઃ પુનઃ ઉચ્ચારણ કર્યું અને તેનું વિવેચન કરતાં ઉછળતાં ઉછળતાં કહ્યું—**'આત્મા છે, આત્મા છે, કહીએ છીએ આત્મા છે.'** વચ્ચમાં બીજપ્રક્ષેપરૂપ ગાથા પ્રકાશી—'મંત્ર તંત્ર ઔષધ નહિં, જેથી પાપ પલાય; વીતરાગવાણી વિના, અવર ન કોઇ ઉપાય.'

પછી ૧૯૫૬ના વૈશાખ સુદ ૧-૨ શ્રી ધર્મપુરથી અમદાવાદ પધારતાં **શ્રીમદ્દ** શેઠ હેમાભાઇની વાડીમાં મેડા ઉપર ઉતર્યા હતા. ત્યાં પોપટલાલભાઈએ પૂછ્યું-અમારે શું કરવું ? **શ્રીમદે** કહ્યું-જ્ઞાનીને મળ્યા પછી અંતરક્રિયા ચાલ્યા કરે છે. પછી કેટલાક પ્રસંગો-(૧) શ્રી રાજપરના જિનમંદિરમાં **શ્રીમદે** શ્રી આનંદઘનજીનું પદ્મપ્રભુજીનું સ્તવન મધુર ગંભીર ધ્વનિથી ગાયુ, તેનો અર્થ સમજાવ્યો. શ્રી દેવકરણજી આદિ મુનિઓની વૃત્તિઓનું ઉલ્લસવું થયુ. **શ્રીમદે** જિનમુદ્રા દેખાડીને બતાવ્યુ કે **'આ મોક્ષ'** (૨) સાબરમતીના કાંઠે ભીમનાથની જગ્યામાં રાજનગરમાં આપેલ બોધ—આ બીજ વાવીયે છીએ; તેને ખોતરશો નહિં, ફાલી ફૂલી નીકળશે. (પોપટલાલભાઇ તથા સુખલાલભાઈને) જ્ઞાનીઓને ૧ શ્લોક વાંચતાં ૧૦૦૦ શાસ્ત્રનું ભાન થતું-થાય છે. 'ચતુરાંગુલ હે દગસે મિલ હે'-એ આગળ પર સમજાશે. (૩) ૧૯૫૬ વૈ. સુદ ૫ હઠીભાઈની વાડીએ રાત્રે-**શ્રીમદે** પૂછ્યુ-કર્મગ્રંથ વાંચ્યો છે ? પોપટલાલભાઈએ કહ્યું-સાહેબ, સમજાતો નથી. **શ્રીમદે** છ ભાવના સ્વરૂપ સંબંધી બે કલાક સુધી વિવેચન કર્યું. **શ્રીમદે** પૂછ્યું-અમારાથી તમારૂં કલ્યાણ થશે તેની શું ખાત્રી ? પોપટલાલભાઇએ જવાબ આપ્યો-સાહેબ, એક ભવ વધારે. **શ્રીમદે** કહ્યું—નિશ્ચય રાખો. ખોટે માર્ગે ચડાવવા નથી;

---

* "तज्जयति परज्योतिः समं समस्तैरनन्तपर्यायैः ।
दर्पणतल इव सकला प्रतिफलित पदार्थमालिका यत्र" ॥
—મહર્ષિશ્રી અમૃતચંદ્રાચાર્યજી કૃત પુરુષાર્થસિદ્ધિ ઉપાય

ભવ વધારવા નથી. (૪) વૈશાખ સુદ ૬-૭ વીરમગામ જતાં અમદાવાદ સ્ટેશને **શ્રીમદે** પ્રકાશ્યું-લોકો જે રૂપે અમને જોશે, તે રૂપે ઓળખશે; અર્થાત્ જ્ઞાનીરૂપે જુએ તો જ્ઞાનીરૂપે, ત્યાગીરૂપે જુએ તો ત્યાગીરૂપે, ગૃહસ્થીરૂપે જુએ તો ગૃહસ્થીરૂપે, ઇત્યાદિ પ્રકારે ઓળખશે.

૧૯૫૬ના શ્રાવણ વદ ૧૧ થી પર્યુષણમાં તથા પછી ૧૯૫૭ના કા. શુદ ૫ સુધી ૪૯ દિવસ શ્રી વઢવાણ કાંપમાં **શ્રીમદ્**નું બિરાજવું થયુ હતું. શ્રી વનમાળીદાસભાઈનું શરીર અમદાવાદમાં અનારોગ્ય હોઈ ભાદ્રવા સુદ ૫ ના દિને તેઓ દેહમુક્ત થયા. પછી-ભાદ્રવા સુદ ૫ પછી શ્રી પોપટલાલભાઈનું વઢવાણકાંપ આગમન થયું. પોપટલાલભાઈ લખે છે—(૧) એકવાર સાંજે સન્મુખ બેઠો. શ્રી આનંદઘનજીનાં સ્તવન બોલાવ્યાં. **શ્રીમદે** પૂછ્યું-અમદાવાદથી અહીં આવતાં શાંતિ થઈ? મેં કહ્યું-જી, હા; અને પ્રશ્ન કર્યો-આપના જેવો કોઇ પુરુષ હશે ? (શ્રીમદ્ની ક્ષીણ શરીરપ્રકૃતિને ઉદ્દેશી આ પ્રશ્ન હતો). કોઈ ગૂઢ મર્મમાં **શ્રીમદે** કહ્યું—'તારે છ માસ સુધી આંખમાંથી આંસું ન સુકાવા જોઈએ.' (૨) રાત્રે વચનામૃતની પ્રાપ્તિ થઈ. **શ્રીમદે** પ્રકાશ્યુ—'આ વચનો જગતનું કલ્યાણ કરશે, પણ તમારૂં તો જરૂર કલ્યાણ કરશે.' એમ કહી શ્રી વચનામૃતની પ્રસાદી આપી. (૩) એક પ્રસંગે **શ્રીમદે** કહ્યું-કોઇનું મૃત્યુ સાંભળ્યા-મૃત્યુની વાત સાંભળ્યા પછી અમે આહાર લેતા નથી. એમ આહાર લેવો નિર્ધ્વંસ પરિણામજનક છે.

પછી ૧૯૫૭ના કાર્તિક વદ ૫, **શ્રીમદ્** શ્રી અમદાવાદ આગાખાનના બંગલે પધાર્યા. (૧) ત્યાં પોપટલાલભાઇના બ્હેન શ્રી ગંગાબ્હેન દર્શને આવેલ હતા, તે શરમાતા હતા. **શ્રીમદે** કહ્યું-શરમાઓ છો શા માટે ? પોપટની બ્હેન તે અમારી બ્હેન; પૂજા કરો છો ? જિનપૂજા-સેવા કરજો. શ્રી યોગદષ્ટિની સજ્ઝાય તથા આનંદઘનજીના સ્તવનો મુખપાઠે કરી વિચારશો. (૨) એકવાર પૂનાવાળા શ્રી ગગલભાઇ હાથીભાઈ આવેલ, તે **શ્રીમદ્** સાથે વાત કરતા હતા; શ્રી અંબાલાલભાઇ જરા દૂર સામે ઊભા હતા. **શ્રીમદે** પૂછ્યુ-શા માટે એમ છેટા ઊભા છો? અંબાલાલભાઈએ કહ્યું-આપ એકાંતમાં હતા તેથી. **શ્રીમદે** કહ્યું-કેમ પોપટ, આ ઠીક કહે છે? પોપટલાલભાઈએ કહ્યું-શું કહેવું ?જવાબમાં **શ્રીમદે** અર્ધો કલાક વિવેચન કર્યું ને કહ્યુ-જ્ઞાનીને એકાંત (ગુપ્ત વાત) કેવી ? અધિકારી પરત્વે વાત થતી હતી તેથી એમ ઉભો હતો, એમ કહેવું જોઈએ. (૩) ત્યારપછી ફરવા જતાં, કોઈ માણસ ચામડાનું પાકીટ લઇ આવતો હતો, તે જોવા લાવવા કહ્યું; લાવ્યા; પછી કહે પાછું આપી આવો, અને હાથ ધોઇ નાંખો. (તાત્પર્ય કે ચામડાંની વસ્તુને અડતાં હાથ ધોઇ નાંખવાનો વ્યવહાર જાળવવા આડકતરો બોધ દીધો.) (૪) એકવાર શંખપર શ્રી લલ્લુજીમુનિ પાસે જતાં **શ્રીમદે** કહેલ કે—'લોકો વાણીઆ નથી; ભૂલે છે, ચોથા આરાનું મળે છે તે ભૂલે છે; ચોથા આરામાં પણ ન મળે તે મળતાં પણ ભૂલે છે!' (આ માર્મિક ઉલ્લેખ **શ્રીમદ્**ને પોતાને ઉદ્દેશીને છે તેનું સ્પષ્ટીકરણ આગળ પર યથાસ્થાને કરશું.)

પોપટલાલભાઈ બીજા એક-બે પ્રસંગ નોંધે છે—(૧) એકવાર કોઇ પ્રસંગવિશેષે

મેં કહેલ–સાહેબ, શરમ આવે છે. **શ્રીમદે** કહ્યું–નીચે જતા રહો! (પાછા બોલાવીને) શરમ? કેમ શરમ? એમ દશવાર શરમ, શરમ બોલાવીને કહ્યું કે શરમ? કે માન? માન? કેટલા કષાય ત્યાં? ચારે. શું કષાય કરવા અહીં આવો છો? (૨) ૧૯૫૭ના માગશરમાં (અમદાવાદ ૨૭ દિવસ સ્થિરતા કરી) **શ્રીમદ્** મુંબઈ પધાર્યા. [અંતરૂવિચારણા મારી. સમજણ તો નથી. અપૂર્વ સ્નેહ છે. તો પૂર્વિત સ્નેહ હોય? પૂછવું.] માઘ માસમાં પાછા તીથલથી પધારતાં નડિયાદ દર્શન-સેવાલાભ લીધો, પણ કાર્યને લઈ અમદાવાદ મારૂં એક ટ્રેન મ્હેડું જવું થયું. પોતે **શ્રીમદ્** ત્યારપછી પરભાર્યા વઢવાણ-કાંપ પધાર્યા. મેળાપ ન થયો. (૩) વઢવાણકાંપમાં અમદાવાદમાં વ્યવહારપ્રયોજન બા. પૂછવા વિચાર થયેલ, તે વગર પૂછ્યે **શ્રીમદે** કહ્યું–દિગંબર દશાએ વર્ત્તીએ તેવો કાળ નથી. 'સવિ જીવ કરૂં શાસનરસી' ઇત્યાદિ.

છેવટ પોપટલાલભાઈ નોંધે છે—શ્રી ઉગરીબ્હેન ૧૯૫૭ ચૈત્ર વદ ૪–૫ ના રાજકોટથી પધારતાં **શ્રીમદ્‌નો** સંદેશો લાવ્યા—'ભાઈ, બ્હેન (હું અને ગંગાબ્હેન) મુરબ્બો ચાખીને લાવે. ભગવાનના ધામમાં છીએ. એમ જણાવજો.' ચૈત્ર વદ ૫ તો **શ્રીમદ્‌ના** **દેહવિલય**ના સમાચાર ફરી વળ્યા.



## પ્રકરણ પંચાશીમું

# મનઃસુખભાઈ કિરતચંદને શ્રીમદ્‌નો સત્સમાગમલાભ

**શ્રીમદ્‌ના** અનુપમ સત્સંગનો ધન્ય લાભ પામેલા મુખ્ય સત્સંગીઓમાં મોરબી નિવાસી સાક્ષરરત્ન **મનઃસુખભાઈ** કિરતચંદનું પણ વિશિષ્ટ સ્થાન છે. **શ્રીમદ્‌ના** પ્રારંભના સત્સંગીઓમાં મનઃસુખરામ ત્રિપાઠી જો એક જૈનેતર સાક્ષર હતા, તો પાછળના સત્સંગીઓમાં તેમના જ નામેરી મનસુખભાઈ એક જૈન સાક્ષર હતા **શ્રીમદ્‌ના** Pet student–પ્રિય માન્ય શિષ્ય આ **મનસુખભાઈ** બીજાઓ કરતાં ઉમરમાં નાના હોવાથી **શ્રીમદ્‌ના** સમાગમમાં આવવાનો પ્રસંગ તેમને મોડો (૧૯૫૫ના ચૈત્રમાં) મળ્યો, પણ થોડા વખતના સમાગમલાભમાં પણ **મનસુખભાઈએ** પોતાની વિશિષ્ટ યોગ્યતા અને તીવ્ર ગ્રહણશક્તિના કારણે ઘણા વર્ષોના સમાગમીઓ કરતાં ઘણો ઘણો લાભ ઊઠાવી લીધો. બીજાઓને તો હજુ સંસ્કૃત વગેરે ભણવાની **શ્રીમદ્‌ને** આજ્ઞા કરવી પડેલી, ત્યારે આ શિષ્ય તો સંસ્કૃત વગેરેનો જ્ઞાતા, પાશ્ચાત્ય કેળવણી પામેલો છતાં ધર્મ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધાવાન્ પૂર્ણ ભક્તિમાન્ વિદ્વાન્ હોઈ તત્ત્વ ગ્રહણ કરવાની વિશેષ યોગ્યતાવાળો હતો, એટલે જ **શ્રીમદ્‌નો** તેના પ્રત્યે નૈસર્ગિક પ્રેમ ઓર ઉલ્લસાયમાન થયો. થોડા જ વખતમાં **મનસુખભાઈ** **શ્રીમદ્‌ના** એટલા બધા પ્રીતિપાત્ર અને વિશ્વાસુ બની ગયા કે **શ્રીમદે** પોતાના મોક્ષમાળા ગ્રંથમાં શબ્દાંતર-વાક્યાંતર

કરવા સુધીની મુખત્યારી એમને આપી હતી. 'મોક્ષમાળા'માં શબ્દાંતર અથવા પ્રસંગ વિશેષમાં કોઈ વાક્યાંતર કરવાની વૃત્તિ થાય તે કરશો; ઉપોદ્ઘાત આદિ લખવાની વૃત્તિ હોય તે લખશો.' (પત્રાંક ૯૨૧). અનન્ય વિશ્વાસ વિના આવો પોતાના ગ્રંથમાં હસ્તક્ષેપ કરવાનો અબત્યાર-અધિકાર કોઈ આપે નહિં, એ જ સૂચવે છે કે **શ્રીમદ્**નો પોતાના આ પ્રિય શિષ્યમાં કેવો અનન્ય વિશ્વાસ હતો. મહામુમુક્ષુ **જૂઠાભાઈ** અને હૃદયસખા **સૌભાગ્યભાઈ** પછી શ્રીમદ્‌ને જો કોઈ પ્રાયે સૌથી વધારે યથાર્થપણે ઓળખનાર હોય તો **શ્રી અંબાલાલભાઈ** અને આ **શ્રી મનસુખભાઈ** હતા. આ ઋજુમૂર્તિ મનસુખભાઈનો **શ્રીમદ્** સાથે સત્સમાગમ કેમ અને ક્યારે થવા માંડ્યો તેનો સંક્ષેપ ઇતિહાસ મનસુખભાઈની સમાગમનોંધના આધારે અત્રે આપીશું.

**શ્રી મનસુખભાઈ**ને સામાન્ય વ્યાવહારિક ભાવે શ્રીમદ્‌નો પરિચય સં. ૧૯૫૦થી હતો, પણ પારમાર્થિક ભાવે–આ એક પરમજ્ઞાની સત્પુરુષ છે એવા ભાવથી શ્રીમદ્‌નો સમાગમ મનઃસુખભાઈને સં. ૧૯૫૫ના ચૈત્ર વદ ૬થી થયો. શ્રીમદ્‌ના આ પ્રથમ દર્શન–સમાગમનું તાદૃશ્ય 'રોચક' શબ્દચિત્ર મનઃસુખભાઈએ 'જીવનરેખા' અંતર્ગત 'અંતર્યામીપણું' પ્રકરણમાં આલેખ્યું છે, તે 'સ્વભાવોક્તિ'રૂપ શબ્દચિત્ર તેમના જ શબ્દોમાં અત્ર રજૂ કરશું: 'શ્રીમદ્ રાજચંદ્ર એક જ્ઞાની, પરમ સત્પુરુષ છે એવા ભાવથી પ્રથમ સમાગમ મને **મોરબી**માં સં. ૧૯૫૫ના ચૈત્ર વદ ૬થી થયો. વ્યવહારભાવે અન્યોન્ય સુપરિચિત હતા. આ સમાગમ થયો તે પહેલાં ચાર પાંચ દિવસ પહેલાં તેઓની સમીપે વવાણીએ જવાની તેમજ તેમને પત્ર લખવાની મને તીવ્ર ઉત્કંઠા હતી. પણ આ ઉત્કંઠાને તેઓશ્રીનો સમાગમલાભ પામેલ, તેઓશ્રી પ્રતિ ભક્તિભાવ ધરાવનાર મારા એક સ્વ. સ્નેહીએ રોધી,—તે એમ કહીને કે શ્રીમદ્ હાલ કોઈનો સમાગમ કરતા નથી, કોઈ સાથે પત્રવ્યવહાર પણ કરતા નથી, એવી અસંગ દશામાં તેઓશ્રી વર્તે છે. મને વિચાર થયો, કે જે શ્રીમદ્ મને સુપરિચિત (વ્યવહાર ભાવે) છે, જેમને પ્રસંગપ્રાપ્ત હું મળું છું, જેઓ મને આદર–સત્કારે છે, જેમની સમીપે હું ભેદભાવ વિના ગાદીતકિયે ચડી બેસું છું, જેઓ કુશળ સમાચાર આદિ ઇચ્છી–પૂછી સભ્યતા–પ્રેમ દર્શાવે છે,—તે શ્રીમદ્ મને નહિં મળે ?—તે શ્રીમદ્ મને પત્રનો ઉત્તર નહિં આપે ? ગમે તેમ પણ પત્ર લખવાની કે વવાણીએ જવાની વૃત્તિ તો ઉપર જણાવેલા ભાઈના કહેવાથી રોધાઈ ગઈ, પણ સમાગમની તીવ્રતા વૃદ્ધિ પામતી ગઈ. આ ભાવ શ્રીમદે જાણેલ (તે તેમનું અંતર્યામીપણું), કેમકે તેઓશ્રી મોરબી ચૈત્ર વદ ૬ના રોજ સવારે પધાર્યા. × × (પછી સાંજે શ્રીમદ્‌ની સમીપે) જતાં રસ્તામાં વિકલ્પ થયા કરતા હતા કે મને મળશે કે નહિં ? મારી સાથે બોલશે કે નહિં ? મને આદરભાવ આપશે કે નહિં ? કાનની બહેરાશ આ સાલથી જ આવી છે; તેઓશ્રીનું બોલવું હું સાંભળી શકીશ કે નહિં ? ત્યાં તો કોઈ શ્રીમંત, ધીમંત, પ્રતિષ્ઠિત, અધિકારી, વકીલ, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ વગેરેનો સમુદાય મળ્યો હશે; હું સ્થાન પામીશ,–ઇત્યાદિ વિકલ્પો થયા કરતા હતા. ત્યાં તો રા. રેવાશંકર જગજીવનભાઈનું મકાન જ્યાં શ્રીમદ્‌નો નિવાસ હતો તે આવ્યું. ડેલીના ... નિસરણીના ઉપલે પગથીએથી સામા

ખૂણામાં ગાદીતકીએ બિરાજેલ **શ્રીમદ્‌**નાં પવિત્ર દર્શન થયાં. આસપાસ ઉપર જણાવેલ પ્રકારનો સમુદાય બેઠો હતો. પરમાર્થચર્ચા ચાલતી હતી. દર્શન થતાં જ કોઈ અવક્તવ્ય ભાવ સ્ફુર્યો અને મૂક વાણીએ મધ્યમા વાચાએ, 'પંચેંદ્રિય સંવરણો' ઇત્યાદિ સદ્‌ગુરુ-સ્તુતિ થઈ ગઈ! આ અંતર્યામીપણું. તરત જ તેઓશ્રીએ બોલાવી સત્કાર્યો; સમીપ બેસાડ્યો; કુશળ સમાચારાદિ પૂછી હૃદયમાં ભાર ઓછો કર્યો. ઉપર જે વિકલ્પો ઉત્પન્ન થયેલા જણાવેલ છે, તે ઉપશમી ગયા. સંકોચ દૂર થયો! આ અંતર્યામીપણું! પાંચેક મિનિટ પછી ફરી જ્ઞાનચર્ચા શરૂ થઈ. બહેરાશનાં કારણે મમે સૂત્રસંધિ અત્રૂટ નહોતી રહેતી. એટલે અરધો કલાક બેસી ઊઠ્યો. ઘેર આવ્યો. ઘરમાં મારા પત્નીને **શ્રીમદ્‌** સંબંધી વાત કરી: આવા ઉત્તમ પુરુષનો યોગ છતાં આપણે વિષયકષાયથી ભરપૂર! ઇત્યાદિ ખેદ થતો હતો. વળતી સવારે **શ્રીમદ્‌** સમીપે ગયો. કશા તાત્કાલિક પ્રસંગ વિના પ્રથમ શબ્દ **શ્રીમદે** ઉચ્ચાર્યા તે—મનસુખ, વિશેષ થઈ શકે તો સારૂં; જ્ઞાનીઓને સદાચરણ પણ પ્રિય છે, ખેદ કર્તવ્ય નથી. મનોગત ભાવ જાણવારૂપ આ અંતર્યામીપણું.'—**ઋજુમૂર્ત્તિ મનઃસુખભાઈ**એ સ્ફટિક જેવા સ્વચ્છ નિખાલસ હૃદયે આલેખેલું પ્રથમ દર્શન-સમાગમનું કેવું તાદૃશ્ય હૃદયંગમ ચિત્ર!

**શ્રી મનઃસુખભાઈ** ત્યારે બી. એ.ના વર્ગનો અભ્યાસ કરતા, તે તેમને તે વખતે વેકેશન હોવાથી આ પ્રથમ દર્શન-સમાગમલાભ પછી એક અઠવાડીઆ રોજ સવારે બેથી ત્રણ કલાક **શ્રીમદ્‌**નો ખાસ સમાગમલાભ મેળવવા **મનઃસુખભાઈ** ભાગ્યશાળી બની શક્યા,—**શ્રીમદે** મનસુખભાઈને એકલાને આ ખાસ સમાગમલાભ આપવા પરમ કૃપા કરી. **શ્રીમદ્‌**ના તે પ્રત્યક્ષ સમાગમમાં જે કાંઈ શ્રુત થયું તેનું ટૂંક દોહન **મનઃસુખભાઈ**એ કર્યું છે અને નિખાલસપણે સરલતાથી જણાવ્યું છે કે—'તેમાં જેટલું સાચું અને સારૂં છે, તે બધું **શ્રીમદ્‌**નું છે, જેટલું ખોટું, ખરાબ વા અસમંજસ છે, તે આ સંગ્રહકર્ત્તાનું છે. તથાપ્રકારના બોધ-સ્મૃતિના અભાવે ક્વચિત્ અસમંજસ હોવું સંભવે છે.' **મનઃસુખભાઈ**ના આ બોધપ્રસંગોમાં પણ **શ્રીમદ્‌**ની અંતરધારા વ્યક્ત થાય છે અને તેમના પરમ ઉદાત્ત આતરૂજીવનનું સુરેખ રેખાચિત્ર અંકિત થાય છે. એટલે, તાદૃશ્ય જીવંત ચિત્ર (Livnig picture) રજૂ કરતી **મનઃસુખભાઈ**ની આ ઉપદેશસારરૂપ નોંધમાંથી પ્રકૃતોપયોગી ઉપયુક્ત અત્રે તેમના જ શબ્દોમાં અવતારશું.

૧

મનઃસુખભાઈ—સાહેબ, આપને જોઈ પ્રેમ બહુ આવે છે.

શ્રીમદ્—તેવું તેવાને મળે; તેવું તેવાને ગમે.

> ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગી રે:
> તેમ ભવિ સહજ ગુણે હોવે, ઉત્તમ નિમિત્ત સંજોગી રે.

તમને ઉત્તમ નિમિત્તનો સંજોગ થયો છે.

> ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે, ભવપરિણતિ પરિપાક;
> દોષ ટળે ને દૃષ્ટિ ખુલ્લે ભલી રે, પ્રાપતિ પ્રવચન વાક.

ષડ્‌દર્શનસમુચ્ચય અવલોકશો; તે અવલોકવા યોગ્ય છે.

૨

શ્રીમદ્—તત્ત્વાર્થસૂત્ર વાંચ્યું? એ વાંચવા-વિચારવા આપ્યુ છે. ફરી ફરી એ વિચારવા યોગ્ય છે.

યોગદૃષ્ટિસમુચ્ચય સંસ્કૃતમાં **શ્રીહરિભદ્રાચાર્યે** રચ્યો છે. **શ્રીયશોવિજયજીએ** ગુજરાતીમાં એની ઢાળબદ્ધ સજ્ઝાય રચી છે. તે મુખપાઠે કરી વિચારવા યોગ્ય છે. એ દૃષ્ટિએ આત્માની દશાનું 'થર્મોમીટર'-માપક યંત્ર છે.

શાસ્ત્રને જાળ સમજનારા ભૂલ કરે છે. શાસ્ત્ર એટલે શાસ્તા પુરુષોનાં વચન. એ વચન સમજવા દૃષ્ટિ સમ્યગ્ જોઈએ.

પાંચસો હજાર શ્લોક મુખપાઠે કરવાથી પંડિત બની જવાતું નથી. છતાં થોડું ભણી ઝાઝાનો ડોળ કરનારા એવા પંડિતોનો ત્રોટો નથી.

૩

મનઃસુખભાઇ—સાહેબ, **મોક્ષમાળાએ** મારા ઉપર બહુ ઉપકાર કર્યો છે. મારા ઘરમા પણ બહુ ઉપકાર કર્યો છે એ આપની યોજેલી છે એ ગઇ સાલ સુધી ખબર ન હતી. એની બીજી માળાઓ થવી જોઈએ. જૈનમાર્ગ રહસ્ય બતાવનારા પાઠ ખૂબીથી ગોઠવ્યા છે. ક્યારે રચી હતી? હવે એવી બીજી રચના થાય તો ઠીક.

શ્રીમદ્—મોક્ષમાળા અમે સોળ વરસ અને પાંચ માસની ઉમરે ત્રણ દિવસમા રચી હતી. ૬૭ મા પાઠ ઉપર શાહી ઢાળાઇ જતા તે પાઠ ફરી લખવો પડચો હતો. અને તે ઠેકાણે 'બહુ **પુણ્ય કેરા પુંજથી**'નુ અમૂલ્ય તાત્ત્વિક વિચારોનું કાવ્ય મૂક્યુ હતું. જૈનમાર્ગને યથાર્થ સમજાવવા તેમા પ્રયાસ કર્યો છે. જિનોક્ત માર્ગથી કંઇ પણ ન્યૂનાધિક તેમાં નથી કહ્યુ. વીતરાગ માર્ગપર આબાલવૃદ્ધની રુચિ થાય, તેનુ સ્વરૂપ સમજાય, તેનુ બીજ હૃદયમા રોપાય, તેવા હેતુએ બાલાવબોધરૂપ એની યોજના કરેલી છે. તે શૈલી તથા તે બોધને અનુસરવા પણ એ નમુનો આપેલ છે. એનો **પ્રજ્ઞાવબોધ** ભાગ ભિન્ન છે. તે કોઇ કરશે એ છપાતા વિલંબ થયેલ તેથી ગ્રાહકોની આકુલતા ટાળવા 'ભાવનાબોધ' ત્યારપછી રચી ઉપહારરૂપે આપ્યો હતો.

હું કોણ છું? ક્યાંથી થયો? શુ સ્વરૂપ છે મારૂં ખરૂં?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરિહરૂં.

—એ પર જીવ વિચાર કરે તો તેને નવે તત્ત્વનો સંપૂર્ણ બોધ મળી જાય એમ છે. એમા નવે તત્ત્વનું સ્વરૂપ સમાવેશ પામે છે, વિવેકપૂર્વક વિચારવું જોઇએ, વિચારતાં આવડવું જોઇએ.

૪

મનસુખભાઈ—સાહેબ, આપ જેવા સમર્થ પુરુષથી લોકોપકારની ઇચ્છા રહે એ સ્વાભાવિક છે, કેમ કરતા નથી?

શ્રીમદ્—લોકાનુગ્રહ સારો અને જરૂરનો? કે આત્મહિત.

મનસુખભાઈ—સાહેબ, બન્નેની જરૂર છે.

શ્રીમદ્‌—**હેમચંદ્રાચાર્ય**ને થયાં આઠસો વરસ થયા. શ્રી આનંદઘનજીને થયાં બસો વરસ થયાં. **શ્રી હેમચંદ્રાચાર્યે** લોકાનુગ્રહમાં આત્મા અર્પણ કર્યો. શ્રી આનંદઘનજીએ આત્મહિતસાધન પ્રવૃત્તિ કરી. શ્રી હેમચંદ્રાચાર્ય મહાપ્રભાવક બળવાન્ ક્ષયોપશમવાળા પુરુષ હતા. તેઓ ધારત તો જૂદો પંથ પ્રવર્ત્તાવી શકત. તેમણે ત્રીશ હજાર ઘરને શ્રાવક કર્યાં. × × પણ શ્રી હેમચંદ્રાચાર્યને લાગ્યું હતું કે **સંપૂર્ણ વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર જ ધર્મપ્રવર્ત્તક હોઇ શકે,** અમે તો તે તીર્થંકરની આજ્ઞાએ ચાલી તેમના પરમાર્થમાર્ગનું પ્રકાશ કરવા પ્રયત્ન કરનારા. વીતરાગ માર્ગનો પરમાર્થ પ્રકાશવારૂપ લોકાનુગ્રહ શ્રી હેમચંદ્રાચાર્યે કર્યો. તેમ કરવાની જરૂર હતી. વીતરાગ માર્ગ પ્રતિ વિમુખતા અને અન્ય માર્ગ તરફથી વિષમતા, ઈર્ષ્યાઆદિ શરૂ થઇ ચૂકયાં હતાં. આવી વિષમતામાં વીતરાગ માર્ગ ભણી લોકોને વાળવા, લોકોપકારની તથા તે માર્ગના રક્ષણની તેમને જરૂર જણાઇ. અમારું ગમે તેમ થાઓ, આ માર્ગનું રક્ષણ થવું જોઇએ, એ પ્રકારે તેમણે સ્વાર્પણ કર્યું. પણ આમ તેવા જ કરી શકે; તેવા ભાગ્યવાન્ મહાત્મ્યવાન્ ક્ષયોપશમશક્તિવાન્ જ કરી શકે. જૂદાં જૂદાં દર્શનોનો યથાવત્ તોલ કરી અમુક દર્શન સંપૂર્ણ સત્યસ્વરૂપ છે એવો નિર્ધાર કરી શકે તેવા પુરુષ લોકાનુગ્રહ, પરમાર્થપ્રકાશ, આત્માર્પણ કરી શકે.

**શ્રી હેમચંદ્રાચાર્યે** ઘણું કર્યું. **શ્રી આનંદઘનજી** તેમના પછી છસો વરસે થયા. એ છસો વરસના અંતરાળમાં બીજા તેવા **હેમચંદ્રાચાર્યની** જરૂર હતી. વિષમતા વ્યાપતી જતી હતી. કાળ ઉગ્ર સ્વરૂપ લેતો જતો હતો. × × આમ વીતરાગધર્મ વિમુખતા ચાલી– × × વિષમતા વધતી ચાલી. ત્યાં **શ્રી આનંદઘનજી** બસો વરસ પૂર્વે થયા. **શ્રી આનંદઘનજી**એ સ્વપરહિતબુદ્ધિથી લોકોપકાર પ્રવૃત્તિ શરૂ કરી. આ મુખ્ય પ્રવૃત્તિમાં આત્મહિત ગૌણ કર્યું, પણ વીતરાગધર્મવિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઇ હતી કે લોકો ધર્મને કે **આનંદઘનજી**ને પિછાણી ન શકયાં, ઓળખી ન શકયાં. પરિણામે **શ્રી આનંદઘનજી**ને લાગ્યુ કે પ્રબળ વ્યાપી ગયેલી વિષમતાયોગે લોકોપકાર, પરમાર્થપ્રકાશ કારગત થતો નથી, અને આત્મહિત ગૌણ થઇ તેમાં બાધા આવે છે, માટે આત્મહિતને મુખ્ય કરી તેમાં પ્રવર્ત્તવું યોગ્ય છે. આવી વિચારણાએ પરિણામે તે લોકસંગ ત્યજી દઇ વનમાં ચાલી નીકળ્યા. વનમાં વિચરતાં છતાં અપ્રગટપણે રહી ચોવિશી–પદ આદિ વડે લોકોપકાર તો કરી જ ગયા. નિષ્કારણ કરુણા–લોકોપકાર એ મહાપુરુષોનો ધર્મ છે. પ્રગટપણે લોકો **આનંદઘનજી**ને ઓળખી ન શકયાં, પણ **આનંદઘનજી** તો અપ્રગટ રહી તેમનું હિત કરતા ગયા. અત્યારે તો આનંદઘનજીના વખત કરતાં વધારે વિષમતા, વીતરાગધર્મવિમુખતા વ્યાપેલી છે.

૫

મનસુખભાઇ—આંબિલની ઓળીમાં અમે ગાઈએ છીએ કે—' જ્ઞાન એહિજ આતમા' –આત્મા પોતે જ્ઞાન છે, તો પછી ભણવા–ગણવાની કે શાસ્ત્રઉપદેશની શું જરૂર છે ?

વળી ભણેલું બધું કલ્પિત ગણી પરિણામે ભૂલ્યે છૂટકો છે, તો પછી ભણવાની, ઉપદેશ-શ્રવણની, શાસ્ત્રવાંચનાદિની શી જરૂર ?

શ્રીમદ્— 'જ્ઞાન એ નિજ આતમા' એ એકાંત નિશ્ચયનયથી છે. વ્યવહાર તો એ જ્ઞાન આવરાયલું છે; તેનો ઉઘાડ કરવાનો છે. એ ઉઘાડ થવા ભણવું, ગણવું, ઉપદેશ-શ્રવણ, શાસ્ત્રવાંચન આદિ સાધનરૂપ છે; પણ તે ભણવું, ગણવું, ઉપદેશ, શાસ્ત્ર આદિ સમ્યગ્ જોઈએ. આ શ્રુતજ્ઞાન કહેવાય છે; અને સંપૂર્ણ નિરાવરણ જ્ઞાન થતાં સુધી એ શ્રુતજ્ઞાનના અવલંબનની જરૂર છે. 'હું જ્ઞાન છું,' 'હું બ્રહ્મ છું' એમ પોકાર્યે જ્ઞાન કે બ્રહ્મ થઈ જવાતું નથી. તે રૂપ થવા સત્શાસ્ત્રાદિ સેવવા જોઈએ.

આમ મોરબીના સમાગમલાભના આ થોડા નમૂનારૂપ બોધપ્રસંગો અત્ર ટાંક્યા છે. આ સમાગમલાભ પછી **મનસુખભાઈને** મુંબઈમાં ૧૯૫૬ના કાર્તિક માસમાં **શ્રીમદ્‌નો** સમાગમલાભ મળ્યો. આ ગ્રંથમાં 'અંતર્યામીપણાના અનુભૂત પ્રસંગો'ના પ્રકરણમાં (૨૨) વર્ણવ્યું છે તેમ **શ્રીમદ્** સાથે પરમ પ્રેમભાવે જમવા વગેરેનું તથા વચનામૃતરૂપ પરમાર્થ ભોજન મળવાનું પણ થયું. એક દિવસ **શ્રીમદ્** સાથે જિનમંદિરે જવાનો પરમ ધન્યલાભ પણ મળ્યો. તે પ્રસંગનું તાદૃશ્ય વર્ણન કરતાં મનઃસુખભાઈ નોંધે છે કે—

બીજા ભોઈવાડામાં શ્રી શાંતિનાથજીનું મંદિર. **(શ્રીમદે)** (૧) પ્રતિમા નિરખી છેટેથી વંદન કર્યું, (૨) ત્રણ વાર પંચાંગ પ્રણામ કર્યા. (૩) આનંદઘનજીનું પદ્મપ્રભુજીનું સ્તવન સુમધુર, ગંભીર, સુસ્પષ્ટ ધ્વનિએ ગાયું, (૪) જિનપ્રતિમાના ચરણ તળાસ્યા. (૫) એક નાની પંચરતિ ધાતુની જિનપ્રતિમા કાયોત્સર્ગ મુદ્રાની હાથમાં લીધી. આ પ્રતિમાને અંદરથી કોરી કાઢી હતી. તે સિદ્ધની અવસ્થામાં થતા ઘનની સૂચક હતી તે અવગાહના બતાવી. તાત્પર્ય—જીવ જૂદા જૂદા **સિદ્ધ** થયા એટલે એકમેકમાં ભળવા પણું, છતાં જૂદા જૂદા. (શ્રીમદે બતાવ્યું)—(૬) આ દિગંબરોના મુક્તાગિરિ આદિ તીર્થોની છબીઓ છે. (૭) આ 'ગોમટેશ્વર' નામથી પ્રસિદ્ધ **બાહુબળ સ્વામીની** પ્રતિમાની છબી છે. બેંગલોર પાસે એકાંત જંગલમાં ડુંગરમાંથી કોરી કાઢેલી સીત્તેર ફીટ ઊંચી આ ભવ્ય પ્રતિમા છે. નવમા સૈકામાં ચામુંડરાયે એ ભરાવી હતી. અડોલ ધ્યાને, કાઉસગ્ગ મુદ્રાએ બાહુબલજી અનિમેષ નેત્રે ઉભા છે. હાથપગે વૃક્ષની વેલીઓ વીંટાઈ, છતાં દેહભાવરહિત ધ્યાનસ્થ બાહુબલજીને ખબર નથી. કૈવલ્ય ઉત્પન્ન થવા યોગ્ય બધી સામગ્રી તૈયાર છે, જરા માનનો અંકુરો નડ્યો છે. 'વીરા મારા ગજ થકી ઉતરો'—એ માનરૂપી ગજથી ઉતરવાના પોતાની બ્હેનો **બ્રાહ્મી-સુંદરીના** શબ્દ કર્ણગોચર થતાં, સુવિચારે સજ્જ થઈ, માન મોડવા તૈયાર થતાં કૈવલ્ય ઉપાર્જ્યું, તે આ બાહુબલજીની ધ્યાનસ્થ મુદ્રા છે.

(જિનમંદિરને લગતી જ્ઞાનશાળામાં) શ્રી **ગોમટ્ટસાર** લઈ તેનો સ્વાધ્યાય કર્યો. તેમાં પ્રવેશ કરાવ્યો. શ્રી પાંડવપુરાણમાંનો પ્રદ્યુમ્નનો અધિકાર વર્ણવ્યો. પ્રદ્યુમ્નનો વૈરાગ્ય ગાયો. વાસુદેવે પૂર્વ ભવમાં સુરૂપસંપન્ન થવાનાં નિયાણાપૂર્વક ઉગ્ર તપશ્ચર્યા કરી. ભાવનારૂપ તપશ્ચર્યા સ્ત્રી-સુરૂપસંપન્ન દેહ પામ્યા; તે સુરૂપ ઘણા વિશેષનું કારણ થયું.

શ્રીએ—વ્યામોહ સામી પાછળ ફરવા લાગી. નિયાણાનો દોષ વસુદેવને પ્રત્યક્ષ થયો. વિશેષથી છૂટવા ભાગી જવું પડ્યું. મને આ તપશ્ચર્યાથી ઋદ્ધિ મળો કે વૈભવ મળો કે અમુક ઇચ્છિત થાઓ એવી ઇચ્છાને નિયાણું (નિદાન દોષ) કહે છે, તેવું નિયાણું ન બાંધવું ઘટે.

મનસુખભાઈ—સાહેબ, અવગાહના એટલે શું ?

શ્રીમદ્—ના, અવગાહના એટલે અવગાહના. કેટલાક તત્ત્વના પારિભાષિક શબ્દો એવા હોય છે કે જેનો અર્થ બીજા શબ્દોથી વ્યક્ત ન કરી શકાય; જેને અનુરૂપ બીજા શબ્દ ન મળે. જે સમજ્યા જાય, પણ વ્યક્ત ન કરી શકાય. અવગાહના એવો શબ્દ છે. ઘણા બોધે, વિશેષ વિચારે એ સમજી શકાય. અવગાહના ક્ષેત્રઆશ્રયી છે. જૂદું છતાં એકમેક થઈ ભળી જવું, છતાં જૂદું રહેવું. આમ સિદ્ધ આત્માનું જેટલા ક્ષેત્રપ્રમાણ વ્યાપકપણું તે તેની અવગાહના.

આ ઉપરાંત બીજા પણ બોધપ્રસંગો મુંબઈમાં સમાગમલાભમાં બન્યા હતા. તે પછી ૧૯૫૬ના વૈ. માસમાં તથા ભાદ્ર.માં પુનઃ મોરબીમાં તથા ૧૯૫૭ના માગ.માં પુનઃ મુંબઇમાં શ્રીમદ્‌નો સમાગમલાભ **મનસુખભાઈને** મળ્યો હતો. તેમાં એક બે પ્રસંગોઃ (૧) મોરબીમાં ભગવદ્ગીતા સંબંધી વાતના પ્રસંગમાં **શ્રીમદે** કહ્યું હતું કે—ભગવદ્ગીતામાં પૂર્વાપર વિરોધ છે. શું વિરોધ પૂર્વાપર છે, તે અવલોકવા આપી છે, અવલોકશો એટલે જણાઈ આવશે. પૂર્વાપર અવિરોધ એવું દર્શન, એવાં વચન તે વીતરાગનાં છે. ઇ. (૨) યોગશાસ્ત્રના તથા આપ્તમીમાંસાના મંગલ શ્લોક, શ્રીમુખે, સમજાવી ગ્રંથમાં પ્રવેશ કરાવ્યો હતો. તેમ જ—**શ્રીમદ્‌**ની છેલ્લી શારીરિક અનારોગ્ય અવસ્થા વખતે ૧૯૫૬ના ભાદ્ર.માં વઢવાણ કાંપમાં **મનઃસુખભાઈ** સેવામાં હાજર હતા. પછી મનસુખભાઈએ રજા માગી, સાહેબ, આજ્ઞા માગું છું, રજા લઉં છું. શ્રીમદે કહ્યું—કેમ, હરકત છે ? મનસુખભાઈએ કહ્યું—ઝાઝો સમુદાય એકઠો થતાં સેવા આપવા બદલ મેમાનગીરી આદિ તકલીફનો બોજો આપીએ છીએ. શ્રીમદે કહ્યું—જહાસુહં દેવાણુપ્પિયા !, શાંતસુધારસ વાંચશો. છેવટ ૧૯૫૭ ના ચૈત્રમાં **શ્રીમદ્‌**ની અંતિમ અવસ્થા, વેળાએ રાજકોટ ચૈત્ર વદ ૪ સુધી **મનસુખભાઇ** સેવામાં હાજર હતા. **શ્રીમદે** તો ચૈત્ર વદ ૮ સુધી મનસુખભાઇને રોકાવાની ને શાંતિનાથના નામની માળા જપવાની આજ્ઞા પુંજાભાઇને મુખે કરેલી હતી, પણ તેઓ (પુંજાભાઇ) ઉતાવળમાં **મનસુખભાઈ**ને કહેવાનું ભૂલી ગયા; અને અત્રે પણ વઢવાણકાંપ જેવો વિકલ્પ થતાં, મનસુખભાઈ અને ધારશીભાઈ આજ્ઞા લઈ વદ ૪ ના દિવસે મોરબી આવ્યા; વદ ૫ નો તો દેહવિલય થયો.

જેમ મહામુમુક્ષુ અંબાલાલભાઈનો **શ્રીમદ્‌**નો પત્રસંચય એકત્રિત કરવામાં અને **શ્રીમદ્ રાજચંદ્ર** ગ્રંથની પ્રથમાવૃત્તિના પ્રકાશનમાં અમૂલ્ય ફાળો છે; તેમ તેની દ્વિતીય સંશોધિત વર્ધિત આવૃત્તિમાં મનઃસુખભાઇનો તેવો જ અમૂલ્ય ઘણો મોટો ફાળો છે. **મનસુખભાઇ**એ **શ્રીમદ્** જેવા પરમગુરુના વચનગૌરવને અનુરૂપ ગૌરવપૂર્ણ બાલબોધ લિપિમાં છપાયેલ આ **શ્રીમદ્ રાજચંદ્ર** ગ્રંથનું અપૂર્વ સંશોધન

પરમ ભક્તિપૂર્વક એવું સુંદર કર્યું છે કે તે આવૃત્તિ એક પ્રમાણભૂત (standard) આવૃત્તિ થઈ પડી. આ અંગે **શ્રી મનસુખભાઈએ** સર્વથા પૂર્ણ નિઃસ્વાર્થપણે પૂર્ણ પરમ પરમાર્થપ્રેમથી પરમ ભક્તિપૂર્વક લગભગ બે વર્ષ જેટલો સમય રોજ આઠથી દશ કલાક એકલા હાથે (single-handed) અથાગ પરિશ્રમ કરી આવું મહાન સંશોધન કાર્ય કર્યું તે માટે મુમુક્ષુ જગત્ તેમનું ઋણી છે. આમ **શ્રીમદ્**નો સાક્ષાત્ સત્સમાગમલાભ પામનારા આ મહામુમુક્ષુ **મનઃસુખભાઈએ** યથાશક્તિ યથાભક્તિ પોતાના પરમગુરુનું પરમ ગૌરવ કરવામાં ગૌરવાન્વિત ફાળો આપ્યો છે,—ભક્તિથી આત્માર્પણ કરી પરમ ગુરુની ગૌરવવૃદ્ધિમાં શક્તિસમર્પણ કર્યું છે



## પ્રકરણ છયાશીમું

# પ્રાસ્તાવિક પરિચયપ્રસંગો

**શ્રીમદ્** જેવી મહાવિભૂતિના સંસર્ગમાં-સત્સમાગમમાં વિવિધ વ્યક્તિઓને આવવાના પ્રસંગો મુંબઈમાં તેમજ અન્યત્ર બન્યા હતા. તેમાં કોઈ કોઈ મહાનુભાવોએ પોતાના પરિચયપ્રસંગોની નોંધ આલેખી છે, તેમાંથી મુખ્ય સારભૂત કેટલીક અત્ર પ્રાસ્તાવિક પરિચયપ્રસંગોના પ્રકરણમાં આપશું.

૧

એક કચ્છી ભાઈ બેરાનીવાળા **પદમશી ઠાકરશી** મુંબઈમાં પ્રથમ ૧૯૪૨માં ને પછી ૧૯૫૫-૫૬માં **શ્રીમદ્**ના સમાગમમાં આવ્યા હતા. એક વખત તેમને **શ્રીમદ્** સાથે ભૂલેશ્વરમાં જિનમંદિરમાં જવાનો પ્રસંગ બન્યો હતો, ત્યારે તેમણે **શ્રીમદ્**ને સીધો પ્રશ્ન પૂછ્યો હતો—આપને જાતિસ્મરણજ્ઞાન છે ને ૯૦૦ ભવ દેખી શકો છો એમ મેં સાંભળ્યું છે તે વ્યાજબી છે? **શ્રીમદે** કહ્યું—હા, એવું કંઈક છે, તેને આધારે આમ કહેવાણું છે. પદમશીભાઈએ પૂછ્યું—આપને જાતિસ્મરણ કેટલી ઉંમરે અને કેવી રીતે થયું? **શ્રીમદે** જવાબ આપ્યો—અમે પાંચ વરસની વયનાં હતા ત્યારે શ્રી વવાણીઆમાં અમીચંદ નામના ગૃહસ્થ હતા,-જે ભાઈ કલ્યાણજીભાઈ જેવા કદાવર રૂપાળા ગુણી વગેરે હતા. અમારા ઉપર તે વહાલ રાખતા. તેને સર્પ ડંસ્યો તેથી ગુજરી ગયા. એમ વાત સાંભળી ઘેર જઈ પિતામહને પૂછ્યું કે અમીચંદ ગૂજરી ગયા કે? પિતામહે કહ્યું કે એ વાતની તને ખબર ન પડે, રોંઢો કરી લે, વગેરે. એ વાત મૂકવાને અનેક યુક્તિઓ કરી, પણ અમે ગૂજરી જવા વિષે આ પહેલું સાંભળેલું હોવાથી તે સમજવાની જિજ્ઞાસા તીવ્ર થયેલ, તેથી ફરી ફરી એ સવાલ કરતા રહ્યા. છેલ્લે પિતામહે કહ્યું—તેમાંથી જીવ નીકળી ગયો, હવે તે હાલી ચાલી બોલી ખાઈ પી વગેરે કાંઈ કરી શકે નહીં, માટે તેને તળાવ પાસેના મસાણમાં બાળી આવશે. અમે થોડીવાર ઘરમાં આમ

`મ ફરી છૂપી રીતે તળાવે ગયા. ત્યાં પાળ ઉપરના બે શાખાવાળા બાવળ ઉપર ચડી જોયું તો ખરેખર ચિતા બળતી હતી ને આજુબાજુ કેટલાક માણસો બેઠેલા જોયા. વિચાર કર્યો કે આવા માણસને અગ્નિમાં બાળી દેવો એ કેટલી ક્રૂરતા ? આમ શું કરવા થયું ? વગેરે વિચારો કરતાં પડદો ખસી ગયો. આટલું કહી તરત ઊભા થયા. પદમશીભાઈએ કહ્યું—સાહેબજી, એ વિષે હજી હું વધારે જાણવા માગું છું. **શ્રીમદે** કહ્યું—પછી શ્રી જુનાગઢનો ગઢ જોયો ત્યારે ઘણો વધારો થયો. હવે ચાલો.

એક રાત્રીએ અગ્યાર વાગ્યાના સુમારે **પૂજ્યશ્રી (શ્રીમદ્દજી)** વ્યાખ્યાન આપી ઉઠયા, સાથે શ્રોતાજન ઉઠયા. એટલામાં ભાઈ **નાનચંદ ભગવાન** પૂનાવાલા બોલ્યા —સાહેબજી, પેટી (જેમાં હીરા, મોતી વગેરે વેપારનો જથ્થાબંધ માલ હતો) ખુલ્લી રહી જાય છે; તેમાં જોખમ હશે. **પૂજ્યશ્રીએ** કહ્યું—ત્યારે બેસો. સર્વ બેઠા. પછી નાનચંદભાઈને પૂછયુ—'જોખમ' શી રીતે ? નાનચંદભાઈએ કહ્યું—કીંમતી ચીજોને હું જોખમ સંજ્ઞા આપું છું ને તે ચોરાઇ જાય તો જોખમ લાગે. પૂજ્યશ્રીએ કહ્યું—'જોખમ' શબ્દ તો જ્ઞાનીઓ પણ માને, પણ તે એવી રીતે કે જ્યાંસુધી એ છે ત્યાંસુધી જોખમ છે. માણસોને રોગ થાય, ત્યારે પરૂ પાચ વગેરે થાય, તેમ આ ચીજો પૃથ્વીનો રોગ છે, તેમાં જ્ઞાનીઓ કદી મોહ રાખે નહીં. એમ કહી પેટી અને દીવાનખાનું ખુલ્લાં મુકી પોતે ગિરગામ ગયા ને ત્યા બેઠેલા સર્વ પોતપોતાને સ્થાને ગયા. પદમશીભાઇને એ વિષે રાત્રે ઘણા વિચારો થયા, જે કેમ થયુ હશે ? માટે બીજે દિવસે સવારે અગીયાર વાગ્યાને સુમારે શેઠ રેવાશંકર જગજીવનની કું.ની પેઢીએ જઇ **પૂજ્યશ્રીને** એ વિષે પૂછયુ. **પૂજ્યશ્રીએ** કહ્યું—કોઇ ચીજ ચોરાઈ નથી. ભાઇ વનમાળીએ આપણા ગયા પછી અમારા ખીસામાંથી ચાવી શોધી કાઢી પેટી બંધ કરી હતી. પદમશીભાઇએ પૂછયુ—સાહેબજી, એ પેટીમાં કેટલી કિંમતનો માલ હતો ? **પૂજ્યશ્રીએ** કહ્યું—આશરે પચાશ હજાર રૂપીઆનો.

તે વખતે ૧૯૫૫–૫૬માં ડૉ. હાફકિને ચાલુ ઘણી હિંસા કરી પ્લેગ અટકાવવાની રસી બનાવવા માંડી. કેટલાક આર્યો જાહેર મેળાવડો કરી રસી નંખાવવા તૈયાર થયા. તેને પૂજ્યશ્રીએ રસી નહિં નંખાવવા સૂચવ્યુ, તેથી તે કામ કેટલેક દરજ્જે અટકયું. તે પછી એ રસી માસની બનેલી છે, તે ઘણી હિંસાએ બને છે, અને તે રસી નંખાવતાં પ્લેગ બહુ થોડે દરજ્જે અટકતો હોય તોપણ બીજા ઘણા રોગો એ રસી નાંખવાથી થાય છે એમ બતાવી આપવા 'દરિયા સ્થાનમા' એક જાહેર મેળાવડો કરવામાં આમંત્રણનાં હેન્ડબીલોમા સભા બોલાવનાર તરિકે બીજાઓ સાથે એક નામ પદમશીભાઇનું લખવું એમ પૂજ્યશ્રીએ સૂચવ્યુ. પદમશીભાઈએ કહ્યું—સાહેબજી, રસી નંખાવનારમાંના જાહેર શખ્સ (ક) એ મારા શેઠીઆઓ ઉપર લૌકિક મોટો ઉપકાર કરેલ છે (જેની અંદર હું પણ આવી જાઉં છું.) એની વિરુદ્ધ મારે સભા બોલાવવી એ યોગ્ય નથી ધારતો. તેમ થશે તો તે ઉલટો ચીડાઈ અમોને નુકશાનમાં ઉતારશે, માટે મારૂં નામ નહિં હોય તે સારૂં. પૂજ્યશ્રીએ કહ્યું—તેણે લૌકિક ઉપકાર કરેલ છે તેનો બદલો લૌકિક

હોય, વળી આ કૃત્ય તેના હિંસાના ઉત્તેજનને અટકાવનાર છે, મા
કારણ છે, છતા તે વિરુદ્ધ થાય તો કાંઈ ડરવા જેવુ નથી જ્યા ધર
ત્યા મરણ સુધી પણ પાછા હઠવુ નહી એમ કહી આઠદૃષ્ટિની સજ્ઝ
અર્થ ઇહા પ્રાણુનેજી, છડે પણ નહિ ધર્મ, પ્રાણુઅર્થ સકટ પડે
દૃષ્ટિનો મર્મ રે' એ ગાથા કહી સભળાવી તે પછી પદમશીભાઇને હિ
હેડબીલમા સહી કરી આપી એ મેળાવડો થયો પ્રમુખપદે પૂજ્યશ્રી (
ગોસલીગ અને ડૉ. સુખીઆ વગેરેએ લબાણુથી ભાષણુ કર્યા તે પછી
રસી બધ થઇ ગઇ

'ઇનોકયુલેશન'–મરકીની રમી રસીના નામે દાક્તરોએ જો આ ઘર્ત
છે બિચારા અશ્વ આદિને રસીના બ્હાને રિબાવી મારી નાખે છે, હિસા
પોષે છે. પાપ ઉપાર્જે છે, પૂર્વે પાપાનુબધી પુણ્ય ઉપાર્જ્યું છે, તે યોગે
તે પુણ્ય ભોગવે છે, પણ પરિણામે પાપ વ્હોરે છે, તે બિચારા દાક્તરોને
રસીથી દરદ દૂર થાય ત્યારની વાત ત્યારે, પણ અત્યારે હિસા તો પ્રગટ
એક કાઢતા બીજુ દરદ પણ ઉભુ થાય!'––શ્રીમદ્‌ની 'જીવનરેખા'
(શ્રી મનસુખભાઈ (

૧

પદમશીભાઇ જિજ્ઞાસાથી કોઇ કોઇ પૃચ્છા કરતા, તેના શ્રીમદ્ સતોષ
જવાબ આપતા જેમકે–(૧) એકવાર પદમશીભાઈએ પૂછ્યુ–શ્રીકૃષ્ણ વિષે
પુસ્તકોમા લખ્યુ છે કે તેઓ ત્રીજી નરકે ગયા અને વિષ્ણુશાસ્ત્રોમા શ્રીકૃષ્ણ
મોક્ષ ગયા છે એમ કહે છે એ બન્ને વાતો મળતી કેમ નથી આવતી?
જવાબ આપ્યો—જે પ્રકારે જૈનશાસ્ત્રમા નરકે ગયા કહ્યુ છે તે પ્રકારે જો
વર્તે તો તે નરકે જાય, અને જે પ્રકારે વિષ્ણુશાસ્ત્રોમા મોક્ષ કહ્યો છે તે
જીવ વર્તે તો તે મોક્ષે જાય માટે બન્ને શાસ્ત્રોમા દૃષ્ટાતરૂપે લખેલ છે ને તે બન્ને
કોઈ પણ દૃષ્ટાતને વળગી પડવુ નહિં, પણ તેમા તત્ત્વ શું છે તે ગ્રહણ કરવુ (૨
ભાઇએ પૂછ્યુ–શાસ્ત્રમા પૃથ્વી સપાટ કહી છે ને હાલના શોધકો ગોળ કહે
ખરૂ શુ? પૂજ્યશ્રીએ ઉત્તર આપ્યો–તમને સપાટ હોય તો ફાયદો કે
પદમશીભાઈએ કહ્યુ—હુ તો જાણવા માગુ છુ પૂજ્યશ્રીએ કહ્યુ–
શક્તિ વધારે ધારો છો કે હાલના શોધકોમા? પદમશીભાઇએ કહ્યુ—
પૂજ્યશ્રીએ સચોટ માર્મિક જવાબ આપ્યો— તીર્થંકર
પર શ્રદ્ધા રાખો ને શકા કાઢી નાખો આ કરશો
કે ગોળ જેવી હશે તેવી કાંઇ હરકત કરશે ન
સંજ્ઞા વધારે છે તેનો શો ઉપાય? પૂજ્યશ્રીએ
ભાઇએ કહ્યુ—મોતનો પૂજ્યશ્રીએ કહ્યુ—તે
આયુષ્ય પૂર્ણ થવા સુધી મરણનો ભય નથી
એવુ મન દૃઢ રાખવુ (૪) એક દિવસ નવ

વિચાર થયો કે–મને કોઈ મહારોગ થયો હોય ને પોતાને જણાય કે થયેલા ઉપાયો બધા વ્યર્થ ગયા, હવે થોડી વારમાં દેહ છૂટી જશે; એમ નિશ્ચય થવા વખતે કોઈ આવી કહે કે તું તારા મન વચન અને કાયા જીવિત સુધી મને સોંપી દે તો હું તને ઉગારું, તો તું શું કહે ? એમ પોતાના મનથી પ્રશ્ન થયો ને પોતાના મનથી ઉત્તર થયો કે હા, સોંપી દઉં. આ વિચાર ને વિચારમાં તે **શ્રીમદ્** સમીપે આવ્યા ને પોતાનો વિચાર દર્શાવ્યો. **પૂજ્યશ્રીએ** કહ્યું—સદ્ગુરુને મન વચન અને કાયા અર્પણ કરી દેવા જોઇએ. જો જીવ એક ભવ મોડા માંડી વાળે તો અનંતા ભવ છૂટી જાય. (૫) એક વખત **પૂજ્યશ્રી**એ **'અમે'** શબ્દના પ્રયોગ બા. ખુલાસો કર્યો હતો કે–અમે એટલે હું નહીં. 'અ' એટલે નહિં, **'મે'** એટલે હું, હું નહિં તે 'અમે.' (૬) પદમશીભાઇએ પૂછયું—કેટલાક ધર્મ માની મૂર્તિ પૂજે છે, ને કેટલાક નથી પૂજતા, તેમાં કોણ વ્યાજબી છે ? **પૂજ્યશ્રીએ** કહ્યું—મૂર્તિપૂજક વ્યાજબી છે. (૭) પદમશીભાઇએ પૂછયુ—શાસ્ત્રોમાં ચમત્કારિક શક્તિઓ કહી છે તેનો અનુભવ મને શી રીતે થાય ? **પૂજ્યશ્રીએ** કહ્યું—તે જે પ્રકારે પ્રાપ્ત થાય તે રીતે વર્ત્તો તો તમને અનુભવ થશે. જેમ દરજી કપડું કાપી શીવવાની ક્રિયા કરે છે, ત્યારે શીવેલું કપડું જુએ છે. ત્યાંસુધી તે પ્રકારે જોઈ શકતો નથી.

કેટલાક પ્રાસ્તાવિક બોધપ્રસંગોની નોંધ પણ પદમશીભાઈએ કરી છે: (૧) જ્યારે શેઠ નોકરને પગારે રાખે છે ત્યારે તે પગાર કરતાં તેની પાસેથી વધારે કામ લેવાની આશા રાખે છે, અને નોકર ગરીબ હોવાથી તેનામાં વેપાર કરવાની આવડત છતાં સંજોગોની ખામીને લીધે નોકરી કરે છે. જો શેઠની દૃષ્ટિ નોકર પાસેથી વધારે કામ લઈ નફો મેળવવાની હોય, તો તે ગરીબ પાસેથી ભીખ માગનાર એવો પામર ગણાય. પણ જો નોકર પ્રત્યે એવી ભાવના રાખે કે એ પણ મારા જેવો થાય ને તેને ઘટતી સહાય આપે, તેના ઉપર કામનો બોજો હોય ત્યારે કામમા મદદ કરે, વગેરે દયાની લાગણી હોય તો તે શેઠ (શ્રેષ્ઠ) પદને લાયક ગણાય. (૨) **પૂજ્યશ્રીએ** કહ્યુ—આજે ચાદીની પાટમાથી કટકા કરતા બે ઘાટીઓને જોયા. તેઓ એવા શાત હતા અને ચોક્કસ હતા, કે છીણી પકડનાર અને ઘા મારનાર જરા ચૂકે તો છીણી પકડનારના હાથમાં લાગતાં વાર લાગે નહીં. એવા ઉપયોગ જો આત્મામા રહે તો કલ્યાણ થઈ જાય. (૩) **પૂજ્યશ્રીએ** પ્રકાશ્યુ—જે જે વસ્તુઓ, વ્યક્તિઓ, બાબતો જીવને કલ્યાણના કારણ થાય તે બધા **'ઉપકરણ'** (ઉપકારકર્ત્તા), પણ તે પરિગ્રહરૂપે જીવ સેવે તો તે બધા **'અધિકરણ'** એટલે સંસાર વધારવાના હેતુ થાય. તેમ થતાં તે તરત તજવા યોગ્ય છે. (૪) **પૂજ્યશ્રીએ** અર્થપ્રકાશ કર્યો—'નમુત્થુણં'માં જીવદયાણં છે તેનો અર્થ જીવના દેવાવાળા એમ થાય છે. કોઇ અપેક્ષાએ જીવ ધર્મ નથી પામ્યો ત્યાંસુધી જડ છે. (૫) 'તરતમ જોગે રે તરતમ વાસના'નો અર્થ—જ્યાંસુધી જીવ સ્વરૂપમાં નથી ત્યાંસુધી મન–વચન–કાયાની તરતમ્યતાથી તેવી વાસનાસહિત કર્મબંધ કરે છે. (૬) 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો ! રાચી રહો', એટલે પરવસ્તુ પ્રત્યે હે જીવો ! મોહને લીધે તલ્લીન થઇ ક્ષણે ક્ષણે ભયંકર એવું—જ્ઞાન દર્શન ચારિત્ર તપ વીર્ય

હોય, વળી આ કૃત્ય તેના હિંસાના ઉત્તેજનને અટકાવનાર છે, માટે તેને લાભનું કારણ છે, છતાં તે વિરુદ્ધ થાય તો કાંઈ ડરવા જેવું નથી. જ્યાં ધર્મનું કામ હોય ત્યાં મરણ સુધી પણ પાછા હઠવું નહીં. એમ કહી આઠદૃષ્ટિની સજ્ઝાયમાંથી 'ધર્મ અર્થ ઇહાં પ્રાણનેજી, છંડે પણ નહિં ધર્મ; પ્રાણઅર્થ સંકટ પડેજી, જુઓ એ દૃષ્ટિનો મર્મ રે.' એ ગાથા કહી સંભળાવી. તે પછી પદમશીભાઇને હિંમત આવી ને હેંડબીલમાં સહી કરી આપી. એ મેળાવડો થયો. પ્રમુખપદે પૂજ્યશ્રી બિરાજ્યા. મી. ગોસલીંગ અને ડૉ. સુખીઆ વગેરેએ લંબાણથી ભાષણ કર્યાં. તે પછી આસ્તે આસ્તે રસી બંધ થઇ ગઇ.

'ઇનોક્યુલેશન'–મરકીની રસી. રસીના નામે દાક્તરોએ જે આ ધતીંગ ઉભું કર્યું છે. બિચારાં અશ્વ આદિને રસીના બ્હાને રિબાવી મારી નાંખે છે, હિંસા કરી પાપને પોષે છે. પાપ ઉપાર્જે છે, પૂર્વે પાપાનુબંધી પુણ્ય ઉપાર્જ્યું છે, તે યોગે વર્તમાનમાં તે પુણ્ય ભોગવે છે, પણ પરિણામે પાપ વ્હોરે છે, તે બિચારા દાક્તરોને ખબર નથી. રસીથી દરદ દૂર થાય ત્યારની વાત ત્યારે; પણ અત્યારે હિંસા તો પ્રગટ છે. રસીથી એક કાઢતાં બીજું દરદ પણ ઉભું થાય !'––**શ્રીમદ્‌ની 'જીવનરેખા'**

(શ્રી મનઃસુખભાઈ કિરતચંદકૃત)

૧

પદમશીભાઇ જિજ્ઞાસાથી કોઇ કોઇ પૃચ્છા કરતા, તેના **શ્રીમદ્‌** સંતોષકારક સચોટ જવાબ આપતા. જેમકે–(૧) એકવાર પદમશીભાઈએ પૂછ્યુ–શ્રીકૃષ્ણ વિષે જૈનધર્મના પુસ્તકોમાં લખ્યુ છે કે તેઓ ત્રીજી નરકે ગયા અને વિષ્ણુશાસ્ત્રોમાં શ્રીકૃષ્ણ ભગવાન્ મોક્ષ ગયા છે એમ કહે છે. એ બન્ને વાતો મળતી કેમ નથી આવતી ? પૂજ્યશ્રીએ જવાબ આપ્યો—જે પ્રકારે જૈનશાસ્ત્રમાં નરકે ગયા કહ્યું છે તે પ્રકારે જો કોઈ જીવ વર્તે તો તે નરકે જાય, અને જે પ્રકારે વિષ્ણુશાસ્ત્રોમાં મોક્ષ કહ્યો છે તે પ્રકારે કોઇ જીવ વર્તે તો તે મોક્ષે જાય. માટે બન્ને શાસ્ત્રોમાં દૃષ્ટાંતરૂપે લખેલ છે ને તે બન્ને બરાબર છે. કોઈ પણ દૃષ્ટાંતને વળગી પડવું નહિં, પણ તેમાં તત્ત્વ શું છે તે ગ્રહણ કરવું. (૨) પદમશીભાઇએ પૂછ્યુ–શાસ્ત્રમાં પૃથ્વી સપાટ કહી છે ને હાલના શોધકો ગોળ કહે છે, તેમાં ખરૂં શું ? **પૂજ્યશ્રી**એ ઉત્તર આપ્યો–તમને સપાટ હોય તો ફાયદો કે ગોળ હોય તો ? પદમશીભાઈએ કહ્યું—હું તો જાણવા માગું છું. **પૂજ્યશ્રી**એ કહ્યુ—તીર્થંકર ભગવાનમાં શક્તિ વધારે ધારો છે કે હાલના શોધકોમાં ? પદમશીભાઇએ કહ્યું—તીર્થંકર ભગવાનમાં. **પૂજ્યશ્રી**એ સચોટ માર્મિક જવાબ આપ્યો—ત્યારે તમે તીર્થંકર ભગવાનના વચનો પર શ્રદ્ધા રાખો ને શંકા કાઢી નાંખો. આત્માનું કલ્યાણ કરશો તો તમને પૃથ્વી સપાટ કે ગોળ જેવી હશે તેવી કાંઇ હરકત કરશે નહિં. (૩) પદમશીભાઇએ પૂછ્યુ—મને ભયની સંજ્ઞા વધારે છે તેનો શો ઉપાય ? **પૂજ્યશ્રી**એ કહ્યું—મોટામાં મોટો ભય કયો ? પદમશીભાઇએ કહ્યું—મોતનો. **પૂજ્યશ્રી**એ કહ્યું—તે તો આયુષ્યના બંધ પ્રમાણે થાય છે. જ્યારે આયુષ્ય પૂર્ણ થવા સુધી મરણનો ભય નથી, ત્યારે તેથી નાના ભયથી શું થવાનું હતું ? એવું મન દૃઢ રાખવું. (૪) એક દિવસ નવતત્ત્વપ્રશ્નોત્તર ગ્રંથ વાંચતાં પદમશીભાઇને

વિચાર થયો કે-મને કોઈ મહારોગ થયો હોય ને પોતાને જણાય કે થયેલા ઉપાયો બધા વ્યર્થ ગયા, હવે થોડી વારમાં દેહ છૂટી જશે; એમ નિશ્ચય થવા વખતે કોઈ આવી કહે કે તું તારા મન વચન અને કાયા જીવિત સુધી મને સોંપી દે તો હું તને ઉગારું, તો તું શું કહે ? એમ પોતાના મનથી પ્રશ્ન થયો ને પોતાના મનથી ઉત્તર થયો કે હા, સોંપી દઉં. આ વિચાર ને વિચારમાં તે **શ્રીમદ્** સમીપે આવ્યા ને પોતાનો વિચાર દર્શાવ્યો. પૂજ્ય**શ્રી**એ કહ્યું—સદ્‌ગુરુને મન વચન અને કાયા અર્પણ કરી દેવા જોઈએ. જો જીવ એક ભવ મોડો માંડી વાળે તો અનંતા ભવ છૂટી જાય. (૫) એક વખત પૂજ્ય**શ્રી**એ **'અમે'** શબ્દના પ્રયોગ બા. ખુલાસો કર્યો હતો કે-અમે એટલે હું નહીં. **'અ'** એટલે નહિ, **'મે'** એટલે હું, હું નહિં તે 'અમે.' (૬) પદમશીભાઈએ પૂછયુ— કેટલાક ધર્મ માની મૂર્ત્તિ પૂજે છે, ને કેટલાક નથી પૂજતા, તેમાં કોણ વ્યાજબી છે ? પૂજ્ય**શ્રી**એ કહ્યું—મૂર્ત્તિપૂજક વ્યાજબી છે. (૭) પદમશીભાઈએ પૂછયુ—શાસ્ત્રોમાં ચમત્કારિક શક્તિઓ કહી છે તેનો અનુભવ મને શી રીતે થાય ? પૂજ્ય**શ્રી**એ કહ્યું—તે જે પ્રકારે પ્રાપ્ત થાય તે રીતે વર્ત્તો તો તમને અનુભવ થશે. જેમ દરજી કપડું કાપી શીવવાની ક્રિયા કરે છે, ત્યારે શીવેલું કપડું જુએ છે. ત્યાંસુધી તે પ્રકારે જોઈ શકતો નથી.

કેટલાક પ્રાસ્તાવિક બોધપ્રસંગોની નોંધ પણ પદમશીભાઈએ કરી છે: (૧) જયારે શેઠ નોકરને પગારે રાખે છે ત્યારે તે પગાર કરતાં તેની પાસેથી વધારે કામ લેવાની આશા રાખે છે, અને નોકર ગરીબ હોવાથી તેનામાં વેપાર કરવાની આવડત છતાં સંજોગોની ખામીને લીધે નોકરી કરે છે. જો શેઠની દૃષ્ટિ નોકર પાસેથી વધારે કામ લઈ નફો મેળવવાની હોય, તો તે ગરીબ પાસેથી ભીખ માગનાર એવો પામર ગણાય. પણ જો નોકર પ્રત્યે એવી ભાવના રાખે કે એ પણ મારા જેવો થાય ને તેને ઘટતી સહાય આપે, તેના ઉપર કામનો બોજો હોય ત્યારે કામમા મદદ કરે, વગેરે દયાની લાગણી હોય તો તે શેઠ (શ્રેષ્ઠ) પદને લાયક ગણાય. (૨) પૂજ્ય**શ્રી**એ કહ્યું—આજે ચાદીની પાટમાથી કટકા કરતા બે ઘાટીઓને જોયા. તેઓ એવા શાત હતા અને ચોક્કસ હતા, કે છીણી પકડનાર અને ઘા મારનાર જરા ચૂકે તો છીણી પકડનારના હાથમાં લાગતાં વાર લાગે નહીં. એવા ઉપયોગ જો આત્મામા રહે તો કલ્યાણ થઈ જાય. (૩) પૂજ્ય**શ્રી**એ પ્રકાશ્યુ—જે જે વસ્તુઓ, વ્યક્તિઓ, બાબતો જીવને કલ્યાણના કારણ થાય તે બધા **'ઉપકરણ'** (ઉપકારકર્ત્તા), પણ તે પરિગ્રહરૂપે જીવ સેવે તો તે બધા **'અધિકરણ'** એટલે સંસાર વધારવાના હેતુ થાય. તેમ થતા તે તરત તજવા યોગ્ય છે. (૪) પૂજ્ય**શ્રી**એ અર્થપ્રકાશ કર્યો—'નમુત્થુણં'મા જીવદયાણં છે તેનો અર્થ જીવના દેવાવાળા એમ થાય છે. કોઇ અપેક્ષાએ જીવ ધર્મ નથી પામ્યો ત્યાસુધી જડ છે. (૫) 'તરતમ જોગે રે તરતમ વાસના'નો અર્થ—જ્યાસુધી જીવ સ્વરૂપમાં નથી ત્યાંસુધી મન-વચન-કાયાની તરતમ્યતાથી તેવી વાસનાસહિત કર્મબંધ કરે છે. (૬) 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કા અહો ! રાચી રહો', એટલે પરવસ્તુ પ્રત્યે હે જીવો ! મોહને લીધે તલ્લીન થઇ ક્ષણે ક્ષણે ભયંકર—જ્ઞાન દર્શન ચારિત્ર તપ વીર્ય

અને ઉપયોગ એવા ભાવપ્રાણુમાં—કાં મરણ કરો છો? (૭) પદમશીભાઈએ પ્રશ્ન કર્યો– ઇસ્પિતાલ ચાલુ કરનાર ને દુઃખીઓનાં દર્દો દૂર કરવાનો હેતુ રાખેલ હશે તે પ્રમાણે થાય છે, છતાં તેમાંના નોકરો લાલચને લીધે દરદીઓને સંતાપે, અભક્ષ્ય વસ્તુઓ વપરાય તેનો ચાલુ કરનારને દોષ લાગે કે નહીં? તેના ઉત્તરમાં **પૂજ્યશ્રી**એ જણાવ્યું —હા, તેનો અધ્યવસાય ઇસ્પિતાલ ચાલુ કરવાનો થયો તે સાથે જ ભવિષ્યમાં સારી નરસી ક્રિયાઓ થવાની તેનો બંધ તે પાડે છે,–નિમિત્ત ઉભું કરનાર તે છે માટે. (૮) **પૂજ્યશ્રી**નું શરીર માંદગીથી ઘણું કૃશ થઈ જતાં બેસવા–ઊઠવાની શક્તિ ન હતી, ત્યારે પણ પુસ્તકો પોતાના હાથે ઉથલાવી જોવાનું કરતા, ત્યારે કોઈ કોઈ ભાઈ કહેતા કે હવે આપે કાંઈ શ્રમ નહિં લેવો જોઇએ. તેના ઉત્તરમાં **પૂજ્યશ્રી** કહેતા કે—શરીર હથીયારરૂપ છે, માટે એનાથી જે જે સુકૃત્ય થઈ શકે તે કરી લેવું જોઇએ.

૨

બીજા એક કચ્છી ભાઈ **નાનચંદભાઈ ભગવાનદાસ** પૂનાવાળાને **શ્રીમદ્**નો દર્શનલાભ સં. ૧૯૫૪ના માગશર માસમાં પ્રથમ મુંબઇમાં થયો. તે વખતે તેમનો ૨૫ વર્ષનો પુત્ર હૃદયરોગથી ગૂજરી જતાં તેમના હૃદયને ભારે આઘાત લાગવાથી તેમને ‘અજ્ઞાનતાને લીધે ચિત્તને ભ્રમતા ઉત્પન્ન થાય તેવું લાગ્યુ’; તેનું સમાધાન કરવા માટે કોઇ સત્પુરુષને મળવાનો ઇરાદો હતો. તેમણે કલ્યાણજીભાઇ તથા ચંદ્રસૂરિ (શ્રી પૂજ) પાસેથી **શ્રીમદ્**ના અધ્યાત્મજ્ઞાન સંબંધી સાંભળ્યુ હતું, એટલે મળવાની જિજ્ઞાસા થઇ. શોધતાં શોધતાં જે મકાનમાં તેઓ રહેતા હતા તે જ મકાનમાં નીચે જ રતનજી વીરજીના નામની દુકાન હતી, તે દુકાન **શ્રીમદ્**ની જ છે અને ત્યાં **શ્રીમદ્** સાંજે દોઢ કલાક જ આવે છે એમ ખબર પડી. એટલે મળવાની ઇચ્છા જણાવતાં **શ્રીમદે** ૬ાથી ૮ સુધીમાં મળવાનું જણાવ્યુ. તે સમયે મળવાનું થયુ. પ્રાસ્તાવિક વાત પછી ૫૫ વર્ષના વયોવૃદ્ધ નાનચંદભાઇ પાસે જ્ઞાનવૃદ્ધ **શ્રીમદે** ‘સુંદર વિલાસ’ પુસ્તક લઇ બે ત્રણ લીટી વાંચી તેનું વિવેચન કરવા માંડયુ. આ અંગે શ્રી નાનચંદભાઇના જે ભાવ સહજ ઉલ્લાસ પામ્યા તે તેમના આ સહજ સ્વયંભૂ ઉદ્‌ગારોમાં જ વ્યક્ત થાય છે : ‘તે વિવેચન કરવામાં મારા મનના જે કંઇ સંદેહ અને પૂછવાના ઉદ્‌ગારો હતા તે તે વખતે જ ખુલાસા થઈને સમાઇ ગયા. તે બાબત મારા મનથી પૂછવાનું કંઇ બાકી રહ્યું નહીં, અને જે અભિમાન હતું તે નષ્ટ થઈ ગયું. ૮ વાગ્યે ઊઠવાનો ટાઇમ હતો તે રાતના બારથી એક થઇ ગયો, પણ તેની ખબર પડી નહીં. તે વિવેચન સાભળવા આશરે ૫૦ માણસ બેઠેલા હતા. સાંભળનાર લોકોને એવું આશ્ચર્ય થયુ કે ભાઇ (**શ્રીમદ્**) આઠ વાગ્યાથી વધારે વાર કદી બેસે નહીં અને આજે ભાઇને એવી લય લાગી છે કે એક વાગતા સુધી પણ કંઇ કંટાળો નહી આવતાં બેસી રહ્યાં, તે તમારા પૂર્ણ પૂણ્યાઈનું કામ છે. અમે આશરે ૫૦ જણ બેઠેલા, પણ સાત વાગ્યે ભાષણ શરૂ કર્યું તે છ કલાક ચાલ્યું, તેની અંદર સર્વ લોકો તેમના મોઢા સામું એકદમ જોઇ રહેતા, કોઇને ડોક પણ ફેરવવાનો વખત આવ્યો નહીં. છેવટમાં ઊઠતી વખતે મારા મનમાં જે

અભિમાન હતું તે નષ્ટ થઇને એવો પ્રેમ ઉત્પન્ન થયો કે આ ભાઇને હું મારા શરીરમાં ગોઠવી લઉં કે સદા સર્વકાળ તેમની સેવામાં રહું. એવો ભાવ જાણીને એકદમ ઊઠીને ઊભો થયો અને ભાઈને બે હાથે છાતીએ દાબ્યા અને કકડીને ભેટ્યો (બાથે બાથ ભરીને). એકદમ પાઘડી ઉતારીને ભાઇના પગ ઉપર મૂકીને તેમના બે પગ પકડીને બે પગનું ચુંબન કર્યું, અને ભાઇ પાસે વિનંતિ કરી—હવે તમો કૃપા કરીને મને કોઇ ઉપદેશ કરીને આ ભયભ્રમણામાંથી મુક્ત કરો. તેનો તેમણે કંઇ ઉત્તર આપ્યો નહીં. મને કહ્યું કે તમને સવારથી સાંજ સુધીમાં ગમે ત્યારે આવીને બેસવાની પરવાનગી છે. એવા ઉદ્‌ગાર સાંભળતાંની સાથે મારા મનમાં જે પુત્રમોહની ઉદાસીનતા હતી તે એકદમ નષ્ટ થઇ ગઇ, અને મારી છાતીમાં કાળા મેઘ હતા તે નષ્ટ થઈને એકદમ સૂર્યના તેજ જેવા પ્રકાશ કરવા લાગ્યા.' પછી એક બે બીજા પ્રસંગ બન્યા હતા, તે નાનચંદભાઇના પોતાના જ શબ્દોમાં આ પ્રમાણે : (૧) એક દિવસ મેં પૂજ્યશ્રીને પૂછ્યુ કે આપ વીતરાગ-દશા ભોગવો છો અને વ્યવહાર કેમ ચલાવી શકો છો? ત્યારે તેના ઉત્તરમાં જણાવ્યું કે —એમાં શું છે? એ તો સહજ છે. જાજરૂમાં ઝાડે જવાની પેઠે તેટલા પૂરતી જરૂર રાખી છે. જાજરૂમાં ઝાડે જઇએ છીએ પણ જાજરૂમાં પ્રેમ રાખી કોઇ બેસવા ઇચ્છતું નથી એવી રીતે જાણવું. તેથી વળગે નહિં. (૨) એક પ્રસંગે એવો પ્રશ્ન પૂછ્યો કે ભાઈ, આ તમે લાખો રૂપિયાનો ધંધો કરો છો તે ધંધાની અંદર કેટલાક વેપારી તમારી પાસે આવે છે. તે વેચવાની બુદ્ધિથી આવે છે ને કેટલાક લેવાની બુદ્ધિથી આવે છે. વેચનાર ધણી આપને આવીને કહે કે આ માલ કેટલી કિંમતનો છે? જે યોગ્ય કિંમત હોય તે મને આપો અને તમે લઈ લો. તો આપ કેમ કરો? (*શ્રીમદે જવાબ આપ્યો—*) આ માલની કિંમત આંકેલી કે બાંધેલી નથી, તો એ માલની આપણી નજરથી જે યોગ્ય કિંમત લાગે તેમાં આશરે બે ટકા છૂટે એવું જાણીને આપણે માલ લીધો હોય—લીધા પછી બજારભાવે તેજી મંદી થાય તો તે કર્મની વાત—તો તેમાં દોષ લાગે નહીં; વ્યાજબી કિંમત કરી કહેવાય.

૩

**શ્રી રણછોડદાસ ધારશીભાઇ** પોતાની પરિચયનોધમાં લખે છે કે—(૧) પોતે વાત કરવામા '**અમે**' શબ્દ બહુ વાપરતા. એક વખતે એકાતમા સવાલ કર્યો હતો કે આવી રીતનું બોલવું એ 'હુંપદપણું' સૂચવે છે. ત્યારે **શ્રીમદ્‌શ્રીએ** તેનો અર્થ સમજાવ્યો હતો કે—અ=નહીં, મેં=હું. તેથી અમે=હું નહીં એવા અર્થમાં '**અમે**' શબ્દ વાપરીએ છીએ. આ વખતે તત્ત્વાતત્ત્વ સંબંધી કાઇ મનનો નિર્ણય થયેલ નહિં, તેથી એ અર્થનું મહત્ત્વપણું લાગ્યુ નહોતું. હવે એ શબ્દનું ગાભીર્યપણું અને તે શબ્દ વાપરવામાં **કૃપાળુદેવ**ની ખરી સ્થિતિનું ભાન કરાવે છે. (૨) **શ્રીજી સાહેબ**ને એક વખત સવાલ પૂછ્યો હતો કે જૈનધર્મના બોધ પ્રમાણે તો કોઈ સાધુ વિચરી શકે નહીં, નભી શકે નહીં, હોઇ શકે નહીં. આવા વખતે જૈનના અભિમત પ્રમાણે ચાલ-નાર કોઇ સાધુપુરુષ હશે? જવાબ મળ્યો હતો કે 'હોઈ શકે'. (૩) **શ્રીમદ્** જેવા

સાધુચરિત સાધુપુરુષ પરમ અહિંસક ભાવનિગ્રંથ જ્યાં વિચરતા હોય ત્યાં તેની સંનિધિમાં **'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरनाशः'**—અહિંસાની પ્રતિષ્ઠા સતે તેની સંનિધિમાં વૈરનાશ હોય,—એ પતંજલિ સૂત્રનું સ્મરણ કરાવતો એક ચમત્કારિક પ્રસંગ બનવા પામ્યો હતો, તે રણછોડદાસભાઈએ નોંધ્યો છે. જે વખતે રણછોડદાસભાઈ ધરમપુર સ્ટેઈટના ફોરેસ્ટ ઑફિસર હતા તે વખતની આ વાત છે: **શ્રીમત્શ્રીની** કારુણ્ય-વૃત્તિનો એક દાખલો નોંધ કરવાજોગ છે. તે એ કે જ્યારે ઉપર દર્શાવેલ પહાડી પ્રદેશમાં અમે સાથે રહેતા હતા, તે અરસામાં સં. ૧૯૫૬ના ચૈત્ર માસમાં અમારા રાજ્યકર્તાના મુલકમાં પોલિટિકલ એજંટ સાહેબનો મુકામ થયો હતો. તેઓ સાહેબના સન્માન અર્થે શીકારની ગોઠવણ થઈ હતી. પણ જાનવરોના સુભાગ્યે જ્યાં દયાનો અત્યંત નિર્મળ ઝરો વહેતો હોય ત્યાં દૈવી રક્ષણ મળ્યા સિવાય કેમ રહે? એ બનાવને ગમે તેમ ગણવામાં આવે, પણ આટલું તો સત્ય ખાતર નોંધ કરવાની જરૂર છે કે જ્યાંસુધી **શ્રીમત્શ્રીની** સ્થિરતા એ મુલકમાં રહી ત્યાં સુધી શીકાર મળી શક્યો નહોતો. **શ્રીમત્શ્રીનું** વિસર્જન થયુ અને સાહેબ મોસુફનો મુકામ પાડોશી રાજ્યમા થયો, જ્યા પાછળથી શીકાર મળ્યાના સમાચાર સાંભળ્યા હતા.

૪

ખંભાતવાળા મુમુક્ષુ ભાઈ **શ્રી છોટાલાલ માણેકચંદને** ૧૯૪૬ ના આસો વદમા **શ્રીમદ્‌ના** પ્રથમ દર્શન થયા, તેની નોધ કરતા શ્રી છોટાલાલભાઈ લખે છે કે—હું કૃપાળુ દેવની સન્મુખ દર્શન કરીને ઊભો રહ્યો કે **સાહેબજીએ** મને કહ્યું—'અમે તમને જોયા છે.' હું જે જે સ્થળોએ, ગામોએ ગયેલો તેનાં નામ દઈ પૂછ્યુ કે આ સ્થાને આ ગામે મને જોયો છે? **સાહેબજીએ** કહ્યું કે ના, ત્યાં નહીં. મેં પૂછ્યુ—આપે મને ક્યારે જોયેલો? તે વખતે સાહેબજી મૌન રહ્યા. અનુમાનથી મેં ધાર્યું કે **સાહેબજીએ** પૂર્વ ભવમા મને જોયો હશે. પછી મુંબઈમાં દર્શન-સમાગમ બનેલ, તેમા એક-બે પ્રસંગોની નોધ તેમણે કરી છે: (૧) અમે સાહેબજીના દર્શન કરી બેઠા. તેમની અત્યંત શાત અને ગંભીર સુખમુદ્રાનું અવલોકન કર્યું. હજુ સુધી સ્મૃતિમાં આવે છે કે તે ભાવ વીતરાગ દશા હતી. ×× પરમ કૃપાળુદેવની વીતરાગતા મને અદ્‌ભુત ભાસતી હતી તેઓશ્રી બહાર ફરવા જતા ત્યારે મને સાથે લઈ જતા. ચર્નીરોડની બાજુમા સમુદ્ર કિનારે રેતીમાં તેમની સમીપમાં હું, મારા ભાઈ ત્રિભુવનભાઈ તથા ખીમજીભાઈ બેઠા હતા. **સાહેબજીની** અદ્‌ભુત વૈરાગ્યદશા—વીતરાગતા આજે પણ સ્મૃતિમા આવે છે, પણ વાણીમાં કહી શકતો નથી, તેમ લખવા સમર્થ નથી. (૨) એક વખત મુંબઇમાં શ્રી શાંતિનાથના દેરાસરે સાહેબજી સાથે હું તથા ત્રિભોવનભાઇ ગયા હતા. ××શ્રી શાંતિનાંથ ભગવાનના પ્રતિમાજી હતા ત્યાં દર્શન કરવા ગયા હું સમીપ જ ઉભો હતો. મને સાહેબજીએ એકદમ વામાની બાજુએથી બન્ને કર ગ્રહી સંબોધીને કહ્યું—'જુઓ! જુઓ! આ પ્રભુએ આખી દુનિયાથી આંખ મીંચી છે.' તે વખતે મને અપૂર્વ ભાસ કરાવ્યો હતો, અને દેહ આત્માનું ભિન્ન સ્વરૂપ તાદશ લાગતું હતું. અહો! સાહેબજીનો

કેટલો બધો અનંત ઉપકાર! પછી ગૂજરાતમાં ૧૯૫૧ ના આશોમાં બનેલા પરિચય-પ્રસંગની નોંધ છોટાલાલભાઇ લખે છે—ધર્મજથી કૃપાળુદેવ વીરસદ પધાર્યા હતા. ત્યાં જંગલમાં એક સાંકડી નળીમાં થઈને જવાનો રસ્તો હતો. અમે બધા પછવાડે પછવાડે ચાલતા હતા. તે નળીમાં દૂરથી બે સાંઢ લડતા લડતા ઘણા જ વેગમાં અમારી સામે આવતા હતા. સાહેબજીએ પ્રથમથી જ જણાવ્યું કે આ બંને સાંઢ પાસે આવતાં શાંત પડી જશે; પણ અમે ભયભીત થઈ ખેતરોમાં ભરાઈ ગયા. ફક્ત સાહેબજી પોતે નીડરપણે એક જ ધારાએ ચાલતા હતા, અને તેમની પાછળ સોભાગભાઈ તથા ડુંગરશીભાઈ ચાલતા હતા. બેઉ સાંઢ તો પાસે આવતાં જ શાંત બની ઊભા રહ્યા. પછી ૧૯૫૨માં ખંભાતમાં **શ્રીમદે** પોતાને ત્યાં ૧૮ દિવસ સ્થિરતા કરી હતી, તે વખતના ઉપદેશપ્રસંગની નોંધ શ્રી છોટાલાલભાઇ લખે છે—**સાહેબજી** જે વખતે ઉપદેશ કરતા તે વખતે મારું મકાન શ્રોતાજનોથી ભરાઈ જતું. દરેક હોલમાં લોકો ભરાઇ જતા, જેથી પગ મૂકવા જેટલી જગ્યા પણ રહેતી ન હતી, તેથી ઘણા લોકો નીચે ઊભા ઊભા સાંભળતા હતા. પૂછવા ધારીને આવેલા સર્વનું સમાધાન ઉપદેશમાં જ થઈ જતું, જેથી લોકો આશ્ચર્યસહિત આનંદ પામતા, અને વિચાર કરતા કે જાણે આપણા મનના ભાવો તેઓશ્રીના જાણવામાં આવી ગયા ન હોય! અહો! તેઓશ્રીની સૌમ્યતા, પરમાર્થપણું. અહો! તેમની વીતરાગતા! અહો! તેમની મુખમુદ્રા! અહો! તેમની કૃપા! એ બધું વચનમાં આવી શકે નહીં, પણ બહુ જ સ્મૃતિમાં આવે છે. હું પામર તેઓશ્રી માટે વધું શું લખું?

૫

મોરબીવાળા **શ્રી મલુકચંદભાઇ** પોતાની પરિચયનોંધમાં નોંધે છે કે—**સાહેબજીની** મુદ્રા તદ્દન વિષય-કષાય રહિત, અને શાંત હતી. અને આખા શરીરમાં વીતરાગતા પ્રસરી રહી હતી. ગમે તે વખતે જુઓ પણ મુખારવિંદ અન્ય પરિણામને ભજતું નહીં. કેમ જાણે સાક્ષાત્ ભગવાન્ જ હોય! તેમજ થતું. વાત કરે તેમા પૂર્વાપર વિરોધ હોય નહીં. અખંડ ઉપયોગ રાખતા તથા વાતની સંકલના અદ્ભુત લાગતી. ખાતાં, ઊઠતા, બેસતાં તદ્દન **અપ્રમત્ત દશા** જોવામાં આવતી. એક વખત બોલ્યા કે, જ્ઞાન અમારામા પરિણમેલું છે. તે મુખારવિંદ જોતા ખુલ્લી રીતે જણાતું હતું. વાણી તદ્દન અમૃતમય અને સાતિશયવાળી હતી. વચન એવાં ટંકોત્કીર્ણ હતાં કે સામા માણસ ઉપર અસર થયા વિના રહે જ નહીં, અને એમ જ ઇચ્છા રહે કે તેઓશ્રીની સમીપમાં રહીએ જેથી નવું નવું સાંભળીએ. સાહેબજીને ઘણી ઘણી લબ્ધિઓ પ્રગટી હતી.

૬

એક પ્રસંગ નોંધાયો છે કે—એક દામનગરના વણિક શેઠ આરામખુરશી પર પડ્યા પડ્યા બીડી પીતા હતા, તેમણે **શ્રીમદ્**ને ટોળમાં પ્રશ્ન કર્યો—રાયચંદભાઈ, મોક્ષ કેમ મળે? જવાબમાં **શ્રીમદે** જણાવ્યું કે, તમે અત્યારે જે સ્થિતિમાં બેઠા છો તે જ સ્થિતિમાં હાથ કે પગ કંઈ પણ હલાવ્યા-ચલાવ્યા વગર સ્થિર થઈ જાઓ તો તમારો

અહીંથી સીધો મોક્ષ થઇ જશે. આ સાંભળી તે શેઠ તરત ઊભા થઈ બીડી નાખી દઇ **શ્રીમદ્** પાસે આવી બેઠા.

૭

'જીવનકળા'માં નોંધેલા કેટલાક પ્રસંગો અત્ર સાભાર નોંધીએ છીએ—(૧) એક દિવસ **શ્રીમદ્** ફરવા ગયા હતા. સ્મશાનની જગા આવી ત્યારે તેમણે તેમની સાથે હતા તે ભાઇને પૂછ્યુ—આ શું છે? તે ભાઈએ જવાબ આપ્યો—'સ્મશાન'. **શ્રીમદે** કહ્યું—'અમે તો આખી મુંબઇને સ્મશાન સમાન જોઈએ છીએ.' (૨) **શ્રીમદ્**ના એક પાડોશીએ તેમના અતિશયો તથા સ્વાધ્યાયનો રંગ દેખીને પૂછ્યુ કે તમે આખો દિવસ ધર્મની ધૂનમાં રહો છો તો બધી ચીજોનો શું ભાવ થશે તે જાણુતા હોવા જોઈએ. **શ્રીમદે** કહ્યું—'અમારો દી ઊઠયો નથી કે સ્વાધ્યાય ભાવ જાણવા કરીએ.' (૩) દિગંબર પંડિત શ્રી ગોપાળદાસજી બરૈયાએ **શ્રીમદ્** દિગંબર મંદિરમાં સ્વાધ્યાય કરતા હતા ત્યારે વિનંતિ કરેલ કે ગોમટ્ટસારના અનુવાદમાં જે ત્રુટિઓ જણાય છે, તે પૂરી કરી દેશો? **શ્રીમદે** ઉત્તર આપ્યો—'અમે તો શાસ્ત્ર માત્ર આત્માને અર્થે વાંચીએ છીએ.' (૪) માંડવી દેરાસરમાંથી 'લોકપ્રકાશ' અને 'ષોડશક' મંગાવી ચારેક દિવસમાં હસ્તલિખિત તે મોટા ગ્રંથો વાંચી તેની પાનવાર વિગત કહી બતાવતા. (૫) એક દિવસ મુંબઈ તારદેવને રસ્તે ફરવા ગયેલા; રસ્તામાં ચાલતાં ચાલતાં ગ્રંથનું નામ, તેના કર્તાનું નામ, તે ગ્રંથનો પ્રથમ શ્લોક અને છેલ્લો શ્લોક; પછી બીજા ગ્રંથનું નામ આદિ, એમ એક કલાક ફર્યા ત્યાં સુધી બોલતા જ ગયા. (૬) મોરબીનો વતની લલ્લુ નામનો નોકર ઘણાં વર્ષ તેમને ત્યાં રહેલો. મુંબઇમાં તેને ગાંઠ નીકળી હતી. **શ્રીમદ્** તેની જાતે સારવાર કરતા. પોતાના ખોળામાં તેનું માથું મૂકી અંત વખત સુધી તેની સંભાળ લીધી હતી.

૮

'**જીવનરેખા**'માં શ્રી મનસુખભાઇ કિરતચંદ **મહીપતરામ રૂપરામ નીલકંઠ** સાથેના **શ્રીમદ્**ના સચોટ બોધપ્રદ વાર્ત્તાલાપનો પ્રસંગ નોધે છે. તે આ પ્રકારે :—

આ ભારતવર્ષની અધોગતિ **જૈનધર્મ**થી થઇ એમ **મહીપતરામ રૂપરામ** કહેતા, લખતા. દશેક વરસ પર અમદાવાદમાં મેળાપ થતાં મહીપતરામને પૂછ્યુ.

મહીપતરામને **શ્રીમદ્**નો પ્રશ્ન—ભાઇ! **જૈનધર્મ** અહિંસા, સત્ય, સંપ, દયા, સત્ત્વાનુકંપા, સર્વપ્રાણીહિત, પરમાર્થ, પરોપકાર, ન્યાય, નીતિ, આરોગ્યપ્રદ આહાર-પાન, નિર્વ્યસન, ઉદ્યમ આદિનો બોધ કરે છે?

(મહીપતરામનો) જવાબ—હા.

પ્રશ્ન—ભાઇ! **જૈનધર્મ** હિંસા, અસત્ય, ચોરી, કુસંપ, ક્રૂરતા, સ્વાર્થપરાયણુતા, અનીતિ, અન્યાય, છળ-કપટ, વિરુદ્ધ આહાર-વિહાર, મોજશોખ, વિષયલાલસા, આળસ, પ્રમાદ આદિનો નિષેધ કરે છે?

જવાબ—હા.

પ્રશ્ન—કહો, દેશની અધોગતિ શાથી થાય? અહિંસા, સત્ય, સંપ, દયા, પરોપકાર, પરમાર્થ, સત્ત્વાનુકંપા, સર્વપ્રાણીહિત, ન્યાય, નીતિ, આરોગ્ય આપે અને રક્ષે એવાં શુદ્ધ આહારપાન, નિર્વ્યસન, ઉદ્યમ આદિથી કે તેથી ઉલટા હિંસા, અસત્ય, કુસંપ, ક્રૂરતા, સ્વાર્થપટુતા, છળ-કપટ, અનીતિ, આરોગ્ય બગાડે અને શરીર-મનને અશક્ત કરે એવાં વિરુદ્ધ આહાર વિહાર, વ્યસન, મોજશોખ, આળસ, પ્રમાદ આદિથી?

મહીપતરામનો જવાબ—બીજાંથી; અર્થાત્ અહિંસા, સત્ય આદિથી ઉલટાં એવા હિંસા અસત્ય આદિથી.

પ્રશ્ન—ત્યારે દેશની ઉન્નતિ એ બીજાંથી ઉલટા એવાં અહિંસા, સત્ય, નિર્વ્યસન, ઉદ્યમ, સંપ આદિથી થાય?

જવાબ—હા.

પ્રશ્ન—ત્યારે જૈન દેશની અધોગતિ થાય એવો બોધ કરે છે કે ઉન્નતિ થાય એવો?

જવાબ—ભાઈ, હું કબુલ કરૂં છું કે જૈન જેથી દેશની ઉન્નતિ થાય એવાં સાધનોનો બોધ કરે છે. આવી સૂક્ષ્મતાથી, વિવેકપૂર્વક મેં કદી વિચાર કર્યો ન હતો. અમને તો નાનપણમાં પાદ્રીની શાળામા શીખતાં સંસ્કાર થયેલા, તેથી વગર વિચારે અમે કહી દીધું, લખી માર્યું.

મહીપતરામે સરળતાથી કબુલ કર્યું. સત્યશોધનમાં સરળતા જરૂરની છે. સત્યનો મર્મ લેવા વિવેકપૂર્વક મર્મમાં ઉતરવું જોઈએ.



## પ્રકરણ સત્યાશીમું

# ગૂઢ પ્રશ્નોના ઉકેલનું મહામંથન

પરમ પ્રજ્ઞાનિધાન પરમતત્ત્વદ્રષ્ટા શ્રીમદે તત્ત્વજ્ઞાન સંબંધી અનેકાનેક ગૂઢ પ્રશ્નોના ઉકેલ માટે એટલું બધું મહામંથન કર્યું છે, કે પ્રાયે તેવું મહામંથન ભાગ્યે જ કોઇએ કર્યું હશે. હૃદયસાગરનું મંથન કરી તત્ત્વ-નવનીત વલોવતા જ્ઞાનાવતાર શ્રીમદે જે સેંકડો ગહન પ્રશ્નોની ઊંડી તત્ત્વવિચારણા કરી છે, તેની માત્ર સૂચિ (Index, memo) પ્રત્યે પણ દૃષ્ટિપાત કરતાં કોઇ પણ ગુણગ્રાહી હંસદૃષ્ટિ આત્માને પ્રજ્ઞાપારમિત શ્રીમદ્‌ના પરમ પ્રજ્ઞાતિશય પ્રત્યે પરમ બહુમાન સ્ફુર્યા વિના રહે તેમ નથી. મહામતિ સિદ્ધસેન દિવાકરજીએ સન્મતિતર્કમાં એક કેવલ જ્ઞાન-દર્શનની એકતા બા. માં નવીન જ શૈલીએ મૌલિક વિચારણા કરી, તે સન્મતિતર્કનો એક દર્શનપ્રભાવક ગ્રંથ તરિકે સ્વીકાર થઇ ચૂકયો, ત્યારે અહીં તો મહામતિ સન્મતિ શ્રીમદે તેવા સેંકડો ગૂઢ-રહસ્યભૂત પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે ને તેની નવીન જ શૈલીએ અસાધારણ મૌલિક વિચારણા

કરી છે, તો પછી **પ્રજ્ઞાપારમિત શ્રીમદ્**ની અનુપમ પ્રજ્ઞાને માટે પુછવું જ શું? આ બધા પ્રશ્નો **શ્રીમદે** પોતાના ઊહાપોહાર્થે-ઊંડી તત્ત્વવિચારણાર્થે ઉપસ્થિત કર્યા છે, તે બધાય નિર્ણયાત્મક છે એમ માની લેવાની કોઇએ ભૂલ કરવાની નથી; પણ અત્રે પરમ આશ્ચર્યકારક તો એ જ જોવાનું છે કે આવા પ્રશ્નો પણ અત્યારસુધીમાં ભાગ્યે કોઇને સ્ફુર્યા પણ નથી! **શ્રીમદ્**ના હૃદયના દર્પણ સમી હાથનોંધ પ્રત્યે દૃષ્ટિપાત કરતાં આ વસ્તુની પ્રતીતિ થશે. હાથનોંધની આ સમગ્ર ,સૂચિ (Complete list, full index) અત્ર વિસ્તારભયથી આપી શકાય એમ નથી, તથાપિ સામાન્યપણે તેના આ અંકો પ્રત્યે સુજ્ઞ વાંચકનું લક્ષ ખેંચીએ છીએ : હા. નોં. ૧—૨૨, ૨૩, ૨૪, ૨૭, ૨૮, ૩૪, ૫૨, ૫૩, ૫૬, ૬૦, ૬૨, ૬૩, ૬૪, ૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૨, ૭૫, ૭૬, ૭૭, ૭૮, ૭૯, ૮૦, ૮૧, ૮૩,; હા. નોં. ૨-૪, ૬, ૮, ૨૧, ૨૨, ૨૩; હા. નોં. ૩—૧, ૪, ૫, ૬, ૨૪, ૨૭. ઇ. તેમાથી કોઈ કોઇનો અત્રે યથાપ્રસંગે વિચાર કરશું; અને હાથનોંધમા તેમ જ કેટલાક પત્રોમાં પણ દ્રવ્યાનુયોગ સંબંધી સૂક્ષ્મ વિચારણા કરી છે, તથા લોકસંસ્થાનાદિની આધ્યાત્મિક ઘટના અંગે **શ્રીમદે** અસાધારણ અસામાન્ય અલૌકિક મૌલિક વિચારણા કરી છે, તેનો પણ પ્રાસંગિક નિર્દેશ કરશું.

અત્રે અનેક ગૂઢ પ્રશ્નો **શ્રીમદે** પ્રશ્નાર્થ (?) ચિહ્નમાં મૂક્યા છે, તેનો અર્થ એમને તે તે વિષયમાં સંશય-શંકા કે અનિશ્ચિતતા છે એમ નથી, પણ એ માત્ર એટલુ જ સૂચવે છે કે **શ્રીમદે** આ પ્રશ્નો પોતાના આત્માની સમક્ષ સૂક્ષ્મ વિચારણાર્થે-મહા મંથનાર્થે રાખ્યા છે, મૂક્યા છે; અને તે પણ તત્ત્વચકાસણી કરી તેનો નિઃસંશય-નિઃશંક સુવિનિશ્ચય-આત્મવિનિશ્ચય થાય એ અર્થે, તે તે શાસ્ત્રીય પ્રશ્નોનુ પરીક્ષાપ્રધાનીપણે મંથન કરી તેનો વજ્રલેપ દૃઢ નિશ્ચય થાય એ અર્થે, તે તે શાસ્ત્રીય વસ્તુ સર્વથા અવિરોધપણે-સાંગોપાંગ સકલ અવિકલપણે કેવી રીતે સુપ્રતિષ્ઠાપિત થાય એ અર્થે. કોઇ **વિશ્વનો કોયડો** (Riddle of the Universe) ઉકેલવા મથે, તેના કરતાં અનંતગુણ વિશિષ્ટ જટિલ ગહન કોયડા ઉકેલવાનો મહાભગીરથ મહાપ્રયત્ન **શ્રીમદે** અત્ર કર્યો છે,—તે પ્રત્યે દૃષ્ટિપાત કરતાં આ મહાત્માના મહાન્ આત્મસામર્થ્ય પ્રત્યે, એમના પ્રજ્ઞાતિશય પ્રત્યે, એમની તત્ત્વમીમાંસા પ્રત્યે, એમની આત્મલક્ષી દૃષ્ટિ પ્રત્યે, સર્વ કોઇને પરમ બહુમાન સ્ફુરે એમ છે. આમ તે તે પ્રશ્નો પરત્વે **શ્રીમદે** વિપુલ વિચાર કર્યો છે એમ આ પ્રશ્નસૂચિ સૂચવે છે, પણ તે અંગે તેમણે શો શો વિચાર કર્યો—શો શો તત્ત્વનિર્ણય કર્યો તેની વિગતવાર નોંધ (details) અત્ર નથી, તે તો તેમના હૃદયમાં જ રહેવા પામેલ છે, તથાપિ કેટલાક પ્રશ્નોના તત્ત્વનિર્ણયાત્મક મુદ્દાઓની (Points) નોંધ તો અત્રે મળે જ છે. તેનું પણ આપણે અત્ર દર્શન કરશું.

**શ્રીમદે** પોતાના ઊહાપોહાર્થે કેવા પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે તે પ્રથમ જોઇએ: 'મૂળ. લોકસંસ્થાન? ધર્મઅધર્મ અસ્તિકાયરૂપ દ્રવ્ય? સ્વાભાવિક અભવ્યત્વ? અનાદિ અનંત સિદ્ધિ? અનાદિ અનંતનુ જ્ઞાન શી રીતે? આત્મા સંકોચે વિકાસે? સિદ્ધ ઊર્ધ્વગમન-ચેતન, ખંડવત્ શા માટે નહીં? કેવળજ્ઞાનમા લોકાલોકનુ જ્ઞાતૃત્વ શી રીતે?

લોકસ્થિતિમર્યાદાહેતુ ? શાશ્વતવસ્તુલક્ષણ ? ઉત્તર. તે તે સ્થાનવર્તી સૂર્યચંદ્રાદિ વસ્તુ, અથવા નિયમિત ગતિહેતુ ? દુષમસુષમાદિ કાળ ? મનુષ્ય ઊંચત્વાદિપ્રમાણ ? અગ્નિકાયાદિનું નિમિત્તયોગે એકદમ ઉત્પન્ન થવું ? એક સિદ્ધ ત્યાં અનંત સિદ્ધ અવગાહના ?' (હાથનોંધ ૧–૫૨). ધર્માસ્તિકાયાદિ અંગે આવા પરમ ગંભીર સૂક્ષ્મબુદ્ધિગમ્ય પ્રશ્નો પણ ઊઠાવ્યા છે—'ધર્માસ્તિકાય અને અને અધર્માસ્તિકાય તથા આકાશાસ્તિકાય અરૂપી છતાં રૂપીને સામર્થ્ય આપે છે, અને એ ત્રણ દ્રવ્ય સ્વભાવપરિણામી કહ્યાં છે, ત્યારે એ અરૂપી છતાં રૂપીને સહાયક કેમ થઇ શકે ? ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એકક્ષેત્રાવગાહી છે, અને પરસ્પર વિરુદ્ધતાવાળા તેના સ્વભાવ છે, છતાં તેમાં વિરોધ, ગતિ પામેલી વસ્તુ પ્રત્યે સ્થિતિ-સહાયકતારૂપે અને સ્થિતિ પામેલી વસ્તુ પ્રત્યે ગતિસહાયકતારૂપે થઈ શા માટે આવે નહીં ? ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આત્મા એક એ ત્રણ સમાન અસંખ્યાતપ્રદેશી છે, તેનો કંઈ બીજો રહસ્યાર્થ છે ? ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયની અવગાહના અમુક અમૂર્ત્તાકારે છે, તેમ હોવામાં કંઈ રહસ્યાર્થ છે ? લોકસંસ્થાન સદૈવ એકસ્વરૂપે રહેવામાં કંઈ રહસ્યાર્થ છે ? એક તારો પણ ઘટવધ થતો નથી, એવી અનાદિ સ્થિતિ શા હેતુથી માનવી ? શાશ્વતપણાની વ્યાખ્યા શું ? આત્મા, કે પરમાણુ કદાપિ શાશ્વત માનવામાં મૂળ દ્રવ્યત્વ કારણ છે; પણ તારા, ચંદ્ર, વિમાનાદિમાં તેવું શું કારણ છે ?' (હાથનોંધ ૧–૬૩). મહાશાસ્ત્રપારંગત મહામતિ-ઓને પણ જે પ્રાયે કદી ઊગ્યા નથી એવા આ મહાપ્રશ્નો **મહાપ્રજ્ઞાતિશયસંપન્ન શ્રીમદ્**ના સ્વચ્છ મતિદર્પણમાં આત્મવિચારણાર્થે સહજ સ્વભાવે સ્વયં સ્ફુરિત થયા છે !

અને **આત્મા** અંગે પણ આત્મવિચારણાર્થે આ પ્રશ્નો ઉપસ્થિત થયા છે : 'જિનને અભિપ્રાયે આત્મા માનતાં અત્ર લખ્યા છે તે પ્રસંગો પ્રત્યે વધારે વિચાર કરવો—૧. અસંખ્યાત પ્રદેશનું મૂળ પરિમાણ. ૨. સંકોચ, વિકાસ થઈ શકે એવો આત્મા માન્યો છે તે સંકોચ, વિકાસ અરૂપીને વિષે હોવા યોગ્ય છે ? તથા કેવા પ્રકારે હોવા યોગ્ય છે ? નિગોદ અવસ્થા વિષે વિશેષ કારણ કંઈ છે ? સર્વ દ્રવ્યાદિની પ્રકાશક્તા તે રૂપ કેવળજ્ઞાનસ્વભાવી આત્મા છે, કે સ્વસ્વરૂપાવસાન નિજજ્ઞાનમય કેવળજ્ઞાન છે ? ૫. આત્મામાં યોગે વિપરિણામ છે ? સ્વભાવે વિપરિણામ છે ? વિપરિણામ આત્માની મૂળ સત્તા છે ? સંયોગી સત્તા છે ? તે સત્તાનું કયુ દ્રવ્ય મૂળ કારણ છે ? ૬. હીનાધિક અવસ્થા ચેતન પામે તેને વિષે કંઈ વિશેષ કારણ છે ? સ્વસ્વભાવનું ? પુદ્ગલસંયોગનું કે તેથી વ્યતિરિક્ત ? ૭. જે પ્રમાણે મોક્ષપદે આત્મતા પ્રગટે તે પ્રમાણે મૂળ દ્રવ્ય માનીએ તો લોકવ્યાપકપ્રમાણ આત્મા ન થવાનું કારણ શું ? ૮. જ્ઞાન ગુણ અને આત્મા ગુણી એ ઘટના ઘટાવવા જતાં આત્મા કથંચિત્ જ્ઞાનવ્યતિરિક્ત માનવો તે કેવી અપેક્ષાએ ? જડત્વભાવે કે અન્યગુણઅપેક્ષાએ ? ૯. મધ્યમ પરિણામ-વાળી વસ્તુનું નિત્યપણું શી રીતે સંભવે છે ? ૧૦. શુદ્ધ ચેતનમાં અનેકની સંખ્યાનો ભેદ શા કારણે ઘટે છે.' (હા. નોં. ૧–૭૨).

તેમજ–**કેવળજ્ઞાન** અંગે આવી વિશિષ્ટ વિચારણા ઉપસ્થિત કરી છે: 'સિદ્ધ આત્મા લોકાલોકપ્રકાશક છે, પણ લોકાલોકવ્યાપક નથી, વ્યાપક તો સ્વઅવગાહના-

પ્રમાણ છે. જે મનુષ્યદેહે સિદ્ધિ પામ્યા તેના ત્રીજા ભાગ ઊણું તે પ્રદેશ ઘન છે, એટલે આત્મદ્રવ્ય લોકાલોકવ્યાપક નથી પણ લોકાલોકપ્રકાશક એટલે લોકાલોક-જ્ઞાયક છે, લોકાલોક પ્રત્યે આત્મા જતો નથી, અને લોકાલોક કંઈ આત્મામાં આવતાં નથી, સર્વે પોતપોતાની અવગાહનામાં સ્વસત્તામાં રહ્યાં છે, તેમ છતાં આત્માને તેનું જ્ઞાનદર્શન શી રીતે થાય છે? અત્રે જો એવું દૃષ્ટાંત કહેવામાં આવે કે જેમ આરીસામાં વસ્તુ પ્રતિબિંબિત થાય છે, તેમ આત્મામાં પણ લોકાલોક પ્રકાશિત થાય છે, પ્રતિબિંબિત થાય છે, તો એ સમાધાન પણ અવિરોધ દેખાતું નથી, કેમકે આરીસામાં તો વિસ્રસાપરિણામી પુદ્ગલરશ્મિથી પ્રતિબિંબિત થાય છે. આત્માનો અગુરુલઘુ ધર્મ છે, તે ધર્મને દેખતાં આત્મા સર્વ પદાર્થને જાણે છે, કેમકે સર્વ દ્રવ્યમાં અગુરુલઘુ ગુણ સમાન છે. એમ કહેવામાં આવે છે, ત્યાં અગુરુલઘુ ધર્મનો અર્થ શું સમજવો?' (હા.–નોં–૧–૬૪). આ અંગે પરમ રહસ્યભૂત વાર્તા **શ્રીમદ્** પ્રકાશે છે—'પરમાવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, એ રહસ્ય અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે. અનાદિ અનંતકાળનું, અનંત એવા અલોકનું? ગણિતથી અતીત અથવા અસંખ્યાતથી પર એવો જીવસમૂહ, પરમાણુસમૂહ અનંત છતાં અનંતપણાનો સાક્ષાત્કાર થાય તે ગણિતાતીતપણું છતાં શી રીતે સાક્ષાત અનંતપણું જણાય? એ વિરોધની શાંતિ ઉપર કહ્યાં તે રહસ્યથી થવા યોગ્ય સમજાય છે. વળી કેવળજ્ઞાન નિર્વિકલ્પ છે, ઉપયોગનો પ્રયોગ કરવો પડતો નથી. સહજ ઉપયોગ તે જ્ઞાન છે; તે પણ રહસ્ય અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે. કેમકે પ્રથમ સિદ્ધ કોણ? પ્રથમ જીવપર્યાય કયો? પ્રથમ પરમાણુપર્યાય કયો? એ કેવળજ્ઞાનગોચર પણ અનાદિ જ જણાય છે; અર્થાત્ કેવળજ્ઞાન તેની આદિ પામતું નથી, અને કેવળજ્ઞાનથી કંઈ છાનું નથી એ બે વાત પરસ્પર વિરોધી છે, તેનું સમાધાન પરમાવધિની અનુપ્રેક્ષાથી તથા સહજ ઉપયોગની અનુપ્રેક્ષાથી સમજાવાયોગ્ય રસ્તો દેખાય છે.' (હાથનોંધ ૧–૭૦).

**લોકપુરુષનું રહસ્ય** એ પ્રકરણમાં (૪૦) આપણે લોકના—જગતના કોયડાનો ઉકેલ શોધવાનો **શ્રીમદે** કેવો મહાપ્રયાસ કર્યો છે તે જોયું જ છે; તેમજ બ્રહ્માદ્વૈતવાદીઆદિ સિદ્ધાંતની પરીક્ષા પણ કેવી સૂક્ષ્મેક્ષિકાથી કરી છે તે જોયું જ છે, એટલે તેનું અત્ર પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. આ વિશ્વવ્યવસ્થા અંગે **શ્રીમદ્**નો તત્ત્વનિર્ણય હાથનોંધમાં આ પ્રકારે દૃશ્ય થાય છે—'વિશ્વ અનાદિ છે. જીવ અનાદિ છે. પરમાણુ પુદ્ગલો અનાદિ છે. જીવ અને કર્મનો સંબંધ અનાદિ છે. સંયોગી ભાવમાં તાદાત્મ્ય અધ્યાસ હોવાથી જીવ જન્મમરણાદિ દુઃખોને અનુભવે છે. (હા.–નોં ૧–૨૮) પાંચ અસ્તિકાયરૂપ લોક એટલે વિશ્વ છે. ચૈતન્યલક્ષણ જીવ છે. વર્ણ, ગંધ, રસ, સ્પર્શમાન પરમાણુઓ છે. તે સંબંધ સ્વરૂપથી નથી. વિભાવરૂપ છે. (હા.–નોં ૧–૨૮). વર્તમાનકાળની પેઠે આ જગત સર્વકાળ છે. પૂર્વકાળે ન હોય તો વર્તમાનકાળે તેનું હોવું પણ હોય નહીં. વર્તમાનકાળમાં છે તો ભવિષ્યકાળમાં તે અત્યંત વિનાશ પામે નહીં. પદાર્થમાત્ર પરિણામી હોવાથી આ જગત પર્યાયાંતર દેખાય છે; પણ મૂળપણે તેનું સદા વર્તમાનપણું છે.' (હા.–નોં ૧–૬૬). ઇત્યાદિ.

અને **દ્રવ્યાનુયોગ** વિષય પરત્વે તો **શ્રીમદે** એટલું બધું આત્યંતિક તત્ત્વમંથન કર્યું છે અને એટલો બધો દૃઢ આત્મનિશ્ચયવંત તત્ત્વનિર્ણય કર્યો છે કે તેનું આપણને સહજ દર્શન દ્રવ્યાનુયોગ પર ઉદ્યોત રેલાવતા **શ્રીમદ્**ના આ સૂત્રાત્મક ટંકોત્કીર્ણ અમૃત વચનોમાં થાય છે : 'ત્રણે કાળમાં જે વસ્તુ જાત્યંતર થાય નહીં તેને શ્રીજિન દ્રવ્ય કહે છે. કોઇ પણ દ્રવ્ય પરપરિણામે પરિણમે નહીં. સ્વપણાનો ત્યાગ કરી શકે નહીં. પ્રત્યેક દ્રવ્ય (દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવથી) સ્વપરિણામી છે. નિયત અનાદિ મર્યાદાપણે વર્તે છે. જે ચેતન છે, તે કોઇ દિવસ અચેતન થાય નહી; જે અચેતન છે, તે કોઇ દિવસ ચેતન થાય નહીં. (હા.–નોં ૧–૫૬). જે વસ્તુ સમયમાત્ર છે, તે સર્વકાળ છે. જે ભાવ છે તે છે, જે નથી તે નથી. બે પ્રકારનો પદાર્થસ્વભાવ વિભાગપૂર્વક સ્પષ્ટ દેખાય છે. જડ સ્વભાવ, ચેતન સ્વભાવ. (હા.–નોં ૧–૬૭). નમો જિણાણં જિદભવાણં. જિનતત્ત્વસંક્ષેપ. અનંત અવકાશ છે. તેમાં જડ ચેતનાત્મક વિશ્વ રહ્યું છે. વિશ્વમર્યાદા બે અમૂર્ત દ્રવ્યથી છે, જેને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એવી સંજ્ઞા છે. જીવ અને પરમાણુપુદ્ગલ એ બે દ્રવ્ય સક્રિય છે. સર્વ દ્રવ્ય દ્રવ્યત્વે શાશ્વત છે. અનંત જીવ છે. અનંત અનંત પરમાણુપુદ્ગલ છે. ધર્માસ્તિકાય એક છે. આકાશાસ્તિકાય એક છે. કાળ દ્રવ્ય છે. વિશ્વપ્રમાણ ક્ષેત્રાવગાહ કરી શકે એવો એકેક જીવ છે. (હા.–નોં. ૨–૪) ૐ નમઃ–મૂળ દ્રવ્ય શાશ્વત. મૂળ દ્રવ્યઃ–જીવ અજીવ.—પર્યાયઃ–અશાશ્વત. અનાદિ નિત્ય પર્યાયઃ–મેરુઆદિ. (હા.–નોં ૩–૫) ૐ નમઃ. પ્રદેશ સમય પરમાણુ. દ્રવ્ય ગુણ પર્યાય. જડ ચેતન.' (હા.–નોં. ૩–૪) તથા પત્રાંક ૫૬૮માં પણ **શ્રીમદે** વિશદ તત્ત્વવિચારણા પ્રકાશી છે કે—'શ્રી જિનનો એવો અભિપ્રાય છે, કે પ્રત્યેક દ્રવ્ય અનંત પર્યાયવાળું છે. જીવને અનંતા પર્યાય છે અને પરમાણુને પણ અનંતા પર્યાય છે. જીવ ચેતન હોવાથી તેના પર્યાય પણ ચેતન છે, અને પરમાણુ અચેતન હોવાથી તેના પર્યાય પણ અચેતન છે. જીવના પર્યાય અચેતન નથી અને પરમાણુના પર્યાય સચેતન નથી, એવો શ્રીજિને નિશ્ચય કર્યો છે. અને તેમજ યોગ્ય છે, કેમકે પ્રત્યક્ષ પદાર્થનું સ્વરૂપ પણ વિચારતાં તેવું ભાસે છે.' અને આ સર્વ ઊહાપોહના નિષ્કર્ષ–નીચોડરૂપે **શ્રીમદે** પોતાના પરમ તત્ત્વનિર્ણયની ઉદ્ઘોષણા આ અમર શબ્દોમાં કરી છે—**'જેમ ભગવાન જિને નિરૂપણ કર્યું છે તેમજ સર્વ પદાર્થનું સ્વરૂપ છે.'** (હા.–નોં. ૨–૨૧).

અને સર્વ પદાર્થમાં પણ પરમ પદાર્થ તો આત્મા જ છે અને સર્વ પદાર્થનો વિચાર પણ એક આત્માર્થે જ કર્ત્તવ્ય છે, એવો **શ્રીમદ્**નો અનન્ય આત્મનિશ્ચય છે. એટલે આત્મા વિષયમાં એક્કા (Ace) પરમ આત્મદ્રષ્ટા **શ્રીમદે** આત્મતત્ત્વસંબંધી જેટલો ઊંડો તત્ત્વવિચાર કર્યો હોય, આત્મતત્ત્વસંબંધી જેટલો બળવાન્ અનુભવસિદ્ધ તત્ત્વનિર્ણય પ્રાપ્ત કર્યો હોય, આત્મભાવનાનું જેટલું આત્યંતિક પરિભાવન કર્યું હોય, આત્મગીતાનું જેટલું દિવ્ય ગાન સંગીત કર્યું હોય, તેટલું પ્રાયે ભાગ્યે જ કોઇએ કર્યું હોય એ સહેજે સમજાય છે; અને એટલે જ આવા **પરમ ભાવિતાત્મા મહાત્માએ** આત્મા સંબંધી જે તત્ત્વવિચાર કર્યો હોય, જે તત્ત્વનિર્ણય કર્યો હોય, તે

સર્વ કાળના સર્વ આત્માર્થીને પરમ અપૂર્વ માર્ગદર્શક થઇ પડે એમાં કંઈ આશ્ચર્ય નથી. એક અમૃતપત્રમાં (અં. ૭૧૦) શ્રીમદે આવી મુમુક્ષુને પરમ માર્ગદર્શક થઈ પડે એવી અપૂર્વ વિશદ તત્ત્વવાર્તા પ્રકાશી છે—

'આત્મા સચ્ચિદાનંદ. જ્ઞાનાપેક્ષાએ સર્વવ્યાપક સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છું એમ વિચારવું, ધ્યાવવું. સર્વને બાદ કરતાં કરતાં જે અબાધ્ય અનુભવ રહે છે તે આત્મા છે. જે સર્વને જાણે છે તે આત્મા છે. જે સર્વભાવને પ્રકાશે છે તે આત્મા છે. ઉપયોગમય આત્મા છે. અવ્યાબાધ સમાધિસ્વરૂપ આત્મા છે. આત્મા છે. આત્મા અત્યંત પ્રગટ છે. કેમકે સ્વસંવેદન પ્રગટ અનુભવમાં છે. તે આત્મા નિત્ય છે, અનુત્પન્ન અને અમિલનસ્વરૂપ હોવાથી. ભ્રાંતિપણે પરભાવનો કર્તા છે. તેના ફળનો ભોક્તા છે ભાન થયે સ્વભાવપરિણામી છે. સર્વથા સ્વભાવપરિણામ તે મોક્ષ છે. સદ્ગુરુ, સત્સંગ સત્શાસ્ત્ર, સદ્વિચાર અને સંયમાદિ તેનાં સાધન છે. આત્માના અસ્તિત્વથી માંડી નિર્વાણ સુધીનાં પદ સાચાં છે, અત્યંત સાચાં છે, કેમકે પ્રગટ અનુભવમાં આવે છે. ભ્રાંતિપણે આત્મા પરભાવનો કર્ત્તા હોવાથી શુભાશુભ કર્મની ઉત્પત્તિ થાય છે. કર્મ સફળ હોવાથી તે શુભાશુભ કર્મ આત્મા ભોગવે છે. ઉત્કૃષ્ટ શુભથી ઉત્કૃષ્ટ અશુભ સુધીના સર્વ ન્યૂનાધિક પર્યાય ભોગવવારૂપ ક્ષેત્ર અવશ્ય છે.

નિજ સ્વભાવજ્ઞાનમાં કેવળ ઉપયોગે, તન્મયાકાર, સહજ સ્વભાવે, નિર્વિકલ્પપણે આત્મા પરિણમે તે કેવળજ્ઞાન છે. તથારૂપ પ્રતીતિપણે પરિણમે તે સમ્યક્ત્વ છે. નિરંતર તે પ્રતીતિ વર્ત્યા કરે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહીએ છીએ. ક્વચિત્ મંદ, ક્વચિત્ તીવ્ર, ક્વચિત્ વિસર્જન, ક્વચિત્ સ્મરણરૂપ એમ પ્રતીતિ રહે તેને ક્ષયોપશમ સમ્યક્ત્વ કહીએ છીએ. તે પ્રતીતિને સત્તાગત આવરણ ઉદય આવ્યા નથી, ત્યાંસુધી ઉપશમ સમ્યક્ત્વ કહીએ છીએ. આત્માને આવરણ ઉદય આવે ત્યારે તે પ્રતીતિથી પડી જાય તેને સાસ્વાદન સમ્યક્ત્વ કહીએ છીએ. અત્યંત પ્રતીતિ થવાના યોગમાં સત્તાગત અલ્પ પુદ્ગલનું વેદવું જ્યાં રહ્યું છે તેને વેદક સમ્યક્ત્વ કહીએ છીએ. તથારૂપ પ્રતીતિ થયે અન્યભાવ સંબંધી અહંમમત્વાદિ, હર્ષ, શોક ક્રમે કરી ક્ષય થાય. મનરૂપ યોગમાં તારતમ્ય સહિત જે કોઈ ચારિત્ર આરાધે તે સિદ્ધિ પામે છે. અને જે સ્વરૂપસ્થિરતા ભજે તે સ્વભાવસ્થિતિ પામે છે. નિરંતર સ્વરૂપલાભ, સ્વરૂપાકાર ઉપયોગનું પરિણમન એ આદિ સ્વભાવ અંતરાયકર્મના ક્ષયે પ્રગટે છે. કેવળ સ્વભાવપરિણામી જ્ઞાન તે કેવળજ્ઞાન........કેવળજ્ઞાન છે.'

અને છેવટમાં અત્રે એટલું ઉમેરવું યોગ્ય થઇ પડશે કે લોકસંસ્થાન—આ લોક પુરુષાકારે છે એ આદિ ગૂઢ રહસ્યભૂત બા. અંગે શ્રીમદે એટલુ બધું પુષ્કળ મંથન કર્યું છે તથા એનું અંતર્ગત આધ્યાત્મિક રહસ્ય પ્રાપ્ત કર્યું છે અને તે સ્પષ્ટ શબ્દોમા પ્રકાશ્યુ છે, કે આ ભાવો અધ્યાત્મદૃષ્ટિએ વિચારવા યોગ્ય છે એવી આ પરમ ભાવિતાત્માની ખાસ ભલામણ મુમુક્ષુઓના હૃદયના અંતરાલને સ્પર્શી જાય છે પત્રાંક ૭૧૪મા શ્રીમદે સ્પષ્ટ પ્રકાશ્યું છે કે—'ભગવાન જિને કહેલા લોકસંસ્થાનાદિ

ભાવ આધ્યાત્મિક દૃષ્ટિથી સિદ્ધ થવા યોગ્ય છે. ચક્રવર્ત્યાદિનું સ્વરૂપ પણ આધ્યાત્મિક દૃષ્ટિથી સમજાય એવું છે. મનુષ્ય-ઊંચત્વ પ્રમાણાદિમાં પણ તેવો સંભવ છે. કાળપ્રમાણાદિ પણ તે જ રીતે ઘટમાન છે. નિગોદાદિ પણ તે જ રીતે ઘટમાન થવા યોગ્ય છે. સિદ્ધસ્વરૂપ પણ એ જ ભાવથી નિદિધ્યાસન થવા યોગ્ય છે.—સંપ્રાપ્ત થવા યોગ્ય જણાય છે. લોક શબ્દનો અર્થ—અનેકાંત શબ્દનો અર્થ આધ્યાત્મિક છે. સર્વજ્ઞ શબ્દ સમજાવો બહુ ગૂઢ છે. ધર્મકથારૂપ ચરિત્રો આધ્યાત્મિક પરિભાષાથી અલંકૃત લાગે છે. જંબુદ્વીપાદિનું વર્ણન પણ અધ્યાત્મ પરિભાષાથી નિરૂપિત કર્યું લાગે છે. × × × શ્રી જિને કહેલા ભાવો અધ્યાત્મ પરિભાષામય હોવાથી સમજાવા કઠણ છે. પરમ પુરુષનો યોગ સંપ્રાપ્ત થવો જોઈએ.'—અનેકાનેક ગૂઢ રહસ્યોનો ઘટસ્ફોટ કરનારો આ રહસ્યભૂત પત્ર વર્તમાનમાં જિજ્ઞાસુઓને ઊઠતી કેટલીયે શંકાઓનું નિવારણ કરવાનું કેવું અપૂર્વ સામર્થ્ય ધરાવે છે! સેંકડો ગ્રંથોથી ન થાય એવું કેવું સાંગોપાંગ સમાધાન **શ્રીમદે** અત્ર પ્રકાશ્યુ છે! સેંકડો ગૂઢ પ્રશ્નોના ઉકેલનું **શ્રીમદે** કેવું મહામંથન કર્યું હશે તેની સાક્ષી પૂરનારા આ અમૃત વચન મુમુક્ષુઓને કેવું અદ્ભુત માર્ગદર્શન આપે છે! વર્તમાનમાં લોકસંસ્થાનાદિ ભાવો અંગે અન્યથા કલ્પના કરી જિનવચનની શ્રદ્ધામાંથી ચલિત થનારાઓને અચલિત કરનાર—સ્થિરીકરણ કરનાર અને પરમ પ્રમાણ જિનકથિત ભાવો સમજવાને નવીન અધ્યાત્મ દૃષ્ટિ અર્પનાર **અધ્યાત્મનિમગ્ન શ્રીમદ્**ના આ ટંકોત્કીર્ણ **અમૃત વચન** તો સર્વ કાળના સર્વ મુમુક્ષુઓએ હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે—

**'સંતજનો! જિનવરેન્દ્રોએ લોકાદિ જે સ્વરૂપ નિરૂપણ કર્યાં છે, તે આલંકારિક ભાષામાં નિરૂપણ છે. જે પૂર્ણ યોગાભ્યાસ વિના જ્ઞાનગોચર થવા યોગ્ય નથી. માટે તમે તમારા અપૂર્ણ જ્ઞાનને આધારે વીતરાગનાં વાક્યોનો વિરોધ કરતા નહીં; પણ યોગનો અભ્યાસ કરી પૂર્ણતાએ તે સ્વરૂપના જ્ઞાતા થવાનું રાખજો.'—શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૯૦૪**



## પ્રકરણ અઠયાશીમું

# કેવળજ્ઞાનની અલૌકિક પરમાર્થ વ્યાખ્યા

ઉંચા ચિદાકાશમાં જીવન્મુક્તપણાની પાંખે ઊડનારા—કેવલ એક શુદ્ધ ચૈતન્યમય આત્માની અનુભૂતિમાં વિલસનારા, કેવલ શુદ્ધ સહજ આત્મસ્વરૂપનો અખંડ અનુભવ કરનારા—કેવલ જ્ઞાનમય આત્માનો દિવ્ય અનુભવરસ આસ્વાદનારા **પરમ આત્મદૃષ્ટા શ્રીમદે** કેવલજ્ઞાનના તાત્ત્વિક સ્વરૂપનું એવું આત્યંતિક પરિજ્ઞાન કર્યું છે, કે તેવા તજ્જ્ઞ

પુરુષે પ્રકાશેલું કેવલજ્ઞાનનું પરમ રહસ્યભૂત સ્વરૂપ સર્વકાળના સર્વ મુમુક્ષુઓને પરમ ઉપકારી અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવું છે. કેવલજ્ઞાનનું તાત્ત્વિક સ્વરૂપ શું છે? આ કાળમાં હોય કે ન હોય? કેમ ન હોય? એ આદિ અંગે **સૌભાગ્યભાઇ, ડુંગરશી-ભાઈ** આદિ મુમુક્ષુઓને વારંવાર પ્રશ્ન થતા અને **શ્રીમદ્** પણ ઊહાપોહાર્થે—ઊંડી વિચારણાર્થે તેવા પ્રશ્નોની ઉપસ્થિતિ તેમની પાસે કરતા, અને એમ તેમને વિચાર-પરિણતિની પ્રેરણા કરી, તેનું યથાવત્ સમાધાન દાખવતા—અને તે પણ એવું કે શાસ્ત્ર-મર્યાદાને બાધ ન આવે અને તેનું યથાર્થ તાત્ત્વિક–પારમાર્થિક સ્વરૂપ પૂર્વાપર અવિરોધ-પણે સુપ્રતિષ્ઠાપિત થાય, તેની મુખ્ય ઉપકારકારી કેન્દ્રસ્થ વ્યાખ્યા પ્રત્યે મુમુક્ષુ જીવનું લક્ષ કેન્દ્રિત થાય અને શાસ્ત્રીય વ્યાખ્યાનો પરમાર્થઆશય સુગમપણે સમજાઇ જાય. શાસ્ત્રકારનો પરમાર્થઆશય સમજ્યા વિના આશયાંતરથી રૂઢિગતપણે કેવલજ્ઞાનની જે વ્યાખ્યા કરવામાં આવે છે તેમાં અને યથાર્થ પરમાર્થઆશયને સમજીને જે વ્યાખ્યા કરવામાં આવે તેમાં ઘણું અંતર છે. વર્તમાન રૂઢિઅર્થમાં પ્રાયે મુખ્ય વ્યાખ્યાને ગૌણ ને ગૌણ વ્યાખ્યાને મુખ્ય કરી દેવામાં આવી છે, તેમ જ તેની વ્યાખ્યાની નિશ્ચય–વ્યવહારસાપેક્ષતા પ્રાયે લગભગ ભૂલી જવામાં આવી છે. **શ્રીમદે** કેવલજ્ઞાનની રૂઢિગત વ્યાખ્યાપ્રણાલિકાથી જૂદી જ તરી આવે એવી મૂલભૂત–મૌલિક અલૌકિક પરમાર્થવિચા-રણાથી શાસ્ત્રીય વ્યાખ્યાનો અપૂર્વ પરમાર્થઆશય પ્રકાશી કેવલજ્ઞાનના સ્વરૂપ અંગે અપૂર્વ અલૌકિક પ્રકાશ નાંખ્યો છે,—જે સર્વકાળના સર્વ મુમુક્ષુઓને પરમ ઉપકારી અપૂર્વ અલૌકિક માર્ગદર્શક થઇ પડે એવો છે. **શ્રીમદે** પ્રકાશેલી આ કેવલજ્ઞાનની અપૂર્વ અલૌકિક વ્યાખ્યા અંગે આ પ્રકરણમાં દિગ્દર્શન કરશું.

**શ્રીમદ્**, **સૌભાગ્ય** પરના પત્રમાં (અં. ૬૧૫) આ અંગે વિચારપ્રેરણા કરતાં લખે છે—'નીચેના બોલો પ્રત્યે તમારે તથા શ્રીડુંગરે વિશેષ વિચારપરિણતિ કરવા યોગ્ય છેઃ (૧) કેવળજ્ઞાનનું સ્વરૂપ શા પ્રકારે ઘટે છે? (૨) આ ભરતક્ષેત્રમાં આ કાળે તેનો સંભવ હોઈ શકે કે કેમ? (૩)કેવળજ્ઞાનીને વિષે કેવા પ્રકારની આત્મસ્થિતિ હોય? (૪) સમ્યક્-દર્શન, સમ્યક્જ્ઞાન અને કેવળજ્ઞાનના સ્વરૂપમાં કેવા પ્રકારે ભેદ હોવા યોગ્ય છે? (૫) સમ્યક્દર્શનવાન્ પુરુષની આત્મસ્થિતિ કેવી હોય? તમારે તથા શ્રી ડુંગરે ઉપર જણા-વેલા બોલ ઉપર યથાશક્તિ વિશેષ વિચાર કરવા યોગ્ય છે.' આ પત્રના ઉત્તરમાં **સૌભાગ્ય-ભાઈ** આદિએ પોતાના વિચાર જણાવ્યા, તે અંગે **શ્રીમદ્** પુનઃ બીજા પત્રમાં (અં. ૬૧૭) વિશેષ વિચારની પ્રેરણા કરતાં લખે છે—'એ પ્રશ્નો પર તમને, લહેરાભાઇને તથા શ્રી ડુંગરને વિશેષ વિચાર કર્તવ્ય છે. અન્ય દર્શનમાં જે પ્રકારે કેવળજ્ઞાનાદિનાં સ્વરૂપ કહ્યાં છે, તેમાં અને જૈનદર્શનમાં તે વિષયનાં સ્વરૂપ કહ્યાં છે, તેમાં કેટલોક મુખ્ય ભેદ જોવામાં આવે છે, તે સૌ પ્રત્યે વિચાર થઇ સમાધાન થાય તો આત્માને કલ્યાણના અંગભૂત છે; માટે એ વિષય પર વધારે વિચાર થાય તો સારૂં.'—અત્રે એ વસ્તુ સ્પષ્ટ ધ્યાન ખેંચે છે કે આ વિચારનું સમાધાન **આત્માને કલ્યાણના અંગભૂત છે**, માટે **શ્રીમદ્** આ વિચાર ખાસ પ્રેરે છે; તેમ જ પત્રાંક ૬૨૮માં પણ 'તે પ્રશ્નો પર યથાશક્તિ

અનુપ્રેક્ષા તથા પરસ્પર પ્રશ્નોત્તર **શ્રી ડુંગર** વગેરેએ કરવા યોગ્ય છે' એમ વિશેષપણે પ્રેરે છે. આ પત્રના ઉત્તરમાં **શ્રી સૌભાગ્ય** વગેરેએ પોતાના વિચાર જણાવ્યા છે તેનો ઉલ્લેખ કરી **શ્રીમદ્** પત્રાંક ૬૨૯માં જણાવે છે—'કેવળજ્ઞાન આ કાળમાં હોવા યોગ્ય છે કે કેમ? તેનો ઉત્તર (સૌભાગ્યભાઈએ) એમ લખ્યો કે-'પ્રમાણુથી જોતાં તે હોવાયોગ્ય છે.' એ ઉત્તર પણ સંક્ષેપથી છે; જે પ્રત્યે ઘણો વિચાર કરવા યોગ્ય છે. એ ચોથા પ્રશ્નનો વિશેષ વિચાર થવાને અર્થે તેમાં આટલું વિશેષ ગ્રહણ કરશો કે જે પ્રમાણે જૈનાગમમાં કેવળજ્ઞાન માન્યુ છે અથવા કહ્યું છે તે કેવળજ્ઞાનનું સ્વરૂપ યથાતથ્ય કહ્યું છે એમ ભાસ્યમાન થાય છે કે કેમ? અને તેવું કેવળજ્ઞાન સ્વરૂપ હોય એમ ભાસ્યમાન થતું હોય તો તે સ્વરૂપ આ કાળમાં પણ પ્રગટવા યોગ્ય છે કે કેમ? કિંવા જૈનાગમ કહે છે તેનો હેતુ કહેવાનો જુદો કંઇ છે, અને કેવળજ્ઞાનનું સ્વરૂપ બીજા કોઈ પ્રકારે હોવા યોગ્ય છે તથા સમજવા યોગ્ય છે? આ વાર્ત્તા પર યથાશક્તિ અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે.'

આમ ઊહાપોહાર્થે તત્ત્વજિજ્ઞાસા ઉત્તેજિત કરતી વારંવાર વિચારપ્રેરણા કરી, **સૌભાગ્ય** પરના **પરમ અમૃતપત્ર**માં (અં. ૬૭૯) કેવલજ્ઞાનની અપૂર્વ વ્યાખ્યા પ્રકાશતાં **શ્રીમદ્** સર્વાંગી સમાધાન દર્શાવે છે. પત્રપ્રારંભમાં **શ્રીમદ્** નિરાવરણ જ્ઞાન શું? તેનો પરમ પરમાર્થ પ્રકાશે છે—'**જે જ્ઞાનમાં દેહાદિ અધ્યાસ મટ્યો છે, અને અન્ય પદાર્થને વિષે અહંતામમતા વર્તતાં નથી, તથા ઉપયોગ સ્વભાવમાં પરિણમે છે, અર્થાત્ જ્ઞાનસ્વરૂપપણું ભજે છે, તે જ્ઞાનને નિરાવરણ જ્ઞાન કહેવા યોગ્ય છે.**'—**કેવલજ્ઞાન નિરાવરણ** કહેવાય છે તે પરિપૂર્ણ સત્ય છે, પણ સામાન્યપણે વર્ત્તમાન પ્રરૂપણામાં તેની વ્યાખ્યા મુખ્યપણે જ્ઞેય એવા જગત્‌ને અનુલક્ષીને કરવામાં આવે છે, એટલે આ જ્ઞેયલક્ષી વ્યાખ્યા તો પરલક્ષી છે, અને તે પણ સત્ય છે, છતાં તે પરથી મૂળ જ્ઞાયકલક્ષી–આત્મલક્ષી સ્વલક્ષી વ્યાખ્યા શી છે તેનો ખુલાસો થતો નથી, સર્વ જ્ઞેયને જાણનારા જ્ઞાયક આત્માની સ્વરૂપસ્થિતિ શી છે તે સ્પષ્ટ થતી નથી. તે નિરાવરણ જ્ઞાનને પામેલા કેવલજ્ઞાની ભગવાનની પોતાની આત્માની સ્થિતિ શી છે? તેની જ્ઞાયકલક્ષી–અપૂર્વ આત્મલક્ષી વ્યાખ્યા **પરમ આત્મદૃષ્ટા શ્રીમદે** અત્ર સ્પષ્ટ પ્રકાશી, કેવલજ્ઞાનના પરમાર્થસ્વરૂપ પર–નિશ્ચયસ્વરૂપ પર અપૂર્વ ઉદ્યોત નાંખ્યો છે—અપૂર્વ જ્ઞાનપ્રકાશ રેલાવ્યો છે. **મહાન્ શ્રી કુંદકુંદાચાર્યે** પણ **નિયમસાર** × શાસ્ત્રમાં ગા. ૧૫૯ આદિમાં આવા જ ભાવની વાત **નિશ્ચય–વ્યવહાર**નાં વિભાગથી સ્પષ્ટ પ્રકાશી છે: 'કેવલી ભગવાન્ વ્યવહાર નયથી સર્વ જાણે છે–દેખે છે, નિશ્ચયથી તો કેવલજ્ઞાની આત્માને જાણે છે–દેખે છે. જ્ઞાન પરપ્રકાશ છે તેથી વ્યવહારનયથી દર્શન છે, આત્મા પરપ્રકાશ છે તેથી વ્યવહારનયથી દર્શન છે; જ્ઞાન આત્મપ્રકાશ છે તેથી નિશ્ચયનયથી

---

× "णाण परप्पयास ववहारणयेण दसणं तम्हा ।
अप्पा परप्पयासो ववहारणयेण दसण तम्हा ॥
णाण अप्पपयासं, अप्पा अप्पपयासो तेण ।
अप्पा अप्पपयासो णिच्छयणयेण दंसणं तम्हा ॥" **નિયમસાર**

દર્શન છે, આત્મા આત્મપ્રકાશ છે તેથી નિશ્ચયનયથી દર્શન છે.' આ નિશ્ચય-વ્યવહારની વાતમાં મુખ્ય એવી જે નિશ્ચય-પરમાર્થ-તત્ત્વની વાત વર્તમાનમાં પ્રાયે લગભગ ભૂલાઈ ગયા જેવી થઇ ગઇ હતી, પ્રાયે વિસર્જન જેવી થઈ ગઇ હતી, તેને **શ્રીમદે** અત્ર પુનરુજ્જીવિત કરેલી પ્રત્યક્ષ થાય છે. આવી **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાનીની આ શાસ્ત્રપ્રમાણુ અપૂર્વ વાણીનો ભેદ તીવ્ર મુમુક્ષુ વિના-મહાબુદ્ધિમાન્ સુબુદ્ધિ વિના કોણ પામી શકે? કોણ ગ્રહી શકે? જેની બુદ્ધિની મંદતા-જડતા છે એવા અબુદ્ધિ વા દુર્બુદ્ધિ જન કેમ પામી શકે? કેમ ગ્રહી શકે?

પત્રપ્રારંભે આટલો સામાન્ય નિર્દેશ કરી, **સૌભાગ્યની** પૃચ્છાના ઉત્તરમાં **શ્રીમદ્** જણાવે છે કે મતિ-શ્રુત આદિ **જ્ઞાનના પંચ પ્રકાર સાચા** છે-ખરેખરા છે-પરમાર્થ-સત્ છે, કલ્પનારૂપ-ઉપમાવાચક નથી; પણ વર્તમાનમાં આત્મચારિત્રની તેવી તથારૂપ વિશુદ્ધિના અભાવે તે ખાસ દેખાતા નથી તેથી તે નથી એમ નથી, પણ ખરેખર પરમાર્થસત્ છે.-એમ સ્પષ્ટ ઉદ્દ્ઘોષણા કરે છે—

'જિનાગમમાં મતિ શ્રુત આદિ જ્ઞાનના પંચ પ્રકાર કહ્યા છે. તે જ્ઞાનના પ્રકાર સાચા છે, ઉપમાવાચક નથી, અવધિ, મનઃપર્યવાદિ જ્ઞાન વર્તમાનકાળમાં વ્યવચ્છેદ જેવાં લાગે છે, તે પરથી તે જ્ઞાન ઉપમાવાચક ગણવાં યોગ્ય નથી. એ જ્ઞાન મનુષ્ય જીવોને ચારિત્રપર્યાયની વિશુદ્ધ તારતમ્યતાથી ઉપજે છે. વર્તમાનકાળમાં તે વિશુદ્ધ તારતમ્યતા પ્રાપ્ત થવી દુલ્લભ છે; કેમકે કાળનું પ્રત્યક્ષ સ્વરૂપ ચારિત્રમોહનીય આદિ પ્રકૃતિના વિશેષ બળસહિત વર્તતું જોવામાં આવે છે. સામાન્ય આત્મચારિત્ર પણ કોઈક જીવને વિષે વર્તવા યોગ્ય છે, તેવા કાળમાં તે જ્ઞાનીની લબ્ધિ વ્યવચ્છેદ જેવી હોય એમાં કંઇ આશ્ચર્ય નથી. તેથી તે જ્ઞાન ઉપમાવાચક ગણવાયોગ્ય નથી. આત્મસ્વરૂપ વિચારતાં તો તે જ્ઞાનનું કંઈ પણ અસંભવિતપણું દેખાતું નથી. સર્વ જ્ઞાનની સ્થિતિનું ક્ષેત્ર આત્મા છે, તો પછી અવધિ, મનઃપર્યવાદિ જ્ઞાનનું ક્ષેત્ર આત્મા હોય એમાં સંશય કેમ ઘટે?'

આ પરમ અર્થગંભીર શબ્દો પરથી સમજાય છે કે-અવધિ આદિ જ્ઞાન આત્મ-ચારિત્રની વિશુદ્ધિને આધીન છે,—આટલા વર્ષનો દ્રવ્ય દીક્ષાપર્યાય થયો એવા કહેવાતા ચારિત્રપર્યાયને આધીન નહિ, પણ આત્માના શુદ્ધતારૂપ—નિષ્કષાયતારૂપ ચારિત્રપર્યાયને આધીન છે. જેમ જેમ સંજ્વલનાદિ કષાયની ન્યૂનતા થતી જાય-કષાયની માત્રા ઘટતી જાય, તેમ તેમ આત્મચારિત્રની વિશુદ્ધિ વધતી જાય અને તેવી તથારૂપ આત્મવિશુદ્ધિ થાય તો તે જ્ઞાન પ્રગટે. આવું વ્રતીના-આત્મચારિત્રીના સ્વરૂપનું જેને ભાન નથી એવાઓને તો આ આત્મવિશુદ્ધિનું ને તેને આધીન તે તે જ્ઞાનનું સ્વપ્નું પણ ક્યાંથી હોય? પણ અત્યંત નિષ્કષાયતાને-વીતરાગતાને પામેલો **શ્રીમદ્**નો દિવ્ય આત્મા તો તેવી આત્મચારિત્રવિશુદ્ધને પામ્યો છે, એટલે જ આત્મઅનુભવના પરમ નિશ્ચયબળથી આ મહાન્ આત્મચારિત્રીના આ અનુભવવચન નિકળ્યા છે; અને આ અવધિ આદિ 'વ્યવચ્છેદ જેવાં લાગે છે' 'સર્વ જ્ઞાનનું ક્ષેત્ર આત્મા છે માટે એમાં કંઇ પણ સંશય નથી' એમ પાંચે જ્ઞાનની સત્યતા માટે આ મહાન્ અનુભવજ્ઞાનીએ આવો પરમ આત્મનિશ્ચયાત્મક ઉત્તર આપ્યો છે; અને એટલે જ શાસ્ત્રના

યથાસ્થિત-જેમ છે તેમ પરમાર્થના અજ્ઞ જીવો તેની વ્યાખ્યા કદાચ વિરોધવાળી કરતા હોય પણ આ જ્ઞાન તો સાચાં જ છે અને તેનો સંભવ પણ પૂરેપૂરો જ છે,-એમ આ મહાન્ આત્મદ્રષ્ટા સ્પષ્ટ ઉદ્ઘોષે છે—'યદ્યપિ શાસ્ત્રના યથાસ્થિત પરમાર્થના અજ્ઞ જીવો તેની વ્યાખ્યા જે પ્રકારે કરે છે, તે વ્યાખ્યા વિરોધવાળી હોય, પણ પરમાર્થે તે જ્ઞાનનો સંભવ છે. જિનાગમમાં તેની જે પ્રકારના આશયથી વ્યાખ્યા કહી હોય તે વ્યાખ્યા અને અજ્ઞાની જીવો આશય જાણ્યા વિના જે વ્યાખ્યા કરે તેમાં મોટો ભેદ હોય એમાં આશ્ચર્ય નથી, અને તે ભેદને લીધે તે જ્ઞાનના વિષય માટે સંદેહ થવા યોગ્ય છે, પણ આત્મદ્રષ્ટિએ જોતાં તે સંદેહનો અવકાશ નથી.' આમ કેવળજ્ઞાનપર્યંતના પંચ જ્ઞાન માટે પોતાનો કેવો નિઃસંદેહ પરમ અદ્ભુત આત્મનિશ્ચય **શ્રીમદે** અત્ર પ્રકાશ્યો છે!

હવે કેવળજ્ઞાનના સૂક્ષ્મતમ સ્વરૂપની મીમાંસા કરતાં **પરમ મહામતિ શ્રીમદ્**, એક સમયનું એક પરમાણુનું અને એક પ્રદેશનું જેને જ્ઞાન થાય તેને કેવળજ્ઞાન પ્રગટે એમ કહ્યુ છે તે સત્ય છે, એમ વચનટંકાર કરી, એ શાસ્ત્રવાર્તાનું અત્યારસુધીમાં પ્રાયે પૂર્વે ન પ્રકાશાયુ હોય એવું અપૂર્વ તત્ત્વરહસ્ય પ્રકાશે છે—

'કાળનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગ સમય છે, રૂપી પદાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગ પરમાણુ છે, અને અરૂપી પદાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગ પ્રદેશ છે. એ ત્રણે એવા સૂક્ષ્મ છે કે અત્યંત નિર્મળ જ્ઞાનની સ્થિતિ તેનાં સ્વરૂપને ગ્રહણ કરી શકે. સામાન્ય પણે સંસારી જીવોનો ઉપયોગ અસંખ્યાતસમયવર્તિ છે, તે ઉપયોગમાં સાક્ષાત્પણે એક સમયનું જ્ઞાન સંભવે નહીં; જો તે ઉપયોગ એકસમયવર્તિ અને શુદ્ધ હોય તો તેને વિષે સાક્ષાત્પણે સમયનું જ્ઞાન થાય. તે ઉપયોગનું એકસમયવર્ત્તિપણું કષાયાદિના અભાવે થાય છે, કેમકે કષાયાદિયોગે ઉપયોગ મૂઢતાદિ ધારણ કરે છે, તેમ જ અસંખ્યાત સમયવર્ત્તિપણુ ભજે છે; તે કષાયાદિના અભાવે એકસમયવર્ત્તિપણું થાય છે; અર્થાત્ કષાયાદિના યોગે તેને અસંખ્યાત સમયમાંથી એક સમય જૂદો પાડવાનું સામર્થ્ય નહોતું તે કષાયાદિને અભાવે એક સમય જૂદો પાડીને અવગાહે છે. ઉપયોગનું એકસમયવર્ત્તિ પણુ કષાયરહિતપણું થયા પછી થાય છે. માટે એક સમયનું, એક પરમાણુનુ, અને એક પ્રદેશનું જેને જ્ઞાન થાય તેને કેવળજ્ઞાન પ્રગટે એમ કહ્યુ છે તે સત્ય છે. કષાયરહિતપણા વિના કેવળજ્ઞાનનો સંભવ નથી, અને કષાયરહિતપણા વિના ઉપયોગ એક સમયને સાક્ષાત્પણે ગ્રહણ કરી શકતો નથી, માટે એક સમયને ગ્રહણ કરે તે સમયે અત્યંત કષાયરહિતપણુ જોઈએ, અને જ્યા અત્યંત કષાયનો અભાવ હોય ત્યા કેવળજ્ઞાન હોય છે, માટે એ પ્રકારે કહ્યુ કે એક સમય, એક પરમાણુ અને એક પ્રદેશનો જેને અનુ ભવ થાય તેને કેવળજ્ઞાન પ્રગટે. જીવને વિશેષ પુરુષાર્થને અર્થે આ એક સુગમ સાધનનો જ્ઞાનીપુરુષે ઉપદેશ કર્યો છે સમયની પેઠે પરમાણુ અને પ્રદેશનું સૂક્ષ્મપણું હોવાથી ત્રણે સાથે ગ્રહણ કર્યા છે. અંતર્વિચારમાં વર્ત્તવાને અર્થે જ્ઞાનીપુરુષોએ અસંખ્યાત યોગ કહ્યા છે; તે મધ્યેનો એક આ વિચારયોગ કહ્યો છે એમ સમજવા યોગ્ય છે.'

તાત્પર્ય કે-સમય, પરમાણુ, પ્રદેશ એ સૂક્ષ્મતમ ભાવોને એકસમયવર્તી નિષ્કષાય

એમ વિચારતાં આત્મદશા વિશેષપણું ભજે, એ પ્રમાણે આ પ્રશ્નના સમાધાનનો સંક્ષેપ આશય છે.

**જેમ બને તેમ જગતના જ્ઞાનપ્રત્યેનો વિચાર છોડી સ્વરૂપજ્ઞાન થાય તેમ કેવળજ્ઞાનનો વિચાર થવા અર્થે પુરુષાર્થ કર્ત્તવ્ય છે. જગતનું જ્ઞાન થવું તેનું નામ કેવળજ્ઞાન મુખ્યાર્થપણે ગણવાયોગ્ય નથી.** જગતના જીવોને વિશેષ લક્ષ થવા અર્થે વારંવાર જગતનું જ્ઞાન સાથે લીધું છે; અને તે કંઈ કલ્પિત છે એમ નહીં; પણ તે પ્રત્યે અભિનિવેશ કરવાયોગ્ય નથી. આ ઠેકાણે વિશેષ લખવાની ઇચ્છા થાય છે, અને તે રોકવી પડે છે, તો પણ સંક્ષેપમાં ફરી લખીએ છૈયે.

**આત્માને વિષેથી સર્વપ્રકારનો અન્ય અધ્યાસ ટળી સ્ફટિકની પેઠે આત્મા અત્યંત શુદ્ધતા ભજે તે કેવળજ્ઞાન છે, અને જગતજ્ઞાનપણે તેને વારંવાર જિનાગમમાં કહ્યું છે, તે માહાત્મ્યથી કરી બાહ્યદૃષ્ટિ જીવો પુરુષાર્થમાં પ્રવર્ત્તે તે હેતુ છે.'**

સર્વકાળના સર્વ મુમુક્ષુઓ સાંભળે એવી આ બુલંદ ઉદ્ઘોષણામાં **શ્રીમદે** કેવળજ્ઞાનના અનુપમ સ્વરૂપ પર કેવો અપૂર્વ અલૌકિક પ્રકાશ નાંખ્યો છે!

આ સર્વસમાધાનકારી અમૃતપત્ર પછી **સૌભાગ્ય** પરના બીજા પત્રમાં પણ આ બા. નિશ્ચય–વ્યવહારના સાપેક્ષપણાથી **સૌભાગ્યના** અભિપ્રાયનો ઉલ્લેખ કરી સર્વથા અવિરોધ આવે એમ ઊહાપોહાર્થે **શ્રીમદ્** પુનઃ કંઇક સ્પષ્ટતાથી લખે છે, (તેનો અત્ર સ્થળસંકોચથી વિસ્તાર કરી શકાય એમ નથી), અને તેમાં સ્પષ્ટ જણાવે છે કે–'જે લખ્યુ છે તે ઉપકાર દૃષ્ટિથી લખ્યુ છે એમ લક્ષ રાખશો'. અર્થાત્ આ લખ્યુ છે તે કાંઈ ચર્ચા કરવાની દૃષ્ટિથી લખ્યુ નથી, પણ શાસ્ત્રનો યથાસ્થિત પરમાર્થ વિચારવાની દૃષ્ટિથી અને તે પણ આત્માર્થ–આત્મકલ્યાણ થાય એવી કેવળ **ઉપકારદૃષ્ટિથી** જ; શાસ્ત્રને ઉત્થાપવા અર્થે નહિં, પણ શાસ્ત્રઅર્થને સમ્યક્ અર્થમાં–સમર્થ અર્થમાં સંસ્થાપવા અર્થે; વિરોધને અર્થે નહિં, પણ જિનાગમોક્ત વસ્તુ સુયુક્તિયુક્તપણે સિદ્ધ થઈ વિરોધ દૂર કરવા અર્થે; સર્વથા અવિરોધપણે શાસ્ત્રનો પરમાર્થ યથાસૂત્ર સાંગોપાંગ સકલ અવિકલપણે સુપ્રતિષ્ઠાપિત થાય એ અર્થે.

અને **કેવલજ્ઞાનના સર્વભાવવિષયકપણાની** અનુભવસિદ્ધ જે પરમયુક્તિયુક્ત પરમ રહસ્યભૂત પરમાર્થઘટના **શ્રીમદે** અપૂર્વ ચમત્કૃતિયુક્ત યુક્તિથી દાખવી છે, તે તો પરમ જગદુપકારી **શ્રીમદ્**ના અસાધારણ જ્ઞાનબળનો અદ્ભુત ચમત્કાર દાખવે છે, એટલું જ નહિં પણ આ બા.માં પૂર્વે પ્રાયે ન દાખવાયો હોય એવો અપૂર્વ અનન્ય બુદ્ધિપ્રભાવ દાખવે છે. આત્મા પર સ્પષ્ટ ઉતારી બતાવતી આ માત્ર ઋજુબુદ્ધિ–સૂક્ષ્મબુદ્ધિગ્રાહ્ય અનેક યુક્તિઓ **શ્રીમદે** અન્યત્ર ઘણે સ્થળે પ્રદર્શિત કરી છે. (તે વિસ્તારભયથી અત્ર આપતા નથી.) અત્રે કોઈ ઋજુમતિ–ઋજુપરિણામી વિરલા જ સમજી શકે એવો માત્ર સૂક્ષ્મબુદ્ધિગ્રાહ્ય કેવો અદ્ભુત ગૂઢ પરમાર્થ સમાવ્યો છે! તે દેખી ખરેખર! આશ્ચર્યથી દિંગ થઈ જવાય છે.

આમ આગમોક્ત વસ્તુને કોઈ ઓર સન્ન્યાયસંપન્ન સુયુક્તિયુક્તપણે સુપ્રતિષ્ઠાપિત કરનારા **પરમ સન્મતિ શ્રીમદ્**ની આ અનુભવસિદ્ધ પરમાર્થઆશય પ્રકાશનારી અદ્ભુત યુક્તિ ખરેખર! સૂક્ષ્મબુદ્ધિમાન્ મહામતિ મહાજનો સમજી શકે છે અને **પરમમતિ શ્રીમદ્**ની પરમબુદ્ધિ માટે ધન્ય! ધન્ય! પોકારે છે.

અને આમ કેવલજ્ઞાનની અપૂર્વ પરમાર્થઘટના કરતી **અલૌકિક પરમાર્થવ્યાખ્યા** પ્રકાશી પરમપ્રજ્ઞાનિધાન સન્મતિ **શ્રીમદે** કેવલજ્ઞાનનો પરમ પરમાર્થમહિમાતિશય વ્યંજિત કર્યો છે; **સર્વજ્ઞતત્ત્વના સર્વભાવવિષયકપણાની** પરમાર્થઘટના કોઈ ઓર અદ્ભુત શૈલીથી કરી દેખાડી **સર્વજ્ઞદેવ**ના દિવ્ય આત્માની પરમ આત્મવિભૂતિનો પરમ મહાપ્રભાવ જગતમાં ઉદ્યોતિત કર્યો છે. સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી, સર્વ ભાવથી આત્યંતિક નિવૃત્તિ કરી ભગવાન્ સર્વજ્ઞદેવ નિજ સહજાત્મસ્વરૂપમાં શાશ્વતપણે સુસ્થિત થયા, અસંગ ચૈતન્યમાં લીન થયા, એ જ આ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ કેવલજ્ઞાની ભગવાનના દિવ્ય આત્માનો પારમાર્થિક-આધ્યાત્મિક પરમ મહિમાતિશય છે. કેવલજ્ઞાનના -સર્વજ્ઞપણાના આ મુખ્ય પરમાર્થઅર્થ-નિશ્ચયઅર્થ પર સવિશેષ ભાર મૂકી, **જ્ઞાનાવતાર શ્રીમદે** આ વ્યાખ્યાને અનંતગુણવિશિષ્ટ ઉચ્ચભૂમિકા પર મૂકી દીધી છે,-એ માટે જગત્ આ **પરમઆત્મદ્રષ્ટા**નું ઋણી છે. **શ્રીમદ્** સર્વજ્ઞતત્ત્વને પૂર્ણપણે માને છે-જગતમાં બીજો કોઈ પણ માનતો હોય તેના કરતાં અનંતગુણવિશિષ્ટ બળવાનપણે માને છે. સર્વજ્ઞ ભગવાનની પરમતત્ત્વભક્તિ તો **શ્રીમદ્**ના આત્મપ્રદેશે-પ્રદેશે ટંકોત્કીર્ણપણે અંકિત છે. તેની સાક્ષી તેમના આ વચનામૃતો જ પૂરે છે:

'સર્વજ્ઞ શબ્દ સમજાવો બહુ ગૂઢ છે. (અં. ૭૧૪). જે ચેતન જડ ભાવો, અવલોક્યા છે મુનીંદ્ર સર્વજ્ઞે; તેવી અંતર આસ્થા, પ્રગટયે દર્શન કહ્યું છે તત્ત્વજ્ઞે. (અં. ૭૨૪). સર્વજ્ઞના જ્ઞાનમા ભાસ્યમાન તત્ત્વોની સમ્યક્પ્રતીતિ થવી તે સમ્યક્દર્શન છે. સર્વજ્ઞદેવ, નિર્ગ્રંથગુરુ અને સર્વજ્ઞોપદિષ્ટ ધર્મની પ્રતીતિથી તત્ત્વપ્રતીતિ પ્રાપ્ત થાય છે. સર્વ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, સર્વમોહ અને સર્વવીર્યાદિ અંતરાયનો ક્ષય થવાથી આત્માનો સર્વજ્ઞ વીતરાગ સ્વભાવ પ્રગટે છે. (અં. ૭૬૨). સર્વજ્ઞે કહેલું ગુરુઉપદેશથી આત્માનું સ્વરૂપ જાણીને, સુપ્રતીત કરીને તેનું ધ્યાન કરો. (અં. ૭૬૩). સર્વજ્ઞપદનું ધ્યાન કરો. (હાથનોંધ ૨-૨). સર્વજ્ઞદેવ. નિર્ગ્રંથગુરુ. ઉપશમમૂળ ધર્મ. ઇ. (હા. નોં. ૩-૩). ૐ નમઃ સર્વજ્ઞ-વીતરાગદેવ. (સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો સર્વ પ્રકારે જાણનાર રાગ-દ્વેષાદિ સર્વ વિભાવ જેણે ક્ષીણ કર્યા છે તે ઈશ્વર.) તે પદ મનુષ્યદેહને વિષે સંપ્રાપ્ત થવા યોગ્ય છે. સંપૂર્ણ વીતરાગ થાય, તે **સંપૂર્ણ** સર્વજ્ઞ થાય. સંપૂર્ણ વીતરાગ થઈ શકાય એવા હેતુઓ સુપ્રતીત થાય છે. (હા. નોં -૩-૧૬); સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વપ્રકારે અપ્રતિબંધ થઈ નિજ સ્વરૂપમાં સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કાર. જેને કંઈ પ્રિય નથી, જેને કંઇ અપ્રિય નથી, જેને કોઈ શત્રુ નથી, જેને કોઈ મિત્ર નથી, જેને માન-અપમાન. લાભ-અલાભ, હર્ષ-શોક, જન્મ-મૃત્યુ આદિ દ્વંદ્વનો અભાવ થઈ જે શુદ્ધ ચૈતન્યને વિષે સ્થિતિ પામ્યા છે,

શુદ્ધ ઉપયોગ જ ગ્રહણ કરી શકે; ઉપયોગનું એકસમયવર્તિપણું કષાયાદિના અભાવે જ થાય છે અને કષાયાદિના અભાવે જ કેવલજ્ઞાનનું પ્રગટવાપણું થાય છે. આમ બધી શાસ્ત્રોક્ત વાતનો સુમેળ મળી જાય એવી પરમ યુક્તિયુક્ત પરમ વિશદ વિચારણા **પરમ મહામતિ શ્રીમદે** અત્ર પ્રકાશી છે. ખરેખર! **પરમ સૂક્ષ્મ બુદ્ધિના મહાસાગર મહાબુદ્ધિનિધાન સન્મતિ શ્રીમદે** અત્ર પ્રકાશેલી સૂક્ષ્મ તત્ત્વમીમાંસા મહાસૂક્ષ્મ બુદ્ધિ ધરાવનારા મહામતિ જનો ગ્રહણ કરી શકે એવી છે, તે મંદબુદ્ધિ-જડબુદ્ધિ એવા અબુદ્ધિ-દુર્બુદ્ધિ જનો કેમ ગ્રહણ કરી શકે?

આવા આ મહાસૂક્ષ્મબુદ્ધિગમ્ય **કેવલજ્ઞાનના** સ્વરૂપનો વિચાર દુર્ગમ્ય છે, અને ભૂત-ભવિષ્યનું જ્ઞાન ન થાય એવી માન્યતા કરવી યોગ્ય નથી, અર્થાત્ ભૂત-ભવિષ્યનું યથાર્થ જ્ઞાન વિરલ પુરુષોને વિશુદ્ધ ચારિત્રતારતમ્યે થવા યોગ્ય છે, એમ બુલંદ નાદથી **શ્રીમદ્** ઉદ્ઘોષે છે—'કેવળજ્ઞાનના સ્વરૂપનો વિચાર દુર્ગમ્ય છે, × × અને ભૂતભવિષ્યનું કંઈ પણ જ્ઞાન કોઈને ન થાય એવી માન્યતા કરવી ઘટતી નથી. ભૂતભવિષ્યનું યથાર્થ જ્ઞાન થવાયોગ્ય છે, પણ તે કોઇક વિરલા પુરુષોને અને તે પણ વિશુદ્ધ ચારિત્રતારતમ્યે. એટલે તે સંદેહરૂપ લાગે છે, કેમકે તેવી વિશુદ્ધ ચારિત્રતારતમ્યતા વર્ત્તમાનમાં અભાવ જેવી વર્તે છે.'—ભૂત-ભવિષ્યનું જ્ઞાન થઇ શકે છે એમ સ્પષ્ટ કથતા **શ્રીમદ્**ના આ વચન એટલા બધા સ્પષ્ટ છે કે કોઇ પણ મૂઢબુદ્ધિ તેનો વિપર્યસ્ત અર્થ કરી શકે એમ નથી. ભૂત-ભવિષ્યના જ્ઞાનનો નિષેધ કરવાની વાત તો દૂર રહી, પણ **શ્રીમદ્** તો તે નિષેધ કરનારનો જ નિષેધ કરે છે, અર્થાત્ કેવળજ્ઞાનથી ભૂત-ભવિષ્યાદિ અવશ્ય જાણી શકાય છે એવું સ્પષ્ટ વિધાન કરે છે. આમ છતાં ભુત-ભવિષ્યને જાણવું એ કેવળજ્ઞાનની મુખ્ય વ્યાખ્યા નથી, **મુખ્ય વ્યાખ્યા તો આત્મસ્થિતિ અને આત્મસમાધિ** છે, એમ ગૌણ-પ્રધાનભાવથી આ વ્યાખ્યાનો સ્પષ્ટ પરમાર્થઆશય **શ્રીમદ્** ઉદ્ઘોષે છે—'કેવળજ્ઞાનનો અર્થ વર્ત્તમાનમાં શાસ્ત્રવેત્તા માત્ર શબ્દબોધથી જે કહે છે, તે યથાર્થ નથી એમ શ્રી ડુંગરને લાગતું હોય તો તે સંભવિત છે; વળી ભૂતભવિષ્ય જાણવું એનું નામ કેવળજ્ઞાન છે, એવી વ્યાખ્યા મુખ્યપણે શાસ્ત્રકારે પણ કહી નથી. જ્ઞાનનું અત્યંત શુદ્ધ થવું તેને કેવળજ્ઞાન જ્ઞાની પુરુષોએ કહ્યું છે, અને તે જ્ઞાનમાં મુખ્યતો આત્મસ્થિતિ અને આત્મસમાધિ કહ્યાં છે.'

આમ **કેવલજ્ઞાનની મુખ્ય વ્યાખ્યા** તો સ્વલક્ષી-**આત્મલક્ષી છે**—જ્ઞાયકલક્ષી છે, ગૌણ વ્યાખ્યા પરલક્ષી-જગત્‌લક્ષી-જ્ઞેયલક્ષી છે. શાસ્ત્રના માત્ર શબ્દને (Letters) પકડનારા જનો શાસ્ત્રના મુખ્ય પરમાર્થઆશયને (Spirit) સમજતા નથી વા જાણતા નથી, એટલે પોતાની સમજફેરને લઇ મુખ્ય વ્યાખ્યાને ગૌણ ને ગૌણ વ્યાખ્યાને મુખ્ય બનાવી દે છે, એ એમની બુદ્ધિનો જ દોષ છે, પરમ નિર્દોષ શાસ્ત્રકારનો દોષ નથી. **અપૂર્વ જ્ઞાન-ઉદ્યોત રેલાવતા શ્રીમદે** કેવળજ્ઞાનની મુખ્ય વ્યાખ્યાને મુખ્ય અને ગૌણને ગૌણ એમ યથાસ્થાને યથાસ્થિતપણે મૂકી, કેવળજ્ઞાનની અપૂર્વ વ્યાખ્યાને અનંતગુણ-વિશિષ્ટ ઉચ્ચભુમિકા પર મૂકી દીધી છે, શાસ્ત્રકારના પરમાર્થઆશયને અવિરોધપણે

સુપ્રતિષ્ઠાપિત કરે એવી અનન્ય ક્રાંતિકારી વ્યાખ્યા પ્રકાશી છે, જ્ઞેયલક્ષી થઈ ગયેલા લોકોનું આ જ્ઞાયકલક્ષી મુખ્ય અલૌકિક વ્યાખ્યા પ્રત્યે લક્ષ ખેંચી–કેન્દ્રિત કરાવી **જગત્ પર અપાર ઉપકાર** કર્યો છે. નિશ્ચય–વ્યવહારના અવિરોધપણે શાસ્ત્રવ્યાખ્યાને સાંગોપાંગ સકલ અવિકલપણે સુપ્રતિષ્ઠાપિત કરતી આ અલૌકિક મૌલિક–મૂળભૂત વ્યાખ્યાને સર્વ કોઈ સુજ્ઞ સુબુદ્ધિજન આનંદના પોકારોથી વધાવી લ્યે છે, સર્વ કાળના સર્વ મુમુક્ષુજન **શ્રીમદ્**ના આ અપૂર્વ માર્ગદર્શન કરતા અમૃત વચનામૃતને પરમ પ્રેમથી અભિનંદે છે, ને પોકારે છે કે વાહ રાજચંદ્ર! ધન્ય રાજચંદ્ર! ખરેખર! આ વ્યાખ્યાનો પરમાર્થઆશય ઘણો ઘણો મહાન્ છે. તે તો જેમ જેમ ઊંડા ઉતરી અવગાહન કરાય તેમ તેમ સમજાય છે, પણ આ વ્યાખ્યા લક્ષમાં રાખવાથી સામાન્યપણે એટલું તો અવશ્ય થાય જ છે કે–આપણા પરમ આરાધ્ય કેવલજ્ઞાની ભગવાન્ પોતે મુખ્યપણે તો જ્ઞાયકભાવમાં જ સુસ્થિત સતા સકલ જ્ઞેયને દેખે છે, માટે અમારે જ્ઞેય-લક્ષી દૃષ્ટિ પ્રત્યે ન જતાં મુખ્યપણે જ્ઞાયકલક્ષી દૃષ્ટિ જ કરવા યોગ્ય છે, જ્ઞાયક એવા આત્મા પ્રત્યે જ દૃષ્ટિ કેન્દ્રિત કરવા યોગ્ય છે, કે જેથી સર્વ જ્ઞેય આપોઆપ એમાં જણાશે. જ્ઞેયલક્ષી દૃષ્ટિમાં બુદ્ધિ બહિર્મુખ થઈ બ્હાર દોડે છે, જ્ઞાયકલક્ષી દૃષ્ટિમાં બુદ્ધિ અંતર્મુખ થઈ અંતરાત્મમાં જોડે છે. માટે **પરમ આત્મદ્રષ્ટા શ્રીમદે** દર્શાવેલી આ આરાધ્ય દેવની શુદ્ધઆત્મદશા દર્શાવતી કેવલજ્ઞાનવ્યાખ્યા પરમ પરમ પરમ ઉપકારી છે એમ કોઇ પણ સદ્બુદ્ધિ મુમુક્ષુ આત્માર્થીનો અંતરાત્મા પોકારી ઊઠે છે.

આમ જો કેવળજ્ઞાનની મુખ્ય વ્યાખ્યા આ છે તો પછી જગત્નું જ્ઞાન શા માટે કહ્યું છે? તેનો સ્પષ્ટ ખુલાસો કરતા **શ્રીમદ્** અત્ર પત્રમા પ્રકાશે છે કે તેથી આત્મ-સામર્થ્ય સમજાય તે અર્થે તેમ કહ્યું છે—'જગતનું જ્ઞાન થવું એ આદિ કહ્યું છે, તે અપૂર્વ વિષયનું ગ્રહણ સામાન્ય જીવોથી થવું અશકય જાણીને કહ્યું છે, કેમકે જગતના જ્ઞાન પર વિચાર કરતાં કરતા આત્મસામર્થ્ય સમજાય.' માટે કેવળજ્ઞાન નથી એમ નથી, કેવળજ્ઞાન અવશ્ય છે એ કથે છે—'એકાંત કેવળજ્ઞાનનો શ્રી ડુંગર નિષેધ કરે તો તે આત્માનો નિષેધ કરવા જેવું છે. લોકો હાલ કેવળજ્ઞાનની જે વ્યાખ્યા કરે છે, તે કેવળજ્ઞાનની વ્યાખ્યા વિરોધવાળી દેખાય છે, એમ તેમને લાગતું હોય તો તે પણ સંભવિત છે. કેમકે માત્ર જગતજ્ઞાન તે કેવલજ્ઞાનનો વિષય વર્તમાન પ્રરૂપણામા ઉપદેશાય છે' અર્થાત્ કેવળજ્ઞાનનો નિષેધ છે જ નહીં, જગતજ્ઞાનનો પણ નિષેધ છે જ નહીં, પણ મુક્તકંઠે સ્વીકાર છે, નિષેધ છે **'માત્ર'**–કેવળ એકાંતે કહેવાનો. સર્વ વિરોધોનુ શમન કરે એવો અપૂર્વ સમાધાનસમુચ્ચયાર્થ અત્ર આ અમૃતપત્રના અંતે લખતાં **શ્રીમદ્** આ અમર ઉદ્ઘોષણા કરે છે—

**'આત્મા જ્યારે અત્યંત શુદ્ધજ્ઞાનસ્થિતિ ભજે, તેનું નામ કેવળજ્ઞાન મુખ્યપણે છે, સર્વ પ્રકારના રાગદ્વેષનો અભાવ થયે અત્યંત શુદ્ધજ્ઞાનસ્થિતિ પ્રગટવાયોગ્ય છે, તે સ્થિતિમાં જે કંઇ જાણી શકાય તે કેવળજ્ઞાન છે. અને તે સંદેહયોગ્ય નથી.** × × જગતના જ્ઞાનનો લક્ષ મૂકી શુદ્ધ આત્મજ્ઞાન તે કેવળજ્ઞાન છે,

પામે છે અને પામશે તેમનું અતિ ઉત્કૃષ્ટ પરાક્રમ સાનંદાશ્ચર્ય ઉપજાવે છે. (અં. ૮૩૩). અહો! સર્વોત્કૃષ્ટ શાંત રસમય સન્માર્ગ—અહો! તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવ—અહો! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો એવા પરમકૃપાળુ સદ્ગુરુદેવ—આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો.' (હાથનોંધ, ૩. ૨૩). ઇત્યાદિ.

આમ આંધળો પણ દેખી શકે ને બ્હેરો પણ સાંભળી શકે એવા બુલંદ નાદથી જગત્માં **સર્વજ્ઞનો જયજયકાર ઉદ્ઘોષનારા શ્રીમદ્**ની અનન્યસર્વજ્ઞ ભક્તિ દાખવનારા સેંકડો ઉલ્લેખો **શ્રીમદ્**ના વચનામૃતમાં સ્થળે સ્થળે દષ્ટિગોચર થાય છે; છતાં કોઇ તે કદાચ ન સમજી શકે તો તે તેની દૃષ્ટિનો જ દોષ છે, બાકી જેના હૃદયમાં જ્ઞાનની દીવાળી પ્રગટી છે તે તો આ અલૌકિક વસ્તુ શીઘ્ર સમજી જઈ આશ્ચર્યથી દિંગ થઈ જાય છે, અને અહો ભક્તિ! અહો ભક્તિ! ધન્ય ભક્તિ! ધન્ય ભક્તિના ઉદ્ગારો કાઢે છે.

આવા સર્વજ્ઞતત્ત્વ પ્રત્યે આવા અનન્ય ભક્તિ દાખવનારા **શ્રીમદે** ઉપરમાં જે કેવલજ્ઞાનની પરમાર્થ વ્યાખ્યા સંબંધી **સૂક્ષ્મતમ મીમાંસા** કરી છે, તેની ઓર પુષ્ટિ કરનારા ઉલ્લેખો એમના બીજા અમૃતપત્રોમાં પણ પ્રાપ્ત થાય છે પત્રાંક ૭૧૦ માં **શ્રીમદે** આત્માના સ્વરૂપનું સૂક્ષ્મતમ મીમાસન કર્યું છે. તેમાં આ મહાન્ સૂત્રો પ્રકાશતા જણાવ્યુ છે કે—'જ્ઞાનાપેક્ષાએ સર્વવ્યાપક, સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છું એમ વિચારવું, ધ્યાવવું. ×× નિજ સ્વભાવજ્ઞાનમાં કેવળ ઉપયોગે, તન્મયાકાર, સહજ સ્વભાવે, નિર્વિકલ્પપણે આત્મા પરિણમે તે કેવળજ્ઞાન છે. ×× કેવળ સ્વભાવપરિણામી જ્ઞાન તે કેવળજ્ઞાન છે....કેવળજ્ઞાન છે.' અર્થાત્ નિજ સ્વભાવ—આત્મસ્વભાવના જ્ઞાનમાં 'કેવળ'—માત્ર ઉપયોગે, કેવળ—માત્ર આત્મસ્વભાવના જ્ઞાનમાં જ ઉપયોગે તન્મયાકાર—તે કેવળજ્ઞાનમયાકારે—કેવળજ્ઞાનસ્વરૂપે, સહજ સ્વભાવે—કંઇપણ પ્રયાસ વગરના નિઃપ્રયાસ સહજ સ્વભાવભૂતપણે, નિર્વિકલ્પપણે—કેવલજ્ઞાન સિવાય બીજો કોઈ વિકલ્પ જ્યાં છે નહિં એવા વિકલ્પરહિતપણે આત્મા પરિણમે તે કેવળજ્ઞાન છે. કેવી અદ્ભુત વિશદ વ્યાખ્યા છે! તેમજ પત્રાંક ૭૧૪માં પણ તે જ ભાવની વ્યાખ્યા પ્રકાશે છે—'સામાન્ય વિશેષ ચૈતન્યાત્મદષ્ટિમાં પરિનિષ્ઠિત શુદ્ધ કેવળજ્ઞાન'—સામાન્ય-વિશેષ—દર્શન—જ્ઞાનરૂપ ચૈતન્યાત્મ—ચૈતન્યાકાર—ચૈતન્યરૂપ દષ્ટિમા 'પરિ'—સર્વથા 'નિ'—નિતાંતપણે આત્યંતિકપણે સ્થિત—પરિનિષ્ઠિત અર્થાત ચૈતન્યમય કેવલ દર્શન—જ્ઞાનસ્વભાવમાં સર્વથા સુસ્થિત એવું શુદ્ધ કેવળજ્ઞાન.

અને **શ્રીમદ્**ના દિવ્ય આત્માના દર્પણ સમી હાથનોંધમા પણ સ્થળે સ્થળે આ કેવળજ્ઞાન સંબંધી **અલૌકિક મૌલિક વિચારધારા** દશ્ય થાય છે: 'શુદ્ધ ચૈતન્ય અનંત આત્મદ્રવ્ય કેવલજ્ઞાનસ્વરૂપ શક્તિરૂપે તે જેને સંપૂર્ણ વ્યક્ત થયુ છે, તથા વ્યક્ત થવાનો જે પુરુષો માર્ગ પામ્યા છે તે પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર. (હાથનોધ ૨—૩) ૐનમઃ કેવળજ્ઞાન. એક જ્ઞાન. સર્વ અન્ય ભાવના સંસર્ગરહિત એકાંત શુદ્ધ જ્ઞાન. સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનું સર્વ પ્રકારથી એક સમયે જ્ઞાન. તે કેવળજ્ઞાનનું અમે ધ્યાન કરીએ છીએ.

નિજસ્વભાવરૂપ છે. સ્વતત્ત્વભૂત છે. નિરાવરણ છે. અભેદ છે. નિર્વિકલ્પ છે. સર્વ ભાવનું ઉત્કૃષ્ટ પ્રકાશક છે. (હા. નોં. ૩–૮). હું કેવળ જ્ઞાનસ્વરૂપ છું. એમ સમ્યક્ પ્રતીત થાય છે. તેમ થવાના હેતુઓ સુપ્રતીત છે. સર્વ ઇંદ્રિયોનો સંયમ કરી, સર્વ પરદ્રવ્યથી નિજસ્વરૂપ વ્યાવૃત્ત કરી, યોગને અચલ કરી, ઉપયોગથી ઉપયોગની એકતા કરવાથી કેવલજ્ઞાન થાય. (હા. નોં. ૩–૯).'—આમ કેવલજ્ઞાનના ધ્યાનની ઊર્ધ્વ ભૂમિકામાં ઊડનારા આ માનસ-સરોવરના પરમહંસ રાજ-હંસે કેવલજ્ઞાનની કેવી અનુભવસિદ્ધ **અલૌકિક પરમાર્થ વ્યાખ્યા** પ્રકાશી છે! સર્વજ્ઞતત્ત્વ પર કેવો અનુપમ દિવ્ય તત્ત્વપ્રકાશ રેલાવ્યો છે! અને આ સર્વ પર કળશ ચઢાવતી ને કેવળજ્ઞાનનું તત્ત્વસર્વસ્વ સમર્પતી **આત્મસિદ્ધિશાસ્ત્રની** આ કેવલજ્ઞાનની ગુણગૌરવગાથા ગાતી અમર ગાથા તો જિન-શાસન–ગગનાંગણમાં આ **રાજ-ચંદ્રની** યાવચ્ચંદ્રદિવાકરો કેવી અમર કીર્તિગાથા ગાઇ રહી છે!—

'કેવળ નિજ સ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ.—**શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર**



## પ્રકરણ નેવાશીમું

# વીતરાગ દર્શન પ્રમાણતા: ષડ્દર્શન મીમાંસા

**પરમતત્ત્વદૃષ્ટા શ્રીમદ્** પ્રથમથી જ અસાધારણ ક્ષયોપશમ શક્તિસંપન્ન અતિશયવંત પુરુષ હોઈ, **ષડ્દર્શનની તુલનાત્મક મીમાંસા** તેમણે અસાધારણ કરી હતી. તેનું દિગ્દર્શન આપણે ધર્મમંથનકાળમાં તત્ત્વમંથન એ પ્રકરણમાં (૧૧) કર્યું હતું, અને તત્ત્વમંથનના અમૃતફળરૂપે **વીતરાગદર્શનની પ્રમાણતા શ્રીમદ્**ને કેવી હાડોહાડ વ્યાપી હતી, તેનું દર્શન આપણે દર્શનપ્રભાવક મોક્ષમાળા અંગેના પ્રકરણોમાં સવિસ્તર કર્યું હતું. આ તો તેમની મોક્ષમાળાના રચનાકાળની–સોળમા સત્તરમા વર્ષની સ્થિતિ હતી; પણ પછી તો તે **ષડ્દર્શનની તત્ત્વમીમાંસા** જેમ જેમ સૂક્ષ્મતર બનતી ગઈ, તેમ તેમ **શ્રીમદ્**ની **વીતરાગ દર્શનની પ્રમાણતા** અંગેની આત્મનિશ્ચયતા ઉત્તરોત્તર બળવત્તર બનતી ગઇ,–યાવત્ વજ્રલેપ ગાઢ–પરમ અવગાઢ બની ગઈ. આમ **પરમ આત્મદૃષ્ટા શ્રીમદ્**નું વીતરાગદર્શન અંગેનું પરમાવગાઢ શ્રદ્ધાનરૂપ પરમાવગાઢ સમ્યગ્-દર્શન પરમ પરાકાષ્ઠાને પામી ગયુ,–એ આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથના વિવિધ પ્રકરણોમાં અમે સ્થળે સ્થળે યથાસ્થાને સપ્રમાણ બતાવી આપ્યુ છે. પરમતત્ત્વદૃષ્ટા **શ્રીમદ્**ની આ અનન્ય ષડ્દર્શનતત્ત્વમીમાંસા પ્રત્યે દૃષ્ટિપાત કરતાં આપણને એમની અનન્ય **પરમ મધ્યસ્થ નિષ્પક્ષપાત દૃષ્ટિ** એકદમ ઊડીને આંખે વળગે છે; અને

**पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु । युक्तिमद्वचनं यस्य, तस्य, कार्यः परिग्रहः ॥**'–

—વીર પ્રત્યે મને પક્ષપાત નથી, કપિલઆદિ પ્રત્યે દ્વેષ નથી, જેનું વચન યુક્તિવાળું હોય તેનું સર્વથા ગ્રહણ કરવા યોગ્ય છે, એ અમર પંક્તિઓ ઉચ્ચારનારા ષડ્દર્શનવેત્તા મહાન્ હરિભદ્રસૂરિનું સ્મરણ થાય છે. **શ્રીમદ્ ખરેખર! અસાધારણ કોટિના પરમ પરીક્ષાપ્રધાની પુરુષ** હતા, તત્ત્વની મધ્યસ્થ પરીક્ષા કરી—ન્યાયના કાંટે તત્ત્વનો તોલ કરી સત્ વસ્તુનો સ્વીકાર કરનારા પરમ સમર્થ અતિશયસંપન્ન પુરુષ હતા; અને તે પણ માત્ર તર્કની દૃષ્ટિએ પરીક્ષાપ્રધાની હતા **એમ નહિં પણ મુખ્યપણે આત્મ-અનુભવની દૃષ્ટિએ પરીક્ષાપ્રધાની** હતા, આત્મઅનુભવની કસોટીએ ચઢાવી તત્ત્વનો મુક્તકંઠે સ્વીકાર કરનારા હતા, —એટલું **શ્રીમદ્**નું સર્વાતિશાયી (all-surpassing) ઓર વિશિષ્ટપણું છે. આજ્ઞાપ્રધાની કરતાં પરીક્ષાપ્રધાનીની શ્રદ્ધા અનેકગણી બળવાન્ હોય છે અને તેમાં પણ આત્મઅનુભવથી પરીક્ષા કરનારા **અનુભવ-પરીક્ષાપ્રધાની**ની શ્રદ્ધા તો અનંતગત બળવાન્ વજ્રલેપ પરમાવગાઢ હોય છે, અને તેવી પરમાવગાઢ શ્રદ્ધા **શ્રીમદ્**ને થઇ હતી, એ એમના વચનથી સ્વયંસિદ્ધ હકીકત (fact, absolute reality) છે. એટલે આમ મતદૃષ્ટિથી નહિં પણ સતદૃષ્ટિથી—તત્ત્વદૃષ્ટિથી ષડ્દર્શનની મધ્યસ્થભાવે મીમાંસા કરતાં, પરીક્ષાપ્રધાનીપણે સૂક્ષ્મ પરીક્ષા કરતાં, **શ્રીમદ્**ને વીતરાગદર્શનની પ્રમાણતા પરમ પ્રમાણસિદ્ધ—અનુભવપ્રમાણસિદ્ધ થઈ, અને તે તેમણે ડિંડિમ નાદથી ઉદ્ઘોષી. **શ્રીમદ્**ની આ અનુભવપ્રમાણસિદ્ધ વીતરાગદર્શનની પ્રમાણતા અને ષડ્દર્શનની મીમાંસાનું આ પ્રકરણમાં દર્શન કરાવશું.

અત્રે પ્રથમ **શ્રીમદ્**ની ષડ્દર્શનમીમાંસાનું દિગ્દર્શન કરશું. **શ્રીમદ્** આ **ષડ્દર્શન-મીમાંસા** કેવી આત્યંતિક ઉત્કૃષ્ટ કોટિની કરી રહ્યા હતા, તેનું દર્શન આપણને તેમના હૃદયના આદર્શ સમી હાથનોંધમાં તેમ જ અન્ય પત્રોમાં થાય છે: હાથનોંધ ૧-૩૬માં આત્મા અને બુદ્ધિ આ. ભિન્ન ભિન્ન માન્યતાઓની **શ્રીમદ્** નોંધ કરે છે—'સાંખ્ય કહે છે કે બુદ્ધિ જડ છે. પતંજલિ, વેદાંત એમ જ કહે છે. જિન કહે છે કે બુદ્ધિ ચેતન છે. વેદાંત કહે છે કે આત્મા એક જ છે. જિન કહે છે કે આત્મા અનંત છે. જાતિ એક છે. સાંખ્ય પણ તેમ જ કહે છે. પતંજલિ પણ તેમ જ કહે છે.' આ ટૂંકી પણ સર્વગ્રાહી નોંધ સૂચવે છે કે **શ્રીમદ્** આ સંબંધી કેવો ઊંડો ઊહાપોહ કરી રહ્યા છે. તેમ જ હાથનોંધ ૧-૩૫માં આત્મા સંબંધી નિત્ય-અનિત્ય-પરિણામી-અપરિણામી-સાક્ષી-સાક્ષી-કર્ત્તા એ મુખ્ય મુદ્દા અંગે **શ્રીમદે** ષડ્દર્શનોની શી શી માન્યતા છે તેની તારવણી કરતું આ તલસ્પર્શી પૃથક્કરણ કર્યું છે—

| આત્મા— | વેદાંત | જૈન | સાંખ્ય | યોગ | નૈયાયિક | બૌદ્ધ |
|---|---|---|---|---|---|---|
| નિત્ય— | ,, | ,, | ,, | ,, | ,, | + |
| અનિત્ય | + | ,, | + | + | + | ,, |
| પરિણામી | + | ,, | + | + | + | ,, |
| અપરિણામી | ,, | ,, | ,, | + | + | + |
| સાક્ષી | ,, | ,, | ,, | + | + | + |
| સાક્ષી-કર્ત્તા | + | ,, | + | ,, | ,, | + |

આવી આ મૂળ મુખ્ય મુદ્દાને સ્પર્શતી કોષ્ટકરૂપ તારવણી તો તે તે દર્શનોનો તલસ્પર્શી અભ્યાસી તજજ્ઞ જ કરી શકે. અને હાથનોંધ ૧-૬૨માં પોતે નાના પ્રકારના દર્શનો-સંપ્રદાયોનું મથન કર્યું અને જૈન દર્શનનું મથન પણ કર્યું એ વસ્તુ અંગે **શ્રીમદે** આમ નોંધ કરી છે—'તે આલોચના કરતાં વિવિધ પ્રકારના મતમતાંતર તથા અભિપ્રાય સંબંધી યથાશક્તિ વિશેષ વિચાર કર્યો. તેમ જ નાના પ્રકારના રામાનુજાદિ સંપ્રદાયનો વિચાર કર્યો. તથા વેદાંતાદિ દર્શનોનો વિચાર કર્યો. તે આલોચના વિષે અનેક પ્રકારે તે દર્શનના સ્વરૂપનું મથન કર્યું, અને પ્રસંગે પ્રસંગે મથનની યોગ્યતાને પ્રાપ્ત થયેલું એવું જૈનદર્શન તે સંબંધી ઘણા પ્રકારે જે મથન થયું.' ઇત્યાદિ.— આ હાથનોંધના ઉલ્લેખો પરથી **શ્રીમદે** ષડ્દર્શનોનું કેવું તત્ત્વતલસ્પર્શી મંથન કર્યું હશે તે સ્વયં સમજાય છે. તેમ જ ગાંધીજી આદિ પરના પત્રોમાં તમા મનસુખભાઈ કિરતચંદ સાથેના સત્સંગપ્રસંગોમાં સ્થળે સ્થળે ષડ્દર્શનસમુચ્ચય આદિ દાર્શનિક ગ્રંથોનો વારંવાર ઉલ્લેખ આવે છે તે પરથી પણ સમજાય છે કે **શ્રીમદે** આ ષટ્દર્શનના તત્ત્વની ઊંડી મીમાંસા કરી હતી. અને આ પરમ ગંભીર તત્ત્વમીમાંસાનું પરમ પરિપાકફળ આપણને **શ્રીમદ્**ની અમર કૃતિ આત્મસિદ્ધિના આ પરમ આત્મનિશ્ચયબળપૂર્ણ અમર પદોમાં જોવા મળે છે—

'ષટ્ સ્થાનક સંક્ષેપમાં, ષટ્ દર્શન પણ તેહ;
સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ.
દર્શન ષટે સમાય છે, આ ષટ સ્થાનક માંહી;
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ.'

આ સાથે **ષટ્પદ** સાથે **ષડ્દર્શન**નું અનુસંધાન દર્શાવતા આ પરમ આત્મવિશ્વાસપૂર્ણ અમર પદો સૂચવે છે કે ષટ્પદ સાથે અતિ નિકટ સંબંધ ધરાવતા ષડ્દર્શન અંગે **શ્રીમદે** કેટલું સૂક્ષ્મતમ પરિચિંતન-પરિશીલન કર્યું છે અને આ ષડ્દર્શનના તાત્પર્યરૂપ તત્ત્વરહસ્ય પર **શ્રીમદ્**નું કેવું અદ્ભુત સ્વામિત્વ (Perfect Mastery) છે; અને પત્રાંક ૭૧૧-૭૫૮ આદિમા પણ ષડ્દર્શનોની આત્મા-ઈશ્વર આદિ અંગેની માન્યતાનું જે તલસ્પર્શી પૃથક્કરણ **શ્રીમદે** કર્યું છે તે પણ તે જ સૂચવે છે.

આ ષડ્દર્શનમીમાંસામાં પણ **શ્રીમદ્** જૈન અને વેદાંતની તુલનાત્મક વિચારણા વારંવાર કરે છે, કારણકે બૌદ્ધ અને જૈન શિવાયનાં બીજાં દર્શનો વેદાશ્રિત હોવાથી, વેદાંતમા અંતર્ભૂત છે. અને આ વિચારણામાં પણ મુખ્યપણે આત્માની વિચારણા મુખ્ય સ્થાન લોગવે છે. પત્રાંક ૫૦૦માં આત્મા બા. વેદાંત અને જિનાગમની તુલનાત્મક વિચારણા પ્રકાશી છે—'જિનાગમમાં પ્રત્યેક આત્મા માની પરિણામમાં અનંત આત્મા કહ્યા છે, અને વેદાતમા પ્રત્યેક કહેવામાં આવી, સર્વત્ર ચેતનસત્તા દેખાય છે તે એક જ આત્માની છે, અને આત્મા એક જ છે, એમ પ્રતિપાદન કર્યું છે; તે બેય વાત મુમુક્ષુપુરુષે જરૂર કરી વિચારવા જેવી છે, અને યથાપ્રયત્ને તે વિચારી, નિર્ધાર કરવા યોગ્ય છે, એ વાત નિઃસંદેહ છે.' ઇ. આ તત્ત્વવિચારમાં જ્યાં વિરોધ-પૂર્વાપર વિરોધ

ખાય છે ત્યાં શ્રીમદ્ વેદાંતાદિ સંબંધી પ્રશ્ન ઊઠાવતાં અચકાતા નથી અને તેની સામે નિરુત્તર કરી મૂકે એવો પ્રતિપ્રશ્ન (Poser) મૂકી પોતાનો પ્રબળ વિરોધ પૂર્ણબળથી નોંધે છે—'વેદાંત. આત્મા એક, અનાદિ માયા, બંધમોક્ષનું પ્રતિપાદન એ તમે કહો છો એમ ઘટી શકતો નથી? આનંદ અને ચૈતન્યમાં શ્રીકપિલદેવજીએ વિરોધ કહ્યો છે તેનું શું સમાધાન છે? યથાયોગ્ય સમાધાન વેદાંતમાં જોવામાં આવતું નથી. આત્મા નાના વિના બંધ, મોક્ષ હોવા યોગ્ય જ નથી. તે તો છે, એમ છતાં કલ્પિત કહેવાથી પણ ઉપદેશાદિ કાર્ય કરવા યોગ્ય ઠરતાં નથી.' (હાથનોંધ ૧-૮૧). ઇ. પ્રકારે મતભેદાતીત મધ્યસ્થદૃષ્ટિથી વિચારણા કરતા **શ્રીમદ્** વેદાંતાદિ સામે પોતાનો મંતવ્યવિરોધ આવા સ્પષ્ટ વક્તવ્યથી દર્શાવે છે, છતાં તેમાં પણ શ્રીમદ્‌ની સર્વસમાધાનકારી સમન્વયદૃષ્ટિ વારંવાર ઝળકે છે—'શુદ્ધ એવા સ્ફટિકને વિષે અન્ય રંગનું પ્રતિભાસવું થવાથી તેનું જેમ મૂળ સ્વરૂપ લક્ષગત થતું નથી, તેમ શુદ્ધ નિર્મળ એવું આ ચેતન અન્ય સંયોગના તાદાત્મ્યવત્ અધ્યાસે પોતાના સ્વરૂપનો લક્ષ પામતું નથી. યત્કિંચિત્ પર્યાયાંતરથી એ જ પ્રકારે જૈન, વેદાંત, સાંખ્ય, યોગાદિ કહે છે. (હાથનોંધ ૧-૧). જેને જૈન સર્વપ્રકાશતા કહે છે, તેને વેદાંત સર્વવ્યાપકતા કહે છે (હાથનોંધ ૧-૭૨). જિનને અભિમત કેવળદર્શન અને વેદાંતને અભિમત બ્રહ્મ એમાં ભેદ શો છે? (હા.નોં. ૧-૭૮). વેદાંત કહે છે કે આત્મા અસંગ છે, જિન પણ કહે છે કે પરમાર્થનયથી આત્મા તેમજ છે. એ જ અસંગતા સિદ્ધ થવી, પરિણત થવી તે મોક્ષ છે' (પત્રાંક ૬૪૦) ઇ. આમ આ તુલનાત્મક **ષડ્દર્શનમીમાંસામાં** પણ નિરંતર આત્મલક્ષી **શ્રીમદ્‌ની** કેવી અદ્ભુત **સમન્વયદૃષ્ટિ** પૂરેપૂરી ઝળહળે છે!

આ ષડ્દર્શનની મીમાંસા—તત્ત્વઊહાપોહ **શ્રીમદ્** કાંઈ મતદૃષ્ટિથી નથી કરતા, પણ કેવળ **સત્‌દૃષ્ટિથી** જ કરે છે. મતની દૃષ્ટિ તો મતભેદાતીત **શ્રીમદ્‌ના** એક રોમમાં પણ નથી, **શ્રીમદ્‌ના** દિવ્ય આત્માને તો 'સત્' શું છે એ જ શોધવાની કેવળ સત્ સત્ ને સત્‌ની દૃષ્ટિ છે. એકાંતઆગ્રહરૂપ એકાંતદૃષ્ટિનું પરમાણુમાત્ર વિષ **શ્રીમદ્‌ના** દિવ્ય આત્માના એક પ્રદેશમાં પણ સમયમાત્ર પણ છે નહિં, **શ્રીમદ્‌ના** દિવ્ય આત્મામાં તો સર્વ પ્રદેશે સર્વત્ર નિરાગ્રહ એવી સર્વસમન્વયકારી અનેકાંત સમ્યગ્દૃષ્ટિનું જ પરમ અમૃત ભર્યું છે. એટલે ગમે તે શાસ્ત્ર, ગમે તે વચન તેમના દિવ્ય અમૃત આત્માને અમૃતપણે જ પરિણમે છે. આ અમૃતપુરુષનું આ અમૃત અનુભવવચન છે કે—'દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન, ગમે તે વચન, ગમે તે સ્થળ પ્રાયે અહિતનું કારણ થતું નથી.' (હાથનોંધ, ૧-૧૦). જેમ છે તેમ સત વસ્તુતત્ત્વનું સંશોધન કરી આત્માનું કલ્યાણ જ કરવું, આત્માર્થ જ સાધવો, આત્મત્વ જ પામવું એ જ એક પરમ દૃષ્ટિ **શ્રીમદ્‌ના** અધ્યાત્મ જીવનમાં સર્વત્ર વ્યાપક છે, અને તે આત્મત્વ પામવા માટે જે દર્શનની શિક્ષા બળવાન પ્રમાણભૂત હોય તેનો મુક્તકંઠે સ્વીકાર કરવો એ જ એમના મુખ્ય આત્મલક્ષી ઉપદેશ 'વચનામૃતની ઉદ્ઘોષણા છે. પ્રખર વેદાંતી **મનઃસુખરામ સૂર્યરામ** પરના અમૃત પત્રમાં (અં. ૬૪) શ્રીમદે લખ્યુ

છે તેમ—'કોઈ પણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવું; એ જ્ઞાનીઓનો ઉપદેશ છે, આ વચન મને પણ સમ્મત છે. પ્રત્યેક દર્શનમાં આત્માનો જ બોધ છે; અને મોક્ષ માટે સર્વનો પ્રયત્ન છે; તોપણ આટલું તો આપ પણ માન્ય કરી શકશો કે જે માર્ગથી આત્મા આત્મત્વ—સમ્યક્જ્ઞાન—યથાર્થ દૃષ્ટિ—પામે તે માર્ગ સત્પુરુષની આજ્ઞાનુસાર સમ્મત કરવો જોઈએ. એટલે જ **સતત આત્મલક્ષી યથાર્થદૃષ્ટિ શ્રીમદ્** આ ષડ્દર્શનમીમાંસામાં પણ મુખ્યપણે આત્માને માટે અને એ આત્મત્વ પામવા માટે તે તે દર્શનની શી પ્રણાલિકા છે—શી પ્રરૂપણા છે તેની મધ્યસ્થ પરીક્ષણા કરે છે અને તેમાં જે સાંગોપાંગ સકલ અવિકલ હોય તેની પ્રમાણતા સ્વીકારે છે; અને એટલે જ પરમ-તત્ત્વદૃષ્ટા—પરમઆત્મદૃષ્ટા **શ્રીમદ્** આમ મધ્યસ્થદૃષ્ટિપણે આ અદ્ભુત ષડ્દર્શનમીમાંસા કરતાં આ સર્વ દર્શન મધ્યે **વીતરાગદર્શનની પરમ પ્રમાણતા** કેવી અનુભવપ્રમાણસિદ્ધપણે સુપ્રતીત કરે છે, તેનું હવે દર્શન કરાવશું.

અને તે માટે પ્રથમ આપણે **શ્રીમદ્**ની હાથનોંધ પ્રત્યે દૃષ્ટિપાત કરશું. હાથનોંધ ૧–૬૧માં **શ્રીમદ્** વીતરાગના વચનને શા માટે સર્વથી અધિક—સર્વથી વિશેષ પ્રમાણ માને છે? તેની નિષ્તુષ મીમાંસા કરતાં, સ્ફટિક જેવા સ્વચ્છ નિખાલસ હૃદયે પોતાને થયેલું તેનું અનુભવપ્રમાણસિદ્ધપણું આ અમૃત શબ્દોમાં (Immortal words) ઉદ્ઘોષે છે—

'સર્વ કરતાં વીતરાગનાં વચનને પ્રતીતિનું સ્થાન કહેવું ઘટે છે, કેમકે જ્યાં રાગાદિ દોષનો સંપૂર્ણ ક્ષય હોય ત્યાં સંપૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટવાયોગ્ય નિયમ ઘટે છે. શ્રી જિનને સર્વ કરતાં ઉત્કૃષ્ટ વીતરાગતા સંભવે છે. પ્રત્યક્ષ તેમનાં વચનનું પ્રમાણ છે માટે.

સાંખ્યાદિ દર્શને બંધ મોક્ષની જે જે વ્યાખ્યા ઉપદેશી છે, તેથી બળવાન પ્રમાણ-સિદ્ધ વ્યાખ્યા શ્રી જિનવીતરાગે કહી છે, એમ જાણું છું.

શં. જે જિને દ્વૈતનું નિરૂપણ કર્યું છે, આત્માને ખંડ દ્રવ્યવત્ કહ્યો છે, કર્ત્તાભોક્તા કહ્યો છે, અને નિર્વિકલ્પ સમાધિને અંતરાયમાં મુખ્ય કારણ થાય એવી પદાર્થ વ્યાખ્યા કહી છે, તે જિનની શિક્ષા બળવાન્ પ્રમાણસિદ્ધ છે એમ કેમ કહી શકાય? કેવળ અદ્વૈત—અને સહજે નિર્વિકલ્પ સમાધિનું કારણ એવો જે વેદાંતાદિ માર્ગ તેનું તે કરતાં અવશ્ય વિશેષ વિશેષ પ્રમાણસિદ્ધપણું સંભવે છે.

ઉ. યદ્યપિ એકવાર તમે કહો છો તેમ ગણીએ, પણ સર્વ દર્શનની શિક્ષા કરતાં જિનની કહેલી બંધમોક્ષના સ્વરૂપની શિક્ષા જેટલી અવિકળ પ્રતિભાસે છે, તેટલી બીજાં દર્શનની પ્રતિભાસતી નથી. અને જે અવિકળ શિક્ષા તે જ પ્રમાણસિદ્ધ છે.

શં. એમ જો તમે ધારો છો તો કોઈ રીતે નિર્ણયનો સમય નહીં આવે, કેમકે સર્વ દર્શનમાં જે જે દર્શનને વિષે જેની સ્થિતિ છે તે તે દર્શન માટે અવિકળતા માને છે.

ઉ. યદ્યપિ એમ હોય તેથી અવિકળતા ન ઠરે, જેનું પ્રમાણે કરી અવિકળપણું હોય તે જ અવિકળ ઠરે.

પ્ર. જે પ્રમાણે કરી તમે જિનની શિક્ષાને અવિકળ જાણો છો તે પ્રકારને તમે કહો; અને જે પ્રકારે વેદાંતાદિનું વિકળપણું તમને સંભવે છે, તે પણ કહો.'

અને પત્રોમાં પણ શ્રીમદ્‌ને આ વીતરાગદર્શનની પ્રમાણુતા કેવી હાડોહાડ વ્યાપી છે, તે દર્શાવતા ઉલ્લેખો સ્થળે સ્થળે દશ્ય થાય છે. શ્રીસૌભાગ્ય પરના અમૃતપત્રમાં (અં. ૩૨૨) શ્રીમદે આ અનુભવસિદ્ધ અમૃત વચન લખ્યા છે—

'બંધ, મોક્ષની યથાર્થ વ્યવસ્થા જે દર્શનને વિષે યથાર્થપણે કહેવામાં આવી છે, તે દર્શન નિકટ મુક્તપણાનું કારણ છે; અને એ યથાર્થ વ્યવસ્થા કહેવાને જોગ્ય જો કોઈ અમે વિશેષપણે માનતા હોઈએ તો તે શ્રી તીર્થંકરદેવ છે. અને એ જે શ્રી તીર્થંકરદેવનો અંતર્‌આશય તે પ્રત્યે મુખ્યપણે અત્યારે કોઈને વિષે આ ક્ષેત્રે હોય તો તે અમે હોઈશું એમ અમને દઢ કરીને ભાસે છે. કારણ કે જે અમારૂં અનુભવજ્ઞાન તેનું ફળ વીતરાગપણું છે, અને વીતરાગનું કહેલું જે શ્રુતજ્ઞાન તે પણ તે જ પરિણામનું કારણ લાગે છે; માટે અમે તેના અનુયાયી ખરેખરા છીએ, સાચા છીએ.'

બીજા એક અમૃતપત્રમાં (અં. ૫૯૭). શ્રીમદે પોતાને અનુભવસિદ્ધપણે આત્મપ્રતીત થયેલી આ વીતરાગદર્શનની પ્રમાણુતાની જગતના ચોકમાં બુલંદ નાદથી આ અમૃત શબ્દોમાં ઉદ્‌ઘોષણા કરી છે—

'અમારા ચિત્તને વિષે વારંવાર એમ આવે છે અને એમ પરિણામ સ્થિર રહ્યા કરે છે કે જેવો આત્મકલ્યાણનો નિર્ધાર શ્રી વર્દ્ધમાનસ્વામીએ કે શ્રીઋષભાદિએ કર્યો છે, તેવો નિર્ધાર બીજા સંપ્રદાયને વિષે નથી.'

આમ અત્ર પત્રપ્રારંભે શ્રીમદ્‌ આત્મકલ્યાણનો નિર્ધાર જેવો વીતરાગદર્શનને વિષે કર્યો છે તેવો અન્યત્ર નથી, એવો પોતાના આત્માનો અનુભવસિદ્ધ દઢ નિર્ધાર જગજાહેર કરી (Proclamation), વેદાંતાદિમાં આત્મા અને આત્મકલ્યાણનો યથાયોગ્ય નિર્ધાર સંપૂર્ણપણે જણાતો નથી એમ સ્પષ્ટપણે ઉદ્‌ઘોષે છે—'વેદાંતાદિ દર્શનનો લક્ષ આત્મજ્ઞાન ભણી અને સંપૂર્ણ મોક્ષ પ્રત્યે જતો જોવામાં આવે છે, પણ તેનો યથાયોગ્ય નિર્ધાર સંપૂર્ણપણે તેમાં જણાતો નથી, અંશે જણાય છે, અને કંઈ કંઈ તે પણ પર્યાયફેર દેખાય છે. જો કે વેદાંતને વિષે ઠામઠામ આત્મચર્યા જ વિવેચી છે, તથાપિ તે ચર્યા સ્પષ્ટપણે અવિરુદ્ધ છે, એમ હજુ સુધી લાગી શકતું નથી.'—વેદાંતાદિમાં આત્માદિ અંગેનો નિર્ધાર યથાયોગ્ય—જેવો જોઈએ તેવો નથી, સંપૂર્ણ નથી—અપૂર્ણ છે, અંશે જણાય છે અને તે પણ યથાર્થ નથી—પર્યાયફેર છે; વેદાંતાદિ પૂર્વાપર વિરોધ રહિત—અવિરુદ્ધ લાગી શકતું નથી એમ વિચારભેદથી પોતે કહેતા હોય એમ નથી, પણ આત્મબળથી વેદાંતને અવિરોધ જોવા માટે ઘણો ઘણો વિચાર કર્યા છતાં વેદાંત અવિરોધ ભાસતું નથી, એવું પોતાનું આત્મસંવેદન શ્રીમદ્‌ વ્યક્ત કરે છે—'એમ પણ બને કે વખતે વિચારના કોઈ ઉદયભેદથી વેદાંતનો આશય બીજે સ્વરૂપે સમજવામાં આવતો હોય અને તેથી વિરોધ ભાસતો હોય, એવી આશંકા પણ ફરી ફરી ચિત્તમાં કરવામાં આવી છે, વિશેષ વિશેષ આત્મવીર્ય પરિણમાવીને તેને અવિરોધ જોવા માટે વિચાર કર્યા કરેલ છે, તથાપિ એમ જણાય છે કે વેદાંત જે પ્રકારે આત્મસ્વરૂપ કહે છે, તે પ્રકારે સર્વથા વેદાંત અવિરોધપણું પામી શકતું નથી. કેમકે તે કહે છે તે જ પ્રમાણે આત્મસ્વરૂપ નથી; કોઈ તેમાં મોટો ભેદ જોવામાં આવે છે; અને તે તે પ્રકારે સાંખ્યાદિ દર્શનોને વિષે પણ ભેદ જોવામાં

આવે છે.' એમ અનુપમ આત્મઅનુભવના બળવાળું આ અનુભવસિદ્ધ આત્મસંવેદન દર્શાવી **પરમ આત્મદ્રષ્ટા** **શ્રીમદ્**, એકમાત્ર જિને કહેલું આત્મસ્વરૂપ વિશેષ વિશેષ અવિરોધી ભાસે છે, એવો પોતાનો આત્મસંવેદનસિદ્ધ પરમ અનુભવનિર્ધાર પ્રગટ પ્રકાશે છે—'એકમાત્ર શ્રી જિને કહ્યું છે તે આત્મસ્વરૂપ વિશેષ વિશેષ અવિરોધી જોવામાં આવે છે અને તે પ્રકારે વેદવામાં આવે છે; સંપૂર્ણપણે અવિરોધી જિનનું કહેલું આત્મસ્વરૂપ હોવા યોગ્ય છે, એમ ભાસે છે.–'એકમાત્ર જિનનું કહેલું આત્મસ્વરૂપ સંપૂર્ણપણે અવિરોધી 'હોવાયોગ્ય' છે એમ કેમ કહો છો ? સંપૂર્ણપણે અવિરોધી જ છે એમ કેમ કહેતા નથી ? તેનો હેતુ સ્પષ્ટ કરતાં આ અનુભવપ્રમાણસિદ્ધપણે પરમ પ્રમાણ કથન કરનારો પરમ પરીક્ષાપ્રધાની પરમ પ્રમાણિક પુરુષ સ્ફટિક સમા સ્વચ્છ ખુલ્લા હૃદયે ખુલ્લેખુલ્લું કથે છે—'સંપૂર્ણપણે અવિરોધી જ છે, એમ કહેવામાં નથી આવતું તેનો હેતુ માત્ર એટલો જ છે કે, સંપૂર્ણપણે આત્માવસ્થા પ્રગટી નથી. જેથી જે અવસ્થા અપ્રગટ છે, તે અવસ્થાનું અનુમાન વર્તમાનમાં કરીએ છીએ જેથી તે અનુમાન પર અત્યંત ભાર ન દેવા યોગ્ય ગણી વિશેષ વિશેષ અવિરોધી છે, એમ જણાવ્યું છે; સંપૂર્ણ અવિરોધી હોવા યોગ્ય છે, એમ લાગે છે.' અક્ષરે અક્ષરે પરમ પ્રમાણિક સત્યનો બુલંદ રણકાર કરતા **શ્રીમદ્**ના આ અનુભવવચનો સ્વયં સિદ્ધ કરે છે કે **શ્રીમદ્** પોતાની આત્મદશાનું માપ (assessment, measurement) કરવામાં જેવી પ્રમાણભૂત ચોક્કસાઈ (accuracy) દાખવે છે, તેવી જ તે પ્રમાણે પરમ પ્રમાણભૂત જિનવચનનું યથાર્થ માપ કરવામાં પણ પરમ પ્રમાણભૂત ચોક્કસાઈ દાખવે છે. એટલે જ જેટલે જેટલે વિશેષ વિશેષપણે અનુભવ-પ્રમાણસિદ્ધ છે તેટલે તેટલે વિશેષ વિશેષપણે તે અવિરોધી 'છે' એમ લખ્યુ છે, અને જ્યાં અનુમાનપ્રમાણ છે ત્યાં તે સંપૂર્ણપણે અવિરોધી હોવાયોગ્ય છે એમ પ્રમાણિક ચોક્કસાઈથી લખ્યુ છે. માત્ર અનુમાનની દષ્ટિથી જ જો કહેવાનું હોત તો **શ્રીમદ્** સંપૂર્ણપણે અવિરોધી જ છે એમ બેધડક કહી દેત, પણ **શ્રીમદ્** તો અત્રે **મુખ્યપણે** **અનુભવની** દષ્ટિથી જ કહેવા માગે છે, એટલે અનુમાન પર તેટલો ભાર નહિં આપતા આત્મઅનુભવ પર જ વિશેષ ભાર મૂકે છે અને તેના પ્રમાણપણે જ કથે છે. તર્કશુદ્ધ અનુમાનપ્રમાણથી તર્કસિદ્ધપણે પરીક્ષા કરનારા પરીક્ષાપ્રધાની અનેક મહાપ્રભાવક તાર્કિક મહાપુરુષો થયા છે, પણ આત્મઅનુભવશુદ્ધ અનુભવપ્રમાણથી **અનુભવસિદ્ધપણે પરીક્ષા કરનારા શ્રીમદ્** જેવા પરમ અનુભવ–પરીક્ષાપ્રધાની **પરમમહાપ્રભાવક અનુભવજ્ઞાની** પરમ પુરુષ ખરેખર! જગતમાં વિરલ જ હોય છે. અને આટલી હદ સુધી જેનું અનુભવપ્રમાણપણું આટલું બળવાન હોવાથી જેનું અનુમાનપ્રમાણપણું પણ તેવું જ પરમ બળવાન હોવા યોગ્ય છે, એવા આ પરમ પ્રમાણિક પુરુષ **શ્રીમદ્** તે સંપૂર્ણ આત્મસ્વરૂપનું પ્રગટ હોવાપણું પણ કયાં ઘટી શકે છે, તે સ્પષ્ટ પ્રકાશતાં આ **અમૃતપત્ર**ના અંતે આ અમૃત શબ્દોમા ઉદ્ઘોષણા કરે છે—

'સંપૂર્ણ આત્મસ્વરૂપ કોઈ પણ પુરુષને વિષે પ્રગટવું જોઈએ, એવો આત્માને વિષે નિશ્ચય પ્રતીતિભાવ આવે છે; અને તે કેવા પુરુષને વિષે પ્રગટવું જોઈએ, એમ

વિચાર કરતાં જિન જેવા પુરુષને પ્રગટવું જોઈએ એમ સ્પષ્ટ લાગે છે. કોઈને પણ આ સૃષ્ટિમંડળને વિષે આત્મસ્વરૂપ સંપૂર્ણ પ્રગટવાયોગ્ય હોય તો શ્રી વર્દ્ધમાનસ્વામીને વિષે પ્રથમ પ્રગટવાયોગ્ય લાગે છે, અથવા તે દશાના પુરુષોને વિષે સૌથી પ્રથમ સંપૂર્ણ આત્મસ્વરૂપ—,'

શ્રીમદ્‌ની આ અમર ઉદ્‌ઘોષણા તો સં. ૧૯૫૧ના વૈશાખમા લખાયેલા આ અમૃતપત્રમા ઉદ્‌ઘોષિત થઈ છે, પણ ત્યાર પછી તો **પરમઆત્મજ્ઞાની શ્રીમદ્‌ની** આત્મઅનુભવદશા સમયે સમયે કૂદકે ને ભૂસકે (by leaps & bounds) આગળ ધપતી જ ગઈ છે. એટલે આગળ જતાં—સં. ૧૯૫૩માં તો પૂર્ણ આત્મઅનુભવદશાને પામેલા **શ્રીમદ્‌** પૂર્ણ અનુભવપ્રમાણસિદ્ધપણાના પૂર્ણ નિશ્ચયબળથી પોતાની હાથનોધમાં (૨–૨૧) આ અમર નોંધ કરતાં, આખું જગત્ સાંભળે એવા ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષે છે—**'જેમ ભગવાન જિને નિરૂપણ કર્યું છે, તેમ જ સર્વ પદાર્થનું સ્વરૂપ છે.'** આવો પૂર્ણ અનુભવનિશ્ચય થયો છે એટલે જ પૂર્ણ આત્મઅનુભવના બળથી **શ્રીમદ્‌,** ખેડાના વેદાંતી પૂજાભાઈ સોમેશ્વર ભટ્ટને આત્માની અનેકતા બા. આમ પોતાનો અનુભવઉત્તર આપે છે—

પ્ર.—આત્મા છે?

શ્રી. ઉ.—હા, આત્મા છે.

પ્ર—અનુભવથી કહો છો કે આત્મા છે?

ઉ.—હા, અનુભવથી કહીએ છીએ કે આત્મા છે. સાકરના સ્વાદનું વર્ણન ન થઇ શકે. તે તો અનુભવગોચર છે, તેમજ આત્માનું વર્ણન ન થઇ શકે. તે પણ અનુભવગોચર છે, પણ તે છે જ.

પ્ર—જીવ એક છે કે અનેક છે? આપના અનુભવનો ઉત્તર ઇચ્છું છું.

ઉ.—જીવો અનેક છે.

પ્ર.—જડ, કર્મ એ વસ્તુતઃ છે કે માયિક છે?

ઉ—જડ, કર્મ એ વસ્તુતઃ છે, માયિક નથી.

પ્ર—પુનર્જન્મ છે?

ઉ.—હા, પુનર્જન્મ છે.

પ્ર—વેદાતને માન્ય માયિક ઈશ્વરનું અસ્તિત્વ આપ માનો છો?

ઉ.—ના.

આમ વેદાતાદિનું ગર્ભિતપણે અપ્રમાણપણું અને જિનદર્શનનું પ્રગટ પ્રમાણપણું અનુભવપ્રમાણસિદ્ધપણે પ્રકાશતો આ અનુભવઉત્તર (categorical reply) શ્રીમદે આપ્યો છે, તેવો જ પૂર્ણ આત્મનિશ્ચયાત્મક અનુભવઉત્તર ઉપદેશછાયામાં (અં. ૯૫૭–૬) પણ આપ્યો છે—

પ્ર.—આત્મા એક છે કે અનેક છે?

ઉ.—જો આત્મા એક જ હોય તો પૂર્વે રામચંદ્રજી મુક્ત થયા છે, અને તેથી

સર્વની મુક્તિ થવી જોઇએ; અર્થાત્ એકની મુક્તિ થઇ હોય તો સર્વની મુક્તિ થાય; અને તો પછી બીજાને સત્શાસ્ત્ર, સદ્ગુરુ આદિ સાધનોની જરૂર નથી.

પ્ર.—મુક્તિ થયા પછી એકાકાર થઇ જાય છે ?

ઉ.—જો મુક્ત થયા પછી એકાકાર થઈ જતું હોય, તો સ્વાનુભવ આનંદ અનુભવે નહીં. એક પુરુષ અહીં આવી બેઠો; અને તે વિદેહમુક્ત થયો. ત્યારપછી બીજો અહીં આવી બેઠો. તે પણ મુક્ત થયો. આથી કરી કાંઈ ત્રીજો મુક્ત થયો નહીં. એક આત્મા છે તેનો આશય એવો છે કે સર્વ આત્મા વસ્તુપણે સરખા છે; પણ સ્વતંત્ર છે, સ્વાનુભવ કરે છે. આ કારણથી આત્મા પ્રત્યેક છે. 'આત્મા એક છે, માટે તારે બીજી કાંઈ ભ્રાન્તિ રાખવાની જરૂર નથી, જગત્ કાંઈ છે જ નહીં એવા ભ્રાંતિરહિતપણા સહિત વર્તવાથી મુક્તિ છે', એમ જે કહે છે તેણે વિચારવું જોઇએ કે, તો એકની મુક્તિએ સર્વની મુક્તિ થવી જ જોઇએ. પણ એમ નથી થતું માટે આત્મા પ્રત્યેક છે. જગતની ભ્રાન્તિ ટળી ગઇ એટલે એમ સમજવાનું નથી કે ચંદ્રસૂર્યાદિ ઉંચેથી પડી જાય છે, આત્માને વિષેથી ભ્રાન્તિ ટળી ગઈ એમ આશય સમજવાનો છે.'

આમ સર્વથા સર્વત્ર નિરાગ્રહીપણે પૂર્ણ પરમ સત્યગ્રાહી મધ્યસ્થદૃષ્ટિથી ષડ્દર્શનની તુલનાત્મક મીમાંસા કરતાં વીતરાગદર્શનની પરમ પ્રમાણતાનો આત્માનુભવસિદ્ધપણે અસ્થિમજ્જારંગ **શ્રીમદ્**ને લાગ્યો છે; અને આમ માત્ર પ્રમાણતત્ત્વવિનિશ્ચયરૂપ સિદ્ધાંતબોધની દૃષ્ટિએ જ નહિં, પણ પરમ આત્મકલ્યાણકર આચરણમાં ઉતારવા યોગ્ય ઉપદેશબોધની દૃષ્ટિએ પણ શુદ્ધ વીતરાગદર્શનની પરમ પ્રમાણતાનો દૃઢ આત્મરંગ **શ્રીમદ્**ને આત્માના પ્રદેશે પ્રદેશે લાગ્યો છે; એટલે જ એક ઉપદેશપ્રસંગમાં પરમ નિરાગ્રહી પરમ સત્યગ્રાહી **શ્રીમદે** વીતરાગદર્શનની પરમ પ્રમાણતા અને ઇતર દર્શનના તુલનાત્મક સ્થાન અંગે છ વૈદ્યનું માર્મિક બોધ આપનારૂં દૃષ્ટાંત આપી તેનો અનુપમ ઉપનય ઘટાવી બતાવ્યો હતો. તેમજ જણાવ્યું હતું કે—

'વીતરાગદર્શન ત્રિવૈદ્ય જેવું છે, અર્થાત્ (૧) રોગીનો રોગ ટાળે છે. (૨) નિરોગીને રોગ થવા દેતું નથી, અને (૩) આરોગ્યની પુષ્ટિ કરે છે. અર્થાત્ (૧) જીવનો સમ્યગ્દર્શન વડે મિથ્યાત્વ રોગ ટાળે છે, (૨) સમ્યગ્જ્ઞાન વડે જીવને રોગનો ભોગ થતાં બચાવે છે અને (૩) સમ્યક્ચારિત્ર વડે સંપૂર્ણ શુદ્ધચેતનારૂપ આરોગ્યની પુષ્ટિ કરે છે.'

આમ આ સર્વગ્રાહી દૃષ્ટાંત પરથી **શ્રીમદે** લાખો ગ્રંથોથી દર્શાવી ન શકાય એવા બળવાનપણે વીતરાગદર્શનની પ્રમાણતા અદ્ભુત ઉપનયઘટનાથી ઘટાવી આપી છે; અને આ સર્વ કથનના સર્વંકષ નિષ્કર્ષ—નીચોડરૂપે આ યથાર્થવક્તા પરમ પ્રમાણ પુરુષે ષડ્દર્શનનું તુલનાત્મક યથાસ્થિત સ્થાન પણ દર્શાવી આપ્યું છે. આવી હતી પરમ ભાવિતાત્મા **શ્રીમદે** ભાવેલી પરમ આત્મભાવવાહી વીતરાગદર્શનની પ્રમાણતા! આવી હતી પરમ પરીક્ષાપ્રધાની **શ્રીમદ્**ની તત્ત્વતલગ્રાહી ષડ્દર્શનની મીમાંસા!



વિચાર કરતાં જિન જેવા પુરુષને પ્રગટવું જોઈએ એમ સ્પષ્ટ લાગે છે. કોઈને પણ આ સૃષ્ટિમંડળને વિષે આત્મસ્વરૂપ સંપૂર્ણ પ્રગટવાયોગ્ય હોય તો શ્રી વર્દ્ધમાનસ્વામીને વિષે પ્રથમ પ્રગટવાયોગ્ય લાગે છે, અથવા તે દશાના પુરુષોને વિષે સૌથી પ્રથમ સંપૂર્ણ આત્મસ્વરૂપ—,'

**શ્રીમદ્**ની આ અમર ઉદ્ઘોષણા તો સં. ૧૯૫૧ના વૈશાખમા લખાયેલા આ અમૃતપત્રમા ઉદ્ઘોષિત થઈ છે, પણ ત્યાર પછી તો **પરમઆત્મજ્ઞાની શ્રીમદ્**ની આત્મઅનુભવદશા સમયે સમયે કૂદકે ને ભૂસકે (by leaps & bounds) આગળ ધપતી જ ગઈ છે એટલે આગળ જતા–સં. ૧૯૫૩મા તો પૂર્ણ આત્મઅનુભવદશાને પામેલા **શ્રીમદ્** પૂર્ણ અનુભવપ્રમાણસિદ્ધપણાના પૂર્ણ નિશ્ચયબળથી પોતાની હાથનોંધમા (૨–૨૧) આ અમર નોંધ કરતા, આખું જગત્ સાભળે એવા ડિંડિમ નાદથી ઉદ્ઘોષે છે—'**જેમ ભગવાન જિને નિરૂપણ કર્યું છે, તેમ જ સર્વ પદાર્થનું સ્વરૂપ છે.**' આવો પૂર્ણ અનુભવનિશ્ચય થયો છે એટલે જ પૂર્ણ આત્મઅનુભવના બળથી **શ્રીમદ્**, ખેડાના વેદાતી પૂજાભાઇ સોમેશ્વર ભટ્ટને આત્માની અનેકતા બા. આમ પોતાનો અનુભવઉત્તર આપે છે—

પ્ર.—આત્મા છે?

શ્રી ઉ—હા, આત્મા છે.

પ્ર—અનુભવથી કહો છો કે આત્મા છે?

ઉ—હા, અનુભવથી કહીએ છીએ કે આત્મા છે સાકરના સ્વાદનું વર્ણન ન થઇ શકે તે તો અનુભવગોચર છે, તેમજ આત્માનું વર્ણન ન થઇ શકે તે પણ અનુભવગોચર છે, પણ તે છે જ

પ્ર—જીવ એક છે કે અનેક છે? આપના અનુભવનો ઉત્તર ઇચ્છું છું

ઉ—જીવો અનેક છે

પ્ર.—જડ, કર્મ એ વસ્તુત: છે કે માયિક છે?

ઉ—જડ, કર્મ એ વસ્તુત: છે, માયિક નથી.

પ્ર—પુનર્જન્મ છે?

ઉ—હા, પુનર્જન્મ છે.

પ્ર—વેદાંતને માન્ય માયિક ઈશ્વરનું અસ્તિત્વ આપ માનો છો?

ઉ—ના

આમ વેદાતાદિનું ગર્ભિતપણે અપ્રમાણપણું અને જિનદર્શનનું પ્રગટ પ્રમાણપણું અનુભવપ્રમાણસિદ્ધપણે પ્રકાશતો આ અનુભવઉત્તર (categorical reply) **શ્રીમદે** આપ્યો છે, તેવો જ પૂર્ણ આત્મનિશ્ચયાત્મક અનુભવઉત્તર ઉપદેશછાયામા (અં. ૯૫૭–૬) પણ આપ્યો છે—

પ્ર—આત્મા એક છે કે અનેક છે?

ઉ—જો આત્મા એક જ હોય તો પૂર્વે રામચંદ્રજી મુક્ત થયા છે, અને તેથી

સર્વની મુક્તિ થવી જોઇએ; અર્થાત્ એકની મુક્તિ થઇ હોય તો સર્વની મુક્તિ થાય; અને તો પછી બીજાને સત્શાસ્ત્ર, સદ્ગુરુ આદિ સાધનોની જરૂર નથી.

પ્ર.—મુક્તિ થયા પછી એકાકાર થઇ જાય છે?

ઉ.—જો મુક્ત થયા પછી એકાકાર થઈ જતું હોય, તો સ્વાનુભવ આનંદ અનુભવે નહીં. એક પુરુષ અહીં આવી બેઠો; અને તે વિદેહમુક્ત થયો. ત્યારપછી બીજો અહીં આવી બેઠો. તે પણ મુક્ત થયો. આથી કરી કાંઈ ત્રીજો મુક્ત થયો નહીં. એક આત્મા છે તેનો આશય એવો છે કે સર્વ આત્મા વસ્તુપણે સરખા છે; પણ સ્વતંત્ર છે, સ્વાનુભવ કરે છે. આ કારણથી આત્મા પ્રત્યેક છે. 'આત્મા એક છે, માટે તારે બીજી કાંઈ ભ્રાન્તિ રાખવાની જરૂર નથી, જગત્ કાંઈ છે જ નહીં એવા ભ્રાંતિરહિતપણા સહિત વર્તવાથી મુક્તિ છે', એમ જે કહે છે તેણે વિચારવું જોઇએ કે, તો એકની મુક્તિએ સર્વની મુક્તિ થવી જ જોઇએ. પણ એમ નથી થતું માટે આત્મા પ્રત્યેક છે. જગતની ભ્રાન્તિ ટળી ગઇ એટલે એમ સમજવાનું નથી કે ચંદ્રસૂર્યાદિ ઊંચેથી પડી જાય છે, આત્માને વિષેથી ભ્રાન્તિ ટળી ગઈ એમ આશય સમજવાનો છે.'

આમ સર્વથા સર્વત્ર નિરાગ્રહીપણે પૂર્ણ પરમ સત્યગ્રાહી મધ્યસ્થદૃષ્ટિથી ષડ્દર્શનની તુલનાત્મક મીમાંસા કરતાં વીતરાગદર્શનની પરમ પ્રમાણતાનો આત્માનુભવ-સિદ્ધપણે અસ્થિમજ્જારંગ **શ્રીમદ્**ને લાગ્યો છે; અને આમ માત્ર પ્રમાણતત્ત્વવિનિશ્ચયરૂપ સિદ્ધાંતબોધની દૃષ્ટિએ જ નહિં, પણ પરમ આત્મકલ્યાણકર આચરણમાં ઉતારવા યોગ્ય ઉપદેશબોધની દૃષ્ટિએ પણ શુદ્ધ વીતરાગદર્શનની પરમ પ્રમાણતાનો દૃઢ આત્મરંગ **શ્રીમદ્**ને આત્માના પ્રદેશે પ્રદેશે લાગ્યો છે; એટલે જ એક ઉપદેશપ્રસંગમાં પરમ નિરાગ્રહી પરમ સત્યગ્રાહી **શ્રીમદે** વીતરાગદર્શનની પરમ પ્રમાણતા અને ઇતર દર્શનના તુલનાત્મક સ્થાન અંગે છ વૈદ્યનું માર્મિક બોધ આપનારૂં દૃષ્ટાંત આપી તેનો અનુપમ ઉપનય ઘટાવી બતાવ્યો હતો. તેમજ જણાવ્યું હતું કે—

'વીતરાગદર્શન ત્રિવૈદ્ય જેવું છે, અર્થાત્ (૧) રોગીનો રોગ ટાળે છે. (૨) નિરોગીને રોગ થવા દેતું નથી, અને (૩) આરોગ્યની પુષ્ટિ કરે છે. અર્થાત્ (૧) જીવનો સમ્યગ્દર્શન વડે મિથ્યાત્વ રોગ ટાળે છે, (૨) સમ્યગ્જ્ઞાન વડે જીવને રોગનો ભોગ થતાં બચાવે છે અને (૩) સમ્યક્ચારિત્ર વડે સંપૂર્ણ શુદ્ધચેતનારૂપ આરોગ્યની પુષ્ટિ કરે છે.'

આમ આ સર્વગ્રાહી દૃષ્ટાંત પરથી **શ્રીમદે** લાખો ગ્રંથોથી દર્શાવી ન શકાય એવા બળવાનપણે વીતરાગદર્શનની પ્રમાણતા અદ્ભુત ઉપનયઘટનાથી ઘટાવી આપી છે; અને આ સર્વ કથનના સર્વંકષ નિષ્કર્ષ—નીચોડરૂપે આ યથાર્થવક્તા પરમ પ્રમાણ પુરુષે ષડ્દર્શનનું તુલનાત્મક યથાસ્થિત સ્થાન પણ દર્શાવી આપ્યુ છે. આવી હતી પરમ ભાવિતાત્મા **શ્રીમદે** ભાવેલી પરમ આત્મભાવવાહી વીતરાગદર્શનની પ્રમાણતા! આવી હતી પરમ પરીક્ષાપ્રધાની **શ્રીમદ્**ની તત્ત્વતલગ્રાહી ષડ્દર્શનની મીમાંસા!



## પ્રકરણ નેવુમું

# મૂળમાર્ગઉદ્ધાર : 'મૂળ મારગ સાંભળો જિનનો રે'

'મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ....મૂળ;
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર્ ભવદુઃખ....મૂળ.'—**શ્રીમદ્ રાજચંદ્ર**

**મૂળમાર્ગનો ઉદ્ધાર** એ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનનું મોટામાં મોટું જીવનકાર્ય છે; 'મૂળ મારગ સાંભળો જિનનો રે'—એ **શ્રીમદ્**ના કવનનું સુવર્ણસૂત્ર **શ્રીમદ્**ના ઉપદેશવૃક્ષનું મૂળ મોટામાં મોટું જીવનસૂત્ર છે. **સૌભાગ્ય** પરના પત્રોના આધારે **વીતરાગ–માર્ગપ્રભાવના** પ્રકરણમાં (૭૦) જણાવ્યું હતું તે માર્ગપ્રભાવનાની **શ્રીમદ્**ની **પ્રભાવનામાં**–પ્રકૃષ્ટ ભાવનામાં કેન્દ્રસ્થાને જિન–વીતરાગનો આ મૂળમાર્ગ જ છે. **શ્રીમદ્**ના સર્વ ઉપદેશામૃત આ કેન્દ્રસ્થ મૂળમાર્ગની જાણે આસપાસ પ્રદક્ષિણા ફરી રહ્યા છે. ઝાડનું મૂળ એક હોય છે, મૂળને પકડીએ તો આખું ઝાડ હાથમાં આવે છે; ડાંખળાં–પાંદડાં ભિન્ન ભિન્ન અનેક હોય છે, તે પકડે તેને આખું ઝાડ હાથમાં આવતું નથી; તેમ જિનદર્શનરૂપ તત્ત્વવૃક્ષનું આ આત્મધર્મરૂપ–મૂળમાર્ગરૂપ મૂળ જે પકડે છે, તેને આખો માર્ગ હાથમાં આવે છે, જે માત્ર બાહ્ય સાધન–વ્યવહારના ભેદરૂપ ડાખળાં–પાંદડાં પકડે છે તેને તે હાથમા આવતો નથી. આ જિનનો મૂળમાર્ગ એટલે શું? જિનમાર્ગ એટલે જિન–વીતરાગ જે માર્ગે ગયા તે માર્ગ અને તે વીતરાગ માર્ગ તો મોક્ષનો છે; સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રની અભેદ એકતા તે મોક્ષમાર્ગ છે, અને તે જ જિનનો મૂળ–અસલ (original) અથવા મૂળભૂત (root) માર્ગ છે. આ અભેદ રત્નત્રયી મય જિનના મૂળ માર્ગની અનુપમ સાધના જીવનમાં કરી રહેલા **શ્રીમદ્**ને આ નિજ-સ્વરૂપમય જિનમાર્ગ આત્મારૂપ બની ગયો હતો, એ **શ્રીમદ્**ના અધ્યાત્મજીવન પ્રત્યે દૃષ્ટિપાત કરતાં સ્વયંસિદ્ધ હકીકત છે. આવા જિનમાર્ગને વા નિજસ્વરૂપને પામેલા **શ્રીમદ્** જેવા પરમ સમર્થ પુરુષ આ માર્ગપ્રત્યેના પરમ પરમાર્થપ્રેમથી આ મૂળ-માર્ગની પ્રભાવનાનો વિચાર નિરંતર અંતરમાં કરતા જ હતા, અને ગૃહાવાસમાં વર્ત્તતાં પણ તેની ભવ્ય યોજના (grand plan) અંતરમાં ઘડતા જ હતા. આ મૂળમાર્ગઉદ્ધારની –પ્રભાવનાની પ્રભાવના–પ્રકૃષ્ટ ભાવના ભાવતા **શ્રીમદે**, આ **મૂળ મારગ સાંભળો જિનનો રે'** કેવો સંભળાવ્યો છે, તેનું દિગ્દર્શન આ પ્રકરણમાં કરશું.

આ વીતરાગ–જિનમાર્ગના પરમ પરમાર્થરંગથી અસ્થિમજ્જા રંગાયેલા **પરમ ભાવિતાત્મા શ્રીમદે** મહામુમુક્ષુ **અંબાલાલભાઈ** પરના **અમૃતપત્રમાં** (અં. ૭૦૮) આ અંગે પોતાનું હૃદય અને પોતાની અંતર્ધારણા દર્શાવી છે; જિનના મૂળમાર્ગનો––સત્ય ધર્મનો ઉદ્ધાર થાય એ અંગે **શ્રીમદ્**ની અનન્ય શાસનદાઝ આ પત્રમાં પ્રગટ જોવા મળે છે. અત્રે પ્રારંભમાં જ **શ્રીમદ્** લખે છે—'જૈન પ્રસંગમાં અમારો વધારે

નિવાસ થયો છે તો કોઈ પણ પ્રકારે તે માર્ગનો ઉદ્ધાર અમ જેવાને દ્વારે વિશેષ કરીને થઈ શકે, કેમકે તેનું સ્વરૂપ વિશેષ કરીને સમજાયું હોય એ આદિ.' આમ પ્રારંભમાં જ જણાવી પરમ શાસનહિતચિંતક **શ્રીમદ્** વર્ત્તમાનમાં જૈનદર્શનની થઈ પડેલી કરુણ સ્થિતિનો હૃદયદ્રાવક ચીતાર આપે છે—

'વર્ત્તમાનમાં જૈનદર્શન એટલું બધું અંવ્યવસ્થિત અથવા વિપરીત સ્થિતિમાં જોવામાં આવે છે કે તેમાંથી જાણે જિનનો × × × ગયો છે, અને લોકો માર્ગ પ્રરૂપે છે. બાહ્ય કુટારો બહુ વધારી દીધો છે, અને **અંતર્માર્ગનું** ઘણું જ્ઞાન વિચ્છેદ જેવું થયુ છે. વેદોક્ત માર્ગમાં બસેં ચારસેં વર્ષે કોઈ કોઇ મોટા આચાર્ય થયા દેખાય છે કે જેથી લાખો માણસને વેદોક્ત રીતિ સચેત થઈ પ્રાપ્ત થઈ હોય. વળી સાધારણ રીતે કોઇ કોઇ આચાર્ય અથવા તે માર્ગના જાણ સારા પુરુષો એમ ને એમ થયા કરે છે, અને જૈનમાર્ગમાં ઘણાં વર્ષ થયાં તેવું બન્યુ દેખાતું નથી. જૈનમાર્ગમાં પ્રજા પણ ઘણી થોડી રહી છે, અને તેમાં સેંકડો ભેદ વર્તે છે, એટલું જ નહીં પણ મૂળમાર્ગની સન્મુખની, વાત પણ તેમને કાને નથી પડતી, અને ઉપદેશકના લક્ષમાં નથી, એવી સ્થિતિ વર્તે છે.'

પરમ કરુણાનિધિ **શ્રીમદે** આલેખેલું આ તાદૃશ્ય ચિત્ર સમાજના વર્ત્તમાન હાલહવાલ અંગેનો કરુણ પોકાર પાડે છે,—જે સાંભળી કોઇ પણ સહૃદયનું હૃદય દ્રવીભૂત થાય એમ છે. આ કરુણ ચિત્રમાં આ આઠ મુખ્ય મુદ્દા તરવરે છે—(૧) જૈનદર્શનની સ્થિતિ 'અંવ્યવસ્થિત'—વ્યવસ્થા વગરની—ઢંગધડા વિનાની (Disorderly) અથવા 'વિપરીત'—વિરુદ્ધ—ઉલટી (Reverse) થઈ પડી છે. (૨) બાહ્ય કુટારો ખૂબ વધારી દીધો છે. (૩) ખરેખરો અંતર્માર્ગ લુપ્ત જેવો—ઘણો લોપ થઇ ગયેલો છે. (૪) વેદમાર્ગમાં વારંવાર અવારનવાર સમર્થ આચાર્યો થાય છે ને તે માર્ગ પ્રકાશમાં આણે છે, જૈનમાં ઘણા વર્ષથી તેમ થયુ નથી. (૫) જૈનોનું સંખ્યાબળ પણ ઘણું ઘટી ગયુ છે; (૬) અને તેમા વળી સેંકડો ભેદ પડી ગયા છે. (૭) મૂળમાર્ગની વાત પણ ક્યાંય સંભળાતી નથી, (૮) અને ઉપદેશકોને પણ પ્રાયે તે માર્ગનો લક્ષ નથી.

આવી કરુણ શાસનસ્થિતિ છે તેથી તે માટે શું કરવું તે તીવ્ર શાસનદાઝથી **શ્રીમદ્** ચિંતવે છે—'તેથી ચિત્તમાં એમ આવ્યાં કરે છે કે જો તે માર્ગ વધારે પ્રચાર પામે તો તેમ કરવું, નહીં તો તેમા વર્ત્તતી પ્રજાને મૂળલક્ષપણે દોરવી.' અને આ કામની અતિ વિકટતા દર્શાવે છે—'આ કામ ઘણું વિકટ છે. વળી જૈનમાર્ગ પોતે જ સમજાવો તથા સમજવો કઠણ છે; સમજાવતાં આડાં કારણો આવીને, ઘણાં ઉભાં રહે, તેવી સ્થિતિ છે.' આવી અતિ વિકટતા છતા **શ્રીમદ્‌ને** દઢ ભાસે છે—'તેની સાથે એમ પણ રહે છે કે જો આ કાર્ય આ કાળમાં અમારાથી કંઈ પણ બને તો બની શકે, નહીં તો હાલ તો મૂળમાર્ગ સન્મુખ થવા માટે બીજાનું પ્રયત્ન કામ આવે તેવું દેખાતું નથી. ઘણું કરીને મૂળમાર્ગ બીજાના લક્ષમાં નથી, તેમ તે હેતુદષ્ટાંતે ઉપદેશવામાં પરમશ્રુત આદિ ગુણો જોઈએ છે, તેમજ અંતરંગ કેટલાક ગુણો જોઇએ છે, તે અત્ર છે એવું દઢ ભાસે છે.'—અત્રે આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી **પરમ માર્દવમૂર્ત્તિ**

શ્રીમદ્ સર્વથા નિરભિમાનપણે ઉદ્‌ઘોષે છે કે આવું મૂળમાર્ગઉદ્ધારનું પરમ વિકટ કાર્ય આ કાળમાં જો કોઈથી પણ કંઇ પણ બની શકે એમ હોય તો અમારાથી, અન્ય કોઇથી નહિં; કારણકે મૂળમાર્ગનો લક્ષ પણ પ્રાયે અન્યત્ર નથી અને અત્ર પોતામાં તથાપ્રકારની પરમશ્રુત આદિ તથારૂપ ગુણયોગ્યતા છે એમ આત્મામાં દૃઢપણે ભાસે છે —સ્વસંવેદનથી અનુભવપ્રત્યક્ષપણે દેખાય છે.

જો એમ છે તો આ મૂળમાર્ગઉદ્ધારના સમર્થ ઉપકારને અર્થે સર્વસંગપરિત્યાગ કરી બ્હાર નિકળી પડવું જોઇએ—મહાભિનિષ્ક્રમણ કરવું જોઇએ, એવો પોતાનો દૃઢ નિર્ધાર જાહેર કરી, શ્રીમદ્ વર્ત્તમાન પ્રારબ્ધોદય પ્રત્યે દૃષ્ટિ કરતાં, તે પોતાનો પરમ ઇષ્ટ સર્વસંગપરિત્યાગ પોતાથી ક્યારે બની શકવાનું સંભવિત છે તેનું સ્વચ્છ નિખાલસ હૃદયે સામાન્ય સૂચન કરે છે—

'એ રીતે જો મૂળમાર્ગ પ્રગટતામાં આણવો હોય તો પ્રગટ કરનારે સર્વસંગ-પરિત્યાગ કરવો યોગ્ય, કેમકે તેથી ખરેખરો સમર્થ ઉપકાર થવાનો વખત આવે. વર્ત્તમાન દશા જોતાં, સત્તાના કર્મો પર દૃષ્ટિ દેતાં કેટલાક વખત પછી તે ઉદયમાં આવવો સંભવે છે. અમને સહજસ્વરૂપ જ્ઞાન છે, જેથી યોગસાધનની એટલી અપેક્ષા નહીં હોવાથી તેમાં પ્રવૃત્તિ કરી નથી, તેમ તે સર્વસંગપરિત્યાગમાં અથવા વિશુદ્ધદેશપરિ-ત્યાગમાં સાધવા યોગ્ય છે. એથી લોકોને ઘણો ઉપકાર થાય છે. જો કે વાસ્તવિક ઉપકારનું કારણ તો આત્મજ્ઞાન વિના બીજું કોઇ નથી. હાલ બે વર્ષસુધી તો તે યોગસાધન વિશેષ કરી ઉદયમાં આવે તેમ દેખાતું નથી. તેથી ત્યારપછીની કલ્પના કરાય છે. અને ૩ થી ૪ વર્ષ તે માર્ગમાં ગાળવામાં આવ્યાં હોય તો ૩૬ મે વર્ષે સર્વસંગ-પરિત્યાગી ઉપદેશકનો વખત આવે, અને લોકોનું શ્રેય થવું હોય તો થાય.'

આ પત્ર શ્રીમદ્‌નું ૨૯મું વર્ષ પૂરૂં થવા આવ્યું હતું ત્યારે—સં. ૧૯૫૨ના ભાદ્રમાં રાળજથી લખાયેલો છે, એટલે હવે તરતમાં જ જેમ બને તેમ જલદી વ્યાપાર—વ્યવસાયમાંથી નિવૃત્ત થઇ, થોડો વખત વિશુદ્ધદેશપરિત્યાગમાં પૂર્વ તૈયારીરૂપે ગાળી લગભગ ૩૬મા વર્ષે સર્વસંગપરિત્યાગનો શ્રીમદ્‌નો દૃઢ સંકલ્પ અત્ર દેખાઈ આવે છે.

એમ સર્વસંગપરિત્યાગ અંગેનો પોતાનો દૃઢ સંકલ્પ વ્યક્ત કરી અત્રે—'નાની વયે માર્ગનો ઉદ્ધાર કરવા સંબંધી જિજ્ઞાસા વર્ત્તતી હતી, ત્યાર પછી જ્ઞાનદશા આવ્યે ક્રમે કરીને તે ઉપશમ જેવી થઇ'—એમ પૂર્વે પણ પોતાની સર્વસંગપરિત્યાગની તૈયારીનો ઉલ્લેખ કરી શ્રીમદ્, લોકોના પરિચય—અનુભવ પરથી લોકો તરવાના કામી વિશેષ છે, તેમને તેવો યોગ બાઝે તો મૂળમાર્ગ પામે એવું છે એમ પોતાને દેખાયુ તે જણાવે છે.—'પણ કોઈ કોઇ લોકો પરિચયમાં આવેલા, તેમને કેટલીક વિશેષતા ભાસવાથી કંઈક મૂળમાર્ગ પર લક્ષ આવેલો, અને આ બાજુ તો સેંકડો અને હજારો માણસો પ્રસંગમાં આવેલા જેમાથી કંઇક સમજણવાળા તથા ઉપદેશક પ્રત્યે આસ્થાવાળા એવા સો એક માણસ નીકળે. એ ઉપરથી એમ જોવામાં આવ્યું કે લોકો તરવાના કામી વિશેષ છે, પણ તેમને તેવો યોગ બાઝતો નથી. જો ખરેખર ઉપદેશક પુરુષનો યોગ બને તો ઘણા

જીવ મૂળમાર્ગ પામે તેવું છે, અને દયા આદિનો વિશેષ ઉદ્યોત થાય એવું છે.'-એમ દેખાવાથી કોઇ આ કાર્ય કરે તો સારૂં એમ દૃષ્ટિ દેતાં **પરમ માર્દવમૂર્તિ નિરહ શ્રીમદ્‌ને** પોતા પ્રત્યે જ દૃષ્ટિ આવે છે તે દર્શાવે છે—'એમ દેખાવાથી કંઇક ચિત્તમાં આવે છે કે આ કાર્ય કોઇ કરે તો 'સારૂં'. પણ દૃષ્ટિ કરતાં તેવો પુરુષ ધ્યાનમાં આવતો નથી, એટલે કંઈક લખનાર પ્રત્યે જ દૃષ્ટિ આવે છે.' પણ **શ્રીમદ્** જેવા પરમ ગુરુ **જગદ્‌ગુરુ** આ ગુરુપદની પરમ જોખમદારી પૂરેપૂરી સમજે છે, અને તે કાર્યની પોતાની પૂરેપૂરી યથાયોગ્યતા ન થાય ત્યાંસુધી તેની ઇચ્છા પણ ન કરવી એવો પોતાનો જન્મથી લક્ષપ્રગટ કરી પોતે હજુસુધી તેમજ વર્ત્યા છે એમ પ્રગટ પ્રકાશે છે—'પણ લખનારનો જન્મથી લક્ષ એવો છે કે એ જેવું એક્કે જોખમવાળું પદ નથી અને પોતાની તે કાર્યની યથાયોગ્યતા જ્યાંસુધી ન વર્ત્તે ત્યાંસુધી તેની ઇચ્છા માત્ર પણ ન કરવી, અને ઘણું કરીને હજુ સુધી તેમ વર્ત્તવામાં આવ્યું છે. માર્ગનું કંઈ પણ સ્વરૂપ કંઈકને સમજાવ્યું છે, તથાપિ કોઇને એક વ્રત-પચ્ચખાણ આપ્યુ નથી, અથવા તમે મારા શિષ્ય છો, અને અમે ગુરુ છીએ એવો ઘણું કરીને પ્રકાર દર્શિત થયો નથી. કહેવાનો હેતુ એવો છે કે સર્વસંગપરિત્યાગ થયે તે કાર્યની પ્રવૃત્તિ સહજ સ્વભાવે ઉદયમાં આવે તો કરવી એવી માત્ર કલ્પના છે.'

અને તેનો પણ આગ્રહ નથી, પણ અનુકંપાદિથી તેવી વૃત્તિ ક્વચિત્ ઊઠે છે એમ **નિષ્કારણકરુણારસસાગર શ્રીમદ્ જણાવે છે**—'તેનો ખરેખરો આગ્રહ નથી, માત્ર અનુકંપાદિ તથા જ્ઞાનપ્રભાવ વર્ત્તે છે તેથી ક્યારેક તે વૃત્તિ ઉઠે છે, અથવા અલ્પાંશે અંગમાં તે વૃત્તિ છે, તથાપિ તે સ્વવશ છે.' એમ સ્ફટિક જેવા સ્વચ્છ હૃદયે પોતાની અંતરવૃત્તિ સ્પષ્ટ જણાવી, **શ્રીમદ્** પોતે ધારે છે જોતેમ સર્વસંગપરિત્યાગાદિ થાય તો હજારો માણુસ પોતાથકી મૂળમાર્ગને પામે એમ સંભાવના દર્શાવે છે —'અમે ધારીએ છીએ તેમ સર્વસંગ-પરિત્યાગાદિ થાય તો હજારો માણુસ મૂળમાર્ગને પામે, અને હજારો માણુસ તે સન્માર્ગને આરાધી સદ્‌ગતિને પામે એમ અમારાથી થવું સંભવે છે. અમારા સંગમાં ત્યાગ કરવાને ઘણા જીવને વૃત્તિ થાય એવો અંગમાં ત્યાગ છે.' આ અંગે પોતાની અગ્નિપરીક્ષા કરી **શ્રીમદ્** પોતે પોતાને વારવાર તાવી જુએ છે કે ધર્મ સ્થાપવાના મોટા માનની સ્પૃહાથી પણ આવી વૃત્તિ કદાચ ઊઠે, તેમ તો નથી ને? એમ પોતાના આત્માને વારંવાર તાવી જોતા **શ્રીમદ્‌**નો દિવ્ય આત્મા સાક્ષી પૂરે છે કે તે વૃત્તિ નથી જ એ સ્પષ્ટ જણાવે છે—'ધર્મ સ્થાપવાનુ માન મોટું છે, તેની સ્પૃહાથી પણ વખતે આવી વૃત્તિ રહે, પણ આત્માને ઘણીવાર તાવી જોતા તે સંભવ હવેની દશામાં ઓછો જ દેખાય છે, અને કંઈક સત્તાગત રહ્યો હશે તો તે ક્ષીણ થશે એમ અવસ્ય ભાસે છે.'—જેનામાં માનાદિની સ્પૃહા હોય તે તો પોતામા તેવી યોગ્યતા ન હોય તોપણ ચાલ, હું જલદી જલદી માર્ગઉદ્ધાર કરી નાખું ને માન ખાટી જાઉં એવી ઉતાવળ કરી તે માટે ઝંપલાવે પણ ખરો; પણ અગ્નિપરીક્ષાથી આત્માને તાવી જોતા **શ્રીમદ્‌ને** તો આવી માનાદિની પરમ નિસ્પૃહાની પરાકાષ્ઠા વર્ત્તે છે, એટલે જ જ્યાંલગી તથારૂપ પૂરેપૂરી યથાયોગ્યતા

ગુણગૌરવબહુમાન કરી વધાવી લ્યે છે, પણ તેવા સેંકડો આચાર્યોને આંટી દે એવા અસાધારણ શક્તિસંપન્ન આપ જેવા આચાર્યોના આચાર્ય પરમ સમર્થ પરમ ગુરુને–પરમ જગદ્‌ગુરુને પામ્યાનો અપૂર્વ અવસર પામી પરમ ધર્મલાભ લેવાની હાથમાં આવેલી સોનેરી તક અમે મૂર્ખ–મૂઢતાથી ગુમાવી દીધી! અફસોસ! અફસોસ! પણ થયું તે થયુ, હવે પણ આ પૂર્વે પાપનું પ્રાયશ્ચિત્ત કરી અમે આપ પરમગુરુને યથાર્થપણે ઓળખી, આપે આ મૂળમાર્ગના ઉદ્ધારનો પોકાર કર્યો, તેનો અપૂર્વ લાભ ઊઠાવીએ તોપણ અમારાં ધનભાગ્ય!

આ સત્યધર્મના–મૂળમાર્ગના ઉદ્ધારની **શ્રીમદ્‌ની** તમન્ના કેટલી તીવ્ર છે તે આ પત્ર પછીના બીજા **અમૃતપત્રમાં** (અં. ૭૦૯) **શ્રીમદ્‌ના** આ પરમ ભાવવાહી અંતરોદ્‌ગારોમાં વ્યક્ત થઈ છે—'હે નાથ! કાં ધર્મોન્નતિ કરવારૂપ ઇચ્છા સહજપણે સમાવેશ પામે તેમ થાઓ; કાં તો તે ઇચ્છા અવશ્ય કાર્યરૂપ થાઓ.' આ ઇચ્છા કાર્યરૂપ–ફળરૂપ પૂર્ણ થવી દુષ્કર છે એમ લખતાં **શ્રીમદ્‌** તેના કારણો અંગે આ માર્મિક ઉદ્‌ગાર લખે છે—'અવશ્ય કાર્યરૂપ થવી બહુ દુષ્કર દેખાય છે. કેમકે અલ્પ અલ્પ વાતમાં મતભેદ બહુ છે, અને તેનાં મૂળ ઘણાં ઊંડાં છે. મૂળમાર્ગથી લોકો લાખો ગાઉ દૂર છે એટલું જ નહીં પણ મૂળમાર્ગની જિજ્ઞાસા તેમને ઉત્પન્ન કરાવવી હોય, તોપણ ઘણા કાળનો પરિચય થયે પણ થવી કઠણ પડે એવી તેમની દુરાગ્રહાદિથી જડપ્રધાન દશા વર્તે છે.'

આવું મહાદુષ્કર આ મહાકાર્ય છે છતાં **પરમશાસનોન્નતિચતક શ્રીમદ્‌** આ પરમાર્થરૂપ સત્યધર્મનો–મૂળમાર્ગનો ઉદ્ધાર કેમ કરવો, આ ધર્મઉન્નતિ કેમ કરવી, તે ઉન્નતિના સાધનોની સ્મૃતિ કરે છે—'ઉન્નતિનાં સાધનોની સ્મૃતિ કરૂં છું.—બોધબીજનું સ્વરૂપ-નિરૂપણ મૂળમાર્ગ પ્રમાણે ઠામ ઠામ થાય, ઠામ ઠામ મતભેદથી કંઇ જ કલ્યાણ નથી એ વાત ફેલાય. પ્રત્યક્ષ સદ્‌ગુરુની આજ્ઞાએ ધર્મ છે એમ વાત લક્ષમાં આવે. દ્રવ્યાનુયોગ,—આત્મવિદ્યાપ્રકાશ થાય. ત્યાગવૈરાગ્યનાં વિશેષપણાથી સાધુઓ વિચરે. નવતત્ત્વ-પ્રકાશ. સાધુધર્મપ્રકાશ. શ્રાવકધર્મપ્રકાશ. વિચાર. ઘણા જીવોને પ્રાપ્તિ.'—આવી દિવ્ય હતી **શ્રીમદ્‌ની** મૂળમાર્ગઉદ્ધારની ભાવના! આવી ભવ્ય હતી **શ્રીમદ્‌ની** મૂળમાર્ગ ઉદ્ધારની યોજના!

## ૨
## 'મૂળ મારગ સાંભળો જિનનો રે.'

આ મૂળમાર્ગ શું છે? તેનું સંક્ષેપમાં પણ સંપૂર્ણ સ્વરૂપ પ્રકાશતું દિવ્ય ગાન **શ્રીમદે** સં. ૧૯૫૨ના આસો શુદ ૧ માં લખેલા **'મૂળ મારગ સાંભળો જિનનો રે'** એ અલૌકિક કાવ્યમાં અપૂર્વ ભાવથી ગાયુ છેઃ જિન-વીતરાગનો મૂળમાર્ગ ઉદ્યોતિત કરતી આ **મૂળમાર્ગ ગીતામાં** પરમ ભાવિતાત્મા **શ્રીમદે** જિનનો મૂળમાર્ગ અદ્‌ભુત ભાવથી સંગીત કર્યો છે. જિન–વીતરાગના દિવ્યધ્વનિના ઉપદેશનો જાણે પ્રતિધ્વનિ કરતા હોય એવા આ દિવ્ય કાવ્યમાં જિન–વીતરાગમાર્ગના પરમાર્થરંગથી અસ્થિમજ્જા રંગાયેલા **પરમ**

ન હોય ત્યાંલગી ભલે દેહ છૂટી જાય તોપણ તે માટે લેશ પણ ઉતાવળ કરવી જ નથી એવો તેમને દૃઢ આત્મનિશ્ચય નિત્ય વર્ત્તે છે, અને એટલે જ તે માટે પરિગ્રહાદિત્યાગનો વિચાર તેમને નિત્ય રહે છે એ સ્પષ્ટ જણાવે છે—

'કેમ કે યથાયોગ્યતા વિના, દેહ છૂટી જાય તેવી દૃઢ કલ્પના હોય તોપણ, માર્ગ ઉપદેશવો નહીં, એમ આત્મનિશ્ચય નિત્ય વર્ત્તે છે. એક એ બળવાન કારણથી પરિગ્રહાદિ ત્યાગ કરવાનો વિચાર રહ્યા કરે છે.'

ત્યારે આ યથાયોગ્યતાની બાબતમાં પોતાની શી સ્થિતિ છે—શી દશા છે તે પોતાની તે વખતની આત્મદશાનું યથાર્થ પ્રમાણિક માપ કરનારા **પરમ પ્રામાણિક શ્રીમદ્** પૂર્ણ નિખાલસતાથી પ્રકાશે છે—'મારા મનમાં એમ રહે છે કે વેદોક્ત ધર્મ પ્રકાશવો અથવા સ્થાપવો હોય તો મારી દશા યથાયોગ્ય છે, પણ જિનોક્ત ધર્મ સ્થાપવો હોય તો હજુ તેટલી યોગ્યતા નથી, તોપણ વિશેષ યોગ્યતા છે, એમ લાગે છે.' અને આમ કહેવાનું કારણ શું તેનો માર્મિક ખુલાસો આ અમૃતપત્રના પ્રારંભમાં જ મૂકેલા–તે વખતની પોતાની આત્મદશાનો પ્રકાશ કરતા–આ શબ્દોમાં પ્રાપ્ત થાય છે—'જૈન દર્શનની રીતિએ જોતાં સમ્યગ્દર્શન અને વેદાંતની રીતિએ જોતાં કેવળજ્ઞાન અમને સંભવે છે. જૈનમાં કેવળજ્ઞાનનું સ્વરૂપ લખ્યું છે, તે જ માત્ર સમજાવું મુશ્કેલ થઇ પડે છે. વળી વર્ત્તમાનમાં તે જ્ઞાનનો તેણે જ નિષેધ કર્યો છે; જેથી તત્સંબંધી પ્રયત્ન કરવું પણ સફળ ન દેખાય.' આમ વ્યાખ્યાભેદ છે એટલે જૈનદૃષ્ટિએ જોતાં તેવો પ્રયત્ન પણ સફળ ન 'દેખાય' એમ અત્ર કહ્યું છે, તે સૂચવે છે કે આ વ્યાખ્યામાં કોઈ મોટો ભેદ છે અને તેમાં કોઈ ઊંડું રહસ્ય રહ્યું છે. આમ માર્ગપ્રકાશન માટે વેદાંત-દૃષ્ટિએ પોતાની તેવી પૂરેપૂરી યથાયોગ્યતા છે, અને જૈનદૃષ્ટિએ પણ 'વિશેષ' બીજા કોઈમાં પણ હોય તે કરતાં વધારે વિશિષ્ટ પ્રકારની 'વિશેષ' યોગ્યતા છે, છતાં તે દૃષ્ટિએ પણ પૂરેપૂરી યથાયોગ્યતા માટેનો પ્રયત્ન–આત્મપુરુષાર્થ ચાલુ જ છે. એમ પોતાનું આત્મસંવેદન વ્યક્ત કરતા **નિષ્કારણકરુણારસસાગર પરમ કૃપાળુ શ્રીમદે** આ અમૃતપત્રમા નિષ્કારણ કરુણાથી મૂળમાર્ગઉદ્ધારની–મૂળમાર્ગઉદ્યોતની પોતાનીપરમ ઉદાત્ત ભાવના ઉદ્ઘોષી છે.

અને **શ્રીમદ્**નો આ હૃદયના પડદા ભેદી નાંખે એવો **હૃદયભેદી ઉદ્ઘોષ** સાંભળી સકર્ણ જનોના અંતરોદ્ગારનો પ્રતિઘોષ થાય છે કે–અહો કરુણાવતાર **રાજચંદ્ર!** આપે સમાજની કરુણ સ્થિતિનું હૃદયદ્રાવક આલેખન કર્યું તે અક્ષરે અક્ષર પરમ સત્ય છે. આપે અત્રે વેદોક્ત માર્ગમાં થોડે થોડે અંતરે ધર્મપ્રભાવક થાય છે અને જૈનમાં તેમ ઘણો વખતથી થયુ નથી એમ પોકાર્યું, પણ અમારા હૃદયમાં સામો પોકાર ઊઠે છે કે આ હજારો વર્ષના ગાળાનો ખંગ વાળી દે એવો આપ જેવો પરમ સમર્થ પરમ મહાપ્રભાવક કલ્પવૃક્ષ પોતાના આંગણે ઉગ્યો, પણ અમે આપને ઓળખ્યા નહિં, પૂર્ણ પ્રેમથી વધાવી લઈ મનોવાંચ્છિત લાભ ઊઠાવ્યો નહિં, એ અમારાં મહા-દુર્ભાગ્ય! બીજા સંપ્રદાયોમાં તો કોઈ મહાપુરુષ પોતાના આંગણે પાકે તો તેનું પરમ

કહેવાનો વિષય-પ્રયોજન-અધિકારી આદિનું સૂચન કરી, આ જિનમાર્ગ તે શું? તેનો પ્રસ્તાવ દર્શાવે છે—

**'જ્ઞાન દર્શન ચારિત્રની શુદ્ધતા રે, એકપણે અને અવિરુદ્ધ...મૂળ મારગ.**
**જિન મારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું સિદ્ધાંતે બુધ...મૂળ મારગ. ૩**
**લિંગ અને ભેદો જે વ્રતના રે, દ્રવ્ય દેશ કાળાદિ ભેદ...મૂળ મારગ.**
**પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કાળે અભેદ...મૂળ મારગ. ૪**

જ્ઞાન-દર્શન-ચારિત્રની શુદ્ધતા એકપણે અને અવિરુદ્ધ એવી હોય તે જ પરમાર્થથી જિનમાર્ગ છે, એમ સિદ્ધાંતને વિષે બુધે-જ્ઞાનીએ કહ્યું છે. અર્થાત્ સર્વ અન્ય દ્રવ્યથી ભિન્ન એવા શુદ્ધ આત્માનું સમ્યગ્દર્શન, શુદ્ધ આત્માનું સમ્યગ્જ્ઞાન, શુદ્ધ આત્માનું સમ્યક્ચારિત્ર-એ ત્રણેની અભેદ એકતા આત્મામાં પરિણમાવી ભગવાન્ શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષને પામ્યા. એટલે શુદ્ધ આત્મદર્શન, આત્મજ્ઞાન ને આત્મચારિત્રની અભેદ એકતા સાધવી એ જિનનો મૂળમાર્ગ છે. આમ આ જિનનો મૂળમાર્ગ તો કેવળ આત્મપરિણતિરૂપ હોઈ મુખ્યપણે આધ્યાત્મિક માર્ગ છે. પરમાર્થ-માર્ગ છે, નિશ્ચયમાર્ગ છે, ભાવમાર્ગ છે; અંતરંગ માર્ગ છે, બહિરંગ માર્ગ નથી. જે કોઈ સિદ્ધ થયા છે, થાય છે કે થશે તે આ જિનના મૂળ પરમાર્થમાર્ગે પ્રયાણ કરીને જ—એમ સર્વ જ્ઞાની સત્પુરુષોનો પરમ નિશ્ચય છે. ગમે તે દેશમાં, ગમે તે કાળમાં એ જ એક અખંડ ત્રિકાલાબાધિત મોક્ષમાર્ગ છે, એમ નિશ્ચલ નિશ્ચય-સિદ્ધાંત સ્થિત છે. અને લિંગ-બાહ્યવેષ અને વ્રતના જે ભેદો છે તેનો ભેદ તો દ્રવ્ય દેશ (ક્ષેત્ર) કાળ આદિ પ્રમાણે હોય છે, પણ આ જ્ઞાન-દર્શન-ચારિત્રની જે શુદ્ધતા છે, તે તો ત્રણે કાળમાં અભેદ જ છે, કોઈ પણ કાળમાં તેનો ભેદ પડતો જ નથી. અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ સાધન વડે શુદ્ધ આત્મધર્મની સિદ્ધિ કરવી, શુદ્ધ આત્માને પ્રગટ કરવો, એ જ **ભગવાન જિનેશ્વરનો સનાતન સંપ્રદાય** છે, તે જ જૈનધર્મ છે, તે જ જિનમાર્ગ છે. જે વાટે ભગવાન્ ઋષભદેવજી તર્યા તે જ વાટે ભગવાન્ મહાવીરદેવ તર્યા છે, તે જ વાટે અન્ય સર્વ કોઈ મોક્ષગામી જીવ તરશે. આમ ત્રણે કાળમાં મોક્ષમાર્ગ એક અખંડ ને અભેદ છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આદિને આશ્રીને બાહ્ય લિંગ-વ્રત આદિમાં ભેદ પડે તે ભલે; પણ મૂળમાર્ગ-પરમાર્થમાર્ગ તો ત્રણે કાળમાં એક જ છે. આમ પ્રસ્તાવના કરી આ જ્ઞાન-દર્શનાદિ શબ્દનો સંક્ષેપમાં પરમાર્થ સંભળાવે છે—

**'હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે, સંક્ષેપે સુણો પરમાર્થ...મૂળ મારગ.**
**જેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ આત્માર્થ...મૂળ મારગ.' ૫**

અહો મુમુક્ષુ! તમે હવે જ્ઞાન-દર્શન-ચારિત્ર શબ્દનો સંક્ષેપમાં પરમાર્થ સુણો-શ્રવણ કરો! તેને વિશેષથી વિચારી જોતાં તમને ઉત્તમ એવો આત્માર્થ સમજાશે. આ પરમાર્થ અત્ર સંક્ષેપમાં-ટૂંકામાં કહ્યો છે છતાં તે સંપૂર્ણ એવો પરમ સારભૂત કહ્યો છે, એટલે તેમાં ઊંડું અવગાહન કરી-ઊંડા ઉતરીને વિશેષથી વિચારી જોશો તો તમને ઉત્તમ-ઉત્કૃષ્ટ એવો આત્માર્થ-આત્મકલ્યાણમાર્ગ સમજાશે-સમજાઈ જશે.

## ૧૧૬

ભાવિતાત્મા શ્રીમદે ભવ્ય જનોના હિતને કારણે જિનનો આ મૂળમાર્ગ પરમપ્રેમ-ઉલ્લાસથી સંભળાવ્યો છે. 'મૂળ મારગ સાંભળો જિનનો રે' એ ધ્રુવપદ પંક્તિનો પદે પદે રણકાર કરતા આ દિવ્ય કાવ્યમાં જે ભાવ-વારિધિનો ઉલ્લાસ આ રાજ-ચંદ્રે ઉછાળ્યો છે તેની તો અવધિ જ નથી. આ પરમગુરુ જગદ્ગુરુ મૂળમાર્ગની પાઠ લેવડાવતા હોય-ગોખાવતા હોય એવો આ મૂળમાર્ગનો ઉદ્ઘોષ મુમુક્ષુના હૃદયમાં તેનો પ્રતિઘોષ કરે છે-બુલંદ પડઘો પાડે છે. માત્ર એકાદશ કડીના આ કાવ્યમાં જાણે સંક્ષેપમાં સારરૂપ શ્રુતસમુદ્ર ઠાલવી દીધો હોય.-એવા આ મૂળમાર્ગના દિવ્ય ગાનના અપૂર્વ ભાવનું અત્રે સંક્ષેપમાં દિગ્દર્શન કરશું.

**'મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ...મૂળ મારગ.**
**નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર્ ભવદુઃખ...મૂળ મારગ.'** ૧

મૂળ-મૂળભૂત અથવા અસલ માર્ગ સાંભળો. કોનો માર્ગ સાંભળો? જિનનો-વીતરાગનો માર્ગ સાંભળો! જિન-વીતરાગે જે મૂળમાર્ગે ગમન કર્યું અને જે માર્ગ દર્શાવ્યો તે જિનનો મૂળમાર્ગ તમે સાંભળો-શ્રવણ કરો! જિન જેવા પરમ પુરુષનો આવો આ મહાન્ માર્ગ છે, તે કેવી રીતે સાંભળો? **'કરી વૃત્તિ અખંડ સન્મુખ',**-વૃત્તિને-આત્માની વૃત્તિને, ઉપયોગને અને મન-વચન-કાયાના યોગને અખંડપણે-અવિચ્છિન્નપણે સન્મુખ-આ જે સત્ વસ્તુ કથાઈ રહી છે તે પ્રત્યે-તે ભણી-તે સામે અખંડ સ્થિર સાવધાન કરીને સાંભળો! આત્માના ઉપયોગને અને મન-વચન-કાયાના યોગને અખંડ સ્થિર કરીને સાંભળો! અને શું હોય તો સાંભળો? **'નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર્ ભવદુઃખ.'**—જો તમને માન-પૂજા-પ્રતિષ્ઠા-સત્કારાદિની કામના ન હોય, અને અંતરૂમાં ભવદુઃખ વ્હાલું ન હોય તો સાંભળો! માન-પૂજાદિની કામના ન હોવી અને ભવદુઃખ વ્હાલું ન હોવું, અર્થાત્ માનાર્થ આદિની કામના ન હોવી-માત્ર આત્માર્થની જ કામના હોવી અને સંસાર પ્રત્યે વૈરાગ્ય હોવો, એ બે આ સાંભળવા માટે યોગ્ય અધિકારીની પ્રાથમિક શરત ( preliminary requisite Conditions essential prerequisites) છે. આનો ફલિતાર્થ એ થયો કે માત્ર મોક્ષ શિવાય જેને બીજી અભિલાષા નથી અને આત્માર્થ શિવાય બીજું કામ જેને નથી એવો ખરેખરો ભવવિરક્ત સાચો આત્માર્થી મુમુક્ષુ જીવ જ આ જિનના મૂળ-માર્ગના શ્રવણનો ખરેખરો યોગ્ય અધિકારી છે.

**'કરી જોજો વચનની તુલના રે, જોજો શોધીને જિન સિદ્ધાંત... મૂળ મારગ.**
**માત્ર કહેવું પરમારથ હેતુથી રે, કોઈ પામે મુમુક્ષુ એ વાત...મૂળ મારગ.'** ૨

અમે જે આ વચન કહીએ છીએ તેની તમે જિનવચન સાથે તુલના-સરખામણી કરી જોજો, અને જિનસિદ્ધાંત શોધી શોધીને જોજો; અમારૂં જે આ કહેવું છે તે માત્ર-કેવલ પરમાર્થહેતુથી છે,-એમાં અન્ય કોઇ પણ હેતુ-પ્રયોજન નથી, એ અમારા અંતરની વાત કોઇ વિરલો મુમુક્ષુ જ પામે-જાણે એમ છે, અર્થાત્ ખરેખરો મુમુક્ષુ જ આ વાતનો મર્મ પામી શકે એમ છે અને એ જ આ શ્રવણનો યોગ્ય અધિકારી છે. આમ

કહેવાનો વિષય-પ્રયોજન-અધિકારી આદિનું સૂચન કરી, આ જિનમાર્ગ તે શું ? તેનો પ્રસ્તાવ દર્શાવે છે—

'જ્ઞાન દર્શન ચારિત્રની શુદ્ધતા રે, એકપણે અને અવિરુદ્ધ...મૂળ મારગ.
જિન મારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું સિદ્ધાંતે બુધ...મૂળ મારગ. ૩
લિંગ અને ભેદો જે વૃત્તના રે, દ્રવ્ય દેશ કાળાદિ ભેદ...મૂળ મારગ.
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કાળે અભેદ...મૂળ મારગ. ૪

જ્ઞાન-દર્શન-ચારિત્રની શુદ્ધતા એકપણે અને અવિરુદ્ધ એવી હોય તે જ પરમાર્થથી જિનમાર્ગ છે, એમ સિદ્ધાંતને વિષે બુધે-જ્ઞાનીએ કહ્યું છે. અર્થાત્ સર્વ અન્ય દ્રવ્યથી ભિન્ન એવા શુદ્ધ આત્માનું સમ્યગ્દર્શન, શુદ્ધ આત્માનું સમ્યગ્જ્ઞાન, શુદ્ધ આત્માનું સમ્યક્ચારિત્ર-એ ત્રણેની અભેદ એકતા આત્મામાં પરિણમાવી ભગવાન્ શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષને પામ્યા. એટલે શુદ્ધ આત્મદર્શન, આત્મજ્ઞાન ને આત્મચારિત્રની અભેદ એકતા સાધવી એ જિનનો મૂળમાર્ગ છે. આમ આ જિનનો મૂળમાર્ગ તો કેવળ આત્મપરિણતિરૂપ હોઇ મુખ્યપણે આધ્યાત્મિક માર્ગ છે. પરમાર્થ-માર્ગ છે, નિશ્ચયમાર્ગ છે, ભાવમાર્ગ છે; અંતરંગ માર્ગ છે, બહિરંગ માર્ગ નથી. જે કોઇ સિદ્ધ થયા છે, થાય છે કે થશે તે આ જિનના મૂળ પરમાર્થમાર્ગે પ્રયાણ કરીને જ—એમ સર્વ જ્ઞાની સત્પુરુષોનો પરમ નિશ્ચય છે. ગમે તે દેશમાં, ગમે તે કાળમાં એ જ એક અખંડ ત્રિકાલાબાધિત મોક્ષમાર્ગ છે, એમ નિશ્ચલ નિશ્ચય-સિદ્ધાંત સ્થિત છે. અને લિંગ-બાહ્યવેષ અને વ્રતના જે ભેદો છે તેનો ભેદ તો દ્રવ્ય દેશ (ક્ષેત્ર) કાળ આદિ પ્રમાણે હોય છે, પણ આ જ્ઞાન-દર્શન-ચારિત્રની જે શુદ્ધતા છે, તે તો ત્રણે કાળમાં અભેદ જ છે, કોઇ પણ કાળમાં તેનો ભેદ પડતો જ નથી. અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ સાધન વડે શુદ્ધ આત્મધર્મની સિદ્ધિ કરવી, શુદ્ધ આત્માને પ્રગટ કરવો, એ જ **ભગવાન જિનેશ્વરનો સનાતન સંપ્રદાય** છે, તે જ જૈનધર્મ છે, તે જ જિનમાર્ગ છે. જે વાટે ભગવાન્ ઋષભદેવજી તર્યા તે જ વાટે ભગવાન્ મહાવીરદેવ તર્યા છે, તે જ વાટે અન્ય સર્વ કોઇ મોક્ષગામી જીવ તરશે. આમ ત્રણે કાળમાં મોક્ષમાર્ગ એક અખંડ ને અભેદ છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આદિને આશ્રીને બાહ્ય લિંગ-વ્રત આદિમાં ભેદ પડે તે ભલે; પણ મૂળમાર્ગ-પરમાર્થમાર્ગ તો ત્રણે કાળમાં એક જ છે. આમ પ્રસ્તાવના કરી આ જ્ઞાન-દર્શનાદિ શબ્દનો સંક્ષેપમાં પરમાર્થ સંભળાવે છે—

'હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે, સંક્ષેપે સુણો પરમાર્થ...મૂળ મારગ.
જેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ આત્માર્થ...મૂળ મારગ.' ૫

અહો મુમુક્ષુ ! તમે હવે જ્ઞાન-દર્શન-ચારિત્ર શબ્દનો સંક્ષેપમાં પરમાર્થ સુણો-શ્રવણ કરો ! તેને વિશેષથી વિચારી જોતાં તમને ઉત્તમ એવો આત્માર્થ સમજાશે. આ પરમાર્થ અત્ર સંક્ષેપમાં-ટૂંકામાં કહ્યો છે છતાં તે સંપૂર્ણ એવો પરમ સારભૂત કહ્યો છે, એટલે તેમાં ઊંડું અવગાહન કરી-ઊંડા ઉતરીને વિશેષથી વિચારી જોશો તો તમને ઉત્તમ-ઉત્કૃષ્ટ એવો આત્માર્થ-આત્મકલ્યાણમાર્ગ [illegible]

૬૧૬ ભાવિતાત્મા શ્રીમદે ભવ્ય જનોના હિતને કારણે જિનનો આ મૂળમાર્ગ પરમપ્રેમ-ઉલ્લાસથી સંભળાવ્યો છે. 'મૂળ મારગ સાંભળો જિનનો રે' એ ધ્રુવપદ પંક્તિનો પદે પદે રણકાર કરતા આ દિવ્ય કાવ્યમાં જે ભાવ-વારિધિનો ઉલ્લાસ આ રાજ-ચંદ્રે ઉલ્લસાવ્યો છે તેની તો અવધિ જ નથી. આ પરમગુરુ જગદ્ગુરુ મૂળમાર્ગની પાઠ હેવડાવતા હોય-ગોખાવતા હોય એવો આ મૂળમાર્ગનો ઉદ્ઘોષ મુમુક્ષુના હૃદયમાં તેનો પ્રતિઘોષ કરે છે-બુલંદ પડઘો પાડે છે. માત્ર એકાદશ કડીના આ કાવ્યમાં જાણે સંક્ષેપમાં સારરૂપ શ્રુતસમુદ્ર ઠાલવી દીધો હોય.-એવા આ મૂળમાર્ગના દિવ્ય ગાનના અપૂર્વ ભાવનું અત્રે સંક્ષેપમાં દિગ્દર્શન કરશું.

'મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ...મૂળ મારગ.
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર્ ભવદુઃખ...મૂળ મારગ.' ૧

મૂળ-મૂળભૂત અથવા અસલ માર્ગ સાંભળો. કોનો માર્ગ સાંભળો ? જિનનો-વીતરાગનો માર્ગ સાંભળો ! જિન-વીતરાગે જે મૂળમાર્ગે ગમન કર્યું અને જે માર્ગ દર્શાવ્યો તે જિનનો મૂળમાર્ગ તમે સાંભળો-શ્રવણ કરો ! જિન જેવા પરમ પુરુષનો આવો આ મહાન્ માર્ગ છે, તે કેવી રીતે સાંભળો ? **'કરી વૃત્તિ અખંડ સન્મુખ'**,-વૃત્તિને-આત્માની વૃત્તિને, ઉપયોગને અને મન-વચન-કાયાના યોગને અખંડપણે-અવિચ્છિન્નપણે સન્મુખ-આ જે સત્ વસ્તુ કથાઈ રહી છે તે પ્રત્યે-તે ભણી-તે સામે અખંડ સ્થિર સાવધાન કરીને સાંભળો ! આત્માના ઉપયોગને અને મન-વચન-કાયાના યોગને અખંડ સ્થિર કરીને સાંભળો ! અને શું હોય તો સાંભળો? **'નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર્ ભવદુઃખ.'**—જો તમને માન-પૂજા-પ્રતિષ્ઠા-સત્કારાદિની કામના ન હોય, અને અંતરમાં ભવદુઃખ વ્હાલું ન હોય તો સાંભળો ! માન-પૂજાદિની કામના ન હોવી અને ભવદુઃખ વ્હાલું ન હોવું, અર્થાત્ માનાર્થ આદિની કામના ન હોવી-માત્ર આત્માર્થની જ કામના હોવી અને સંસાર પ્રત્યે વૈરાગ્ય હોવો, એ બે આ સાંભળવા માટે યોગ્ય અધિકારીની પ્રાથમિક શરત ( prelimirary requisite Conditions essential prerequisites) છે. આનો ફલિતાર્થ એ થયો કે માત્ર મોક્ષ શિવાય જેને બીજી અભિલાષા નથી અને આત્માર્થ શિવાય બીજું કામ જેને નથી એવો ખરેખરો ભવવિરક્ત સાચો આત્માર્થી મુમુક્ષુ જીવ જ આ જિનના મૂળ-માર્ગના શ્રવણનો ખરેખરો યોગ્ય અધિકારી છે.

'કરી જોજો વચનની તુલના રે, જોજો શોધીને જિન સિદ્ધાંત...મૂળ મારગ.
માત્ર કહેવું પરમારથ હેતુથી રે, કોઈ પામે મુમુક્ષુ એ વાત...મૂળ મારગ.' ૨

અમે જે આ વચન કહીએ છીએ તેની તમે જિનવચન સાથે તુલના-સરખામણી કરી જોજો, અને જિનસિદ્ધાંત શોધી શોધીને જોજો; અમારૂં જે આ કહેવું છે તે માત્ર-કેવલ પરમાર્થહેતુથી છે,-એમાં અન્ય કોઇ પણ હેતુ-પ્રયોજન નથી, એ અમારા અંતરની વાત કોઇ વિરલો મુમુક્ષુ જ પામે-જાણે એમ છે, અર્થાત્ ખરેખરો મુમુક્ષુ જ આ વાતનો મર્મ પામી શકે એમ છે અને એ જ આ શ્રવણનો યોગ્ય અધિકારી છે. આમ

દેવ જિનંદે—દેવ જિનેંદ્રે અથવા **દેવજી-નંદે**—દેવમાતાના નંદને (રાજચંદ્રે) મોક્ષમાર્ગનું શુદ્ધ સ્વરૂપ ભાખ્યું છે; અને ભવ્ય જનોના હિતને કારણે—કલ્યાણને અર્થે તે સ્વરૂપ સંક્ષેપમાં કહ્યું છે.

આવું છે આ મૂળમાર્ગના મહાન્ ઉદ્ધર્ત્તા **શ્રીમદ્**ના દિવ્ય આત્માએ ગાયેલું મૂળમાર્ગનું દિવ્ય ગાન !



### પ્રકરણ એકાણુમું

## માર્ગપ્રભાવનાની ભવ્ય ભાવના અને દિવ્ય યોજના

અને માર્ગપ્રભાવના માટે આવા પરમ સમર્થ હતા એટલે જ **શ્રીમદ્** હાલ ગૃહાવાસપર્યંત પ્રભાવનાકાર્ય ઠેલંએ પાડવું પડ્યા છતાં નિરંતર તે માર્ગપ્રભાવનાની પરમ ગંભીર વિચારણા અંતરમાં કર્યા કરતા હતા, આવા મહાકાર્ય માટે ઉત્કૃષ્ટ યોગ્યતાવાળી આત્મશક્તિનો સંચય વધાર્યા કરતા હતા, અને તે માટે એક નિષ્કારણકરુણા—રસસાગર પરમ શાસનહિતચિંતક—ચિંતવે એવી પરમ ભવ્ય ઉદાત્ત યોજના ઘડ્યા કરતા હતા તેમના હૃદયના દર્પણ સમી તેમની હાથનોંધ (Private Diary) પ્રત્યે દૃષ્ટિપાત કરતાં આ વસ્તુ સ્વયં જણાઈ આવે છે **શ્રીમદ્**ની આ વીતરાગમાર્ગપ્રભાવનાની ભવ્ય યોજના (Grand plan) અંગે આ પ્રકરણમા દિગ્દર્શન કરશું.

**મહાવીર**ના મહાન્ વીતરાગમાર્ગની પ્રભાવનાનું—વીતરાગશાસનના ઉદ્યોતનું આ કાર્ય કેટલું મહાન્ છે ને તેનું પ્રવર્ત્તન કરવામાં કેવા મહાન્ ગુણો હોવા આવશ્યક છે—ધર્મરાજ્ય પ્રવર્ત્તાવવામા કેવું અપૂર્વ આત્મપરાક્રમ આવશ્યક છે, તે બાબત આ **રાજ-ચંદ્ર** કેવા અત્યંત સજાગ હતા, તે હાથનોંધ ૧–૭૩ પરથી દેખાય છે· 'જેનાથી માર્ગ પ્રવર્ત્યા છે, એવા મોટા પુરુષના વિચાર, બળ, નિર્ભયતાદિ ગુણો મોટા હતા એક રાજ્ય પ્રાપ્ત કરવામા જે પરાક્રમ ઘટે છે, તે કરતાં અપૂર્વ અભિપ્રાય સહિત ધર્મસંતતિ પ્રવર્તવામા વિશેષ પરાક્રમ ઘટે છે. તથારૂપ શક્તિ થોડા વખત પૂર્વે અત્ર જણાતી હતી, તેમા હાલ વિકળતા જોવામાં આવે છે તેનો હેતુ શો હોવો જોઇએ તે વિચારવાયોગ્ય છે.' આટલું લખી માર્ગપ્રભાવનેચ્છુ **શ્રીમદ્** આ માર્ગ દર્શનની રીતે કે સંપ્રદાયની રીતે પ્રવર્તવાથી જીવોનું કલ્યાણ થાય એ બા. વિશદ વિચારણા કરે છે—'દર્શનની રીતે આ કાળમા ધર્મ પ્રવર્તે એથી જીવોનું કલ્યાણ છે કે સંપ્રદાયની રીતે પ્રવર્તે તો જીવોનુ કલ્યાણ છે તે વાત વિચારવા યોગ્ય છે. સંપ્રદાયની રીતે ઘણા જીવોને તે માર્ગ ગ્રહણ થવા યોગ્ય થાય, દર્શનની રીતે વિરલ જીવોને ગ્રહણ થાય. જો જિનને અભિમતે માર્ગ નિરૂપણ કરવા યોગ્ય ગણવામાં આવે, તો તે

'દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ...મૂળ મારગ.
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ. મૂળ મારગ. ૬
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત...મૂળ મારગ.
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકીત...મૂળ મારગ. ૭
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ મૂળ મારગ.
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે, નામ ચારિત્ર તે અણુલિંગ.. મૂળ મારગ. ૮

આત્મા દેહાદિથી ભિન્ન છે, સદા ઉપયોગી—ઉપયોગવંત અને કદી પણ નાશ નહિં પામનાર એવો અવિનાશી છે,—એમ સદ્ગુરુઉપદેશથકી જાણે, ખાસ તેનુ નામ જ્ઞાન કહ્યુ છે. અર્થાત્ આત્મા જો દૂધમાંને પાણી જેમ એકમેક એકક્ષેત્રાવગાહસંબંધી દેહથી પણ ભિન્ન છે તો બીજી બધી બાહ્ય વસ્તુથી તો અત્યંત અત્યંત ભિન્ન જ છે,—એટલે દેહાદિથી ભિન્ન, સદા જ્ઞાન—દર્શનઉપયોગલક્ષણસંપન્ન, અને અવિનાશી—નિત્ય આત્માનુ સદ્ગુરુઉપદેશ થકી જાણવું, ખાસ તેનું નામ **જ્ઞાન** છે જે જ્ઞાન વડે કરીને જાણ્યુ, તેની 'હા તેમજ છે, તહત્તિ' એવી શુદ્ધ—શંકાદિ દોષરહિત નિર્મલ પ્રતીતિ—શ્રદ્ધા, તેને ભગવંતે **દર્શન** કહ્યુ છે,—જેનુ બીજું નામ **સમકિત—સમ્યક્ત્વ** છે જેમ જીવની પ્રતીતિ—શ્રદ્ધા—આસ્થા આવી અને આ જીવને—આત્માને સર્વેથી—આખા વિશ્વથી ભિન્ન—પૃથક્—જૂદો અને કંઇ પણ સંગ—સ્પર્શ—સંપર્ક વિનાનો અસંગ જાણ્યો, તેવો તે ભિન્ન અસંગ સ્થિર સ્વભાવ ઉપજે, તેનુ નામ 'અણુલિંગ'—બાહ્યલિંગાદિની અપેક્ષા વિનાનું **ચારિત્ર** (આત્મચારિત્ર) છે. આમ જ્ઞાન—દર્શનાદિ શબ્દનો પરમાર્થ પ્રકાશી તે ત્રણેની **અભેદ એકતારૂપ જિનમાર્ગ** પ્રકાશે છે—

'તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ મૂળ મારગ
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ મૂળ મારગ.' ૯.

આવા તે ત્રણે—જ્ઞાન દર્શન—ચારિત્ર અભેદ પરિણામથી જ્યારે તે આત્મારૂપ વર્તે,—આત્મા એ જ જ્ઞાન, આત્મા એ જ દર્શન, આત્મા એ જ ચારિત્ર એમ અભેદ રત્નત્રયી આત્મારૂપ વર્તે, આત્મા જ્ઞાનમય—દર્શનમય—ચારિત્રમય બની અભેદ રત્નત્રયીપણે પરિણમે, ત્યારે તે જિનનો માર્ગ પામ્યો અથવા તો તે નિજ સ્વરૂપને પામ્યો, કારણકે શુદ્ધ આત્મ સ્વરૂપ જિન ભગવાન્ અને નિજ સ્વરૂપ એ બન્નેમા કંઈ ભેદ નથી,—'**જિન પદ નિજ પદ એકતા, ભેદભાવ નહિં કાંઈ**,' બન્ને એકસ્વરૂપ છે. એવા મૂળ જ્ઞાનાદિ પામવા માટે આ મૂળમાર્ગ પ્રકાશ્યો છે એમ ઉપસંહાર કહે છે—

'એવા મૂળ જ્ઞાનાદિ પામવા રે, અને જવા અનાદિ બંધ...મૂળ મારગ.
ઉપદેશ સદ્ગુરુનો પામવા રે, ટાળી સ્વછંદ ને પ્રતિબંધ...મૂળ મારગ. ૧૦
એમ દેવ જિનંદ ભાખિયું રે, મોક્ષ મારગનુ શુદ્ધ સ્વરૂપ...મૂળ મારગ.
ભવ્ય જનોના હિતને કારણે રે, સંક્ષેપે કહ્યુ સ્વરૂપ...મૂળ મારગ.' ૧૧

એવા—ઉપરમા સંક્ષેપમા થોડા પણ મહાઅર્થાર્થ ગંભીર શબ્દોમા કહી દેખાડ્યા તે મૂળ—મોક્ષમાર્ગના મૂળરૂપ જ્ઞાનાદિ પામવા માટે, અને અનાદિનો બંધ જવા માટે, તથા સ્વછંદ ને પ્રતિબંધ ટાળી સદ્ગુરુનો ઉપદેશ પામવા માટે, એમ ઉક્ત પ્રકારે

સુપ્રતિષ્ઠાપિત થવા માટે કેવી દર્શન-સંપ્રદાય રીતિ વર્તમાનમાં પ્રયુક્ત કરવા યોગ્ય છે, એ આદિ અંગે પરમ ગંભીર ઊંડી વિચારણા **વીતરાગદર્શનોદ્ધારક શ્રીમદ્** કરી રહ્યા હોય એમ આ પરથી જણાય છે. આમ જૈનદર્શનનું-જિનશાસનનું-વીતરાગમાર્ગનું અનન્ય હિત જેના હૈયે સદા વસ્યું છે, એવા **પરમ શાસનહિતચિંતક વીતરાગધર્મોદ્ધારક શ્રીમદ્** અનન્ય શાસનદાઝથી આ **અમૃતપત્રમાં** (અં. ૭૧૩) પોતાની અંતર્વેદના ઠાલવતાં, આ વીતરાગશાસનની પરમ ઉન્નતિ કેમ થાય, અને **મહાવીર સ્વામીના** જેવો વખત ફરી કેમ આવે, એવી પરમ ઉદાત્ત ભાવના દાખવતા આ હૃદયસ્પર્શી અમર શબ્દોમાં અનન્ય શાસનહિતચિંતા વ્યક્ત કરે છે—.

'દિન પ્રતિદિન જૈનદર્શન ક્ષીણ થતું જોવામાં આવે છે, અને વર્ધમાનસ્વામી થયા પછી થોડાં એક વર્ષમાં તેમાં નાના પ્રકારના ભેદ થયા દેખાય છે તે આદિનાં શાં કારણો ?

હરિભદ્રાદિ આચાર્યોએ નવીન યોજનાની પેઠે શ્રુતજ્ઞાનની ઉન્નતિ કરી દેખાય છે, પણ લોકસમુદાયમાં જૈનમાર્ગ વધારે પ્રચાર પામ્યો દેખાતો નથી, અથવા તથારૂપ અતિશયસંપન્ન ધર્મપ્રવર્તક પુરુષનું તે માર્ગમાં ઉત્પન્ન થવું ઓછું દેખાય છે, તેનાં શાં કારણો ?

**હવે વર્તમાનમાં તે માર્ગની ઉન્નતિ થવી સંભવે છે કે કેમ ? અને થાય તો શી શી રીતે થવી સંભવિત દેખાય છે, અર્થાત્ તે વાત ક્યાંથી જન્મ પામી કેવી રીતે, કેવા દ્વારે, કેવી સ્થિતિમાં પ્રચાર પામવી સંભવિત દેખાય છે ? ફરી જાણે વર્ધમાનસ્વામીના વખત જેવો વર્તમાનકાળના યોગાદિ અનુસાર તે ધર્મ ઉદય પામે એવું દીર્ઘદૃષ્ટિથી સંભવે છે ? અને સંભવતું હોય તો તે શાં શાં કારણથી ?**

ગચ્છના મતમતાંતર ઘણી જ નજીવી નજીવી બાબતમાં બળવાન આગ્રહી થઈ જુદી જુદી રીતે દર્શનમોહનીયના હેતુ થઈ પડ્યા છે, તે સમાધાન કરવું બહુ વિકટ છે. કેમકે તે લોકોની મતિ વિશેષ આવરણને પામ્યા વિના એટલા અલ્પ કારણમાં બળવાન આગ્રહ ન હોય.'

—આવા અક્ષરે અક્ષરે અનન્ય શાસનદાઝથી નિર્ઝરતા આ અમૃત શબ્દોમાં આ **વીતરાગશાસનોદ્ધારક** મહાપુરુષની શાસનપ્રભાવનાની કેવી મહાન્ ભાવના વ્યક્ત થયેલી છે ! **'સવિ જીવ કરૂં શાસનરસી'** એવી કેવી મહાન ભાવદયા ઉલ્લસેલી છે ! કોઈ પણ સાચા શાસનભક્તને નતમસ્તક કરાવે એવી કેવી મહાન્ શાસનભક્તિ રેલાયેલી છે ! આવી શાસનપ્રભાવનાની મહેચ્છા ધરાવનારા આ **પરમ પ્રભાવક** પુરુષ આવા મહાન્ ભગીરથ કાર્ય માટે આત્મશક્તિનો સંચય અપૂર્વ આત્મસંયમથી કેવી રીતે કરી રહ્યા હતા, તેની સાક્ષી તેમના હૃદયના દર્પણ સમી હાથનોંધમાં (૧-૮, ૨-૧૩, ૩-૨૫) પ્રાપ્ત થાય છે. હાથનોંધ ૩-૨૬માં આ વસ્તુ સવિસ્તર આલેખતાં પરમ પ્રભાવક **શ્રીમદ્**નો દિવ્ય આત્મા પોતે પોતાને સંબોધીને કહે છે—'સ્વપર ઉપકારનું મહત્કાર્ય હવે કરી લે ! ત્વરાથી કરી લે ! અપ્રમત્ત થા-અપ્રમત્ત થા.' ઈત્યાદિ. આમ અપૂર્વ આત્મસંયમથી આત્મશક્તિનો સંચય કરતા, પરમ સમર્થ તથારૂપ અતિશયસંપન્ન **શ્રીમદ્**ને આ માર્ગનો પ્રભાવ કરવાના મહાન્ કાર્યમાં વચ્ચે કેવા મોટા અંતરાય છે

સંપ્રદાયના પ્રકારે નિરૂપણ થવો વિશેષ અસંભવિત છે, કેમકે તેની રચનાનું સાંપ્રદાયિક સ્વરૂપ થવું કઠણ છે. દર્શનની અપેક્ષાએ કોઇક જીવને ઉપકારી થાય એટલો વિરોધ આવે છે.' અર્થાત્ જિનદર્શન તો વિશ્વમાં કોઇપણ યોગ્ય આત્મા ગ્રહણ કરી શકે એવું વિશ્વવિશાલ વિશ્વદર્શન છે, એટલે તેની સાંપ્રદાયિક ઘટના થવી કઠિન છે, ઘણા જીવો ગ્રહણ કરી શકે એવું સાંપ્રદાયિક નિરૂપણ અસંભવિત છે; અને આ જિનદર્શન એટલું ઉંચામાં ઉંચી કક્ષાનું છે કે દર્શનની રીતે તો તે કોઈ વિરલ જીવો જ ગ્રહણ કરી શકે. આમ દર્શનની રીતે કે સંપ્રદાયની રીતે આ દર્શનનું સ્વરૂપ નિરૂપણ ઉપકારી થઇ પડે એ અંગેની ગંભીર વિચારણા **શ્રીમદ્** કરી રહ્યા છે. ત્યારપછીની હાથનોંધ ૧-૭૪ માં મહાપુરુષ **શ્રીમદ્** લખે છે—'જે કોઇ મોટા પુરુષ થયા છે તેઓ પ્રથમથી સ્વસ્વરૂપ (નિજ શક્તિ) સમજી શકતા હતા, અને ભાવિ મહત્કાર્યના બીજને પ્રથમથી અવ્યક્તપણે વાવ્યા રહેતા હતા અથવા સ્વાચરણ અવિરોધ જેવું રાખતા હતા.' મહાપુરુષ **શ્રીમદ્‌ને** નિરભિમાનપણે અસાધારણ આત્મશક્તિનું પૂરેપૂરું ભાન છે, ભાવિ મહત્કાર્યના બીજ અવ્યક્તપણે વાવ્યા કરે છે પણ સ્વઆચરણ અવિરોધ રાખવામાં વિરોધ પડચો હતો, કારણકે અંતરમાં પરમ ભાવનિર્ગ્રંથદશા અને બ્હારમાં વૈશ્ય વેષ હતો. એટલે જ સ્ફટિક જેવા સ્વચ્છહૃદયવાળા **શ્રીમદ્** અત્ર નિખાલસપણે લખે છે—'અત્રે તે પ્રકાર વિશેષ વિરોધમાં પડચો હોય એમ દેખાય છે.' ઈ.

એક પરમ સમર્થ માર્ગપ્રવર્ત્તક પરમ તત્ત્વજ્ઞાની **પરમ પ્રભાવક** પુરુષ વર્ત્તમાન દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવાદિનો કેવો સમગ્ર સર્વગ્રાહી (Total, Comprehensive) વિચાર કરે, વિવિધ મતમતાંતરોની-દર્શનોની કેવી સર્વગ્રાહી સર્વંકષ સમતોલ પર્યાલોચના કરે, કેવું અનન્ય તત્ત્વમંથન કરે, તેનું દર્શન આપણને **શ્રીમદ્‌ની** આ હાથનોંધમાં (૧-૬૨) પ્રાપ્ત થાય છે—આલોચના કરતાં વિવિધ પ્રકારના મતમતાંતર તથા અભિપ્રાય સબંધી યથાશક્તિ વિશેષ વિચાર કર્યો. તેમજ નાના પ્રકારના રામાનુજાદિ સંપ્રદાયનો વિચાર કર્યો. તથા વેદાંતાદિ દર્શનોનો વિચાર કર્યો. તે આલોચના વિષે અનેક પ્રકારે તે દર્શનના સ્વરૂપનું મથન કર્યું, અને પ્રસંગે પ્રસંગે મથનની યોગ્યતાને પ્રાપ્ત થયેલું એવું જૈનદર્શન તે સંબંધી ઘણા પ્રકારે જે મથન થયુ, તે મથનથી તે દર્શનને સિદ્ધ થવા અર્થે, પૂર્વાપર વિરોધ જેવાં લાગે છે એવા નીચે લખ્યા છે તે કારણો દેખાયા.' —**શ્રીમદ્‌ના** હૃદયનુ પ્રતિબિંબ પાડતી આ હાથનોધ સૂચવે છે કે-પરમ પરીક્ષાપ્રધાની **શ્રીમદ્** સર્વ દર્શનોની સૂક્ષ્મ તુલનાત્મક (comparative) પરીક્ષણા કરી રહ્યા છે, નાના પ્રકારના સંપ્રદાયોની પદ્ધતિની બારીક નિરીક્ષણા કરી રહ્યા છે, વર્ત્તમાનમા જૈનદર્શનને સિદ્ધ થવામાં પૂર્વાપર વિરોધ જેવા લાગતા કારણોની ઊંડી વિચારણા કરી રહ્યા છે. પોતે જે વીતરાગમાર્ગઉદ્ધારરૂપ ધર્મપ્રવર્ત્તન અંગે પ્રવર્ત્તતા ધારે છે, તે માટેની જાણે આ પૂર્વ તૈયારી (Preparation) હોય એવું જણાય છે જિનદર્શન જરા પણ વિરોધ ન આવે એવી સર્વથા અવિરોધ રીતે કેમ પ્રકાશિત થાય—સાંગોપાંગ સકલ અવિકલ રીતે જગતમા કેમ પ્રસુપ્રતિષ્ઠાપિત થાય, અને તે પ્રકાશિત થવા માટે-જગતમાં

સુપ્રતિષ્ઠાપિત થવા માટે કેવી દર્શન-સંપ્રદાય રીતિ વર્તમાનમાં પ્રયુક્ત કરવા યોગ્ય છે, એ આદિ અંગે પરમ ગંભીર ઊંડી વિચારણા **વીતરાગદર્શનોદ્ધારક શ્રીમદ્** કરી રહ્યા હોય એમ આ પરથી જણાય છે. આમ જૈનદર્શનનું-જિનશાસનનું-વીતરાગમાર્ગનું અનન્ય હિત જેના હૈયે સદા વસ્યું છે, એવા **પરમ શાસનહિતચિંતક વીતરાગધર્મોદ્ધારક શ્રીમદ્** અનન્ય શાસનદાઝથી આ **અમૃતપત્ર**માં (અં. ૭૧૩) પોતાની અંતર્વેદના ઠાલવતાં, આ વીતરાગશાસનની પરમ ઉન્નતિ કેમ થાય, અને **મહાવીર સ્વામી**ના જેવો વખત ફરી કેમ આવે, એવી પરમ ઉદાત્ત ભાવના દાખવતા આ હૃદયસ્પર્શી અમર શબ્દોમાં અનન્ય શાસનહિતચિંતા વ્યક્ત કરે છે—.

'દિન પ્રતિદિન જૈનદર્શન ક્ષીણ થતું જોવામાં આવે છે, અને વર્ધમાનસ્વામી થયા પછી થોડાં એક વર્ષમાં તેમાં નાના પ્રકારના ભેદ થયા દેખાય છે તે આદિનાં શાં કારણો ?

હરિભદ્રાદિ આચાર્યોએ નવીન યોજનાની પેઠે શ્રુતજ્ઞાનની ઉન્નતિ કરી દેખાય છે, પણ લોકસમુદાયમાં જૈનમાર્ગ વધારે પ્રચાર પામ્યો દેખાતો નથી, અથવા તથારૂપ અતિશયસંપન્ન ધર્મપ્રવર્તક પુરુષનું તે માર્ગમાં ઉત્પન્ન થવું ઓછું દેખાય છે, તેનાં શાં કારણો ?

**હવે વર્તમાનમાં તે માર્ગની ઉન્નતિ થવી સંભવે છે કે કેમ ? અને થાય તો શી શી રીતે થવી સંભવિત દેખાય છે, અર્થાત્ તે વાત ક્યાંથી જન્મ પામી કેવી રીતે, કેવા દ્વારે, કેવી સ્થિતિમાં પ્રચાર પામવી સંભવિત દેખાય છે ? ફરી જાણે વર્ધમાનસ્વામીના વખત જેવો વર્તમાનકાળના યોગાદિ અનુસાર તે ધર્મ ઉદય પામે એવું દીર્ઘદૃષ્ટિથી સંભવે છે ? અને સંભવતું હોય તો તે શાં શાં કારણથી ?**

ગચ્છના મતમતાંતર ઘણી જ નજીવી નજીવી બાબતમાં બળવાન આગ્રહી થઈ જુદી જુદી રીતે દર્શનમોહનીયના હેતુ થઈ પડ્યા છે, તે સમાધાન કરવું બહુ વિકટ છે. કેમકે તે લોકોની મતિ વિશેષ આવરણને પામ્યા વિના એટલા અલ્પ કારણમાં બળવાન આગ્રહ ન હોય.'

—આવા અક્ષરે અક્ષરે અનન્ય શાસનદાઝથી નિર્ઝરતા આ અમૃત શબ્દોમાં આ **વીતરાગશાસનોદ્ધારક** મહાપુરુષની શાસનપ્રભાવનાની કેવી મહાન્ ભાવના વ્યક્ત થયેલી છે ! **'સવિ જીવ કરૂં શાસનરસી'** એવી કેવી મહાન ભાવદયા ઉલ્લસેલી છે ! કોઈ પણ સાચા શાસનભક્તને નતમસ્તક કરાવે એવી કેવી મહાન્ શાસનભક્તિ રેલાયેલી છે ! આવી શાસનપ્રભાવનાની મહેચ્છા ધરાવનારા આ **પરમ પ્રભાવક** પુરુષ આવા મહાન્ ભગીરથ કાર્ય માટે આત્મશક્તિનો સંચય અપૂર્વ આત્મસંયમથી કેવી રીતે કરી રહ્યા હતા, તેની સાક્ષી તેમના હૃદયના દર્પણ સમી હાથનોંધમાં (૧-૮, ૨-૧૩, ૩-૨૫) પ્રાપ્ત થાય છે. હાથનોંધ ૩-૨૬મા આ વસ્તુ સવિસ્તર આલેખતાં પરમ પ્રભાવક **શ્રીમદ્**નો દિવ્ય આત્મા પોતે પોતાને સંબોધીને કહે છે—'સ્વપર ઉપકારનું મહત્કાર્ય હવે કરી લે ! ત્વરાથી કરી લે ! અપ્રમત્ત થા-અપ્રમત્ત થા.' ઇત્યાદિ. આમ અપૂર્વ આત્મસંયમથી આત્મશક્તિનો સંચય કરતા, પરમ સમર્થ તથારૂપ અતિશયસંપન્ન **શ્રીમદ્**ને આ માર્ગનો પ્રભાવ કરવાના મહાન્ કાર્યમાં વચ્ચે કેવા મોટા અંતરાય છે

તેનું પૂરેપૂરું સભાનપણું હતું—પૂરેપૂરું સજાગપણું હતું. તે આ વિચક્ષણશિરોમણિ વિવેકચૂડામણિ શ્રીમદ્‌ના આ હાથનોંધના (૨-૧૪) અંતરોદ્‌ગાર સ્વયં દર્શાવે છે—

'સ્વપર પરમોપકારક પરમાર્થમય સત્યધર્મ જયવંત વર્તો. આશ્ચર્યકારક ભેદ પડી ગયા છે. ખંડિત છે. સંપૂર્ણ કરવાનું સાધન દુર્ગમ્ય દેખાય છે. તે પ્રભાવને વિષે મહાન્ અંતરાય છે. દેશકાળાદિ ઘણા પ્રતિકૂળ છે. વીતરાગોનો મત લોકપ્રતિકૂળ થઈ પડ્યો છે. રૂઢિથી જે લોકો તેને માને છે તેના લક્ષમાં પણ તે સુપ્રતીત જણાતો નથી, અથવા અન્યમત તે વીતરાગોનો મત સમજી પ્રવર્ત્યે જાય છે. યથાર્થ વીતરાગોનો મત સમજવાની તેમનામાં યોગ્યતાની ઘણી ખામી છે. દૃષ્ટિરાગનું પ્રબળ રાજ્ય વર્તે છે. વેષાદિ વ્યવહારમાં મોટી વિડંબના કરી મોક્ષમાર્ગનો અંતરાય કરી બેઠા છે. તુચ્છ પામર પુરુષો વિરાધક વૃત્તિના ધણી અગ્રભાગે વર્તે છે. કિંચિત્ સત્ય બહાર આવતાં પણ તેમને પ્રાણઘાતતુલ્ય દુઃખ લાગતું હોય એમ દેખાય છે.'

સમાજની પરમ કરુણ સ્થિતિનો હૃદયદ્રાવક ચીતાર દર્શાવતા આર્ષદ્રષ્ટા શ્રીમદ્‌ના આ હૃદયભેદી શબ્દો અક્ષરે અક્ષર કેવા પરમ સત્ય છે! આટલા બધા મહત્ અંતરાય છતાં શ્રીમદ્ તે માર્ગનો ઉદ્ધાર શા માટે ઇચ્છે છે એમ પોતાના અંતરાત્માને પૂછે છે ને તેનો પોતે જ આ મહાન્ અમર શબ્દોમાં જવાબ આપે છે—'ત્યારે તમે શા માટે તે ધર્મનો ઉદ્ધાર ઇચ્છો છો? પરમ કારુણ્ય સ્વભાવથી. તે સદ્ધર્મ પ્રત્યેની પરમ ભક્તિથી.' (હાથનોંધ ૨-૧૫). અને આ આવા નિષ્કારણ કરુણાસ્વભાવથી આ પરાનુગ્રહ કાર્ય કરતાં પણ શ્રીમદ્‌નો દિવ્ય આત્મા પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થવા માગે છે અને તેવા પ્રકારે પોતાના અંતરાત્માને આ અમર શબ્દોમા સંબોધે છે—

'પરાનુગ્રહ પરમ કારુણ્યવૃત્તિ કરતાં પણ પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થા. ચૈતન્ય જિનપ્રતિમા થા. તેવો કાળ છે? તે વિષે નિર્વિકલ્પ થા. તેવો ક્ષેત્રયોગ છે? ગવેષ. તેવું પરાક્રમ છે? અપ્રમત્ત શૂરવીર થા. તેટલું આયુષ્યબળ છે? શું લખવું? શું કહેવું? અંતર્મુખ ઉપયોગ કરીને જો ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.' (હાથનોંધ ૨-૧૮).

આવા આ મહાન્ માર્ગપ્રભાવક પુરુષ માર્ગપ્રભાવના અંગે કેવી યોજના દોરી રહ્યા હતા તેની રૂપરેખા સૂચવતા મુખ્ય મુદ્દામાત્ર હાથનોંધમાં આ પ્રમાણે જોવા મળે છે—'ભૂ, સ્થાપના, મુખ. નિર્ગ્રંથાદિ સંપ્રદાય. નિરૂપણ. સર્વદર્શન અવિરોધ. (હા. નોં. ૧-૮૫) આત્મતત્ત્વવિચાર. જગતત્ત્વવિચાર. જિનદર્શનતત્ત્વવિચાર. બીજા દર્શનતત્ત્વવિચાર.—સમાધાન. ધર્મસુગમતા, લોકાનુગ્રહ,—પદ્ધતિ. યથાસ્થિત શુદ્ધ સનાતન સર્વોત્કૃષ્ટ જયવંત ધર્મનો ઉદય,—વૃત્તિ. (હા. નોં. ૨-૧૩). સર્વજ્ઞ દેવ. નિર્ગ્રંથ ગુરુ. દયામૂળ ધર્મ. સર્વજ્ઞ દેવ. નિર્ગ્રંથ ગુરુ ઉપશમમૂળ ધર્મ. સર્વજ્ઞ દેવ. નિર્ગ્રંથ ગુરુ. સિદ્ધાંતમૂળ ધર્મ. સર્વજ્ઞ દેવ. નિર્ગ્રંથ ગુરુ. જિનાજ્ઞામૂળ ધર્મ. સર્વજ્ઞનું સ્વરૂપ. નિર્ગ્રંથનું સ્વરૂપ. ધર્મનું સ્વરૂપ. સમ્યક્ ક્રિયાવાદ.' (હા. નોં ૩-૩). '૧. મૂળનું વિશેષપણુ ૨. માર્ગની શરૂઆતથી અંતપર્યંતની અદ્‌ભુત સંકલના. ૩. નિર્વિવાદ—૪. મુનિધર્મપ્રકાશ. ૫. ગૃહસ્થધર્મપ્રકાશ. ૬. નિર્ગ્રંથપરિભાષાનિધિ—૭. શ્રુતસમુદ્ર પ્રવેશ માર્ગ' (હાથનોંધ ૩-૨૫). ઇત્યાદિ.

અને શ્રુતમાર્ગના ઉત્કર્ષ માટેની—**પરમશ્રુતના પ્રભાવ** માટેની આ **પરમ શ્રુતપ્રભાવક જ્ઞાનાવતાર શ્રીમદ્**ની યોજના પણ કેટલા ને કેવા વિશાળ પાયા પર (grand scale) હતી, તેનો નિર્દેશ પણ આ હાથનોંધમાં મળે છે—'વીતરાગદર્શન. ઉદ્દેશ પ્રકરણ. સર્વજ્ઞમીમાંસા. ષટ્દર્શન અવલોકન. વીતરાગ અભિપ્રાય વિચાર. વ્યવહાર પ્રકરણ. મુનિધર્મ. આગારધર્મ. મતમતાંતર નિરાકરણ. ઉપસંહાર. (હાથનોંધ ૧–૪૯). નવતત્ત્વ વિવેચન. ગુણસ્થાનક વિવેચન. કર્મપ્રકૃતિ વિવેચન. વિચારપદ્ધતિ. શ્રવણાદિ વિવેચન. બોધબીજ સંપત્તિ. જીવાજીવવિભક્તિ. શુદ્ધાત્મપદભાવના. (હા. નોં. ૧–૫૦). અંગ. ઉપાંગ. મૂળ. છેદ. આશયપ્રકાશિતા ટીકા. વ્યવહારહેતુ. પરમાર્થહેતુ. પરમાર્થ ગૌણતાની પ્રસિદ્ધિ. વ્યવહારવિસ્તારનું પર્યવસાન. અનેકાંતદ્રષ્ટિહેતુ. સ્વગતમતાંતર નિવૃત્તિ પ્રયત્ન. ઉપક્રમ ઉપસંહાર અવિસંધિ. લોકવર્ણન સ્થૂળત્વ હેતુ. વર્ત્તમાનકાળે આત્મસાધનભૂમિકા. વીતરાગદર્શનવ્યાખ્યાનો અનુક્રમ.' (હા. નોં. ૧–૫૧). ઇત્યાદિ. તેમજ—'સૂત્ર લઈ ઉપદેશ કરવાની આગળ જરૂર પડશે નહીં. સૂત્ર અને તેનાં પડખાં બધાંય જણાયાં છે,'—એમ **સૌભાગ્ય** પરના પરમ અમૃત પત્રમાં (અં. ૧૭૦) **શ્રીમદે** આ સૂચક પંક્તિ લખી છે તે પણ સૂચવે છે કે **શ્રીમદ્**ની પરમ શ્રુત ઉત્કર્ષની–**પરમ શ્રુતપ્રભાવના**ની યોજના કેવા મોટા પાયા પરની હતી.

આમ આત્મસંયમના યોગે આત્મશક્તિનો અપૂર્વ સંચય કરતો, શ્રુતમાર્ગનો ઉત્કર્ષ ચિંતવતો, સન્માર્ગપ્રભાવનાની–પરમશ્રુતપ્રભાવનાની અનન્ય ભાવના ભાવતો અને પરમ અદ્ભુત યોજના યોજતો આ **પરમ પ્રભાવક પુણ્યશ્લોક પુરુષ** આ સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગના જયજયકારની આવી અલૌકિક ઉદ્ઘોષણા કરતો હતો—

**'અહો! સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ—અહો! તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવ—અહો! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો એવા પરમ-કૃપાળુ સદ્ગુરુદેવ—આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો.' (હાથ-નોંધ ૩-૨૩).**

અને આમ રોમે રોમે જેને વીતરાગશાસનની અનન્ય અંતર્દાઝ લાગી હતી, આત્મપ્રદેશે–પ્રદેશે જેને શાંતસુધારસમય વીતરાગ સન્માર્ગની ભાવરંગતા લાગી હતી, સમયે સમયે જેને શુદ્ધ આત્મસ્વભાવમય વીતરાગધર્મની અંતરંગ લગની લાગી હતી, એવા શાંતસુધારસજલનિધિ નિષ્કારણકરુણારસસાગર પરમ શાસનહિતચિંતક આ **પરમકૃપાળુ જગદ્ગુરુ રાજચંદ્ર** અનન્ય શાસનદાઝથી અંતરના ઊંડાણમાંથી નિકળતા આ અંતરોદ્ગાર પોકારે છે—

**'હે જ્ઞાતપુત્ર ભગવાન્! કાળની બલિહારી છે. આ ભારતના હીનપુણ્યી મનુષ્યોને તારું સત્ય, અખંડ અને પૂર્વાપર અવિરોધ શાસન ક્યાંથી પ્રાપ્ત થાય? થવામાં આવાં વિઘ્નો ઉત્પન્ન થયાં; તારાં બોધેલાં શાસ્ત્રો કલ્પિત અર્થથી વિરાધ્યાં, કેટલાંક સમૂળગાં ખંડયાં. ધ્યાનનું કાર્ય, સ્વરૂપનું કારણ એ જે તારી પ્રતિમા તેથી કટાક્ષદૃષ્ટિએ લાખો ગમે લોકો વળ્યાં; તારા પછી પરંપરાએ જે આચાર્ય પુરુષો થયા તેના વચનમાં અને તારાં વચનમાં પણ શંકા નાંખી દીધી. એકાંત દઈ ફૂટી તારું શાસન નિંદાવ્યું.**

'શાસન દેવિ! એવી સહાયતા કંઈ આપ કે જે વડે કલ્યાણનો માર્ગ હું બીજાને બોધી શકું, દર્શાવી શકું—ખરા પુરુષો દર્શાવી શકે. સર્વોત્તમ નિર્ગ્રંથ પ્રવચનના બોધ ભણી વાળી આ આત્મવિરોધક પંથોથી પાછા ખેંચવામાં સહાયતા આપ!! તારો ધર્મ છે કે સમાધિ અને બોધિમાં સહાયતા આપવી.' (અં. ૭૫૪).

કોઈ પણ સહૃદયના હૃદય વિદારી નાંખે એવો શ્રીમદ્‌નો આ હૃદયવિદારક અંતરોદ્‌ગારનો અમર પોકાર, દેશ-કાળના બંધન ત્રોડી, હજુ તેવો ને તેવો જ તાજો સંભળાય છે!—જે સાંભળી સકર્ણ સહૃદયોનો અંતરાત્મા સામો પોકાર કરે છે કે—આવી અનન્ય શાસનદાઝ ધરાવનારો અનન્ય શાસનહિતચિંતક આ પરમ શાસનપ્રભાવક પરમ પુરુષ રાજચંદ્ર ઘરે ઘરે પૂજાવા યોગ્ય અને પ્રત્યેક હૃદયમંદિરે સ્થપાવા યોગ્ય છે.

આવી અલૌકિક હતી આ પરમ માર્ગપ્રભાવક પુરુષની માર્ગપ્રભાવનાની ભવ્ય ભાવના! આવી અદ્‌ભુત હતી આ પરમ વીતરાગશાસનોદ્ધારક પુરુષની વીતરાગ-શાસનઉદ્યોતની સાચી અંતર્દાઝ!

આ ભવ્ય ભાવનાઓને અને દિવ્ય યોજનાઓને સક્રિયપણે સંપૂર્ણ અમલમાં મૂકવાનો શ્રીમદ્‌ના સ્વલ્પ આયુષ્યે આપણા દુર્ભાગ્યે સમય ન આપ્યો, એ આ દુઃષમ-કાળનો મહાદુષ્ટ પ્રભાવ! આયુષ્યે યારી આપી હોત તો જગતે પ્રાયે ન જોયો હોય એવો અપૂર્વ વીતરાગશાસનપ્રભાવ આ પરમ વીતરાગ પુરુષના હાથે થવા પામત અને આ પરમ વીતરાગ પુરુષની ભાવના પ્રમાણે વર્ધમાનસ્વામીના વખત જેવો વખત જરૂર આવત. પણ આ વીતરાગમાર્ગપ્રભાવક પુરુષ ગૃહવાસથી નિવર્તી સર્વસંગપરિત્યાગને માર્ગે નીકળી પડી—જગત્‌કલ્યાણાર્થે મહાભિનિષ્ક્રમણ કરવાની તૈયારીમાં હતો, ત્યાં તો દુષ્ટ કાળે માત્ર તેત્રીશ (૩૩) વર્ષની ભરયુવાનવયે અકાળે આ પુરુષને વચ્ચેથી ઝડપી લીધો! એટલે આપણા દુર્ભાગ્યે—જગત્‌ના દુર્ભાગ્યે આવા પરમ પ્રભાવક પુરુષના હાથે તે પુરુષે આત્માના પ્રદેશે પ્રદેશે ઇચ્છેલો-ભાવેલો પરમ પ્રભાવ ન થવા પામ્યો! પરમાર્થના પુષ્કરાવર્ત્તમેઘથી શ્રીમુખે પરમાર્થની વર્ષાઋતુ ન થવા પામી! એ આ દુષ્ટ કળિકાળનો જ દોષ છે. ભાવી! તથાપિ આ પરમ જગદ્‌ગુરુએ જે સત્યધર્મનો અલૌકિક અનુપમ ઉપદેશ રેલાવ્યો છે અને મૂળમાર્ગનો અપૂર્વ અદ્‌ભુત પ્રકાશ ફેલાવ્યો છે, તેને પણ જગત્ અનુસરે, તો અવશ્ય તે પણ જગતમાં કોઈ પણ જીવને અનન્ય પરમાર્થમાર્ગદર્શન કરાવવા પર્યાપ્ત છે!



## પ્રકરણ બાણુમું

# આત્મસિદ્ધિશાસ્ત્રનું સર્જન : ‘ આ અવનિનું અમૃત ’

ષડ દરશન કેરો સાર જેમાં સમાવ્યો, નવનીત શ્રુતઅબ્ધિ મંથી જેમાં જમાવ્યો;
અનુભવરસગંગા પ્રાપ્ત જે સુપ્રસિદ્ધિ, અમૃત અવનિનું તે રાજની આત્મસિદ્ધિ.
(સ્વરચિત).

**પરમ આત્મદ્રષ્ટા શ્રીમદ્**ની પરમ અમર કૃતિઓમાં મૂર્ધન્યસ્થાને આ અવનિના અમૃત સમી એમની અમર કૃતિ **આત્મસિદ્ધિ** છે. છએ દર્શનનો સાર જેમાં સમાવી દીધો છે, શ્રુતસમુદ્રનું મંથન કરી જેમાં પરમ તત્ત્વ-નવનીત જમાવી દીધું છે અને જે જગત્પાવની અનુભવરસજાહ્નવી-અનુભવરસગંગા છે, એવી આ આત્મસિદ્ધિ આ અવનિ પરનું અમૃત છે,—‘ **અમૃત અવનિનું તે રાજની આત્મસિદ્ધિ.**’ સદ્. **શ્રી મનઃસુખભાઇ કિરતચંદે** લાક્ષણિક રીતે ‘ જીવન રેખા ’માં કહ્યું છે તેમ આ આત્મસિદ્ધિ એ ‘ **કુંડામાં રત્ન** ’ છે (‘જીવન રેખા’ પૃ. ૭૪). તત્ત્વ-રત્ન મેળવવા માટે વિબુધોને શ્રુત-સાગરમંથન કરવું પડે છે, અને આ કુંડામાં રત્ન તો કોઇને પણ ઝટ હાથ લાગે એવું સર્વજનસુલભ **અચિંત્ય ચિંતામણિરત્ન છે. સાક્ષાત્ આત્મસિદ્ધિ** જેણે સિદ્ધ કરી છે એવા **મૂર્તિમાન્ આત્મસિદ્ધિ પુરુષે**—આત્મા જેણે સાક્ષાત્ અનુભવ-સિદ્ધ કર્યો છે એવા સિદ્ધ આત્માએ આ આત્મસિદ્ધિનું સર્જન કર્યું છે, એટલે જ આ અનુપમ **આત્મસિદ્ધિ** કોઈ પણ સાચા આત્માર્થી મુમુક્ષુને સાક્ષાત્ **આત્મસિદ્ધિ** પમાડવા પરમ સમર્થ છે ,એટલે જ એમાં અક્ષરે અક્ષરે અનુભવની છાપવાળું આવું પરમ દૈવત પ્રગટ અનુભવાય છે. અક્ષરે અક્ષરે પરમ અદ્‌ભુત શાસ્ત્રસંકલનાથી-અનુપમ તત્ત્વકળાથી ગૂંથેલું આ **આત્મસિદ્ધિ શાસ્ત્ર** ખરેખર! આત્મસિદ્ધિ કરાવનારૂં અનુપમ શાસ્ત્ર છે. સેંકડો વર્ષોના અભ્યાસી સેંકડો મહાપંડિતશિરોમણિઓ સર્વ સાથે મળીને પણ ગમે તેટલી તર્કપ્રધાન જટિલ રચનાઓથી ગમે તેટલા મથી મથીને પણ જે તત્ત્વનિષ્કર્ષ ન આણી શકે, તે ઉંચામાં ઉંચો તત્ત્વનિષ્કર્ષ આ સાદામાં સાદી રીતે ઉંચામાં ઉંચું તત્ત્વ પ્રકાશતા માત્ર એકસો બેતાલીશ (૧૪૨) ગાથાના **આત્મસિદ્ધિશાસ્ત્રમાં** આસાનીથી સહજ-સચોટપણે સ્વયં આવે છે. એ જ પરમ અદ્‌ભુતાદદ્‌ભુત પરમ આશ્ચર્ય છે! ગુરુચરણને ‘ઉપ’-સમીપે ‘ નિષદ્ ’-બેસી તત્ત્વનું શ્રવણ કરતા શિષ્યને પ્રાપ્ત થતી ઉપનિષદોનું સ્મરણ કરાવે એવી, આ ગુરુશિષ્યસંવાદથી આત્મસિદ્ધિ પ્રકાશતી **આત્મસિદ્ધિ** ખરેખર! આત્માની અનુપમ ઉપનિષદ્—‘**આત્મોપનિષદ્**’ છે; સર્વ દર્શનને સન્માન્ય એવી આત્માની **અનન્ય ગીતા** છે. પરમ બ્રહ્મવિદ્યાના પારને પામેલા પરંબ્રહ્મનિષ્ઠ **શ્રીમદ્** જેવા આર્ષદ્રષ્ટા મહાકવિ-બ્રહ્માએ સર્જેલી આ આત્મસિદ્ધિ **બ્રહ્મવિદ્યાનો અર્ક** (essence) છે; બ્રહ્મવિદ્યાના શબ્દબ્રહ્મનો છેલ્લો શબ્દ એવી આ **આત્મસિદ્ધિ**

દર્શાવ્યા છે; 'કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ' એમ વર્ત્તમાનકાળની પરિસ્થિતિ દર્શાવી, તે ક્રિયાજડપણું-શુષ્કજ્ઞાનપણું ત્યજવાનો અને જ્યાં જ્યાં જે જે યોગ્ય છે ત્યાં ત્યાં તે તે સમજવાનો આત્માર્થીને બોધ કર્યો છે; પોતાનો પક્ષ છોડી દઈ જે સદ્‌ગુરુના લક્ષે વર્તે તે પરમાર્થને પામે ને નિજપદનો લક્ષ લે એમ સ્પષ્ટ પ્રકાશી, સદ્‌ગુરુના લક્ષણ સ્પષ્ટ પ્રકાશ્યા છે—**'આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ; અપૂર્વ વાણી પરમશ્રુત, સદ્‌ગુરુ લક્ષણ યોગ્ય.'** અને એવા ગુણલક્ષણસંપન્ન સદ્‌ગુરુનો પરમ ઉપકાર છે એમ તેનો મહિમાતિશય સંકીર્ત્તન કરી, તેવા સદ્‌ગુરુવિરહે અથવા સદ્‌ગુરુઆજ્ઞાએ આત્માદિ તત્ત્વના નિરૂપક સત્‌શાસ્ત્ર સુપાત્ર જીવને આધારભૂત થાય છે એમ સૂચવ્યું છે; સ્વચ્છંદત્યાગના ઉપદેશ પર ખાસ ભાર મૂકી, સદ્‌ગુરુચરણના આશ્રયરૂપ પરમ વિનયમાર્ગ ઉદ્‌ઘોષ્યો છે—**'એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ; મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય.'** અને એ વિનયમાર્ગનો કોઈ અસદ્‌ગુરુ કંઈપણ ગેરલાભ લ્યે તો તે 'મહામોહિનીય કર્મથી, બૂડે ભવજળમાંહિ'—મહામોહિનીય કર્મભારથી 'ગુરુ'-ભારી બની ભવસાગરમાં ડૂબી જાય એમ સખ્ત ચેતવણી આપી, ખરેખરો મુમુક્ષુ હોય તે જ આ વિચાર સમજે પણ જે મતાર્થી હોય તે ઉલટો અવળો નિર્ધાર લઈ લે એમ વચનટંકાર કર્યો છે. આમ પરમ પરમાર્થગંભીર ગ્રંથનો ભવ્ય ઉપક્રમ કરી શાસ્ત્રકારે મતાર્થીનું લક્ષણ-સ્વરૂપ દર્શાવી, વ્યવહારનયના આગ્રહી ક્રિયાજડનો અને નિશ્ચયનયના આગ્રહી શુષ્કજ્ઞાનીનો-બન્નેનો નિષેધ કર્યો છે, અને બન્નેને માર્ગના અનધિકારી-અપાત્ર ઠરાવી, મતાર્થીપણું ત્યજવાનો ને આત્માર્થીપણું ભજવાનો ઉદ્‌ઘોષ કર્યો છે; અને આત્માર્થીનું સ્વરૂપ-લક્ષણ દર્શાવતાં પ્રકાશ્યું છે કે—**'આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય'** એમ દેખતો આત્માર્થી સાચા સદ્‌ગુરુનો શોધ કરે, કારણકે તેને તો એક આત્માર્થનું જ કામ છે, અને માનાર્થ-મતાર્થ આદિ બીજો કોઈ મનરોગ નથી,—**'કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ.'** અને **'કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ; ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.'**—એવી દશાનો જોગ જીવ જ્યાંલગી પામે નહિં ત્યાંલગી તે મોક્ષમાર્ગ પામે નહિં, જ્યાં એવી ખરેખરી આત્માર્થી દશા આવે ત્યાં સદ્‌ગુરુનો બોધ શોભે-પરિણમે, અને તે બોધે ત્યાં સુખદાયક સુવિચારણા પ્રગટે; જ્યાં સુવિચારણા ઉપજે ત્યાં નિજજ્ઞાન-આત્મજ્ઞાન પ્રગટે, અને તે જ્ઞાને મોહ ક્ષય થઈ નિર્વાણપદને પામે.

'એમ વિચારી અંતરે, શોધે સદ્‌ગુરુ યોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ.
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.
દશા ન એવી જ્યાંલગી, જીવ લહે નહિ જોગ;
મોક્ષમાર્ગ પામે નહિં, મટે ન અંતરરોગ.
આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુ બોધ સુહાય;
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય.

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ.'

માર્ગનો આ સાંગોપાંગ સકલ અવિકલ ક્રમ દર્શાવી તે સુવિચારણા ઉપજે અને મોક્ષમાર્ગ સમજાય એ અર્થે શાસ્ત્રકાર અત્રે ગુરુશિષ્યસંવાદથી આ શાસ્ત્રના હૃદયરૂપ આ ષટ્પદ (છ પદ) પ્રકાશે છે—

'આત્મા છે તે નિત્ય છે, છે કર્ત્તા નિજ કર્મ;
છે ભોક્તા વળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ.
ષટ્સ્થાનક સંક્ષેપમાં, ષટ્દર્શન પણ તેહ;
સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ.'

આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા પોતાના કર્મનો કર્ત્તા છે, તે કર્મનો ભોક્તા છે, તેથી મોક્ષ છે, અને તે મોક્ષનો ઉપાય સત્ધર્મ છે,—આ છ પદ સંક્ષેપમાં છે, તે જ છ દર્શન છે; તે જ્ઞાનીએ પરમાર્થ સમજાવા કહ્યા છે. આ છ પદની તલસ્પર્શી મીમાંસા અત્ર **આત્મસિદ્ધિશાસ્ત્ર**માં માધુર્યઅમૃતપૂર્ણ ગુરુશિષ્યસંવાદની વિશિષ્ટ લાક્ષણિક શૈલીથી—'સદ્ગુરુ ઉવાચ' 'શિષ્ય ઉવાચ' ઇ. વાક્પ્રયોગથી—'શ્રી કૃષ્ણ ઉવાચ' 'અર્જુન ઉવાચ' ઇ. ગીતાની શૈલીનું સ્મરણ કરાવે એવી શૈલીથી—પ્રકાશી છે. અત્રે શિષ્યની પરમવિનયપૃચ્છા, સત્ય તત્ત્વ જાણવાની અપૂર્વ જિજ્ઞાસા, સત્ય સમજાતાં સત્યનો મુક્તકંઠે સ્વીકાર કરવાની અદ્ભુત સરલતા, એ આદિ વસ્તુ આપણું એકદમ ધ્યાન ખેંચે છે; અને આત્મજ્ઞાની જ્ઞાની સદ્ગુરુની પણ શિષ્યની એકેએક શંકા અક્ષરે અક્ષર ટાળવાની પૂરેપૂરી તકેદારી–ઉપયોગજાગૃતિ, શિષ્યને સન્માર્ગે ચઢાવવાની નિષ્કારણ કરુણા, અક્ષરે અક્ષરે વરસતી અમૃતમાધુરી, એ આદિ વસ્તુ પણ એકદમ આપણા હૃદયને આકર્ષી લે છે. આ બધી અનુપમ કળા તો તત્ત્વકળાની સોળે કળાએ પરિપૂર્ણ **રાજ-ચંદ્ર**ની છે,—જેના પરમ અમૃતમય દિવ્ય આત્માનું પ્રતિબિંબ અત્રે પદે પદે પડે છે. આત્માની અમૃતાનુભૂતિને પામેલો **રાજચંદ્ર**નો દિવ્ય આત્મા અત્રે અક્ષરે અક્ષરે–પદે પદે જાણે અમૃતવર્ષા કરી રહેલો **અમૃત-ચંદ્ર** હોયની! આ છ પદની અમૃતવાણી અત્ર અવતારવાનો અવકાશ નથી, છતા આ છ પદની અમૃતવાણીનો સારસંક્ષેપ આ પ્રકારે—

**પહેલું પદ : આત્મા છે**—'જેમ ઘટપટાદિ પદાર્થો છે, તેમ આત્મા પણ છે.' ઘટપટાદિ પૌદ્ગલિક જડ પદાર્થ છે, આત્મા સ્વપરપ્રકાશક ચેતન પદાર્થ છે. ઘટપટાદિ રૂપી હોઈ ઇંદ્રિયગમ્ય છે, આત્મા અરૂપી હોઈ અતીંદ્રિય અનુભવગમ્ય છે. આ નહિં, આ નહિં, नेति नेति એમ બાધ કરતાં કરતાં બાધ ન કરી શકાય એવો જે **'અબાધ્ય અનુભવ'** બાકી રહે એ જ આ અરૂપી આત્માનું સ્વરૂપ છે. આવો આ અરૂપી આત્મા દૃષ્ટિથી દેખાય જ કેમ? ને એનુ રૂપ કેમ જણાય? કારણકે એ દૃષ્ટિનો દૃષ્ટા આત્મા છે, ને રૂપનો જ્ઞાતા પણ આત્મા છે વળી બીજી ઇન્દ્રિયોથી પણ આત્મા કેમ જણાય વારુ? કારણકે પ્રત્યેક ઇન્દ્રિયની જ્ઞાન-સત્તા તો નાના ઠાકરડાની પેઠે પોતપોતાના

મુમુક્ષુઓને આત્માની અમૃતાનુભૂતિનો **અમૃતકુંભ** છે. આવી આ અવનિના અમૃત સમી આત્મસિદ્ધિના સર્જનનો રોમાંચક ઇતિહાસ અત્ર રજૂ કરી, આત્મસિદ્ધિની અદ્ભુત સંકલના ને વસ્તુનું સંક્ષેપે દિગ્દર્શન આ પ્રકરણમાં કરશું.

**શ્રીમદ્** સં.૧૯૫૨ના શ્રાવણ માસમાં પર્યુષણના અરસાથી રાળજ–કાવિઠા આદિ નિવૃત્તિક્ષેત્રે થોડો વખત સ્થિતિ કરી, ભાદ્રવા–આશો માસમાં ગૂજરાતના જંગલોમાં ખેડા–વસો આદિ સ્થળે થઈ, ઉત્તરસંડાના વનક્ષેત્રમાં આત્મધ્યાનનિમગ્નપણે એકાકી વિચરતા હતા. ઉત્તરસંડાના વનમાંથી **શ્રીમદ્** નડિયાદ પધાર્યા. ત્યાં ૧૯૫૨ના આશો વદ ૧ના દિને તેઓ સંધ્યાસમય પછી બ્હારથી આવ્યા અને સાથે રહેલા મહામુમુક્ષુ **અંબાલાલભાઇને** કહ્યુ—અંબાલાલ! ફાનસ લે. વિનયમૂર્ત્તિ **અંબાલાલભાઈ** નમ્રતાથી ભક્તિથી ફાનસ હાથમાં ધરી ઉભા રહ્યા ને **શ્રીમદે** માત્ર દોઢ–બે કલાક જેટલા ટૂંકા ગાળામાં આ ષડ્દર્શનનો સાર સમાવનારો, શ્રુતસાગરના નવનીત સમો અનુભવરસ-ગંગા સમો આત્મસિદ્ધિ જેવો અસામાન્ય અનન્ય ગ્રંથ એકીસપાટે એકી કલમે લખી નાંખ્યો! **શ્રીમદ્** જેવા આત્મસિદ્ધ પુરુષના હૃદય–હ્રદમાંથી અસ્ખલિત ધારાથી નિકળેલી આ જગત્પાવની શ્રુતગંગા જગતને પાવન કરવા આ ધન્ય દિને આ અવનિ પર અવતરી! અને **શ્રીમદ્**ની આ અનુપમ અમર કૃતિ શ્રી આત્મસિદ્ધિના પ્રથમ આદર્શના મૂક સાક્ષી થવાનુ પરમ સૌભાગ્ય પરમ ભક્તિમાન્ મહામુમુક્ષુ અંબાલાલભાઇને પ્રાપ્ત થયુ. આમ માત્ર દોઢ–બે કલાકમા જ જેનું સર્જન થયુ તે આ આત્મસિદ્ધિ **શ્રીમદ્**ની એવી અમૃત (Immortal, nectarlike) કૃતિ થવાને સર્જાઇ કે તે એક પણ **શ્રીમદ્**નું નામ સર્વકાળને માટે અમર કરવાને પર્યાપ્ત છે.

ષડ્દર્શનનો સમાવેશ કરતો એવો સર્વદર્શનને સન્માન્ય **આત્માની અનન્ય ગીતા** સમો આ **આત્મસિદ્ધિ** જેવો અપૂર્વ ગ્રંથ **શ્રીમદે** અનુપમ શાસ્ત્રશૈલીથી આટલા સ્વલ્પ સમયમાં લખી નાંખ્યો, એ ખરેખર! પરમ આશ્ચર્યનું આશ્ચર્ય (wonder of wonders) છે! જેની નકલ કરતાં પણ વધારે સમય લાગે એવા આ આબાલવૃદ્ધ સર્વને ઉપકારી થઈ પડે–એવા અસલ ગ્રંથનું સોળે કળાથી પૂર્ણ અનુપમ તત્ત્વકળાથી નવસર્જન **શ્રીમદે** આટલા ટુંકા વખતમાં કર્યું, એ ખરેખર! પરમ અદ્ભુતોનું પરમ અદ્ભુત છે! ચાર ચોપડી ગુજરાતી ભણેલ પણ સરલતાથી સમજી શકે—અરે! અભણના પણ અંતરદ્વાર ખોલાવી શકે અને મહાપંડિતશિરોમણિઓના મસ્તક પણ ડોલાવી શકે, એવા આ આબાલગોપાલ સર્વને સ્વસ્વયોગ્યતા પ્રમાણે પરમ ઉપકારી થઈ શકે એવા આ ગ્રંથમાં ઉંચામાં ઉંચું તત્ત્વજ્ઞાન સાદામાં સાદા શબ્દોમાં સાદામા સાદી શૈલીથી પ્રકાશવામાં આવ્યુ છે. એકાદ–બે પારિભાષિક શબ્દોના અપવાદ શિવાય આ ગ્રંથની પરમ અદ્ભુત ચમત્કૃતિ તો એ છે કે ગમે તે દર્શનવાળો–સંપ્રદાયવાળો કહેશે કે આ તો અમારો ગ્રંથ છે! આવી સર્વસમન્વયકારી, મત–દર્શન–સંપ્રદાય–વાડા–જાતિના આગ્રહથી પર એવી અનુપમ સર્વગ્રાહી વિશાળ શૈલીથી લખાયેલો આ પરમ અદ્ભુત ગ્રંથ ઉત્તમોત્તમ જગતસાહિત્યમાં (world-literature) અમર સ્થાન લેવાને

સર્જાયેલો છે. કૃષ્ણ-અર્જુનસંવાદથી જેમ ગીતા પ્રસિદ્ધ છે, ગુરુચરણે બેસી શ્રવણ કરતા શિષ્યોના ઉપનિષદ્‌પણાથી જેમ ઉપનિષદો પ્રસિદ્ધ છે, વીર-ગૌતમસંવાદથી ને ગણધરવાદથી જેમ જિનાગમો પ્રસિદ્ધ છે, તેમ અક્ષરે અક્ષરે પરમ અમૃતમાધુરીથી ભરેલી ગુરુશિષ્ય-સંવાદશૈલીથી **શ્રીમદ્‌**ની આ અનુપમ અમૃત કૃતિ જગત્‌પ્રસિદ્ધ છે. તર્કપ્રધાન વાદ-પ્રતિવાદની જટિલ શૈલીથી લખાયેલા દર્શનશાસ્ત્રો કરતાં આ મીઠાશભરી ગુરુશિષ્યસંવાદની વિશદ શૈલીથી લખાયેલો પરમઅનુભવપ્રધાન ગ્રંથ અત્યંત સચોટ અને અનંતગુણવિશિષ્ટ બળવાન હૃદયભેદી અસર કરે છે. અને આ ગુરુશિષ્યસંવાદમાં પણ **શ્રીમદે** શિષ્યની અક્ષરે અક્ષર શંકાને અનુવદતું અનુક્રમે સાંગોપાંગ સમાધાન કરતી જે વિશિષ્ટ લાક્ષણિક શૈલી પ્રયુક્ત કરી છે, તેની તો પ્રાયે જોડી જ નથી; **શ્રીમદ્‌**ની આ શિષ્યની પ્રત્યેક શંકાને અનુવદતું-અનુક્રમે વદતું. વિશદ નિષ્તુષ સમાધાન દાખવતી વિશિષ્ટ ગુરુશિષ્યસંવાદ શૈલીમાં અક્ષરે અક્ષરે શિષ્યનો જે પરમ વિનય નિતરે છે, નિર્દંભપણે સત્યતત્ત્વગ્રહણની-સત્યસ્વીકારની સરલતા ચમકે છે, અને શિષ્યની શંકાનો પૂર્ણ સહાનુભૂતિપૂર્ણ ઉત્તર આપતા ગુરુની અમૃતવાણીમાં અક્ષરે અક્ષરે જે માધુર્યઅમૃત નિર્ઝરે છે, તેની જગત્‌માં પ્રાયે જોડી જડવી દુર્લભ છે. આત્માની જેણે અમૃતાનુભૂતિ કરી હોય એવા **અમૃતસિંધુ અમૃત પુરુષના** હૃદયમાંથી જ આવી અમૃતવાણી નિકળી શકે.

**શ્રી અંબાલાલભાઈ** જો અત્ર પ્રથમ સાક્ષી હતા તો આ અમૃત કૃતિના મૂળ પ્રેરક નિમિત્ત **શ્રી'સૌભાગ્યભાઈ** હતા. સુપ્રસિદ્ધ **પટ્‌પદનો પત્ર** જેનું આપણે અલગ પ્રકરણમા (૮૦) વિવરણ કર્યું તે પત્ર મુખપાઠે કરવો દુષ્કર છે-સ્મરણમાં રહેવો મુશ્કેલ છે એવી ફરિયાદ કરી **સૌભાગ્યભાઈ**એ **શ્રીમદ્‌**ને વિજ્ઞાપના કરી કે આ વસ્તુ જો કાવ્યબદ્ધ હોય તો મ્હારા જેવા વૃદ્ધને મુખપાઠે કરવી સરલ સુગમ પડે. **સૌભાગ્યભાઈ**ની આ વિજ્ઞપ્તિ **શ્રીમદે** લક્ષમાં લીધી અને તેના ફળરૂપે આ આત્મસિદ્ધિ અમૃતફળની જગત્‌ને ભેટ મળી-પ્રાભૃત મળ્યુ. એટલે આ આત્મસિદ્ધિના મૂળ પ્રેરક નિમિત્ત **શ્રી સૌભાગ્યભાઇ**નું જગત્ તે માટે ઋણી છે. અને **શ્રીમદે** પણ આ આત્મસિદ્ધિશાસ્ત્રમાં આ પોતાના પરમ **પરમાર્થસખા સૌભાગ્ય**ને ગર્ભિતપણે આ ત્રણ સ્થળે નામ લઈને અમર કરેલ છે : **'મૂળ હેતુ એ માર્ગનો સમજે કોઇ સુભાગ્ય'** (ગા. ૨૦), **'ઉદય ઉદય સદ્‌ભાગ્ય'** (ગા ૯૬) અને છેલ્લે વધારાની ગાથામાં **'શ્રી સુભાગ્ય ને શ્રી અચળ, આદિ મુમુક્ષુ કાજ.'** આમ સંક્ષેપમાં છે આ અમર કૃતિના સમુદ્‌ભવનો રોમાચક ઇતિહાસ. હવે આ ગ્રંથની તત્ત્વકળાપૂર્ણ સંકલનામય વસ્તુનું સંક્ષેપે દિગ્‌દર્શન અત્ર કરશું.

શાસ્ત્રના પ્રારંભમાં—**'જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત; સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત.'**—એ મંગલ સૂત્ર કહી શાસ્ત્રકારે આ વર્તમાનકાળમા મોક્ષમાર્ગ ઘણો લોપ થઈ ગયો છે તે દેખી પોતાને કરુણા ઉપજે છે એમ જણાવી, તે મોક્ષમાર્ગ આત્માર્થીને વિચારવા માટે અત્ર 'અગોપ્ય'-ગોપવ્યા વિના ખુલ્લેખુલ્લો પ્રગટ કહ્યો છે,-એમ ગ્રંથનો અભિધેય વિષય પ્રતિજ્ઞા અને પ્રયોજન

નાનકડા સ્વક્ષેત્ર પૂરતી જ મર્યાદિત છે, પણ આત્માને તો પાંચે ઇન્દ્રિયના વિષયનું જ્ઞાન છે. આવી સર્વ ઇન્દ્રિયોની સત્તાથી જે પર છે એવો આત્મા તો ઇન્દ્રિયોનો પણ- ઇંદ્ર–અધિષ્ઠાતા સ્વામી છે. દેહ તેને જાણતો નથી, ઇન્દ્રિયો તેને જાણતી નથી, અને પ્રાણ પણ તેને જાણતો નથી; પણ ખુદ આત્માની સત્તા વડે કરીને જ તે સર્વ પોતપોતાના નિયત વિષયમાં પ્રવર્તે છે. આત્મા એ બધા યંત્રનો ચલાવનાર યંત્રવાહક છે. મોટરનો ચલાવનારો (ડ્રાઈવર) મોટરથી જૂદો છે; તેમ દેહયંત્રનો ચલાવનારો આત્મા દેહથી જૂદો છે. તથાપિ દેહમાં આત્મબુદ્ધિરૂપ અનાદિના દેહાધ્યાસને લીધે અજ્ઞાની જીવને દેહ એ જ આત્મા ભાસે છે, પણ તે બન્ને મ્યાન ને તલવારની જેમ પ્રગટ લક્ષણથી ભિન્ન છે. દેહ જડ છે, આત્મા ચેતન છે. આમ આ બન્નેનો સ્વભાવ પ્રગટપણે કેવળ ભિન્ન છે, તે ત્રણે કાળમાં એકપણું પામે નહિં. **'પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય'** જેને હાજર છે, એવો આ આત્માજાગૃત સ્વપ્ન ને નિદ્રા એ સર્વ અવસ્થાને વિષે ન્યારો ને ન્યારો જ તરી આવે છે; અને હું ઉંઘી ગયો હતો, મને સ્વપ્ન આવ્યું હતું, ઇત્યાદિ પ્રકારે તે તે અવસ્થાને તે જાણે છે. આમ જ્ઞાયક સ્વભાવી આત્માનું પ્રગટ અનુભવરૂપ અસ્તિત્વ છે, તોપણ પોતે જ આત્મા છતાં આત્માની જે શંકા કરે છે, એ જ અમાપ આશ્ચર્ય છે! **આત્માની શંકા કરે, આત્મા પોતે આપ; શંકાનો કરનાર તે, અચરિજ એહ અમાપ.**

**બીજું પદ : આત્મા નિત્ય છે**—આત્મા ત્રિકાળવર્તી નિત્ય પદાર્થ છે. આત્મા દેહસંયોગથી ઉપજે છે ને દેહવિયોગે નાશ પામે છે એમ અજ્ઞાની જીવ કલ્પે છે, પણ તેમ નથી. કારણકે માત્ર પરમાણુના સંયોગરૂપ એવો દેહ આત્મા સાથે, ક્ષીર–નીર અથવા અગ્નિ–લોહ જેમ, માત્ર સંયોગસંબંધે રહ્યો છે, તાદાત્મ્યસંબંધે નહિં. વળી દેહ જડ ને રૂપી છે, આત્મા ચેતન ને અરૂપી છે; દેહ દૃશ્ય છે, આત્મા દૃષ્ટા છે. એ વિચારતાં જણાય છે કે દેહના ઉત્પત્તિ-લયની સાથે આત્માનો સંબંધ નથી. કારણકે જડમાંથી ચેતનની ઉત્પત્તિ ને ચેતનમાંથી જડની ઉત્પત્તિ કોઈ કાળે થવા યોગ્ય નથી. વૈજ્ઞાનિકો વિજ્ઞાનના ગમે તેટલા પ્રયોગો કરી મરી મથે, તોપણ કોઈ પણ સંયોગોથી આત્માની ઉત્પત્તિ થવી સંભવતી નથી. અર્થાત્ આત્મા અસંયોગી એવો સ્વાભાવિક પદાર્થ છે, ને સ્વભાવનો તો કોઇ કાળે નાશ થાય નહિં, માટે આત્મા પ્રત્યક્ષપણે નિત્ય છે. આમ આત્મા અનુત્પન્ન છે, એટલે અવિનાશી પણ છે. ક્રોધ આદિ પ્રકૃતિનું અધિકપણું સર્પ આદિમાં જન્મથી જ દેખવામાં આવે છે, તે પૂર્વજન્મનો જ સંસ્કાર છે,—જે પૂર્વ-જન્મ પરથી પણ જીવની નિત્યતા જ સિદ્ધ થાય છે. કોઇ આત્માને એકાંત ક્ષણિક માને છે, કોઈ એકાંતે નિત્ય માને છે, આ બન્ને માન્યતા ભ્રાંતિમૂલક છે. આત્મા દ્રવ્યઅપેક્ષાએ નિત્ય છે, પર્યાયઅપેક્ષાએ અનિત્ય છે, અર્થાત્ આત્મા પરિણામી નિત્ય છે. તેની પ્રતીતિ બાલ યુવાન ને વૃદ્ધ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન એક જ પુરુષને થાય છે આ દૃષ્ટાંત પરથી થાય છે. આ વસ્તુ ક્ષણિક છે એમ જાણીને જે તેમ કહે છે તે વદનારો પોતે ક્ષણિક નથી, એ વસ્તુના અનુભવથી નિશ્ચય થાય છે. ક્યારેય પણ કોઇ પણ વસ્તુનો કેવળ સર્વથા નાશ હોય નહિં, માત્ર અવસ્થાંતર હોય.

“नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः” (ગીતા)--અસત્‌નો ભાવ (હોવાપણું) હોય નહિં ને સત્‌નો અભાવ હોય નહિં. એક સમય હોય તે સર્વ સમય હોય, માત્ર અવસ્થાંતર હોય તે ભલે. ‘હોય તેહનો નાશ નહિં, નહિં તેહ નહિં હોય; એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય.’

**ત્રીજું પદ : આત્મા કર્ત્તા છે**—‘સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે,’ તેમ આત્મા પણ છે, માટે તે પરિણામક્રિયાનો અર્થાત્ કર્મનો કર્ત્તા છે. પુરુષ (આત્મા) તો સદા અસંગ છે ને પ્રકૃતિ બંધ કરે છે એમ કોઈ કહે છે, તે યથાર્થ નથી. કારણકે ચેતનની પ્રેરણા વિના કર્મ કોણ ગ્રહણ કરશે વારુ? જડનો સ્વભાવ કાંઇ પ્રેરણા નથી. માટે ચેતન એવા આત્માના કર્યાવિના કર્મ થતા નથી, અર્થાત્ જીવ કરે તો જ કર્મ થાય છે, નહિં તો નહિં. તેથી કર્મ સહજ સ્વભાવે અનાયાસે થતા નથી, તેમજ કર્મ એ જીવનો ધર્મ પણ નથી. વળી આ આત્મા જો સર્વથા કેવળ અસંગ હોત, તો પ્રથમથી તેનો સ્પષ્ટપણે ભાસ થયો જોઈતો હતો. હા, પરમાર્થથી તે અસંગ છે, પણ તે તો નિજસ્વરૂપનું ભાન પ્રગટ્યે તેમ હોય છે. ઈશ્વરની પ્રેરણાથી કર્મ થયા કરે છે, તેથી જીવ અબંધ છે એમ કોઈ કહે છે; પણ જગત્‌નો અથવા જીવોના કર્મોનો કર્ત્તા એવો કોઈ ઈશ્વર નથી, કારણ કે શુદ્ધ આત્મસ્વભાવ જેનો પ્રગટ્યો છે તે જ ઈશ્વર છે. અને ઈશ્વરને જો કર્મનો પ્રેરનાર ગણવામાં આવે તો તે જ દોષિત ઠરે ને તેના જ દોષનો પ્રભાવ થાય. માટે આત્મા ‘પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજસ્વરૂપનો કર્ત્તા છે. અનુપચરિત વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્ત્તા છે.’ **ચેતન જો નિજભાનમાં, કર્તા આપસ્વભાવ; વર્તે નહિ નિજભાનમાં, કર્ત્તા કર્મ પ્રભાવ.’**

**ચોથું પદ: આત્મા ભોક્તા છે**—જે કરે તે ભોગવે આ નિયમ પ્રમાણે આત્મા કર્મનો કર્ત્તા હોવાથી તે કર્મના ફળનો ભોક્તા છે. કારણકે ‘જે જે કંઈ ક્રિયા છે તે તે સર્વ સફળ છે. કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પરિણામે આત્મા પ્રવર્તે તેનું ફળ પણ થવા યોગ્ય જ છે.’ અત્રે જડ એવા કર્મ તે શું સમજે કે તે ફળ પરિણામ આપે? એવી શંકા પણ કરવા યોગ્ય નથી. કારણકે આત્મભ્રાંતિરૂપ ભાવકર્મ એ ચેતનનું પોતાનું સર્જન છે, માટે તે ચેતનરૂપ છે; અને આ ભાવકર્મરૂપ ચેતનવીર્યની સ્ફુરણા જડ પુદ્‌ગલ-વર્ગણા ગ્રહે છે. ઝેર કે અમૃત પોતે કાંઇ સમજતા નથી કે અમે આને આ ફળ આપીએ, પણ જે જીવ તે ખાય તેને તે તે ઝેર-અમૃતનું તેવું તેવું ફળ પ્રાપ્ત થાય છે; તેમ કર્મના સંબંધમાં પણ છે. ‘એક રંક ને એક રાય’ એ આદિ જગત્‌નું વિચિત્રપણું કર્મના ચમત્કારને લીધે છે, અને એ જ શુભાશુભ કર્મનું ભોક્તાપણું સિદ્ધ કરે છે. ફળદાતા એવા કોઈ ઈશ્વરની એમાં કંઈપણ જરૂર નથી, કારણકે અચિંત્ય સામર્થ્યવાળા કર્મ પોતાના સ્વભાવ પ્રમાણે પરિણમી ફળ આપે છે, અને ભોગવ્યાથી નિઃસત્ત્વ થયે દૂર થાય છે. તેમજ શુભાશુભ અધ્યવસાયની તરતમતારૂપ મુખ્ય ગતિ પ્રમાણે તે તે ગતિમાં તે કર્મના જ પ્રભાવે દ્રવ્યસ્વભાવરૂપ એવા તે તે યોગ્યસ્થાન પણ ઘટે છે. આમ જીવના ભોક્તાપણાનો નિશ્ચય થાય છે.

**પાંચમું પદ : મોક્ષપદ છે**—કષાયાદિ બંધહેતુઓના અનભ્યાસથી ને તે બંધભાવ ક્ષીણ થવાથી શુદ્ધ આત્મસ્વભાવ પ્રગટવારૂપ મોક્ષપદ છે. દેવ–નરકાદિ ગતિમાં ફળ ભોગવવા વડે કરીને જેમ શુભાશુભ કર્મ સફળ છે, તેમજ તે શુભાશુભ કર્મની નિવૃત્તિની પણ સફળતા સંભવે છે. માટે તે નિવૃત્તિરૂપ મોક્ષ છે. શુભાશુભ કર્મ ભોગવતાં અનંતકાળ વીત્યો, તોપણ જીવનો કર્મદોષ હજુ એમ ને એમ જ વર્ત્તમાન પડયો છે, માટે એનો મોક્ષ કયાંથી હોય ? એમ આશંકા કરવા યોગ્ય નથી. કારણ કે અનંતકાળ વીત્યો તે 'શુભાશુભ કર્મ પ્રત્યેની જીવની આસક્તિને લીધે.' તે શુભાશુભ ભાવ છેદી શુદ્ધ ભાવમાં વર્ત્તતાં આત્માનો મોક્ષસ્વભાવ પ્રગટે; અને '**દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ; સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ.**'—એવી શાશ્વત મુક્ત સ્થિતિ પ્રાપ્ત થાય.

**છઠ્ઠું પદ : તે મોક્ષનો ઉપાય છે**—કર્મબંધનથી છૂટવારૂપ મોક્ષ છે, તો તેનો ઉપાય પણ છે. કારણકે 'કર્મબંધથી વિપરીત સ્વભાવવાળા એવાં જ્ઞાન, દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે.' મિથ્યાત્વાદિ બંધહેતુ તેના પ્રતિપક્ષી સમ્યક્ત્વાદિથી છેદાય છે. ક્રોધાદિ કષાય તેના પ્રતિપક્ષી ક્ષમાદિથી હણાય છે, આ સર્વના પ્રત્યક્ષ અનુભવની વાત છે. અનંતકાળના કર્મ અલ્પ આયુષ્યવાળા મનુષ્યદેહમાં શાથી છેદ્યા જાય ? એવો વિકલ્પ પણ કરવા યોગ્ય નથી. જીવ જો અજ્ઞાનનિદ્રામાંથી જાગે તો અનંતકાળના કર્મ પણ શીઘ્ર ભાગે,—એવું આ પુરુષાર્થનું બળ છે. કારણકે '**કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ,**' અર્થાત્ કર્મભાવ છે તે જીવનું અજ્ઞાન છે ને મોક્ષભાવ છે તે નિજ સ્વરૂપમાં વાસ છે; આ અજ્ઞાન છે તે અંધકાર સમાન છે, એટલે ચિરકાળના અંધકારની જેમ આ અજ્ઞાનઅંધકાર જ્ઞાનપ્રકાશ થતાં તત્ક્ષણ જ નાશ પામે છે. વળી આ આટલા બધા મતદર્શન છે, તે "સહુ થાપે અહમેવ," તેમાં કયો મત સાચો માનવો ? એમ મતની મારામારીમાં પણ મતિને મુંઝવી દેવા યોગ્ય નથી. કારણ કે અવિરોધ એવો સર્વસંમત મોક્ષમાર્ગ આ પ્રકારે છે :—

જે જે બંધના કારણ છે, તે બંધનો માર્ગ છે, તે કારણની છેદક એવી આત્મદશા તે જ મોક્ષમાર્ગ છે. આ બંધકારણોમાં રાગ દ્વેષ ને અજ્ઞાન એ જ મુખ્ય કર્મગ્રંથિ (ગાંઠ) છે, તે જેથી છેદાય તે જ મોક્ષમાર્ગ છે. આ રાગાદિ સર્વ વિભાવના અને દેહાદિ સંયોગના આભાસથી રહિત એવો સત્, ચૈતન્યમય કેવળ–શુદ્ધ આત્મા જેથી પામિએ તે જ મોક્ષમાર્ગ છે. તેમજ કર્મ અનંત પ્રકારના છે, તેમાં મુખ્ય જ્ઞાનાવરણીયાદિ આઠ છે, અને તેમાં પણ મુખ્ય મોહનીય કર્મ છે; આ મોહનીયના બે ભેદ છે—દર્શનમોહનીય ને ચારિત્રમોહનીય; દર્શનમોહનીયને આત્મબોધ હણે છે ને ચારિત્રમોહનીયને વીતરાગતા હણે છે,—આમ મોહને હણવાનો અચૂક ઉપાય છે, અને એ જ સર્વ કર્મથી મુક્ત થવારૂપ મોક્ષના અમોઘ ઉપાયરૂપ મોક્ષમાર્ગ છે. આત્માના અસ્તિત્વથી માંડી આ મોક્ષના ઉપાય સુધીના સુધીના છએ પદની સર્વાંગ સંપૂર્ણતા એ જ મોક્ષમાર્ગ છે. આવો આ સર્વસંમત અવિરોધ મોક્ષમાર્ગ છે. મતદર્શનનો આગ્રહ તેમજ વિકલ્પ છોડી દઇ, જે કોઇ

પણ ખરેખરો મુમુક્ષુ આ કહ્યો તે સર્વસંમત મોક્ષમાર્ગ સાધશે, તેના જન્મ અલ્પ છે.
**'છોડી મતદર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ.'** આ જે કહ્યો તે માર્ગ હોય, તો એમાં જાતિ-વેષનો કોઇ પણ ભેદ છે નહિં; તે માર્ગને જે કોઇ સાધે છે, તે મુક્તિ પામે છે, એમાં ઉંચ નીચ આદિ કોઈ પણ ભેદ નથી. આવા આ સર્વસંમત અવિરોધ મોક્ષમાર્ગની પ્રાપ્તિનો સાંગોપાંગ સકલ શાસ્ત્રકારે સર્વ જ્ઞાનીઓની સાક્ષીના અનુપમ નિશ્ચયબળ સહિતપણે અવિકલ ક્રમ અત્ર આ જ્ઞાનીઓએ આ પ્રકારે પ્રકાશ્યો છે :—

કષાયનું ઉપશાંતપણું, માત્ર મોક્ષ સિવાય બીજી અભિલાષા નહિં, સંસાર પ્રત્યે ખેદ (અંતરંગ વૈરાગ્ય) અને અંતરમાં દયા, આ ગુણ જેના આત્મામાં હોય, તે સાચો 'જિજ્ઞાસુ' કહેવાય. આવા જિજ્ઞાસુ જીવને સદ્ગુરુના બોધનું શ્રવણ થાય તો તે સમકિતને પામે ને અંતરશોધમાં વર્તે અને પછી મત-દર્શનનો આગ્રહ ત્યજી જે સદ્ગુરુને લક્ષે વર્તે, તે શુદ્ધ સમકિતને પામે કે જેમાં ભેદ તથા પક્ષ નથી. એટલે પછી નિજસ્વભાવનો અનુભવ લક્ષ ને પ્રતીતિ જ્યાં વર્તે છે અને વૃત્તિ આત્મસ્વભાવમાં વહે છે, એવું પરમાર્થ-સમકિત પ્રાપ્ત થાય. તે સમકિત વધતી જતી ધારાથી વર્ધમાન થઈ મિથ્યાભાસ ટાળે અને સ્વભાવસમાધિરૂપ ચારિત્રનો ઉદય થાય ને વીતરાગ પદે વાસ હોય, એટલે કેવળ નિજસ્વભાવનું અખંડ જ્ઞાન જ્યાં વર્તે છે એવું કેવલજ્ઞાન પ્રગટે અને દેહ છતાં દેહાતીત એવી નિર્વાણ દશાનો અનુભવ થાય. **'કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન; કહિયે કેવળ જ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ.'** આમ ક્રોડો વર્ષનું સ્વપ્ન હોય, તે પણ જાગ્રત થતાં તરત જ સમાય છે, તેમ અનાદિનો વિભાવ પણ આત્મજ્ઞાન થતાં દૂર થાય છે. તાત્પર્ય કે-દેહમાં આત્મબુદ્ધિ તથા આત્મામાં દેહબુદ્ધિરૂપ દેહાધ્યાસ છૂટે, તો આત્મા કર્મનો કર્ત્તા પણ નથી અને ભોક્તા પણ નથી,—એ જ ધર્મનો મર્મ છે, ને એ જ ધર્મથી મોક્ષ છે. સર્વ જ્ઞાનીઓનો નિશ્ચય અત્ર આવીને સમાય છે.

આવા આ પરમ નિશ્ચયરૂપ છ પદનો **શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર**માં અનન્યભાવપૂર્ણ ગુરુશિષ્યસંવાદથી અપૂર્વ નિશ્ચય કરાવ્યો છે,—જેનો સારભૂત આશય ઉપરમાં કહ્યો છે. આ અવનિના અમૃતસમી આ આત્મસિદ્ધિના કર્ત્તા પુરુષે, આ છ પદ અંગેની તલસ્પર્શી મીમાંસા કરતા પ્રસિદ્ધ છ-પદના પત્રમાં છેવટે આ છ પદનો મહિમાતિશય પ્રકાશતું ટંકોત્કીર્ણ વચન પ્રકાશ્યુ છે કે—'આ છ પદ અત્યંત સંદેહ રહિત છે, એમ પરમ પુરુષે નિરૂપણ કર્યું છે. એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે. અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે તે સ્વપ્ન દશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજ માત્રમા તે જાગૃત થઈ સમ્યક્દર્શનને પ્રાપ્ત થાય; સમ્યક્દર્શનને પ્રાપ્ત થઇ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે '

'ષટ દર્શન જિન અંગ તે, ષટ પદમાંહિ શોધ !
મત આગ્રહ ત્યજી સદા, મોક્ષમાર્ગ અવિરોધ.

જેહ મુમુક્ષુ ષટ્પદો, ષટ્પદમાંહિ રમંત;
સમ્યગ્દર્શન પામી તે, આત્મસિદ્ધિ વરંત.'—( **સ્વરચિત** )

આ છ પદની મૂળ અમૃતવાણી અત્ર સ્થળ સંકોચથી અવતારવાજેટલો અવકાશ નથી, છતાં છઠ્ઠા પદની પૂર્ણાહુતિમાં માર્ગપ્રાપ્તિનો ઉપરોક્ત સાંગોપાંગ સકલ અવિકલ ક્રમ પ્રકાશતી આ દિવ્ય **અમૃતવાણી**નું ભવ્ય ઉદ્બોધન આ રહ્યું—

'કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ અંતર દયા, તે કહીએ જિજ્ઞાસ.
તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુબોધ;
તો પામે સમકિતને, વર્તે અંતર શોધ.
મતદર્શન આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ.
વર્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજ ભાવમાં, પરમાર્થે સમકિત.
વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ;
ઉદય થાય ચારિત્રનો, વીતરાગ પદ વાસ.
કેવળ નિજ સ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહીએ કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ.
કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં સમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય.
છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.
એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ.
શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું ? કર વિચાર તો પામ.
નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિ માંય.'

આમ ષટ્પદનું ઉદ્બોધન કરતા સદ્ગુરુના આ ઉપદેશામૃતથી પ્રતિબોધ પામતાં શિષ્યને બોધબીજની પ્રાપ્તિ થાય છે, તેના પરમ આત્મઉલ્લાસમાં તે બોલી ઊઠે છે— **'સદ્ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન, નિજ પદ નિજમાંહિ લહ્યું, દૂર થયું અજ્ઞાન.'** ઇ. સહજ અંતરોદ્ગાર દ્વારા હૃદયમાં સ્થિર થયેલો ઉક્ત ષટ્પદનો બોધ સંક્ષેપમાં વ્યક્ત કરે છે, અને આવા અનંત ઉપકારી કરુણાસિંધુ સદ્ગુરુના અમાપ ઉપકાર પ્રત્યે કૃતજ્ઞપણે અહોભાવ દર્શાવતો, સદ્ગુરુચરણે આત્માર્પણ-સર્વાર્પણ કરી આત્માનું નૈવેદ્ય ધરે છે—અહો ! અહો ! શ્રી સદ્ગુરુ ! કરુણાસિંધુ ! આ પામર પર આપે અહો ! અહો ! પરમ ઉપકાર કર્યો ! આવા અનન્ય ઉપકારી આપ પ્રભુના ચરણે હું શું ધરું ? આત્માથી બીજી બધી વસ્તુ હીન-ઉતરતી છે ને આ આત્મા તો આપ પ્રભુએ જ મને આપ્યો છે. માટે આત્માર્પણ વડે આ આત્માનું નૈવેદ્ય આપના

ચરણે ધરી આજ્ઞાંકિતપણે વર્તું એ જ એક ઉપાય છે. મ્હારા મન-વચન-કાયાના યોગ આજથી આપ પ્રભુને આજ્ઞાધીન થઈને વર્તો! હું આપ પ્રભુનો દાસાનુદાસ ચરણરેણુ છું. આમ આત્મનિવેદન કરતા શિષ્યના આ આત્માર્પણની અમર પંક્તિઓ આ રહી—

'અહો! અહો! શ્રી સદ્ગુરુ! કરુણાસિન્ધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર
શું પ્રભુ ચરણ કને ધરૂં? આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વરતું ચરણાધીન;
આ દેહાદિ આજથી, વરતો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન.
ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત, એ ઉપકાર અમાપ.'

અને આમ ષટ્પદરૂપ ષટ્સ્થાનક સમજાવીને જેણે મ્યાનથી તલવારની જેમ આત્માને પ્રગટ ભિન્ન બતાવ્યો એવા સદ્ગુરુનો સતશિષ્ય પ્રત્યે અમાપ ઉપકાર છે. તે પરથી ગર્ભિતપણે ધ્વનિત થાય છે કે-જગતમાં શિષ્યભાવે આ શાસ્ત્રનું અધ્યયન કરનારા કોઈપણ આત્મા પ્રત્યે આ આત્મસ્પર્શી ગુરુશિષ્યસંવાદ આલેખનારા આ જગદ્ગુરુ રાજચંદ્રનો અમાપ ઉપકાર છે. જેને શ્રી સૌભાગ્યે 'સિદ્ધિશાસ્ત્ર' કહી બિરદાવેલ છે એવી ખરેખર! આ આત્મસિદ્ધિ જેવી અમૃત કૃતિ એ આમ જગત્ પર અપાર ઉપકાર કરનારા જગદ્ગુરુ રાજચંદ્ર જેવા સાક્ષાત્ આત્મસિદ્ધ અમૃત પુરુષના જાણે અમૃતપ્રસાદરૂપ સિદ્ધિપ્રાસાદ છે. આત્મસિદ્ધિ સિદ્ધ કરાવનારા આ આત્મસિદ્ધિ પ્રાસાદનું આવું ભવ્ય નિર્માણ કરી આ દિવ્ય આત્મસિદ્ધિપ્રાસાદના શિખરે જાણે અમૃતસંભૃત સુવર્ણ કળશ ચડાવતા હોય એમ આ જગદ્ગુરુ પંચદશ ગાથાનો ભવ્ય ઉપસંહાર કરે છે; મેરુ સમા ઉન્નત આ આત્મ સિદ્ધિશાસ્ત્ર-મંદિરના શિખરે, જાણે સર્વ કાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શક થઈ પડે એવી જગતના ચોકમા દિવ્ય પ્રકાશ પાથરતી રત્નદીપિકાઓ પ્રગટાવતા હોય એમ પૂર્ણતત્ત્વકળાપૂર્ણ રાજચંદ્ર આ પૂર્ણકળામય પંચદશ ગાથાથી આ શાસ્ત્રની ભવ્ય પૂર્ણાહુતિ કરે છે: 'દર્શન ષટે સમાય છે, આ ષટ્ સ્થાનકમાંહિ; વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ' એમ વીરગર્જના કરી, મહાવીરના માર્ગના અનન્ય પ્રણેતા આ મહા વીર જગદ્ગુરુ મુમુક્ષુને પુરુષાર્થ પ્રેરે છે—'જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ; ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ'. અને 'આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ, ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ. ઔષધ વિચાર ધ્યાન'—એમ એક જ ગાથામાં ભવવ્યાધિની સંપૂર્ણ ચિકિત્સા બતાવી આ ભવવ્યાધિના ભિષગ્વર પરમ ગુરુ રાજચંદ્ર નિશ્ચય અને વ્યવહારના સમન્વયથી—ગાઢ મૈત્રીરૂપ સુમેળથી પ્રવર્ત્તવાની ઉદ્ઘોષણા કરે છે— 'નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નો'ય; નિશ્ચય રાખી લક્ષમાં, સાધન

કરવાં સોય' ઈ અને 'સર્વ જીવ છે સિદ્ધ સમ'—એ અનંતશક્તિમાન્ આત્માનુ ભાન કરાવતા દિવ્ય સંદેશથી મુમુક્ષુઓને પુરુષાર્થ માટે ઉત્સાહિત કરી, આ પરમ આત્મપુરુષાર્થી દિવ્ય આત્મા, તે સિદ્ધપણુ સાધવા માટે અનુપમ સાધનરૂપ સદ્ગુરુઆજ્ઞા–જિનદશા આદિ પરમ ઉપકારી ઉત્તમ નિમિત્ત આલંબને આત્મારૂપ ઉપાદાનની જાગ્રતિનો આત્મપુરુષાર્થ સ્ફુરાવવાનો આ અમર શબ્દોમાં ડિંડિમ નાદથી ઉદ્ઘોષ કરે છે—

'સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;
સદ્ગુરુ આજ્ઞા જિન દશા, નિમિત્ત કારણમાંય.
ઉપાદાનનું નામ લઈ, જે એ તજે નિમિત્ત;
પામે નહિં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત.'

છેવટે સાચા મુમુક્ષુના લક્ષણ આત્મામા ઊગટાવવાનો મુમુક્ષુને નિર્મલ ઉપદેશ કરી આ પરમ જ્ઞાનદશાને પામેલા પરમ જ્ઞાની પુરુષ, વાચાજ્ઞાની અને શુષ્કજ્ઞાનીનો ભેદ સ્પષ્ટ દર્શાવતા આ ટંકોત્કીર્ણ અમૃત વચનોમા જ્ઞાનદશાનુ સ્વરૂપ પ્રકાશે છે— 'મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત, તે કહિયે જ્ઞાનીદશા બાકી કહિયે ભ્રાંત. સકળ જગત તે એઠવત, અથવા સ્વપ્ન સમાન, તે કહિયે જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન.' અને પાચ સ્થાનક વિચારી જે છઠ્ઠા મોક્ષઉપાયરૂપ સ્થાનકે વર્તો, તે પાચમુ મોક્ષસ્થાનક અવશ્ય પામે, એમ અદ્ભુત શબ્દ –અર્થચમત્કૃતિથી આ અમૃતમયી આત્મસિદ્ધિનુ પરમ અમૃતરૂપ મંગલફળ બતાવી, આ જીવન્મુક્ત જ્ઞાનાવતાર શાસ્ત્રકાર આ શાસ્ત્રનું અંત્ય મંગલ કરે છે—

'દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત.'

નમસ્કાર હો! નમસ્કાર હો! આવી દેહ છતા દેહાતીત દશાએ વિચરનારા—આ કાળમા તેવી મહા વિદેહી દશા સાક્ષાત્ અનુભવનારા સાક્ષાત્ મૂર્તિમાન આત્મસિદ્ધિ સ્વરૂપ અમૃતમૂર્ત્તિ તે **જ્ઞાનીશ્વર શ્રીમદ્ રાજચંદ્રને**! અક્ષરે અક્ષરે નમસ્કાર હો! નમસ્કાર હો તે અમૃતમૂર્ત્તિ જ્ઞાનીશ્વરની આ અવનિના અમૃત સમી આ અમૃત કૃતિ **આત્મસિદ્ધિને**!





શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૩૩ મું

વિ સં ૧૯૫૬

ॐ

# અધ્યાત્મ જીવનનો ત્રીજો તબક્કો

(સં. ૧૯૫૩ના ફા. વ. ૧૨થી ૧૯૫૭ ચૈત્ર વદ ૫ : ૨૯મા વર્ષથી ૩૪મા વર્ષ સુધી)



# અનુસંધિ દર્શન (૫)

આમ અધ્યાત્મજીવનના બીજા તબક્કાના બીજા વિભાગમાં શ્રીમદે જે મૂળમાર્ગનો ઉદ્ધાર અને જગતને આત્મસિદ્ધિનું દર્શન કરાવ્યું છે, તેનું દિગ્દર્શન કર્યું. તેમાં—

સત્ અને સત્‌ની પ્રાપ્તિનો સદુપાય સાક્ષાત્ જીવંતમૂર્તિ—સજીવનમૂર્તિ સદ્‌ગુરુ જ છે એમ સ્પષ્ટ વિધાન કરી, શ્રીમદે આત્મા પ્રત્યે દ્રષ્ટિ કેન્દ્રિત કરાવી નિરંતર આત્માર્થદ્રષ્ટિ રાખવાનું મુમુક્ષુઓને કેવું અપૂર્વ માર્ગદર્શન કરાવ્યું તે આપણે જોયું; રાળજક્ષેત્રે ચાર અમર મહાકાવ્યનું સર્જન કરી, રાળજ–કાવિઠા આદિ નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ કરતા શ્રીમદે કેવી ઉપદેશામૃતધારા વહાવી તે અવલોક્યું; ઉપદેશબોધ અને સિદ્ધાંતબોધ એમ બોધના સ્પષ્ટ વિભાગ પાડી શ્રીમદે વેદાંત–જિનાગમાદિનું વાંચન પ્રથમ ઉપદેશબોધાર્થે—મુખ્યપણે વૈરાગ્ય–ઉપશમાર્થે કરવાની મુમુક્ષુઓને કેવી ખાસ ભલામણ કરી છે, તે પણ વિચાર્યું; આ પંચમકાળ–દુઃષમકાળ અંગે પોકાર પાડતાં શ્રીમદે, આ કાળમાં પરમાર્થપ્રાપ્તિના કારણો અસુલભ–દુર્લભ હોવાથી જીવે ઓર વિશેષ જાગ્રત રહી મોક્ષ અને મોક્ષપુરુષાર્થ અર્થે પ્રવર્તવું જોઈએ અને સમાજમાં પ્રવર્તતા ત્રણમાંથી કોઈપણ પ્રવાહમાં નહિં પડતાં અપૂર્વ આત્મપુરુષાર્થથી પ્રવર્તવુ જોઈએ એ અંગે મુમુક્ષુઓને કેવુ અપૂર્વ માર્ગદર્શન કર્યું એ પણ આલોચ્યું; અને ષટ્‌પદના પરમ અમૃત પત્રમાં સમ્યગ્‌દર્શનના નિવાસના પરમોત્કૃષ્ટ સ્થાપન ષટ્‌પદનું નિરૂપણ કરી શ્રીમદે કેવળ શિષ્યના કલ્યાણાર્થે સદ્‌ગુરુભક્તિનું કેવું અનુપમ નિરૂપણ કર્યું તે આપણે દીઠું.

આમ સામાન્યપણે સર્વ મુમુક્ષુઓને—સર્વ જગતને માર્ગદર્શન કરી સત્સંગપ્રસંગમાં આવેલા વ્યક્તિગત પાત્રવિશેષ પ્રમાણે પણ મુમુક્ષુઓને શ્રીમદે માર્ગદર્શન આપ્યું છે; મુનિઓને માર્ગદર્શન, શ્રીમદ્‌નું ગાંધીજીને માર્ગદર્શન, પોપટલાલભાઈને સમાગમલાભ, મનસુખભાઈ કિરતચંદને સમાગમલાભ, પ્રાસ્તાવિક પરિચયપ્રસંગીઓને સત્સંગલાભ,—શ્રીમદે આપેલ છે, તે આપણે તે તે પ્રકરણોમાં અવલોકેલ છે.

આ ઉપરાંત આત્મસિદ્ધિના અંગભૂત અનેક તાત્ત્વિક વિષયોનું મહામંથન કરી શ્રીમદે જગતને આત્મસિદ્ધિનું અપૂર્વ માર્ગદર્શન આપ્યું છેઃ ગૂઢ પ્રશ્નોનો ઉકેલ, કેવલજ્ઞાનની અલૌકિક પરમાર્થ વ્યાખ્યા, વીતરાગદર્શનની પ્રમાણતા અને ષડ્‌દર્શનની મીમાંસા.

અને આમ જગતને આત્મસિદ્ધિનું દર્શન કરાવતા શ્રીમદે, 'મૂળ મારગ સાંભળો જિનનો રે'–એ દિવ્ય સંગીતનું ગાન કરી મૂળમાર્ગનો કેવો મહાન્ ઉદ્ધાર કર્યો છે, માર્ગપ્રભાવનાની કેવી ભવ્ય ભાવના અને દિવ્ય યોજના ઘડી છે, અને આ અવનિના અમૃત—આત્મસિદ્ધિશાસ્ત્રનું અમર સર્જન કરી આત્મસિદ્ધિનો માર્ગ કેવો સર્વજનસુલભ બનાવી દીધો છે, એ અત્ર આપણે પ્રત્યક્ષ કરેલ છે.

આમ અધ્યાત્મ જીવનના બીજા તબક્કાનુ આલેખન પૂર્ણ કરી હવે શ્રીમદ્‌ના અધ્યાત્મ જીવનના ત્રીજા અને છેલ્લા તબક્કા પર આવીએ છીએ; સં. ૧૯૫૩ના ફા. વદ ૧૨ થી ૧૯૫૭ ના ચૈત્ર વદી પંચમી પર્યંતના આ ત્રીજા તબક્કામાં સોળ પ્રકરણોનું આલેખન કરશું:—

---

## પ્રકરણ ત્રાણુમું

# 'ધન્ય રે દિવસ આ અહો !'

'ધન્ય રે દીવસ આ અહો ! જાગી જે રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલ્લસી, મટ્યો ઉદય કર્મનો ગર્વ રે...ધન્ય રે દીવસ.'

ધન્ય રે દિવસ આ અહો !—સં. ૧૯૫૩ના ફા. વદ ૧૨ સોમ !—આજનો આ દિવસ ધન્ય છે! અહો ધન્ય છે! આજના ધન્ય દિને **શ્રીમદ્**નો દિવ્ય આત્મા આત્માના કોઈ દિવ્ય પરમાનંદઉલ્લાસમાં ઉલ્લસી રહ્યો છે અને તેના અપૂર્વ ભાવ-ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં તેમના દિવ્ય આત્મામાંથી આજના દિવસની ધન્યતા સંગીત કરનારૂં આ દિવ્ય સંગીત નિકળી પડયું છે. આ દિવસ ધન્ય શાથી છે? **'જાગી જે રે શાંતિ અપૂર્વ રે'** તેથી; 'અપૂર્વ'—પૂર્વે કદી ઉપજી નહોતી એવી અપૂર્વ શાંતિ જાગી તેથી; સર્વ વિકલ્પ-કલ્લોલ ઉપશમી ગયા-શાંત થઈ ગયા, સમસ્ત વસ્તુસ્વરૂપનો-સર્વ પદાર્થનો યથાવત્ અનુભવસિદ્ધ નિર્ધાર થઈ ગયો, **'જેમ ભગવાન્ જિને નિરૂપણ કર્યું છે તેમજ સર્વ પદાર્થનું સ્વરૂપ છે'** (હા. નો ૨-૨૧)—એવી અનુભવ-સિદ્ધપણે પરમ નિર્વિકલ્પ પરમાવગાઢ આત્મવિનિશ્ચયરૂપ પરમ આત્મશાંતિ ઉપજી તેથી. અને આજે—આજના પરમ શુભ પરમ પ્રશસ્ત ધન્ય દિને—**'દશ વર્ષે રે ધારા ઉલ્લસી'** દશ વર્ષે-દશ વર્ષ વીતી ગયા પછી-એક દાયકો વીત્યે ધારા ઉલ્લસી,—જે પરમાર્થ-માર્ગપ્રકાશની ધારા દશ વર્ષ પૂર્વે સં. ૧૯૪૩માં પ્રારબ્ધવશાત્ ગૌણ થઈ હતી—દબાઈ ગઈ હતી-અંતરૂમાં શમાવી દેવી પડી હતી, તે આજે ઉલ્લસી-ઉલ્લસાયમાન થઈ-ચઢતી કળાને પામી. જે ધારા તેવા અનિવાર્ય ઉદયકર્મના યોગે ત્યારે આગળ વધતી અટકી ગઇ હતી તે આજે ઉલ્લસાયમાન થઈ, અને **'મટયો ઉદય કર્મનો ગર્વ રે'**—ઉદયકર્મનો ગર્વ મટ્યો-મટી ગયો. તે વખતે પરમાર્થમાર્ગપ્રકાશની ધારણામાં ફાવવા નહિં દેતું ઉદયકર્મ જાણે એમ કહેતું હતું કે હે રાજચંદ્ર! તું ગમે તેવા પુરુષાર્થના ફાંફાં મારે પણ હું તને નહિં ફાવવા દઉં, હે રાજચંદ્ર! મેં તને ત્હારી ધારણામાં કેવો દબાવી દીધો,—આમ જાણે ઉદયકર્મ-પૂર્વ પ્રારબ્ધ જે ગર્વ કરતું હતું, તે તેનો ગર્વ મટી ગયો; હવે આપણી અવધિ પૂરી થઈ, માટે હવે આ પરમ પુરુષાર્થી રાજચંદ્ર આગળ આપણું કાંઇ ચાલવાનું નથી, એમ તે ઉદયકર્મનો ગર્વ ગળી ગયો. આ દશ વર્ષે ધારા ઉલ્લસી ને ઉદયકર્મનો ગર્વ મટ્યો, તે દશ વર્ષના ગાળામાં ને તે પૂર્વે પોતાના જીવનના મુખ્ય શું શું બનાવો બની ગયા, જીવનના કયા કયા મુખ્ય તબક્કા વીતી ગયા, તેનું સિંહાવલોકનન્યાયે અવલોકન કરતાં **શ્રીમદ્** લલકારે છે—

'ઓગણીસસેં ને એકતાલિસેં, આવ્યો અપૂર્વ અનુસાર રે;
ઓગણીસસેં ને બેતાલિસેં, અદ્દભુત વૈરાગ્ય ધાર રે...ધન્ય રે દિવસ આ અહો!'

સં. ૧૯૪૧માં અપૂર્વ અનુસાર આવ્યો, ૧૯૪૨માં અદ્‌ભુત વૈરાગ્ય ધારણ કર્યો, —આ બે મહાન્ બનાવો શ્રીમદ્‌ના અધ્યાત્મજીવનની પૂર્વભૂમિકારૂપ છે, અધ્યાત્મ-જીવન-પ્રાસાદના પાયારૂપ છે. પૂર્વે કદી પ્રાપ્ત નહોતો એવો અપૂર્વ અનુસાર×૧૯૪૧માં પ્રાપ્ત થયો. આ અંગે અત્રે સવિસ્તર વિવેચન 'આવ્યો અપૂર્વ અનુસાર રે' એ પ્રકરણમાં (૧૨) કર્યું છે; તેમજ અદ્‌ભુત-પરમ આશ્ચર્યકારી વૈરાગ્ય—યોગવાસિષ્ઠમાં રામચંદ્રજીનો વર્ણવ્યો છે તેવો પરમ વૈરાગ્ય પોતાને ઉપજ્યો, એ અંગે પણ 'અદ્‌ભુત વૈરાગ્ય ધાર રે' એ (૧૬) પ્રકરણમાં સવિસ્તર વિવેચન કર્યું છે—એટલે તેનું અત્ર પિષ્ટપેષણ કરતા નથી, એટલે આગળ ચાલીએ. પછી સં. ૧૯૪૭માં શ્રીમદ્‌ના અધ્યાત્મ જીવનનો મધ્ય તબક્કો પ્રારંભ થાય છે, ને તેના પ્રારંભનો મુખ્ય મહાન્ બનાવ—શ્રીમદ્‌ના જીવનનો મોટામાં મોટો ક્રાંતિકારી બનાવ શ્રીમદ્ આ શબ્દોમાં અમર કરે છે—

એવી નિર્વિકલ્પ દશા અત્ર આવિર્ભૂત થઈ અપ્રતિપાતી નિશ્ચયસમ્યક્ત્વ સાંપડ્યું છે. **શ્રીમદ્**ની દર્શનશ્રદ્ધા સાક્ષાત નિશ્ચયઅનુભવરૂપ હોઇ અત્યંત વજ્રલેપ ગાઢ બની છે. વીતરાગના તે પરમ અનુયાયી, અનન્ય ભક્ત પ્રતીત થાય છે. આ દર્શનમોહ વ્યતીત થયા પછી ચારિત્રમોહની ક્ષીણતા કરવા ભણી તેમનું આત્મવીર્ય પરમ ઉલ્લાસથી સતત પ્રવૃત્તિ કરી રહ્યું છે, તેમની વીતરાગતા સમયે સમયે પ્રવર્ધમાન થતી જાય છે. પણ ત્યાં બાહ્ય ઉપાધિનો પ્રારબ્ધોદય ઉગ્ર રૂપ પકડે છે. અને આમ શુદ્ધ સમકિત તો પ્રકાશ્યું, પણ ત્યાં શું બન્યું? ત્યાં તો કારમો ઉદય આવી પડ્યો ને તેનો આ હૃદયભેદી તીવ્ર ચીત્કાર **શ્રીમદ્**ના અંતરાત્મામાંથી નિકળી પડ્યો—

**'ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;**
**જેમ જેમ તે હડસેલીએ, વધે ન ઘટે એક રંચ રે...ધન્ય રે દિવસ આ અહો!'**

**શ્રીમદ્**નો દિવ્ય આત્મા એક બાજુથી અધ્યાત્મની દૃશામાં એકદમ તીવ્ર સંવેગથી આગળ વધતો જતો હતો, ત્યાં બીજી બાજુથી એક એવા પ્રકારનો પ્રારબ્ધઉદય આવી પડ્યો—અને તે પણ કેવો? **'કારમો'**,—વસમો, સહ્યો ન જાય એવો આકરો ઉગ્ર, જેથી આત્માની ચીસ પડાઈ જાય તેવો. આમ પરમાર્થમાર્ગપ્રકાશની પોતાની અંતર્-ધારણા ઓળંબે પડતી ગઈ, તેમાં અણધાર્યો અનિવાર્ય વિલંબ થતો ગયો, ને તેનો તીવ્ર ખેદ **શ્રીમદ્**ના અંતરાત્મામાં વેદાવા લાગ્યો, તેની ચીસ આ શબ્દોમાં સંભળાય છે. રોકચો ન રોકી શકાય એવો આ કારમો ઉદય આવી પડ્યો અને પરિગ્રહકાર્યનો પ્રપંચ વધતો ગયો,—ગમે તેટલા પ્રયત્ન છતાં એકદમ બ્હાર ન નિકળી શકાય એમ વ્યવહારનો ભીડો વધતો ગયો. આ ઉદયના સંચને ને પરિગ્રહના પ્રપંચને જેમ જેમ હડસેલીએ છીએ-ધક્કા મારી કાઢી મૂકવા પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તે ઉલટો વધતો જાય છે,-એક રંચ પણ-જરા માત્ર પણ ઘટતો નથી,—**'જેમ જેમ તે હડ-સેલીએ, વધે ન ઘટે એક રંચ રે'**, એમ **શ્રીમદ્**નો અંતરાત્મા પોકારે છે. પણ હવે તે પ્રપંચનો ભાર ઓછો થતાં અપૂર્વ આત્મશાંતિ અનુભવતો **શ્રીમદ્**નો દિવ્ય આત્મા પુનઃ ઉલ્લાસમાં આવી જઇ પોકારે છે—

**'વધતું એમ જ ચાલિયું, હવે દીસે ક્ષીણ કાંઇ રે;**
**ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મન માંહિ રે...ધન્ય રે દિવસ આ અહો!'**

આ પ્રારબ્ધઉદયપણું અને પરિગ્રહકાર્યપ્રપંચપણું એમ ને એમ જ વધતું ચાલ્યું, પણ હવે—હમણાં ૧૯૫૩ના ફાગણમાં જ્યારે આ ધન્ય રે દિવસનું દિવ્ય કાવ્ય લખાઇ રહ્યું છે ત્યારે—તે કાંઇક-જરાક ક્ષીણ દીસે છે-દેખાય છે, એટલે ક્રમે કરીને તે સર્વથા જશે એમ અમારા મનમાં ભાસે છે. આમ એક દાયકા પછી—દશ વર્ષના ગાળા પછી, **'દશ વર્ષે રે ધારા ઉલ્લસી'**—દશ વર્ષે ધારા ઉલ્લસવાનો ધન્ય દિવસ આજે પ્રાપ્ત થયો, વ્યવહારપ્રપંચ ઘટવાનો ને ઉદયકર્મનો ગર્વ મટવાનો ધન્ય રે દિવસ આ અહો!ની પ્રાપ્તિથી અપૂર્વ આત્મશાંતિ જાગી, તેથી ઉપજેલો પોતાનો મનનો ભાસ શ્રીમદે અપૂર્વ ભાવઉલ્લાસથી દર્શાવ્યો અને આ અપૂર્વ આત્મભાવના ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં તેમના દિવ્ય આત્મામાંથી આ ઉલ્લાસ-ઉદ્ગાર નિકળી પડ્યા—

સં. ૧૯૪૧માં અપૂર્વ અનુસાર આવ્યો, ૧૯૪૨માં અદ્ભુત વૈરાગ્ય ધારણ કર્યો,—આ બે મહાન્ બનાવો **શ્રીમદ્**ના અધ્યાત્મજીવનની પૂર્વભૂમિકારૂપ છે, અધ્યાત્મ-જીવન-પ્રાસાદના પાયારૂપ છે. પૂર્વે કદી પ્રાપ્ત નહોતો એવો અપૂર્વ અનુસાર×૧૯૪૧માં પ્રાપ્ત થયો. આ અંગે અત્રે સવિસ્તર વિવેચન '**આવ્યો અપૂર્વ અનુસાર રે**' એ પ્રકરણમાં (૧૨) કર્યું છે; તેમજ અદ્ભુત-પરમ આશ્ચર્યકારી વૈરાગ્ય—યોગવાસિષ્ઠમાં રામચંદ્રજીનો વર્ણવ્યો છે તેવો પરમ વૈરાગ્ય પોતાને ઉપજ્યો, એ અંગે પણ '**અદ્ભુત વૈરાગ્ય ધાર રે**' એ (૧૬) પ્રકરણમાં સવિસ્તર વિવેચન કર્યું છે—એટલે તેનું અત્ર પિષ્ટપેષણ કરતા નથી, એટલે આગળ ચાલીએ. પછી સં. ૧૯૪૭માં **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનનો મધ્ય તબક્કો પ્રારંભ થાય છે, ને તેના પ્રારંભનો મુખ્ય મહાન્ બનાવ—**શ્રીમદ્**ના જીવનનો મોટામાં મોટો ક્રાંતિકારી બનાવ **શ્રીમદ્** આ શબ્દોમાં અમર કરે છે—

**'ઓગણીસસેં ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે;**
**શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યું રે...ધન્ય રે દિવસ આ અહો !'**

સં. ૧૯૪૭માં **શુદ્ધ સમકિત** પ્રકાશ્યુ, શ્રુત-અનુભવની વધતી દશા થતી ગઈ ને નિજ સ્વરૂપ અવભાસ્યુ. પૂર્વે જે સમકિત-સમ્યગ્દર્શન હતું તે ઉત્તરોત્તર દર્શન વિશુદ્ધિ પામતું પામતું સં. ૧૯૪૭માં પૂર્ણ વિશુદ્ધિ પામી ગયુ, એટલે જ્યાં પરમાણુ-માત્ર પણ સમયમાત્ર પણ અશુદ્ધિનો અવકાશ રહેવા પામ્યો નથી-સર્વથા અભાવ જ અને અસંભવ જ થયો છે એવું '**શુદ્ધ**' સમકિત-સમ્યગ્દર્શન ૧૯૪૭માં પ્રકાશ્યું, પ્રગટ આત્માનુભવસિદ્ધપણે પ્રાપ્ત થયુ. કેવલ એક શુદ્ધ આત્માની અનુભૂતિ જ્યાં પ્રગટ અનુભવસિદ્ધ વર્તે છે, એવું આત્મસાક્ષાત્કારરૂપ સમ્યગ્દર્શન-પરમાર્થ સમકિત-નિશ્ચય-સમ્યગ્દર્શન પ્રગટ્યુ; તેની સાથે સાથે શ્રુતજ્ઞાનની અને અનુભવજ્ઞાનની ઉત્તરોત્તર વધતી દશા થતી ચાલી, અને નિજસ્વરૂપ-પોતાનું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ-સહજાત્મસ્વરૂપ અવભાસ્યું,—'અવ'-જેમ છે તેમ સ્વસમયની સ્વરૂપમર્યાદા પ્રમાણે યથાવત ભાસ્યું-પ્રકાશ્યુ, જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણ્યું-શુદ્ધાત્માનુભૂતિથી અનુભવ્યુ, અનુભવપ્રત્યક્ષ-પણે-આત્મસાક્ષાત્કારપણે અનુભવ્યું. આ શુદ્ધ સમકિત પ્રકાશન અંગે પણ અલગ પ્રકરણમાં (૫૩) પૂર્વે સવિસ્તર વિવેચન કર્યું છે, એટલે તેનું પણ અત્ર પુનરાવર્ત્તન કરતા નથી. આમ અત્રે શુદ્ધ સમકિત પ્રકાશ્યું છે, પ્રત્યક્ષ નિશ્ચયરૂપ આત્માનુભવ થયો છે, સ્વસંવેદનજ્ઞાન ઉપજ્યુ છે, નિશ્ચય-વેદ્યસંવેદ્યપદ પ્રગટ્યું છે, ગ્રંથિભેદ થઈ દર્શનમોહ નાશ પામી ચૂક્યો છે, સ્થિરાઆદિ દૃષ્ટિમાં સ્થિરતા-સ્થિતિ થઈ ચૂકી છે, પ્રત્યક્ષ આત્માનુભૂતિ થતાં દર્શન સંબંધી સર્વ વિકલ્પ ઉપશમી ગયા છે.

---

× એક પાઠાંતર પ્રમાણે 'ઓગણીસસેં એકત્રીસે આવ્યો અપૂર્વ અનુસાર રે'—અપૂર્વ અનુસાર ૧૯૩૧માં પ્રાપ્ત થયો,—જ્યારે સાત વર્ષની વયે પૂર્વોક્ત અમીચંદનો પ્રસંગ ને જાતિસ્મરણ-જ્ઞાનનો પ્રસંગ બન્યો હતો. આનું પણ સવિસ્તર વિવેચન પૂર્વે જાતિસ્મૃતિ-જાતિસ્મરણજ્ઞાનના પ્રકરણમાં (૪) કરી ચૂકાયું છે.

એવી નિર્વિકલ્પ દશા અત્ર આવિર્ભૂત થઈ અપ્રતિપાતી નિશ્ચયસમ્યક્ત્વ સાંપડયું છે. **શ્રીમદ્**ની દર્શનશ્રદ્ધા સાક્ષાત નિશ્ચયઅનુભવરૂપ હોઇ અત્યંત વજ્રલેપ ગાઢ બની છે. વીતરાગના તે પરમ અનુયાયી, અનન્ય ભક્ત પ્રતીત થાય છે. આ દર્શનમોહ વ્યતીત થયા પછી ચારિત્રમોહની ક્ષીણતા કરવા ભણી તેમનું આત્મવીર્ય પરમ ઉલ્લાસથી સતત પ્રવૃત્તિ કરી રહ્યું છે, તેમની વીતરાગતા સમયે સમયે પ્રવર્ધમાન થતી જાય છે. પણ ત્યાં બાહ્ય ઉપાધિનો પ્રારબ્ધોદય ઉગ્ર રૂપ પકડે છે. અને આમ શુદ્ધ સમકિત તો પ્રકાશ્યુ, પણ ત્યાં શું બન્યુ? ત્યાં તો કારમો ઉદય આવી પડયો ને તેનો આ હૃદયભેદી તીવ્ર ચીત્કાર **શ્રીમદ્**ના અંતરાત્મામાંથી નિકળી પડયો—

**'ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;**
**જેમ જેમ તે હડસેલીએ, વધે ન ઘટે એક રંચ રે...ધન્ય રે દિવસ આ અહો!'**

**શ્રીમદ્**નો દિવ્ય આત્મા એક બાજુથી અધ્યાત્મની દશામાં એકદમ તીવ્ર સંવેગથી આગળ વધતો જતો હતો, ત્યાં બીજી બાજુથી એક એવા પ્રકારનો પ્રારબ્ધઉદય આવી પડયો—અને તે પણ કેવો? **'કારમો'**,—વસમો, સહ્યો ન જાય એવો આકરો ઉગ્ર, જેથી આત્માની ચીસ પડાઈ જાય તેવો. આમ પરમાર્થમાર્ગપ્રકાશની પોતાની અંતર્‌ધારણા ખોળંબે પડતી ગઈ, તેમાં અણધાર્યો અનિવાર્ય વિલંબ થતો ગયો, ને તેનો તીવ્ર ખેદ **શ્રીમદ્**ના અંતરાત્મામાં વેદાવા લાગ્યો, તેની ચીસ આ શબ્દોમાં સંભળાય છે. રોકયો ન રોકી શકાય એવો આ કારમો ઉદય આવી પડયો અને પરિગ્રહકાર્યનો પ્રપંચ વધતો ગયો,—ગમે તેટલા પ્રયત્ન છતાં એકદમ બ્હાર ન નિકળી શકાય એમ વ્યવહારનો ભીડો વધતો ગયો. આ ઉદયના સંચને ને પરિગ્રહના પ્રપંચને જેમ જેમ હડસેલીએ છીએ-ધક્કા મારી કાઢી મૂકવા પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તે ઉલટો વધતો જાય છે,-એક રંચ પણ-જરા માત્ર પણ ઘટતો નથી,—**'જેમ જેમ તે હડસેલીએ, વધે ન ઘટે એક રંચ રે'**, એમ **શ્રીમદ્**નો અંતરાત્મા પોકારે છે. પણ હવે તે પ્રપંચનો ભાર ઓછો થતાં અપૂર્વ આત્મશાંતિ અનુભવતો **શ્રીમદ્**નો દિવ્ય આત્મા પુનઃ ઉલ્લાસમાં આવી જઇ પોકારે છે—

**'વધતું એમ જ ચાલિયું, હવે દીસે ક્ષીણ કાંઇ રે;**
**ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મન માંહિ રે...ધન્ય રે દિવસ આ અહો!'**

આ પ્રારબ્ધઉદયપણું અને પરિગ્રહકાર્યપ્રપંચપણું એમ ને એમ જ વધતું ચાલ્યુ, પણ હવે—હમણાં ૧૯૫૩ના ફાગણમાં જ્યારે આ ધન્ય રે દિવસનું દિવ્ય કાવ્ય લખાઇ રહ્યું છે ત્યારે—તે કાંઇક-જરાક ક્ષીણ દીસે છે-દેખાય છે, એટલે ક્રમે કરીને તે સર્વથા જશે એમ અમારા મનમાં ભાસે છે. આમ એક દાયકા પછી—દશ વર્ષના ગાળા પછી, **'દશ વર્ષે રે ધારા ઉલ્લસી'**—દશ વર્ષે ધારા ઉલ્લસવાનો ધન્ય દિવસ આજે પ્રાપ્ત થયો, વ્યવહારપ્રપચ ઘટવાનો ને ઉદયકર્મનો ગર્વ મટવાનો ધન્ય રે દિવસ આ અહો!ની પ્રાપ્તિથી અપૂર્વ આત્મશાંતિ જાગી, તેથી ઉપજેલો પોતાનો મનનો ભાસ **શ્રીમદે** અપૂર્વ ભાવઉલ્લાસથી દર્શાવ્યો અને આ અપૂર્વ આત્મભાવના ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં તેમના દિવ્ય આત્મામાંથી આ ઉલ્લાસ-ઉદ્‌ગાર નિકળી પડ્યા—

'યથાહેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધાર રે;
થશે અવશ્ય આ દેહથી, એમ થયો નિરધાર રે...ધન્ય રે દિવસ આ અહો!'

અમારા ચિત્તનો જે 'યથાહેતુ'—જેવો હેતુ છે કે સત્ય ધર્મનો ઉદ્ધાર કરવો, તેવો તે હેતુ અવશ્ય-ચોક્કસ નિશ્ચયે કરીને આ દેહથી-આ રાજચંદ્ર નામધારી દેહથી થશે, એમ નિર્ધાર થયો અમારા આત્મામા દૃઢ નિશ્ચયે કરીને ભાસે છે કે ભગવાન મહાવીરનો જે પરમાર્થ માર્ગ-મૂળમાર્ગરૂપ સત્ય ધર્મ, તેનો ઉદ્ધાર કરવાની મહેચ્છા ધરાવતો અમારા ચિત્તનો જેવો ઘણા વર્ષનો નિર્ધારિલો હેતુ છે, તે તેવો હેતુ આ દેહ દ્વારા અવશ્ય ફળીભૂત થશે-સિદ્ધ થશે, એમ અમારો આત્મા સાક્ષી પૂરે છે અને આ સત્ય ધર્મના ઉદ્ધારરૂપ હેતુને પાર પાડવા સાથે અમારી આત્મસાધનાની પૂર્ણતાનો અમારો પુરુષાર્થ પૂર્ણ સવેગથી ચાલુ જ રહેશે—

'આવી અપૂર્વ વૃત્તિ અહો! થશે અપ્રમત્ત યોગ રે;
કેવળ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહ વિયોગ રે ધન્ય રે દિવસ આ અહો!'

આ સત્ય ધર્મના ઉદ્ધારરૂપ ચિત્તનો જે યથાહેતુ છે-અતરાત્માનો અતર્ગત ભાવનાત્મક હેતુ છે, તેની યથાવત્ સિદ્ધિને અર્થે-જગતકલ્યાણકારી પરમાર્થમાર્ગ-પ્રકાશની સિદ્ધિને અર્થે પૂર્ણપણે પ્રવૃત્તિ કરતા, પોતાની લગભગ પૂર્ણ થયેલી આત્મ સાધનાને પૂર્ણ કરવાનો શ્રીમદ્નો દૃઢ નિર્ધાર છે, અને પોતાની આત્મસાધના ક્યાસુધી પહોચી શકવાની સભાવના પોતાને હાલમા—હમણા ૧૯૫૩મા વેદાય છે, તેનુ સૂચન અત્ર શ્રીમદ્ કરે છે-પૂર્વે કદી આવી નથી એવી અપૂર્વ વૃત્તિ આવી અમને અપ્રમત્ત યોગ થશે, અપ્રમત્ત યોગની દશાને અમે પ્હોચશુ, અને તેવા શુદ્ધોપયોગમય અપ્રમત્ત દશાવતને સિદ્ધ સમાન-દેહ છતા નિર્વાણ જેવી જીવન્મુક્ત દશા જ વર્ત્તે છે, એટલે કેવળ એક શુદ્ધ આત્માનો અખડ અનુભવ કરનારી કેવલજ્ઞાનની લગભગ ભૂમિકાને સ્પર્શીને આ દેહનો વિયોગ થશે આમ આયુપૂર્ણતાના કારણે આત્મપુરુષાર્થની પૂર્ણસિદ્ધિ થવા પામે તે પૂર્વે આ દેહનો વિયોગ થશે, એટલે જ છેવટે કથે છે—

'અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષ રે;
તેથી દેહ એક જ ધારીને, જાશું સ્વરૂપ સ્વદેશ રે...ધન્ય રે દિવસ આ અહો!'

હજુ કઇ કર્મનો ભોગ અવશ્ય બાકી છે, તે ભોગવવો શેષ રહ્યો છે, એમ સત્તા પરના કર્મ પ્રત્યે દૃષ્ટિ કરતા જણાય છે, એટલે હવે એક જ-એકથી વધારે નહિં—દેહ ધારણ કરીને અમે સ્વરૂપ સ્વદેશે જશું,-અર્થાત્ અમને એક ભવથી વધારે ભવ થશે જ નહિં એમ એકાવતારીપણાનો અમારા આત્મામા દૃઢ નિશ્ચય પ્રકાશે છે એમ છાતી ઠોકીને આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી જ, નિરહકારપણે, પોતાની જીવનધન્યતા પરમ આત્મોલ્લાસથી ગાનાર દિવ્ય દ્રષ્ટા 'કવિ'ની આત્મદશા કેટલી બધી ઉચ્ચ કોટિની હશે, તે તો વિરલા સહૃદયો જ સમજી શકે એમ છે 'જાગી જે રે શાંતિ અપૂર્વ રે' 'ધન્ય રે દિવસ આ અહો!'—એવુ આ પરમ ધન્ય દિવ્ય સગીતમય કાવ્ય જ કોઈ પણ સકર્ણ સહૃદયના હૃદયતાર ઝણઝણાવી મૂકવા માટે બસ છે!

આ ધન્ય રે! દિવસ આ અહો!નુ ધન્ય કાવ્ય શ્રીમદે ૧૯૫૩ના ફાગણ વદ

૧૨ ના દિને વવાણીઆમાં સંગીત કર્યું, તે દિને કોઈ અપૂર્વ આત્મશાંતિના ઉલ્લાસમાં તેમનો આત્મા આવી ગયેલો જણાય છે. તે જ દિને લખેલી **હાથનોંધ** ૧–૩૧ પરથી પણ આ વસ્તુ સુપ્રતીત થાય છે. સત્યધર્મના ઉદ્ધારની રૂપરેખા અંગેની ટુંકી નોધ આમાં દૃશ્ય થાય છે; તેમજ ગૃહવ્યવહાર શાંત કરી, પરિગ્રહાદિ કાર્યથી નિવૃત્ત થવાનો, અને અપ્રમત્ત ગુણસ્થાન પર્યંત પહોંચી કેવળ ભૂમિકાનું ધ્યાન ધ્યાવવાનો એમનો દૃઢ આત્મસંકલ્પ આ નોધમાં આ સ્પષ્ટ શબ્દોમાં સૂચિત થાય છે—'કાંઈક ગૃહવ્યવહાર શાત કરી, પરિગ્રહાદિ કાર્યથી નિવૃત્ત થવું. અપ્રમત્ત ગુણસ્થાન પર્યંત પહોંચવું. કેવળ ભૂમિકાનું સહજ પરિણામી ધ્યાન—' આમ ધન્ય રે દિવસના કાવ્યના ભાવનો પડઘો પાડતી ને તેની પૂર્તિ કરતી આ **શ્રીમદ્**ના જીવનદર્પણ સમી **હાથનોંધ** પરથી પણ સ્પષ્ટ સમજાય છે કે **શ્રીમદ્**ના અધ્યાત્મ જીવનના છેલ્લા તબક્કાના પ્રારંભરૂપ આજનો ધન્ય દિવસ ખરેખર! **'ધન્ય રે દિવસ આ અહો!'** હતો.



## પ્રકરણ ચોરાણુમું

# વ્યાપાર–વ્યવસાયથી નિવૃત્તિ અને સર્વસંગત્યાગની તૈયારી

ધન્ય રે દિવસનું ધન્ય કાવ્ય **શ્રીમદે** ૧૯૫૩ના ફા. માં સંગીત કર્યું, તે પૂર્વે પણ સં. ૧૯૫૨ના જેઠ માસથી **શ્રીમદ્** વ્યાપારવ્યવસાયમાથી નિવૃત્ત થવાની ઇચ્છા દર્શાવી માત્ર નામનો જ સંબંધ રહે એવી રીતે તેમાંથી લગભગ નિવૃત્ત થયા, અને ગૃહવાસથી પણ નિવૃત્ત થઇ સર્વસંગપરિત્યાગની પૂર્વતૈયારીમા પ્રવૃત્ત થયા. તે અર્થે વ્યાપારવ્યવસાયમાથી નિવર્તવું એ પ્રથમ આવશ્યક પગલું હતું અને તે પણ સાથે જોડાયેલા સહચારી ભાગીદારોમાં પણ કોઇને પણ કંઈ પણ કલેશ–કષાયનું કે કચવાટનું કારણ ન થાય એમ સાગોપાગ સુખસમાધાનીથી કરવાનું હતું; પોતાની જોખમદારી અને ફરજ પૂર્ણ પ્રમાણિકપણે પૂરીપૂરી અદા કરીને કરવાનું હતું; અને પોતાના લઘુ ભ્રાતા **મનસુખભાઇ રવજીભાઈ** કૌટુંબિક–આર્થિક જોખમદારી સંભાળી શકે એવી પુખ્ત ઉમરના (adult) થાય ત્યાલગી જોખમદારી સંભાળવાની ફરજ **શ્રીમદે** પૂરેપૂરી બજાવી. ૧૯૫૨મા મનસુખભાઈ પોતાની જવાબદારી સંભાળી શકે એવી પુખ્ત ઉમરના થયા ત્યારે ૧૯૫૨ના જેઠ માસથી **શ્રીમદ્** વ્યાપારવ્યવહારમાથી લગભગ નિવૃત્ત થયા અને બધો વહીવટ **મનસુખભાઈને નામે** સોપી દીધો. **શ્રીમદ્**ની આ વ્યાપારવ્યવસાય નિવૃત્તિ અને સર્વસંગત્યાગપ્રવૃત્તિ અંગેનો ઇતિહાસ આ પ્રકરણમાં વિચારશું અને તે માટે પ્રથમ થોડા ભૂતકાળના ઇતિહાસમાં ડોકીઉં કરશું.

વ્યાપારમાં ઝંપલાવવું એ (૨૭) પ્રકરણમાં આપણે જોયુ હતું તેમ **શ્રીમદ્** ૧૯૪૫ના પર્યુષણના અરસામા મુંબઈ આવ્યા અને ૧૯૪૬ના ફાગણ માસમા રેવાશંકર જગજીવનની

કંપની નામની આડત અને શેરાફી વહીવટ કરતી પેઢીનો પ્રારંભ થયો. ૧૯૪૮-૪૯માં વડોદરાવાળા ઝવેરી માણેકલાલ ઘેલાભાઈ શ્રીમદ્‌ના સંપર્ક-સંબંધમાં આવતાં ઝવેરાતનો વ્યવસાય પણ ચાલુ થયો, અને તે કંપનીમાં સુરતવાળા ઝવેરી નગીનચંદ ઝવેરચંદ અને અમદાવાદના છોટાલાલ લલ્લુભાઈ ઝવેરી વગેરે પણ જોડાયો. આ પેઢીના મુખ્ય સંચાલક સૂત્રધાર—મુખ્ય નિયંતા (Chief controller organiser) શ્રીમદ્ હતા. અને શ્રીમદ્‌ની અસાધારણ વ્યાપારી કુનેહ ને વ્યવહારકૌશલ્યને લઈ ૧૯૫૧ સુધીમાં તો એણે એક મુલ્કમશહુર નામાંકિત પેઢી તરિકે નામ કાઢ્યું; એની આંટ દેશ-પરદેશમાં ઘણી મોટી હતી તે શ્રીમદ્‌ની અદ્‌ભુત કાર્યશક્તિ અને પરમ પ્રમાણિક નીતિરીતિને આભારી હતું. શ્રીમદ્‌ના વ્યાપારવિષયક (Business letters) પત્રો પરથી જોઈ શકાય છે કે જેમ તેમનું પરમાર્થકૌશલ્ય અનન્ય અને સૂક્ષ્મતમ હતું, તેમ તેમનું વ્યવહારકૌશલ્ય પણ તેવું જ અનન્ય અને સૂક્ષ્મતમ હતું; તેમની કુનેહ અને વ્યાપારી આંટ અસાધારણ હતી; તેમની વ્યવસ્થાશક્તિ (organising power) અને કામ લેવાની શક્તિ અસામાન્ય હતી; વ્યાપાર-વ્યવસાયમાં ઉત્તમોત્તમ નીતિમત્તાનું ઉચ્ચતમ ધોરણ તેમણે અણીશુદ્ધ જાળવી અને જાળવાવી રાખ્યુ હતું; અને તેમની પરમ પ્રમાણિકતા-શૌચ-નિર્લોભતા તો એવા ઉદાહરણરૂપ (Proverbial) થઈ પડયા હતા કે રાયચંદભાઈ બોલ્યા તે તો ખુદા બોલ્યા એમ લોકો કહેતા. ઝીણામા ઝીણી વિગતની (minutest details) પણ પૂરેપૂરી કાળજીભરી ચોકસાઈ રાખે એવી તેમની વ્યવહારદક્ષતા અપૂર્વ હતી. ૫-૬ વર્ષ જેટલા ઘણા ટૂંકા ગાળામાં તેમણે શૂન્યમાથી સર્જન કરી જેની એક સદ્ધર પેઢી તરિકે ગણના થવા લાગી એવી એક મોટી નામાકિત પેઢી જમાવી દીધી, એ મુખ્યપણે શ્રીમદ્‌ની આ મહાન્ વ્યવહારકુશળતાનો-વ્યવહારદક્ષતાનો જ પ્રભાવ હતો

શ્રીમદ્‌ના વ્યાપારવિષયક પત્રો પરથી જણાય છે કે બીજા ભાગીદારોની ઇચ્છા વેપારનો પથારો વધારવાની અને સાહસરૂપ વ્યાપાર કરવાની હતી, પણ શ્રીમદ્‌ની અને રેવાશંકરભાઈ આદિની ઇચ્છા એથી ઉલટી—પથારો ઓછો કરવાની અને નિગ્રહરૂપ વ્યાપાર કરવાની હતી એટલે ૧૯૫૧ના આશો શુદ ૭ ના દિને રેવાશંકરભાઈ પર લખેલા પત્રમા શ્રીમદે ઈશારો કરી દીધો છે કે—આમ વિચારભેદ-પદ્ધતિભેદના કારણે અનુકૂળ ન આવે તો બીજાઓની સાથેની ભાગીદારી પરિસમાપ્ત કરવી પડે તોપણ ભય રાખવાનું કારણ નથી. આમ પેઢી જ્યારે સદ્ધર પાયા પર મૂકાઈ ગઈ હતી અને ચઢતી કળાને પામી હતી, ત્યારે લાભથી લોભ વધે— 'લાહા લોહો પવઙ્ઢઇ' એ ન્યાયે બીજાઓ તો લાભનો જ વિચાર કરતા રહી વ્યાપાર વધાર્યા જ કરવાનું આધળિયુ સાહસ કરવા માગતા હતા, પણ નિર્લોભી શ્રીમદ્‌ની ઉલટી જ સ્થિતિ હતી, દીર્ઘદર્શી શ્રીમદ્ તો 'વિચારથી ધીરજથી અને ક્રમથી કામ લેવાની' વ્યાપારનિગ્રહરૂપ પદ્ધતિ અનુસરવા માગતા હતા, એટલે પરમ નિર્લોભતા દાખવતા તેમણે ભાગીદારીમાંથી નીકળી જવાની ખ્વાહેશ બતાવી અને ૧૯૫૨ના જેઠ માસમા—૨૮ વર્ષની વયે તો વ્યાપારમાથી પોતાનો ભાગ છોડી દીધાની હકીકત દર્શાવતાં શ્રીમદ્ માણેકલાલ ઘેલાભાઈને પત્રમાં લખે છે—'બીજ જેઠ સુદ

એકમને દિવસેથી વ્યાપારમાંથી ભાગનો સંબંધ અમે છોડી દીધો છે. ×× બીજા જેઠ પ્રથમ જે કંઇ વ્યાપારાદિ સહચારીપણે કર્યું હોય તે માંડી વાળી એક બીજાએ તે પ્રતિબંધરહિત થવું યોગ્ય છે. શ્રી છોટાલાલ આદિ સાથેના વેપારપ્રસંગમાં રહેલો બાકીનો હીસાબ, તથા તમારા પ્રસંગનો હીસાબ એ તરતમાં પ્રથમ માંડી વાળવો યોગ્ય છે. ત્યારપછી શ્રી રેવાશંકર તથા અમારા સહચારીપણાનો હીસાબ માંડી વાળી જે કંઇ રકમ આ નામ પર આવે તે શ્રી મનસુખને નામે શ્રી રેવાશંકરે જમે કરવી, અને શ્રી મનસુખની ઇચ્છા તથા તમારી ઇચ્છા અને તેમની ઇચ્છા અરસપરસ સહચારીપણે રહેવાની હોય તો તમારે સૌએ ઇચ્છાનુસાર કરવું. એ પ્રકારે અમારી વિનંતિ છે.' અત્રે **શ્રીમદ્**ની કેવી નિર્લોભતા, કેવી નિઃસ્વાર્થતા, કેવી નિઃસ્પૃહિતા, કેવી નિષ્પરિગ્રહતા ઝળકી ઉઠે છે!

**શ્રીમદ્**ના લઘુ ભ્રાતા **મનસુખભાઇ રવજીભાઇ** આ અંગે રોમાંચિતભાવે પોતાનો હૃદયઉદ્ગાર કાઢે છે—'આર્થિક લાભ-વટાવ હાથમાં આવતાં જ પોતાનું સ્વામીત્વ પોતાના એક ભાઇને સુપ્રત કરી આપવાની બુદ્ધિ થવી એ જગત્વ્યવહારના સામાન્ય ક્રમ કરતાં કાંઇક વિલક્ષણતા-વિશેષતા ગણાવા યોગ્ય છે કે નહીં તે વિચારવા અર્થે આ પત્ર અહીં સ્થિર કર્યો છે. × × **શ્રીમદે** પોતાના ભાઇના નામ પર રકમ જમે કરવા લખ્યું તે, પ્રસંગો વિચારવાથી **શ્રીમદ્** અને તેના ભાઇના પરસ્પરના સમ્બન્ધનો અને **શ્રીમદ્**ની દ્રવ્ય સંબંધી વિરક્ત મનોધારણાનો કંઇક ખ્યાલ આવી શકવા યોગ્ય છે.' **શ્રીમદે** ઉપરોક્ત પત્ર માણેકલાલભાઈને લખ્યો તેના ઉત્તરમાં માણેકલાલભાઈએ 'જેમ ચાલ્યું આવે છે તેમ ચાલ્યુ આવે અને મને કાંઈ પ્રતિબંધથી વર્ત્તવાનું કારણ નથી' એવા ભાવાર્થનો પત્ર લખ્યો, અર્થાત્ '**શ્રીમદે** સહચારીપણાથી નિવૃત્ત ન થતાં સહચારીપણું જેમ ચાલ્યુ આવે છે તેમ ચાલ્યા આવવા દેવું, પરંતુ તેઓએ સહચારીનો પ્રતિબંધ ન રાખવો' એમ **શ્રીમદ્**ને અનુરોધ કર્યો. તેમજ-**શ્રીમદે** આ પોતાનો નિર્ણયરૂપ ઉપરોક્ત સંકેત કર્યો, તે અંગે રેવાશંકરભાઇએ તથા મનસુખભાઇએ પણ તેમ ન કરવા **શ્રીમદ્**ને વિજ્ઞપ્તિરૂપ અનુરોધ કર્યો જણાય છે. મનસુખભાઇ રવજીભાઇ પોતાની પાદનોધમા લખે છે કે—'**શ્રીમદ્**ની વૃત્તિ વ્યાપારવ્યવસાયથી નિવૃત્તવાની હોઇ તેઓએ એ સમયે અર્થાત આ પત્ર લખાયો તે સમયે ભાગીદારીથી નિવૃત્તિ કર્યારૂપ સંકેત કરેલો. આ લેખકની સ્મરણશક્તિ યોગ્ય હોય તો શ્રી રેવાશંકરભાઇ અને આ લેખકને (શ્રીમદ્‌ના ભાઇને) **શ્રીમદ્**ની વ્યાપારનિવૃત્તિનો સંકેત ખેદક હોવાથી તેમજ ભાઇ માણેકલાલનો આગ્રહ પણ તથાપ્રકારનો હતો, એ કારણથી **શ્રીમદ્**ને પોતાના સંકેતને પરિત્યાગવો પડ્યો હતો.' એટલે આમ સર્વના અનુરોધથી **શ્રીમદ્**ને તે વખતે ન છૂટકે પ્રતિબંધ વગરના સહચારીપણે-સલાહકારપણે થોડો વખત ચાલુ રહેવાનું સ્વીકારવું પડયું, અને વ્યાપારવ્યવસાયમાંથી લગભગ નિવૃત્ત થયા છતાં પ્રતિબંધ વગરનો પણ નામનો સંબંધ માત્ર થોડો વખત ચાલુ રહ્યો.

આમ જેને અંગત લેશ પણ સ્વાર્થ ન હતો એવા **પરમ કારુણ્યમૂર્ત્તિ શ્રીમદ્**ને

પરાર્થે વ્યાપાર નામનું પ્રારબ્ધ કર્મ ભોગવવું પડ્યું, રવજીભાઈના કુટુંબનું ઋણ ફેડવાને—કૌટુંબિક ઋણ અદા કરવાને અનિચ્છાએ વ્યવસાયમાં ઝંપલાવવું પડ્યું; પણ તેમાંથી જેમ બને તેમ જલદી નિવૃત્ત થવાય એ જ **શ્રીમદ્**ની એક ભાવના હતી, એટલે જ વધારે ઉપાધિ વ્હોરી લઈને પણ જેમ બને તેમ ત્વરાથી આ વ્યવસાયકાર્ય પૂર્ણ કરવાની ધારણાથી તેમાંથી શીઘ્ર નિવર્ત્તવાની ભાવના તેમણે રાખી હતી, તે આપણે કેટલાક પત્રઉલ્લેખો પરથી અત્ર જોયું છે. અનિવાર્ય પ્રારબ્ધોદયથી જે વ્યવહારઉપાધિ ગ્રહણ કરવી પડી હતી અને જે વ્યવહારઉપાધિપ્રતાપે પરમાર્થમાર્ગપ્રકાશના પોતાના મહાન્ જીવનકાર્યમાં (Life mission) અવરોધ ઊભો થયો હતો, તે વ્યવહારઉપાધિમાંથી જેમ બને તેમ શીઘ્ર નિવૃત્તિ કરવાની **શ્રીમદ્**ની તીવ્ર ઇચ્છા પ્રથમથી જ હતી અને તે ઇચ્છાને જેમ બને તેમ ત્વરાથી સક્રિયપણે અમલમાં મૂકવાનો **શ્રીમદ્**નો દૃઢ આત્મનિશ્ચય હતો, અને તેનો અજપાજાપ તેઓ કરી રહ્યા હતા, તે પણ આગલા અનેક પ્રકરણોમાં આપણે પ્રસંગોપાત્ત અવલોકર્યું છે. નિવૃત્તિપ્રિય **શ્રીમદ્**ના પત્રોમાં નિવૃત્તિ અંગે આવતા આ ઉલ્લેખો તો ખાસ સૂચક છે—

'સર્વ વ્યવહારથી નિવૃત્ત થયા વિના ચિત્ત ઠેકાણે બેસે નહીં એવો અપ્રતિબંધ અસંગભાવ ચિત્તે બહુ વિચાર્યો હોવાથી તે જ પ્રવાહમાં રહેવું થાય છે. પણ ઉપાર્જિત પ્રારબ્ધ નિવૃત્ત થયે તેમ બની શકે એટલો પ્રતિબંધ પૂર્વકૃત છે; આત્માની ઇચ્છાનો પ્રતિબંધ નથી. × × જ્ઞાને કરીને આત્મામાં ઉત્પન્ન થયેલો એવો નિશ્ચય બદલાતો નથી, કે સર્વસંગ મોટા આસ્રવ છે; × × તેથી અહોનિશ તે મોટા આસ્રવરૂપ એવા સર્વસંગમાં ઉદાસપણું રહે છે; અને તે દિવસ દિવસ પ્રત્યે વધતા પરિણામને પામ્યા કરે છે; તે તેથી વિશેષ પરિણામને પામી સર્વસંગથી નિવૃત્ત થાય એવી અનન્ય કારણયોગે ઇચ્છા રહે છે.' (અં. ૫૪૭).

'આ પ્રારબ્ધોદય મટી નિવૃત્તિકર્મ વેદવારૂપ પ્રારબ્ધનો ઉદય થવા આશય રહ્યા કરે છે, પણ તે તરતમાં એટલે એકથી દોઢ વર્ષમાં થાય એમ તો દેખાતું નથી; અને પળ પળ જવી કઠણ પડે છે. એકથી દોઢ વર્ષ પછી પ્રવૃત્તિકર્મ વેદવારૂપ ઉદય કેવળ પરિક્ષીણ થશે, એમ પણ લાગતું નથી, કંઈક ઉદય વિશેષ મોળો પડશે એમ લાગે છે. (અં. ૫૮૬) આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્યઅધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે. તે તાદાત્મ્યઅધ્યાસ નિવૃત્તિરૂપ ત્યાગ થવા અર્થે આ બાહ્ય પ્રસંગનો ત્યાગ પણ ઉપકારી છે, કાર્યકારી છે. બાહ્ય પ્રસંગના ત્યાગને અર્થે અંતર્ત્યાગ કહ્યો નથી, એમ છે, તોપણ આ જીવે અંતર્ત્યાગને અર્થે બાહ્ય પ્રસંગની નિવૃત્તિને કંઈ પણ ઉપકારી માનવી યોગ્ય છે. નિત્ય છૂટવાનો વિચાર કરીએ છીએ અને જેમ તે કાર્ય તરત પતે તેમ જાપ જપીએ છીએ. જો કે એમ લાગે છે કે તે વિચાર અને જાપ હજી તથારૂપ નથી, શિથિલ છે; માટે અત્યંત વિચાર અને તે જાપને ઉગ્રપણે આરાધવાનો અલ્પકાળમાં યોગ કરવો ઘટે છે, એમ વર્ત્યા કરે છે.' (અં. ૫૬૯) અને **શ્રીમદ્**ના હૃદયદર્પણ સમી હાથનોંધમાં આવતા આ હૃદયઉદ્ગાર તો અત્યંત અત્યંત સૂચક છે—

'ત્યારે તે વ્યવહાર નિવૃત્ત કરવો? તે પણ વિચારતાં બનવું કઠણ લાગે છે, કેમકે તેવી સ્થિતિ વેદવાનું ચિત્ત રહ્યા કરે છે. પછી તે શિથિલતાથી, ઉદયથી કે પરેચ્છાથી કે સર્વજ્ઞદૃષ્ટિથી, એમ છતાં પણ અલ્પકાળમાં આ વ્યવહારને સંક્ષેપ કરવા ચિત્ત છે. કેમકે તેનો વિસ્તાર વિશેષપણે જોવામાં આવે છે. વ્યાપારસ્વરૂપે, કુટુંબપ્રતિબંધે, યુવાવસ્થાપ્રતિબંધે, દયાસ્વરૂપે, વિકારસ્વરૂપે, ઉદયસ્વરૂપે-એ આદિ કારણે તે વ્યવહાર વિસ્તારરૂપ જણાય છે.

હું એમ જાણું છું કે અનંતકાળથી અપ્રાપ્તવત્ એવું આત્મસ્વરૂપ કેવળજ્ઞાન-કેવળદર્શનસ્વરૂપે અંતર્મુહૂર્તમાં ઉત્પન્ન કર્યું છે, તો પછી વર્ષ છ માસ કાળમાં આટલો આ વ્યવહાર કેમ નિવૃત્ત નહીં થઈ શકે? માત્ર જાગૃતિના ઉપયોગાંતરથી તેની સ્થિતિ છે, અને તે ઉપયોગનાં બળને નિત્ય વિચાર્યેથી અલ્પકાળમાં તે વ્યવહાર નિવૃત્ત થઈ શકવા યોગ્ય છે.

હે જીવ! અસારભૂત લાગતા એવા આ વ્યવસાયથી હવે નિવૃત્ત થા, નિવૃત્ત! તે વ્યવસાય કરવાને વિષે ગમે તેટલો બળવાન્ પ્રારબ્ધોદય દેખાતો હોય તોપણ તેથી નિવૃત્ત થા, નિવૃત્ત!'—હાથનોંધ ૧-૩૯, ૪૪.

આવી નિવૃત્તિની તીવ્ર તમન્ના જેને હતી એવા **શ્રીમદે** અત્રે હાથનોંધમાં (૧-૪૧)માં જણાવ્યું છે તેમ—'માહ શુદ ૭ શનિવાર વિક્રમ સંવત ૧૯૫૧ ત્યારપછી દોઢ વર્ષથી વધારે સ્થિતિ નહીં. અને તેટલા કાળમાં ત્યારપછી જીવનકાળ શી રીતે વેદવો તે વિચારવાનું બનશે,'—એવો દૃઢ સંકલ્પ કર્યો છે,-અર્થાત્ ૧૯૫૨ના અષાઢ માસ પૂર્વે-પર્યુષણ પર્વ પૂર્વે વ્યાપાર-વ્યવસાયમાંથી સર્વથા નિવૃત્ત થઈ જવું એવો દૃઢ નિર્ધારરૂપ પોતાનો આત્મસંકલ્પ અત્રે કર્યો હોય એમ સ્પષ્ટ જણાય છે. અને આની પુષ્ટિમાં આપણે ઉપરમાં જોયું તેમ ૧૯૫૨ના દ્વિતીય જેઠ શુદ ૧થી તો તેઓએ ભાગીદારીમાંથી છૂટા થઈ-નિવૃત્ત થઇ બધો વહીવટ ને અર્થસંપત્તિ મનસુખભાઈના નામે કરી દઈ તે સંકલ્પનો અમલ પણ કરી દીધો છે;—જો કે રેવાશંકરભાઇ-મનસુખભાઇ આદિના ઘણા ઘણા અનુરોધથી ન છૂટકે થોડા વખત માટે **શ્રીમદ્**ને સહચારીપણાના કોઈ પણ પ્રતિબંધ વિના સહચારીપણે ચાલુ રહેવાનું સ્વીકારવું પડ્યું છે અને લગભગ નિવૃત્ત થયા છતાં પરેચ્છાથી બે-ત્રણ વર્ષ નામનો ઉપરછલો બાહ્ય સંબંધ રાખવો પડ્યો છે. અને આમ વ્યવસાયમાંથી લગભગ નિવૃત્ત થવાનું બન્યું, એટલે જ આપણે જોઈ શકીએ છીએ કે ૧૯૫૨ના મધ્યભાગ પછી **નિવૃત્તિપ્રિય શ્રીમદ્** નિવૃત્તિનો વિશેષ લાભ લઈ અને દઇ રહ્યા છે. કવચિત્ થોડોવખત સારસંભાળ અર્થે અને લઘુભ્રાતાદિને માર્ગદર્શન અર્થે વચ્ચે થોડો વખત મુંબઇ જવાનું થતું, પણ મુખ્યતો નિવૃત્તિક્ષેત્રોમાં નિવૃત્તિ જ લેતા રહી **શ્રીમદ્** આત્મયોગસાધના અને આત્મધ્યાનમાં જ નિમગ્ન રહેતા. ૧૯૫૨ના શ્રાવણ માસથી લગભગ સાડા આઠ માસ **શ્રીમદ્**ને નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ કરવાનું શક્ય બન્યું તે આ વ્યવસાયનિવૃત્તિને લઇને જ; અને ત્યાર પછી ૧૯૫૩-૧૯૫૪માં ઈડરગિરિ પર તથા ઉત્તરસંડાના વનમાં, અને ૧૯૫૫માં ઇડરના પહાડોમાં

નિવૃત્તિક્ષેત્રસ્થિતિ કરવાનું શકય બન્યું તે પણ આ વ્યવસાયનિવૃત્તિને લઇને જ. ગુજરાતના જંગલોમાં–ઉત્તરસંડા આદિ વનક્ષેત્રમાં સ્થિતિ કરતા **શ્રીમદે** જે અદ્ભુત આત્મયોગસાધના કરી, ઇડરના પુરાણપ્રસિદ્ધ પહાડોમાં જે શુદ્ધ આત્મધ્યાન કર્યું તેનું આપણે અલગ પ્રકરણોમાં દર્શન કરશું.

ખરેખર! આ સર્વ વ્યવસાયમાંથી નિવૃત્ત થઈને પણ **શ્રીમદ્‌ની** ઇચ્છા જેમ બને તેમ જલ્દી સર્વ ગૃહવ્યવહારથી નિવૃત્ત થઇ **સર્વસંગપરિત્યાગ** પ્રત્યે જ જવાની હતી—જગત્કલ્યાણાર્થે **મહાભિનિષ્ક્રમણ** કરવાની જ હતી,–એ એમના પત્રો પરથી સુપ્રતીત થાય છે. ૧૯૫૦–૫૧ની સાલ પછીના પત્રોમાં તો એમની **દ્રવ્ય–ભાવ સંયમ** અંગેની ભાવના ઓર જોરશોરથી વધતી જ ગઇ હતી, તે એમના પત્રોમાં વારંવાર આવતા **સંયમ સંબંધી** ઉલ્લેખો પરથી સ્વયં જણાઇ આવે છે; અને તેમાં ગૂંજતા સંયમના ધ્વનિ પરથી એમની **સર્વસંગત્યાગની તમન્ના** એકદમ ઊડીને આંખે વળગે છે: 'વિષમ સંસારરૂપ બંધનને છેદીને, જે પુરુષો ચાલી નીકળ્યા તે પુરુષોને અનંત પ્રણામ છે. (અં. ૫૪૦) શ્રી જિન વીતરાગે દ્રવ્ય–ભાવ સંયોગથી ફરી ફરી છૂટવાની ભલામણ કહી છે, અને તે સંયોગનો વિશ્વાસ પરમ જ્ઞાનીને પણ કર્તવ્ય નથી, એવો અખંડ માર્ગ કહ્યો છે, તે શ્રી જિન વીતરાગના ચરણકમળ પ્રત્યે અત્યંત ભક્તિથી નમસ્કાર. (અં. ૫૮૮) સૂક્ષ્મ સંગરૂપ અને બાહ્ય સંગરૂપ દુસ્તર સ્વયંભૂરમણસમુદ્ર ભુજાએ કરી જે વર્ધમાનાદિ પુરુષો તરી ગયા છે, તેમને પરમભક્તિથી નમસ્કાર હો! પડવાના ભયંકર સ્થાનકે સાવચેત રહી, તથારૂપ સામર્થ્ય વિસ્તારી સિદ્ધિ સિદ્ધ કરી છે, તે પુરુષાર્થને સંભારી રોમાંચિત, અનંત અને મૌન એવું આશ્ચર્ય ઉપજે છે.' (અં. ૬૯૬) આમ પરમત્યાગી પરમ પુરુષો પ્રત્યેના **શ્રીમદ્‌ના** પરમ ભાવપૂર્ણ નમસ્કાર **શ્રીમદ્‌ની** તે પરમત્યાગમાર્ગ પ્રત્યેની પરમ અનુમોદનાયુક્ત પરમ પ્રીતિ પ્રકાશે છે, અને તેઓ પોતે પણ તે **સર્વસંગત્યાગ** કેવો ઇચ્છી રહ્યા છે તે આ તેમના અનુભવ–ઉદ્ગાર પોકારે છે—

'જ્ઞાની પુરુષોને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહીં, પણ પ્રારબ્ધપ્રતિબંધપણે હોય, એમ છતાં પણ તેથી નિવર્તવારૂપ પરિણામને પામે એમ જ્ઞાનીની રીત હોય છે; જે રીતનો આશ્રય કરતાં હાલ ત્રણ વર્ષ થયા વિશેષ તેમ કર્યું છે. અને તેમાં જરૂર આત્મદશાને ભુલાવે એવો સંભવ રહે તેવો ઉદય પણ જેટલો બન્યો તેટલો સમપરિણામે વેદ્યો છે, જો કે તે વેદનાના કાળને વિષે સર્વસંગનિવૃત્તિ કોઇ રીતે થાય તો સારું એમ સૂઝયા કર્યું છે. (અં. ૫૬૦) સર્વ દુઃખનું મૂળ સંયોગ (સંબંધ) છે એમ જ્ઞાનવંત એવા તીર્થંકરોએ કહ્યું છે. સમસ્ત જ્ઞાનીપુરુષોએ એમ દીઠું છે. જે સંયોગ બે પ્રકારે મુખ્યપણે કહ્યો છે: અંતર્સંબંધીય અને બાહ્યસંબંધીય. અંતર્સંયોગનો વિચાર થવાને આત્માને બાહ્ય સંયોગનો અપરિચય કર્તવ્ય છે, જે અપરિચયની સપરમાર્થ ઇચ્છા જ્ઞાની પુરુષોએ પણ કરી છે.' (અં. ૬૫૯).

અને **'અપૂર્વ અવસર એવો કયારે આવશે?'** એ અમર પંક્તિથી ગૂંજતું

**શ્રીમદ્**નું અમર કાવ્ય તો **શ્રીમદ્**ની '**ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો**'ની તમન્ના કેવી છે તે બુલંદ નાદથી પોકારી રહ્યું છે, તેનું સવિસ્તર દર્શન આપણે અપૂર્વ અવસર અંગેના પ્રકરણ (૬૭)માં કર્યું જ છે.

આવા સર્વસંગપરિત્યાગરૂપ અપૂર્વ અવસરને ઝંખતા **શ્રીમદે** ત્યાગીઓની અને ત્યાગના ઉત્કૃષ્ટપણાની મુક્તકંઠે પ્રશંસા કરી છે કે—'મોટા મુનિઓને જે વૈરાગ્ય દશા પ્રાપ્ત થવી દુર્લભ, તે વૈરાગ્ય દશા તો ગૃહવાસને વિષે જેને પ્રાયે વર્તતી હતી, એવા શ્રી મહાવીર, ઋષભાદિ પુરુષો પણ ત્યાગને ગ્રહણ કરી ચાલી નીકળ્યા, એ જ ત્યાગનું ઉત્કૃષ્ટપણું ઉપદેશ્યુ છે. (અં. ૬૬૪) ઉત્કૃષ્ટ સંપત્તિનાં ઠેકાણાં જે ચક્રવર્ત્યાદિ પદ તે સર્વ અનિત્ય દેખીને વિચારવાન પુરુષો તેને છોડીને ચાલી નીકળ્યા છે; અથવા પ્રારબ્ધોદયે વાસ થયો તો પણ અમૂર્છિતપણે અને ઉદાસીનપણે તેને પ્રારબ્ધોદય સમજીને વર્ત્યા છે; અને ત્યાગનો લક્ષ રાખ્યો છે. (અં. ૬૬૬) મહાત્મા બુદ્ધ (ગૌતમ) જરા, દારિદ્ર, રોગ અને મૃત્યુ એ ચારને એક આત્મજ્ઞાન વિના અન્ય સર્વ ઉપાયે અજિત દેખી, જેને વિષે તેની ઉત્પત્તિનો હેતુ છે, એવા સંસારને છોડીને ચાલ્યા જતા હવા. શ્રી ઋષભાદિ અનંત જ્ઞાની પુરુષોએ એ જ ઉપાય ઉપાસ્યો છે; અને સર્વ જીવોને તે ઉપાય ઉપદેશ્યો છે. (અં. ૬૬૭).' અને અસિધારાવ્રત જેવા—કાળકૂટ વિષ જેવા વિષમ સંયમને જેણે અવિષમ ભાવથી આરાધ્યો છે એવા ઋષભદેવાદિ પરમ સંયમી પુરુષોને અને સંયમને **શ્રીમદ્** ઉલ્લાસિત ભક્તિભાવે આ પૂર્ણ ભાવપૂર્ણ નમસ્કાર કરે છે—'સત્પુરુષોના અગાધ ગંભીર સંયમને નમસ્કાર. અવિષમ પરિણામથી જેમણે કાળકૂટ વિષ પીધું છે એવા શ્રી ઋષભાદિ પરમ પુરુષોને નમસ્કાર. પરિણામમાં તો જે અમૃત જ છે, પણ પ્રથમ દશાએ કાળકૂટ વિષની પેઠે મુંઝવે છે, એવા શ્રી સંયમને નમસ્કાર. તે જ્ઞાનને, તે દર્શનને અને તે ચારિત્રને વારંવાર નમસ્કાર. (અં. ૮૦૮). પરમ પુરુષને અભિમત એવા અભ્યંતર અને બાહ્ય બન્ને સંયમને ઉલ્લાસિત ભક્તિએ નમસ્કાર.' (અં. ૯૩૪). આમ સંયમીને અને સંયમને ઉલ્લાસિત ભક્તિએ નમસ્કાર કરતા **શ્રીમદ્** સંયમી મુનિવરો પ્રત્યેનો પોતાના આત્માનો પરમ ઉલ્લાસભાવ યશોવિજયજીના આ અમર શબ્દ ટાંકી વ્યક્ત કરે છે—

'ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે;
જ્ઞાનવંત જ્ઞાનીશું મળતાં, તન મન વચને સાચા.
દ્રવ્યભાવ સુધા જે ભાખે, સાચી જિનની વાચા;
ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે.'

અને જગતમાં બાહ્ય ત્યાગવ્યવહારની પ્રતિષ્ઠા છે એટલે આ પ્રતિષ્ઠિત વ્યવહારરૂપ બાહ્ય ત્યાગ ગ્રહણ કરી હવે આપ જગતકલ્યાણાર્થે નિકળી પડો એવા આશયની **મુનિ દેવકરણજીએ શ્રીમદ્**ને વિજ્ઞપ્તિપૂર્ણ સાગ્રહ સૂચના કરી; તેના પ્રત્યુત્તરરૂપ પત્રમાં (અં. ૭૯૦) મથાળે—'પરમ ઉત્કૃષ્ટ સંયમ જેના લક્ષમાં નિરંતર વર્ત્યા કરે છે તે સત્પુરુષોના સમાગમનું ધ્યાન નિરંતર છે'—એમ આત્માને સ્વરૂપમાં સંયમી રાખવારૂપ સંયમનું અને તેવા આત્મસંયમી પુરુષોનું ધ્યાન પોતાને નિરંતર વર્તે છે એવો

ભાવ માર્મિકપણે જણાવી **શ્રીમદે** જણાવ્યું—'પ્રતિષ્ઠિત વ્યવહારની શ્રી દેવકીર્ણજીની જિજ્ઞાસાથી અનંતગુણવિશિષ્ટ જિજ્ઞાસા વર્તે છે. બળવાન, અને વેદ્યા વિના અટળ ઉદય હોવાથી અંતરંગ ખેદ સમતા સહિત વેદીએ છીએ. દીર્ઘકાળને અલ્પપણામાં લાવવાના ધ્યાનમાં વર્તાય છે.'—અત્રે બાહ્યત્યાગરૂપ પ્રતિષ્ઠિત વ્યવહાર આદરવાની બા. માં **શ્રીમદે** માર્મિકપણે સ્પષ્ટ પ્રકાશ્યુ છે કે, **દેવકરણજીએ** જણાવેલી ઇચ્છા કરતાં બાહ્યત્યાગ કરી નિકળી પડવાની પોતાની ઈચ્છા **અનંતગણી બળવાન્** છે; અને વેદ્યા વિના ટાળ્યો ન ટળે એવો 'અટળ' ઉદય સમતાભાવે સખેદ વેદતા રહી પોતે તે ઉદયને દીર્ઘકાળમાંથી અલ્પકાળમાં આણવાના નિરંતર પુરુષાર્થમાં છે—સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદવાનો અને સર્વ બાહ્ય સંગમાંથી નિવર્તવાનો નિરંતર પુરુષાર્થ પોતે કરી જ રહ્યા છે,—કે જેથી પોતાનો પરમ ઇચ્છિત સર્વસંગપરિત્યાગ જેમ બને તેમ જલદી બની શકે. **સર્વસંગપરિત્યાગની અનન્ય તમન્ના ધરાવતા શ્રીમદે** દેવકરણજી મુનિને આવો અદ્‌ભુત પ્રત્યુત્તર આપ્યો હતો. તેમ જ **શ્રીમદ્**ના એક અનન્ય ભક્ત **શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતાએ** પણ **શ્રીમદ્**ને જગજ્જીવોના કલ્યાણાર્થે નિકળી પડવાનો—બાહ્ય પ્રતાપ–પ્રભાવ વર્તાવવાનો વિજ્ઞપ્તિપત્ર લખ્યો હતો, તેના ઉત્તરપત્રમાં (અં. ૮૮૨). પણ **શ્રીમદે** તેવો જ અદ્‌ભુત ભાવ પ્રકાશ્યો હતો—

**'મુમુક્ષુ તથા બીજા જીવોના ઉપકારને નિમિત્તે જે ઉપકારશીલ બાહ્ય પ્રતાપની સૂચના–વિજ્ઞાપન દર્શાવ્યું, તે અથવા બીજાં કોઈ કારણો કોઈ અપેક્ષાએ ઉપકારશીલ થાય છે. હાલ તેવા પ્રવૃત્તિસ્વભાવ પ્રત્યે ઉપશાંતવૃત્તિ છે. પ્રારબ્ધયોગથી જે બને તે પણ શુદ્ધ સ્વભાવના અનુસંધાનપૂર્વક થવું ઘટે છે. મહાત્માઓએ નિષ્કારણ કરુણાથી પરમપદનો ઉપદેશ કર્યો છે, તેથી એમ જણાય છે કે તે ઉપદેશનું કાર્ય પરમ મહત્ જ છે. સર્વ જીવ પ્રત્યે બાહ્ય દયામાં પણ અપ્રમત્ત રહેવાનો જેના યોગનો સ્વભાવ છે, તેનો આત્મસ્વભાવ સર્વ જીવને પરમપદનો આકર્ષક હોય, તેવી નિષ્કારણ કરુણાવાળો હોય તે યથાર્થ છે.'**

—અત્રે **નિષ્કારણકરુણારસસાગર પરમકૃપાળુ શ્રીમદે** માર્મિકપણે સૂચવ્યું જણાય છે કે–પ્રારબ્ધયોગથી તેવો ઉદય હશે તો જગત્‌કલ્યાણાર્થે સર્વસંગપરિત્યાગાદિ કરી અમે જે કાંઇ કરવા માગીએ છીએ તે **શુદ્ધ સ્વભાવના અનુસંધાનપૂર્વક** જ કરવા માગીએ છીએ,—જગતમાં મનાવા પૂજાવા આદિ કોઇ પણ કામનાથી રહિતપણે શુદ્ધ સ્વભાવનું અનુસંધાન આગળ કરીને જ નિષ્કારણ કરુણાથી કરવા માગીએ છીએ, અને તે પણ પ્રારબ્ધોદય પ્રમાણે થશે,–એમ અહંત્વ–મમત્વનું સર્વથા વિલોપન કરનારા **શ્રીમદે** નિષ્કારણ કરુણાથી ઉપદેશમાર્ગ પ્રવર્ત્તાવવા **સર્વસંગપરિત્યાગની** પોતાની **આત્મધારણાનું** અત્ર ગર્ભિતપણે માર્મિક સૂચન પણ કરી દીધું છે. આ જ **મનસુખભાઈ** પરના એક બીજા પત્રમા (અં. ૮૯૫) પણ 'જે જ્ઞાની પુરુષોને દેહાભિમાન ટળ્યું છે તેને કંઈ કરવું રહ્યું નથી એમ છે, તોપણ તેમને સર્વસંગપરિત્યાગાદિ સત્પુરુષાર્થતા પરમ પુરુષે ઉપકારભૂત કહી છે'—એમ જણાવી **શ્રીમદે** પોતાની પણ તેમ કરવાની આત્મધારણા છે એમ ગર્ભિતપણે સૂચવ્યુ છે. અને સર્વસંગપરિત્યાગની આ આત્મધારણાને

અમલમાં મૂકવાના—તે પ્રત્યે લઇ જનારા સક્રિય પગલાં **શ્રીમદે** લીધા જ હતા અને લઇ જ રહ્યા હતા, તેની સાક્ષી તેમની હાથનોંધના (૧–૪૫) આ **સર્વસંગત્યાગની પ્રતિજ્ઞા** અંગેના આત્મસંબોધનરૂપ હૃદયઉદ્‌ગાર પરથી મળે છે–

'હે જીવ! હવે તું સંગનિવૃત્તિરૂપ કાળની પ્રતિજ્ઞા કર, પ્રતિજ્ઞા કર! કેવળસંગનિવૃત્તિરૂપ પ્રતિજ્ઞાનો વિશેષ અવકાશ જોવામાં આવે તો અંશસંગનિવૃત્તિરૂપ એવો આ વ્યવસાય તેને ત્યાગ!

જે જ્ઞાનદશામાં ત્યાગાત્યાગ કંઈ સંભવે નહીં તે જ્ઞાનદશાની સિદ્ધિ છે જેને વિષે એવો તું સર્વસંગત્યાગદશા અલ્પકાળ વેદીશ તો સંપૂર્ણ જગત્ પ્રસંગમાં વર્તે તો પણ તને બાધરૂપ ન થાય. એ પ્રકાર વર્તે છતે પણ નિવૃત્તિ જ પ્રશસ્ત સર્વજ્ઞે કહી છે, કેમકે ઋષભાદિ સર્વ પરમ પુરુષોએ છેવટે એમ જ કર્યું છે.'

અને એટલે જ સર્વ વ્યવસાયપ્રસંગથી નિવર્તી સર્વસંગપરિત્યાગની પોતાની ધારણાને અમલમાં મૂકવાને ઇચ્છતા **શ્રીમદ્** પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે ભાગીદારીમાંથી નિવૃત્ત થઈ તથારૂપ પ્રવૃત્તિ પણ આદરી જ ચૂક્યા હતા; અને ૧૯૫૩ના ફા. વદ ૧૨ના દિને સંગીન કરેલા 'ધન્ય રે દિવસ'ના કાવ્યમાં અને તે જ દિને લખેલી હાથનોંધમાં (૧–૩૧) જણાવ્યા પ્રમાણે 'કાંઇક ગૃહવ્યવહાર શાંત કરી, પરિગ્રહાદિ કાર્યથી નિવૃત્ત થવું',—એવો દૃઢ સંકલ્પ કરી જ ચૂક્યા હતા; તદનુસાર **શ્રીમદ્** ગૃહવ્યવહારથી નિવૃત્ત થતા જઈ પરિગ્રહાદિ પ્રપંચથી નિવૃત્ત થતા ગયા હતા, અને ૧૯૫૪ના જ્યેષ્ઠ માસમાં લખેલા એક પત્રમાં (અં. ૮૩૨) **શ્રીમદે** પોતાની અંતરેચ્છા દર્શાવી છે તેમ—'પરમ ધર્મરૂપ ચંદ્ર પ્રત્યે રાહુ જેવો પરિગ્રહ તેથી હવે હું વિરામ પામવાને જ ઇચ્છું છું. અમારે પરિગ્રહને શું કરવો છે? કશું પ્રયોજન નથી.'–એવા પોતાના દૃઢ આત્મસંકલ્પને અનુસરી **શ્રીમદ્** પરિગ્રહથી સર્વથા વિરામ પામ્યા હતા, નિષ્પરિગ્રહ એટલે સુધી થયા હતા કે એક પાઈ કે ટિકીટ સુદ્ધાં પણ પોતાની પાસે રાખતા નહિં.

અર્થાત્ આ આત્મસંકલ્પ પ્રમાણે બાહ્ય વ્યવસાયના રહ્યા સહ્યા તાંતણા પણ તૂટવા લાગ્યા હતા અને ૧૯૫૫ના અંતે લગભગ તો છેલ્લો તાંતણો પણ તૂટી જઈ **શ્રીમદ્** સર્વ પરિગ્રહપ્રપંચથી–સર્વ વ્યવસાયથી–સર્વ ગૃહવ્યવહારાદિથી સર્વથા નિવૃત્ત થઈ ગયા હતા; બ્રહ્મચર્યવ્રત–નિષ્પરિગ્રહવ્રત ધારણ કરી કાંચન–કામિનીના ત્યાગી તો થઇ ચૂક્યા હતા અને સર્વસંગપરિત્યાગની તૈયારીમાં જ હતા, ઘણા વર્ષોથી ઇચ્છેલી **જગત્‌કલ્યાણરૂપ જીવનધારણા** ફળીભૂત થવાની અણી પર હતી અને માતાજી **દેવમા** અનુજ્ઞા આપે એટલી જ વાર હતી; ત્યાં ૧૯૫૬માં જગતના દુર્ભાગ્યે રોગનું આક્રમણ આવી પડ્યું ને શ્રીમદ્‌નો દેહ વ્યાધિગ્રસ્ત થયો, એટલે માતાજીએ આરોગ્ય અવસ્થા પ્રાપ્ત થયે અનુજ્ઞા આપવાનું જણાવ્યું.



# દ્રવ્યાનુયોગાદિ સંબંધી મહાપ્રબંધ રચના

**શ્રીમદ્** સં. ૧૯૫૩ની સાલમાં અને તે પછી જ્યારે વ્યવહારનિવૃત્તિને લઈ વિશેષ નિવૃત્તિ પ્રાપ્ત કરી શકયા હતા, ત્યારે તેમણે કેટલાક **મહાપ્રબંધોની** રચના કરવાનો પ્રારંભ કરેલો જણાય છે, પણ તે પ્રબંધો પ્રારંભમાત્ર જ રચાયા છે, પૂર્ણ થયા નથી—અપૂર્ણ જ રહ્યા છે જો પૂર્ણ રચાયા હોત તો **દ્રવ્યાનુયોગના** જિજ્ઞાસુઓને અને **મોક્ષમાર્ગના** પિપાસુઓને પરમ ઉપકારભૂત થાય એવા મહાપ્રબંધોની પ્રાપ્તિ થાત, છતા તે તે પ્રબંધોનો જે થોડોઘણો **પ્રારંભમાત્ર** રચાયો વા લખાયો છે, તે પણ સંક્ષેપ **સૂત્રાત્મક શૈલીથી** લખાયેલો હોઈ **મહાગ્રંથાર્થગંભીર** છે, એટલે તે પણ તત્ત્વજિજ્ઞાસુઓને અને મોક્ષપિપાસુઓને અપૂર્વ માર્ગદર્શન કરાવવાને પરિપૂર્ણ સમર્થ છે. તે પ્રત્યે અત્રે આ પ્રકરણમા અંગુલિનિર્દેશ કરશુ.

આ મહાપ્રબંધોમાં મુખ્ય-(૧) આનંદઘનચોવીશી અંતર્ગત ઋષભજિન સ્તવન વિવેચન (અં. ૭૫૩) (૨) દુખનિવૃત્તિઉપાયરૂપ વીતરાગમાર્ગ (અં ૭૫૫) (૩) મોક્ષસિદ્ધાંત (અં ૭૫૭) (૪) પંચાસ્તિકાય (અં. ૭૬૬) (૫) વ્યાખ્યાનસાર ૧–૨ (અં ૯૧૮,૯૧૯) એ સ્વયં મહાપ્રબંધરૂપ મહાન્ રચના છે. આ ઉપરાંત દ્રવ્યાનુયોગની સૂક્ષ્મ વિચારણારૂપ કેટલાક નાના પ્રબંધો પણ છે **જૈનમાર્ગવિવેક** (અં. ૭૫૬), દ્રવ્ય પ્રકાશ (અં. ૭૫૮), દુખમીમાંસા (અં. ૭૫૯), જીવ–કર્મ વિચાર (અ. ૭૬૦), દ્રવ્ય ભાવ આશ્રવાદિ તત્ત્વવિચાર (અં. ૭૬૧), મોક્ષમાર્ગ (અ. ૭૬૨, ૭૬૩, ૭૬૪, ૭૬૫) આ નાના પ્રબંધોમા પણ **દ્રવ્યાનુયોગના એક્કા** (ace) **શ્રીમદ્‌ની** દ્રવ્યાનુયોગની તેવી જ સૂક્ષ્મતમ મીમાંસા દૃશ્ય થાય છે તેનુ અત્ર વિસ્તારભયથી વિશેષ વિવરણ નહિં કરતા સામાન્ય સૂચન કરી હાથનોંધમા (૧–૮૭) આવતી **જૈનમાર્ગ** એ શીર્ષક નોંધ પ્રત્યે લક્ષ દોરીએ છીએ અત્રે **જૈનમાર્ગ** અંગેના વિવિધ વિષયોની સૂચિ છે તે **શ્રીમદ્‌ની** દ્રવ્યાનુયોગ સંબંધી કોઈ સંકલનાબદ્ધ મહાપ્રબંધની રચનાની ધારણા સૂચવે છે તેમજ— હાથનોંધ ૧–૫૧–૫૨–૫૩–૮૩, ૨–૪, ૩–૬ એ આદિ અંકોમા પણ **દ્રવ્યાનુયોગ–મોક્ષમાર્ગ** આદિની સૂક્ષ્મ વિચારણા છે આ સર્વ સૂચવે છે કે **શ્રીમદ્** પરમ ગંભીર દ્રવ્યાનુયોગના ગહન વિષયની અને મહાન્ મોક્ષમાર્ગ વિષયની ઊંડી તલસ્પર્શી **સૂક્ષ્મતમ મીમાંસા** કરી ગયા છે, અને આવી સૂક્ષ્મતમ તત્ત્વમીમાંસાના ફલપરિપાકરૂપે જ તેમના સ્વશ્રીહસ્તે આ મહા મોક્ષમાર્ગપ્રદર્શક પરમ ગંભીર મહાપ્રબંધોનો મંગલ પ્રારંભ થવા પામેલ છે દ્રવ્યાનુયોગના પરમ રહસ્યભૂત આ મહાપ્રબંધોમા દ્રવ્યાનુયોગના પરમફલરૂપ સાક્ષાત્ શુદ્ધ સમયસારદશાને પામેલા **પરમ પ્રજ્ઞાપારમિત શ્રીમદ્‌ના** પરમ પ્રજ્ઞાતિશયના ચમત્કારો સર્વત્ર ઝગહળે છે, મોક્ષમાર્ગનો નિર્મલ શુદ્ધ બોધ

અક્ષરે અક્ષરે નિર્ઝરે છે, આત્મા અને આત્માર્થની શુદ્ધ અલૌકિક દૃષ્ટિ પદે પદે ચમકે છે. આટલો સામાન્ય નિર્દેશ કરી અત્રે પ્રથમ નિર્દિષ્ટ **પંચ મહાપ્રબંધો** પ્રત્યે કેટલાક ઊડતા દૃષ્ટિપાત કરીએ.

### ૧. આનંદઘન ચોવીશી અંતર્ગત ઋષભજિન સ્તવન વિવેચન

આનંદઘનચોવીશી અંતર્ગત પ્રથમ **શ્રી ઋષભજિન સ્તવનનું** પરમ અદ્ભુત તલસ્પર્શી વિવેચન જે **શ્રીમદે** કર્યું છે, તે તેમની પરમ અદ્ભુત અલૌકિક અનન્ય વ્યાખ્યાતા તરિકેની અસાધારણ અનન્ય શક્તિ પ્રકાશે છે. **શ્રીમદ્**ની ધારણા આનંદઘન-ચોવીશીનું વિવેચન કરવાની હશે એમ જણાય છે, પણ તેમણે માત્ર પ્રથમ ઋષભજિન સ્તવનનું અને દ્વિતીય અજિતજિનસ્તવનની બે કડીનું જ વિવેચન કર્યું છે; તે પણ પરમ વિશદ વિવેચનનો આદર્શ નમૂનો (Ideal model) પૂરો પાડે છે અને વિવેચન કેવું હોવું જોઈએ એની દિશા દર્શાવે છે. **શ્રીમદ્**ના શ્રીહસ્તે જો આ વિવેચન પૂરૂં થવા પામ્યુ હોત તો આધ્યાત્મિક સાહિત્યમાં એક અનન્ય અસાધારણ મહાકૃતિની જગતને ભેટ મળત; તથાપિ તેમણે જે પ્રથમ સ્તવનનું આદર્શ વિવેચન કર્યું છે, તે પણ હજારો ગ્રંથો જેટલા મહાન્ આશયવાળું છે; તેમણે જે આ વિવેચન કર્યું છે, તે સર્વ સ્તવનોના આશયમાં વ્યાપક બને એવા અદ્ભુત સામર્થ્યવાળું છે; અરે! આ ચોવીશીમાં મંગલ પ્રવેશ કરાવનારી **પ્રવેશક પ્રસ્તાવના** જે તેમણે આલેખી છે, તે તો લાખો ચોવીશીઓમાં મહામંગલ પ્રવેશ કરાવનારી **મહાન્ પ્રસ્તાવના** બની ગઈ છે. વીતરાગભક્તિનો મહાન્ પરમાર્થઆશય પ્રકાશનારી આ મંગલમયી પ્રસ્તાવનામાં ભક્તિમાર્ગનુ મહાન્ પરમાર્થપ્રયોજન સ્પષ્ટ કરતું અપૂર્વ અનન્ય રહસ્ય પ્રકાશતાં **શ્રીમદ્** આ પરમ અમૃત વચનો પ્રકાશે છે—

'જે સ્વરૂપજિજ્ઞાસુ પુરુષો છે, તે પૂર્ણ શુદ્ધ સ્વરૂપને પામ્યા છે એવા ભગવાનના સ્વરૂપમાં પોતાની વૃત્તિ તન્મય કરે છે; જેથી પોતાની સ્વરૂપદશા જાગ્રત થતી જાય છે અને સર્વોત્કૃષ્ટ યથાખ્યાત ચારિત્રને પ્રાપ્ત થાય છે. જેવું ભગવાનનું સ્વરૂપ છે, તેવું જ શુદ્ધનયની દૃષ્ટિથી આત્માનું સ્વરૂપ છે. આ આત્મા અને સિદ્ધ ભગવાનના સ્વરૂપમાં ઔપાધિક ભેદ છે. સ્વાભાવિક સ્વરૂપથી જોઇએ તો આત્મા સિદ્ધ ભગવાનની તુલ્ય જ છે. સિદ્ધ ભગવાનનું સ્વરૂપ નિરાવરણ છે; અને વર્તમાનમાં આ આત્માનું સ્વરૂપ આવરણસહિત છે, અને એ જ ભેદ છે; વસ્તુતાએ ભેદ નથી. તે આવરણ ક્ષીણ થવાથી આત્માનું સ્વાભાવિક સિદ્ધ સ્વરૂપ પ્રગટે છે.

અને જ્યાંસુધી તેવું સ્વાભાવિક સિદ્ધ સ્વરૂપ પ્રગટ્યું નથી, ત્યાંસુધી સ્વાભાવિક શુદ્ધ સ્વરૂપને પામ્યા છે એવા સિદ્ધ ભગવાનની ઉપાસના કર્ત્તવ્ય છે; તેમજ અર્હંત ભગવાનની ઉપાસના પણ કર્ત્તવ્ય છે, કેમકે તે ભગવાન સયોગીસિદ્ધ છે. × × એટલે અર્હંત ભગવાનની ઉપાસનાથી પણ આ આત્મા સ્વરૂપલયને પામી શકે છે. × × ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું તે પરમાર્થદૃષ્ટિવાન પુરુષોને ગૌણતાથી સ્વરૂપનું જ ચિંતવન છે. × × તેમજ શ્રી દેવચંદ્રસ્વામીશ્રીએ વાસુપૂજ્યના સ્તવનમાં કહ્યું છે કે 'જિનપૂજા રે તે નિજપૂજના.' જો યથાર્થ મૂળદૃષ્ટિથી જોઇએ તો જિનની પૂજા તે આત્મસ્વરૂપનું જ પૂજન છે.'

આવા પ્રબલ નિમિત્ત અવલંબન વિના સીધેસીધું (Directly) સ્વરૂપશ્રેણીએ ચઢવું અતિ અતિ દુષ્કર છે; પણ જેને પ્રગટ આત્મસ્વરૂપ પ્રગટયું છે એવા સાક્ષાત્ સહજાત્મસ્વરૂપી અર્હંત-સિદ્ધ પ્રભુના ધ્યાનાલંબનથી તે શ્રેણીએ ચઢવું સુગમ થઈ પડે છે. પણ ઉપાદાનના નામે માત્ર એકલા નિરાલંબન અધ્યાત્મસ્વરૂપચિંતનમાં વ્યામોહ, શુષ્કતા, સ્વેચ્છાચારિપણું ઉન્મત્તપ્રલાપદશા આદિ અનેક દોષરૂપ ભયસ્થાનો રહેલા છે, પણ ભગવદ્‌ભક્તિના આલંબનથી તેવા કોઈ પણ દોષની સંભાવના નથી હોતી,—ભક્તિમય અધ્યાત્મ અથવા અધ્યાત્મમય ભક્તિના માર્ગે ચઢતાં ઉક્ત દોષરૂપ પતનસ્થાન (Pitfalls) નથી હોતા, અને ભક્તિપ્રધાનપણે વર્ત્તતાં આત્મા અનુક્રમે ઉચ્ચ ઉચ્ચ ગુણસ્થાનો સ્પર્શતો સ્વાભાવિક એવી અધ્યાત્મ ગુણશ્રેણીએ આરોહણ કરતો જાય છે. એ જ વસ્તુ દર્શાવતા આ ટંકોત્કીર્ણ અમર વચનો **શ્રીમદે** આ પ્રસ્તાવનાના અંતે પ્રકાશ્યા છે,—જે સર્વકાળના સર્વ મુમુક્ષુઓને અપૂર્વ માર્ગદર્શક દીવાદાંડી સમા અમર વચન પ્રત્યેક અધ્યાત્મપ્રેમી મુમુક્ષુએ હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે—

**'વળી માત્ર એકલું અધ્યાત્મસ્વરૂપ ચિંતવન જીવને વ્યામોહ ઉપજાવે છે; ઘણા જીવોને શુષ્કતા પ્રાપ્ત કરાવે છે, અથવા સ્વેચ્છાચારિપણું ઉત્પન્ન કરે છે; અથવા ઉન્મત્ત-પ્રલાપદશા ઉત્પન્ન કરે છે. ભગવાનના સ્વરૂપના ધ્યાનાલંબનથી ભક્તિપ્રધાન દૃષ્ટિ થાય છે, અને અધ્યાત્મદૃષ્ટિ ગૌણ થાય છે. જેથી શુષ્કતા, સ્વેચ્છાચારિપણું અને ઉન્મત્તપ્રલાપતા થતાં નથી. આત્મદશાબળ થવાથી સ્વાભાવિક અધ્યાત્મપ્રધાનતા થાય છે. આત્મા સ્વાભાવિક ઉચ્ચ ગુણોને ભજે છે, એટલે શુષ્કતાદિ દોષો ઉત્પન્ન થતા નથી; અને ભક્તિમાર્ગ પ્રત્યે જુગુપ્સિત થતા નથી. સ્વાભાવિક આત્મદશા સ્વરૂપલીનતા પામતી જાય છે. જ્યાં અર્હંતાદિના સ્વરૂપધ્યાનાવલંબન વગર વૃત્તિ આત્માકારતા ભજે છે.'**

આવી પરમ અદ્‌ભુત આશયગંભીર પ્રસ્તાવના આલેખી **શ્રીમદે** આ પ્રથમ સ્તવનનું જે પરમ પરમાર્થગંભીર અદ્‌ભુત વિવેચન આલેખ્યુ છે, તે તો 'આશય આનંદઘન તણો અતિ ગંભીર ઉદાર' એ પ્રસિદ્ધ ઉક્તિ પ્રમાણે સાગર જેવા પરમ ગંભીર આશયવાળા **આનંદઘનજી**ના વચનોનો એવો પરમાર્થ પ્રકાશે છે, કે તેનો આશય વળી સાગરના સાગર જેવો (Ocean of oceans) સાગરવરગંભીર છે, અને એટલે જ સુજ્ઞ વિચક્ષણ જનો તેના અક્ષરે અક્ષરે આફ્રીન પોકારે છે કે—અહો **રાજચંદ્ર!** તમે તો આનંદઘનના હૃદયમા જાણે પ્રવેશ કર્યો હોય ને તેને વીંધીને તેથી પણ આગળ ચાલ્યા ગયા હો એવો આ અદ્‌ભુત આશય પ્રકાશી—શુદ્ધ ભક્તિમાર્ગનો આવો અનન્ય ઉદ્યોત કરી જગત્ પર અપાર ઉપકાર કરી ગયા છો; અને આનંદઘનવચનનુ આવું પરમ ગૌરવ કરી આ આનંદઘનકૃતિ સાથે જોડાયેલ તમારા નામનો જગતમાં આ અમર કીર્ત્તિસ્થંભ રોપી ગયા છો!

## ૨. દુઃખનિવૃત્તિઉપાયરૂપ વીતરાગમાર્ગ

દુઃખનિવૃત્તિઉપાયરૂપ વીતરાગમાર્ગનું દર્શન કરાવતા આ મહાન્ પ્રબંધની (અં. ૭૫૫) પ્રસ્તાવનામાત્ર જ **શ્રીમદે** આલેખી છે; અને તેના પ્રારંભમાં જ—'શારીરિક, માનસિક અનંત પ્રકારના દુઃખોએ આકુલવ્યાકુલ જીવોને તે દુઃખોથી છૂટવાની

બહુ પ્રકારે ઇચ્છા છતાં તે મુક્ત થઈ શકતા નથી તેનું શું કારણ?—એ પ્રશ્નની સૂક્ષ્મતમ મીમાંસા કરતાં **શ્રીમદ્** પ્રકાશે છે—'જે વિચારવાનો દુઃખનું યથાર્થ મૂળકારણ વિચારવા ઊઠ્યા, તેમાં પણ કોઈક જ તેનું યથાર્થ સમાધાન પામ્યા અને ઘણા યથાર્થ સમાધાન નહીં પામતાં છતાં મતિવ્યામોહાદિ કારણથી યથાર્થ સમાધાન પામ્યા છીએ એમ માનવા લાગ્યા અને તે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા અને ઘણા લોકો તેને અનુસરવા પણ લાગ્યા. જગત્‌માં જુદા જુદા ધર્મમત જોવામાં આવે છે તેની ઉત્પત્તિનું મુખ્ય કારણ એ જ છે.' આમ સામાન્યપણે કથન કરી **શ્રીમદ્** આ દુઃખ-નિવૃત્તિનો જે યથાર્થ ઉપાય **સમ્યગ્‌દર્શનાદિ** વીતરાગોએ દર્શાવ્યો છે, તેનું સૂક્ષ્મતમ તલસ્પર્શી વિચારણા પ્રકાશતું આવું સમ્યગ્‌દર્શન કરાવે છે અને તેમાં **કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્‌દર્શનનું** મુખ્યપણું દર્શાવી આ સમ્યગ્‌દર્શનાદિની આવી અદ્ભુત સંકલના સમજાવે છે—

**'જે ઉપાયો દર્શાવ્યા તે સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર અથવા તે ત્રણેનું એક નામ સમ્યક્‌મોક્ષ.**

**સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રમાં સમ્યક્‌દર્શનની મુખ્યતા ઘણે સ્થળે તે વીતરાગોએ કહી છે; જો કે સમ્યક્‌જ્ઞાનથી જ સમ્યક્‌દર્શનનું પણ ઓળખાણ થાય છે, તોપણ સમ્યક્‌દર્શનની પ્રાપ્તિ વગરનું જ્ઞાન સંસાર એટલે દુઃખના હેતુરૂપે હોવાથી સમ્યક્‌દર્શનનું મુખ્યપણું ગ્રહણ કર્યું છે.**

**જેમ જેમ સમ્યક્‌દર્શન શુદ્ધ થતું જાય છે, તેમ તેમ સમ્યક્‌ચારિત્ર પ્રત્યે વીર્ય ઉલ્લસતું જાય છે; અને ક્રમે કરીને સમ્યક્‌ચારિત્રની પ્રાપ્તિ થવાનો વખત આવે છે, જેથી આત્મામાં સ્થિર સ્વભાવ સિદ્ધ થતો જાય છે, અને ક્રમે કરીને પૂર્ણ સ્થિર સ્વભાવ પ્રગટે છે, અને આત્મા નિજપદમાં લીન થઇ સર્વકર્મકલંકથી રહિત થવાથી એક શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષમાં પરમ અવ્યાબાધ સુખના અનુભવસમુદ્રમાં સ્થિત થાય છે.**

**સમ્યક્‌દર્શનની પ્રાપ્તિથી જેમ જ્ઞાન સમ્યક્‌સ્વભાવને પામે છે એ સમ્યક્‌દર્શનનો પરમ ઉપકાર છે, તેમ સમ્યક્‌દર્શન ક્રમે કરી શુદ્ધ થતું જઇ પૂર્ણ સ્થિર સ્વભાવ સમ્યક્‌ચારિત્રને પ્રાપ્ત થાય તેને અર્થે સમ્યક્‌જ્ઞાનના બળની તેને ખરેખરી આવશ્યકતા છે. તે સમ્યક્‌જ્ઞાનપ્રાપ્તિનો ઉપાય વીતરાગશ્રુત અને તે શ્રુતતત્ત્વોપદેષ્ટા મહાત્મા છે.'**

આમ સમ્યગ્‌દર્શનાદિ ઉપાયની સંકલનાબદ્ધ મીમાંસા કરી આ સર્વનાં મૂળ આધારભૂત **શ્રુતતત્ત્વોપદેષ્ટા**—વીતરાગશ્રુતના તત્ત્વ—પરમાર્થ રહસ્યને ઉપદેશનારા મહાત્માના યોગની અતિશય કઠિનતા—પરમ દુર્લભતા દર્શાવી છે કે—**तहा रूवाणं समणाणं તથારૂપ** તેવા પ્રકારની આત્મદશાવાળા **શ્રમણ** મહાત્માઓનો યોગ આવા **'દુઃખસુખ્ય'** દુઃષમ કાળમાં બહુ બહુ દુર્લભ છે; અને ક્વચિત્ તેવો યોગ બની જાય તો **'શુદ્ધ વૃત્તિમાન'** ખરા મુમુક્ષુને મુહૂર્ત્તમાત્રના સમાગમમા પણ અપૂર્વ ગુણ પ્રાપ્ત થાય એમ છે એમ જણાવી, તેવા મહાત્મા સત્પુરુષના યોગનો નિત્ય લાભ મળે તે અર્થે **સર્વસંગત્યાગ** ને તે ન બને તો **દેશત્યાગનો** ઉપદેશ કરી, તે મહાત્માના અનન્ય ઉપકારનો મહામહિમા ગાયો છે કે—'તે મહાત્મા પુરુષના ગુણાતિશયપણાથી, સમ્યક્-

ચરણથી, પરમ જ્ઞાનથી, પરમ શાંતિથી, પરમ નિવૃત્તિથી મુમુક્ષુ જીવની અશુભ વૃત્તિઓ પરાવર્ત્તન થઈ શુભ સ્વભાવને પામી સ્વરૂપ પ્રત્યે વળતી જાય છે.' તેવા તથારૂપ આત્મદશાસંપન્ન નિર્ગ્રંથ શ્રમણ મહાત્માના યોગે કે વિયોગે 'અનુપ્રેક્ષાનું બળ વૃદ્ધિ પામવાને અર્થે વીતરાગશ્રુત, વીતરાગશાસ્ત્ર એક બળવાન ઉપકારી સાધન છે. × × વિશુદ્ધ દૃષ્ટિવાનને વીતરાગશ્રુત પરમોપકારી છે, અને તે જ અર્થે થઈને મહત્પુરુષોએ એક શ્લોકથી માંડી દ્વાદશાંગપર્યંત રચના કરી છે.' એમ અનન્ય ભાવથી મહાગીતાર્થ-શિરોમણિ **જ્ઞાનીશ્વર શ્રીમદે** વીતરાગશ્રુતનો પરમ ઉપકાર મુક્તકંઠે સંગીત કર્યો છે; અને 'તે દ્વાદશાંગના મૂળ ઉપદેષ્ટા સર્વજ્ઞ વીતરાગ છે, કે જેના સ્વરૂપનું મહાત્મા પુરુષો નિરંતર ધ્યાન કરે છે, અને તે પદની પ્રાપ્તિમાં જ સર્વસ્વ સમાયલું છે એમ પ્રતીતિથી અનુભવે છે,'–એમ સર્વજ્ઞ વીતરાગની મુક્તકંઠે સ્તુતિ કરી, તે દ્વાદશાંગની રચનાનો સામાન્ય નામનિર્દેશ કર્યો છે, અને તેની વર્ત્તમાન સ્થિતિ દર્શાવતાં ઉપસંહાર કર્યો છે કે—'કાળદોષથી ઘણાં સ્થળો તેમાંથી વિસર્જન થઈ ગયાં અને માત્ર અલ્પ સ્થળો રહ્યાં. જે અલ્પ સ્થળો રહ્યા તેને એકાદશાંગને નામે શ્વેતામ્બર આચાર્યો કહે છે. દિગમ્બરો તેમાં અનુમત નહીં થતાં એમ કહે છે કે—(અત્ર વિગત ભરી નથી) તે બન્નેના વિવાદનો અંત લાવતા હોય એમ **અવિભક્ત એક અખંડ વીતરાગ શાસનની** પ્રતિષ્ઠાપનાનો મહામનોરથ સેવનારા આ **આર્ષદ્રષ્ટા મહાત્મા શ્રીમદ્** આ પ્રસ્તાવનાના અંતે ઉદ્‌ઘોષણા કરે છે કે—'વિસંવાદ કે મતાગ્રહની દૃષ્ટિએ તેમા બન્ને કેવળ ભિન્ન ભિન્ન માર્ગની પેઠે જોવામાં આવે છે. દીર્ઘદૃષ્ટિએ જોતાં તેના જુદાં જ કારણો જોવામા આવે છે. ગમે તેમ હો, પણ આ પ્રમાણે બન્ને બહુ નજીકમાં આવી જાય છે: × × વિવાદનાં ઘણાં સ્થળો તો અપ્રયોજન જેવાં છે; પ્રયોજન જેવાં છે તે પણ પરોક્ષ છે.' અને આની ભવ્ય પૂર્ણાહુતિમાં સર્વદુઃખનો ક્ષય કરનારા એક પરમ સદુપાયરૂપ આ વીતરાગદર્શનની મુક્તકંઠે પ્રસ્તુતિ કરતાં આ **પરમ વીતરાગદર્શનપ્રભાવક શ્રીમદ્** આ અમર વચનો પ્રકાશે છે—'સર્વ જીવને હિતકારી, સર્વ દુઃખનાં ક્ષયનો એક આત્યંતિક ઉપાય, પરમ સદુપાયરૂપ વીતરાગદર્શન છે. તેની પ્રતીતિથી, તેના અનુકરણથી, તેની આજ્ઞાના અવલંબન વડે, જીવ ભવસાગર તરી જાય છે.' ઇ.

આમ દુઃખનિવૃત્તિઉપાયરૂપ પરમ વીતરાગમાર્ગનું દર્શન કરાવતા આ **મહાપ્રબંધની** પ્રસ્તાવનામાત્ર જ (અને તે પણ વચ્ચે કેટલાંક સ્થળે અપૂર્ણ)—આલેખી છે, તે સૂચવે છે કે **શ્રીમદ્** એક મહાન્ પ્રબંધની રચનામાં પ્રવૃત્ત છે, પણ તે ગ્રંથ લખાવા પામ્યો નથી; તથાપિ આ જે પરમ પરમાર્થઆશયગંભીર પ્રસ્તાવના આલેખી છે, તે પણ દુઃખનિવૃત્તિઉપાયરૂપ અનન્ય વીતરાગમાર્ગની દિશાનું દર્શન કરાવવાને પર્યાપ્ત છે.

### ૩. મોક્ષસિદ્ધાંત

**મોક્ષસિદ્ધાંત** શીર્ષક મહાપ્રબંધની (અં. ૭૫૭) રચનાનો પ્રારંભ પણ ગંભીરતાથી કરતાં **શ્રીમદ્** શાસ્ત્રકારની શૈલી પ્રમાણે ગ્રંથઆદિમાં જ મંગલ–પ્રતિજ્ઞા–પ્રયોજન–અભિધેયઆદિ પ્રકાશે છે—'ॐ નમઃ સિદ્ધેભ્યઃ. અનંત અવ્યાબાધ સુખમય પરમ

પદ તેની પ્રાપ્તિને અર્થે ભગવાન સર્વજ્ઞે નિરૂપણ કરેલો **'મોક્ષસિદ્ધાંત'** તે ભગવાનને પરમ ભક્તિથી નમસ્કાર કરીને કહું છું.'—અત્રે અનંત અવ્યાબાધ સુખમય પરમ પદ તેની પ્રાપ્તિને અર્થે—એ શબ્દોથી પ્રયોજન પ્રકાશ્યું છે; ભગવાન સર્વજ્ઞે નિરુપણ કરેલો—એ પરથી પૂર્વાપર સંબંધ બતાવી સર્વજ્ઞપ્રણીતતાથી આ ગ્રંથની પરમ પ્રમાણતા પ્રકાશી છે; મોક્ષસિદ્ધાંત એ પદથી ત્રણે કાળમાં ન ચળે એવો પરમ નિશ્ચયરૂપ મોક્ષનો સિદ્ધાંત અત્રે કથવાનો છે એમ આ ગ્રંથનો અભિધેય વિષય પ્રકાશ્યો છે; તે ભગવાનને પરમ ભક્તિથી નમસ્કાર કરીને કહું છું,—એ વાકયથી તે પરમ ઉપકારી સર્વજ્ઞ ભગવાનનો પરમ ઉપકાર ચિંતવી તેને નમસ્કારરૂપ મંગલ કર્યું છે. આમ **શાસ્ત્રકારની શૈલી** પ્રમાણે અત્ર મંગલ-પ્રતિજ્ઞાદિ કર્યા છે તે પરથી સહજ સૂચન થાય છે કે **શ્રીમદે** મોક્ષસિદ્ધાંત સંબંધી આ કોઈ **મહાન્ શાસ્ત્રપ્રબંધ** રચવાનો ગંભીર પ્રારંભ કર્યો છે. આવો પરમ મંગલ પ્રારંભ કરી **મંગલમૂર્ત્તિ શ્રીમદે** અત્રે પરમ મંગલરૂપે પંચપરમેષ્ઠિનું પરમ તત્ત્વસ્વરૂપ પ્રકાશતા ભક્તિપૂર્ણ શબ્દોમાં પરમ મંગલરૂપ પંચ પરમેષ્ઠિ ભગવાનને નમસ્કાર કર્યો છે. 'અને શ્રીઋષભદેવથી શ્રી મહાવીર પર્યંત વર્તમાન ભરતક્ષેત્રના ચોવીશ તીર્થંકરોના પરમ ઉપકારને વારંવાર સંભારું છું. શ્રીમાન્ વર્ધમાનજિન વર્ત્તમાનકાળના ચરમ તીર્થંકર દેવની શિક્ષાથી હાલ મોક્ષમાર્ગનું અસ્તિત્વ વર્તે છે. એ તેમના ઉપકારને સુવિહિત પુરુષો વારંવાર આશ્ચર્યમય દેખે છે.'—એ પરમ ભવ્ય પરમ અદ્‌ભુત ભક્તિપૂર્ણ શબ્દોમાં તીર્થંકરોના પરમ ઉપકારને વારંવાર સંભાર્યો છે. આ મહાન્ પ્રબંધ રચનાનો કેવો પરમ ભવ્ય (Grand) પ્રારંભ કરી **અનન્ય વીતરાગ-ભક્ત વીતરાગ શ્રીમદે** સર્વ વીતરાગભક્તોના મસ્તકને ભક્તિનમ્રપણે ડોલાવે એવા કેવા અદ્‌ભુત ભાવનમસ્કાર કર્યા છે!

આવા વીતરાગ નિર્ગ્રંથ ભગવાનના મહાન્ માર્ગની વર્ત્તમાનમાં શી સ્થિતિ છે તેનું **આર્ષદ્રષ્ટા શ્રીમદ્** સર્વગ્રાહી સર્વંકષ વિહંગાવલોકન કરે છે—'કાળના દોષથી અપાર શ્રુતસાગરનો ઘણો ભાગ વિસર્જન થતો ગયો અને બિંદુમાત્ર અથવા અલ્પમાત્ર વર્તમાનમા વિદ્યમાન છે. ઘણા સ્થળો વિસર્જન થવાથી, ઘણાં સ્થળોમાં સ્થૂળ નિરૂપણ રહ્યું હોવાથી નિર્ગ્રંથ ભગવાનના તે શ્રુતનો પૂર્ણ લાભ વર્તમાન મનુષ્યોને આ ક્ષેત્રે પ્રાપ્ત થતો નથી. ઘણા મતમતાતરાદિ ઉત્પન્ન થવાનો હેતુ પણ એ જ છે, અને તેથી જ નિર્મળ આત્મતત્ત્વના અભ્યાસી મહાત્માઓની અલ્પતા થઇ.' આમ વર્તમાન સ્થિતિ છતાં હજુ નિરાશાનું કોઇ કારણ નથી પણ પરમ હર્ષનું કારણ છે એમ આર્યજનોને ઉત્સાહ પ્રેરતા આ **પરમ મોક્ષમાર્ગપ્રભાવક પુરુષ** ભવ્ય ઉદ્‌બોધન કરે છે—'શ્રુત અલ્પ રહ્યા છતાં, મતમતાંતર ઘણાં છતાં, સમાધાનનાં કેટલાંક સાધનો પરોક્ષ છતાં, મહાત્માપુરુષોનું કવચિત્‌ત્વ છતાં, હે આર્યજનો! સમ્યક્‌દર્શન, શ્રુતનું રહસ્ય એવો પરમ પદનો પંથ આત્માનુભવના હેતુ, સમ્યક્ ચારિત્ર અને વિશુદ્ધ આત્મધ્યાન આજે પણ વિદ્યમાન છે, એ પરમ હર્ષનું કારણ છે' એમ પરમ ઉત્સાહ પ્રેરી, વર્ત્તમાનકાળ દુઃષમ છતાં મોક્ષમાર્ગનો ઉચ્છેદ નથી એમ આ પરમ પુરુષ ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષણા કરેછે—

'વર્તમાનકાળનું નામ દુષમકાળ છે. તેથી દુઃખે કરીને—ઘણા અંતરાયથી, પ્રતિકૂળતાથી, સાધનનું દુર્લભપણું હોવાથી,—મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે; પણ વર્તમાનમાં મોક્ષ-માર્ગનો વિચ્છેદ છે, એમ ચિંતવવું જોઈતું નથી. પંચમકાળમાં થયેલા મહર્ષિઓએ પણ એમજ કહ્યું છે. તે પ્રમાણે પણ અત્રે કહું છું. સૂત્ર અને બીજાં પ્રાચીન આચાર્યે તદનુસાર રચેલાં ઘણાં શાસ્ત્રો વિદ્યમાન છે. સુવિહિત પુરુષોએ તો હિતકારી મતિથી જ રચ્યાં છે.' આમ મહાન્ પરમ સુવિહિત પુરુષોનું પ્રમાણપણું જેના હૃદયે વસ્યુ છે એવા **સુવિહિત-શેખર** આ પરમ પુરુષ **શ્રીમદ્** આવું સામાન્ય કથન કરી, મતાંતર નિરાકરણ કરતાં ઉદ્દઘોષે છે—'દિગંબર અને શ્વેતાંબર એવા બે ભેદ જિનદર્શનમાં મુખ્ય છે. મતદૃષ્ટિથી તેમાં મોટો અંતર જોવામાં આવે છે. તત્ત્વદૃષ્ટિથી તેવો વિશેષ ભેદ જિનદર્શનમાં મુખ્યપણે પરોક્ષ છે; જે પ્રત્યક્ષ કાર્યભૂત થઈ શકે તેવા છે, તેમાં તેવો ભેદ નથી; માટે બન્ને સંપ્રદાયમાં ઉત્પન્ન થતા ગુણવાન પુરુષો સમ્યગ્દૃષ્ટિથી જુએ છે; અને જેમ તત્ત્વપ્રતીતિનો અંતરાય ઓછો થાય તેમ પ્રવર્તે છે.' એમ એક **પરમ શાસનહિતચિંતક** સાચી શાસનદાઝથી આપે એવી સમાજને **સાચી હિતશિક્ષા** આપી જૈનાંતર્ગત મતભેદોથી જેનું હૃદય અત્યંત દ્રવી ઊઠયું છે એવા યથાર્થનામા **પરમ કૃપાળુ શ્રીમદ્**, અગ્રે છેવટે પ્રવર્તી રહેલા તુચ્છ મતભેદો પ્રત્યે તીવ્ર ખેદ દર્શાવી તેનો તિરસ્કાર કરતાં આશ્ચર્ય વ્યક્ત કરે છે—'એક તુમડા જેવી, દોરા જેવી અલ્પમાં અલ્પ વસ્તુના ગ્રહણત્યાગના આગ્રહથી જુદો માર્ગ ઉપજાવી કાઢે છે, અને તીર્થનો ભેદ કરે છે, એવા મહામોહમૂઢ જીવ લિંગાભાસપણે પણ આજે વીતરાગના દર્શનને ઘેરી બેઠા છે, એ જ અસંયતિ-પૂજા નામનું આશ્ચર્ય લાગે છે.' ઇત્યાદિ.

## ૪. પંચાસ્તિકાય ભાષાંતર

આવા અનેક મહાપ્રબંધો રચવાની—મહાગ્રંથો ગૂંથવાની જેની મહાન્ધારણા હતી અને જે આવા સેંકડો પ્રબંધો રચવાને-સર્જવાને પરિપૂર્ણ પરમ સમર્થ હતા, એવા **શ્રીમદ્** જેવી પરમોત્તમ કક્ષાના પુરુષે **પંચાસ્તિકાય ભાષાંતર**—આ **મહાપ્રબંધની** રચના પણ કરી છે,—આ સળંગ સંકલનાબદ્ધ મહાપ્રબંધ સંપૂર્ણ લભ્ય છે. **શ્રીમદ્** જેવો દ્રવ્યાનુયોગનો અનન્ય પરિજ્ઞાતા અને પરિવ્યાખ્યાતા પરમ સમર્થ પુરુષ, **શ્રી કુંદકુંદાચાર્ય** જેવા મહાન્ દ્રવ્યાનુયોગના એક્કાના (Ace) આ ગ્રંથનું ભાષાંતર કરવા બેસે, તે **શ્રીમદ્નો** આ મહાન્ આચાર્ય અને તેમના મહાન્ ગ્રંથ પ્રત્યેનો પરમ પ્રેમ પ્રકાશે છે; એટલું જ નહિં, પણ પોતે તેવા સેંકડો ગ્રંથો સર્જવા પરમ સમર્થ છતાં આવું ભાષાંતર જેવું સામાન્ય કાર્ય કરે છે તે **પરમ સમર્થ શ્રીમદ્નો** જાણે એવો ભાવ સૂચવે છે કે—આ પરમ પ્રમાણ ગ્રંથનું આ એમજ છે એમ સહીરૂપ—આત્મનિશ્ચયરૂપ સમર્થન કરી અમે અત્ર આનું સહીપણું-પ્રમાણપણું માન્ય કરીએ છીએ. એમ તેમના પ્રત્યેનો પરમાદરા-તિશય અત્ર દાખવ્યો જણાય છે. આ ભાષાંતરમાં પણ **શ્રીમદ્ની** અનન્ય ચમત્કૃતિ તો એ છે કે આ ભાષાંતર છે એમ ન જાણતો હોય તેને આ ભાષાંતર જ ન લાગે! પણ મૂળ ગ્રંથ જ લાગે!—એવું અદ્ભુત પ્રાસાદિક માધુર્યપૂર્ણ આ ભાવપૂર્ણ સર્જન છે!

મૂળ કે ભાષાંતરની ખબર પણ ન પડે એવું મૂળનું ભાષાંતર તો આવું આદર્શ હોય એમ આ આદર્શ નમૂનો (model) રજૂ કરે છે! ભાષાનું પ્રભુત્વ, વિષયનું સ્વામિત્વ, ભાવનું પૂર્ણત્વ અને આત્મત્વનું પ્રાપ્તત્વ પરિપૂર્ણ છે એવા **શ્રીમદ્** જેવા **દ્રવ્યાનુયોગના એક્કા** (Ace)—દ્રવ્યાનુયોગના પરમાર્થરંગથી રંગાયેલા પરમ પુરુષ વિના આવી અદ્ભુત સંકલનાબદ્ધ પ્રબંધરચના કોણ કરી શકે? આ પંચાસ્તિકાય ભાષાંતરનો ઉલ્લેખ **ધારશીભાઈ** પરના પત્રમાં (અં. ૮૬૬) કર્યો છે—'કોઈ મહત્ પુરુષના મનનને અર્થે પંચાસ્તિકાયનું સંક્ષિપ્ત સ્વરૂપ લખ્યુ હતું; તે મનન અર્થે આ સાથે મોકલ્યું છે.' આ જ **અમૃતપત્ર**માં દ્રવ્યાનુયોગના તત્ત્વજ્ઞાનવિષયની મુક્તકંઠે પ્રશંસા કરતાં **શ્રીમદે નિર્ગ્રંથ પ્રવચનના રહસ્યરૂપ** આ **દ્રવ્યાનુયોગ** કેવો ગંભીર સૂક્ષ્મ છે, કોને યથાર્થ પરિણમે છે, કોણ તેના પાત્ર છે, કયું તેનું ફળ છે, ઇ. પ્રકાશતા આ **અમૃત વચનો** ઉદ્ઘોષ્યા છે—

'દ્રવ્યાનુયોગ પરમ ગંભીર અને સૂક્ષ્મ છે, નિર્ગ્રંથપ્રવચનનું રહસ્ય છે, શુક્લ ધ્યાનનું અનન્ય કારણ છે. શુક્લ ધ્યાનથી કેવળજ્ઞાન સમુત્પન્ન થાય છે. મહાભાગ્ય વડે તે દ્રવ્યાનુયોગની પ્રાપ્તિ થાય છે.

દર્શનમોહનો અનુભાગ ઘટવાથી અથવા નાશ પામવાથી, વિષય પ્રત્યે ઉદાસીનતાથી અને મહત્પુરુષના ચરણકમળની ઉપાસનાના બળથી દ્રવ્યાનુયોગ પરિણમે છે.

જેમ જેમ સંયમ વર્ધમાન થાય છે, તેમ તેમ દ્રવ્યાનુયોગ યથાર્થ પરિણમે છે. સંયમની વૃદ્ધિનું કારણ સમ્યગ્દર્શનનું નિર્મલત્વ છે, તેનું કારણ પણ 'દ્રવ્યાનુયોગ' થાય છે

સામાન્યપણે દ્રવ્યાનુયોગની યોગ્યતા પામવી દુર્લભ છે. આત્મારામપરિણામી, પરમ વીતરાગ દૃષ્ટિવંત, પરમ અસંગ એવા મહાત્માપુરુષો તેનાં મુખ્ય પાત્ર છે.

હે આર્ય! દ્રવ્યાનુયોગનું ફળ સર્વ ભાવથી વિરામ પામવારૂપ સંયમ છે. તે આ પુરુષનાં વચન તારા અંતઃકરણમાં તું કોઈ દિવસ શિથિલ કરીશ નહીં. વધારે શું? સમાધિનું રહસ્ય એ જ છે. સર્વ દુઃખથી મુક્ત થવાનો અનન્ય ઉપાય એ જ છે.'

## ૫. વ્યાખ્યાનસાર

અને આ અધ્યાત્મમૂર્ત્તિ **રાજચંદ્ર**ના **શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથ**ની કલગી જેવા–મુગટમણિ જેવા **વ્યાખ્યાનસાર**ને તો અત્ર મહાપ્રબંધરચનામાં ભૂલાય જ કેમ? દ્રવ્યાનુયોગ–ચરણાનુયોગ–કરણાનુયોગના નિષ્કર્ષ–નીચોડ જેવા આ **વ્યાખ્યાનસાર ૧–૨** માં તો કર્મગ્રંથ–સમયસારાદિ તત્ત્વવિષયો પરનું **પરમતત્ત્વદ્રષ્ટા શ્રીમદ્**નું અસાધારણ અસામાન્ય સ્વામિત્વ પદે પદે–અક્ષરે અક્ષરે દૃષ્ટિગોચર થાય છે. **દ્રવ્યાનુયોગના એક્કા** (ace) **શ્રીમદ્** કર્મગ્રંથઆદિ પરમગંભીર વિષયોના પણ કેવા અનન્ય પરિજ્ઞાતા–પરિવ્યાખ્યાતા છે, મહાન્ શાસ્ત્રકારોના જાણે હૃદયમા ઉતર્યા હોય એમ તે તે શાસ્ત્રોની કેવી પરમ રહસ્યભૂત વાતો પ્રકાશનારા છે, તે આ બન્ને વ્યાખ્યાનસાર (અં. ૯૧૮–૯૧૯) પ્રત્યે દૃષ્ટિપાત કરતાં કોઈ પણ સુજ્ઞ વિચક્ષણને શીઘ્ર સમજાય એમ છે. ખરેખર! **અચિંત્યતત્ત્વચિંતામણિ પરમજ્ઞાનનિધાન રાજચંદ્રે** અત્રે ચિંતામણિરત્નોના નિધાન જ સ્થાપી દીધા છે!

આ **વ્યાખ્યાનસાર** બે છે. તે પૈકી પ્રથમ વ્યાખ્યાનસાર અંગે **શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથના અનન્ય સંશોધક શ્રી મનઃસુખભાઇ કિરતચંદ મહેતાએ** તેની પાદનોંધમાં કહ્યું છે તેમ—'વિ. સં. ૧૯૫૪ના માહથી ચૈત્ર માસ સુધીમાં, તેમ જ સં. ૧૯૫૫ની સાલના તે અરસામાં **શ્રીમદ્**ની મોરબીમાં લાંબો વખત સ્થિતિ હતી. તે વેળા તેમણે કરેલાં વ્યાખ્યાનોનો એક શ્રોતા-મુમુક્ષુએ સ્મૃતિપરથી ટાંકેલ આ સાર છે.' અને દ્વિતીય વ્યાખ્યાનસાર અંગે તે જ મહાન્ સંશોધકે પાદનોંધમાં દર્શાવ્યું છે તેમ—'સં. ૧૯૫૬ના અશાડ–શ્રાવણમાં **શ્રીમદ્**ની મોરબીમાં સ્થિતિ હતી તે પ્રસંગે વખતોવખત કરેલ વ્યાખ્યાનનો સાર તથા પુછાયેલાં પ્રશ્નોનાં સમાધાનની સંક્ષિપ્ત નોંધ એક શ્રોતા મુમુક્ષુએ કરેલ તે ટાંકેલ છે.' **શ્રી મનસુખભાઇ**ની આ પાદનોંધ પરથી સ્પષ્ટ સમજાય છે કે મોરબીમાં **શ્રીમદે** ત્રણ ત્રણ માસ જેટલી લાંબી સ્થિતિ કરી હતી તે વખતે એક મુમુક્ષુ શ્રોતાએ લીધેલી તેની આ ટૂંકી સ્મૃતિનોંધ છે. આ તો સ્મૃતિ પરથી નોંધેલી માત્ર સંક્ષિપ્ત નોંધ–ટાંચણમાત્ર છે, તો પછી આટલી દીર્ઘ સ્થિતિ દરમ્યાન વ્યાખ્યાનોની વૃષ્ટિ કરી—**પરમાર્થમેઘવર્ષા** વર્ષાવી **પરમધર્મમેઘ શ્રીમદે** શ્રીમુખે જે બોધનો ઘોષ વહાવ્યો હશે, તે તો કેટલો બધો વિસ્તારવાળો–કેવો સેંકડોગણો વિપુલ હશે તે સહેજે સમજાય છે. આ બન્ને વ્યાખ્યાનસારમાં ગુણસ્થાનક, કર્મસિદ્ધાત, સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર, મોક્ષમાર્ગ, કેવળજ્ઞાન, ધર્મ, પુરુષાર્થ આદિ ચારે અનુયોગના વિવિધ વિષયો સંબંધી એટલું બધું તત્ત્વતલસ્પર્શી વિપુલ વિવેચન છે કે, તેનું અત્ર સ્થળસંકોચથી સામાન્ય દિગ્દર્શન પણ કરાવી શકાય એટલો અવકાશ નથી. અત્રે દ્રવ્યાનુયોગ–કરણાનુયોગઆદિ ચારે અનુયોગના વિષયમાં પદે પદે **શ્રીમદ્**નું અદ્ભુત સ્વામિત્વ પ્રકાશે છે; અને કર્મગ્રંથના વિષયનું તો એટલું બધું અસાધારણ પ્રભુત્વ ઝળહળી ઊઠે છે કે તેમણે જે કર્મવિષયને લગતા પરમ રહસ્યભૂત ચમત્કારિક ખુલાસાઓ પ્રકાશ્યા છે, તે પ્રાયે અન્યત્ર ક્યાંય **જોવા** મળવા દુર્લભ છે. આ સ્પષ્ટ બતાવે છે કે **શ્રીમદ્** સમયસારાદિ **દ્રવ્યાનુયોગના** તો એક્કા છે જ, પણ કર્મગ્રંથ આદિ **કરણાનુયોગના** પણ તેવા જ **એક્કા** (ace) છે. ખરેખર! આ માત્ર સંક્ષિપ્ત નોંધરૂપ **આશયગંભીર** વ્યાખ્યાનસારોમાં તો **શ્રીમદે** સમયસાર–પ્રવચનસાર અને કર્મગ્રંથો–ધર્મગ્રંથોનો આશય સમાય એવા મહાપ્રબંધો રચ્યા છે. તો પછી **સાગરવરગંભીર શ્રીમદ્**ના સાક્ષાત્ સવિસ્તર વ્યાખ્યાનોનું તો પૂછવું જ શું? અત્ર સ્થળાભાવે આટલો અંગુલિનિર્દેશ માત્ર કરી સંતોષ માનશું.

આવું અદ્ભુત હતું **શ્રીમદ્**નું દ્રવ્યાનુયોગનું પ્રભુત્વ! આવું અલૌકિક હતું **શ્રીમદ્**નું કર્મશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનું સ્વામિત્વ! આવું અપૂર્વ હતું **શ્રીમદ્**નું મોક્ષમાર્ગનું માર્ગદર્શન! આવું અનુપમ હતું **શ્રીમદ્**નું તત્ત્વતલસ્પર્શી તત્ત્વવિજ્ઞાન! અને આવી અદ્ભુત અલૌકિક અપૂર્વ અનુપમ હતી **પરમ અમૃત** (Immortal, nectarlike) **શ્રીમદ્**ની આ પરમ અમૃત મહાપ્રબંધરચના!



ૐ

રમતા રમતા ઉરધતા, જ્ઞાયકતા સુખભાસ,
વેદકતા ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ.

જે તીર્થંકરદેવે સ્વરૂપસ્થ આત્માપણે થઈ વક્તવ્ય પણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે તે તીર્થંકરને સર્વપ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ.

પૂર્વે ઘણા શાસ્ત્રોનો વિચાર કરવાથી તે વિચારના ફળમાં સત્પુરૂષને વિષે જેના વચનથી ભક્તિ ઉત્પન્ન થઈ છે. તે તીર્થંકરના વચનને નમસ્કાર કરીએ છીએ.

ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપ પુરૂષ વિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા માટે— તે જીવ પ્રાપ્ત થવા માટે યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે પ્રાપ્તિ ન થઈ, તે જીવ જેના વડે સહજ પ્રાપ્ત થાય છે, તે જ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે તે તીર્થંકરના ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છીએ

## પ્રકરણ છન્નુમું

# શ્રીમદ્‌ના અદ્‌ભુત નમસ્કારો, ધૂનો અને મહાન્ ભાવનાસૂત્રો

આવા પરમ સત્શ્રુતની પરમ પ્રભાવના કરનારા—પરમ સત્શ્રુતની દિવ્ય સૃષ્ટિ સર્જનારા, સત્‌થી અભેદ સ્વરૂપને પામેલા પરમ જ્ઞાની, પરમ ધ્યાની દિવ્ય દ્રષ્ટા **શ્રીમદ્‌ની** સત્‌થી અભેદ ભાવભક્તિ એટલા બધા પરમોત્કૃષ્ટ પ્રકારની હતી, અને તે અનન્ય ભાવભક્તિથી સહજ ઉદ્‌ગારરૂપે સ્ફુરિત થયેલા **શ્રીમદ્‌ના** ભાવનમસ્કારો એટલા બધા અદ્‌ભુત હતા, કે તેનું દિગ્દર્શન કરવાને માટે એક અલગ પ્રકરણની આવશ્યકતા છે. તેમજ—આત્મા આત્મા ને આત્મા એના એકતાર ધૂનના પ્રવાહની જેને લગની લાગી હતી, એવા **આત્મલગ્ન આત્મમગ્ન અવધૂત શ્રીમદ્‌ની** ગગનભેદી ધૂનો પણ **શ્રીમદ્‌ની** એવી એક વિશિષ્ટ લાક્ષણિકતા હતી કે **શ્રીમદ્‌ની** તે અલૌકિક ધૂનોનું દિગ્દર્શન પણ અત્ર આવશ્યક છે અને જેના વચનામૃતમાં સર્વત્ર આત્મા આત્મા ને આત્માનો જ દિવ્ય ધ્વનિ રણકાર કરે છે, એવા **શ્રીમદે** જેટલું આત્માનું ભાવન કર્યું છે તેટલું પ્રાયે ભાગ્યે જ કોઈએ કર્યું હશે. એટલે જ **'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે'** એવી નિરંતર આત્મભાવના ભાવનારા **પરમ ભાવિતાત્મા શ્રીમદ્‌ના** મહાન્ ભાવનાસૂત્રો તો એટલો બધો આત્મભાવસિંધુ ઉલ્લસાવનારા છે, કે જગત્‌મા પ્રાયે જેની જોડી ન જડે એવા **શ્રીમદ્‌ના** આ મહાન્ ભાવનાસૂત્રોનું પણ દિગ્દર્શન અત્ર તેટલું જ આવશ્યક છે. એટલે **શ્રીમદ્‌ના** અદ્‌ભુત નમસ્કારો, ધૂનો અને મહાન્ ભાવનાસૂત્રોનું આ પ્રકરણમાં અનુક્રમે આલેખન કરશું

### ૧. શ્રીમદ્‌ના અદ્‌ભુત નમસ્કારો

પરાભક્તિની પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ જે સાક્ષાત્ પરમાત્મસ્વરૂપ સત્‌થી અભેદ બન્યા હતા, એવા **જ્ઞાનાવતાર શ્રીમદ્‌ની સત્‌થી અભેદ ભાવભક્તિ** તો પ્રાયે અનન્ય અસાધારણ—સર્વાતિશાયિની અતિશયવંત હતી. એવા પરમ પરાભક્તિને પામેલા આ પરમ પુરુષ—પરમ આત્મા પરમાત્મસ્વરૂપની અત્યંત નિકટ—અત્યંત અભિન્ન હતા. પરમ ભક્તિસિંધુને છલકાવતા **શ્રીમદ્‌ના** નમસ્કારો તો એટલા બધા પરમ આત્મભાવોલ્લાસપૂર્ણ છે, કે તે **શ્રીમદ્‌ના નમસ્કારોને પણ આપણા નમસ્કાર થઈ જાય છે,** એટલું જ નહિં પણ તે નમસ્કાર કરનારને પણ સર્વ કોઈ નતમસ્તક થઈ નમસ્કાર કરતા થઈ જાય—નમસ્કાર કરવા મંડી જાય, અને સહજ ભાવોર્મિથી બોલી ઊઠે કે આવા અદ્‌ભુત નમસ્કાર તો અમે ક્યાંય દીઠા નથી! ક્યાંય સાંભળ્યા નથી! પરમ જ્ઞાનયોગને પામેલા **શ્રીમદ્** ભક્તિયોગની પરાકાષ્ઠાને પણ કેવા પામ્યા હતા તે દેખીને આપણે આશ્ચર્યથી દિંગ થઈ જઈએ છીએ. અત્રે **પ્રવચનસાર શાસ્ત્રની** પ્રારંભમાં જે પંચ અદ્‌ભુત નમસ્કાર જ્ઞાનયોગપ્રાપ્ત **કુંદકુંદાચાર્યજીએ** કર્યા છે, તેનું સહજ સ્મરણ થાય છે અને આવા

ઉચ્ચતમ જ્ઞાનયોગીઓ પણ ભક્તિયોગમાં કોઈથી ઓછા ઉતરતા નથી એમ સમજાય છે. પણ આવા **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાનયોગીઓનો આ ભક્તિયોગ પ્રાકૃતજન જેવો સામાન્ય કોટિનો નહિં, પણ અસામાન્ય પરમ તાત્ત્વિક કોટિનો હોય છે,—નિશ્ચયતત્ત્વભક્તિસ્વરૂપ પરમ ઉચ્ચતમ ભૂમિકાનો હોય છે **પરમ જ્ઞાનીશ્વર શ્રીમદ્‌ની** આ **પરમ તત્ત્વભક્તિ** દાખવનારા અને તીર્થંકર દેવનું પરમ તત્ત્વસ્વરૂપ પ્રકાશનારા **શ્રીમદ્‌ના** તીર્થંકર દેવ પ્રત્યેના આ ચાર નમસ્કારની(નમસ્કાર ચતુષ્ટય) તો ભાવની દૃષ્ટિએ સમસ્ત ભક્તિવાઙ્મયમા પ્રાયે જોડી જડે એમ નથી. **શ્રીમદ્‌ની અનન્ય તીર્થંકરભક્તિ** ડિંડિમ નાદથી ઉદ્ઘોષનારા આ **ચાર અદ્ભુત નમસ્કારો** આ રહ્યા—

'જે તીર્થંકર દેવે સ્વરૂપસ્થ આત્માપણે થઈ વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે, તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ.

પૂર્વે ઘણા શાસ્ત્રોનો વિચાર કરવાથી તે વિચારના ફળમા સત્પુરુષને વિષે જેનાં વચનથી ભક્તિ ઉત્પન્ન થઇ છે, તે તીર્થંકરના વચનને નમસ્કાર કરીએ છીએ.

ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી તે જીવ આત્મારૂપ પુરુષ વિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઇ તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર કરવા અર્થે, તે જીવ પ્રાપ્ત થવા અર્થે યોગાદિક અનેક બળવાન સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે, પ્રાપ્તિ ન થઇ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે, તે જ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે, તે તીર્થંકરના ઉદ્દેશ વચનને નમસ્કાર કરીએ છીએ.'—અં ૪૩૬

અને—'અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્ગુરુદેવને અત્યંત ભક્તિથી નમસ્કાર' —એ મહાન્ નમસ્કાર જેના મથાળે મૂકયા છે, તે **ષટ્પદના પરમ અમૃત પત્રમાં** અંતે **શ્રીમદે સદ્ગુરુ ભગવાનને જે ચાર અદ્ભુત નમસ્કાર** કર્યા છે અને તેમા જે અલૌકિક પરમ ભાવસિંધુ ઉલ્લસાવ્યો છે, તે ચાર નમસ્કારની (નમસ્કાર ચતુષ્ટયી) તો જગતમા પ્રાયે જોડી જડવી દુર્લભ છે તે ચાર નમસ્કાર આ પ્રકારે—

'જે સત્પુરુષોએ જન્મ, જરા, મરણનો નાશ કરવાવાળો, સ્વસ્વરૂપમા સહજ અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે, તે સત્પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર છે તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામા પણ આત્મસ્વભાવ પ્રગટે છે, એવા સર્વ સત્પુરુષો, તેના ચરણારવિંદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો!

જે છ પદથી સિદ્ધ છે એવુ આત્મસ્વરૂપ તે જેના વચનને અંગીકાર કર્યે સહજમા પ્રગટે છે, જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વકાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થઇ નિર્ભય થાય છે, તે વચનના કહેનાર એવા સત્પુરુષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે, કેમકે જેનો પ્રત્યુપકાર ન થઇ શકે એવો પરમાત્મભાવ તે જાણે કઇ પણ ઇચ્છયા વિના માત્ર નિષ્કારણ કરુણાશીલતાથી આપ્યો, એમ છતા પણ જેણે અન્ય જીવને વિષે આ

મારો શિષ્ય છે, અથવા ભક્તિનો કર્ત્તા છે, માટે મારો છે, એમ કદી જોયું નથી, એવા જે સત્પુરુષ તેને અત્યંત ભક્તિએ ફરી ફરી નમસ્કાર હો!

જે સત્પુરુષોએ સદ્‌ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે, તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે, અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનું નિરૂપણ કર્યું છે, તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!

જો કદી પ્રગટપણે વર્તમાનમાં કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ નથી, પણ જેના વચનના વિચારયોગે શક્તિપણે કેવળજ્ઞાન છે એમ સ્પષ્ટ જાણ્યું છે, શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયું છે, વિચારદશાએ કેવળજ્ઞાન થયું છે, ઇચ્છાદશાએ કેવળજ્ઞાન થયું છે, મુખ્ય નયના હેતુથી કેવળજ્ઞાન વર્તે છે, તે કેવળજ્ઞાન સર્વ અવ્યાબાધ સુખનું પ્રગટ કરનાર, જેના યોગે સહજમાત્રમાં જીવ પામવા યોગ્ય થયો તે સત્પુરુષના ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ નમસ્કાર હો! નમસ્કાર હો!!'—**શ્રીમદ્ રાજચંદ્ર**, અં. ૪૯૩.

અત્રે આ ચાર અદ્‌ભુત નમસ્કારમાં **પરમ ભાવિતાત્મા શ્રીમદે** સર્વ સત્પુરુષોના ચરણારવિંદને હૃદયમાં સ્થાપન કરી હૃદયમંદિરમાં તેઓની મહાપ્રતિષ્ઠા કરી છે; જેનો પ્રત્યુપકાર—સામો વળતો ઉપકાર ન થઈ શકે એવો પરમાત્મભાવ જેણે કંઈ પણ ઇચ્છયા વિના નિષ્કારણ-કરુણાશીલતાથી આપ્યો એવા સદ્‌ગુરુ ભગવાનના અનન્ય ઉપકારની પરમ કૃતજ્ઞભાવે અત્યંત ભક્તિથી ચિંતવના કરી છે; માત્ર એકાંત શિષ્યના કલ્યાણ અર્થે જે ભક્તિ નિરૂપણ કરી છે, તે ભક્તિને અને તે ભક્તિના નિરૂપનારા સત્પુરુષોને ફરી ફરી નમસ્કૃતિ કરી છે; અને જે સત્પુરુષ સદ્‌ગુરુયોગે કેવલજ્ઞાન સ્વભાવનું ભાન પ્રગટતાં અવ્યાબાધ સુખનું પ્રગટ કરનાર કેવલજ્ઞાન જેના યોગે સહજમાત્રમાં જીવ પામવા યોગ્ય થયો, તે સત્પુરુષના ઉપકારની સર્વોત્કૃષ્ટ ભક્તિથી સ્મૃતિ કરી છે.

અને મોક્ષસિદ્ધાંત પ્રબંધના (અં. ૭૫૭) મંગલાચરણમાં પણ **શ્રીમદે** જે પંચ પરમ ગુરુ–પંચ પરમેષ્ઠિને પૂર્ણ ભાવપૂર્ણ નમસ્કાર કર્યા છે, તે તો **શ્રીમદ્‌**ના અનન્ય ભક્તિમય આત્માની તે પંચ પરમેષ્ઠિ સાથે અનન્ય તન્મયતા–તદ્રૂપતા પ્રકાશે છે–ઉદ્‌ઘોષે છે—'કર્મરૂપ વૈરીનો પરાજય કર્યો છે એવા અર્હંત ભગવાન; શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધાલયે વિરાજમાન એવા સિદ્ધ ભગવાન; જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એવા મોક્ષના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્તમાન છે અને બીજા ભવ્ય જીવોને તે આચારમાં પ્રવર્તાવે છે એવા આચાર્ય ભગવાન; દ્વાદશાંગનાઅભ્યાસી અને તે શ્રુત શબ્દ, અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર એવા ઉપાધ્યાય ભગવાન; મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા સાધુ ભગવાનને હું પરમ ભક્તિથી નમસ્કાર કરું છું.' અને આ પંચ પરમેષ્ઠિનું સ્વરૂપ જેમાં અંતર્ભૂત છે એવો ૐ તો–**શ્રીમદ્‌**ની એવી વિશિષ્ટતા છે કે તેમના પ્રાયે સર્વ પત્રોમાં મથાળે મૂકવામાં આવ્યો જ હોય છે, તે પ્રણવ પણ **શ્રીમદ્‌**ની પ્રનવ=પ્રકૃષ્ટ નવપદજી–સિદ્ધચક્રજી અને પંચ પરમેષ્ઠિ પ્રત્યેની

પરાભક્તિનું સૂચન કરે છે. (ગુણીથી ગુણ અભિન્ન છે, એટલે પંચ પરમેષ્ઠિ ગુણીમાં જ્ઞાનાદિ ચાર ગુણનું અંતર્ભવન છે જ)

તેમજ–તે તે પત્રોના મથાળે મૂકવામાં આવેલા મથાળાના નમસ્કારો પણ તેવા જ અદ્‌ભુત અને પરમ ભાવવાહી છે, અને તે **શ્રીમદ્‌**ના અંતર્‌ભાવના–અંતર્‌દશાના દ્યોતક અથવા તે તે પત્રમાં આવતી વસ્તુને પુષ્ટ કરે એવા ભાવના પોષક હોય છે. જેમ કે—'વિષમ સંસાર બંધન છેદીને ચાલી નીકળ્યા તે પુરુષોને અનંત પ્રણામ. (અં. ૫૮૮). સત્પુરુષોના અગાધ ગંભીર સંયમને નમસ્કાર. (અં. ૮૦૮). ભુજાએ કરી જે સ્વયંભૂરમણ સમુદ્ર તરી ગયા તરે છે અને તરશે તે સત્પુરુષોને નિષ્કામ ભક્તિથી ત્રિકાળ નમસ્કાર. (અં. ૬૯૩). અપારવત્ સંસારસમુદ્રથી તારનાર એવા સદ્‌ધર્મનો નિષ્કારણ કરુણાથી જેણે ઉપદેશ કર્યો છે, તે જ્ઞાનીપુરુષોના ઉપકારને નમસ્કાર હો! નમસ્કાર હો! (અં. ૬૦૦) દેહધારી છતા નિરાવરણ જ્ઞાન સહિત વર્તે છે એવા મહાપુરુષોને ત્રિકાળ નમસ્કાર. (અં. ૬૭૪). પરમ ભક્તિથી સ્તુતિ કરનાર પ્રત્યે પણ જેને રાગ નથી અને પરમદ્વેષથી પરિષહ ઉપસર્ગ કરનાર પ્રત્યે પણ દ્વેષ નથી, તે પુરુષરૂપ ભગવાનને વારંવાર નમસ્કાર. (અં. ૭૬૭) દીર્ઘકાળની જેની સ્થિતિ છે, તેને અલ્પકાળની સ્થિતિમા આણી, જેમણે કર્મક્ષય કર્યો છે તે મહાત્માઓને નમસ્કાર (અં ૭૯૧). સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબંધ થઈ નિજસ્વરૂપમા સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કાર (અં. ૮૩૩) અગમ્ય છતા સરળ એવા મહત્પુરુષોના માર્ગને નમસ્કાર.' (અં ૮૮૭). અને પત્રોના અંતે ને ક્વચિત્ વચ્ચે પણ **શ્રીમદ્‌**ના તેવા અદ્‌ભુત ભાવનમસ્કાર દૃશ્યમાન થાય છે—'જ્ઞાનમય આત્મા જેમને પરમોત્કૃષ્ટ ભાવે પ્રાપ્ત થયો, અને જેમણે પરદ્રવ્યમાત્ર ત્યાગ કર્યું છે, તે દેવને નમન હો! નમન હો! (અં. ૭૬૩) પરમ સુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાત, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વકાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર. (અં. ૮૩૩). જે મહાત્માઓ અસંગ ચૈતન્યમા લીન થયા, થાય છે અને થશે તેને નમસ્કાર. ૐ શાતિ' (અં. ૯૦૧) આ છેલ્લા ત્રણ નમસ્કાર તો **શ્રીમદ્‌**ની **અનન્ય તત્ત્વદૃષ્ટિ** અને **અદ્‌ભુત તત્ત્વભક્તિ** પ્રદ્યોતે છે. અને પત્રાંક ૬૭૪ના અંતે આ પરમ ભાવવાહી નમસ્કાર તો 'નમો મુજ! નમો મુજ!' એવી **આનંદઘનજી**એ ગાયેલી પરમ ધન્યદશાને પામેલા **શ્રીમદ્‌** જાણે પોતે પોતાને નમસ્કાર કરતા હોય એવો ભાસ આપે છે—

'જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાય રહિત થયા છે તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમ ભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો! તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો! નમસ્કાર હો! (અં. ૬૭૪).'

અને આત્મસિદ્ધિ અમૃતશાસ્ત્રની 'જે સ્વરૂપ સમજ્યા વિના' ઇ. આદ્ય મંગલરૂપ અને 'દેહ છતા જેની દશા' ઇ. અંત્ય મંગલરૂપ એ બે અમર ગાથા અને 'પરમ પુરુષ પ્રભુ સદ્‌ગુરુ' એ પ્રાસ્તાવિક ગાથા,—એ **શ્રીમદ્‌**ની સુપ્રસિદ્ધ **નમસ્કારત્રયી**

તો એટલી બધી સુપ્રસિદ્ધ અને પરમ લોકપ્રિય છે કે તેની ઓળખાણ આપવાની રહેતી નથી. સાદામાં સાદા શબ્દોમાં ઉંચામાં ઉંચો ભાવ ને ઉંચામાં ઉંચું તત્ત્વ વ્યક્ત કરતી આ નમસ્કારત્રયીની સાદાઇ અને ભાવઉન્નતતાની દૃષ્ટિએ પ્રાયે સમસ્ત ગૂજરાતી વાઙ્મયમાં જોડી જડવી દુર્લભ છે. **શ્રીમદ્દના** નમસ્કાર મહામંત્રોમાં મૂર્ધન્યસ્થાને શોભતી આ **નમસ્કારત્રયી** આ રહી—

'જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્દગુરુ ભગવંત.
પરમ પુરુષ પ્રભુ સદ્દગુરુ, પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ.
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત.'

આ અમર નમસ્કારત્રયી જો **શ્રીમદ્દના** અમર નમસ્કારોમાં મૂર્ધન્યસ્થાને શોભે છે, તો તેમાં ચૂડામણિસ્થાને **શ્રીમદ્દ** રાજચંદ્રની અંતિમ કૃતિની આ અંતિમ અમૃત-ગાથા વિરાજે છે—

'સુખધામ અનંત સુસંત ચહી,
દિનરાત રહે તદ્ધ્યાન મહીં;
પરશાંતિ અનંત સુધામય જે,
પ્રણમું પદ તે, વર તે, જય તે.'

## ૨. અવધૂત યોગીંદ્રની અલૌકિક ધૂનો

શુદ્ધ આત્મધ્યાનની ધૂણી જેણે ધખાવી હતી એવા **અવધૂત યોગીંદ્ર રાજચંદ્રની** ધૂનો તો એવી અલૌકિક હતી કે તે ખરેખર! સર્વ અન્ય ભાવને ધૂણી નાંખનારી—ખંખેરી નાંખનારી હતી. જેણે આત્મા સિવાય સર્વ અન્ય ભાવોને ધૂણી નાંખ્યા હતા —ખંખેરી નાંખ્યા હતા—ફગાવી દીધા હતા, એવા આ **અવધૂત યોગીંદ્ર રાજચંદ્રની** ધૂનો તો એમની ખાસ લાક્ષણિક (Characteristic) વિશિષ્ટતા (Distinctive speciality) હતી. **શ્રી યશોવિજયજી** ઉપાધ્યાયજીએ **શ્રી આનંદઘનજીનું** લાક્ષણિક તાદૃશ્ય ચિત્ર આલેખતાં 'અષ્ટપદી'માં સંગીત કર્યું છે તેમ—'મારગ ચલત ચલત ગાત આનંદઘન પ્યારે, રહત આનંદ ભરપૂર' એવા અવધૂત યોગિરાજ આનંદઘનનું સ્મરણ કરાવતા આ **અવધૂત યોગીંદ્ર રાજચંદ્ર** આનંદઘન આત્માના પરમાનંદમાં નિમગ્નપણે માર્ગમાં ચાલતા ચાલતાં જે ધૂનો ગજાવતા અને ગૂજરાતના જંગલો ને ઇડરના પહાડોને જગાવતા, તે તો એવી અદ્દભુત છે, કે તેની જોડી પ્રાયે ભારતના ઇતિહાસમાં જડવી દુર્લભ છે. વનમાં તેમ ભવનમાં પણ **શ્રીમદ્દ** બુલંદ અવાજથી આ ધૂનો ગજાવતા અને શ્રવણ કરનારના હૃદયમાં પણ પરમ ભાવઊર્મિઓ જગાવતા. એમાથી જૂદાજૂદા મહાનુભાવોએ નોંધેલી **શ્રીમદ્દની** અલૌકિક ધૂનોમાથી કેટલીક અત્ર અવતારશું.

ઉત્તરસંડાના વનમાં આ **અવધૂત યોગીંદ્ર રાજચંદ્ર** નિર્ભય કેસરીસિંહ જેમ એકાકી વિચરતા હતા, ત્યારે તેમના સાન્નિધ્યમાં રહેનાર મોતીલાલ જેઠાભાઈ નોંધે

છે કે—'કૃપાનાથજી જ્યારે વચનામૃત બોલતા તે વખતે પાંચ ખેતરવા દૂરથી પણ વેગ સંભળાતો હતો. તેમાં કૃપાનાથ પોતે ગાથાઓ બોલતા હતા, તે ગાથાઓ આનંદઘનજી મહારાજ તથા ધીરા ભગતની બોલતા હતા. જે વખતે વેગ ચાલતો હતો ત્યારે હું પાંચ છ ખેતરવા દૂરથી આવતો હતો, તે વખતે મને અનુભવ થયો હતો' અને ઇડરના પહાડોમાં શ્રીમદે મુનિઓને લાંબેથી સંભળાતી જે 'मा मुज्झह मा रज्जह, ઇ. અમર ગાથાઓની ધૂનોની દિવ્ય ધ્વનિ ગજાવી છે તે તો એવી બુલંદ હતી, કે તેના પડઘા જાણે અદ્યાપિ ઇડરના પહાડો પાડી રહ્યા છે ને સકર્ણ જનો સાંભળી રહ્યા છે! તે અમર ગાથાઓમાંની કેટલીક આ રહી—

मा मुज्झह मा रज्जह, मा दूसह इट्ठनिट्ठअट्ठेसु ।
थिरमिच्छहि जइ चित्तं विचित्तज्झाणप्पसिद्धीए ॥
पणतीससोलछप्पणचउदुगमेगं च जवह ज्झाएह ।
परमेट्ठिवाचयाणं अण्णं च गुरूवएसेण ॥
जं किंचिवि चिंतंतो णिरीहवित्ती हवे जदा साहू ।
लद्धूणय एयत्तं तदा हु तं तस्स णिच्छयं ज्झाणं ॥'

**શ્રી પોપટલાલભાઇએ** નોંધ્યુ છે તેમ—**શ્રીમદ્** જ્યારે ઇડરથી પાછા વળતા અમદાવાદ પધાર્યા, ત્યારે પરોઢિયે ત્રણ વાગ્યે આસ્તોડીયા દરવાજા બ્હાર જંગલ જતા રસ્તામા **શ્રીમદ્** આ અલૌકિક ધૂન અપૂર્વ ભાવોલ્લાસથી લલકારતા હતા—'કર લે ગુરુગમ ગ્યાન વિચારા, કર લે ગુરુગમ ગ્યાન વિચારા.' અમદાવાદવાળા સોમચંદભાઈ મહાસુખરામે પણ નોંધ્યુ છે તેમ—**શ્રીમદ્** અમદાવાદમા આગાખાનના બંગલે મોટા ઓટલા પર આંટા મારતા ગાથાઓની ધૂનો લગાવ્યે જતા હતા. **શ્રી જવલબ્હેને** પણ પોતાના સંસ્મરણોની નોંધમાં નોંધ્યુ છે તેમ—(વવાણીઆમાં **શ્રીમદ્**) બેઠકવાળો ખંડ લાંબો હતો, ત્યાં આંટા મારતા ઘણીવાર જોવામા આવ્યા છે. તે દૃશ્ય અત્યારે પણ જેવું ને તેવું સ્મૃતિમાં આવે છે. તે વખતની મુદ્રા, પાછળ હાથ અને ગંભીર, મક્કમ ગતિએ ગાથાની ધૂનમાં ડગ ભરતા નિહાળ્યા છે. જાણે ધરતી ઉપર પગ ઠરતો ન હોય તેમ એ ધૂનનો રણકાર તો હજુ સાક્ષાત્ ફરી ફરી સાંભરે છે—

'દોડત દોડત દોડીયો, જેતી મનની રે દોડ જિનેસર।
પ્રેમ પ્રતીત વિચારો ઢૂંકડી, ગુરુગમ લેજો જોડ જિનેસર।
ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિનતણી ચરણ સેવા;
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા.
નિશદિન નૈનમેં નિંદ ન આવે, નર તબહી નારાયન પાવે
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો.
ધન્ય રે દિવસ આ અહો! જાગી જે રે શાંતિ અપૂર્વ રે.
તુજ મુજ અંતર અંતર ભાંજશે, વાજશે મંગળ તૂર,
પ્રેમ સરોવર અતિશય વાધશે, આનંદઘન રસ પૂર.

ઇણ વિધ પરખી મન વિશરામી, જિનવર ગુણ જે ગાવે રે;
દીનબંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે રે.
સુખદુઃખરૂપ કરમ ફલ જાણો, નિશ્ચય એક આનંદો રે;
ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચંદો રે.'

ખંભાતવાળા **શ્રી છોટાલાલભાઈ માણેકચંદ** પણ નોંધે છે કે—૧૯૪૬ના આશો વદમાં **શ્રીમદ્** ખંભાત પધાર્યા ત્યારે **અંબાલાલભાઇના** મકાને હીંચકા પર બિરાજેલા **શ્રીમદ્**—'અબ હમર ભયે ન મરેંગે....અબ હમ અમર ભયે ન મરેંગે....કમઠદલન જિન બંદત બનરસી.' એ પદોના ઉચ્ચાર વારંવાર કરતા હતા. અને **પદમશીભાઇ ઠાકરશી** નોંધે છે કે— પૂજ્યશ્રી (**શ્રીમદ્જી**) વખતો વખત આ નીચે જણાવ્યા છે તે પદોમાંનું કોઈ પણ પદ તથા બીજા ઘણા પદો શ્લોકો વગેરેમાંનું કોઇ પણ એક વખતે રટણ કરતા—

'ધૂળ જેસો ધન જાકે શૂળ શો સંસાર સુખ,
ભૂલ જેસો ભોગ દેખે અંત જેસી યારી હૈ
કીસસો કનક જાકે, નીચસો નરેશ પદ,
મીચસો મિત્તાઈ ગરવાઈ જાકે ગારસી;
જહરસી જોગ જાનિ કહરસી કરામતી,
હહરસી હોંસ પુદગલ છબી છારસી;
જાલસો જગવિલાસ, ભાલ સો ભુવનવાસ,
કાલસો કુટુંબ કાજ, લોકલાજ લારસી;
સિઠસો સુજસ જાને, બીઠસો વખત માને,
એસી જાકી રીતિ તાહી, બંદત બનારસી.
એ ગુણ વીર તણો ન વિસારૂં,
સંભારૂં દિન રાત રે.
વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે,
મિથ્યા મોહ તિમિર ભય ભાગું, જીત નગારૂં વાગ્યુ રે.
છદ્મસ્થ વીરજ લેશ્યા સંગે, અભિસંધિજ મતિ અંગે રે;
સૂક્ષ્મ સ્થૂળ ક્રિયાને રંગે, યોગી થયો ઉમંગે રે'

### ૩. પરમ ભાવિતાત્મા શ્રીમદ્દના મહાન્ ભાવનાસૂત્રો

હું દેહાદિથી ભિન્ન શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ આત્મા છું એવી આત્મભાવના દઢ કરાવતા અનેક પરમ પરમાર્થગંભીર મહાન્ સૂત્રો **શ્રીમદે** જગતને ભેટ આપ્યા છે. ટંકોત્કીર્ણ ચલણી સીક્કા જેવા આ **અમૃત સૂત્રો** એટલા બધા સુપ્રસિદ્ધ છે કે તે મુમુક્ષુજનોની જીભને ટેરવે રમી રહ્યા છે. તેમાના કેટલાક આ રહ્યા—

'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે.
શુદ્ધતા વિચારે ધ્યાવૈ, શુદ્ધતા મેં કેલિ કરૈ;
શુદ્ધતા મેં થિર હ્વૈ, અમૃતધારા વરસૈ.

હું દેહાદિ સ્વરૂપ નથી, અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઇ પણ મારાં નથી. શુદ્ધ ચૈતન્ય-સ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું, એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય. (અં. ૬૯૨)

હું શરીર નથી, પણ તેથી ભિન્ન એવો જ્ઞાયક આત્મા છું, તેમ નિત્ય શાશ્વત છું. આ વેદના માત્ર પૂર્વ કર્મની છે, પણ મારૂં સ્વરૂપ નાશ કરવાને તે સમર્થ નથી, માટે મારે ખેદ કર્ત્તવ્ય જ નથી'—એમ આત્માર્થીનું અનુપ્રેક્ષણ હોય છે (અં. ૯૨૭)

છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ—મૂળ મારગ સાંભળો જિનનો રે.
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ...મૂળ મારગ.

દેહથી ભિન્ન સ્વપરપ્રકાશક પરમ જ્યોતિસ્વરૂપ એવો આ આત્મા, તેમાં નિમગ્ન થાઓ. હે આર્યજનો! અંતર્મુખ થઇ, સ્થિર થઈ, તે આત્મામાં જ રહો તો અનંત અપાર આનંદ અનુભવશો.' (અં. ૮૩૨)

શુદ્ધ ચૈતન્યના નિર્વિકલ્પ ધ્યાનમા લીન તન્મય ઉપયોગ કરનારા એવા પરમ શુદ્ધોપયોગી, પરમ ભાવનિર્ગ્રંથ, પરમ વીતરાગ. પરમ આત્મચારિત્રી, **પરમ અસંગ શ્રીમદ્** પોતે કેવી **અનન્ય આત્મભાવના** ભાવી રહ્યા હતા, તે સૂચવતા આ મહાન્ ભાવનાસૂત્રો **પરમ ભાવિતાત્મા શ્રીમદ્**ના દિવ્ય આત્માની ઉચ્ચતમ અધ્યાત્મદશા પર અપૂર્વ પ્રકાશ નાંખે છે—

**'પરમ વીતરાગોએ આત્મસ્થ કરેલું, યથાખ્યાત ચારિત્રથી પ્રગટેલું એવું પરમ અસંગપણું નિરંતર વ્યક્તાવ્યક્તપણે સંભારૂં છું.—અં. ૮૯૬.**

**'સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છુ. એક કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, પરમોત્કૃષ્ટ, અચિંત્ય સુખસ્વરૂપ માત્ર એકાંત શુદ્ધ અનુભવસ્વરૂપ હું છું. ત્યાં વિક્ષેપ શો? વિકલ્પ શો? ભય શો? ખેદ શો? બીજી અવસ્થા શી? હું માત્ર નિર્વિકલ્પ શુદ્ધ શુદ્ધ, પ્રકૃષ્ટ શુદ્ધ પરમશાંત ચૈતન્ય છું. હું માત્ર નિર્વિકલ્પ છું. હું નિજસ્વરૂપમય ઉપયોગ કરૂં છું. તન્મય થાઉં છું. શાંતિ: શાંતિ: શાંતિ:.' અં. ૮૩૩.**

આમ દેહાદિથી ભિન્ન હું શુદ્ધચૈતન્યમૂર્તિ આત્મા છું, એમ ભાવના કરી મુમુક્ષુએ આત્માર્થપ્રધાન દૃષ્ટિ રાખી આત્માર્થ પ્રત્યે જ દૃષ્ટિ સ્થિર—કેન્દ્રિત કરવી જોઈએ; આત્માર્થ એ જ એક અર્થ છે, બાકી બધોય અનર્થ છે એમ સમજી આ આત્મા અર્થની સિદ્ધિને અર્થે આત્માર્થીએ,—**'કામ એક આત્માર્થનું બીજો નહિ મનરોગ'** —એ **મહાન્ સૂત્ર** નિરંતર હૃદયમાં ધારણ કરી, અમારે તો એક આત્માર્થનુ જ કામ છે—આત્માર્થનું જ એક માત્ર અર્થ—પ્રયોજન છે, બીજો કોઇ માનાર્થ આદિ મનરોગ અમને નથી એમ પરમાર્થભાવના ભાવવી જોઈએ; દેહને અર્થે—દેહના ભલાને માટે—દેહના ઉપકારને માટે આ પરોપકારી(!) આત્માએ અનંત ભવ ગાળ્યા, પણ આત્માને અર્થે—આત્માના ભલાને માટે—આત્માના ઉપકારને માટે એકે ભવ ગાળ્યો નથી! જે દેહ એક આત્માને અર્થે ગળાશે તે જ દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય છે એમ જાણી નિરંતર આત્માર્થનો જ લક્ષ રાખી આત્માર્થી મુમુક્ષુએ દેહાર્થની સર્વ કલ્પના

છોડી માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો જોઇએ; અને એમ કરવામાં આવે તો જ અનંત ભવનું સાટું એક ભવમાં વળી રહેશે —'**જગતૂને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું, તેથી રૂડું થયું નથી. કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે, એમ હું લઘુત્વભાવે સમજ્યો છું; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે.**'—એવું પરમ ઉદાત્ત જેનું **મૂળ જીવનસૂત્ર** હતું અને એને જ અનુસરતો જેનો **અલૌકિક જીવનક્રમ** હતો, એવા **પરમ ભાવિતાત્મા** આ જગદ્દગુરુ **રાજચંદ્ર** તે અલૌકિક આત્માર્થદૃષ્ટિનું ભાવન કરાવતું આ પરમ **મહાન્** આત્માનુભવસિદ્ધ **ભાવનાસૂત્ર** મુમુક્ષુજગતૂને આપે છે—

**'અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઇએ.' (અં. ૭૧૯).**

આ આત્માનુ અને આત્માર્થનું ભાન આત્માને સદ્દગુરુ ભગવાન થકી થાય છે, ત્યારે જ તેની અંતર્દૃષ્ટિ ખૂલે છે અને આત્માર્થનો પુરુષાર્થ ખીલે છે, અને સદ્દગુરુ ભગવાનના કૃપાપ્રસાદ થકી જ કેવલજ્ઞાનનિધાન આત્માની પ્રાપ્તિ થાય છે. આમ આ નિજસ્વરૂપનું ભાન નહિં હોવાથી આ જીવ જે પોતાનું નિજ ઘર છોડીને પર ઘેર ભીખ માગતો ફરતો હતો, તેને જ્ઞાનશ્રીસંપન્ન એવા **શ્રીમદ્ સદ્દગુરુએ** અપૂર્વ વાણી વડે અનંત આત્મસંપત્તિભર્યા સ્વગૃહનો લક્ષ કરાવી, નિજસ્વરૂપની પ્રાપ્તિનો અમોઘ ઉપાય દર્શાવ્યો એવા અનન્ય ઉપકારી આપ પરમ કૃપાળુ કરુણાસિંધુ ભગવાને આ હું પામર પર અહો! અહો! પરમ આશ્ચર્યકારક ઉપકાર કર્યો છે! હું તે ઉપકારનો પ્રત્યુપકાર કરવા–બદલો વાળવા સર્વથા અસમર્થ છું. તો પછી આવા અનન્ય ઉપકારી આપ પ્રભુના ચરણે હું શું ધરૂં? આત્માથી બીજી બધી વસ્તુ હીન–ઉતરતી છે ને આ આત્મા તો આપ પ્રભુએ જ મને આપ્યો છે. માટે આત્માર્પણ વડે આ આત્માનું નૈવેદ્ય આપના ચરણે ધરી આજ્ઞાંકિતપણે વર્તું એ જ એક ઉપાય છે. મ્હારા મન–વચન–કાયાના યોગ આજથી પ્રભુને આજ્ઞાધીન થઈને વર્ત્તો! હું આપ પ્રભુનો દાસાનુદાસ ચરણરેણુ છુ એમ ભાવતો આત્માર્થી શિષ્ય કેવી **આત્મસમર્પણ ભાવના** ભાવે, તેનુ દર્શન કરાવતુ આ મહાન્ ભાવનાસૂત્ર **અમૃત આત્મસિદ્ધિશાસ્ત્રમા** આપ્યુ છે,—સદ્દગુરુના અનન્ય ઉપકારની–અમાપ ઉપકારની અદ્ભુત ભાવના વ્યક્ત કરતા જે પરમ ભાવવાહી અમર સૂત્રની ભાવમા બરોબરી કરી શકે એવું તેવું બીજું સત્ર ક્વચિત્ મળવું દુર્લભ છે, તે આ **મહાન્ આત્મસમર્પણસૂત્ર** આ રહ્યુ—

**'અહો! અહો! શ્રી સદ્દગુરુ! કરુણાસિન્ધુ અપાર;<br>આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર.**

શું પ્રભુ ચરણ કને ધરું? આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વરતું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વરતો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન.'

અને આવા અનન્ય અનંત ઉપકારી સદ્‌ગુરુ ભગવાનનો પ્રત્યુપકાર–સામો વળતો ઉપકાર વાળી શકાય એમ નથી એવું જાણતો, આવી અદ્‌ભુત ભક્તિયુક્ત આત્મસમર્પણ ભાવના ભાવતો આત્માર્થી મુમુક્ષુ શિષ્ય સદ્‌ગુરુ સમીપે પ્રણિપાત કરતાં, કેવું પ્રણિધાન–વચન ઉચ્ચારે તે પ્રકાશતું આ **પરમ ભાવવાહી પ્રણિપાતસૂત્રરૂપ મહાન્ ભાવનાસૂત્ર શ્રીમદ્** પ્રકાશે છે—

'હે પરમ કૃપાળુ દેવ! જન્મ–જરા–મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ માર્ગ આપ શ્રીમદે અનંત કૃપા કરી મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છું. વળી આપ શ્રીમત્ કંઇપણ લેવાને સર્વથા નિસ્પૃહ છો. જેથી હું મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિંદમાં નમસ્કાર કરું છું. આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરુષના મૂળ ધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવ પર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.'

અને છલકાવેલા ભાવસિંધુની અપેક્ષાએ જે વીશ લાખ દોહરા કરતાં પણ વધી જાય એવા છે, એવા 'હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ! દયાળ!' ઇ. **વીશ અમર દોહરા** એ તો,—હૃદય સોંસરા પેસી જાય એવા સાદામા સાદા શબ્દોમા અનન્ય સદ્‌ગુરુ ભક્તિરહસ્ય દાખવતું સુપ્રસિદ્ધ ભાવનાસૂત્ર તો **શ્રીમદ્**ના પદ્યાત્મક ભાવનાસૂત્રોમાં અગ્રગણ્ય સ્થાન ધરાવે છે. અને **શ્રીમદ્**ના ગદ્યાત્મક મહાન્ ભાવનાસૂત્રોમા અગ્રગણ્ય સ્થાન ધરાવતું મોક્ષમાળાઅંતર્ગત **ક્ષમાપનાસૂત્ર** છે,—છએ આવશ્યકનો અનન્ય ચમત્કૃતિથી સંક્ષેપમાં સમાવેશ કરી દેતા જે મહાન્ ક્ષમાપનાસૂત્રની ભાવની દૃષ્ટિએપ્રાયે જોડી જડવી દુર્લભ છે. પ્રત્યેક મુમુક્ષુએ પ્રતિદિન અવશ્ય પાઠ કરવા યોગ્ય–ભાવન કરવા યોગ્ય આ બન્ને 'આવશ્યક' મહાન્ ભાવનાસૂત્રો એટલા બધા સુપ્રસિદ્ધ છે કે તે અત્ર અવતારવા આવશ્યક નથી, તેમજ તે લાંબા હોવાથી અત્રે સ્થળસંકોચથી અવતારી શકાય એમ નથી, એટલે સુજ્ઞ વાંચકોને તેનું અત્ર સૂચનમાત્ર કરીએ છીએ.

પ્રાણીમાત્રના રક્ષક–બંધવ અને હિતકારી વીતરાગના પરમ શાંતરસમય ધર્મનો અનન્ય મહાપ્રભાવ જેના અંતરમા વસ્યો હતો એવા **પરમ ધર્મમૂર્તિ શ્રીમદ્**,— આ વીતરાગધર્મની મુક્તકંઠે પ્રસ્તુતિ કરતા, અને આ પરમ વીતરાગધર્મનો આશ્રય કરી જન્મ–જરા–મરણાદિના બંધનરૂપ ક્લેશમય સંસારથી વિરામ પામવા પ્રમાદ છોડી આ રત્નચિંતામણિ મનુષ્યદેહનુ સાર્થક્ય કરવાનું પરમ ભાવવાહી આહ્વાન કરતા —આ **મહાન્ ભાવનાસૂત્રો** પ્રકાશે છે—

'પ્રાણીમાત્રનો રક્ષક, બંધવ અને હિતકારી એવો કોઇ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મ જ છે. (અં. ૯૦૩).

'વીતરાગનો કહેલો પરમશાંતરસમય ધર્મ પૂર્ણ સત્ય છે, એવો નિશ્ચય રાખવો. જીવના અનાધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી; તોપણ તેના જેવું જીવને સંસારરોગ મટાડવાને બીજું કોઈ પણ હિતકારી ઔષધ નથી, એવું વારંવાર ચિંતવન કરવું.

આ પરમ તત્ત્વ છે, તેનો મને સદાય નિશ્ચય રહો; એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો. અને જન્મમરણાદિ બંધનથી અત્યંત નિવૃત્તિ થાઓ! નિવૃત્તિ થાઓ!

હે જીવ! આ ક્લેશરૂપ સંસાર થકી વિરામ પામ, વિરામ પામ; કાંઈક વિચાર, પ્રમાદ છોડી જાગૃત થા! જાગૃત થા!! નહીં તો રત્નચિંતામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે.

હે જીવ! હવે તારે સત્પુરુષની આજ્ઞા નિશ્ચય ઉપાસવાયોગ્ય છે. ૐ શાંતિ: શાંતિ: શાંતિ: (અં. ૫૦૫).

અને સર્વ દુ:ખના ક્ષય ઉપાયરૂપ આ વીતરાગનો ધર્મ અચિંત્યચિંતામણિ છે એટલે જ આ પરમ અદ્‌ભુત પરમ અમૃત સર્વોત્કૃષ્ટ શાશ્વત અચિંત્ય ચિંતામણિ વીતરાગ ધર્મનો દૃઢ પરમાર્થરંગ **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્‌**ના આત્માના પ્રદેશે પ્રદેશે લાગ્યો હતો; એટલે જ ગુણસ્થાનક્રમે માર્ગઆરોહણમાં પરમ અવલંબનભૂત સત્પુરુષના વીતરાગ વચનામૃતનો, સત્પુરુષની વીતરાગમુદ્રાનો, અને સત્પુરુષના વીતરાગ સમાગમનો મહાપ્રભાવ પરમ વીતરાગ સત્પુરુષ **શ્રીમદ્‌**ના આત્મામાં જાગ્યો હતો; એટલે જ આ સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના, તેના મૂળ સર્વજ્ઞદેવના અને તે શાંતરસ સુપ્રતીત કરાવનારા સદ્‌ગુરુ દેવના પરમ ઉપકાર પ્રત્યે પરમ શાંતમૂર્ત્તિ **શ્રીમદ્‌**ના અંતરમાં પરમ પ્રેમસિંધુ ઉલ્લસ્યો હતો; અને એટલે જ આવા પરમ વિશ્વોપકારી પરમ જ્ઞાનીઓના સનાતન શાશ્વત સન્માર્ગ પ્રત્યે **પરમજ્ઞાની શ્રીમદ્‌**ના હૃદયમાં પરમ આત્મભાવોલ્લાસ વિલસ્યો હતો. અને એટલે જ આવા પરમ ધર્મમૂર્ત્તિ, પરમ વીતરાગમૂર્ત્તિ, પરમ શાંતમૂર્ત્તિ, પરમ જ્ઞાનમૂર્ત્તિ **શ્રીમદ્‌**ના પરમ ભાવનાશીલ હૃદયમાં આવો સર્વોત્કૃષ્ટ અચિંત્ય ચિંતામણિ વીતરાગધર્મ—જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ સર્વદા જયવંત વર્તો એવી પરમ ઊર્મિપ્રધાન ભાવના ઉલ્લસતી હતી અને તે ભાવના ઉદ્‌ઘોષતા આ જ્ઞાનીઓના સનાતનમાર્ગનો જયજયકાર પોકારતા આ **જયજયકાર સૂત્રો ભાવિતાત્મા શ્રીમદ્‌**ના હૃદયમાંથી નિકળી પડતા હતા—

'શ્રીમદ્ વીતરાગ ભગવતોએ નિશ્ચિતાર્થ કરેલો એવો અચિંત્ય ચિંતામણિસ્વરૂપ, પરમ હિતકારી, પરમ અદ્‌ભુત, સર્વ દુ:ખનો નિ:સંશય આત્યંતિક ક્ષય કરનાર, પરમ અમૃતસ્વરૂપ એવો સર્વોત્કૃષ્ટ શાશ્વત ધર્મ જયવંત વર્તો, ત્રિકાળ જયવંત વર્તો. (અં.૮૪૩)

'અહો સત્પુરુષનાં વચનામૃત, મુદ્રા અને સતસમાગમ! સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર, દર્શનમાત્રથી પણ નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વરૂપપ્રતીતિ. અપ્રમત્ત સંયમ, અને પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ સ્વભાવનાં કારણભૂત;—છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર! ત્રિકાળ જયવંત વર્તો! ૐ શાંતિ:! શાંતિ: શાંતિ:

'અહો ! સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ—અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવઃ—અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો એવા પરમકૃપા સદ્ગુરુદેવ—આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો. હાથનોંધ (૩-૨૩)

'જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ જયવંત વર્તો.' (અં. ૯૫૨).

જ્ઞાનિઓના સનાતન સન્માર્ગનો જયજયકાર ઉદ્ઘોષતા આ છેલ્લા ચાર જયજયકાર-સૂત્રો તો **પરમ ભાવિતાત્મા રાજચંદ્રનો** પણ યાવચ્ચંદ્રદિવાકરૌ ત્રિકાળ જયજયકાર ઉદ્ઘોષે છે!



## પ્રકરણ સત્તાણુમું

# વનક્ષેત્રસ્થિતિ કરતો અવધૂત યોગીન્દ્ર

'અવધૂ નામ હમારા રાખે,
સો પરમ મહારસ ચાખે.'—**શ્રી આનંદઘનજી**

'ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિનતણી ચરણસેવા,
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા'—**શ્રી આનંદઘનજી**

આમ વ્યાપાર-વ્યવસાયમાંથી પ્રતિબંધરહિત માત્ર બાહ્ય સંબંધ સિવાય નિવૃત્ત-પ્રાય થયા પછી **શ્રીમદ્**ને નિવૃત્તિનો વિશેષ વિશેષ અવકાશ મળવા લાગ્યો, એટલે **પરમ નિવૃત્તિપ્રિય શ્રીમદ્** નિવૃત્તિક્ષેત્રસ્થિતિનો વિશેષ વિશેષ લાભ લેવા લાગ્યા વ્યાપારવ્યવસાયના અંતરસંબંધથી નિવૃત્ત થઈ ચૂકયા છતા પ્રતિબંધરહિતપણે બાહ્ય સંબંધના જે રહ્યાસહ્યા તાંતણા રહ્યા હતા તે ત્રોડવા માટે—સમેટવા માટે (wind up) **શ્રીમદ્**ને કવચિત્ થોડો વખત આંતરે આંતરે મુંબઈ રહેવું પડતું, તે સિવાય પ્રાયઃ નિવૃત્ત થઈ **શ્રીમદ્** નિવૃત્તિ જ લેતા. એમ તો ભાવથી તો પ્રથમથી જ **શ્રીમદ્** સર્વ દ્રવ્યથી સર્વક્ષેત્રથી સર્વકાળથી અને સર્વભાવથી સર્વત્ર સર્વદા સર્વથા નિવૃત્ત જ હતા અને સર્વત્ર અપ્રતિબદ્ધપણે સાક્ષાત્ **જીવનમુક્તદશા** જ અનુભવતા હતા, પણ દ્રવ્યથી-બાહ્યથી પણ તે અંતરનિવૃત્તિને પોષક **નિવૃત્તિક્ષેત્રનુ** સેવન તેઓ આત્મયોગની પરિપૂર્ણ સાધનાર્થે કરતા હતા. અને તેવા નિવૃત્તિક્ષેત્રમા **શ્રીમદ્**ની પ્રથમ પ્રસન્નતા ગૂજરાતમા નિસર્ગની કૃપાથી **ચારુતર**—અત્યંત ચારુ (સુદર) એવા ચરોતર પ્રદેશ પર ઉતરી હતી, અને તેમા પણ **ઉત્તરસંડાના વનક્ષેત્ર** પર તો **શ્રીમદ્**ની વિશેષ કૃપા-દૃષ્ટિ પડી હતી પુણ્યમૂર્તિ **શ્રીમદ્**ના પાવન પદન્યાસથી ધન્ય બનેલા આ ઉત્તરસંડાના એકાત નિર્જન વનક્ષેત્રમા તો લગભગ એક માસ જેટલી સ્થિતિ કરી ભાવથી **મહામુનીંદ્ર** જેવી પરમ અસંગ **અવધૂત** દશા અનુભવતા આ **અવધૂત યોગીન્દ્રે** સર્વસંગ અવધૂતે

કરી—કરાવી દઈ અપૂર્વ અનન્ય આત્મયોગસાધના સિદ્ધ કરી હતી. આ કાળમાં ભાગ્યે જ જોવા મળે એવી પરમ **અપ્રમત્ત આત્મસંયમધારા** આ **પરમ યોગારૂઢ યોગીશ્વરે** અનુભવસિદ્ધ કરી હતી. આમ અખંડ આત્મસાધના કરતાં કાવિઠા–વસો–ઉત્તરસંડા–ખેડાના વનક્ષેત્રમાં સ્થિતિ કરતા આ **અવધૂત યોગીન્દ્ર રાજચંદ્રનું** અત્ર દર્શન કરાવશું.

## ૧. કાવિઠા વનક્ષેત્ર

સં. ૧૯૫૪ના શ્રાવણ વદમાં **શ્રીમદ્** મુંબઈથી પેટલાદ થઈ શ્રા. વદ ૧૦ના દિને નિવૃત્તિક્ષેત્ર **કાવિઠા** પધાર્યા. અને ત્યાં પર્યુષણપર્વની અપૂર્વ આરાધના કરી–કરાવી ભાદરવા શુદ ૧૩ સુધી સ્થિતિ કરી હતી. સેવામાં સતત ઉપસ્થિત **મહામુમુક્ષુ અંબાલાલભાઈ** તો ત્યાં હતા જ, તેમજ **લહેરાભાઈ, ત્રિભુવનભાઈ, વનમાલીભાઈ, પોપટલાલભાઈ, ઝવેરભાઈ, કુંવરજીભાઈ મગનલાલ** વગેરે મુમુક્ષુઓ પણ આ પરમ સત્પુરુષના સાન્નિધ્યમાં પર્યુષણપર્વ આરાધનાનો ધન્ય લાભ પામનારાઓમાં હતા. **ચોથા આરામાં પણ ન મળે એવા પરમ સત્પુરુષના સત્સંગમાં** પરમાર્થનો રંગ જામ્યો હતો અને ચોથો આરો પ્રત્યક્ષ થતો હતો અને જ્ઞાનચર્ચા ચાલતી હતી. અનેક બોધપ્રસંગો બન્યા હતા. શ્રી ઝવેરભાઈના મકાને બોધપ્રસંગમાં **શ્રીમદે** પ્રકાશ્યુ હતું— (૧) સત્પુરુષો અન્યાય કરે નહિં; સત્પુરુષો અન્યાય કરે તો પછી જગત્‌માં વરસાદ કોના માટે વરસશે? સૂર્ય કોના માટે ઊગશે ? વા કોના માટે વાશે ? (૨) સત્પુરુષના સદ્ભાવે કુગુરુઓ પોતાના વાડા સાચવવા જાગૃત થાય છે, અને પોતાના વાડામાંથી જીવો ખેંચાઈ ન જાય એ માટે સત્પુરુષની નિંદા કરવા માંડે છે. આથી સત્પુરુષનો દ્રોહ થાય છે, જીવોને સત્પુરુષપ્રાપ્તિનો અંતરાય આવે છે, અને એ બંનેના કારણરૂપ થઈ કુગુરુ મહામોહનીય કર્મ બાંધે છે. (૩) આત્માને એક રીતે પારાની ઉપમા આપી શકાય. પારો જેમ સડવા દેતો નથી તેમ આત્મા જ્યાં સુધી શરીરમાં હોય ત્યાં સુધી શરીર સડતું–પડતું નથી; આત્મા ચાલ્યો ગયે શરીર સડવા માડે છે. એવી અપૂર્વ વસ્તુ આત્મા છે. (૪) ભિન્ન ભિન્ન કર્મપ્રકૃતિયોગે આ સંસારમાં અનેક જીવ ભિન્ન ભિન્ન પ્રકારે તે પ્રકૃતિ, પાપ–પુણ્ય, સુખ–દુઃખ, સંયોગ–વિયોગ આદિ અનુભવી રહ્યા છે. એક રીતે તેના ચાર પ્રકાર પણ કરી શકાય—એક ઉગ્યો અને ઉગ્યો–, અર્થાત્ આ ભવમાં પણ વૈભવસંપન્ન સુખી, અને પછી પણ સુખી. શ્રી ભરતચક્રીની પેઠે, **પુણ્યાનુબંધી પુણ્યવાન્.** એક ઉગ્યો અને આથમ્યો; અર્થાત્ આ ભવે સુખી, પણ પછીના ભવે દુઃખી; **પાપાનુબંધી પુણ્યવાન્**, શ્રી બ્રહ્મદત્તચક્રીની પેઠે. એક આથમ્યો અને ઉગ્યો; અર્થાત્ આ ભવે સંકટમાં, પણ પછી સુખી, **પુણ્યાનુબંધી પાપવાન્**, હરિકેશી મુનિની પેઠે. એક આથમ્યો અને આથમ્યો. અર્થાત્ વર્ત્તમાનમાં પાપ કરે છે, અને દુઃખી છે. અને હવે પછી ઉપાર્જેલાં પાપને લઈ દુઃખી થશે. **પાપાનુબંધી પાપવાન્.** કાલિકસૌર્ય કસાઈની પેઠે. (૫) જીવ કર્મ બાંધે, પણ અબાધકાળ સુધીમાં તેમાંથી છૂટવા માગે તો છૂટી શકે. અર્થાત્ કર્મ વિખેરી તેમાંથી મુક્ત

થઇ શકે. આમ અનેક પ્રકારે જ્ઞાનચર્ચા ચાલતી. અને ઘણી ઘણી બોધવર્ષા શ્રીમદે વર્ષાવી હશે, પણ ઝીલનાર પાત્રોએ (ઉપદેશછાયા આલેખનાર અંબાલાલભાઇના અપવાદ શિવાય) યથાશક્તિ થોડો-ઘણો બોધ ઝીલ્યો હોય તે પણ પત્ર પર આલેખ્યો જ ન હોય, તો તત્સંબંધી વિશેષ અત્ર કેમ લખી શકાય ? (६) ત્રણ વસ્તુ કોઇની બીજાને આપી શકાય નહિં-પુણ્ય, પાપ અને આયુષ્ય. ઇત્યાદિ.

## ૨. વસો વનક્ષેત્ર

કાવિઠાથી શ્રીમદ્ ભાદ. શુ. ૧૪ના દિને વસોક્ષેત્રે પધાર્યા અને ત્યાં પ્રથમ આશો શુદ ૧૩ પર્યંત—એક પૂરો માસ સ્થિતિ કરી. તે વખતે શ્રી લલ્લુજીમુનિની ચાતુર્માસસ્થિતિ અત્ર વસોમાં હતી. તેમની સાથેમાં મુનિ મોહનલાલજી અને ચતુરલાલજી હતા. લલ્લુજીમુનિએ નડીયાદના એક ભાઇ મોતીલાલ જેઠાભાઇ ભાવસારને વસો શ્રીમદ્ પધારે તો તેમની સેવામાં રહેવાનું બની શકશે કે કેમ ? એમ પૂછ્યું. મોતીલાલભાઇએ ઘણી જ પ્રસન્નતાથી હા પાડી ને કહ્યું કે—'હું બધી ગોઠવણ સારી રીતે કરીશ.' પછી શ્રીમદ્ કાવિઠાથી નિકળી વસો તરફ આવવા નિકળ્યા ત્યારે મોતીલાલ માફો તથા ગાડી લઇ સામા ગયા 'ચરામાં ગાડું સામું મળ્યુ. તેમાં સાહેબજી તથા અંબાલાલભાઇ તથા લહેરાભાઇ બેઠેલા હતા.' તેમને માફામાં-ગાડીમાં બેસાડી મોતીલાલ આદર-બહુમાનથી વસોમાં ઉપાશ્રય આગળ નારાયણની પધારી હતી ત્યાં લાવ્યા. રાતના દશ વાગ્યે શ્રીમદ્જી મુનિઓ હતા ત્યાં પધાર્યા. તે દર્શનપ્રસંગનું ભક્તિપૂર્ણ રોમાચક ચિત્ર મુનિ લલ્લુજી આલેખે છે કે—' કૃપાળુ દેવના દર્શન કર્યાં, તે વખતે તેમની અદ્ભુત દશા અમારા અનુભવમાં આવી તેનું વિશેષ વર્ણન કરવા અસમર્થ છું. પણ ટુંકામાં એટલું કે તે વખતે દેહ ને આત્મા સાવ સ્પષ્ટ જુદાં છે એવો પ્રત્યક્ષ અનુભવ કૃપાળુદેવ વિષે થયો. થોડીવાર પછી જે જ્ઞાનીએ વીતરાગનું સ્વરૂપ વર્ણવ્યુ છે તે પરમ પુરુષના દર્શન થવાથી આમ જ જ્ઞાનીનું સ્વરૂપ હોય એવી ખાત્રી થઇ. તે પછી થોડીવારે કૃપાળુદેવ બોલ્યા કે જીવને જ્ઞાનીનું માહાત્મ્ય જેવી રીતે સમજવું જોઇએ તેવી રીતે સમજાયુ નથી. કેમકે એક ૭-૮ વર્ષનું બાળક જેમ રાત્રે પાણી ન પીતું હોય અને જ્ઞાની રાત્રે પીતા હોય; એમ સમજવામાં આવે તે જ્ઞાની વિષે બાળ જીવો તો એમ કલ્પના કરે કે આમાં કાંઇ નથી. એવી બાળ જીવે જ્ઞાનીની ઓળખાણ કરેલી હોય છે. પછી ઉતારે પધારી ગયા. ત્યાં આગળ અમારે કલાક કલાક બોધ મળતો. મેં પૂછ્યું—સંન્યાસી કોને કહીએ ? પૂજ્યશ્રીએ કહ્યું—સર્વ વાસનાનો ક્ષય કરે તેનું નામ સંન્યાસી કહીએ. મેં પૂછ્યુ-ગોંસાઈ કોને કહીએ ? પૂજ્યશ્રીએ કહ્યું-ઇંદ્રિયોને કબજે કરે તેને ગોંસાઈ કહીએ. મેં પૂછ્યું-યતિ કોને કહીએ ? પૂજ્યશ્રીએ કહ્યું-પાર પ્હોંચેલા યા પરમાત્મપદને પામે તે યતિ કહીએ'

એકવાર વનમાં પધાર્યા હતા ત્યાં શ્રીમદે મુનિઓને પ્રમાદ ત્યજવાનો ઉપદેશ આપી, મુનિ લલ્લુજીને સંસ્કૃતનો અભ્યાસ કરવાની ભલામણ કરી. એટલે મુનિ મોહનલાલજીએ કહ્યું-મહારાજ સાહેબને તથા દેવકરણજીને અવસ્થા થઈ છે તેથી કેમ

બની શકશે ? **શ્રીમદે** વિકટોરીઆ રાણી વૃદ્ધાવસ્થા છતાં પરભાષાનો અભ્યાસ કરે છે તેનો દાખલો આપ્યો. પછી ઊઠીને વનમાં એક મહાદેવનું જીર્ણ મંદિર હતું ત્યાં એકાંતમાં બેઠા. ત્યાં **શ્રીમદ્** માત્ર કછોટો રાખી પદ્માસને બિરાજમાન થયા ને બોધ આપ્યો; **सिज्झंति वुज्झंति मुचंति परिणिव्वायंति सव्वदुक्खाणमंतं करंति**—એ સંકલનાબદ્ધ પદોનો અપૂર્વ રહસ્યાર્થ સમજાવ્યો—'સિજ્ઝંતિ અર્થાત્ સિદ્ધ થાય, તે પાછા બુજ્ઝંતિ બોધસહિત જ્ઞાનસહિત હોય એમ સૂચવ્યું. સિદ્ધ થયા પછી શૂન્ય (જ્ઞાનરહિત) દશા આત્માની કોઇ માને છે તેનો નિષેધ બુજ્ઝંતિથી સૂચવ્યો. એમ સિદ્ધ થાય, બુદ્ધ થાય, તે પાછા મુચ્ચંતિ-સર્વકર્મથી રહિત થાય અને તેથી પાછા પરિણિવ્વાયંતિ-અર્થાત્ નિર્વાણ પામે, કર્મરહિત થયા હોવાથી ફરી જન્મ-અવતાર ધારણ ન કરે. મુક્ત જીવ કારણવિશેષે અવતાર ધારણ કરે તે મતનો પરિણિવ્વાયંતિ કરી નિષેધ સૂચવ્યો. ભવનું કારણ કર્મ તેથી સર્વથા જે મુકાણા છે તે ફરી ભવ ધારણ ન કરે, કારણ વિના કાર્ય ન નિપજે. આમ નિર્વાણ પામેલા સવ્વદુક્ખાણમંતં કરંતિ અર્થાત્ સર્વ દુઃખનો અંત કરે, તેમને દુઃખનો સર્વથા અભાવ થાય, તે સહજ સ્વાભાવિક સુખ આનંદ અનુભવે. આમ કહી મુક્ત આત્માઓને શૂન્યતા છે, આનંદ નથી, એ મતનો નિષેધ સૂચવ્યો.' આવો અપૂર્વ પરમાર્થ **શ્રીમદે** પ્રકાશ્યો. પછી પોતે જંગલમાં ચાલ્યાં ગયા. મુનિઓ ઉપાશ્રયે આવ્યા. **શ્રીમદ્** ઉતારે આવ્યા. મુનિ મોહનલાલજીને **શ્રીમદે** કહ્યું-હે મુનિ ! જેમ પંથી રસ્તે જતાં ઝાડ તળે બેઠો હોય અને તે ઝાડ પોતાનું છે એમ નથી માનતો તેમ આ આત્માએ દેહરૂપી ઝાડમાં નિવાસ કર્યો છે, તેથી તે દેહ મારો છે એમ પંથીની પેઠે માનવો નહીં. પછી કેટલોક ઉપદેશ આપ્યા પછી સુંદરવિલાસ અને કર્મગ્રંથ એ બે પુસ્તકો પાસે પડ્યા હતા, તેમાંથી સુંદરવિલાસ માટે **શ્રીમદે** કહ્યું—'ગ્રંથ ઘણો સારો છે, પણ તેમાં જે કંઇ ભૂલ છે તે અમે જાણીએ છીએ, બીજું કોઇ જાણતું નથી. અને કર્મગ્રંથમા કર્મની પ્રકૃતિઓનું સ્વરૂપ બોધ્યુ છે, તેમાંની કહેલી સ્થિતિઓની પ્રકૃતિઓને વેદી અનુભવ કરી આખો ગ્રંથ અનુભવપૂર્વક અવલોકન કર્યો છે. **શ્રીમદે** અમદાવાદથી આવેલા ગોપાળદાસને પૂછ્યું-બીજા દર્શનો કરતાં જૈનદર્શનનું વિશેષપણું શું છે? તે કાંઈ ઉત્તર આપી શક્યા નહિ, ત્યારે પોતે કહ્યું કે-કર્મગ્રંથમાં જે જે ગુણસ્થાનકે જે જે કર્મપ્રકૃતિઓની બંધ, ઉદય, ઉદીરણા, સત્તા વર્ણવી છે, અને તેના બંધના તથા છુટવા વગેરેના જે જે પ્રકારો વર્ણવ્યા છે, તેવા કોઈ દર્શનમાં નથી.' ઇત્યાદિ રાતના બાર વાગ્યા સુધી અદ્‌ભુત બોધ કરી ગોપાળદાસનો કુલાગ્રહ ને શાસ્ત્રાભિનિવેશ છોડાવી પોતાના જાણપણાનું અભિમાન ઉતરાવ્યું હતું.

પછી **શ્રીમદ્** બીજે દિવસે ગામ બહારના બંગલામાં પધાર્યા ને ત્યાં થોડા દિવસ સ્થિતિ કરી હતી. મુનિઓ ત્યાં જતા. **શ્રીમદે** યશોવિજયજીકૃત યોગદષ્ટિસજ્ઝાયમાંથી પહેલી દૃષ્ટિનો અર્થ સમજાવ્યો હતો, ઉતરાધ્યયન સૂત્રના બત્રીશમા અધ્યયનની પહેલી ચોવીશ ગાથાનો બહુ અદ્‌ભુત પરમાર્થ સમજાવ્યો હતો, તેમજ કર્મગ્રંથની ગાથાઓની સ્પષ્ટ વ્યાખ્યા કરી સમજાવી હતી. તેમજ બોધપ્રસંગોમાં જણાવ્યું હતું કે—(૧)

સમકિતીને આઠ મદમાંનો એક્કે મદ ન હોય. અવિનયી અહંકારી અર્ધદગ્ધ, (પોતાને જ્ઞાન નહીં છતાં પોતાને જ્ઞાની માની બેઠેલો) અને રસલુબ્ધ,—એ ચારમાંથી એક પણ દોષ હોય તો જીવને સમકિત ન થાય. આ અંગે ઠાણુંગ સૂત્રની સાખ આપી હતી. (૨) ઇંદ્રિયોનો નિગ્રહ કરવા વિષે અથાગ બોધ કર્યો હતો,—તે એવો કે તેની ખુમારી બે-ચાર માસ સુધી પણ ગઇ નહોતી જે આહારથી શરીર પુષ્ટ થાય છે તે આહાર માંસ તરિકે લેખાય છે, કારણ કે તે ખાવાથી માંસ વધે છે, એટલે પૌષ્ટિક આહાર કરવો તે માંસ ખાવા બરાબર છે. (૩) મુનિ મોહનલાલજીએ **શ્રીમદ્**ને લખ્યું હતું કે મને વ્યાખ્યાન વાંચતા આવડતું નથી ને તે વાંચવા લાયક મ્હારી દશા નથી, તે માટે **શ્રીમદે** રૂબરૂમાં ઉત્તર આપ્યો કે—મુનિને સવારમાં સજ્ઝાય કરવાની આજ્ઞા છે તે વખતે સજ્ઝાય ધીમેથી કરવામાં આવે તેને બદલે આ મોટા સ્વરે સજ્ઝાય કરવામાં આવે છે એવો ભાવ રાખવો, તેમજ તે સાંભળનારની પાસેથી કાંઇ પણ આહારાદિકની ઇચ્છા રાખવી નહિં. તે મુજબ સજ્ઝાય કરે. (૪) કોઈ સામાન્ય મુમુક્ષુ ભાઈ વ્હેન સાધન માટે પૂછે તો આ સાધન બતાવવું—૧. સાત વ્યસનનો ત્યાગ. ૨. લીલોતરીનો ત્યાગ ૩. કંદમૂળનો ત્યાગ. ૪. અભક્ષ્યનો ત્યાગ. ૫. રાત્રીભોજનનો ત્યાગ. ૬. 'સર્વજ્ઞદેવ' અને 'પરમ ગુરુ'ની પાંચ પાંચ માળાનો જપ. ૭. ભક્તિરહસ્ય દુહાનું પઠન-મનન. ૮. ક્ષમાપનાનો પાઠ. ૯. સત્સમાગમ અને સત્શાસ્ત્રનું સેવન. ઇત્યાદિ માર્ગદર્શન મુનિઓને આપ્યું હતું.

એક દિવસ **શ્રીમદ્** વસોના ચરામાં પધાર્યા હતા, ત્યાં કેટલાક મુમુક્ષુ ભાઇઓ તથા વ્હેનો આવ્યા હતા. **શ્રીમદે** ભાદરણવાળા ધોરીભાઇ બાપુભાઈ પાસે 'ભરતેસર ભૂપતિ ભયો વૈરાગી' એ સજ્ઝાય ત્રણ વખત ગવરાવી હતી. (૧) પછી **શ્રીમદે** એક દૃષ્ટાંત ષડ્દર્શનનું સ્વરૂપ સમજાવવા વિષે આપ્યું હતું : છ જુદા જુદા વૈદ્યોની દુકાન છે. તેમાં એક વૈદ્ય સંપૂર્ણ સાચો છે. તે તમામ રોગોને, તેના કારણને, અને તે ટાળવાના ઉપાયને જાણે છે. તેનાં નિદાન, ચિકિત્સા સાચાં હોવાથી રોગીનો રોગ નિર્મૂળ થાય છે વૈદ્ય કમાય છે પણ સારૂં. આ જોઇ બીજા પાંચ કૂટ વૈદ્યો પણ પોત-પોતાની દુકાન ખોલે છે. તેમાં સાચા વૈદ્યના ઘરની દવા પોતા પાસે હોય છે, તેટલા પુરતો તો રોગીનો રોગ દૂર કરે છે, અને બીજી પોતાની કલ્પનાથી પોતાના ઘરની દવા આપે છે, તેથી ઉલટો રોગ વધે છે. પણ દવા સસ્તી આપે છે એટલે લોભના માર્યા લોક લેવા બહુ લલચાય છે અને ઉલટાં નુકશાન પામે છે. આનો ઉપનય એ છે જે, સાચો વૈદ્ય તે વીતરાગ દર્શન છે, જે સંપૂર્ણ સત્ય સ્વરૂપ છે. તે મોહ વિષયાદિને, રાગદ્વેષને, હિંસા આદિને સંપૂર્ણ દૂર કરવા કહે છે, જે વિષયવિવશ રોગીને મોંઘાં પડે છે, ભાવતા નથી અને બીજા પાચ કૂટ વૈદ્યો છે તે કુદર્શનો છે તે જેટલા પુરતી વીતરાગના ઘરની વાતો કરે છે, તેટલાં પુરતી તો રોગ દૂર કરવાની વાત છે, પણ સાથે સાથે મોહની, સંસારવૃદ્ધિની, મિથ્યાત્વની, હિંસા આદિની ધર્મના બ્હાને વાત કરે છે તે પોતાની કલ્પનાની છે અને તે સંસારરૂપ રોગ ટળવાને બદલે વૃદ્ધિનું કારણ થાય

છે. વિષયમાં રાચી રહેલ પામર સંસારીને મોહની વાતો તો મીઠી લાગે છે. અર્થાત્ સસ્તી પડે છે, એટલે કૂટ વૈદ્ય તરફ ખેંચાય છે, પણ પરિણામે વધારે રોગી થાય છે. (૨) વળી બીજું દૃષ્ટાંત સુગુરુ તથા કુગુરુ આશ્રયી આપ્યું કે સુગુરુ હોય તો જીવને માર્ગે ચડાવી પાર પહોંચાડે અને કુગુરુ હોય તો જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી તેનું ધન લુંટી લઇ દુર્ગતિમાં પહોંચાડે છે. કોની પેઠે? જેમ કોઇ માણસ જાન લઇને જાય. તેમાં હોંશિયાર અને બહાદુર વળાવો હોય તો તે પોતાના ઇચ્છિત મુકામે પાર પહોંચાડે છે—સુખે સમાધે પહોંચાડે છે, અને મૂર્ખ એવા હીજડાનો વળાવો હોય તો તે અધવચ લુંટાવે છે. તેની પેઠે જાણી સુગુરુની સોબત કરવી, કુગુરુની ન કરવી.

ફરી બીજા દિવસે ચરામાં જતાં રસ્તામાં **શ્રીમદ્ અચિંત્ય ચિંતામણિ** એવો **ધર્મ** છે તે વિષે સારી રીતે બોધ આપી, ચરામાં એક રાયણના ઝાડ તળે બિરાજમાન થયા, અને કહ્યું કે રાયણ તળે ભગવાન બહુવાર સમોસર્યા છે. એવામાં એક માળી જતો હતો, તેણે સ્વાભાવિક કૃપાળુદેવ ઉપર પ્રેમ આવવાથી તેમના ચરણ આગળ પુષ્પ મૂક્યાં. કૃપાળુદેવે તે ફુલમાંથી એક ફુલ લઇ કહ્યું કે—ભગવાનને ફુલ ચડાવવામાં આવે છે, તેમાં જે શ્રાવકને લીલોતરી ખાવાનો નિયમ છે, તે ભગવાનને ફુલ ચઢાવે નહીં, અને જે શ્રાવકને નિયમ નથી અને પોતાના વપરાશમાં જે પદાર્થ લીલોતરીનો વાપરવામાં આવે છે, તે વાપરવામાંથી પોતે કમતી કરી તે ભગવાનને ફુલ ચડાવે છે, અને જે મુનિ છે તેને સર્વથા પ્રકારે ફુલ ચડાવવાનો ત્યાગ છે, તેમજ તે ચડાવવા સંબંધીનો ઉપદેશ પણ મુનિ આપે નહિં,—એ પૂર્વાચાર્યો કહી ગયા છે. મુનિ **મોહનલાલજી**એ પ્રશ્ન કર્યો—શાસ્ત્રમાં એમ કહ્યું છે કે જિનકલ્પી સ્થવિરકલ્પીમાં આવે તે પછી તેનો મોક્ષ થાય છે. તે વખતે ખૂબ હસીને **શ્રીમદે** જવાબ આપ્યો કે સ્થવિરકલ્પીઓ જિનકલ્પીઓ ઉપર દાઝે બળ્યા અને બોલ્યા કે તમે સ્થવિરકલ્પી થશો ત્યારે તમારો મોક્ષ થશે. એમ જવાબ આપી **શ્રીમદે** ત્યાંથી ઊઠી ચાલવા માંડ્યું અને રસ્તામાં ચાલતી વખતે વારંવાર નીચેનું પદ બોલવા માંડ્યું—'રાગી શું રાગી સહુ રે, નીરાગી શું શો રાગ? રાગ વિના કિમ દાખવો રે, મુગતિ સુંદરી માગ.' પછી 'જેનો કાળ તે કિંકર થઇ રહ્યો' એ પદ પણ વારંવાર લલકાર્યું. બીજે દિવસે બપોરના એ જ ચરામા અને એ જ રાયણ તળે પોરીભાઇ પાસે ઓગણીશમા મલ્લિનાથનું સ્તવન (આનંદઘનજીકૃત) આઠ વખત બોલાવરાવ્યુ અને તેના અર્થ તેમની પાસે કરાવ્યા અને પછી **શ્રીમદે** પોતે અર્થ કરી સમજાવ્યા.

આમ વનમાં પ્રતિદિન સત્સંગરંગ જામતો હતો, ભક્તિની છોળો ઉછળતી હતી, બોધ–જ્ઞાનની લહરીઓ છૂટતી હતી, જંગલમાં મંગલ થતું હતું, ચોથો આરો આ અવનિ પર અવતરતો હતો, સર્વત્ર આનંદ આનંદ છવાઇ રહેતો હતો.

અમદાવાદના **શ્રી પોપટલાલભાઇ** તથા ખંભાતના **શ્રી છોટાલાલભાઈ** પણ વસો આવ્યા હતા. પોપટલાલભાઇએ પોતાની પરિચયનોંધમાં બે–ત્રણ પ્રસંગો નોંધ્યા છે: (૧) રસ્તામા એક પાણીનું વહેળીયુ આવ્યુ, તે ઉપરથી **શ્રીમદે** કહ્યું કે લોકાનુગ્રહ

કર્ત્તવ્ય છે, પણ કેમ થાય ? ચોમાસું ઉતરી ગયું, આ વહેળીયાંની પેઠે સહજસાજ મંદવત્ જ્ઞાન રહ્યું. લોકોને જ્ઞાનપિપાસા નથી, પિપાસા ઉત્પન્ન કરવાની જરૂર છે. (૨) એક દિવસ આઠ દશ પંડિતો, અધિકારીઓ વગેરે શાસ્ત્રાર્થ—જ્ઞાનચર્ચા માટે આવ્યા હતા. પ્રથમ શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં તેમણે શરૂ કર્યો. પાંચેક મિનિટ પછી ગુજરાતીમાં શરૂ થયો. કર્ત્તાસંબંધી શાસ્ત્રાર્થ હતો. પાંચેક મિનિટ ચાલ્યા પછી **શ્રીમદે** કલ્યાણ કેમ થાય એ અંગે બોધ શરૂ કર્યો. બે કલાક બોધ ચાલ્યો. આવેલા પંડિતો તથા અન્ય શ્રોતાઓના પ્રશ્નોનું આપોઆપ સમાધાન થઇ ગયું. શાસ્ત્રાર્થની જરૂર ન રહી. સહર્ષ નમસ્કાર કરી પંડિતો વગેરે વિદાય થયા. (૩) એકવાર રાત્રીએ આખી રાત ૯થી પરોઢિયે પાંચ સુધી બોધ ચાલ્યો હતો. (૪) એકવાર સાધુઓ સંબંધી વાત નિકળતાં **શ્રીમદે** કહ્યું હતું કે એવી નિંદામાં ન પડતાં ભવવૈચિત્ર્ય ભાવના, 'જગત જીવ હૈ કર્માધીના, અચરજ કછુઅ ન લીના' ઇત્યાદિ ભાવવા બોધ કર્યો હતો.

આમ **શ્રીમદ્** તો ધર્મમેઘની બોધવર્ષા વર્ષાવી રહ્યા હતા અને શ્રોતા મુમુક્ષુઓ યથાપાત્ર ઝીલતા હતા, પણ ઉપરમાં વહેળીયાના દૃષ્ટાંતથી **શ્રીમદે** માર્મિકપણે કહી દીધું તેમ તેવા તથારૂપ ઝીલનાર ને નોંધનાર પાત્રોની—મુનિઓ કે ગૃહસ્થોની ખામી થોડા હતી. એટલે જ ઉપરોક્ત યત્રતત્ર થોડા પ્રસંગોને ઉપદેશછાયા સિવાય **શ્રીમદે** વર્ષાવેલ બોધવૃષ્ટિના થોડા બિન્દુ પણ આપણને મળવા પામ્યા નથી. ભલે **શ્રીમદ્** પોતાના ઉતારે કે વનમાં યથાપ્રસંગે યથાપાત્ર આ બોધ તો કરતા રહ્યા, પણ તેઓ પોતે પોતાની શી આત્મસાધના કરીરહ્યા હતા ? અને તેમનો આત્મા કઇ દશામાં વર્ત્તી રહ્યો હતો ? બોધપ્રસંગો આદિઉ પશમ પામ્યે **આત્મારામી શ્રીમદ્** પોતે તો પ્રાયઃ એકાકી વનમા નિકળી પડતા અને સ્વાધ્યાય—ધ્યાનમાં લીન રહેતા, પોતાની સુપ્રસિદ્ધ ધૂનોથી વન—વગડાઓ ગજાવતા અને ભવ્યજનોને જગાવતા. વીતરાગના અચિંત્ય ચિંતામણિસ્વરૂપ પરમ અમૃતસ્વરૂપ પરમ શાશ્વત આત્મધર્મનો ગાઢ પરમાર્થરંગ જેના આત્માના પ્રદેશે પ્રદેશે લાગ્યો હતો એવા **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્** વસો ક્ષેત્રથી ૧૯૫૪ના પ્રથમ આશો શુદ ૬ના દિને લખેલા આ અમૃતપત્રમાં પરમ આત્મભાવોલ્લાસથી પ્રકાશે છે—

**'શ્રીમત્ વીતરાગ ભગવતોએ નિશ્ચિતાર્થ કરેલો એવો અચિંત્ય ચિંતામણિસ્વરૂપ પરમ હિતકારી, પરમ અદ્ભુત, સર્વ દુઃખનો નિઃસંશય આત્યંતિક ક્ષય કરનાર, પરમ અમૃતસ્વરૂપ એવો સર્વોત્કૃષ્ટ શાશ્વત ધર્મ જયવંત વર્તો, ત્રિકાળ જયવંત વર્તો.**

તે શ્રીમત્ અનંત ચતુષ્ટયસ્થિત ભગવતનો અને તે જયવંત ધર્મનો આશ્રય સદૈવ કર્તવ્ય છે. જેને બીજું કંઇ સામર્થ્ય નથી એવા અબુધ અને અશક્ત મનુષ્યો પણ તે આશ્રયના બળથી પરમ સુખહેતુ એવાં અદ્ભુત ફળને પામ્યા છે, પામે છે અને પામશે. માટે નિશ્ચય અને આશ્રય જ કર્ત્તવ્ય છે, અધીરજથી ખેદ કર્ત્તવ્ય નથી. ચિત્તમાં દેહાદિ ભયનો વિક્ષેપ પણ કરવો યોગ્ય નથી.

દેહાદિ સંબંધી જે પુરુષો હર્ષવિષાદ કરતા નથી તે પુરુષો પૂર્ણ દ્વાદશાંગને સંક્ષેપમાં સમજ્યા છે, એમ સમજો. એ જ દૃષ્ટિ કર્ત્તવ્ય છે.

હું ધર્મ પામ્યો નથી, હું ધર્મ કેમ પામીશ? એ આદિ ખેદ નહીં કરતાં વીતરાગ પુરુષોને ધર્મ જે દેહાદિ સંબંધીથી હર્ષવિષાદવૃત્તિ દૂર કરી આત્મા અસંગ–શુદ્ધ–ચૈતન્ય–સ્વરૂપ છે, એવી વૃત્તિનો નિશ્ચય અને આશ્રય ગ્રહણ કરી તે જ વૃત્તિનું બળ રાખવું, અને મંદ વૃત્તિ થાય ત્યાં વીતરાગ પુરુષોની દશાનું સ્મરણ કરવું, તે અદ્‌ભુત ચરિત્ર પર દૃષ્ટિ પ્રેરીને વૃત્તિને અપ્રમત્ત કરવી, એ સુગમ અને સર્વોત્કૃષ્ટ ઉપકારક તથા કલ્યાણસ્વરૂપ છે.—નિર્વિકલ્પ.'

**શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક ૮૪૩.

આ **અમૃતપત્રમાં ધર્મમેઘસમાધિ વર્ષાવી રહેલા ધર્મમૂર્તિ શ્રીમદ્**ના દિવ્ય આત્માનું કેવું ભવ્ય દર્શન થાય છે! બીજાને જેણે વીતરાગના શાશ્વત આત્મધર્મનો દૃઢ નિશ્ચય અને આશ્રય કરવાનો આવો ઉત્તમ બોધ કર્યો છે, તે **શ્રીમદ્**નો પોતાનો તે વીતરાગધર્મનો નિશ્ચય–આશ્રય કેવો અનંતગુણવિશિષ્ટ બળવાન્ હશે? બીજાને જેણે અસંગ–શુદ્ધ–ચૈતન્ય–સ્વરૂપવૃત્તિમાં અપ્રમત્ત રહેવાનો આવો બળવાન્ ઉપદેશ કર્યો છે, તે **શ્રીમદ્**ની પોતાની અસંગ–શુદ્ધ–ચૈતન્ય–સ્વરૂપ વૃત્તિમાં અપ્રમત્ત રહેલારૂપ અપ્રમત્ત આત્મદશા કેવી પરમ અદ્‌ભુત અનંતગુણવિશિષ્ટ બળવાન્ હશે? પત્રઅંતે સૂચક **'નિર્વિકલ્પ'** શબ્દ સૂચવે છે તેમ **નિર્વિકલ્પ શ્રીમદ્**ની નિર્વિકલ્પ આત્મસમાધિ કેવી પરમાશ્ચર્યકારક હશે? આ જ વસો વનક્ષેત્રમાં વસતાં આ **અપ્રમત્ત યોગી**ની **અપ્રમત્તયોગશ્રેણી** ગવેષણા કેવી અસાધારણ અદ્‌ભુત હતી, તેનો નિર્દેશ આ વસોક્ષેત્રે જ ૭–૧૨–૫૪—૩૧–૧૧–૨૨ના દિને લખાયેલી **શ્રીમદ્**ના આત્માના દર્પણ સમી આ હાથનોંધમા (૨–૧૧, ૧૨, ૧૩) પ્રાપ્ત થાય છે—

'આમ કાળ વ્યતીત થવા દેવો યોગ્ય નથી. સમયે સમય આત્મોપયોગે ઉપકારી કરીને નિવૃત્ત થવા દેવા યોગ્ય છે.

અહો આ દેહની રચના! અહો ચેતન! અહો તેનું સામર્થ્ય! અહો જ્ઞાની! અહો તેની ગવેષણા! અહો તેમનું ધ્યાન? અહો તેમની સમાધિ! અહો તેમનો સંયમ! અહો તેમનો અપ્રમત્તભાવ! અહો તેમની પરમ જાગૃતિ! અહો તેમનો વીતરાગ સ્વભાવ! અહો તેમનુ નિરાવરણ જ્ઞાન! અહો તેમના યોગની શાંતિ! અહો તેમના વચનાદિ યોગનો ઉદય!

હે આત્મા! આ બધું તને સુપ્રતીત થયુ છતાં પ્રમત્તભાવ કેમ? મંદ પ્રયત્ન કેમ? જઘન્યમંદ જાગૃતિ કેમ? શિથિલતા કેમ? મૂંઝવણ કેમ? અંતરાયનો હેતુ શો? અપ્રમત્ત થા, અપ્રમત્ત થા. પરમ જાગૃત સ્વભાવ ભજ, પર જગૃત સ્વભાવ ભજ.

'તીવ્ર વૈરાગ્ય, પરમ આર્જવ, બાહ્યાભ્યંતર ત્યાગ.

આહારનો જય આસનનો જય. નિદ્રાનો જય. યોગનો જય. આરંભપરિગ્રહવિરતિ. બ્રહ્મચર્ય પ્રત્યે પ્રતિનિવાસ. એકાતવાસ. અષ્ટાંગયોગ. સર્વજ્ઞધ્યાન. આત્મઈહા. આત્મોપયોગ. મૂળ આત્મોપયોગ અપ્રમત્ત ઉપયોગ. કેવળ ઉપયોગ. કેવળ આત્મા. અચિંત્ય સિદ્ધસ્વરૂપ.

'જિનચૈતન્યપ્રતિમા. સર્વાંગસંયમ. એકાંત સ્થિર સંયમ. એકાંત શુદ્ધ સંયમ, કેવળ બાહ્યભાવ નિરપેક્ષતા.'—**હાથનોંધ** ૨–૧૧,૧૨,૧૩.

વસો વનક્ષેત્રસ્થિતિ દરમ્યાન આવી **અપ્રમત્તયોગશ્રેણી** આરોહણુની અને **અપ્રમત્ત આત્મસંયમધારાની** ગવેષણા કરતા **શ્રીમદ્** પોતાની આત્મપુરુષાર્થજાગૃતિ અર્થે વીતરાગ પુરુષોના અદ્ભુત અપ્રમત્ત યોગની ને આત્મસંયમધારાની સ્મરણા કરી રહ્યા હતા, અને તે અર્થેની પરમ ભવ્ય પરમ ઉદાત્ત ધારણા ધરી રહ્યા હતા. આમ વસો ક્ષેત્રે એક માસ સ્થિતિ કરતાં શુદ્ધ આત્મસંયમયોગની અપ્રમત્તદશા દર્શાવી અને મુમુક્ષુઓને યોગબીજની વૃદ્ધિ કરનારા ધર્મમેઘની વર્ષા વર્ષાવી યથાભવ્ય પરમાર્થધર્મલાભ આપી પરમ અસંગ **ભાવનિર્ગ્રંથ શ્રીમદ્** ઉત્તરસંડાના વનક્ષેત્ર પ્રત્યે પ્રયાણ કરી ગયા.

## ઉત્તરસંડા વનક્ષેત્ર

સંતસેવામાં સદા તત્પર **ભક્તિમાન્ મોતીલાલભાઈ ભાવસારે** આજ્ઞાનુસારે નડિયાદથી લગભગ બે માઈલ દૂર ઉત્તરસંડાના વનમાં એકાંત નિર્જન સ્થળે તળાવડીના કાંઠે બાગની મધ્યે એક નાનકડી બંગલી શોધી રાખી હતી. ત્યાં **શ્રીમદ્** પધાર્યા. સાથે અંબાલાલભાઈ, લહેરાભાઈ, મોતીલાલભાઈ એ ત્રણ મુમુક્ષુ જન હતા, બીજા કોઈને આવવાની આજ્ઞા ન હતી. **લહેરાભાઈ** દશ દિવસ રહ્યા પછી **શ્રીમદ્**ની આજ્ઞા થવાથી ઘેર ગયા, અને **અંબાલાલભાઈ** પંદર દિવસ પછી ગયા **મોતીલાલભાઈ** ગાડું જોડાવી લાવ્યા ને સામાન ભરી ગાડું હંકાવ્યુ, ત્યાં **અંબાલાલભાઈએ** દર્શનની આજ્ઞા મેળવવા મોતીલાલને મોકલ્યા; આજ્ઞા મળતાં **શ્રીમદ્**ના દર્શન કર્યા અને ફરી દર્શન ન થાય ત્યાંસુધી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરી ચાલી નિકળ્યા. હવે એક માત્ર મોતીલાલ જ **શ્રીમદ્**ની સેવામાં રહ્યા. **મોતીલાલે** માત્ર પોતાને માટે એક ગાદલું તથા એક પાણીનો લોટો રખાવ્યો હતો, બાકી બધો સરસામાન રવાના કરાઈ ગયો હતો.

રાત્રે પોતા માટે રખાવેલું ગાદલું **મોતીલાલે** હીંચકા પર પાથર્યું. રાતના આશરે સાડા દશ વાગ્યે **શ્રીમદ્** વનક્ષેત્રમાં ધ્યાન ધરી મુકામે પધાર્યા; અને પૂછ્યું—ગાદલું ક્યાથી લાવ્યા? મોતીલાલ—મેં મારા માટે એક ગાદલું રખાવ્યુ હતું. **શ્રીમદ્**—ગાદલું તમે લઈ લો. **મોતીલાલે** ઘણો આગ્રહ કર્યો, તેથી રહેવા દીધું. થોડીવાર પછી ગાદલું હીંચકા પરથી પડી ગયુ. રાત્રે મચ્છર બહુ કરડવાથી **મોતીલાલ** પોતાની પેટીમાંથી એક બનુસ તથા ધોતીયુ કાઢી લાવ્યા ને સાહેબજીને ઓઢાડ્યા. **અંબાલાલભાઈએ** **મોતીલાલને** વારંવાર દેખભાળ કરતા રહેવાની સૂચના કરી હતી એટલે દોઢેક કલાક પછી સાહેબજીને જોવા માટે **મોતીલાલ** બ્હાર આવ્યા ને જોયુ તો **શ્રીમદ્જી** ગાથાઓની ધૂનમાં તલ્લીન હતા, બનુસ તથા ધોતીયુ શરીર પરથી ભોય પર પડી ગયા હતા, તે ફરી ઓઢાડ્યા. **શ્રીમદ્**ને શરીરની બીલકુલ દરકાર નહોતી,—દેહભાન પણ ભૂલી ગયા હતા અને ગાથાઓની ધૂનમાં તલ્લીન હતા.

પ્રાતઃકાળે **શ્રીમદ્** વનમાં ગયા ને બે કલાક પછી બંગલીએ પધાર્યા, ને હીંચકા પર બિરાજ્યા; પછી મેડા ઉપર એક શેતરંજી પાથરી હતી ત્યા પધાર્યા. **મોતીલાલ** એક પુસ્તક પાસે મૂકી નીચે આવી બેઠા. **બાહ્યભાવનિરપેક્ષ શ્રીમદ્ સ્વાધ્યાય-ધ્યાનમાં લીન** થયા. બપોરે એક પટેલ ગામમાંથી **મોતીલાલ** પાસે આવ્યા અને

છ્યુ—શેઠ ક્યાં ગયા ? (અંબાલાલભાઇને શેઠ કહેતા હતા). મોતીલાલે કહ્યું–શેઠ તો યા. પટેલે પૂછ્યુ–ખાવાપીવા માટે શી રીતે ચાલે છે ? મોતીલાલ—સાહેબજીની આજ્ઞા ગર તે કહી ન શકાય. **મોતીલાલ** આજ્ઞા મેળવવા ગયા ત્યારે **શ્રીમદે** કહ્યું—ખાવા-પીવાની કાંઈ અડચણ નથી એમ પટેલને કહો. પટેલને તે પ્રમાણે કહ્યું એટલે તે ચાલ્યા યા. **મોતીલાલે** પૂછ્યું—આપને ખાવાને માટે કેમ છે ? **શ્રીમદે** કહ્યું–તમે નડીયાદ ઈ બાઇને નવરાવી રોટલી તથા શાક કરાવો. વાસણ લોખંડનું વાપરે નહીં, તેમ જ શાકમાં પાણી તથા તેલ નાંખે નહીં. પછી મોતીલાલ ઘેર નડીયાદ ગયા. તે વખતે **અંબાલાલભાઈ** ત્યાં નડીયાદમાં હતા, તેમણે ચુરમું વગેરે રસોઇ તૈયાર કરાવી રાખી હતી, પણ **મોતીલાલભાઇ** બધી હકીકતથી **અંબાલાલભાઈ**ને વાકેફ કરી શુદ્ધ સાત્ત્વિક આહારની **શ્રીમદ્**ની આજ્ઞા પ્રમાણે રોટલી તથા શાક–દૂધ લઇ ઉત્તરસંડા **શ્રીમદ્** પાસે આવ્યા. **શ્રીમદ્** જમ્યા ને પૂછ્યું વાણીઆભાઇ (એટલે કે અંબાલાલભાઇ) ત્યાં છે કે ? **મોતીલાલ**—હાજી.

સાયંકાળે **શ્રીમદ્દજી** વનમાં ગયા. દશ વાગ્યે આવી હીંચકા પર બીરાજ્યા, રાત્રે પણ ગત રાત્રી જેમ ધૂન વગેરે ચાલુ હતા. બીજે દિવસે પણ આગલા દિવસની દિનચર્યા પ્રમાણે **શ્રીમદ્** પ્રાતઃકાળે વનમાં પધાર્યા, પછી સ્વાધ્યાયાદિ. **મોતીલાલ** બપોરે એક વાગ્યે આગલા દિવસ જેમ જ ભોજન લાવ્યા ને **શ્રીમદે** આહારપાન કર્યું. ત્રણ વાગ્યે **શ્રીમદ્** વનમાં પધાર્યા, અને **મોતીલાલ**ને કહ્યું—અમે ક્યાં બેઠા છીએ તેની અમને ખબર નથી. આ બંગલો છે કે શું છે ? તે તમે ચિંતવતા હો તો ભલે, પણ અમને કાંઈ ખબર નથી. આમ દેહાદિનું પણ જ્યાં ભાન ભૂલાઈ ગયુ હતું એવી **આત્મમગ્ન આ અવધૂત યોગીન્દ્રની અદ્ભુત નિર્વિકલ્પ દશા હતી ! મોતીલાલભાઇ** પોતાની પરિચયનોધમા લખે છે કે–'એવી દશા આરૂઢ વર્ત્તાય છે, અને તેમના પ્રદેશો દેખાવ આપતા હતા તે વાત પણ ખરી છે, એવું મને જણાતું હતું.'

પછી બીજે દિવસે મોતીલાલ નડીયાદ ગયા ત્યારે **શ્રીમદ્દજી**એ કહ્યું—તમે દિવસે અહીં આવો છો ને સાજે નડીયાદ ચાલ્યા જાઓ છો તેનું કારણ માત્ર એટલું જ કે તમારા હાથનું કડું તથા વીંટી તમને દુઃખરૂપ છે, અને તે દુઃખરૂપ થઇ પડતું હોય તો શા માટે રાખવું ? મોતીલાલને એ વાત તદ્દન સાચી લાગી, કારણ કે તેને લઈને મનમાં ભય રહ્યા કરતો હતો, એટલે તુરત વીંટી તથા કડું કાઢી નાંખ્યા. **શ્રીમદે** કહ્યું —તમે અહીં જે ઘડીયાળ ભેરવ્યુ છે તે અમને વિકલ્પ કરાવે છે, માટે તમે જ્યારે જાઓ ત્યારે ઘડીયાળ લેતા જજો.

બીજે દિવસે નડીયાદના સીધે રસ્તે ચાલતા **શ્રીમદ્** ફરવા નિકળ્યા. મોતીલાલ આગળ હતા. થોડે દૂર ગયા પછી **કૃપાનાથ શ્રીમદે** મોતીલાલને કહ્યુ—મોતીલાલ ! રોકાઓ. પેલા સર્પને જવા દો. **મોતીલાલ** તરત જ ઊભા રહ્યા. તે વખત રાત્રીનો હતો, અંધારૂં બહુ જ હતું, તેમજ **શ્રીમદ્** ઘણા દૂર હતા. તે જગ્યાએ ઘાસનો ઢગલો પડયો હતો, તેની વચ્ચે પગથીનો રસ્તો હતો. તરતમાં સર્પ મોતીલાલની દૃષ્ટિએ પડયો

નહીં. પાછળથી સર્પ જોતાં જ મોતીલાલના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. પછી શ્રીમદે આગળ ચાલવા આજ્ઞા કરી એટલે ચાલવા માંડ્યું. નડીયાદની ભાગોળના ઝાંપા સુધી ગયા ને બંગલે જવાનો જુનો રસ્તો જે શ્રીમદે બતાવ્યો હતો તે રસ્તે થઈને બંગલે ગયા. રસ્તે ચાલતાં શ્રીમદે બોધ આપવો શરૂ કર્યો હતો. અને પ્રસંગથી જગતને અમર સંદેશો આપે, એવા તે બોધના પ્રસંગમાં ને પ્રસંગમાં અપૂર્વ આત્મ પુરુષાર્થની પ્રેરણા કરતાં શ્રીમદે શ્રીમુખે આ આત્માનુભવસિદ્ધ પરમ અદ્ભુત રહસ્યવાર્તા પ્રકાશી હતી.

'પ્રમાદમાં શું પડયા રહ્યા છો? વર્ત્તમાનમાં માર્ગ કાંટાથી ભર્યો છે, કે જે કાંટા ખોદતાં અમને જે શ્રમ વેઠવો પડયો છે તે અમારો આત્મા જ જાણે છે. વર્ત્તમાનમાં વિશેષ જ્ઞાની મળ્યા હોત તો અમે તેની પુંઠે પુંઠે ચાલ્યા જાત. તમને તો પ્રત્યક્ષ જ્ઞાનીનો જોગ છતાં એવા જોગથી જાગૃત થતા નથી! પ્રમાદને દૂર કરી જાગૃત થાઓ! અમે જ્યારે શ્રી વીર પ્રભુના છેલ્લા અંતેવાસી શિષ્ય હતા, ત્યારે લઘુશંકા જેટલો પ્રમાદ કરવાથી અમને આટલા ભવ કરવા પડયા છે! પરંતુ જીવને પ્રમાદને લઇને ભાન થતું નથી, જીવને પ્રત્યક્ષ જ્ઞાની પુરુષનું ઓળખાણ થવું ઘણું જ દુર્લભ છે. પ્રમાદ છોડો! પુરુષાર્થ કરો! જાગૃત થાઓ! આવો યોગ મળવો પરમ વિકટ છે. મહાપુણ્ય પ્રાપ્ત થયેલ આ જોગ વ્યર્થ ન ગુમાવો. અમારૂં કહેવું ગમે તે પ્રકારે થતું હોય પણ તે કેવળ જાગૃત અને પુરુષાર્થને પ્રેરવા અર્થે જ છે.'

આમ બોધ ચાલતો હતો. પછી બંગલે આવ્યા. શ્રીમદ્ હીંચકા પર ગાથાઓની ધૂનમાં ને ધૂનમાં બેઠા ને અપ્રમત્ત જાગૃતપણે રાત્રી નિર્ગમન કરી. બીજે દિવસે પ્રાતઃકાળની તે જ દિનચર્યા પછી બપોરનો વખત થયો. મોતીલાલે આગળથી જ તેમના પત્નીને સૂચના આપી હતી કે મેલટ્રેન ઉપડયા બાદ તમારે જમવાનું લઈને ચાર ખેતરવાને છેટે બેસી રહેવું. પછી હું આવીને જમવાનું લઈ જઈશ. તે પ્રમાણે મોતીલાલ જમવાનું લેવા જાય છે, ત્યાં તો તેમના પત્ની નવલબ્હેન નજીક આવી પહોંચ્યા. તેથી મોતીલાલે તેમને ઠપકો આપ્યો અને ગુસ્સે થયા, કારણ કે તે વાત સાહેબજીને જણાવવી નહોતી. પણ તે વાત શ્રીમદ્જીએ જ્ઞાનબળથી જાણી લીધી અને મોતીલાલને કહ્યું—'શા માટે તમે ખીજ્યા? તમે શું ધણીપણું બજાવો છો? નહીં, નહીં, તેમ ન થવું જોઈએ. ઉલટો તમારે તે બાઈનો ઉપકાર માનવો જોઈએ. આ બાઈ તો આઠમે ભવે મોક્ષપદ પામવાના છે.' એમ કહી આજ્ઞા કરી કે બાઈને અહીં આવવા દો એટલે શ્રીમદ્ની આજ્ઞાથી મોતીલાલના પત્ની નવલબ્હેને શ્રીમદ્ના પાવન દર્શન કર્યા, અને આવા પરમ સંતના મને દર્શન થાય તો કેવું સારૂં એમ પોતે ઘરથી નિકળતા કરેલો ભાવના-મનોરથ પૂર્ણ થવાથી પરમ હર્ષ પામ્યા અને પરમ પુણ્યોર્જનથી ધન્ય બન્યા. દર્શન કરી તે બાઈ ભવનો ભાર ઉતારી ચાલ્યા ગયા. આહારમાં રોજ શ્રીમદ્ માત્ર બે રૂપીઆભાર રોટલી, ભાત અને થોડું (નવટાક) દૂધ, એમ એક જ વખત ભોજન લેતા,—અને તે પણ યાચીને નહિં, પણ અન્ય આપે તો જ લે, નહીં તો ન લે. આવા સૂક્ષ્મ આહારથી શરીરને અને અનાજને કેટલો સંબંધ છે એવી રીતે

મોતીલાલ વિચાર કરતા હતા. ત્યાં કૃપાનાથે કહ્યું કે આ શરીર અમારી સાથે કજીઓ કરે છે, પણ અમે પાર પાડવા દેતા નથી.' એવા **શ્રીમદ્ જેવા પરમ અવધૂત યોગીન્દ્ર**ની સાક્ષાત્ સેવાનો પરમ ધન્ય લાભ ઊઠાવનાર આ **મોતીલાલભાઈ** પોતાની પરિચયનોંધમાં લખે છે—'કૃપાનાથ ફક્ત એક જ પંચીયુ પહેરતા હતા, અને તે પંચીયુ વચ્ચેથી પહેરી બે બાજુના છેડા ખભા ઉપર નાખતા હતા. શરીર કાંટા સરખું હતું, પણ સામર્થ્ય અત્યંત હતું. કૃપાનાથજી જે વખતે વચનામૃત બોલતા તે વખતે પાંચ ખેતરવા દૂરથી પણ વેગ સંભળાતો હતો. તેમાં કૃપાનાથ પોતે ગાથાઓ બોલતા હતા તે ગાથાઓ આનંદઘનજી મહારાજ તથા ધીરા ભગતની બોલતા હતા. જે વખતે વેગ ચાલતો હતો ત્યારે હું પાંચ છ ખેતરવા દૂરથી આવતો હતો, તે વખતે મને અનુભવ થયો હતો.' ઇત્યાદિ.

આમ અવધૂત આનંદઘન આદિના પદોની ધૂનો લલકારતા અને 'મારગ ચલત ચલત ગાત આનંદઘન, રહત આનંદ ભરપૂર' એવા **અવધૂત આનંદઘનનું સ્મરણ કરાવતા આ અવધૂત યોગીન્દ્ર રાજચંદ્ર** ઉત્તરખંડાના વનક્ષેત્રમાં અખંડ આત્મધ્યાન ધરતાં મહામુનીંદ્રદશાનો સાક્ષાત્કાર સત્યંકાર કરાવતા હતા. તથારૂપ અંતરંગ આત્મારામી મહામુનિદશાસંપન્ન આ અવધૂત યોગીંદ્ર મહામુનીંદ્રની વનક્ષેત્રસ્થિતિ સમયની વનચર્યાના સાક્ષી સાક્ષાત્ નજરે જોનારા **મોતીલાલભાઇ**એ તેમની જે દિનચર્યા નોંધી છે તે પરથી સ્વયં સમજાય છે કે—ભાવથી આ મહામુનીંદ્ર ઉત્કૃષ્ટ કોટિની **અપ્રમત્ત મુનિચર્યા** જ આચરી રહ્યા છે, અને પોતાની પૂર્વનિર્દિષ્ટ હાથનોંધમા (૨-૧૧, ૧૨, ૧૩) સૂત્રિત કરેલા અપ્રમત્ત યોગશ્રેણીઆરોહણના મહાન્ સૂત્રોને અખંડ આત્મોપયોગથી ચરિતાર્થ કરી રહ્યા છે, અરે! આ કાળમા ભાગ્યે જ દર્શન થાય એવી આ અદ્ભુત અપ્રમત્ત આચરણાનું અનન્ય આત્મપરાક્રમ આદરી રહ્યા છે. કારણ કે આ **અવધૂત યોગીંદ્ર**ની—ભલે અવધારિત-અભિગૃહીત સમયપૂરતી પણ—દિનચર્યામા આપણે જોયુ તેમ—આ અપ્રમત્ત મહામુનીંદ્ર આખો દિવસ ને રાત અપ્રમત્તપણે સ્વાધ્યાય-ધ્યાન ધરતા હતા. પ્રાતઃકાળે પ્રથમ પ્રહરે વનમાં ધ્યાન ધરતા, બીજા પ્રહરે બંગલીના ઉપાશ્રયે સ્વાધ્યાય, ત્રીજા પ્રહરે આહારાદિ, ચોથા આદિ પ્રહરે વનમા ધ્યાન, રાત્રીના શેષ પ્રહરે સ્વાધ્યાય-ધૂન એમ દિવસ ને રાત અપ્રમત્ત મુનિચર્યા આચરતા હતા; રાત્રે પણ નિદ્રા ન લેતા ગાથાઓની ધૂનમાં જ મચ્યા રહેતા હતા, ઓઢવા-પાથરવા-સુવા આદિ બાહ્ય ભાવોમા અત્યંત નિરપેક્ષ-ઉદાસીન હતા; વસ્ત્રમા માત્ર એક ટૂંકું પંચિયુ જ પરિધાન કરતા હતા, આહારમાં માત્ર એક વખત જ બે રૂપીઆભાર રોટલી ને નવટાંક દૂધ જેટલો જ શુદ્ધ સાત્ત્વિક સૂક્ષ્મ નહિં જેવો આહાર કરતા હતા,—અને તે પણ નહિં યાચતા-અયાચકપણે કોઈ આપે તે જ લેતા હતા; યાચના પરીષહ, દંશમશક પરીષહ, ક્ષુધા પરીષહ, તૃષા પરીષહ, તૃણ-કંટક પરીષહ એ આદિ **પરીષહો** સમભાવે સહતા હતા; ઈર્યાસમિતિ આદિ સાચવી અડવાણે પગે ચાલતા હતા; અદંતધોવન, અસ્નાન, કેશ-રોમ-નખાદિ અસંમાર્જન—અપરિકર્મ એ આદિ પરમ પ્રસિદ્ધ બાહ્ય નિર્ગ્રંથ આચરણ પણ યથા-

સૂત્ર આચરતા હતા; અને વનમાં નિર્ભય વનરાજની જેમ પરમ નિર્ભયપણે એકાકી વિચરતા આ મહાન્ મુનિ-રાજ દેહ જાણે અવધૂત કર્યો હોય-ફગાવી દીધો હોય એવી દેહનિર્મમ વિદેહી પરમ અસંગ વીતરાગ **અવધૂત નિર્ગ્રંથ દશા** અનુભવતા હતા.* આમ વનમાં એકાકી ગંધહસ્તીની પેઠે વિચરતા આ અવધૂત યોગીન્દ્રની અપ્રમત્ત મુનિચર્યામાં 'ધાર તરવારની' કરતાં 'દોહલી' 'જિનની' આત્મચારિત્રરૂપ કેવી અદ્‌ભુત 'ચરણસેવા' દેખાઈ આવે છે! સમુદ્ર જેવી અક્ષોભ્ય સ્વરૂપમર્યાદામાં વર્ત્તતા—સૂર્યસમા તેજસ્વી આત્મસ્વરૂપમાં પ્રતપતા આ પરમ તપોમૂર્ત્તિ પરમ અસંગ મુનીન્દ્રની અપ્રમત્ત મુનિ ચર્યામાં મહામુનીંદ્રદશાની કેવી અલૌકિક ચરણધારા દેખાઇ આવે છે!! આજે જ્યારે પ્રાયે ભાગ્યે જ કોઈ આવી ઉગ્ર સાધના કરવાની હામ ભીડે, ત્યારે આ કાળમાં પણ આ **અપ્રમત્ત યોગીન્દ્ર શ્રીમદે** આવું અદ્‌ભુત આત્મપરાક્રમ કરી દેખાડ્યું તે જ ખરેખર! પરમ આશ્ચર્યોનું આશ્ચર્ય (wonder of wonders) છે!!! આ અવધૂત યોગીન્દ્રના દિવ્ય આત્માના દર્પણ સમી આ હાથનોંધ પણ આ અવધૂતની એવી જ ધ્યાનદશાની સાક્ષી બુલંદ નાદથી પોકારે છે—

**'આભ્યંતર ભાન અવધૂત.**
**વિદેહીવત્,**
**જિનકલ્પીવત્.**
**સર્વ પરભાવ અને વિભાવથી વ્યાવૃત્ત.**
**નિજસ્વભાવના ભાન સહિત, અવધૂતવત્ વિદેહીવત્ જિનકલ્પીવત્ વિચરતા પુરુષ ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરીએ છીએ.'**

આમ આ સાધુચરિત **અપ્રમત્ત મુનીન્દ્રે—અવધૂત યોગીન્દ્રે** વસો વનક્ષેત્રે પોતાની હાથનોંધમા (૨–૧૧, ૧૨, ૨૩) આલેખેલી **યોગધારણા** અત્ર **ઉત્તરખંડા વનક્ષેત્રે** અખંડપણે આચરીને ચરિતાર્થ કરી દેખાડી છે: **અપ્રમત્ત યોગીન્દ્રોના આત્મપરાક્રમનું** સ્મરણ કરતાં અપ્રમત્ત આત્મયોગની સાધના કરી રહેલા આ અપ્રમત્ત યોગીન્દ્રે તીવ્ર વૈરાગ્ય, પરમ આર્જવ ધરી બાહ્યાભ્યંતર ત્યાગ કર્યો હતો; આહારનો જય કર્યો હતો, આસનનો જય કર્યો હતો, નિદ્રાનો જય કર્યો હતો, યોગનો જય કર્યો હતો, આરંભપરિગ્રહવિરતિભાવ કર્યો હતો. બ્રહ્મચર્ય પ્રત્યે પ્રતિનિવાસ

* જિનકલ્પીની દશાના વર્ણનમા પણ કેટલીક વાતો કોઈ કોઈ અંશે તેવીજ આવે છે જેમકે—'જીવનરેખા'માં સામાન્ય નોંધ આપી છે તેમ—'એકાકી વિહાર કરે, સ્મશાનમાં પણ કાયોત્સર્ગ ધ્યાન ધરે, દેહનિરપેક્ષ હોય—તૃણઆદિ પણ આંખમાંથી કાઢે નહિ—પગમાં લાગેલ કાંટો પણ કાઢે નહિ—ખજવાળે નહિ, આહાર-વિહાર-નીહાર ત્રીજે પ્રહરે કરે, ત્રીજો પ્રહર પૂરો થયો કે સાતે પ્રહર ત્યાં જ સ્થિરતા કરે—ઊભા રહે-કાઉસગ્ગ કરે, નિર્લેપ તુચ્છ નીરસ આહારાદિ કરે, અન્ય સાથે આલાપ-સંલાપ આદિ ન કરે, અપ્રતિબદ્ધ રહે—ઉપદેશનો પ્રતિબંધ પણ ન રાખે, વાઘ-સિંહ-હાથી આદિથી ભય પામી નાસે નહિ, રોગમાં પણ ચિકિત્સા ન કરાવે, પરમશ્રુત હોય, સમુદ્ર પેઠે ગંભીર અડોલ અક્ષોભ્ય હોય, સૂર્ય પેઠે તેજસ્વી હોય' ઇત્યાદિ

—શ્રી મનસુખભાઇ કિરતચંદકૃત 'જીવનરેખા'

કર્યો હતો; એકાંતવાસમાં વસતાં અષ્ટાંગયોગ સાધતા આ **અપ્રમત્ત યોગીન્દ્ર** સર્વજ્ઞધ્યાન ધરતાં-આત્મઈહા કરતાં, આત્મોપયોગમાં-મૂળ આત્મોપયોગમાં-અપ્રમત્ત ઉપયોગમાં-કેવળ ઉપયોગમાં-કેવળ આત્મામાં જ રમમાણ વર્ત્તતાં અચિન્ત્ય સિદ્ધસ્વરૂપ ધ્યાવતા હતા; જિનચૈતન્યપ્રતિમા થઈ, સર્વાંગસંયમમાં-એકાંત સ્થિર સંયમમાં-એકાંત શુદ્ધ સંયમમાં વર્ત્તતાં કેવળ બાહ્યભાવનિરપેક્ષતા ધરતા આ અપ્રમત્ત યોગીન્દ્ર, પૂર્ણ આભ્યંતર ભાન છતાં બાહ્ય ભાન ભૂલી ગયેલા પરમ અસંગ અવધૂત બન્યા હતા, દેહ છતાં દેહાતીત દશાએ વિચરતા વિદેહી બન્યા હતા, સર્વ પરભાવ અને વિભાવથી વ્યાવૃત્ત થઈ નિજ સ્વભાવના ભાન સહિત અવધૂતવત્ વિદેહીવત્ જિનકલ્પીવત્ વિહરતા પુરુષ ભગવાનના સ્વરૂપનું ધ્યાન ધરતા હતા. આવા અદ્ભુત અપ્રમત્ત હતા આ ઉત્તર-ખંડા વનક્ષેત્રે વિચરતા આ **અવધૂત યોગીન્દ્ર!**

### ૪. ખેડા વનક્ષેત્ર

આમ ઉત્તરસંડા વનક્ષેત્રમાં વનવાસ કરતાં જે આ વનવાસી **અવધૂત યોગીન્દ્ર**ની **અપ્રમત્ત મુનિચર્યા** આચરતી પ્રતિદિન દિનચર્યા ચાલતી હતી, તે **શ્રીમદે** પોતે અંતરમાં અવધારેલ અભિગ્રહની અવધારિત અભિગૃહીત મુદત પૂરી થયે **મોતીલાલને** કહ્યું-કેમ ચાલીશું? **મોતીલાલે** કહ્યું-ખેડા તરફ. કારણકે **મુનિ દેવકરણજી** આદિએ **મોતીલાલને** ભલામણ કરી હતી કે સાહેબજીનું આ તરફ ખેડા પધારવું થાય તો તેમ કરજો. પછી **શ્રીમદે** આજ્ઞા કરી-કોઈ હજામ હોય તો મોકલો. અભિગ્રહ સમય દરમ્યાન હજામત-સ્નાન વગેરે આ **અવધૂત યોગીન્દ્રે** છોડી દીધા હતા, એટલે હજામત એક મહિનાની વધી ગઈ હતી મોતીલાલ હજામને બોલાવી લાવ્યા અને જલદી પતાવવાની સૂચના કરી પોતે પાણીની તજવીજ કરવા ગયા. દરમ્યાન હજામે તો આ કોઈ મહાત્મા છે એવું જાણીને દાઢી-મૂછ-કેશ એ બધુંય મુંડી નાંખ્યુ, પણ જેણે વિષય-કષાયની મુંડનક્રિયા કરી અંતરની મુડ મુંડાવી નાખી હતી એવા આ નિર્વિકલ્પ અવધૂત મહામુનીંદ્ર તો મૌન જ રહ્યા! બીજે દિવસે **મોતીલાલ** ખેડા જવાની ગાડી ઠરાવી લાવ્યા. **શ્રીમદે** કહ્યુ-કેમ ચાલીશું? **મોતીલાલ**-હાજી. અભિગૃહીત મુનિચર્યા દરમ્યાન જેણે એક નાના પંચીયા સિવાય વસ્ત્રપરિધાન છોડી દીધું હતું, એવા આ અવધૂતને **મોતીલાલે** પોતાનો કોટ કાઢી પહેરવા માટે આજીજી કરી, એટલે પહેર્યો; ફેંટો મૂકયો, એટલે તે ફેંટો વીંટ્યો પછી **પરમ દયામૂર્ત્તિ શ્રીમદ્**, ઘોડાને ચાબુક ન મારવો એવી ગાડીવાળા પાસે બોલી કરાવી ગાડીમા બેઠા અને બે કલાક પછી **ખેડા** આવ્યા. ત્યાં બંગલે મુકામ કર્યો. ખેડામા અંબાલાલભાઈ બે દિવસ ગામમા રહ્યા હતા અને **શ્રીમદ્**ના દર્શનની આજ્ઞા મેળવવા પ્રયત્ન કરતા હતા; **શ્રીમદ્**ની આજ્ઞા થતા દર્શન કરવા આવ્યા.

પછી ત્રીજે કે ચોથે દિવસે સ્થળાતર જવાનો વખત થયો અભિગ્રહ દરમ્યાન **શ્રીમદ્** ઉઘાડે પગે-અડવાણે પગે ચાલતા, પગરખા ન હતા, એટલે **મોતીલાલે** પોતાના નવા પગરખાં મૂકયા ને **શ્રીમદે** પહેર્યાં; પગરખા નવા હોવાથી ડંખ્યા તેનું ભાન આ આત્મમસ્ત અવધૂતને નહોતું. **મોતીલાલની** નજર તે પર પડવાથી ખબર પડી તેથી ઘણો ખેદ થયો કે અરે!

મારી બહુ ભૂલ થઈ ગઈ, ઘણો જ પશ્ચાત્તાપ થયો, સાહેબજીને ડંખ પડવાથી ઘણું જ લોહી નિકળ્યુ હતું અને પગની ચામડી ઉખડી ગઈ હતી, અને તેમાં ધૂળ ભરાઈ ગઈ હતી, પણ આ **દેહનિરપેક્ષ આત્મમગ્ન યોગીન્દ્રને** તેનો લક્ષ પણ નહોતો. પછી **મહાભક્તિમાન્ મોતીલાલે** સાચવીને ચામડી ઉખેડી ધૂળ કાઢી સાફ કર્યું, આ **અવધૂતને** પોતાના જૂના પગરખાં પહેરાવ્યાં અને નવાં પગરખાં પોતે ઉંચકી લીધા; ભક્તિભાવથી અજાણતાં પોતાની ભૂલથી સાહેબજીને ઈજા થઇ તેનો રસ્તામાં ખેદ કરતા **મોતીલાલ** જતા હતા. સાહેબજીને આટલી બધી ઇજા થઇ હતી છતાં તેમની ચાલમાં કિંચિત્ માત્ર પણ ફેરફાર હતો નહીં તેથી **મોતીલાલને** ઘણું આશ્ચર્ય લાગ્યુ અને સાહેબજીને પૂછ્યુ—'સાહેબજી, આપને પગરખાં ડંખવાથી તીવ્ર વેદના થતી હશે અને તેથી કરી ઉપયોગમાં ફેરફાર થતો હશે. સાહેબજીએ કહ્યું—સતપુરુષના ઉપયોગમાં દેહનો ભય નથી, દેહના ભાવમાં ઉપયોગ થતો નથી. તમે ઉપયોગ સંભારી આપો છો.' આગળ ચાલતાં લીંબડાના ઝાડ પર એક વાંદરો બેઠો હતો, તે જોઇ સાહેબજી હસ્યા અને બોલ્યા—મહાત્મા છે, પરિગ્રહરહિત છે, અપ્રતિબંધ છે, પણ એમ મોક્ષ નથી હો! પછી નરસિંહરામને બંગલે પધાર્યા. બીજે દિવસે ખેડાના વનમાં સાથે જતા **મોતીલાલને શ્રીમદે** પૂછ્યુ—તમે અમારી પાછળ પાછળ કેમ આવો છો? **મોતીલાલ**—સાહેબ, કલ્યાણની ઇચ્છાએ. **શ્રીમદ્**—તમે કેમ જાણ્યું કે અમે તમારૂં કલ્યાણ કરશું? **મોતીલાલ**—આપ સત્પુરુષ છો તેથી. **શ્રીમદ્**—તમે કેમ જાણ્યુ કે અમે સત્પુરુષ છીએ. **મોતીલાલ**—સાહેબ, અમે ઓળખીએ છીએ. આ સંસારમાં બીલકુલ સુખ નથી. આપ તરફથી દુનિયાદારીનો કાંઇ અર્થ સરે તેમ નથી, ખાવાપીવાની લાલચ નથી, તથા પૈસા વગેરેની લાલચ નથી, તો આપની પાછળ અમે શું કલ્યાણના નિશ્ચય વિના ફરતા હશું?

**ખેડાના એક વેદાંતી પૂજાભાઈ સોમેશ્વર ભટ્ટ શ્રીમદ્**ના સત્સંગપ્રસંગના એક બે પ્રસંગ નોંધે છે: મેં પૂછ્યુ—આત્મા છે? **શ્રીમદે** તરત જ જવાબ આપ્યો—આત્મા છે. મેં પૂછ્યુ—અનુભવથી કહો છો કે આત્મા છે? **શ્રીમદે** કહ્યું—હા, અનુભવથી કહીએ છીએ કે આત્મા છે. સાકરના સ્વાદનું વર્ણન ન થઈ શકે. તે તો અનુભવગોચર છે,–તેમ જ આત્માનું વર્ણન ન થઈ શકે; તે પણ અનુભવગોચર છે, પણ તે છે જ. તેમનું કહેવું મને સત્યવક્તાના જેવું લાગ્યુ અને તેમના બોલવા પર મને શ્રદ્ધા થઇ. બીજે પ્રસંગે હું ગયો ત્યારે **શ્રીમદ્જી** એક પુસ્તક વાચતા હતા. તેમની વૃત્તિ ઘણી જ શાંત જણાતી હતી પુસ્તકમાથી એક શ્લોક મને વારંવાર કહી બતાવ્યો. તેનો ભાવાર્થ એવો હતો કે, મારૂં ચિત્ત એવું શાંત થઈ જાઓ, મારા ચિત્તની વૃત્તિઓ એટલી શાંત થઇ જાઓ કે કોઇ મૃગ પણ એનાં શીંગ મને ઘસે, મને જોઈ નાશી ન જાય! આ પ્રસંગ સમજાવતા તેમને ઘણો જ આનંદ આવતો હતો અને તે વાત વારંવાર વાંચીને મને સમજાવી, તેમ જ બીજા પ્રશ્નો પણ આ વેદાંતીએ **શ્રીમદ્**ને પૂછ્યા હતા, તેના પણ **શ્રીમદે** આવા સચોટ સ્પષ્ટ અવિસંવાદી

 આત્મનિશ્ચયાત્મક ઉત્તર આપ્યા હતા: (૧) પ્રશ્ન–જીવ એક છે કે અનેક છે? આપના

અનુભવનો ઉત્તર ઇચ્છું છું. ઉત્તર—જીવો અનેક છે. (૨) પ્રશ્ન—જડ, કર્મ એ વસ્તુતઃ છે? કે માયિક છે? ઉત્તર-જડ, કર્મ, એ વસ્તુતઃ છે., માયિક નથી. (૩) પ્રશ્ન—પુનર્જન્મ છે? ઉત્તર—હા, પુનર્જન્મ છે. (૪) પ્રશ્ન—વેદાંતને માન્ય માયિક ઈશ્વરનું અસ્તિત્વ આપ માનો છો? ઉત્તર—ના. (૫) દર્પણમાં પડતું પ્રતિબિંબ તે માત્ર ખાલી દેખાવ છે કે કોઈ તત્ત્વનું બનેલું છે? ઉત્તર—દર્પણમાં પડેલું પ્રતિબિંબ ખાલી દેખાવ નથી. તે અમુક તત્ત્વનું બનેલું છે.

**શ્રી દેવકરણજી** આદિ ચાર મુનિઓની તે વખતે ખેડામાં સ્થિતિ હતી, તેમને આ વેળા **શ્રીમદ્**ના દર્શન-સમાગમનો અપૂર્વ લાભ મળ્યો. **દેવકરણજી**ની પ્રજ્ઞા વિશેષ હોવાથી તેમને તો ઘણો જ આત્મલાભ થયો. તે તેમના આત્મભાવનો ઉલ્લાસ તેમણે **લલ્લુજી મુનિ** પરના આ પત્રમાં **યોગીન્દ્ર શ્રીમદ્**નું તે વખતનું તાદૃશ્ય શબ્દચિત્ર આલેખ્યું છે તે પરથી સ્પષ્ટ જણાઈ આવે છે—

'ઉત્તરાધ્યયનના બત્રીશમા અધ્યયનનો બોધ થતાં અસદ્‌ગુરુની ભ્રાંતિ ગઇ, સદ્‌ગુરુની પરિપૂર્ણ પ્રતીતિ થઇ, અત્યંત નિશ્ચય થયો. તે વખતે રોમાંચિત ઉલ્લસ્યાં; સત્પુરુષની પ્રતીતિનો દૃઢ નિશ્ચય રોમ રોમ ઉતરી ગયો. આજ્ઞાવશ વૃત્તિ થઇ. રસાસ્વાદ વગેરે વિષયઆસક્તિના નિકંદન થવા વિષે અદ્‌ભુત, આશ્ચર્ય-ઉપદેશ થયો કે, નિદ્રાદિ, ક્રોધાદિ પ્રકૃતિઓ પ્રત્યે શત્રુભાવે વર્તવું, તેને અપમાન દેવું, તેમ છતાં ન માને તો ક્રૂર થઇ તે ઉપશમાવવા ગાળી દેવી. તેમ છતાં ન માને તો ખ્યાલમાં રાખી, વખત આવ્યે મારી નાખવી, ક્ષત્રિય ભાવે વર્તવું. તો જ વૈરીઓનો પરાજય કરી સમાધિસુખને પામશો. વળી પરમગુરુની વનક્ષેત્ર(ઉત્તરસંડા)ની દશા વિશેષ, અદ્‌ભુત વૈરાગ્યની, જ્ઞાનની જે તેજોમય અવસ્થા પામેલ આત્મજ્ઞાનની વાત સાંભળી દિગ્મૂઢ થઇ ગયો.

એક દિવસે આહાર કરીને હું કૃપાનાથ (**શ્રીમદ્**) ઉતરેલા તે મુકામે ગયો. તે બંગલાને ચાર માળ હતા. તેના ત્રીજા માળે **પરમકૃપાળુદેવ** બિરાજ્યા હતા. તે વખતે તેમની દશા મારા જોવામાં આવ્યાથી મેં જાણ્યું કે હું આ અવસરે છતો થઇશ તો તે આનંદમાં કંઇ ફેરફાર થશે, એમ વિચારી હું એક ભીંતના પડદે રહી સાંભળતો હતો. તે કૃપાનાથ પોતે પોતાને કહે છે—

**'સુડતાલીસની સાલમાં (સં. ૧૯૪૭) રાળજ બિરાજ્યા હતા તે મહાત્મા શાંત અને શીતળ હતા. હાલ સાલમાં વસો ક્ષેત્રે વર્તતા મહાત્મા પરમ અદ્‌ભુત યોગીંદ્ર પરમ સમાધિમાં રહેતા હતા. અને આ વનક્ષેત્રે વર્તતા પરમાત્મા પણ અદ્‌ભુત યોગીંદ્ર પરમ શાંત બિરાજે છે. એવું પોતે પોતાની નગ્નભાવી, અલિંગી, નિઃસંગ દશા વર્ણવતા હતા.**

આપે કહ્યું તેમજ થયું, ફળ પાક્યું, રસ ચાખ્યો, શાંત થયા; આજ્ઞાવડીએ હંમેશાં શાંત રહીશું. એવી વૃત્તિ ચાલે છે કે જાણે સત્પુરુષના ચરણમાં મોક્ષ પ્રત્યક્ષ નજરે આવે છે. પરમકૃપાળુદેવે પૂર્ણ કૃપા કરી છે. ×× તેનું તે જ વાક્ય તે જ મુખમાંથી જ્યારે શ્રવણ કરીએ છીએ ત્યારે નવુંજ દીસે છે. ×× સર્વોપરિ ઉપદેશમાં એમ જ આવ્યા કરે છે કે—

**શરીર કૃશ કરી, માંહેનું તત્ત્વ શોધી, કલેવરને ફેંકીને ચાલ્યા જાઓ; વિષયકષાયરૂપ ચોરને અંદરથી બહાર કાઢી, બાળી જાળી, ફૂંકી મૂકી, તેનું સ્નાન સૂતક કરી, તેનો દાડો પવાડો કરી શાંત થાઓ; છૂટી જાઓ; શમાઈ જાઓ; શાંતિ, શાંતિ, શાંતિ થાઓ; વહેલા વહેલા તાકીદ કરો.' ઇત્યાદિ.**

આમ **મુનિ દેવકરણજી** આદિ **મોતીલાલ**ના મુખથી ઉત્તરખંડા વનક્ષેત્રે **યોગીન્દ્ર શ્રીમદ્**ની અદ્ભુત આત્મદશાની સમસ્તહકીકત શ્રુત કરી આશ્ચર્યથી દિંગ થઈ જ ગયા હતા, અને અત્રે ખેડા વનક્ષેત્રસ્થિતિમાં તે દશા સાક્ષાત્ નજરોનજર નિહાળી તેમને આ **અવધૂત યોગીન્દ્રની અપ્રમત્ત આત્મદશા** વિષે ઓર સવિશેષ પ્રતીતિ થઇ. અને 'રાળજના તે શાંત અને શીતળ મહાત્મા, વસોના મહાત્મા પરમસમાધિલીન પરમ અદ્ભુત યોગીન્દ્ર અને વનક્ષેત્રના પરમાત્મા પરમ શાંત અદ્ભુત યોગીન્દ્ર,'—એમ સ્પષ્ટ શબ્દોમા ૧૯૪૭થી પોતાની વધતી જતી આત્મદશાનો **શ્રીમદે શ્રીમુખે** કરેલો ઉલ્લેખ **મુનિ દેવકરણજી**ને છાનોમાનો સાંભળવામાં આવી ગયો, તે પ્રસંગ તો **શ્રીમદ્**ની આત્મદશા પર અલૌકિક પ્રકાશ નાંખનારો અને તે પર વજ્રલેપ મહોર મારનારો ઓર ચમત્કારિક બની ગયો હતો.

અને આમ બીજાઓને ધર્મલાભ આપનારા **દેવકરણજી** આદિ મુનિઓને અપૂર્વ ધર્મલાભ આપતા, બીજા મુમુક્ષુઓને પણ યથાપાત્ર ધર્મબોધ આપતા, આ પરમ અસંગ આત્મક્ષેત્રમાં વસતા પરમ **અદ્ભુત અવધૂત યોગીન્દ્રે** ખેડા વનક્ષેત્રમાં ૨૩ દિવસ સ્થિતિ કરી. અને આમ અનુક્રમે કાવિઠા–વસો–ઉત્તરસંડા–ખેડા એ ચાર વનક્ષેત્રમા સમગ્રપણે ત્રણ માસનો **'વનવાસ'** કરી, ગૂજરાતના આ વનક્ષેત્રોને પોતાની ધૂનોના દિવ્ય ધ્વનિથી ગજાવનારા અને મોહનિદ્રામાંથી જગાવનારા આ **વનવાસી અવધૂત યોગીન્દ્રે** ક્ષેત્રાંતરગમન કર્યું—મુંબઈ ભણી પ્રયાણ કર્યું. વનક્ષેત્રસ્થિતિમાં અનન્ય ભક્તિનો પરમ ધન્ય લાભ ઊઠાવનાર ભદ્રમૂર્તિ **મોતીલાલભાઇ** પરમ ભક્તિથી આ પરમ ગુરુને ખેડાથી મહેમદાવાદ મૂકવા આવ્યા, અને આ પરમગુરુ મુંબઈ પધાર્યા.



## પ્રકરણ અઠ્ઠાણુમું

# ઇડરના પહાડો ગજાવતો સિદ્ધ યોગી

વનક્ષેત્રસ્થિતિ કરી **અવધૂત યોગીંદ્ર રાજચંદ્ર** મોહમયીમા અમોહસ્વરૂપે એકાદ માસ સ્થિતિ કરી પુનઃ ઇડર નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ કરવા ૧૯૫૫ના માગશર શુદ ૫ ને દિને નિકળ્યા. રસ્તામાં નડિયાદ સ્ટેશને ભક્તિમાન્ મોતીલાલભાઇએ **શ્રીમદ્**નો દર્શનલાભ લીધો. **શ્રીમદે** કહ્યું—અમે ઇડર નિવૃત્તિ અર્થે જઇએ છીએ. **શ્રીમદ્** ઇડર પધાર્યા, ને ત્યાં મહા વદ ૭ સુધી સ્થિતિ કરી. અત્ર નિવૃત્તિક્ષેત્રે લગભગ અઢી માસ જેટલી

દીર્ઘ સ્થિતિ કરતાં આ પરમ પુરુષસિંહ **આત્મમસ્ત અવધૂત યોગીન્દ્ર** ઇડરના પહાડોમાં ને ગુફાઓમાં નિર્ભય કેસરિસિંહની જેમ એકાકી અક્ષોભપણે વિચર્યા. પરમ અસંગપણે પરમ અસંગ શુદ્ધ ચૈતન્યનું ધ્યાન ધરતા આ આત્મમગ્ન મહામુનીંદ્ર (ભાવથી) શુદ્ધ આત્મદશા સિદ્ધ કરી—સાક્ષાત્ શુદ્ધ આત્મા સિદ્ધ કરી નિષ્પન્ન યોગી—સિદ્ધયોગી બન્યા. પોતાની અલૌકિક ધૂનોના દિવ્ય ધ્વનિથી ઇડરની ગિરિકંદરાઓને ને ઇડરના પરિસરોને ગજાવતા આ આત્મારામી મહામુનીંદ્ર આ પુરાણપ્રસિદ્ધ ભૂમિને પોતાના પાદસ્પર્શથી પાવન કરતા વિચર્યા. ઇડરના પહાડોને ગજાવતા અને અપ્રમત્ત શુદ્ધ આત્માને જગાવતા આવા આ સિદ્ધ યોગીશ્વરનું તાદૃશ્ય દર્શન અત્ર કરાવશું.

આ ઇડરની ભૂમિનું **શ્રીમદ્**ને કોઈ ખાસ નૈસર્ગિક આકર્ષણ હતું. પૂર્વ જન્મોમાં અત્ર અનુભૂત ક્ષેત્રસ્થિતિ તેમને સ્મરણમાં આવી ગઈ હતી, અને તેથી તેના આત્મ-સુખદ સંસ્મરણો તેમને જાગ્યા હોય એ સહજ સ્વાભાવિક છે. કારણકે **શ્રીમદ્** ભગવાન **મહાવીર**ના છેલ્લા અંતેવાસી શિષ્ય હતા એ વાત તો **શ્રીમદ્**ના શ્રીમુખે જ સહજ સ્વભાવે પ્રસંગથી વનક્ષેત્રસ્થિતિ વેળાએ પ્રકાશાઇ ગઈ હતી; અને આ ઇડરસ્થિતિ-પ્રસંગમાં આપણે જોશું તેમ પુઢવીશિલાપટ્ટની વાત આવે છે તે આદિ પરથી એ વસ્તુ ઓર પુષ્ટ થાય છે. તેમજ–ઇડરના મહારાજા સાથેના વાર્ત્તાલાપપ્રસંગમાં પણ આ ઇડરપ્રદેશ અંગે મહારાજાની પૃચ્છાના ઉત્તરમાં આ પ્રદેશની ઐતિહાસિકતા દર્શાવતાં **શ્રીમદે** કરેલો આ અંગત માર્મિક ઉલ્લેખ (જુઓ, આ પાના પછીની ફુટનોટ) તો અત્યંત સૂચક છે—'જિનશાસનને પૂર્ણપણે પ્રકાશ કરનાર આ છેલ્લા તીર્થંકર અને તેઓના શિષ્ય ગૌતમ આદિ ગણધરો વિચરેલાનો ભાસ થાય છે. તેઓના શિષ્યો નિર્વાણને પામ્યા; તેમાંનો એક પાછળ રહી ગયેલો જેનો જન્મ આ કાળમાં થયેલો છે. તેનાથી ઘણા જીવોનું કલ્યાણ થવાનો સંભવ છે.'—અત્રે આ એક પાછળ રહી ગયેલો જેનો જન્મ આ કાળમાં થયેલો છે તે બીજો કોઇ નહિં પણ પોતે જ એમ માર્મિક રહસ્યભુત સૂચન કર્યું છે. એટલે પૂર્વોક્ત વનક્ષેત્રપ્રસંગની રહસ્યવાર્ત્તાની સાથે આ વસ્તુની અનુસંધ મળી જાય છે. તેમજ–**શ્રીમદ્**ના કેટલાક પત્રોમાં પૂર્વ ભવોમાં અનુ-ભવેલા નિવૃત્તિક્ષેત્રાદિનું માર્મિક સૂચન તેમના આ પરમ આત્મભાવોલ્લાસપૂર્ણ અનુભવ-ઉદ્ગારોમાં પ્રગટ દૃશ્ય થાય છે—

**'પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિમાં બેઠાં બેઠાં વારંવાર સાંભરી આવે છે. (પત્રાંક ૪૪૯).**

**'આખો દિવસ નિવૃત્તિના યોગે કાળ નહીં જાય ત્યાં સુધી સુખ રહે નહીં એવી અમારી સ્થિતિ છે. 'આત્મા આત્મા,' તેનો વિચાર, જ્ઞાનીપુરુષની સ્મૃતિ, તેના માહાત્મ્યની કથાવાર્ત્તા, તે પ્રત્યે અત્યંત ભક્તિ, તેમના અનવકાશ આત્મચારિત્ર પ્રત્યે મોહ, એ અમને હજુ આકર્ષ્યા કરે છે, અને તે કાળ ભજીએ છીએ.**

**પૂર્વ કાળમાં જે જે જ્ઞાનીપુરુષના પ્રસંગે વ્યતીત થયા છે તે કાળ ધન્ય છે; તે ક્ષેત્ર અત્યંત ધન્ય છે; તે શ્રવણને, શ્રવણના કર્ત્તાને, અને તેમાં ભક્તિભાવવાળા જીવોને ત્રિકાળ દંડવત્ છે. તે આત્મસ્વરૂપમાં ભક્તિ, ચિંતન, આત્મવ્યાખ્યાની જ્ઞાનીપુરુષની**

વાણી અથવા જ્ઞાનીનાં શાસ્ત્રો કે માર્ગાનુસારી જ્ઞાનીપુરુષનાં સિદ્ધાંત, તેની અપૂર્વતાને પ્રણામ અતિ ભક્તિએ કરીએ છીએ. અખંડ આત્મધૂનના એકતાર પ્રવાહપૂર્વક તે વાત અમને હજી ભજવાની આતુરતા રહ્યા કરે છે.'—**શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૪૬૫**

પૂર્વભવોના અનુભૂત પ્રસંગોનું પ્રગટ સૂચન કરતા આ અમૃતપત્રો પરથી સ્પષ્ટ જણાય છે કે-પૂર્વજન્મોનું સાક્ષાત્ સ્મરણ કરી રહેલો **શ્રીમદ્**નો દિવ્ય આત્મા પૂર્વકાળે તે તે જ્ઞાનીપુરુષના ધન્ય પ્રસંગોનું સાક્ષાત્ દર્શન કરી રહ્યો હોય એમ જ્ઞાનીપુરુષના પ્રસંગે વ્યતીત થયેલા તે તે ધન્ય કાળનું, તે તે ધન્ય ક્ષેત્રનું, તે તે ધન્ય સત્સંગીઓનું અત્યંત રોમાંચિત ભક્તિથી સ્મરણ કરી રહ્યો છે. આ સામાન્યપણે નિર્દિષ્ટ સ્મરણભૂત ક્ષેત્રોમાં **શ્રીમદ્**ના **પરમ સદ્ગુરુ ભગવાન મહાવીરના સત્સંગપ્રસંગમાં** વ્યતીત થયેલ **પરમ ધન્ય** કાળનું અને **પરમ ધન્ય** ક્ષેત્રનું સ્મરણ પ્રધાનપદ ભોગવે એ સહજ સ્વાભાવિક છે; અને તેમાં ફરસેલા આ ક્ષેત્રનો પણ સમાવેશ થઈ જાય છે. તેમજ—**ભગવાન મહાવીર** પછીના ચોવીશો વર્ષના ગાળામાં પણ **મહાવીર** જેવા પરમગુરુ પાસેથી સાક્ષાત્ સંસ્કારવારસો લઈને આવેલો **શ્રીમદ્**નો દિવ્ય આત્મા ઉત્તમ ઉત્તમ જ્ઞાનસંસ્કારસંપન્ન જન્મ પામ્યો હોવો જોઈએ એમ સુજ્ઞ વિચક્ષણ જનોને શીઘ્ર સમજાઈ જાય છે, એટલે ત્યારે પણ પ્રાપ્ત થયેલ અનેક જ્ઞાનીપુરુષોના સત્સંગપ્રસંગોનું રોમાચક સ્મરણ **શ્રીમદ્**ને થયું હશે એ સહેજે અનુમાનાય છે. એટલે જ આવા નિવૃત્તિક્ષેત્રો પ્રત્યે **શ્રીમદ્**નું સહજ નૈસર્ગિક આકર્ષણ હોય એ સ્વાભાવિક છે, અને તે પણ ક્ષેત્રમોહને લઈને નહિં, પણ તે તે 'જ્ઞાનીપુરુષના આત્મચારિત્ર પ્રત્યેના મોહને' લઈને, 'અખંડ આત્મધૂનના એકતાર પ્રવાહપૂર્વક તે વાત ભજવાની આતુરતાને' લઇને.

આમ ઇડર ક્ષેત્ર પ્રત્યે **શ્રીમદ્**ને કોઇ ખાસ અનેરૂં આકર્ષણ હતું અને તેઓશ્રી ત્રણ ત્રણ વાર અત્ર પધાર્યા હતા અને નિવૃત્તિક્ષેત્રસ્થિતિ કરી હતી એ નિશ્ચિત હકીકત છે. અને અત્રે સ્થિતિ કરવામાં અનુકૂળ સહજ નિમિત્ત કારણ પણ મળી આવ્યું હતું. **શ્રીમદ્**ના નિકટના સગા અને ગાઢ સ્નેહી **ડૉ. પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા સં. ૧૯૫૨થી ૧૯૫૬** દરમ્યાન ઇડર સ્ટેઇટના ચીફ મેડિકલ ઑફિસર હતા. તેમણે શાંતિપ્રિય–નિવૃત્તિપ્રિય **શ્રીમદ્**ને અત્રે શાંતિ–નિવૃત્તિ માટે ઘણું અનુકૂળ સ્થાન છે એમ જણાવી ઇડર પધારવાનું સપ્રેમ આમંત્રણ આપ્યું હતું. એટલે પ્રથમ **શ્રીમદ્ ૧૯૫૩ના× વૈશાખ** વદમાં ઇડર પધાર્યા હતા અને દશ દિવસ રહ્યા

---

× ઇડરમાં ઘણું કરી આ પ્રથમ સ્થિતિ વેળાએ ઇડરના મહારાજાએ **શ્રીમદ્**ની એક–બે વખત મુલાકાત લીધી હતી, તેઓની વચ્ચે જે વાર્તાલાપ થયો હતો તેનો હેવાલ 'દેશી રાજ્ય' માસિકમાં ઇ. સ. ૧૯૨૮માં પ્રસિદ્ધ થયો છે તે આ પ્રકારે—

મહારાજા—લોકોમાં કહેવત છે કે 'રાજેશ્રી તે નરકેશ્રી' એનો અર્થ શું?

શ્રીમદ્—રાજપદવી પ્રાપ્ત થવી એ પૂર્વનાં પુણ્ય અને તપોબળનું ફળ છે. તેના બે પ્રકાર છે: એક 'પુણ્યાનુબંધી પુણ્ય' અને બીજું 'પાપાનુબંધી પુણ્ય.' પુણ્યાનુબંધી પુણ્યના ફળરૂપ પ્રાપ્ત

હતા તે વખતે **પરમાર્થસખા સૌભાગ્યભાઇ** સાથે હતા; **સમયસારના**–શુદ્ધ આત્માના રમીઆ બને વચ્ચે પરમ સત્સંગનો ગાઢ પરમાર્થરંગ જામ્યો હતો સમયસારની ગાથાઓથી ઇડરની ગિરિ–ગુફાઓ ગૂંજી ઊઠી હતી, અને આ જીવતા જાગતા **પ્રયોગસિદ્ધ સમયસાર ગજચંદ્રની** ચરણરેણુથી ઇડરની ભૂમિ પાવન બની હતી **સૌભાગ્યના** દેહોત્સર્ગની થોડા દિવસો પૂર્વે જ આવો અપૂર્વ પરમાર્થલાભ **શ્રીમદ્દે આ સૌભાગ્યને** આપ્યો હતો તેનો ઉલ્લેખ પૂર્વે (પ્ર ૭૪) કરાઇ ચૂક્યો છે હમણા આ બીજી

---

થયેલી રાજપદવી ધારણ કરનાર મહા સત્ત્વગુણપ્રધાન રહી, પોતાની રાજસત્તાનો સદુપયોગ કરી પ્રજાનો પોતે એક માનીતો નોકર છે એવી ભાવના રાખી પુણ્ય કર્મો જ ઉપાર્જન કરે છે

હવે પાપાનુબંધી પુણ્યના ફળરૂપ રાજસત્તા ધારણ કરનાર રજસ્–તમોગુણપ્રધાન રહી, રાજસત્તા ભોગવવામા ઇન્દ્રિયઆરામી રહી, પ્રજા તરફની પોતાની ફરજો ભૂલી જાય છે, અર્થાત્ અનેક પ્રકારના અધમ જાતના કરો પ્રજા ઉપર નાખી પાપકર્મો ઉપાર્જન કરે છે

આ બે પ્રકારના નૃપતિઓ પૈકી પહેલી પંક્તિના આગળ વધી ચક્રવર્તી, ઇન્દ્ર આદિ દેવલોક સુધી ચઢે છે, અને બીજા પ્રકારના નીચે નરકગતિને પ્રાપ્ત થાય છે, તેમને 'રાજેશ્રી તે નરકેશ્રી' એ કહેવત લાગુ પડે છે

આ કળિયુગ છે તેમા પહેલા પ્રકારના નૃપતિઓ થવા દુર્લભ છે. બીજા પ્રકારની વિભૂતિવાળા જ ઘણું કરીને હોય છે તેથી આ કહેવત આ યુગમા પ્રચલિત છે, તે બધાને લાગુ પડી શકે નહિ, ફક્ત આપખુદી સત્તા ભોગવનાર, પ્રજાને પીડી રાજ્યનુ દ્રવ્ય કુમાર્ગે વાપરનાર રાજાઓને જ લાગુ પડે છે

મહારાજા—આ ઇડર પ્રદેશ સબધી આપના શા વિચારો છે?

શ્રીમદ્—આ પ્રદેશના ઐતિહાસિક પ્રાચીન સ્થાન જોતા તે મને અસલની—તેમા વસનારાઓની પૂર્ણ વિજયી સ્થિતિ અને તેમની આર્થિક, નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિનો પુરાવો આપે છે જુઓ તમારો ઇડરીઓ ગઢ, તે ઉપરના જૈન દેરાસરો, રૂઠી રાણીનુ માળિયુ—રણમલની ચોકી, મહાત્માઓની ગુફાઓ, અને ઔષધિ વનસ્પતિ, આ બધુ અલૌકિક ખ્યાલ આપે છે જિન તીર્થંકરોની છેલ્લી ચોવીશીના પહેલા આદિનાથ (ઋષભદેવ–કેશરીઆજી) અને છેલ્લા મહાવીરસ્વામીના નામ આપે સાભળ્યા હશે જિનશાસનને પૂર્ણપણે પ્રકાશ કરનાર આ છેલ્લા તીર્થંકર અને તેઓના શિષ્ય ગૌતમ આદિ ગણધરો વિચરેલાનો ભાસ થાય છે તેઓના શિષ્યો નિર્વાણને પામ્યા, તેમાનો એક પાછળ રહી ગયેલો જેનો જન્મ આ કાળમા થયેલો છે તેનાથી ઘણા જીવોનુ કલ્યાણ થવાનો સભવ છે (જુઓ પૃ ૬૯૩)

કુમારપાળ રાજાના વખતમા હેમાચાર્ય થયા ત્યારબાદ કોઇ સમર્થ આચાર્ય નહિ થવાથી જિનશાસનની ઉન્નતિ અટકી છે એટલુ જ નહિ પણ તેના અનુયાયી સાધુઓ કેવળ ક્રિયામા રાચી રહી, ધ્યેય વસ્તુ તરફનુ લક્ષ ઘણે ભાગે ચૂક્યા અને ઘણા મત ગચ્છના વાડા બધાયા જેથી અન્ય મત પથવાળાઓથી આ જિનશાસન નિદાયુ છે ખરુ જોતા તેનુ આધ્યાત્મિક રહસ્ય સમજવામા આવતુ નથી તેથી નિંદાજનક વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઈ છે ભાગવત અને પુરાણોની અધ્યાત્મ ભાવના હાલના જમાનામા સમજવામા નહિ આવવાથી લોકો તેને ગપોડા ગણાવે છે વળી કૃષ્ણભગવાનની રાસલીલા અને બીજી આખ્યાયિકાઓનો ઊંડો ભેદ નહિ સમજવાથી નિંદે છે, દાખલા તરીકે ગોપીઓ મહીની મટુકીમા કૃષ્ણને વેચવા માટે નીકળે છે અને 'કોઈ માધવ લ્યો, કોઈ માધવ લ્યો' એમ બોલે છે તેનો અર્થ સમજ્યા વગર લોકો નિંદા કરે છે પણ તેની અધ્યાત્મભાવના એવી છે કે 'વૃત્તિઓ' રૂપી ગોપીઓએ મટુકીમા માધવરૂપી પરમાત્મા સાથેનુ અનુસંધાન કર્યું સમજવાનુ છે,

વાર–૧૯૫૫ના માગશર શુદમાં **શ્રીમદ્** અત્ર પધાર્યા છે તેનું, અને પછી વચ્ચે વવાણીઆ–મોરબી જઇ આવી ત્રીજીવાર આ જ વર્ષના **વૈશાખ** વદમાં અત્ર પુનઃ પધાર્યા છે તેનું હવે સવિસ્તર વર્ણન કરશું.

અત્ર આ નિમ્નલિખિત પાદનોંધમાં નોંધેલ આ ઇડરના મહારાજા સાથેનો વાર્ત્તાલાપ પ્રસંગ ઇડરની પ્રથમ સ્થિતિ વેળાએ બનવા પામ્યો હશે, પણ આ બીજી વખતની ઇડરક્ષેત્રે સ્થિતિ વેળાએ તો **સ્વરૂપગુપ્ત શ્રીમદ્**ની સર્વથા ગુપ્ત રહેવાની જ ઇચ્છા હતી, એટલે **શ્રીમદ્** પ્રાયઃ જનસંસર્ગ વર્જવા અને પરમ અસંગ આત્મયોગ સાધવા માગતા હોવાથી **શ્રીમદે** ડૉ. પ્રાણજીવનદાસને સ્પષ્ટ મનાઇ કરી હતી કે અમારા આગમનની વાત પ્રસિદ્ધ કરવી નહિં, કંઈ પણ બ્હાર પાડવી નહિં, એટલે **પરમ અસંગ શ્રીમદ્** માત્ર ભોજનસમય પૂરતો કાળ ગામમાં આવવા સિવાય શેષ કાળ અત્રે એકાંત નિર્જન સ્થળોમાં નિર્ગમન કરતા, ઇડરના પહાડોમાં ને ગિરિગુફાઓમાં એકાકી નિર્ભયપણે વિચરતા સ્વાધ્યાય–ધ્યાનમાં લીન રહેતા. તેમની થોડી દિનચર્યા અંગે તે વખતના સાક્ષી ઇડરના હેમચંદભાઈ માસ્તરે નીચે પ્રમાણે પરિચયનોંધ કરી છે—'તે વખતે દિગંબર ભંડારમાંથી દ્રવ્યસંગ્રહની પ્રત તથા દશયતિલક્ષણધર્મની પ્રત લઈ આવેલા. મધ્યાહ્ને ગઢ ઉપર દેવદર્શન કર્યા બાદ તેઓ 'દશયતિધર્મ' વગેરે અમાઇ ટૂંક–રૂઠી રાણીનું માળિયુ કહેવાય છે, ત્યાં જઈ એકાંતમાં બેસી વાંચતા. સાંજે ચાર વાગ્યે ત્યાંથી નીચે ઉતરતા અને જંગલમાં પથ્થર પર બેસીને ઉત્તરાધ્યયન, સૂયગડાંગ, દશવૈકાલિક વગેરેના મૂળ-સૂત્રોનો મુખપાઠ સ્વાધ્યાય કરતા. પછી નીચે આવી હાલ જ્યાં ડુંગર પાસે શહેરમાં કુંડ છે, ત્યાં ઇસ્પીતાલ હતી અને પાસે જ ડૉ. પ્રાણજીવનદાસનો બંગલો હતો ત્યાં સાંજે જમતા હતા. જ્યારે ડુંગર ઉપર જવાનું ન હોય ત્યારે બંગલાની પાછળ નજીકમાં ચંદન ગુફા છે ત્યાં બેસીને વિચારતા હતા.' અત્રે હેમચંદભાઈએ મધ્યાહ્ન પછીની દિનચર્યા—અને તે પણ થોડા દિવસની દિનચર્યા નોંધી છે, પણ પ્રાતઃકાળની દિનચર્યા અંગે મૌન છે; પણ મુનિ લલ્લુજીની પરિચયનોંધ પરથી જણાય છે કે–'પોતે ત્રણ માસ ઇડરમાં રહ્યા. તે વખતે ખબર એવા સાંભળતા કે–નિત્ય પોતે વનમાં જતા. અને ગુફામાં એક માસ સુધી લાગટ જતા હતા. તે વાત પણ સાંભળતા હતા. સવારના નીકળ્યા ૧૦–૧૧–૧૨ અને બે વાગ્યા સુધી રહેતા હતા અને અમારૂં ઇડર જવું નહીં થયેલ તે પહેલાં પણ પોતે પંદર દિવસ લગભગ રહેલ તે વખતે પણ વનમા બહાર પધારતા હતા.' આમ શુદ્ધ આત્મધ્યાની **શ્રીમદ્**ની અપ્રમત્ત મુનિચર્યા પરથી જણાય છે કે તેઓ પ્રાતઃકાળનો સમય ઘંટિઓ પહાડ અને તે તરફની ગુફાઓ છે ત્યાં નિર્ગમન કરતા અને સ્વાધ્યાય–ધ્યાનની અહાલેક જગાવી ગિરિકંદરાઓને ગજાવતા.

સર્વત્ર નિવૃત્તિક્ષેત્રસ્થિતિ વેળાએ પ્રાયઃ પત્રાદિ વ્યવહાર ન કરવો એવો સામાન્ય નિયમ **શ્રીમદે** રાખ્યો હતો, એટલે ઇડરથી લખાયેલા બે–ચાર ટૂંકા પત્રો સિવાય બીજા પત્રો મળતા નથી, અને તે પત્રો પણ ખાસ પ્રયોજનવશાત્ પંચાસ્તિકાય, સમયસાર, કાર્તિકેયાનુપ્રેક્ષા આદિ ગ્રંથોની પ્રત મેળવવા પૂરતા જ લખાયા છે. આ

સૂચવે છે કે **શ્રીમદ્** તે વખતે સમયસારાદિ પ્રાકૃત મૂળ ગ્રંથોની શોધમાં હતા અને તે ઘણું કરી મળ્યા પછી તેની ગાથાઓની ધૂન ત્યાં લગાવતા હતા. બાકી **શ્રીમદ્**ના દિવ્ય આત્માના દર્પણ સમી તે અરસાની તેમની હાથનોંધ તે વખતની **શ્રીમદ્**ની શુદ્ધ આત્મધ્યાનદશા અંગે વિપુલ સામગ્રી પૂરી પાડે છે : **હાથનોંધ** ૧–૨૫માં જણાવ્યું છે તેમ—'ધ્યાન, ધ્યાન–ધ્યાન, ધ્યાન–ધ્યાન–ધ્યાન'—એમ ઉત્તરોત્તર ઉપરથી નીચે વધતા ક્રમે સાતવાર ધ્યાન શબ્દ મૂક્યો છે, તે સૂચવે છે કે આ અપ્રમત્ત યોગી શુદ્ધ શુક્લ આત્મધ્યાનની ઉત્તરોત્તર વધતી ધારા પર આરોહી રહ્યા હતા. હાથનોંધ ર૯માં જણાવ્યું છે તેમ—'ચિદ્ધાતુમય, પરમશાંત, અડગ, એકાગ્ર, એક સ્વભાવમય અસંખ્યાતપ્રદેશાત્મક પુરુષાકાર ચિદાનંદઘન તેનું ધ્યાન કરો. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાયનો આત્યંતિક અભાવ. પ્રદેશ સંબંધ પામેલાં, પૂર્વનિષ્પન્ન, સત્તાપ્રાપ્ત, ઉદયપ્રાપ્ત, ઉદીરણાપ્રાપ્ત ચાર એવાં નામ ગોત્ર આયુ વેદનીય વેદવાથી અભાવ જેને છે એવું શુદ્ધ સ્વરૂપ જિન ચિદ્દમૂર્તિ, સર્વ લોકાલોકભાસક ચમત્કારનું ધામ.' એવા ચિત્ચમત્કારમાત્ર સમયસાર–શુદ્ધ આત્માના ધ્યાનમાં જ **શ્રીમદ્** નિમગ્ન વર્ત્તી રહ્યા હતા; આહારનો જય કરી, આસનનો જય કરી, વાક્સંયમ કરી, આ પરમ આત્મસંયમી મહામુનીશ્વર જિનોપદિષ્ટ શુદ્ધ આત્મધ્યાન ધરી રહ્યા હતા; 'અકિંચનપણાથી વિચરતાં એકાંત મૌનથી જિનસદશ ધ્યાનથી તન્મયાત્મસ્વરૂપ એવો ક્યારે થઈશ ?' (હા. નોં. ૧–૮૭) એમ જિનસદશ ધ્યાનની ગવેષણા કરી રહ્યા હતા. 'રાગ, દ્વેષ અને અજ્ઞાનનો આત્યંતિક અભાવ કરી જે સહજ શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિત થયા તે સ્વરૂપ અમારું સ્મરણ, ધ્યાન અને પામવા યોગ્ય સ્થાન છે' (હા. નોં. ર–૧), 'સર્વજ્ઞપદનું ધ્યાન કરો' (હા. નો. ૧–ર) એમ નિરંતર શુદ્ધ આત્મભાવના ભાવતા આ પરમ ભાવિતાત્મા 'હું અસંગ શુદ્ધ ચેતન છું, વચનાતીત નિર્વિકલ્પ એકાંત શુદ્ધ અનુભવસ્વરૂપ છું' (હા. નોં. ર–૧૭) એમ નિરંતર નિર્વિકલ્પ શુદ્ધ આત્મધ્યાન ધરી રહ્યા હતા; 'એકાત આત્મવૃત્તિ, એકાંત આત્મા, કેવળ એક આત્મા, કેવળ એક આત્મા જ, કેવળ માત્ર આત્મા, કેવળ માત્ર આત્મા જ, આત્મા જ, શુદ્ધાત્મા જ, સહજાત્મા જ, નિર્વિકલ્પ, શબ્દાતીત સહજ સ્વરૂપ આત્મા જ' (હા. નો. ર–૧૦) એવા પરમ અસંગ કેવળ માત્ર શુદ્ધ સિદ્ધ આત્મામાં જ આ સહજાત્મસ્વરૂપસ્વામી વર્ત્તી રહ્યા હતા. આમ ઇડરના પહાડોને અને ગિરિગુહાઓને ગજાવતો અને ઉજ્જાગૃત આત્મયોગને જગાવતો, 'જાગ્રત સત્તા જ્ઞાયક સત્તા આત્મસ્વરૂપ'માં (હા. નોં. ૩–ર૧) વર્ત્તતો આ પરમ ઉજ્જાગૃત પરમ અસંગ સાક્ષાત્ સમયસારસ્વરૂપ શુદ્ધ આત્મા સિદ્ધ યોગી થયો હતો.

આમ સર્વથા અસંગપણે વિહરતા **શ્રીમદે** ઇડરમાં પંદર દિવસ સ્થિતિ કરી, ત્યાં તો **મુનિ** લલ્લુજી આદિ ત્રણ મુનિઓ ત્યા આવી ચઢયા. સાતે મુનિઓ ચોમાસું ઉતર્યે નડીયાદ આવ્યા હતા, અને તેમાંથી થોડા ખંભાત અને થોડા અમદાવાદ વિહાર કરવાના વિચારમાં હતા. ત્યાં નડિયાદ સ્ટેશને **શ્રીમદ્**નો દર્શનલાભ પામનારા મોતી-

લાલભાઈ પાસેથી **શ્રીમદ્**નું ઇડર પધારવાનું જાણવામાં આવ્યું. એટલે મુનિઓ વિચાર કર્યો અને બધા મુનિઓએ નિવૃત્તિક્ષેત્રે **શ્રીમદ્**નો સત્‌સમાગમલાભ મળ એ આશાએ ઇડર તરફ વિહાર કર્યો. મુનિ લલ્લુજી, મોહનલાલજી, નરશીરખજી ત્રણ મુનિઓ ઝડપથી વિહાર કરતાં ઇડર વ્હેલા પ્હોંચ્યા; મુનિ દેવકરણજી, ચતુરલાલ વેલશીરખજી, લક્ષ્મીચંદજી એ ચાર મુનિઓ ધીમો વિહાર કરતાં પાછળ આવતા હત આમ લલ્લુજી મુનિ ઇડર આવી પ્હોંચી **શ્રીમદ્**ના નિવાસસ્થાન ડૉ. પ્રાણજીવનદાસન દવાખાના ભણી ચાલ્યા. સૌભાગ્યભાઈના ભાણેજ ઠાકરશી ઠેઠ મુંબઇથી **શ્રીમદ્**ની સા હતા, તેમણે દૂરથી મુનિને આવતા દેખીને **શ્રીમદ્**ને કહ્યું—'પેલા મુનિ આવ્યા.' **શ્રીમ** ઠાકરશીને મુનિને અહીં ન આવવા દેતાં પરબારા વનમાં લઇ જવાને કહ્યું. ઠાકર મુનિને વનમાં લઇ ગયા; ત્યાં પાછળ **શ્રીમદ્** પણ આવ્યા અને લલ્લુજી મુનિને એકલાને એકાંતે એક આંબા તળે લઈ ગયા અને પરમ અસંગ ઉદાસીન વૃત્તિમાં વર્તત **શ્રીમદે** તેમને કહ્યું—તમે કેમ આવ્યા? ચાલ્યા જાઓ. મુનિએ કહ્યું—આપની આજ્ઞા પ્રમાણે ચાલ્યા જઈએ છીએ. પણ અત્રે નિવૃત્તિક્ષેત્ર છે એટલે આપના સમાગમનો વિશેષ લાભ મળશે એવી ઇચ્છાથી અમે આવ્યા છીએ, અને દેવકરણજી પાછળ આવે છે. **શ્રીમદે** કહ્યું—અમે દેવકરણજીને પત્રથી જણાવી દઈએ છીએ કે અત્રે નહિ આવતાં અન્યત્ર વિહાર કરી જાય. અમે તો અત્રે સર્વથા અસંગ રહેવા આવ્યા છીએ, મુમુક્ષુનો પણ સંગ કરતા નથી, એટલે ગુપ્ત–અપ્રસિદ્ધ જ રહેવા માગીએ છીએ, માટે તમારે ડાક્તરના ઘર તરફ ગોચરી અર્થે પણ આવવું નહિં અને આવતી કાલે વિહાર કરી જવો. લલ્લુજી મુનિએ કહ્યું—'આપની આજ્ઞા પ્રમાણે ચાલ્યા જઈએ છીએ. પણ બે મુનિઓ મોહનલાલજી તથા નરશીરખજી પાછળ રહ્યા છે, તેમને આપના દર્શન થયા નથી તો આપ જો આજ્ઞા કરો તો એક દિવસ ટકી આપના દર્શન કરી વિહાર કરીશું.' **શ્રીમદે** કહ્યું— 'ભલે તેમ કરજો.' મુનિને આમ ચાલ્યા જાઓ એમ સ્પષ્ટ નિષેધ કરવાનું કારણ એ જણાય છે કે મુનિઓ જો એમની પાસે આવતા જતા થઈ જાય તો અગો **શ્રીમદ્** પોતે જે ગુપ્તતા જાળવવા માગે છે તે જળવાય નહીં, લોકોમાં સહેજે પ્રસિદ્ધિ થઈ જાય અને અસંગ યોગ સાધવાનો પોતાનો મૂળ ઉદ્દેશ જ માર્યો જાય. જેથી ગુપ્તતા પણ જળવાય અને મુનિઓનો મનોરથ પણ સચવાય એટલે જ **શ્રીમદે** મુનિઓને જંગલમાં એકાંત સ્થળે મળવાનો સંકેત કર્યો. આમ છતાં **પરમ કૃપાળુ શ્રીમદે** જે મુનિઓ આટલો લાંબો વિહાર કરીને સત્‌સમાગમની તૃષાથી આવ્યા તેમને નિરાશ નહિં કરતાં પૂરા સંતોષ્યા પણ ખરા, એ આપણે હવે પછી જોશું

બીજે દિવસે પ્રાતઃકાળમાં તે જ આંબાના વૃક્ષ તળે ત્રણે મુનિઓ ગયા. ત્યારે જે અદ્‌ભુત દૃશ્ય જોવા મળ્યું તેનો તાદૃશ્ય ચિતાર મુનિ લલ્લુજીના શબ્દોમાં આ રહ્યો—'તે વખતે કૃપાળુદેવની ડુંગરમાંથી વાણીની ધ્વનિનો ગુંજાર થતો તે સાંભળીને અમે જોવા ગયા. કૃપાનાથની ધ્વનિ નિકળે છે, પણ તે કયાં છે એમ ખોળતા હતા,

ને પછી આંબા તળે અમે ઉભા હતા. ત્યાં **એકદમ દર્શન દીધા.** અને પછી તેમની જે વાણી ડુંગરમાંથી નીકળતી અમે સાંભળી તે ગાથાઓ આંબા તળે કૃપાનાથ અડધા કલાક સુધી એકાંતરમાં ખૂબ જોસથી ઉચ્ચાર કરતા હતા. તે પછી જોગ સંકોચતા સ્થિરભૂત થઇ ગયા. તે અડધા કલાક સુધી સ્થિરપણે ધ્યાનમાં રહ્યા. તે ગાથા નીચે પ્રમાણે—

× मा मुज्झह मा रज्जह, मा दुस्सह इट्ठणिट्ठअट्ठेसु ।
थिरमिच्छहि जइ चित्तं विचित्तज्झाणप्पसिद्धीए ॥
जं किंचिवि चिंततो णिरीहवित्ती हवे जदा साहू ।
लद्धूणय एयत्तं तदा हु तं तस्स णिच्छयं ज्झाणं ।
मा चिट्ठह मा जंपह, मा चिंतह किंचिवि जेण होई थिरो ।
अप्पा अप्पम्मि रओ, इणमेव परं हवे ज्झाणं ॥ (દ્રવ્યસંગ્રહ)

પછી ધ્યાન પારી પોતે પધાર્યા. અમે એમ જાણ્યું કે કૃપાનાથ લઘુશંકાદિ કારણે જાય છે, પણ તે તો નિસ્પૃહપણે ચાલ્યા જ ગયા. અને અમે જોવા લાગ્યા કે ક્યાં ગયા, પણ જણાઇ આવ્યા નહીં. પછી અમે થાકીને ઘણા પશ્ચાત્તાપપૂર્વક મુકામે ચાલ્યા આવ્યા.' તે જ દિવસે બપોરે ઠાકરશીને **શ્રીમદે** મુનિઓ પાસે મોકલ્યા અને કહ્યું કે 'મુનિઓને ઇડરના ગઢ ઉપર દેરાસર લઇ જાઓ.' એટલે ઠાકરશીએ દિગંબર-શ્વેતાંબર બન્ને દેરાસરો ઉઘડાવી મુનિઓને જિનપ્રતિમાજીનાં દર્શન કરાવ્યાં. આટલા વર્ષોનો- નવ વર્ષનો પરિચય છતાં **શ્રીમદે** મુનિઓને જિનપ્રતિમાજીના દર્શન કરવાની આજ્ઞા પ્રથમ અત્રે કરી. મુનિઓને જિનપ્રતિમાજીના દર્શનથી બહુ ઉલ્લાસ થયો; ત્યાં **શ્રીમદ્** જે જે સ્થળે વિચર્યા હતા તે તે સ્થળ ઠાકરશીએ બતાવ્યા તે દેખીને અને ત્યાંની **શ્રીમદ્**ની ચર્યા સાંભળીને ઘણો જ આનંદ થયો. **દેવકરણજી**ને પત્ર લખાયો કે કેમ એ પૂછતાં ઠાકરશીએ જણાવ્યું—પત્ર લખાયો છે, મોકલાયો નથી. ત્યાં તો તે જ સાંજના **મુનિ દેવકરણજી** આદિ ચાર મુનિઓ પણ આવી પહોંચ્યા.

ત્રીજે દિવસે **મુનિ દેવકરણજી** આદિ આવી ગયા હોઇ, **સાતે મુનિઓ** તે જ સાંકેતિક આમ્રવૃક્ષ તળે આજ્ઞા પ્રમાણે આવ્યા. **શ્રીમદ્** પણ ત્યાં પધાર્યા,-'તે પણ અપૂર્વ ધ્વનિનો ગુંજારવ કરતા કરતા ત્યાં પધાર્યા.' **મુનિ દેવકરણજી**નું શરીર કૃશ હોવાથી શિયાળાની ટાઢને લઇ ધ્રૂજવા લાગ્યું, એટલે **મુનિ લક્ષ્મીચંદજી**એ તેમને કપડું ઓઢાડયું. તે જોઈ **શ્રીમદે** કહ્યું-'ટાઢ વાય છે? ટાઢ ઉડાડવી છે'? એમ જાણે ભવની

× અર્થ:— વિચિત્ર-નાના પ્રકારના અથવા વિચિત્ત-વિગતચિત્ત નિર્વિકલ્પ ધ્યાનની પ્રસિદ્ધિ- પ્રકૃષ્ટ સિદ્ધિને અંગે જો તું ચિત્ત સ્થિર ઇચ્છે છે, તો ઇષ્ટ-અનિષ્ટ અર્થોમાં મોહ મ કર, રાગ મ કર, દ્વેષ મ કર.

જે કંઇ પણ ચિંતવતાં સાધુ એકત્વ પામીને જ્યારે નિરીહવૃત્તિ—નિઃસ્પૃહ નિરિચ્છ વૃત્તિવાળો થાય, ત્યારે નિશ્ચયે કરીને તે તેનું નિશ્ચય ધ્યાન છે.

મ ચેષ્ટા કરો, મ જલ્પો (બોલો), કંઇ પણ મ ચિંતવો,—કે જેથી આત્મામાં રત આત્મા સ્થિર હોય છે,—આ જ પરમ ધ્યાન હોય.

ટાઢ ઉડાડવા સાંકેતિક રીતે કહી એકદમ ઊઠયા અને ચાલવા માંડયું. મુનિઓ સાથે ઊઠયા અને ચાલ્યા. શ્રીમદ્ તો 'ડુંગરમાં કાંટા અને જાળીયાં વગેરે પગ ખૂંચી જાય અને કપડાં ફાટતાં જાય તોપણ તેનો વિચાર નહિ કરતાં જુસ્સાભેર ચાલતા હતા.' તેવામાં એક મોટી પર્વતની શિલા આવી, ત્યાં શ્રીમદ્ બેઠા. અને બોલ્યા કે—'ભગવાન્ પુઢવીશિલા× ઉપર બિરાજ્યા એવું× શાસ્ત્રમાં કહેવામાં આવે છે તે આ પુઢવીશિલા.' ભગવાન્* મહાવીરના સાન્નિધ્યમાં રહેલા શ્રીમદ્‌ને પૂર્વ ભવના પૂર્વ ભાવનું અપૂર્વ સ્મરણ કરાવતી આ પુઢવીશિલા પર બિરાજમાન શ્રીમદે 'દ્રવ્યસંગ્રહ' ગ્રંથનું વાંચન પ્રારંભ્યું, લગભગ અર્ધો ગ્રંથ વાંચ્યો. મુનિઓને બહુ આનંદઉલ્લાસ થયો, અને મુનિ દેવકરણજી તો તીવ્ર વૈરાગ્યના આવેશમાં આવી જઇ બોલ્યા કે—'હવે અમારે ગામમાં જવાની શી જરૂર છે?' શ્રીમદે કહ્યું—કોણ કહે છે કે ગામમાં જાઓ. દેવકરણજીએ કહ્યું—પેટ પડયું છે. શ્રીમદે કહ્યું—'મુનિઓને પેટ છે તે જગતના કલ્યાણ અર્થે છે.' શ્રીમદે પ્રકાશ્યું—'ધ્યાનની અંદર જેવો આત્મા ચિંતવે છે તેવો તેને ભાસે છે. તેને વિષે ઉદાહરણ આપ્યું કે ધ્યાનને વિષે પાડા જેવો આત્મા ચિંતવે અને આ ડુંગર જેવડું તેનું પૂછડું ચિંતવે તો તેને તેવો આત્મા ભાસે છે.' અને 'વાસુપૂજ્ય જિન ત્રિભુવનસ્વામી ઘનનામી પરનામી રે'—એ વાસુપૂજ્ય ભગવાનની આનંદઘનજીના સ્તવનની ગાથાઓ ગાઇ સિદ્ધના પર્યાય પલટવા અંગે પ્રકાશ્યું કે—'સિદ્ધ ભગવાનના પર્યાય એવા છે કે અત્યારે આપણે અહીં બેઠા છીએ તો તે રૂપે દેખે છે. અને ઊઠીને ચાલ્યા જઇએ તો તે રૂપે દેખે છે.' પછી અગીયાર વાગ્યા લગભગ

---

× આ પૃથ્વીશિલાપટ્ટ અંગે શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથમાં રોજનિશીમાં (અં. ૧૫૭), નીચે પ્રમાણે સૂત્ર ઉલ્લેખ છે—

'હે ગૌતમ! તે કાળ અને તે સમયમાં છદ્મસ્થ અવસ્થાએ, હુ એકાદશ વર્ષની પર્યાયે, છઠ્ઠ છઠ્ઠે સાવધાનપણે, નિરંતર તપશ્ચર્યા અને સંયમથી આત્મતા ભાવતાં, પૂર્વાનુપૂર્વીએ ચાલતાં, એક ગામથી બીજે ગામ જતાં, જ્યાં સુંસુમારપુર નગર, જ્યાં અશોક વનખંડ બાગ, જ્યાં અશોક વર પાદપ, જ્યાં પૃથ્વીશિલાપટ્ટ, ત્યાં આવ્યો; આવીને અશોક વર પાદપની નીચે, પૃથ્વીશિલાપટ્ટ પર, અષ્ટમભક્ત ગ્રહણ કરીને, બન્ને પગ સંકોચીને, લાંબા કર કરીને, એક પુદ્‌ગલમાં દૃષ્ટિ અડગ સ્થાપીને, અનિમેષ નયનથી, જરા શરીર નીચું આગળ ઝૂકી રાખીને, યોગની સમાધિથી, સર્વ ઇંદ્રિયો ગુપ્ત કરીને, એક રાત્રિની મહાપ્રતિમા ધારણ કરીને, વિચરતો હતો. (ચમર)' શ્રી ભગવતીસૂત્ર શતક ૩, ઉદ્દેશક ૨

* 'જીવનરેખા'માં શ્રી મનઃસુખભાઇ કિરતચંદે પણ નોંધ્યું છે કે—'શ્રીમદ્ વખત પરત્વે કોઇ સમાગમવાસી ગુણાનુરાગીને કહેતા કે—અમે શ્રી મહાવીરના એક અંતેવાસી શિષ્ય હતા, પ્રમાદના યોગે પડ્યા અને રઝળ્યા. શ્રી મહાવીર કેવા હતા, કયાં કેવે પ્રકારે વિચરતા ઇત્યાદિ પણ કહેતા.

ખંભાતવાળા શ્રી છોટાલાલભાઇ માણેકચંદે પણ પોતાની પરિચયનોંધમાં લખ્યું છે કે—'તેઓશ્રી બહાર ફરવા જતા ત્યારે અમને સાથે લઈ જતા. અનીંશેડની બાજુમાં સમુદ્ર કિનારે રેતીમાં તેમની સમીપમાં હું, મારા ભાઈ ત્રિભુવનભાઈ તથા ખીમજીભાઇ બેઠા હતા. કૃપાળુદેવે કહ્યું—શ્રીમાન્ મહાવીર સ્વામી પણ શરીરે (આંગળીના ઇસારાથી બનાવ્યું) આવા હતા, અને આવી જમીનોમાં, પુઢવી-શિલાઓ પર બેસતા હતા.'

બધા ઊઠ્યા અને ગામ ભણી ચાલ્યા. રસ્તામાં **શ્રીમદ્**—'**जीवमजीवं दव्वं जिणवरवसहेण जेण णिद्दिट्ठं । देविंदविंदवंदं वंदे तं सव्वदा सिरसा ॥**'—એ દ્રવ્યસંગ્રહની પ્રથમ ગાથાની ધૂન લગાવતા જતા હતા; તેના તીવ્ર ઉપયોગમાં **શ્રીમદ્** હોવાથી તેમણે મુનિઓને કહ્યું—'તમે બીજે રસ્તે ચાલ્યા જાઓ.' અને આ અસંગ અવધૂત ધૂન લગાવતા જૂદે રસ્તે ડુંગરમાં ચાલ્યા ગયા. પછી **શ્રીમદે** સાંજના ત્રણ-ચાર વાગ્યે ઠાકરશી સાથે સાતે મુનિઓને ઇડરના ગઢ પર મોકલ્યા અને બીજીવાર જિનપ્રતિમાજીઓના દર્શન કરાવ્યા. ઠાકરશીએ દર્શનીય સ્થળો દેખાડી ડુંગર ઉપર **શ્રીમદે** સ્પર્શેલી ભૂમિઓ પણ સમજણ પાડી દર્શાવી.

પછી ચોથા દિવસે તે જ આંબાના ઝાડ તળે મુનિઓ આજ્ઞા પ્રમાણે આવ્યા અને **શ્રીમદ્** પણ પધાર્યા. પછી ત્યાંથી ઊઠીને 'ઉપર કહેલી કાંકરા-કાંટાવાળી વિષમ જગ્યાએ થઇને પહાડ ઉપર ગયા.' **પરમ સંવેગી શ્રીમદ્** ઘણા વેગે ચઢતા હતા. જતાં રસ્તામાં **વેલશી ઋષિ** બોલ્યા-'આજે આમાંથી એકાદ જણને મૂકીને જશે, કારણકે ચઢવાની જગ્યા બહુ વિકટ છે, અને પોતે બહુ જોસથી ચાલે છે ને તેનું અંતર ચાલનારને બહુ પડે છે.' પછી પહાડ ઉપર પહોંચ્યા પછી ત્યાં એક શિલા હતી ત્યાં સર્વે બિરાજ્યા. તેવામાં એક વાઘની વાસના આવી અને **શ્રીમદે** કહ્યું-અહીં એક વાઘ રહે છે પણ તમે કોઇ બ્હીશો નહિં, એમ કહી જાણે કંઇક ગૂઢાર્થમાં કહેતા હોય એમ કોઇ અદ્ભુત રીતે કહ્યું-'જુઓ! આ સિદ્ધ શિલા છે, અને આ બેઠા છીએ તે સિદ્ધ.' અત્રે તેવા વિશિષ્ટ જ્ઞાનીગમ્ય કોઇ ગૂઢ ઊંડા આશયવાળા આ અદ્ભુત માર્મિક ઉદ્ગારમાં સાક્ષાત્ જીવન્મુક્ત દશા અનુભવતા ને વ્યાઘ્રાદિથી ભય ક્ષોભ ન પામે એવા અનેક ચમત્કારિક યોગસિદ્ધિસંપન્ન સિદ્ધયોગી **શ્રીમદે** માર્મિકપણે કોઈ અપેક્ષા વિશેષે સૂચવ્યુ જણાય છે કે-જેણે શુદ્ધ આત્મા અનુભવસિદ્ધ કર્યો છે તે આત્મસિદ્ધ છે, એટલે શુદ્ધ આત્માનો યોગ જેણે સિદ્ધ કર્યો છે એવા જે સિદ્ધ યોગી જીવન્મુક્ત-સદેહમુક્ત-'દેહ છતાં નિર્વાણ' દશા અનુભવી રહ્યા છે તે ભાવથી સિદ્ધ છે, અને તેવા સિદ્ધયોગી જ્યા બિરાજે છે તે ભાવથી સિદ્ધશિલા છે; આવો ભાવઅપેક્ષાએ કોઇ સમજાવો દુર્ગમ્ય માર્મિક ઊંડો પરમ ગંભીર આશય અત્ર સંભવે છે. (જુઓ અ. ૫૫ આદિ) બાકી લોકાગ્રે સિદ્ધશિલા તો પ્રસિદ્ધ જ છે ને સર્વ સ્વીકૃત જ છે, તે અપેક્ષા અત્ર પ્રસ્તુત નથી. અસ્તુ!

પછી **લલ્લુજી મુનિ** પોતાની પરિચયનોંધમા લખે છે—'કૃપાળુદેવે કહ્યું-નીચે કોઇ માણસ હોય તો અહીં આપણને દેખી શકે? મેં કહ્યું-ન દેખી શકે. કૃપાળુદેવે કહ્યું -નીચેનો માણસ આપણને દેખી શકતો નથી, તેમ નીચેની દશાવાળા ઉંચી દશાવાળા એવા જ્ઞાનીનું સ્વરૂપ જાણી શકે નહી, યોગ્યતામા કાઇ ઉંચો આવે તો દેખી શકે. આપણે ઉંચા ડુંગર ઉપર છીએ તેથી આખું ગામ અને ઘણે છેટે દેખી શકીએ છીએ, અને નીચે રહેલો માણસ ફક્ત પોતે ઉભો રહેલી ભૂમિકાને દેખે છે. તેની પેઠે જ્ઞાની સર્વ દેખે છે; અને નીચેની ભૂમિકાવાળો દેખતો નથી. તે તેની હદ પ્રમાણે દેખે છે. અને નીચેની હદવાળાને જ્ઞાની કહે છે કે તું ઉપરની હદે આવી જો તો તને સમજાશે.'

પછી **શ્રીમદ્** ઉત્તરાધ્યયન સૂત્રની ત્રીજા અધ્યયનની પહેલી ગાથા—'**चत्तारि परमंगाणि,**
**दुल्लहाणीह जंतुणो। माणुसत्तं सुई सद्धा संयमम्मि य वीरियं॥**'—'એવી ચમત્કૃતિમાં
બોલ્યા કે બધે ગર્જારવ થઈ રહ્યો' દેવકરણજીને તે ગાથા બોલવા કહ્યું, પણ તે પ્રમાણે
આવડ્યું નહિ, લલ્લુજીને બોલવા કહ્યું, તેમને પણ આવડ્યું નહિ, કોઈને પણ આવડ્યું
નહિ પછી **શ્રીમદે** દ્રવ્યસંગ્રહ આખો વાંચી સંભળાવ્યો અને મુનિઓને કાયોત્સર્ગ
કરવાનું કહી પુનઃ કાયોત્સર્ગમાં સંભળાવ્યો અને અર્થ પણ સમજાવ્યો પછી **આત્મા**
**નુશાસન** ગ્રંથનો પાછળનો ભાગ જેમાં 'આત્માના સ્વરૂપનું વિશેષ વર્ણન છે' તે
**શ્રીમદે** વાંચી સંભળાવ્યો અને બોલ્યા કે—'ગ્રંથકર્તા આચાર્ય પાછળના ભાગમાં
અદ્ભુત જ્ઞાનમાં રહેલા છે' ઇ આમ અત્ર **સિદ્ધયોગી શ્રીમદે** બોધવર્ષા વર્ષાવી
સત્સમાગમની તૃષાથી આવેલા મુનિઓની આશા ફળીભૂત કરી તૃષા સંતોષ પમાડી
**મુનિ દેવકરણજી** તો હર્ષઉલ્લાસથી બોલી ઊઠ્યા—'અત્યાર સુધીમાં જે જે સમાગમ
પરમ ગુરુનો થયો, તેમાં આ સમાગમ સર્વોપરિ થયો, દેવાલયના શિખર ઉપર કળશ
ચઢાવે છે તેમ આ પ્રસંગ પરમ કલ્યાણકારી છે, સર્વોપરિ સમજાય છે' ઇત્યાદિ

પછી પાંચમા દિવસે સાંજે **શ્રીમદે** મુનિઓને આજ્ઞા કરી કે—પૂર્વે થઈ ગયેલા
દિગંબર મુનિઓના સ્મરણાર્થે દેહાંત પછી કરાવેલા સમાધિસ્થળો કે જે ×**છત્રીઓના**
નામે ઓળખાય છે ત્યાં જાઓ મુનિઓ ત્યાં ગયા ને કાયોત્સર્ગમુદ્રાસ્થિત મુનિઓના
તે સમાધિસ્થળના દર્શન કર્યાં વૈરાગ્યવર્દ્ધક આ સમાધિસ્થળોની નિકટમાં જ સ્મશાન
ભૂમિ હતી, અને આસપાસમાં જ એક પ્રાચીન ગુફા, તેની પાસેમાં જળકુંડ અને એક
છૂટો ઉંચો પત્થર ધ્યાનના આસન જેવો હતો, તે પણ મુનિઓએ જોયા અને ઇડર
નિવાસી એક ભાઈ પાસેથી આ ગુફામાં **શ્રીમદ્** દોઢ માસ રહ્યા હતા તે પણ સાંભળ્યું,
અને **શ્રીમદ્‌**ની આ અદ્ભુત યોગચર્યા વિષે આશ્ચર્ય પામતા ઉપાશ્રયે આવ્યા અને
પછી છઠ્ઠા દિવસે આજ્ઞા થવાથી મુનિઓ વિહાર કરી ગયા

આમ સર્વથા અસંગ વર્ત્તતા આ '**સિદ્ધ યોગીએ** અનાયાસે સત્સંગેચ્છાથી આવી
પડેલા મુનિઓને પાંચ–છ દિવસ સત્સંગનો ધર્મલાભ આપી વિદાય કર્યા પછી
પણ અત્ર નિવૃત્તિક્ષેત્ર ઇડરના પહાડોમાં અને ગિરિગુફાઓમાં પોણા બે મહિના સુધી

---

× મુનિઓને છત્રીઓના દર્શનાર્થે જવાની **શ્રીમદ્‌**ની સૂચનામાં શું ગૂઢ સંકેત હશે તે આપણે
જાણતા નથી પણ આ અંગે પરિચયીઓ પાસેથી કર્ણોપકર્ણ વાત ચાલી આવે છે તે પ્રમાણે એવી
વાત પ્રચલિત છે કે—લગભગ ૪૦૦ વર્ષ પૂર્વે એક રાજચંદ્ર નામના દિગંબર મુનિ હતા તેમનું ત્યારે
ઇડરમાં અવસાન થયું અને અત્યારે પણ જે સ્થળે તે મુનિનો અગ્નિદાહ થયો હતો તે સ્થળે
બંધાવવામાં આવેલ સમાધિસ્થળ—જે 'છત્રી'ના નામે પ્રસિદ્ધ છે, તે તે ભૂતકાળના આ પ્રસંગની
ચાડી પોકારતું મોજૂદ છે સ્ટેશનથી થોડે દૂર નાના ટેકરા પર આ સ્થળ આવેલું છે, અને તેમાં
'રાજચંદ્ર' મુનિના નામનો સ્પષ્ટ શિલાલેખઉલ્લેખ અમે નજરે દીઠો છે એક બીજી વસ્તુ પણ છે
કે **શ્રીમદે** 'દ્રવ્યસંગ્રહ'ની જૂની પ્રત ત્યાં ઇડરના ભંડારમાં નિયત સ્થળે મૂકેલી સ્વયં બતાવી આપી
હતી,—કે જે પ્રસંગ નજરે જોનારાઓને પરમ આશ્ચર્યકારક અદ્ભુત લાગ્યો હતો

પરમ અસંગ સ્થિતિ કરી હતી. અને 'તપ કરો, તપ કરો, શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો, શુદ્ધ ચેતન્યનું ધ્યાન કરો' (હા. નોં. ૩–૧૦)એ શુદ્ધ ચિદ્આકાશમાં ઊઠતી આકાશવાણીને ચરિતાર્થ કરતા આ **પરમ તપોમૂર્તિ સિદ્ધ યોગી** શુદ્ધ 'ચૈતન્ય જિનપ્રતિમા' થઈ રહ્યા હતા; 'હું કેવલ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સહજ નિજ અનુભવસ્વરૂપ છું' (હા. નોં. ૩–૭). 'હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું, અસંખ્યાત પ્રદેશાત્મક નિજઅવગાહનાપ્રમાણ છું. અજન્મ, અજર, અમર, શાશ્વત છું. સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું. શુદ્ધ ચૈતન્યસ્વરૂપ માત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છું.' (હા. નોં. ૩–૧૧)—એમ શુદ્ધ આત્મભાવના ભાવતા આ પરમ અસંગ સિદ્ધ યોગી, 'કેવળજ્ઞાન, એક જ્ઞાન, સર્વ અન્ય ભાવના સંસર્ગરહિત એકાંત શુદ્ધજ્ઞાન, સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવનું સર્વ પ્રકારથી એક સમયે જ્ઞાન તે કેવળજ્ઞાનનું' (હા–નોં. ૩. ૮)—શુદ્ધ ચૈતન્યનું પરમ નિશ્ચયધ્યાન ધરી રહ્યા હતા. આમ 'પરમ ગુણમય ચારિત્ર (બળવાન્ અસંગાદિ સ્વભાવ)'માં વર્ત્તતા, 'પરમ નિર્દોષ શ્રુત' પરાવર્ત્તતા, 'પરમ પ્રતીતિ'રૂપ પરમાવગાઢ સમ્યક્ત્વ ધારતા, 'પરમ પરાક્રમ' દાખવતા, 'પરમ ઇન્દ્રિયજય' (હા. નોં. ૩–૨૫) આગરના આ પરમ પુરુષસિંહ પરમ સિદ્ધ યોગીન્દ્ર પરમ અસંગપણે અત્ર નિવૃત્તિક્ષેત્રે અઢી માસ વિચરી રહ્યા; **'अहमिक्को खलु सुद्धो, दंसणणाणमईओ सदारूवी, णवि अत्थि मज्झ किंचिवि अण्ण परमाणुमित्तंपि ॥ मा मुज्झह मा रज्जह, मा दुस्सह इट्ठणिट्ठअत्थेसु । थिरमिच्छह जइ चित्त विचित्तझाणप्पसिद्धोव ॥'** ઇ. મહાન્ ગાથાઓના દિવ્ય નાદથી ઇડરના પહાડોને અને ગિરિગુહાઓને ગજાવી રહ્યા; અને 'એકાકી વિચરતો વળી સમશાનમાં, વળી પર્વતમાં વ્યાઘ્ર સિંહ સંયોગ જો; અડોલ આસન ને મનમાં નહિં ક્ષોભતા, પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો,'—એ 'અપૂર્વ અવસર'ના અપૂર્વ કાવ્યમાં પોતે જ સંગીત કરેલું દેવદુર્લભ દિવ્ય દૃશ્ય સર્જાવી રહ્યા! અને ખરેખર! એક વખત તો આ સિદ્ધ યોગી અડોલ અક્ષોભપણે કાયોત્સર્ગધ્યાનમા લીન હતા ત્યાં પાસેથી વાઘ શાંતિમા ચાલ્યો ગયો, એવું દૃશ્ય ત્યા સર્જાઈ પણ ગયુ! આ પરમ અહિંસામૂર્તિ સિદ્ધ યોગીના સાન્નિધ્યમાં વાઘ જેવો હિંસ્ર પ્રાણી પણ શાંત બની ગયો! અને **'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरनाशः'** —અહિંસાની પ્રતિષ્ઠા થયે તેની સન્નિધિમા વૈરનાશ હોય એ પાતંજલ યોગસૂત્રનો સત્યંકાર કરાવતો જીવતો જાગતો જ્વલંત મહાપ્રસંગ આ કાળમાં આ ક્ષેત્રમાં બની ગયો! આવો હતો આ ઇડરના પહાડોને અને ગુફાઓને ગજાવતો આ સિદ્ધ યોગી !!

આમ અઢી માસ ઇડર નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ કરી **શ્રીમદ્** મહા વદમાં અમદાવાદ આવ્યા અને એકાદ દિવસ ત્યા સ્થિતિ કરી. ઇડરમા **શ્રીમદ્**ની સાથે ટોકરશીભાઈ હતા તેમણે પોપટલાલભાઇને **શ્રીમદ્**ની ઇડરની ચર્યા સંબંધી હકીકત કહી દેખાડી અને ઇડરના પહાડી જંગલમાં **શ્રીમદ્** કાયોત્સર્ગલીન હતા ત્યારે વાઘ પાસેથી શાંતિમાં ચાલ્યો ગયો એ આશ્ચર્યકારક પ્રસંગ પણ કહી દેખાડ્યો. પોપટલાલભાઈ એક બે વાત નોંધે છે—શેઠ જેસંગભાઈ ઉજમશીએ **શ્રીમદ્**ને પ્રશ્ન કર્યો–આ કાળે કેવળજ્ઞાન હોય? **શ્રીમદે** કહ્યું–પરમ શાંતિ અનુભવીએ છીએ. **શ્રીમદે** રાત્રે ત્રણ વાગ્યા સુધી અદ્ભુત

બોધ આપ્યો હતો. રાતે ત્રણ વાગ્યે **શ્રીમદ્** આસ્તોડીયા દરવાજા બહાર જંગલ ગયા. પોપટલાલભાઇ સાથે હતા. **શ્રીમદ્** 'કરલે ગુરુગમ જ્ઞાન વિચારા, કરલે ગુરુગમ જ્ઞાન વિચારા' એ પદની ધૂન લગાવતા ચાલતા હતા. અત્રે સાબરમતી કાંઠે ભીમનાથમાં **શ્રીમદે** પરમ તત્ત્વદૃષ્ટિનો અપૂર્વ બોધ આપ્યો હતો. પછી અમદાવાદથી **શ્રીમદ્** વવાણીઆ-મોરબી આવ્યા હતા અને ત્યાં લગભગ અઢી માસ સ્થિતિ કરી પુનઃ ઇડર પધાર્યા હતા, અને ત્યાં વૈ. શુ. ૧૫થી વૈ. વદ બારસ સુધી સ્થિતિ કરી હતી. પુનઃ પૂર્વવત્ આ **સિદ્ધ યોગીએ** ઇડરના પહાડો ને ગિરિકંદરાઓને પોતાની દિવ્ય ધૂનોથી ગજાવી અને દિવ્ય ધ્યાનથી જગાવી હતી.

ઇડરથી વળતાં **શ્રીમદ્** વચ્ચે રસ્તામાં નરોડા એક દિવસ મુનિઓ હતા ત્યાં પધાર્યા. અમદાવાદથી પણ પોપટલાલભાઈ આદિ ઘણા મુમુક્ષુઓ ત્યાં આવ્યા હતા. વૈશાખ માસનો અંત ભાગ અને ભર ઉન્હાળાનો તાપ પડતો હતો, તે વખતે **શ્રીમદે** મુનિઓને બપોરે બાર વાગ્યે વનમાં નિવૃત્તિસ્થળે પધારવાનું કહાવ્યુ, બીજા મુમુક્ષુઓ સાથે પોતે પણ ચાલ્યા આવા તાપમાં મુનિના પગ દાઝતા હશે એમ કહી પોતે પણ પગરખાં કાઢીને અડવાણે પગે ચાલ્યા. ગ્રીષ્મનો પ્રખર તાપ અને રેતાળ જમીન, તેમાં અડવાણે પગે સુકુમાર શરીરવાળા **શ્રીમદ્** ગંધહસ્તીની પેઠે બહુજ ધીરે ધીરે શાંતિ-ગંભીરતાથી ચાલતા હતા! **મુનિ લલ્લુજી** તે વખતનું તાદૃશ્ય ચિત્ર આલેખે છે—'તે દેખી ઘણા માણસોને આ જ્ઞાનીને દેહની સાથે કાંઇ સંબંધ નથી તેમ ચાલે છે. એમ થોડી સમજણવાળા માણસોને પણ પ્રત્યક્ષ દેખાવ થયો. અને અમે સાત ઠાણા આમથી આમ અને આમથી આમ છાંયડો ખોળતા ખોળતા આમથી આમ કૂદકા મારીને પરાણે પરાણે થોડા થોડા છાંયડે ઉભા રહેતા ઉભા રહેતા ચાલ્યા ને દૂર એક વડવૃક્ષ હતું ત્યાં (શ્રીમદ્) પધાર્યા,—ત્યાં અમે પણ ગયા ત્યાં કૃપાળુદેવ પધારેલ ને તેમના ચરણ સામું જોવાથી પગે સાવ રાતા વર્ણે લોહીની શેરો છૂટે તેવો દેખાવ લાગ્યો ને ફોલ્લા (ભંભોલા) પડચા તે દીઠા.' ત્યા તળાવ કાંઠે વટવૃક્ષ તળે **શ્રીમદે** ઘણી પર્ષદા મળી હતી, તેને ઘણો બોધ આપ્યો—'કર્મગ્રંથને છેડે આત્મા રહે છે, પ્રકૃતિ જોઇ છે' ઇત્યાદિ **શ્રીમદે** એક વચન એવું ઉચ્ચાર્યું કે—'હવે અમે સાવ અસંગ દશામા થઇને કોઈપણ એક વચન ઉચ્ચાર કરીએ નહિં તેવી દશા વર્તે છે' ત્યારે **મુનિ દેવકરણજી** બોલી ઊઠચા—'તો પછી જ્ઞાનીની અનુકંપા અને દયા કયા જશે?' **શ્રીમદે** કહ્યુ—'ત્યા તે દયા પણ અંતે મૂકવાની છે' આમ નરોડામાં એક દિવસ સ્થિતિ કરી મુનિઓને અને અન્ય મુમુક્ષુઓને ધર્મલાભ આપી **શ્રીમદ્** અમદાવાદ થઇ છેવટને માટે મુંબઇ પધાર્યા; ઇડરના પહાડોને ને ગિરિગુફાઓને ગજાવી અને પરમ અસંગ શુદ્ધ આત્મદશાને જગાવી આ અમોહસ્વરૂપી સિદ્ધ યોગી મોહમયીમા પાછા ફર્યા!



## પ્રકરણ નવાણુંમું

# શ્રીમદ્‌ની અપ્રમત્ત યોગધારા

'આવી અપૂર્વ વૃત્તિ અહો! થશે અપ્રમત્ત યોગ રે'—**શ્રીમદ્‌ રાજચંદ્ર**

વ્યાપાર–વ્યવસાયાદિ પરિગ્રહકાર્યપ્રપંચમાંથી અને ગૃહવ્યવહારાદિ બાહ્ય સંગપ્રસંગથી નિવૃત્ત થઈ સર્વસંગપરિત્યાગ ભણી દોટ મૂકી રહેલા **શ્રીમદ્‌** પ્રારંભથી જ ભાવથી તો અસંગ નિર્ગ્રંથ હતા જ, એ આપણે પૂર્વ પ્રકરણોમાં સવિસ્તર અવલોક્યું જ છે. હવે માત્ર બાહ્ય વેષધારણ શિવાય બાકી સર્વપ્રકારે દ્રવ્યથી પણ અસંગ નિર્ગ્રંથ થઈ રહ્યા હતા; અને 'ધન્ય રે દિવસ'ના ધન્ય કાવ્યમાં ભાખેલી **'થશે અપ્રમત્ત યોગ રે'** એ ભવિષ્યવાણી પ્રમાણે, અને તે જ દિને લખેલી 'અપ્રમત્ત ગુણસ્થાન પર્યંત પહોંચવું' એ હાથનોંધમાં લિખિત પ્રતિજ્ઞા પ્રમાણે **અપ્રમત્ત યોગની સાધનામાં** અખંડ એકનિષ્ઠાથી પ્રવૃત્ત થયા. સહજ શુદ્ધ આત્મસ્વરૂપમાં સહજ સ્થિતિરૂપ સાક્ષાત્‌ **સહજાત્મસ્વરૂપને** વિષે **અપ્રમત્ત સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદ્‌**ની આ અપ્રમત્ત યોગધારાનું દિગ્દર્શન આ પ્રકરણમાં કરશું

અત્રે **અપ્રમત્ત** એટલે શું? એ પ્રથમ વિચારવા યોગ્ય છે; અને તે વિચારવા માટે પ્રમાદ–અપ્રમાદનું સ્વરૂપ સમજવું યોગ્ય છે. આ પ્રમાદ એટલે આળસુપણું એવો માત્ર સામાન્ય અર્થ નથી; પણ **પ્રમાદ** એટલે આત્મસ્વરૂપથી પ્રમત્તપણું, ચ્યુતપણું, ભ્રષ્ટપણું. આત્માનું સ્વરૂપથી ચૂકવું તે પ્રમાદ. એટલે જે કંઈ વડે કરીને જીવ પોતાની સ્વરૂપસ્થિતિથી પ્રમત્ત થાય, ભ્રષ્ટ થાય, તે પણ પ્રમાદ એવો તેનો વિશાળ અર્થ છે. આત્માના સત્‌સ્વરૂપથી નિપાત–નીચે પડવું, અધઃપતન થવું, તે સન્નિપાત એ જ મુખ્ય પ્રમાદ છે; અને આ સત્‌સ્વરૂપથી નિપાતરૂપ સન્નિપાતથી જ જીવને રાગ–દ્વેષ–મોહ એ ત્રિદોષ સન્નિપાતરૂપ અન્ય પ્રમાદ લાગુ પડે છે. મદ, વિષય, કષાય, નિદ્રા, વિકથા એ પંચ પ્રમાદ પણ આ સ્વરૂપભ્રષ્ટતારૂપ મુખ્ય પ્રમાદનું જ પરિણામ છે; અથવા આ પંચ પ્રમાદ આત્માને સ્વરૂપભ્રષ્ટ કરનારા કારણરૂપ પણ છે. આમ આ સર્વ પ્રમાદપ્રકારનો સ્વરૂપભ્રષ્ટતારૂપ પ્રમાદ સાથે પરસ્પર કાર્યકારણ સંબંધ છે. આ પ્રમાદનો અભાવ તે **અપ્રમાદ**. એટલે આત્માના સત્‌સ્વરૂપથી પ્રમત્ત–ચ્યુત–ભ્રષ્ટ ન થાય તે અપ્રમત્ત; એટલે કે આત્માના સ્વરૂપથી પ્રમત્ત–ચ્યુત–ભ્રષ્ટ ન થતા જે આત્માના સહજ શુદ્ધ સત્‌સ્વરૂપમાં સ્થિત રહે–સ્વસ્થ રહે, સ્વમા–આત્મસ્વરૂપમાં સ્થિતિરૂપ સ્વસ્થતા ધારે તે જ અપ્રમત્ત. અર્થાત્‌ આત્મસ્વરૂપમાં સ્થિતિરૂપ **સ્વસ્થતા** એ જ **સમાધિ**, આત્મસ્વરૂપમાં અસ્થિતિરૂપ **અસ્વસ્થતા** એ જ **અસમાધિ**; આત્મપરિણામની સ્વસ્થતા એ જ **ધર્મ**, આત્મપરિણામની અસ્વસ્થતા એ જ **કર્મ**; અને કર્મ એ જ પ્રમાદ, અકર્મ એ જ અપ્રમાદ–અપ્રમત્ત સ્થિતિ; અને આમ આત્મસ્વરૂપમાં જે જાગૃત–અપ્રમત્ત હોય તે જ **મુનિ**, ન

હોય તે અમુનિ આ અંગે અપ્રમત્ત યોગી શ્રીમદ્‌ના જ આ પરમ તત્ત્વરહસ્યભૂત ટંકોત્કીર્ણ વચનામૃતો છે કે—

**'શ્રી જિન આત્મપરિણામની સ્વસ્થતાને સમાધિ અને આત્મપરિણામની અસ્વસ્થતાને અસમાધિ કહે છે; તે અનુભવજ્ઞાને જોતાં પરમ સત્ય છે.**

**આત્મપરિણામની સ્વસ્થતાને શ્રી તીર્થંકર સમાધિ કહે છે, આત્મપરિણામની અસ્વસ્થતાને શ્રી તીર્થંકર અસમાધિ કહે છે. આત્મપરિણામની સહજ સ્વરૂપે પરિણતિ થવી તેને શ્રી તીર્થંકર ધર્મ કહે છે. આત્મપરિણામની કંઈ પણ ચપળ પરિણતિ થવી તેને શ્રી તીર્થંકર કર્મ કહે છે.**

જે જીવો મોહનિદ્રામાં સૂતા છે તે અમુનિ છે, નિરંતર આત્મવિચારે કરી મુનિ તો જાગૃત રહે, પ્રમાદીને સર્વથા ભય છે, અપ્રમાદીને કોઈ રીતે ભય નથી એમ શ્રી જિને કહ્યું છે.

સર્વ વિભાવથી ઉદાસીન અને અત્યંત શુદ્ધ નિજ પર્યાયને સહજપણે આત્મા ભજે, તેને શ્રી જિને તીવ્રજ્ઞાનદશા કહી છે

પ્રમાદને × તીર્થંકર દેવ કર્મ કહે છે, અને અપ્રમાદને તેથી બીજું એટલે અકર્મરૂપ એવું આત્મસ્વરૂપ કહે છે તેવા ભેદના પ્રકારથી અજ્ઞાની અને જ્ઞાનીનું સ્વરૂપ છે, (કહ્યું છે.)'—**શ્રીમદ્ રાજચંદ્ર**, અં. ૫૫૧, ૫૬૮, ૫૬૯, ૫૭૨, ૪૮૬

આવા આ અપ્રમત્ત શબ્દના વિશાળ મૂળ અર્થમાં સહજ આત્મસમાધિરૂપ સ્વસ્થતાનો અનુભવ કરનારા, તીવ્ર જ્ઞાનદશા સંવેદનારા, પરમ ધર્મમૂર્ત્તિ, સ્વરૂપસ્થિત ઇચ્છારહિત **પરમ ભાવમુનિ શ્રીમદ્** પ્રથમથી જ અપ્રમત્ત દશાનો વારંવાર અનુભવ કરતા આવ્યા જ છે,—એ આપણે પૂર્વ પ્રકરણોમાં યથાપ્રસંગે જોયું જ છે, એટલું તેનું અત્ર પિષ્ટપેષણ કરતા નથી, પણ એક-બે વસ્તુ પ્રત્યે સુજ્ઞ વાચકનું ધ્યાન ખેંચી તેની સ્મૃતિને સહજ તાજી કરીએ છીએ સહજાત્મસ્વરૂપમાં સુસ્થિત, કેવલ શુદ્ધ જ્ઞાનદશાને અનુભવતા શ્રીમદે પોતાના આત્માની **અપ્રમત્તધારા**નું સૂચન કરતા આ અનુભવઉદ્‌ગાર પ્રકાશ્યા છે—

**'સમય પણ અપ્રમત્તધારાને નહિ વિસ્મરણ કરતું એવું જે આત્માકાર મન તે વર્તમાન સમયે ઉદય પ્રમાણે પ્રવૃત્તિ કરે છે; અને જે કોઈ પણ પ્રકારે વર્તાય છે, તેનું કારણ પૂર્વે નિબંધન કરવામાં આવેલો એ ઉદય છે. તે ઉદયને વિષે પ્રીતિ પણ નથી, અને અપ્રીતિ પણ નથી. સમતા છે. કરવા યોગ્ય પણ એમ જ છે.**

**નિરાશ્રય એવા જ્ઞાનીને બધુંય સમ છે, અથવા જ્ઞાની સહજપરિણામી છે, સહજસ્વરૂપી છે, સહજપણે સ્થિત છે; સહજપણે પ્રાપ્ત ઉદય ભોગવે છે. સહજપણે જે કંઈ થાય તે થાય છે, જે ન થાય તે ન થાય છે, તે કર્ત્તવ્યરહિત છે; કર્ત્તવ્યભાવ તેને વિષે વિલયપ્રાપ્ત છે.**

**મન, વચન, કાયાના જોગમાંથી જેને કેવળી સ્વરૂપ ભાવ થતાં અહંભાવ મટી ગયો છે, એવા જે જ્ઞાનીપુરુષ તેના પરમ ઉપશમરૂપ ચરણારવિંદ તેને નમસ્કાર કરી,**

× ' पमायं कम्ममाहंसु अप्पमायं तहावरं ।
तब्भावादेसओ वावि बालं पंडियमेव वा ॥ ''—સૂત્રકૃતાંગ ૧-શ્રુ, ૮ અ., ૩ ગાથા

**વારંવાર તેને ચિંતવી, તે જ માર્ગમાં પ્રવૃત્તિની ઇચ્છા કર્યા કરો એવો ઉપદેશ કરી આ પત્ર પૂરો કરૂં છું. વિપરીત કાળમાં એકાકી હોવાથી ઉદાસ !!!'—શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૩૫૩, ૩૭૭, ૪૬૬.**

આમ આ વિપરીત–દુઃષમ કાળમાં જેને પોતાની હેડીનો કે પોતાની આત્મદશાને સમજી શકનારો (સૌભાગ્ય શિવાય) કોઇ ન મળવાથી એકાકીપણું વેદાતું હતું એવા **અપ્રમત્ત યોગી શ્રીમદ્**ને આવી અદ્ભુત **સહજાત્મસ્વરૂપસ્થિતિરૂપ અપ્રમત્ત દશા** તો ઉદયઉપાધિ-પ્રસંગમાં અને ગૃહાવાસમાં પણ વર્ત્તતી હતી—કવચિત્ બાહ્ય સંગ–પ્રસંગને લઇ તેમાં બાહ્ય અંતરાય આવી પડે તે ભલે, ભાવથી ૬–૭ ગુણસ્થાન વચ્ચે વારંવાર આરોહ–અવરોહ કરવો પડ્યો હોય તે ભલે, પણ તે અપ્રમત્ત દશાનું શીઘ્ર સહજ અનુસંધાન જ થઈ જતું, એવું સહજાત્મસ્વરૂપ પર **સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદ્**નું અદ્ભુત સ્વામિત્વ સિદ્ધ થઈ ચૂકયું હતું. આ પ્રારબ્ધોદયજનિત બાહ્ય 'ઉપાધિપ્રસંગનું બંધન ન હોત તો અખંડ અપ્રમત્ત આત્મસ્થિતિમાં પ્રમત્તપણાનો લેશ પણ સમયમાત્ર પણ અવકાશ ન હતો. અને આમ ગૃહાવાસમધ્યે–**પ્રારબ્ધઉદયઉપાધિમધ્યે પણ અખંડ આત્મસમાધિ** જાળવી **શ્રીમદે** કેવો **અલૌકિક રાધાવેધ** સાધ્યો હતો, 'ધાર તરવારની' સોહલી કરી બતાવી અખંડ ચરણધારારૂપ તરવારની ધાર પર નાચવાનું કેવું **અદ્ભુત આત્મપરાક્રમ** કરી બતાવ્યું હતું, તે આપણે તે તે પ્રકરણોમાં (૫૪, ૫૫, ૫૬ આદિ, ૬૦–૬૧ આદિ) પૂર્વે અવલોકી ગયા જ છીએ. અને હવે તો બાહ્ય ઉપાધિનું રહ્યું સહ્યું બંધન પણ છૂટી ગયુ હતું, ગૃહવ્યવહારના સંગપ્રસંગથી નિવૃત્ત થવાનું બની ગયુ હતું, એટલે **અપ્રમત્ત યોગ**ની સાધનામાં–સ્થિતિમાં અવરોધ કરતારૂં બાહ્ય કોઈ કારણ રહ્યું ન હતું, એટલે કર્મની સામે **અપ્રમત્ત આત્મપરાક્રમથી** ઝઝૂમતા **અપ્રમત્ત શૂરવીર શ્રીમદ્ અપ્રમત્ત યોગધારા**માં કેવા અપૂર્વ આત્મપરાક્રમથી પ્રવૃત્ત થયા તે આપણે અવલોકશું.

કર્મ–પ્રમાદ સામે યુદ્ધ કરતા સમ્યગ્દર્શની–સમ્યગ્જ્ઞાની–સમ્યક્ચારિત્રી **અપ્રમત્ત યોગી શ્રીમદ્** ગુણસ્થાનક્રમમાં આગળ વધતા પોતાના આત્માને અપ્રમત્તતા અર્થે આત્મપુરુષાર્થની પ્રેરણા કરતાં સંબોધન કરે છે—**'હે સમ્યક્દર્શની ! સમ્યક્ચારિત્ર જ સમ્યક્દર્શનનુ ફળ ઘટે છે, માટે તેમાં અપ્રમત્ત થા. જે પ્રમત્તભાવ ઉત્પન્ન કરે છે તે કર્મબંધની તને સુપ્રતીતિનો હેતુ છે. હે સમ્યક્ચારિત્રી ! હવે શિથિલપણું ઘટતું નથી. ઘણો અંતરાય હતો તે નિવૃત્ત થયો, તો હવે નિરંતરાય પદમાં શિથિલતા શા માટે કરે છે ?** (હાથનોધ ૨–૭). **અપ્રમત્ત શૂરવીર થા.** (હા. નોં. ૨–૧૮). **હે મુનિઓ ! જ્યાંસુધી કેવળ સમવસ્થાનરૂપ સહજ સ્થિતિ સ્વાભાવિક ન થાય ત્યાંસુધી તમે ધ્યાન અને સ્વાધ્યાયમા લીન રહો.** × × **ઉદયના ધક્કાથી તે ધ્યાન જ્યારે જ્યારે છૂટી જાય ત્યારે ત્યારે તેનું અનુસંધાન ઘણી ત્વરાથી કરવું. વચ્ચેના અવકાશમાં સ્વાધ્યાયમાં લીનતા કરવી. સર્વ પરદ્રવ્યમાં એક સમય પણ ઉપયોગ સંગ ન પામે એવી દશાને જીવ ભજે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય.'** (હાથનોંધ. ૨–૯). પોતાના હૃદયદર્પણ સમી આ હાથનોંધમાં

જ ૭-૧૨-૫૪—૩૧-૧૧-૨૨ના દિને અર્થાત્ સં ૧૯૫૪ના આસો માસની શુદ ૭ના દિને-પોતાના આ રાજચંદ્ર જન્મના ૩૧મા વર્ષના ૧૧મા માસના ૨૨મા દિવસે, સમયે સમય **અપ્રમત્ત અખડ જાગ્રત આત્મોપયોગની** ગવેષણા કરતા **પરમ સંવેગરંગી શ્રીમદ્**, જ્ઞાનીઓના અપ્રમત્ત જાગૃત અદ્ભુત આત્મપુરુષાર્થનુ સાશ્ચર્ય સ્મરણ કરી, પોતાના આત્માને **અપ્રમત્ત યોગધારાના આત્મપુરુષાર્થનો** સંવેગ-વેગ આપતું સંબોધન કરે છે—

'આમ કાળ વ્યતીત થવા દેવો યોગ્ય નથી. સમયે સમય આત્મોપયોગે ઉપકારી કરીને નિવૃત્ત થવા દેવા યોગ્ય છે.

અહો આ દેહની રચના! અહો ચેતન! અહો તેનું સામર્થ્ય! અહો જ્ઞાની! અહો તેની ગવેષણા! અહો તેમનુ ધ્યાન! અહો તેમની સમાધિ! અહો તેમનો સંયમ! અહો તેમનો અપ્રમત્તભાવ! અહો તેમની પરમ જાગૃતિ! અહો તેમનો વીતરાગ સ્વભાવ! અહો તેમનુ નિરાવરણ જ્ઞાન! અહો તેમના યોગની શાંતિ! અહો તેમના વચનાદિ યોગનો ઉદય!

હે આત્મા! આ બધું તને સુપ્રતીત થયુ છતાં પ્રમત્તભાવ કેમ? મંદ પ્રયત્ન કેમ? જઘન્યમંદ જાગૃત કેમ? શિથિલતા કેમ? મૂંઝવણ કેમ? અંતરાયનો હેતુ શો?

અપ્રમત્ત થા, અપ્રમત્ત થા.

પરમ જાગૃત સ્વભાવ ભજ, પરમ જાગૃત સ્વભાવ ભજ.'—હાથનોંધ, ૨-૧૧

શ્રીમદ્ના આ પરમ અદ્ભુત આત્મસંબોધનમા **અપ્રમત્ત યોગીશ્વર શ્રીમદ્ની** વર્તમાનના પ્રમત્ત પ્રમત્ત જીવોને ખ્યાલ સુદ્ધા ન આવે એવી કેવી પરમ અપ્રમત્ત આત્મોપયોગ ગવેષણા છે! મહામુનીશ્વરોને પણ દુર્લભ એવી કેવી ઉત્કટ્ટ વેગરંગી પરમ અપ્રમત્ત ભાવના છે! જઘન્યમંદ—ઓછામા ઓછી મંદ જાગૃતિ પણ ન ચલાવી લ્યે એવી કેવી પરમ આત્મજાગૃતિ છે! લેશ પણ શિથિલતા-ઢીલાશ ન કામ આવે એવી કેવી પરમ આત્મપુરુષાર્થતા છે! જરા પણ મંદ પ્રયત્ન ન અવકાશ પામે એવી કેવી પરમ આત્મપરાક્રમતા છે! આ અપ્રમત્ત આત્મોપયોગની દશામા અને દિશામા **અપ્રમત્ત યોગીશ્વર શ્રીમદ્** કેવા પૂર્ણ આત્મપુરુષાર્થથી-કેવા અદ્ભુત આત્મપરાક્રમથી પ્રવર્ત્યા હતા તેનુ સૂચન **શ્રીમદ્ની** હાથનોંધના (૩-૧૮) આ અનુભવોદ્ગારમા મળે છે—

'પ્રત્યક્ષ નિજ અનુભવસ્વરૂપ છું, તેમા સંશય શો? તે અનુભવમા જે વિશેષ વિષે ન્યૂનાધિકપણું થાય છે, તે જો મટે તો કેવળ અખંડાકાર સ્વાનુભવસ્થિતિ વર્તે અપ્રમત્ત ઉપયોગે તેમ થઈ શકે અપ્રમત્ત ઉપયોગ થવાના હેતુઓ સુપ્રતીત છે તેમ વર્ત્યે જવાય છે તે પ્રત્યક્ષ સુપ્રતીત છે અવિચ્છિન્ન તેવી ધારા વર્તે તો અદ્ભુત અનંતજ્ઞાનસ્વરૂપ અનુભવ સુસ્પષ્ટ સમવસ્થિત વર્તે—'

અને—'સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે એક સમય પણ ઉપયોગ બહિર્મુખ કરવો નહીં એ નિર્ગ્રંથનો મુખ્ય માર્ગ છે' (અં ૭૬૭), 'કેવળ અંતર્મુખ થવાનો માર્ગ સર્વ દુઃખક્ષયનો ઉપાય છે' (અં ૮૧૬) એ પોતાના જ સુભાષિત સૂત્રોને યથાસૂત્ર અનુસરતા **સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ** કરતા

**અપ્રમત્ત યોગીશ્વર શ્રીમદ્ મન-વચન-કાયાના યોગનું અપ્રમત્તપણું** સાધવા કેવી અપૂર્વ યોજનાબદ્ધ સુવ્યવસ્થિત રીતે પ્રવર્ત્યા હતા તેનો નિર્દેશ તેમની આ હાથનોંધમાં જ મળી આવે છે, તેનું સવિસ્તર વિવેચન અપૂર્વ સંયમના પ્રકરણમાં (૬૬) કરી ગયા છીએ, એટલે તેનું પિષ્ટપેષણ નહિં કરતાં અત્રે સંક્ષેપમાં જણાવીએ તો—'કાયાનું નિયમિતપણું, વચનનું સ્યાદ્વાદપણું, મનનું ઔદાસીન્યપણું, આત્માનું મુક્તપણું-આ છેલ્લી સમજણ' (હા-નોં. ૧-૬) પ્રમાણે પ્રવૃત્તિ કરતા **શ્રીમદે યથાસૂત્ર આચરણથી** મન-વચન-કાયાનો ત્રિવિધે ત્રિવિધે સંયમ સાધી (હા-નોં. ૨-) મન-વચન કાયાના યોગનું અપ્રમત્તપણું સાધ્યું હતું; અને 'સંયમ કારણ નિમિત્તરૂપ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ'ને સેવતા **શ્રીમદે** 'સંયમિત દેહરૂપ દ્રવ્ય, નિવૃત્તિવાળાં ક્ષેત્રે સ્થિતિ-વિહારરૂપ ક્ષેત્ર, યથાસૂત્ર કાળરૂપ કાળ અને યથાસૂત્ર નિવૃત્તિસાધનવિચારરૂપ ભાવ'નું સેવન કર્યું હતું; અને 'દ્રવ્યથી—હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું. ક્ષેત્રથી—અસંખ્યાત નિજ અવગાહનાપ્રમાણ છું. કાળથી—અજર, અમર, શાશ્વત છું. સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું. ભાવથી—શુદ્ધ ચૈતન્યમાત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છું' (હા-નોં. ૧-૭),—એમ ભાવથી આત્મસાધનરૂપ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનું સેવન કરતા **શ્રીમદે** આત્માનું ભાવન કર્યું હતું, **अप्पाणं भावेमाणे विहरइ**—આત્માને ભાવતાં વિહરે છે એ સૂત્રને ચરિતાર્થ કર્યું હતું.

આમ **દ્રવ્યાનુયોગના ફળરૂપ સર્વભાવથી વિરામ પામવારૂપ સંયમને—દ્રવ્યથી અને ભાવથી** 'સર્વાંગશુદ્ધસંયમ-એકાંત સ્થિરસંયમ એકાંત શુદ્ધસંયમ' ને (હા. નોં. ૨-૧૩) **શ્રીમદ્** સેવી રહ્યા હતા-જીવનમાં આચરી રહ્યા હતા, હાથનોંધ ૨-૧૨માં જણાવ્યું છે તેમ 'આરંભપરિગ્રહવિરતિ આચરી રહ્યા હતા; અને આવું અપ્રમત્ત આચરણ કરતાં **શ્રીમદ્** હાથનોંધમાં (૨-૧૨, ૩-૨૯) કરેલી આત્મપ્રતિજ્ઞા પ્રમાણે—'તીવ્રવૈરાગ્ય, પરમ આર્જવ, બાહ્યાભ્યંતરત્યાગપૂર્વક-આરંભપરિગ્રહવિરતિ, બ્રહ્મચર્ય પ્રત્યે પ્રતિનિવાસ'પૂર્વક, 'આહારનો જય, આસનનો જય, નિદ્રાનો જય, યોગનો જય—મનનો વચનનો કાયાનો ઇન્દ્રિયનો જય કરીને', **શુદ્ધ અપ્રમત્ત આત્મોપયોગમાં સ્થિતિ** કરી રહ્યા હતા. અને આમ દ્રવ્યથી અને ભાવથી પંચસમિતિ-ત્રિગુપ્તિના **યથાસૂત્ર આચરણથી** મન-વચન-કાયાના યોગની અપ્રમત્ત સંયમસાધનાપૂર્વક આત્માને સ્વરૂપમાં સંયમી રાખતા પરમ આત્મસંયમી **અપ્રમત્ત યોગી શ્રીમદ્** રહસ્યદૃષ્ટિના પત્રમાં (અં. ૭૬૭) પોતે લખ્યા પ્રમાણે આવી અપ્રમત્તયોગસાધના પ્રયોગસિદ્ધ કરી રહ્યા હતા—

'સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે. એક સમય પણ ઉપયોગ બહિર્મુખ કરવો નહીં એ નિર્ગ્રંથનો મુખ્ય માર્ગ છે; પણ તે સંયમાર્થે દેહાદિ સાધન છે તેના નિર્વાહને અર્થે સહજ પણ પ્રવૃત્તિ થવા યોગ્ય છે. કંઇ પણ તેવી પ્રવૃત્તિ કરતાં ઉપયોગ બહિર્મુખ થવાનું નિમિત્ત છે, તેથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગ પ્રત્યે રહ્યા કરે એવા પ્રકારમાં ગ્રહણ કરાવી છે; કેવળ અને સહજ અંતર્મુખ ઉપયોગ તો મુખ્યતાએ કેવળ ભૂમિકા નામે તેરમે ગુણસ્થાનકે હોય છે. અને નિર્મળ વિચારધારાના બળવાનપણા સહિત અંતર્મુખ ઉપયોગ સાતમે ગુણસ્થાનકે હોય છે. પ્રમાદથી તે

ઉપયોગ સ્ખલિત થાય છે, અને કંઇક વિશેષ અંશમાં સ્ખલિત થાય તો વિશેષ બહિર્મુખ ઉપયોગ થઇ ભાવઅસંયમપણે ઉપયોગની પ્રવૃત્તિ થાય છે. તે ન થવા દેવાને અને દેહાદિ સાધનના નિર્વાહની પ્રવૃત્તિ પણ ન છોડી શકાય એવી હોવાથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગે થઇ શકે એવી અદ્ભુત સંકળનાથી ઉપદેશી છે, જેને પાંચ સમિતિ કહેવાય છે. ×× અર્થાત્ જે કંઇ નિર્ગ્રંથને પ્રવૃત્તિ કરવાની આજ્ઞા આપી છે, તે પ્રવૃત્તિમાંથી જે પ્રવૃત્તિ ત્યાગ કરવી અશક્ય છે, તે જ આજ્ઞા આપી છે, અને તે એવા પ્રકારમાં આપી છે કે મુખ્ય હેતુ જે અંતર્મુખ ઉપયોગ તેને જેમ અસ્ખલિતતા રહે તેમ આપી છે. તે જ પ્રમાણે વર્તવામાં આવે તો ઉપયોગ સતત જાગૃત રહ્યા કરે, અને જે જે સમયે જીવની જેટલી જેટલી જ્ઞાનશક્તિ તથા વીર્યશક્તિ છે તે તે અપ્રમત્ત રહ્યા કરે.' શ્રીમદ્ રાજચંદ્ર. અં. ૭૬૭.

અને આવી **અપ્રમત્ત યોગ ને અપ્રમત્ત ઉપયોગની** સાધનામાં નિરંતર પરમ પ્રયત્નશીલ વર્તતાં, પરમાણુમાત્ર દોષને સમયમાત્ર પણ સહન ન કરી શકતા—પરમ 'અસહિષ્ણુ' **પરમ અપ્રમત્ત શ્રીમદ્** આત્માના કોઇ પ્રદેશમાં ખૂણેખાંચરે ભરાઇ રહેલા રહ્યા સહ્યા દોષના પરમાણુએ પરમાણુને વીણી વીણીને આત્મામાંથી વિસર્જન કરતા હોય—છેવટની વિદાય આપતા હોય, અને પોતાના જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ ગુણને સત્કારી આત્મામાં અત્યંત સ્થિર થવાનું આહ્વાન કરતા હોય એમ પોતાની હાથનોંધમાં તે તે ગુણ–દોષને આવું અપૂર્વ ભાવવાહી સંબોધન કરે છે—

'હે કામ! હે માન! હે સંગઉદય! હે વચનવર્ગણા! હે મોહ! હે મોહદયા! હે શિથિલતા! તમે શા માટે અંતરાય કરો છો? પરમ અનુગ્રહ કરીને હવે અનુકૂળ થાઓ! અનુકૂળ થાઓ!

'સ્વપર ઉપકારનું મહતકાર્ય હવે કરી લે! ત્વરાથી કરી લે! અપ્રમત્ત થા—અપ્રમત્ત થા. શું કાળનો ક્ષણવારનો પણ ભરુંસો આર્યપુરુષોએ કર્યો છે? હે પ્રમાદ! હવે તું જા, જા. હે બ્રહ્મચર્ય! હવે તું પ્રસન્ન થા, પ્રસન્ન થા. હે વ્યવહારોદય! હવે પ્રબળથી ઉદય આવીને પણ તું શાંત થા, શાંત. હે દીર્ઘસૂત્રતા! સુવિચારનું, ધીરજનું, ગંભીરપણાનું પરિણામ તું શા માટે થવા ઇચ્છે છે? હે બોધબીજ! તું અત્યંત હસ્તામલકવત્ વર્ત, વર્ત. હે જ્ઞાન, તું દુર્ગમ્યને પણ હવે સુગમ સ્વભાવમાં લાવી મૂક. હે ચારિત્ર! પરમ અનુગ્રહ કર, પરમ અનુગ્રહ કર. હે યોગ! તમે સ્થિર થાઓ; સ્થિર થાઓ! હે ધ્યાન! તું નિજ સ્વભાવાકાર થા, નિજ સ્વભાવાકાર થા. હે વ્યગ્રતા! તું જતી રહે, જતી રહે. હે અલ્પ કે મધ્ય અલ્પ કષાય! હવે તમે ઉપશમ થાઓ, ક્ષીણ થાઓ. અમારે કાંઈ તમારા પ્રત્યે રુચિ રહી નથી. હે સર્વજ્ઞપદ! યથાર્થ સુપ્રતીતપણે તું હૃદયાવેશ કર, હૃદયાવેશ કર. હે અસંગ નિર્ગ્રંથપદ! તું સ્વાભાવિક વ્યવહારરૂપ થા! હે પરમ કરુણામય સર્વ પરમહિતના મૂળ:વીતરાગ ધર્મ! પ્રસન્નથા પ્રસન્ન. હે આત્મા! તું નિજ સ્વભાવાકાર વૃત્તિમાં જ અભિમુખ થા! અભિમુખ થા. ૐ. હે વચનસમિતિ! હે કાયઅચપળતા! હે એકાંતવાસ અને અસંગતા! તમે પણ પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ!'—હાથનોંધ, ૨-૧૯, ૩-૨૬.

આમ પોતાના દોષપરમાણુને પણ આત્મામાંથી વિસર્જન કરતા અને સમ્યગ્દર્શન

જ્ઞાન-ચારિત્રાદિ આત્મગુણને સમયે સમયે વિવર્ધન કરતા **પરમ નિર્દોષમૂર્ત્તિ ગુણધામ અપ્રમત્ત યોગીશ્વર શ્રીમદ્‌** અપ્રમત્ત યોગની સાધનાનો આવો **અપૂર્વ આત્મપુરુષાર્થ** સ્ફુરાવી રહ્યા હતા, સમય માત્રનો પણ પ્રમાદ નહિં કરતાં અપ્રમત્ત ઉપયોગમાં સ્થિતિનું આવું ઉગ્ર **આત્મપરાક્રમ** ઉલ્લસાવી રહ્યા હતા. અને આમ–'સકલ સંસારી ઇંદ્રિયરામી, મુનિગુણ આતમરામી રે; મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિષ્કામી રે' એ **આનંદઘનજીના** સૂક્ત પ્રમાણે **મુખ્યપણે આત્મારામી નિષ્કામી મહા ભાવમુનિ શ્રીમદ્‌** પરભાવવિભાવથી વિરામ પામી આત્મામાં રમણ કરી રહ્યા હતા; 'ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિનતણી ચરણસેવા' એવી તરવારની ધાર કરતાં દોહલી ચરણસેવાને સોહલી કરી અપ્રમત્ત ચરણધારા પર પરમ સંવેગથી ચાલી રહ્યા હતા; દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી અને ભાવથી અસંગપણે વિચરવાનો સતત ઉપયોગ રાખી 'સહજ ભાવ સ્વધર્મમાં નિશ્ચળપણે' રહેવારૂપ **મહા ભીષ્મવ્રત** આચરી રહ્યા હતા; 'કેવળ અંતર્મુખ થવાના જ્ઞાનીના માર્ગ'ને અનુસરી સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ કરી રહ્યા હતા ; અપ્રમત્ત શૂરવીરતા ગ્રહણ કરી 'મારે કામ ક્રોધ સબ, લોભ મોહ પીસિ ડારે, ઇન્દ્રિહુ કતલ કરી, કિયો રજપૂતો હૈ' ઇ. પ્રકારે કષાયાદિ આંતરૂશત્રુઓનો જય કરી રહ્યા હતા; પરમાનંદમય આત્મામાં નિમગ્ન થઇ અપ્રમત્ત આત્મજાગૃતિ ધરી રહ્યા હતા; 'દ્રવ્યાનુયોગના ફળરૂપ સર્વ પરભાવ વિભાવથી વિરામ પામવારૂપ સંયમ'—સર્વાંગશુદ્ધ સંયમ ધરી આત્માને આત્મામાં સંયમી રહ્યા હતા; હાથનોંધમાં (૧-૨૪) અનુભવસિદ્ધપણે જણાવ્યા પ્રમાણે 'વિચારની તીક્ષ્ણ પરિણતિથી તથા બ્રહ્મરસ પ્રત્યે સ્થિરપણાથી સમયે સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન' થઈ રહેલા અનુભવી રહ્યા હતા; અને એમ **'અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયક ભાવ'**—અનુક્રમે સમયે સમયે વર્ધમાન સંયમની ઉચ્ચ ઉચ્ચ ભૂમિકાને સ્પર્શતાં, —**'પરમ વીતરાગોએ આત્મસ્થ કરેલું, યથાખ્યાત ચારિત્રથી પ્રગટેલું એવું પરમ અસંગપણું નિરંતર વ્યક્તાવ્યક્તપણે સંભારું છું'** (અં. ૮૯૬)—એ તેમના અનુભવસિદ્ધ વચન પ્રમાણે ક્ષાયિક ભાવ-ક્ષાયિક ચારિત્ર ભણી દોટ મૂકી રહ્યા હતા; યથાસ્થિત અનુભવ થવાથી સ્વરૂપસ્થ થઈ, ચારિત્રમોહનીય પ્રાયે પ્રલય કરી 'અસંગતાથી પરમાવગાઢ અનુભવ' (અં. ૯૦૧) કરી રહ્યા હતા; અને 'જે મહાત્માઓ અસંગ ચૈતન્યમાં લીન થયા થાય છે અને થશે તેને નમસ્કાર' (અં. ૯૦૧) કરતા 'અસંગ શુદ્ધચૈતન્યાર્થે અસંગયોગને અહોનિશ ઇચ્છી' રહ્યા હતા; અને આવા પરમ આત્મપુરુષાર્થી-પરમ આત્મપરાક્રમી આ આત્મારામી મહામુનિ—મહાનિર્ગ્રંથ—મહાસંયમી—મહાસંયતિ સર્વ દ્રવ્યથી સર્વ ક્ષેત્રથી સર્વ કાળથી અને સર્વ ભાવથી અસંગ **શુદ્ધ અપ્રમત્ત આત્મોપયોગને** સાક્ષાત અનુભવી રહ્યા હતા. આવો મહાન્ હતો આ મહા અપ્રમત્ત યોગીશ્વર **રાજચંદ્ર**! અને આવી મહાન્ હતી આ મહા અપ્રમત્ત યોગીશ્વરની અપ્રમત્ત યોગધારા !



## પ્રકરણ સોમું

# શુદ્ધ ચૈતન્ય ધ્યાન

'આનંદઘન ચેતનમય મૂરતિ,

શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉ રે.'—શ્રી આનંદઘનજી.

આવી શુદ્ધ આત્મોપયોગમાં અખંડ સ્થિતિરૂપ અપ્રમત્ત યોગધારા જેને વહી રહી હતી, એવા **શ્રીમદ્** શુદ્ધ ચૈતન્યના ધ્યાનની શ્રેણી પર આરોહી રહ્યા હતા. 'વિચારની તીક્ષ્ણ પરિણતિથી અને બ્રહ્મરસ પ્રત્યેની સ્થિરતાથી' સમયે સમયે જેને અનંતા સંયમ-પરિણામ વર્ધમાન થઈ રહ્યા હતા, એવા બ્રહ્મરસના ભોગી **શ્રીમદ્**ની શુદ્ધ ચૈતન્યની ધ્યાનધારા સમયે સમયે અનંતગુણવિશિષ્ટ વર્ધમાન પરિણામને પામી રહી હતી. અધ્યાત્મજીવનના **પ્રથમ** તબક્કાથી પ્રારંભાયેલી આ **શુદ્ધ ચૈતન્ય ધ્યાનની ધારા** ઉત્તરોત્તર બળવત્તર બનતી જતી અત્યારે—આ અધ્યાત્મજીવનના ત્રીજા—છેલ્લા તબક્કામાં (૧૯૫૩ અને પછી) તો પરમ પરાકાષ્ઠાને (Climax) પામતી જતી હતી. આપણે સૌભાગ્ય પરના પત્રોમાં પૂર્વે જોયું હતું તેમ—'ચૈતન્યનો નિરંતર અવિચ્છિન્ન અનુભવ પ્રિય છે, એ જ જોઈએ છે, બીજી કંઈ સ્પૃહા રહેતી નથી' (અં. ૧૪૪)—એમ નિરંતર ચૈતન્યનો અખંડ અનુભવ જ જેને પ્રિય હતો એવા આત્મરત—આત્મતુષ્ટ—આત્મતૃપ્ત **શ્રીમદ્** '**सत्यं परं धीमहि**'—એવું જે પરમ સત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ' (અં. ૩૦૨, ૩૦૭) એમ પરમ સત્યનું અખંડ ધ્યાન કરતાં હતા; '**અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયક ભાવ**'—અનુક્રમે સંયમની ઊર્ધ્વ ઊર્ધ્વ ભૂમિકાઓને સ્પર્શતાં ક્ષાયક ચારિત્રને સંભારતા હતા : અને 'શુદ્ધતા વિચારે ધ્યાવે શુદ્ધતામેં કેલિ કરે, શુદ્ધતામેં થિર વ્હે, અમૃતધારા વરસે'—શુદ્ધતા વિચારતાં—ધ્યાતાં, શુદ્ધતામાં રમતાં—શુદ્ધતામાં સ્થિર રહેતાં જેને અમૃતમય આત્માના શાંત સુધારસની **અમૃતધારા** વર્ષતી હતી એવા **શ્રીમદ્** શુદ્ધ ચેતનરસની અમૃતાનુભૂતિ કરતા હતા; અને એટલે જ આવા **બ્રહ્મરસના ભોગી શ્રીમદ્, પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રોમાં વારંવાર પોતાની આત્મ-દશા આલેખતું હૃદય દર્શાવતા હતા—'**ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે. અત્રે આત્માકારતા વર્તે છે.** જણાવ્યા જેવું તો મન છે, કે જે સત્સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયું છે, (નાગ જેમ મોરલી ઉપર) (અં. ૨૮૦), અખંડ આત્મધ્યાન રહ્યા કરે છે (અં. ૩૩૬).' ઇત્યાદિ. આમ પૂર્વે પણ **શ્રીમદ્** શુદ્ધ ચૈતન્યનું ધ્યાન ધરી જ રહ્યા હતા, અને તેનું સવિસ્તર દર્શન આપણે **શ્રીમદ્**નું '**અપૂર્વ આત્મધ્યાન**' એ પ્રકરણમાં (૯૮) પૂર્વે કર્યું જ છે, એટલે અત્ર તેનું પિષ્ટપેષણ નહિં કરતાં તેની સ્મૃતિ માત્ર આપી છે. પણ હમણાં તો—૧૯૫૩ની સાલના અરસામાં ને તે પછી તો **શ્રીમદ્**નો દિવ્ય આત્મા અધ્યાત્મ ભૂમિકામાં ઘણો ઘણો આગળ વધી ગયો છે, ને તેમની શુદ્ધ

આત્મદશા પૂર્ણ વીતરાગતાની દિશામાં ઘણી ઘણી આગળ પ્રગતિ કરી ગઇ છે, એટલે એમની અનંતગુણવિશિષ્ટ બળવાન્ બનેલી **શુદ્ધ ચૈતન્ય ધ્યાનદશાનું** દિગ્દર્શન કરવાનું હવે અત્રે આ પ્રકરણમાં પ્રાપ્તકાલ છે.

**શ્રીમદ્** આ શુદ્ધ ચૈતન્યના ધ્યાનમાં કેવા ઉદ્દામ આત્મપુરુષાર્થથી—કેવા ઉગ્ર આત્મપરાક્રમથી પ્રવર્ત્યા છે, તેનું દર્શન કરવા એમના પત્રોમાં આવતા તત્સંબંધી ઉલ્લેખો પ્રત્યે અને એમના દિવ્ય આત્માના આદર્શ સમી હાથનોંધમાં આવતી હૃદયોર્મિઓ પ્રત્યે અત્રે દૃષ્ટિપાત કરશું. તેમાં પ્રથમ પત્રોલ્લેખો પ્રત્યે દૃષ્ટિ કરીએ: પત્રાંક ૭૧૦માં કહ્યું છે તેમ—'જ્ઞાનાપેક્ષાએ સર્વવ્યાપક સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છું એમ વિચારવું, ધ્યાવવું. નિર્મળ, અત્યંત નિર્મળ, પરમ શુદ્ધ, ચૈતન્યઘન પ્રગટ આત્મસ્વરૂપ છે,' અને આત્મસિદ્ધિશાસ્ત્રમાં પરમ આત્મભાવોલ્લાસથી કહ્યું છે તેમ—**'શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન સ્વયંજ્યોતિ સુખધામ,'**—એમ સચ્ચિદાનંદસ્વરૂપ શુદ્ધ **ચૈતન્યઘન** આત્માના ધ્યાનની પરમ ભાવના પ્રકાશી છે; અને પત્રાંક ૭૩૫માં પ્રકાશ્યું છે તેમ—**'ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વ્રત, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તપ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ નિયમ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ લબ્ધિ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્ય, એ જેમાં સહેજે શમાય છે એવા નિરપેક્ષ અવિષમ ઉપયોગને નમસ્કાર. એ જ ધ્યાન;'** અર્થાત્ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વ્રત-તપાદિ જેમાં સહેજે શમાય છે, જેના એક દેશમાં આસાનીથી આવી જાય છે—અંતર્ભાવ પામી જાય છે,—એવા અવિષમ સમપરિણામી વીતરાગ શુદ્ધ ઉપયોગના ધ્યાનમાં જ ઉત્કૃષ્ટ જ્ઞાનદશાસંપન્ન **આત્મારામી શ્રીમદ્** નિમગ્ન છે અને ઉત્તરોત્તર ધ્યાનવિશુદ્ધિની ધારાએ ચઢતા જાય છે. **શ્રીમદ્** આવા શુદ્ધચૈતન્યધ્યાનનિમગ્ન છે એટલે જ **પરમાર્થસખા સૌભાગ્ય** પરના **અંતિમ આરાધનાપત્રમાં** (અં. ૭૮૧) આ શુદ્ધ ચૈતન્યમય અસંગ આત્માના ધ્યાન અંગે આવું પરમ સમર્થ બળવાન્ પરમ નિઃસંદેહ પરમ નિશ્ચયરૂપ અમૃતવચન પ્રકાશ્યું છે—**'આત્મા શુદ્ધ ચૈતન્ય, જન્મ-જરામરણરહિત અસંગ સ્વરૂપ છે; એમાં સર્વ જ્ઞાન સમાય છે; તેની પ્રતીતિમાં સર્વ સમ્યક્‌દર્શન સમાય છે; આત્માને અસંગસ્વરૂપે સ્વભાવદશા રહે તે સમ્યક્‌ચારિત્ર, ઉત્કૃષ્ટ સંયમ અને વીતરાગદશા છે. જેના સંપૂર્ણપણાનું ફળ સર્વ દુઃખનો ક્ષય છે, એ કેવળ નિસંદેહ છે, કેવળ નિસંદેહ છે.'** અને એટલે જ **શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ શ્રીમદે** શુદ્ધ ચૈતન્યના તન્મય ધ્યાનની આવી પરમ અમૃત આત્મભાવના ઉદ્‌ઘોષી છે—

**'સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છું, કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, પરમોત્કૃષ્ટ, અચિંત્ય સુખસ્વરૂપ માત્ર એકાંત શુદ્ધ અનુભવસ્વરૂપ હું છું, ત્યાં વિક્ષેપ શો? વિકલ્પ શો? ભય શો? ખેદ શો? બીજી અવસ્થા શી? હું માત્ર નિર્વિકલ્પ શુદ્ધ શુદ્ધ પ્રકૃષ્ટ શુદ્ધ પરમશાંત ચૈતન્ય છું. હું માત્ર નિર્વિકલ્પ છું. હું નિજસ્વરૂપમય ઉપયોગ કરૂં છું. તન્મય થાઉં છું.'**
**શ્રીમદ્ રાજચંદ્ર (અં. ૮૩૩).**

આમ શુદ્ધ ચૈતન્યના ધ્યાનમાં તન્મય **શ્રીમદ્**ના પત્રોમાં આવતા કેટલાક અનુભવઉદ્ગાર પરથી **શ્રીમદ્** શુદ્ધ-ચૈતન્યના ધ્યાનમા કેવા નિરત-કેવા નિમગ્ન હતા તેની આપણને ઝાંખી થાય છે. અને શુદ્ધચૈતન્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપસ્વામી **શ્રીમદ્**ના દિવ્ય આત્માની આત્મસ્પર્શી આત્મદર્શી વિચારધારાનું જ્યા અત્યંત નિકટ પણે દર્શન થાય છે, એવી **શ્રીમદ્**ના શુકલ-શુદ્ધ આત્માના આદર્શ જેવી હાથનોંધમાં તો શુકલ હૃદયના **શ્રીમદ્**ના આ શુદ્ધ-શુકલ ચૈતન્ય ધ્યાનનો ધ્વનિ સહૃદયોને પદે પદે સાંભળવામાં આવે છે, તે પ્રત્યે હવે દૃષ્ટિપાત કરીએ અને સાંભળીએ :

હાથનોંધ ૧-૧માં—'શુદ્ધ એવા સ્ફટિકને વિષે અન્ય રંગનું પ્રતિભાસવું થવાથી તેનું જેમ મૂળ સ્વરૂપ લક્ષગત થતું નથી, તેમ શુદ્ધ નિર્મળ એવું આ ચેતન અન્ય સંયોગના તાદાત્મ્યવત્ અધ્યાસે પોતાના સ્વરૂપનો લક્ષ પામતું નથી. યત્કિંચિત્ પર્યાયા તરથી એ જ પ્રકારે જૈન, વેદાંત, સાંખ્ય, યોગાદિ કહે છે,' એમ લખી **શ્રીમદ્** હા. નોં. ૧-૪૮મા આ વચન ટાંકે છે—'જેમ નિર્મળતા રે રત્નસ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ રે; તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ રે.'—અર્થાત્ સ્ફટિક રત્નની સહજ સ્વભાવભૂત નિર્મળતા છે, તેમ જ જીવનો મૂળ શુદ્ધ સહજ નિર્મળ સ્વભાવ છે, તે પ્રમાણે જ્યા કષાયનો પ્રબળ-સર્વથા અભાવ થાય તે પ્રબળ ધર્મ શ્રી વીર જિને પ્રકાશ્યો છે એવા તે અન્ય સંયોગના તાદાત્મ્ય અધ્યાસથી રહિત આત્માના શુદ્ધ સ્વભાવનું ધ્યાન **શ્રીમદ્**ને નિરંતર અભિપ્રેત હતું. એટલે જ શુદ્ધ ચેતનરસ જ-બ્રહ્મરસ જ જ્યા અનુભવાય છે એવા **બ્રહ્મરસના ભોગી—આત્માનુભવરસાસ્વાદી વિરલા યોગી શ્રીમદ્** પોતાના તે બ્રહ્મરસના રસાસ્વાદને કોઈ બ્રહ્મરસના ભોગી વિરલા યોગી જ જાણે એવો માર્મિક અનુભવોદ્ગાર પોકારે છે—'**કોઈ બ્રહ્મરસના ભોગી, કોઈ બ્રહ્મરસના ભોગી; જાણે કોઈ વિરલા યોગી, કોઈ બ્રહ્મરસના ભોગી,**' (હા.નો ૨-૨૦), અને હાથનોધ ૧-૨૫મા ધ્યાન શબ્દ એકવાર મૂકી, તેની નીચે બે વાર મૂકી, એમ અનુક્રમે છેવટે ધ્યાન શબ્દ સાતવાર મૂક્યો છે, તે પ્રાયે એમ સૂચવતું જણાય છે કે—ઉત્તરોત્તર ગુણસ્થાનકે વધતી જતી ચઢતી દશાવાળી શુદ્ધ ધ્યાનલહરીઓના સુખનુ **શ્રીમદ્** અનુભવન કરી રહ્યા હતા, ઉત્તરોત્તર ગુણસ્થાનકે વધતી જતી દશાવાળા **શુદ્ધ ધ્યાનનો** સમાપત્તિથી—ધ્યાનદ્વારા સ્પર્શનથી અનુભવ કરી રહ્યા હતા, અને આમ ૫-૬-૭-૮-૯-૧૦-૧૨ ગુણસ્થાનકની ધ્યાનદશાનુ ચિંતન કરતા સમયે સમયે શુદ્ધ આત્મધ્યાનને અનંતગુણવિશિષ્ટ બળવાન્ બનાવી રહ્યા હતા, આ પછીની હા. નોંમા (૧-૨૬) જણાવ્યુ છે તેમ પોતાના આત્માને ઉદ્દેશીને પોકારી રહ્યા હતા—

**'ચિદ્ધાતુમય, પરમશાંત, અડગ એકાગ્ર, એક સ્વભાવમય અસંખ્યાત પ્રદેશાત્મક ચિદાનદઘન તેનું ધ્યાન કરો. જ્ઞા.વ. દ.વ.મો. અ.નો આત્યંતિક અભાવ. પ્રદેશ સબધ પામેલાં પૂર્વનિષ્પન્ન, સત્તાપ્રાપ્ત, ઉદયપ્રાપ્ત, ઉદીરણાપ્રાપ્ત ચાર એવાં ના.ગો.આ. વેદનીય વેદવાથી અભાવ જેને છે એવું શુદ્ધ સ્વરૂપ જિન ચિદ્મૂર્ત્તિ, સર્વ લોકાલોકભાસક ચમત્કારનું ધામ.'**

અર્થાત્—સર્વ પ્રદેશે જે ચિદ્ ચિદ્ ને ચિદ્ ધાતુમય-ચૈતન્ય ચૈતન્ય ને ચૈતન્યમય છે એવો ચિદ્ધાતુમય, જ્યાં સર્વ પરભાવ-વિભાવ વિરામ પામ્યા છે શાંત થઈ ગયા છે અને આત્મા સ્વભાવમાં શમાયો છે—શાંત થયો છે એવો પરમશાંત, ત્રણે કાળમાં ડગે નહિં-ચળે નહિં એવો અચળ અડગ, એક ભાવ જ્યાં અગ્ર-પ્રધાન ધ્યાનસન્મુખ છે એવો એકાગ્ર, એક શુદ્ધ જ્ઞાયક ભાવરૂપ એક સ્વભાવમય,—અસંખ્યાત પ્રદેશાત્મક પુરુષાકાર-પુરુષદેહમા રહેલ અમૂર્ત્ત પુરુષાકાર અવગાહનાસ્વરૂપ, સર્વ પ્રદેશે ચિત્-આનંદમય એવા જેમાં અન્યના પ્રવેશનો લેશ પણ અવકાશ નથી એવો ચિત્-આનંદનો ઘન—જે ચિદાનંદઘન, તેનું ધ્યાન કરો! આ **ચિદાનંદઘન કેવો છે?**—જ્યાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયનો આત્યંતિક-સર્વથા છેવટને માટેનો અભાવ થયો છે, અને પ્રદેશસંબંધ પામેલાં, પૂર્વનિષ્પન્ન-પૂર્વે નિષ્પાદન કરેલા-ઉપાર્જેલા એવા સત્તાપ્રાપ્ત-સત્તામાં રહેલા, ઉદયપ્રાપ્ત-ઉદયમાં આવેલા, ઉદીરણાપ્રાપ્ત-ઉદીરણા કરાયેલા ચાર એવા નામ-ગોત્ર-આયુ અને વેદનીય વેદવાથી અભાવ જેને છે એવું—જ્યાં સર્વ અશુદ્ધિનો અભાવ છે એવું શુદ્ધસ્વરૂપ જિન ચિદ્મૂર્ત્તિ—સર્વ પ્રદેશે ચિદ્ ચિદ્ ને ચિદ્ એવો મૂર્ત્તિમાન્ સાક્ષાત્ ચેતનસ્વરૂપ, સર્વ લોકાલોકભાસક, ચમત્કારનું ધામ—પરમ આશ્ચર્યોનું ધામ-એક નિવાસસ્થાન એવો આ ચિદાનંદઘન છે. આવા ચિદાનંદઘન શુદ્ધ આત્માનુ-જિનનું ધ્યાન કરો! એમ પોતાના આત્માને **શ્રીમદ્**નો દિવ્ય આત્મા અત્ર સંબોધે છે.

અને **બીજી હાથનોંધોમાં** પણ સ્થળે સ્થળે **શ્રીમદ્**નું આ જ ચિદ્ધાતુમય **ચિદાનંદઘન—નિર્વિકલ્પ શુદ્ધ ચૈતન્યનું** ધ્યાન વ્યક્ત કરતા આ અનુભવોદ્ગાર છે. 'હું અસંગ શુદ્ધ ચેતન છું. વચનાતીત નિર્વિકલ્પ એકાંત શુદ્ધ અનુભવસ્વરૂપ છું. હું પરમ શુદ્ધ, અખંડ ચિદ્ધાતુ છું. અચિદ્ધાતુના સંયોગરસનો આ આભાસ તો જુઓ! આશ્ચર્યવત્, આશ્ચર્યરૂપ ઘટના છે. કંઈપણ અન્ય વિકલ્પનો અવકાશ નથી. સ્થિતિ પણ એમજ છે. (હા. નો. ૨-૧૭) હું કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સહજ નિજ અનુભવસ્વરૂપ છું. વ્યવહારદૃષ્ટિથી માત્ર આ વચનનો વક્તા છું. પરમાર્થથી તો માત્ર તે વચનથી વ્યંજિત મૂળ અર્થરૂપ છું. × × ૐ શુદ્ધ નિર્વિકલ્પ ચૈતન્ય. (હા. નોં. ૩-૭). સર્વ વિકલ્પનો, તર્કનો ત્યાગ કરીને, મનનો વચનનો કાયાનો ઇન્દ્રિયનો આહારનો નિદ્રાનો જય કરીને, નિર્વિકલ્પપણે અંતર્મુખ વૃત્તિ કરી આત્મધ્યાન કરવું. માત્ર અનાબાધ અનુભવસ્વરૂપમાં લીનતા થવા દેવી, બીજી ચિંતવના ન કરવી. જે જે તર્કાદિ ઊઠે તે નહિં લંબાવતાં ઉપશમાવી દેવા. (હા. નો. ૩-૨૯). હે ધ્યાન! તું નિજ સ્વભાવાકાર થા, નિજ સ્વભાવાકાર થા. (હા. નો. ૩-૨૬) શુદ્ધ ચૈતન્ય. શુદ્ધ ચૈતન્ય. શુદ્ધ ચૈતન્ય. શુદ્ધાત્મપદ'. (હા. નોં. ૩-૧૨) એમ **નિર્વિકલ્પ શુદ્ધ ચૈતન્યની ધ્યાનદશામાં**—ઊર્ધ્વ ઊર્ધ્વ ગગનગામી ભૂમિકામા વિહરતા શુકલ-શુદ્ધ ધ્યાનનિમગ્ન **પરમ તપોમૂર્તિ શ્રીમદ્**ના શુદ્ધ ચિદ્આકાશમાં એક શુદ્ધ ચૈતન્યનો જ ધ્વનિ ઊઠતો હોય એવી **આકાશવાણી** ઊઠે છે—'**આકાશવાણી, તપ કરો; તપ કરો: શુદ્ધ ચૈતન્ય**'

ધ્યાન કરો, શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો.' (હા. નોં. ૩-૧૦). એમ નિર્વિકલ્પ શુદ્ધ ચૈતન્યનું આત્યંતિક ધ્યાન કર્યું હોવાથી 'શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ' 'સહજાત્મસ્વરૂપસ્વામી' એ ગુણનિષ્પન્ન નામને પામેલા નિષ્કારણકરુણારસસાગર યથાર્થનામા પરમ કૃપાળુ શ્રીમદે પરાનુગ્રહ કરતાં પહેલાં ચૈતન્ય જિનપ્રતિમા થવાની કેવી પરમ ઉદાત્ત ભાવના કરી છે તે તેમના આ અમર વચનો પોકારે છે—

'પરાનુગ્રહ પરમ કારુણ્યવૃત્તિ કરતાં પણ પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થા. ચૈતન્ય જિનપ્રતિમા થા. તેવો કાળ છે? તે વિષે નિર્વિકલ્પ થા. તેવો ક્ષેત્રયોગ છે? ગવેષ. તેવું પરાક્રમ છે? અપ્રમત્ત શૂરવીર થા. તેટલું આયુષ્યબળ છે? શું લખવું? શું કહેવું? અંતર્મુખ ઉપયોગ કરીને જો.'—હાથનોંધ ૨-૧૮.

આ માર્મિક હાથનોંધમાં શ્રીમદે ઘણી ઘણી વસ્તુઓ કહી દીધી છે: (૧) શ્રીમદ્‌ની જીવનભાવના નિષ્કારણ કરુણાથી લોકાનુગ્રહ કરવાની પૂરેપૂરી છે, પણ તે કાર્ય–વૃત્તિ હાથ ધરતાં પૂર્વે તેઓશ્રી 'ચૈતન્ય જિનપ્રતિમા' થવા માગે છે. અર્થાત્ પ્રતિ=સામું મા=માપ કરવું તે, એટલે જિનનું–જિનના શુદ્ધ આત્માનું જેવું માપ છે તેવું સામું માપ પોતાના આત્માનું થાય એવી શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ જિનપ્રતિમા પોતે થવું, પછી જ આ પરાનુગ્રહ કાર્ય કરવું. શ્રીમદ્‌ના દિવ્ય આત્માની આ કેવી અસાધારણ, કેવી અલૌકિક, કેવી નિસ્પૃહ–નિષ્કામ, કેવી આદર્શ, કેવી ઉદાત્ત, કેવી અદ્‌ભુત પ્રતિજ્ઞા છે! (૨) તેવો–ચૈતન્ય જિનપ્રતિમા થઇ શકે એવો કાળ છે? તેનો પોતે પોતાને જવાબ આપે છે કે તે વિષે વિકલ્પ મકર, નિર્વિકલ્પ થા. તેવો ક્ષેત્રયોગ છે? ગવેષ–શોધ. (૩) તેવું પરાક્રમ છે? તે માટે પોતાના આત્માને પુરુષાર્થ પ્રેરે છે–અપ્રમત્ત શૂરવીર થા. (૪) આવા અપ્રમત્ત શૂરવીર થઇને કેવલજ્ઞાનભૂમિકા પર પરમ પુરુષાર્થી શ્રીમદ્‌ને પહોંચવું છે, પણ ત્યાં વિચારે છે. તેટલું આયુષ્યબળ છે? આવો અસીમ પુરુષાર્થ ભલે ત્હારો હો, પણ ત્યાંસુધી પહોંચી શકાય તેટલો આયુષ્કાળ ત્હારી પાસે છે? આનો મૌન જવાબ આપે છે—'શું લખવું? શું કહેવું? અંતર્મુખ ઉપયોગ કરીને જો.' અર્થાત્ પોતાનું તેવું આયુષ્યબળ છે નહિં—આયુષ્ય યારી નહિ આપે એમ યોગીશ્વર જ્ઞાનીશ્વર શ્રીમદ્ પ્રથમથી જ જાણી ગયા હતા. એટલે જ એ આર્ષદૃષ્ટા પરમર્ષિએ ૧૯૫૩ના ફા. વદ ૧૨ના દિને લખેલા, 'ધન્ય રે દિવસ'ના કાવ્યમાં 'કેવલ લગભગ ભૂમિકા સ્પર્શીને દેહ વિયોગ રે' એ આર્ષવાણીરૂપ ભવિષ્યવચન સાભિપ્રાય લખ્યું જણાય છે; અને એ જ વસ્તુ તે જ દિને—૧૯૫૩ના ફા. વદ ૧૨ના દિને લખેલી હાથનોંધમાં (૧-૩૧) 'કેવળ ભૂમિકાનું સહજ પરિણામી ધ્યાન'—એ વચનથી સૂચવેલ જણાય છે. અર્થાત્ કેવળભૂમિકાનું સહજ સ્વભાવે પરિણમન પામતું સહજ પરિણામી ધ્યાન વર્તે તેવી ધ્યાનદશા પ્રાપ્ત કરવી એમ પોતાનો આત્મસંકલ્પ શ્રીમદે કર્યો છે.

અને એટલે જ જ્યાં કેવળ–માત્ર જ્ઞાન શિવાય અન્ય ભાવ રહ્યો નથી એવા કેવળજ્ઞાનનું અનન્ય ધ્યાન શ્રીમદ્ અનન્ય તમન્નાથી કરી રહ્યા છે—'કેવળજ્ઞાન. એક જ્ઞાન. સર્વ અન્ય ભાવના સંસર્ગરહિત એકાંત શુદ્ધ જ્ઞાન. સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનું સર્વ પ્રકારથી એક સમયે જ્ઞાન. તે કેવળજ્ઞાનનું અમે ધ્યાન કરીએ છીએ.

નિજસ્વભાવરૂપ છે. સ્વતત્ત્વભૂત છે. નિરાવરણ છે. અભેદ છે. નિર્વિકલ્પ છે. સર્વ ભાવનું ઉત્કૃષ્ટ પ્રકાશક છે.' (હાથનોંધ ૩-૮). આ કેવળજ્ઞાન કેમ થાય તેનું અનન્ય ચિંતન **શ્રીમદ્** કરી રહ્યા છે—'હું કેવળ જ્ઞાનસ્વરૂપ છું. એમ સમ્યક્ પ્રતીત થાય છે. તેમ થવાના હેતુઓ સુપ્રતીત છે. સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી, સર્વ પરદ્રવ્યથી નિજસ્વરૂપ વ્યાવૃત્ત કરી, યોગને અચલ કરી, ઉપયોગથી ઉપયોગની એકતા કરવાથી કેવળજ્ઞાન થાય. (હા. નોં. ૩-૯). સર્વ પરદ્રવ્યમાં એક સમય પણ ઉપયોગ સંગ ન પામે એવી દશાને જીવ ભજે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય.' (હાથનોંધ ૨-૯). એમ કેવળજ્ઞાનનું અનન્ય તમન્નાથી ધ્યાવન કરતા **પરમ ભાવિતાત્મા શ્રીમદ્ જિનસદૃશ ધ્યાનનું** અનન્ય ભાવન કરી રહ્યા છે—'અકિંચનપણાથી વિચરતાં એકાંત મૌનથી જિનસદૃશ ધ્યાનથી તન્મયાત્મસ્વરૂપ એવો ક્યારે થઈશ.' (હા. નોં. ૧-૮૭). અર્થાત્ પોતાનું કાંઈ પણ જ્યાં રહ્યું નથી એવા અકિંચનપણાથી—પરમ નિષ્પરિગ્રહપણાથી વિચરતાં એકાંત મૌનથી જિનસદૃશ-જિનકલ્પ-જિનતુલ્ય ધ્યાનથી, જિન ભગવાનનું જેવું ધ્યાન છે તેવા તે તુલ્ય ધ્યાનથી હું તન્મય-તદાકાર-તદ્રૂપ આત્મસ્વરૂપ એવો ક્યારે થઈશ? આ સર્વજ્ઞ વીતરાગ **જિનસ્વરૂપનું—સહજ શુદ્ધ આત્મસ્વરૂપનું ધ્યાન** એ જ પોતાનું પરમ અભિપ્રેત છે એમ દર્શાવતાં **શુદ્ધ ચૈતન્યધ્યાનનિમગ્ન શ્રીમદ્** હાથનોંધ (૨-૧)માં વદે છે—'**રાગદ્વેષ અને અજ્ઞાનનો આત્યંતિક અભાવ કરી જે સહજ શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિત થયા તે સ્વરૂપ અમારૂં સ્મરણ, ધ્યાન અને પામવા યોગ્ય સ્થાન છે.**' અર્થાત્ **શ્રીમદ્** નિરંતર સ્મરણ આ શુદ્ધ સહજ આત્મસ્વરૂપ જિનસ્વરૂપનું જ કરી રહ્યા છે, ધ્યાન પણ એનું જ કરી રહ્યા છે, અને પામવા યોગ્ય સ્થાન પણ એને જ ધારી રહ્યા છે. આમ જેના શુક્લ શુદ્ધ આત્માના પ્રદેશે પ્રદેશે શુક્લ-શુદ્ધ ચૈતન્યના ધ્યાનનો જ પરમાવગાઢ રંગ લાગ્યો છે એવા **પરમ ભાવિતાત્મા શ્રીમદ્**, શુદ્ધ ચૈતન્યપ્રાપ્ત પુરુષોને અભેદભાવે આવા પરમ ભક્તિપૂર્ણ ભાવનમસ્કાર કરે છે—

**'શુદ્ધ ચૈતન્ય અનંત આત્મદ્રવ્ય કેવલજ્ઞાનસ્વરૂપ શક્તિરૂપે તે જેને સંપૂર્ણ વ્યક્ત થયું છે, તથા વ્યક્ત થવાનો જે પુરુષો માર્ગ પામ્યા છે તે પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર.' હાથનોંધ ૨-૩.**

આમશુદ્ધ ચૈતન્યના-શુદ્ધ ચૈતન્યમૂર્તિ જિન ભગવાનના જિનસદૃશ ધ્યાનથી નિરંતર વિચરતા **ધ્યાનમગ્ન અવધૂત વિદેહી શ્રીમદ્દની** ધ્યાનદશા કેવી હતી તે આ તેમના ટંકોત્કીર્ણ અનુભવવચન પ્રકાશે છે—

**'આભ્યંતર ભાન અવધૂત.**

**વિદેહીવત્,**

**જિનકલ્પીવત્.**

**સર્વ પરભાવ અને વિભાવથી વ્યાવૃત્ત.**

નિજ સ્વભાવના ભાન સહિત, અવધૂતવત્ વિદેહીવત્ જિનકલ્પીવત્ વિચરતા પુરુષ ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરીએ છીએ.'—હાથનોંધ ૩-૧૪

અર્થાત્-'આભ્યંતર ભાન'—હું દેહાદિથી ભિન્ન શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ આત્મા છું એવું આભ્યંતર ભાન જેને નિરંતર છે, પણ બાકી બીજું બધું બાહ્ય ભાન જેને ભૂલાઇ ગયુ છે—જેણે અવધૂત કર્યું છે— ફગાવી દીધું છે એવા છે તે **અવધૂત.** તે કેવા છે? વિદેહીવત્-દેહ છતાં દેહાતીત એવી વિદેહી દશાવંત, વિદેહી જેવા; **જિનકલ્પીવત્**— જિનસદેશ દશાવંત, જિનકલ્પી જેવા અને આવા જે છે તે સર્વ પરભાવ અને વિભાવથી વ્યાવૃત્ત—પાછા વળેલા છે. અને આમ તેવી તથારૂપ દશા વર્ત્તતી હોવાથી—સર્વ પરભાવ વિભાવ અવધૂત કર્યા હોવાથી, નિજસ્વભાવના ભાનસહિત અવધૂત એવા અમે **અવધૂતવત્**—અવધૂત જેવા **વિદેહીવત્**-વિદેહી જેવા **જિનકલ્પીવત્**-જિનકલ્પી જેવા વિચરતા પુરુષ ભગવાનના સ્વરૂપનુ ધ્યાન કરીએ છીએ દેહ છતાં દેહાતીત દશાએ વિચરનારા વિદેહી અવધૂત **શ્રીમદ્**ની શુદ્ધ ચૈતન્યધ્યાનદશા કેવી ઉત્કૃષ્ટ-કેવી ઉગ્ર હશે, તે આ તેમના જ આત્મઅનુભવવચનો ડિંડિમ નાદથી ઉદ્ઘોષે છે. આવું અનુપમ હતું **શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ શ્રીમદ્**નું **શુદ્ધચૈતન્યધ્યાન.**

અને આવુ અનુપમ શુદ્ધ ચૈતન્યધ્યાન વર્ત્તતું હોવાથી જ જે **શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ** કહેવાયા, સહજ આત્મપરિણામી આત્મધ્યાન વર્ત્તતું હોવાથી જે **સહજાત્મસ્વરૂપ-સ્વામી** કહેવાયા, નિષ્કારણકરુણારસસાગર જે પરમ કૃપાળુ દિવ્ય આત્મગુણસંપન્ન હોવાથી **પરમકૃપાળુદેવ** કહેવાયા, અને અલૌકિક જ્ઞાનશ્રીસંપન્ન હોવાથી જે **શ્રીમદ્** કહેવાયા,-એવા **ગુણરત્નાકર શ્રીમદ્**ના આ સર્વ **ગુણનિષ્પન્ન નામ** ઉપનામ બની ગયા, પર્યાયશબ્દો બની ગયા! અને એટલે જ ઉંચા ચિદાકાશ વિષે ઊડતા આ ગગનગામી પરમહંસ રાજ-હંસ **સહજાત્મસ્વરૂપસ્વામી શુદ્ધચૈતન્યમૂર્ત્તિ પરમ કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્ર** આ ગુણનિષ્પન્ન નામોથી મુમુક્ષુઓના માનસમાં રમી રહ્યા છે અને યાવચ્ચંદ્રદિવાકરૌ રમી રહેશે!

ઉંચા ચિદાકાશ વિષે ઉડંતા, હે હંસ! સહજાત્મસ્વરૂપવંતા!
આત્મા વિવેચી પરને વમો છો, મુમુક્ષુના માનસમાં રમો છો.—સ્વરચિત.



પ્રકરણ એકસો એકમું

# જીવતો જાગતો પ્રયોગસિદ્ધ સમયસાર

'जीवो चरित्तदंसणणाणट्ठिओ तं हि ससमयं जाण ।' —શ્રી કુંદકુંદાચાર્યજી
'न खलु समयसारादुत्तरं किंचिदस्ति ।' —શ્રી અમૃતચંદ્રાચાર્યજી
'अबाह्यं केवलं ज्योतिर्निराबाधमनामयम् ।'
'यदत्र तत्परं तत्त्वं शेषः पुनरुपप्लवः ॥' —શ્રી હરિભદ્રાચાર્યજી (યો. દ. સ.)
'શુદ્ધાતમ અનુભવ સદા, તે સ્વસમય વિલાસ રે.'—**શ્રી આનંદઘનજી**
'કેવલ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારો રે'.—**શ્રી યશોવિજયજી**

આવું અદ્ભુત, આવું અનુપમ, આવું અલૌકિક જેનું શુદ્ધ ચૈતન્યધ્યાન હતું, તે **શુદ્ધચૈતન્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપ સ્વામી શ્રીમદ્** સાક્ષાત્ પ્રત્યક્ષ પ્રગટ શુદ્ધ આત્મા થયા છે,—**પ્રયોગસિદ્ધ સમયસાર** થયા છે. સાક્ષાત્ પ્રત્યક્ષ પ્રગટ અનુભવસિદ્ધ–જીવતો જાગતો **પ્રયોગસિદ્ધ સમયસાર** જોવો હોય તો આપણા આ ચરિત્રનાયક **શ્રીમદ્ રાજચંદ્રનું**—અધ્યાત્મ રાજચંદ્રનું જીવતું જાગતું જ્વલંત અધ્યાત્મચરિત્ર આપણી દૃષ્ટિ સન્મુખ હાજર છે; અને તેનું અત્રે—**'અધ્યાત્મ રાજચંદ્ર'**માં પ્રસંગે પ્રસંગે સ્થળે સ્થળે પદે પદે સપ્રમાણ–સાધારપણે અમે યથાશક્તિ–યથાભક્તિ–યથાવ્યક્તિ દર્શન કરાવી આપ્યુ છે, એટલે તેનું અત્ર પુનરુક્તપણું કરતા નથી.

**શ્રીમદ્**ના શુદ્ધ આત્મચારિત્રમય ચરિત્રામૃત પ્રત્યે અને શુદ્ધ આત્માનુભૂતિના સહજ ઉદ્ગારરૂપ વચનામૃત પ્રત્યે દૃષ્ટિપાત કરતાં સહજ સુપ્રતીત થાય છે કે **શ્રીમદ્** શુદ્ધ આત્માને–સાક્ષાત્ સમયસારને પામેલા—શુદ્ધ આત્મા અનુભવહસ્તગત કર્યો છે એવા પરમ વીતરાગ સત્પુરુષ થઇ ગયા છે. શાસ્ત્રનો વિષય પરોક્ષ છે અને અનુભવનો વિષય પ્રત્યક્ષ–આત્મપ્રત્યક્ષ છે,—'**शास्त्रातिक्रांतगोचरः**'— શાસ્ત્રથી પર એવા અનુભવની ભૂમિકા શાસ્ત્રની ભૂમિકા કરતાં ઘણી ઘણી આગળ છે; એટલે શાસ્ત્રનો વિષય પરોક્ષ હોઈ તેમાં કથિત સિદ્ધાતવર્ણન પરોક્ષ છે, અને તેવું તથારૂપ જીવનમાં આચરણ કરી કોઈ પરોક્ષ શાસ્ત્રોક્ત વસ્તુને પ્રત્યક્ષ–આત્મપ્રત્યક્ષ અનુભવસિદ્ધ–અનુભવપ્રયોગસિદ્ધ કરે તો તે ઘણી ઘણી મોટી વાત છે. આવો સમયસાર–શુદ્ધ આત્મા પ્રયોગસિદ્ધ કરી અનુભવપ્રત્યક્ષ કર્યો છે એ જ **શ્રીમદ્**નું પરમ સત્પણું–પરમ મહત્પણું છે. આપણો આ ચરિત્રનાયક વર્ત્તમાનમા આવો પ્રયોગસિદ્ધ સાક્ષાત્ સમયસારભૂત દિવ્ય પુરુષ થઈ ગયો છે. તેવી તથારૂપ શુદ્ધઆત્મદશાસંપન્ન–સાક્ષાત્ સમયસારદશાસંપન્ન **શ્રીમદ્**ના દિવ્ય આત્માની અમૃત ખ્યાતિ પોકારતા એમના આત્માના અમૃતાનુભૂતિમય વચનામૃતો બુલંદ અવાજથી આ વસ્તુ જગતને જાહેર કરે છે (Proclaims).

ખરેખર! **'આતમભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે'** એ આત્મભાવના

અહોનિશ ભાવનારા પરમ ભાવિતાત્મા વીતરાગ **શ્રીમદે** શુદ્ધ આત્માની—સમયસારની જેવી ને જેટલી આત્યંતિક ભાવના કરી છે તેવી ને તેટલી પ્રાયે ભાગ્યે જ કોઈએ કરી હશે. કેવલ એક **શુદ્ધ આત્માની—સમયસારની** અનુભૂતિ જેને નિરંતર વર્ત્તતી હતી એવા **શ્રીમદ્**ની **સમયસાર દશા**નું સૂચન પૂર્વે કેવલ શુદ્ધાત્માનુભવદશાના પ્રકરણમાં (૫૬) કર્યું જ હતું. "લેવેકી ન રહી ઠૌર, ત્યાગિવેકો નાંહિં ઓર; બાકી કહા ઉબર્યો જુ, કારજ નવીનો હૈ" (અં. ૩૨૫, ૩૨૮) એવી **કૃતકૃત્ય અદ્ભુત જ્ઞાનદશા** જેને પ્રગટી હતી એવા **'સહજસ્વરૂપી'** (અં. ૩૭૭) **સહજાત્મસ્વરૂપી શ્રીમદ્**ની **'આત્માકાર સ્થિતિ'** (અં. ૩૯૮) કેવી હતી, તે તેમના **પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રોમાં આવતા અનુભવપ્રમાણ વચનામૃતો પરથી સહેજે પ્રતીત થાય છે: **'અત્રે આત્માકારતા વર્ત્તે છે. ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે.'** 'આત્માપણે કેવળ ઉજાગર અવસ્થા વર્તે, અર્થાત્ આત્મા પોતાના સ્વરૂપને વિષે કેવળ જાગ્રત હોય ત્યારે તેને કેવળજ્ઞાન વર્તે છે એમ કહેવું યોગ્ય છે, એવો શ્રી તીર્થંકરનો આશય છે.' (અં. ૪૩૧). 'જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ રે; તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ રે.—સહજ દ્રવ્ય અત્યંત પ્રકાશિત થયે એટલે સર્વ કર્મનો ક્ષય થયે જ અસંગતા કહી છે અને સુખસ્વરૂપતા કહી છે. જ્ઞાનીપુરુષનાં તે વચન અત્યંત સાચાં છે; કેમકે સત્સંગથી પ્રત્યક્ષ, અત્યંત પ્રગટ તે વચનોનો અનુભવ થાય છે.' (અં. ૫૮૫). ઇત્યાદિ આ **સમયસારની—શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિ**ના સહજ ઉદ્ગાર 'સહજસમાધિપર્યંત પ્રાપ્ત' (અં. ૬૦૯) દશાએ પહોંચી ગયેલા **શ્રીમદ્**ની **સાક્ષાત્ સમયસારદશા** ડિંડિમ નાદથી ઉદ્ઘોષે છે. **શ્રીમદ્**ની આ **સમયસારદશા** કેવી છે? તે અત્ર તપાસીએ. **'સમજ્યા તે શમાઇ રહ્યા, સમજ્યા તે શમાઇ ગયા'**—એ વાક્યનું વિવેચન કરતા—પરમ પરમાર્થ પ્રકાશતા **સૌભાગ્ય** પરના **અમૃતપત્ર**માં (અં. ૬૫૧) **શ્રીમદે** આ આત્માનુભવસિદ્ધ પરમાર્થ પ્રકાશ્યો છે—

'જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણ્યું તેનું નામ સમજવું છે. તેથી ઉપયોગ અન્ય વિકલ્પરહિત થયો તેનું નામ શમાવું છે. વસ્તુતાએ બન્ને એક જ છે.

જેમ છે તેમ સમજવાથી ઉપયોગ સ્વરૂપમાં શમાયો, અને આત્મા સ્વભાવમય થઇ રહ્યો એ પ્રથમ વાક્ય 'સમજીને શમાઈ રહ્યા' તેનો અર્થ છે.

અન્ય પદાર્થના સંયોગમાં જે અધ્યાસ હતો, અને તે અધ્યાસમાં આત્માપણું માન્યું હતું, તે અધ્યાસરૂપ આત્માપણું શમાઈ ગયું. એ બીજું વાક્ય 'સમજીને શમાઈ ગયા' તેનો અર્થ છે.

પર્યાયાંતરથી અર્થાંતર થઈ શકે છે. વાસ્તવ્યમાં બન્ને વાક્યોનો પરમાર્થ એક જ વિચારવા યોગ્ય છે.

જે જે સમજ્યા તેણે તેણે મારું તારું એ આદિ અહંત્વ, મમત્વ શમાવી દીધું; કેમકે કોઈ પણ નિજ સ્વભાવ તેવો દીઠો નહીં; અને નિજ સ્વભાવ તો અચિંત્ય અવ્યાબાધ-સ્વરૂપ, કેવળ ન્યારો જોયો એટલે તેમાં જ સમાવેશ પામી ગયા.

... અન્યમાં સ્વમાન્યતા હતી તે ટાળી પરમાર્થે મૌન થયા; વાણીએ કરી આ ... આદિ કહેવાનું ... પ વ્યવહાર, વચનાદિ યોગ સુધી ક્વચિત્

રહ્યો, તથાપિ આત્માથી આ મારૂં છે એ વિકલ્પ કેવળ શમાઈ ગયો; જેમ છે તેમ અચિંત્ય સ્વાનુભવગોચરપદમાં લીનતા થઈ.

અનંતકાળથી યમ, નિયમ, શાસ્ત્રાવલોકનાદિ કાર્ય કર્યા છતાં સમજાવું અને શમાવું એ પ્રકાર આત્મામાં આવ્યો નહીં; અને તેથી પરિભ્રમણનિવૃત્તિ ન થઈ. સમજાવા અને શમાવાનું જે કોઈ ઐક્ય કરે તે સ્વાનુભવપદમાં વર્ત્તે; તેનું પરિભ્રમણ નિવૃત્ત થાય. સદ્દગુરુની આજ્ઞા વિચાર્યા વિના જીવે તે પરમાર્થ જાણ્યો નહીં. × × અનંત જ્ઞાની-પુરુષે અનુભવ કરેલો એવો આ શાશ્વત સુગમ મોક્ષમાર્ગ જીવને લક્ષમાં નથી આવતો, એથી ઉત્પન્ન થયેલું ખેદ સહિત આશ્ચર્ય તે પણ અત્ર શમાવીએ છીએ.—

શ્રીમદ્ રાજચંદ્ર અં. ૬૫૧

અને આમ સ્વરૂપ સમજીને સ્વરૂપમાં શમાવારૂપ શાશ્વત અમૃતમાર્ગને પામી જે સાક્ષાત્ **પ્રયોગસિદ્ધ સમયસાર** થયા હતા, **'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા'** ભવઅંતના ઉપાયરૂપ નિર્ગ્રંથના અમૃતપંથને પામી જે સાક્ષાત્ અનુભવસિદ્ધ શુદ્ધ આત્મા થયા હતા, એવા **શ્રીમદ્ 'દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત'** એવી પરમ જ્ઞાનદશાને—**જીવન્મુક્તદશાને** પામ્યા હતા. એટલે જ **જ્ઞાનાવતાર શ્રીમદ્**ની આ દેહ છતા દેહાતીત દશા દેખી આશ્ચર્યથી દિંગ થઈ જઈ સર્વ કાળના સર્વ મુમુક્ષુઓ, **શ્રીમદ્**ના આ ભાવપૂર્ણ નમસ્કાર સાક્ષાત્ સમયસારભૂત **શ્રીમદ્**ને જ લાગુ પાડતા, ભક્તિથી એકી અવાજે પોકારી ઊઠે છે કે—**'જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાય રહિત થયા છે, તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો ! નમસ્કાર હો !! તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો ! નમસ્કાર હો !** (અં ૬૭૪). **જ્ઞાનમય આત્મા જેમને પરમોત્કૃષ્ટ ભાવે પ્રાપ્ત થયો, અને જેમણે પરદ્રવ્યમાત્ર ત્યાગ કર્યું છે, તે દેવને નમન હો ! નમન હો!'** (અં. ૭૬૩) અને આવા સદ્ભૂત નમસ્કાર જેને પૂરેપૂરા ઘટે છે એવા આ **જ્ઞાની દેવ શ્રીમદ્ સૌભાગ્ય** પરના અંતિમ આરાધનાપત્રમાં (અં. ૭૭૯) આ આત્માનુભવસિદ્ધ અમૃત વચન લખે છે—'ત્યાગી ભયો ચેતન અચેતનતા ભાવ ત્યાગિ, ભાલૈ દૃષ્ટિ ખોલિકે, સંભાલે રૂપ અપના ×× અમલાન જ્ઞાન વિદ્યમાન પરગટ ભયૌ, યાહિ ભાતિ આગમ અનતકાલ રહેગો ×× જીવ પુદ્ગલ એક ખેત અવગાહી દોઉ, અપનેં અપનેં રૂપ કોઉ ન ટરતુ હૈ, જડ પરિનામનિકો કરતા હૈ પુદગલ, ચિદાનન્દ ચેતન સુભાવ આચરતુ હૈ' એવી **સાક્ષાત્ સમયસાર અનુભવ જાગ્રતદશા—સ્થિતિદશા** જેને પ્રગટી હતી એવા **સાક્ષાત્ સમયસારભૂત આત્મજાગૃતદશામાં વર્ત્તતા શ્રીમદે** આત્માનુભવસિદ્ધપણે આ જ અમૃત પત્રમા **સૌભાગ્ય**ને આત્મજાગૃતિ અર્થે જણાવ્યુ છે તેમ—'સર્વ અન્ય ભાવથી આત્મા રહિત છે, કેવળ એમ જેને અનુભવ વર્તે છે તે મુક્ત છે બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણુ અને ભાવથી અસંગપણુ સર્વથા જેને વર્તે છે તે મુક્ત છે અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ જુદો ભાસ્યો ત્યાંથી મુક્તદશા વર્તે છે. તે પુરુષ મૌન

અહોનિશ ભાવનારા પરમ ભાવિતાત્મા વીતરાગ **શ્રીમદે** શુદ્ધ આત્માની–સમયસારની જેવી ને જેટલી આત્યંતિક ભાવના કરી છે તેવી ને તેટલી પ્રાયે ભાગ્યે જ કોઈએ કરી હશે. કેવલ એક **શુદ્ધ આત્માની–સમયસારની** અનુભૂતિ જેને નિરંતર વર્ત્તતી હતી એવા **શ્રીમદ્‌ની સમયસાર દશાનું** સૂચન પૂર્વે કેવલ શુદ્ધાત્માનુભવદશાના પ્રકરણમાં (૫૬) કર્યું જ હતું. "લેવેકી ન રહી ઠોર, ત્યાગિવેકો નાંહિં ઓર; બાકી કહા ઉબર્યો જુ, કારજ નવીનો હૈ" (અં. ૩૨૫, ૩૨૮) એવી **કૃતકૃત્ય અદ્‌ભુત જ્ઞાનદશા** જેને પ્રગટી હતી એવા **'સહજસ્વરૂપી'** (અં. ૩૭૭) **સહજાત્મસ્વરૂપી શ્રીમદ્‌ની 'આત્માકાર સ્થિતિ'** (અં. ૩૯૮) કેવી હતી, તે તેમના **પરમાર્થસખા સૌભાગ્ય** પરના પત્રોમાં આવતા અનુભવપ્રમાણ વચનામૃતો પરથી સહેજે પ્રતીત થાય છે: **'અત્રે આત્માકારતા વર્ત્તે છે. ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે.'** 'આત્માપણે કેવળ ઉજાગર અવસ્થા વર્તે, અર્થાત્ આત્મા પોતાના સ્વરૂપને વિષે કેવળ જાગ્રત હોય ત્યારે તેને કેવળજ્ઞાન વર્તે છે એમ કહેવું યોગ્ય છે, એવો શ્રી તીર્થંકરનો આશય છે.' (અં. ૪૩૧). 'જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ રે; તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ રે.—સહજ દ્રવ્ય અત્યંત પ્રકાશિત થયે એટલે સર્વ કર્મનો ક્ષય થયે જ અસંગતા કહી છે અને સુખસ્વરૂપતા કહી છે. જ્ઞાનીપુરુષનાં તે વચન અત્યંત સાચાં છે; કેમકે સત્સંગથી પ્રત્યક્ષ, અત્યંત પ્રગટ તે વચનોનો અનુભવ થાય છે.' (અં. ૫૮૫). ઇત્યાદિ આ **સમયસારની–શુદ્ધ આત્માની અમૃતાનુભૂતિના** સહજ ઉદ્‌ગાર 'સહજસમાધિપર્યંત પ્રાપ્ત' (અં. ૬૦૯) દશાએ પહોંચી ગયેલા **શ્રીમદ્‌ની સાક્ષાત્ સમયસારદશા** ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષે છે. **શ્રીમદ્‌ની આ સમયસારદશા** કેવી છે? તે અત્ર તપાસીએ. **'સમજ્યા તે શમાઇ રહ્યા, સમજ્યા તે શમાઇ ગયા'**—એ વાક્યનું વિવેચન કરતા–પરમ પરમાર્થ પ્રકાશતા સૌભાગ્ય પરના **અમૃતપત્ર**માં (અં.૬૫૧) **શ્રીમદે** આ આત્માનુભવસિદ્ધ પરમાર્થ પ્રકાશ્યો છે—

**'જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણ્યું તેનું નામ સમજવું છે. તેથી ઉપયોગ અન્ય વિકલ્પરહિત થયો તેનું નામ શમાવું છે. વસ્તુતાએ બન્ને એક જ છે.**

જેમ છે તેમ સમજાવાથી ઉપયોગ સ્વરૂપમાં શમાયો, અને આત્મા સ્વભાવમય થઇ રહ્યો એ પ્રથમ વાક્ય 'સમજીને શમાઈ રહ્યા' તેનો અર્થ છે.

અન્ય પદાર્થના સંયોગમાં જે અધ્યાસ હતો, અને તે અધ્યાસમાં આત્માપણું માન્યું હતું, તે અધ્યાસરૂપ આત્માપણું શમાઈ ગયું. એ બીજું વાક્ય 'સમજીને શમાઈ ગયા' તેનો અર્થ છે.

પર્યાયાંતરથી અર્થાંતર થઈ શકે છે. વાસ્તવ્યમાં બન્ને વાક્યોનો પરમાર્થ એક જ વિચારવા યોગ્ય છે.

જે જે સમજ્યા તેણે તેણે મારૂં તારૂં એ આદિ અહંત્વ, મમત્વ શમાવી દીધું; કેમકે કોઈ પણ નિજ સ્વભાવ તેવો દીઠો નહીં; અને નિજ સ્વભાવ તો અચિંત્ય અવ્યાબાધ-સ્વરૂપ, કેવળ ન્યારો જોયો એટલે તેમાં જ સમાવેશ પામી ગયા.

આત્મા સિવાય અન્યમાં સ્વમાન્યતા હતી તે ટાળી પરમાર્થે મૌન થયા; વાણીએ કરી આ આનું છે એ આદિ કહેવાનું બનવારૂપ વ્યવહાર, વચનાદિ યોગ સુધી ક્વચિત્

રહ્યો, તથાપિ આત્માથી આ મારૂં છે એ વિકલ્પ કેવળ શમાઈ ગયો; જેમ છે તેમ અચિંત્ય સ્વાનુભવગોચરપદમાં લીનતા થઈ.

અનંતકાળથી યમ, નિયમ, શાસ્ત્રાવલોકનાદિ કાર્ય કર્યાં છતાં સમજાવું અને શમાવું એ પ્રકાર આત્મામાં આવ્યો નહીં; અને તેથી પરિભ્રમણનિવૃત્તિ ન થઈ. સમજાવા અને શમાવાનું જે કોઈ ઐક્ય કરે તે સ્વાનુભવપદમાં વર્ત્તે; તેનું પરિભ્રમણ નિવૃત્ત થાય. સદ્‌ગુરુની આજ્ઞા વિચાર્યા વિના જીવે તે પરમાર્થ જાણ્યો નહીં. × × અનંત જ્ઞાનીપુરુષે અનુભવ કરેલો એવો આ શાશ્વત સુગમ મોક્ષમાર્ગ જીવને લક્ષમાં નથી આવતો, એથી ઉત્પન્ન થયેલું ખેદ સહિત આશ્ચર્ય તે પણ અત્ર શમાવીએ છીએ.—

શ્રીમદ્ રાજચંદ્ર અં. ૬૫૧

અને આમ સ્વરૂપ સમજીને સ્વરૂપમાં શમાવારૂપ શાશ્વત અમૃતમાર્ગને પામી જે સાક્ષાત્ **પ્રયોગસિદ્ધ સમયસાર** થયા હતા, '**કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા**' ભવઅંતના ઉપાયરૂપ નિર્ગ્રંથના અમૃતપંથને પામી જે સાક્ષાત્ અનુભવસિદ્ધ શુદ્ધ આત્મા થયા હતા, એવા **શ્રીમદ્ 'દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત'** એવી પરમ જ્ઞાનદશાને—**જીવન્મુક્તદશાને** પામ્યા હતા. એટલે જ **જ્ઞાનાવતાર શ્રીમદ્**ની આ દેહ છતાં દેહાતીત દશા દેખી આશ્ચર્યથી દિંગ થઈ જઈ સર્વ કાળના સર્વ મુમુક્ષુઓ, **શ્રીમદ્**ના આ ભાવપૂર્ણ નમસ્કાર સાક્ષાત્ સમયસારભૂત **શ્રીમદ્**ને જ લાગુ પાડતાં, ભક્તિથી એકી અવાજે પોકારી ઊઠે છે કે—'**જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાય રહિત થયા છે, તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!! તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો! નમસ્કાર હો!** (અં. ૬૭૪). **જ્ઞાનમય આત્મા જેમને પરમોત્કૃષ્ટ ભાવે પ્રાપ્ત થયો, અને જેમણે પરદ્રવ્યમાત્ર ત્યાગ કર્યું છે, તે દેવને નમન હો! નમન હો!**' (અં. ૭૬૩). અને આવા સદ્‌ભૂત નમસ્કાર જેને પૂરેપૂરા ઘટે છે એવા આ **જ્ઞાની દેવ શ્રીમદ્ સૌભાગ્ય** પરના અંતિમ આરાધનાપત્રમાં (અં. ૭૭૯) આ આત્માનુભવસિદ્ધ અમૃત વચન લખે છે—'ત્યાગી ભયો ચેતન અચેતનતા ભાવ ત્યાગિ, ભાલૈ દૃષ્ટિ ખોલિ કૈ, સંભાલે રૂપ અપના. ×× અમલાન જ્ઞાન વિદ્યમાન પરગટ ભયૌ, યાહિ ભાંતિ આગમ અનંતકાલ રહૈગો ×× જીવ પુદ્‌ગલ એક ખેત અવગાહી દોઉ, અપને અપને રૂપ કોઉ ન ટરતુ હૈ; જડ પરિનામનિકો કરતા હૈ પુદ્‌ગલ, ચિદાનન્દ ચેતન સુભાવ આચરતુ હૈ.' એવી **સાક્ષાત્ સમયસાર અનુભવ જાગ્રતદશા—સ્થિતિદશા** જેને પ્રગટી હતી એવા **સાક્ષાત્ સમયસારભૂત આત્મજાગૃતદશામાં વર્ત્તતા શ્રીમદે** આત્માનુભવસિદ્ધપણે આ જ અમૃત પત્રમાં **સૌભાગ્ય**ને આત્મજાગૃતિ અર્થે જણાવ્યું છે તેમ—'સર્વ અન્ય ભાવથી આત્મા રહિત છે, કેવળ એમ જેને અનુભવ વર્તે છે તે મુક્ત છે. બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું અને ભાવથી અસંગપણું સર્વથા જેને વર્તે છે તે મુક્ત છે. અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ જુદો ભાસવો ત્યાંથી મુક્તદશા વર્તે છે. તે પુરુષ મૌન

થાય છે, તે પુરુષ અપ્રતિબદ્ધ થાય છે, તે પુરુષ અસંગ થાય છે, તે પુરુષ નિર્વિકલ્પ થાય છે, અને તે પુરુષ મુક્ત થાય છે. શુદ્ધ સહજ આત્મસ્વરૂપ.'—આવા **શુદ્ધ સહજ આત્મસ્વરૂપના સ્વામી સાક્ષાત્ સમયસારભૂત જીવન્મુક્ત હતા શ્રીમદ્!** 'પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી આ જીવને તેનાથી વ્યાવૃત્ત કરવો એમ નિર્ગ્રંથ કહે છે' (હા. નોં.૧-૧),—એમ નિર્ગ્રંથના પંથને અનુસરતાં પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી જે પરમ ભાવનિગ્રંથે આત્માને તેનાથી વ્યાવૃત્ત કરી **સાક્ષાત્ સમયસાર—શુદ્ધ આત્મા** પ્રગટ પ્રાપ્ત કર્યો હતો, 'જાગૃતસત્તા, જ્ઞાયકસત્તા આત્મસ્વરૂપ' (હા. નોં. ૩. ૨૧) સિદ્ધ કર્યું હતું,—એવા **આત્મસિદ્ધ સાક્ષાત્ સમયસાર—પ્રયોગસિધ્ધ સમયસાર હતા શ્રીમદ્!**

અને આમ નિર્ગ્રંથના પંથને અનુસરતાં જેને **સાક્ષાત્ સમયસારદશા** પ્રગટી છે એવા **સ્વરૂપસ્થ** થયેલા **પરમ ભાવનિર્ગ્રંથ શ્રીમદ્** આત્માનુભવસિદ્ધપણે આ સ્વરૂપસ્થ થવાનો **પરમનિર્ગ્રંથ માર્ગ** ઉદ્ઘોષે છે—'અનંત અવ્યાબાધ સુખનો અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તે જ છે. એ જ હિતકારી ઉપાય જ્ઞાનીએ દીઠો છે. ભગવાન જિને દ્વાદશાંગી એ જ અર્થે નિરૂપણ કરી છે, અને એ જ ઉત્કૃષ્ટતાથી તે શોભે છે, જયવંત છે. જ્ઞાનીનાં વાકયના શ્રવણથી ઉલ્લાસિત એવો જીવ ચેતન, જડને ભિન્નસ્વરૂપ યથાર્થપણે પ્રતીત કરે છે, અનુભવે છે, અનુક્રમે સ્વરૂપસ્થ થાય છે. યથાસ્થિત અનુભવ થવાથી સ્વરૂપસ્થ થવા યોગ્ય છે.' (અં. ૯૦૧). અને 'જડ ને ચેતન બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન'—એ અમર કાવ્યમાં પણ આ જ **પરમ નિર્ગ્રંથ માર્ગ** ઉદ્ઘોષે છે: આ જડ અને આ ચેતન એમ બન્ને દ્રવ્યનો ભિન્ન સ્વભાવ જેને સુપ્રતીતપણે—સારી પેઠે સમ્યક્ આત્મ-પ્રતીતપણે સમજાય છે; આ ચેતન એ જ નિજ-પોતાનું સ્વરૂપ છે અને જડ તો સંબંધમાત્ર—માત્ર સંયોગસંબંધરૂપ જ છે અથવા તે જ્ઞેય એવું જડ પરદ્રવ્યમાં જ ગણાય છે;—એવો અનુભવનો પ્રકાશ જેને ઉલ્લાસિત થયો છે, તેને જડથી ઉદાસી—ઉદાસીન થઇ આત્મવૃત્તિ થાય છે,—હું આત્મામાં જ વર્તું એવી આત્મવૃત્તિ થઈ આત્મામાં જ વર્તવારૂપ આત્મવૃત્તિ થાય છે; અને તે જ કાયાની માયા વિસારી સ્વરૂપે શમાયા છે એવા નિર્ગ્રંથનો પંથ એ જ ભવના અંતનો ઉપાય છે,—'**કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા, નિર્ગ્રંથનો પંથ ભવ અંતનો ઉપાય છે.**' અને આમ જેને જડ-ચેતનનો સ્વભાવ પ્રગટ ભિન્ન ભાસે છે, તેને બન્ને દ્રવ્ય નિજ નિજ—પોતપોતાના રૂપે સ્થિત થાય છે. અપૂર્વ **આત્મસામર્થ્યયોગ**ની ઊર્ધ્વભૂમિકામાં—અમૃતાનુભવદશામાં ઝીલતા **પરમ ભાવનિર્ગ્રંથ શ્રીમદે** અપૂર્વ આત્માનુભૂતિના ઉલ્લાસની કોઈ ધન્ય ક્ષણે સંગીત કરેલું આ પરમ નિર્ગ્રંથમાર્ગની ઉદ્ઘોષણા કરતું અમર કાવ્ય આ રચ્યું—

**'જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન, સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે,**
**સ્વરૂપ ચેતન નિજ, જડ છે સંબંધ માત્ર, અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાંય છે;**
**એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો, જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે;**
**કાયાની વિસારી માયા, સ્વરૂપે શમાયા એવા, નિર્ગ્રંથનો પંથ ભવઅંતનો ઉપાય છે.'**

ભાસે જડ ચૈતન્યનો પ્રગટ સ્વભાવ ભિન્ન,
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે.'

આમ બન્ને દ્રવ્ય જેને નિજ નિજ રૂપે સ્થિત થયા છે અને કાયાની માયા વિસારી જે સ્વરૂપમાં શમાયા છે એવા **શ્રીમદે** પરદ્રવ્યથી ભિન્ન **શુદ્ધ આત્મા—સાક્ષાત્ સમયસાર** પ્રગટ કર્યો છે, અને આ પરમ જ્યોતિસ્વરૂપ આત્મામાં નિમગ્ન થઇ તેનો અનંત અપાર આનંદ અનુભવી રહ્યા છે, તે દિવ્ય આત્માનંદના ઉલ્લાસમાં **શ્રીમદ્** તે આત્મામાં જ નિમગ્ન રહેવાનું આર્યજનોને આહ્વાન કરતું આ પરમ ભાવપૂર્ણ ઉદ્‌બોધન કરે છે—**'દેહથી ભિન્ન સ્વપરપ્રકાશક પરમ જ્યોતિસ્વરૂપ એવો આ આત્મા, તેમાં નિમગ્ન થાઓ. હે આર્યજનો! અંતર્મુખ થઈ, સ્થિર થઇ, તે આત્મામાં જ રહો તો અનંત અપાર આનંદ અનુભવશો.'** (અં. ૮૩૨). અને આવી પરમાનંદમય આત્મનિમગ્ન સાક્ષાત્ સમયસારદશા જેને પ્રગટી છે, એવા **સ્વરૂપસ્થ શ્રીમદ્** આવા પરમ આત્માનંદના ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં આ શુદ્ધ આત્માનો—સમયસારનો મહામહિમાતિશય ઉદ્‌ઘોષતા **પરમ અમૃત પત્રમાં** (અં. ૮૩૩) આ ટંકોત્કીર્ણ અમૃત વચનો પ્રકાશે છે—

**'સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબંધ થઈ નિજસ્વરૂપમાં સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કારઃ**

**જેને કંઈ પ્રિય નથી, જેને કંઈ અપ્રિય નથી, જેને કોઈ શત્રુ નથી, જેને કોઈ મિત્ર નથી, જેને માન-અપમાન લાભ-અલાભ, હર્ષ-શોક, જન્મ-મૃત્યુ આદિ દ્વંદ્વનો અભાવ થઈ જે શુદ્ધચૈતન્ય સ્વરૂપને વિષે સ્થિતિ પામ્યા છે, પામે છે અને પામશે તેમનું અતિ ઉત્કૃષ્ટ પરાક્રમ સાનંદાશ્ચર્ય ઉપજાવે છે.**

**દેહ પ્રત્યે જેવો વસ્ત્રનો સંબંધ છે, તેવો આત્મા પ્રત્યે જેણે દેહનો સંબંધ યથાતથ્ય દીઠો છે, મ્યાન પ્રત્યે તરવારનો જેવો સંબંધ છે તેવો દેહ પ્રત્યે જેણે આત્માનો સંબંધ દીઠો છે, અબદ્ધસ્પષ્ટ આત્મા જેણે અનુભવ્યો છે, તે મહત્પુરુષોને જીવન અને મરણ બન્ને સમાન છે.**

**જે અચિંત્ય દ્રવ્યની શુદ્ધ ચિતિસ્વરૂપ કાંતિ પરમ પ્રગટ થઈ અચિંત્ય કરે છે, તે અચિંત્ય દ્રવ્ય સહજ સ્વાભાવિક નિજસ્વરૂપ છે એવો નિશ્ચય જે પરમકૃપાળુ સત્પુરુષે પ્રકાશ્યો તેનો અપાર ઉપકાર છે.**

**ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઇ જાય છે, પણ કંઇ ચંદ્ર ભૂમિરૂપ કોઇ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદાસર્વદા ચૈતન્યસ્વરૂપ જ રહે છે. વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે.**

જેમ આકાશમા વિશ્વનો પ્રવેશ નથી, સર્વભાવની વાસનાથી આકાશ રહિત જ છે, તેમ સમ્યક્‌દૃષ્ટિ પુરુષોએ પ્રત્યક્ષ સર્વ દ્રવ્યથી ભિન્ન, સર્વ અન્ય પર્યાયથી રહિત જ આત્મા દીઠો છે.

જેની ઉત્પત્તિ કોઇ પણ અન્ય દ્રવ્યથી થતી નથી, તેવા આત્માનો નાશ પણ ક્યાંથી હોય?

અજ્ઞાનથી અને સ્વસ્વરૂપ પ્રત્યેના પ્રમાદથી આત્માને માત્ર મૃત્યુની ભ્રાંતિ છે. તે જ ભ્રાંતિ નિવૃત્ત કરી શુદ્ધ ચૈતન્ય નિજ અનુભવપ્રમાણ સ્વરૂપમા પરમ જાગ્રત થઈ જ્ઞાની સદાય નિર્ભય છે. એ જ સ્વરૂપના લક્ષથી સર્વ જીવ પ્રત્યે સામ્યભાવ ઉત્પન્ન થાય છે. સર્વ પરદ્રવ્યથી વૃત્તિ વ્યાવૃત્ત કરી આત્મા અક્લેશ સમાધિને પામે છે.

પરમ સુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાંત શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વકાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર, તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર.

**સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છું, એક કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ પરમોત્કૃષ્ટ, અચિંત્ય સુખસ્વરૂપ માત્ર એકાંત શુદ્ધ અનુભવરૂપ હું છું, ત્યાં વિક્ષેપ શો? વિકલ્પ શો? ભય શો? ખેદ શો? બીજી અવસ્થા શી? હું માત્ર નિર્વિકલ્પ શુદ્ધ શુદ્ધ, પ્રકૃષ્ટ શુદ્ધ પરમશાંત ચૈતન્ય છું. હું માત્ર નિર્વિકલ્પ છું. હું નિજસ્વરૂપમય ઉપયોગ કરૂં છું. તન્મય થાઉં છું. શાંતિઃ શાંતિઃ શાંતિઃ.'**

**—શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૮૩૩**

આમ સમયસારમાં—શુદ્ધ ચૈતન્યમય આત્મામાં તન્મય થઈ ગયેલા **સાક્ષાત્ સમય-સારસ્વરૂપ શ્રીમદે** સમયસારના મહિમાતિશયનું અદ્ભુત આત્મસંવેદનપૂર્ણ ઉત્કીર્ત્તન કરતા આ અમૃતપત્રમાં સમયસારની મુક્તકંઠે પ્રસ્તુતિ કરતો પરમ ભાવામૃતસિંધુ ઉલ્લસાવ્યો છે; દ્રવ્યાનુયોગના પરમ નિચોડરૂપ—પરમ અર્કરૂપ (Essence) આ પરમ અનુભવસિદ્ધ થોડા મહાઅર્થાર્થ ગંભીરવચનોમાં **શ્રીમદે** પરમ ભાવપૂર્ણ—પરમ આશય-ગંભીર પ્રત્યક્ષ પ્રગટ **અનુભવસિદ્ધ સમયસાર** પ્રકાશ્યો છે. ભગવાન સમયસારનું—શુદ્ધ આત્માનું આવું પરમ અદ્ભુત જીવતું જાગતું જ્વલંત ચિત્ર **શ્રીમદ્** જેવા **જીવતા જાગતા પ્રયોગસિદ્ધ સમયસાર** વિના કોણ આલેખી શકે? જેના આત્માના પ્રદેશે પ્રદેશે સમયસારનો પરમાર્થરંગ લાગ્યો હોય એવા **શ્રીમદ્** જેવા પરમ પુરુષ—પરમ આત્મા વિના સમયસારનો આવો મહામહિમાતિશય કોણ ગાઈ શકે? 'સ્વરૂપબોધ. યોગનિરોધ. સર્વધર્મસ્વાધીનતા. ધર્મમૂર્ત્તિતા. સર્વપ્રદેશ સંપૂર્ણ ગુણાત્મકતા. સર્વાંગસંયમ. લોક પ્રત્યે નિષ્કારણ અનુગ્રહ.'—એ હાથનોંધના (૩-૧૬) પરમાર્થગંભીર સંક્ષેપ સૂત્રમાં સૂચવ્યુ છે તેમ,—સ્વરૂપબોધ પામી, યોગનો નિરોધ કરી, સર્વ આત્મધર્મની સ્વાધીનતા કરી, ધર્મમૂર્ત્તિતા પ્રાપ્ત કરી, સર્વ આત્મપ્રદેશે સંપૂર્ણ ગુણાત્મકતા સિદ્ધ કરી, આત્માને સર્વથા સ્વરૂપમાં સંયમી રાખી જેણે સર્વાંગસંયમ ધારણ કર્યો હતો, એવા શુદ્ધ આત્મપરિણત **સક્ષાત્ સમયસાર શ્રીમદ્** જેવા આત્મસિદ્ધ અલૌકિક **યોગીશ્વર** વિના લોક પ્રત્યે નિષ્કારણ અનુગ્રહ કરવાની આવી અલૌકિક ધારણા કોણ ધરી શકે? અને આવા **સાક્ષાત્ સમયસારભૂત—એવંભૂતદશા** પામેલા **સ્વરૂપસ્થ શ્રીમદ્** જેવા અદ્ભુત **જ્ઞાનીશ્વર** વિના આ ચતુર્દશ સૂત્રમાં સૂચવ્યું છે તેમ એવંભૂત દૃષ્ટિથી એવંભૂત સ્થિતિની આત્મામાં આવી અદ્ભુત સપ્તનયઘટના કોણ કરી શકે?—

'એવંભૂત દૃષ્ટિથી ઋજુસૂત્ર સ્થિતિ કર.
ઋજુસૂત્ર દૃષ્ટિથી એવંભૂત સ્થિતિ કર.
નૈગમ દૃષ્ટિથી એવંભૂત પ્રાપ્તિ કર.
એવંભૂત દૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર.
સંગ્રહ દૃષ્ટિથી એવંભૂત થા.
એવંભૂત દૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર.
વ્યવહાર દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.
એવંભૂત દૃષ્ટિથી વ્યવહાર વિનિવૃત્ત કર.
શબ્દ દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.
એવંભૂત દૃષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર.
સમભિરૂઢ દૃષ્ટિથી એવંભૂત અવલોક.
એવંભૂત દૃષ્ટિથી સમભિરૂઢ સ્થિતિ કર.
એવંભૂત દૃષ્ટિથી એવંભૂત થા.
એવંભૂત સ્થિતિથી એવંભૂત દૃષ્ટિ શમાવ.
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.'—હાથનોંધ ૨-૧૬

આમ સાત નયની આત્મામાં અદ્ભુત ઘટના કરતા આ મહાન્ પરમાર્થગંભીર ચતુર્દશ *સૂત્રોમાં—સર્વત્ર તેવા પ્રકારની તથારૂપ દશાવાળી **એવંભૂત દૃષ્ટિની** અને **એવંભૂત સ્થિતિની શ્રીમદ્‌ની** આત્મભાવના વ્યાપક છે. એટલે તે **શ્રીમદ્‌ની એવંભૂત સહજાત્મસ્વરૂપ સ્થિતિ**એ આરોહણ કરતી ઊર્ધ્વગામિની **સમયસારદશા**—શુદ્ધ આત્મદશા પર ઘણો પ્રકાશ નાખે છે (આશય માટે જુઓ નીચેની પાદનોંધ).

---

* આ ગહન સૂત્રોનો આ ચરિત્રાલેખકને યત્કિંચિત્ યથામતિ સમજાયેલો આશય વિચક્ષણ વાંચકોની વિશેષ વિચારણાર્થે અત્ર દિગ્દર્શન માત્ર આપ્યો છે—

(૧) **'એવંભૂત દૃષ્ટિથી ઋજુસૂત્ર સ્થિતિ કર'**—જેવા પ્રકારે શુદ્ધ નિશ્ચયથી આત્માની એવંભૂત શુદ્ધ સ્વરૂપસ્થિતિ છે, તે દૃષ્ટિ લક્ષમા રાખી ઋજુસૂત્રપણે—વર્તમાન પર્યાયમા તથાપ્રકારે સ્થિતિ કર! એટલે કે વર્તમાનમા શુદ્ધસ્વરૂપમાં વર્ત. **ઋજુસૂત્ર દૃષ્ટિથી એવંભૂત સ્થિતિ કર.**—અને વર્તમાન પર્યાયથી—ઋજુસૂત્રની દૃષ્ટિએ પણ જેવા પ્રકારે આત્માનુ એવભૂત શુદ્ધ નિશ્ચયસ્વરૂપ છે, તેવા પ્રકારે સ્થિતિ કર! અથવા વર્તમાન વ્યવહારરૂપ આચરણની દૃષ્ટિએ પણ જેવુ શુદ્ધ આત્મ-સ્વરૂપ છે તેની સ્થિતિ કર! શુદ્ધ સ્વરૂપસ્થ થા!

(૨) **'નૈગમ દૃષ્ટિથી એવંભૂત પ્રાપ્તિ કર.'**—નૈગમ દૃષ્ટિથી એટલે કે જેવા પ્રકારે ચૈતન્ય-લક્ષણથી આત્મા લોકપ્રસિદ્ધ વ્યવહારથી વ્યવહારાય છે, અથવા અંશગ્રાહી નૈગમદૃષ્ટિથી જણાય છે, તે દૃષ્ટિથી—તે લક્ષમા રાખી એવભૂત શુદ્ધ ચૈતન્યસ્વરૂપે સ્થિતિ કર! અથવા નૈગમ એટલે જેવા પ્રકારે વીતરાગભક્તિ, વૈરાગ્યઆદિ મોક્ષસાધક વ્યવહાર લોકપ્રસિદ્ધ છે તે દૃષ્ટિથી—તથારૂપ વ્યવહારઆચરણની દૃષ્ટિથી કે આવો શુદ્ધ આત્મા મ્હારે પ્રગટ કરવો છે એવી સંકલ્પરૂપ નૈગમ દૃષ્ટિથી એવભૂત એટલે કે જેવા પ્રકારે આત્મસ્વરૂપ છે તેવા પ્રકારે થા! આ લોકપ્રસિદ્ધ વ્યવહાર આચરીને પણ નિરંતર એવંભૂત—યથોક્ત આત્મસ્વરૂપ પામવાનો જ લક્ષ રાખ! **'એવંભૂત દૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર.'**—અને એવંભૂત દૃષ્ટિથી એટલે સાધ્ય એવા શુદ્ધ આત્મસ્વરૂપને નિરંતર લક્ષમા રાખી નૈગમથી ચૈતન્ય-લક્ષણ આત્માને વિશુદ્ધ કર! અથવા લોકપ્રસિદ્ધ મોક્ષસાધક વ્યવહારને વિશુદ્ધ કર!

આવા પરમ આશયગંભીર આ **ચતુર્દશ સૂત્રથી** આત્મામા ઘટાવેલા **ચઢતા પરિણામથી** આ સપ્ત નયમા પણ જેની **એવંભૂત દૃષ્ટિ** વ્યાપક છે, એવા પરમ ભાવિ-

---

(૩) **'સંગ્રહદૃષ્ટિથી એવંભૂત થા.'**—સામાન્યગ્રાહી એવા સંગ્રહનયની દૃષ્ટિની અપેક્ષાએ સર્વ જીવ સત્તાથી સિદ્ધ સમાન છે. 'સર્વ જીવ છે સિદ્ધ સમ'—આ દૃષ્ટિ લક્ષમાં રાખી એવંભૂત થા! અર્થાત્ જેમ આત્મસ્વરૂપ છે તેવી સ્થિતિને પામેલો થા! એવો સ્વરૂપસ્થ થા! **'એવંભૂત દૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર.'** એવભૂત અર્થાત્ જેવુ યથાસ્થિત શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે, તેવી દૃષ્ટિથી–તે અપેક્ષા દૃષ્ટિસન્મુખ રાખી સગ્રહ અર્થાત્ જે પોતાની સ્વરૂપસત્તા છે તે વિશુદ્ધ કર! એટલે કે–શુદ્ધ નિશ્ચયસ્વરૂપ લક્ષમા રાખી તેને અનુકૂળ શુદ્ધ વ્યવહારનુ એવુ અનુષ્ઠાન કર, કે જેથી કરીને–જે સાધન વડે કરીને તે એવંભૂત આત્મારૂપ સાધ્ય સિદ્ધ થાય.

(૪) **'વ્યવહારદૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.'**—વ્યવહારદૃષ્ટિથી એટલે પરમાર્થસાધક વ્યવહાર-દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા! શુદ્ધ સ્વરૂપ પ્રત્યે જા! કારણ કે સર્વ વ્યવહારસાધનનુ એક જ સાધ્ય સ્વરૂપસિદ્ધિ છે. **'એવંભૂત દૃષ્ટિથી વ્યવહાર વિનિવૃત્તિ કર.'**—એવભૂત–નિશ્ચયરૂપ શુદ્ધ સ્વરૂપ-દૃષ્ટિ લક્ષમા રાખી વ્યવહાર વિનિવૃત્તિ કર! એવી ઉત્તરોત્તર ચઢતી આત્મદશા ઉત્પન્ન કરતો જા, કે જેથી પછી વ્યવહાર–સાધનની વિનિવૃત્તિ થાય, અપેક્ષા ન રહે. કારણ કે સમસ્ત વ્યવહાર નિશ્ચયની સિદ્ધિ માટે છે. તેની સિદ્ધિ થતી જાય છે, તેમ તેમ વ્યવહારની નિવૃત્તિ થાય છે

(૫) **'શબ્દ દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.'**—શબ્દદૃષ્ટિથી એટલે આત્મા શબ્દના ખરેખરા અર્થમાં એવંભૂત–શુદ્ધ આત્મસ્વરૂપ પ્રત્યે જા! દાખલા તરીકે—જ્ઞાન–દર્શન-ચારિત્ર પ્રત્યે ગમન–પરિણમન કરે તે આત્મા, એમ 'આત્મા' શબ્દનો અર્થ છે આ શબ્દના યથાર્થ અર્થરૂપ દૃષ્ટિ લક્ષમા રાખી એવંભૂત પ્રત્યે જા! શુદ્ધ આત્મસ્વરૂપને પામ! **'એવંભૂત દૃષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર.'**—એવંભૂત–શુદ્ધસ્વરૂપલક્ષી દૃષ્ટિથી શબ્દને–યથાર્થ અર્થરૂપ 'આત્મા' નામધારી શબ્દને નિર્વિકલ્પ કર! અર્થાત્ 'આત્મા' શિવાય જ્યા બીજો કાંઈપણ વિકલ્પ વર્તતો નથી એવો કર! નિર્વિકલ્પ આત્મધ્યાનને–શુક્લધ્યાનને પામ!

(૬) **'સમભિરૂઢ દૃષ્ટિથી એવંભૂત અવલોક.'**—સમભિરૂઢ–નિશ્ચય સ્વરૂપની સાધનામાં સમ્યક્પણે અભિરૂઢ–અતિ ઉચે ચઢેલ, ઉચ્ચ ગુણસ્થાનને પામેલ એવી દૃષ્ટિથી, એવભૂત એટલે જેવા પ્રકારે મૂળ શુદ્ધ આત્મસ્વરૂપ છે તે અવલોક! જો! કારણ કે સમભિરૂઢ સ્થિતિવાળાને પ્રત્યક્ષ પ્રગટ એવંભૂત આત્મદર્શન–કેવલદર્શન થાય છે. **'એવંભૂત દૃષ્ટિથી સમભિરૂઢ સ્થિતિ કર.'**—એવંભૂત–શુદ્ધ આત્મસ્વરૂપ સ્થિતિની દૃષ્ટિથી સમભિરૂઢ–આત્મસ્વરૂપમા સમ્યક્પણે અત્યંત આરૂઢ એવી પરમ યોગદશાસંપન્ન સ્થિતિ કર! સ્વરૂપરૂઢ થા! યોગારૂઢ સ્થિતિ કર!

(૭) **'એવંભૂત દૃષ્ટિથી એવંભૂત થા.'**—એવંભૂત દૃષ્ટિથી–શુદ્ધ આત્મસ્વરૂપ સ્થિતિની દૃષ્ટિથી–લક્ષમા રાખી એવંભૂત થા! અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપમાં જેણે સ્થિતિ કરી છે એવો સ્વરૂપસ્થિત થઈ જા! **'એવંભૂત સ્થિતિથી એવંભૂત દૃષ્ટિ શમાવ.'**—અને આવા પ્રકારે એવભૂત સ્થિતિથી–યથાસ્થિત શુદ્ધ આત્મસ્વરૂપમા સ્થિતિથી એવંભૂત અર્થાત્ આત્મસ્વરૂપ સ્થિતિની દૃષ્ટિ શમાવ! અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપ જે ત્હારું સાધ્ય, ધ્યેય, લક્ષ હતું, તે શુદ્ધ સહજાત્મસ્વરૂપમાં તો તુ હવે સ્થિત થઈ ચૂક્યો છે, એટલે હવે જૂદી એવી એવભૂત દૃષ્ટિ રહી નથી. દૃષ્ટિ અને સ્થિતિ બન્ને એકરૂપ–એકાકાર થઈ ગયા છે, એકમેકમાં શમાઈ ગયા છે, તન્મય થઈ ગયા છે, એટલે હવે એનું અલગ–જૂદું ગ્રહણ કરવાપણું રહ્યુ નથી. 'દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ' તેં ઉત્પન્ન કરી દીધી છે. માટે હે પરબ્રહ્મ! હવે તે એવંભૂત દૃષ્ટિને પણ શમાવી દે, કારણ કે તે તું જ છો. દૃષ્ટિ અને સ્થિતિની એકરૂપતારૂપ, પરમ સિદ્ધ અભેદરૂપ, પરમ નિશ્ચયરૂપ તે જ પરમ યોગદશાને તું પામ્યો છે.

તાત્મા **શ્રીમદે** અત્ર સર્વત્ર **એવંભૂત સ્થિતિની** જ—તથારૂપ **સહજાત્મસ્વરૂપ-સ્થિતિની** જ આત્યંતિક આત્મભાવના કરી છે. આમ અત્ર સર્વત્ર જીવનમાં અને કવનમાં આત્મા આત્મા ને આત્મા એ જ એક ધ્વનિ જેના આત્મામાં વ્યાપક હતો,—એવા આ સાક્ષાત્ **શુદ્ધ આત્મા પ્રયોગસિદ્ધ સમયસાર શ્રીમદ્** તેમના દિવ્ય આત્માના આદર્શ સમી હાથનોંધમાં (૨–૧૦) આ જ શુદ્ધ આત્માનો—સમયસારનો દિવ્ય ધ્વનિ ઉદ્ઘોષે છે—

**'એકાંત આત્મવૃત્તિ. એકાંત આત્મા. કેવળ એક આત્મા. કેવળ એક આત્મા જ. કેવળ માત્ર આત્મા. કેવળ માત્ર આત્મા જ. આત્મા જ. શુદ્ધાત્મા જ. સહજાત્મા જ. નિર્વિકલ્પ, શબ્દાતીત સહજ સ્વરૂપ આત્મા જ.'**

આમ જેના જીવનમાં અને કવનમાં એક આત્મા આત્મા ને આત્મા જ એ દિવ્ય ધ્વનિ ગૂંજ્યા કરતો હતો, એવા સહજાત્મસ્વરૂપસ્વામી શુદ્ધચૈતન્યમૂર્તિ **શ્રીમદ્** આવા શુદ્ધ આત્મા—**પ્રયોગસિદ્ધ સમયસાર** હતા! નમસ્કાર હો! નમસ્કાર હો આવા જીવતા જાગતા આ **પ્રયોગસિદ્ધ સમયસારને**! **नमः समयसाराय!**



## પ્રકરણ એકસો બેનું

# અસાધ્ય રોગનું આક્રમણ: પરમ 'સ્વસ્થ' વીતરાગ દશા

આમ અપ્રમત્ત યોગધારાની શ્રેણીએ આરોહણ કરતા, શુદ્ધ ચૈતન્યનું ધ્યાન ધરતા, સાક્ષાત્ પ્રત્યક્ષ પ્રગટ પ્રયોગસિદ્ધ સમયસારદશા અનુભવતા અને આવી શુદ્ધ પરમ-આત્મદશાને અનુભવસિદ્ધ કરતા **શ્રીમદ્ રાજચંદ્ર** શુદ્ધ અધ્યાત્મદશાની પરાકાષ્ઠાને પામી ખરેખરા **અધ્યાત્મ મૂર્ત્તિ** બની ગયા હતા; અને આમ પોતાની અધ્યાત્મસાધના પ્રાયે પૂર્ણ કરી શુદ્ધ આત્મસિદ્ધિને પ્રાપ્ત આ શુદ્ધ આત્મા પોતાને પ્રાપ્ત પરમઆત્મજ્ઞાનનો આત્મલાભ જગતને આપવા સર્વસંગપરિત્યાગ કરી—મહાભિનિષ્ક્રમણ કરી જગતકલ્યાણાર્થે નિકળી પડવાની તૈયારીમાં હતા. ત્યાં ૧૯૫૬ના પોષ માસના અરસાથી અસાધ્ય રોગનું આક્રમણ આવી પડ્યું. **શ્રીમદ્**નો આ પાર્થિવ દેહ વ્યાધિગ્રસ્ત થયો, અને તે વ્યાધિ ઉત્તરોત્તર વધતો ચાલ્યો. આમ **श्रेयांसि बहुविघ्नानि भवंति महतामपि**— મહત્પુરુષોને પણ શ્રેયકાર્યમાં બહુ વિઘ્નો હોય છે એ સૂત્રને ચરિતાર્થ કરતું આ શ્રેયકાર્યમાં આ મહાવિઘ્ન આવી પડ્યું. તથાપિ શરીર અસ્વસ્થ છતાં જેનો સ્વરૂપસ્થ દિવ્ય **આત્મા** પૂર્ણ **'સ્વસ્થ'** હતો એવા **શ્રીમદ્** તો સર્વસંગત્યાગને જ ઝંખતા હતા અને માતુશ્રી અનુજ્ઞા આપે એટલી જ વાર હતી. સ્ત્રી અને પરિગ્રહનો ત્યાગ તો **શ્રીમદે** ક્યારનો કરી જ દીધો હતો, આ અંગે અમદાવાદમાં **શ્રીમદે** મુનિ દેવકરણજીને કહ્યું હતું—

'સભામાં અમે સ્ત્રી અને લક્ષ્મી બન્ને ત્યાગ્યાં છે, અને સર્વસંગપરિત્યાગની આજ્ઞા માતુશ્રી આપશે એમ લાગે છે.' દેવકરણજી મુનિએ માતુશ્રીને કહ્યું—'આપ આજ્ઞા આપો, એટલે કૃપાળુદેવ સર્વવિરતિ–સર્વસંગત્યાગ કરે અને ઘણા જીવોનો ઉદ્ધાર થાય.' માતુશ્રીએ કહ્યું—'મને બહુ મોહ છે, તે છૂટતો નથી. તેમનું શરીર સારૂં થયા પછી હું રજા આપીશ.' પણ તે સારૂં થવાનો સુઅવસર આવ્યો જ નહિં અને સર્વસંગત્યાગપૂર્વક જગતકલ્યાણનો તે ઝંખેલો 'અપૂર્વ અવસર' આવવા પામ્યો નહિં, એ જગતનું દુર્ભાગ્ય! નિષ્કારણ કરુણાથી જગતકલ્યાણ ઇચ્છતા **નિષ્કારણકરુણારસસાગર શ્રીમદ્**ના અસાધ્ય રોગની જગતને માટે કરુણ કહાણી આ પ્રકરણમાં રજૂ કરશું

સં. ૧૯૫૬ના પોષ માસ લગભગથી **શ્રીમદ્**ની શારીરિક સ્થિતિ–આરોગ્ય અવસ્થા લથડવા માંડી. પ્રથમ તો સામાન્ય અશક્તિ જણાતી, પણ પછી નિદાન થયુ તેમ મુખ્ય બિમારી સંગ્રહણી અને તજ્જન્ય ક્ષીણતાની હતી. આ ઉત્તરોત્તર વધતી ગઇ. તે અર્થે ડૉ. પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા આદિની ઘણી કાળજીભરી સારવાર ચાલુ હતી, તેમજ ખડે પગે સેવામાં હાજર રહેનારા પરમ ભક્તિમાન્ મુમુક્ષુ મહાજનોની તથા સ્નેહાળ સ્વજનોની સેવાશુશ્રૂષા હતી, અને જૂદા જૂદા સ્થળે હવાફેર માટે **શ્રીમદ્**ને લઇ જવાનું પણ બન્યુ હતું, પણ તબીયત થોડો વખત ઠીક–થોડો વખત અઠીક એમ ચાલ્યા કરી ઉત્તરોત્તર શરીર ઘસાવા લાગ્યુ, ક્ષીણ થતું ચાલ્યુ.

૧૯૫૬ના ચૈત્ર માસમાં **શ્રીમદ્ ધરમપુર** હવાફેર અર્થે અને નિવૃત્તિઅર્થે પધાર્યા. ત્યા ડૉ. **પ્રાણજીવનદાસ** હતા; અને **શ્રી રણછોડદાસભાઇ ધારશીભાઈ મોદી** forest officer જંગલ ખાતાના અધિકારી હતા, તેમને ત્યાં **શ્રીમદ્**નો નિવાસ હતો. જેને સર્વ તિથિ ધર્મસાધન માટે સમાન હતી એવા આ મહાન્ અતિથિના આતિથ્ય સત્કારનો મહાન્ લાભ રણછોડદાસભાઈએ લીધો અને પરમ પ્રેમ–બહુમાનથી સેવા–શુશ્રૂષા કરી. અને ખરેખર! અત્રે ધરમપુરમા સ્થિતિ કરતા પણ **શ્રીમદ્** આત્માના સ્વભાવરૂપ 'ધર્મ'પુરમાં જ સ્થિતિ કરી રહ્યા હતા અને શરીરની આરોગ્ય–સુધારણાની ચિકિત્સા સાથે આત્માની આરોગ્યસ્થિતિની ચિકિત્સા—સ્વાધ્યાયધ્યાન ચાલુ જ રાખી રહ્યા હતા, તે તેમના ધર્મપુરથી લખાયેલા પત્રો પરથી જણાય છે—'જો ગોમટ્ટસારાદિ કોઈ ગ્રંથ સંપ્રાપ્ત હોય તો તે અને કર્મગ્રંથ, પદ્મનંદી પંચવિંશતિ, સમયસાર તથા શ્રી કાર્તિકેયાનુપ્રેક્ષાદિ ગ્રન્થો અનુકૂળતાનુસાર સાથે રાખશો (અં. ૯૧૦) અષ્ટપ્રાભૃતના ૧૧૫ પાના સંપ્રાપ્ત થયાં સ્વામી વર્ધમાન જન્મતિથિ (અં ૯૧૧) ધન્ય તે મુનિવરારે જે ચાલે સમભાવે રે; જ્ઞાનવંત જ્ઞાનીશું મળતા તનમનવચને સાચા × × બાહ્ય અને અંતર સમાધિયોગ વર્તે છે (અં ૯૧૨) અત્ર સમાધિ છે (અં. ૯૧૩)' અને આત્મસ્વભાવ–ધર્મપુરમાં જ વર્તતા **ધર્મમૂર્તિ શ્રીમદે** આત્મસ્વભાવભૂત દાનાદિ પંચલબ્ધિનો પરમ અદ્ભુત પરમાર્થ પ્રકાશતો **અમૃતપત્ર** (અં. ૯૧૫) અત્ર ધર્મપુરથી જ લખ્યો હતો અત્ર ધર્મપુરમાં લગભગ સવા માસ ભક્તિમાન્ રણછોડદાસભાઈની સેવા–શુશ્રૂષા અને ડૉકટર પ્રાણજીવનદાસની કાળજીભરી સારવાર છતા **શ્રીમદ્**ના શારીરિક આરોગ્યમા ખાસ સુધારો થયો નહિં.

ધરમપુરથી **શ્રીમદ્** અમદાવાદ પધાર્યા. ત્યાં એક પાર્વતીબ્હેને પ્રશ્ન કર્યો—ધર્મ એટલે શું ? **શ્રીમદે** એક જ શબ્દમા ટૂંકો પણ પરમ અર્થગંભીર માર્મિક ઉત્તર આપ્યો—**'શાંતિ'.** × રાજપરના જિનમંદિરમાં ભોંયરામાં **શ્રીમદે** આનંદઘનજીનું પદ્મપ્રભુજીનું સ્તવન મધુર ગંભીર ધ્વનિથી ગાયુ, તેનો પરમાર્થ સમજાવ્યો. તે અમૃતશ્રવણથી દેવકરણજી આદિ મુનિઓની વૃત્તિ ઉલ્લસાયમાન થઇ સાબરમતીના કાઠે ભીમનાથની જગ્યામાં **શ્રીમદે** ઉત્તમ તત્ત્વબોધ કર્યો હતો. આ ભીમનાથથી લખેલ પત્રમાં(અં. ૯૧૭) **શ્રીમદે** જણાવ્યું છે તેમ—'આજે દશાઆદિ સંબંધી જે જણાવ્યું છે અને બીજ વાવ્યુ છે તેને ખોતરશો નહિં. તે સફળ થશે. 'ચતુરંગુલ હૈ દગસેં મિલ હૈ'—એ આગળ પર સમજાશે.' આ જ પત્રમાં **શ્રીમદ્**નો આત્મઉપયોગ કેવો વ્યાપક હતો તે દર્શાવતું આ આત્મઅનુભવસિદ્ધ મહાવાક્ય **શ્રીમદે** પ્રકાશ્યુ છે—**'એક શ્લોક વાંચતાં અમને હજારો શાસ્ત્રનું ભાન થઈ તેમાં ઉપયોગ ફરી વળે છે.'**—કેવી અસાધારણ અસામાન્ય અનન્ય હશે **શ્રીમદ્**ની અદ્ભુત પરમ શ્રુતશક્તિ! તેમજ-પૂર્વે શ્રી પોપટલાલભાઇએ નોંધ્યું છે તેમ અમદાવાદથી વિદાય થતા **શ્રીમદે** આ મર્મપૂર્ણ વચન ઉચ્ચાર્યા હતા—'લોકો જે રૂપે અમને જોશે, તે રૂપે ઓળખશે; અર્થાત્ જ્ઞાનીરૂપે જુએ તો જ્ઞાનીરૂપે, ત્યાગીરૂપે જુએ તો ત્યાગીરૂપે, ગૃહસ્થીરૂપે જુએ તો ગૃહસ્થીરૂપે. ઇત્યાદિ પ્રકારે ઓળખશે.'

અમદાવાદથી **શ્રીમદ્** વવાણીઆ પધાર્યા અને ત્યાં વૈશાખ શુદ ૭થી અશાડ વદ ૯ સુધી સ્થિરતા કરી. નાદુરસ્ત તબીયત છતાં અત્રે પણ **સ્વાધ્યાય-ધ્યાનનિમગ્ન શ્રીમદ્** પ્રશ્નસમાધાનાદિ કરી મુમુક્ષુઓને અને મુનિઓને વારંવાર માર્ગદર્શન આપતા હતા. જેમકે—'સત્પુરુષની યથાર્થ જ્ઞાનદશા, સમ્યક્ત્વદશા, ઉપશમદશા તે તો જે યથાર્થ મુમુક્ષુ જીવ સત્પુરુષના સમાગમમા આવે તે જાણે, કેમકે પ્રત્યક્ષ તે ત્રણે દશાનો લાભ શ્રી સત્પુરુષના ઉપદેશથી કેટલાક અંશે થાય છે. જેમના ઉપદેશે તેવી દશાના અંશો પ્રગટે તેમની પોતાની દશામા તે ગુણ કેવા ઉત્કૃષ્ટ રહ્યા હોવા જોઇએ તે વિચારવું સુગમ છે. × × લૌકિકભાવ છોડી દઇ, વાચાજ્ઞાન તજી દઈ, કલ્પિત વિધિનિષેધ તજી દઇ જે જીવ પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞાને આરાધી, તથારૂપ ઉપદેશ પામી, તથારૂપ આત્માર્થે પ્રવર્તે તેનુ અવશ્ય કલ્યાણ થાય નિજકલ્પનાએ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિનુ સ્વરૂપ ગમે તેમ સમજી લઈને અથવા નિશ્ચયનયાત્મક બોલો શીખી લઇને સદ્વ્યવહાર લોપવામાં જે પ્રવર્તે તેથી આત્માનુ કલ્યાણ થવુ સભવતું નથી, અથવા કલ્પિત વ્યવહારના દુરાગ્રહમા રોકાઈ રહીને પ્રવર્તતા પણ જીવને કલ્યાણ થવું સંભવતું નથી.' (અં. ૯૧૮).

---

× આ શાતિના મર્મપૂર્ણ પરમાર્થ અગે શ્રીમદ્ રાજચંદ્ર અ. ૪૮૬મા પ્રકાશ્યું છે કે—જે જ્ઞાનીપુરુષો ભૂતકાળને વિષે થઈ ગયા છે, અને જે જ્ઞાનીપુરુષો ભાવિકાળને વિષે થશે, તે સર્વ પુરુષોએ 'શાતિ' (બધા વિભાવ પરિણામથી થાકવુ, નિવૃત્ત થવુ તે)ને સર્વ ધર્મનો આધાર કહ્યો છે. જેમ ભૂતમાત્રને પૃથ્વીઆધારભૂત છે, અર્થાત્ પ્રાણીમાત્ર પૃથ્વીના આધારથી સ્થિતિવાળાં છે, તેનો આધાર પ્રથમ તેમને હોવો યોગ્ય છે, તેમ સર્વ પ્રકારના કલ્યાણનો આધાર, પૃથ્વીની પેઠે 'શાતિ'ને જ્ઞાનીપુરુષે કહ્યો છે. (સૂયગડાંગ)

'તથારૂપ મહાત્માના એક આર્ય વચનનું સમ્યક્પ્રકારે અવધારણ થવાથી યાવત્ મોક્ષ થાય એમ શ્રીમાન તીર્થંકરે કહ્યું છે તે યથાર્થ છે. આ જીવમાં તથારૂપ યોગ્યતા જોઇએ.' (અં. ૯૨૯). 'હે આર્ય! અંતર્મુખ થવાનો અભ્યાસ કરો.' (અં. ૯૩૨) ઇત્યાદિ. અત્રે વવાણીઆમાં સ્થિતિ વેળાએ પણ **શ્રીમદ્**ની શારીરિક સ્થિતિ સ્વસ્થાસ્વસ્થ રહ્યા કરતી હતી. આ અંગે **શ્રીમદ્** પત્રોમાં લખે છે—'વીરમગામ કરતાં અત્ર પ્રથમ સહજ પ્રકૃતિ નરમ રહી હતી. હાલ સહજ પણ વધતી આરોગ્યતા પર હશે એમ જણાય છે. ૐ **પરમ શાંતિ :** (અં. ૯૨૦). શરીરપ્રકૃતિ સ્વસ્થાસ્વસ્થ વર્તે છે, વિક્ષેપ કર્ત્તવ્ય નથી. (અં. ૯૩૨). શરીરપ્રકૃતિ કવચિત્ ઠીક જોવામાં આવે છે. કવચિત્ તેથી વિપરિત જોવામાં આવે છે, કાંઈક અશાતા મુખ્યપણું હમણાં જોવામાં આવે છે. ૐ શાંતિઃ. (અં. ૯૯૪) શરીરપ્રકૃતિ સ્વસ્થાસ્વસ્થ રહે છે; અર્થાત કવચિત્ ઠીક, કવચિત અશાતામુખ્ય રહે છે. ૐ શાંતિઃ.' (અં. ૯૩૮). ઇત્યાદિ.

આ પત્રોમાં ૧૯૫૫ના જેઠ માસથી લખેલા પત્રથી માંડી ત્યારપછીના ઘણાખરા પત્રોના અંતે 'ૐ શાંતિઃ' 'પરમ શાંતિઃ' એ સૂચક શબ્દપ્રયોગ આપણું ધ્યાન ખેંચે છે, તે સૂચવે છે કે સર્વ વિભાવથી વ્યાવૃત્ત થઈ આત્મસ્વભાવમાં શમાઈ જવારૂપ શાંતિ એ જ પરમધર્મ છે અને એ સ્વભાવધર્મરૂપ પરમ શાંતિમાં જ **શ્રીમદ્** નિરંતર વર્ત્તી રહ્યા છે. અને આનો ફલિતાર્થ એ છે કે ગમે તો શરીરની સ્વસ્થતા હો-ગમે તો અસ્વસ્થતા હો, પણ **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્**ની તો પરમશાતિમય આત્મસ્વભાવરૂપ પરમધર્મમાં વર્ત્તવારૂપ નિરંતર પરમ 'સ્વસ્થતા' જ વર્ત્તી રહી છે. શરીરપ્રકૃતિની અસ્વસ્થતા મધ્યે પણ **શ્રીમદ્**ની આત્મસ્વસ્થતા કેવી અદ્ભુત હતી તે આ તેમના પત્રોના ટંકોત્કીર્ણ વચનામૃત જ પ્રકાશે છે—'અપૂર્વ શાંતિ અને સમાધિ અચળપણે વર્તે છે. (અં. ૯૩૩). શરીરપ્રકૃતિના અનુકૂળ પ્રતિકૂળપણાને આધીન ઉપયોગ અકર્તવ્ય છે (અં. ૯૩૫). સમ્યક્ પ્રકારે વેદના અહિયાસવારૂપ પરમધર્મ પરમ પુરુષોએ કહ્યો છે. તીક્ષ્ણ વેદના અનુભવતાં સ્વરૂપભ્રંશવૃત્તિ ન થાય એ જ શુદ્ધ ચારિત્રનો માર્ગ છે. ઉપશમ જ જે જ્ઞાનનુ મૂળ છે તે જ્ઞાનમાં તીક્ષ્ણ વેદના પરમ નિર્જરા ભાસવા યોગ્ય છે. ૐ શાંતિઃ.' ઇ. વચનો **શ્રીમદ્**ની પરમ આત્મશાંતિમય અદ્ભુત સ્વસ્થતા જ દાખવે છે.

વવાણીઆથી **શ્રીમદ્ મોરબી** આવ્યા અને ત્યાં અશાડ વદ ૯થી શ્રાવણ વદ ૧૦ સુધી સ્થિતિ કરી. અત્રે સ્થિતિ વેળાએ જ **વ્યાખ્યાનસાર-૨** ની પરમાર્થ-અમૃતધારા **શ્રીમદે** વર્ષાવી હતી; અને 'આત્મબલાધીનતાથી પત્ર લખાવા' (અં. ૯૫૨) જેટલી શારીરિક અશક્તિ થઈ ગઇ હોવાથી પર્યુષણમા નિવૃત્તિમુખ્ય ક્ષેત્રે જવાનો અંતરાય થતાં **શ્રીમદે** અત્રે સ્થિતિ વેળાએ જ **અંબાલાલભાઈ** આદિ મુમુક્ષુઓને પર્યુષણઆરાધના અંગે આ સામાન્ય દિશાદર્શનરૂપ માર્ગદર્શન આપ્યુ હતું—

'કાવિઠા આદિ જે સ્થળે સ્થિતિથી તમને અને સમાગમવાસી ભાઇઓ બાઇઓને ધર્મસુદૃઢતા થાય, ત્યાં શ્રાવણ વદ ૧૧થી ભાદ્રપદ પૂર્ણિમા પર્યંત સ્થિતિ કરવી યોગ્ય છે. તમને અને બીજા સમાગમવાસીઓને જ્ઞાનીના માર્ગની પ્રતીતિમા નિઃસંશયતા પ્રાપ્ત

થાય, ઉત્તમ ગુણ, વ્રત, નિયમ, શીલ અને દેવગુરુધર્મની ભક્તિમાં વીર્ય પરમ ઉલ્લાસ પામી પ્રવર્તે એમ સુદૃઢતા કરવી યોગ્ય છે અને એ જ પરમ મંગલકારી છે.

'એકાંત યોગ્ય સ્થળમાં પ્રભાતે : (૧) દેવગુરુની ઉત્કૃષ્ટ ભક્તિવૃત્તિએ અંતરાત્મ-ધ્યાનપૂર્વક બે ઘડીથી ચાર ઘડી સુધી ઉપશાંત વ્રત. (૨) શ્રુત 'પદ્મનંદી' આદિ અધ્યયન, શ્રવણ. મધ્યાહ્ને : (૧) ચાર ઘડી ઉપશાંત વ્રત. (૨) શ્રુત 'કર્મગ્રંથ'નું અધ્યયન, શ્રવણ. 'સુદૃષ્ટિતરંગિણી' આદિનું અધ્યયન. સાયંકાળે : (૧) ક્ષમાપનાનો પાઠ. (૨) બે ઘડી ઉપશાંત વ્રત. (૩) કર્મવિષયની જ્ઞાનચર્ચા.

રાત્રીભોજન સર્વ પ્રકારનાનો સર્વથા ત્યાગ. બને તો ભાદ્રપદ પૂર્ણિમા સુધી એક વખત આહારગ્રહણ. પંચમીને દિવસે ઘી, દૂધ, તેલ દહીંનો પણ ત્યાગ. ઉપશાંત વ્રતમાં વિશેષ કાળનિર્ગમન. બને તો ઉપવાસ ગ્રહણ કરવો. લીલોતરી સર્વથા ત્યાગ. બ્રહ્મચર્ય આઠે દિવસ પાળવું. બને તો ભાદ્રપદ પુનમ સુધી. શમમ્.' (અં. ૯૪૩, ૯૪૫)

શ્રાવણ વદ ૮ની નોંધમાં **મનસુખભાઇ કિરતચંદ** નોંધે છે—'**શ્રીમદે** પૂછ્યું—મેળામાં ગયા હતા? ત્યાં શું જોયું? **મનસુખભાઇ**—સાહેબ, ઘણું જોયુ. વૃત્તિને ચંચળ કરે એવા પ્રસંગ વિશેષ છે, વિશેષ જોયા. **શ્રીમદે** બોધ કર્યો—લૌકિક મેળામાં વૃત્તિને ચંચળ કરે એવા પ્રસંગો વિશેષ હોય. સાચો મેળો સત્સંગનો. એવા મેળામાં વૃત્તિની ચંચળતા ઓછી થાય, દૂર થાય. માટે સત્સંગ મેળાને જ્ઞાનીઓએ વખાણ્યો છે, ઉપદેશ્યો છે.'

મોરબીથી શ્રા. વદ ૧૦ વિદાય થઈ **શ્રીમદ્** તે જ દિને **વઢવાણ કૅમ્પ** પધાર્યા અને ત્યાં લીંબડીના ઉતારે ૧૯૫૭ના કા. શુદ ૫ સુધી સ્થિતિ કરી. પર્યુષણ આરાધના અત્રે જ થઈ; શુદ્ધાત્મસ્વરૂપસ્થિતિમાં નિરંતર–સર્વથા વાસ કરનાર **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્**ને નિરંતર શુદ્ધધર્મારાધના જ વર્તતી હતી; શારીરિક અસ્વસ્થતા મધ્યે પણ આત્મિક સ્વસ્થતા જ વર્તતી હતી. શરીરપ્રકૃતિ દિન–પ્રતિદિન બગડતી જતી હોવાથી સગાં-સંબંધીઓ અને મુમુક્ષુઓ ચિંતાતુર આકુલવ્યાકુલ અને અસ્વસ્થ થતા, પણ **આત્મારામી શ્રીમદ્** તો અત્યંત નિરાકુલ અને પૂર્ણ સ્વસ્થ જ હતા. વ્યવહારસંબંધીઓ-સગાંઓ તો સેવામાં હાજર હોય જ, પણ પરમાર્થસંબંધીઓ–ઘણા મુમુક્ષુઓ **શ્રીમદ્**ની સેવામાં–વૈયાવચ્ચમા ઉપસ્થિત થઈ ગયા હતા. મહામુમુક્ષુ **અંબાલાલભાઈ–મનસુખભાઈ દેવશીભાઈ**ની સતત હાજરી તો હતી જ; બીજા મુમુક્ષુઓ—**પોપટલાલભાઈ, મનસુખભાઇ કિરતચંદ, ધારશીભાઈ, વીરમગામવાળા સુખલાલભાઇ છગનભાઈ, મોતીલાલ ભાવસાર, સોમચંદભાઈ મહાસુખરામ** આદિ પણ અવારનવાર સેવામાં હાજર થતા. ખાસ કરીને મુમુક્ષુમુખ્ય **અંબાલાલભાઈ** અને લીંબડીવાળા **મનસુખભાઈ દેવશીભાઇ**એ અત્યંત ભક્તિથી પરમ સાધુચરિત પરમસંત **શ્રીમદ્**ની ખૂબ વૈયાવચ્ચ કરી મહાન્ સેવાલાભ ઊઠાવ્યો હતો. આવા મહાભક્તિમાન્ મુમુક્ષુઓ અને સગાંસંબંધીઓની ભક્તિભરી માવજત અને દાક્તરની કાળજીભરી જહેમત છતાં **શ્રીમદ્**ની શારીરિક પ્રકૃતિ ઉત્તરોત્તર ક્ષીણ થતી જતી હતી—વજન ઘટતું જતું હતું,

પણ **શ્રીમદ્** તો અત્યંત
મુમુક્ષુઓ આદિ ચિંતાતુર અને આકુલવ્યાકુલ થતા હતા, પણ **શ્રીમદ્** તો અત્યંત
નિરાકુલ અને નિશ્ચિંત જ હતા અને બીજાઓની ચિંતા દૂર કરતા. એક વખત
અંબાલાલભાઇ દાક્તર પાસે દવા લેવા ગયા હતા, ત્યાંથી આવ્યા એટલે **શ્રીમદે**
પૂછ્યું—દાક્તરે શું કહ્યું ? અંબાલાલભાઈ—દાક્તર ઠાકોરદાસે કહ્યું કે ક્ષય છે. **શ્રીમદ્**—
ના, તેમ નથી કહ્યું. શરીર ક્ષીણ છે એમ કહ્યું છે. દાક્તર આવ્યા ત્યારે તેને પૂછ્યું
એટલે 'શરીર ક્ષીણ છે' એમ તેણે કહ્યાની ખાત્રી થઇ. પછી રૂના ધોકડા તોલવાનો
વજનનો કાંટો મંગાવી, તે પર મોમચંદભાઇ જેવા હૃષ્ટપુષ્ટ ભરાવદાર શરીરવાળાનું
વજન કરાવ્યુ તો ૮૭ રતલ થયું, અને **શ્રીમદ્** પોતે પલ્લામાં બેઠા તો વજન ૯૭
રતલ થયું. એ પરથી **શ્રીમદે** ચિંતાતુર મુમુક્ષુ ભાઇઓને જણાવ્યું—જુઓ, આ જુવાન-
જોધ માણસનું વજન આ પ્રમાણે થયું ને આ શરીર તો બાર માસથી માંદગી ભોગવી
રહ્યું છે તો પણ આટલું વજન થયું. એટલે તમને દાક્તરે ક્ષય કહ્યો તે તેમ નથી. એમ
યુક્તિથી-પ્રયુક્તિથી **શ્રીમદ્** બીજાઓની ચિંતા દૂર કરતા. અત્રે જોવા જેવું તો એ છે
કે **દેહનિર્મમ અવધૂત શ્રીમદ્‌ને** શરીરની બીમારીની પોતાને લેશ પણ ચિંતા જ
નથી, પણ બીજા ચિંતાતુરોની ચિંતા દૂર કરવા કેવો પ્રયત્ન કરતા ! શરીરની આવી
લાંબી અસ્વસ્થ સ્થિતિને પણ **સ્વરૂપસ્થ શ્રીમદ્‌નો સ્વસ્થ આત્મા તટસ્થ દ્રષ્ટાની**
જેમ કેવી અદ્‌ભુત સ્વસ્થતાથી દેખી રહ્યો છે ! એ જ **દેહ છતાં દેહાતીત મહા**
**(વિદેહી જીવન્મુક્ત દશા જીવનમાં અનુભવનારા શ્રીમદ્‌ની સ્થિતપ્રજ્ઞતાની**
**પરાકાષ્ઠા** પ્રકાશે છે.

અત્રે વઢવાણમાં સ્થિતિ કરતાં જ **શ્રીમદે** ભાદ્રપદ માસમાં **પરમશ્રુતપ્રભાવક**
**મંડળ સંસ્થાની** સ્થાપના સ્વશ્રીહસ્તે કરી હતી. આ અંગે અલગ પ્રકરણમા લખશું.
**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાની** ૧૦૮ પાઠરૂપ મણકાની સંકલના પણ **શ્રીમદે** અત્રે
જ લખાવી હતી. અને **પરમ વીતરાગ શ્રીમદ્‌ની વીતરાગ મૂર્ત્તિનો** સાક્ષાત્કાર
કરાવે એવા તદાકારસ્થાપનારૂપ ફોટાનો—પદ્માસન અને કાયોત્સર્ગ મુદ્રાવાળા **શ્રીમદ્‌ના**
**ચિત્રપટનો** મુમુક્ષુ જગતને લાભ અત્રે જ મળવા પામ્યો હતો. અમને અવલંબન
આધાર શો ? આપની પ્રતિકૃતિરૂપ ચિત્રપટ મળે તો અમને અવલંબન આધારભૂત થઇ
પડે, એવા ભાવની વીરમગામના મુમુક્ષુભાઇ **શ્રી સુખલાલભાઇની** ખાસ ભક્તિભરી
વિજ્ઞપ્તિથી **શ્રીમદ્‌ના** આ ખાસ ફોટા-ચિત્રપટ મેળવવા આપણે ભાગ્યશાળી બન્યા
છીએ, તે માટે સુખલાલભાઇનું જગત ઋણી છે. અને ખરેખર ! તથારૂપ સાક્ષાત પરમ
અલૌકિક પરમ વીતરાગદશા **શ્રીમદ્‌ની** હતી; અને તેનું તાદૃશ્ય પ્રતિબિંબ તેમની આ
સહજ વીતરાગભાવદર્શક પ્રતિકૃતિમા પડે છે. પ્રશમરસનિમગ્ન **શ્રીમદ્‌ની** આ ખાલી
હાથવાળી અલૌકિક વીતરાગમુદ્રા જગતને જાણે ભાવથી પ્રાયે સૂચવે છે કે—
રાગાદિને અમારે લેવા દેવા નથી, આ દેહને અમારે લેવા દેવા નથી.' ઇ. એટલે જ ગમે
તેવા કલાકાર શિલ્પીની ચિત્રમયી કે પાષાણમયી કૃત્રિમ કલ્પનાકૃતિ કલાકૃતિ કરતાં
આવી સહજ વીતરાગ આત્મભાવનું તાદૃશ્ય પ્રતિબિંબ પાડતી ચિત્રપટ-ફોટારૂપ

**તદાકાર પ્રતિકૃતિ** મુમુક્ષુને અપૂર્વ ભાવોત્પાદક થઈ પડી પ્રાયે ઓર વિશેષ ઉપકારી થઇ પડે એમ સહજ ભાસે છે. કારણ કે તેવી કૃત્રિમ કલ્પનાકૃતિ–કલાકૃતિ કરતાં આ ચિત્રપટરૂપ **તદાકારસ્થાપના શ્રીમદ્**ના સહજ વીતરાગ ભાવનું તાદૃશ્ય દર્શન કરાવે છે. અને **શ્રીમદ્**ની આ પરમ અદ્‌ભુત ભાવવાહી પ્રતિકૃતિ પણ કેવી છે? એક તંદુરસ્ત આરોગ્યસંપન્ન જુવાન પુરુષ પણ તેવો સમ સ્થિર ન રહી શકે એવી અડોલ ટટાર **યોગમુદ્રાથી–કાયોત્સર્ગ મુદ્રાથી શ્રીમદ્** ઘણી જ નાદુરસ્ત અનારોગ્ય ક્ષીણ શરીર-સ્થિતિમાં પણ ખડા ઊભા છે! આ અદ્‌ભુત પ્રતિકૃતિ દેખતાં જ સહૃદય દૃષ્ટાને સહજ અદ્‌ભુત ભાવ સ્ફુરે છે ને તે દૃશ્ય જગતને જાણે પોકારીને દર્શાવે છે કે અહો જગજ્જીવો! 'કાયાની વિસારી માયા,' સ્વરૂપે સમાયા એવા નિર્ગ્રંથના પંથને પૂર્ણપણે પામી આ દેહ છતાં દેહાતીત કાયોત્સર્ગદશામાં સ્થિત વીતરાગભાવનું દર્શન કરાવતી આ વીતરાગમુદ્રા તમે દેખો! 'અડોલ આસન ને મનમાં નહિં ક્ષોભતા' એવી આ પરમ વીતરાગમુદ્રાની તમારા અંતઃકરણમાં સ્થાપના કરો!

આમ વઢવાણ કેમ્પમાં **પરમશ્રુતપ્રભાવકમંડળ** અને **વીતરાગમુદ્રા**ની જગતને બે મહાન્ ભેટ અર્પણ કરી **શ્રીમદ્** કા. વદ ૫ ૧૯૫૭ના દિને **અમદાવાદ** પધાર્યા, અને ત્યાં ૨૭ દિવસ સ્થિતિ કરી. ગુણાનુરાગી ભક્તિમાન્ મુમુક્ષુ મહાનુભાવોએ સાબરમતીના તટે આગાખાનના બંગલે **શ્રીમદ્**ના નિવાસની સમસ્ત વ્યવસ્થા કરી હતી; અને પરમ બહુમાનથી **શ્રીમદ્**ની પધરામણી કરાવી હતી. શ્રી પોપટલાલભાઈ, સોમચંદભાઇ આદિ ભાઈઓ **શ્રીમદ્**ની સેવામાં સદા હાજર હતા. સોમચંદભાઈએ નોંધ્યુ છે તેમ **શ્રીમદ્** વિશાલ ઓટલા પર આંટા મારતા અને ગાથા બોલતા. એક વખત સોમચંદભાઈ એક પૈસામાં દાતણની નવ સોટી લાવ્યા, **શ્રીમદે** કહ્યું—'જાઓ, ઉપર દાક્તરને બતાવો ને કહેજો કે એક પૈસામાં આ નવ સોટીઓ દાતણની છે.' દાક્તર પ્રાણજીવનદાસ આશ્ચર્ય પામ્યા પણ મર્મ પામ્યા નહિં. **શ્રીમદ્** જેવો ધર્મમૂર્ત્તિ પુરુષ ઊંડા મર્મ વિના આવી સાધારણ વાત કરે નહિં. દાક્તરે શું દાતણ દીઠા ન્હોતા કે તેને દેખાડવા મોકલે? પણ આ દેખાતા સાધારણ નાના પ્રસંગમાં પણ **ધર્મમૂર્ત્તિ શ્રીમદ્**નો મહાન્ મર્મભર્યો આશય રહ્યો જણાય છે કે—હે જીવ! તું આ તુચ્છમૂલ્ય દાતણની સોટી જેવા એકેન્દ્રિયમાં પણ જન્મ્યો છે, તો તું અહંકાર શેનો કરે છે? જીવે પોતાની ગમે તેવી પદવી આદિનો લેશ પણ અહંકાર કે મોહમાન કરવા યોગ્ય નથી. એવા ઊંડા આશયવાળો મર્મયુક્ત ધર્મબોધ **શ્રીમદે** અત્ર આપ્યો જણાય છે, પણ દાક્તરને સમજાયો નહિં. એક વખત મુનિ લલ્લુજી–મુનિ દેવકરણજી આવ્યા, તેને ઉદ્દેશીને **શ્રીમદે** દાક્તરને જણાવ્યું—'આ મુનિ ચોથા આરાના નમુના છે.' દાક્તર આશ્ચર્ય બતાવી ચાલ્યા ગયા. શ્રી **પોપટલાલભાઈ** પણ એક પ્રસંગ નોંધે છે: એકવાર **શ્રીમદે** આ સહજ મર્મવચન ઉચ્ચાર્યા હતા—'**લોકો વાણીઆ નથી,** ભૂલે છે. **ચોથા આરાનું મળે છે તે ભૂલે છે; ચોથા આરામાં પણ ન મળે તે મળતાં પણ** ભૂલે છે.'—અત્રે આત્મસામર્થ્યના યથાર્થ નિરભિમાન ભાનથી નિષ્કારણ

## પ્રકરણ એકસો ત્રણુ

# તીવ્ર અસાતાઉદયમાં પરમ અદ્‌ભુત સમતા: અવ્યાબાધ સ્થિરતા

આવા દીર્ઘ અને તીવ્ર અસાતાઉદયમા પણ સ્વરૂપસમવસ્થિત **શ્રીમદ્‌ની** સમતા પરમ અદ્‌ભુત હતી,—મહામુનીશ્વરોને પણ દુર્લભ એવી સર્વત્ર સમરસવૃત્તિ અલૌકિક હતી, સહજાત્મસ્વરૂપમા સુસ્થિત **શ્રીમદ્‌ને** દેહવ્યાધિ મધ્યે પણ સહજ આત્મસમાધિ-દશા અનુપમ હતી, અત્રે પત્રે પત્રે 'શાતિ' શબ્દથી સૂચિત થતી **શ્રીમદ્‌ની** આત્મ શાતિ અપૂર્વ હતી, અને આમ 'આત્મા અત્યંત સહજ સ્વસ્થતા પામે એ જ સર્વ જ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે કહ્યો છે' (અં. ૫૯૩)—એ સર્વ જ્ઞાનનો સાર પામી ચૂકેલા આ **સાક્ષાત પ્રયોગસિદ્ધ સમયસાર શ્રીમદ્‌ની** શરીરની આવી અસ્વસ્થ સ્થિતિમા પણ આત્મસ્વસ્થતા અનન્ય હતી આ અશાતાઉદયમા પણ **શ્રીમદ્‌ની** પરમ અદ્‌ભુત સમતાનુ દિગ્દર્શન આ પ્રકરણમા કરશું

સાતા-અસાતાનો ઉદય વેદનીય કર્મને આધીન છે અને તે પરમ વીતરાગને પણ વેદવો જ પડે છે રોગનો ઉદય અસાતાઉદયમા સમાવેશ પામે છે, એટલે વીતરાગને પણ તે વેદવો પડે છે સ્વયં **શ્રીમદે** કહ્યુ છે તેમ—'જે વેદના સુદૃઢ બંધથી જીવે બંધન કરી છે, તે વેદનો ઉદય સંપ્રાપ્ત થતા ઇન્દ્ર, ચંદ્ર, નાગેન્દ્ર, કે જિનેન્દ્ર પણ રોકવાને સમર્થ નથી તેનો ઉદય જીવે વેદવો જ જોઈએ' (અ ૯૨૭) 'પૂર્વે ઉત્પન્ન કરેલા વેદનીય કર્મના ઉદય પ્રમાણે રોગાદિ ઉત્પન્ન થાય છે, અને તે પ્રમાણે નિર્મળ, મંદ, મ્લાન, ઉષ્ણ, શીત આદિ શરીરચેષ્ટા થાય છે વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદબળથી જ્ઞાનીનુ શરીર કપાય, નિર્બળ થાય, મ્લાન થાય, મંદ થાય, રૌદ્ર લાગે, તેને ભ્રમાદિનો ઉદય પણ વર્તે, તથાપિ જે પ્રમાણે જીવને વિષે બોધ અને વૈરાગ્યની વાસના થઈ હોય છે તે પ્રમાણે તે રોગને જીવ તે તે પ્રસંગમા ઘણુ કરી વેદે છે' (અ. ૫૬૭) એટલે 'રાગ વિના રોગ હોય નહિ' એવુ અસમંજસ વિધાન જાણ્યે-અજાણ્યે કોઇ કરતુ હોય તો તે વિધાન કેવલ ભ્રાંતિમૂલક અને એકાંતિક હોઈ મિથ્યા છે, કેવળ અસત્પ્રરૂપણારૂપ છે તેમ સહસા વચન કહેનાર કે પ્રરૂપનાર કર્મ ને કર્મના સિદ્ધાંતથી સર્વથા અનભિજ્ઞ છે આઠ પ્રકારના કર્મમા 'વેદનીય' નામનુ કર્મ છે તેના બે ભેદ છે—સાતા વેદનીય અને અસાતા વેદનીય. એમાથી સાતા કે અસાતા વેદનીયનો ઉદય પરમ વીતરાગ કેવલજ્ઞાનીને પણ હોય છે, અસાતાવેદનીયમાં રોગનો અંતર્ભાવ થાય છે, એટલે વીતરાગ કેવલજ્ઞાનીને પણ રોગનો ઉદય સંભવે છે

વીતરાગ જ્ઞાનીને ભલે અસાતાવેદનીયના અંગરૂપ આ રોગનો ઉદય હોય, પણ તેમાં પણ તેને નિરંતર સમતા જ વર્તે છે જે દ્વારા જીવ સમયે સમયે વેદના જ વેદે છે તે શરીરને તે વેદનાની મૂર્તિ જ જાણે છે, અને સમભાવ ભાવી શાત લાવે

જ વેદે છે; અને તેથી જ્ઞાનીને નવો બંધ થતો નથી ને પૂર્વકર્મની નિર્જરા થાય છે. અજ્ઞાની વિષમ ભાવથી અશાંત ભાવે વેદે છે, તેથી તેને નવો બંધ થાય છે. અજ્ઞાની અસમતાથી અશાંતભાવે વેદે તેથી તે વેદના ઘટતી નથી કે જતી રહેતી નથી, જ્ઞાની સમતાથી શાંતભાવે વેદે તેથી તે વેદના કાંઇ વધી જતી નથી. અને તેવા પ્રકારે પરમ સમતાથી પરમ શાંતભાવે વેદનીય વેદનારા **પરમ શાંતમૂર્ત્તિ શ્રીમદે** આ **અમૃત-પત્રમાં** (અં. ૯૨૭) આ અનુભવસિદ્ધ અમૃત વચન પ્રકાશ્યું છે—'યથાર્થ જોઇએ તો શરીર એ જ વેદનાની મૂર્ત્તિ છે. સમયે સમયે જીવ તે દ્વારાએ વેદના જ વેદે છે. ક્વચિત્ શાતા અને પ્રાયે અશાતા જ વેદે છે. માનસિક અશાતાનું મુખ્યપણું છતાં તે સૂક્ષ્મ સમ્યગ્દૃષ્ટિવાનને જણાય છે. શારીરિક અશાતાનું મુખ્યપણું સ્થૂળ દૃષ્ટિવાનને પણ જણાય છે. × × અજ્ઞાનદૃષ્ટિ જીવો ખેદથી વેદે તોપણ કંઇ તે વેદના ઘટતી નથી કે જાતી રહેતી નથી. સત્યદૃષ્ટિવાન જીવો શાંત ભાવે વેદે તો તેથી તે વેદના વધી જતી નથી, પણ નવીન બંધનો હેતુ થતી નથી. પૂર્વની બળવાન નિર્જરા થાય છે. આત્માર્થીને એ જ કર્ત્તવ્ય છે.' અત્રે આ **અમૃતપત્રમાં** જણાવ્યુ છે તેમ પરમ-સમરસભાવી **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાની તો આ અસાતા વેદનીયના ઉદયને પરમ સમભાવે—પરમ શાંતભાવે જ વેદતા હતા અને પૂર્વકર્મની બળવાન્ નિર્જરા જ કરતા હતા, અને આવી અનુપ્રેક્ષા કરતા હતા—'હું શરીર નથી, પણ તેથી ભિન્ન એવો જ્ઞાયક આત્મા છું, તેમ નિત્ય શાશ્વત છું. આ વેદના માત્ર પૂર્વકર્મની છે, પણ મારૂં સ્વરૂપ નાશ કરવાને તે સમર્થ નથી, માટે મારે ખેદ કર્ત્તવ્ય જ નથો.' (અં. ૯૨૭) ઇત્યાદિ.

આમ આત્મભાવના ભાવતા **પરમ ભાવિતાત્મા શ્રીમદ્દને** તીવ્ર અસાતાનો ઉદય હતો છતા તે મધ્યે પણ તેઓ નિરંતર આત્માના શુદ્ધ સ્વરૂપને જ સંભારતા હતા—'શરીર પ્રત્યે અશાતાસુખ્યપણું ઉદયમાન વર્તે છે, તોપણ હાલ પ્રકૃતિ આરોગ્યતા પર જણાય છે. × × આત્માનું શુદ્ધ સ્વરૂપ સંભારીએ છીએ.' (અં. ૯૪૦). તીવ્ર અસાતાઉદયમા પણ આવા શુદ્ધસ્વરૂપસ્થિત **શ્રીમદ્દની** પરમ અદ્ભુત સમતા જોવા યોગ્ય છે! સં. ૧૯૫૭ના ચૈત્ર શુદ ૨ ના દિને રાજકોટથી લખેલ પત્રમાં (અં. ૯૫૩) **શ્રીમદ્** લખે છે—'વેદનીય તથારૂપ ઉદયમાનપણે વેદવામાં હર્ષ શોક શો ?' અને પત્રાંક ૯૩૮માં પણ **સમતામૂર્ત્તિ શ્રીમદ્** આ ટંકોતકીર્ણ અમૃત વચન લખે છે—'સમ્યક્ પ્રકારે વેદના અહિયાસવારૂપ પરમધર્મ પરમ પુરુષોએ કહ્યો છે. તીક્ષ્ણ વેદના અનુભવતાં સ્વરૂપભ્રંશવૃત્તિ ન થાય એ જ શુદ્ધ ચારિત્રનો માર્ગ છે. ઉપશમ જ જે જ્ઞાનનું મૂળ છે તે જ્ઞાનમાં તીક્ષ્ણ વેદના પરમ નિર્જરા ભાસવા યોગ્ય છે. ॐ શાંતિઃ.' અર્થાત્ આ સમભાવે સમ્યક્પ્રકારે વેદના અહિયાસવારૂપ—સહન કરવારૂપ પરમધર્મ **સમતારસધામ પરમ ધર્મમૂર્ત્તિ શ્રીમદ્** આચરી રહ્યા છે, તીક્ષ્ણ વેદના અનુભવતાં સ્વરૂપભ્રંશવૃત્તિ—સ્વરૂપથી ભ્રષ્ટ થવારૂપ વૃત્તિ ન થાય એ શુદ્ધ ચારિત્રના માર્ગને અપ્રમત્ત જાગૃતપણે અનુસરી રહ્યા છે, ઉપશમમૂળ જ્ઞાનદશામાં વર્ત્તતાં તીક્ષ્ણ વેદના વેદી પરમ નિર્જરા કરી રહ્યા છે,—એમ આ **પરમ શાંતમૂર્ત્તિ શ્રીમદ્દના** દિવ્ય આત્મામાંથી નિકળેલા

કરુણાથી સહજ નિકળેલા આ વચનોનો મર્મ એ સમજાય છે કે લાભહાનિનો તોલ કરી જાણનારા ખરા વાણીઆ હોય તે લાભનો વ્યાપાર કરે, લાભના વ્યાપારનો લાગ આવ્યો હોય તો ભૂલે નહિં, ને ભૂલે તો તે વાણીઆ નહિં. આ સાક્ષાત્ ચોથા આરાના પુરુષ મળ્યા છે, તેનો આત્મલાભ ઊઠાવતા નથી, તે ભૂલે છે,—અરે! ચોથા આરામા પણ જે મળવા દુર્લભ—ન મળે એવા પુરુષનો આ કાળમા જોગ મળે એમ થયુ છે, છતા તે અમૂલ્ય લાભ ભૂલે છે—ચૂકી જાય છે,—એટલે તેઓ આત્મલાભનો વ્યાપાર કરનારા ખરા વાણીઆ નથી, ભૂલે છે, એમ સહજ સખેદાશ્ચર્ય દર્શાવ્યું સંભવે છે. અત્ર અમદાવાદમા એક વખત **શ્રી દેવકરણજી મુનિએ શ્રીમદ્‌ને** આ શરીર આટલું બધું ક્ષીણ કેમ થઈ ગયુ એમ પૂછ્યું. **શ્રીમદે** જણાવ્યું—'અમે શરીરની સામે પડયા છીએ. ધરમપુરમા અપથ્યાહાર (નિરવદ્ય પણ શરીરપ્રકૃતિને અનુકૂળ ન આવ્યો એવા) સેવનથી એમ થયુ જણાય છે. વિદાય વેળાએ મુનિઓને **ધર્મમૂર્ત્તિ જ્ઞાનાવતાર શ્રીમદે** સંવેદાતી આત્મદશા સહજ સૂચવતા આ મર્મપૂર્ણ સ્પષ્ટ શબ્દો શ્રીમુખે કહ્યા હતા—'અમારામા અને વીતરાગમાં ભેદ ગણશો નહીં.' આવા પૂર્ણ આત્મઆરોગ્યસંપન્ન **શ્રીમદે** અત્ર અમદાવાદમા ૨૭ દિવસ સ્થિતિ કરી, પણ શરીરઅનારોગ્યસ્થિતિ તો જેમની તેમ હતી.

અમદાવાદથી ૧૯૫૭ના માગ. વદના પ્રારંભમા **શ્રીમદ્** શિવ–મુંબઈ પધાર્યા. પૂર્વે જણાવ્યું છે તેમ કચ્છીભાઈ **પદમશી ઠાકરશી** નોંધે છે કે—'પૂજ્યશ્રીનું શરીર માંદગીથી ઘણું કૃશ થઇ જતા બેસવા ઊઠવાની શકિત ન હતી, ત્યારે પણ પુસ્તકો પોતાને હાથે ઉથલાવી જોવાનુ કરતા ત્યારે કોઇ કોઇ ભાઇ કહેતા કે હવે આપે કાઇ શ્રમ નહી લેવો જોઇએ. પૂજ્યશ્રી તેના ઉત્તરમા કહેતા કે શરીર હથીયારરૂપ છે, માટે એનાથી જે જે સુકૃત્ય થઈ શકે તે કરી લેવું જોઇએ.' **શ્રી મનઃસુખભાઈ કિરતચંદે** પણ નોંધ્યુ છે —'તમે અમને કોઇ ભાઈ, કોઇ પૂજ્યશ્રી, કોઈ સાહેબજી, કોઈ કૃપાળુદેવ આદિથી સંબોધો, તેનું અમને કાઇ માન નથી.' લાલનને ઉદ્દેશીને **શ્રીમદે** માર્મિક બોધ કર્યો હતો—'ભાઈ લાલન, લોકકલ્યાણ હિતરૂપ છે. તે કર્ત્તવ્ય છે પણ પોતાની યોગ્યતાની ન્યૂનતાથી અને જોખમદારી ન સમજાઇ શકાવાથી અપકાર ન થાય એ પણ લક્ષ રાખવાનો છે.' શિવ–મુંબઈથી **શ્રીમદે** હવાફેર અર્થે વલસાડ પાસે **તિથ્થલ** પોષ શુદ ૮થી માહ વદ ૫ સુધી સ્થિરતા કરી અને ત્યાથી **વઢવાણ** તરફ પધાર્યા. રસ્તામા નડિયાદ સ્ટેશને પોપટલાલભાઈ, પૂંજાભાઇ, મોતીલાલ ભાવસાર આદિએ દર્શનલાભ લીધો અમદાવાદ સ્ટેશને સોમચંદભાઇ મહાસુખરામ વગેરે ટ્રેનમા સાથે બેસી ગયા અને દર્શનલાભ લઇ સાણંદ સ્ટેશને છૂટા પડયા તે વખતનુ છેલ્લા દર્શનનું કરુણ હૃદયભેદી દશ્ય આલેખતા **સોમચંદભાઈ** લખે છે—'નીચે ઉતરતી વખતે પરમ કૃપાળુ દેવની મુખમુદ્રા એટલી ઉદાસીન હતી જે જાણે આ જીવો હવે આ દેહે દર્શન નહીં પામે એમ અમને લાગતું હતું તેવી ઉદાસીનતા તો કોઇ વખત જોઇ ન્હોતી ' ઇ.

**શ્રીમદ્ વઢવાણ કેમ્પ ૧૯૫૭**ના માહ વદ ૬ના દિને પધાર્યા અને ત્યા ફા શુદ ૯ સુધી સ્થિરતા કરી. હવાફેર અર્થે આટલા બધા સ્થળાતર કર્યા છતા અને

ભક્તિમાન્ મુમુક્ષુજનો તથા વાત્સલ્યવાન્ સ્વજનોની ખડે પગે અનન્ય સેવા–શુશ્રૂષા છતાં **શ્રીમદ્**ની શરીરપ્રકૃતિ દિન–પ્રતિદિન ક્ષીણ થતી રહી હતી. તંદુરસ્ત હાલતમાં જે શરીરનું વજન ૧૩૦–૧૪૦ રતલ રહેતું તે વજન ૫૭ રતલ જેટલું નીચું ઉતરી ગયું હતું, પણ આ **પરમગુરુના આત્માની આત્મદશાનું** ગુણગણગૌરવરૂપ વજન તો ઉંચું વધતું જ ગયું હતું, વીતરાગ જેવી અનુભવસિદ્ધ સ્થિતિ પ્રાપ્ત થઈ ચૂકી હતી, આત્મા નિજાનંદના પરમાનંદમય અમૃતસિંધુમાં નિમગ્ન હતો. આવી ઉચ્ચ વીતરાગદશામાં વિહરનારા **શ્રીમદ્**ના સતત સાન્નિધ્યમાં રહી **શ્રીમદ્**ની સેવા–વૈયાવચ્ચનો અનન્ય ધન્ય લાભ ઉઠાવનારા **મનસુખભાઈ દેવશીભાઈ** તે વખતનું નજરે જોયેલું **શ્રીમદ્**ની **વીતરાગ આત્મદશાનું** તાદૃશ્ય ચિત્ર આલેખે છે—'આવી શરીરસ્થિતિ વખતે મુખમુદ્રા પ્રફુલ્લિત, આત્મા આનંદમય અખંડિત વર્ત્તતો હતો. તે વિચારતાં સ્પષ્ટ લાગે છે, આત્મા અત્યંત જાગ્રત તેવો ઉપયોગ વર્ત્તતો હતો, અને દેહ રહેવાનો નથી તેમ જાણતા હતા. અને તેથી આત્મામાં મંદ દશા કોઈ વખતે જોયેલ નહીં, પણ વર્ધમાન જાગૃત ઉપયોગ વર્તતો હતો, અને તે છેવટ સુધી ચરણમાં તે પ્રભુની કૃપાથી રહેવાનું બનેલ, પણ કોઈ વખતે પણ રાગ દ્વેષ કષાય નોકષાય જોવામાં આવેલ નથી, પણ તેનો ક્ષય કરેલ તે જોવામાં આવેલ હતો.' આવી વીતરાગ આત્મદશામાં ઝીલતા **શ્રીમદે** વઢવાણ કેમ્પમાં ફાગણ સુદ ૬ સુધી સ્થિતિ કરી. અત્રેથી આ છેલ્લા દિને લખેલા પત્રમાં **શ્રીમદ્** જણાવે છે—'શરીરપ્રકૃતિ ઉદયાનુસાર છે. ઘણું કરી આજે રાજકોટ પ્રત્યે ગમન થશે. પ્રવચનસાર ગ્રંથ લખાય છે. તે અવસરે મુનિવરોને પ્રાપ્ત થવા યોગ્ય છે. રાજકોટ થોડાક દિવસ સ્થિતિનો સંભવ છે. ૐ શાંતિઃ.' આ પત્રમાં જણાવ્યું છે તેમ **શ્રીમદ્** આ ફાગણ શુદ ૬ના દિને વઢવાણથી રાજકોટ પધાર્યા અને ત્યાં આ દેહના જીવનના અંત પર્યંત સ્થિતિ કરી. આનું આલેખન આ **અધ્યાત્મ રાજચંદ્ર ગ્રંથ**ના છેલ્લા પ્રકરણમાં કરશું.

આ છે **શ્રીમદ્**ના અસાધ્ય રોગના આક્રમણનો ઇતિહાસ. શરીરની આવી દીર્ઘ અનારોગ્ય અવસ્થામાં પણ **વીતરાગ શ્રીમદ્**ના દિવ્ય આત્માની આરોગ્યઅવસ્થા કેવી પરિપૂર્ણ હતી! શરીરની આટલી અસ્વસ્થતા મધ્યે પણ **શ્રીમદ્**ના દિવ્ય આત્માની સ્વસ્થતા કેવી અદ્ભુત હતી! નમસ્કાર હો નમસ્કાર હો આવા પરમ આત્મઆરોગ્ય-સંપન્ન પરમ આત્મસ્વસ્થ **શ્રીમદ્**ના દિવ્ય આત્માને!!!



આ અનુભવઉદ્ગાર ઉદ્ઘોષે છે. આવો પરમ અદ્ભુત સમતામૂર્ત્તિ હતો **પરમ શાંતમૂર્ત્તિ શ્રીમદ્**નો દિવ્ય આત્મા! અને આવી પરમ અદ્ભુત હતી **પરમ ધર્મમૂર્ત્તિ શ્રીમદ્**ના દિવ્ય આત્માની સ્વરૂપમાં શમાવારૂપ પરમ આત્મશાંતિ!

અને આમ પરમ આત્મશાંતિમય ઉપશમરૂપ ઔષધનું જ નિરંતર સેવન કરતા રહી **उवसमसारं खु सामण्णं** એ સૂત્રને ચરિતાર્થ કરતા આ **પરમ ભાવશ્રમણ શ્રીમદ્** આ ઉપશમને જ પરમ ઔષધ લેખતા હતા, અને **'જીવિત કે મરણે નહિં ન્યૂનાધિકતા'** એવા સમરસ રસાયણનું જ ભાવન કરતા રહી **'નહિં તૃષ્ણા જીવ્યા તણી મરણયોગ નહિં ક્ષોભ'** એવી પરમ અવધૂત દશા જ ધારતા હતા, છતાં બીજા જીવોના અનુરોધથી ઉદાસીનપણે નિરવદ્ય ઔષધાદિ ગ્રહણ કરતા હતા, પણ ગમે તેવા અસાતાઉદયમાં પણ પરમ સમતારસમાં જ ઝીલતા હતા. અને આ પરમ સમતા-અમૃતરસમાં ઝીલતા સમતાઅમૃતખાણી **શ્રીમદે** અસાતાના ઉદયમાં પણ અદ્ભુત સમતા ધારતા જ્ઞાનીઓએ આચરેલા સન્માર્ગનો પરમ અદ્ભુત વિધિ પ્રકાશતાં, **શ્રી વનમાલીભાઈ** પરના આ **અમૃતપત્ર**માં (અં. ૯૧૩) પોતે અનુભવસિદ્ધ કરેલ આ સમતા અમૃતના સન્માર્ગ પર પરમ અદ્ભુત પ્રકાશ નાંખ્યો છે: સર્વ સંસારી જીવો શાતા–અશાતાનો ઉદય અનુભવે છે,—મુખ્યપણે અશાતા જ અને ક્વચિત જ શાતા—અને તે પણ અંતર્દાહમય અનુભવે છે, 'પૂર્ણ જ્ઞાની પણ જે અશાતાનું વર્ણન કરી શકવા યોગ્ય વચનયોગ ધરાવતા નથી, તેવી અનંત અનંત અશાતા આ જીવે ભોગવી છે, અને જો હજુ તેનાં કારણોનો નાશ કરવામાં ન આવે તો ભોગવવી પડે એ સુનિશ્ચિત છે,' એમ અત્ર પત્રપ્રારંભમાં જણાવી **શ્રીમદ્** તે શાતા–અશાતાને નિર્મૂલ કરવા તત્પર થયેલ જ્ઞાનીઓના સન્માર્ગનો નિર્દેશ કરે છે—'એમ જાણી વિચારવાન ઉત્તમ પુરુષો તે અંતર્દાહરૂપ શાતા અને બાહ્યાભ્યંતર સંક્લેશઅગ્નિરૂપે પ્રજ્વલિત એવી અશાતાનો આત્યંતિક વિયોગ કરવાનો માર્ગ ગવેષવા તત્પર થયા, અને તે સન્માર્ગ ગવેષી, પ્રતીત કરી, તેને યથાયોગ્યપણે આરાધી, અવ્યાબાધ સુખસ્વરૂપ એવા આત્માના સહજ શુદ્ધ સ્વભાવરૂપ પરમ પદમાં લીન થયા.' આમ શાતા–અશાતાના ઉદયને નિર્મૂળ કરવા માટે તેના મૂળ કારણોને ગવેષતા–શોધતા તે મહત્ પુરુષોને જગજ્જીવોથી વિપરીત–વિરુદ્ધ–વિશિષ્ટ લક્ષણવાળી એવી 'વિલક્ષણ' માનંદાશ્ચર્ય ઉપજાવે એવી વૃત્તિ ઉદ્ભવતી કે—'શાતા કરતા અશાતાનો ઉદય સંપ્રાપ્ત થયે અને તેમા પણ તીવ્રપણે તે ઉદય સંપ્રાપ્ત થયે તેમનું વીર્ય વિશેષપણે જાગ્રત થતું, ઉલ્લાસ પામતું, અને તે સમય કલ્યાણકારી અધિક સમજાતો.' અર્થાત શાતા કરતા અશાતાના ઉદયને આ આત્મપરાક્રમી પુરુષો વિશેષ કલ્યાણકારી માનતા, અશાતાનો ઉદય આવી પડે—અને તે પણ તીવ્રપણે આવી પડે તો એમનું આત્મવીર્ય ઓર વિશેષ જાગૃત થતું—ઉલ્લાસ પામતું અને 'આવી જાઓ!' એમ પડકાર કરી તેઓ કર્મકટક સાથે યુદ્ધ કરવા કટિબદ્ધ થઈ જતા. જેમ જેમ અશાતાનો ઉદય વધતો જાય, તેમ તેમ તેમના આત્મવીર્યનો ઉલ્લાસ વધતો જાય—જાગૃત થતો જાય! જાણે એકબીજા વચ્ચે હોડ–શરત

(Race) ચાલી હોય! આવા મહા આત્મપરાક્રમી પુરુષો અશાતાઉદયમાં કારણવિશેષને લઈ ઔષધ ગ્રહણ કરવું પડે તો નિર્દોષ ઔષધાદિ કેવી રીતે ગ્રહણ કરતા તે બતાવે છે—'કેટલાક કારણવિશેષને યોગે વ્યવહારદૃષ્ટિથી ગ્રહણ કરવા યોગ્ય ઔષધાદિ આત્મમર્યાદામાં રહી ગ્રહણ કરતા, પરંતુ મુખ્યપણે તે પરમ ઉપશમને જ સર્વોત્કૃષ્ટ ઔષધરૂપે ઉપાસતા.' અર્થાત્ ધર્મસાધનરૂપ-સંયમસાધનરૂપ શરીરના આરોગ્ય અર્થે, આત્મઆરોગ્ય અને આત્મસમાધિની જાળવણી અર્થે, અન્યના અનુરોધ અર્થે—એ આદિ કેટલાક કારણવિશેષને યોગે વ્યવહારદૃષ્ટિથી જે ગ્રહણ કરવામાં કોઇ હિંસાદિ દોષ ન હોય એવા નિર્દોષ નિરવદ્ય ગ્રહણ કરવા યોગ્ય ઔષધાદિ ગ્રહણ કરતા; અને તે પણ આત્માને આત્મસ્વરૂપની મર્યાદામાં રહેવાને બાધા ન ઉપજે એમ આત્મમર્યાદામાં રહીને ગ્રહણ કરતા, પણ મુખ્યપણે તો નિષ્કષાય વીતરાગ શુદ્ધ સ્વરૂપમાં શમાઈ જવારૂપ ઉપશમને જ સર્વોત્કૃષ્ટ-ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ઔષધરૂપે ઉપાસતા—અત્યંત એકનિષ્ઠ ભક્તિથી સેવતા. અને આવા તીવ્ર અસાતાઉદયમાં જે પરમ આત્મપરાક્રમી પરમ પુરુષ **શ્રીમદે** તેમજ આચરણ કર્યું હતું અને પરમ ઉપશમરૂપ ઔષધનું જ સેવન કર્યું હતું, તે **શ્રીમદ્** તેમ કરવા માટે તે મહા જ્ઞાનીપુરુષો કેવી અનુપમ વિધિનું અનુસરણ કરતા, તેનું આ અમૃત શબ્દોમાં (Immortal, nectarlike) સ્વાનુભવસિદ્ધ દર્શન કરાવે છે—

**'(૧) ઉપયોગ લક્ષણે સનાતનસ્ફુરિત એવા આત્માને દેહથી, તૈજસ અને કાર્મણ શરીરથી પણ ભિન્ન અવલોકવાની દૃષ્ટિ સાધ્ય કરી,**

**(૨) તે ચૈતન્યાત્મકસ્વભાવ આત્મા નિરંતર વેદક સ્વભાવવાળો હોવાથી અબંધ દશાને સંપ્રાપ્ત ન થાય ત્યાંસુધી શાતા અશાતારૂપ અનુભવ વેદ્યા વિના રહેવાનો નથી એમ નિશ્ચય કરી,**

**(૩) જે શુભાશુભ પરિણામધારાની પરિણતિ વડે તે શાતા અશાતાનો સંબંધ કરે છે તે ધારા પ્રત્યે ઉદાસીન થઈ,**

**(૪) દેહાદિથી ભિન્ન અને સ્વરૂપમર્યાદામાં રહેલા તે આત્મામાં જે ચલ સ્વભાવરૂપ પરિણામધારા છે તેનો આત્યંતિક વિયોગ કરવાનો સન્માર્ગ ગ્રહણ કરી,**

**(૫) પરમ શુદ્ધ ચૈતન્યસ્વભાવરૂપ પ્રકાશમય તે આત્મા કર્મયોગથી સકલંક પરિણામ દર્શાવે છે. તેથી ઉપરામ થઈ,**

**જેમ ઉપશમિત થવાય, તે ઉપયોગમાં અને તે સ્વરૂપમાં સ્થિર થવાય, અચલ થવાય, તે જ લક્ષ, તે જ ભાવના, તે જ ચિંતવના અને તે જ સહજ પરિણામરૂપ સ્વભાવ કરવા યોગ્ય છે. મહાત્માઓની વારંવાર એ જ શિક્ષા છે.'**

આમ જ્ઞાનીઓના સનાતન સન્માર્ગની આ અનુપમ અનન્ય સ્વયં આચરેલી વિધિ **શ્રીમદે** અત્ર **અમૃતપત્રમાં** થોડા પણ મહાગ્રંથાર્થગંભીર શબ્દોમાં પ્રગટ પ્રકાશી છે. તેના આ અદ્ભુત સંકલનાબદ્ધ પંચ કલમવાળા **પંચસૂત્રનો** કલમવાર પરમાર્થઆશય વિચારીએ તો—(૧) ઉપયોગ એ આત્માનું સનાતન-કદી પણ નાશ ન પામે એવું સદા વર્તમાન સદાસ્થાયી શાશ્વત લક્ષણ છે, તે ઉપયોગલક્ષણે 'સનાતન-સ્ફુરિત'-સદાય સ્ફુરી રહેલો આત્મા દેહથી-નોકર્મથી જૂદો છે એટલું જ નહિં પણ

સૂક્ષ્મશરીરરૂપ તૈજસ અને કાર્મણ શરીરરૂપ દ્રવ્યકર્મથી પણ જૂદો છે,—એમ દેહથી, તૈજસ અને કાર્મણ શરીરથી પણ ભિન્ન–પૃથક્–જૂદો અવલોકવાની દૃષ્ટિ સાધ્ય કરવી જોઇએ. તે સાધ્ય કરી; (૨) આમ દેહ–નોકર્મ અને કર્મ આત્માથી જૂદા છે એવી ત્રણે કાળમાં ન ચળે એવી નિશ્ચળ નિશ્ચયતત્ત્વદૃષ્ટિ સિદ્ધ કરી, તે તે ઔદયિક ભાવો મ્હારૂં સ્વરૂપ નથી તે સાથે તન્મય ન થતાં ચૈતન્યમય મ્હારૂં સ્વરૂપ છે એમ સ્પષ્ટ સમજી, પૂર્વસંયોગથી પ્રાપ્ત તે કર્મનો ઉદય તો વેદવો પડે એમ જ છે અને 'ચૈતન્યાત્મક સ્વભાવ'—ચૈતન્યમય સ્વભાવવાળો આત્મા નિરંતર વેદન કરે એવા વેદક સ્વભાવવાળો હોવાથી તે કર્મઉદય વેદે એમ જ છે,—અબંધ દશાને સંપ્રાપ્ત ન થાય—સમ્યક્પણે પામે નહિં ત્યાંસુધી શાતા–અશાતારૂપ અનુભવ વેદ્યા વિના રહેવાનો નથી, એમ નિશ્ચય કરવો જોઇએ, તે નિશ્ચય કરી; (૩) આમ પૂર્વકર્મજન્ય શાતા–અશાતા ઉદય વેદવો પડે છે તો હવે તે ઉદય પુનઃ વેદવો ન પડે એ અર્થે મારે શું કરવું ? શુભ પરિણામથી શાતાનો અને અશુભ પરિણામથી અશાતાનો બંધ થાય છે, માટે મારે હવે શુભાશુભ પરિણામ નથી કરવો એમ દૃઢ કરી, જે શુભાશુભ પરિણામધારાની પરિણતિ વડે તે આત્મા શાતા–અશાતાનો 'સંબંધ'—સારી પેઠે વેદવો ભોગવવો પડે એવો બંધ કરે છે તે શુભાશુભ પરિણામધારા પ્રત્યે ઉદાસીન થવું જોઇએ,—તે શુભાશુભ પરિણામધારા પહોંચી ન શકે–સ્પર્શી ન શકે એમ તેનાથી અસ્પર્શ્ય (untouchable)–પર 'ઉદ્'–ઉંચા શુદ્ધ આત્માના આસનમાં 'આસીન'–બિરાજમાન એવા ઉદાસીન થવું જોઇએ,—એમ શુભાશુભ પરિણામ સાથે લેવાદેવાનો સંબંધ છોડી શુદ્ધ દ્રષ્ટા–જ્ઞાતા–ભાવમાં બિરાજમાન–ઉદાસીન થઇ, (૪) આમ દેહાદિથી અર્થાત્ દેહથી–નોકર્મથી, દ્રવ્યકર્મથી, ભાવકર્મથી ભિન્ન–પૃથક્–જૂદા અને 'સ્વરૂપમર્યાદામાં રહેલા'—પોતાના આત્મ–સ્વરૂપની મર્યાદાથી–સીમાથી બહાર નહિં જતાં સ્વરૂપની સીમા ધરી રહેલા–'સીમાધર' એવા સ્વસમયની મર્યાદામાં જ વર્ત્તતા આત્મામાં જે રાગાદિ વિભાવજન્ય ચલ–ચંચલ–અસ્થિર પરિણામધારા છે તેનો આત્યંતિક–સર્વથા વિયોગ કરવાનો સન્માર્ગ ગ્રહણ કરવો જોઇએ, તે ગ્રહણ કરી; (૫) અને આમ શુદ્ધ આત્માને દેખવા–જાણવા–અનુચરવા-રૂપ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રમય સન્માર્ગ ગ્રહણ કરી, પરમ શુદ્ધ ચૈતન્યસ્વભાવરૂપ પ્રકાશમય તે આત્મા કર્મયોગથી સકલંક–કલંકયુક્ત પરિણામ—ચૈતન્ય–વિકારરૂપ વિભાવ પરિણામ દર્શાવે છે તેથી વિરામ પામવારૂપ ઉપરામ થવું જોઇએ, તે ઉપરામ થઇ;—એમ આ પંચ કલમવાળા **પંચસૂત્રમાં** દર્શાવેલી જ્ઞાનીઓના પંચમગતિ પામવા માટેના સનાતન સન્માર્ગની વિધિ સમ્યક્પણે અનુસરી–આચરી, જેમ ઉપશમિત થવાય—કષાયાદિનો ઉપશમ–ઉપશાંતિ પામી આત્મા સ્વરૂપમાં શમાય, તે ઉપયોગમાં અને તે સ્વરૂપમાં સ્થિર થવાય,—તે જ નિરંતર લક્ષમાં રાખવા યોગ્ય લક્ષ, તે જ નિરંતર ભાવવા યોગ્ય ભાવના, તે જ નિરંતર ચિંતવવા યોગ્ય ચિંતવના અને તે જ નિરંતર સહજ સ્વભાવભૂત બની જાય એવો સહજ સહજાત્મસ્વરૂપ પરિણામરૂપ સ્વભાવ કરવા યોગ્ય છે. મહાત્માઓની વારંવાર એ જ શિક્ષા–શિખામણ–સદ્બોધ છે.

તે સન્માર્ગને ગવેષતા-પ્રાપ્ત કરવા ઇચ્છતા મુમુક્ષુ આત્માર્થીજનને અપૂર્વ માર્ગદર્શન આપતા **શ્રીમદ્‌** અત્ર અમૃતપત્રમાં આત્મકલ્યાણના પરમ કારણરૂપ અનન્ય સત્‌સાધન પ્રકાશે છે—'તે સન્માર્ગને ગવેષતા, પ્રતીત કરવા ઇચ્છતા, તેને સંપ્રાપ્ત કરવા ઇચ્છતા એવા આત્માર્થી જનને પરમવીતરાગસ્વરૂપ દેવ, સ્વરૂપનૈષ્ઠિક નિસ્પૃહ નિર્ગ્રંથરૂપ ગુરુ, પરમદયામૂળ ધર્મવ્યવહાર અને પરમશાંતરસ રહસ્યવાક્યમય સત્શાસ્ત્ર, સન્માર્ગની સંપૂર્ણતા થતાં સુધી પરમ ભક્તિવડે ઉપાસવા યોગ્ય છે; જે આત્માના કલ્યાણનાં પરમ કારણો છે.' આમ જ્ઞાનીઓએ આચરેલો અને બોધેલો સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રમય સનાતન સન્માર્ગ અને તે સન્માર્ગ પ્રત્યે લઇ જતા સત્‌સાધનોનો સંક્ષેપમાં અપૂર્વ પ્રકાશ કરી, **પરમ ભાવિતાત્મા પરમ વીતરાગમૂર્ત્તિ શ્રીમદ્‌** આ અમૃત પત્રના અંતે અષ્ટપ્રાભૃતની આ અપૂર્વ વૈરાગ્યભાવનાપ્રેરક અમર ગાથા અવતારે છે-**'भीसण नरयगईए, तिरियगईए कुदेवमणुयगईए। पत्तोसि तिव्वदुःखं, भावहि जिण-भावणा जीव॥** ભયંકર નરકગતિમાં, તિર્યંચગતિમાં અને માઠી દેવ તથા મનુષ્યગતિમાં હે જીવ! તું તીવ્ર દુઃખને પામ્યો, માટે હવે તો જિનભાવના (જિન ભગવાન જે પરમશાંતરસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમશાંતસ્વરૂપ ચિંતવના) ભાવ-ચિંતવ (કે જેથી તેવાં અનંત દુઃખોનો આત્યંતિક વિયોગ થઈ પરમ અવ્યાબાધ સુખસંપત્તિ સંપ્રાપ્ત થાય,) ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.' અર્થાત્‌ અશાતાના ઉદયમાં ગભરાઈ જતા ને આકુળવ્યાકુળ થતા કોઈ પણ મુમુક્ષુ જીવને અત્રે એમ કરીને જાગ્રતિ આપી છે કે હે જીવ! તું નરકાદિગતિમાં આવી ભીષણ યાતના પામ્યો છે—તીવ્ર અશાતા ઉદય પામ્યો છે, તો આ તારી અશાતાનો ઉદય તો શું વિસાતમાં છે? તો હવે તું તે અનંત દુઃખનો નાશ થઇ અનંત અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થાય એ અર્થે પરમશાંત સ્વરૂપસ્થ શુદ્ધ સહજાત્મ-સ્વરૂપ સ્વામી જિન ભગવાનનું સ્વરૂપ ચિંતવ! ભાવ!

આમ ગોધાવીના એક મુમુક્ષુ **શ્રી વનમાલીભાઇ** અકસ્માત્‌ હાડકું ભાંગી જવાથી તીવ્ર અસાતાઉદય વેદતા હતા, તેમને ખાસ આત્મજાગૃતિ અર્થે પરમ ઉપશમઔષધ રૂપ થઈ પડે એવી આ **અમૃતપત્રની અમૃતમાત્રા ભવરોગના ભિષગ્‌વર શ્રીમદે** પાઠવી હતી; પણ પરમ અમૃત **શ્રીમદ્‌ની** આ **અમૃતમાત્રા** તો જગતમાં ત્રણે કાળને વિષે કોઈ પણ મુમુક્ષુ આત્માર્થીને અસાતાના ઉદયમાં કે અંતિમ આરાધનામાં પરમ આત્મશાંતિ અને આત્મજાગ્રતિ અર્પે એવી પરમ ઉપકારી થઈ પડે એવી છે; અને **પરમ અમૃત** (Immortal, nectarlike) **શ્રીમદ્‌નો** જગતને અમૃત સંદેશો આપતો આ **અમૃતપત્ર** તો જ્ઞાનીઓના સનાતન સન્માર્ગનું સ્વરૂપ સંક્ષેપમાં સંપૂર્ણપણે પ્રકાશી સર્વ કાળના સર્વ મુમુક્ષુઓને આ અમૃતમાર્ગનું અપૂર્વ માર્ગદર્શન કરાવે એવો છે. ખરેખર! ત્રિભુવનને હિતરૂપ પરમ મધુર અમૃતબોધ પ્રકાશતા **સાક્ષાત્‌ પ્રયોગસિદ્ધ સમયસાર શ્રીમદે** અત્ર અમૃતપત્રમાં સમયસાર-પ્રવચનસારઆદિનો સાર ભર્યો છે અને અશાતાઉદયમાં શાંતિઅમૃતનું પાન કરાવતો **અમૃતકુંભ** જગતને ભેટ ધર્યો છે! અને આમ અશાતાઉદયમાં જેણે જગતને **અચિંત્ય ચિંતામણિ નિધિ** જેવો સમતાનો અપૂર્વ

વિધિ બતાવ્યો છે, તે અચિત્ય તત્ત્વચિંતામણિરત્નનિધાન પરમ સમતામૂર્તિ **શ્રીમદ્‌ની** પોતાની સમતા કેવી અદ્‌ભુત હશે! અશાતા ઉદય મધ્યે જેણે પરમ 'શાંતિ મંત્ર જપ્યો છે તે પરમશાંતમૂર્તિ **શ્રીમદ્‌ની** આત્મશાંતિ કેવી અનુપમ હશે! તે આ તેમનો **અમૃતપત્ર** જગતને પોકારીને જાહેર કરે છે. અને આવા આ તીવ્ર અશાતા-ઉદય મધ્યે **શ્રીમદ્‌ના** દિવ્ય આત્માની અવ્યાબાધ સ્થિરતા કેવી છે, તે **શ્રીમદ્‌ની** અંતિમ અવસ્થામાં—૧૯૫૭ના ફા. વદ ૩ના દિને રાજકોટથી લખાયેલો **શ્રીમદ્‌નો** આ **અમૃતપત્ર** (અં. ૯૫૧) ડિંડિમનાદથી ઉદ્‌ઘોષે છે—

**'ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો. ત્યાં વચ્ચે સહરાનું રણ સંપ્રાપ્ત થયું.**

**માથે ઘણો બોજો રહ્યો હતો, તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રઘટના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો.**

**જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી એ જ અદ્‌ભુત આશ્ચર્ય છે. અવ્યાબાધ સ્થિરતા છે.**

**પ્રકૃતિ ઉદયાનુસાર કંઈક અશાતા મુખ્યતો વેદી શાતા પ્રત્યે. ૐ શાંતિઃ.'**

—આ ઘણા ગૂઢાર્થપૂર્ણ **અમૃતપત્રમાં શ્રીમદે** પોતાના અધ્યાત્મ જીવનનું ઘણું ઘણું રહસ્ય માર્મિકપણે અદ્‌ભુત આલંકારિક ભાષામાં લાક્ષણિક રીતે કહી દીધું છે. તેવા વિશિષ્ટ જ્ઞાનીગમ્ય આ પરમ આશયગંભીર શબ્દોનો આશય સમજાવો અતિ દુર્ગમ્ય છે, એટલે કંઈ આશયાંતર સમજાતો હોય તો તે આ ચરિત્રાલેખકનો જ દોષ સમજવો. એટલી સ્પષ્ટતાપૂર્વક આ શબ્દોનો આશય સામાન્યપણે એમ સમજાય છે કે—તીવ્ર અસાતાઉદયમાં પણ પરમ આત્મપુરુષાર્થી **શ્રીમદ્** અપૂર્વ આત્મપરાક્રમથી આ મોક્ષમાર્ગનો પ્રવાસ પૂરો કરવા માગતા હતા. **'ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો,'**— આ અનંત ભવનો અંત આણી—અનંત ભવમાર્ગનો પ્રવાસ ઘણી ત્વરાથી પૂરો કરી **શ્રીમદ્** જેમ બને તેમ જલદી મોક્ષપુરપત્તને પહોચી જવા માગતા હતા; વવાણીઆ-બંદરના આ રત્નત્રયીના અનન્ય વ્યાપારી રત્નવણિક્‌ને હવે મોક્ષ-બંદરે પહોંચવાનું ઘણું જ થોડું છેટું રહ્યું હતું,—દેહ છતાં દેહાતીત **મહા વિદેહ દશારૂપ** ઊર્ધ્વ અધ્યાત્મ ભૂમિકાક્ષેત્રમાં વિચરતો આ દિવ્ય આત્મા સંદેહમુક્ત-જીવન્મુક્ત તો હતો જ, પણ વિદેહમુક્ત પણ થવા માંગતો હતો. જ્ઞાનીઓના સનાતન સન્માર્ગે ઘણી ત્વરાથી ગમન કરતો આ મોક્ષમાર્ગનો મહાન્ પ્રવાસી કર્મ ખપાવતો ખપાવતો અનંત ભવનો અંત આણી હવે લગભગ છેવટના એક ભવની મર્યાદામાં-હદમાં આવી ગયો હતો, અને છેવટનો ભવ પણ ન રહે એવા અસીમ ઉગ્ર આત્મપુરુષાર્થમાં લાગી ગયો હતો. 'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા' ભવના અંતના ઉપાયરૂપ નિર્ગ્રંથ પંથે અપ્રમત્ત યોગધારાથી વિચરતા પરમ સંવેગરંગી **શ્રીમદ્** તીવ્ર સંવેગથી ધસી રહ્યા હતા, અને 'કેવલ લગભગ ભૂમિકા'ને સ્પર્શી મોક્ષપુરપત્તનનો કિનારો દેખાય ત્યાં આવી પહોંચ્યા હતા, હવે ઇષ્ટ સ્થળે પહોંચ્યા કે પહોંચશું એમ થઈ રહ્યું હતું. અનંતા ભવનો અંત તો આણી દીધો, હવે આ રહ્યોસહ્યો માત્ર એક ભવ શી વિસાતમાં? એમ તે ભવને પણ પૂરો કરવાને સમયે સમયે અનંતા સંયમ વર્ધમાન કરતા **શ્રીમદ્** પરમસંવેગ-

તિશયથી પૂરપાટ દોડયે જતા હતા. **'ત્યાં વચ્ચે સહરાનું રણુ સંપ્રાપ્ત થયું.'**—પ્રાયે એકભવવેદ્ય અવશેષ ઉદયમાન કર્મરૂપ આ સહરાનું રણુ વચ્ચે આડું આવ્યું. સમયે સમયે જેને માત્ર એક મોક્ષની જ તમન્ના છે, એની પ્રાપ્તિમાં એક સમયનો વિલંબ પણુ સહી શકાય એમ નથી, એવા આ પુરુષને માત્ર એક ભવ પણુ સહરાના રણુ જેવો આકરો લાગે છે. પ્રવાસી ગમે તેટલા વેગે દોડતો હોય પણુ વચ્ચે રણુ આવી પડે તો તેની ગતિ મંદ પડી જાય છે (Slows down), તેમ મોક્ષના આ મહાન્ પ્રવાસીને—'તેથી દેહ એક જ ધારીને જાશું સ્વરૂપ સ્વદેશ રે'—એમ એક ભવથી વધારે ભવ તો હવે થશે જ નહિં એવો પોતાના એકાવતારીપણુાનો પૂર્વે આત્મપ્રતિભાસ થયો છે તે પ્રમાણે આ ઉદયમાન કર્મ અવશેષ–બાકી રહેવારૂપ સહરાના રણુનું વિઘ્ન વચ્ચે આવી પડયું. (આ એકાવતારીપણું પણુ કાંઈ નાનીસૂની—સાધારણુ વાત નથી, પણુ ઘણી ઘણી મોટી અસાધારણુમાં અસાધારણુ વાત છે.) છતાં ઘણી ત્વરાથી ગમન કરવા ઇચ્છતો આ પરમ આત્મપુરુષાર્થી પુરુષ શું કરી રહ્યો હતો અને કરી રહ્યો છે? ત્વરાથી કિનારે પહોંચવા ઇચ્છતો પ્રવાસી જેમ પ્રવાસ ચાલુ જ રાખી ઇષ્ટ કિનારા પ્રત્યે દૃષ્ટિ ઠેરવી આગળ ચાલ્યો જ જાય છે અને ઝડપ વધારવા પોતાના માથે રહેલો બોજો ઓછો કરતો—ઉતારતો જાય છે; તેમ ત્વરાથી આ ભવમાર્ગનો પ્રવાસ પૂરો કરવા ઇચ્છતો આ ઉગ્ર આત્મપુરુષાર્થમાં લાગી ગયેલો મોક્ષનો મહાન્ પ્રવાસી ઇષ્ટ મોક્ષપત્તન પ્રત્યે દૃષ્ટિ ઠેરવી આગળ ચાલ્યો જ જાય છે, અને ગતિ ત્વરિત કરવા–ઝડપ વધારવા પૂર્વની જેમ પોતાના–આત્માના માથે રહેલો કર્મનો બોજો ઓર ઓછો કરતો કરતો–ઉતારતો ઉતારતો આગળ ધપ્યે જ જાય છે. **'માથે ઘણો બોજો રહ્યો હતો, તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રઘટના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણુ કર્યો.'** 'અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષ રે' એવો બાકી રહેલો અવશ્ય વેદવા યોગ્ય વેદનીય કર્મનો ઘણો બોજો માથે રહ્યો હતો તે કર્મના બોજાને ઉતારનારા સમયે સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન કરતા પરમ આત્મસંયમી **પરમ તપોમૂર્ત્તિ શ્રીમદ્** સમયે સમયે અનંતગુણુવિશિષ્ટ નિર્જરા કરી તે કર્મના બોજાને પૂર્વે અને હમણાં ઉતારતા જતા હતા; અસીમ આત્મપુરુષાર્થથી અનંત આત્મવીર્યે કરી જેમ અલ્પ કાળમા–થોડા વખતમાં વેદી લેવાય તેમ 'પ્રઘટના'–પ્રકૃષ્ટ ઘટના–પ્રકૃષ્ટ પ્રબંધ કરી રહ્યા હતા. ત્યાં **'પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણુ કર્યો.'** પ્રવાસી ગમે તેટલો ઉત્સાહી ને સંવેગી હોય અને ગમે તેટલી ત્વરાથી પ્રવાસ પૂરો કરવા ઇચ્છતો હોય, પણુ થાકી ગયેલા પગ જ જો આગળ ચાલવાની ના પાડે તો શું થાય? પરમ સંવેગી પરમ ઉત્સાહી પરમ આત્મવીર્યવાન્ પરમ આત્મપરાક્રમી **શ્રીમદ્** પરમ આત્મપુરુષાર્થથી ભવમાર્ગનો પ્રવાસ ઘણી ત્વરાથી પૂરો કરવા ઇચ્છે છે અને આ એક ભવનો હિસાબ પણુ ચૂકતે પતાવી દેવા માગે છે, અને સમયે સમયે વર્ધમાન અનંતા સંયમપરિણામથી અનંત નિર્જરા કરી કર્મનું દેવું પતાવતા જાય છે—કર્મનો બોજો માથા પરથી ઉતારતા જાય છે, પણુ આયુષ્ય-

કર્મરૂપ પગ જ આગળ ચાલવા ના પાડે ત્યાં શું થાય? આયુષ્ય જ જ્યાં થાકવા માંડયું ત્યાં ઉપાય શું? ભોગવ્યાથી જ નિર્જરાય એવા 'નિકાચિત'—ચીકણા બાંધેલા વેદનીય કર્મ જે ભોગવ્યા વિના છૂટકો જ નથી, એવો નિકાચિત ઉદયમાન-ઉદય પામી રહેલ થાક પગે ગ્રહણ કર્યો—આયુષ્ય થાકવા માંડયું; હવે આયુષ્ય તો તેટલું છે નહિં અને વેદનીય તો હજુ આટલું બધું બાકી છે, તો આટલા થોડા આયુષ્યમા તે કેમ વેદી શકાશે? એવો ઉદયમાન થાક પગને લાગ્યો-લાગવા માંડયો. અર્થાત્ નિકાચિત બાંધેલું વેદનીય કર્મ ભોગવ્યા વિના—વેદ્યા વિના છૂટકો નથી અને તે આ ભવમાં ભોગવી લેવાય તેટલો આયુષ્યસમય હવે રહ્યો નથી, ત્યાં ગમે તેવો આત્મપુરુષાર્થ–આત્મવીર્ય સ્ફુરાવાય તો શું કામ આવે? અથાક આત્મપુરુષાર્થ છતા આયુષ્ય જ જ્યાં થાકયું—આયુષ્યને જ થાક લાગવા માંડયો ત્યાં શું ઉપાય? પુરુષાર્થની ખામી નથી, આયુષ્યની ખામી છે; આત્મપુરુષાર્થબળ પરિપૂર્ણ છતાં આયુષ્યબળ ઊણું છે. આયુષ્યે જો યારી આપી હોય તો આ છેવટના ભવનો પણ હિસાબ પતાવી દેવાય-ચુકતે કરી દેવાય અને કર્મના ખાતાં ખતમ કરાય, એવો આત્મસ્થાને મહા વીરપણું દાખવનારા આ મહાવીર્યવાન્ **મહા વીર** પુરુષનો અનન્ય આત્મપુરુષાર્થ છે, અને તે હજુ પણ ઓર જોરશોરથી ચાલુ જ છે. કારણકે આયુષ્યઅંતના એક માસ પૂર્વે—ફા. વદ ૩ના દિને આ અમૃત પત્ર લખાયો છે, તે પછી જીવનના અંત પર્યંત પણ તેઓ અખંડ શુદ્ધ આત્મપરિણામધારાથી સત્તાગત કર્મોનુ યથાસંભવ ક્ષપણ કરવામાં પૂર્ણ આત્મપુરુષાર્થથી પ્રવર્ત્યા જ છે. એટલે આમ પરમ આત્મપુરુષાર્થી અસહાય આત્મપરાક્રમી શ્રીમદ્‌ના–અખંડ પુરુષાર્થ પ્રત્યે દૃષ્ટિ કરતાં, તેઓ અત્રે માર્મિકપણે ગૂઢાર્થમાં જણાવેલા આ 'ઘણી આત્મત્વરાથી પૂરો કરવા ધારેલા પ્રવાસ'ની પૂર્ણતાની દિશામાં કેટલી પ્રગતિ કરી ગયા હશે તે તેમના જેવા વિશિષ્ટ અતીંદ્રિય જ્ઞાની વિના કોણ કહી શકે?

આ ગમે તેમ હો, પણ અત્યારે પણ અંતરૂમા શી સ્થિતિ છે? તે સ્પષ્ટપણે દર્શાવતું આત્મસંવેદન પરમ આત્મપુરુષાર્થી શ્રીમદ્ અત્ર સ્પષ્ટ દાખવે છે—'**જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી, એ જ અદ્‌ભુત આશ્ચર્ય છે. અવ્યાબાધ સ્થિરતા છે.**' પૂર્વે જ્ઞાનમા પ્રતિભાસમાન એવું પૂર્વનિર્દિષ્ટ જે સ્વરૂપ છે તે અન્યથા-અન્ય પ્રકારનું થતું નથી એ જ અદ્‌ભુત–ચમત્કાર પમાડે એવું આશ્ચર્ય છે! અમારૂં જે સ્વરૂપ છે—સહજાત્મસ્વરૂપે સ્થિતિરૂપ જે સ્વરૂપ છે તે 'અન્યથા'—અન્ય પ્રકારનું થતું નથી, સહજાત્મસ્વરૂપે જે સ્થિતિ હતી તે તેમજ છે—સહજાત્મસ્વરૂપે જ નિરંતર સ્થિતિ કર્યા કરે છે, જીવન્મુક્તદશા જ અમે અનુભવી રહ્યા છીએ એ જ અદ્‌ભુત—પરમ ચમત્કાર પમાડે એવું આશ્ચર્ય છે! આ સહજાત્મસ્વરૂપસ્થિતિરૂપ સ્વરૂપમા 'અવ્યાબાધ'—સમયમાત્ર પણ પરમાણુમાત્ર આબાધાન ઉપજે એવી નિરાબાધ અખંડ સ્થિરતા છે. અને અવ્યાબાધસ્થિરતામગ્ન આત્માની આ પરમાનંદનિમગ્ન અવ્યાબાધ સ્થિતિ છે તે વખતે શરીરની સ્થિતિ કેવી છે?—'પ્રકૃતિ ઉદયાનુસાર કંઇક અશાતા મુખ્યતો વેદી શાતા પ્રત્યે. ૐ શાંતિઃ.' શરીરપ્રકૃતિની વેદનીય ઉદયાનુસાર–

ઉદય પ્રમાણે મુખ્યતો–મુખ્યપણે અશાતા જ વર્ત્તી રહી છે. છતાં **શ્રીમદ્‌**ના દિવ્ય આત્માની તો સ્વરૂપમાં શમાવારૂપ પરમ શાંતિ અનુભવતી આવી **'અવ્યાબાધ સ્થિરતા'** જ છે. આમ અવ્યાબાધસ્થિતિસંપન્ન પરમ જીવન્મુક્તદશાપ્રાપ્ત **શ્રીમદ્‌**નો સર્વકાળના સર્વ મુમુક્ષુઓને અનુકરણ કરવા યોગ્ય કેવો અનન્ય મોક્ષપુરુષાર્થ! સર્વકાળના સર્વ સંતોને–સર્વ સત્પુરુષોને નમસ્કાર કરવા યોગ્ય એવો પરમ સત્પુરુષ **શ્રીમદ્‌**નો કેવો અસીમ આત્મપુરુષાર્થ! સમસ્ત વિશ્વને વંદન કરવા યોગ્ય–પરમ વિશ્વવંદ્ય પુરુષોત્તમ **શ્રીમદ્‌**નું કેવું અલૌકિક આત્મપરાક્રમ!

આવા તીવ્ર અસાતાઉદયમાં પણ **પરમ સમતામૂર્ત્તિ શ્રીમદ્‌**ના દિવ્ય આત્માની સમતા કેવી અદ્‌ભુત છે! શરીરની અસ્વસ્થ સ્થિતિમાં પણ **પરમ સ્વસ્થ સહજાત્મ-સ્વરૂપસ્વામી શ્રીમદ્‌**ના દિવ્ય આત્માની અવ્યાબાધ સ્થિરતા કેવી અદ્‌ભુત છે!!



## પ્રકરણ એકસો ચારમું

# પરમશ્રુતપ્રભાવક મંડળની સંસ્થાપના

**પરમશ્રુત પ્રભાવક મંડળ**ની સંસ્થાપના એ **શ્રીમદ્‌**ના જીવનનું એક મહાન્ કાર્ય છે. **શ્રીમદ્‌**ના શ્રીહસ્તે જો કોઇ સંસ્થાનું સંસ્થાપન કરાયું હોય તો તે આ એક જ છે. એટલે જ **પુણ્યશ્લોક શ્રીમદ્‌**ના પુણ્ય નામ સાથે જોડાયેલી આ સંસ્થાનું મહત્ત્વ ઇતર સર્વથી અધિક છે અને એટલે જ **શ્રીમદ્‌**ના સ્વશ્રીહસ્તે સંસ્થાપિત આ સંસ્થાનું સ્થાન સર્વપ્રધાન છે,—એ **શ્રીમદ્‌**ના ગુણાનુરાગી સર્વ કોઈ સ્પષ્ટ સમજી શકે એમ છે.

આ પરમશ્રુતપ્રભાવક મંડળ સંસ્થાની સંસ્થાપના **શ્રીમદે** સં. **૧૯૫૬**ના ભાદરવા વદમા વઢવાણ કૅમ્પ ક્ષેત્રે સ્થિતિ વેળાયે કરી. તે વખતે ક્ષીણદેહ **શ્રીમદ્‌**ની શરીરસ્થિતિ અત્યંત અનારોગ્ય અને અતિ નિર્બલ હતી, પણ પ્રાયે ક્ષીણમોહ **શ્રીમદ્‌**ની આત્મસ્થિતિ પૂર્ણ આરોગ્યસંપન્ન અને પરમ બળવાન્ હતી. એટલે શરીરની આવી નિર્બળ સ્થિતિમા પણ પ્રબળ આત્મબળને લઇને જ **શ્રીમદ્‌** આ સંસ્થાસંસ્થાપનનો પરિશ્રમ લઈ શકયા, એ જ **શ્રીમદ્‌**નો પરમશ્રુત પ્રત્યેનો પરમ પ્રેમ પ્રકાશે છે. પરમ શ્રુત પ્રત્યેનો **શ્રીમદ્‌**નો પરમ પ્રેમ અસીમ હતો, પરમ શાંતરસપ્રધાન વીતરાગશ્રુતનું પરમ ગૌરવ **શ્રીમદ્‌**ને રોમે રોમે વ્યાપ્યું હતું. 'પરમ' એટલે જેનાથી પર કોઇ નથી ને જે બીજા બધાથી પર છે એવું 'શ્રુત'–સત્ શ્રુત–સત્શાસ્ત્ર તેનો જે પ્રભાવ વર્ત્તાવે–પ્રભાવના કરે તે પરમશ્રુત'પ્રભાવક', અને આ પરમશ્રુતપ્રભાવના પરમ પુણ્ય કાર્યમા

જે જોડાય તે 'મંડળ',—એમ '**પરમશ્રુતપ્રભાવક મંડળ**' એવું યથાર્થ ગુણનિષ્પન્ન નામાભિધાન આ સંસ્થાનું રાખ્યુ તે પણ અત્યંત સૂચક છે, અને પરમાર્થ પ્રયોજનભૂત આ સંસ્થાનો **પરમાર્થ** ઉદ્દેશ પણ સ્પષ્ટ કરે છે. એટલે આવા પરમશ્રુતનો વિશ્વમાં પ્રભાવ થાય—પરમ વીતરાગશ્રુતનું જગત્માં પ્રભાવન થાય એવા પરમ ઇષ્ટ ઉદ્દેશથી—પરમ પરમાર્થપ્રયોજનથી **પરમાર્થમૂર્ત્તિ શ્રીમદે** આ **પરમશ્રુતપ્રભાવક મંડળની** સ્થાપના કરી, અને આ પરમાર્થપ્રયોજન અર્થે ફંડ શરૂ કરી **શ્રીમદ્** પોતે સ્વહસ્તે જૂદા જૂદા મુમુક્ષુજનો પાસેથી તેમાં યથાશક્તિ ફાળો ભરાવતા અને મુમુક્ષુજનો પણ પૂર્ણ ભક્તિથી યથાશક્તિ ફાળો ભરતા હતા. **શ્રીમદે** આ ચરિત્રાલેખકના પૂ પિતાશ્રી **મનસુખભાઈ કિરતચંદને** કહ્યું હતું—'મનસુખ, સતશ્રુતના પ્રચારરૂપ એક યોજના ધારી છે. ફંડ શરૂ થયુ છે. ભાઈઓએ સારી રકમ ભરી છે. નવલભાઈએ ઠીક ભર્યું છે. તમને કેમ લાગે છે? (મનસુખભાઈ—) સાહેબ, બહુ સારૂં કર્યું છે. સત્શ્રુતનો પ્રચાર થઈ પરમાર્થમાર્ગ પ્રકાશ પામે તો બહુ સારૂં. (શ્રીમદ્—) તેમ થશે' **પરમ પરમાર્થરંગી શ્રીમદે** પોતે સર્વથા નિષ્પરિગ્રહવ્રત ધાર્યું હોવાથી સંસ્થા સંબંધી અર્થવ્યવહારને હાથ પણ લગાડતા નહિં અને તે સંબંધી વાતચીતને પણ અતિચાર લેખતા, એટલા બધા નિયમપાલનમાં કડક (strict) હતા. એટલે સંસ્થા અંગેના અર્થ—ફંડ સંબંધી વ્યવસ્થા તેમણે બીજાઓને—પુંજાભાઈ હીરાચંદ, પોપટલાલભાઈ મહોકમચંદ આદિને સોંપી હતી. **શ્રીમદ્** જેવા પરમ સંવેગી પરમશ્રુત પુરુષની પ્રેરણાથી સંસ્થાને ઘણો વેગ મળ્યો અને ઘણા જ થોડા વખતમા મારૂં જેવું ફંડ એકઠું થઇ સંસ્થાનો દૃઢ પાયો નંખાઇ ગયો; પરમાર્થપ્રેમરૂપ સોનાની ઇંટો મૂકી સત્શ્રુતભક્તિ—અમૃતજલનું જ્યાં સિંચન કરાયુ એવી આ **પરમશ્રુતપ્રભાવક મંડળ સંસ્થાનો શ્રીમદ્ રાજચંદ્ર** જેવા પરમશ્રુતચિંતામણિ સંતશિરોમણિના વરદ હસ્તે વજ્રલેપ પાયો નંખાઇ ગયો, અને તે પર પરમશ્રુતપ્રભાવનાનો પરમ ભવ્ય મહાપ્રાસાદ નિર્માણ કરવાની યોગ્યતાવાળી વજ્રલેપ દૃઢ ભૂમિકા બંધાઈ ગઈ. **શ્રીમદ્** જેવા પરમ પરમાર્થરંગી પરમ પુરુષ જ્યાં કર્ણધાર પ્રણેતા હોય અને આજ્ઞારંગી ભક્તિમાન્ મુમુક્ષુજનો જ્યાં અનુયાયી હોય, ત્યા થોડા સમયમાં આવી પરમાર્થસંસ્થાને દૃઢમૂલ થતા શી વાર લાગે?

**શ્રીમદ્** પોતે કેવા **પરમશ્રુત** હતા તેનું દર્શન આપણે અત્રે આ ગ્રંથમાં સ્થળે સ્થળે કર્યું જ છે અને 'એક શ્લોક વાંચતાં અમને હજારો શાસ્ત્રનું ભાન થઈ તેમાં ઉપયોગ ફરી વળે છે' (અં. ૬૧૭),—એમ **શ્રીમદ્**નું સ્વાનુભવ અમૃતવચન સ્વયં પ્રકાશે છે. આવા **શ્રીમદ્** જેવા **પરમશ્રુત જ્ઞાનાવતાર** પુરુષને પરમશ્રુત પ્રત્યે પરમ પ્રેમ હોય એમા આશ્ચર્ય શું? આ પરમશ્રુત એટલે શું? અને તે કયુ? ઉપરમાં કહ્યું તેમ જે શ્રુત બીજા બધા શ્રુત કરતા પર છે અને જેનાથી બીજું કોઇ પર નથી તે પરમ શ્રુત; અને તે શ્રુત કેવળ સર્વજ્ઞ વીતરાગપ્રણીત જ છે અથવા તદાશ્રિતપણે વીતરાગ સત્પુરુષપ્રણીત જ છે. **શ્રીમદે** સ્વયં પ્રકાશ્યુ છે તેમ—'વિશુદ્ધ દૃષ્ટિવાનને વીતરાગશ્રુત પરમોપકારી છે, અને તે જ અર્થે થઇને મહત્પુરુષોએ એક શ્લોકથી માંડી

દ્વાદશાંગ પર્યંત રચના કરી છે. તે દ્વાદશાંગના મૂળ ઉપદેષ્ટા સર્વજ્ઞ વીતરાગ છે. × × સર્વજ્ઞ વીતરાગનાં વચનને ધારણ કરીને મહત્ આચાર્યોએ દ્વાદશાંગની રચના કરી હતી, અને તદાશ્રિત આજ્ઞાંકિત મહાત્માઓએ બીજાં અનેક નિર્દોષ શાસ્ત્રોની રચના કરી છે. (અં. ૭૫૫). શાંતરસનું જેમાં મુખ્યપણું છે, શાંતરસના હેતુએ જેનો સમસ્ત ઉપદેશ છે, સર્વે રસ શાંતરસગર્ભિત જેમાં વર્ણવ્યા છે, એવાં શાસ્ત્રનો પરિચય તે સતશ્રુતનો પરિચય છે. (અં. ૮૨૫). વચનામૃત વીતરાગના, પરમ શાંતરસમૂળ; ઔષધ જે ભવરોગના, કાયરને પ્રતિકૂળ.' આ સત્ શ્રુતમાં જિનાગમો ઉપરાંત **શ્રીમદે** આ મહાન ગ્રંથોની ગણના કરી છે—'શ્રી પાંડવપુરાણે પ્રદ્યુમ્ન ચરિત્ર, શ્રી પુરુષાર્થસિદ્ધિ-ઉપાય, શ્રી પદ્મનંદિ પંચવિંશતિ, શ્રી ગોમટ્ટસાર, શ્રી રત્નકરંડ શ્રાવકાચાર, શ્રી આત્માનુશાસન, શ્રી મોક્ષમાર્ગપ્રકાશ, શ્રી કાર્તિકેયાનુપ્રેક્ષા, શ્રી યોગદષ્ટિસમુચ્ચય, શ્રી ક્રિયાકોષ, શ્રી ક્ષપણકસાર, શ્રી લબ્ધિસાર, શ્રી ત્રિલોકસાર, શ્રી તત્ત્વસાર, શ્રી પ્રવચનસાર, શ્રી સમયસાર, શ્રી પંચાસ્તિકાય, શ્રી અષ્ટપ્રાભૃત, શ્રી પરમાત્મપ્રકાશ, શ્રી રયણસાર. આદિ અનેક છે. ઇંદ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક એ સતશ્રુત સેવવા યોગ્ય છે. એ ફળ અલૌકિક છે—અમૃત છે.' (અં. ૯૫૬–૧૫). તેમજ આ સત્ શ્રુતગણનામાં આ ગ્રંથસૂચિ પણ સૂચવી છે—'વૈરાગ્યશતક, ઇંદ્રિયપરાજયશતક, શાંતસુધારસ, અધ્યાત્મ-કલ્પદ્રુમ, યોગદષ્ટિસમુચ્ચય, નવતત્ત્વ, મૂળપદ્ધતિ કર્મગ્રંથ, ધર્મબિન્દુ, આત્માનુશાસન, ભાવનાબોધ, મોક્ષમાર્ગપ્રકાશ, મોક્ષમાળા, ઉપમિતિભવપ્રપંચ, અધ્યાત્મસાર, શ્રી આનંદઘનજી ચોવીશી, (અં. ૯૫૬, ૩૩). ઇત્યાદિ. (અત્રે ઉપલક્ષણથી તેવા તેવા બીજા ગ્રંથો પણ સમજી લેવા) તેમજ—સન્મતિતર્ક, આપ્તમીમાંસા, ષડ્દર્શનસમુચ્ચય, યોગશાસ્ત્ર, આદિ ગ્રંથોના વારંવાર આદરપૂર્ણ ઉલ્લેખો જે તેમના વચનોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે તે પણ તેમનો તે તે ગ્રંથો પ્રત્યેનો પ્રેમ સૂચવે છે.

**શ્રીમદ્**ને જ્ઞાની મહાત્માઓના શ્રુત પ્રત્યે કેટલો પરમ પ્રેમ હતો તેના એક બે ઉદાહરણ—(૧) એમ કહેવાય છે કે **શ્રીમદ્**ને જ્યારે કોઈ તરફથી સમયસાર શાસ્ત્રની પ્રત મળવા પામી ત્યારે તેમનો આત્મા એટલા હર્ષથી નાચી ઊઠ્યો કે તેમણે તે માટે ખોબો ભરીને રૂપીઆ આપ્યા. (૨) **શ્રી મનસુખભાઇ કિરતચંદ** નોંધે છે—'એક દિવસ મારા પિતાશ્રીએ **શ્રીમદ્**નું એક રજીસ્ટર બુકપોસ્ટ તેમને તરત પહોંચે તેટલા માટે મને આપ્યું. હું તે લઈ **શ્રીમદ્** પાસે જઉં છું ત્યાં મોટા રસ્તા ઉપર ડેલી બ્હાર ટોપી પહેરેલ **શ્રીમદ્** મારી રાહ જોઇ ઉભા છે. જતાં જ **શ્રીમદે** કહ્યુ કે તમે અમારૂં પુસ્તક લઈને આવો છો તેની રાહ જોતા ઉભા છીએ. (આ પણ અંતર્યામીપણું). (મનસુખભાઈ)—સાહેબ, આ પુસ્તક શેનું છે? **શ્રીમદ્**—એ સ્વામી કાર્ત્તિકેયાનુપ્રેક્ષા છે. વૈરાગ્યનો ઉત્તમ ગ્રંથ છે. દ્રવ્યનું સ્વરૂપ બતાવનારા ચાર શ્લોક અદ્‌ભુત છે. એ ચાર શ્લોક માટે આ ગ્રંથની રાહ જોતા હતા.'—આવો અદ્‌ભુત હતો **શ્રીમદ્**નો જ્ઞાનીઓના વચન પ્રત્યેનો પરમ પ્રેમ! પરમ આદરાતિશય! **શ્રીમદે** સૂત્રકૃતાગસૂત્રમાં પ્રવેશ કરાવનારો જે અદ્‌ભુત પ્રવેશક લખ્યો છે (અં. ૩૭૫) તથા આપ્તમીમાંસા–યોગશાસ્ત્ર

આદિના મંગલાચરણના વિવેચનરૂપ જે અપૂર્વ પ્રવેશક લખ્યા છે (અં. ૯૫૬,-૨૩, ૨૬, ૨૭,) તે **શ્રીમદ્‌ને** તે તે ગ્રંથોનું ગૌરવ કેવું હૃદયે વસ્યું છે તેના અમર સાક્ષી છે. **મનઃસુખભાઈ કિરતચંદ શ્રીમદ્‌ના** સાક્ષાત્ સમાગમની નોંધમાં **શ્રીમદે** વીતરાગવાણી અંગે ઉચ્ચારેલા વચનો નોંધે છે કે—'પૂર્વાપર અવિરોધ એવું દર્શન, એવાં વચન તે વીતરાગનાં છે × × શાસ્ત્રને જાલ સમજનારા ભૂલ કરે છે. શાસ્ત્ર એટલે શાસ્તા પુરુષોનાં વચન. એ વચન સમજવા દૃષ્ટિ સમ્યગ્ જોઈએ. × × 'જ્ઞાન એહિજ આતમા' એ એકાંત નિશ્ચયનયથી છે. વ્યવહારથી તો એ જ્ઞાન અવરાયલું છે, તેનો ઉઘાડ કરવાનો છે. એ ઉઘાડ થવા ભણવું, ગણવું, ઉપદેશશ્રવણ, શાસ્ત્રવાંચન આદિ સાધનરૂપ છે; પણ તે ભણવું, ગણવું, ઉપદેશ, શાસ્ત્ર આદિ સમ્યગ્ જોઈએ. આ શ્રુતજ્ઞાન કહેવાય છે; અને સંપૂર્ણ નિરાવરણ જ્ઞાન થતાં સુધી એ શ્રુતજ્ઞાનના અવલંબનની જરૂર છે. 'હું જ્ઞાન છું હું બ્રહ્મ છું' એમ પોકાર્યે જ્ઞાન કે બ્રહ્મ થઈ જવાતું નથી. તે રૂપ થવા સત્‌શાસ્ત્રાદિ સેવવાં જોઈએ.' આ બધું સૂચવે છે કે **શ્રીમદ્‌ને** સતશ્રુતનો-પરમશ્રુતનો જગત્ પ્રત્યે કેટલો પરમ ઉપકાર છે તેનો પૂર્ણ નિશ્ચય હૃદય વસ્યો હતો. આ સત્ શ્રુતનો-વીતરાગ પરમ શ્રુતનો ઉપકાર કેવો છે, એ **શ્રીમદ્‌ના** આ ટંકોત્કીર્ણ પરમ અમૃત વચન ડિંડિમનાદથી ઉદ્‌ઘોષણા કરે છે—

**'અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી, અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;**
**સકળ જગત હિતકારિણી, હારિણી મોહ, તારિણી ભવાબ્ધિ મોક્ષ ચારિણી પ્રમાણી છે;**
**ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ, આપવાથી નિજ મતિ મપાઈ મેં માની છે;**
**અહો રાજ્યચંદ્ર! બાલ ખ્યાલ નથી પામતા એ, જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.'**
**(મોક્ષમાળા).**

'વચનામૃત વીતરાગના, પરમ શાંતરસ મૂળ;
ઔષધ જે ભવરોગનાં, કાયરને પ્રતિકૂળ.
મંત્ર તંત્ર ઔષધ નહિં, જેથી પાપ પલાય;
વીતરાગ વાણી વિના, અવર ન કોઈ ઉપાય.

'પ્રાણીમાત્રનો રક્ષક, બંધવ અને હિતકારી એવો કોઈ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મ જ છે. (અં. ૭૦૩).

'વીતરાગ શ્રુત, વીતરાગ શાસ્ત્ર એક બળવાન ઉપકારી સાધન છે. જો કે તેવા મહાત્મા પુરુષ દ્વારા જ પ્રથમ તેનું રહસ્ય જાણવું જોઈએ, પછી વિશુદ્ધ દૃષ્ટિ થયે મહાત્માના સમાગમના અંતરાયમાં પણ તે શ્રુત બળવાન ઉપકાર કરે છે, અથવા જ્યાં કેવળ તેવા મહાત્માઓનો યોગ બની જ શકતો નથી, ત્યાં પણ વિશુદ્ધ દૃષ્ટિવાનને વીતરાગશ્રુત પરમોપકારી છે, અને તે જ અર્થે થઈને મહત્‌પુરુષોએ એક શ્લોકથી માંડી દ્વાદશાંગપર્યંત રચના કરી છે. (અં. ૭૫૫).

'જેમ છે તેમ નિજ સ્વરૂપ સંપૂર્ણ પ્રકાશે ત્યાંસુધી નિજ સ્વરૂપના નિદિધ્યાસનમાં સ્થિર રહેવાને જ્ઞાની પુરુષનાં વચનો આધારભૂત છે, એમ પરમ પુરુષ શ્રી તીર્થંકરે કહ્યું છે, તે સત્ય છે. બારમે ગુણસ્થાનકે વર્ત્તતા આત્માને નિદિધ્યાસનરૂપ ધ્યાનમાં શ્રુતજ્ઞાન એટલે મુખ્ય એવાં જ્ઞાનીનાં વચનોનો આશય ત્યાં આધારભૂત છે, એવું પ્રમાણ જિનમાર્ગને વિષે વારંવાર કહ્યું છે. (અં. ૫૭૫).

'અહો સત્પુરુષના વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ! સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર, દર્શનમાત્રથી પણ નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વરૂપ પ્રતીતિ, અપ્રમત્ત સંયમ, અને પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ સ્વભાવનાં કારણભૂત;—છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર! ત્રિકાળ જયવંત વર્તો! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.' **(અં. ૮૭૫).**

અત્રે આવું પરમ ઉપકારી **વીતરાગશ્રુત** એ જ **પરમશ્રુત** છે ને એ જ **'સત્'શ્રુત** છે, એમ કહેવાનું પ્રયોજન શું? એ પ્રયોજન સ્પષ્ટ કરતાં **પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** ગ્રંથના 'સતશાસ્ત્રનો ઉપકાર' એ નવમા પાઠમાં સ્પષ્ટ દર્શાવ્યું છે તેમ—

'તે અસતશાસ્ત્રનો વ્યવચ્છેદ કરવા માટે છે. કારણકે સત્‌શાસ્ત્ર જ જીવને ઉપકારી થાય છે; અસત્‌શાસ્ત્ર તો ઉપકારી નહિં, પણ મહા અપકારી થાય છે. રાગ-દ્વેષ-મોહની વૃદ્ધિ કરનારા એવા અસત્‌શાસ્ત્રનું આત્માર્થીને શું પ્રયોજન? જગત્‌પૂજ્ય એવું સત્‌શાસ્ત્ર અમૃત છોડી કુશાસ્ત્રવિષથી આત્મવિડંબના કોણ કરે? સત્‌શાસ્ત્ર એ ભવરોગનો નાશ કરનારી દિવ્ય ઔષધિ અથવા અમૃતસંજીવની છે. એટલે ભવરોગનું નિવારણ ઇચ્છનારે તે પરમ શાંતરસમૂળ વીતરાગ વચનામૃતોનું નિરંતર સેવન કરવા યોગ્ય છે. કારણ કે રાગ-દ્વેષ-મોહરૂપ ત્રિદોષથી આ જીવને સતસ્વરૂપથી નિપાતરૂપ સન્નિપાત લાગુ પડ્યો છે; વીતરાગરૂપ સદ્વૈદ્યે સતશાસ્ત્રમાં નિરૂપણ કરેલી રત્નત્રયીરૂપ માત્રાનું જીવ જેમ જેમ સેવન કરે, તેમ તેમ તેનો આ ત્રિદોષ સન્નિપાત અવશ્ય દૂર થાય છે, અને તેને આત્મામાં સ્થિરતારૂપ સ્વાસ્થ્ય-આરોગ્યલાભ પ્રાપ્ત થતો જાય છે. પરમ શાંતસુધારસ જેનું મૂળ છે એવી આ શ્રુત ઔષધિની શક્તિ અમૃત જેવી છે. અમૃત જેમ મરેલાને કે મૂર્છિતને જીવાડે છે, સજીવન કરે છે, અમર કરે છે, તેમ અમૃતસમી આ શ્રુત-શક્તિ જીવને જીવાડે છે, સજીવન કરે છે, પરમાર્થમય ભાવજીવન બક્ષે છે, અને ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણમાંથી ઉગારી અમૃતત્વ આપે છે, યાવત્ મોક્ષફળ પ્રાપ્ત કરાવે છે. પરમ શાંતસ્વરૂપ વીતરાગના વદન-હિનાદ્રિમાંથી નીકળેલી એવી શાંતસુધારસના કલ્લોલો ઉછાળતી શ્રુતગંગાના નિર્મલ નીરમાં જે નિમજ્જન કરે છે, તે આત્મા શીતલ શુચિ અને શાંત થાય છે; અને તે દિવ્ય સરિતાની અખંડ શાંતવાહિતાના પ્રવાહમાં તણાતો જઈ પરમાત્મસ્વરૂપ સમુદ્રને મળે છે.'

—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** પાઠ ૯. **(સ્વરચિત.)**

આવો જેનો અનન્ય પરમ ઉપકાર છે એવા **પરમશ્રુતની—પરમસત્ શ્રુતની** જગતમાં ખ્હોળા હાથે મુક્ત કંઠે ને મુક્ત હૃદયે પ્રભાવના થવી જોઇએ,—એમ આ **પરમ વીતરાગમાર્ગપ્રભાવક શ્રીમદ્**નો આ **પરમશ્રુતપ્રભાવક મંડળની** સંસ્થાપનામાં મહાન્ આશય હતો, પરમ ઉદાર ભાવના હતી,—કે જેથી જ્ઞાની પુરુષોના પ્રવચનને—પરમ શ્રુતને—સત્‌શ્રુતને જગજ્જીવો વાંચે-વિચારે, તો સન્માર્ગને-સન્માર્ગની દિશાને પામે. આવી પરમ ઉદાર ભાવનાને લઈને જ વીતરાગમાર્ગની પરમ પ્રભાવના-પ્રકૃષ્ટ ભાવનાથી પરમ ભાવિતાત્મા **પરમ વીતરાગમાર્ગપ્રભાવક શ્રીમદે** આ

પરમશ્રુતપ્રભાવક મંડળની સંસ્થાપના કરી. **શ્રીમદ્દની** સત્શ્રુતની પ્રભાવના અંગે કેટલી બધી ઉદગ્ર ભાવના હતી તેનુ બીજું ઝળહળતું ઉદાહરણ **ખંભાત સુબોધક પુસ્તકાલયની શ્રીમદ્દની** યોજનામા પ્રાપ્ત થાય છે. આ અંગે **મનસુખભાઇ કિરતચંદ શ્રીમદ્દના** સાક્ષાત્ સમાગમની નોંધમાં નોંધે છે કે—'આ વખતે મુંબઇમાંથી સારા પુસ્તકોની ખરીદી કરી, **ખંભાત સુબોધક પુસ્તકાલયની** યોજના કરી. અમદાવાદ તથા વવાણીઆ માટે ધર્મ, વ્યવહાર, તત્ત્વજ્ઞાનનાં ઘણાં પુસ્તકો ખરીદ કરાવ્યાં. જૂદા જૂદા ભાઇઓને પણ તેઓની યોગ્યતા અને સ્થિતિ અનુસાર ઉપયોગી પુસ્તકો અપાવ્યાં. તેના કમીશનમાથી ખંભાત સુબોધક પુસ્તકાલય ઉભું કર્યું. આ પુસ્તકની ખરીદી અને ચુંટણીનું કામ મને સોપ્યુ. અંદર તત્ત્વ, સાહિત્ય, વ્યવહાર, પરમાર્થ ઉપયોગિતાના સૌંદર્ય પૂર્ણ જોવા; તેમ બાહ્ય સૌંદર્યની તેમની ચોકસી બોધપ્રદ હતી.' **પરમ ભાવિતાત્મા શ્રીમદ્દની** આ **પ્રભાવના—પ્રકૃષ્ટ ભાવના** પરથી સમજાય છે કે—આવા અનન્ય ઉપકારી પરમ શ્રુતજ્ઞાનનો તેના પરમ ગુણગૌરવને છાજે એવા તેને અનુરૂપ પરમાદરથી—ગુણગૌરવ—બહુમાનથી તેના સર્વાંગસુંદર પ્રકાશન—પ્રભાવન કરવા યોગ્ય છે,—એવી પરમ ઉદાર ભાવના **શ્રીમદ્દની** હતી.

અર્થાત ખરેખરી પ્રભાવનાભાવનાથી—શુદ્ધ આદર્શલક્ષી ધર્મધગશથી આ **પરમશ્રુતની** જગતમા પરમ ઉદારતાથી **પ્રભાવના** કરવી જોઈએ—લ્હાણુ કરવી જોઇએ. વાણીયાવિદ્યા આમા કામ ન આવે! વાણીયાગતથી રૂપીઆ—આના—પાઇના હિસાબથી નહીં, પણ છૂટે હાથે ઉદાર દિલથી પરમ ઉત્સાહથી—પરમ ઉલ્લાસથી—પરમ ઉમંગથી—પરમ ઉછરંગથી—પરમ ઉલટથી **પ્રભાવના** કરવી જોઇએ,—કે જેથી કરીને જગતને વિષે **જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ** પ્રભાવિત થાય તે તે પરમશ્રુત—મતશ્રુત શાસ્ત્રોની રસવતી એવી સરસ રીતે પીરસવી જોઇએ કે જગજ્જીવોને તે એકદમ રોચક થઇ પડી તેનું પેટ ભરીને ભાવભોજન કરવાની રુચિ—મરજી થઈ જાય! તેના અર્થને—પરમાર્થને યથાર્થપણે બહલાવે—વિકસાવે એવા સર્વ પ્રકારે **સર્વાંગસુંદરપણે** ભાવાતર—વિવેચનાદિ સહિતપણે એવી **પ્રભાવના** કરવી જોઇએ કે તેની **પ્રભાવના**—પ્રકૃષ્ટ ભાવના જગજ્જીવોને થઇ જાય! આવી **પ્રભાવના** પણ કોણ કરી શકે? જેણે પોતાના આત્મામાં તે તે વચનોની **પ્રભાવના**—પ્રકૃષ્ટ ભાવના કરી હોય તે જ કરી શકે. આવા ભાવિતાત્મા પુરુષો દ્વારા તેના અર્થ—વિવેચનાદિ કરાવી તેની **સર્વાંગસુંદર** કાગળ—છાપ—બાઈન્ડીંગ—સુશોભન આદિ સર્વ પ્રકારે એવા સુંદર ગ્રંથો પ્રસિદ્ધ કરવા જોઇએ—સુપ્રસિદ્ધ કરવા જોઇએ કે તેને દેખતા જ નયન ને મન ઠરી જાય! એવી પરમ ઉદાત્ત ભાવના **પરમ ભાવિતાત્મા શ્રીમદ્દની** હતી. અને આવા પુણ્ય કાર્યમા એકજ ધ્યેયવાળા ઘણા ભાવિત મુમુક્ષુજનો સંમિલિત થાય તો આ કાર્યને પૂરો વેગ મળે એ દૃષ્ટિએ પરમ દીર્ઘદૃષ્ટિ આર્ષદ્રષ્ટા **શ્રીમદે** આ સંસ્થાને 'મંડલ' એવું નામ આપ્યું હતું,—તે કોઇ વાડા કે group—જૂથ એવા કોઈ સાંકડા અર્થમાં સંકુચિત દૃષ્ટિથી નહિં, પણ વિશાલ વિશ્વવાદી અર્થમાં વિશાલદૃષ્ટિથી આપ્યુ હતું.

અને તે જાણે પોકારીને કહે છે કે સર્વ મુમુક્ષુજનોએ આ પુણ્યકાર્યમાં સંમિલિત થવું જોઈએ; અને કોઈ પણ પ્રકારના ગુણદ્વેષ-મત્સર-ઈર્ષ્યા-અદેખાઈ રાખ્યા વિના, પોતાની સમસ્ત શક્તિથી-સર્વાત્માથી આ પરમ જ્ઞાનદાન દેવા યોગ્ય છે. તન-મન-ધન-વચનની સમસ્ત શક્તિ ખર્ચી નાંખીને, ઓવારી નાંખીને આ **જ્ઞાનની પ્રભાવના** પરમ ઉદારતાથી કરવા યોગ્ય છે. આ મુમુક્ષુજનો આ જ્ઞાનદાનથી કેમ આત્મોત્કર્ષ પામે, કેમ યોગગુણની વૃદ્ધિ કરે ને તે દેખીને હું રાજી થાઉં-પ્રસન્ન થાઉં, એવી પ્રમોદભાવના સહિત પરમ ઉદાર ભાવથી છૂટા હૃદયે ને છૂટા હાથે આ **જ્ઞાનધનનું દાન** દેવા યોગ્ય છે. આ જ્ઞાનધન તો **અક્ષયનિધિ** છે. એ દાન દેતાં કદી ખૂટતું નથી અને દાતાનું કંઇ જ્ઞાનધન ઓછું થઇ જતું નથી, ઉલટું જળવાઇ રહે છે ને વૃદ્ધિ પામે છે. માટે જેમ બને તેમ બહોળા હાથે આ **જ્ઞાનદાન** આપી **પરમશ્રુતની પ્રભાવના** કરવા યોગ્ય છે. અને તે અર્થે,—સત્ પુસ્તકોમાં-સુંદર ગ્રંથોમાં તે તે સતશાસ્ત્રો છપાવવા યોગ્ય છે. તે તે સિદ્ધાન્તોને છાજે એવા ગૌરવને અનુરૂપ કાગળ, શાહી, પુંઠાં વગેરે, શાસ્ત્રનું ગૌરવ દીપાવે એવા બાહ્ય આકર્ષણરૂપ ગુણોથી; તેમજ અક્ષર, વર્ણ, શબ્દ, અર્થ, પરમાર્થ આદિની શુદ્ધિ—સુસંકલના વગેરે આભ્યંતર ગુણોથી યુક્ત, એવા **સર્વાંગસુંદર સદ્ગ્રંથોમાં** સત્શાસ્ત્રો-પરમશ્રુત શાસ્ત્રો પ્રસિદ્ધ કરવા યોગ્ય છે. આ સત્પુરુષના વચનામૃતને માટે હું મ્હારૂં સર્વસ્વ ઓવારી નાંખું તોપણ ઓછું છે, આ સત્પુરુષના વચનામૃત જગજ્જીવોના હૃદયમાં અખંડ જ્ઞાન-દીપક પ્રગટાવો! એવી પરમ ઉદાત્ત ભાવનાથી સર્વથા નિઃસ્વાર્થપણે-નિષ્કામપણે **સતશ્રુતની-પરમશ્રુતની** એકાંત આત્મકલ્યાણાર્થે જગતમાં પ્રભાવના કરવા યોગ્ય છે. એમ **પુણ્યશ્લોક શ્રીમદે** આપેલું આ **'પરમશ્રુતપ્રભાવક મંડળ'** એ નામ જગતને અમર સંદેશો આપે છે. આ અંગે મહામુમુક્ષુ **શ્રી મનસુખભાઇ કિરતચંદે** શાંતસુધારસની મુખમુદ્રામાં આ મનનીય શબ્દો લખ્યા છે—

"આપણા પુણ્ય મુજબ આપણને પ્રાપ્ત થયેલ શણગાર, ઘરેણાં, પૈસા, મણિ, માણિક્યાદિ જવાહીર સાચવવા આપણે શોભીતા કબાટ, પેટી, પટારા કે તેજુરી વસાવીએ છીએ, તો ચિંતામણિ રત્ન સમાન શબ્દો જેમા રહેલા છે, તે ગ્રંથ અર્થને (રહસ્ય, લક્ષ્મી) જાળવી રાખવા કેવા સુંદર કાગળ, છાપ, પુંઠા, બાઈંડીંગ આદિ સાધન જોઇએ? બહુ સુદર, શોભનિક, ટકાઉ, મનહર, ગ્રંથનું ગૌરવ જાળવે, વધારે એવાં, જ્ઞાનનાં બહુમાન, ભક્તિભાવ સૂચક,—આવાં કાગળ, છાપ, પુંઠાં આદિ જોઇએ. જીવ ગ્રંથમાં પ્રવેશ કરી બોધ પામે તે પહેલાં આ બહારના દેખાવથી જ બોધ પામી, ઠરી જાય છે. ××× સિદ્ધાંત જ્ઞાન કાંઈ આપણી માલીકીનું નથી તે તો પરાપૂર્વથી ઉત્તરોત્તર ચાલી આવેલું છે. સદ્ગુરુદ્વારા આપણે સાંભળ્યુ, અથવા પુસ્તકો દ્વારા આપણે વાંચ્યુ એટલે કાંઇ આપણી માલીકી થઈ જતી નથી. એ તો જેમ પૂર્વના મહાપુરુષો નિઃસ્વાર્થપણે, નિષ્પૃહીપણે, આપણને વારસો આપી ગયા, તેમજ નિઃસ્વાર્થપણે, નિષ્પૃહપણે આપણી ભવિષ્યની સંતતિને એ વારસો આપણે આપી જવો જોઇએ છે. એ

વારસો વેચી તે વડે આપણા સ્વાર્થ, ઉપભોગ, આજીવિકાદિ વ્યવહાર ચલ પ્રત્યક્ષ અપ્રામાણિકપણું, માયા, અસત્ય અને થાપણ ઓળવવારૂપ છે, પુ હીનતારૂપ છે સુજ્ઞ ભવભીરૂ જીવો પુરુષાર્થ કરી ધન મેળવી નિર્વાહ કરે, પ વેચે"—**શ્રી મનસુખભાઈ કિરતચંદ કૃત શાંતસુધારસ—મુખમુદ્રા**

આમ **પરમશ્રુતની—પરમ સત્શ્રુતની** જગતમા **પ્રભાવના** કરે એ પ્રકૃષ્ટ ભાવનાથી, પરમ ઇષ્ટ ઉદ્દેશથી, પરમ પરમાર્થપ્રયોજનથી, પરમ ભા પરમ પરમાર્થરંગી **જ્ઞાનાવતાર શ્રીમદ્** જેવા **પરમ વીતરાગમાર્ગપ્રભા** પુરુષે આ **પરમશ્રુતપ્રભાવક મંડળ સંસ્થાની** સંસ્થાપના કરી જગતને મ આપી વીતરાગમુદ્રાની—તદાકારસ્થાપનારૂપ ચિત્રપટની અલૌકિક ભેટ તો અત્રે કૅમ્પમા જ આપી હતી, અને આ વીતરાગ મૂર્ત્તિની શબ્દમા મહાપ્રતિષ્ઠા કર પરમ ઉદાત્ત ઉદ્દેશવાળી આ ભવ્ય ભેટ પણ અત્રે વઢવાણકૅમ્પમા જ આપી! આ રૂપરેખા અને દિશાદર્શન પણ તેમણે કરી દીધુ. પણ કાળના ગર્ભમા જૂદી જ વ જગતના દુર્ભાગ્યે આ સ્થાપના પછી માત્ર છ માસનુ જ આયુષ્ય અવશેષ રહ્યુ **શ્રીમદ્**ના વરદ હસ્તે-અનન્ય માર્ગદર્શન નીચે આ સંસ્થાને ફૂલવા-ફાલવાનો- પામવાનો અપૂર્વ અવસર આવવા પામ્યો જ નહિં, પરમશ્રુતપ્રભાવનાને મહાપ્રાસાદ નિર્માણ થવા પામ્યો નહિં, એ મહાખેદની વાત છે ભાવી!

અને પછી તો આ સંસ્થાનુ **શ્રીમદે** નિર્દેશેલ દિશા પ્રમાણે સંચાલન —નિર્વાહન કરવાની અને વિકસાવવાની મોટી પવિત્ર ફરજ ભક્તિમાન્ મુમુક્ષુ આવી પડી, અને તે તેઓએ આ ૬૬ વર્ષોના ગાળામા યથાશક્તિ—યથાભક્તિ બજ -નિર્વાહવાનો પ્રશસ્ત પ્રયત્ન પણ કર્યો, પણ **શ્રીમદ્**ના ઇષ્ટ મહાન્ ઉદ્દેશ દષ્ટિ કરતા તેમા હજુ વિશેષ વિશેષ પ્રયત્નનો ઘણો ઘણો અવકાશ છે એટલ પણ **શ્રીમદ્**ના મહાન્ ઇષ્ટ ઉદ્દેશ પ્રત્યે લક્ષ કેન્દ્રિત કરી, **શ્રીમદ્**ના સ્વ સંસ્થાપિત આ સંસ્થાને પરમ પ્રધાન ગણી ઇતર સર્વ સંસ્થાઓ આ પર પ્રભાવનાના પરમ પુણ્ય કાર્યમા પરસ્પર સહકાર સાધી આના ઉત્કર્ષમા સ યથાશક્તિ યથાભક્તિ પોતપોતાનો ફાળો આપે તો જ્ઞાનપ્રદાનનુ મહાન્ કેન્દ્ર બ સંસ્થા જગત્મા જ્ઞાનસરિતાનો મહાપ્રવાહ વહાવનારી-જગત્મા જ્ઞાનનો મહ વર્ત્તાવનારી જગત્પાવની જ્ઞાનગંગા બની જાય! અને આમ આર્ષદ્રષ્ટા શ્રી **પરમશ્રુતપ્રભાવક મંડળ** સંસ્થાની સંસ્થાપના કરી, જગત્ પર અપાર કરનારી એક મહાન્ સંસ્થાનો પાયો નાખ્યો, તે પર **પરમશ્રુતની પ્રભાવના** મહાપ્રાસાદ નિર્માણ કરવાનુ કામ ભક્તિમાન્ મુમુક્ષુજનોનુ છે! **તથાસ્તુ!**

## પ્રકરણ એકસો પાંચમું

# દિવ્ય દ્રષ્ટા યોગીશ્વર રાજચંદ્રે જગત્‌ને અર્પેલી અલૌકિક આત્મદૃષ્ટિ

આવા પરમશ્રુતપ્રભાવક પરમ વીતરાગમાર્ગોદ્ધારક, મૂળમાર્ગઉદ્ધર્તા ને આત્મસિદ્ધિસ્રષ્ટા **દિવ્ય દૃષ્ટા યોગીશ્વર રાજચંદ્રે** જગતને જો કોઈ મોટામાં મોટી ભેટ આપી હોય તો તે શુદ્ધ આત્મદૃષ્ટિની—અલૌકિક આત્માર્થદ્રષ્ટિની–આત્મા આત્મા ને આત્મા એ જ એક દિવ્ય ધ્વનિ જેના જીવનમાં અને કવનમાં આદિથી તે અંત પર્યંત સર્વત્ર ગુંજી રહ્યો છે, એવા આ પરમ જગતકલ્યાણકર **પરમ દિવ્ય જ્ઞાનીશ્વરે** સર્વત્ર આત્માને જ આગળ કરી આત્માર્થની–આત્મકલ્યાણની દૃષ્ટિનું જ દર્શન કરાવ્યુ છે. હું દેહ નથી, હું દેહાદિથી ભિન્ન શુદ્ધ આત્મા છું, એમ નિરંતર આત્મા પ્રત્યે દૃષ્ટિ ઠેરવી, આ આત્મા અર્થ અથવા આ આત્માનો અર્થ–પ્રયોજન જેથી સિદ્ધ થાય તેવી આત્મચારિત્રસૃષ્ટિ સર્જવી એ જ અલૌકિક આત્માર્થદૃષ્ટિ છે. કારણકે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ થાય છે. એટલે જેવું દર્શન તેવું સર્જન એ ન્યાયે, દૃષ્ટિ સમ્યક્ હોય તો સૃષ્ટિ સમ્યક્ થાય છે, દૃષ્ટિ મિથ્યા હોય તો સૃષ્ટિ મિથ્યા થાય છે એટલે જ જ્યાં આત્મા આત્મા ને આત્માનું જ દિવ્ય ગાન ગાયું છે એવી **આત્માની મહાગીતા 'શ્રીમદ્ રાજચંદ્ર'** ગ્રંથમા આ **દિવ્ય દૃષ્ટા યોગીશ્વર મહા જ્ઞાનીશ્વર શ્રીમદ્ રાજચંદ્રે** સ્થળે સ્થળે પદે પદે આત્માનું જ દિવ્ય દર્શન કરાવી આ આત્માર્થ કેમ સિદ્ધ થાય એનું જ દિવ્ય દર્શન કરાવ્યુ છે. દિવ્ય આત્મદૃષ્ટિ પામી જેણે દિવ્ય આત્મચારિત્રસૃષ્ટિ સ્વયં પોતે સર્જી હતી એવા આ દિવ્ય દૃષ્ટા યોગીશ્વર **મહાજ્ઞાન–દાનેશ્વરી રાજચંદ્રે** અત્રે તેવી જ અલૌકિક દ્રષ્ટિનું જગતને કેવું મહાદાન કર્યું છે, અને જગતનો કેવો અનન્ય પરમ ઉપકાર કર્યો છે, તેનુ દિગ્દર્શન આ પ્રકરણમાં કરશું.

આત્માર્થપ્રધાન આ **અલૌકિક આત્મદૃષ્ટિ** અને બાહ્યાર્થપ્રધાન લૌકિક દેહદૃષ્ટિને આકાશપાતાલનુ અંતર છે બન્નેનો મેળ કે બન્નેના છેડા કોઈ કાળે મળે એમ નથી. બન્નેની દિશા ભિન્ન ભિન્ન છે 'જગત્ જ્યા સૂએ છે ત્યા જ્ઞાની જાગે છે, જ્ઞાની જાગે છે ત્યા જગત સૂએ છે જગત જાગે છે ત્યા જ્ઞાની સૂએ છે, એમ શ્રી કૃષ્ણ કહે છે' (અં. ૩૮૮),—તેમ જ્ઞાનીની અલૌકિક દૃષ્ટિ અને અજ્ઞાનીની લૌકિક દૃષ્ટિ બન્ને ભિન્ન ભિન્ન દિશામાં છે. એટલે જ **શ્રીમદ્દજી** પોતાના **અમૃતપત્રોમાં અમૃતબોધ** આપે છે કે—'લૌકિક દૃષ્ટિ અને અલૌકિક દૃષ્ટિમાં મોટો ભેદ છે. લૌકિક દૃષ્ટિમાં વ્યવહારનું મુખ્યપણું છે અને અલૌકિક દૃષ્ટિમાં પરમાર્થનું મુખ્યપણું છે. ×× જ્યાંસુધી બને ત્યાંસુધી જ્ઞાનીપુરુષનાં વચન લૌકિક દૃષ્ટિના આશયમાં ન ઉતારવા

યોગ્ય છે અને અલૌકિક દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે. (અં. ૭૦૪). લોક દૃષ્ટિ અને જ્ઞાનીની દૃષ્ટિને પશ્ચિમ પૂર્વ જેટલો તફાવત છે. જ્ઞાનીની દૃષ્ટિ પ્રથમ નિરાલંબન છે, રુચિ ઉત્પન્ન કરતી નથી, જીવની પ્રકૃતિને મળતી આવતી નથી; તેથી જીવ તે દૃષ્ટિમાં રુચિવાન થતો નથી; પણ જે જીવોએ પરિષહ વેઠીને થોડા કાળ સુધી તે દૃષ્ટિનું આરાધન કર્યું છે, તે સર્વ દુઃખના ક્ષયરૂપ નિર્વાણને પામ્યા છે; તેના ઉપાયને પામ્યા છે.' (અં. ૮૧૦). જ્યાંલગી લોકદૃષ્ટિનું વમન ન થાય ત્યાંલગી **અલૌકિક આત્માર્થ-દૃષ્ટિનું** પરિણમન ન થાય, એટલા માટે એક પત્રમાં **શ્રીમદ્** આ લોકદૃષ્ટિના વિષનું વમન કરાવતો આ **અમૃતબોધ** આપે છે—'લોકદૃષ્ટિમાં જે જે વાતો મોટાઇવાળી મનાય છે, તે તે વાતો અને વસ્તુએ, શોભાયમાન ગૃહાદિ આરંભ, અલંકારાદિ પરિગ્રહ, લોકદૃષ્ટિનું વિચક્ષણપણું, લોકમાન્ય ધર્મશ્રદ્ધાવાનપણું પ્રત્યક્ષ ઝેરનું ગ્રહણ છે, એમ યથાર્થ જણાયા વિના ધારો છો તે વૃત્તિનો લક્ષ ન થાય. પ્રથમ તે વાતો અને વસ્તુએ પ્રત્યે ઝેરદૃષ્ટિ આવવી કઠણ દેખી કાયર ન થતાં પુરુષાર્થ કરવો યોગ્ય છે. (અં. ૭૨૯).' તેમજ એક બીજા **અમૃતપત્ર**માં પણ તેવો જ **અમૃતબોધ** આપે છે—'લોકસમુદાય કોઈ ભલો થવાનો નથી, અથવા સ્તુતિનિંદાના પ્રયત્નાર્થે આ દેહની પ્રવૃત્તિ તે વિચારવાનને કર્ત્તવ્ય નથી. બાહ્ય ક્રિયાના અંતર્મુખવૃત્તિ વગરના વિધિનિષેધમા કંઇ પણ વાસ્તવ્ય કલ્યાણ રહ્યું નથી. ગચ્છાદિ ભેદને નિર્વાહવામાં, નાના પ્રકારના વિકલ્પો સિદ્ધ કરવામા આત્માને આવરણ કરવા બરાબર છે. અનેકાતિક માર્ગ પણ સમ્યક્ એકાંત એવા નિજ પદની પ્રાપ્તિ કરાવવા સિવાય બીજા અન્ય હેતુએ ઉપકારી નથી, એમ જાણી લખ્યુ છે. તે માત્ર અનુકંપાબુદ્ધિએ, નિરાગ્રહથી, નિષ્કપટતાથી, નિર્દંભતાથી અને હિતાર્થે લખ્યુ છે, એમ જો તમે યથાર્થ વિચારશો તો દૃષ્ટિગોચર થશે, અને વચનનું ગ્રહણ કે પ્રેરણા થવાનો હેતુ થશે.' (અં. ૭૦૨) 'લાૈકિક કારણોમા અધિક હર્ષવિષાદ મુમુક્ષુ જીવ કરે નહીં. (અં. ૭૨૭) જગતમાં રૂડું દેખાડવા માટે મુમુક્ષુ કંઈ આચરે નહીં, પણ રૂડું હોય તે જ આચરે.' (અં. ૨૭૪). ઇત્યાદિ અમૃત બોધવચનો આપી નિષ્કારણકરુણારસસાગર **પરમ જગદ્ગુરુ રાજચંદ્રે** મુમુક્ષુઓને લોકદૃષ્ટિના વિષનું વમન કરાવ્યુ છે, અને આત્માર્થદૃષ્ટિના અમૃતનું પાન કરાવ્યુ છે

અને મતાર્થદૃષ્ટિ જાય નહિં ત્યાંસુધી **આત્માર્થદૃષ્ટિ** આવે નહિં, માટે આત્માર્થીએ મતાર્થદૃષ્ટિ પણ પરિત્યાગ કરી આત્મામાંથી વિસર્જન કરવી જોઇએ. મારૂં છે તે સાચું એવી મતદૃષ્ટિ છૂટે નહિં ત્યાંસુધી સાચું છે તે મારૂં છે એવી સતદૃષ્ટિ આવે નહિ, માટે મતદૃષ્ટિને આત્માર્થીએ સર્વથા તિલાંજલિ આપવી જોઇએ કારણ કે મત છે ત્યાં સત્ નથી, સત્ છે ત્યાં મત નથી, એટલે મતનો આગ્રહ છોડયા વિના સત્‌નું ગ્રહણ અસંભવિત છે, એટલા માટે સર્વ પ્રકારના મતાગ્રહ–દુરાગ્રહ–કદાગ્રહ—એકાંતાગ્રહ મુમુક્ષુ આત્માર્થીએ ત્યજવા યોગ્ય છે. આગ્રહરૂપ એકાંત છે ત્યાં મિથ્યાત્વ–મિથ્યાદૃષ્ટિ છે, નિરાગ્રહરૂપ અનેકાંત છે ત્યાં સમ્યક્ત્વ–સમ્યગ્દૃષ્ટિ છે. 'શ્રી ગૌતમને ચાર વેદ પઠન કરેલા જોવાને શ્રીમત્ મહાવીરસ્વામીએ સમ્યક્‌નેત્ર આપ્યાં હતા' (અં.

૨૧, વચનામૃતસૂત્ર ૭૪), એનું આ જ રહસ્ય છે. એટલે સાપેક્ષ નયદૃષ્ટિપણે સર્વત્ર વિચાર કરતાં જે જે સત્ કે સદ્અંશ તેનો તે તે અપેક્ષાએ મુક્તકંઠે સ્વીકાર કરવો એવી **નિરાગ્રહ ગુણગ્રાહી દૃષ્ટિ** આત્માર્થીની હોવી જોઇએ. એટલે જ **શ્રીમદ્** વદે છે કે—'તેઓ (જ્ઞાનીપુરુષો) તે નયાદિક માર્ગ પ્રત્યે ઉદાસીન વર્તે છે; જેથી કોઈ નયનું એકાંત ખંડન થતું નથી, અથવા કોઈ નયનું એકાંત મંડન થતું નથી. જેટલી જેની યોગ્યતા છે, તેટલી તે નયની સત્તા જ્ઞાનીપુરુષોને સમ્મત હોય છે. માર્ગ જેને નથી પ્રાપ્ત થયો એવાં મનુષ્યો નયનો આગ્રહ કરે છે; અને તેથી વિષમ ફળની પ્રાપ્તિ હોય છે. કોઇ નય જ્યાં દુભાતો નથી એવાં જ્ઞાનીનાં વચનને અમે નમસ્કાર કરીએ છીએ જેણે જ્ઞાનીના માર્ગની ઇચ્છા કરી હોય એવા પ્રાણીએ નયાદિકમા ઉદાસીન રહેવાનો અભ્યાસ કરવો; કોઇ નયમાં આગ્રહ કરવો નહીં અને કોઇ પ્રાણીને એ વાટે દુભાવવું નહીં, અને એ આગ્રહ જેને મટ્યો છે, તે કોઇ વાટે પણ પ્રાણીને દુભાવવાની ઇચ્છા કરતો નથી.' (અં. ૨૦૮) અને એટલે જ **પરમ અમૃત આત્મ-સિદ્ધિશાસ્ત્રમાં શ્રીમદ્** આ અમૃત વચનોની ઉદ્ઘોષણા કરે છે—

'છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ.
મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્ગુરુ લક્ષ;
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ.'

અને **સત્શાસ્ત્ર વિચારણા** પણ મતાર્થદૃષ્ટિ—કુલધર્માર્થદૃષ્ટિ મૂકીને જ અને શાસ્ત્રીય અભિનિવેશ છોડીને જ કરવા યોગ્ય છે. એટલે જ મતની દૃષ્ટિથી નહીં પણ સતની દૃષ્ટિથી જ સત્શાસ્ત્ર કેવળ આત્માર્થે જ વિચારવા એવી મુમુક્ષુઓને મુખ્ય ભલામણ **શ્રીમદે** કરી છેઃ સૂયગડાગ સૂત્રમા મંગલ પ્રવેશ કરાવનારો જે અલૌકિક પ્રવેશક **શ્રીમદે** પત્રાંક ૩૭૫માં લખ્યો છે તે આ જ વસ્તુ સૂચવે છેઃ 'કયા મતનું વિશેષપણું છે, કયા મતનુ ન્યૂનપણું છે, એવા અન્યાર્થમા પડવા અર્થે તેમ કરવું યોગ્ય નથી. કુળધર્માર્થે સૂત્રકૃતાગનુ વાચન, શ્રવણ નિષ્ફળ છે.' 'અને ત્યાં જ પત્રપ્રારંભમા જ **શ્રીમદ્** લખે છે—'જિનાગમ છે તે ઉપશમસ્વરૂપ છે. ઉપશમસ્વરૂપ એવા પુરુષોએ ઉપશમને અર્થે તે પ્રરૂપ્યા છે. તે ઉપશમ આત્માર્થે છે, અન્ય કોઇ પ્રયોજન અર્થે નથી. આત્માર્થમાં જો તેનુ આરાધન કરવામા ન આવ્યુ, તો તે જિનાગમનુ શ્રવણ, વાચન નિષ્ફળરૂપ છે; એ વાર્તા અમને તો નિઃસંદેહ યથાર્થ લાગે છે' તેમજ **શાસ્ત્રીય અભિનિવેશ** પણ જીવને માર્ગપ્રાપ્તિમા આડા અવરોધરૂપ થઈ પડે છે, તે અભિનિવેશના—આગ્રહના ગ્રહને છોડાવવા માટે પણ પરમ નિરાગ્રહી **શ્રીમદ્** નિષ્કારણ કરુણાથી વદે છે—'એ અભિનિવેશ આડા આવી ઉભા રહેતા હોવાથી જીવ મિથ્યાત્વનો ત્યાગ કરી શકતો નથી. તે આ પ્રમાણે· લૌકિક અને શાસ્ત્રીય ક્રમે કરીને સત્સમાગમયોગે જીવ જો તે અભિનિવેશ છોડે તો મિથ્યાત્વનો ત્યાગ થાય છે, એમ વારંવાર જ્ઞાનીપુરુષોએ શાસ્ત્રાદિ દ્વારાએ ઉપદેશ્યુ છતા જીવ તે છોડવા પ્રત્યે ઉપેક્ષિત શા માટે થાય છે? તે વાત

વિચારવા યોગ્ય છે. (અં. ૬૫૮). આત્માર્થ સિવાય, શાસ્ત્રની જે જે પ્રકારે જીવે માન્યતા કરી કૃતાર્થતા માની છે, તે સર્વ શાસ્ત્રીય અભિનિવેશ છે. સ્વચ્છંદતા ટળી નથી, અને સત્સમાગમનો યોગ પ્રાપ્ત થયો છે, તે યોગે પણ સ્વચ્છંદના નિર્વાહને અર્થે શાસ્ત્રના કોઇ એક વચનને બહુવચન જેવું જણાવી, છે મુખ્ય સાધન એવા સત્સમાગમ તેના સમાન કે તેથી વિશેષ ભાર શાસ્ત્ર પ્રત્યે મૂકે છે, તે જીવને પણ 'અપ્રશસ્ત શાસ્ત્રીય અભિનિવેશ' છે. આત્મા સમજવા અર્થે શાસ્ત્રો ઉપકારી છે, અને તે પણ સ્વચ્છંદરહિત પુરુષને; એટલો લક્ષ રાખી સત્શાસ્ત્ર વિચારાય તો તે 'શાસ્ત્રીય અભિનિવેશ' ગણવા યોગ્ય નથી.' (અં. ૬૬૧). શાસ્ત્રીય અને લૌકિક સર્વ પ્રકારના અભિનિવેશ આગ્રહ છોડાવવા ને આત્માર્થદૃષ્ટિ જોડાવવા આ અલૌકિક જગદ્ગુરુએ કેવી અલૌકિક દૃષ્ટિ આપી છે! કાવ્ય-સાહિત્ય-કળા આદિ અંગે પણ આ આ જગદ્-ગુરુએ આ આત્માર્થદૃષ્ટિ જ પ્રેરી છે—'કાવ્ય, સાહિત્ય કે સંગીત આદિ કળા જો આત્માર્થે ન હોય તો કલ્પિત છે. કલ્પિત એટલે નિરર્થક, સાર્થક નહીં તે, જીવની કલ્પનામાત્ર. ભક્તિપ્રયોજનરૂપ કે આત્માર્થે ન હોય તે બધું કલ્પિત જ.'

આમ સર્વમતભેદાતીત-સર્વ મતાગ્રહથી પર-મત દર્શન સંપ્રદાય આદિના આગ્રહથી પર વિશ્વગ્રાહી વિશ્વવિશાલ દૃષ્ટિવાળા પરમ ગુણગ્રાહી **પરમ જગદ્ગુરુ શ્રીમદ્**ની નિરાગ્રહ ગુણગ્રાહીદૃષ્ટિ કેવી અદ્ભુત-અલૌકિક હતી, તે મત-દર્શનાદિ ભેદ વિના **શ્રીમદે** મુમુક્ષુજનોની-સાચા સંતજનોની જે મુક્તકંઠે પ્રશંસા કરી છે તે પરથી સ્વયં જણાઇ આવે છેઃ 'મહાત્મા કબીરજી તથા નરસિંહ મહેતાની ભક્તિ અનન્ય, અલૌકિક, અદ્ભુત અને સર્વોત્કૃષ્ટ હતી, તેમ છતાં તે નિસ્પૃહા હતી. (અં. ૨૩૧) શ્રી કબીર સુંદરદાસ આદિ સાધુજનો આત્માર્થી ગણવા યોગ્ય છે, અને શુભેચ્છાથી ઉપરની ભૂમિકાઓમાં તેમની સ્થિતિ સંભવે છે. અત્યંત સ્વસ્વરૂપસ્થિતિ માટે તેમની જાગૃતિ અને અનુભવ પણ લક્ષગત થાય છે.—એથી વિશેષ સ્પષ્ટ અભિપ્રાય હાલ આપવાની ઇચ્છા નથી થતી.' (અં. ૬૭૯). કણબી અને કોળી જેવી જ્ઞાતિમાં પણ માર્ગને પામેલા થોડા વર્ષમાં ઘણા પુરુષો થઇ ગયા છે; તે મહાત્માઓની જનમંડળને અભિજ્ઞાન હોવાને લીધે કોઇકજ તેનાથી સાર્થક સાધી શક્યું છે; જીવને મહાત્મા પ્રત્યે મોહ જ ન આવ્યો, એ કેવી ઈશ્વરી અદ્ભુત નિયતિ છે? એઓ કંઇ છેવટના જ્ઞાનને પ્રાપ્ત થયા નહોતા; પરંતુ તે મળવું તેમને બહુ સમીપમાં હતું. એવા ઘણા પુરુષોનાં પદ વગેરે અહીં જોયાં. એવા પુરુષો પ્રત્યે રોમાંચ બહુ ઉલ્લસે છે; અને જાણે નિરંતર તેઓની ચરણસેવા જ કરીએ, એ એક આકાંક્ષા રહે છે. જ્ઞાની કરતાં એવા મુમુક્ષુ પર અતિશય ઉલ્લાસ આવે છે, તેનું કારણ એ જ કે તેઓ જ્ઞાનીના ચરણને નિરંતર સેવે છે; અને એ જ એમનું દાસત્વ અમારું તેમના પ્રત્યે દાસત્વ થાય છે, તેનું કારણ છે. ભોજો ભગત, નિરાંત કોળી ઇત્યાદિક પુરુષો યોગી (પરમ યોગ્યતાવાળા) હતા.' (અં. ૧૮૭) અને કુંદકુંદાચાર્ય, હરિભદ્રાચાર્ય, સમંતભદ્રાચાર્ય, હેમચંદ્રાચાર્ય, આનંદઘનજી, ચિદાનંદજી, યશોવિજયજી, ગુણભદ્રાચાર્ય આદિ મહાન્ આચાર્યોની

ગુણગ્રાહી **શ્રીમદે** જે મુક્તકંઠે ગુણસ્તુતિ કરી છે તે તો સુપ્રસિદ્ધ જ છે. આવા પોતાના જીવતા જાગતા જ્વલંત દૃષ્ટાંતથી **પરમ ગુણધામ શ્રીમદે** ગુણગ્રાહી દૃષ્ટિનો કેવો અનુપમ બોધ કર્યો છે!

અને આમ મતાર્થદૃષ્ટિ આત્મામાંથી વિસર્જન કરી, મુમુક્ષુએ આત્માર્થદૃષ્ટિ આત્મપરિણામી કરવાને અર્થે મતાર્થીના લક્ષણ છોડી **આત્માર્થી મુમુક્ષુના લક્ષણ** આત્મામાં પ્રગટાવવા જોઈએ; અને આ મતાર્થ જવા માટે મતાર્થીના લક્ષણ પ્રકાશી **આત્મસિદ્ધિ શાસ્ત્રમાં શ્રીમદે** જે આત્માર્થીના લક્ષણ સ્પષ્ટ પ્રકાશ્યા છે તેને અનુસરવું જોઈએ; અર્થાત્ એકાંત વ્યવહારનયના કે એકાંત નિશ્ચયનયના આગ્રહી નહિં બનતાં, ક્રિયાજડપણું કે શુષ્કજ્ઞાનીપણું નહિં આચરતાં, આત્માર્થીના આ લક્ષણ આત્મામાં પ્રગટાવી સાચા આત્માર્થી બનવું જોઈએ:

'આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિં જોય.
એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત.
એમ વિચારી અંતરે, શોધે સદ્ગુરુયોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહિં મન રોગ.
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થનિવાસ.
દશા ન એવી જ્યાંલગી, જીવ લહે નહિં જોગ;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર્ રોગ.

આ જ આત્માર્થભાવની પુષ્ટિ કરનારા **શ્રીમદ્**ના બીજાં ટંકોત્કીર્ણ વચનામૃતો પણ આ રહ્યા—'લૌકિકભાવ છોડી દઈ, વાચાજ્ઞાન તજી દઈ, કલ્પિત વિધિનિષેધ તજી દઈ જે જીવ પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞાને આરાધી, તથારૂપ ઉપદેશ પામી, તથારૂપ આત્માર્થે પ્રવર્તે તેનું અવશ્ય કલ્યાણ થાય. નિજ કલ્પનાએ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિનું સ્વરૂપ ગમે તેમ સમજી લઈને અથવા નિશ્ચયનયાત્મક બોલો શીખી લઈને સદ્વ્યવહાર લોપવામાં જે પ્રવર્તે તેથી આત્માનું કલ્યાણ થવું સંભવતું નથી. અથવા કલ્પિત વ્યવહારના દુરાગ્રહમાં રોકાઈ રહીને પ્રવર્તતાં પણ જીવનું કલ્યાણ ન થાય. જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ; ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ.'— એકાંત ક્રિયાજડત્વમા અથવા એકાંત શુષ્કજ્ઞાનથી જીવનું કલ્યાણ ન થાય (અં. ૯૧૮) ઇત્યાદિ

'જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિં આત્માર્થ. (આત્મસિદ્ધિશાસ્ત્ર).

'જ્ઞાનીઓએ મનુષ્યપણું ચિંતામણિરત્નતુલ્ય કહ્યું છે, તે વિચારો તો પ્રત્યક્ષ જણાય તેવું છે. વિશેષ વિચારતાં તો તે મનુષ્યપણાનો એક સમય પણ ચિંતામણિરત્નથી પરમ મહાત્મ્યવાન અને મૂલ્યવાન દેખાય છે અને જો દેહાર્થમાં જ તે મનુષ્યપણું વ્યતીત થયું તો તો એક ફૂટી બદામની કિંમતનું નથી, એમ નિઃસંદેહ દેખાય છે. (અં. ૭૨૫)

'અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઇ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ.'—શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૭૧૯

આ આત્માર્થને અર્થે જ **શ્રીમદે** જીવને **વિપર્યાસબુદ્ધિ છોડી** વૈરાગ્ય-ઉપશમનું બળ વધારવાનું ખાસ ઉદ્બોધન કર્યું છે અને એ **વૈરાગ્ય ઉપશમની વૃદ્ધિને અર્થે આરંભપરિગ્રહના ત્યાગ** પર ખાસ ભાર મૂક્યો છે. તેના સાક્ષીભૂત **શ્રીમદ્**ના આ વચનામૃત છે: 'ગૃહકુટુંબ પરિગ્રહાદિભાવને વિષે જે અહંતા મમતા છે અને તેની પ્રાપ્તિઅપ્રાપ્તિ પ્રસંગમાં જે રાગદ્વેષ કષાય છે, તે જ વિપર્યાસબુદ્ધિ છે; અને અહંતા મમતા તથા કષાય જ્યાં વૈરાગ્ય ઉપશમ ઉદ્ભવે છે ત્યાં મંદ પડે છે, અનુક્રમે નાશ પામવાયોગ્ય થાય છે. ગૃહકુટુંબાદિભાવને વિષે અનાસક્ત બુદ્ધિ થવી તે વૈરાગ્ય છે, અને તેની પ્રાપ્તિઅપ્રાપ્તિ નિમિત્તે ઉત્પન્ન થતો એવો જે કષાયકલેશ તેનું મંદ થવું તે ઉપશમ છે. એટલે તે બે ગુણ વિપર્યાસબુદ્ધિને પર્યાયાંતર કરી સદ્બુદ્ધિ કરે છે. × × વળી જ્ઞાનીપુરુષોની વિશેષ શિખામણ વૈરાગ્ય ઉપશમ પ્રતિબોધતી જોવામાં આવે છે. × × જો જીવને આરંભપરિગ્રહનું પ્રવર્તન વિશેષ રહેતું હોય તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવે છે, કેમકે આરંભ પરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમના મૂળ છે, વૈરાગ્ય અને ઉપશમના કાળ છે. (અં. ૫૦૬). ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજ સ્વભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે.' (અં. ૬૪૩). ઇ.

ગમે તે ક્રિયા જપ, તપ આદિ સર્વ સાધન આ એક આત્માર્થે જ સેવવાં યોગ્ય છે અને એ સર્વ સાધન કરીને પણ એક આત્માર્થનું કામ સિદ્ધ કરવાનું છે,—એ એક લક્ષ પર મુમુક્ષુ જીવનું લક્ષ કેન્દ્રિત કરાવતા **શ્રીમદ્** પ્રકાશે છે કે—'ગમે તે ક્રિયા, જપ, તપ કે શાસ્ત્રવાંચન કરીને પણ એક જ કાર્ય સિદ્ધ કરવાનું છે; તે એ કે જગત્‌ની વિસ્મૃતિ કરવી અને સતના ચરણમાં રહેવું. × × એ લક્ષ આગળ થયા વિના જપ, તપ, ધ્યાન કે દાન કોઇની યથાયોગ્ય સિદ્ધિ નથી, અને ત્યાંસુધી ધ્યાનાદિક નહીં જેવાં કામનાં છે.' (અં. ૨૯૯) અને આત્માર્થ—આત્મકલ્યાણ જે વાટે થાય તેના બે મુખ્ય કારણ દર્શાવતાં **શ્રીમદ્** પ્રકાશે છે—'કલ્યાણ જે વાટે થાય છે તે વાટનાં મુખ્ય બે કારણ જોવામાં આવે છે. એક તો જે સંપ્રદાયમાં આત્માર્થે બધી અસંગપણા-વાળી ક્રિયા હોય, અન્ય કોઇ પણ અર્થની ઇચ્છાએ ન હોય, અને નિરંતર જ્ઞાનદશા ઉપર જીવોનું ચિત્ત હોય, તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ. એમ ન હોય તો તે જોગનો સંભવ થતો નથી. અત્ર તો લોકસંજ્ઞાએ, ઓઘસંજ્ઞાએ, માનાર્થે, પૂજાર્થે, પદના મહત્ત્વાર્થે, શ્રાવકાદિનાં પોતાપણાર્થે કે એવાં બીજાં કારણથી જપતપાદિ, વ્યાખ્યાનાદિ કરવાનું પ્રવર્તન થઇ ગયુ છે, તે આત્માર્થ કોઇ રીતે નથી, આત્માર્થના પ્રતિબંધરૂપ છે, માટે જો તમે કંઈ ઇચ્છા કરતા હો તો તેનો ઉપાય કરવા માટે

બીજું જે કારણ કહીએ છીએ તે અસંગપણાથી સાધ્ય થયે કોઈ દિવસે પણ કલ્યાણ થવા સંભવ છે. અસંગપણું એટલે આત્માર્થ સિવાયના સંગપ્રસંગમાં પડવું નહીં. ×× પુસ્તક છે તે જ્ઞાનના આરાધનને અર્થે સર્વ પ્રકારના પોતાના મમત્વરહિત રખાય તો જ આત્માર્થ છે, નહીં તો મહાન પ્રતિબંધ છે, તે પણ વિચારવા યોગ્ય છે.' (અં. ૪૩૦). ઇત્યાદિ.

આ સર્વ સાધન પણ **જ્ઞાની પુરુષની આજ્ઞા** અનુસારે જ સેવવા યોગ્ય છે, તો જ આત્માર્થ સિદ્ધ થાય; પણ આ જીવે તો **જ્ઞાનીની આજ્ઞા** વિના પૂર્વે અનંત સાધન કર્યાં છે તેથી આત્માર્થ સાધ્યો નથી, પણ ઉલટું આત્માર્થ સાધું છું એવું દુષ્ટ મિથ્યા અભિમાન કર્યું છે,—એ સ્પષ્ટ કરતાં **શ્રીમદ્** માર્મિક બોધ આપે છે— 'જે જે સાધન આ જીવે પૂર્વકાળે કર્યાં છે, તે તે સાધન જ્ઞાનીપુરુષની આજ્ઞાથી થયાં જણાતાં નથી, એ વાત અંદેશારહિત લાગે છે. જો એમ થયુ હોત તો જીવને સંસાર-પરિભ્રમણ હોય નહીં. જ્ઞાની પુરુષની આજ્ઞા છે તે, ભવમાં જવાને આડા પ્રતિબંધ જેવી છે, કારણ જેને આત્માર્થ સિવાય બીજો કોઇ અર્થ નથી, અને આત્માર્થ પણ સાધી પ્રારબ્ધવશાત જેનો દેહ છે, એવા જ્ઞાનીપુરુષની આજ્ઞા તે ફક્ત આત્માર્થમાં જ સામા જીવને પ્રેરે છે; અને આ જીવે તો પૂર્વ કાળે કંઈ આત્માર્થ જાણ્યો નથી; ઉલટો આત્માર્થ વિસ્મરણપણે ચાલ્યો આવ્યો છે. તે પોતાની કલ્પના કરી સાધન કરે તેથી આત્માર્થ ન થાય, અને ઉલટું આત્માર્થ સાધું છું એવું દુષ્ટ અભિમાન ઉત્પન્ન થાય, કે જે જીવને સંસારનો મુખ્ય હેતુ છે. ×× એમ જ સિદ્ધાંત થાય છે કે, જ્ઞાની-પુરુષની આજ્ઞાનું આરાધન એ સિદ્ધપદનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે; અને એ વાત જ્યારે જીવથી મનાય છે, ત્યારથી જ બીજા દોષનું ઉપશમવું, નિવર્તવું શરૂ થાય છે.' (અં. ૫૧૧). આમ સર્વ સાધન એક આત્માર્થે જ—આત્માર્થના લક્ષે જ સેવવાં યોગ્ય છે અને તે પણ જ્ઞાનીની આજ્ઞા અનુસારે જ સેવવાં યોગ્ય છે. આ અંગે સર્વકાળના સર્વ મુમુક્ષુઓને પરમ માર્ગદર્શક થઇ પડે એવા આ પરમ અમૃત વચનો આ મૂળમાર્ગ ઉદ્ધર્ત્તા આત્મસિદ્ધિસૃષ્ટા **દિવ્ય દૃષ્ટા યોગીશ્વરે** પ્રકાશ્યા છે—

**'જીવે મુખ્યમાં મુખ્ય અને અવશ્યમાં અવશ્ય એવો નિશ્ચય રાખવો, કે જે કંઇ મારે કરવું છે, તે આત્માને કલ્યાણરૂપ થાય તે જ કરવું છે, અને તે જ અર્થે આ ત્રણ યોગની ઉદયબળે પ્રવૃત્તિ થતી હોય તો થવા દેતાં, પણ છેવટે તે ત્રિયોગથી રહિત એવી સ્થિતિ કરવાને અર્થે તે પ્રવૃત્તિને સંકોચતાં સંકોચતાં ક્ષય થાય એ જ ઉપાય કર્ત્તવ્ય છે. તે ઉપાય મિથ્યાગ્રહનો ત્યાગ, સ્વચ્છંદપણાનો ત્યાગ, પ્રમાદ અને ઇંદ્રિય-વિષયનો ત્યાગ એ મુખ્ય છે. તે સત્સંગના યોગમાં અવશ્ય આરાધન કર્યાં જ રહેવાં અને સત્સંગના પરોક્ષપણામાં તો અવશ્ય અવશ્ય આરાધન કર્યાં જ કરવાં.' (અં. ૬૦૯).**

**'યોગવાસિષ્ઠાદિ જે જે રૂડાં પુરુષોનાં વચનો છે તે સૌ અહંવૃત્તિનો પ્રતિકાર કરવા પ્રત્યે જ પ્રવર્તે છે. જે જે પ્રકારે પોતાની ભ્રાંતિ કલ્પાઈ છે, તે તે પ્રકારે તે ભ્રાંતિ સમજી તે સંબંધી અભિમાન નિવૃત્ત કરવું, એ જ સર્વ તીર્થંકરાદિ મહાત્માનું કહેવું છે; અને તે જ વાક્ય ઉપર જીવે વિશેષ કરી સ્થિર થવાનું છે, વિશેષ વિચારવાનું**

છે, અને તે જ વાકય અનુપ્રેક્ષાયોગ્ય મુખ્યપણે છે. તે કાર્યની સિદ્ધિને અર્થે સર્વ સાધન કહ્યાં છે. અહંતાદિ વધવાને માટે, બાહ્ય ક્રિયા, કે મતના આગ્રહ માટે, સંપ્રદાય ચલાવવા માટે, કે પૂજાશ્લાઘાદિ પામવા અર્થે, કોઇ મહાપુરુષનો કંઇ ઉપદેશ છે નહીં, અને તે જ કાર્ય કરવાની સર્વથા આજ્ઞા જ્ઞાનીપુરુષની છે. પોતાને વિષે ઉત્પન્ન થયો હોય એવો કોઈ મહિમાયોગ્ય ગુણ તેથી ઉત્કર્ષ પામવું ઘટતું નથી, પણ અલ્પ પણ નિજદોષ જોઈને ફરી ફરી પશ્ચાત્તાપમાં પડવું ઘટે છે, અને વિના પ્રમાદે તેથી પાછું ફરવું ઘટે છે; એ ભલામણ જ્ઞાનીપુરુષનાં વચનમાં સર્વત્ર રહી છે; અને તે ભાવ આવવા માટે સત્સંગ, સદ્‌ગુરુ અને સત્શાસ્ત્રાદિ સાધન કહ્યાં છે, જે અનન્ય નિમિત્ત છે.

તે સાધનની આરાધના જીવને નિજસ્વરૂપ કરવાના હેતુપણે જ છે, તથાપિ જીવ જો ત્યાં પણ વંચનાબુદ્ધિએ પ્રવર્તે તો કોઈ દિવસ કલ્યાણ થાય નહીં. વંચનાબુદ્ધિ એટલે સત્સંગ, સદ્‌ગુરુ આદિને વિષે ખરા આત્મભાવે માહાત્મ્યબુદ્ધિ ઘટે તે માહાત્મ્યબુદ્ધિ નહીં, અને પોતાના આત્માને અજ્ઞાનપણું જ વર્ત્યા કર્યું છે, માટે તેની અલ્પજ્ઞતા, લઘુતા વિચારી અમાહાત્મ્યબુદ્ધિ નહીં; તે સત્સંગ, સદ્‌ગુરુ આદિને વિષે આરાધવાં નહીં એ પણ વંચનાબુદ્ધિ છે ત્યાં પણ જો જીવ લઘુતા ધારણ ન કરે તો 'પ્રત્યક્ષપણે જીવ ભવપરિભ્રમણથી ભય નથી પામતો એમજ વિચારવા યોગ્ય છે. વધારે લક્ષ તો પ્રથમ જીવને જો આ થાય તો સર્વ શાસ્ત્રાર્થ અને આત્માર્થ સહેજે સિદ્ધ થવા સંભવે છે.' (અં. ૫૨૬)

આમ નિરંતર **આત્માર્થદૃષ્ટિનો પરમ અમૃતબોધ** વર્ષાવના **પરમ આત્મદૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રે** સર્વત્ર **આત્મા** પ્રત્યે જ દૃષ્ટિ કેન્દ્રિત કરાવી છે અને આત્માર્થનો—આત્મકલ્યાણનો **પરમ અમૃત પંથ** પ્રકાશ્યો છે. 'જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યુ (નિર્ગ્રંથ પ્રવચન)' એ **પરમ અમૃત સૂત્ર મોક્ષમાળાના** મુખપૃષ્ઠ પર મૂક્યું તે પરથી, અને 'જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક; નહિં જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક' એ અમૃત ગાથા પરથી **પરમ આત્મજ્ઞાની** જગદ્‌ગુરુ **શ્રીમદ્** આત્મજ્ઞાન પર કેવો ભાર મૂકે છે તે સ્વયં જણાઈ આવે છે; અને તેમાં **શ્રીમદ્**નું આ અમૃત વચન સાક્ષી પૂરે છે—'સર્વ પદાર્થનું સ્વરૂપ જાણવાનો હેતુ માત્ર એક આત્મજ્ઞાન કરવું એ છે. જો આત્મજ્ઞાન ન થાય તો સર્વ પદાર્થના જ્ઞાનનું નિષ્ફળપણું છે.' 'જો હોય પૂર્વ ભણેલ નવ પણ જીવને જાણ્યો નહિં, તો સર્વ તે અજ્ઞાન ભાખ્યુ, સાક્ષી છે આગમ અહીં.' અને એટલે જ તત્ત્વનું તત્ત્વ પ્રકાશતા એક **અમૃતપત્રમાં** (અં. ૬૩૧) **શ્રીમદ્** આ ટંકોત્કીર્ણ પરમ અમૃત બોધ પ્રકાશે છે—

'પ્રથમ પદમાં એમ કહ્યું છે કે હે મુમુક્ષુ! એક આત્માને જાણતાં સમસ્ત લોકાલોકને જાણીશ અને સર્વ લોકાલોક જાણવાનુ ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે; માટે આત્માથી જુદા એવા બીજા ભાવો જાણવાની વારંવારની ઇચ્છાથી તું નિવર્ત અને એક નિજસ્વરૂપને વિષે દૃષ્ટિ દે, કે જે દૃષ્ટિથી સમસ્ત સૃષ્ટિ જ્ઞેયપણે તારે વિષે દેખાશે. તત્ત્વસ્વરૂપ એવાં સત્શાસ્ત્રમાં કહેલા માર્ગનું પણ આ તત્ત્વ છે, એમ તત્ત્વજ્ઞાનીઓએ કહ્યુ છે, તથાપિ ઉપયોગપૂર્વક તે સમજાવું દુર્લભ છે. × × બીજા પદનો સંક્ષેપ અર્થ: હે મુમુક્ષુ! યમનિયમાદિ જે સાધનો સર્વ શાસ્ત્રમાં કહ્યાં છે, તે ઉપર કહેલા અર્થથી

નિષ્ફળ ઠરશે એમ પણ નથી, કેમકે તે પણ કારણને અર્થે છે; તે કારણ આ પ્રમાણે છે: આત્મજ્ઞાન રહી શકે એવી પાત્રતા પ્રાપ્ત થવા, તથા તેમાં સ્થિતિ થાય તેવી યોગ્યતા આવવા એ કારણો ઉપદેશ્યાં છે. તત્ત્વજ્ઞાનીઓએ એથી, એવા હેતુથી એ સાધનો કહ્યાં છે; પણ જીવની સમજણમાં સામટો ફેર હોવાથી તે સાધનોમાં જ અટકી રહ્યો અથવા તે સાધન પણ અભિનિવેશ પરિણામે ગ્રહ્યાં. આંગળીથી જેમ બાળકને ચંદ્ર દેખાડવામાં આવે, તેમ તત્ત્વજ્ઞાનીઓએ એ તત્ત્વનું તત્ત્વ કહ્યું છે' અં. ૬૩૧

અને આ સર્વ અમૃત બોધ પર કળશ ચઢાવતો **પરમ અમૃત બોધ** પ્રકાશતા એક બીજા તેવા જ **અમૃતપત્ર**માં તો **શ્રીમદે** આ આત્મજ્ઞાનનો અનન્ય મહિમા સંગીત કર્યો છે—

**'શ્રી તીર્થંકરાદિએ ફરી ફરી જીવોનું ઉપદેશ કહ્યો છે; પણ જીવ દિશામૂઢ રહેવા ઇચ્છે છે ત્યાં ઉપાય પ્રવર્તી શકે નહીં. ફરી ફરી ઠોકી ઠોકીને કહ્યું છે કે એક આ જીવ સમજે તો સહજ મોક્ષ છે, નહીં તો અનંત ઉપાયે પણ નથી. અને તે સમજવું પણ કંઇ વિકટ નથી, કેમકે જીવનું સહજ જે સ્વરૂપ છે તે જ માત્ર સમજવું છે; અને તે કંઈ બીજાના સ્વરૂપની વાત નથી કે વખતે તે ગોપવે કે ન જણાવે, તેથી સમજવી ન બને. પોતાથી પોતે ગુપ્ત રહેવાનું શી રીતે બનવાયોગ્ય છે? પણ સ્વપ્નદશામાં જેમ ન બનવાયોગ્ય એવું પોતાનું મૃત્યુ પણ જીવ જુએ છે, તેમ અજ્ઞાનદશારૂપ સ્વપ્નરૂપયોગે આ જીવ પોતાને, પોતાનાં નહીં એવાં બીજાં દ્રવ્યને વિષે સ્વપણે માને છે; અને એ માન્યતા તે સંસાર છે, તે જ અજ્ઞાન છે, નરકાદિ ગતિનો હેતુ તે જ છે, તે જ જન્મ છે, મરણ છે, અને તે જ દેહ છે, દેહના વિકાર છે, તે જ પુત્ર, તે જ પિતા, તે જ શત્રુ, તે જ મિત્રાદિ ભાવ કલ્પનાના હેતુ છે, અને તેની નિવૃત્તિ થઈ ત્યાં સહજ મોક્ષ છે; અને એ જ નિવૃત્તિને અર્થે સત્સંગ, સત્પુરુષાદિ સાધન કહ્યાં છે; અને તે સાધન પણ જીવ જો પોતાના પુરુષાર્થને તેમાં ગોપવ્યા સિવાય પ્રવર્તાવે તો જ સિદ્ધ છે. વધારે શું કહીએ? આટલો જ સંક્ષેપ જીવમાં પરિણામ પામે તો તે સર્વ વ્રત, યમ, નિયમ, જપ, યાત્રા, ભક્તિ, શાસ્ત્રજ્ઞાન આદિ કરી છૂટ્યો એમાં કંઇ સંશય નથી.'–અં. ૫૩૭**

અને આવો સહજ સુગમ શાશ્વત મોક્ષમાર્ગ જીવના લક્ષમા નથી આવતો તેનું સખેદ આશ્ચર્ય દર્શાવતા આ **સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદ્ 'સમજ્યા તે શમાયા'** એ પરમ **અમૃતપત્ર**મા (અં. ૬૫૧) આ સ્વરૂપ સમજી સ્વરૂપમા શમાવારૂપ અનંત-જ્ઞાનીપુરુષે અનુભવેલા આ શાશ્વત માર્ગની ઉદ્ઘોષણા કરે છે—'અનંત જ્ઞાનીપુરુષે અનુભવ કરેલો એવો આ શાશ્વત સુગમ મોક્ષમાર્ગ જીવને લક્ષમા નથી આવતો, એથી ઉત્પન્ન થયેલુ ખેદ સહિત આશ્ચર્ય તે પણ અત્રે શમાવીએ છીએ. સત્સંગ, સદ્વિચારથી શમાવા સુધીનાં સર્વ પદ અત્યંત સાચા છે, સુગમ છે, સુગોચર છે, સહજ છે, અને નિઃસંદેહ છે.'

આમ આત્મા પ્રત્યે લક્ષ કેન્દ્રિત કરાવતી **પરમ અધ્યાત્મદૃષ્ટિ** જગતને અર્પણ કરી આ **દિવ્ય દ્રષ્ટા જગદ્ગુરુ**એ જિનાગમોમાં કહેલી કેટલીક વાતોને–લોકાદિ સ્વરૂપને પણ અધ્યાત્મદૃષ્ટિથી અવલોકવાની ખાસ ભલામણ કરી છે: 'ભગવાન જિને

કહેલા લોકસંસ્થાનાદિ ભાવ અધ્યાત્મિકદૃષ્ટિથી સિદ્ધ થવા યોગ્ય છે, ઇ.' (અં. ૭૧૪) અને લોકદૃષ્ટિના લોકાદિ સ્વરૂપ અંગેના વર્તમાન વર્ણનોથી વ્યામોહ પામતા જનોની ભ્રાંતિ દૂર કરતું આ અલૌકિક અધ્યાત્મરહસ્ય પ્રકાશતાં આ વર્તમાનયુગના અલૌકિક સંતશિરોમણિ રાજચંદ્ર સંતજનોને આ આત્મસ્પર્શી ભાવપૂર્ણ ઉદ્‌બોધન કરે છે—

'સંતજનો! જિનવરેન્દ્રોએ લોકાદિ જે સ્વરૂપ નિરૂપણ કર્યાં છે, તે આલંકારિક ભાષામાં નિરૂપણ છે, જે પૂર્ણ યોગાભ્યાસ વિના જ્ઞાનગોચર થવા યોગ્ય નથી. માટે તમે તમારા અપૂર્ણ જ્ઞાનને આધારે વીતરાગના વાક્યોનો વિરોધ કરતા નહીં; પણ યોગનો અભ્યાસ કરી પૂર્ણતાએ તે સ્વરૂપના જ્ઞાતા થવાનું રાખજો.' અં. ૯૦૪.

અને આ અલૌકિક અધ્યાત્મદૃષ્ટિથી જ આ અલૌકિક અધ્યાત્મપ્રધાન જિનમાર્ગ—વીતરાગમાર્ગ અવલોકવા યોગ્ય છે એમ સ્પષ્ટ પ્રકાશી, 'મૂળમાર્ગ' ઉદ્ધારનારા ને જગતને આત્મસિદ્ધિનું દર્શન કરાવનારા આ દિવ્ય દૃષ્ટા જગદ્‌ગુરુ અંતર્મુખ અવલોકવાની આ અલૌકિક અદ્‌ભુત રહસ્યદૃષ્ટિ જગતને અર્પે છે: 'સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે. એક સમય પણ ઉપયોગ બહિર્મુખ કરવો નહીં એ નિર્ગ્રંથનો મુખ્ય માર્ગ છે.' ઇત્યાદિ (અં. ૭૬૭). 'કેવળ અંતર્મુખ થવાનો સત્પુરુષોનો માર્ગ સર્વ દુઃખક્ષયનો ઉપાય છે.' (અં. ૮૧૬.) 'હે આર્ય! અંતર્મુખ થવાનો અભ્યાસ કરો.' (અં.૯૩૨.) અને આ કેવળ અંતર્મુખ અવલોકનનો માર્ગ એ જ આત્મકલ્યાણનો માર્ગ છે, એમ પરમ રહસ્યભૂત વસ્તુની ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષણા કરતા આ જગત્‌કલ્યાણકર દિવ્ય દૃષ્ટા યોગીશ્વર, સકલ યોગમાર્ગના પરમ રહસ્યરૂપ 'ઇચ્છે છે જે જોગીજન' એ અંતિમ સંદેશામાં અંતર્મુખ અવલોકનનો આ દિવ્ય સંદેશ જગતને અર્પે છે—

'ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર.'



## પ્રકરણ એકસો છઠ્ઠું

# મહાવીરના મહાન્ માર્ગનો મહાન્ ઉદ્ધારક

આમ જગતને દિવ્ય આત્મદૃષ્ટિ અર્પનારા જેનું અધ્યાત્મ ચરિત્ર આવું દિવ્ય, આવું ભવ્ય, આવું અલૌકિક, આવું અનુપમ, આવું અદ્ભુત, આવું અમૃત છે, એવા આ જગત્કલ્યાણકર પરમ અમૃત (Immortal, nectarlike) પુરુષ **શ્રીમદ્ રાજચંદ્ર—અધ્યાત્મ રાજચંદ્ર** ભગવાન્ **મહાવીર**ના મહાન્ માર્ગના કેવા મહાન્ ઉદ્ધારક થઈ ગયા છે, તેનું આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથના પ્રકરણોમાં આપણે સ્થળે સ્થળે દર્શન કર્યું; આ પૂર્ણ અધ્યાત્મયોગીશ્વર પરમ વીતરાગ **શ્રીમદ્ રાજચંદ્ર** ભગવાન્ **મહાવીર**ના મહાન્ વીતરાગ માર્ગના કેવા અનન્ય મહાપ્રભાવક થઈ ગયા છે, તેનું આ વિશ્વની વિરલ વિભૂતિના આત્મચારિત્રમય ચરિત્ર આલેખતા અધ્યાત્મજીવનના ત્રણે તબક્કામાં આપણે યથાસ્થાને અવલોકન કર્યું.

અત્રે આ પ્રકરણોમાં આપણે જોયુ તેમ,—મહાદર્શનપ્રભાવક મોક્ષમાળા અંગેના પ્રકરણોમાં, ભાવનાબોધ પ્રકરણમાં, **મહાવીર**ના માર્ગનો અનન્ય નિશ્ચય એ પ્રકરણમાં, વીતરાગ માર્ગપ્રભાવનાની ભાવનાના પ્રકરણમાં, માર્ગપ્રભાવનાની ભવ્ય ભાવના અને દિવ્ય યોજનાના પ્રકરણમાં, વીતરાગદર્શનપ્રમાણતાના પ્રકરણમાં, મુમુક્ષુઓને અને મુનિઓને માર્ગદર્શનના પ્રકરણોમાં, આત્મસિદ્ધિશાસ્ત્રસર્જનના પ્રકરણમાં,—મૂળમાર્ગ ઉદ્ધારના પ્રકરણમાં, **મહાવીરના મહાન્ માર્ગના આ મહાન્ ઉદ્ધારકે** મહાવીરના માર્ગનો કેવો મહાન્ ઉદ્ધાર કર્યો છે, એ અંગે સવિસ્તર વિવેચન કર્યું છે,—એટલે તેનુ અત્ર પિષ્ટપેષણ નહિં કરતાં સુજ્ઞ વાંચકોને તેનું માત્ર અનુસ્મરણ જ કરાવીએ છીએ. **શ્રીમદ્**ના આ અધ્યાત્મજીવનવિકાસના ત્રણે તબક્કામાં આપણે જોયુ છે તેમ—**મહાવીર**ના મહાન્ વીતરાગ માર્ગની **શ્રીમદ્**ની શ્રદ્ધા ઉત્તરોત્તર બળવત્તર બનતી ગઈ છે અને છેવટે વજ્રલેપ પરમાવગાઢ થઈ છે,—અને તે પણ મ્હારો છે માટે સાચો એવી મતની દૃષ્ટિથી નહિં, પણ સાચો છે માટે મ્હારો એવી કેવળ શુદ્ધ સતની દૃષ્ટિથી આત્માનુભવપ્રત્યક્ષ પરીક્ષાપ્રધાનપણાથી. અર્થાત્ તેવી તથારૂપ શુદ્ધ વીતરાગ દશા આત્માનુભવસિદ્ધ કરી આત્માનુભવપ્રત્યક્ષપણે **વીતરાગ માર્ગનો અનન્ય સત્યંકાર શ્રીમદે** કર્યો છે. આની સાક્ષી પોકારતા સેંકડો ઉદાહરણો અમે અત્રે આપ્યા છે, અને ડિંડિમ નાદથી ઉદ્ઘોષનારા થોડાક આ રહ્યા—

'સંશયબીજ ઉગે નહિં અંદર, જે જિનના કથનો અવધારું;
રાજ્ય સદા મુજ એ જ મનોરથ, ધાર થશે અપવર્ગ ઉતારું.

'જે અધ્યવયના ક્ષત્રિયપુત્રે જગત્ અનાદિ છે, એમ બેધડક કહી કર્ત્તાને ઉડાડયો હશે, તે તે પુરુષે શું કંઇ સર્વજ્ઞતાના ગુપ્ત ભેદ વિના કર્યું હશે?' (મોક્ષમાળા).

શી એની શૈલી! જ્યાં આત્માને વિકારમય થવાનો અનંતાંશ પણ રહ્યો નથી. શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જ્વલ શુક્લધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલાં તે નિર્ગ્રંથના પવિત્ર વચનોની મને-તમને ત્રિકાળ શ્રદ્ધા રહો!—(અં. ૫૨).

'બંધ મોક્ષની યથાર્થ વ્યવસ્થા જે દર્શનને વિષે યથાર્થપણે કહેવામાં આવી છે, તે દર્શન નિકટ મુક્તપણાનું કારણ છે; અને એ યથાર્થ વ્યવસ્થા કહેવાને જોગ્ય જો કોઈ અમે વિશેષપણે માનતા હોઈએ તો તે શ્રી તીર્થંકર દેવ છે. અને એ જે શ્રી તીર્થંકરદેવનો અંતર્ આશય તે પ્રાયે મુખ્યપણે અત્યારે કોઈને વિષે આ ક્ષેત્રે હોય તો તે અમે હોઈશું એમ અમને દૃઢ કરીને ભાસે છે. કારણ કે જે અમારું અનુભવજ્ઞાન તેનું ફળ વીતરાગપણું છે, અને વીતરાગનું કહેલું જે શ્રુતજ્ઞાન તે પણ તે જ પરિણામનું કારણ લાગે છે; માટે અમે તેના અનુયાયી ખરેખરા છીએ, સાચા છીએ. (અં. ૩૨૨)

'એ પુરુષ યથાર્થ વક્તા હતો. અયથાર્થ કહેવાનું તેમને કોઈ નિમિત્ત નહોતું.

'સર્વ કરતાં વીતરાગનાં વચનને સંપૂર્ણ પ્રતીતિનું સ્થાન કહેવું ઘટે છે, કેમકે જ્યાં રાગાદિ દોષનો સંપૂર્ણ ક્ષય હોય ત્યાં સંપૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટવાયોગ્ય નિયમ ઘટે છે.

'જેમ ભગવાન જિને નિરૂપણ કર્યું છે તેમ જ સર્વ પદાર્થનું સ્વરૂપ છે.'—હાથનોંધ ૧-૧૭, ૬૧, ૨-૨૧.

આમ જેને પરમોત્તમ વીતરાગમાર્ગનો આત્માનુભવસિદ્ધ અનન્ય આત્મનિશ્ચય હતો, એવા આ **પરમ જ્ઞાનાવતાર પરમ ધર્મમૂર્ત્તિ શ્રીમદ્ રાજચંદ્રે**,—પરમ પુરુષ વીતરાગને અનુસરીને કેવો 'પંથ પરમ પદ બોધ્યો છે; 'જિનવર કહે છે જ્ઞાન તેને' એ સર્વ ભવ્યોને સંભળાવતાં કેવો દિવ્ય જ્ઞાનપ્રકાશ રેલાવ્યો છે; 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે' એવો પરમપદપ્રાપ્તિનો પરમ ભવ્ય મનોરથ ગાતાં કેવો અનુપમ ગુણસ્થાનક્રમ પ્રકાશ્યો છે; 'લોક રૂપ અલોકે દેખ' એ રહસ્યભૂત પદથી લોકપુરુષનું કેવું અલૌકિક રહસ્ય ઉદ્યોત્યુ છે; 'જડભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ' એ પદમાં સમસ્ત દ્રવ્યાનુયોગનો કેવો આત્માનુભવસિદ્ધ નિષ્કર્ષ આપ્યો છે; 'હે પ્રભુ! હે પ્રભુ! શું કહું' એ વીશ દોહરામાં કેવું અદ્‌ભુત સદ્‌ગુરુભક્તિરહસ્ય ગાયુ છે; 'યમ નિયમ સંયમ આપ કિયો' એ આઠ ત્રોટકમાં સદ્‌ગુરુગમનું કેવું ઊંડું રહસ્ય પ્રકાશ્યુ છે; 'ઇચ્છે છે જે જોગીજન' એવા 'મૂળ શુદ્ધ તે આત્મપદ'ની પ્રાપ્તિના પરમાર્થમાર્ગનો—સકલ યોગશાસ્ત્રના પરમ રહસ્યરૂપ યોગમાર્ગનો કેવો અમર 'અંતિમ સંદેશો' આપ્યો છે, તેનું અત્રે આપણે વિવિધ પ્રકરણોમાં યથાસ્થિત અવલોકન કર્યું છે. આ **પરમ જ્ઞાનેશ્વરી પરમ દાનેશ્વરી પરમ જગદ્‌ગુરુ શ્રીમદ્ રાજચંદ્રે** મુમુક્ષુઓને અને મુનિઓને અપૂર્વ માર્ગદર્શન આપતાં, સત્ અને સત્‌ની પ્રાપ્તિનો માર્ગ સજીવનમૂર્ત્તિ સદ્‌ગુરુ જ છે એમ 'પાવે નહિ ગુરુગમ વિના યેહી અનાદિ સ્થિત' એવા શાશ્વત ગુરુગમગમ્ય માર્ગની કેવી મહાપ્રતિષ્ઠા કરી છે; ઉપદેશબોધ અને સિદ્ધાંતબોધ એમ બોધના સ્પષ્ટ બે ભેદ પાડી કેવું અદ્‌ભુત નિષ્તુષ સ્પષ્ટીકરણ કર્યું છે; ગૂઢ પ્રશ્નોના ઉકેલનું તત્ત્વમંથન કરી કેવું તત્ત્વ-નવનીત અર્પ્યું છે; 'કેવલ નિજ સ્વભાવનું અખંડ

વર્તે જ્ઞાન' એવી કેવલજ્ઞાનની કેવી અલૌકિક પરમાર્થ વ્યાખ્યા પ્રકાશી છે; પંચમકાળ-દુઃષમકાળમાં મુમુક્ષુઓને ઓર વિશેષ આત્મજાગ્રતિ રાખવાનો કેવો અનુપમ બોધ કર્યો છે; મોક્ષ અને મોક્ષપુરુષાર્થની કેવી અપૂર્વ પ્રેરણા કરી છે; આત્માર્થી મુમુક્ષુઓને અલૌકિક આત્મદૃષ્ટિ આપી કેવું આત્માર્થ અમૃતપાન કરાવ્યુ છે;—તેનું આપણે આ પ્રકરણોમાં યથાસ્થાને દર્શન કર્યું છે. **મહાવીરના મહાન્ માર્ગના મહાન્ ઉદ્ધારક** આ જીવન્મુક્ત-મૂર્તિમાન્ મોક્ષસ્વરૂપ સાક્ષાત્ આત્મસિદ્ધિસ્વરૂપ પરમ સિદ્ધ યોગીશ્વર **શ્રીમદ્ રાજચંદ્રે, મહાવીરનો** મહાન્ માર્ગ ઉદ્યોતતી મહાદર્શનપ્રભાવક મોક્ષમાળામાં મોક્ષમાર્ગનું કેવું સંપૂર્ણ દર્શન કરાવ્યુ છે; ષટ્પદના અમૃતપત્રમાં અને આ અવનિના અમૃત આત્મસિદ્ધિ અમૃત શાસ્ત્રમાં આત્મસિદ્ધિનો કેવો અમૃત માર્ગ પ્રકાશ્યો છે; 'મૂળ મારગ સાભળો જિનનો રે' એ દિવ્ય પંક્તિનો રણકાર કરતા અમૃત કાવ્યમાં શુદ્ધ આત્માને જાણવા-દેખવા (શ્રદ્ધવા)-અનુચરવારૂપ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમય શુદ્ધ આત્માને પામવાનો **મહાવીરનો** માર્ગ સંભળાવતાં, કેવો પરમાર્થભૂત મૂળમાર્ગ પ્રદ્યોત્યો છે; અને આમ 'થશે અવશ્ય આ દેહથી સત્યધર્મનો ઉદ્ધાર રે' એ પોતાની જીવનધારણા સિદ્ધ કરતાં શુદ્ધ આત્માને દેખવા-જાણવા-અનુચરવારૂપ શુદ્ધ આત્મ-ધર્મરૂપ સત્યધર્મનો કેવો અનન્ય ઉદ્ધાર કર્યો છે;—તેનું પણ આપણે અત્રે તે તે પ્રકરણોમાં યથાવત દર્શન કર્યું છે.

**મહાવીરના મહાન્ માર્ગના** આવા **મહાન્ ઉદ્ધારક** પરમ જ્ઞાનીશ્વર પરમ યોગીશ્વર **શ્રીમદ્ રાજચંદ્રે** આ મહાન્ માર્ગ માત્ર યથાવત્ પ્રબોધ્યો-પ્રદ્યોત્યો છે એટલું જ નહિં, યથાવત **યથાર્થ પ્રરૂપણા** કરી છે એટલું જ નહિં, પણ સ્વયં પોતે યથાવત્ આચર્યો છે, યથાવત્ **યથાર્થ આચરણા** કરી **આત્માનુભવસિદ્ધ** કર્યો છે એ જ આ પરમ પુરુષ-પુરુષોત્તમની સર્વાતિશાયિની મોટામાં મોટી મહત્તા છે. કારણ કે—પૂર્વના પ્રબળ આરાધક આ આત્મપુરુષાર્થી કુલયોગી-આજન્મયોગીની બાલ્યવયમા જાતિસ્મૃતિ કેવી હતી, ત્વરિત શ્રુતોપાસના કેવી હતી, **ભગવાન્ મહાવીર** જેવા પરમ સદ્ગુરુના સાક્ષાત્ ચરણોપાસનના પૂર્વપ્રાપ્ત યોગનો 'આવ્યો અપૂર્વ અનુસાર' કેવો હતો, સત્યધર્મઉદ્ધારનો ભવ્ય મનોરથ કેવો હતો, **મહાવીરના** વીતરાગ માર્ગનો અનન્ય નિશ્ચય કેવો હતો, આત્મદૃષ્ટિ અને ચારિત્રસૃષ્ટિ કેવી હતી, શુકલ અંતઃકરણ અને અંતરંગ ત્યાગવૈરાગ્ય કેવા હતા, ગૃહાશ્રમ મધ્યે પણ પરમ વિરક્ત દશા કેવી હતી, બાહ્યપ્રવૃત્તિ મધ્યે પણ અંતરંગ નિવૃત્તિ કેવી હતી, જીવનસૂત્રો અને જીવનક્રમ કેવો હતો, તત્ત્વજ્ઞાનની ઊંડી ગુફાનું દર્શન કેવું હતું, આત્માનુભૂતિનો દિવ્ય પ્રકાશ કેવો હતો, આત્મસંવેદન કેવું હતું, અંતરંગ નિર્ગ્રંથશ્રેણી અને અંતરાત્માની સમશ્રેણી કેવી હતી, અસ્થિમજ્જા ધર્મરંગ કેવો હતો, સંવેગાતિશય-પરમવૈરાગ્ય કેવો હતો, મોક્ષની અનન્ય તમન્ના કેવી હતી, વિશ્વના કોયડાનો ઉકેલ કેવો હતો, લોકપુરુષનું પ્રાપ્ત રહસ્ય કેવું હતું, મહાકામ માટે જન્મેલા આ 'રામ'ની આત્મારામતા કેવી હતી,—એ આપણે અત્રે તે તે પ્રકરણમાં સાક્ષાત્ અવલોક્યું છે. આ **પરમ આત્મપુરુષાર્થી પરમ**

**આત્મપરાક્રમી યોગીંદ્ર** રાજચંદ્રનું રાત્રી અને દિવસ એક પરમાર્થવિષયનું જ મનન કેવું હતું, કેવલ જ્ઞાનનો આત્મપુરુષાર્થ કેવો હતો, આત્મસાક્ષાતકારરૂપ શુદ્ધ આત્માનુભૂતિમય શુદ્ધ સમકિત કેવું હતું, નિર્વિકલ્પ આત્મસમાધિ કેવી હતી, જીવન્મુક્તદશાનો-કેવલ એક શુદ્ધ આત્મદશાનો અમૃતાનુભવ કેવો હતો, પરાભક્તિની પરાકાષ્ઠા અને પુરાણપુરુષ સત્‌થી અભેદતા કેવી હતી, વર્તમાનના આ મહા વિદેહીની દેહ છતાં દેહાતીત વિદેહી દશા કેવી હતી, પ્રારબ્ધોદયજનિત વ્યવહારોપાધિ મધ્યે પણ આત્મસમાધિ કેવી હતી,-અલૌકિક રાધાવેધ કેવો હતો, ઉદાસીનતા કેવી અદ્ભુત હતી, અસંગતા કેવી અલૌકિક હતી, ચિત્તની ચૈતન્યમય દશા કેવી હતી, વીતરાગના આ સાચા અનુયાયીની અપૂર્વ વીતરાગતા કેવી હતી, અપૂર્વ આત્મસંયમ અને શુદ્ધ આત્મચારિત્ર ભણીની દોટ કેવી હતી, 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?' એમ બાહ્યાભ્યંતર નિર્ગ્રંથપણાની ગવેષણા કેવી હતી, પરમપદપ્રાપ્તિનો મનોરથ કેવો હતો, અપૂર્વ આત્મધ્યાન કેવું હતું, સુધારસ-શુદ્ધાત્માનુભૂતિ કેવી હતી, પરિગ્રહપ્રપંચથી નિવર્ત્તવાના આત્મોલ્લાસનું ધન્યપણું કેવું હતું, સર્વસંગત્યાગની તૈયારી કેવી હતી, વનક્ષેત્રોમાં અને પહાડોમાં એકાકી વિચરતા આ અવધૂત યોગીંદ્રની-સિદ્ધ યોગીશ્વરની અસંગતા કેવી હતી, અપ્રમત્ત યોગધારા કેવી હતી, શુદ્ધ ચૈતન્યધ્યાન કેવું હતું, પ્રયોગસિદ્ધ સમયસાર-શુદ્ધ આત્મદશા કેવી હતી, તીવ્ર અસાતાઉદયમાં પણ આ **સહજાત્મસ્વરૂપસ્વામી શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ પરમ વીતરાગ રાજચંદ્રની** સમતા કેવી હતી,—એ બધું આપણે અત્રે **અધ્યાત્મ રાજચંદ્ર**માં તે તે પ્રકરણોમાં પ્રત્યક્ષ દીઠું છે—પ્રત્યક્ષ દર્શન કર્યું છે.

આમ દિવ્ય આત્મદશા યોગીશ્વર **શ્રીમદ્ રાજચંદ્ર**નું શુદ્ધ આત્મચારિત્રમય ચરિત્ર આલેખતા આ **અધ્યાત્મ રાજચંદ્ર** ગ્રંથમાં સર્વત્ર ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષણા કરી સ્પષ્ટ દર્શાવી આપવામાં આવ્યું છે તેમ,-સર્વોત્કૃષ્ટ સમ્યગ્‌દર્શન, સર્વોત્કૃષ્ટ સમ્યગ્‌જ્ઞાન અને સર્વોત્કૃષ્ટ ચારિત્રની અભેદ એકતા આત્મામાં પરિણમાવી સાક્ષાત્ જિનમાર્ગને પામેલા—નિજ સ્વરૂપને પામેલા **સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદ્ રાજચંદ્ર** જીવન્મુક્ત બન્યા હતા, 'કાયાની વિસારી માયા સ્વરૂપે સમાયા એવા' ભવના અંતરૂપ નિર્ગ્રંથના પંથને પામી સદેહમુક્ત બન્યા હતા, દેહ છતાં દેહાતીત નિર્વાણ દશા પામ્યા હતા. **સાક્ષાત્ પ્રયોગસિદ્ધ સમયસાર શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ પરમ વીતરાગ શ્રીમદ્ રાજચંદ્રે** મહાવીરનો મહાન્ વીતરાગમાર્ગ યથાર્થ બોધ્યો છે એટલું જ નહિં પણ યથાવત્ આચર્યો છે,—**જેવી પ્રરૂપણા તેવી આચરણા** કરી દેખાડી સાક્ષાત્ અનુભવસિદ્ધ કર્યો છે, અને આ શુદ્ધ આત્મપરિણતિમય અધ્યાત્મપ્રધાન પરમ વીતરાગમાર્ગનો પરમ ઉદ્ધાર કર્યો છે, એ સિદ્ધ હકીકત છે. અને આમ વીતરાગમાર્ગની અનન્ય આચરણા કરી દેખાડી—અધ્યાત્મદશાની પરાકાષ્ઠા પામી આ **પરમર્ષિ પરમ યોગીંદ્ર શ્રીમદ્ રાજચંદ્રે** તે અદ્ભુત આત્મદશાની પ્રત્યક્ષ પ્રતીતિ પમાડી છે.

આવું અલૌકિક જેનું અધ્યાત્મ ચરિત્ર છે એવા આ પરમ અધ્યાત્મ **યોગીંદ્ર શ્રીમદ્**

**રાજચંદ્ર**ના જીવન પર **ભગવાન્ મહાવીર**ની અનન્ય છાપ છે. પૂર્વજન્મમાં **શ્રીમદે** શ્રીમુખે પ્રકાશ્યું છે તેમ તેઓ—'ભગવાન્ મહાવીરના છેલ્લા અંતેવાસી શિષ્ય હતા અને લઘુશંકા જેટલા પ્રમાદને લઈ આટલા ભવ કરવા પડ્યા હતા.' **ભગવાન્ મહાવીર** જેવા પરમ સદ્‌ગુરુના સાક્ષાત્ ચરણોપાસનનો અપૂર્વ યોગ જેને પૂર્વે પ્રાપ્ત થયો હોય, **ભગવાન્ મહાવીર** જેવા પરમ સદ્‌ગુરુના ચરણે જેને પરમ બોધામૃતનું પાન કરવાનો અપૂર્વ અવસર આવ્યો હોય, એવા આ **રાજચંદ્રનો દિવ્ય આત્મા** આ જન્મમાં અપૂર્વ સંસ્કારવારસો લઈને અવતર્યો હોય એમાં પૂછવું જ શું? અને સાક્ષાત્ **ભગવાન્ મહાવીર** પાસેથી સંસ્કારવારસો લઈને આવેલા આ દિવ્ય મહાત્માએ તે પછીના ચોવીસો વર્ષના ગાળામાં ઉત્તમ ઉત્તમ જન્મોમાં તે જ્ઞાનવારસાને ઓર બહલાવ્યો હશે એ પૂરેપૂરૂં સંભવિત છે, એમ આ જ્ઞાનાવતાર પુરુષના અદ્‌ભુત લોકોત્તર ચરિત્રનો વિચાર કરતાં સુવિચક્ષણ સુવિવેકી જનોના અંતરમાં સહજ અનુમાનથી ધ્વનિત થાય છે. તેમજ– ઇડરના મહારાજાની સાથેના વાર્તાલાપપ્રસંગમાં **શ્રીમદે** શ્રીમુખે પ્રકાશ્યુ હતું તેમ— 'જિનશાસનને પૂર્ણપણે પ્રકાશ કરનાર આ છેલ્લા તીર્થંકર અને તેઓના શિષ્ય ગોતમ આદિ ગણધરો વિચરેલાનો ભાસ થાય છે. તેઓના શિષ્યો નિર્વાણને પામ્યા; તેમાંનો એક પાછળ રહી ગયેલો જેનો જન્મ આ કાળમાં થયેલો છે. તેનાથી ઘણા જીવોનું કલ્યાણ થવાનો સંભવ છે.'—એ ગૂઢાર્થ ઉલ્લેખ પણ માર્મિકપણે સ્પષ્ટ કહી જાય છે કે **મહાવીર**ના ચરણ સમીપે બેસનારો–'ઉપનિષદ્' કરનારો–તે પરમ સદ્‌ગુરુમુખે શ્રવણ કરનારો આ કાળમાં જન્મેલો પુરુષ તે બીજો કોઈનહિં પણ આ **રાજચંદ્ર** પોતે જ, અને તે આ **રાજચંદ્ર મહાવીરનો દિવ્ય સંદેશ** જગત્‌ને વિતરવા માટે આ કાળમાં જન્મ્યો છે. અને એના થકી ઘણા જીવોનું કલ્યાણ થવાનો સંભવ છે, એમ યથાર્થ આત્મસામર્થ્યના નિરભિમાન ભાનથી કહ્યું છે, અને એ આર્ષવાણી પ્રમાણે થયુ છે પણ તેમજ,—આ જગત્‌કલ્યાણકર **પરમ પુરુષ** થકી લાખો જીવોનો ઉદ્ધાર–કલ્યાણમાર્ગ થયો છે; થાય છે અને થશે પત્રાંક ૭માં પણ **શ્રીમદ્‌**નો તેવો જ સૂચક ઉલ્લેખ છે—'જે મહાકામ માટે તું જન્મ્યો છે, તે મહાકામનું અનુપ્રેક્ષણ કર × × કાર્યસિદ્ધિ કરીને ચાલ્યો જા.' અને **શ્રીમદ્‌**ના દિવ્ય અધ્યાત્મજીવન પ્રત્યે દૃષ્ટિપાત કરતાં જણાય છે કે **શ્રીમદ્‌**ના દિવ્ય આત્માના પ્રદેશે પ્રદેશે જે અનન્ય સદ્‌ગુરુભક્તિ છલકાય છે–ઉભરાય છે, તે આ **પરમ સદ્‌ગુરુ ભગવાન્ મહાવીરના આ સાક્ષાત્ પૂર્વપ્રાપ્ત અપૂર્વ યોગના 'અપૂર્વ અનુસાર'**ને લઇને જ છે, પૂર્વ જન્મની આ ગુરુ–શિષ્યસંબંધરૂપ અપૂર્વ અનુસંધિને લઇને જ છે. આવા પરમ ભાવપૂર્ણ સહજ ઉદ્‌ગાર આની અમર સાક્ષી પોકારે છે—

'અહો ! સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ—
અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવ—
અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો એવા પરમકૃપાળુ સદ્‌ગુરુ દેવ—
આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો.'

આ **પરમગુરુ મહાવીરનું** જ અનુસ્મરણ **શ્રીમદ્‌**ના જીવનમાં સદોદિત ચાલ્યુ

આવે છે. લઘુવયથી માંડીને તેમના વચનામૃતોમાં વારંવાર મહાવીરનું જ સ્મરણ આવે છે. મહાવીર જ એમના હૃદયમાં રમતા હોય અને મહાવીરના આત્માને જ સાક્ષાત્ દેખતા હોય એમ પ્રત્યક્ષ ભાસ થાય છે. તે પૂર્વનું અનુસંધાન જ સૂચવે છે. શ્રીમદ્‌ના આ આત્માનુભવસિદ્ધ ઉલ્લેખો તો ખાસ સૂચક છે: 'દશ પૂર્વધારી ઇત્યાદિકની આજ્ઞાનું આરાધન કરવાની મહાવીરદેવની શિક્ષા વિષે આપે જણાવ્યું તે ખરૂં છે. એણે તો ઘણુંય કહ્યું હતું; પણ રહ્યું છે થોડું અને પ્રકાશક પુરુષ ગૃહસ્થાવાસમાં છે. બાકીના ગુફામાં છે. (અં. ૧૭૦) આત્માને વિષે સહજ સ્મરણે પ્રાપ્ત થયેલું જ્ઞાન શ્રી વર્ધમાનને વિષે હતું એમ જણાય છે. પૂર્ણ વીતરાગ જેવો બોધ તે અમને સહજે સાંભરી આવે છે.' (અં. ૩૧૩). આ મહાવીરના શુદ્ધ પરમાર્થમાર્ગ પ્રત્યેના અનન્ય પરમાર્થપ્રેમને લીધે—પરમ પરમાર્થભક્તિને લીધે જ પરમ શાસનહિતચિંતક શ્રીમદ્ પરમ કારુણ્યવૃત્તિથી આ મતભેદાતીત અખંડ એક માર્ગના ઉદ્ધારની કેવી અનન્ય શાસન-દાઝથી પરમહિતચિંતા કરતા હતા, તે આ તેમના અંતરોદ્‌ગાર જ ઉદ્‌ઘોષે છે—

'હવે, વર્તમાનમાં તે માર્ગની ઉન્નતિ થવી સંભવે છે કે કેમ? અને થાય તો શી શી રીતે થવી સંભવિત દેખાય છે, અર્થાત્ તે વાત ક્યાંથી જન્મ પામી કેવી રીતે, કેવા દ્વારે, કેવી સ્થિતિમાં પ્રચાર પામવી સંભવિત દેખાય છે કે કેમ? ફરી જાણે વર્ધમાનસ્વામીના વખત જેવો વર્તમાન-કાળના યોગાદિ અનુસાર તે ધર્મ ઉદય પામે એવું દીર્ઘદૃષ્ટિથી સંભવે છે? અને સંભવતું હોય તો તે શાં શાં કારણથી? (પત્રાંક ૭૧૩).

'હે નાથ! કાં ધર્મોન્નતિ કરવારૂપ ઇચ્છા સહજપણે સમાવેશ પામે તેમ થાઓ; કાં તો તે ઇચ્છા અવશ્ય કાર્યરૂપ થાઓ. ×× ઉન્નતિનાં સાધનોની સ્મૃતિ કરૂં છું:—બોધબીજનું સ્વરૂપનિરૂપણ મૂળમાર્ગ પ્રમાણે ઠામ ઠામ થાય. ઠામ ઠામ મતભેદથી કંઇજ કલ્યાણ નથી એ વાત ફેલાય. પ્રત્યક્ષ સદ્‌ગુરુની આજ્ઞાએ ધર્મ છે એમ વાત લક્ષમાં આવે. દ્રવ્યાનુયોગ,-આત્મ-વિદ્યાપ્રકાશ થાય. ત્યાગવૈરાગ્યના વિશેષપણાથી સાધુઓ વિચરે. નવતત્ત્વ-પ્રકાશ. સાધુધર્મપ્રકાશ. શ્રાવકધર્મપ્રકાશ. વિચાર - ઘણા જીવોને પ્રાપ્તિ. (અં. ૭૦૯).

'સ્વપર પરમોપકારક પરમાર્થમય સત્યધર્મ જયવંત વર્તો. આશ્ચર્યકારક ભેદ પડી ગયા છે. ખંડિત છે....

'ત્યારે તમે શા માટે તે ધર્મનો ઉદ્ધાર ઇચ્છો છો? પરમ કારુણ્ય-સ્વભાવથી. તે સદ્ધર્મ પ્રત્યેની પરમ ભક્તિથી.' (હાથનોંધ. ૨–૧૪, ૧૫). ઇ.

આવા પરમ વીતરાગમાર્ગહિતચિંતક વીતરાગમાર્ગઉદ્ધાર માટે પરમ સમર્થ શ્રીમદ્‌ના જીવનનો આદર્શ મહાવીર હતા. શ્રીમદ્ પોતાની અધ્યાત્મજીવનચર્યામાં પદે પદે વીતરાગ મહાવીરના મહાન્ આદર્શને જ અનુસર્યા છે. આ અધ્યાત્મ રાજચંદ્ર ગ્રંથમાં સવિસ્તર યથાસ્થાને દર્શાવવામાં આવ્યું તેમ વીતરાગ શ્રીમદ્‌ની

પરમ વિરક્ત દશા, અંતરંગ નિર્ગ્રંથ શ્રેણી અને સમશ્રેણીથી નિર્ગ્રંથ વીતરાગ પંથની અનુસરણા, પરમ અસંગતા, અદ્‌ભુત ઉદાસીનતા, અપૂર્વ વીતરાગતા, ચિત્તની ચૈતન્યમય દશા, અપ્રમત્ત યોગચર્યા, અવધૂત વિદેહી દશા, વનક્ષેત્રાદિમાં અસંગ યોગસાધના, અક્ષોભ કાયોત્સર્ગલીનતા, શુદ્ધ આત્મધ્યાન, અદ્‌ભુત આત્મમગ્નતા આદિ પ્રત્યે દૃષ્ટિ કરતાં આ વસ્તુ સ્પષ્ટ જણાય છે; અને **મહાવીર** સ્વામીની મુનિચર્યા અંગેના **શ્રીમદ્**ના સ્થળે સ્થળે પરમ આદરપૂર્ણ × ઉલ્લેખો આને પુષ્ટ કરે છે. પરમાર્થમાર્ગપ્રકાશની ગૌણતાના પ્રકરણમાં દર્શાવ્યું છે તેમ જ્યાંસુધી ગૃહવાસ ઉદય હોય અને યથાયોગ્ય પરિપક્વ દશા ન થાય ત્યાંસુધી પ્રગટપણે માર્ગપ્રકાશ ન કરવો એ મુદ્રાલેખ સ્વરૂપગુપ્ત **શ્રીમદ્**ને માન્ય હતો, અને તેમાં પણ તેઓ ભગવાન્ **મહાવીર**ના ઉત્તમ આદર્શને અનુસર્યા હતા, એમ ક્વચિત્ તેમના ઉદ્‌ગાર પરથી ધ્વનિત થાય છે. અને એમ કરવું તે આવા પરમ સમર્થ પુરુષનો અત્યંત આત્મસંયમ ને અદ્‌ભુત સ્વરૂપગુપ્તિ સૂચવે છે. 'અધૂરો ઘડો છલકાય પૂરો નહિં' એ લોકોક્તિ અત્ર લાગુ પડે છે. અને પછી આપણે અત્રે પૂર્વ પ્રકરણોમાં જોયું તેમ તથારૂપ યથાયોગ્ય પરિપક્વ દશા થયે, જ્યારે તેઓ બાહ્ય વ્યવહારઉપાધિથી નિવૃત્ત થઇ, સર્વસંગપરિત્યાગની તૈયારી કરી રહ્યા હતા, ત્યાં તો અસાધ્ય રોગથી તેમનો દેહ અસ્ત થયો (ને હવે પછી આપણે જોશું તેમ આપણા દુર્ભાગ્યે તે પ્રાણહારક નિવડ્યો,) એટલે એમના શ્રીમુખે પરમ આત્મલાભની પરમાર્થમેઘવૃષ્ટાના લાભથી સમાજ વંચિત રહ્યો, એ આ વિષમ દુઃષમ કલિકાલનો જ દોષ કહી શકાય. તથાપિ **'સત્ય ધર્મના ઉદ્ધાર'**રૂપ પરમાર્થમાર્ગની સુરેખ રેખાનો જે અપૂર્વ નિર્દેશ તેમણે કર્યો છે, તે પણ સાચા મુમુક્ષુ આત્માર્થીને અવંધ્ય–અચૂક માર્ગદર્શન કરાવવાને પરિપૂર્ણ સમર્થ છે.

આમ વર્તમાનયુગના સંતશિરોમણિ **શ્રીમદ્ રાજચંદ્ર** વર્તમાનમાં **મહાવીરના મહાન્ માર્ગના** આવા **મહાન્ ઉદ્ધારક** થઇ ગયા છે. **શ્રીમદ્**ના પવિત્ર ચરિત્રામૃત પ્રત્યે અને વચનામૃત પ્રત્યે દૃષ્ટિપાત કરતાં સહજ ભાસે છે કે—આ કાળમાં પ્રાયે પરમોત્કૃષ્ટ આત્માનુભવસિદ્ધપણે **મહાવીર**ના મહાન્ વીતરાગમાર્ગનો પરમ મહિમા હૃદયમાં વસ્યો હતો **શ્રીમદ્ રાજચંદ્રને**; મહાવીરના મહાન વીતરાગ માર્ગની પરમ ભક્તિ આત્માના પ્રદેશે પ્રદેશે પ્રગટી હતી **શ્રીમદ્ રાજચંદ્રને**; મહાવીરના મહાન્ વીતરાગ માર્ગનું પરમ ગૌરવ રોમે રોમે વ્યાપ્યું હતું **શ્રીમદ્ રાજચંદ્રને**; મહાવીરના મહાન્ વીતરાગ માર્ગનો મહાન્ ઉદ્ધાર આ કાળમાં કર્યો છે **શ્રીમદ્ રાજચંદ્રે**. **મહાવીરનો અમર સંદેશો** જગતને આપી મહાવીરના મહાન્ માર્ગનો મહાન્ ઉદ્ધાર કરનારો આ આત્મસ્થાને અનન્ય આત્મપરાક્રમ દાખવનારો **મહા વીર રાજચંદ્ર**, વર્તમાનમાં આવો **પરમ પુણ્યશ્લોક પુરુષ** થઇ ગયો! નમસ્કાર હો નમસ્કાર હો આ આત્મસ્થાને અપૂર્વ મહાવીરપણું દાખવનારા આ **મહા વીર રાજચંદ્રને!**

---

× જુઓ, શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૫૧૬. ૬૨૦, હાથનોધ, ૧–૩૭, ઇત્યાદિ.



## પ્રકરણ એકસો સાતમું

# અંતિમ સંદેશો

આવા સત્ય ધર્મના ઉદ્ધારક, પરમાર્થમાર્ગના પ્રકાશક પરમ જગદુપકારી જગદ્ગુરુ **રાજચંદ્રના** દેવદુર્લભ દિવ્ય અધ્યાત્મ ચરિત્રનું આલેખન કરતો આ **અધ્યાત્મ રાજચંદ્ર** હવે પૂર્ણતા પામવા આવ્યો છે; અષ્ટોત્તરશતગુણપૂર્ણ મંગલમૂર્ત્તિ શાંતસુધારસજલનિધિ **૧૦૮ શ્રીમદ્ રાજચંદ્રના** અધ્યાત્મજીવનનું અષ્ટોત્તરશતપ્રકરણમાં આલેખન કરતા આ **અધ્યાત્મ રાજચંદ્રના** રસપ્રવાહમાં તણાતાં તણાતાં આપણે તેના ઉપાંત્ય પ્રકરણના ઉપકંઠે આવી પહોંચ્યા છીએ. જ્ઞાનદિવાકર **રાજચંદ્રનો** દિવ્ય આત્મપ્રકાશ ઝીલતું આ અધ્યાત્મ રાજચંદ્ર—અષ્ટોત્તરશતદલ–કમલ કેવું વિકાસ પામતું ગયું, અને તેની કર્ણિકામાં બિરાજમાન **રાજચંદ્રની** આત્મદશા ત્રણે અધ્યાત્મ જીવનતબક્કામાં કેવી વિકાસ પામતી ગઈ તેનું અત્રે આપણે દર્શન કર્યું; 'આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ' એવી પૂર્ણચંદ્ર સમી પરાદૃષ્ટિ પામેલા પરંબ્રહ્મ **રાજચંદ્રના** આત્મચંદ્રની સોળે કળાએ પૂર્ણ આત્મકલા કેમ ઉદય પામતી ગઈ તેનું શબ્દબ્રહ્મમા આલેખન કર્યું. આમ આવા આ સિદ્ધ યોગીશ્વરના અધ્યાત્મ જીવનનું શબ્દશિલ્પમાં નિર્માણ કરતો આ જાણે અષ્ટોત્તરશતપ્રકરણાત્મક સિદ્ધપ્રાસાદ સિદ્ધપ્રસાદથી હવે પૂર્ણ થવા આવ્યો છે. તે આ ત્રણ તબક્કાવાળા પંચભૂમિક પૂર્ણ પ્રાસાદના એકસો આઠ પ્રકરણ–ખંડમા પ્રત્યેકમાં દિવ્ય આત્મપ્રતિભાસંપન્ન **રાજચંદ્રની** શબ્દશિલ્પમા પ્રતિષ્ઠાપિત અખંડ આત્મપ્રતિમા દર્શન દે છે,—શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ **રાજચંદ્રની** દિવ્ય આત્મજ્યોતિ ઝગારા મારે છે!

આવી આ દિવ્ય તેજોમૂર્ત્તિ વિશ્વની વિરલ વિભૂતિએ પોતાના દિવ્ય આત્મ ચારિત્રમય ચરિત્રથી અને દિવ્ય આત્મકલામય કવનથી જગતને જે સમસ્ત આત્મવૈભવનુ મહાદાન કર્યું છે તે અનુપમ છે, દિવ્ય આત્મવિભૂતિસંપન્ન **શ્રીમદ્ રાજચંદ્રના** દિવ્ય આત્માએ આત્મવિભૂતિના સર્વસ્વદાનની જે પરમ ઉદારતા દર્શાવી છે તે અદ્ભુત છે. પ્રત્યેક મહાકૃતિમા જગતહિતાર્થે આત્મસંપત્તિના સર્વસ્વનુ આ મહાજ્ઞાનેશ્વરી મહા દાનેશ્વરીએ કરેલું સર્વોત્કૃષ્ટકોટિનું મહાદાન તેમની શાશ્વત મહા યશસ્કીર્ત્તિ પોકારી રહ્યું છે. આપણા ચરિત્રનાયક મહાજ્ઞાનેશ્વરી–મહાદાનેશ્વરી યોગીન્દ્ર **રાજચંદ્ર** જગતહિતાર્થે પોતાના આત્માના સર્વ 'સ્વવિભવનું'—આત્મસંપત્તિસર્વસ્વનુ પોતાની એક એકથી સરસ જગતકલ્યાણકર અમર કૃતિઓમાં સમર્પણ કરી અમર બની ગયા છે. આવા જગતકલ્યાણકર જગદ્ગુરુ **શ્રીમદ્**ની અમૃત (Immortal, nectarlike) કૃતિઓ અને અમૃત ચરિત્ર એ જ આ દિવ્ય વિભૂતિનો જગતને અમૂલ્ય વારસો છે, **શ્રીમદ્ રાજચંદ્રનુ** સમગ્ર જીવન અને સમસ્ત કવન જગતને અનુપમ બોધ આપતો દિવ્ય સંદેશો છે.

અને આ ઉપાન્ત્ય પ્રકરણમાં એમનો અંતિમ દિવ્ય સંદેશો શો છે? તે આપણે હવે સાંભળવાનો છે.

**શ્રીમદ્**નો આ અંતિમ સંદેશો તે બીજો કોઈ નહિં પણ **શ્રીમદ્**ના છેલ્લા—અંતિમ સંદેશારૂપ 'ઇચ્છે છે જે જોગીજન' એ અમર પંક્તિથી શરૂ થતું અમર કાવ્ય. દેહોત્સર્ગપૂર્વે થોડા જ દિવસે મુમુક્ષુજનની વિનયપૂર્ણ વિજ્ઞપ્તિથી **શ્રીમદે** જે દિવ્ય અંતિમ સંદેશો આપ્યો તે જ આ 'ઇચ્છે છે' પદથી ઇચ્છા સૂચવતું—પોતે પરમ ઇષ્ટ માનેલું અલૌકિક અનુભવઅમૃત. **શ્રીમદ્**ના એક ચરિત્રાલેખક સદ્. શ્રી મનઃસુખભાઈ કિરતચંદ (આ લેખકના પૂ. પિતાશ્રી) 'જીવનરેખા'માં લખે છે તેમ—'દેહવિલય થવા પૂર્વે થોડા દિવસે (ચૈત્ર સુદ ૯, રામનવમી ૧૯૫૭) મૂળ શુદ્ધ આત્મપદરૂપ પરમાર્થ-માર્ગ (ઇચ્છે છે જે જોગીજન ઇ.) સયોગિ જિનપદનો હવાલો આપી પ્રકાશ્યો. આનાં થોડાં પદ છે, પણ તે સંપૂર્ણ માર્ગપ્રકાશ (પરમાર્થમાર્ગપ્રકાશરૂપ) છે.' સર્વકાળના સર્વ મુમુક્ષુઓને ભવસાગરમાં દીવાદાંડીની જેમ અપૂર્વ પરમાર્થમાર્ગપ્રદર્શક થઈ પડે એવા આ દિવ્ય ગાનમાં **શ્રીમદે** સકલ યોગમાર્ગનું અપૂર્વ રહસ્ય પરમ અદ્ભુત ગંભીરતાથી પ્રકાશ્યુ છે. ખરેખર! સર્વ યોગશાસ્ત્રોના છેલ્લા શબ્દરૂપ **શ્રીમદ્**નું આ છેલ્લું કાવ્ય સર્વ મુમુક્ષુ જોગીજનોને ભવ્ય પરમાર્થ—વારસો આપી જનારૂં અલૌકિક સૂત્રબદ્ધ મહાપ્રાભૃત (મહાન્ ભેટ) છે. આ દિવ્ય અંતિમ સંદેશો સાંભળવા આપણે ઉત્સુક થઈ રહ્યા છીએ. ચાલો, આપણે આ અંતિમ સંદેશો સાંભળીએ, અને આ સૂત્રનિબદ્ધ અમૂલ્ય મહાપ્રાભૃતને ઉખેળીએ અને ઉકેલીએ—

**ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખસ્વરૂપ;**
**મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ.**

પરમ ઇચ્છાયોગ્ય—પરમ ઇષ્ટ પદ કયુ? 'જોગીજન'—યોગમાર્ગરૂપ મોક્ષમાર્ગની યોગ્યતા ધરાવતા મુમુક્ષુ યોગીઓનો સમસ્ત વર્ગ જે ઇચ્છે છે તે પદ કયુ? '**મૂળ શુદ્ધ તે આત્મપદ**' એ જ '**ઇચ્છે છે જે જોગીજન**' તે પદ છે. ચોથાથી બારમા ગુણસ્થાનની દશામાં વર્ત્તતા સર્વ યોગીઓનો સમૂહ આ મૂળ શુદ્ધ તે આત્મપદને જ ઇચ્છે છે. અને તે કેવું છે? '**સયોગિ જિન સ્વરૂપ**'—યોગધારી સર્વજ્ઞ વીતરાગ જે દેહ છતા દેહાતીત જીવન્મુક્ત દશાએ વિચરી રહ્યા છે એવું તે સયોગિ જિનસ્વરૂપ. આવું એ પદ જગતમા પરમ પ્રમાણ ગણાતા જોગીજન શા માટે ઇચ્છે છે? તે '**અનંત સુખસ્વરૂપ**' છે માટે. આવું અનંત સુખસ્વરૂપ સયોગિ જિનસ્વરૂપ તે સકલ જોગીજન ઇચ્છે છે એવું મૂળ શુદ્ધ તે આત્મપદ છે. આમ સર્વ જોગીજનનું સાધ્ય ઇષ્ટ પદ નિર્દેશી, આ ઇષ્ટ સાધ્ય પદ કેમ સાધવું? તેના સાધનરૂપ પરમાર્થ મોક્ષમાર્ગનું—સંપૂર્ણ યોગમાર્ગનું નિરૂપણ કરતું **પંચસૂત્ર** પ્રકાશે છે—

**આત્મસ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર;**
**જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર.**
**જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિં કાંઇ;**
**લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ.**

જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખખાણ.
ઉપાસના જિનચરણની, અતિશય ભક્તિ સહિત;
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટીત.
ગુણપ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ;
પ્રાપ્તિ શ્રી સદ્ગુરુ વડે, જિન દર્શન અનુયોગ.

જો આ મૂળ શુદ્ધ તે આત્મપદ જ સાધ્ય છે તો પછી આ જિનપદનું પ્રયોજન શું? એમ ને એમ તો તે આત્મસ્વભાવ અગમ્ય છે—નહિં પામી શકાય નહિં સમજી શકાય એવું છે, એટલા માટે તેના અવલંબન આધારરૂપ જિનપદથી તે શુદ્ધ આત્મસ્વરૂપપદનો પ્રકાર દર્શાવ્યો છે. એમ કેમ? આ આત્મપદ અને જિનપદનો સંબંધ શો? આ જિનપદ ને નિજપદની એકતા છે—એકપણું છે, એમાં કંઇ ભેદ ભાવ નથી, એનો લક્ષ થવાને માટે જ સુખદાયક એવા સર્વ શાસ્ત્ર કહ્યાં છે. અને આ શાસ્ત્ર પણ કેમ સમજાય? કેમ ગમ્ય થાય? જેનાથી પર કોઇ નથી અને જે સર્વ કોઈથી પર છે—પ્રકૃષ્ટ છે એવા આ જિનપ્રવચનની દુર્ગમ્યતા–દુર્ગમ્યપણું છે, તેનો પાર પામતાં અતિમતિમાન્–મહાબુદ્ધિશાળી પણ થાકી જાય છે; આવા અગમ આગમની ગમ પડવામાં અવલંબનરૂપ સુગમ અને સુખખાણ એવા શ્રી સદ્ગુરુ છે. આમ સદ્ગુરુગમને આધીન આ શાસ્ત્રસમજણ છે અને આ સદ્ગુરુમુખે શ્રુત–આ શાસ્ત્ર થકી જિનસ્વરૂપનું ભાન થાય છે—જિનપદ નિજપદની એકતાનો લક્ષ થાય છે, એટલે આ સમસ્ત સાધનમાર્ગ સદ્ગુરુમાં શમાઈ જાય છે. આમ સદ્ગુરુ દ્વારા શ્રતશ્રવણથી જિનનું સ્વરૂપ સમજી જિનપદની ઉપાસના કરવી, અને કદાચ આ સદ્ગુરુરૂપ ઉત્તમ સાધન ન હોય તો શું કરવું? ત્યારે પણ જિનચરણની ઉપાસના અતિશય ભક્તિ સહિત કરવી, મુનિજનની સંગતિમાં અતિ રતિ ધરવી, 'ઘટિત'–પોતપોતાની યોગ્યતા પ્રમાણે યથાયોગ્ય સંયમયોગ ધરવો, એ બીજાં ઉપકારી અવાંતર સાધન છે. અને તેની સાથે સાથે બીજું પણ શું કરવું? આ ઉપરાંત બીજાં સામાન્ય સાધન આ છે—ગુણપ્રમોદ અતિશય ધારવો, અંતર્મુખ યોગ રાખવો, આમ કરતાં યોગ્યતા વધે એટલે શ્રી સદ્ગુરુ થકી જિનદર્શનના અનુયોગની–અનુશાસનની પ્રાપ્તિ થાય.—આવા ભાવવાળા આ પંચસૂત્રમાં સંક્ષેપથી અપૂર્વ તત્ત્વચમત્કૃતિથી સંપૂર્ણ યોગમાર્ગ–પરમાર્થમોક્ષમાર્ગ સૂત્રિત કર્યો છે, ઇષ્ટ સાધ્યમાં સર્વ સાધકને ઉપકારી સંપૂર્ણ સાધનમાર્ગ પ્રકાશ્યો છે. ખરેખર! અપૂર્વ તત્ત્વકળાથી સૂત્રિત કરેલું આ પરમ અર્થગંભીર પંચસૂત્ર પ્રવચનસારની અંતિમ પંચસૂત્રરૂપ પંચરત્નની જેમ, જગત્‌ને મોક્ષમાર્ગની સ્થિતિ જાહેર કરતું સર્વતઃ જ્ઞાનઉદ્યોત રેલાવી રહ્યું છે; સર્વકાળના સર્વમુમુક્ષુઓને માર્ગદર્શક દીવાદાંડી સમું બની રહ્યું છે. આનું પરમ આશયગંભીરપણું કેવું છે?—

પ્રવચન સમુદ્ર બિન્દુમાં, ઉલટી (ઉલસી) આવે એમ;
ચૌદ પૂર્વની લબ્ધિનું, ઉદાહરણ તેમ.

એમ–ઉક્તપ્રકારે પ્રવચનસમુદ્ર બિન્દુમાં ઉલટી આવે છે—ઉલ્લસી આવે છે,

ચૌદ પૂર્વની લબ્ધિનું ઉદાહરણ પણ તેમ-ને જ પ્રકારે છે. અર્થાત્ આ ઉપર જે પંચસૂત્ર કહ્યું તે બિન્દુરૂપ પ્રવચનમાં આખો પ્રવચનસિંધુ ઉલટી આવે છે—ઉલ્લસી આવે છે,—આખો પ્રવચનસિંધુ ઉલટી રીતે (Reverse order) આવીને આ પ્રવચનબિન્દુમાં સમાઈ જાય છે, એવું એનું સાગરવરગંભીર પરમ આશયગંભીરપણું છે. શ્રી ચિદાનંદજીનું ધન્ય વચન છે તેમ—'એક બુંદજલથી એ પ્રગટ્યા, શ્રુતસાગર વિસ્તારા; ધન્ય જીનોને ઉલટ ઉદધિકું એક બુંદમેં ડારા.' હવે આ ઉક્ત યોગમાર્ગના યોગ્ય-અયોગ્ય પાત્રાપાત્રનો સ્પષ્ટ વિવેક દર્શાવતા ચાર સૂત્રોથી અનુક્રમે અપાત્રનું અને જઘન્ય-મધ્યમ-ઉત્તમ પાત્ર સાધકનું સ્પષ્ટ સ્વરૂપ પ્રકાશે છે—

**વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ;**
**પરિણામની વિષમતા, તેને યોગ અયોગ.**
**મંદ વિષય ને સરળતા, સહ આજ્ઞા સુવિચાર;**
**કરુણા કોમલતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર.**
**રોકયા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ;**
**જગત ઇષ્ટ નહીં આત્મથી, મધ્યપાત્ર મહાભાગ.**
**નહિં તૃષ્ણા જીવ્યા તણી, મરણ યોગ નહિં ક્ષોભ;**
**મહાપાત્ર તે માર્ગના, પરમયોગ જિતલોભ.**

મતિના યોગ જે વિષયવિકાર સહિત રહ્યા છે, અને પરિણામની વિષમતા વર્તે છે, તેને પ્રાપ્ત યોગ અયોગરૂપ થઇ પડે છે, અર્થાત્ તે અપાત્ર છે. મંદ વિષય, સરળતા, આજ્ઞા સહિત સુવિચાર, કરુણા-કોમળતા આદિ ગુણ જ્યાં છે, તે પ્રથમ ભૂમિકા છે, એમ ધાર. શબ્દાદિક પંચ વિષય જેણે રોકયા છે, ને જેને સંયમસાધનનો રાગ છે અને આત્મા કરતાં જગત્ ઇષ્ટ નથી, તે મહાભાગ-મહાભાગ્યવંત મધ્યમ પાત્ર છે. જેને જીવ્યાની તૃષ્ણા નથી ને મરણનો યોગ પ્રાપ્ત થતાં ક્ષોભ નથી, એવા જે લોભ જીતી લીધો છે એવા પરમયોગપ્રાપ્ત છે, તે માર્ગના મહાપાત્ર છે.

આમ મૂળ શુદ્ધ તે આત્મપદરૂપ ઇષ્ટ સાધ્યને ઉક્ત સત્સાધન વડે સાધતો પાત્ર સાધક અનુક્રમે આત્માના સ્વભાવમાં આવવારૂપ સિદ્ધિ વરે છે, તે સૂચવતું સૂત્ર ગૂંથે છે—

**આવ્યે બહુ સમ દેશમાં, છાયા જાય સમાઈ;**
**આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઈ.**

બહુસમ-અત્યંત સમ દેશમાં આવ્યે જેમ છાયા-પુરુષનો પડછાયો પુરુષમાં સમાઇ જાય છે, તેમ આત્મા સ્વભાવમાં આવ્યે મનનું સ્વરૂપ પણ જાય છે-આત્મામાં જ સમાઇ જાય છે-સમાધિ પામે છે, અલગ રહેવા પામતું નથી. આમ છેલ્લું મનઃસમાધિરૂપ આઠમું યોગનું અંગ પ્રાપ્ત થતાં સંપૂર્ણ યોગસિદ્ધિ સાંપડે છે, આત્મા શુદ્ધ સ્વભાવસ્થિતિરૂપ મોક્ષ પામે છે. આમ આ કાવ્યના દ્વાદશઅંગરૂપ દ્વાદશ સૂત્રમાં સાધ્ય-સાધન-સાધક-સિદ્ધિ એ **ચતુરંગ પરમાર્થમાર્ગપ્રકાશ** કરી, એક જ

પરમ પરમાર્થગંભીર સૂત્રમાં **સંસારનું અને મોક્ષનું પરમ રહસ્યભૂત તત્ત્વ** પ્રકાશે છે—

**ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;**
**અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર.**

મોહવિકલ્પથી આ સંસાર ઉપજે છે-ઉત્પન્ન થાય છે અને અંતર્મુખ અવલોકન કરતાં તે સંસારને વિલય થતાં વાર લાગતી નથી. આમ સંસારની ઉત્પત્તિનું અને સંસારના વિલયનું-મોક્ષનું તત્ત્વ ખુલ્લું કરતી—તત્ત્વજ્ઞાનનો અમૂલ્ય ખજાનો ખોલી આપતી રહસ્યચાવી (master-key) એક જ સૂત્રમાં અપૂર્વ તત્ત્વચમત્કૃતિથી દર્શાવી આપી, આ **ચતુર્દશસૂત્રમય અમર કાવ્યનું ચૂડારત્નરૂપ ચતુર્દશમું અમૃત સૂત્ર** પ્રકાશે છે—

**સુખધામ અનંત સુસંત ચહી,**
**દિન રાત રહે તદ ધ્યાન મહીં;**
**પર શાંતિ અનંત સુધામય જે,**
**પ્રણમું પદ તે, વર તે, જય તે.**

**શ્રીમદ્‌ના અંતિમ સંદેશારૂપ** આ **અંતિમ** કાવ્યના આ **અંતિમ સૂત્રનું** હાર્દ સમજવા માટે તેની પશ્ચાદ્‌ભૂમિકા (Back-ground) સમજવી જોઇએ. ઉપરમાં કહ્યું તેમ અંતર્મુખ અવલોકતા સર્વ વિકલ્પનો નાશ થઈ નિર્વિકલ્પ અસંગ દશા પ્રગટે છે. આ નિર્વિકલ્પ અસંગદશા એ જ સર્વ યોગીઓનું-સર્વ જોગીજનનું ધ્યેય છે. (૧) આ અસંગઅનુષ્ઠાનને સાંખ્યદર્શની-યોગદર્શનીઓ **પ્રશાંતવાહિતા** નામે ઓળખે છે. જ્યાં પ્રશાંત-અત્યંત શાંતવાહિતા-વહનભાવ છે, જ્યાં અખંડ શાંત-સુધારસનો પ્રશાંત એકધારો પ્રવાહ વહ્યા કરે છે, તે પ્રશાંતવાહિતા છે; જ્યાં અખંડ આત્મસ્થિતિરૂપ પરમ પ્રશાત ચૈતન્ય રસામૃતસાગરમાં નિમજ્જનમય અખંડ એકધારો આત્મભાવ પ્રવાહ વહ્યા કરે છે, તે પ્રશાંતવાહિતા છે. (૨) બૌદ્ધદર્શની તેને **વિસભાગ પરિક્ષય** કહે છે. જ્યાં વિસભાગનો પરિક્ષય છે તે વિસભાગપરિક્ષય. આનો પરમાર્થ એમ સમજાય છે કે—અનાદિ કુવાસનામય વિષનો જ્યાં પરિક્ષય-સર્વથા ક્ષય હોય છે તે વિસભાગપરિક્ષય છે. આ કુવાસનામય વિષનો સર્વનાશ થતાં, પરમ અમૃતસ્વરૂપ આત્મા જ્યાં સ્વસ્વભાવે પ્રગટ થાય છે, તે વિસભાગપરિક્ષય છે. (૩) શૈવો તેને **શિવવર્ત્મ-શિવમાર્ગ** કહે છે. શિવ એટલે પરમ તત્ત્વરૂપ મોક્ષ અથવા કલ્યાણ-નિઃશ્રેયસ્; તેને પામવાનો માર્ગ, તેના પ્રત્યે જતો માર્ગ તે શિવવર્ત્મ-શિવમાર્ગ-મોક્ષમાર્ગ; અથવા શિવ એટલે શાંતિ, પરમ આત્મશાંતિ પામવાનો માર્ગ તે શિવવર્ત્મ. (૪) મહાવ્રતિકો તેને ધ્રુવાધ્વ-ધ્રુવમાર્ગ નામ આપે છે. ધ્રુવ એટલે ત્રણે કાળમાં જે કદી ચલે નહિં, ફરે નહિં એવું અચલ પદ. જેમ ધ્રુવનો તારો કદી ફરે નહિં, ચલે નહિં, ધ્રુવ જ રહે, તેમ જે કદી ફરે નહિં, ચલે નહિં, ધ્રુવ જ રહે તે ધ્રુવ પદ. તે ધ્રુવપદ

પ્રત્યે જવાનો માર્ગ તે ધ્રુવ માર્ગ. આમ જે પરમ વીતરાગભાવરૂપ અસંગ આત્મ-ચારિત્રને જૈનો **અસંગાનુષ્ઠાન** નામે ઓળખે છે, તેને જ અન્યદર્શનીઓએ પણ જૂદા જૂદા નામે ગાઈ તેનો મહામહિમા વિસ્તાર્યો છે. અને આમ પરમાણુમાત્ર પણ પરભાવ-વિભાવની વાસનાના સ્પર્શલેશથી રહિત એવું આ પરમ અસંગ વીતરાગપદ-જિનપદ, શિવપદ, બુદ્ધપદ, વિષ્ણુપદ છે; અને તે પામવાનો માર્ગ પણ તેવો જ અસંગઅનુષ્ઠાનરૂપ છે. આટલી પશ્ચાદ્ભૂમિકા પરથી હવે આ પ્રસ્તુત કાવ્યનો મર્મ સમજવો સરલ થશે.

સકલ યોગમાર્ગના પરમ રહસ્યરૂપ આ 'ઇચ્છે છે જે જોગીજન' વાળું પરમ અદ્ભુત અમર કાવ્ય કે જે **યોગીશ્વર શ્રીમદ્ રાજચંદ્રજી**ની અંતિમ કૃતિ છે, તેની આ અંતિમ ગાથામાં ઉપરોક્ત સર્વ નામોનો પરમાર્થભાવ સુંદર સરલ ને સ્પષ્ટ શૈલીમાં ઉત્તમ રીતે ગૂંથેલો દશ્ય થાય છે:—સુખના ધામરૂપ અનંત-શાશ્વત-ધ્રુવ એવા આ પરમ પદને સંતજનો-જોગીજનો ચાહે છે, નિરંતર ઇચ્છે છે, એટલે જ રાતદિવસ તેના જ ધ્યાનમાં રહે છે. સુધામય-અમૃતમય એવી પરમ શાંતિ જ્યાં પ્રવહે છે એવા આ પદને નમસ્કાર હો! એ પદ 'વર' છે અર્થાત્ યોગીઓએ વરેલું-પસંદ કરેલું (Choicest) પરમ પદ છે. એવું તે પદ જયવંત વર્ત્તો! અત્રે 'સુખધામ' શબ્દથી તેનું શિવપણું અને 'અનંત' શબ્દથી ધ્રુવપણું બતાવ્યું છે. 'સુધામય' શબ્દથી વિસભાગ-પરિક્ષયનું સૂચન છે, અને 'પર શાંતિ અનંત' પદથી પ્રશાંતવાહિતા પ્રદર્શિત કરી છે. આમ એક જ કંડિકામાં સર્વ દર્શનોના યોગશાસ્ત્રોને પરમ સંમત એવી યોગપરિભાષાનો પરમ રહસ્યરૂપ અનુપમ પરમાર્થ કેવી અપૂર્વ સરલતાથી પ્રકાશ્યો છે! ખરેખર! **શ્રીમદ્**નો આ **છેલ્લામાં છેલ્લો શબ્દ** એ સર્વ યોગશાસ્ત્રોનો પણ છેલ્લામાં છેલ્લો (Last word) શબ્દ જ છે.

આવું આ છેલ્લું સૂત્ર જેમાં ચૂડામણિરૂપ પ્રદ્યોતે છે, એવું ચતુર્દશસૂત્રમય આ અમર કાવ્ય અચિંત્યચિંતામણિરત્નનિધાન આ **શ્રીમદ્ રાજચંદ્ર** ગ્રંથના ઉત્તમાંગે શોભતો ચતુર્દશચિંતામણિરત્નમય મુગટ હોયની! પરમ તત્ત્વામૃતપાનથી પરમ અમૃત થયેલા મહાવિબુધ **શ્રીમદ્ રાજચંદ્રે** અપૂર્વ તત્ત્વસમુદ્રમંથનથી પ્રગટ કરેલ ચતુર્દશ-રત્ન હોયની! પરમ આશયગંભીર ચતુર્દશસૂત્રોથી સૂત્રિત કરેલું આ દિવ્ય કાવ્ય જાણે પરમામૃતસંભૃત અમૃતકુંભ હોયની! આવી અચિંત્યચિંતામણિરત્નનિધાન અમૃત (Immortal, nectar-like) કૃતિથી અમૃત (Immortal, nectar like) થઈ ગયેલા **શ્રીમદ્**નો આવો અદ્ભુત છે જગતને આપેલો ભવ્ય વારસો! આવું અદ્ભુત છે **શ્રીમદ્**નું આ 'છેલ્લું મહાપ્રાભૃત'! આવો અદ્ભુત છે **શ્રીમદ્**નો આ અંતિમ દિવ્ય સંદેશો! જય રાજચંદ્ર!



## પ્રકરણ એકસો આઠમું

# દિવ્ય જ્યોતિનું ઊર્ધ્વગમન

**દિવ્ય દશા યોગીશ્વર રાજચંદ્રે** સકલ યોગમાર્ગના પરમ રહસ્યરૂપ આ અંતિમ સંદેશો જગતને ૧૯૫૭ના ચૈત્ર શુદ ૯ના દિને **રાજકોટમાં** આપ્યો. પૂર્વે જણાવ્યા પ્રમાણે વઢવાણ કેમ્પથી **શ્રીમદ્**નું ફા. શુદ ૬ના દિને રાજકોટ આગમન થયું. શારીરિક અનારોગ્ય સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ચાલી, અશક્તિ ઉત્તરોત્તર વધતી ગઈ. વ્યવહાર–સંબંધી સ્વજનો અને પરમાર્થસંબંધી મુમુક્ષુજનો સર્વ ખડે પગે સેવામાં હાજર થઈ ગયા હતા. આ સતત સેવાતત્પર મુમુક્ષુજનો અને સ્વજનોના ભક્તિપૂર્ણ સેવા–ઉપચારાદિ છતાં શરીરપ્રકૃતિની ક્ષીણતા દિન–પ્રતિદિન વધતી ચાલી. રાજકોટથી ફા. વદ ૩ના **અમૃતપત્રમાં** (અં. ૯૫૧) **શ્રીમદે** પ્રકાશ્યું છે કે—

'ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો. ત્યાં વચ્ચે સહરાનું રણ સંપ્રાપ્ત થયું.

માથે ઘણો બોજો રહ્યો હતો. તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રઘટના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો.

જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી એ જ અદ્‌ભુત આશ્ચર્ય છે. અવ્યાબાધ સ્થિરતા છે.

પ્રકૃતિ ઉદયાનુસાર કંઈક અશાતા મુખ્યપણે વેદી શાતા પ્રત્યે. ૐ શાંતિઃ.'

ઘણી ત્વરાથી ભવમાર્ગનો પ્રવાસ પૂરો કરવાનો આ મહામોક્ષમાર્ગી પુરુષનો દૃઢ આત્મનિશ્ચય હતો, અને તે માટેનો અસીમ આત્મપુરુષાર્થ ચાલુ હતો, અને છે, ઇ. પ્રકાશતા આ અમૃતપત્રનો પૂર્વ પ્રકરણ (૧૦૩)મા સવિસ્તર વિચાર કર્યો છે, એટલે તેનું પિષ્ટપેષણ નહિ કરતાં, અત્ર સ્પષ્ટ જણાવ્યુ છે તેમ તીવ્ર અસાતાઉદય મધ્યે પણ **શ્રીમદ્**ના દિવ્ય આત્માની તો **અવ્યાબાધ સ્થિરતા** જ છે,—જ્યાં જરા પણ લેશ પણ આબાધા નથી એવી અવ્યાબાધ આત્મામાં જ સ્થિર વર્ત્તવારૂપ પૂર્ણ આત્મસ્થિતિ છે. અત્યારે જ્યારે મુખ્યપણે તીવ્ર અસાતાનો ઉદય છે એવી આ શારીરિક અસ્વસ્થતામાં પણ **શ્રીમદ્**ની અવ્યાબાધ આત્મસ્થિરતારૂપ **આત્મસ્વસ્થતા** કેવી અદ્‌ભુત હતી તે આ તેમનો અમૃતપત્ર પ્રકાશે છે.

આ પછી ફા. વદ ૧૩ના દિને લખાયેલા પત્રમાં **શ્રીમદ્** લખે છે—'શરીરસંબંધમાં બીજી વાર આજે અપ્રાકૃત ક્રમ શરૂ થયો.' શરીરસંબંધી પ્રકૃતિમાં જે સામાન્યપણે ચાલ્યો આવતો હતો તે પ્રાકૃત ક્રમને બદલે અપ્રાકૃત ક્રમ બીજી વાર શરૂ થયો, અર્થાત્ શરીરપ્રકૃતિ વિશેષ બગડતી ચાલી, શરીરસ્વાસ્થ્ય બગડતું ગયું આવી શરીરની આ અત્યંત અસ્વસ્થ સ્થિતિમા પણ **આત્મસ્વસ્થ સ્વરૂપસ્થ શ્રીમદ્**ની અદ્‌ભુત આત્મભાવના જોવા જેવી છે—**'જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ જયવંત વર્તો.'**—

આત્માને દેખી, આત્માને જાણી, આત્મામાં વર્ત્તવારૂપ જે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમય શુદ્ધ સનાતન-શાશ્વત આત્માના તે શુદ્ધ સત્ સ્વભાવધર્મ પ્રત્યે લઇ જનારો જ્ઞાનીઓનો સનાતન-શાશ્વત સન્માર્ગ જયવંત વર્ત્તો ! જે શુદ્ધ આત્મપરિણતિમય સનાતન સન્માર્ગનું પોતે આજીવન અનન્ય આસેવન કર્યું છે અને જ્ઞાનીઓનો જે આ સનાતન સન્માર્ગ પોતે આત્માનુભવસિદ્ધપણે સિદ્ધ કર્યો છે,—એવા આ આત્મસિદ્ધ **સિદ્ધ યોગીશ્વર પરમ જ્ઞાનીશ્વર શ્રીમદ્** જ્ઞાનીઓનો તે સનાતન સન્માર્ગ વિશ્વમાં જયવંત વર્ત્તો !—એવી કેવી અલૌકિક આત્મભાવોલ્લાસપૂર્ણ ભાવના ભાવે છે!

અને આ પછી ચૈત્ર શુદ ૨ના દિને લખાયેલા ટૂંકા પત્રમાં (અં. ૯૫૩) **શ્રીમદ્** લખે છે—'ૐ **અનંતશાંતમૂર્ત્તિ એવા ચંદ્રપ્રભસ્વામીને નમોનમઃ.** વેદનીય તથારૂપ ઉદયમાનપણે વેદવામાં હર્ષશોક શો ?'—કાયાની વિસારી માયા જે સ્વરૂપમાં શમાઈ ગયા છે એવા અનંત શાંતમૂર્ત્તિ **રાજચંદ્ર** અભેદભક્તિભાવથી—અનંત શાંતમૂર્ત્તિ ચંદ્રપ્રભસ્વામીને નમોનમઃ—ફરી ફરી વારવાર નમસ્કાર હો! નમસ્કાર હો!—એવા પરમ આત્મભાવપૂર્ણ પરમ ભાવનમસ્કાર અત્ર કરે છે; અને વેદનીય-અવશ્ય વેદવાયોગ્ય કર્મ તથારૂપ-તેવા પ્રકારે ઉદયમાનપણે-જેવો ઉદય આવી રહેલ છે તેવો વેદવામાં હર્ષશોક શો ? એમ ભાવે છે. અનંત શાંતમૂર્ત્તિ ચંદ્રપ્રભસ્વામીને અભેદભાવે નમોનમઃ કરતા **અનંત શાંતમૂર્ત્તિ રાજચંદ્રને** ગમે તેવા અસાતાઉદયમા પણ નથી હર્ષ નથી શોક, કેવલ અદ્ભુત અલૌકિક અનુપમ પરમ સમતા જ છે; **'मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो'**—મોહ-ક્ષોભ રહિત આત્માનો પરિણામ તે સમ એવી પરમ સમભાવરૂપ શુદ્ધ આત્મચારિત્રદશા જ છે. શરીરની અત્યંત અસ્વસ્થતા મધ્યે પણ **શ્રીમદ્**ની આત્મસ્વસ્થતા કેવી અદ્ભુત છે ! અક્ષોભ્ય આત્મસમતા કેવી અદ્ભુત છે ! !

મુમુક્ષુજનો અને સ્વજનો **શ્રીમદ્**ની શરીરસ્થિતિથી વારંવાર ગભરાઇ જઇ ક્ષોભ પામી ચિંતામગ્ન રહેતા, પણ નિરંતર **આત્માનંદમગ્ન શ્રીમદ્** તો અક્ષોભ જ હતા; ગત પ્રકરણમાં જેનું દર્શન કર્યું તે 'અંતિમ સંદેશા'મા કહ્યુ છે તેમ—**'નાહિં તૃષ્ણા જીવ્યા તણી, મરણયોગ નહિં ક્ષોભ,'**—એવી **'પરમયોગ જિતલોભ' અવધૂત આનંદઘન દશા અનુભવતા આત્માનંદમગ્ન યોગીન્દ્ર રાજચંદ્રને** જીવવાની તૃષ્ણા નથી અને મરણનો યોગ આવી પડે તો ક્ષોભ નથી, **'જીવિત કે મરણે નહિં ન્યૂનાધિકતા'** એવી પરમ સમતા જ છે, અને પરમ અમૃત આત્માના અમૃતાનુભવસિંધુમા નિરંતર પરમ રમતા જ છે.

એટલે જ પરમ અમૃત આત્માના આનંદામૃતસિંધુમાં નિમગ્ન આવા **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાની મૃત્યુથી ડરતા નથી, મૃત્યુ આવા જ્ઞાનીથી ડરે છે. આવા પરમ નિર્ભય **મૃત્યુંજય જ્ઞાનીને** મૃત્યુનો ભય લાગતો જ નથી. કારણ કે-હું આત્મા છું-દેહ નથી, હું-આત્મા મરતો નથી, દેહ મરે છે, હું આત્માને લઇને જે આ દેહ જીવે છે તે આ દેહનો અંત આવે છે, પણ હું-આત્માના જીવનનો અંત આવતો નથી, હું તો અનંત છું.

અજર અમર છું એવો અખંડ નિશ્ચય જ્ઞાનીના આત્મામાં સદોદિત હોય છે. એટલે 'અબ હમ અમર ભયે ન મરેંગે' એવી અવધૂત આનંદઘન દશા અનુભવનારા આવા જ્ઞાનીને મરણનો ભય ક્યાંથી હોય? મરણને જ્ઞાનીનો ભય લાગે છે કે આ જ્ઞાનીને હાથે આપણે મૂઆ પડચા, આપણું આવી બન્યુ.! આમ અજર અમર અમૃત આત્માને પામેલા **શ્રીમદ્** જેવા પરમ જ્ઞાની તો **મૃત્યુંજય** છે, કાળના કાળ છે. 'મૃત્યુ મરી ગયુ રે લોલ'—મૃત્યુ જ જ્યાં મૃત્યુ પામી ગયુ છે એવા મૃત્યુંજય પરમ અમૃત આત્માને પામેલા આ મૃત્યુંજય જ્ઞાની **પરમ અમૃત** જ છે.

કારણ કે **પરમાર્થસખા સૌભાગ્ય** પરના સમાધિમરણ અંગેના પરમ અમૃત પત્રોમાં **પરમ અમૃત શ્રીમદે** લખ્યુ છે તેમ—'પરમયોગી એવા શ્રી ઋષભદેવાદિ પુરુષો પણ જે દેહને રાખી શકયા નથી,' તે દેહમાં પરમ અસંગપણું પરમ નિર્મોહ પણું સાધી લઇ પરમ અસંગ પરમ નિર્મોહ એવી **પરમ અમૃત શુદ્ધ આત્મદશા** આ **પરમ સિદ્ધયોગી શ્રીમદે** સિદ્ધ કરી લીધી હતી; 'અમલાન જ્ઞાન વિદ્યમાન પરગટ ભયૌ, યાહિ ભાંતિ આગમ અનંતકાલ રહેગૌ'—એવું અમ્લાન જ્ઞાન પ્રગટ કરી અનંતકાળ રહે એવી **પરમ અમૃત જ્ઞાનદશા** આ **પરમ જ્ઞાનાવતાર શ્રીમદે** પ્રાપ્ત કરી લીધી હતી; 'બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું અને ભાવથી અસંગપણું સર્વથા' પ્રાપ્ત કરી **પરમ અમૃત મુક્તદશા—જીવન્મુક્ત દશા** આ કેવળ શુદ્ધ આત્માનો અનુભવ કરનારા **પ્રયોગસિદ્ધ સમયસાર શ્રીમદે** અનુભવસિદ્ધ કરી લીધી હતી; અને 'ત્રણે કાળને વિષે દેહાદિથી પોતાનો કંઈ પણ સંબંધ નહોતો એવી પરમ અસંગ દશા ઉત્પન્ન કરી' અસંગ શુદ્ધ ચૈતન્યમાં લીન થયેલા આ **શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદે** આવી સદેહમુક્ત **પરમ અમૃત સહજાત્મસ્વરૂપ દશા** સહજ સિદ્ધ કરી લીધી હતી.

આમ જીવન્મુક્ત–જીવંત છતા મુક્ત–સદેહે મુક્ત દશા અનુભવનારા, દેહ છતાં દેહાતીત દશાએ વિચરનારા, જે જીવન્મુક્ત પુરુષને પૂર્ણ સહજ સમાધિ વર્ત્તતી હતી, એવા આ **કાયોત્સર્ગદશાસ્થિત** પુરુષને આ સમયે પણ **પૂર્ણ અખંડ સમાધિ** જ વર્ત્તતી હોય એમાં પૂછવું જ શું? ભવના અંતના ઉપાયરૂપ નિર્ગ્રંથના પંથને જીવનભર અનુસરનારા જે પુરુષ કાયાની માયા વિસારી સ્વરૂપમાં શમાઈ ગયા હતા, એવા આ પુરુષને નિરંતર દેહ છતાં દેહાતીત કાયોત્સર્ગદશા જ વર્ત્તતી હોય એમાં નવાઇ શું? શરીરની આવી સબાધાસ્થિતિમાં પણ જેને આત્મામાં અવ્યાબાધ સ્થિરતા વર્ત્તતી હતી એવા આ પુરુષને સદા પરમાનંદનિમગ્નતા જ હોય એમાં આશ્ચર્ય શું?

આમ **'કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા'** એવા **પરમ ધર્મમૂર્ત્તિ સાક્ષાત્ સહજાત્મસ્વરૂપસ્વામી શ્રીમદ્** તો આત્માના શુદ્ધ આત્મસ્વભાવરૂપ શુદ્ધ ધર્મમાં જ નિરંતર વર્ત્તતા હતા; અને પુદ્ગલમય શરીર પણ સડણપડણ–વિધ્વંસણ-સ્વભાવી પોતાનો નાશવંત ધર્મ કર્મઉદયાનુસાર બજાવ્યે જતું હતું. એટલે ડાક્તરોના નાના પ્રકારના નિર્દોષ નિરવદ્ય ઉપચાર, સતત પરિચર્યાપરાયણ મનસુખભાઇ દેવશીભાઇ

તથા મોરબીવાળા પ્રાણજીવનભાઈ આદિ વૈયાવચ્ચ કરનારા મુમુક્ષુ પરિચારકોની જહેમત, વ્યવહારસંબંધી સ્નેહાધીન સ્વજનોની કાળજીભરી માવજત, પરમાર્થસંબંધી ભક્તિમાન્ મુમુક્ષુજનોની ભક્તિપૂર્ણ સેવા–શુશ્રૂષા છતાં, આયુષ્યના અભાવે સર્વ ઉપાય નિષ્ફળ ગયા; અને ઉત્તરોત્તર ક્ષીણ થતી જતી શરીરસ્થિતિ એકદમ અશક્ત બની ગઇ, ઊઠવા–બેસવાની શક્તિ પણ ન રહી એટલી બધી શારીરિક શક્તિ ક્ષીણ થઇ ગઈ. ત્યાં ચૈત્ર વદી ૪નો દિન આવી પહોંચ્યો. તે દિનની હકીકત **શ્રીમદ્**ના લઘુ ભ્રાતા **મનઃસુખભાઈ રવજીભાઈ** તાદૃશ્ય વર્ણવે છે—"દેહત્યાગના આગલા દિવસે સાયંકાળે રેવાશંકરભાઈ, નરભેરામ, હું વગેરે ભાઈઓને કહ્યું—

**'તમે નિશ્ચિંત રહેજો. આ આત્મા શાશ્વત છે. અવશ્ય વિશેષ ઉત્તમ ગતિને પ્રાપ્ત થવાનો છે, તમે શાંતિ અને સમાધિપણે પ્રવર્તશો. જે રત્નમય જ્ઞાનવાણી આ દેહદ્વારાએ કહી શકાવાની હતી તે કહેવાનો સમય નથી. તમે પુરુષાર્થ કરશો.'**

આવી સ્પષ્ટ ચેતવણી છતાં અમે રાગના કારણથી ચેતી શક્યા નહીં. અમે તો એમ ભ્રમમાં રહ્યા કે અશક્તિ જણાય છે. રાત્રીના અઢી વાગ્યે અત્યંત શરદી થઇ તે સમયે તેઓશ્રીએ જણાવ્યું કે—

**'નિશ્ચિંત રહેજો. ભાઇનું સમાધિમૃત્યુ છે.'**

ઉપાયો કરતાં શરદી ઓછી થઇ ગઈ."

પછી **ચૈત્ર વદી પંચમી**નો દિન આવી પહોંચ્યો. તે દિનની હકીકત તાદૃશ્ય **મનસુખભાઈ** દર્શાવે છે—"પોણા આઠ વાગ્યે સવારે દૂધ આપ્યું, તે તેઓએ લીધું. તદ્દન સંપૂર્ણ શુદ્ધિમાં મન વચન અને કાયા રહ્યાં હતાં. પોણા નવે કહ્યું—

**'મનસુખ, દુઃખ ન પામતો; માને ઠીક રાખજે. હું મારા આત્મસ્વરૂપમાં લીન થાઉં છું.'**

સાડા સાત વાગ્યે જે બિછાનામાં પોઢયા હતા, તેમાંથી એક કોચ ઉપર ફેરવવા મને આજ્ઞા કરી. મને લાગ્યું કે અશક્તિ ઘણી જણાય છે માટે ફેરફાર ન કરવો, ત્યારે તેઓશ્રીએ આજ્ઞા કરી કે ત્વરાથી ફેરફાર કર. એટલે મેં સમાધિસ્થ ભાવે સૂઈ શકાય એવી કોચ ઉપર વ્યવસ્થા કરી, જે ઉપર તે પવિત્ર દેહ અને આત્માસમાધિસ્થ ભાવે છૂટા પડ્યા; લેશ માત્ર આત્મા છૂટો થવાના ચિહ્ન ન જણાયાં. જેમ જેમ પ્રાણ ઓછા થવા લાગ્યા તેમ તેમ મુખમુદ્રાની કાંતિ વિશેષપણે પ્રકાશ પામવા લાગી. વઢવાણ કૅમ્પમાં જે સ્થિતિમાં ઉભા ઉભા ચિત્રપટ પડાવેલ તે જ સ્થિતિમાં કોચ ઉપર સમાધિ પાંચ કલાક રહી, લઘુશંકા, દીર્ઘશંકા, મોઢે પાણી કે આંખે પાણી કે પરસેવો કંઇ પણ પોણા આઠથી બે વાગ્યા સુધી પ્રાણ છૂટા પડ્યા તો પણ કશું જણાયું નહોતું. એક કલાકે દૂધ પીધાં પછી હંમેશાં દિશાએ જવું પડતું તેને બદલે આજે કાંઇ પણ નહીં. જેવી રીતે યંત્રને ચાવી દઇ આધીન કરી લેવામાં આવે તે રીતે કરેલ. આવા સમાધિસ્વભાવે તે પવિત્ર આત્મા અને દેહનો સંબંધ છૂટ્યો."

આમ સં. ૧૯૫૭ના ચૈત્ર વદી પંચમીના દિને મંગળવારે બપોરના બરાબર બે વાગ્યે **રાજકોટ** મધ્યે **શ્રીમદ્**નો દેહોત્સર્ગ થયો.

[ મનસુખભાઈએ દેહોત્સર્ગ દિનનું આ જે વર્ણન આલેખ્યુ છે, તેનું સમર્થન કરતું પ્રાતઃકાળથી બપોર સુધીનું તાદૃશ્ય શબ્દચિત્ર તત્કાલીન સાક્ષી **નવલચંદ ડોસાભાઈ વકીલે** તથા **ધારશીભાઈએ** અંબાલાલભાઈ પરના પત્રમા આલેખ્યુ છે. તે તે અપૂર્વ સમાધિમરણ સમયની તત્કાલીન શ્રીમદ્ની અપૂર્વ કાયોત્સર્ગદશા—દેહ છતાં દેહાતીત શુદ્ધાત્મસમાધિદશા પર અપૂર્વ પ્રકાશ નાખે છે, એટલે તેમાથી અત્ર તેમના શબ્દોમાં જ જેમ છે તેમ અવતારીએ છીએ. **ધારશીભાઈ** લખે છે— ]

'સવારે લગભગ નવ બજ્યા પહેલાં મનસુખભાઈને વિક્ષેપ ન થાય તેટલા માટે જરા દવા તથા દૂધ વાપરેલું હતું. તેઓ વખતોવખત ડાક્તર વગેરેને સૂચના કરતા કે હુ આર્ય છઉં. માટે અનાર્ય ઔષધિ મારા ઉપયોગમાં ન જાય તેમ કરવાનુ છે, વગેરે. સવારના નવ વાગ્યાના અરસામા ઢોલીયા ઉપર પોઢ્યા હતા, તે ઉપરથી લાંબી ઇઝિચૅર ઉપર શયનઆસન ગોઠવવા આજ્ઞા આપી. તે તૈયાર થતામાં આસન તાકીદથી તૈયાર કરવા પૂરી આજ્ઞા આપી. આ વખતે શરીર તદ્દન અશક્ત હોવાથી તે આસન ઉપર તેમની આજ્ઞા પ્રમાણે શયન કરાવ્યુ. આ વખતે પૂજ્યશ્રી મનસુખભાઈને બોલાવ્યા અને નીચે પ્રમાણે વચનવર્ગણાનું પ્રકાશવું થયુ—'તું કચવાઈશ મા ! માની સંભાળ રાખજે. **હું આત્મસ્વરૂપમાં લીન થાઉં છું**,' એમ પ્રકાશી સમાધિસ્થિત થયા સમાધિસ્થિતપણુ કાયમ રહી પછીથી સમાધિસ્થિત રહ્યા ને આખર સુધી આત્મસ્વભાવમા લીનપણું—સમાધિસ્થિતપણુ કાયમ રહી સમાધિમરણ થયુ છે. સહજ આત્મસ્વરૂપ એ વિશેષણથી જોડાયેલા તે વિશેષણ આ વખતે પ્રત્યક્ષ અનુભવાણું. કારણ કે 'હું આત્મસ્વરૂપમા લીન થાઉં છઉં' એ વચનો પછી યોગ રુંધવાની મહેનત શિવાય સહેજપણે તે જ ક્ષણે આત્મસ્વરૂપમાં લીન થયા. આ વખતે શરીરનુ આસન ગયા ભાદરવા માસમાં જે મુદ્રા હતી તે જ હતી. તે આશરે નવ બજ્યાથી બપોર પછી એક બે અથવા ત્રણ બજ્યા સુધીમા તે શરીરમાં રહેવું સર્જેલ હશે, તે સમયસુધી રહી પરલોકગમન તે રત્નત્રયી આત્માએ કર્યું.' ઇ.

[ આ ધારશીભાઇના પત્ર સાથે જ તા. ૨૧-૪-૧૯૦૧ના પત્રમા **નવલચંદ ડોસાભાઈ વકીલ** તે વેળાનો તાદૃશ્ય ચિતાર આપણી દૃષ્ટિસન્મુખ ખડો કરે છે — ]

'કૃપાળુદેવ ધ્યાનારૂઢ થયા વખતની શરીરસ્થિતિ કાયોત્સર્ગની પરિપૂર્ણતાદશા સૂચવતી હતી, અને તે છેવટ સુધી તેવી ને તેવી રહી હતી. નિદ્રાવશ થયેલ માણસ જે શ્વાસ લે તેવા શ્વાસ લેવાતા હતા. પ્રથમ નાભિથી, અને દેહ છોડ્યો ત્યારે કંઠથી તે મુખસુધી થોડો વખત ચાલુ રહ્યો હતો. મૂર્ત્તિ ચૈતનવંત શોભાયમાન કેમ જાણે હમણા ધ્યાનથી મુક્ત થઇ આપણને વચનામૃતનો લાભ આપશે એમ સૂચના કરતી હતી. એવી અપૂર્વ મુદ્રા સર્વ કોઇને લાગતી હતી. કૃપાળુશ્રીએ ત્રણ યોગ રોકવાથી શરીરદશા બીજાની દૃષ્ટિએ અસાધ્ય જેવી સહેજ જણાય, પણ દેહમુક્ત થતા સુધી આત્મસ્વભાવમા પૂર્ણ જાગૃતિ હોય એમ શરીરના અવયવોની સ્થિતિ તથા શ્વાસોશ્વાસની ક્રિયાની ગતિ ઇત્યાદિથી એમ જણાતું હતું. આ વખતનુ વર્ણન આત્મામા યથાર્થ સમ જાય છે. વળી દર્શાવવાને શબ્દો મૂકવાનુ ધ્યાનમાં આવતું નથી.

ધારશીભાઈએ ઉપર જણાવેલા શબ્દો પૂજ્યશ્રી મનસુખભાઈ પ્રત્યે કૃપાળુશ્રી બોલી ધ્યાનસ્થ થયા. ×× તે વખતની મૂર્ત્તિ અનુપમ ચૈતન્યવાળી શાંત મનોહર ને જોતાં તૃપ્તિ ન થાય એવી શોભતી હતી, એમ આપણને ગુણાનુરાગીને તો લાગે, પણ જેઓ બીજા સંબંધથી હાજર રહેલા, તેને પણ આશ્ચર્ય પમાડતી પૂજ્યભાવ ઉત્પન્ન કરતી જણાતી હતી. આ વખતના અદ્‌ભુત સ્વરૂપનું વર્ણન કરવાને આત્મામાં જે ભાસ થાય છે તે લખી શકતો નથી.' ઇ.

આમ **સં. ૧૯૫૭ના ચૈત્ર વદી પંચમી**ના દિને મંગળવારે બપોરના બરાબર બે વાગ્યે **રાજકોટ** મધ્યે આ **પરમ મંગલમૂર્ત્તિ પરમ દિવ્ય જ્યોતિ રાજચંદ્ર**નો આ રાજચંદ્ર નામધારી દેહપર્યાય છૂટી ગયો, અને આ **પરમ અમૃત રાજચંદ્રની દિવ્ય શાશ્વત આત્મજ્યોતિ** ઊર્ધ્વગમન કરી ગઈ.

માતાજી-પિતાજી આદિ સર્વ સ્વજનો—વ્યવહારસંબંધીઓ કોઈ મોહભાવથી કોઈ સ્નેહભાવથી કોઈ પૂજ્યભાવથી ચોધાર આંસુએ રડ્યા. પરમાર્થસંબંધી મુમુક્ષુજનો તો પરમાર્થખેદથી—આ પરમ પુરુષના સમર્થ આલંબનનો વિયોગ-વિરહ થવાથી શોકસાગરમાં ડૂબી ગયા, અનન્ય શરણના આપનાર આ પરમ ગુરુના વિયોગથી અત્યંત આકુલવ્યાકુલ થઈ ગયા, અને વિરહવેદનાથી વિલાપ કરવા લાગ્યા—હાય! અમે અનાથ થઈ ગયા, અશરણ થઈ ગયા. અનંતકાળે પણ જેનું દર્શન ન થાય એવા આ પરમ જ્ઞાનાવતાર જ્ઞાનીનો જોગ આ દુઃષમ કળિકાળમાં અમારા હાથમાં આવ્યો, તેનો આ દુષ્ટ કાળે અકાળે વિયોગ કરાવ્યો. મોક્ષમાર્ગના ઉપદેશનારા એવા જે પરમ જ્ઞાનનિધાન પરમ પરોપકારી નિષ્કારણકરુણારસસાગર હતા, તે આ ખરેખરા પરમ કૃપાળુદેવનો વિયોગ કેમ સહન થઇ શકે? સંશય છેદનારા **રાજ**નો વિરહ કેમ ખમાય? એવા ભાવના કરુણ શબ્દોમાં પોતાની વિરહવ્યથા ઠાલવવા લાગ્યા. **શ્રીમદ્**ની પૂર્વોક્ત ગૂઢ આગાહી પ્રમાણે પોપટલાલભાઈ છ માસ સુધી રડ્યા-આંખના આંસુ ન સૂકાયા. લલ્લુજી મુનિ દેહોત્સર્ગ સમાચાર મળતાં ઉપવાસ કરી વનમાં કાયોત્સર્ગલીન રહ્યા. મનસુખભાઇ કિરતચંદ, ધારશીભાઈ એ બન્ને આગલા દિવસ સુધી સેવામાં હાજર હતા પણ સંજોગવશાત્ છેલ્લે દિવસે હાજર રહેવાનું ન બન્યુ,-તેઓ તો વર્ષો સુધી નહિં વિસરાયેલા વિરહખેદથી એટલા બધા ખેદખિન્ન થઈ ગયા કે તેમની અથાગ વિરહવેદના તેઓ જ કહી શકે. અને સર્વથી વધારે ખેદ તો મુમુક્ષુમુખ્ય મહામુમુક્ષુ **અંબાલાલભાઈ**-કે જે તે સમાધિમરણ વખતે હાજર ન હતા તેમને થયો; અને તે કેવો હતો તે આ **અંબાલાલભાઈ**ના અત્રે ફૂટનોટમાં *મૂકેલા પત્રના હૃદયભેદી શબ્દો જ પોકારે છે.

---

*"વિશાળ અરણ્યને વિષે અતિ સુંદર અને શાંતિ આપનારૂં એવું એક જ વૃક્ષ હોય, તે વૃક્ષમાં નિઃશંકતાથી શાંતપણે કોમળપણે સુખાનંદમાં પક્ષીગણ મલકતાં હોય, તે વૃક્ષ એકાએક દાવાગ્નિથી પ્રજ્વલિત થયું હોય તે વખતે તે વૃક્ષથી આનંદ પામનારાં પક્ષીઓને કેટલું દુઃખ પ્રાપ્ત થાય? કે જેને ક્ષણ એક પણ શાંતિ ન હોય! અહાહા! તે વખતના દુઃખનું મોટા કવીશ્વરો પણ વર્ણન કરવાને

[મનસુખભાઈએ દેહોત્સર્ગ દિનનું આ જે વર્ણન આલેખ્યું છે, તેનું સમર્થન કરતું પ્રાતઃકાળથી બપોર સુધીનું તાદૃશ્ય શબ્દચિત્ર તત્કાલીન સાક્ષી **નવલચંદ ડોસાભાઈ વકીલે** તથા **ધારશીભાઈએ અંબાલાલભાઈ** પરના પત્રમાં આલેખ્યુ છે. તે તે અપૂર્વ સમાધિમરણ સમયની તત્કાલીન **શ્રીમદ્**ની અપૂર્વ કાયોત્સર્ગદશા—દેહ છતાં દેહાતીત શુદ્ધાત્મસમાધિદશા પર અપૂર્વ પ્રકાશ નાંખે છે, એટલે તેમાંથી અત્ર તેમના શબ્દોમાં જ જેમ છે તેમ અવતારીએ છીએ. **ધારશીભાઈ** લખે છે—]

'સવારે લગભગ નવ બજ્યા પહેલાં મનસુખભાઈને વિક્ષેપ ન થાય તેટલા માટે જરા દવા તથા દૂધ વાપરેલું હતું. તેઓ વખતોવખત ડાક્તર વગેરેને સૂચના કરતા કે હું આર્ય છઉં. માટે અનાર્ય ઔષધિ મારા ઉપયોગમાં ન જાય તેમ કરવાનું છે, વગેરે. સવારના નવ વાગ્યાના અરસામા ઢોલીયા ઉપર પોઢ્યા હતા, તે ઉપરથી લાંબી ઇઝિચૅર ઉપર શયનઆસન ગોઠવવા આજ્ઞા આપી. તે તૈયાર થતામાં આસન તાકીદથી તૈયાર કરવા પૂરી આજ્ઞા આપી. આ વખતે શરીર તદ્દન અશક્ત હોવાથી તે આસન ઉપર તેમની આજ્ઞા પ્રમાણે શયન કરાવ્યું. આ વખતે પૂજ્યશ્રી મનસુખભાઈને બોલાવ્યા અને નીચે પ્રમાણે વચનવર્ગણાનું પ્રકાશવું થયુ—'તું કચવાઇશ મા ! માની સંભાળ રાખજે. **હું આત્મસ્વરૂપમાં લીન થાઉ છું,'** એમ પ્રકાશી સમાધિસ્થિત થયા. સમાધિસ્થિતપણું કાયમ રહી પછીથી સમાધિસ્થિત રહ્યા ને આખર સુધી આત્મસ્વભાવમાં લીનપણું—સમાધિસ્થિતપણુ કાયમ રહી સમાધિમરણ થયુ છે. સહજ આત્મસ્વરૂપ એ વિશેષણથી જોડાયેલા તે વિશેષણ આ વખતે પ્રત્યક્ષ અનુભવાણું. કારણ કે 'હું આત્મસ્વરૂપમાં લીન થાઉં છઉં' એ વચનો પછી યોગ રુંધવાની મહેનત શિવાય સહેજપણે તે જ ક્ષણે આત્મસ્વરૂપમાં લીન થયા. આ વખતે શરીરનુ આસન ગયા ભાદરવા માસમાં જે મુદ્રા હતી તે જ હતી. તે આશરે નવ બજ્યાથી બપોર પછી એક બે અથવા ત્રણ બજ્યા સુધીમાં તે શરીરમાં રહેવું સર્જેલ હશે, તે સમયસુધી રહી પરલોકગમન તે રત્નત્રયી આત્માએ કર્યું'.' ઇ.

[આ ધારશીભાઇના પત્ર સાથે જ તા. ૨૧-૪-૧૯૦૧ના પત્રમાં **નવલચંદ ડોસાભાઈ વકીલ** તે વેળાનો તાદૃશ્ય ચિતાર આપણી દૃષ્ટિસન્મુખ ખડો કરે છે.—]

'કૃપાળુદેવ ધ્યાનારૂઢ થયા વખતની શરીરસ્થિતિ કાયોત્સર્ગની પરિપૂર્ણતાદશા સૂચવતી હતી, અને તે છેવટ સુધી તેવી ને તેવી રહી હતી. નિદ્રાવશ થયેલ માણસ જે શ્વાસ લે તેવા શ્વાસ લેવાતા હતા. પ્રથમ નાભિથી, અને દેહ છોડ્યો ત્યારે કંઠથી તે મુખસુધી થોડો વખત ચાલુ રહ્યો હતો. મૂર્ત્તિ ચૈતનવંત શોભાયમાન કેમ જાણે હમણાં ધ્યાનથી મુક્ત થઇ આપણને વચનામૃતનો લાભ આપશે એમ સૂચના કરતી હતી. એવી અપૂર્વ મુદ્રા સર્વ કોઇને લાગતી હતી. કૃપાળુશ્રીએ ત્રણ યોગ રોકવાથી શરીરદશા બીજાની દૃષ્ટિએ અસાધ જેવી સહેજ જણાય, પણ દેહમુક્ત થતા સુધી આત્મસ્વભાવમાં પૂર્ણ જાગૃતિ હોય એમ શરીરનાં અવયવોની સ્થિતિ તથા શ્વાસોશ્વાસની ક્રિયાની ગતિ ઇત્યાદિથી એમ જણાતું હતું. આ વખતનું વર્ણન આત્મામાં યથાર્થ સમજાય છે. વળી દર્શાવવાને શબ્દો મૂકવાનું ધ્યાનમાં આવતું નથી.

